# 卐 પ્ર સ્થા ન 卐

પુસ્તક
૧૩

સંવત ૧૯૮૮
કારતક—ચૈત્ર



તંત્રીઓ

રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ

પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ

# લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૩ કારતક : ૧૯૮૮ અંક ૧

# વિકાસવાદ વિષે ભ્રમો

હું વિજ્ઞાનશાસ્ત્રી હોવાનો દાવો કરી શકતો નથી; છતાં, મારી ખાતરી છે કે કેટલાક વૈજ્ઞાનિકો અને ઘણાક ઇતર વિદ્વાનો વિકાસવાદ વિષે વિચિત્ર અને ભૂલભરેલા ખ્યાલો ધરાવે છે. એવા કેટલાક ખ્યાલો વિષે હું અહીં ટીકા કરવા ધારું છું.

કહેવાતા વિકાસવાદીઓએ પણ વિકાસવાદની એકાદ બાજૂને જ પકડી બેસી યુરોપમાંયે કેટલો ગોટાળો કરી મૂકેલો છે, તે વિષે પ્રિન્સ ક્રોપોટકિને પોતાના 'મ્યુચ્યુઅલ એઇડ' (Mutual Aid) નામના પુસ્તકમાં લંબાણથી વિવેચન કર્યું છે, અને વિકાસવાદની એકાંગી ચર્ચા સામે એનું પુસ્તક શાસ્ત્રીય જવાબ તરીકે લેખાય છે.[1] પણ એ પુસ્તક એક જુદા જ દૃષ્ટિબિન્દુથી લખાયેલું છે.

વિકાસવાદના શાસ્ત્રીય શોધનમાં શું બાકી રહી જાય છે, તે વિષે મેં 'કેળવણીના પાયા'માં બે–ત્રણ પ્રકરણોમાં ચર્ચા કરી છે, પણ તેનું દૃષ્ટિબિન્દુ પણ જુદું છે. આ લેખમાં તો હું વિકાસવાદ શું નથી, અથવા શું વિકાસવાદને વિરોધી નથી, તે જ બતાવવા ઇચ્છું છું.

(૧) કેટલાક એમ માનતા જણાય છે, કે માણસ ઇરાદાપૂર્વક અથવા બુદ્ધિથી કાંઇ ફેરફાર કરે અથવા સૂચવે તો તેમાં વિકાસનો નિયમ તૂટે. એની મેળે જે કાંઇ ફેરફાર બની આવે તે બધા વિકાસના સિદ્ધાન્ત મુજબના ગણાય. દાખલા તરીકે, તેઓ કહેશે કે હિંદુસ્તાનમાં જે વર્ણોની અને તેમાંથી વળી જે જ્ઞાતિઓ વગેરેની ઉત્પત્તિ થઇ આવી છે, એ ક્રમિક વિકાસનું પરિણામ છે. એમાં ભારે પડતો ફેરફાર કરવાનો કે એની દિશા બદલવાનો પ્રયત્ન કરવો એટલે વિકાસવાદના નિયમમાં અડચણ નાખવાનો પ્રયત્ન કરવા જેવું થાય.

---

૧. આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ શ્રી. નરહરિભાઈ પરીખ. ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પાડવાના છે.

એઓની કંઇક એવી માન્યતા થયેલી જણાય છે, કે મનુષ્યના પુરુષ-પ્રયત્નને અથવા ઇરાદાથી થતા પ્રયત્નને વિકાસના ક્રમ સાથે અણબનાવ હોય છે; વિકાસનો ક્રમ કાંઇક એવી નાજુક વસ્તુ છે કે માણસનો અજાણ્યે હાથ લાગે ત્યાં સુધી એને નુકસાન થાય નહિ, પણ જો બુદ્ધિપૂર્વક હાથ લાગે તો તેની પ્રગતિમાં વિઘ્ન આવે.

આ માન્યતા ભૂલભરેલી છે. વિશ્વના અનેક નિયમો પૈકી વિકાસ એક નિયમ છે. એ નિયમ કોઇક વાર જેને આપણે નૈસર્ગિક—અથવા ઇરાદાજન્ય નહિ—એવા ફેરફારો દ્વારા સિદ્ધ થાય છે, અને કોઇ વાર ઇરાદાજન્ય ફેરફારો દ્વારા યે સિદ્ધ થાય છે.

આપણી વર્ણવ્યવસ્થાના, સમાજવ્યવસ્થાના, રાજવ્યવસ્થાના, ભાષાના, લિપિના જે કાંઇ ફેરફારો થયા છે, તેમાંના કેટલાક ઇરાદાપૂર્વક થયેલા છે, અને કેટલાક અજાણ્યે બની આવેલા છે. અજાણ્યે બની આવેલા છે, એટલે એ ફેરફારો એવી હળવી ગતિએ થયા છે, કે એમાં માણસે વાપરેલી બુદ્ધિ કે ઇરાદો આપણે સ્પષ્ટપણે જોવા શક્તિમાન થતા નથી એટલું જ. એમાં થોડીઘણી બુદ્ધિ તો વપરાયેલી છે જ.

એક રીતે, તો વિકાસનો શાસ્ત્રીય અર્થ તો ફેરફાર એટલો જ થાય છે. માણસ ૭ ફૂટનો મટી આઠ ફૂટનો લાંબો થાય તો તે પણ વિકાસ જ છે, અને ચાર ફૂટનો થાય તો યે તે વિકાસ જ કહેવાય. એનાં પાંચ ને બદલે છ આંગળાં થાય તો યે વિકાસ, અને ચાર જ રહે તો યે વિકાસ.

માણસના બુદ્ધિપૂર્વક પ્રયત્નદ્વારા કેટલીયે જાતનાં નવાં પ્રાણીઓ, ફળો, શાકો વગેરે છેલ્લાં થોડાં વર્ષમાં ઉત્પન્ન થયાં છે. એમ કરનારાઓને કોઇએ વિકાસવાદનો દ્રોહ કરનારા નથી માન્યા. માણસ પોતાના જીવનને લગતી બાબતોમાં ફેરફાર કરે તે વિષે એમ જ સમજવું જોઇએ.

(૨) વળી, કેટલાક એમ માનતા જણાય છે કે વિકાસ એટલે પ્રગતિ; પ્રગતિ એટલે આગળ વધવું; આગળ વધવું એટલે ભૂતકાળમાં હતું તેના જેવું કશું ન કરવું. દાખલા તરીકે, તેઓ કહે છે કે રેંટિયો એ વિકાસના સિદ્ધાન્તનો નિષેધ કરનારી વસ્તુ છે. કારણ દુનિયા હાથ-યંત્રના જમાનામાંથી શક્તિ-યંત્રના જમાનામાં વધી છે, એટલે ફરી પાછું એકાદ હાથ-યંત્રને આગળ મૂકવું એ ઘડિયાળના કાંટાને પાછા હઠાવવા જેવું છે.

એ જ પ્રમાણે, ગૂજરાતી લિપિ એ દેવનાગરીમાંથી વિકાસ પામી છે, માટે ગૂજરાતી લિપિના આજના કોઇ મરોડને વળી પાછો દેવનાગરી જેવો કરવા મથવું એ વિકાસક્રમનો દ્રોહ કરવા જેવું છે.

આ બધા ખ્યાલો વિકાસ, પ્રગતિ તેમજ માનવસમાજના ઇતિહાસ વિષે બંધાયેલી ભ્રમભરેલી માન્યતાઓનું પરિણામ છે.

પહેલાં તો, વિકાસક્રમનો દ્રોહ થઇ જશે એવી જેમને વારંવાર ધાસ્તી થઇ આવે છે તેમને એ ખાતરી આપી દેવાની જરૂર છે, કે કેવળ માનવસૃષ્ટિ જ નહિ પણ માનવ અને ઇતર ભૂત-પ્રાણી-વનસ્પતિની સૃષ્ટિ મળીને પણ એકમતે એવો નિર્ણય કરે કે ભૂતકાળના કોઇ યુગની પરિસ્થિતિ જેવી ને તેવી પાછી નિર્માણ કરવી, અને તે નિર્ણયને બ્રહ્મદેવ પોતે પણ અનુમોદન આપે, તો યે તે આ જગતને માટે થવું સાવ અશક્ય છે. કારતક સુદ ૧ ની તિથિ અને તેનો તહેવાર આશરે સાડાત્રણસો દિવસે આપણે લાવ્યા કરીએ છીએ, અને આગળના વર્ષની માફક જ એને ઊજવવાનો પ્રયત્ન કરીએ છીએ. છતાં જો દિવાળી

ગઈ તે તો ગઈ જ; તેના જેવી જ બીજી દીવાળી આવી શકતી નથી અને તે જ રીતે ઊજવી શકાતી નથી. શિયાળો, ઉનાળો, ચોમાસું દર વર્ષે આવે છે; ચોમાસા સુધી વધ્યા બાદ પાછાં શિયાળામાં આવ્યા એટલે ઘડિયાળનો કાંટો પાછો હઠયો એમ કોઈ માનતું નથી; કારણ એ શિયાળામાં પ્રતિગતિ નહિ પણ પ્રગતિ જ રહેલી છે.

ઘડિયાળ આગળ ચાલી ગયું હોય, તો તેના કાંટા પાછા ફેરવી દેવાનું સાહસ કે પાપ કોઈ વિકાસવાદી નહિ કરતા હોય એમ મને લાગતું નથી; પણ જે ઘડિયાળનું દૃષ્ટાંત આપવામાં આવે છે તે ઘડિયાળનું લોલક જ વારંવાર આગળ–પાછળ ઝૂલી પ્રગતિની સિદ્ધિ થતી બતાવે છે, એ તરફ એમનું ધ્યાન ખેંચું છું.

"ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો" એ કહેવત વિકાસવાદને વિઘાતક છે એમ કોઈ ડાહ્યો માણસ નહિ માને, જો કે એમાં પાછા હઠવું અનિવાર્ય થાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે, કે માણસ પોતાની સમાજવ્યવસ્થામાં, અર્થવ્યવસ્થામાં, ભાષાવ્યવસ્થામાં કે બીજી કોઈ બાબતમાં કાંઈક પહેલાંના જેવું જ પાછું કરવા સૂચવે તેથી વિકાસ કે પ્રગતિમાં વિઘ્ન આવી જવાની ધાસ્તી રાખવાની જરૂર નથી. સાવ જૂની સ્થિતિમાં જઈ શકાતું જ નથી, જે સ્થિતિ આવશે તે નવી જ આવશે; જૂના અનુભવોને પરિણામે એ સૂચવાયેલી હશે, અને નવા અનુભવોને લાવશે. જૂના જેવું કરવા જવામાં યે વિકાસનો જ નિયમ સિદ્ધ થશે.

માનવસમાજની જુદી જુદી જાતો વારંવાર જંગલીપણામાંથી નીકળી સમૃદ્ધિ અને સંસ્કૃતિને શિખરે પહોંચી પાછી વિલાસ દ્વારા અવનતિને પામી છે. અવનતિને પામેલી સુધરેલી જાતિનું સ્થાન કોઈક જંગલી ગણાતી પણ વીર્યશાલી પ્રજા લે છે. પણ એ જંગલી પ્રજા જે સંસ્કૃતિને નિર્માણ કરે છે, તે તેની પૂર્વે ગયેલી પ્રજા કરતાં કંઈક વધારે જ આગળ વધેલી હોય છે. આમ કાંઈક નીચે દર્શાવ્યા મુજબ પ્રગતિ થાય છે:—



આમાં એ પણ યાદ રાખવું જોઈએ, કે જેમ ઉન્નતિની ટોચ ઊંચી થાય છે, તેમ અવનતિનો ખાડો પણ ઊંડો થતો જાય છે. આ અનિવાર્ય છે; કારણ કે પ્રલયના મુખમાં અંતે તો સમગ્ર સૃષ્ટિને પડવાનું જ છે.

(૩) વળી એક વર્ગ ઇરાદાપૂર્વક કરેલા ફેરફારોની સાવ વિરુદ્ધ નથી, પણ એ ફેરફારો વિષે એમણે કેટલીક મર્યાદા બાંધી લીધેલી હોય છે. દાખલા તરીકે, જે મરજાદી બે વાર નાહતો હોય, તેના કરતાં જે ત્રણ વાર નાહવા માંડે તેણે મરજાદી ધર્મનો વિકાસ કર્યો કહેવાય; જે એક કપડે પાણી ગાળતો હોય, તેના કરતાં જે બેવડે કપડે ગાળે તેણે વિકાસ કર્યો કહેવાય; અને વિકાસની આ દિશા એમને ક્રમપ્રાપ્ત લાગે. પણ કોઈ મરજાદી બે વાર

નાહવાને બદલે એક જ વાર નાહ્ય, પરંતુ વધારે સ્વચ્છ પાણીથી અને શરીર વધારે સ્વચ્છ થાય એવી રીતે નાહવાનો ધર્મ બતાવે, તો તે તેઓની દૃષ્ટિએ, ક્રાંતિ થાય; પણ ક્રમપ્રાપ્ત વિકાસ ન કહેવાય. તેમજ, જે પાણીને કપડા વડે ગાળવાને બદલે ફિલ્ટરથી ગાળવાની રીત બતાવે તેણે મરજાદી ધર્મનો વિકાસ કર્યો એમ તે નહિ સ્વીકારે, પણ એને ક્રાંતિકારક કહેશે.

તે જ પ્રમાણે જે એમ કહીને બેસી રહે કે મૂર્તિપૂજા કે અનેક દેવ-દેવીઓમાં માન્યતા એ કનિષ્ઠ છે, તેને વિષે એ કહેશે કે તે ધર્મનો વિકાસ રજૂ કરે છે; પણ જે એમ કહે કે માટે એમાથી નીકળી જાઓ, એ વિષેની શ્રદ્ધા છોડી દો, અને એથી જે વિશેષ ઉચ્ચ છે તેને જ વળગો, તે ધર્મમાં ક્રાંતિ કરાવે છે એમ તે કહેશે

એટલે આ વર્ગ ક્રાંતિ અને વિકાસ વચ્ચે વિરોધ જુએ છે.

પણ, જેમ પૃથ્વીની આજની દશા સુધીનો વિકાસ (evolution) કોઇ વાર ધીમા ધીમા, અત્યંત હળવી ગતિએ થનારા ફેરફારો દ્વારા થયો છે, અને કોઇ વાર ધરતીકંપ કે જ્વાળામુખી જેવા મોટા બનાવો દ્વારા થયો છે, તેમજ માનવપ્રજાઓની ચડતી—પડતી—તેમનો વિકાસ પણ કોઇ વાર અદૃશ્ય ગતિએ થાય છે, તો કોઈ વાર ક્રાંતિ જેવા બનાવો દ્વારા થાય છે. વિકાસનો ક્રમ હળવો જ હોવો જોઇએ, એવો કાંઈ એકાંતિક નિયમ નથી.

(૪) વળી, આ પરથી જ વિકાસ વિષેના ચોથા ભ્રમ પર આવું છું. શાસ્ત્રીય અર્થમાં વિકાસ એટલે ઉત્પત્તિ, સુધારો, વધારો જ નથી, પણ પ્રલય-મૃત્યુ-એ પણ વિકાસ જ છે. બાલ્યાવસ્થામાથી યુવાવસ્થા એ જેમ વિકાસ છે, તેમ યુવાવસ્થામાંથી વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ પણ વિકાસ જ છે. એટલે, વિકાસનો નિયમ, લૌકિક દૃષ્ટિએ, કશું અનર્થ કરવાવાળો ન હોય, પણ કોઇક પ્રિયસાધક નિયમ જ હોય, એ માન્યતા ભૂલભરેલી છે.

એ તો ગુરુત્વાકર્ષણના કે વેગના નિયમો જેવો નિયમ છે. માથા પરનું છાપરું તૂટી પડે અને આપણે ચગદાઈ જઈએ, અથવા ચાલતી ગાડીએ ઊતરવા જતાં પડી જઇએ, ત્યારે જે ગુરુત્વાકર્ષણનો અને વેગનો નિયમ કામ કરે છે, તે જ નિયમ દડો ઝીલવાની રમતમાં, અને ફ્રી-વ્હીલની સાઈકલ ચલાવવામાં ઉપયોગી થાય છે. એ નિયમ ઇષ્ટ કરવાવાળો છે કે અનિષ્ટ કરવાવાળો છે એ આપણી જરુરિયાતો પર અવલંબીને રહે છે.

સારાંશ કે, માણુસે, સાચુ પૂછતાં, વિકાસવાદનું શુ થશે એની ચિંતા કરવી જ અયોગ્ય છે. પ્રકૃતિના જે સ્વભાવમાંથી વિકાસનો નિયમ અસ્તિત્વમાં આવ્યો છે, તે એની સંભાળ લેશે. માણસનું કર્તવ્ય તો પોતાને જે ફેરફારો બુદ્ધિથી યોગ્ય અને આવશ્યક લાગે તે કરવા એટલું જ છે. એમ કરવામાં જ વિકાસના નિયમની સિદ્ધિ થવાની છે; એટલું જ નહિ, પણ એ લાભદાયી પણ થશે.

ગણિતશાસ્ત્રીએ ઉચ્ચાલન યત્રનું ગણિત શોધી કાઢ્યું, તે પહેલાં યે મનુષ્યો એનો વારંવાર ઉપયોગ કરતા હતા, અને ઉચ્ચાલન યત્ર જેવો અઘરો શબ્દ બોલતાં યે ન આવડે એવા અણઘડ મજૂરો એનું ગણિત જાણનારા ઘણા અધ્યાપકો કરતાં એનો વધારે સારી રીતે ઉપયોગ કરે છે. છતાં, એના ગણિતના જ્ઞાનથી બુદ્ધિવાન કારીગરને એનો ઉપયોગ કરવાની નવી દિશાઓ સૂઝી.

ગુરુત્વાકર્ષણનો નિયમ ન્યૂટને પ્રસ્થાપિત કર્યો, તે પહેલાં યે તેનો અચૂક અમલ થતો, અને લોકો તે જાણતા હતા તથા તેનો ઘટતો ઉપયોગ અથવા તેની સામે આત્મરક્ષા કરી લેતા હતા. છતાં, એ નિયમ સમજાયા બાદ એના ઉપયોગની અને એથી થતી અગવડો અટકાવવાની નવી દિશાઓ સૂઝી.

બકાલીનાં સાદાં ત્રાજવામાં કે કૂવા પરની સાદી ગરગડીમાં ઉચ્ચાલન યંત્રનો કશો યાંત્રિક લાભ મળતો નથી, છતાં ઉચ્ચાલન યંત્રના સિદ્ધાન્તનું શું થઇ જશે એવી ધાસ્તીમાં આપણે પડી જતા નથી.

વિમાન બનાવવામાં અને તેમાં બેસીને ચડવામાં ગુરુત્વાકર્ષણના નિયમથી વિરુદ્ધ લાગનારી ક્રિયા આપણે કરીએ છીએ; પણ તેથી ગુરુત્વાકર્ષણના સિદ્ધાન્તનું શું થઈ જશે એવી ધાસ્તી આપણને લાગતી નથી. આપણે જાણીએ છીએ કે એ નિયમ આપણી પાછળ એવો ચોંટેલો છે કે જે ઘડીએ વિમાનનું યંત્ર બગડયું તે ઘડીએ એ નિયમ આપણા ભૂકા કરી નાંખવાનો છે.

એ જ પ્રમાણે, ડાર્વિને વિકાસવાદ સમજાવ્યો તે પહેલાં યે એના નિયમોનો અમલ દુનિયામાં હતો જ; લોકોને થોડેઘણે અંશે એનું, સ્પષ્ટ ન હોય તો યે, અસ્પષ્ટ ભાન હતું, અને પોતાની આવશ્યકતાનુસાર તેના લાભો ઉઠાવતા હતા. ઇરાનીઓનાં લાંબાં નાક, અંગ્રેજ સ્ત્રીઓની પાતળી કમર, ચીની સ્ત્રીઓના નાના પગ, ખચ્ચર જેવાં સંકર-પ્રાણીઓ (cross-breeds) ની ઉત્પત્તિ વગેરેમાં એનું ઓછું વત્તું જ્ઞાન રહેલું હતું. એથી કોઈ વાર લાભ થયો તો કોઈ વાર નુકસાન થયું. ડાર્વિને એ નિયમને સ્પષ્ટપણે સમજાવ્યો તેથી એનો ઉપયોગ કરવાની કેટલીક વધારે દિશાઓ સૂઝી હોય એ સંભવનીય છે. પરંતુ, જેમ ગુરુત્વાકર્ષણનો નિયમ અમલમાં આવી આપણું છાપરું તોડી ન પાડે, કે આપણા વિમાનને જમીન પર ન ફેંકી દે તેની સાવચેતી લેવાની જરૂર છે; પણ, ગુરુત્વાકર્ષણનું શું થઈ જશે તેની મુદ્દલે ધાસ્તી રાખવાની જરૂર નથી; તેમ વિકાસવાદના નિયમો આપણને નુકસાનમાં ન ઉતારે તેની સાવચેતી લેવાની જરૂર ઉત્પન્ન થાય ખરી; પણ વિકાસના નિયમનું શું થઈ જશે એની ધાસ્તી રાખવાની જરાયે જરૂર નથી. એ તો એનું કામ કર્યે જ જશે.

આપણું કામ તો આપણા જીવનમાં અને તેને લગતી બાબતોમાં જે સુધારા સૂચવાય તે હિતકારક છે કે નુકસાનકારક છે તેટલું જ જોવાનું છે. એથી ઘડિયાળનો કાંટો આગળ જશે કે પાછો ફરશે, વિકાસનો ક્રમ ઊલટાઈ જશે કે બગડી જશે એવી ધાસ્તીમાં પડવાની જરૂર નથી; અને આનું સીધું અને સાદું કારણ એટલું જ જાણવું બસ છે કે સંસારનું ચક્ર પાછું હઠી શકતું જ નથી.

– કિશોરલાલ ઘ. મશરૂવાળા

# સામ્યવાદની ચર્ચા

[ આ ચર્ચા સામ્યવાદના કેટલાક મુદ્દાઓ ઉપસ્થિત કરવા માટે ઉપાડેલી છે. આ વિષયમા રસ લેતા અને માહીતી ધરાવનારાઓને અમે આ ચર્ચાને લગતા આ કે બીજા ગમે તે મુદ્દાઓ ઉપર ચર્ચા કરવા આમંત્રણ કરીએ છીએ. તંત્રી. ]

સામાન્ય રીતે માણસો અર્ધ-સત્યોનો ઉપયોગ કરી કરીને જીવનનો ભાર સહે છે, વહે છે અને જીવન ગુજારે છે. આના સાધારણમાં સાધારણ ઉદાહરણ તરીકે નીચેની બે કહેવતો લઇ શકીએ—એક, 'જેવો દેશ તેવો વેશ;' બીજી, 'દેશ જાય પણ વેશ ન જાય.' આ બન્ને અર્ધ-સત્યો છે, અને એક બીજાના પૂરક છે, છતાં વ્યવહારમાં લોકો ઘણુંખરું બેમાંથી જેની જરૂર હોય તે જ અર્ધ-સત્ય ઉપર ભાર મૂકે છે અને પોતે જે કંઇ આચરણ કરતો હોય તે ખરું છે એમ સાબીત કરવા પ્રયત્ન કરે છે. આ અર્ધ-સત્યોમાં દેખા દેતી મનોવૃત્તિથી જ લોકો કોઇ વાર એમ કહે છે કે 'આપણે બધા ભાઇઓ છીએ, એક જ પરમેશ્વરનાં સંતાનો છીએ, આપણે એક બીજાને મદદ કરવી જોઇએ,' અને કોઇ વાર એમ પણ કહે છે કે 'પરમેશ્વરે જ એના પર દુઃખ પાડયું. નહિ તો એને એવો અકસ્માત શા માટે થાય,—અથવા પરમેશ્વર એને ત્યાં શું કામ જન્મ આપે?—વિધિના લેખ કોઇ કાળે ટળતા નથી...પરમેશ્વર જે કંઈ કરે છે તે સારા માટે કરે છે.' વગેરે વગેરે.

આવાં અર્ધ-સત્યો અનુભવમાથી નીપજાવી કાઢેલાં છે. અનુભવ એટલો વિશાળ છે કે તેમાંથી એક બીજાનાં વિરોધી ( કે અન્યોન્ય પૂરક ) અર્ધ-સત્યો તારવી કાઢી શકાય. આવાં અર્ધ-સત્યોનો એકાન્તિક ઉપયોગ જીવનનો હમેશા હ્રાસ કરે છે. ભાષામાં અમુક વાત સત્યરૂપે મૂકાઇ ગઇ એટલે જાણે લોકો એના ગુલામ બની રહે છે. સત્ય એટલે અનુભવમાંથી તારવી કાઢેલું રહસ્ય. સત્ય કરતાં અનુભવ આ દૃષ્ટિએ વિશાળ છે, અને જીવન એનાથી પણ વધારે વિશાળ છે, અને છતાં બધાં અર્ધ-સત્યો જીવનને જાણે અમુક સીમાઓમાં જ ફરવાનું કહે છે.

ધરમની સંસ્થાઓની વિરુદ્ધ કે ધરમનાં અર્ધસત્યોની વિરુદ્ધ સામ્યવાદ આટલા માટે જ લડત ચલાવે છે. ગમે તે પરિસ્થિતિમાં પણ જો ધરમ માણસને સંતોષી રહેવાનું કહે તો તે મહાપાપ છે, કારણ માણસે પોતાનો વિકાસ સાધવાનો છે. નીતિનાં સામાન્ય ધોરણ અનુસાર દરેક માણસને ખાવા મળવું જોઇએ; દરેકના જીવનમાં થોડું સુખ જોઇએ; આવતી કાલની બહુ ચિંતા એને માથે ન રહેવી જોઇએ. આપણામાં કહ્યું છે કે बुभुक्षितः किं न करोति पापम्—ભૂખ્યો માણસ કયું પાપ નહિ કરે? માટે માણસને પાપમાંથી બચાવવો હોય તો એને પેટપૂરતુ ખાવા મળવું જ જોઇએ.

કોઇ કોઇની પાસે મજૂરી કરાવી ન શકે, એકની મહેનતનો નફો કોઇ બીજો ખાઇ જઇ ન શકે, બધાને સરખી કેળવણી મળે, વિકાસ કરવાનાં સરખાં સાધનો મળે, સરખો આરામ, સરખી ફુરસદ, સરખુ સુખ મળે—આ સિદ્ધાન્તો ચારિત્ર્યમીમાંસા અને ધર્માનુભવ ( Religious Experience ) પણ સ્વીકારે છે; અને આમ છતાં ચારિત્ર્યમીમાંસાનાં સામાન્ય ધોરણોને અને ધરમને રશિયા આજે સ્વીકારતું નથી; તો પણ આખી દુનિયાને

એટલું તો કબૂલ કરવું જ પડે છે કે રશિયાએ આદરેલો આ પ્રયોગ નીતિની કે ખરા ધર્મની દષ્ટિએ અત્યંત બેનમૂન છે.

આ મહાન પ્રયોગને અમલમાં મૂકવા માટે રશિયાએ હિંસાનું સાધન વાપર્યું, એ ખરું કર્યું કે ખોટું કર્યું એ વિશે આપણે અત્યારે ઊહાપોહ નહિ કરીએ, પરંતુ આ નિરૂપણને અંગે એટલું કહેવું જરૂરનું છે કે ધરમની સંસ્થાઓનાં કે નીતિનાં અધકચરાં સત્યો કે ધોરણોની બીકને લીધે, સામ્યવાદના ઉપર રાંકયા છે એ સિદ્ધાન્તોને રશિયા જડવાદ (Materialism) ની સાથે સાંધી દે છે. માણસમાં આત્મા કે ચિત્ત જેવી કોઇ વસ્તુ છે જ નહિ, અથવા તો એનો આત્મા, બુદ્ધિ, મન, ચેતન—એ બધું, રશિયન ચિત્તશાસ્ત્રી પાવલોવ કહે છે તેમ, એના અતિજટિલ શરીરયંત્રનાં પરિણામ માત્ર છે: શરીર પડયા પછી કશું રહેતું નથી.

આવા જડવાદને લીધે વ્યક્તિતત્ત્વવાદ પણ પડી ભાંગે એ સ્વાભાવિક છે. સમાજની વ્યક્તિઓ આજે છે અને કાલે નથી, પણ સમાજ તો હરહંમેશ જીવન્ત છે, અને સમાજની વ્યક્તિઓ એક બીજા ઉપર જુલમ ગુજાર્યા વગર રહે એટલે બસ એમ સામ્યવાદ કહે છે.

અનુભવમાં જ્ઞાતા અને જ્ઞેય બેનું ઐક્ય સધાય છે, પણ પાછળથી વિકલ્પ જ્ઞાન (Knowledge arrived at through thought–abstraction)ની મદદથી જ્ઞાતા અને જ્ઞેય, ચેતન અને જડ, ચિત્ત અને તેનો વિષય એમ બધાં દ્વંદ્વોને આપણે છૂટાં પાડીએ છીએ. તેમાંનાં જ્ઞાતા, ચેતન, ચિત્ત એ જ્ઞેય, જડ અને વિષયનાં પરિણામરૂપ કે અવિર્ભાવરૂપ છે એમ સામ્યવાદનો જડવાદ કહે છે. બૌદ્ધ મતમાં કહ્યું છે તેમ જો દશ્ય પદાર્થ છે, તો દક્શક્તિ અથવા ચેતના (બૌદ્ધ અર્થમાં નહિ, પણ Consciousnessના અર્થમાં) છે–'Because of the visible object, there arises a corresponding consciousness–આ મતનો સામ્યવાદ સંપૂર્ણ રીતે સ્વીકાર કરે. સામ્યવાદને બીક એ લાગે છે કે અનુભવમાં રહેલાં જડ ચેતન બન્નેનો જો તે સ્વીકાર કરે તો, કદાચ કૂટસ્થ નિત્ય આત્માનો પણ સ્વીકાર કરવો પડે, અને તો વ્યક્તિ આ જિંદગી પહેલાંના અને પછીના જીવન વિશે વિચાર કરવા માંડે, અને તેમાંથી વળી તમામ મૂડીવાદની તથા ધરમની અનર્થ-પરંપરાઓ ફાટી નીકળે! સામ્યવાદ આવો જડવાદ ઇતિહાસમાં પણ લાગુ પાડે છે, પરંતુ એ દલીલમાં અત્યારે આપણે ઊંડા ઉતરીશું નહિ.

રશિયાના પ્રયોગની શરૂઆતમાં બધાને બ્રેડ–રોટી મળતી, પણ બૂટ, મોજાં, ટોપી વગેરે ચીજો અત્યંત મોંઘી થઇ ગઇ હતી. રશિયાની સ્થિતિ એટલી ખરાબ હતી, કે પ્રજાની દરેક વ્યક્તિને રોટી પહોંચાડતાં સોવિયેટ રશિયાને એટલો ખર્ચ કરવો પડતો કે બૂટ, મોજાં, ટોપી વિલાસની ચીજો ગણાતી. આજે બધાને બૂટ, મોજાં, ટોપી મળી રહે છે, પણ રશિયા તો એથી પણ આગળ જવા માગે છે. 'Five Year Plan–પાંચ વર્ષની યોજના' રશિયા હાલ અમલમાં મૂકે છે. એ પાંચ વર્ષને અંતે રશિયાને ગામડે ગામડે વીજળી પહોંચી ગઇ હશે, દરેકને ઘેર મોટરકાર, અને ખાવાને મીઠાઇઓ પણ હશે!

સહેજે પ્રશ્ન ઊભો થાય છે કે આ બધું મળશે એટલે રશિયાનો દરેક માણસ શું સુખી થઇ જશે? રશિયાએ સામ્યવાદનો સ્વીકાર કર્યો ત્યારથી તે આજ સુધીમાં એમાં કેટલાયે પરિવર્તનો થયાં છે. શરૂઆતમાં કોઇની પાસે મૂડી રહેવા દેવામાં આવતી નહોતી, પણ પાછળથી વ્યક્તિને આપકમાઇની ચીજો અને મૂડી રાખવાનો હક આપવામાં આવ્યો.

મૂડીવાદી દેશોમાં વ્યક્તિને આપકમાઇની મિલકત વારસામાં આપી જવાનો હક છે એ રશિયામાં નથી. સામાન્ય માણસમાં પરિગ્રહની વૃત્તિ બહુ ઊંડી રહેલી છે અને મૂડીવાદ એ વૃત્તિને એટલે સુધી પોષે છે કે માણસ આપકમાઇની વસ્તુઓ પર સ્વામિત્વ ભોગવે એટલું જ નહિ, એ મિલકત પોતાના વારસોને સોંપી જાય એટલું જ નહિ, પણ બીજી વ્યક્તિઓ ઉપર પણ આધિપત્ય મેળવવા પ્રયત્ન કરે છે. એક માણસ બીજાને વારસામાં પોતે કમા એલી મિલકત સોંપી જાય, એટલે જે માણસ એ મિલકત સ્વીકારે છે એના ઉપર પણ પહેલા માણસનું આધિપત્ય પ્રસરે છે. આ જ રીતે બાપ દીકરા પર, વર વહુ પર, શેઠ નોકર પર અધિકાર ભોગવે છે. જો મૂડીવાદના આ સિદ્ધાન્તને નાબૂદ કરવામાં આવે તો વ્યક્તિ એક બીજા પર જુલમ ગુજારતી મટે, અને રશિયાએ આ સત્ય સિદ્ધ કરી આપ્યું છે.

પરિગ્રહની વૃત્તિ કે વાસના માણસમાં બહુ ઊંડી રહેલી છે તેનો સમૂળો નાશ કરવો જોઇએ એમ સામ્યવાદ કહે છે. પરિગ્રહની વૃત્તિનો નાશ કરવો એનું નામ જ liquidation of self. આપણે આપણો સ્વાર્થ એટલે અંશે છોડી દેવો જોઇએ, આપણી જાતને વિશાળ કરવી જોઇએ. " ગાંધીજીની 'આત્મશુદ્ધિ'નો પણ આ જ અર્થ છે, જો કે પરિગ્રહની સાહજિક વૃત્તિ ઉપરાંત બીજી પણ કેટલીક સાહજિક વૃત્તિઓમાંથી ગાંધીજી આપણને મુક્ત થવાનું કહે છે. શ્રી. અરવિંદ બાબુની 'આત્મસમર્પણ'ની ક્રિયામાં પણ આવો જ ભાવ રહેલો છે, એમ કહીએ તો ખોટું નથી. વ્યક્તિ પોતે સ્વપર્યાપ્ત નથી, અને છતાં પોતે અહંકારથી ખોટી રીતે સ્વપર્યાપ્ત થવા ઇચ્છે છે, કેટલીક સાહજિક વૃત્તિઓ વ્યક્તિને આ ઇચ્છા તરફ પ્રેરે છે, માટે એ સાહજિક વૃત્તિઓમાંથી એણે મુક્ત થવું જોઇએ. વ્યક્તિને વધારે વિશાળ જીવન સાથે જોડાવાની હરહંમેશ અપેક્ષા રહે છે જ. સામ્યવાદ એ વિશાળ જીવન સમાજનું છે એમ કહે છે. વ્યક્તિ પોતાની સંકુચિત મર્યાદામાંથી નીકળી, વધારે વિશાળ જીવનની ઝાંખી કરી, એની સાથે એક થવાનો પ્રયત્ન કરે—એવી ધર્મની વ્યાખ્યા આપણે આપીએ, તો સામ્યવાદી રશિયાનો આ ધર્મ થયો.

પણ આપકમાઇની મિલકત પર વ્યક્તિને સ્વામિત્વ ભોગવવાનો હક મળે ત્યાં જ રશિયા અટકતું નથી. અત્યાર સુધી તો રશિયા પ્રજાની દરેક વ્યક્તિને એક સરખે ધોરણે જ માપતું આવ્યું છે, પણ 'પાંચ વર્ષની યોજના'નો અમલ કરતાં, સ્ટેલિન વચ્ચે પડયો,* અને વ્યક્તિને એની બુદ્ધિ અને કાર્યકુશલતા અનુસાર મજૂરી મળે, એ સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો. જ્યાં સુધી દરેક વ્યક્તિને સમાજમાં સરખું સ્થાન છે એમ માનવામાં આવે, ત્યાં સુધી નીતિનાં ઉચ્ચમાં ઉચ્ચ આંતરિક ધોરણને આપણે સ્વીકારીએ છીએ, પણ સમાજ વ્યક્તિની કાર્યકુશળતાનું ધોરણ સ્વીકારે ત્યારે એ દૃષ્ટિ વ્યવહારની છે, કેવલ નીતિ કે ધર્મની દૃષ્ટિ નથી. વ્યવહારનાં ધોરણ બાહ્ય હોય છે, અને એ બાહ્ય ધોરણનો એક વાર સ્વીકાર કરવામાં આવે પછી એ આગળ કયાં સુધી નહિ જાય એ કહેવું અશકય છે. તોપણ મૂડીવાદી દેશોમાંથી વારસાનો હક કાઢી નાંખે, બધાં ઉત્પન્નનાં સાધનો રાજ્યનાં કરી દે, વ્યક્તિને એની કાર્યકુશળતા અનુસાર મજૂરી મળે, અને કોઇ પણ માણસ રોટી વગરનો ન રહે આટલાં તત્ત્વો હજી રશિયામાં છે, અને એનો સ્વીકાર મૂડીવાદી દેશો કરી શકે એમ નથી.

રશિયાને 'પાંચ વર્ષની યોજના' સિદ્ધ કરવા માટે મશીનરીની જરૂર છે. એ મશીનરી મેળવવા પોતાનો ગમે તે માલ ગમે તે ભાવે રશિયા વેચી દે છે. આથી દુનિયાની મૂડીવાદી બજારો

(અનુસંધાન પૃષ્ઠ ૫૭)

# અર્થશાસ્ત્રની જાદુગીરી

## રૂપિયા ક્યાં?

આપણામાં કહેવત છે: "न जाने जानकीनाथः प्रभाते किं भविष्यति ॥" આજે લાંબા વખત થયાં ઇંગ્લંડની ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિ બરાબર ચાલતી નથી. આ સ્થિતિનાં કારણ શું, તેને કેવી રીતે સુધારવી તે બાબત અખંડ ચર્ચા ચાલ્યા કરે છે. લૉર્ડ મેકમિલનના પ્રમુખપણા નીચે એક કમિટિ ગયે વર્ષે નીમવામાં આવી હતી. તેણે આ બધી બાબત ઉપર તપાસ કરી મે મહિનામાં રિપોર્ટ કર્યો. તે રિપોર્ટમાં એ કમિટિએ જણાવ્યું કે સોનાના સ્ટાન્ડર્ડ માટેની ઇંગ્લંડની સ્થિતિ એવી મજબૂત હતી કે તે બાબત કાંઈ ફિકર કરવા જેવું હતું નહિ. આ રિપોર્ટ થયાને ત્રણ મહિના થયા એટલામાં તો ઇંગ્લંડને સોનાનું સ્ટાન્ડર્ડ છોડી દેવું પડયું અને જે બ્રિટિશ પાઉન્ડની અડગતા માટે બ્રિટિશ લોકો મગરૂર હતા તે પાઉન્ડ આજે રઝળતો થઇ ગયો છે અને અમેરિકન ડૉલર સાથેનું તેનું પ્રમાણ, જેમ તોફાની દરિયામાં નાવડું ઝોલાં ખાય એમ, ઝોલાં ખાઈ રહ્યું છે. સોનાના સ્ટાન્ડર્ડ પ્રમાણે બ્રિટિશ પાઉન્ડનું અમેરિકન ડૉલર જોડેનું પ્રમાણ એ હતું કે એક પાઉન્ડ એટલે ૪.૮૬ ડૉલર. ૨૦ ડૉલર = ૪૮૦ ગ્રેન સોનું = એક આઉંસ = અઢી તોલા. આ તે પાઉન્ડનો સોનાની સાથેનો સંબંધ. લડાઈ પહેલાં આ પ્રમાણ હતું પણ લડાઇના વખતમાં આ પ્રમાણ ટકી શક્યું નહિ. અમેરિકાની નિકાશ પુષ્કળ વધી. કારણ કે લડાઇને જોઇતો સર્વે માલ તે ઇંગ્લંડને તથા બીજા દેશોને પૂરું પાડતું હતું. ઇંગ્લંડની આયાત એ પ્રમાણે વધી; કારણ કે લડાઇ ચલાવવા માટે સરસામાન અમેરિકા પાસેથી લેવો પડતો હતો. આથી ડૉલરની કિંમત વધી અને પાઉન્ડની ઘટી. જે પાઉન્ડ ૪.૮૬ ડૉલરના પ્રમાણ ઉપર હતો તે પાઉન્ડ ફક્ત ૩.૫૦ ડૉલર જેટલો અને એથી પણ ઓછો થઇ ગયો. લડાઇ પૂરી થયાં પછી પણ પાઉન્ડને ડૉલર સાથેના જૂન પ્રમાણ ઉપર મૂકવો મુશ્કેલ થઇ પડયું. ૧૯૨૫ની સાલમાં પાઉન્ડને પાછો જૂના પ્રમાણ ઉપર મૂકવામાં આવ્યો. તે વખતે પણ કેટલાક જાણીતા અર્થશાસ્ત્રીઓએ ચેતવણી આપી હતી કે સોનાનું સ્ટાન્ડર્ડ આવી રીતે પાછું શરૂ કરવાથી ચલણ મોટે અંશે ખેંચી લેવામાં આવશે (Contraction), વ્યાજનો દર વધશે, કિંમતમાં ઘટાડો થશે, ઉદ્યોગોને નુકસાન થશે તથા નિકાશ ઓછી થશે. ધીમે ધીમે આ બધી આગાહીઓ ખરી પડવા માંડી અને ઇંગ્લંડની અંદર કામધંધા વગરના લોકોની સંખ્યા લગભગ બાવીસથી પચીસ લાખ જેટલી થવા ગઇ. લડાઇ પછી ૨૭ દેશોએ સોનાનું સ્ટાન્ડર્ડ પાછું સ્વીકાર્યું હતું. ઇંગ્લંડને ભય એ હતો કે જો પોતે તે સ્ટાન્ડર્ડ ઉપર પાછું ન જાય તો નાણાં સંબંધી ક્ષેત્રમાં તેનો દરજ્જો નીચો જાય. લડાઇના અંતે લંડન નાણાંખાતામાં જગત આખાનું કેન્દ્રસ્થાન હતું તે મટી ન્યુયૉર્કને તે પદવી મળી હતી. અને લંડનની સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા તે સ્થાન પાછું મેળવવાની હતી. સોનાના સ્ટાન્ડર્ડની પદ્ધતિ બરાબર ફતેહમંદ થાય અને સરળ રીતે ચાલે તે માટે ખાસ આવશ્યકતા એ છે કે

દરેક દેશે તે પદ્ધતિ પ્રમાણિકપણે ચલાવવી જોઇએ. જો કોઇ દેશ બરાબર રમત ન રમે તો એ પદ્ધતિ તૂટી જાય. અમેરિકા અને ફ્રાન્સે પોતાને ત્યાં સોનું ભરવા માંડયું અને આખા જગતનાં નાણાં માટે વપરાય એવા સોનાના જથ્થાનો લગભગ પોણો ભાગ અમેરિકા અને ફ્રાંસ પાસે એકઠો થઇ ગયો છે. અમેરિકામાં સોનાનો જથ્થો ૧,૧૫૪,૨૩૨,૦૦૦ ડૉલર છે; જ્યારે ફ્રાન્સમાં ૫૮,૫૫૬,૦૦૦,૦૦૦ ફ્રાન્ક જેટલું છે. ઇંગ્લંડમાં ૧૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી જ કિંમતનું સોનું રહ્યું હતું; કારણ કે બીજું ફ્રાન્સ અને બીજા દેશોએ એંચી લીધું હતું. ઇંગ્લડની બૅંકોએ થોડાં વ્યાજે અને થોડી મુદતે ફ્રાન્સ અને અમેરિકા પાસે નાણું લીધું હતું; અને તે નાણું તેઓએ લાંબી મુદતે અને મોટાં વ્યાજે જર્મની વગેરે દેશોને ધીર્યું હતું. જ્યારે જર્મનીમાં મુસ્કેલી આવી પડી અને તેના લેણદારોએ તેના ઉપર ધાડ પાડી, ત્યારે ઇંગ્લંડથી તેની લોનો તો પાછી લેવાય જ શી રીતે? પરંતુ ઇંગ્લંડની પાસેથી તેના લેણદારોએ લોનો પાછી લેવા માંડી અને સોનું ઘસડાવા માંડયું. ઇંગ્લંડમાં સાધારણ રીતે નિકાશ કરતાં આયાત મોટી છે; કારણ કે એની મોટી રકમની ફરતી થાપણ, એનું વહાણવટું, એની બૅંકો અને વીમા કંપનીઓનો નફો એ અદશ્ય આયાત (Invisible Imports)માં આવી જાય છે. પણ છેલ્લા થોડા વખત થયાં નિકાશ બહુ જ ઘટી જવાથી આયાત અને નિકાશનો તફાવત ઘણો વધ્યો હતો અને એ પ્રકારે પણ સોનું બહાર જતું હતું. જ્યારે ફક્ત ૧૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ સોનું રહ્યું ત્યારે વિચાર કરવો પડયો કે સ્થિતિ આમ ને આમ ચાલે તો એની પાસે બિલકુલ સોનું રહે નહિ. એટલે સોનાનું સ્ટાન્ડર્ડ મૂકી દેવું પડયું અને પાઉન્ડ જેની નિશ્ચલતા માટે બ્રિટિશો મગરૂર હતા—તેને તે નિશ્ચલતા મૂકી અત્યારે રોજ જુદા જુદા ભાવે રખડવું પડે છે.

જ્યારે પાઉન્ડની આ દશા થઇ ત્યારે રૂપિયાનું શું કરવું? એ સવાલ સ્વાભાવિક રીતે સરકાર સમક્ષ આવ્યો. હિંદી સરકારે પહેલા સપાટે ચલણના કાયદાનો અમલ અટકાવ્યો, કે જેથી રૂપિયો સોનાથી વિમુક્ત થયો અને પાઉન્ડથી પણ છૂટો થયો. પણ આ ફેરફાર કૉન્ઝરવેટિવ સેક્રેટરી ઑફ સ્ટેટ, સર સેમ્યુઅલ હોરને કેમ રુચે? લંડન શહેરના વેપારીઓ અને બૅંકરોને આ કેમ અનુકૂળ આવે? એટલે હિંદુસ્તાનમાં રૂપિયાને છૂટો કરવાનું જાહેરનામું નીકળ્યું તેના ચાર કલાકની અંદર સર સેમ્યુઅલ હોરે ફેડરલ સ્ટ્રક્ચર કમિટિ આગળ જાહેર કર્યું કે રૂપિયો છૂટો મુકાવાનો નથી પણ પાઉન્ડની સાથે વળગાડવામાં આવશે. જેમ ગ્રેટબ્રિટનની ધૂંસરી નીચે હિંદુસ્તાન જકડાયું છે, તેમ પાઉન્ડના આધિપત્યપણા નીચે રૂપિયાને રહેવું પડશે. અત્યારે પાઉન્ડ ૪·૮૬ ડૉલરના પ્રમાણ ઉપરથી ૩·૮૦ ઉપર આવેલ છે અને તેથી પણ નીચે જઇ આવેલ છે. રૂપિયો પાઉન્ડ સાથે જોડાયલો હોવાથી હાલ હૂંડિયામણ ૧ શી. ૬ પેન્સનું જ એ'સે છે; પણ ખરી રીતે સોનાના પ્રમાણમાં અત્યારે રૂપિયો એક શી. અને અઢી પેન્સની બરાબર કહેવાય. ઇંગ્લંડમાં પાઉન્ડ નીચે જવાથી કિંમતો ચડેલી છે અને અહીંયાં પણ કિંમતો ચડવા માંડી છે. કિંમતો અનહદ નીચે જવાથી જે જગત આખામાં મંદી પ્રસરી રહી હતી અને ઉદ્યોગ તેમજ ખેતીવાડીને નુકસાન થયું હતું, તેની થોડીઘણી અસર આથી અટકશે. નવી પદ્ધતિના સંચાલકો કહે છે કે 'તમારે જે ૧ શી. ૪ પેન્સ ઉપર રૂપિયો ટેરવવાથી ફાયદા જોઇતા હતા તે તો મળી ગયા છે. હવે બીજું શું જોઇએ? પણ આ લોકો ચાલાકી કરી જાણી જોઇને એક વાત ભૂલી જાય છે, કે જ્યારે પાઉન્ડ પાછો ચડવા માંડશે ત્યારે

રૂપિયાનું શું? પાઉન્ડની પાછળ રૂપિયો ઘસડાતો હશે તો તેને પણ ઊંચી નીસરણીએ ચડવું પડશે અને અત્યારે જે અદષ્ટ રીતે એક શી. અને અઢી પેન્સનો ભાવ કહેવાય તેના ઉપરથી વધી પાછો ૧ શી. ૬ પેન્સ ઉપર જાય! સરકારની દલીલ એમ છે કે રૂપિયાને નિશ્ચલ રાખવો જોઇએ; પણ તમે લોકો માગો છો તેમ રૂપિયાને છૂટો મૂકી દઇએ તો જર્મનીમાં જે માર્કની સ્થિતિ થઇ હતી, ઑસ્ટ્રિયામાં ક્રોનનની અને રૂશિયામાં રૂબલની જે સ્થિતિ થઇ હતી તે જ સ્થિતિ રૂપિયાની થશે. પણ હાલની આપણી સ્થિતિ જોતાં રૂપિયાને તે સિક્કાઓની સાથે કશું સામ્ય નથી. રૂપિયો ૧૯૨૧ થી ૧૯૨૭ સુધી ખરી રીતે છૂટો જ હતો. ૧૯૨૦ માં રૂપિયાને ૨ શી. ઉપર ઠેરવવામાં આવ્યો અને તે ભાવ રાખી શકાયો નહિ તેથી રૂપિયો છૂટો મૂકવો પડયો. તે જ પ્રમાણે અત્યારે છૂટો મૂકવામાં આવે તો દેશની અંદર ચાલતી કિંમતો, આયાત અને નિકાશના આંકડા વગેરે ઉપર તેનું રોજનું બંધારણ થશે. પછી જ્યારે બધા દેશોમાં સ્થિતિ સુધરશે ત્યારે રૂપિયાને સોનાની સાથે અમુક પ્રમાણમાં જોડી શકાશે. હાલ તુરત તો એમ બન્યું છે કે રૂપિયો પાઉન્ડ સાથે બંધાયલો છે, પણ બીજા દેશોનાં ચલણ સાથે તેને કશો નિશ્ચિત સંબંધ નથી. પરિણામ એ આવેલું છે કે જે દેશો હજુ સોનાના સ્ટાન્ડર્ડ ઉપર છે તે દેશોને પોતાનો માલ અહીંઆં મોકલવો બહુ ભારે થઇ પડેલ છે; કારણ કે અહીંઆં તે માલના રૂપિયા બહુ વધારે પડે છે. એક જ દાખલો લઇએ. જાપાનથી કોઇએ સો યેનની કિંમતનાં મોજાં મંગાવ્યાં હોય તો પહેલાં એને રૂપિયા ૧૩૦ આપવા પડતા હતા; અત્યારે એ જ માલના એને રૂપિયા ૧૮૦ આપવા પડે છે. આવી રીતે ઇંગ્લંડને લગભગ પંદરથી વીસ ટકા જેટલી પસંદગી ( Preference: રક્ષણ ) બીજા દેશો સામે મળે છે. પરદેશનાં કારખાનાંવાળાઓ નવા કબાલા વિશે ચોખ્ખું કહે છે કે તે નવા કબાલા ડૉલરમાં થવા જોઇએ અથવા તો તે દેશનાં ચલણમાં થવા જોઇએ. આ બધી પરિસ્થિતિ ઊભી થઇ ત્યાર પહેલાં પાઉન્ડમાં કબાલા થતા હતા; પણ પાઉન્ડનું પ્રમાણ સોનાથી ઉખડી ગયું ત્યારથી પાઉન્ડને બદલે ડૉલરમાં કબાલા થવા લાગ્યા છે. અમેરિકન બૅંકરોની આ મોટી ભાવના હતી એ આજે સિદ્ધ થઇ છે. પાઉન્ડ અને ડૉલર વચ્ચે ઘણો વખત થયાં યુદ્ધ ચાલે છે અને અમેરિકન બૅંકરોને હમણાં એમ લાગે છે, કે તેઓ આ યુદ્ધમાં ફતેહમંદ નીવડશે. અમેરિકન કારખાનાંવાળાઓ બૅંકરોની બહુ તરફેણમાં હતા નહિ અને નથી; કારણ કે અમેરિકન નફારા એકદમ ઘટી જશે, પણ બૅંકરોએ હાલ તુરત તો એમને મૂંગા કરી દીધા છે અને ડૉલરની ફતેહ માટે કોશિશ કરી રહ્યા છે. પરદેશી બેંકરો તથા બ્રિટિશ બૅંકરોએ મળીને ઇંગ્લંડની મજૂર સરકારને કઢંગી સ્થિતિમાં મૂકી રાજીનામું આપવાની ફરજ પાડેલી છે અને કૉન્ઝરવેટિવોને પાછી અગત્યતા આપવામાં આવેલ છે. મૂડીવાદીઓનું જોર ધીમે ધીમે તૂટતું જતું હતું, પણ બૅંકરોએ પોતાની દાવબાજી ખેલી મૂડીવાદીઓને મોટા ટેકા અપાવ્યો છે અને હાલ તુરત તો ફતેહ મેળવેલી છે. એ જગતભરની દાવપેચીમાં રૂપિયો બિચારો પણ આવી ગયો છે અને સર્કસના ઘોડાના ખેલમાં જેમ રિંગ માસ્ટરની ચાબૂકથી ઘોડાઓ ગોળ દોડવા માંડે છે, તેમ રૂપિયો પણ હમણાં પાઉન્ડની પાછળ નાચવા માંડયો છે. એ નાચ ક્યારે અટકશે? જ્યારે પાઉન્ડની સત્તા તૂટશે ત્યારે? એ પાઉંડની સત્તા ક્યારે તૂટશે? આ સવાલનો જવાબ મહાત્માજી આપી રહ્યા છે.

જયસુખલાલ કૃ. મહેતા

# વણકરોનું ગીત

મોતનો તાણો વાણો, ભાઇ! આ મોતનો તાણો વાણો :
ઉગે સૂરજ ચાંદો તો યે મોતની રાત જ જાણો—
ભાઇઓ! મોતનો તાણો વાણો. ૧

લાલ લોહીની—ગરમ આપણા લોહીની પાવી કાંજી,
શિરા * ઉકેલી કોકડાં ભરવાં—આંખ તિમિરે આંજી—
ભાઇઓ! પાવી લોહીની કાંજી. ૨

પેટનો ખાડો પૂરવા આપણે ખોદ્યો શાળનો ખાડો,
જેનું નિત્યે નામ સ્મર્યા તે આવ્યો ઇશ્વર આડો!—
ભાઇઓ! આવ્યો ઇશ્વર આડો. ૩

આપણે અહીંઆ ધૂળના ફાકા, તેને રોજ ઉજાણી,
અમૃતના તેને સાગર છલકે—આપણે કાજ ન પાણી!
ભાઇઓ! પીવા ન મળે પાણી. ૪

રાયને કાજે શાલ વણી આ—રાયને હૈયે તાળાં;
જીવતા મુવેલા આપણા સૌની કબરે કરતાં જાળાં—
ભાઇઓ! કબરે કરતાં જાળાં. ૫

જાળાં તોડો, તાળા તોડો, તોડો દેવનાં દે'રાં!
રાય * શાનો? ને દેવ શાનો?—એ પાપનાં વાદળ ઘેરાં!
ભાઇઓ! પાપનાં વાદળ ઘેરાં. ૬

આભમાં પેલો સૂરજ ઝગે, આપણે અહીં અંધારું—
નાહકના અહીં માથાં ફોડી કરીએ તારુ મારું!—
ભાઇઓ! છોડો તારુ મારું! ૭

હાટમાં ચાલો, વાટમાં ચાલો, ઘાટમાં ચાલો ભેળા,
હાડકાં રહ્યાં બાકી તેના ભરો બજારે મેળા!
ભાઇઓ! ભરો બજારે મેળા! ૮

છેલ્લો તાણો વાણો, ભાઇ! આ મોતનો તાણો વાણો,
રાય ને દેવને વણતાં એમાં સાથ મળી સૌ તાણો!
ભાઇઓ! મોતનો તાણો વાણો! ૯

સ્નેહરશ્મિ

---

* નસો.

# "લીગ ઑફ નેશન્સ" (પ્રજામંડળ)ની સંસ્થાઓ*

પ્રજામંડળે પોતાનો કાર્યપ્રદેશ બહુ વિસ્તાર્યો છે. એના તરફથી અનેક ખાતાંઓ અને પ્રયોગો જુદી જુદી અનેક દિશાઓમાં શરૂ થયાં છે. એમાંનાં કેટલાંક પ્રજાઓના હિતને માટે અગત્યનાં છે અને પ્રજાઓમાં સહકાર અને સહાનુભૂતિ વધારવામાં સહાય કરે છે. મંડળની કેટલીક સંસ્થાઓનું અસ્તિત્વ હંમેશને માટે નિભાવવામાં આવે છે; અને કેટલાંક ખાતાંઓ ખાસ અગત્યના પ્રશ્નો માટે જ ઊભાં થાય છે અને એ પ્રશ્નોની અગત્યતા ઓછી થયે પોતાની મેળે બંધ થઇ જાય છે.

## શાસ્ત્રીય સંસ્થાઓ

પ્રજામંડળ તરફથી ત્રણ સંસ્થાઓ નિભાવવામાં આવે છેઃ—(૧) અર્થશાસ્ત્ર અને સંપત્તિશાસ્ત્રની સંસ્થા (૨) આંતરરાષ્ટ્રીય વ્યવહારની સંસ્થા અને (૩) આરોગ્યની સંસ્થા.

દિવસે દિવસે જગતમાં આર્થિક વ્યાપાર સંબંધી અને ઉદ્યોગ સંબંધી અનેક પ્રશ્નો ઊઠે છે અને તે સૌમાં રાજ્યદ્વારી ગંધ પણ રહેલી હોય છે. ક્યારેક ક્યારેક એ પ્રશ્નોમાંથી ઝગડાઓ પણ ઊઠે છે. એવે પ્રસંગે આખા જગતના અને તેમાં ખાસ કરી યુરોપના અનુભવીઓ અને તજ્જ્ઞોને પ્રજામંડળ આમંત્રે છે. તેમનું મંડળ ખાસ ખાસ વિષયો સંબંધી ચર્ચા કરી પોતાના રિપોર્ટો મંત્રીમંડળને પહોંચાડે છે. આવી મંત્રણાઓ આખું વરસ ચાલ્યા જ કરે છે. દરેક રાજ્ય ખાસ વિષયોના નિષ્ણાતો મોકલી આપે છે. આ નિષ્ણાતો દરેક વિષયની ચર્ચા સમગ્ર જગતના અને ખાસ કરીને યુરોપના હિતની દૃષ્ટિથી ચર્ચે છે.

### (૧) અર્થશાસ્ત્ર અને સંપત્તિશાસ્ત્રની સંસ્થાઃ—

ઇ. સ. ૧૯૨૦ માં મળેલી બ્રુસેલ્સની આંતરરાષ્ટ્રીય નાણાંવિષયક કૉન્ફરન્સની ખાસ ભલામણથી આ ખાતું સ્થાપવામાં આવ્યું છે. તેને બે ભાગમાં વહેંચી દીધું છેઃ એક આર્થિક કમિટિ અને બીજી નાણાંવિષયક કમિટિ. દરેક કમિટિ સ્વતંત્ર રીતે કામ કરે છે, પણ જરૂર પડયે બન્ને ભેગી પણ મળે છે. આ કમિટિના સભ્યો કોઇ રાજ્ય તરફથી ચુંટાતા નથી, પરંતુ પ્રજામંડળની કાઉન્સિલ જુદા જુદા વિષયોના ખાસ અનુભવીઓને નીમે છે. એમાં ઘણીખરી આંતરરાષ્ટ્રીય અગત્યતા ધરાવનાર વ્યક્તિઓ હોય છે—મોટી મોટી બેંકોના ડિરેક્ટરો, પ્રમુખો, મોટા મોટા વેપારીઓ અને આંકડાશાસ્ત્રીઓ. મંત્રીમંડળ આની વ્યવસ્થા કરે છે.

ઉપલી સંસ્થાનો કાર્યપ્રદેશ બહુ વિસ્તીર્ણ છે. અનેક કમિટિઓ અને પેટા કમિટિઓનું કામ નિરંતર ચાલી રહ્યું હોય છે. મહાયુદ્ધ પછી જે રાજ્યોની આર્થિક અને નાણાંવિષયક સ્થિતિ નબળી થઇ ગઈ હતી, અને જેમનું ચલણ પડી-ભાંગ્યું હતું તે સર્વેનું નિરાકરણ આવી કમિટિઓ કરે છે. યુદ્ધપ્રસંગે લાખો કેદીઓને છોડાવવાનું અને તેમની સુવ્યવસ્થા કરવાનું કામ આ કમિટિઓ દ્વારા થયું છે. આંતરરાષ્ટ્રીય નાણાંની મોટી લોનોની

* આ લેખમાળાનો પ્રથમ હપ્તો સં. ૧૯૮૭ના આશ્વિન અંકમાં પ્રસિદ્ધ થયો છે.

આપ—લે આ સસ્થાના ઉદ્યોગ અને પ્રવૃત્તિખાતા દ્વારા થઇ હતી અત્યાર સુધીમા લગભગ ૧૭ કરોડ સોનાના ફ્રાન્ક જેટલી લોનો અપાઇ છે.

૪ મે ૧૯૨૭મા જીનિવા ખાતે આતરરાષ્ટ્રીય આર્થિક સમેલન થયુ હતુ એની સલાહથી પ્રજામંડળની કાઉન્સિલે આર્થિક, ઔદ્યોગિક અને ખેતીસબધી પ્રશ્નો તપાસી તેનો ઉકેલ કરવા અનેક કમિટિઓ નીમી હતી પરતુ જગતમા તૃષ્ણા, અસતોષ અને ઇર્ષ્યા વધતા જ જાય છે એટલે આવી કમિટિઓના પ્રયત્નો છતા પ્રજાઓની આર્થિક સ્થિતિ બગડતી જ જાય છે અને આજની આ કટોકટીની સ્થિતિ મીટાવવા શા ઉપાય કરવા તે આવા નિષ્ણાત અનુભવીઓની કમિટિઓને પણ સૂઝતુ નથી

(૨) આંતરરાષ્ટ્રીય વ્યવહારની સંસ્થા:—

સને ૧૯૨૦મા બારસીલોના ખાતે જવા આવવાના વ્યવહારની મોટી કોન્ફરન્સ મળી હતી એની ભલામણથી આ ખાતુ સ્થાપવામા આવ્યુ છે અને તેને લગતુ કામકાજ એક નાનુ મત્રીમંડળ મુખ્ય મત્રીના હાથ નીચે રહીને કરે છે એક સલાહકાર કમિટિ પણ હમેશને માટે કામ કરી રહી છે બદરોને લગતો વ્યવહાર, મહાસમુદ્રને લગતો વ્યવહાર, રેલ્વે, વીજળી સબધી સવાલો રસ્તાઓ, તારો અને એવા અનેક સવાલો આ કમિટિ પાસે આવે છે, અને તે બધાનો વિચાર કરી સલાહકારક કમિટિ જનરલ કમિટિની પાસે પોતાની ભલામણો રજૂ કરે છે દાખલા તરીકે, દાન્યુબ નદી યુરોપના સાત રાજ્યોમાથી વહે છે, તેથી ઘણા વાધાઓ ઉત્પન્ન થાય છે તે સૌ વાધાઓ ઉકેલવામા આ ખાતુ મદદ કરે છે એમા અનેક અનુભવીઓ કામ કરી રહ્યા છે આ કમિટિની અનેક પેટા કમિટિઓ કામ કરી રહી છે, જેના નામો લખવાથી બહુ લંબાણ થવાનો ભય રહે છે. એનો કાર્યક્રમ અને વિસ્તારપટ બહુ વિસ્તીર્ણ છે ઘણા ગૂચવાડાભરેલા શાસ્ત્રીય વિષયો આ કમિટિ દ્વારા પતે છે, પરતુ લગભગ બધા વિષયો યુરોપને લગતા જ હોય છે એશિયાને—ખાસ કરી હિંદને લગતા કોઇ સવાલ ચર્ચાયા નથી સ્ટીમરોને લગતી ઘણી બાબતો ચર્ચાઇ છે, પણ હિંદને જાણે તેમા કાઇ ઝાઝુ લાગતુ વળગતુ ન હોય તેમ, હિંદના પ્રતિનિધિઓ અને અનુભવીઓ નજીવો ભાગ લે છે વર્ષમા એકાદ વખત આ ખાતાનુ ખાસ સમેલન ભરાય છે અને તે પ્રસગે આખા યુરોપના નિષ્ણાતો ત્યા એકઠા મળે છે

(૩) આરોગ્યખાતુ —

આ ખાતું આતરરાષ્ટ્રીય છે તેમા એક સલાહકારક કમિટિ, એક આરોગ્ય કમિટિ અને એક મત્રીમડળ, એમ ત્રણ વિભાગો છે 'લીગ ઓફ નેશન્સ'મા નહિ જોડાયેલ રશિયા અને અમેરિકા પણ આ ખાતામા સક્રિય ભાગ લે છે અને હિંદ પણ એમના ક્રિયાક્ષેત્રથી બહાર નથી એ સતોષની વાત છે

આ આરોગ્ય કમિટિ શાસ્ત્રીય રીતે કામ કરે છે એના તરફથી મેલેરિયા તાવ માટેનુ એક કમિશન નીમાયુ છે અને તેમા દુનિયાના મોટા મોટા ડાક્ટરો સભ્ય છે તેઓએ દુનિયાના મુખ્ય મુખ્ય પ્રદેશોમા ફરી મેલેરિયા સંબધી ઝીણામા ઝીણી વિગતો ભેગી કરી છે અને તે સામે ચર્ચાઓ કરી આ ભયકર દર્દની સામે કેવા ઉપાય લેવા તે જણાવ્યુ છે તે સિવાય સિંગાપુર ખાતે એક દોરડા વગરના તારનું સ્ટેશન ગોઠવ્યુ છે, તેમાથી પ્લેગ, કોલેરા, ઇન્ફ્લુએન્ઝા અને શીતળાના ચેપી દરદોને લગતી ઝીણામા ઝીણી હકીકતો

જગતમાં ફેલાવવામાં આવે છે. દરેક બંદર ખાતે કેવા કેવા ચેપી રોગો છે તેની ખબર સ્ટીમરોને પહોંચાડે છે. અલબત્ત, કોઇ પણ વિષયના તજ્જ્ઞ-પારંગત ગણી શકાય એવા અનુભવી હિંદી ડાકટરો મળી શક્યા નથી તેથી એક પણ હિંદી ડાકટર આ કમિટિમાં નીમી શકાયા નથી!!

ઉપરનાં ત્રણ મોટાં ખાતાંઓ સિવાય લીગનું કાર્યક્ષેત્ર બીજા પ્રદેશોમાં પણ ફેલાયેલું છે. જુદી જુદી ખાસ કમિટિઓને સલાહ આપવા માટે સલાહકાર કમિટિઓ નીમવામાં આવી છે, જે પોતપોતાના વિષયમાં મુખ્ય કમિટિઓને સલાહ આપે છે. નીચે પ્રમાણેની સલાહકારક કમિટિઓ નીમવામાં આવી છે.

(૧) હથિયારબંધી અટકાવવાની કમિટિ:—

આ કમિટિ બહુ અગત્યની છે. તેના કાર્યક્ષેત્રનું વર્ણન લીગના ખતની આઠમી કલમમાં આવી ગયું છે. તે મુજબ દરેક રાજ્યે પોતાની સહીસલામતી પૂરતું જ ઓછામાં ઓછું લશ્કર રાખવું એવું વચન દરેક રાજ્ય આપે છે. આ આખા પ્રશ્નને છણવાને માટે હથિયારબંધી કેવી રીતે ઘટાડવી તે સૂચવવાને એક કમિશન નીમ્યું છે. આ કમિશનમાં દરેક સભ્ય અથવા બીનસભ્ય રાજ્યનો પ્રતિનિધિ બેસે છે. અમેરિકા, રશિયા અને તુર્કી લીગના સભ્ય નથી, પણ તેઓ આ કમિટિમાં ભાગ લે છે.

(૨) સમાધાન અને શાન્તિની કમિટિ:—

બીજી કમિટિ સમાધાન અને શાન્તિની છે. તેનું કામ સભ્ય રાજ્યોની વચ્ચે સુલેહ-શાંતિ વધારવાનું છે. હિંદને કોઇની સાથે અસંતોષ કે તકરાર નથી. તેનું લશ્કર પરદેશીઓના હાથમાં છે, અને તેના ઉપર એ પરદેશી સત્તા હિંદનો અઢળક પૈસો ખરચે છે, છતાં હિંદી પ્રજા એ વિષયમાં લીગને કંઇ ફરિયાદ કરી શકે નહિ; કારણ કે ફરિયાદ કરવાનો હક પરદેશી સત્તાને છે, હિંદી પ્રજાને નથી. તે સિવાય હિંદી પ્રજા અને પરદેશી સરકાર વચ્ચે, પંચ તરીકે પણ, લીગ પડશે નહિ; કારણ કે પરદેશી સરકાર આ લીગનો મૂળ સ્થાપક છે અને તેમાં ભારે લાગવગ ધરાવે છે. એટલે આ ખાતું હિંદને કાંઇ મદદ કરી શકે તેમ નથી. હિંદ લીગનું સભ્ય છે, પરંતુ હિંદી પ્રજા તે સભ્યપણાનો કંઇ લાભ લઇ શકે એવી ગોઠવણ કાયદામાં નથી. ઇજીપ્ત પોતાની સ્વતંત્રતાનો સવાલ લીગની પાસે સમાધાની માટે લઇ આવેલ, પરંતુ ત્યાં કોઇ જાતની દાદફરિયાદ સાંભળવામાં આવી નહિ. એટલે એક મોટા રાજ્યની પરતંત્ર પ્રજાઓ માટે લીગમાં કોઇ જાતની સગવડ અથવા ગોઠવણ નથી, એ ચોક્કસ વાત છે.

(૩) લશ્કરી, દરિયાઇ અને વાયુયાન કમિટિ:—

લશ્કર, નૌકાસૈન્ય અને વાયુયાન વિશેના સવાલોને માટે પણ એક કમિટિ નીમવામાં આવી છે. દરેક રાજ્ય એ ત્રણે સવાલોને માટે એક એક અનુભવી આ કમિટિ ઉપર નીમે છે. હિંદનો કોઇ પ્રતિનિધિ એના ઉપર કામ કરતો નથી; કારણ કે હિંદનાં આ ત્રણે ખાતાંઓ પરદેશી સરકારના હાથમાં છે. આ સર્વે ખાતાંઓ તરફથી દરેક રાજ્યની લશ્કરી, દરિયાઇ અને વાયુયાન સંબંધી પૂર્ણ માહિતી પ્રગટ થાય છે. આ કમિટિએ લશ્કરી બળ ઘટાડવા ઘણા પ્રયત્નો કર્યા છે. એ કમિટિએ કેટલાયે પુસ્તકો, ચોપાનિયાં અને સેંકડો ભાષણો હથિયારબંધી ઘટાડવા પ્રગટ કર્યા છે, પરંતુ પરસ્પર ઈર્ષ્યાને લીધે એ કોકડું એમ ને એમ

ઉકેલાયા વગરનું રહ્યું છે. અનેક કોન્ફરન્સો હથિયારબંધી ઘટાડવા માટે થઈ છે, છતાં તેમાં જાણવાજોગ સુધારો કોઇ રાજ્યે કર્યો નથી. અને અદ્યાપિ પર્યંત મોટાં રાજ્યોના ડોળા એક બીજા તરફ ઘુરકયા કરે છે અને બધાં દાંતો પીસ્યા કરે છે. અવિશ્વાસ, અદેખાઇ અને જૂનાં વેરો હજી તાજાં જ છે.

(૪) લીગના કબજાનાં રાજ્યોના વહીવટ સંબંધી સલાહકાર કમિટિ: (Mendates)

લીગને છેલ્લા મહાયુદ્ધમાં કેટલાક દેશો મળ્યા છે. તે દેશના લોકો પોતાનું રાજ્ય પોતે સંભાળી શકે તેવી સ્થિતિમાં નથી, એવી માન્યતાથી લીગે એ દેશોનો વહીવટ કેટલાંક મોટાં રાજ્યોને સોંપ્યો છે તેમના ઉપર દેખરેખ રાખવા માટે લીગે એક હમેશને માટેનું કમિશન નીમ્યું છે. તેમાં સાત પ્રતિનિધિઓ છે. વહીવટ કરનાર રાજ્યનો પ્રતિનિધિ એમાં રાખવામાં આવતો નથી દરેક વહીવટી રાજ્યની બધી હકીકતો મેળવવામાં આવે છે. રાજકીય, સામાજિક, આર્થિક, આરોગ્યવિષયક અને કેળવણીવિષયક શું શું અભિવૃદ્ધિ થઇ તેની પણ પૂરેપૂરી વિગતો મેળવવામાં આવે છે. હિંદને કોઇ પણ દેશના વહીવટ નીચે મૂકવામાં આવ્યો નથી, એટલે આ વિષયમાં હિંદી સરકારના પ્રતિનિધિઓને વિશેષ રસ જેવું રહેતું નથી.

(૫) સામાજિક અને પરોપકારને લગતી સલાહકાર કમિટિ :—

આ કમિટિમા લીગના સભ્ય નથી એવા રાજ્યો પણ જોડાયાં છે. આ કમિટિમાં ગુલામગીરી નાબૂદ કરવાનો પ્રશ્ન, ગંદા સાહિત્યનો ફેલાવો અટકાવવાનો પ્રશ્ન, યુદ્ધના કેદીઓને ઘંધે લગાડવાનો પ્રશ્ન વગેરે સવાલો ચર્ચાય છે. તે સિવાય અફીણ વગેરે માદક પદાર્થોને અંકુશમાં રાખવાનો પ્રશ્ન પણ હાથમાં લેવાયો છે. નાનાં બાળકો અને સ્ત્રીઓનો વેપાર અટકાવવા માટે પણ આ કમિટિ તરફથી પ્રયત્નો થાય છે. આ કમિટિના બે વિભાગો છે: એક વિભાગમા અફીણ ઉપર અંકુશ મૂકવાનો પ્રશ્ન ચર્ચાય છે હિંદને આ પ્રશ્ન ઘણો અગત્યનો છે; કારણ કે હિંદમાં અફીણની ઘણી મોટી પેદાશ થાય છે અને તે ચીન ખાતે ચડે છે. હિંદીઓ આ વેપારનો નાશ કરવા ઇચ્છે છે અને ચીનાઓ પણ તેમજ ચાહે છે, છતાં હિંદી સરકારે એ સવાલ પર જરાય નમતું મૂક્યું ન હતું અને એક વખત એ પ્રશ્ન ઉપર જ ચીન સાથે લડાઈ કરી હતી. લીગની બેઠકમાં અમેરિકાએ આ પ્રશ્ન માટે સ્વતંત્ર વલણ લીધુ હતું, અને અફીણ પેદા કરવા ઉપર મોટો જાપ્તો અને અંકુશ મૂકવા બાબતનો ઠરાવ લાવવામાં આવ્યો હતો. પરતુ હિંદી સરકારના હઠાગ્રહને લીધે અમેરિકાનો ઠરાવ ઊડી ગયો. દેશપરદેશના દબાણથી હિંદી સરકારે એ વેપાર ઘણો ઓછો કર્યો છે. એ સિવાય આ કમિટિનો બીજો વિભાગ બાળકો અને યુવકોમાં સદાચાર ફેલાવવાનો છે. એનો વિશેષ કાર્યપ્રદેશ યુરોપમાં જ છે. આ કમિટિ આરોગ્ય કમિટિથી તદ્દન જુદી છે. તે સિવાય દરેક દરેક રાજ્ય જે કબુલાત આપે છે તે પાળે છે કે નહિ તે જોવાનું કામ પણ આ કમિટિનું છે.

(૬) બૌદ્ધિક સહકારની સલાહકાર કમિટિ :—

શાસ્ત્રજ્ઞો, ઇતિહાસવેત્તાઓ, ગણિતશાસ્ત્રીઓ અને સાહિત્યકારો—એમને દેશકાળ અને રાજ્યની મર્યાદાઓ લાગુ પડતી નથી. સને ૧૯૨૨ માં યુરોપના પંદર વિદ્વાન પુરુષોની એક કમિટિ લીગની કાઉન્સિલની પ્રેરણાથી નીમાઈ, અને તેમને આખા યુરોપના વિદ્વાનોની સાથે સહકાર કરી બૌદ્ધિક સંબંધ બાંધવાને લગતા સવાલો ચર્ચવાની ફરમાશ થઇ. મુખ્ય પ્રશ્ન જગતના વિદ્વાનોના જ્ઞાનનો ફેલાવો કરી અને તેમના વિચારોને પરિપક્વ દશામાં

આણવાનો હતો. સાહિત્ય અને કલાને પ્રફુલ્લિત કરવાને માટે વિદ્યાર્થીઓ અને વિદ્વાનોને જુદા જુદા દેશોમાં કેવો અને કેટલો વિકાસ થયો છે તે સમજાવવામાં આવે છે. એ વિષયની એક ખાસ પેટાકમિટિ અસ્તિત્વ ધરાવે છે. તેનું મુખ્ય કામ જુદા જુદા શાસ્ત્રીય વિષયોને લગતી છેલ્લામાં છેલ્લી શોધખોળોને એકત્ર કરી તેનું જ્ઞાન જુદી જુદી ભાષાઓમાં જગતના લોકોને આપવાનું છે. બીજી પેટાકમિટિ સાહિત્યને લગતી છે. તે જગતનું ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય પ્રજાઓ આગળ એકત્ર કરી પીરસે છે. ત્રીજી પેટાકમિટિ વિશ્વવિદ્યાલયોને લગતી છે. જગતનાં, તેમાં પણ ખાસ કરી યુરોપનાં, વિશ્વવિદ્યાલયોનું સંગઠન કરવાનું કામ એ કમિટિનું છે. વિશ્વવિદ્યાલયોના અધ્યાપકો અને વિદ્યાર્થીઓને એક બીજી સંસ્થાઓમાં વારંવાર અદલાબદલી કરી જુદાં જુદાં વિશ્વવિદ્યાલયોનો અનુભવ અપાય છે. અને વિદ્યાર્થી મંડળોના પ્રતિનિધિઓ દ્વારા સહકાર સાધવાનો પ્રયત્ન થાય છે.

સાહિત્ય, હુન્નર, કળા અને શાસ્ત્રીય શોધખોળોને સંરક્ષણ આપવા માટે આંતરરાષ્ટ્રીય કરારો પણ આ કમિટિ તરફથી થાય છે.

એ સિવાય માનસિક ખીલવણી કરનારી વ્યક્તિઓને ભરણપોષણ માટે પૂરતું મળે તેવી ગોઠવણ પણ કરાવાય છે. કોઈ સ્થળે વિદ્યાપીઠ અથવા પુસ્તકાલય પડી ભાંગ્યાં હોય તો તેવે સ્થળે ફરી સ્થાપવા માટે કમિટિ જગતભરમાં અપીલ કરે છે. એક પેટાકમિટિ યુવકોને માટે લીગની પ્રવૃત્તિને લગતું સાહિત્ય ફેલાવે છે. યુરોપ અને અમેરિકામાં અનેક નાની નાની કમિટિઓ જીનિવાની લીગની કમિટિની શાખા તરીકે સ્થપાઈ છે.

ફ્રેન્ચ સરકારે સને ૧૯૨૫ માં માનસિક ઉન્નતિ કરવાની આંતરરાષ્ટ્રીય શાળા સ્થાપી લીગના સ્વાધીનમાં મૂકી છે. આનું મુખ્ય મથક પેરીસ ખાતે છે. તેમાં સાહિત્ય, હુન્નર, કળા, કાયદો, શાસ્ત્રીય શોધખોળ, વિશ્વવિદ્યાલયો વગેરે ખાતાંઓ છે. આમાં યુરોપના વિદ્વાનો કામ કરે છે. આ સિવાય ઇટલીની સરકારે રોમ ખાતે પણ બે વિદ્યાલયો સ્થાપ્યાં છે. તેમાંના એક વિદ્યાલયમાં ખાનગી કાયદાના સંગઠન વિષે શીખવાય છે, અને બીજી સંસ્થામાં વિદ્યાર્થીઓને, ચિત્રપટનો સદુપયોગ કરવાનું શીખવાય છે.

એ રીતે લીગ એ ઉપયોગી મંડળ છે. તેમાં મોટે ભાગે યુરોપના રાજદ્વારીઓ, નાણાંશાસ્ત્રીઓ, શાસ્ત્રીય વિષયોના અનુભવીઓ, અધ્યાપકો, ભાષાશાસ્ત્રીઓ અને વર્તમાનપત્રકારો ભેગા થાય છે. એશિયાના અને આફ્રિકાના વિદ્વાનોની અહીંતહીં સહેજ છાંટ જોવામાં આવે છે. આ રીતે જગતના જુદા જુદા પ્રવાહોનો એક મેળ કરવાનો પ્રયત્ન થાય છે. જીનિવા પોતાના સૃષ્ટિસૌંદર્ય માટે મશહૂર છે. કુદરતે પોતાનું સૌંદર્ય જાણે ત્યાં ઠાલવી મૂક્યું હોય એમ લાગે છે. આવા કુદરતી સૌંદર્યમાં હૃદયની ઉચ્ચતર ભાવનાઓ ને આધ્યાત્મિક વૃત્તિઓને પોષણ મળે છે. એટલે આવી સંસ્થા માટે આ સ્થાન ઉપયુક્ત છે.

[ અપૂર્ણ ]

ડુંગરશી ધરમશી સંપટ

# સતીની દહેરી

## (૧)

ગામમાં પેસતાં જ ગંભીરજીના પગ લથડવા માંડયા. થાક લાગ્યો હતો, પણ તેથી કાંઇ પગ ન ચાલે એવી સ્થિતિ નહોતી. ગામનું તળાવ એનું એ હતું. બે ત્રણ મકાનો ઉપર પતરાં નાખેલાં હતાં તે સંધ્યાકાળના આછા અંધકારમાં તેને નવાં લાગ્યાં. તળાવને આરે તપ કરતો વડ એવો ને એવો જ ધીર, ગંભીર અને ઘટાભર્યો હતો. તેની ડાળીએ લટકી વાગોળો અંધકારની ખુશાલીમાં ચીમાચીસ કરતી હતી.

વડનાં મૂળિયાં નજીક એક ચોતરો કોઇએ કરાવ્યો હતો તેના ઉપર ગંભીરજી બેસી ગયો. પચીસ વર્ષે તે ગામમાં આવતો હતો. પચાસ વર્ષની તેની પુખ્ત વય થઇ હતી, અને કેદખાનાની કાળાશ તળે તેનું જીવન કઠણ બની ગયું હતું તોય તેનું હૃદય ગામ નજીક આવતાં ધબકી ઊઠ્યું.

ટીંગ ટીંગ ઘંટડી વાગતી તેણે સાંભળી. એક અઢાર-વીસ વર્ષનો યુવક બે બળદને હાંકી વડ તળે થઇ ગામમાં લઇ જતો હતો. યુવકે તીણી નજરે જોયું. ચોતરા ઉપર બેઠેલો ગંભીરજી તેને અજાણ્યો હતો. યુવકે પૂછ્યું:

" અલ્યા, કોણ છે ?"

"કોઇ નહિ, ભાઁ." ગંભીરજીએ નરમાશથી જવાબ દીધો.

"કોઇ નહિ તે નામ હશે કે નહિ ? નામ દેતાં ભાર પડે છે !" યુવક બોલતો બોલતો બળદ હાંકતો આગળ ચાલ્યો.

" તું નહિ ઓળખે ભાઈ. થાક ઊતરશે એટલે આગળ વધો જઇશ."

"ગામમા ભિખારાં કેટલાં ઊભરાયાં છે ?" અંધકારમાં આછા દેખાતા યુવકનો બોલ ગંભીરજીએ સાંભળ્યો. તેનો વળી ગયેલો વાંસો જરા ટટાર થયો. તે મનમાં બોલ્યો:

" એ જ બોલ માટે મેં મેરુજીને ઝટકાવી નાખ્યો હતો; અને તે આ જ જગાએ. આજે મને આ છોકરું ભિખારી કહે છે તે સાંભળી રહ્યો છું !"

પરંતુ ભિખારી ન કહ્યો હોત તો પણ મેરુજી કાંઇ બચવાનો હતો ? રૂપાંની છેડ કરનાર કોણ બચે એમ હતું ! પચીસ વર્ષના ગંભીરજીની સામે થનાર આખા ગામમા કોઇ જ નહોતું. તેની ગલોલ ઊડતાં પંખી પાડતી. તેના એક ઝટકે જબરજસ્ત પાડાની ગરદન ધડથી જુદી થઇ જતી. પરગામનો માતેલો સાંઢ ગામનાં ખેતરોનું ભેલાણ કરતો ત્યારે ગંભીરજી તેનું શિંગડું પકડી તેને દસડીને બહાર લઇ જતો, અને હરાયાં ઢોર છૂટાં મૂકવા માટે તે ગામના પટેલ પાસેથી નુકસાનીની રકમ લેતો. તેના માલિકની ઘોડી ઉપર તે બેસતો ત્યારે એ ઘોડીમાં પવનનો વેગ આવતો. દશેરાને દહાડે ચાંચરેટમાં ભેગા થતા મહેવાસના જબરા ઠાકરડાઓમાંથી કોઇની મગદૂર નહોતી કે તેની ઘોડી આગળ નીકળી શકે. ગંભીરજી આખા ભીલવાડાનો માનીતો વીર હતો.

પરંતુ તેની પાસે જમીન જાગીર નહોતી. દશ હાથ લાંબી પહોળી ઝૂંપડી એ જ માત્ર તેની મિલકત હતી. ગામના પટેલને ઘેર તે નોકરીએ રહ્યો હતો. ઠાકરડાઓનું જ આ ગામ

હતું એટલે ત્યાંનો પટેલ પણ ઠાકરડો જ હતો. તેની પાસે સારા પ્રમાણમાં જમીન હતી. તેની પાસે ઢોર પણ ઠીક સંખ્યામાં હતાં. મહેનતુ અને વફાદાર ગંભીરજી પટેલને ખેતીના કામમાં બહુ ઉપયોગી થઇ પડયો હતો. મજૂરી કરી પટેલને ઘેર રોટલા ખાઇ તે રાતે પોતાની ઝૂંપડીમાં આવતો; એકલો તળાવે જઇ નાહી થાક ઉતારતો, અને વાંસળી વગાડતો ઝૂંપડીએ પાછો આવી સુઇ જતો. અજવાળી રાતે કેટલીક વખત ઝૂંપડીની બહાર ખાટલો નાખી તેના ઉપર બેસી પોતાની વાંસળી છેડી ગંભીરજી ગ્રામ્ય અશિક્ષિત યુવતીઓને રસઝોલે ચઢાવતો.

તેના જીવનની મોટામાં મોટી અભિલાષા એક હતી: પટેલની દીકરી રૂપાં સાથે પરણવું. આમ બનવું તદ્દન અશક્ય હતું એ ગંભીરજી જાણતો હતો, છતાં અશક્યતાના કારણે સ્વપ્ન સેવતું કોણ અટકયું છે? રૂપાં તેની તરફ માયા દેખાડતી; પરંતુ તે એવા સ્વરૂપની નહિ કે જેથી તેને પોતાની અભિલાષા પ્રબળ બનાવવામાં સહાયભૂત થાય. રૂપાં અને ગંભીરજી ઘણી વખત એકલાં મળતાં. પણ ગંભીરજીએ કદી બોલથી કે આંખથી પોતાની અભિલાષા વ્યક્ત કરી નહોતી. ગામડાંની કંઇક છોકરીઓ ગંભીરજીને આંખને ખૂણેથી જોતી, અને લાગ મળતાં તેની સાથે હસતી અને બોલતી. પણ ગંભીરજીને રૂપાં વગર કોઇ જ યુવતી ગમતી નહિ. તે વાંસળી વગાડતો ત્યારે તેની આંખ આગળ રૂપાંની જ મૂર્તિ ખડી થતી.

ગામડાની યુવતીને રખવાળોની જરૂર હોતી નથી. તે એકલી એકલી ઘાસ કાપે છે. રૂપાંની સાથે ઘણુંખરું કોઇ બીજી સ્ત્રી કે પુરુષ હોય જ. પરંતુ તેને એકલા જવાના પ્રસંગો પણ આવતા હતા. એક દિવસ ઘઉંને આખી રાત પાણી પાઈ થાકેલો ગંભીરજી ઘેર આવી સુઇ ગયો. રૂપાંએ જાણ્યું કે તે ખેતરમાં જ સૂતો હશે. એટલે સવારમાં તેની ઝૂંપડીએ સાદ કર્યા વગર રૂપાં સીમમાં ચાલી ગઇ.

તડકો થયો ને ગંભીરજી જાગી ઊઠયો. પટેલ ઠપકો દેશે એમ ધારી તે દોટ મૂકી ખેતરમાં આવ્યો. ખેતરમાં આવી જુએ છે તો કૂવાના થાળા ઉપર માથું મૂકી રૂપાં રડતી હતી.

"રૂપાં, શું થયું? કેમ રડે છે?" ગંભીરજીએ પૂછ્યું.

રૂપાંએ માથું ઊંચકયું. તેની મોટી લાંબી આંખો આંસુથી ભરાઇ ગઇ હતી. રૂપાં જવાબ આપી શકી નહિ, એટલે ગંભીરે ફરી પ્રશ્ન પૂછ્યો. ડુસકાં ખાતી રૂપાંએ જવાબ આપ્યો:

"પેલો મુઓ મેરુ! મારો જીવ લેવા બેઠો છે! કેટલા દહાડાથી મારી પાછળ પડયો છે! આજે તો કૂવામાં પડવાની બીક બતાવી ન હોત તો કોણ જાણે શું યે થાત!"

"પણ ..." ગંભીરજી અટક્યો.

"પણ શું? મારું દાતરડું એણે ખૂંચવી લીધું. પછી મારું શું ચાલે?"

"ના, ના, પણ હું તો એમ પૂછું છું, કે તારું તો મેરુજી સાથે લગ્ન થવાનું છે ને!"

"જા, જા; તારામાંયે અક્કલ છે કે નહિ? રૂપાં એવા સાથે લગ્ન કરતી હશે!"

"એમ કેમ બોલજે? જેવું પટેલનું ઘર તેવું મેરુજીના બાપનું ઘર."

મેરુજીનો બાપ પણ એક સારો જમીનદાર ઠાકરડો હતો. તેણે પણ એક વખત ગામની પટલાઇ કરી હતી.

"ઘર હશે, પણ રૂપાંને જોઇએ એવો વર નથી તો!"

"પટેલને વાત કરને, મેરુજી છેડતો હોય તો!"

"ત્યારે તું શું કરીશ? આખા ભીલવાડાનો મોડવી મારા ઘરમાં હોય અને હું બાપુને વાત કરું! બોલે છે તે!"

"રૂપાં, હું તો પટેલનો નોકર. મેરુજી કાંઇ બોલે તો પટેલ મને ઘેર બેસાડે."

"પટેલ વગર બીજો કોઈ તને રાખનાર નહિ મળે, ખરું?" રૂપાંએ ટપકો દીધો. ગંભીરજીને ઘણાય માણસો બોલાવતા, પણ દરેક જગાએ કાંઇ રૂપાં હોય? રૂપાં ન હોય ત્યાં એનાથી શી રીતે રહેવાય? પરતુ રૂપાંને મોઢે, એ વાત થાય કેમ? એનું ભલું પૂછવું! મેરુજી જેવી વલે કરે તો?

ગંભીરજીએ વિચાર કરી કહ્યું: "રૂપાં, હું કહું એમ ના કરે!"

"શું?"

"તારે જેની સાથે લગન કરવું હોય તેને આ ખબર આપ."

"એને કોણ ખબર આપે!" આંખો ચોળતે ચોળતે રૂપાંએ કહ્યું.

"તારી મરજી હોય તો હું કહું?"

"એમ કહેવડાવવાની જરૂર પડતી હશે! એનામાં ભાન તો છે નહિ." મીઠું હસતી રૂપાં બોલી.

"પણ એ કોણ તે તો કહે? હું નક્કી કરી આવીશ."

"એને તો કહીશું તોય સમજ નહિ પડે એવો મૂરખ છે!" આંખમાં વિચિત્ર ભાવ દર્શાવી રૂપાં બોલી.

"એવું તે હોય? તારાથી નામ ન દેવાય તો મને ઓળખાવ તો ખરી?"

"તું ઓળખીશ?"

"મારું કોણ અજાણ્યું છે?"

"કહું ત્યારે કોણ એ?"

"હાસ્તો."

"તું. બીજો કોણ?" કહી રૂપાંએ પોતાના હાથવડે પોતાની આંખો ઢાંકી દીધી.

(૨)

તીર વાગ્યું હોય એવું ગંભીરજીને લાગ્યું. થોડી વાર તો તે અવાક્ જ બની ઊભો રહ્યો. પ્રભુની કલ્પના કરતાં સાક્ષાત્ પ્રભુ મળી આવે અને જેમ દૃશ્ય અસંભવિત લાગે તેમ ગંભીરજીને થયું. રૂપાંએ આંખ ઉઘાડી અવાક્ ઊભેલા ગંભીરજીને નિહાળ્યો. તેની મૂંઝવણ જોઇ રૂપાં હસી.

"રૂપાં, ઘેલી ન થા. એ તે બને?" છેવટે ગંભીરજી બોલ્યો.

"કેમ ના બને!"

"હું કોણ અને તું કોણ!"

"હું તારી રૂપાં અને તું મારો ગંભીર."

"જોજે હાં, રૂપાં! ઘરના નોકરને પરણવું એ હાંસીખેલ નથી."

"તને કોણે નોકર કહ્યો? તને પૂછ્યા વગર બાપા ડગલું તો ભરતા નથી. ખેતી બધી તને સોંપી છે."

"એ પટેલની મહેરબાની, પણ દીકરી અને ખેતી બે જુદાં છે"

"તે હશે. પણ તારે પટેલનું કામ છે કે મારું ?"

"પટેલની મરજી વગર કાંઇ બને ?"

"હું બાપાને સમજાવીશ, અને નહિ માને તો હું તારી જોડે ભાગી આવીશ !"

ગંભીરજીએ અવિશ્વાસમાં ડોકું ધુણાવ્યું. રૂપાંએ ભવાં ચઢાવી કહ્યું :

"ન માનતો હોઉં તો લે મારો કોલ."

ભયગ્રસ્ત ગંભીરજીથી હાથ લાંબો થઇ ગયો. રૂપાંએ તેના હાથમાં પોતાનો હાથ મૂકી દીધો. બન્ને જણે એ સ્થિતિ લંબાવી. હાથ ખસેડી લેવાનું ભાન જલદી જાગ્રત ન થયું. શેરડીના ગરભ જેવો ભર્યો ભર્યો ધોળો ધોળો રૂપાંનો હાથ કેમ જલદી મૂકી દેવાય ? એ હાથની પાછળ એક ઝીણું ભૂરું છુંદણું હતું. સૌંદર્યનાં ચોસલાં માનવીને માંસાહારી બનાવી દે છે. ભૂરાં છુંદણાંની આસપાસના ગૌર હસ્તવિભાગને મુખ તરફ લઇ જતાં ગંભીરજીએ અધવચ અટકી હાથને મુઠ્ઠીમાં દબાવી કચરી જતો કર્યો.

"રૂપાં, આજથી જે કોઇ તને પજવશે તેને હું ઝટકાવી નાખીશ." ગંભીરજીએ કહ્યું.

"અને તું પજવીશ તો ?" હાથને બીજા હાથમાં દબાવી દુઃખ હળવું કરતી રૂપાં હસતાં હસતાં બોલી.

"તો તું મને ઝટકાવી નાખજે." ગંભીરજી બોલ્યો.

બન્ને જણ કામે વળગ્યાં. દિવસ વધતાં વસ્તી પણ વધી ગઇ. સાંજ પડ્યે બધાં મજૂરી કરી ઘેર પાછાં વળ્યાં. ગંભીરજી તળાવે નાહવા પાછો ગયો. નાહીને વડ નીચે બેસી તેણે પોતાની વાંસળી વગાડવા માંડી. આજે આખી રાત વાંસળી વગાડ્યા કરવાનું તેને મન થયું હતું.

મેરુજી ત્યાં આગળ થઇને પસાર થતો હતો. તેણે વાંસળીનો સૂર ઓળખ્યો. રૂપાંની વાત કરી આનંદ લેવા મેરુજી વડ નીચે આવ્યો. તેણે સાફામાં ફૂલ ખોસ્યાં હતાં, કમ્મરે ભેટ બાંધી હતી, અને હાથમાં તલવાર પકડી હતી. સારી સ્થિતિનો મેરુજી ઠાકોર બનીને ફરતો હતો.

"કેમ અલ્યા ગંભીર, અહીં ?" તેણે પૂછ્યું.

"મરજી." ગંભીરજીએ બેદરકારીભર્યો જવાબ આપ્યો.

"ઓહોહો ! કંઇ બહુ મિજાજ છે ! કોઇનાં ઢોરઢાંખર વાળી લાવ્યો છે કે શું ?"

"તોય તારે શું ? તારાથી કોઇની બકરીએ ઓછી લવાય એવી છે !"

"એ અમારાં શાહુકારનાં કામ, નહિ. હશે, જવા દે; પણ પેલી રૂપાં શું કરે છે ?"

ગંભીરજીની આંખ ફરી ગઇ. તેણે કહ્યું:

"મેરુજી, આજ બોલ્યો તે ઠીક છે, પણ જો રૂપાંનું નામ હવે પછી લીધું તો ભૂંડું થશે."

મેરુજી તિરસ્કારભર્યું હસ્યો અને બોલ્યો:

"કેમ, તારા બાપનું શું જાય છે ? તારે ને રૂપાંને શું છે ? તું તો પટેલનો નોકર !"

"મારે ને રૂપાંને જે હશે તે ખરું, પણ તું સાચવીને રહેજે. રૂપાંની છેડ કરી તો જીવતો નહિ મૂકું."

"જા, જા, તારા જેવા બહુ જોયા છે. રૂપાંને સાચવવા તને રાખ્યો નથી."

મેરુજી પણ ગંભીરજી જેવડો જ યુવાન હતો. તે પણ શક્તિશાળી હતો; ઉપરાંત સારી મિલકત અને સારા કુટુંબનો તેને ઘમંડ હતો. ગંભીરજીથી ડરવાનું તેને કારણ નહોતું.

" મેરુજી, હું ઠીક કહું છું. રૂપાંનો પીછો છોડ; નહિ તો વગર મોતે મરીશ."

મેરુજી ફરી હસ્યો અને બોલ્યો :

" અલ્યા ગંભીરજી, તારે રૂપાંની કેમ કાળજી કરવી પડે છે ?"

" રૂપાં મારી છે માટે !"

મેરુજી ખડખડાટ હસ્યો.

" તારા જેવા ભિખારી જોડે જ રૂપાં પરણશે તો ! ગામમાં ઘર નથી અને સીમમાં ખેતર નથી."

" તું જાતે એક ખેતર તો પેદા કર. બાપની મિલકત ઉપર શાનો ફુલાય છે ? જો મને ફરી ભિખારી કહ્યો છે તો તું જીવતો ઘેર નહિ જાય." હાલમાં જ ગંભીરજીએ જાતમહેનતના પૈસાથી એક ખેતર વેચાતું લેવાનું નક્કી કર્યું હતું.

" ભિખારી, ભિખારી ! સાતવાર ભિખારી ! રૂપાંનું નામ દેતાં તને......"

મેરુજી વાક્ય પૂરું કરે તે પહેલાં તો ગંભીરજીએ છલંગ મારી મેરુજીની તલવાર ઝૂંટવી લીધી; અને તેને મ્યાનમાંથી કાઢી એક ઝટકે તેણે મેરુજીના બે ટુકડા કરી નાખ્યા.

મરતા મેરુજીની ચીસ ગામ સુધી સંભળાઈ. લોકો ભેગા થયા. દબાયલા હાસ્યનું મધુરું મધુરું દુઃખ માણતી રૂપાંએ પણ જાણ્યું, કે ગંભીરજીએ મેરુને ઝટકાવી નાખ્યો. ગંભીરજી શાંતપણે પોલીસને તાબે થયો. તેના ઉપર કામ ચાલ્યું. રૂપાંએ સાક્ષી આપી, કે તેના કહેવાથી જ ગંભીરજીએ મેરુને મારી નાખ્યો હતો. એથી ગંભીરજીનો ગુનો ફાંસીને પાત્ર મનાયો નહિ. તેને જન્મટીપની સજા થઈ. ત્રણેક વરસ કામ ચાલ્યું અને વીસબાવીસ વર્ષ કેદમાં વીત્યાં. કેદમાંથી છૂટી ગામે આવી વડ નીચે બેઠેલા ગંભીરજીની આંખ આગળ આ બધો પચીસ વર્ષ પૂર્વેનો ઇતિહાસ ફરી આલેખાયો. પોતાને માટે વપરાયલું ભિખારીનું સંબોધન આજ તેણે સહી લીધું. બધું સહન થતું હતું —માત્ર એક વિચાર તેના પગને અમળાવી નાખતો હતો.

" રૂપાં ક્યાં હશે ? શું કરતી હશે ? કોના ઘરમાં હશે ?" હજી સુધી કોઈને એ પ્રશ્ન પૂછવાની તેણે હિંમત કરી નહોતી.

(૩)

ચંદ્ર ઊગી નીકળ્યો હતો, પરંતુ રાત જરા વધી એટલે તેનું અજવાળું આખા દૃશ્યને જુદું જ રૂપ આપતું હતું. સંધ્યાના અંધકારમાં ગુંગળાઈ ગયેલું ગામ હવે હસતું લાગ્યું; પરંતુ ગંભીરજીનું હૃદય હસતું નહોતું. મહામુસીબતે તે ઊઠ્યો. ના પાડતા પગને તેણે ગામ ભણી દોર્યો. રસ્તામાં ખેત્રણ માણસો મળ્યાં, પણ તેમણે ગંભીરજીને ઓળખ્યો નહિ. કોઈનું ધ્યાન પણ તેના તરફ દોરાયું નહિ. કોઈનું ધ્યાન દોરાય એવો તેનો દેખાવ રહ્યો નહોતો.

ગામ નાનું જ હતું. બે ફળિયાંમાં બધો વાસ હતો. પોતાની ઝૂંપડી ખોળતો ગંભીરજી ઝૂંપડીવાળી જગાએ આવ્યો, પરંતુ તેની ઝૂંપડીનું અસ્તિત્વ જ ત્યાં નહોતું. એ સ્થળે તો એક નાનું ઈંટેરી મકાન બની ગયું હતું. પણ વરસ સુધી પડતર પડી રહેલી જમીન કોઈ ખાલી રહેવા દે ? તેની ઝૂંપડી તો તેના કેદમાં ગયા પછી વર્ષે બે વર્ષે તૂટી ગઈ હતી.

લાંબો નિઃશ્વાસ નાખી ગંભીરજી એ સ્થળને જોતો ઊભો. તે વાંસળી વગાડતો ત્યારે પણ ચંદ્ર આમ ને આમ હસતો હતો ! આજે ઝૂંપડી વગરના બનેલા ગંભીરજીનું દુઃખ ચંદ્રને હિસાબમાં નહોતું.

"કોણ છે?" કોઈકે મકાનના બારણામાંથી પૂછ્યું.

"આ કોનું ઘર હશે?" ગંભીરજીએ સામો પ્રશ્ન કર્યો.

ઘરના માલિકે પોતાનું નામ દીધું. ગંભીરજીનો દૂરનો તે પિતરાઇ થતો હતો: ગંભીરજીની લાંબી ગેરહાજરીમાં તે જમીનનો માલિક બની ગયો હતો.

"આજની રાત પડી રહેવા દેશો?" ગંભીરજીએ પૂછ્યું.

"અહીં નહિ, પટેલને ચોતરે જાઓ. ઓળખાણ વગરનું હોય તેને નામ લખાવવું પડે છે."

જમીનના માલિકને જમીન ઉપરથી રવાનગી મળતી હતી. જૂની ઝૂંપડીવાળી જગા ઉપર હજી નેહભરી નજર નાખતો ગંભીરજી ત્યાંથી ખસ્યો નહિ. પેલા પિતરાઇએ કડકાઈથી કહ્યું:

"જા, જા, ચોતરા ભણી. પટલાણી ખાવાનું ય આપશે."

ગંભીરજી ત્યાંથી ખસી ગયો. તેણે પટેલના ઘર તરફ પગલાં ભર્યાં. પટેલના ઘરની સામે વિશાળ મેદાન હતું. મેદાનમાં દશ-પંદર છોકરાઓ ચાંદનીને અજવાળે ગેડીદડા રમતા હતા. ચોતરો તેનો જાણીતો હતો. એના સમયમાં પણ પરગામીઓને ઊતરવા માટે એ જ જગા ગામલોકોએ રાખી હતી, અને પટેલ પરગામી વટેમાર્ગુઓનો બંદોબસ્ત કરતો. એ જૂની પ્રથા હજી આ બદલાઇ ગયેલા ગામમાં ચાલતી હતી. ચોતરાની આગળ એક મોટું ઝાડ હતું. ચોતરા ઉપર માત્ર થોડી જગામાં એક છાપરું હતું. બાકીનો ભાગ ખુલ્લો હતો.

ગંભીરજી ચોતરામાં ન ગયો. બહાર ઊભે ઊભે તેણે છોકરાઓની રમત નિહાળી. મધરાતે છોકરાં વેરાયાં. તેમાંથી એક છોકરાને ખભે ગેડી મૂકી પટેલના ઘર તરફ જતો તેણે જોયો. ઝટ તેની પાછળ જઇ ગંભીરજીએ પૂછ્યું:

"ભાઈ, પટેલ ઘરમાં છે?"

"હા, સૂતા હશે. શું કામ છે?" છોકરાએ જવાબ આપ્યો. તેર ચૌદ વર્ષનો છોકરો અસભ્ય લાગ્યો નહિ.

"કાંઇ નહિ, પટેલને સવારે મળીશ. પટેલનું નામ શું?"

"ગલબાજી." છોકરાએ જવાબ આપ્યો. મેરુજીના નાનાભાઇ ગલબાજીને ગંભીરજી ઓળખતો હતો: બન્ને વચ્ચે જૂના વખતમાં આછી આછી મૈત્રી પણ હતી.

"તું ગલબાજીનો કાંઈ સગો થાય?"

"હા, હું તેમનો દીકરો છું. તમારે કાંઇ જોઇએ?"

"ના, ભાઈ! પણ છોકરા, તું જબરો વિવેકી છે. તારી માનું નામ શું?"

"રૂપાં. ચાલો હું તમને સૂવાની જગા બતાવું."

છોકરો ચોતરા તરફ વળ્યો. યંત્રવત્ ગંભીરજી પણ તેની જોડે ચાલ્યો. છોકરાએ ચોતરાની જગા બતાવી એક ખાટલો આગળ ખેંચ્યો.

"ભાઈ, જા તું. હું અહીંનો ભોમિયો છું." ગંભીરજીએ કહ્યું. છોકરાને નવાઈ લાગી. કોઈ દિવસ નહિ જોયેલો માણસ કેમ ભોમિયો હોઈ શકે? ગંભીરજી જોડે જરા વાર વાત કરી તે સામા ઘરમાં ચાલ્યો ગયો.

રૂપાંના બાપની પટલાઇ જમાઇ તરીકે ગલબાજીને મળી હતી. ગલબાજી શાંત, ઉદ્યોગી,

પ્રામાણિક અને વ્યવહારકુશળ હતો. ગંભીરજીના કેદમાં ગયા પછી પાંચ વરસ સુધી રૂપાંએ રડયા કર્યું. છેવટે પિતાના મૃત્યુસમયે તેના અતિ આગ્રહથી તેણે ગલબાજી સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું. ખેતી, મતાદારી, પટલાઇ અને ઢોરઢાંક એ બધાની વ્યવસ્થા એકલી રૂપાંથી થઇ શકે એમ નહોતું. રડતે રડતે તે પરણી. જન્મટીપ પામેલો ગંભીરજી મરતાં સુધી છૂટી શકે નહિ. એવી સૌની માન્યતા હતી. અલબત્ત, સુશીલ સ્વભાવના ગલબાજીએ રૂપાંનું દુઃખ ભુલાવવા બહુ મથન કર્યું; અને રૂપાંએ પણ ઉપકારવશ થઇ ગલબાજીનું ઘર સારી રીતે ચલાવ્યું; પરંતુ રૂપાંનું તેજ હરાઇ ગયું. રૂપાં બદલાઈ ગઇ. દહાડામાં એક વખત તો તેને વગર કારણે રડવું આવતું જ, એ વળગાડ બહુ ઇલાજ કર્યા છતાં ખસ્યો નહિ.

(૪)

સવારના પહોરમાં ગલબાજી ઊઠયા. ઊઠીને બહાર નજર નાખતા બરોબર તેઓ બૂમ પાડી ઊઠયા. બૂમ સાંભળી આસપાસ સૂતેલા નોકરો જાગી ઊઠયા. રૂપાં પણ બહાર નીકળી. સૌની નજર સામે આવેલા ચોતરા નજીકના ઝાડ તરફ પડી.

એક મજબૂત કદનો માણસ ઝાડ ઉપરથી ટિંગાયેલો લટકતો હતો. તેના ગળામાં ફાંસો હતો. અને ફાંસાવાળુ દોરડું ડાળે બાંધેલું હતું.

પટેલ ગભરાઇ ગયા તેમની પટલાઇમાં આવો પ્રસંગ બન્યો નહોતો. તેમણે જાહેરાત ફાડી પાસેના પોલીસથાણામાં એક માણસને દોડાવ્યો. પછી ગામના બે ચાર આગેવાનોને લઇ તેઓ લટકતા માણસની પાસે ગયા. કોઇ તેને પ્રથમ ઓળખી શકયું નહિ. અનેક તર્ક વિતર્ક કરી ગામના એક ભણેલા છોકરાને બોલાવી પટેલે પંચકયાસ લખાવ્યો, અને લટકતી લાશને ચોતરામાં મૂકી.

પટેલના છોકરાએ રાત્રે મળેલા એક માણસની હકીકત કહી, અને તે જ માણસ આ હતો એમ જણાવ્યું. પરંતુ એ મૃત માનવીની ઇચ્છા અનુસાર તેણે જે હકીકત પોતાની મા રૂપાંને કહી તે બીજા કોઇને કહી નહિ.

"બા, તું કોઇ ગભીરજીને ઓળખે ?"

"હા." સ્થિર આંખ કરી રૂપાં બોલી.

"એણે કાલે રાતે તને કાંઇ કહેવાનું મને કહ્યું હતુ."

"શુ ?" ફાટી આંખે રૂપાંએ પૂછયુ.

"ખેતરમાં હાથ મળ્યો હતો તે ગંભીરજી મરતે ભૂલ્યો નથી."

"તેં રાતે કહ્યુ કેમ નહિ ?"

"એણે ના પાડી હતી. અને તમે બધાં સૂતેલાં એટલે જગાડયાં નહિ."

રૂપાં કશું જ બોલી નહિ. સાંજે ફોજદાર આવ્યા. તેમણે વળી લાશનો પંચકયાસ કર્યો, લોકોના જવાબ લીધા અને મરનાર કોણ તે નક્કી કરવા પ્રયત્ન કર્યો. લાશનું મુખ એટલું બદલાઇ ગયું હતું કે તેને ઓળખી શકાય એમ રહ્યું જ નહોતું.

ફોજદાર અને તેમના સિપાઇઓ થાકયા પાકયા રાત્રે મરનારને ગાળો દેતા સૂતા. પરંતુ તેમની ઊંઘ પૂરી થાય તે પહેલાં તો મોટે મળસ્કે એક માણસે ફરી ફોજદારને જગાડયા.

"કેમ શું છે, અત્યારમાં !"

"સાહેબ, બીજું કોઇ માનવી ફાંસો ખાઇ ઝાડ ઉપર લટકે છે." ફોજદાર પણ ગભરાઇ ઊઠયા. સૌએ પાસે જઇને જોયું.

ઝાડ ઉપર બાંધેલી એક દોરીએ ફાંસો ખાઇ રૂપાં લટકતી હતી. જે ડાળ ઉપરથી પેલો અજાણ્યો માણસ લટકયો હતો તે જ ડાળ ઉપર રૂપાંનું શબ ઝોલાં ખાતું હતું.

પાસે ગલબાજી માથે હાથ દઇને બેઠા હતા. છોકરો રૂપાંના લટકતા પગ પકડી રડતો હતો:

"મા, તું કયાં ગઇ?"

આખું ગામ ભેગું થઈ ગયું. આખા ગામની રાણી સરખી રૂપાંને આમ મૃત્યુ પામેલી જોતાં સૌની આંખમાં આંસુ આવ્યાં.

ફોજદારને શક ગયો કે એકસરખાં બન્ને મૃત્યુમાં કાંઈ ભેદ હોવો જોઇએ. ગામના આગેવાનોને રૂપાંનો પૂર્વઇતિહાસ પૂછયો. તેમાંથી ગંભીરજીનું નામ આગેવાનોને યાદ આવ્યું. અને જયારે રૂપાંના છોકરાએ પોતાની માને કહેલો ગંભીરજીનો બોલ સૌને સંભળાવ્યો ત્યારે પુરુષની લાશ એ ગંભીરજીની છે એમ નક્કી થયું. ખૂનથી ટેવાયલા ફોજદાર સાહેબ પણ આ ઇતિહાસ સાંભળી વ્યગ્ર બન્યા, અને છોકરાનું રુદન સાંભળી ખીસ્સામાંથી રૂમાલ કાઢી આંખું મોં લૂછવાનો દેખાવ કરવા લાગ્યા.

"દીકરા, છાનો રહે. હવે કાંઇ મા પાછી આવે?" ગલબાજી પોતે રડતે રડતે છોકરાનું રુદન રોકવા મથતા હતા. આંસુભર્યો છોકરો તો એકીટશે મા મા જ કરતો હતો.

"મા! મા! મને મા લાવી આપો!"

પરંતુ તેની મા તો પુત્ર અને પતિને છોડી એના પ્રિયતમ પાસે દોડી ગઈ હતી. પરણેલી રૂપાં માટે કોઇ ભલે ગમે તેમ કહે, પરંતુ ગલબાજી તો કહેતા જ:

"રૂપાં તો સતી હતી! પાપીના ઘરમાં એ શાની રહે?"

જીવતાં એક ન થઇ શકેલાં પ્રેમી મૃત્યુમાં એક થયાં. બન્નેની લાશને સાથે બાળવામાં આવી. ગલબાજીએ એક નાની દહેરી એ સતીની યાદગીરીમાં ચણાવી. મનગમતો વર મેળવવા હજી ગામની છોકરીઓ રૂપાં સતીની માનતા માને છે.

રમણલાલ વસંતલાલ દેસાઈ

# આપણાં કાવ્યસાહિત્યનું મૂલ્યાંકન*

વિકાસ માત્ર (પછી તે જ્ઞાનનો હોય કે વિજ્ઞાનનો હોય)નું મૂલ્ય, યુગે યુગે આંકવાનું અત્યંત જરૂરી છે. જેમ વિકાસ પામતાં બાલમાનસનું માપ અમુક નિયમિત અંતરે કાઢ્યા વગર તેની ભવિષ્યની પ્રગતિની દિશા નક્કી ન કરી શકાય, તેમ પ્રજાનાં વિકસતાં માનસની અનેકવિધ દિશાઓનાં ભવિષ્યનાં વલણો નક્કી કરવાને, વખતોવખત તેનું મૂલ્ય કરવાનું જરૂરી છે.

આપણી કવિતાસમૃદ્ધિનું મૂલ્યાંકન કરવાના સબળ પ્રયત્નોમાં આ બીજો છે. પહેલો તે રા. રા. હિમ્મતલાલ ગ. અંજારિયાનો પોતાના કાળમાં પ્રગટ થએલ નવીન કાવ્યસાહિત્યમાંથી ઉચ્ચ અને આશાભરી જણાતી કૃતિઓની પસંદગી કરી તેના ઉપર ગંભીર ટિપ્પણો, વિવેચક બુદ્ધિથી લખી તેનાં મૂલ્યની પરીક્ષા કરવી તે રીતિ રા. અંજારિયાએ, આપણા સાહિત્યમાં પહેલી અખત્યાર કરી. તે પછી કવિતાસંગ્રહો તો ઘણા યે થયા છે, પણ સારાં યે કાવ્યસાહિત્યનાં ગંભીર મૂલ્યાંકનના પ્રયત્નો થયા નથીઃ થવાની જરૂર નહોતી. એમ જો એકાંતરે મૂલ્યાંકનો થાય તો તેની કિંમત પણ કંઇ ન રહે. માટે તો યોગ્ય સમયના ગાળા પછી, આપણા પ્રખર વિચારકોમાં પણ પહેલી પંક્તિમાં મુકાય તેવા પ્રો. ઠાકોર જ્યારે આજે, બીજી વાર આપણી કવિતાસમૃદ્ધિને તોળે છે ત્યારે, જરૂર આનંદ ઊપજે છે. અને એટલાં વર્ષોના અંતર પછી પ્રજાના માનસમાં જે વિકાસ થયો છે, તેનું માપ અહીં નવીન પણ ગભીર અને ઊંડા અભ્યાસની દૃષ્ટિએ નીકળેલું પ્રત્યક્ષ થાય છે.

રા. રા. બલવન્તરાયે, વિ. સં. ૧૯૦૧થી તે આજ સુધીના ૫૫ કવિઓની જુદી જુદી ૬૦ કૃતિઓનો આમાં સંગ્રહ કર્યો છે. તેમણે પોતાની સમક્ષ રાખેલો આ ઉદ્દેશ તેઓ આમ સમજાવે છેઃ

"વિ. સં. ૧૯૦૧ થી આજસુધીના સાડાઆઠ દાયકાના લાંબા અરસા માટે સાધારણ કદની ચોપડીમા કવિતાસંગ્રહ કરવો, દરેક કૃતિનુ સાથે વિવરણ આપવું, અંગત રુચિ અરુચિને અલગ રાખી કૃતિના ગુણદોષ સમજાય એમ સકારણ વિવરણ લખવું, વાદાવાદી બનતા લગી તજીને પણ મત દેવામાં તો ખંચાવું નહીં, ગોળગોળ પણ ન લખવું, અને મત કરતાં તેનાં કારણોને મુખ્ય ગણવાં; અલંકારો, સરખામણીઓ તથા તે માટે ઉતારા, શબ્દવ્યુત્પત્તિ, કવિનાં સામાન્ય લક્ષણો વગેરે વિષયોથી ન લલચાતાં ચોપડીના કદની મર્યાદાઓને વળગી રહેવું, કૃતિને અને તેના અર્થનેજ પ્રધાન ગણવાં–આવા આવાં લક્ષણોવાળો ઉદ્દેશ બનતાં જ આ ચોપડીની સંકલનામાં કેટલાંક ધોરણોને દૃઢતાથી પાળવાનું પ્રાપ્ત થયું."

આ પુસ્તકમાં, કાવ્યોની આનુપૂર્વ ગોઠવણીમાં, વિવરણમાં અને તેના પ્રવેશકમાં

---

* **આપણી કવિતાસમૃદ્ધિઃ** વિવરણ સાથે સંકલનાર–બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર. પ્રકાશક શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ. કિં. ૨–૦–૦ પૃ. ૬૬+૨૦૫.

ઘણાં યે એવાં તો વિચારસ્પન્દનો પડયાં છે, જે વધુ વિવેચન આપોઆપ માગી લે છે,× છતાં તેમ કરવાના મોહને એક બાજુ મૂકી, આ પુસ્તકનું, પહેલાં તો સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરીએ.

કાવ્યોની આનુપૂર્વીમાં ઔચિત્ય દૃષ્ટિ દેખાય છે. જુદાં જુદાં કાવ્યોને તેમાં આવતા વિષયો પ્રમાણે આમાં ગોઠવવાનો, બનતો પ્રયત્ન થયો છે, તેથી તે તે વિષયના ઉઠાવમાં ક. દ. ડા. ના જમાનાથી માંડી આજ સુધીમાં આપણે કેવી પ્રગતિ કરી છે તે એક નજરે જ જોઈ શકાય. કલ્પનાજન્ય કે વર્ણનાત્મક (ઐતિહાસિક) કાવ્યો, પ્રકૃતિવર્ણનો, પ્રેમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો, વીરરસને બહલાવતાં કાવ્યો, ચિન્તનાત્મક કાવ્યો, અને તત્ત્વજ્ઞાનને લગતાં કાવ્યો—આમ વિધવિધ વિષયને લગતાં કાવ્યોને સાથે લાગાં આમાં ગોઠવેલાં દેખાય છે, તેથી વિચારવિકાસ અને શૈલીવિકાસનો ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરવાનું સુગમ બને છે. ઐતિહાસિક વર્ણનોવાળાં કાવ્યો લઈએ. 'બાપાની પીંપર'માં દેખાતી સરળતા અને ભાટાઈથી માંડીને ગજેન્દ્રની 'ગિરનારની યાત્રા' સુધી આવતાં, આપણા કવિઓનું માનસ, પ્રકૃતિચિત્રોને ઝીલવામાં કેટલું સાહજિકતા અને ગંભીરતા, કાવ્યમયતા રસિકતા અને સચોટતા તરફ વિકસ્યું છે તે પ્રત્યક્ષ થાય છે. આ દૃષ્ટિએ આવી ગોઠવણીનું મહત્ત્વ છે.

આ આખા યે પુસ્તકનું ઉત્તમાંગ તેનું વિવરણ છે. સામાન્ય રીતે કર્તાની શૈલી, પહેલાં કાવ્યનો સમગ્ર દૃષ્ટિએ અર્થસ્ફોટ કરી, છૂટી છૂટી કડીઓમાં વિચારપ્રેરક કે ટીકાપાત્ર કે ચર્ચાત્મક જે કંઈ વિશેષ હોય તે વિશદ કરવાની છે. વળી કાવ્યના છંદો ઉપર ઝીણવટભરી સમજૂતીથી આમાં ચર્ચા થઈ છે; માટે આ કાવ્યવિવરણમાં જે ઔચિત્યદૃષ્ટિ, પીઢ વિવેચન, સહાનુભૂતિભર્યો પ્રકાશ અને વિદ્વત્તાપૂર્વક નોંધ પ્રત્યક્ષ થાય છે તે વિશે વિચાર કરીએ.

પ્રો. બલવન્તરાયના માનસનું એક વલણ એ છે જે નવા પણ આશાભર્યા લેખકોને ઉત્તેજન આપવું. તેમણે પોતે નોંધ્યું છેઃ

"આ સંગ્રહની યોજનામાં કબૂલ કરું છું, જે એક મુખ્ય આશા લગતા કવિબન્ધુ જેમને પ્રજાની વ્યગ્ર દૃષ્ટિ હજી જોઈ શકી ના હોય, તેવા કોઈ કોઈને યત્કિંચિત્ ઉત્તેજન દેવાની પણ ખરી; વહેલી મોડી પણ કદર થશે ખરી એવી ઉમેદને તેમનાં પોતાનાં ચિદાકાશમાં પોષવી, એ સૂક્ષ્મ અને સાત્ત્વિક પ્રકારનું ઉત્તેજન."

આવું વલણ સામાન્ય રીતે આજે નથી દેખાતું અને દેખાય છે ત્યાં કેમ જાણે મહેરબાની કરાતી હોય તેમ, માંડ માંડ, નવીનોનો સ્વીકાર થાય છે. આ બંને દોષોમાંથી આ પુસ્તક મુક્ત છે. વળી રા. રા. બળવન્તરાયની સ્પષ્ટ વ્યક્તવ્યતામાં, મર્યાદા અને ગંભીરતા પણ આ પુસ્તકમાં ભળ્યાં છે, તેથી તેમણે વિવરણમાં કરેલા ઘણા યે નિર્ણયોનું વજન શતગણું વધી જાય છેઃ કારણ જેમ નવીનોને ઉદારતાથી યોગ્ય ઉત્તેજન આપવાની

× સરખાવો પૃ. ૧૫૮, ૧૮૪, ૧૯૪, ૨૦૦, ૨૦૨ વગેરે, તેમજ પ્રવેશક પૃષ્ઠ ૧૨ (કવિતાની અમરતા શેમાં છે), પૃ. ૧૩–૧૪ (કવિતાસર્જન એક કવિનું એકસરખું કેટલું ચાલે?) પૃ. ૧૬ (કવિતાનાં મૂલ્યાંકન માટે નિયમો હોય), પૃ. ૧૭ (કવિતા બસ વાદિત્ર કે?) વગેરે, પૃ. ૩૦. ૩૧ ૩૨, ૩૩, વગેરે.

તેમની વૃત્તિ છે તેમજ 'પાકા ઘડાઓ' તો, તેમની કીર્તિને લીધે, તેમની સાહિત્યસેવાને લીધે, તેમની વિદ્વત્તાને લીધે, ટીકાનાં ક્ષેત્રથી પર હોય એમ તેમણે માન્યું નથી. જ્યાં પ્રસંગ આવ્યો છે ત્યાં, આપણા શિષ્ટ વૃદ્ધ કવિઓના દોષો તેમ જ ગુણો, સ્પષ્ટ રીતે, બતાવવામાં તેમણે પાછી પાની નથી કરી. ગો. મા. ત્રિ.ના 'વૃષ્ટિ પછી કુદરતનું સૌન્દર્ય' ઉપરનાં તેમનાં વિવરણમાં આ બને દૃષ્ટિ સાથેલાગી દેખાય છે. વળી પૃ. ૧૦૭, ૧૦૮, ૧૦૯ વગેરેમાં પણ આ વલણ દેખાય છે.

વળી, અર્થબોધ કરાવવામાં, શબ્દે શબ્દ કે કડીએ કડીની સમજૂતી નથી આપી છતાં; જ્યાં જ્યાં અર્થ, વિચારગહનતાએ કે વાક્યરચનાએ કે આલંકારિક ઔચિત્યાનૌચિત્યે, દુર્બોધ હોય છે તેવાં દરેક સ્થળે સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચર્ચા કરીને પણ તેમણે અર્થને સુગમ બનાવવાના પ્રયત્ન કર્યા છે;* અને તેમ કરવામાં તેમણે રસિકતાને વેગળી નથી મૂકી. આથી વિવરણની કેટલી યે કંડિકાઓ, રસપરીક્ષારૂપે પણ સુવાચ્ય બની છે વૈયાકરણી કે શુષ્ક વિવેચક પેઠે, અતિ વિદ્યાભ્યાસે જડ બનીને તેમણે કાવ્યચર્ચામાં, છન્દશ્ચર્ચામાં કે અર્થાવબોધ કરાવવામાં અરસિકતા, બનતાં લગી આવવા દીધી નથી. વિવેચનપ્રધાન કાર્યોનું આ એક આવશ્યક અંગ ગણાવું જોઇએ.

છતાં રસિક કાવ્યચર્ચા કરતા તેઓ વિવેચન, યોગ્ય સ્થળે કરવાનું ભૂલ્યા પણ નથી. તેમનું વિવેચનસામર્થ્ય,× તેમની સીધી રીતથી, વિષયનાં મૂળને પકડી તેના ઉપર જ ચર્ચા કરવાની શૈલીથી, ડહોળાઇ જતુ નથી, પણ ઊલટું, કેન્દ્રાનુગામી થતાં વધુ અસરકારક બને છે. અને વિવેચન કરવામાં સમભાવ અને ઉદારતા હોવાં જોઇએ એ તત્ત્વોનો સ્વીકાર તો તેમણે પોતે જ કરેલો છે તેથી તે તો સ્થળે સ્થળે દેખાય છે.

પણ આ વિવરણમા યે મેરરૂપ બને તેવી તો તેમની છન્દોવિવેચના છે. કાવ્યની પસંદગીમાં પણ છન્દોવૈવિધ્ય બને તેટલું મેળવી, આપણા આધુનિક છન્દઃશાસ્ત્રના વિકાસના ઇતિહાસનું સૂચન, સળગ અને સતત દૃષ્ટિથી વાંચનારને થાય એવું કંઇક આ કુશળ સંકલયિતાએ ધાર્યું લાગે છે. 'ઓધવજી સંદેશો૦' જેવાં પદો, મુ૦ કેશવલાલભાઇની 'કવણ રસિકતા' વાળી ગેયરચના અને ઉપરાંત લગભગ ૬૧ છન્દોની ચર્ચા આ છન્દોવિવેચનમાં કર્તાએ કરી છે, તે તેમનો છન્દઃશાસ્ત્રનો ઊંડો અભ્યાસ બતાવે છે. અને આ વિવેચનમાં કાવ્યમાં વપરાએલ છન્દનો નિર્ણય કરી, તેની શાસ્ત્રીય વ્યાખ્યા આપીને જ તેમણે સંતોષ નથી માન્યો; તેમણે તો એક અતિ વિશાળ ક્ષેત્રને સંકુચિત મર્યાદામાં સમાવવાનો સબળ પ્રયત્ન કર્યો છે, કેમકે દરેક કાવ્યના છન્દના નિર્ણયો કર્યા ઉપરાંત, દરેક કાવ્યમાં આવતાં લયવૈવિધ્ય અને સ્વરમાધુર્ય શાથી ઉત્પન્ન થાય છે તેની તાત્ત્વિક ચર્ચા પણ, જ્યાં જ્યાં બની ત્યાં ત્યાં કરી છે. વળી યતિ, સન્ધિ, પ્લુતસ્થાનો વગેરે વિગતોને પણ તેમણે ઉવેખી નથી. આપણાં અર્વાચીન સાહિત્યમાં આપણી પદ્યરચનાને અવલોકવાના પ્રયત્નો ઓછા, બહુ ઓછા થયા છે તેમાં મુ૦ કેશવલાલભાઇના (રણછોડભાઇને તો વ્યુત્પન્ન પિંગલશાસ્ત્રી કહી શકાય એટલી તેમની યોગ્યતા છે) પ્રયત્ન તો અલબત્ત મોખરે આવે, છતાં રા. ગણપતરાવ ગોપાળરાવ બર્વેને બાદ કરતાં, રા. રા. બળવન્તરાયે અહીં કરેલી વિવેચના પિંગલ-

* જુઓ પૃ. ૯૨, ૧૮૧, ૧૮૬, ૫૩ મું આખું કાવ્ય વગેરે

× જુઓ પૃ. ૮૯, ૧૦૧, ૧૦૪, ૧૩૦ વગેરે

શાસ્ત્રના અભ્યાસીઓને બહુ જ ઉપયોગી થઇ પડે તેવી છે. તેમણે કરેલી ચર્ચા અને વિવેચનાને પરિણામે એક ગજેન્દ્ર નવો બહાર આવે છે. ગજેન્દ્રે છન્દોવૈવિધ્યની દૃષ્ટિએ 'ગિરનારની યાત્રા'માં જુદી જુદી ઉપજાતિઓથી જ લયવૈવિધ્ય ખૂબ સાધ્યું છે. તેવી જ સિદ્ધિ બીજા કવિઓએ પણ છન્દોવૈવિધ્યથી મેળવી છે: અને એટલું તો નક્કી, કે જેમ જેમ, આપણા માનસનો અનેકવિધ વિકાસ થતાં, આપણને વિચારવ્યક્તિ જુદી જુદી દિશામાં, જુદી જુદી રીતે કરવી પડશે, તેમ તેમ કાવ્યમાં તેમ જ ગદ્યમાં આપણી શૈલીઓની વિગતોને આપણે ખૂબ સમૃદ્ધ કરવી પડશે. અને, વળી ગદ્યમાં તો કદાચ ચાલે (જો કે તેમાં પણ શૈલીવૈવિધ્યને ખૂબ અવકાશ છે), પણ પદ્યમાં સળંગ સ્વરમાધુર્ય અને શબ્દમાધુર્યની સાથે વિચારમાધુર્ય અને અર્થમાધુર્ય જળવાઈ રહે એટલા માટે છન્દોવૈવિધ્યને આપણે ખૂબ કેળવવું પડશે. કોઈ અગેય પ્રવાહી છન્દની (શુદ્ધ પૃથ્વી જેવા) યોગ્યતાયોગ્યતાની વાત નથી કરતો, પણ આપણા રૂઢ અને રૂઢ ઉપરથી સહેજે ફલિત થતા નવીન પણ શાસ્ત્રીય બન્ધમાં રહેતા છન્દોમાં, જે સ્વરમાધુર્ય જળવાઇ શકે છે તે તો બીજી કોઇ રીતે ભાગ્યે જ જળવાઈ શકે. વિચારમાધુર્ય જાળવવાની અને સતત રાખવાની શક્તિ અગેય પ્રવાહી છન્દમાં છે ખરી, પણ તેમાં જો સ્વરમાધુર્ય આણવું હોય તો (આણવું જ જોઇએ એમ નહિ) તેમાં તેવા છન્દની યોગ્યતા કેટલી તે જોવાનું રહે. એટલે આ દૃષ્ટિએ આપણાં સળંગ કાવ્યસાહિત્યમાં કયા છન્દો સફળ થયા છે અને કયા છન્દોના વિકાસને હજી અવકાશ છે વગેરે પ્રશ્નોનાં નિરાકરણમાં આ છન્દોવિવેચના ઘણી ઉપયોગી નીવડશે.

આજે આપણા કાવ્યૌઘનાં વહેણો કઈ દિશામાં વહે છે? આપણાં કાવ્યસાહિત્યનું મૂલ્યાંકન આજે શું? આ ૫૫ કવિઓની ૬૦ કૃતિઓ ગુજરાતી કાવ્યસાહિત્યને ઊંચી કક્ષાએ લઇ જાય છે એમાં શંકા નથી. અહીં શબ્દમાધુર્ય ઝરતા કેશવલાલભાઇ અને મનઃસુખલાલ ઝવેરી છે; અર્થગાંભીર્યે અનુપમ કવિ ન્હાનાલાલ, રામનારાયણ પાઠક, બલવન્તરાય ઠાકોર અને સુન્દરમ્ છે; જીવનનાં કરુણ ચિન્તનને બળે સજીવન બનતા ગજેન્દ્ર અને મૂસિકાર છે; વળી પૃથક્ પૃથક્ પ્રસંગોનાં ગાંભીર્યને ઔચિત્યથી સમજી, અપૂર્વ શબ્દવ્યક્તિ અર્પનાર નરસિંહરાવ, બેટાઇ અને શ્રીધરાણી પણ અહીં મોજૂદ છે. ગુજરાતી કવિતામાં દલપતરામભાઇની સરલતા છે, કાન્ત અને કેશવલાલભાઇનું શબ્દ-સ્વર-લય-માધુર્ય છે, ન્હાનાલાલનું શબ્દલાલિત્યે સોહતું અર્થગાંભીર્ય છે, ગજેન્દ્ર અને કલાપીનાં જીવનની કરુણતા છે, રામનારાયણ પાઠકનાં તત્ત્વચિન્તન છે, બલવન્તરાય ઠાકોરનાં અર્થ-ગૌરવાન્વિત ભારક્ષમ તત્ત્વો છે; વળી અહીં બોટાદકર અને ત્રિભુવન, પ્રેમશંકર, મનસુખલાલ ઝવેરી અને ઇન્દુલાલ ગાંધી જેવા પશ્ચિમની કેળવણીના સંસર્ગથી અલિપ્ત એવા કવિઓ છે; તો ખબરદાર, નરસિંહરાવ જેવા પશ્ચિમના સુસંસ્કારો ઝીલનારા કવિઓ પણ છે. અને પૂર્વ-પશ્ચિમનું સુભગ મિશ્રણ કરતા રામનારાયણ પાઠક, ગજેન્દ્ર બુચ, અને સુન્દરમ્ જેવા કવિઓ યે છે: અને, કારણ કે, જો આજની ગુજરાતી કવિતાને મોખરે બલવન્તરાયભાઈ, નરસિંહરાવભાઈ અને શ્રી. ન્હાનાલાલ-ખબરદાર જેવા પ્રખર સિદ્ધહસ્તો ઊભા છે, તો તેની સેવા કરવાના તાજા તનમનાટ અનુભવનાર (ગજેન્દ્ર તો ગયા પણ) સુન્દરમ્ અને બેટાઈ, શ્રીધરાણી ને ઇન્દુ ગાંધી, મનસુખ ઝવેરી ને ત્રિભુવન વ્યાસ, ચન્દ્રવદન ને ભાનુ પગભર થતા આવે છે; એટલે ગુજરાતી કવિતાનું ભવિષ્ય ઉજ્જ્વળ છે, નિઃશંક.

પણ આપણું કાવ્યસાહિત્યનું ભવિષ્ય ઉજ્જવળ છે, તો કઈ જાતની કવિતા વધુ ખીલશે તેનો જવાબ દ્વિજોત્તમ કવિતાનું લક્ષણ પ્રજા બાંધશે તેના ઉપર અવલંબશે પણ આ 'સમૃદ્ધિ'ના સંકલયિતા માને છે તેમ વિચારપ્રધાન કાવ્યને દ્વિજોત્તમ માનીએ, તો તો ગુજરાત સીધે માર્ગે જાય છે એમ લાગે છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ પણ અલંકાર, રીતિ ને રસ–બધાંને તપાસી વળ્યા પછી ધ્વનિમાં માનતા થયા ને? ધ્વનિ અને રસનો સુસંયોગ તે કવિતાનો ઉચ્ચતમ ઉત્કર્ષ આવી કવિતા ઉપર આપણા કવિઓ જેમ ભાર મૂકશે તેમ આપણા કાવ્યસાહિત્યનું ભવિષ્ય ઉજ્જવળ છે. અને આવાં ચિન્તનોથી જ રા. બલવન્તરાય લખે છે.

"......અને આપણી કવિતાનુ ભવિષ્ય કેવું લાગે છે, એ સવાલનો પ્રથમ પ્હેલો જવાબ આ, કે વિચારપ્રધાન કવિતા હજી ઉંચી ચડશે, નવા ક્ષેત્રો સર કરશે અને વધારે ફેલાશે નિ:સંશય."

આમ આપણા આ પીઢ વિદ્વાને મૂલવેલાં આપણી કવિતાનાં મૂલ્ય સફળ છે. મુ૦ બલવન્તરાયભાઈએ, માત્ર એક કવિતાસંગ્રહ કરવો એવી દૃષ્ટિથી આ વિષયને હાથમાં લીધો જ નથી, પણ ગભીર મૂલ્યાંકનને માટે જેટલી જવાબદારી–અને તૈયારી જોઇએ તે બધી કર્યા પછી જ તેમણે આ વિષય ચર્ચ્યો છે, અને તેમાં તેમને, ખરેખર, અદ્ભુત સફળતા મળી છે

છેવટે, બે કે ત્રણ મતભેદ થાય તેવાં કે સૂચના કરવા જેવાં તત્ત્વો જે આ પુસ્તકની સંકલનામા દેખાય છે તે નોંધી લઉં, તે વિશે મત નથી દર્શાવતો.

(૧) જુદા જુદા કવિની કવિતા આ પુસ્તકમાં છપાવવામાં ક્યાંક ક્યાંક સંકલયિતાએ મૂળ કાવ્યની કેટલીક કડીઓ છોડી દીધી છે, તો ક્યાક ક્યાક મૂળ કાવ્યમાં ફારફેર કરવાની છૂટ પણ લીધી છે. આવી છૂટ લેવાનો તેમનો હેતુ તો, જેમ બને તેમ કવિને, ઉત્તમ સ્વરૂપમાં પ્રજા સન્મુખ મૂકવો એ હશે. પણ આવી છૂટ સંકલયિતા કેટલી લઇ શકે અને કવિને મૂળરૂપમા જ પ્રજા પાસે મૂકવો તે વધુ ઠીક કે નહિ તે વિચારવા જેવી બાબતો છે.

(૨) આ સંગ્રહમાં, સંકલયિતા, કવિઓની અંગત માહિતી (તેમના જન્મ–મરણની સાલવારી સિવાય બીજી) કશી જ ન આપવામાં બીજા સંગ્રહકર્તાઓથી જુદા પડે છે. અંગત માહિતી કવિઓની આપવી ન આપવી તે જુદી વાત છે, પણ જો દરેક કવિના કાવ્યગ્રન્થોની એક યાદી, તેનાં પ્રાપ્તિસ્થાન વગેરે હકીકત સહિત, અહીં આપી શકાઇ હોત તો અભ્યાસીને તો તે જરૂર ઉપયોગી નીવડત. વળી જ્યાં કોઇ કવિની કવિતાઓનો સંગ્રહ હજી છપાયો ન હોય તેવા કવિની બાબતમાં, તેમનાં કાવ્યો ક્યાં પ્રસિદ્ધ થયાં તેના જુદા જુદા બધા ઉલ્લેખો ન કરી શકાય તોપણ આ સંગ્રહમાં લીધેલ કાવ્ય ક્યાં છપાયું છે તે બતાવવું તો યોગ્ય હતું. દાખલા તરીકે, રામનારાયણ પાઠકનું તત્ત્વજ્ઞાનગર્ભિત અતિ સુંદર કાવ્ય વાંચ્યા પછી, જરૂર સ્પૃહા રહી જાય કે આ કવિનાં બીજાં કાવ્યો ક્યાં મળે?

ડોલરરાય ર. માંકડ

# કાવ્યદેવીને

[ પૃથ્વી ]

વિચારદલ ગર્જતાં, સ્મરણવીજની જ્યોતિ ત્યાં
ઘડી ચમકતી શમે, હૃદય અંધકારે ભરે.
તપું જગતતાપથી સતત દુઃખમાં હું ડુબ્યો;
ત્યજી સકલ દુઃખ દૂર પળવા ચહું, બંધનો
તદા હૃદયદેહનાં , દઢ થઇ મ્હને આવરે.
ન મુક્તિ કદિ સાંપડે, અફળ સૌ પ્રયત્નો જતાં
હતાશ ઉર ભગ્ન ગીત મુજ શોકનું આદરું.
રહે હૃદય ઝંખતું મધુર સંગ ત્હારો સદા,
પરન્તુ નવ તું હમેશ મુજ પાસ આવી વસે.
ત્યજી સુરભિ પુષ્પની સુખદ ગોદ શાને ત્હને
રુચે રુદન શોક દુઃખ સહુ ભારને સેવવો !
અહિં ન કુસુમો હસે, અહિં ન નૃત્ય હર્ષોર્મિનું;
અહિં નભવિહાર ના, અહિં ન શાન્તિદા કૌમુદી;
તથાપિ મુજ દીન ગાન સુણવા કદી આવજે.

बादरायण

# ખોરાકનું પાચન, અભિશોષણ અને પારણચન

આપણે જે ખોરાક ખાઇએ છીએ તે શરીરમાં ગયા પછી તેના ઉપર અનેક ક્રિયાઓ થાય છે અને ત્યારે જ તે શરીરોપયોગી બને છે. પાણી અને લવણ સિવાય કોઇ પણ પદાર્થ શરીરમાં જઇને તરત જ રક્ત સાથે મળી શકતો નથી. ખોરાક પરિપાક યંત્રમાંથી પસાર થઇ તેની ઉપર પરિપાક ક્રિયા થયા બાદ જ લોહીમાં મળે છે; અર્થાત્ ખાધેલા ખોરાકનું પૂર્ણ રૂપાન્તર થયા બાદ જ તે શરીરની વૃદ્ધિ અને વિકાસ માટે લાયક બને છે. ફક્ત પાણી અને લવણ જ કોઇ પણ જાતની ક્રિયા વિના રક્તમાં શોષાઇ જાય છે. આપણા શરીરને ઉપયોગી એવા અનેક પદાર્થોને પરિપાક યંત્રમાં ગયા પછી અનેક અટપટી ક્રિયાઓમાંથી પસાર થયા વિના આપણે તેનો ગુણ ઉઠાવી શકીએ જ નહિ આહાર કયાં કયાં યંત્રોમાં જાય છે, દરેક યત્રમાં એની ઉપર કઇ કઇ ક્રિયાઓ થાય છે અને અંતે તે કઇ રીતે શરીરને પોષે છે-વિકસાવે છે તે બતાવવાનો આ લેખનો હેતુ છે.

અન્નનળી, જઠર, ગ્રહણી, અગ્ન્યાશય, નાનાં આંતરડાં, મોટાં આંતરડાં એ અન્નમાર્ગના મુખ્ય ભાગો છે. આ આખોયે અન્નમાર્ગ બહુ લાંબો અને વાંકોચૂંકો અનેક બખોલોવાળો છે. આ માર્ગનુ પ્રવેશદ્વારા આપણું મોં છે અને નિર્ગમદ્વાર તે મળદ્વાર છે. મુખની અંદર દાંત, જીભ, લાલાપિંડ વગેરે જે સકલ યંત્રાદિ છે તે બધાં પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે પરિપાક વિધિમાં સહાયતા કરે છે, પરિપાક ક્રિયાનો આરંભ મુખથી જ થાય છે અને એની સમાપ્તિ નાનાં આંતરડાંના અંતમા થાય છે. મોટાં આંતરડાંમાં પાચનક્રિયા ચાલતી નથી. આ લાંબા અન્નમાર્ગની પહોળાઇ બધે એકસરખી હોતી નથી. આ આખાયે માર્ગને અંદરથી સુંવાળી શ્લેષ્મ ત્વચાનું અસ્તર હોય છે. આ શ્લેષ્મ કલાને લીધે અન્નમાર્ગમાંથી અન્નને જવું સહેલું થઇ પડે છે

## દાંત

મોંમાં દાંતની બે હારો છે. પુખ્ત ઉંમરના માણસના મોંમાં ૩૨ દાંત હોય છે. ઉપરના અને નીચેના જડબામાં ૧૬-૧૬ દાંત ગોઠવાયલા છે. દરેક જડબામાંના આગળના દાંતને " છેદક " દાંત ( Incisors ) કહે છે એટલે આઠ છેદક દાંત છે. આ દાંત કોદાળીના પાનાના જેવા ચપટા અને તીક્ષ્ણ હોવાથી ખોરાકના કટકા કરવાનું કામ કરે છે. આ છેદક દાંતની બન્ને બાજુએ એકેક એટલે બન્ને જડબાંના ઉપર અને નીચેના થઇને ચાર દાંત હોય છે, જે " રાક્ષી " ( Canine ) દાંત કહેવાય છે. કૂતરાં, બિલાડાં, વાઘ, સિંહ વગેરે માંસભક્ષક પ્રાણીઓને આ જાતના દાંત ઘણા હોય છે અને તેની વૃદ્ધિ અને વિકાસ પણ ઠીક થયેલો જણાય છે. ઘોડા, ગાય, બકરી, ભેંસ વગેરે ઉદ્‌ભિદ્‌ભોજી પ્રાણીઓને આ રાક્ષી દાંત હોતા નથી. આપણને ચાર રાક્ષી દાંત છે ખરા; પણ તે કૂતરાં, બિલાડાં કે વાઘ જેવા તીક્ષ્ણ કે પરિપુષ્ટ નથી. આજ દાંતની સહાયથી માંસભક્ષી પ્રાણીઓ હાડકાં ઉપરનું માંસ ઉખેડી શકે છે. આપણને આ રાક્ષી દાંત કાપવાના કામમાં મદદ કરે છે એટલું જ. બન્ને જડબામાં રાક્ષીની પાછળ બન્ને બાજૂએ પાંચ પાંચ એટલે વીસ દાંત આવેલા છે.

જેને આપણે ' દાઢા ' કહીએ છીએ એટલે બન્ને જડબાંમાં ઉપર નીચે થઇ ૨૦ દાઢા આવેલી છે. આ દાઢાનાં કેટલાક ઉપદાઢા અને દાઢા એવા બે ભેદો પાડે છે. ઉપદાઢા ૮ અને દાઢા ૧૨ છે. આ દાઢા ચપટી અને પહોળી હોય છે. શાકાહારી જીવોમાં આ જાતનાં દાંત વધુ અને ખૂબ જ વિકાસ પામેલા જણાય છે. ફળ, મૂળ, પાંદડાં અને શાખાઓ વગેરે પદાર્થો ઉત્તમરૂપે ચવાય એટલા ખાતર જ આ દાઢાનું પ્રયોજન છે અને એટલે જ હાથી, ઘોડા, ગાય, ભેંસ, બકરી વગેરે જીવોમાં આ જાતના દાંતની સંખ્યા અધિક હોય છે અને સંખ્યાની અધિકતા સાથે તે વિશેષ પરિપુષ્ટ પણ બનેલી જણાય છે. આ દાંત ઈશ્વરે ન આપ્યા હોત તો ખોરાક બરાબર ચવાત જ નહિ. દાંત અને આહારને કેવો ગાઢ સંબંધ છે એ આપણે આગળ જોઇશું.

## લાલાપિંડો

ખોરાક મોંમાં ગયા પછી દાંત વડે તે બરાબર ચવાય છે અને બારીક બને છે. મોંમાં પથરાયલા ખોરાકને આપણી જીભ એકત્રિત કરી તેને દાંત પાસે લાવે છે. જીભ આહારનો રસ લે છે, એટલું જ નહિ પણ તે પોતાનું કાર્ય બરાબર બજાવે છે.

મોંમાં છ લાલાપિંડ હોય છે. બે જીભની નીચે છે. આ લાલાપિંડામાંથી એક જાતનો પાણી જેવો, વર્ણહીન, તરલ પદાર્થ સ્રવે છે જેને આપણે ' લાળ 'થી ઓળખીએ છીએ. કોઇ સરસ ખાવાલાયક પદાર્થને જોતાં વેંત જ, અથવા તો તેની સુવાસ માત્રથી જ અથવાં તો કલ્પના જ માત્રથી આપણા મોંમાં આ જાતની લાળ ખૂબ જ છૂટે છે. અંગ્રેજીમાં લાળને ' સેલાઇવા ' અને લાલાપિંડાને ' સેલાઇવરી ગ્લેન્ડ્ઝ ' કહે છે. લાળનો મુખ્ય ઘટક તે ટાયલિન ( Ptyalin ) નામનું ફેનક દ્રવ્ય અથવાં કિણ્વ પદાર્થ ( enzime ) છે. ટાયલિનની ખોરાકમાંના મંડદ્રવ્ય ઉપર પાચનક્રિયા થાય છે. ખોરાક આ લાળ સાથે ભળે છે અને નરમ બને છે. દાળ, ભાત, બટાટા વગેરેમાં જે મંડદ્રવ્ય–સ્ટાર્ચ–નો ભાગ છે તેનું આ ટાયલિનને લીધે ખાંડમાં રૂપાંતર થાય છે. નત્રિલ અને સ્નેહ ( fat ) ઉપર આ લાળનું કંઇ પણ કાર્ય થતું નથી. મંડદ્રવ્યનું શર્કરામાં રૂપાંતર થવાથી પાચનક્રિયામાં ખૂબ જ મદદ થાય છે. જો મંડદ્રવ્યનું શર્કરામાં રૂપાંતર ન થાય તો મંડદ્રવ્ય પચે જ નહિ—અર્થાત્ લાળ એ પાચનક્રિયામાં ખૂબ જ મદદ કરનાર પદાર્થ છે. આપણા લોકોનો ખોરાક મોટે ભાગે મંડદ્રવ્યઘટિત છે એટલે જેમ વધારે વાર ખોરાક આપણે ચાવીએ અને જેમ વધુ પ્રમાણમાં તેની સાથે લાળ મળી એકરસ થાય તેમ વધુ હિતાવહ છે. ઉતાવળે જમવાની જેને ટેવ છે તેવાઓએ યાદ રાખવું જોઇએ, કે સારી રીતે ચાવ્યાં વિના ખોરાકને પેટમાં ઉતારી દેવાથી તેની સાથે લાળ બરાબર મળી શકતી નથી અને તેથી કરી પાચનક્રિયામાં ખલેલ પહોંચે છે. ખોરાક બહુ જ ધીમેથી ચાવવો અને જ્યારે તે સૂક્ષ્મ લોંદા જેવો થઇને લાળ સાથે મળીને એકરસ થયો હોય ત્યારે જ તેને પેટમાં ઉતારવો કેટલો હિતાવહ છે તે આથી સમજાશે. ખોરાક હોજરીમાં ગયા પછી તેની ઉપર જઠરરસ વગેરેની ક્રિયા શરૂ થાય છે અને લાળનું કાર્ય બંધ પડે છે.

## ચાવવાના ફાયદા

સવિખ્યાત શારીરતત્ત્વવિત્ ડૉકટર સર માઇકેલ ફસ્ટાર ચાવવાના ફાયદા વર્ણવતાં

"ખોરાક બરાબર રીતે ન ચાવવાથી જોઈએ તે કરતાં વધુ ખાવામાં આવે છે અને વધુ ખાવાની ટેવના માઠાં પરિણામ આપણે આપણી સારીયે જિંદગી ભોગવીએ છીએ. ખોરાક બહુ વાર સુધી ચાવવાથી અસ્વાભાવિક ક્ષુધા નષ્ટ થાય છે અને અસ્વાભાવિક ક્ષુધાના નાશ સાથે જ વધુ પડતો ખોરાક ખવાતો બંધ થાય છે. અર્થાત્ ગમે તેવો ખોરાક મળે તે જો બરાબર ચાવવામાં આવે તો તેથી આપણને તૃપ્તિ-સંતોષ વળે છે અને અધિક પ્રમાણમાં ખાવાની લાલસાની નિવૃત્તિ મળે છે. ખોરાક બરાબર ચવાયો હોય છે તો તેનો મોટો ભાગ પચી જાય છે, જ્યારે ચવાયા વિનાનો મળરૂપે બહાર નીકળી જાય છે. અર્થાત્ ચાવવાની ટેવવાળાનો મળ બહુ જૂજ હોય છે. વળી, અખતરાઓને અંતે એ પૂરવાર થયું છે, કે ચાવીને ખાવાની ટેવવાળા મનુષ્યોના મળમાં અધિક દુર્ગંધ હોતી નથી. આંતરડામાં મળ વધુ વાર રહે તો જ તે સવિશેષ દુર્ગંધયુક્ત બને છે અને તે અવસ્થામાં એ મલિન અંદર રહેલો દૂષિત પદાર્થ રક્ત સાથે મળે છે અને તેથી વિવિધ જાતના રોગો ઉત્પન્ન થાય છે. ટૂંકમાં, ચાવવાની ટેવથી અનેક જાતના રોગોમાંથી બચાય છે એટલું જ નહિ, પણ અનાવશ્યક ખોરાકમાં જે નાહકનું ખર્ચ થાય છે તે પણ બચે છે અને દેશમાં એટલા પૈસાનો બચાવ થાય છે."

ડૉ. હોરેશ ફ્લેચર નામના એક અમેરિકન સ્વાસ્થ્યતત્ત્વવિત્ પંડિતે તો 'ચર્વણ'નું એક નોખું જ શાસ્ત્ર બનાવ્યું છે. આ વિદ્વાને ચાવવા ઉપર એટલો ભાર મૂક્યો છે કે તેની પદ્ધતિ અત્યારે Fletcherizm 'ફ્લેચરીઝમ' નામથી પ્રખ્યાત છે. તે કહે છે કે ખોરાકને ખૂબ વાર સુધી ધીમે ધીમે ચાવો-એટલે સુધી કે ખોરાકની મૂળ વાસ (original flavour) નષ્ટ થઇ જાય અને ખોરાક ગળી જવાની સાચી વૃત્તિ ("true swallowing impulse") જાગ્રત થાય ત્યાં સુધી. તે માને છે કે ચાવવાથી ખોરાકની ખરી લહેજત અનુભવાય છે, શરીરમાં ઑર જ સ્ફૂર્તિ-ઉલ્લાસ આવે છે અને પાચનક્રિયા ઉપર તો એની અદ્ભુત અસર થાય છે. ચાવવાની ટેવથી બહુ જ ઓછો ખોરાક માણસને જોઇએ છે. આ વિદ્વાનની આ જાતની દલીલોએ દેશપરદેશના અનેક પંડિતોને આકર્ષ્યા. ઠેરઠેર ચર્વણ ક્લબો (chewing clubs) નીકળી. ન્યુયોર્ક અને લંડનમાં આવી ક્લબો જામી હતી. વખત જતાં આ જાતની ક્લબો બંધ પડી, પણ લોકો 'ચાવવાના ફાયદા' તેના વાસ્તવિક સ્વરૂપમાં સમજી ગયા અજીર્ણના રોગીઓ માટે ચર્વણ એક રામબાણ ઉપાય છે. ચર્વણ એ જ અજીર્ણનું મુખ્ય ઔષધ છે.

### અન્નનલી

અન્નનલી સુમારે દશ ઇંચ લંબાઇની, સ્નાયુઓની બનેલી છે. ખોરાક મોંમાંથી આ નળીમાં આવે છે. આ નળીમાંના સ્નાયુઓના આકુંચન-પ્રસરણને લીધે જ ખોરાક જઠરમાં જાય છે.

### હોજરી

હોજરીનો એક છેડો અન્નનળી સાથે અને બીજો ગ્રહણી (ડુઓડિનમ) સાથે લાગેલો છે. હોજરીમાં સુમારે ત્રણ રતલ ખોરાક રહી શકે છે. તે ખોરાકથી પૂરી ભરાઇ રહે ત્યારે તેની લંબાઈ બાર ઇંચ થાય છે. તે ખાલી થાય છે ત્યારે તે ઘણી જ સંકુચિત થઇને ઘણી થોડી જગ્યા રોકે છે.

હોજરીનો અંદરનો દેખાવ એક મધપુડા જેવો છે. હોજરીની દિવાલોમાં ઘણા જ સૂક્ષ્મ જઠરરસપિંડો આવેલા હોય છે. આ જઠરરસપિંડોમાંથી એક જાતનો જઠરરસ ઝરે છે, જે મધપુડાના જેવાં અસંખ્ય છિદ્રોમાંથી ઝરે છે. આ જઠરરસને અંગ્રેજીમાં 'ગેસ્ટ્રીક જ્યુસ' કહે છે. આપણે તેને 'જઠરરસ' અથવા 'પાચકરસ' નામથી ઓળખીશું. આ રસમાં મુખ્યત્વે બે પાચક પદાર્થો છે: એકનું નામ પેપ્સીન અને બીજું ફેનક દ્રવ્ય

(ferment), અને બીજું હાઇડ્રોક્લોરિક એસીડ નામનું અમ્લદ્રવ્ય, માંસ, મચ્છી, દાળ, દૂધ, વગેરે નત્રિલ પદાર્થો આ બે પાચકરસો વિના પરિપાક પામતાં નથી. પાચકરસના ફેનકદ્રવ્યથી નત્રિલ આહાર (protein) પ્રથમ તો acid meta-proteinsમાં અને પછી proteosesમાં અને આખરે peptonesમાં રૂપાંતર થાય છે. આપણી સાદી ભાષામાં કહીએ તો પેપ્સિન એ ફેનકદ્રવ્ય, નત્રિલના અણુઓ ભાંગીને તેના નાના નાના અણુઓ બનાવે છે. આ નાના અણુઓને 'પેપ્ટોન્સ' એવી સંજ્ઞા આપેલી છે.

કેટલાકના મત મુજબ લાઇપેઝ Lipaze નામનું એક બીજું ફેનકદ્રવ્ય સ્નેહ (fat) ઉપર પાચકકાર્ય કરે છે, જો કે બહુ જ ઓછા પ્રમાણમાં.

રેનિન (Renin) નામનું એક બીજું ફેનકદ્રવ્ય હોજરીની દિવાલોમાંથી ઝરે છે, જેથી દૂધનું દહીં બને છે.

હોજરીનું મુખ્ય કાર્ય નત્રિલ (પ્રોટિન) પચાવવાનું છે. મેદ-દ્રવ્ય હોજરીમાં પચતું નથી; કારણ કે જઠરરસ જે અમ્લ છે તેનાથી એ ક્રિયા અટકે છે. ઇક્ષુશર્કરા (જે ખાંડ આપણે ખાઇએ છીએ તે) હાઇડ્રોક્લોરિક એસીડને પરિણામે ગ્રેપસુગર-દ્રાક્ષશર્કરામાં પરિણમે છે.

હોજરીના સ્નાયુઓનાં સંકુચન પ્રસરણને લીધે હોજરીમાં ખોરાક ઘણો વખત સુધી વલોવાઇને બારીક થઇ જાય છે અને તેનું જઠરરસ સાથે સારી પેઠે મિશ્રણ થઇ જાય છે. ખોરાક જઠરમાં લગભગ ત્રણ કલાક સુધી રહે છે. સુમારે એક કલાક પછી જઠરનું નીચલું મોઢું, જેને અંગ્રેજીમાં 'પાઇલોરસ' (Pylorous) કહે છે, તે ઊઘડે છે અને પાચન થયેલા ખોરાકનો ભાગ નાનાં આંતરડાંમાં જાય છે. જઠરમાં બાકી રહેલા ખોરાક ઉપર પેપ્સિનનું કાર્ય ચાલુ જ રહે છે અને જેમ જેમ હોજરીમાં ખોરાકનું પાચન થતું જાય છે, તેમ તેમ ખોરાક એ હોજરીના નીચલા દ્વાર દ્વારા આંતરડાંમાં ધકેલાય છે. હોજરીનું આ નીચલું ઢાંકણું ઇશ્વરે એવી જાતનું નિર્માણ કરેલું છે કે જ્યાં સુધી હોજરીનો ખોરાક બરાબર પાચન થયો હોય નહિ ત્યાં સુધી તે ઊઘડે જ નહિ. હોજરીમાં પાચનક્રિયા પૂર્ણ થાય એ પછી જ એ મુખ ખુલે છે. હોજરીમાં અધકચરો પાચન થયેલો (partially digested) આહાર સાધારણ રીતે કર્દમવત્ જાડો અને લીસો થયેલા જણાય છે, જેને અંગ્રેજીમાં Chyme-ચાઇમ કહે છે; આપણે એને 'આમરસ'થી સંબોધીએ છીએ.

હોજરીમાંથી જે (જઠરરસ) ગેસ્ટ્રીક જ્યુસ ઝરે છે તેની ક્રિયા સંક્ષેપમાં નીચે મુજબ છે:—

(૧) જઠરરસ જંતુનાશક છે. ખોરાક સાથે જનારા જંતુઓ આ અમ્લરસથી મરી જાય છે, એટલે જંતુઓ આંતરડાંમાં જઇ શકતા નથી. હોજરીમાં ખોરાક ન હોય તો આ રસ સ્રવતો નથી, એટલે જ વિષૂચિકા (કોલેરા) વખતે ખાલી પેટ રાખવું નિષિદ્ધ છે. હોજરીમાં અન્ન હોય તો ઉદરમાં આવેલાં કોલેરાનાં જંતુઓ જઠરરસના સંસ્પર્શથી નાશ પામે છે.

(૨) આ રસ ખોરાકમાં ભળેલી સાકર (ઇક્ષુશર્કરા)ને દ્રાક્ષાશર્કરામાં પરિણત કરે છે.

(૩) આની અંદર અલ્પ પ્રમાણમાં લાઇપેઝ (lipaze) નામનો કિણ્વ પદાર્થ છે જે ચરબીવાળા ખોરાકને પચાવવામાં કંઇક અંશે સહાયતા કરે છે.

(૪) નત્રિલ ખોરાકને આ રસ પ્રથમ મેટા-પ્રોટિન, તે પછી Proteoses અને આખરે પેપ્ટોન્સ નામના પદાર્થમાં પરિણત કરીને એના પરિપાકમાં સહાયતા કરે છે.

જઠરરસની આ પ્રધાન ક્રિયા છે. ટૂંકમાં, નત્રિલ ઉપર પેપ્સિનનું પાચનકાર્ય થાય છે અને એ જ જઠરરસનું મુખ્ય કાર્ય છે.

## નાનાં આંતરડાં

હોજરીનું નીચલુ દ્વાર-' પાઇલોરસ ' નાનાં આંતરડાંના એક 'ગ્રહણી' ( ડ્યુઓડિનમ ) નામના ભાગમાં ઊઘડે છે. નાનાં આંતરડાંની શરૂઆત અહીંથી જ થાય છે. ઉદરમાં જમણી બાજૂએ આવેલા યકૃતમાંથી અને ડાબી બાજૂ ઉપર આવેલા અગ્ન્યાશય ( પૅંક્રિયાસ )માંથી અનુક્રમે જે રસો ઝરે છે તે આ ભાગમા ( ગ્રહણીમાં ) ઠલવાય છે. યકૃતમાથી પિત્ત અને અગ્ન્યાશયમાંથી પૅંક્રિયાટિક જ્યુસ-બન્નેનો આ ભાગમાં સ્રાવ થાય છે. હોજરીમાથી આવેલા ખોરાક સાથે આ બન્ને રસો મળે છે અને પાચન-ક્રિયામાં મદદ કરે છે. ખોરાકમાં જે મંડદ્રવ્ય ( સ્ટાર્ચ ) હોય તે, તેમજ તેલ, ઘી વગેરે ચરબીવાળા જે પદાર્થો હોય છે તે આ પૅંક્રિયાટિક જ્યુસ( સ્વાદુરસ )ના સંયોગથી પરિપાક પામે છે. આ સિવાય નત્રિલ પદાર્થનું બાકી રહેલું પરિપાક-કાર્ય આ રસદ્વારા જ પૂર્ણ થાય છે. સ્વાદુ રસમાં ટ્રિપ્સિન ( Trypsin ), એમિલેજ ( Amylase ) અને લાઇપેઝ ( lipaze ) નામનાં ત્રણ ફેનકદ્રવ્યો રહેલાં છે જે નત્રિલ, મંડદ્રવ્ય અને સ્નેહનો પરિપાક સાધે છે. હોજરીમાંના પેપ્સિનના પ્રભાવમાથી છૂટેલા નત્રિલ દ્રવ્ય ઉપર ટ્રિપ્સિનનું પાચનકાર્ય થઇને તેનું પેપ્ટાન બને છે; અને પેપ્ટોનનુ રૂપાતર થઇને તે પછી એમિનો-એસીડો બને છે. આપણે ઉપર જોઇ ગયા છીએ, કે નત્રિલદ્રવ્ય હોજરીમા પેપ્ટાનમાં રૂપાતરિત થાય છે. આ પેપ્ટોન સ્વાદુરસ સાથે મળે છે અને સ્વાદુરસમાં જે ટ્રિપ્સિન નામનું ફેનકદ્રવ્ય છે તે એને એમિનો-એસીડો પદાર્થમા પરિવર્તિત કરે છે. આવી રીતે નત્રિલ દ્રવ્યનું પૂર્ણ રૂપાતર થઇ ગયા બાદ તે રક્તમા શોષાય છે અને યકૃતદ્વારા આખા શરીરમાં તે પ્રસરી જાય છે. લાઇપેસ ફેનકદ્રવ્યનું સ્નેહ ઉપર પાચનકાર્ય થાય છે. પ્રથમ તે સ્નેહ-દ્રવ્યને ગ્લિસરિનમા અને આખરે ( ફેટીએસીડઝ ) (અમ્લદ્રવ્યો)માં પરિણત કરે છે. આ અમ્લદ્રવ્યો (ફેટીએસીડઝ) ક્ષાર પદાર્થો સાથે મિશ્રિત થવાથી એક પ્રકારના સાબુ જેવા પદાર્થમા તે પરિણમે છે. અતમાં, તે વળી પાછું વિશ્લિષ્ટ થઇને ફરી પાછું ચરબીના આકારમા રક્તમા શોષિત થાય છે.

નાનાં આતરડાં ગુચળા જેવાં ગોઠવાઇને રહેલા છે. તેની લબાઇ ૨૨ ફીટ છે. હોજરીમા જેમ પિંડ હોય છે તેમ આતરડાંમા પણ અનેક પિંડો હોય છે. આ પ્રત્યેક પિંડ-માંથી આત્રરસ ( Succus Entericus ) નામનો એક પ્રકારનો રસ ઝરે છે. આ રસ સ્વાદુરસ ( pancreatic juice ) સાથે મિશ્રિત થઇને નત્રિલ, સ્નેહ, શર્કરા વગેરે સર્વ જાતના ખોરાકના પરિપાક-કાર્યમા સહાયતા કરે છે. મંડદ્રવ્યમાંથી જે માલ્ટોઝ ઉત્પન્ન થયેલી હોય છે તે અને આપણે જે ખાંડ ખાઈએ છીએ તે, આંત્રરસમા ઇન્વર્ટિઝ નામનું એક ફેનક દ્રવ્ય છે તેની સાથે મિશ્રિત થઇને દ્રાક્ષાશર્કરામા પરિણત થઇને અતે રક્તમાં મળે છે. આવી રીતે આહાર પરિપાક-ક્રિયામા રૂપાંતરિત થઇને દૂધના જેવા એક ઘાટા પ્રવાહીના રૂપમાં પરિણત થાય છે જે Chyle નામથી ઓળખાય છે. નાનાં આંતરડાની અંદરની સપાટી ઉપર નાની નાની ગોળીઓ જેવા ઊપસી આવેલા ઘણા ભાગ હોય છે, જેને આંત્રલવ ( Villi ) નામથી ઓળખવામાં આવે છે. ચાઇલમાથી પાચન થયેલા દૂધ જેવા પદાર્થમાથી આ આંત્રલવો ખોરાકનું શોષણ કરે છે. આ આંત્રલવો એટલા બધા હોય છે કે તેને લઇને નાના આતરડાંની અદરની સપાટી મખમલ જેવી બનેલી હોય છે. આંત્ર-

લેવોએ ચૂસેલો સારવાન ખોરાક થોરેસિક ડકટ નામની એક નળીમાં આવે છે અને ત્યાંથી રક્તવાહિકા શિરામાં પ્રવેશ કરી રક્ત સાથે મળી શરીરપોષણના નિમિત્તે શરીરના સર્વાંશમાં તેને પહોંચાડવામાં આવે છે.

પાચનની ક્રિયા નાનાં આંતરડાંમાં જ પૂરી થાય છે અને પાચન થયેલા ઘણાખરા ખોરાકનું શોષણ પણ અહીંઆં જ થાય છે. ખોરાકનો જૂજ ભાગ મોટાં આંતરડાંમાં જાય છે. નાનાં આંતરડાંમાં જઠરમાંથી જે આમરસ આવેલો હોય છે તેની ઉપર સ્વાદુરસ, પિત્તરસ અને આંત્રરસ—આ ત્રણ પાચક રસોની ક્રિયા થઇને પાચનક્રિયા સંપૂર્ણ થાય છે.

### આંત્રરસ

આંત્રરસમાં ચાર ફેનકદ્રવ્યો હોય છેઃ ઇન્વરટેઝ, માલ્ટેઝ, એન્ટરોકાઇનેઝ અને એરપ્સિન. એરપ્સિનનું પેપ્ટોન ઉપર કાર્ય થઇને તેના એમિનો એસીડો બને છે.

### ઉપસંહાર

"જુદાં જુદાં અન્નદ્રવ્યો ઉપર પાચનકાર્ય કેમ થાય છે એ ટૂંકમાં નીચે આપેલું છે:—

(૧) લાળમાંનું ટાયલીન, સ્વાદુરસમાંનું એમિલોપ્સિન, અને આંત્રરસમાંના ત્રણ ફેનક દ્રવ્યોની કર્બોદિત દ્રવ્ય ઉપર ક્રિયા થઇને, છેવટ કર્બોદિત દ્રવ્યનું શર્કરામાં રૂપાંતર થાય છે.

(૨) જઠરમાંનું પેપ્સિન, સ્વાદુરસમાંનું ટ્રિપ્સિન, અને આંત્રરસમાંનું એરપ્સિન એમની નત્રિલ ઉપર ક્રિયા થઇને છેવટ તે નત્રિલ દ્રવ્યના મુખ્યત્વે કરીને એમિનો–એસિડો બને છે.

(૩) પિત્તરસની મદદથી, સ્વાદુરસમાંના લાઇપેઝની સ્નેહ ઉપર ક્રિયા થઇ છેવટે તે સ્નેહ દ્રવ્યની ગ્લિસરિન અને ફેટીએસિડો બને છે."[૧]

### મોટાં આંતરડાં

મોટાં આંતરડાંની લંબાઈ પાંચ ફૂટ છે. નાનાં આંતરડાં કરતાં તેની પહોળાઇ ઘણી વધારે છે. નાનાં આંતરડાં પ્રમાણે આમાં આંત્રલવ હોતાં નથી. એમાંના પિંડોમાંથી શ્લેષ્મલ દ્રવ્ય ઝરે છે, જે મળને આગળ ધકેલવામાં સહાયભૂત થાય છે.

આગળ કહેવામાં આવ્યું છે, કે પાચનક્રિયા નાનાં આંતરડાંમાં જ સમાપ્ત થાય છે. મોટાં આંતરડાંને પાચનક્રિયા સાથે કશો જ સંબંધ નથી. મોટાં આંતરડાંનું મુખ્ય કાર્ય મળને સંઘરવાનું અને તેનો અમુક અમુક અંતરે નિકાલ કરવાનું છે. એના પિંડોમાંથી જે સ્રાવ ઝરે છે તેનાથી મળને દુર્ગંધી પ્રાપ્ત થાય છે. નાનાં આંતરડાંમાંથી મોટાં આંતરડાંમાં આવેલા નિરુપયોગી ખોરાકમાંનો ઘણોખરો પાણીનો ભાગ મોટાં આંતરડાંમાં શોષી લેવામાં આવે છે અને તેને લીધે તે ઘટ્ટ બને છે. આ નિરુપયોગી ભાગ સ્નાયુઓના સંકોચને લઇને આગળ ધકેલવામાં આવે છે અને ગુદદ્વાર સુધી તે જઇ પહોંચે છે અને પછી મળરૂપે બહાર પડે છે.

### મળ

તંદુરસ્ત માણસના મળમાં તદ્દન નિરુપયોગી, આહારમાં જે ન પચી શકે એવો ભાગ હોય તે જ બહાર પડે છે. અજીર્ણ અને અગ્નિમાંદ્યવાળાઓના ઝાડામાં પચ્યા સિવાયનો ખોરાક મળી આવે છે. મળ સાથે આંતરડાંની શ્લેષ્મકલાનાં પડ અને જંતુઓ મળેલાં હોય છે. જંતુઓનું પ્રમાણ મળના વજનથી લગભગ ત્રીજા ભાગનું હોય છે. શાકાહારમાં જે કાષ્ટતંતુ (cellulose) હોય છે તે પચી શકતા નથી; એટલે તે વગર-

૧ આહારશાસ્ત્ર પ્રવેશિકા પા. ૩૧

પચ્યે મળ વાટે બહાર પડી જાય છે, પણ આ કાષ્ટતંતુ મળને સહેલાઇથી બહાર કાઢી નાખવામાં બહુ જ ઉપયોગી છે. વનસ્પતિ આહારમાં આ જાતનું 'સેલ્યુલોઝ' ખૂબ મળી આવે છે.

### સ્વાદુપિંડ (Pancreas)

આ અતિ ઉપયોગી અવયવ હોજરીની નીચે આવેલો છે. કેટલાક એને 'કલોમ' કહે છે. આ અવયવમાંથી સ્વાદુરસ નામનો રસ ઝરે છે. આ રસ એક નાની નળી વાટે નાના આંતરડાના ઉપલા ભાગમાં એટલે ગ્રહણીમાં ખોરાકને આવી મળે છે. બધાય પાચક રસોમાં સ્વાદુરસ અતિ મહત્ત્વનો છે; કારણ એમાંનું ટ્રિપ્સિન નામનું ફેનકદ્રવ્ય નત્રિલનું પાચન કરે છે, એમિલોપ્સિન મંડ દ્રવ્યોનું પાચન કરે છે અને લાયપેઝ સ્નેહદ્રવ્યોનું પાચન કરે છે. અર્થાત્ સ્વાદુરસ ત્રણેય પ્રકારના અન્નદ્રવ્યને સહેલાઇથી પચાવે છે. આ ઉપયોગી રસને લીધે જ નાનાં આંતરડાંમાંના પાચનકાર્યને વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે.

### યકૃત્

પેટની બખોલમાં જમણી બાજુએ આવેલો આ પાચક-અવયવ (digestive organ) અતિ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. એનું વજન ૩॥ થી ૪ રતલનું છે. યકૃત્માંથી પિત્ત ઝરે છે. યકૃત્ની નીચે પિત્તાશય છે તેમાંથી પિત્ત ઝરે છે અને એક નળી વાટે તે સ્વાદુરસની મુખ્ય નળી સાથે એકઠી થઇને ગ્રહણી ( Duodenum ) માં ઊઘડે છે. પાચન ક્રિયા જ્યારે બંધ હોય છે ત્યારે યકૃત્માંથી જે પિત્ત ઝરે છે તે આંતરડાં તરફ ન જતાં પિત્તાશય ( gall bladder ) માં ભેગુ થાય છે. નાનાં આંતરડાંના ભાગમાં–ગ્રહણીમાં–જ્યારે ખોરાક આવી પહોંચે છે ત્યારે પિત્તાશય સંકુચિત થઇને પિત્તને એક નળી વાટે ત્યાં મોકલી આપે છે. પિત્તને લીધે ખોરાકમાં જે સ્નેહદ્રવ્ય ( fat ) હોય છે તે પાચન થાય છે.

પિત્ત ઉત્પન્ન કરવું એ યકૃત્નું મુખ્ય કાર્ય છે. જઠરરસની પેઠે પિત્ત પણ ખોરાકને સડી જતો અટકાવે છે. ખોરાક સાથે ઘણી વખત નકામા પદાર્થો ખાવામાં આવે છે તેમાંના કેટલાક તો નુકસાનકારક પણ હોય છે. આ નુકસાનકારક પદાર્થો લોહી સાથે મળે છે, પણ જ્યારે એ લોહી યકૃત્માં આવે છે ત્યારે આવા નુકસાનકારક પદાર્થોનો ત્યાં અટકાવ થાય છે. સોમલ, સીસું, અફીણ, એરકચોલાં વગેરે ઝેરી પદાર્થોની ઝેરી અસરને યકૃત્ જ અટકાવે છે. એવું મનાય છે, કે સોમલ જેવાં કાતિલ ઝેરો યકૃત્ વગરનાં પ્રાણીઓ કરતાં યકૃત્વાળાં પ્રાણીઓને મારવા માટે ડબલ ડોઝમાં વપરાય છે. પિત્તનો સ્વાદ અતિ કડવો છે અને તે પણ ખોરાકના સડાને અટકાવે છે.

યકૃત્ના દરેક કણમાં પિત્ત તથા ગ્લાઇકોજન હોય છે. ગ્લાઇકોજન એ એક જાતનો શર્કરાગુણ વિશિષ્ટ પદાર્થ છે. ગ્લાઇકોજનને 'પ્રાણીજ સ્ટાર્ચ' કહીએ તોપણ ચાલે, કારણકે તે સ્ટાર્ચ ઘટિત જ છે. હોજરી અને આંતરડાંમાંથી જે મંડદ્રવ્ય અને સાકર વગેરેનું ખાંડમાં રૂપાંતર થાય છે તે ખાંડમાંથી જ ગ્લાઇકોજન પેદા થાય છે. યકૃત્નું બીજું કાર્ય આ ગ્લાઇકોજનને સંઘરવાનું છે. આપણા શરીરમાં જે અસંખ્ય રક્તકણો (blood –corpuscles) છે તેમાંનાં કેટલાંક હમેશાં નાશ પામે છે. આ મૃત રક્તકણોનો નિકાલ ગ્લાઇકોજન દ્વારા જ થાય છે એમ વિદ્વાનો માને છે. યકૃત્ આ સંઘરેલા ગ્લાઇકોજનને શરીરના ભાગોને જ્યાં જ્યાં સાકરની જરૂર પડે છે ત્યાં ત્યાં રક્તપ્રવાહ સાથે મેળવીને

મોકલી આપે છે. રક્તપ્રવાહ સાથે મળેલી આ સાકર (glucose) ઉષ્મા અને કાર્યશક્તિ માટે બળીને ખાખ થાય છે (undergoes combustion). આવી રીતે રક્તપ્રવાહમાં થતી સાકરની દહનક્રિયાને સ્વાદુ પિંડમાંથી જે ઇન્સ્યુલિન નામનો અંતઃસ્રાવી રસ (internal secretion hormone) ઝરે છે તે મદદરૂપ થઈ પડે છે. હવે કોઇ કારણથી શરીર જો આ ઇન્સ્યુલિન નામના રસને ઓછો પેદા કરી શકે અથવા તો યકૃત્ હોજરી અને આંતરડાંમાંથી આવેલી સાકરને જો ગ્લાઇકોજનમાં રૂપાંતરિત કરવા અશક્ત બને છે તો રક્તશર્કરા (Blood sugar) વધે છે અને જ્યારે એ ખૂબ જ વધી જાય છે ત્યારે પેશાબ વાટે તે બહાર પડે છે. પેશાબમાં જતી ખાંડને આપણે મધુમેહ નામના રોગથી ઓળખીએ છીએ.

યકૃત્ જો બરાબર પિત્ત પેદા ન કરી શકે તો તેટલું પિત્ત આંતરડાંમાં ઓછું જાય. યકૃત્‌ના દરદીઓને મોટે ભાગે સફેદ રંગના ઝાડા થાય છે અને તેનું કારણ પિત્તસ્રાવની અપૂર્ણતા વા અભાવ જ હોય છે. પિત્તના અભાવને લઇને એવા સફેદ ઝાડામાં અપક્વ ચરબીનું પ્રમાણ ખૂબ હોય છે. કર્બોદિત અને નત્રિલ દ્રવ્યોને પચવવામાં પણ પિત્ત કેટલેક અંશે સહાયભૂત થાય છે. પિત્ત જંતુનાશક હોઈ જંતુઓને મારે છે અને આંતરડાંમાં થતા સડાને અટકાવે છે.

## ભિન્ન ભિન્ન યંત્રોનો પાચનક્રિયામાં સહકાર

ભિન્ન ભિન્ન પાચકયંત્રોમાં થતી પાચનક્રિયા એકબીજાના સહકાર ઉપર જ અવલંબી રહેલી છે. મોઢામાં ટાયલીન નામના ફેનકદ્રવ્યની મદદથી મંડદ્રવ્ય શર્કરા (ડેક્ષટ્રીન)માં રૂપાંતરિત થાય છે તે આપણે જોઇ ગયા છીએ. મંડદ્રવ્યનું શર્કરામાં થતું રૂપાંતર, હોજરીમાં 'ગૅસ્ટ્રીન' નામના પદાર્થને ઉત્પન્ન કરવામાં મદદ કરે છે. આ ગૅસ્ટ્રીન જઠરરસના સ્રાવને વધારવામાં ખૂબ જ સહાય કરે છે. હોજરીમાંના આમરસ (chyme) નો અમ્લ સ્વભાવ (acid character) ગ્રહણીમાં 'સિક્રેટિન' (secretin) નામના અન્ય પદાર્થને જન્મ આપવામાં સહાયભૂત થાય છે. આ સિક્રેટિનને, રક્ત સ્વાદુપિંડમાં લઈ જઇ સ્વાદુપિંડમાં સ્વાદુરસના સ્રાવને ઉત્તેજે છે. ગૅસ્ટ્રીન, સિક્રેટિન વગેરે પદાર્થો "હોરમોન્સ" (Hormones) નામથી ઓળખાય છે. હોરમોન્સ પાચનક્રિયામાં અગત્યનો ભાગ ભજવે છે. થાઇરોઇડ, પિટ્યુઇટરી અને એડ્રેનલ્સ ઇત્યાદિ ગ્રંથિઓના કાર્ય સાથે હોરમોન્સનું સામ્ય જણાય છે.

## ધાતુનત્રિલ (Tissue Proteins)

આહારના નત્રિલ કરતાં ધાતુ–નત્રિલ ભિન્ન છે. આપણે આગળ જોઈ ગયા કે નત્રિલનું પાચન થયા બાદ તેનાથી બનેલાં જુદાં જુદાં એમિનો એસિડો–જેવાં કે ગ્લિસાઇન, લ્યુસાઈન, ટાઇરોસાઇન, ટ્રીપ્ટોફેન, એલેનાઇન, લાઇસીન ઇત્યાદિ–લોહીમાં ભળેલાં હોય છે. શરીરની ધાતુઓ આ બધા એમિનો એસિડોનો ઉપયોગ નથી કરતી. જે ધાતુને પોતાને માટે જે એમિનો એસિડની જરૂર લાગે તે લઇને તેના સંયોગથી તે નત્રિલ બનાવી લે છે. સાદી ભાષામાં કહીએ તો એમિનો એસિડો મકાનની ઇંટો જેવા છે; જ્યારે ધાતુઓ કડીઆ જેવી છે. કડીઆ પોતાને યોગ્ય લાગે તે ઇંટ યોગ્ય જગાએ ગોઠવીને મકાન ખડું કરે છે. આવી જ રીતે ધાતુનત્રિલ પોતાને યોગ્ય લાગે તે એમિનો–એસિડ ગ્રહણ કરી પોતાનો વિકાસ–વૃદ્ધિ સાધે છે. લોહીમાંથી જુદા જુદા એમિનો એસિડો લઇને શરીરની જુદી જુદી ધાતુઓ પોતપોતાના નત્રિલો બનાવી લે છે એ યાદ રાખવું ઘટે છે.

### યૂરિયા

વિદ્વાનો માને છે, કે આપણે હમેશાં આપણા ખોરાકમાં, ધાતુનત્રિલના બંધારણ માટે જેટલું નત્રિલ લેવું જોઇએ તેના કરતાં ઘણું વધારે નત્રિલ લઇએ છીએ. ખોરાકમાં જ્યારે ક્રયોહિત યોગ્ય પ્રમાણમાં હોય છે ત્યારે શરીરમાં નત્રિલનો ઉપયોગ કરવામાં નથી આવતો શરીરનું નત્રિલ બન્યા પછી જે એમિનો એસિડો સિલક રહે છે, તે લોહીમાં ફર્યા જ કરે છે. લોહી જ્યારે યકૃતમાં જાય છે ત્યારે આ એમિનો એસિડો ઉપર યકૃતના કોષોની ક્રિયા થઇને તેનો ભગ થાય છે. આ પ્રમાણેના એમિનો એસિડોના ભંગથી તેમાંથી બે પદાર્થ તૈયાર થાય છે. એક પદાર્થ ખાંડ હોય છે. આ ખાંડ શરીરને કાર્યશક્તિ અને ઉષ્મા આપે છે. બીજો પદાર્થ યૂરિયા છે. યૂરિયા શરીરને તદ્દન નિરુપયોગી અને હાનિકારક હોવાથી પેશાબ વાટે તેને શરીરની બહાર કાઢી નાખવામાં આવે છે. ભગવાનની આ લીલા આગળ આપણું શિર સ્વાભાવિક રીતે જ નમી પડે છે.

અને આ બધા પાચનયંત્ર પાછળ પાછું મન તો ખડું જ છે એ ક્ષણભર ન ભુલાવું જોઇએ. આધુનિક ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓએ મનોયંત્રની મહત્તા સ્વીકારી છે. મનોયંત્ર, અંતઃસ્રાવી રસો, પાચક રસો—આ બધાનો જ્યાં સહકાર છે ત્યાં સ્વાસ્થ્ય—ઓજસ્ સંભવી શકે છે. માટે જ શાંત મનથી, ખૂબ ચાવીને ખાવાની ટેવ જેણે પાડી છે તે નિરોગી રહી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે છે. શરીર એ સ્થૂલ નથી એ યાદ રાખવું જોઇએ. ચરકે શરીર, ઇંદ્રિય, સત્ત્વ અને આત્મા—એના સંયોગને જ જીવન કહ્યું છે.

બાપાલાલ ગ. વૈદ્ય

---

## કલ્પના અને કવિ

હરિણી વૃત્ત ] [ ધ્વનિત

સકળ જગના સૌંદર્યોની મનોહર મૂરતિ,
મનુજ હૃદયે ત્હારૂં મૃત્યૂ કદાપિ નહીં જ હો;
સકળ રસની શોભાઓની ખરી ખુબસૂરતી !
રસિક જનના હૈયામાંથી કદીય નહીં ખસો.
સુખ દુખતણા આ સંસારે અરે મુજ બેલડી,
અવિરત રહો ત્હારી પ્રીતિ શિરે કવિઓ તણા.
અગણિત બિજી આ'નાથીએ રચાઇ મિઠી કડી,
તુજ યશ તણાં જેથી ગાનો હજીય વધે ઘણાં.
“ કૃપણુ સહુ આ વ્યાપારોમાં ત્હને રસ કયાંયથી ? ”
કદિય મુજને તૂં પૂછે તો ત્હને શું બિજૂં કહું ?
મુજ ઉરતણી વાતોએ તો સહૂય તું જાણુતી :
કદિય મુજને જો પૂછે તો અબોલ ઉભો રહું.
 જુજ કંઇક જે જાણૂં છૂં હું કરી શ્રમ આ સમા,
 બળ સકળ છે ત્હારૂં ત્હેમાં, સુહાગણુ ઓ રમા !

—પતીલ

# ભાષા અને વ્યાકરણ

સૃષ્ટિના સર્જનમાં જે અનેક પ્રાણીસમૂહ નજરે પડે છે તેમાં વ્યક્ત ભાષા બોલવાની શક્તિ એ મનુષ્યનું ખાસ લક્ષણ છે. ઈતર પ્રાણીઓ પોતાની લાગણી વિવિધ પ્રકારના અવાજથી દર્શાવી શકે છે; પરંતુ એ અવાજ મનુષ્યના શબ્દ જેવો સ્પષ્ટ નથી. શબ્દના બે પ્રકાર છેઃ ધ્વનિમય અને વર્ણમય. પશુઓનો શબ્દ ધ્વનિમય અને આપણો વર્ણમય છે. આ ઉપરથી કેટલાક ભાષાશાસ્ત્રીઓનું એમ માનવું છે કે એકલા મનુષ્ય જ વ્યંજનનો ઉચ્ચાર કરી શકે છે. સારાંશ કે, વ્યક્ત ભાષાઓનો વ્યવહાર અને વિકાસ એ મનુષ્યબુદ્ધિનો પરિપાક છે; પરંતુ હંમેશનાં પરિચય તેમજ વપરાશથી વાણીની દિવ્યતા ઓછી થતી જાય છે, પણ મૂંગા માણસને વાચાનો અભાવ કેટલો મૂંઝવતો હશે એની કલ્પના આપણે ન જ કરી શકીએ એટલા માટે જ દંડી કવિ યથાર્થ કહે છે કે "શબ્દ-બ્રહ્મના પ્રકાશ વગર જગતમાં સર્વત્ર અજ્ઞાનરૂપ અંધકાર પ્રસરત."[1] અર્થાત્ વાણી વિના માણસોનો વ્યવહાર પશુ અને પ્રાણીઓથી વધારે નિરાળો ન હોત.

ભાષાની ઉત્પત્તિ અને વપરાશ સ્વીકાર્યા પછી તેની ખીલવણી ઉત્ક્રાન્તિ (evolution) નિયમને વશ છે એ નોંધવું જરૂરનું છે. "અન્ય પ્રાણીઓની પેઠે ભાષાઓમાં પણ એક આકારમાંથી બીજો અને બીજામાંથી ત્રીજો એમ વંશાવળી બંધાય છે. દરેક નવા વંશજના જન્મકાળમાં એક જ ગોત્રની બીજી શાખાઓ પણ જન્મે છે અને દરેક પેઢી આસપાસની સ્થિતિને અનુકૂળ થઈ ઘડાય છે તથા રૂપાન્તર પામે છે. ભાષાઓ પણ મૂળ પૂર્વજની શરીરરેખાઓ પોતાના અંતરમાં જાળવે છે અને તે સાથે બહારનાં બળોના સંસ્કાર વખતોવખત ગ્રહણ કરતી જાય છે. ભાષાઓ આજુબાજુની હાલતને અનુસરીને જીવન્ત રહેવાનો પ્રયાસ ચાલુ રાખે છે. પોતાની ગતિમાં ન જીરવાય એવા જૂના અંશોનો ત્યાગ કરે છે અને પોતાની ગતિમાં સહાયક થાય એવા નવા અંશો પોતાનામાંથી નીપજાવે છે."[2] આ રીતે ભાષા–સાહિત્ય પાંગરે છે.

બોલવામાં અને લખવામાં જે ભાષાનો આપણે ઉપયોગ કરીએ છીએ તે ગુજરાતી ભાષાની વંશાવળી મૂળ સંસ્કૃતમાંથી નીકળે છે અને અનેક સૈકાઓનાં ઘડતર પછી પ્રાકૃત અને અપભ્રંશ દ્વારા હાલના સ્વરૂપને પામી છે. "શબ્દોમાં અને પ્રત્યયોમાં ફેરફાર થયો છે પણ ભાષારચનાનું ખોખું ઘણુંખરું એનું એ રહ્યું છે. અપભ્રંશમાં તેમજ ગુજરાતીમાં આવતા મૂળ શબ્દોમાંના કેટલાક અક્ષર બદલાઈ ગયા છે અને કેટલાક જતા રહ્યા છે તોપણ વાક્યરચના સંસ્કૃત જેવી જ રહી છે; એટલું જ નહિ પણ શબ્દોમાં રહેલું વાગ્બળ સંસ્કૃત જેવું જ બહુધા રહ્યું છે."[3] ભાષાબંધારણમાં સ્પષ્ટ ફેર એ પડ્યો છે, કે સંસ્કૃત પ્રત્યયાત્મિકા ભાષા છે ત્યારે અર્વાચીન ગુજરાતીમાં પ્રત્યયાત્મિકા અને પ્રત્યયલુપ્તા એ બન્ને

૧ કમળાશંકર બૃહદ્ વ્યાકરણ. પૃ. ૩

૨–૩ રમણભાઈ–ગુજરાતી ભાષાનું બંધારણ.

સ્થિતિ નજરે પડે છે. અર્થાત્ ગુજરાતી ભાષાના બંધારણમાં સમસ્ત અને વ્યસ્ત દશાનું દર્શન થાય છે. આ ઉપરાંત વિદેશી પ્રજાઓના સંપર્કથી ભાષા–શરીરમાં ફારસી અને અરબી શબ્દોનું પૂર વધ્યું છે, તેમજ ઉચ્ચારભાગ ઉપર તેની અસર થઈ છે. વર્તમાન ગુજરાતીમાં અંગ્રેજી શબ્દો, કઢંગી વાક્યરચના અને હસામણા તરજુમા બહુ અંશે માલમ પડે છે. આથી ભાષાના દેહમાં સુયોગ્ય ફેરફારોને બદલે વિકૃતિનો પ્રવેશ થાય છે માટે આવા સંકર પ્રયોગોને અટકાવવાની જરૂર છે. આ સ્થિતિમાં ભાષાના સ્વરૂપમાં બે શૈલી પ્રચાર પામે છેઃ એક વર્ગ ગુજરાતી વિભક્તિઓના પ્રત્યય રાખીને ભાષાની મૂળ પ્રકૃતિ–સંસ્કૃત માતામહીને–વળગી રહે છે; પરિણામે સંસ્કૃતમય આડંબરવાળી કૃત્રિમ શૈલી વધે છે. જ્યારે બીજો વર્ગ માત્ર સરળતાના ધોરણે ફારસી, અંગ્રેજીના વિચિત્ર પ્રયોગો વાપરી ભાષાની વિડંબના કરાવે છે. આ બન્ને પ્રકારો અનિષ્ટ છે એ કહેવાની જરૂર નથી, છતાં એનો ઉપયોગ વ્યાકરણના જ્ઞાન વગર નિરંકુશ રીતે પ્રવર્તે છે.

વિકાસ પામતી ભાષા અમુક સીમાએ પહોંચે છે ત્યારે એક તરફ તેનો પ્રત્યક્ષ વા પરોક્ષ સંગ્રહ થાય છે અને બીજી તરફ તેના બંધારણમાં અશુદ્ધિઓ ન પેસે એની કાળજી રાખવામાં આવે છે. આમ ભાષા અને સાહિત્યના ભંડોળ પછી એની શુદ્ધિ અને સંરક્ષણ અગત્યનાં અંગ મનાય છે. ભાષાનો ઇતિહાસ ઉકેલતાં તેની ખીલવણીમાં અનેક પ્રેરક બળો માલમ પડે છે, જેને પરિણામે તેનો સ્થૂળ દેહ બંધાય છે; પણ "તેના અંદરના જીવનનો મુખ્ય આધાર જન્મથી બંધાયેલા શરીર પર હોય છે," એટલે પરસંસ્કારોની આપ–લે કરવા છતાં પોતાનાં સજાતીય તત્ત્વોને અણીશુદ્ધ જાળવી રાખવાં એ દરેક ભાષાની વિશેષતા છે. દરેક નવા તત્ત્વના પ્રવેશ સાથે ભાષાના ઘડતરમાં રૂપાન્તર થતું હોય તો ભાષાની મૂળ પ્રકૃતિ નાશ પામે છે, અને બે ચાર જમાના પછી જૂની અને રૂપાન્તર પામતી ભાષા વચ્ચે કાંઈ મેળ રહેતો નથી. પરિણામે, એક સૈકાજૂની ભાષા બીજા સૈકાને અગમ્ય રહે છે; પણ વસ્તુતઃ આવું રૂપાન્તર સંભવતું નથી, કારણ કે મૂળ તત્ત્વો કેટલે અંશે જાળવી રાખવાં, કયા નવા સંસ્કારોને ગ્રહણ કરવા, અને ભાષાનું મૂળ સ્વરૂપ કાયમ રાખીને તેનામાં એ સંસ્કારો શી રીતે ઓગાળવા તથા કયાં તત્ત્વોનો ત્યાગ કરવો વગેરેનો નિર્ણય વ્યાકરણશાસ્ત્ર કરે છે.

કેટલાક વિષય એવા છે, કે જેની અગત્ય સ્વીકારવા છતાં તે તરફ ન સમજી શકાય એવી ઉપેક્ષા આપણે રાખીએ છીએ. વ્યાકરણશાસ્ત્ર આપણી ઉદાસીનતાનો વિષય થઈ પડયો છે એમાં ના પડાય તેમ નથી. વ્યાકરણનું મહત્ત્વ સર્વ કોઈ કબૂલ રાખે છે, પણ તેના જ્ઞાનની ઘણામાં ન્યૂનતા હોય છે. ભાષાનો ઉપયોગ માણસમાત્રને સામાન્ય છે, પણ વપરાશમાં ભાષાની શુદ્ધિ થોડામાં જ જણાય છે. શિક્ષણમાં વ્યાકરણ વિશે આપણે ડગલે ને પગલે ભાર મૂકીએ છીએ, પણ તેથી વિષય સરળ બનવાને બદલે કંટાળાભરેલો બને છે. પરીક્ષામાં વ્યાકરણના પ્રશ્નો ચોકસાઈથી પૂછાય છે, પણ તેમાં જ વ્યાકરણના સામાન્ય નિયમોનો અનાદર નજરે પડે છે; અને સૌથી વધારે આશ્ચર્યભરેલું તો એ છે, કે સંસ્કૃત જાણનારા સારા શાસ્ત્રીઓ અને સ્નાતકો, પંડિતો તેમજ કવિઓ ગુજરાતી લખતાં અથવા બોલતાં વ્યાકરણના અક્ષમ્ય દોષો કરી બેસે છે. આ બધાં કારણો એક અથવા બીજી રીતે વ્યાકરણ તરફ આપણી ઉપેક્ષાનાં સૂચક છે.

અહીં કહેવું જોઇએ કે ગણિત અથવા વિજ્ઞાનની જેમ વ્યાકરણ કોઇ નવો વિષય નથી; ભાષા–સાહિત્યમાંથી એનો જન્મ થાય છે અને ભાષાની શુદ્ધિ એ એના જન્મનો હેતુ છે. એટલે ભાષા અને વ્યાકરણ એકબીજાના સહાયક અથવા પૂરક છે. આપણે આગળ જોઈશું કે સાહિત્યને ભાષા અને વ્યાકરણ બન્નેની જરૂર છે. સાહિત્યક[1] ભાષાદ્વારા સર્જન કરે છે, વૈયાકરણ એનું સંરક્ષણ કરે છે. સાહિત્ય કલ્પના મારફતે નવી સૃષ્ટિઓ ઉપજાવે છે, વૈયાકરણ શુદ્ધિનું દોહન કરી અશુદ્ધિને અટકાવે છે. જેમ સોનાની શુદ્ધિ અથવા અશુદ્ધિ અગ્નિ પારખે છે, તેમ વ્યાકરણ ભાષાને અશુદ્ધિમાંથી બચાવે છે. અમુક વસ્તુની પ્રાપ્તિ પછી તેને ટકાવી રાખવી એ વિશેષ જરૂરનું છે, તેમ સાહિત્યના સર્જન પછી તેનું સંરક્ષણ વધારે મહત્ત્વનું છે. ભાષા–શરીરમાં અશુદ્ધ પ્રયોગો, નકલી તરજુમા અથવા અનિષ્ટ સંકરતા ન પેસે એ તપાસવાનું કામ વ્યાકરણનું છે.

આ ઉપરથી જોઈ શકાશે કે વ્યાકરણનો વિષય ભાષાને ઉપકારક છે. ભાષાના દેહને શુદ્ધ રાખવા ઉપરાંત કેટલેક અંશે તેનો નિયામક પણ છે. આગળ બતાવ્યું છે તેમ માણસનો વ્યવહારમાત્ર વાણીદ્વારા છે અને વાણીની શુદ્ધિ એ વ્યાકરણનો પ્રદેશ છે; એટલે વાણી અને વ્યાકરણ, વાક્ અને અર્થની જેમ, પરસ્પર સંકળાયેલાં છે. સાહિત્યના અક્ષર-દેહમાં એ બન્ને એક અને અવિભક્ત રૂપે રહેલાં છે; એ એનો વિશ્લેષ એટલે અશુદ્ધિનું કજોડું. આથી એમ કહેવાનું નથી કે આપણે બધાએ વ્યાકરણના મહાપંડિત બનવું. વક્તવ્ય એટલું જ છે કે વાણીની શુદ્ધિનું રક્ષણ કરવામાં નહિ આવે તો તેના નાશમાં આપણે ભાગીદાર બનીશું.

'**व्याक्रियन्ते शब्दाः अनेन इति व्याकरणम्**' એટલે "જેણે કરીને શબ્દો ઉપજાવીએ અથવા વાક્યમાં શબ્દો પરસ્પર કેવો સંબંધ રાખે છે તે દેખાડનારું શાસ્ત્ર તે વ્યાકરણ.[2]" "વ્યાકરણ શબ્દનો અર્થ સ્પષ્ટીકરણ થાય છે. જે શાસ્ત્રમાં પ્રકૃતિ અને પ્રત્યય જુદાં પાડી પ્રત્યયના અર્થ દર્શાવ્યા હોય છે અને જેમાં શબ્દોનાં શુદ્ધ રૂપ તથા તેનો વાક્યમાં પરસ્પર સંબંધ કેવી રીતે હોય છે એ વિશે વિવેચન કર્યું હોય છે તે વ્યાકરણ. આ રીતે એ શાસ્ત્રમાં શબ્દોનું સ્પષ્ટીકરણ થાય છે. એને 'શબ્દાનુશાસન' પણ કહે છે; કેમકે એમાં શબ્દોનું અનુશાસન–ઉપદેશ–કરાય છે. અસાધુ શબ્દથી જુદા પાડી સાધુ શબ્દ સિદ્ધ થાય છે. વ્યાકરણ ભાષાને નિયમમાં રાખે છે અને વિકાર પામતી અટકાવે છે. ભગવાન કાત્યાયને વ્યાકરણ શીખવાનાં મુખ્ય પ્રયોજન ચાર ગણાવ્યાં છેઃ (૧) શુદ્ધ ભાષાનું રક્ષણ, (૨) સંક્ષેપે જ્ઞાન, (૩) શુદ્ધ રૂપનો તર્ક અને (૪) તે વિશે અસંદેહ. વેદનાં છ પ્રધાન અંગોમાં વ્યાકરણ એ પ્રધાનતમ અંગ છે. કારણકે વ્યાકરણના સારા જ્ઞાન વિના બાકીનાં અંગોનું જ્ઞાન અપૂર્ણ રહે છે. એટલા જ માટે વાર્તિકકારે વ્યાકરણ શીખવાના પ્રયોજનમાં રક્ષા–રક્ષણ–ને સૌથી પહેલું મૂક્યું છે. વ્યાકરણનું બીજું પ્રયોજન સંક્ષેપે જ્ઞાન અર્થાત્ લાઘવ છે. સાધુ શબ્દ કરતાં અપભ્રંશની સંખ્યા ઘણી મોટી છે; બધા અશુદ્ધ રૂપ શીખવાનો પ્રયત્ન કરીએ તો ઘણો સમય જાય અને પરિશ્રમ પડે. એટલે શુદ્ધ શબ્દનું જ્ઞાન થવાથી બાકીના

૧ આ શબ્દની શુદ્ધિ વિશે સાક્ષરશ્રી નરસિંહરાવે સંશય બતાવ્યો છે, તોપણ રૂઢ થવાથી તે લીધો છે.

૨ રેવ. જોસેફ વાન ટેલર–ગુજરાતી ભાષાનું વ્યાકરણ પૃ. ૧

અશુદ્ધ એમ સહજ સમજાય છે. પદાર્થમાત્રની પેઠે ભાષા પણ વિકાર પામતી જાય છે એટલે સંદિગ્ધ સ્થળે નિર્ણય પ્રાપ્ત કરવાનું સાધન વ્યાકરણ છે."[1] શિક્ષણમાં તેમજ વ્યવહારમા વ્યાકરણની જરૂર લેખનશુદ્ધિ માટે વિશેષ છે. એટલે શ્રેષ્ઠ લેખક અથવા વક્તાને વ્યાકરણનું જ્ઞાન અનિવાર્ય છે.

વ્યાકરણ વિશે એક બીજો દૃષ્ટિનિક્ષેપ અહીં કરીએ વ્યાકરણનો પ્રધાન હેતુ ભાષાની શુદ્ધિ છે એને બદલે પદોનાં અભિજ્ઞાનને સામાન્ય રીતે આપણે વ્યાકરણશિક્ષણમાં ગણીએ છીએ. એટલે નામ વિશેષણ અવ્યય અને ક્રિયાપદ ઓળખવામા વ્યાકરણનું જ્ઞાન સમાપ્ત થાય છે એમ આપણે માન્યું છે. અલબત્ત, વ્યાકરણના શીખનારને પદોના અભિજ્ઞાન અને અન્વય જાણવા આવશ્યક છે, પણ એ બધાંનું મુખ્ય પ્રયોજન ભાષાની શુદ્ધિ અર્થે છે, એ વાત વિસારે પડી જાય છે. આનુ પરિણામ એ આવે છે, કે વ્યાકરણની સંજ્ઞાઓ જાણવા છતાં, બોલવામાં તેમજ લખવામા ભાષાની અશુદ્ધિ કાયમ રહે છે. આ દોષ જે રીતિએ વ્યાકરણ શીખવાય છે તે પદ્ધતિનો અને વ્યુત્પત્તિ ભાષાનો ઇતિહાસ વગેરેથી નિરપેક્ષ રીતે તે રજૂ કરાય છે તેમા રહેલો છે ગુજરાતી ભાષાના જે વ્યાકરણો શાળામાં ચાલે છે, તે પૈકી લગભગ ઘણા અંગ્રેજી વ્યાકરણના ધોરણે શીખવાય છે; અને તેથી ગુજરાતી ભાષાની ખાસિયતો ધ્યાનમા ન આવતા અંગ્રેજીના કૃત્રિમ અનુકરણ તરફ વલણ બંધાય છે. ભાષા-શુદ્ધિ એ વ્યાકરણનું મુખ્ય પ્રયોજન દરેક ભાષામાં સામાન્ય છે; પણ તેના નિયમો ભાષાના બંધારણ મુજબ ઘડાયા હોય છે એટલે અંગ્રેજી અથવા એવી પરભાષાના નિયમો ગુજરાતીને લગાડવામા મોટો ભય રહેલો છે. ગુજરાતી ભાષા સસ્કૃતમાથી ઊતરી આવી છે તો પણ સસ્કૃત વ્યાકરણના નિયમો તેને સર્વાંશે લાગુ પડતા નથી, કારણકે કાળક્રમે બન્નેના બંધારણમાં ફેર પડયો છે તે જ પ્રમાણે અંગ્રેજી ભાષા જે જુદાં જ તત્ત્વોથી પોષાયેલી છે અને જેનુ બંધારણ વિશેષ ભાગે પ્રત્યય સુધી છે તેના નિયમો ગુજરાતીને લગાડવાથી ભાષામા શુદ્ધિને બદલે વિકૃતિ આવે એ સર્વથા સંભવિત છે. વ્યાકરણને ભાષાથી છૂટું પાડીને શીખવવું એ પણ પદ્ધતિનો દોષ છે. શાળામા અઠવાડિયે બે ત્રણ કલાક વ્યાકરણ-શિક્ષણ માટે રાખેલા હોય છે આ સમયમા વ્યાકરણના નિયમ ઉપનિયમ અને અપવાદોનો બોજો વિદ્યાર્થીને શિરે લદાય છે, અને વળતે દિવસે એ નિયમાદિનાં ગોખણને પરિણામે વિદ્યાર્થી ભાષાના વિભાગો( Parts of Speech ) ઓળખી શકે ત્યારે શિક્ષક સતોષ માને છે. આથી ભાષા અને વ્યાકરણ વચ્ચે રહેલો સંબંધ વિદ્યાર્થીની બુદ્ધિમા ઊતરવા પામતો નથી અને ભાષા-વિભાગ, સંજ્ઞાભિજ્ઞાન અને નિયમોનાં કોષ્ટકો જાણવા છતા, વાચન અને લેખન-માથી ભાષાની અશુદ્ધિ દૂર થતી નથી.

હવે ભાષાની શુદ્ધિનો અનાદર શી રીતે થાય છે અને તેવી અશુદ્ધિઓ કેમ દૂર કરાય તે વિચારીએ.

( ૧ ) ક્રિયાપદ અને કર્તાનાં જાતિ, વચન એક હોવાં જોઇએ એ ઉપર અંગ્રેજી જેટલું ધ્યાન ગુજરાતીમા અપાતુ નથી. એટલે લાંબાં વાક્યોમા આ દોષ સાધારણ થઇ પડ્યો છે. આથી જ્યારે એક કરતાં વધારે કર્તા જુદી જાતિમાં એટલે નર, નારી કે નાન્ય-તરમા હોય, અથવા નારી કે નાન્યતર જાતિનો કર્તા બહુવચનમાં હોય ત્યારે ક્રિયાપદ ઉપર અનુસ્વારનો લોપ જોવામા આવે છે. આ દોષ વિશેષ ચોકસાઇ રાખવાથી અટકાવી શકાય છે.

---

૧ કમળાશંકર-બૃહદ્ વ્યાકરણ પૃ. ૫૮-૫૯

(૨) ગુજરાતી ભાષા એ સંસ્કૃત, અપભ્રંશ, દેશ્ય તેમજ ફારસી, અંગ્રેજી ઇત્યાદિની ભેળવણીથી બંધાઈ છે એ વાત ધ્યાનમાંથી ખસી જતાં લેખનમાં ચિત્રવિચિત્ર ભૂલો ઊભરાય છે. (क) તત્સમ શબ્દોની અશુદ્ધ જોડણી એ શિક્ષિત અશિક્ષિત ઉભયને લગભગ સામાન્ય એવો દોષ છે. સંસ્કૃતમાં શબ્દોની શુદ્ધ જોડણી લખનારાઓ તે જ શબ્દો ગુજરાતીમાં અશુદ્ધ લખે છે ત્યારે એ દોષ લેખકનાં અનવધાનમાં રહેલો હશે એમ માનવું ઉચિત છે. જે લોકોને તત્સમ વિશે સંદેહ છે તેમણે કોશનો ઉપયોગ કરવો જોઇએ, પણ બીજાઓએ તો વધારે કાળજી રાખવી એ જ ઉપાય છે. કોશના ઉપયોગ વિષે એક બાબત અપ્રાસંગિક છતાં, નોંધવી જરૂરની છે કે અંગ્રેજી કોશનો જેટલો ઉપયોગ કરવામાં આવે છે તેટલો સંસ્કૃત અને ગુજરાતી કોશનો થાય છે? ગુજરાતી કોશ વિશે તો ના જ પાડવી પડશે. (ख) હ્રસ્વદીર્ઘની તકરારી જોડણીનો નિર્ણય ઘણે અંશે વ્યુત્પત્તિને આધારે થઇ શકે તેમ છે તેથી વ્યાકરણના ગ્રંથોમાં વ્યુત્પત્તિને સ્થાન અપાવું જોઇએ. (ग) શુદ્ધ ઉચ્ચાર એ વાચનનું આવશ્યક તત્ત્વ છે. તથાપિ કેટલીક વખત લેખનમાં પણ આ દોષ ખરા અર્થની ભ્રાન્તિ કરાવે છે. જેમકે—

ગોળ (ખાદ્ય પદાર્થ) ગોળ (વર્તુલ)
મોર (આંબાનો ફાલ) મોર (પક્ષી)
કોઠી (ઝાડનું નામ) કોઠી (દાણા ભરવાનું વાસણ અથવા કોઠારના અર્થમાં)

આ શબ્દો એક જ રીતે લખવામાં આવે તો અર્થમાં સંદેહ થવાનો વધારે સંભવ રહે છે, માટે વિવૃત અર્થાત્ પહોળા ઉચ્ચારનાં સૂચક ચિહ્નો જરૂર પ્રસંગે મુકાવાં જોઇએ. (घ) વેપારી વર્ગમાં 'સ'ને બદલે 'શ' અને 'તથા' ને બદલે 'ત્થા' વાપરવાનો રિવાજ બહુ ફેલાયેલો છે. 'ત્થા' ના ઉચ્ચારમાં રહેલી અશક્યતા બતાવવાથી એ ચેપ બંધ થશે; તેમજ 'સ' ને બદલે 'શ' ના ઉપયોગથી અર્થનો કેવો અનર્થ થાય છે તે નીચેનાં ઉદાહરણોથી જણાશે :—

સ્વજન (પોતાના માણસો) શ્વજન (કૂતરા)
સકલ (સઘળું) શકલ (ખંડ; કકડો)
સકૃત્ (એક વાર) શકૃત્ (છાણ)

આ ત્રણે દાખલાથી 'સ'–'શ'નું અનિષ્ટ પરિણામ જોઇ શકાશે.

(૩) કોઇ વેળા સંસ્કૃતના ભ્રમ અથવા આલાસથી ખોટા પ્રયોગો થાય છેઃ—

શાપ (Curse) શ્રાપ
વિકરાળ વિક્રાળ
જાત્યભિમાન જાત્યાભિમાન
ઐકતા ઐકયતા
અગત્ય અગત્યતા[૧]

આમાં પહેલા બેમાં સંસ્કૃત શુદ્ધિનો અનાદર, ત્રીજામાં સંધિદોષ અને છેલ્લા બેમાં ભાવવાચક પ્રત્યયોની પુનરુક્તિ જણાવવાથી શબ્દશુદ્ધિનું દર્શન થશે.

૧ કમળાશંકર — બૃહદ્ વ્યાકરણ પૃ. ૪૨૭–૨૮

( ૪ ) અન્ય પ્રજાઓના સંસર્ગથી તેમની ભાષાની અસર આપણને લાગે એ સ્વાભાવિક છે; પણ વિદેશી ભાષાના શબ્દો જોડે અણઘટતી છૂટ લેવાથી અશુદ્ધિ પેસે છે તે—

| | |
|---|---|
| વગેરે | વિગેરે |
| હિંદુસ્તાન | હિંદુસ્થાન |
| હું ખુશ થયો | હું ખુશી થયો |

ઇત્યાદિ દાખલાથી સ્પષ્ટ થશે. ફારસી શબ્દ 'વગૈરા'–'વગૈરે' ઉપરથી ગુજરાતીમાં 'વગેરે' થાય છે એટલે 'વિગેરે' ફારસીનો અશુદ્ધ પ્રયોગ છે. તેમજ 'વિદાય' એ ખોટો પ્રયોગ ફારસી 'વદાય' ઉપરથી આવ્યો છે.[1] 'હિંદુ' એ 'સિન્ધુ' અથવા 'Indo'નું અપભ્રંશ રૂપ છે, એટલે તેને સંસ્કૃતનો 'સ્થાન' પ્રત્યય લગાડવાથી સંકરતા પેસે છે, અને જે પ્રજાઓએ ઉક્ત અપભ્રંશ કર્યું છે ત્યાં રહેઠાણના અર્થમાં 'સ્તાન' વપરાય છે. વળી એક મત એવો પણ છે કે મુસલમાન વિજેતાઓ 'હિંદુ' એટલે કાળા એમ તિરસ્કારવાચક શબ્દ વાપરતા તેથી કાળા લોકોનો દેશ અર્થાત્ 'હિંદુસ્તાન' એમ શબ્દ રૂઢ થયો છે. આ હકીકતને ફારસી કોશની પુષ્ટિ મળે છે.[2] આ કારણોથી 'હિંદુસ્થાન'ની અશુદ્ધિ સમજાશે. 'ખુશી' નામ અને 'ખુશ' વિશેષણ છે એ લક્ષમાં ન રહેવાથી ઉપરની અશુદ્ધિ પેઠી છે. આ દૃષ્ટિએ 'હુ ખુશી થયો' એ વાક્ય અર્થહીન જણાશે.

( ૫ ) કર્તા અને ક્રિયાપદ જેવો જ સંબંધ વિશેષણ અને વિશેષ્ય વચ્ચે છે, એ વાતનું વિસ્મરણ 'શું' જેવા વિકારી વિશેષણના પ્રયોગમાં વધારે થાય છેઃ—

| | |
|---|---|
| શી વાત કરો છો ? | શુ વાત કરો છો ? |
| શો ઉપયોગ | શુ ઉપયોગ |

બહુ જ સામાન્ય થઇ પડેલી આ ભૂલનું મૂળ અંગ્રેજી What ના તરજુમામાં રહેલું જણાય છે. 'What' એટલે 'શુ' એમ નાનપણમાં ગોખેલું હોય છે એટલે What is the talk ? 'શુ વાત છે ?' એવો અશુદ્ધ પ્રયોગ પ્રચારમાં આવ્યો છે. તેમજ 'દરેક માણસ' ને બદલે 'દરેક માણસો' જેવા દોષ નજરે પડે છે ત્યારે શુદ્ધિની ચેતવણી આપ્યા વગર રહેવાતું નથી.

( ૬ ) 'ભાષાસમૃદ્ધિ વધારવા માટે સર્વ સ્થળેથી શબ્દાદિકનો સ્વીકાર કરવો' અથવા નવા શબ્દો ઉપજાવવા' એ પ્રશ્નને મર્યાદાની જરૂર તો છે જ.'[3] કેમકે ગમે તે રીતે શબ્દો ઘડવાથી એમાં અશાસ્ત્રીયતા એટલે વ્યાકરણદોષ અથવા પાંડિત્યદંભ આવે છે.

| | |
|---|---|
| સંક્રાન્ત થવું | સંક્રાન્તવું ("લગ્નમાં સકલ ભૂતકાળ સંક્રાન્તે છે" જયા-જયન્ત પૃ. ૭૪) |
| શુદ્ધ કરવુ | શુદ્ધવું ("સંતાનના સ્નેહ ઉછેરજો, વાળજો, પરિશુદ્ધજો" પૃ. ૨૦) |
| મેજ – ટેબલ. | લેખનપીઠ, કે લેખિનીનૃત્યાલય. |
| સ્ટેશન | અગ્નિરથવિશ્રામસ્થાન. |

પહેલામાં સંસ્કૃત ભૂતકૃદન્તને અને બીજામાં વિશેષણને ધાતુ બનાવવાની અશાસ્ત્રીયતા રહેલી છે, ત્યારે ત્રીજા અને ચોથામાં માત્ર પાંડિત્યદંભ છે. ટેબલ અને સ્ટેશન જીવનવ્યવહારમાં

૧. નરસિંહરાવ-Wilson Philological Lectures Vol. I, P. 227.

૨ S. B. Doctor-Persian Dictionary. 3rd Edn. p. 563 "Hindu = black."

૩ નરસિંહરાવ-પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી ભાષણ.

ઓતપ્રોત થયા હોય તો વિદેશી તત્સમ તરીકે લેવામાં વાંધો નથી. પણ પંડિતાઇભરેલા ઉપલા ભાષાન્તરમાં ભાષાની વિકૃતિ છે. વળી એ શબ્દો મૂળ સ્વરૂપે લેવામાં 'લાઘવ' રહેલું છે.

( ૭ ) અંગ્રેજીના શાબ્દિક તરજુમા ભાષાને હાનિકારક છેઃ—

On the one hand એક હાથ પર
Storm in a tea-cup ચાના પ્યાલામાં તોફાન

અક્ષરશઃ ભાષાન્તર કરવાથી મૂળનો ભાવ ઊતરતો નથી, અને એમાં પ્રજાજીવનનું પ્રતિબિંબ પડતું નથી; માટે ભાષાને ક્ષતિકર છે. એ જ પ્રમાણે She એટલે 'તેણી' એ પારસી પ્રયોગ જીવનમાં દીઠામાં આવતો નથી માટે અનિષ્ટ છે. શિક્ષણવિષયક કેટલાક અંગ્રેજી શબ્દો ગુજરાતીમાં લેતાં મૂળનો અર્થ ભાષાન્તરમાં ઊતરે છે કે નહિ એ ખાસ જોવાનું છે. જેમકે — 'Project method' નો તરજુમો 'પુરોગામી યોજના'[1] એમ કરવાને બદલે 'સહેતુક યોજના' એમ કરીએ તો Project ની વ્યાખ્યાનો ભાવ (i. e. "a project is a purposive act" H. R. Hamley) વધારે સ્પષ્ટ જણાશે.

( ૮ ) કોઇ વાર અમુક શબ્દનો ખોટી રીતે એટલે અયોગ્ય સ્થાને ઉપયોગ થાય છે અને તેથી શબ્દશક્તિને હાનિ પહોંચે છે, જેમકે Epic અથવા 'મહાકાવ્ય' સારો શબ્દ છે એટલે 'નળાખ્યાન'ને પણ મહાકાવ્ય[2] Epic કહેવાથી ઉક્ત શબ્દના સંકેતાર્થમાં ક્ષતિ થાય છે. એ જ પ્રમાણે અંગ્રેજીમાં 'ગુજરાતી' માટે 'Vernacular' શબ્દ વાપરવો એ Vernacularનો સંકેતાર્થ ઘટાડવા બરોબર છે. સારાંશ એટલો જ છે કે ગુજરાતી લેખનમાં ચોકસાઇને બદલે વધારે પડતી બેદરકારી માલમ પડે છે, માટે લેખનની શુદ્ધિ અર્થે વ્યાકરણના શિક્ષણમાં ફેર કરવો ઇષ્ટ છે.

જયે. મ. ઉપાધ્યાય

અપૂર્ણ ]

---

# મારો મોક્ષ

( શિખરિણી )

સહુને છોડીને છટકી જવું છાનાં પ્રભુ કને
અને આનન્દોની પરમ લૂંટવી એકલ, સખે
મહત્ત્, એવી, મુક્તિ, મહિં પણ ચહું ના, જીવનની.
મને તો વ્હાલું આ જગતજનની સાથે જીવવું
અને વિશ્વો કેરા હૃદય ધબકારે ધબકવું,
હસે એ તો હુંયે હસીશ, રડશે તો રડીશ હું;
અને એના તાને મુજ હૃદયના સૂર જગવી
રહું, દેજે શક્તિ, વિનવું કરુણા માત્ર પ્રભુની.
સખે ! હું બિંદુડું, ક્યમ જુદું રહું સાગરથકી ?
મને એના ઐક્યે પરમ મળતી મોક્ષની ગતિ.
ભલે કોઈ બિંદુ નભથી ગરીને મૌક્તિક બને
ન ઇચ્છ્યાં ! ન સ્પર્ધા ! દઇશ બનવા એહનું સખે !
મહામૂલું મોતી, મુજ હૃદયનો સાથ સઘળો !
અને હું તો નાનો જલકણ રહું સાગર તણો !

રતિલાલ શુક્લ

---

૧ એક અપ્રસિદ્ધ નિબંધ. ૨ પ્રિલીમિનરી પેપર-ગુજરાતીનો સન ૧૯૨૭.

# આયર્લૅન્ડનો દિશાપલટો*

રાજદ્વારી દળો જ્યારે પરસ્પરની ગરદનો કાપતાં હતાં, પરદેશી પાર્લામેન્ટ પાસેથી હક્કો મેળવવાની ઝુંબેશ જ્યારે નિષ્પ્રાણ બની હતી, રાજપ્રકરણી લડાલડીનો પ્રવાહ થંભીને કોહી જઇ બદબો મારી રહેલ હતો—ત્યારે, એ ૧૮૯૧ થી ૧૮૯૮ના વચગાળામાં, આ રાજકારણ પ્રતિની મૂર્છિત દશા બીજી બાજૂ મોટી આશીર્વાદરૂપ નીવડી.

પાર્લામેન્ટ–નીતિ પરથી વિશ્વાસ હારી બેઠેલી આયરીશ પ્રજા આંતર્મુખ બને છે. એના ઊંડેરા પ્રાણમાં નવીન જાતની સ્ફૂર્ણા વ્યાપે છે, એનો આત્મા વલોવાય છે. એ તપાસે છેઃ આ બહારના સત્તાધિકારીની ઝપાઝપીમાં ખરી આતર્શક્તિને આપણે વિસારી કાં બેઠા? રાષ્ટ્રીય અસ્મિતા એટલે શું સિર્ફ રાજદ્વારી સ્વતન્ત્રતા? ના, ના, રાષ્ટ્રીયતા તો ધડાય છે પ્રજાનાં શીલ ચારિત્ર્ય અને બુદ્ધિનાં તેજમાંથી; અને રાષ્ટ્રીયતા વ્યક્ત થાય છે પ્રજાના સંસ્કારમાં, રિવાજોમાં, સાહિત્યમાં, કલામાં ગીતોમાં ને રમત–ગમતોમાં. આ બધાં તો આજે રૂંગળાયા છે. ગુલામીનું સીસું તો છેક આપણા આત્માની અંદર રેડાઇ ગયું છે. આપણી માનવતાના ગૌરવચિહ્ન સમી આપણી ગેલીક જબાન તો આપણા હોઠ ઉપર જ મૃત્યુ પામી ગઇ છે. ગેલ જાતિના મહાન વારસારૂપ આપણા ઉત્સવો અને આપણી રમતગમતો પણ વિલય પામ્યાં છે. વાતવાતમાં ઇંગ્લંડ આપણો આદર્શ બન્યું છે. દેશના નૌજવાનો અંગ્રેજી રંગઢંગમાં જ ઇજ્જત અને સંસ્કૃતિ સમજે છે. પરદેશી સંસ્કૃતિનું જ ઘેન વ્યાપી ગયું છે. આમ જ્યાં રાષ્ટ્રનો પ્રાણ પોતે જ પરદેશી જીવનના પ્રભાવ નીચે કેફમાં ચકચૂર પડયો છે, ત્યાં પરદેશી પાર્લામેન્ટ તરફથી બક્ષિસ થનારા સ્વતન્ત્ર સત્તાધિકારોની શી કિંમત રહેશે?

પ્રજાપ્રાણ પોતાના ગળામાં પડેલી આ સૂક્ષ્મ શૃંખલાઓને તપાસવા લાગ્યો. એને સાન આવી કે ઇંગ્લંડે સહુથી વધુ જીવલેણ ઘા તો આયર્લૅન્ડના માથાની અંદર કર્યો છે. દેશનું બુદ્ધિઝરણ પરદેશી કેળવણીના વિષ વડે બગાડવામાં આવ્યું છે.

## ૧ ગેલીક લીગ

એ આંતરિક પ્રાણશોષણની ક્રિયા છેલ્લાં એક સો વર્ષથી ચાલુ હતી. એ ક્રમને 'Process of anglicisation' નામથી આયરીશ બચ્ચાંએ ઓળખી કાઢી. એને રૂંધવાને માટે, પ્રજાનું આત્મભાન પાછું સજીવન કરવાને માટે, 'એરીન'ના ભૂતકાળની સંપત્તિ શી શી હતી અને વારંવારના સહારો પછી પણ એને ખોંખારીને ખડી થઇ જવાની શક્તિ આપનાર તત્ત્વો કયા કયાં હતાં, તે સમજવાને માટે સહુથી પ્રથમ તો 'ગેલીક લીગઃ ગેલીક ભાષાસંઘ'ની સ્થાપના થઇ. એ સ્થાપનાનું વર્ષ ઇ. સ. ૧૮૯૩. એણે આયરીશ તવારીખના ચક્રને એક પ્રચંડ આંટો ખવરાવ્યો.

ત્રણ અજાણ્યા પુરાનો એના સ્થાપકો હતા. એક ડગ્લાસ હાઇડ નામનો પાદરી, બીજો ફાધર ઓ'ગ્રાઉને નામનો ધર્મશિક્ષક, ને ત્રીજો પ્રોફેસર જ્હોન મેકનેઇલ. ત્રણે જણા

* અપ્રગટ ઇતિહાસ–પુસ્તકનું એક પ્રકરણ

સાધારણ કોટિના તરુણો હતા. સાધનહીન હતા, પણ ગેલ જબાનની પ્રેમજ્વાલે સળગતા, તરવરીઆ, શ્રદ્ધાવંતો હતા.

એ ત્રણેએ પોતાના દેશવાસીઓને આ ભાષાસંઘના સભ્યો* બનવા નોતરૂં દીધું. તેઓનો આશય ગેલ જબાન કે ગેલ સાહિત્યનું પાંડિત્ય કે પુરાતત્ત્વની દૃષ્ટિએ તાત્વિક સંશોધન કરાવવાનો નહોતો, (એમ મૃત ભાષા તરીકેના એના સંશોધનને સારુ તો બીજી એક સંસ્થા ક્યારની ચાલુ હતી) પરંતુ અહીં તો ગેલ જબાનને સજીવ રાષ્ટ્રશક્તિ બનાવવી હતી. ને એ સંઘના સંસ્થાપકોએ એક ડહાપણ દાખવ્યું. સંઘને તેઓએ રાજકારણથી તદ્દન અલિપ્ત રાખ્યો. પરિણામે એક એક રાજદ્વારી સંપ્રદાયમાંથી સંઘને હજારોને હિસાબે સભ્યો સાંપડયા. આખા દેશમાં એની શાખાઓ પથરાવા લાગી. ગામડે ગામડે ગેલ ભાષાશિક્ષણના તથા ઇતિહાસશિક્ષણના વર્ગો બેસી ગયા. ગેલ સાહિત્યનાં ગેબી દ્વાર ઉઘડી ગયાં. લોકોનાં દિલોમાં યુગયુગોની આયરીશ સંસ્કૃતિની ફોરમો ફોરવા લાગી. ઉજ્જ્વલ ઇતિહાસ જીવતો થઇ ગયો. લોકગીતો ને લોકનૃત્યોના પાઠ અપાતા થયા. પુરાતન સંગીતના ઢાળોએ તો જનહૃદય ઉપર જાદુ છાંટયું. પ્રજા પોતાના પ્રાચીન સાહિત્યખજાના ભાળીને તો ચકિત બની, અને પોતાની દરિદ્રતાનો ખયાલ એણે ફગાવી નાખ્યો. સંઘની પ્રવૃત્તિએ પ્રજાના જીવનમાં, નસેનસમાં, રક્તના કણેકણમાં ભૂતકાળને સજીવન કર્યો. રાષ્ટ્રીય રમતગમતો, વાર્તાવિનોદો, અને રાષ્ટ્રીય મેળા–ઉત્સવોની લગની લગાડી. રાષ્ટ્રનો આત્મા જેમાં યુગયુગોથી ટપકયો હતો તે દેશી કલા કવિતા પર મમતા જગાડી. એ મમતા અને એ રાષ્ટ્ર-જીવનની મગરૂબી એટલી તો જોર પકડી ગઇ, કે એણે anglicisationને, આંગ્લ જીવનની અનુકરણ વૃત્તિને કોઈ ચમત્કારી ઝડપે થંભાવી નાખી. પ્રજાના સાચા 'સેલ્ટીક' સંસ્કારને ભક્ષી જનારો આંગ્લ સંસ્કૃતિનો મોહ કોઈ જબ્બર આંચકો ખાઇને અટકી ગયો. બીજા આંદોલનો કોઈ એકાદ બે વર્ગનાં લોકોને અથવા અમુક વયનાં કે કક્ષાનાં મનુષ્યોને જ આકર્ષી શકે, ત્યારે ગેલીક ભાષાસંઘે તો એકબીજાની ગરદન કાપતા સમુદાયોને પણ એક આરે પાણી પીતા કરી મૂકયા. એ આંદોલને તો પાદરીઓનું ને પુરોહિતોનું પણ એક નવું જૂથ ઊભું કર્યું, જેણે ગામેગામ ભટકીને પ્રજાને રાષ્ટ્રભાનની દીક્ષા દીધી. મોટામાં મોટું કામ તો આ સંઘે વતનત્યાગની વૃત્તિને હણવાનું કર્યું. આયર્લૅન્ડના ગ્રામપ્રદેશને નિષ્પ્રાણ અને અર્થહીન દેખી, ફિક્કા ને સૂકા જીવનથી કંટાળેલા જે નૌજવાનો દેશના કિનારા છોડી પરદેશ ચાલી નીકળતા, તેઓએ ફરીવાર આ સંઘની અસર થકી ગામડાંમાં રસ-કિલ્લોલ પુરાતાં દીઠાં, જીવનના વેરાનમાં રાષ્ટ્રીય રમતો ઉત્સવો ગીતો ને નૃત્યસંગીતની કુંજો પ્રગટતી દીઠી. આયરીશ તરુણના ભૂમિત્યાગ અટકી ગયા.

આમ આ 'ગેલીક ભાષાસંઘ' તો આયર્લૅન્ડની તવારીખમાં એક મોટામાં મોટી ક્રાંતિજનક ઘટના મનાએલ છે. એણે બીનરાજદ્વારી રહીને તો ઊલટાનું પ્રચંડ રાજદ્વારી પરિવર્તન જન્માવ્યું. એની દેખીતી નિર્દોષ અને નરમ પ્રવૃત્તિએ તો દેશભરમાં આત્મજ્ઞાન, આત્મગૌરવ અને અસ્મિતાનો એક એવો દાવાનલ ચેતાવી મૂકયો, કે જેમાંથી રાજપ્રકરણી વિપ્લવના વિરાટે પ્રેરણા મેળવી.

## ૨ આર્થિક પુનરુદ્ધાર

ગેલીક સાહિત્યસંઘે જન્માવેલા સંસ્કારોમાંથી એક મહાન શક્તિ ઊભી થઇ–

* તેઓનો કાર્યક્રમ આ હતોઃ (૧) આયરીશ જબાનનો પુનરુદ્ધાર તથા રક્ષણ. (૨) પુરાતન રાષ્ટ્રીય ઇતિહાસનો અભ્યાસ. (૩) રાષ્ટ્ર–ભાષામાં નવા સાહિત્યનો વિચાર.

સ્વાવલંબનની. અત્યાર સુધી રજેરજ રાહત માટે પ્રજા પોતાના રાજદ્વારી દળ દ્વારા પરદેશી પાર્લામેન્ટ ઉપર જ નિગાહ ઠેરવતી. એ ભ્રમણા ભાંગી ગઈ હતી. આંખો ચોળીને પ્રજાએ જોયું કે દેશમાં કુદરતી સમૃદ્ધિની તો કશી કમીના નથી; દેશની બેન્કોમાં પણ અઢળક નાણું નિષ્ક્રિય પડયું છે, છતાં આ દ્રવ્ય અને કુદરતી વિભૂતિઓની વચ્ચે યોગ નથી; ખેડૂત એનાં હાડચામ નીચોવીને મહેનત કરે છે, છતાં એ કરજમાં જ દટાયેલો પડયો છે; ઉદ્યોગો ભાંગીને ભુક્કો થયા છેઃ આ બધાનું કારણ એ કે પરદેશી કેળવણીની પદ્ધતિએ એનું છૂપુ અફીણ પીવરાવીને દેશવાસીઓના આત્માની અંદર વિશ્વાસ તથા સાહસવૃત્તિને હણી નાખેલ છે.

એવા નિરીક્ષણે એક બીજા નરને ઊભો કર્યો. એનું નામ હૉરેસ પ્લંકેટ.

હૉરેસ પ્લંકેટ અમેરિકાનો અનુભવ મેળવી પાછો આવ્યો, અને એણે પ્રજામાં વ્યાપાર, ઉદ્યોગ, ઘરકસબો વગેરેનો જુસ્સો પ્રગટાવવાની કોશિષ આરંભી. દેશમાંથી ચાલી ગયેલી શ્રમજીવન પરની પ્રીતિ અને ખુમારીને એણે પાછી વાળી. એણે આયરીશ ખેતી સુધારસંઘ (આયરીશ એગ્રીકલ્ચરલ ઓર્ગેનિઝેશન સોસાઇટી) કાઢીને ખેડૂતો સારુ સહકારી મંડળીઓ રોપી દીધી. ખેડૂતની નસોમાં એણે આત્મવિશ્વાસની વીજળી ભરી દીધી:–

હૉરેસ પ્લંકેટના આ કાર્યનું આડકતરું પરિણામ તો એ નીપજ્યું, કે ૧૮૯૯માં સરકારે પોતે જ પાર્લામેન્ટનો કાયદો કરાવી ખેતીવાડી અને હુન્નરઉદ્યોગના શિક્ષણનું નવું ખાતું ખોલી આપ્યું. 'સ્વદેશી'નું સૂત્ર તો આયર્લેંડમાં જૂનું હતું. એક સૈકા પૂર્વે એ પાઠ ગોખાવનાર તો કવિ સ્વીફ્ટ હતો. એણે પ્રજાને તે દિવસે કહેલું કે "Burn everything of England save her coal: ઇંગ્લાંડનું બધું જ બાળી નાખજો–ફક્ત એના કોલસા સિવાય." એટલે કે બ્રિટિશ માલનો સંપૂર્ણ બહિષ્કાર કરજો એને આચરણમાં મુકાવનાર પ્લંકેટ હતો.

## ૩ મજૂર સંગઠન

ગેલીક સાહિત્યસંઘના આંદોલને તો પ્રજાજીવનની એક પણ દિશાને અણસ્પર્શી ન રાખી. સહકાર, આત્મજ્ઞાન અને અસ્મિતાના પડઘા સર્વત્ર ગાજી ઊઠયા, શહેરના તેમજ ગામડાંના મજૂરોનું પણ દળ, પોતાના રાજકારણી તેમજ સામાજિક જીવનસુધારને સારુ બંધાઇ ગયું. એને આયરીશ લૅન્ડ ઍન્ડ લેબર એસોસિયેશનના નામથી ઓળખવામાં આવે છે.

રાષ્ટ્રભાનનાં આ બળવાન મંથનો તે ઘડીએ ચાલુ થયાં હતાં, જે ઘડીએ બ્રિટિશ તમાશ નોની લિજ્જતને માટે આયર્લેંડના રાજદ્વારી આગેવાનો ઇંગ્લંડના રંગમેદાન પર પરસ્પરનો ગરદનો કાપી રહ્યા હતા.

## "સીનફીન : અમે પોતે"

"અમારી પોતાની જબાન : અમારું પોતાનું સાહિત્ય : અમારી પોતાની સંસ્કૃતિ" એ મંત્ર ગેલીક ભાષાસંઘનો આપેલો. જેમ જેમ એ મંત્ર રટાતો ગયો, જેમ જેમ પ્રજા ભૂતકાળ, ગત યુગનાં ગૌરવ, સ્વાવલંબન અને આત્મશ્રદ્ધાનો પ્યાલો પીતી ગઇ, તેમ તેમ એ આખો મંત્ર એક નાનાશા શબ્દયુગલમાં સમેટાઇ ગયો; લોકોનાં હૃદયમાં અગોચર રીતે પણ એક ધ્વનિ ગુંજી ઊઠયો કે "અમે પોતે" "અમે પોતે"ના ઉચ્ચારણની અંદર ચોખ્ખો ધ્વનિ છે બીજાથી જુદા પડી જવાનો. સ્વતંત્ર થવાનો. પરાયા સાથેની સંબંધગાંઠ છેદી નાખવાનો.

આયરીશ નવયુવકની એ જમાનાજૂની તાસીર હતી. એ તાસીરનું અંગ્રેજી નામ છે Separatist Tendency. યોગ્ય કાળે ને અનુકૂળ સંયોગોમાં જ્યારે જ્યારે બ્રિટનથી અલગ થઈ જવાની હાક પડી છે ત્યારે ત્યારે આયરીશ તરુણ એ ઝુંબેશમાં ખેંચાયો છે. વળી પાછી એ ઝુંબેશ નિષ્ફળ નીવડે, અને સામે કોઈ નરમ છતાં વ્યવહારુ જાતની સ્વાતંત્ર્ય ઝુંબેશ ખડી થાય, ત્યારે પ્રજાનો મોટો ભાગ એની પાછળ પગલાં ભરે, અને નાનું યુવકદળ ઉઘાડી રીતે પોતાની વિચ્છેદની ચળવળ ન ચાલી શકવાથી છૂપા અંધારા કેડા પકડે. પણ એ વિચ્છેદની ચળવળનું વ્હેન સુકાઈ તો કદી જ ન ગયું. લઘુમતીરૂપે એ સૂતું રહે, જ્યાં સુધી અગટ સળગીને બહુમતી બનવાનો મોકો ન મળે ત્યાં લગી. એની છૂપી નીતિ તો એકની એક જ : શસ્ત્રબંદી અને બળવો. પણ એ કોશિષમાં ફાવે નહિ ત્યારે પછી ખુલ્લે અજવાળે આચરવાની નીતિની કે કાર્યક્રમની ગેરહાજરીમાં એની પછવાડે નરમ ઝુંબેશ જ પગલાં માંડે.

આમ ૧૮૬૭ના ઇમેટના બળવા પછી પાર્નેલની પાર્લામેન્ટ–ઝુંબેશ જોર પર ચડી. બ્રિટનના હાથમાંથી ઝૂંટવી શકાય તેટલું ઝૂંટવવાનો સંભવ જાગ્યો. વિચ્છેદક દળના હાથ હેઠા પડ્યા. પ્રજા પાર્લામેન્ટ–યુદ્ધને પંથે ચડી ગઈ. પાર્નેલના અવસાન પછી પણ, એની લડતનો તાપ–એના વ્યક્તિત્વની ભભક એટલે સુધી છવાઈ રહ્યાં, કે એની પાર્લામેન્ટ–નીતિના નિર્વીર્ય વારસદારોએ પણ પ્રજાની દૃષ્ટિને થોડો સમય આવરી રાખી હતી.

પરંતુ ગેલીક ભાષાસંઘે એ વિચ્છેદક દળને યારી આપી. સદંતર સ્વાધીનતાના ભક્ત નવયુવકોની મીટ આ સંઘની પ્રેરણા થકી પુરાતન એરીન પ્રતિ મંડાઈ ગઈ, કે જે એરીનને આઝાદ ભાષા હતી, અને સ્વાધીન સંસ્કૃતિ હતી. એ દર્શનને પરિણામે આયરીશ યુવક વતનની નિરાળી હસ્તીને માટે તલપી ઊઠયો. પ્રથમ તો એ તલસાટ સાહિત્યની ને રમતગમતોની સૃષ્ટિ ઉપર જ મૂર્ત બન્યો. એણે 'પોતાની' કલબોની સ્થાપના કરી. ૧૮૯૮માં એણે વુલ્ફટોનના વિપ્લવ–જંગની શતાબ્દી ઊજવી. અને ૧૮૯૯ માં, પ્રજાહૃદય પર વશીકરણ કરનારું, ઇ. સ. ૧૮૪૮ વાળા તરુણ સંઘની જોશીલી સ્મૃતિઓ જાગ્રત કરતું નામ યોજીને "*યુનાઇટેડ આયરીશમેન*" નામનું અખબાર શરૂ કર્યું. એ અખબારનો આરંભ એટલે કે વિચ્છેદક ઝુંબેશનું ચોક્કસ પદારોપણ.

## આર્થર ગ્રીફીથ

બેઠી દડીનો, ચમકતી આંખોવાળો, મક્કમતાની કરચલીઓ ધારણ કરતી બુદ્ધિશીલ મુખમુદ્રાવાળો એક મોટેરો જુવાન 'યુનાઇટેડ આયરીશમેન'ને તંત્રીપદે બેઠો. એનું નામ આર્થર ગ્રીફીથ. ગ્રીફીથની વિશદ, દલીલબાજ, પાણીદાર અને તલસ્પર્શી લેખિનીએ 'યુનાઇટેડ આયરીશમેન'ની કટારોમાં નૂતન આયર્લૅન્ડની આ ભાવનાઓને વાચા આપી. પહેલા જ અંકમાં ગ્રીફીથે જાહેર કર્યું કે "આજ સેંકડો વર્ષો થયાં આપણા દેશમાં એક ભાવના જીવે છે—ને સદાકાળ જીવતી રહેશે—કે બીજી કોઈ પ્રજાની જરૂરિયાતના ઉપર આપણા દેશનું તકદીર અવલંબાવી નહિ શકાય. આજ એ માન્યતાને અમે અવાજ દઈએ છીએ. અમને આપણી પ્રજાના કોઈ સંપ્રદાય પ્રતિ દ્વેષ નથી. ભલે તેનો વાવટો લીલો હોય કે નારંગી રંગનો, ભલે તે માનતી હોય કે વાંકાચૂંકા માર્ગે જ પ્રજાને સારુ વધુમાં વધુ સલામત છે; પણ અમે તો સમજી લીધું છે કે આપણા પર ચડી બેસનાર પ્રજા

'બળીઆના એ ભાગ'વાળા જ મુદ્રાલેખની ઉપાસક છે. આથી અમે વિનયપૂર્વક અમારા વાંકીચૂંકી કેડીઓના ચાહનાર મિત્રોને કહીએ છીએ, કે સીધા રસ્તા પર પાછા પધારશો તો દેશનો વિનાશ નથી થઈ જવાનો. આપણને છેલ્લે છેલ્લે હમણાં ઠીક ગોખાવી દેવામાં આવ્યું છે કે ડબ્લીન શહેરમાં આપણી એક ધારાસભા હોય, અને એ ધારાસભાની કાર્યવાહી પર વાઇસરાય-મહેલમાં બેઠો બેઠો એક દેવદૂત દેખરેખ રાખતો હોય, એ જ આપણે સારુ પ્રભુનો, પ્રકૃતિ માતાનો, તેમજ જગતભરની પ્રજાઓનો સંકલ્પ છે......... રખે કોઇના દિલમાં શંકા રહે, તેટલા સારુ અમે કહી દઇએ છીએ કે અમે તો ઇ. સ. ૧૭૯૮ ના, ૧૮૪૮ ના અને ૧૮૬૭ ના રાષ્ટ્રવાદને જ સાચો રાષ્ટ્રવાદ માનીએ છીએ, અને 'ઘણું જીવો આયર્લેન્ડ: વિનાશ હો સામ્રાજ્યવાદનો!' એ સ્વ. ગ્રેટનનો જ પુકાર અમારો મુદ્રાલેખ છે."

આમ એનું નિશાન સદંતર સ્વાતંત્ર્યનું હતું. જો કે તેણે પોતે સશસ્ત્ર બળવાની નીતિ ન પ્રબોધી, છતાં એ નીતિના હિમાયતીઓને સારુ પોતાની કટારો ખુલ્લી મૂકી. એણે તો વિશેષે કરીને સ્વાવલમ્બન તથા સ્વાધીનતાના જ સિદ્ધાંતો પર જોર દીધું. એણે રાજપ્રકરણી ચળવળના કરતાં નૈતિક ગુણો ઉપર વધુ ભાર આપ્યો. એણે કડવાં સીધાં સત્યો ઉચ્ચાર્યાં. પાર્લામેન્ટ-દળની નીતિને એણે નિર્વીર્ય કહી, રેડમન્ડની બડાઇઓને એણે બેવકૂફ કહી. આયરીશ ઉદ્યોગોના વિકાસને એણે પોતાનો મુખ્ય વિષય બનાવ્યો. કેથોલિક ધર્મ-ગુરુઓની એણે હિંમતભેર પીઠ પાડી કે "વતનત્યાગ કરીને ચાલી નીકળતી વસ્તીને રોકવાના ઇલાજો ન લેવામાં બ્રિટિશ સરકારથી બીજે દરજ્જે તમે ધર્મગુરુઓ જ જવાબદાર છો. તમે જ દેશના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન દેતા નથી વગેરે વગેરે."

આવું કડક સત્ય કહેનાર છાપાં સામે "ડબ્લીન કેસલ"ના હાકેમોનો ડોળો ફાટી રહ્યો. વધુ છંછેડાયા તે તો આ અખબારે લશ્કરની ભરતી વિરુદ્ધ પ્રચારકાર્ય માંડયું તેથી. અદાલતમાં ટકી શકે એવા પુરાવા તો મળ્યા નહિ, એટલે શાસનકર્તાઓએ 'યુનાઇ-ટેડ આયરીશમેન'ની ગરદન મરડી નાખી. પરિણામ? લોકલાગણી એ છાપાની ભાવનાઓ તરફ જોરથી ઢળી પડી.

દરમિયાન ગ્રીફીથે પોતાની કુશળતા વડે, સદંતર સ્વાધીનતાને ભજનારી એવી દેશની તમામ સંસ્થાઓને એક પુષ્પની સર્વ પાંખડીઓને રૂપે ગુંથી લીધી. એ તમામ પાંખડી-ઓના બનેલ મંડળનું નામ 'Cumann na n Gaedhal.' આ નવું મંડળ પણ ગેલીક ભાષાસંઘને જ પગલે પળ્યું એટલે કે એણે પણ રાષ્ટ્રભાષા, રાષ્ટ્રીય ઇતિહાસ, ઉદ્યોગો, રમતગમતો ઇત્યાદિના પ્રચાર દ્વારા જ રાષ્ટ્રની સ્વાધીનતા ઘેર કરવાનો ઝંડો રોપ્યો. એનું સંખ્યાબળ પણ વિસ્તર્યું, એની શાખાઓ પથરાઇ ગઈ અને અલગ સ્વાતંત્ર્યની ભાવના પર પ્રજાનો વિશ્વાસ જોર પકડી ગયો.

આમ છતાં ગ્રીફીથને સંતોષ ન વળ્યો. આ નવા મંડળમાંથી પણ પોતે મનધારી મુરાદ હાંસલ ન કરી શકયો. એનું નિશાન હતું પાર્લામેન્ટવાદનો નાશ કરવાનું. પાર્લામેન્ટ-વાદીઓ પુકારતા હતા કે ઉઘાડા બળવાની રીતિએ આપણી કારી ફાવવાની નથી, બીજી કોઈ સંગ્રામનીતિ સૂઝતી નથી; માટે બંધારણસરની લડતથી જે કાંઇ મેળવી શકાય તે મેળવવા મથવું એ જ ઇલાજ છે.

બીજી બાજૂ ઊભા થતા હિંસામાં માનનાર સ્વાતંત્ર્યવાદીઓ. તેઓ કહે કે બળવો એ જ કોઈ પણ રાષ્ટ્રીય સંગ્રામનીતિનો પરિપાક હોઇ શકે, અને આપણી પ્રત્યેક યોજના, દરએક વેતરણ ને દરેક પગલું એ બળવો જગાવવાના શેષ બિન્દુ ઉપર જ આપણને પહોંચાડે તે તરેહનું હોવું જોઇએ. પણ અમે સમજીએ છીએ કે બળવાનો ઇલાજ અત્યારે વ્યવહારૂ નથી.

સશસ્ત્ર બળવો અને નિર્વીર્ય પાર્લામેન્ટપ્રવેશની નીતિઃ એ બન્નેની વચ્ચે કોઇ બીજો માર્ગ જ શું નથી? એ ગુપ્ત વાટ ગ્રીફીથે દેખાડી. ઇ. સ. ૧૯૦૪માં 'યુનાઇટેડ આયરીશ મૅન' ની કટારોમાં એણે એ ગુરુચાવીની પિછાન દીધી. 'હંગરીનો પુનરુદ્ધાર' નામની એક લેખમાળા એની કલમમાંથી વહેવા લાગી. હંગરીદેશનું રાજબંધારણ ખૂંચવી લેનાર આસ્ટ્રીઅન મહારાજ્યની સામે, ફ્રાન્સીસ ડીક, ઝેકેન્સી અને કોસ્યૂથ નામના ત્રણ હંગેરીઅન અગ્રેસરોએ ઇ. સ. ૧૮૬૧ની અંદર અહિંસાત્મક અસહકારની કાર્યનીતિ અમલમાં મૂકીને આસ્ટ્રીઅન પાર્લામેન્ટમાંથી હંગેરીઅન પ્રતિનિધિઓને પાછા ખેંચ્યા હતા, સ્વદેશમાં રાષ્ટ્ર-સરકાર સ્થાપી દીધી હતી, અને આખરે એ સ્વાવલંબનના શસ્ત્રથી આસ્ટ્રીઅન શહેનશાહતને નમાવી હતી. આ આદર્શની હિમાયત ગ્રીફીથે કોઈ અજબ વાણીમાં કરવા માંડી. એણે લખ્યું કે—

"તમારી નિગાહને અને તમારા વિચારોને લંડન ઉપરથી પાછાં વાળીને તમારી પોતાની ભૂમિ પર ઠેરાવો. જન્માધિકારથી જ તમે સ્વતંત્ર પ્રજા છો. જંજીરો એ અધિકારને પળવાર ભલે અટકાવી રાખે, પણ નાબૂદ તો ન કરી શકે. ખાલી શબ્દોના શ્વાસોશ્વાસથી નહિ પણ ઉદ્યમ કરીને એ અધિકારને તમે સ્થાપિત કરો-તમારી બેડીઓનાં બંધનમાં રહી રહી જેટલા પ્રમાણમાં બની શકે તેટલા પ્રમાણમાં. અંગ્રેજી પાર્લામેન્ટમાં તમારા પ્રતિનિધિઓ મોકલીને તો તમે દુનિયાને દેખાડો છો કે તમે પરપ્રજાની જંજીરો સ્વેચ્છાથી સ્વીકારી લીધી છે. એ પ્રતિનિધિઓ પાઠવવાનું તમને પરાણે કોણ કહે છે? પાછા ખેંચી લ્યો એ પ્રતિનિધિઓને, એટલે તમારું સ્વમાન નિષ્કલંક બની જશે. તમારો સવાલ અત્યારે આ પાર્લામેન્ટના કાવાદાવાઓએ માત્ર ઘરગથ્થુ બનાવી દીધો છે તે એક સ્વતંત્ર નિરાળી પ્રજા તરીકે આંતર રાષ્ટ્રીય બની જવાનો. તમારી રાજધાની ડબ્લીનની અંદરથી જ તમારી એકલી તમારો અવાજ જાહેર કરે. તમારે અંગ્રેજી બોલવાની જરૂર નથી; તમારી પોતાની જબાન જીવતી છે. તમારે અંગ્રેજી સંસ્કૃતિની ઢબે તમારી કેળવણી રચવાની જરૂર નથી તમારે તમારી પોતાની સંસ્કૃતિ છે. એવો કોઇ કાયદો નથી કે જે તમને અંગ્રેજોની અદાલતોમાં જવાની ફરજ પાડે; તમારી પોતાની અદાલતો જમાવો. એવો કોઇ કાયદો નથી, કે જે તમને વિદેશી વસ્ત્રો જબરદસ્તીથી પહેરાવે; તમારા પોતાના દેશનાં વસ્ત્રો પહેરો. એવો એક પણ કાયદો નથી કે જેથી તમારે વિલાયતનાં વહાણોમાં માલ ભરી વેપાર કરવો પડે; તમારું પોતાનું વહાણવટું સ્થાપો. એકસાથ ઊભા થાઓ, આખી પ્રજા એકાત્મ બની જાઓ, જે સ્વદેશી હોય તેને સ્વીકારો, વિદેશીને અડકો ના. પછી જુઓ કે સ્વતંત્રતા તમારે આંગણે આવી પહોંચશે."

આ નવી કાર્યનીતિને સરવાળે ગ્રીફીથનું નિશાન શું પ્રાપ્ત કરવાનું હતું? ચોખ્ખું પ્રજાસત્તાક શાસન નહિ, પણ ઇ. સ. ૧૭૮૨નું, ખુંચવાઇ ગએલું રાજબંધારણઃ એટલે બ્રિટન રાજના તાજ તળે-પણ બ્રિટનરાજ તરીકે નહિ, આયરીશ રાજા તરીકે-રાષ્ટ્રીય રાજબંધારણઃ એટલે કે સર્વસત્તાધારિણી રાષ્ટ્રીય પાર્લામેન્ટ. બીજી વાતઃ ગ્રીફીથે આ નવી સંગ્રામનીતિ-માંથી હિંસાને સદંતર બાતલ રાખી; નહિ કે એને હિંસા સામે કોઇ સિદ્ધાંતની સૂગ હતી, પણ એની ગણતરીમાં હિંસાત્મક બળવો શક્ય કે વ્યવહારૂ ન હોતો.

આ હંગેરીઅન યુદ્ધનીતિના આદર્શ પર ગ્રીફીથે ડબ્લીન નગરમા તા ૨૮-૧૧-૧૯૦૫ના દિને એક મંડળની સ્થાપના કરી એનુ નામ "સીનફીન અમે પોતે" અને એના નીચલા સિદ્ધાંતો મુકરર કર્યા

(૧) ૧૮૦૦ની સાલના યુનિયનના ઠરાવે જ આપણા દેશને એક પ્રજા મટાડીને પ્રાંત બનાવી દીધો એ ઠરાવને જ નામંજૂર જાહેર કરો. ઇગ્લાંજ એક જ વિલાયતની પાર્લામેન્ટમાથી આપણા આસન ઉઠાવી લો,

(૨) ગેલીક જબાનને જ આપણા દેશની રાષ્ટ્રીય ભાષા ઠરાવો એ દ્વારા જ દેશમા શિક્ષણ આપો,

(૩) આપણી કેળવણીનો ગોટાળો દૂર કરો આપણો જ ઇતિહાસ, આપણી કવિતા, આપણી રમતગમતો, આપણા જ કળા-હુનરો એ બધાને આપણા શિક્ષણક્રમમા દાખલ કરો;

(૪) આપણા વેપાર ખેડવા માટે આપણા વહાણો ચલાવો,

(૫) સરકારી અદાલતોને તોડી પાડવા માટે આપણા લવાદમંડળો સ્થાપો,

(૬) પરદેશમા આપણા પ્રતિનિધિઓને એલચી બનાવી મોકલો,

(૭) ખાણો ખોદાવો, કોલસા અને લોઢું પેદા કરો પરદેશી માલ પર મરજીઆત જકાત નાખો

આ ઉપરાત 'સીનફીન' નામનુ અખબાર સ્થાપ્યુ બધી સ્વાધીનતાવાદી સસ્થાઓને 'સીનફીન' મંડળમા મિલાવી દીધી એની કાર્યવાહી સારુ 'નેશનલ કાઉન્સિલ' સ્થાપી 'સીનફીન' સ્વાવલબનની કાર્યનીતિ નક્કી કરી "કાયદા વડે મુક્તિ નહિ પણ રાષ્ટ્રીય આત્મવિકાસવડે મુક્તિ" એ મંત્ર ફૂક્યો પાર્લામેન્ટવાદની નિષ્ફળતા, અને એના વિનાશક પરિણામો વિગતવાર સમજાવવા શરૂ કર્યા અને ઓગણીસમી સદીમા આયરીશ સસ્કૃતિને પગલે પગલે ઘા મારવાનો જે મોકો અગ્રેજી સસ્કૃતિએ મેળવ્યો હતો તે જ મોકો આ સીનફીનની ઝુબેશે હવે વીસમી સદીમા આયરીશ સસ્કૃતિને અપાવ્યો. પરદેશી વિચારબળ પર રાષ્ટ્રસસ્કારનો હલ્લો મંડાયો

'સીનફીન'ના વાવટા નીચે બે દળો ઊભા હતા એક દળ માત્ર ૧૭૮૨ ના રાજ્યબધારણને ઘેર કરવાનું હિમાયતી, ને બીજુ સદતર છૂટાછેડા માટે તનપતુ પ્રજાસત્તાકવાદી ઉદ્દામ દળ. પણ બન્નેએ સમાધાન કરી કાઢયુ "આયર્લેન્ડની સ્વાધીનતાની પુનપ્રતિષ્ઠા" એવુ વિશાળ ધ્યેય સ્વીકારવામા આવ્યુ કાર્યપદ્ધતિ પર બન્ને દળો સંમત બન્યા આ રીતે ડાહ્યા ગ્રીફીથે પ્રજાના હિંસક પક્ષને પપાળી લઇ સુલેહને માર્ગે વાળી લીધો દરેક દળને સારુ એક મધ્યસ્થ ભૂમિકા ચણી આપી અને પછી પોતાની કલમના ખજરો ચલાવી એણે પાર્લામેન્ટવાદની મનોદશામા જખ્મો કરવા માડ્યા આયરીશ ઇતિહાસનો એક પણ યુગ, આયરીશ જીવનની એક પણ સમસ્યા, એવા નહોતા કે જેનો તલસ્પર્શી પરિચય ગ્રીફીથને ન હોય ઇતિહાસ, જીવનચરિત્ર, અર્થશાસ્ત્ર રાજકારણ અને સાહિત્ય આયર્લેન્ડની સાથે જેટલે અશે નિસ્બત ધરાવતા હોય, તેટલા તો એની આગળીના ટેરવા પર રમતા હતા આયરીશ અસ્મિતાની ભાવનાને એકએક પ્રાણમા ચેતાવી મૂકે તેવી એની લેખિની હતી, તેવી માહિતી હતી, ને તેટલો આત્મવિશ્વાસ હતો

આ સ્વાશ્રયના વિચારો આખા દેશમા પ્રસરી ચૂકયા. સીનફીન મંડળની સાથે દેશની કેટલીએ છૂટીછવાયી સસ્થાઓ જોડાવા લાગી સીનફીન મંડળની શાખાઓ શહેરે શહેરે

અને ગામડે ગામડે ઊપડવા માંડી. આખી પ્રજામાં એક જ જીવનમંત્ર રટાવા લાગ્યો કે " આપણો ઉગારનાર બીજો કોઇ નહિ, આપણે પોતે."

પાર્લામેન્ટવાદી પક્ષની આંખ ફાટી કે દેશનું હૃદય એના હાથમાંથી સરી જવા લાગ્યું છે. પ્રજાનાં યુવાન-યુવતીઓને અંતરે અસહકારનો ઘૂંટડો ઊતરી ગયો છે. લોકો પાર્લામેન્ટની ચળવળ તરફ નિગાહ કરતા બંધ થાય છે, પાર્લામેન્ટમાં જનારાની હાંસી કરે છે. પાર્લામેન્ટ પક્ષ હેબત પામી વિચારતો ઊભો. બીજી બાજુથી હોમરૂલની આશા આપીને અંગ્રેજી પાર્લામેન્ટે કેવળ થોડી વધુ પ્રાંતિક સભાઓ આપીને જ પતાવ્યું. વચનભંગથી દુભાઇને પાર્લામેન્ટ પક્ષે એ બીખ સ્વીકારવાની ના પાડી. પોતાના જ દળમાં ભંગાણ પડ્યું, બે અગ્રેસરો રાજીનામાં આપીને સીનફીનમાં જોડાયા, બીજાઓ પણ એ જ માર્ગ લેવાનો મનસૂબો કરવા લાગ્યા.

પરંતુ હજુ ' સીનફીન 'ની વાટ નિષ્કંટક નહોતી. એ વખતે નવી ચૂંટણી થવાની હતી. એક પરગણામાં સીનફીન પક્ષે ઉમેદવારી જાહેર કરી; પણ એ ચૂંટણીની ચળવળમાં વેરવા પૈસા ક્યાં ? લોકોને સમજાવવા વક્તાઓ ક્યાં ? વર્તમાનપત્રો ક્યાં ? બીજી બાજૂ પાર્લામેન્ટ પક્ષની પાસે નાણાં હતાં, ગોઠવાયેલાં મંડળો હતાં, જાહેર પ્રજાનો હૃદયપ્રવાહ પોતાની તરફ વાળવા વર્તમાનપત્રો પણ હતાં. સીનફીન ચુંટણીમાં હાર્યું, અને પાર્લામેન્ટ પક્ષ પ્રબળ બન્યો.

આફત પૂરેપૂરી નહોતી આવી પહોંચી. સો વરસના સંસ્કારો ભૂંસી નાખવાનું સહેલ નહોતું. સીનફીન સંપ્રદાયની અંદર એવા નરો જાગ્યા, કે જેને પાર્લામેન્ટની અંદર જઇને રાજશાસનને પ્રહારો મારવાની નીતિ પણ સાથોસાથ અનુસરવાનું જરૂરી દેખાયું. એ સભાસદોની લાગવગથી નવો જ સિદ્ધાંત ઊભો થયો. સીનફીન સંપ્રદાયની અંદર એક પાર્લામેન્ટ પક્ષ પણ રચાયો. એવું ઠર્યું કે એ પક્ષે પાર્લામેન્ટમાં જવું, અને પાર્લામેન્ટની સાથે ક્યારે અસહકાર કરવો તેનો નિર્ણય બીજો પક્ષ બહાર બેઠો બેઠો કરશે. આવા વિચારમિશ્રણથી આખી સીનફીન ચળવળે પ્રજાનો વિશ્વાસ ગુમાવ્યો. રાજ્યદ્વારી ચળવળ બંધ પડી. દરમિયાનમાં રેડમન્ડ નામના પાર્લામેન્ટ પક્ષના અગ્રેસરે પોતાનું પરિબળ દેશ પર જમાવી દીધું. ફરીવાર દેશના શાણા લોકો પાર્લામેન્ટમાં ઝૂઝીને ' હોમરૂલ 'ને જીતવાની લાલચમાં પડ્યા. ૧૯૧૦ ની અંદર સીનફીન મંડળે જાહેર કર્યું કે " ભાઇ રેડમન્ડને હિંમત છે, તો ભલે એ હોમરૂલ મેળવવાની મહેનત કરે. અમે એને મુંઝાવી મારે એવો એક સખુન પણ નહિ બોલીએ." વાસ્તવિક તો સીનફીનની એ ઉદારતા નહોતી, કેમકે એના આંદોલનમાં જબ્બર ઓટ આવેલો.

૧૯૧૦ ની ચુંટણીમાંથી સીનફીન ભાઇઓ આટલા કારણે રાજીખુશીથી જ ખસી ગયા; છતાંયે એ મંડળનું વલણ તો નીચેના શબ્દોમાં રજૂ થઇ ચૂક્યું હતું :

" નજદીકના ભવિષ્યમાં અંગ્રેજ પાર્લામેન્ટમાં ચાહે તે યોજના મંજૂર કરે, અમારે તે કબૂલ નથી. આયર્લૅન્ડને જે ધારાસભા આપવાની હોય તે જો સંપૂર્ણ સત્તા ધરાવતી નહિ હોય તો પછી આપણા દેશને લૂંટી જનારા પરદેશીઓની સાથે વાટાઘાટ નહિ જ થઇ શકે; છતાં બેશક, નવા સુધારાની અંદર આયર્લૅન્ડના વહીવટનો થોડોઘણો પણ સાચા દિલનો કબજો આપ્યા જેવું જણાશે તો અમે એની વિરુદ્ધ નહિ જઇએ અને બીજા કોઇ પણ પક્ષે એની વિરુદ્ધ જવું ન ઘટે."

તે દિવસથી ૧૯૧૪ સુધી સીનફીનનું પરિબળ અદૃશ્ય થયું. કેવળ શસ્ત્રવાદ અથવા પાર્લામેન્ટવાદને જ ઓળખનારી પ્રજાએ આ ત્રીજો માર્ગ સૂચવનારને ચક્રમ કહ્યો.

ઝવેરચંદ મેઘાણી

# "અનિશ્ચિત ભાવી"

પ્રભુ ! જ્ઞાન પ્રદીપ બુઝાઇ ગયો
મમ આત્મ વૃથા રહી શ્રાન્ત થયો;
નવ માર્ગ કશોય તથાપિ જડયો
નવ સત્ત્વ કશુંય હું પામી શકયો. (૧)

દિલ આ રડતું, નથી આશ રહી
પણ ભાવી અનિશ્ચિત જાય વહી;
દૂર દૃષ્ટિ કરૂં, નવ માર્ગ જડે
તિમિરાન્ધ—અનિશ્ચિત આત્મ રડે. (૨)

સહુ વ્યર્થ પ્રયત્ન જ આમ જશે ?
ન પ્રકાશની ઝાંખી કદિય થશે ?
અહ ! મૃત્યુ પછી નવ કાંઇ હશે ?
બધું મૃત્યુ મહિં જ સમાપ્ત થશે ? (૩)

ભવ—અબ્ધિ તરંગ પરે ઝુલવું ?
નજરે નવ સિંધુનો કોર પડે;
બસ આમ અનંત રડયા કરવું ?
કંઇ ધ્યેય વિના રખડયા કરવું ? (૪)

અહ ! જીવનનાં સહુ કર્મ તણો
મળશે કંઇએ ઇનસાફ કશો ?
અથવા સહુ પાપ ને પુણ્ય બધું
બસ અર્થ વિહિન હશે સઘળું ? (૫)

મમ આત્મ પિતા ! નવ જોઇ શકે
દિલ શંકિત આ મમ આજ દ્રવે;
પ્રભુ ! જીવન પંથ પ્રકાશ ધરો
મમ જીવન ધ્યેયની ઝાંખી કરો. (૬)

સબળસિંહ જાડેજા

( પૃષ્ઠ ૮ નું અનુસંધાન )

પર બહુ માઠી અસર થાય છે, અને વહેલો મોડો રશિયાનો સંપૂર્ણ બહિષ્કાર કરવા, એનો Blockade કરવાનો સવાલ તમામ મૂડીવાદી પ્રજાઓ પાસે આવશે જ. * રશિયા ગમે તે માલ ગમે તે ભાવે વેચે એમાં એને ખોટ નથી, પણ મૂડીવાદી દેશોને એથી ભારે ખોટ જાય છે, છતાં મૂડીવાદી દેશો એકત્ર થઇને રશિયાનો સંપૂર્ણ બહિષ્કાર કરી શકશે કે કેમ એ કહેવું અશક્ય છે. કારણ મૂડીવાદ એક Centrifugal Force છે, દુનિયાનો તમામ મૂડીદાર વર્ગ એકઠો થાય અને રશિયાનો બહિષ્કાર કરે એ કોરી રેતીનો લાડવો વાળવા જેવું છે. રશિયા એક છે, બહારની દુનિયા ' અન્ + એક '=અનેક છે. બીજી દરેક પ્રજામાં મૂડીદાર અને મજૂર એવા બે વર્ગો છે; આવી પરિસ્થિતિમાં આખી દુનિયાને જો રશિયાની વિરુદ્ધ ખરેખર કંઇ પગલું લેવું હોય, તો તેણે એક થવું જોઇએ. પણ એક થતાં થતાં તો મૂડીવાદી દુનિયાને ' આત્મશુદ્ધિ ' કરવી પડે, it would have to liquidate itself. મિડલ્ટન મરી, બર્નાર્ડ શૉ ( પોતાની રીતે ) વગેરે બીજા ઘણા વિચારકો અત્યારે ' Create the Antithesis ' રશિયાની વિરુદ્ધ કોઇ એવું જ નૈતિક બળ સર્જો એમ કહે છે. * પણ રશિયા આજે અમુક આદર્શને માટે જીવે છે, બીજી મૂડીવાદી પ્રજાઓ પોતાના સ્વાર્થ માટે જીવે છે; ત્યાં રશિયાની સામે થવું અશક્ય લાગે છે; જેમ હિંદ પરના બ્રિટિશ રાજ્યનો નૈતિક પાયો હચમચી ગયો છે, તેમજ મૂડીવાદી તંત્રે નીતિ અને ધર્મની દૃષ્ટિએ દેવાળું ફૂંક્યું છે.

પણ રશિયા વિશે એક પ્રશ્ન ઊભો થયા વગર રહેતો નથી. ધારો કે બધાને ઘેર વીજળી પહોંચી ગઈ, મોટરકારો મળી, વિજ્ઞાન આપી શકે એટલાં તમામ સુખનાં સાધન મળ્યાં,— તોપણ શું માણસ સુખી થઇ જશે? માણસ અમુક આદર્શને માટે જીવે ત્યાં સુધી એના જીવનમાં કંઇક અર્થ ( meaning ) ટકી રહે છે. * રશિયા પહેલાં રોટી માટે લડતું હતું, અત્યારે ' પાંચ વર્ષની યોજના'ને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે છે; પછી પાછા કામ કરવાના કલાકો ઘટાડે, બધાને વધારે ફુરસદ મળે; પણ બાહ્ય સાધનો, ફુરસદ, મોટરકારો એ બધાંથી શું સુખ મળી જાય ખરું ? સ્ત્રી–પુરુષનો વિયોગ હોય, ત્યાં સુધી એક બીજાનાં મિલનને એક આદર્શ તરીકે ગણીને તેઓ ઝંખ્યા કરે; પણ જ્યારે મિલન થાય, ત્યારે તો તેમણે મિલનને એક આદર્શ તરીકે નહિ પણ બીજો ઉચ્ચતર આદર્શ સિદ્ધ કરવાના સાધનરૂપ ગણવું જોઇએ. એ જ રીતે રશિયાનાં તમામ માણસોને તમામ સુખ સાધનો મળે પછી શું ? રશિયા આ સવાલ કરતું નથી, કારણ એ તો જડવાદમાં માને છે; પરંતુ સામ્યવાદમાં માનનાર મારો કોઇ મિત્ર એમ કહેશે કે ' ત્યાર પછી શું ? ' એવો સવાલ પૂછવાનો આપણો હક નથી, કારણ આપણે તો રશિયા જેટલું પણ સિદ્ધ કર્યું નથી. આ ખરું છે, કારણ આજના રશિયાને अन्नं ब्रह्मेति व्यजानात् એ ઉક્તિ લાગુ પડે છે; બહારની દુનિયામાં કંઇ प्राणो–,मनो–,विज्ञानं–,आनन्दो ब्रह्मेति व्यजानात्। એમાંની એકે સાધના સિદ્ધ થઇ નથી, તો રશિયાની આ પહેલી કોટિની સાધનાની વિરુદ્ધ આપણને કશું બોલવાનો અધિકાર નથી. *

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

* ઉપરના ઘણા ભાગના મુદ્દાઓ ' એડેલ્ફી ' નામના માસિકના જુલાઈ, ઓગસ્ટ, સપ્ટેંબરના અંકોમાં આવેલી મિડલ્ટન મરીની ચર્ચામાંથી લીધા છે.

# શ્રી. ખબરદાર: સજજન અને પ્રભુજન

શ્રી. ખબરદારે 'ભારતના ટંકાર'ની પ્રસ્તાવનામાં લખ્યું છે:

"ધર્મભક્તિ અને દેશભક્તિ એ માનવજાતિના ઇતિહાસના મુખ્ય અંશો છે, અને એ ઇતિહાસમાં નોંધાયેલાં અનેક પરિવર્તનોનું મૂળ એ જ બે અંશોમાંથી જણાઈ આવે છે. જોકે તમામ જગત એક જ પ્રભુનું કુટુંબ છે છતાં દેશકાળાનુસાર જુદી જુદી પ્રજાઓ બંધાતાં તે તે પ્રજાઓનાં વિશિષ્ટ લક્ષણોથી પ્રત્યેકનું વ્યક્તિત્વ જણાય છે અને જેમ પ્રત્યેક જીવ પોતાના જીવનના રક્ષણ માટે સતત મથન કરે છે, તેમ પ્રત્યેક પ્રજા પણ પોતાનું સમુદાયજીવન ટકાવવા અને તેને સમર્થ કરવા મથે છે. આ મથન પણ પ્રભુના પ્રેમઝરણમાં વહેવા માટે આવશ્યક છે."

આ પ્રમાણે સ્પષ્ટ રીતે માનતા હોવાથી શ્રી. ખબરદારે પોતાનું કાવ્યઝરણું મુખ્યત્વે આ બે માર્ગે વહેવડાવ્યું છે. કવિ માને છે કે "ધર્મયુક્ત દેશભક્તિના પોષણથી ભારતની સત્ય ઉન્નતિ સત્વર થવા પામશે."[1]

શ્રી. ખબરદારને ગુજરાતના રાષ્ટ્રીય કવિ કહી શકાય પ્રાસંગિક કવિતાઓ લખવી એ દોષ છે એમ કહેવાયું છે, અને અંતઃક્ષોભ વિના ખરી કવિતા ન લખી શકાય એ વાત સાચી છે. જલિયાનવાલા બાગ જેવો ભીષણ હત્યાકાંડ બની ગયો છતાં તે વિષે પોતે કેમ કાંઇ ન લખ્યું એવું શ્રી. રવીન્દ્રનાથ ટાગોરને–ઘણું કરી મહાત્માજીએ જ–પૂછયું હતું ત્યારે તેમણે આ જ જવાબ આપ્યો હતો. પણ શ્રી. ટાગોરે કવિતાદ્વારા નહિ તો બીજી રીતે સમભાવ દર્શાવ્યો હતો–પોતાની 'સર'ની પદવી તેમણે ફેંકી દીધી હતી. પરંતુ રાષ્ટ્રના મહાન પ્રસંગોએ કવિઓને અંતઃક્ષોભ નથી થતો તો ઇ. સ. ૧૯૧૧ માં રાજા જ્યોર્જ પાંચમો દિલ્હીની ગાદીએ બેસવા આવ્યો ત્યારે આપણા કવિઓને કેમ અંતઃક્ષોભ થયો હતો? તે પ્રસંગે અનેક ગુજરાતી કવિઓએ કાવ્યો લખ્યાં હતાં.

દેશના મહાન પ્રસંગોએ આમાંથી કેટલાએ કાવ્યો લખ્યાં? કવિશ્રી ન્હાનાલાલે ગાંધીજીની ૫૦ મા વર્ષની જયન્તી પ્રસગે 'ગુજરાતનો તપસ્વી' લખ્યું હતું. અસહકારની શરૂઆતમાં 'શકુનની ઘડીઓ' નામનું કાવ્ય 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલું સાંભરે છે. પછી તો ગુજરાતની રાષ્ટ્રીમ કવિતાના દુર્ભાગ્યે કવિશ્રીએ અસહકારીઓની સાથે અસહકાર આદર્યો, નહિ તો કવિશ્રીનાં વીરકાવ્યો જોતાં અન્ય ક્ષેત્રોની માફક રાષ્ટ્રીય કવિતાના ક્ષેત્રમાં પણ કવિશ્રીનો અસાધારણ ફાળો જોવામાં આવત.

એટલે અત્યારની પરિસ્થિતિમાં ગુજરાતના રાષ્ટ્રીય કવિનું સ્થાન શ્રી ખબરદારને જ આપવું ઘટે. દેશનો કોઇ પણ મહાન પ્રસંગ કવિશ્રીના કાવ્ય વિના ખાલી જાય જ નહિ. મુંબઇમાં બીજી સાહિત્ય પરિષદ મળી ત્યાં શ્રી. ખબરદાર 'ગુણવંતી ગુજરાત'ના હવે તો ઘેરઘેર જાણીતા થયેલ કાવ્ય સાથે હાજર થયા; ટ્રાન્સવાલમાં ગાંધીજીની સત્યાગ્રહની લડત ચાલી અને ખબરદારની કલમમાંથી 'ટ્રાન્સવાલનો ત્રાસ અને ગુર્જર વીરત્વ' એ કાવ્ય સરી પડયું. 'ગુણવંતી ગુજરાત'માં જુદી જુદી કોમોની એકતા દર્શાવતાં કવિએ ગાયું છે:

---

૧ ભારતનો ટંકાર ૨ સંદેશિકા

"હિંદુ મુસલમીન, પારસી સર્વે માત અમે તુજ બાળ."

આ બીજા કાવ્યમાં પણ કવિ કહે છે:

"હિંદુ મુસલમીન પારસી કો કહે વિવિધ જાતિઓ?
એકાત્મ સૌ ઉભા અડગ ! શું ના અમે ગુજરાતીઓ?"

ગુજરાતીનું આ શરાતન જોઇ કવિને ખૂબ આનંદ થયો હતો. ગુજરાતીઓની ટેક દર્શાવતાં કવિએ છેવટે લખ્યું છે:

"અમ ગેહ દઇએ દેહ દઇએ, ચેહ બળીએ તાતી ઓ!
અમ ટેક ના તજીએ કદી! રે આ અમે ગુજરાતીઓ!"

હિંદના દાદાના સ્વદેશાગમન પ્રસંગે પણ કવિએ સુંદર કાવ્ય લખ્યું હતું. ગાંધીજીની પચાસમી વર્ષગાંઠને શુભ દિને કવિએ મહાત્માજીની જીવન-ફિલસૂફી દર્શાવતુ પ્રશસ્તિ કાવ્ય લખ્યું છે. અસહકાર સમયે કવિએ અનેક સુંદર કાવ્યો ગુર્જરગિરાને ચરણે સમર્પ્યાં હતાં.

કવિને વીરરસ ખૂબ જ પ્રિય છે. તેમણે લખ્યુ છે:

"જીવન એ સતત યુદ્ધ છે તો એ જીવનને ટકાવવા અને જયવત કરવા શૂરાતનની પ્રથમ આવશ્યકતા છે. કળાના નવે રસમા એકલા વીરરસનું પ્રાધાન્ય મનાયું છે. મનુષ્યહૃદયના ઉજ્જ્વળ ભાવો—સ્વાર્થત્યાગ અને સ્વભોગ--એ રસમા પૂરા ખીલી નીકળે છે અને એ જ ગુણો ધર્મભક્તિ અને દેશભક્તિના અચળ સ્તંભો છે."[૧]

એટલે ગુજરાતીઓની વીરતા જોઈ કવિનું હૃદય કેમ ના ઊછળે? ભારતના કવિઓ મન મૂકીને લખી શકતા નથી તેથી કવિનું હૃદય ભડકે બળે છે:

"તુજને ચહાતા ફિતુર ગણાઉં, તુજને સહાતા પાપી!
કાપી જીભ ગળે ખુંચવવી, દુર્ગતિ જતી ન માપી!
હાય હાં ભારતના કવિનું જીવન એવું ખારૂં!
માતૃગાન સાટે મૃત્યુ જ કે જે જીવનભર અંધારૂં!" [૧]

અને ખરેખર માતૃગાન ગાવા માટે વિનાયક સાવરકર અને ગણેશ દામોદર સાવરકર જેવાઓને વર્ષો સુધી અંદામાનના અંધારા ભોંયરામા રહેવું પડયું હતું. પંજાબના રાષ્ટ્રીય કવિ લાલચંદ ફલકે વારવાર જેલનિવાસ કર્યો છે. અને રામપ્રસાદ બીસમીલ જેવા કોઇ કોઇ કવિઓ ફાંસીને માંચડે પણ ચડયા છે. એટલે હિંદુસ્તાનમાં દેશભક્તિનાં કાવ્યો લખવાં એ કાંઇ કોપલડી ટીંકાવવા જેવા, ચાંદની ચમકાવવા જેવા કે પ્રેમપંખીને ઉડાવવા જેવા ખેલ નથી. છતાં શ્રી. ખબરદારે જુસ્સાદાર વીરકાવ્યો લખ્યાં છે. 'દેવીનું ખપ્પર' એ કાવ્યમાં ભારતમાતાની સ્વતંત્રતા માટે કેટલો ભોગ આપવો પડશે તે કવિએ બતાવ્યું છે:

"અંજલિ નાખે, ખોબા નાખે, નાખે કો ભર પ્યાલી!
જુગજૂનું તળીયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી."[૨]

મહાત્માજીએ એક જગ્યાએ કહ્યું છે કે "ભારતમાં લોહીની નદીઓ વહેશે." પણ એ લોહી કોનું! કવિ યોગ્ય જ જવાબ આપે છે:

"નથી રૂધિર રેલવવાં કોના:
નથી હૃદય ચીરી અરિઓના નિજ હૃદયો કરવા પ્રભુભંગ:
નથી વિજયના રંગ રૂધિરમાં જ્યાં જનરક્ત ભરે હરગંગ:
ઓ ગુજરાત! ઓ ગુજરાત!"

---

૧ ભારતનો ટંકાર ૨ સન્દેશિકા

ભારતવાસીઓના પાપે જ તેમની સ્વતંત્રતા હરાઇ ગઇ છે એટલે તેમની લોહીની નદીઓ વડે જ એ કલંક ધોવાશે. "ગુર્જર સાહિત્યને મંદિરે દેશભક્તિનાં પુષ્પો ગતકાળમાં સારી પેઠે ચડયાં છે અને તેમાં વીરકવિ નર્મદનો ઉપહાર સબળ અને પ્રધાન છે. એની પછી ડૉ० હરિલાલ ધ્રુવે એ જ મંદિરની ઘંટા ઊછળતા વીરનાદે વગાડી છે. એ મંદિરના સર્વ પૂજારીઓને ભારતનાં ગાન પ્રથમ કરુણ રસમાં જ કરવાં પડયાં છે. પણ કરુણરસમાંથી આત્મભાન થતાં જ વીરરસ સ્વાભાવિક જન્મે છે."[1] શ્રી. ખબરદારનાં કાવ્યોનો પ્રવાહ પણ એવી રીતે વહ્યો છે. દેશનું આત્મભાન જોઇ કવિ ઉત્તેજિત થઇ ગાય છે:

"કોણ વિકટ પથ કદી ડરાવે ?—
પર્વતપરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ;
જંગલતોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ?
ઓ ગુજરાત! ઓ ગુજરાત!

મુખી પડયા કે હઠયા પછાડી?
ધસો ધજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર:
ધર્મભાર શૂરો જ વહે એ—એક પડે ત્યાં ઊઠે તેર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત!"

અને "કવિ દ્રષ્ટા છે" એ પ્રમાણે ખરે જ ગત યુદ્ધે આ ભવિષ્યવાણી સાચી પાડી છે. બ્રિટિશ સિંહે અહિંસક ભારતનો બળવંતો હાથ જોયો છે. મહાત્માજી, સરદાર વગેરે મુખીઓ જેલમાં હતા છતાં એ ધર્મયુદ્ધની ધજા સ્ત્રીઓએ અને બાળકોએ પણ ધૂનભેર ફરકાવી અને એક પકડાય તેની જગ્યા લેવા માટે તેર તૈયાર થવા લાગ્યા. કવિએ વર્ષો પહેલાં ભાખેલી ભવિષ્યવાણી ગુજરાતણોએ પણ બરોબર ખરી પાડી:

"ઓ રણશૂરી ગુજરાતણો!
પ્રતિજ્ઞાપૂરી ગુજરાતણો!
(શું એ જ કે
ધરને ચૂકે
રીબતી ઝૂરી ગુજરાતણો?)
પડખે અમારે રહી સહે સહુ વેદના,
રણદેવીશું ફૂંકે હરે અમ ચેતના;
ગૌરવ પ્રભા—મહિમાવતી! વીરત્વ તમ ઝળકાવજો!
તમ કૂખ પાકયાં મોતીડાં અમ દેશને દીપાવજો!"[2]

ભક્તિનાં આવાં અનેક કાવ્યો લખ્યે કવિને તૃપ્તિ થઇ નથી. કવિનો દેશપ્રેમ એ માનવપ્રેમનો જ એક અંશ છે. કવિએ ધીમે ધીમે પોતાનો પ્રેમપ્રદેશ વિસ્તાર્યો છે, પ્રાન્તપ્રેમ—દેશપ્રેમ—માનવપ્રેમ; એ પ્રમાણે પગથીએ પગથીએ કવિ આગળ ચડતા દેખાય છે. ગુણવંતી ગુજરાત—ગોવર્ધનરામ—ગુર્જર વીરત્વ (પ્રાન્તપ્રેમ) ભારતનો ટંકાર—અસહકાર (દેશપ્રેમ) દર્શનિકા (માનવપ્રેમ). કવિશ્રી લખે છે: "ધર્મભક્તિ વિના દેશભક્તિ કાંઇ કામ આવતી નથી." પોતાના કવિજીવનમાં તેમણે આ સૂત્રને આચર્યું છે. સંદેશિકા, ભજનિકા અને તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ દર્શનિકા કવિશ્રીની ધર્મભક્તિના કીર્તિસ્તંભો છે."

---

1 ભારતનો ટંકાર 2 સંદેશિકા

" ભારતખંડની તમામ ભાષાઓની કવિતામાં દેવપૂજા, દેવકથા અને દેવરહસ્ય, એ મુખ્ય વિષયો છે. આ દેશ પોતાના સંસાર કે સમાજની તમામ પ્રવૃત્તિઓને ધાર્મિક દષ્ટિથી જ જોતો અને કસતો આવ્યો છે, એટલે કવિતાના વિષયમાં પણ એ ધાર્મિકતા પ્રાધાન્ય ભોગવે, એમાં કાંઇ આશ્ચર્ય નથી."[1]

કવિશ્રી ખબરદારનાં કાવ્યોમાં એકંદરે જોતા આ જ પ્રમાણે ધાર્મિકતા પ્રાધાન્ય ભોગવે છે. "કવિ તો પયગમ્બર છે, પ્રભુનો સંદેશવાહક છે" એ 'ભજનિકા'ના આલાપના શબ્દો અને "પ્રત્યેક સાચો કવિ એ પ્રભુનો સંદેશવાહક છે" એ 'સંદેશિકા'ની પ્રસ્તાવનાના શબ્દો સ્પષ્ટ રીતે દર્શાવે છે, કે કવિશ્રી ધર્મ અને તત્ત્વજ્ઞાન વચ્ચે તફાવત જોતા નથી. એથી એક પગલું આગળ વધીને દર્શનિકામાં કવિશ્રી લખે છે: "આ કાવ્યમાં મેં ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે." એટલે ખબરદારની ધર્મભક્તિથી કોઇએ ભડકવા જેવું નથી. ખબરદાર કોઇ પણ પંથના પૂજારી કે દેવદેવલાંના ભક્ત નથી. તેમણે લખ્યું છે:

"આજના પ્રચલિત કોઈપણ ધર્મને પૂર્ણ ગણવો એ અહંતા જ છે, કારણ કે આજના સર્વ ધર્મો એક જ સત્યધર્મની જુદી જુદી શાખા જેવા છે. વિશ્વ અને વિશ્વનિયંતાનું સત્યજ્ઞાન જેને થયું છે, તે એ બધી જુદી જુદી પ્રત્યક્ષ ધર્મવિધિઓથી પર છે. તેને મન તો વિશ્વનો એક જ ધર્મ સત્ય છે, અને તે સ્નેહનો વિશ્વધર્મ છે, માનવબંધુતાનો મહાધર્મ છે. એ સ્નેહ-ધર્મ હજી તો એક ભાવના જ છે."[2]

આ પ્રમાણે ખબરદારની ધર્મભક્તિનું મંડાણ પ્રેમ ઉપર છે—તેમની ભાવનાનું મૂળ છે—Brotherhood of Men and Fatherhood of God. પ્રેમી પ્રભુના રાજ્યમાં માનવબંધુત્વ. પ્રથમ દૃષ્ટિએ આમાં કાંઇ નવું ન લાગે. પણ શ્રી. ખબરદારે આ વિચારો જે રીતે રજૂ કર્યા છે તેનો જેમ વધારે પરિચય કરતા જઇએ છીએ તેમ તેની આકર્ષકતા વધારે ને વધારે માલૂમ પડે છે. તે જરા જોઇએ.

પ્રભુ પ્રેમી છે, તો તેના રાજ્યમાં દુઃખ કેમ એ એક સનાતન પ્રશ્ન છે. તેનાં અનેક સમાધાનો કરવામાં આવ્યાં છે, જેના ચાર પ્રકાર પાડી શકાય. એક પક્ષ કહે છે કે ઇશ્વર નિર્દય છે. ટોમસ હાર્ડીએ એ દૃષ્ટિબિંદુ ટૂંકામાં રજૂ કર્યું છે :

" Has some vast imbecility,
Mighty to build and blend,
But impotent to tend,
Framed us in jest and lets us now to hazardry?
Or come we of an Automaton,
Unconscious of our pains ? "

બીજો પક્ષ કહે છે કે સંસારમાં સુખદુઃખ બન્ને છે. સુખ કરતાં દુઃખ વધારે છે. પણ તે સહન કર્યા વિના છૂટકો નથી.

"છે માનવી જીવનની ઘટમાળ એવી,
દુઃખ પ્રધાન સુખ અલ્પ થકી ભરેલી."[3]

---

1 ભજનિકા 2 દર્શનિકા 3 નરસિંહરાવ

પણ દુઃખથી ગભરાઈ જવું નહિ. દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ આવ્યા જ કરે છે—

कस्यैकान्त सुखमुपनतं दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरिच दशा चक्रनेमिक्रमेण ॥[१]

ત્રીજો પક્ષ ગીતાનો. સુખદુઃખથી પર રહેવું–નિર્લેપ રહેવું.

दुःखेश्वनुद्विग्नमनाः सुखेपु विगतस्पृहः ।

સ્થિતધિઃ, સ્થિતપ્રજ્ઞ, દ્વન્દ્વાતીત, વીતરાગનો આ આદર્શ ભવ્ય છતાં નિષેધાત્મક છે. તેથી એક પગલું આગળ વધી ચોથો પક્ષ કહે છે કે દુઃખ એ જ આ સૃષ્ટિનો નિયમ છે, માટે તેના તરફ સુખની માફક નિસ્પૃહ ન રહેવું, પણ તેની તો હમેશાં સ્પૃહા કરવી जातस्य हि ध्रुवो मृत्युः ध्रुवं जन्म मृतस्य च ।[२] એનાથી આગળ વધી કાલિદાસે કહ્યું છેઃ

मरणं प्रकृतिःशरीरिणाम् विकृतिर्जीवितमुच्यतेबुधैः ।
क्षणमप्यवतिष्ठतेश्वसन् यदि जन्तुर्ननुलाभवानसौ ॥[३]

મરણ એ નિયમઃ જીવન એ તો અપવાદ. એ જ પ્રમાણે દુઃખ એ નિયમઃ સુખ તો માત્ર અપવાદરૂપે જ આવે. વિકાસ માટે દુઃખની આવશ્યકતા છે. Sweet are the uses of adversity[૪]. विपदः सन्तु नः शश्वत् यत्रतत्र जगद्गुरो । ખબરદારે આ વિચાર સ્થળે સ્થળે દર્શાવ્યો છે.

"દુઃખડા દેજો રે અમને પળપળે !
ભલે રોવજો ચોદે બ્રહ્માંડ !
અંતર વહેજો રે શમને પળપળેઃ
ઝીલશું મનભર પ્રભુરસકાડ!
પ્રભુ સંભારે રે અમને પળપળે." [૫]

'માનવ દુઃખ અને પ્રભુનો સ્નેહ' નામનું કાવ્ય, જેની આ છેલ્લી પંક્તિઓ છે, તે કવિના સ્વાનુભવમાંથી સ્ફુર્યું છે. તેમણે લખ્યું છેઃ "ઘણી નાની વયથી અતિ તીવ્ર શિરોવેદના અને કાનના દર્દથી હું પીડાતો હોવાથી એક દિને એક મિત્રે સવાલ કર્યો કે તમને આટલું બધું દુઃખ હોવાનું શું કારણ હશે, અને એમ છતાં તમારૂં મુખ પ્રસન્ન કેમ રહે છે?" એના ઉત્તરમાં આ કાવ્ય લખાયું છે. "દર્શનિકા"માં 'વિકાસની વેદના' નામના ખંડમાં કવિએ આ વિષય લંબાણથી ચર્ચ્યો છે. વિકાસ માટે વિનાશની અનિવાર્ય આવશ્યકતા છે. ઇશ્વરની છરી ક્રૂર કસાઇની નથી પણ દયાળુ સર્જનની છે.

"આ બધી વેદના, આ બુરાઇ બધી,
શ્રેય સીડીતણી છે જ પગથીઃ
એ જ પગથી ઉપરથી જવું સર્વને,
તો જવું કેમ ના વીર ડગથી ?"

શ્રી. ખબરદારનો આશાવાદ અંતરની વીરતામાંથી પ્રકટે છે. કાયરો જ નિરાશાવાદી હોય છે. રાજકીય ક્ષેત્રમાં જે પ્રમાણે વીરતાની જરૂર છે, તે જ પ્રમાણે ધાર્મિક ક્ષેત્રમાં છે. "હરિનો મારગ છે શૂરાનો," "ભક્તિ શૂરવીરની સાચી," "ભક્તિ શીશ તણું સાટું આગળ

---

૧ મેઘદૂત ૨ ગીતા ૩ રઘુવંશ ૪ શેક્સપીયર ૫ સંદેશિકા

વસમી છે વાટું" વગેરે જૂના કવિઓનાં વાક્યો આ જ હકીકત દર્શાવે છે. જે વીરતા શ્રી. ખબરદારનાં દેશભક્તિનાં કાવ્યોમાં દેખાય છે, તે તેમનાં ધર્મભક્તિનાં કાવ્યોમાં પણ નજરે પડે છે.

ઇશ્વરનું પ્રેમનું રાજ્ય છે તો એ પ્રેમપ્રભુને હૃદયમાં પ્રકટાવવો એ જ ખરો ધર્મ છે. ઇશ્વર ક્યાંઈ બહાર વસતો નથી.

The Kingdom of God is within you.[1]

ईश्वरः सर्वभूतानां हृद्येऽर्जुनतिष्ठति ।[2]

એ મહાવાક્યોનું સ્મરણ આપતાં કવિશ્રી કહે છે:

"સર્જનારો સદા છે જ સર્જન વિષે,
પ્રકટતાં સૃષ્ટિ દેવાય ખોઇ." ૩

કવિના વીર હૃદયને આ અદ્વૈત મત જ રુચે. પ્રભુ પાસે દીન થઇ રડવું, પોતાનાં પાપ પોકારવાં, યાચવું, સ્તુતિ કરવી એ પામરતા કવિના સ્વભાવની વિરુદ્ધ છે. ઇશ્વરની ખુશામત કરવાની કે દયા યાચવાની શી જરૂર? આપણે તેના અંશ છીએ, ગુલામ નહિ. अहं ब्रह्मास्मि । એ વેદાન્તની વીરહાકના પડઘા શ્રી. ખબરદારની કવિતામાં સ્થળે સ્થળે સંભળાય છે:

"બિંદુ ખરું પણ સિંધુનું નાથ!
એક જ તુજ મુજ પોત રે!
મને એક જ તારો સાથ!
તારા સ્વર્ગને શું કરું નાથ હો!
મને જોઇએ તારો જ સાથ!" ૪

*

"તારો નમાલો ભક્ત ના ગણતો,
ગણજે મને નરવીર!
લાખો તારાનાં ભાલાં હું ભોંકી
ચીરું આ વિશ્વના ચીર રે
મને નાથ જીત્યાના કોડ!
વીંધું આકાશ ને ફોડું પાતાળને
જીતું તુજ તખ્ત ને તાજ!
'માગ રે માગ' તું કહે પણ માગું શું?
મારું જ છે તુજ ઉરરાજ રે!
મને નાથ જીત્યાના કોડ."[5]

ખરો દેશભક્ત જેમ કાંઇ સ્વાર્થ સાધવા માગતો નથી, તેમ ખરો ધર્મભક્ત કોઇ ઐહિક ચીજ કે સ્વર્ગની પણ પરવા કરતો નથી. છતાં આ વાત વારંવાર વિસરી જવાય છે. પ્રેમાનંદ જેવા મહાકવિએ નરસિંહ મહેતા જેવા મહાન ભક્તને પ્રભુની પાસે પિતાનું શ્રાદ્ધ અને પુત્રીનું મામેરું કરવા માટે દીનપણે યાચના કરતા બતાવ્યા છે. નાતજાતના રીતરિવાજો ઇશ્વરી નિયમો કરતાં પણ વધારે અચલ હતાં એવી ગુજરાતી સમાજની એક

૧ બાયબલ ૨ ગીતા ૩ દર્શનિકા
૪ સાહિત્ય: નવેમ્બર ૧૯૩૧ ૫ કૌમુદી, જાન્યુઆરી, ૧૯૩૧

કાળની માન્યતાનું આમાં આબેહૂબ પ્રતિબિંબ છે. ઈશ્વર પોતાના ભક્ત માટે વિશ્વના નિયમો ફેરવે: અકાળે વરસાદ વરસાવે, આકાશમાંથી કાપડ ફેંકે, પણ નાતજાત ગમે તેવા ભક્તને પણ સામેલ કરવાની કે શ્રાદ્ધની ફરજમાંથી મુક્ત ન કરે !

વિશુદ્ધ દેશપ્રેમ અને સત્ય ધર્મપ્રેમ વચ્ચે વિરોધ નથી, પણ પ્રથમ એ બીજાનું પગથિયું છે. દેશ માટે વીરતાથી સર્વસ્વ અર્પણ કરવું એ જેમ શ્રી. ખબરદારનાં દેશભક્તિનાં કાવ્યોનો પ્રધાન સૂર છે, તે પ્રમાણે માનવજાતિ માટે–સમસ્ત વિશ્વ માટે હૃદયમાં પ્રેમ પ્રકટાવી તેની સાથે એકતા અનુભવવી એ તેમનાં ધર્મભક્તિનાં કાવ્યોનો બોધ છે. સિદ્ધાર્થને મુખે ગોવર્ધનરામભાઇએ કહેવડાવ્યું છે:

"જન પશુ જગના કલ્યાણ યજ્ઞ પર હોમું અંગ સહુ મ્હારાં:"

એ જ પ્રમાણે શ્રી. ખબરદાર પણ પ્રેમસિંધુમાં મનુષ્ય, પશુ અને જડ પદાર્થો સર્વને સમાવી દે છે. સ્નેહનું વિશ્વસામ્રાજ્ય સ્થાપવા માટે આવાહન કરતાં કવિશ્રી કહે છે:—

'આવજો, સૂર્ય ને ચન્દ્ર ને તારલા
આવજો, ગ્રહ મનુજ જીવન જોડયા !
શક્તિઓ દીઠી અણદીઠી આકાશની !
સૌ મહાત્મા જીવનબંધ છોડયા !
પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ !
વૃક્ષ ને વાયુના જંતુ સર્વે !
આવજો, માનવી બંધુઓ, બ્હેનીઓ
આવજો, સર્વ આ સ્નેહ પર્વે.'[1]

આવું વિશાળ આમંત્રણ આપતા કવિના સ્નેહપર્વે આજે આપણે ભેગા થયા છીએ. તેમના વિશાળ કવિતાક્ષેત્રમાંથી મેં તો માત્ર બે જ પ્રદેશોનું દિશાસૂચન કર્યું છે. ગુજરાતી કવિઓમાં શ્રી. ખબરદારનું સ્થાન ક્યાં, તેમને કવિ કહેવા, મહાકવિ કહેવા કે ઉપકવિ કહેવા એ ભાવિ ગુજરાતના નિર્ણય પર છોડીશું. કવિ પોતે આ વિષયમાં સંપૂર્ણ નિરભિમાની અને નિસ્પૃહ છે. તે કહે છે: "ભલે હું minor poet રહું તેમાં કાંઇ વાંધો નથી. અને poet પણ નહિ હોઉં તોપણ શું થયુ ? સજ્જન અને પ્રભુજન રહું તેટલું જ ઘણું છે."[2]

આ સજ્જન અને પ્રભુજનને તેમના અર્ધશતાબ્દિના ઉત્સવપ્રસંગે મારા અંતરનાં અભિનંદન.×

નવલરામ ત્રિવેદી એમ એ.

---

૧ દર્શનિકા  ૨ સાહિત્ય – નવેમ્બર, ૧૯૩૧

× તા. ૬–૧૧–૩૧ ના રોજ અમદાવાદમાં ઉજવાએલ ખબરદાર કનકોત્સવ પ્રસંગે આપેલું વ્યાખ્યાન.




## शारीर-शास्त्रांतील पारिभाषिक शब्द-भाग पहिला

(લેખકોઃ એન. એસ. સહસ્રબુદ્ધે તથા એન. ડી. પાટનકર વૈદ્ય)

**આ** નાનકડી ચોપડી (પાનાં ૩૧) તંત્રી તરફથી અમને ચર્ચા માટે મળી છે. તેમાં શારીરશાસ્ત્ર (Anatomy) ના, મરાઠી ભાષામાં, પારિભાષિક શબ્દો આપવામાં આવ્યા છે. મરાઠી, બંગાળી, હિંદી તથા ગુજરાતી આ બધી બહેનો, પારિભાષિક શબ્દો, એક જ મા—સંસ્કૃત—પાસેથી લે છે. વળી જો આ ચોપડીમાં આપેલી પરિભાષા બીજી ભાષાઓમાં પણ મોટે ભાગે સ્વીકારાય તો શારીરશાસ્ત્રની એક સર્વમાન્ય પરિભાષા ઉત્પન્ન થાય એવો લેખકનો વાજબી મનોરથ છે. ચોપડીને છેડે આપેલા પરિશિષ્ટમાં, શારીરશાસ્ત્રના એક અંગ્રેજી ફકરાનું હિંદુસ્તાનની પ્રચલિત ભાષાઓમાં—મરાઠી, હિંદી, બંગાળી, તેલુગુ, તામીલ, ગુજરાતી—ભાષાંતર આપવામાં આવેલું છે જેથી વાચકને ખ્યાલ આવે કે આ પરિભાષા કેટલી સરળ છે.

મૂળ લેખક શારીરશાસ્ત્રના એક પ્રમાણભૂત વિદ્વાન છે, અને તેમણે વિદ્વાન વૈદ્યોની મદદ પણ લીધી છે.

શારીરશાસ્ત્રની પરિભાષા નક્કી કરવાનો આ પ્રયાસ કેટલે અંશે સફળ થયો છે તે તો ભવિષ્ય જાણે, પરંતુ આ ચોપડીની પાછળ થોડો ઇતિહાસ છે.

(ક) સૌથી પહેલો પ્રયાસ બંગાળીમાં થયો. ત્યાંના લેખકોએ મૂળના અંગ્રેજી શબ્દો કાયમ રાખી તેને બંગાળી ભાષાની વિભક્તિઓ, પ્રત્યયો વગેરે લગાડીને ગાડું ચલાવ્યું. જેમ આપણે 'હૈ' લગાડીને હિંદી બોલીએ અથવા 'ચ'નો ઉપયોગ કરી મરાઠી બોલીએ તેમ અંગ્રેજી શબ્દો જ બંગાળી પોષાકમાં વપરાતા હતા.

(ખ) આ પછી ડૉ॰ ગણનાથ સેન સરસ્વતી. એમણે શારીરશાસ્ત્રની પરિભાષા નક્કી કરી; એટલું જ નહિ કિન્તુ प्रत्यक्षशारीर નામનો એક શારીરગ્રંથ પણ સંસ્કૃતમાં લખી નાખ્યો. કાશ્મીરથી કેપકુમારી સુધી આ ગ્રંથ અત્યારે વૈદ્યોમાં વંચાય છે.

(ગ) हमारे शरीरकी रचनाના વિદ્વાન લેખકે નજીવા ફેરફારો સાથે આ પરિભાષા—સેન-પરિભાષા—હિંદીમાં સ્વીકારી.

(ધ) મુબઈવાળા સુપ્રસિદ્ધ પંડિત હરિપ્રપન્નજી, મદ્રાસના જાણીતા વિદ્વાન ડૉ૦ કેપ્ટન શ્રીનિવાસમૂર્તિ વગેરે વિદ્વાનો મોટે ભાગે આ પરિભાષાને જ અનુસરે છે

(ચ) અત્યારે છપાતા માગ પ્રત્યક્ષશારીરના ભાષાંતરમા પણ આ મેન પરિભાષા જ સ્વીકારવામા આવી છે અત્યારે ગુજરાતી ભાષામા લખાતા આયુર્વેદિક લેખોમાં પણ આ પરિભાષા જ વપરાય છે.

(છ) પરતુ પૂનાના પ્રખ્યાત વૈદ્ય ગગાધર શાસ્ત્રી જોશીએ, એ પરિભાષા સામે પ્રચડ પોકાર ઉઠાવ્યો એમને એ પરિભાષા અશાસ્ત્રીય તથા સુશ્રુત વગેરે મહર્ષિઓનુ માનખડન કરનારી લાગી એમણે એની સામે લેખો લખ્યા તથા એક નિવેદન પર અનેક મહારાષ્ટ્રીય ડૉક્ટરો તથા વૈદ્યોની સહીઓ લીધી

(જ) કવિરાજ ગણનાથ સેને, પોતાની પરિભાષાનો બચાવ કરતો તથા રા રા ગગાધર શાસ્ત્રી જોશીનો મત ખોટો ઠરાવતો એક વિદ્વદ્ભોગ્ય નિબધ—મતાપચક વિમર્શ—લખ્યો

(ઝ) એક તરફ સઘળા પ્રાતના વિદ્વાનો, જ્યારે બીજી તરફ ડૉ આપ્ટે, ડૉ મુજે* તથા રા રા કૃષ્ણશાસ્ત્રી કવડે જેવા થોડા માનનીય અપવાદો સિવાય, મહારાષ્ટ્રીય વૈદ્યો તથા થોડા ડૉક્તરો છે લડાઈનો વિષય શારીરશાસ્ત્રની પરિભાષા છે આ ચોપડી મહારાષ્ટ્રીય સપ્રદાયની છે આટલી હકીકત વાચકોને માટે બસ છે.

× × ×

હું સેન સપ્રદાયનો હોવાથી તથા મારા લખાણોમા તેમની જ પરિભાષા વાપરતો હોવાથી મારો એના તરફ પક્ષપાત હોય એ સ્વાભાવિક છે કરાચી ખાતે મળેલા નિખિલ ભારતવર્ષીય સમેલન વખતે આ વિષયની ચર્ચામા મેં એક સૈનિક તરીકે ભાગ લીધો હતો હજુ બીજી લડાઈ થઇ નથી, કારણ રા રા ગગાધરશાસ્ત્રીએ હવે સીધી લડાઇ પડતી મૂકી આડકતરી રીતે લડવા માડ્યુ છે. આ લેખક એમના મતને અનુસર્યા છે અને તેથી તે પોતે જ ઊડા કૂવામા ઊતરી પડ્યા છે

હવે થોડા ઉદાહરણો લઇએ

Ribs (રીબ્ઝ)=પાસળીઓ આ શબ્દનો સંસ્કૃત પર્યાય 'पर्शुका' છે અને તે ચરક, સુશ્રુત વગેરે ગ્રંથોમા છૂટથી વપરાયો છે વિદ્વાન લેખકે, તેનો પર્યાય 'શલાકા' આપ્યો છે શલાકા એટલે સળી હવે પાસળીઓનો સ્વાભાવિક આકાર અર્ધગોળ છે તેને માટે આવા, લબાઇસૂચક 'શલાકા' (સળી) શબ્દની કંઈ જરૂર નથી

Radius (રેડીઅસ)=હાથના આગલા ભાગનુ હાડકુ આને માટે 'બહિ પ્રકોષ્ઠાસ્થિ' શબ્દ, ડૉ સેન વગેરે અન્ય વિદ્વાનો વાપરે છે, કારણ આ હાડકુ પ્રકોષ્ઠભાગમા આવેલુ છે લેખકે તેનો પર્યાય 'ત્રિજ્યા અસ્થિ' એવો આપ્યો છે કારણ Radius નો ભૂમિતિશાસ્ત્રમા પર્યાય ત્રિજ્યા છે. 'Put out the lamp' 'રખો બહાર બત્તી' ના જેવુ આ હાસ્યાસ્પદ ભાષાંતર છે

* ડૉ૦ મુજેએ હમણા જ નેત્રવિદ્યા પર એક ગ્રંથ સસ્કૃતમા લખી પ્રસિદ્ધ કર્યો છે તેમો ફક્ત રાજદ્વારી નેતા જ નથી, લેખક પણ છે।।

The inferior nasal concha ( ધી ઈન્ફીરિયર નેઝલ કોંકા ) આ નાકની અંદર રહેલા એક નાના અસ્થિનો અધો नासिका कवच अस्थि આનો ટૂંકો (?) પર્યાય આપ્યો છે. કારણ તે અસ્થિના દેખાવ પરથી સૂચિત થયેલો 'શુક્તિકાસ્થિ' શબ્દ તેમને માન્ય નથી !!!

આવી જ ટીકા તેમની ચોપડીના દરેક પાના પર થઈ શકે એમ છે. ' સિરા ' એટલે અશુદ્ધ લોહી જનારી લોહીની નળી. આ શબ્દ એટલો બધો વપરાશમાં છે કે તેને બદલે ' નીલા' શબ્દને બીજું કોઈ સ્વીકારવાનું નથી. 'સિરા' ( Vein ) અને ' ધમની' ( Artery ) ને બદલે 'નીલા' અને 'રોહિણી' એ શબ્દો, વાચનમાળામાં સ્વીકારવા એવી વિનંતિ રા. રા. ગંગાધરશાસ્ત્રીએ નામદાર મુંબઈ સરકારને કર્યાનું સંભળાય છે !!!

| | મહારાષ્ટ્રીય સંપ્રદાય | સેન સંપ્રદાય |
|---|---|---|
| Nerve | चेतनी; नस | नाडी, ज्ञानतंतु |
| Sensory N. | स्पर्शवाहक | संज्ञावाहक |
| Motor N. | कार्यकारी, कार्यवाहक | चेष्टावाहक |
| Autonomic N. System | स्वयंव्यापारित, अनैच्छिक (नस) | स्वतंत्र नाडीमंडल |
| Parictal bone | मध्य मस्तक अस्थि | पार्श्व कपाल |

મારા નમ્ર મત પ્રમાણે, જો આ લેખક, ડૉ. હર્નલનો અસ્થિશાસ્ત્ર પરનો ગ્રંથ, ડૉ. સેનનું પ્રત્યક્ષશારીર તથા રા. રા. પંડિત પ્રપન્નજીએ લખેલા રસયોગસાગર નામના ગ્રંથની પ્રસ્તાવના, આ ચોપડી લખ્યા પહેલાં, વાંચી હોત તો તેઓ ' ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર ' જેવી સ્થિતિમાં ન આવી પડ્યા હોત. હજુ પણ જો તેઓ એ ગ્રંથો વાંચે તો સારું; —જોકે એ બધા અન્ય પ્રાંતીય વિદ્વાનોના છે !!! પૂના પંડિતાઇનું મુખ્ય સ્થળ નથી, તેમજ જ્ઞાન બધેથી મેળવવાનો પ્રયાસ નિંદ્ય પણ નથી એ વાતની યાદ આપવાની શું લેખકને જરૂર છે ?

મરાઠી સાહિત્યકારો આ પરિભાષાને સ્વીકારે તો એમની ઇચ્છા. આપણે ગુજરાતીમાં આ પરિભાષા જોઈતી નથી, અને તેથી જ તે દમણગંગાની દક્ષિણે જ રહે તો સારું.

સરખેજ રોડ
અમદાવાદ
તા. ૪-૧૧-'૩૧

બાળકૃષ્ણ અમરજી પાઠક

# હિંદુસ્તાનની ઉઘરાણી*

( કોંગ્રેસ કરજ કમિટિની સમાલોચના )

આગલા હપ્તામાં આપણે ૧૮૫૭ થી ૧૮૯૬ ની સાલ સુધીમા પરહદ સાથેના મોટા વિગ્રહોમાં જે ૩૭ કરોડ રૂપિયાનો બોજો હિંદ પર પડ્યો, તે જોઇ ગયા; પણ ૧૯૧૪-૧૮ ના યુરોપીય મહાયુદ્ધના ફાળાની સરખામણીમાં તો તે રકમ કશી વિસાતમાં નથી.

છેલ્લા યુરોપીય મહાયુદ્ધને પરિણામે આખી દુનિયાની આર્થિક પરિસ્થિતિ બદલાઇ ગઇ. પરાજિત થયેલ જર્મની અને ઑસ્ટ્રિયા પાસેથી બ્રિટનને અને બ્રિટનનાં વસાહતોને ખડણી અને દેશો મળ્યાં; પણ આ લડતમાં હિંદુસ્તાને બીજા કોઇ પણ સંસ્થાન કરતાં ઘણુ વધારે સહન કરેલુ હોવા છતાં, અને વધારેમાં વધારે પૈસાનો ફાળો આપેલો હોવા છતાં, તેને શું મળ્યુ ?—રોલેટનો કાળો કાયદો ! ગુલામીમાં વધુ ને વધુ સડવા માટેનું બધારણ!

## યુરોપીય મહાયુદ્ધમાં હિંદની આહુતિ

પણ એ વાત જવા દઇએ અને મહાયુદ્ધના એ રાક્ષસી યજ્ઞમાં બ્રિટિશ સરકારે પુરોહિત બનીને હિંદ પાસે કેટલી આહુતિ નંખાવી તે જરા જોઇએ.

૧૯૧૪ થી ૧૯૧૮ સુધી પાંચ વરસ મહાયુદ્ધ ચાલ્યું. તે દરમિયાન લડાઇના દરેક મોરચા પર હિંદુસ્તાનનુ લશ્કર પહોંચાડવામાં આવ્યું હતું. લડાઈ મળગી ત્યારે હિંદ પાસે ૧૯૪ હજાર જ લડવૈયાઓ હતા, પણ યુદ્ધ દરમિયાન સેનાની દરેક શાખાઓ માટે ભરતી કરવાનું ચાલુ રાખવાથી ૭૯૧ હજાર નવા માણસો નોંધાયા હતા, અને આ લશ્કર પૈકી ૫૫૨ હજાર માણસોને હિંદુસ્તાનની બહાર દરિયાપાર બ્રિટનને સાથ આપવા મોકલવામાં આવ્યા હતા.

આ લડવૈયાઓ ઉપરાંત યુદ્ધનું પરચુરણ અનેક પ્રકારનું સેવાકામ કરવા માટે ૩૯૭ હજાર સેવકોને પણ હિંદમાંથી પરદેશ મોકલ્યા હતા.

રણક્ષેત્ર પર ગયેલી હિંદી સેનામાંથી ૧,૦૬,૫૯૪ સિપાઇઓને ગંભીર ઇજા થઇ હતી અને તેમાંથી ૩૩,૬૯૬ તો રામશરણ થઈ ગયા હતા.

યુદ્ધને કારણે શાહી સરકાર ભારે ભીડમાં આવી પડેલ છે એનો ખ્યાલ કરી આ લડાઇમાં ગયેલ સિપાઇઓનું સામાન્ય ખર્ચ હિંદી સરકારે ઉપાડી લેવાનું સ્વીકાર્યું. અને આવું ખર્ચ વરસ આખરે દસ લાખ પાઉન્ડ થશે એવી લોર્ડ હાર્ડિંજે ગણતરી કરી હતી.

હિંદી સરકારની આ માગણી પાર્લામેન્ટે સ્વીકારતાં સ્વીકારતાં, આ લશ્કરને અંગે જે લાવવા-લઇ જવાનો વાહનખર્ચ થાય તે પણ હિંદી સરકારે ઉઠાવી લેવો જોઇએ એમ ઠોકી બેસાડ્યું ! ! !

---

* આ લેખનો પહેલો હપ્તો આશ્વિન સ. ૧૯૮૭ ના અંકમા પ્રસિદ્ધ થયો છે.

## દોઢ અબજ રૂપિયાની ભેટ

આ રીતે હિંદુસ્તાનની સંગીન મદદ ઈંગ્લાંડને પહોંચ્યાં કરતી હતી; પણ જ્યાં રોજ લાખોનો ખાડો પડતો હોય ત્યાં આવડી રકમથી તે ખાડો કેમ પુરાય? એનો વિચાર શાહી સરકાર કરી રહી હતી. એટલે હિંદુસ્તાનના વાઇસરોય અને કારોબારી મંડળ સાથે બ્રિટિશ પ્રધાનમંડળે માંહોમાંહે મસલત કરી ભિખારી હિંદુસ્તાન પાસેથી ભેટના નામે દોઢ અબજ રૂપિયાની રકમ કઢાવી!

વડી ધારાસભાના સભ્યો એટલે 'ઘરના ભૂવા અને ઘરના જતિ'. એટલે પછી પૂછવું જ શું? ૧૯૧૭ ના માર્ચમાં બજેટ રજૂ કરતાં સર વિલિયમ મેયરે ૧૦ કરોડ પાઉન્ડની ભેટનો ઉલ્લેખ કર્યો, અને ભેટ મંજૂર થઇ એમ જગજાહેર થયું! પ્રજાના પ્રતિનિધિઓએ સ્વેચ્છાપૂર્વક આ ભેટ આપવાની વાત કરી નહોતી. પાર્લામેન્ટના કાયદા પ્રમાણે પણ, હિંદુસ્તાનની મહેસૂલમાંથી આવડી મોટી રકમ—એટલે યુદ્ધ પહેલાંના સામ્રાજ્યની કુલ આવક કરતાં બમણી રકમ — આપવાનો હિંદી સરકારને પણ અધિકાર નથી; છતાં એ કાયદો માળિયે રહી ગયો અને દોઢ અબજ રૂપિયાની નદી ઇંગ્લાંડમાં વહી ગઇ!

## ૩૭ કરોડ રૂપિયાનો બીજો ચાંલ્લો

ભાગ્યે જ એક વરસ ગયું હશે ત્યાં વળી ૧૯૧૮માં નાણાંમંત્રી સર વિલિયમ મેયરે લડાઇને લગતાં બીજાં ખર્ચોને પહોંચી વળવા માટે ૪૫૦ લાખ પાઉન્ડની બીજી માગણી કરી. ધારાસભામાં પ્રજાપ્રતિનિધિઓએ તે સામે ખૂબ વિરોધ કર્યો પણ તેમની તતૂડીનો અવાજ કોણ સાંભળે? અને આફતમાં આવી પડેલ બ્રિટન સામા તીખા બખાપા પણ કેમ કઢાય! છતાં ખૂબ ચર્ચા અને વાદવિવાદ થયા બાદ આ માગણી પર કેટલાક દાબ મૂકાયા અને છેવટે ૨૬૦ લાખ પાઉન્ડનો નવો ચાંલ્લો હિંદમાતા પર ચોંટયો.

હિંદુસ્તાને સામ્રાજ્યને અણીને સમયે જે અપૂર્વ મદદ કરી છે, તેનો ખ્યાલ આવે એ ખાતર આપણે આ મદદનો બીજી રીતે વિચાર કરી જોઇએ.

## હિંદુસ્તાનનો ફાળો

(૧) હિંદુસ્તાન પાસે જેટલું કેળવાયેલું અને કસાયેલું લશ્કર હતું તે બધુંયે લશ્કર લડાઇ સળગી કે તરત જ સીધું ફ્રાન્સ મોકલી દેવામાં આવ્યું હતું. અને એક પ્રસંગ તો એવો આવી ગયો હતો કે હિંદુસ્તાનમાં આંતરશાંતિ, અને સરહદ પર રક્ષા કરવા માટે માત્ર ૩૦,૦૦૦ ત્રીસ હજારનું જ લશ્કર હિંદમાં રહ્યું હતું! ૧૮૫૭ પછી આટલું ઓછું લશ્કર હિંદમાં રાખવાનું કદી પણ જોખમ ખેડાયું નથી.

ખાસ નોંધવા જેવું તો એ છે, કે હિંદી કેળવાયેલ લડવૈયાઓની જગ્યા લેવા ઇંગ્લાંડથી ટેરિટોરિયલ અંગ્રેજ લશ્કર આવતું હતું, તે તદ્દન જડભરત, બીનતાલીમબાજ અને બાધું હતું છતાં તે દરેક ગોરા સિપાઇનું ખર્ચ હિંદી સિપાઇ કરતાં બમણું કે ત્રણગણું આવતું હતું!

પણ ગાંધીજી જેવા દેશનેતા જ્યારે સામ્રાજ્યની કુમકે જવા માટે જુવાનીઆઓની ભરતી કરવા નીકળ્યા હોય, ત્યારે હિંદમાં અશાંતિ કે ખૂનરેજી ફેલાવવાની કોણ ધૃષ્ટતા કરે?

ટૂંકમાં, અણીને સમયે સમસ્ત હિંદ બ્રિટિશ સામ્રાજ્યની વહારે ધાયું હતું એ આ પરથી જોઇ શકાય છે.

( ૨ ) આફ્રિકા, યુરોપ અને એશિયાના લડતના મોરચા સાચવવા ખરે ટાંકણે હિંદી લશ્કર તમામ સરંજામ સાથે પહોંચી જવાથી વેસ્ટર્ન ફ્રન્ટ પર બ્રિટનનું લશ્કર જે ભારે સંકડામણમાં આવી પડ્યું હતું તેને ભારે મદદ મળી ગઇ હતી.

( ૩ ) અબજો રૂપિયાની ભેટ હિંદ તરફથી બ્રિટનને મળી તેથી આર્થિક સહાય ઉપરાંત બ્રિટન અને હિંદુસ્તાન વચ્ચે રૂપિયા અને પાઉન્ડના નક્કી કરેલા હૂંડિયામણના દરને નિભાવી રાખવામાં આડકતરી રીતે અજબ સહાય મળી ગઇ હતી.

( ૪ ) સરકારની 'કન્ટ્રોલ' પદ્ધતિથી હિંદુસ્તાન પોતાનો માલ ઇંગ્લંડ સિવાય બીજા દેશોને ન મોકલી શક્યું અને તેથી તેના નિકાસ વેપારને ભારે ધક્કો પહોંચ્યો. અને બધો કાચો માલ ઇંગ્લંડ જતો હોવાથી તથા ઇંગ્લંડમાં જ લડાઇનાં કેટલાંક ખર્ચો હિંદે ઉપાડી લીધેલ હોવાથી, હિંદુસ્તાનમાં વ્યાપારનું પલ્લું બહુ લાભમાં વધી ગયું. એટલે રૂપિયાની માગણી વધી અને તેથી રૂપિયાના ભાવ ચડયા. આને પહોંચી વળવા માટે ઇંગ્લેંડમાં હિંદનું જે ૨૦ કરોડ પાઉન્ડનું દેવું હતું તે રૂપિયામાં ફેરવી શકાત; પણ તેમ કરવાને બદલે હિંદમાં નવી લોનો ઊભી કરી પાઉન્ડના દેવામાં વધારો કાયમનો જ રાખ્યો!

## લશ્કરી ખર્ચમાં અપાર વધારો

આ બધી બાબત તો કદાચ ભૂલી જવાય, પણ આ મહાયુદ્ધને કારણે હિંદુસ્તાન પર લશ્કરી ખર્ચમાં જે કાયમનો બોજો વધી ગયો છે તે કદી ભૂલી શકાશે નહિ. ૧૯૧૪-૧૫ માં લશ્કરી ખર્ચ જે માત્ર ૩૦·૮૦ કરોડ રૂપિયા આવતું, તે ૧૯૨૦-૨૧ માં ૮૭·૩૮ કરોડ જેટલું થઇ ગયું હતું લડાઇ પછી પણ લડાઈની અસર લશ્કરી ખર્ચ પર બે વરસ સુધી તો સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. અને પછી પણ હિંદનું લશ્કરી ખર્ચ કાયમનું બમણું થઇ ગયું છે એ નીચેના આંકડાઓ પરથી જોઇ શકાય છેઃ—

| વરસ | હિંદી લશ્કરી ખર્ચ |
|---|---|
| ૧૯૧૪–૧૫ | ૩૦·૮૦ કરોડ રૂ. |
| ૧૯૧૫–૧૬ | ૩૩·૩૯ ,, ,, |
| ૧૯૧૬–૧૭ | ૩૭·૪૮ ,, ,, |
| ૧૯૧૭–૧૮ | ૪૩·૫૬ ,, ,, |
| ૧૯૧૮–૧૯ | ૬૬·૭૨ ,, ,, |
| ૧૯૧૯–૨૦ | ૮૬·૫૭ ,, ,, |
| ૧૯૨૦–૨૧ | ૮૭·૩૮ ,, ,, |
| ૧૯૨૧–૨૨ | ૬૯·૮૧ ,, ,, |

હિંદુસ્તાન સિવાય દુનિયાના કોઇ પણ સુધરેલા દેશમાં આવકના ૪૫ ટકા લશ્કરી ખર્ચમાં સ્વાહા થઇ જતા નથી. લશ્કરી તાલીમમાં ખૂબ આગળ વધેલું જર્મની, આવકના ૭ ટકા અને આપણી જ શાહી સરકાર પોતાના દેશમાં–ઇંગ્લંડમાં–આવકના ૧૪ ટકા જ લશ્કરી ખર્ચમાં ખર્ચે છે; જ્યારે તે જ બ્રિટિશ સરકાર હિંદુસ્તાનના લશ્કર પાછળ આટલો ગંજાવર ખર્ચ રાખે છે! કારણ કે સોલ્સબરીના શબ્દોમાં હિંદુસ્તાનને પૂર્વના સમુદ્રી – દેશો-

માટે લશ્કરની કોઠી તરીકે બ્રિટિશ સામ્રાજ્ય ગણતું આવ્યું છે; તેથી હિંદુસ્તાનની રક્ષા માટે જે જરૂર કરતાં વધારે લશ્કર રોકાય છે તેનું સર્વ ખર્ચ મી. બ્યૂશનાનના અભિપ્રાય પ્રમાણે ઇંગ્લંડે આપવું જોઇએ. ૧૮૮૫-૮૬ ની ગણતરી પ્રમાણે હિંદના નાણામંત્રી સર ઑકલેન્ડ કૉલ્વીને હિંદમાં લશ્કર પાછળ ૧૫ કરોડ રૂપિયા ખર્ચવામાં આવે તો હિંદની રક્ષા બરાબર થાય એમ જાહેર કર્યું હતું. આજના બમણા ભાવની ગણતરીએ ૩૦ કરોડ વાર્ષિક ગણીએ અને ૧૯૧૪-૧૫ ના વાર્ષિક લશ્કર ખર્ચ ૩૦.૮૦ કરોડને ધોરણ તરીકે સ્વીકારવામાં આવે તો પણ છેલ્લા ૧૯૧૫-૧૬ થી ૧૯૨૦-૨૧ માં યુરોપીય યુદ્ધને અંગે થયેલ વધુ ૧૭૦.૭ કરોડ રૂપિયા બ્રિટિશ સામ્રાજ્યે હિંદને પાછા ભરપાઇ કરવા જ જોઇએ.*

આખી દુનિયામાં મહાવિગ્રહને કારણે જે જે દેશો દેવાના ડુંગર નીચે કચરાઇ મર્યા છે, તેઓએ પોતાના ધીરનાર દેશો પ્રત્યે ઉદારતાથી વર્તવાની માગણી કરી છે. અને ખુદ્દ બ્રિટનને પણ અમેરિકાએ લેણું વસુલ કરવામાં છૂટછાટ મૂકી છે. તે દષ્ટિએ, યા તો હિંદુસ્તાને સામ્રાજ્યની ભીડને સમયે તન મન ધનથી અપૂર્વ સેવા કરી છે તે દષ્ટિએ મહાયુદ્ધને અંગે હિંદને થયેલ કરજ ધનવાન બ્રિટને માંડી વાળવું જોઇએ.

## સામ્રાજ્યના પરચુરણ ખર્ચો

વિલાયતની ઇંડિયા ઑફિસ, ચીન, ઇરાનના એલચી વિભાગો અને આફ્રિકા-એશિયાના દરિયાઇ તાર ખાતાઓની યોજનાઓને અંગે થયેલ જે ખર્ચ શાહી તિજોરી પર પડવું જોઇએ, તે હિંદુસ્તાન પર ઝીંકવામાં આવ્યું છે. આવી નાની નાની રકમોનો સરવાળો પણ વીસ કરોડ રૂપિયા થવા જાય છે.

**ઇંડિયા ઑફિસ:** બ્રિટિશ સામ્રાજ્યના કોઇ પણ વસાહતની લંડનની ઑફિસ પેટે એક પણ પાઇ વસાહત પરખાવતું નથી. ત્યારે ૧૯૦૦ની સાલ સુધી ઇંડિયા ઑફિસનું પાઇએ પાઇનું ખર્ચ, પરંપરાથી ચાલતું આવ્યું છે એમ સમજાવી, બ્રિટિશ સરકાર લેતું આવ્યું હતું. અને તે પછી પણ વેલ્બી કમિશનની ભલામણો પ્રમાણે દર વર્ષે અર્ધો લાખ પાઉન્ડ આ ઇંડિયા ઑફિસ પેટે લેવાતા. દર વર્ષે વધારાની જે રકમ ઇંડિયા ઑફિસના ખર્ચ પેટે બ્રિટિશ સરકાર પચાવી બેઠી છે, તે પાછી આપી દેવાની ઉઘરાણી હિંદ કરે તો તે સત્યથી છાંટાભાર વેગળી થઇને કરે છે એમ કોઇથી પણ કહી શકાય તેમ નથી.

**એડન:** ઇસ્ટ ઇંડિયા કંપનીએ ૧૮૩૯માં એડન સર કર્યું ત્યારથી વેલ્બી કમિશનનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી, એટલે ૧૮૯૦ સુધી એડનનું મુલકી તેમજ લશ્કરી તમામ ખર્ચ હિંદુસ્તાનની તિજોરીમાંથી જ વસુલ થયું છે. ઇ. સ. ૧૮૯૪-૯૫માં એડનનું વાર્ષિક લશ્કરી ખર્ચ ૨ લાખ રૂપિયા અને આવક બાદ કરતાં મુલકી ખર્ચ વર્ષે ૨૯ હજાર રૂપિયા આવ્યું હતું.

વેલ્બી કમિશને એડનના લશ્કરી ખર્ચનો અર્ધો હિસ્સો ઇંગ્લંડે આપવો જોઇએ એમ પાછળથી ભલામણ કરી હતી; પણ આવી ભલામણનો કશો અર્થ નથી. એડન સામ્રાજ્યનું

* બહાદુરજી કમિટિના સભ્ય શ્રી. કુમારપ્પાની માગણી તો માત્ર છેલ્લા લડાઈનાં વર્ષોમાં જ લશ્કરી ખર્ચના વધારા પૂરતી નથી. તેઓએ તો ગણતરી કરી બતાવ્યું છે કે સર ઑકલેન્ડ કૉલ્વીનની ગણતરી મુજબ જે ૧૮૫૯-૧૯૩૧ સુધીમાં ૧૩૮૦ કરોડ રૂપિયા લશ્કરી ખર્ચ થવું જોઇએ તેને બદલે આ વર્ષોમાં કુલ ૨૨૧૮ કરોડ રૂપિયા સામ્રાજ્યની હિતદષ્ટિ લક્ષમાં રાખી લશ્કરી ખર્ચ થયું છે. એટલે વધારાના ૭૪૯ કરોડ રૂપિયા બ્રિટને પૂરેપૂરા ન્યાયની રીતે ચૂકવી આપવા જોઇએ.

બંદર છે, અને જેમ જિબ્રાલ્ટર અને માલ્ટા બંદરનું તમામ ખર્ચ ઈંગ્લંડ ઉપાડે છે, તેમ એડનનું ખર્ચ પણ તેણે ઉઠાવવું જોઈએ.

વેલ્બી કમિશન સમક્ષ જુબાની આપતાં મી સ્ટેફન જેકબ સી. એસ. આઇ.એ કહ્યું હતું:

" ... ... સુએઝની નહેર ખુલ્યા પછી એડન ઇંગ્લંડને વ્યાપારી બંદર તરીકે ઘણુંજ ઉપયોગી થઈ પડયું છે. પૂર્વના વ્યાપારી રાજમાર્ગની ચાવી'નું ઉપનામ એડનને વાજબી રીતે જ આપવામા આવ્યું છે. સમસ્ત વ્યાપારી જગત અને તેમાયે ખાસ કરીને દુનિયાની મુખ્ય વ્યાપારી કોમ અંગ્રેજ તો એડનનો કબજો હાથમા રાખવામાં ભારે રસ લઇ રહેલ છે. ... ...' એડનના કિલ્લા બાંધવામાં, અને ત્યા વિશેષ લશ્કર રાખવાના ખર્ચ પેટે, ઇગ્લંડે પોતાનો ફાળો આપી જાહેર કર્યું છે કે તેમા તેનો હિતસંબંધ રહેલ છે. ... હિંદુસ્તાનના હિતસંબંધો જાળવી રાખવા માટે એડન હાથમાં રાખવા જેવો મોરચો છે એવું નથી; પણ સામ્રાજ્યની પરદેશો સાથેની સર્વસામાન્ય નીતિ જ ઈંગ્લંડે એવી ઘડી છે કે એડનનું રાજકીય મહત્ત્વ બહુ વધી ગયું છે."

આ રીતે વિચારતાં એડનને અંગે જે કંઇ ખર્ચ હિંદુસ્તાનને થયું હોય તે બ્રિટને સરજન તરીકે આપી દેવું જોઇએ. એડનના ખર્ચ પેટે હિંદુસ્તાનનાં કેટલાં નાણાં ગયાં છે તેની વિગત મળી શકી નથી, પણ એ મોઘમ માગણું ઊભું છે.

**ઇરાન અને ચીનનાં એલચીખાતાં:** ઇરાન અને ચીનમાં સામ્રાજ્યના હિતસંબંધ જાળવવા જે એલચીઓ મોકલાતા હતા તેનું પણ તમામ ખર્ચ હિંદુસ્તાન પર એક કે બીજા બહાનાં બતાવી ચડાવી દેવામાં આવ્યું છે.

ઈરાનમાં ૧૮૧૦માં પ્રથમ બ્રિટિશ એલચીખાતું સ્થપાયું. શરૂઆતમાં તો એટલે ૧૮૨૩ સુધી તેનું સર્વ ખર્ચ ગ્રેટબ્રિટને ઉઠાવ્યું; પણ પાછળથી ૧૮૨૩–૩૦ સુધી ઈરાન એલચીખાતાનું ખર્ચ હિંદ પાસેથી લેવાયું. આમ ૧૯૦૫ સુધી ઓછુંવત્તું ઇરાન એલચીખાતા અગે થયેલ ખર્ચ હિંદ પાસેથી લેવાયા જ કર્યું છે દર વર્ષે આ ખાતા પેટે વધુમાં વધુ ૧૨ હજાર પાઉન્ડ અને ઓછામાં ઓછા ૭ હજાર પાઉન્ડ જુદે જુદે સમયે આપવા પડતા. છેવટે ૧૯૦૫માં વેલ્બી કમિશનની ભલામણ પ્રમાણે હિંદ પરથી આ બોજો ઊતર્યો.

ઇરાન સાથે સારો વ્યવહાર રહે તો છેવટે હિંદને જ લાભ છે; હિંદનું કલ્યાણ કરવા માટે, હિંદ આફતમાં ન આવી પડે તે માટે ઇરાનના એલચીખાતાનો અર્ધો યા પોણો ખર્ચ હિંદ ભરે એવી ઉદાર દલીલ પણ થયેલ છે; પણ આ દલીલ મુજબ તો યુનાઇટેડ સ્ટેટ્સમાં જે બ્રિટિશ એલચી રહે છે તેથી છેવટે તો કેનેડાને જ લાભ થાય છે; તો કેનેડાએ પણ યુનાઇટેડ સ્ટેટ્સના એલચી ખાતાના ખર્ચમાં ભાગ આપવો જોઇએ ને? ઈરાન એલચીખાતાને અંગે જુદાં જુદાં વર્ષોએ જુદી જુદી રકમ અપાઇ હતી. અને તે વખતે હૂંડિયામણના દર એક ન હોવાથી તેની ગણતરી રૂપિયામાં કરવી મુશ્કેલ છે. પણ અડસટ્ટે આ ખાતા પેટે ૯ લાખ પાઉન્ડ ખર્ચ થયું છે એમ, કહી શકાય.

**ચીન એલચીખાતું:** ઇસ્ટ ઇંડિયા કંપનીનો ૧૮૩૪માં ચીનમાં વ્યાપાર કરવાનો પરવાનો લઇ લેવામાં આવ્યો તે પછી ચીનમાં બ્રિટિશ સરકાર તરફથી એલચી ઑફિસ ખોલવામાં આવી હતી. આને અંગે શરૂઆતમાં તો ૪ હજાર પાઉન્ડ હિંદ પાસેથી લેવાતા; પણ ૧૮૬૭ થી ૭૬ સુધી દર વર્ષે હિંદને આ ખર્ચ પેટે. ૨૦ હજાર પાઉન્ડનો ચાંલ્લો થતો હતો. આ ગેરવાજબી સ્વાર્થી વહેંચણી સામે હિંદી પ્રધાને પણ વિરોધ કર્યો હતો અને વધારેમાં વધારે ૧૦ હજાર પાઉન્ડ હિંદ પાસેથી લઇ શકાય, એમ સમજાવવા તે મથ્યો

હતો. પણ સાચી વાત તો એ છે; કે આ ફાળવણી જ ખોટા સિદ્ધાંત પર રચાઇ હતી. ચીન સાથે હિંદુસ્તાનનો બ્રિટન કરતાં ચોથા ભાગનો વેપાર ચાલતો હતો, એટલે ખર્ચનો ચોથો હિસ્સો હિંદે આપવો જોઇએ; એવી વિચિત્ર દલીલ મુજબ તો હિંદનો દક્ષિણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા સાથે જે પ્રમાણમાં વેપાર ચાલતો હોય તે પ્રમાણે હિંદે દક્ષિણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાના એલચીખાતાના ખર્ચમાં પણ ભાગ આપવો જોઇએ. અને આ ન્યાયે સામ્રાજ્યનાં બીજાં વસાહતોને પણ દંડવા જોઇએ. પણ કેનેડા, ઑસ્ટ્રેલિયા કે દક્ષિણ આફ્રિકા પાસે આવી દલીલ મૂકવાની ધૃષ્ટતા કોણ કરી શકે ? આ તો ફૉસેટના શબ્દોમાં કહીએ તો " હિંદુસ્તાન માથું ઊંચું કરી શકે તેમ નથી અને તેની પાસેથી ઓકાવી શકાય છે " માટે ઓકાવવા એવો ન્યાય છે. ૧૮૩૪ થી ૧૯૦૧ સુધી ચીન એલચીખાતા પેટે હિંદને ૫ લાખ પાઉન્ડથી ઓછું ખર્ચ નહિ થયું હોય.

### ઝાંઝીબાર–મોરીશિયસ દરિયાઈ તાર

આ તાર નંખાવવાથી હિંદને ઇંગ્લંડ સાથે વ્યવહાર ચલાવવામાં ખાસ કાંઇ સગવડ થઈ નથી; કારણકે હિંદુસ્તાનનો યુરોપ સાથેનો તારવ્યવહાર તો એડન અને આફ્રિકાના પૂર્વપશ્ચિમ કિનારા મારફત બંધાઇ ચૂકયો હતો; છતાં બ્રિટનને લશ્કરી હેતુ પાર પાડવા માટે આ તાર નાખવાની જરૂર હતી, એટલે તાર નંખાયા અને ઇસ્ટર્ન ટેલીગ્રાફ કંપનીને જે વાર્ષિક ખોટના ૨૮ હજાર પાઉન્ડ આપવાના હતા તે પેટે ૧૮૯૨ થી દર વર્ષે દસ હજાર પાઉન્ડને હિસાબે લાગલાગટ વીસ વર્ષ સુધી હિંદ પાસે કઢાવ્યા હતા.

**રાતા સમુદ્ર તાર:** રેડ સી અને ઇંડિયા ટેલીગ્રાફ કંપની ૧૮૫૮માં સ્થપાઇ. બ્રિટિશ સરકારે કંપનીને મૂડી પર ૪½ ટકા વ્યાજ પચાસ વરસ સુધી મળ્યાં કરશે એવી બાંહેધરી આપી. કંપનીએ તારવ્યવહાર શરૂ થયા બાદ એક દિવસ કામ શરૂ કર્યું અને બીજે જ દહાડે તારની લગભગ આખીયે લાઇન તૂટી ગઈ એટલે ૧૮૬૧ માં નવો કાયદો પસાર કર્યો કે લાઇન ચાલુ રહે તો જ વ્યાજ આપવું એવી શરત નહોતી એટલે ૧૮૬૧માં નવી કંપની સાથે કરેલી શરતોમાં ફેરફાર કરી બીજી યોજના મંજૂર કરી અને વર્ષે ૪½ ટકા વ્યાજની બાંહેધરીને બદલે વર્ષે ૩૬ હજાર પાઉન્ડ ૪૬ વર્ષ સુધી મળ્યા કરે અને હિંદુસ્તાન પોતાનો અર્ધો હિસ્સો ૧૮ હજાર પાઉન્ડની બ્રિટનને ખંડણી આપે એમ ગોઠવી કાઢયું.

આ રીતે હિંદુસ્તાન પાસેથી જે કામમાં તેની જરા પણ જવાબદારી નહોતી તે કાર્ય માટે બ્રિટને ૮૨૯ હજાર પાઉન્ડ કઢાવ્યા છે.

આવી રકમોનું ખરું જોતાં તો વ્યાજ પણ ઇગ્લંડે રકમ ભરપાઇ કરતાં ચૂકવવું જોઇએ અને આવી રીતે નીકળતાં માગણાંના ૭૨૯ કરોડ પર ૪ ટકાનું વ્યાજ તેની માગણાની મુદત પ્રમાણે ગણાય તો બીજા પાંચસો કરોડ રૂપિયાની માગણી કરી શકાય, એમ શ્રી. કુમારાપ્પાએ ગણતરી કરીને બતાવી આપ્યું છે.

### ખ્રિસ્તી ધર્મપ્રચાર

ખ્રિસ્તી ધર્મપ્રચાર નામના ખાતાને નિભાવવા માટે છેલ્લાં ૩૫ વર્ષમાં ૭૦ લાખ પાઉન્ડ રૂપિયાનું પાણી કરવામાં આવ્યું છે. તે કદી હિંદની આવકમાંથી વસૂલ કરવા જોઇએ નહિ. હિંદમાં ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટેનો ખર્ચ હિંદને માથે નાખવો! અને છતાં સરકાર કહે છે કે અમે ધર્મની બાબતમાં માથું મારતા નથી !!

## બર્મા–ધોળો હાથી

બર્માનો વિગ્રહ ખેડતાં જે ખર્ચ થયું તે ઉપરાંત હિંદુસ્તાનને બર્માની રાજ્યવ્યવસ્થા ચલાવતાં, બર્મામાં રેલવે નાખતાં તથા બર્માનું રક્ષણ કરતાં જે ખર્ચ થયું છે તે સરવાળે ૮૨ કરોડ રૂપિયા જેટલું થવા જાય છે. એ ૮૨ કરોડ રૂપિયાની ગણતરી નીચે મુજબ કરાયેલ છે:

| | |
|---|---|
| (૧) ૧૮૮૭ થી ૧૯૦૭ દર વર્ષે ઉત્પન્ન કરતાં ખર્ચ વધારે થવાથી કુલ ગયેલી ખોટ | ૧૫ કરોડ રૂપિયા |
| (૨) બર્માના આર્થિક વિકાસનાં સાધનો તૈયાર કરવામાં મુખ્યત્વે બર્મા રેલવેનાં વ્યાજ અને ખોટ | ૨૨ કરોડ રૂપિયા |
| (૩) છેલ્લાં ૪૫ વર્ષ થયાં બર્માના રક્ષણ માટે હિંદને વધુ કરવું પડેલું લશ્કરી ખર્ચનો ભાગે પડતો આવતો હિસ્સો વર્ષે કરોડ રૂપિયા પ્રમાણે | ૪૫ કરોડ રૂપિયા |
| કુલે | ૮૨ કરોડ રૂપિયા |

સામ્રાજ્યના હિત માટે બર્મા સર કરવામાં આવ્યું હતું તેથી જે ખોટી રીતે ૮૨ કરોડ રૂપિયા હિંદના માથા પર ઠોકી બેસાડવામાં આવેલ છે તે રૂપિયા દૂધે ધોઇને બ્રિટને હિંદને પાછા ભરી દેવા જ જોઇએ.

## હૂંડિયામણ અને રીવર્સ કાઉન્સિલની ખોટ

હિંદુસ્તાનમાં રૂપાંચલણ ચાલતું હોવાથી અને ઇંગ્લંડમાં ' હોમ ચાર્જીસ 'નાં નાણાં પાઉન્ડમાં ચૂકવવાનાં હોવાથી રૂપિયા અને પાઉન્ડનું પ્રમાણ ઠેરવવામાં હિંદુસ્તાનને અનેક વાર સજ્જડ થપ્પડ ખાવી પડી છે. હિંદુસ્તાનમાં સને ૧૮૯૩ માં સોનાચલણ ચલાવવાની આશા આપી ટંકશાળો બંધ કરી, ૧૦ આનાની કિંમતનો રૂપિયો ૧૬ આનાની કિંમતનો ઠરાવી માર્યો. આમાંથી ઊપજતો નફો વિલાયતમાં ગોલ્ડ રીઝર્વ ફંડમાં અને પાછળથી બ્રિટિશ જામીનગીરીઓમાં રહ્યો. અને છેવટે સોનાચલણની વાત ઊડી જ ગઈ.

રૂપિયાનો ભાવ વારવાર ચડ–ઊતર થવાથી વેપારીઓને જે લાખોના ખાડામાં ઊતરી જવું પડ્યુ છે તે વાત જવા દઇએ. જે અંગ્રેજોને—મોટા નોકરોને—રૂપિયામાં પગાર મળતો હતો તેઓએ રૂપિયાનો ભાવ ઘટી ગયો હતો ત્યારે વિલાયત નાણાં મોકલવામાં ઘટ આવે છે એવી ફરિયાદ કરી પોતાના પગારમાં–પેન્શનમાં ગેરવાજબી વધારો કરાવી લીધો હતો. એ વસ્તુ પણ અહીં નહિ છેડીએ.

૧૮૯૩ થી ગોલ્ડ એકસચેન્જ સ્ટાન્ડર્ડની મોકાણ મંડાઈ ત્યાંથી આજ સુધી હિસાબ ગણવા જઇએ તોપણ વર્ષે ૧૫ લાખના હિસાબે પણ ઓછામાં ઓછી પાચ કરોડની બાઈ હિંદને બેસી ગઈ છે.

પણ સૌથી વધારે, પોક મુકાવે તેવી ખોટ તો હૂંડિયામણને લીધે ૧૯૨૦–૨૧ માં હિંદને આવી હતી. રૂપિયા અને પાઉન્ડ વચ્ચેનું નક્કી કરેલું પ્રમાણ સાચવી રાખવા માટે હિંદુસ્તાનમાંથી રીવર્સ કાઉન્સિલ બીલ હિંદી પ્રધાન પર ચૂકવવા માટે મોકલવામાં આવતાં હતાં. આ નાણાં ચૂકવી આપવા માટે જે બ્રિટિશ સીક્યુરીટીઝ ૧૬ પેન્સના રૂપિયાના ભાવે ખરીદાઇ હતી તે ૩૫ પેન્સના રૂપિયાનો ભાવ હતો ત્યારે વેચવી પડી હતી. એટલે કે ૧૫ રૂપિયાના ૭ રૂપિયા પણ ઊપજ્યા નહિ. આ એક જ પ્રકારના નાણાવહીવટમાં, બજેટમાં બતાવ્યા મુજબ ૧૯૨૦–૨૧ માં ૨૩.૫ કરોડ રૂપિયાનો ધૂમાડો થઈ ગયો હતો.

નોટના ભંડોળ પેટે રખાયેલ જામીનગીરીઓની તથા બીજી મૂડીઓની કિંમત નવા હૂંડિયામણના દર પ્રમાણે કેટલી ઘટી ગઈ છે તેનો અડસટો કાઢવો મુશ્કેલ છે; માત્ર

૧૯૨૦-૨૧ પછીથી જે આંકડાઓ મળ્યા છે તે તપાસતાં પણ ઓછામાં ઓછા આ ખાતામાં ૩૫ કરોડ રૂપિયા, ફૂંક મારતાં ઊડી જાય તેમ ઘડીક વારમાં, અલોપ થઇ ગયા છે.

## ઉત્પાદક કરજ

આ ઉપરાંત, રેલવે અને નહેરો બાંધવા માટે પોર્ટ ટ્રસ્ટ અને મ્યુનિસિપાલિટીનાં કામ ધપાવવા માટે, તાર–ટપાલના વ્યવહાર ચલાવવા માટે, નવું દિલ્હી બાંધવામાં કે મુંબઇનો બેક-બે પૂરવા માટે જે કરોડોની રકમ ઉછીની લેવામાં આવી છે તે રકમ વિરુદ્ધ અત્રે ખાસ વિરોધ દર્શાવવાનો ઉદ્દેશ નથી. કારણ કે હિંદનું માગણું જગતના ન્યાયમંદિર સમક્ષ સર્વ કોઇ કબૂલ કરે એ રીતે જ અહીં મૂકવામાં આવેલ છે. જે વસ્તુઓનો હિંદ અત્યારે ઉપભોગ કરતું આવેલ છે તે સામે ફરિયાદ કરવી મુનાસીબ નથી; જો કે મુંબઇનો દરિયો પૂરવાની યોજના વિરુદ્ધે પ્રજાએ પોકાર ઉઠાવ્યો હતો. તેથી તે ૧૪ કરોડ રૂપિયાની હિંદ હકપૂર્વક ઉઘરાણી કરી શકે ખરું.

## રેલવેવહીવટ

પણ ઉત્પાદક કરજમાં મોટામાં મોટી રકમ ૮૦૦ કરોડ જેટલી રકમ રેલવેમાં જ રોકાયેલ છે તેથી તે વિષે થોડીક નોંધ અહીં કરવી જરૂરની લાગે છે.

૧. હિંદુસ્તાનમાં રેલવે બાંધવા માટે જે કંપનીઓને ૫ ટકાની વ્યાજની બાંહેધરી સરકાર તરફથી આપવામાં આવી હતી, તેમાં હિંદી કર ભરનારાઓ પર નર્યો અન્યાય જ થયો છે; કારણ કે હિંદી સરકારને પોતાને '૫૭ નો બળવો દબાવવા માટે કરોડો રૂપિયાની રકમ ૪ ટકાએ મળી શકી હતી. વળી મૂળ કંપનીઓએ પણ શરૂઆતમાં માત્ર ૩ ટકાની સરકાર પાસે બાંહેધરીની માગણી કરી હતી. આ વધુ પડતું વ્યાજ આપવાથી હિંદની રેલવે ઘણાં વર્ષો સુધી ખોટમાં ચાલ્યા કરતી હતી. અને આ રીતે હિંદુસ્તાને પોતાની આવકમાંથી કંપનીને બાંહેધરી આપેલ વ્યાજ ચૂકવવા માટે ૫૮ કરોડ રૂપિયા કાઢી આપવા પડયા છે. પણ એની માગણી આપણે જવા દઇએ છીએ.

૨. રેલવે કંપનીઓને વાજબી ખાતરી પ્રથમથી મળી ગયેલ હોવાથી રેલવે લાઇન બાંધવામાં આ કંપનીઓએ રૂપિયાનું પાણી જ કરી નાખ્યું છે. જેમકે

ઇસ્ટર્ન ઇંડિયા રેલવેને (બ્રોડ ગેજ) દર માઇલે ૨,૨૦ હજાર રૂપિયા ખર્ચ આવ્યું છે.

ત્યારે

દાહોદ મનમાડ રેલવેને ( સ્ટેટ રેલવે; બ્રોડ ગેજ) દર માઇલે માત્ર ૭૧ હજાર રૂપિયા ખર્ચ થયું છે.

તેમજ

ઇસ્ટર્ન બંગાળા રેલવે ૫-૬" (બ્રોડ ગેજ) દર માઇલે ૨,૦૮ હજાર રૂપિયા ખર્ચ થયું છે.

ત્યારે

પટના ગયા રેલવે ( સ્ટેટ રેલવે ) દર માઇલે ૫૬ હજાર ખર્ચ આવ્યું છે.

તે બતાવી આપે છે કે ગેરેન્ટીડ રેલવે કંપનીઓએ પારકે પૈસે કેમ જાણે પરમાર્થ કરવો હોય તેવી રીતે રેલવેનો વહીવટ કર્યો છે.

પણ આ અર્ચોળ પદ્ધતિનો બદલો પણ આપણે સરકાર પાસે આજે માંગતા નથી.

૩. કંપની સાથે હિંદી સરકારના કરારનામા જ્યારે થયા ત્યારે હૂંડિયામણનો દર રેલવે કંપની સાથે ૨૨ પેન્સનો રૂપિયો હમેશ માટે નક્કી કર્યો હતો. તે ૧૮૬૬-૬૭ માં વળી બદલીને ૨ શિલિંગનો એટલે ૨૪ પેન્સનો ઠેરવવામાં આવ્યો હતો.

હિંદમા ચાલતા હૂંડિયામણના દરમાં ભારે ફેર રહેતો હોવાથી જ્યારે હિંદુસ્તાનમાંથી રેલવેના નફાનાં અને વ્યાજનાં નાણાં વિલાયત મોકલવાં પડતાં હતાં, ત્યારે હિંદ ખાડામાં ઊતરી જતું હતું, જેમકે ૧૦ લાખ પાઉન્ડ વિલાયત મોકલવા માટે હૂંડિયામણના બજાર પ્રમાણે પ્રથમ ૧૧૦ લાખ રૂપિયા મોકલવા જોઇએ, તેને બદલે હવે દોઢ કરોડ રૂપિયા મોકલવા પડતા હતા.

પણ આ વસ્તુએ હમણાં જવા દઇએ.

(૪) રેલવે કંપનીઓનો વહીવટ પચીસ વરસ બાદ સરકાર ઇચ્છે તો પોતાના હાથમાં શેરના બજારભાવ આપી લઈ શકે, એવા સાફ કોલકરાર થયેલા હતા; પણ હિંદી સરકારે તે તક જવા દીધી અને જ્યારે કંપનીઓ ખરીદી લેવાની ખરેખરી મુદત પાકી ત્યારે શેરના ભાવ એકદમ ઊછળવા લાગ્યા; કારણકે પ્રથમથી વ્યાજની બાંહેધરી તો મળી ચૂકી હતી અને રેલવે સ્ટૉકના બજારભાવ ચૂકવવા સરકાર બંધાયેલ હતી એટલે દરેક શેરના ભાવ કૂદકે ને ભૂસકે વધ્યા હતા. આ વધુ ભાવો હિંદી સરકારે કંપનીઓને આપ્યા તેથી ઓછામાં ઓછા રેલવેના અનુભવી હિસાબનીશોની ગણતરી પ્રમાણે ૫૦ કરોડ રૂપિયા વધારે આપવા પડયા હતા.

| | |
|---|---|
| દર શેર પર સરાસરી ૨૦ % ટકા વધારાના આપ્યા તેના | ૫૦ કરોડ રૂ. |
| વાયવ્ય સરહદપ્રાંત અને એડન જેવી રેલવેઓ મુખ્યત્વે લડાઇના ઉદ્દેશથી જ બંધાયેલી છે, તે પાછળ જે કરોડો રૂ. ફૂંકાઇ ગયા છે તેટલી રકમ તો ન્યાયની દૃષ્ટિએ હિંદને બ્રિટને પાછી ચૂકવવી જોઇએ. | ૩૩ કરોડ રૂ. |
| | કુલ રૂ. ૮૩ કરોડ |

## ઉપસંહાર

આજે ભારતમાતા આઝાદ થાય અને તેની ફરિયાદ જગતના ન્યાયમંદિરમા રજૂ થાય તો બ્રિટન સામે મહાસભાએ કરેલું નીચેનું માગણું મંજૂર થાય જ એવા હિંદના અનુભવી અર્થશાસ્ત્રીઓ અને ન્યાયાધીશોનો–મહાસભાની કમિટિનો–દૃઢ અભિપ્રાય છે.

| વરસ | દાવાની વિગત. | કરોડ રૂપિયામાં | કુલ રકમ |
|---|---|---|---|
| ૧૮૫૭ પહેલાંના | કંપનીના હિંદ બહારના વિગ્રહનું ખર્ચ | ૩૫. | કરોડ રૂ. |
| | કંપનીની મૂળ મિલકત પરનું વ્યાજ | ૧૫. | |
| | ૧૮૩૩ થી ૫૭ સુધી | . . . | ૫૦ |
| ૧૮૫૭ | બળવાનું ખર્ચ | . . . | ૪૦ |
| | કંપનીની મૂળ મિલકતનું વ્યાજ | | |
| | ૧૮૫૭ થી ૭૪ સુધી | ૧૦ | |
| | ઇસ્ટ ઇંડિયા કંપનીની મૂળ મિલકત ચૂકવી તે રકમ | ૧૨ | ૨૨ |
| | હિંદ બહારનાં યુદ્ધો | ૩૭ | |
| | યુરોપીય વિગ્રહ–ભેટ | ૧૮૯ | |
| | યુરોપીય વિગ્રહ ખર્ચ | ૧૭૧ | |
| | | | ૩૯૭ |
| | | કુલ સરવાળો | ૫૦૯ |

| | | | |
|---|---|---|---|
| | કુલ સરવાળો | | ૫૦૯ |
| ૧૮૫૭-૧૯૩૧ | નાના નાના પરચુરણ ખર્ચો (ઈરાન ચીનના એલચી ખાતા, એડન-દરિયાઇ તારની યોજના) | ૨૦ | |
| | બર્મા વિગ્રહ ખર્ચ | ૮૨ | |
| | | | ૧૦૨ |
| ૧૯૧૬-૨૧ | રીવર્સ કાઉન્સિલ બીલની ખોટ | ૩૫ | |
| | રેલવેનો કબજો લેતી વખતે સરકારે આપેલ ૨૦ ટકા વધારો | ૫૦ | |
| | લશ્કરી રેલવેઓનું ખર્ચ | ૩૩ | |
| | | | ૧૧૮ |

કુલ કરોડ ૭૨૯

હિંદુસ્તાને બ્રિટનના કહેવાતા દેવા માટે આજ સુધી જે ૧૦૫૦ કરોડ રૂપિયા વ્યાજ ભર્યું છે, તે જો મુદ્દલ ૭૨૯ કરોડ રૂપિયા આપવાનું ઠરે તો તેને લગતી પૂરેપૂરી નહિ તો વ્યાજની રકમ ૫૩૬ કરોડ રૂપિયા પણ બ્રિટને આપવી જોઇએ, એવી શ્રી કુમારપ્પાની જે સીધી માગણી છે તે ન્યાયની દૃષ્ટિએ તરછોડી શકાય તેવી નથી જ.

આયર્લૅન્ડ સાથે ઇંગ્લંડની છેલ્લી સુલેહ થઇ ત્યારે ઇંગ્લંડે આયર્લૅન્ડ સાથે વહોરેલા લડાઇના ખર્ચ પેટે એક પાઇ પણ માગી નહિ, એટલું જ નહિ પણ ગ્રેટબ્રિટનના રાષ્ટ્રીય કરજમાં આયર્લૅન્ડનો હિસ્સો હતો તેમાંથી પણ આયર્લૅન્ડને મુક્ત કર્યું છે.

આવી સલૂકાઈ હિંદની બાબતમાં બ્રિટન બતાવવા તૈયાર છે કે નહિ ? જૉન બુલમાં હિંદુસ્તાનની આઝાદી માટે મરી ફીટવાની તમન્ના જોઇ હૃદય પરિવર્તન થયું છે કે નહિ તે તપાસવા ભારતમાતાનો દૂત જગતમાં મોટી ગણાતી પાર્લામેન્ટ પાસે પહોંચ્યો છે.

જો બ્રિટાનિયા નગુણી નહિ હોય તો હિંદમાતાએ તેના પર છેલ્લાં બસો વરસમાં જે અપાર ઉપકાર મને કે કમને કરેલા છે તે લક્ષમાં લઇ, આજે હિંદમાતા જ્યારે તેની પાસે હાથમાં હાથ મિલાવવા આવેલ છે ત્યારે ભારતમાતાને ભેટી પડશે અને ગઇ ગૂજરી ભૂલી જઇ, સારી આલમનું ભલું કેમ સધાય તેની સાધના કરવા બન્ને મંડી પડશે.

આ બધું થવાનું છે કે નહિ તેનું પ્રથમ પારખ, હિંદ મૈયાનું ૭૨૯ કરોડ રૂપિયાનું માગણું બ્રિટન કબૂલ કરવા તૈયાર થાય છે કે નહિ તે પરથી થઇ રહેશે.

છગનલાલ ન. જોષી




## વ્યુત્પત્તિ ચર્ચા

[ માત્ર વ્યુત્પત્તિજ્ઞોને માટે ]

સદ્‌ગત નવલરામભાઇએ સદ્‌ગત કવિ દલપતરામની એકવાર મશ્કરી કરી હતી એમ જાણવામાં આવ્યું ત્યારથી આવા ગંભીર વિષયમાં સ્વૈરવિહાર ન કરવો એમ લગભગ નક્કી કરેલું. એ વાત જૂની છે પણ જાણવા જેવી છે. દરેક ભણેલાને દલપતરામભાઇની પેલી કડી યાદ હશે.

કીડી કણ સંગ્રહ કરે
જુઓ જનાવર જાત,
વસે દરે સંપી સદા
સર્વ મળી સંઘાત.

એમાં કોઇએ પૂછ્યું કે કીડી તે જનાવર કહેવાય? હવે દલપતરામભાઇએ 'જનાવર' લખેલું તે તો પહેલી લીટીમાં ક એ કની જેમ જએ જ મેળવવા માટે જ. પણ કોણ જાણે કેવીએ પળમાં તેમણે જવાબ આપ્યો કે જન થી અવર તે બધાં જનાવર. નવલરામભાઇએ 'જનાવરને સંસ્કૃત કર્યું' એમ કહી તે વખતે એ કવિની ખૂબ મશ્કરી કરેલી. કવિએ જનાવરને સરકાર્યું, જનાવરમાંથી શિખામણ શોધી કાઢી, એનો જરાપણ વિચાર કર્યા વિના નવલરામભાઇએ, કહો કે કીડી પર કટક ચઢાવ્યું. ત્યારથી આ ભયંકર વિષયથી હું હમેશાં ડરીને ચાલતો, તરીને ચાલતો—ગાડાવાળો ગાડું તારને તેમ.

પણ ઘણા સાક્ષરો આજકાલ કહે છે કે અત્યારે આપણા સાહિત્યમાં નવલરામ નથી. હા, એક નવલરામ છે: નવલરામ ત્રિવેદી. આજ દિવસ સુધી એ માંદા રહેતા એટલે તેમને વિશે મેં ઝાઝો ભય નહિ રાખેલ, પણ હવે તેઓ સાજા થઇ ગયા છે અને સાક્ષરો ઉપર આક્રમણ કરવામાં પાછા હઠે એવા નથી એમ ગઇ ખબરદાર જયંતી ઉપર કેટલાકને લાગી ગયું છે, એટલે તેઓ ડરવા જેવા તો ખરા. પણ છતાં, મને લાગે છે કે તેઓ માત્ર મોટા મોટા સાક્ષરો, નરસિંહ મહેતા, નરસિંહરાવ, ન્હાનાલાલ કવિ, જેવા ઉપર પ્રહાર કરે. મારા જેવા કેવળ સ્વૈરવિહારી ઉપર પ્રહાર ન કરે. તેથી કરીને આ વિષયમાં વિહાર કરવાની પ્રેરણા થઇ તેને ખાળતો નથી.

ખરી રીતે, આ અપહરણના જમાનામાં પ્રથમથી જ કહી દઉં કે, આ વ્યુત્પત્તિની કલ્પના બીજા કોઇમાંથી સૂચિત થઇ છે. સૂચિત એટલું કહ્યા પછી શેમાંથી કેટલું એ કહેવાની જરૂર નથી રહેતી એટલે હું નથી કહેતો. કોઈ જગાએ 'સિગાર' શબ્દની વ્યુત્પત્તિ વાંચી. તેમાં સિગારને ગુજરાતી 'સગડી' અને દીવાની 'શગ' અને સંસ્કૃત ચિંજ ધાતુ સાથે સરખાવી આપણી ભાષાનો માયા ભાષા સાથે સંબંધ બતાવ્યો છે. મહાપુરુષો વિશે કેટલાક કહે છે કે પોતે મહાન એટલું જ નહિ, પણ બીજાને મહત્તાશીલ બનાવે તે મહાન. તેમ કેટલાક લેખકો

માત્ર પોતે લખે છે એટલું જ નહિ પણ અન્યને લેખક થવા પ્રેરે છે. તેમ આ વ્યુત્પત્તિએ મારા જેવા વ્યુત્પત્તિભીરુને પણ પ્રેરણા પોષી છે, મારી કલ્પનાને ઉત્તેજી છે એટલે આ લખાણ તેમને જ આભારી છે.

આ સિંજ્ ધાતુની સાથે સંબંધ ધરાવતા મને કેટલાક બીજા શબ્દો મળી આવ્યા છે તે અહીં રજુ કરવા ધૃષ્ટતા કરું છું. દીવાની શગ વિશે તો એ લેખકે જ કહ્યું છે. પણ આપણે માત્ર દીવાની શગ કહેતા નથી. સ્ત્રીઓ લોટ કે ખીચડી કે દાળ કે ચોખ વગેરે ઘરમાં રાંધવાને તાકડે 'વધારે' હોય તો, પાડોશણને ત્યાંથી ઉછીનું લે છે ત્યારે વાડકાના કે વાડકીના માપથી લે છે. ત્યારે વાડકામાં થઇ શકે તેટલો ટેકરો કરીને લે તેને શગ ચઢાવેલો વાડકો કહે છે. આ શગનો પણ એ સિંજ્ બાળવું સાથે સંબંધ લાગે છે. કારણકે બાળીને પકાવવાની ચીજોની જ શગ ભરાય છે. પાણી રાંધીને ખવાતું નથી તેથ શગ ભરીને અપાતું નથી. તેમ જ જેમ 'સગડી' વિશે કહ્યું તેમ સંસ્કૃત શકટી કે શકટ જેનો સામાન્ય અર્થ ગુજરાતીમાં ગાડી કે ગાડું થાય છે તે પણ તે જ બાળવાના અર્થમાંથી આવેલો જણાય છે, એમ આ નીચેની વાત ઉપરથી સાબીત થશે. એક ભરવાડ હતો. તે ગાડામાં બેસીને સાસરે જતો હતો. સામાન્ય રીતે તે કદી ગાડામાં બેઠેલો નહિ, કારણ ભરવાડ એટલે ચાલીને જ જાય, પણ વહુને તેડવા જતો હતો એટલે ગાડામાં બેઠેલો. વચ્ચે બપોર થયા. ભરવાડે જોયું તો ગાડું ખૂબ તપેલું. તેને લાગ્યું કે ગાડાને તાવ આવેલો છે. તેણે ગાડાવાળાને ગાડું હાંકવા દીધું નહિ, અને રાત સુધી ત્યાં રહ્યો. રાત્રે ગાડું ઠંડું થઇ ગયું. ત્યારે તેને લાગ્યું કે મોટા દાદા તાવ આવ્યા પછી ઠંડા થઇ ગયા હતા ત્યારે તે મરી ગયા છે એમ કહી સૌએ એમને બાળી મૂક્યા હતા. એટલે તેણે પણ ગાડું બાળી મૂક્યું. એટલે ગાડું એટલે શકટી જે લગભગ 'સગડી' જેવો શબ્દ છે તેને પણ બાળેલું એટલે તે પણ બાળવા–અર્થક ધાતુ સાથે જ સંબંધ ધરાવે છે. તેમ જ 'શગ' ના જેવા જ ઉચ્ચાર વાળો સંસ્કૃતમાં એક શૃંગ શબ્દ છે, તેનો સામાન્ય અર્થ પર્વતનું શિખર થાય છે. તેને પણ બાળવા સાથે સંબંધ છે, કારણકે ઘણા અનાડી લોકો પર્વતને 'નવરાવવાની' બાધા લે છે અને ત્યાં નવરાવવાનો અર્થ બાળવાનો જ થાય છે. એટલે એ શબ્દ સિગારની વ્યુત્પત્તિને મદદ કરે છે. અર્જુન ભગતે કહ્યું છે કે:

ડુંગર પર દાવાનળ ચોભ્યો, લુચ્ચાએ લ્હાય લગાડી।

હજી શૃંગનો એક બીજો અર્થ રહી જાય છે અને તેને પણ બાળવા સાથે સંબંધ છે એમ બતાવીએ નહિ ત્યાં સુધી તેની વ્યુત્પત્તિ સંતોષકારક રીતે સિદ્ધ થઇ ગણાય નહિ. આ બીજો અર્થ તે શીંગડું (ઢોરનું). આ શબ્દની વ્યુત્પત્તિનો પત્તો ઠેઠ રોમના ઇતિહાસમાંથી લાગે છે. હવે ખરું ખોટું તો ઇશ્વર જાણે પણ રોમના ઇતિહાસમાં એક એવી વાત છે કે હેનીબાલ કરીને એક મહાન યોદ્ધો હતો. તેના પર રોમન લશ્કર ચઢી આવ્યું. રાતનો વખત હતો. ત્યારે દુશ્મનના લશ્કરને ખોટી દિશાએ ચઢાવી દેવા તેણે કેટલાંક ઢોર ભેગાં કરી તેનાં શીંગડાં પર તેલવાળાં ચીંથરાં વીંટી તે સળગાવીને એક બાજુ હાંકી કાઢયાં. રોમન લશ્કરે માન્યું કે શત્રુ એ જ દિશાએ છે અને તેથી એ બાજુ હલ્લો લઇ ગયા. પરિણામે હેનીબાલનું લશ્કર બચી ગયું. હવે એ તો સુપ્રસિદ્ધ છે કે રોમન વગેરે જાતિઓ અતિ પ્રાચીન કાળમાં તો આર્યજાતિઓ જ હતી. અર્થાત્ અતિ પ્રાચીન કાળમાં ઢોરનાં શીંગડાં સળગાવવાનો રિવાજ હોવો જોઇએ

અને તેથી કરીને આ શૃંગ શબ્દ શ્રિજ્ બાળવું ઉપરથી આવ્યો હશે, એમ મારા નમ્ર મતે અનુમાન થઈ શકે. આર્ય લોકો ઢોરનાં શીંગડાંનાં ધનુષ્યો બનાવતા, અને એ ધનુષ્યો શાર્ઙ્ગ કહેવાતાં. કૃષ્ણ જૂની ગુજરાતીમાં સારંગપાણી કહેવાતા. સારંગના બે અર્થો થાય છે: હંસ અને હરણ. પણ હંસને શીંગડાં હોતાં નથી એટલે તે હરણનાં જ શીંગડાંનું ધનુષ્ય બનતું હશે એમ લાગે છે. ગમે તેમ હોય, પણ ઢોરનાં શીંગડાંનો યુદ્ધમાં ઉપયોગ થતો તેમાં કશો સંદેહ રહેતો નથી.

હજી એક બીજો શબ્દ યાદ આવે છે. ગુજરાતીમાં 'શીંગ' કહીએ છીએ તે શીંગો પણ ઘણે ભાગે ભૂંજીને એટલે બાળીને જ ખાવાની હોય છે. અલબત કાચી શીંગોમાં વાઇટામિન્સ વધારે હોય છે પણ જૂના કાળમાં આપણા લોકો તે જાણતા નહોતા, તે વખતના આ અર્થો રૂઢ થયા છે એ ભૂલવું ન જોઇએ.

હવે શૃંગ સુધી આવ્યાથી, શૃંગાર યાદ ન આવે એમ બને જ કેમ? આ શૃંગારને પણ બળવા સાથે જ સંબંધ છે. હિંદુઓમાં મરણ વખતનું એક ગીત છે:

કર લે સિંગાર

અને એ જ ગીતમાં આગળ જતાં માટીમાં ભળી જવાની વાત આવે છે, એટલે એ સિંગાર પણ બાળવાનો જ, કારણકે હિંદુ લોકો મુડદાં બાળે છે અને ગીત હિંદુઓનું છે. એટલું જ નહિ, કોઇ સુવાસણ બાઈડી મરી જાય છે ત્યારે તેને શણગારે છે, શણગાર પહેરાવે છે, તે મડદા સાથે બાળવા માટે જ. પણ શૃંગારનો આ બાળવા સાથેનો સંબંધ ઘણાઓને કદાચ નહિ ગમે. તો એક બીજી રીતે પણ આ સંબંધ બતાવી શકાય તેમ છે. સ્ત્રીઓ શૃંગાર પહેરે છે તેથી પુરુષો દાઝે છે તેવાં વર્ણનો ઘણી જગાએ બધાએ વાંચ્યાં હશે. કોઇ કુશંકા કરે કે સિગારને બળવા ઉપરાંત ધુમાડો નીકળવા સાથે સંબંધ છે, અને આ શૃંગાર બાળે છે ત્યારે ધુમાડો ક્યાં નીકળે છે? તો જવાબ આપવાનો જે સ્ત્રીઓનો શૃંગાર આ કામી પુરુષોને બાળે છે તેના ધુમાડાથી જ આ ચંદ્રમાં કલંક દેખાય છે. પેલો ચંદ્રકલંકનો લેખ જોજો તેમાં ક્યાંક કોઇક કવિએ તો જરૂર એમ કહ્યું હશે કે કામી પુરુષોના નિઃશ્વાસના ધુમાડાથી આ ચંદ્રમાં કાળા જેવું દેખાય છે. એવું કોઇ કવિએ ન કહ્યું હોય તો હું કહું છું, કારણકે મારો પણ અધિકાર કવિ જેટલો છે. અત્યારે વખત નથી એટલે સંસ્કૃત કે ગુજરાતી શ્લોક નથી લખી શકતો. એટલે શૃંગારને પણ સંસ્કૃત શ્રિજ્–

પણ અરરરરર..., એક મોટી ભૂલ થઈ: નવલરામભાઇ નથી પણ નરસિંહરાવભાઇ છે. તેઓ તો વ્યુત્પત્તિ માટે મહાભારત યુદ્ધ ખેડે એવા છે. તેમને કેમ વીસરી જવાયું? જરા તમે કોઇ એમને જઇ સમજાવો કે આ તો બધી માયા છે, મિથ્યા છે, અમે તેમના વિહારપ્રદેશમાં જરા પણ દબાણ કે અતિક્રમણ કરવા નથી આવતા. તેમ છતાં ન માને તો તેમને સમજાવો કે મને એક ભાઇના લેખમાંથી પ્રેરણા મળી, પણ હું અને એ ભાઈ બન્ને આમાં નિર્દોષ છીએ. તેમને પણ મૂળ પ્રેરણા કરનાર તો *Times of India* હતું. એટલે, શ્રીયુત નરસિંહરાવભાઈ વિશે વાતો સાંભળીએ છીએ તે સાચી હશે તો, એમનો ગુસ્સો શમી જશે. છતાં ન સમજે તો તેમને કહો કે ઢોરોનાં અતિક્રમણનો કાયદો છે, પણ માણસો કોઈ બીજા માણસના વિદ્યાપ્રદેશ ઉપર અતિક્રમણ કરે તેને અટકાવવાનો કાયદો નથી. એટલે શાંત થઈ જશે. એ કાંઇ કાયદાનાં બંધનો તોડીને નમ્રતાપૂર્વક કાયદો ભંગ કરે તેવા નથી.

**સ્વૈરવિહારી**

# લોકચર્ચા

[આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. -તંત્રી.]

૧

મે. 'પ્રસ્થાન'ના તંત્રી સાહેબ,

વેપારી લોક, આપસમાં વાત કરતાં, ઘરાક અથવા ત્રાહિત શખ્સ ન સમજે એવી પરિભાષા વાપરે છે, એ જાણીતું છે. એમાં આંકડાઓના સંકેતશબ્દો આવે છે તેમાંના કેટલાક જોડણીકોશમાં પણ નથી ને છે તે છૂટા છૂટા એટલે એ બધા અત્રે સાથે લખી મોકલું છું. 'પ્રસ્થાન'ના થોડાક વાચકોને એમાં રસ પડશે એવી આશા છે. ગુજરાતના બધા જ વેપારીઓમાં આ જ સંજ્ઞાઓ પ્રચલિત નથી:

| | | | |
|---|---|---|---|
| કેલ–નવાણું | ૧ | મૂલપડી | ૧૫ |
| ઘર–અઠાણું | ૨ | છેલપડી | ૧૬ |
| ઉધાન | ૩ | સમરપડી | ૧૭ |
| ગોય | ૪ | માંગપડી | ૧૮ |
| મૂલ | ૫ | જણુસપડી | ૧૯ |
| છેલ | ૬ | કુંડી | ૨૦ |
| સમર | ૭ | સવાકુંડી | ૨૫ |
| માંગ | ૮ | દોઢકુંડી | ૩૦ |
| જણુસ | ૯ | પોણી કુડી | ૩૫ |
| આંગળ | ૧૦ | બે કુંડી | ૪૦ |
| કેલપડી | ૧૧ | બે કુંડી ને કેલ | ૪૧ |
| ઘરપડી–ગોદાવરી | ૧૨ | લીટી શલા | ૦। |
| ઉધાનપડી | ૧૩ | વીલ–ફાડિયું | ૦॥ |
| ગોયપડી | ૧૪ | ત્રણ પાન | ૦॥। |

લિ૦ સેવક
વ્યોમેશચન્દ્ર પાઠકજીના
વન્દેમાતરમ્

# બંગાળનાં કાપડનાં કારખાનાં અને હાથસાળ

[ આ વિષય ઉપર કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરનો એક લેખ 'પ્રવાસી'માં પ્રસિદ્ધ થયેલો છે. તેમાંના કેટલાક વિધાનોની ચર્ચા શ્રી નરહરિ દ્વા. પરીખે સ્વતંત્ર લેખમાં કરી છે. આખી ચર્ચા સમજાય એટલા માટે કવિશ્રીનો મૂળ લેખ આપી તેની નીચે શ્રી પરીખનો લેખ અહીં પ્રગટ કર્યો છે. સ્વદેશીના વ્યવહાર સ્વરૂપને લગતી કોઈ ચર્ચા ઘણી અગત્યની છે. તંત્રી ]

બંગાળનાં કાપડનાં કારખાનાં સંબંધે જે પ્રશ્ન આવ્યો છે તેનો જવાબ એક જ છે કે એ કારખાનાંઓને જિવાડવાં જોઈએ. આકાશમાંથી વૃષ્ટિએ આવી આપણાં ધાન્યનાં ખેતરો ડુબાડી દીધાં છે, એટલે આપણે ભીખ માગતા ફરીએ છીએ. કોની આગળ? જેમને પોતાના અન્ન માટે આ ખેતર ઉપર જ આધાર રાખવાનો છે તેમની જ આગળ. બંગાળની સૌથી જીવલેણ રેલ તો અશક્તિની રેલ છે, ગરીબાઈની રેલ છે. આપણા ધનિકો દેવામાં ડૂબેલા છે, મધ્યમ વર્ગ સદા ચિંતામાં પડેલો છે, ગરીબો ઉપવાસી છે. કારણ આપણા પ્રાંતના ધનનો હમેશાં ભાગાકાર જ થયા કરે છે, ગુણાકાર થતો જ નથી.

આજના જગતમાં જેઓ શક્તિશાળી છે તેઓ યંત્રશક્તિને લીધે શક્તિશાળી થયેલા છે. યંત્રદ્વારા તેમણે પોતાનાં અંગોનો પુષ્કળ વિસ્તાર કર્યો છે એટલે તેઓ ફાવી ગયા છે. એક જ દેહવાળા હોવા છતાં તેઓ બહુદેહી છે. તેઓની સંખ્યા માથાં ગણીને ન કહાય. યંત્રો-દ્વારા તેમણે પોતાને અનેકગણા વધારી લીધા છે. આ બહુનાગ મનુષ્યના યુગમાં આપણે વિકલાંગ બની બીજા પ્રાંતોના ધન નીચે માયકાંગલા થઈને પડી રહ્યા છીએ.

જ્યાં નોકરીના અસંખ્ય ઉમેદવારો ફરતા હોય ત્યાં કેવળ અન્નની જ ખેંચાતાણ પડે છે એમ નહિ, હૃદયનું ઔદાર્ય પણ રહેતું નથી. જીવિકાનું ક્ષેત્ર સંકુચિત હોવાને લીધે રોટલા સામું તાકી રહેનારાઓમાં પરસ્પર ઈર્ષ્યા અને વિદ્વેષ પણ જાગે છે. પડોશીની ઉન્નતિ દેખી ખમાતી નથી. મોટાને નાનો કરવા માગીએ છીએ, એકના માત કરવા બેસીએ છીએ. માણસની જે જે મનોવૃત્તિઓ ભાંગફોડને મદદ કરે છે તે બધી પ્રબળ બને છે અને રચવાની શક્તિ સદા ગોદા ખાઈ ખાઈને મરે છે.

દશ જણ ભેગા થઈને અન્ન ઉત્પન્ન કરવાની યાંત્રિક પ્રણાલી જો શીખી ન શકીએ તો યંત્રરાજની કોણીના ધક્કા ખાઈ ખાઈને ઘરબાર છોડી મરવું પડશે—મરવા જ બેઠા છીએ. બહારના લોકો જીવિકાના ક્ષેત્રમાંથી બંગાળીને ધક્કા મારી મારી ખૂણામાં ઘાલી રહ્યા છે. લાંબા કાળથી આપણે કલમ પકડી એકના એકલા કામ કરતા ટેવાયલા છીએ—જેઓ સંઘબદ્ધ થઈને કામ કરવા ટેવાયલા છે તેમને ચારે કોર સદા રસ્તો આપતા ચાલીએ છીએ. પોતાના ખાલી હાથનો ઉપયોગ કેવળ પરીક્ષાની ઉત્તરવહીઓ, દરખાસ્તો અને ભિક્ષાપત્રો લખવામાં કરીએ છીએ.

પહેલાં બંગાળીઓ કેવળ ખેતી કે કલમ ઉપર નભતા નહોતા. તેઓ યંત્રજીવી હતા કોનું ચલાવી તેઓ દેશદેશાંતરને ખાદ્ય પૂરી પાડતા હતા, સાળ તેમનું ધનસંચયનું પ્રધાન સાધન હતું. તે કાળે તેમને ઘેરઘેર લક્ષ્મી વિરાજતી હતી, ગામેગામ કલ્યાણ વસતું હતું.

આખરે મોટાં યંત્રોની રાક્ષસી સાળે આવી બંગાળની સાળને બેકાર બનાવી ત્યારથી

આપણે દેવોની અનિશ્ચિત દયા તરફ તાકી રહી સદા જમીન ખેડી ખેડીને મરીએ છીએ. મૃત્યુદૂત જુદે જુદે વેશે, જુદે જુદે નામે આપણા ઘર પર કબજો કરી બેઠા છે.

ત્યારથી બંગાળના બુદ્ધિમાનોના હાથ કલમ ચલાવવામાં બંધાઈ ગયા છે. એ એક જ કામમાં તેઓ સિદ્ધહસ્ત છે; ઓફિસના હેડક્લાર્ક થવાને માર્ગે તેઓ ટોળેટોળાં વળીને દોડી રહ્યા છે. સંસારસમુદ્રમાં ડૂબકાં ખાતાં ખાતાં તેઓ કલમને વળગે છે; બચવા માટે એ સિવાય બીજા કોઈ અવલંબનને તેઓ ઓળખતા જ નથી. સંતાનનો પ્રવાહ વધતો જ જાય છે; એ માટે જેઓ જવાબદાર છે તેઓ આકાશ તરફ દૃષ્ટિ કરી ભક્તિપૂર્વક કહે છે: ‘દાંતનો દેનારો ચવાણું યે આપશે.’

પણ પોતાને હાથે ચાવણાનો માર્ગ તૈયાર ન કરીએ તો તે ચાવણું દેવાનો નથી. આજે આ યંત્રના યુગમાં યંત્ર એ જ આહારનો માર્ગ છે. એટલે કે પ્રકૃતિના ગુપ્ત ભંડારમાં જે શક્તિ ભેગી થયેલી છે તેના ઉપર કબજો જમાવી શકીએ તો જ આ યુગમાં આપણે જીવી શકીશું.

યંત્રોમાં વિપત્તિઓ છે એ વાત હું કબૂલ કરું છું. દેવાસુરના સમુદ્રમંથનની જેમ તેમાંથી વિષ પણ નીકળે છે. પશ્ચિમમાં યે એ યંત્રોને ચરણે સુદ્ધાં આજે દુકાળ રીબતો આવે છે. તે ઉપરાંત અસૌંદર્ય, અશાંતિ; અસુખ એ પણ કારખાનાંમાં ઉત્પન્ન થતી ચીજો જેવાં જ છે. પણ એટલા માટે પ્રકૃતિની દીધેલી શક્તિસંપદને દોષ ન દઈએ. દોષ તો માણસના રિપુને દઈશું. ખજૂરાં અને તાડનાં ઝાડો ભગવાનનાં દીધેલાં છે, તાડી માણસે બનાવી. તાડને કાપવાથી નશાનાં મૂળ કપાતાં નથી. યંત્રોનો ઝેરી દાંત જો હોય તો તે આપણી લોભવૃત્તિમાં રહેલો છે. રશિયા આ ઝેરી દાંતને બળજબરીથી ઉખાડવા મંડયું છે, પણ તેણે સાથે સાથે યંત્રને પણ ઘા કર્યો નથી; ઊલટું તે તો યંત્રનો સુયોગ સૌને સુલભ કરી લોભના કારણને જ દૂર કરવા માગે છે.

પરંતુ આ પ્રયત્નમાં તેને મોટામાં મોટી મુશ્કેલી કઈ નડે છે? યંત્રો વાપરવાની તેની અકુશળતા. પહેલાં ઝારના સમયમાં રશિયા પણ આપણી માફક જ અશક્ત હતું. તેઓ મુખ્યત્વે ખેડૂત જ હતા. ત્યાંનાં ખેતીનાં સાધનો અને પ્રણાલી પણ આપણી માફક આદિકાળનાં જ હતાં. એટલે આજે ધનોત્પાદનનાં યંત્રને સાર્વજનિક કરવાનો પ્રયત્ન તે કરે છે તે વખતે યંત્રો, યંત્ર ચલાવનારાઓ અને કામ કરનારાઓને યંત્રના કામમાં કુશળ એવા દેશોમાંથી લાવવા પડે છે. એમાં ખર્ચ અને મુશ્કેલીનો પાર નથી. રશિયાના અણટેવાયલા હાથો અને મન ઉતાવળાં યે ચાલતાં નથી, નિપુણતાથી યે ચાલતાં નથી.

કેળવણી અને અભ્યાસના અભાવે આજે બંગાળનું મન અને તેનાં અંગો યંત્રો વાપરવામાં મૂઢ જેવાં છે. એ બાબતમાં મુંબઈ જેટલે અંશે આપણી આગળ ગયું છે, તેટલે અંશે જ આપણે તેના પરોપજીવી થઈ પડ્યા છીએ. બંગભંગને વખતે એ જ કારણને લીધે આપણે નિષ્ફળ નીવડ્યા હતા, અને આજે ફરી પણ ગમે તે પ્રસંગે નિષ્ફળ નીવડીએ. આપણે સમર્થ થવું જોઈએ—સશક્ત થવું જોઈએ. યાદ રાખવું જોઈએ કે આત્મીય મંડળીમાં ગરીબ કુટુંબના જેવું દયાપાત્ર બીજું કોઈ નથી.

તે બંગભંગને સમયે જ બંગાળમાં કાપડ અને સૂતરની મિલની શરૂઆત થઈ. આખા પ્રાંતનું મન મોટા ધંધાને કે યંત્રને ટેવાઈને પાકું થયેલું નહોતું; એટલે એ મિલો અનેક

મુશ્કેલીઓમાં થઈને મંદ ગતિએ ચાલી રહી છે. મનને કેળવવું જ પડશે, નહિ તો દેશ અસામર્થ્યના અવસાદમાં ડૂબી જશે.

હિંદના બીજા પ્રાંતો કરતાં બંગાળે સૌ પહેલાં જે અંગ્રેજી વિદ્યા લીધી તે પોથીની વિદ્યા હતી. પરંતુ જે વ્યાવહારિક વિદ્યાથી માણસ સંસારમાં ફતેહ મેળવે છે, યુરોપની તે જ વિદ્યા બંગાળમાં સૌથી છેલ્લી આવી. આપણે યુરોપના બૃહસ્પતિ ગુરુ પાસે પહેલાં વિદ્યા લીધી, પણ મરેલાને શી રીતે જીવાડવો એ તો યુરોપના શુક્રાચાર્ય જાણે છે. એ જ વિદ્યાને જોરે દૈત્યોએ સ્વર્ગ કબજે કર્યું હતું. શુક્રાચાર્ય પાસે વિદ્યા ભણવાની આપણે પરવા કરી નથી એ વિદ્યા તે હથિયારવિદ્યા એટલે ડગલે ને પગલે આપણે હાર ખાધી, આપણાં દાડકાં નીકળી આવ્યાં.

મુંબઈ ઇલાકામાં 'રેંટિયો સો' એમ કહેવામાં કશું નુકસાન થતું નથી. કારણ ત્યાં સાબ્બો યંત્રની ત્રાકો પાછળ રહી રહી તેની જરૂરિયાતો પૂરી પાડ્યા કરે છે. વિદેશી મિલોના કાપડનો ધોધ આ મિલની ત્રાકોએ અટકાવ્યો; નહિ તો નાગા સંન્યાસી બની જવું, એ એક જ ઉપાય હતો. બંગાળમાં જો હાથનો રેંટિયો જ કેવળ આપણી વહારે ચડે તો તેનો દંડ આપણે મુંબઈની મિલોની ત્રાકોને ચરણે ભરવો પડશે. તેથી બંગાળની ગરીબી પણ વધશે અને અશક્તિ પણ વધશે. બૃહસ્પતિ પાસે જે વિદ્યા શીખ્યા છીએ તેને શુક્રાચાર્ય પાસે દીક્ષા લઇને પૂર્ણ કરવી પડશે. યંત્રોની નિંદા કરી જો તેને દેશપાર કરવાં હોય તો તો જે મુદ્રાયંત્ર (છાપખાના)ની મદદથી તેની નિંદાનો પ્રચાર કરીએ છીએ તેને પણ છોડી દઈ હાથે લખેલી પોથીનો ઉપયોગ કરવો જોઈએ. એ વાત હું કબૂલ કરું છું, કે છાપખાનાની કુશળતાથી અપાઠ્ય અને કુપાઠ્ય પુસ્તકોની સંખ્યા વધતી જ જાય છે, તોપણ એની મદદ જો છોડી દેવી હોય તો બીજા કોઈ પ્રબળતર યંત્રની જ સાથે કાવતરું રચીએ તો જ એ બની શકે.

ગમે તેમ હો, બંગાળમાં પણ એક દિવસ ભારે નાસીપાસીના માર્યે 'બંગલક્ષ્મી' નામ ધારણ કરી કાપડની મિલે દેખા દીધી હતી. જબ્બર ચોટ ખાઇને પણ તે આજે યે જીવી રહી છે. ત્યાર પછી 'મોહિની' મિલે દર્શન દીધાં. એક પછી એક બીજી પણ કેટલીક મિલો ઊભી થઈ છે.

ગમે તે ઉપાયે એમનું રક્ષણ કરવું જ જોઇએ—બંગાળીને માથે એ ભાર રહ્યો છે. ખેતી કરતાં કરતા કેવળ ધાન્ય નીપજે છે એટલું જ નહિ પણ ખેતીને માટે જમીન પણ તૈયાર થાય છે. કારખાનાંને જો જિવાડીએ તો તેમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ જ માત્ર મળશે એમ નહિ, દેશમાં કારખાનાં માટે ભૂમિકા પણ તૈયાર થશે.

બંગાળની મિલોમાંથી જે કાપડ ઉત્પન્ન થાય છે, કેવળ તે જ કાપડ બને ત્યાંસુધી વાપરવાની બંગાળીઓએ પ્રતિજ્ઞા લેવી જોઈએ. આ કાંઈ પ્રાદેશિકતા—પ્રાંતિકતા—નથી. એ તો આત્મરક્ષા છે. ઉપવાસક્લિષ્ટ બંગાળીઓનો અન્નપ્રવાહ જો બીજા પ્રાંતોમાં અનાયાસે વહી જયા કરે અને તે કારણે બંગાળીઓની દુર્બળતા જો વધ્યા કરે, તો એકંદરે તેમાં આખા હિંદને જ નુકસાન છે. આપણે નીરોગી અને શક્તિશાળી બની દેહનું રક્ષણ કરી શકીએ તો જ આપણી શક્તિનો પૂરો ઉપયોગ થઈ શકે. તે શક્તિ જો ભૂખમરાથી રોળાઈ જાય તો તેમાં કેવળ હિંદને જ નહિ પણ આખી પૃથ્વીને નુકસાન છે.

બંગાળીની ઉદાસીનતાને ધક્કો મારી દૂર હઠાવવાની જરૂર છે. આપણા કયા કારખાનામાં કયો માલ ઉત્પન્ન થાય છે એ વાત વારંવાર નજર સામે લાવવી જોઇએ. કલકત્તા અને બીજાં મોટાં શહેરોની એ ફરજ ગણાવી જોઇએ કે પ્રદર્શનો દ્વારા બંગાળમાં ઉત્પન્ન થતી બધી વસ્તુઓની સદા જાહેરાત કરે અને બંગાળી યુવકોમાં એવો ઉત્સાહ જગાડે કે જેથી તેઓ ખાસ કરીને બંગાળીને હાથે કે બંગાળીનાં યંત્રથી બનેલી વસ્તુઓ જ વાપરવાને ટેવાઈ જાય.

આખરે ઉપસંહારમાં એક વાત કહેવા માગું છું. મુંબઈનાં જે બધાં કારખાનાં દક્ષિણ આફ્રિકાના કોલસા વાપરી યંત્રો ચલાવી કાપડ વેચે છે, તેઓનું કાપડ ખરીદવાથી જો આપણા દેશાભિમાનને આઘાત ન થતો હોય તો આપણા બંગાળના વણકરોને નિર્દય બનીને મારી નાખવાનું કાંઈ કારણ? બંગાળીઓ દક્ષિણ આફ્રિકાનું કોઈ પણ સાધન વાપરતા નથી, કેવળ વિલાયતી સૂતર વાપરે છે. તેઓ વિલાયતથી આણેલો કોઈ પણ સંચો ચલાવી કાપડ વણતા નથી, પોતાના હાથનાં શ્રમ અને કૌશલ્ય એ જ તેમનાં પ્રધાન અવલંબન છે, અને જે સાળ ઉપર તેઓ વણે છે તે પણ દેશી સાળ જ હોય છે. હવે, જો સરખામણી કરીને હિસાબ મૂકવામાં આવે કે આપણી સાળોનું કાપડ અને મુંબઈની મિલોનું કાપડ એ બંનેમાં વિદેશી અંશ કેટલો તો શું સિદ્ધ થશે? તે ઉપરાંત શું કેવળ વાણિયાશાઈ હિસાબ જ મહત્ત્વનો ગણાશે? કારીગરીનું મૂલ્ય શું તેની આગળ તુચ્છ છે? આપણે મૂઢની માફક તેનો વધ કરવા બેઠા છીએ. અને છતાં જે યંત્રનો ધા આપણે તેને માથે કર્યો તે યંત્ર શું આપણું હતું? તે યંત્ર આગળ બંગાળના યુગયુગની કેળવણી પામેલા ગરીબના હાથો શું કુછ બિસાતમાં નહિ? હું અવશ્ય જોરપૂર્વક કહીશ કે પૂજાના પ્રસંગે મારે જો ખરીદવાં હોય તો હું તો જરૂર મુંબઈનાં વિલાયતી યંત્રોનાં વસ્ત્રોનો ત્યાગ કરી ઢાકાની દેશી સાળનાં વસ્ત્રો જ સંકોચ વિના અને ગૌરવપૂર્વક ખરીદું. તે વસ્ત્રના સૂતરમાં બંગાળનો યુગયુગનો પ્રેમ અને પોતાની કારીગરી ઓતપ્રોત થયેલાં છે.

એટલું ખરું, કે જો સસ્તી કિંમત જ જોવી હોય તો તો મિલનું કાપડ ખરીદવું જોઇએ, પણ તે માટે યે બંગાળ બહાર ન જઇએ. જેઓ મુંબઈની મિલોમાંથી વધુ કિંમત આપીને ફેન્સી વસ્ત્રો ખરીદવા તૈયાર હોય તેઓ શા માટે તેના કરતાં સોંઘી કિંમતે શાંતિપુરી કાપડ નથી ખરીદતા એનું કારણ મને શોધ્યું જડતું નથી. પહેલાંના જમાનામાં અંગ્રેજી વેપારીએ બંગાળની સાળોનો ટોટો પીસી નાખ્યો હતો, સાળવીના હાથની નિપુણતાને ઠારી દીધી હતી; આજે આપણા પોતાના જ દેશના માણસોએ તેથી પણ મોટો વજ્રાઘાત કર્યો. જે હાથ તૈયાર થતાં કેટલોય કાળ લાગ્યો છે, તે હાથને અણઘડ બનાવતાં કંઈ બહુ વાર નહિ લાગે. પરંતુ સ્વદેશની આ લાંબે કાળે પ્રાપ્ત કરેલી કારીગરીને સદાને માટે વિસર્જન કરતાં કોઇને યે શું દુઃખ નહિ થાય? હું ફરી વાર કહું છું, કાપડના વિદેશી યંત્રોમાં અને વિદેશી કોયલામાં જેટલો વિદેશીનો ભેગ છે તેના કરતાં વિલાયતી સૂતર હોવા છતાં સાળે વણેલાં કાપડમાં ઓછો છે. એથી પણ મહત્ત્વની વાત તો એ છે કે આપણી સાળો સાથે બંગાળનો હુન્નર સંકળાયેલો છે. એ હુન્નરનાં મૂલ્ય અર્થનાં મૂલ્ય કરતાં ઓછાં નથી.

એ વાત કહેવાની જરૂર નથી કે બંગાળી સાળો પર સ્વદેશી મિલનું કે રેંટિયાનું સૂતર વણી તેને બજારમાં ખપે એવે ભાવે વેચવાનું જો બની શકે તો તેના જેવું રૂડું બીજું શું? સ્વદેશી રેંટિયાની ઉત્પાદન શક્તિ જ્યારે તે અવસ્થાએ પહોંચશે, ત્યારે વણકરના કાંસાવાળા કરવા જ નહિ પડે; પણ જો તેમ ન બને તો બંગાળી વણકરને અને બંગાળના હુન્નરને વિલાયતી લોખંડી યંત્રો અને વિલાયતી કોલસાની વેદીમાં હોમવાનાં નથી.

[ પ્રવાસી ] શ્રીરવીન્દ્રનાથ ઠાકુર

## તારણહાર તો રેંટિયો જ છે

કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુરની કલમેથી ઊતરેલો ઉપરનો લેખ અનેક દૃષ્ટિએ બહુ મહત્ત્વનો અને ચિંતનીય છે. આધુનિક કેળવણીમાં બહુ આગળ વધેલા બંગાળના વિદ્વાનોની અપંગ અને પરાધીન' દશાનો આબેહૂબ ચિતાર આપી કવિશ્રીએ અત્યારની કેવળ કલમ પકડીને લખતાં શીખવાડનારી અથવા સાહિત્યપ્રધાન કેળવણીની નિષ્ફળતા સચોટ રીતે દર્શાવી છે. આપણા બારણા ઠોકતા મૃત્યુદૂતને હાંકી કાઢવાનો એક જ ઉપાય છે, કે સંઘબદ્ધ થઈને આપણે ઉદ્યોગ કરતાં શીખીએ.

વળી રાષ્ટ્રવાદ તથા બહિષ્કાર શબ્દની અનેક વેળા જેમણે સૂગ દર્શાવી છે એવા કવિશ્રી જ્યારે કહે, કે બંગાળમાં કયો કયો માલ ઉત્પન્ન થાય છે તેની યાદી નજર સામે રાખી બંગાળીઓ બંગાળમાં જ બનેલો માલ વાપરવાની પ્રતિજ્ઞા લે એમાં પ્રાદેશિકતા અથવા પ્રાન્તિકતા નથી પણ આત્મરક્ષા છે; ત્યારે સ્વદેશીધર્મ એ સંકુચિત વૃત્તિ છે એ આક્ષેપને સજ્જડ જવાબ મળે છે એટલે અમે તો એમના આ કથનને બહુ જ આવકારલાયક ગણીએ છીએ.

હવે આ લેખમાં કવિશ્રીએ કેટલાક વિવાદાસ્પદ મુદ્દા ઊભા કર્યા છે તે તપાસીશું.

બંગાળીઓને બંગાળનાં જ કાપડનાં કારખાનાંનો માલ વાપરવાની કવિશ્રી સલાહ આપે એની સામે અમારો જરાયે વાંધો નથી. બંગાળમાં બંગાળની જ ખાદી વપરાય એવો આગ્રહ ખાદીપ્રતિષ્ઠાન રાખે છે. તે આગ્રહને હમેશાં વધાવી જ લેવામાં આવ્યો છે. પણ 'વિદેશી કાપડનો ધોધ અટકાવવા માટે તો મિલની ત્રાકો જ જોઈએ, નહિ તો એક જ ઉપાય છે કે નાગા સંન્યાસી બની જવું'; 'મુંબઈ ઈલાકામાં રેંટિયો લો એમ કહેવામાં કશું નુકસાન થતું નથી, કારણ ત્યાં લાખ્ખો યંત્રની ત્રાકો તેની જરૂરિયાતો પૂરી પાડયાં કરે છે;' પણ 'બંગાળમાં જો હાથનો રેંટિયો જ કેવળ આપણી વહારે ચડે તો તેનો દંડ આપણે, મુંબઈની મિલોની ત્રાકોને ચરણે ધરવો પડશે;' વળી 'મુંબઈનાં કારખાનામાં વિલાયતી યંત્રો તથા દક્ષિણ આફ્રિકાનો કોલસો વપરાય છે, જ્યારે બંગાળની હાથસાળોમાં કેવળ વિલાયતી સૂતર વપરાય છે, માટે એ બેમાં વિદેશી અંશ કેટલો છે તેની સરખામણી કરવામાં આવે તો બંગાળની હાથસાળના વસ્ત્રોને વધારે સ્વદેશી ગણવાં જોઈએ.' આ કથનો તપાસવા જેવાં છે.

અહીં ધ્યાનમાં રાખવાનું એ છે કે આ બધી દલીલો બંગાળના ખેડૂતોના ભૂખમરાના

ઉપાય તરીકે કવિશ્રી આપણી આગળ મૂકે છે. બંગાળના જે ખેડૂતોને પોતાના ખેતરમાં જ્યારે કાંઈ જ કામ ન હોય અને બીજી કોઈ મજૂરી તેમને ન મળી શકતી હોય ત્યારે એ ફરજિયાત બેકારીના વખતમાં તેમને કહેવામાં આવે, કે રેંટિયો લો તો શું કામ મુંબઈની મિલોની ત્રાકોને ચરણે દંડ ભરવો પડે! દંડ જ ભરવાનો સવાલ હોય તો પોતાના નવરાશના વખતમાં ખેડૂતો જેટલું સૂતર કાંતે તેટલો ઓછો દંડ ભરવો પડશે. અને હકીકત તો એ છે, કે પોતાના કાપડ પૂરતું બધું જ સૂતર ખેડૂતો સહેલાઈથી કાંતી શકે એમ છે. એટલે 'રેંટિયો લો' એમ કહેવાથી તો હિંદુસ્તાનના કોઈ પણ પ્રાન્તમાં નુકસાન થાય એમ છે જ નહિ.

વળી વિલાયતી કાપડનો ધોધ અટકાવવા માટે તો મિલની ત્રાકો જ જોઈએ એ વાત પણ બરાબર નથી. મિલની ત્રાકો ઉપર આધાર રાખીને બેસીશું તો માની લઈએ, કે નવી મિલો ઊભી કરવા માટે જોઈતી તમામ મૂડી આપણી પાસે હાજર જ પડી છે—જો કે એ વસ્તુ શંકાસ્પદ છે—તો પણ આખા દેશને જોઈતું કાપડ પેદા થાય એટલી નવી મિલો ઊભી કરતાં સહેજે ત્રીસ ચાલીસ વર્ષ લાગી જાય; જ્યારે રેંટિયાથી એ વસ્તુ સાધવામાં કોઈ પણ જાતનો અંતરાય જ નથી. દેશે એટલો સંકલ્પ જ કરી નાખવાની જરૂર છે. વળી ગરીબ ખેડૂતોના ભૂખમરાના ઉપાયની દૃષ્ટિએ આ વસ્તુનો વિચાર કરીએ તો નિર્વિવાદ છે કે મિલો દ્વારા વિલાયતી કાપડનો ધોધ અટકાવવાથી થોડા જ મજૂરોને રોજી મળશે અને ભૂખમરો નહિ ટળે. પણ રેંટિયા દ્વારા ભૂખમરો ટળી શકે એમ છે.

મુંબઈની મિલોમાં વિલાયતી સંચા અને દક્ષિણ આફ્રિકાનો કોલસો વપરાય છે, છતાં ત્યાંનું કાપડ સ્વદેશી ગણાય અને બંગાળની હાથસાળોમાં કેવળ વિલાયતી સૂતર જ વપરાય છે, છતાં તે સ્વદેશી કેમ નહિ? મુંબઈની મિલો હવે પરદેશી કોલસાને બદલે સ્વદેશમાં તૈયાર થતી વીજળી વાપરવા લાગી છે વગેરે દલીલો કરી અમારે મુંબઈની મિલોની વકીલાત નથી કરવી. આપણા દેશમાં બ્રિટિશ સત્તા જામી તે મુખ્યત્વે પોતાના કાપડ મારફત જામી છે અને એ સત્તાને નાબૂદ કરવાના અનેક ઉપાયોમાં વિદેશી કાપડનો બહિષ્કાર એ એક મુખ્ય ઉપાય છે. એ બહિષ્કાર મુખ્યત્વે તો રેંટિયા મારફત જ શકય છે, છતાં આપણા દેશની મિલો પણ તેમાં પોતાનો ફાળો આપી શકે છે. ગાંધીજીએ અનેક વાર કહ્યું છે, કે આપણા દેશની મિલો રેંટિયાની હરીફાઈ કરવા આવશે અને ખાદીના પેટ ઉપર પગ મૂકશે તો તેનો બહિષ્કાર પુકારવામાં મને વાર નથી લાગવાની; પણ આજે વિદેશી કાપડરૂપી રાક્ષસની સામે થવામાં રેંટિયાની સાથે દેશી મિલોનું બળ પણ સંયુક્ત થાય તેમાં કશું ખોટું નથી.

હવે બંગાળની હાથસાળોનો વિચાર કરીએ. કવિશ્રીને એમ લાગે છે, કે બંગાળના સાળવીઓ જો વિલાયતી સૂતર વાપરે તો જ યુગ યુગથી કેળવેલું તેમનું કૌશલ્ય, તેમની કારીગીરી અને તેમની કળા સાચવી શકે. પણ સૌ કોઈ જાણે છે કે તેમણે પોતાનું કળા-કૌશલ્ય વિલાયતી સૂતર ઉપર નહોતું જ કેળવ્યું. ઢાકાની મલમલ દુનિયામાં મશહૂર હતી ત્યારે મિલની ત્રાકો નહોતી, અને આજે વિલાયતી સૂતર વણવા માટે લઈને એ સાળવીઓ આબાદી ભોગવે છે એમ નથી જ. વિલાયતી સૂતર ખરીદીને વણનારા સાળવીઓને સૂતર ખરીદવા માટે શાહુકાર ઉપર આધાર રાખવો પડે છે. શાહુકારના પંજામાંથી મુક્ત એવો

ભાગ્યે જ કોઈ સાળવી જડશે. પરિણામે તેમની કમાણીમાંથી શાહુકાર જબરો હિસ્સો પડાવી જાય છે.

વચમાંની દલાલી ખાઈ જનારા શાહુકાર પાસેથી સૂતર ન મેળવતાં વણકર પોતાના સહકારી ખેડૂત પાસેથી સૂતર મેળવી લે તો જ સ્વતંત્ર રહી શકે. વળી સાળવીઓ જ્યાંસુધી પરદેશી અથવા દેશી મિલના સૂતર ઉપર આધાર રાખશે ત્યાંસુધી મિલોવાળા પોતાના સૂતરના માગ્યા દામ વણકર પાસેથી કઢાવી વણકરને ઊંચા આવવા નહિ દે; એટલું જ નહિ પણ પોતાની યાંત્રિક સાળોને વધારવા આગળ જતાં એ ધંધાને તેઓ ડુબાડશે.' પરદેશી કે દેશી મિલો હાથસાળના સ્વાભાવિક શત્રુ છે, મિત્ર નથી.

આ ઉપરાંત કરોડોના ભૂખમરાનો સવાલ તો ઊભો જ રહે છે. આજે આપણા દેશમાં ૨૦ લાખ હાથસાળો છે. અને તે બધો વખત ચાલે અને પૂરું કામ આપે તો આપણા દેશમાં જોઈતા કાપડ માટે પૂરતી છે. આ હાથસાળો પરદેશી કે દેશી મિલનું જ સૂતર વણ્યાં કરે તો બેકારી ઊભી જ રહે. જો તેના ઉપર રેંટિયાનું સૂતર વણાય તો એક હાથસાળ ઓછામાં ઓછા દશ રેંટિયાને રોજી આપી શકે. એટલા માટે પણ હાથસાળ અને પરદેશી કે દેશી મિલના સૂતરનો નહિ, પણ હાથસાળ અને રેંટિયાનો સુયોગ જ ઇષ્ટ છે. બંગાળમાં શું કે દેશના બીજા પ્રાન્તોમાં શું, જેટલે દરજ્જે રેંટિયાનો પ્રચાર વધશે, તેટલે દરજ્જે જ હાથસાળને જીવવાને અવકાશ છે.

આ લેખમાં કવિશ્રીએ યંત્રોનો પણ પુરસ્કાર કર્યો છે. તેઓ કહે છે કે યંત્રના આ યુગમાં યંત્ર એ જ આહારનો માર્ગ છે. અમે અહીં યંત્રવાદની આખી ચર્ચામાં નહિ ઊતરીએ. યંત્રમાં અનેક વિપત્તિઓ છે એ તો કવિશ્રી પોતે પણ કબૂલ કરે છે. પશ્ચિમમાં જ્યાં યંત્રોનું સામ્રાજ્ય પ્રવર્તે છે ત્યાં પણ દુકાળ અને ભૂખમરો છે એ પણ તેઓ કબૂલ કરે છે. આજે તો યંત્રરાજે દુનિયાના વિરાટ આમવર્ગને વધુ ને વધુ ચૂસી રહ્યા છે તે આપણને નરી આંખે દેખાય છે. યંત્રોથી દુનિયાને તો જ લાભ થવાનો સંભવ છે, જો માનવસમાજમાંથી લોભવૃત્તિ નિર્મૂળ થઈ શકે અને તમામ યંત્રો અને કારખાનાં ઉપર જનતાનો કાબૂ આવે. તે માટે પ્રથમ તો જનતાએ સામ્રાજ્યના પંજામાંથી છૂટવું જોઈશે. આપણા દેશમાં તો આમવર્ગ જ્યાં સુધી આર્થિક સ્વાવલંબન સિદ્ધ ન કરે ત્યાં સુધી એ બનવું શક્ય નથી લાગતું. એટલે આજે આપણે માટે યંત્રોનો વિચાર અસ્થાને છે. આજે તો રેંટિયો જ આમવર્ગનો તારણહાર દેખાય છે.

નરહરિ દ્વા. પરીખ




## ૧ સહશિક્ષણ

[ કેળવણી વિષેના ઇંગ્લંડના સુપ્રસિદ્ધ માસિક 'ન્યૂ એરા' New Era નો-ખાસ ૧૯૩૧ નો અંક સહશિક્ષણને લગતો છે. તેમાં તંત્રીએ બધા લેખોને તારવી મુદ્દાઓ સ્પષ્ટ રીતે રજૂ કર્યા છે. તેનો સાર ઉપયોગી હોવાથી નીચે આપીએ છીએ. ]

છોકરા અને છોકરીઓને સહશિક્ષણ આપવું કે કેમ? સહશિક્ષણ જીવન માટે શું વધારે સારી તૈયારી છે? હાલના સમાજમાં સ્ત્રીઓના બદલાએલા અને બદલાતા સ્થાનની દૃષ્ટિએ અને યુવાનવર્ગની પહેલાં ન થએલી એવી છૂટની માગણીને લીધે ઉત્તર 'હા'માં આપવો જોઇએ. વળી હાલના પુખ્તવયના યુવાનવર્ગ માટે સારામાં સારી કેળવણી સહશિક્ષણના વાતાવરણમાં રહેવું તે છે, જો કે સહવાસ બહુ સંભાળીને નક્કી કરેલો હોવો જોઇએ.

નવા શિક્ષણમાં રૂઢ માન્યતાઓ નથી, સિવાય કે દરેક બાળકની જરૂરિયાતો પૂરી પાડવી એ મૂળભૂત સિદ્ધાંત એ જ તેની રૂઢ માન્યતા. આધુનિક સંસ્કૃતિ તેના મૂળમાંથી અને એટલી ઝડપથી બદલાતી જાય છે કે સામાન્ય શિક્ષણની વ્યવસ્થાઓ ઝીણવટથી તપાસવી જરૂરની છે; કારણ કે તેમાંની ઘણી તો જૂની છે, અને આધુનિક જીવન માટેની યોગ્ય તૈયારીઓ પૂરી પાડતી નથી. ખાસ કરીને ઇંગ્લંડમાં પરંપરાની રૂઢ પદ્ધતિઓના શિક્ષણને મોટે ભાગે પ્રાધાન્ય મળે છે, અને તેમાં પણ મુખ્યત્વે છોકરાઓમાં તો હજી પણ શિક્ષણ મધ્યયુગની પાદરી સંસ્થાઓ( Monasticism )ની અસરવાળું છે. જે જે દેશોમાં રોમન કૅથોલિક પંથ પ્રબળ છે, તે તે દેશોમાં સહશિક્ષણનો શાળાઓમાં અને ખાસ કરીને છાત્રાલયોમાં પ્રતિબંધ છે. ઉત્તર યુરોપના કેટલાક દેશોમાં, અમેરિકામાં અને ઘણાં બ્રિટિશ સંસ્થાનોમાં, શાળાઓમાં સહશિક્ષણ એ એક સામાન્ય પ્રથા છે.

ખરા સહશિક્ષણનો અને મિશ્રશિક્ષણનો ભેદ સ્પષ્ટ થવો જોઇએ. મિશ્રશિક્ષણની શાળાઓને ઇંગ્લંડમાં માત્ર આર્થિક કારણોને લઇને પસંદ કરવામાં આવે છે, પણ જેવી જિલ્લામાં બાળકોની વસ્તી વધી કે તરત જ બીજી શાળાની જરૂર પડતાં, છોકરા છોકરીઓને છૂટાં પાડવામાં આવે છે.

છોકરા છોકરીઓને છૂટા પાડવાથી લાભ છે તેની સાબીતી મળી છે?

પરંપરાની માન્યતાને લીધે તેમને છૂટાં પાડવામાં આવે છે, એમ શું નથી?

નાની મોટી મિશ્ર શાળાઓમાં મુખ્ય શિક્ષક હમેશાં પુરુષ હોય છે. આ પ્રથામાં ધંધાનો સ્વાર્થ કારણભૂત નથી? આવી મિશ્ર શાળાઓમાં મોટે ભાગે છોકરા છોકરીઓને જેટલાં બની શકે તેટલાં છૂટાં રાખવામાં આવે છે, વર્ગોમાં બેસવાની ગોઠવણમાં, અને રમતગમતમાં પણ.

થોડાં વર્ષોમાં માધ્યમિક શિક્ષણ બધાંને માટે શક્ય થશે. આ ધ્યાનમાં રાખી માધ્ય-

મિક શાળાઓમાં સહશિક્ષણની દૃષ્ટિએ વિચાર થવો જોઇએ. પણ ઇંગ્લિશ પબ્લિક સ્કૂલને અંગ્રેજી શિક્ષણના ઉત્તમ નમૂના રૂપ ગણવાની વૃત્તિ છે, તેથી છાત્રાલયોવાળી શાળાઓમાં સહશિક્ષણની તપાસ પહેલી કરવી જરૂરની છે. છાત્રાલયોવાળી શાળાઓમાં સહશિક્ષણના ખરા સ્થાપકો મી. જે. એચ. બેડલી, અને રેવરન્ડ સેસીલ ગ્રાન્ટ છે. આ શાળાઓ એટલા લાંબા વખતથી ચાલે છે કે સહશિક્ષણ વિષે સામાન્ય રીતે ગણાતા ઘણાખરા વાંધાઓ માલ વગરના લાગ્યા છે, અને વળી ઘરમાં તેમ જ શાળામાં તેમ જ રમતગમત અને કામ વખતે છોકરા છોકરીઓને છૂટથી ભેળવવાથી શા લાભો થાય છે તે પણ જોઈ શકાય છે.

Society of Friends ની શાળાઓ અડધા ઉપરાંત સહશિક્ષણની યોજનાવાળી છે, અને તે ત્રણ અથવા ચારથી માંડી પચીસ વર્ષના ગાળાની છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં સહછાત્રાલયોવાળી ઘણી શાળાઓ, સેન્ટ ક્રીસ્ટોફર અને ફ્રેન્સહામ હાઇટ્સ સુદ્ધાં સ્થપાઇ છે, અને આ શાળાઓમાં અમુક સંખ્યા જ જળવાઇ રહે છે; એટલું જ નહિ પણ સંખ્યામાં વધારો થતો જ જાય છે. એ બતાવે છે કે આધુનિક માબાપોમાં સહશિક્ષણ સ્થાન મેળવતું જાય છે.

## સહશિક્ષણની વિરુદ્ધની સામાન્ય દલીલો

૧ છોકરીઓમાં જડસાપણું આવે છે. તેઓ પોતાના દેખાવ તરફ ઓછું ધ્યાન આપે છે અને સ્ત્રી તરીકેના તેમના આકર્ષણમાં ઊણપ આવી જાય છે.

૨ છોકરાઓ બાયલા બને છે.

૩ મોટી ઉમ્મરનાઓની શાળાઓમાં જાતીય આકર્ષણને પરિણામે ભિન્નતા બંધાય છે, અને અપરિપક્વ છોકરા અને છોકરીઓને સમય પહેલાં સમજતાં કરે છે, અને વળી અભ્યાસમાંથી પણ ધ્યાન ઓછું થાય છે.

૪ સહછાત્રાલયોવાળી શાળાઓ અને બીજી સહશિક્ષણની શાળાઓ સ્થાપવી અને ચલાવવી એ ઘણું કઠણ કામ છે, અને આર્થિક દૃષ્ટિએ પણ નુકસાનકારક છે.

૫ છોકરા અને છોકરીઓના અભ્યાસક્રમમાં જરૂરી ફેરફાર કરવા કઠણ પડે છે, અને છોકરીઓની ખાસ જરૂરિયાતો તરફ ઘણી વાર દુર્લક્ષ અપાય છે.

૬ ઉમ્મરલાયક ( Adolescence ) થતી વખતે છોકરા અને છોકરીઓમાં જુદી જુદી રીતે વિકાસ થાય છે, અને તેથી કરીને તેમને એક જ જાતના કામના સમયપત્રકને તાબે ન કરવાં જોઇએ.

( જે શાળાઓમાં વ્યક્તિગત કામ અપાતું અને લેવાતું હોય તેને માટે આ કહેવાનું નથી. )

## સહશિક્ષણની તરફેણની દલીલો

૧ સહશિક્ષણની રચના કુદરતના ક્રમ પ્રમાણે છે, અને તેથી સહશિક્ષણ એ જીવન માટે સારી તૈયારી છે.

૨ જે સ્ત્રીપુરુષે સહશિક્ષણની શાળામાં શિક્ષણ લીધું હોય છે, તે એક બીજાને વધારે સારી રીતે સમજી શકે છે.

૩ છોકરાઓ માટે વધારે સારા સંયોગો થાય છે, વિગતોમાં વધારે ધ્યાન અપાય છે, અને ઘર જેવું, અને વધારે ઉલ્લાસવાળું વાતાવરણ ઉપસ્થિત કરવા માટે વધારે સંભાળ રાખવામાં આવે છે.

૪ સ્ત્રીઓના દૃષ્ટિબિંદુના સંબંધમાં આવવાથી છોકરાઓને લાભ થાય છે.

૫ પુરુષજાતિના વિચારોના સહવાસમાં આવ્યાથી છોકરીઓનું દૃષ્ટિબિંદુ બહોળું અને વિશાળ બને છે.

૬ કેટલીક અનિષ્ટ જાતીય કુટેવો, જે એક જ જાતિનાં છાત્રાલયોમાં (માત્ર છોકરાઓનાં અથવા માત્ર છોકરીઓનાં) ઘણી વાર નજરે પડે છે, તેનું પ્રમાણ ઘણું ઓછું થાય છે.

૭ યૌવન હંમેશાં જાતિ ઉપર અવલંબતી મિત્રાચારી બાંધે છે. આથી છોકરા અને છોકરીઓ ઉચિત સંયોગોમાં અને દેખરેખ નીચે હોય ત્યારે બાંધે તે સારું છે.

છાત્રાલયોવાળી શાળાઓ અને બીજી શાળાઓ બન્નેમાં સહશિક્ષણ માટેનો દાવો મજબૂત લાગશે. ઘણાખરા વાંધાઓ સિદ્ધાંત કરતાં તેના પ્રચારની રીતને લઇને છે. જે દેશોમાં શાળાઓમાં સહશિક્ષણ સામાન્ય રીતે દાખલ થયું છે, ત્યાં આમાંની ઘણીખરી મુશ્કેલીઓ જણાતી નથી.

પરંપરાગત ચાલી આવતી માન્યતાઓને લીધે બંધાએલો ખ્યાલ એ જ ઇંગ્લંડમાં સહશિક્ષણની સામેનું વિઘ્ન છે. પરંતુ આજ સુધી શાળા—પછી તે સામાન્ય શાળા હોય કે છાત્રાલય સાથેની શાળા હોય, જ્યાં છોકરા ભણવા જાય છે તે તેમના પછીના જીવન ઉપર ઘણી અસર કરનાર હોવાથી માબાપો આ રૂઢિ તોડવાને અચકાય છે.

ઇંગ્લંડમાં જાહેર શાળાઓ (Public Schools) પાદરીઓની પરંપરાથી ઊતરી આવેલી પ્રણાલિકા (Monastic Traditions) પ્રમાણે ચાલે છે. માત્ર તેમાં રમતગમતનો વધારો થયો છે, કારણકે ઘણે ભાગે આ શાળામાં આવતા છોકરાઓ સારાં કુળવાન કુટુંબોમાંથી—કે જ્યાં ઘરના સંસ્કાર અને સંયોગોની તેમના ઉપર ઉત્તમ છાપ હોય છે—આવતા હોવાથી આ શાળાઓ એક અમુક જ વખણાયેલી ઢબના છોકરાઓ તૈયાર કરે છે.

આથી કરીને પરંપરાવાદીઓનું વલણ આ ઊતરી આવેલી પ્રણાલિકા પ્રમાણે જાહેર શાળાને રાજ્ય આશ્રિત માધ્યમિક શાળાઓ માટે નમૂનારૂપ ગણવા તરફ હોય છે. બીજી તરફથી એક એવો વધતો જતો પક્ષ છે, કે જેઓ ખાસ માને છે કે જાહેર શાળાઓ જોઇએ તે પ્રમાણે સારી ચાલતી નથી; પરંપરા ઉપર તેમનો આધાર હોવાને લીધે તેઓ સમય પ્રમાણે પ્રગતિ કરતી નથી; આ શાળાઓમાંથી તૈયાર થએલા છોકરાઓ જમાનાથી પછાત હોય છે; અને જૂની સ્થપાએલી જાહેર શાળાઓમાંથી બહાર પડેલા છોકરાઓ બ્રિટિશ સંસ્થાનોમાં કામ મેળવી શકતા નથી અથવા તો ઘણી મુશ્કેલીથી મેળવી શકે છે; જ્યારે થોડા વખત પહેલાં સંસ્થાનોમાંથી આ લોકો માટે માગણીઓ આવતી હતી.

જો સહશિક્ષણને સામાન્ય કરવું હોય તો તેની સામે બંધાએલા ખોટા અભિપ્રાયને—કે શાળાની ઉપરી તરીકે યોગ્ય સ્ત્રીને પણ ન રખાય—એ દૂર કરવો પડશે. અત્યારે તો એક સુવ્યવસ્થિત શાળામાં આવી પદવી મેળવવાને માટે જેટલી પુરુષને તક છે, તેટલી તક સ્ત્રીને બિલકુલ નથી. આ સમાનતાનો આખોએ પ્રશ્ન—સમાન તક, સમાન પગાર, અને જગા માટે લાયકાત એ જ માત્ર ખરું ધોરણ હોય. સમાનતાનો આખોએ પ્રશ્ન જ્યાં સ્ત્રીઓને દાખલ કરવા લાયક ગણવામાં આવી છે ત્યાં સામો આવીને ઊભો રહેવાનો, અને તેનું નિરાકરણ કરવું જ પડશે.

મનોરમા ચીનુભાઇ

## ૨ ચીનમાં જાપાનના બહિષ્કારની કથા

[ ઇ. સ. ૧૯૦૫માં યુનાઇટેડ સરકારે જ્યારે અમેરિકા આવતા ચીનાઓ ઉપર સખત અને નામોશી આપે એવાં બંધનો લાદવા ભેદનીતિ શરૂ કરી ત્યારે ચીને બહિષ્કારનો શસ્ત્ર તરીકે પ્રથમ ઉપયોગ કર્યો. ચિનાઇ અમલદારોએ પકડેલી બીનજકાતી ચીજો માટે નિર્બળ મંચુ સરકારે જ્યારે દંડ ભર્યો ત્યારે તેના વિરોધમાં ઈ. સ. ૧૯૦૮ માં ચીને બહિષ્કારનું શસ્ત્ર જાપાન વિરુદ્ધ પ્રથમ જ ઉગામ્યું ને એ તમામ મુખ્ય બંદરોમાં સફલ થયું. ત્યારપછી બહિષ્કારના અનેક અખતરાઓ થયેલા, પરંતુ જાપાને તો સમસ્ત પ્રજાને બહિષ્કારનું શસ્ત્ર ઉગામવા ફરજ પાડી ને એ દિવસથી બહિષ્કારની વાત ચીનમાં રોજની થઇ પડી છે. શાંગહાઇથી પ્રસિદ્ધ થતા *The Chinese Nation* માંથી આ બહિષ્કારની કથા લીધી છે. ]

ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવવાના પ્રયાસોમાં ચિનાઈ પ્રજા ઝડપવાળી નહોતી તેમ યુદ્ધ આપવામાં બળવાન પણ નહોતી; કારણ કે રાજકીય અંધેર, જલપ્રલય, દુષ્કાળ, લૂંટફાટ ને આંતરિક વિગ્રહોએ ચીનમાં ઘર કર્યું છે. છતાં ય ચીને ઘણું પાછું મેળવ્યું છે: જાપાન પાસેથી શાન્ટુંગ મળ્યું; બ્રિટન પાસેથી વીહાઈવી અને બીજી છૂટછાટો પ્રાપ્ત થઇ; ચિનાઇ પ્રદેશોમાંથી વિદેશી લશ્કરને રૂખસદ આપવામાં આવી; વ્યાપારી સ્વતંત્રતા મળી; અને કોન્સલની સત્તાનો અંત આવ્યો. આ બધું અદશ્ય છતાં સચોટ રીતે બનવા પામ્યું છે, એટલું જ નહિ પણ એમાં લશ્કરી બળનો જરા પણ ઉપયોગ કરવામાં આવ્યો નથી. જગતનાં શક્તિમાન સામ્રાજ્યોની સામે થવા ચીનમાં તાકાત પણ શું હતી? પરંતુ પ્રજામત જાગ્રત થયો એથી બાહ્ય વ્યાપારી સંબંધો સખત થયા, એટલું જ નહિ પણ આર્થિક બહિષ્કારની પ્રજાની રાષ્ટ્રીય હિલચાલોથી ઉપરોક્ત લાભ મળ્યા. અત્યાર સુધી ચીન દયાપશી પ્રજા ગણાતી, પરંતુ જરૂરિયાતે તેને લશ્કરી સત્તાથી પણ મહાસમર્થ બહિષ્કારનું શસ્ત્ર વાપરવા ફરજ પાડી. આર્થિક બહિષ્કારોને કાયદાની બારીકીએ છણવાનું બાજુએ મૂકી આપણે એટલું જ યાદ રાખવાની જરૂર છે, કે આ જ શસ્ત્રથી ચીને પોતાના હકો સાચવ્યા છે; વિદેશી પ્રજાઓની તરાપો નિવારી છે ને લોહી રેડયા વિના અનેક વિજયો મેળવ્યા છે. બહિષ્કાર કાયદેસર છે કે નહિ એ પ્રશ્ને ચીનને કદી મૂઝવ્યું નથી; જ્યારે એના હકો લૂંટાઇ જતા હતા ત્યારે એને મુંઝાવાનું હોય જ શાનું? વિદેશી સત્તાની સામે થવા એની પાસે બિલકુલ જ લશ્કરી બળ નહોતું એટલે આ માર્ગ એને જરૂરી થઇ પડયો છે.

પહેલો ચિનાઇ બહિષ્કાર અમેરિકન વસ્તુઓ સામે ઇ. સ. ૧૯૦૫ની સાલમાં યોજાયો. ચીનાઓ અમેરિકા જતા તે વિરુદ્ધ યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે ભેદનીતિ શરૂ કરી અણછાજતાં બંધનો મૂક્યાં તેનું એ પરિણામ હતું. જો કે આ બહિષ્કારની અમેરિકાના વેપાર ઉપર ઝાઝી અસર તો ન થઇ છતાંય પ્રેસિડન્ટ રૂઝવેલ્ટને એ બંધનો ઢીલાં કરવાં પડયાં ને ચીનાઓ ત્યાં વસવાટ કરવાનો હક પ્રાપ્ત કરી શકયા.

### જાપાનની વસ્તુઓનો બહિષ્કાર

જાપાનની વસ્તુઓનો પ્રથમ બહિષ્કાર ચીનમાં ઇ. સ. ૧૯૦૮માં યોજાયો. એ વેળા મંચુ રાજ્ય હતું ને લોકો વફાદાર હતા. ચીના બળવાખોરોને માટે બિનજકાતી ચીજો લઇ જતું એક જાપાનીઝ વહાણ ચિનાઈ સરકારે રોકયું. જાપાની વહાણ રોકવાનો ચિનાઇ સરકારને અધિકાર નહોતો એમ જાપાને વાંધો લીધો ને માફીપત્ર લખી આપવા માગણી

કરી. વળી નુકસાની માગીને જે અમલદારોએ એ વહાણની અટકાયત કરી હતી તેને શિકસ્ત આપવા કહ્યું. મંચુ સરકારને આ માગણીઓ કબૂલ રાખવી પડી; પરંતુ એથી ચિનાઇ પ્રજાનો રોષ પ્રગટી ઊઠ્યો ને ભરપાઇ કરેલા એક એક ડૉલર માટે દશ દશ હજાર ડૉલરનો જાપાનને ફટકો લગાવવા ચિનાઇ પ્રજાએ નિશ્ચય કર્યો. કારણ કે નુકસાનીની પાઇએ પાઇ પ્રજા પાસેથી વસૂલ કરવામાં આવી હતી. પેકીંગ, હૅંગાઉ, શાંગહાઇ ને બીજાં મુખ્ય શહેરો ઉપરાંત દક્ષિણ સમુદ્રના ટાપુઓ જ્યાંનો વેપાર મુખ્યત્વે ચીનાઓના હાથમાં જ હતો ત્યાં બધે બહિષ્કારનો વાયુ વાયો. ઇ. સ. ૧૯૦૮ના એપ્રિલથી ડિસેમ્બર સુધીમાં. ઇ. સ. ૧૯૦૭ ના એ ગાળા કરતાં એક કરોડ તેત્રીસ લાખ ડૉલર જેટલો આયાતમાં ઘટાડો કર્યો, જો કે આ પરિણામ માત્ર બહિષ્કારને આભારી નહોતું. ચીનના પરદેશો સાથેના તમામે વેપારમાં મંદી આવી હતી પણ જાપાનને તો એ કમનસીબ ચોગણું વેઠવું પડયું.

જાપાનના માલનો બહિષ્કાર ઇ. સ. ૧૯૦૯ માં યોજાયો. એ હિલચાલ માત્ર એક જ મહિનો ચાલી. જાપાને મંચુરિયામાં રેલવે બાંધકામમાં વધારો કરવાની માગણી કરી. પેકીંગની નિર્બલ સરકારે આ માગણી કબૂલ રાખી, પરંતુ પ્રજાને એ વાત બિલકુલ પસંદ નહોતી; એટલે બહિષ્કાર હાથ ધરવામાં આવ્યો. જાપાનના જે જે માલની આયાત થઇ હોય તેનો નાશ કરવાની યોજના કરવામાં આવી. એ પ્રમાણે આયાત થયેલા માલની થોડી ઘણી ખબર લેવામાં આવી, એટલે પરદેશો સાથે વેપાર ખેડતા ચિનાઇ વેપારીઓને ઓછું સહન કરવું ન પડયું. પરંતુ એ હિલચાલનું બીજું પરિણામ એ આવ્યું, કે ચીનની નિર્બલ સરકારથી ચિનાઇ પ્રજા છેતરાવાતી નથી એની જગતને ખાતરી થઇ. ચીનની સરકાર નિર્માલ્ય હતી ત્યારે પ્રજા પોતાના હિત માટે તદ્દન સાવધ હતી.

## એકવીસ માગણીઓ ને બહિષ્કાર

ઇ. સ. ૧૯૧૫માં જ્યારે જગત મહાયુદ્ધમાં રોકાયું હતું ત્યારે જાપાને ચીન પાસે પોતાની એકવીસ માગણીઓ રજૂ કરી. એથી સમસ્ત ચિનાઇ પ્રજા કોપથી ભભૂકી ઊઠી; પરંતુ એ કોપને પીઠબળ ન હોવાથી માત્ર આર્થિક બહિષ્કાર સખત કરીને જ ચીનને મન મનાવવું પડયું; પણ તે દિવસથી ચીન ને જાપાન વચ્ચેનો વેપાર એકસરખો ચાલ્યો જ નથી. ઘણીએ તેજી મંદી આવી ગઇ છે ને હજી પણ જાપાન એ બહિષ્કારના ફટકાથી ઊંચું આવી શક્યું નથી.

ઇ. સ. ૧૯૧૫નો બહિષ્કાર ઘણા જ જોરથી ૭ મહિના સુધી ચાલ્યો. એ બહિષ્કારથી જાપાનને ઘણું નુકસાન ખમવું પડયું હશે એ વાત દેખીતી જ છે; કારણકે એ પરિસ્થિતિ એનાથી ઝાઝો સમય સહન થઈ શકી નહિ અને બહિષ્કાર નિષ્ફળ બનાવવા તેણે પેકીન સરકારને દબાવવા માંડી પણ બહિષ્કાર અટકયો નહિ. છેવટે ચીનને બીજા દેશોમાંથી તૈયાર માલ મળી શકયો નહિ ત્યારે જ. બહિષ્કારના બંધ ઢીલા થયા, પેકીન સરકારના આદેશોથી તો નહિ જ. ઇ. સ. ૧૯૧૫ના છેવટના ભાગમાં તો પરિસ્થિતિ એટલી બધી પલટાઇ ગઇ કે ઇ. સ. ૧૯૧૪ના એ ગાળાના આયાતના આંકડા કરતાં આ વેળાના આંકડા વધી ગયા. પરંતુ બહિષ્કારના દિવસોમાં ચીનમાં જાપાનનો વેપાર બત્રીસ ટકા ઘટી ગયો એટલે એક કરોડ સિત્તેર લાખ ડૉલર જેટલો જ થયો. જાપાનના એ વર્ષના સમસ્ત નિકાશ વેપારનો એ માત્ર ૭ ટકા જ હતો.

વિશ્વયુદ્ધને લીધે ચીનને જાપાનનો માલ ખરીદવાની ફરજ પડી, છતાં જાપાનની એકવીસ માગણીઓને લીધે ચીનનો રોષ વર્ષે વર્ષે વધતો જ ગયો ને વિશ્વયુદ્ધનો અંત આવ્યા બાદ બહિષ્કાર ફરીથી ચાલુ કરવામાં આવ્યો. કારણકે જાપાને પોતાની આપખુદ માગણીઓને વરસેલ્સના કરારોની મહોર લગાવી હતી.

## શાંટુંગ ને બહિષ્કાર

ઈ. સ. ૧૯૧૯ નો બહિષ્કાર પણ જાપાનની એકવીસ માગણીઓનો ચિનાઇ પ્રજાએ આપેલો જવાબ જ હતો. ચીનના પ્રતિનિધિઓએ વરસેલ્સના કરારો પર સહી કરી તે પહેલાં ઇ. સ ૧૯૧૯ના મે મહિનાથી શરૂ કરવામાં આવ્યો. વરસેલ્સના કરારો તો તાત્કાલિક કારણ હતું; મુખ્ય હેતુ તો જાપાનના પંજામાંથી શાંટુંગને મુક્ત કરવાનો હતો. બહિષ્કારની શરૂઆત ચીનમાં ફરતી જાપાનીઝ બેન્ક નોટોનો અસ્વીકાર કરી કરવામાં આવી. જાપાનીઝ બેન્કોમાં જમે મૂકેલાં નાણાં ઉપાડી લેવામાં આવ્યાં. ધીમે ધીમે બહિષ્કાર દરેક જાપાનીઝ ચીજ માટે સખત થયો. ખાસ ધ્યાન ખેંચે એવી બિના તો ચિનાઇ વિદ્યાર્થીઓએ ભજવેલો ભાગ છે. ચીનની દરેકે દરેક શાળા ને વિદ્યાપીઠમાં બહિષ્કાર મંડળો સ્થપાઇ ગયા. વિદ્યાર્થીઓએ કરેલું પિકેટિંગ ને પ્રચારકાર્ય અજબ હતું. બહિષ્કારના કાનૂનો ઘડવામા આવ્યા: પોકારો ને ભાષણો દેશને ખૂણે ખૂણે ગાજી રહ્યા. જાપાનીઝ ટોપીઓ છત્રીઓ વગેરે હરેક પ્રકારની વસ્તુઓ મેળવી તેની હોળીઓ સળગાવવામાં આવી. વાતાવરણ ખૂબ જ ગરમ બન્યું; પરંતુ પ્રજામત એટલો બધો બળવત્તર હતો કે વ્યક્તિગત લાગણીઓ છેક જ વિસારી મૂકવામા આવી હતી. પરિણામે કોઇ પણ પ્રકારનું તોફાન થવા પામ્યુ નહોતુ. વળી એકલા વિદ્યાર્થીઓએ જ બહિષ્કારની હિલચાલમાં ભાગ લીધો હતો એમ નહોતું. વેપારીમંડળો, મજૂર મહાજનો, કામદારસંઘો વગેરે તમામ વર્ગે પૂરેપૂરા ઉત્સાહથી ભાગ લીધો હતો. જૂન મહિનામાં જ્યારે વરસેલ્સના કરારો પર સહી થઇ ત્યારે શાંગહાઈમાં જાહેર હડતાળ પાડવામા આવી. બીજાં શહેરોએ શાંગહાઇનું અનુકરણ કર્યું. જુલાઈમા તો વરસેલ્સના કરાર વિરુદ્ધ પ્રજાનો રોષ એટલો તો ભભૂકી ઊઠ્યો કે ચિનાઇ પ્રતિનિધિઓને ચીનનો એક પ્રદેશ જાપાનને લખી આપવાના કરાર પર સહી કરતાં અટક્યા વિના છૂટકો જ થયો નહિ

જુલાઇમા બહિષ્કાર સપૂર્ણ થયો. જાપાનીઝ માલની બિલકુલ આયાત થતી નહિ. ત્યાં સુધી યે થોડી ઘણી આયાત ચાલુ રહી હતી એ એક વિચિત્રતા જ હતી. ઈ. સ. ૧૯૧૯ ની આયાતના સામટા આંકડા તપાસીશું તો ઇ. સ. ૧૯૧૮ ના આંકડા કરતાં સહેજ વધારે જણાશે; છતાય જાપાનીઝ માલની આયાત એટલી બધી ઘટી જવા પામી હતી કે તે પરદેશોની આયાતના માત્ર ત્રણ ટકા જ હતી.

ઇ સ. ૧૯૧૯માં જ બહિષ્કાર બંધ થયો નહિ. ઇ સ. ૧૯૨૦ માં પણ એ વધારે જોસથી ચાલુ રહ્યો ને એનાં પરિણામો જાપાનને બહુ જ ભારે પડ્યાં. જાપાનનો ૧૯૨૦ નો ચીન સાથેનો વેપાર ૧૯૧૯ કરતાં ૭૨ ટકા ઓછો થવા પામ્યો. એટલે જાપાનને બે કરોડ એકાણુ લાખ પંચાવન હજારની ખોટ ગઈ. ઈ. સ. ૧૯૨૧માં શાંટુંગ પાછું મેળવવાની બાબતમા ચીનને જાપાન વચ્ચે ઝઘડો ઊભો થયો. અમેરિકાએ ચીનની માગણીને ટેકો આપવાનું કબૂલેલું હોવાથી વૉશિંગ્ટન કૉન્ફરન્સમાં એ પ્રશ્ન છણવામાં આવશે એવી

ચીને આશા રાખી હતી! પરંતુ અજાણ્યાં "કારણોસર જાપાને ચીન સાથે ફોડી લેવા આગ્રહ માંડ્યો. એટલે આર્થિક સંબંધ ફરીથી તૂટ્યો. ઇ. સ. ૧૯૨૧ માં ૧૯૨૦. કરતાં જાપાનનો વેપાર નવ ટકા ઓછો થયો; જ્યારે બીજા દેશોનો વેપાર ત્રીસ ટકા વધી ગયો.

ઈ. સ. ૧૯૨૩ માં લીઆટંગ પાછું વાળવા જાપાને ના પાડી—પરિણામે બહિષ્કાર-દ્વારા એને ત્રણ કરોડ ચુંવાલીસ લાખ અઠ્ઠાણું હજાર ને પાંચસો ડોલરની ખોટ ખમવી પડી. ઇ. સ. ૧૯૨૭ ના શીનન વગેરે બનાવોથી જાપાનને એવા જ બહિષ્કાર ખમવા પડ્યા. ઈ. સ. ૧૯૨૯ માં ચીનના વિવિધ પ્રદેશોમાંથી લશ્કર પાછું બોલાવી લેવા જાપાન સંમત થયું. ઇ. સ. ૧૯૨૯ ના મે મહિનાની છઠ્ઠી તારીખે નાનકીનના કરારો થયા. ત્યારપછી જ જાપાનના વેપારની વળતી દશા થઈ.

રમણીકલાલ જયચંદભાઇ દલાલ



## ૩ કેનિયામાં હિંદીઓનો જુદો વસવાટ

[ શ્રી. પી. ડી. માસ્તર તરફથી Segregation of Indians in Kenya નામની એક નાનકડી પુસ્તિકા મળી હતી તેમાથી નીચેનો અગત્યનો ભાગ અહીં આપીએ છીએ. ]

**છેલ્લી** બોઅરની લડાઇ પછી દક્ષિણ આફ્રિકાના બોઅરોએ કેનિયામાં જીવનનિર્વાહ માટે જમીનો ખરીદી ત્યાં વસવાટ કર્યો તે વેળા તેમને બે પ્રશ્નોનો નિકાલ કરવાનો હતો: ખેતી માટે મજૂરોની તંગી અને હિંદીઓની આર્થિક મહત્તા. પહેલા પ્રશ્ન માટે તેમણે દેશીઓ માટે ખાસ મજૂરોના કાયદા પસાર કરાવી સમજાવી પટાવી કે દમ દઇ પોતાની ભેદનીતિ પાર પાડવા પ્રયત્નો કર્યા; બીજા પ્રશ્ન માટે જાતિભેદના ખાસ કાયદાઓ ઘડ્યા. આ પ્રમાણે જ્યારે મુઠ્ઠીભર બોઅરોએ જાતિભેદ ઉત્પન્ન કરી શાન્ત વસાહતમાં તોફાન જગાડવા માંડ્યું, ત્યારે નૈરોબીની હિંદી મહાસભાએ સરકારને અરજ કરી ન્યાય માંગ્યો. ત્યારના ડેપ્યુટી કમિશ્નર મિ. જેક્સને ઇ. સ. ૧૯૦૩નાં માર્ચ મહિનામાં એક યુરોપિયન નાદારની ૧૪૦ એકર જમીન હરાજ કરી તે એક હિંદીએ ખરીદી એટલે નૈરોબીના મધ્યભાગે આવેલી આવી સુંદર જમીન હિંદી ખરીદે એ ન ખરીદનાર યુરોપિયનો સાંખી ન શકયા ને તે વિરુદ્ધ સરકારમાં અરજી કરી. પરિણામે, ૧૫૫ ચોરસમાઈલ જમીન યુરોપિયન વસાહત માટે જુદી કાઢવામાં આવી. ઇ. સ. ૧૯૦૫ માં સર ડોનલ્ડ સ્ટુઅર્ટે પૂર્વ આફ્રિકાના જમીનના કાયદાઓ સુધારવા લોર્ડ ડેલમિયરના પ્રમુખપદે એક કમિશન નીમ્યું એમાં એક પણ હિંદીની નિમણૂક કરવામાં આવી નહિ. હિંદીઓ જમીનમાલિક થાય એ વાતમાં વાંધો લેવાય તેમ નહોતો; પણ યુરોપિયનો માટે થોડીક જ જમીન લાયક હોવાથી એ જમીન યુરોપિયનો માટે જ અલાયદી રાખવામાં આવવી જોઇએ, એવી તે કમિશને ભલામણ કરી. ત્યારપછી ઇ. સ. ૧૯૦૭ માં 'પૂર્વ આફ્રિકામાં હિંદી વસાહત ઘટાડવી ને હિંદીઓને જમીન આપવી નહિ' એવી જ્યારે લેન્ડ બોર્ડે ભલામણ કરી ત્યારે કમિશ્નર મિ. મોન્ટેગોમરી એકલો જ મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાને ભૂલી ગયો નહોતો. લેન્ડ બોર્ડની ભલામણો લોર્ડ એલ્જીનને મોકલતાં એણે લખ્યું કે:

૧ હિંદીઓ ઘણી પેઢીઓથી આ દેશમાં વસ્યા છે. તેઓ યુરોપિયનોની પહેલાં ઘણાં વર્ષોથી આવેલા છે.

૨ યુગાન્ડા રેલવે હિંદી મજૂરોએ બાંધેલી છે. હિંદી મજૂરી ન હોત તો એ બાંધી શકાત જ નહિ.

૩ દેશની વ્યાપારી સંપત્તિ ઘણે ભાગે હિંદીઓના હાથમાં જ છે.

૪ હિંદીઓ પણ બ્રિટિશ પ્રજા છે.

આનો જવાબ વાળતાં લોર્ડ એલ્જીને લખ્યું કે "કોઇ પણ એક જાત ઉપર કાયદાનાં બંધનો લાદવાનો સરકારનો ઇરાદો નથી; માત્ર રાજતંત્રની સગવડ ખાતર ઊંચાણના ભાગમાં હિંદીઓને જમીન આપવી જોઇએ નહિ."

અને ત્યારપછી તરત જ નૈરોબીમાં કેટલીક જમીન હરાજ કરવામાં આવી ત્યારે વેચાણમાં એક ખાસ કલમ નાખવામાં આવી કે "આ જમીન એશિયન કે દેશી પ્રજાના રહેઠાણ તરીકે વાપરી શકાશે નહિ."

લોર્ડ ડેલમિયર અને તેના સાથીતો પણ આળસુ બેસી રહ્યા નહોતા. ઈ. સ. ૧૯૦૮ ના માર્ચની ૨૩ મી તારીખે યુરોપિયન કોલોનીસ્ટસ એસોસીએશને તે વેળાના કામદારોના કાયદા રદ કરવા, નવા કાયદા ઘડવા એક મધ્યસ્થ બોર્ડ નીમવા, દેશીઓના કામકાજથી કામદાર સંઘ જુદો પાડવા ને દેશી પ્રવૃત્તિઓ માટે બહારના એક મંત્રીની નિમણૂક કરવા સર્વાનુમતે ઠરાવો કર્યા.

એ દિવસોમાં કેનિયાની ધારાસભામાં એક જ સરકારનિયુક્ત હિંદી સભાસદ હતો. ઇ. સ. ૧૯૧૦માં મી. એ. એમ. જીવણજીને સરકારી કામસર લંડન મોકલવામાં આવ્યા ત્યારે તેમણે સરકાર અને બ્રિટિશ પ્રજા આગળ હિંદીઓની હાડમારી રજૂ કરી. બ્રિટિશ પ્રજાએ મિ. જીવણજીને સહૃદય આવકાર આપ્યો, વર્તમાનપત્રોએ એમનો પ્રશ્ન પોતાનો કરી લીધો, માત્ર 'આફ્રિકન વાઈટ પ્રેસે' જ વિરોધસૂર ફૂંક્યો. "આફ્રિકાનો વેપાર હિંદીઓના હાથમાં નથી ને ભવિષ્યમાં એમને હાથ ચઢવાનો પણ નથી. મિ. જીવણજી, ડેઇલી ક્રોનિકલ કે ખુદ બ્રિટિશ સરકાર પણ હિંદી સેટલમેન્ટ બ્રિટિશ સેટલમેન્ટને માથે મારી શકશે નહિ. હિંદમાં બ્રિટિશ પ્રજા સર્વોપરી ગણાય ને આફ્રિકામાં હિંદીઓ બ્રિટિશો પર હકુમત ભોગવે એ કદી પણ બની શકશે નહિ"

પૂર્વ આફ્રિકાના જમીનને લગતા કાયદા પોતાને અનુકૂળ કરી લેવા યુરોપિયનો રોજ દબાણ કર્યા જ કરતા. ઇ. સ. ૧૯૧૩માં જમીનના કાયદા સુધારવા ધારાસભાની એક ખાસ સમિતિ નીમવામાં આવી. એક પણ હિંદી સભ્યને એમાં સ્થાન આપવામાં આવ્યું નહિ. એ સમિતિએ ઇ. સ. ૧૯૧૪ના જુલાઇની ૨૨ મી તારીખે હેવાલ રજૂ કર્યો. તેમાં "જમીનને લગતા હક ફેરફારો ઉપર કોઇ પણ પ્રકારનું બંધન લાદવામાં આવશે નહિ. જો પક્ષકારો જુદી જુદી જાતના હશે તો જ સરકાર પોતાની સત્તાનો ઉપયોગ કરશે," એમ જણાવ્યું હતું. ધારાસભાએ એ હેવાલ બહાલ રાખી ઇ. સ. ૧૯૧૫નો જમીનનો ઓર્ડિનેંસ પસાર કર્યો, તેમાં ઉપર મુજબ ભેદનીતિ કાયમ કરવામાં આવી. ઈ. સ. ૧૯૧૮ માં જ્યારે બ્રિટિશ સામ્રાજ્ય વિશ્વયુદ્ધમાં રોકાયલું હતું ત્યારે આ કાયદો ઉતાવળે પસાર કરાવી લેવામાં આવ્યો હતો, એ વાત ભૂલી જવી જોઈતી નથી. હિંદીઓના વાંધાઓ પ્રતિ તદ્દન દુર્લક્ષ કરવામાં આવ્યું હતું. ઊલટું સરકાર સામે દગો રમવાનો તેમના પર આરોપ મૂકવામાં આવ્યો હતો; અને હિંદીઓને વ્યાપારમાં મળેલી એવાને ઉતારી પાડવા પ્રયત્નો કરવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૯૧૩-૧૮ સુધીમાં જ્યારે જ્યારે જમીનો હરાજ કરવામાં આવી ત્યારે ત્યારે હિંદીઓને ભાગ લેતા અટકાવવા તમામ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૯૧૮માં નૈરોબના એક મિ. વિલિયમ સ્ટર્લીંગે સરકાર પાસેથી હરાજીમાંથી ખરીદેલી, જરમન માલિકીની જમીનમાંથી દશ હજાર એકર રૂ. ૮૨૫૦૦,માં મેસર્સ જીવા લાલજી ને હબીબ નાનજીને વેચવા કરાર કર્યો; પરંતુ જમીનખાતાના અમલદારે એ કબાલાને બહાલી આપી નહિ. એશિયનોને સો એકરથી વધુ જમીન ન આપવાના સરકારી ઠરાવ સિવાય તેમ કરવા બીજું કાંઇ કારણ નહોતું.

બે વર્ષ પછી ઈ. સ. ૧૯૨૦ ના મે મહિનાની એકવીસમી તારીખના પોતાના 'ડીસ્પેચ' માં લોર્ડ મિલ્નરે જણાવ્યું કે "શહેરના વિભાગમાં આરોગ્ય અને સામાજિક સગવડ ખાતર પોતે જુદા વસવાટની ભલામણ કરે છે; એટલું જ નહિ પણ વ્યાપારી વિભાગમાં પણ જુદા વસવાટ હોય એ પોતે પસંદ કરે છે." છેવટે ઈ. સ. ૧૯૨૩ ના જુલાઈમાં જુદા વસવાટની નીતિ પડતી મૂકવામાં આવી. "પોલીસ ને બાંધકામના નિયમોનું બરાબર પાલન કરવામાં આવે તો જાતિભેદની નીતિ અનુસરવાનું બિલકુલ જરૂરી નથી. આરોગ્ય માટે યુરોપિયન અને એશિયનને જુદા વસવાટ કરાવવાની જરાય અગત્ય નથી એવો વૈદકીય અભિપ્રાય હોવાથી ભેદનીતિ પડતી મૂકવી." તે છતાંયે કેનિયાની સરકારે પોતાની અસલી નીતિને વળગી રહેવા પ્રયત્નો કર્યા છે. ઈ. સ. ૧૯૨૬ ના મે મહિનામાં મોમ્બાસાના એકવીસ વિભાગો માત્ર યુરોપિયનોને જ વેચવા એવું જિલ્લા કમિટિએ જાહેર કર્યું હતું. પણ જુદા વસવાટની નીતિ એકદમ છોડી દેતાં સહજ મુશ્કેલી નડે જ એ સમજી શકાય એવું છે. ઈ. સ. ૧૯૨૩ પહેલાં સરકારે જે ઠરાવો કર્યા હોય તે એકદમ તોડી શકાય જ નહિ. અથવા તો એ ઠરાવો તોડી, નુકસાની વહોરી લેવાનું વાજબી ગણાય નહિ. જ્યારે જ્યારે એવા પ્રશ્નો ઉપસ્થિત થાય ત્યારે ત્યારે કાયદાની બારીકીએ જ ચોક્કસ નિર્ણય થવો ઘટે.

છતાંય કેટલીક વાર કેનિયા સરકાર નુકસાની વેઠીને પણ જમીનો એશિયનોને બદલે યુરોપિયનોને હજીયે વેચે છે. તે ભાગની આંજુબાજુ ઘણાં વર્ષોથી રહેતા એશિયનોની વાત આવે છે ત્યારે કેનિયા સરકાર સહેલાઇથી વિસારી મૂકે છે, ને એશિયનોને ઘણીયે વાર પોતાનાં નિવાસસ્થાનો ખાલી કરવાની ફરજ પાડે છે. હિંદીઓ તો ૧૯૨૩નું ફરમાન બ્રિટિશ સરકાર પાળે એટલું જ માગે છે. બ્રિટિશ સરકાર એ ફરમાન ફેરવવાનું નથી એવી અવારનવાર ખાતરી આપ્યા કરે છે પરંતુ નુકસાની વેઠીને પણ યુરોપિયનોને લાભ આપવા માગે છે કે કેમ એ ચોક્કસ સમજાતું નથી. એ પ્રશ્નનો છેવટનો નિર્ણય કરી દેવામાં આવે તો કેનિયાના હિંદીઓને પોતાની પરિસ્થિતિનો સાચો ખ્યાલ આવે.

રમણીકલાલ જયચંદભાઇ દલાલ



## ૮ ખેડૂતનું સ્વરાજ્ય

મહાસભા ઇચ્છે છે તે પ્રમાણે અને હમણાં લંડનમાં ગાંધીજીએ જે માગણી રજૂ કરી છે તે પ્રમાણે જો દરેક પુખ્ત વયનાં સ્ત્રીપુરુષને મિલકત અને શિક્ષણની આંટ વિના મતાધિકાર મળે તો ખેડૂત સહેલાઇથી સ્વરાજ ભોગવી શકે. આજે પણ જો ખેડૂત ધારે

તો ધારાસભામાં પોતાના જેવા ખેડૂતોને જ મોકલે. ધારાસભાના ઉમેદવારોને ઘણો ખર્ચ થાય છે, એ વાત ખરી છે. અમેરિકા, ઇંગ્લંડ જેવા દેશોમાં ઉમેદવારો ને પોતાના પક્ષ અથવા પાર્ટી તરફથી ચૂંટી કાઢવામાં આવે છે અને ચુંટાયલા માણસોને પુષ્કળ મદદ કરવામાં આવે છે; પણ આ પાર્ટી અથવા સંઘને લીધે સામાન્ય માણસોને ચૂંટણીમાં ઉમેદવારી કરવી બહુ મુશ્કેલ થઇ જાય છે. આપણા દેશમાં હજી એવી કૃત્રિમતા આવી નથી અને એવી આવે તો પણ આગ્રહી માણસ શું કરી શકે છે તેનો ખ્યાલ "ધી અમેરિકન" નામના માસિકના સપ્ટેમ્બર અંકમાં પ્રગટ થયો છે.

'યુનાઇટેડ સ્ટેટ્સમાં ઓક્લાહામા નામનો પ્રાંત છે. તેનો પ્રમુખ અથવા ગવર્નર તદ્દન ગરીબ ગામડીઓ છે. એના ગામડાની વસ્તી ૧૨૮૧ માણસની છે. એની પુંજી માત્ર ૧૭ ડોલરની હતી અને એ ત્યાંની મોંઘવારી જોતાં આપણા પાંચ-દશ રૂપિયા જેટલી થાય. ગયે વર્ષે તેણે ઉમેદવારી નોંધાવી ત્યારે તેની સામે સાધનસંપન્ન વગદાર ભણેલા હરીફો ઊભા થયા હતા. આ ગામડીઆએ પગે રખડવાનું શરૂ કર્યું અને ગામડે ગામડે ફરીને ગામડીઆં પ્રજાના હિતની વાતો સમજાવવા માંડી. શરૂઆતમાં તો વર્તમાન પત્રો અને લોકોએ ખૂબ મશ્કરી કરી; પણ પછી ગ્રામપ્રજાએ એની સત્ય વાત તથ આગ્રહથી મુગ્ધ થઇને તેને સાથ આપવા માંડ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં કોઇની મોટર મળે તો તેમને પાસેના ગામડે લઇ જવાની વિનંતી કરે. લઇ જાય તો ઠીક, નહિ તો ખોવાનુ પણ શું હતું? પછી એક મિત્રે એને વીસેક દિવસ સુધી પોતાની ગાડીમાં ફેરવ્યો અને ખોરાક પૂરો પાડયો આવી મુશ્કેલીઓ વેઠીને એણે આખા પ્રાંતને જાગ્રત કરી નાખ્યો ગરીબ પ્રજાને એણે એક જ વાત સંભળાવી કે એના રાજ્યશાસનમાં ગરીબ પ્રજાનું રક્ષણ થશે હાલમાં કરોનો ભાર છે તે ઓછો કરીને, ખમી શકે એવા વર્ગને શિર વધારે ભાર પડશે. હાલનાં આંધળા ખર્ચો કાઢી નાખશે. એણે તો એટલે સુધી સૂચવ્યું હતું. કે જો એ ગવર્નર તરીકે ચુંટાશે તો સરકારી મહેલને ભાડે આપીને તેના તબેલામાં પોતે રહેશે! મહેલ ભાડે તો ન અપાયો, પણ એણે બધો ઠાઠ એક સપાટે કાઢી નાખ્યો. એની પાસે સારા કપડાં પણ નહોતાં અને ગવર્નર થઇને નવાં લેવાના પૈસા નહોતા. બગીચામાં બટાટા વાવ્યા અને તેની ખેરીઆત ગરીબોને કરી દીધી, અને ખેડૂતોને રાહત આપવાનું શરૂ કર્યું. એને ખેડૂત ભાઇઓ માટે કેટલી સહાનુભૂતિ હતી અને તેમનામાં કેટલી શ્રદ્ધા હતી, તેનું એક દૃષ્ટાંત જાણવાજોગ છે. એક ગરીબ ખેડૂતે નાતાલના દિવસોમાં મરઘી ચોરી; કારણ કે ઘરમાં કાંઇ સારુ ખાવાનું નહોતું. તેને ત્રણ વર્ષની સજા થઇ. તેની સ્ત્રી ગવર્નર પાસે ગઈ અને તેણે વિનંતી કરી કે તેનો ધણી ત્રણ વર્ષની સજા ભોગવવાને તૈયાર છે; પણ ખેતરમાં પાક ઊભો છે તે કાપ્યા પછી સજા શરૂ કરવી. ગવર્નરે તેવો હુકમ કાઢયો. પેલો માણસ કોઈ પણ જાતની ચોકી વિના ઘેર ગયો, પાક લીધો અને પછી પોલીસચોકીમાં હાજર થઇ ગયો.

એની ગરીબાઇ એટલી બધી હતી કે જ્યારે એને પ્રાંતના પાટનગરમાં ગવર્નર તરીકે જવાનું હતું ત્યારે આગગાડીનું ભાડુ તેની પાસે નહોતું; પણ એને ૨૫૦ ડોલર ઉછીના મળ્યા. તેમાંથી કુટુંબખોરાકીનાં દેવાં ચૂકવી દીધાં અને પોતાના વૃદ્ધ બાપને કપડાં અપાવ્યાં, અને માત્ર આગગાડીના ભાડા જેટલા પૈસા રાખ્યા. પોતાને માટે નવાં કપડાં લઇ શકે એવી સ્થિતિ નહોતી. એના મિત્રો એમ માને છે કે એ બીજો અબ્રાહમ લિંકન છે; એના વિરોધીઓ માને છે કે એનામાં બુદ્ધિ નથી અને કાર્યકુશળતા પણ નથી. 'એણે કોઈ કોઈ

વાર ભૂલો કરી છે, પણ કેવળ સિધો અને પ્રમાણિક હોઇ એ ગરીબ પ્રજાને થતો અન્યાય અટકાવવા માટે પ્રયત્ન કરે છે—આખું રાજતંત્ર એવા પ્રકારનું હોય છે કે તેમાં પૈસાદાર અને ભણેલા માણસો ફાવી જાય અને શ્રમજીવી પ્રજા કચડાય—તે અન્યાય અટકાવવા માટે એને ખૂબ સાવચેતીથી મંત્રીઓ સાથે બાથ ભીડવી પડે છે. મૂડીવાદી રાજતંત્રમાં કાયદાકાનૂનો પણ પછાત પ્રજાને અન્યાય કરે છે. એ કાયદા ત્રાસરૂપ ન થાય એ સંભાળવું સહેલું નથી. ઉપર જે ગરીબ ખેડૂતે ચોરી કરેલી તેનું દૃષ્ટાંત તપાસીશું તો જણાશે કે તેને એકદમ જેલમાં મોકલવાથી તેનાં બૈરીછોકરાંને પણ સખત સજા થાત. ગવર્નરે જે રાહત આપી તે આપવામાં એણે અજબ શ્રદ્ધા, દયા અને હિંમત વાપર્યાં. કાયદાકાનૂનને વળગી રહેનારાં ઘુવડોને આવું વર્તન કાયદા વિરુદ્ધનું અને મૂર્ખાઇભરેલું લાગ્યું હશે; પણ ન્યાયી માણસો તેની ખરી કિંમત આંકશે.

એનો જન્મ રાની પ્રદેશના એક કપાસના ખેતરમાં થયો હતો. બે વર્ષની વયે એની મા મરી ગઇ. બાર વર્ષનો થયો ત્યારે ઘર છોડીને નાસી ગયો, અને કપાસ વીણીને લાકડાં ફાડીને અને ખેતરના અથવા ઇંટની ભઠ્ઠીના મજૂર તરીકે કામ કરીને ગુજરાન કરતો. આ વખતે ફાજલ વખતમાં તેણે ખૂબ વાંચ્યું—પછી શિક્ષક થયો અને પછીથી એક પત્રનો તંત્રી થયો. ફાજલ વખતમાં કાયદાનો અભ્યાસ કર્યો. આવી રીતે પોતાના બળ પર ઝઝૂમીને, અથાક ઉદ્યમથી એક સામાન્ય અત્યંત ગરીબ ગામડીઓ નાના ગામડામાંથી નીકળીને ૨૭ લાખ માણસના પ્રાંતનો ગવર્નર થયો છે અને પોતાના આદર્શોને વળગી રહીને ગરીબ પ્રજાને સુખી કરવાનો પ્રયાસ કરી રહ્યો છે.

સુમન્ત મહેતા




**કવિ ખબરદાર કનકોત્સવ-અભિનંદન ગ્રન્થઃ**—પ્રકાશક: કવિશ્રી ખબરદાર-કનકોત્સવ સમિતિ, મુંબાઈ, મૂલ્ય આના આઠ માત્ર.

આ અભિનંદન ગ્રન્થને અમે સહૃદય આવકાર આપીએ છીએ. આ ગ્રન્થમાં અનેક લેખકોએ કવિશ્રી ખબરદારને વાઙ્મય અર્ઘ્ય આપ્યો છે. પણ શ્રી ખબરદારના પ્રશંસક વર્ગના વિસ્તારનું માપ આ લેખકોની સંખ્યા ઉપરથી ન કાઢવું જોઇએ. પુસ્તક અર્પણ કરવાનો નિર્ણય થયા પછી રહેલા ટૂંકા સમયને લીધે, અને વિશેષ તો જે પ્રજાકીય ઉત્સાહ અને ઉત્કર્ષમાં કવિશ્રીએ સારસ્વત ફાળો આપ્યો છે તેને લીધે, ઘણા લેખકો નથી લખી શકયા. પણ કવિશ્રીનો પ્રશંસક વર્ગ કેટલો વિવિધ છે તેનું અનુમાન તો જરૂર આ ગ્રન્થ ઉપરથી કરી શકાશે. અત્યારે મતભેદો વચ્ચેની સીમા વધારે તીક્ષ્ણ હોય એવા આપણા જમાનામાં અનેક મત ધરાવનારાં લેખક ભાઇબહેનોએ કવિશ્રીને અર્ઘ્ય આપ્યો છે.

આ સર્વમાં પારસી લેખક ભાઈઓનાં નામો જોઇને અમને ખાસ હર્ષ થાય છે. તેમણે આપેલ સહકાર ઉપરથી કહી શકાય કે પારસી ભાઇઓ શુદ્ધ ગુજરાતી ભાષાની કદર કરે છે એટલુંજ નહિ પણ તેમા ગૌરવ ધરાવે છે. અને પારસી ભાઇઓ હમેશાં એટલા સદાગ્રહી ઉદ્યોગી અને આગળ પડતા છે કે તેમણે આ વસ્તુની કદર કરી છે, તો જરૂર થોડા સમયમાં ગુજરાતી સાહિત્યમા તેઓ આગળ પડતો ભાગ લેશે. આ ગ્રન્થને માટે તેના સંપાદકોને પણ ધન્યવાદ ઘટે છે.

રા.

## ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો

લેખકઃ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કિં. રુપિયો એક.

દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીના '*Further Milestones in Gujarati Literature*' નું આ ગુજરાતી ભાષાન્તર પ્રસિદ્ધ કરી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગુજરાતી સાહિત્યના ઇતિહાસગ્રંથોમાં એક અગત્યના પુસ્તકનો ઉમેરો કર્યો છે. તેમાં અંગ્રેજીયુગની શરૂઆતથી વર્તમાન સમય સુધીના સાહિત્યનો હેવાલ આપવામાં આવ્યો છે.

આપણી પાસે હજુ ગુજરાતી સાહિત્યના ઇતિહાસનું એક પણ સારુ પુસ્તક નથી. એટલે સાહિત્યના અભ્યાસીઓને મુખ્યત્વે દિ. બ. ઝવેરીના આ અને તેની પહેલાં પ્રસિદ્ધ થયેલ '*Milestones in Gujarati Literature*' 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' પર આધાર રાખવો પડે છે. વળી દિવાન બહાદુર એમ. એ. માં ગુજરાતીના પરીક્ષક નિમાય છે એટલે વિદ્યાર્થીઆલમમાં તેમનાં પુસ્તકોનો ઉપયોગ વધારે થાય એ સ્વાભાવિક છે. આમ હોવાથી આવાં પુસ્તકમાં હકીકતની ભૂલો ન જ નભાવી શકાય. ભાષાન્તરનું ખોખું લેખકના ભાણેજના હાથે તૈયાર થઇ રહ્યા પછી લેખકે પોતે તેમાં

સુધારાવધારા કર્યા છે. એટલે અંગ્રેજી પુસ્તકમાં રહી ગયેલી ભૂલો આ પુસ્તકમાં જોવામાં આવતી નથી, છતાં તેમાં કોઇક મહત્ત્વની ભૂલો હજુ રહી ગઇ છે. જેમ કે "વાર્તાની કેટલીક એવી ચોપડીઓ છે કે જે બંગાળીમાંથી હિંદીમાં આવીને તેમાંથી પછી ગુજરાતીમાં ભાષાન્તર થઈને આવી છે. હાજી મહમદ અલારખીઆ શિવજીની 'સેવાસદન' એ પ્રકારની છે." દિ. બ. ઝવેરી બંગાળી ભાષાના સારા અભ્યાસી છતાં તેમણે આ પ્રમાણે શાથી લખ્યું હશે તે સમજી શકાતું નથી. 'સેવાસદન' કોઈ બંગાળી નવલકથાનું ભાષાન્તર નથી, પણ પ્રખ્યાત હિંદી નવલકથાકાર પ્રેમચંદજીની સ્વતંત્ર કૃતિ છે. આ કૃતિથી જ પ્રેમચંદજીએ હિંદી ભાષાના શ્રેષ્ઠ નવલકથાકાર તરીકેની કીર્તિ પ્રાપ્ત કરી હતી.

નર્મદાશંકર વિષે કહ્યું છેઃ "યુવાવસ્થામાં એઓ વિલાસી લોથારીઓ જેવા વિલાસી હતા." આમાં "વિલાસી લોથારીઓ" શબ્દોથી અર્થ અધિક સ્પષ્ટ નહિ પણ વધારે અસ્પષ્ટ થાય છે.

વિદ્વાન લેખકે જીવનચરિત્ર અને ગ્રંથપરિચય આપવા માટે જેટલી કાળજી રાખી છે તેટલી વિવેચન માટે રાખેલી જોવામાં આવતી નથી. એટલે અર્વાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસીને આ પુસ્તકથી કેટલીક મદદ મળશે, છતાં આ સમયના સાહિત્યનું વિવેચન કરનાર પુસ્તકની જરૂર હજુ ઊભી રહે છે.

**હિંદી સાહિત્યનો ઇતિહાસઃ**—લેખક : કિશનસિંહ ચાવડા. પ્રકાશક ઉપર મુજબ

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આપણા દેશના જુદા જુદા પ્રાન્તોના સાહિત્યના ઇતિહાસ લખવાની યોજના કરી છે તે અનુસાર આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. અત્યાર અગાઉ બંગાળી સાહિત્યનો ઇતિહાસ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસના પુસ્તક વિષે હમણાં જ કહી ગયા.

હિંદી સાહિત્યના ઇતિહાસનાં પુસ્તકો પરથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. સાહિત્યનો અભ્યાસ કરી સ્વતંત્ર રીતે ગ્રંથ લખાય એવી ગોઠવણ સોસાઇટી ન કરી શકે?

ભાઇ કિશનસિંહ ચાવડાએ સાડીત્રણુસો પાનાંના આ પુસ્તકમાં હિંદી સાહિત્યની આજસુધીની પ્રવૃત્તિનું દિગ્દર્શન કરાવ્યું છે. શરૂઆતમાં આપણા પ્રાન્તના પ્રખર અભ્યાસી પ્રો. બલવંતરાય ઠાકોરે "હિંદી ભાષા અને સાહિત્ય ઉપર ઊડતી નજર" નાખતો પ્રવેશક લખ્યો છે, તથા છેવટે કવિ–લેખકસૂચિ આપવામાં આવી છે તેથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે.

ન. જ. નિ.

**વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇઃ**—લેખક અને પ્રકાશક : બાપાલાલ ગરબડદાસ શાહ ડાંસોટ કિ. રૂ. ૧–૮–૦

લેખકે પોતાના ગુરુનું આ નાનું ચરિત્ર લખીને માત્ર શિષ્ય તરીકેની ફરજ બજાવી છે એટલું જ નહિ પણ ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની પણ સેવા કરી છે. શ્રીયુત જયકૃષ્ણભાઇ, તેમના ગુરુ, પુરાતત્ત્વવેત્તા સદ્ગત ભગવાનલાલ ઇંદ્રજી વગેરેનો વિચાર કરતાં ખેદ સાથે કહેવું પડે છે; કે ગુજરાતે પોતાના મહાન પુરુષોની કદર કરી નથી. તે કરતાં પણ વધારે ખેદકારક એ લાગે છે, કે ગુજરાતમાં પ્રજાને ભણવાની સુગમતા નહિ જેવી હતી ત્યારે જેવા વિદ્યોપાસકો એકએકથી પુરુષો થતા હતા તેવા હવે વિદ્યાનાં સાધનો સુગમ

થતાં નથી થતા. વિદ્યા ઘણી આગળ વધી ગઇ છે એટલે એકદમ નવી શોધો બતાવવાનું દુર્ઘટ થયું છે એ સાચું, પણ સદ્‌ગત ભગવાનલાલ ઇંદ્રજીની અને આ ચરિત્રનાયકના જેવી ધ્યેયનિષ્ઠા અત્યારે નથી એ તો સાથે સાથે ખરું જ. પણ સામાન્ય ગુજરાતીએ ન ઓળખ્યા તેને ગાંધીજીએ ઓળખ્યા છે, અને તેનું ચરિત્ર અત્યારે તેમના શિષ્ય પ્રગટ કરે છે એ સંતોષની વાત છે. આ જીવનચરિત્રથી આપણો જુવાનવર્ગ પ્રેરણા પામે એમ ઇચ્છીએ છીએ.

**ગ્રામ સંગઠન :**—પ્રકાશક : નરહરિ દ્વારકાદાસ પરીખ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. ૭ આના.

ગયા એપ્રિલ માસમાં વિદ્યાપીઠના સંમેલનમાં ગામડાંને લગતા વિષયોની ચર્ચા અને વ્યાખ્યાનો રાખ્યાં હતાં તેનો આ અહેવાલ છે. આ નાના પુસ્તકમાં ગામડાંને લગતું વિવિધ પ્રકારનું સાહિત્ય છે. શ્રીયુત કાલેલકરનો તેમાં કલ્પનાસમૃદ્ધ લેખ છે, અને શ્રીયુત નરહરિભાઇનાં અને શ્રીયુત કુમારાપ્પાનાં હકીકત અને દલીલોથી ભરેલાં તેમાં ભાષણો છે. ગામડાંના ઉદ્ધારાર્થે સહેલાઇથી દૂર રહ્યાં રહ્યાં આપેલી સલાહો કેટલી ખોટી હોય છે તેનો આ પુસ્તકથી ખ્યાલ આવશે. બીજા નિબંધો અને પ્રશ્નચર્ચા પણ જાણવાલાયક છે. ગામડાંના પ્રશ્નોમાં રસ લેનારે આ અવશ્ય વાંચવું જોઇએ.

**ગામડાંઓની માહિતી માટેની પ્રશ્નાવલિઃ**—પ્રકાશકઃ મંત્રી, ભરૂચ જીલ્લા સમિતિ.

આ નાના પુસ્તકની પ્રસ્તાવનામાં ભરૂચ જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. ચન્દુલાલ મણિલાલ દેસાઇએ ગ્રામસુધારણાની એક યોજનાની રૂપરેખા મૂકી છે. આ યોજનાને અમલમાં મૂકવા માટે માહિતી ભેગી કરવા આ પ્રશ્નાવલિ પ્રસિદ્ધ કરેલ છે. પ્રશ્નાવલિ વિસ્તૃત છે અને તે પ્રમાણે જો માહિતી ભેગી થઇ શકે તો ગ્રામસુધારણાનો વિચાર કરવાને સંપૂર્ણ સામગ્રી મળી આવે. પ્રશ્નાવલિ ગુજરાતનાં બીજાં હરકોઇ ગામની માહિતી મેળવવાને પણ ઉપયોગી થાય તેવી છે. આપણા વિચારકો અને કાર્યવાહકોનું ધ્યાન ગામડાં તરફ વળતું જાય છે એ શુભ ચિહ્ન છે.

**બાલશિક્ષણ, અને સમજાયું તેમ :**—લેખક : ગિજુભાઇ. પ્રકાશક : ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય દસ આના.

આ નાનું પુસ્તક બે ભાગમાં વહેંચાયેલું છે. પહેલા ભાગમાં લેખક પોતે કઇ રીતે મૉન્ટેસોરી પદ્ધતિના આશક બન્યા તેનું બ્યાન છે અને બીજા ભાગમાં મૉન્ટેસોરી પદ્ધતિનું નિરૂપણ છે.

કર્તા આ પદ્ધતિમાં એટલા તદ્રૂપ થઈ ગયા છે કે આખું પુસ્તક ઘણી જ સરલતાથી તેઓ રસિક કરી શક્યા છે. વિશાલ પ્રેમ અને અહિંસાનાં જે ધ્યેયો આખા જગતમાં અત્યારે ઊતરે છે તે જ મહાન ધ્યેયોનો આ કેળવણીના પ્રદેશમાં અવતાર થયો છે એમ કહીએ તો ચાલે. કર્તાએ પોતાની સ્વાભાવિક શ્રદ્ધાથી આ પદ્ધતિની સમસ્ત જીવન ઉપર જે અસર વર્ણવી છે તે મનન કરવા યોગ્ય છે.

મૉન્ટેસોરી પદ્ધતિ લોકપ્રિય થતી જાય છે. તે સાથે તે સંબંધી કેટલાક ભ્રમો પ્રચલિત થતા જાય છે તેનું નિરસન પણ કર્તાએ સૂક્ષ્મતાથી કરેલું છે. બાળકોની કેળવણીમાં રસ લેનાર દરેક શિક્ષકે અને માબાપે આ વાંચવા યોગ્ય છે.

**પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ :**—લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય દસ આના.

આ પુસ્તકમાં લેખનશિક્ષણ, કવિતાશિક્ષણ અને વ્યાકરણ એ ત્રણ વિષયો શીખવવાની પદ્ધતિ વિશે લખેલું છે. વિષયનિરૂપણમાં શિક્ષણનો બહોળો અનુભવ પ્રતીત થાય છે. તેમણે બતાવેલી યુક્તિઓ માર્ગદર્શક છે. કવિતાશિક્ષણ સંબંધી તેમણે જે કહ્યું છે તે પણ બાલમાનસના બંધારણની દૃષ્ટિથી અને તેને અનુકૂલ શિક્ષણક્રમની દૃષ્ટિથી વાંધાભરેલું નથી; છતાં તેમાં એક વિચાર તરફ અમે એ લેખક અને વાંચનારાઓનું ધ્યાન ખેંચવા માગીએ છીએ. કવિતાપરિચયમાં કવિતાનું શરીર એ પહેલી વાત છે, એ સિદ્ધાંત અમને પણ સાચો લાગે છે. પણ તેમાં ગેયતાને અગ્રસ્થાન મળવું જોઈએ એ મતની મર્યાદા સમજવાની જરૂર છે. કવિતાના શરીરમાં મુખ્ય લક્ષણ તેની ગેયતા નથી પણ તેની વાણીનો લય છે. ઘણાંખરાં અર્થવાળાં કે અર્થહીન બાળગીતોમાં ગેયતા નહિ પણ લય પ્રધાન છે. ટટાવ, રેખતો વગેરે પદ્યરચનાઓ, જેનાં બીજોનો શ્રી ત્રિભુવન વ્યાસ વગેરે બાળ-ગીત-લેખકો પુષ્કળ ઉપયોગ કરે છે તે પણ ગીતપ્રધાન નથી પણ તાલપ્રધાન છે. ગાવાનાં ગીતોનો પણ પુષ્કળ પરિચય કરાવવો જોઇએ, એ મતની સાથે અમે સંપૂર્ણ સંમત છીએ અને લેખકના કવિતાપરિચયના ક્રમમાં આ તાલપ્રધાન રચનાઓને પણ સ્થાન મળે છે એટલે શિક્ષણના વ્યવહારમાં અમારે કશો ફેરફાર સૂચવવાનો નથી. આ લખવાનું એટલું જ કારણ છે, કે કવિતામાં મુખ્ય પઠન છે, ગીત નથી એ સિદ્ધાન્ત શિક્ષકે સમજવાની અને પોતાનો શિક્ષણક્રમ યોજતાં તે દિશાની સંભાળ રાખવાની અમને જરૂર લાગે છે.

વ્યાકરણ સંબંધી તેમણે કહ્યું છે તેને પણ અમે મળતા થઇએ છીએ. માત્ર એટલું કે શિક્ષણની કેટલી ભૂમિકાએ વ્યાકરણ શરૂ કરવું તેની વ્યાવહારિક સૂચના તેઓ વધારે સ્પષ્ટ રીતે આપે એમ ઇચ્છીએ છીએ. વિશેષ શિક્ષકોને વિચારવા માટે સૂચવીએ છીએ કે નામ કે સર્વનામની વ્યાખ્યા કે વાક્યરચનામાં તે જે ભાગ ભજવે છે તે જણાવ્યા સિવાય નામ સર્વનામ વિશેષણ વગેરેનો નામ સાથે પરિચય અને ઓળખાણ કરાવી શકાય.

આ બન્ને પુસ્તકમાં લેખકના લાંબા વખતનો નીતરેલો અનુભવ દેખાય છે.

'કોઇએ નહોતું કીધું':—લેખકઃ હરભાઈ ત્રિવેદી. પ્રકાશક ઉપર પ્રમાણે. આઠ આના.

આ નાના પુસ્તકમાં એક અનુભવી શિક્ષકે શિક્ષણમાં કામમીમાંસાને સ્થાન હોવું જોઈએ એમ પ્રતિપાદન કરવા થોડે થોડે અંતરે લખેલા નિબંધો સંગ્રહેલા છે. લેખકનો વિશાલ અનુભવ અને વાચન સ્પષ્ટ દેખાય છે. લેખકે આપેલી ચેતવણી દરેક માબાપે અને શિક્ષકે સમજવા જેવી છે. પુસ્તકમાં આપેલ આ વિષયનો શિક્ષણક્રમ અમને યોગ્ય લાગે છે. લેખકે નિવેદનમાં જણાવ્યા પ્રમાણે કોઈ અનુભવી શિક્ષકે કિશોરોને માટે યોગ્ય ભાષામાં આ વિષય ઉપર ક્રમિક પુસ્તકો લખવાં જોઈએ.

પુસ્તકનું નામ "કોઇએ નહોતું કીધું" રાખ્યું છે તેને બદલે "સૌએ જાણવું જોઈતું હતું" રાખ્યું હોત તો તેમના વિષયને અને ઉદ્દેશને વધારે સૂચક અને સાધક નીવડત એમ અમે માનીએ છીએ.

सुभाषित रत्नमंजूषाः—સંગ્રાહકઃ—ગણેશ સદાશિવ તળેવલકર, સંસ્કૃત શિક્ષક, શ્રી દક્ષિણામૂર્તિ વિનય મંદિર. પ્રકાશક ઉપર પ્રમાણે. ચાર આના.

પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ સુભાષિતો એ સંસ્કૃત સાહિત્યનું વિશિષ્ટ અંગ છે અને તે સાથે વિદ્યાર્થીઓને તે દ્વારા સંસ્કૃત સાહિત્યમાં પ્રવેશ કરાવવો શિક્ષણની દૃષ્ટિએ પણ

અનુકૂળ છે. આ નાના સંગ્રહમાં સુભાષિતોના બધા પ્રકારો આવી જાય છે. ઉપરાંત ટીપ આપી છે તે જરૂર મદદગાર થશે. મેળે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પણ આ ઉપયોગી થશે.

**પડછાયાઃ**—કર્તાઃ ધૂમકેતુ. પ્રકાશકઃ છોટાલાલ મગનલાલ શાહ, ગૂજરાત સાહિત્ય મંદિર, રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય આઠ આના.

આપણા દેશની તેમજ બીજા દેશોની કેટલીક પૌરાણિક કથાઓ કુમારોને માટે મનોરમ શૈલીમાં કહેલી છે.

**રજનીઃ**—અનુવાદકઃ મોહનલાલ મકનદાસ મહેતા, ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ. પ્રકાશકઃ મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન રાવપુરા વડોદરા. એક રૂપિયો. આવૃત્તિ સચિત્ર છે.

બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની મૂળ બંગાળી નવલકથાનો આ ગુજરાતી અનુવાદ છે. પુસ્તકમાં પ્રો બલવંતરાય ઠાકોરનો પ્રવેશક છે તેમાં તેમણે કથાની વિચક્ષણ રીતે વિવેચના કરી છે. કેટલાક કોમળ સૂક્ષ્મ અને અટપટા ભાવોનું આમાં સુંદર બયાન છે. આમાં બંકિમચન્દ્રના સુંદર ગદ્યના અનેક નમૂના છે અને તે સફળ રીતે અનુવાદમાં ઊતર્યા છે. આ પુસ્તક પહેલું પ્રસિદ્ધ થયું ત્યારે લોકપ્રિય થયું હતું તેવું જ આ વખતે પણ થશે, એમ આશા રાખીએ છીએ. શ્રીયુત કનુ દેસાઈનાં ચિત્રોથી આ આવૃત્તિ વધારે આકર્ષક બની છે.

**નરવીર લાલાજીઃ**—લેખકોઃ કકલભાઈ કોઠારી તથા ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર. મૂલ્ય ચાર આના.

ચાર આના યોજનામાં આ પુસ્તક મૂકવાને 'નરવીર લાલાજી'ની પહેલી આવૃત્તિમાંથી જીવન-કથાનો ભાગ પડતો મૂકી નવા પ્રસંગોરૂપે આમાં સઙ્ગત લાલાજીનું જીવન આપેલું છે. પ્રસંગો રસિક રીતે મૂકેલા છે.

**સ્વરાજ્યનાં ગીતોઃ**—સંપાદકઃ કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા. પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. કિં. ૦-૧૦-૦

આજ સુધીનાં રાષ્ટ્રગીતોમાંથી જે વધારે લોકપ્રિય થયાં છે તેવાં ગીતોનો આ સંગ્રહ છે. ગીતોના ઉપયોગ પ્રમાણે તેમાં વર્ગો પાડેલા છે; જેમકે પ્રભાતફેરી, તિરંગાગાન વગેરે. આવો સંગ્રહ અનેક રીતે બોધપ્રદ છે. લડાઈનો ઇતિહાસ, લોકમાનસની રસવૃત્તિ, આપણા કાવ્યનાં સ્રોતો, લોકપ્રિય રાગરાગિણીઓના અભ્યાસ માટે પણ તે ઉપયોગી છે.

**अमरसूक्ति सुधाकरः**—કર્તાઃ પંડિત ગિરિધર શર્માજી, નવરત્ન કાવ્યાલંકાર. પ્રકાશકઃ શ્રી. ઇશ્વરલાલ શર્મા, નવરત્ન સરસ્વતી ભવન, ઝાલરાપટ્ટણ, રાજપૂતાના. મૂલ્ય એક પાઉન્ડ.

ઓમાર ખય્યામની ફિટ્ઝરલ્ડે અંગ્રેજીમાં ઉતારેલી ૭૫ રુબાઇયતો ( ફૂટનોટો સહિત)નું આ સંસ્કૃત પદ્યબદ્ધ ભાષાન્તર છે. પદ્ય સર્વત્ર પૃથ્વી છે. મૂળ અંગ્રેજી કડીઓ પણ પાછળ આપેલી છે એટલે બન્ને સરખાવી જોવાય એમ છે. આટલી અપરિચિત વસ્તુ આજે વીસમી સદીમાં પણ સંસ્કૃતમાં ઉતારી શકાય છે એ ખરેખર કૌતુકનો વિષય છે.

**राष्ट्रीय मेघदूतम्ः**—કર્તા અને પ્રકાશકઃ વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા C/o શેઠ ગોપાલજી રામજી, પ્રતાપ બિલ્ડિંગ, ભંટવાડી ગીરગામ, મુંબઇ નં. ૪ મૂલ્ય ૦-૪-૦.

આ નાનું મેઘદૂતનું અનુકરણ પણ કૌતુકકારી છે. સાથે ગુજરાતી અનુવાદ પણ આપેલો છે.

**આધુનિક જૈનોનું કળાવિહીન ધાર્મિક જીવન**:—લેખકઃ પરમાનન્દ. પ્રકાશક ચંદુલાલ ગોકળદાસ શાહ, સુધાપા કાર્યાલય, અમદાવાદ.

થોડાં વર્ષો પર પ્રગટ થયેલ લેખમાલાને અહીં સુધારીને કર્તાએ પુસ્તકરૂપે પ્રગટ કરી છે. કર્તાએ પોતાની લાક્ષણિક શૈલીમાં પોતાની કોમના ધાર્મિક જીવનની કળાદૃષ્ટિની અહીં વિવેચના કરી છે. તદ્દન સ્પષ્ટ વિચારસરણી, અને એવી જ સ્પષ્ટ કોઇ પણ જગાએ નિરર્થક વાગાડંબર વિનાની અને ક્યાંઇ પણ સમતોલપણું નહિ ખોતી, એવી શૈલી એ કર્તાની વિશિષ્ટતા છે.

**અવધૂતી આનંદ**:—પ્રકાશકઃ અમૃતલાલ નાથાલાલ મોદી; મોદીસાંથ નડીઆદ કિંમત રૂ. ૧-૦-૦

બ્રહ્મચારી શ્રી પાંડુરંગ જેઓ રંગ અવધૂતને નામે પ્રસિદ્ધ છે તેમનાં ભજનોનો આ સંગ્રહ છે. બ્રહ્મચારી પોતે દક્ષિણી છે પણ તેમણે ગુજરાતી ભાષા પણ શુદ્ધ લખી છે. આ સંગ્રહમાં ગુજરાતી હિંદી સંસ્કૃત અને મરાઠી ભજનો છે. જિજ્ઞાસુને વાંચવા લાયક છે.

**જૈનતત્ત્વસાર સારાંશ**:—પ્રસિદ્ધકર્તા અને પ્રયોજકઃ શંકરલાલ ડી. કાપડીઆ. સુપ્રિ. શ્રી. ય. વિ. જૈન ગુરુકુળ પાલીતાણા. મૂલ્ય ૦-૬-૦

૧૭ મા સૈકાના એક ગ્રન્થનું આ ભાષાન્તર છે. મૂળ ભાષાન્તર શ્રી વૈદરાજ મગનલાલ ચુનીલાલે કરેલું છે અને પ્રયોજકે તેમાં ખપ પૂરતો સુધારો કરેલો છે.

**ભગવાન જડેશ્વર**:—લેખકઃ પોપટલાલ પુંજાભાઇ શાહ. પ્રકાશક : દલીચંદ પુંજાભાઇ શાહ. કિંમત સવા આનો.

વાંકાનેર પાસે આવેલ જડેશ્વર મહાદેવનું ધામ છે તેની ઉત્પત્તિની આ ચમત્કારયુક્ત કથા છે.

**મોતીનાં તોરણ ભાગ ૧ લો અને ૨ જો** :—બન્નેના સંયોજક : કરસનજી જીવરાજ આશરા. ચતુર્ભુજ કાનજી આશરા. અમદાવાદ. પ્રકાશક : કરસનજી જીવરાજ મોતીવાળા, ઢીંકવા ચોકી, અમદાવાદ. દરેકની કિં. રૂ. ૧-૦-૦ પુસ્તક રંગીન ચિત્રો સાથે છે.

**"માતૃપૂજાને પંથે"**:—પ્રકાશક : શ્રી. જ્યોતિર્બાલા ઈ. હોરા. શ્રી. બલવંતરાય ગો. મહેતા: મંત્રીઓ, ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ.

આ પુસ્તક ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ અને મહિલા વિદ્યાલયની સંસ્થાનો પરિચય કરાવે છે. આ પુસ્તકની વિશેષતા એ છે કે આમાં સ્ત્રીકેળવણીને માટે જીવન અર્પનાર સદ્‌ગત અમૃતલાલ વલ્લભદાસ દાણીને તેમનાં મિત્ર તથા શિષ્યવૃંદે શ્રદ્ધાંજલિ આપેલી છે. સદ્‌ગતની અનેકવિધ મૂક પ્રવૃત્તિઓ અને પોતાનાં છાત્રો સાથેનો સદ્‌ભાવશીલ સંબંધ આમાં જોઇ શકાય છે.

**ભગતસિંહ કોણ?** :—પ્રકાશકઃ કપિલપ્રસાદ મહાસુખભાઇ દવે, ભાપારાસ્ત્રીની પોળ, સાંકડી શેરી, અમદાવાદ. મૂલ્ય ૪ આના. ભગતસિંહ અને લાહોરના કાવત્રા વિશેનું નાનું પુસ્તક.

**विजयी बारडोली** :—લેખકઃ શ્રી. વૈજનાથ મહોદય બી. એ. પ્રકાશકઃ જીતમલ લૂણીઆ સસ્તા-સાહિત્ય-પ્રેસ અજમેર. રાષ્ટ્રજાગૃતિમાલા પુસ્તક ૭. મૂલ્ય ૨).

બારડોલીની કીસાની લડતનું લગભગ ૫૦૦ પાનાંનું હિંદી પુસ્તક.

**दर्शन और अनेकान्तवाद**:—લેખકઃ પં. હંસરાજજી શર્માં. પ્રકાશકઃ શ્રી. આત્માનન્દ જૈન-પુસ્તક પ્રચારક-મંડળ, રોશન મુહલ્લા-આગરા. મૂલ્ય ૦ાા. અનેકાન્તવાદ ઉપર હિંદી પુસ્તક.

**दिव्य जीवन**.—અનુવાદકઃ સુખસંપત્તિરાય ભંડારી. પ્રકાશકઃ સસ્તા સાહિત્ય પ્રકાશક મંડળ અજમેર. મૂલ્ય ૦ાઃ સુપ્રસિદ્ધ લેખક સ્વેટ્ માર્સડનના 'The Miracles of Right Thoughts'નો હિંદી અનુવાદ.

**દેહનું કોઈ ધણી નથી**:-લેખક મશાલચી. પ્રકાશકઃ બલવંતરાય ગો. મહેતા. પ્રમુખ લોકસેવા-સમિતિ;ભાવનગર.દોઢ આનો. આ નાના નાટકમાં અંત્યજો ઉપરના જુલ્મોનો ચિતાર છે.

**ઉપવીત-વિવાહ સંસ્કાર રહસ્ય**:—કર્તાઃ શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત. દેલવાડાકર-મુંબઈ કિંમત રૂ. ૦-૬-૦

ઉપવીત અને વિવાહસંસ્કારનો વિધિ આમાં આપેલો છે, અને એના રહસ્ય વિશેની પોતાની કલ્પના કર્તાએ દર્શાવી છે. વિધિને અંગે કેટલાંક મૂળસૂત્રો સપ્તપદી વગેરે અનુવાદ સાથે છે. જિજ્ઞાસુને ઉપયોગી છે.

**કચ્છી કાવ્ય-કુંજ**:—પ્રયોજક અને પ્રકાશકઃ મુળજી લક્ષ્મીદાસ સંપટ (હાલાઈ) કચ્છ-માંડવી.

'સ્વદેશ' 'હિતેચ્છુ' વગેરે સામયિકોમાં પ્રગટ થઈ ગયેલાં કર્તાનાં કચ્છી કાવ્યોનો આ સંગ્રહ છે કચ્છી ભાષામાં રસ લેનારાને આ વાંચવા યોગ્ય છે, કારણ કે કચ્છી ભાષાનું સાહિત્ય અહીં ગુજરાતમાં બહુ થોડું પ્રગટે છે. કચ્છી નહિ જાણનાર માટે કેટલાક શબ્દોના ગુજરાતી અર્થો આપ્યા હોત તો સારું.

**એક બિન્દુ**:—પ્રકાશકઃ હરિપ્રસાદ જમનાદાસ મજમુંદાર. કાયસ્થવગો-ડભોઈ. કિંમત ૦-૧-૦ નાના કાવ્યોનો સંગ્રહ છે. કેટલાંક ગરબી તરીકે ગાઈ શકાય તેવાં છે.

**ગ્રામક**:—તંત્રીઃ ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, કરજણ. વાર્ષિક લવાજમ દેશમાં બે રૂપિયા. આ અંકના ૭ આના.

આ માસિકનો પહેલા વર્ષનો છઠ્ઠો અંક અમને મળ્યો છે. ૭૫ ઉપરાંત પૃષ્ઠનો આ અંક છે. અંકમાં વાર્તા, લેખો વગેરે સવ ગામડાંના જીવન સંબંધી છે. આ અંક એક બાજુથી ગામડાંની માહિતી આપે છે તેમ બીજી બાજુથી ગામડાંના લોકોને સારી ચેતવણી પણ આપે છે. ગામડાંમાં રસ લેનારને આ માસિક ઉપયોગી જણાય છે.

**ચિનગારી**:—તંત્રીઃ ગોવર્ધનભાઈ છગનભાઈ પટેલ, સીસોદરા (રાજપીપળા સ્ટેટ). વાર્ષિક લવાજમ દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ. છૂટક નકલના ત્રણ આના.

**દેશસેવિકા સંઘ**:—(રાષ્ટ્રીય સ્ત્રી સભાની શાખા) પ્રથમ રિપોર્ટ તા. ૧-૩-૩૦ થી તા. ૩૧-૩-૩૧ સુધી.

**અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું નિવેદન**:—સંવત ૧૯૮૬-૮૭ સને ૧૯૩૦-૩૧ પ્રકાશકોઃ પ્રતાપરાય ગિરધરલાલ મહેતા; મૂળશંકર ગૌરીશંકર ભટ્ટ, જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી મંત્રીઓ.

**અમરેલી ઘેંકર લાઇબ્રેરીનું સને ૧૯૩૦-૩૧નું નિવેદન**:—પ્રકાશકો ઉપર પ્રમાણે.




રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ

રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સનું ટેબલ તેના શબ્દાર્થ પ્રમાણે ગોળ હોય કે નહિ, પણ તેનું કામકાજ તો ઘાંચીની ઘાણીની માફક ગોળ ને ગોળ ફર્યા કરે છે અને આગળ ચાલતું નથી. એની એ મુસલમાન પ્રતિનિધિઓની વિભક્ત મતદાર મંડળની માગણીઓ, એના એ ખોટા ચૂટેલા પ્રતિનિધિઓથી પ્રાતિનૈધ્યના ટકાની ખોટી ગણતરી અને એનું એ સરકારનું ખોલીને બંધાઇ ન જવાનું વલણ. મુસલમાન પ્રતિનિધિઓએ વિભક્ત મતદાર મંડળની માગણી કરનારાના પ્રતિનિધિત્વનો ૪૬ ટકાનો હિસાબ કરી આપ્યો ત્યારે મહાત્માજીએ ઠીક જવાબ આપ્યો કે પ્રતિનિધિઓમાંની બહેનો વિરુદ્ધ છે એટલે ૫૦ ટકા તો એમ જ નીકળી ગયા તો વિભક્ત મતદાર મંડળવાળાના ૪૬ ટકા થાય જ કેમ? સાધારણ કોર્ટોના દાવામાં લૂલા કેસવાળો પ્રતિવાદી જેમ દાવા-અરજીનો જવાબ આપવામાં મુદત માગ્યા કરે, અને વિલંબને જ પોતાની ખરી જીત માને એમ ઇંગ્લંડનું અધિકારી મંડળ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં શું આપવું છે તેની વાત ન કરવામાં જ સર્વ રાજ્યપ્રકરણી ડહાપણ આવી જતું હોય એમ માને છે. પ્રધાન મેકડોનલ્ડમાં, મજૂરોના એક નેતા તરીકે કંઈક રાજ્યપ્રકરણી ઋજુતા હશે એમ માનીએ પણ પ્રસંગ પ્રમાણે ફરી જવામાં જ એમની સઘળી કુનેહ આવી રહેલી છે. ઘડીકમાં મહાત્માજીને કહે કે તમારામાં પ્રતિનિધિઓનું ઐકમત્ય ન હોય તો અમે શું કરીએ? ઘડીકમાં મુસલમાનોને સંભળાવી દે કે તમારી નીતિ વાજબી નથી, તો ઘડીકમાં ટોરી પક્ષના ખૂમાટથી સરકાર-પક્ષ તરફથી કશું પણ કહેવાની હિંમત ન કરે. એક વાર લેબર પક્ષ છોડયા પછી તેમને કોઈ પણ જગ્યાએ સ્થિર સ્થિતિ રાખવાની રહી હોય એમ જણાતું નથી. આ બધામાં એટલું સારું છે કે હિંદનો રાષ્ટ્રીય મુસલમાનોનો પક્ષ વધારે સ્પષ્ટવક્તા થતો જાય છે. મિ૦ બ્રેઈલ્સ-ફોર્ડ જેવા લેખકો હિંદનો પક્ષ વધારે સ્પષ્ટ કરતા જાય છે, અને જનરલ સ્મટસ જેવા રાજ્યનીતિજ્ઞો મહાત્મા ગાંધી સાથે સમાધાન કરવાની સલાહ આપે છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ દરમિયાન પાર્લામેન્ટની ચૂંટણી આવી તેના વિલંબથી આપણા કામને નુકસાન તો ઘણું જ થયું છે, પણ મહાત્માજીએ એ સમય ઇંગ્લાંડના ઉચ્ચ સંસ્કારી અને બુદ્ધિમાન વર્ગની સાથે પરિચય કરવામાં ગાળી એ વિલંબનો પણ ફાયદો ઉઠાવ્યો છે.

અત્યારે પણ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની એવી જ અનિશ્ચિત સ્થિતિ છે. ટોરી રાજ્યતંત્રીઓ વિલંબને માટે બુટ્ટા ઉડાવ્યા કરે છે. છેવટના ખબર એ જ છે કે મહાત્માજીએ એક ફ્રેંચ પત્રકારને પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કે કદાચ હિંદ પહોંચતાં પહેલાં મારે ગિરફ્તાર થવાનો પ્રસંગ આવે. અનેક વસ્તુઓ ઉપરથી ઝીણવટથી સ્થિતિનો ખ્યાલ કરીએ તે કરતાં આ એક વાકયથી વધારે સારો ખ્યાલ બાંધી શકાય તેમ છે.

### અહીંની પરિસ્થિતિ

હિજલીના કેદખાનાના અત્યાચારો સંબંધી તપાસ થતાં સાબીત થયું છે, કે એવા અત્યાચારો કરવાને માટે કશાં કારણો નહોતાં. ચિત્તાગોંગના અત્યાચારો માટે હજી સરકારે ખુલી તપાસ કરાવવાનો પ્રબંધ કર્યો નથી, તેમજ કૉંગ્રેસે તપાસ કરાવી, તેમાં સરકારી નોકરો ઉપર જે તહોમતો મૂકયાં તેનો જવાબ પણ આપતી નથી. કૉંગ્રેસ તપાસણીના નિવેદન ઉપરથી જણાય છે, કે ચિત્તાગોંગ અત્યાચારો પંજાબના હત્યાકાંડ જેવા જ અંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં નિત્ય કલંકરૂપ છે અને છતાં હજી બંગાળામાં પૂર્વ જેવી જ દમનનીતિ ચાલ્યે જાય છે. બારડોલીની તપાસમાં પણ તપાસ કરનાર ન્યાયાધીશે સરકારી દફતરો કોર્ટમાં પોતે રજૂ કરાવી શકતા નથી એમ કહેવાથી મહાસભાના પક્ષે કોર્ટમાં હાજરી આપવી છોડી દીધી છે.

મિ. શુસ્ટરે હિંદના બજેટની ખોટ પૂરી કરવા પાંચ કરોડ રૂપિયાની નવી આવક કરવા જે નવા કરો નાખવા બિલ રજૂ કર્યું હતું તેમાં માત્ર એક કરોડની આવક જેટલા કરો જ વડી ધારાસભામાં પસાર થવા પામ્યા છે, બાકીના નથી થયા. વડી ધારાસભામાં લોકમતને સમર્થ રીતે રજૂ કરનાર સભ્યો ઇંગ્લંડમાં હોવા છતાં લોકપક્ષ આટલી સબળ રીતે પોતાનો મત બતાવી શક્યો છે છતાં સરકારે પોતાની નીતિ ફેરવી નથી. ગવર્નર જનરલે પોતાની ખાસ સત્તાથી આ કરોને અમલમાં મૂકયા છે એવા છેલ્લા ખબર છે. નવા બંધારણની ચર્ચા થાય છે ત્યારે જ બરાબર હાલના બંધારણના બધા દોષોનો જાણે આપણને પ્રત્યક્ષ પાઠ સાથે સાથે મળતો જાય છે.

### હિંદુસ્તાની સેવાદળ

ગુજરાતમાં હિંદુસ્તાની સેવાદળની તાલીમ લેવા ભાઈઓ અને બહેનો જે ઉત્સાહભર્યો ભાગ લે છે તેને માટે તેમને અભિનંદન ઘટે છે. સેવાદળની કવાયતનાં દશ્યો પણ આંખને ઠારે એવાં છે. જુવાન ભાઈબહેનોને અમે ખાસ ભલામણ કરીએ છીએ કે સેવાદળમાં કાયમને માટે ન જોડાવું હોય તો પણ તેની તાલીમ લઇ લેવી એ સમસ્ત જીવનમાં એક બહુ જ ઉપયોગી અને અદ્વિતીય અનુભવ છે. પોળો અને ગામોએ પણ આ તાલીમ લેવાનો પ્રબંધ કરવો જોઇએ. રા.

૨૫-૧૧-૩૧

---

વધારો:—

'સામ્યવાદની ચર્ચા' એ લેખને અંતે મીડલ્ટન મરીએ 'એડેલ્ફી'માં કરેલી ચર્ચાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ચર્ચા એણે નીચેનાં પુસ્તકોનો પરિચય આપતાં કરેલી છેઃ-

Lenin: D. S. Mirsky;
I went to Russia: Liam O'Flaherty;
Red Bread: Maurice Hindus;
અને Moscow Has a Plan: M. Ilin.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૩ માગશર: ૧૯૮૮

# જ્યારે આ આયખું ખૂટે —

પદ

જ્યારે આ દેહમહીં દેવે
ધીરેલું આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીત માત નીંદરવું બાળ
ધીમેથી અંકમાં લીયે,
માસે માસે અમાસને દિન
દેવો મયંકને પીએ;૧
તેવી રીત ગોદમાં લેજે,
તારામાં સમાવી દેજે;
જ્યારે આ આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીત બાપ ખંખેરી ધૂળ
બાળકના શીશને સૂંઘે,
થાકેલું બાપને ખભે ડોક
નાંખી નીરાંતે ઊંઘે;
તેમ ખંખેરી લેજે,
મને . તું તેડી લેજે;

૧. પુરાણોમાં એવી કલ્પના છે કે દેવો ચંદ્રની એકેક કલા હમેશ પીએ છે, તેથી અંધારિયામાં ચંદ્રની કલા ઓછી થતી જાય છે.

જ્યારે આ આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જેવા મહાન કવિના બસ જરા
એક શબ્દને સ્પર્શે,
ભાવક પ્રવેશે તેને વિશ્વ
સ્વયં બસ રસને હર્ષે;
તેવો આકર્ષજે મૂને,
તારે રસ વર્ષજે મૂને;
જ્યારે આ આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જેવી રીત માળી ખરેલાં પાન
ક્યારામાં વાળી લીયે,
નવા અંકુર પાંગરવા કાજ
એ પાનને બાળી દીયે;
તેમ મુજ જીવનના સૌ શેષનું
કોઈને ખાતર કરજે,
કોમાં નવજીવન ભરજે;
મારો કોને લોપ ન નડશો;
મારો કોઇ શોક ન કરશો;
જ્યારે આ આવખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

જ્યારે આ દેહમહીં દેવે
ધીરેલું આયખું ખૂટે,
જીવનનો તાંતણો તૂટે.

# યંત્રયુગ અને મૂડીવાદ

યંત્રયુગને શરૂ થયાં હજી બહુ વખત થયો નથી, ત્યાં તો દુનિયાએ કદી નહિ અનુભવેલી એવી પરિસ્થિતિ આવીને ઊભી છે.[૧] દુનિયામાં જેટલું સોનું છે તેના પોણા ભાગ જેટલું બે દેશોમાં ખડકાઇ પડયું છે, બીજી બાજુ ઉત્પન્ન થતી વસ્તુઓના ઢગ પડયા છે, અનાજની પણ કંઇ ખોટ નથી; અને છતાં આખી દુનિયામાં વેપારની મંદી છે, નાણાંની તંગી છે, બેકારી વધ્યે જ જાય છે, અને લોકો, કહેવાતી પ્રગતિનાં બધાં સાધનોની અનુકૂળતા છતાં, ભૂખે મરે છે.

કોઇ આનું કારણ આપે છે કે–યુનાઇટેડ સ્ટેટસ અને ફ્રાન્સમાં દુનિયાનું સોનું ભરાઈ પેઠું તેથી બીજા દેશોની ખરીદ કરવાની શક્તિ ઘટી છે; બીજા કોઇ કહે છે કે પ્રજા પ્રજા વચ્ચેથી વિશ્વાસ ઊડી ગયો છે એ આજના બધાં અનિષ્ટનું કારણ છે; વળી ત્રીજો પક્ષ કહે છે કે યુરોપે લડાઇ કરી, અમેરિકા પાસેથી કેટલો ય દારૂગોળો લીધો, અને એ બધા પૈસાનો ધુમાડો કર્યો, તેથી યુરોપની અને આખી દુનિયાની આર્થિક પરિસ્થિતિ અસ્તવ્યસ્ત થઇ ગઇ છે વગેરે વગેરે.

આજનો આંતરરાષ્ટ્રીય નાણાં વહીવટ એટલો તો જટિલ થઇ ગયો છે કે અર્થશાસ્ત્રીઓ પોતે પણ મોટા મોટા આંકડાઓની જાળમાં ફસાઇ પડતા હોય એમ લાગે છે. તવંગર થવા માટે યુરોપે એવું તો અર્થશાસ્ત્ર રચ્યું લાગે છે કે આજે તંત્રને એ સુધારી શકતું નથી, તેમજ એમાંથી એ મુક્ત પણ થઈ શકતું નથી.

આજનો સમાજસત્તાવાદ (Socialism) કે સામ્યવાદ (Communism) આ બધાં અનિષ્ટોની જવાબદારી મૂડીવાદ પર નાંખે છે. યંત્ર નથી સારું કે ખરાબ, પરંતુ મૂડીવાદે યંત્રનો જે ઉપયોગ કર્યો છે એ ખરાબ છે એમ એનું કહેવું છે. સમાજવાદી કે સામ્યવાદી મૂડીવાદના કબજામાંથી યંત્રને મુક્ત કરવા ઇચ્છે છે, અને યંત્ર દ્વારા જ સમસ્ત સમાજનો ઉદ્ધાર કરવા માગે છે. આ સિદ્ધાન્ત કેટલે અંશે ખરો છે એ વિશે આપણે વિચાર કરીએ, ત્યાર પહેલાં યંત્રવાદ અને મૂડીવાદ વચ્ચે અત્યારે જે સંબંધ ચાલુ છે એનું નિરૂપણ કરવું જરૂરનું છે.

યંત્રની શોધને લીધે સામાજિક વ્યવસ્થા ઉપર શી અસર થાય છે એ જોવા આપણે ઉદાહરણ તરીકે એક નાનો સમાજ લઇશું. ધારો કે એ સમાજમાં ૧૦૦ કામ કરતી વ્યક્તિઓ છે, અને એ બધાને કાપડ પૂરું પાડવા માટે ૨૦ માણસો શાળ પર મજૂરી કરે છે. પણ કોઈ માણસ એવું યંત્ર શોધી કાઢે છે કે જે આ ૨૦ માણસ જેટલું કામ એટલા જ વખતમાં કરી આપે, અને એની દેખરેખ રાખવા માત્ર એક જ માણસની જરૂર પડે. એટલે કે માણસ પહેલાં કામ કરતો હતો તેનાથી વીસ ગણું કામ કે કાપડ આ યંત્રની મદદથી ઉત્પન્ન કરી શકે છે. હવે આવા યંત્રની શોધ થઇ કે તરત જ આખો સોએ માણસનો સમાજ વચ્ચે પડી શકયો હોત, અને એ યંત્રની વ્યવસ્થા પોતાને હસ્તક લઇ

૧. જુઓ પ્રસ્થાનનો ગયા ભાદ્રપદનો અંક. ' યુરોપનું ગૂંચવાએલું અર્થપ્રકરણ '.

લીધી હોત એટલે સમાજની કાપડની જરૂરીઆત એટલી ને એટલી છે એમ માની લઇએ, તો, પેલા વીસ માણસો અમલ જેટલો વખત કામ કરતા હતા, તેના વીસમા ભાગ જેટલા વખત સુધી જ એ વીસે માણસોને કામ કરવા દેવામા આવત, અને બાકીના બચત રહેલા વખતમા એમની પાસે કંઈ બીજુ કામ કરાવી, સમાજની જરૂરીઆતો પૂરી પાડવાનો બોજો બીજા માણસો પરથી થોડો ઓછો કરવામા આવત જેમ કાપડ ઉત્પન્ન કરવાનુ યંત્ર શોધાયું એમ દરેક જરૂરીઆતની વસ્તુને ઉત્પન્ન કરવા જેમ જેમ યંત્ર શોધાતા જાત, તેમ તેમ સમાજના માણસો ઓછો ને ઓછો વખત કામ કરત, અને શુદ્ધ સંસ્કૃતિના અંગોને પણ ખીલવત

પરતુ વસ્તુત એમ બનતા પામ્યુ નહિ યંત્રયુગના આરભને જ લીધે માણસ હીન થઇ ગયો એમ કહી શકાય નહિ યંત્ર સારુ કે ખરાબ નથી, પણ માત્ર યંત્ર જ છે, તો એની શોધ થવાથી માણસ એકદમ ખરાબ થઇ જાય એ બનવુ અશક્ય છે એટલે કે આપણે એમ જ માનવુ પડે કે યંત્રો શોધાયા ત્યાર પહેલાથી માણસ સ્વાર્થી તો હતો જ, યંત્રની શોધ થઇ તેથી મનુષ્ય પોતાના સ્વાર્થીપણાને માત્ર વ્યવસ્થિત રીતે વ્યક્ત કરવાને શક્તિમાન થયો યંત્રની શોધ પહેલા મૂડીવાદ નહોતો, અથવા અમુક અમુક જગાએ દોલત એકઠી થતી નહોતી, અને બધે રામરાજ્ય હતુ કે ભીખારાઓ નહોતા એમ પ્રતિપાદન કરવામા કશો ઐતિહાસિક પુરાવો નથી

આપણા સો વ્યક્તિના સમાજમા નાણાનુ ચલણ ચાલુ થઇ ચૂક્યુ છે એમ આપણે કલ્પી લઈશુ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે માત્ર વસ્તુઓની આપ-લે થાય, એ કરતા જ્યારે નાણા દ્વારા વસ્તુઓની આપ-લે થતી હોય ત્યારે સમાજનો આર્થિક વ્યવહાર સર્વાંશે વધારે જટિલ થાય છે, કારણ, જો કે વસ્તુઓની આપ-લે વધારે સરલ કરવા માટે જ શરૂઆતમા તો નાણાનો ઉપયોગ કરવામા આવે છે, તોપણ એક વાર નાણાનું ચલણ શરૂ થઇ જાય પછી લોકોને એમ જ લાગવા માડે છે કે વસ્તુઓની તો કઇ કિંમત જ નથી, માત્ર નાણાની જ શુદ્ધ કિંમત છે, અને જેની પાસે નાણા હોય એ તમામ વસ્તુઓ ખરીદી શકે, તેથી લોકોનુ મન નાણા એકઠા કરવા તરફ દોડે છે

સમાજમા જ્યા આવી મનોદશા હોય, તેવામા આપણુ યંત્ર શોધાય તો એ યંત્રનો ઉપયોગ નાણા એકઠા કરવામા થાય એમા નવાઇ નથી સમાજમા વ્યક્તિગત માલિકીની મિલકત તો હતી જ, તે ઉપરાત ધનવાન લોકો ગરીબો પાસે મજૂરી પણ કરાવતા, એટલે કે મૂડીવાદને પોષે એવા તમામ સજોગો સમાજમા હયાત હતા આથી જ્યારે યંત્ર શોધાયુ ત્યારે આખા સમાજે એ યંત્રની માલિકી ન લઈ લીધી, તેમજ જે માણસે એ યંત્ર શોધી કાઢેલુ તેણે પોતાના ૨૦ મજૂરો પાસે ૧/૨૦ વખત કામ કરાવી એમને છૂટી ન આપી, કે પછી ૧૯ માણસોને રજા આપી દઇ એક જ માણસ પાસે ૧૦૦ માણસને પૂરુ પડે એટલુ કાપડ ઉત્પન્ન કરવાનો રસ્તો પણ ન સ્વીકાર્યો આમાનો જો પહેલો રસ્તો સ્વીકારવામા આવ્યો હોત, તો એ સમાજની પરિસ્થિતિમા કઇ જ ફેરફાર ન થાત, પરતુ જો બીજો માર્ગ સ્વીકારવામા આવ્યો હોત તો એક સિવાયના બાકીના ૧૯ માણસો બેકાર બનત, એટલે કે એમની આજીવિકાનુ સાધન પડી ભાગત, અને તેથી એમની ખરીદ કરવાની શક્તિ શૂન્ય થઇ જાત યંત્રોના આવવાથી મજૂરો ભડકે છે તે માત્ર પોતાનું ગુજરાન ચલાવવુ અશક્ય થઇ પડે તેથી જ, પરતુ અર્થશાસ્ત્રીઓએ ધ્યાનમા રાખવાનુ છે કે સમાજમા

બેકારીને લીધે જ, (નવરો બેઠો નખ્ખોદ કાઢે એ સામાન્ય કહેવત અનુસાર) ક્રાન્તિનાં બીજ રોપાય છે. પરંતુ આ બેમાંથી એકે માર્ગ શરૂઆતમાં સ્વીકારવામાં આવે એ અસંભવિત હતું. યંત્રની મદદથી મનુષ્યની માલ વાપરવાની શક્તિ પણ વધારી ન શકાય? આ પ્રશ્નનો જવાબ યુરોપી અર્થપ્રકરણ કઇ રીતે આપે છે તે આપણે આગળ વિચારીશું. આપણી ચર્ચાને અંગે આપણે અહીં તો એટલું જ કહીશું કે મનુષ્યનું શરીર એવું ઘડાએલું છે કે એને બાર મહીને જો અમુક કાપડની જરૂર હોય, તો તે એનાથી વધારે કાપડનો સીધી રીતે ઉપયોગ કરી શકતું નથી. 'સીધી રીતે' એટલે કે સામાન્ય રીતે બાર મહીને, કામ કરતાં, એક માણસ ૬ જોડ કપડાં પહેરી ફાડી નાંખતો હોય, તો, એ યંત્રને લીધે ૨૦ ગણું કાપડ વધારે ઉત્પન્ન થાય, ત્યારે કંઇ ૧૨૦ જોડ કપડાં પહેરીને ફાડી શકે નહિ; પછી ભલે એને ૧૨૦ જોડ કપડાં લેવાં હોય તો લે, પણ એ માત્ર પડયાં જ રહેવાનાં, એટલે કે ઉપયોગની દૃષ્ટિએ એની કશી કિંમત નથી.

આ સિવાયનો એક ત્રીજો વિકલ્પ બાકી રહે છે શરૂઆતમાં તો યંત્રના માલિકને એમ લાગે છે કે એને કમાવાની આ ઠીક તક મળી છે. આ હેતુથી એ (આપણે માની લઈશું કે) વીસે માણસોને યંત્રો પૂરાં પાડી કાપડ ઉત્પન્ન કરે છે.

સામાન્ય ગણત્રીથી આપણે સમજી શકીશું કે આ વીસ માણસો ૨૦૦૦ માણસોને પૂરૂં પડે એટલું કાપડ ઉત્પન્ન કરી શકશે એમનો સમાજ માત્ર ૧૦૦ માણસોનો જ છે, એટલે કે ૨૯૦૦ માણસોને પૂરૂ પડે એટલું કાપડ એમની પાસે વધી પડે છે. આ પરિસ્થિતિમાં માણસ શું કરી શકયો હોત તેના જુદા જુદા માર્ગો વિશે આપણે વિચારવાનું રહે છે. યંત્રના માલિકને ધન એકઠું કરવું છે, તેથી આ વધારાના કાપડને એ સમાજમાં મફત વહેંચી નહિ દે, પરંતુ આ કાપડ પરદેશ મોકલવા એ પ્રયત્ન કરશે. બીજા દેશો પોતાનું કાપડ લે તે સારુ એ ચડાઇઓ કરશે, પોતાનો ધર્મ ફેલાવવાનો ડોળ કરશે, અને જાણે સંસ્કૃતિનો પોતે જ ઇજારો રાખ્યો હોય તેમ માણસ જાતની પ્રગતિ સાધવાનો પોતે દેખાવ કરશે! આ બધા ઉપરના દેખાવ નીચેનું ખરુ રહસ્ય તો પોતાનો માલ વેચાય અને પોતે ધનવાન થાય એ જ છે.

આપણે સ્વીકારી લઈશું કે એનો માલ વેચાયો, અને એ ધનવાન થયો. પણ બીજા દેશોની શી સ્થિતિ? ત્યાંના વણકરો બેકાર થઈ જશે, એટલે કે તેમની આવકનું સાધન પડી ભાંગવાથી, માલ ખરીદ કરવાની એમની શક્તિ ઓછી થઈ જશે. આપણે માની લઇએ કે થોડા ઘણાને બીજા ધંધાઓમાં મજુરી મળી રહી, તોપણ આ બીજા દેશોમાં આવી બેકારીની સ્પષ્ટ અસર એ થવાની કે મજૂરીના દર ઘટશે, એટલે કે સામાન્ય મજૂરોની માલ ખરીદ કરવાની શક્તિ ઓછી થશે.

આપણે ઉપર કહ્યું કે યંત્રની મદદથી મનુષ્યની માલ ઉત્પન્ન કરવાની શક્તિ વધે છે, પણ માલને વાપરી ખાવાની શક્તિ એ પ્રમાણમાં વધી શકતી નથી. યંત્રની મદદ સિવાય, જાત મહેનતથી જ્યારે માલ ઉત્પન્ન થતો હતો, ત્યારે સમાજની વ્યક્તિઓ વચ્ચે સમાનતા હતી; વ્યક્તિને ધન એકઠું કરવાની ઇચ્છા તો હતી, અને સમાજમાં મૂડીવાદી મનોદશા પણ અસ્તિત્વમાં હતી, એમ છતાં માણસની ઉત્પન્ન કરવાની શક્તિ અને ઉપભોગ કરવાની શક્તિ વચ્ચે અમુક સમપ્રમાણતા હતી. યંત્રના આવવાથી એ બંન્ને વચ્ચેનું પ્રમાણ એટલું તો અસમાન થઇ ગયું, કે એનો પડઘો કે પ્રત્યાઘાત ધનવાન અને ગરીબ વચ્ચેના અંતરમાં

જેટલો નફો આવે, એનાથી કંઇક ઓછો નફો બીજી વાર માલ ઉત્પન્ન થાય ત્યારે આવે, ત્રીજી વાર એનાથી પણ ઓછો ... એમ આ સિદ્ધાન્ત કહે છે, કાપડ ઉત્પન્ન કરનાર યંત્રનો માલિક એક વાર પરદેશ કાપડ મોકલે ત્યારે એને પૂરેપૂરો નફો મળે, પણ પરદેશે એક વાર કાપડ ખરીદ્યું એનો અર્થ એ કે બીજી વાર એની પરદેશી કાપડ ખરીદ કરવાની શક્તિ ઘટી. પ્રજા પ્રજા વચ્ચેનો સામાન્ય વ્યવહાર આના કરતાં વધારે જટિલ હોય છે. કાપડ લેનાર પ્રજા કંઇક કાચો માલ આપે પણ છે, તેથી આપણે ધારીએ એટલું જલદીથી મૂડીવાદનું આવશ્યક પરિણામ આવી જતું નથી. પણ મૂડીવાદ એટલે શું એ સમજવા પૂરતું, પ્રજા પ્રજા વચ્ચેના માલની આપ – લેના સંબંધને આપણે બાજુ પર રાખીએ તો કશું ખોટું નથી. એટલે કે ... અમુક વખત પછી એવી પરિસ્થિતિ ઊભી થઇ રહે કે જે પરદેશમાં કાપડ મોકલવામાં આવતું હતું એની ખરીદ કરવાની શક્તિ શૂન્ય જેટલી થઇ જાય! અને માત્ર કાપડ ખરીદ કરવાની શક્તિ શૂન્ય જેટલી થઇ જાય એટલું જ નહિ, પણ અન્ન ખરીદ કરવાની શક્તિનો પણ સમૂળો નાશ થાય એ પણ સંભવિત છે. જેની કંઈ પણ ખરીદ કરવાની શક્તિ તદ્દન શૂન્ય થઈ ગઇ છે તે ભીખારી – એવી અર્થપ્રકરણની દૃષ્ટિએ ભીખારીની વ્યાખ્યા આપી શકાય; અને હિંદમાં લાખો માણસો અન્નવસ્ત્ર વગર રખડે છે, એનો અર્થ જ એ છે કે બ્રિટને આપણી માલ ખરીદ કરવાની શક્તિનો હ્રાસ કર્યો છે.

દેશ દેશ વચ્ચે જરૂરીઆતો પૂરી પાડવા માટે સમાન કોટિની માલની આપ-લે થાય એ સ્વભાવિક તેમ આવશ્યક પણ છે. પણ અમુક દેશના લોકો પોતાની મેળે પોતાની જરૂરીઆતો પૂરી પાડતા હોય, તેમ છતાં બીજો દેશ એનો માલ ખપાવવા તેમના પર જુલમ કરે, અને જબરદસ્તીથી પોતાનો એ માલ તે દેશમાં ઘુસાડે એ નિર્ભેળ અનીતિ છે. બ્રિટને હિંદમાં અને યુરોપના બીજા દેશોએ પુર્વના તથા આફ્રિકાના ઘણા દેશોમાં આમ જ કર્યું છે. અમુક વખત સુધી યુરોપને આ વેપારમાંથી એટલો નફો મળ્યો કે એને અંગે યુરોપના અમુક અમુક દેશોને વેપારનાં અમુક અંગોમાં જાણે ઇજારો મળી ગયો. ઘણા મોટા પાયા ઉપર વસ્તુઓ ઉત્પન્ન કરવાથી એની પડતર કિંમત સસ્તી થાય અને એને લીધે બીજો કોઇ એ માલની સાથે હરીફાઇ કરી શકે તેવો માલ ઉત્પન્ન કરી શકે નહિ એ સંભવિત છે. પરન્તુ દુનિયાની વસ્તીના ઘણા મોટા ભાગની ખરીદ કરવાની શક્તિ ઘટતી જાય અને તેથી વસ્તુઓની કિંમતમાં ઘટાડો કરવો પડે એ વાત પણ આપણે લક્ષ બહાર રાખવી ન જોઇએ. શરૂઆતમાં મૂડીવાદ એવી દલીલ કરતું કે વધારે વસ્તુઓ ઉત્પન્ન કરવાથી, વસ્તુઓને સસ્તી કરી શકાશે, પહેલાં એક, પછી બીજી એમ દરેક વસ્તુ સસ્તી થશે ... અને સ્વર્ગ પૃથ્વી પર આવશે. પણ માલની ઉત્પન્ન જેમ જેમ વધવા લાગી તેમ તેમ મૂડીવાદને માલને, ખપાવવાની ચિંતા પેઠી, અને માલ અમુક કિંમતે ખપી ન શકે તેથી માલ ઉત્પન્ન કરનાર નાની નાની પેઢીઓને ભેગી કરી મોટાં Combines કે Mergers અથવા Syndicates – સીન્ડીકેટો બનાવવામાં આવ્યાં. આ રીતે સસ્તો માલ બનાવવા છતાં આજે દુનિયાની આર્થિક પરિસ્થિતિ એવી ખરાબ થઇ ગઇ છે કે ઉત્પન્ન થએલો માલ ખપતો જ નથી!

આપણો સો માણસનો સમાજ બની શકે તેટલા દેશોમાં પોતાનો માલ મોકલશે, અને એ રીતે પોતાનો માલ મોકલતાં મોકલતાં જ્યારે બીજા દેશોની ખરીદ કરવાની શક્તિ તદ્દન ઓછી થઈ જશે, ત્યારે આ સમાજમાં પ્રથમ વાર બેકારી દેખા દેશે. ત્યાંસુધી તો

એ સમાજ માનશે કે પોતે તદ્દન આબાદાન છે, સમૃદ્ધ છે; અને એ માન્યતાને લીધે પોતાની રહેણી–કરણીનું ધોરણ એ વધારે ને વધારે ઊંચું લઇ જશે. પણ જ્યારે આ જ સમૃદ્ધ સમાજમાં બેકારી વધશે ત્યારે ધનવાન લોકો પર કર નાંખી બેકારોને નાણાંની મદદ આપવામાં આવશે. રહેણીકરણીનું ધોરણ ઊંચું ગયું હશે તેને નીચે નહિ લાવી શકાય. મજૂરીના દર એટલા જ રહેશે, અને ઉત્પન્ન થએલા માલની કિંમતમાં ઘટાડો નહિ કરી શકાય. આવી પરિસ્થિતિમાં વળી જે બીજા દેશોમાં આ સમાજ પોતાનો માલ ઘુસાડતો હતો, તે દેશો પોતાને ખપ જેગો એજ માલ ઉત્પન્ન કરી લેશે, તો એ માલની કિંમત સસ્તી રહેશે. કારણ એ દેશોની રહેણીકરણીનું ધોરણ નીચું હશે અને એથી ત્યાંની મજૂરીના દર સસ્તા હશે.

ઇંગ્લાંડની સ્થિતિ અત્યારે આવી બની ગઇ છે. લડાઇ દરમીઆન એ દેશ ૮૦,૦૦,૦૦૦,૦૦ પાઉન્ડ ઊભા કરતો, પણ આજે ૨૦,૦૦,૦૦૦,૦૦ પાઉન્ડના બજેટમાં એને તૂટ પડે છે. "ફ્રાન્સમાં ઈંગ્લાંડના કરતાં મજૂરીના દર અરધા છે, પણ એથી એમ માનવાનું નથી કે ફ્રેન્ચ મજૂર અંગ્રેજ મજૂર કરતાં બરોબર અરધો અરધ સુખી છે."[૧] આખી દુનિયાને એક બાજુ મૂકીને, એનું લોહી ચૂસીને કોઇ પણ દેશ પોતાની રહેણીકરણીનું ધોરણ ઊંચું લાવવા મથે, તો અને એ એને એટલું બધું આકરું પડે, કે એના એ પ્રયત્નમાં એનો નાશ થાય. દરેક એકદેશી સ્વાર્થી સિદ્ધાન્તને જ્યારે સંપૂર્ણપણે અમલમાં મૂકવામાં આવે છે, ત્યારે એનું આચરણ મૂળ સિદ્ધાન્તના હેતુને જ નિષ્ફળ કરી મૂકે છે, અને તે એવી તો સજ્જડ રીતે કે પાછળથી એ માણસ તે સિદ્ધાન્તને છોડી શકતો નથી, કે એના પરિણામમાંથી મુક્ત પણ થઈ શકતો નથી.

અત્યારે ઇંગ્લાંડમાં મૂડીદાર વર્ગ ફેક્ટરીઓ ચલાવીને તથા માલ ઉત્પન્ન કરીને જરા પણ કમાઇ શકતો નથી. Law of Diminishing Returns મૂડી પરના વ્યાજને પણ લાગુ પડે છે. નાની મૂડીના વેપારમાં મોટો નફો હોય, પણ મોટી મૂડીના વેપારમાં હંમેશાં નફાના એટલા ને એટલા ટકા મૂડી પર મળતા નથી. દર વખત ચક્રવર્ધિ વ્યાજ મળે એ પણ અશક્ય છે, અને સાદું વ્યાજ મળે તોપણ બહુ છે પણ મુશ્કેલીમાં. આજે તો એ પરિસ્થિતિ ઊભી થઇ છે કે લોકો માલ ઉત્પન્ન કરવામાં પોતાની ખાનગી મૂડીનો ઉપયોગ કરી શકતા જ નથી કારણ માલ ઉત્પન્ન કરવામાં જોખમ વધારે છે.

અમેરિકાનો અનુભવ પણ આવો જ છે. અમેરિકાના એક વેપારીના મુખમાંથી નીચેના બોલ નીકળી આવે એ કોઇને નવાઇ લાગે. દુનિયાના સોનાનો ઘણો મોટો ભાગ આજે અમેરિકામાં જઇ પડ્યો છે, છતાં એ કહે છે, "અમે આજે જરા વધારે વિનમ્ર થયા છીએ. ધનવાન થવાનું રહસ્ય અમે જાણે જાણતા હોઇએ એમ બીજા દેશો અમારે ત્યાં કમિશનો મોકલતા હતા. અમને લાગતું હતું કે એ રહસ્ય અમને મળી ગયું છે. અમે ધારતા હતા કે માણસોની વ્યવસ્થા કરતાં અમને આવડ્યું છે, અને સ્થૂલ દ્રવ્ય પર અમે સ્વામિત્વ ભોગવી શકીશું. પરંતુ આજે સ્થૂલ દ્રવ્ય અમારા પર સ્વામિત્વ ભોગવે છે, અને અમારા ( બેકાર ) માણસોનું અમારે શું કરવું તે અમે જાણતા નથી !"

---

૧. André Siegfried—'England's Crisis.'

અમેરિકામાં બેકારીનો પ્રશ્ન આકરો થતો જાય છે. આ શિયાળામાં કેનેડામાં પણ બેકારી વધી પડી છે. કેટલાએક આંકડાઓ પરથી દુનિયામાં બેકારી શા માટે વધે છે એ સ્પષ્ટ જણાઇ આવશે. " અમેરિકામાં ૧૯૧૯થી ૧૯૨૯ સુધીમાં ફેક્ટરીઓની માલ ઉત્પન્ન કરવાની શક્તિમાં ૪૫ ટકાનો વધારો થયો, અને ફેક્ટરીઓમાં કામ કરતા માણસોની સંખ્યામાં કુલ ૯૦૦૦૦૦ માણસોનો ઘટાડો થયો,[૧] અને ૧૯૨૦ થી ૧૯૩૦ સુધીમાં ખેતરોમાં કામ કરતા માણસોમાં ૩૦,૦૦,૦૦૦ નો ઘટાડો થયો..... નોર્મન થોમસ નામનો અમેરિકાનો એક નો એક સમાજવાદી (Socialist) પોતાના "બેકાર" નામના સામયિકમાં જણાવે છે કે મિલ્વાન્કીમાં હાલ એક એવું યંત્ર ચાલુ કરવામાં આવ્યું છે કે જે એક બાજુ તદ્દન કાચા લોઢાનાં પતરાં આરોગે છે અને બીજી બાજુ પૂરેપૂરાં તૈયાર મોટર-કારનાં ખોખાં કાઢે છે. દિવસ અને રાત, દર આઠ આઠ સેકન્ડને અંતરે રંગેલી, સુકાયેલી અને ફેક્ટરી–માટે–તૈયાર એવી ફ્રેમો બનાવવામાં આવે છે! એક દિવસમાં, ૧૦૦૦૦ ફ્રેમો, વર્ષમાં ૩૦,૦૦,૦૦૦ ફ્રેમો– એક જ મશીન બનાવે છે! માણસની મજૂરી આ રાક્ષસી યંત્ર એટલી તો કમી કરી નાંખે છે કે પહેલાં દિવસના ૧૦,૦૦૦ ફ્રેમો બનાવવા ૨૦૦૦ માણસોની જરૂર પડતી તેને બદલે હવે આ રાક્ષસ પર દેખરેખ રાખવા, અને એને રીપેર કરવા, માત્ર ૨૦૦ માણસો પૂરતાં થઇ રહે છે. બીજો દાખલો સેન્ટ લુઇમાં આવેલા કોંક્રીટની ગટર બનાવવાના કારખાનાનો છે. ત્યાં ૩૭ મજૂરોથી ચાલતાં ૩૩ મશીનો ૭૦૦૦ મજૂરોનું કામ કરે છે! સૌથી વધારે ધ્યાન ખેંચે એવો દાખલો તો યુનાઇટેડ સ્ટેટ્સના ડિપાર્ટમેન્ટ ઑફ કૉમર્સે કાઢેલા અંદાજનો છે. જે જમીનમાંથી ઘઉંનો પાક લેવામાં આવે છે, ત્યાં લણવાનું અને ઉપણવાનું બંને કામ સાથે કરે તેવું એક યંત્ર ઊભું કરવામાં આવ્યું છે, અને તેથી જે ખેતરોમાં ૫૦,૦૦૦ મજૂરોની જરૂર પડતી ત્યાં હવે માત્ર ૨૦,૦૦૦ માણસોથી કામ લેવામાં આવશે. આ રીતે બેકાર થયેલા માણસો ક્યાં જાય છે તે વિશે પહેલાં કોઇ પૂછતું નહિ. (એ બધા મજૂરો કોઇ બીજા ધંધામાં સમાઈ જતા). પરંતુ ૧૯૨૮થી આ રીતની સમાસ કરવાની શક્તિ ઓછી થતી ચાલી છે, અને મોટી મોટી સિન્ડીકેટો કરીને નાનાં કારખાનાંઓને એકઠાં કરી દેવાથી ઊલટી બેકારી વધી છે....... પછી જેમ જેમ બેકારી વધવા માંડી, તેમ તેમ અમેરિકાના નાકનું ટેરવું નીચું થતું ગયું. લોકોએ જે કાંઇ બચાવ્યું હતું તે બધું ખલાસ થઇ ગયું, ધીરધારમાં શાખ તૂટું તૂટું થઈ રહી, ભાડાના દર વધારે કાપી ન શકાય એટલા કમી થઈ ગયા, અને છુટક કામ માત્ર થોડાને જ મળતું."[૨] આ રીતે અમેરિકામાં પણ બેકારી વધવા માંડી!

માણસ પહેલાં ચીજોની આપ–લે કરતો, પછી નાણાં દ્વારા એણે ચીજોની અને નાણાંની આપ–લે કરવા માંડી, પછી એને એમ થયું કે માત્ર નાણાંની જ કિંમત છે, એટલે એણે યંત્રની મદદથી ખૂબ માલ ઉત્પન્ન કરી, પરદેશોને તથા પોતાના દેશના ગરીબ લોકોને ચૂસી ખૂબ ધન એકઠું કર્યું, અને આ દોડમાં એણે એટલા બધા લોકોને બેકાર કરી

૧. ફેક્ટરીઓમાં કામ કરતા કુલ માણસોની સંખ્યા આપી નથી, નહિ તો તે પરથી દરેક મજૂરની માલ ઉત્પન્ન કરવાની શક્તિમાં કેટલા ટકા વધારો થયો તે કહી શકાત.

૨. 'America Faces Unemployment': by W. Mc. G. Eager; Cotem: Review: Aug. 1931.

મૂક્યા, અને છતાં એટલો બધો માલ ઉત્પન્ન કર્યો, કે માલનું શું કરવું તે તેને સૂઝ્યુ નહિ. માલની કિંમત રહી નહિ છતા મૂડીવાદી દુનિયાને ખબર પડતી નથી કે આ બધી ધાંધલ માણસે માત્ર પોતાની જરૂરીઆતો પૂરી પાડવા માટે જ આદરેલી ! એ જરૂરીઆતો જો પૂરી ન પડી શકે તો તો કશાની કિંમત છે જ નહિ

યુરોપના તમામ દેશો આજે એટલું તો સ્વીકારે છે જ કે રશિયાની પદ્ધતિનો તેઓ સ્વીકાર કરે કે નહિ તોપણ રશિયાએ જે મહાન પ્રયોગ આદર્યો છે એ દિશામા જ આજની મૂડીવાદે આણેલી પરિસ્થિતિનું નિરાકરણ થઈ શકે એમ છે.

તા ૩૦ નવે ૩૧. પ્રાણજીવન વિ. પાઠક

# સોવિયેટ પદ્ધતિ

એમ તો મે' કહ્યું છે કે જ્યારથી મને ' સોવિયેટ ' સરકારનો પ્રથમ પરિચય થયો, ત્યારથી મારુ મન તેના તરફ ઘણુ આકર્ષાયુ છે આનાં ખાસ કારણ છે અને તેમની ચર્ચા થવી જોઈએ છીએ

સોવિયેટ તંત્ર સંબધી જે મૂર્તિ મારા મનમા ખડી થઇ છે, તેની પાછળ ભારતવર્ષની પડતીનો કાળો પડદો લટકે છે. આ પડતીના મૂળમા રહેલું સત્ય ઇતિહાસમાંથી જડી આવે છે, અને જો એ સત્ય વિચારાય તો આ બાબત ( સોવિયેટ તત્ર ) સંબધી મારા જે વિચાર છે તે બરાબર સ્પષ્ટ થઇ શકે.

જ્યારે, એક વખત, યુરોપના વેપારી વહાણોએ તેમનો માલ પૂર્વખંડના બદરે બંદરે લઇ જઈ ઠાલવવા માંડ્યો ત્યારે આ પૃથ્વી પર માનવઇતિહાસના નવા યુગનો ઉદ્‌ગમ થવા લાગ્યો. ક્ષત્રિય અથવા વીરયુગ ચાલ્યો ગયો, અને વૈશ્ય અથવા વણિક્‌યુગનો પ્રવેશ કરાવાયો આ યુગમાં જે વેપારી મંડળોએ પરદેશમા પગ ઘાલ્યો, તેમણે વેપારી બજારનાં પાછલા બારણાએથી રાજ્ય ઘુસાડ્યુ અનેક છૂપા સાધનોનો – કાવતરાનો – ઉપયોગ કરતાં તેમને ' શરમ ' ન થઇ, કારણ કે તેમને ' સફળતા ' જોઇતી હતી, નહિ કે ' કીર્તિ. '

આ વખતે, તે યુગના પરદેશી ઇતિહાસકારોએ વારવાર ઉદ્‌ઘોષ કર્યો છે તેમ, ભારતવર્ષ પોતાની અઢળક દોલત માટે આખી દુનિયામા સુવિખ્યાત હતો. ભારતવર્ષની સમૃદ્ધિની અઢળકતાનો વિચાર કરતા ક્લાઇવે પણ આશ્ચર્ય બતાવ્યું છેઃ ' મેં ભારતવર્ષની દોલત લૂટવાની મારી કળામાં આટલી સૌમ્યતા શા માટે વાપરી ! "

ક્રમશ, વેપારનો માર્ગ ખુલ્લો કરવાકરવામા જ, પરદેશી વેપારીઓએ પોતાના આસન પર રાજગાદીને જ પધરાવી દીધી તે વખતે મોગલસત્તા દફનાવાતી હતી, મરાઠા અને શીખો સામ્રાજ્યના સાધા ઢીલા કરવામાં ગુથાયા હતા, અને છેવટે બ્રિટિશ હાથ વડે એ સાધા છૂટા કરાયા, તથા નષ્ટ થયા.

જ્યારે ઉપર્યુક્ત સાહસિકો રાજસત્તા માટે ખેલતા હતા, ત્યારે દેશમાં જુલમ, અન્યાય કે અવ્યવસ્થા જેવું કઇ નહોતુ એમ ન કહી શકાય પણ તે તો દેશનાં અંગીભૂત હતાં તેમનાથી જે ઘા થતા તે તો ઉપરઉપરના જ; કદાચ ઘણુ લોહી રેડાયા હશે, પરંતુ હાડકાં

તૂટ્યાં નહોતાં. એવા સમયે પણ આખા દેશમાં ઉપાર્જનની વિવિધ રીતો પૂર્ણ કળાએ હતી. હકીકત એ છે કે ત્યારે પણ એ બધાં ખાતાં રાજાઓ કે બાદશાહોની પૂરી હકૂમતમાં હતાં. જો એમ ન હોત તો પરદેશી વેપારીઓને આ દેશમાં ટોળાંબંધ ઊલટી આવવાનું કારણ ન હોત. તીડ રણમાં શા માટે ઊલટે ?

પછી તો, વેપાર અને સામ્રાજ્યના આ કમનસીબ લગ્ન દરમ્યાન, વૈશ્ય રાજકર્તાઓએ ભારતવર્ષના કલ્પદ્રુમનાં મૂળ કાપવા જે જે ઉપાયો લીધા તે ઇતિહાસે અનેક વાર કહ્યા છે, અને એ સાંભળતાં અત્યંત ઘૃણા થાય એમ છે. પણ એ ઉપાયો એવા છે એની ખાતર એમને વિસ્મરણના ગોદાથી દાટી દીધે નભશે નહિ. એ તો દેશની અત્યારની અસહ્ય ગરીબાઇનું મૂળ છે. ભારતવર્ષ એક વખત પોતાની દોલત માટે યશ લેતો હતો; અને દૂર દૂરના દેશોમાં એ ધન કઇ રીતે ઉડાવી જવામાં આવ્યું એ જો આપણે ભૂલી જઇએ તો અર્વાચીન ઇતિહાસની એક મુદ્દાની હકીકત ખોઈ બેસીએ. આ આધુનિક રાજનીતિનો મુખ્ય જોશ વીરની વિજયકીર્તિ નથી, પણ ધનતૃષ્ણા છે એ હકીકત આપણે યાદ રાખવી જોઇએ. રાજાની પ્રજાને રાજસત્તા સાથે અમુક પ્રકારનો માનવસંબંધ હોય છે, પણ ધનલોભની બાબતમાં આવી કોઈ વાત શક્ય નથી હોતી. દોલત ક્રૂર છે, ને કોઇની ય થઈ નથી. તેમ જ લોભ હંસે મૂકેલાં ઇંડાં ટોપલીમાં મૂકી દે છે એટલું જ નહિ પણ હંસનું ગળું ય કાપી નાખે છે.

આપણે માની લઇએ કે જૂની દુનિયાની કુશળતા અને વિવિધ સાધનોથી ચલાવાતી હાથકળા આ યંત્રની હરીફાઇમાં મરી પરવારી છે. આમ હોવાથી લોકોના જીવનનિર્વાહની સુગમતા કરવા ખાતર તેમને બને તેટલી રીતે યંત્રનો ઉપયોગ શીખવવો એ સહુથી અગત્યની બાબત છે. આધુનિક યુગમાં, લોકોને જીવનનિર્વાહનું સાધન મેળવી આપવા માટે, બધા સ્વતંત્ર દેશોમાં આવો યત્ન અવિશ્રાન્તપણે કરવામાં આવે છે. જાપાને, ટૂંક મુદ્દતમાં જ, ધનથી લદાએલું યંત્ર હસ્તગત કરી લીધું છે. જો એનાથી એ શક્ય કરાયું ન હોત તો યંત્રોના ઉસ્તાદ પેલા યુરોપે યંત્રદ્વારા જાપાનનાં ધનદોલત હરી લીધાં હોત, અને તેને પદદલિત કર્યો હોત. કમનસીબે, આપણને એવી તક મળી નથી; કારણ, લોભ અદેખો હોય છે. આ ભયંકર લોભના સાણસામાં આપણાં જીવન, અને જીવનનિર્વાહનાં સાધન, બંને કરમાય છે; અને બદલામાં આપણા માલિકો આપણને એવું કહીને આશ્વાસન આપે છે કે હજી પણ તમારામાં જીવન અને દોલતનો જે અવશેષ રહ્યો છે તેનું રક્ષણ કરવા માટે કાયદો અને વ્યવસ્થા નભાવવામાં ( ગમે તે ભોગે ? ) આવશે. આપણે પણ છેલ્લો શ્વાસ લેતે લેતે એમના 'પોલિસ યુનિફોર્મ' માટે નાણાં પૂરાં કરવા ખાતર આપણાં ખોરાક ને વસ્ત્ર, આપણાં મગજ ને વિદ્યા ગિરો મૂક્યાં છે.

જ્યારે સંબંધ માત્ર લોભપૂરતો જ હોય છે, ત્યારે એ લોભ કઇ રીતે તૃપ્ત કરાય છે એ વિચારવાનું હોતું નથી. અને જ્યારે એ વિચારવાનું ન હોય, ત્યારે બીજા પક્ષના હકને જેટલા દાબી શકાય તેટલા દબાવવામાં આવે છે. એ તો સામાન્ય સમજણની વાત છે કે આપણું શરીર ઊભું રહી શકે એની ખાતર, તથા માનવજીવનની ક્ષુલ્લક હાજતો પૂરી કરવા ખાતર કેટલાં થોડાં નાણાં કાઢવામાં આવે છે ! ફક્ત અત્યલ્પ ખોરાક, વસ્ત્ર, ભણતર, દવા અને કાદવમાંથી ઊગારી લીધેલું પીવાનું પાણી—આ આપણે માટે: અને બીજી બાજુ પોલિસનો તોટો નથી, મોટા મોટા પગારના અમલદારોનો શુમાર ન મળે;

અને એ પગાર દેશમા રહે છે કે વપરાય છે? ના, એ તો 'ગલ્ફસ્ટ્રીમ'ની જેમ બ્રિટિશ ટાપુઓની ઠડી ઓછી કરવામા વપરાય છે અને એ પગારો આપણે કઇ રીતે પૂરા કરીએ છીએ? આપણને મરવા અને બળવા માટે જે ખર્ચ કરવો પડે તેમાથી એ પગાર કરીએ છીએ! આપણે મરતા મરતા જીવીને એ નાણા પૂરા કરીએ છીએ આ બધાનું એક માત્ર કારણ આધળો લોભ છે, લોભ ક્રૂર છે, અને ભારતવર્ષ તેના વિદેશી વણિકરાજ્ય-કર્તાઓ માટે લોભનો વિષય છે

છતા, અગ્રેજો સ્વભાવે ઉદાર છે તથા યુરોપના બીજા રાષ્ટ્રો પોતાની પરદેશી હકુમતોની બાબતમા આ લોક કરતા વધારે જુલમ અને ક્રૂર છે એ વાતની છેક નિરાશાની ક્ષણમા પણ હુ ના નથી પાડતો રાજકર્તા કોમની બાબતમા આપણે બોલીને અને કરીને બળવાનો જે જુસ્સો દેખાડીએ છીએ તે બીજા કોઈ રાષ્ટ્રના રાજકર્તા સાખી શકે નહિ. આના પુરાવાની ખુદ યુરોપમા જ ખોટ નથી, અરે અમેરિકામા પણ આના દાખલા મોજુદ છે * * *

જ્યારે હુ ઇંગ્લેન્ડમા હતો ત્યારે ભારતવર્ષમા થતા અત્યાચારોના ન માની શકાય તેવા દાખલા અગ્રેજી છાપામા ભાગ્યે જ દેખાતા આનુ કારણ યુરોપ કે અમેરિકામા તેમની બેઆબરૂ થાય એટલુ જ નહોતુ ખરુ તો એ હતુ, કે પરદેશી પ્રજાના અસતોષને દાબી દેવામા અત્યાચારી ઉપાય લેવામા માનનારા અગ્રેજ અમલદારોને પોતાના દેશ ભાઇઓના અંત કરણોનો ડર હતો * * *

આપણી માથે બેઅદબી કરાઇ છે, આપણી ઉપર હીચકારા જુલમ થયા છે, ઘણી વાર તો આ છેક અન્યાયી હતા, અને સહુથી ખરાબ તો એ છે કે આ ગધળુ પડદા પાછળ–કાયદા અને વ્યવસ્થાના નામે–કરાયુ છે પણ મારે કહેવુ જોઇએ કે આમા જેમણે માર ખાધો તેમને કીર્તિ વરી છે, અને જેમણે લાઠી વાપરી તેમને હિણપત લાગ્યુ છે * *

છતા આ કઈ આશ્વાસન નથી લાઠીને છેડે રહેલી મજા થોડા વખત પછી થાકી જાય, અને શરમના માર્યા તેઓ હારી બેસે પણ મનુષ્યસ્વભાવમા રહેલી મજા થોડા માથા ફોડયા પછી રમતગમતમા ભેગી થઈ અને અદરય થઈ ગઇ એમ ન બને અગ્રેજોને લોભ છે, અને તેમનો આ લોભી સ્વભાવ રાષ્ટ્રની દોલતને અદરથી દાટી દે છે ક્રોધે કરેલી મજાનો અત કોઈ વખતે તો આવે છે, પણ લોભ જે દડ દે છે તે અનત–ચિરસ્થાયી હોય છે

'ટાઇમ્સની સાહિત્યપૂર્તિ'મા મેબી નામના કોઇ લેખકે લખેલુ મેં વાચ્યુ છે કે ભારત-વર્ષની ગરીબાઈનુ મૂળ કારણ અવિવેકી લગ્નોને લીધે ઊભરાઇ જતી પ્રજા છે! આમા એ વ્યગ રહ્યુ છે કે જો થોડાક જણ પેની અલ્પ ખોરાકવાળી ચારો ચાટનાર હોય તો બહારના લોક આપણી જે દોલત ઘસડી જાય છે તે આપણને અસહ્ય ન થઇ પડે મેં સાભળ્યુ છે કે ઇ સ ૧૮૮૧થી ઇ સ ૧૯૨૧ સુધીમા ઇંગ્લેન્ડમા છાસઠ ટકા વસ્તી વધી છે, જ્યારે ભારતવર્ષની વસ્તીમા પચાસ વર્ષમા થયેલો વધારો તેત્રીશ ટકાનો છે અને દેશમા વસ્તીનો વધારો થયો છે, વળી ઇંગ્લેન્ડમા તો ભારતવર્ષ કરતા બમણો થયો છે આમ જ્યારે કારણ એક છે, ત્યારે પરિણામમા તફાવત કેમ? (ભારતવાસીઓ ભૂખે મરે

છે ને અંગ્રેજોને ઘીકેળાં કેમ ?) માટે એ ચોખ્ખું છે કે મૂળ કારણ વસ્તીનો વધારો નથી, પણ ખાવાની ખોટ છે. અને ખાવાની ખોટનું મૂળ શેમાં છે ?

જેઓ શાસિત છે, ને જેઓ શાસક છે તેમનાં નસીબ એક જ વહેણમાં વહેતાં હોય તો ફરિયાદનું કારણ ન રહે; એટલે કે ઊપજ, વધતી કે ઓછી જે કંઇ હોય, તે સરખે હિસ્સે વહેંચાઇ જાય. પણ જ્યાં કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષની વચ્ચે અતલ સમુદ્ર તથા અસીમ લોભનો વિસ્તાર પડયો છે; જ્યાં કૃષ્ણપક્ષની બાબતમાં કેળવણી, આરોગ્ય, સ્વમાન અને દોલતની અનુકૂળતા કેજુસાઇની સપાટી કરતાં સહેજ પણ ઊંચી કદી ચડતી નથી, પરંતુ શુક્લપક્ષની બાબતમાં રાતના પહેરેગીરની આખલાની આંખ જેવી બત્તી માફ઼ક અનુકૂળતાઓ વધારાતી જ જાય છે—ત્યાં આમ છે ત્યાં એ ગણતરી કરવા માટે આંકડાના ઊંડાણમાં ડૂબકી મારવાની જરૂર નથી કે છેલ્લાં એકસો ને સાઠ વર્ષમાં, સિક્કાની ઊંધી અને છતી બાજુઓની માફક, ભારતવર્ષની બાજુએ બધી બાબતમા ગરીબાઇ છે, ને બ્રિટિશ બાજુએ બધી બાબતમાં આબાદી છે. જો કોઇને ઉપર જણાવેલી હકીકતનું સંપૂર્ણ ચિત્ર દોરવું હોય તો બંગાળમાં શણ પકવનાર ખેડૂતના જીવનમાંથી, અને દૂરના ડંડીમાં એ પાકના નફા જે મૂડીદારો ભોગવે છે તેમનાં જીવનમાંથી દશ્યો સાથેસાથે મૂકે.

દરિયામાં સફર કરતાં વહાણોએ આખી દુનિયાની શોધ કરી તેની સાથે સાથે, આ ભયંકર વેપારયુગના ગણેશ મંડાયા. વેપારયુગનું પ્રથમ પ્રકરણ લૂંટથી શરૂ થયું. ત્યારે દુનિયા ગુલામની ચોરી અને દોલતની ચોરીની ભયંકરતા નીચે કચડાવાને ડચકારા ભરતી હતી. તે દિવસોમાં સ્પેન લોહીના પ્રવાહમાં મેક્સિકોના સુવર્ણભંડાર વહી ગયું, અને તેની સંસ્કૃતિ પણ એ રક્તપ્રવાહમાં ધોવાઇ ગઇ. એ તોફાનનાં લોહીરક્ત વાદળ, પશ્ચિમમાંથી છૂટાં છવાયાં વાવાઝોડાં દ્વારા, ભારતવર્ષમાં પણ ખેંચાઈ આવ્યાં. પૈસો ભેગો કરવાની ક્રૂર વૃત્તિના કારણે એક જ દેશમાં ને એક જ રાષ્ટ્રના લોકમાં, ગમે તેટલી દુઃખકર ફાટ પડે તો પણ સર્વને માટે સરખી તકો હમેશાં ખુલ્લી હોય છે. શક્તિના ભેદ હોય પણ અટકાવી રાખનાર 'હક' ના ભેદ ન હોય એ દેશમાં આજે જે વ્યક્તિ ધનની ઘંટીમાં દળાતી હોય, તે વ્યક્તિ દળનાર યંત્રના કોઇક ભાગ વડે જ આવતી કાલે ઉપર ચડી જાય. એટલું જ નહિ, પણ ધનિકોએ જે દોલત ભેગી કરી હોય છે તેનો કેટલોક ભાગ કોઇ ને કોઇ પ્રકારે સ્વાભાવિક રીતે દેશમાં વહેંચાઇ જાય છે. વ્યક્તિની દોલતને રાષ્ટ્રની દોલતની જવાબદારીનો મોટો ભાગ ઉપાડયા વિના ચાલે જ નહિ. જનતાની કેળવણી, જનતાનું આરોગ્ય, જનતાના વિનોદો અને જનતાની બીજી અનેક ઉપકારક સંસ્થાઓ—આ સર્વ બહુમૂલ્ય કામો છે. અને ધનિકોની ઇચ્છા હોય કે ન હોય તો પણ દેશના આ વિવિધ મનોરથો તેમના વડે સંતોષાય છે.

પણ ભારતવર્ષની જે દોલત પરદેશી વેપારીઓ અને મોટા અમલદારોની મૂઠમાં સપડાય છે, તેમાંથી ભારતવાસીઓને ભાગ કંઈ આવતું નથી, અને જે નહિ જેવું આવે છે તે મિજબાની પછી પડી રહેલ એંઠવાડરૂપે આવે છે. ખેડૂતની કેળવણી તથા આરોગ્યવિષયક ગંભીર જરૂરીઆતો તો અવગણાયલી જ રહે છે, પણ બહાર વહી જતા નફાનો લગાર સરખો ભાગ તેમને પરત મળતો નથી. જે જાય છે તે હાથથી જ જાય છે. શણમાંથી નફો કરી શકાય એટલા માટે ગામડાંનાં તળાવો બગાડાય છે, પણ એથી થતો શોકમય

જલદુષ્કાળ ટાળવા માટે એ પરદેશી મૂડીદારોની ભરેલી નાણાંકોથળીમાંથી પાઈ સરખી ખરતી નથી પાણી માટે રાહત કામો કરવાના હોય તો એના કરનો બધો બોજો આ ભૂખે મરતા ગરીબોના લોહી ઉપર પડે છે જનતાની કેળવણી માટે સરકારી તિજોરીમાં નાણાં નથી—શા માટે નથી? મુખ્ય કારણ એ છે કે નાણાંની મોટીમોટી રકમો ભારતવર્ષમાંથી આખી ને આખી ઊપડી જાય છે, એટલે કે અહીંના તળાવોના પાણીની વરાળ થઈને વાદળાં બંધાય છે, અને આ વાદળાં બીજી બાજુએ જઈને (વિલાયત જઈને) વરસી પડે છે આ ગરીબ, કમનસીબ, અભણ, રોગી અને મરણોન્મુખ ભારતવર્ષ પેલા દૂરના દેશના દવાખાના અને શાળા-મહાશાળાઓના નાણાં કેટલાય વર્ષથી કશો દેખાવ કર્યા સિવાય પૂરા કરે છે

રાજ જ્હોન સાયમને કહ્યું છે 'ભારતવર્ષ જે અત્યંત ભયંકર દુરિતોથી પીડાય છે તેના મૂળમાં તેના જરીપુરાણા સામાજિક અને આર્થિક રિવાજો છે, અને તેથી એમનો ઉપાય ભારતવાસીઓના પોતાના જ કાર્યોથી થઈ શકે એમ અમને લાગે છે"

આ મત ઘૃણાપાત્ર છે સર જ્હોન સાયમને આપણી જરૂરીઆતોનો જે ધોરણે નિર્ણય બાંધ્યો છે, તે ધોરણ એનું પોતાનું—અંગ્રેજનું—નથી બંધનમુક્ત કેળવણી અને પાશમુક્ત સ્નાતક તથા તર્કો રૂપે જીવનના જે આદર્શો એના પોતાના દેશમાં વડાયા છે તે આદર્શોની જરૂર ચીથરેહાલ, દુર્બળકાય, રોગજર્જરિત અને વિદ્યાવિમુખ ભારતવર્ષને છે એની કલ્પના સરખી પણ એ કરી શકતો નથી એમના જીવનનું ધોરણ ફાલ્યુંફૂલ્યું છે, અને તે સદૈવ શક્ય બને એની ખાતર આપણે આપણી વધતી જતી વસ્તી પર કાપ મૂકીને જેમતેમ કરીને ગુજારો કરવો—આપણા ભોગે એમને લાલઘૂમ થવાનું સદૈવ શક્ય બને એની ખાતર આપણે વસ્તી વધતી અટકાવવી અને મરતા મરતા જીવવું—આ છે એના કહેવાનો સાર!

જ્યારે મારા મનમાં આ પરદેશી લોભ અને તેથી આવતી બેજવાબદારી, નિરાશાની કાળી ભૂમિકા પર, અંકિત થયા હતા ત્યારે હું રશિયા ગયો જ્યારે આ વિશાળ દેશમાં જુદી જુદી કોમની, યુરોપિયન અને બીનયુરોપિયન કોમની બનેલી સમસ્ત પ્રજામાં કેળવણી દ્વારા ક્ષમતા લાવવા માટે સોવિયેટ સરકારને અદમ્ય શ્રમ ઉઠાવતી મેં નિહાળી ત્યારે મને સાયમન કમિશનને પ્રશ્ન પૂછવાની ઇચ્છા થઈ 'ભારતવર્ષના શરીરમાં અજ્ઞાન અને વહેમે વાતરૂપે પ્રવેશ કર્યો છે અને તેથી તેનું લોહી આગલા બધા વર્ષથી સતત વહ્યા કરતું હોવાથી તે મરણોન્મુખ બન્યો છે—આ વાત જો સાચી હોય તો બ્રિટિશ અમલના એકસો ને સાઠ વર્ષ દરમિયાન આ રક્તસ્રાવ બંધ કરવાનો કેમ કોઈ યોગ્ય ઉપાય યોજવામાં આવ્યો નથી? બ્રિટિશ સરકાર પોલિસને લાઠી અને દંડૂકા પૂરી પાડવા માટે જે અઢળક ખર્ચ કરે છે, અને જેમના માથા એ લાઠીદંડૂકા વડે ગમે ત્યારે ફૂટતા સરજાયા છે, તેના લોકોની કેળવણી પાછળ જે મામૂલી રકમ ખર્ચે છે તેના તુલનાત્મક આંકડાનું પ્રદર્શન આ સાયમનકમિશને કર્યું છે?"

રશિયામાં પગ મૂકતા જ પહેલી ચીજ નજરે ચડે છે તે એ કે ખેડૂત અને કામદાર વર્ગો જે આઠ વર્ષ પર ભારતવાસીઓની જેમ, અસહાય ને ક્ષુધાપીડિત હતા, જુલમનીચે કચડાતા હતા, અને અભણ હતા, જેમનો શોક નાર ઘણી દિશાઓમાં આપણા કરતા પણ વધારે હતો, તેઓ આઠ વર્ષ જેટલા ટૂંક સમયમાં, આપણો આગળ વધેલો ગણાતો વર્ગ બ્રિટિશ અમલના એકસો ને સાઠ વર્ષમાં કેળવણીમાં જેટલો આગળ વધ્યો છે, તેના કરતા ક્યાંય આગળ નીકળી ગયા છે અહીં મેં, ક્ષિતિજના એક છેડાથી બીજા છેડા સુધી વિસ્તરેલો,

કેળવણીના સ્વપ્નનો એવો આવિષ્કાર જોયો કે એનું ચિત્ર ઝાંઝવાના પડદા પર ચિતરવા જેટલી હિંમત પણ આપણે કંગાલોએ કરી નથી.

આ ચમત્કાર શક્ય શી રીતે બન્યો છે?—આ પ્રશ્ન મેં મારી જાતને વારંવાર પૂછ્યો છે. અને મને અંતરમાં જવાબ મળ્યો છે કે ત્યાં પરદેશીઓના ધનલોભનો કોઇ બંધ ક્યાંય નથી. આ લોકો–સોવિયેટ સરકાર-એશિયાના દૂર દૂરના ભાગમાં વસતી તેમની તુર્ક પ્રજાને પણ પૂરી અને સંગીન કેળવણી આપતાં ડરતા નથી; વાસ્તવમાં, તેઓ તેમ કરવા ઉત્સુક છે.

રશિયામાં નિર્દય જુલમ ગુજરાય છે એવી ઊડતી વાતો આપણે સાંભળીએ છીએ-એ બનવાજોગ પણ હોય. છતાં, સોવિયેટ સરકાર ચિત્રો, સિનેમા તેમ જ ઐતિહાસિક પાઠો વગેરે દ્વારા ગત અમલના ભયંકર દબાણ અને અત્યાચારોનો દેખાડ સતત કરે છે. જો આ સરકારે (સોવિયેટ સરકારે) ખરું જોતાં એની એ જ ક્રૂર પદ્ધતિઓ અખત્યાર કરી હોય, તો બધા પ્રકારના અત્યાચારોનો આવો દેખાડ કરીને લોકોની ઘૃણાની લાગણીને ઉશ્કેરવામાં તેઓ વિચિત્ર ભૂલ કરે છે એમ કહેવાય. જો કલકત્તાના કારાગારની સિરાજ–ઉદ્–દૌલ્લાના અત્યાચારો (આ વાત સાચી છે?) સિનેમા અને એવાં બીજાં સચોટ સાધનો વડે નિંદ્ય કરવા યત્ન કરાતા હોય, તો તે જ વખતે 'જલિયનવાલાં બાગ' ઠેર ઠેર કરવામાં મૂર્ખાઇ છે, એમ કહેવામાં ખોટું ન ગણાય.

સોવિયેટ રશિયામાં લોકગણની બધી બુદ્ધિમત્તાને 'માર્ક્સ'ની અર્થનીતિમાં ઢાળવાનો અવિશ્રાન્ત યત્ન કરાય છે, એ ચોખ્ખું દીસી આવે છે; અને આ લક્ષ્ય ખ્યાલમાં રાખીને સોવિયેટ સરકારે આ વિષયની મુક્ત ચર્ચાનો માર્ગ બળાત્કાર વાપરીને પણ રોક્યો છે. આ આરોપ સાચો છે એમ હું માનું છું. છેલ્લા યુરોપીય વિગ્રહમાં વાણીસ્વાતંત્ર્યને ડૂચો મારવાનો અને સરકારની નીતિ વિરુદ્ધ જતા દરેક વ્યક્તિગત મતને કાં તો જેલના સળીઆ પાછળ પૂરીને કે ફાંસીના માંચડા પર ચડાવીને દાબી દેવાનો આવો જ પ્રયત્ન કરાયો હતો.

જ્યાં તાત્કાલિક પરિણામો ઊપજાવવાનો લોભ અતિપ્રબળ થઇ પડે છે, ત્યાં રાજકીય નેતાઓ વ્યક્તિના મતનો હક સ્વીકારવાની ખાસ દરકાર રાખતા નથી. તેઓ કહે છે કે એ ચર્ચા થોભી શકે છે; દરમિયાન આપણે આપણા ધ્યેયે પહોંચીએ. અત્યારે રશિયા વિગ્રહ-ની દશામાં છે: અંદર અને બહાર શત્રુઓ છે. તેમના બધા અખતરાને તોડી પાડવા માટે બધા પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ પગભર છે. આ કારણથી તેમને લાગે છે કે રચનાત્મક કામના પાયા અચલ રહે એવી રીતે બને તેટલા જલદી નાખવા જોઇએ; અને તે માટે બળ વાપરતાં તે જરાય અચકાતા નથી. પરંતુ જરૂર ગમે તેવી શીઘ્ર અને મહત્ત્વની હોય, તો પણ જે પાયા ઉપર બળાત્કાર પોતાનો મિનારો ચણે છે, તે પાયાને તે પોતે જ દોદળા કરે છે.

રશિયાએ પોતાને માટે જે ધ્યેય નક્કી કર્યું છે તે નવયુગ માટે માર્ગ મોકળો કરવાનું છે; જરીપુરાણી માન્યતા અને રિવાજોને તેમની જૂની ભૂમિકામાંથી ઊખેડી નાંખવાનાં છે, ચિરસ્થિત ટેવોની જડતાને ચલાયમાન કરવાની છે. જેઓ માનવસ્વભાવ સાથે ધરછોડ કરવાનો, અને સમયને પાકવા દેવાની રાહ જોવાનો વિલંબ કરવા ના પાડે છે તેઓ બળા-ત્કારનાં કામોમાં માને છે; પણ આના પરિણામે તેઓ એક જ રાતમાં બળાત્કાર વાપરી બધું બાંધી તો કાઢે છે, પણ તે ભાર સહી શકતું નથી, અને લાંબું ટકતું નથી.

જે નેતાઓ મત ઢાળવામાં સફળ થયા છે, પણ માણસો બનાવવામાં સફળ થયા નથી, તેમનામા મને શ્રદ્ધા નથી પ્રથમ તો, કોઇના ય મતમા આવી અંધશ્રદ્ધા હોવી એમા ડહાપણ નથી, કામ થતુ જાય તેમ તેમ ક્રમશ એ મતની સચ્ચાઈ સિદ્ધ થવી જોઇએ. જે નેતાઓ પવિત્ર શાસ્ત્ર (ધર્મશાસ્ત્ર)ની આજ્ઞાઓ-( વિધિ-નિષેધો ) પાળતા નથી તેઓ જ અર્થનીતિના શાસ્ત્રમા વજ્રલેપ શ્રદ્ધા રાખે છે, એટલુ જ નહિ પણ કોઇ પણ પ્રકારે, ખરી કે ખોટી રીતે, લોકોને પોતાના મતના કરવા માટે બળાત્કાર વાપરવા માગે છે તેઓ એ વાત સમજી શકતા નથી કે જો આ સિદ્ધાંતો લોકોનાં ગળામા પગણે ખોસી ઘાલવામાં તેઓ સફળ થાય, તો પણ તેથી એમ સિદ્ધ થતું નથી કે તેઓ સાચા છે, વાસ્તવમા જેમ બળાત્કાર વધારે થવાનો, તેમ સિદ્ધાતના સત્યની પ્રતીતિ ઓછી થવાની. યુરોપમા જ્યારે ખ્રિસ્તી શાસ્ત્રોને તરવારના બળમા શ્રદ્ધા હતી ત્યારે ' રેક ' ઉપર લોકોના હાડકાં તોડીને, તથા તેમને સળગાવીને, ફાંસીને કે પથરા મારીને પોતાના સત્યની પ્રતીતિ કરાવવા યત્ન થયા હતા. આજકાલ પશુબળ માટે એની એ જ દલીલ શત્રુ કે મિત્રો વડે બોલ્શેવિક સિદ્ધાંતોને લાગુ કરવામા આવે છે બને પક્ષ એકબીજા પર આરોપ મૂકે છે કે તમે વ્યક્તિમતના હકો દાબી દો છો પરિણામે, પશ્ચિમખંડમાં અત્યારે પણ માનવ-સ્વભાવ બને પક્ષના શસ્ત્રાસ્ત્રની વચ્ચે ભચડાઇ મરે છે આ વખતે મને આપણુ બાઉલ ગીત યાદ આવે છે

> અરે ક્રૂર તરુણ,
> તુ તારા આત્માની નાજુક કળી તોડશે ?
> એને પ્રજ્વલિત અગ્નિમા બાળશે ?
> પુષ્પ ખીલે એટલી રાહ તુ નહિ જુએ ?
> તેણે તત્કાલ ગધ ફેલાવવી જોઈએ ?
> મારા માલિક તરફ નજર કર,
> એ તો યુગ યુગ સુધી ધૈર્યથી શોભે છે,
> કળી ખીલે તેની પ્રતીક્ષા કરે છે
> તુ તૃષ્ણાતુર છે, તારો આધાર
> ક્રૂર દંડ છે.
> મદનની પ્રાર્થના સાભળ માલિકના
> હૃદયમા સુખદ આત્મસદેશ મારુ
> અતકરણ સુણે છે.

મેં કહ્યુ જ છે કે સોવિયેટ રશિયામાં રશિયન રાજ્યની વિવિધ પ્રજાઓને, પછી તે ગમે તે વર્ગની કે કોમની હોય, સાચી કેળવણીના સમાન હક ને તકો મેળવવાનું માન આપવામાં આવ્યુ છે. અને હુ બ્રિટિશ પ્રજા છુ ( મારા દેશમાં કેળવણીને નામે દેવાળુ છે ) એ કારણે મને આ વિષય આટલા ઊંડા સંતાપનું સ્થાન બન્યો છે.

હવે કદાચ મારે છેલ્લા એક પ્રશ્નનો જવાબ આપવો જોઇએ મારા દેશમા ઘણા લોકોએ બોલ્શેવિક અર્થનીતિ સંબધી મારો મત માગ્યો છે. મને ડર છે કે આપણો દેશ શાસ્ત્રદલિત અને ગુરુદલિત હોવાને લીધે, આપણી જાદુમુગ્ધ મનોદશાની વૃત્તિ હરહમેશ

પરદેશથી આણેલાં સિદ્ધાંતને વેદવાક્ય ગણી લેવાની રહે છે. આ અધ્યાત્મ સગીરતા ને ગુલામીમાંથી આપણે મુક્ત થઇએ અને કહીએ કે મત ગમે તે હોય, પણ તેની સચ્ચાઇ તો જ્યારે તેને હકીકત સાથે લાગુ કરીએ ત્યારે જ સિદ્ધ થાય. સોવિયેટ અર્થનીતિની કસોટી હજી ચાલે છે, પૂરી થઇ નથી. જનતાને લગતા કોઇ પણ સિદ્ધાંતનું મુખ્ય અંગ માનવ-સ્વભાવ પોતે જ છે. રશિયાની બોલ્શેવિક અર્થનીતિ માનવસ્વભાવને કેટલે અંશે બંધ બેસે છે એ નક્કી કરવાની હજી વાર છે.

માણસને બે બાજુ છે: એક તરફ એ પોતે, અને બીજી તરફ એને બીજાં સાથે સંબંધ છે. હવે જો કોઇ આ બેમાંથી એકને છોડી દે તો જે બાકી રહે તે વાસ્તવિક ન હોય. જ્યારે માણસ આ બે બાજુમાંથી એક જ બાજુ તરફ ઢળતો રહે ને એમાંથી ચસે નહિ, ત્યારે એકદમ તડ ને ફડ કરવા માગનાર તેનો સલાહકાર તેને 'સલાહ આપે છે કે બીજી' બાજુ કાપીને ફેંકી દે. જ્યારે વ્યક્તિગતતા તીવ્ર સ્વાર્થતામાં પરિણમે છે, ત્યારે સલાહ-કાર કહે છે: 'સ્વ'નો જ નાશ કર. આમ કરવાથી અડચણો કદાચ ઓછી થાય, પણ તેથી જીવનની બધી હિલચાલો લગભગ અટકી પડે, જીવન્ મરવા પડે. આ નીતિ ગાડીની સલામતી ખાતર ઘોડાને મારી નાખવા જેવી છે.

માણસો એકબીજા સાથે લડે છે, ને બાઝે છે; કારણ, તેઓ છૂટક અંગગાં પુરા-યેલાં છે. પણ તે કારણે બધાં માણસોના હાથપગ એક દોરડે ભેગા બાંધવા કે જેથી બધાંનું એક રાક્ષસી અંગ બને એવી સૂચના તો કોઇ મિથ્યાભિમાની અર્થનીતિજ્ઞ જ કરી શકે. વિધિની સામે લડવું, અને તેના વિધાનો તથા ફરમાનોને સદંતર ઊલટાવી દેવાનો યત્ન કરવો હોય તો તેને માટે હિંમતના કરતાં બેવકૂફીની વધારે જરૂર છે.*

# ધોબીનું ગીત

કુકડો બોલે, રાત સીધાવે, તેડે ધોબી–ઘાટ,
ભાઇ ! તેડે ધોબી–ઘાટ;
મેલી ચાદર જેવી કાળી જાગે સૂતી વાટ,
ભાઇ ! જાગે સૂતી વાટ.

જાગે પેલો સૂરજ–ધોબી, ધોતો રજની–ચીર,
ભાઇ ! ધોતો રજની–ચીર;
એની ઝીકે જાગી વ્હેશે સૂતાં જગનાં નીર,
ભાઇ ! વ્હેશે જગનાં નીર.

ધુવો, ધુવો, ઝૂકી ધુવો, ધુવો મેલ તમામ,
ભાઇ ! ધુવો મેલ તમામ;
દિન આખો ત્યાં મેલ ધુવે છે જગનો પેલો રામ,
ભાઈ! મેલ ધુવે ત્યાં રામ !

ઝીકો ઝીકો ઝીકો શિલા પર કપડાં વાર હજાર,
ભાઇ ! કપડાં વાર હજાર;
પેલો જગનો ધોનારો ત્યાં અટકે ના પલવાર,
ભાઇ ! અટકે ના પલવાર.

કપડાં ધોઇ સૂકવો ઘાટે, સૂકવો સૂરજ–તાપ,
ભાઇ ! સૂકવો સૂરજ–તાપ;
પેલો મોટો ધોનારો ત્યાં સૂકવે પુન્ય–પ્રતાપ,
ભાઇ ! સૂકવે પુન્ય–પ્રતાપ.

ધોતાં ધોતાં સાંજ પડે ત્યાં વળશું પાછા ઘેર,
ભાઇ ! વળશું પાછા ઘેર;
રાતે પેલા ધોબી સાથે કરશું લીલા લ્હેર,
ભા ઇ! કરશું લીલા લ્હેર !

સ્નેહરશ્મિ

# ધોબણ

જગતને સ્વચ્છ બનાવા કાજ,
ધોબણ વળી સરિતને ઘાટ;

'ડખ' કરતાં મૂક પ્રાણી ચાલે, બોજાનો નહિ પાર;
મસ્તક પર એક ધરી પોટલું, કર 'ટીટિયું' શણગાર.

મૂકી ઘર રુદન કરંતાં બાળ,
વહાલની વાત અનેક રસાળ.

ઉગે સૂરજ કર્તવ્યે વ્યોમ,
ચંદ્ર અજવાળે નિત્યે ભોમ;

પુષ્પ વેલી પરિમલ પ્રસરાવે, ઉછાળતી મનભાવ;
ફળ તરૂ પર જો ! લચી પડે ને, ધરતાં અમૃતથાળ.

ધર્મનો માર્ગ પ્રથમ સ્વીકાર,
ચિરંજીવ વસો હૃદય નિર્ધાર.

છલોછલ નીર ભર્યાં ઉભરાય,
પ્રેમના પુણ્ય પ્રવાહે તણાય.

વિકટ માર્ગ દિસતો પણ જરીયે, ડગે ન ડગલું એક;
નિશ્ચિત પંથીનાં વહન વેગીલાં, જાય ઘસડતાં છેક.

અડગતા, ધીરજ ને, પરિતાપ
વટાવે એક પૂરને પાટ.

વિશ્વમાં પ્રગટાવે નવભાવ,
વદન પર હાસ્ય ચકિત જમાવ;

ઉર અભિલાષ ભર્યાં ભવરમતા, પાથરી દે નિજ પ્રાણ,
કોટિ કષ્ટ પડતાં પણ જેના, અંતર પ્રેમપ્રભાવ.

નારી સોહાવે નિજ સમાજ,
સંકટો હરતી ધરીને ‘સાજ’.

તપાવે મેલ, તપાવે દેહ,
વરસતા છોને રહેતા મેહ;

આકર્ષણ જરીયે નવ જેને, કર્મ ભાવ વિણ કોય;
આતમને નીચોવે પણ એ સ્વારથને નવ જોય.

પ્રભાતે પુનિત વદન દેખાય,
ગુલાબી પુષ્પ વેરતી જાય.

કંટકો અંગ સહ્યા નવ જાય,
ફૂલની પાંખડી ના કરમાય;

વિકાસતી એ નવલ પ્રભાવે, જન્માવે રસભાવ;
પ્રેમવારિ સૌ ભરી ભરી પીએ, તોય ન એ સૂકાય.

પ્રભુના સભર ભર્યા ભંડાર,
ખૂટે નવ પીતાં હજારો વાર.

મહીપતરામ હિંમતરામ જોષી

# કીર્તિનાં અવશેષ

[ ભારત સ્વતંત્ર થયા પછીનો સમય ]

પથ્થરની જડતા જેવું શેઠ અને શેઠાણીનું જીવન બની રહ્યું હતું. બહારના માણસને આ જડતા હસી કાઢવા જેવી લાગતી. એમ જ બને, કારણ દુઃખીઆનાં જીવન ઘણી વાર જનતાની માન્યતાએ હાસ્યાસ્પદ લેખાય છે. પ્રેમચંદ શેઠને જગત જેને મેળવવા વલખાં મારે છે તે વસ્તુ મળી હતી—મૂર્તિમંત લક્ષ્મી શેઠને ત્યાં આવીને વસી હતી. જનતામાં શેઠનો મોભો પણ બહુ સારો હતો.

શેઠનો પુરાણો અને ખેડાધાટનો ભૂતીઆ મહેલનો આભાસ આપતો બંગલો, સૂના સમુદ્રની વચ્ચે આવેલા ખડક સમો શહેરની ધીચ વસ્તીની વચ્ચે એકલો અને અટુલો, ઊભો હતો; છતાં જનતાથી અલિપ્ત રહેતો હોય એવો તે ખ્યાલ આપતો હતો. શેઠે પૈસાના જોરે જમીન તો ખૂબ ખરીદી હતી, પણ વિસ્તીર્ણ હોવા છતાં જીવન–ચેતન વિનાની લાગતી હતી; અને જ્યાં માત્ર વિસ્તાર છે પણ ચેતન કે પ્રાણ નથી ત્યાં વિકાસ નથી, એ સત્ય સાબીત કરતી આસપાસના વાતાવરણમાં ભૂતને ય ભડકાવે તેવી ઉદાસીન નીરવતા પેદા કરતી હતી.

છતાં સંગોપન અને ખાનગી જીવનમાં હૃદયવ્યાપાર તો જેવો ને તેવો ચાલુ જ હતો. જીવનના બધા વૈરાગ અને ખારાશ તેમાં—હૃદયવ્યાપારમાં—એ વ્યાપારયત્નમાં હોમાઈ બળીને ખાખ થઇ જતાં. છતાં વૈરાગ અને ખારાશનો ધુમાડો તો આખા બંગલામાં હમેશ રહ્યા કરતો. બંગલાના ભવ્ય દિવાનખાનામાં તેઓ પાસેપાસેના સોફા ઉપર બેસતાં. કોઇ ઇતર માણસ આ વખતે તે યુગલને જુએ તો તેને લાગ્યા વિના ન રહે કે, જો શહેરમાં જગત આખાની ઉદાસીનતા, ખિન્નતા અને એકલવાયાપણું વસતું હોય તો તે અહીંઆં જ વસે છે. કોઇક દિવસ શેઠશેઠાણી વખત ગાળવા બીઝીક કે શેત્રંજ ખેલતાં અને એક-બીજાની હારથી લુખ્ખું હાસ્ય હસતાં, ત્યારે થોડી વારને માટે વૈરાગ, ખારાશ અને નીરવતા ચાલ્યાં જતાં લાગતાં; પણ હાસ્ય પછીની શાંતિ મૃત્યુને પણ બીવડાવે તેવી છવાઇ રહેતી.

શેઠ પચાસેક વર્ષના ખરા, છતાં ચપળ અને મજબૂત હતા. સ્થૂલ શરીર અને માથામાં ટાલ પડી હતી. લક્ષ્મી અઢળક ભેગી કરી હતી છતાં હજુ વેપાર તદ્દન છોડી દીધો નહોતો. જોકે બહારથી તો ક્ષેત્રસંન્યાસ લીધો હતો, વેપારની આંતરિક બાબતમાં બહુ માથું મારતા નહિ, સ્વભાવે તેજ હતા, છતાં મિત્રોનો પ્રસંર્ગ નહોતો છોડી દીધો. જ્યારે ક્રોધમાં ભરાઇ સખ્ત આંખથી બ્રહ્માંડને પણ બાળી નાખે તેવી નજર નાખતા, ત્યારે તેમના મિત્રો પણ થરથરી જતા. શેઠાણી એક ભગ્નહૃદય, અશક્ત અને જોતાં જણાય કે આને છોકરાં હોવાં જોઇએ એવી સ્ત્રી હતી. જીવનમાં ભાવનાની ભરતી કરતાં ઓટ જ વધારે આવતી હતી અને એ માટે જ ઘણાં વર્ષો પહેલાં જીવન ચીમળાવી નાખ્યું હતું. છતાં મૃત્યુની ઉંબરે ઊભી કોઇની આશા રાખી, રાહ જોતી, જીવનશ્વાસ ટકાવી રહી હતી.

તેના મુખ ઉપરના ખુવા અફસોસના પડ નીચે એક ઝાંખી આશાની છાયા, તેમજ મૃત્યુને ઘોળી જવાની મૂક આજીજીભર્યો ભાવ સ્પષ્ટપણે દેખાતા હતા જેટલા શેઠ સખત અને શિથિલ હતા, તેટલી જ તે હૃદયની કોમળ અને નરમ ભાવવાળી હતી જે જે તેના સંસર્ગમા આવતા અને જેની સાથે તે સતત વ્યવહારમા રહેતી તેની તરફ ખૂબ માયાળુ હતી એ ભાવ એટલો બધો વધી ગયો હતો કે આંગણે આવેલ માગણને પણ ખવડાવ્યા વિના પાછો ન વાળવો એવી નોકરોને સખત આજ્ઞા આપી હતી જે પુરાણી લોઢાની જાળી તેને દુનિયાથી જુદી પાડતી હતી ત્યા એક કૂતરા બંધાતો એ ભસીને આખા બંગલાને કર્કશ અવાજે મુખરિત કરતો કૂતરાને પણ શેઠાણી સિવાય દુનિયાની એકે ચીજ તરફ માયા દેખાતી ન હતી

શેઠને પણ પોતાની કરમાતી સ્ત્રીના ભયાનક પ્રેમ સિવાય આનંદ ન હતો, પણ શેઠાણી તે તરફ બેદરકાર હતી તેને તો જે જીવન તેઓનો કરુણાન્ત પાસે ને પાસે લાવતુ હતુ તેની પશ્ચાદ્ ભૂમિકા–નેપથ્યના દશ્યો જોવામા ભયાનક આનંદ આવતો

શેઠાણીના આનંદમા લાલીઓ એક મોટામા મોટો આનંદ હતો લાલીઆનુ સ્થાન શેઠાણીના હૃદયમા શેઠ પછીના સ્થાને હતુ

તેઓની વચ્ચે શાન્ત અને અદૃશ્ય પ્રેમ વહી રહ્યો હતો દરરોજ લાલીઓ સવારથી તે રાત સુધી તેની પડખે હોય જ બંગલાના બગીચામા આંટા મારતી હોય કે ઓસરીમા ફરતી હોય પણ લાલીઓ તો સાથે ને સાથે જ .

લાલીઓ ઊચો અને ભવ્ય હતો તેનો દેખાવ બાદશાહને પણ આંજી નાખે તેવો હતો દુનિયાને જાણે ઊચે આસને બેસી જોતો હોય તેવો ઉમદા ખાનદાનવાળો તે દેખાતો લાલીઆના એ કીર્તિવન્ત દિવસો પૂરા થયા હતા ભારતના ભડવીરોના પ્રાણ હરતી સો જંગોની ભડાકાના અવાજ સાથે તેની કીર્તિની પળો ચાલી ગઈ હતી, અજબ કાર્યોના ગૌરવ સાથે લુપ્ત થઈ હતી સ્વતંત્ર ભારતના પાટનગર દિલ્હીના દફતરે તેણે સ્વાતંત્ર્યની લડાઈમા ભજવેલા અદ્ભુત સાહસો અને કાર્યોની વિગતવાર નોંધ હતી લાલીઆના મૂળ માલિક જીવણ રૂદ્દીવાળાને, જે હમણા બકાની હતો તેને લાલીઆના પરાક્રમની હૃદય ધ્રુજાવનારી કહાણીઓ હજુ માન સુધી કહેતો ઘણા લોકોએ સાંભળ્યો હતો

પછી તો લાલીઓ જીવણના જીવનમા માત્ર યાદીરૂપે જ રહ્યો જીવણે પોતાના દિલો-જાન દોસ્ત ભારત સ્વાતંત્ર્ય દળના કેપ્ટન વિનાયકને તે આપી દીધો પ્રેમચંદ શેઠના પુત્ર કેપ્ટન વિનાયકને લાલીઓ એટલો તો પ્રિય થઈ પડ્યો કે યુદ્ધમા પણ તે તેને સાથે લઈ જતો યુદ્ધમા લાલીઆએ કેવા સાહસભર્યાં કાર્યો કર્યાં એ વર્ણવવા વિનાયક આજે હાજર નહતો

[illegible] પ્રાંતમા યુદ્ધ લડીને પાછા આવતા વિનાયકનો સાથીદાર અને બાલમિત્ર માધવન લાલીઆને પાછો લઈ આવ્યો હતો ત્યારે લાલીઆને શેઠને સોંપવા તે ગયો ત્યારે શેઠશેઠાણીને બની ગયેલ કરુણ કથની કહેવા ખૂબ મહેનત કરી પણ એ યુવાન સૈનિકને પ્રથમ તો શરૂઆત કેમ કરવી એ જ સૂઝ્યુ નહિ, છતા તેણે એ ટૂકમા કહી સંભળાવી

' વિનાયક લડાઈના મોરચા ઉપરથી પાછો વળતો હતો ત્યા લાલીઓ તોપના ફૂટેલા ગોળાના ધૂમાડામા સખત રીતે ઘાયલ થએલો મળી આવ્યો વિનાયક લાલીઆને પકડ નાખ્યો હતો ત્યા લઈ આવ્યો, અને ઘાયલના ઘાને પાટાપટી કરી તે ખાતો નહિ છતા

વિનાયક શકોરામાં રોટલો નાખી તેને પરાણે ખવરાવતો. આમ જ્યારે તે સાજો થયો ત્યારે કૃતજ્ઞતાથી વિનાયકનો હાથ ચાટવા લાગ્યો. પગ ઇજા પામ્યો હતો છતાં જ્યાં વિનાયક જતો ત્યાં તેનો રક્ષક બની લંગડાતો લંગડાતો પાછળ પાછળ ચાલતો. લડાઈમાં એવો ધારો હોય છે કે કોઇ જીવંત પ્રાણી ભેગું ન રખાય. પણ લડાઇમાં ધારા વિરુદ્ધ ઘણાં કાર્યો થાય છે. તેથી લાલીઆને અધિકારીઓથી છૂપો રાખવો પડતો. આમ વિનાયકે લાલીઆને બે મહિના સુધી છુપાવીને રાખ્યો. એ વખતમાં એ બન્ને વચ્ચે જે પ્રેમ બંધાયો એ ખરેખર માનવહૃદયને પીગળાવી નાખે તેવો હતો. જ્યારે એ સાહસિક લડવૈયો સખત ઘાયલ થઇને મોરચા ઉપરથી પાછો વળતો ત્યારે તેના ધૂળ અને કાદવથી ખરડાએલા જોડાને લાલીઓ ચાટી લેતો અને જાણે તેના દુઃખ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો હોય તેમ કોઇ અકથ્યભાવે વિનાયક સામું જોઇ રહેતો."

યશવંતના આ શબ્દોથી શેઠ અને શેઠાણીનાં હૃદયો હર્ષોત્ફુલ્લ થઇ ઊઠયાં, પણ યશવંતના પછીના શબ્દોએ એ પુત્રઘેલાં જોડાંની જિંદગીમાં જડતા, ખારાશ અને વિરાગ એવાં તો રેડી દીધાં કે તે પછીનું જીવન, મૃત્યુ વાંકે જ જીવાતું જીવન બની ગયું.

એ સ્વાતંત્ર્ય યુદ્ધના છેલ્લા હલ્લામાં ભારતના મૂર્તિમંત યૌવનનાં સ્થૂલશરીરોના પૂલ બંધાયા હતા. સમરભૂમિ પર મડદાંના ઢગ ના ઢગ ખડકાયા હતા, તેમાં વિનાયક પણ ગૂમ થયો હતો. બાળપણમાં સાથે ધૂળમાં રમેલા અને યુદ્ધની છેલ્લી ક્ષણ સુધી ખભે ખભો અડાડી ભેગા રહેલા, એ સંબંધથી પોતે વિનાયકનો પત્તો લગાડવા પૃથ્વીનાં પડ ઉથલાવી નાખ્યાં પણ ગૂમ થએલા વિનાયકનો પત્તો ન જ લાગ્યો. યુદ્ધમાં વિનાયકની પાસે લડનારા યોદ્ધાનો તેણે પત્તો મેળવ્યો, પણ તે તો 'મા'ની મીઠી ગોદ ખૂંદવા સ્વાતંત્ર્યનો શહીદ બની ભારતને ઊજળું કરી યુદ્ધમાં ખપી ગયો હતો. છેવટે બધી આશા છોડી, એ ઉદાસી, શાંત અને પોતાના વહાલા મિત્ર વિનાયકના હસતા ચહેરાને જોવા વ્યર્થ ઊંડી આંખોએ આમતેમ નજર નાખતા મિત્રવિયોગી લાલીઆને લઇ યુદ્ધમાંથી પાછો વળ્યો. પિતા, માતા અને પુત્રના આત્માને સાંકળતો અને ભારતના ગૌરવ–સ્વાતંત્ર્ય માટે, જગતની શાંતિ માટે હુતાત્મા બનેલા વિનાયકની યાદ કરાવનાર એ છેલ્લું પ્રતીક હતો. ખરેખર, લાલીઓ એ એક ઉમદા ખમીરવાળો કૂતરો હતો. યશવંતને આશા હતી કે પુત્રના વિરહથી ઝૂરતાં શેઠશેઠાણીને લાલીઓ આશાનું ઝરણું બની રહેશે.

અને તેથી જ લડાયક અને પ્રેમીહૃદયી લાલીઓ એ શહેરની મધ્યમાં આવેલા એ શાંત બંગલામાં આવી રહ્યો હતો. શેઠાણીના એ જડતાભર્યા સાન્નિધ્યમાં અને બંગલાની ઓસરીનાં પગથિયાં ઉપર બેસી ભૂતકાળમાં નજર નાખતો તે દિવસો પસાર કરતો હતો.

શેઠનું લાલીઆ તરફનું વલણ જુદી જાતનું હતું. શેઠાણીની હાજરીમાં શેઠ લાલીઆ તરફ લાગણીથી જોતા, પણ શેઠાણીની ગેરહાજરીમાં બળતી જ્વાળાભરી આંખે જોતા. પોતાના જીવનને વિરાગી અને અરસિક કરવા માટે શેઠ લાલીઆને જવાબદાર લેખતા. લાલીઆનો પોતાના પુત્ર અને પત્ની તરફનો પ્રેમ ધિક્કારના વાતાવરણથી તે જોઇ શકતા નહિ. યુદ્ધમાં પોતાના પુત્રની લાલીઆએ બજાવેલી સેવાની શેઠને જરા પણ કિંમત ન હતી. તે લાલીઆને પોતાની ગુમાવેલી વસ્તુ માટે જવાબદાર ગણતા અને જીવનમાં અફસોસની લાગણી તેને જ કારણે ઉત્પન્ન થઇ છે તેમ માનતા.

આમ વર્ષો ચાલ્યા ગયા શેઠનું શરીર ખખળી ગયું, ચાલવામાં પણ સ્થૈર્ય ન રહ્યું, ચહેરા ઉપર કરચલીઓ પડી અને ઘડપણમાં દેખાતી તિરસ્કારવૃત્તિ દેખાવા લાગી જ્યારે તેઓ કોઇ માણસને તેના પુત્રપૌત્રાદિ સાથે દેખતા ત્યારે પહાડને પણ બાળી નાખે તેવી કઠોર ઝાળ તેમની આંખમાં નાચી રહેતી

શેઠાણી પણ બદલાઇ ગયાં હતાં—ચોટલો બરફ જેવો સફેદ થઇ ગયો હતો અને શરીરનો પાતળો બાંધો વધારે પાતળો થયો હતો દર્શને જવા સિવાય તે કદી બહાર જતી નહિ લાલીઆ ઉપર પણ કાળે અસર કરી હતી, એની તેજસ્વી આંખો ઊંડી ઊતરી હતી પણ ચહેરા ઉપરની ભવ્યતા હજી ખોઈ ન હતી જન્મથી વરેલો દમામ હજી જેવો ને તેવો જ વિરાજી રહ્યો હતો

એક શિયાળાની સાંજે લાલીઆને કંઇક થયું હોય એમ શેઠાણીને લાગ્યું તે સાંજે હમેશની માફક બગનાની આસપાસ આંટા મારતો હતો એકાએક શેઠાણી જ્યાં બેઠાં હતાં ત્યાં તે આવી ચડયો શેઠાણી બગનાની ઓસરીમાં બેઠાં હતાં ત્યાં પગથિયાં ચડી લાલીઓ તેના સામું જોઇ રહ્યો શેઠાણીના હૃદયમાંથી ભયનું એક લખલખું પસાર થઇ ગયું, કારણકે લાલીઆની ઊંડી આંખોમાં કંઈક વિચિત્ર અને ભયાનક ભાવ જણાતો હતો

લાલીઆને પાસે ખેંચી લઈ તેણે પોતાની ફિક્કી આંગળીઓ વતી તેને પંપાળ્યો લાલીએ બગનાના દરવાજાની લોઢાની વાડ તરફ નજર નાખી તે એકદમ કૂદી પાછો વાડ પાસે ગયો અને નસકોરાં ફુલાવી કંઇ ન સમજાય તેવા ભાવે વાડ તરફ જોઇ રહ્યો તેને આમ અસ્વસ્થ કરનારી પળો ચાલી ગઇ લાગી, કારણકે તે હાંફતો હાંફતો પાછો શેઠાણીના પગ પાસે આવીને બેસી ગયો પણ તે દિવસથી ઘણા દિવસો સુધી તે ઘણી વખત બગનાના દરવાજા પાસે જઇ, જતાઆવતા માણસો સામું ઝીણી આંખોએ જોઇ રહેતો

ચદુ મુબઇમાં આવી પહોંચ્યો હતો તે આખા હિંદુસ્તાનના શહેરોની એકેએક શેરી ખુંદી વળ્યો હતો એનો ધંધો સાધારણ લોકમાં હતો સસ્તાં તથા મજૂરો પણ વાંચી શકે તેવાં સરલ અને ઉપયોગી પુસ્તકો તથા સાધારણ લોકોને રોજના વ્યવહારમાં કામ લાગે તેવી ચીજો તે વેચતો કોઇ કોઇ શહેરમાં તે ઠીકઠીક કમાતો તો કોઇ શહેરમાં દાળીઆ ફાકીને કે ઉપવાસ કરીને પણ તે દિવસો કાઢતો તેની તદુરસ્તી સારી રહેતી નહિ, કારણ દરરોજ જુદાં જુદાં શહેરનાં પાણી પીવાં પડતાં તેનો સમય ઘણેખરે શેરીમાં જ જતો, કારણ મજૂરો અને સાધારણ લોકો શેરીમાં જ વસતા આમ શેરી એ જ તેનું ખરું ઘર હતું મુંબઈમાં તે સારુ કમાયો, પણ તેને કોઇ અદૃશ્ય શક્તિ આ શહેર તરફ ખેંચી રહી હતી અને તે એ ચાલે જતો હતો

અંતે એક દિવસ તે આ શહેરમાં આવી પહોંચ્યો તેને શહેરના પહોળા રસ્તા ખૂબ ગમી ગયા. જો કે તે રસ્તા ઉપર માણસોનાં ટોળાં ન હતાં, છતાં તેને તે ગમ્યું તેને સમુદ્ર ઉપરથી આવતો પવન પણ ખૂબ ગમી ગયો તે પવનમાં તેને કાંઈ સંતોષ અને આનદ પડવા લાગ્યો તે પવનમાં આગળ ખૂબ રમ્યો હોય તેવું તેને લાગવા માડયું, પણ એક જ વિચાર તેને વ્યગ્ર કરી મૂકતો હતો—બાર વર્ષની જિંદગીમાં દુનિયા વિષે તે બહુ જ થોડું જાણી શકયો હતો ડૉક્ટર અને પોલિસ અધિકારીઓ તેને પ્રશ્નો જ પૂછયા કરતા 'તમારુ નામ શું ? તમે ક્યા પ્રાતમાથી યુદ્ધમાં જોડાયા હતા ?' તમારો ધર્મ શું ? બસ આ

ત્રણ પ્રશ્નો સિવાય બીજું કશું નહિ. અને તે બધા સામે નકારમાં પોતાનું માથું હલાવતો. તે પોતાની જિંદગી વિષે કશું જાણતો ન હતો–કંઇ પણ યાદ ન હતું.

સરહદના માયાળુ ખેડૂતોનાં ઝૂંપડાઓ એ જ માત્ર તેની સ્મૃતિ હતી. તેની પાસે પહેરવાને એક ખાદીનો ઝભ્ભો અને પાયજામા સિવાય બીજું કશું ન હતું. તેણે તેનાં પગરખાં પણ ગુમાવ્યાં હતાં. પણ હવે બે પગરખાંની જરૂર ન હતી, કારણ કે એક પગ તો હવે હતો જ નહિ.

આ ચંદુ તે બીજો કોઇ નહિ પણ વિનાયક જ હતો. સરહદના એક ગરીબ ખેડૂતને પાસેની ઝાડીમાંથી માથે અને પગે સખત ઘાયલ થએલો બેભાન સ્થિતિમાં તે મળી આવ્યો હતો. ડૉકટરે તેના માથાનું અને પગનું ઑપરેશન કર્યું હતું તેથી મગજનાં જ્ઞાનતંતુઓ અને પગ નાશ પામ્યાં હતાં. વિનાયક જીવનની બધી સ્મૃતિઓ ખોઇ બેઠો હતો. લાકડાની ઘોડીએ તે ચાલતો. તે સાજો થયો ત્યાંસુધી તે ગરીબ ખેડૂતના ઝૂંપડામાં રહ્યો અને ત્યારપછી તે આમ શહેરેશહેરમાં ફરી પોતાનું જીવન વીતાવતો હતો. નાનપણની કાંઇક આછી સ્મૃતિઓ રહી હતી, પણ તે તો ઊલટી તેને ગૂંચવણમાં નાખી દેતી. તે પોતે પોતાના ધંધામાં આગળ વધવા માગતો હતો અને ભવિષ્યમાં એક મોટો દુકાનદાર થવાનાં સ્વપ્નાં સેવતો હતો. તેણે આ શહેરના એક લત્તામાં રહેવા માટે સસ્તા ભાડાની નાની ઓરડી રાખી લીધી હતી. તે પોતાના માલની નાની છાબડી લઇ નાટકશાળાની બહારના એક ખૂણામાં પોતાની દુકાન જમાવી દેતો. દરરોજ રાતના લોકો તેને નાટકશાળાના ખૂણામાં હસતે ચહેરે બેઠેલો જોતા. તેના હસતા ચહેરાથી અને વિનયથી લોકો તેનો માલ ઠીક પ્રમાણમાં ખરીદતા. રાતે વેપાર કર્યા પછી દિવસે તે શહેરમાં લટાર માર્યા કરતો. તેની ઘોડીના અવાજથી આખું શહેર પરિચિત હતું. તે ઘણી વાર નદીને કિનારે, તો કોઇ કોઇવાર શહેરના બગીચામાં બેઠેલો માલમ પડતો. તેને આ શહેરની એક એક વસ્તુથી કંઇ કંઇ અકથ્ય સ્મૃતિઓ તાજી થતી. તેને આ શહેરમાંની દરેક વસ્તુ પોતાની લાગતી. તેને દરેક સ્થળ અને વસ્તુ સાથે જુગજૂનો સંબંધ હોય તેમ લાગતું. પણ સૌથી વધુ આકર્ષણ, પરિચય તેને પેલી જૂની લોઢાની વાડ તરફ હતું. વરસાદ અને સૂર્યના તડકાથી કટાઇ ગએલી તે વાડ તેને સુંદર લાગતી. તે ઘણી વાર ત્યાં ઊભો રહેતો, ત્યારે તેને વર્તમાનનો પડદો ખસી જતો લાગતો અને ભૂતકાળનાં અર્ધમૂર્ત દશ્યો દેખાતાં; પણ જેવો તે આંખોએ મૂર્ત સ્વરૂપ પકડવા જતો કે તુરત જ તે ભુંસાતાં લાગતાં અને લાચારીથી તે માથું ધુણાવતો નિઃશ્વાસ નાખી ત્યાંથી ચાલ્યો જતો.

એક દિવસ શેઠાણી અને લાલીઓ બંગલાની ઓસરીમાં બેઠાં હતાં, ત્યાં લાલીઓ એકદમ વાડે પાસે ધસી ગયો અને નસકોરાંથી જમીન સુંઘવા લાગ્યો. તેની આંખોમાં કાંઇ અનેરું તેજ ચમકવા લાગ્યું. શેઠાણીએ તેની આંખોનું આ તેજ જોયું અને તેમની આંખોમાં કોઇ જુગજૂની આશાનું ચેતન નૃત્ય કરવા લાગ્યું. કંઇ જુગજૂની આશાતૃષા છીપાવવાનો વખત તેને પાસે આવતો લાગ્યો. શેઠાણીની આંખોમાં આ તેજ જોઇ શેઠ ગુસ્સે થયા. તેમને લાગ્યું કે મૃત્યુ પહેલાં માણસની આંખમાં જે તેજ આવે છે તે તેજ શેઠાણીની આંખોમાં પ્રકાશ્યું છે. લાલીઓ ફરીથી એક વાર વાડ તરફ ધસી ગયો અને વાડની ઊંચાઇનું માપ કાઢતો હોય તેમ દેખાયો. શેઠને આમ લાલીઆ તરફ તાકીને જોતી શેઠાણી ઉપર ગુસ્સો

ચડયો. વિનાયક ફરીથી એક વાર ત્યાં આવ્યો. ભૂલમાં નાખતી આંખોએ બધી વસ્તુનું નિરીક્ષણ કર્યું. આજે તે ઘણો વખત ત્યાં ઊભો રહ્યો. બસ, આ વખતે લાલીઆને કશો પ્રશ્ન કરવો રહ્યો નહિ. વિનાયક જ્યાં ઊભો રહ્યો હતો તે જગ્યાને બરાબર સૂંઘી, પછી વાડની ઊંચાઇ માપી જોઈને પછી તે ભૂતકાળનો લડાયક જુસ્સો લાવી એ કાંટાળી વાડ કૂદી ગયો, અને રસ્તા ઉપર કોઇ લાકડાની ઘોડીથી ચાલતા માણસ પછવાડે ચાલવા લાગ્યો. તે વિનાયક પાસે ગયો અને તેનો પગ સૂંઘવા લાગ્યો. વિનાયક તેના સામું ફાટી નજરે જોઇ રહ્યો. લાલીઓ પણ તેના સામું તાકી રહ્યો. વિનાયકને કોઇ ભૂતકાળની સ્મૃતિ તાજી થતી લાગી અને પાછી વેરાઇ જતી લાગી. તેણે લાલીઆનો વાંસો થાબડયો. લાલીઓ એ વખતે લડાયક કૂતરા જેમ વસ્તુની શોધ કરતા હોય અને મળી આવે ત્યારે જેમ ઘૂરકે તેમ ઘૂરકયો. વિનાયક નાટકશાળા તરફ ચાલવા લાગ્યો એટલે લાલીઓ પણ તેની પછવાડે પછવાડે ચાલવા લાગ્યો. જ્યારે વિનાયકે પોતાની છાબડી નીચે મૂકી વેપાર શરૂ કર્યો, ત્યારે લાલીઓ તેની પીઠ પછવાડે બેસી ગયો. જ્યારે વિનાયક ઘર તરફ જવા નીકળ્યો ત્યારે તે પણ તેની પછવાડે ચાલી નીકળ્યો; પણ વિનાયકે ફરીને પાછળ જોયું ત્યારે તેને પાસે ખેંચી વાંસો થાબડતાં કહ્યું: " મને તું બહુ વહાલો લાગે છે. મારી પાસે તારા જેવો કૂતરો હોય તો કેવું સારું ? મનમાં મને એમ થયા કરે છે કે હું તને ઓળખું છું. પણ તારી કોક સંભાળ રાખનારો હશે, જા ! તે વાટ જોતું હશે. " આમ કૂતરાને સંબોધતો વિનાયક રસ્તે પડયો. વિનાયકનાં પગલાંના છેલ્લા અવાજ સંભળાયા ત્યાં સુધી લાલીઓ ત્યાં સ્થિરભાવે ઊભો રહ્યો અને પછી પાછો ઘેર વળ્યો.

લાલીઆને તે દિવસથી સાંકળે બાંધવામાં આવતો. શેઠાણી તરફ તે કંઇ અજાણ્યો બન્યો લાગતો. જો કે શેઠાણી તરફ માયા બતાવતો, તેના પગ પાસે બેસતો, પણ તેનો આત્મા દિવસે દિવસે ચાલ્યો જતો લાગતો હતો. દિવસે દિવસે તેનું શરીર લેવાતું જતું લાગતું હતું. શેઠાણીને આ વિષે ઘણું દુઃખ થતું હતું. અંતે તે કંટાળી અને તેને છૂટો મૂકી દીધો. તે હવે થોડો વખત જ ઘેર આવતો. લાલીઓ વિનાયક પાસે કૂદતો કૂદતો જતો. વિનાયક તેને પંપાળીને થાબડતો. કોઇ આત્માઓનું જોડાણ થઇ રહ્યું હોય તેવો આભાસ એ બન્નેના મિલનથી થતો. વિનાયકને કૂતરામાં કોઇ સનાતન પ્રેમમૂર્તિનો સાક્ષાત્કાર થતો જણાતો. લાલીઓ એ પ્રેમમૂર્તિનો પ્રતિનિધિ લાગતો. વિનાયકને ખાતરી થતી હતી કે આખરે જગતમાં તેને ચાહનાર કોઈ વ્યક્તિ છે ખરી.

આમ દિવસો પસાર થયા અને કૂતરા અને વિનામક વચ્ચે કોઇ અજબ પ્રેમ જન્મ્યો. નાટકશાળાના ખૂણામાં તે બન્ને સામસામા બેઠા હોય. કોઇ માણસ જ્યારે વસ્તુ લેવા હાથ લાંબો કરતો ત્યારે લાલીઆને એમ થતું કે વિનાયકને તે હાથ ઝડપી જાય છે; પણ લાલીઓ જાણતો કે સમજતો ન હતો કે તે હાથ લંબાય છે તેમાં જ વિનાયકની રોજી-જીવન સમાએલ હતું.

એ વખતમાં શેઠાણીની તબીઅત બગડતી જતી હતી. શેઠે જોયું કે શેઠાણીની આંખોમાં આશાનું જે પવિત્ર તેજ હતું તે ચાલ્યું ગયું હતું. હોઠ પીળા પડતા જતા હતા. આ બધું જોઇ શેઠને તેના જીવનનું આશાનું છેલ્લું સ્થાન જમીનદોસ્ત થતું જણાયું. શેઠે શેઠાણીને મોટરમાં બેસી બહારના વાતાવરણની ખુલ્લી અને તાજી હવા લેવા ખૂબ આગ્રહ કર્યો.

પહેલાં તો તેણે ના પાડી; "હું થાકી ગઇ છું" એમ કહ્યું, પણ અત્યંત આગ્રહને વશ થઇ છેવટે બહાર જવાનું સ્વીકાર્યું. "તમે કેટલા ભલા છો! ખરેખર તમને મારું આવું વર્તન માફક ન જ આવે. હું દિલગીરીમાં ગરકાવ રહું એથી તમને ક્રોધ ઉત્પન્ન થાય જ." શેઠાણીએ મૃદુ સ્વરે શેઠને કહ્યું.

"છટ્, છટ્, એવું મારા મનમાં તો કાંઇ નથી." શેઠે બેદરકારીનો ભાવ બતાવતાં મોટર હંકારનારને મોટર હંકારવાનું કહ્યું. શેઠાણીએ તે દિવસે નાના વિનાયકની બાળપણની ઘણી સ્મૃતિઓ તાજી કરી. તે પછીની રાતે તેઓ બીજે રસ્તે–અંધારાવાળા રસ્તે ફરવા ગયાં, કારણ કે અંધકારની શાંતિ તેઓને બહુ ગમતી. આમ દરરોજ તેઓ જુદે જુદે રસ્તે ફરવા જવા લાગ્યાં.

એક દિવસ તેઓની મોટર નાટકશાળા પાસેથી પસાર થઇ રહી હતી. શેઠાણી સાધારણ રીતે અમસ્થાં બારી બહાર નજર નાખતાં બેઠાં હતાં. એકાએક તેઓ નમ્યાં, તેનો શ્વાસ થંભી ગયો અને તેના પહોળા થએલા હાથ મોટરના બારણાની દીધેલ આંકડી ઉપર વળ્યા. "ઓ......ઓ......તે" એવા ઉદ્ગારો તેના મુખમાંથી સરી પડયા. આંકડી સખત રીતે દીધેલ હતી પણ તેના હાથમાં જુવાનીનું જોર આવ્યું લાગ્યું. એકદમ બારણું ઉઘાડી તે રસ્તા પર હાથ પહોળા કરી નાટકશાળાના ખૂણા તરફ ધસવા લાગી–ગાંડાની માફક તે વિનાયક તરફ ધસી. વિનાયકે પોતાના તરફ એક સફેદ માથાવાળી, કૃશાંગી સ્ત્રી, ગાડી મોટર સાથે અથડાતી ધસી આવતી જોઈ. તેના હૃદયમાં તોપ જેવા અવાજ થવા લાગ્યા અને ભૂતકાળનાં દશ્યો એક પછી એક વર્તમાનકાળના સ્વચ્છ પડદા ઉપર ચોખ્ખાં અને આખાં મૂર્તિમંત થતાં અને દેખાતાં અને પાછાં પડદા ઉપરથી પસાર થતાં લાગ્યાં. તે પોતાની લાકડાની ઘોડીની મદદથી એકદમ ઊભો થઇ ગયો. તે સ્ત્રીને તે ઓળખતો હોય તેમ લાગ્યું. હૃદયની બધી લાગણીઓનું પૂર તેને મળવાને–તે પ્રેમમૂર્તિને મળવાને ચઢી આવ્યું. પ્રેમાળ કર વિનાયકને ભેટી પડયા. વિનાયકને અંધારાં આવ્યાં અને હૃદયગુફામાં પ્રગટેલો પ્રેમનો–માના પ્રેમનો–સનાતન ધ્વનિ "બા......બા......બા" વિનાયકના મુખદ્વારા ગુંજી રહ્યો. અને એ પ્રેમમૂર્તિ માના મુખમાંથી ગાંડાની માફક, "વિનુ......બેટા વિનુ......મારા વિનુ," એવો જુગજૂની જીવનતૃષાને છીપાવતો મંત્ર પડઘા પાડી રહ્યો. શેઠ મોટરમાંથી ઝડપથી બહાર નીકળી એ પવિત્ર મિલનને જોઇ રહ્યા અને માતૃપ્રેમના એ મીઠા મિલનમાં ડખલ ન કરવા તેમનો પિતૃપ્રેમ પણ કુદરતી રીતે થંભી ગયો. તેમના હાથ આનંદથી ધ્રૂજતા લાલીઆ ઉપર થંભી ગયા. શેઠને મન જે લાલીઓ પોતાના જીવનમાં ખારાશ અને વૈરાગ ઉત્પન્ન કરાવનારો લાગ્યો હતો, તે જ લાલીઆએ આજે શેઠના જીવનમાં સ્વર્ગ ખડું કર્યું હતું. લાલીઓ પણ એ પવિત્ર મિલન આંખો તાકીને જોઇ રહ્યો હતો.

કાંતિ ભટ્ટ

# મહાન શોધક ટૉમસ એડિસન

વિજ્ઞાનના ક્ષેત્રમાં અનેક નવનવી ઉપયોગી શોધ કરી માનવજાતિનું કલ્યાણ સાધનાર મહાન વિજ્ઞાનવીર ટૉમસ એલ્વા એડિસનનો જન્મ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાંના ઓહાયો પ્રાંતના મિલાન ગામમાં ૧૮૪૭ના ફેબ્રુઆરીની ૧૧ મી તારીખે થયો હતો. આવા પ્રતિભાશાળી સંશોધકના વિશિષ્ટ બુદ્ધિપ્રભાવનાં બીજ અને વિકાસ તેની બાલ્ય અને કુમાર અવસ્થાના પ્રસંગોમાં, તેનાં શિક્ષણ અને ઉછેરમાં શોધવા અને સમજવા અતિ બોધપ્રદ થઇ પડે એમ છે. સંશોધન વૃત્તિ, વિજ્ઞાનનો પ્રેમ, પ્રયોગોનો શોખ સાધવા ઇચ્છનાર યુવાનોને તેમજ બાળકોનાં માતપિતાઓને એડિસનનું બાલ્ય અને કુમારજીવન માર્ગદર્શક થઇ શકશે. એડિસનના જ શબ્દોમાં કહીએ તો, "આપણે સારુ કામ કરી આપનાર માણસોની જરૂર છે...ત્રણ ચાર સૈકા બાદ દેશ સુસ્થાપિત થઇ જાય તથા વ્યાપારિક ભૂખ તૃપ્ત થઇ દેશ સંપૂર્ણ આબાદ બની જાય, પછી લોકો ભલે સાહિત્યપ્રેમી થતા." પરંતુ, નાનપણથી વિજ્ઞાન, સંશોધનાદિનો શોખ જીવનમાં ઉતાર્યા વિના અને યોગ્ય વાતાવરણમાં બાળપણથી ઉછેર્યા વિના કોલેજનાં છેલ્લાં વર્ષોમા અમુક વિજ્ઞાન કે કલાવિદ્યાના અભ્યાસક્રમ પસાર કરવાથી સંશોધકો અને વૈજ્ઞાનિકો તૈયાર થઇ શકે નહિ.

એડિસને શાળામાં રીતસરનું શિક્ષણ તો માત્ર ત્રણ મહિના જ લીધું હતું. પરંતુ તેની માતા સુશિક્ષિત અને સંસ્કારી હતી અને તેણે હાઇસ્કૂલમાં શિક્ષિકા તરીકે કામ કર્યું હતું. તેણે એડિસનના શિક્ષણનું કામ જાતે માથે લીધું. એડિસનને સાહિત્ય, સંગીત અને ચિત્રકળાનો નાનપણથી શોખ હતો. પાછળથી એ ચિત્રકળા, વિજ્ઞાનના કાર્યમાં તેને ઘણી ઉપયોગી થઈ પડી કોઈ પણ નવી શોધ કે યોજનાનો વિચાર તે સુસ્પષ્ટ આકૃતિ કે નકશા દોરીને પ્રત્યક્ષ કરતો. વળી ગ્રામોફોનની શોધમાં અને તેને સપૂર્ણ બનાવવામાં તેણે પોતાનો સંગીતનો પ્રેમ વ્યક્ત કર્યો છે સંગીત અને સાહિત્યનો તેનો પ્રેમ અંત સુધી એવો જ રહ્યો હતો. સાધારણ ગુણાકાર ભાગાકાર તે મોઢે કરતો, છતાં ગણિતના વિષયમાં તે હોશિયાર ન હતો. એડિસનમાં નૈસર્ગિક વિલક્ષણતા અને બુદ્ધિપ્રભાવ હતાં, એ કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. તેની સ્મરણશક્તિ અતિ અદ્‌ભુત હતી, એથી વિજ્ઞાનસંબંધી તે જે કઇ ઉપયોગી વાચન વાચતો તે કદી ભૂલી જતો નહિ નિરીક્ષણ કરવાની ટેવ પણ તેનામાં ઠીક ખીલી હતી. તેને કુતૂહલ ઘણાં જાગતાં, અને તે પિતાને અનેક પ્રશ્નો પૂછતો. તેનો પિતા સેમ્યુઅલ એડિસન મિલાન બંદરે લાકડાનો વેપાર તેમ જ બીજા કેટલાક ઉદ્યમ કરતો. આવક વધારવા તે નવીનવી યોજના કરતો હતો. વ્યવસાયમાં ગુથાએલો રહેવા છતાં પોતાના પુત્રની અંગત સંભાળ અને દેખરેખ તે રાખતો હતો.

કુદરતી બળને કેવી રીતે ઉપયોગમાં લેવાં તેના વિચારમાં, યાંત્રિક યોજનાઓ અને રાસાયનિક પ્રયોગોમાં એડિસનને ખૂબ રસ પડતો. વિજ્ઞાનહુન્નરનું જે કંઇ સાહિત્ય મળે તે બધું વાંચતો, અને જે પ્રયોગ વિષે વાંચે તે પ્રત્યક્ષ કરી જુએ ત્યારે જ જંપતો. નાનપણ-

માં જ જુદાં જુદાં રસાયણોની અસોક શીશીઓ તેણે એકઠી કરી હતી અને ઘરમાં જ એક સુવ્યવસ્થિત પ્રયોગશાળા બનાવી દીધી હતી. ખાનગી ખરચ માટે મળતા બધા પૈસા તે પ્રયોગ માટે સાધનો ખરીદવામાં વાપરી નાખતો. તેનું કુટુંબ ખાનદાન હતું છતાં પ્રયોગો માટેનાં સાધનો છૂટથી મેળવી શકાય એ હેતુથી તેણે કમાણીનું સાધન શોધી કાઢયું, અને માતાપિતાની અનિચ્છા છતાં તે છાપાં વેચવા લાગ્યો. આથી તેને પૈસા મળતા, છાપાં મફત વાંચવા મળતાં, અને જાહેર પુસ્તકાલયોનો લાભ મળી શકતો. એ રીતે વિજ્ઞાનતૃષા સંતોષવાનો માર્ગ તેણે શોધી કાઢયો. તે ઉપરાંત આ કામમાં તે વેપારી નિપુણતા, કાર્યદક્ષતા, અનેક કાર્યભાર ઉપાડતાં, મુશ્કેલીઓની સામે થતાં અને તકનો લાભ લેતાં શીખ્યો. તેર ચૌદ વર્ષની વયે તેણે વ્યાપાર અને વ્યવહારમાં કુશળતા, બાહોશી અને સાહસ બતાવી આપ્યાં. એડિસને પાછળથી જે જે મોટી શોધો કરી તેમાં તેણે માત્ર શોધ કરીને જ સંતોષ માન્યો નહિ, અથવા તેની પ્રગતિ બીજાઓને હાથે થશે એ ભરોસે બેસી રહ્યો નહિ; પણ કોઇ પણ શોધ પછી પેઢી કાઢી, કારખાનાં ઉઘાડી, આડતિયા રાખી વેપાર જમાવી તે શોધનું પરિણામ સર્વને સુલભ થઇ શકે તેવા મોટા પાયા ઉપર તે મૂકતો. આ બધાંનું મૂળ તેના નાનપણના વ્યાપારી અનુભવ અને કુશળતામાં મળી આવે છે.

પોર્ટહરનથી ડેટ્રોઇટ શહેર જતી આગગાડીમાં તે છાપાં વેચતો અને બીજા વેપાર ચલાવતો. સવારે ઘેરથી નીકળી રાતે પાછો આવતો. વચગાળેના વખતમાં વાંચવાનો, નવું નવું જોવા તથા શીખવાનો અને પ્રયોગ કરવાનો પ્રસંગ ઠીક મળતો. ગાડીના એક ખાનામાં તેણે પ્રયોગશાળા પણ ગોઠવી દીધી હતી. તે છાપવાની કળા શીખ્યો અને છાપું ચલાવવા લાગ્યો. ચાલતી ગાડીએ છપાતું એ પહેલવહેલું પત્ર હતું. સમાચાર મોકલવાને અંગે તાર અર્થાત્ ટેલિગ્રાફીના કાર્ય જોડે તે વધારે પ્રસંગમાં આવ્યો. ત્યારથી તેને વીજળીની અદ્‌ભુત ક્રિયાઓનો શોખ થયો અને તેના જીવનકાર્યની દિશા નક્કી થઇ ગઈ. વીજળીના અજબ અને વિસ્તૃત ક્ષેત્રની અનેક શક્યતા અને ઉપયોગિતા તેણે જોઇ લીધી, અને અંતે એ જ ક્ષેત્રમાં તે મહાન શોધક અને અગ્રણી બની શકયો. તાર મોકલવાની ક્રિયા, રચના અને યોજના જેટલી શીખાય એટલી તે શીખી ગયો. વીજળી માટે બેટરી બનાવવાનું તેને બહુ સહેલું લાગ્યું. એક મિત્રના ઘર સુધી તાર નાખી બન્ને જણ ત્યારથી સંદેશા ચલાવવા મંડયા. રાતે ઘેર આવ્યા પછી મોડે સુધી આ રીતે સંદેશા ચલાવવામાં તે મશગુલ રહેતો. વિજ્ઞાનના પ્રયોગોમાં અને તે પાછળ પ્રયત્ન કરવામાં તે એટલો ગુંથાઇ જતો કે થાક, ભૂખ કે વખતનું ભાન તેને રહેતું નહિ. આ એકાગ્રતા અને સતત કાર્ય કરવાની ટેવથી ભવિષ્યના મહાન કાર્ય માટે તે ઘડાયો.

સંશોધકને અગત્યના હિંમત અને સાહસના ગુણ પણ પહેલાંથી તેનામાં જણાઇ આવે છે. રેલ્વેનું કારખાનું જોવાની તક મળી ત્યારે તેણે બધા સાંચા અને તેઓની ક્રિયાનું ઝીણવટથી નિરીક્ષણ કર્યું. એક દિવસ એક સ્ટેશન માસ્તરનો છોકરો પાટા આગળ રમતો હતો એવામાં શંટિંગ કરતી ટ્રેનનો ડબ્બો છૂટો થઈ તેના તરફ જોસભેર આવ્યો. એ જોઇ એડિસને જીવને જોખમે વચ્ચે દોડી જઇ છોકરાને ઉપાડી લીધો અને બન્ને જણ મૃત્યુનાં મુખમાંથી માંડ બચ્યા. આ ઉપકારના બદલામાં તે સ્ટેશન માસ્તરે તેને ટેલિગ્રાફનું કામ શીખવવાનું માથે લીધું. એ તકનો પૂરેપૂરો લાભ લઇ દિવસના ૧૮ કલાક પ્રમાણે કામ કરી તે ધંધામાં તેણે પ્રવીણતા મેળવી. તેણે પોતાને હાથે તાર મોકલવાનું એક યંત્ર બનાવ્યું

અને વાપરના માડયુ સ્ટેશનથી ગામ સુધી પોતે તાર નાખી ગામમા એક ઑફિસ ઉઘાડી અને તારથી સદેશા મોકલી લોકો પાસેથી પૈસા કમાવા લાગ્યો પદર વર્ષની વયે તેણે તારખાતામા નોકરી મેળવી આ ધધામા તેની પ્રવીણતા વધતી ગઇ પણ મહત્વાકાક્ષાથી, પ્રયોગને અગે ધધામા બેદરકારીથી, નવીન સાહસોને લીધે અથવા અકસ્માતને લીધે તેને એકથી બીજે ઠેકાણે વારવાર રખડવુ પડયું ધધા તરીકે તારના કામ ઉપરાત બાકીના બધા વખતમા વીજળી અને રસાયણના પ્રયોગ તે ચાલુ જ રાખતો, અને તેથી ઘણી વાર પોતાની ફરજ પૂરી કરવામા તેની કસુર થતી તારને લગતી વિવિધ યોજના, યુક્તિ અને યત્રોની શોધ કરીને તેણે યાત્રિક કુશળતા અને સશોધકબુદ્ધિ પ્રથમ દર્શાવી આપી, અને આર્થિક રીતે પણ પડેનવહેના એ વડે જ તે ફાવ્યો તાર ઉપર કામ કરનારાઓ રાતે હાજર અને જાગૃત છે એ જણાવવા તેમને દર અર્ધા કલાકે મેનેજરને તારથી સદેશો મોકલવો પડતો '૭'ના સંજ્ઞાચિહ્ન મોકલવામા આવતા પણ પ્રયોગના વ્યસનમા પડેલા એડિસનને એ ફાવે એમ ન હતુ પોતાની મેળે એ સદેશો મોકલી આપે એવી યોજના તેણે ઘડી કાઢી એક ચક્રના પરિધ ઉપર મરજી અનુસાર ખાચા પાડી તેને તાર મોકલવાના યત્ર સાથે જોડયુ દર અડધા કલાકે એ ચક્ર ફરી પોતાની મેળે સદેશો મોકલાવે એવી રીતે તેને ઑફિસના ઘડિયાળ જોડે સયોજી દીધુ આ રીતે પોતે મુક્ત થયો પણ જ્યારે સદેશો આવે ત્યારે તે લેવા ત્યા કોઇ હાજર ન હોય તેથી આ યુક્તિ પકડાઇ ગઇ, પણ એડિસનની આ પ્રથમ યોજના હતી એ શોધને પાછળથી ખીલવી પોતાની મેળે તાર મોકલવાના—ઑટોમેટિક—યત્રનુ પેટન્ટ લીધુ, ને પછી એ શોધ તેણે વેચી દીધી

પોર્ટહ્યુરન અને સામા સ્ટેશન વચ્ચે નદીમા નાખેલુ તારનું દોરડુ એક શિયાળામા બરફના ગચિયાથી તૂટી ગયુ અને તારના સદેશા બધ પડયા એડિસને એન્જિનની સીસોટી લાબો ટૂકો વખત ફૂકી તારના લાબા ટૂકા, કડડકટ અવાજનું અનુકરણ કરી સદેશા મોકલવા માડયા સામા સ્ટેશનના માણસો સમજ્યા, અને તે જ રીતે પ્રત્યુત્તર આપવા માડયા એથી તારની દુરસ્તી સુધી થભ્યા વગર સદેશા ચાલુ રહ્યા તે ઇંડિયાનો-પોલિસમા હતો ત્યારે તાર ઉપર મિનિટના ૪૦ કે ૫૦ શબ્દોની ઝડપથી સદેશા આવતા પણ એડિસન તેમ જ બીજા કામ કરનાર એટલી ઝડપથી તે લખી શકતા નહિ માટે એડિસને એક ઑટોમેટિક-રિપીટરની યોજના ઘડી બે ઝીલનાર યત્ર સયોજ્યા એથી આવતા સદેશા ૪૦ કે ૫૦ શબ્દોની ઝડપથી પહેલુ યંત્ર ઝીલતુ, પણ બીજા યત્ર ઉપર તે સદેશા ૨૦ થી ૩૦ ની ઝડપથી આવતા આ યોજનાથી કામ કરનાર નિરાતે લખી શકતા એક પ્રસગે આ યુક્તિ પણ પકડાઇ ગઇ પણ આ યોજનામા માણસની મધ્યસ્થી વગર એક લાઇનના સદેશા બીજી લાઇન પર મોકલી શકાય એવી ગોઠવણ હતી વળી પોતાની મેળે સદેશા ઝીલી શકે એવુ યત્ર તેણે પાછળથી બનાવ્યુ તેના બીજ આ શોધમા હતા એમ વીજળીની યુક્તિઓમા એડિસન જાદુગર જેવો બની ગયો હતો

વળી એક વાર પોર્ટહ્યુરન આગળની નદી નીચેથી જતા તારના બે દોરડામાથી એક તૂટી ગયુ હતુ જૂની રીતે એક તાર ઉપર એક વખતે એક જ દિશામા સદેશો મોકલી શકાતો હવે એક જ દોરડા ઉપર સદેશા મોકલી તથા ગ્રહણ કરી શકાય કે કેમ એ પ્રશ્ન ઉપસ્થિત થયો એડીસને એક જ તાર ઉપર એકી સાથે બે વીજળીક પ્રવાહ સામસામે ચલાવવાની યોજના ઘડી કામ કાઢી આપ્યુ. આ યુક્તિ પાછળથી બરાબર ખીલવી તેણે

"ડયુપ્લેક્સ"પદ્ધતિ સાધી. એ વડે બે માણસો એક જ તાર ઉપર એકસાથે સામસામા સંદેશા મોકલી તથા ઝીલી શકે છે. એડિસનની આ પ્રથમ વ્યવહારોપયોગી શોધ હતી. તેને માટે યંત્ર બનાવ્યાં, આઠસો ડૉલરની લોન લીધી, અને રોચેસ્ટર તથા ન્યુયૉર્ક વચ્ચે અજમાયશ કરી. પણ સામે છેડેના માણસો એ રીત બરાબર સમજ્યા નહિ તેથી એ પ્રયત્ન નિષ્ફળ ગયો, અને એડિસનને લોન ભરી આપવી પડી. એથી એડિસન ઘણી તંગીમાં આવી ગયો. પણ નિરાશ નહિ થતાં તેણે ન્યૂયૉર્ક જવાનો નિશ્ચય કર્યો. સંશોધકોને જે મુશ્કેલી અને વિટંબણા નડે છે એવી એડિસનના માર્ગમાં પણ ઘણી આવી. પણ ન્યૂયૉર્ક ગયા પછી તેના ભાગ્યનું પાસું બદલાઇ ગયું.

ન્યૂયૉર્કમાં ગોલ્ડ રિપોર્ટિંગ કંપનીમાં તેને કામ મળ્યું, તે આ રીતે. ત્યાંનું ટેલિગ્રાફનું યંત્ર એકાએક અટકી પડયું અને કોઇને સમજ પડી નહિ. એડિસને તેનું કારણ શોધી કાઢી સમારી આપ્યું. આથી તેને માસિક ૩૦૦ ડૉલરના પગારે ત્યાંનાં બધાં યંત્રોનો સુપરિન્ટેન્ડંટ બનાવ્યો. હવે તેને પ્રયોગો માટે ઘણી સારી તક, ફુરસદ અને નાણાં મળી શક્યાં. આ વખતે એડિસન તાર સંબંધી અને તારના સંદેશા પોતાની મેળે છાપનાર યંત્ર વગેરેની શોધ કર્યા કરતો હતો. તેની શોધની ઉપયુક્તતા જાણીને ગોલ્ડ અને સ્ટૉક કંપનીના ડિરેક્ટર, જનરલ લેફર્ટસે બધી શોધ કંપનીને સોંપવા માટે એડિસન સાથે સોદો કર્યો. એમાં એક તડાકે એડિસનને ૪૦,૦૦૦ ડૉલર મળી ગયા. તે વખતે તે ૨૨ વર્ષનો હતો. હવે તે પૈસાદાર થયો, અને શોધકામમાં વધારે વેગથી આગળ વધવા લાગ્યો. તેણે મોટી દુકાન ઉઘાડી પ્રયોગ તથા યંત્રો માટે સાધન ખરીદ્યાં, અને કામદાર રોકયા. યંત્રો બનાવી આપવાના ઑર્ડર તેને મળ્યા કરતા હતા. આ પછી તે મોટી શોધ કરવામાં, કંપનીઓ ઉઘાડવામાં, કાર્યભવનો અને પ્રયોગશાળા બનાવવામાં આગળ વધતો ગયો. ન્યૂયૉર્ક પછી મેન્લોપાર્કમાં, અને તે નાનું પડતાં પછી ઑરેંજમાં તેણે પોતાનાં કાર્યક્ષેત્ર ઉઘાડયાં.

હવે આપણે એડિસનની મુખ્ય શોધો તરફ દૃષ્ટિપાત કરી લઇએ.

## ટેલિગ્રાફ

ટેલિગ્રાફ સંબંધી તેણે "ડયુપ્લેક્સ" પદ્ધતિની શોધ કરી હતી એ આપણે કહી ગયા છીએ: તેવી જ રીતે "ક્વાડુપ્લેક્સ" પદ્ધતિ શોધી કાઢી. એ વડે એક જ તાર ઉપર બંને છેડેથી બબ્બે માણસો એકસાથે સામસામા સંદેશા મોકલી તથા સાંભળી શકે છે, એમ એક જ વખતે ચાર સંદેશા ચાલતા હોય છે. ત્યાર પછી "મલ્ટિપ્લેક્સ" પદ્ધતિ શોધી, જેમાં જુદા જુદા સ્વરના અવાજ વાપરી સામસામા આઠ આઠ એટલે કુલ સોળ સંદેશા મોકલી શકાય છે. તે ઉપરાંત પોતાની મેળે તારના સંદેશા મોકલી શકાય અને નોંધાઇ જાય એવી યોજનાને સુધારીને તેણે સંપૂર્ણ બનાવી. વળી "ઇલેક્ટ્રિક પેન" અને કાગળની એક સાથે ઘણી નકલો કાઢવાની યોજના પણ ઘડી.

## ટેલિફોન

ટેલિફોન માટે પણ એડિસને પહેલી પંક્તિની શોધ કરી છે. ગ્રેહામ બેલે લોહચુંબક સળિયાની આસપાસ વીજળી વહનાર વાળા વિંટાળી તેની સામે લોખંડી પડદો રાખી બોલવા તથા સાંભળવાનાં ટેલિફોન યંત્ર બનાવ્યાં હતાં અને તે વપરાશમાં પણ મુકાયાં હતાં. પણ તેમાં અવાજ ઘણો ધીમે સંભળાતો. ટેલિફોનમાં બોલવાનાં યંત્ર–ટ્રાંસમિટર–માટે

એડિસને એક નવા જ સિદ્ધાંતનો ઉપયોગ કર્યો મેશ અથવા કાજળના ટાકડાને દબાવવાથી તેનો અવરોધ ઓછો થાય છે, અને તેમ થઈને વહેતો વીજળીનો પ્રવાહ વધે છે બોલવાના યંત્રમાં આવી ટીકડી મૂકવાથી ઉચ્ચારણના આઘાત પ્રમાણે તે વત્તીઓછી દબાઈને તે પ્રમાણે વીજળીના પ્રવાહમાં ફેરફાર કરે છે, અને તેથી ઉચ્ચારના અદિલનો વીજળી મારફતે મોકલી શકાય છે હાલ વપરાતા બોલવાના યંત્રો–માઈક્રોફોન–આ સિદ્ધાંત ઉપર જ રચાએલા છે તેની આ શોધ ટેલિફોનનો ઉપયોગ વધારવામાં ખાસ સાધનરૂપ થઈ છે વળી વીજળીથી બે પદાર્થ વચ્ચેના ઘર્ષણમાં ફેર પડે છે એ સિદ્ધાંત ઉપરથી ટેલિફોનનું સાંભળવાનું યંત્ર પણ તેણે બનાવ્યું એ યંત્ર ઘણું તાણીને બોલે એવું છે એ ' એડિસન લાઉડ સ્પીકિંગ ટેલીફોન ". આ રીતે બન્ને કાર્ય માટે તેણે નવા યંત્ર યોજ્યા અને તે માટે નવી કંપનીઓ ઊભી થઈ

## વાયરલેસ

૧૮૭૫ મા તાર વગરના સંદેશા ઉપર પણ તેણે પ્રયોગ કર્યા હતા ૧૮૮૫ મા તાર વગર સંદેશા મોકલવાની રીતનો એક નવો ઉપયોગ તેણે શોધી કાઢ્યો, જેથી ચાલતી ટ્રેને સંદેશા મોકલી તથા સાંભળી શકાય. એમાં રેલગાડીના ડબ્બાના છાપરા ઉપર એક તાર રાખી સંદેશા માટેના યંત્રનું તેની સાથે જોડાણ કરવામાં આવ્યું એમાંથી વિજળીક આંદોલન ઇથરમાં થઈ રેલની જોડાજોડ જતા ટેલિગ્રાફના તારમાં વિદ્યુત્પ્રવાહ ઉત્તેજિત કરતા અને તે પ્રવાહ તાર વાટે સ્ટેશન સુધી પહોંચતો. આ રીતથી ગાડી ગમે ત્યાં હોય અને ગમે તેટલા વેગથી દોડતી હોય તોપણ સ્ટેશન અને ગાડી વચ્ચે સંદેશાનો સંબંધ ચાલુ રહી શકતો આ યોજનાનો ઉપયોગ એક રેલ્વે લાઈન ઉપર થયો હતો

વીજળીના દીવાના ગોળામાં તારની વચ્ચે ધાતુની એક પટ્ટી મૂકી દીવો સળગે ત્યારે એ પટ્ટી અને જ્વલંત તાર વચ્ચે વીજળીનો પ્રવાહ વહે છે કે કેમ તે તેણે તપાસી જોયું, તો વીજળીક સંધાનના ધન છેડા અને પટ્ટી વચ્ચે પ્રવાહ વહે છે, પણ ઋણછેડા અને પટ્ટી વચ્ચે પ્રવાહ વહેતો નથી એમ માલમ પડયું આ અગત્યનો ધર્મ " એડિસન ઇફેક્ટ " *કહેવાય છે જો કે આ શોધનો એડિસને પોતે કંઈ ઉપયોગ કર્યો નહિ, પરન્તુ ડૉ. ફ્લેમિંગે* ઉલટસુલટ થતા વીજળીક પ્રવાહને સીધો બનાવવા માટે એ સિદ્ધાંતનો ઉપયોગ કર્યો, અને તેથી તાર વગરના સંદેશા ઝીલવાનું એક ઉત્તમ સાધન પ્રાપ્ત થયું. વાયરલેસમાં વપરાતા બધા " વાલ્વ " આ સાધનના સુધારેલા વધારેલા રૂપાંતરમાત્ર છે. મૂળ સિદ્ધાંતનો શોધક તો એડિસન જ.

## ફોનોગ્રાફ

એડિસનની વ્યાવહારિક શોધોમાં અગ્રગણ્ય સ્થાને તો ફોનોગ્રાફ અને વીજળીના દીવા જ આવે, પરંતુ આ વસ્તુઓ આપણને એટલી સામાન્ય અને જીવનવ્યવસ્થાના અંગરૂપ બની ગઈ છે કે તે કોઈ વખતે ઘણી મહેનતે અને ઘણા ખર્ચે શોધી કાઢવામાં આવી હશે એવો વિચાર પણ આપણને ન આવે એડિસન ફોનોગ્રાફની શોધ કરતો હતો ત્યારે માણસનો અવાજ નોંધી શકાય અને ફરી સાંભળી શકાય એ વાત માનવામાં પણ આવતી નહોતી યંત્રને પ્રત્યક્ષ બોલતું સાંભળવા છતાં તેમાં કોઈક કરામત

ગોઠવેલી છે, અથવા ટેલિફોન જેવા સાધનનું જોડાણ કરેલું છે એમ શકા કરવામાં આવતી. એડિસનના પહેલાં ફ્રાન્સમાં બે માણસોને ધ્વનિની નોંધ લઈ ફરી ઉપજાવવાનો વિચાર સૂઝયો હતો અને તેની નોંધ પણ લીધી હતી, પણ તેઓ કંઇ વ્યાવહારિક કાર્ય સાધી શકયા નહિ. ૧૮૭૭ માં એડિસને અવાજ નોંધવાનો પ્રથમ પ્રયોગ કર્યો અને પહેલે જ પ્રયત્ને સફળતા મળી! હાથથી ફેરવાય એવા ભુંગળા ઉપર વરખ ચોઢયું. પડદા ઉપર ચોઢેલી ટાંકણી વરખ ઉપર મૂકી તે સામે બોલવા અને ભુંગળું ફેરવવા માંડયું. ઉચ્ચારણનાં આંદોલનની છાપ વરખ ઉપર પડી ગઇ ભુંગળું ફરી ફેરવવાથી ટાંકણીનાં એ જ પ્રમાણે આંદોલન થઇ બોલેલું ફરી સંભળાયું! એ રીતે પ્રથમ બોલતું યંત્ર બન્યું. ૩૦ વર્ષની ઉંમરે એડિસને આ મહાન શોધ કરી દુનિયાને ચકિત કરી દીધી. દશ વર્ષ પછી એ યંત્રને ફરી ખીલવ્યું. હાથ વડે ફેરવવાને બદલે અંજિન અને મોટરથી ભુંગળું ફેરવવાની, અને વરખને બદલે મીણની ચૂડી ઉપર અવાજ નોંધવાની યોજના કરી. પછી થાળી જેવી રેકર્ડ બનાવી અને ટાંકણીને બદલે હીરાકણીનો ઉપયોગ કર્યો. જેમ ફોટોગ્રાફથી માણસની આકૃતિની છાપ ઊતરે છે તેમ ફોનોગ્રાફથી માણસના અવાજની છાપ પાડી લેવાય છે. આ યોજનાથી ટેનિસન, બ્રાઉનિંગ વગેરે મહાન પુરુષોના સ્વરની નોંધ લેવાઇ હતી. ફોનોગ્રાફ એના શોધકની કીર્તિ ઘેરઘેર ગાય છે.

## કાઇનેટોગ્રાફ

એક પછી એક ચિત્રો યોગ્ય ઝડપથી દર્શાવવાથી જીવત દશ્યનો ભાસ થાય એ વિચાર ઘણા વખતથી જાણીતો હતો અને એ દિશામાં કેટલાક પ્રયત્ન પણ થતા હતા. એડિસને પણ એ વિષયમાં પ્રયોગ કરવા માંડયા, અને તેના લાક્ષણિક ખંત અને યત્ન વડે એ કાર્યને સિદ્ધિએ પહોંચાડયું. પ્રથમ છબીઓ પ્લેટ ઉપર લેવાતી તેથી આ કાર્યમાં ઘણી મુશ્કેલી નડતી. ઘણી ઝડપથી છબી પડી જાય એવી રીત એડિસને શોધી હતી. પણ તેટલામાં પ્લેટને બદલે સેલ્યુલોઇડની ફિલ્મ-પટ્ટી-ઉપર ચિત્ર પાડવાનું સાધન પ્રાપ્ત થવાથી માર્ગ ખુલ્લો થયો. તેણે એક સેકન્ડમાં ૨૦ થી ૪૦ છબી પડે એવું યંત્ર યોજી કાઢયું, અને ૧૮૮૯માં "કાઇનેટોસ્કોપિક કૅમેરા"નો પેટન્ટ લીધો. પહેલાં એ ચિત્રપટ પેટીમાં રાખી એક છિદ્રમાંથી જોવાની ગોઠવણ કરી, પછી તે પડદા ઉપર પાડવાની યોજના કરી. એવા પટ ઉપર છબિ લેવા તથા પડદા ઉપર પાડવાના એડિસનનાં યંત્રો ઘણાં ઉત્તમ છે. વળી એ કાર્ય માટે તેણે મોટી કંપની અને નાટયગૃહો ખોલ્યાં, અને મોટા પાયા ઉપર કામ ચલાવ્યું.

## વીજળીના દીવા

બે કાર્બન(કાજળ)ના કકડા વચ્ચે વીજળીનો પ્રવાહ ચાલુ કરવાથી વચ્ચેના ગાળામાં ઘણી પ્રકાશિત જ્યોત થાય છે. આવા કાર્બન આર્ક લેમ્પ જાણીતા થયા હતા, પરંતુ ઘરમાં વાપરી શકાય એવા વીજળીના નાના અને સહીસલામત દીવાની જરૂર હતી. વીજળીના વહનથી ધાતુના તાર ગરમ થાય છે, એ સુવિદિત બીના હતી. તારને પ્રકાશ આપે એટલા ગરમ કરી વીજળીના દીવા બનાવવા ઘણાક વૈજ્ઞાનિકો પ્રયત્ન કરતા હતા; પણ એટલો ગરમ થતાં તાર પીગળી જાય કે થોડી જ વારમાં બળી જાય. આ દિશામાં શોધ કરવા સઘના મળતાં એડિસન એની પાછળ પડયો. પ્રથમ ધાતુના તાર વાપરી જોયા, પછી રૂના તાંતણા બાળીને કરેલા કાજળતંતુ વડે પ્રયોગ કરવા લાગ્યો. જુદી જુદી વસ્તુના તાંતણા

અને રેષાના કોલસા બનાવી તે તંતુ દીવા માટે વાપરતો. દીવાના ગોળામાંની હવા બને તેટલી કાઢી નાખવાથી પરિણામ સારું આવ્યું. નિષ્ફળ પ્રયત્નોમાં લગભગ ૪૦,૦૦૦ ડૉલર ગુમાવ્યા.' અંતે ૧૮૭૯ના ઑક્ટોબરની ૨૧મીએ વિજય પ્રાપ્ત થયો–રૂના કોલસાના તાંતણાનો દીવો ૪૦ કલાક બળતો રહ્યો. વાંસના રેષાના તંતુ સારું કામ આપતા હોવાથી સારા વાંસની શોધ દેશદેશ કરાવી, અને વાંસના રેષામાંથી બનાવેલા કાજળતંતુના ઘણા દીવા બનાવ્યા. આખરે ઉત્તમ કામ આપી શકે એવા કૃત્રિમ તાંતણા બનાવવાની યુક્તિ તેણે શોધી કાઢી અને ૧૦૦૦ કલાક બળે એવા કાજળતંતુના દીવા બનાવ્યા. વીજળીના દીવા એ એડિસનની મોટામાં મોટી શોધ છે. તેણે શોધેલા વીજળીના દીવા આજે દુનિયાનાં નગર અને ગૃહોને અજવાળે છે, અને એડિસનની કીર્તિ જગતમાં ઝળહળાવે છે.

પરંતુ માત્ર વીજળીના દીવા બનાવીને બેસી રહેવાનું ન હતું. લોકોના ઘરમાં દીવા દાખલ થાય તે સારુ તે સળગાવવાને જોઇતી વીજળીક શક્તિ, નળના પાણી પેઠે, બધાને સુલભ થઇ શકે એવી સંપૂર્ણ વ્યવહારૂ યોજના આવશ્યક હતી. એવી વ્યવસ્થા વગર વીજળીના દીવાની શોધ નકામી જ થાય. એનો વિચાર આ દીર્ઘદર્શી અને વ્યવહારકુશળ સંશોધકે આગળથી જ કરી રાખ્યો હતો. મોટાં વીજળી–ઉત્પાદક યંત્રોથી એક મથકે વીજળીક બળ ઉપજાવી તેની સરળ સરખી રીતે વહેંચણી કરી ઘેરઘેર પહોંચાડવાની ઉત્તમ યોજના તેણે ઘડી કાઢી હતી. પરંતુ વીજળીના દીવા માટે અથવા વીજળી પહોંચાડવા માટે અને માપવા માટે કોઇ પણ સાધન તે વખતે મળી શકતાં નહિ. તેથી એ બધું એડિસનને પોતાને યોજવું, બનાવવું અને કામમાં મૂકવું પડતું. દીવાની શોધ પછીનો દશકો લગભગ એ જ કાર્યમાં તેણે ગાળ્યો. ૧૨૦૦ દીવાને માટે વીજળી પૂરી પાડે એવો ડાયનેમો બનાવી ૧૮૮૦ ના પેરિસના પ્રદર્શનમાં તેની કાર્યસિદ્ધિ દર્શાવી બધાને આંજી નાખ્યા. તે વખતે તે દુનિયાની અજાયબીમાંની એક અજાયબી ગણાતી. પછી યુરોપીય દેશોને પ્રકાશિત કરવા બધે એડિસન કંપનીઓ કામ કરવા વળગી: દીવાની શોધને અંગે વીજળીક બળની વહેંચણીની યોજનાઓ એડિસને ઘડી. તેથી વીજળીના ઉપયોગનો ઘણી રીતે વિકાસ થયો. વીજળીની ટ્રામની ખીલવણી પાછળ પણ એડિસને ઘણું ધ્યાન આપ્યું.

૧૯મી સદીનું છેલ્લું દાહેકુ તેણે ખડકમાં ભળેલું લોઢું વિદ્યુત્–લોહચુંબકની મદદથી છૂટું પાડવાના અતિ સાહસિક પ્રયત્નમાં ગાળ્યું. મોટા પથ્થર રોલર વડે દળાઇ જાય અને લોહકણ છૂટા પડી, ભઠ્ઠીમાં ગળાઇ ચોખ્ખું લોઢું નીકળે ત્યાં સુધીની બધી ક્રિયા પોતાની મેળે ચાલ્યા કરે એવી રીતે તેણે યંત્રો સંયોજી દીધાં. ભવિષ્ય ઉજ્જવળ જણાતું હતું એવામાં લોઢું સસ્તું મળે એવી ખાણ નીકળવાથી આ ઉદ્યમ પડી ભાગ્યો. પણ તરત સિમેન્ટ બનાવવાના ઉદ્યમમાં પડી, એણે ગએલી ખોટ પૂરી કરી દીધી.

## એડિસન વીજળીક બેટરી

૧૯૦૦ થી ૧૯૧૦ સુધીનાં વર્ષો વીજળી સંઘરવાની નવી બેટરીની શોધમાં ગાળ્યાં. તેમાં નિકલ અને લોઢાની પ્લેટ વાપરવામાં આવે છે, તેથી એનું વજન પ્રમાણમાં ઘણું ઓછું છે, અને તેમાંથી એક સામટો ઘણો પ્રવાહ લઇ શકાય છે. આથી એ બેટરી ઘણી સગવડવાળી થઇ છે, અને ટ્રામ, મોટર વગેરેમાં વાપરવા માટે ઉત્તમ છે. આને માટે ૫૦,૦૦૦ જેટલા પ્રયોગ કરી નાખ્યા હશે, અને નિકલનું પાનું બનાવવાના પ્રયત્નમાં ૧૦ લાખ ડૉલર ખર્ચી નાખ્યા.

વીજળીની અનેક શાખાઓમાં એડિસને અદ્વિતીય કાર્ય કર્યું છે, તેથી તેને વીજળીનો ...ર્જા કહેવો એ અતિશયોક્તિ નથી. એડિસને અનેક દિશામાં અનેક શોધો કરી છેઃ તેણે ...કડો યોજનાઓ અને યંત્રો રચ્યાં છે, અને હજારો પેટન્ટ લીધા છે. તે પ્રાયોગિક શોધક ...તો. ન્યૂટન, મેક્સવેલ કે આઇનસ્ટાઈન જેવા ગણિતસંશોધક નહિ, પણ ફેરાડે, માર્કોની ...ગેરે જેવા પ્રયોગવાદીઓમાં તેનું સ્થાન શોભે છે. પરિણામ આવું આવવું જોઇએ એમ ... વ્યાવહારિક સમજથી જોઇ લેતો. વિચારને કાર્યમાં મૂકીને તપાસી જોતો. યાંત્રિક કુશ...ળતા અને યોજક બુદ્ધિ તેનામાં વિશિષ્ટ પ્રમાણમાં હતી. લાંબા વખતના મનન પછી અવિશ્રાંત પરિશ્રમ એ તેની કાર્યસિદ્ધિનો મહામંત્ર હતો. (genius) પ્રતિભા એટલે એક ટકો પ્રેરણા અને નવ્વાણું ટકા પ્રસ્વેદ એમ તે ગણતો. તેની શોધો અકસ્માત દૈવયોગે અણધારી મળી આવેલી બાબતો નથી, પણ ઇરાદાપૂર્વક ઘડેલાં ધ્યેય તરફ સતત પ્રયાણ અને ભગીરથ પ્રયત્નથી તે સિદ્ધ થએલી છે. નૈસર્ગિક બુદ્ધિમત્તા અને સ્વતઃસ્ફુરણા સાથે વિશાળ વાચન, મનન, ખંત અને પ્રયત્નથી તે ધારેલું કાર્ય સાધી શકતો. કોઈ પણ બાબતની શોધ હાથ ધરવા પહેલાં તે સંબંધી જેટલું સાહિત્ય મળી આવે તે વાંચી જઈ માહિતગાર થતો. દરેક શોધ ક્રમવાર નિયમબદ્ધ ચલાવતો. પ્રયોગ કરવામાં વખત કેટલો જાય છે તે જોવાને તે ઘડિયાળ પણ રાખતો નહિ. સતત કામ કર્યા કરવું એ જ તેનું લક્ષ્ય હતું. કોઇ નવીન શોધ કે અગત્યના કાર્યમાં લાગ્યો હોય ત્યારે દિવસોના દિવસ અને કેટલીયે રાત ઊંઘ્યા વગર તે સતત કામ કરી શકતો. નિદ્રા તો તેની દાસી જ હતી. તે મિતાહારી અને સંયમી હતો. વળી આનંદી અને હસમુખો પણ એટલો જ હતો. કાર્યમાં એકાગ્રતા તો અજાયબ! પોતાના કાર્યમાં તે તન્મય રહેતો. માનચાંદની કે જાહેર પ્રસંગોમાં ભાગ લેવાની તેને દરકાર ન હતી. ઘણો આશાવાદી અને આત્મશ્રદ્ધાવાન હોવાથી તે કશાથી નિરાશ થતો નહિ. મુશ્કેલીઓનો સામનો કરવામાં તેને આનંદ થતો. સ્પષ્ટ જણાતી સામાન્ય જરૂરિયાતો માટે જ શોધખોળ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેની શોધો માનવજાતિનાં કલ્યાણ, ઉપયોગ અને સુખસાધન વધારવા અર્થે જ થઇ છે. વૈજ્ઞાનિક શોધકોને વિચાર–સ્વપ્નો મૂર્તિમંત કરવા અર્થે પૈસા એ મોટી જરૂરિયાત છે. એડિસન એક તરફ પૈસા મળે એવી જ દિશા પસંદ કરતો, અને બીજી તરફ જે નફો થાય તે મૂળ શોધને સંપૂર્ણ બનાવવામાં અને નવી શોધોની પાછળ છૂટે હાથે ખરચતો. સાધારણ પરિણામથી તે સંતોષ માનતો નહિ, પણ છેવટની ઊંચામાં ઊંચી હદે પરિણામ લઇ જવા પ્રયત્ન કર્યા કરતો. એક શોધ કરે તેમાંથી ઊપજતી કે તેની જોડે સંબંધ રાખતી બીજી બધી શોધો પણ તેણે હાથમાં લીધી જ હોય.

એડિસનની શોધોથી જગતને આર્થિક, સામાજિક, ઔદ્યોગિક, વ્યાપારિક, કલાવિષયક ... માનસિક અનેક લાભ પ્રાપ્ત થયા છે. એમ જગતને પોતાના શ્રમ અને પ્રયત્ન વડે ઉપકારના ઋણભાર તળે મૂકી, દુનિયામાં પોતે આવ્યો ત્યાર કરતાં તેને વધારે તેજસ્વી, રંગીક, આનંદમય બનાવી. પોતાનો ઉપાર્જિત વિરામ ભોગવવા ૧૯૩૧ના ઑક્ટોબરની ૧૮મીએ દુનિયા છોડીને તે ચાલ્યો ગયો. પરંતુ તેનાં કાર્ય, તેની સ્મૃતિ, તેના જીવનની ફોરમ જગત ભરીને ચિરકાળ વહેશે.

ધનજીભાઇ ફકીરભાઈ

# ભાષા અને વ્યાકરણ*

:

આપણે આગળ બતાવ્યું છે કે વ્યાકરણનું શિક્ષણ ભાષાની શુદ્ધિ માટે છે એટલે જો વાચન અથવા લેખનમાં અશુદ્ધ પ્રયોગો ચાલુ રહે તો વ્યાકરણનું શિક્ષણ વ્યર્થ ગયું, એમ સમજવું. માટે ભાષાની શુદ્ધિ વાચન અને લેખનમાં યથાર્થ જળવાય છે કે નહિ એ આરંભથી જ શિક્ષકે જોતા રહેવું જોઇએ. આ માટે સરળ માર્ગ એ છે કે વ્યાકરણનું શિક્ષણ ભાષા મારફતે આપવું જોઇએ. 'Direct Method'ના ધોરણે અંગ્રેજીમાં જે વ્યાકરણ-ગ્રંથો લખાયા છે તેમાં આ તત્ત્વનો સમાવેશ કર્યો છે; પણ એથી વિદ્યાર્થીઓ પદચ્છેદમાં પછાત રહે છે એ મોટો દોષ છે. જૂની એટલે શાસ્ત્રીય પદ્ધતિમાં આ વિભાગ પર વધારે ભાર મૂકવામાં આવે છે, પણ લેખન અશુદ્ધ રહે છે. આ સ્થિતિમાં બન્ને પદ્ધતિઓનું મિશ્રણ કરવાથી સંગીન પરિણામ આવશે એમ માનવાને કારણ છે. પદોનાં અભિધાન અને અન્વય પ્રથમ વિદ્યાર્થીઓના મનમાં ઊતર્યા પછી તેનો શુદ્ધ ઉપયોગ વાચન અને લેખનમાં ફરી ફરી કરાવવાથી ઉપરની બન્ને પદ્ધતિઓનાં ગુણ વ્યાકરણ-શિક્ષણમાં આવવા સંભવ છે.

શિક્ષણ-વિષયોનો બોજો વિદ્યાર્થીઓ પર વધતો જાય છે એ જમાનામાં વ્યાકરણના શિક્ષણની વહેંચણી એવી રીતે કરવી જોઇએ કે જેથી ભણતરમાં વિશેષ ભાર ન વધે અને ભાષાશુદ્ધિ જળવાય. આ દૃષ્ટિએ વ્યાકરણ-શિક્ષણને ત્રણ અથવા ચાર ક્રમમાં વહેંચવું જરૂરનું છે. પહેલા ક્રમમાં એટલે ગુજરાતી ત્રીજા અને ચોથા ધોરણમાં સ્વર, વ્યંજન, અક્ષર, પદ અને વાક્ય; તથા નામ, સર્વનામ, વિશેષણ, અવ્યય અને ક્રિયાપદ એમ મૂળાક્ષર તથા પદો અને ભાષાનાં પાંચ[1] મુખ્ય ભાગોનો સમાવેશ કરવો હિતાવહ છે. મતલબ કે, ત્રીજા

* પહેલો હપ્તો કારતક અંકમાં પ્રસિદ્ધ થયો છે.

૧ અહીં અંગ્રેજી વ્યાકરણના ધોરણે ભાષાના આઠ ભાગ હોવા જોઇએ, એ દલીલમાં ખોટી સરખામણી (false analogy) રહેલી છે. યાસ્ક મુનિના મત પ્રમાણે નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, એમ પદોના ચાર પ્રકાર છે. આમાં નિપાત અને ઉપસર્ગની ગણના અવ્યયમાં કરીએ તો નામ, આખ્યાત અને અવ્યય એમ ત્રણ વિભાગ થશે. લિંગ, વચન અને વિભક્તિ પ્રમાણે નામ અને આખ્યાતમાં ફેરફાર થાય છે એટલે તે વ્યયી પદ છે. અવ્યયમાં એવો ફેરફાર થતો નથી. આ પ્રમાણે પદોના વ્યયી અને અવ્યય એવા બે જ મોટા વિભાગો થશે. મોરિસ પણ Inflections અને Indeclinables× એમ બે જ વિભાગ પાડે છે. નામ, વિશેષણ, ક્રિયાપદ અને સર્વનામનો પહેલામાં, તથા અવ્યય ઉપસર્ગ, ઉભયાન્વયી અને કેવળપ્રયોગી અવ્યયનો બીજામાં સમાવેશ કરે છે. સારાંશ એ છે કે, અંગ્રેજીમાં ભાષાના આઠ ભાગ ગણાવ્યા છે, માટે ગુજરાતીમાં પણ આઠ અથવા સંસ્કૃતમાં ચાર કહ્યા માટે ગુજરાતીમાં એટલા જ ભાગો હોવા જોઈએ એ માન્યતા યથાર્થ નથી. લાઘવ અને સરળતાના ધોરણે વિચારીએ તો જણાશે કે ગુજરાતી વાક્યના પદચ્છેદ માટે ફક્ત પાંચ ભાગો બધી રીતે પર્યાપ્ત છે. કૃદંતનો ઉપયોગ નામ, વિશેષણ કે અવ્યય તરીકે હોય છે એટલે એને પણ જુદું ગણવાની જરૂર નથી.—લેખક

× Morris'—Historical Outlines of English Accidence. બ. આ. પૃ. ૬૩-૬૪.

ધોરણમાં મૂળાક્ષર અને પદોથી શરૂઆત કરી ચોથા ધોરણમાં ઉપરના પાંચ વિભાગોની જ સમજૂતી આપવી જોઇએ. વાચનપાઠોમાંથી એ ભાગો વિદ્યાર્થીઓ પાસે ઓળખાવવાથી તે ભાગો કેટલે અંશે સમજાયા છે તે શિક્ષકને તરત જ જણાશે. વળી ત્રીજા ધોરણમાં મૂળાક્ષરનું જ્ઞાન શરૂ કરવાથી ચોથા ધોરણની આરંભિક મુશ્કેલીઓ બચશે. બીજા ક્રમમાં એટલે ગુજરાતી પાંચમા અથવા અંગ્રેજી પહેલા ધોરણમાં[1] કર્તા અને ક્રિયાપદ, વિશેષણ અને વિશેષ્ય વચ્ચેનો સંબંધ, વિભક્તિના પ્રત્યયો, ક્રિયાપદના કાળ અને સાદું પૃથક્કરણ એટલો ભાગ નિયત કરવો જોઇએ. આ ધોરણમાં પત્ર, વાર્તા કે એવું કાંઈક સરળ લેખન રાખવામાં આવે છે એટલે વ્યાકરણની શુદ્ધિ અશુદ્ધિ ઉપર જ ઉક્ત લેખનના વધારે ઓછા ગુણ ( Marks ) અપાવા જોઇએ. આ પદ્ધતિએ ત્રીજા ક્રમમાં પ્રવેશ કરનારો વિદ્યાર્થી વ્યાકરણની વધારે ઊંચી ભૂમિકા માટે તૈયાર હોવાથી ગુજરાતી છઠ્ઠા અને સાતમા અથવા અંગ્રેજી બીજા અને ત્રીજા ધોરણમાં પાંચ મુખ્ય ભાગોના પેટાવિભાગો, પ્રકારો અને પદો વચ્ચેનો અન્વય વધારે ઝડપથી ગ્રહણ કરી શકશે; અને છેવટે વાક્યપૃથક્કરણમાં સરળતા થશે. અહીં પણ નિબંધ-લેખન તેમ જ ઇતિહાસ વગેરેના લેખિત કામમાં ભાષા-શુદ્ધિ પર વધારે ચીવટ રાખવાથી વ્યાકરણ ઉપર પ્રત્યક્ષ અથવા પરોક્ષ અસર થશે. ટ્રેનિંગ કોલેજોના બીજા અને ત્રીજા વર્ષોમાં તેમજ હાઇસ્કૂલના છઠ્ઠા અને સાતમા ધોરણમાં ગુજરાતી વિશેષ કે ઐચ્છિક ભાષા તરીકે લેવાય છે એટલે એ છેલ્લા ( ચોથા ) ક્રમમાં વ્યુત્પત્તિ, ભાષાનું સ્વરૂપ, ઇતિહાસ વગેરે બાબતોનો સમાવેશ કરવાથી લેખન પર નવો જ પ્રકાશ પડશે; અને એ રીતે અનિષ્ટ વિકારો અટકાવાશે તથા વ્યાકરણના જ્ઞાનનો ઉપયોગ વ્યવહારમાં એટલે વાચન અને લેખનમાં વારંવાર થવાથી એ તરફનો અણગમો નાબૂદ થશે.

ઉપરની પદ્ધતિએ વ્યાકરણ-શિક્ષણ શરૂ કરવા માટે કેવાં પાઠ્ય-પુસ્તકો ઉપયોગી થશે તે જોઇએ. સંસ્કૃતમાં વ્યાકરણપ્રદેશ બહુવિધ ખેડાયેલો છે; પ્રાકૃતમાં પણ વ્યાકરણોની વિપુલતા છે. સિદ્ધ હેમચંદ્રના આઠમા અધ્યાયના ચોથા પદમાં અપભ્રંશનાં સૂત્રો છે. આમ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં વ્યાકરણો છે. પણ ગુજરાતી ભાષામાં વિ. સં. ૧૯૦૦ સુધી એકે વ્યાકરણ ગ્રંથ જણાયો નથી. " મુગ્ધાવબોધ ઔક્તિકમાં ચૌદમી સદીની ગુજરાતી ભાષાનું અપૂર્વ દર્શન થાય છે પણ એ ગ્રંથ સંસ્કૃત વ્યાકરણનો છે. "[2] સને ૧૮૬૦થી પ્રાથમિક શાળાની કેળવણી શરૂ થઇ ત્યારથી વ્યાકરણનાં પુસ્તકોની અગત્ય જણાવા લાગી. પરિણામે હોપ, દલપતરામ, નર્મદાશંકર અને મહીપતરામે શાળોપયોગી નાનાં વ્યાકરણો લખ્યાં. પરંતુ આ પુસ્તકો એ સમયની તાત્કાલિક જરૂર અર્થે હતાં, અને તે પણ કેટલેક અંશે અંગ્રેજી ધોરણે રચાયાં હતાં. ગુજરાતી ભાષાના શાસ્ત્રીય પણ અપૂર્ણ વ્યાકરણનો પ્રથમ આરંભ રેવ. જોસેફ વાન ટેઇલરે કર્યો છે. પણ ઉક્ત વ્યાકરણની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં કહેલું છે તેમ " ગુજરાતી ભાષાનું ખરું વ્યાકરણ જોઇએ તેવું હજી થયું નથી; આ વ્યાકરણના કર્તાએ પોતાના અલ્પ સામર્થ્ય પ્રમાણે કેવળ દિશા દેખાડેલી છે. કોઈ દેશી પંડિત નવું વ્યાકરણ રચીને ભાષાને તેજીષ્ટ[3] કરે એવી તે આશા રાખે છે. "

૧ ગુજરાતી ચાર ધોરણને બદલે પાંચ ધોરણ પૂરાં કર્યા પછી વિદ્યાર્થીએ અંગ્રેજી શરૂ કરવું, એમ આ લખનારનો અંગત અભિપ્રાય છે.

૨ રા. કેશવલાલ હ. ધ્રુવ: "મુગ્ધાવબોધ ઔક્તિક પર વાર્તિક."

૩ 'તેજિષ્ઠ' એમ શુદ્ધ પ્રયોગ જોઇએ.

સને ૧૮૬૮માં ઉપલાં વચનો લખાયાં ત્યારથી લગભગ પચાસ વર્ષ દરમિયાન ગુજરાતી ભાષા-સાહિત્યમાં પદ્ય અને ગદ્ય એ બન્ને અંગોનો અપૂર્વ વિકાસ થયો છે. ભાષાશાસ્ત્ર ખેડાવા માંડ્યું છે. એક તરફ વ્રજલાલ શાસ્ત્રીએ 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' (૧૮૬૬) અને 'ઉત્સર્ગમાળા' (૧૮૭૦) લખ્યાં. સ્વ. નવલરામે 'વ્યુત્પત્તિપાઠ' રચ્યો. બીજી તરફ પાશ્ચાત્ય વિદ્વાનોએ ગુજરાતી ભાષામાં રસ લેવા માંડ્યો. પરિણામે જે. બીમ્સે "આર્ય ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ" (Comparative Grammar of Modern Aryan Languages) પ્રસિદ્ધ કર્યું, જેમાં ગુજરાતી વિભક્તિના પ્રત્યયો, ભાષાબંધારણ વગેરેની સમર્થ ચર્ચા છે. ઇટલિના પંડિત ડૉ. ટેસિટોરીએ 'પશ્ચિમ રાજસ્થાની વિશે વિદ્વત્તા ભરેલી કેટલીક નોંધો' (Notes on the Grammar of the old Western Rajasthani) પ્રગટ કરી, જે ગુજરાતી ભાષા અને વ્યાકરણના અભ્યાસક માટે બહુ ઉપયોગી છે. તેમજ 'ગુજરાતી'ને એમ. એ.માં સ્થાન મળવાથી સા. શ્રી નરસિંહરાવનાં 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' (Gujarati Language and Literature) એ વ્યાખ્યાનો યુનિવર્સિટી તરફથી (૧૯૧૫-૧૬) અપાયાં અને છપાયાં (૧૯૨૧). મતલબ કે ગુજરાતી ભાષાનાં બહુવિધ ક્ષેત્રો ખેડાયાં. વ્યાકરણને એક અથવા બીજી રીતે ઉપયોગી એવું સાધન-ભંડોળ સ્વતંત્ર રીતે ઉત્પન્ન થયું; પણ તે બધાંનો યોગ્ય સ્થળે ઉપયોગ કરીને વ્યાકરણનો આધારભૂત ગ્રંથ સરજાવવાનો યશ સ્વ. કમળાશંકર ત્રિવેદીને છે.

સ્વ કમળાશંકર પોતે સમર્થ વ્યાકરણશાસ્ત્રી હોવા ઉપરાંત જીવનભર શિક્ષક અને શિક્ષણશાસ્ત્રી હતા, અને એ રીતે નાની મોટી વયના વિદ્યાર્થીઓ કેટલું અને કેવી રીતે પચાવી શકે એ માનસશાસ્ત્રના સિદ્ધાંતનું તેમનામાં વિશેષ જ્ઞાન હતું. એ વખતનાં ગુજરાતી વ્યાકરણોની અપૂર્ણતા અથવા અશાસ્ત્રીયતા તેમણે જાતે અનુભવી હતી. રા. ગંગાશંકર વૈષ્ણવના વ્યાકરણ વિશે તે લખે છે કે "વાક્યપૃથક્કરણનો વિષય આરંભમાં લઇ તેની મારફત પદચ્છેદનું જ્ઞાન આપવાથી શિષ્યને ઘણી વાર ગૂંચવણ થાય છે."[1] એટલે કે એ વિષય પદચ્છેદ પછી શીખવવો એ વધારે ઇષ્ટ છે. મતલબ કે વિદ્યાર્થીઓની સ્વાભાવિક શક્તિ અને તેનો ક્રમશઃ વિકાસ એ બે તત્ત્વો ધ્યાનમાં રાખી તેમણે વ્યાકરણગ્રંથોની રચના કરી છે. વળી આ ગ્રંથોની ખાસ વિશેષતા તેની પદ્ધતિમાં છે. "પ્રથમ વિષયનું સ્થૂળ વિવેચન, પછી તે જ વિષયનું વિગતવાર વિવરણ, અને છેવટે સૂક્ષ્મ અને સૂક્ષ્મતર દૃષ્ટિથી સંપૂર્ણ વર્ણન કરવું" એમ કેન્દ્રાનુસારી પદ્ધતિની સંકલના એમાં છે.[2] "આ પદ્ધતિમાં એકના એક વિષયનું જુદેજુદે પ્રકારે અને જુદીજુદી શૈલીએ પુનરાવર્તન થાય છે" એટલે એ વિષયના સંસ્કાર ભિન્નભિન્ન સ્વરૂપે મન પર ચિરસ્થાયી થવાથી વ્યાકરણ કંટાળાને બદલે રસમય બને છે.

વ્યાકરણ-શિક્ષણની વહેંચણી જે ક્રમમાં આગળ સૂચવી છે, તે ધ્યાનમાં રાખીને સ્વ. કમળાશંકરનાં "લઘુવ્યાકરણ" ભા. ૧ અને ૨ ગુજરાતી ધોરણ ૩ થી ૭ સુધીમાં પૂરાં કરવા જોઇએ. મધ્યવ્યાકરણ પ્રાથમિક શાળા માટે શિષ્ય અને શિક્ષક ઉભયને કઠણ જણાય એ સ્વાભાવિક છે. પણ અંગ્રેજી ચોથાથી છઠ્ઠા ધોરણમાં અને ટ્રેનિંગ કૉલેજના પહેલા બે વર્ષમાં માધ્યમિકનું શિક્ષણ જરૂરનું છે. મૅટ્રિકમાં તેમજ ત્રીજા વર્ષમાં "બૃહદ્ વ્યાકરણ"નો કેટલોક ભાગ ખાસ ઉપયોગી છે એમ મારું માનવું છે.

---

૧-૨ સ્વ. કમળાશંકર—'લઘુવ્યાકરણ' ભા. ૧ પ્રસ્તાવના

હવે વ્યાકરણની પરિભાષા પર આવીએ. અમુક પદાર્થને બીજાથી ઓળખવા માટે આપણે જે નામ આપીએ છીએ તે સંજ્ઞા કહેવાય છે. જ્યારે અમુક વિષય પરત્વે એ સંજ્ઞામાં સવિશેષ અર્થનું આરોપણ થાય છે, ત્યારે તે સંજ્ઞા ઉક્ત વિષયનો પારિભાષિક શબ્દ લેખાય છે. એટલે પારિભાષિક શબ્દો અમુક વિષયના વિશેષ અર્થનો બોધ કરે છે. પરિભાષા આરંભમાં જ શીખવાનું ખાસ પ્રયોજન એ છે કે તેથી તેના નિશ્ચિત અર્થમાં વિપર્યય થાય નહિ. વ્યાકરણની ઘણીખરી સંજ્ઞાઓ અન્વર્થ છે; એટલે એ સંજ્ઞામાં જ એનાં અર્થ અને લક્ષણ રહેલાં હોય છે. આ પરિભાષા બે પ્રકારની છેઃ (૧) જેના વિશેષ અર્થ વ્યાકરણને અંગે જાણવાના હોય છે તેવા શબ્દો તથા (૨) સાન્વય સંજ્ઞાવાચક શબ્દો.

વ્યાકરણની પરિભાષામાં જે સંજ્ઞા શબ્દો યોજાયેલા છે તે "નાનામાં નાના હોવા જોઇએ। એટલે તેનાથી કાંઇ નાનું સ્વરૂપ થઈ શકે નહિ."[1] આ સિદ્ધાંતને 'લાઘવ' કહે છે, અને તે વ્યાકરણગ્રંથોમાં પાયારૂપ છે. વૈયાકરણો 'લાઘવ'ના સિદ્ધાંતને કેટલું મહત્ત્વ આપે છે તે '**अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः**' એ સૂત્ર ઉપરથી જોઈ શકાશે. મૂળાક્ષરના જ્ઞાન માટે વર્ણ, શબ્દ, પદ અને માત્રાના અર્થની જેમ જરૂર છે તેમ સંકેત, લક્ષણા અને વ્યંજના એમ શબ્દની ત્રિવિધ શક્તિ, તથા વાક્યાર્થ-નો બોધ થવા યોગ્યતા, આકાંક્ષા, સન્નિધિ અને તાત્પર્ય ઇત્યાદિના વ્યાપાર અને અર્થ વ્યાકરણ શીખનારને ઉપકારક છે. શબ્દના સંકેતાદિ ( Connotations ) ન જાણવાથી કેવા વિપરીત પ્રયોગો થાય છે તે 'મહાકાવ્ય' ( epic ),' 'Vernacular' વગેરે શબ્દમાં આગળ બતાવ્યું છે. ગુજરાતી ભાષામાં તત્સમ, તદ્‌ભવ અને દેશ્ય શબ્દો છે, તે અન્વયાર્થ છે. અર્થાત્ તત્ એટલે તે = પ્રકૃતિઃ એટલે મૂળ ભાષા પેઠે ગુજરાતીમાં પણ લખાય તેવા શબ્દો. મૂળમાંથી ગુજરાતીમાં આવતાં કાંઇક ફેર થયો હોય તે તદ્‌ભવઃ અને દેશની અનાર્ય ભાષામાંથી આવેલા હોય તે દેશ્ય અથવા દેશજ કહેવાય છે. પારિભાષિક શબ્દોની માફક કેટલાક શબ્દોમાં પ્રાચીન પરિસ્થિતિ અને ઇતિહાસ પર પ્રકાશ પાડે એવી અર્થચમત્કૃતિ રહેલી હોય છે. જેમકે—

કુશળ, પ્રવીણ } આ બન્ને નિરૂઢ લક્ષણાનાં ઉદાહરણો છે. તો પણ એકમાં કુશ લાવવાનો પ્રાચીન ઇતિહાસ અને બીજામાં વીણા-વાદનની રીતિનું દર્શન થાય છે.

ઉપાધિ, સંકેત, દોલો } આ ત્રણે શબ્દોના મૂળ અર્થ ધર્મ, કણુલાત અને નાયક એમ છે; તથાપિ ગુજરાતીમાં આવતાં અર્થભ્રષ્ટતા દાખલ થઇ છે એમ સમજાશે.

વ્યાકરણની અન્વર્થ સંજ્ઞાઓ પૈકી 'ક્રિયાપદના અર્થને નમે છે' એવો નામ શબ્દ **નમ્** ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયો છે. વાક્યમાં ક્રિયા પ્રધાન છે એવો વૈયાકરણ મત આમાં પરોક્ષ રહેલો છે. વિભક્તિ એટલે વિભક્તતા, જુદાપણું. પ્રત્યયો જુદા જુદા અર્થમાં લાગે છે માટે વિભક્તિ સંજ્ઞા પામે છે. સંજ્ઞાની અન્વર્થના 'સર્વનામ' શબ્દમાં વિશિષ્ટપણે દેખાશે. 'સર્વનામ'ને અંગ્રેજીમાં 'પ્રતિનામ' કહે છે. અંગ્રેજી શબ્દ કરતાં 'સર્વનામ' વધારે યુક્ત છે એમ વ્હિટની કહે છે.[2] "માત્ર એક જ પદાર્થ સૂર્ય કહી શકાય છે; માત્ર અમુક જ

૧ કમળાશંકર—બૃહદ્‌વ્યાકરણ, પૃ. ૧૬૧.

૨ "Only one thing may be called the Sum; only certain objects are

પદાર્થો શ્વેત હોય છે, પણ એવું કાંઇ નથી કે જે, જે દૃષ્ટિબિંદુએ જોઇએ તે દૃષ્ટિબિંદુથી અનુક્રમે હું, તું અને તે હોઈ ન શકે × × × આ પ્રમાણે જુદા જુદા પદાર્થના સંબંધમાં જુદી જુદી સ્થિતિને લીધે સર્વનામનો પ્રયોગ સર્વવ્યાપક છે, અને પદાર્થનું ખાસ નામ હોય છે તે ઉપરાંત તેને લાગુ પડે એવી દરેક સર્વનામમાં શક્તિ છે; તેમજ તે નામને બદલે જાણે તેના પ્રતિનિધિ તરીકે રહી શકે છે, તેમાં જ સર્વ નામનું ખાસ લક્ષણ સમાયેલું છે તેટલા માટે એવા શબ્દને આપણે પ્રોનાઉન – 'પ્રતિનામ' બદલે આવે તે - એવી સંજ્ઞા આપીએ છીએ તેના કરતાં હિંદુલોકોની 'સર્વનામ' – દરેક પદાર્થનું નામ એવી સર્વવ્યાપક સત્તા – વધારે સીધી રીતે અને એના મૂળ અર્થને બરાબર લાગુ પડે એવી રીતે એનું લક્ષણ દર્શાવે છે" વ્યાકરણના અન્ય પારિભાષિક શબ્દો વિશે વધારે કાલક્ષેપ ન કરતાં, વાક્યપૃથક્કરણના બે શબ્દો 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' સમજવા જેવા છે વાક્યપૃથક્કરણનો વિષય સંસ્કૃત તેમજ ગુજરાતી વ્યાકરણમાં નવીન જ છે. વાક્યપૃથક્કરણ એટલે Analysisમાં Subject ને માટે 'ઉદ્દેશ્ય' અને Predicate ને માટે 'વિધેય' એ શબ્દોની યોજના યથાર્થ છે પણ 'ઉદ્દેશ્ય'ના પારિભાષિક અર્થ વિશે વિદ્વાનોમાં મતભેદ છે Subject કોને કહેવો એ વિશે અંગ્રેજી વ્યાકરણમાં "that about which something is said" એમ વચન છે, તેમજ '**यदुद्दिश्यविधेयप्रवृत्तितदुद्देश्यम्**' એ સૂત્ર ભીમાચાર્યના ન્યાયકોશમાં છે એ ઉપરથી, "જેને વિશે કાંઇ કહેવું હોય તે" એવો 'ઉદ્દેશ્ય'નો અર્થ રા૰ કમળાશંકર કરે છે. બીજે પક્ષે, રા૰ રા૰ શ્રી નરસિંહરાવ "જે ને ઉદ્દેશીને–અર્થાત્ જેને વિશે–કંઇપણ વિધિ કરવાનો છે" એમ 'ઉદ્દેશ્ય'નો અર્થ સૂચવે છે આપ્ટેના કોશમાં 'ઉદ્દેશ્ય'નો અર્થ to be intended or aimed at, જે તરફ લક્ષ છે તે પદાર્થ એવો છે એટલે કે, વાક્યમાં જેને લક્ષીને ક્રિયામાં સમાયેલા અર્થનું વિધાન થાય છે તેનું નામ ઉદ્દેશ્ય. About which='વિશે' અને **यदुद्दिश्य** એ શબ્દોમાં જ 'ઉદ્દેશ્ય'નો મૂળ અર્થ પર્યાપ્ત થાય છે, અને 'વિધેય'ના સંસર્ગથી 'કહેવું' અથવા 'વિધાન' એ અર્થ પાછળથી ઉમેરાય છે એટલે પૃથક્કરણમાં 'ઉદ્દેશ્ય' તે વિધિનો લક્ષ્ય બને છે એવી પરિભાષા રા૰ રા૰ શ્રી નરસિંહરાવ સમજાવે છે 'વાક્યમાં ક્રિયાને પ્રાધાન્ય છે, કર્તાને નથી, કેમકે ક્રિયાપદ વિના વાક્ય બની શકે નહિ એટલે કર્તાનો અધ્યાહાર હોઇ શકે, ક્રિયાનો નહિ" વગેરે રા૰ કમળાશંકરના વચનો વ્યાકરણવિષયમાં યથાર્થ છે, પણ પૃથક્કરણનો શાસ્ત્રવિભાગ

---

white, but there is nothing which may not be 'I' and 'you' and 'it' alternately as the point from which it is viewed ××× In this universality of their application as dependent upon relative situation merely, and in the consequent capacity of each of them to designate any object which has its own specific names besides and so in a manner to stand for and represent that other name lies the essential character of the pronoun The Hindu title 'Sarvanaman'– name for everything, universal designation'– is therefore more directly and fundamentally characteristic than the one we give them i e pronoun, 'standing for a name'". (Whitney quoted in Morris' 'Historical Outlines of English Accidence', P 124-125 (બૃહદ્વ્યાકરણ પૃ ૧૧૧-૧૨)

નવીન જ છે એટલે એમાં 'કર્તા અને ક્રિયા બંને સમતોલ છે.' એ માન્યતા વધારે સ્વીકારવા યોગ્ય છે. આ ચર્ચાના અંતર્ભાગમાં અધ્યાહારના સ્વરૂપનું દર્શન છે જે વિશે એટલું જ જણાવવું બસ થશે કે "પૂર્વોક્તની પુનઃ અનુક્તિ હોય ત્યાં જ અધ્યાહારને પ્રસંગ છે"[1] અર્થાત્ નિતાન્ત અનુક્તિમાં અધ્યાહારને સ્થાન નથી.

આ નિબંધના સમાપનમાં હવે એક જ વિનંતિ કરવાની રહે છે કે અંગ્રેજીના મોહમાં ગુજરાતી ભાષા અને વ્યાકરણને ઘણી રીતે નુકસાન પહોંચ્યું છે. પરસંસ્કારની જરૂર છતાં, ભાષાશરીરનું પોષણ સ્વમાતાના જ ધાવણથી થઇ શકે એમ સૌ કોઇ કબૂલ કરે છે. શિક્ષણના બદલાતા સમયમાં 'ગુજરાતી'ને દિન પ્રતિદિન પ્રાધાન્ય મળતું જાય છે, એ સ્થિતિમાં આપણા સ્નાતકો અને શિક્ષકોએ 'ગુજરાતી'નાં અધ્યયન અને અધ્યાપનમાં, મિથ્યા ગૌરવ છોડીને શ્રમસાધ્ય એવો, વિશેષ અધિકાર પ્રાપ્ત કરવાનો છે. પણ એક દુઃખદ શંકા એ થાય છે કે માસિક પંદર રૂપિયા કમાનાર શિક્ષકને કાવ્યની કલ્પના અને વ્યાકરણની વિશેષતા કેમ સ્ફૂરે? તેમ જ પરીક્ષાનાં જ પરિણામ ઉપરથી શિક્ષણનાં મૂલ્ય અંકાતાં હોય ત્યાં સંગીનતાને અવકાશ કેટલો? આમ છતાં, ગુજરાતી ભાષાની શુદ્ધિમાં ઉપરના વિચારો ઉપયોગી થાય તો લેખનશ્રમ સાર્થક થયો ગણાશે.

જયે. મ. ઉપાધ્યાય

# બ્રિટનમાં આર્થિક અનવસ્થા

બ્રિટન પોતાની શાહીવાદી નીતિનાં કડવાં ફળ ચાખી રહ્યું છે. બ્રિટનમાં ઔદ્યોગિક વિપ્લવ પહેલવહેલો થયો અને મોટાં મોટાં કારખાનાં સ્થપાયાં. આ કારખાનાંમાં ઉત્પન્ન થતો માલ વેચવા તેણે પછાત દેશો ઉપર અનેક સારાનરસા ઉપાયોથી રાજસત્તા મેળવી. પણ હવે આ બધાં રાષ્ટ્રો જાગ્યાં છે. તેમને ગુલામીનું અપમાન સાલે છે. આર્થિક પરતંત્રતા એ જ આ ગુલામીના મૂળમાં છે એવું તેમને ભાન થયું છે. આર્થિક સ્વાવલંબન મેળવવા તેમણે પ્રયાસો શરૂ કર્યા છે અને તેમાં ઠીક સફળતા મળી છે. કાચો માલ પરદેશ મોકલી તૈયાર થયેલો માલ લેવામાં થતો આર્થિક સ્રાવ મટાડવા તેમણે પોતપોતાના દેશમાં રાષ્ટ્રીય આર્થિક નીતિ ગ્રહણ કરી છે. બ્રિટન જે દેશોમાં તૈયાર થયેલો માલ મોકલતું તેમાંના કેટલાએક દેશોએ પોતે આ માલ ઉત્પન્ન કરવા માંડ્યો છે. બ્રિટનના વેપારમાં જમાઉધાર પાસામાં આને લીધે મોટા ફેરફારો થયા છે. એની શોષણનીતિ ક્યાં સુધી ટકે? નવી પરિસ્થિતિને અનુકૂળ થવું જેમ વ્યક્તિને માટે મુશ્કેલ છે, તેમ બે સદીઓથી ચાલતી આર્થિક વ્યવસ્થામાં અનુકૂળ ફેરફારો કરી નવી રચના કરવી કોઈ પણ રાષ્ટ્રને મુશ્કેલ પડે. બ્રિટનને આવું પરિવર્તન કરવાની જરૂર ઊભી થયેલી છે અને તેથી

૧. સા. શ્રી. નરસિંહરાવ–"ઉદ્દેશ્ય અને વિધેય તથા અધ્યાહારનું સ્વરૂપ" ('મનોમુકુર'માંથી).

વચગાળાના સમયમાં બ્રિટનની આર્થિક અવ્યવસ્થા થાય તે સ્વાભાવિક છે. ઈંગ્લાંડમાં જે બારીક પરિસ્થિતિ ઊભી થઇ છે તેનો સુંદર પરિચય એન્ડ્રી સીજફ્રીડ× નામના વિદ્વાન પ્રોફેસરે હમણા પ્રગટ કરેલા એક પુસ્તકમાં આપ્યો છે.

ઈંગ્લાંડ જેવા દેશોની આર્થિક હાલત સમજવા માટે એકબે બાબત લક્ષમાં લેવાની જરૂર છે પહેલુ તો એ કે કાચા માલની આયાતના બદલામા પોતાના કારખાનાંમા તૈયાર થયેલો માલ પરદેશ મોકલવાને લીધે તથા વસ્તી પોતાના ખોરાકની જરૂરિયાતો માટે પરદેશ ઉપર આધાર રાખતી હોવાથી ત્યાંની આયાતના આંકડા ઊંચા હોય છે વળી બ્રિટને પરદેશમાં પોતાની મૂડી રોકવી હોવાથી તેના વ્યાજ વગેરેના નાણા એને મળે છે. વેપારના સરવૈયામા આની ગણતરી નથી હોતી બીજુ, બ્રિટનના વહાણવટાને લીધે તથા લંડન શરાફીનુ મુખ્ય મથક હોવાથી બ્રિટનને જે આવક થાય છે તેનો પણ આયાત નિકાશના આંકડાઓમા સમાવેશ થતો નથી બ્રિટનના પુત્રો પરદેશમા નોકરી કરી જે ધનસંચય કરે છે તેનો પણ અલબત્ત આ આંકડાઓમા નિર્દેશ નથી હોતો. આટલુ યાદ રાખવાથી નીચેના આંકડા સમજાશે

## બ્રિટનના વેપારનું સરવૈયું

| | આયાત (દશલાખ પાઉંડ) | કુલ્લે નિકાશ (જેમા પુનર્નિકાશનો સમાવેશ છે) | સરવાળો | નિકાશના ટકા |
|---|---|---|---|---|
| ૧૯૧૩ | ૭૬૯ | ૬૩૫ | –૧૩૪ | ૮૨ |
| ૧૯૨૦ | ૧૯૩૩ | ૧૫૫૭ | –૩૭૬ | ૮૦ |
| ૧૯૨૬ | ૧૨૪૨ | ૭૭૮ | –૪૬૪ | ૬૩ |
| ૧૯૨૭ | ૧૨૧૯ | ૮૩૨ | –૩૮૭ | ૬૮ |
| ૧૯૨૮ | ૧૧૯૭ | ૮૪૩ | –૩૫૪ | ૭૦ |
| ૧૯૨૯ | ૧૨૧૨ | ૭૩૦ | –૩૮૨ | ૬૯ |

આ આંકડાઓ ઉપરથી સમજાય છે કે બ્રિટનની નિકાશ ઘટતી ગઈ છે. લડાઈ પહેલાં નિકાશના ૮૦ ટકા જેટલી આયાત હતી, હવે ૭૦ ટકા રહી છે અને આ આંકડે સ્થિર રહી છે. જો ૧૯૧૩નો બજારભાવ લક્ષમા રાખીને એ હિસાબે મૂલ્ય ગણીએ તો નિકાશ વીસ ટકા ઘટેલી માલમ પડે છે અને આયાત વીસ ટકા વધેલી માલમ પડે છે બ્રિટન પોતાનું આધિપત્ય ગુમાવતુ રહ્યુ છે તે સ્પષ્ટ જણાય છે બ્રિટન પરદેશનો માલ વધુ ખાય છે પણ પરદેશો તેનો પાકો માલ ઓછો અને ઓછો ખરીદે છે.

જો કોઇ કુટુંબને પોતાનુ ખોરાક ઇત્યાદિ ખરચ વધી પડેલુ માલમ પડે અને આવક ઘટેલી જણાય તો ખરચમા કાપકૂપ કરી પોતાના જમાઉધાર પાસા સરખા કરવા મથશે પણ ઇગ્લાંડે તેમ કર્યુ નથી આંકડાઓ ઉપરથી જણાય છે કે ઇગ્લાંડની પ્રજાએ પોતાનું જીવનનુ ધોરણ ઊંચુ રાખેલુ છે. ૧૯૨૪ની સાલમા પેદાશના ૫૧·૫ ટકા તે ખરચમાં વાપરતુ હવે ૫૯·૨ ટકા વાપરે છે× એટલે કે સાત વરસ ઉપર ઇંગ્લાંડના લોકો જે ધોરણે

× 'England's Crisis' by Andre Siegfried translated and published by Jonathan Cape Ltd 10 S. 6 d. net

× જુઓ 'યંગ ઈંડિયા' તા. ૮મી ઓકટોબર.

રહેતા તેના કરતાં ઊંચા ધોરણે રહે છે. મજૂરીના દર વધ્યા છે, એટલું જ નહિ પણ કામદારોને રાજ્ય તરફથી જે મદદ મળતી હતી–પેન્શન વીમા ઇત્યાદિની–તેમાં પણ વધારો થયો છે. લોકો શાકપાંદડું, ચા અને ખાંડ વધુ વાપરે છે, જો કે રોટી અને માંસની માથા દીઠ વપરાશ ઘટી છે. બ્રિટનની હાલની બારીક સ્થિતિનું કારણ સમજવું મુશ્કેલ નથી.

## હિસાબનું સરવૈયું

હવે આપણે હિસાબનું સરવૈયું તપાસીએ. ઉપર કહ્યું તેમ બ્રિટન પાકો માલ વિદેશ વેચતું તેમાં ઘટાડો થવા લાગ્યો છે તેથી તેના વેપારના સરવૈયામાં નબળી હાલત દેખાય છે. હિસાબના સરવૈયામાં શરૂઆતમાં જણાવેલી વહાણવટાની આવક, પરદેશમાં રોકેલી મૂડીની આવક, બેંકોનાં કમિશનો ઇત્યાદિનો સમાવેશ થાય છે. કોઈપણ દેશની આર્થિક સ્થિતિની સાચી તપાસ આ હિસાબના સરવૈયા ઉપરથી થઇ શકે. દાખલા તરીકે હિંદુસ્તાનના વેપારનું સરવૈયું આપણા લાભમાં દેખાય છે. આપણે માલ આયાત કરીએ છીએ તેના કરતાં નિકાસ વધારે કરીએ છીએ; તેથી કાંઇ આપણા હિસાબનું સરવૈયું લાભમાં નથી. આપણે ઇંગ્લાંડને જે ભરણું ભરવુ પડે છે તે તથા દેવાંનાં વ્યાજ વગેરે ગણતાં હિસાબનું સરવૈયું આપણી ખરાબ હાલત બતાવે છે. હવે ઇંગ્લાંડનું હિસાબનું સરવૈયું જુઓઃ

## હિસાબનું સરવૈયું

| | ૧૯૨૭ | ૧૯૨૮ | ૧૯૨૯ |
|---|---|---|---|
| [ આંકડાઓ દશ લાખ પાઉંડમાં ] | | | |
| આયાત–નિકાશ | ૩૯૨ | ૩૫૮ | ૩૬૬ |
| **પરોક્ષ નિકાશ** | | | |
| વહાણવટાની આવક અંદાજે | ૧૪૦ | ૧૩૦ | ૧૩૦ |
| વિદેશમાં રોકાણની આવક | ૨૭૦ | ૨૮૫ | ૨૮૫ |
| કમિશન, વ્યાજ વગેરે | ૭૮ | ૯૫ | ૧૦૨ |
| સરવાળો | ૪૮૮ | ૫૧૦ | ૫૧૭ |
| લહેણું | + ૯૬ | + ૧૫૨ | + ૧૫૧ |

આ આંકડા બતાવે છે કે પહેલાં ઇંગ્લાંડના લોકો પરદેશ પોતાનાં કારખાનાંમાં તૈયાર થયેલો માલ મોકલી માતબર થતા તે સ્થિતિ પલટાઇ છે. હવેની તેની આવક વધારે તો વહાણવટામાંથી, વિદેશમાં મૂડીના રોકાણમાંથી તથા કમિશન વ્યાજ વગેરેમાંથી થાય છે. બ્રિટન પોતાના વહાણવટામાંથી ખૂબ સમૃદ્ધ થયું છે. લંડન દુનિયાનાં બજારોનું કેન્દ્ર ગણાતું અને બ્રિટનના શરાફો મારફતે એકસચેંજનો વેપાર થતો ( આ સ્થિતિ હમણાં બદલાઇ છે તેથી અમે ભૂતકાળ વાપરીએ છીએ ) તેમાંથી ઇંગ્લાંડને સારો નફો થતો. વળી પરદેશમાં તેની મોટી મૂડી રોકાયેલી છે તેમાંથી-પણ તેને સારી આવક થતી હતી. આ સ્થિતિ પણ હવે પલટાઇ છે.

## પરદેશમાં મૂડીનું રોકાણ

ઉપલા આંકડાઓ બતાવે છે કે હજી પણ બ્રિટનને સરવાળે વર્ષની આખરે લહેણું રહે છે, છતાં પહેલાંના કરતાં સ્થિતિ વિકટ થયેલી છે. પણ બ્રિટિશ પ્રજા જીવનનું ધોરણ ઊંચું રાખવા ચાહે છે અને બાપકમાઈ ઉપર જીવે છે, એ સ્થિતિ આજે આવેલી છે. ઔદ્યોગિક જગતમાં બ્રિટન કામધંધો કર્યા વગર સહુંસહુંતું કમાતું તે સ્થિતિ હવે તેની

રહી નથી, અને જો આમ 'sleeping partner' (ઊંઘતા ભાગીદાર) તરીકે તેને રહેવું હોય તો વધુ કપરી સ્થિતિ માટે તેને તૈયાર રહેવું પડશે એ દેખીતું છે.

પરદેશમાં મૂડીના રોકાણના આંકડા આ બાબત ઉપર અજવાળુ પાડે છે. લંડનના નાણાંબજારમાં ૧૯૨૮માં જે લોનો કાઢવામાં આવી તેમાંની ૭૪ ટકા લોનો દેશની આંતરિક સગવડો માટે કાઢવામાં આવી હતી, જ્યારે ૧૯૧૩માં માત્ર ૧૮ ટકા લોનો દેશના વહીવટ માટે કાઢવામાં આવી હતી. વિદેશમાં રોકાણ માટે ૧૯૨૮ ની સાલમાં ૨૬ ટકા લોનો કાઢવામાં આવી હતી, જ્યારે ૧૯૧૩માં ૮૨ ટકા જેટલી કાઢવામાં આવી હતી. વસ્તુસ્થિતિ તદ્દન ઊલટી જ થયેલી છે. સૂતર કાપડ, કોલસા અને લોઢાના ઉદ્યોગમાં હવે દર સાલ તેને ખોટ જાય છે અને સદરહુ ઉદ્યોગો માટે લંડનમાં સોનો ઊભી કરવી પડે છે અને ત્રીસ લાખ બેકાર માણસોને 'ડોલ' આપવા નાણાં કાઢવાં પડે છે. વળી ત્રણ લાખ પાઉંડ તો રોજના લસ્કર અને દારૂગોળા માટે વાપરે છે, અને એક લાખ પાઉંડ વ્યાજમાં અમેરિકાને ભરવા પડે છે. મૂડીના રોકાણમાં થયેલા પરિવર્તનનો આ ખુલાસો છે. આજે ન્યુયોર્ક અને નહિ કે લંડન નાણાંબજારનું કેન્દ્ર બન્યું છે. બ્રિટનના 'સ્ટરલિંગ'ની જગ્યાએ હવે અમેરિકાના ડૉલર'ની શાખ થઇ છે.

'પ્રસ્થાનતંત્ર'

---

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

**[ 'પ્રસ્થાન' માટે ખાસ લેખમાળા* ]**

૩

**આ**ગબોટ રાતના ચાર વાગ્યે ઊપડી પણ મને તેની ખબર પડી નહિ. હું સવારે વહેલો ઊઠ્યો, દાતણપાણી કર્યાં, નાહ્યો; અને પછી ગરવારીને ઉપર ગયો ત્યારે જ માલમ પડ્યું કે અમે લગભગ દારેસ્સલામની નજદીક આવી પહોંચ્યા હતા.

સવાર મંગળમય હતું. શાંત, સુંદર, મંદમંદ પવન વાતો હતો; સૂરજનો તાપ પણ મીઠો લાગતો હતો. જમણે હાથે ટાંગાન્યિકા-પુરાણપ્રસિદ્ધ પુલિન્દ દેશનો લીલોછમ કિનારો સાથે સાથે ચાલ્યો આવતો હતો. એક આધેડ, આફ્રિકાપરિચિત, દિલસોજ નાગરગૃહસ્થ આ છેટે ઉપરવાસ બાગામોયો, આ સાસાની, દૂર દારેસ્સલામ વગેરે સ્થળો ચિંધતા હતા. રાતની શંકાઓ, તર્કવિતર્કો દબાઇ ગયાં હતાં. કુતૂહલવૃત્તિએ તેનું સ્થાન લીધું હતું. દિલ હળવું હતું; આત્મામાં શ્રદ્ધા ભરી હતી.

એમ કરતાં કરતાં દારેસ્સલામ આવ્યું. તેનો જગતપ્રસિદ્ધ "ઓશન રોડ" ત્રણેક માઇલથી સાથે થયો. સમુદ્રનાં નિર્મળ જળમાંથી પ્રવાળવાલુકા દેખાવા માંડી સરકારી મહેલ, સેક્રેટરિયેટ વગેરે જોયાં–બંદરના મુખદ્વારમાં ડુબાડેલી "પોસેડોન" નામની મનવારનું બાજૂ પર કાઢી ફેંકી દીધેલું, અડધું ડૂબેલું ખોખું જોયું દારેસ્સલામનું પ્રવેશદ્વાર બહુ સાંકડું છે. એક આગબોટ માંડમાંડ અંદર પ્રવેશ કરી શકે છે. એક બાજૂ આફ્રિકાખંડ અને બીજી

---

* આગલા બે હપ્તા માટે જુઓ પ્રસ્થાન પુ૦ ૧૨ પૃ. ૨૬૪

બાજૂ એક નાનો સરખો બેટ છે. મોટી આગબોટો એ બેટની પેલી પાસે થઇને ચાલી જાય છે. અમારી આગબોટ આ પ્રવેશદ્વારમાં પેઠી; અર્ધવર્તુળ રસ્તો લઈ અંદર જઇ તે યોગ્ય સ્થળે નાંગરી. કે તરત જ કાંઠેથી ગાઝવા છૂટયા. કેપ્ટન લેન્ગફોર્ડનો મછવો, ડાકટર સ્કોટનો મછવો કહી કહી લોકો પોતાના સ્થળપરિચયનું દર્શન કરાવવા માંડયા.

દારેસ્સલામના પ્રથમ દર્શનથી હું નિરાશ થયો. લોકો તેને એક નાજુક, નાટીલું શહેર કહે છે. મને તેનો દેખાવ હિંદુસ્તાનના એક લશ્કરી કેન્ટોનમેન્ટ જેવો લાગ્યો; તેની બજાર નાનકડી લાગી, તેનાં ઘરો સિપાહીઓની બરાક જેવાં લાગ્યાં. ધોળાફટ્ટાસ વેળુવાળા રસ્તા અને મધ્યાહ્‌ન સૂર્ય. બન્ને જોતાં આંખો ગભરાવા લાગી. લોકોને મારા આવવાની ખબર હશે કે કોણ જાણે પણ રસ્તે ચાલતાં લોકો મારી સામું હું એક નવીન જાનવર હોઉં તેમ, તાકી તાકીને જોતા હતા. રસ્તામાં મને અનેક વાર ખાતરી મળી હતી કે ઘર માટે બધી સગવડ બરોબર કરી છે, પણ કંઇ સગવડ હતી નહિ કાઠિયાવાડના સાદા સ્નેહને પરિણામે આઠ દિવસ પછી મને એક અર્ધું તૈયાર ઘર મળ્યું. બોલ્યાચાલ્યા વિના દુઃખી મનથી મેં ઊતર્યા પછી બપોરે બે વાગે જ મારું કામ હાથમાં લઇ લીધું.

દારેસ્સલામમાં હું એક વર્ષ રહ્યો, પણ ત્યાં હું એક દિવસ પણ એકચિત્ત, એકરસ થઇ શકયો નહિ. ભાઇ પટેલ મારું માન અત્યંત સાચવતા. લોકોએ મારી પ્રત્યે જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ અત્યંત મમતા, આદર અને કદર બતાવવા માંડયાં. બાપુ, બોલભાઇ, વેરાભાઇ, શુકલજી વગેરેનો તો હું ભવોભવ ઋણી રહીશ. ત્યાંના વેપારી મંડળનો ખાસ કરીને ગોવિંદજી જાની અને અલીદાદુની સાદી માયા કદી નહિ ભૂલું–વેલજી મિસ્ત્રી તથા કારીગરવર્ગની મારામાંની શ્રદ્ધા મને હમેશાં ગળગળો બનાવશે અને ઠાકોરલાલ દેસાઇની સાહિત્યપૂજા મારા હૃદય ઉપર હમેશાં અંકિત રહેશે. દારેસ્સલામના યુરોપીય અમલદારવર્ગ સાથે મારી મૈત્રી ઇતિહાસાલેખ્ય છે અને ત્યાંના મારા પત્રકારિત્વથી હિંદમાં મારી જેટલી પ્રતિષ્ઠા વધી તેટલી બીજા કશાથી વધતે નહિ. છતાં પણ ત્યાંના જીવનમાં હું એકરસ ન થઇ શકયો અને તેનું કારણ મારી પોતાની જ કેટલીક ઊણપો. સાત વર્ષ મુંબઇમાં કાઢયા પછી, જગતના તથા હિંદના કેટલાક ગૂઢમાં ગૂઢ અને વિશાળમાં વિશાળ પ્રશ્નો હાથ ધર્યા પછી, દારેસ્સલામ મને બહુ જ નાનું લાગ્યું અને હું દારેસ્સલામને અનુકૂળ થવા માટે જે રીતે મારે સંકોચાવું જોઇતું હતું તે રીતે સંકોચાઇ શકયો નહિ.

કેટલાક એમ માને છે કે મેં દારેસ્સલામમાં ઘણું નુકસાન કર્યું છે. ઘણા એમ માને છે કે દારેસ્સલામમાં મારે હાથે ઘણું કામ થયું છે અને જો હું ત્યાં રહ્યો હોત તો વધુ કામ થાત. આ વાત હું ભાવિને અને અન્યને સોંપું છું. મેં ત્યાં રહીને મારાથી બનતું કર્યું છે. ચાતુર્વેદી, એન્ડ્રુઝ, નટરાજન અને ગાંધીજી–એ ચારને નજરમાં રાખીને દારેસસલામ તથા પૂર્વ આફ્રિકાનું જાહેરજીવન મારા પંડ માટે રચવા મેં કાળજી રાખી છે.

મારા ખાનગી જીવનમાં ત્યાંના કલેશને લીધે ઉગ્રતા અને આવેશ, ક્રોધ અને કંકાસ પ્રવેશ્યાં હતાં—એ ટાંગાન્યિકાના ત્યાગ સાથે પાછાં ત્યજાઇ ગયાં છે. આટલી અંગત પ્રસ્તાવના મારા ટાંગાન્યિકાના એક વર્ષ માટે બસ થશે.

દારેસ્સલામમાં લગભગ પંદર દિવસ સુધી મન ઊંચું રહ્યું. પરંતુ તે પછીથી મારો બૃહદ્‌ભારતનો લેખ જનતામાં તેમ જ સરકારમાં પસંદ પડવાથી, 'ટાંગાન્યિકા ટાઇમ્સ'ના

ઉદારચિત્ત તરીકે તરફથી આદર પામવાથી, તથા હિંદી કેળવણીના પ્રશ્નના ઉદ્ભવથી જીવનમાં કાંઈક રસ પુરાયો, અને અનેરું, આછું અને અણઘડ જેવું લાગતું એ શહેર નાજુક અને સુંદર ભાસવા લાગ્યું. દારેસ્સલામ ઝાંઝીબારથી ૪૮ માઈલ થાય છે અને ૧૮૬૨માં ત્યાંના સુલતાન સઈદ મજીદે વસાવ્યું હતું. 'ઍવેન્યુ" "ગુલમહોર ગલી" કહેવાય છે તેને પહેલાં "ગાડા રસ્તા"નું નામ આપવામાં આવ્યું હતું અને નગરરચના કરનાર હિંદના મિસ્ત્રીઓ હતા. વચમાં એ શહેરની આબાદાની ઓછી થઈ ગઈ હતી, પણ ૧૮૮૭માં ડૉક્ટર કાર્લ પીટર્સે જર્મન કોઠી ત્યાં નાખી અને ૧૮૯૯ના જર્મન ગવર્નર ત્યાં રહેવા માંડ્યું ત્યારથી તે સમૃદ્ધ થતું ગયું છે. જે વખતે હું ત્યાં હતો ત્યારે ઘરો નીચાં ને એક માળનાં હતાં, પણ હમણાં હમણાંમાં બબ્બે ત્રણત્રણ માળનાં ઘરો બંધાયાં છે. અને તે બધાં હિંદી માલિકીનાં જ છે. રસ્તાઓ પહોળા અને યથાભૂમિતિ સીધા છે. ઘણાખરા રસ્તાઓની બન્ને બાજૂએ ગુલમહોરનાં ઝાડો વાવ્યાં છે. બજાર ગીચ છે પણ સરકારી અને યુરોપીય લત્તાઓ રમ્ય અને વૃક્ષવનસ્પતિથી ભરપૂર છે. બંદર મનોહર છે અને "ઓશન રોડ" ગલીની બહાર હિંદી મહાસાગરને ચારેક માઈલ સુધી અનુસરે છે. ઉનાળાની સાંજે અગર ચંદ્રધૌત રાત્રિએ હું ઘણી વાર 'મ્બુયુ"ના ઝાડને અઢેલી કલાકોના કલાકો સુધી સાગરનો ઘોર ઘૂઘવાટ અગર પોતાનો મધુર સ્વર વાતાનુમાન મુજબ સાંભળતો પડ્યો રહેતો.

દારેસ્સલામ સાથે બે માણસો મારી સ્મૃતિમાં ખાસ જડાઈ રહ્યા છે. એક રતનશી ભા અને બીજા બિશપ સ્પેંગર. રતનશી ભા એક ભાટિયા ગૃહસ્થ છે અને અત્યારે તો અત્યંત વયોવૃદ્ધ છે. તે પહેલાં જગમાર હતા. હું હતો ત્યારે જર્મન દફતરના ઉપરી હતા. તેમને જર્મન બહુ સરસ આવડતું, પોર્ટુગીઝ જાણતા અને ભાષાઓના સામ્યના એ અઠંગ અભ્યાસી હતા. મારી અભ્યાસવૃત્તિને દારેસ્સલામમાં એ ખૂબ પોષતા. એ લોકપ્રિય નહોતા અને લોકસહવાસ ન સાધતા. પણ મારી તો અનેક સાંજો તેમની સાથે અત્યંત રસપૂર્વક પસાર થતી. હું ઇચ્છું છું કે એમને લખવાનો આવેગ અને ઇચ્છા હોત, પણ જનસ્વભાવમાં તેમને શ્રદ્ધા નહોતી, લોકપ્રશંસાને તે તિરસ્કારતા. જો તેમ ન હોત તો તેમના તરફથી આફ્રિકાના હિંદીઓના વસવાટની તવારીખના કંઈ કંઈ કિસ્સાઓ આપણને મળત.

બિશપ સ્પેંગર ટાંગાન્યિકાના વિકાર ઍપોસ્ટોલિક હતા, અને કાપુચિન પંથના ખ્રિસ્તી સાધુઓના વડા હતા. તેમનો મઠ મારા દફતરથી તદ્દન નજદીક હતો અને તેથી હું તેમની પાસે, જ્યારે જ્યારે થાકી જતો ત્યારે ત્યારે નાસી છૂટી બેસતો. તેમનું વય લગભગ સિત્તેરેક વરસનું હશે. ભવ્ય શરીર, સફેદ વાળ અને લાંબી ધોળી દાઢી—બિશપ સ્પેંગર તેના ધોળા ઝભ્ભામાં એક ઋષિરાજ સમાન દીપતા. તેમનું દિલ સાફ હતું. જીવન ભક્તિપ્રધાન હતું, નિત્યચર્યા પ્રશાંત હતી, ધર્મ અને આચાર વિષે તેમનાં વ્યાખ્યાનો લગભગ મારી સાથે મળતાં આવતાં હતાં. બિશપ સ્પેંગર સાથે મેં ઍંગ્લિકન ચર્ચના ઘણા પાદરીઓને પછીથી જોઈ સરખાવ્યા છે. ઍંગ્લિકન ચર્ચના પાદરીઓ શુષ્ક, મગરૂર, રાજસી અને ઘણી વાર તામસી અને મંદ દિલના માલૂમ પડ્યા છે, પણ બિશપ સ્પેંગર તથા તેમના રોમન કૅથોલિક પાદરીઓ શાંત, સેવાભાવી અને ભક્ત જ જણાયા છે.

અમલદાર વર્ગમાં કેળવણી ખાતાના વડા મિ. રિવર્સ સ્મિથ, ઍક્ટિંગ ચીફ સેક્રેટરી

મિ. ડંડાસ, ચીફ નેટિવ કમિશનર મિ. પી. સી. મિચ્ચેલ અને કેડેટ અને પછી આસિસ્ટન્ટ ચીફ સેક્રેટરી કેપ્ટન મેટલાંડ પાર્ક સાથે મને ખૂબ પ્રસંગ પડેલો. મી. ડંડાસ તરફથી મને એક હિંદી વર્તમાનપત્રકાર તરીકે ખૂબ પ્રોત્સાહન મળેલું. મિ. મિચ્ચેલે સ્વભાવતઃ મને બોલાવેલો અને તે વખતમાં હું અથર્વ વેદમાંથી થોડા થોડા મંત્રોનું અંગ્રેજીમાં ભાષાંતર કરીને 'ટાંગાન્યિકા ઓપિનિયન'માં આપતો તે ભાષાંતરનાં છૂટે મોંએ પ્રહેલી જ મુલાકાતના પ્રસંગમાં વખાણ કર્યાં હતાં જયા અને જયંતના ન્હાનાલાલની સુવર્ણ જયંતી પ્રસંગે એક ફકરાના ભાષાંતર પરથી પણ "હાવું ગૂજરાતીમાં લખાય છે" કહી મિચ્ચેલ સાહેબ તરફથી જ એ ભાષાંતર કરવાની પ્રેરણા મળી હતી. તેમની સહાયતાથી તથા નામદાર ગવર્નર સાહેબની પ્રેરણાથી મેં એક આફ્રિકન સોસાયટી ઑફ ટાંગાન્યિકા સ્થાપી હતી. તેના મંત્રી તરીકે કેપ્ટન મેટલાંડ પાર્કે અત્યંત સુંદર કામ કર્યું હતું.

દારેસ્સલામના સમાજજીવન માટે કશું પણ લખવાનો હજી અવસર પ્રાપ્ત થયો નથી અને તેના રાજપ્રકરણ વિષે પૂર્વ આફ્રિકા સમસ્તનું રાજપ્રકરણ ચર્ચતાં ઉલ્લેખ કરવો ઠીક પડશે. અહીંઆં તો ફક્ત એટલું જ કહેવું ઠીક પડશે કે દારેસ્સલામની શોભા અને સમૃદ્ધિનું મૂળ હિંદીઓ છે અને એ સમજવાની દરેક હિંદીઓએ જરૂર છે. લડાઇ પછી જ્યારે ટાંગાન્યિકાને હિંદી સંસ્થાન બનાવવું એવી સૂચના થઈ હતી ત્યારે બ્રિટિશ સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોમાં આપણો પગ જમાવી રાખવાના હેતુથી આપણે તે સૂચનાની અવગણના કરી. પણ જેમ સ્વતંત્ર ઇટલી પોતાને માટે પૂર્વ આફ્રિકામાં પગ ખોડીને ઊભી રહેવાની જગ્યા માગે છે અને લે છે, તેમજ સ્વાયત્ત હિંદને તેવું એક સંસ્થાન તો જરૂર જોશે. ટાંગાન્યિકા, યુગાન્ડા અને મોમ્બાસા સર્વથા હિંદી છે અને એ ત્રણે સ્થળોએ સ્વાયત્ત હિંદનો પગ બરોબર, મજબૂત ખોડાયેલો રહેવો જ જોઇએ.

જ્યારે હું ત્યાં હતો ત્યારે દારેસ્સલામના વિભૂષણરૂપ નીચેનાં મકાનો હતાંઃ-(૧) આર્ય સમાજ મંદિર; (૨) ઇસ્નાઅશરી ખોજાઓની મસ્જિદ; (૩) શિયા ઈમામી ઈસ્માઇલી ખોજાનું જમાતખાનું; (૪) ગુરુદ્વારા મંદિર તે પછી હિંદી સેન્ટ્રલ સ્કૂલ વગેરે માટેની યોજના તૈયાર થઇ ગઇ હતી.

## (૪)

## ટાંગાન્યિકાની હિંદી વસાહત

ટાંગાન્યિકામાં મેં આગળ જણાવ્યું છે તે પ્રમાણે હિંદીઓ અરબોના સમયથી એટલે જર્મનોને તે પ્રદેશ મળ્યો ત્યારથી વસેલા છે. એમ મનાય છે કે કિલ્વાની ઇરાની સલ્તનતને વખતે એટલે ૧૦માથી ૧૬મા સૈકા સુધીમાં પણ આ પ્રદેશને હિંદ સાથે સંબંધ હતો. લેફ્ટેનન્ટ વિલ્ફોર્ડ આ પ્રદેશને પુરાણપ્રસિદ્ધ "પુલિન્દ" દેશ માને છે અને કિલિમાન્જારોની આસપાસની પર્વતમાળને "અજગર પર્વતમાળ" કહે છે. એ પ્રદેશની આસપાસ "સ્લીપીંગ સિકનેસ"ના મુલક તરફ ધ્યાન દેતાં તેને "અજગર" જાગૃતિ વિનાનો પ્રદેશ કહેવામાં આવતો હોય તો ન માનવા જેવું કશુંયે નથી. જંગબારમાં તથા આફ્રિકાના પૂર્વકિનારા પર બોલાતી "સ્વાહિલી" ભાષામાં સંસ્કૃત ધાતુઓ છે અને તેની એક ટીપ. ૧૯૨૭માં મેં લાલા લજપતરાયના "પીપલ" નામના સાપ્તાહિકમાં અને આ સાલ (૧૯૩૧)માં નૈરોબીના "ઇસ્ટ આફ્રિકન સ્ટાન્ડર્ડ"માં પ્રસિદ્ધ કરી છે. ૧૯૨૬માં

ટાંગાન્વિકાની કુલ હિંદી વસ્તી ૧૩,૯૯૦ની હતી અને હમણાં વધીને ૧૬,૯૮૦ સુધી ગઈ છે. યુરોપિયનોની વસ્તી ૧૯૨૬માં ૪,૩૩૦ની હતી તે લગભગ ૯,૦૦૦ ઉપર ગઈ છે.

હિંદી વસ્તીનો થોડો ભાગ સરકારી કરાણીઓ એટલે તાબેદાર દરજ્જાના નોકરો છે; આંગળીને વેઢે ગણાય તેટલા વકીલો તથા ડૉકટરો છે અને અત્યંત મોટો ભાગ વેપારીઓ તથા કારીગર વર્ગ છે. ટાંગા–મોશી–અરૂશા–ઇરિંગા–તથા દારેસ્સલામ પ્રદેશોમાં થોડાં વરસ થયાં કેટલાક સાહસિક હિંદીઓએ જમીનો મેળવી કૉફી વગેરેનાં વાવેતરો શરૂ કર્યા છે. કરીમજી જીવણજીની પેઢી જે જંગબારમાં સને ૧૮૩૫માં જન્મ પામી તે સૌથી આગળ પડતા વેપારી તથા જમીનદાર ગણી શકાય. થોડા અપવાદ સિવાય હિંદીઓ યુરોપીય માલના આયાત કરનારા, અંદર પ્રસારનારા અને છૂટક વેપાર કરનારાઓ હોય છે. કારીગરો તરીકે "કંત્રાક્ટ" રાખવાનું કામ થોડા આગળ પડતા કારીગર વર્ગના માણસો કરે છે, પણ સામાન્ય રીતે બાંધકામના તમામ દરજ્જાનાં કામ ઉપર હિંદીઓ ધંધે લાગે છે.

આ ટાંગાન્યિકાની હિંદી વસાહતની સામાન્ય સ્થિતિ. હવે તેનું ભાવિ તપાસી લઈએ. ટાંગાન્યિકા લડાઈમાં જીતાયો તે પછી તેની વ્યવસ્થા વિષે ઘણી ચર્ચા થઈ હતી. ૧૯૧૨ ની સાલમાં પણ ત્યાં ૧૩,૫૪૧ હિંદીઓ, ગોરાઓ તથા અરબો હતા. ૧૯૧૪માં જર્મન બૅન્કે રોકડ નાણું ખેંચી પોતાની નોટો ચલણમાં નાખી તે નોટનો હિસાબ લગભગ દોઢ કરોડ રૂપિયા હિંદીઓ ખાતે જ થાય છે. હિંદીઓનાં ટાંગાન્યિકામાં વિશાળ હિતને લક્ષમાં લઈને જ એક સૂચના કરવામાં આવી હતી કે ટાંગાન્યિકાની વ્યવસ્થા હિંદી સરકારને સોંપવી. આસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ, દક્ષિણ આફ્રિકા, એ તમામ ને જર્મની પાસેથી મેળવેલાં સંસ્થાનો વહીવટ માટે સોંપવામાં આવ્યાં છે અને યુદ્ધ દરમિયાન હિંદ તરફથી જે આત્મભોગ આપવામાં આવ્યો હતો તે તરફ જોતાં "મૅન્ડેટ"ની શરતો મુજબ વહીવટ વાસ્તે ટાંગાન્યિકાનો મુલક હિંદને સોંપવામાં આવ્યો હોત તો તે વાજબી જ ગણાત. પરંતુ જે સ્થળેથી આ સૂચના થઈ હતી તે સ્થળે એવી શરત પણ મૂકી હતી કે ટાંગાન્યિકા સિવાય બ્રિટનના કોઈ પણ સંસ્થાનમાં હિંદી વસાહત કાયમ રાખવી નહિ. "બ્રિટનના પ્રજાજનો તરીકે બ્રિટનના દરેક સંસ્થાનમાં પ્રવેશ કરી વસવાટ કરવાનો આપણો હક જતો ન થાય–અને એ હક સાબીત રાખવા માટે ટાંગાન્યિકાનો વહીવટ હિંદે ન સ્વીકારવો:" આવી સલાહ ગાંધીજીએ તથા ભાઈ એન્ડ્રુઝે તે વખતે આપણને આપી અને તે વખતે આ પ્રશ્ન ઉપર જરા પણ વધારે વિચાર કર્યા વિના ઉપરની સલાહ આપણે સ્વીકારી લીધી. પરંતુ પૂર્વ આફ્રિકાના આગેવાન હિંદીઓને તે વખતે પણ એ સલાહ પસંદ આવી નહોતી અને આજે પણ "આપણી ગંભીર ભૂલ થઈ છે" એવો મત આફ્રિકાનિવાસી હિંદીઓનો વિચારક વિભાગ ધરાવે છે. ટાંગાન્યિકાનું ક્ષેત્રફળ લગભગ ૩૫૩,૫૦૦ (જમીન) માઈલનું છે. અરૂસા મોશી વગેરેની જમીન અત્યંત રસાળ છે અને ત્યાં કૉફી તથા સાઈસલ પુષ્કળ થાય છે. બુકોબામાં "રોબસ્ટા" નામની કૉફીની જાત થાય છે. મ્વાન્ઝાની આસપાસ ડાંગરનો પાક દિવસે દિવસે વધતો જાય છે. સાઈસલ–કેતકી આખા પ્રદેશમાં ઊતરી શકે છે, અને કેતકીમાંથી દોરી, શણ, કૃત્રિમ રેશમ વગેરે પુષ્કળ બને છે. બધેરાં દરિયાની સપાટીથી ૫૦૦૦ ફીટની ઉંચાઈ પર ઘણું જ સરસ થાય છે.

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૧૭૩ ]




## ૧ રાજાઓ અને નવું બંધારણ

૧. બ્રિટિશ હિંદ અને રાજસ્થાની હિંદના સંયોગનું બનેલું ફેડરેશન (Federation) થવાનું.

બ્રિટિશ હિંદ અને તેના પ્રાન્તોનું રાજકીય બંધારણ પ્રજાસત્તાક (ડેમોક્રેટિક-democratic) થવાનું.

રાજાઓ અને રાજકુલોના હક્ક જાળવવાપૂરતી સાર્વભૌમ (પેરેમાઉન્ટ paramount) સત્તા બ્રિટિશ ક્રાઉનને હસ્તક જ ચાલ્યા કરશે, અને ક્રાઉન વતી વાઇસરોયો અને ગવર્નરો પોતાની ખાતમુનસફી (ડિસ્ક્રેશન discretion) એ ભોગવશે; પણ આ એક જ અપવાદ સિવાયની સર્વોપરિ સત્તા (સોવરન્ટિ-sovereignty) કુલકુલાં ફેડરેશનનાં બે પ્રતિનિધિ મંડળો—એસેમ્બલી અને સેનેટ—ના હાથમાં આવી જશે, અને તેનો વહીવટ તેમને જવાબદાર (રિસ્પોન્સિબલ (responsible) પ્રધાનસમિતિ (કેબિનેટ cabinet) સમિતિ લેખે કરશે. એક પ્રધાનસમિતિ આ પ્રતિનિધિમંડળોમાં બહુમતિ (મેજોરિટી-majority) ગુમાવતાં રાજીનામું આપશે, અને તેની જગા બહુમતિવાળી બીજી પ્રધાનસમિતિ લેશે. મતલબ કે ઇંગ્લાંડમાં છે તેમ પાર્લમેંટ અને કેબિનેટ એકબીજા સાથે રાજકીય મસલતુરતી કર્યા જ કરશે અને રાજ્ય ચલાવશે. કાયદા બાંધવામાં, કરો ઊઘરાવવા અને ફેરવવામાં, અને વહીવટી ખાતાંઓનાં રોજિંદા કામકાજમાં, વિલાયતમાં રાજાની છે તેમ ગવર્નર-જનરલ અને ગવર્નરોની સત્તા અહીં પણ નામની જ બની જઇ, પ્રજા સાર્વસત્તાનું સુદર્શન ચક્ર પોતાને હાથે પોતાના આગેવાનો દ્વારા જ પ્રવર્તાવશે. રાજનીતિના મુખ્ય નિર્ણયો પોતે ઘડશે અને પાર્લમેંટ તેમ પ્રધાનસમિતિ કને તે અમલમાં મુકાવશે.

બે મંડળોમાં વહેંચાયલી આ સમગ્ર હિંદની પાર્લમેંટમાં, તેમ તેની આ પ્રધાનસમિતિઓમાં રાજા મહારાજાઓનાં પ્રતિનિધિઓ પણ હશે.

વહીવટી ખાતાંઓમાં ઘણે મોટે ભાગે બ્રિટિશ હિંદમાં તેમ રાજસ્થાનોમાં એકસરખું તંત્ર જ પ્રવર્તશે. લશ્કર અને પોલિસ, રસ્તા, પોસ્ટ, તાર, ટેલીફોન, વીજળી, એરોપ્લેન, આગગાડી અને નહેરો, બંદરો અને વહાણો, યાન્ત્રિક કારખાનાં, ઉદ્યોગધંધા અને મજૂરો, છાપાં પુસ્તકો અને પ્રકાશનો, પાણી કૂવા ટ્યૂબવેલ (પાતાળ કૂવા) અને ઇરિગેશન, દારૂ અને કેફ, રોગચાળો હાસ્પિતાલો અને સુધરાઇ, જમીનમહેસૂલ, આબપત વેરો, બેન્કો અને નાણું, એ બાબતો એટલી તો મહત્ત્વની છે કે તેમાંની કોઇમાં અનેક ધોરણ, જુદા જુદા ચીલા, બારબાર ગાઉએ બોલી બદલાય તેમ બદલાતી વ્યવસ્થા, શહેરે શહેરે અને નાતે નાતે જરા જુદી પાઘડી તેમ જરા જરા જુદા વહીવટોનું પંચરંગી ખીચડું—નભી જ શકે નહિ. જેમ પ્રજામાં સુધારો વધે, જેમ પ્રજામાં દેશના એક ભાગમાંથી બીજામાં અન્યોન્ય-

સંચાર વધતો જાય, જેમ જેમ શહેરો અને ગામડાં, અને દૂર દૂરના પ્રાન્તો એકબીજાના વધારે નિકટ સંપર્ક અને સતત સમાગમમાં આવતા જાય, ટૂંકામાં પ્રજાનું સામાજિક, આર્થિક અને બુદ્ધિવિષયક ઐક્ય જેમ જેમ વધતું આવે, તેમ તેમ આ સર્વ ખાતાંના કાયદા અને વહીવટમાં એકાકારતા જ પ્રજા માગે, અકારણ કે નિષ્કારણ ગમે તેવી વિભિન્નતાઓ સહી જ ન શકે, એ દેખીતું છે. ઘોડા અને ઊંટ જ સૌથી ઝડપી મુસાફરીનાં સાધનો હતાં, તે સમયની વાત જુદી હતી, મોટર લોરીઓ, આગગાડીઓ અને એરોપ્લેનોના આ જમાનાની વાત જુદી છે.

એકસરખું તંત્ર ફેલાતાં વાર લાગશે એ ખરું, પરંતુ લશ્કર જેવાં કેટલાંક ખાતાંમાં તે પ્રથમથી એકસરખું દાખલ કરી દેવું જ પડશે. કોઈના પણ ખાસ હક્ક એની આડે ધરવામાં આવશે તે ચાલવાનું જ નથી. કેટલાક ખાતામાં એકસરખાં ધોરણ અને એકસરખો વહીવટ ધીરે ધીરે પણ દૃઢ કદમે દાખલ થશે. કેટલાંક ખાતામાં મુગલાઈ ચાલ્યા પણ કરે, જ્યાં સુધી એ વિવિધ વહીવટોમાંથી કોઈએક ઠેકાણે છમકલું અને ભડકો થઈને પ્રજાનું ધ્યાન એ બાબત ઉપર જાય ત્યાં લગી. તાત્પર્ય આ છે કે ફેડરેશન વગેરે સ્થપાતાં જ, આખું તંત્ર પાયાથી મોભ લગી એકસરખું અવશ્ય જોઈએ, એ દૃષ્ટિએ જ બધા વિચારો થશે, એ કસોટી ઉપર જ દરેક નહિ તો ઘણીખરી વિવિધતાઓને ચકાવવામાં આવશે, અને પ્રગતિના તમામ વાયુઓ એ દિશામાં વાશે.

૨. ત્રણ મહામોટી બાબતોમાં આ એકીકરણ પહેલી ક્ષણથી જ અને પૂરેપૂરું દાખલ કર્યા વગર છૂટકો જ નથી. પહેલી બાબત—લશ્કર. હિંદનું લશ્કર હિંદી બનાવવાનું ઠરાવતાં જ, હાલના લશ્કરમાંથી હિંદી લશ્કર ઉપજાવવા માટે જે જે ડગલાં લેવાશે તે, દરેક ડગલે ડગલે એ નીકરણ બ્રિટિશ હિંદના મુલક અને રાજાઓના મુલક અને એમાંની પ્રજાઓનું એકીકરણ પણ રચશે. લશ્કરી દૃષ્ટિએ હિંદના ચાર, આઠ કે બાર વિભાગ ગણાશે; દરેક વિભાગમાંથી પ્રજામાં બ્રિટિશ રૈયત છે કે રાજની એ ભેદ ભૂંસાઈ જશે: હિંદુ પલટણો, મુસ્લિમ પલટણો, શીખ પલટણો, એમ જ ભરતી કરવી પડશે, જે માટેના નિયમો પણ બ્રિટિશ અને રાજસ્થાની બન્ને હદોમાં એકસરખા બજાવવામાં આવશે. વગેરે, વગેરે.

પ્રજાનું ધર્મની બાબતમાં છૂટાપણું, શહેરી લેખે અને પ્રતિનિધિઓ પસંદ કરનાર લેખે છૂટાપણું, અને જાનમાલઆબરૂની સલામતી, એ પ્રાથમિક બાબતોમાં બ્રિટિશ રૈયત જે હક્ક ભોગવતી આવી છે, તે હક્ક રજે રજ પહેલી જ ક્ષણથી રાજસ્થાની રૈયતને પણ પૂરેપૂરા મળી જવા જોઈએ.

વળી હિંદુ મુસ્લિમ શીખ એંગ્લોઇંડિયન ખ્રિસ્તી આર્યસમાજી અંત્યજ આદિ વચ્ચે—મોટા જથો અને નાની સંખ્યાવાળી કોમો એ બે વચ્ચે—લઘુસંખ્યાવાળી કોમોના રાજકીય અને સંસ્કૃતિને તથા માનવતાને લગતા હકોના સંરક્ષણને માટે જે જે નિયમ, પેટા નિયમ અને અપવાદ બ્રિટિશમાં આવશ્યક લેખે સ્વીકારાશે, તે સર્વ અને તે દરેક રાજસ્થાની હદમાં પણ એટલી જ દૃઢતાથી પાળવા પડશે.

૩. અને આટલેથી જ નહિ પતે એ પણ આપણા રાજા મહારાજાઓએ જેટલું સત્વર સમજી શકાય અને જેટલી બારીકીથી સમજી લેવાય, તેટલો એમને તેમ આપણને બન્નેને સરવાળે લાભ છે. મહાત્મા ગાંધીજીએ આ વિષે જે કહ્યું છે તે તપાસો. લૉર્ડ

અરવિનનાં, વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડનાં, ફેડરલ કમિટિના પ્રમુખ લોર્ડ સૅન્કીનાં, સેક્રેટરી વેજ્‌વૂડ બેનનાં, સર તેજ બહાદુર સપ્રુનાં આ બાબતને લગતાં ભાષણો અને તેટલી બારીકીથી લખ્યાં. ઉપલી બે કલમમાં અત્યંત ટૂંકાણમાં જણાવવામાં આવ્યો છે તે જ સાર નીકળશે. એમાંથી છટકવાની તડ જેટલી પણ જગા નહિ જડે. "અમારા વંશપરંપરાના હક્ક અને અમારી સાથેની સંધિઓ અને તહનામાં અને સાર્વભૌમનાં અમને આપેલાં વચનો—" એમાંનું કશુંયે ઢાલલેખે લેખે નહિ લાગે. રાજાઓ મહારાજાઓ અને તેમના ભાટચારણો આ સંધિતહનામાં વચનો આદિને સંભાર્યા કરે છે, તો તે સાથે સાથે બનેલી એટલી જ કે વધુ મહત્ત્વની બીજી બાબતોને તેઓ કેમ ભૂલી જ જાય છે ભલા? અમુક સમયે અમુક સંજોગોમાં અમુક શબ્દોમાં આપેલાં વચન કે લખેલ સંધિ વધારે વજનદાર, કે એ જ વચન અને કોલકરારનો તે પછી વર્ષો લગી જે વહીવટ થયો અને વળી એકસરઓ થયા જ કર્યો, તે વધારે વજનદાર? સાર્વભૌમે હારીને કોલકરાર કદાપિ કર્યા નથી, જીતીને પોતાને ફાવ્યો તેટલો મુલક દબાવીને તથા રાજાની કુલફુલાં સત્તા (સોવેન્ટી) ઉપર કાપ મૂકીને જ કોલકરાર કર્યા છે અને વચન આપેલાં છે. વળી સાર્વભૌમે એકથી વધારે રાજાને ગળચી પકડીને ઉઠાડી મૂક્યા છે અને બીજી સજા કરી છે, કેસ ચલાવીને છેવટના હુકમ કાઢ્યા છે, એમને એમ કાઢ્યા છે, લોહીસંબંધે વારસને નાલાયક ગણ્યા છે, પોતે પરવાનગી આપે તેને જ દત્તક લેવા દીધા છે; રેલવે, પોલિસ, બંદર, આયાત-નિકાશ, રસ્તા, બહારવટીઆ, ધાડ અને અશાન્તિ આદિના સવાલ ઉપસ્થિત થતાં, રાજાઓનું સાંભળ્યું છે પૂરેપૂરી શાન્તિથી અને અનેકાનેકવાર, પરંતુ છેવટના નિર્ણય પોતાની જ ન્યાયબુદ્ધિ અને પ્રજાહિતને લગતી કસોટી પ્રમાણે ફરમાવેલા છે. અને વળી વખતના વહન સાથે રાજાઓ પણ પુરાણું માનસ છોડી પોતાની ફરજ નવા જમાનાને અનુસારીને સમજતા અને આચરતા થાય, એને માટે પણ સાર્વભૌમે કુંવરોની કેળવણી માટે અનેકાનેક પ્રયોગો કર્યા છે, તેમ જ નવા રાજાને ગાદીએ બેસાડતાં અને તે પછી પણ વખતોવખત સલાહ, ભલામણ, દબાણ, દિવાન સલાહકાર આદિમાં ફેરફાર વગેરે કર્યા જ કરેલું છે. આ સર્વ કરતાં કરાવતાં, સાર્વભૌમના અમલદારોએ બનતી સાકર પીરસી છે, બનતી નરમાશ રાખી છે, રાજાઓ તેમની રૈયત આગળ છેક નીચા ન પડી જાય તેની સંભાળ એ રાજાઓના કરતાં પણ વધારે રાખી છે, અને એમની પ્રજા વંઠેલ અને બંડખોર ન બની જાય તેની કાળજી પણ એમણે પૂરેપૂરી રાખેલી છે, ના કેમ કહેવાય. મતલબ કે આખા સામલાનો વિગતવાર ઇતિહાસ તટસ્થપણે તપાસતાં સંધિ, તહનામાં અને વચનોના શબ્દો તો "સ્મૃતિવાક્ય." જેનો લાભ રાજા મહારાજાઓને મળવો જ જોઇએ, એવો નિકાલ એમના ભાટચારણો સિવાય દુનિયામાં બીજું કોઈપણ આપે એમ નથી. ઉપર અત્યંત ટૂંકાણમાં સ્પર્શેલી બીજી બાબતો જ એ "સ્મૃતિવાક્યો"ના કરતાં વધારે વજનદાર ગણાય, એ વિષે બે મત સંભવતા જ નથી.

રાજામહારાજાઓના દોષો, દુરાચારો અને આપખુદ વર્તનો તરફ સાર્વભૌમ સત્તાએ આંખમીંચામણાં પણ બેશુમાર કરેલાં છે. દેશીરાજ્યોની રૈયતના અમુક વર્ગોમાં કેવળ ગુલામગીરીની દશા ચાલવા દીધી છે. મહેલોમાં અને અંતઃપુરોમાં જાણીને જ દૃષ્ટિ નથી રાખી; એમાં યુવતીઓને કેવી કેવી રીતે ભરવામાં અને ગોંધી રાખવામાં આવે છે, તેમના વિષે કેવા અત્યાચારો ચાલી રહે છે, વગેરે જોયું જ નથી. કોઈ કોઇ વાર ભડકા ઊઠે કે ખૂન-

ખરાબી થઇ જાય ત્યારે પણ અત્યંત આસ્તે કદમ કામ લઇને તથા લાગતાવળગતાઓને પટાવી ફોસલાવીને ઢાંકપીછોડીની જ નીતિ રાખી છે. રાજામહારાજાનો લોભ તવંગરોને મારે ઝૂડે; રાજામહારાજા રેલવેને, કે શહેરમાં દૂધને, અથવા પોતાની હદમાં વાહનોને, કે રૂ કે એવી બીજી પેદાશને એકહાથ કરીને તીજોરી ભરે; કોઇ કોઇ ઇસમ સામે રાજામહારાજા અદાવત કેળવે; અને તેને સતાવાય એટલા સતાવે અને આખરે તારાજ પણ કરે, એવી એવી બાબતોમાં પણ રૈયતને સાર્વભૌમે દાદ દીધી નથી. "સાળાઓ તમે એ જ દાવના છો, છળ જરા લાંબી અને કાંટાળી હશે પરંતુ તે સિવાય તમારામાં પાણી જ ક્યાં છે? તમારાં સગાંવહાલાં પણ તમારે પડખે ક્યાં ટકી શકે છે, રાજાકા આપ-અખતિયાર કી બાત હય ઓર તુમ લોક બંડ જેસા તો કુચ ઉઠાઇ નહીં સકતે, તો હમકુ કયા? સાર્વભૌમકું એસી છોટી છોટી બાતમેં હાથ ડાલનેકી જરૂરત નહીં: સાર્વભૌમકા પઞા બડા હય, એસી એસી ક્ષુલ્લક બાતોમેં હમ નાઇલાજ હયઃ તમારાં કરમ તમે ભોગવો માળાઓ!' આ પ્રમાણે પણ સાર્વભૌમે ઘણા ઘણા અખાડા કર્યા છે. અને રાજાઓ પૈસો કેમ ઉડાવે છે અને બરબાદ કરે છે, રૈયતની સાચી જરૂરિયાતોમાં પ્રગતિ સધાય છે ખરી કે રામ તારી માયા; રામચંદ્ર અને કૃષ્ણચંદ્રના વંશજ, એમના વડવાઓના તે હજારો વર્ષ ઉપર થઇ ગયેલા છેક અભેદ્ય જંગલોના અખૂટ વિસ્તારમાં, અહીં તહીં અયોધ્યા અને ગોકુલમથુરાં જેવાં નિસ્તેજ ગામડાંઓમાંની ગામડી કંગાલ રૈયતના જે હાલ હતા તે જ હાલ આ વીસમી સદીમાં પણ પોતાની રૈયતના રાખ્યા કરે છે, એ બધું બહારની દુનિયાના પ્રતિનિધિ સાર્વભૌમને જોવાની શી પડી છે! એને માથે એની પોતાની જંજાળોના ડુંગર ને ડુંગર ઉથામવાના ઓછા છે કે એ તેમાથી નવરાશ કાઢીને આમાં પણ ચિત્ત પરોવે ભલા? રાજસ્થાની રૈયતના હિત માટેની જવાબદારીનો ભાર સાર્વભૌમને માથે ઓછો જ છે, કે સાર્વભૌમે એમાં દોઢડહાપણ કરવું? આવી જડવૃત્તિએ પણ મહારાજાઓને ફાવી ગયું છે, અને આ અખાડા, આ જડવૃત્તિ અને આ ઢાંકપીછોડીની તથા પોતાની જવાબદારીનો ઇનકાર કરવાની નીતિનો રાજામહારાજાઓએ પોતાને જેટલો અનુકૂળ પડી જાય તેવો અર્થ કર્યો છે.

૪. નવા બંધારણનું એક વિશેષ લક્ષણ આ હશે જે સાર્વભૌમત્વ (પેરેમાઉન્ટ પાવર) નો ગુણ રાજસત્તાના સર્વોપરિ અધિકાર (સોવેન્ટી)ના સક્રિય ઉપયોગમાંથી જુદો પડી જશે. સાર્વભૌમ બ્રિટિશ ક્રાઉન જ ગણાશે. સર્વોપરિ અધિકાર ફેડરલ સત્તા જ ભોગવશે. પ્રજાસત્તાક રાજ્યશાસનમાં રાજાનું સિંહાસન રહે તો તે સૌથી ઊંચું આસન જ રહે છે ખરું, પણ એક અનિવાર્ય શરતે. સિંહાસનમાં બેસનાર સિંહને પંચતંત્રની કથામાંના અતિવૃદ્ધ સિંહ જેવો દાંત, નહોર કે કોઇને ય તે લેશ પણ ઇજા કરવાના એક પણ શસ્ત્રાસ્ત્ર વગરનો બનાવી દઇને જ તેને સિંહાસન-શોભા ગણવામાં આવે છે. આ પેરેમાઉન્ટ પાવરના તાજવાળો સમ્રાટ રાજાઓને કશી ઇજા કરશે નહિ એ ચોક્કસ. એ પેરેમાઉન્ટ પાવરના તાજવાળો સમ્રાટ રાજાઓનું ફેડરલ સત્તાના કાયદા અને વહીવટથી કશું રક્ષણ કરી નહિ શકે એ પણ ચોક્કસ

૬. સ ૧૮૫૮થી આજ લગી ગવર્નમેન્ટ ઓફ ઇંડિયાએ રાજાઓ પ્રતિ જે ઉપર વર્ણવેલ અખાડા જડવૃત્તિ ઢાંકપીછોડી અને પ્રજાહિત માટે નફટ બેજવાબદારીની નીતિ ચલાવી છે, જેને લઇને આપણા આ જમાનામાંના રાજાઓમાંથી વિચક્ષણ નરો છે તે પણ

ભ્રાન્તિમાં પડી ગયા છે, તેવી ને તેવી નીતિ ફેડરલ સત્તા એક ક્ષણ પણ ચલાવવા ઇચ્છશે ખરી? અથવા સાર્વભૌમ બ્રિટિશ ક્રાઉન ફેડરલ સત્તાને એ જ નીતિને વળગી રહેવાની ફરજ પણ પાડી શકશે ખરી? મહારાજા બિકાનેર, જામશ્રી રણજિતસિંહજી કે સર પ્રભાશંકર પટ્ટણી જેવા પણ આવી આશાને વળગતા હશે, તો ફેડરલ સત્તા જન્મતાં જ તેમની ભ્રાંતિ ભાંગશે.

ફેડરલ સત્તાનો જન્મ થતાં જ આપણા રાજામહારાજાઓ પણ–બ્રિટિશ રાજાની માફક અહિંસામૂર્તિ બુદ્ધ ભગવાન બનવા જ જોઇએ, એમ નથી કહેતો. પણ હાલ તેઓમાંના જેઓ ગોબ્રાહ્મણપ્રતિપાલની ગાદીએ ચડીને પોતાની હદમાંના સૌથી મોટા અને નફ્ટ નાપાક ગુંડા બની જઇ ગુંડાગીરી જ કરી રહ્યા છે, બલ્કે એવી ગુંડાગીરીને જ રાજાપણું માની બેઠા છે, તેમના લોહીના ટીપે ટીપાને તો ફેડરલ સત્તા રાંક રૈયતના બેલી ઇશ્વરનો સર્વપાવક ડર દેખાડીને થરથરાવી મૂકશે, એમ તો હું ખુલ્લેખુલ્લું કહું છું. જે હિંદકલંકોએ પરદેશીની સર્વરક્ષક છાયાની પાછળ ભરાઇ ભરાઇને રાજસી તામસી મોજશોખ તામસી રાક્ષસી રીતે ઉડાવ્યા છે, તેમને નવા સર્જાતા હિંદમાં સ્થાન જ નહિ મળે, કેમકે એ સર્વરક્ષક છાયા પ્રજાસત્તાનો સૂર્ય ઊગતાં સદંતર ઊડી જાય છે. જે અતલ તીજોરીબલે આ વિષયકીટોને હિંદની ભૂખે મરતી પ્રજાના ચારિત્રહીન વર્ગોમાંથી કાઢેલ સાધનો પૂરતી સંખ્યામાં મળ્યે જતાં, તે એમનું તીજોરીબળ પણ પ્રથમ ક્ષણે જ એમના હાથમાંથી લઇ લેવામાં આવશે.

૫. પ્રજાની તીજોરીમાંથી રાજાઓએ પોતાની, પોતાના ઉચ્ચ પદની અને પોતાનાં બાલબચ્ચાં–આશ્રિતોની જરૂરત પ્રમાણે કેટલું મેળવવાનો હક્ક, એ વિષય ઉપર આપણા રાજાઓ અને તેમના વકીલો અને હજૂરીઓનાં નેત્ર ખુલી જાય, એટલા માટે હું તેમને એક વિષયનો અભ્યાસ કરવાની ભલામણ કરીશ. બ્રિટિશ રાજા ત્રીજા જ્યોર્જથી માંડીને રાણી વિક્ટોરીઆ લગીનો એટલે ઇ. સ. ૧૭૬૦ થી ૧૯૦૦ લગીનો આ વિષયનો ઇતિહાસ તેમણે પૂરેપૂરી બારીકીથી તપાસવો. પ્રજાને રાજાનો, રાજગાદીનો, રાજપદવીનો અને રાજકુલનો ખપ છે, તો પ્રજાએ એ સર્વપૂરતા મોભા સાથે નભ્યે જાય એટલી રકમ તેની પાછળ ખર્ચવી પણ જોઇએ. ઇ. સ. ૧૭૬૦ થી ૧૯૦૦ લગી બ્રિટિશ તીજોરીની આખી આવક કેટલી વધી તે એકંદર આંકડા તપાસો; અને એ આખી અતલ તીજોરીમાંથી તે પ્રજાએ એ રાજા, રાજગાદી અને રાજકુળને કેટલું સાલિયાણું, કેવી કેવી જાગીરો આદિ આપ્યાં તે પણ તપાસો. અહીં તો વેપાર વધતો ગયો છે, ખેતી વધતી ગઇ છે, ઉત્પન્ન વધતી ગઇ છે, ભાવ ચડતા ગયા છે, તેમ તેમ એક લાખનું રાજ વીસત્રીસ લાખ અને વધારે લગીનું પણ અર્ધી સદીના ટૂંકા અરસામાં જ થઇ ગયું છે, અને એ ઝડપી વધારામાંથી પ્રજાહિત કેટલું સધાયું છે ભલા? ક્યાં ય નથી સધાયું એવું ખોટું કથન નહિ કરું. આવકના ઉછાળાના પ્રમાણમાં સધાયું છે ખરું? એવું તાર્કિક અમૂર્ત ધોરણ પણ આવા સંકુલ વિષયને નહિ લગાડું. પ્રજાહિત જીવ જેવું અને ઉત્તરોત્તર સાધવાની કર્તવ્યબુદ્ધિથી જવાબદાર રીતે પ્રવૃત્તિ થઇ હોય એવાં રાજ્યો ગણ્યાં ગાંઠ્યાં જ નીકળશે એ નિર્વિવાદ છે; અને આટલી નિર્વિવાદ હકીકત પણ પ્રજાસત્તા પોતાનો દિવસ ઊગતાં જ રાજાઓ સાથે જરા કડક ધોરણે કામ લેવાનું ઠરાવે તેને માટે પૂરતી છે.

મુગલાઇ સમયમાં માંડલિકો વંશપરંપરા હક્કે મોટાં મોટાં રાજ્યોના ધણી હતા, તથાપિ સૂબા અને સેનાપતિ લેખે વર્ષો લગી પોતાના રાજ્યની બહાર અને સેંકડો ગાઉને છેટે સર્વોપરિ સત્તાનું રાજ્યકાર્ય કરતા અને એમાં જ ગૌરવ માનતો. પણ ક્યાં એ પરધર્મી પરદેશી અને કૃતઘ્ની સત્તા, અને ક્યાં આ આખા હિંદની પ્રજાસત્તા! અને આ હું જે જોઉં છું તે કલ્પનાના ઘોડાં નથી, સત્ય ભાવિ જ જોઉં છું અને આપણા રાજાઓને જોવા નિમંત્રુ છું.

૭. મોટાં મોટાં રાજ્યોમાં આપખુદ બધારણમાંથી જવાબદાર બધારણ આ રીતે થશે, તેમ બીજી રીતે પણ થશે.

દાયકે દાયકે વિજ્ઞાનની વિશેષ પ્રગતિવાળી આ વીસમી સદીમાં રાજ્ય અને રાજ્યવહીવટ માટેના એકમોનો વિસ્તાર મોટો જ થતો જાય છે. યુરોપી મહાયુદ્ધ પછી સધિ થઈ તેમાં ફ્રાન્સની હઠને લઇને યુરોપને બહુ નાનાં નાનાં રાજ્યોમાં વિભક્ત કરી નાખવું પડ્યું, એ જ એ સધિનું સૌથી મોટું દૂષણ છે. યુરોપના નવા નકશામાં દોરેલી એ મર્યાદાઓ બીજાં દશ વર્ષ પણ ભાગ્યે ટકી શકે. દશ વર્ષની અંદર લડાઇ જાગવી જ જોઇએ, એમ નથી કહેતો. બે પાસે પાસેનાં સ્વતંત્ર રાજ્યો પોતા વચ્ચેની હદહેદ્દ ભૂંસી નાખીને વગર લડાઇએ પણ એક થઈ શકે છે: વગર લડાઇએ આરંભાયલું ઐકય જ એક બાબતમાંથી અનેકમાં સંચરી થોડા જ સમયમાં સર્વવ્યાપી પણ થઇ શકે છે. અને યુરોપનું તો ગમે તેમ, પાંચસો ચોરસમાઇલનું ક્ષેત્રફળ, તેની અંદર દરિયો અને બંદર, પહાડો અને ખાણો, ગામડાં, કસબા અને શહેરો, ખેતરો અને યાંત્રિક ઉદ્યોગો, વહાણો અને આગગાડી; અને મોટરના રસ્તા અને પાણીનાં તળાવો અને નહેરો, બધી સામગ્રી હોય, અને વસતી પણ અઢી ત્રણું લાખ હોય; તથાપિ એવું અને એકજથ્થે આવી રહેલું રાષ્ટ્ર પણ છેક જ નાનું પડે, એવો આ સમય છે. અને આપણા રાજસ્થાનિક હિંદના નકશાને આ નવી પણ વ્યવહારુ અને સૌનાં ધ્યાનમાં ઊતરી જાય એવી નગદ દૃષ્ટિએ તપાસો જોઉં?

દેશી રાજ્યોના પ્રશ્નને લગતી આજ સુધીની વિચારણામાં પ્રજાએ મોટાં રાજ્યોને–૧૧ અને વધારે તોપોના માનવાળા રાજાઓનાં રાજ્યોને વિચારક્ષેત્રના મધ્યમાં રાખેલાં છે, તે પણ સમજાય એવું છે એ રાજાઓ આપખુદ, દેહાન્ત દંડ કરવા લગીની એમની સત્તા, જે તેઓ માત્ર ડોકું હલાવીને પણ વાપરતા, નહિ તહોમત, નહિ કેસ, નહિ બચાવ કે નહિ કશુંયે સાંભળવું અને માણસોને ખોસી ઘાલે, લૂટી લે, તારાજ કરે અને ન કોઇ સાંભળે ફરિયાદ, ન કોઇ ઠેકાણે મળે દાદ: એવી ઘટનાની પીડામાં કકળતી આંતરડીના જે પોકાર ઊઠે તે મોટાં રાજ્યો સામે જ ઊઠે. નાના રાજ્યની સત્તા જેમ વધુ સંકુચિત, જેમ તે નીચા વર્ગનાં, તેમ તેમની જુલ્મ કરવાની ભગદૂરે ઓછી, અને તેમની રૈયતને એમનો ધાક નહિ જેવો તથા એમના તરફથી શોષવું પણ પડે થોડું.

સ્વરાજ્ય માટેની પ્રવૃત્તિનું બીજુ ઝરણુ આપણા દેશમાં ફૂટયું છે ફ્રેન્ચ રેવોલ્યૂશનમાં શરૂ થયેલી–આત્મવશતા, સમાનતા, બધુતા ભોગવતો હોય તે માનવનું જીવન માનવતાએ શોભતું, બાકી આકાર ભલે માનવનો, પણ જીવન તો પશુનું જ–એ ભાવનામાંથી. અને આ ભાવનાનો ધ્વંસ પણ મોટાં રાજ્યોમાં અને કુલકુલાં સત્તા ભોગવતા રાજાઓના પ્રદેશમાં જેવો આંખે ઊડીને વળગે, તેવો તે નાનાં નાના અને નામનાં જેવાં રાજ્યોમાં ન દેખાડી શકાય.

પરંતુ માનવતાના પ્રાથમિક હક્ક બ્રિટિશ હદમાં તેમ રજવાડી હદમાં એકસરખા પળાય, એવી દઢ નિયમાવલિ સાચું સ્વરાજ્ય (substance of Self-government) સ્થાપતા બંધારણમાં પ્રથમ પહેલી યોજાય, એ ઘડી આવતાં જ, મોટાં રાજ્યો સામેના આ પોકાર, અને મોટાં રાજ્યોમાં નકટપણે દીસી આવતું આ અપલક્ષણ, સાથેલાગાં નિર્જીવ થવાનાં એ ખુલ્લું છે.

હક્કો માટેની જિકર રાજકીય લડતમાં ટેકનું બળ રેડે છે અને આશા ન પડે એવા ગાળાઓમાં પણ માણસને ઝંડો ઊંચે જ ટકાવી રાખવાને પ્રેરે છે; તથાપિ રાજકીય લડતમાં વધારે નક્કર તત્ત્વ આર્થિક વિકાસ અને ગરીબીમાં સડતી પ્રજાના મોટા જથ્થાને સ્થૂલ લાભ મેળવી આપવાને લગતું જ હોય. હિંદનાં દેશી રાજ્યોમાં ઘણી મોટી સંખ્યા છેક જ નાનાં નાનાં રાજ્યોની છે. આપણાં ખેતરો જેમ ટુકડા થઈ થઈને એક સામાન્ય ટેબલના જેટલા કદનાં પણ થઇ ગયાં છે, તેમ આપણાં રાજ્યોમાંથી પણ સેંકડો છેક નાનાં નાનાં થઇ ગયાં છે. સવારે ઘોડે બેસી ફરવા નીકળીએ અને એક જ સડકે દોઢ કલાક જઇ પાછા આવીએ એટલામાં આઠદશ જુદી જુદી રાજ્યસત્તાઓની હદ પણ ઓળંગીને જવું આવવું પડે એટલાં બધાં નાનાં રાજ્યો પણ આપણા હતભાગ્ય દેશમાં પેઢી દર પેઢી ચાલ્યાં કરે છે. દશ માઇલની સડકનું સમારકામ પણ આઠદશ એકબીજાથી સ્વતંત્ર એકબીજા સાથે ઝઘડતી અને સામસામા દાવપેચ લડાવતી ખટપટી સત્તાઓ વચ્ચે એકવાક્યતા થાય ત્યારે થવા પામે, એવા પ્રદેશમાં રાજ્યસત્તાદ્વારા પ્રજાહિતની કોઇપણ યોજના સાધવાની આશા જ શી વારુ ! એક ગિરિમાલાનું પાણી વહેતું વહેતું દરિયામાં મળે, એ આખા પ્રવાહનો સમગ્ર વિચાર કરીને યોગ્ય સ્થળે મોટું તળાવ નાખી તેમાંથી જમીનના ઢાળ પ્રમાણે નહેરો વહેવડાવીને દરેકને યોગ્ય સ્થળે નદી–નદીઓની યોગ્ય શાખામાં પાછી ભેળવી દઇએ, એ પ્રમાણે એ આખા પ્રદેશનો પાક દશગણો કે એથી પણ વધારે વધારી શકાય અને એ આખી યોજનાનું તમામ ખર્ચ વ્યાજ સાથે કોઇને ભારે ન પડે, તેમ એ વધતા જતા પાકના ઉત્પન્નમાંથી જ વાળી શકાય. પરંતુ જ્યાં ઉપર વર્ણવ્યા પ્રમાણે, માઇલે માઇલે કે તેથી પણ ઓછા અંતરમાં નવી રાજસત્તાની મ્હોકાણ, ત્યાં આવી કોઇપણ યોજનાની શી આશા ! બીજી જાતનો દાખલો વિચારોઃ એક શહેર હાઇસ્કૂલને સ્થાપી નભાવે એવું મોટું ખરું, પણ તેમાં છોકરાઓ આવે તે જુદા જુદા બાપુ, બાપુના એક–તૃતીયાંશ, બાપુના એક–નવમાંશ, બાપુના એક સત્તાવીશાંશ, એમ મળીને ૩૧–૩૨ જુદા જુદા બાપુની રૈયત; અને આ ૩૧–૩૨ સત્તાઓ પોતપોતાનો ફાળો એ હાઇસ્કૂલના બજેટમાં આપવાનું કબૂલ ત્યારે જ રાખે, કે જ્યારે તેમને એ સંસ્થાનાં શિક્ષકોની નિમણૂકમાં પોતપોતાના વરાડ પ્રમાણેનો અધિકાર મળે. પોતપોતાના વરાડ પ્રમાણેનો અધિકાર એટલે શું ? એ કોયડો ઉકેલવાની શક્તિ ન મળે એ ૩૧–૩૨ સત્તાઓમાં, કે ન મળે બ્રહ્મામાં; કેમકે દરેકને પારકે ભાણે દેખાતો લાડુ સુકાળસે મોટો જ દેખાયા કરે. આવા સ્થળમાં કોઇ સાહસિક "કેળવણીકાર" ખાનગી હાઇસ્કૂલ કાઢે, ગમે તેવા શિક્ષકો રાખે, તેમને ગમે તે પગાર આપે, અને ખાનગી ટ્યૂશનોમાંથી વિશેષ ચરી ખાવા પૂરેપૂરી છૂટ આપે, અને એ પ્રમાણે પોતે દર વર્ષે ચાર હજાર પાડે, પ્રજાને ફી ઉપરાંત ટ્યૂશનોનો કર પણ ભરવો પડે, એટલે કેળવણી મોંઘી પડે, અને તો પણ જે મળે તે કેળવણીનાં સાચાં તત્ત્વો વિનાની જ મળે

તથાપિ તેમના હાથમા એક ઉપાય રહે નહિ. વિષયને વળી ત્રીજી રીતે પણ વિચારો બાપુ ફરમાવે જે મારી હદમા થાય તે તમામ રૂની કાચી પાકી ગામડી મારા કારખાનામા જ બધાય બીજા બાપુનું કારખાનું અને ત્યાથી આગગાડી પાસે પડતા હોય એવા ગામનું રૂ પણ તેનો લાભ લઇ ન શકે. આમા લાભ કોને ? ખેડૂતને રૂ વધારે આઘુ લઇ જવુ પડે એ ગેરલાભ એને એક કારખાનાને પણ પા મોસમ સચા ફરે એટલુ કામ મળતુ ના હોય ત્યા આ તો એકને બદલે બે કારખાના થયા, જેથી બેવડો ગેરલાભ બનેના સાચા વધારે મુદ્દત લગી કાટ ખાય ઘણાખરા હરીફોને પૂરેપૂરુ દામ ઊભુ વર્ષ મળ્યા કરે એવુ મોટુ ક્ષેત્ર હોય તેમાં જ અમર્યાદ હરીફાઇથી આખી પ્રજાને લાભ થવા વારો આવે, આવી પરિસ્થિતિ ન હોય તેવા દરેક ક્ષેત્રમા જેમ હરીફાઇ વધે તેમ ગેરલાભ જ વધે છે, અને ગરીબ પ્રજાને વિશેષ હાથઘસામણનો બદલો વધતી જતી ગરીબાઇરૂપે જ હાસલ થાય છે વળી મારી સત્તાનો લાભ મને જે મળે તે હુ લઈ લઉં, એના બીજા પરિણામ ગમે તે આવે તેની જવાબદારી મારે માથે શેની ? એવી ટૂંક વૃત્તિવાળી સત્તા લોકભક્ષક બનીને પણ પોતે તો તાજી થઇ નથી શકતી

હિંદના કેટલાક ભાગમા દેશી રાજ્યો મોટા છે ત્યા પણ બે ત્રણ રાજ્ય વચ્ચેનો કેટલોક પ્રદેશ ચટાપટાવાળો છે અ, બ, ક, એ ત્રણ રાજ્યોના ત્રિભેગ ઉપર એક ગામ અનું, પછી બનુ, પછી કનું પછી પાછુ અનુ એમ આવ્યા કરે છે અથવા બે રાજ્યો વચ્ચે ત્રીજાની લાબી પાતળી પટી પડી હોય છે. આવી ગોઠવણ હોય ત્યા ત્રણેના વહીવટમા અનેકાનેક નાની મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે બાળકે ગમે તેમ લીટા કાઢ્યા હોય એવી એ હદોવાળા પ્રદેશોનો નવેસર પ્રજાહિતની દષ્ટિએ જ વિચાર થઇને એ હદો સુધરવી જોઇએ અને નાના નાનાં રાજ્યોના પૂરતા કદના જથા કરીને આખા જથાનું બધુ તંત્ર એક પંચની સર્વોપરિ સત્તાને સોપાય તો જ રાજસત્તાથી રૈયતને મળવા જોઇતા લાભ એ રૈયતને મળવા માડે અને તેઓ કનેથી લેવાતા કારભારનો પણ તેમને કઇએ બદલો મળવા પામે

પ્રજાસ્મિતાવાળા સુધારકો કહે છે હાલના બ્રિટિશ પ્રાતો ઢગધડા વિનાના છે, આખા હિંદનો વિચાર કરી, ભાષા પ્રમાણે સંસ્કૃતિ પ્રમાણે, આર્થિક સબધ પ્રમાણે, વહીવટી અનુકૂળતા વધે એમ, નવેસર પ્રાન્તરચના કરો બ્રિટિશ હિંદની એવી પુનર્ઘટના કરવાની જરૂર છે, તે કરતા પણ રાજસ્થાની હિંદની પુનર્ઘટના વધારે આવશ્યક અને અનિવાર્ય છે

એક સાધારણ કદનુ રાજ્ય હોય અને તેની આસપાસ નાનાં રાજ્યો હોય—એકમો નહિ અપૂર્ણાંકો જ ગણાય એવા રાજ્યો હોય, તો એ સર્વનું એક જૂથ કરીને બધાનો વહીવટ એક પચ મારફત કરવાથી જ બધી રૈયતને લાભ છે વળી આવા પચમા સ્થાયી સરપચની ખુરસી એ બધામાથી જે રાજ્ય મોટું, તેના રાજાને મળે એ જ નિકાલ યોગ્ય છે.

કોઈ છેક નાનુ રાજ્ય બે મોટા રાજ્યની વચ્ચે હોય તો તેને ઉત્તરના જૂથમા મૂકવું કે દક્ષિણના, પૂર્વના જથામા લઈ લેવુ કે પશ્ચિમના, એવા સવાલોનો નિકાલ એ નાના રાજ્યની પ્રજાની ઇચ્છા રીતસર જાણીને જ કરવો જોઇએ

બે પાસે પાસેના અને સાધારણ કદના રાજ્યો હોય ત્યા પણ બને રાજાઓ મિનતા કેળવી કદાચ ફાવતું આવે તો લગ્નબધ પણ બાધીને બેનુ એક જ તંત્ર બનાવી લે એથી બનેની રૈયતને લાભ છે.

વિગતો એટલી બધી ભિન્નભિન્ન અને સંકુલ છે કે આખા વિષયનો સંતોષકારક વિચાર કરવા જતાં તો પુસ્તક લખાય.

પરંતુ આટલા દાખલા ઉપરથી પણ વિચારશીલ દેશભક્તો જોઈ શકશે કે દેશી રાજ્યોના પ્રશ્નમાં નાનાં નાનાં રાજ્યની રૈયતના લાભ માટે હાલની હદો ભૂંસી નાખીને પૂરતા કદનાં જૂથ રચી દરેક જૂથનો રાજવહીવટ એક જ પંચના હાથમાં આપવો એ જ ડગલું સૌથી પહેલા ડગલા લેખે આવશ્યક અને અનિવાર્ય છે. આવા જૂથમાંના ઘણાંખરામાં સરપંચની ખુરસીએ પંચની પસંદગીથી કે ફેડરલ સત્તાની નિમણૂકથી પાસેનાં કે જૂથની અંદરનાં જ મોટાં રાજ્યનો રાજા આવે એ જ ઉત્તમ જણાય છે. અને આ પ્રમાણે કેટલાક મોટા રાજા સરપંચ પણ બનશે; સરપંચ લેખે કૉન્સ્ટિટ્યૂશનલ સત્તાનો જ વહીવટ કરશે, અને એવા રાજાઓ પણ પોતાના રાજ્યમાં સુદ્ધાં આપખુદ રાજા મટીને કૉન્સ્ટિટ્યૂશનલ રાજા બની જશે.

૮. સમય ફરે છે અને માનસ ફરતું આવશે, તેમ તેમ રાજાઓ પોતે જ જે આપખુદીને હાલ આટઆટલા વળગે છે, તે જાતે કેવી અધમ જંગલી અને અમાનુષી ચીજ છે તે સમજતા થશે. દેશદાઝ, દેશહિતના વ્યવહાર રસ્તાઓની સમજ, અને બંધુઓની સેવાભાવે આગેવાનીના અનુભવ, એમને જેમ જેમ મળતા જશે, તેમ તેમ તેમનો દૃષ્ટિકોણ ફરી જશે અને તેમનું આખું રુચિતંત્ર હાલી ઊઠી સુધરેલા જીવનને અનુરૂપ બનવા માંડશે. અને રાજા અને રાજકુળોના વર્ગની સમય પ્રભાવે અને પ્રજાસત્તાના યુગનાં બલ્ય હવાપાણીમાં આવી ઉદ્ધારક ક્રાન્તિ શરૂ થશે, તેમાં સૌથી વધારે લાભ રાજાઓ અને પાટવીઓ કરતાં પણ ફટાયા અને ભાયાતોના મોટા વર્ગને થશે. એ વર્ગનાં માણસો અત્યારે કિંકર્તવ્યતામૂઢ હોઈ વ્યસન વિષય આદિમાં જ જન્મારો વેડફે છે, કુલાભિમાનના છાક ઉપર મોટા મોટા સાફા ઘાલીને હાથીની જેમ મહાલે છે, અને નશા અને મદ અને કશું કર્તવ્ય જ નહિ એવી નિરંકુશતાના ગાર્યા હાથીની જેમ મસ્તીમાં આવી અનેકાનેક છબરડા વાળે છે, ધમસાણ પ્રવર્તાવે છે, અને પરિણામે પોતે પણ ફાટી પડે છે. ગાદીવારસ સાગે ખટપટ અને તોફાન ફિસાદ પણ કર્યા જ કરે છે; અને ગાદીપતિ પ્રજાની તીજોરીમાંથી એમને જેમ વધારે આપે, તેમ વધારે નફ્ટ અને કૃતઘ્ની જ બને છે. વિશેષ વર્ણનની જરૂર નથી; કેમકે આવા આવા દયાપાત્ર કિસ્સાઓ કોના અજાણ્યા છે? જે પાણીનાં એ માછલાં છે તે પાણીમાં એમનાં ચારિત્ર અને એમનાં જીવન આવાં ઘડાય એમાં નવાઇ પણ નથી. પરંતુ એ પાણી જ ફરી જતાં એ ને એ માછલાં પોતાની સુસંપન્નતા અને પોતાના કુલગૌરવના સવળા લાભ લેતાં શીખી, લશ્કરમાં અને વહીવટ ખાતાંઓમાં, આબરૂદાર ધંધારોજગારોમાં અને વૈજ્ઞાનિક ઉદ્યોગોમાં, ખેતીમાં અને ઇજનેરીમાં, જમાને જમાને વૃદ્ધિંગત સંખ્યામાં પડશે, અને આપણી પ્રજામાં સુસંપન્ન અભિજાત ઉચ્ચ વર્ગનું ઉમદા સ્થાન શોભાવી, પોતાનાં જીવન સાર્થક કરશે. અને રાજ્ય, પ્રજા અને પોતાની જાત ત્રણેના લાભ અને યશ સાથેલાગા સાધી શકશે. સાચા ક્ષાત્રતેજે ઓપતા આવા ક્ષત્રિયો જો પાકવા માંડશે તો તેમની સંખ્યા પણ જોતજોતામાં વધશે, અને આ ક્રાન્તિયુગનાં અનેક પરિણામોમાંથી પ્રજા આમ પાછો પોતાને સૌથી વધારે આવશ્યક ક્ષત્રિય વર્ગ પણ મેળવી શકશે, એ પરિણામ સારી પેઠે મોટું ગણાશે.

['ક્ષત્રિય' માંથી] 'સ્વપિનાળ'

# ૨ બૉયકૉટનું શસ્ત્ર

'ધી ફોર્ટનાઇટલી રિવ્યુ 'ના નવેમ્બરના અંકમાં– ધી ડેન્જર સિગ્નલ ઇન ધી ફાર ઇસ્ટ' –દૂરના પૂર્વ દેશોમાં ભયની આગાહી–એ નામના લેખમાં, ઓ એમ ગ્રીન, નોર્થ ચાઇના ન્યૂસના માજી તંત્રીએ ચીન અને જાપાન વચ્ચે મંચુરીઆમાં જે ઝઘડો ઊભો થયો છે, અને જેને અંગે જાપાને મંચુરીઆનો લશ્કરી કબજો લીધો છે તે વિશે મુડીવાદના દૃષ્ટિ બિંદુથી એક લેખ લખ્યો છે જાપાનીઝ અમુક અફસર (ઑફિસર) મંચુરીઆમાં મુસાફરી કરતો હતો, ત્યાં એને કોઇએ મારી નાખ્યો, એ, છેલ્લાં પાંચ દશ વર્ષના ગાળામાં ચીને જાપાનના જે અપમાનો કર્યાં છે તેમાં આગનો તણખો મૂકનાર છેલ્લો બનાવ હતો પણ વધારે મોટાં કારણો તો એ છે કે જાપાનને મંચુરીઆમાં એકહથ્થુ વેપાર કરવો છે તે સારુ એણે એક રેલવે બાંધી છે, એટલુ જ નહિ, પણ —

' ડાઇરેન બંદર સાથે હરીફાઇ કરે તેવા એક હુલુટાઓ નામના બંદર પર જાપાનીઝ પ્રદેશનો બધો વેપાર તણાઇ જાય એવી રેલવેની જાળ ચીન બિછાવવા માગે છે, અને ચીનનો આ હેતુ સ્પષ્ટ છે આ બાબત ઘણા વખતથી લખાયા કરે છે, અને જાપાન એને વધારે અનિશ્ચિત અવસ્થામાં રાખી શકે એમ નથી વળી હમણાં હમણાં ચીની વર્તમાનપત્રો મંચુરીઆમાં જે હકો જાપાન ભોગવે છે એ વિરુદ્ધ જબરી ચળવળ ચલાવી રહ્યાં છે

૧૯૨૯માં, જ્યારથી ચાઇનીઝ ઇસ્ટર્ન રેલવે બાબતના ઝઘડામાં રશિયાએ ચીનને હરાવ્યુ ત્યારથી ઉત્તર મંચુરીઆમાં તેની (રશિયાની) અસર ખૂબ જામી ગઇ છે અને આથી જાપાનની ચિંતામાં વધારો થયો છે જાપાન અને ચીન વચ્ચેની લડાઇમાં રશિયા શું કરશે એ હજી જણાયુ નથી, પણ બોલ્શેવિક છાપાં ખાસ ચીનનો પક્ષ લે છે, જો કે મોસ્કો હજી તટસ્થ છે પરંતુ ચાઇનીઝ ઇસ્ટર્ન રેલવેના પ્રદેશની બહાર જાપાનને મંચુરીઆમાં રાજકારણી સત્તા મળે એ રશિયાને ભાગ્યે જ ગમે તેમ એ પણ ભૂલવાનુ નથી કે યાંગટસીમાં પૂર આવ્યાં તેથી દક્ષિણ ચીનમાં સામ્યવાદીઓની સત્તા ખૂબ વધી જશે,[1] અને નેશનેલિસ્ટ લેફ્ટ વિંગ–નેશનાલિસ્ટના ઉદ્દામ પક્ષના લોકો રશિયા પ્રત્યે ખૂબ સહાનુભૂતિ દેખાડશે

પણ છેલ્લાં બાર વર્ષમાં અવાર નવાર બૉયકૉટનો હિલચાલ વ્યવસ્થિત રીતે અમલમાં મૂકાએલી હોવાથી ચીનમાં એ શસ્ત્ર એવી તો સંપૂર્ણતાની ટોચે પહોંચી ગયુ છે કે એક માત્ર ઇસારાથી એને ચાલુ કરી શકાય અત્યારે આ શસ્ત્ર અતિશય અમર્ષથી જાપાન સામે ફેંકવામાં આવ્યુ છે ' દુશ્મનોના માલ "ની શોધ કરતા કેટનાએ ' ચળવળીઆઓ ' આમ તેમ દુકાને દુકાને ફરે છે અને કોઇ અપરાધી પાસે એ માલ મળી આવે, તો એનો ભારે દંડ કરવામાં આવે છે, એને શેરીએ શેરીએ ફેરવવામાં આવે છે, અને નહિ તો પતાકડાં ચોઢેલા પાંજરામાં એને ઊભો રાખવામાં આવે છે જાપાની દુકાનો કે પેઢીઓમાં આડતીઆઓને જવા દેવામાં આવતા નથી, અને આથી તમામ જાપાનીઝ વેપાર તદ્દન બંધ પડયો છે જાપાની મિલો ( અને માત્ર શાંઘાઇમાં જ ૪૦૦૦૦ ચીનાઓ જાપાની મિલોમાં કામ કરે છે, તો કુલ તો કેટલા યે હશે ! ) તમામ ખાલી થઇ ગઇ છે, અને ઠંડી

[1] કારણ ચીનમાં પથરાએલા પૂર દરમિયાન સામ્યવાદીઓએ દુ ખી લોકોને પુષ્કળ મદદ કરી હતી

પડી ગઇ છે; જાપાની વહાણો નવરાં પડયાં છે; જાપાની લોકોને ઘરમાં કામ કરવા નોકર મળતા નથી અને પરદેશી સત્તા નીચેના પ્રદેશની બહાર જાય તો ખાવા ધાન મળવું પણ મુશ્કેલ પડે ! જાપાને નાનકિંગ સરકારને આકરી ચેતવણી આપી છે. પણ એથી શું સરે ? નાનકિંગ સરકારની મરજી થઇ આવે તોપણ આ બૉયકૉટ બંધ કરવાની એનામાં શક્તિ નથી ! !" કારણ એ બૉયકૉટનું શસ્ત્ર સમસ્ત પ્રજાએ ઉગામેલું છે.

જાપાન પાસે લશ્કરી બળ છે, વેપાર એકહથ્થુ કરવા ચીન ઉપર એ આક્રમણ કરે છે, પણ જે હેતુને સાધવા એ લશ્કરી બળ વાપરે છે એ હેતુ તો તદ્દન નિષ્ફળ જ જાય છે. ચીનનું લશ્કરી બળ જાપાન કરતાં નબળું છે, પણ લશ્કરી બળ સિવાય પણ એ જાપાનને આ રીતે હંફાવે છે. આપણે ત્યાં ગઈ લડતમાં બૉયકૉટનું સ્વરૂપ આટલું ઉગ્ર થયું નહોતું, તોપણ આટલું સચોટ તો એ શસ્ત્ર થાય જ એમ સૌ કોઇ ઇચ્છશે જ. હવે પછીની લડતમાં બૉયકૉટ વધારે મોટો ભાગ ભજવશે એમાં શંકા નથી.

પ્રા.

## ૩ ચા-પ્રચાર અને દેશનું સત્યાનાશ

બંગાળી ગૃહસ્થનો ઘરસંસાર ચા વગર એક દિવસ પણ ચાલતો નથી. ઊજળિયાત, ભણેલા કે અભણ સૌનાં ઘરમાં ચા જોઇએ છે. એથી બંગાળાનું કેટલું ધન તથા તંદુરસ્તી વેડફાય છે તેનો કેટલા બંગાળીઓ વિચાર કરે છે ?

ગઇ સદીની આખરે પણ બંગાળામાં આટલો બધો ચાનો વપરાશ નહોતો. તે વખતે કોઇ શોખીનો કે દાક્તરો ચા પીતા. સાધારણ લોકોને ચા પીવાનો બિલકુલ વિચાર આવતો નહિ. પરંતુ ઓગણીસમી સદી પૂરી થવાને એકબે વરસ બાકી હતાં તે અરસામાં તે વખતનો વાઇસરૉય લૉર્ડ કર્ઝન આસામમાં ચાના બગીચાની મુલાકાતે ગયો. ત્યાં ચાના બગીચાવાળાઓના માનપત્રના જવાબમાં તેણે કહ્યું: " તમે ફક્ત યુરોપ અને અમેરિકામાં ચાનો પ્રચાર કરવા ઇંતેજાર છો; પણ આ ત્રીસ કરોડની વસતીવાળા હિંદુસ્તાનમાં તેનો પ્રચાર કરવા તો કંઇ કરતા નથી. જો હું તમારા જેવો ચાના બગીચાવાળો હોત તો હિંદુસ્તાનમાં ચાનો પ્રચાર કરવા તજવીજ કરત, ખેડૂતો ડાંગર કાપતી વખતે જરા વખત મળ્યે ખેતરમાં જ ચા પીને શિયાળા કે ચોમાસાની ધ્રુજારીમાંથી ઊગરી જાય, ખેડૂત છાતી-પૂર પાણીમાં રહીને શણ કાપતાં કાપતાં એક પ્યાલો ચા પીને આરામ અનુભવે, મેલેરિયાથી પીડાતા બંગાળના ઘેરઘેરમાં મેલેરિયાનો નાશ થાય તે માટે ચાનો વાપર શરૂ થાય, માણસ એક પૈસામાં સસ્તું ચાનું પડીકું મેળવી ભૂખતરસ શમાવી શકે એ બધી જાતની તજવીજ હું કરત." લૉર્ડ કર્ઝનનું ભાખેલું આ ભવિષ્ય અત્યારે સાચું પડયું છે. એના ઉપદેશથી ઉત્સાહી બનીને ચાના બગીચાવાળાઓએ પુષ્કળ જાહેરખબર અને પ્રચારવડે આ બંગાળ દેશની રાજધાનીથી શરૂ કરી દૂરના નાના ગામડાના અંધારા ખૂણામાં પણ ચા ફેલાવી છે.

હિંદુસ્તાનમાં લૉર્ડ કર્ઝનના ભાષણનું પરિણામ એ આવ્યું કે ચાના બગીચાવાળાઓ ચાનો પ્રચાર કરવા અનેક તરકીબો શોધવા લાગ્યા, તથા તે પાછળ પુષ્કળ પૈસા ખરચવા લાગ્યા. આસામ અને દાર્જીલિંગના ચાના બગીચાવાળાઓ પોતપોતાના બગીચાના પ્રમાણમાં ચા મફત આપવા લાગ્યા. આ ચા નાનાં પડીકાંમાં ભરી ફક્ત બંગાળ એકલામાં નહિ પણ

હિંદુસ્તાનમા બધે ફક્ત એક પૈસાની કિંમતે વેચવા માંડી વિશ્વવિદ્યાલયની પરીક્ષાના વખતમા પરીક્ષામા બેસનારાઓને મફત ચા પીવડાવવાના હેતુથી ઠેકણે ઠેકાણે તંબુ નાખવામા આવ્યા !

એક "ટી કમિશનર"ની આ માટે નિમણૂક થઇ એની પહેલા ઇંડિયન ટી સપ્લાય કંપની સસ્તી કિંમતે લોકોને ચા પૂરી પાડતી "ટી કમિશનર" જનસમૂહને સસ્તી કિંમતે નહિ પણ બિલકુલ મફત ચા પૂરી પાડવા લાગ્યો દરેક રેલને સ્ટેશને જનોઇધારી હિંદુને 'હિંદુ" ચા વેચવા માટે રાખવામા આવ્યા લોકો જાતિભ્રષ્ટ થવાની બીકે ચા પીતા અચકાય નહિ એ માટે પ્યાલાને બદલે માટીના કુલડામા ચા વેચવામા આવતી !

ત્યાર પછી શહેરની પાસેના સ્થળોએ ચાના અડ્ડા નાખવાનો બંદોબસ્ત થયો વિદેશમા નિકાશ થતી ચા ઉપર જે કર ઉઘરાવવામા આવતો હતો તેમાથી આ ચાના અડ્ડાઓનું ખર્ચ કાઢવામા આવતું ઇ સ ૧૯૨૭-૨૮ની સાલમા આ પાછળ પાચ લાખ રૂપિયાનો અડસટ્ટો નીકળ્યો હતો ઇ સ ૧૯૨૫-૨૬ની સાલમા ચા ઉપરના વેરાથી સરકારને ૧૨ લાખ રૂપીઆની ઉપજ થઇ હતી

આ સ્થળે અમે બાદશાહી ખેતીવાડી કમિશનના અહેવાલના ચોથા ભાગમાના પૃષ્ઠ ૩૯૭માથી કેટલોક ભાગ ઉતારીએ છીએ —

"બજારના વેપારીઓ મારફત ચાના વેચાણને ઉત્તેજન આપવા માટે તિજોરીમાથી પૈસા ખર્ચવામા આવ્યા હતા ચાળીસ હજાર કરતા પણ વધારે દુકાનદારોને ચા વેચવાને માટે લલચાવી શક્યા છે એમની પાસેથી પૈસા લીધા વગર એમને મનોહર જાહેર ખબરો પહો ચાડવામા આવી છે આ ઉપરાંત ચાના વાસણ, ચા બનાવવાનો સામાન તથા ચાના પડીકા પણ મફત આપવામા આવ્યા છે ગ્રાહકોને દુકાન તરફ આકર્ષવાને માટે જુદી જુદી જાતના ઇનામો લેવામા આવ્યા છે ઘણી નદીઓની સ્ટીમરોના ઉતારૂઓને માટે ચા પાવાની વ્યવસ્થા કરવામા આવી છે, તેમ જ ઇસ્ટ બેંગાલ હાવરા બોમ્બે બરોડા સેન્ટ્રલ ઇંડિયા રેલવેના મોટા મોટા જંકશને તથા સ્ટેશને ગાડીના ઉતારૂઓને ચા-ખોર બનાવવા માટે સરસ બંદોબસ્ત કરવામા આવ્યો છે કમિટિની ભલામણથી હિંદુસ્તાનના મોટા મોટા કારખાનાની પાડોશમા ચાની દુકાનો ખોલવામા આવી છે લગભગ ૩૦૦ લડાયક છાવણીઓમા ચા પીવાના તથા આનંદ માણવાના ઠેકાણા ઊભા કરવામા આવ્યા છે.

"ચા ફેલાવનાર સમિતિની કાર્યપ્રણાલિ પણ અદ્દભુત છે જે બધા સ્થાનોએ થઇને રેલવે લાઇન ગઈ છે, એની પાસેના શહેર તથા ગામ એમના કાર્યક્ષેત્ર બન્યા છે ઇ સ ૧૯૨૭ની સાલમા ૧૩૭ શહેરમા હોટલો સ્થાપવામા આવી હતી વરસ ઊતરતાં એ શહેરોની સંખ્યા ૬૮૩ થઈ હતી આ ઉપરાંત ફક્ત સૂકી ચા વેચવાને માટે ૨૮૧૫ દુકાનો ખોલવામા આવી હતી વરસમા હિંદુસ્તાનમા ૫૨૪૫૩ જગ્યાઓએ ચા બનાવીને લોકોને પાવામા આવી હતી

"ચાની જાહેરખબરમા પણ અસામાન્ય બુદ્ધિ તથા પૈસા ખર્ચવામા આવ્યા છે પ્રચારકો જુદા જુદા પ્રકારની જાહેરખબરો વડે લોકોના મનનું આકર્ષણ કરે છે જ્યારે તેઓને માલમ પડે કે શહેરમા સેંકડે લગભગ ૫૦ જણે ચા શરૂ કરી છે તથા હવે ત્યા દુકાનોની

ખોટ નથી રહી ત્યારે તેઓ બીજી જગ્યાએ પ્રચાર કરવા માટે ઊપડી જાય છે. એ શહેરમાં પણ આ રીતે જાળ પાથરવામાં આવે છે. વચ્ચે વચ્ચે, જે જગ્યા છોડી તેઓ જાય છે તે જગ્યાએ વેચાણ વધે છે કે ઘટે છે તે તરફ પણ તેઓ નજર રાખે છે. ટી સેસ કમિટિના અહેવાલમાં પ્રગટ થયેલાં શહેરોમાં એવું એક શહેર નથી કે જે જગ્યાએ એક બે વરસના પ્રચાર પછી ચાનું વેચાણ વધ્યું ન હોય!......"

શ્રી પ્રફુલ્લચંદ્ર રાય

[' પ્રવાસી ' માંથી. અનુવાદકઃ શંકરભાઇ સોમાભાઈ પટેલ ]

## ૪ વેસ્ટમિન્સ્ટર સ્ટેટ્યૂટ

હિંદુ ઇલસ્ટ્રેટેડ વીકલી ' જણાવે છે કેઃ—

" પાર્લામેન્ટ સમક્ષ હાલ જે સ્ટેટ્યૂટ ઑફ વેસ્ટમિન્સ્ટર રજૂ થએલું છે તે પસાર થાય એટલે ગ્રેટબ્રિટન અને ડોમીનીઅન્સના સંબંધની છેલ્લી કડી પણ તૂટી જાય તો નવાઇ નહિ. ૧૯૨૬ ની ઇમ્પીરીઅલ કૉન્ફરન્સની 'ઇન્ટર ઇમ્પીરીઅલ રીલેશન્સ કમિટિ'-એ એવી ભલામણ કરી હતી, કે બ્રિટિશ પાર્લામેન્ટને પૂછ્યા વગર ડોમીનીઅન્સને પોતપોતાના તમામ કાયદાઓ ઘડવાની સર્વ સત્તા મળે એ બાબત વિચાર કરવા એક જુદી કમિટિ નીમવી; આ ભલામણ કૉન્ફરન્સે બહાલ રાખી હતી. આ વિશે વ્યવહારમાં તો એવી પદ્ધતિ ચાલુ થઇ ચૂકી હતી કે વેસ્ટમિન્સ્ટરમાં બેસતી બ્રિટિશ પાર્લામેન્ટ ડોમીનીઅન્સ માટે કશા કાયદા ઘડતી જ નહિ, અને ડોમીનીઅન લેજીસ્લેચરના ગમે તે કાયદાને સંમતિ આપવાની બ્રિટિશ પાર્લામેન્ટને જરૂર પડે, તો તે હરહંમેશ આપવામાં આવતી જ. ડોમીનીઅન્સમાં રહેલા લોકોમાં જેમ જેમ પ્રજાત્વની ભાવના વધતી ગઇ,તેમ તેમ ગ્રેટબ્રિટનની દખલ ઓછીજ થતી ગઇ. વસ્તુસ્થિતિ આવી થઇ ગઇ હતી, તેને લીધે ' ઑપરેશન ઑફ ડોમીનીઅન લેજીસ્લેશન ' તથા 'મરચંટ શિપિંગ લેજીસ્લેશન'ની કમિટિએ આ વિગતોને કાયદાનું સ્વરૂપ આપવાનું નક્કી કર્યું, અને સ્ટેટ્યૂટ ઑફ વેસ્ટમિન્સ્ટર ઘડી કાઢયો. ડોમીઅન્સની અનુમતિ માટે જે સ્ટેટ્યૂટનો ખરડો મોકલવામાં આવ્યો છે, તેમાં મુખ્ય નીચે પ્રમાણેની કલમોનો સમાવેશ થાય છેઃ— (૧) ડોમીનીઅન્સને પોતાના કાયદા ઘડી લેવાનો હક છે; (૨) કોઇ ડોમીનીઅનની પાર્લામેન્ટ કશો કાયદો ઘડે અને એ ઇંગ્લાંડને ન ગમતો હોય એટલા જ કારણસર એને ફેંકી દઇ શકાય નહિ અથવા ગેરકાયદેસર ઠરાવી શકાય નહિ; (૩) યુનાઇટેડ કિંગ્ડમની પાર્લામેન્ટનો એક પણ કાયદો ડોમીનીઅનને લાગુ પાડી શકાશે નહિ, સિવાય કે એ કાયદામાં એમ જાહેર કરવામાં આવ્યું હોય, કે એ કાયદો ઘડવાની ડોમીનીઅને વિનંતિ કરી છે. ૧૯૨૬ની ઇમ્પીરીઅલ કૉન્ફરન્સે એક ઠરાવ પસાર કર્યો હતો, અને એમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે "બ્રિટિશ સામ્રાજ્યની અંદર યુનાઇટેડ કિંગ્ડમ અને ડોમીની-અનોનું સ્થાન સમાન છે, અને બધાં સ્વતંત્ર એકત્રરૂપ છે; અને ' બ્રિટિશ કૉમનવેલ્થ ઑફ નેશન્સ 'માં સ્વતંત્રપણે સભાસદ તરીકે રહેલાં છે, તથા જો કે એક જ રાજા પ્રત્યેના

વફાદારીથી બંધાએલાં છે, તોપણ અંદરના કે બહારના વ્યવહારના વિષયમાં ડોમીનીઅનોનો દરજ્જો કોઇ પણ રીતે ઊતરતી કોટિનો નથી." 'સ્ટેટ્યૂટ ઑફ્ વેસ્ટમિન્સ્ટર' આ જ બાબતને કાયદાનું સ્વરૂપ આપે છે.

લૉર્ડ કાર્સન તથા બીજા એમ કહે છે કે આ કાયદાની એક અસર એવી થશે કે પ્રિવી કાઉન્સિલને છેવટની અપીલકોર્ટ તરીક સ્વીકારવાની આયર્લૅંડને ફરજ નહિ પડે; પણ આ અભિપ્રાયમાં આપણને કશું નવું જાણવાનું મળતું નથી. પ્રૉ. મોર્ગન એમ માને છે કે સામ્રાજ્યના હિતને આથી ધક્કો પહોંચશે; કારણ બ્રિટિશ પાર્લામેન્ટની સાર્વભૌમતા પડી ભાંગવાથી સામ્રાજ્યની એકતાનો પણ નાશ થશે. લોર્ડ એટ્કિન એમ માને છે કે આ સ્ટેટ્યૂટ બ્રિટિશ સામ્રાજ્યનાં અંગો કાપી નાખવા માટે એને ઓપરેશન ટેબલ પર લઈ જાય છે.

દરેકે દરેક સંસ્થાન બ્રિટનથી સ્વતંત્ર થવા માગે એ સમય હવે આવી લાગ્યો છે. દેશ દેશો વચ્ચેનો આર્થિક સંબંધ અત્યારે એટલો બધો ગૂંચવાડામાં આવી પડ્યો છે કે દરેક દેશ પોતાની સરહદ પર ટેરીફની દિવાલો ઊભી કરે છે, અને પોતાના માલથી બીજા દેશમાં "ડંપીંગ" કરવા પ્રયત્ન કરે છે, સાથે સાથે બેકારો દરેક દેશમાં વધી છે. આ શિયાળામાં માત્ર કેનેડામાં જ નહિ પણ યુનાઈટેડ સ્ટેટ્સમાં પણ બેકારી ઉગ્ર સ્વરૂપ ધરશે એવી બીતિ છે. આવા સંજોગોમાં દરેક દેશ સ્વતંત્ર થવા ઇચ્છે એ સ્વાભાવિક છે; ડોમીનીઅનો અત્યાર સુધી વસ્તુતઃ સ્વતંત્ર તો હતાં જ, પણ હવે તેઓ કાયદેસર સ્વતંત્ર છે એમ મનાશે. ડોમીનીઅન્સ જો આ જાતનું પગલું આગળ ભરે, તો શું આપણે હજી પણ પાછળ રહીશું, અને આપણા દેશને ચુસાવા દઇશું ?

પ્રા.

[ પૃ. ૧૫૬ નું અનુસંધાન ]

કબોરા પાસે ખારેક તથા ખજૂર થાય છે. ટુકુયુ પ્રાંતમાં ઘઉં, જવ, ચણા વગેરે, ફળ તથા શાકભાજી માટેનું ક્ષેત્ર છે. મોરોગોરો, કીલોસા, તથા મ્વાન્ઝા પાસે પુષ્કળ વિસ્તારમાં સરસ કપાસ ઊતરે છે. આ ઉપરાંત નિકાશની વસ્તુઓમાં માંઝી (ભોંયશિંગ), કોપરું, તલ, અનાજ, દાળ, મરચાં, તલ, મીઠું, મીણ, મધ; ચામડાં વગેરેનો પણ સમાવેશ થાય છે.

આ નિકાશની તમામ ચીજ આફ્રિકન પાસેથી હિંદીઓની મદદ વિના યુરોપિયનો મેળવી ન શકે. આજે ટાંગાન્યિકામાં બીજા બ્રિટિશ મુલકોની માફક હિંદીઓનો ઉપયોગ યુરોપિયનો દલાલો તરીકે અને કારકૂનો તરીકે જ કરે છે. તેઓ સ્વતંત્ર વેપારી, ઊંચા દરજ્જાના અમલદારો અથવા જમીનના સ્વતંત્ર માલેકો ન થાય તેમ કરવાની તેઓ પોતાની સરકારની મદદથી ખાસ યોજનાઓ કરે છે. જો ટાંગાન્યિકાનું તંત્ર હિંદના હાથમાં આવ્યું હોત તો તે મુલકમાં તો હિંદીઓ સ્વતંત્ર બુદ્ધિથી કામ કરી શકત. બ્રિટિશ સામ્રાજ્યના તમામ મુલકોમાં દલાલો અને કારકૂનો, અબુદ્ધિપૂર્વક લાકડકામ અગર પથ્થરના ઘડનારા તરીકેનું સ્થાન સાચવવાના લોભમાં આપણા હિંદી આગેવાનોએ ટાંગાન્યિકાના જીવનના ઘડનારા તરીકેનું, ૪૭ લાખ આફ્રિકનોને સંસ્કારી સ્વરાજ્ય લાયક કરનારાનું સ્થાન છોડી દીધું. આમ આ તરફના હિંદીઓના હૃદયમાં નિરંતરનું શલ્ય ખૂંચ્યા કરે છે.

એ શલ્ય તો નિરંતરનું રહ્યું; કારણકે અત્યારે હિંદનું ભાવિ ઘડનાર રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ સંસ્થાનવાસી હિંદીઓ વિષે લેશમાત્ર પણ વિચાર કરતી નથી. ૧૯૨૮માં ગાંધીજીએ મને તાકીદ આપી હતી કે "હિંદના રાષ્ટ્રત્વની પ્રતિષ્ઠા તો સાચવવી જોઇએ" અને હમણાં એક બીજા મિત્રને લખતાં તેમણે જણાવ્યું કે "ગોળમેજી પરિષદ્ પૂર્વ આફ્રિકાના હિંદીઓ માટે કંઇ પણ ન કરી શકે." હિંદના રાષ્ટ્રત્વની પ્રતિષ્ઠા પરાઇ પ્રજાના પ્રદેશનું તંત્ર પોતાના હાથમાં લીધાથી ન જળવાય, અને ગોળમેજી પરિષદ્ તો કેવળ હિંદનું ભાવિ ઘડવા મળે છે! મતલબ કે સંસ્થાનવાસી હિંદીઓએ તો હિંદમૈયા પાસેથી કશી પણ સહાયની અપેક્ષા રાખવાની નહિ. એટલે ટાંગાન્યિકાનું તંત્ર આપણને તરતમાં મળે એ આશા તો ઝાંઝવાનાં જળથી તૃષા છીપાવવાની આશા જેવી જ રહી.

પરંતુ ટાંગાન્યિકા હિંદીમય છે, એ વાતાવરણ તો હજી પણ કાયમ જ છે. ૧૯૨૬ માં એ વિશાળ સંસ્થાન હિંદીઓના હાથમાં જતું રહે છે એવો સખત ખૂમાટ કીનિયાના અંગ્રેજોએ ઉઠાવ્યો અને તેમનામાં મોશી-અરૂશાના પ્રદેશમાં વસેલા બ્રિટિશ વસાહતીઓએ સાથ પૂર્યો. તે ખૂમાટ ખોટો ઠર્યો એટલે આ બ્રિટિશ યુરોપિયનો ટાંગાન્યિકા સર કરે છે એવી ધાંધલ મચાવી. આ પ્રદેશ બ્રિટિશોનો નથી; પ્રજાસંઘ અગર "લીગ ઓફ નેશન્સ"નો છે. બ્રિટનને તે વહીવટ માટે સોંપવામાં આવ્યો છે. અહીંની વસ્તીને માટે જ પૂરતી જગ્યા રાખીને ગમે તે પ્રજાનો આદમી જમીનની માલેકી ધરાવી શકે, વેપાર કરી શકે, ખનીજ પદાર્થ કાઢી શકે—એવી શરતે આ વહીવટ સોંપાયો છે. ૧૯૨૫માં જર્મનો પણ ટાંગાન્યિકામાં પ્રવેશ કરી વસી શકે તેવો પ્રબંધ કરવામાં આવ્યો; છતાં પણ ૧૯૨૬ના ડિસેમ્બરની ૩૧મી તારીખ સુધી અનાફ્રિકનોને જે જમીન આપવામાં આવી હતી તેમાં ૧,૦૬૭,૬૧૦ એકર બ્રિટિશોને, ૨૬૯,૯૨૫ એકર બ્રિટિશ હિંદીઓને અને ૪૦૫,૭૭૪ એકર અબ્રિટિશ યુરોપિયનોને હિસ્સે આવી હતી. છેલ્લાં ચાર વર્ષમાં અબ્રિટિશ યુરોપિયનો—ખાસ

કરીને જર્મનોનો હિસ્સો ઘણો વધ્યો છે, પણ તે છતાં બ્રિટિશોનો હિસ્સો હજી પણ સહેજ મોટો રહ્યો છે. ફક્ત અહીંના છેલ્લા ગવર્નર-સર ડોનાલ્ડ કેમેરોને કહ્યું છે કે: "અમલદારોને કાઢી નાખીએ તો બ્રિટિશ યુરોપિયનો કરતાં અબ્રિટિશ યુરોપિયનોની વસ્તિ વધી જાય છે અને ટાંગાન્યિકામાં બીજા યુરોપિયનો કરતાં બ્રિટિશો વસાહતી તરીકે વધારે પ્રમાણમાં કદી પણ કાયમ થઇ શકે તેવો સંભવ નથી."

એટલે ટાંગાન્યિકામાં અત્યારે ત્રણ તત્ત્વોની અથડામણ થઇ રહી છે. બ્રિટિશો આ સંસ્થાનને કીનિયાના સંસ્થાન સાથે ભેળવી દેવા માગે છે અને અંતે જતાં "મેન્ડેટ"ને તિલાંજલિ દઈ બ્રિટિશ સર્વોપરિત્વ અને બ્રિટિશ માલેકી સ્થાપવા માગે છે. અબ્રિટિશ યુરોપિયનો "મેન્ડેટ" સાચવી રાખવા માગે છે અને બ્રિટિશો કરતાં પોતાનું આર્થિક અને વ્યાપારી બળ વધારવા માટે તનતોડ પ્રયત્નો કરે છે. આ બન્ને તત્ત્વો ભેળાં મળીને હિંદીઓને પોતાના ગૌણ સાધન તરીકે રાખવા માગે છે. અબ્રિટિશ યુરોપિયનો પણ હિંદીઓને સમોવડ સ્થિતિમાં જોવા રાજી નથી. કેટલાકો કહે છે કે જર્મન અમલ દરમિયાન હિંદીઓ સુખી હતા. અલબત્ત, જો પહેલા વર્ગમાં મુસાફરી કરવાનો પ્રતિબંધ, રાજધાનીના શહેરમાં ગાડીમાં અગર રિક્શોમાં બેસવાનો પ્રતિબંધ, ઊંચે હોદ્દે ચડવાનો પ્રતિબંધ અને ફટકા ખાવાનો લહાવો-આ સર્વ સુખની વ્યાખ્યામાં સમાતું હોય તો જરૂર હિંદીઓ જર્મની નીચે સુખી હતા!

ત્રીજું તત્ત્વ હિંદીઓ પોતે સમોવડ થવાની આકાંક્ષા ધરાવે છે અને રાજકારણપરત્વે સમોવડપણું પ્રાપ્ત કરવા તે મહેનત પણ કરે છે. આર્થિક રીતે હિંદીઓમાં યુરોપિયનોના બરોબરિયા થવાની શક્તિ કોઇ કોઇ વ્યક્તિઓ પરત્વે દર્શન દે છે; પણ સમૂહ તરીકે વ્યવસ્થામાં, સંપત્તિમાં, જ્ઞાનમાં અને કૌશલ્યમાં આપણે શક્તિહીનતા દરેક સ્થળે બતાવી રહ્યા છીએ. આમ કહેવું ઘણાઓને ગમશે નહિ. "જે યુરોપિયનો ન કરી શકે તે હિંદીઓ કરી શકે-જે તે ન સહન કરી શકે તે અમે સહીએ-તે જ્યાં ન જાય ત્યાં અમે જઇએ:" -આ ભાવ પૂર્વ આફ્રિકાનું સૂક્ષ્મ અવલોકન કરનાર કોઇ પણ માણસ હિંદીઓમાં જોઇ શકશે. પણ આપણે યુરોપિયનો ઉપર જે સરસાઇ ભોગવીએ છીએ તે આપણી ગરીબાઇને લીધે, આપણી જીવનની સાસાન્યમાં સામાન્ય ચીજો માટેની વધારે સખત જરૂરિયાતોને લીધે, આપણી બીજા ધંધાઓ વિષેની કમઆવડતને લીધે અને આપણી હમેશાં વધતી જતી સંખ્યાને લીધે છે.

આપણે ઉપરથી યુરોપીય-બ્રિટિશ અને અબ્રિટિશ-તત્ત્વોથી દબાઇએ છીએ અને ફક્ત તેમનાં સાધનો તરીકે વપરાઇએ છીએ ત્યારે બીજી બાજૂથી આફ્રિકાના વતનીઓ નીચેથી આપણાં અંગને કાપતા જાય છે. સરકારી તથા રેલ્વેની નોકરીમાં નીચેના તથા મધ્યમ દરજ્જાઓ આફ્રિકનો લેવા માંડ્યા છે. મજૂર તથા કારીગરવર્ગ તરીકે પણ આફ્રિકન નિશાળોમાંથી નીકળેલા જુવાનો હિંદી મજૂર તથા કારીગર સાથે હરીફાઇમાં ઊતરવા માંડ્યા છે. એ જ પ્રમાણે છૂટક અનાજનો, મરીમસાલાનો તથા કાપડનો વેપાર પણ આફ્રિકનો હાથ કરવા માંડ્યા છે. એ દિશામાં તો આપણે માટે કશું પણ ભાવિ મારી નજરે દેખાતું નથી. હજી વીસ કે પચીસ વર્ષ સુધી સરકાર તથા રેલ્વેની ઉપરના દરજ્જાની કારકૂનગિરી, વિલાયતી માલની એકસામટી ખરીદી અને એકસામટું વેચાણ, આફ્રિકન પેદાશની છૂટક ખરીદી અને વેચાણ, વચલા દરજ્જાનું "કંત્રાક્ટ"નું કામ એ આપણા હાથમાં રહેશે; પરંતુ તે પછી

તો તે બંધ થઇ જશે. અત્યારે પણ દેશ નિભાવી શકે તેના કરતાં આપણી સંખ્યા ઘણી વધારે છે; આપણી સંખ્યા જે પ્રમાણમાં મોટી છે તે પ્રમાણમાં આપણી પાસે ધંધાનું વૈવિધ્ય તથા કૌશલ્ય નથી; અને જે ધંધાઓ આપણા હાથમાં છે તેમાં આજે સામાન્ય નિભાવ થાય તેટલો પણ કસ રહ્યો નથી.

દિલગીરીની વાત એ છે, કે આ પ્રશ્નનો હિંદુસ્તાન પોતે વિચાર કરવાની વૃત્તિ ધરાવતો નથી. જેવી રીતે પૂર્વ આફ્રિકાના કુંવારા ક્ષેત્રનો લાભ અહીં આવેલા મુઠ્ઠીભર માણસોએ ઉઠાવ્યો, તેવી જ રીતે અત્યારે ચાલી રહેલ હ્રાસ પણ અહીં આગળના મુઠ્ઠીભર માણસો જ ભોગવી રહ્યા છે. ટાંગાન્યિકાની તેમજ સારાય પૂર્વ આફ્રિકાની અત્યારની જરૂરિયાતો નીચે મુજબ છેઃ—

(૧) આપણું અહીંઆંનું સંખ્યાબળ ઓછું કરવું;
(૨) અહીંનાં હિંદી સાહસોને હિંદી મૂડીથી પોષવું;
(૩) અહીંઆંના હિંદીઓનું જીવનક્ષેત્ર વિસ્તારવું;
(૪) આફ્રિકનોને પ્રગતિ માટે ક્ષેત્ર ખુલ્લું રાખી દરેકેદરેક ક્ષેત્રના યુરોપિયનો સાથે હરિફાઈ વધારવી અને બને તેટલી સરસાઈ મેળવવા પ્રયત્ન કરવો.

ટાંગાન્યિકા મેન્ડેટેડ મુલક હોઇને તે પ્રદેશમાં આપણી પ્રવૃત્તિઓ સહેલી અને ફતેહમંદ નીવડી શકે તેમ છે. ત્યાં હિંદીઓના આંતરપ્રવેશને કોઇ અટકાવી શકે તેમ નથી. વળી તે પ્રદેશ એટલો બધો મોટો અને સમૃદ્ધ છે કે આપણું સાહસ દરેક દિશામાં વધારતાં છતાં હમેશાં નવાં ક્ષેત્રો આગળ ઊભાં ને ઊભાં રહે. આફ્રિકનો પ્રગતિ કરી ઊંચા આવે તેની અસૂયા આપણે હિંદીઓને કદી પણ હોય નહિ. એમને માર્ગ કરી આપવો એ આપણે માટે તો ધર્મનું સૂત્ર જ હોઇ શકે; પરંતુ યુરોપિયનોને વ્યાપારરોજગાર વગેરેમાં હંફાવવામાં આપણી પ્રતિષ્ઠા રહેલી છે. ટાંગાન્યિકામાં બ્રિટિશો આડકતરી રીતે ગમે તે કરે, પરંતુ ખુલ્લી રીતે યુરોપિયન અને હિંદી વચ્ચે જરા પણ અંતર કરી શકે તેમ નથી. આપણા સંસ્થાન-નિવાસને વ્યવસ્થિત અને પ્રાગતિક રૂપ આપવા માટે હિંદુસ્તાનમાં એક સમર્થ સંસ્થાની આ તરફના હિંદીઓને ખાસ જરૂર લાગતી રહી છે. આ સંસ્થા આ પ્રદેશો વિષે હિંદુસ્તાનમાં માહિતી ફેલાવે અને અહીંઆં આવવા ઇચ્છનારાઓના સંખ્યાબળ ઉપર અંકુશ રાખે. આ તરફ એવા જ માણસોને મોકલે કે જેઓ કેળવણીથી, સંસ્કારથી અને નાણાંપરત્વેની સ્થિતિથી યુરોપિયનો સાથે હરીફાઇમાં ઊતરવા તથા બને તેટલે દરજ્જે સરસાઇ ભોગવવાના સામર્થ્યવાળા હોય. એ જ પ્રમાણે દેશમાંની સંસ્થા સાથે સંપૂર્ણ સહકાર કરતી બ્રિટિશોની ચાલબાજી ઉપર બાજપક્ષી જેવી તીવ્ર નજર રાખતી અને તેમના ગેરઇન્સાફોને વગર વિલંબે જગત પાસે મૂકતી સ્થાનિક સંસ્થાઓ પણ હોવી જોઇએ. પૂર્વ આફ્રિકાના તમામ ભાગોમાં આવી સંસ્થાઓ તો છે, પરંતુ સામાન્ય રીતે તેમની પ્રવૃત્તિઓ શિથિલ અને અલ્પલક્ષી જોવામાં આવે છે. આટલું ટાંગાન્યિકામાં હિંદીઓનાં વર્તમાન અને ભાવી પરત્વે. હિંદીઓ ને આફ્રિકનો વચ્ચેના સંબંધ વિષે પણ થોડું લખવાની જરૂર છે, તે હવે પછી.

ક્રમશઃ ] ઉછરંગરાય કે. ઓઝા

# રસ્તા પરનાં ઝાડો

[ આ વિષયના અભ્યાસીઓ આ વિષય ઉપર વિશેષ પ્રકાશ નાખે એમ ઇચ્છીએ છીએ તન્ત્રી ]

ગરમ પ્રદેશોમાં છાયો આપનાર ઝાડોની અગત્યતા અવર્ણનીય છે છાયો આપનારા ઝાડો માણસો અને પશુપક્ષીને આશીર્વાદરૂપ છે તેઓ સખત તાપમાથી તેમનું રક્ષણ કરે છે, વિશ્રાતિનું સ્થાન થઈ પડે છે, અને હવામાનને ગરમ થતું અટકાવી ઠડુ રાખે છે જ્યા સખત ગરમી પડતી હોય, જ્યા કારખાના વધુ પ્રમાણમા હોય તેમાથી નીકળતા ધુમાડા વગેરેથી હવામાન મલિન રહેતુ હોય, ત્યા ઝાડો અગત્યનો ભાગ ભજવે છે ઝાડો મકાનોની શોભા વધારે છે, એટલુંજ નહિ પણ જમીનમાથી નીકળતી ગરમ હવા અટકાવી હવામાન ઠડુ બનાવે છે શહેર અને મેલેરીઆવાળી જગામા અમુક ચોક્કસ પ્રકારના ઝાડો, સારો ભાગ ભજવી વાતાવરણને તદુરસ્ત બનાવે છે

## ઝાડોની પસંદગી

ઝાડો રોપવામા અનુભવી સલાહ આવશ્યક છે ગમે ત્યા ગમે તેવા ઝાડો રોપવાથી ફાયદાને બદલે નુકસાન થાય છે, માટે સ્થળ, આબોહવા, આજુબાજુની વસ્તી, રોપવાનો હેતુ વગેરે ધ્યાનમા રાખી અનુકૂળ ઝાડો રોપવા જોઇએ, દાખલા તરીકે, જે ઝાડોના મૂળ ઘણા જ ફેલાતા હોય, જે ઝાડોનુ લાકડુ ઘણુ જ પોચું ને બરડ હોય, તેવા ઝાડો મકાનોવાળા રસ્તાઓ માટે નાલાયક છે આવા ઝાડો ફાયદો કરવાને બદલે નુકસાન કરે છે

**શહેર માટે લાયક ઝાડના ગુણો નીચે પ્રમાણે હોવા જોઇએ —**

(૧) તે હમેશા લીલા રહેવા જોઇએ, અથવા તો પાદડા ખરી જતા હોય, તો પછીથી તરત જ નવા પાદડા આવી જવા જોઇએ

(૨) તે ઉપર ફેલાતા (Contripetal) હોવા જોઇએ

(૩) તેનું થડ દશથી પંદર ફૂટ સાફ રહેવુ જોઇએ

(૪) તે જલદીથી વધે તેવા હોવા જોઇએ

(૫) તે થડ આગળ પાણી ભેગુ કરતા હોવા જોઇએ નહિ

(૬) તેના મૂળ જમીનની સપાટી નજીક રહેતા હોવા જોઇએ નહિ, કારણ કે તેવા ઝાડ પવનના ઝપાટાથી ઊખડી પડે છે

(૭) તેના મૂળ બહુ લાબા પહોળા પ્રસરતા હોવા જોઇએ નહિ, નહિ તો મૂળ મકાનોની દીવાલોમા પેસી ફાટ પાડશે

(૮) પાદડા પીછા જેવા હોવા જોઇએ અને રાતના અથવા વાદળવાળા દિવસોમા પાદડા બિડાઈ જવા જોઇએ તેમ થવાથી પાદડા રાતના વખતે ઓક્સિજન વાયુ અંદર ઓછો લે છે અને કાર્બોનિક એસીડ ગેસ બહાર ઓછો કાઢે છે

(૯) તેના પાદડા વારવાર ખરી પડી ગટરો, રસ્તા વગેરેમા ઉપદ્રવ ઊભો કરે તેવા હોવા જોઇએ નહિ—દાખલા તરીકે ગુલમહોરના જેવા પાદડા વારવાર ખરવાથી ગટરોમા ભરાઈ જઇ તેને બધ કરી નાખે છે.

(૧૦) મોટા પહોળા પાદડા અને મોટા વજનદાર ફળવાળા ઝાડો હોવા જોઇએ નહિ

કોઇ પણ ઝાડના ગુણો ગમે તેવા સારા હોય, પણ તેને ખાતર, પાણી, રક્ષણ વગેરે અનુકૂળતા આપવામાં આવી ન હોય, તો ગમે તેવું સારું ઝાડ ઇચ્છેલું પરિણામ આપી શકતું નથી.

## કેટલીક અગત્યની સૂચનાઓ

( ૧ ) નિષ્ણાતની સલાહ લઇ અનુકૂળ ઝાડો પસંદ કરવાં.
( ૨ ) ૩'×૩'×૩' ફૂટના ખાડા કરાવી, ખાતર માટી નાખી ઝાડો રોપવાં.
( ૩ ) ઝાડો બરાબર કુંડાંમાં ઉછરેલાં હોવાં જોઇએ.
( ૪ ) વરસાદની શરૂઆતમાં ઝાડો રોપવાં જોઇએ.
( ૫ ) બે ઝાડો વચ્ચે ૩૦ ફૂટનું અંતર રાખવું.
( ૬ ) ઝાડોને રક્ષણ માટે પિંજરાં મૂકવાં.
( ૭ ) ઝાડો નજીક મકાનો બાંધવાની મનાઇ કરવી.
( ૮ ) ઝાડો રસ્તાથી કમમાં કમ દશ ફૂટ છેટે ડ્રેઇન પાછળ રોપવાં.
( ૯ ) પ્રથમ ત્રણ વરસ સુધી મતલબ કે ઝાડો ઊછરી જાય ત્યાં સુધી દર અઠવાડીએ પાણી પાવાની ગોઠવણ કરવી.
(૧૦) ઝાડોને કાપવાની કાયદાથી મનાઈ કરવી.
(૧૧) શિયાળામાં અને ચોમાસાની શરૂમાં, એમ વરસમાં બે વખત માફકસર ખાતર આપવું.

## રસ્તાઓ માટે ( Road-side trees ) થોડાંક આદર્શ ઝાડો

( ૧ ) **પેલ્ટોફોરમ**—આ ઝાડ ઘણું જ ઝડપથી વધે છે. તેનો દેખાવ શોભાયમાન છે. તે સીલોન અને મલાયાનું વતની છે. તેને વરસમાં બે વખત ફૂલ આવે છે. ફૂલ રંગે પીળાં અને મધુર વાસવાળાં હોય છે. જ્યારે આખા ઝાડ ઉપર ફૂલ આવે છે, ત્યારે તે ઘણું જ મનોહર દેખાય છે. સૂકા પ્રદેશમાં તે ઘણું સારું થાય છે. તેની વૃદ્ધિ બીમાંથી થાય છે.

( ૨ ) **બદામ**—બદામનું વતન જાવા છે. તે સુકા ગરમ પ્રદેશમાં સહેલાઇથી ઊછરી શકે છે. બદામ ખારો પવન સહન કરી શકે છે. ખીલેલા ઝાડનો દેખાવ ઘણો જ રમણીય લાગે છે. જાવામાં તેના ફળની બીજમાંથી તેલ કાઢવામાં આવે છે.

( ૩ ) **સામન** ( Rain Tree )—આ ઝાડનું વતન દક્ષિણ અમેરિકા છે. તે ઘણું જલદી વધે છે, અને પહોળું ફેલાઈ ઘટાદાર બની જાય છે. ફૂલ ઝીણી મધુર વાસવાળાં ગુચ્છામાં આવે છે. તેની શિંગો ઢોરને ખાવાના ઉપયોગમાં આવે છે. પાન રાતના વખતે બિડાઇ જાય છે.

( ૪ ) **ગુલમોર** ( Poinciana Regia )—આ ઝાડનું અસલ વતન માડાગાસ્કર છે. તે ઘણું જ જલદી વધે છે, હમેશાં લીલું રહે છે, અને પહોળું ફેલાઇ ઘટાદાર બને છે. તેને મે-જૂનમાં ચોમાસાની શરૂઆતમાં ફૂલ આવે છે, અને ત્યારે તે આખું ઝાડ લાલ ફૂલથી છવાઈ જાય છે, અને ઘણું જ શોભાયમાન અને આકર્ષક લાગે છે.

( ૫ ) **મેહોગની** ( Mahogany )—આ ઝાડ મધ્ય અમેરિકાનું વતની છે. તે હમેશાં લીલું રહે છે, ઝપાટાબંધ વધે છે અને ઘટાદાર બની જાય છે. સૂકા પ્રદેશોમાં પણ સહેલાઇથી ઊછરી શકે છે.

(૬) **કેસીઆ** ( Cassia Sp. ) –કેસીઆની ઘણી જાતો છે. સીઆમીઝ,

કિસ્ચ્યુલા, ગ્રાન્ડીફ્લોરા, જાવાનીકા, રેતીજરા વગેરે વગેરે. કેસીઆનાં ઝાડ ઘણી ઝડપથી વધે છે, અને ઘટાદાર બને છે. ઝાડને ફૂલ આવે છે, ત્યારે ઘણું જ રમણીય લાગે છે. કોઇને પીળાં, કોઇને ગુલાબી-સફેદ એમ જુદા જુદા રંગનાં ફૂલ આવે છે. કેસીઆ ગ્રાન્ડીસને ફેબ્રુઆરી-માર્ચ માસમાં, કેસીઆ નોડોઝાને મે-જૂનમાં અને કેસીઆ જાવાનીકાને જુલાઇ-ઓગસ્ટમાં ફૂલ આવે છે. કેસીઆની જાતો ખાસ રોપવા લાયક છે.

(૭) જેકરંદા—આ ઝાડની શોભા પાન અને ફૂલ બંનેમાં છે. તેનાં પાન ફર્ન (હંસરાજ) જેવાં દેખાય છે. ઉનાળામાં તેને ઘટાકાર આસમાની રંગનાં ફૂલ મોટા જથામાં આવે છે. ઝાડ ૪૦ થી ૫૦ ફૂટ ઊંચું વધે છે. ખાસ દાખલ કરવા લાયક છે.

(૮) **આસોપાલવ** અને **બોરસલી**—આ આપણાં જૂનાં જાણીતાં ઝાડો છે. તેઓ ધીમાં વધનારાં છે, પણ છાયા અને ઘટા માટે ઘણાં જ ઉત્તમ છે.

(૯) **મેલિંગટોનીઆ-બુચનું** ઝાડ—આ ઝાડ ૫૦ થી ૬૦ ફૂટ ઊંચું વધે છે. ઘણું જ ઝડપથી વધે છે. તેને જૂન અને નવેમ્બર માસમાં સફેદ લાંબી ડાંડીવાળાં સુવાસિત ફૂલ જથામાં આવે છે. આ ફૂલ વેણી, ગજરા વગેરેમાં વાપરી શકાય તેવાં છે.

(૧૦) **સિલ્વર ઓક**—આ ઝાડ બુચના ઝાડની માફક ઘણું ઊંચું વધે છે. તેનાં પાન ઘણા જ શોભાયમાન હોય છે. કલગી, તોરણ, ફૂલપોટ વગેરેમા તેનો ઉપયોગ છૂટથી થાય છે. રસ્તાઓ ઉપર દાખલ કરવા લાયક છે.

**અંબાલાલ પટેલ**

---

# ચંદ્રગ્રહણ શમ્યા પછી

(પૃથ્વી)

મ્હેણે પુરુષનાં ગણો જળ ડખોળી કોલાહલે
ઝબોળી નદી વ્હેનમાં ત્વરિત ગાત્રને નાસતાં,
અને રજતચાંદની મહીં જ રમ્ય પનિહારીઓ
ઝગંત શિરબેડલે લચકતી જતી આવતી.
ત્યહીં શિશુકયૂથની સ્ફુરતી કૈંક કિલકારીઓ
અને કૂદી કૂદી જળે નવકિશોર કેવા પડે
ઉછાળી, જળશીકરો; ડૂબકી દાવ ખેલે, તરે,
વળી પકડવા ધસે; કંઇક મસ્ત લીલા કરે.
ગયાં ગૃહિણી સહુ, ફરી અગમ્ય શાંતિ ઝરી
ડૂબી રવ બધા ગયા નગરમાં પદાઘાતના
અને સ્થિર સમાધિમાં તરલચન્દ્રિકાએ ઢળી
ધિમોસી રહું. જોઇ, ને નવીન ચિન્તને હું સરું
"ભલે પ્રકૃતિ એકલી ઉર પ્રશાન્તભાવે ભરે
અંજે મનુજસંગતિ અધિક ચેતના ત્યાં સ્ફુરે."

**રતિલાલ મોહનલાલ શુક્લ**

# દુગ્ધાન્નશાસ્ત્ર

દૂધ અને તેમાંથી બનતા પદાર્થોને આપણે દુગ્ધાન્નો (Dairy Products) કહીશું. જીવનની વિવિધ દિશામાં અને ખાસ કરીને જરા આહારશાસ્ત્રની દૃષ્ટિએ એની ઝીણવટથી વિચારણા કરવાનો સમય હવે આવી લાગ્યો છે.

મૂલ્યપરિવર્તનના હાલના સમયે દૂધનું મૂલ્યાંકન કરવામાં સહાયભૂત થાય એ ઉદ્દેશથી આ લેખ છે. પ્રસ્તુત લેખમાં પહેલાં તો આપણે દૂધ વિષે અમુક મહત્ત્વની મીમાંસા કરવી રહી. પરંતુ દુગ્ધાન્નોની પૂરીપાધરી અને યથાર્થ કિંમત સમજવા માટે આપણે આહાર-શાસ્ત્રના ઊંડાણમાં જરા એકાદ ડૂબકી મારી લેવી જોઇએ એમ સમજી આહારશાસ્ત્રના પાયાથી જ પ્રારંભ કરીએ.

## આહારશાસ્ત્રના પાયા

**જીવનના પાસા**

જીવનના બે પાસા છે: ક્રિયા અને વિકાસ; પ્રવૃત્તિ અને પ્રગતિ. ક્રિયા દેહના નિભાવકાર્ય અને જીવનના વ્યવહારકાર્ય રૂપે થાય છે; તેમ વિકાસ દેહની વૃદ્ધિ, ઘર્ષણપૂર્તિ અને ઉત્પાદન (ગર્ભપોષણ, ધાવણ વગેરે) રૂપે થાય છે. ક્રિયા માટે ઉષ્મા અને શક્તિ જોઇએ છે; જ્યારે વિકાસ માટે નિર્માણ તત્ત્વોની (ઘટક પદાર્થો) જરૂર પડે છે.

ક્રિયા અને વિકાસ સાધવાનું એકમાત્ર સાધન તે આહાર. આ આહાર હવા, પાણી અને અન્નનો બનેલો છે. આપણે અન્નના આહારની વાત કરીએ. ઉષ્મા, શક્તિ અને રચનાપ્રદ પદાર્થો આપણને અન્નમાંથી મળે છે અને પાણી તથા હવાની સહાયથી આપણે જીવનક્રિયા અને વિકાસ સાધી શકીએ છીએ.

ઘટક પદાર્થોની ખુબી એ છે કે તે ઉષ્મા અને શક્તિ પણ પૂરાં પાડી શકે છે. જ્યારે ઉષ્મા અને શક્તિપ્રદ પદાર્થો જીવનનું ક્રિયાઅંગ સાધી કે સાચવી શકે છે પરંતુ વિકાસઅંગ બિલકુલ સાધી શકતા નથી. આથી વિકાસસાધક દ્રવ્યો જેમને આપણે ઘટક તત્ત્વો, રચકો, કે નિર્માણ તત્ત્વો કહીએ છીએ તે કેવા ઉપકારક અને આવશ્યક છે તે કલ્પી શકાશે. એની અનિવાર્યતા માટે બે મત છે જ નહિ.

**ક્રિયાસાધક પદાર્થો**

ક્રિયાસાધક પદાર્થો—કર્બોદિત અને સ્નેહલ રૂપે આપણા આહારમાં વપરાય છે. અને તે મંડજ (આટો), શર્કરા તથા તેલ અને વસા (ઘી) રૂપે આપણી ભોજનસામગ્રીમાં દાખલ થાય છે. વળી ખુબીની વાત એ છે કે આ પદાર્થો વિનિમય (Interchangeable) છે અને તેથી એકબીજાની ગરજ પૂરી પાડી શકે છે; જેમકે ઘી નહિ ખાનાર ઘાંચી તેલથી ચલાવી શકે છે;અને ઘી તેલ કે શર્કરા પણ નહિ પામનાર ગરીબ કે કેદી કેવળ મંડજ પદાર્થોથી જીવનયાત્રા નિભાવે છે. અર્થાત્ આ ક્રિયાસાધક પદાર્થો પૂરતા પ્રમાણમાં મળે તો પણ ચાલે છે. તેની જાત ઉપર નહિ પણ કેવળ તેના જથ્થા ઉપર દેહના નિભાવ અને વ્યાપારનો આધાર રહે છે. તેથી તે જથ્થાત્મક (quantitative) ખોરાક કહેવાય છે.

**વિકાસસાધક પદાર્થો**

પરતુ વિકાસસાધક પદાર્થોની વાત છેક ન્યારી છે. વિકાસસાધક તમામ પદાર્થો એક-સરખો વિકાસ સાધી શકતા નથી. આવા રચક અથવા નિર્માણ તત્ત્વોવાળા પદાર્થોને નત્રિલ પદાર્થો કહેવામાં આવે છે. નત્રિલ પદાર્થો ત્રણ જાતના ગણાય છે: પૂર્ણ, અપૂર્ણ અને ખોટીલા ( Perfect, Imperfect & Deficient ). આ પદાર્થોમાં પૂર્ણ નત્રિલો જ માત્ર વિકાસ-ને પુરેપૂરો સાધી શકે છે. જીવનીયતા, રાસાયણિકતા, સ્વધા, સંગોપનીયતા અને રસાળતાના ગુણો. માત્ર પૂર્ણ નત્રિલો જ ધરાવે છે, અન્ય નહિ. અપૂર્ણ અને ખોટીલા બહુ તો ઘસારો ભરપાઇ કરી આપણને જીવાડે છે; પણ લાંબી આવરદા, સંતાનોત્પાદનની શક્તિ, બાળકો ઊછરી જીવતાં રહે તેવી સંગોપન શક્તિ એમાં જોઇતા પ્રમાણમાં ભાગ્યે જ હોય છે.

આટલા માટે જ પૂર્ણ નત્રિલ તદ્દન અનિવાર્ય ગણાય છે. આવા નત્રિલને પ્રતાપે પેલા અપૂર્ણ અને ખોટીલા નત્રિલમાં પણ ઉપર જણાવેલા ગુણો પૂરા પાડવાની શક્તિ ઠીક સારી રીતે વધે છે, એ સદ્દભાગ્યની બીના ગણાય.

આ રીતે જોતાં થોડે ગા ઘણે અંશે પણ પૂર્ણ નત્રિલ તો આપણા આહારમાં હોવા જ જોઇએ, એ નિર્વિવાદ અને અકાટ્ય બીના છે.

આવા પૂર્ણ નત્રિલ ત્યારે શેમાં હશે? પ્રાણીજ નત્રિલો કેવળ પૂર્ણ નત્રિલ ગણાય છે અને તમામ વનસ્પતિજ નત્રિલ કાં તો અપૂર્ણ અથવા ખોટીલા નત્રિલ ધરાવે છે. પ્રાણીજ નત્રિલ વિના ચાલી જ ન શકે, એટલું જ નહિ પણ એ હોય તો જ પેલા વન-સ્પતિજ નત્રિલો લેખે લાગે છે, નહિતર એળે જાય છે.

ત્યારે એ પ્રાણીજ નત્રિલો કયા છે તે જોઇએ. પશુઓનું દૂધ, ઇંડાં, મચ્છી, માંસ ઇત્યાદિ પ્રાણીજ પદાર્થોમાં પૂર્ણ નત્રિલ મળી શકે. આપણા કરુણારસિક આહારમીમાંસકોએ આ બીના સર્વાંશે સમજી લઇને આપણા આહારમાં દૂધને સ્થાન આપ્યું તેમાં કેટલી અદ્દ-ભુતતા અને દૂરદેશી સમાયલી છે તેની આ ઉપરથી આપણને ઝાંખી થશે. આર્યાવર્ત માંસા-હારી મટી વનસ્પત્યાહારી આ રીતે બની શકયો છે. દુગ્ધ કૃષ્યનતા ( Lacto Vegetarianism ) એ આપણો આદર્શ ઠર્યો છે. આપણે કેવળ વનસ્પત્યાહારી બની ન જ શકીએ એ પૂરવાર થયેલી બીના છે. એ દિશામાં તાજામાં તાજી છેલ્લી પ્રામાણિક શોધ પ્રખર આહારમીમાંસક આપણા પુણ્યશ્લોક મહાત્માજીની જ લેખાશે. એમને પણ બકરીના દૂધનો આધાર લેવો પડયો છે, એ આ વાતનો અંતિમ ને આધારભૂત પુરાવો છે.

**દૂધનાં કાર્ય, મહત્તા ને સ્વરૂપ**

આપણા જીવનમાં દૂધ કેવું ઉમદા અને અલૌકિક સ્થાન છે તે આપણે દૂધ છોડી દઇએ તો જ સમજાય. દૂધની આ મહત્તાને લીધે જ ગોમહિમા અને ગોરક્ષા આપણા જીવન અને ધર્મમાં આટલાં આદરપાત્ર અને આવશ્યક લેખાયાં હશે ને?

ત્યારે હવે દૂધ શું છે તે જરા સમજીએ. દૂધ એક રીતે જોઇએ તો લગભગ પૂર્ણ ખોરાક છે અને તે આ રીતે, દૂધ કાર્યસાધક અને વિકાસસાધક આહારદ્રવ્યો પૂરાં પાડે છે. ગાયના દૂધમાં સામાન્ય રીતે ૫% સાકર, ૪% વસા ( ઘૃત ), ૩.૩% નત્રિલ, .૭% ક્ષાર મળી કુલ ૧૩% ઘન દ્રવ્યો અને ૮૭% પાણી હોય છે. દૂધ પ્રવાહી દીસતા છતાં કાકડી, કોબેજ જેવાં શાક કરતાં વધારે ઘનરૂપ ગણાય. વળી એ પ્રવાહી રૂપમાં હોવાથી એવા સુંદર અને સાનુકૂળ દ્રવરૂપે રજૂ થાય છે કે તે જ તેની મહત્તા ગણાય.

એ માંહેનાં દ્રવ્યો જેમ સારા પ્રમાણમાં છે તેમ ઊંચી જાતનાં પણ છે એની સવિશેષ મહત્તા ગણાય. જેમકે દૂધની સાકર બીજી સાકરોની માફક આંતરડાંમાં સડો પેદા નથી કરતી. દૂધની વસા પ્રાણીજ વસા હોવાથી બીજી જાતનાં સ્નેહલ દ્રવ્યો કરતાં સીધી અને સહેલી રીતે પચી જાય છે. દૂધના નત્રિલમાં મુખ્યત્વે આલ્બ્યુમીન અને કેનીન હોય છે, જે પૂર્ણ નત્રિલ છે અને અનુકૂળ વિકાસસાધક દ્રવ્યો પૂરાં પાડે છે; એટલું જ નહિ પણ અન્ય અપૂર્ણ અને ખોટીલાં નત્રિલોને વધારે લાભદાયક બનાવે છે.

દૂધ માંહેના ક્ષારમાં ચૂનો અને ફોસ્ફરસના ક્ષાર તો જ્યાદા પ્રમાણમાં હોવાથી હાડકાં અને દાંત બાંધવા અને ટકાવવા ઉપરાંત-સ્નાયુ, લોહી અને શરીરના અન્ય દ્રવોને બરાબર રાખવામાં કામ લાગે છે. માત્ર દૂધમાં લોહનું પ્રમાણ પ્રમાણમાં ઓછું છે, પણ તે તો આપણે શાકભાજી અને ફળાદિમાંથી મેળવી શકીએ.

આ ઉપરાંત દૂધમાં ત્રણ જાતનાં અલૌકિક તત્ત્વો રહેલાં છે, જેને લીધે દૂધની અપ્રતિમ મહત્તા અંકાય છે.

અને તે તેની અંદરના પ્રજીવનકો ( Vitamins ), કીટાણુઓ ( Bacteria ) અને પાચકરસો ( Euzymes ) છે. દૂધમાં જ તેને પચાવવાના અથવા શરીરમાં પેદા થતાં અન્ય વિષો( toxins )ને હજમ કરનારા નવ પાચક રસો સમાયલા છે; જેમાં પ્રોટીએઝ, રીડક્ટેઝ, ઓક્ષીડેઝ, કેટલેઝ વગેરે મુખ્ય છે. રક્તપિત્ત જેવા ભીષણ રોગનાં જંતુ અને વિષને હણવાની શક્તિ આ પાચકરસોમાં છે, તેમજ આ પાચકરસોની સહાય વડે દૂધ આપણા શરીરની રહસ્યગ્રંથિઓ, જેને અંતઃસ્રાવ ગ્રંથિઓ કહે છે, તેના ઉપર અજબ અસર પેદા કરે છે, અને એ ગ્રંથિઓ તો ખરેખર આપણા જીવનના સ્ટીઅરિંગ જેવી અદ્ભુત છે. થાઇરોઇડ, પેરેથાઇરોઇડ, પીચ્યુટરી, પીનીયલ, થાયમસ સુપ્રારીનલ વગેરે ગ્રંથિઓના આરોગ્ય અને તેનાં અદ્ભુત કાર્યોનો જશ દૂધને જ મળવો ઘટે છે.

## દૂધના પ્રજીવનકો

શરીરના કોશોની રચના વડે જ વિકાસ સધાય છે અને એ કોશોનાં વિધાનદ્રવ્યો નત્રિલ, ક્ષાર અને પાણી છે. કોશવિધાનનું વિકાસકાર્ય કરવામાં આવશ્યક એ ત્રણે વાનાં દૂધ ઉમદા રીતે પૂરાં પાડે છે. પણ એ વિધાન દ્રવ્યોનો વિધાતા કોણ હશે? એના વિધાતાને પ્રજીવનક—વિટેમીન્સ કહે છે. દૂધમાં આ પ્રજીવનકો સારા પ્રમાણમાં છે. એ પ્રજીવનકો ન હોત તો કોશવિધાનનું પૂર્ણ નત્રિલનું કાર્ય ખોળંબે પડત; એટલું જ નહિ પણ એ પ્રજીવનકના અભાવે ઘણા રોગ થાત અને આપણી હેરાનગતિનો પાર રહેત નહિ. તે માંહેના પ્રજીવનક અ કે જેના વિના આંખ, ફેફસાં, આંતરડાં અને ચેપી રોગના ભોગ થઇ પડત. ઝીરોપ્થેલ્મિયા લાગુ પડત, હોજરીના રોગો પેદા થાય છે તે થાત. તેમાંનાં પ્રજીવનક બ વગર આપણે મગજ, જ્ઞાનતંતુ, માંસ અને હૃદય, આંતરડાં તથા હોજરીના સ્નાયુના રોગથી પીડાત, પેલાગ્રા અને બેરીબેરીથી પીડાત. તેમજ પ્રજીવનક ક ને અભાવે લોહીના દર્દથી દુઃખો થાત. અને પ્રજીવનક ડ વિના આપણે દાંત અને હાડકાના રોગથી ક્ષીણ થઈ જાત—અસ્થિક્ષય—રીકેટ્સ લાગુ પડત. સંતાનોત્પત્તિરૂપ ફળદ્રૂપતાને ટકાવનાર અને વધારનાર પ્રજીવનક ઇ વિના પણ આપણને ભારે ખોટ જાત, સ્ટરીલિટી—વંધ્યત્વ નડત.

દૂધમાં પ્રજીવનક अ અને ड સારા પ્રમાણમાં છે અને તે બહુ મહત્ત્વના છે. ब અને क ઓછા પણ નિશ્ચિત પ્રમાણમાં છે.

દૂધ તેના ક્ષાર, નત્રિલ, શર્કરાદિ કિંમતી દ્રવ્યો ઉપરાંત આવા પ્રજીવનકો વિપુલ પ્રમાણમાં ધરાવે છે એ એની ઉપકારકતામાં ઓર વધારો કરે છે.

અને છેવટે દૂધ તેની અંદર - રહેલા દુગ્ધકીટાણુઓ–ભદ્રકીટાણુઓ ( Lactic Acid Bacteria–Benished Bacteria )–ને લીધે આપણા આહારમાં અનોખું સ્થાન ભોગવે છે. આપણા શરીરમાં અનેક જાતના જે સડા અને ગંદવાડ પેદા થાય છે તેને પરિણામે ૧૨૦ જાતના સાદા તથા ભયંકર કીટાણુઓ પેદા થઇ શકે છે. તેને હણવામાં દૂધના આ ભદ્રકીટાણુઓ અત્યંત વીરતાભર્યો ભાગ ભજવે છે. અન્નકોશના સડાને નાબુદ કરવામાં, આંત્રનું આરોગ્ય જાળવવામાં અને મેળવી આપવામાં આ કીટાણુઓનો મુખ્ય હિસ્સો હોય છે.

દૂધવટી અને છાશવટીના પ્રયોગો જે સંગ્રહણી જેવાં આંત્રરોગ ઉપર અકસીર નીવડે છે તેનું રહસ્ય આ ભદ્રકીટાણુઓની હસ્તીમાં સમાયલું છે. એક સી.સી. એક આનીભાર દૂધમાં ૫–૧૦લાખ અને તેટલી છાશમાં ૫–૧૦ કરોડ સંખ્યામાં આ કીટાણુઓ હોય છે. ડૉ. મેકનીકોફે તો છાશ ઉપર ભાષ્યો રચ્યાં છે અને તેની ચિકિત્સાપદ્ધતિ ઘડી છે. આપ જાણો છો ડેન્માર્કમાં શું વખણાય છે? તેની સહકારી પદ્ધતિ? હા, તે તો છે જ. પણ અહીં તો હું બીજું કહેવા માગું છું. ડેન્માર્કમાં ડોસા વખણાય છે! ત્યાંનાં નરનારીઓ પ્રમાણમાં દીર્ઘાયુ ભોગવે છે. આનું કારણ શું હશે તે તપાસવા તબીબીપંચ બેઠું હતું, તેમની શોધનો સાર એ નીકળ્યો કે તેમના ખોરાકમાં પૂરતા પ્રમાણમાં છાશ મળે છે એટલે ત્યાંના લોકો અન્નકોશના સડાથી બચે છે અને આપ જાણો છો તે પ્રમાણે, લગભગ ૯૦ થી ૯૫ ટકા રોગો તો આ અન્નકોશના સડામાંથી જ પેદા થાય છે અને તે રોગોમાંથી તેઓ મુક્ત રહેવાથી તેઓ સુખરૂપ અને દીર્ઘ જીવન ગાળી શકે છે.

ડૉ. કેલોગના 'ઓટો ઇન્ટોકસીકેશન' અને 'કોલન હાઇજીન'નાં પુસ્તકો બુલંદપણે આ વાતનો પુરાવો રજૂ કરે છે. વિશેષમાં જંગલી લોકો પોતાના દુશ્મનોને હણવા માટે તેમના તીર જે જંગલી હરણનાં કાતીલ વિષમાં બોળી મારતા તે વિષ કરતાં પણ વધારે કાતીલ વિષ આપણા આંત્રપ્રદેશમાં આપણા ખોરાકના સડાને કારણે પેદા થાય છે. છતાંય આવાં કાતીલ કે મહાકાતીલ વિષને હણવા કેવળ દૂધ છાશ જેવાં દુગ્ધાન્નો સમર્થ નીવડે છે.

વનસ્પત્યાહારમાંથી પેદા થતી ગ્લાનિ, બદહજમી, સુસ્તી અને સડા ઇત્યાદિને સંહારી સુધારી આપણા આરોગ્યની વૃદ્ધિ કરવા દુગ્ધાન્નો અત્યંત સફળ નીવડ્યાં છે. આ કારણે જ દુગ્ધાન્નો કૃષ્યન્નોના સહાયપૂરક, સુધારક અને ઉદ્ધારક છે એ ખચીત કરી માનજો.

વળી એક અન્ય દૃષ્ટિબિંદુથી આ દુગ્ધાન્નોનું મૂલ્યાંકન કરવાનું રહે છે. આપણે પૂર્ણ આરોગ્ય અને સ્ફૂર્તિ ભોગવવા ચાહતા હોઇએ તો આપણું લોહી ખૂબ વિશુદ્ધ એટલે કે નીરોગી હોવું જોઇએ. પણ એ લોહી નીરોગી તો ત્યારે જ રહી શકે છે, કે જ્યારે આપણા લોહીની અંદર ખટાશ–આમ્લતા ( acidity )ને બદલે અલ્કલિકારકતા–Alkalinity હોવી જોઇએ. લોહીની અંદર વનસ્પતિના કેટલાક ખોરાક વગેરે હમેશના જીવનમાંથી પેદા

થાય છે જેને પરિણામે આપણે અનેક જાતની બેચેની, અને રોગના ભોગ થઇ પડીએ છીએ. પરંતુ દૂધ અને તેના પદાર્થોનો યોગ આપણા ખોરાકમાં થાય છે તો આપણા લોહી અને મિજાજની ખટાશથી અલ્કલિની અસર પેદા થાય છે અને આપણે સુખી અને ખુશી રહી શકીએ છીએ.

દૂધ આ રીતે આટલું પૌષ્ટિક હોવા છતાં ખાસ કરીને સાત્વિક છે એથી એનામાં બીજી પૌષ્ટિક ચીજો માફક ઉત્તેજક તત્ત્વો નથી. એ ઉત્તેજક ( Stimulant ) નથી. અને એથી એ મગજ અને જ્ઞાનતંતુને માટે પૌષ્ટિક છતાં શામક અને સૌમ્ય ખોરાક થઇ પડે છે એ એની એક વધારે ખુબી ગણાય. આ રીતે જોતાં એકંદરે દૂધ બાળકોનું બાલામૃત છે; તે યોગી, રોગી કે ભોગીને, એકસરખું આશીર્વાદરૂપ છે અને અખાડામલ્લ કે બેઠામલ્લ સર્વને એકસરખું આવશ્યક છે.

ડાહ્યાલાલ હરગોવિંદ જાની

---

# નહિ કહું

નહિ રે કહું બાપુ !
ઘેરાતી આંખડીની,
પાંપણ પાંખડીની,
આંસુ ભરેલી વાત નહિ રે કહું.

જગનાં દાઝયાં તો જઇને ક્યાંયે વસે ?
વનમાં જાઉં તો ત્યાંયે પાપ દિસે,
સાગર પાર જાતાં,
તરસ્યે, જળ કો ન પાતાં;
ઝેરીલાં જગની વાત નહિ રે કહું.

હૈયાને નામ : એને સ્વારથ કામના,
કામ શું કામ : એને જીવ્યાની ઝંખના,
સ્નેહે ન માંડતી,
મીટેય આંખડી,
દંભી દુનિયાની વાત નહિ રે કહું.

જગમાં ખૂટેલાં જાણે મૂઠી બે ચાવણાં;
જડને કાજે તો જન ભમતાં ભૂલામણાં;
ધૂળનાં ઢેફાંને માટ
રક્તે ચડયા રંગાટ,
જગની કાળી એ કથની નહિ રે કહું.

બલદેવ મહેતા

# "લીગ ઑફ નેશન્સ" (પ્રજામંડળ)ની સંસ્થાઓ

## લીગના આશ્રય નીચે સ્વતંત્ર મંડળો×

### (૧) આંતરરાષ્ટ્રીય ન્યાયનું મહામંડળ (The Permanent Court of International Justice)

સને ૧૮૯૯માં રશિયાના મરહૂમ ઝાર નીકોલસ બીજાની પ્રેરણાથી હેગ ખાતે સુલેહશાંતિનું મંડળ મળ્યું હતું, તેમાં આ મંડળની ઉત્પત્તિ છે. લીગની કાઉન્સિલે સને ૧૯૨૦માં દશ મોટા આંતરરાષ્ટ્રીય કાયદાશાસ્ત્રીઓની મદદથી આ મંડળની પદ્ધતિ અને બંધારણ નક્કી કર્યાં છે, અને તેની રૂપરેખા લીગના ખતની ચૌદમી કલમમાં ગણાવેલ છે. આ મંડળ હેગ ખાતે મિ. કાર્નેગીએ બંધાવેલ ભવ્ય 'શાંતિમહેલ' (Peace-Palace) માં મળે છે. આમાં અગિયાર ન્યાયમૂર્તિઓ છે અને તેમની નીચે બીજી ચાર ન્યાયમૂર્તિઓ છે. નવ વરસને માટે ન્યાયમૂર્તિની નિમણૂક થાય છે. યુરોપના જુદા જુદા ન્યાયમૂર્તિઓ અને કાયદાશાસ્ત્રીઓ પાસેથી સર્વશ્રેષ્ઠ પુરુષોનાં નામો મગાવાય છે. કાઉન્સિલ અને એસેમ્બ્લીની બહુમતી મળ્યાથી જ એ યાદીમાંથી જ નિમણૂક થઈ શકે છે. ન્યાયમૂર્તિઓ પોતાનો પ્રમુખ અને ઉપપ્રમુખ તથા રજીસ્ટ્રાર અને ડેપ્યુટી રજીસ્ટ્રાર નીમે છે. પ્રમુખ અને રજીસ્ટ્રાર હમેશાં હેગ ખાતે રહે છે. મજૂરોને લગતા સવાલનો ફેંસલો કરવાનો હોય છે ત્યારે ચાર અનુભવીઓની મદદ લેવાય છે; પણ તેમને મત આપવાનો અધિકાર નથી. એવી જ રીતે બીજા શાસ્ત્રીય વિષયોમા પણ કામ લેવાય છે.

લીગની એસેમ્બ્લી અથવા કાઉન્સિલ કોઈ પણ કાયદાના વિષયમાં સલાહ માગે તો તેવી સલાહ આ ન્યાયમંડળ આપે છે. એ સિવાય (૧) કોઈ સંધિના વાજબી અર્થ; (૨) આંતરરાષ્ટ્રીય કાયદાનો પ્રશ્ન; (૩) કોઈ રાજ્યે કાયદાનો ભંગ કર્યો હોય તો નુકસાનીની રકમ; (૪) કોઈ રાજ્યે કાયદાનો ભંગ કર્યો છે કે નહિ તે ઠરાવવું વગેરે; તેમ જ લઘુમતી મજૂરીના પ્રશ્નો, આંતરરાષ્ટ્રીય આવવા-જવાના વ્યવહારના પ્રશ્નો વગેરે પ્રશ્નો ઉપર એ ચુકાદા આપે છે. આ રીતે આ ન્યાયના મહામંડળને ઘણું કામ કરવાનું હોય છે.

આ ન્યાયમંડળને કોઈ જાતનું કાયદાનું પુસ્તક નથી; પરંતુ જૂના આંતરરાષ્ટ્રીય રીત-રિવાજ, વ્યવહાર અને રસમો ઉપર વિચાર કરી ન્યાયમૂર્તિઓ ચુકાદો આપે છે. આ ચુકાદાઓ ભવિષ્યના કાર્યક્રમમાં બંધનકારક નથી, છતાં એવા ચુકાદાઓની ઘણી કાયદા-પોથીઓ બની છે, અને એમાથી ભવિષ્યનો આંતરરાષ્ટ્રીય કાયદો બંધાશે. આ ન્યાયમંડળનો આશ્રય કોઈ પણ રાજ્ય લઈ શકે છે.

### (૨) આંતરરાષ્ટ્રીય મજૂર મહામંડળ.—

આ બહુ અગત્યનું મંડળ છે. મજૂરોના હિતોનું રક્ષણ કરવું, અને મજૂરો અને મૂડી-દારોની વચ્ચે સહકાર સાધવો એ આ મંડળનું કાર્યક્ષેત્ર છે. ઈ. સ. ૧૯૦૦ માં પેરીસ

× આ લેખનો આગલો હપ્તો કારતક અંકમાં પ્રસિદ્ધ થયો છે.

ખાતે આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ ( International Association for Workers )ની સ્થાપના થઇ. ઇ. સ. ૧૯૦૬ અને ૧૯૧૩માં સ્વીટ્ઝર્લૅન્ડના મુખ્ય શહેર બર્નમાં એની મુખ્ય સભાઓ થઇ, ત્યાં આંતરરાષ્ટ્રીય મજૂરસંઘની સ્થાપનાનું પ્રાથમિક કાર્ય થયું. મહાન યુદ્ધ ચાલતું હતું તે સમયમાં આખી દુનિયામાં મોટું પરિવર્તન થયું. લોકોમાં બેકારી વધી, પરસ્પર સહકાર કરવાના પાઠ શીખવાયા. ઇ. સ ૧૯૧૯માં બર્ન ખાતે આંતરરાષ્ટ્રીય ટ્રેડ યુનિયન કૉન્ફરન્સ ( International Trade Union Conference ) મળી. તેમાં આંતરરાષ્ટ્રીય મજૂરોને લગતા કાયદાકાનૂનો અને બંધારણના પ્રશ્નોમાંથી ઘણા થાળે પડયા અને લીગ ઑફ નેશન્સની છાયા હેઠળ આ મંડળની હંમેશ માટે સ્થાપના થઇ. પંદર સભ્યોનું એક કમિશન નીમવામાં આવ્યું અને તેમાં દરેક મહારાજ્ય તરફથી બબ્બે પ્રતિનિધિઓ અને બીજાં સર્વ નાનાં રાજ્યો તરફથી પાંચ પ્રતિનિધિઓ નિમાયા. તેઓએ એક બંધારણ ઘડી કાઢ્યું; અને તેનો સમાવેશ વર્સેલ્સની મહાસંધિ( જે યુદ્ધમાં ભાગ લેનારાં રાજ્યો વચ્ચે થઇ છે )ના આઠમા ભાગમાં સંમિલિત કરવામાં આવી છે. એમાં ખાસ નવ સિદ્ધાંતો રાખવામાં આવ્યા છેઃ—

(૧) મજૂરને વ્યવહારની અથવા વેપારની વસ્તુ તરીકે ગણવામાં નહિ આવે.

(૨) મૂડીદારો અને મજૂરોનો સહકાર બધા કાયદેસર કામોમાં થઇ શકશે.

(૩) દેશકાળના રીતરિવાજો અનુસાર મજૂરોને પોતાનો જીવનનિર્વાહ વાજબી રીતે થઇ શકે તે પ્રમાણે મજૂરી મળશે.

(૪) એક અઠવાડિયામાં ૪૮ કલાક અથવા દરરોજ આઠ કલાક કામ કરવાનો સિદ્ધાંત સર્વત્ર માન્ય કરાવવો.

(૫) મજૂરોને એક અઠવાડિયામાં ૨૪ કલાકની વિશ્રાંતિ મળવી જોઇએ.

(૬) બાલમજૂરોનો નિષેધ. કિશોરોને પોતાની વિદ્યાવૃદ્ધિને માટે સમય આપવો અને શારીરિક કેળવણી માટે ખાસ તકો આપવી.

(૭) સ્ત્રી અને પુરુષે કરેલા સરખા કામ માટે સરખો બદલો મળવાનો સિદ્ધાંત કબૂલ રાખવો.

(૮) રાજ્યોએ મજૂરોના સામાન્ય હિત માટે બધા મજૂરોની આર્થિક સ્થિતિ તપાસી ખાસ ઓછામાં ઓછો મજૂરીનો ભાવ નક્કી કરવો.

(૯) દરેક રાજ્ય કાયદાકાનૂન પાલન કરવા સ્ત્રી અને પુરુષ ઇન્સ્પેક્ટરોને મજૂરોનાં સંરક્ષણ માટે નીમવા.

આ નવ સિદ્ધાંતોના અમલ માટે જ મહામંડળ ચુંટાયું છે. લીગનું દરેક સભ્ય-રાજ્ય એનું સભ્ય છે. આ મહામંડળના બે વિભાગ છેઃ એક આંતરરાષ્ટ્રીય મજૂર મંડળ અને બીજું આંતરરાષ્ટ્રીય મજૂર ઑફિસ. એ બન્નેનાં કાર્ય નીચે મુજબ છેઃ

**(અ) આંતરરાષ્ટ્રીય મજૂર મંડળ :—**

આ મંડળ જીનિવા ખાતે વર્ષમાં એક વખત મળે છે, અને મજૂરીના સવાલો અને સામાજિક સુલેહ માટેના પ્રશ્નોનું નિરાકરણ કરે છે. લીગના ૫૬ સભ્યોમાંથી દરેક રાજ્ય ચાર પ્રતિનિધિઓ મૂકી શકે છે. બે પ્રતિનિધિ રાજ્ય તરફથી, એક પ્રતિનિધિ મૂડીદારો તરફથી, અને એક પ્રતિનિધિ મજૂરો તરફથી. આ મજૂર મંડળમાં પણ મૂડીદાર (મજૂર એવા બે ભાગ પડી

જાય છે)અને રાજ્ય તરફથી નિમાએલા પ્રતિનિધિઓ બન્ને વચ્ચે સમાધાન કરાવવા પ્રયત્ન કરે છે. એના ચુકાદાઓ બહુમતીથી થાય છે, પરતુ ખાસ સિદ્ધાતના આતરરાષ્ટ્રીય ચુકાદાઓ કે વધુમતી હોય તો જ સૌને લાગુ પડે છે અહીં પણ અગ્રેજી અને ફ્રેન્ચમા કામકાજ ચાલે છે. આતરરાષ્ટ્રીય સિદ્ધાતી કાનૂનો જે આ કમિટિ ઘડે છે તે સર્વે રાજ્યોએ સહી કરવાથી તે રાજ્યમા તે પ્રમાણે વર્તાય છે, એ સિવાય કોન્ફરન્સે કેટલીક ભલામણો પણ ઠરાવોરૂપે ઘડી કાઢી છે, તે જે રાજ્ય કબૂલ કરે છે તેને માટે ફરજિયાત છે.

(આ) આંતરરાષ્ટ્રીય મજૂર ઑફિસ :—

આ મજૂર મહામંડળનુ મત્રીખાતુ છે અને તેની ઑફિસ જીનિવા ખાતે છે. એને માટે જુદું બાદશાહી મકાન બધાવ્યુ છે મજૂર મહામડળનો કારભાર ચલાવવા માટે ૨૪ સભ્યોની મડળી બનાવવામા આવી છે. ૧૨ સભ્યો ડેલીગેટો તરફથી ચુંટાય છે ૮ સભ્યો નીચેના મુખ્ય ઔદ્યોગિક દેશો તરફથી ચુટાય છે. બેલ્જિયમ, કેનેડા, ફ્રાન્સ, જર્મની, ગ્રેટબ્રિટન, હિંદુસ્તાન, ઇટલી અને જાપાન; અને બાકીના ચાર સભ્યો બાકીના બીજાં રાજ્યો પોતપોતાની અદરથી ચૂંટીને નીમે છે. આ ચુંટણી ત્રણ વરસને માટે થાય છે. બાર સભ્યોમાથી ૭ સભ્યો મૂડીદારોના પ્રતિનિધિઓ તરફથી અને ૭ સભ્યો મજૂરોના સભ્યો તરફથી ચુંટાય છે. એ ચોવીસ સભ્યો પોતાના પ્રમુખ ત્રણ વરસ માટે નીમે છે. આની બેઠક દર ત્રણ માસે થાય છે. આ કમિટિ આતરરાષ્ટ્રીય મજૂર ઑફિસનો ડાયરેક્ટર ચૂંટી કાઢે છે, તેના રિપોર્ટ ઉપર વિચાર કરે છે, બજેટ મજૂર કરે છે, અને જુદા જુદા વિષયોને માટે કમિશનો નીમે છે. ડાયરેક્ટર લેબર ઑફિસનો મહામત્રી છે જ્યારથી મજૂર ઑફિસ સ્થપાઇ છે ત્યારથી મોનસીયર આલ્બર્ટ થોમ્સ જે એક ફ્રેન્ચ છે તે આ હોદ્દા ઉપર છે એ મત્રીમડળના ઑફિસરો દરેક રાજ્યમાથી પરીક્ષા લઇ નીમવામા આવે છે. મજૂર ઑફિસને મજૂરીને લગતા અનેક પ્રશ્નો તૈયાર કરી તે ઉપર અનુભવીઓનો રિપોર્ટ મેળવી, અને દરખાસ્તો તથા સિદ્ધાતો અને ભલામણો કરી કૉન્ફરન્સ પાસે મૂકવાના છે તે સિવાય મજૂરીના પ્રશ્નોને લગતી સર્વે ખબરો ભેગી કરી તેને જાહેરાત આપવાની પણ તેમની ફરજ છે. આ ઑફિસ તરફથી દેશપરદેશના મજૂરો તેમની રીતભાત, તેમની કાર્યપદ્ધતિ, તેમની સાથેનો વર્તાવ અને એવા એવા અનેક સવાલોને લગતુ વિશાળ સાહિત્ય પ્રસિદ્ધ થયુ છે દરેક સભ્ય-રાજ્ય સાથે આ ઑફિસનો સીધો સંબધ છે. આ ઑફિસ મજૂરીને લગતા પ્રશ્નોની બધી હકીકત સભ્યરાજ્યો પાસેથી મગાવે છે

થએલા ઠરાવો માટે સમાંત મેળવવી અને તે ઠરાવોનુ પૂરેપૂરુ પાલન કરાવવાનું કામ પણ મજૂર ઑફિસનું છે. મજૂર અને મૂડીદાર વર્ગોના જુદાંજુદાં મડળો વચ્ચે ઐક્ય અને સંબધ બાધવાનો તેમ જ સામાજિક સુધારણા કરતા મડળોની વચ્ચે પણ એકતા સાધવાનો પ્રયત્ન મજૂર ઑફિસ કરે છે. આમ એનું કાર્યક્ષેત્ર પણ 'લીગ ઑફ નેશન્સ'ના કાર્યક્ષેત્ર જેટલુ જ વિશાળ છે.

લીગની છાયા નીચે એ મડળ સ્વતત્ર મકાન, મંત્રીમંડળ, વ્યવસ્થાપક મડળ અને જનરલ સભા ધરાવે છે. એનું બજેટ પણ સ્વતંત્ર છે અને કામકાજ મોટા વિસ્તારમા ફેલાયેલુ છે. મજૂરોને લગતા આકડાઓ, મજૂરોને લગતા દેશપરદેશના કાયદાઓ, મજૂરોના પગારો, કામ કરવાના કલાકો, તહેવારો, રાત્રિના કામ સબધી વિચાર, સ્ત્રી અને બાળકોને કામે લગાડવા સબધી પ્રણાલી, દેશી મજૂરોની મજૂરી, તેમના વિદ્યાભ્યાસ, તેમની સ્વચ્છતા, અકસ્માત થવા સંબધી કાયદા, બિનરોજગારી, પ્રોવિડન્ટ ફડો, મજૂરોના સમાજજીવન,

તેમનાં ગમતનાં સાધનો, તેમને માટે ભાષણોની ગોઠવણ વગેરે વગેરે મજૂરજીવનને લગતા બધા સવાલો આ મજૂર ઑફિસમાં હાથ ધરવામાં આવે છે, તેના ઉપર ચર્ચા થાય છે, અને તેનું પરિણામ છપાવીને પ્રજા સન્મુખ મૂકવામાં આવે છે.

મજૂર ઑફિસ ખાતાના ત્રણ વિભાગ છે :

**(૧) રાજદ્વારી વિભાગઃ**—એમાં (ક) વ્યવસ્થાપક કમિટિ, સિદ્ધાંતો અને ભલામણો તૈયાર કરવાનો વિભાગ; (ખ) દેશી મજૂરીનો પ્રશ્ન; (ગ) કાયદાકાનૂનનો વિભાગ; અને (ઘ) રશિયામાંના કેદીઓનો વિભાગ.

**(૨) ખબરનો વિભાગઃ**—એમાં (ક) મૂડીદાર અને મજૂરો વચ્ચેના સંબંધનો વિભાગ; (ખ) સહકારી મંડળીઓનો વિભાગ; (ગ) પત્રવ્યવહારનો વિભાગ; અને (ઘ) પુસ્તકશાળાનો વિભાગ.

**(૩) શાસ્ત્રીય શોધખોળનો વિભાગઃ**—એમાં (ક) આંકડા અને પગારનું ખાતું; (ખ) મજૂર સંબંધી કાયદા બાંધવા; (ગ) માનસિક કાર્યકર્તાઓના ફુરસદના વખતનો ઉપયોગ, હુન્નરઉદ્યોગની કેળવણી, સ્ત્રીઓ અને બાળકોનું રક્ષણ, મજૂરો માટેનાં ઘરો; (ઘ) આર્થિક પ્રશ્નો, સામાજિક પ્રશ્નો, બેરોજગારી, મજૂરોનો વીમો, ખેડૂતો, ઔદ્યોગિક સ્વચ્છતા, અકસ્માતો, સમાજજીવન, ટ્રેડ યુનિયનો વગેરે ખાતાંઓ છે.

આ સિવાય ચોથો વિભાગ પણ છે. તેમાં મજૂર ઑફિસના ઑફિસરો, તેના પગારો અને નાણાંખાતું તથા પુસ્તક ચોપાનિયાં પ્રગટ કરવાનો વિભાગ પણ આવી જાય છે.

લીગ ઑફ્ નેશન્સની પેઠે મજૂરસંઘે પણ કેટલીક કમિટિઓ અને કમિશનો નીમ્યાં છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(ક) દેશપરદેશ ચાલી જતી વ્યક્તિઓ અને કુટુંબોની વ્યવસ્થા કરવાને લગતું કમિશન, એક દેશથી બીજે દેશ જનારાઓને સગવડ કરી આપે છે. (ખ) વહાણોના ધંધાને લગતું કમિશન, એમાં વહાણવટીઓ અને ખલાસીઓને લગતા પ્રશ્નોનું નિરાકરણ થાય છે; (ગ) દેશી મજૂરોનું કમિશન, આમાં ૧૩ અનુભવીઓ કામ કરે છે. દેશી મજૂરો સંબંધી સર્વે પ્રશ્નોની પ્રથમ ઘડતર અહીં થાય છે. (ઘ) મજૂર ઑફિસ તરફથી અપાયેલ ચુકાદાઓ અને ઘડાયેલ કાયદાઓ તથા સ્વીકારાયેલ સિદ્ધાંતો બરાબર પાલન થાય છે કે નહિ તેનો વાર્ષિક રિપોર્ટ કરવાને અનુભવીઓનું એક કમિશન કામ કરે છે. (ઙ) મજૂરોને લગતા આંકડાઓ ભેગા કરવાનું કામ આ કમિશન કરે છે. (ચ) બિનરોજગારીની શાસ્ત્રીય તપાસ કરવાનું કામ પણ આ કમિશન કરે છે. એ સિવાય સામાજિક વીમા, સ્વચ્છતા, ખેતી, માનસિક કાર્ય કરનારાઓ માટેનાં કમિશનો નિમાયાં છે અને કામચલાઉ કમિટિઓ તો અનેક નિમાઈ છે.

લીગ ઑફ્ નેશન્સ અને મજૂરસંઘ વચ્ચે હમેશાં સહકાર રહે છે. આર્થિક પ્રશ્નો માટે બંને મંડળોની કમિટિઓ ભેગી એકત્ર થાય છે. એવા અનેક પ્રશ્નો ચર્ચાય છે, કે જેની સાથે બંને મંડળોને લાગતું વળગતું હોય છે. આરોગ્ય, સુખશાંતિ, જ્ઞાન, વિદ્યા, એ સર્વે વિષયો બંનેના કાર્યપ્રદેશમાં આવી જાય છે; તેથી બંને મંડળો ભેગાં મળી એ પ્રશ્નોનું ઝીણવટથી અને શાસ્ત્રીય રીતે સંશોધન કરે છે.

મજૂરસંઘ સાથે હિંદને સારો સંબંધ છે. તેમાં હિંદી પ્રતિનિધિઓ બેસે છે, પણ તે સંબંધી હકીકત જુદા લેખમાં આપીશું.

**ડુંગરશી ધરમશી સંપટ**

માંચુરિયાના દરિયાપારના વેપારના આંકડા ચીનના આ પ્રદેશની સંપત્તિના સૂચક છે. આખા ચીનમાંથી જેટલી નિકાશ થાય છે તેનો તૃતીયાંશ જેટલો મહાભાગ માંચુરિયાનો છે. આખા ચીનની આયાતના ચોથા ભાગની આયાત માંચુરિયામાં થાય છે. માંચુરિયાની દક્ષિણે આવેલી રેલ્વે ૯૦ લાખ ટન જેટલો માલ ડેરિયનના બંદરે લઇ જઈ ખડકે છે. માંચુરિયામાં આંતરવિગ્રહ ન હોવાથી ચીનના વતનીઓ અહીં આવી વસેલા છે અને ચીનની અવ્યવસ્થા અને અરાજકતામાંથી મુક્તિ મળવાથી શાંતિથી પોતાની ખેતી કરે છે. તેથી માંચુરિયાની પેદાશ ખૂબ વધી છે.

જાપાનના લોકોએ માંચુરિયાને 'સુધારા'ના બધા લાભો બક્ષ્યા છે. ઉપર જે રેલ્વેની વાત કરી તે જાપાનીઓની છે. નિશાળો, કૉલેજો અને વિદ્યાપીઠોની 'બક્ષીસ' જાપાને માંચુરિયાને આપેલી છે; એટલું જ નહિ પણ ૩૮૯૦૦૦ યેન એટલે ૫૫૨૫૦૦ રૂપિયા એક મધ્યસ્થ લેબોરેટરી માટે ખર્ચ્યા છે. માંચુરિયાની પેદાશોના શા શા ઉપયોગ થાય તેની શોધખોળ આ લેબોરેટરીમાં થાય છે.

માંચુરિયાના ખેડૂતો માટે પશુધનની સગવડ જાપાનીઓએ સદરહુ રેલ્વે ઉપર કરી આપી છે. ઠેકઠેકાણે ખેતીના સુધારા સારુ અખતરા કરવા 'ફાર્મ' ખોલ્યાં છે.

સુધારા અને સંસ્કૃતિના આ લાભો તરફ વતનીઓ શંકાની નજરે જુએ છે. નવી જમીનોનું ખેડાણ, વધતી જતી વસ્તી અને દરિયાપારનો વિકસતો વેપાર તેમને શોષણક્રિયાનાં જુદાં જુદાં અંગો લાગે છે અને દક્ષિણ માંચુરિયાની રેલ્વે દેશનું ધન ઘસડી જવાનું વિકરાળ સાધન સ્વદેશના લોકો સમજે છે.

આ સુધારા અને સંસ્કૃતિની જોડે અચોક્કસ અને બદલાતી જતી ચલણની પદ્ધતિ દેશને નુકસાનમાં ડુબાડે છે, જાણે સુધારો અને સંસ્કૃતિનું તે સીધું પરિણામ ન હોય! બહારની મૂડી પોષક હોય તો સારી પણ દેશના હિતને વિઘાતક જ નીવડે છે. એ સ્થિતિ માંચુરિયાની છે.

## જાપાનના હિતસંબંધો

ઇગ્લંડે પોતાની શાહી જાળ ચીનમાં પહેલવહેલી પાથરી હતી. જાપાન આ ધંધામાં મોડું પડ્યું. પણ થોડા વખતમાં તેના હિતસંબંધો વધી પડ્યા છે અને માંચુરિયામાં તેનો ખાસ પ્રાંત છે. રૂશિયા જોડે લડાઈ થયેલી તેમાં વિજય મળ્યાથી જાપાનને પોર્ટ આર્થર અને ડેરિયનનાં બંદરો મળ્યાં. ૧૯૫૫ની સાલથી ૯૯ વર્ષના પટ્ટે તે આ બંદરો પર કબજો ધરાવે છે. ૧૯૧૫માં એક પ્રખ્યાત કરારનામું થયેલું તેના આધારે જાપાનના ખાસ હિતસંબંધો (interests) માન્ય થયા હતા. સાચું પુછાવો તો માંચુરિયાના આખા પ્રદેશની આર્થિક ચાવી જાપાનને હસ્તક આવી ગયેલી છે. ચીનમાં જે રેલ્વેઓ છે તેનો ૧૬ ટકા ભાગ જાપાનનો છે. ખાણની દેશાત ઉપર જાપાને ૬૦ જગ્યાએ હક સ્થાપિત કર્યો છે તેમાં ૩૬ કોલસાની ખાણોને અંગે અને ૧૦ લોઢાની ખાણોને અંગે છે. આ સાઠ જગ્યામાંની ત્રેપન માંચુરિયામાં આવેલી છે.

છે. દરિયાકાંઠા અને જલપ્રવાહ ઉપરના વહાણવટાની કંપનીઓમાં બીજો નંબર જાપાનનો આવે છે અને ૩૦-૪૦ સ્ટીમરો જાપાનની છે.

ચીન આખામાં થઈ જાપાનીઓની વસ્તી બે લાખ અઢાર હજાર જેટલી છે; તેમાં એક લાખ બે હજાર જાપાનીઓ માત્ર માંચુરિયામાં વસે છે. આમાં બસો તો મિશનરીઓ છે.

જાપાનના હિતસંબંધો ચીનના ઉત્તર ભાગમાં અને ખાસ કરીને માંચુરિયામાં કેન્દ્રિત થયેલા છે તે યાદ રાખવામાં આવે તો જાપાન-માંચુરિયાનો વિગ્રહ સમજવો સહેલો થઈ પડશે.

### રૂશિયા વિ૦ જાપાન

રૂશિયાને માંચુરિયાના પ્રાંતમાં શા હિતસંબંધો છે તે વિચારવું આવશ્યક છે. ૧૯૧૭ ના ઑક્ટોબર માસમાં રૂશિયામાં સામ્યવાદી તંત્ર સ્થપાયું-એટલે કે સમાજની વ્યવસ્થા સામ્યવાદી ધોરણ પર રચવાની શરૂઆત થઇ. દુનિયાના મજૂરોમાં બળવો જગાડી મૂડીવાદી પદ્ધતિ અને શાહીવાદનો નાશ કરવાનું સામ્યવાદીઓનું લક્ષ્ય છે, નહિ તો દુનિયામાં મજૂરોનું સ્વરાજ એ શી રીતે સ્થાપી શકે? વળી અત્યારની સમાજરચના જ એવી છે કે એક દેશ બીજા દેશથી અલગ રહી શકે નહિ અને રૂશિયા એકલું જ સામ્યવાદી તંત્ર ટકાવી શકે નહિ. રૂશિયાની ચારે બાજુએ મૂડીવાદી રાજ્યો છે તેથી તેના અખતરાઓમાં અનેક જાતના વિક્ષેપો પડેલા છે. સામ્યવાદીઓ પોતાનો પેગામ જગતભર ફેલાવવા જે પ્રયાસ કરે છે તેમાં માત્ર પોતાના ધર્મના પ્રચારનો હેતુ રહેલો નથી, પણ આત્મરક્ષા છે. ચીન તેનો પાડોશી દેશ છે. ચીનની જોડે વર્ષો થયાં તેનો ઐતિહાસિક સંબંધ છે. ચીનની સીમા પર આવેલા પ્રાંતો અને રૂશિયાની સીમા પર આવેલા પ્રાંતોની સંસ્કૃતિ સમાન છે. આંતરિક અંધાધુંધીને લીધે અને સુધરેલાં સર્વ સાધનોના એકત્ર બળથી જુદાં જુદાં શાહીવાદી રાષ્ટ્રોએ પોતાનો પંજો ચીનના રાષ્ટ્રશરીરમાં ઠેકઠેકાણે માર્યો છે અને ચીનની ઊઘતી, અફીણના ઘેનમાં સપડાયેલી, ગરીબ પ્રજાનું આર્થિક શોષણ કર્યું છે. પરદેશી સત્તા અને આંતરિક અવ્યવસ્થાના બેવડા ત્રાસ નીચે કચડાયેલી ચીનની જનતા કરતાં બોલ્શેવિક પ્રચારને માટે સરસ ક્ષેત્ર બીજું કયું હોય? અને આ પ્રચાર માંચુરિયા પ્રદેશ મારફતે સહેલાઈથી થઇ શકે છે. સામ્યવાદના પ્રચાર માટે માંચુરિયા આટલું મહત્ત્વનું હોવાથી રૂશિયા માંચુરિયાના પ્રાંતમાં પોતાનો જમાવેલો અડ્ડો છોડવા તૈયાર ન થાય તે દેખીતુ છે. જો માંચુરિયા અને મોંગોલિયામા જાપાનની સંપૂર્ણ સત્તા સ્થપાઇ જાય તો જાપાન કડક સત્તા વાપરી ચીન આખામાં રૂશિયાએ સામ્યવાદી પ્રચાર માટે જે કેન્દ્રો સ્થાપેલાં છે તેની સાથેનો સબધ તોડી પાડી શકે અને આજે ખાનગી વટહુકમો, પ્રચારની પત્રિકાઓ તથા પૈસાની મદદથી આખા ચીનના રાજકારણને રૂશિયા અસર કરી રહ્યું છે તે બધું બંધ થાય.

રૂશિયાનો માંચુરિયા સાથેનો ઐતિહાસિક સંબંધ પણ લક્ષમાં રાખવા જેવો છે. છેક ૧૮૯૬ની સાલમાં રૂશિયાએ રેલ્વે બાંધવાનો હક માંચુરિયા પાસેથી, કોલકરારો વડે મેળવ્યો હતો. રૂશિયાના પાટનગર મોસ્કોથી રૂશિયાના દરિયા ઉપરના ..૨ક સુધીનું અંતર ૭સો માઇલ જેટલુ કપાઇ જાય તે માટે તેણે ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વે બાંધી. આ સંબંધી થયેલા કરાર મુજબ આ આખી રેલ્વે ચીનના હસ્તક ૮૦ વર્ષના અને મુફત કરવામાં આવે એમ નક્કી થયું હતું. છેવટે ૧૯૨૫ની સાલમાં આ કરાર સુધારવામાં આવ્યો અને ૬૦

વર્ષના ગાળા પછી રેલ્વે સુપ્રત કરવી એમ નક્કી થયું. આ કરાર મુજબ અત્યારે રેલ્વેના દશ ડિરેક્ટરોમાંના અડધા ચીનની સરકારે નીમેલા છે. છતાં ખરી સત્તા તો રૂશિયાએ નીમેલા મેનેજરના હાથમાં જ છે અને રૂશિયા ધારે તે કરી શકે છે. આ રેલ્વેમાંથી થતી આવક 'ટ્રસ્ટ'માં અનામત રાખવાની છે. પરંતુ રૂશિયા તેનો અડધો ભાગ પચાવી પાડે છે. વળી રૂશિયા ચીનની આંતરિક બાબતોમાં માથું માર્યા કરે છે, તેમ જ મોંગોલિયાને ચીનથી છૂટું પાડી સામ્યવાદી રૂશિયા જોડે જોડી દેવા મથે છે. ચીનના રાષ્ટ્રીય પક્ષને આ જરા ય ગમતું નથી. 'લાલ વાવટા'વાળાઓને હાંકી કાઢવાના સમાચાર આપણે છાપાંમાં વાંચીએ છીએ તેનું રહસ્ય આ છે. છતાં એ ભૂલવું જોઇતું નથી કે ચીનના રાષ્ટ્રીય પક્ષમાં દિવસે દિવસે જોર પકડતો ઉદ્દામવાદી વર્ગ છે, અને મૉસ્કોને શિરછત્ર ઉપર ધરવાની હિલચાલ વધતી જાય છે.

રૂશિયાની વધતી જતી લાગવગને લીધે જાપાન માંચુરિયામાં કુલ સત્તા પોતાની કરી લેવા ઉતાવળું થયું લાગે છે. સામ્યવાદી પ્રચારનો પ્રતિબંધ કરવા તેણે બનતું કર્યું છે. ૧૯૨૮ની સાલમાં માર્ચની ૧૫ મી તારીખે એક હજાર સામ્યવાદી પ્રચારકોને તેણે જેલ મહેલમાં બેસાડી દીધા હતા. જાપાનનો આખાબોલો મુખ્ય પ્રધાન ૧૯૨૭ની સાલમાં બોલેલો કે 'સામ્યવાદી પ્રચાર તરફ જાપાન બેદરકાર ન જ રહી શકે.' આ બધાનો અર્થ રૂશિયા સમજે છે. વળી રૂશિયાને માંચુરિયામાં હિતસંબંધો છે; તેથી માંચુરિયા ગળી જવાની બાજી જાપાને ખેલવા માંડી છે ત્યારે રૂશિયા પોતાનો દાવ ખેલ્યા વગર ન જ રહે તે સ્વાભાવિક છે. અત્યારે રૂશિયા શાંત બેઠું છે તેનું કારણ કેટલાક એ કલ્પે છે કે તેને પણ ચીનની સંકડામણનો લાભ ઉઠાવવો છે, અને જાપાન સાથે ભાગ પાડવો છે.

## અમેરિકાની ચીન સંબંધી નીતિ

જાપાનની ચીનના આ મુલક વિષે બદદાનત વિષે આપણે કાંઇક જાણ્યું. દૂર આવેલા આ પૂર્વના પ્રદેશ માંચુરિયા વિષે અમેરિકાની નીતિ 'હાલની સ્થિતિ કાયમ ટકાવી' રાખવાની છે. જાપાન પાસે આ જાતની કબૂલાત કરાવવા તેણે ૧૯૦૭થી પ્રયાસ કરેલો છે અને લખત પણ લખાવી લીધાં છે. ૧૯૧૫ની સાલમાં જ્યારે ચીન તદ્દન અશક્ત સ્થિતિમાં હતું ત્યારે દેશના લાંચિયા રાજા પાસે એકવીસ માગણીઓ કબૂલમંજૂર કર્યાનો દસ્તાવેજ ખાનગી રીતે જાપાને ચીન પાસે કરાવી લીધો હતો. આ દસ્તાવેજની શરમ-ભરેલી શરતો જગત આગળ ઉઘાડી થઇ ત્યારે અમેરિકા તરત ચીનની વહારે આવ્યું, ફરીથી લખત કરાવ્યું, અને વેપારરોજગારનો સરખો હક પ્રતિપાદન કરાવ્યો. વૉશિંગ્ટનમાં લશ્કર કમી કરવાના સવાલ બાબત પરિષદ મળી ત્યારે અમેરિકાની સરકારે આઠ મુખ્ય દેશો પાસે આત્મનિર્ણય કરવાનો ચીનનો હક કબૂલ કરાવ્યો. ચીનના સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેના સઘળા હકો કબૂલ થયા.

પણ અમેરિકા આ બધું માત્ર પરમાર્થ માટે કરતું હતું એવું કોઈ નહિ જ માને. અમેરિકા શા માટે મોટા ભા થઇને આ બધું ન કરે? એમ કરવામાં એનું કામ સરે એમ હતું. માંચુરિયાના આયાતનિકાસના આંકડાઓ તપાસતાં આ બાબત સ્પષ્ટ રીતે સમજાય છે. ૧૯૦૮ની સાલમાં માંચુરિયામાં જે માલ આયાત થયો તેમાં જાપાનનો ૬૩ ટકા માલ હતો અને અમેરિકાથી તો એક ટકાથી ય ઓછો માલ આયાત થતો. ૧૯૨૮માં

જાપાનની આયાત ઘટીને કુલ્લે આયાતના ૪૬ ટકા થઇ, જ્યારે અમેરિકાથી થતી આયાત વધીને ૧૪ ટકા થઈ ગઈ. ૧૯૨૮ની સાલ પછી આ ત્રણ વરસમાં અમેરિકાનો વેપાર વધતો જ ગયો છે અને હવે પહેલાંના કરતાં પણ અમેરિકાથી થતી આયાત બીજા દેશોના પ્રમાણમાં વધી છે. અમેરિકાથી માંચુરિયામાં તેલ આવે છે. માંચુરિયા ચામડાં, હાડકાં વગેરેની મુખ્યત્વે નિકાસ કરે છે. અત્યારે ડેરિયન બંદરમાં છત્રીસ ઉપરાંત અમેરિકન પેઢીઓ ધમધોકાર ચાલે છે. મુકદન (Mukden) અને હર્બિન (Harbin) શહેરમાં અનુક્રમે ૮૯ અને ૬૬ પેઢીઓ ધંધો ચલાવે છે. જાપાનની સત્તા હોવાને લીધે માંચુરિયામાં આંતરિક અવ્યવસ્થા નથી તેથી આ બધી પેઢીઓ સુખે ધનસંચય કરી શકે છે. તેથી જાપાન પ્રત્યે ચોખ્ખા વિરોધનું વલણ બતાવવાનું અમેરિકાને પરવડે એમ નથી. મૂડીવાદી જાપાન અને મૂડીવાદી અમેરિકા બન્ને આખરે એક નાવડામાં જ બેઠેલા છે ને? તેથી અમેરિકાની મરજી જૂના થયેલા કરારો જાપાન પાસે માન્ય રખાવવાની છે. વૉશિંગ્ટનમાં થયેલા કરારો પળાવવા તે નૈતિક દબાણ લાવવા ઇચ્છે છે, પણ વિગ્રહ તેને નથી જોઇતો.

## વિગ્રહ પહેલાંનો ઇતિહાસ

ઓગણીસમી સદીના અંતમાં રૂશિયાના ઝારની સરકાર માંચુરિયાના ફળદ્રુપ પ્રદેશમાં સત્તા જમાવી રહી હતી. જાપાનીઓએ તે વખતે કોરિયા સર કર્યું હતું. આ બન્ને સત્તાઓ પાડોશમાં આવી અને અથડામણ થઇ, જેના પરિણામે રૂશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ થયું. પૂર્વના દેશની પ્રથમ જીત તે વખતે થઈ. આખા એશિયામાં આ વિજયને વધાવી લેવામાં આવ્યો. જાપાનની પૂજા થવા લાગી અને એશિયાનો ઉદ્ધાર કરનાર રાષ્ટ્ર તરીકે તેનું બહુ માન થયું. જાપાને વિજયના ઉન્માદમાં આવીને સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં ઘડ્યાં, જે આજે તેને શાહીવાદના ઊંડા કૂવામાં નાખનાર અને અધોગતિએ પહોંચાડનાર થઇ પડ્યાં છે. જે જાપાન એશિયાનો ઉદ્ધાર કરનાર મહા રાષ્ટ્ર તરીકે પૂજાતું તેના આખા શરીરમાં શાહીવાદનું ઝેર વ્યાપી ગયું છે. નવાઈ નથી કે જ્યારે જ્યારે અમેરિકાએ ચીનની સ્વતંત્રતા જાળવવાનો આગ્રહ કર્યો છે ત્યારે ત્યારે એક કે બીજા બહાના હેઠળ જાપાને પોતાની ફરજમાંથી છટકવાનો પ્રયત્ન કર્યો છે.

વિજેતા જાપાનને દક્ષિણ માંચુરિયામાં સઘળા હક પ્રાપ્ત થયા. ૧૯૦૭ થી ૧૯૧૬ સુધીમાં થયેલા કોલકરારો મુજબ રૂશિયા અને જાપાને પોતાને ભાગે આવેલા મુલકમાં પોતપોતાના હકો કાયમ રાખવા કબૂલાતો કરી. પણ રૂશિયાના રીંછ ઉપર જાપાન ચઢી બેઠું અને પોતાના મુલકમાં સત્તા બરાબર જમાવી રૂશિયાના મુલકમાં ઘુસ્યું. ચીન પાસે ફરજિયાત કબુલતો કરાવી લઈને ચીનને 'મદદ કરવા' તેણે રેલ્વેઓ બાંધી, પૂલો બાંધ્યા, 'સુધારા'નાં સઘળાં સાધનો કરી આપ્યાં

૧૯૧૫ માં જાપાનની બેશરમીની હદ આવી. લડાઇ ચાલતી હતી અને ચીનની રાજગાદીએ જાપાનના રમકડા જેવો અને લાંચિયો રાજા હતો. જાપાને તે વખતે એકવીસ કલમો ઉપર ચીનની સહી કરાવી લીધી. આ એકવીસ કલમો એટલે ચીન માંચુરિયાની ગુલામીનું ખતપત્ર. ત્યારબાદ ચીનની કોઇ પણ સરકારે આ શરતો કબૂલ રાખી નથી. માત્ર પાશવી બળથી એ શરતો લદાઈ છે.

જ્યારે સુધરેલી દુનિયાને જાપાનની આ માગણીઓની જાણ થઇ ત્યારે દુનિયાનો પ્રજામત તેની વિરુદ્ધ પડયો, અને અમેરિકાના આગ્રહથી 'ચીને પોતાનું ભાવિ પોતે નક્કી કરી લેવાની અને પોતાની સ્વતંત્ર સત્તા અખંડિત રાખવાની' શરતો ઉપર જાપાનને સહી કરી આપવી પડી. ત્યારબાદ વોશિંગ્ટનમાં અને ત્રણ વર્ષ ઉપર કેલોગ તહનામામાં ( Kellogg Anti-war Pact ) જાપાનને આ સિદ્ધાંત કબૂલ રાખવો પડયો છે.

## લડાઇ કેમ થઈ?

પણ જાપાને આ વચનો સાફ દિલથી આપ્યાં નહોતાં. માંચુરિયા પચાવી પાડવાની તેની બદદાનત ખુલ્લી હતી; તેથી જ્યારે જ્યારે લાગ આવે ત્યારે પોતાની સત્તા જમાવવાનો એ દાવ ચૂકતું નહિ. ગઇ સપ્ટેમ્બરની અઢારમી તારીખે જાપાનને આવો લાગ આવ્યો. જાપાનના એક કેપ્ટન નામે નાકામુરા ( Naka Mura ) નું એકાએક ખૂન થયું. એમ આરોપ છે કે ચીનના બીનજવાબદાર સોલ્જરોએ આ ખૂન કર્યું. બસ થઇ ગયું. જાપાને પોતાનો લોખંડી પંઝો બનાવ્યો. માંચુરિયામાં લશ્કર ઉતાર્યું અને તીડની માફક માંચુરિયાના ફળદ્રુપ પ્રદેશને આ જાપાનીઓએ વેરાન કરવા માંડયો છે. આ આરોપની તપાસ કોઈ કરતું નથી. ચીનના લોકોનું કહેવું એમ છે કે આ કહેવાતા કેપ્ટનના માંચુરિયામાં આગમન વિષે તપાસ કરતાં પાસપોર્ટ વગેરે જોતાં શકભરેલી બાબતો માલમ પડે છે. ચીનના સોલ્જરોએ તેનું ખૂન કર્યું તેનો પુરાવો નથી. જાપાનના લશ્કરી ખાતાંના ઉપરી તો માંચુરિયા ઉપર ચઢાઇ કરવા તૈયારી કરી જ રહ્યા હતા અને તેમણે આ બહાનું શોધી કાઢયું છે. કોરિયામાં ચીનાઓનાં ખૂન થયાં તેની દાદફરિયાદ તો કોઇ સાંભળતું નથી. આમ એકાએક માંચુરિયા ઉપર ચઢાઇ કરવામાં જાપાનની બદદાનત ઉઘાડી છે. બીજા દેશો પોતાના આંતરિક ગુંચવાયેલા અર્થપ્રકરણમાં પડયા છે અને ચીન સતું છે તેનો લાભ લઈ જાપાને એકાએક છાપો માર્યો છે.

## લીગ ઑફ નેશન્સ

ચીન બાપડું શું કરે? તેણે લીગ ઑફ નેશન્સને અરજી કરી. હવે, રાષ્ટ્રોના આ સંઘમાં જાપાન એક સભ્ય છે. જાપાને સાફ કહ્યું કે અમારી પાંચ માગણીઓ ચીન સંતોષશે તો જ અમે માંચુરિયામાંથી લશ્કર ખસેડીશું. આ પાંચ માગણીઓ સાંભળો:

૧. જાપાન અને ચીને બન્ને એકબીજાના દેશના સ્વતંત્ર વહેવારમાં ડખલ ન કરવી.

૨. ચીને બહિષ્કારનું શસ્ત્ર મ્યાન કરવું.

૩. જાપાનની માલમિલકત અને જાપાનીઓની સહીસલામતીની ચીને ખાતરી આપવી.

૪. માંચુરિયાની રેલ્વેઓ બાંધવામાં જે ખરચ થયો છે તે ભરી આપવો અને રેલ્વેઓ બાંધવાની થયેલી કબુલાતો માન્ય રાખવી.

૫. કરારનામામાં અપાયેલા હકો ( જેમાં જાપાનને પટ્ટે લખી આપેલી જમીનોનો સમાવેશ થાય છે ) માન્ય રાખવા.

હવે આમાં પહેલા ચાર મુદ્દાઓ તો જગતની આંખમાં ધૂળ નાખવા જાપાને રજૂ કર્યા છે. ચીનને વળી જાપાન દેશમાં શું સત્તા જમાવવાની હતી? એ એનું ઘર જ સંભાળે તો બસ છે. ત્યારે પહેલી કલમ દુનિયાને છેતરવા જ લખી છે ને? ચીનને બહિષ્કારનું શસ્ત્ર ઉગામવામાં કાંઈ રસ પડે? એ તો આત્મરક્ષણનો ઉપાય છે; નહિતર પાડોશી જોડે વહેવાર

કરવામાં એને લાભ જ છે ને. કોરિયામાં નિર્દોષ ચીનાઓનાં ખુન થયાં તેની દાદફરિયાદ તો કોઇ સાંભળતું ય નથી અને જાપાનીઓની જીંદગીની મહીસલામતીની ખાતરી મંગાય છે! જાપાનીઓનાં ખૂન થયાના ખબરો આ વિગ્રહ ચાલે છે, તોય આવતા નથી. ચોથો સવાલ દેવાંનો ન્યાયી દેવું.આપવા ચીન તૈયાર છે. પણ આ પાંચમી કલમ છે તે જ મુદ્દાની કલમ છે. આ પાંચમી માગણીથી જાપાન પેલી એકવીસ બેશરમ માગણીઓ એક જ હરફમાં રજૂ કરે છે. ચીને કોઇ પણ વખત આ શરતો માન્ય રાખી નથી. આ માગણી ચીન જો કબૂલ કરે તો એને પોતાનું સમૃદ્ધ, ફળદ્રુપ માંચુરિયા જાપાનને ચરણે ધરવું પડે એમ છે અને આખા ચીનની ચાવી જાપાનના કબજામાં સોંપવા જેવું છે. ચીન આ કેમ સહન કરે?

ત્યારે શું લીગ ઑફ નેશન્સ ટગર ટગર જોયા કરશે? લીગ ઑફ નેશન્સના જીવન-મરણનો આ પ્રશ્ન છે. મિ. બેઇલ્સફોર્ડ કહે છે તેમ, લીગે જો જીવવું હોય તો પોતાનું અસ્તિત્વ અત્યારે સિદ્ધ કરવું જોઇએ અને ચીનને ન્યાય અપાવવો જોઇએ અલબત્ત, અમેરિકા તો ચીનની પડખે ઊભુ જ છે, અને દુનિયાનો પ્રજામત ચીનની તરફેણમાં છે. લીગ ઑફ નેશન્સમા જોડાયેલાં આ બન્ને રાષ્ટ્રો છે. જાપાન પોતાના લશ્કરી અમલદારોનું નચાવ્યું નાચે છે અને લશ્કર ખાલી કરવાનુ અનેક બહાનાં કાઢી કબૂલ કરતું નથી. જો જાપાન પાસે લીગ આટલું ન કરી શકે તો એની કિંમત કોડીની પણ રહેવાની નથી. લીગના ચોપડે લખાયેલી મોટી મોટી ભાવનાઓ અને દુબળાં રાષ્ટ્રોને સંરક્ષવા તેમ જ વિગ્રહો નાબુદ કરવા ઘડાયેલી સઘળી કલમોનો ઉપહાસ આખું જગત કરશે.

છેલ્લા ખબર આવે છે કે માંચુરિયાના પ્રશ્ન બાબત નિકાલ કેમ કરવો તેની પૂર્વ-ભૂમિકા જેવો એક ખરડો ચીન અને જાપાનની સરકારના પ્રતિનિધિઓએ માન્ય રાખ્યો છે. પણ ચીનના પ્રમુખની મવાલનીતિથી કંટાળી ઉદ્દામવાદીઓ તેને પદભ્રષ્ટ કરાવી શક્યા છે. સમગ્ર ચીન જાપાનના હલ્લાને હઠાવવા એકપગે તત્પર થયું છે અને દબાયેલાં રાષ્ટ્રોની મુક્તિનુ અમોઘ હથિયાર સમસ્ત જનતાએ ઉપાડયુ છે, જાપાની માલનો સંપૂર્ણ બહિષ્કાર પ્રજાએ કર્યો છે. *

'પ્રસ્થાનતંત્ર'

* 'ચાઇનીઝ નેશન'ના અંક ૧૯ થી ૨૨ અને અન્ય ચાદિનીનો ઉપયોગ આ લેખ માટે કર્યો છે. 'ચાઇનીઝ નેશન' ચીનના ઉદારમતવાદીઓનું શિષ્ટ સાપ્તાહિક છે.

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## કામદારોનું નમુનેદાર સંગઠન.

હિંદમાં કામદાર સંગઠનની હિલચાલ એક દાયકાથી શરૂ થયેલી છે. દેશમાં ચાલતા કામદાર સંઘોમાં અમદાવાદ મજૂર મહાજન સંઘ નમુનેદાર સંગઠનનો સુંદર દાખલો પુરો પાડે છે. પશ્ચિમના કામદાર નેતાઓએ આ મંડળની ખૂબ પ્રશંસા કરેલી છે. સદરહુ મહાજનનો ૧૯૩૦ નો વાર્ષિક અહેવાલ બહાર પડયો છે તેમાં કેટલીક જાણવા જેવી માહિતી આપવામાં આવી છે.

કામદાર સંગઠનના અંતિમ ધ્યેય બાબત આ મંડળે પોતાના એક દાયકાના અનુભવ બાદ જણાવ્યું છે:

'કામદારોના થયેલા મજબૂત સંગઠનનું સંપૂર્ણ અવલોકન કરી ૧૯૩૦ ના ફેબ્રુઆરી માસની બીજી તારીખે સંયુક્ત પ્રતિનિધિ મંડળની ખાસ સભામાં સુધારેલું બંધારણ મંજૂર થયું હતું. બંધારણમાં મહાજન સંઘના અંતિમ હેતુની વ્યાખ્યા 'મિલ ઉદ્યોગ પ્રજા હસ્તક કરવો' એમ ઠરાવવામાં આવી છે, તથા સંઘના ઉદ્દેશોમાં મજૂરોના નાગરિક અને રાજકીય હિતના ઉત્કર્ષનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ સુધારામાં શહેરના મજૂરોનાં માનસ, આદર્શો અને શકિતમાં થઈ રહેલું પરિવર્તન સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.'

મજૂરોની કામગીરિની સ્થિતિ અને મિલ અને મજૂર વચ્ચે ઉભી થતી તકરારો સંબંધી અંગ્રેજી હેવાલમાં આપેલાં પરિશિષ્ટો સારો પ્રકાશ નાખે છે.

હેવાલના વર્ષ દરમિયાન નોંધાયેલી ફરિયાદોની સંખ્યા ૩૨૯૩ હતી. આ વિભાગમાં કામનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું ગયું છે; કારણ કે સભાસદોની સંખ્યામાં વધારો થયા કર્યો છે ૧૯૩૦ ની સાલમાં સુવાવડની મદદના કાયદાનો અમલ થયો. આ સંબંધી ૨૦૬ ફરિયાદો નોંધાઇ હતી, જે મજૂર સ્ત્રીઓને થતી કનડગતોનો આછો ખ્યાલ આપે છે.

વર્ગીકરણ ઉપરથી જણાય છે કે:

'અયોગ્ય નિયમો તથા પદ્ધતિઓ' તથા 'અયોગ્ય શિક્ષાઓ' ના વિભાગમાં અનુક્રમે ૯૬૫ તથા ૮૮૧ ફરિયાદો નોંધાઈ હતી, જે કુલે ૫૬ ટકા થાય. બરતરફીને કામે રાખવાની ના પાડવાની ફરિયાદો ૧૯૫૬ એટલે કે ૩૨. ૧ ટકા હતી...ઔદ્યોગિક કારખાનાંઓમાં મજૂરોને બરતરફ કરવાના માલિકના અધિકારનો ઉપયોગ ફક્ત અંતિમ પગલા તરીકે જ થવો જોઇએ, તથા મજૂરોની વારંવાર થતી ફેરબદલી તથા લાંચ લેવાની પ્રથાને અરસપરસ ગાઢ સબંધ છે તે પૂરતા પ્રમાણમાં સમજાયું લાગતું નથી.. લાંચની પ્રથા વિષે ઓફિસ તરફથી જે હકીકતો ભેગી કરવામાં આવી હતી તે ઉપરથી ગંભીર અને ખેદજનક સ્થિતિ માલુમ પડી હતી. લાંચની પ્રથા નાબુદ કરવા માટે તથા નોકરીની શોધખોળ માટે જે સમયનો ખોટો વ્યય થાય છે તે માટે સાચો અને અસરકારક ઉપાય ભરતીખાતું ખોલવાનો છે.'

આ દિશામા પ્રગતિ થઇ શકી નથી તે દિલગીર થવા જેવુ છે

મજૂરોની ઉપરોક્ત તકલીફો દૂર કરવા માટે મહાજન તરફથી પ્રયાસો થયેલા તેમા ઠીક સફળતા મળી હતી, અને ૮૧ ટકા ફરિયાદો સફળ થયેલી જણાવવામા આવે છે

મજૂર-માલિક વચ્ચે થતી તકરારોના નિકાલ માટે પચનુ તત્ત્વ પૂ ગાધીજીએ દાખલ કર્યુ છે આ પચદ્વારા કેટલીક ગભીર ફરિયાદોનો નિકાલ કરવામા આવ્યો હતો ચાલુ વર્ષમા સમાધાન પચને બદલે મિલમાલિક મડળના કાર્યવાહક મડળ તથા મજૂર મહાજન સઘની સલાહકારક સમિતિની સયુક્ત પરિષદ અસ્તિત્વમા આવી છે, એ એક પ્રગતિસૂચક પગલુ છે આ પ્રથાને લીધે અમદાવાદમા ઔદ્યોગિક શાતિ રહી શકે છે અને મજૂર અને માલિક બન્નેને લાભ થાય છે

**મજૂર હિત કાર્ય :** અકસ્માતના કેસોમા નુકસાની અપાવવા મહાજન મજૂરોને મદદ કરે છે આ વર્ષ આ મુજબ રૂ ૧૭૪૨૩ નુકસાની તરીકે અપાવવામા આવ્યા હતા સામાજિક મદદોમા વૈદકીય મદદ ઠીક પ્રમાણમા આપી હતી હૉસ્પિટાલમા ૬૨ કેસોમા આપરેશન કરવામા આવ્યુ હતુ મહાજને વૈદકીય મદદ ખાતે રૂ ૧૧૮૫૧ ખર્ચ્યા હતા અને કુલ્લે ૨૧૪૭૭ દર્દીઓને સહાય આપી હતી મજૂર કેળવણી માટે મહાજન ૧૧ દિવસશાળાઓ, ૧૦ રાત્રિશાળાઓ ૧ બાળમદિર ૧ વસતિગૃહ, અને ૧ કન્યાગૃહ ચલાવે છે, જેનો ૧૫૭૯ મજૂર-બાળકબાળાઓ લાભ લે છે મહાજને રૂ ૪૩૩૪૨ આ ખાતે ખર્ચ્યા છે

સસ્તા વ્યાજે લોન, મજૂર બેન્ક હોટલો અનાજની દુકાનો, ખાદી હાટ વગેરે મજૂર હિતાર્થે સઘ ચલાવે છે.

મજૂરાની સુધારણા માટે પાચ વ્યાયામ મદિરો, અને ચૌદ ફરતા પુસ્તકાલયો શરૂ કર્યા છે

ગઇ સત્યાગ્રહ લડત દરમિયાન મજૂરોએ આપેલો ફાળો તથા દારૂનિષેધ અગે કરેલુ કાર્ય પ્રશસનીય છે

**મજૂરોનુ જીવન** આ વિષે હેવાલમા જણાવવામા આવ્યુ છે

'મજૂરવર્ગના જીવનના ધોરણનો આધાર બધા કરતાયે તેઓ કેવા પ્રકારના ઘરોમા રહે છે, ચારો ય અને સુરુચિની દૃષ્ટિએ એમની આસપાસનુ વાતાવરણ કેવુ છે એ બાબતો ખૂબ મહત્ત્વની છે, કારણકે એના ઉપર જ એમના જીવનની સ્થિતિની રચના થઇ હોય છે '

મકાનોની સ્થિતિ બાબત સઘે તપાસ કરી હતી તે દરમ્યાન જણાયુ હતુ કે

'લગભગ ૧૬૦૦૦ મકાનો મનુષ્યવસવાટ માટે અયોગ્ય છે તથા તે તરત જ પાડી નાખવાની જરૂર છે ૫૦ ટકા જેટલા ઘરોમા માણસો વધુ પ્રમાણમા રહે છે '

'મજૂર ઘરોની સુધારણા સામે મ્યુ બોર્ડમા એક પક્ષની વિરોધાત્મક હિલચાલ છે આ કામકાજ ધીમે ધીમે આગળ વધે છે '

હેવાલ બહાર પડયા પછી મ્યુનિસિપાલિટીએ પાચ લાખની લોન ઉભી કરી મજૂર ઘરો બાધવાની શરૂઆત કરવાનુ પ્રશસનીય પગલુ ભર્યુ છે એ અત્રે જણાવવુ જોઇએ

મજૂર વર્ગની આવકના આકડા હેવાલમા આપ્યા નથી વળી મજૂરસ્થિતિ સબધી બીજા જરૂરી આકડા આ અહેવાલમા જણાતા નથી આવતા અહેવાલ વખતે આ ક્ષતિઓ પૂરી લેવામા આવશે એવી ઉમેદ છે

## (૨) યુક્ત પ્રાંતના કિસાનોની હાલત

યુક્ત પ્રાંતની મહાસભા સમિતિએ ત્યાંના કિસાનોની કફોડી હાલત વિષે તપાસ કરવા એક સમિતિ નીમી હતી, જેમાં શ્રી. ગોવિંદવલ્લભ પંત, શ્રી. રફી અહમદ કિડવાઇ અને શ્રી. વેંકટેશ તિવારી જેવા પ્રતિષ્ઠિત સભ્યો હતા. આ સમિતિએ યુક્ત પ્રાંતના કિસાનોની હાલતનો તાદૃશ ચિતાર આપતો એક હેવાલ પ્રાંતિક મહાસભા સમિતિ સમક્ષ રજૂ કર્યો છે, જે પુસ્તકરૂપે બહાર પડયો છે.

આપણી ગ્રામજનતાની અત્યંત ગરીબાઇ વિષે સરકારના પોતાના જ ૧૯૨૯–૩૦ના વાર્ષિક નિવેદનમાંનો ઉલ્લેખ ટાંકી હેવાલમાં જણાવવામાં આવ્યું છે :

'આખા દેશમાં વ્યાપેલી ગરીબાઇના આ સરકારી વર્ણન કરતાં યુક્ત પ્રાંતના કિસાનોની હાલત વધારે ખરાબ છે. લોકોની જીવનશક્તિ હલકામાં હલકી છે. દેશના બધા પ્રાંતોમાં ૧૯૧૧ અને ૧૯૨૧ના વસ્તીપત્રક મુજબ વસ્તીમાં વધારો થયો, છતાં યુક્ત પ્રાંતમાં ઘટાડો થયો. દરદની સામે થવાની શક્તિ પ્રજાની રહી નથી. એક માત્ર ખેતીનો જ ઉદ્યોગ રહ્યો છે. વસ્તીની ગીચતા ઘણી છે. જમીન ઉપર આધાર રાખનારની સંખ્યા વધતી જાય છે. ખેતી માટે જરૂરી વધુ જમીન નથી. ખેતરોના ટુકડા ખેડૂત કુટુંબને જીવાડે એટલું ઉત્પન્ન કરી શકે તેટલા નથી, અને પરદેશનો સસ્તો માલ બજારમાં ખડકવાથી ગ્રામઉદ્યોગો પડી ભાંગ્યા છે અને કારીગરવર્ગ ખેતી ઉપર વધુ ને વધુ આધાર રાખતો થયો છે. બાળમરણ ભયંકર છે. મરણનું પ્રમાણ ઊંચું છે. વર્ષમાં સાત લાખ મેલેરિયામાં ઝડપાય છે. આયુષ્યનું પ્રમાણ ઘટી ગયું છે. કિસાનો ભયંકર ગરીબાઇમાં છે, ભારે દેવાં નીચે કચડાય છે અને અજ્ઞાન છે.'

સારાં વર્ષમાંય પાક પૂરતો ઊતરતો નથી. છેલ્લાં કેટલાંક વર્ષોથી કુદરતી આફત આવતી જાય છે. ઑક્ટોબર ૧૯૨૪માં ૪૮ જિલ્લામાંથી ૨૯ જિલ્લામાં હજારો એકર ઉપર આવેલો ખરીફ પાક નષ્ટ થઈ ગયો, ઝૂંપડાં ધોવાઇ ગયાં અને ઢોરઢાંકર તણાઈ ગયાં. ૧૯૨૫માં ફરીથી રેલ આવી અને હીમ પડયું. ૧૯૨૭માં અનાવૃષ્ટિ થઈ અને વાવાઝોડા અને કરાથી પાકને નુકસાન થયું. ૧૯૨૮માં દુકાળ પડયો અને સરકારને દુકાળ-કામો કાઢવા પડયાં હતાં. વળી તીડ પડયાં અને કેટલાક જિલ્લાઓમાં રેલ આવી અને હીમ પડયું, વરસ વરસને ખાતાં આવ્યાં. ગયા મે મહિનાના સરકારી ગેઝેટ ઉપરથી જણાય છે કે રવિપાક કેટલાક જિલ્લામાં ૭ થી ૮ આની થયો હતો, એક જિલ્લામાં ૫ થી ૬ આની હતો અને ૯ થી ૧૨ આની સરવાળે હતો. આવી વિષમ સ્થિતિ હતી. તેમાં વળી ભાવ ગગડી જવાને લીધે સખત ફટકો પડયો. નીચેના આંકડા જુઓઃ

| (એક રૂપિયાના બંગાળી શેર) | ઘઉં | જુવાર | ચણા | ચોખા |
|---|---|---|---|---|
| ડિસેમ્બર ૧૯૨૯ | ૭·૨૫ | ૧૦·૨૫ | ૮·૨૫ | ૫·૨૫ |
| ડિસેમ્બર ૧૯૩૦ | ૧૫·૧૪ | ૨૫·૦૪ | ૧૫·૩૪ | ૧૦·૨૩ |
| મે ૧૯૩૧ | ૧૭·૦૦ | ૨૫·૦૪ | ૧૮·૧૩ | ૯·૩૦ |

એટલે ડિસેમ્બર ૧૯૨૯ થી ડિસેમ્બર ૧૯૩૦ સુધીમાં અનાજના ભાવ અડધા થઈ ગયા. ડિસેમ્બર ૧૯૨૯માં ખેડૂતને એક બંગાળી મણના રૂા. ૫–૫–૩ મળતા તેના ડિસેમ્બર ૧૯૩૦માં રૂ. ૨–૬–૦ ઉપજવા લાગ્યા. મેમાં વળી ભાવ વધારે ઘટયો છે. એક રૂપિયાના ૧૭ા બંગાળી શેર ભાવ થઈ ગયો.

આ આંકડા કેટલા ભયાનક છે તે સમજવા ૧૮૭૩ ની સાલના આંકડા સમિતિએ રજૂ કર્યા છે.

| (બંગાળી એક મણનો ભાવ) | ઘઉં | જુવાર | ચણા | ચોખા |
|---|---|---|---|---|
| ૧૮૭૩ | રૂ. ૨·૪૧ | ૧·૯ | ૧·૩૯ | ૩·૧૨ |
| ૧૯૧૬–૨૦ | રૂ. ૫·૩૯ | ૪·૦ | ૪·૫૬ | ૬·૨૪ |
| જૂન ૧૯૩૧ | રૂ. ૨·૩ | ૧·૫ | ૨·૧ | ૪·૨૫ |

એટલે અનાજના ભાવ સાઠ વરસ ઉપર હતા તેટલા થઇ ગયા.

જમીનમહેસૂલ અને બજારભાવની સરખામણી કરતાં શું માલૂમ પડે છે? આ નીચેના આંકડામાં 'સૂચક સંખ્યા' રજૂ કરવામાં આવી છે. જીવન માટે વપરાશની મુખ્ય મુખ્ય વસ્તુઓના બજારભાવની સરેરાશો કાઢી ભાવની સૂચક સંખ્યા કાઢવામાં આવે છે. ૧૮૯૮–૯૯નું મૂળ ધોરણ લીધેલું છે. જમીનમહેસૂલની સરેરાશ માગણી ૧૮૯૮–૯૯ના ધોરણ ઉપરથી લીધી છે. આટલું ધ્યાન રાખીને આ આંકડા તપાસોઃ

(સૂચક સંખ્યા)

| | ભાવ | જમીનમહેસૂલ |
|---|---|---|
| ૧૮૯૮–૯૯ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૧૪–૧૫ | ૧૧૭ | ૧૩૧ |
| ૧૯૩૦–૩૧ | ૮૦ | ૧૬૦ |

**એટલે ભાવમાં ઘટાડો ૨૦ ટકા જેટલો થયો ત્યારે મહેસૂલમાં વધારો ૬૦ ટકા થયો.**

નવાઈ નથી કે ગરીબ કિસાનો પાસેથી વસુલાત ઓછી ને ઓછી થઇ શકી છે. આગ્રા પ્રાંતમાં ૧૯૨૪–૨૫માં મહેસૂલના ૮૩ ટકા વસુલાત થઇ હતી; જ્યારે વરસોવરસ ઘટી ઘટીને ૧૯૨૮–૨૯માં ૬૩ ટકા થઈ, જેમાં આગ્રા જિલ્લામાં ૪૫ ટકા વસુલાત થઇ હતી. એટલે અડધું મહેસૂલ ઉઘરાવી નહોતું શકાયું.

આ નવી પરિસ્થિતિને લીધે જે પાયા ઉપર જમીનમહેસૂલની પદ્ધતિ બંધાયેલી હતી તે પાયા હચમચી ગયા હતા. નવી વિષમ સ્થિતિને પહોંચી વળવા સરકારે તરત જ પગલાં લેવાં જોઈતાં હતાં. સત્યાગ્રહની લડત ચાલતી હતી તે દરમિયાન આ પ્રશ્ન ધારાસભા સમક્ષ પણ આવ્યો હતો. પણ સરકારે તે વખતે બિલકુલ ધ્યાન આપ્યું નહિ. છેવટે સરકારે પોતાની નીતિ જાહેર કરી અને ૧૯૧૪–૧૫ના ધોરણે કિસ લેવાનું ઠરાવ્યું. ૧૯૧૪–૧૫માં અનાજના ભાવ આજ કરતાં બેવડા હતા એ સરકારે લક્ષમાં લીધું નહિ. આ બાજુએ સ્થિતિ કફોડી થતી ગઈ સંધિ પછી મહાત્મા ગાંધીજીએ આ પ્રશ્ન હાથમાં લીધો અને યુક્ત પ્રાંતના જમીનદારો અને કિસાનો માટે અપીલ બહાર પાડી. ભોગવટાનો હક ધરાવનાર માટે બાર આની અને બિનભોગવટો ધરાવનાર માટે આઠ આની મહેસૂલ ભરવાની સામાન્ય સલાહ તેમણે આપી. સ્થાનિક સંજોગો મુજબ આમાં ફેરફાર કરવો જોઇએ એમ પણ તેમણે સૂચવ્યું. પણ સરકારે મહાત્માજીની દરખાસ્તોને અભરાઇએ મૂકી. મહેસૂલ મેળવવા પોતાનાં કાંડાંબાવડાં ઉપર આધાર રાખ્યો.

અનાજના ભાવ ૬૦ ટકા ઘટી ગયા છે, જ્યારે સરકાર પોતાની છેલ્લી જાહેરાત મુજબ ૨૧ ટકા મહેસૂલમાં ઘટાડો કર્યો છે જે પૂરતો નથી. કિસાનો મહેસૂલ ભરવા તદ્દન અશક્ત છે અને એમને ખાવાના સાંસા છે. મહાસભાએ આ બાબત સરકારના લક્ષ ઉપર લાવવા અનેક પ્રયત્નો કર્યા. પણ ખેડૂત મહાસભાનું માને છે એ સ્થિતિ જોઇ સરકારને રોષ ચડ્યો, જેનું પરિણામ હવે આપણે જોઇ રહ્યા છીએ. 'પ્રસ્થાનતંત્ર'

# સંકટગ્રસ્ત બંગાળ

ગોપબંધુ દાસ દરિદ્રનારાયણ સેવાસંઘના કામે સાખીગોપાલ–જગન્નાથપુરી–જતાં જતાં રસ્તામાં હું સતીશબાબુના ખાદી પ્રતિષ્ઠાનમાં ઊતર્યો હતો. સતીશબાબુ અને તેમના સાથીઓ હજુ ડૉ. પ્રફુલ્લચંદ્ર રોયની આગેવાની નીચે પૂર્વ બંગાળામાં ગયા ચોમાસામાં ભારે રેલસંકટ આવ્યું હતું તેના નિવારણના કામમાં રોકાયલા છે. હું સતીશબાબુની સલાહ મુજબ સિરાજગંજ અને મૈમનસિંગ જિલ્લામાં ત્રણેક દહાડા 'સંકટત્રાણ સમિતિ'નું કામ જોવા ગયો હતો.

મૈમનસિંગ જિલ્લો અને તેમાંય ખાસ કરીને ટૅંગાઇ પ્રદેશ અત્યંત ફળદ્રુપ પ્રદેશ તરીકે પ્રખ્યાત થયેલો છે. આજે પણ, આ વિભાગમાં સાઇકલ પર હું સત્તાવન માઇલ ફર્યો હતો ત્યારે ચારેકોર માઇલોના માઇલ સુધી શણ, રાઇ, વાલ, ઘઉં અને જવનાં લીલાંછમ ખેતરો દૃષ્ટિગોચર થતાં હતાં. આ તહસીલમાં સરકારે નહેર ખોલી નથી, પરંતુ બ્રહ્મપુત્રાની શાખા જમુના નદી અને ચારાબારી આ વિભાગમાં વહે છે. સત્તાવન માઇલની પગની મુસાફરીમાં નહિ નહિ તો બારેક નદીઓ, યા તેની શાખાઓ વટાવવા માટે આગબોટ, મછવા, મોટા પૂલ યા વાંસના પૂલોનો ઉપયોગ કરવો પડયો હતો; બાકી આ બાજુ એવું એક પણ ગામ નથી બલ્કે ગામનું એક પણ ફળિયું એવું નથી કે જ્યાં નાનાંમોટાં સ્વચ્છ યા ગંદાં તળાવ યા સરોવર ન હોય. આવાં તળાવોને લીધે મેલેરિયાના ઉપદ્રવ આ ભાગમાં અસાધારણ હોય છે. છતાં આ તળાવો પૂરવાની યોજનાને બંગાળીઓ સહેજે વધાવી શકે તેમ નથી. કારણ કે તળાવ નદીનાળાં, ખાબોચિયાં બંગાળીઓમાંના ઘણાંના જીવન-નિર્વાહનાં સાધન છે.

બંગાળનો મુખ્ય ખોરાક એકલો ભાત જ હોય છે. આ ભાત સાથે તેઓ માછલી લેશે, અને માછલાં, માછલી યા કુડચલ આવા તળાવમાંથી જ તેઓ મેળવી લે છે. તળાવ જ્યારે ઉનાળામાં સુકાઈ જાય છે ત્યારે ગરીબ લોકો બંગાળમાં ભારે હેરાન થાય છે.

નવાઇની અને હેરત પમાડે એવી વાત તો એ છે કે આ ટૅંગાઇના ફળદ્રુપ ગણાતા પ્રદેશમાં હમેશાં અને આજે રેલસંકટને લીધે વધારે ભૂખમરો પ્રવર્તી રહ્યો છે. અહીં પોણાબે રૂપિયે (પાકો મણ) ડાંગર વેચાતી મળે છે. આટલું સસ્તું ધાન પણ તેઓ ખરીદી શકતા નથી. સીરાજગંજ અને ટૅંગાઇ તહસીલોમાં એટલે એકલા મૈમનસિંગ જિલ્લામાં ગયા અઠવાડિયામાં બાવીસ હજાર નાનામોટા માણસોને દર અઠવાડિયે ૪ રતલ પ્રમાણે ડોલ દાન આપવામાં આવ્યું હતું. અત્યાર સુધી મૈમનસિંગ જિલ્લામાં ૧૩ હજાર રૂપિયાનું ધાન સંકટત્રાણ સમિતિ તરફથી વહેંચવામાં આવ્યું છે; છતાં લોકોમાં ભૂખમરો હજુ રહ્યો છે તે નરી આંખે સાત ગામ જોયા પછી મારી ખાતરી થઈ ગઇ છે.

મૈમનસિંગ જિલ્લામાં મુસલમાનની વસ્તી જ કુલ વસ્તીના ૮૦ ટકા છે અને મુસલમાન જ પ્રમાણમાં વધારે કંગાળ હાલતમાં આવી પડેલા હોવાથી સંકટત્રાણ સમિતિના ડોલ ૯૦ ટકા મુસલમાન કોમમાં જ વહેંચાય છે. ત્યાં મુસલમાન કૃષિકાર છે. તેમનાં ગાય-

બળદો આપણા ગૂજરાતનાં નાનાં વાછડાવાછડી જેવડાં અને બકરાં નાના કૂતરા જેવડાં કદમાં હોય છે. એ વીઘાંના ખેતર ખેડવામાં અચુલિયાં જેવા હાડકા બહાર નીકળી આવેલા બળદિયાની બે જોડ હળમાં ખેડે છે. મારા સાઇકલના પ્રવાસ દરમિયાન સાત જોડમાં બળદને બદલે ગાયને હળમાં જોડતાં મેં જોઇ હતી. તપાસ કરતાં જાણ્યું કે મુસલમાનો વસૂકી ગયેલી ગાયોને હળમાં બળદની સાથે જોડે છે! હિંદુઓએ શરૂઆતમાં વિરોધ કર્યો હતો, પણ તે બહુ ફળદાયી નીવડયો નથી. અને જ્યાં ગરીબાઇનો કેર પ્રવર્તી રહ્યો હોય, જ્યાં માણસો ધાનના અભાવે ઘેંસું અને થૈયાંની બીજ જડમૂળો સૂકવી, શેકીને મહામહેનતે પેટને ભાડું આપી શકતા હોય, ત્યાં ગોસેવાની તેમની પાસે વાત જ કેમ થઇ શકે? અને હળનું કામ વસૂકેલી ગાયો પાસેથી લેવામાં ગાયને જલદી ફળે છે અને તેનું દૂધ પણ વધે છે, એવો કેટલાકનો અનુભવ થયો છે. ગૂજરાતમાં આપણે પુરાણપ્રિય હોવાથી આવા પ્રયોગ કરી શકયા નથી. સત્યાગ્રહાશ્રમમાં જે ગાયના આચળ ઘણા જ નાના હતા, અને કદી ફળે તેવી નહોતી પણ શરીરમાં મજબૂત હતી, તેને કોશમાં જોડવામાં આવી હતી. પણ પાંજરાપોળના પૂજારીઓને આ વાત રુચી નહોતી.

સીરાજગજ પોરાબારી, ચારાબારી, ટૅંગાઇ, બાજીતપુર હેસીલ બ્રાહ્મણપુરી, અને બેલચંદ અને પુલ્લા ગામોમાં સંકટત્રાણ સમિતિના મુખ્ય કાર્યકર્તાઓ સાથે ફરી જે જે સંકટગ્રસ્ત કુટુંબોને ધાનની મદદ આપવામાં આવતી હતી તેમનાં ઘરો ઝુંપડાં જોઇ આવ્યો છું. આ બધાં ગામોમાં સાત આઠ વરસના કુડીબંધ છોકરા અને છોકરીઓ નજરે ચડતા હતાં, પણ એમાંના એકેના શરીર પર લગોટી સુદ્ધાં નહોતી, પણ જ્યાં માતપિતા પણ થીગડાંના અભાવે મોટા ફાંકાવાળા ફાટેલા ગાભા વીંટતા હોય ત્યાં બાળકો નાગાં ફરે એમાં નવાઈ શી! આ બાજુ લોકો પથારીમાં ગોદડાં કે ધાબળા વાપરતા હોય તેમ લાગતું નથી. ઘાસની સાદડી બનાવી લે છે અને અડધી સાદડી ઓઢે છે અને અડધી સાદડીમાં મા મોટા દીકરાઓને સોડમાં લઇ ટૂટિયાં વાળી રાતભર પડી રહે છે.

આ જ ટૅંગાઇ પ્રદેશમાં બંગાળાના જગવિખ્યાત-તાંતી-વણકરો વસે છે. એકલા ટૅંગાઇની આસપાસ ગામડાંઓમાં ચોવીસ હજાર વણકરોની વસ્તી છે. આજે તેઓ બધાય વિલાયતી સૂતર વાપરે છે. ૩૦૦ નંબરના સૂતરના વણેલ થાનના નમૂના આ વણકરોના ઘરમાં જોવા આવે છે. આજે ખાદીના જમાનામાં તેઓ પ્રથમ ૧૦૦ નંબરથી નીચેનું સૂતર વણતા નહોતા—તેઓ ૮૦ નંબરની સુંદર જરીની કિનાર અને ભાતવાળી સાડીઓ અને ધોતિયાં વણવા લાગ્યા છે. બાજીતપરામાં એક વણકર કુટુંબને ઉત્તમ વણાટ માટે ત્રણ સોનાના ચાંદ અને કલકત્તા સ્વદેશી પ્રદર્શનમાં મોટાં પ્રમાણપત્ર મળેલ છે તેમને ઘેર અમે ગયા હતા. તેમની વણાટકળા જોઇ અમે ખુશખુશ થઇ ગયા. પણ થોડીક વાર બેઠા અને અમે જાણ્યું કે ગયા વરસથી પરદેશી કાપડના બહિષ્કારની ચળવળ શરૂ થયા બાદ તેમનો રોજગાર નષ્ટપ્રાય થવા આવ્યો છે. જે સૂતર પહેલાં વેપારીઓ વણાવતા તેઓ ઘરાકીના અભાવે વણાવતા બંધ થઇ ગયા છે. અને બાપદાદાનો કૂવો કેમ છોડાય એમ સમજી આ વણકરો પોતે વિલાયતી સૂતર ખરીદી વણી બજારમાં વેચવા નીકળે છે. ત્યારે કેટલીક વાર સૂતર જેટલા જ દામ મેળવી બજારમાંથી તેમને પાછા ફરવું પડે છે અને જ્યારે દુર્ગાપૂજા જેવા સમયે ઘરાકી ઠીક હોય છે, ત્યારે આ નિષ્ણાત વણકરો વધુમાં વધુ પાંચ રૂપિયા

માહને કમાય છે. મહિનામાં તેઓ આઠ સાડી વણી શકે છે. અને આ પાંચ રૂપિયાની કમાણી એકલો વણકર કરતો નથી પણ આખું વણકર કુટુંબ—જેઓ નળી ભરી દેવામાં, તાણો કરી દેવામાં અને પત્રાયત કરવામાં સારી પેઠે મદદ કરે છે, મહિને પાંચ રૂપિયા કમાય છે ? ! !

પાંચ વારની ૮૦ નંબરની ઉત્તમ મોગાની કિનારવાળી સાડી આ વણકરો દોઢ રૂપિયે વેચે છે. બંગાળાના ભાગલાના જમાનામાં આ વિલાયતી સાડીઓ સ્વદેશી તરીકે ખપતી હતી ત્યારે આ સાડીના સહેજે આઠ દશ રૂપિયા ઊપજતા હતા અને આજે પણ ગૂજરાતના સ્વાર્થી વેપારીઓને આ ખાણની ખબર પડે તો આ સાડીના ચારગણા ભાવ કરી સહેજે વેચી શકે તેમ છે.

ઉત્તમ વણકરોની કંગાલ દશા જોઇને જ ગુરુદેવ ટાગોરને અમદાવાદના મિલકાપડને બદલે આ વિલાયતી કાપડ વાપરવા માટે બંગાળીઓને પ્રેરણા આપવાનું મન થઇ ગયું હશે, એમ લાગે છે. પણ ગુરુદેવ આંતરરાષ્ટ્રીય ધર્મના હિમાયતી છે. ગઇ કાલ સુધી સ્વદેશીને સંકુચિત ભાવના છે એમ કહેતા હતા. તેઓશ્રી આજે પ્રાંતીય—ભાવનાના ઊભરામાં આવી ઊંધો ઉપાય સૂચવવા મંડયા છે, એ પણ જમાનાની બલિહારી છે. ગુરુદેવનો રસ્તો સાચો નથી. આવા લખાણની જરૂર નહોતી, એમ ડૉ. રોય અને ખાદીપ્રતિષ્ઠાનવાળા સતીશ બાબુ પણ માને છે.

સાચો રસ્તો વણકરોને ચરખા—સૂતર પૂરું પાડવું તે છે. આજે, જે વણકરો ચરખા સૂતરની વાત સાંભળી નાક મરડતા હતા, ૮૦ નંબરથી નીચેનું સૂતર કાંતવામાં ઝાંખપ સમજતા હતા તેઓ દસ બાર નંબરનું ચરખા સૂતર મળે તોપણ હાથે પગે લાગી ટેંગાઇ વિભાગમાં વણવા તૈયાર થયા છે. અને બાજીતપરામાં ટેંગાઇના ચરખા પ્રચારક મંડળ વતી જે ચરખા—સૂતર પૂરું પાડવામાં આવે છે તે વણકર વણે પણ છે.

દુઃખની વાત એ છે કે આ ભાગમાં રૂનો પાક થતો નથી, થઈ શકે તેમ નથી. જૂટ-શણનો મુખ્ય પાક છે. અને છેલ્લાં પાંચ વર્ષમાં જૂટના ભાવ એટલા બધા ગગડી ગયા છે કે કિસાનોને બીયાં અને મજૂરી જેટલા પણ જૂટના ભાવ મળતા નથી. તેથી તેઓને ખોટ ખાઇ ખેતી કરવી પડે છે. અને અધૂરામાં પૂરું આ વર્ષે તો દુકાળમાં અધિક માસ એ ન્યાયે હજારો વીઘાંમાં પદ્મા બ્રહ્મપુત્રા જમુના નદીઓમાં મોટાં પૂર આવવાથી મથોડાં ભર પાણી ફરી વળ્યાં. ફળદ્રૂપ જમીનોમાં પાણીઓના ખાબોચિયાં ભરાઇ ગયાં. ડાંગરનો તમામ પાક ધસડાઇ ગયો. અને લોકોની ઘરવખરીઓ તણાઇ ગઈ. કૉલેરા ફાટી નીકળ્યો.

આ સર્વ રોગનો ઇલાજ એક માત્ર રેંટિયો જ કેમ જાણે હોયને એવા નિર્ણય પર રેંટિયાના વિરોધીઓને પણ નિરૂપાયે આવવું પડયું છે. કારણ કે શરૂઆતમાં કૉંગ્રેસ રીલીફ કમિટિએ ડાંગર ખાંડવાનું કામ ખોલી સંકટગ્રસ્ત લોકોને મજૂરી આપી મદદ કરવાની શરૂઆત કરી હતી. પણ આ કામમાં અસાધારણ મોટી મૂડીની જરૂર લાગવાથી, ચોખા વેચવામાં સરળતા ન પડવાથી, ડાંગરના ચોખા પાછા આપજો, ડાંગર ચોરાતી હોવાથી સોંના કરતાં ઘડામણ મોંઘુ થાય છે, એમ જોઇ ડાંગર ખાંડવાનું કામ ઊપાડી શકાયું નથી. ટેંગાઇ વિભાગમાં હજારો મણ ડાંગર પાકે છે. પણ છડવાના સંચા કયાંય દાખલ થયા નથી. એથી ગરીબોને મોટી રાહત છે. ગરીબમાં ગરીબ ઘરમાં જેમ આપણે ત્યાં જીવન-નિર્વાહનું સાધન ઘંટી હોય છે તેમ અહીં 'ઢેંકી' હોય છે.

# નોંધ



## આપણી રાજકીય પરિસ્થિતિ

### સાંસ્થાનિક સ્વરાજ કે સ્થાનિક ?

આખરે ગોળમેજી ખલાસ થઇ છે અને આપણા વડા પ્રધાન મિ. મેકડોનાલ્ડે પ્રધાનમંડળની સંમતિથી હિંદ સંબંધી સત્તાવાર નિવેદન કર્યું છે. આ નિવેદનને પાર્લામેંટનાં શાબાસિકી મળ્યાં છે. મિ. મેકડોનાલ્ડે પોતાના છેલ્લા ભાષણમાં કહ્યું હતું કે બ્રિટિશ સરકારે રાણી વિકટોરીઆના સમયથી આજ સુધી કરેલી જાહેરાતો કાંઇ વચન કહી શકાય નહિ. તેથી જ કદાચ તેમણે 'વ્હાઇટ પેપર' ઉપર પાર્લામેંટની મહોર મૂકાવી. આપણા લિબરલ નેતાઓ મેકડોનાલ્ડની આ રીતથી હંમેશ માફક સંતોષ પામ્યા છે. ગોળમેજના છેલ્લા દિવસો દરમિયાન એક વખત એમ લાગતું હતું કે સરકારની નીતિથી કંટાળી લિબરલ નેતાઓ મહાસભાને મૂંગી મદદ આપવા પ્રવૃત્ત થશે. પણ બ્રિટિશ સરકાર તેમને સોડમાં લેવામાં ફરી પાછી ફત્તેહમંદ થઇ છે. દેશના એક જ સાચા પ્રતિનિધિ ગાંધીજી આવે ત્યાં સુધી મહાસભાએ પોતાનો મત જાહેર કર્યો નથી.

### કરાંચીની કસોટી

પં. જવાહરલાલ કહે છે તેમ આ 'વ્હાઇટ પેપર'ને કરાંચી મહાસભાના ઠરાવની કસોટીએ ચઢાવી જોઇએ તો શું માલુમ પડે છે ? જવાબ સ્પષ્ટ છે. લશ્કર અને પરદેશનો વહીવટ આ 'વ્હાઇટ પેપર' થી પ્રજાને હસ્તક જતો નથી. મેકડોનાલ્ડ-સ્વરાજમાં લશ્કર સરકારને હસ્તક રહેશે, દેશના પ્રતિનિધિઓએ ચૂંટેલા પ્રધાનના હુકમ હેઠળ નહિ રહે. પરદેશખાતું ગવર્નર જનરલના હાથમાં રહેશે. પેલું ખૂબ ગવાયેલું અને ઉદારમાં ઉદાર મતવાદીઓએ પણ વખોડી કાઢેલું અને નિષ્ફળ થયેલું 'દ્વિમુખી તંત્ર' મધ્યસ્થ સરકારમાં સ્થપાશે. ફિડરલ સ્ટ્રકચર કમિટિએ સૂચવેલી નાણાં સંબંધી સલામતીઓ દેશના હિતમાં નથી. વળી આ બાબતને જાણી જોઇને અસ્પષ્ટ રાખી છે. આપણા નાણાંશાસ્ત્રી બિરલાએ કહ્યું હતું તેમ, ભાવિ સરકારને નાણાંખાતાં ઉપર સહેજે અંકુશ રહેશે નહિ. બજેટના ૯૦ કરોડ રૂપિયામાં ૭૦ કરોડનો વહીવટ સરકાર હસ્તક રહેશે.

સમવાય તંત્ર જરૂર સ્થપાશે એવું સરકારે વચન આપ્યું છે. 'લઘુમતી કોમો અને રાજાઓના સંયુક્ત સહકારથી રાજ્ય ચલાવવામાં વધુ સરળતા પડે' (સર સેમ્યુઅલ હોર) એવું આ તંત્ર થશે. અલબત્ત પ્રાંતિક સ્વરાજ નહિ અપાય. આ પ્રાંતિક સ્વરાજનું હિંદને ભૂત વળગાડવાનું હિંદી વજીરે પોતાની વાતચીતોમાં કહ્યું હતું તે મેકડોનાલ્ડ ભુવાએ ડાકલું વગાડીને શાંત કર્યું અને તેથી આપણા લિબરલ મિત્રો સંતોષ પામ્યા !

### સલામતી કે જવાબદારી ?

આપણા વેરી મિત્રનું કામ ઘણી વાર કરે છે. લૉર્ડ લૉઇડ જેમણે ગાંધીજીને પહેલી વાર જેલમાં પૂરેલા તેમણે ઉમરાવોની સભામાં કહ્યું: 'જવાબદારી આપવી હોય તો સલામતીની વાત ન કરશો. સલામતીની વાત કરવી

હોય તો સ્વરાજની ખોટી વાત ન કરશો.' પણ મેકડોનાલ્ડને બન્ને કરવું છે. ગાંધીજીએ રજૂ કરેલું 'દૃષ્ટિબિંદુ', એમને સ્વીકારવું નથી, છતાં હિંદને સંતોષ આપવાનો ડોળ કરવો છે. સામ્રાજ્યમાં અચળ શ્રદ્ધા ધરાવનારા ઉદારમતવાદીઓ મેકડોનાલ્ડ-સ્વરાજથી ભલે સંતોષાય. કોંગ્રેસ મહાસભાની કસોટીએ તપાસતાં તેમાં કાંઈ સ્વીકારવા જેવું જણાતું નથી.

મા. મિ. જિન્હાને ભવિષ્યનો સાચો ભાસ થયો લાગે છે તેઓ ખરું જ કહે છે:

'હિંદુસ્તાન ત્રણ વરસ સુધી રાહ નહિ જોઈ શકે (લૉર્ડ સાંકીએ પોતે જ આગલી સભામાં કહેલું 'સરકાર, સમજાવટ, મસલત અને સહકારનું ત્રિવિધ કાર્ય કરશે. આવતાં બે...ત્રણ...ચાર...વરસ સુધી આ બાજી તમારા દેશની પાર્લમેંટના હાથમાં રહેશે') હિંદી પ્રજા ઘડીભર પણ થોભી શકે એમ નથી. અને મને લાગે છે કે ત્રણ વર્ષમાં જો સમવાય તંત્રના પ્રશ્નનો નિકાલ થાય તો ભયોભયો. હિંદમાં સપાટાબંધ બનાવો બનતા જાય છે અને તરતમાં પાછાં વાદળ ઘેરાય તેવો મને ભય છે.'

અને એવો ભય કેમ ન હોય? મેકડોનાલ્ડ આપે છે તે પૂર્ણ સ્વરાજ નથી, કે 'નથી સાંસ્થાનિક સ્વરાજ.' (સર સેમ્યુઅલ હોર). "વર્લ્ડ ટુમોરો" લખે છે તેમ તેમાં 'હિંદને સાંસ્થાનિક દરજ્જો નથી મળતો એટલું જ નહિ પણ ખરેખરી જવાબદારી પણ નથી મળતી.' ખરેખરું પ્રાંતિક સ્વરાજ આપવું હોત તો તેની પણ ગાંધીજીએ ક્યાં નહોતી હા પાડી? એ તો ખરેખરું સ્થાનિક સ્વરાજ છે, જે સ્વરાજમાં કેળવણી જેવાં ખાતાં ચલાવવા પૈસાના હરહમેશ સાંસા પડે છે!!

મેકડોનાલ્ડ-સ્વરાજનું આવું ચિત્ર અમારી દૃષ્ટિ આગળ ખડું થાય છે. ગાંધીજી આ બાબત પોતાના અંગત અનુભવ અને વાતચીત ઉપરથી શું કહે છે તે જોવાનું રહે છે. પ્રજાના એક જ પ્રતિનિધિના નિવેદનની વાટ જોવી એ જ આપણો ધર્મ છે.

### બંગાળામાં અરાજકતા

પણ અહીંની સરકારનું માનસ સમજવા માટે ગાંધીજીના નિવેદનની વાટ જોવી પડે એમ નથી. હિજલી અને ચિત્તાગોંગના કારમા બનાવો પાછળ સર્વથી વધુ કારમો ઓર્ડિનન્સ બંગાળ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યો છે. બંગાળના જુવાન વર્ગને છંછેડવામાં સરકારે મણા નહોતી રાખી. હિંસાપક્ષને વધુ ઉગ્ર બનાવવા અને મહાસભા પક્ષને નબળો બનાવવા સઘળી સામગ્રી સરકારે તૈયાર કરી હતી. શાંતમાં શાંત ખાદીપ્રવૃત્તિ ચલાવનારા શ્રી સતીશ ગુપ્તા જેવાને પણ તેણે ન છોડ્યા. નવાઈ નથી કે આ સ્થિતિમાં હિંસાપક્ષ ઉગ્ર થયો. દુર્ભાગ્યે એક પછી એક ખૂનના બનાવો બનવા લાગ્યા. અંગ્રેજની છાતીમાં હિંસાવાદીઓની ગોળી અચૂક પહોંચતી નથી પરંતુ મહાસભાને તો અચૂક વાગે છે અને સ્વરાજની અહિંસક હિલચાલને પાછી પાડે છે. પરંતુ આ વસ્તુ સમજાવવા હંમેશ પ્રયત્ન કરનાર મહાસભા અને હિંસાપક્ષ બન્ને સામે ગોળી ચલાવવા યુરોપિયનો અને ઍંગ્લો ઇંડિયન છાપાઓએ ઝુંબેશ માંડી.

### અને પરિણામ

અને પરિણામે ફતવા ઉપર ફતવા નીકળ્યા. સર જ્હૉન એંડરસન જેઓ આયર્લાંડના 'બ્લૅક અને ટૅન'*ના કાળા અમલને લીધે ઠીક પ્રખ્યાત થયેલા છે તેમને બંગાળાના ગવર્નર તરીકે નિમાયાના ખબર પ્રગટ થયા ત્યારે બંગાળાના કાગળોમાં કાળા કાયદાના ભણકારા સંભળાવા લાગ્યા. આખરે હિંસાને દાબી દેવાના બહાના હેઠળ 'હિંસાનો નમૂનો' Masterpiece of

* 'બ્લૅક અને ટૅન'નું નામ પડવાનું કારણ એ હતું કે આયર્લંડના બળવો દાબી દેવા જે અંગ્રેજ લશ્કર ઉતારવામાં આવ્યું હતું તેના કપડાંલત્તાનું કાંઈ ઠેકાણું હતું નહિ. સર જ્હૉન એંડરસન તે વખતે ડબ્લિન કૅસલમાં હતો.

Terrorism વાઇસરૉયનો ફતવો નંબર-૧૧ બહાર પડ્યો અને તે જ મધરાતે ચિત્તાગોંગનો કબજો લશ્કરે લીધો. દરિયાની પેલી પાર જે વેળાએ હિંદને પૂર્ણ સ્વરાજ બક્ષવા માટે ઉદાર વચનો બોલાતાં હતાં તે જ વેળાએ કાળા બ્રિટિશ અમલનું છેલ્લું કાળું પ્રકરણ દરિયાની આ પાર લખાતું હતું.

અને આ ઑર્ડિનન્સ કેવો સર્વભક્ષી છે? લશ્કરી અમલમાં જે કારમાં કૃત્યો પોલિસ કરે છે તેને છાવરવા એક 'ઇન્ડેમ્નિટી બિલ' પસાર કરવું પડે છે. આ ઑર્ડિનન્સ બહાર પાડ્યો એટલે એટલું બિલ પસાર કરાવવાની પણ કડાકૂટમાંથી સરકાર મુક્ત થાય છે. એટલે ઑર્ડિનન્સ રાજ્ય લશ્કરી રાજ્યથી પણ એક પગલું આગળ જાય છે. સર સેતલવાડ જેવા લિબરલ અને બ્રિટિશ સરકારના એક સ્થંભ લંડનમાં રહ્યાં રહ્યાં ચોંકી ગયા. એમણે નીચેના ઉદ્‌ગારો કાઢ્યા હતાઃ

'બંગાળમાં ખાસ સખ્તાઈનાં પગલાં ભરવાની બાબતના બચાવમાં ગમે તેવાં કારણો રજૂ કરવામાં આવતાં હોય છતાં પણ જે ઑર્ડિનન્સમાં (૧)ખૂનની કોશિશ કરવાના ગુના બદલ ફાંસીની સજા ફરમાવવામાં આવી હોય (૨) જેમાં ખાનગી રીતે કેસ ચલાવવાનો પ્રબંધ હોય (૩) અને જેમાં અપીલ કરવાનો હક ખુંચવી લેવામાં આવ્યો હોય તેવા ઑર્ડિનન્સનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે જ નહિ. આવી જાતનો ઑર્ડિનન્સ ન્યાયના મૂળભૂત સિદ્ધાંતોનો વિરોધી છે. બંગાળામાં આજે યુદ્ધ જેવું વાતાવરણ ફેલાઈ રહેલું જણાય છે.'

ગાંધીજીએ સમસ્ત દુનિયાનું લક્ષ તરત જ આ ઝારશાહી તરફ દોર્યું. એમણે કહ્યું:

"ઑર્ડિનન્સ નીચે જે સત્તાઓ અધિકારીઓએ મેળવી છે તે વસ્તુસ્થિતિને પહોંચી વળવા ઉપરાંત ઘણી વધારે છે. સામાન્ય કાયદો પૂરતો થઈ પડે એટલો વિશાળ છે. વળી દર્દનું મૂળ કારણ તપાસવાની ના પાડે છે, માત્ર બાહ્ય ચિહ્નો જુએ છે... મને ભય છે કે પૂર્ણ સ્વાતંત્ર્ય બક્ષવામાં નહિ આવે ત્યાં સુધી હિંસાપક્ષને સમૂળગો નહિ ઉચ્છેદી શકાય."

પણ સત્તાધારીઓને પોતાની સત્તામાં વિશ્વાસ હોય છે. લૉર્ડ અર્વિને ઉમરાવસભામાં એકરાર કર્યો કે 'દમનનીતિ ચલાવી બેદાન-મેદાન કરેલા રણ જેવા પ્રદેશની શાંતિને શાંતિ કહેવામાં આવે પણ તેથી કાંઇ અર્થ સરતો નથી.' છતાં વિલિંગ્ડન સ્મશાનની શાંતિ સ્થાપવાનો મિથ્યા પ્રયાસ કરે છે. પ્રો. હેરોલ્ડ લેસ્કિ લખે છે તેમ હિંદી વજીર 'બંગાળમાં જે જુલ્મ વરસી રહ્યો છે તેનો અન્યાય અને મૂર્ખાઇ સ્પષ્ટ રીતે દેખી શકે તેમ છે પણ સમજશે નહિ.'

બર્કનાં નીચેનાં વચનો મદાંધ સત્તાધારી સત્તા અજમાવનાં ક્યારે સમજે છે?

'પ્રજાને અવ્યવસ્થા સ્થાપવામાં કોઇ દિવસ રસ નથી પડતો. તેઓ ખોટું પગલું ભરે છે ત્યારે તેમની એ ભૂલ ભલે ગણાય. એ ગુનો તો નથી જ.'

ગુનો તો અમલનો હોય છે. અરાજકતા તો લશ્કરી કાયદો ફેલાવે છે. ચિત્તાગોંગ, ઢાકા, વળી કોમિલાની આજુબાજુ ઘેરો ઘાલવામાં આવે છે. આ અરાજકતા ફેલાવનાર બીજું કોણ છે? ચિત્તાગોંગની ચિચીઆરીઓ દેશને ન સંભળાય તે માટે સઘળાને મોઢે ડૂચા માર્યા છે, બધો વહેવાર બંધ કર્યો છે. ખરેખર, 'બધું વેરાન કરીને વિલિંગ્ડનને 'શાંતિ સ્થાપવી છે.' ગાંધીજીને ખાતરી થઇ છે કે ખુદ હિંદી વજીર પણ બંગાળના ફતવાથી શરમાય છે. ગાંધીજીને સંતોષ થાય એવા સુધારા સરકાર કરશે ખરી?

## બ્રિટિશ માલ ઇ૦ નો બહિષ્કાર

દરમિયાન બંગાળાએ આ દમનનીતિનો યોગ્ય ઉત્તર વાળવા સખત પગલાં વિચાર્યાં છે. બહેરામપુર ખાતે ભરાયેલી રાજકીય પરિષદે નીચેનો ઠરાવ પસાર કર્યો છેઃ

"સર્વ દુઃખના નિવારણ અર્થે પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ અર્થે સત્યાગ્રહની લડત ફરીથી શરૂ કરવાનો સમય આવી લાગ્યો છે તેથી બંગાળની જનતાને આગામી લડત માટે તૈયાર રહેવા અને દરમિયાન નીચેનો કાર્યક્રમ પાર પાડવા પરિષદ આગ્રહ કરે છેઃ

૧. સર્વ જાતના બ્રિટિશ માલનો સજ્જડ બહિષ્કાર.

૨. બ્રિટિશ લોકોનાં અંકુશ હેઠળની બેંકો, વીમા કંપનીઓ અને સ્ટીમરશીપ કંપનીઓ અને બીજી સઘળી પેઢીઓ ઈત્યાદિનો બહિષ્કાર તેમજ એંગ્લો ઇન્ડિયન છાપાનો બહિષ્કાર.

૩. **પરદેશી** કાપડનો સદંતર બહિષ્કાર.

૪. દારૂ અને માદક પદાર્થોનો સંપૂર્ણ નિષેધ."

આ ઠરાવમાં ત્રીજી અને ચોથી કલમ ધ્યાનમાં રાખવાની છે. બ્રિટિશ કાપડનો બહિષ્કાર કરવાનો ઠરાવ નથી પરંતુ સર્વ જાતના વિદેશી કાપડનો બહિષ્કાર કરવાનો છે. દારૂનિષેધની મહાસભાની ચાલુ પ્રવૃત્તિને જોરથી ચલાવવાની છે.

બ્રિટિશ માલનો અને કંપનીઓનો બહિષ્કાર ગાંધીઅરવિન કરારની કલમોની રૂએ ન થઇ શકે તે માટે કોન્ફરન્સે બંગાળ પ્રાંતિક સમિતિની પરવાનગી માગી છે, જેણે હવે મહાસભાની કાર્યવાહી સમિતિને એ કાર્યક્રમ બહાલ રાખવા અરજ કરી છે. સંધિનો ભંગ મહાસભાએ કર્યો જ નથી. ચ્યોક બેશરમ રીતે સંધિનો ભંગ તો સરકારે કર્યો છે. છતાં ધારો કે મહાસભા ધર્મરાજના ધૈર્ય અને સૌજન્યથી બ્રિટિશ માલનો બૉયકોટ મજૂર ન કરે. તો પણ સરકારે સમજવું જોઇએ કે પરિણામ તો એ જ આવશે. અન્યાયને નજરે જોનાર માણસો મહાસભાના હુકમ વિના પણ બહિષ્કાર કરશે અને જાપાન સામે ચીને કરેલો બહિષ્કાર બતાવે છે કે પ્રજાની ઇચ્છાની વિરુદ્ધ કોઇ બહારની કે અંદરની સત્તા પોતાનો માલ વેચી શકતી નથી. સર સેમ્યુઅલ હોરે આપેલી ધમકી તેની સામે નિષ્ફળ જશે.

### યુક્ત પ્રાંતનો મામલો

યુક્ત પ્રાંતના કિસાનોની અત્યારની ભયંકર હાલતનો ખ્યાલ આ અંકમાં અન્યત્ર આપ્યો છે. મહાસભા અને સરકાર વચ્ચે બીજું તહનામું ( ગાંધી–વિલિંગ્ડન તહનામું ) થયું ત્યારે પંડિત જવાહરલાલે યુક્ત પ્રાંતના કિસાનોને સરકાર તરફથી યોગ્ય રાહત ન મળે અને એમની ફરિયાદોનો નિકાલ ન જ થાય તો બચાવમાં ના–કર ભરવાની આર્થિક હિલચાલ ઉપાડવાની આવશ્યકતા ગાંધીજીને સમજાવી હતી અને તેથી આ તહનામામાં જ આ મુજબ બચાવમાં સત્યાગ્રહ કરવાની મહાસભાને છૂટ રહેશે અને તેમ થાય તો તેને સંધિનો ભંગ નહિ ગણાય તેમ સ્પષ્ટીકરણ થયું હતું. એટલે જ્યારે અનેક આજીજીઓ અને દિલ્હીની સરકાર સાથેની મુલાકાતો બાદ નાછૂટકે યુક્ત પ્રાંતિક મહાસભા સમિતિને કિસાનોને જમીનમહેસૂલ ન ભરવાની સલાહ આપવી પડી ત્યારે સરકારે અને એંગ્લોઇંડિયન છાપાંઓએ હોહા કરી મૂકી તે સત્તાધારીઓને અને લોકોને આંખે પાટા બાંધવા જેવું હતું. અનાજના ભાવ ગગડી ગયા અને કિસાનોની હાલત કફોડી થઇ તે લક્ષમાં લઇ સરકારે કિસમાં જોઇએ તેટલો ઘટાડો કર્યો નથી. મહાસભા આ સંબંધી ન્યાય જ માગે છે. છતાં આ આર્થિક લડતને સરકારે મોટું રાજકીય સ્વરૂપ આપ્યું છે, અને કીડી ઉપર કટક ચડાવ્યું છે.

જમીનમહેસૂલ ભરવાની મુદત ડિસેમ્બરની પંદરમી તારીખે પાકતી હતી. સરકાર તરફથી કાંઈ નિકાલ નહોતો આવતો. એટલે મહાસભાને જમીનમહેસૂલ ન ભરવાને સલાહ આપ્યા વગર છૂટકો નહોતો. આ સલાહને સરકારે યુદ્ધનું આહ્વાન ગણ્યું અને એક જ ફતવાથી ત્રિવિધ પ્રકારનો ઑર્ડિનન્સ કચડાયેલા કિસાનોને કચડવા બહાર પાડ્યો.

### ઑર્ડિનન્સ રાજ્ય કે લશ્કરી રાજ્ય ?

યુક્ત પ્રાંતનો ઑર્ડિનન્સ બંગાળાના ઑર્ડિનન્સને ટપી જાય એવો છે. બંગાળામાં હિંસાવાદીઓને દાબી દેવાનું સરકારને બહાનું હતું. યુક્ત પ્રાંતમાં એ પણ નથી, અને આ એક જ ઑર્ડિનન્સથી આખા દેશનાં છાપાંને મોઢે ડૂચો મારવામાં આવ્યો છે; પ્રાંતમાં થતી મહાસભાની કોઇપણ હિલચાલને જમીનદોસ્ત કરવા સર્વ સત્તા મેળવવામાં આવી છે; માલમિલકત જપ્ત કરવાની, શકદાર આદમીઓને જેલમાં બેસાડી દેવાની, છોકરાના

'ગુના' બદલ બાપ કે વાલીને ગુનેગાર ગણવાની એમ વિધવિધ જાતની કુલ હકુમત પોલિસને મળી છે. સરકારની 'આલબેલ' ન બોલે તેને ગમે તે રીતે દાબી દેવાનો સરકારનો સખ્ત હુકમ છે. પોલિસને આવી બેહદ સત્તા આપવામાં આવે છે ત્યારે તેનો કેટલી છૂટથી તેઓ દુરુપયોગ કરે છે તે કોઈનાથી હવે અજાણ્યું નથી. યુક્ત પ્રાંતના ઑર્ડિનન્સથી સરકારે લશ્કરી રાજ્ય સ્થાપ્યું છે. આને ઑર્ડિનન્સનું સુધરેલું નામ શા માટે આપો છો ? લોર્ડ અર્વિને જે કર્યું અને જેમાં તે ન ફાવ્યા તે હવે એક વખતે 'પંડિત અને પટેલ' થી થાકેલો હેલી કરવા જાય છે. યુક્ત પ્રાંતની હરિયાળી ભૂમિને રણ જેવી વેરાન કરવાનો અને તેને શાંતિનું સૌમ્ય નામ આપવાનો તેનો પ્રયાસ મિથ્યા છે.

## ઑર્ડિનન્સ અને પછી

દાઝ્યા ઉપર ડામ દેવા તેણે અર્ધસત્ય અને અસત્યથી ભરેલું એક નિવેદન બહાર પાડ્યું છે. મહાસભા, ગાંધીજી, જવાહરલાલ અને સરદાર સામે એકસામટા આરોપો તેમાં કરેલા છે. મહાસભાવાદીઓના ચોરેલા પત્રોમાંથી અસંબદ્ધ વાક્યો ઉપાડી અર્થનો અનર્થ થાય તેવી રીતે તેણે ગોઠવ્યાં છે। યુક્ત પ્રાંતની મહાસભા સમિતિ યુદ્ધવિરામ દરમિયાન ગાફેલ ન રહી અને સરકારે જેમ બીજા પ્રાંતોમાં મહાસભા તંત્ર તોડવા બાકી નથી રાખી તેમ ત્યાં ન થવા દીધું તેનો રોષ અહીં ઉતાર્યો છે.

ઑર્ડિનન્સના અમલની રૂએ કિસાનોની સભાઓ 'ઢીલા પોચા' લાઠીપ્રહારથી વીખેરી નાખવામાં આવે છે અને છેલ્લે વાર્ષિક રાજકીય પરિષદ બંધ રખાવવા માટે હુકમો કાઢવામાં આવ્યા છે. પિપલસ સોસાયટીવાળા શ્રી. પુરુષોત્તમદાસ ટંડન અને બીજા મહાસભાવાદીઓની કુરબાનીને કિસાનો દીપાવશે. સમસ્ત પ્રજાને કોઈ પણ સત્તા કચડી નથી શકતી અને યુક્ત પ્રાંતની સરકાર નહિ જ કચડી શકે. તા. ૨૫-૧૨-૩૧

## દશમી સાહિત્ય પરિષદ

દશમી ગુજરાતી સાહિત્ય પરિષદ આ માસમાં નક્કી થયા પ્રમાણે નડિયાદમાં શ્રીયુત ભુલાભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે ભરાઈ હતી. આ પરિષદ માત્ર બંધારણ નક્કી કરવા જ ભરાઈ હતી, અને બંધારણના પ્રશ્નનું સર્વ પક્ષોનું અનુકૂળ રીતે નિરાકરણ થયું છે એટલે આ પરિષદ સફળ થઈ ગણાય અને તેનો જશ હાજર સભ્યોને છે તેટલો જ પ્રમુખને છે. આ પરિષદમાં હાજરી ઓછી હતી તેનું કારણ કંઇક અંશે હજી રાજકીય પરિસ્થિતિની અસ્વસ્થતા હતી, પણ મુખ્યત્વે તો સમિતિએ ઘડેલા બંધારણનો સંતોષ જ હતો. ઓછી હાજરીથી પરિષદનું મહત્ત્વ કોઈ રીતે ઘટ્યું એમ માનવાની જરૂર નથી.

નિબંધવાચનનું અંગ આ પરિષદમાં હતું જ નહિ. માત્ર સ્વાગત સમિતિના અધ્યક્ષ શ્રીયુત અંબાલાલ જાનીએ અને પરિષદના પ્રમુખ શ્રીયુત ભુલાભાઇએ ભાષણો કર્યાં હતાં. શ્રીયુત જાનીએ બંધારણના પ્રશ્નના ઇતિહાસ વિશે લંબાણથી કહ્યું હતું, તે સંબંધી અમે કશું કહેવા માગતા નથી. એ પ્રશ્નનો નિવેડો આવ્યો છે એટલું બસ છે. શ્રીયુત ભુલાભાઇએ પોતાના ભાષણમાં સાહિત્ય વિશે કહ્યું કે સર્વલોકને માટે હોય તે જ સાચું સાહિત્ય, બીજું નહિ. એક દૃષ્ટિએ આ ખરું છે. કલાપાત્ર સ્વભાવથી સર્વભોગ્ય છે : Art is universal,–પણ તેને પણ અધિકારની અપેક્ષા છે. જેમ સર્વ સત્યને જેમ સર્વ કલાને તેમ સાહિત્યને પણ અધિકારની અપેક્ષા છે. પ્રાચીન સાહિત્યમાં દુર્ગમ ઉપનિષદો છે, તેમ સર્વસુગમ પુરાણો પણ છે. એ પણ યાદ રાખવાનું છે કે ઉચ્ચ અને અમુક અધિકારીઓને જ સુગમ સાહિત્ય પાછું બીજાઓવડે અનેક રૂપમાં મુકાઇ સર્વસુગમ થાય છે. આ સર્વ ક્રિયાદમાં સાચી વાત એ છે કે કેટલાક સાહિત્યકારોને સમાજ તરફ પ્રેમ જ નથી હોતો અને તેથી તેમનું સાહિત્ય સર્વસમભાવી નથી થઇ શક્યું. પણ આ ચર્ચા લંબાવવાનું આ સ્થળ નથી. પરિષદની ફતેહ માટે અમે સર્વ કાર્યકર્તાઓને અને શ્રીયુત ભુલાભાઇને અભિનંદન આપીએ છીએ.

## વનિતા વિશ્રામ રજતમહોત્સવ

વનિતા વિશ્રામ સ્થપાયાને પચીસ વરસ થયા તે પ્રસગે અમદાવાદના સભાવિત ગૃહસ્થોએ તેના સ્થાપક શ્રીમતી સુલોચના બ્હેનને માનપત્ર આપ્યુ તે યોગ્ય કર્યું છે.

આ પ્રસંગ એક તરફથી જેમ તેમને અભિનદન આપવાનો છે તેમ બીજી તરફથી શ્રીયુત આનદશકરભાઇએ અભિનન્દનના મેળાવડામા પ્રમુખસ્થાનેથી કહ્યુ હતુ તેમ, સ્ત્રીકેળવણીનો અત્યાર સુધીનો ઇતિહાસ જોઇ તેના ભાવિ વિકાસનો વિચાર કરવાનો છે અત્યારે ગુજરાતમા સ્ત્રીકેળવણીના પ્રદેશમા સરકારી કેળવણી ખાતાથી સ્વતંત્ર રીતે કામ કરતી અનેક સસ્થાઓ છે અમે કેળવણીમા સહશિક્ષણનું સ્થાન સ્વીકારીએ છીએ, છતા એ પણ સ્વીકારવુ જોઇએ કે હજી ઘણા સમય સુધી, અને કદાચ હમેશને માટે, એકલી સ્ત્રીઓને માટે કેળવણીની સસ્થાઓ રહેશે. એટલે હવે એ સમય આવ્યો છે જ્યારે આ બધી સ્ત્રીકેળવણી સસ્થાઓએ સહકાર કરી, સમન્વય સાધી, ગુજરાત સ્ત્રીકેળવણી માટે એક સ્વતત્ર વિદ્યાપીઠ સ્થાપવુ જોઇએ આ સસ્થાઓમા સરકારી ખાતાની દખલ ન હોવાથી, શુદ્ધ કેળવણીના પણ કેટલાક પ્રયોગો અને સુધારા, જેવા કે ઉદ્યોગના અથવા સ્વભાષા દ્વારા કેળવણી આપવાના, આવી સસ્થાઓમા વધારે સારી રીતે અમલમા મૂકી શકાય.

આ ઉત્સવને પ્રસગે એક ચર્ચા પણ રાખેલી છે, જે હજી થવાની છે, ત્યારે આ પ્રશ્ન ઉપર પણ ધ્યાન અપાય તેમ અમે ઇચ્છીએ છીએ આ ચર્ચાને માટે શ્રીયુત કિશોરલાલભાઇએ એક વ્યાખ્યાન તૈયાર કરેલુ છે, તે મા। સ્ત્રીકેળવણી નહિ પણ સ્ત્રીજીવનના સમસ્ત પ્રશ્ન માટે પણ ઘણુ મહત્ત્વનુ છે. આ ઉત્સવે આવી ચર્ચા કરવાનો પ્રબધ કર્યો હતો તે અન્ય સસ્થાઓએ પણ અનુકરણ કરવા યોગ્ય છે.

## બારડોલી વિષે સરકારી ચુકાદો

બારડોલીના ખેડૂતો ઉપર જુલમ કરી યુદ્ધવિરામ દરમિયાન જમીનમહેસૂલની વસુલાત કરવામા આવી હતી અને સરકારે સંધિનો ભગ કર્યો હતો એવી મહાસભાની ફરિયાદ સબધી તપાસ સમિતિ નીમવાનુ સરકારે કબૂલ કરવાથી મહાસભાએ ગોળમેજીમા પ્રતિનિધિત્વ સ્વીકાર્યું હતું આ તપાસ 'વિરોધી અને એકપક્ષી' હોવાથી મહાસભા તેમાથી ખસી ગઇ હતી હવે મિ૰ ગોર્ડને મહાસભા પક્ષની ગેરહાજરીમા 'ex parte' ચુકાદો આપ્યો છે અને બારડોલીના ખાતેદારોનો કેસ કાઢી નાખ્યો છે એટલુ જ નહિ પણ મહાસભા ઉપર સાક્ષીઓને ભણાવવાના ખોટા આક્ષેપો કર્યા છે શરૂઆતમા ગાધીજીની માગણી નિષ્પક્ષપાત પચની હતી પણ તે છોડી દેવામાં આવી હતી હવે જણાય છે કે આવી સરકારી અમલદારની તપાસ ઉપર આધાર રાખવો વધારે પડતો છે. ખેડૂતોનો કેસ એટલો સ્પષ્ટ હતો કે કોઇ પણ નિષ્પક્ષપાત પચે ખેડૂતોના લાભમા ચુકાદો આપ્યો હોત મિ ગોર્ડને પોતે જ કણબી સ્ત્રીઓ અને બાળાઓને ભણાવી ભણાવીને સાક્ષીના પિંજરામા લાવવાનો આક્ષેપ કરી પોતાના જજમેંટને લૂલુ બનાવ્યુ છે પોતાના રાજકીય પૂર્વગ્રહોને લીધે ન્યાયી ચુકાદા ઉપર આવી શકયા નથી તે આ રિપોર્ટના આખા લખાણ ઉપરથી વાચકને લાગ્યા વગર રહેતુ નથી મહાસભાને ગોળમેજીમા ખેંચવા સરકારે નાછૂટકે આ તપાસ સમિતિ નીમી, તેનું અડધેથી જ કામ અટકયુ અને છેવટે આવુ પરિણામ આવ્યુ એનું ગાધીજીને દુઃખ થયા વગર રહેશે નહિ અમારી માન્યતા છે કે સરકારી એકપક્ષી તપાસમા હવેથી વિશ્વાસ ન જ રાખવો.

પુસ્તક ૧૩ પોષ: ૧૯૮૮

# શ્રીકૃષ્ણનું ચારિત્ર્ય

મહાત્માઓ યુગપ્રતિમાઓ છેઃ એમના કાળનાં સીમાચિહ્નો એમના જીવનમાં ઓતપ્રોત થયેલાં હોય છે અથવા એક યુગ પૂરો થાય ને બીજો શરૂ થાય એવા સંક્રાન્તિ-કાળે તેઓ જન્મ પામે છે. એમનો જીવનક્રમ સામાન્ય જગવ્યવહારના ચીલે ચાલવા ઘડાતો નથી. કોઇ દૈવી પ્રેરણાથી જ એમનો જીવનમાર્ગ મોકળો થાય છે અને સામાન્ય મનુષ્ય કરતાં ઘણા જ થોડા વખતમાં તેઓ આગેવાની પ્રાપ્ત કરી લે છે. મહાત્માઓ સર્વ વાતે મહાન હોય છે,' એવું સામાન્ય રીતે ગનાય છે; પરંતુ એવો કોઇ સ્પષ્ટ નિયમ હોતો નથી અને એવો નિયમ હોય તો તેમાં અપવાદો પણ ઘણા હોય છે. કારણકે ઘણી વાર કેટલાક માણસો વિદ્યાકલામાં જ સર્વશ્રેષ્ઠ હોય છે તેમનું નૈતિક બળ સામાન્ય મનુષ્યથી પણ ઘણું ઓછું હોય છે; અથવા તેઓ સુધારકો, યુદ્ધવીરો અને રાજનીતિજ્ઞો તરીકે સફળ થતા નથી. કેટલાક આધ્યાત્મિક સંપૂર્ણતાના કેન્દ્રસ્થાને પહોંચેલા હોય છે તો વ્યવહારુ બાબતોથી સાવ વિમુખ હોય છે. જગતના ઇતિહાસમાં એવી એક પણ વ્યક્તિ થઇ નથી કે જેણે શ્રીકૃષ્ણની પેઠે વિવિધ દિશાઓમાં શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કર્યું હોય. એમના કીર્તિવંત અસ્તિત્વ દરમિયાન એમણે ધાર્મિક કે સાંસારિક વિવિધ પ્રવૃત્તિઓમાં એવી તો સંપૂર્ણતા પ્રાપ્ત કરી છે કે આજ પાંચ હજાર વર્ષો વીતી ગયાં છતાંય એમની જીવનગાથાઓ હિંદના એક છેડાથી બીજા છેડા સુધી હજીયે ગવાઇ રહી છે. જીવનના જુદા જુદા ગાળામાં પણ શ્રીકૃષ્ણની મહત્તા પરખાઇ આવે છે. બાલક, વિદ્યાર્થી, મિત્ર, સ્નેહી, યુદ્ધવીર, રાજા, એલચી, સર્કશાસ્ત્રી, યોગી, પયગમ્બર કે દૈવી અવતાર તરીકે એમની અલૌકિકતા વિશ્વવંદ્ય બની રહી છે. 'કીર્તિવંત જીવનની સત્કર્મભરી એક ઘડી પણ એક યુગ બરાબર છે' એમ વૉલ્ટર સ્કૉટ કહેતો, પણ શ્રીકૃષ્ણનું કીર્તિવંત જીવન તો એકસો પચીસ વર્ષ લંબાયું હતું ને એની એકે એક ઘડી સત્કાર્ય કરવામાં જ યોજાઇ હતી ને અમર કીર્તિ અર્પતી-જતી હતી.

પરંતુ બીજા મહાત્માઓની પેઠે જ શ્રીકૃષ્ણને પણ એમની મહત્તાથી સદન કરવું

પડયું છે. અત્યારે આપણા એ નરવીરના નામ પાછળ એટલી બધી કથાઓ ને કલ્પનાઓ વીંટાઇ વળી છે કે એમના ચારિત્ર્યનો સાચો અભ્યાસ કરવાનું અશકય નથી બનતું તો મુશ્કેલ તો બને છે જ. પરંતુ એટલું બાકી ન હોય-તેમ એ કથાઓ ને કલ્પનાઓની પણ અનેક અતિશયોક્તિ કરવામાં આવે છે, અને છેવટે જ્યારે શ્રીકૃષ્ણને પ્રભુના સંપૂર્ણ અવતાર જ ગણવામાં આવ્યા ત્યારે એ કથા-કલ્પનાઓને કોઈ જાતની હદ રહી નહિ. યુદ્ધ કે પ્રણયની વેદી પર પ્રાણ પાથરનાર કોઇ નરવીરનાં સાહસોમાંથી વીરકથા પ્રગટે છે, એ પ્રમાણે આ દંતકથા અને અતિશયોક્તિએ શ્રીકૃષ્ણના જીવનને પુરાણકથા જેવું બનાવી મૂકયું છે, ને છેવટે એમના જીવનના પ્રસંગોનાં રૂપકો થયાં છેઃ દરેકે દરેક મહાકાવ્યના નાયકને આ કસોટીએ કસાવું પડે છે. અને તે દ્વારા તેનાં સાહસોને હોય તેનાથી વધુ કીર્તિવંત ઓપ અપાય છે. એટલે સાચા ટીકાકારે ધીરજ ને ખંતથી આ બધાં પડો ધીમે ધીમે ઉકેલવાં જોઇએઃ હતા એવા શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર કરવા એમની પૂજારી જનતાએ યુગાન્તરોથી ચઢાવેલો ઓપ દૂર કરવો જોઇએ. આમ છતાંય દંતકથાકારો ને રૂપકકારોના યત્નો મિથ્યા ગયા નથી જ. શ્રીકૃષ્ણને ઐતિહાસિક વ્યક્તિ તરીકે તપાસો, જગતમાં એમની જોડ જડશે નહિ; એમના જીવનને કથા માનો, એવી રસિક ને આકર્ષક વાર્તા આપણે કદીએ વાંચી નહિ હોય; વીરકથાના નાયક તરીકે એને નાણી જુઓ ને આપણે કબૂલ કરવું પડશે, કે જગતભરનાં મહાકાવ્યો ને કલ્પનાકુસુમોમાં શ્રીકૃષ્ણના નામ જેટલી મોહક સૌરભ નહિ ભરી હોય. એમનું જીવન તો જાદુભર્યું છેઃ કેટલાય કવિઓ અને ભકતોનાં દિલને એણે યુગયુગાન્તરોથી અનુપમ ભાવનાઓથી ભરી દીધાં છે, અને આપણા હિંદી સાહિત્યમાં જગતે જાણ્યો કે જોયો નથી એવો પ્રકાશ ફેલાવ્યો છે.

ટીકાનાં એ વિરોધી તત્ત્વો શ્રીકૃષ્ણના ચારિત્ર્યનો વિચાર કરતાં લક્ષમાં લેવાં પડે છે. એક બાજુ શ્રીકૃષ્ણને પરમેશ્વરના અવતાર લેખવામાં આવે છે અને એ દૃષ્ટિએ તેઓ મનુષ્યોથી ને મનુષ્યકલ્પનાથી પર લેખાય છે. બીજી બાજુ પશ્ચિમના વિદ્વાનો એમને એમની શત્રુઓ સામેની કપટનીતિ માટે ઉતારી પાડે છે. "નાયકો અપકૃત્યો કરતા હોય છતાં મહાભારત જેવું કાવ્ય નીતિમય કેમ લેખી શકાય?"-પ્રો. ઇ. ડબલ્યુ. હોપકીન્સ પૂછે છે. એ જ ટીકાકાર એમના "હિંદના મહાકાવ્ય" નામક પુસ્તકમાં લખે છે કે "શ્રીકૃષ્ણ 'शठं प्रति शाठ्यं कुर्यात्'-એ ન્યાયે ક્ષત્રીવટના કેટલાય નિયમોનો ભંગ કરે છે." 'હિંદના ધર્મો' નામક એમના પુસ્તકમાં એ જ લેખક જરા આગળ વધી કહે છે કે "મહાભારતના કૃષ્ણ સત્યાસત્યના વિચાર વગરના કપટી પુરુષ છે. ક્ષત્રીવટના નિયમોથી વિરુદ્ધ ઘણા માર્ગો સૂચવે છે ને એવો અવળો અમલ કરાવે છે." આ એકનો એક મનુષ્ય આમ અનંત પ્રશંસા અને ભયંકર તિરસ્કાર કેમ ઉપજાવી શકે? એવા નાયકના ચારિત્ર્યનો કસ કાઢવા કોઇ કસોટી શોધી કાઢવાની ખાસ જરૂર છે.

વળી જ્યારે જુદા જુદા ગ્રંથકારોએ શ્રીકૃષ્ણના જીવનને જુદા જુદા દૃષ્ટિબિન્દુએ આલેખ્યું છે તો આપણે એનો નિર્ણય કેવી રીતે કરી શકીએ? શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ પોતાની ભાગવતની ટીકા 'સુબોધિની'માં કહ્યું છે તેનું અનુકરણ કરી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની પેઠે શ્રીકૃષ્ણના જીવનને શું આપણે સર્વાંશે રૂપકમય કરી નાખવું? શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાં કહ્યું છે તે બધું જ આપણે કબૂલ કરી દઇ, શ્રીકૃષ્ણે જે લીલા કરી તે બધી સત્ય હતી

એમ જણાવી પરીક્ષિત રાજા આગળ જે શુકદેવજી એમના ચારિત્ર્ય માટે કારણો આપે છે તે સ્વીકારી લેવાં જોઇએ ? કે શ્રીયુત ચિંતામણ વી. વૈદ્યે કર્યું છે તેમ, શ્રીકૃષ્ણના જીવનમાંથી અતિશયોક્તિ કે દંતકથા ટાળી સત્ય વસ્તુ પારખવી જોઇએ ? શ્રી રેનાંના ' જીસસના જીવન'નું અનુકરણ કરી બાબુ બંકિમચંદ્રની પેઠે શ્રીકૃષ્ણના જીવનમાંના દૈવી તત્ત્વને સમૂળગું અળગું કરવું જોઇએ ? કે પછી શ્રીકૃષ્ણ સારા નરસાથી પર હોવાને લીધે કોઈ પણ પ્રકારનાં અપકૃત્યો એમને કલંકિત કરી શકતાં નથી એમ સમજી મહાભારતના લેખકે એ મહાકાવ્યના નાના મોટા શ્લોકોનાં તમામ અપકૃત્યો શ્રીકૃષ્ણને નામે ચઢાવી દીધાં છે—એમ શ્રીયુત ધીરેન્દ્રનાથ પાલના અભિપ્રાયને મળતા થઇ બધી મુશ્કેલીઓ ટાળી નાખવી જોઇએ ? શ્રીબુદ્ધ ભગવાનનો હરીફ ઉત્પન્ન કરવા શ્રીકૃષ્ણને દેવ મનાવી એમને નામે કલ્પનાથી અનેક દંતકથાઓ ચડાવી દેવામાં આવી છે એવો શ્રીયુત સૂર્યરાવનો અભિપ્રાય ગ્રહણ કરવા આપણને કાંઇ કારણ છે ? કે ગોકુલ ને વૃંદાવનમાં ઘૂમનાર અને કુરુક્ષેત્રમાં પાંડવોની પડખે રહી તેમને સલાહ આપનાર યોગીમિત્ર શ્રીકૃષ્ણ એમ બે જુદા જુદા કૃષ્ણ હતા, એમ કેટલાક વિદ્વાનો માની બેઠા છે એ વાત ગ્રહણ કરવા જેવી છે ? કે છેવટે આવી અર્થવિહોણી ચર્ચાઓથી કંટાળી જઇ અર્જુનનો અર્થ સફેદ અને કૃષ્ણનો અર્થ કાળો ગણી શ્રીકૃષ્ણના નામથી હાથ ધોઇ નાખવા ઘટે છે ? શ્રીકૃષ્ણને સાચો ન્યાય આપવા મથતા વિદ્વાનોએ એવો તો ખીચડો કરી નાખ્યો છે કે સામાન્ય મનુષ્ય એ બાબતનો વિચાર કરવા બેસે તો મુંઝાઇ જ જાય.

મારા નમ્ર મત પ્રમાણે તો શ્રીકૃષ્ણ યોગેશ્વર જ હતા: જીવન્મુક્ત મહાત્મા હતા. સંસારી જંજાળો એમને જરાય સતાવતી નહિ. એમણે આ જીવનમાં જ નિર્વાણદશા પ્રાપ્ત કરી લીધી હતી, પરંતુ આ સૃષ્ટિમાં જીવન જીવવાનું બાકી રહેલું હોવાથી એટલું જીવન પોતાના માટે નહિ પરંતુ માનવજાતના ભલા માટે ખર્ચવા એ કટિબદ્ધ થયા હતા. એમણે અહં વિસારી મૂક્યું હતું, કર્મેંદ્રિયો પર વિજય મેળવ્યો હતો અને પોતાને વિશ્વસ્વરૂપ માનતા થઇ ગયા હતા. એમને કોઇ પ્રકારની આશા–તૃષ્ણા રહી નહોતી: કશો સ્વાર્થ સાધવાનો બાકી નહોતો: કારણકે એમણે તો મેળવવાનું બધું જ મેળવી લીધું હતું. એમણે એવી દશા પ્રાપ્ત કરી હતી કે જેમાં વિચરવાથી સર્વ કામનાની તૃપ્તિ જ અનુભવાય, અને કોઇ પણ જાતની ઇચ્છા ફળવાની બાકી રહે જ નહિ. શ્રીકૃષ્ણનો આવો નિર્લિપ્ત સ્વભાવ ગીતાના ચોથા અધ્યાયના ચૌદમા શ્લોકમાં સારી રીતે સ્પષ્ટ કરવામાં આવ્યો છે: 'કર્મ મને બાધા કરતાં નથી: કર્મફળની મને ઇચ્છા નથી.' એ જ અધ્યાયના બાવીસમા ને એકતાલીસમા શ્લોકમાં આ જ વાત વધારે સ્પષ્ટ કરી બતાવવામાં આવી છે. પરમેશ્વરની દૈવી ઇચ્છા પાર પાડવા શ્રીકૃષ્ણ નિમિત્ત બન્યા હતા. કારણ, પરમેશ્વરની ઇચ્છામાં જ એમની વ્યક્તિગત ઇચ્છા સમાઇ ગઇ હતી. મિ. આર. એ. રૉજર્સ કહે છે તેમ, એક યુગ કે એક સમાજે માન્ય રાખેલા ધારાઓનો સમૂહ તે જ નીતિ. એ દ્વારા જ કર્મનું સાચું મૂલ્ય અંકાય અને સારા-નરસાનો ભેદ પરખાય. પરંતુ પરમેશ્વરના અવતારરૂપ મનાય એ પુરુષ તો સર્વ યુગયુગાન્તરથી પર છે: સમાજ અને વર્ણાન્તરથી અનોખો છે અને ધારાઓ નિર્ણયે કે હા–નાની ચશમપોશીથી પણ વેગળો છે. પોતાના દૈવી અસ્તિત્વને અનુસરીને જ એ ધારાઓનું પાલન કરે છે અને દુન્યવી બંધનો એની આડે આવી શકતાં નથી. નીતિશાસ્ત્રને સારાસારની વિદ્યા લેખીએ,

પણ જેનામા સ્વ ને અહંનો જ અભાવ હોય એને આપણી સારાનરમાની કસોટીઓએ ન કસવો જોઇએ, કારણકે એમનું અસ્તિત્વ કોઇ જુદા જ આદર્શો પર રચાયેલુ હોય છે આપણા ધોરણથી એમના જીવનની આપણે તુલના કરીએ છતા ય ગેવાળમા ઊગ્યા છતા કમળ એનાથી ભિન્ન છે તેટલા જ એ પણ આપણાથી પર છે

શ્રીકૃષ્ણ યોગેશ્વર હતા, જીવન્મુક્ત હતા—એ વાતો પૂરવાર કરવી મુશ્કેલ નથી યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે ભીષ્મપિતામહ જેવા મહાપુરુષે પણ એમની સેવા પ્રથમ કરવા અભિપ્રાય આપ્યો હતો ને ત્યા એકત્ર મળેલા તમામ રાજમડળે એ વાતને અનુમતિ આપી હતી ચેદીવશના રાજા શિશુપાલ એકલાએ જ એ વાત માન્ય ન કરીને પરિણામે એ અવિનય બદલ તેને પ્રાણ ખોના પડ્યા શ્રીકૃષ્ણ સાદીપનિ ઋષિએ શીખવેલા કલાવિજ્ઞાનમા પારગત હતા, એટલુ જ નહિ પરતુ પાડવોએ બાર વર્ષ વનવાસ વેઠયો એ ગાળો એમણે આધ્યાત્મિક ચિંતનમા ગાળ્યો અને ગુરુઘોર અગિરસ પાસે યોગાભ્યાસ આદર્યો દરેક અવતારી પુરુષની પેઠે શ્રીકૃષ્ણ ગીતામા પોતાને પ્રભુ મનાવે છે જીસસ પણ એમ જ કરતા "હુ ને પરમપિતા એક જ છીએ " ઈરાની સૂફી મનસુર હલાજ પણ એમ જ કહેતા 'અન ઉલ હક' અથવા 'હુ જ પરમેશ્વર છુ ' ગીતના અગિઆરમા અધ્યાયમા શ્રીકૃષ્ણ અર્જુનને પોતાના વિરાટ સ્વરૂપના દર્શન કરાવે છે અધરાજા ધૃતરાષ્ટ્રને આજવા ઉદ્યોગ પર્વમા પણ શ્રીકૃષ્ણે પોતાનું એ જ સ્વરૂપ પ્રગટ કર્યું હતુ આ પ્રમાણે આપણા નાયકના જીવનમાથી પ્રસંગો શોધવા બેસીએ તો એમના સત્ય, વિશ્વવ્યાપી સ્નેહ, વીરતા, ઉદારતા, આત્મત્યાગ, તટસ્થતા, જ્ઞાન દીર્ઘદૃષ્ટિ વગેરે ગુણોના અનેક દાખલા મળી આવે પરતુ હિંદુ શાસ્ત્રો અને ગીતા જ શ્રીકૃષ્ણને યોગેશ્વર ઠરાવવા ને પ્રભુના અવતાર મનાવવા બસ છે

શ્રીકૃષ્ણની અનીતિ માટે નાહક ઘણી શાહી બગાડવામા આવી છે વજનદાર પુરાવાઓથી સાબીત કરવામા આવ્યુ છે કે જ્યારે ઐતિહાસિક શ્રીકૃષ્ણ ગોપીવૃન્દમા ઘૂમતા ત્યારે તેમની ઉમર માત્ર સાત આઠ વર્ષની જ હતી અને એવી કાચી વયના બાળકને અનીતિમાન કલ્પવુ એમા વિચિત્રતા ને સૌજન્યની હદ આવી રહે છે વળી એ ગોપીઓના પતિઓ અને બધુજનો એટલા બધા સ્વમાનવિહોણા ન હતા કે પુખ્ત ઉમરના પુરુષને પોતાની પત્ની કે મા-બેન સાથે અણઘટતી છૂટ લેવા દે વળી મહાભારતમા તો ગોપીઓ વિષે બિલકુલ જ ઉલ્લેખ નથી માત્ર એક જ વાર જ્યારે દુઃશાસન દ્રૌપદીના ચીર ખેચવા તૈયાર થયો ત્યારે શ્રીકૃષ્ણને યાદ કરતા દ્રૌપદી બોલેલા—' गोविन्दद्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय। " વળી સભા પર્વમા જ્યારે રાજા શિશુપાલે શ્રીકૃષ્ણનુ સો વાર અપમાન કર્યું ત્યારે પણ શ્રીકૃષ્ણ ને ગોપીઓના સબધ વિષે એક શબ્દ પણ ઉચ્ચારવામા આવ્યો નથી શ્રીકૃષ્ણ ને ગોપીઓના સબધી એક પણ ઐતિહાસિક પુરાવો હોત તો શિશુપાલ એને મોટુ સ્વરૂપ આપ્યા વિના રહેત જ નહિ એટલે આપણે કબૂલ કરવુ ઘટે, કે પાછલા ગાળાના ભક્તલેખકોએ શ્રીકૃષ્ણના જીવનમા ઐતિહાસિક દૃષ્ટિએ નહોતુ એવુ તત્ત્વ દાખલ કરી દીધુ હોવુ જોઇએ મહાભારતમા ગોપીઓ વિષે બિલકુલ જ ઉલ્લેખ નથી, જ્યારે વિષ્ણુપુરાણ એક પગલુ આગળ ભરે છે અને શ્રીકૃષ્ણ ને ગોપીના સબધને નિર્દોષ માતાઓના એક સુંદર બાલક માટેના સાત્વિક પ્રેમ તરીકે જ પરખાવે છે હરિવશ અનુસાર એ તો એક યુવાન માટે મુગ્ધાઓનો અનહદ મોહ હતો શ્રીમદ્‌ભાગવત મુજબ એક ભરજુવાન માટે જુવાન પ્રમદાઓનો ગાઢ અનુરાગ હતો.

બ્રહ્મવૈવર્ત પુરાણમાં ખુલ્લા શૃંગાર અને અશ્લીલતાની હદ આવી રહે છે. જયદેવ જેવા કવિઓએ આવો આકર્ષક વિષય એકદમ ગ્રહણ કરી લીધો અને શ્રીકૃષ્ણના જીવનને નાયકનો એવો તો ઓપ દીધો કે એમાંના ઐતિહાસિક-તત્ત્વનો બિલકુલ જ લોપ થયો. અલબત, આ બધા શૃંગારમાંથી પણ રૂપકના વિવિધ રંગો ઉપજાવવા પ્રયત્ન કરવામાં આવ્યા જ. એ જ પ્રમાણે મહાભારત, વિષ્ણુપુરાણ, હરિવંશ અને શ્રીમદ્દભાગવતમાં રાધાનું નામ જ લેવામાં આવ્યું નથી; બ્રહ્મવૈવર્ત પુરાણમાં જ એનો પ્રથમ ઉલ્લેખ જોવામાં આવે છે અને તેથી જ જયદેવને કાવ્યકલ્પનામાં ઊડવાનો પ્રસંગ મળી ગયો છે. શ્રીકૃષ્ણજીવનનાં જાદુ, એમાં ગુંથાયલી વીરકથા, એમના પ્રતિની અપ્રતિમ ભક્તિ કે રાધાનું ભક્તિરૂપક વાચકને મોહ પમાડે છે ખરાં; માત્ર એ બધું ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ નથી. પાછળનાં પુરાણોએ જ એ બધી વાતો ઉમેરેલી છે. દંતકથા તો એટલે સુધી આગળ વધે છે, કે શ્રીકૃષ્ણને સોળ હજાર બસો ને આઠ રાણીઓ હતી! જાણે અનેક પત્નીઓવાળા થવામાં જ બધી મહત્તા ન સમાઈ જતી હોય! સાચી હકીકત એ છે કે શ્રીકૃષ્ણે નરકાસુરનો વધ કર્યો અને એણે બંદીવાન બનાવેલી સોળ હજાર સુંદરીઓને બંધનમુક્ત કરી. આટલા ઉપરથી દંતકથાકારો કૂદી પડ્યા ને જાહેર કરી દીધું, કે શ્રીકૃષ્ણને એ બધી ય સુંદરીઓ પરણી ગઇ! શ્રીકૃષ્ણ બસો ગોપીઓ સાથે રાસ ખેલતા એટલે એ બસો ગોપીઓ પણ શ્રીકૃષ્ણને વરી એમ દંતકથાએ નિર્ણય કરી લીધો. આ હિસાબે આઠ બાકી રહી. અને સાચું પૂછીએ તો શ્રીકૃષ્ણને આઠ રાણીઓ હતી, જોકે બંકિમચંદ્ર તો એમ કહે છે કે શ્રીકૃષ્ણને એક જ રાણી હતી ને તે રુક્મિણી. શ્રીકૃષ્ણને આઠ રાણીઓ હતી એ વાત કબૂલ રાખીએ તો ય કશુંય અજુગતું નથી; કારણકે હિંદુઓમાં પહેલાં અનેક પત્નીઓ કરવાની છૂટ હતી ને અત્યારે પણ એવી છૂટ છે જ;—જો કે અર્વાચીન સામાજિક સુધારો એકપત્નીવ્રતમાં માનનારો જ લગભગ થઈ ગયો છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણના જીવનનો મુખ્યમાં મુખ્ય ચર્ચાસ્પદ વિષય દંતકથાના આધારે અસ્તિત્વમાં આવ્યો છે ને ઐતિહાસિક સત્ય નથી એ વાત પૂરવાર થાય છે.

પરંતુ ઘડીભર આપણે ઐતિહાસિક સત્ય બાજુ પર મૂકીએ અને માની લઇએ કે શ્રીકૃષ્ણનું જીવન વિષયી હતું તો પણ સંપૂર્ણ મનુષ્ય જે માત્ર પરમાનંદમાં જ મસ્ત છે તે સારા નરસાથી પર હોઇ માત્ર કરવાની ખાતર જ કાર્યો કરે છે, એમ સિદ્ધ કરી શકાય તેમ છે. ગીતાના અઢારમા અધ્યાયના ૧૭મા શ્લોકમાં કહ્યું છે તે મુજબ: જે અહંતાથી મુક્ત થયો છે, જેની પરીક્ષણશક્તિ કુંઠિત થઈ ગઇ નથી, તે આ લોકોનો સંહાર કરે છે છતાં સાચું પૂછો તો સંહાર કરતો જ નથી, તેમ એવા વિનાશના પાપથી બંધાતો નથી. શ્રીમદ્ ગર્ગસંહિતામાં આવી જ એક સૂચક વાર્તા છે જેમાં એક મુક્તાત્મા દુષ્ટ ને વિષયી જીવન ગુજારતો જણાય છે, છતાં તે સજ્જન ને પવિત્ર છે: એ ખાય છે છતાં અન્ન સાથે એને કાંઇ જ લેવા દેવા નથી; એ સંહાર કરે છે છતાં ય એને હાથે વિનાશ થાય છે, એમ કહેવાતું નથી. વાર્તાપ્રસંગ એવો છે કે, એક વાર યમુનામાં પૂર આવ્યું હતું એટલે ગોપીઓ સામે કિનારે જઈ શકે તેમ નહોતું. શ્રીકૃષ્ણને કાને આ વાત ગઇ ત્યારે એમણે સૂચના કરી કે બધી ગોપીઓએ સાથે મળી યમુનાજીને પ્રાર્થના કરવી કે 'શ્રીકૃષ્ણનું ચારિત્ર્ય કલંકવિહોણું હોય તો માર્ગ આપો.' ગોપીઓને આ સૂચના મજાક જેવી લાગી છતાં અખતરો કરી જોવા તેમને મન થયું અને એમણે એ પ્રમાણે પ્રાર્થના કરી કે તુરત જ

તેઓને આશ્ચર્યચકિત બનાવી દે એવો બનાવ બન્યો. યમુનાનાં જલ બે ભાગમાં વહેંચાઇ ગયાં ને તેમને સામે કિનારે જવા માટે માર્ગ મોકળો થયો. એક વાર ગોપીઓને દુર્વાસા ઋષિનો સત્કાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ઋષિજીએ પોતાને માટે સુંદર ભોજન તૈયાર કરવા આજ્ઞા કરી. ઋષિજીના ઉગ્ર સ્વભાવથી સૌએ ચિરપરિચિત હતાં એટલે એમણે ખૂબ જ ઉતાવળ કરી રસોઈ તૈયાર કરી દીધી અને ઋષિજી પણ મનભાવતું ભોજન કરી તૃપ્ત થયા. પાછા વળતાં ગોપીઓએ યમુનાજીમાં ફરી પૂર આવેલું દીઠું. એટલે ઋષિજીએ એમને આજ્ઞા કરી કે "જો ઋષિજીએ કાંઇ જ ભોજન ન કર્યું હોય તો હે યમુના મૈયા! અમને સામે કિનારે જવા માર્ગ આપજે" એમ પ્રાર્થના કરો. આંખે જોયેલું અન્યથા ન મનાય છતાં પણ ગોપીઓએ ઋષિજીની સૂચના મુજબ પ્રાર્થના કરી અને એ વેળા પણ યમુનાજીએ માર્ગ દીધો. આ ઉપરથી ગર્ગસંહિતાના કર્તા ટીકા કરે છે કે દુર્વાસા ઋષિનો આત્મા તો પ્રભુસ્મરણમાં મગ્ન હતો: માત્ર એમના ઉદરને જ તૃપ્ત કરવામાં આવ્યું હતું, તેથી ઋષિજીએ સાચું જ કહ્યું હતું કે "મેં ખાધું નથી" એનો અર્થ એટલો જ કે ભોજનની ક્રિયા થઇ એ વાત સાચી પરતુ તે સાથે એમના આત્માને લેશ માત્ર પણ સંબંધ નહોતો. એ જ રીતે આપણે મુક્તાત્મા માટે વાત કરી શકીએ. દુન્યવી નજરે એ વિષયી જીવન ગાળતો જણાય છે પરતુ સત્ય દૃષ્ટિએ એ જીવન સાથે એને નામનો પણ સંબંધ નથી. પરંતુ શ્રીકૃષ્ણને તો એવા પુરાવાઓની પણ જરૂર નથી; કારણકે ઐતિહાસિક શ્રીકૃષ્ણ વિષયી હતા એવું કહેવાને એક પણ સાધન નથી એમ આપણે જોઇ ગયા છીએ.

શ્રીકૃષ્ણ એમના શત્રુઓ કે પ્રતિપક્ષીઓ સામે કેવી રીતે વર્તતા એ વાતનો વિચાર કરીએ તો એક વાત ખાસ આગળ તરી આવે છે. એ સદ્ગુણી મનુષ્યો તરફ કઠોર ભાસ્યા હશે, પરંતુ પાપીઓનો તો તેમણે હંમેશાં સંહાર જ કર્યો છે. શેક્સપિયરનાં કરુણાન્ત નાટકોને પણ આ જ સ્પષ્ટ ઉદ્દેશ છે. શેક્સપિયરની દુનિયામા સદ્ગુણી પુરુષોને દુઃખ સહન કરવાં પડે છે: પ્રભુના જગતમાં પણ એમ જ બને છે: પણ શેક્સપિયરનું એકે એક કરુણાન્ત નાટક ફેંદી વળીએ તો પણ એક પણ સ્થાને દુષ્ટો દંડાયા વિના રહ્યા નથી. શ્રીકૃષ્ણે સામ દામ ભેદ દંડ એ ચારે નીતિ અજમાવી કરી એમના શત્રુઓનો વિનાશ કર્યો હશે. પરતુ એ દ્વારા એમણે કદી યે સ્વાર્થ સાધ્યો નથી જ. ગીતાના ચોથા અધ્યાયના આઠમા શ્લોકમાં કહ્યું છે તે મુજબ, એ કાર્યો સાધુપુરુષોનું રક્ષણ કરવા માટે અને દુષ્ટોના વિનાશ માટે જ યોજાયેલાં હતાં. એટલે કંસ, જરાસંધ, દુર્યોધન અને બીજા રાક્ષસો દુષ્ટ મનુષ્યો હતા માટે જ શ્રીકૃષ્ણે તેમનો વિરોધ કરી સંહાર કર્યો. કંસના વધ પછી મથુરાંનું રાજ્ય એના જ પિતા ઉગ્રસેનને પાછું સોંપવામાં આવ્યું. દુર્યોધન અને જરાસંધના વિનાશ પછી મગધ અને હસ્તિનાપુરનાં રાજ્યો પણ અનુક્રમે જરાસંધના પુત્ર સહદેવ અને પાંડવોને સુપરત કરવામાં આવ્યાં હતાં. શ્રીકૃષ્ણે તો માત્ર પરિશ્રમ ઉઠાવ્યો ને વગોવાયા તે નફામાં! એમણે એ કૃત્યોથી એક પણ લાભ ઉઠાવ્યો નથી. એટલે સ્વાર્થી જગતથી એ કેટલા પર હતા તે સ્પષ્ટ થાય છે.

કેટલીક વાર એવું પણ બન્યું છે, કે શ્રીકૃષ્ણને ધર્માત્માઓનો સંહાર કરવાનો પ્રસંગ આવ્યો છે. પરંતુ એનું એક જ કારણ છે કે એ લોકોએ જાણી જોઇને જ અસત્યને પક્ષ કર્યો હતો, જો કે એમ ખોટે પક્ષે રહેવા છતાં સત્યનો સર્વદા તેઓ વિજય ઇચ્છતા ભીષ્મપિતામહ, ગુરુ દ્રોણ કે વીર દાનવીર કર્ણનાં શ્રીકૃષ્ણની પ્રેરણાથી જ બલિદાન દેવાય

એ વાત ચર્ચવા બેસીએ તો તેમાં અનેક મુશ્કેલીઓ ઊભી થાય તેમ છે. જીવનમાં એવા અનેક પ્રસંગો સાંપડે છે જ્યારે મનુષ્યને કપરી પસંદગી કરવી પડે છે: બે અનિષ્ટમાંથી એકનો સ્વીકાર કરવાનો હોય છે ત્યારે સાધુપુરુષ ઓછું અનિષ્ટ હોય એ કાર્ય પસંદ કરે છે. કારણકે ગમે તે એક કાર્ય કરતાં કલંકિત થવાનું તો નિર્માયેલું જ છે. મિ. ડબલ્યુ. આર્ચરે આવા પ્રસંગોની એમના '*Play Making*' નામક ગ્રંથમાં ઠીક ચર્ચા કરી છે. થોડાક દાખલા લઇએ: શેક્સપિયરના '*Measure for Measure*'માં ઇઝાબેલને પોતાના શિયળનું બલિદાન દેવાનું અથવા પોતાના ભાઇને ગુના માટે દેહાન્તદંડ ખમવા દેવાનું આવે છે. મેટરલીંકના '*Mona Vanna*'માં નાયિકાને શિયળભંગ કરવાનું છે કે દેશબન્ધુઓનો નાશ થતો જોવાનું છે. ઇ. સ. ૧૨૪૦ના અરસામાં એવું બનેલું કે ઇંગ્લેન્ડમાં એક પાશવી વૃત્તિનો અમીર થઇ ગયો. તેનું નામ અર્લ લીઓફ્રિક. તેણે પોતાની પત્ની 'લેડી ગોડીવા'ને આખા નગરમાં ઘોડા પર નગ્ન દશામાં પસાર થવા આજ્ઞા કરી અને જો લેડી ગોડીવા તેમ કરે તો જ પ્રજાજન પર નાખેલો અમાનુષી કર પોતે માફ કરે એવો નિર્ણય જાહેર કર્યો. આ ત્રણેમાં નાયિકાએ શું કરવું જોઇએ ? ગમે તે માર્ગ તેઓ ગ્રહણ કરે તો પણ તેઓ વગોવાવાનાં તો ખરાં જ. એ જ પ્રમાણે ભીષ્મ દ્રોણ અને કર્ણના સંહારની અનુજ્ઞા આપતાં શ્રીકૃષ્ણને કપરી પસંદગી કરવી પડેલી. બન્ને રીતે એમને તો વગોવાવાનું જ હતું. પાંડવો સત્ય માટે લડતા હતા, માટે એમને વિજય મળવો જ જોઇએ; ને પરમ સદ્‌ગુણી ભીષ્મપિતામહ ગુરુવર્ય દ્રોણાચાર્ય કે દાનવીર કર્ણ જ્યાં સુધી જીવતા હોય ત્યાં સુધી પાંડવોને વિજય મળવો અશક્ય જ. પરંતુ શ્રીકૃષ્ણે વીરતાથી અને પોતાનો વિચાર કર્યા વિના સાહસ ખેડી એ બધું ય કલંક પોતાને માથે ઉપાડી લીધું: ઓછું અનિષ્ટ પસંદ કર્યું અને એ ત્રણે ય મહાન યુદ્ધવીરોને પરાસ્ત કર્યા.

શ્રી. ચિંતામણ વિ. વૈદ્યના વિચારો આ વિષયમાં જરા જુદા પડે છે. કોઇ પણ સ્ત્રીના સામે અગર તો કોઈ પણ પુરુષ જે આગલા જન્મમાં સ્ત્રી હતો તેની સામે શસ્ત્ર ન ઉગામવું એવી ભીષ્મની પ્રતિજ્ઞા જ અયોગ્ય હતી; કારણકે સ્ત્રીસન્માનની ભાવનામેં એટલી હદ સુધી ખેંચી જવામાં જ એમની ભૂલ હતી અને તેથી તેમનો પરાજય થાય જ એમ શ્રી વૈદ્ય માને છે: પરંતુ કોઇ માણસ સ્ત્રીસન્માનને વધારે પડતું મહત્ત્વ આપતો હોય તો તેની એ વધારે પડતી નાજુકાઇનો લાભ લઈ એના પ્રાણ લેવા એ ઓછું અઘટિત છે ? દ્રોણાચાર્યને માર્ગમાંથી દૂર કરવા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને જગજાહેર અસત્ય બોલાવ્યું, એ માટે ઘણા ટીકાકારો બચાવ કરે છે. દ્રોણાચાર્ય અયોગ્ય યુદ્ધનીતિથી લડતા હતા. જે માણસો અમુક શસ્ત્રો ન વાપરી શકતા હોય તેમની સાથે એવાં અમોઘ શસ્ત્રોથી લડવું યુદ્ધનીતિની વિરુદ્ધ હતું. માટે જ તેમનો વિનાશ નિશ્ચિત બની ચૂક્યો હતો, એમ તેઓ જણાવે છે. કર્ણને કપટનીતિથી મારવામાં આવ્યો તેનો પણ એવો બચાવ કરવામાં આવે છે, કે ભરસભામાં દ્રૌપદીનું અપમાન કરવામાં આવ્યું ત્યારે એણે વિરોધનો એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહોતો. પરંતુ એની એ જ વિગત બીજી દૃષ્ટિએ નિહાળીએ તો શ્રીકૃષ્ણે નિઃસ્વાર્થ રીતે ઓછું અનિષ્ટ એવું કાર્ય પસંદ કર્યું હતું. પાંડવોનું સત્ય કાર્ય માર્યું જાય તે કરતાં ભીષ્મ દ્રોણ કે કર્ણનું બલિદાન દેવાય એ જ તેમને વધારે યોગ્ય લાગ્યું. મુક્તાત્માની કસોટીએ કસતાં પણ શ્રીકૃષ્ણની નીતિનું સમર્થન થઈ શકે: એ જાતે સ્વાર્થથી બિલકુલ પર હતા. અન્ય મનુષ્ય

કરતા તદ્દન જુદી અને ઊંચી કક્ષાએ વિહરતા એટલે એ દૃષ્ટિએ આ દોષ પણ તેમના પર ન જ ઢોળી શકાય કોઇ યુવાન ને ઉદ્યમી મનુષ્યને પ્રભુ બોલાવી લે છે તો ય પ્રભુની ન્યાયવૃત્તિમા આપણે શકા કરતા નથી એ એના કુટુંબની એકલી આશા હોય ને પાછળ અંધ પક્ષાઘાતી પિતાને રડતો મૂકી વિદાય લેતો હોય તોય આપણે કદી પણ પ્રભુને દોષ દેતા નથી તો પછી શ્રીકૃષ્ણ જેવા અવતારી પુરુષના કાર્યોથી આપણે શા માટે વિસ્મય પામવુ જોઇએ ?—એ તો પ્રભુની ઇચ્છા બર આણવા નિમિત્તરૂપે જ આ સૃષ્ટિમા પ્રગટ થયેલા છે અને પ્રભુની ઇચ્છાનુ જ તેમની દ્વારા પાલન થાય છે. વિલિયમ હારવે, લુઇ પાશ્ચર કે લોર્ડ લીસ્ટરે કૂતરા ને દેડકા પર પ્રયોગો કર્યા તે માટે તે પ્રાણીઓની નજરમા તેઓ ક્રૂર ને ઘાતકી ગણી શકાય, કારણકે એ પ્રાણીઓ કાઇ નહોતા સમજતા કે એ થોડુ અનિષ્ટ જગતના ભના માટે હતું, અને એવા "ઘાતકી" કાર્યો દ્વારા જ એવા વિજ્ઞાનવેત્તાઓએ માનવતાના ભલા માટે અજબ શોધખોળ કરી હતી એ દૃષ્ટિએ મુક્તાત્મા પોતે જ પોતાના કાર્યોનો અર્થ કળી શકે પોતાના કાર્યો પોતાના શત્રુઓ કે ઉતરતી કોટિના મનુષ્યોને ન પણ સમજાવી શકે એમા આપણને ક્રૂરતા દૃષ્ટિગોચર થાય, પરંતુ ગીતાના બીજા અધ્યાયના બીજા શ્લોકમા કહ્યુ છે કે જ્ઞાની મનુષ્યો સ્નેહીના જીવન કે અવસાન માટે બિલકુલ શોક કરતા નથી

શ્રીમતી એની બિસેન્ટ પોતાના 'Basis of Morality' નામક ગ્રંથમા નીતિના પ્રશ્નને પાચ રીતે છણે છે દૈવી પ્રેરણા, આતર પ્રેરણા, સગવડ, યોગાનુયોગ કે કાઇ બેદી રીતે નીતિનું ઘડતર કેવી અલૌકિક રીતે નીતિના પાયા નખાયા છે એ જ આપણે જોઇએ અપવાદરૂપે જ એવુ બને છે કોઈક વિરલ વ્યક્તિ માટે જ તે સત્ય છે દરેકને એ વાત લાગુ પાડી શકાય તેમ નથી જેણે આત્માને ઓળખ્યો છે અને જે પોતે વિશ્વરૂપ છે તેની જ એ નીતિ છે એવા અવતારી પુરુષો માટે કોઇ પણ પ્રકારના નિયમ-બધનો હોતાં નથી દુન્યવી વહેવારથી એમના જીવન મકળાયના હોતા નથી શાસ્ત્રો પણ એમને, માટે માર્ગ નિયત કરતાં નથી પરતુ એમના પોતાના અનુભવો ને પ્રયોગોને પરિણામે એમની પોતાની રીતે જ એમનું જીવન ઘડાય છે એ જ શ્રીકૃષ્ણના ચારિત્ર્યની કૂચી છે એ યોગેશ્વર હતા એમણે એમના જીવનને એવુ તો શાન્તિમય બનાવી મૂક્યુ હતું કે તે પોતાના આત્માનો અવાજ સ્પષ્ટ સાભળી શકતા એ સારા નરસાથી પર છે વિજય-પરાજય એમને કશી અસર કરી શકતા નથી શાન્તિ ને વિગ્રહની એમને વ્યથા નથી પ્રભુની પ્રેરણા મુજબ એમનુ જીવન વહે છે સસારીઓના કોલાહલથી એમના નિર્ણયમા કશો જ ફરક પડતો નથી બાહ્ય નિયમો ને આચારબધનો એમને અસર કરી શકતા નથી જ્યારે એમની ઇચ્છામા આવે ત્યારે તે એમને વેગળા મૂકી શકે છે, અને પ્રભુની પ્રેરણા મુજબ પોતાને કરવાનુ કર્યે જ જાય છે સામાન્ય મનુષ્યો કાયદો પાળી તેને માન આપે છે, જ્યારે પ્રભુના પાર્ષદો કેટલીક વેળા કાયદાનો ભંગ કરી તેને માન આપે છે મિલ્ટન પોતાના 'Tetrachordon'મા કહે છે "સર્વશ્રેષ્ઠ સદ્ગુણી મનુષ્યોએ કેટલીક વાર કાયદાનો ભગ કરી કાયદો બરાબર પાળી બતાવ્યો છે" શ્રીકૃષ્ણના ચારિત્ર્ય પર આ અગ્રેજ કવિનો નિર્ણય કેટલો સુદર પ્રકાશ પાડે છે

પરંતુ એક વ્યક્તિ માટે એક જાતના નિયમો ઘડવા અને બીજી વ્યક્તિ માટે જુદી જ જાતનાં બંધનો વિચારવાં એ અયોગ્ય નથી ? ના. કારણકે દરેક મનુષ્ય એકસરખી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કક્ષાએ પહોંચેલ નથી હોતો. સમાજની દરેક વ્યક્તિને પોતાનું યોગ્ય કર્તવ્ય બજાવવાનું હોય છેઃ પછી ભલે એકનું કર્તવ્ય બીજાના ધર્મથી તદ્દન વિરુદ્ધ હોય. એક શિક્ષાગુરુનું કર્તવ્ય શીખવવાનું છેઃ શિષ્યનું કર્તવ્ય શીખવાનું છે. એક શસ્ત્રવિદ્યા-વિશારદે દર્દીનો બચાવ કરવાનો છે. એક સૈનિકે શત્રુ સૈન્યનો વિનાશ કરવાનો છે. કોઇ રાજાને યોગદષ્ટિએ ત્યાગની ધૂન લાગે ને પોતાનું રાજ્ય પોતાના શત્રુને સોંપી દે ને પોતાની પ્રજાનું રક્ષણ પોતે કરી શકે તેમ હોય છતાં ન કરેઃ તો તેને માટે આપણે શું કહીશું ? કોઇ સેનાપતિ, એક હાર ખાધા પછી, તમાચો મારનારને બીજો ગાલ ધરવાની બાઇબલની ઉક્તિને અનુસરી, બીજી હાર ખાવાને તત્પર થાય, તેને આપણે કેવો કહીશું ? અને કદાચ એવો કર્તવ્ય-વિમુખ કોઇ સેનાપતિ પાકે તો આપણે એને યોગી કહીશું કે દ્રોહી ? સંત કહીશું કે નરાધમ ? જે વાત વ્યકિત માટે સાચી એ જ વાત સમૂહ માટે. જર્મન ફિલસૂફ નીચે તો શેઠ અને ગુલામો, રાજા અને પ્રજા, એમ દરેકની નીતિ ભિન્ન ગણે છે. રાજ્ય ચલાવનારની નીતિ સત્તા ટકાવી રાખવાના ગુણો સંપાદન કરવામાં સમાયેલી છેઃ બળ, ન્યાય ને હિંસા પણ એમને માટે જરૂરનાં છે. જ્યારે પ્રજાનું નીતિશાસ્ત્ર જુદી જ કથની કથે છેઃ એમાંએ સત્તાનું પાલન કરવાનું કે એની સામે થવાનું આવે છેઃ આજ્ઞાધીનતા, વફાદારી, બળવો કે ક્રાન્તિનો એમાં સમાવેશ થાય છે. કર્તવ્યો ને નીતિ યુગ અનુસાર અસ્તિત્વમાં આવે છે અને સમય અનુસાર પલટાય છેઃ સામાન્ય જનતા માટે તેમ જ યુગયુગાન્તરો માટે મનુસ્મૃતિના પહેલા અધ્યાયના પંચાશીમા શ્લોકમાં કહ્યું છે કેઃ કૃતયુગ માટે એક જાતનાં કર્તવ્ય, ત્રેતાયુગ માટે જુદા પ્રકારનાં ધર્મબંધનો, દ્વાપરયુગ અને કલિયુગની પણ જુદી જુદી ફરજો નિયત કરવામાં આવી છે. તો શ્રીકૃષ્ણ જેવો સંપૂર્ણ અવતારી પુરુષ નીતિશાસ્ત્રના આલેખેલા માર્ગથી અવારનવાર જુદો માર્ગ ગ્રહણ કરે તેમાં ખોટું શું ? પ્રભુપદ પામવાની પોતાની યોગ્યતા દ્વારા એ જુદો જ ચીલો પાડે એમાં નવાઇ પણ શું ?×

( અપૂર્ણ ) ફિરોજ કા. દાવર

× મૂળ લેખ The Test of Shri Krishna's Character, મજલિસે ફિલસુફાનમાં વાંચેલ તેનો શ્રી રમણીક દલાલે ખાસ 'પ્રસ્થાન' માટે કરેલો આ અનુવાદ છે.

# વિચાર–ચંક્રમણ

આપણા આધુનિક ચિત્રકારોને હું એક ચેતવણી આપવા માગું છું; કારણ કે જ્યાં આટલો બધો ઉમંગ, આટલું બધું સાહસ હોય ત્યાં આપણાં ચિત્રો કરવામાં શો ઉદ્દેશ છે તે આપણે જાણવું જોઇએ. કેટલાક ચિત્રકારો સાથે વાત કરતાં મને લાગ્યું, કે આપણા ચિત્રકારોમાં કલ્પના, પ્રેરણા અને કામ કરવાની વૃત્તિ છે. રાષ્ટ્રીય જીવનની જાગૃતિને લીધે પ્રજાની સભ્યતાનાં અનેક અંગો અદ્દ્ભુત રીતે વિકસે છે; પણ સ્વપ્નો સાથે સાહસ અને બળ પણ જોડાવાં જોઇએ. આપણા ચિત્રકારોને ચિત્રની કારીગરીમાં હજી ઘણું કામ કરવાનું બાકી છે.

હજી સુધી ગુજરાતી ચિત્રકારને હાથે ખરેખરું પ્રથમ કોટિનું કોઇ રંગીન ચિત્ર થયું હોય એમ મારી જાણમાં નથી. હું જાણું છું કે મોગલ અને રાજપૂત ઉસ્તાદોની સાથે આધુનિક કૃતિ સરખાવવી એ વાજબી નથી જે ગણ્યાગાંઠ્યા માણસો આ કળામાં રસ લે છે અને ચિત્રકારોને પ્રોત્સાહન આપે છે તેઓ પણ હજી એ વસ્તુને વાણિજ્યની દૃષ્ટિથી જુએ છે. કવિની પેઠે ચિત્રકાર પણ પોતાનું પૂરું સામર્થ્ય ત્યારે જ દર્શાવી શકે કે જ્યારે એને ખાતરી હોય કે મારા કામની કદર થશે.

ગુજરાતી ચિત્રકારોની ખાસ વિશિષ્ટતા રેખાંકન, કલ્પના, વિષયની વિવિધતા છે. પણ કલ્પનાને અને વિચારોને મૂર્ત સ્વરૂપ આપવામાં જે કારીગરી જોઇએ, જે સુઘડતા જોઇએ તેની હજી ખામી છે. એ ખામીનું મુખ્ય કારણ વખતનો અને પૂરતા ઉત્તેજનનો અભાવ જ છે. આપણા ઊગતા બે ત્રણ કલાકારો હિંદુસ્તાનના અગ્રણી કલાકારોમાં સ્થાન લે એમ છે, અને એમને પૂરતી સહાય અને પૂરતું પ્રોત્સાહન આપવું એ ગુજરાતનો ધર્મ છે. ઊગતા ચિત્રકારો માટે સૌથી વિશેષ જરૂર એક સારા કળાભવનની છે કે જ્યાં જૂનાં અને નવાં ચિત્રો ઊગતી પ્રજાની નજરે પડે અને એની રુચિ બરાબર કેળવાય. જમાનો બારીક છે, પણ હું ધારું છું કે આ કામ એવું છે કે એ બહુ જ થોડાં સાધનોથી થઇ શકે. અને એમાં મારા જેવા પરપ્રાન્તમાં વસતા ગુજરાતીઓ કંઇક સહાય કરી શકે.

આપણા અનેક ચિત્રકારોને હજી પૌરાણિક કૃતિઓનું ભાન જ નથી એમ કહીએ તો ચાલે. પણ એમાં એમનો દોષ નથી, કારણ મુંબઇના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ સિવાય હું ધારતો નથી કે આ પ્રાન્તમાં ચિત્રકળાનો બીજો કોઇ જાહેર સંગ્રહ હોય.

આ સંબંધમાં જૈન સજ્જનો આપણને ખાસ મદદ કરી શકે એમ છે. ગુજરાતની મધ્યકાલીન કલાનો ઇતિહાસ એ મોટે ભાગે જૈન સંસ્કૃતિનો વિકાસ કહીએ તો ચાલે. શિલ્પ, ચિત્ર, કોતરકામ, હસ્તલિખિત પુસ્તકો, આ બધાંમાં જૈનોનો ફાળો વિશેષ છે. અને, સુભાગ્યે એની સામગ્રી પણ જૈન સાધુઓ અને શ્રાવકો પાસે વધારે છે.

આનંદજી કલ્યાણજીની પેઢી એ ચાર કળાભવન ગુજરાતમાં સારી પેઠે બનાવી અને ચલાવી શકે એમ છે. એમાં જૈનોનું ગૌરવ છે, ગુજરાતને અને હિંદુસ્તાનને ખાસ લાભ

છે. અમદાવાદના એક બે સંભાવિત ગૃહસ્થો આમાં ભાગ લે તો ગુર્જર કલાભવન બહુ જલદી અસ્તિત્વમાં આવે અને એવા કલાભવનને સમૃદ્ધ બનાવવાનાં સાધનો તો અત્યારે પણ મોજૂદ છે.

*

ચિત્રની ચર્ચા છોડી હવે સંગીતવિષય ઉપર મારે બે ચાર શબ્દો કહેવાના છે. મારા વિદ્યાર્થીકાળમાં ગુજરાત નીરસ અને સંગીતહીન છે એવો આક્ષેપ થતો અને મનાતો. પણ મને હવે એમ લાગે છે કે આપણે જૂની સંસ્કૃતિને અંગે જ બધો વિકાસ થવો જોઇએ, એ સિદ્ધાંતને અનુસરીએ એવી હાલતમાં નથી. આપણાં ગ્રામગીતોમાં જેટલું મનોહર સંગીત છે એટલું, જેને આપણે ઉસ્તાદી ( classical ) સંગીત કહીએ છીએ એમાં સાધારણ રીતે જોવામાં આવતું નથી. એનું મુખ્ય કારણ એટલું જ છે કે આપણા ઉસ્તાદો ઘણે ભાગે રસહીન અને શુષ્ક હોય છે, અને હજી આપણામાં સ્વરની કેળવણીની ખામી મોટામાં મોટી જોવામાં આવે છે. સ્વરની કેળવણી સંગીતને કેટલી હદ સુધી લઈ જઇ શકે, એનું દૃષ્ટાંત જોવું હોય તો કોઇ પણ સારું યુરોપીય સોપ્રાનો (soprano) રેકોર્ડ આપણે ગ્રામોફોનમાં સાંભળીશું તો ખબર પડશે. સંગીતમાં રસ અને કારીગરી બન્નેનો સમન્વય થાય તો જ સરસ પરિણામ આવે. ઉસ્તાદો કરતાં ગણિકાજનનું સંગીત લોકોને વધારે રુચિકર છે એનું કારણ લોકોની કુરુચિ છે એમ નથી. એના કરતાં એમાં ઘણું ઊંડું રહસ્ય છે. આપણા શિષ્ટ સંગીતના ધ્રુપદ ગાનારા યોગ્ય હોય અને રસિક હોય તો એની તોલે આવે એવું લોકસંગીત હજી મેં સાંભળ્યું નથી. પણ સંગીતનું મૂળ તત્ત્વ એટલે સ્વરશક્તિ—આનો જ જો અભાવ હોય તો પછી સંગીત આગળ ચાલી ન શકે. યુરોપીય સંગીતમાં જ્યાં ફક્ત એક જ નોટનું શુદ્ધ ઉચ્ચારણ થવું જોઇએ ત્યાં પણ સૂર ઉપર પૂરો કાબુ જોઇએ છીએ. તો આપણે ત્યાં જ્યાં શ્રુતિઓના મેળદ્વારા અથવા તો મીંડ, ગળા તેમ જ તન્ત્રદ્વારા નીકળે ત્યાં સૂરકેળવણીની પૂરી જરૂર છે. સૂરકેળવણીમાં ખાસ વિઘ્ન અત્યારે આપણું હારમોનિયમ છે. જ્યાં સુધી કોઇ તંતુવાદ્ય ન હોય ત્યાં સુધી સૂરનું જ્ઞાન સારી રીતે શીખવું ઘણું મુશ્કેલ છે. 'પણ આમાં પણ આપણી સર્જનશક્તિની શુષ્કતાની સામે આવી ઊભી રહે છે.' સેંકડો વર્ષો વીતી ગયાં છતાં પણ હજી તંબુરાનાં કે સતારનાં તૂંબડાં આપણે જોઇએ છીએ; જો કે આધુનિક વિજ્ઞાનની શોધો પછી એ તૂંબડાંની બિલકુલ આવશ્યકતા જણાતી નથી. આ તૂંબડાંથી અનેક બાળકો ગભરાઇ જઇ સંગીત શીખવું મૂકી પણ દેતાં હશે. આ તૂંબડાં ઉપરાંત જ્યારે આપણે આપણા તારને વગાડવાની પદ્ધતિ જોઇએ ત્યારે તો આપણને રડવું જ આવે. સતાર વગાડનાર માણસ જ્યારે પોતાની એક આંગળી ખુવાર કરવા તૈયાર હોય ત્યારે જ તે સતાર વગાડતાં શીખી શકે. આ બન્ને વસ્તુઓની જરૂર સંગીતમાં જરાકે નથી. શોધનશક્તિ આવે અને બાળકોને મદદ આપવાનું કામ ઉસ્તાદો લઈ લે, તો શિષ્ટ સંગીતનો સહેજે પ્રચાર થાય. આપણા જલસામાં હજી પણ આપણે સતાર, સારંગી અને તંબુરો મેળવવામાં કિંમતી વખત ખોઇએ છીએ. તાર તૂટે ત્યારે એવો તાર મેળવવો હજી કઠણ છે—જો કે હવે કલકત્તામાં ઇલેક્ટ્રોપ્લેટેડ અને કાટ ન ચડે એવો તાર મળે છે. આપણાં વાદ્યોમાં અનેક નાની નાની વસ્તુઓનો અભ્યાસ કરવાની હજી જરૂર છે અને એના અભાવને લીધે સંગીતનો જોઇએ એવો વિકાસ

થતો અટક્યો છે. ભાતખંડેએ પુસ્તકો લખી શિષ્ટ સંગીતનો પ્રચાર કર્યો, ઉસ્તાદોને પણ ઘણું શીખવ્યું; પણ હવે વખત એવો આવ્યો છે કે આપણા ભૌતિકશાસ્ત્રીઓ (physiologist), સંગીતવિશારદો અને કારીગરોએ સાથે મળીને કામ કરવું જોઇશે. આપણાં વાદ્યોનું પણ પુનરુજ્જીવન થવું જોઇએ. એમાં અને ખાસ કરીને સંગીતમાં, જેમ બંગાળમાં રવીન્દ્રનાથ ટાગોરે લોકગીતના ઢાળો પ્રચલિત કર્યા તેમ આપણે ત્યાં પણ લોકસંગીતનું અને શિષ્ટ સંગીતનું સુમિશ્રણ થવાની જરૂર છે. એ બન્ને વસ્તુઓ જુદી નથી પણ એક જ ચીજનાં બે આવશ્યક અંગો છે. અને સંગીતનો આત્મા રસ છે એ તો કોઇ પણ સંગીતકારે કે વાદ્યકારે ભૂલવું ન જોઇએ. ખાસ કરીને જલસાનો કાર્યક્રમ યોજનારને આ વસ્તુ યાદ રાખવાની ખૂબ જરૂર છે.

*

વાડીલાલ સારાભાઇ ઇસ્પિતાલ અને ચિનાઈ પ્રસૂતિગૃહ જોવાનો આ વખતે મને સુઅવસર મળ્યો. અમદાવાદ શહેરમાં હજી પણ એક જ શબ્દમાં બે ભૂલો થાય એવું ભાગ્યે સંભવી શકે. "ચિનાઇ પ્રસુતી ગ્રહ"નું પાટિયું જ્યારે મેં વાંચ્યું ત્યારે મને સખેદ આશ્ચર્ય થયું. આનું કારણ આપણી ધનવાન પ્રજાનું અલક્ષ્ય જ કહેવાય. સંસ્કૃતિની ખામી એ હું નહિ કહું. યુક્તપ્રાંતમાં મેં જોયું છે કે સ્ટેશનોનાં નામ સરખાં પણ સમજાય તેવી હિંદીમાં લખાયાં નથી. હમણાં જ હરદ્વાર સ્ટેશન ઉપરથી નીકળતાં જે હર–દો–અરનું પાટિયું વાંચ્યું તે એનો નમૂનો છે. કોઈ અજાણ્યો માણસ આ હર–દો–અરને હરદ્વાર કે હરિદ્વાર તરીકે તો ન જ ઓળખી શકે. આ કદાચ ગૌણ વાતો લાગે પણ પ્રજાની કિંમત તો આવી આવી ઝીણી વાતોના ઉપર કેટલું ધ્યાન અપાય છે એના ઉપરથી જ આંકી શકાય.

ઇસ્પિતાલ જોતાં મને બહુ જ આનંદ થયો. ફક્ત ખેદ એટલો જ થયો કે અમદાવાદ શહેરમાં આવા મકાનનું શિલ્પનિર્માણ કોઈ ગુજરાતી સલાટના હાથે થયું હોત તો સારું થાત. મુંબઈના એક નામાંકિત યુરોપીય શિલ્પકારે આની રચના કરી છે એની મને ખબર છે; તે છતાં મકાનની બાહ્ય આકૃતિ ભયંકર છે એમ કહીએ તો ચાલે. સીમેન્ટ કોન્ક્રીટની સીડીઓ મકાનની બાહ્ય ભીંત પાસે જોતાં અરુચિકર લાગે છે. બાહ્ય સ્વરૂપ છોડી દઈએ તો આ રુગ્ણાલય અમદાવાદનું એક ભૂષણ છે. એમાં આપણી વ્યવસાય શક્તિ, ઝીણવટ, ઉદારતા, એ બધાંનો સમન્વય છે. આ મંદિરને નભાવવું અને વિકસાવવું એ અમદાવાદની શ્રીમંત પ્રજાનો ધર્મ છે. આમાંથી એક સુંદર મેડિકલ કૉલેજ પણ બની શકે. આવી સંસ્થા મ્યુનિસિપાલિટીના વહીવટમાં નભી શકે એ ગૌરવની બાબત છે. અમદાવાદના ડૉકટરોનો ખાસ ધર્મ એ છે કે એ સંસ્થાને વગર પગારે પોષવી; કારણકે આવી મોટી ઇસ્પિતાલો પગારદાર ડૉકટરોથી તો ચલાવી જ ન શકાય. ગુજરાતના ડૉકટરો તેમ જ નર્સો તેમ જ ધાત્રીઓ માટે આ એક સુંદર કિંમતી સ્થાન થાય એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ.

*

ઘણાં વર્ષો પછી ગુજરાતનાં ગામડાંમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. અમદાવાદથી પાંચ જ માઇલ દૂર ગામડામાં એક નવી જ સૃષ્ટિ વસે છે તેનું ભાન થયું. લગભગ ત્રણ હજાર એકરમાંથી ૯૦ ટકા જમીન ચોમાસાના એક જ પાક ઉપર જીવે છે. ત્યાં સરકારી ખેતી વિભાગની નવી ક્રિયાઓનાં કાંઇ પણ ચિહ્ન જોવામાં આવ્યાં નહિ. હજી એ જ જૂનાં

હળ, એ જ ખેડાણની જૂની પદ્ધતિ અને એ જ પાક; જોકે દુનિયામાં અત્યારે એક નવો કૃષિયુગ શરૂ થયો છે એમ કહીએ તો ચાલે. હિંદુસ્તાનની તવારીખમાં આ પ્રથમ અવસર છે કે જ્યારે પરદેશી અનાજની આયાત સામે આપણે પ્રતિબંધો મૂકવા પડયા હોય. યુરોપ અને અમેરિકામાં લડાઇ પછી કૃષિવ્યવસ્થા બિલકુલ બદલાઇ ગઈ છે. ખેતીનો યંત્રયુગ શરૂ થયો છે. સોવિયેટ રશિયાએ તો ગજબ જ કર્યો. દશ દશ હજાર એકરનાં સરકારી ફાર્મો બનાવ્યાં અને ઘણુંખરું કામ યંત્ર દ્વારા કરવાની પહેલ કરી. ઝારના રશિયામાં અને આજના હિંદુસ્તાનમાં અનેક રીતે સામ્ય છે. હજી આપણે ત્યાં બબ્બે ત્રણત્રણ વીઘાંનાં ખેતરોથી માણસોને પેટ ભરવું પડે છે. સૌથી મહત્ત્વનો પ્રશ્ન તો અત્યારે આપણી સામે એ છે કે ખેતીના આ યંત્રયુગમાં આપણે ખેતીની કેવી રીતે ફરી વ્યવસ્થા કરવી. અત્યારનાં સાધનોથી અને સૈકાજૂની પદ્ધતિઓથી ખેડૂત પોતાનું પેટ પણ ભરી શકે એવી સ્થિતિ રહી નથી. જાવાની પ્રજા હિંદુસ્તાનનાં બંદરોમાં ૪ રૂપિયે મણ, સારામાં સારી ખાંડ બનાવી મોકલી શકે; જ્યારે આપણે ત્યાં રૂ. ૭–૧૨–૦ થી નીચે ખાંડ બનાવી શકાતી નથી. એ જ પ્રમાણે ઑસ્ટ્રેલિયાથી ૦–૯–૦ નવ આને મણ (બંગાળી મણ) ઘઉં કલકત્તા પહોંચી શકે. આ હાલતમાં આપણો ગરીબ ખેડૂત શું કરી શકે ?

મેં એ પણ જોયું કે આ ગ્રામજીવનની સુવાસ હજી આપણા સાહિત્યમાં બરાબર પહોંચી નથી. રાષ્ટ્રીય જાગૃતિને લીધે શહેરનો સંબંધ ગામડાં સાથે ગયાં દશ વર્ષમાં ઘણો વધ્યો, પરંતુ હજી પણ ગામડાંની ભાષા, એમનું ભોળપણ, એમની ટૂંકી કુટિલતા, એમના સુખદુઃખના પ્રસંગો—આ બધું હજી આપણા સાહિત્યમાં મૂર્તિમંત થયું નથી. આપણા શિક્ષિત વર્ગે ગામડાં છોડયાં એટલે ગામડાંની પણ અવનતિ થઇ, તેમ જ આપણો જનસમુદાય પૌરુષહીણો થયો. આપણી શિક્ષિત પ્રજા શહેરોમાં વસે એટલે આપણાં ગામડાંની વાસ્તવિક હાલતનો આપણને જવલ્લે જ ખ્યાલ આવે. આ યુગ રેડીઓ, મોટરકાર અને સિનેમાનો છે એમ કહીએ તો ચાલે. મોટરકાર તો સિંગરના સાંચાની માફક ગામડાં સુધી પહોંચી ગઇ, અને ગામડાના ચીલાઓ ઉપર પણ મોટરના ખટારાઓ ચાલતા થયા; પરંતુ રેડીઓ અને સિનેમા જે શિક્ષણનાં અતિ સબળ સાધનો છે એનો ઉપયોગ હિંદુસ્તાનમાં મુદ્દલે થયો નથી, એમ કહીએ તો ચાલે. આ સાધનોની ખાસ જરૂર આપણા જેવી નિરક્ષર પ્રજાને છે. જ્યાં ૯૦ ટકા વસ્તી ખેડૂતોની છે ત્યાં રેડીઓ અને સિનેમાથી આપણે જેટલું વ્યાવહારિક શિક્ષણ આપી શકીએ તેટલું સ્કૂલ દ્વારા સંભવિત નથી. આ સાધનોનો ઉપયોગ અત્યારે તો શક્ય માનતો નથી, પણ હું ધારું છું કે સ્વરાજ સરકારની સામે સૌથી મહત્ત્વનો પ્રશ્ન આ નિરક્ષર પ્રજાને કેમ કેળવવી એનો ઊભો થવાનો છે, આપણા દેશના કાર્યકર્તાઓ આ બન્ને સાધનો તરફ વધારે નજર નાખે તો એમાં લાભ સિવાય બીજું કંઇ નથી. કૉલેજના વિદ્યાર્થીઓ અને શ્રીમંત વર્ગના છોકરાઓ આમાં ખાસ મદદ કરી શકે એમ છે.

આપણું ગ્રામજીવન એટલે કરુણાની પરિસીમા. શહેરના લોકો ત્યાં વસતા થાય તો જ ખબર પડે કે ગામડું એટલે શું ? ૭ મહિના સુધી ખેડૂત પોતાનો વખત કેમ ગાળતો હશે ? એક જ પાક ઉપર પોતાનો જીવનનિર્વાહ કેમ કરતો હશે ? જ્યાં જમીન આટલી ફળદ્રુપ છે; પ્રજામાં આવી સાદાઇ અને આવો ત્યાગ છે, ત્યાં આર્થિક દશા કેમ આવી હીન છે ? એનો

પૂરો દોષ આપણા સુશિક્ષિત સમાજને માથે છે એમાં જરાયે શંકા નથી. અત્યારે વખત એવો આવ્યો છે કે ગાંધીજીના સેવાભાવે પ્રેરાયેલા નવયુવકોએ ગામડાં અને શહેરો વચ્ચે નવો જ સંબંધ–સમાનતાનો સંબંધ–કેળવવો પડશે. મૂડીવાદનું શું ભવિષ્ય છે એ તો કહેવું મુશ્કેલ છે, પણ મૂડીદારોની શી ફરજ છે એ તો સૌ કોઇ કહી શકે.

આ પ્રસંગે સૌથી આશ્ચર્યની વાત જે મને જણાય છે તે એ છે કે ગામડાંની ભાષાનો ઉપયોગ હજી આપણા સાહિત્યમાં બહુ જ થોડો છે. મેઘાણીએ કાઠિયાવાડી ભાષાને જેમ આપ્યું અને કાઠિયાવાડની જૂની વાર્તાઓ નવા ધ્યેયમાં રજૂ કરી, આપણી તળ ગુજરાતની ગ્રામભાષાને અને ગ્રામસાહિત્યને ઉદ્ધારનાર હજી કેમ કોઇ થયો નહિ હોય? ગામડાની ભાષા અસંસ્કૃત તો અણસમજુ માણસને લાગે. પણ એ શબ્દોની પાછળ છુપાયેલું ભોળપણ, એની સચોટતા અને ગંભીરતા એમની નજરે કેમ નહિ પડતાં હોય? ગ્રામભાષામાં જ્યારે ગ્રામજીવન વ્યક્ત થાય છે ત્યારે એની અસર જ જુદી પડે છે. એનો અનુભવ હિંદી વાંચનારાઓને થઇ ચૂક્યો હશે. ટૂંકી વાર્તાઓ અને નાટકો લખનારાઓને આ ગ્રામભાષામાંથી નવું ચેતન મળશે એમ હું માનું છું.

ગામડાની સાદી ભાષામાં ખરું જીવન, સર્જન અને ભાવના છે. એ ભાષા ઉપહાસ કે તિરસ્કારને પાત્ર નથી; કારણકે ગામડાની ભાષાના શબ્દોમાં જેટલું ઊંડાણ છે, જેટલું બળ છે, એટલું શહેરના શિક્ષિત સમાજની શિષ્ટ ભાષામાં નથી. અને ભાષાનું ગૌરવ એની નિખાલસતામાં અને ભાવનામાં જ સમાયેલું છે. ગામડાની હાસ્યપ્રિયતા તો અનેરી જ છે.

**નાનાલાલ ચીમનલાલ મહેતા**



# 'રૂપિયાની ગુલામી'

દુનિયાનાં ચલણની સ્થિતિ દેશદેશના રાજદ્વારી પુરુષોનું અને અર્થશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચી રહી છે. છેલ્લાં સો વર્ષ થયાં પાઉંડની સ્થિતિ અદ્વિતીય હતી; તેની નિશ્ચલતા માટે બ્રિટિશ લોકો ઘણા મગરૂર હતા. દુનિયાના બધા દેશોને પાઉંડમાં અડગ વિશ્વાસ હતો. આવા ઐતિહાસિક કીર્તિવાળા પાઉંડની આજે અધોગતિ થઇ તેનાં કારણો શાં? અને એની આપણા દેશ પર અસર શી?

છેલ્લા મહાન વિગ્રહ પછી પશ્ચિમના ઘણા દેશો પોતાની અસલ સ્થિતિએ આવી ન શક્યા. લડાઇ દરમ્યાન પ્રગતિમાં પાછળ ગણાતા દેશોએ પોતાના હુન્નરઉદ્યોગનો સારો વિકાસ કર્યો. ઇંગ્લંડ, જર્મની અને ફ્રાન્સ બીજા દેશોને જે માલ પૂરો પાડતાં તે કાં તો તે દેશોએ પોતે જ બનાવી લેવા માંડ્યો કે કાં તો અમેરિકા અને જાપાને તેમની ખોટ પૂરી. હિંદુસ્તાન અને બીજા કેટલાક દેશોએ પણ પાકો માલ બનાવવાનું શરૂ કર્યું. ૧૯૧૮માં વિગ્રહનો અંત આવ્યો. યુદ્ધમાંથી મુક્ત થયેલા દેશોએ પહેલાંની માફક પોતાનાં કારખાનાં ચાલુ કર્યાં; પણ હવે તેમના માલની ખપત ઘણી ઓછી થઇ ગઇ હતી. ધીરે ધીરે કરતાં

લગભગ પચીસ લાખ બ્રિટિશ મજૂરો બેકાર થઇ ગયા. બ્રિટિશ સરકારને તેમની પાછળ ઘણી મોટી રકમો ખરચવી પડી. 'બ્રિટિશ બજેટ'માં ખોટ આવવા માંડી. સાથે સાથે આયાત કરતાં નિકાસ ઘટી. આને પરિણામે બ્રિટનને કેટલીક વખત સોનું આપી આયાત અને નિકાસ વચ્ચેનો તફાવત ચૂકવવો પડયો—અને પડે છે. બ્રિટનને સોનાનું સ્ટાન્ડર્ડ ટકાવી રાખવું ઘણું મુશ્કેલ થઈ પડયું.

ઘણા લોક અમેરિકા અને ફ્રાન્સને દુનિયાનું નાણામાં વપરાતું સોનું પોતાના હાથમાં ભેગું કરવાનો દોષ દે છે. પણ આ બાબતમાં કેટલીક ગેરસમજ થાય છે. અમેરિકા અને ફ્રાન્સ લેણદાર દેશો છે. વળી તેઓની આયાત કરતાં નિકાસ વધુ છે. પરદેશો પાસે બાકી નીકળતી રકમ સોનામાં પતાવાય છે. આ પ્રમાણે અમેરિકા અને ફ્રાન્સમાં સોનાનો સંઘરો થાય એ મોટે ભાગે સ્વાભાવિક છે.

પોતાના પરદેશ સાથેના વ્યાપારની માઠી સ્થિતિનાં કારણો શોધવાને અને તેની સુધારણાર્થે ભલામણો કરવાને બ્રિટિશ સરકારે 'મેકમિલન કમિટિ' નીમી હતી. તેનો 'રિપોર્ટ' ગયા બે માસમાં પ્રસિદ્ધ થયો. 'રિપોર્ટ'માં એક ચોંકાવનારી વિગત આંકડા સહિત બહાર પાડવામાં આવી છે. 'રિપોર્ટ'ના પ્રગટ થયા પહેલાં પરદેશી 'બેંકરો' વગેરેને ખબર નહોતી કે લંડનના નાણાં બજારની મૂડીમાં તેમનો સારો ફાળો છે. તેઓએ વિચાર્યું, કે લંડનને જગતભરનાં નાણાંનું કેન્દ્રસ્થાન બનાવવામાં અને તે પદવી ટકાવી રાખવામાં આપણે શા સારુ મદદ કરવી જોઇએ? વળી તેઓને લંડનની નાણાં સંબંધી સ્થિતિમાં અગાઉ જે વિશ્વાસ હતો તે, બ્રિટિશ આર્થિક મુશ્કેલીઓ અને બજેટમાં આવતી ખોટના પરિણામે, ઘણો કમી થઈ ગયો. આ કારણોસર તેઓએ પોતાની મૂડી લંડનના નાણાંબજારમાંથી ખેંચી લેવા માંડી. 'બેંક ઓફ ઇંગ્લંડ'ના સોનાના જથ્થામાં અચાનક ઘટાડો થવા લાગ્યો. બીજી બાજુએ જર્મનીમાં પણ નાણાંસંબંધી મોટી મુશ્કેલીઓ ઊભી થઈ. બ્રિટને પરદેશીઓ પાસેથી ટૂંકી મુદત માટે નાણું લીધું હતું; અને લાંબી મુદતે તથા મોંઘા વ્યાજે જર્મની તેમ જ બીજા દેશોને ધીર્યું હતું. જ્યારે પરદેશીઓએ (મુખ્યત્વે ફ્રાન્સે) દરોડો પાડયો ત્યારે બ્રિટન ગંભીર દશામાં આવી પડયું. બેંક ઓફ ઇંગ્લંડમાં માત્ર ૧૩૦,૦૦૦,૦૦૦ પાઉંડ જેટલું સોનું થઇ ગયું. આ પરિસ્થિતિમાં બ્રિટિશ પ્રધાનમંડળે પાઉંડને સોનાના સ્ટાન્ડર્ડથી વિમુક્ત કરવાનું ડહાપણભર્યું ધાર્યું; કારણ કે તેઓને લાગ્યું કે જો આમ ને આમ ચાલે તો બધું સોનું ગુમાવી બેસીએ. અને બ્રિટિશ પાઉંડ સોનાથી છૂટો થયો.

બ્રિટને પાઉંડને છૂટો મૂકયો તેના મુખ્ય બે હેતુ હતાઃ એક તો સોનું ઘસડાતું બંધ થાય; અને બીજું, પોતાની ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિ સુધરે. હાલ પાઉંડની કિંમત ૩·૨૫ ડોલર છે. પહેલાં જ્યારે પાઉંડની કિંમત ૪·૮૬ હતી ત્યારે જે માલના અમેરિકાને ૧૦૦ ડોલર મળતા તેના બ્રિટનને લગભગ ૨૦½ પાઉંડ મળતા. હાલ અમેરિકાને અસલ પ્રમાણે ૧૦૦ ડોલર જ મળશે. પણ બ્રિટિશ વેપારીને આશરે ૩૧ પાઉંડ મળશે. આમ તેને દેખીતી ૫૦ ટકા જેટલી પસંદગી મળે. અલબત્ત કાચા માલના ભાવ સ્ટર્લિંગમાં વધવાને લીધે માલ પેદા કરવાની કિંમતમાં વધારો થશે ખરો; તે છતાં બ્રિટિશ વેપાર ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળશે એ વાત નિ:શંક છે.

જગતનાં કેટલાંએ ચલણ પાઉંડ સાથે સંકળાયેલાં છે. વળી બ્રિટિશ પ્રજાને ઉપર પ્રમાણે

ફાયદો થાય તો બીજા ઘણા દેશોના માલની ખપત ક્ષીણ થાય. આ પરિસ્થિતિમાં ઘણા દેશોને ઇંગ્લંડને પગલે ચાલવું પડયું. સૌ દેશો કરતાં હિંદુસ્તાનનું નાણું પાઉંડ સાથે ગાઢતર સંબંધ ધરાવે છે. ૧૯૨૭નો હિંદી ચલણનો કાયદો પસાર થયો ત્યારથી સરકાર જેમ તેમ કરતાં રૂપિયાની કિંમત ટકાવી રાખતી હતી. પાઉંડ સંબંધી ચોંકાવનારા સમાચાર મળ્યા ત્યારે હિંદી સરકારે હૂંડિયામણ સબંધી ફરજમાંથી છૂટી જવાની સોનેરી તક અત્યંત આતુરતાપૂર્વક ઝડપી. સરકારે ચલણનો કાયદો બાજુએ મૂક્યો. રૂપિયો પાઉંડથી વિમુક્ત થયો. પણ આ પગલું બ્રિટિશ સરકારને પસંદ ન પડયું. આપણા 'સેક્રેટરી ઑફ સ્ટેટ', સેમ્યુઅલ હોરે 'ફેડરલ સ્ટ્રક્ચર સબકમિટિ'માં જુદી જ જાહેરાત કરી. તેણે રૂપિયાને ૧ શિ. ૬ પે. 'સ્ટર્લિંગ' સાથે જોડયો; અને બ્રિટિશ સત્તાનું હિંદને દિગ્દર્શન કરાવ્યું.

રૂપિયાને ૧ શિ. ૬ પે. સાથે વળગાડવાનો હેતુ શો? જો રૂપિયાને ૧ શિ. ૬ પે. સાથે ન જોડયો હોત અને પાઉંડથી અળગો રાખ્યો હોત તો બ્રિટન અને હિંદ વચ્ચેના હૂંડિયામણમાં અસામાન્ય ચંચળતા દાખલ થાત. પરિણામે હિંદ–બ્રિટનના વેપારમાં સટ્ટાનો અંશ પ્રવેશ પામત; અને આ બે દેશો વચ્ચેના નવા કબાલા થવામાં અડચણ આવત. બીજું, ભવિષ્યમાં પાઉંડ અસલ સ્થિતિએ પહોંચે ત્યારે પણ રૂપિયા સાથેનું પ્રમાણ અર્થશાસ્ત્ર નિયમાનુસાર હોય. અને તે સ્વાભાવિક હૂંડિયામણ ૧ શિ. ૬ પે. ન હોય, પણ ૧૫ પે. કે ૧૬ પે.ની આસપાસ રહે. જો રૂપિયાની કિંમત ૧૬ પે. ન હોય તો બ્રિટિશ માલ વિરુદ્ધ, સ્વદેશી માલ સફળતાપૂર્વક સ્પર્ધા કરી શકે. આવા સંજોગોમાં બ્રિટન પોતાના હાથમાં રહેલી સત્તાનો ઉપયોગ કર્યા સિવાય કેમ રહે?

આજે રૂપિયો ૧ શિ. ૬ પે. (સ્ટર્લિંગ) સાથે જોડાયેલો હોવાને લીધે, બ્રિટન હિંદમાં બીજા દેશો તેમ જ હિંદુસ્તાન સામે સહેલાઇથી હરીફાઇ કરી શકશે. જો કોઇ વેપારીએ જાપાનથી ૧૦૦ યેનનું કાપડ મંગાવ્યું હોય તો ૧૩૦ રૂપિયા આપવા પડતા; હાલ તેને લગભગ ૧૯૫ રૂપિયા આપવા પડે. તે જ કાપડ ઇંગ્લંડથી મગાવવામાં આવે તો અસલ મુજબ ૧૩૦ રૂપિયા જ બેસે. આ પ્રમાણે ઇંગ્લંડને જાપાન (અથવા સોનાનું ધોરણ જાળવી રાખનારા દેશો) સામે લગભગ ચાળીસથી પચાસ ટકા પસંદગી મળે. અને હિંદી હુન્નર-ઉદ્યોગને તો ૧૮ પે.નું પ્રમાણ હાનિકારક છે જ. આ પ્રમાણે પોતાની સગવડ ખાતર અનુકૂળ હૂંડિયામણ ગોઠવી બ્રિટને પોતાનો સ્વાર્થ સાધ્યો.

સોનાના પ્રમાણમાં આજ રૂપિયાની કિંમત સુમારે ૧ શિ. કહેવાય. જેમ પાઉંડનો ભાવ ઘટવાથી ઇંગ્લંડમાં વસ્તુઓની કિંમતમાં વધારો થયા છે, તેમ રૂપિયાનો ભાવ કમી થવાને પરિણામે આપણે ત્યાં પણ વસ્તુઓની કિંમત ઊંચી ગઇ છે. આનું એક શુભ પરિણામ આવશે.[1] રૂપિયાની કિંમતમાં ઘટાડો થવાને પરિણામે ખેતી તથા ઉદ્યોગવેપાર પર જે અનિષ્ટ અસર થતી હતી તે થોડે ઘણે અંશે નાબુદ થશે. બ્રિટન સિવાયના બીજા દેશો સાથે આપણી નિકાસ વધશે. બ્રિટનમાં આપણા માલની ખપતમાં ઝાઝો ફેરફાર નહિ થાય. બ્રિટનથી આયાત વધશે; અને બીજા દેશોથી ઘટશે. બધી બાજુ તપાસતાં રૂપિયાની સોનાના પ્રમાણમાં કિંમત કમી થવાથી હિંદને ફાયદો થશે.[1] પરંતુ તેને પાઉંડથી છૂટો રાખવામાં

---

૧—૧ આ અનુમાન પણ સાચું ન પડે; કારણકે સરકાર ચલણમાંથી રોકડ પાછું ખેંચી લે (by contraction of currency) તો આમાંનું એક પણ પરિણામ ન આવે.

આવત તો પાઉંડની હાનિકારક અસરમાંથી બચી જવા પામત. હાલ આપણા વેપારીઓને બે કારણોને લીધે થતા ફેરફારો સામે ઊભા રહેવાનું છે. એક તો પેદાશ અને ખપતના પ્રમાણમાં થતા ફેરફારોને લઇને થાય છે તે, અને બીજા પાઉંડની ભાવ ચંચળતાને આભારી છે તે. પહેલા પ્રકારના ફેરફારો ચોંકાવનારા નથી હોતા અને આગળથી ધારી શકાય એવા હોય છે. બીજા પ્રકારની વધઘટ મોટા પ્રમાણમાં હોય છે અને તેના પર આગળથી અનુમાન બાંધી શકાતું નથી. કારણકે આપણા વેપારીઓને ઇંગ્લંડની દૈનિક પરિસ્થિતિનું ભાન ઘણું થોડું હોય છે. સારાંશમાં, રૂપિયાને પાઉંડ સાથે નાચવું પડે છે એટલે વેપારમાં સટ્ટાનો અંશ ઘણો વધી ગયો છે.

હિંદી સરકારના આ છેલ્લા પગલાએ અત્યંત સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે કે રાજકીય પરતંત્રતાથી હિંદને કેટલું ખમવું પડે છે. વળી આપણા હિતને લગતા પ્રશ્નમાં બ્રિટિશ લાભને કેટલું પ્રાધાન્ય મળે છે તે પણ ચોખ્ખું જણાઇ આવે છે. હિંદના ચલણનો ઇતિહાસ આવા પ્રસંગોથી ભરપૂર છે; આ એક વધારાનો. પણ આની અગત્ય જુદા પ્રકારની છે. હિંદના રાષ્ટ્રીય નેતાઓને આ કરતાં વધુ વેળાસર ચેતવણી બીજી કઇ હોઈ શકે ?

ગગનલાલ પ્રેસવાલા

**નોંધઃ**—સરકાર આ પગલાની યોગ્યતા પૂરવાર કરતાં સૂચવે છે કે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિમાં આ જ સૌથી લાભદાયક માર્ગ હતો. આ બચાવ તદ્દન પોલો છે. પ્રશ્નનો ઉકેલ બીજી બે રીતે શક્ય છે: રૂપિયાને ૧ શિ. ૪ પે ના સોના સાથે બાંધી શકાત; અથવા તો તેને છૂટો મૂકી શકાત. આ બે વચ્ચે બહુ મોટો ફેરફાર નથીઃ રૂપિયાને ૧ શિ. ૪ પે. સોના સાથે વળગાડયો હોત તો વેપારમાં અનિશ્ચિતતા ઓછી રહેત; અને ચીજોના દામ દુનિયાના સોનામાં અણાતા ભાવો પર આધાર રાખત. રૂપિયાને છૂટો મૂકયો હોત તો પણ કાંઇ મોટું નુકસાન ન થાત; રૂપિયાને પાઉંડ પાછળ તો ન જ ઘસડાવું પડત. રશિયન રૂબલ અને જર્મન માર્ક જેવી રૂપિયાની અવદશા થવાનો ડર બતાવવામા આવે છે એ સાવ ખોટો છે. રૂપિયાને પાઉંડથી કે સોનાથી વિમુક્ત કરવામાં આવે તો તે મૂલ્યહીન થઈ જશે એ માનવા જેવું નથી. રૂપિયાની કિંમત, વપરાશમા આવતા ચલણના જથ્થા તથા જરૂરિયાત વસ્તુના પ્રમાણ પર અવલંબે છે. સરકાર જો જેમ ફાવે તેમ નોટો છાપવા માગતી હોય તો રૂપિયાની કિંમતમાં 'રૂબલ' અને 'માર્ક'ની માફક ઘટાડો થવાની બીક રહે. પરંતુ ૧૯૨૭ નો ચલણનો કાયદો આની મનાઈ કરે છે. માટે આ ધાસ્તી બતાવવાનો ખરો હેતુ અજ્ઞાન રૈયતને ફોસલાવવાના પ્રયત્ન સિવાય બીજું કાંઈ નથી. ગ. પ્રે.

તા. ૧૩-૧૨-૩૧

# લોકસેવા આશ્રમ : શેરથા

## ૧ બિચારો ઉત્તર ગુજરાત !

આશ્રમ અને છાવણીનું વાતાવરણ જુદા જુદા પ્રકારનું હોય છે. છાવણી એ અમુક પ્રસંગે પ્રજાનું સંગઠન કરીને પ્રજાના હક્ક મેળવી આપવાને માટે એકઠા થયેલા નેતા અને કાર્યકર્તાઓને માટે હોય છે. તેનું વાતાવરણ ચોખ્ખી રીતે લડાયક અને રક્ષક હોય છે. આશ્રમ એ પ્રજામાં સુસંસ્કારો રોપવા અને કેળવવાનું સ્થાન છે. આશ્રમમાં નિઃસ્વાર્થ લોકોપયોગી જીવન કેવી રીતે ગાળવું તેનો પદાર્થપાઠ મળવો જોઇએ; ત્યાંનું વાતાવરણ શાંત, ગંભીર અને સાત્ત્વિક હોય. બધા આશ્રમોમાં આવું હોય છે એમ કોણ કહી શકે ? આદર્શ અને પ્રયત્નની વચ્ચે આકાશપાતાળ જેટલું અંતર હોય, પણ આશ્રમોમાં આદર્શને પહોંચવાનો પ્રમાણિક પ્રયાસ હોવો જોઇએ.

આશ્રમવાસીઓનું ચારિત્ર્યબળ સામાન્ય માણસોના કરતાં ઉચ્ચ કોટિનું હોવું જોઇએ; તેમનામાં ત્યાગવૃત્તિ, સેવાભાવના, દયા, ક્ષમા, કર્તવ્યપરાયણતા અને તપશ્ચર્યા ઠીક પ્રમાણમાં ખીલેલાં હોવાં જોઇએ. જે મનુષ્યોનું માત્ર શારીરિક અને બુદ્ધિબળ ખીલ્યું છે તે આશ્રમને માટે લાયક નથી. આવા માણસો સહેલાઇથી મળી શકતા નથી. છાવણીઓ ભરવી સહેલી છે; આશ્રમોને માટે આવશ્યક લાયકાત દુર્લભ છે.

ગયા વર્ષની રાજકીય લડતમાં ગુજરાતે અગ્રસ્થાન લીધું હતું એમ કહેવાય છે. બીજા પ્રાંતોએ આપણા કરતાં બમણી અને ત્રણગણી સંખ્યા જેલોમાં મોકલી છે તે છતાં એટલું સાચું છે કે ગુજરાતની જાગૃતિ ગામડે ગામડે ઠેઠ આમવર્ગમાં પહોંચી ગઇ હતી. તે છતાં કોઇ પણ નિષ્પક્ષ પ્રેક્ષક કબૂલ કરશે કે અમદાવાદ જિલ્લાનાં ગામડાંઓ કાંઇક અંશે ઉદાસીન હતાં—બહારથી આવેલાં ભાઇબહેનોએ સારું કામ કર્યું હતું અને અમદાવાદ શહેરના, સાબરમતી આશ્રમના, વિદ્યાપીઠના ભાઇઓએ અને કાઠિયાવાડની પ્રજાએ ખૂબ મદદ કરી હતી; પણ સરખામણીમાં સ્થાનિક જુસ્સો નરમ હતો. અમદાવાદની ઉત્તરે જે ગુજરાતનો ભાગ છે તેમાં ત્રણ મોટાં દેશી રાજ્યો છેઃ વડોદરા રાજ્યનો કડી પ્રાંત, પાલણપુર અને રાધનપુરનાં નવાબી રાજ્યો; અને તે ઉપરાંત જે મહીકાંઠા એજન્સીમાં નાનાં ઠકરાતી રાજ્યો છે તે સઘળાં મળીને લગભગ ૨૦ લાખ માણસની વસ્તી ઉત્તર ગુજરાતમાં રહે છે. ગુજરાતીઓની વસ્તી એક કરોડ માણસની ગણાય છે; પણ તેમાં તો મુંબઇ, અને પરપ્રાંતો તથા પરદેશમાં રહેતા ગુજરાતીઓનો પણ સમાવેશ થાય છે. એટલે ગુજરાતનો પાંચમો ભાગ રાષ્ટ્રીય જાગૃતિમાં મંદ અને ઠંડો પડી રહે એ અસહ્ય છે.

બીજા જિલ્લાઓની માફક આ ઉત્તર ગુજરાતમાં પછાત પ્રજા મોટી સંખ્યામાં વસે છે, પણ જેવી રીતે રાનીપરજ, ભીલ, અંત્યજ, બારૈયા વગેરે પ્રજાને માટે આશ્રમો છે તેવા ઠાકરડાઓને માટે નથી. એ શૂરવીર પ્રજા છે, પણ ગરીબાઇ અને દારૂના વ્યસનથી

તદ્દન પાયમાલ થઈ ગઈ છે. વસ્તીગણતરીના છેલ્લા આંકડા મળ્યા નથી પણ આ ઠાકરડાઓની સંખ્યા લગભગ **૪ લાખ** જેટલી હશે.

ગુજરાતનો ઉત્તરવિભાગ કેળવણીમાં ઘણો પછાત છે. કડી પ્રાંતની વસ્તી ૧૦ લાખથી વધુ છે, પણ ત્યાં નવસારી તથા વડોદરા પ્રાંતની સરખામણીમાં કેળવણીનો પ્રચાર ઓછો છે. લોકો રૂઢિચુસ્ત છે, તેમનામાં નવા અને ઉન્નત વિચારો ઓછા પ્રમાણમાં પેઠા છે. આ બાજુના વેપારીઓ મુંબઈ વગેરે જઈને પુષ્કળ ધન કમાયા છે; પણ તે ધનનો ઉપયોગ જૂની ઢબે કરે છે. આમ પ્રજા બહુ ગરીબ છે. કડવા અને આંજણા કણબીઓ સાબરમતીથી દક્ષિણ પ્રદેશમાં રહેતા કણબીઓ કરતાં ઠીક પછાત છે. જેવી રીતે સુરત જિલ્લામાંથી સંખ્યાબંધ માણસો આફ્રિકા, બ્રહ્મદેશ વગેરે પરદેશમાં જઈને રાષ્ટ્રપ્રેમી બને છે; સંકુચિત દૃષ્ટિ, વહેમ તથા કુરિવાજોને તજી દે છે; તેવું ઉત્તર ગુજરાતમાં નથી, કારણકે પરદેશ જનારાની સંખ્યા જૂજ છે. સિદ્ધપુરમાંથી ઘણા લોકો પરદેશ ગયા છે, પણ તે વહોરા છે; અને તેઓ રાજકીય હિલચાલમાં ઓછો ભાગ લે છે. આ પ્રદેશમાં આર્યસમાજ અને પ્રાર્થનાસમાજની જરાયે અસર થઈ નથી અને પરદેશી મિશનરીઓનો પણ પગપેસારો થયો નથી. નવસારી પ્રાંત સુરત જિલ્લાની જોડે ફૂલગૂંથણીમાં જોડાઈ ગયો છે અને તેવી જ રીતે વડોદરા પ્રાંત ભરૂચ અને ખેડા જિલ્લા સાથે જોડાયો છે. ખાલસામાં ચાલતી ચળવળની અસર ગાયકવાડી ગામોમાં થાય છે અને ગાયકવાડી પ્રાંતોના દેશપ્રેમી જુવાનો ખાલસામાં કામ કરી તાલીમ મેળવે છે અને આગેવાની પણ લે છે, એ લાભ પણ ઉત્તર ગુજરાતને મળ્યો નથી. કારણકે અમદાવાદ જિલ્લાનો થોડો ભાગ બાદ કરીએ તો પછી તેની ઉત્તરે એક જથ્થાની અંદર કડી પ્રાંત અને રાધનપુર–પાલણપુર રાજ્યો જડ થઈને પડયાં છે. બારડોલી તાલુકાની આસપાસ વડોદરા રાજ્યના પાંચ તાલુકા તેને અડીને બેઠા છેઃ કામરેજ, પલસાણા, નવસારી, મહુવા અને વ્યારા. બારડોલીની જાગૃતિનો ચેપ એ પાંચે તાલુકામાં લાગ્યા વિના રહે નહિ. ઉત્તર ગુજરાત એટલો બધો પછાત અને કમનસીબ છે કે ત્યાં મહાત્મા ગાંધીજી બહુ જ થોડું ફર્યા છે. તેમને કોઈ બોલાવનાર હોય, કોઈ જૂજ માણસો એમનો સંદેશો ઝીલવા માટે જિજ્ઞાસા રાખતા હોય તો ગાંધીજી ત્યાં જાય. તેવી જ રીતે સરદાર વલ્લભભાઈ પણ ઘણું ઓછું ગયા છે. આપણા પુરુષ તેમજ સ્ત્રી નેતાઓએ દર્શન દીધાં નથી. તેમનાં દર્શન કરવાની કોઈને દરકારે નથી. કલોલ અમદાવાદથી સોળ માઈલ દૂર છે, ટ્રેઈનમાં અડધા–પોણા કલાકનો રસ્તો છે, મોટરો પણ જાય છે તે છતાં ત્યાં વિદ્યાપીઠના કે સત્યાગ્રહ આશ્રમના અગ્રગણ્ય કાર્યકર્તાઓ કવચિત જ ગયા હશે.

ઉત્તર ગુજરાતમાં લોકજાગૃતિની ચિનગારી મૂકવા માટે શેરથામાં આશ્રમની સ્થાપના થઈ છે. ચિનગારી નાની હશે પણ " ન મામા કરતાં કહેણા મામા " જેવી છે તો ખરી. મોડું વાવાઝોડું આવે તો હોલવાઈ જવાનો સંભવ રહે છે, પણ તે ભય તો આજે લગભગ દરેક સંસ્થા માટે રહ્યો છે. ઉત્તર ગુજરાત પછાત છે, ત્યાં ઠાકરડા જેવાની મોટી સંખ્યા છે, ત્યાં બીજા કાર્યકર્તાઓ ઓછા પ્રમાણમાં જાય છે, ત્યાં રૂઢિના કિલ્લાઓ ખડા અને સંગીન છે. તેથી ત્યાં આશ્રમ સ્થાપ્યો છે. આજે એક છે, કાલે તેની સંખ્યા વધશે; કાલે વધારે બળવાન પુરુષો નવા આશ્રમો સ્થાપશે અને વીસ લાખની પ્રજાનો પુનરુદ્ધાર કરશે,

## ૨ નવા અનુભવો

૧૯૨૭ ની સાલમાં રેલસંકટ -નિવારણને માટે જે છાવણીઓ વડોદરા રાજ્યમાં નાખી હતી તેમાં ગુજરાતના અનુભવી અને કાર્યકુશળ ભાઈઓ આવ્યા હતા. પ્રજામંડળ સમિતિ તરફથી ઘણીખરી વ્યવસ્થા મારે હસ્તક હતી. પ્રજામંડળના પ્રચારકાર્યને અંગે, રાનીપરજ સંકટનિવારણ મંડળના પ્રમુખ તરીકે, તથા પેટલાદ સત્યાગ્રહના પ્રમુખ તરીકે જે અનુભવો થયેલા તે આશ્રમસ્થાપનામાં ઘણા ઉપયોગી થાય એમ નહોતું. બારડોલી સત્યાગ્રહમાં સરભોણ વિભાગના સેનાપતિ તરીકે માત્ર છાવણી ચલાવી હતી, આશ્રમ નહિ. અને સત્યાગ્રહના જુવાળ પસાર થઇ ગયા પછી ચાર છ મહિના એ છાવણીમાં ગાળ્યા તેમાં પણ લોકોનાં હૃદયમાં પ્રવેશ કરી શકાય એવું વાતાવરણ નહોતું. પ્રજાની સાથે એ પ્રકારનો સંબંધ પણ નહોતો. તેવી જ રીતે ગયા વર્ષની લડત દરમિયાન સ્ત્રી સ્વરાજ સંઘની છાવણીઓ સ્થાપવાના, તેના પર દેખરેખ રાખવાના અને ચોકીને માટે મોટા પાયા પર વ્યવસ્થા કરવાના કાર્યમાં પણ લોકજીવન સાથે ઓતપ્રોત થવાના પ્રસંગો મળેલા નહિ. પ્રજાનાં મન ઉશ્કેરાયેલાં હતા, તેમની નબળાઈઓ ઢંકાઇ ગઈ હતી, તેમની શક્તિ ખીલી હતી, ગમે તે ધારેલુ કામ કરાવી શકાય એવી તેમની મનોદશા હતી; એટલે તે અનુભવ પણ કામમા આવે એમ નહોતુ. સાબરમતી સત્યાગ્રહાશ્રમમા બહુ થોડો વખત ગાળેલો, અને ગાંધીજીને કામ પ્રસંગે કેટલીક વાર મળવા ગયેલો, પણ તે મહેમાન તરીકે; એટલે આશ્રમજીવન અનુભવવાનો લાભ મળેલો નહિ. નોકરીમાથી છૂટા થયા પછી થોડા જ વખતમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક અને શ્રી નંદલાલ શાહ વગેરે ભાઇઓ સાથે અમદાવાદમાં જ્યાં હાલ શારદામંદિર છે ત્યાં એકાંત મકાનમાં સેવાશ્રમમાં અમે રહેતા હતા. એ આશ્રમમાં સાદાઇ અને સ્વાશ્રયના અનુભવો ત્રણ વર્ષ સુધી થયા. ૧૯૨૨ થી ૧૯૨૪ ના અંત સુધી દાતણ માટે કૂવામાથી પાણી કાઢવાં, ખુલ્લામાં નાહવું, વાસીદાં વાળવાં, અને રસોઈ ન થઇ હોય ત્યારે પાઉરોટી, દૂધ, મગફળી કે કેળાં ખાઈને પેટ ભરવું એનાથી ટેવાઇ ગયા હતા. પણ અમારો ગામડાં સાથેનો સંબંધ એવો નિકટ નહોતો કે તેમાંથી કોઇના ચારિત્ર્ય પર સચોટ અસર થાય. રાજકીય કામ માટે કે સભાઓમાં જવાનું થતું ત્યાં સરઘસો અને સત્કાર, ક્ષણિક આવેશમાં આવેલી પ્રજા, નાની મોટી સભાઓ અને લાંબાં ટૂંકાં ભાષણોના અનુભવ થયેલા; પણ શેરથાના આશ્રમે એક નવું પ્રકરણ ખોલ્યું.

આશ્રમની સ્થાપનાના દિવસે ખૂબ ઉત્સાહથી ઊછળતા માણસો જોયા; શેરથા ગામના, ગામડાંના, કડીપ્રાંતના અને થોડા વડોદરાના. પણ ચોવીસ કલાકની અંદર ચિત્રપટ બદલાયો. આસપાસનાં ઉત્સાહના જુવાળ ગયા અને દરરોજનું શાંત, ઘરગથ્થુ (Work-a-day અથવા routine) અકૃત્રિમ વાતાવરણ ફેલાઈ રહ્યું. અમે આશ્રમવાસીઓએ ગામડાના લોકની શક્તિ અને નબળાઈ જોઇ અને એ લોકોએ અમારી શક્તિ-નબળાઇનું બારીકાઇથી અવલોકન કરવા માંડ્યું. અમારું જીવન તો ખુલ્લું જે કોઇ જોવા ઇચ્છે તે જોઇ શકે એવું હતું. ગામથી ત્રણ ફર્લાંગ દૂર નરસિંહજીના મંદિરની વાડીમાં ધર્મશાળામાં અમારો મુકામ છે. એક મોટો ઓરડો અથવા છજું છે. ત્યાં રાતદિવસ રહીએ છીએ. બે નાના ઓરડા છે તેમાં સામાન રહે છે. શરૂઆતમાં અમે ગામના અઢારે વર્ણના લોકોને મળવા ગયા; તેમનું ઓળખાણ કરવા, તેમનો સાથ માગવા, તેમને મદદરૂપ થવા; પણ એકંદરે ખરો સાથ તો પાટીદારો

આપતા હતા. નિશાળો દિવાળીને લીધે બંધ હતી. અમે નિશ્ચય કર્યો હતો, કે આ ગામની સેવા કરવામાં બધી શક્તિ વાપરવી અને તેનું ઠીક પરિણામ આવે ત્યાર પછી આસપાસનાં ગામડાંમાં જવું. કામની શરૂઆત કરી એવી યોજનાથી કે જેમાં ગામલોકો સાથે ગાઢો સંબંધ બંધાય. સવારની પ્રાર્થનામાં થોડા ભાઈઓ આવતા; પણ પછી જુવાન ભાઈઓને સવારે પાંચ સાડા પાંચ વાગે ડ્રીલ કરાવવાનું શરૂ કર્યું. ડ્રીલ થઈ રહ્યા પછી એ ભાઈઓ પ્રાર્થનામાં આવે અને જે વખત આપી શકે તેની પાસે ગામસફાઈ વગેરે ગામ-સેવાનાં કાર્યો અમારી સાથે રહીને કરવાનું ઠરાવ્યું. પંદર વીસ દિવસ સુધી એટલે દિવાળીના તહેવારોમાં પરગામ ભણતા છોકરાઓ શેરથામાં હતા ત્યાં સુધી આ કામ ઠીક ચાલ્યું. પણ પછીથી ઠંડી પણ વધી અને ખેડૂતોને ખેતરોમાં વહેલા જવાનું એટલે ડ્રીલ પડતી મુકાઈ.

ગામલોકોના નિકટ સમાગમમાં આવવાની બીજી યોજના એવી રાખી છે, કે અમે બપોરે ત્રણથી સાડાચાર કે પાંચ સુધી દરરોજ વાચનાલયમાં મળીએ છીએ. એ વાચનાલય અમે ખોલ્યું છે. મારા પર ગુજરાતનાં ઘણાં વર્તમાનપત્રો, સાપ્તાહિકો અને માસિકો આવે છે, અનેક સંસ્થાના રિપોર્ટો પણ આવે છે. મોટા ગામને શોભે એવું વાચનાલય શરૂ થયું. સાર્વજનિક પુસ્તકાલય શાળામાં છે તેનો સહકાર મળે છે, એટલે તેનો પણ લાભ મળે છે; અને આટલા થોડા વખતમાં મિત્રોએ ઘણાં પુસ્તકો ભેટ તરીકે મોકલવા માંડ્યાં છે. ત્યાં વર્તમાનપત્રોમાં તેમ જ સામયિકોમાં જે પ્રશ્નોની ચર્ચા થઈ હોય, ભાષણો આપ્યાં હોય કે ખબર આવી હોય તેની છૂટથી ચર્ચા થાય છે, અને સાથે સાથે અમે કાંતીએ છીએ. ગામ લોકોમાંથી પણ થોડા ત્યાં આવીને કાંતતા કાંતતા ચર્ચામાં ભાગ લે છે. શું કામ કરવું, કેવી રીતે કરવું, શી મુશ્કેલીઓ નડશે વગેરે ચર્ચામાંથી અમને તેમ જ લોકોને પુષ્કળ જાણવાનું મળે છે. આવી ચર્ચાને લીધે જ નવા બેસતા વર્ષને દિવસે અમે સૂચવ્યું કે આત્મશુદ્ધિને માટે અમુક પ્રતિજ્ઞાઓ સ્વેચ્છાથી લીધી હોય તો સારું. અને તેના પરિણામે કાંતવાની, પરદેશી કાપડ બહિષ્કારની, પરદેશી ખાંડના તેમ જ ચાના બહિષ્કારની, બીડી–હુક્કો છોડવાની, કેવળ ખાદીનાં જ કપડાં પહેરવાની વગેરે પ્રતિજ્ઞાઓ લેવાઈ છે; અને તેને લીધે જ પાટીદારોના મહાડની સામે વિશાળ ચોગાન છે તેમાં છોકરાંઓ અને નાનાં મોટી વયનાં સ્ત્રીપુરુષો ગંદકી કરતાં હતાં તે અટક્યું છે. દેવાલયો સાફ થયાં અને કૂવાહવાડા અને કૂંડી સાફ થઈ. મહાડની અંદર પણ સાફસુફી થઈ હતી, પણ એ મહાડનું વર્ણન ફરીથી કરવું પડશે.

લોકોની સાથે હળીમળી જવાની ત્રીજી યોજના અમારી રાતની પ્રાર્થના છે. એ પ્રાર્થના આશ્રમમાં નહિ, પણ ગામને નાકે મહાદેવ છે તેમાં થાય છે, અને પ્રાર્થના પછી ૩૦–૪૦ મિનિટનું પ્રવચન થાય છે. એ પ્રવચન મોઢેથી પણ થાય અથવા ગાંધીજીના લેખો અથવા બીજા કોઈ પણ પુસ્તકના લેખને આધારે દૃષ્ટાંતો સાથે સહેલી ભાષામાં કરીએ છીએ. આ પ્રવચન પછી કામને લગતી થોડી વાત પણ થાય છે; પણ અનુભવ એવો થયો છે કે હજી પ્રજાને શાંતિથી વ્યવસ્થિત ચર્ચા કરવાની, એક પછી બીજા બોલે એવી પદ્ધતિ આવડી નથી ત્યાંસુધી પ્રાર્થના–પ્રવચન પછીનું વાતાવરણ બગાડે નહિ એટલા વાસ્તે ચર્ચા કરવા દેતા નથી. ગામડે જઈ આવીએ છીએ તો ત્યાંના અનુભવો કહી સંભળાવીએ છીએ. અને મહેમાનો આવે છે ત્યારે પ્રવચન ટૂંકાવીને મહેમાનોને ઉપદેશ આપવાનું કહીએ છીએ. બીજે દિવસે બપોરે એ પ્રવચનની ટીકા અને ચર્ચા ચાલે છે.

આવી રીતે ગ્રામજીવનમાં ભળવાનો પ્રયત્ન થાય છે. અમારી મોટામાં મોટી મુશ્કેલી એ છે, કે અમારે ત્યાં કોઇ પણ સ્ત્રી કાર્યકર્તા નથી. જ્યાં સુધી અમને એક પણ બહેન ન મળે ત્યાં સુધી અમારો આશ્રમ લંગડો ચાલશે એ નિર્વિવાદ છે. બહેનો આવે છે ત્યારે ગામની બહેનો સારો સાથ આપે છે. ખરુ કામ તો બહેનોમાં કરવાનું છે. છોકરાં માંદાં પડે ત્યારે ઓસડને બદલે દોરાધાગા અને માનતાનો આશ્રય લેવામાં આવે છે, સ્વચ્છતાનો અભાવ છે, છોકરાંઓને કેળવણી આપી શકે એવી ભાગ્યે એકે માતા હશે. ગામની વસ્તી ૨૨૦૦ માણસોની છે. ૧૫૦ ઘર પાટીદારોનાં છે, પણ સ્ત્રીશિક્ષણ બહુ પછાત છે. બ્રાહ્મણોમાં પણ બ્રાહ્મણત્વ નથી. કોઇને સારી રસોઇ કરતાં પણ આવડતી નથી—બધું જાડું અને પેટ ભરવાની વેઠ જેવું. અમારે ત્યાં રસોઇ માટે એક પાટીદાર સ્વયસેવક છે. ઠીક જાડી રસોઇ. સુગ્રધર્મ આશ્રમમાં વેઠેલું તેના કરતાં અહીં બહુ વેઠવું પડયું. પહેલે દિવસે એવી ગેટલી મળી કે જે મને છ ટક સુધી ચાલે; અમારે ત્યાં રસોડું નહોતું તે ઓટલા પાસે કોથળાનું કપડું બાંધીને તૈયાર કર્યું. નવી ટાકેલી ચક્કીમાંથી કાંકરીઓ આવે તેમાં આસપાસથી ઊડતી ધૂળનો ઉમેરો થાય. હવાપાણી સારાં છે તેથી બધુ પચી જાય છે એટલે આ પ્રકરણ તો આટલેથી જ બંધ કરીએ.

લગભગ પહેલા દિવસથી જ જોયુ કે ગામમાં તાવ તથા ઇન્ફ્લ્યુએન્ઝાનો વાયરો સખત હતો. મારી પાસે તાવની ટીકડીઓ હતી તેમાંથી ૪૦૦થી શરૂઆત કરી, અને થોડા વખતમાં વધારે ગોળીઓ મળી ગઈ. તાવને માટે ઘેર ઘેર તપાસ કરાવી, ખાસ કરીને ઠાકરડા અને અંત્યજોના વાસમાં, પછી તો બધા રોગથી પીડાતા લોકો આવ્યા. આ વખતે જે અનુભવ થયો તેનો વિચાર કરતાં હજી મને કમકમાટી આવે છે. દવાખાનાના મોટા દાક્તર તરીકે સામાન્ય ચાદાં અને ગુમડાંના કેસો મારી પાસે થોડા જ આવતા, અને મારે વડોદરા અને નવસારી સિવાય કોઇ પણ ગામમાં જવાનુ થયેલું નહિ, તેમાં મોટો ભાગ વડોદરામાં. રખડતાં ગધેડા અને કૂતરાંને મોટાં ચાંદાં થયાં હોય તેમાંથી લોહી અને પરૂ તથા રસી નીકળે જાય, તેમાં માખીના કીડા ખદબદતા હોય એવું દશ્ય મેં નાનાં કુમળી વયનાં છોકરાંનાં શરીરમાં જોયુ.

એકદમ અમદાવાદના દાક્તર અને વૈદ્યમિત્રો પાસેથી ભીખ માગી અને સારા પ્રમાણમાં નાનું ગામડાનું દવાખાનું કઢાય એવી તજવીજ કરી. અમને અનુભવ થયો કે લોકો ખેતીના કામમાં રોકાયેલા હોવાને લીધે અથવા પોતાના રૂઢ કામમાં રોકાયેલા હોવાને લીધે એવા બેપરવા અને જડ બની જાય છે, કે ત્રણ ચાર માઇલ ચાલીને ઔષધ લાવવાની દરકાર કરતા નથી; પણ દર્દીને દવાખાનામાં બતાવવા લઇ જવામાં કેટલી મુશ્કેલી પડે છે તેનો ખ્યાલ શહેરી લોકોને અથવા પૈસાદાર લોકોને શી રીતે આવે? તેમની પાસે ન હોય ગાડી, ન હોય કોઈ માણસ કે જે ગામમાં લઇ જાય, અને ગામમાં લઇ જવામાં આખો દિવસ લાગે અને રોજી જાય અથવા કામ બગડે. આ પ્રમાણે અમારું દવાખાનું શરૂ થયું. એ દવાખાનાનું કામ અમારી પાસેના મંદિરના 'મહારાજ' એટલે સાધુ કરે છે. એમણે આયુર્વેદનો અભ્યાસ શરૂ કર્યો છે અને તેમને વખત મળી રહે છે મેં સત્તર વર્ષથી દવા કરવાનું છોડયું હતું તે અહીં આવ્યા પછી થોડું શરૂ કર્યું, પણ મારે એક ઠેકાણે રહેવાનું નહિ; અને મારો વખત અને શક્તિ શારીરિક રોગો મટાડવામાં ખર્ચવાનાં ન હોય—પણ માનસિક રોગો માટે હોય.

એમ કહેવાય છે કે આપણા કંગાલ દેશમાં બાવન લાખ સાધુફકીરો છે. આ આંકડામાં અતિશયોક્તિ હશે. ઓછા હોય તો પણ તેમાંના ઘણા થોડા વિદ્વાન હોય છે. તેવા ન હોય તો પણ તેમાંનો અત્યંત નાનો ભાગ જનસમાજને ઉપયોગી કામો કરે છે. પ્રજાને સ્વાશ્રયી બનાવે, નીડર બનાવે, સ્વમાન કેળવે તો કિંમતી સેવા કરેલી ગણાય. પ્રજાને કથાકીર્તન મારફત ઉપદેશ આપી શકે, વ્યસનો છોડાવે, વહેમ દૂર કરે, અથવા ઓસડ કરે, તો ભલે એ બાવન લાખ ભીખારીઓ જીવે. પણ જે ઉપર બતાવેલાં કામો અથવા સેવા કરતા નથી તેવા હાડકાંના ભાંગેલા માણસોને દસ કલાક ચક્કી પીસવાનું કામ સોંપવું જોઇએ. તો પછી સાધુ થવાની પડાપડી નહિ થાય અને દીક્ષાના પ્રશ્નનો પણ સહેલથી નિકાલ થઇ જશે.

ગ્રામસફાઇને વિષે ઉપર ઉલ્લેખ કર્યો છે. ગામડાંમાં ભંગીઓ હોય છે, પણ તેમની પાસે થોડી વેઠ કરાવવા સિવાય કવચિત જ ગ્રામસફાઇનું કામ લેવામાં આવે છે. મફત કામ લેવાની બદદાનત જડમૂળથી કાઢી નાખવાની જરૂર છે. વસવાયાં પાસેથી અમુક નોકરી મફત લેવાય છે તે નાબૂદ કર્યા વિના છૂટકો નથી. ગ્રામસફાઇનું કામ દરેક મહોલ્લાના માણસોએ કરી લેવું જોઇએ.

અસ્પૃશ્યતાનિવારણનો પ્રશ્ન ઘણો અઘરો છે. જ્યારે કોઇ પ્રજાનો આગેવાન કે ભાષણકર્તા દાખલા-દલીલથી પૂરવાર કરવા મથે છે કે અસ્પૃશ્યતા ખરાબ છે, તેમાં નથી દયા કે પ્રેમભાવ, નથી તેને માટે શાસ્ત્રોમાં આધાર કે નથી બુદ્ધિનો ટેકો, ત્યારે મને તેવા માણસો પર દયા આવે છે. એવી તસ્દી લેવા માટે કાંઇ કારણ જ નથી. લોકો અસ્પૃશ્યતામાં માને છે, કારણકે તેમના બાપદાદા માનતા હતા, એ રૂઢિ છે અને રૂઢિથી છૂટા થવાની કોઇ એક વ્યક્તિમાં હિંમત નથી. અસ્પૃશ્યતાનો અમલ બાયલાપણાને લીધે થાય છે. તેમાં કાયરતા છે. અને બીજું કારણ આર્થિક છે. જો અસ્પૃશ્યો સ્પૃશ્ય થશે તો મુએલાં ઢોર કોણ તાણશે? ચામડું કોણ પકવશે? ખેતીને માટે હમેશ ઉપયોગી ચામડું ક્યાંથી સોંઘું મળશે? આવી આવી બીકને લીધે અસ્પૃશ્યતા કાઢવી નથી. લોકો શી રીતે સમજે કે એક પ્રકારની વ્યવસ્થા જતી રહેશે તો બીજી વ્યવસ્થા પાછી થઇ રહેશે? આવાં કારણોને લીધે અસ્પૃશ્યતાનું નિવારણ થતું નથી. રૂઢિઓએ હિંદી પ્રજાને, ખાસ કરીને હિંદુ પ્રજાને, જડ અને જાનવર જેવી બનાવી દીધી છે. અંત્યજોને સામાન્ય શાળાઓમાં દાખલ કરવા એવા વડોદરા રાજ્યના હુકમે અમારા પ્રાંતમાં હાહાકાર મચાવી દીધો, પણ સરકારે હમેશની માફક કાયરતા બતાવીને બધી મહેનત ફોક કરી દીધી.

શેરથામાં જોવા જેવું છે કે ચમાર લોકો ચામડું પકવે છે તે ગંદા છે. તેમનો રસ્તો પણ ગંદો છે. પણ પાસે ભંગીનાં ઘરો છે ત્યાં લોકો વાંસની છાબડીઓ અને ટોપલાં બનાવે છે તે લોકો ચોખ્ખા અને મહેનતુ છે. એટલે કામની અસર વ્યક્તિના સ્વભાવ અને ટેવો પર બહુ થાય છે. સામાન્ય અનુભવ એવો છે કે ઢેડ વધારે ચોખ્ખા હોય છે. વણકરો તદ્દન ચોખ્ખા હોય છે. વડોદરાની પાસે છાણી કરીને ગામડું છે ત્યાંનો અંત્યજવાડો તે લગભગ ઊજળી વસ્તીવાળાના લત્તા કરતાં સારો છે.

અહીંની સ્ત્રીઓમાં મલાજો પળાય છે. બહુ સખત તો નહિ પણ માંહોમાંહ ઠીક પ્રમાણમાં છે. જ્યારે સરદાર વલ્લભભાઇ આવ્યા ત્યારે અમે સૂચના કરી કે સુરત જિલ્લામાં થાય છે તેમ બહેનોએ મહેમાનનું સ્વાગત ચાંલ્લાથી કરવું અને થોડું નજરાણું કરવું.

લગભગ બધા મિત્રોને એ અખતરાની સફળતા વિષે શંકા હતી. કાંઇ કાંઇ શંકાઓ ઊભી થઈ. પણ જ્યારે સરદાર આવ્યા ત્યારે બહેનોની હારની હાર તૈયાર થઈ ગઇ. આ રીત બહુ સારી છે. એક તો બહેનોની ખોટી લાજ ઓછી થાય છે; બીજું તેમને સભાનું કારણ જાણવાની અને જાહેરજીવનમાં રસભર્યો ભાગ લેવાની સાચી ઇચ્છા થાય છે; અને ત્રીજું, પ્રજાહિતના કામમાં મદદ કરવાની અને પોતાના રોટલામાંથી એક ટુકડો સમસ્ત પ્રજાના સંગઠન માટે આપવાની વૃત્તિ ખીલે છે. આ રીત બધે દાખલ થવી જોઈએ. જ્યાંસુધી બહેનોમાં જુસ્સો નહિ આવે ત્યાં સુધી પુરુષવર્ગ ડર છોડવાનો નથી.

ગામડાંની પ્રજાની આર્થિક સ્થિતિ વિશે બહુ કહેવાનું રહ્યું નથી. સુરત જિલ્લા અને નવસારી પ્રાંતની સાથે સરખામણીમાં ઉત્તર ગુજરાતની પ્રજા બહુ ગરીબ છે. દક્ષિણ વિભાગમાં ઘરની પાછળ વાડા હોય છે; અહીં જરાએ વાડા નથી. ઘરનો પછવાડેનો ભાગ તદ્દન બંધ હોય છે. ઓરડાને વાસી દીધો હોય તો તિજોરીના જેવો સીલબંધ થઈ જાય. ન આવે હવા કે ન આવે ઉજાસ. વસ્તી વધવાને લીધે મહાડની વસ્તી ઘણી જ ગીચ થઈ જાય છે. સેનિટરી કમિશ્નર તરીકે હું કાંઇ કાંઇ ડાહી સૂચનાઓ કરતો હતો, પણ હવે જોઉં છું કે જ્યાં સુધી લોકો મહાડની બહાર રહેવા જાય નહિ ત્યાં સુધી તેમને સ્વચ્છતા માટે અવકાશ નથી. જે ખેડૂતો સરકારની તિજોરી ભરે છે તેમને માટે પૂરતું રહેવાનું સ્થાન પણ ન મળે એ સરકારને માટે શું કહેવું? સરકારને ખર્ચે અને ફરજિયાત ગામઠાણ વધારવાની જરૂર છે. ફરજિયાત એટલા માટે કે ગામની પાસેનાં ખેતરો પૈસાદાર અને વગદાર માણસોનાં હોય છે અને ગામઠાણ માટે વધારવાની માગણી તેવા લોકો થવા દેશે નહિ. તેવી જ રીતે વરસાદની મોસમમાં ભેંસોને ખુલ્લામાં પડી રહેવું પડે છે, અને આવ–જા કરવાના રસ્તા પર બેસુમાર ગંદકી વધ્યાં કરે છે. તેનો ઉપાય શો? ખેડુતના ઉપયોગ માટે વાડા ન હોય એ અસહ્ય ચીજ છે.

ખેડૂતોમાંથી ઘણા થોડાની પાસે ગરમ ઊનનાં કપડાં કે ઓઢવાનાં કપડાં હોય છે, અને તેથી જ શિયાળામાં માંદગી વધારે હોય છે; ખેડૂતોને દેવાં તો ચોટેલાં જ હોય પણ જાણકાર માણસો કહે છે કે વાણિયા શાહુકારનાં દેવાં સારાં; પણ ખેતી કરતા પાટીદાર મૂડીદારનાં ભૂંડાં. કારણકે વાણિયો ત્રાસ આપે તો તેની જમીન પડી રહે, અને પાટીદાર તો પારકી જમીન પચાવી લેવાની દાનત રાખે છે!

ગામડાંની પ્રજાના સ્વભાવનો અભ્યાસ કરવો સહેલો નથી, બહુ મુશ્કેલ છે. તેનામાં ઘણા પરસ્પર વિરોધી ગુણો હોય છે. નાનામાં નાના સિપાઇ ચપરાસીથી તે બીએ છે અને કોઈ વખત સામે થતાં અપમાનકારક શબ્દો વાપરી નાખે છે. તે સાધારણ રીતે એટલા ભોળા હોય છે કે વાક્ચાતુર્યથી છેતરાય છે, હમણાં વિમાની કંપનીઓએ કેટલા છેતર્યા છે તે સૌ જાણે છે. ખેડૂતો હમેશાં ઠગાતા આવ્યા છે, અને તે છતાં ખેડૂતો હદપાર શંકાશીલ હોય છે. કોઇ પણ અજાણી ચીજથી ભડકે છે. એ હકીકત જાણીતી છે કે ખેડૂત ઉદાર છે. જ્યારે એનાં ખળાંમાં અનાજ આવે છે ત્યારે સરકારી નોકરો, સાધુઓ, બ્રાહ્મણો, વગેરે અનેક લૂંટારાઓને એ પોષે છે, તે છતાં ખેડૂત ઘણો સ્વાર્થી છે. જમીનની બાબતમાં લોભી છે, હઠીલો છે અને નરમ છે. બેદરકાર છે અને ખુશામતિયો છે. તેની મનોવૃત્તિ સમજવી મુશ્કેલ છે. એનામાં કપટ નથી, સરળતા છે. એમની પાસે કામ કરાવવું બહુ સહેલું

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૨૮૫ ]

# ચોખા

**ઘ**ઉંથી ઊતરતો પણ તેટલા જ બહોળા પ્રમાણમાં વપરાતો આહાર ચોખાનો છે. દુનિયાના તમામ ભાગના લોકો ચોખાનો વધતાઓછા પ્રમાણમાં ઉપયોગ કરે છે.

ચોખાની હજારો જાતો થાય છે. બ્રહ્મદેશ અને બંગાળા ચોખાનાં મુખ્ય ધામ ગણાય છે. ડૉ૦ વૉટ જણાવે છે કે જંગલી અને ખેડાણ મળીને એકલા બંગાળામાં જ ડાંગરની કુલ ચાર હજાર જાતો થતી હશે.

હિંદુસ્તાનના લોકોનો ચોખા મુખ્ય આહાર છે. અને એનો અખૂટ પાક પણ હિંદુસ્તાનમાં જ થાય છે. **હિંદુસ્તાનમાંથી દર મિનિટે ૧૧૮ મણ ચોખા પરદેશ ચડે છે.***

ચરકસંહિતા અને સુશ્રુત સંહિતામાં ચોખાની અસંખ્ય જાતોનો ઉલ્લેખ છે. મુખ્ય ત્રણ ભેદોમાં તે જાતો વહેંચાયલી છે: (૧) શાલિઃ—હેમંતઋતુમાં પાકનારા ચોખા; (૨) ષષ્ઠિકઃ—ગ્રીષ્મઋતુમાં પાકનારા, જલદી થનારા ચોખા; અને (૩) વ્રીહિઃ—વર્ષાઋતુમાં થતાં અને લાંબા વખતે પાકતા ચોખા. મુખ્ય આ ત્રણ પ્રકારની ઘણી જાતો વર્ણવવામાં આવેલી છે. શાલિમાં રાતા ચોખાને શ્રેષ્ઠ ગણ્યા છે.

**રાતા ચોખા** દોષઘ્ન છે, વીર્યને વધારનાર છે, પેસાબ સાફ લાવનાર છે, નેત્રોનું હિત કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળ આપનાર છે, સ્વરને સારો કરનાર છે, શ્રમને ટાળનાર છે, હૃદયને પ્રિય લાગે એવા છે અને સર્વે દોષોને હરનાર છે.

ષષ્ઠિકમાં સાઠીચોખા ઉત્તમ છે. રાતા ચોખાના જેવા જ આના પણ ગુણ છે. ખાવામાં આ ચોખા ઘણા સારા છે, બળને વધારનાર છે.

વ્રીહિઓમાં કૃષ્ણવ્રીહિ ઉત્તમ મનાયલા છે.

જમીન પરત્વે ચોખાઓના ગુણમાં ફેરફાર હોય છે. બળેલી જમીનમાં થનારા ચોખા પચવામાં ઘણા હલકા હોય છે, રૂક્ષ હોવાથી ઝાડોપેસાબ રોકનાર છે અને કફને કમી કરનાર છે.

જંગલ પ્રદેશમાં [ જે દેશોમાં બહુ પાણી નથી એવો પ્રદેશ–મારવાડ, કચ્છ, સિંધ જેવો ] ઉત્પન્ન થયેલા ચોખા કફ તથા પિત્તને હણનારા છે, તૂરા છે, અને વાયુ તથા જઠરાગ્નિને વધારનારા છે.

આનૂપ પ્રદેશોમાં [ બહુ પાણીવાળો પ્રદેશ–બર્મા, બંગાલ જેવા ] થયેલા ચોખા મધુર છે, બળ આપનાર છે, ચિત્તને ટાળનારા છે, વિષ્ટાને અલ્પ કરનારા છે, ભારે છે અને કફનો તથા વીર્યને વધારનારા છે.

એક ઠેકાણેથી ઉપાડીને બીજી જગોએ ડાંગરના ધરૂને વાવવાથી ડાંગર સારી થાય છે અને તે ચોખા ખાવામાં ઘણા સારા હોય છે. એક જ જગોએ થયેલી ડાંગરના ચોખા પચવામાં ભારે પડે છે અને પેટમાં વાયુ ઉત્પન્ન કરનાર છે. સુશ્રુત કહે છે કેઃ--

જે ડાંગરને એક વખત ઉપાડીને બીજી જગોએ વાવવામા આવે તે રોપ્ય એક કરતા વધુ વખત ઉપાડીને બીજી જગોએ રોપવામા આવે તે અતિરોપ્ય આવી જાતના ચોખા પચવામા હલકા છે, જલદી પચી જનારા છે, ગુણમા ઉત્તમ છે, હોજરીમા દાહ ઉત્પન્ન નથી કરતા, દોષને હરનારા છે, બળ વધારનારા છે અને પેશાબને વધારનારા છે.

સુશ્રુત, સૂત્રસ્થાન અ ૪૬-૧૮

આધુનિક વિદ્વાનો પણ આ વાતને ટેકો આપે છે —

"*Rice which has been sown on swampy grounds, and which has* not been transplanted and which comes to maturity at the close of the rainy season, frequently gives rise to gustrointestinal troubles"

(Hygeine & Public Health by B. N. Ghosa)

એક વખત ડાંગરને કાપી લીધા પછી ફરીને તે ફૂટે છે ( छिन्नरूढा ) આમ ફરીથી ફૂટેલી ડાંગરના ચોખા રૂક્ષ છે, ઝાડાને રોકનાર છે, મહેજ કડવા છે, તુરા છે, પિત્તને હણનાર છે અને કફ કરનાર છે. ( સુશ્રુત સૂત્રસ્થાન અ ૪૬/૧૯ )

ચોખા એ દુનિયાભરનો મુખ્ય ખોરાક ( world's greatest food ) છે એમ સિદ્ધ કરવા માટે ' હેરાલ્ડ ઓફ હેલ્થ " નીચેના મુદ્દાઓ રજૂ કરે છે

(૧) જગતભરના ⅔ માણસો માટે ચોખા એ મુખ્ય આહાર છે,

(૨) બીજા કોઇ પણ ખોરાક કરતા ચોખા વહેલામા વહેલા પચી જનાર છે,

(૩) પાચક તેમ જ અભિશોષણ (elimination) બન્ને દૃષ્ટિએ ચોખા કિંમતી ખોરાક છે. બીજા કોઇ પણ ધાન્ય કરતા ચોખામા ઓછા ઉત્તેજક પોટાસ લવણો ( irritating potash salts ) છે,

(૪) દુર્બળ જઠરાગ્નિવાળા માટે ચોખા ઉત્તમોત્તમ ખોરાક છે,

(૫) બ્રાઇટ ડીઝીઝ( ગુડદાનો વરમ )વાળાઓ માટે ચોખા મુખ્ય ખોરાક હોવો જોઇએ,

(૬) Rice is the most anti-toxie of all cereal foods– અર્થાત્ ઘણાખરા ધાન્ય કરતા ચોખામા એન્ટી-ટોક્ષીક શક્તિ વિશેષ છે ખાટા ઓડકાર જેને આવતા હોય તેમજ આમાશય પ્રદાહવાળાઓ માટે ચોખા સારો ખોરાક છે,

(૭) બેઠી બાધીનો ભાતખાઉ જાપાની પેસિફિક મહાસાગરમા નાવ હકારતો હોય, પનામાની સામુદ્રધુની આગળ નહેર ખોદતો હોય, મચુરિયાના બરફમા રશિયનો સાથે લડતો હોય અથવા પોતાની જમીનમા હળ ફેરવતો હોય તે, બટાટા અને માસખાઉ અંગ્રેજ કે અમેરિકન કરતા કોઈ રીતે ઊતરે એવો નથી *

ડૉ બી ડી બસુ કહે છે કે મૂત્રપિંડોને ઓછામા ઓછી તરદી આપનાર જો કોઇ ખોરાક હોય તો તે ચોખા છે ×

---

* ' The sturdy Japanese *Rice-eater* whether piloting on the Pacific, digging a canal at Pannama, fighting the Russians among the snows of Manchuria or tilling his fields at home is far better fed than the beef and potato-eating Englishman or American We may well learn a lesson from the orient in the matter of diet " (Herald of Health)

× " Of all the cereals it is the one which taxes the kidney least " Diebetis and its dietetic treatment by Dr. B D. Basu I M S

પણ આ જે ગુણગાન ગાવામાં આવ્યાં છે તે હાથે ખાંડેલા ચોખાનાં છે. અત્યારે મોટે ભાગે ચોખા મિલમાં ખંડાયેલા મળે છે અને જનસમાજનો મોટો ભાગ આ મિલના ચોખા વાપરે છે. મિલમાં ખંડાયેલા ચોખા બહુ સારા પોલિશ થયેલા ( ઉજળા ) હોય છે, પણ એ ચોખામાંથી અગત્યનાં તત્ત્વોનો નાશ થયેલો હોય છે એ ભૂલવું જોઇતું નથી. પોલિશ થયેલા ચોખા ચાર રીતે અપૂર્ણ ખાદ્ય છેઃ—

(૧) એનું નત્રિલ ( પ્રોટિન ) હલકી કોટીનું હોય છે; (૨) ખનિજ તત્ત્વો એમાં બહુ કમી હોય છે; (૩) મોટે ભાગે તેમાં 'એ' અને 'બી'—બન્ને પ્રજીવનકો (વિટામિન્સ)નો અભાવ હોય છે; અને (૪) 'સી' પ્રજીવનક તો હોતું જ નથી. આ ઉપરાંત ફોસ્ફરસ અને સ્નેહ ( fat )નાં તત્ત્વો પણ આ જાતના ચોખામાં હોતાં નથી. માટે જ શરીરની કિંમત સમજનારા ડાહ્યા માણસે બનતાં સુધી ઘર આગળ જ ચોખા ખંડાવી લઇને ખાવા સારા છે. મિલોના ચોખામાં અગત્યનાં તત્ત્વો બળી ગયેલાં હોય છે એટલે પોષણની દૃષ્ટિએ તે ચોખા ઇષ્ટ નથી. હિંદુસ્તાનના ખેતીવાડી ખાતાના રસાયણશાસ્ત્રી ડૉ. જે. વૉલ્ટર લેધર જણાવે છે કે ખાંડણિયામાં ખાડેલા ચોખા રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ છે. પોલિશ ચોખામાં સ્નેહ અને નત્રલનાં તત્ત્વો ઘણાં કમી હોય છે અને ફોસ્ફરસ નહિ જેવા પ્રમાણમાં જ હોય છે. આથી આવા પોલિશ ચોખા ખાવામાં ન લેવા જોઇએ.×

ચોખાને શી રીતે રાંધવા તે વિષે આપણે ઘણો વિચાર કરવાનો છે. ચોખામાં જીવજંતુ ન પડે એટલા માટે આપણે તેને દીવેલથી મ્હોઇએ છીએ. રાંધતી વખતે આ ચીકાશ કાઢવા માટે આપણે તેને પાણીમાં થોડો વખત રાખી મૂકીએ છીએ. આધરણના પાણીમાં આ ચોખાને ઓરતાં પહેલાં આપણી સ્ત્રીઓ તેને હાથ વડે ખૂબ જ ઘસી કાઢે છે અને તે પાણી કાઢી નાખે છે. પરિણામે આથી ઘણાં ઉપયોગી તત્ત્વો ચાલી જાય છે.

અત્યારે બજારોમાં જે ઊંચી જાતના ચોખા મળે છે તે સરસ પોલિશ કરેલા હોય છે. ચોખાને પોલિશ બનાવવામાં ટેલકમ્ પાઉડર ( Telcum powder )નો ઉપયોગ કરવામાં આવે છે. ચોખા ધોતાં જે દૂધ જેવો રંગ થાય છે તેનું કારણ આ ટેલકમ્ પાઉડર છે. આપણા દેશમાં આ પાઉડરનો ઉપયોગ કરવામાં આવતો હશે કે કેમ તેની મને ખબર નથી, પણ યુરોપ અમેરિકામાં તો આ પાઉડરનો ઉપયોગ થાય છે જ.

ચોખાને હમેશાં ઓસાવ્યા વગર જ કરવા જોઇએ, અર્થાત્ જોઇએ તેટલા પાણીમાં તેને નાંખીને ચડવવા જોઇએ. અંદરથી ઓસામણ કાઢી નાખેલા ભાતમાં પૌષ્ટિક તત્ત્વો નહિ જેવાં જ રહે છે. પરિણામે એવા ચોખા પચવામાં ભારે પડે છે, વાયુ કરે છે, ખાટા ઓડકાર આવે છે, શક્તિ મળતી નથી.

---

× Dr. J. walter Leather, Imperial Agricultural Chemist, India, writes:— "... The Broken rice are, chemically the best foods, and the polished rice contains less oil, proteids and phosphorous. Consequently one is apt to condemn the polishing process. But the Consumers hold that one cannot cook unpolished rice which concludes the argument! It follows that rice should be consumed in conjunction with other grain, particularly, pulses which indeed, is very commonly the case." ( Annual Report of the Board of Scientific Advice for India. for the year 1913-14 p. 13. )

આપણાં ખાંડણિયામાં ખંડાયેલા ચોખા ખાવા જે ભાગ્યશાળી છે તે આ જમાનામાં ખરેખર સુખી છે. એ ભાતનો સ્વાદ, એની સુગંધ-બધું ચાખવા જેવું છે.

ભાત બેઠો જ કરવો અને તેને ઠીક પ્રમાણમાં પાણી મૂકી ધીમા તાપે ચડવવો. આથી ભાત લોંદા જેવો થશે – છુટ્ટો નહિ થાય – પણ આ ભાત ખાવામાં ઘણો હલકો અને સ્વાદિષ્ટ છે. ગૂજરાતમાં ઘણાંખરાં સ્ત્રીપુરુષોને છુટ્ટો ભાત ખાવાની ટેવ છે એટલે તેઓ ઓસામણ કાઢી નાખે છે અથવા પ્રથમથી જ થોડું પાણી મૂકે છે; આ બન્ને પદ્ધતિ સારી નથી. ભગવાન સુશ્રુત કહે છે :

> धौतस्तु विमलः शुद्धो मनोज्ञः सुरभिः समः ।
>
> स्विन्नः सुप्रस्रुतस्तूष्णो विशदस्त्वोदनो लघुः ॥ सुश्रुत सू. स्था. अ. ४६–३४७

[ અર્થ—જળથી ધોઈને સાફ કરેલો ( धौतः ), ખાંડીને નિર્મળ કરેલો ( विमलः ), સફેદ ( શુદ્ધ :–ડલ્હણ તેનો અર્થ धवलः કરે છે. ), મનને પસંદ પડે એવો ( मनोज्ञः ), સુગંધી, બધી તરફથી સારી રીતે બફાયલો ( समः स्विन्नः ), સારી રીતે ગળી ગયેલો÷ ( सुप्रस्रुतः सुष्ठुगलितः ( ડલ્હણ ) ), ઊનો અને સારી રીતે સીજેલો ભાત પચવામાં હલકો છે.

ચોખાને શેકીને પછી કરવામા આવેલો ભાત હલકો છે, સુગંધવાળો છે અને કફને હણનારો છે. ( सुश्रुत )

ઘી વગેરે સ્નેહોની સાથે, માંસો સાથે, ફળો સાથે, કંદો સાથે, મગ વગેરે શિંબી

---

÷સુશ્રુતના ગૂજરાતી અનુવાદકે सुप्रस्रुतનો અર્થ "છાબડા વગેરેથી ઓસાવેલો" અને विशदःનો અર્થ "નોખા નોખા રહેલા દાણાઓ વાળો"—આમ કરેલો છે. હું ધારું છું કે આ અર્થ વાજબી નથી. विशदः सुसिद्धः स च रक्तादिदोपरहितः આવો અર્થ ડલ્હણે કરેલો છે. પણ અહીં પ્રશ્ન એ થાય છે કે समः स्विन्नःનો અર્થ જ 'બધી તરફથી સારી રીતે બફાયલો' થાય છે તો પછી सुप्रस्रुतः શબ્દનું પ્રયોજન જ ન હોય. પણ એ શબ્દ યોજેલો છે કારણકે તેનું વિશિષ્ટ મહત્વ છે. સાધારણ રીતે सुप्रस्रुत શબ્દનો અર્થ 'સારી રીતે ઓસાવેલો' થાય છે. જો આ શબ્દ બરાબર હોય તો ભાત ઓસાવાની રીત ઘણા વખતથી પ્રચલિત લાગે છે! સુશ્રુત સ્પષ્ટ કહે છે કે "अधौतोऽप्रस्रुतोऽस्विन्नः शीतश्चाप्योदनोऽलघुः" અર્થાત્ વગર ધોયેલો, નહિ ઓસાવેલો, બરાબર નહિ બફાયલો અને ટાઢો ભાત ભારે છે. ઓસાવેલો ભાત હલકો અને બેઠો ભાત ભારે છે, આમ ઉપરના શ્લોકથી સિદ્ધ થાય છે. પણ આ વાત ઠીક લાગતી નથી. "કોઇપણ ધાન્ય ( Cereals ) કરતાં ચોખામાં નત્રલતત્ત્વ, સ્નેહ અને ખનિજ પદાર્થો ઘણા જ ઓછા છે—અર્થાત્ ચોખામાં આ તત્ત્વો ઓછામાં ઓછાં છે. ચોખામાં મુખ્ય સ્ટાર્ચ છે અને આ સ્ટાર્ચ એવી જાતનો છે કે તે સુપાચ્ય છે-જલદી પચી જાય એવો છે. આશરે ૬ તોલા ચોખાનો ભાત જઠરમાં ૩ા કલાકે પચે છે. પણ કાર્બો હાઇડ્રેટ ( કર્બોદિત) પચાવવાનું કામ જઠરનું નથી એ યાદ રાખવું જોઈએ. જઠર તો ફક્ત પોતાનું કાર્ય બજાવીને તેને આખરી નિકાલ માટે આંતરડાંમાં ધકેલી દે છે. આંતરડામાં ચોખા બહુ જ સારી રીતે, જલદીથી પચી જાય છે. અર્થાત્ ઓસાયા વિનાના ચોખા ભારે છે એ વાત સાચી નથી. ઓસામણમાં નત્રલતત્ત્વ પ્રોટિન અને ખનિજ પદાર્થો–નીકળી જાય છે."

( હાઈજીન એન્ડ પબ્લીક હેલ્થ. પા. ૧૫૯–૧૬૦. )

ધાન્યો સાથે કે દાડિમ વગેરે અમ્લ પદાર્થો સાથે પકાવેલો ભાત ભારે છે, પુષ્ટિ આપનાર છે અને બળ આપનાર છે.

પ્રથમ પાણીમાં નાખી બાફેલો અને પછી દૂધ નાખીને પકાવેલો ભાત પણ એવા જ ગુણવાળો છે. ( સુશ્રુત )

પાશ્ચાત્ય સુધારાએ આપણી દળવાની ઘંટીઓ બંધ કરી, તાબુત જેવી ફ્લોર મિલો ઊભી કરી. ખાંડણિયા કઢાવી નાખી તેની જગોએ ચોખા ખાંડવાનાં યંત્રો ખડાં કર્યાં. પરિણામ એ આવ્યું કે સારો લોટ અને સારા ચોખા હવે જોવા નથી મળતા, અને હવે એ જ સંસ્કૃતિના વિદ્વાનો વાઈટેમીનનો પોકાર કરતા બેઠા છે !

પણ આટલેથી આ સંહાર નથી અટકતો. આપણાં દાણા ભરવાનાં કામ—કાદવની કોઠીઓ—પણ આપણે કાઢી નાખી છે અને હવે તો ઠેરઠેર પતરાંની કોઠીઓ દાખલ થઈ છે. હિંદુસ્તાન જેવા ગરમ મુલકમાં પતરાંની કોઠીઓમાં અનાજ ભરવું કોઈ પણ રીતે યોગ્ય નથી. ગરમીની બાફને લીધે દાણાનો કસ ઊતરી જાય છે અને બાફથી તેનો સ્વાદ પણ હણાઇ જાય છે. માટીની કોઠીઓમાં રાખેલું અનાજ કદી વિરસ થતું નથી, ગરમીની અસર કાદવને લાગતી નથી. આધુનિક વિદ્વાનો પણ આ વાત કબૂલ રાખે છે.×

આવું જ દરેક ધાન્ય માટે સમજવાનું છે. આપણે રાખોડી સાથે કે દીવેલનાં મોવણ દઈને ઘણાંખરાં ધાન્ય રાખીએ છીએ તેમાં ઊંડું ડહાપણ છે. આપણા દાણા ભરવાના ઓરડાઓનું સ્થાપત્ય પણ ધ્યાન દેવા યોગ્ય છે.

ચોખા એક વર્ષના જૂના ખાવા સારા છે, નવા ચોખા પચવામાં ભારે છે. (સુશ્રુત). નવા ચોખા જલદી ચડી જાય છે, પણ તે જલદી બગડી જાય છે; જ્યારે જૂના ચોખાનો ભાત ચોવીસ કલાક સુધી બગડતો નથી.

### "ભાતખાઉ પ્રજા"

કેટલાક પરદેશીઓ હિંદુઓને "ભાતખાઉ પ્રજા" માને છે. ભાતખાઉ પ્રજા એટલે કમજોર પ્રજા ! આવા ટીકાકારોને હિંદુસ્તાનનો ખોરાક શું છે તેની ખબર જ નથી હોતી. એકલો ભાત ખાઇને હિંદુસ્તાનમાં કોઇ રહેતું નથી. અલબત્ત, દક્ષિણ હિંદ અને બંગાળમાં ભાત ખાવાનો ચાલ વિશેષ પ્રમાણમાં છે એ વાત સાચી. પણ ભાત સાથે તે લોકોનો મોટો ભાગ મચ્છી કે બીજું કંઇ લે છે. એટલે હિંદુસ્તાનની અવનતિ ભાતના નિઃસત્ત્વ ખોરાકથી થઈ છે એમ જેઓ કહે છે તેઓ કાં તો હિંદુસ્તાનના ખોરાકની સત્ય સ્થિતિ જાણતા નથી કે કાં તો જાણી જોઈને એવા આક્ષેપો કરે છે.+ હિંદુસ્તાનના ખોરાક વિષે

---

× Rice should be stored in dry and well ventilated rooms having impervious floors. When kept in hot and damp place, it ferments and becomes mouldy with production of toxins. Rice can be preserved by occasional exposure to the sun and by mixing lime with it."

( Hygeine & Public Health by B. N. Ghosha 5th edition. P. 159 )

\+ "The downfall and retrogression of Asian races is largely ascribed to their rice diet by Mr. Matsumura writing in the *Jitsugyono nition* (Tokyo,

સપ્રમાણુ બોલનાર મેક કેરીસન જેવા વિદ્વાનો કહે છે કે હિંદુસ્તાનનો ખોરાક જગતની સુધરેલી પ્રજાઓના કરતાં ઉત્કૃષ્ટ છે.

## ચોખાની પ્રશંસા

ચોખામાં ૮૦ ટકા જેટલો કર્બોદિત ( carbohydrate ) છે. બીજા કોઇપણ ધાન્યમાં કર્બોદિતનું આટલું મોટું પ્રમાણ નથી. કર્બોદિતથી જ શરીરની માંસપેશીઓ પોતાનું કાર્ય કરે છે. ચોખા પચવવામા બહુ જ સારા છે, સેલ્યુલોઝ (કાષ્ટક) અને મીઠુ-સોડિયમ્ ક્લોરાઈડ -બન્ને ચોખામાં બહુ જ ઓછા પ્રમાણમાં હોવાથી, કોઇપણ ધાન્ય કરતાં તેની કિંમત ઘણી ઊંચી છે. હૃદયના, યકૃતના અને મૂત્રપિંડના દરદીઓ માટે તો ચોખા એક આદર્શ ખાદ્ય ( Ideal food ) છે. ચોખાની આંતરડાં ઉપર બહુ સારી અસર ( tonic effect ) છે અને આતરડાંની શક્તિ ( Intestinal tonicity ) સાથે જીવનશક્તિ ( vitality )નો ગાઢ સંબધ છે. ચોખામા બહુ જ થોડુ નત્રલ અને સ્નેહ છે એટલે તે સંપૂર્ણ ખોરાક નથી, તે ઘઉં કરતા ઊતરતી જાતનો ખોરાક છે-આમ જે બોલે છે તે બરાબર નથી. ઘઉંના નત્રિલ કરતા ચોખાનુ નત્રિલ બહુ ઊંચી કોટીનુ છે. ઘઉંમાં લાઈસીન ( lysine ) નથી, જ્યારે ચોખામાં બહુ સારા પ્રમાણમાં લાઇસીન છે×

## પોલિશ ચોખા અને બેરી-બેરી

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે પોલિશ કરેલા ચોખામાંથી ઉપયોગી તત્ત્વો નાશ પામેલાં હોય છે. આ ઉપયોગી તત્ત્વોને અભાવે આવો ભાત ખાવામાં આવે છે તો બેરી-બેરી નામનો રોગ લાગુ પડે છે. ઘણા વિદ્વાનોએ ઘણી મહેનત પછી આ વાત નક્કી કરી છે. વિટામિન 'બી'ના અભાવે આ દુષ્ટ રોગ લાગુ પડે છે, એમ અનેક શોધકોએ અખતરાઓ કરીને નક્કી કર્યું છે. પણ હવે આ વાતને વધુ શોધખોળે ખોટી ઠરાવી છે. જાપાનીઝ ડૉકટર સાકી હીગુચીએ ( Sakee Higuchi ) પૂરવાર કરી આપ્યું છે કે બેરી-બેરી રોગનુ કારણ 'બી' વિટામિનનો અભાવ નથી પણ પોલિશ કરેલા ચોખામાં રહેતા એક જાતના જતુ ( Non-pathogenic bacillus, a form of fungoid ) જે ખૂબ ગરમ પાણીમા ઉકળ્યાથી પણ મરતા નથી તે છે. કલકત્તા સ્કૂલ ઓફ ટ્રોપિકલ મેડિસીનના શોધકોએ પણ આ વાતને ટેકો આપ્યો છે.÷

---

Japan ). The retrogression of India great in olden days and famous for her culture, is entirely due to the rice diet of her people, he declares. He points to the Hindu race as the model of a decadent civilization. Lack of proper amount and variety of vitamines in the food, needed for the growth of brain power, have brought this deplorable result, he goes on." Literary Digest. (Modern Review, May, 1928

× Food & Health by Dr. Chandra Chakravarty. P. 65.

÷ વધુ માટે જુઓ " Health." Vol. VI No. 6 P. 119.

ચોખામાં નીચે પ્રમાણે તત્ત્વો છે :

| | વગર પોલિશ કરેલા | પોલિશ કરેલા | ચડવેલા ચોખા | થુલું (Rice bran) |
|---|---|---|---|---|
| વિટામિન બી | + | ० | + | + + + |
| નત્રિલ (પ્રોટેન) | ૯% | ૬·૫% | ૭·૬૮% | ઘણું જ (Higher) |
| સ્નેહ (fats) | ૧·૬૫% | ०·૨૫થી०·૫% | ૨ થી ૨·૫% | ૨૨-૨૪% |
| ફોસ્ફરસ | ०·૫૪% | ०·૨૬થી०·૩૮% | ०·૫૮% | ૩·૨% |
| Protective outer coat | હયાત | નહિ | હયાત | —— |

## ઉપસંહાર

૧ ચોખા બહુ જ કિંમતી ખાદ્યપદાર્થ છે.

૨ ચોખા એકા જ કરવા, ઓસામણ* કાઢી ન નાખવું.

૩ ધીમે તાપે વધારે પાણીમાં કરેલો ભાત લોંદા જેવો થાય છે, પણ તેનો સ્વાદ અને ગુણ બહુ જ સરસ છે.

૪ ચોખામાં મીઠાનો ભાગ (Chlorine) બહુ જ જૂજ છે અને તેથી મૂત્રપિંડનાં દરદોમાં તે ઉપયોગી ખોરાક છે.

૫ પચવામાં ઘણા હલકા હોવાથી આંતરડાંમાં સડો ઉત્પન્ન કરતા નથી એટલે આંતરડાંના રોગોમાં તે ઉપયોગી છે.

૬ ચૂનાનો ભાગ ઓછો હોવાથી અને મેગ્નેશિયાનું પ્રમાણ મોટું હોવાથી તે પથરી, oxaluria વગેરેમાં ઉપયોગી છે.

૭ ચોખાનું પ્રોટીન બીજા કોઇ પણ ધાન્યના પ્રોટીન કરતાં ઉત્કૃષ્ટ છે.

૮ ઘર આગળ ખંડાવેલા ચોખા ખાવા. પોલિશ ચોખા રખે ખાતા. પોલિશ ચોખામાં રોગોત્પાદક જંતુઓ રહેલા છે.

૯ ગૂજરાતની વસ્તુસ્થિતિ જોતાં આપણે હમેશાં ૧૫ તોલા ચોખા પૂરતા છે. ૧૫ તોલા ૭૩૦ કેલોરી (કેલોરી એટલે ઉષ્માશક્તિ માપવાનો એકમ) ગરમી આપે છે.

* ઓસામણ કાઢી નાખવામાં કેટલું નુકસાન છે તે ડો. ચંદ્રના નીચેના ફકરાથી સમજાય છે:–

"... The result is that all the soluble minerals, proteids and starch are dissolved and what is often left and consumed, is nothing but inflated cellulose and starch granules. There should be a popular movement to stop this stupid and suicidal waste. Rice should be cooked in enough water to burst open the cellulose and the starch granules so that it becomes soft and tender; do not cook it, as it is done in Bengal, in superfluous water and then throw away the precious decoction. We must not sacrifice the inner substance for outward look."

(Food & Health P. 66)

સપ્રમાણ બોલનાર મેક્ કેરીસન જેવા વિદ્વાનો કહે છે કે હિંદુસ્તાનનો ખોરાક જગતની સુધરેલી પ્રજાઓના કરતાં ઉત્કૃષ્ટ છે.

## ચોખાની પ્રશંસા

ચોખામાં ૮૦ ટકા જેટલો કર્બોદિત ( carbohydrate ) છે. બીજા કોઇપણ ધાન્યમા કર્બોદિતનું આટલુ મોટું પ્રમાણ નથી. કર્બોદિતથી જ શરીરની માસપેશીઓ પોતાનું કાર્ય કરે છે. ચોખા પચવવામા બહુ જ સારા છે, સેલ્યુલોઝ (કાષ્ટક) અને મીઠુ–સોડિયમ્ ક્લોરાઇડ –બન્ને ચોખામાં બહુ જ ઓછા પ્રમાણમા હોવાથી, કોઇપણ ધાન્ય કરતાં તેની કિંમત ઘણી ઊંચી છે. હૃદયના, યકૃતના અને મૂત્રપિંડના દરદીઓ માટે તો ચોખા એક આદર્શ ખાદ્ય ( Ideal food ) છે. ચોખાની આંતરડા ઉપર બહુ સારી અસર ( tonic effect ) છે અને આતરડાની શક્તિ ( Intestinal tonicity ) સાથે જીવનશક્તિ ( vitality )નો ગાઢ સંબધ છે. ચોખામાં બહુ જ થોડુ નત્રલ અને સ્નેહ છે એટલે તે સંપૂર્ણ ખોરાક નથી, તે ઘઉં કરતા ઊતરતી જાતનો ખોરાક છે–આમ જે બોલે છે તે બરાબર નથી. ઘઉંના નત્રિલ કરતા ચોખાનુ નત્રિલ બહુ ઊંચી કોટીનું છે ઘઉંમાં લાઇસીન ( lysine ) નથી, જ્યારે ચોખામા બહુ સારા પ્રમાણમાં લાઇસીન છે×

## પોલિશ ચોખા અને બેરી–બેરી

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે પોલિશ કરેલા ચોખામાંથી ઉપયોગી તત્ત્વો નાશ પામેલા હોય છે. આ ઉપયોગી તત્ત્વોને અભાવે આવો ભાત ખાવામાં આવે છે તો બેરી–બેરી નામનો રોગ લાગુ પડે છે ઘણા વિદ્વાનોએ ઘણી મહેનત પછી આ વાત નક્કી કરી છે વિટામિન 'બી'ના અભાવે આ દુષ્ટ રોગ લાગુ પડે છે, એમ અનેક શોધકોએ અખતરાઓ કરીને નક્કી કર્યું છે પણ હવે આ વાતને વધુ શોધખોળે ખોટી ઠરાવી છે. જાપાનીઝ ડૉકટર સાકી હીગુચીએ ( Sakee Higuchi ) પૂરવાર કરી આપ્યુ છે કે બેરી–બેરી રોગનુ કારણ 'બી' વિટામિનનો અભાવ નથી પણ પોલિશ કરેલા ચોખામા રહેતા એક જાતના જંતુ ( Non–pathogenic bacillus, a form of fungoid ) જે ખૂબ ગરમ પાણીમા ઉકળ્યાથી પણ મરતા નથી તે છે. કલકત્તા સ્કૂલ ઓફ્ ટ્રોપિકલ મેડિસીનના શોધકોએ પણ આ વાતને ટેકો આપ્યો છે÷

---

Japan ). The retrogression of India great in olden days and famous for her culture, is entirely due to the rice diet of her people, he declares. He points to the Hindu race as the model of a decadent civilization Lack of proper amount and variety of vitamines in the food, needed for the growth of brain power, have brought this deplorable result, he goes on." Literary Digest. (Modern Review, May, 1928

× Food & Health by Dr. Chandra Chakravarty. P. 65.

÷ વધુ માટે જુઓ "Health." Vol. VI No. 6 P. 119.

ચોખાંમાં નીચે પ્રમાણે તત્ત્વો છે:

| | વગર પૉલિશ કરેલા | પૉલિશ કરેલા | ચડવેલા ચોખા | થુલું (Rice bran) |
|---|---|---|---|---|
| વિટામિન બી | + | ૦ | + | + + + |
| નત્રિલ (પ્રોટેન) | ૯% | ૬·૫% | ૭·૬૮% | ઘણું જ (Higher) |
| સ્નેહ (fats) | ૧·૬૫% | ૦·૨૫થી૦·૫% | ૨ થી ૨·૫% | ૨૨–૨૪% |
| ફૉસ્ફરસ | ૦·૫૪% | ૦·૨૬થી૦·૩૮% | ૦·૫૮% | ૩·૨% |
| Protective outer coat | હયાત | નહિ | હયાત | —— |

ઉપસંહાર

૧ ચોખા બહુ જ કિંમતી ખાદ્યપદાર્થ છે.

૨ ચોખા બેડા જ કરવા, ઓસામણ* કાઢી ન નાખવું.

૩ ધીમે તાપે વધારે પાણીમાં કરેલો ભાત લાંબા જેવા થાય છે, પણ તેનો સ્વાદ અને ગુણ બહુ જ સરસ છે.

૪ ચોખામાં મીઠાનો ભાગ (Chlorine) બહુ જ જૂજ છે અને તેથી મૂત્રપિંડનાં દરદોમાં તે ઉપયોગી ખોરાક છે.

૫ પચવામાં ઘણા હલકા હોવાથી આંતરડાંમાં સડો ઉત્પન્ન કરતા નથી એટલે આંતરડાંના રોગોમાં તે ઉપયોગી છે.

૬ ચૂનાનો ભાગ ઓછો હોવાથી અને મેગ્નેશિયાનું પ્રમાણ મોટું હોવાથી તે પથરી, oxaluria વગેરેમાં ઉપયોગી છે.

૭ ચોખાનું પ્રોટીન બીજા કોઇ પણ ધાન્યના પ્રોટીન કરતાં ઉત્કૃષ્ટ છે.

૮ ઘર આગળ ખંડાવેલા ચોખા ખાવા. પૉલિશ ચોખા રખે ખાતા. પૉલિશ ચોખામાં રોગોત્પાદક જંતુઓ રહેલા છે.

૯ ગુજરાતની વસ્તુસ્થિતિ જોતાં આપણે હમેશાં ૧૫ તોલા ચોખા પૂરતા છે. ૧૫ તોલા ૭૩૦ કેલોરી (કેલોરી એટલે ઉષ્માશક્તિ માપવાનો એકમ) ગરમી આપે છે.

* ઓસામણ કાઢી નાખવામા કેટલું નુકસાન છે તે ડૉ. ચંદ્રના નીચેના ફકરાથી સમજાય છેઃ–

"... The result is that all the soluble minerals, proteids and starch are dissolved and what is often left and consumed, is nothing but inflated cellulose and starch granules. There should be a popular movement to stop this stupid and suicidal waste. Rice should be cooked in enough water to burst open the cellulose and the starch granules so that it becomes soft and tender; do not cook it, as it is done in Bengal, in superfluous water and then throw away the precious decoction. We must not sacrifice the inner substance for outward look."

(Food & Health P. 66)

૧૦ ચોખામાં પ્રોટીન વગેરે ઘણાં ઓછાં છે માટે જ આપણે ચોખા સાથે દાળ, ઘી, શાક વગેરે ખાઈએ છીએ.

૧૧ ચોખા ખાનાર જાપાનીઝ કે દક્ષિણીઓનાં શરીર નમાલાં નથી.

૧૨ ચોખાને માટીની કોઠીઓમાં ભરવા જોઈએ.

૧૩ એક વર્ષના જૂના ચોખા ખાવા. નવા ચોખા પચવામાં ભારે છે.

૧૪ નવા ચોખા અર્ધા કલાકમાં ચડી જાય છે; જ્યારે જૂના ચોખાને ચડતાં લગભગ એક કલાક લાગે છે; પણ જૂના ચોખાનો ભાત જલદી બગડતો નથી. રાંધ્યા પછીથી તે ચોવીસ કલાક સુધી સારો રહી શકે છે.×

૧૫ સાધારણ રીતે 'ચોખામાં ચાવવું શું?' એમ લોકો માને છે પણ તે ભૂલ છે. ચોખાને સારી રીતે ચાવવા જોઇએ.

૧૬ ચોખામાં *વિટામિન 'બી'* છે અને *તે શરીરને* અત્યંત ઉપયોગી છે.

૧૭ દેખાવ માટે છુટ્ટા ચોખા રખે કરતા. શોભાને માટે ગુણનું નિકંદન ન કાઢો.

૧૮ સાઠીચોખા ખાવામાં ઉત્તમ છે. લાલ ચોખા પણ ખાવા માટે ઉપયોગી છે.

૧૯ એક જગોએથી ઉપાડીને બીજી જગોએ વાવેલી ડાંગરના ચોખા ખાવા જોઈએ. બનતા સુધી પોતાના ગામમાં પકવેલા ચોખા જ ખાવા સારા છે.

ચોખાની ઘણી બનાવટો બને છે. ચોખાના લોટની રોટલી પણ હિંદના કેટલાક ભાગોમાં ખાવામાં આવે છે, ચોખાના લોટમાં ઘણા અગત્યના ક્ષારો છે એટલે તે અવારનવાર ખાવામાં ઠીક છે. ૧૦૦ ગ્રામ ચોખાના લોટમાં નીચે મુજબ પોષણ ક્ષારો (nutritive salts) છે :—

પોટાશ ૦.૨૫૩; સોડીયમ્ ૦.૦૪૩, લાઈમ ૦.૩૮, લોહ ૦.૦૧૪, ફોસ્ફરીક ઍસિડ ૦.૫૪૩, સલ્ફ્યુરીક ઍસિડ ૦.૦૦૮ ટકા.

ચોખાની મમરા, ફોફાં, પૌંઆ, ખીર, દૂધપાક વગેરે બનાવટો બનાવવામાં આવે છે.

**મમરા** ખાવામાં હલકા છે, કબજ કરનારા છે. માંદા માણસો માટે મમરા સારો ખોરાક છે. ખાવામાં સ્વાદિષ્ટ છે.

**ફોફાં** અથવા ડાંગરની ધાણી પણ સ્વાદિષ્ટ અને હલકી છે. સ્ટાર્ચના કણો ફૂલેલા હોવાથી તે વધુ સુપાચ્ય બને છે.

**પૌંઆ** ખાવા સારા નથી. પૌંઆ ખાવા હોય તો તેને શેકીને અથવા ઘીમાં શેકીને ખાવા જોઈએ. પૌંઆ બરાબર ચાવવામાં આવે તો ભાગ્યે જ એકાદ મુઠ્ઠી પૌંઆ માણસ ખાઈ શકે એવા તે ચવટ્ટ છે. ચરક કહે છે કે—

गुरुपिष्टमयं तस्मात्तण्डुलान्पृथुकानपि ।
न जातु भुक्तवान्खादेन्मात्रां खादेदबुभुक्षितः ॥

चरक–सू–स्था–अ. ५–२

[ અર્થાત્ — લોટની બનાવટો તેમજ ચોખાના પૌંઆ પણ ભારે છે. ખાઇ જાડેલા માણસે તો તે કદી ન ખાવા જોઈએ. ભૂખ્યા માણસે તેને બહુ જ ઓછી માત્રામાં – પ્રમાણમાં – ખાવા. ]

× Mc Nally.

ખીર અને દૂધપાક પચવામાં ભારે છે. દૂધમાં રહેલાં અગત્યનાં તત્ત્વો, વિટામિન્સ વગેરે દૂધને બહુ ઉકાળવાથી નાશ પામે છે. સારી રીતે ચડાવેલા ચોખા દૂધ સાથે ખાવા સારા છે પણ પોષણની દૃષ્ટિએ દૂધપાક ખાવો યોગ્ય નથી. વળી તે પચવામાં પણ ભારે છે, વાયુ કરનાર છે, નબળી હોજરીવાળાઓએ અવશ્ય ન ખાવો જોઈએ.

ખીચડી—ચોખા અને દાળને ભેગાં કરીને બનાવવામાં આવે છે. આ બહુ જ ઉત્તમ, પોષણકારણ અને સ્વાદિષ્ટ છે. ચોખામાં નત્રિલની જે ઉણપ છે તે દાળના નત્રિલથી પુરાય છે. ચોખાના ક્ષારો ખીચડીને સુપાચ્ય બનાવે છે. બહુ જ ધીમે તાપે, ખૂબ પાણી મૂકીને રાબ જેવી ખીચડી કરી હોય તો તેનો સ્વાદ સુંદર આવે છે, ખાવામાં તે ઘણી હલકી પડે છે. છુટ્ટા ચોખાની માફક છુટ્ટી ખીચડી પણ ખાવી સારી નથી. સ્ટાર્ચકણો જેમ વધારે ફૂલે અને ફાટી જાય તેમ તે વધારે સુપાચ્ય બને છે. માટે ખીચડી હમેશાં ધીમા તાપે ખૂબ પાણી નાખીને જ કરવી સારી છે. તુવેરની દાળની ખીચડી કરતાં મગની દાળની ખીચડીની ખુશબો અને સ્વાદ ઓર જ છે. ખાવામાં તે ઘણી સારી છે. દાળ અને ભાત–બન્નેમાં સ્નેહનું પ્રમાણ નહિ જેવું છે એટલે ખીચડી સાથે ઘી ખાવામાં આવે છે. ખીચડીની બનાવટ સુંદર છે. ઘણા ગરીબોનો આહાર ખીચડી જ હોય છે. પોષણની દૃષ્ટિએ અને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ દાળભાત કરતાં ખીચડી સારો ખોરાક છે.

## નમારના ચોખા, नीवार (સંસ્કૃત)

આપણા ઋષિઓ આ ચોખા ખાતા હતા. આ ચોખા આપોઆપ પાણીવાળી જગ્યાઓમાં થાય છે; માટે એ જંગલી ચોખા તરીકે ઓળખાય છે. " કેનેડી (૧૯૨૪) જણાવે છે કે જંગલી ચોખામાં ઘણાંખરાં ધાન્ય કરતાં પ્રોટીનનું પ્રમાણ અધિક છે, પણ આ પ્રોટીનતત્ત્વ બહુ ઊંચી કોટીનું નથી ( low biological value ). આ ચોખામાં 'એ' વિટામિન છે પણ ખૂબ જ અલ્પ, પણ આના લીધે તે Xerophthalmia (આંખનો રોગ) વ્યાધિને અટકાવી શકે છે. પોલિશ ચોખા કરતાં એની ખોરાક તરીકેની મહત્તા ( food-value ) વધારે છે, કારણ કે એનું પ્રોટીન ઘણી સારી જાતનું હોય છે. શરીરની વૃદ્ધિ માટે આવશ્યક એવું વિટામિન 'બી' આ નમારના ચોખામાં છે."*

સુશ્રુત नीवारને કુધાન્યની ગણતરીમાં ગણે છે.

બાપાલાલ ગ. વૈદ્ય

# નવદ્વીપ વિદ્યાપીઠ

ઇસ્વીસનના અગિયારમા શતકના મધ્યભાગમા નવદ્વીપ (નદીઆ) ચોક્કસ તારીખવાર ઇતિહાસની રંગભૂમિ ઉપર દૃષ્ટિગોચર થાય છે ભાગીરથી અને જલાંગીના સગમ ઉપર એ આવેલુ છે સમગ્રામ અને સંયુક્ત પ્રાતો વચ્ચે ભાગીરથીમા થઇને વેપાર ચાલતો ભાગીરથીની પવિત્રતા વિચારી સેનરાજાઓએ એ રાજધાની માટે પસદ કર્યું દશમી સદીમા પાલરાજાઓ પણ આ સ્થળમા આવતા અને થોડોક સમય રહી જતા એમ કેટલાક બૌદ્ધ ખડેરો ઉપરથી જણાય છે

મગધના વિદ્યાપીઠોનો વિનાશ કરીને ઇ સ. ૧૨૦૦મા બખત્યારના પુત્ર મહમદે બગાળાના વિજય અર્થે લશ્કર તૈયાર કર્યું અને નદીઆના રાજા લક્ષ્મણસેન ઉપર અણધાર્યો છાપો માર્યો ભોજન અધૂરું મૂકીને રાજા મહેલના પાછલા બારણેથી નાઠો એની રાણીઓ, દાસદાસીઓ અને અપાર દોલત મુસલમાનોના હાથમા ગયા[1] રાજા લક્ષ્મણસેન કવિ હતો અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો તેરમા શતકના આરભથી પ્લાસીના યુદ્ધપર્યંત નદીઆમા મુસલમાન અમલ રહ્યો, તથાપિ બગાળામા એ હિંદુવિદ્યાનુ મહાન સ્થાન બની શક્યુ. પદરમા શતકમા નદીઆમા વિદ્યાપીઠનુ બીજ રોપાયુ મુસલમાન રાજાઓએ આ વિદ્યાપીઠના બધારણ અને વિકાસમા સીધી રીતે કેટલી સહાયતા કરી હશે એ કહી શકાય તેમ નથી મુસલમાનોએ બગાળાના ખૂણાઓમાથી પણ બૌદ્ધધર્મ અને એની સસ્થાઓનો વિનાશ કર્યો, પરંતુ બ્રાહ્મણોએ સ્થાપેલી આ નવી વિદ્યાપીઠ મુસલમાન શાસન દરમિયાન પણ ખીલી શકી

બગાળામા નદીઆ વિદ્યાપીઠના ઉદય પહેલા બિહારમા બે સુપ્રસિદ્ધ વિદ્યાપીઠો હતા વિક્રમશીલાનુ બૌદ્ધ વિદ્યાપીઠ અને મિથિલાનુ બ્રાહ્મણ વિદ્યાપીઠ મુસલમાન હુમલાખોરોએ વિક્રમશીલાનુ વિદ્યાપીઠ બાળી નાખ્યુ અને વિહારવાસીઓનો સહાર કર્યો એટલે મિથિલા વિદ્યાપીઠનુ અગત્ય વધતું ગયુ, પરંતુ નવદ્વીપના મહાન વિદ્વાનોને લીધે મિથિલાની કીર્તિ ઝાખી પડતી ગઇ

નદીઆ વિદ્યાપીઠના પ્રથમ આચાર્ય વાસુદેવ સાર્વભૌમ હતા પદરમા શતકના મધ્યમા એઓ નદીઆમા જન્મ્યા હતા એમના પિતા મહેશ્વર વિશારદે એમને સસ્કૃત વ્યાકરણ, સાહિત્ય અને ધર્મશાસ્ત્રમા વિશારદ કર્યા પચ્ચીસ વર્ષની વયે પંડિત વાસુદેવ મિથિલા ગયા અને એ સમયના સર્વશ્રેષ્ઠ નૈયાયિક પક્ષધરમિશ્રના વિદ્યાલયમા દાખલ થયા મિથિલામા અધ્યયન પૂરુ કર્યા બાદ એમને શલાકા-પરીક્ષામા ઉત્તીર્ણ થવુ પડ્યુ. આ પરીક્ષામા સોયથી વીંધેલા તાડપત્ર પરની એક હસ્તલિખિત પ્રત એને સમજાવવાની હતી એક પછી એક એમ સો પ્રત પંડિત વાસુદેવે સમજાવી એના ગુરુએ પ્રસન્ન થઇ એને સાર્વભૌમની ઉપાધિ આપી

વાસુદેવ સાર્વભૌમને લાગ્યુ કે મિથિલાના અધ્યાપકો બહારના વિદ્યાર્થીઓને ન્યાયના ગ્રન્થો ઉતારવાની રજા આપતા નથી એટલે ગગેશ ઉપાધ્યાયના 'તત્ત્વચિન્તામણિ'નો સમગ્ર ગ્રન્થ અને 'ઉદયનાચાર્ય'ની 'ન્યાય કુસુમાજલિ'નો છદોબદ્ધ ભાગ એણે કઠે કર્યો

---

1 V. A. Smith: Early History of India

મિથિલાથી પાછા ફરતાં કદાચ જિંદગી જોખમાશે એ ડરથી નદીઆ જવાના બહાને ગુપ્ત રીતે કાશી ગયા અને ત્યાં કેટલાંક વર્ષ વેદાન્ત શીખ્યા બાદ પંદરમા શતકના સમાપ્તિકાલે નદીઆ પાછા ફર્યા.

પંડિત વાસુદેવે સ્મૃતિમાંથી પૂર્વોક્ત બંને ગ્રંથો લખાવીને નદીઆમાં ન્યાયની પ્રથમ પાઠશાળા સ્થાપી. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં આ મહાન આચાર્ય પાસે એકઠાં થતાં ગયાં. એના બે યશસ્વી શિષ્યો સમર્થમાં સમર્થ ન્યાયશાસ્ત્રાચાર્ય રઘુનાથ શિરોમણિ અને બંગાળામાં વૈષ્ણવસંપ્રદાયના પ્રવર્તક ગૌરાંગ મહાપ્રભુ (ચૈતન્ય) હતા. ઉત્તરાવસ્થામાં પંડિત વાસુદેવે પોતાના શિષ્ય ચૈતન્યના વૈષ્ણવધર્મના સિદ્ધાંતો સ્વીકાર્યા એમ કહેવાય છે.[1] એ સાર્વભૌમ નિરુક્તિના લેખક છે, જે ગંગેશના મહાન ગ્રંથનું ભાષ્ય છે.

નદીઆના વિદ્યાસ્થાનને 'યુનિવર્સિટી'નું સ્વરૂપ અને અધિકાર અપાવવાનું માન તો પંડિત વાસુદેવના પટ્ટશિષ્ય રઘુનાથ શિરોમણિને ઘટે છે. મિથિલાના ન્યાયશાસ્ત્રાચાર્યોને જિતી એ મહાવિદ્વાને નવદ્વીપની ખ્યાતિ સમસ્ત દેશમાં વિસ્તારી.

રઘુનાથનો જન્મ ઇસ્વીસન ૧૪૭૭ માં નદીઆમાં થયો હતો. એની ચાર વર્ષની ઉંમરે પિતાનું અવસાન થયું. નિરાધાર માતાએ મહામહેનતે પુત્રનું ભરણપોષણ કર્યું. પાંચ વર્ષની વયે બાળક રઘુનાથને માતાએ નજીકના સાર્વભૌમ વિદ્યાલયમાં અગ્નિ લેવા મોકલ્યો. રઘુનાથ સાથે વાસણ લેવાનું ભૂલી ગયો. તુરત જ એક વિદ્યાર્થી ધગધગતો અંગારો લઇને બહાર આવ્યો એટલે રઘુનાથે જમીન પરથી રેતી લઈને એ લઇ લીધો. વાસુદેવ સાર્વભૌમ આ બુદ્ધિમાન બાળકની પ્રત્યુત્પન્નમતિથી આશ્ચર્યચકિત થઈ ગયા અને એ જ ક્ષણથી આ બાળકના પોષણ અને કેળવણીનો જાતે પ્રબંધ કર્યો. રઘુનાથે વ્યંજન શીખવાનો આરંભ કર્યો એટલે ગુરુઓને પ્રશ્ન પૂછવા માંડયા કે 'ખ' પહેલાં 'ક' કેમ આવે ? આથી એના ગુરુઓને છન્દઃશાસ્ત્ર (phonetics) અને વ્યાકરણના નિયમો સ્પષ્ટતાથી એને સમજાવવા પડતા. વ્યાકરણ, સાહિત્ય, કોષ અને નિર્ણયસિંધુ પૂરા કર્યા પછી રઘુનાથ તત્પરતાથી વાસુદેવ સાર્વભૌમ પાસે ન્યાય શીખવા લાગી ગયા અને એ વિષયની સૂક્ષ્મતમ ચર્ચાઓ કરવા માંડી. વિદ્યાલય પાસેના ખેતરમાં એક વડના ઝાડ પાસે બેસી ઊંડા ધ્યાનપરાયણ થઇ ન્યાયના પ્રશ્નો ઉપર એ વિચાર ચલાવતા. એમના ગુરુ કરતાંએ જ્ઞાનમાં સવિશેષ ચડી ગયા અને ગંગેશ પરની વાસુદેવની ટીકા નિરર્થક છે એમ જાણે દર્શાવવાની હિંમત કરી. આ ઉપરાંત નદીઆ વિદ્યાલયને ઉપાધિઓ આપવાનો અધિકાર અપાવવા માટે એઓ પંડિત વાસુદેવની રજા લઇને શિષ્યભાવે મિથિલા ગયા અને ત્યાંના સુપ્રસિદ્ધ આચાર્ય પક્ષધરમિશ્રના વિદ્યાલયમાં પોતે પ્રવેશ કર્યો. રઘુનાથ એકાક્ષ હોવાથી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ એનો ઉપહાસ કરતા અને કહેતા કે 'ઇન્દ્રને એક હજાર આંખો છે, શિવને ત્રણ છે, બીજા બધાંને બે છે, પણ રઘુનાથ! તારે કેમ એક છે?' તથાપિ વિદ્યાલયમાં દાખલ થઇને રઘુનાથે પોતાની લાયકાત સિદ્ધ કરી બતાવી. ગુરુને પણ આ મહાન વિદ્યાર્થીને શીખવવું ભારે થઇ પડતું અને આ તેજસ્વી શિષ્યની સાથે અનેક વાર વિવાદમાં ઊતરવું પડતું. એક પ્રસંગે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અને વિદ્વાનો સમક્ષ ગુરુ–શિષ્ય વચ્ચે લાંબી અને ગરમાગરમ ચર્ચા થઇ. પરિણામે ગુરુ હાર્યા અને

---

૧ नौमि तं गौरचन्द्रं यः कुतर्क कर्कशाशयम् ।
सार्वभौमं सर्वभूमा भक्तिभूमानमाचरत् ॥ मध्यलीला.
History of Bengali Literature—Dineshchandra.

ચીઢાયા અને ક્રોધના માર્યા બોલી ઊઠયા: 'अभाग्यं गौडदेशस्य काणः यत्र शिरोमणिः' ગૌડદેશનુ દુર્ભાગ્ય છે કે ત્યાં કાણો શિરોમણિ છે!

આ અપમાન પર વારંવાર ચિંતન કરતા રઘુનાથનો અભિમાની સ્વભાવ છછેડાયો અને પ્રતિસ્પર્ધી ગુરુ પર વેર લેવા એણે નિશ્ચય કર્યો. એ જ રાત્રે હાથમાં તલવાર લઇને પક્ષધરમિશ્રના ઘરમાં એ લપાઇ ગયો. મધ્યરાત્રિએ સુયોગ્ય તક વિચારીને ગુરુ અને ગુરુપત્ની સૂતાં હતાં ત્યાં એ ગયો. રઘુનાથ આ દુષ્ટ હેતુ પાર પાડતાં અચકાયો. શરદની તેજસ્વી પૂર્ણિમા હતી અને ચંદ્ર આકાશે ચડયો હતો. આકાશમાં અને સર્વત્ર શાન્તિ હતી. એ દુર્ભાગી નૈયાયિકો સિવાય સર્વ સુખી હતા શિષ્યને કીર્તિ મેળવવી હતી અને ગુરુને એ સાચવવી હતી રઘુનાથ આગળ ધસ્યો પણ ખચાયો. એ રીઢો પાનકી ન હતો, એ કાંઇક સાંભળવા રોકાયો. ગુરુ અને ગુરુપત્નીએ અરૂન્ધતીની પેઠે ચંદ્રના તેજની સ્તુતિ કરી અને પતિને કહ્યુ: 'નાથ, આ ચંદ્ર જેવુ કાંઈ એ તેજસ્વી છે?' વૃદ્ધ પતિએ ઉત્તર વાળ્યો' 'એક જ વસ્તુ એના જેવી બલ્કે એના તેજથીએ ચઢિયાતી છે, એ જ આખી રાત હું વિચારતો હતો. બંગાળાથી મિથિલામાં એક વિદ્યાર્થી આવ્યો છે. પ્રભાતે વિવાદમાં એણે મારા ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે મને લાગે છે કે ચંદ્ર કરતા પણ એની બુદ્ધિ અધિક તેજસ્વી છે!'

રઘુનાથે આ વાર્તાલાપ સાંભળ્યો એના હાથમાંથી તલવાર સરી ગઈ અને એ વિસ્મયચકિત બનીને ગુરુના ચરણે ઢળ્યો. પક્ષધરે શિષ્યને ક્ષમા આપી અને એને સ્નેહથી ભેટી પડયા. બીજે દિવસે સમસ્ત વિદ્વદ્-પરિષદમા પોતાના યુવાન બંગાળી નૈયાયિક શિષ્યની સર્વોત્તમતા પક્ષધરમિશ્રે જાહેર કરી. આ સ્વીકારથી રઘુનાથને નદીઆમા ઉપાધિઓ આપવાનો પરવાનો મળી ચૂક્યો. ઇ સ. ૧૫૧૪માં રઘુનાથે આ વિજય પ્રાપ્ત કર્યો ત્યારથી નદીઆ વિદ્યાપીઠનો ખરા અર્થમા પાયો નંખાયો મિથિલાથી પાછા ફરીને રઘુનાથે નદીઆમાં ન્યાયની પાઠશાળા સ્થાપી[1]

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમા મહાન પરિવર્તન કરનાર ગંગેશ ઉપાધ્યાયનો 'તત્ત્વચિંતામણિ' ગ્રંથ મિથિલાના પંડિતોના અભ્યાસનો મહાન વિષય થઈ પડયો હતો. પંદરમા શતકના મધ્યભાગમાં પંડિત વાસુદેવે મિથિલા વિદ્યાપીઠમાં એ ગ્રંથ શીખી કંઠે કરી એનું અધ્યયન બંગાળામાં દાખલ કર્યું ઇ સ. ૧૫૦૩માં નવદ્વીપનું વિદ્યાપીઠ સ્થપાયું એટલે શિરોમણિ અને અનુગામીઓના મહાન પ્રયાસથી સમસ્ત બંગાળમાં વિદ્વાનોનો એ પ્રિય થયો ધીમે ધીમે આ ગ્રંથ મદ્રાસ, મહારાષ્ટ્ર અને કાશ્મીરમાં દાખલ થયો અને બે સૈકામાં તો અખિલ હિંદમાં એ સુપ્રસિદ્ધ થઈ ગયો; આ ગ્રંથનાં અભ્યાસ અને પ્રચારને અંગે છેલ્લાં પાંચસો વર્ષમાં પ્રસિદ્ધ થએલા સંસ્કૃત સાહિત્યની લગભગ પ્રત્યેક શાખાના ગ્રંથો ઉપર એની અસર થઇ છે.[2]

રઘુનાથ શિરોમણિ અને એમના ઉત્તરાધિકારી ન્યાયશાસ્ત્રાચાર્યોએ ન્યાયની ભાષા સજ્જડ કરી ગોઠવી દીધી અને અવચ્છેદ અને અવચ્છિન્નનો પ્રયોગ વિશાળ કર્યો એઓએ વાસ્તવિક અભિમાન અને અસાધારણ વિવેચનશક્તિથી બધા પ્રાન્તોના નૈયાયિકોને ઝાંખા પાડી દીધા.

---

૧ વાસુદેવ સાર્વભૌમ અને રઘુનાથ શિરોમણિના જીવનવૃત્તાંતનો ભાગ સતીશચન્દ્ર વિદ્યાભૂષણના 'History of Indian Logic'ના આધારે કર્યો છે. આમાનો ઘણોખરો ભાગ દંતકથા છે.

૨ J. A. S. of Bengal Vol. XIV 1918. p. 281

શિરોમણિએ નદીઆમાં ન્યાયની પ્રણાલિકા સ્થાપી. આ સ્થાન એના પછી બંગાળાના મહાન નૈયાયિકોએ ઉત્તરોત્તર શોભાવ્યું છે. ઉત્તમ અધ્યાપકનું સ્થાન શોભાવવાને મૂળગ્રંથો રચવાની શક્તિ પ્રાપ્ત કરવી એટલું જ બસ નથી, પરંતુ વાણીવ્યવહારમાં કુશળતા કરી શકે અને પ્રતિસ્પર્ધીઓને વિવાદમાં હરાવી શકે તે અધ્યાપકનું આસન સારી રીતે શોભાવી શકે. શિરોમણિના સમયથી નદીઆ વિદ્યાપીઠે અસંખ્ય વિદ્વાનો ઉત્પન્ન કર્યા છે.

આ મહાન ન્યાયશાસ્ત્રાચાર્યનું અવસાન ૧૬મા શતકના મધ્યભાગમાં સિત્તેર વર્ષની વયે થયું. રઘુનાથનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ 'તત્ત્વચિન્તામણિ દીધિતિ' છે જે ગંગેશના તત્ત્વચિન્તામણિ ઉપર ભાષ્ય છે. રઘુનાથ પોતાની જાતને 'તર્કશિરોમણિ' તરીકે ઓળખાવતા. યશોવિજય ગણિ રઘુનાથ પરત્વે કહે છે:—

न्यायाम्बुदीधितिकारयुक्ति–कल्लोल कोलाहल दुर्विग्राहः ।
तस्यापिपातुं न पयः समर्थः किं नाम धीमत् प्रतिभाम्बुवाहैः ॥

શિરોમણિની દીધિતિના ભગના કોલાહલથી ન્યાયસમુદ્ર પાસે જવું દુષ્કર છે, તથાપિ આપણી પ્રતિભારૂપી વાદળાંથી એ જલનું પાન શક્ય નથી?

રઘુનાથ શિરોમણિ, વાસુદેવ સાર્વભૌમ અને પક્ષધરમિશ્રના શિષ્ય હોવા ઉપરાંત, એમણે મહારાષ્ટ્રમાં જઈને રામેશ્વર નામના ગુરુ પાસે વિદ્યોપાર્જન કર્યું હતું. એમના શિષ્યો માત્ર બંગાળીઓ જ નહોતા પણ દરભંગાના રાજાના પૂર્વજ નામાંકિત મહેશ્વર પંડિતે અખિલ જ્ઞાનભંડાર એમની પાસેથી પ્રાપ્ત કર્યો હતો.

સોળમા, સત્તરમા અને અઢારમા શતકોમાં નદીઆનો ન્યાય સંપ્રદાય ખીલતો ગયો. જગદીશ તર્કાલંકાર, ગદાધર ભટ્ટાચાર્ય આદિ મહાન નૈયાયિકો ન્યાયશાસ્ત્રનો ઉત્તરોત્તર વિકાસ સાધતા ગયા. નવ્ય ન્યાયની સાથે સાથે નવ્ય સ્મૃતિ તંત્રવિદ્યા અને જ્યોતિષશાસ્ત્રમાં પણ નિષ્ણાત પંડિતો થઈ ગયા. સોળમા શતકમાં રઘુનંદને સ્માર્ત ગ્રંથો રચી સ્મૃતિનો અદ્ભુત વિકાસ સાધ્યો. કૃષ્ણાનંદ આગમ વાગીશે તંત્રવિદ્યાના અને રામચંદ્ર વિદ્યાનિધિએ જ્યોતિષનાં આસનો શોભાવી તે તે વિદ્યાઓનો બહોળો પ્રચાર કર્યો.

બંગાળાના મુસલમાન રાજ્યકર્તાઓ હિંદુ જમીનદારો પાસે નિયમસર મહેસૂલની અપેક્ષા રાખતા અને તેથી એમની ઇતર પ્રવૃત્તિઓમાં એમની સ્વતંત્રતાનો વિરોધ કરતા નહિ. તેથી જ હિંદુ જમીનદારો સંસ્કૃત વિદ્યાને સહેલાઇથી ઉત્તેજન આપી શકતા. પ્રત્યેક ઉદાર શ્રીમંત કુટુંબને ત્યાં એકાદ ચતુષ્પાઠી તો હોય જ અને ત્યાં ભણતા વિદ્યાર્થીઓ અને વિદ્યાગુરુઓનું બધું ખર્ચ એને શિર રહેતું. વળી ઉત્સવના પ્રસંગોએ ગુરુશિષ્યોને દક્ષિણા પણ સારી પેઠે મળતી.[1]

નવદ્વીપાધિપતિઓએ નદીઆ વિદ્યાપીઠમાં જ્ઞાનની અનેક શાખાઓને સમૃદ્ધ કરવામાં અમૂલ્ય આશ્રય આપ્યો છે. પરિણામે બંગાળામાં બલ્કે સમસ્ત પૂર્વ હિંદુસ્તાનમાં નદીઆ વિદ્યાપીઠનું ભારે અગત્યનું કેન્દ્રસ્થાન બની શક્યું. આથી 'બંગાળાના ઑક્સફર્ડ' તરીકે એ ઓળખાવવામાં આવ્યું છે એ તદ્દન વાસ્તવિક છે.

---

૧ Chintaharan Chakravarti: Bengal's Contributions to Sanskrit Literature; Annals of Bhandarkar Oriental Research Institute Vol. XI.

બ્રાહ્મણ સંસ્કારિતાના આ મહાન સ્થાનમાં અધ્યયન અર્થે હજારો વિદ્યાર્થીઓ આવતા. નદીઆના સરસ્વતી સત્રમાં નાનાં નાના ટોલમા વિદ્યાર્થીઓ ગુરુ પાસે માટીનાં બનાવેલાં સાદાં ઝૂંપડાંમાં વિદ્યાભ્યાસ કરતા. કોઇ શ્રીમન્ત કે રાજા પાસેથી ધન યાચી પોતાના વિદ્યાર્થીઓને અન્નવસ્ત્ર અને વિદ્યાદાન આ પંડિતો વિનામૂલ્યે પૂરાં પાડતા. પ્રત્યેક ટોલમા આશરે ૨૫ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા.

નદીઆમાં આ ટોલ અને વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણા ફેરફારો થયા કર્યા છે ૧૮૧૬માં ૪૬ ટોલ હતા અને ૩૮૦ શિષ્યો હતા; ૧૮૬૪માં ૧૨ ટોલમાં ૧૫૦ વિદ્યાર્થીઓ હતા. અને ૧૯૦૮માં ૩૦ ટોલમાં ૨૫૦ વિદ્યાર્થીઓ હતા. આ વિદ્યાલયોમાં વેદ, વેદાંગ, ષડ્દર્શન, મીમાંસા, ન્યાય, યોગ, કાવ્ય, જ્યોતિષ્, વ્યાકરણ આદિ વિષયો શીખવાય છે.[1]

નદીઆ વિદ્યાપીઠની જાહોજલાલીના સમયમાં વિદ્યાના વાતાવરણથી ભરપૂર એ નગર હતું. શિશિરકુમાર ઘોષ 'ભગવાન ગૌરાંગ' નામના ગ્રંથમાં લખે છે કેઃ—

"નવદ્વીપના ઘણાખરા નાગરિકોના પરમ વિદ્યાનુરાગને લીધે એ નગર જગતનાં બધાં નગરોથી જુદું પડતુ જ્યા જુઓ ત્યાં વિદ્યાર્થીઓનો જમાવ નજરે પડે. બજારો, શેરીઓ અને નદીના આરાઓ વિદ્યાર્થીઓથી ભરચક રહેતા. વાદવિવાદને અર્થે પ્રત્યેક અનુકૂળ સ્થાને તેઓ હજારોની સંખ્યામા એકઠા થતા. રસ્તે ચાલતાં પણ વિદ્યાર્થીઓ જ્ઞાનગોષ્ઠીઓ કરતા હોય. રોજ રોજ નગરના ઘાટે ઘાટે વિવાદ-પરિષદો ભરાતી. આ બુદ્ધિબળના અખાડાઓમાં વાદીઓ વચ્ચે સામસામી લડાઇઓ પણ થતી અને હારેલા પક્ષને નદીના સામે કાંઠે તરી જવું પડતુ."

નદીઆનાં વિદ્યાલયોમા કેવી સૂક્ષ્મતમ ચર્ચાઓ થતી એની નોંધ લેતા પ્રો. કોવેલ લખે છે કેઃ—

"'જ્ઞાનતૃષાતુર' વિદ્યાર્થી સધના જમાનાના જમાનાઓને ઉપદેશામૃત આપતા પંડિતોનો જ્યારે મને વિચાર આવ્યો ત્યારે આ સાદા અભ્યાસગૃહો પ્રતિ ઊંડા રસથી જોયા વગર મારાથી રહેવાયું નહિ. પોતાની આસપાસ વર્તુલાકારમા શ્રવણપાન કરતા વિદ્યાર્થીઓના મધ્યમા બેસીને અધ્યાપક ન્યાયના સૂક્ષ્મતમ સિદ્ધાંતોની ચર્ચા કરે છે, જેનો વિચાર કરતા યુરોપિયન મગજને તમ્મર આવે છે, અને જેના ઝીણામા ઝીણા તાર દઢતાથી અને ચોકસાઇથી નદીઆનો અન્તેવાસી કાઢી શકે છે. મારી મુલાકાત દરમિયાન મેં તો છાત્રગણમા આધેડ વયના અને વૃદ્ધોને પણ જોયા."

નદીઆ વિદ્યાપીઠનું પ્રાચીન અવશેષ આજ પણ રહ્યું છે, આજ પણ વિદ્વાન બ્રાહ્મણ અધ્યાપકો નદીઆમાં વિદ્યાલયો ચલાવી રહ્યા છે અનેક પ્રાચીન વિદ્યાપીઠોમાંથી કાશી અને નદીઆનાં વિદ્યાસ્થાનો જ આજ એ વિદ્યાપીઠોનો સંપ્રદાય જાળવી રહ્યાં છે જ્ઞાનપ્રાપ્તિ કેટલી કષ્ટસાધ્ય છે તેનાં તે જીવન્ત ઉદાહરણો છે.

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

[1] Keay: Ancient-Indian Education p. 52-53.

# વ્રજકિશોર

સાંજના વાળુ કરીને પરસાળમાં બાંધેલા હીંચકા પર બેસતાં, વ્રજકિશોરે પોતાની પત્નીને કહ્યું: "લોકો દાગીના વગેરે કરાવે છે તેનો હેતુ તારી બુદ્ધિમાં શું આવે છે?"

"તમે વખત વિના આવા ને આવા સંવાદો ગોઠવો છો, એ પણ મારી બુદ્ધિને એક ચમત્કાર લાગે છે" પાન બનાવતાં તેની પત્નીએ જણાવ્યું.

"આ સંવાદ નથી પણ સવાલ છે; અને તેં બીજી આડી અવળી કરતાં તેના ઉત્તરથી પતાવ્યું હોત." વ્રજકિશોરે ફરીથી ઉત્તરની અપેક્ષા સૂચવી.

"સવાલની પરંપરા એટલે સંવાદ. અને જરૂર મારા એક સવાલ પછી બીજો હશે જ. દાગીના વગેરે કરાવવાનો એક સામાન્ય હેતુ તો શરીરને શોભાવવાનો; બીજો આંતર હેતુ ખોટની વેળાએ ખાવા માટે કામ આવવાનો મારી બુદ્ધિ પ્રમાણે છે. એથી વિશેષ હું તમને પૂછું."

"અત્યારની નવી શિક્ષણપ્રથા અનેક પ્રશ્નોથી જિજ્ઞાસુ પાસેથી જ પ્રશ્નનો ઉત્તર મેળવવાની છે. પોતાની જ બુદ્ધિને પ્રશ્ન પૂછી જે જ્ઞાન મેળવાય તે વધારે ગ્રાહ્ય અને ઉપયોગી થાય છે. તે પ્રમાણે હું પણ તને બીજો પ્રશ્ન જ પૂછીશ. ખોટનેવેળા ખાવાના કેટલા પ્રકાર તું કલ્પી શકે છે?"

"ધારો કે અત્યારે તમારે ઠીક નોકરી છે, તેમાંથી થોડો સમય ઘેર બેસવાનું થાય અને બીજી નોકરી ન મળે; અથવા ધારો કે તમારી શારીરિક સ્થિતિ ખાતર નોકરીથી છૂટા થવું પડે તે સમયે પાસે કંઇ હોય તો તેનાથી ચવેણું ચાલે."

"એ સિવાય કંઇ ઉપયોગ? જરા તારી કલ્પનાશક્તિને આપણા સાંકડા ઘર બહાર કાઢીને વિચાર કર."

"હા, કોઇ અંગત સગાં કે સંબંધીને પાંચ પૈસાની જરૂર હોય તોપણ પાસે કંઈ હોય તો જ તેને સહાય થઈ શકાય."

"બરાબર. તેં જે ત્રણ હેતુઓ ગણાવ્યા તેમાં સૌથી ઉત્તમ કયો અને સૌથી સાધારણ કયો?"

"સવાલમાંથી સંવાદની મારી વાત એક વાર કબૂલ કરો પછી જવાબ આપું."

"કબૂલ! તું ઉત્તર આપવામાં લંબાણ કરે છે તેથી મારા સવાલો વધે છે. વળી તારી સાથે સંવાદ એટલે સંસારની એક સુખી તક, અને તેને હું હમેશ ગોતતો જ રહું છું."

"હું પણ ક્યાં એમ નથી માનતી? સ્ત્રીઓને તો પુરુષો કરતાં વાર્તાલાપ વિશેષ પ્રિય હોય છે. પણ ઘણી વાર તમારી વાતો મને મારી બુદ્ધિની ઊંડાઇ કરતાં વધારે ઊંડે લઇ જાય છે કે જ્યાં હું સહેલાઇથી તરી શકું નહિ અને ગભરાઇ જાઉં. તમારો ઉત્તર સૌથી સાધારણ હેતુ શરીર શણગારવાનો જે સામાન્ય બજારુ લોકોને માટે બસ છે. બીજો

ખોટે વટાવી ખાવાનો હેતુ જે વ્યવહારકુશળ લોકોનુ નિશાન છે ત્રીજો હેતુ કંઈ પ્રમાણમા પરમાર્થી છે અને તેને સાધનારા લોકો પ્રમાણમા જૂજ હોય છે સ્નેહી કે સંબધી ખાતર પૈસાનો ભોગ આપવાની તૈયારી ધારીએ તે કરતા વધારે કઠણ છે અને તેવી તૈયારીઓવાળા લોકો ઓછા હોય છે "

' એ ત્રણ વર્ગમાથી તુ કયા વર્ગમા મુકાવાનુ પસદ કરે ? "

' તમારો પ્રશ્ન વધારે ગભીર બનતો જાય છે છતા હુ ઉપરનો ઉત્તર આપી દઉં આટના સહવાસ પછી પણ તમારે મને પૂછવાનો અવકાશ રહેતો હોય તો હુ એટલુ જ કહીશ કે તમે મને ગમે તે વર્ગમા મૂકી શકો જે વર્ગમા તમે પોતે રહેવા માગતા હો તે જ વર્ગમા મને રાખો એમ હુ તો ઇચ્છુ જો તેથી નીચના વર્ગમા મને મૂકો તો હુ તમને મિથ્યાગર્વી કહેવાની અને તમારાથી ઉપના વર્ગમા ગણાવાની મારામા શક્તિ કે ઇચ્છા એકે નથી '

' મારા વર્ગમ તને હુ શી રીતે મૂકી શકુ ? હુ પાઇની પણ પૂછ વિનાનો અકિંચન છુ, અને જેની પાસે કઈ ગુમાવવાનુ ન હોય તે ઉદારતાથી વાતો કરવામા શા માટે મણા મૂકે ? મારી પૂછ તો હમેશનો હાથ અને મોઢાનો સબધ ચાલુ રાખવા પૂરતો જે પગાર મળે છે તે જ છે પણ તુ તારા પિયરના ધનની માલેક છે તેથી કદી તુ મારા જેટલી ઉદારતા બતાવતા વિલબ કરે તો પણ હુ તને દોષ ન દઈ શકુ મારી પાસે ધન હોય તો હુ કેટલી ઉદારતા બતાવુ એ અનુભવ મારે બાકી છે "

" છતા મારી વૃત્તિનુ માપ તમારી કલ્પનાની બહાર હોય એટલા સામાન્ય હુ તમને કેમ માની શકુ ? પ્રસગ પડયે હુ તમારી ધારણા નિષ્ફળ ન કરુ એટલો વિશ્વાસ તમને આજ સુધી નહિ આવ્યો હોય ? "

' વિશ્વાસ અતરમા ગુપ્ત રહીને મુઝાતો હોય ત્યારે તેને વ્યક્ત કરવા, સાચો ઠેરવવા, વિશ્વાસુના મોઢાની કબૂલત જોઈએ છે માટે જ મેં આ વાત કાઢી છે કબૂલત પછી કબૂલ કરનાર પાછુ ફરી શકે નહિ તેને વિશ્વાસ પાડયે જ છૂટકો "

" હજુ તમે વાતને ગુગળાવવા યત્ન કરો છો છતા તમારા યત્નમાથી કઇક રહસ્ય સરી પડતુ જાય છે આવડી પ્રસ્તાવના મોટા પુસ્તક માટે પણ ન હોય ! '

' જે વાત મારે કરવાની છે તેની અગત્ય પુસ્તક કરતા પણ વિશેષ છે '

" જેની પ્રસ્તાવના આટલી લાબી તે વાત કોણ જાણે કેટલી લાબી હશે ? અને તમારે બહાર જવાનો સમય થઈ જવા આવ્યો છે "

" અત્યારનું બહાર જવાનું ઐચ્છિક છે અને તેને હુ કાર્યવશાત્ ટુકાવી શકુ છુ વળી પ્રસ્તાવના જેટલો સમય વાત નહિ લે વણિક તરીકે મને અનુભવ છે કે ઘડો કરતા જેટલી વાર લાગે છે તેટલી વાર માલને જોખતા નથી લાગતી "

વચમા ઓઠાઓ ગોઠવી મારી જિજ્ઞાસાને તમે વધારે અધીરી બનાવો છો ? "

" મારે જે કહેવાનું છે તે જાણવાનો તને વખત ન રહે એ હેતુથી જ સાભળ મારી વાત ઉમર મિયા મારો ઇષ્ટ મિત્ર બે માસથી બેકાર છે દક્ષિણ અમેરિકાનો એક આડતિયો એને પોતાના સ્ટાફ ઉપર લેવા તૈયાર છે પણ પેઢીના નિયમ પ્રમાણે તે બે હજારની રોકડ અનામત મૂકવાની વાત આગળ ધરે છે આટલુ ડિપોઝીટ મૂકે તો પાચ

વરસની ગેરંટીથી તેને અમેરિકા મોકલે તેમ છે. બેકાર ઉમર પાસે હાલ પોષણ નથી તો પૈસા તો ક્યાંથી જ હોય? છતાં કોઈ બીજા સંબંધી પાસેથી તે એક હજાર તો મેળવી શક્યો છે. બીજા હજારની માગણી કરવાના સ્થાન તરીકે તેણે મને પસંદ કર્યો છે. શ્રીમંત શેઠના આ ગરીબ ગુમાસ્તાની ખાનગી હાલત એ શું જાણે? હું તેને ના પણ કહી શક્યો નથી; મારું બળ બે વસ્તુમાં છે તેથી. એક, શેઠનો સંપૂર્ણ વિશ્વાસ અને બીજી, તારી સહાનુભૂતિ. તેણે રકમ દિવાળી સુધી જ માગી છે. દિવાળીને હજી ચાર માસ બાકી છે. તે દરમિયાન ગમે ત્યાંથી મેળવી પૈસા મોકલી આપવા એ વચને બંધાય છે. અત્યારે તો એ રકમ હું એને દિવાળી સુધી મારા પોતાના નામે શેઠની તિજોરીમાંથી ઉપાડીને આપીશ. પણ કદી દિવાળી પર પૈસા પાછા ન મળે તો તિજોરીનો મેળ બરાબર બતાવવા માટે તારા દાગીના મારે ત્યાં રજૂ કરવા પડે. તે સમયે તારી હિંમતની મારે પરીક્ષા લેવી પડશે. અનેક વાર આવી રીતે પૈસાની લેવડદેવડ હું મારી મેળે કરતો આવ્યો છું તેથી શેઠને જણાવવાની મારે જરૂર નથી. મારે પોતાને પૈસા જોઈએ છે એવી વાત કરું તો શેઠ તો પૈસા એમ ને એમ પણ આપે એની મને ખાતરી છે, પણ અત્યાર સુધી જે નથી કર્યું તે, તેમના પણ ઉપકાર તળે આવવાનું મને પસંદ નથી; માટે તને તૈયાર કરું છું. બોલ, તારો શો ઉત્તર છે? ના કહેવા માટે તું મુક્ત છે. પુરુષોના અધિકારમાં હું માનતો નથી અને મારે તારા પર એવો અધિકાર ચલાવવો પણ નથી. તારી પોતાની ઇચ્છાથી જ ઉદારતા બતાવવાની હું તને તક આપવા માગું છું. મારો મિત્ર ઉમર મારી પાસે માગે છે અને તારો જીવનમિત્ર હું તારી આગળ માગું છું. તું મને નકાર સંભળાવે તો હું એને સંભળાવું. સહાય થવાના ધર્મને પણ શક્તિની હદ તો છે જ. 'હા' કહેવી હોય તો એક શરતે કે મને લેશ પણ વિમાસણ પાછળથી ન પહોંચવી જોઈએ."

"આટલા લંબાણ અંતે વાત તો એ જ કરવાની છે કે, જે વસ્તુ આપણે અહીં પેટીમાં પૂરી રાખીએ છીએ, તે તમારે વખતે શેઠની તિજોરીમાં પૂરી દેવા લઈ જવી પડે?"

"ના, એટલી જ વાત નથી. દિવાળીના દિવસો અને એવા બીજા પણ પ્રસંગો ઉપર તારે અને બાળકોને અલંકાર વિના અડવાં પણ રહેવું પડે. નવાં મેળવવાનું બની શકે ત્યાંસુધી ગમે તેમ મનને રાજી કરી ચલાવવું પડે. પાડોશીઓના અને બીજા સંબંધીઓના પ્રશ્નો થાય તેને માટે ઉત્તરો જોડી કાઢવા પડે."

"આ બધું તમારું વર્ણન તો આબેહૂબ છે. પણ તેમાંની એક પણ કલ્પના મારા હૃદયમાં ગભરામણ ઊપજાવતી નથી. અને હું હૃદયના એક પણ થડકારા સિવાય ખુલ્લા મનથી તમને કહું છું કે તમે તે વસ્તુઓનું ગમે તેમ કરી શકો છો."

"તો, હું અત્યારે ઉમર પાસે જાઉં છું. આ કામ ગમે તેમ પણ વ્યવહારનું ગણાય; તેથી ઉમરને તારી પાસે લઈ આવી આપણી ખરી સ્થિતિ સમજાવીશ કે હું તારા દાગીનાના આધારે જ તેને શેઠની સિલકમાંથી પૈસા આપી શકીશ."

"તો પછી, તમારા ધાર્યા બહાર વખત તમને છેતરશે. લગભગ સાત તો થયા છે અને ઉમરમિયાંનું ઘર પણ દૂર છે."

"તારી સાથેના સંવાદના પરિણામે મારા પગમાં જે બળ પૂર્યું છે, તે બળ એથી વધારે અંતરને પણ થોડી જ મિનિટોમાં કાપી નાખશે. અને થોડી જ વારમાં તું મને તેની સાથે પાછો ફરેલો જોઈશ."

૨

આગળ વ્રજકિશોર અને પાછળ ઉમરમિયાં એમ બે જણા શેઠ હરિવલ્લભની ઑફિસ ખોલી અંદર દાખલ થયા. ટ્રેઝરી રૂમમા જઇ, બત્તી પેટાવી બધબાગણે ખુરશી પર બેસી વ્રજકિશોરે પોતાની સામે જ ગોઠવાયેલા ઉમરને કહેવા ગાદ્યુ

"આવી જ રીતે અનેક ઠેકાણે દેખાવો પણ કરવામા આવતા હશે મિત્રતા, સબંધ વગેરે જળવાય, અને નાણુ પણ સલામત રહે એવા હેતુ વ્યવહારકુશળ લોકો, મારે જે રીતે સાચેસાચુ કહેવુ પડયુ તે રીતે જ નાટક ભજવતા હશે અને બીજા પણ બહાના આગળ ધરતા હશે પણ અહીં એ સ્થિતિ નથી તમે ઘરાક નથી તેમ હુ શેઠ નથી, માત્ર મિત્રધર્મની સાધનાનો જ મારો હેતુ છે મારી સ્ત્રીની પાનતા હુ જાણુ છુ અને તેથી તમને કામ આવી શકયો છુ પણ સ્ત્રીઓ હમેશ આવેશને વશ હોય છે ઉતાવળમા જેની 'હા' ભણી હોય તેને જ માટે થોડા વિચાર પછી અથવા સ્થિતિ કે પ્રસગ બદલાવાની સાથે પરતાય છે તે સમયે તેમને દામ રાખવામા જે મુશ્કેલી છે તેનો વિચાર તમે પણ કરી શકો સમાજની સ્પર્ધામા કમ દેખાવુ તેમને કારી ઘા થાય છે તેથી તમને એટલી મારી ખાસ સૂચના છે કે મને મારી પત્નીના અગત ઋણમાથી મુક્ત કરવાની પહેલી તક ગુમાવશો નહિ એક નજીવી રકમ તમને પૂરી પાડતા પણ મારે આટલુ કહેવુ પડે છે એ જ મને અસહ્ય છે પણ." વ્રજકિશોર અટકયો

"વ્રજભાઇ" ઉમરે કહ્યુ "તમારે રુંવાડે રુંવાડે જે સત્ય ભરેલુ છે તેના જ આકર્ષણથી મારુ હ્રદય તમારા પર આફરીન રહે છે અને મેં સર્વ મિત્રોમા તમને ઉત્તમ ગણીને મારી મુશ્કેલી તમારી આગળ મૂકી છે આ સત્યપ્રિય જમાનામા, બીજે પણ માત્ર સત્યને જ જોનારો અને ચાહનારો હું તમારામા અસત્ય શી રીતે કલ્પી શકુ? આપે પ્રયત્ન કરી, અને મારા ભાભીએ ઉદારતા બતાવી મને સહાય કરી છે તેનો બદલો તો મારી શક્તિની બહાર છે, તે ઇશ્વર આપશે મારાથી બનતી મહેનતે હુ આપની સૂચના ઉપર લક્ષ આપીશ એટલુ વચન આપુ છુ એ ઉપરાત હુ શુ કરી શકુ?"

"ભાઈ" વ્રજકિશોરે આશ્વાસન આપ્યુ "વ્યવહાર એવી કુટિલ વસ્તુ છે કે તેમાથી વિશ્વાસનું સ્થાન ડાહ્યા પુરુષોએ પણ કાઢી નાખ્યુ છે. તેથી મારે તમને વારવાર એકની એક વાત કહેવી પડે છે વળી અમે વણિક જાતિ ઘણી વાર અતિ વ્યવહારૂ થઇ સામાના મનોદુખનો ખ્યાલ પણ ખોઇ બેસીએ છીએ. તમારે સ્થાને કોઈ બીજો હોય તો જરૂર દુ:ખ લગાડે બીજુ, પરદેશવાસમા પણ તમારી નિષ્ઠા અને સરળતા પકડી રાખશો તો તમારા કાર્યકુશળતા તમને અણધાર્યો લાભ આપશે. નમ્રતા જીતે છે અને અક્કડાઈ હારે છે, એ સૂત્ર ગોખવા જેવુ છે નીતિની પાછળ સંપત્તિ ઘસડાતી જ આવે છે"

આટલુ બોલી વ્રજકિશોરે ઊઠી ઉમરમિયાને ટ્રેઝરીમાથી જોઇતાં નાણા કાઢી આપ્યા ઉમરે તે પોતાના ખિસ્સામા સલામત કર્યા.

પછી તે બોલ્યો "વ્રજભાઇ! તમારા શબ્દો અત્યાર સુધી હું માન્ય જ ગણતો આવ્યો છુ, પણ આજનુ કાર્ય કરી તમે મારા ભાભી તરફની માન્યતામા એટલો વધારો કર્યો છે કે મારે તેમનો દરરોજ સવારમા ઊઠીને પાઠ કરવાનો નિયમ રાખવો પડશે તમે તથા મારાં ભાભી

માંરે હમેશ સ્મરણીય વ્યક્તિઓ રહેવાનાં, અને તમો પણ એવું મને દરરોજ ઈશ્વરપ્રાર્થના સમયે યાદ કરશો. કાલ સવારે જ મારે જવાનું લગભગ થશે."

"તો તો હું ફરી સવારે જરૂર મેલ ઉપર હાજર રહીશ" ઊઠતાં ઊઠતાં વ્રજકિશોર બોલ્યો. બંને બહાર નીકળ્યા એ વખતે બજારના ટાવરમાં નવ ટકોરા થયા. વ્રજકિશોરનો માર્ગ ઘર તરફ હતો તેથી ઉમરમિયાં પોતાના નવા શહેરીઓની સાથેનાં કામ સમેટવા તેનાથી છૂટા પડયો.

૩

વ્રજકિશોર જાતે વણિક હતો. સુરતની આસપાસનો વતની હતો. ગરીબ માબાપને ત્યાં જન્મેલો તેથી તેણે શ્રીમંતાઇ જોઈ નહોતી. પણ પોતાની ચતુરાઇ અને કુશળતાથી એક સદ્ધર શેઠીઆની મુનીમગીરી મેળવી શકયો હતો. માતાના કંઇ સંબંધના બળે તેને કાઠિયાવાડના એક શહેરના સુખી કુટુંબમાંથી સુજ્ઞ અને સંસ્કારી કન્યા મળી હતી. સાધારણ આવકમાં શહેરનો સંસાર સુવદના એવી સરસ રીતે ચલાવતી કે વ્રજકિશોરનું અકિંચનપણું કોઇના જાણવામાં આવતું નહિ. અકિંચન હોવા છતાં વ્રજકિશોર પૂરતો ખરચાળ હતો. સંસારને બને તેટલો શણગારવાની તક તે જવા દેતો નહિ અને તેથી પણ આવકની અંદરથી બે છેડા ભેગા કરવા ઉપરાંત કશી પણ બચત કરવાનું બની શકતું નહિ. સુવદના પિયરથી જે હજારેકના અલંકારો લાવેલી એ જ તેમની માયામૂડી હતી. છતાં તેમનાં બાળકો શ્રીમંતનાં બાળકોથી દમામમાં જરા પણ ઊતરતાં કદી પણ જોવામાં આવતાં નહિ.

પોતે નિભાવ ઉપરાંત ધનની અપેક્ષા જ ન રાખતો અને તેથી ખેંચનાં વરસોમાં તેને કોઇ દિશામાંથી અસાધારણ લાભ ભાગ્યે જ થતો કે જે બચત તરીકે બાજુ પર રાખી શકાય. માત્ર નીતિથી જ ધંધાપરાયણ રહેનાર ભલે મુનીમ હોય કે મહા અમાત્ય હોય તો પણ ધનાઢય થઇ શકતા નથી, એવો જે ન લખાયલો ધારો સમાજ માને છે તેનું સત્ય સિદ્ધ કરવા માટે વ્રજકિશોર દષ્ટાંતરૂપ હતો. ખાસ અપવાદરૂપ એવા બધાની ક્ષમા માગીને કહી શકાય કે જેમ સરસ્વતી અને લક્ષ્મીને પ્રથમથી ઘસાતું ચાલતું આવે છે, તેમ નીતિ અને લક્ષ્મીને પણ ઝાઝું બનતું નથી. જે કવિએ લક્ષ્મી સરસ્વતી વિરોધ ગાયો છે તેણે નીતિ અને લક્ષ્મીનો વિરોધ કોઈ ભાવી મહાકવિને માટે ગાવો બાકી રાખેલ હશે; નહિ તો તે પણ સહજ ધ્યાનમાં આવે તેવી વસ્તુ છે. છતાં જેમ શારદાસેવકો તેના સેવનમાં મસ્ત હોય છે તેમ જ નીતિપૂજકો તેના પૂજનથી પોતાને કૃતાર્થ માની સુખી થાય છે. આવી કૃતાર્થતા વ્રજકિશોરનો સામાન્ય અનુભવ હતો. શેઠની સિલકમાંથી અનેક વખત તે નાણાં ઉપાડતો અને ભરી દેતો તેથી શેઠને વાત કરવાની જરૂર પણ તેણે જોઈ ન હતી. પણ આ વખત ઉપાડેલાં નાણાં સુવદનાના અલંકારોથી ભરપાઇ કરવા પડવાનો અનુભવ તેને માટે નવીન હતો.

દિવાળીના દિવસો પણ આવી પહોંચ્યા પણ ઉમરમિયાં તરફના કંઈ ખબર ન મળ્યા. એક સવારે ટપાલ જોયા પછી બાળકોની વચ્ચે બેઠેલા વ્રજકિશોરને ચા આપતાં સુવદના બોલી: "આજસુધી ઉમરમિયાંના સમાચાર તો નથી. તમે તેમના ખાતાની શું સગવડ કરવા ધારો છો?"

"હું પણ એ જ વિચારમાં છું" વ્રજકિશોરે કહ્યું "વાત તો નજીવી છે, પણ મારે તારી વસ્તુઓ રજૂ તો કરવી જ પડશે. શેઠને પહેલેથી વાત કરી હોત તો વધારે સરળતા થાત"

" જે થયું તે થયું. હવે મારે રહ્યા વિના કેમ ચાલે ? "

" અત્યારે સોનાનો ભાવ પણ ચાર રૂપિયા ઊતરી ગયો છે તેથી દાગીના ઉપરાંત બસો રૂપિયા મારે મેળવવા પડશે. "

" તમારા મિત્રને કઇક પત્ર તો લખવો જોઇતો હતો " સુવદનાના મુખ પર વાદળું ઘેરાયલું હતું.

" એનો વિચાર તારે શા માટે કરવો પડે છે ? પરદેશમાં શી સ્થિતિ હશે તેની આપણે અહીંથી કેમ અટકળ કરી શકીએ ? આપનારનું આપ્યું સાર્થક તો જ ગણાય કે ગમે તે સ્થિતિમાં તે સમાનતા ન ખુએ " વ્રજકિશોરનો અવાજ કંઇક આકરો હતો.

" હું તો સહેજ વાત ઉચ્ચારું છું ત્યાં તમે ઊડી પડો છો. તમારી મુશ્કેલી મારી નજરમાં વિષમ લાગે છે તેથી મારાથી બોલી જવાય છે. મારી વસ્તુ ખાતર હું નથી કહેતી. " સુવદનાએ કહ્યું.

" મારો સ્વભાવ તો તું જાણે જ છે કે જ્યાં સુધી તું મને ગભરાવે નહિ ત્યાં સુધી હું ગભરાઉં તેવો નથી. અને દરેક ગૂંચવણોમાંથી રસ્તો કાઢી શકું છું. હવેથી મારી રીતભાત પણ સુધારવાની મને જરૂર લાગે છે. કેવળ લાવીએ તેટલું બધુંય ચાવી જઇએ ત્યારે આ સ્થિતિ થાય. "

" પાસે ઘણું હોય તેમને પણ જાય તેનો અફસોસ થાય. મનને ક્ષોભ જ ન થાય તે સ્થિતિ તો યોગીઓની. " સુવદનાએ પોતાની નાની બૅગ ખોલી અલંકારનો ડાબલો વ્રજકિશોરને સોંપ્યો.

" અત્યારે ચાલતી ચળવળના સમયે ઘરેણાં પહેરવાં તે દેશદ્રોહ છે અને ન પહેરવાં તે લોકોની સાથે સહાનુભૂતિ છે; એ ધોરણ શું ખોટું છે ? બાળકોને માટે એ બરાબર છે. આપણે ત્યાં સાદાઇનો સુધારો આજથી દાખલ. "

" તારે ઠેકાણે કોઇ બીજી નિરક્ષર હોત તો મને મરણતોલ મૂંઝરી દીધો હોત " હળવા અને હસમુખા ચહેરાથી વ્રજકિશોરે કહ્યું.

" આટલી બધી તમારે મારી ખુશામત કરવી પડે છે તેથી કદી ઉમરભાઇ તરફથી પૈસા પાછા મળશે તો મારે તમારી કેટલી ખુશામત કરવી પડશે તેનો વિચાર મને જ મૂંઝવે છે. મારી વસ્તુઓ તમારી ટેક અને ભાવનાને નિભાવવામાં ઉપયોગી થાય એથી બીજું સદ્ભાગ્ય મારે કયું ઇચ્છવાનું હોય ! " સુવદના બોલી.

જે મુખ પર પહેલાં ગ્લાનિ હતી તેમના પર આનંદ છલકાવા લાગ્યો. સમય થયો હોવાથી તે ઑફિસે ગયો.

લક્ષ્મીપૂજનને દિવસે શેઠને પોતાના મિત્રને માટે ઘરેણાં બદલ કરેલી નાણાંના હેરફેરની તેણે વાત કરી. પોતાનાં જ ઘરેણાં હોવાનું તેનાથી કહી શકાયું નહિ. શેઠ પણ ઉદારચિત્ત હતો.

તેણે કહ્યું: " વ્રજકિશોર, હજી તમારો સ્વભાવ ભીરુ ન મટયો. તમારા મિત્રને મારા મોઢા સુધી લાવ્યા હોત તો તમારે ખાતર મેં તેમને વિના અવેજે નાણાં ધીર્યાં હોત. તેમની પાસેથી અવેજની જરૂર ન હોય. તમારો મિત્ર તમારા જેવો સદ્ધર જ હોય. તમારા વિશ્વાસે જ મારું વહાણ ચાલે છે. "

"અને એ વિશ્વાસ એમ ને એમ નિભાવવા માટે મેં ઉપર પ્રમાણે વર્તવાનો નિયમ રાખ્યો છે."

"પણ તેમ કરવામાં તમારી નોકરી અને મારી કદરદાની ઉપર ઝાંખપ આવે છે. તમારા મિત્રને મારા માટે કેવો અભિપ્રાય આવ્યો હશે? એક હજાર જેવી રકમ પણ તમે મારી પાસેથી તેમના માટે ન મેળવી શકો? હવે તમે જેમ કર્યું તેમ મારો વિચાર સાંભળો. તમારા મિત્ર જ્યારે નાણાં પાછાં આપે ત્યારે માત્ર તેમની પાસેથી રૂા. ૫૦૦ લેવા. ૫૦૦ મારા તરફથી તેમને ભેટ તરીકે છૂટના મૂકવા. આ વખતની તમારી બોનસ પણ મેં રૂા. ૫૦૦ આપવાનું આગળથી ધારી મૂક્યું છે."

"આટલી બધી કૃપા વધારે પડતી છે. મને લાયકાત કેળવવા દેવામાં ઉતાવળ થશે તો કદી હું મારા માર્ગમાં ભૂલીશ."

"પણ તેથી હું કંઈ મારો માર્ગ ભૂલું એ શી રીતે બને?" શેઠે કહ્યું. મેળ તપાસી લક્ષ્મીપૂજનના વિધિથી પરવારી શેઠ ગયા. આ વખતની દિવાળીમાં બે ફેરફાર થયા. વ્રજકિશોરનું કુટુંબ માત્ર સ્વચ્છ અને સુંદર વસ્ત્રોમાં જ સજ્જ થવું હોવાથી સુધરેલમાં ખપ્યું અને ઘરેણાંના ઠઠારા કરી શરીરને શહેરોમાં સ્વાભાવિક એવા જોખમમાં જ નાંખતાં સુવદનાનાં બાળકો સાદાઇનો અને પુરાણી રૂઢિ તોડવાનો પાઠ શીખવવા માટે લાગતા વળગતાઓમાં તરી નીકળ્યાં.

સુવદનાના મનમાં કોઇ પણ જાતની રહેલી ગ્લાનિ શેઠની સખાવતના સમાચારથી દૂર થઇ હતી.

૪

એક બે ત્રણ એમ ગણતાં આ વાતને સાત વર્ષ વીતવા આવ્યાં. ઉમર નાણાં મોકલવાં ભૂલી ગયો તે બાબતને પણ વ્રજકિશોર અને સુવદના લગભગ એક પુરાણા સ્વપ્ન માફક ભૂલી જવા આવ્યાં; છતાં પણ જ્યારે પૈસા પાછા મળવાની સુવદનાની શ્રદ્ધા આટલા લાંબા ગાળા સુધી ટકી નહિ ત્યારે વ્રજકિશોરનો ઉમરમિયાં ઉપરનો વિશ્વાસ આટલે લાંબે ગાળે પણ રજ્જેય ઓછો થતો ન હતો.

વેપારી ધંધામાં પડેલો છતાં વ્રજકિશોર કદી સાંજની ખુલ્લા પવનની સહેલગાહ ચૂકતો નહિ. એક દિવસ એક નટવરલાલ નામે ધંધામિત્રની સાથે સ્ટેશનના માર્ગે ફરતાં નટવરલાલે બંને બાજુ દૃષ્ટિ ફેરવતાં કહ્યું:

"આ બંને સુંદર પ્લોટો શેઠ અબ્દુર રહેમાનના એક પરદેશી એજન્ટ માટે સુરજમલ શેઠની પેઢી તરફથી ખરીદવામાં આવ્યા છે અને એન્જીનીઅર્સ મેસર્સ ઘરબનાઉ એન્ડ કો. ને તેમના ઉપર એક જ સરખા અને સરખી જ રીતે ફરનીચરથી સજ્જ કરેલા બંગલા ૭ માસની અંદર કરાવી આપવા માટે મોંમાગી રકમે કંટ્રાક્ટ અપાયો છે. ઈશ્વર ઘડીમાં જળનું સ્થળ અને સ્થળનું જળ કરે છે તે આનું નામ."

"એથી નકામી પડી રહેલી જમીન ઉપયોગી થશે, રસ્તાની શોભા વધશે, અને શહેરના કડીઆ સુતારોને રોજી મળશે. એમાં ખોટું શું છે? શહેરની શોભા અને સમૃદ્ધિ વધે તેથી દરેક શહેરીને એક અથવા બીજી રીતે લાભ થાય." વ્રજકિશોરે કહ્યું.

"પરદેશથી અઢળક દોલત મેળવીને શેઠીઆઓ ધૂની થઈ જાય છે. છ માસમાં મકાન ઊભાં કરી દેવા માટે અઢીથી ત્રણ લાખનો કૉન્ટ્રાક્ટ છે." નટવરલાલે જણાવ્યું.

"એમ જ હોય. શિરમાટે નાણું કમાય તેને ધૂની થવાનો અધિકાર કેમ ન હોય? તેમની સંપત્તિનો લાભ કૉન્ટ્રાક્ટરો, કડીઆ, દાડીઆ વગેરે લે તેમાં ખોટું શું છે?"

ચમત્કારિક ઝડપે બન્ને પ્લોટો ઉપર મકાનો થવા લાગ્યાં. જ્યાં આગળ નેતાઓ સભા ગજવતા ત્યાં મજૂરણો અને દાડીઆઓ ગીતો ગજવવા લાગ્યા. ધર્મના ઉપદેશો માટે સભાઓ થતી ત્યાં મજૂરો પોતાની કમકથા કહેતા રોજગાર કરવા લાગ્યા. સરકસો અને બીજા ખેનાડીઓના જ્યાં ખેલો થતા ત્યાં પથ્થરો અને લાકડાઓના અનેક પ્રકારો રચાવા લાગ્યા. સલાટોના ટાંકણાના બન્ને બાજુ માથે ઊડતા અવાજથી રસ્તાના પેસેન્જરોના કાન બહેરા થતા હતા અને ઊંડા ખોદેલા પાયાનું વેર વાળવાને જ હોય તેમ ઊંચા વધતા મકાનો જોવા માટે તેમની ડોક મરડાઈ જતી. બન્ને તરફ સરખી જ ઝડપે સરખું જ કામ થતું અને જોનારને ભ્રમ ઉત્પન્ન કરતું. બન્ને સરખા મકાનોમાં કયો કોની નકલ છે તે કહી શકાતું નહિ. છતાં એ બે જોવા જનારા બીજાને પણ જોયા વિના તૃપ્ત થતા નહિ.

વ્રજકિશોર પણ આ બગલાઓ મિત્રો સાથે અનેક વાર અંદર તથા બહારથી જોઈ આવ્યો હશે.

૫

એક સુખી સવારે વ્રજકિશોર પ્રાતર્વિધિથી પરવારી પેઢી તરફ જતો હતો. થોડે ચાલ્યા પછી તેનો માર્ગ એક સૂની ગલીમાં થઈને જતો હતો. તે ગલીમાં પોતે વળ્યો કે તરત જ ગલીના સામા છેડેથી તેણે એક પરિચિત વ્યક્તિને પોતાના તરફ આવતી જોઈ. આ છેક અણધારી વ્યક્તિ તે અન્ય કોઈ નહિ પણ ઉમરખાન પોતે જ હતો.

તેના માથા પરની તુર્કી ટોપીની કાળીન ઝૂમખું નીચે લટકી પોતાના કાળા તંતુઓ તેના કાળા વાળમાં મેળવી દેતું હતું. સુખી અને નિશ્ચિંત મનુષ્યના જેવું તેનું આગળ કરતાં વધારે ભરાવદાર શરીર સ્વચ્છ અને ભભકાદાર વસ્ત્રોથી વધારે ભરાવદાર દેખાતું હતું, અને તેનો ઉમરખાન કહેવડાવવાનો હક સિદ્ધ કરતું હતું. પહોળો પાયજામો અને છૂટી ચંપલથી વિભૂષિત તેના પગો આરામથી ગજગતિથી પડતા. વ્રજકિશોરની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતા જ તેના હાથ આપોઆપ નમસ્કાર કરવા ભેગા થયા. દૂરથી નમસ્કારતા બન્નેના હાથો પાસે આવતા પરસ્પરને ભેટવા માટે પહોળા થયા. ખરેખર દેવતાઓ પણ અદ્ધર આવીને રસથી નિહાળે એવો રમ્ય આ પ્રસંગ હતો.

છૂટો થઈ ગળગળો થઈને ઉમરખાન બોલ્યો.

"વ્રજભાઈ! સજ્જનો સામાના હૃદય ઉપર દૂર કે પાસે આવતા છાપ પાડી શકે છે તેનું દૃષ્ટાંત મને અહીં ફરીથી મળે છે. હું આપનો વિચાર કરતો આપના તરફ જ આવતો હતો, ત્યાં આપે સામી ભાવના વધારે વહેલી તૃપ્ત કરી."

"ઉમરભાઈ" વ્રજકિશોરે કહ્યું. "પરદેશમાં તમે ભલે વધારે સભ્યતા કેળવી હોય, પણ હું કદી પણ તમારે માટે 'આપ' નથી. આપણો સંબંધ માન આપવા ખાતર પણ બદલવા હું નથી માગતો. તમને હું બીજા શું સમાચાર પૂછું?"

" અત્યારે હું એક પણ ઉત્તર આપી શકીશ નહિ. આપને ઑફિસ ટાઈમ થાય છે, તેથી ખોટી નહિ કરું. સાંજના મારાં ભાભી પાસે સહકુટુંબ આવી બધી હકીકત જણાવીશ."

ઉમરખાન વ્રજકિશોર સાથે પાછો ફર્યો, રાજરસ્તા પર આવી બન્ને જુદા પડયા.

વ્રજકિશોરે અનેક પ્રશ્નો પોતાના મનને પૂછ્યા અને તેના જ કાલ્પનિક ઉત્તરોથી સંતોષ માન્યો. તેની પત્નીને તેણે બપોર પછી ઉમરખાન અને કુટુંબની મુલાકાત માટે તૈયાર રહેવાના તેણે ખબર આપ્યા.

દિવસ નમતાં એક વિક્ટોરિયા તેમના ઘર આગળ થોભી અને તેમાંથી ઉમરખાન, તેની બીબી અને બે બાળકો તથા આયા ઊતર્યાં અને વ્રજકિશોરનો દાદર ચડવા લાગ્યાં. ઉપર જતાં હસતા મુખથી સુવદનાએ અને તેનાં બાળકોએ તેમનું સ્વાગત કર્યું.

ઉમરખાને બીબી સાહેબનું સુવદના સાથે ઓળખાણ કરાવ્યું.

" ભાભી " તેણે કહ્યું: એક વરસ તો પરદેશમાં પણ નસીબે મને સતાવવામાં બાકી નહિ રાખેલી. પણ મારા નહિ ગભરાવાના નિશ્ચય આગળ તેનું ન ચાલ્યું. પછી કીસ્મતની યારી પણ તેવી જ મળી ગઇ. ત્યાંના જ અમારી જાતના એક શ્રીમંત શેઠની મારી ઉપર નિગાહ ઊતરી અને તેણે મને પોતાની એક કેળવાયેલ પુત્રીના હાથનો અને પોતાની મિલકતનો માલિક બનાવ્યો. એ જ શ્રીમંતનું બાળક હોવા છતાં તમારી છાયામાં અત્યારે બેઠેલ મારાં બીબી. એમને કદી પણ ગ્લાનિ આવે તેવો અનુભવ થવા નથી દીધો. પરમેશ્વરે મારા સુખને સંપૂર્ણ કરવા સુંદર અને નિરોગી બાળકોની બક્ષીસ પણ તમારી દુવાના પ્રતાપે કરી છે."

" ભાઈ, તમારી સરળતા, નીતિ અને અડગ ધૈર્ય પણ જગતમાં માર્ગ ન કરે એ કેમ જ બને! તમારા જેટલા ગુણો હોવા છતાં મનુષ્ય સુખ ન મેળવી શકે તો પછી ગુણવાનપણાથી કંઇ લાભ કે અર્થ નથી." સુવદનાએ કહ્યું.

" કેટલાક સદ્‌ગુણો તો મને સજ્જનોના સહવાસથી મળેલા છે અને વ્રજભાઈના છૂટા પડતી વખતનાં ઉપદેશવચનોના સ્મરણે જ ઘણી વાર મને મુશ્કેલીઓમાંથી તરતો કર્યો છે."

" એક પણ દિવસ મેં ખાન સાથે એવો નથી કાઢયો " તેની બીબીએ કહ્યું " કે જ્યારે એમણે તમને યાદ ન કર્યાં હોય."

" ખાનની મિત્રતા એવા સ્થિર પ્રકારની હોવાથી જ હું તેમની સાથે જોડાયો છું. તેમના સ્નેહનો તંતુ ગમે તેટલો દૂર ખેંચાય તો પણ સામો વધારે બળવાન બને, પણ તૂટે નહિ એવા પ્રકારનો છે. ગમે તે સ્થિતિમાં સ્વરૂપને ન ભૂલવાના એમના ગુણે જ મને બાંધી લીધો છે."

" વ્રજભાઈ, ભાભી " ઉમરખાને કહ્યું " આવતી કાલે આપને સહકુટુંબ મારે ત્યાં જમવા આવવાનું છે. બીબીની સૂચનાથી જ નિમંત્રણ કરું છું. સવારના ફરી અમે તેડવા આવીશું, તમને જરા પણ સંકોચ ન થાય તેવી જાતની સવડ કરવાની યોજના પણ હું જરૂર કરીશ."

" આટલી બધી તસ્દી હજી તમને નવા જ આવેલાને લેવાનું કારણ નથી. ધીરે ધીરે બધું થશે. કોઇ દિવસ વળી જોઇશું. હજી થાક તો ખાઓ." સુવદના બોલી.

" થાક આનંદના સાધનોથી વહેલો ઊતરે છે અને તમે બનેના સમાગમ જેવો બીજો એક આનદ મારે માટે જગતમા નથી "

" પ્રથમ તો અમારે મિજમાન તરીકે તમને નોતરવા જોઇએ " વ્રજકિશોરે કહ્યુ

" એમજ થઈ રહેશે " ઉમરખાન ઝડપથી બોલી ગયો તેની નજર બીબી તરફ હતી

આમત્રણ સ્વીકારાયુ અને બન્ને કુટુબો જુદા પડયા સુવદનાના વદન ઉપર ઊગતા સુધી ઉમરખાન અને બીબીના વખાણ જ હતા

૬

સુવદનાના બાળકો દિનુ સુધા અને નાનો રમુ આજે ગઇ સાજના નિમત્રણ પ્રમાણે બહાર જમવા જવાને માટે ઊંડાની સાથે અનેક તૈયારીઓ કરવા મડી ગયા હતા ઉમરખાન વહેલા તેડવા આવનાના છે એમ સાભળેલુ તેથી પોતાને કયો વેશ વધારે શોભાવશે એની ચિંતામા અનેક ફેરફારો કરી રહ્યા હતા સુવદના સ્ટવ પેટાવવાની તૈયારી કરતી હતી તેટલામા નીચે મોટરનું હોર્ન સંભળાયુ અને ઘડીમા ખાન, બીબી તથા તેમના બાળકો શિરીન અને અબ્દુલ ઉપર આવી દિવાનખાનામા ગોઠવાઈ ગયા

" ભાભી ' ઉમરખાને ખુરશી પર શરીર મરડતા કહ્યુ ' હજી અમારી ચા બાકી છે તમારે ત્યા જ લેવાનુ રાખી નીકળી આવ્યા મારે પોતાને માટે એક કપ કોફી બનાવજો. હમણા ચા નથી લેતો "

" ઉમરભાઇ ! તમે આમ ઓચિંતા હલ્લો કરી બીબી સાહેબ આગળ અમારી કિંમત કરાવશો ? " પ્રવૃત્તિમા પડેલી સુવદનાએ કહ્યુ

" ભાભીજી " બીબીએ જણાવ્યુ ' તમે એમ ન માનશો કે સસારી પ્રસંગોનો હું ખ્યાલ પણ નથી કરી શકતી નોકરોથી પરવશ રહેવા કરતા હુ પણ આવુ કામ હાથે કરી લેવાનું પસંદ કરું છુ અને તેથી તેની મુસીબતોનો મને ખ્યાલ છે થોડા પણ સહવાસથી અને આચરણના અવલોકનથી હું અદરની સજ્જનતા અટકળી શકુ છુ '

" ઉમરભાઇ, તમને તમારા પોતાના સદ્ગુણોને યોગ્ય એવો આજીવન મિત્ર પણ મળી ગયો છે, મારે માન તમને અભિનદન છે "

' બીજા બહુએ જણાએ મને અભિનદન આપેલા અને તેથી મને આનદ પણ થયેલો, પણ તમારા અભિનંદનનો આનદ મને સપૂર્ણ બનાવે છે અને એ આપવા માટે તમારો અને અપાવવા માટે બીબીનો હુ આભારી છુ " ઉમરખાને કહ્યુ

' અગત લાભ માટે ખાન આભાર તો તમારે તમારા પોતાના સદ્ગુણોનો જ માનવાનો "

" છતા સસારને સુખી કરવાની કળા તો મને વ્રજભાઇએ શીખવી છે "

" એટલે સ્ત્રીઓનો સંસારને સુખી કરવામા કઈ ભાગ જ નથી એમ તમે કહેવા માગો છો ? એ તો તમારા રમકડા જ કે ? " સુવદનાએ પ્રશ્ન કર્યો

" સસારના સુખનુ પ્રથમ સાધન જ સ્ત્રી છે " વ્રજકિશોર ઉમરખાનની મદદે આવ્યો " વળી એવી સ્ત્રીઓ ક્યાં નથી જે પુરુષોને રમકડા માને અને બનાવે ? "

" હુ તમને પહોચી નહિ શકુ " સુવદના બોલી

" તમારા આમ મ્હાત થઇ જવામા જ હુ તમારો વિજય જોઉં છુ " ઉમરખાને સારુ લગાડયુ

"ચા લઈ સુવદનાએ બાળકોને સજ્જ કર્યાં અને પોતે પણ બંને સજ્જ થઈ ઉમરખાન લાવ્યા હતા તે મોટરમાં તેના મકાન તરફ રવાનાં થયાં.

૬

ઉમરખાનના આગળના નિવાસ તરફ ન જતાં મોટર સ્ટેશનના માર્ગે જવા લાગતાં વ્રજકિશોરના ઓઠ ઉપર પ્રશ્ન આવવા જતો હતો પણ તે આજુબાજુ જોવામાં અટકી ગયો. છતાં જ્યારે મોટર નવા થયેલા બે બંગલામાંના એક આગળ અટકી ત્યારે તેનાથી પૂછ્યા વિના રહેવાયું નહિઃ "તમારો ઉતારો અહીં છે?"

"હમણાં આ બંને મકાન મારા ઉપયોગ માટે અમારી પેઢી તરફથી રાખવામાં આવ્યાં છે." મોટરમાંથી ઊતરતાં ઉમરખાને ઉત્તર આપ્યો.

બાળકો દોડતાં બંગલામાં દાખલ થયાં. વ્યવસ્થિત અને સુંદર ફરનિચર સાથે દિનુ અને રમુ ખેલવા મંડી ગયાં. રમુ ઝોલાચેર પર બેસવા જતાં ગબડી પડયો અને રડવા લાગતાં સુધાએ તેને ઊંચકી લીધો. બધું સરઘસ ઉપલે માળ ગયું અને સૌ બંગલાની રચના જોવામાં વખત ક્યાં જાય છે તેની પણ સ્મૃતિ વિના આનંદ અનુભવવા લાગ્યાં.

પ્રીતિભોજન બંને કુટુંબે સાથે જ કર્યું. વ્રજકિશોરે તે દિવસ માટે રજા મેળવેલી તેથી આરામ પણ ત્યાં જ લીધો. બપોરની ચા લીધા પછી ઉમરખાનનાં ગૌરવશીલ અને સભ્ય બાળકોની રીતભાત પોતાનાં બાળકોને આદર્શ તરીકે બતાવતો વ્રજકિશોર બોલ્યોઃ

"બેન સુધા, જો શિરિનબેનના મોઢામાં જીભ છે? કામ સિવાય અને સાથે 'જી' સિવાય એક પણ વાક્ય બોલે છે?"

"તો પછી એકાદ બાળક તદ્દન મૂંગું જ હોત તો તો તમે વખાણ કરીને થાકી ગયા હોત." ઉમરખાને કહ્યુંઃ "સુધાબેનની પોતાના ભાઈને સાચવવાની અને બીજી કુશળતા હું ક્યારનો જોયા કરું છું અને સુજ્ઞ માતાનું બાળક કેવું હોય તેનો ખ્યાલ કરું છું" ઉમરખાને કહ્યું.

"વખાણ કરવામાં મૂળ જ તમારો નંબર પહેલો હતો, તેમાં વળી પરદેશ જઈને વધારે વાક્ચાતુર્ય શીખ્યા તેથી પૂછવું જ શું? હવે તો અમને રજા આપો. ઘર રાહ જોતું હશે" સુવદનાએ કહ્યું.

"તો આ ઘર નથી?" ઉમરખાને પ્રશ્ન કર્યો.

"અમારું અને અમારે લાયક નહિ" સુવદનાએ જવાબ આપ્યો.

"ધારો તો તમારું જ છે" બીબી સાહેબે જરા હસીને કહ્યું.

"વ્રજભાઇ!" ઉમરખાન વ્રજકિશોર તરફ ફરીને પૂછવા લાગ્યોઃ "આ બંને બંગલામાં આપને કયો વધારે પસંદ?"

"આ તમારો પ્રશ્ન અને તેને માટે મારો ઉત્તર બંને નકામાં છે. અને તેમ છતાં બંને નિશ્ચયપૂર્વક સરખી જ બનાવેલી વસ્તુઓમાં ચડતી ઊતરતી કહેવાનું કામ મારે માટે મુશ્કેલ છે."

"આપના ઉત્તરનો મારે માટે ઉપયોગ છે. બહુ લાંબી વાત નહિ કરતાં આપને ટુંકામાં જ જણાવીશ કે આ બંને મકાનો મારી જ માલિકીનાં છે. અને તેમાંનું એક આપના

"થાક આનંદનાં સાધનોથી વહેલો ઊતરે છે. અને તમે બંનેના સમાગમ જેવો બીજો એકે આનંદ મારે માટે જગતમાં નથી."

"પ્રથમ તો અમારે મિજમાન તરીકે તમને નોતરવાં જોઈએ." વ્રજકિશોરે કહ્યું.

"એમજ થઈ રહેશે." ઉમરખાન ઝડપથી બોલી ગયો. તેની નજર બીબી તરફ હતી.

આમંત્રણ સ્વીકારાયું અને બન્ને કુટુંબો જુદાં પડયાં. સુવદનાના વદન ઉપર ઊંઘતાં સુધી ઉમરખાન અને બીબીનાં વખાણ જ હતાં.

૬

સુવદનાનાં બાળકો દિનુ, સુધા અને નાનો રમુ આજે ગઇ સાંજના નિમંત્રણ પ્રમાણે બહાર જમવા જવાને માટે ઊઠતાંની સાથે અનેક તૈયારીઓ કરવા મંડી ગયાં હતાં. ઉમરખાન વહેલા તેડવા આવવાના છે એમ સાંભળેલું તેથી પોતાને કયો વેશ વધારે શોભાવશે એની ચિંતામાં અનેક ફેરફારો કરી રહ્યાં હતાં. સુવદના સ્ટવ પેટાવવાની તૈયારી કરતી હતી તેટલામાં નીચે મોટરનું હોર્ન સંભળાયું અને ઘડીમાં ખાન, બીબી તથા તેમનાં બાળકો શિરીન અને અબ્દુલ, ઉપર આવી દિવાનખાનામાં ગોઠવાઈ ગયાં.

"ભાભી" ઉમરખાને ખુરશી પર શરીર મરડતાં કહ્યું "હજી અમારી ચા બાકી છે. તમારે ત્યાં જ લેવાનું રાખી નીકળી આવ્યાં. મારે પોતાને માટે એક કપ કોફી બનાવજો. હમણાં ચા નથી લેતો."

"ઉમરભાઇ ! તમે આમ ઓચિંતા હલ્લો કરી બીબી સાહેબ આગળ અમારી કિંમત કરાવશો ?" પ્રવૃત્તિમાં પડેલી સુવદનાએ કહ્યું.

"ભાભીજી" બીબીએ જણાવ્યું "તમે એમ ન માનશો કે સંસારી પ્રસંગોનો હું ખ્યાલ પણ નથી કરી શકતી. નોકરોથી પરવશ રહેવા કરતાં હું પણ આવું કામ હાથે કરી લેવાનું પસંદ કરું છું અને તેથી તેની મુસીબતોનો મને ખ્યાલ છે. થોડા પણ સહવાસથી અને આચરણના અવલોકનથી હું અંદરની સજ્જનતા અટકળી શકું છું."

"ઉમરભાઇ, તમને તમારા પોતાના સદ્ગુણોને યોગ્ય એવો આજીવન મિત્ર પણ મળી ગયો છે; માટે મારાં તમને અભિનંદન છે."

"બીજાં બહુએ જણાંએ મને અભિનંદન આપેલાં અને તેથી મને આનંદ પણ થયેલો; પણ તમારા અભિનંદનનો આનંદ મને સંપૂર્ણ બનાવે છે અને એ આપવા માટે તમારો અને અપાવવા માટે બીબીનો હું આભારી છું." ઉમરખાને કહ્યું.

"અંગત લાભ માટે ખરો આભાર તો તમારે તમારા પોતાના સદ્ગુણોનો જ માનવાનો."

"છતાં સંસારને સુખી કરવાની કળા તો મને *વ્રજભાઇએ શીખવી* છે."

"એટલે સ્ત્રીઓનો સંસારને સુખી કરવામાં કંઈ ભાગ જ નથી એમ તમે કહેવા માગો છો ! એ તો તમારાં રમકડાં જ કે ?" સુવદનાએ પ્રશ્ન કર્યો.

"સંસારના સુખનું પ્રથમ સાધન જ સ્ત્રી છે" વ્રજકિશોર ઉમરખાનની મદદે આવ્યો "વળી એવી સ્ત્રીઓ ક્યાં નથી જે પુરુષોને રમકડાં માને અને બનાવે ?"

"હું તમને પહોંચી નહિ શકું" સુવદના બોલી.

"તમારા આમ મ્હાત થઇ જ.ામાં જ હું તમારો વિજય જોઉં છું" ઉમરખાને સારું લગાડયું.

"આ લઈ સુવદનાએ બાળકોને સજ્જ કર્યાં અને પોતે પણ બંને સજ્જ થઈ ઉમરખાન લાવ્યા હતા તે મોટરમાં તેના મકાન તરફ રવાનાં થયાં.

૬

ઉમરખાનના આગળના નિવાસ તરફ ન જતાં મોટર સ્ટેશનના માર્ગે જવા લાગતાં વ્રજકિશોરના ઓષ્ઠ ઉપર પ્રશ્ન આવવા જતો હતો પણ તે આજુબાજુ જોવામાં અટકી ગયો. છતાં જ્યારે મોટર નવા થયેલા બે બંગલામાંના એક આગળ અટકી ત્યારે તેનાથી પૂછ્યા વિના રહેવાયું નહિઃ "તમારો ઉતારો અહીં છે?"

"હમણાં આ બંને મકાન મારા ઉપયોગ માટે અમારી પેઢી તરફથી રાખવામાં આવ્યાં છે." મોટરમાંથી ઊતરતાં ઉમરખાને ઉત્તર આપ્યો.

બાળકો દોડતાં બંગલામાં દાખલ થયાં. વ્યવસ્થિત અને સુંદર ફરનિચર સાથે દિનુ અને રમુ ખેલવા મંડી ગયાં. રમુ ઝોલાચેર પર બેસવા જતાં ગબડી પડ્યો અને રડવા લાગતાં સુધાએ તેને ઊંચકી લીધો. બધું સરઘસ ઉપલે માળ ગયું અને સૌ બંગલાની રચના જોવામાં વખત ક્યાં જાય છે તેની પણ સ્મૃતિ વિના આનંદ અનુભવવા લાગ્યાં.

પ્રીતિભોજન બંને કુટુંબે સાથે જ કર્યું. વ્રજકિશોરે તે દિવસ માટે રજા મેળવેલી તેથી આરામ પણ ત્યાં જ લીધો. બપોરની ચા લીધા પછી ઉમરખાનનાં ગૌરવશીલ અને સભ્ય બાળકોની રીતભાત પોતાનાં બાળકોને આદર્શ તરીકે બતાવતો વ્રજકિશોર બોલ્યોઃ

"બેન સુધા, જો શિરિનબેનના મોઢામાં જીભ છે? કામ સિવાય અને સાથે 'જી' સિવાય એક પણ વાક્ય બોલે છે?"

"તો પછી એકાદ બાળક તદ્દન મૂંગું જ હોત તો તો તમે વખાણ કરીને થાકી ગયા હોત." ઉમરખાને કહ્યુંઃ "સુધાબેનની પોતાના ભાઈને સાચવવાની અને બીજી કુશળતા હું ક્યારનો જોયા કરું છું અને સુજ્ઞ માતાનું બાળક કેવું હોય તેનો ખ્યાલ કરું છું" ઉમરખાને કહ્યું.

"વખાણ કરવામાં મૂળ જ તમારો નંબર પહેલો હતો, તેમાં વળી પરદેશ જઈને વધારે વાક્ચાતુર્ય શીખ્યા તેથી પૂછવું જ શું? હવે તો અમને રજા આપો. ઘર રાહ જોતું હશે" સુવદનાએ કહ્યું.

"તો આ ઘર નથી?" ઉમરખાને પ્રશ્ન કર્યો.

"અમારું અને અમારે લાયક નહિ" સુવદનાએ જવાબ આપ્યો.

"ધારો તો તમારું જ છે" બીબી સાહેબે જરા હસીને કહ્યું.

"વ્રજભાઈ!" ઉમરખાન વ્રજકિશોર તરફ ફરીને પૂછવા લાગ્યોઃ "આ બંને બંગલામાં આપને કયો વધારે પસંદ?"

"આ તમારો પ્રશ્ન અને તેને માટે મારો ઉત્તર બંને નકામાં છે. અને તેમ છતાં બંને નિશ્ચયપૂર્વક સરખી જ બનાવેલી વસ્તુઓમાં ચડતી ઊતરતી કહેવાનું કામ મારે માટે મુશ્કેલ છે."

"આપના ઉત્તરનો મારે માટે ઉપયોગ છે. બહુ લાંબી વાત નહિ કરતાં આપને ટૂંકામાં જ જણાવીશ કે આ બંને મકાનો મારી જ માલિકીનાં છે. અને તેમાંનું એક આપના

કુટુંબના ઉપયોગ માટે અને બીજું આપની મજૂરી પછી જ મારા ઉપયોગ માટે છે જે એ હજારની રકમથી મેં મારું ભાગ્ય અજમાવવાનો આરંભ કરેલો. તેમાંથી એક હજાર આપના હતા તે અજમાયશમાંથી જે લાભ મને મળ્યો છે તેના પણ અર્ધા ભાગીદાર મેં આપને ચોક્કસ ધારી મૂક્યા છે જો એક મકાન આપનું તો બીજું મારું હવેથી મારો કાર્યક્રમ પણ આ પ્રમાણે છે આપ મારા અહીંના એજન્ટ અને હું આપનો દેશાવરનો એજન્ટ આપ ના પાડો તો આ બંને બંગલાઓ તુરત જ હું લોકોપયોગી બનાવી દેવાનો ભલે પછી તેમા બાવા-ફકીરો વસે "

શુ ઉત્તર આપવો તે ઘડીવાર તો વ્રજકિશોરને પણ સૂઝ્યુ નહિ સુવદનાની ગભરામણ એથી પણ વધારે હતી જો તેના પતિએ તેને ટેકવી રાખી ન હોત અને ઉત્તર આપવાની શરૂઆત કરી તેનામા નવી જિજ્ઞાસા જાગ્રત કરી ન હોત તો તે જરૂર બેશુદ્ધ બની જાત

"ઉમરખાન!" વ્રજકિશોરે કહ્યુ "અમે આપેલી એક નાની સરખી રકમ બદલ તમારે આટલુ બધું કરવુ વધારે પડતુ છે. અયોગ્ય બદલો ઇચ્છે તે મૂર્ખ અને સ્વીકારે તે લોભી તરીકે લોકોમા પકાય એમ તમે ક્યા નથી સમજતા?"

"હું તો એટલુ જ સમજુ છુ કે મને મળ્યુ છે તે આપના દ્વારથી જ અને આપની શુભેચ્છાઓના બળથી જ જ્યારે કંઈ લાભ થતો ત્યારે જાણે આપ જ મને પાસે રહી અપાવતા હો એવો મને ખ્યાલ થતો તેથી જ હું આ પ્રમાણે કરુ છુ ન્યાયથી તો બધુ જ આપને અર્પણ થવુ જોઇએ પણ.હુ તો અર્ધું રાખીને વાત કરુ છુ જે આપના પ્રતાપે મળેલુ માનુ તે બધુ જ હું એકલો શી રીતે ભોગવી શકુ?"

"અમા! હિંદુશાસ્ત્રમાના એક જૂના દૃષ્ટાંતને તમે સચોટ તાજુ કરો છો એક મૂઠી ચોખા સદન ગજવૈભવ આપ્યાની વાત તમારા દાખલાથી લોકો હવેથી સાચી માનતા શીખશે"

'એ દૃષ્ટાંત મને શી રીતે લાગુ થાય? મેં તો આપના પૈસે સંપત્તિ મેળવેલી અને વળી જે તેનાથી મળેલુ તેમા પણ અર્ધું તો હુ મારા માટે રાખુ છુ આપના પ્રતાપે હુ સુખી થયો છુ છતા આપ મને જ મોટો બનાવો છો એ જ આપની મોટાઇ છે"

"ખાનસાહેબ, આપની આવી ઉદારતા સ્વીકારી અમારે લોકોમા મફતનો માન ખાનારા કરવુ કે શુ?" સુવદના બોલી ઊઠી

"ભાભી, આપના પૈસે મેં સાહસ કર્યું. નફો થયો તે બધો જ આપનો જ ગણુ ય. હુ મારી અગમહેનત બદલ અર્ધું રાખુ છુ ને રાખવા દેવુ આપની મુન્સફી ઉપર છે!"

'પ્રારબ્ધની અનુકૂળતાએ તમને આપેલુ તેમા ભાગ પડાવી અમે પાપી કેમ જ થઇએ?" સુવદના બોલી

"ત્યારે તમારે મારે માથે કૃતઘ્નતાનું કલંક એમનુ એમ રહેવા દેવુ છે? થોડો પણ બદલો વાળવાની તકનો લાભ મને નહિ લેવા દો?"

વ્રજકિશોરે સુવદના સામે જોયુ.

"આવડા મોટા બદલાને હું શી રીતે યોગ્ય થઇ શકુ તે મને અંતરાત્મા એક રીતે સમજાવી શકતો નથી" તેણે કહ્યુ

"આપના વિચાર ગમે તે હોય પણ હું તો આ સમયની, અને મારી માગણીના આપના તરફથી સ્વીકારની મેહની માફક રાહ જોયા કરતો હતો. મને નિરાશ કરવો ઘટિત નથી." ઉમરખાને કહ્યું.

"પણ મેં તો અનેક વાર તમારા જેવા સજ્જનની પણ સજ્જનતાને અને ટેકને અયોગ્ય શંકાથી દૂષિત કરી છે. માટે હું તો આ તમારી ઉદારતાને લેશ પણ લાયક નથી" સુવદના બોલી.

"અને મેં જે કંઈ આપ્યું હતું તે મારું હતું જ નહિ. સુવદનાની મિલકત ઉપર જ મેં તો ઉદારતાની ઇમારત ચણી હતી. પારકે પહોળા થનારા તો બહુએ હોય છે, અને તેમને બદલો આપવા માંડશો તો પહોંચી શકાશે નહિ" વ્રજકિશોરે પોતાને માથેથી કાઢી.

"તમે એકેએ કંઇ કર્યું જ નથી છતાં તમારા જ કૃતથી બધું બની શક્યું છે. 'છે' અને 'નથી' એ બન્ને વસ્તુ તત્ત્વજ્ઞાનના જેવી વિચિત્રતાથી એકત્ર ભલે થાય; પણ મારો નિશ્ચય તેથી ફરી શકે તેમ નથી. તમારે 'હા' કહ્યા વિના બીજો માર્ગ નથી" ઉમરખાને પોતાનો છેવટનો વિચાર જણાવ્યો.

"ભાભીજી" અત્યાર સુધી પરોક્ષ રહેલ બીબીએ કહ્યું: "ખાનસાહેબનો નિશ્ચય તમે કદી નહિ ફેરવી શકો. મારો અંગત અનુભવ છે કે તેઓ વિપરીત નિશ્ચય કરતા નથી અને તે જેટલા શુભ નિશ્ચયો કરે છે તે પાર ઊતારે છે. વળી આપના કરેલા ઉપકારનો બદલો આ કંઇ વિશેષ છે એમ હું માની નથી શકતી."

"અમને ક્ષોભ એટલો જ રહે છે" વ્રજકિશોરે કહ્યું: "કે જ્યાં અમારી અલ્પ સહાય આપણે થોડાં જ જાણીએ છીએ ત્યારે ખાનનો અમારા ઉપરનો કૃપાનો વરસાદ આખી પૃથ્વી ઉપર ગાજી રહેશે."

"પણ પહેલું પગથિયું અથવા પાયો માંડવામાં જ કુશળ કારીગરની જરૂર પડે છે. પાછળનું ચણતર નો સાધારણ કડીઆ કે મજૂરો પણ કરી શકે છે." ઉમરખાને કહ્યું.

"હું તમારો ઉપકાર માનું કે સુવદનાનો?" વ્રજકિશોરે કહ્યું. "મને તમારી સહાયે ઊભા રહેવાનું સાધન તો એ જ હતી."

"પણ" સુવદના બોલી "મારામાં ઉદાર ભાવનાનાં બીજ રોપનાર અને તેમને પોષનાર અને ખીલવનાર કોણ? અણવિશ્વાસનું પાપ આચરનારને વિશ્વાસ અને શ્રદ્ધાને શુભ પંથે રાખનાર તમારા વિના બીજું કોણ?"

નાગરદાસ અમરજી પંડ્યા

# જયન્તીઓ

કાર્લાઈલે “ વીર અને વીરપૂજા ” (“ Heroes and Hero-worship ”) ઉપર પ્રભાવ પાડે એવો લેખ લખ્યો તે પહેલાંય વીરપૂજન તો જગતને વિદિત હતુ એક દૃષ્ટિએ એમ કહી શકાય કે વીરપૂજન એ માનવતાનુ જ અગ છે, અને માનવજાતિ જેટલી પુરાણી છે તેટલુ જ પુરાણુ વીરપૂજન હોવુ જોઇએ આજના સામ્યવાદીઓ આનો સ્વીકાર ન કરે તેથી જેમ જગતમા સૌ નરનારી સરખા થઇ જતા નથી, તેમ વીરપૂજનનો ભવિષ્યમા અંત આવશે એ ભય પણ વ્યર્થ છે

પણ વીરપૂજનની પદ્ધતિમા, પ્રકારમા, વિધિઓમા ફેર પડે ખરો ફેર પડેલો છે, અને ફેર થયા કરશે, એમ કહેવુ વધારે યોગ્ય છે એક રીતે ઘણુખરુ પ્રાચીન સાહિત્ય વીરપૂજાના એક અકુર તરીકે જ પ્રકટયુ છે પછી તે રામ હોય કે કૃષ્ણ હોય, એકીલીઝ હોય કે યૂલીસીસ હોય, ક્રાઇસ્ટ હોય કે વિક્રમ હોય, પણ કોઇ વીર આકૃતિની આસપાસ જ આ સાહિત્યરચનાઓ ગૂંથાઇ છે

વીરના કીર્તિગાન, વીરના પરાક્રમોની કાવ્યસૃષ્ટિ–ગદ્ય–પદ્ય–નાટક કોઈ પણ દેહમા, વીરનો સવત કે શક કે સન, કેવળ સાહિત્ય નહિ પણ સગીત, ચિત્ર, શિલ્પ આદિ કલાઓ પણ વીરપૂજનમા દાખલ કરે આપણા–એટલે જે જે પુરાણી પ્રજાઓ છે તે સર્વ પ્રજાઓના–ઉત્સવો પોતે જ કોઇ ને કોઇ વીરના કોઇ ને કોઇ પરાક્રમ–પ્રસગની અમર સાખીતી જ છે યાહૂદીઓ ઈસાઇઓ, ઇસ્લામીઓ એ સર્વમા એમ જ કૃષ્ણ–જયન્તી, શિવરાત્રિ, ક્રિસ્ટમસ, મોહરમ,–ઘણાખરા અથવા તો બધા તહેવારો વીરપૂજાનું એક સ્વરૂપ છે. જેમ કાવ્ય સાથે, કળા સાથે અને કાળની સાથે આપણે વીરપૂજનને છૂટે નહિ એવી રીતે લગાડી દીધુ છે, તેમ સ્થળ સાથે પણ કરીએ છીએ અસખ્ય યાત્રાળુઓના હોશભર્યા પગને, અને તેથીય વધારે મોટી સંખ્યાના પણ અશક્ત માનવીઓના આતુર ને ભાવભીના દિલને, આજે અમુક અમુક સ્થળો કેમ આકર્ષી રહ્યા છે ? હિંદુઓને કાશી કે મથુરા, ઇસ્લામીઓને મક્કા–મદીના, ખ્રિસ્તીઓને જેરૂસલેમ ને રોમ, અને યાહૂદીઓને હજી પણ “ Promised Land ”–એટલાનો જ દૃષ્ટાન્તરૂપે વિચાર કરીએ તો પણ માનવજાતિનો કેટલો મોટો ભાગ એમા આવી જાય !

આજના દિવસમાય આ પુરાણા પૂજનમાર્ગ ઉપર ચઢનારા હજી લાખ્ખો ને કરોડો માણસો છે તો પણ કાળે એની ભેગા, અથવા એને બદલે, નવા ચીલાઓ પાડ્યા છે અને તેમા નાના મોટા ઘણા નવીન માર્ગો મળી જાય છે

મુદ્રણકળા ને ફોટોગ્રાફીએ નવી ભાત પાડી એ આજના યુગમા વધારે પ્રસરી શકે છે, તેમ લગભગ સર્વસુલભ થાય છે માનપત્ર આપવુ અને થેલી મુકાવવી એ તો આપણા જેવા પછાત પડેલા દેશમાય બહુ સાધારણ પ્રકાર થઇ ગયો એવો જ એક પ્રકાર પ્રચલિત

થયો છે–જો કે તે સમુદાયને માટે હોય તે કરતાં વ્યક્તિને માટે વધારે છે અને તે "હસ્તાક્ષરો" –"ઑટોગ્રાફ"નો. મહાત્માજીએ કેટલાને "ઑટોગ્રાફ" આપીને એમનો અર્ઘ્ય સ્વીકાર્યો, એ તો મહાદેવભાઇ કહેશે ત્યારે જાણીશું. પણ ગાંધીજી જ્યારે મુંબાઇથી આગબોટમાં ચઢ્યા હતા ત્યારે એમની સેવામાં જે સામગ્રીઓ રજૂ થઇ હતી – સૂટકેસો, ઓવરકોટો, ડૉક્યૂમેન્ટ-કેસો, શાલો વગેરે, એ તો મહાદેવભાઇએ આપણને કહ્યું જ છે. (બિચારા મહાદેવભાઇ! એ બધાથી બધું પાછું મોકલ્યું ત્યાર પછી જ એમને જંપ વળ્યો હશે!) પ્રખ્યાત ફિલ્મ-એક્ટર વેલેન્ટાઇનને, અને પ્રખ્યાત વિમાની લિન્ડબર્ગને શી શી ને કેટલી ભેરો અમેરિકાની જનતાની ઘેલી પૂજાએ આપી હતી તે તો આપણે બધાંએ વાંચ્યું છે.

એક નવો પ્રકાર, જૂના પોશાકમાં, પ્રકટ થાય છે, તે "જયન્તી"નો છે. જયન્તી વિષે ગુજરાતમાં ચર્ચાઓ ખૂબ થઇ ગઇ છે; કંઇક પ્રકાશને બદલે ગરમી જ ઉત્પન્ન કરે એવી પણ જયન્તી ઊજવનારા સમતોલપણું રાખે તો કેટલીક કડવાશ નિવારી શકાય. ગુજરાતમાં આ પહેલા પ્રયોગો હતા, એ પણ ભૂલવું ન જોઇએ.

ગોવર્ધનરામ, દયારામ, દલપતરામ, નર્મદાશંકર આદિની પ્રમાણમાં નાની જયન્તીઓની સાથે ગાંધીજી, ન્હાનાલાલ કવિ, આનન્દશંકરભાઇ ને ખબરદાર આદિની પ્રમાણમાં મોટા પાયા ઉપરની જયન્તીઓ થઇ ગઈ. એ સર્વમાં વધતો ઓછો સંતોષ લઈ શકાય એવું ઘણું હતું. છતાં, આ પૂજનવિધિ જે દેશોમાંથી આપણે સ્વીકારી તે દેશોમાં તે કેવી રીતે સચવાય છે એનું વિશેષ જ્ઞાન આપણને આવશ્યક છે. ખાસ કરીને જયન્તીના પ્રયોજકનું તે તરફ લક્ષ્ય ખેંચાયું હોત તો જયન્તી વધુ સફળ થાત.

સંયોગવશાત્ ને કાળબળને લીધે ઘણુાય મોટા ને યોગ્ય વીરો આવા જયન્તી-પૂજનથી વંચિત રહીને જ મૃત્યુ પામ્યા છે અથવા અમર રહી ગયા છે. છતાં જ્યાં જ્યાં પ્રકાશ ને જાગૃતિ પ્રસર્યાં છે ત્યાં ત્યાં એક અથવા બીજી રીતે આ ન્યૂનતાઓ પૂરી કરવામાં આવી છે. આ વાત વિસરવા જેવી નથી.

જયન્તી એ પૂજન છે એ સૌ કોઇ સમજે, પૂજક તથા ઇતરજનો, અને પૂજ્ય મોજૂદ હોય તો તે પણ સમજે–તો કેટલીક વાતો તદ્દન સ્પષ્ટ ને નિર્વિવાદ સિદ્ધ થાય. જો કે પ્રજા-સામગ્રીની સમૃદ્ધિ, પૂજકોના સમૂહની બૃહત્તા વગેરે અનિવાર્ય કે આનંદકર હોય, તો પણ તે સૌની પાછળની અને સૌને અંતર્ગત શુદ્ધ ભાવ એ જ સૌથી પ્રધાન, ને ખરેખરી પ્રાણપદ વસ્તુ છે એ સૌ સ્વીકારશે.

દાદાભાઇને વર્ષોવર્ષ મુંબાઇની ગુજરાતી મહિલાઓ જયન્તી-પૂજનનું માન આપતી હતી; પણ દાદાભાઇની રજત-કે સુવર્ણ-કે મણિ-મહોત્સવની જયન્તી સાંભળી નથી. ગયે વર્ષ બંગાળી વિજ્ઞાની જગદીશચન્દ્ર વસુની સિત્તેરમી વર્ષ-ગાંઠની જયન્તી ઊજવાઇ; હમણાં જ રવીન્દ્રનાથ ઠાકુરની સિત્તેરમી વર્ષગાંઠની જયન્તી-સમારંભના રોજ ખબર આવે છે. થોડા વખતમાં પંડિત મદનમોહન માલવીયજી અને આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રાયની પણ સિત્તેર વર્ષ પૂરાં કર્યાની જયન્તીઓ ઊજવાશે.

યુરોપ-અમેરિકામાં તો આવી કેટલીય જયન્તીઓ, જુદા જુદા ઉચિત રૂપમાં, એક વર્ષમાં થાય છે. શોધક એડિસનની એકાશીમી જન્મતિથિનો વૃત્તાન્ત તો થોડા સમય ઉપર પ્રકટ થઇ ચૂક્યો છે. તેમાં અમેરિકન પ્રજાએ તથા રાજ્યે કેવું ઉચિત છતાં સર્વ કોઈ જાણી ને સમજી શકે એવું સંમાન આપ્યું તે જોઇ શકાય એમ છે.

કેટલાની શતાબ્દિઓ પણ જયન્તીરૂપે પળાય છે. ન્યૂટનનો કિસ્સો જરા અટપટો થયો. એની પ્રતિભા, એનું વિજ્ઞાનકાર્ય, એની કીર્તિ સેંકડો વર્ષોથી સર્વવિદિત ને સર્વમાન્ય છતાં, એને આવી જયન્તીનું "માન" બે વર્ષ ઉપર જ મળ્યું. ત્રિશતાબ્દિ મહોત્સવરૂપે ઇંગ્લંડે તેમ જ અમેરિકાએ, અને દેશદેશના વિજ્ઞાનશાસ્ત્રીઓએ, આઇન્સ્ટાઇનથી માંડીને તે બધા પ્રખર ભૌતિક ને ગણિતશાસ્ત્રીઓએ, શું સુંદર પ્રણામાઞ્જલિ તે વખતે અર્પી હતી!

આ સપ્ટેમ્બરમાં જ ઇંગ્લંડમાં બીજી ત્રણ મોટી જયન્તીઓ થઇ: એક, ભૌતિકશાસ્ત્રના એક સ્થાપક ક્લાર્ક મેકસવેલના જન્મને સો વર્ષ થયાંની શતાબ્દિ, કેમ્બ્રિજમાં; બીજી, લન્ડનમાં ફેરેડેએ વિદ્યુત્ સંબંધી જે મૌલિક શોધ કરી છે, તે શોધને સો વર્ષ થવાથી, ફેરેડે શતાબ્દિ; અને ત્રીજી, બ્રિટનની એક મોટી વૈજ્ઞાનિક સંસ્થા, બ્રિટિશ એસોસિયેશન ફોર ધી એડ્વાન્સમેન્ટ ઓફ સાયન્સને સ્થપાયે સો વર્ષ પૂરાં થયાં હોવાથી, એ સંસ્થાની શતાબ્દિ, લંડનમાં.

બીજું કાંઇ નહિ પણ આવી મોટી મોટી જયન્તીઓના વૃત્તાંતો પણ આપણે ઠીક જાણી લઇએ તો તેથી એ વીર નરો કે બૃહત્ સંસ્થાને વિષે આપણને જ્ઞાન મળે; એટલું જ નહિ પણ આપણે વીરપૂજનની આ વિધિનું રહસ્ય વધારે સમજતા થઇએ.

જીવનાની જયન્તી શી? એ પ્રશ્ન મનુષ્યસ્વભાવની ને રુચિની વિવિધતાને જ આભારી છે; બાકી એ પ્રશ્ન પૂછનારા સિવાય અન્ય સર્વને તો એમજ થાય કે પૂજાનાર તથા પૂજનાર ઉભયનું આ સદ્‌ભાગ્ય છે. શેક્સપીઅર ને ન્યૂટન, કાલિદાસ ને વ્યાસ એ સર્વના ગયા પછી જ આપણે એમને નમન કરીએ તો જ એ કામનું? તો જ એ સારું? છતાં પૂજન પ્રત્યક્ષ અર્પવામાં એક જાતની ખાસ જવાબદારી ઉભયની ઉપર આવી પડે છે, જે સુરુચિ ને સુજનતાથી સહેલી થાય છે, ને પછી એ જયન્તી પૂજ્ય-પૂજક ઉભયને જીવનનો એક અપૂર્વ અવસર થઈ પડે છે, સ્મૃતિનું એક અમૂલ્ય ધન નીવડે છે, અને આ વિષમ સંસારમાં અનેરી પ્રેરણા પાનાર એક મોંઘા લહાવા તરીકે મુદ્રિત થાય છે.

संपूर्ण: केवलो हरि:। એ ન્યાયે એવો કોઇ વીર નહિ જડી શકે કે જેની વિરુદ્ધ કે જેની ન્યૂનતારૂપે કાંઇ કહેવાનું જડે નહિ. રામચન્દ્રના દોષ એમના પુત્રરત્ને જ શોધી કાઢ્યા. અને કાળ વહી ગયે મોટામાં મોટા વિદ્વાન અથવા વૈજ્ઞાનિક શોધકની ભૂલ અથવા મર્યાદા સિદ્ધ થઈ શકે.

પણ એમણે જે કર્યું અને બીજાઓએ ન કર્યું: એમણે કર્યું અને તેથી બીજાઓનાં જીવનમાં કેટલો ઉજાસ થયો—એ તો સૌ કોઇને જણાવવાનો આ અવસર ચૂકવો ન જોઇએ. એડિસનની છેલ્લી જયન્તી વખતે ખુદ પ્રેસિડેન્ટ હૂવરે એડિસનની લોકોપકારક કૃતિનું જ્ઞાન આખા જગતને વિદિત થાય એમ બ્રોડકાસ્ટ કર્યું હતું—અને એડિસનનો વિનયયુક્ત ઉત્તર પણ થયો હતો. ફેરેડેની જયન્તીમાં લંડનમાં એના જ એક વારસસમા વૈજ્ઞાનિક સર વિલિયમ બ્રેગે એક "ટોકી–ફિલ્મ" તૈયાર કરાવી છે, જેમાં અન્ય રીતે ફેરેડેની મૌલિક શોધોનો ખ્યાલ જનતાને પહોંચાડવા યત્ન કર્યો છે.

કાન્તિલાલ છગનલાલ પંડયા

# સોવિયેટ રશિયાની આરોગ્યની પ્રગતિ

બ્રિટિશ લેબર ડેલીગેશનના મંત્રી તરીકે ડૉ. એલ. હેડન ગેસ્ટ ઇ. સ. ૧૯૨૦ માં રશિયાની પરિસ્થિતિ તપાસવા એક ડેલીગેશન સાથે ગયા હતા. તે સમયે તેમણે ત્યાંની પ્રજાની આરોગ્યની બાબતમાં જે સ્થિતિ જોઇ તે વિશે તેમણે લંડનના 'લેન્સેટ' પત્રમાં લખ્યું હતું. ત્યાર પછી ઇ. સ. ૧૯૩૧માં ફરીવાર તે ડૉક્ટર રશિયાની પરિસ્થિતિનું નિરીક્ષણ કરવા ગયા હતા. આ દશ વર્ષના ગાળામાં સોવિયેટ સરકારના અમલ દરમિયાન ત્યાંની પ્રજાએ આરોગ્યમાં જે પ્રગતિ કરી છે તેથી તેમને ખૂબ અજાયબી થઇ. ઇ. સ. ૧૯૩૧ના નવેમ્બરની ૨૧મી તારીખના 'લેન્સેટ' પત્રમાં આ સંબંધી તેમણે એક લેખ લખ્યો છે. એક સ્વતંત્ર અને કૃતનિશ્ચયી પ્રજા કેટલી સરળતાથી અને કેટલા વેગથી પોતાની આરોગ્ય-વિષયક પ્રગતિ સાધી શકે છે તેનો અચ્છો ખ્યાલ આ લેખથી તેમણે આપ્યો છે. અહીં ટૂંકમાં તે લેખનો અગત્યનો ભાગ આપું છું.

સોવિયેટ યુનિયનના શરૂઆતના વસ્તીગણતરીના આંકડા વધારે અનુમાનજનક છે છતાં જે આંકડા મોજૂદ છે તે પ્રમાણે સને ૧૯૨૦માં ત્યાંની વસ્તી ૧૨ કરોડની હતી; તે વધીને હાલ ૧૬ કરોડની થઇ છે. સને ૧૯૨૦થી ૧૯૩૦ સુધીનાં દશ વર્ષમાં દેશમાંથી દુકાળ ગયો છે, અનેક દરદો ઓછાં થયાં છે, કેટલાંક નાબુદ થયાં છે; અને પ્રજા તેજહીન, ફિક્કી નિર્માલ્ય રખડતી ૧૯૧૭ ના વિપ્લવ પછી જણાતી હતી તે સુખી આનંદી અને તેજસ્વી જણાય છે.

મહામારીના રોગો જેવા કે કોલેરા, ટાઇફસ, ઇન્ફ્લ્યુએન્ઝાના આંકડા સને ૧૯૨૦માં નીચે મુજબ નોંધાયા હતા:

| | | |
|---|---|---|
| કોલેરા | સને ૧૯૧૮ માં | ૩૫૬૧૯ કેસ |
| ઇન્ફ્લ્યુએન્ઝા | ,, ,, | ૯૦૦૦૦૦ કેસ |
| ટાઇફસ | સને ૧૯૧૮–૧૯ ના આઠ મહિનામાં | ૧૨૦૦૦૦૦ |

આ દરદોના કેસો ૧૯૩૦માં દૂર દૂર કોઇ જગ્યાએ છુટાછવાયા (sporadic) થાય છે.

૧૯૨૦ માં વોલ્ગા નદીના તીરપ્રદેશમાં સખત દુકાળ પડયો હતો અને તેથી ભૂખમરાનાં બધાં દુઃખ અને દરદોથી તે પ્રદેશની પ્રજા પીડાઇ રહી હતી. સ્કરવી (scurvey) નામક લોહીનું દરદ ખૂબ ચાલતું હતું. અને સિફીલીસ તો ૫૦ ટકા જેટલું તે પ્રદેશમાં વધી પડયું હતું. ૧૯૨૦માં મેલેરિયાનું પણ ખૂબ જોર આ પ્રદેશમાં હતું, અને ઓસ્ટ્રિયાની હદમાં તો આરોગ્યનો નાશ કરનારી ભયંકર સ્થિતિ ઊભી થઇ હતી, તે વખતે ત્યાં ઠેર ઠેર ખાસ ઇસ્પિતાલો ખોલવી પડી હતી. સને ૧૯૩૦માં આ ઇસ્પિતાલો ત્યાં જણાતી નથી અને આ પ્રદેશ આરોગ્યમય થઇ ગયો છે. ૧૯૧૮થી '૨૨ સુધી વોલ્ગા નદીના વહેણથી

ચાલતા વહાણવ્યવહારને અનેક જાતના ચેપી અને મારામારીનાં દરદો યુરોપમાં લઇ જનારો ગણવામાં આવતો હતો તે વહાણવ્યવહાર હવે તદ્દન સહીસલામત ગણવામાં આવે છે.

## યોજેલા ઉપાયો

રશિયન પ્રજાએ આરોગ્ય વધારવા અને દરદો નાબુદ કરવા ભારે જહેમત ઉઠાવી છે. ત્યાંનાં લશ્કર તથા શહેરો અને ગામડાંઓને દરદોથી મુક્ત બનાવી તંદુરસ્ત કરવા બધા વૈજ્ઞાનિક ઉપચારો મોટા પાયા ઉપર તેમણે કર્યા. સ્વયંસેવકો ઘેર ઘેર ઘૂમી લોકોને આરોગ્ય સંબંધી માહિતી આપવા લાગ્યા, અને દરદીઓને મદદ આપવા લાગ્યા. ભીંત ઉપર છાપાંઓ ચોઢવાનો અને હસ્તપત્રો વહેંચવાનો છૂટથી ઉપક્રમ કરવામાં આવ્યો. રેલ્વે લાઇનો અમુક સ્ટેશનો ઉપર અટકાવી શુદ્ધ કરવામાં આવતી. ટ્રેઇનોમાં શંકાસ્પદ દરદીઓ માટે જુદી સગવડ કરવામાં આવતી. શહેરમાં નાહવાની સગવડ ખૂબ છૂટથી કરવામાં આવી. આ ઉપાયોથી દરદોનું પ્રમાણ થોડા જ મહિનામાં ઘટી ગયું.

સને ૧૯૧૮ સુધી બળીઆ ટંકાવવાનો ફરજિયાત કાયદો રશિયામાં હતો જ નહિ; પરિણામે બળીઆનું દરદ મારામારી માફક એકદમ ફેલાઇ જતું. સને ૧૯૧૯માં બળીઆ ટાંકવાનો ફરજિયાત કાયદો થયો. આ ઉપરાંત સ્વયંસેવકો ઠેર ઠેર ફરી બળીઆ ન ટંકાવ્યા હોય તેવા માણસોને શોધી કાઢી સમજાવી બળીઆ કઢાવવા લાગ્યા. આ સિવાય બીજા પણ કેટલાક ઉપાયો યોજવામાં આવ્યા. રશિયા ખેતીપ્રધાન મુલક છે. ત્યાંનાં ૬૦ ટકા ખેતરો સંયુક્ત ઢબ ઉપર સરકાર તરફથી ચલાવવામાં આવે છે. આ ખેતરના મજૂરોને વેકસીનેશન સરટીફિકેટ વગર મજૂરી કરવા દેવામાં આવતી નથી. ખેતરોમાં પુરુષ અને સ્ત્રીઓ સાથે કામ કરે છે. તેમનાં બાળકોને સંભાળવા ત્યાં ઘોડીઆખાતું તથા નિશાળો હોય છે. આ સંસ્થાઓમા બળીઆ ન ટંકાવ્યા હોય તેવા બાળકને રાખવામાં નથી આવતું. માટે તેમને બળીઆ ટંકાવવાની ફરજ તેમનાં માબાપને પડે છે. બળીઆ ટંકાવવાના કાયદા સંબંધી ભાષણો, હસ્તપત્રો ઇત્યાદિ દ્વારા તેમજ સ્વયંસેવકોના દળ તરફથી માબાપોને કેળવવાનો ખૂબ પ્રયત્ન કરવામાં આવે છે. પરિણામે બળીઆના કેસ ૧૯૩૦માં છૂટાછવાયા જ થાય છે. બળીઆ ન ટંકાવવાનાં ખરાબ પરિણામ આપણે જાણીએ છીએ. આપણે ત્યાં હજારો માણસો બળીઆના ભોગ થઈ આંધળા થયેલા જોઇએ છીએ. આ ઉપરાંત રોગ ફાટી નીકળતાં બાળકોનું ભારે મરણપ્રમાણ થાય છે, અને માબાપને ચિંતા અને ઉપાધિનો પાર નથી રહેતો.

વોલ્ગાના તીરપ્રદેશમાં મેલેરિયા બહુ જોશમાં હમેશાં ચાલતો હતો. ત્યાં ભેજવાળી જમીન ગંદાં પાણીનાં ખાબોચિયાં ઇત્યાદિ ઉપર છૂટથી તેલ છાંટી મેલેરિયાનો ઉપદ્રવ કરનારી જમીનને શુદ્ધ કરી નાખી. ત્યાંની વસ્તીમા મેલેરિયા અટકાવવા છૂટથી ક્વીનાઇનનો ઉપયોગ કરવામાં આવ્યો. સને ૧૯૨૦માં રશિયામાં પૂરતું ક્વીનાઇન પણ મળતું નહોતું. જે હતું તેનો મોટો જથો આ મેલેરિયાવાળા પ્રદેશમાં મોકલી આપવામાં આવ્યો. બ્લેક સી–કાળા સમુદ્રનો પ્રદેશ પણ મેલેરિયાથી ભરપૂર હતો. ત્યાં પણ આવા ઉપાયો કરવામાં આવ્યા. હવે આ પ્રદેશમાં મેલેરિયા ઘણો ઓછો છે પરંતુ વૈદ્યકની પંચવર્ષીય યોજનાનો સને ૧૯૩૩માં અંત આવશે ત્યારે આ દરદથી રશિયા આખું મુક્ત થઇ જશે એમ માનવામાં આવે છે.

તેનો ઉપયોગ કરવામાં આવે છે. બાળકો પણ બધે તંદુરસ્ત અને આનંદી નજરે પડે છે.

એટલે એ વાત નિર્વિવાદિત છે કે, ૧૯૨૦ કરતાં ૧૯૩૦માં રશિયન પ્રજા આરોગ્યમાં બહુ જ આગળ વધી છે. દરેક વ્યક્તિ વધારે ચોખ્ખી રહે છે. તંદુરસ્ત અને મજબૂત જણાય છે. ૧૯૨૦માં કારખાનાંઓનાં મજૂરો અને ખેતીના પ્રદેશમાં કામ કરતાં માણસો ફિક્કાં, નબળાં અને માંદલાં જણાતાં હતાં. અત્યારે તેમનો દેખાવ જ ફરી ગયો છે. તેઓ રાતામાતા અને તંદુરસ્ત તથા આનંદી નજરે પડે છે.

આ બધાં સ્વતંત્રતાનાં શુભ પરિણામો છે.

ડૉ. માધવજી બી. મચ્છર

---

# ગુર્જરેશ્વર પુરોહિત કવિ સોમેશ્વરદેવ

સંસ્કૃત સાહિત્યમાં અનેક કવિઓ અને વિદ્વાનો થઈ ગયા છે; પણ તે સઘળાઓમાં સોમેશ્વરદેવનું સ્થાન અનેરું છે. સોમેશ્વરદેવ વિદ્વાન હતા, એટલું જ નહિ પણ તેમની કવિત્વશક્તિ અજોડ હતી અને તેઓ અને તેમના પૂર્વજો ગુર્જરેશ્વરોના પુરોહિત હતા.

કવિએ પોતે અનેક મહાપુરુષોનાં ચરિત્રો આલેખ્યાં પણ તેમણે પોતાનું અને પોતાના પૂર્વજોનું સંપૂર્ણ ચરિત્ર આલેખ્યું નથી. સંસ્કૃત કાવ્ય "सुरथोत्सव"માં કવિએ પોતાના પૂર્વજોનું કંઇક આછું રેખાંકન कविप्रशस्ति वर्णन । નામના સર્ગમાં કર્યું છે. कीर्तिकौमुदी કાવ્ય પણ જે કવિએ પોતે રચ્યું છે તેમાં તો કવિ પોતાની બાબતમાં ફક્ત, गुर्जरेश्वर-पुरोहित श्रीसोमेश्वर देव । એટલો જ ઇશારો કરે છે. ફક્ત એક જ ઠેકાણે પોતાના નામનો ઉલ્લેખ કરે છે અને તે પણ શ્લોકનો પ્રાસ મેળવવા, બીતે બીતે કર્યો હોય એમ સમજાય છે. તેમાં તેઓ લખે છે કેઃ—

प्रबुद्धमात्रोऽपि कुमारपुत्रमाकारयामास नृपावतंसः ॥

સર્ગ ૨ શ્લોક ૮૪

આ પ્રમાણે કવિએ પોતાના ચરિત્રની બાબતમાં ઉદાસીનતા બતાવી છે. સંસ્કૃત કવિઓ પોતાના ચરિત્રની બાબતમાં ઘણી જ સંકુચિતતા રાખે છે. કેટલાક તો ગ્રંથમાં પોતાનું નામ પણ લખતા નથી. સોમેશ્વરદેવ સંબંધી કંઇક હકીકત નીચેનાં પુસ્તકોમાંથી મળી આવે છેઃ પ્રબંધચિંતામણિ, ઉપદેશ તરંગિણી, વસ્તુપાલ ચરિત્ર, પ્રબંધકોશ, સુકૃતસંકીર્તન અને જગડુ ચરિત્ર. પણ આ બધાં કરતાં 'સુરથોત્સવ'માંથી કવિ અને તેમના પૂર્વજોનું વર્ણન વધુ વિસ્તૃત મળી આવે છે.

કવિનું ચરિત્ર વર્ણવવા અગાઉ કવિના પૂર્વજોનું આછું રેખાંકન આ સાથે સંકલિત કરીશું તો અસ્થાને નહિ ગણાય.

કવિના પૂર્વજો મૂળ આનંદપુરના (વડનગરના) રહીશો હતા. ત્યાં આગળ ગુલેચા નામના નાગર બ્રાહ્મણ કુટુંબમાં સોલ નામનો પંડિત રહેતો હતો. તે ઋગ્વેદી હતો. તેનું ગોત્ર

વસિષ્ઠ હતું અને તે મહાવિદ્વાન હતો. તેણે સોમ અને વાજપેય યજ્ઞો કર્યા હતા. તેણે પોતાની વિદ્વત્તાથી સારી પ્રતિષ્ઠા મેળવી હતી, અને તેથી જ ચાલુક્યવંશસ્થાપક મૂળરાજ (પહેલા)એ તેમને પુરોહિત તરીકે સ્થાપ્યા હતા. ત્યાર પછી ગુજરાતની ગાદી ઉપર આવનાર દરેક ગુર્જરેશ્વરે સોલના વંશજોને પુરોહિત તરીકે સ્વીકાર્યા હતા. સોલ પછી તેના વંશમાં કેટલી પેઢીએ સોમેશ્વરદેવ થયો અને તે સઘળા ક્યાં રાજ્યપુરોહિતો હતા તેનું કોષ્ટક નીચે આપવામાં આવ્યું છે:

| અનુક્રમ | પુરોહિતોનાં નામ | રાજાઓનાં નામ |
|---|---|---|
| ૧ | સોલ ( આદ્ય પુરોહિત ) | મૂળરાજ ( પહેલો ) |
| ૨ | લલ્લશર્મા | ચામુંડરાજ |
| ૩ | મુંજ | દુર્લભરાજ |
| ૪ | સોમ | ભીમ ( પહેલો ) |
| ૫ | આમશર્મા | કર્ણદેવ |
| ૬ | કુમાર ( પહેલો ) | સિદ્ધરાજ |
| ૭ | સર્વદેવ | કુમારપાળ |
| ૮ | આમીંગ | અજયપાળ |
| ૯ | કુમાર ( બીજો ) | મૂળરાજ બીજો |
| ૧૦ | સોમેશ્વરદેવ | ભીમ બીજો |

ઉપર પ્રમાણે સોમેશ્વરના પૂર્વજો ગુર્જરેશ્વરોના પુરોહિતો હતા અને તે પ્રમાણે સોમેશ્વરદેવને પુરોહિતપણું વારસામાં મળ્યું હતું. સોમેશ્વરદેવના પૂર્વજો એકલા પુરોહિતો હતા એટલું જ નહિ પણ તેઓએ પોતાની કીર્તિ વિદ્વત્તા અને સત્કર્મથી સંપાદન કરી હતી.

સોમેશ્વરદેવનો આદ્યપૂર્વજ સોલ મહાવિદ્વાન હતો, એટલું જ નહિ પણ તેણે સોમ અને વાજપેય જેવા શ્રૌત મહાયજ્ઞો કરીને યશઃપુંજ પ્રાપ્ત કર્યો હતો, તેથી જ મૂળરાજે આવા મહાવિદ્વાનને પોતાના પુરોહિત તરીકે સ્વીકાર્યો હતો. સોમનો પુત્ર લલ્લશર્મા હતો. તે ગુર્જરેશ્વરનો પુરોહિત હતો પણ તેની કારકિર્દી દરમિયાન ખાસ નોંધવાલાયક બનાવ બન્યાનું જણાતું નથી.

લલ્લશર્મા પછી તેનો પુત્ર મુંજ થયો અને મુંજ પછી તેનો પુત્ર સોમ થયો હતો એમ તેના વંશવૃક્ષ ઉપરથી સાબીત થાય છે; પણ તેઓનાં ચરિત્ર સંબંધી કાંઈ ઉલ્લેખો મળતા નથી.

સોમ પછી આમશર્મા થયો. તે બહુ જ વિદ્વાન હતો અને તે તંત્રશાસ્ત્રમાં પ્રવીણ હતો. તેના સમયની એક આખ્યાયિકા છે, પણ તે વધુ વિશ્વસનીય હોય એમ જણાતું નથી. કારણ આમશર્મા ભીમ પહેલાના સમય દરમિયાન થયો હતો અને આખ્યાયિકા કુમારપાળનો સંબંધ સૂચવે છે. પણ એમ સંભવે છે કે આમશર્મા શતાયુ અગર તે ઉપરાંત જીવ્યો હોય તો તેની હયાતિ કુમારપાળના સમયમાં હોઇ આખ્યાયિકા સત્ય હોઇ શકે.

કુમારપાળે જ્યારે ધારા ઉપર ચઢાઈ કરી ધારાને ઘેરો ઘાલ્યો ત્યારે ધારાના રાજ્ય-

પુરોહિતે એક કૃત્યા બનાવી કુમારપાળના લશ્કરમાં નાખી. આથી કુમારપાળનું લશ્કર ભયભીત થઈ નાસવા માંડ્યું. આથી આમશર્માએ પોતાના તંત્રશાસ્ત્રના બળથી આ કૃત્યાનો નાશ કર્યો અને લશ્કરને નિર્ભય બનાવ્યું. આ ઉપરાંત તેણે પોતાના મંત્રશાસ્ત્રના બળથી ધારાના પુરોહિતનો પણ નાશ કર્યો.

આમશર્માનો પુત્ર કુમાર ( પહેલો ) સિદ્ધરાજનો પુરોહિત હતો. એમ કહે છે કે સિદ્ધરાજે કુમારના આશીર્વાદથી જ સિંધુ દેશના રાજાને કેદ કર્યો, માળવાના રાજાને કાળાપાણીએ કાઢ્યો અને સપાદલક્ષના રાજાને પણ ખંડિયો રાજા બનાવ્યો હતો.

કુમારનો પુત્ર સર્વદેવ થયો. આ સર્વદેવ મહાવિદ્વાન હતો. તે સમયમાં ધર્મશાસ્ત્રમાં સર્વદેવ જેવો કોઈ વિદ્વાન ન હતો. તેણે કોઈ દિવસ પોતાનો હાથ લંબાવી કોઈની પાસેથી દાન લીધું ન હતું. સર્વદેવનો પુત્ર આમિગ થયો અને આમિગનો પુત્ર કુમાર (બીજો) આપણા મુખ્ય નાયક સોમેશ્વરદેવનો પિતા થયો. કુમાર (બીજો) મહાવિદ્વાન હતો. તે હમેશાં કટ્કેશ્વરની આરાધના કરતો હતો. અજયપાળના શરીર ઉપર લડાઈમાં અનેક ઘણુ પડયા હતા અને તેના ઉપર રૂઝ આવતી ન હતી પણ કુમારદેવે તે મટાડયા હતા. અજયપાળે કુમારદેવને બદલામાં રત્નના ઢગલાઓનું દાન આપવા માંડ્યું, પણ કુમારદેવે તેનો ઈન્કાર કર્યો હતો. કુમારદેવ જેવો વિદ્વત્તામાં પ્રવીણ હતો તેવો જ યુદ્ધકુશળ હતો. તેણે ધારાધીશ યશોવર્માના પૌત્ર વિંધ્યવર્માને યુદ્ધમાં હરાવ્યો હતો અને તેના નગરને ઉજ્જડ બનાવ્યું હતું; અને જે દ્રવ્ય પ્રાપ્ત થયું તે વડે તેણે પોતાના પિતૃઓને સંતર્પવા ગંગાજીના પવિત્ર તટ ઉપર તર્પણ કરી તે દ્રવ્ય ત્યાં વાપરી નાખ્યુ હતું. એક સમય મહાદુષ્કાળ પડ્યો અને પ્રજા ત્રાસ પામવા લાગી. આથી રાજાને સમજાવી પ્રજા ઉપરનો કર માફ કરાવ્યો હતો. તેમનો પુત્ર સોમેશ્વરદેવ થયો તે જ આપણા પ્રસ્તુત વિષયનો મુખ્ય નાયક.

સોમેશ્વરના પૂર્વજોના આ ચરિત ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે, સોમેશ્વરના પૂર્વજો મહાવિદ્વાન તેમજ રાજકાજમાં નીતિજ્ઞ અને યુદ્ધક્રિયામાં કુશળ એવા ગુણવાળા વીગેરે હતા. હવે આપણે મુખ્ય વિષય ઉપર આવીએ.

સોમેશ્વરદેવ ક્યારે થયા તે ચોક્કસ જણાતુ નથી, પણ તે જે રાજાના પુરોહિત હતા તે રાજાનો રાજ્યકાળ ઐતિહાસિક દૃષ્ટિએ તપાસીશું તો જણાય છે કે, તેઓ સંવત ૧૨૩૫ થી ૧૩૧૮ સુધીના સમય દરમિયાન થયા હતા.

તેમના પિતાનું નામ કુમારદેવ હતું અને માતાનું નામ લક્ષ્મીબાઇ હતું. તેમના જ્યેષ્ઠ બંધુનું નામ મહાદેવ હતું. આગળ જણાવ્યા પ્રમાણે તેઓ મૂળ વડનગર( આનંદપુર )ના રહીશ હતા. તેઓ સંસ્કૃત સાહિત્યના મહાવિદ્વાન કવિ હતા, તેમ જ ધર્મશાસ્ત્રના પણ જ્ઞાતા હતા. તેમણે સુરથોત્સવ, રામશતક, ઉલ્લાઘરાઘવ, કીર્તિકૌમુદી, કાવ્યપ્રકાશની ટીકા વગેરે ગ્રંથો બનાવ્યા હતા. આ ઉપરાંત, તેમણે દેલવાડાના સુપ્રસિદ્ધ જૈન મંદિર લૂણવસહી કે જે વસ્તુપાળ તેજપાળે બંધાવ્યું હતું તેની પ્રશસ્તિ સંસ્કૃતમાં જ શ્લોકોમાં તેમણે લખી હતી. ગિરનાર પર્વત પરનાં વસ્તુપાળ તેજપાળે બંધાવેલાં મંદિરોની પ્રશસ્તિના લખનાર પણ સોમેશ્વરદેવ જ હતા. પાટણમાં વીરધવળે બંધાવેલા વીરનારાયણ મંદિરની પ્રશસ્તિ પણ ૧૦૮ સંસ્કૃત શ્લોકોમાં તેમણે બનાવી હતી. ડભોઇના કિલ્લાની પ્રશસ્તિ પણ તેમની જ કૃતિ છે. સોમેશ્વરદેવની કવિત્વશક્તિ અગાધ હતી. સુરથોત્સવમાં લખે છે કે—

काव्येन नव्यपदपाकरसात्पदेन यामार्धमात्रघटितेन च नाटकेन ।
श्रीभीमभूपतिसंसदि सभ्यलोकमस्तोकसंपदवशं(?)दमादधे यः ॥

સોમેશ્વરદેવે ભીમ ભૂપતિની સભામાં દોઢ કલાકમાં એક કાવ્ય અને એક નાટક બનાવી સભાસદોનાં મન સંતુષ્ટ કર્યાં. આથી પણ જણાય છે કે કવિની કવિત્વશક્તિ અમાપ હતી. ડભોઈના કિલ્લાની પ્રશસ્તિમાં લખ્યું છે કે, આ પ્રશસ્તિ રાત્રિના અર્ધભાગમાં બનાવી હતી. કવિ પોતાની કવિત્વશક્તિથી ખુશ કરવા વસ્તુપાળ પાસે અનેક કૃતિઓ બનાવી લઈ જતા અને વસ્તુપાળ તેમની કૃતિઓથી ખુશ થઇ કવિને ખૂબ દ્રવ્ય આપી તેમની કૃતિઓની કદર કરતા હતા એમ પ્રબંધ ચિંતામણિ, ઉપદેશતરંગિણી, વસ્તુપાળચરિત્ર વગેરે પુસ્તકો ઉપરથી જણાય છે. ચતુર્વિંશતી પ્રબંધમાં તેમના સંબંધી એક આખ્યાયિકા છે કે, એક સમયે ગૌડદેશીય હરિહર પંડિત પાટણમાં પોતાના શિષ્યો સાથે આવ્યા. તેમણે રાજા વીરધવળ ઉપર તેમ જ વસ્તુપાળ ઉપર તથા સોમેશ્વરદેવ ઉપર આશીર્વાદપત્રિકાઓ મોકલી પોતાનું આગમન સૂચવ્યું. આથી રાજા વગેરેએ તેમનો સત્કાર કરી તેમને રહેવા સગવડ કરી આપી.

હરિહર પંડિતનો સ્વભાવ ઈર્ષ્યાળુ હતો અને વસ્તુપાળ તેમ જ રાજાની સોમેશ્વર ઉપર પૂર્ણ પ્રીતિની તેમને ઈર્ષ્યા આવતી હતી. આથી રાજાની સમક્ષ સોમેશ્વરનું માનભંગ કરવાનો સમય તે શોધવા લાગ્યો.

રાજા વીરધવળે પાટણમાં વીરનારાયણનું મંદિર બંધાવ્યું હતું અને તેની પ્રશસ્તિ બનાવવા સોમેશ્વરદેવને કહ્યું હતું. સોમેશ્વરદેવે તે પ્રશસ્તિ ૧૦૮ શ્લોકોમાં બનાવી સભામાં રાજા સમક્ષ મૂકી આપી. રાજાએ તે વાંચી સંભળાવવા કવિને કહ્યું. કવિએ પોતે બનાવેલી પ્રશસ્તિ સભામાં વાંચી સંભળાવી. આ સમયે સભામાં હરિહર પંડિત રાજરત્ન હતા અને કવિને માનભંગ કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે એમ સમજી હરિહર પંડિતે રાજાને કહ્યું કે મહારાજ, આજ પ્રશસ્તિ ઉજ્જનના સરસ્વતીકંઠાભરણના મંદિરમાં મેં વાંચી હતી. આપને સાંભળવી હોય તો સંભળાવું. કવિ એકપાઠી હતા એટલે કોઇ એક વખત બોલે તો તે તેમને યાદ રહી જતું. તેથી હરિહર પંડિત તે પ્રશસ્તિના સઘળા શ્લોકો અક્ષરે અક્ષર બોલી ગયા. આથી સોમેશ્વર હતાશ થઇ માનભંગ થયા. પણ વસ્તુપાળથી સોમેશ્વરદેવનું માનભંગ સહન થયું નહિ.

એક વખત હરિહર પંડિતે પોતાનું બનાવેલું નૈષધચરિત્ર હતું તે વસ્તુપાળને બતાવ્યું. પણ વસ્તુપાળે કહ્યું કે આ તો હર્ષનું બનાવેલું છે અને તમારે જોવું હોય તો તે મારી પાસે છે; પણ તમારું પુસ્તક આજ રાત્રે મને જોવા આપો. આથી પંડિતે તેમને તે જોવા માટે આપ્યું. વસ્તુપાળને તો સોમેશ્વરદેવના માનભંગનો બદલો લેવો હતો તેથી તેણે તે પુસ્તક રાતોરાત લખાવી તેનાં પાનાંને ધૂમાડા વગેરેથી જૂનાં બનાવી એક જૂનું બંધન બંધાવી, પોતાના પુસ્તકના પટારામાં સૌથી નીચે મુકાવ્યું. બીજે દિવસે હરિહર પંડિતને પોતાને ઘેર બોલાવી તે પુસ્તક બહાર કાઢી તેમને બતાવ્યું અને કહ્યું કે, આ તો હર્ષની કૃતિ છે અને તમે તેના ઉપરથી ઉતારો કર્યો છે. આથી હરિહર પંડિતનો ગર્વ ગળી ગયો.

જેમ વસ્તુપાળ સોમેશ્વરદેવને અનેક વખત મદદ કરતો હતો, તેમ સોમેશ્વરદેવ પણ તેમને વારંવાર મદદ કરતા હતા. તેનો એક પ્રસંગ અહીં આપું છું.

એક સમયે વિસલદેવનો મામો સિંહ વસ્તુપાળના ઘર પાસે થઇ જતો હતો.

તેટલામાં વસ્તુપાળના કોઇ નોકરે તેના ઉપર કચરો નાખ્યો. આથી આ સિંહે વસ્તુપાળના ઘરમાં પેસી તેના નોકરને ખૂબ માર્યો. આથી વસ્તુપાળને ઘણું જ લાગી આવ્યું અને પોતાની ઓસરતી પ્રધાનગીરીમાં સ્વમાનનો હ્રાસ થતો જણાયો, તેથી તેણે પોતાના માણસો મારફત સિંહનો હાથ કપાવી પોતાના ઘર ઉપર ટંગાવ્યો. આથી વિસલદેવને ઘણું જ લાગી આવ્યું અને વસ્તુપાળને શિક્ષા કરવા ધાર્યું. પણ સોમેશ્વરદેવની સમજાવટથી વસ્તુપાળને શિક્ષા કરવામાં આવી નહિ. આ ઉપરાંત, વસ્તુપાળ તેજપાળને પ્રધાન તરીકે બનાવવામાં પણ સોમેશ્વરદેવનો હાથ હતો.

સોમેશ્વરદેવનું મરણ ક્યારે થયું તેની પ્રમાણબદ્ધ માહિતી મળી શકતી નથી; પણ જણાય છે કે, ડભોઇના કિલ્લાની પ્રશસ્તિ તે તેમની છેલ્લી કૃતિ હતી અને ડભોઇના કિલ્લાની પ્રશસ્તિમાં સંવત ૧૩૦૨ લખેલું છે. અને આ અનુમાન જો સાચું હોય તો કવિનો દેહાંત સંવત ૧૩૦૨ પછી થયો હોવો જોઇએ.

આ પ્રમાણે કવિના જીવન અને કવન વિશે કંઇક ઝાંખી કરાવી આપણો વિષય અહીં સમાપ્ત કરીશું.[1]

કનૈયાલાલ ભાઇશંકર દવે

---

# સ્મૃતિ શેષ

(શાર્દૂલ૦)

સર્જાતી નવસૃષ્ટિઓ શમી જતી બ્રહ્માણ્ડઉંડાણમાં
ક્યારે, ક્યાં જઇ ને રૂપે કવણ એ પાછી ધરે ચેતના ?
વા જો લોપ થતું ફરી નવ ઉઠે ? અન્ધારકૂપે પડે ?
શા કાજે પલટા ધરી ઘડીકના ?ન્ના એ રહસ્યો જડે.

વિશ્વો કૈંક સ્ફુરે, શમે, કયમ પછી હું શોક તારો કરું
આદિથીય અનન્ત એ જ ક્રમ છે શાતા વિચારી ધરું.
બ્રહ્માણ્ડે અણુથી બધે મહતમાં અસ્થિરતા વિસ્તરી
શી આ જીવન, મૃત્યુ, ને પલટની જંજાળ છે પાથરી ?

વ્હાલા બાળ ! ભલે ગયો તું; નવ હું ડૂબીશ એ શોકમાં
તું ચાલ્યો, નવ જો ગયું પણ જશે કૈં માસ કે વર્ષમાં,
ઉર્વિમાત ઉરે ધર્યો અહીં તને, વર્ષો વહી બે ગયાં
આજે ત્યાં પગલાં અચાનક થતાં એ સોણલાં સાંભર્યાં.

વેરાયાં સ્ફુરતાં જ જે પણ સ્મૃતિશેષો રહ્યા છે ઉરે
જે આવાં દશધા નવાં મરણની ભીતિ બધીયે હરે.

રતિલાલ મો. શુકલ

---

૧ 'નાગરી પ્રચારિણી પત્રિકા'ના આધારે

# રેખાચિત્રો

**રેખાચિત્રોના** આ યુગમાં હું એકાદ રેખાચિત્ર લખું કે દોરું તેમાં ભાગ્યે જ કોઇને વાંધો હોઇ શકે શ્રીમતી લીલાવતી મુનશી પોતાનાં રેખાચિત્રોથી જ ગુજરાત-મશહુર થયાં છે, એમ મારા મિત્રો મને કહે છે. પ્રસિદ્ધિ પામવાનાં કે કીર્તિ મેળવવાનાં સાધનોમાં રેખાચિત્ર લખવાનું એક સાધન વધ્યું જાણી કયો લેખક કે સાહિત્યકાર નહિ આનંદે? મારો તો નમ્ર અભિપ્રાય છે, કે દરેક ઊગતા લેખકે પોતાનો હાથ રેખાચિત્રો પર અજમાવવો જોઇએ અને એમાં જો એ ફાવ્યો તો એનો બેડો પાર છે. આથી મેં નિશ્ચય કર્યો છે કે મારે તો રેખાચિત્રો લખવાં; લખવાં એટલું જ નહિ પણ રેખાચિત્રો લખવાની કળા ખીલવવી. મારી તો ઉમેદ છે કે હું રેખાચિત્રો લખવાની કળાને hobby તરીકે નહિ પણ profession તરીકે ખીલવી શકીશ. એટલું જ નહિ પણ એ art professionના પ્રચાર અર્થે હું સત્વર અને સચોટ પગલાં પણ લઇશ. જેવી રીતે શોખ અને કળાની ખાતર ફોટોગ્રાફી શીખનાર જતે દહાડે ધંધાદારી ફોટોગ્રાફર બની જાય છે, તેવી જ રીતે મારી તો આશા છે કે શોખ, કળા અને સાહિત્યની ખાતર રેખાચિત્રો લખનાર ભવિષ્યમાં મુખ્યત્વે ધંધાદારી રેખાચિત્રોનો લેખક થઇ જશે. વળી જેમ અત્યારે આપણે ત્યાં ફોટોગ્રાફી શીખવવાને માટે ખાનગી સ્કૂલો અને ઇન્સ્ટીટ્યૂટો હોય છે, તેમ રેખાચિત્રો લખવાનું શીખનાર માટે શાળાઓ અને સંસ્થાઓ થશે. આશાના તંતુને જરા લંબાવું (અને મહત્ત્વાકાંક્ષા વાસ્તે જો તમે ક્ષમા આપો તો તો) હું તો નિઃશંક માની રહ્યો છું, કે રેખાચિત્રો લખવાની કળાની આટલી ખીલવણી પછી તેને માટે એક આંતરરાષ્ટ્રીય સંસ્થાની જરૂર રહેશે. આને માટે આપણે એ બાબતમાં યોગ્ય પગલાં લેવા પ્રજાસંઘ ( League of Nations )ને એક પ્રતિનિધિમંડળ મોકલવું પડશે. પણ એ પ્રતિનિધિમંડળ મોકલીએ તે પહેલાં એ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ કરવાની જરૂર પડશે. એવા અભ્યાસને સારુ તથા એ વિષયને લગતી યોગ્ય માહિતી મેળવવા, આ 'કમિશન અને કમિટિઓના દિવસોમાં' આપણને એક કમિશન નીમવું પડશે. પણ કમિશનની બાબતમાં એક પંચાત ઊભી થાય છે. મારા એક મિત્ર મને જણાવે છે, કે હમણાં થોડાં વર્ષો થયાં 'કમિશન' અને 'બહિષ્કાર' એ બે શબ્દોએ સંધિ કરી છે, અને પરિણામે જ્યાં જ્યાં કમિશન હોય છે ત્યાં ત્યાં બહિષ્કાર જાય છે. મારા એ મિત્રને મેં તો જણાવી દીધું, કે જો કે આ દિવસોમાં પ્રજાનો એક અથવા બીજો વર્ગ કમિશનનો બહિષ્કાર કરશે, છતાં પણ થોડાક એવા લોકો નીકળી આવશે કે જેઓ રાજીખુશીથી સહકાર આપશે; એટલું જ નહિ પણ એ લોકો જ પ્રજાના ખરેખરા પ્રતિનિધિઓ છે, એમ આપણને માનવા-મનાવવામાં ખાસ વાંધો નહિ આવે. પણ આ બધું તો પ્રસંગોપાત્ત અપ્રાસંગિક થયું. હાલ તરતને માટે તો મારે જેમ બને તેમ જલદી એકાદ રેખાચિત્ર લખી નાખવું જોઇએ.

રેખાચિત્રો લખવામાં બીજો ફાયદો પણ છે. રેખાચિત્રોનાં મશહુર લેખિકા શ્રીમતી લીલાવતી અને રેખાચિત્રસાહિત્યને ખૂબ ખેડનાર સાક્ષરશ્રી પંડ્યા (આ બે લેખકોનાં નામ

બીજા બધા રેખાચિત્રકારો—જેમા એક હુ પણ છુ—ની માફી સાથે રજૂ કરુ છુ ) ના ચિત્રો લખાયા છે. એટલે જો હું રેખાચિત્રો લખવામા ફાવુ તો કોઈ ઊગતો રેખાચિત્ર-કાર મારુ પણ રેખાચિત્ર ગુર્જરરાષ્ટ્રને ચરણે ધરી દે ગાથી સહજ જ જણાઈ આવશે, કે રેખાચિત્ર પણ દાન (charity) ની માફક blesseth him that writes and him, whom it is written of. લેખક તેમ જ રેખાચિત્રના પાત્ર-એઉને આશીર્વાદરૂપ નીવડે છે

પણ આ બધુ પિષ્ટપેષણ છોડી હવે તો હું જેમ બને તેમ જલદી એક રેખાચિત્ર લખી નાખુ રેખાચિત્ર લખવાનુ તો નક્કી કર્યું, પણ હવે પહેલુ કોનું લખવુ એ મહાન વિચાર કરવાનો બાકી છે હું ગુજરાતીમા લખીશ અને વાચક પણ ગુજરાતી જ હશે, એટલે રેખાચિત્રનુ પાત્ર પણ ગુજરાતી હોવુ જોઇએ, એ સાદી અને તર્કસિદ્ધ વાત છે આ યુગના સર્વશ્રેષ્ઠ ગુજરાતી તે મહાત્મા ગાધી પણ કયા મહાત્મા અને કયા હું? એ તો તરાપાથી સાગર તરવાની વાત થઈ ! કાલિદાસ ભલે એવુ કરવાની હિંમત કરે, પણ 'અલ્પ હું કયા ને ભાનુશા કાલિદાસ કયા?' ગાધીજી પછીના મહાન ગુજરાતી સરદાર વલ્લભભાઇ એમનુ ઉગ્ર મો અને મોટી મૂછો જોઈ હું તો શુ, પણ મારી કલમ પણ ધ્રૂજે છે અને આગળ વધવાની ના પાડે છે

રેખાચિત્રો લખવામા મારો હેતુ સાહિત્ય-સેવાનો છે એટલે રેખાચિત્ર પણ સાહિત્ય-સેવકનું હોય તો જરા ઠીક લાગે. સાહિત્યસેવકો તો અ થી જ્ઞ સુધી છે. સાક્ષરોનો પણ રાફડો ફાટયો છે એટલે એ અસખ્ય સખ્યામાથી કોને પસદ કરવો અને કોને છોડી દેવો? વળી એકને પસદ કરીએ તો બીજાને માઠુ લાગે આવી સૂડી વચ્ચે સોપારી જેવી મારી સ્થિતિ થઇ છે પણ પ્રભુનો હુ પાડ માનું છુ, કે તેણે આ બાબતમા મને એકહથ્થુ સત્તા આપી છે મારી ઇચ્છા પડે તેની હું પસદગી કરુ એવી અનિયત્રિત સત્તા મારા હાથમા હોવાથી હુ કવિશ્રી ન્હાનાલાલ કે સાક્ષરશ્રી મુનશી જેવાનુ જ રેખાચિત્ર લખીશ છતા પણ અતિ નમ્રતાપૂર્વક હું સર્વ સાક્ષરોને જણાવવાની રજા લઉં છુ, કે આ પસદગી કરી બીજા સાક્ષરોની અવગણના કરવાનો મારો હેતુ નથી. આ બે નામો મને પ્રેરણાબુદ્ધિ ( instinct )થી સ્ફુર્યા છે અને પ્રેરણાબુદ્ધિને વશ થવા માટે જો કોઇ મને નિર્બળ ધારી લે તો હું તેમની સર્વની ક્ષમા માગુ છુ આ જગતની ઉત્પત્તિ અને તેના વિકાસ દરમિયાન ઘણી ભૂલો થઇ છે એ ભૂલોમાની એક ખરાબમા ખરાબ ભૂલ તો એ છે, કે બે સરખી મહાન વ્યક્તિઓ કે વસ્તુઓના નામો ગણાવવા હોય તો બેમાથી એકનું નામ પહેલુ લેવુ પડે, એટલુ જ નહિ પણ જેનુ નામ પહેલુ લેવાય તેનો નબર પણ પહેલો ગણાય છે આ દુષ્ટ રીતને લીધે મેં ન્હાનાલાલ અને મુનશીને પસદ કર્યા છે તેથી એમ મનાઇ જશે, કે હું એ બેને પ્રથમ પક્તિના સાક્ષરો ગણુ છુ, તેમાયે ન્હાનાલાલનુ નામ પહેલુ હોવાથી એમ પણ કેટલાક માની લેશે કે હુ ન્હાનાલાલને પહેલો નબર આપુ છુ આ બાબતમા હું એટલુ જ જણાવીશ કે હુ પક્તિભેદ ગણતો નથી કોણ પ્રથમ પક્તિનો ને કોણ દ્વિતીયનો તેની હું ચિંતા જ નથી કરતો તેવુ જ પહેલા નબર વિષે સમજવાનું હું જ્યારે સ્કૂલમા ભણતો હતો ત્યારે પણ પહેલા નબરને ધિક્કારતો હતો અને ત્યારથી જ ઇચ્છતો આવ્યો છુ કે જગતમા પહેના છેલ્લાનો ભેદ ભુસાઇ જાય તો સારુ. એવો હુ આટલી ઉંમરે હવે પહેના છેલ્લાનો ભેદ ગણુ છુ એમ કોઇ ન માની લે, એવી વિનતિ કરુ છુ. છતા પણ હુ ઇચ્છુ છુ કે જગતમા

વસતા બીજા પુરુષોની સગવડ ખાતર કોઇ ભલો શોધખોળનો અભ્યાસી ( research student ) એવી શોધ કરે કે બે સરખી મહાન વસ્તુઓ કે વ્યક્તિઓનાં નામ લેવાં હોય ત્યારે એકીસાથે જ લઇ શકાય. આથી દુનિયામાં થતી ઘણી ગેરસમજૂતીઓ અટકશે અને થોડેવત્તે અંશે જગત્-શાંતિનું કાર્ય આગળ ધપશે.

શ્રી. કવિનું રેખાચિત્ર લખવામાં એક મોટી મુશ્કેલી આડી આવે છે. જ્યાં સુધી હું રેખાચિત્રનું શાસ્ત્ર સમજ્યો છું ત્યાં સુધી હું ધારું છું કે રેખાચિત્રમાં કાં તો એક વ્યક્તિના ગુણો ગણાવાય અને કાં તો એના દોષો દર્શાવાય. આનું કારણ દેખીતું છે. જેમ 'હા' ને 'ના'ને વેર છે, તેમ ગુણ અને દોષને વેર છે, અને એટલે જ જેવી રીતે એક મ્યાનમાં બે તરવારો ન સમાઇ શકે તેવી જ રીતે રેખાચિત્રમાં ગુણો અને દોષો ન દર્શાવી શકાય. એટલે જો હું કવિના રેખાચિત્રમાં એમના દોષો દેખાડું તો એમના પ્રશંસકો મારા ઉપર છેડાઇ પડે અને મને બાજુએ મૂકી એ પ્રશંસકોના વિરોધીઓ ( કવિના વિરોધીઓ સંભવે જ નહિ કારણ એમના કવિત્વ વિષે બે મત ન જ હોઈ શકે. ) લાંબા લાંબા લેખો અને ચર્ચાપત્રોથી કાગળ અને શાહી મોંઘાં કરે. તેવી જ રીતે એમના ગુણો વર્ણવું તો થાય. વાસ્તે કવિશ્રીનું રેખાચિત્ર લખવું વાજબી નથી.

તો રહ્યા મુનશીજી. પણ હું તો જ્યાં જાઉં ત્યાં મુશ્કેલીઓ આગળ ને આગળ. મુનશીજીનું રેખાચિત્ર લખવામાં એક નહિ પણ બે મુશ્કેલીઓ છે. પહેલું તો મુનશીજી સાહિત્ય-સેવક છે કે નહિ એ પ્રશ્ન નક્કી કરવાનો છે. મને યાદ છે કે ક્યાંક મેં વાંચ્યું છે કે 'ક. મા. મુનશી ગુર્જર સાહિત્યનો તાજ જેમને શિરે છે !' તાજ જેને શિરે હોય તે તો સમ્રાટ; સેવક નહિ. મુનશીજી સાહિત્યસમ્રાટ કે સાહિત્યસેવક ? આ ઉપરાંત એક બીજી જબ્બર મુશ્કેલી છે. પરિવર્તન જેનું શીલ છે એવા આ જગતે મુનશીજીમાં પણ અનેક પરિવર્તનો દીઠાં છે. એ બધાં પરિવર્તનો ગુજરાત ( કે હિંદ ! ) વિદિત હોવાથી હું તેમને ગણાવીશ નહિ. હું તો ફક્ત એટલું જ કહેવા માગું છું કે મુનશીજીની આ આદત એમના રેખાચિત્રલેખકને બહુ હેરાનકર્તા નીવડે છે. હું આજે એમનું રેખાચિત્ર લખું અને ન કરે નારાયણ ને આવતી કાલે મુનશીજી કંઇ એવું કરી બેસે કે મારું લખેલું રેખાચિત્ર out-of-date થઇ જાય. વીસમી સદીમાં અને આ ક્રાન્તિકારી યુગમાં મારા એવા રેખાચિત્રની તો પછી કશી કિંમત જ ન રહે.

ત્યારે હવે મારે કરવું શું ? મારે એક રેખાચિત્ર લખવું છે અને તેનું પાત્ર નથી મળતું. એ પાત્રને અભાવે મારી આશાની ભવ્ય ઇમારતો ઊડી જશે. પણ...હા...એક વાત મને યાદ આવે છે. સ્વ. પ્રો. બુચે કેટલાક કાલ્પનિક સંવાદો લખ્યા હતા. હું એક કાલ્પનિક રેખાચિત્ર લખું તો ? બસ વાચક, ત્યારે એક કાલ્પનિક રેખાચિત્ર માટે હવે તું તૈયાર થઇ રહેજે.

'રામાનંદ'

# —ભ્રમણ—

(પૃથ્વી)

ભમ્યો રજનિમન્દિરે પદ ગૃહેન્દ્ર સૌન્દર્યના;
મથ્યો ઉદધિ રત્નના ઝળહળાટને પામવા;
થયું, 'અવનિગર્ભને પ્રગટરૂપ શેં ના કરું?'
નહીં તતમનાટમાં કંઇ જ ભાન હું ને રહ્યું.

હતાં, પણ ઉવેખિયાં, વિવિધ બન્ધનો ભ્રાન્તિનાં;
સદાય મમ જાડ્યથી દૃઢ વિશેષ એ તો થયાં.
પ્રવાત વધતા ઉઠ્યા, અવશ હુંય ઊંચે ઊછળ્યો;
પરન્તુ વણપાંખ હું પલકમાંહિં તૂટી પડ્યો;
થતાં નિરખોં છિન્નભિન્ન અભિલાષના દુર્ગને
થયું હૃદય બંધ; બુદ્ધિ પણ આ વિલાઈ દિસે.

પુરાણ દૃઢ તન્તુઓ નહિં જ તૂટશે ભ્રાન્તિના?
નહીં રમણ શું લખ્યાં મુજ લલાટ સ્વાતન્ત્ર્યનાં?
ખસી પટલ નેત્રના ઉઘડશે ન શું એ પ્રભા—
રહી પ્રગટ અંતરે, પણ ન પારખી જે કદા?

સુંદરજી ગો. બેટાઈ




૧

શ્રી. તંત્રીજી

"પ્રસ્થાન" અમદાવાદ

આર્ય સંસ્કૃતિ વ્યક્તિત્વને સમષ્ટિભાવમાં નિમજ્જન કરે છે અને તેથી જ આર્ય સંસ્કૃતિની ભવ્યતા આજ હજારો વર્ષોના વહન છતાં અજોડ અને ભવ્ય છે.

અને તે અજોડ અને ભવ્ય સંસ્કૃતિ વિશાળ કુટુંબભાવનાની પોષક હોઈ આર્ય જનો પોતાના ગામમાં વસતા દરેક કોમના અને વર્ણના માણસોને આત્મીય જન સમજીને તેમની વય પ્રમાણે આદરભર્યા નામથી સંબોધે છે. જેમકે વસંતરાય વળા-કાઠિયાવાડનો બ્રાહ્મણ છે. તે તે ગામના તેનાથી મોટી ઉંમરના માણસોને અને તેના પિતાથી નાની મોટી ઉંમરના માણસોને કુટુંબીજન તરીકે સંબોધી બોલાવે છે. (જો કે કુટુંબી નથી.)

વસંત વળાના જ બ્રાહ્મણોને (એક કુટુંબના નહિ) કાકા-દાદા કહી બોલાવે છે, તેમજ વણિક પટેલ સુથાર લુહાર વગેરેને પણ એવા જ-કાકા, દાદા સંબોધનથી બોલાવે છે. એટલે અંશે આપણી વ્યક્તિગત કુટુંબભાવના સમષ્ટિગત કુટુંબભાવના પોષે છે.

આમાં ઇતર વર્ણના માણસોને ઇતર વર્ણનો પુરુષ કુટુંબસંબોધક નામથી "કાકા, દાદા, મામા"-ના નામથી બોલાવે તે ઠીક છે; પણ વસંત તેનાં જ માતાપિતાને "બેન; ભાભી, વહુ" અને "ભાઇ, જી, મોટાભાઈ, કાકા" વગેરે સંબોધનથી બોલાવે, તેમાં કુટુંબભાવના જો કે શિથિલ નથી થતી, છતાં ગુજરાતી કૌટુંબિક સંબોધની વાઙ્મયી કલુષિત નથી થતી?

માતાને બહેન કહીને બોલાવી શકાય? માતા જરૂર પોતાની દીકરીને બહેન કહી બોલાવે છે, પણ તે ઇષ્ટ જેટલું છે તેટલું ઇષ્ટ, માતાને બહેન કહી સંબોધાય તેટલું ઇષ્ટ છે! એક ઇષ્ટ હોય અને ઇષ્ટ ન હોય, તો બીજું ઈષ્ટ અને અનિષ્ટ હોઇ શકે?

પુત્ર પોતાના પિતાને બોલાવતાં "ભાઇ, જી, કાકા" વગેરે શબ્દો વાપરે તે ઇષ્ટ છે! અને પ્રમાણભૂત છે! જો હુલામણા તરીકે લઈ આ શબ્દો યોજાય તો તેવો પ્રયોગ અન્ય કુટુંબીજનો માટે વાપરતાં અનર્થ નહિ થાય? પુત્ર જેમ પિતા માટે "ભાઇ, જી, કાકા" શબ્દ વાપરે તો તે માતા માટે અસંબદ્ધ શબ્દો વાપરવાની વહેલામોડા પહેલ નહિ કરે? પિતાને "ભાઇ" તરીકે વાપરવાથી અને સંબોધવાથી, પિતાનો સંબંધ માતા સાથેનો, પુત્ર-સંબંધ તરીકે વ્યક્ત નથી થતો? અને વ્યક્ત થતો હોય તો અનિષ્ટ નથી લાગતો? અને અનિષ્ટ લાગે તો તેનો કાંઇ ઉપાય નહિ?

અજાણ્યા માણસની હાજરીમાં વસંત તેના પિતાને "ભાઇ, કાકા, અથવા છી" કહીને બોલાવે, તેમાં અલબત્ત સબંધ તો અણિશુદ્ધ રહે છે, પણ અજાણ્યાનું માનસ એવી અટકળ ન કરી બેસે કે આ બને ભાઇઓ, કે કાકાભત્રિજા છે? અથવા શું સંબંધ ધરાવે છે?

વળી એક વિશાળ કુટુંબ છે. તેમાં પિતા, પિતામહ, માતા, માતામહ, બાપથી નાના ને બાપથી મોટા ભાઇઓ છે, પોતાથી નાના મોટા ભાઇઓ છે, બહેનો છે; તો તેવા વિશાળ કુટુંબીજનોને–પ્રત્યેકને ચોક્કસ કઇ રીતે સબોધી શકાય કે જેથી ભાષા અણિશુદ્ધ રહે, અને એકબીજાનું સગપણ પણ અણિશુદ્ધ રહે?

ધારો કે વસતને પિતા છે, તેના પિતાના પણ પિતા છે; માતા છે, માતાની માતા પણ છે; પિતાની પણ માતા છે; વસતના પિતાથી ત્રણ ભાઇ મોટા છે અને ત્રણ ભાઇ નાના છે; પિતાની ત્રણ બહેનો નાની મોટી છે. તો આ પ્રત્યેકને મુખ્ય આત્મીય જનોને કયા કયા ભિન્ન સબોધનથી બોલાવાય? પિતાને તો પિતા અથવા બાપુ અથવા બાપા કહેવાય, પણ પિતાના પિતાને 'દાદા' નામથી સંબોધવા કે કોઈ અન્ય નામથી?

કાઠિયાવાડમાં અને મારી માન્યતા પ્રમાણે ભાવનગરની આસપાસના સ્થાનમાં, પિતાના પિતાને દાદા કહે છે, તેમજ પિતાથી મોટી ઉંમરના પિતાના ભાઇને મોટાબાપુ કહી બોલાવે છે, અને પિતાથી નાના ભાઇઓને મોટા કાકા, કાકા, ભાઇકાકા અને નાના કાકા કહીને બોલાવે છે.

આ એક જ કુટુંબનાં અનેક કુટુંબીજનો દરેક વ્યક્તિગત જનોને કયા કયા વિશેષણથી ભાષાના શુદ્ધ નિયમાનુસાર બોલાવાય તો વ્યક્તિગત જનોનો દરેકનો વ્યક્તિગત સાચો ને સાર્થ સંબધ દરેક કુટુંબીજનને તેમ જ અન્ય ત્રાહિત જનને સ્પષ્ટ, શુદ્ધ અને એકાર્થી સબંધ જણાય?

એક જ કુટુંબમાં આવા કુટુંબીજનો માટે વ્યક્તિગત સબોધન નામો–ચોક્કસ નામો મુકરર કરવાની આવશ્યક્તા છે જ, અને તેથી આ ચર્ચાપત્ર ભાષાની શાસ્ત્રીય પ્રણાલિકા પ્રમાણે ચર્ચાય તો ભાષાની બહુ જ ઉમદા સેવા નહિ કરી કહેવાય?

તમારા જેવા ગુજરાતી વાઙ્મયીના અઠંગ અભ્યાસીને કદાચ આ ચર્ચા ગૌણ લાગશે, છતાં મહાત્માજીએ વિદ્યાપીઠ પાસે જેમ "સાર્થ ગુજરાતી શબ્દકોષ" તૈયાર કરાવી આમવર્ગની અનુપમ સેવા કરવા સાથે ગુજરાતી વાઙમયીને સર્વશ્રેષ્ઠ નિયમબદ્ધ કરી છે, તેમ આ ચર્ચાને ઘટિત લાગે તો યથાર્થ સ્વરૂપમાં મૂકવા (આમવર્ગ માટે) યોગ્ય નથી લાગતું? અને યોગ્ય અને પ્રસ્તુત લાગે તો આ ચર્ચા ઉપરાંત તેને લગતી ચર્ચાને પણ ઉપાડી લેશો તો સંભવ છે કે અનેક જાતની મુશ્કેલીઓ દૂર થશે. તો યોગ્ય કરવા વિજ્ઞપ્તિ.

લિ૦ ભવદીય,

**પ્રભાશંકર લક્ષ્મીરામનું વંદન.**

**તા. ક.**—મારી ભાષાની શુદ્ધતા અશુદ્ધતા તરફ દુર્લક્ષ કરી મારી વિચારશ્રેણીને જ સ્થાન આપવાનું છે એમ સમજીને યોગ્ય કરશો.

વળી એક બહુ જ મહત્ત્વની વાત તો હું તમને લખતાં ભૂલી ગયો તો ક્ષમા કરશો. આપણામાં 'સ્ત્રીત્વ'ને વધારે મહત્વ નથી અપાયું અને કુમારી કુમારી હોય છે ત્યાંસુધી તો કુમારી શારદા પિતાના નામથી પિયરમાં ઓળખાય છે, પણ કુમારી પરણીને જ્યારે સાસરે આવે અને તેનાં પિયરિયાં તેને પત્ર લખવા માગે તો, કવર ઉપર ફક્ત પોતાની

દીકરીનું જ શિરનામું કરવા ઇચ્છા ધરાવે તો, કઇ જાતનું શિરનામું કરશે? અંગ્રેજીમાં તો Mrs A. ઓળખાય, પણ આપણામાં કેવી રીતે ઓળખાય?

તેનાં પિયરીયાં કવર ઉપર શ્રીમતી શારદા તો જરૂર લખે, પણ પછી? શારદાની સાથે તેના પતિનું નામ આવે કે પિતાનું? પિયરિયાં જો શ્રીમતી શારદાની સાથે તેના પતિનું નામ લખશે તો સાસરીયાં કહેશેઃ પિયરિયાંએ જમાઇને બાપ બનાવી દીધો અને આખું ગામ વ્યંગ ભાષા–ઉપાલંભ આપ્યા કરશે. અને શ્રીમતી શારદાની સાથે તેના પિતાનું નામ સાસરીમાં લખાય તો તેટલું 'સ્ત્રીત્વ' સ્ત્રીને મળતાં ઉદારબુદ્ધિથી સાસરીયાં નિભાવી લેશે? તો આ પ્રસંગે સ્ત્રીને કેમ સંબોધાય તેની ચોખવટ કરશો.

વળી ત્રાહિત માણસ પણ આવા પતિપત્નીના સંબંધ તુરત સમજી શકે અને સ્થિતિ-ચૂસ્ત જનતા પતિપત્ની માટે સંબોધાતાં વિશેષણોથી કૃદ્ધ ન થાય અને જનપદ ચોખ્ખો થાય, તેમ તમારા પણ વિચારો આમાં ઉમેરી તમારી ભાષામાં વણી યોગ્ય કરશો. મ. લ.

૨

'પ્રસ્થાન'ના તંત્રીશ્રી,

આપના માસિકમાં નીચેનું ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરી મને ઉપકૃત કરશોજી

૧૯૮૮ના માગસરના 'પ્રસ્થાન' નો અંક વાંચ્યો. આપ દર માસે સાહિત્યની સુંદર કૃતિઓ 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરીને ગુજરાતની સાહિત્યસેવા કરી રહ્યા છો તેને માટે ખરેખર આપને અભિનન્દન ઘટે છે.

આ વખતના અંકમાં "કીર્તિનાં અવશેષો" એ નામની પુરુષ ને પ્રાણી વચ્ચેની પ્રેમની સરસ વાર્તા, કોઇ ભાઇશ્રી કાંતિ ભટ્ટના નામથી પ્રસિદ્ધ થઇ છે. વાર્તા વાંચતાંની સાથે, આટલી ઉત્તમ રચના અને લાગણીઓને સ્પર્શ કરનારી વસ્તુ ઉપજાવવા માટે ઘડીભર એ ભાઇશ્રીને અભિનન્દન મોકલવાનું મન થઇ જાય. પરંતુ આપને સખેદ જણાવવાની રજા લઉં છું કે આ વાર્તા એક અંગ્રેજી વાર્તાનો અક્ષરશઃ અનુવાદ છે. દરેકે દરેક ભાવ ખીજામાંથી ઉતાર્યો છે. અરે, વાર્તાનું અભિધાન સુદ્ધાંતનો એ સંપૂર્ણ અનુવાદ છતાં, અનુવાદકે મૂળ લેખકનાં નામની નોંધ નહિ કરવાની ધૃષ્ટતા કરી છે.

માસિકના તંત્રી સર્વજ્ઞ હોવાનો દાવો કરે જ નહિ. અને એટલું સમજીને પણ કર્તાએ મૂળ લેખક તરફની એટલી ફરજ બજાવવાની ઉદારતા દાખવી નથી. અંગ્રેજીનો અનુવાદ હોવાની વાત છુપાવી, કદાચ લેખક એકાદવાર અપ્રમાણિકતાના બળે, ખોટો યશ મેળવી જાય તેથી શું?

મેં અચાનક એ વાર્તા પહેલાં અંગ્રેજીમાં વાંચેલી. તેનું મૂળ અંગ્રેજી લખાણ આપની જાણ માટે આ સાથે બીડું છું.

"કીર્તિનાં અવશેષો" "Ashes of Glory" by Vingine E. Roe નામથી ૧૯૩૧ના નવેમ્બર માસના 'Physical Culture'ના ૧૮મે પાને ઇંગ્રેજીમાં પ્રગટ થઇ ગઇ છે. આપ વાંચી જશો એટલે તે બાબતની ખાત્રી થશે.

આપણા સાહિત્યમાં મૌલિક લખાણોના વધારા સાથે જ સારા અનુવાદો ઉતારવા જોઇએ. પરંતુ અનુવાદોમાં તેના મૂળ લેખકના નામનો સ્વીકાર ઘટે. બલવન્ત ભટ્ટ

* * *

ટીપ—પરભાષાની વાર્તાનો અનુવાદ મૂળ કૃતિના નિર્દેશ વિના 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થયો તેને માટે અમે દિલગીર છીએ. આ અનુવાદ છે એમ અમારા જાણવામાં હોત તો અમે આ વાર્તા પ્રગટ કરત પણ નહિ. પરંતુ કે કહાની દૃષ્ટિએ કોઈ અસાધારણ કૃતિ હોય તો જ અમે અનુવાદ સ્વીકારીએ છીએ. અને 'પ્રસ્થાન'ની એ નીતિ તરફ સર્વ લેખકભાઇઓનું ધ્યાન ખેંચવાની અહીં તક લઇએ છીએ—તંત્રી

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

[ 'પ્રસ્થાન' માટે ખાસ લેખમાળા ]

## ૫

## ટાંગાન્યીકાના અંતરમાં

ટાંગાન્યીકા હિંદી મહાસાગર—પુરાણકાળના અરુણાબ્ધિથી તે ચંદ્રસરોવર લેક ટાંગાન્યીકા અથવા લીમ્બા સુધી, લેક ન્યાસા સુધી, અને લેક વિક્ટોરિયા સુધી પથરાયેલો છે. વિક્ટોરિયાની પશ્ચિમે આવેલા રૂઆન્ડા તથા ઉરૂન્ડીના ખનીજભરપૂર, રસાળ અને વસતીવાળા પ્રદેશો પહેલાં ટાંગાન્યીકામાં ગણાતા હતા, પણ લડાઇ પછી તે પ્રદેશો બેલ્જિયમના કારોબાર નીચે મૂકવામાં આવ્યા છે. અત્યારના બ્રિટિશ ટાંગાન્યીકાની વસ્તી ૪,૩૧૯,૦૦૦ની છે અને સરાસરી ચોરસમાઈલે લગભગ બાર માણસની વસતી પડે છે. દેશીઓના એકોતેર કબિલા છે. તેમાંથી બે અરબ અગર ફારસી ઓલાદના છે, સાઠ બાન્ટુ ઓલાદના અને બાકીના હામિટિક ઓલાદના છે. આફ્રિકનોમાં લગભગ ત્રણ લાખ મુસલમાનો છે, અને તેમની સખ્યા વધતી જાય છે. ભણેલા આફ્રિકનો ખ્રિસ્તી થાય છે. પૂર્વના ધર્મોનો અહીં જરા પણ પ્રચાર નથી.

ઘણીખરી પેદાશ આફ્રિકનો જ કરે છે. ૧૯૨૮માં કૈતકી ૨૫,૦૨૨ ટન, ભોંયશિંગ ૧૫,૮૬૭ ટન, કોફી ૧૩૦,૭૯૩ હ.વે, કપાસ ૧,૦૯,૪૫૦ ગેનાલ, કોપરૂં ૭,૩૪૮ ટન, ચામડાં ૪૧,૯૦૭ હં.વે., અનાજ ૧૫૪,૪૪૧ હ.વે, તલ ૪,૩૪૩ ટન, મીણ ૬,૧૪૭ હં.વે, મરચાં ૬૪૭ હ.વે, ઘી ૭૪૨૮ હં.વે, માખણ ૧,૭૭૨ હં.વે, અને મીઠું ૧,૮૨૩ ટન આ પ્રમાણે તે દેશની નિકાસ હતી. આ દેશનો માલ હિંદુસ્તાનમાં બહુ થોડો જાય છે અને જો કે વચલા વેપારીઓનું પ્રમાણ હિંદીઓનું જ છે છતાં પણ હિંદથી ફક્ત સાડાત્રણ ટકા જેટલી જ આયાત થાય છે. ઇંગ્લાંડ ૪૦ ટકા માલ મોકલે છે, જર્મની ૯ ટકા અને અમેરિકા પાંચ ટકા માલ મોકલે છે.

ટાંગાન્યીકામાં બે મુખ્ય રૅલ્વેઓ છે. એક ટાંગાથી મોશી તથા અરૂશાને જોડી કીનિયાની રેલ્વેને વોઇ જંક્શને મળે છે. બીજી દારેસ્સલામથી છેક લેક ટાંગાન્યીકા સુધી જાય છે અને ટેબોરાથી ઉત્તર તરફ આન્ઝા સુધી શાખા પહોંચાડી લેક વિક્ટોરિયા ઉપર કીનિયા-ઉગાન્ડાની આગબોટ સાથે જોડાય છે. ટાંગા રેલ્વે ૧૮૯૩માં શરૂ કરવામાં આવી હતી અને ટાંગાન્યીકાના યુરોપીય તથા પરદેશીઓની દૃષ્ટિએ સૌથી સમૃદ્ધ પ્રદેશને ખીલવવા માટે તેની યોજના થઇ છે. દારેસ્સલામવાળી રેલ્વે ૭૭૩ માઇલ લાંબી છે; ૧૯૦૫માં તેનું બાંધકામ શરૂ થયું અને એ રીતે ૧૯૧૪માં લડાઇ પહેલાં બે ત્રણ મહિના ઉપર જ પૂરી થઇ. તેના ઉપર જર્મનીએ ૭ લાખ પૌંડનો ખર્ચ કર્યો છે, અને તેના પાટા બ્રિટિશ સામ્રાજ્યમાં સૌથી વધારેમાં વધારે વજનદાર છે.

પૂરા એક વરસ સુધી મને ટાંગાન્યીકાનું અંતર નિહાળવાની તક નહોતી મળી; તેમજ તેના વતનીઓ તથા તેની ભૂગોળ જાણવાને માટે તીવ્ર ઇચ્છા છતાં પણ તેમ કરવાનું

મારાથી બની શક્યું નહોતું. એ એક વરસ દરમ્યાન મેં તેમના વિષે થોડાંક પુસ્તકો વાંચ્યાં હતાં. મારા સ્વાહિલીના શિક્ષક બ્રેન્ન (Breann) જે પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાનો વતની હતો તેની પાસેથી, મારી નીચેના હમીસી વગેરે આફ્રિકન કૉમ્પોઝીટરો પાસેથી, તથા દારેસ્સલામના પ્રોવિન્શિયલ કમિશ્નર તથા ચીફ નેટિવ કમિશ્નર પાસેથી હું થોડું ઘણું જાણી શક્યો હતો, પરંતુ તેથી મને સંતોષ થયો નહોતો. એક વખત એક મિત્રના સૌજન્યથી દારેસ્સલામથી લગભગ ૧૩ માઇલ ઉપર આવેલા એક નાનકડા "પુગુ" નામના ગામડા સુધી કાદરભાઇની 'લોરી'માં લગભગ ત્રીસેક છોકરાં મરદો મળી વીસેક માણસો સાથે જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. એક વરસ પછી ટાંગાન્યીકાને એક છેડેથી બીજે છેડે જવાનો અચાનક પ્રસંગ પ્રાપ્ત થયો.

૧૯૧૪ની લડાઇ વખતે ટાંગાન્યીકા સરોવરમાં જર્મનીની બે નાની આગબોટો ચાલતી હતી તેમાંની એક આગબોટ–ગોઇબેન (Goeben)–૧૯૧૬માં બ્રિટિશ અને બેલ્જિયન નૌકાએ ડુબાડી દીધી હતી. લડાઈ બંધ થયા પછી બ્રિટિશ સરકારે આ આગબોટ પાણીમાંથી બહાર કઢાવી ૧૯૨૫–૨૬માં તેને સમરાવી, રંગરોગાન કરાવી, પાછી કામ માટે તૈયાર કરી. ૧૯૨૭ના જૂન માસમાં એ આગબોટને તરતી મૂકવાની ક્રિયા કરવામાં આવી. તે પ્રસંગે મને બીજા હિંદી ભાઇઓ સાથે નિમંત્રણ મળ્યું. ટાંગાન્યીકા સરોવર ઉપર રેલ્વેનું ટર્મિનસ તથા કોન્ગો માટેનું બંદર કિગોમા નામનું ગામ છે ત્યાં જવાનું હતું. દારેસ્સલામથી ત્યાં જતાં ૪૮ કલાક લાગે છે અને આખા પ્રદેશ સોંસરવું જવું પડે છે.

દારેસ્સલામમાં આફ્રિકનોમાં અરબો તથા કિનારાની જાતો વસે છે. અરબો તથા આસપાસના આફ્રિકનો મુસલમાનો છે. ભણેલા ખ્રિસ્તી મિશનોમાં ભળે છે. રેલ્વે, ટપાલ, તાર તથા નીચેની સરકારી નોકરીમાં ભણેલા આફ્રિકનો કામ કરે છે. બાકી હિંદી તથા યુરોપીય કુટુંબોમાં નોકર તરીકે રહે છે, મજૂરી પણ કરે છે, ખેતર વગેરેમાં ઉભડ કામ કરે છે. આપણા લોકો આફ્રિકનોને ટાંગાન્યીકામાં "ગોલા" કહે છે અને તેમના તરફ આપણું વર્તન પણ "ગોલા—ગુલામો" તરફ હોય તેવું જ હોય છે. આપણા ધર્મોનો કે સંસ્કૃતિનો પ્રચાર કરવા તરફ આપણું જરા પણ લક્ષ નથી અને નોકરમાલિકના સંબંધ સિવાય આફ્રિકનો સાથે દારેસ્સલામમાં આપણે વધારે સંબંધ કેળવતા નથી. સામાન્ય રીતે આપણે આફ્રિકનોથી બીએ છીએ અને આપણો કોમ તરીકે તેમની સાથેનો સંબંધ અવિશ્વાસ, અંગ્રેજીમાં જેને "Bullyism" કહેવાય તેનો, અને દુશ્મનાવટનો છે. આફ્રિકનો સાથે સભ્યતા, તેમના પર વિશ્વાસ, તેમના તરફ સદ્ભાવ એ આપણે સામાન્ય રીતે સમજી શકતા નથી. આફ્રિકનો પણ જાણે છે કે, આપણે બ્રિટિશોની આડીવાડીમાં રહીને જ મહત્ત્વ ભોગવીએ છીએ. એટલે કોમ તરીકે તેઓ આપણા તરફ બહુ માનની નજરે જોતા નથી અને બજારમાં ચાલ્યા જતા પોતિયું ફફડાવતા કોઇ પણ વેપારી પાછળ આફ્રિકન જુવાનો તથા છોકરાઓ "બનિઆની પિલીપિલી માંગા" કરીને બૂમ પાડતાં અચકાતા નથી. અલબત્ત, હિંદીઓમાં પણ ઘણા સખત અને બહાદુર પુરુષો હોય છે અને તેમનો ત્રાસ આફ્રિકનોમાં વર્તે છે. મહિનામાં એકાદ બે વાર આવા બહાદુર મરદો ઉદ્ધત આફ્રિકનોને માર્યા વિના નથી રહેતા, અને આફ્રિકનોનાં ટોળાં પથ્થરનો વરસાદ અને ગાળો વરસાવતા હિંદી લત્તામાં તોફાન કરતા અને પછી નાસતા નજરે પડયા વિના ન રહેતા.

છતાં કાંઠા ઉપરનો આફ્રિકન એજવાબદાર, રમુજી, કંઈક નિમકહલાલ અને કેટલાક સંસ્કારવાળો તો છે જ. ઘણા બતાવેલું કામ તરત ગ્રહણ કરી લે તેવા હોય છે અને જો કે નવીન યાંત્રિક શોધ તો ન કરી શકે તો પણ યંત્ર બનાવ્યા પછી તેને ચલાવવામાં તથા વ્યવસ્થિત રાખવામાં ઘણું નૈપુણ્ય બતાવે છે.

દારેસ્સલામની પશ્ચિમે થોડે સુધી કંઠાળ ભૂમિ છે. તે રેતાળ છતાં પણ ફળદ્રૂપ છે. તે પછી ૧૦ માઇલ ઉપર પર્વતમાળ આવે છે તે ચડીને ટાંગાન્યીકાના અંતરમાં પ્રવેશાય છે. આ ભૂમિમાં વન અને જંગલ છે; તેમજ હાથી, સાવજ, ચિત્તા વગેરે વસે છે. રેલ્વે આ પર્વતમાળની એક બાજૂ ઉપર ચડી પાછી કંઠાળ મેદાનમાં ઊતરે છે અને તે મેદાનનો પટ્ટો લગભગ ૮૦ થી ૯૦ માઇલનો છે. આ પ્રદેશમાં છેક "રુવુ" નદી સુધી કેતકીનાં ખેતરો છે. અને તે ઘણેખરે ભાગે આપણા હિંદી વેપારી કરીમજી જીવણજીની પેઢીને હસ્તક છે. અત્યારે કેતકીનો ભાવ બહુ નીચો છે અને આ પેઢી ઘણી પૈસાદાર હોવાથી ઊભી રહી શકે છે; પણ ટાંગાન્યીકાના બીજા ભાગોમાં યુરોપિયન ખેતરવાળાઓ કેતકીનાં ખેતરો બંધ કરી દેવાની તજવીજમાં છે અને જો તેમ થાય તો ટાંગાનું આખું બંદર ઉકાળી લેવાની સ્થિતિ પણ ઊભી થાય. આ તમામ ખેતરોમાં ઊભડ મજૂરી આફ્રિકનોની છે અને તે આસપાસથી તથા ઘણે દૂરથી આવે છે. તેમના કામના કલાકો, નિવાસસ્થાન, પોષણ વગેરે માટે બારીક કાયદાઓ છે. અને ટાંગાન્યીકામાં વેઠ અગર "પરાણે મજૂરી"નું પ્રમાણ ઘણું ઓછું છે તેમ કહી શકાય.

બહુ માઇલ ઉપર ગેરેન્ગેરે (Ngerengere) નામનું સ્ટેશન છે. આ સ્ટેશન પહેલાંનો સપાટ પ્રદેશ વરસાદની ઋતુમાં પાણીથી છવાઈ જાય છે અને અઠવાડિયાં સુધી આસપાસનો વિસ્તાર તથા રેલ્વે લાઇન કાંડાડૂબ પાણીમાં ઢંકાયેલો રહે છે. રેલ્વેનો વ્યવહાર તેથી અટકી પડે છે. ગેરેન્ગેરેની દક્ષિણે આફ્રિકનોના વસતીનો સૌથી ઘીચ અને અત્યંત ફળદ્રૂપ પ્રદેશ છે. રૂઆહાની ખીણમાં સુંદર કપાસનો અવકાશ છે. તે પછી કુલિમ્બેરોના એક હજાર ચોરસમાઇલ ડાંગર, શેલડી તથા કપાસનો સરસ પાક પોષી શકે તેમ છે; તેની પાછળ પિહુની ખીણમાં તમામ જાતનું અનાજ પાકે તેવી જમીન છે. આ આખો પ્રદેશ ખીલે તેવી રેલ્વે ગેરેન્ગેરેથી બાંધવાનું ૧૯૨૫ માં ઓર્મ્સબી ગોર કમિશને સૂચવ્યું હતું. પરંતુ આ પ્રદેશમાં યુરોપીયો વસી શકે તેમ નથી અને તેથી એ રેલ્વે બાંધવાની વાત પડતી મૂકાઇ છે. રેલ્વેને લગભગ ૩૦૦૦ ફીટ ઉપર લઇ જવી પડે છે અને વરસાદની મોસમમાં આ આખા પ્રદેશમાં પાણીનો મારો ઘણો જ સખત છે; છતાં પણ કોઈ સાહસિક હિંદી વેપારીઓ ભેળા મળીને અગર કોઇ ધનિક હિંદી રાજ્ય આ પ્રદેશ સોંસરી સાંકડા માપની રેલ્વે બાંધે તો કમાણી પણ કરી શકે; ઘણા હિંદીઓને પોષી શકે અને આફ્રિકનોના આ રસાળ પ્રદેશને વિકસાવી આફ્રિકનોની સેવા કરી હિંદી વેપારીઓને માટે પણ નવું ક્ષેત્ર સરજાવી શકે.

ગેરેન્ગેરે ઉપર મહેન્ગેમાં ડાંગર, કપાસ તથા તંબાકુ થાય છે. ત્યાંથી રેલ્વે પાછી ડુંગરો તથા ખીણમાં થઇને જાય છે અને સંધ્યાકાળે મોરોગોરો પહોંચે છે. આફ્રિકનો વધારે પ્રાથમિક અને જંગલી દેખાતી જાત છે. ટાંગાન્યીકા રેલ્વે ઉપરનાં તમામ સ્ટેશનો પાકાં અને સુંદર બાંધણીવાળાં છે. મોરોગોરોના સ્ટેશનની પાછળ જ એક ઊંચી નીલ ટેકરી

આવી રહી છે અને સંધ્યાકાળે ત્યાં ખૂબ ટાઢી પડે છે. આસપાસ અબરખની ખાણું છે અને તેમાંથી પુષ્કળ અબરખ નીકળે છે. ઉલુગુરૂ પર્વતો પડોશમાં જ છે. તેના ઉપર અણુવિંધ્યાં જંગલો છે. તેના પૂર્વ ઢોળાવ ઉપર યુરોપિયનોએ રબ્બર, કેતકી વગેરેનાં ખેતરોની રચના કરી છે. કિલોસા ટાંગાન્યીકાનું શિકારક્ષેત્ર છે અને ત્યાંથી લુપાંનું સુવર્ણક્ષેત્ર નજીક છે. ડોડોમા સુધી હવાપાણી મેલેરિયલ અને શરદ છે. આસપાસ જંગલો નથી પણ ડોડોમા નજીક કોળમીંઢ પથ્થરના છૂટાછૂટા રાક્ષસી ખડકો પડયા છે અને ગિરનારના અશોકનો લેખ છે તેવા ખડકોની યાદ આપે છે. ડોડોમા પછીનો મુલક ઉજ્જડ છે તથા સેત્સે (Tsetse) માખી જેને આફ્રિકનો ચિપાંગા કહે છે તેના વસવાટને લીધે તેમાં ઢોરઢાંખર જીવી શકતાં નથી. ગાડીના ડબ્બાની બારી પણ બંધ કરી દેવી પડે છે. આવો મુલક છેક ટેબોરા સુધી આવે છે. આ શહેર જૂનું છે અને અરબ લોકોએ ગુલામોના વેપાર માટે વસાવ્યું હતું. હજી ત્યાં અરબોનો કિલ્લો છે. છેક ૧૮૨૦ થી તે ૧૯૦૦ સુધી અરબો ત્યાં હાથીદાંત અને ગુલામોનો વેપાર કરતા. આસપાસના મુલકમાં ફક્ત અહીં જ પાણીની છત છે. કહેવાય છે કે એક વખત લગભગ પાંચ લાખ વણઝારાઓ ટેબોરાને રસ્તે દરવર્ષે પસાર થતા હતા.

મુસાફરીનો પહેલો સંધ્યાકાળ મોરોગોરો પડે છે, બીજો સંધ્યાકાળ ટેબોરા પડે છે. ટેબોરાનું પાધર રમણીય છે અને અમરાઇથી ભરપૂર, રસિક અને મધુરું લાગે છે. તે પછીનો મુલક રાનોમાં પસાર થાય છે અને વણખેડયો, પ્રાથમિક અને ઉજ્જડ છે. નવસ્ત્રા આફ્રિકનોનાં ટોળેટોળાં નજરે પડે છે અને મચ્છર તથા ચિપાંગ–ભમરીઓની વચમાં એ લોકો કેમ જીવી શકતા હશે તે વિષે તર્કવિતર્ક થાય છે.

ગાડી કિગોમા બંદરે લગભગ સવારે સાડા નવ વાગે પહોંચે છે. આસમાની જળભરપૂર લેક ટાંગાન્યીકાને અર્ધવર્તુલ અખાતે એક સુંદર ટેકરી ઉપર કિગોળાનું નાનંસુક ગામ આવેલું છે. અને રેલ્વે એ અર્ધવર્તુલ કિનારાની સમાંતર ચાલીને બે માળના પથ્થરનાં સ્ટેશનમાં પ્રવેશે છે. વરસાદના વખતમાં રેતી ધોવાઈ ધોવાઇને રેલ્વેની લાઇન ઉપર પથરાઇ જાય છે અને ઘણીવાર તો બહુ હરકત પહોંચાડે છે. ગામમાં હિંદીઓની દુકાનો છે. અને એક ખોજાખાનું છે. હવા શરદ છે. મધ, મીણ, અને ચામડાનો પુષ્કળ વેપાર ચાલે છે. સરોવરને સામે કિનારે બેલ્જિયન કોન્ગોનું આલ્બર્ટવિલ (Albertville) કરીને બંદર છે. અહીંના આફ્રિકનોને વાહા (waha) કહે છે. તે તદ્દન કાળા નહિ પણ સેલેટિયા રંગના, ઊંચા, નાગા લોક હોય છે. પગે તથા ડોકમાં પીતલ તથા લોખંડના વાળાનાં ઘરેણાં પહેરે છે. અહીં રેલ્વેનો અંત આવે છે. અને કોન્ગોનો તમામ માલ આગગાડીમાં આલ્બર્ટ પહોંચે છે.

લેક ટાંગાન્યીકા મીઠા પાણીનું અત્યંત સુંદર સરોવર છે. આફ્રિકાનાં સરોવરો સાથે સંબંધ ધરાવતી જળચરોની લગભગ પોણાપાંચસો ખાસ સ્થાનિક જાતો પ્રાણીવિદ્યાના વિશારદોએ વર્ણવી છે અને તેમાંથી લગભગ અઢીસો જાત તો આ એક જ સરોવર સાથે સંબંધ ધરાવે છે. લેક એકલ જ ફક્ત આ સરોવરથી લંબાઈમાં વધે છે. સમુદ્ર માફક તેમાં પણ ભરતી ઓટ તોફાન વગેરે થાય છે. કિનારે ફરતી ટેકરીઓ આવી રહેલી છે. આફ્રિકનો આ સરોવરને લીએમ્બર કહે છે. કિલોમાં હંયાતીમાં આવ્યા પહેલાં અહીંથી પાંચ

માઇલ ઉપરવાસમાં ઉજીજી નામનું એક સ્વચ્છ, નાનકડું શહેર છે. ત્યાં બંદર હતું. હું ઉજીજી ગયો હતો. ત્યાં લગભગ ૨૫૦૦૦ અરબ તથા કંઢાળ આફ્રિકનો-સ્વાહિલીની વસ્તી છે. પાંચ હિંદીઓની દુકાનો છે. ટેબોરો માફક અહીં પણ અરબો ગુલામો તથા હાથીદાંતનો બહોળો વેપાર કરતા. ૧૮૫૮માં બર્ટન અને સ્પીક પહેલાં આ બંદરે આવ્યા હતા. પછી ૧૮૬૯માં લિવિન્ગ્સ્ટન આવ્યો હતો અને સરોવરના કિનારા ઉપર એક આંબા નીચે ૧૮૭૧માં સ્ટેન્લી અને લિવિન્ગ્સ્ટન અહીં ભેળા મળ્યા હતા. તે જગ્યા અત્યારે પણ સ્મારક તરીકે જળવાઇ રહી છે. હું ગયો ત્યારે એ જૂનો આંબો ઊભો હતો અને તેનું એક પાંદડું મેં પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમને મુંબઇ મોકલ્યું હતું. તે પછીનાં ચાર વરસમાં એ આંબો સુકાઇ પડી ગયો છે અને હજુ સ્મારકપાષાણ ત્યાં ઊભો છે. પહેલાં આ આંબો સરોવરને કિનારે હતો પણ હમણા હમણાંમાં પાણી લગભગ ૧૦૦ થી ૧૫૦ ફીટ છેટું ગયું છે. ઉજીજીની હવા સારી નથી અને ૧૯૦૬-૦૭ માં અહીં અજગર રોગ sleeping sicknessનો જબરો ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો; છતાં પણ આ જમીન રસાળ છે. ડાંગર, ફળ, કેળાં વગેરે ખૂબ થાય છે. કેળાંની તો મોટી મોટી-ખાસડિયાં કેળાંથી પણ મોટાં ફળની-લૂમેલૂમ અમારા જોવામાં આવી હતી. અબરખ પણ પુષ્કળ છે. ઘી પણ થાય છે. કિગોમાથી ઉજીજી મોટરકારમાં અથવા તો નેતરની ડોળીઓ, જેને મિચેલા કહેવામાં આવે છે, તેમાં જવાય છે.

૬

આફ્રિકામાં હિંદુ જનતા ખાસ કરીને બે મોટા ભાગમાં વહેંચાયેલી છેઃ સનાતની હિંદુઓ અને આર્ય સમાજીઓ. આર્ય સમાજ અત્યંત સાવધાન અને સંગઠિત સંસ્થા છે. દારેસ્સલામના સનાતન હિંદુઓનો ગુજરાતી વિભાગ હિંદુ મંડળ અને હિંદુ કન્યાશાળા ચલાવતો હતો. તેમને બે પેટા વિભાગોમાં વહેંચી શકાયઃ શિક્ષિત વર્ગ અને કારીગર વર્ગ. આ બન્નેમાં પરસ્પર વિશ્વાસ અને સહકારનો અભાવ હતો અને પ્રાંતીય ભેદ તથા આચારવિચારના ભેદને લીધે અગૂજરાતી વર્ગનું પ્રમાણ હિંદુ મંડળમાં ઘણું જ ઓછું હતું. હિંદુ મંડળના આદર્શો સરસ હતા, પરંતુ આજના જમાનાને માટે તેની કાર્યરીતિ અવ્યવહારૂ ગણી શકાય. હિંદુ કન્યાશાળામાં કન્યાઓને મફત કેળવણી અપાતી.

આ હિંદુ મંડળને સંગઠિત કરવાનું કામ મને સોંપાયું અને બન્ને પેટા વિભાગના અગ્રણી કાર્યકર્તાઓએ મને પૂરેપૂરો સહકાર આપ્યો. એક સામાન્ય સભા ભરાઇ તેમાં લગભગ સમગ્ર હિંદુ જનતાએ હાજરી આપી હતી અને તેમાંનો નેવું ટકા સમૂહ 'ઓઝા' પ્રમુખસ્થાનેથી કંઇ પણ અહિંદુ દરખાસ્ત મૂકે અગર તો પ્રમુખને કોઇ બીજો માણસ દબાવવા પ્રયત્ન કરે તો એકદમ બળ વાપરવાની ઇચ્છાથી લાઠીઓ તથા લાકડીઓ લઇને આવ્યો હતો!-સૌની શુભ વાંચ્છનાથી, અને પરસ્પરની પ્રીતિથી કંઇ પણ ઉછાંછળું બનવા ન પામ્યું અને જે સભામાં ગંભીર મારામારી અને વિક્ષેપનો સંભવ નવ્વાણું ટકા જેટલો દેખાતો હતો, તે સભા ઘણી શાંતિથી વીખેરાઇ. ખાસ કાર્ય તો ન થયું, પણ કેટલીક વાતોના ખુલાસા થયા અને દારેસ્સલામની હિંદુ જનતાના આભૂષણરૂપ સૌમ્ય સ્વભાવવાળા બાબુ ઘોષ બારિસ્ટરની પ્રમુખપદે નિમણૂક થઈ.

આફ્રિકા-શંખદ્વીપ અને કુશદ્વીપ-માં વસતાં સનાતની હિંદુઓનાં મંડળો અને મંદિરો વિષે હું સામાન્ય ઉલ્લેખ હવે પછી કરીશ. હિંદુત્વનું અભિમાન એ આપણા રાષ્ટ્ર-જીવનનું એક મહારત્ન છે અને આફ્રિકાના પવન વાતાવરણમાં એ કાયમ રહે છે તે સર્વથા પ્રશંસનીય છે. અહીંનાં તમામ હિંદુ મંડળોને હિંદની ભારતધર્મ મહામંડળ અગર સનાતન ધર્મસભા જેવી સંસ્થાઓ સાથે સંકળી દેવાં જોઇએ અને ધર્મ-કર્મ માટે દરેક મંડળોએ એક એક વિદ્વાન પુરોહિત અને ધર્મોપદેશ માટે એકએક વિદ્વાન પ્રાજ્ઞ સંન્યાસીને નિભાવવો જોઇએ. પુરોહિતો ભારતધર્મ મહામંડળ અગર સનાતન ધર્મસભા પાડવી શકે. આફ્રિકા માટે સંન્યાસીઓ તો રામકૃષ્ણ મઠમાંથી જ આવે એ યોગ્ય છે.

ટિલક શાળાના સંબંધમાં આવતાં પહેલાં જ દારેસ્સલામથી મધ્યસ્થ નિશાળ વિષેની પ્રવૃત્તિમાં હું વધારે સંડોવાયો. ૧૯૨૬ પહેલાં ટાંગાન્યીકાની સરકાર તરફથી હિંદી કેળવણી માટે કશો પ્રબંધ નહોતો અને સારાય દેશભરમાં હિંદીઓ પોતાના પદરથી નિશાળો ચલાવતા અને બાળકોને તથા કન્યાઓને પ્રાથમિક અંગ્રેજી અને ગૂજરાતીનું શિક્ષણ આપતા. દારેસ્સલામમાં કેળવણી માટે ખાસ કાળજી રાખનાર તરીકે થોડાંક નામો યાદદાસ્ત ઉપર તરી આવે છેઃ રા. મણિભાઇ અંબેલાલ દેશાઈ, રા. જમીનદાર, તથા રા. ભાનુશંકર ઠાકર ટિલક શાળાને વ્યવસ્થિત રાખવામાં અગ્રેસર ભાગ ભજવતા. રા. મણિભાઇ હરિભાઇ પટેલ, તથા ઠાકોરલાલ દેશાઇ હિંદુ મંડળની નિશાળ ચલાવવા માટે ખૂબ તનતોડ મહેનત કરતા. ખોજાઓ વગેરે પોતાની નિશાળો ચલાવતા. ૧૯૨૬ ના જુલાઇ માસમાં હિંદી કોમમાં "જો હિંદીઓ ૩૦૦૦ પૌંડ આપે તો અમે ૩૦૦૦ પૌંડ આપીએ અને એ શાળાનો વહીવટ અમે ચલાવીએ" એવી સરકાર તરફથી બહાર પડેલી વાત ચર્ચાતી હતી. થોડો વિરોધ, ખૂબ ચર્ચા અને ભાઇ દેશાઈની મહેનતથી તથા અગ્રણી વ્યાપારી મંડળની સહાનુભૂતિથી એ ૩૦૦૦ પૌંડ ભેળા થયા, અને મારે ભાગે કેળવણી ખાતાની સાથે અનેક ચર્ચાઓ કરવાનું તથા અભ્યાસક્રમની રૂપરેખા ઘડનારી સમિતિ સાથે સહકારનું કામ પણ આવ્યું. મારા રાજકીય વિચારો તથા કેળવણીના ભાત પાડતા કેટલાક આદર્શોને લીધે મારે કેટલીક વાર પ્રચંડ વિરોધ સહન કરવો પડયો છે. પરંતુ એકંદર રીતે ટાંગાન્યીકાની કેળવણીની શરૂઆત સરસ થઇ છે અને તેનું માન ત્યાંના સ્થાનિક કાર્યકર્તાઓને અને ખાસ કરીને ભાઇ દેશાઇને ઘટે છે. ત્યાંના ડિરેક્ટર ઓફ્ એજ્યુકેશન, મી. રિવર્સ સ્મિથ હમણાં જ નોકરી ઉપરથી નિવૃત્ત થયા છે અને તેમની પ્રેરણાને લીધે સરકાર તરફથી પણ હિંદી કેળવણીની વ્યવસ્થા માટે હિંદી કોમ સાથે ધીમે ધીમે ખૂબ સહકાર વધતો ગયો છે. હજી ઉણપો નથી એવું તો નથી જ; પરંતુ હિંદી કેળવણી માટે એક સુંદર મકાન, સરકારી ફંડ, હિંદીઓ માટે ખાસ કેળવણીવેરો, એક સહાયક નિયમાવલિ વગેરે અસ્તિત્વ ધરાવે છે અને સારો સમય આવતાં વધારે પ્રગતિ સાધી શકાશે તેમાં કશો સંદેહ નથી. મારાથી ભાગ્યવશાત્ ટાંગાન્યીકા જુલાઈની ૮ મી તારીખે છોડાયું અને દિવાની અદાલતની આજ્ઞાથી મારી મુસાફરી મારે મુલતવી રાખવી પડી. દરમિયાનમાં મને દીનબંધુ એન્ડ્રુઝનો તાર અને કાગળ મળ્યાં કે મારે મારો પૂર્વ આફ્રિકાનો નિવાસ ચાલુ રાખવો. એ જ વખતે આ પ્રદેશોના શાંત પડતા જતા જીવનમાં વિલાયતની કોન્ઝરવેટિવ સરકારે કીનિયાના ગોરાઓને વધારે રાજકીય હક આપવાનું સૂચવતો તથા કીનિયા સિવાયના બીજા પ્રદેશોને તેના સાથે સાંકળી દેવાની દરખાસ્ત મૂકતો

એક ખરીતો બહાર પાડયો. આ ખરીતા ઉપર હું વિચાર કરુ તે પહેલાં ભાઈ નાનજી કાલિદાસે મને કીનિયા તથા ઉગાન્ડા જોઈ જવાનું નિમત્રણ આપ્યું અને ગોવિન્દભાઇ પટેલ તથા બિહારીલાલ અનંતાણીએ મારું પોતાનું પત્ર કાઢવા અને આ પ્રદેશોમા વસવાનુ ચાલુ રાખવા ખૂબ મીઠો અને સ્નેહભરપૂર આગ્રહ કર્યો મેં સપ્ટેમ્બરની ૧૦મી તારીખે ટાગાન્યીકા છોડયું; ઝાંઝીબાર જોયું અને ૧૨ મી તારીખે કીનિયા તથા ઉગાન્ડા જોવા મોમ્બાસાને કિનારે ઊતર્યો. દરમ્યાનમા હિંદી સરકારને એક પત્ર તો લખી જ મોકલ્યો હતો કે નવી વિચારણાની એક ખાસ શરત એ તો હોવી જ જોઇએ કે "સામાન્ય મત-પત્રક" નો પ્રશ્ન નવેસરથી ઉપાડવો. મોમ્બાસા ઊતર્યો તે દિવસે મને ખબર નહોતી કે હું તે વખતે ઉગાન્ડા નહિ જાઉં અને કીનિયાના ક્રોધયુક્ત, કલુષતાપૂર્ણ વાતાવરણમાં હું ખેંચાઇ બધાઈ રહીશ.

ક્રમશઃ ] ઉછરંગરાય કે. ઓઝા

# નિ.ર્મા ણ.

[ ધ્વનિત . છંદ, શિખરિણી ]

હતૂં નિર્માયૂ કે ઉચિત વયને એહવિ, મુજ
મહેચ્છાઓ રોકી, બસ જવું તણાઇ સમયના
પ્રવાહોમાં—મ્હારુ હૃદય સમજે, ઓ સુનયના,
શોં રીતે, શા હાલે—સમ મરણ આકાંક્ષી મનુજ!

સુણે. તે. એ. હાલે. કર્યું સહન મ્હેં એવું ઘણું જ;
પછાડાઓ માર્યા, પણ સહુય વ્યર્થ, પ્રણયના
ઇસારા એ માટે સુરસ ફળ જેવા વિનયના—
નહીં લ્હેં, ના ઈશે અગર કરિ વિશ્વે મુજ ણુજ.

હતૂં નિર્માયૂં કે મરવું, નહિ મ્હારે—મરણથી,
વધુ બૂરી શિક્ષા, સહન કરવી, સાવધપણે:
ઉપાયો યોજીને નથિ, સુખો થવામાં સફળતા.

નહીં સંસર્ગેથી, પણ, રહું તહારા સ્મરણથી,
જરા કેરાં જાડયો મુજ જિવન જેથી અવગણે,
અને આવાં તાજાં ધ્વનિત જગને રે'ય મળતાં!

—પતીલ.

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૨]

છે અને બહુ અઘરું છે. એક વખત કમાન છટકી પછી શું કરશે તે કળી ન શકાય. આ મનોદશા જડ ઘાલી ગઈ છે. યુરોપ અમેરિકામાં જઈ આવ્યા પછી પણ આ મનોદશાથી તેઓ પૂરા મુક્ત થતા નથી.

ગામડાંની પ્રજાના બે દોષોને લીધે તેમની સાથે કામ કરવું અઘરું પડે છે. એ દોષો શહેરી પ્રજામાં પણ છે; વખતે એટલા બધા પ્રમાણમાં નહિ હોય. એક તો એનામાં નિશ્ચયબળ નથી એટલે શું કરવું તેનો સહેલાઈથી નિર્ણય કરી શકતો નથી અને દરેક માણસની દલીલથી તેને હલાવી શકે છે. હમણાં માનેલું બે મિનિટ પછી ન માને, ત્રીજો માણસ આવીને નવો માર્ગ સૂચવે તો તે પણ કબૂલ કરી લે. અને આ અસ્થિરતા સાથે તેઓમાં દઢતા નથી. સોંપેલું કામ કરે એવી તાલીમ ન હોવાને લીધે તે વિશ્વાસપાત્ર નથી. સોંપેલું કામ ન કર્યું હોય તો તેમાં ખોટું થયું છે, વિશ્વાસનો ભંગ થયો છે તે ખ્યાલ સરખો તેને આવતો નથી.

ઠાકરડાઓનો પ્રશ્ન સરકારને તેમ જ પ્રજાને ભવિષ્યમાં ત્રાસ આપવાનો છે. એમની આર્થિક સ્થિતિ દયાજનક છે, તેમની પાસે કુટુંબનું ભરણપોષણ થાય તેટલી જમીન ભાગ્યે જ હોય છે; એટલે સ્વાભાવિક રીતે તેમને ચોરી કરવી પડે છે. ચોરી કરે તેમાં નવાઈ પામવા જેવું તો નથી જ, ભલે શાસ્ત્રો અને પંડિતો યમનિયમોની વાતો કર્યા કરે. વ્યસનોથી ગેરલાભ થાય છે તે વાત તદ્દન સાચી, પણ નિરાશાથી ઘુંદાયેલા માણસોને અથવા ચિંતાથી પીડાતા માણસોને દુર્વ્યસનો લાગે તેમાં પણ નવાઈ નથી. આ લોકો લગભગ ખુલ્લી રીતે દારૂ ગાળે છે, ગાળીને પીએ છે અને વેચે પણ છે. એ એનો બીજો ધંધો ( Supplimentary industry) છે; એ પ્રજા છે શૂરવીર અને જ્યારે પૂરેપૂરી છંછેડાશે ત્યારે નરમ પોચી બ્રાહ્મણ-વાણિયા જેવી લોહી ચૂસનાર પ્રજાની ખરી કમબખ્તી છે. એ પ્રજાને શિક્ષણ મળતું નથી અને ફરજિયાત કેળવણીનો દંડ થાય છે, પણ તેમની આર્થિક સ્થિતિ સુધારવા માટે કોઈ પણ પ્રકારનો પ્રયાસ સરકાર કે પ્રજા તરફથી થતો નથી.

### ૩ કાર્યદિશા

ગામડાની પ્રજાની મનોદશા સમજવી કેટલી મુશ્કેલ છે તેનું થોડું વર્ણન થઈ ગયું. મારા જેવા અનુભવી કાર્યકર્તાઓને પણ તે હંફાવે એવી છે. ૧૯૧૯–૨૦માં અસહકારનું મોજું આવ્યું ત્યારે ગાંધીજી અને નેતાઓ એવી સલાહ આપતા હતા કે વિદ્યાર્થીઓએ ગામડે ગામડે જઈને ત્યાં કામ કરવું. તે વખતે કોઈ વિદ્યાર્થીઓ ગયા નહિ અને ગયા હોત તો તેમની શી વલે થાત તે સહજ કલ્પી શકાય એમ છે. મોટી ઉંમરના અને અનુભવી માણસો–વેપારીઓને પણ ગામડાના લોકો બનાવી ગયા છે. દષ્ટાંતો આપવાની જરૂર નથી.

સરકારી અમલદારો થોડું કાંઈ કામ ઉપાડે છે તે નિષ્ફળ જાય છે તે સમજી લેવાની જરૂર છે. ગુરગાંવમાં મોટો પ્રયત્ન થયો અને મિ. બ્રેઇને તેને જગતભરમાં 'બ્રોડકાસ્ટ' કર્યો. આજે તેની નિષ્ફળતા કોઈ પણ માણસ જોઈ શકે છે. આ અફળતાનાં કારણો બે છે: સહકારી મંડળીઓ કાઢવી, દવાખાનાં કાઢવાં, પુસ્તકાલયો અથવા વાચનાલયો કાઢવાં એવાં એવાં રચનાત્મક કામથી પ્રજાને રાહત મળે છે, પણ તેથી પ્રજાનું બળ વધતું નથી. બીજું અને ખરું કારણ તો એ છે કે પ્રજાના આત્મબળને વધારવાની જરૂર છે. જ્યાં સુધી બળ ન વધે, આત્મવિશ્વાસ ન વધે અને આત્મશુદ્ધિ ન થાય, મનનો મેલ ધોવાય નહિ અને પ્રજાહિતને માટે જુસ્સો ખીલે નહિ ત્યાં સુધી આ થીંગડાં દેવાથી અત્યંત જૂજ ફાયદો થવાનો છે. રચનાત્મક સુધારકો ખોટા ભ્રમમાં રવડ્યા કરે છે. પ્રજાને સાથ આપીને

તેમનામાં સ્વમાન ખીલવવાની જરૂર છે. નીડરતા આવવી જોઇએ. સ્વાશ્રય તો છે પણ તેને વ્યવસ્થિત રીતે વાપરવાની જરૂર છે.

યુરોપ-અમેરિકામાં લગભગ દરેક ગામમાં પ્રજાને સારે રસ્તે દોરનાર પાદરી, શિક્ષક અને દાક્તર હોય છે. ત્રણે સંસ્કારી અને શિક્ષિત હોય છે. એત્ર ણે નેતાઓ જુદા જુદા પ્રકારના સંસ્કારો નાખે છે. આપણાં ગામડાંમાં ધર્મગુરુ અભણ, અજ્ઞાન અને નકામા હોય છે. દરેક ગામડું નિશ્ચય કરે અને અભણ માણસોને કાઢીને સારા ચારિત્રવાન માણસોને પૂજારી-મહંત તરીકે બેસાડી દે અને ખરાબ માણસો સાથે અસહકાર કરીને તેમને જીવવું મુશ્કેલ કરી દે તો જરૂર ફાયદો થાય. દાક્તરો અથવા વૈદ્યોનો અભાવ તો જાણીતો છે. અમારા કસોલ તાલુકાની વસ્તી ૮૫,૦૦૦ થી ૯૦,૦૦૦ ની છે તેમાં માત્ર ત્રણ દવાખાનાં છે. બિચારા ગામડીઆઓને શી વૈદકીય રાહત મળી શકે? શિક્ષકો દરેક ગામડે તો નહિ પણ ધીમે ધીમે વધતી સંખ્યામાં ગોઠવાય છે; તે છતાં તેમનામાં સારા સંસ્કારો ઓછા પ્રમાણમાં હોય છે. જ્યાં શિક્ષકો સારા હોય છે ત્યાં આખું ગામ ઊજળું દેખાય છે. જ્યારે આપણે ગામેગામ આ ત્રણે નેતાઓને ગોઠવી શકીશું ત્યારે જ આપણા આર્થિક, સામાજિક, વૈદકીય વગેરે પ્રશ્નોમાં સારા સુધારા કરી શકીશું. પ્રજામાં હૃદયપલટાની જરૂર છે અને તેમની સાથે સતત સમાગમમાં આવે એવા માણસો જ તેમને સુધારી શકશે.

અમારી પ્રાર્થનાઓ હાલ તો આશ્રમની ભજનાવળીમાંથી લઇએ છીએ, પણ ગામડાંની પ્રજાને સ્પષ્ટ આશાઓ જોઇએ છીએ. એ પ્રજાને શાસ્ત્રાર્થો અને દલીલોની દરકાર નથી. અમુક ચીજ કર, અમુક ન કર એવી ચોખ્ખી સલાહ તે સમજે છે, અને તેમને માટે તેવી પ્રાર્થના, ખ્રીસ્તે જે પ્રાર્થના જનસમૂહને શીખવી હતી (*Holy Father who art in Heaven*) તેવી, યોજવાની આવશ્યકતા છે. જુવાન કાર્યકર્તાઓના જ એક જાતના યુનિફોર્મથી ભારે અસર થશે એમ હું માનું છું. સંઘશક્તિ વધારવા માટે મન અને લાગણી બન્નેને ખીલવવાના માર્ગો લેવા પડશે.

ગામડાંમાં નાના નોકરો, પટેલોના ત્રાસ ભારે છે; પણ તે દૂર કરવા ઘણા સહેલા છે. મોટા અમલદારો ભાગ્યે જ દુઃખ દે છે. પૈસા ખાય છે તો મોટી રકમો ખાય છે. મોટા નાનામાં સારા માણસો પણ હોય છે; એટલે જો દરેક અમલદાર નિશ્ચય કરે કે અન્યાય તથા જુલમના કેસો પકડાય તો તેમને ખૂબ સખત સજા કરવી તો આ દુઃખો દબાઇ જાય તેવાં છે. પણ અમલદારવર્ગ જડ અને નિષ્પ્રાણ રહેશે કે જાગતો રહેશે એ મોટો પ્રશ્ન છે.

અમારા કાર્યક્રમમાં એક સ્પષ્ટ નિરધાર કર્યો છે, કે પાસેના ગામડાને તૈયાર કરવાનું કામ અમારી સાથે કામ કરતા ખેડૂત ભાઇઓએ કરવું. તે ભાગ્યે કરતા થયા છે. જો આપણે ખેડૂતોને તૈયાર ન કરીએ તો આપણા કામની કિંમત જ નથી. એક માણસને બદલે એકવીસ થાય એવા આદર્શથી જ કામ ઉપાડયું છે.

આશ્રમ સ્થાપવાને લીધે પ્રજાને ફાયદાઓ થશે તે વિશે જરાયે શંકા રાખવા જેવું નથી. તે છતાં તેમને લાભ થતો હશે તેના કરતાં વિશેષ લાભ અમને આશ્રમવાસીઓને થતો જાય છે. અમારા દરેક કાર્ય તરફ લોકોની બારીક નજર છે. જો અમારે છાપ પાડવી હોય તો અમારે શુદ્ધ થયા વિના છૂટકો જ નથી. અમારી શુદ્ધિ અનિવાર્ય છે. અમને એ મોટામાં મોટો લાભ છે.

ઝવેરભાઈ અર્ધેન.



## ( ૧ ) ચીનનો સ્વભાવ અને પ્રજાસત્તાક રાજ્ય

ઉદ્ધૃત થયેલી અને ગુલામી ભોગવતી પ્રજા વિષે શિષ્ટ ગણાતો સમાજ કેટલો બેદરકાર રહે છે તે હિંદ અને ચીન વિષે પશ્ચિમની પ્રજામાં જે વહેમો અને હાસ્યજનક માન્યતાઓ પ્રચલિત છે તે ઉપરથી જણાય છે. હિંદુસ્તાન વિષે અમેરિકા અને ઇંગ્લાંડ જેવા સુધરેલા દેશોમાં કેવા કેવા વહેમો છે તે આપણે સારી પેઠે જાણીએ છીએ. ચીનની દશા વધારે સારી નથી. માર્કો પોલોના વખતથી ચીન વિષે જે વહેમો ત્યાંની સામાન્ય જનતામાં પ્રચલિત હતા તે હજુ કાયમ છે, કદાચ તેનું સ્વરૂપ સહેજ બદલાયું હશે. મિ. ઓ. એમ. ગ્રીન જેઓ વીસ વરસ સુધી ' નોર્થ ચાઇના ડેલી ન્યુઝ ' ના તંત્રી હતા અને જેમનો ચીન વિષેનો અભ્યાસ ઘણો સારો છે, તેમણે લખ્યું છે કે વીસ વરસના અંગત પરિચય પછીથી તેમનો—ચીનાઓના સ્વભાવનો—જે અનુભવ મળ્યો છે તે અને ઇંગ્લાંડની પ્રજામાં ચીનાઓ વિષે જે વહેમો ભરાયેલા તેમાં આસમાન જમીનનું અંતર છે. પહેલાં ઇંગ્લાંડના લોકો ચીનાઓને વિચિત્ર પ્રાણીઓની માફક ગણતા; હવે એકબીજાને ફાડી ખાવાને તત્પર એવાં પશુઓની માફક તેમની ગણના કરવા લાગ્યા છે. આ બન્ને માન્યતાઓ ખોટી છે. ચીનાઓના સ્વભાવમાં કેટલાંક ઉપરથી દેખાતાં વિસંવાદી તત્ત્વો છે, અને તેથી કેટલીક વાર ચીનની પ્રેમાળ પ્રજા વિષે વહેમો ફેલાય એ સ્વાભાવિક છે. બીજું એ છે કે પશ્ચિમના લોકો પૂર્વની પ્રજાઓને સહેજે સમજી શકતા પણ નથી. પરંતુ જો ઉપર ઉપર જણાતાં વિચિત્ર અને વિસંવાદી તત્ત્વોની પાછળ રહેલો ચીનની પ્રજાનો સુંદર સ્વભાવ સમજવા પ્રયત્ન કરવામાં આવે તો આ બધા વહેમો સહેજે નિર્મૂળ થાય. શ્રી. ઓ. એમ. ગ્રીને ચીનની પ્રજાના સ્વભાવનું સહાનુભૂતિભર્યું ચિત્ર દોર્યું છે તે ધ્યાન ખેંચે એવું છે તેથી અમે તે નીચે આપીએ છીએ.

પરસ્પર વિરોધી તત્ત્વો એ ચીનાઓના સ્વભાવનું સામાન્ય લક્ષણ છે. ચીનાઓ અત્યંત માયાળુ અને દયાવાળા છે, છતાં અસંત ક્રૂર કૃત્યો અત્યંત નિર્દય રીતે તેમને હાથે થયાં જાણ્યાં છે. બાળકો પ્રત્યે તેમનો અદ્ભુત પ્રેમ પ્રખ્યાત છે. તેમના વાલીપણા નીચે મુકાયેલાં બાળકોની તેઓ અત્યંત સ્નેહભરી કાળજી રાખે છે; છતાં હાડમારીના વખતમાં ગુલામી અને તેનાથી પણ ખરાબ દશામાં તેમને હડસેલી દેતાં તેઓ અચકાતા નથી. ઉદાર છે તેવા તેઓ કૃપણ છે. દુનિયાના વ્યવહારકુશળ વેપારીઓમાં તેમની ગણના થાય છતાં કેટલીક બાબતમાં ગમાર માફક તેઓ વર્તે છે. આવા વ્યવહારકુશળ વેપારીઓ મૂલ્ય વગરની અપાર વસ્તુઓ કેમ સંઘરી રાખે છે તે પશ્ચિમની પ્રજાના ભેજામાં ઊતરતું જ નથી. તેઓ કરકસરમાં કાબેલ છે, છતાં અઢળક ધન વેડફાઇ જાય તેની તેમને પરવા નથી. પ્રાચીન સમયની

મોટી પ્રખ્યાત નહેર, જૂની રેલ્વેઓ અને પૂલો પડયાં પડયાં નકામાં થઇ જાય છે તેની તેમને સહેજે પડી નથી. જો જરાક જ કાળજી રાખવામાં આવે તો આ ધનદોલત રોળાઈ ન જાય. ચીનો સામાન્યતઃ ઘણો જ વિવેકી અને સમજુ છે છતાં તે ક્રોધાન્વિત થયો તો તેનો મિજાજ એવો છે કે બધી મર્યાદા મૂકી દઇ તે નહિ કરવાનાં અપકૃત્યો કરી નાખે અને ભારે વિનાશ ઉપજાવે.

ચીનાનું માનસ આવું વિચિત્ર છે તેમ તેના શારીરિક ગુણ અવગુણો વિચિત્ર છે. ચીનનું બાળમરણપ્રમાણ અઢળક છે, તે ૭૩ ટકા છે. છતાં ચીનની વસ્તી વધી છે—જાણે માણસની મૂર્ખાઇ છતાં તેના ઉપર કુદરતનો વિજય હંમેશ ન થતો હોય! ગમે તેવી આબોહવામાં ચીનો જીવે છે. શીતકટિબંધમાં મૂકો કે ઉષ્ણ કટિબંધમાં, ચીનો જીવે છે. ગમે તેવી હાડમારીઓ ભોગવવાની એ શક્તિ ધરાવે છે છતાં એને એક ધક્કો મારો ને એ પડીને મરણશરણ થઇ જશે. શરીરે ભાઈ ઠીગુજી છે છતાં પડછંદ યુરોપિયન ઉંચકવાની હિંમત કરે તેના કરતાં વધુ બોજો આસાનીથી ઉંચકે છે. ચીના જેટલો ઉદ્યમી કોઈ નહિ હોય, છતાં એનું એદીપણું જગવિખ્યાત છે.

આવો પરસ્પરવિરોધી સ્વભાવ હોવા છતાં ચીનાની જોડે વહેવાર કરતાં જરાય મુશ્કેલી પડે એમ નથી. ચીનની પ્રજાના પ્રાચીન સુસંસ્કારો અને પ્રચલિત રિવાજોની દુર્ગમ દિવાલ હજુ ભેદાઈ નથી. આ જૂની પરંપરામાં નવા વિચારોના આક્રમણથી પરિવર્તન થવા માંડયું છે. ચીનના રાજ્ય કરનાર વર્ગમાં પાશ્ચાત્ય કેળવણી પામેલા ઘણા વિદ્યાર્થીઓ છે. આ લોકોના વિચારો અને વંશપરંપરાગત માન્યતાઓ વચ્ચે ઘર્ષણ ચાલી રહ્યું છે અને તેમાંથી નૂતન ચીનનો જન્મ થવાનો છે. અત્યારે તો આ ઘર્ષણ એ જ ચીનનો મહાપ્રશ્ન છે. ઓગણીસમી સદીનું ચીન અને વીસમી સદીનું ચીન જુદુ હશે તે નક્કી છે. ચીન જેવા મોટા ખંડની હિલચાલોથી અજ્ઞાત રહેવું દુનિયાને માટે યોગ્ય નથી અને અંગ્રેજોને તો પાલવે એમ નથી જ.

ચીનમાં રહેતા યુરોપિયનો વતનીઓ જોડે બહુ ભળતા નથી. ચીના નોકરો જોડે તેમના સંબંધ છે અને વેપારમાં હલકી જાતના ચીનાઓ જોડે તેઓ વહેવારમાં આવે છે; તેથી ચીનાઓ વિષે ખોટા ખ્યાલ બાંધીને તેઓ આવે છે. પરંતુ ચીનાનો બોલ દસ્તાવેજી પુરાવા જેવો છે એ કહેવત હજુ પણ ખોટી નથી. વેપારીઓમાં લુચ્ચા અને વાંકાબોલા લોકો કયા દેશમાં નથી મળતા? એટલે ચીના વાંકાબોલા છે કે બેવચની છે એવો જે એમના ઉપર આરોપ મુકાય છે તે ખોટો છે. મારી માન્યતા છે કે પાશ્ચાત્ય લોકો કરતાં તેઓ વેપારી પ્રામાણિકતામાં જરાય ઊતરતા નથી.

ચીના નોકરો વિષે બધાનો ઊંચો અભિપ્રાય છે. એમની રીતભાત સંસ્કારી માણસને શોભે એવી છે, અને મોભો એ બરાબર સમજે છે. મને એક પ્રસંગ યાદ આવે છે. એક નવવધૂએ પોતાના લગ્નના અંગે પહેલી 'પાર્ટી' આપી હતી બન્યું એમ કે પાર્ટી ચાલતી હતી તે દરમ્યાન રસોડામાં ચૂલો ફાટયો. મહેમાનોએ આ વિષે કશું જાણ્યું નહિ. ચીના નોકરે કાળજી રાખી કે 'મીસીસ'નું મન ઊંચું થાય એવું કશુંય કરવું નહિ. ઘરની આબરૂ રાખવાનો પ્રસંગ હતો, અને તેણે આબરૂ સાચવી. ચીના નોકરો વિષે એક આરોપ એ છે કે તે માલિકના પૈસા ખાઈ જાય છે. આ આરોપમાં અત્યુક્તિ છે. થોડા પૈસા બક્ષીસમાં એ

લે છે પણ તેના બદલામાં ચીનો આશ્ચર્યજનક સેવા કરે છે. જે દેશના લોકો હંમેશ અર્ધભૂખ્યા હોય અને જ્યાં 'કેમ છો.' કહેવાને બદલે 'ખાધું કે નહિ?' એ જ સવાલ ચિંતાથી પુછાતો હોય ત્યાં કામના બદલામાં 'બક્ષીસ' લેવાય તેમાં શું આશ્ચર્ય અને શો ભારે ગુનો? ચીનો ઘરમાંથી તેલ, મીઠું, હાથરૂમાલ, બટન વગેરે વસ્તુઓ ઉપાડી જાય છે; પણ કોઈ પણ વાર થાળીરકાબી, ઝવેરાતની વસ્તુઓ કે પૈસા ઊપડતા નથી.

કેટલીક આપત્તિની ઘડીમાં ચીનની પ્રજા મિજાજ ખોઇ બેસે છે પણ હમેશાં તેમનામાં સત્ય અને ન્યાયના પંથે ચાલવાની ચીવટ હોય છે. સામો પક્ષ સાચમાં હોય ત્યારે ચીનની પ્રજાએ બહિષ્કાર કે હુલ્લડનું શસ્ત્ર કોઇ પણ વખત ઉગામ્યું નથી. આ માટે અગણિત પુરાવા આપી શકાય એમ છે. પણ જ્યારે તેઓ સમજે છે કે તેમના પર અન્યાય જ થઇ રહ્યો છે ત્યારે ચીના કોઇનું પણ સાંભળતા નથી, અને કેટલીક વાર ન કરવાનું પણ કરી બેસે છે. પણ જો નિષ્પક્ષપાત પંચ વચ્ચે પડે તો તેનો ચુકાદો ખુશીથી સ્વીકારે છે; એટલું જ નહિ પણ આગલાં વેરઝેર પણ ભૂલી જાય છે. કૌટુંબિક ઝઘડા તરત શાંત થઈ જાય છે તેમ રાષ્ટ્રીય પ્રશ્નોનો નિકાલ પણ સહેલ છે.

'સંપી જંપીને જીવો' એ ચીનના લોકજીવનનું સૂત્ર છે. આ સંબંધી એક વાત યાદ આવે છે. એક ચીનો બહારવટીઓ આખી જિંદગી લોકોને પજવતો પજવતો ઘરડો થયો. એક શહેર પસંદ કરીને એણે ત્યાંનું પંચ બોલાવ્યું અને દરખાસ્ત કરી કે, મને તમારા શહેરમાં રહેવા દો. મારા સાથીઓ વખતોવખત શહેરમાં આવશે અને આરામ લઇ પોતાને કામે જશે. તમે તેટલું કરવા દેશો તો તેના બદલામાં કોઇ પણ બીજો બહારવટીઓ શહેરને જરા ય ત્રાસ ન કરે તે જોવાનું અમારું કામ છે. લોકોએ હા પાડી. સદરહુ બહારવટીઆએ પહેલાં આપેલા દરેક જાતના ત્રાસને લોકો ભૂલી ગયા અને સંપી જંપીને રહેવા લાગ્યા!

કૌટુંબિક જીવન એ ચીની પ્રજાની સંસ્કૃતિનો પાયો છે. બાળલગ્ન અને સંયુક્ત કુટુંબ એ મુખ્ય પ્રથાઓ છે. ગ્રામજીવન એટલે વિશાળ કૌટુંબિક જીવન. પિતૃપિંડ મૂકવાનું સ્થળ ગૃહ છે, ચીનાઓના જીવનનું મધ્યબિંદુ ગામડું છે, જેમ તાંબાનું નાણું ચીનના ચલણમાં મુખ્ય ભાગ ભજવે છે.

ઉપલું ચિત્ર જૂના ચીનાઓનું છે; છતાં ચીનના આધુનિક રાષ્ટ્ર વિષે ઘણુંખરું એ સાચું છે. કેટલાક કહે છે કે ચીનના આધુનિક નેતાઓએ પ્રજાકીય તંત્રની જે સ્થાપના ચીનમાં કરી છે તે તંત્ર જૂના ચીન સાથે બંધબેસતું થવાનું જ નથી. ચીનની પ્રાચીન સંસ્કૃતિ તેનાથી અસ્પૃષ્ટ રહેવાની છે અને અત્યારે જે વાયુ વાય છે તે ઉપર થઇને સીધો પસાર થઇ જશે પરંતુ ચીનના અંતરાત્માને અડકશે નહિ. આવી માન્યતા ધરાવે છે તેઓ ભીંત ભૂલે છે. ડો. સુન યાટ સેને ૧૯૧૧ની સાલમાં પ્રજાસત્તાક રાજ્યની પ્રતિષ્ઠા કરી અને રાષ્ટ્રનું પુનર્વિધાન કર્યું. ચીનના લશ્કરી સેનાનીઓએ પોતાની સ્વાર્થાન્ધતાઓ પોષવા આ સુંદર શરૂઆતને ધૂળભેળી કરી. બે દાયકાથી ચીનમાં અંધાધુંધી ચાલે છે તેનાં દુષ્ટ પરિણામોની ખરાબ અસર ચીનના જીવન ઉપર લાંબો વખત રહેશે. પાશ્ચાત્ય ડિગ્રીઓ મેળવેલા વિદ્યાર્થીઓ ભણેલા હતા પણ ગણેલા નહિ હોવાથી તેમણે કેટલીક જગ્યાઓએ ભાંગરો વાટ્યો એ પણ સાચું છે. છતાં એ ભૂલવું જોઇતું નથી કે આ બધા નવા બનાવો અને નવા સંસ્કારોની અસર ઊંડી થયેલી છે.

વ્યક્તિ. શબ્દના ખોખાને નહિ વળગી રહેતા એ ખોખાને વીંધીને એની અંદરનો આત્મા-ભાવ-'જોવો' જોઇએ, એટલું જ નહિ પણ એ શબ્દને આખા વાક્ય સાથેના સંબંધમાં, વાચવાની ટેવ પાડવી જોઇએ એ ટેવ 'મનન'માં ખેંચી જાય અને મનન પ્રકાશમાં દોરવી જાય **મનુષ્યનાં વર્તન વાચન-શ્રવણને નહિ પણ પ્રકાશને અનુસરીને થવાં** જોઇએ. વાચન-શ્રવણ તો પ્રાથમિક પગથિયુ માત્ર છે જે પ્રજા એ **નીચલા** પગથીએ ઊભીને જીવનને અવલોકે છે અગર જીવનક્ષેત્ર રચે છે તે પ્રજા હમેશ પસ્તાવાના જ દિવસો જોવાની

* *

વાચક અને લેખક ભલે ભિન્ન 'પથ'ના હોય, ભલે ભિન્ન 'દેશ'ના હોય, છતાય તેઓના ધ્યેય એક હોઇ શકે

વૃત્તિઓ વિવિધ હોવા છતા 'વ્રત' એક જ હોઈ શકે.

અને કોઇ વ્રત કદાપિ પરાર્થે લઈ શકાતું જ નથી

સ્વઅર્થે-પોતાની ગરજે જ લેવાય છે હરેક વ્રત

અને જેમ મોટો મનુષ્ય, તેમ મોટી ગરજ

અને જેમ મોટી ગરજ ( Necessity ) તેમ મોટુ વ્રત

દિગમ્બરતા સુધીનું વ્રત પણ એ વ્રત લેનારના **આંતરિક મથનની** ઉગ્રતા અને તેથી એનામા જાગેલી કોઈ અકથ્ય ઉગ્ર ગરજ સૂચવે છે નાગા શરીરની 'અંદરના મનુષ્ય'ની મહત્તા સૂચવે છે.

* *

'ગરજ' પ્રગટયા વગર વ્રત હોઇ શકે જ નહિ 'ગરજ' અને તેનું ફરજંદ 'ફરજ' બન્ને, કોઇ બહારથી **પ્રેરાતી** નહિ પણ અંદરથી **ઊપજતી** ચીજો છે પૃથ્વી પરની નહિ સ્વર્ગલોક-ની પેદાયશો છે બાહ્યજગતની નહિ, હૃદયાકાશની ઉત્પત્તિઓ છે

અંદરની 'ભૂખ' વગર મિષ્ટાન્ન પણ 'તંદુરસ્તી'ને હાનિકારક થઈ પડે અંદરની ગરજ વગરનું વાચન-લેખન કલેશકારી જ થઈ પડે,-બહારની ક્ષણિક ચળ ભાગે એ જુદી વાત છે

વાચક-લેખકના સંગ મોટે ભાગે વ્યભિચાર સમા હોય છે, એક બીજાની આંતરિક 'જરૂરિયાત' તૃપ્ત કરવાની ખાસિયત ધરાવતા જોડા-પતિપત્નીના કે વાચકલેખકના-ભાગ્યે જ બનવા પામે છે એ 'કૃપણતા' પણ કુદરતની આવશ્યકતા છે

* *

વાચવુ તે કે કે જેનાથી વાચવુ જ હમેશને માટે બંધ થાય! આજે 'વાંચી' જાણનાર કે 'શ્રવણ' કરી જાણનાર જ હજારોમા એક છે, તો 'લખી' જાણનાર કે 'બોલી' જાણનારનું તો પૂછવુ જ શું? આજે તો એક 'વ્રત' તરીકે, અભ્યાસ તરીકે, 'વ્યભિચાર'ના ફેલ તરીકે એ ક્રિયાઓ થાય છે Reading is an art, writing is an art જ્વલ્લે જ હોય છે અને 'આર્ટ' એ ભરપૂરતાનું સંતાન હોય, એની 'કિંમત' પણ 'પૂરા'થી જ અંકાઇ શકે

સ્વ૦ વાડીલાલ મો. શાહ

(જૂના લેખસંગ્રહમાંથી)

---

સંપાદક . ત્રિભુવન વીરજી દેસાઈ

## (૩) આપણી આગગાડી

સામાન્યતઃ આપણે હંમેશાં એમ સાંભળીએ છીએ કે ત્રીજા વર્ગના ઉતારૂઓને ભોગે પહેલા તથા બીજા વર્ગના ઉતારૂઓની સગવડ સાચવવામાં આવે છે. આ સંબંધમાં આંકડાઓથી સિદ્ધ કરવાનો યત્ન "સન્ડે ટાઈમ્સ"ના અધિપતિ એમ. એસ. કામઠે એક નાની પુસ્તિકા દ્વારા કર્યો છે. તેમાંનો ઉપયોગી ભાગ નીચે ઉતાર્યો છે.

છેલ્લા વર્ષ ૧૯૨૯–૩૦ (જેના આંકડા મળી શકયા છે) માં ઉતારૂઓને અંગે નીચે મુજબ આવક થઇ હતીઃ—

| | રૂપિયા | | રૂપિયા |
|---|---|---|---|
| પહેલો વર્ગ | ૧૦૧ લાખ | વચલો વર્ગ | ૧૫૮ લાખ |
| બીજો વર્ગ | ૧૮૩ લાખ | ત્રીજો વર્ગ | ૩૪૧૧ લાખ |

**એટલે કે આડત્રીસ કરોડની કુલ આવકમાંથી ૩૪ કરોડ રૂપિયા ત્રીજા વર્ગના ઉતારૂઓને અંગે આવ્યા હતા.**

બીજો વિચાર બેઠકની સગવડ તથા ઉતારૂઓની સંખ્યાનો કરવાનો છે.

| | બેઠકની સંખ્યા | ઉતારૂઓની સંખ્યા |
|---|---|---|
| પહેલો વર્ગ | ૩૩,૬૦૦ | ૮૦૪,૦૦૦ |
| બીજો વર્ગ | ૫૨,૦૦૦ | ૯,૧૨૫,૦૦૦ |
| વચલો વર્ગ | ૭૭,૩૦૦ | ૧૭,૯૦૦,૦૦૦ |
| ત્રીજો વર્ગ | ૧,૦૪૦,૧૦૦ | ૬૦૬,૪૬૮,૦૦૦ |

બીજા શબ્દોમાં કહીએ તો ત્રીજા વર્ગની દરેક બેઠક વર્ષમાં ૬૦૦ ઉતારૂઓ વાપરે છે, ત્યારે પહેલો વર્ગ માત્ર ૨૫ ઉતારૂઓ વાપરે છે. વધારે બારીકાઇથી જોતાં, સગવડ હોય તે કરતાં ત્રીજા વર્ગના બમણા ઉતારૂઓ આગગાડીમાં લઈ જવામાં આવે છે, ત્યારે પહેલા વર્ગની જગ્યા વર્ષમાં સરેરાશ અગિયાર મહિના ખાલી પડી રહે છે. એક આખો મહિનો પણ તેનો ઉપયોગ થતો નથી—વર્ષમાં માત્ર પચીસ વખત જ વપરાય છે. બાકીના દિવસોમાં તે ખાલીખમ પડી રહે છે અને રાજ્યખર્ચે તેને નિભાવવામાં આવે છે. કદાચ એમ હોય કે પહેલા વર્ગના ઉતારૂઓ ત્રીજા વર્ગ કરતાં લાંબી મુસાફરી કરતા હોય, તોપણ આ નુકસાન અસહ્ય છે.

આ નુકસાનની ગણતરી કરવાની બીજી રીત પણ છે. મેઇલ ગાડીમાં ઊંચા વર્ગના ડબાની સંખ્યા, આખી આગગાડીની અર્ધી કે ત્રીજા ભાગની હોય છે. ફક્ત ધીમી ચાલતી ગાડીઓમાં તથા પેસેન્જર ગાડીમાં તે સંખ્યા $\frac{1}{5}$ કે $\frac{1}{6}$ જેટલી હોય છે. કેટલી યે એવી ગાડીઓ છે કે જેમાં ઊંચા વર્ગના ઉતારૂઓના નોકરો માટે રાખેલ ત્રીજા વર્ગ સિવાય, ત્રીજા વર્ગ માટે બીજા ડબાઓ હોતા નથી. સરેરાશ ગણીએ તો ઉપરના વર્ગના ઉતારૂઓ માટે ગાડીનો ચોથો ભાગ અનામત રખાય છે તેમ કહીએ તો ખોટું નથી.

એવી વસ્તુસ્થિતિ હોવાથી આ વર્ગની આવક, કુલ આવકનો ચોથો ભાગ હોવી જોઇએ. પણ ખરી વસ્તુસ્થિતિ શું છે? ખરેખરી આવક તો માત્ર નવમા ભાગની છે. બીજા શબ્દોમાં, ઉચ્ચ વર્ગના ઉતારૂઓએ રાજ્યને ૧૧ કરોડ રૂપિયા આપવા જોઇએ, ત્યારે તેઓ માત્ર ચાર જ કરોડ આપે છે અને આ રીતે વાર્ષિક સાત કરોડનું નુકસાન કરે છે.

ઉચ્ચ વર્ગની બધી જગ્યાઓ ગાડીમાંથી કાઢી નાખી હોય તો જે સુખદ સ્થિતિ ઉત્પન્ન થાય તેનો જરા વિચાર કરો. ગાડીમાં માત્ર એક જ પ્રકારની સગવડ હોય—પછી ભલે તે પહેલા વર્ગની હોય કે ત્રીજા વર્ગની. પહેલાં તો ઉતારૂઓની મોટી સંખ્યાની સગવડો વધશે. હદ ઉપરાંત ઉતારૂઓને લઈ જવાનું અથવા તો અત્યારે ચાલતી ગંદકી કંપની રહેવા દે તે બનવું અસંભવિત છે. સગવડ વધવાથી મુસાફરી વધશે અને પરિણામે વધારે કમાણી થશે.

આવી રીતથી 'મહાપુરુષો'ને જરા પણ અગવડ થશે નહિ. તેમને વધારે સગવડ જોઇતી હોય તો તેઓ અમુક ખાનાં, અગર આખા ડબા અનામત રાખી શકે છે. આ ગોઠવણથી તેમને બધું મળી જશે, અને સાથે સાથે રાજ્યને પણ કંઈ નુકસાન નહિ થાય.

છોટાલાલ માનસિંગ કામદાર

## (૪) હિંદનો અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન

પ્રત્યેક રાષ્ટ્રની આર્થિક, સામાજિક તથા રાજકીય પ્રગતિ તે રાષ્ટ્રની પ્રજાના સામર્થ્ય પર અવલંબે છે; વળી દરેક રાષ્ટ્રની પ્રજાનું સામર્થ્ય તે રાષ્ટ્રમાં વસતા માનવજનોની સંખ્યા ઉપરાંત તેમણે પ્રાપ્ત કરેલી કેળવણીમાં, તે દ્વારા થએલા તેમના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસમાં અને તેમની કાર્યદક્ષતામાં સમાએલું છે. પ્રજા એટલે રાષ્ટ્રની સમૃદ્ધિનો પાયો, તેની પ્રગતિનો મુખ્ય સ્થંભ. એટલે રાષ્ટ્રની પ્રજા સામર્થ્યવાન હોતાં તે રાષ્ટ્રની સર્વમાર્ગીય પ્રગતિ થવાનો માર્ગ સરળ થાય છે; પ્રજાનું સામર્થ્ય ઘટતાં તે પણ સર્વ માર્ગે પીછેહઠ કરતું જાય છે.

હિંદના પ્રજોત્પત્તિપ્રશ્નનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે પ્રજાનો શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ તેમની સમૂહસંખ્યા સાથે સરખાવતાં ઘણો જ નજીવો છે. આપણું ટૂંકું આયુષ્ય, આપણી નિર્બળતા, કેળવણીનું ઓછું પ્રમાણ, આપણા આ મંતવ્યને ટેકો આપે છે. વળી સર્વસામાન્ય સિદ્ધાંત મુજબ દરેક રાષ્ટ્રની પ્રજા વધતા ઓછા પ્રમાણમાં કાળ જતાં વધતી જ જાય છે:

"હિંદમાં જુદે જુદે સમયે લેવાયેલા વસ્તીપત્રકો તપાસતાં માલમ પડે છે કે, ઈ. સ. ૧૮૭૨ થી ઈ. સ. ૧૯૨૧ સુધીનાં ૪૯ વરસ દરમ્યાન હિંદની પ્રજામાં આશરે ૧૧·૩ કરોડનો ઉમેરો થયો હતો. પરંતુ વસ્તી આટલી વધવાનું કારણ, ફક્ત વધતા જતા જન્મપ્રમાણને આભારી નહોઈ; આ દરમ્યાન હિંદનો વિસ્તારપ્રદેશ અનેક કારણોને લઈને વધતો જતો હતો, અને પ્રજામાં થએલો ૫·૯ કરોડ જેટલો ઉમેરો આ કારણને લીધે હતો; એટલે હિંદની પ્રજામાં ખરો વધારો તો ૫·૪ કરોડ જેટલો જ હતો. ઈ. સ. ૧૯૩૧ ના વસ્તીપત્રક મુજબ હિંદની વસ્તી ૩૫·૧૫ કરોડ એટલે જગતની પ્રજાના ૧૮ ટકા જેટલી છે; ઇ. સ. ૧૯૨૧-૩૧ દરમ્યાન હિંદની પ્રજામા લગભગ ૩·૨ કરોડ જેટલો ઉમેરો થયો છે. આ ઉમેરો આશ્ચર્ય પમાડે એવો છે કારણકે પૂર્વે હિંદમાં કદી પણ આવો ઉમેરો થવા પામ્યો નહોતો." ×

× શ્રી રજનીકાન્ત દાસના "*Over-Population Problem In India*" માંથી

હિંદની પ્રજામાં જુદા જુદા સમયે થયેલો ઉમેરો નીચે મુજબ પ્રદર્શિત કરી શકાય :

| | | | |
|---|---|---|---|
| ઇ. સ. ૧૮૭૨–૮૧ | – ૧·૫% | ઇ. સ. ૧૯૦૧–૧૧ | – ૬·૪% |
| ઇ. સ. ૧૮૮૧–૯૧ | – ૯·૬% | ઇ. સ. ૧૯૧૧–૨૧ | – ૧·૨% |
| ઇ. સ. ૧૮૯૧–૧૯૦૧ | – ૧·૪% | ઇ. સ. ૧૯૨૧–૩૧ | – ૧૦·૨% |

## હિંદમાં અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન છે?

કેટલાક અર્થશાસ્ત્રીઓ માને છે કે હિંદમાં જે અતિપ્રજોત્પત્તિ ભાસે છે, તે હિંદની પરિસ્થિતિનું બારીક નિરીક્ષણ કરતાં અતિપ્રજોત્પત્તિ નથી એમ માલુમ પડશે. તેમના મત પ્રમાણે હિંદની જમીનના ખેડી શકાય એવા ઘણા ભાગનો ગેરઉપયોગ થાય છે; જો તેવા ભાગને સુધારીને ખેતીના કામમાં લેવામાં આવે તો હિંદ અત્યારે પોષે છે તેથી વધુ વસ્તીનું પોષણ કરી શકે. વળી પ્રજાનો મોટો ભાગ ગરીબ હોઇ પાશ્ચાત્ય દેશોમાં વપરાતાં મોટા પ્રમાણમાં ઉત્પાદન કરી શકે તેવાં યંત્રો ખરીદવાને તથા વાપરવાને અસમર્થ છે. જો હિંદી પ્રજાની ગરીબી આડે આવતી ન હોત તો હિંદની પ્રજાને ભૂખમરાના દિવસો જોવાનો સમય ન આવત. વળી હિંદને કુદરતે અણમોલી બક્ષીસો આપી છે. હિંદમાં વિશાળ ફળદ્રૂપ જમીન છે. આખા વરસ દરમ્યાન પાણીથી ભરપૂર રહે તેવી નદીઓ છે, મહાપર્વતો અને જંગલો છે; ઋતુઓ પણ નિયમિત છે, આબોહવા પણ સર્વ જાતોના લોકોને અનુકૂળ હોય તેવી જુદા જુદા પ્રકારની છે. હિંદમાં દરેક જાતનું અનાજ, શાકભાજી, ફળફૂલ તથા વૃક્ષો ઉત્પન્ન થાય છે; જુદી જુદી જાતનાં પ્રાણીઓ પણ વસે છે; જુદી જુદી જાતની ધાતુઓની ખાણો છે; વળી ત્રણે બાજુએ ૪૫૦૦ માઇલ જેટલો લાંબો સમુદ્રકિનારો છે. આ કુદરતી બક્ષીસો જોતાં હિંદ એક તવંગર પ્રદેશ છે; પરન્તુ હિંદની આર્થિક ગરીબી આ અણમોલી કુદરતી બક્ષીસોનો સંપૂર્ણ ઉપયોગ કરવા દેવામાં આડે આવે છે. વળી હિંદની પ્રજાનો મોટો ભાગ અન્નાહારી છે, માંસાહારી થવું એ તેમના ધર્મની વિરુદ્ધ છે. હિંદના વિશાળ સમુદ્રપટને લીધે તથા નદીઓને લીધે માછલીનું ઉત્પાદન પણ મોટા પ્રમાણમાં થાય છે. જો પ્રજા માંસાહારી હોત તો ભૂખમરાના લગભગ અડધાઅડધ પ્રશ્નનું નિરાકરણ થઇ શકે. હિંદની કંગાળ સ્થિતિનું કારણ પરદેશી રાજ્યસત્તા છે એવું તો હવે દરેકનું માનવું છે. જ્યારે ભારતવર્ષમાં રાષ્ટ્રીય સત્તાની સ્થાપના થશે ત્યારે હિંદ શું નહિ કરે? હિંદે ગુમાવેલું ગૌરવ ફરી પ્રાપ્ત કરવાનો દરેક પ્રયત્ન કરશે. અને ત્યારે હિંદમાં આના કરતાં પણ વધુ પ્રજાનું પોષણ કરવાનું સામર્થ્ય આવશે. અર્વાચીન સમયમાં હિંદ પર કુદરતની મહેર છે, ભાગ્યદેવીની મહેર નથી. હિંદમાં અત્યારે ભાસતી અતિપ્રજોત્પત્તિ ખરી અતિપ્રજોત્પત્તિ નથી, પરંતુ હિંદની પ્રજાની દરિદ્રતાનું દર્શન છે.

પરંતુ સામાન્ય મત મુજબ હિંદમાં અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન જીવતો અને જાગતો છે. ઉપર વર્ણવેલી દલીલોમાં આદર્શતાનું દર્શન છે. આપણે આપણી આધુનિક પરિસ્થિતિ વિસરી જઇ આપણા મનોમંદિરમાં સ્થાન કરી રહેલી આદર્શ ભૂમિમાં વિચરીએ છીએ. હિંદને કુદરતે અણમોલી બક્ષીસો આપી છે, પરંતુ એ બક્ષીસોનો ઉપયોગ કરવાની શક્તિ હિંદની પ્રજામાં ક્યાં છે? અત્યારે તો હિંદની પ્રજા નિર્બળ છે, નિર્માલ્ય છે, લોકો મરવાની આશાએ જીવી રહ્યાં છે, તેમની પાસે આજીવિકા માટે પૂરતાં સાધનો નથી. તેમનામાં મોટા પ્રમાણમાં ઉત્પાદન કરે તેવાં યંત્રો ખરીદવાની સ્થિતિ પણ નથી, અને અજ્ઞાનતાને લીધે તે

વાપરવાની બુદ્ધિ પણ નથી પરિણામે હિંદની પ્રજામા ઉમેરો થાય છે તે છતા પણ તે પ્રમાણમાં વધુ ઉત્પન્ન કરવાની શક્તિ હિંદ ધરાવતુ નથી આ પ્રશ્નનો નિર્ણય ભવિષ્યની દષ્ટિએ કરવો યોગ્ય નથી, પરતુ વર્તમાનકાળની જીવંત પરિસ્થિતિનુ અવલોકન કરીને કરવો જોઇએ આ દષ્ટિએ જોતા હિંદમા અતિપ્રજોત્પત્તિ મોજૂદ છે એ ચોક્કસ જ છે

અતિપ્રજોત્પત્તિનાં મુખ્ય કારણો

૧ જન્મનું પ્રમાણ મૃત્યુના પ્રમાણ કરતા બેહદ વધુ હોતા અતિપ્રજોત્પત્તિ થવાનો સભવ છે અત્યારે હિંદમા જન્મપ્રમાણ મૃત્યુપ્રમાણ કરતા બેહદ વધારે છે એમા લેશમાત્ર પણ શક નથી

"ઈ સ ૧૮૫૫ થી ઈ સ ૧૯૨૧ સુધીનુ વાર્ષિક સરેરાશ પ્રમાણ કાઢતા ૨૫૪ થાય છે કે હિંદની વસ્તીમા તે સમય દરમ્યાન વાર્ષિક સરેરાશ ઉમેરો તો ૪૮ ટકા જેટલો જ થવા પામ્યો હતો ઈ સ ૧૯૩૧ નું વસ્તીપત્રક જોતા માલમ પડે છે, કે છેલ્લા દશકા દરમ્યાન હિંદની પ્રજામા વાર્ષિક સરેરાશ ઉમેરો લગભગ ૧ ટકા જેટલો થવા પામ્યો છે આ સમય દરમ્યાન જગતના બીજા કોઇ પણ દેશમા જન્મનું પ્રમાણ આટલુ બધુ વધ્યુ નથી"

ઇ સ ૧૯૨૧ સુધી હિંદની પ્રજામા થએલા મદ ઉમેરાનુ કારણ મંદ જન્મપ્રમાણ નહોતુ, પરતુ અનેક કારણોને લીધે તે સમય પહેલા વધી પડેલુ મૃત્યુપ્રમાણ હતુ ગઇ સદીના છેલ્લા વરસો દરમ્યાન હિંદમા ભયકર દુકાળોએ દેખા દીધી હતી ઇ સ ૧૯૧૮મા ઇન્ફલ્યુએન્ઝાએ અનેકના પ્રાણ ઝડપી લીધા હતા પરતુ ઇ સ ૧૯૨૧-૩૧ ના દસકા દરમ્યાન હિંદ દુકાળના તથા મહારોગોના પજામા સપડાયુ નહોતુ અનેક સહાયકારક યોજનાઓ અસ્તિત્વમા લાવવામા આવી હતી આને લીધે ગુજરાતમા, દક્ષિણ હિંદમા, બગાળામા તથા સિંધમા આવેલી મહા રેલો પણ વધતા જતા જન્મપ્રમાણ પર પૂરતો અકુશ રાખવા અસમર્થ હતી

૨ વળી પ્રજાનું આરોગ્ય સુધારવાના અનેક પ્રયાસો આ સમય દરમ્યાન થયા હતા હિંદભરમા સ્થળે સ્થળે બાળમહોત્સવ ઉજવાતી, બાળઉછેરને લગતા ભાષણો થતા, અને તે દ્વારા બાળઉછેર વિષેની કેળવણીનો પ્રચાર હિંદી જનતામા થતો ગયો વળી પ્રસૂતિગૃહોની સ્થાપના ઠેરઠેર કરવામા આવી, હિંદી સ્ત્રીઓની પ્રસૂતિક્રિયા છેવટનામા છેલ્લી સુધરેલી ઢબે થવા માડી પરિણામે પ્રસૂતિસમયે સ્ત્રીઓના તથા બાળકોના થતા મૃત્યુનું પ્રમાણ દિન પર દિન ઘટતું ગયુ આનું શુભ પરિણામ એ આવ્યુ કે મૃત્યુપ્રમાણ જન્મપ્રમાણ કરતાં ઓછુ થતું ગયુ હિંદમા માલમ પડતી અતિપ્રજોત્પત્તિનુ એક કારણ આ પણ લેખી શકાય

૩ થોડે ઘણે અંશે હિંદની અતિપ્રજોત્પત્તિ આપણી લગ્નસંસ્થા તથા સંયુક્ત કુટુંબ સંસ્થાને અને સામાજિક રૂઢિઓને પણ આભારી છે લગ્ન કરવુ એ હિંદીવાસીની ધાર્મિક ફરજ છે, કારણકે પુત્રપ્રાપ્તિ વિના આપણા આત્માનો ઉદ્ધાર થવો અશક્ય છે, એ આપણા ધર્મપ્રવર્તકોનું કથન છે પ્રાચીન કાળમા લગ્ન મોટી વયે જ થતા. આથી જે પ્રજા તે સમયે ઉત્પન્ન થતી તે પ્રજા વીર્યવાન તથા તેજસ્વી હતી આને લીધે હિંદ તે સમયે મહાતત્ત્વચિંતકો, મહાકવિઓ, ધર્મશાસ્ત્રીઓ નિપુણ કલાકારો, ઇતિહાસકારો, મહાયોદ્ધાઓ તથા અર્થશાસ્ત્રીઓ જગતને આપી શક્યુ પરતુ મધ્ય યુગમા મુસ્લીમ રાજ્ય હિંદમા સ્થપાયુ, તે ત્રાસદાયક દિવસોમા નાની બાળાઓના હરણ થતા અને તેથી સમયને અનુસરતી બાળલગ્નની પ્રથા અસ્તિત્વમા આવી

આ બાળલગ્નની પ્રથા અદ્યાપિ પર્યંત જીવંત રહેલી છે. અત્યારની આપણી નિર્બળતા, નિર્માલ્યતા, નિર્ધનતા મુખ્યત્વે કરીને બાળલગ્નને આભારી છે. બાળલગ્નને લીધે આપણું યૌવન વહેલું હણાતું જાય છે, આપણું કૌવત નાશ પામતું જાય છે, જીવન વેડફાતું જાય છે. પરિણામે પ્રજા નિર્વીર્ય જન્મતી જાય છે. વળી લગ્ન તથા મરણપ્રસંગે મોટા ખરચો કરવા પડે છે; અને ઘણી વાર આવક કરતાં ખરચ વધુ થતાં આપણી આર્થિક નિર્બળતા દિન પર દિન વધતી જાય છે.

વળી સમાજના સંકુચિત વાતાવરણમાં આપણે ઊછરતા હોઇ આપણો શારીરિક તથા માનસિક વિકાસ મંદ પડી ગયો છે. આપણું આયુષ્ય ટૂંકું થઇ ગયું છે. આપણામાં આર્થિક નિર્બળતા આવી વસી છે. પરિણામે વધતી જતી પ્રજાનું ભરણપોષણ કરવું અશકય થતું જાય છે અને અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન આપણી સમક્ષ ખડો થાય છે.

સંયુક્ત કુટુંબસંસ્થા પણ હિંદની અતિપ્રજોત્પત્તિમાં મુખ્ય ફાળો આપી રહી છે. આ સંસ્થાની સ્થાપના ઉચ્ચ આર્થિક, સામાજિક તથા નૈતિક આદર્શોને આધારે કરવામાં આવી હતી; પરંતુ આધુનિક સમયમાં આ સંસ્થાનો ગેરલાભ નિરુદ્યમી પુરુષો લે છે. સંયુક્ત કુટુંબનો વડો કુટુંબની પ્રત્યેક વ્યક્તિનું ભરણપોષણ કરવા બંધાએલો છે, અને કુટુંબની મિલકતમાં દરેકનો સરખો હિસ્સો છે. પરિણામે નિરુદ્યમી પુરુષો કુટુંબની સંખ્યામાં વધારો કરતા જ જાય છે, અને બાળલગ્ન સંસ્થા તેમને સહાય કરે છે. જન્મેલાં બાળકોનું કે ભવિષ્યનાં જન્મનારાં બાળકોનું ભરણપોષણ કરવાનું તેમને માથે નથી એમ તે નિરુદ્યમી પુરુષો સમજે છે, અને તેથી તેઓ તેમની વિષયવાસના એક પશુની જેમ પોષે છે. આવા નિરુદ્યમી પુરુષો જ્યાં જ્યાં સંયુક્ત કુટુંબ સંસ્થા છે–મુખ્યત્વે કરીને ગામડાંમાં–ત્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે. આવા બિનજવાબદાર પુરુષો હિંદની અતિપ્રજોત્પત્તિમાં મુખ્ય ફાળો આપી રહ્યા છે.

૪. હિંદની અતિપ્રજોત્પત્તિ દેશમાં અત્યારે ઠેરઠેર માલમ પડતી બેકારી, દરિદ્રતા તથા અજ્ઞાનતાને પણ આભારી છે. પરદેશી રાજ્યસત્તાનો અમલ થતાં દેશના જૂના હુન્નર-ઉદ્યોગો ધીરેધીરે નાશ પામતા ગયા અને યંત્રયુગે તો તેમનો તદ્દન જ નાશ કર્યો. આનું પરિણામ એ આવ્યું, કે હિંદનો ખેડૂતવર્ગ વરસમાં ચાર મહિના સુધી બેકાર રહેવા માંડયો. હિંદ ખેતીપ્રધાન દેશ હોઇ, હિંદના આ ૭૪ ટકા વસ્તીવાળા ભાગને વરસમાં ફક્ત આઠ જ મહિના કામ મળે છે. વળી અનિયમિત વૃષ્ટિ, રેલ તથા તીડોનાં ટોળાં વારંવાર તેના પાકને નુકસાન પહોંચાડે છે, અને હાલમાં કિંમતમાં થએલા ઘટાડાને લીધે તે પૂરો ગરીબ બન્યો છે. આ ઉપરાંત બાળલગ્ન સંસ્થાએ, સંયુક્ત કુટુંબ સંસ્થાએ, સામાજિક કુરૂઢિઓએ તથા સરકારના ભારે જમીનમહેસૂલે તેની ગરીબીમાં ઉમેરો કર્યો છે. આ ગરીબીમાં અજ્ઞાનતા તેને શાપરૂપ નડે છે. તેને પૂરતું ખાવાનું મળતું નથી, અને તેથી હિંદની પ્રજાનો મોટો ભાગ દુર્બળ બની ગયો છે. પરિણામે અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે.

**અતિપ્રજોત્પત્તિની અસર :**

પ્રજાજનોની સમૂહસંખ્યા જે પ્રમાણમાં વધી છે તે પ્રમાણમાં આપણી ઉત્પાદન-શક્તિ વધી નથી, અને તેથી અતિપ્રજોત્પત્તિપ્રશ્ન ઉપસ્થિત થયો છે; તેમ થતાં ભૂખમરાએ હિંદમાં ઘર ઘાલ્યું છે. વળી વધુ ઉત્પાદન કરવાનાં સાધનો પણ પૂરતાં નહિ હોઇ બેકારી પણ વધી છે; બેકારી અને ભૂખમરો બંને મળીને પ્રજાને ગરીબ બનાવે છે.

બેકારી તથા ગરીબી અતિ પ્રજોત્પત્તિનાં કારણો તેમ જ પરિણામો પણ લેખી શકાય. આને લીધે પ્રજા નિર્બળ બનતી ગઈ છે પ્રજામાં શારીરિક તથા માનસિક વિકાસ સાધવાનાં સાધનો તથા શક્તિ રહી નથી. વળી આપણી સરેરાશ આવક પણ ઘણી ઘટી છે, અને તેથી કરીને એક સામાન્ય હિંદી જન સારી કેળવણી લઈ શકતો નથી; તેનામાં પાશ્ચાત્ય દેશોના મનુષ્યમાં છે તેવી કાર્યદક્ષતા પણ નથી; તેનું બુદ્ધિચાતુર્ય ખીલી શકતું નથી; તે દેશની આર્થિક, નૈતિક, રાજકીય, સામાજિક અને સાહિત્યની ઉન્નતિમાં ફાળો આપી શકતો નથી વળી અતિપ્રજોત્પત્તિને લીધે રોગ, મરકી અને દુકાળ પણ આપણા દેશમાં ઘર ઘાલી બેઠાં છે. અર્વાચીન સમયમાં આરોગ્ય સુધારવાના અનેક પ્રયોગો, અનેક ભાષણો થતાં હોવા છતાં, રોગ અને ભૂખમરાને તે નિર્મૂળ તો નથી જ કરી શક્યા; પ્રજાને પ્રગતિ કરવા પૂરતું બળ આપવામાં તે પ્રયોગો સફળ નથી જ થયા. જ્યાં સુધી અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન આપણા દેશમાં ઊભો જ રહ્યો છે ત્યાં સુધી રોગનો તથા દુકાળનો ભય આપણા શિર પર ઝઝૂમી જ રહ્યો છે.

## અતિપ્રજોત્પત્તિ-પ્રશ્નનું નિરાકરણ શી રીતે થાય ?

જન્મનું પ્રમાણ હાલ છે તેના કરતાં ઓછું થાય તો અતિપ્રજોત્પત્તિ કાંઈક અંશે દૂર કરી શકાય. જન્મનું પ્રમાણ બે રીતે ઘટાડી શકાય: (૧) સંતતિનિયમન પદ્ધતિદ્વારા; (૨) સંયમદ્વારા. પાશ્ચાત્ય દેશોમાં પ્રથમ રીત પ્રચલિત છે, અને પાશ્ચાત્ય સંસ્કૃતિની મોહિનીને વશ થયેલા માનવો એમ જ માને છે કે હિંદુસ્તાનની પ્રજાસંખ્યા ઘટાડવાનું આ એક જ સાધન છે; સંતતિનિયમન પદ્ધતિદ્વારા માણસ પોતાની વિષયવાસના તૃપ્ત કરી શકશે, અને તેમ છતાં પણ ભવિષ્યમાં બાળકના જન્મનો ભય તેને રહેશે નહિ. વળી મનુષ્ય પોતાનું આરોગ્ય પણ જાળવી શકશે. પરંતુ આ પદ્ધતિના વિરોધીઓ માને છે કે સંતતિનિયમન પદ્ધતિનું પાલન કરવું એટલે કુદરતનો વિરોધ કરવો, અને કુદરતનો વિરોધ કરવો એ એક મહાપાપ છે. વળી આ પદ્ધતિ સમાજજનોને અધોગતિના માર્ગે લઈ જાય છે, તેમનું માનસ નબળું પાડે છે અને આપણા જીવનમાં અનીતિનો પ્રચાર કરે છે. વળી આ પદ્ધતિનું જ્ઞાન તથા તેનું પાલન કરવાની શક્તિ ઉચ્ચ કેળવાએલા વર્ગોમાં જ હોઈ, તે પદ્ધતિ પ્રમાણે વર્તતાં હિંદમાં કેળવાએલા વર્ગની સંખ્યા દિવસે દિવસે ઘટતી જશે, અને હિંદના કટોકટીના પ્રસંગે બુદ્ધિશાળી પુરુષોની ખોટ પડશે; તેમ થતાં હિંદની સામાજિક, રાજકીય, આર્થિક તથા માનસિક પ્રગતિ સાધવાનું કાર્ય મુશ્કેલ થતું જશે.

સામાન્ય મત મુજબ સંયમ એ જ હિંદનો ઉદ્ધાર કરનાર શસ્ત્ર છે. સંયમ એટલે વિષયોત્પાદક ઇંદ્રિયો પર કાબુ ધરાવનારી માનસિક શક્તિ. સંયમવૃત્તિ કેળવવા કાજે હિંદમાં કેળવણીનો પ્રચાર કરવો આવશ્યક છે; તે દ્વારા આપણું માનસ સુધરશે, આપણું જીવન ઉજમાળી શકાશે, અને આપણી બુદ્ધિશક્તિ પણ ખીલશે, અને આપણે પુણ્યવંતું જીવન ગાળવા પ્રેરાઈશું.

જન્મનું પ્રમાણ મૃત્યુના પ્રમાણ કરતાં ઓછું કરવું, એ હિંદની પ્રજાસંખ્યા ઘટાડવાની એક રીત છે. પરંતુ આ વિચાર જ સામાન્ય લોકમતની વિરુદ્ધ છે. તેમ થતાં સમય જતાં યુવાનોની સંખ્યા ઘટવાનો અને વૃદ્ધજનોની સંખ્યા વધવાનો સંભવ રહે છે. આમ થતાં આપણા જીવનમાં પ્રાચીનપ્રિયતા ( conservatism ) પ્રવર્તશે, એવો ભય

રહે છે; સુધારાની ધગશવાળા યુવાનોની ખોટ પડશે, અને સમયને અનુસરતી પ્રગતિ આપણા દેશની ન થાય એવો ડર રહે છે; આપણું રાષ્ટ્ર એક પ્રકારનું શૂન્યવત્ જીવન ગાળશે. વળી પ્રજાની સંખ્યામાં ઘટાડો કરવો તે રાષ્ટ્રનું બળ ભાંગવા બરાબર છે, તે રાષ્ટ્રની સમૃદ્ધિનું ખંડન કરવા બરાબર છે; આમ થતાં હિંદના આદર્શો સિદ્ધ થતાં ઘણો કાળ વહી જશે.

અતિ પ્રજોત્પત્તિ દૂર કરવાની એક બીજી રીત દેશની પ્રજાસંખ્યામાં સ્થિરતા લાવવી તે છે. સ્થિરતા ( Stabilization ) બે રીતે લાવી શકાય: (૧) જન્મ અને મૃત્યુનાં પ્રમાણ સરખાં કરવાં; (૨) લોકોને પરદેશગમન કરવા પ્રેરવા. જન્મ અને મૃત્યુનાં પ્રમાણ બે રીતે સરખાં થઈ શકે–સંયમ તથા સંતતિનિયમનદ્વારા. આ બે રીતોની ચર્ચા ઉપર કરી જ છે. પરદેશગમન કરવા લોકોને પ્રેરવામાં પણ આપણા દેશમાં વૃદ્ધવર્ગોની વધુમતી કરવા બરાબર છે, કારણ કે પરદેશગમન કરવાનું સાહસ યુવાનવર્ગ જ ખેડશે, અને પ્રાચીનપ્રિય તથા રૂઢિચુસ્ત વર્ગની વધુમતી થતાં ઉપર વર્ણવેલા સર્વ ગેરફાયદા થવાનો સંભવ છે. વળી આ રીતદ્વારા દેશની પ્રજામાં થતા વધારા પર અંકુશ રહેશે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. વધુમાં તેની અસર તાત્કાલિક ન હોવાથી અતિપ્રજોત્પત્તિનો પ્રશ્ન પરદેશગમનની યોજના અમલમાં મુકાય તે પહેલાં જ વધતો જશે. તેનો ફક્ત એક જ લાભ એ છે કે આ યોજના પ્રજાજનોને વધુ માન્ય થઈ શકશે. પરંતુ હિંદની આધુનિક પરિસ્થિતિ જોતાં માલૂમ પડે છે, કે હિંદ પાસે અત્યારે એક પણ સંસ્થાન નથી કે ટૂંક સમયમાં એક પણ નવું સંસ્થાન પ્રાપ્ત થવાનો સંભવ નથી; નવું સંસ્થાન પ્રાપ્ત કરવા માટે તેની પાસે રાજકીય સત્તા નથી તથા આર્થિક સાધન પણ નથી; અને હિંદની આવી મોટી પ્રજાનો સમાવેશ કરવા કોઈ પણ દેશ શક્તિમાન નથી; એટલે અત્યારે પરદેશગમન પણ અતિપ્રજોત્પત્તિ દૂર કરી શકવા અસમર્થ છે.

જન્મ અને મરણનાં પ્રમાણ સરખાં કરવાં એ જ અત્યારે હિંદસમક્ષ અતિપ્રજોત્પત્તિ દૂર કરવાનું સાધન છે; તેમ કરવામાં સંયમનું પાલન સહાયકારક તેમ જ આશીર્વાદરૂપ થઈ પડશે. હિંદીજનોની અજ્ઞાનતા દૂર કરે તેવી કેળવણીનો પ્રચાર કરવાની, દેશના હુન્નરઉદ્યોગોને ઉત્તેજન આપવાની, જ્ઞાતિલગ્ન તથા સંયુક્ત સંસ્થાઓમાં સમયને અનુસરતા સુધારા કરવાની અને સામાજિક કુરૂઢિઓનો સંપૂર્ણ નાશ કરવાની આવશ્યક્તા છે. કેળવણીની આ સર્વમાં સૌથી વધુ અગત્ય છે; હિંદની ગરીબ પ્રજામાં તેનો જેમ અને તેમ બહોળો પ્રચાર કરવામાં દેશનું ભલું છે. આપણા અતિપ્રજોત્પત્તિપ્રશ્નનું નિરાકરણ કરવામાં કેળવણી જ વધુ આવશ્યક છે. *

ર. મ.

## (૫) આખી દુનિયાનું સોનું

| | | | |
|---|---|---|---|
| ૧ યુનાઇટેડ સ્ટેટ્સ | રૂ. ૧૫,૫૫,૮૯,૭૩,૫૦૦ | ૪ જર્મની | રૂ. ૧,૯૯,૨૮,૨૬,૦૦૦ |
| ૨ ફ્રાન્સ | રૂ. ૯,૮૧,૨૯,૯૨,૫૦૦ | ૫ સ્પેન | રૂ. ૧,૬૩,૭૦,૦૨,૫૦૮ |
| ૩ ઈંગ્લાંડ | રૂ. ૨,૫૭,૨૨,૬૯,૦૦૦ | ૬ જાપાન | રૂ. ૧,૪૭,૮૫,૭૧,૫૦૦ |

* શ્રી. રજનીકાન્ત દાસ, એમ. એસ. સી. પી. એચ. ડી.ના લેખ " Over Population Problem in India " ( November 1931, Modern Review )ના આધારે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ આર્જેન્ટાઇન | રૂા. | ૧,૨૭,૧૦,૬૦,૦૦૦ | ૧૧ નેધરલેન્ડઝ | રૂા. | ૬૩,૩૧,૬૮,૫૦૦ |
| ૮ ઈટાલી | રૂા. | ૯૭,૯૨,૭૫,૫૦૦ | ૧૨ હિંદ | રૂા. | ૫૧,૫૪,૨૪,૦૦૦ |
| ૯ રશિયા | રૂા. | ૯૧,૬૬,૭૨,૫૦૦ | ૧૩ કૅનેડા | રૂા. | ૩૫,૬૫,૬૯,૫૦૦ |
| ૧૦ બેલ્જિયમ | રૂા. | ૭૦,૪૪,૯૪,૦૦૦ | ૧૪ બીજા દેશો | રૂા. | ૩,૦૦,૩૬,૬૧,૫૦૦ |

ઉપરના આંકડા માત્ર જૂન સુધીના છે. જુલાઈ માસથી અમેરિકા અને ફ્રાન્સનો સોનાનો જથ્થો બહુ વધી ગયો છે. વળી હિંદમાંથી પણ (તા. ૭ નવેં. સુધીમાં) ૩૬ કરોડનું સોનું વિલાયતમાં તણાઇ ગયું છે.

અમેરિકાના ફેડરલ રિઝર્વ બોર્ડના જુલાઇના રિપોર્ટમાં જે આંકડા આપવામાં આવ્યા તે અનુસાર જો આખી દુનિયાનું સોનું એક કરી દઈ એમાંથી ઘન આકૃતિ બનાવવામાં આવે તો તેની દરેક બાજુ ૩૧·૪ ફૂટ લાંબી થાય, અને એની કુલ કિંમત લગભગ રૂા. ૩૯,૩૫,૨૬,૧૫,૫૦૦ થવા જાય. ઉપરના આંકડામા એની દેશવાર વહેંચણી આપી છે. ('હિંદુ' તા. ૧૫ નવેં. માંથી.) પ્રા.

## (૬) ચીને કરેલો જાપાનનો બહિષ્કાર

મંચૂરીઆની સ્થિતિ વધારે ગંભીર થવાથી અને જાપાને મંચુરીઆના પ્રદેશમાં વધુ આક્રમણ કરેલું હોવાથી ચીનની પ્રજાની જાપાન પ્રત્યેની બહિષ્કારપ્રવૃત્તિ વધુ સજ્જડ બની છે. જાપાનના વેપારીઓને એને લીધે ભારે ફટકો પડયો છે. જાપાનના નાણાંશાસ્ત્રીઓએ આ સંબંધી કેટલીક ગણતરીઓ કરેલી છે તેના આંકડા સૂચક છે.

ઑક્ટોબર માસની અંદર મચુરીઆ અને માંગોલીઆમાં જાપાનનો માલ આયાત થયો તેમાં ૧૯૩૦ ના ઑક્ટોબરની સરખામણીએ ૨૦૦૦૦૦૦ યેનની કિંમતનો ઘટાડો થયો. ઉત્તરચીનમાં આ ઘટાડો ૪૦૦૦૦૦૦ યેન જેટલો હતો. મધ્ય ચીનમાં ૯૬૦૦૦૦૦, દક્ષિણ ચીનમાં ૫૦૬૦૦૦૦, હોંગકોંગમાં ૪૨૪૭૦૦૦ અને કુલે બે કરોડ ત્રીસ લાખ યેનની કિંમતનો માલ જાપાનમાથી ઓછો ખરીદવામાં આવ્યો હતો.

જાપાનની સ્ટીમરોની આવકમાં પણ મોટો ઘટાડો થયો છે. જાપાનનાં વહાણો શાંગહાઇ અને જાપાન વચ્ચે ફરે છે તેની સર્વિસ અડધી ઘટી ગઇ છે. એક છાપાએ બહાર પાડયું છે કે શાંગહાઈમાં હમણાં એક વહાણ દાખલ થયું તેમાં માત્ર ૧૫૦ ટનના કનસાઇનમેંટ હતાં—આટલી બધી ખાલી સ્ટીમરો ફેરવવી પડે છે. એક જાપાનની પેઢીની પાસે પોતાની ગોદામમાં ૩૬૫૦૦ ટન માલ પડયો છે પણ તેને કોઇ ખરીદતું નથી. કેટલીક સ્ટીમર કંપનીઓને તો પોતાનો ધંધો બંધ જ કરવો પડયો છે.

બહિષ્કારના કેટલાક ગેરલાભ પણ થાય છે પરંતુ સ્વાભિમાની ચીની પ્રજાએ એ ગેરલાભો સહન કર્યા છે. દાખલા તરીકે જાપાનના વેપારધંધામાં પડેલા કેટલાક ચીનાઓ બેકાર બની ગયા છે; પણ આખા દેશની બેકારી દૂર કરવાને માટે જ્યાં પ્રયત્ન થઇ રહ્યો છે ત્યાં થોડા માણસની થોડા વખતની બેકારી સહન કરી લેવી જ જોઇએ. વળી તદ્દન જરૂરી માલ બીજા દેશોમાંથી કાંઇક મોંઘા ભાવે પણ ખરીદવો પડે છે. કેટલાક માલની અછત પણ પડે છે. દાખલા તરીકે ચીનમાં કોલસાની અછત પડી છે. પણ ચીનની પ્રજાએ જાપાનના અન્યાયી વિગ્રહ સામે બહિષ્કારનું શસ્ત્ર પૂરા વિચારપૂર્વક ઉગામ્યું છે, અને એ બહિષ્કાર કરવામાં ફાવે તેવાં દુઃખો સહન કરવા તૈયાર થયેલ છે. ('ચાયનીઝ નેશન'માંથી) 'પ્રસ્થાનનંદ'




જૈન દર્શન :—લેખક: મુનિશ્રી ન્યાયવિજયજી ન્યાયતીર્થ.

આ પુસ્તક બે ખંડમાં વહેંચાયેલું છે. પહેલા ખંડમાં જૈનધર્મનાં તત્ત્વોની માહિતી છે અને બીજા ખંડમાં મોક્ષમાર્ગ, ગુણસ્થાન, અધ્યાત્મ, જૈન આચાર, ન્યાયપરિભાષા, સ્યાદ્વાદ, નય અને જૈનદષ્ટિની મહત્તા આટલા વિષયોની ચર્ચા છે.

સાંપ્રદાયિક દૃષ્ટિએ જૈન ધર્મનો અભ્યાસ કરનાર માટે પુસ્તક ઉપયોગી છે અને સરતું પણ છે.

લેખકે પુસ્તકમાં સર્વધર્મસમભાવવૃત્તિને અવલંબીને જો જૈન દર્શન વિષે લખ્યું હોત તો આ યુગમાં બધા વાચકોને આ પુસ્તક વધારે ઉપયોગી થાત. જે તત્ત્વો માત્ર 'અનુભવગમ્ય છે અને જેને માટે જુદા જુદા અનુભવીઓના જુદા જુદા સિદ્ધાંતો ચાલે છે, તેને સારુ માત્ર કલ્પનાપ્રેરિત તર્કપ્રયોગ કરવાનો વખત ચાલ્યો ગયો છે. ઈશ્વર કર્તા છે કે નહિ, ઇત્યાદિ પ્રશ્નો ઉપરની ચર્ચાઓ આ યુગમાં હવે કંટાળો આપે એવી છે. આત્મા એક છે કે અનેક, વ્યાપક છે કે અવ્યાપક, એ પણ એવી જ ત્રાસજનક છે. એ માટે કાંઈ જુદું જ કહેવાનો અધિકાર તેને જ છે કે જેને એ વસ્તુનો સાક્ષાત્કાર થયો હોય.

કર્મક્ષય કરીને જીવો સંસારમાંથી પ્રતિક્ષણે ઘટયા જ કરે છે. આ પ્રમાણે જીવ છૂટવાથી સંસાર ખાલી કાં ન થાય? એવી શંકામાં પડીને લેખકે ગ્રંથનાં બે પાનાં નકામાં બગાડયાં છે. બધા જીવો મુક્ત થાય તે કોની ઇચ્છા ન હોય? આ પુસ્તકમાં તો આ સંસાર કદી ખાલી થવાનો જ નથી એ હકીકતની સિદ્ધિ માટે દલીલો આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પણ સંસાર ખાલી થઇ જાય તો કોનું બગડવાનું છે એ સમજાતું નથી. છતાંય દુનિયાની હયાતી વિષે જે મત તેમને ઉચ્ચારવાનો હતો તે મત માત્ર બે લીટીમાં જ ઉચ્ચારી શકાત.

'અતિથિ' શબ્દના અર્થમાં લેખકે તેનો અર્થ 'મુનિ' કર્યો છે અને તે તેનો સાંપ્રદાયિક અર્થ છે. આ અર્થ રૂઢ થવાથી જ મૂર્તિપૂજક જૈનો અમૂર્તિપૂજક જૈન સાધુઓને પણ દાન આપતા નથી તો બીજા સંન્યાસીને આપે જ શાના? જૈન આચારમાં લેખકે પાણી ગળવા માટે, રાત્રિભોજન નહિ કરવા માટે અને કંદમૂળ નહિ ખાવા માટે લગભગ ચૌદ પાનાં રોકેલાં છે; પણ આ નાતના જમાનામાં અને સતત પ્રવૃત્તિના જમાનામાં લેખકે એ પાનાંની હકીકત બીજી રીતે સમજાવી હોત તો વધારે ઉપયોગી થાત.

જૈન ધર્મમાં સાધુ માટે ઊના પાણીનું જે વિધાન છે તેને લેખક પશ્ચિમની વિદ્યાવાળા ડોક્ટરોના અભિપ્રાયો સાથે સરખાવે છે અને લખે છે, કે ગમે તે દેશનું ગમે તેવું ખરાબ પાણી પણ બરાબર ઉકાળીને પીવામાં આવે તો શરીરને નુકસાન કરતું નથી. શું તેમનું આ કથન બરાબર છે ખરું?

જૈન સાધુ ગરમ પાણી પીએ અને ભિક્ષા કરીને ખાય એ વિષે લેખકે સમયને બંધ બેસે તેવા વિચારો લખવા જોઇતા હતા.

રીતે થઇ શકી છે તે સંબંધી વાર્તા મૂંગી રહે છે અને એટલે અંશે, 'વાર્તા' જાણે અદ્ધર ચાલે છે; જો કે વાર્તાના ચમત્કારોમાં એ તરફ વાંચનારનું ધ્યાન ન જાય એટલું કૌશલ લેખકે દાખવ્યું છે. ગરીબોની ખાતર ગુપ્તમંડળી મારફત પૈસા પડાવતો કિરીટ ચમેલીને મદદ કરવા રૂ. ૫૦૦૦) લૂટે છે એવું સૂચન છે, તે સિદ્ધાન્તપ્રેમી કિરીટના જીવનમાં કંઇક વિસંવાદી જણાય છે. તે ઉપરાંત જરા પ્રયત્નથી સુધારી શકાય તેવી નાની નાની ખામીઓ છે. પણ લેખક પોતે જ પ્રસ્તાવનામાં તે એટલી નિખાલસતાથી કબૂલ કરે છે કે તે સંબંધી કશું અહીં લખવું ઉચિત લાગતું નથી.

તેમની વાર્તાની મનોહરતાનું વિશેષ કારણ તેમનાં પાત્રોની અને ખાસ કરી સ્ત્રી પાત્રોની મધુરતા છે. આ વાર્તામાં સર સુરેન્દ્ર અને તેની પત્ની મીનાક્ષી વચ્ચે પ્રેમ હોતો નથી, કિરીટને પ્રેમ કરવાનો અવકાશ નથી, છતાં તેમનાં યુગલોના સ્વભાવના ઊંડાણમાંથી કોઇ મધુરતા ઝરી આખી વાર્તાના વાતાવરણમાં પ્રસરી રહે છે.

લેખકને અમે વિશેષ ફત્તેહ ઇચ્છીએ છીએ.

**ભગવાન મહાવીરની ધર્મકથાઓ :**– અનુવાદક: અધ્યાપક બેચરદાસ દોશી. પ્રકાશક: નરહરિ દ્વારકાદાસ પરીખ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિં ૧-૦-૦

નાય ધમ્મકહામાં ભગવાન મહાવીરે કહેલી વાર્તાઓનો આ સરલ અનુવાદ છે. હાલના વાચકવર્ગને અનુકૂળ કરવા મૂળ વાર્તાનાં લાંબાં ફરી ફરીને આવતાં વર્ણનો પડતાં મૂકયાં છે તે યોગ્ય કર્યું છે. વાતો ઉપદેશને માટે કહેવાયલી છતાં વાતો તરીકે પણ વાંચતાં ગમે તેવી છે. તેનો ઉપદેશભાગ પણ કંટાળો આપે તેવો નથી. ભાષા સીધી અને સરલ છે. આપણા સાહિત્યમાં કિશોર વયનાં બાળકોને હાથમાં મૂકવા જેવું આ પુસ્તક છે.

પુસ્તકની પાછળ આપેલાં ટિપ્પણો વિદ્વત્તાપૂર્ણ અને ઇતિહાસ ભૂગોળના અભ્યાસીને ઉપયોગી છે. તેમાં જૈનેતર સંપ્રદાયોની માન્યતાઓ પણ તુલના માટે આપી છે તેથી તે વધારે કીમતી બનેલ છે.

સામાન્ય વાંચનારને આ પુસ્તક આકર્ષક તેટલું જ બોધક છે. રા.




### તહકુબીનો અંત

ગાંધીઅરવિન કરાર–સ્વરાજયાત્રાનું પ્રથમ વિરામચિહ્ન હતું. સ્વરાજયાત્રાના પહેલા થાનકે પહોંચતાં હિંદી પ્રજાને એક વર્ષ લાગ્યું. આ એક વર્ષની ઐતિહાસિક લડત પછી સરકારે સ્વીકાર્યું, કે મહાસભા વિના કોઇ પણ રાજતંત્ર હિંદમાં ચાલી શકે એમ નથી, અને ગોળમેજી પરિષદના કામને બહાલી આપી શકે એમ નથી. પછી માર્ચ ૧૯૩૧ ના આ તહકુબીના દસ્તાવેજ ઉપર બ્રિટન તરફથી લોર્ડ અર્વિને અને હિંદ તરફથી પૂ. ગાંધીજીએ સહી કરી. તહકુબીના આ દસ્તાવેજમાં નીચેના સિદ્ધાંતો અંતર્ગત હતા.

૧. હિંદના સ્વરાજના પ્રશ્નનો નિકાલ હિંદી પ્રજા તરફથી હિંદી મહાસભા માત્ર કરી આપી શકે એમ છે.

૨. હિંદી પ્રજા અને હિંદી સરકાર વચ્ચે મધ્યસ્થી તરીકે કામ કરી શકે એવી સંસ્થા મહાસભા છે.

કરારનામાના આ મૂળ સિદ્ધાંતો વિષે સરકાર પક્ષ તરફથી તકરાર લેવામાં આવી ત્યારે ગાંધીજીએ સરકારને સ્પષ્ટ જણાવ્યું કે 'સરકાર અને લોકો વચ્ચે મધ્યસ્થીની અવગણના થાય છે. જો સરકારનો આ નિર્ણય છેવટનો હોય તો મારા અભિપ્રાય પ્રમાણે તેમાં સંધિનો ચોખ્ખો ભંગ રહેલો છે.' મહાસભાના ઇનકારમાં સંધિનો ઇનકાર રહેલો છે. ('નવજીવન' પાનું. ૨૫૬) આ જ સિદ્ધાંત ઉપર કાયમ રહીને ગાંધીજીએ સંધિની કેટલીક કલમોના અર્થનિર્ણય માટે પંચ નીમવાની વિનંતી કરી હતી, અને એક વાર સંધિ તૂટી જવાના ભયમાં આવી પડી હતી. પણ છેવટે બીજું કરારનામું થયું જેને ગાંધી–વિલિંગડન તહનામું કહેવામાં આવે છે. આ બીજા કરારનામાથી ગર્ભિત રીતે સરકારે મહાસભાના દાવાનો કમને સ્વીકાર કર્યો છે. (જુઓ 'નવજીવન' તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બર)

તહકુબીથી નીચેની બાબતો સ્પષ્ટ થઇ.

૧. પહેલી ગોળમેજી પરિષદના અંતમાં હિંદુસ્તાનના ભાવિ રાજબંધારણના બે સિદ્ધાંતો–મધ્યસ્થ સરકારમાં જવાબદારી, અને સમવાયી રાજતંત્ર–મહાસભાએ અને સરકારે બન્નેએ સ્વીકાર્યા. આવા રાજતંત્રમાં 'સલામતી'ઓ હોવાની શરત પણ બન્નેએ સ્વીકારી. પરંતુ આ 'સલામતી' ઓ હિંદના હિતની કસોટીએ ચડાવી જોવામાં આવે એ પણ સરકારે સ્વીકાર્યું.

૨. ગરીબ પ્રજા માટે મીઠાના કાયદાની જે ક્રૂરતા હતી તે દૂર થઈ; અને મીઠાનાં ક્ષેત્રો સાથે જોડાયેલાં ગામડાંના લોકોને ઘરગથુ વાપર માટે તથા પોતપોતાનાં ગામડાંમાં વેચવા માટે મીઠું બનાવવાની કે ભેગું કરવાની છૂટ થઈ.

૩. શાંત પિકેટિંગનો હક કબૂલ થયો.

તહકુબીની બીજી શરતોમાં લડાઇ વખતે થયેલી જપ્તીઓ અને નુકસાનીની રકમો વગેરે બાબતની ભરપાઇ ઇત્યાદિ હતી.

તહકુબી પછી શા બનાવો બન્યા તે હવે જોઇએ.

તહકુબી બાદ પહેલો પ્રશ્ન જમીનમહેસૂલની વસુલાતનો ઊભો થયો. ગાંધીજીએ કહ્યું, કે લોકોએ બને તેટલું મહેસૂલ તરત જ ભરી દેવું. પણ તદ્દન અશક્ત લોકોએ દેવાં કરી ભરવાની ફરજ સંધિની રૂએ પ્રજાને માથે પડતી નથી. અશક્ત કોણ અને સશક્ત કોણ

એના ગૂંચવાડો ઉત્પન્ન કરે એવા સવાલો ઉપસ્થિત થયા. મહાત્માજીએ અમલદાર વર્ગ સાથે મળીને શરૂઆતમાં આનો નિકાલ કર્યો. પણ સુરતના અમલદાર વર્ગને મહાસભા સાથે સહકાર કરી આ સંબંધી કામ કરવા તેના ઉપરી અમલદારે ના પાડી અને મહાસભા મધ્યસ્થી સંસ્થા છે કે નહિ તે પ્રશ્ન ઊભો થયો. આ પ્રશ્નની ચર્ચા કરવા મહાત્માજી સીમલે ગયા હતા. તે દરમિયાન અમલદાર-વર્ગે દમનનીતિ કરી બારડોલીમાં મહેસૂલની વસુલાત કરી.

આ મહાસભાની પીઠ પર ઘા હતો. મધ્યસ્થ સરકારે મહાસભાના એકલા પ્રતિનિધિ ગાંધીજી જોડે જે નીતિ અખત્યાર કરી હતી અને જે નીતિની ઘોષણા વખતોવખત દિલ્હીના ગવર્નર જનરલે કરી હતી, તેને વિસંવાદી આ નીતિ હતી. નોકરશાહીએ મહાસભા પ્રત્યે અનુદારતા બતાવી છતાંએ પૂ. ગાંધીજીએ ખામોશી પકડી અને છેવટે એક અમલદાર મારફતે સંધિભંગની આ ફરિયાદોની તપાસ કરવાનો નિર્ણય સ્વીકાર્યો.

સંધિમાં શાંત પિકેટિંગનો હક કબૂલ થયો હતો, છતાં મદ્રાસ ઇલાકામાં સંધિની આ ૨૦ કલમના અર્થનિર્ણય વિષે તકરાર ઊભી થઈ. આ પ્રશ્ન બાબત મહાત્માજીએ પંચની માગણી કરી હતી; પણ આખરે ઉદારતાથી જતી કરી.

સંધિ કર્યા બાદ એક પખવાડિયામાં યુક્ત પ્રાંતના મામલો ઉપસ્થિત થયો હતો. મહાત્માજીએ તા ૨૧–૩–'૩૧ ના મિ. ઇમર્સનના પત્રમાં જણાવ્યું હતું કે

'સવિનય ભંગની લડતને અંગે ચાલતી જમીનમહેસૂલ સંબંધી અથવા બીજા કરો નહિ ભરવાની પ્રવૃત્તિ બંધ થતાં એના જેવી ઢિલચાલ આર્થિક કારણોના મુદ્દા ઉપર ઉપાડવામાં આવશે.' આ માટે સંધિમાં છૂટ હતી જ. યુકત પ્રાંતની પ્રવૃત્તિ ગણોત નહિ ભરવાના લડતના રૂપની સજાવટ નહિ, પણ આર્થિક રાહત મેળવવાની જ હતી. આ પછી મહાત્માજી પોતે યુક્ત પ્રાંતમાં જઇ આવ્યા, રાહત માટેનું ધોરણ સુચવ્યું; પણ દિવસે દિવસે ત્યાંની સ્થિતિ વધુ ગંભીર બની. બીજા તહનામા વખતે આવી હાલત હતી તેથી તેની સાથે પરિશિષ્ટરૂપે છપાયેલ પત્રમાં મહાસભાએ જણાવ્યું કે; 'જો કોઇ ફરિયાદ એટલી બધી અસહ્ય થઇ પડે કે તપાસને અભાવે તેને દૂર કરવા સારૂ આત્મરક્ષાનો કોઇ લડતનો ઉપાય શોધવાનો મહાસભાનો ધર્મ થઇ પડે તો સવિનય ભંગ મુલતવી હોવા છતાં પણ તે તેનો ઉપાય લેવાને સ્વતંત્ર હોવી જોઇએ.'

હિંદુસ્તાનમાં આવી સ્થિતિ મૂકી, નિર્બળતાના પૂરેપુરા ભાનસાથે ગાંધીજી વિલાયત ગયા.

એમની ગેરહાજરીમાં અહીંનો મામલો વધુ બગડયો. હિજલી અને ચિત્તાગોંગના બનાવો બન્યા અને બંગાળામાં દમનનીતિનું વાદળ ફાટયું. યુક્તપ્રાંતમાં સર માલકમ હેલીની સરકારે ખેડૂતોને રાહત આપવાની બાબતમાં અનુદાર નીતિ ગ્રહણ કરી, અને છેવટે ત્યાં મહેસૂલ ભરવાની મુદત આવી લાગતાં કોઇ પણ ઉપાય ન સૂઝયો એટલે પંડિત જવાહરલાલ નહેરૂએ જમીન મહેસૂલની રાહત મેળવવા આર્થિક લડત ઉપાડી. સરહદ પ્રાંતમાં થયેલી સંધિભંગની ફરિયાદો પૂ. ગાંધીજી સમક્ષ જતાં પહેલાં આવી જ હતી. શ્રી. દેવદાસ ગાંધીએ જાતે ફરીને વાયવ્ય સરહદના પ્રાંતની સ્થિતિ કાર્યવાહક સમિતિ સમક્ષ રજૂ કરી હતી. અહીં પણ સ્થિતિ ગંભીર થઈ ગઈ, અને છેવટે ત્યાં અબ્દુલ ગફુરખાંને પકડવામાં આવ્યા અને ખાસ ઑર્ડિનન્સથી બધી મહાસભા સમિતિઓને ગેરકાયદેસર ઠરાવી.

પૂ. ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા ત્યારે આવી સ્થિતિ હતી. ગોળમેજી પરિષદના કાર્યથી તેમને સંતોષ થયો નહોતો. તેમ જ ગોળમેજીમાં મહાસભાને સમસ્ત દેશની પ્રતિનિધિ સંસ્થા તરીકે નહિ, પણ એક પક્ષ તરીકે ગણવામાં આવી હતી અને મહાસભાએ રજૂ કરેલું દૃષ્ટિબિંદુ સ્વીકારવામાં નહોતું આવ્યું છતાં પૂ ગાંધીજી યુદ્ધ કરવા નારાજ હતા. એમનું વલણ સહકારનું હતું.

તેથી મહાત્માજી સ્વદેશ આવ્યા કે તરત જ અહીંની વસ્તુસ્થિતિથી વાકેફ થઇ મિત્રતાનો માર્ગ મોકળો કરવા વાઇસરૉય સાહેબને વિનંતી કરી. તેના જવાબમાં વાઇસરૉય સાહેબે ઑર્ડિનન્સોનો મુદ્દાનો સવાલ ચર્ચવાની ના પાડી, અને કહ્યું કે સરકાર આવી બાબતમાં એમની જોડે કોઇ પણ જાતની વાટાઘાટ કરવા તૈયાર નથી; સંપૂર્ણ વિચાર કર્યા પછી જ સરકારે પગલાં લીધાં છે. તે બાબત પ્રજાની સલાહ લેવાની જરૂર સરકાર સ્વીકારતી નથી. આ જવાબ એવો હતો જેથી 'ટાઇમ્સ' જેવા પત્રને તે ભૂલભરેલો લાગ્યો. વેલ્ફેર ઑફ ઈંડિયા લીગના યુરોપિયન સભ્યોને પણ તેમાં વિવેકની ખામી લાગી. જે પુરુષ સાથે સરકાર હિંદુસ્તાનના ભાવિ રાજતંત્ર વિષે લંબાણથી મહિનાઓ સુધી વાત કરવા રાજી છે એટલું જ નહિ પણ ત્રીજી ગોળમેજી પરિષદની ભૂમિકા તૈયાર કરવાના કાર્યમાં મદદ માટે આતુર છે, તે પુરુષ સાથે હાલના રાજતંત્રના મોટામાં મોટા ઉપસ્થિત થયેલા પ્રશ્નો વિષે વાત કરવા પણ ના પાડે તે કેટલું અજુગતું છે! કોઇ પણ રાજતંત્રની પ્રતિષ્ઠા સરકારનાં કાર્યોની આવી ચર્ચાથી ઘટતી નથી, પણ આવી ચર્ચાને અંતે રાજકર્તાઓને લાભ જ થાય છે. રાજનીતિમાં પ્રજાનો સહકાર મળે છે, અને સુદૃઢતા આવે છે. છતાં વાઇસરૉય સાહેબને રાજ્યની પ્રતિષ્ઠા ઘટવાનો ડર લાગ્યો અને આખા સામ્રાજ્યને આવા એક મુદ્દા ઉપર જ મૂકવાનું સુઝયું. વેપારી મંડળોએ, લિબરલોએ અને અંગ્રેજોએ પોતે જ આ બાબતનો સ્વીકાર કર્યો છે. આ સંબંધી મિ. બ્રેઇલ્સફોર્ડે જે વિચારો જાહેર કર્યા છે તે બરાબર દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. મિ. બ્રેઇલ્સફર્ડ જણાવે છેઃ

'ગાંધીજીએ પોતાના તારની ભાષામાં કુનેહ (tact) ન વાપરી એમ માની લઇએ તો પણ વાઇસરૉયે ઑર્ડિનન્સોની કોઇ પણ સંજોગોમાં ચર્ચા માત્ર ન કરવાનું તોછડાઇથી જણાવ્યું તે ગેરવાજબી હતું એટલું જ નહિ પણ અનુદાર હતું. જો સરકાર હિંસાત્મક ચળવળને દાબી દેવાના કાર્યમાં પ્રજાનો સહકાર માગે તો એ ચળવળને દાબી દેવાની નીતિરીતિની ચર્ચા કરવાની ના પાડી શકે જ નહિ. ચર્ચા કરવી વધુ આવશ્યક હતી કારણકે માત્ર હિંસાત્મક ચળવળને દાબી દેવાની વાત નહોતી પણ અહિંસાત્મક આર્થિક હીલચાલને દબાવી દેવા માટે કાઢેલા ઑર્ડિનન્સની પણ ચર્ચા કરવાની હતી. જો પ્રજાનો સહકાર જોઇતો જ હોય તો નેતાઓ જોડે વાટાઘાટ કરવી જ પડે. મિ. ગાંધીને લંડનમાં હિંદીઓના ભવિષ્યના હકોની ચર્ચા માટે બોલાવવા અને તે જ માણસ જ્યારે પોતાના સ્વદેશબંધુઓના હાલના હકોની ચર્ચા કરવા માગે ત્યારે તેને કેમ ના પાડી શકાય તે અક્કલમાં જ ઉતરે એમ નથી.'

મિ. બ્રેઇલ્સફોર્ડ કહે છે કે, 'સાચી વાત એ છે કે નોકરશાહી યુદ્ધ માટે આતુર હતી.'

આમ હોવા છતાં ગાંધીજીએ વાઇસરૉયના તારનો શાંત વિવેકથી જવાબ આપ્યો. ગાંધીજીના ફરીવારની વિનંતીના જવાબમાં વાઇસરૉયે કહ્યું, કે સત્યાગ્રહ કરવાની ધમકીનો પ્રત્યુત્તર સરકાર ન જ આપી શકે. આ પ્રમાણે ગાંધીજીના પત્રનો અર્થ ધમકી કર્યો છે તે ગેરવાજબી છે. હિંદની પરિસ્થિતિ સત્યાગ્રહ શરૂ કરવા જેવી હતી કે નહિ તે બાબતમાં સરકારનો ગાંધીજી સાથેનો મતભેદ અમે સમજી શકીએ છીએ, સરકાર પોતાના ઑર્ડિનન્સો વાજબી માને એ અમે સમજી શકીએ છીએ, પણ સત્યાગ્રહ કરવાના કહેણમાં ધમકી રહી છે એમ કહેવું એ તો કેવળ અનુપપન્ન છે; કારણ કે તહકુબીની કલમોમાં સ્પષ્ટ રીતે અને તહકુબીના અર્થમાં ગર્ભિત રીતે સત્યાગ્રહ પાછો શરૂ કરવાનો પ્રસંગ હમેશાં રહેલો જ હતો. એમાં ગાંધીજીએ નવું કશું નહોતું કહ્યું.

હજી પણ સરકાર ગાંધીજી સાથે સુલેહ કરવાનો ઉપાય શોધે એમ અમે ઇચ્છીએ છીએ. ગાંધીજીનું સૌજન્ય એટલું બધું છે કે એમ કરવામાં સરકારની પ્રતિષ્ઠાને કદી હાનિ પહોંચશે નહિ, ઉલટી તેની પ્રતિષ્ઠા વધશે એમ અમે માનીએ છીએ. ૨૧.

સોનું સાચવો

જૂન માસના અંત સુધી દરેક દેશમાં કેટલું સોનું હતું તેના આંકડા આ અંકમાં આપ્યા છે ત્યાર પછી જુલાઈ માસમાં યુરોપના નાણાબજારમાં વાવાઝોડું આવી લાગ્યું, અને બ્રિટને સોનાનું ધોરણ (ગોલ્ડ સ્ટેન્ડર્ડ) છોડી દઈને પાઉન્ડને છૂટો મૂકી દીધો, દુનિયામાં દરેક વસ્તુની કિંમત નાણામાં, અને નાણાની કિંમત સોનામાં થાય છે, અને પાઉન્ડના ચલણની પાછળ સોનાનો પૂરતો જથ્થો રહ્યો નહિ તેથી સ્ટેન્ડર્ડ વગરનો પાઉન્ડ એટલે કાગળનો કકડો એમ કહીએ તો ખોટું નહિ આ "પેપર-પાઉન્ડ"ની કિંમત હજી જે કંઇ રહી છે તે બ્રિટિશ સરકાર પાસે જે થોડુંઘણું સોનું છે તેને લીધે ટકી રહી છે અમેરિકાનું દેવું પતાવવા માટે જો આ બાકી રહેલું સોનું પણ બ્રિટન આપી દે તો પેપર-પાઉન્ડની કિંમત જર્મન માર્ક કે રશિયન રૂબલના જેવી થઇ પડે એમાં નવાઇ નહિ

બ્રિટનને અમેરિકાનું લેણું સોનામાં પતાવવું પડે છે, તેમાં એને મદદ કરવાની હિંદ પર કશી નૈતિક ફરજ નથી છતાં કેટલાએક વેપારીઓ છેલ્લા ત્રણ ચાર માસથી વિલાયત સોનું મોકલે છે બ્રિટનને પોતાનું દેવું ચૂકવવાનું છે, અને બ્રિટન, જાપાન, સ્વીડન, નોર્વે, ફિનલેન્ડ વગેરે દેશોએ ગોલ્ડ સ્ટેન્ડર્ડ પડતું મૂક્યું, અને આખી દુનિયાના સોનાનો મોટો જથ્થો અમેરિકા અને ફ્રાન્સમાં જઇને પડ્યો, તેથી દુનિયામાં સોનાની માગ વધી છે, અને આ રીતે એની કિંમત પણ વધી છે પણ દરેક માણસે અત્યારની પરિસ્થિતિથી વાકેફ થવાની જરૂર છે છેલ્લા ત્રણ ચાર માસમાં હિંદમાંથી ૪૩ કરોડનું સોનું ઇંગ્લાંડ ચાલ્યું ગયું ઇંગ્લાંડનાં છાપાંઓ તો આથી ખુશ ખુશ થઈ ગયાં છે ડિસે તા. ૧૬ નું 'ડેઈલી ટેલીગ્રાફ' જણાવે છે કે –

"દુનિયામાં દર વર્ષે જેટલું સોનું પેદા થાય છે તેનાથી બમણા પ્રમાણમાં હિંદમાંથી બ્રિટનમાં સોનું આવે છે! હિંદથી આવતું આ સોનું બહુ જરૂરનું છે, કારણ એની મદદથી બ્રિટન પાઉન્ડને નાણાબજારમાં ધક્કો થવા દીધા વગર પોતાનાં દેવાં ચૂકવી શકે છે!! હિંદના વેપારી સોનું વેચી પાઉન્ડ ખરીદે છે, (આપણે ભૂલવું ન જોઇએ કે આ પાઉન્ડ માત્ર પેપર-પાઉન્ડ છે) અને પાઉન્ડ સાથે રૂપિયા કરે છે!. પણ આ સોનું કંઈ અમારે ત્યાં રહેતું નથી, એ તો (તમાશા દેખનાર દેશો) ફ્રાન્સ, હોલેન્ડ કે પછી અમેરિકા ચાલ્યું જાય છે!"

અત્યારે જે સોનું પરદેશ ઘસડાઇ જાય છે તે કદી પાછું આવવાનું નથી, કારણ એ સોનું કંઇ ચલણમાં રહેવાનું નથી, પણ દેવા પેટે ભરાવાનું છે વળી સોનાનો ભાવ પણ ઘટવાનો નથી, કારણ જો પાઉન્ડનો ભાવ વધે, એટલે કે અત્યારે ડૉલર-પાઉન્ડનું પ્રમાણ ૩-૪૫ જેટલું છે તે વધીને ૪-૮૬ જેટલું થવા જાય તો જ સોનાનો ભાવ ઘટે. પણ ઇંગ્લાંડની આજની આર્થિક પરિસ્થિતિ એવી છે કે પેપર-પાઉન્ડનો ભાવ વધીને પહેલા જેટલો નહિ તો ૪૦ જેટલો પણ થાય એમ ક્યાંય દેખાતું નથી

આથી જ સોનાનો ભાવ વધારે થયેલો લાગે તોપણ તેને વેચવું બિલકુલ ફાયદાકારક નથી જાપાન અને ચીને પોતાના દેશમાંથી સોનું બહાર નહિ મોકલવાનો કાયદો કર્યો છે આપણે ત્યાં સરકાર આવો કાયદો કરે એ સંભવિત નથી, અને તેથી લોકોએ જ સમજીને સોનું સાચવી રાખવાનું છે

મા.

## સરકારી ચલણનીતિ

કોઈ હિંદી સોનું વેચી રૂપિયો લે, તો તેને માત્ર "પેપર-રૂપિ" કાગળનો રૂપિયો જ મળશે. સરકારે હજી એક રૂપિયાની કાગળની નોટ ચાલુ કરી નથી, છતાં રૂપિયો ક્યારનો કાગળનો થઇ ચૂક્યો છે; કારણ દુનિયાના નાણાંબજારમાં 'પેપર-પાઉન્ડ' ની સાથે એને જોડયો છે. વિલાયતના અર્થશાસ્ત્રીઓએ શરૂઆતમાં એવી બીક દેખાડેલી કે રૂપિયાને જો છૂટો મૂકવામાં આવે તો તેની સ્થિતિ માર્કના જેવી થઇ જાય. હવે એના એ અર્થશાસ્ત્રીઓ રૂપિયાને પાઉન્ડની સાથે રાખીને માર્કના જેવો બનાવવા માગે છે. રૂપિયા અને પાઉન્ડની વચ્ચે મડાગાંઠ પડી ગઇ છે, પાઉન્ડને એમ થયું કે હું મરું તો મારો ગુલામ રૂપિયો શા માટે જીવે?

આપણે ત્યાં ઘણી વાર દેવાળીઓ વેપારી એકનું એક ઘર બે જગ્યાએ ગીરો મૂકે છે. સરકારે હાલ જે સીક્યુરીટીઝ ઉપર અઢી કરોડ રૂપિયા ચલણમાં નાખવા નક્કી કર્યું છે તેમાં અને ઉપરની વાતમાં ફેર હશે, પણ એ ફેર ક્યારે ભુંસાઇ જાય તેની ખબર નહિ. અમુક રૂપાનો જથ્થો અનામતે રાખી સરકાર સીક્યુરીટીઝ કાઢે, અને એ સીક્યુરીટીઝ ઉપર પાછા અઢી કરોડ રૂપિયા આપી ચલણ વધારી દે, તો ભયંકર પરિણામો આવ્યા વગર રહે જ નહિ. વળી આ વધારેલા ચલણનો ફાયદો માત્ર સરકારને જ મળે છે. કારણ પ્રજાની અંદર જે ચલણ ચાલુ છે તે વધતુ નથી, માત્ર સરકાર એને ફુલાવે છે—અર્થશાસ્ત્રીઓ કહે છે તેમ એ expansion નથી પણ inflation છે. દુનિયાએ કદી ન જોએલું આર્થિક સંકટ આવી પડયું છે, તેમાં હિંદ સોનું વેચે, અને રૂપિયા લે, અને રૂપિયાની પાછળ કશું નગદ નાણું કે ધાતુ ન હોય, અને હોય તે પણ થોડું ઘણું રૂપું હોય તો હિંદ પાયમાલ થઇ જાય તેમાં નવાઇ નહિ.

સરકારને આ રીતે ચલણ ફુલાવવાની કશી જરૂર નહોતી. ૧૯૧૪ ના વર્ષમાં રહેલી ચીજોની કિંમતોને જો આપણે ૧૦૦ ગણીએ તો ૧૯૨૯ ના ડિસેંબરમાં 'ઇન્ડેક્સ નંબર' પ્રમાણેની વસ્તુઓની કિંમત ૧૪૫ હતી, અને તે વખતે ચલણમાં ૧૭૯ કરોડ રૂપિયા હતા. આજે વસ્તુઓની કિંમત ઘટીને ૯૮ થઇ છે, અને ત્યારે પણ ચલણમાં તો ૧૭૯ કરોડ રૂપિયા જ છે. અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે 'ઇન્ડેક્સ નંબર' જેમ ઓછો હોય તેમ ઓછા ચલણની જરૂર પડે. દુનિયાના બજારમાં અત્યારે રૂપાની કિંમત રહી જ નથી, અને તેવે વખતે રૂપાનાણાં પર બાંધેલા હિંદી ચલણને સરકાર મોટું કરી દે, inflate કરે, એનું પરિણામ એ જ આવે કે રૂપિયાની પણ કશી કિંમત ન રહે, અને દેશ પાયમાલ થઇ જાય આ બીજી દષ્ટિએ પણ દરેકે સોનું સંઘરવાની જરૂર છે. પ્રા૦

---

# રોજનિશી

[ અમે આ અંકથી, અમારી કાંઇ પણ ટીકા કે અભિપ્રાય વિના હિંદને લગતા બનાવોની રોજનિશી ટૂંકમાં આપવાની શરૂ કરીએ છીએ. આમાંના થોડા બનાવો એવા સાદા છે કે તે ઉપર ટીકા આપવાની જરૂર નથી. ઘણા બનાવો એવા છે જે વિશે અમે ચોક્કસ અભિપ્રાય ધરાવીએ છીએ, અને તે અભિપ્રાય સરકાર તેમજ જાહેર જનતાની જાણ માટે અમે સામાન્ય સ્થિતિમાં પ્રસિદ્ધ કરત,

પણ સરકારનું અત્યારનું માનસ જોતાં અમને સમન્વય છે કે સરકાર એ અભિપ્રાયો સાંભળે એમ નથી એટલે તે જાહેર કરતા નથી. માત્ર બનાવોનું કંઇક સમગ્ર રૂપે અવલોકન થઇ શકે એટલા માટે અહીં તેની ટૂંકામાં ટૂંકી નોંધ કરીએ છીએ. તંત્રી ]

તા. ૨૮-૧૨-૩૧. પૂ. ગાંધીજીનું સ્ટીમર પિલ્સાનામા લંડનથી આગમન; ભવ્ય સત્કાર; અંત્યજોના આંબેડકર પક્ષનું તોફાન જેનાથી મહાસભા સમિતિના મંત્રી શ્રી. ગણપતિશંકર શાસ્ત્રી ઈત્યાદિને ઇજા; રાત્રે 'વેલ્ફેર ઓફ ઇન્ડિયા લીગ' માં સર સ્ટેનલી રીડના પ્રમુખપદે સભા; મહાત્માજી ગોળમેજી પર બે લવાના હતા પણ ઓર્ડિનન્સો ઉપર હૃદયનાં વેણ કહ્યાં.

તા. ૨૯-૧૨-૩૧. મહાસભાની વર્કિંગ કમિટિની સભા; મહાત્માજીએ વાઇસરૉયને પૂછાવ્યું કે છેલ્લા બનાવો જોતા મિત્રતાભર્યું વલણ ચાલુ છે કે નહિ ?

તા. ૩૦-૧૨-૩૧. વાઈસરૉયનું કલકત્તાના યુરોપિયન એસોસીએશનમાં ભાષણ; યુદ્ધની આગાહી; કોંગ્રેસને કચડવાની ધમકી.

તા. ૩૧-૧૨-૩૧. વાઇસરૉયના મંત્રી તરફથી ગાધીજીને જવાબ. ઓર્ડિનન્સો વિષે મુલાકાત આપવાની ના; મહાસભા સમિતિએ જવાબ ઘડયો તથા સત્યાગ્રહની રૂપરેખા નક્કી કરી.

તા. ૧-૧-૩૨. સવારમા સવા બે વાગે પત્રવ્યવહાર મહાત્માજીએ પ્રેસવાળાને આપ્યો; વાઇસરૉયને વગર શરતે મળવા દેવા ફરીથી વિનતિ; પરદેશના પ્રજાઓને સહાનુભૂતિ માટે મહાસભાએ અપીલ ઘડી; આટકનારો વેરા ન આપવા, કરકસર કરવી વગેરે ઠરાવો બહાર પડયા.

તા. ૨-૧-૩૨. વેલ્ફેર લીગનો વાઇસરૉયને તાર; વેપારીઓના આગ્રહથી અમદાવાદ જવાનું મુલતવી, રાતે બાર વાગે મહાસભા સત્યાગ્રહ કરવાની ધમકી આપે છે એવી મતલબનો વાઇસરૉયનો જવાબ; કલકત્તા જતા સુભાષબાબુની ધરપકડ.

તા. ૩-૧-૩૨ લીબરલ આગેવાનો મહાત્માજીને મળ્યા; તેમણે વાઇસરૉયને લખ્યું; મહાત્માજી પોતાની સ્થિતિનો ખુલાસો કરે છે; વાઈસરૉયને જવાબ; યુદ્ધ માટે હાકલ; મહાત્માજી વેપારીઓને મળ્યા; મહાસભાને સાથ આપવા સમજૂત.

તા. ૪-૧-૩૨. સવારમા ૩ કલાક ૫ મિનિટે ૧૮૨૭ ના ૨૫મા રેગ્યુલેશન મુજબ મહાત્માજીને પકડયા; તે ઘડીએ સરદાર વલ્લભભાઈ ગિરફતાર; રાજેન્દ્રબાબુ પ્રમુખ તરીકે જાહેર થયા; ચાર ઓર્ડિનન્સ બહાર પડયા; અલ્લાહાબાદમા સરઘસને પોલીસે વીખેર્યું; બે જણ મરણશરણ, વીસ ઘાયલ, ત્રીસ પકડાયા; રાજેન્દ્રબાબુ પકડાયા, અનસારી નિમાયા; કલકત્તામાં સભા લાઠીથી વીખેરાઈ.

તા. ૫-૧-૩૨. પં. જવાહરલાલને ૨ વર્ષ+૫૦૦ દંડ સજા; શ્રી. શેરવાણીને સજા; શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ વગેરેનો 'મેનિફેસ્ટો' સંપૂર્ણ સ્વતંત્રતાને વળગી રહેવા; શ્રી. સરૂપારાણી નહેરની આગેવાની નીચે અલ્લાહાબાદમાં સરઘસ; અમદાવાદ સ્વદેશી સભાનો ઠરાવ: દમનનીતિનો વિરોધ; મદ્રાસમા ગાધી કિમની બંધી.

તા. ૬-૧-૩૨. મહાસભાની કાર્યવાહક સમિતિ ગેરકાયદેસર ઠરી; અમદાવાદમાં શ્રી. મણિલાલ કોઠારીનું ભાષણ; કવિવર ટાગોરનો દમનનીતિ સામે વિરોધ; કલકત્તામા ૫૨ મંડળો ગેરકાયદેસર જાહેર થયાં; કરાચીમા મીઠાનો સત્યાગ્રહ.

તા. ૭-૧-૩૨ મુંબઇમા ૯૯ મંડળો ગેરકાયદેસર; કોંગ્રેસહાઉસ જપ્ત; અમદાવાદમાં એકસામટી ધરપકડો: શ્રી. મણિલાલ કોઠારી–પહેલા સરમુખત્યાર, શ્રી. કાકા કાલેલકર, શ્રી. કુમારપ્પા, શ્રી. મહાદેવ દેશાઈ, શ્રી. નરહરિ પરીખ, શ્રી. રોહિત મહેતા વગેરે ગિરફતાર; બનારસમાં ગોળીબાર: બેનું મરણ, સોને ઈજા; અર્લ રસેલની વાઈસરૉયને ચેતવણી જે દમનનીતિ અને સુધારા બન્ને સાથે ન ચાલે.

તા. ૮-૧-૩૨. મુંબઈ ઈલાકામાં ૪૭૭ સંસ્થાઓ ગેરકાયદે ( ગુજરાતની ૧૩૫ સંસ્થાઓ ); ખેડામાંથી શ્રી. અબ્બાસ તૈયબજી, શ્રી. દરબાર ગોપાળદાસ વગેરે પકડાયા; મુંબઈમાં ૫૭ પકડાયા. મિ. લેન્સબરીની સરકારને ચેતવણી; મિ. વિલિયર્સની ગાધીજીને દેશપાર કરવાની માગણી; સર મહમદ શફીનું અવસાન.

તા. ૯-૧-૩૨ અંગ્રેજ પાદરીઓનો ગાંધીજીની ધરપકડ સામે વિરોધ; પિકેટીંગ કરતા સૈનિકો ઉપર લાઠીમારથી કોઈમ્બતુરમાં એક મરણ; ડૉ અનસારી, શ્રી. જયરામદાસ, શ્રી. ગંગાધરરાવ દેશપાંડે ગિરફતાર; મુંબઇ સરકારે માજિસ્ટ્રેટોને સાત વરસની શિક્ષા કરવાની સત્તા આપી; 'વંદેમાતરમ્' બોલવા માટે તીનેવેલીમાં સૈનિકોને દંડયા; મુંબઈ મહાસભા સમિતિના ૫૦ હજાર રૂપિયા ઉપર ટાંચ, વછરાજ કંપનીને નોટીસ; સંયુક્ત પ્રાંતની ધારાસભાના લાયબ્રેરિયનનું વિરોધ માટે રાજીનામું; ગૂજરાતના બીજા સરમુખત્યાર શ્રી. લીલાવતી દેશાઈ પકડાયા.

તા. ૧૦-૧-૩૨ સરહદમાં ૨૨૫૪ કુલ્લે પકડાયા; વિદ્યાપીઠ અને પ્રાંતિક સમિતિનાં મકાન જપ્ત; પંચમહાલના આગેવાનો પકડાયા; ત્રીજા સરમુખત્યાર શ્રી. વિજયાગૌરી કાનુગાની ધરપકડ; યુ. પી. ચેંબર ઑફ કૉમર્સનો દમનનીતિ સામે વિરોધ.

તા. ૧૧-૧-૩૨ સરહદમાં કુલ્લે ૪૧૨૯ની સંખ્યા પકડાઇ; શ્રી. કસ્તુરબાની ધરપકડ; મુંબઈમાં ૧૪૪ મી કલમ લાગુ. સભા, સરઘસ, અને પિકેટિંગ થતું હોય ત્યા ભેગા થવાની મનાઇ; ચોથા તથા પાંચમા સરમુખત્યાર શ્રી. કુરેશી તથા ડૉ. મણિધર વ્યાસની ધરપકડ; શ્રી. રણછોડલાલ શેઠ અને શ્રી. બળવતંરાય ઠાકોર પકડાયા.

તા. ૧૨-૧-૩૨ શ્રી. છગનલાલ જોષી, છઠ્ઠા સરમુખત્યાર પકડાય; તેમની સભામાં લાઠી; ધ્વજરક્ષા કરતાં બહેનો ગિરફતાર; પ્રાંતિક સમિતિનાં નાણાં માટે ઇંડિયા બેંક અને ઈંડસ્ટ્રિયલ બેંકમાં દરોડો.

તા. ૧૩-૧-૩૨ ડિ. માજિસ્ટ્રેટની સભા–સરઘસ માટે અમદાવાદમાં મનાઈ; સરઘસ પર લાઠી, ત્રીસ ઘાયલ, સક્કર બેરેજ ખુલ્લું મૂકવા વાઇસરૉય આવ્યા; કાળા વાવટાથી સ્વાગત!

તા. ૧૪-૧-૩૨ અલ્લાહાબાદમાં સ્વરાજભુવન ઈરિપતાલ જપ્ત; 'નવજીવન'ના તંત્રી અને પ્રકાશક શ્રી. મોહનલાલ ભટ્ટ પકડાયા; નવજીવન પ્રેસ જપ્ત; દાહોદમાં પ્રભાતફેરી ઉપર લાઠીચાર્જ.

તા. ૧૫-૧-૩૨ પિકેટિંગ મંડળનાં બીજાં મંત્રી શ્રી. વસુમતી દેસાઇ પકડાયાં; ઓચાસણ અને સુણાવની શાળા ગેરકાયદેસર; વિલેપાર્લેમાં પોલીસે પ્રાર્થના માટેની સભા વીખેરી; મુંબઈમાં સોનાની નિકાસ અટકાવવા પિકેટિંગ; ક્રૉનિકલના આધપતિ શ્રી. બ્રેલવીને પોલીસ ચોકીએ હાજરી ન આપવા બદલ બે વરસની સજા; પેશાવરમાં ચોથી વાર ગોળીબાર.

તા. ૧૬-૧-૩૨ 'લીગ અગેઇન્સ્ટ ઈમ્પીરિયાલિઝમ'ની સભા, હિંદને સ્વતંત્રતા બક્ષવા માટે ઠરાવ; અમદાવાદમાં પિકેટિંગ ઉપરથી પકડાતા સૈનિકોને લોકઅપમાં માર માર્યાની ફરિયાદ; દિવાન બહાદુર હરિલાલ દેસાઈની તપાસ અને ડિ. માજિસ્ટ્રેટની મુલાકાત; મદ્રાસ, ગંજામાં લોકો ન વીખેરાતાં ગોળીબાર: એક મરણ, બે ઘાયલ.

તા. ૧૭-૧-૩૨ સોનાની નિકાશ રૂ. ૧,૦૦,૯૪૦૦૦; ગાંધીજીની ફિલ્મ બતાવવાની અમદાવાદમાં મનાઈ; લીબરલો સાથે પં. માલવિયાજીની મુલાકાત; ડૉ. ચંદુલાલ દેસાઈ પકડાયા; મદ્રાસમાં ખાદી પહેરીને જતા એક સ્કોચમેન ઉપર લીલા રંગના પાણીનો છંટકાવ; મદ્રાસ વેપારી મહાજનનો લાઠી સામે વિરોધ; સત્યાગ્રહની વિરુદ્ધ મદદ કરવા દેશી રાજ્યોએ વચન આપ્યું; દાહોદમાં લાઠીચાર્જ, ૧૦૪ ઘવાયા

તા. ૧૮-૧-૩૨ વેરાવલ હુલ્લડ કેસમાં ત્રણને દેહાંતદંડની સજા; યુક્ત પ્રાંતના લિબરલો મહાસભાની હિલચાલ વખોડે છે; મૂળજી જેઠા મારકીટ આગળ સેવિકાઓની ધરપકડથી ખળભળાટ: સર સેમ્યુઅલ હોરે છાપાંવાળાને આપેલી મુલાકાત; વાઈસરૉયને સખ્ત નીતિ અખત્યાર કરવા માટે ધન્યવાદ; ઑલ વર્લ્ડ ગાંધી ફેલોશિપે ન્યુયોર્કમાં બ્રિટિશ માલ તેમજ સ્ટીમરશીપનો બહિષ્કાર કરવાનો ઠરાવ; મદ્રાસ સ્વદેશી પ્રદર્શન બંધ કરવાનો હુકમ; મુંબઈના શેરદલાલોની સભા; સ્વદેશી અને બહિષ્કારના ઠરાવો.

તા. ૧૯-૧-૩૨ ગુજરાત પ્રાંતિક સમિતિનાં નાણાં માટે અમદાવાદમાં લક્ષ્મી વિલાસ હોટેલવાળાને ત્યાં દરોડો; મુંબઇમાં પંડિત માલવિયજીની લિબરલો સાથે મસલત ચાલુ; દાદરમાં ધ્વજવંદન, ધરપકડ; પારડીના એક ઘરધણી તથા ભાડૂતને વાવટો નહિ ઉતારવા માટે સજા; સુરતમાં ડૉ. મારફતિયાના ઘરની જડતી: રૂ. ૭૫૦૦૦ ઉપર ટાંચ; બનારસમાં કાશી વિદ્યાપીઠ વગેરે જપ્ત; રાસના પેઢતોને પાક ખસેડવાની મનાઈ; રાણપુરમાં સૌરાષ્ટ્ર પ્રેસ જપ્ત; સુરતમાં મકાનમાલિકોને

ચેતવણી: સભા વખતે ઓટલા પર બેસવું નહિ ઈત્યાદિ; હૈદ્રાબાદમા પ્રો. મલ્કાની અને કરાચીમા શ્રી. કોકી બહેનની ધરપકડ, સિંધમાથી કુલે ૧૪૭ ધરપકડ, શ્રી. ખુરશેદ બહેનને ૧ વર્ષની સખ્ત સજા; ફાધર એલ્વિનને સરહદમાથી હદપાર કર્યા.

તા. ૨૦-૧-૩૨ અમદાવાદમા રાયપુરમા સભા, પોલીસે લીધેલો કબજો; ભીલ સેવામંડળ, દાહોદને સીલ માર્યા; ખેડામા સદેમર ગામને પોલીસે ઘેરો ઘાલ્યો; લાહોરમા ડૉ. સત્યપાલ પકડાયા; જમિયત-ઉલ-ઉલેમાના પ્રતિનિધિઓને સરહદ પ્રાતના જવાની મનાઇ; બોમ્બે મતાધિકાર કમિટિમા દિ. બા. હરિલાલ દેસાઇએ સભ્ય થવાની ના પાડી; મદ્રાસમા શ્રીનિવાસ આયગરના પુત્રી પિકેટિંગ કરતા ગિરફતાર; સઘળી વેપારી સસ્થાઓએ પં. માલવિયાજી જોડે મુંબઇમા ચલાવેલી મસલત; લંડનમા કૉમનવેલ્થ ઑફ ઇન્ડિયા લીગની સભા; બર્ટ્રાન્ડ રસેલનુ ભાષણ દમનનીતિ અને સુધારાની સાથે વાતો ગાડાની ઇરિપતાલમા ગયેલા જ કરી શકે એમ તેણે કહ્યુ; ન્યુયોર્કના ૧૦૬ ધર્મગુરુઓ ગાંધીજીને છોડવા અપીલ કરે છે.

તા. ૨૧-૧-૩૨ શ્રી. સેનગુપ્તાને સ્ટીમરમાથી ઊતરતા જ પકડયા, જાપાનમા કેનકોકાઈ સસ્થાના માણસો બ્રિટિશ એલચીની ઑફિસમા ઘુસી ગયા અને ગાંધીજીની ધરપકડ સામે વિરોધ; મદ્રાસમા બીનમહાસભાવાદીઓ તરફથી દમનનીતિ સામે વિરોધ; ગોરખપુરમા ગોળીબાર, કોઇને ઈજા નથી થઈ એવો રિપોર્ટ છે

તા. ૨૨-૧-૩૨ મુંબઈમા ત્રીસ વેપારી મંડળોની સભા અટકાવી; ફ્રી પ્રેસના અધિપતિ શ્રી. સદાનંદ અને તેમના પત્ની ગિરફતાર, અમદાવાદ મજૂર મહાજનના મંત્રીઓને પોલીસ થાણાએ હાજરી આપવાનો હુકમ કર્યો; તેઓ ગિરફતાર; ખેડા જિલ્લામા 'સમરસ દિન'; બનારસમા મીઠાનો સત્યાગ્રહ; કાનપુરમા ખાદીભંડાર અને ચરખાસંઘ ઉપર દરોડો. ફાધર એલ્વિનનો સરહદ પ્રાત વિષે રિપોર્ટ, ખુદાઈ ખિદમતગારોની પ્રસંશા; સરકારે ૨।। કરોડની નવી નોટો બહાર પાડી

તા. ૨૩-૧-૩૨ અમદાવાદમા મજૂર મહાજન તરફથી નીકળતા સરઘસો સામે ૧૪૪મી કલમ; મજૂર મહાજનના મંત્રીઓને ૧ વર્ષની સખ્ત સજા; પંડિત માલવિયાજીનું સોનું ન વેચવા માટે નિવેદન; બંગાળામા ૩૮૦ મંડળો ગેરકાયદે; કલકત્તામા લોઇડ બૅંક ઉપર પિકેટિંગ; લખનૌમા એક ઍંગ્લો ઇન્ડિયન વિધવાની હેડકૉન્સ્ટેબલ તરીકે નિમણૂક.

તા. ૨૪-૧-૩૨ અમદાવાદ શહેરમા 'બ્રિટિશ માલ ખરીદો'ના હિમાયતપત્રો ચોટયા; સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ ગોળમેજીની સલાહકારક સમિતિમા ભાગ ન લે તે માટે વેપારી ચેમ્બરનો ઠરાવ; મિસિસ સેનગુપ્તાને મહાસભાની પ્રવૃત્તિઓમા ભાગ ન લેવાની અપાયેલી નોટિસ; કલકત્તાના મેયર અને એક્ઝિક્યુટિવ ઑફિસરને મહાસભાની હિલચાલમા ભાગ ન લેવા માટે નોટીસ; સત્યાગ્રહાશ્રમ સાબરમતીના મહેસૂલ માટે ૧ રૂ. રાઠનો. કપાસ જપ્ત; બેંગલોરમા જીલ્લા બોર્ડના પ્રમુખની આગેવાની હેઠળ સભા સ્થપાઇ.

તા. ૨૫-૧-૩૨ અમદાવાદમા પ્યારેલાલ, મહારમાજીના મંત્રીની ધરપકડ, મદ્રાસના વકીલોનુ સ્ટેટમેન્ટ; પાચથી ઓછા માણુસ ઉપર લાઠીમાર ન થાય. કલકત્તામા કોરપોરેશનના પ્રમુખને નોટીસ જે રાષ્ટ્રધ્વજ ન ફરકાવવો. વડા પ્રધાન પર પીટર ફ્રીમેન અને લેન્સબરીનો તાર: 'ગાંધીજી સાથે સહકાર કરો.'

તા. ૨૬-૧-૩૨ વાઈસરૉયનુ ભાષણ; મહાસભાને કચડી નાખવાનો નિશ્ચય જાહેર કરે છે; મહાસભાના પ્રમુખ શાર્દૂલસિંહના પત્ની પકડાયા; લખનૌમા આગેવાન મુસલમાનોએ સરહદ વિષેની હાલત બાબત ખેદ જાહેર કર્યો; મુંબઇમા શ્રી. જયકરના મકાન આગળ કાળા વાવટા; 'ફ્રી પ્રેસ જર્નલ' ઉપર નોટીસ.

તા. ૨૭-૧-૩૨ સ્વાતંત્ર્ય દિન ઉજવાયાના સમાચાર; કલકત્તામા ૨૦૬, મુંબઈ ૧૦૦, દિલ્હી ૯૮, સુરતમા ૧૮, વગેરે ધરપકડો; મુંબઇ શેર બજારને સરકારની નોટીસ' શેર બજાર ખુલ્લું કરો, અગર સરકાર તેને અવમાન્ય કરશે; રાષ્ટ્રધ્વજ નહિ ચઢાવવા અમદાવાદના ડિસ્ટ્રીક્ટ માજિસ્ટ્રેટનો હુકમ; કાશ્મીરમા હિંદુઓ સામે હુલ્લડ; કલકત્તામા બધા પાર્કો બંધ કરવા હુકમ; સ્સ્ત્રુક વિલિયમ્સનુ' લંડનમા ભાષણ: 'હોમરૂલ આપો.'

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૩ મહા: ૧૯૮૮ અંક ૪

## પારસમણિ

સરિતા કેરે કાંઠડે, વૃન્દાવનની માંય,
એકમના થઈ ઈશને સાધુ સનાતન ધ્યાય. ૧
એવામાં ત્યાં આવિયો વિપ્ર વેશનો દીન,
સાધુને ચરણે નમ્યો મનડે ભક્તિ-લીન. ૨
પૂછે સનાતન તેહને,–"આવ્યા ક્યાંથી આપ?
કવણુ નામ તે આપનું?" દે છે વિપ્ર જવાબ: ૩
"બાવાજી, હું શું કહું?–ભમ્યો અતિશય દૂર,
ત્યારે આજે પામિયો દર્શન તમ સુમધુર. ૪
જીવન મારું નામ છે, માનકરે મુજ ધામ,
વર્ધમાન જિલ્લા વિષેઃ હવે કહું મુજ કામ. ૫
મુજ જેવો હતભાગ્ય કે દીન હીન અતિ કોઇ,
નથી જગતમાં ક્યાંય પણ, આવો સઘળે જોઇ. ૬
જેર જમીન કૈં છે ખરાં, તો યે નીચું મુખ,
કમાઈ થોડી માહરી એ જ સનાતન દુઃખ. ૭
ક્રિયા કાંડ ને યજ્ઞથી પહેલાં કીર્તિ વશેક,
હતી તો ય આજે હવે આવ્યો તેનો છેક. ૮
ઉન્નતિ કરવા માહરી જઇને શિવજી પાસ,
ઘણી કરી આરાધના, માગ્યો વર મેં ખાસ. ૯
એક દિવસ પો ફાટતાં સોણામાં કે' દેવ:
'દઉં છું વર હું વિપ્ર હે, આશ ફળે તતખેવ. ૧૦

જમુના તટ ગોસાંઈજી વસે સનાતન નામ,
જા ચરણે પડ તેહને, માની પિતા સમાન. ૧૧
ધનપ્રાપ્તિ કેરો રહ્યો ઉપાય તેને હાથ.'"
સાધુ આકુળ થાય છે સાંભળતાં આ વાત. ૧૨
"મારી પાસે છે જ શું ? જે કૈં હતું મુજ પાસ
છોડી આવ્યો છું: હવે ભિક્ષા ઉપર આશ." ૧૩
એકાએક કૈં સાંભર્યું, સાધુ કરે પોકાર,
"સાચું, સાચું, એ ખરું: હવે સાંભર્યું સાર! ૧૪
એક દિવસ નદીને તટે પારસ મળિયો જાણ,
કદી કોઇ દિન કોઈને દેવા થાયે દાન. ૧૫
એવું ધારી રેતમાં દાટયો પણે જરૂર;
બ્રાહ્મણ લઇ જા; અડકતાં દુઃખ થશે તુજ દૂર." ૧૬
વિપ્ર ગયો ઉતાવળો, ખોદ્યું રેતી માંય;
મણિ મળિયો ઝાત્કાર ને હૈયે હરખ ન માય. ૧૭
માદળિયાં બે લોહનાં બાંધ્યાં બ્રાહ્મણ હાથ,
અડતાં સોનાનાં થયાં, વિસ્મય સરખી વાત. ૧૮
વિસ્મય-ઘેલો વિપ્ર ત્યાં બેસી નદીને તીર,
વિચારવંટોળે ચડયો, મનડું થયું અધીર. ૧૯
જમુનાના કલ્લોલના સ્વર પોંચ્યા તે કાન,
વિચાર બૂડયા વિપ્રને દેતા કૈં કૈં જ્ઞાન. ૨૦
સામે કાંઠે, દિવસના થાકે રાતો સૂર,
જઇ બેઠો અસ્તાચળે, ગાજ્યા સંધ્યા સૂર. ૨૧
બ્રાહ્મણ ત્યારે ઊઠિયો નમ્યો સાધુને પાય,
બોલે તો યે નેત્રમાં અશ્રુપૂર ઉભરાય. ૨૨
"જે ધનથી થઈને ધની, મણિને માનો કાચ,
તે ધનની ઝીણી કણી નમી યાચું તમ પાંસ." ૨૩
એવું બોલી બ્રાહ્મણે જમુના કેરે નીર,
પારસમણિ ફેંકી દીધો, ફરી નમાવ્યું શિર.* ૨૪

૧૮ : ૬ : ૩૧

નગીનદાસ પારેખ

* શ્રી. રવીન્દ્રનાથના "સ્પર્શમણિ"નો અનુવાદ.

# દ્રવ્યવાદ

દ્રવ્યવાદને વાદ તરીકે આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ પણ તેમાં કેટલે અંશે વૈજ્ઞાનિક તથ્ય સમાયેલું છે તે તો આપણે સમજી લેવું ઘટે અને એ જ ઉદ્દેશથી મેં આ લેખ લખવા પ્રયાસ કર્યો છે. દ્રવ્યવાદ વાદાત્મક છે અને રહેશે, પણ વિજ્ઞાનશાસ્ત્રીઓએ જે જે સિદ્ધાંતો અને સત્યો આપણને આપ્યાં છે તેનો દ્રવ્યવાદીઓએ પોતાના વાદના અનુમોદન અને પ્રચાર માટે જેટલે અંશે ઉપયોગ કર્યો છે તેને મેં અહીં વિજ્ઞાનની દૃષ્ટિથી તપાસવા પ્રયાસ કર્યો છે.

ભૌતિક દુનિયામાં આપણને બે જાતનાં તત્ત્વો મળે છેઃ એક જડ અને બીજું ચેતન–ખનીજ અથવા નિર્જીવ અને સજીવ. જડ દ્રવ્યોમાં દરેક જાતની ધાતુઓ અને પદાર્થોનો સમાવેશ થાય છે; જ્યારે ચેતન દ્રવ્યોમાં સજીવ પદાર્થો, કે જેની ઉત્પત્તિ એક વખતનાં જીવંત પ્રાણીઓમાંથી થવા પામી હતી, અને પ્રાણવહન કરતી અને પોતાની જાતને ફરીથી ઉત્પન્ન કરતી સજીવ સૃષ્ટિનો સમાવેશ થાય છે. સજીવ સૃષ્ટિની પ્રવૃત્તિઓ જીવવાની અને ઉન્નતિની ઇચ્છાથી દોરવાયેલી હોય છે, જ્યારે નિર્જીવ સૃષ્ટિમાં એવા કોઈ પણ ઉદ્દેશનો અભાવ હોય છે છતાં બન્ને સૃષ્ટિઓ વૃદ્ધિગત થાય છે. સજીવ પોતાની જાતને ફરીથી ઉત્પન્ન કરીને અને દ્રવ્યસૃષ્ટિ પણ સ્ફટિકોના બંધારણ અને વૃદ્ધિના નિયમ અનુસાર વધે છે. આમ આખોએ સૃષ્ટિક્રમ (૧) દ્રવ્ય અને (૨) જીવન આમ બે રૂપમાં આપણને વ્યક્ત થાય છે.

આ બધી વસ્તુસંકલના આકાશતત્ત્વ( ether )માંથી ઉદ્ભવી છે, આકાશતત્ત્વમાં સ્થિતિવાળી છે અને આખરે આકાશતત્ત્વમાં લય પામવાની છે. દ્રવ્ય એ ઇથરનું દ્રવણતત્ત્વ છે. વસ્તુસમૂહનું ઇથરમાં દ્રવણ અને વિદ્રવણ થયા જ કરે છે. ધાતુઓની અને દ્રવ્યોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય ઇથરમાં જ થાય છે, આ દ્રવ્યવાદનો મુખ્ય સિદ્ધાંત છે. આ ઇથર અને દ્રવ્યોનાં ધનાત્મક અને ઋણાત્મક સૂક્ષ્માણુઓ–electrons અને protons–ઉપર તેનો પાયો રચાયો છે. કહેવાની જરૂર નથી કે આ ત્રણેનું કાળ અને સ્થળમાં સ્વતંત્ર અસ્તિત્વ છે. હવે એ ઇથર અને ધનાત્મક અને ઋણાત્મક સૂક્ષ્માણુઓ શું છે તે આપણે જોઈશું.

ઇથર સર્વવ્યાપક છે. અને એ ઇથરની મદદથી જ આપણે સૂર્યની ઉષ્ણતા અને તેજ પામીએ છીએ. અહીં ઇથર એ ઉષ્ણતા કે તેજોવાહક તત્ત્વ કે દ્રવ્ય છે; તેથી તેને તેજોવહ પણ કહેવામાં આવે છે. ઇથર ધનાત્મક અને ઋણાત્મક સૂક્ષ્માણુઓના રૂપમાં રૂપાંતર પામે છે. અને દ્રવ્યવાદીઓ એમ માને છે કે વિશ્વરજ ( Cosmic dust ) તે આ સૂક્ષ્માણુઓ જ છે. " Ether curdles into minute particles or strain-centers commonly known as electrons and protons, and these form matter, with which our perspective powers can deal...and the matter which is formed from it gathers into great globes, which as they draw in, develop such disturbance in their interior that their

substance streams out once more over space from which it was *gathered until in the course of billions of years the equilibrium* is restored, and the process begins again..." (Joseph Mc Cabe) નીહારિકામાંથી સૂર્યમંડળનું ઉદ્‌ભવવું આની સાથે સંપૂર્ણ રીતે બંધબેસતું આવે છે. બાષ્પના વાદળમાંથી જલબિંદુઓ જેટલાં અનિવાર્ય છે તેટલું જ નીહારિકામાંથી સૂર્યમંડળનું ઉદ્‌ભવવું સત્ય છે. દ્રવ્યવાદ એથીએ આગળ જઇ નીહારિકાની ઉત્પત્તિ આ સર્વવ્યાપક ઇથરમાં જુએ છે; અને એ નીહારિકાએ આપણને સૃષ્ટિ અને સૂર્યમંડળ આપ્યાં પણ જીવનની ઉન્નતિની માફક સૃષ્ટિની ઉત્પત્તિ પણ વૈજ્ઞાનિકો માટે એક ગૂઢ પ્રશ્ન છે અને રહેશે.

દ્રવ્યસમુચ્ચય તેમાં ખાસ કરી યુરેનિયમ, રેડિયમ, થોરિયમ વગેરે કે જેનું અણુતોલન-atomic weight-ઘણું જ વધારે છે, તેમાંથી દરેક પળે કેટલાંયે આ ધનાત્મક અને ઋણાત્મક સૂક્ષ્માણુઓ છૂટાં પડી સ્વતન્ત્ર હયાતી ભોગવે છે. અને સૂર્યનો તેજઃપુઞ્જ (photo sphere) આ સૂક્ષ્માણુઓનો બનેલો છે. એટલે સૂર્ય નીહારિકામાંથી બનવા પામ્યો છે એ સિદ્ધ થાય છે. તેવું જ સૂર્ય-મંડળ માટે પણ છે. ઇથરમાંથી આ સૂક્ષ્માણુઓનું અસ્તિત્વમાં આવવું હજુ પ્રયોગોથી સિદ્ધ કરી શકાયું નથી. વસ્તુતાએ ઇથરને દ્રવ્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ માનવામાં આવે તો ઇથર જ ભૌતિક દુનિયાનો **સોઽહમ્** છે એમ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી.

ભાવાત્મક અને આધ્યાત્મિક વસ્તુસમૂહને-ભલે કાળ કે સમયસ્થિતિ હશે પણ સ્થળસ્થિતિ ન હોવાથી-દ્રવ્યવાદમાં બહુ ઓછું સ્થાન છે. છતાં દ્રવ્યવાદ એ વસ્તુઓનો અભાવ કે ઇનકાર નથી કરતો.

રસાયનશાસ્ત્રે દ્રવ્યસમૂહને ૯૨ તત્ત્વોમાં, દરેક તત્ત્વ ગુણરૂપમાં એક બીજાથી જુદું એમ, વહેંચી નાખ્યાં છે. અને એ ૯૨ તત્ત્વો ઉપર જે બીજી વસ્તુસંકલના આપણને દેખાય છે તે એ તત્ત્વોનો, સજીવ કે નિર્જીવ દ્રવ્યોનો વિપર્યાય કે સંમિશ્રણ છે એમ જાહેર કર્યું છે. પણ પદાર્થશાસ્ત્રીઓ એ બધાને અંતે ધનાત્મક અને ઋણાત્મક સૂક્ષ્માણુઓના રૂપમાં જાહેર કરે છે અને દ્રવ્યવાદે વિજ્ઞાનના આ સિદ્ધાંતને સ્વીકાર્યો છે. ઘણા વૈજ્ઞાનિકોનું એમ માનવું છે કે જ્યારે દ્રવ્ય આમ સૂક્ષ્માણુઓના રૂપમાં દેખાય છે ત્યારે જેમ વિદ્યુત્ એ એક શક્તિ છે તેમ તે પણ એક શક્તિના રૂપમાં બદલાઈ જાય છે. (Matter as a form of energy) પણ જ્યારે આ સૂક્ષ્માણુઓ ઇથર જેવી વસ્તુનું રૂપાંતર છે એમ માનીએ તો દ્રવ્યને શક્તિ તરીકે નહિ પણ દ્રવ્ય તરીકે જ આપણે સ્વીકારવું પડે છે.

આ સ્થળે દ્રવ્યની રચના અને બંધારણ વિષે કંઇક ખ્યાલ આપવો ઘટે છે. દ્રવ્ય ઘન, પ્રવાહી કે વાયુના રૂપમાં હોય પણ અણુઓનું બનેલું છે. ખરી રીતે દ્રવ્યના દરેક અણુને અણુ ન કહેતાં સૂર્યમંડળની માફક અણુમંડળ કહેવું વધારે અર્થસૂચક છે. વિશ્વનું વિરાટ્ રૂપ તે નભોમંડળમાં જુદા જુદા ભાગોમાં દેખાતાં સૂર્યમંડળો અને વિશ્વની નાનામાં નાની વિભૂતિ તે આ અણુમંડળ છે. જલવાયુ (Hydrogen) માં ધનસ્થાને-nucleus-એક સૂક્ષ્માણુ (proton) છે અને ઋણસ્થાને એક કક્ષામાં ધનસૂક્ષ્માણુની આજુબાજુ પરિભ્રમણ કરતું બીજું સૂક્ષ્માણુ (electron) છે. હીલિયમમાં એક સરખા વ્યાસની બે જુદીજુદી કક્ષામાં બે ઋણસૂક્ષ્માણુઓ, ધનસ્થાને રહેલાં બે ઋણસૂક્ષ્માણુ અને ચાર ધનસૂક્ષ્માણુઓની આજુબાજુ ભ્રમણ કરે છે. લીથિયમમાં સૂર્યમંડળના ધૂમકેતુ માફક એક વધારાનું ઋણાત્મક સૂક્ષ્માણુ

જુદી જ કક્ષામાં ભ્રમણ કરે છે. આ પ્રમાણે આગળ જતાં મેન્ડેલીફના સામયિક કોષ્ટકના ૯૨ મા દ્રવ્યમાં—યુરેનિયમમાં કે જેનું અણુતોલન ૨૩૮·૨ છે—૯૨ ઋણસૂક્ષ્માણુઓ અને ૧૪૬ ઋણ અને ૨૩૮ ધન સૂક્ષ્માણુઓનું એક અણુમંડળ બનેલું હોય છે. ધનસૂક્ષ્માણુની ત્રિજ્યા $૧૦^{-૧૫}$ સેન્ટીમિટર અને ઋણસૂક્ષ્માણુની $૧૦^{-૧૩}$ સેંટીમિટર હોય છે. સાધારણ રીતે અણુનો વ્યાસ $૧૦^{-૫}$ સેન્ટી· ( ત્રિજ્યા $૨\times૧૦^{-૫}$ સેન્ટી. ) હોય છે.

આપણા ભૌતિકવાદે જેને ક્ષણભંગુર ગણી કાઢયું છે તેને દ્રવ્યવાદ વિજ્ઞાનની મદદથી હંમેશનું સ્થાયિત્વ આપે છે. અને જીવન જેવા ગૂઢ પ્રશ્નને પણ યાંત્રિકતાની કક્ષામાં મૂકે છે. The conception of life is materialistic as opposed to vitalistic one. આ વિચારશ્રેણીને, નીચલી કક્ષાનાં પ્રાણીઓ જંતુઓ કીટકો વગેરેની હિલચાલ પરિભ્રમણ વગેરે, જે માત્ર બાહ્ય ઉત્તેજનના પ્રત્યુત્તરરૂપ-response to external stimuli-હોય છે, તેનું સમર્થન મળે છે. નિર્જીવ દુનિયામાં લોહચુંબક રૂપ બાહ્ય ઉત્તેજનનાં પ્રત્યુત્તર તરીકે લોહચુંબક આકર્ષાય છે તે જ પ્રમાણે સજીવ દુનિયામાં સૂર્યપ્રકાશ તરફ ફૂટતું પોયણું-(heliotropism) અને દીવા તરફ પતંગિયું આકર્ષાય છે (phototropism). આમ હોવા છતાં પણ પ્રેમભાવ, યથાભિલાપ, ઈચ્છા, પ્રજ્ઞા, બુદ્ધિ, ન્યાયપરાયણતા વગેરે મનુષ્યજીવનમાં રહેલા ઉન્નત પ્રશ્નોને દ્રવ્યવાદ હજુ નથી સમજી શકયો.

જળચર ઉપરના છૂટાછવાયા પ્રયોગો ઉપરથી જીવશાસ્ત્રીઓએ આપણને એટલું બતાવી આપ્યું છે કે સ્ત્રીઅંડકોશો-female ovum-નું પુરુષના વીર્યકણ-spermatozoa—વિના પણ રેતસ્સેચન-fertilization & inpregnation-કરી શકાય છે. આ પરિણામ સ્ત્રીઅંડકોશોને માત્ર સોય ખોસવાથી મળ્યું હતું. આ ઉપરથી દ્રવ્યવાદીઓનું એમ કહેવું છે કે પ્રજનન-reproduction-માટે પણ કોઈ "મહાન શક્તિ"ની જરૂર નથી. પ્રજનન પણ દ્રવ્ય જેટલું જ ભૌતિક છે. પણ બધા જીવશાસ્ત્રીઓ આ પ્રયોગની વાસ્તવિકતા સ્વીકારતા નથી. જીવનના ઉન્નતિક્રમના નીચલા પગથિયા ઉપર રહેલાં જળચર અને બીજાં પ્રાણીઓ માટે એ બનવા પામ્યું હશે (પ્રયોગ દેડકા-amphobia-ઉપર કરવામાં આવ્યો હતો ), પણ જીવવિદ્યામાં અને શરીરરચનામાં ઘણા આગળ વધેલા મનુષ્ય માટે એ ન પણ બનવા પામે.

હવે જીવન-biological existence-સરજાયેલું છે કે કાળક્રમે ઉદ્ભવવા પામ્યું છે એનો વિચાર કરવો રહે છે. બધા વિજ્ઞાનશાસ્ત્રીઓ એમ માને છે કે જીવન એ જડ દ્રવ્યસમુચ્ચયના પરિવર્તનમાંથી કેટલાયે યુગો પછી ઉદ્ભવવા પામ્યું છે. Life has evolved from inorganic matter and was not created. પણ જો જીવનની ઉત્ક્રાંતિના આ મંતવ્યને સ્વીકારવામાં આવે તો જડ દ્રવ્યોમાંથી જીવન કે ચેતનશક્તિ—ચેતના—ઉપજાવી કાઢી શકાય. પણ હજુ સુધી તેમ બન્યું નથી. એકકોશી જીવન-mesozoon-પણ ઉત્પન્ન કરી શકાયું નથી તો હાલ તો બહુકોશી જીવન-protozoon ઉત્પન્ન કરવું એ અશકય જ છે. આમ હોવા છતાં પણ વૈજ્ઞાનિકોના જીવનની ઉત્ક્રાંતિના આ મતને માન આપીએ તો જીવન દ્રવ્યોત્પન્ન છે એમ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી. અહીં દ્રવ્યવાદનો વિજય થાય છે.

આ વાદનો નિષ્કર્ષ એ છે કે સજીવ અને નિર્જીવ વસ્તુઓ એક જ ઈથર નામક પ્રાથમિક દ્રવ્યની બે વિભૂતિઓ છે.

નગીનભાઈ મગનભાઈ પટેલ

# શ્રીકૃષ્ણનું ચારિત્ર્ય*

અર્વાચીન પ્રજાતંત્રના જમાનામાં અને પ્રજાજીવનના સુધારક વિચારપરંપરામાં પરમેશ્વર વિના બીજા કોઇ પણ માટે અસ્ખલનશીલ, અદૂષ્ય, (infallible) શબ્દ વાપરવામાં આવે એ ઠીક નથી લાગતું. શ્રીકૃષ્ણ માટે પણ એ શબ્દ વાપરવો યોગ્ય નથી, પરતુ એ શબ્દ અમુક અર્થમાં શ્રીકૃષ્ણ માટે વાપરી શકાય. શ્રીકૃષ્ણ મુક્તાત્મા હતા એ વાતમાં વાંધો ઉઠાવીએ એ હિંદુશાસ્ત્રો અને ગીતા માટે વાંધો ઉઠાવવા જેવું છે. એટલે શ્રીકૃષ્ણને પ્રભુપદ પામેલા પુરુષ માનવામાં આવે અને પરમેશ્વર પોતાની ઇચ્છા શ્રીકૃષ્ણને નિમિત્ત બનાવીને બર આણતા હતા, એમ માનવામાં આવે તો તેમનાં કૃત્યો સદાચાર લેખાવાં જ જોઇએ; કારણ કે એમ ન ગણીએ તો પ્રભુને દુરાચારી માનવાનો પ્રસંગ આવે. પ્રજાતંત્રવાદના અર્વાચીન જમાનામાં 'અસ્ખલનશીલ' 'અદૂષ્ય' શબ્દ ઠીક નથી ગણાતો, છતાં ઘણી સંસ્થાઓ, પુસ્તકો અને વ્યક્તિઓ માટે છેક આજસુધી તે વપરાતો આવ્યો છે. રાજ્યપ્રકરણ પણ એ વિષય ચર્ચે છે કે 'રાજ્ય અપકૃત્ય કરે જ નહિ' કે 'રાજા અપકૃત્યનું કારણ બની જ ન શકે?' મેકિયાવેલીના સિદ્ધાંત પ્રમાણે નીતિનાં જે બંધનો સામાન્ય મનુષ્યો માટે રચાયેલાં છે તે રાજાઓને બંધનકર્તા નથી. પ્રીવી કાઉન્સિલના નિર્ણયો કાયદાની દૃષ્ટિએ છેવટના લેખવામાં આવે છે, જો કે એ નિર્ણયો અદૂષ્ય તો ન લેખાય, પણ બ્રિટિશ સામ્રાજ્યમાં તો એ નિર્ણય વિષે નિર્ણય આપે એવી કોઇ સંસ્થા અસ્તિત્વ ધરાવતી નથી જ. ખોજા લોકો તેમના હાઝર ઇમામનાં ધાર્મિક ફરમાનો એટલે અત્યારે નામદાર આગાખાનના ધાર્મિક નિર્ણયોને છેવટના માને છે; તે જ પ્રમાણે છેક ઇ. સ. ૧૮૭૦ સુધી વેટિકનની Ecumnical ધાર્મિક સભાએ નિર્ણય કરેલો હતો કે ધાર્મિક સિંહાસન પર વિરાજી પોપ જે નિર્ણયો આપે તેમાં ભૂલ હોય જ નહિ અને તે પ્રમાણે જ ખ્રિસ્તી દેવળો ને ખ્રિસ્તી નીતિશાસ્ત્રનાં તત્ત્વો ઘડાવાં જોઇએ. ઇસ્લામીઓ માને છે કે કુરાને શરીફમાં પ્રભુનાં વચનો જ ઉતારવામાં આવ્યાં છે એટલે એમાં વિવાદને અવકાશ હોય જ નહિ. હિંદુઓ વેદનાં સૂત્રોને એવાં ગણે છે. બ્રહ્મોસમાજના પ્રણેતા અને સંચાલકોએ ઘણા ય પ્રયત્નો કર્યા છે, છતાં 'વેદવાક્ય' શબ્દે તો કહેવતનું રૂપ લીધું છે; એમાં શંકાને સ્થાન જ નથી. એ પ્રમાણે અત્યારના જમાનામાં પણ જો અમુક સંસ્થાઓ ગ્રંથો કે વ્યક્તિઓના નિર્ણયને અદૂષ્ય ગણવામાં આવતા હોય તો જૂના જમાનામાં કોઇ સંપૂર્ણ યોગેશ્વર પોતાની પ્રેરણા મુજબ સમાજસુધારણા, ન્યાય ને શાન્તિ માટે નિઃસ્વાર્થ વૃત્તિથી કોઇ નિયમભંગ કરે તો તેને તેમ કરવા હક નથી એમ કહેવું એ વધારે પડતું નથી?

'પ્રયોજનથી સાધન પરખાય છે' એ નીતિશાસ્ત્રનું અગત્યનું તત્ત્વ છે પરંતુ વ્યવહારમાં ચર્ચાસ્પદ વિગત છે. 'નરસું કરો જેથી સારું થાય' એ બાઇબલનું વાક્ય પણ એવું જ છે. કોઇ બિનજવાબદાર રસ્તે જનાર માણસ આવા સિદ્ધાંતો પર આધાર રાખી

* આ લેખનો આગળનો હપ્તો સં. ૧૯૯૮ ના પોષ માસના અંકમાં પ્રસિદ્ધ થયો છે.

સામાજિક અને નૈતિક બંધનોનું સ્વેચ્છાથી ઉલ્લંઘન કરે તો તેનો સ્વાભાવિક તુચ્છકાર થાય જ, કારણ કે જો જીવનમાં આ તત્ત્વો મહત્ત્વનાં હોય તો જવાબદાર મહાન ને નિઃસ્વાર્થી પુરુષોમાં જ તે જડી આવે. રોજ એવા ઘણાય દાખલા બને છે કે જેમાં શિક્ષક શિષ્યને શિક્ષા કરે છે, સરજન દર્દીના અંગમાં વાઢકાપ કરે છે, ને ન્યાયાધીશ ગુનેગારને સજા કરે છે. આ દરેક દાખલામાં અનિચ્છા હોવા છતાં શિષ્ય, દર્દી કે ગુનેગારની કાંઇ ને કાંઇ ભૂલ થઇ ગયેલી હોય છે, છતાંય એ ઉપાયનું પરિણામ વ્યક્તિ ને સમાજના ભલા માટે જ હોય છે. કોઇ વાર સમાજનું પાપ કોઇ મહાપુરુષને માથે પડે છે અને ત્યારે એનાથી ઓછી લાયકાતવાળા મનુષ્યો પણ એનો વાંક કાઢવા મંડી પડે છે; પણ તે વખતે એ મહાપુરુષે કેટકેટલી મુશ્કેલીઓ વચ્ચે કામ કર્યું છે એ વાત તેઓ ભૂલી જાય છે. જે કોઇ મહાપુરુષ સાધનો અનિષ્ટ હોવા છતાં સારો અંત આવે એવું ઇચ્છે તે તદ્દન નિઃસ્વાર્થી હોવા જોઇએ કે તેમણે વધારેમાં વધારે સંખ્યાનું ભલું ઇચ્છેલું હોવું જોઈએ. હાર પામેલો સેનાપતિ પોતાના ઘાયલ થયેલા ને અવસાનને આરે ઊભેલા સૈનિકોને રણભૂમિ પર છોડી પાછો આવે તો તેમને ક્રૂર ગણવામાં આવ્યાના અનેક દાખલા બન્યા છે: બાકીના સૈનિકોને લઇ નાસી આવ્યા એવો તેમના પર દોષ મૂકવામાં આવ્યો છે પરંતુ ટીકાખોરો ભૂલી જાય છે કે એ સેનાપતિ પોતાનો જીવ બચાવવા ભાગી આવ્યો નહોતો પરન્તુ પોતાના બાકી વધેલા સૈનિકોનો સમૂળો નાશ થતો અટકાવવા એણે રણાંગણ છોડયું હતું. મોસ્કોથી પાછા ફરતાં નેપોલિયને પોતાના કેટલાય અકડી ગયેલા અને ભૂખ સહન ન કરી શકે એવા સૈનિકોને રશિયાના હીમમાં મૃત્યુના મુખમાં છોડી દીધા હતા અને ગણ્યાગાંઠયા અનુચરો સાથે તે પાછો ભાગી આવ્યો હતો એ ખરેખર ત્રાસજનક છે; પરંતુ એ પોતાના સૈનિકોની પડખે રહી સંકટ સહન કરી મૃત્યુને શરણ થયો હોત તો એ એને માટે વધારે સારું ગણાત? દેશ માટે એણે જીવન ફના કર્યું એમ કહેવાત? ફ્રાન્સને પોતાનાં લાગ્યાં ભોગવી લેવા નસીબને આધારે છોડી દીધું હોત તો તે યોગ્ય ગણાત? નેપોલિયને અપકૃત્ય કર્યું એ વાત ખરી, પરંતુ પોતાના દેશને માટે જઃ એમાં આખા દેશનું ભલું સમાયેલું હતું. જીવનના અનેક પ્રસંગોએ શોધવામાં આવે છે તેવા એ વચલા માર્ગ હતા. કોઇ કોઈ વખતે તો નિઃસ્વાર્થ દૃષ્ટિએ પરોપકાર વૃત્તિથી ઉચ્ચારાયેલું અસત્ય પણ અપનાવી લેવું પડે છે; કારણકે પોતાને લાભ કરવા નહિ પણ પારકાનું ભલું કરવા બોલનારને એમ કરવાની ફરજ પડી હોય છે. રજપૂત રમણી પન્નાએ સરદાર આગળ અસત્ય બોલી રાજકુમારને બદલે પોતાના પુત્રનું બલિદાન આપ્યું હતું. એની નિઃસ્વાર્થવૃત્તિ આગળ અસત્યનું કલંક કયાંય ઢંકાઇ જાય છે. હિંદુ દંતકથાઓમાં એક ઊલટી વાત જડી આવે છે કે કૌશિક ઋષિએ છુપાઈ ગયેલો શિકાર લૂંટારૂઓને બતાવી દઇ સત્ય કહ્યું તે માટે તેમને નરક મળ્યું હતું! આ બધી ચર્ચાને અંતે આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે કોઇ માણસ ઘણી જ જાણીતી ને જવાબદાર જગ્યાએ હોય અથવા તો કોઇ સત્તાધીશ મનુષ્ય જગતના ભલા માટે નિઃસ્વાર્થ ભાવે, સામાજિક અને નૈતિક કાયદાઓનો ભંગ કરે તો માનવતાના ભલા માટે જ એણે એમ કર્યું છે એમ ગણી તેને અપવાદ ગણવો જોઇએ. આવો સામાન્ય નિયમ દુનિયાના મહાત્માઓને લાગુ પાડવામાં આવે તો મુક્તાત્મા ને પ્રભુનો અવતાર ગણાતા શ્રીકૃષ્ણ પોતાના અનાર્ય અનુયાયીઓએ નક્કી કરેલા નિયમો પ્રમાણે જીવન ન જીવવા હકદાર છે અને પોતાના ઊંચા આદર્શો પ્રમાણે સત્કાર્યો કરે તેમાં કશું જ ખોટું નથી.

પ્રોફેસર ડોઇસન એમના '*System of Vedanta*' નામના ગ્રંથમા કહે છે કે મુક્તિ પછી કર્તવ્યનો અંત આવે છે. એટલે કોઈ મુકતાત્મા કાર્ય કરે કે ન કરે એ સાથે તેને પોતાને કાંઇ જ લાગતું વળગતું હોતું નથી. એવાં કાર્યો એનાં કાર્યો લેખાતાં જ નથી. મુક્તિપદ પામ્યા પછી પણ માનવશરીર પોતાનાં નિત્યકર્મો કર્યે જાયઃ કુંભાર વાસણ બનાવી લે છતાં પણ ચાક ફરતો હોય તે ફર્યા જ કરે. પ્રભુ એવી રીતે જેને નિમિત્ત બનાવે એ સત્ અસતથી પર છે. ગીતાના ચોથા અધ્યાયના એકવીસમા શ્લોકમાં કહ્યું છે કે "કોઇ પણ પ્રકારની આશા રાખ્યા વિના સંયમાધીન એનું મન લોભ માત્ર તજી દે છે અને એનું શરીર અન્ય કાર્યો કરે છે–એવો માણસ પાપી નથી." લોકમાન્ય તિલક પોતાના 'ગીતા રહસ્ય' માં કહે છે કે મુકતાત્મા પાપી બની શકે એમ કહેવું તે તો અમૃત મૃત્યુ પામે છે એમ કહેવા બરાબર છે–વદતોવ્યાઘાત છે, અયોગ્ય ને વિચિત્ર છે. અનેક કસોટીએ કસાઈ નિર્વાણ પ્રાપ્ત કરી શકયો હોય એવો મનુષ્ય કાયદાનો ભંગ કરવા હકદાર છે કારણ કે બીજા આત્માઓ એની પેઠે નિર્વાણપદ પામ્યા નથી. હર્બર્ટ સ્પેનસરના શબ્દોમાં કહીએ તો શ્રીકૃષ્ણનું "absolute ethics," આપણા જેવા સંસારી ને અપૂર્ણ પ્રાણીઓ કરતાં કેટલું બધું આગળ વધેલું હશે તે પ્રત્યક્ષ કરે છે.

ઇસ્લામની સૂફી માન્યતાઓ પ્રમાણે પણ સામાન્ય મનુષ્ય કરતાં યોગીજનોને નૈતિક વર્તનમાં વધારે છૂટ હોવી જ જોઈએ. ઇસ્લામી માન્યતા પ્રમાણે મનુષ્યના દરેક ખભા ઉપર એક એક દેવદૂત બેસે છે. જમણે ખભે બેઠેલો દેવદૂત એનાં સતકર્મો નોંધે છે અને ડાબે ખભે બેઠેલો દેવદૂત એના ગુનાઓ ધ્યાનમા રાખે છે. આ પ્રમાણે મનુષ્યના જીવન દરમિયાન જ એનાં કર્મોનો ગ્રંથ લખાય છે અને કયામતને દિવસે એનું અવલોકન કરીને જ પુણ્યનું ફલ કે પાપનો દંડ ઠરાવવામાં આવે છે. પરતુ મૌલાના જલાલુદ્દીન રૂમી જે મુસ્લીમ સંતોમાં મુખ્ય ગણાય છે તે પોતાના 'મશ્નવી' નામક ગ્રથમાં લખે છે કે પવિત્ર પુરુષોનાં કર્માકર્મનું પત્રક કયામતને દિવસે તપાસવામાં જ આવશે નહિ, જાણે કે તેઓનાં કૃત્યો અપવાદરૂપ હોઇ પાપપુણ્યથી પર લેખાતાં ન હોય! ઇરાની સૂફી ચાર પરિસ્થિતિમાંથી પસાર થાય છે ત્યારબાદ મુક્તિ પામે છે. એ ચાર પરિસ્થિતિઓ શરિઅત (કાયદો), તરિકત (માર્ગ), મઆરફત (જ્ઞાન) અને હકીકત (સત્ય) છે. છેલ્લી પરિસ્થિતિમાં દૈવી સબંધ સંપૂર્ણ થાય છે. ઇસ્લામની સૂફી માન્યતાઓ વિષે ખાતરીબંધ લખાણ લખનાર પ્રોફેસર આર. એ. નિકલસન પોતાના '*The mystics of Islam*' નામક ગ્રંથમાં લખે છે કે જ્યાં સુધી એક "વલી" (સંત) શરૂઆતની પરિસ્થિતિમાં મુકાયો હોય ત્યાં સુધી એણે નિયમોનું સખ્ત પાલન કરવું જ જોઇએ, પણ પછીથી જેમ જેમ તે આગળ વધતો જાય તેમ તેમ તે એવા નિયમો અવગણવાને સ્વતંત્ર બનતો જાય. "મઆરફત" અને છેવટે "હકીકત"ની દશા પ્રાપ્ત કરતાં એ સંપૂર્ણ સ્વતન્ત્ર બને. એ જ લેખક પોતાની 'દિવાને શમ્સે તબ્રીઝ' માં જણાવે છે કે સૂફીઓ પોતાના પીર યા ગુરુમાં અખંડ વિશ્વાસ ધરાવે છે. કારણ કે એમને તેઓ પ્રભુના પ્રતિનિધિઓ માને છે અને એમનાં કૃત્યોને પ્રભુનાં કૃત્યો પ્રમાણે છે. એ પીરને દૈવી સ્વરૂપ જ લેખવામાં આવે છે. એવા પીરનાં તિરસ્કૃત અનીતિકર્મો કે ભયંકર ગુનાઓ પણ સૂફીઓ જતા કરે છે એટલુંજ

નહિ પરંતુ એવાં કૃત્યોની પ્રશંસા કરી સન્માને છે; કારણ કે તેઓ માને છે કે જેમ સૂર્યમાંથી અંધકાર પ્રગટે એ શક્ય નથી, તેમ પ્રભુમાંથી પાપ પ્રગટે એ પણ અસંભવિત છે. ઈરાનની સૂફી માન્યતાઓ સાથેનું આ સામ્ય સંપૂર્ણ ને અધૂરા મનુષ્યો વચ્ચેનો ભેદ પારખવો સહેલો બનાવે છે અને સંપૂર્ણ મનુષ્યોને વધારે છૂટ અપાવે છે.

કેટલીક વાર કોઈ સંપૂર્ણ મનુષ્યનું ચારિત્ર્ય આપણી નીતિની કસોટીએ કસવામાં આવે છે તો તે તદ્દન જ અવળું જણાય છે ને કેટલીક વાર તો ઘૃણા ઉત્પન્ન કરે છે. કુરાનના 'સુરાત અલ કહફ' નામના અઢારમા પ્રકરણમાં એક વાર્તા છે જે આ પ્રશ્ન માટે ઘણું જ અજવાળું પાડે છે. એક વેળા મોઝિઝે એક સંપૂર્ણ મનુષ્યનો સહચાર સાધ્યો. કુરાનના ટીકાકારો એને અલખઝ કહે છે. એણે મોઝિઝને પાસે રહેવા રજા તો આપી પરંતુ એના એક પણ કૃત્ય માટે મોઝિઝે શંકા ન કરવી એમ ઠર્યું. મોઝિઝ પ્રશ્ન કરે તે દિવસે તેમણે છૂટા થવું. બન્ને જણા પ્રવાસે નીકળ્યા. જતાં જતાં દરિયાકિનારો આવ્યો એટલે અલખઝે વહાણને કાણું કર્યું. મોઝિઝ પોતાની શરત વિસરી ગયા. બધા નાવિકોની જિંદગી જોખમમાં નાખવાનું શું પ્રયોજન, એવો તેણે પ્રશ્ન કર્યો; પરંતુ એને નહિ બોલવા કહેવામાં આવ્યું. આગળ જતાં એક યુવાનને અલખઝે વિના વાંકે મારી નાખ્યો. મોઝિઝે ફરી વાર પણ વાંધો ઉઠાવ્યો. ત્યારે એને કહેવામાં આવ્યું કે ત્રીજી વાર જો શંકા કરવામાં આવશે તો બન્નેને છૂટા થવું પડશે. આગળ જતાં તેઓ પડું પડું થયેલી એક દિવાલ આગળ આવી પહોંચ્યા. અલખઝે એને સીધી કરી. આવાં કૃત્યની દેખીતી મુર્ખાઈ મોઝિઝથી સહન થઈ શકી નહિ; એટલે પરિણામ ગમે તે આવે તેની પરવા કર્યા વિના તેણે પોતાના સાથીદારની વિચિત્ર વર્તણૂકનો અર્થ જાણવા માગ્યો. અલખઝે કહ્યું કે એણે જાણી જોઈને વહાણને નકામું બનાવી મૂક્યું હતું; કારણ તેમ કર્યું ન હોત તો તેના માલિક ખલાસીઓ એને ઉપયોગમાં લીધા વગર રહેત નહિ અને રાજાએ સારાં વહાણો બળજબરીથી જપ્ત કરવા ફરમાન બહાર પાડેલું હતું. સદ્ગુણી વડીલોનું સંતાન હોવા છતાં પેલો યુવાન નાસ્તિક પાક્યો હતો તેથી અલખઝે તેને મારી નાખ્યો જેથી એનાં માતાપિતાને એના કરતાં સદ્ગુણી ને પ્રેમાળ પુત્ર સાંપડે. પેલી દિવાલ એ અનાથ બાળકોની માલિકીની હતી અને તેમાં ગુપ્ત ભંડાર દાટેલો હતો અને પ્રભુની એવી ઈચ્છા હતી કે એ બાળકો પુખ્ત ઉંમરનાં ન થાય ત્યાં સુધી એ ભંડાર પ્રાપ્ત ન કરે તેથી અલખઝે એ દિવાલ સમી કરી હતી. છેવટે કુરાન અલખઝ પાસે બોલાવે છે કે "મારાં કૃત્યો મારી ઇચ્છાથી નહિ પણ અલ્લાહની જ ઇચ્છાથી કરવામાં આવ્યા હતાં." શ્રીકૃષ્ણનાં કૃત્યોનું પણ એમ જ છે. આ વાર્તાનો બોધ સરલ છે, અને કોઈ મુક્તાત્માનાં દેખીતાં અપકૃત્યો માટે આપણે એકાએક તેમને વગોવવા મંડી પડીએ તેમાં કેટલું જોખમ રહેલું છે એ દર્શાવે છે.

યોગેશ્વરમાં અકલિત દીર્ઘ દૃષ્ટિ હોય છે. બીજા બંધુઓ નીચે ઊભા હોય ત્યારે કોઈ ઊંચા મિનારા પર મનુષ્ય ઊભો હોય તેના જેવી યોગેશ્વરની દશા છે. એ ઊંચા મિનારા પર રહ્યે રહ્યે તે સુંદર દૃશ્યો નિહાળે છે કે હાસ્યો ઝીલે છે ને હસે છે અથવા તો તે દર્દભરી દશા પારખી રુદન કરે છે. જ્યારે નીચે ઊભેલા એના જ બન્ધુઓ એના હાસ્ય અગર રુદનનું કાંઈ પણ કારણ આપી શકતા નથી અને પરિણામે એને વિપરીત માનસવાળો કલ્પે છે. પરંતુ એથી ગીતાના બીજા અધ્યાયના ૬૯ મા શ્લોકમાં દર્શાવેલી વિદ્વાન

અને અજ્ઞાની મનુષ્યની દશાનો ભેદ આપણને સમજાય છે. "જગતના જીવો માટે જે રાત્રિ છે એ સમયે સંયમી જાગ્રત હોય છે; અને જગતનો જીવો જાગે છે ત્યારે દીર્ઘદષ્ટિ મહાત્માને રાત્રિ છે." એ જ પ્રમાણે શ્રીકૃષ્ણનાં કેટલાંક કૃત્યો પણ પ્રથમ દૃષ્ટિએ વિચિત્ર ભાસે છે પરતુ એમની ઈચ્છા પ્રમાણે જ્યારે પરિણામ પ્રગટ થાય છે ત્યારે એમનાં કૃત્યોની સ્વાભાવિક યોગ્યતા ઝળહળી ઊઠે છે. એક વાર મહાભારતનું મહાયુદ્ધ પૂરજોસમાં ચાલી રહ્યું હતું ત્યારે કર્ણે ઘટોત્કચને મહાર્યો. એથી ત્રાસ પામી પાડવો ગાડા જેવા બની ગયા. શ્રીકૃષ્ણને રથ ઉપર હસતા ને નાચતા જોઇ અર્જુનના ક્રોધને લગામ રહી નહિ, એ એમને ઠપકો દેવા ગયો ત્યારે શ્રીકૃષ્ણે તેને જણાવ્યું કે કર્ણની પાસે ઇંદ્રદેવે આપેલી અમોઘ શક્તિ હતી; એનો એક જ વાર ઉપયોગ કરવાનો હતો. એ શક્તિ તે ગમે તેના પર વાપરી શકે એમ હતુ અને એ શક્તિના પ્રહારે કોઇ બચી શકે તેમ નહોતું. એટલે તેણે એ શક્તિ માત્ર અર્જુનના સહાર માટે જ રાખી મૂકી હતી; પરતુ ગઈ રાત્રે ઘટોત્કચે કર્ણને એવો તો હંફાવ્યો કે એની મતિ ભમી ગઈ અને અર્જુન માટે સાચવી રાખેલી એ શક્તિ એણે ઘટોત્કચ પર વાપરી નાખી. ઘટોત્કચના બલિદાનથી અર્જુનનું રક્ષણ થયું તેથી જ પોતે આનંદથી નાચી રહ્યા હતા. શ્રીકૃષ્ણના વિચિત્ર વર્તનનો બીજો દાખલો પણ આપણને મળી આવે છે. મહાભારતના યુદ્ધ પછી ધૃતરાષ્ટ્ર ઘણા જ ખિન્ન બની ગયા પરંતુ તેમનો વૈરાગ્નિ બુઝાયો નહિ. એમણે ભીમને મળવાની ઈચ્છા જણાવી. ત્યારે શ્રીકૃષ્ણે ભીમને બદલે એની લોખડી મૂર્તિ રજૂ કરવા સલાહ આપી. બધા ય વિસ્મિત થયા છતાં એ સલાહ માનવામાં આવી. ધૃતરાષ્ટ્રે વેરની ધૂનમાં એવું તો સખત આલિંગન દીધુ કે ભીમની એ લોખડી મૂર્તિના ટુકડેટુકડા થઇ ગયા. મિ૦ એસ. ટી. કોલરિજ પોતાના 'Biographia Literaria' નામના ગ્રંથમાં કહે છે કે 'કેટલીક વાર મનુષ્યની મૂર્ખાઈમાં પ્રભુનું ડહાપણ સમાયેલુ હોય છે;' 'મનુષ્યના ત્રાસદાયક કૃત્યોમાં પ્રભુની પ્રભુતાના અશો સમાયેલા હોય છે.' આપણે આ જ વાક્ય ઉલટાવી એટલા જ ન્યાયપૂર્વક એમ કેમ ન કહીએ કે પ્રભુના વિચિત્રતા ભર્યાં કૃત્યોમાં કે પ્રભુપદ પામેલા અવતારી પુરુષોની અકલિત કરણીમા ઊંડો ભેદ ભરેલો હોય છે? પૃથ્વીનું પામર પ્રાણી એટલી ઊંચી કક્ષાએ પહોંચી શકે એ જ ધન્ય ભાગ્ય છે.

પરતુ જો શ્રીકૃષ્ણ એવા મહાન હોય તો સામાન્ય જનતા એમના જીવનનું અક્ષરશઃ અનુકરણ કરે એમાં શું ખોટું? આ પ્રશ્નનો જવાબ સ્પષ્ટ નકાર જ હોય. વિશાળ હક ને અનંત સ્વતંત્રતા ભારેમાં ભારે કર્તવ્ય ને જોખમદારીઓ પિછાનનાર વ્યક્તિને જ હોઇ શકે: કોઇ યોગેશ્વર જ એવા હકો ભોગવી શકે. એવા યોગેશ્વર જ પ્રથમ જાતે મુક્તાત્મા બની આ પૃથ્વી પર અવતાર લઈ ઈશ્વરી ઇચ્છાનો અમલ કરાવી શકે. એવા મહાત્મા સંપૂર્ણ સ્વતન્ત્રતાથી પણ વર્તી શકે; કારણકે અની ઇચ્છા એની નથી પણ સાક્ષાત્ પરમેશ્વરની જ છે. આપણે પામર પ્રાણીઓ એટલી લાયકાત હજી મેળવી શકયા નથી અને શાસ્ત્રો અને બીજા કાયદાઓનાં બધનોનું પાલન કરવા જ નિર્માયલા છીએ. શ્રીકૃષ્ણ ઘણી જ સ્પષ્ટતાથી જાહેર કરે છે કે: "જે મારા જીવનનું અંધ અનુકરણ કરવા પ્રયત્ન કરશે તે નરકે જશે. મારી આજ્ઞા સાંભળો, એ પર વિચાર કરી એના ગૂઢ રહસ્યને જીવનમાં ઉતારો તો જ તમે મારી સાચી ભક્તિ કરી ગણાશે: તો જ તમે સાચું સૌંદર્ય પ્રમાણી

શકશો. મારું જીવન ભેદી છે; એનો પાર પામવા જે શુદ્ધદારા મથે છે એને ઘણું શીખવાનું મળે છે. પરંતુ જે અંધ બની અક્ષરશઃ ખોટું અનુકરણ કરવા જ મથે છે એની અવગતિ થાય છે." એકને માટે જે સારું હોય તે અન્યને માટે સારું હોય જ એમ નક્કી ન કહેવાય. આપણે શુકદેવજીની પેઠે નાગા ન ફરી શકીએ; મીરાંબાઇ પેઠે ઝેર પી ન જઇએ કે ગુજરાતના સુલતાન મહમદ બેગડાની પેઠે યા પ્રોન્ટસના રાજા મિથ્રિડા ટિસ પેઠે ઝેરી સાપ ખાઇ જીવન ન નભાવી શકીએ. શ્રીકૃષ્ણ જેવા પરમપદ પામેલા મનુષ્યો માટે પણ આપણને એમ આશા રાખવા મન થઈ જાય છે કે એમણે સામાન્ય જનતાએ માન્ય કરેલા નિયમોનો અનાદર કરવાને બદલે પાલન કર્યું હોત તો ઠીક થાત. પરંતુ આપણે વહેંતિયાં મનુષ્યો એ મહાત્માની મહત્તા કયાંથી પારખી શકીએ ? પ્રભુની ઇચ્છાને યોગ્ય સ્વરૂપ આપવાના જુદા ઉપાયો આપણે પામર મનુષ્યો શી રીતે સૂચવી શકીએ ? મહાપુરુષો એમની આધ્યાત્મિક ઊંચાઇથી નિઃસ્વાર્થ વૃત્તિથી સત્યના જય માટે અને અસત્યના વિનાશ માટે જ મથી રહે છે.

આ પ્રશ્નને વધારે છણીએ તો, શું આપણે એવા કોઈ મહાપુરુષના ચોરી કે ખૂન જેવા અપરાધો પર આંખમીંચામણાં કરવાં ? એવા મહાત્મા આપણને પણ એવાં કૃત્યો કરવા ફરજ પાડે તો આપણે બોલ્યા વિના એવાં કૃત્યો કરવાં ? એનો જવાબ નકાર જ હોય.

(૧) પ્રભુપદ પામેલા પુરુષો વિરલ જવાહીર સમા છે. દરેક ગુરુ યોગી કે પીરને શ્રીકૃષ્ણના જેવા અવતારી પુરુષ લેખવાની ઉતાવળ ન કરવી જોઇએ.

(૨) કોઇ મનુષ્ય સંપૂર્ણ મુક્તાત્મા છે અને પાપપુણ્યથી પર છે એવો સ્પષ્ટ નિર્ણય કરવાનું કાર્ય ઘણું જ કપરું છે.

(૩) જો કોઈ મનુષ્યે સાચે જ નિર્વાણપદ પ્રાપ્ત કર્યું હોય ને જિતેન્દ્રિય બની જો તે જગતના જીવોના ભલા માટે જ મથી રહ્યો હોય અને પ્રભુની ઇચ્છાનો જ અમલ કરતો હોય તો તે ચોરી કે ખૂન જેવાં બદનામીભર્યાં કાર્યો કરે જ નહિ.

(૪) છતાં ય જો કદાચ એવો પરમપદ પામેલો પુરુષ એવાં નીચ કૃત્યો કરવાનું મન પર લે તો તે સંસારી કાયદાનાં બંધનોનો ભંગ કરવાનો નિર્ણય કરીને જ એમ કરે છે અને એ કાયદાભંગ માટે જે દંડ નિયત કરવામાં આવ્યો હોય તે એણે વધાવી લીધે જ છૂટકો. દરેક પોલીસ તેની ધરપકડ કરી શકે. દરેક મેજિસ્ટ્રેટ કાયદાભંગ માટે એને સજા ફરમાવી શકે. એ અમલદારો એ મહાત્મા અવતારી પુરુષ છે એમ માનતા હોય છતાં ય પોતાની ફરજ તેઓ બજાવે જ. અંતિમ જ્ઞાનદશામાં એ મહાપુરુષને જે યોગ્ય લાગ્યું તે એણે કર્યું. પોલીસ અને બીજા અમલદારોએ પોતાની મતિ પ્રમાણે પોતાની ફરજ બજાવવી. ગીતાના ત્રીજા અધ્યાયના પાંત્રીસમા શ્લોકમાં કહ્યું છે કે: 'કર્તવ્યપરાયણ થતાં મૃત્યુ આવે તો વધાવી લેવું: બીજાનાં કર્તવ્ય અપનાવી લેવામાં ભારે જોખમ રહેલું છે.' આ પ્રમાણે ન વર્તવામાં આવે તો જગતમાં સામાજિક અને નૈતિક અંધાધૂંધી વ્યાપે અને પછી લોકોને ગમે તેટલો ઉપદેશ દેવામાં આવે તોપણ તેઓ અનીતિપથે ચડી ગુનાઓ કર્યા વિના રહે જ નહિ; કારણકે એક મનુષ્ય મહાન હોવાથી જ એનાં એવાં કૃત્યો તરફ આંખમીંચામણાં કરવામાં આવ્યાં હોય છે, કાયદામાં એવો અપવાદ હોઇ જ શકે નહિ. મુક્તાત્માએ

કરેલાં ગુનાહિત કૃત્યો માટે ધારાપોથીમાં ક્યાંય ક્ષમાને સ્થાન નથી. પરંતુ એવા મહાપુરુષમાં તો આત્મભોગની પુનિત ને જ્વલંત ભાવના હોય છે અને એને જણાય કે એવાં કૃત્યોથી પોતે માનવજાતિનું ભલું કરી શકે તો તે ખુશીથી તેમ કરે છે અને પરિણામે કાયદાનો દંડ સહર્ષ વધાવી લે છે. એથી તો મહાપુરુષ પોતાનાં કર્તવ્યની વેદી પર ફના થયો ગણાય છે. પોતાની માન્યતા મુજબ જગતનું ભલું કરતાં કરતાં તેણે પોતાના જીવનનું બલિદાન આપ્યું એમ કહેવાય છે.

લોકમાન્ય તિલક એક સંસ્કૃત સૂત્ર ઉચ્ચારે છેઃ न देवचरितं चरेत् । પ્રભુની બાહ્ય કરણીનું આપણે અંધ અનુકરણ ન કરવું જોઇએ. આગળ જતાં એ કહે છે કે તૈત્તિરીય ઉપનિષદ્ પ્રમાણે આપણે માત્ર દેવોનાં સત્કર્મો જ જીવનમાં ઉતારવાં, અને બીજાં કાર્યો પડતાં મૂકવાં. સંપૂર્ણ પ્રભુપદ પામ્યા હોય એવાને તો કુકર્મો વળગી જ શકતાં નથી—પોતાનાં વડીલો ગુરુ કે રાજાનો સંહાર કરે તો ય તેમને દોષ લાગતો નથીઃ પરંતુ જો કોઈ પણ સામાન્ય મનુષ્ય જિતેન્દ્રિય બન્યા સિવાય, બુદ્ધિને કસ્યા વિના, આત્માને ઉન્નત બનાવ્યા વગર અને પ્રભુને પિછાન્યા વિના શ્રીકૃષ્ણનું અંધ અનુકરણ કરવા લાગે તો એનો અપરાધ ભયંકરમાં ભયંકર લેખાવો જોઇએ. પ્રથમ દૃષ્ટિપાતે તો આ વાત જરાક વિચિત્ર લાગે છે કે સંત પુરુષને ઇચ્છામાં આવે તેમ કાયદા સાથે રમત રમવાની છૂટ હોય ને બીજાને તે માટે દંડવામાં આવે. ખરુ જોતાં તો એવા સંત પુરુષે કાયદાને પ્રથમ માન આપવું જોઇએ. સામાન્ય મનુષ્ય કહેશેઃ "જો એવા મહાત્મા કાયદાનો છચોક ભંગ કરે, તો અમે એમનું અનુકરણ કરીએ એમાં ખોટું શું?" પરંતુ આપણે એક વાત ભૂલી જવી ન જોઇએ. શ્રીકૃષ્ણ તો આદર્શ પુરુષોના જ આદર્શ છે, સાધારણ માણસોના નહિ. સામાન્ય જનતામાં અને એમનામાં અગાધ અંતર છે. સિંહણનું દૂધ કોઇએ ચાખ્યું નથી ને એ દૂધ કદાચ ચાખવા મળે તો કોઇ તેને પચાવી શક્યું નથી; માત્ર સિંહ જ એનું સેવન કરી શકે. સુવર્ણપાત્ર સિવાય એ ઝીલી પણ ન શકાય એવી માન્યતા છે. શ્રીકૃષ્ણની નીતિ પણ એવી જ છે. પુરુષોત્તમનું ચારિત્ર્ય પણ એવું જ અલૌકિક છે. પોતાની અમાપ દૃષ્ટિથી અને અનંત સત્તાથી તથા અભંગ ઉત્સાહથી તે એવાં કાર્યો કરી શકે છે, કે જેનાં સ્વપ્ન સેવવાં પણ પામર જીવો માટે દુર્ઘટ છે. છતાં કદાચ અપૂર્ણ મનુષ્યો એવા અવતારી પુરુષોનું અંધ અનુકરણ કરવાનો મિથ્યા પ્રયત્ન કરશે તો એવાં મનુષ્યોએ શ્રીકૃષ્ણનાં વચનો જ પ્રથમ વિચારવાં ઘટે છેઃ માત્ર એમની જીવનકથા વાંચી ગયે છૂટકો થતો નથી. કોઈ અમોઘ શસ્ત્રને સ્પર્શ જ ન કરવો સારો—એનો બેદરકારીથી ઉપયોગ કરવો બિલકુલ યોગ્ય નહિ; કારણકે એમ કરવાથી ભયંકર પરિણામ આવ્યા વિના રહે જ નહિ. શ્રીકૃષ્ણે જગતને માટે જ જ્ઞાનવાક્યો ઉચ્ચાર્યાં છેઃ જગતે એનું મનન કરી કરણીમાં ઉતારવાં ઘટે. પરંતુ યાદવપતિ શ્રીકૃષ્ણની જીવનકરણી તો શ્રીકૃષ્ણનો બીજો અવતાર જ અમલમાં મૂકી શકે. સામાન્ય મનુષ્યે તો પોતાના અંતરમાં વિરાજતા પ્રભુનાં દર્શન કરવા મથવું જોઇએ. પ્રભુપદ પામેલા અવતારી પુરુષે પણ પ્રથમ એવી જ શરૂઆત કરેલી. અંતરનો અવાજ જ સામાન્ય મનુષ્યોનાં કર્તવ્યો નિયંત્રિત કરી શકે; કારણકે સામાન્ય મનુષ્યની અંદર વસતો પ્રભુનો અંશ જ એવા મહાત્માના આદેશને માન આપે. સંપૂર્ણ મહાત્માઓ પોતાના જ તેજે દીપી રહે છે. બીજાના તેજે તેજસ્વી બનનાર એ તેજની આગમાં જ ભસ્મીભૂત બની જશેઃ પરંતુ નૈસર્ગિક તેજ

પ્રાપ્ત કરે ત્યાં સુધી એ માર્ગે એમણે તો પ્રયાસ કરવો જ ઘટે. પ્રભુની ઈચ્છાનો અમલ કરવાનો જ્યારે એમને આદેશ મળે ત્યારે તેઓ ભલે એમ કરે.

પરંતુ યોગેશ્વરનું દિલ એના મગજ કરતાં ઘણું જ બલવાન હોય છે. પ્રભુની પૂજ્ય પ્રતિમાનું એ લોકો હૃદયથી સૂક્ષ્મ અવલોકન કરે છે અને બુદ્ધિબળની કલ્પના કરતાં એ વિધિ જુદા જ પ્રકારની હોય છે. દુન્યવી બાબતોમાં કોઇ પણ વસ્તુનું જ્ઞાન આપણને એ વસ્તુને ચાહતાં શીખવે છે. કોઈ ચીનાને કે હબસીને વિષે આપણને સંપૂર્ણ જ્ઞાન ન હોય તો આપણે તેને ચાહી ન શકીએ; પરંતુ દૈવી બાબતોમાં તો ઊલટી જ વાત હોય છેઃ કારણકે સ્વર્ગીય ભુવનનાં દ્વાર તો મહાન બુદ્ધિશાળીઓ પણ જોઈ શક્યા નથીઃ એમ છતાં શ્રદ્ધા ભક્તિ ને નમ્રતાથી દિલ એ દર્શનાર્થે પ્રેરે તો જરૂર સફળતા મળે જ. એ જ પ્રમાણે શ્રીકૃષ્ણનું. ભક્તિ ને શ્રદ્ધાથી એમના જીવનનું અવલોકન કરીશું તો એમને બરાબર ઓળખી શકીશું, અને એમને દિલથી ચાહતાં શીખ્યા તો પછી એમનું સત્ય અસ્તિત્વ બુદ્ધિથી સમજતાં બિલકુલ મુશ્કેલી નડશે નહિ. એટલે વિવાદશાસ્ત્રી માથું ફૂટી મરી જશે તો ય તે શ્રીકૃષ્ણને સાચી રીતે ઓળખી શકવાનો નથી; પરંતુ કોઈ યોગી અંતરના ઉલ્લાસથી શ્રીકૃષ્ણના આદર્શને પહોંચી વળવા પ્રયત્ન કરશે અને તેમનું અભંગ ધ્યાન ધરશે તો જલદી એમનું સાન્નિધ્ય અનુભવશે. શિશુપાલે સામનો કર્યો તેથી કે દુર્યોધને ગર્ભિત તુચ્છકાર બતાવ્યો તેથી શ્રીકૃષ્ણને તેઓ ઓળખી શક્યા નહિ. પ્રોફેસર હોપકીન્સે એમને ઉતારી પાડ્યા તેથી શ્રીકૃષ્ણનું સત્યસ્વરૂપ તેમને સમજાયું નહિ. પરંતુ મીરાંબાઇએ ભક્તિમાર્ગ ગ્રહણ કરી અર્વાચીન ગોપિકાવત સિદ્ધ કર્યું તો તેને શ્રીકૃષ્ણસ્વરૂપ સમજાયું. સૂરદાસની ભક્તિ અને વૈષ્ણવ કવિઓનાં ભજનોમાં શ્રીકૃષ્ણનું સાચું સ્વરૂપ પરખાય છે. શ્રીકૃષ્ણ ઉપર કોઇ ગરબી ગવાયઃ તેમાં ઐતિહાસિક શ્રીકૃષ્ણને બદલે પૌરાણિક શ્રીકૃષ્ણના સ્વરૂપનું ભારોભાર વર્ણન કરાય ને ગોપીજનો સાથે રાસ ખેલતા કલ્પાય તો આપણને ઘડીભર ઇતિહાસ વિસારી મૂકવાનું મન થાય છેઃ આપણી વિદ્વત્તા છુપાઈ જાય છે અને આપણે એ ભક્તિરસમાં તલ્લીન બની ઘડીભર માટે વૈષ્ણવ જ બની રહીએ છીએ. એક સુંદર વાર્તા છે. એકવાર યશોદાજી શ્રીકૃષ્ણની બાળક્રીડાથી છેક જ કંટાળ્યાં ને એ બાલકના હાથપગ બાંધી નિશ્ચિંત થવાનો તેમણે નિર્ણય કર્યો. પરંતુ ઘરમાં જેટલાં દોરડાં મળ્યાં તે તમામનો ઉપયોગ કર્યો પણ બધાંયે ટૂંકાં જ પડ્યાં. દૈવી દામોદર છૂટા જ રહ્યા. રોષે ભરાતી માતાને ચીઢવતા જ ગયા. ટીકાકારોના પ્રયત્નો પણ એમ નિષ્ફળ જ જવાના છે. શ્રીકૃષ્ણના ચારિત્ર્યની કસોટી કાઢતાં એમની બુદ્ધિનાં દોરડાં ટૂંકાં જ પડવાનાં છે અને પોતાની બુદ્ધિવાદની જંજાળોમાં પોતે જ જકડાઈ જવાના છે. એવો મારો પણ આ નિષ્ફળ પ્રયત્ન છે છતાં ય ગીતાના ગાનારના ચરણકમલમાં અર્ધ્યરૂપે અર્પણ કરું છું.

ફિરોજ કા. દાવર

શ્રી

# ખાંભી

યુગ યુગના માનવગણ કેરાં,
મૂક વંદનો ઝીલતી;
ક્રૂર કાળના ઘર્ષણ સામે
ઓર કંઈ ખીલતી;
વીરના વીરત્વની વાણી, જડતણે ઉર ચેતન લખતી;
વીરના ખમીર તણી ખાંભી, શરદની જ્યોત્સનામાં ઝગતી.

નગર તણી ભાગળમાં ઊભી
અણપ્રીછી એ ખાંભી,
ખંડિત આરસપહાણ છતાંયે
લેશ નહિ ઝાંખી.
નર કે નારી કોણ દટાયુ, એ પથ્થર પડ નીચે;
જાણે નહિ તો યે જનગણ ત્યાં અશ્રુનાં જળ સીંચે;

હશે એ ઈંટ ઘડી કોણે, કયા એ દધિચીની યાદે,
હશે કો લયલા ને મજનૂ, દટાયાં ઈશ્ક તણે સાદે ?
યુગ યુગનાં જન અશ્રુઓએ ધોળા આરસ ધોયા,
લાખ દીપક ટમટમતા બેસી, લાખ રાત કૈં રોયા;
અણબૂઝી એ ખાંભી માથે, લાખો શ્રીફળ ફૂટયાં,
પણ ના કોઈ માનવ કેરાં સ્વાર્થ—પડળ ત્યાં તૂટયાં.

થતી ના જિજ્ઞાસા કોને, ઘડાઈ ખાંભી એ કેવી !
દટાઈ કો દુનિયા કાજે, ચહે ના પદવી એ લેવી.
સ્વાર્થપટુ સંસારે આ, ના ટીપું પ્રેરણા પીધી,
સ્વાર્થસાધના માટે મિથ્યા મૂર્તિપૂજા કીધી;
ટમટમતો દીપક બળતો ને વનમાં ઓળા પડતા,
જુગજૂના શશિયરને તારા, દેખી રોષે ચડતા.

જેઠાલાલ ત્રિવેદી

# મહારાષ્ટ્રમાં ખાંડનાં કારખાનાં

મહારાષ્ટ્રની ભૂમિ સૂકી, ત્યાં વરસાદ કમી, તથા વારંવાર દુષ્કાળનો ભય હોવાથી કૃષ્ણા, ગોદાવરી અને પ્રવર નામની મોટી નદીઓ આડાં ધરણ બાંધી લઈ, તેમાંથી મોટી નહેરો ખોદીને હજારો એકર જમીનને પાણી પાઈ પાક પેદા કરવાની ગોઠવણ થયેલી છે. છપ્પનિયો દુકાળ પડ્યા પછી લૉર્ડ કર્ઝનના વખતમાં ઇરીગેશન કમિશન નીમવામાં આવ્યું હતું, અને તેણે આખા દેશમાં ફરી, મહારાષ્ટ્રમાં નહેરોની યોજનાની ખાસ જરૂર છે એમ સૂચવ્યું હતું. તે ભલામણને આધારે દશ કરોડ રૂપિયાનો ખર્ચ કરી, મોટી મોટી યોજનાઓ નાશક, અહમદનગર, પૂના વગેરે જિલ્લામાં અમલમાં મૂકવામાં આવી છે, અને સેંકડો માઈલ લાંબી નાની મોટી નહેરોમાં પાણી વહેતું કર્યું છે; પરંતુ એમ બન્યું કે આવી ગંજાવર રકમ ઉપર, ચાલુ ખર્ચ બાદ કરતાં, સેંકડે પાંચ છ ટકા તો વ્યાજ બાજુએ રહ્યું, પણ બે ટકા પણ વ્યાજ છૂટતું નથી. ફક્ત એક કે સવા ટકો (દર વર્ષે દર સેંકડે) વ્યાજ મળે, એટલી જ તેમાંથી ઉત્પન્ન આવે છે.

આ બાબતની તપાસ કરવાને મુંબઈની ધારાસભાએ એક ખાસ કમિટિ નીમી હતી, અને તેણે લાગલાગટ ત્રણ માસ સુધી બેસીને પોતાની તપાસ અને ચર્ચા ચાલુ સાલના જાન્યુઆરીની આખરે પૂરી કરી. સદરહુ કમિટિનો મંત્રી તેનો રિપોર્ટ લખવામાં હાલ રોકાઈ ગયેલ છે. આ રિપોર્ટ હજુ તો લખાય છે, તે લખાઈને મુંબઈ ધારાસભા તથા મુંબઈ સરકાર પાસે જશે, તેના ઉપર ચર્ચા ચલાવાશે, ત્યારપછી તેમાં જે નીચે વર્ણવેલી યોજના કરવા ધારેલી છે, તે અમલમાં મુકાતાં બે ત્રણ વર્ષ સહેજે નીકળી જશે. અમલમાં મૂક્યા બાદ પણ ધાર્યા પ્રમાણે ફળ આપશે કે નહિ તે તો જુદી વાત.

યોજના આ પ્રમાણે છેઃ આ નહેરના પાણીથી મોટે ભાગે શેરડીનો પાક કરવામાં આવે છે, તેમાંથી ગોળ બનાવીને હાલ વેચવામાં આવે છે. હાલ ગોળના ભાવ બેસી ગયા છે, તેથી ખેડૂતોને શેરડી ઉગાડી ગોળ બનાવવો પોસાતો નથી. માટે કમિટિ એવા નિર્ણય પર આવી છે કે આ ગોળને બદલે ધોળી શેરડી ઉગાડીને તેની ખાંડ (ગોળ નહિ) બનાવવામાં આવે તો હાલ જાવાની ખાંડ, જેની હજારો ટન આ દેશમાં ભારે જકાત આપીને પણ આયાત કરવામાં આવે છે, અને વપરાય છે, તે આ સ્વદેશી ખાંડની બનાવટથી તેટલી ઓછી આયાત કરવી પડે. ખાંડની વપરાશ હિંદમાં જબરજસ્ત છે, તેમાં તો શંકા જ નથી. હવે આ નહેરોને કાંઠે નાનાં નાનાં શેરડીમાંથી ખાંડ બનાવવાનાં કારખાનાં કાઢવામાં આવે, અને શેરડીવાળા ખેડૂતો અને કારખાનાના મૂડીદાર માલેકોનો મેળ કરી દેવામાં આવે તો જ આ કારખાનાં ચાલે અને દેશી ખાંડ મોટા પ્રમાણમાં બને. શેરડીનાં ખેતરો તો નહેરોને કાંઠે કાંઠે, એટલે પાથડીપને ફેલાયેલાં હોવાથી, બહુ મોટાં કારખાનાંને શેરડી પૂરી પાડી શકાય નહિ, નહિ તો શેરડીનું ખેંચામણ, પાંચ દશ માઈલથી કારખાને પીલવા લાવતાં, આકરૂં પડી જાય. તેથી દરેક કારખાનું મસમોટું ન હોતાં, રોજની ૭૦૦ ટન શેરડી પીલી શકે તેટલા જ યાંત્રિક બળનું હોવું જોઈએ. આવા એક કારખાના મા ... ૨૦ લાખ રૂપિયાની મૂડી જોઈએ, અને તેને ૬૦૦૦ એકરમાં એટલે ... ચોરસમાઈલમાં ઊ... ...થી શેરડી પીલવા માટે પૂરી પડી શકે. આથી શેરડીના ઓછા વિસ્તારના ખેતરનો પાક તથા ઓછી મુડીવાળાં નાનાં કારખાનાં પણ ચાલી શકે,

હવે કારખાનાદારો પોતાની મૂડી રોકીને કારખાનાં ઊભા કરવા તૈયાર થાય તોપણ તેમને, અને શેરડી ઉગાડનાર ખેડૂતોને બન્નેને જોડવા કેવી રીતે ? કારખાનામા શેરડી રોજ રોજ અમુક જથ્થામાં બિનચૂકે પહોચવી જોઇએ, અને તેથી ખેડૂત અથવા ખેડૂતોનો સંઘ જો આડો થઇને બેસે તેવે વખતે શું કરવું ? તે માટે એમ ધારણા રાખવામાં આવી છે કે કારખાનાદાર ખેડૂતની સાથે ખાનગી સમજૂત કરીને તેની શેરડીની જમીન વેચાતી રાખે, અથવા ૨૦ થી ૩૦ વર્ષ સુધીને પટે સાથે રાખે. જો ખેડૂત સાંથે આપવા રાજી ન હોય, અથવા વાજબી કરતાં વિશેષ સાંથ માગે તો, સરકારે વચમાં પડી ફરજિયાત રીતે વાજબી સાથે તે જમીન અપાવવી એવી ભલામણ કરવામાં આવી છે. સરકારી અથવા જાહેર લાભ માટેનાં મકાનો ઊભાં કરવા માટે જોઇતી જમીન ફરજિયાત લેવાનો કાયદો તો જાણીતો થયેલો છે, પણ ખાંડના શ્રીમત કારખાનાંવાળાઓને નહેરના કાંઠાની કિંમત અને સોના જેવી ગરીબ ખેડૂતોની જમીન ફરજિયાત સાથે અપાવવાનો આ કાયદો તો નવો જ સાભળ્યો. પણ કદાચ તેને માટે એકાદો નવો ઑર્ડિનન્સ કાઢે તો યે શી નવાઈ ?

આવી રીતે જબરજસ્તીથી જમીન સાથે અપાવવી એ વાજબી છે કે કેમ તે સંબંધે કમિટિમાં ખૂબ ચર્ચા ચાલી, વિરોધ ઉઠાવવામાં આવ્યો, છતા કમિટિ છેવટે એવા નિર્ણય ઉપર આવી કે જો એક નવો રાષ્ટ્રીય ઉદ્યોગ ઊભો થતો હોય તો, તે માટે ખેડૂતોએ હઠ લઇને આડા ન આવવું જોઇએ, અને આડા થાય તો ઉદ્યોગવાળાઓને સરકારે મદદ કરવી જોઇએ. કારણકે જો શેરડીના ધાણાવાળાઓને નિયમિત રીતે શેરડી મળવાની ખાતરી ન મળે તો કારખાનાની મૂડી રોકવા તે તૈયાર થાય નહિ. આવી રીતે ફરજિયાત સાથે જમીન અપાવવા માટે જે નવો કાયદો કરવો પડે તેનો મુસદ્દો ( બિલ ) કમિટિએ ઘડયો નથી, પણ સરકારી તંત્રે આવો કાયદો ઘડીને ધારાસભાની મજુરી માટે રજૂ કરવાની ભલામણ કરી છે. આવા કારખાનાવાળા આસામીઓને કે કંપનીઓને કાંઈ પણ સરકારી તિજોરીમાંથી રોકડ મદદ કે કાંઈ પણ સવલત આપવાની નથી એમ ઠર્યું છે, તે માટે કમિટિનો ઉપકાર માનવો જોઇએ.

હજી તો આ વાત આટલા પ્રાથમિક તબક્કે જ છે, તે પહેલાં તો આપણા નામદાર વાઇસરોયે તેના બણગાં ફૂંકવા માડયાં છે, અને તે સબંધે પોતે વાઘ માર્યો હોય, રાષ્ટ્રીય પ્રગતિનું મહાન કામ હાથ પર લીધુ હોય તેમ તા. ૨૫-૧-૩૨ને રોજ દિલ્હીમાં ધારાસભા ખુલ્લી મૂકતાં જાહેર કર્યું કે "હિંદને માટે નવીન એવા ખાંડના ઉદ્યોગના વિકાસ માટેનાં ચિહ્નો હું જોઉં છું." હજી તો ધઉં ખેત મેં ઔર બેટા પેટમેં" એ કહેવત પ્રમાણે છે હજી તો ધોળી શેરડીનું, તે પીલવા માટેના કારખાનાનું કે તે માટે જોઇતી મૂડીનું કે ખેડૂતોની જમીન પરાણે સાથે લેવાના કાયદાનું કાંઈ ઠેકાણું નથી, તેટલામાં વાઇસરોય સાહેબ ખાંડના ઉદ્યોગની પ્રગતિ જોવા લાગી ગયા ચણાના ઝાડ પરથી ઠેકડો માર્યો ! વળી આ વાતની ખાનગી ખબર, સેક્રેટરિયેટની દિવાલો ભેદીને જાવા બેટમાં પણ પહોંચી ગઇ, અને તે બેટના મુખ્ય શહેર સુરબાયાનાં વર્તમાનપત્રો ટીકા પણ કરવા લાગી ગયાં છે કે હિંદને આ ઉદ્યોગ હાથ કરતાં તો હજુ નવ નેજે પાણી ઊતરશે, અને ખેડૂતને પોતાની ખેતીની પુરાણપ્રિય રીતિઓને ફેરવવી પડશે. જાવાના કારખાનાદારોને પણ હિંદી ખાંડનો ઉદ્યોગ ભવિષ્યમા કદાચ ખીલશે તેની ચિંતા આજથી થવા માંડી. આંતરરાષ્ટ્રીય સદ્ભાવનો આ નમૂનો છે !

("ટાઇમ્સ ઑફ ઇંડિયા' તા. ૨૭-૧-'૩૨ના અંક ઉપરથી ) અમૃતલાલ વિ. ઠક્કર

# સ્વતંત્રતા એટલે?

આ પ્રશ્ન પહેલાં તો નિરર્થક જ લાગે. સ્વતંત્રતાનો અર્થ સમજવો મુશ્કેલ છે? કોઇ પણ માણસ કહેશે કે જ્યારે તે પોતાની મરજી પ્રમાણે વર્તી શકે છે, ત્યારે તે સ્વતંત્ર છે. વિદ્યાર્થીને સિનેમામાં જવું હોય ને સુપરિન્ટેન્ડેન્ટ રજા ન આપે, ત્યારે તે પરતંત્ર છે. નોકરને ફરવા જવું હોય ને શેઠ કંઇ કામ બતાવી ઑફિસમાં બેસાડી રાખે, એ નોકરની સ્થિતિ એટલે પરતંત્રતા. તેવીજ રીતે હું હિંદુ હોઇ પારસી છોકરી સાથે લગ્ન કરવા ઇચ્છું અને કરી શકું તો હું સ્વતંત્ર; નહિતર પરતંત્ર. સ્વતંત્રતા એટલે કોઇ પણ જાતના અંકુશનો અભાવ. આવો સરળ તેનો અર્થ. એમાં વિશેષ વિચારની ક્યાં જરૂર?

પણ જરા ઊંડા ઉતરીશું તો જણાશે કે, સ્વતંત્રતા એટલે માત્ર અંકુશનો અભાવ નહિ. પહેલાં તો આપણે જ આપણા પર ઘણી જાતના અંકુશ મૂકીએ છીએ. દરરોજ અમુક સમયે ઊઠીએ છીએ, અમુક સમયે ઑફિસે જઇએ છીએ અથવા અભ્યાસ કરીએ છીએ, નિયમિત ફરવા જઇએ છીએ, ખાવાપીવામાં પણ અમુક નિયમ જાળવીએ છીએ. અને આવા નિયમોનો ભંગ થાય, ત્યારે પોતાની જાતને ઠપકો પણ આપીએ છીએ. આ બધા અંકુશોથી આપણી સ્વતંત્રતા હણાઇ જતી હોય તો એ અંકુશોને આપણે કેમ જતા કરીએ નહિ?

કુદરત પણ મર્યાદા જાળવે છે. કુદરત પણ અમુક નિયમોને વશ વર્તે છે. સૂર્ય પૂર્વમાં જ ઊગે છે અને પશ્ચિમમાં જ આથમે છે; અને તે પણ દરરોજ. કોઇ દિવસ તે આળસ કરતો નથી. સમુદ્ર ક્યારેક શાંત હોય તો ક્યારેક તોફાની હોય, પણ તે તેની મર્યાદા ઓળંગે નહિ. જો કુદરતમાં આ પ્રમાણે નિયમોનું સામ્રાજ્ય હોય, તો મનુષ્ય માટે શું તેવું કશું જ નહિ હોય?

મનુષ્ય એક રીતે કુદરતનો અંશ છે. એટલે મનુષ્ય તરીકે એની સ્વતંત્રતા અમુક રીતે મર્યાદિત છે જ; એટલે કે, સ્વતંત્રતાનો અર્થ નિરંકુશતા કરીએ તો મનુષ્ય સર્વાંશે સ્વતંત્ર નથી જ. વળી, વાતાવરણની તેના પર જબરી અસર થાય છે. તેની પ્રવૃત્તિઓ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વાતાવરણ પર ઘણો આધાર રાખે છે. અને વાતાવરણ પર કુદરતી તેમ સામાજિક બંધનો અસર કરે છે જ: ઠંડા પ્રદેશોમાં રહેનારા લોકોનો શારીરિક તેમજ માનસિક વિકાસ ગરમ દેશોમાં વસતી પ્રજાઓ કરતાં જુદી જ રીતનો થાય છે. અને સામાજિક વાતાવરણની જીવન પર કેટલી અસર થાય છે, તે તો ગામડાંમાંથી મુંબઈ જેવાં મોટાં શહેરમાં આવી વસનાર દરેક માણસ જાણે છે, અનુભવે છે. આ દૃષ્ટિએ આપણે એકલા આપણું ભવિષ્ય ઘડવાને પૂરેપૂરા સમર્થ નથી: આપણો ઇતિહાસ, આપણી ભૂગોળ, આપણી સમાજરચના આપણને પકડી રાખે છે.

તે ઉપરાંત, આપણું જીવન તપાસીએ તો આપણને કેટલાં ધારાધોરણો અને નિયમો પાળવાં પડે છે! કુટુંબમાં માવતરોનું માન જાળવીએ છીએ, શાળામાં શિક્ષકો સાથે સભ્યતાથી વર્તીએ છીએ, રસ્તામાં ચાલતાં માણસોનાં ગજવાંમાં હાથ ઘાલતા નથી,

મોટર રસ્તાની ડાબી બાજૂએ જ હાંકીએ છીએ, પોતાના ઘરમાં પણ રાત્રે મોડે સુધી ગાનતાનના જલસા કરી પાડોશીને ખલેલ કરતા નથી; શહેરી તરીકે કર ભરીએ છીએ, મત આપીએ છીએ, જ્યુરીમાં હાજર થઈએ છીએ, કાયદાને માન આપીએ છીએ વગેરે વગેરે. આ બધા નિયમોનું પાલન કરીએ છીએ ત્યાં સુધી સ્વતંત્રતા—નિરંકુશતા-ક્યાં છે?

ત્યારે શું સ્વતંત્રતા એટલે ઝાંઝવાંનું જળ? કેવળ ભ્રમણા જ? જન્મથી મરણ સુધી અસંખ્ય નિયમોનું પાલન કરવું પડે તો તો સ્વતંત્રતાની આશા જ ક્યાં? અને જો જરાય આશા નહિ તો સ્વતંત્રતાની આશા જ ક્યાં? અને જો જરાય આશા નહિ તો સ્વતંત્રતા માટે આટઆટલા ઉગ્ર પ્રયાસ શા માટે? એ શબ્દની પાછળ ઘેલા બની ફ્રેંચ લોકોએ શા માટે રક્ત રેડયાં હશે? શા માટે આજ હિંદુસ્તાન ભગીરથ પ્રયત્ન કરી રહ્યું હશે?

ખરું જોતાં, સ્વતંત્રતા એટલે નિરંકુશતા નહિ; સ્વતંત્રતા એટલે સ્વચ્છંદતા નહિ. ખરી સ્વતંત્રતા તો અંકુશ વિના અશકય છે. આપણા વ્યક્તિગત જીવનમાં પણ દરેક વૃત્તિને, દરેક ઈચ્છાને, દરેક લાલસાને આપણે તૃપ્ત કરતા નથી. એવું જીવન આપણે પાશવ જીવન કહીએ. મનુષ્યત્વ તો સારા અને નરસાનો ભેદ ઉકેલવામાં, નરસાનો ત્યાગ અને સારાનો સ્વીકાર કરવામાં છે. મનુષ્યને કોઈએ બે પગવાળું પ્રાણી, તો કોઈકે સમાજમાં રહેનારું પ્રાણી, તો કોઈએ ધાર્મિક પ્રાણી કહ્યું છે. હું ધારું છું કે મનુષ્યને આદર્શમય પ્રાણી કહી શકાય, અને આદર્શ ઘડાયો કે એને અનુરૂપ જ જીવન ગાળી શકાય. આમાં અંકુશ તો દર પગલે આવે. અને આવા અંકુશ તો જાણે સ્વર્ગપથનાં પગથીઆં છે. સ્વતંત્રતાનો કંઈ અર્થ હોય તો તે મનુષ્યત્વ ખીલવવાની સ્વતંત્રતા હોવો જોઈએ. જે નિરકુશતા મનુષ્યને પશુ બનાવે તેને સ્વતંત્રતા કેમ કહેવાય?

જેમ અંગત જીવનમાં તેમ જ સામાજિક જીવનમાં. સૌ સૌનું કાર્ય કરી શકે અને એક બીજા અથડાઈ મરે નહિ એટલા માટે નિયમો જોઈએ, ધારાધોરણો જોઈએ. મને મારા પાડોશીના ગળામાં છરો ભોંકવાની 'સ્વતંત્રતા' હોય, અને તેવી જ 'સ્વતંત્રતા' મારા પાડોશીને મારા ગળામાં હોય, તો શું થાય, એની કલ્પના કરવી એ અઘરું નથી.

આ ઉપરથી એટલું તો દેખીતું જ છે કે સ્વતંત્રતા એટલે નિરંકુશતા નહિ. બલ્કે, અંકુશો સિવાય સ્વતંત્રતા શકય જ નથી. હવે બીજો પ્રશ્ન ઊભો થાય છે. શું બધા જ અંકુશો સ્વતંત્રતા માટે જરૂરના છે? હું રસ્તે જતો હોઉં અને પોલીસ મને અટકાવે—ગેર-કાયદેસર વિનાકારણ અટકાવે—તો એને મારે મારી સ્વતંત્રતા માની લેવી! સ્કૂલમાં જતો હોઉં અને બે-ચાર મવાલી મારા પર ધસી આવે અને મને અટકાવી મૂકે, તો એને મારી સ્વતંત્રતા સમજવી? જો એમ હોય તો એ સ્વતંત્રતાને દૂરથી જ નમસ્કાર કરવા ઘટે. આ સ્વતંત્રતા માટે જો હિંદીઓ ઝંખતા હોય તો એમનાં ભેજામાં જરૂર ભૂસું જ ભર્યું હોવું જોઈએ.

ત્યારે આટલું તો સિદ્ધ થયું. સ્વતંત્રતા એટલે નિરંકુશતા નહિ; સ્વતંત્રતા એટલે સર્વાંશે અંકુશમય જીવન પણ નહિ. ખરી સ્વતંત્રતા માટે અમુક અંકુશો જોઈએ જ અને અમુક તો ન જ જોઈએ. કયા જોઈએ ને કયા ન જોઈએ, એ પ્રશ્ન વિકટ છે; એનો જવાબ એકદમ આપી શકાય નહિ. જો આપી શકાય તો માનવ-જીવન આજથી નિરર્થક થઈ જાય. એ પ્રત્યુત્તર તો મનુષ્યજાત હજી શોધે છે. અનંતકાળથી એ શોધ ચાલી આવે છે. અને અનંતકાળ સુધી ચાલશે એમ કહીએ તો ખોટું નહિ. એટલા

માટે જ ઇતિહાસને સ્વતંત્રતા માટે સતત પ્રયાસ કહી શકાય. છતાંય, એટલું તો ચોક્કસ છે કે હું ત્યારે જ સ્વતંત્ર કહેવાઉં કે જ્યારે મારામાં રહેલી સર્વે શક્તિઓનો પૂર્ણપણે વિકાસ કરી શકું, મારું સ્વત્વ ખીલવી શકું.

અને મારું સ્વત્વ ખીલવી શકું એટલે કે મારો સ્વાર્થ સાધી શકું એમ નહિ, પણ મારું ખરેખરું સ્વરૂપ જાણી શકું અને મારા આત્મતત્ત્વના અનુપમ અનુભવને, અંતરના ઊંડાણમાંથી મળી આવેલ સત્યને જગતને ચરણે ધરી શકું. આ દૃષ્ટિએ મારું સ્વત્વ મને મારા સમાજથી છૂટો પાડતું નથી, તેની સાથે ખરો સંબંધ બાંધી આપે છે. મારું ખરેખરું વ્યક્તિત્વ એટલે કે વ્યક્તિ તરીકે સમાજની સેવા કરવાની મારી અજોડ શક્તિ. આવી સેવામાં જ મારું સ્વત્વ પ્રકાશી નીકળે. એટલે, વ્યક્તિની સ્વતંત્રતાને સમાજહિતથી વિરોધ નથી. બન્ને સાથે શક્ય છે, એક જ વસ્તુની આ બે બાજુ છે. ગાંધીજીને પૂછ્યું હોય તો તેઓ એમ જ કહે કે અંતરાત્માના અવાજને અનુસરી શકું ત્યારે હું સ્વતંત્ર છું. કોઈ પ્રશ્ન કરે કે અંતરાત્મા તો કોઈનું ખૂન કરવાનું કહે તો ? આ પ્રશ્ન અસ્થાને છે. અંતરાત્માનો અવાજ ઓળખવો સહેલ નથી. પણ જો ઓળખતાં આવડે તો એના જેવો બીજો કોઈ માર્ગદર્શક નથી. તેવી જ રીતે સ્વત્વ ખીલવવું એટલે સ્વાર્થી થવું એવો અર્થ કોઇ કરે તો એ અસ્થાને ગણાય, અયોગ્ય ગણાય. સ્વાર્થને અનુસરી આપણે કદી ખરો આનંદ મેળવી શકતા નથી. ખરો આનંદ તો નિઃસ્વાર્થ સેવામાંથી જ મળે છે અને સ્વત્વ કેળવવાનો અર્થ આ 'સ્વ'નું તંત્ર. એ 'સ્વ'ને ઓળખવો એટલે આત્માને ઓળખવો અને **नायमात्मा बलहीनेन लभ्यः** એને માટે ખૂબ પ્રયાસ જોઇએ, ધીરજ જોઇએ. પણ છેવટે તો એ સૂક્ષ્મ તત્ત્વને પીછાને જ છૂટકો છે. તે સિવાય ખરી શાંતિ, ખરો આનંદ, ખરી તૃપ્તિ નથી.

આ ખરા 'સ્વ'ને મેળવવા આપણે મથીએ છીએ. એ સ્થિતિને પહોંચવા માટે આપણી ક્ષણિક વૃત્તિઓ, કામનાઓ વગેરે અંકુશમાં રાખવાં પડે જ. એટલે અંકુશોની જરૂર પડે જ. પહેલાં તે અઘરા લાગે, અસહ્ય લાગે. છેવટે, એ જ સિદ્ધિનો માર્ગ બતાવે ત્યારે આપણે જોઇ શકીએ કે થોડા સમય પહેલાં આપણને જે અંકુશ અસહ્ય લાગતો હતો, તે આપણી ખરે-ખરી સ્વતંત્રતાની દૃષ્ટિએ ખાસ આવશ્યક હતો. ગાંધીજીની આત્મકથા એટલે એમણે પોતા પર મૂકેલા અંકુશોનો ઇતિહાસ; પણ એ અંકુશો વિના આજે ગાંધીજી મહાત્મા ન હોત; એ અંકુશો વડેજ તેમનું સ્વત્વ ખીલ્યું છે. આવા અંકુશો શરૂઆતમાં વિષસમાન હશે; પણ પરિણામે અમૃતતુલ્ય છે.

સ્વતંત્રતામાં આ દૃષ્ટિએ અંકુશો આવે છે, તેને છેવટે ખરા 'સ્વ'નું અનુમોદન મળે છે, એમ કહી શકાય. આવો અંકુશ આપણા આત્માને કબૂલ છે, એટલે જો કોઇ આપણા પર આવો અંકુશ મૂકે તો તે આપણને સ્વતંત્ર થવામાં મદદ કરે છે એમ કહી શકાય. દારૂ પીવાનું મન થાય, અને કોઇ આપણને રોકે તો પ્રથમ તો એમાં આપણી સ્વતંત્રતા પર તરાપનો જ ભાસ થાય. વાસ્તવિક રીતે, દારૂ પીવા માટે ઉત્સુક માણસ તે વખતે સારાસારનો વિચાર પૂર્ણપણે કરી શકતો નથી; અથવા તો તેનાં એ કૃત્યથી થતી બધી અસરથી તે વાકેફ નથી. એટલે કે, તે વખતે એ પોતાને ભૂલી ગયો છે, પોતાનું સ્વત્વ ગુમાવી બેઠો છે. એટલે જો કાયદો તેને દારૂ પીતો અટકાવે તો એ અંકુશ ખરો; પણ એ એની ક્ષણિક, ભૂલભરેલી વૃત્તિ ઉપર; એની સ્વતંત્રતા પર નહિ. બલ્કે, એ અંકુશ મુકાય

તો જ એને માટે ખરી સ્વતંત્રતા શક્ય છે. જેમ આ દાખલામાં તેમ જ બધા કાયદાઓમાં. સામાજિક રૂઢિઓ કે રાજ્યના કાયદાઓ સૌની કસોટી એ દૃષ્ટિએ થવી જોઇએ. મારા સ્વત્વ પર તરાપ મારે તે કાયદો જવો જોઈએ, કારણકે એની પાછળ મારા ખરા 'સ્વ'નું અનુમોદન નથી. બીજા શબ્દોમાં કહીએ તો મારો અંતરાત્મા એ કબૂલ કરતો નથી. કોઇ પણ અંકુશ, કોઈ પણ નિયમ ત્યારે જ વાજબી ગણાય કે જ્યારે તે મારા અંતરાત્માને કબૂલ હોય. જો કોઇ એમ કહે કે આ તો અરાજકતામાં જ પરિણમે તો એમ કહેનારને અંતરાત્મા વિષે અથવા સ્વત્વ વિષે જ્ઞાન નથી, એમ કહેવું પડે. હા, કયા નિયમો માત્ર ક્ષણિક વૃત્તિઓને જ અંતરાયરૂપ છે અને કયા આત્મવિકાસને વિઘ્નકર્તા છે, એ કહેવું અઘરું છે. ક્યારે અમુક મનુષ્ય અંતરાત્માનો જ અવાજ અનુસરે છે, અને ક્યારે પોતાનું સ્વત્વ ગુમાવી માત્ર પોતાની તાત્કાલિક માનસિક વૃત્તિને આધીન છે, એ જાણવું મુશ્કેલ છે. એ નજરે, ઉપર કહ્યું તેમ, ક્યાં નિયમો, કયા કાયદાઓ, કયા રીતરિવાજો હોવા જોઈએ અને કયા નહિ એ એકદમ નક્કી કરી શકાય નહિ. પણ આદર્શ સ્થિતિમાં જ્યારે આ નિયમોને, કાયદાઓને આપણા અંતરાત્માનું અનુમોદન હોય અને જો એ આપણા સ્વત્વના લાભાર્થે જ હોય, તો નિયમોના પાલન અને સ્વતંત્રતા વચ્ચે વિરોધ નથી. પણ એ આદર્શ છે. એટલે હજી આપણે એનાથી બહુ દૂર છીએ. છતાંય, આદર્શ છે માટે જ એ સત્ય છે, એ ભૂલવું જોઇએ નહિ. મનુષ્યનું મનુષ્યત્વ દુર્લભને સુલભ બનાવવામાં છે, આદર્શને પહોંચી વળવા માટે અનંત પ્રયાસ કરવામાં છે. જ્યાં સુધી આદર્શથી દૂર છીએ ત્યાં સુધી અમુક કાયદાઓ વિરુદ્ધ લડત કરવી પડે જ. સવિનય ભંગનો કંઇ અર્થ હોય તો આ જ હોઇ શકે. સ્વત્વ મેળવવામાં, આત્મવિકાસ સાધવામાં અંતરાયરૂપ જે કાયદાઓ હોય તેનો ભંગ કરવો એટલે જ સ્વતંત્રતા માટે લડત ચલાવવી. આવા કાયદા માત્ર સરકાર–પછી તે સ્વદેશી હોય કે વિદેશી–ઘડે છે અથવા ઘડી શકે છે એમ નથી. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'સ્વરાજ' મળી જવાથી એટલે કે અમુક જાતના કાગળ પર હક્કો મેળવવાથી જ સ્વતંત્રતા મળતી નથી. સ્વરાજમાં પણ સવિનય ભંગને સ્થાન છે. ઘણી વાર તો આપણે પોતે જ આપણી સ્વતંત્રતામાં અંતરાયરૂપ થઈ પડીએ છીએ. એટલે આપણા પોતા સામે પણ લડત ચલાવવાના સંજોગ ઊભા થાય. પ્રાયશ્ચિત્તનો અર્થ આવો જ છે. છેવટે તો સૌ સાધીએ છીએ વિજય આત્માનો ઇંદ્રિયોનો નહિ, મનનો નહિ. એ વિજય એટલે સ્વતંત્રતા અને એ સ્વતંત્રતા મેળવવા માટે રસ્તો છે આત્મતત્ત્વને ઓળખવાનો. उद्धरेदात्मनात्मानम् ।

જશવંતરાય જ. અંજારીઆ

# એકારની ચીસો

( પૃથ્વી )

ભમે હૃદયવૃત્તિ જીવનપથે રહું નીરખી,
સરે સરર કારમી, અટકતી પણુ ધ્વાન્તમાં;
ઉર્જુ જડ થઈ છતાં હૃદ વિષાદ આ ઊભરે,
વહે નવ તદા કંઇ ઝરણુ હર્ષનું અંગમાં.
સુણું જગત તાપથી શ્રમિત બાંધવોના રવો—
વધે કરુણુતા અને જીગર આ રહે ઝૂરતું.
સુણું જગત કોણુથી સકળ પીડિતોના રવો—
વધે હૃદય ગહ્વરે સતત પૂર આઘાતનું:
ન મુક્ત અહ, માનવી—વિહગની સુખી જિન્દગી.
ખસે વિતકતપ્તની અરર. એક છાયા અને.
વધે—ગમન થાય ક્યાં ? અવર પાસ ? ના, હું કને—
વદે સમિપ આવતાં હૃદય ચીરતી ચીસથી:
" તમે ઉદર રીઝવી જગત તૃપ્ત માની રહો,
દિનો તક ન પામતા કદિક મિસ્કિનો ભાખરી;
તમે ઉદર રીઝવી અગમની કથાઓ લખો,
જડે ન જડતા વિના અવર કાંઇ દીનો મહીં.
પસાર દિવસો થતા—નહિ જ જિન્દગી જીવતા;
રસાળ કવિતા અને સહુ વિલાસ ઊડી જતા.
સુકાય અભિલાષ સૌ, પરમતા રહે દૂરને
જલે સકળ શક્તિયો, કદિ ન હાસ્ય આ જીવિતે,
મળે પદપદે સદાય અવધીરણુા લોકની,
ખરે પરહરે સમાજ ઉર અન્યની લાગણી."
કરે તિમિર સાથ હા ! પ્રકૃતિ તાંડવનૃત્ય ને
હસે તરલ તારલા ત્યમ હસેછ છાયા ઉભી;
હતું કદિ ન હાસ્ય એ—રુદનથી કઠોરૂં હતું—
ગઇ હૃદયમર્મમાં સકળ ચીસ એ કારમી...
વહે નયન બાજુથી સતત આંસુની ધાર, ને
કળાય ઉરભ્રમશી તિમિર માંહ્ય છાયા ભળી.

પ્રભાશંકર ત્રિવેદી

# રશિયાનો પાંચ વરસનો ઔદ્યોગિક વિકાસ

રશિયાના પછાત લોકોને પાંચ વરસની અંદર જ પ્રગતિશીલ બનાવવા માટે સોવિયેટ તંત્રે નિશ્ચય કર્યો છે. આવો ભગીરથ પ્રયત્ન જગતની પ્રજાઓમાં અગાઉ ક્યારે પણ થયાનો ઇતિહાસ નથી. સોળ કરોડ માણસોની સંપૂર્ણ શક્તિઓ રશિયાના ઔદ્યોગિક અને કૃષિવિકાસને માટે એક ધ્યાનથી એક વિચારથી સામટી વપરાઇ હોય એવો દાખલો રશિયા જ પૂરો પાડે છે. પ્રજાનો દરેક વર્ગ, રંકથી માંડીને ઠેઠ રાવ સુધી, એક જ ધ્યેયથી એ ભગીરથ કામની પાછળ પોતાના સર્વ સામર્થ્યથી લાગ્યો છે. યુરોપે એ પ્રયાસની વારંવાર મશ્કરી કરી છે, એ પ્રયત્નો તરફ છૂટથી અટ્ટહાસ્ય કર્યું છે; છતાં હવે એની ગભીરતા અને મહત્તાનો કાંઇક ખ્યાલ યુરોપ અને અમેરિકાને આવ્યો છે. રશિયનપ્રજાએ કરેલી આ કાર્યસિદ્ધિ તથા પ્રયત્નોની સતત એકધારા જોઇ યુરોપિયનો પણ હવે મોઢામાં આંગળી નાખી ભયભરેલી આંખે તે તરફ જોઇ રહ્યા છે.

લેનીને સોવિયેટ તંત્રનો પાયો નાખ્યો. એણે જ રશિયાને પુનર્જન્મ આપ્યો. તેણે જ સોળ કરોડ મનુષ્યોના રાજકીય, સામાજિક અને ઔદ્યોગિક વિચારોમાં ભારેમાં ભારે પરિવર્તન આણ્યું સુધરેલા દેશોથી નિંદાયેલી, સાધારણ સ્થિતિવાળી અને ઓછી કેળવણી લીધેલી આ વ્યક્તિએ પોતાના અદ્ભુત વ્યક્તિત્વથી આખી પ્રજાના મનને જીતી લઇ, મોટી નદીના પ્રબળ પ્રવાહનો વેગ એક સ્થળે લઈ જવા કરતાં પણ મોટું કામ ફતેહમંદીથી પાર ઉતાર્યું તે કામ પાર ઉતારવામાં વાપરેલાં સાધનો શુદ્ધ નહોતાં, અને તેણે ઊભા કરેલ રાજ્યતંત્રની પદ્ધતિ પણ ક્રૂર અને દયા વગરની હતી; છતાં તેના મહાન કાર્યની બાબતમાં ખેમત નથી. લેનીન પછી ટ્રોટ્સ્કી આવ્યો, અને તેના પછી વજ્ર છાતીનો સ્ટેલીન સોવિયેટ અધ્યક્ષ થયો છેઃ આવડા મોટા સામ્રાજ્યનો અધ્યક્ષ છતાં, તે ખેડૂત અને મજૂર જેવું સાદું અને ખરચ વગરનું જીવન ગુજારે છે. તેની કાર્યશક્તિ અગાધ છે. એણે જ પાંચ વરસ જેટલી ટૂંકી મુદ્દતમાં આખા રશિયાના ભવિષ્યને પરિવર્તન કરવાનું બીડું ઝડપ્યું છે.

રશિયાના આ મહાન પ્રયાસને ફતેહમંદ કરવા માટે આખી પ્રજાનો ઉપયોગ કરવામાં આવ્યો છે, મોટા મોટા ઉદ્યોગો ઊભા કરવામાં આવ્યા છે. આખી પ્રજા પાસે જે ધન હતું તે બધું આ પ્રયત્નોમાં વાપરવામાં આવ્યું છે. અબજો રૂપિયા વાપરવામાં આવ્યા છે. સેલ્મસ્ટ્રોય અને રોસ્ટોવ ખાતે કૃષિના યંત્રો બનાવવા માટે ૩૦૦ એકરોમાં કારખાનાં બંધાઇ તૈયાર થઇ ગયાં છે. સ્ટાલીનગ્રેડ ખાતે યાન્ત્રિક હળો બાંધવાનું રાક્ષસી કારખાનું તૈયાર થયું છે. ખેડૂતોનાં અજ્ઞાન અને પછાત દશા સામે લડવા અનેક નવીન યંત્રો પેદા કરવાનું તો ક્યારથી શરૂ થઇ ગયું છે. દરેક વસ્તુ મોટા પાયા ઉપર શાસ્ત્રીય પદ્ધતિથી બનાવાય છે. સમસ્ત પ્રજાની એકએક વ્યક્તિ રાજ્યના નોકર તરીકે પોતપોતાની યોગ્યતા મુજબ દેખાડેલું કામ કર્યા કરે છે. કોઇને પગાર મળતો નથી, પરતુ સૌને જિંદગીની સાદી જરુરિયાતો રાજ્ય આપે છેઃ તેમનાં બાળકોને પાળે છે, યોગ્ય કેળવણી આપે છે અને વૃદ્ધો તથા અશક્તોને માટે ઉદરપોષણની ગોઠવણ કરે છે.

પરદેશના, તેમાં પણ જર્મન અને અમેરિકન ઇજનેરો, લગભગ દશ હજારની સંખ્યામાં રશિયામાં કામ કરે છે. તેઓની દેખરેખ નીચે રેડીઓ, વિદ્યુત, વરાળયંત્ર અને જળવિદ્યુતની શકિતથી ચાલતાં સેંકડો કારખાનાં ઊભાં કર્યાં છે. કપડાં વણવાની મિલો, ઘઉં પીસવાની મિલો, લાકડાં વહેરવાની મિલો, સીમેંટ બનાવવાની મિલો, કોલસાની ખાણો, કાચ બનાવવાનાં કારખાનાં, ઈંટોનાં કારખાનાં, લોઢાનાં કારખાનાં, પોલાદનાં ઉદ્યોગમંદિરો, લોઢું સીસું મેંગેનીઝ વગેરે ધાતુઓની ખાણો, વગેરે સેંકડો જાતનાં કારખાનાંની હારમાળા રશિયામાં સ્થપાઇ ગઈ છે. એ સર્વે કારખાનાંને વિદ્યુતશક્તિ પૂરી પાડવા જળવિદ્યુતનું રાક્ષસી કારખાનું નીપર ડ્રોસ્ટરૉયમાં ઊભું કરવામાં આવ્યું છે. રશિયાને એવી મહત્ત્વાકાંક્ષા છે કે પોતાના દેશની દરેક જરુરિયાત પોતે જ પેદા કરવી, એટલું જ નહિ પણ પછાત ઉદ્યોગોવાળા જગતના બીજા દેશોને યુરોપની આર્થિક સત્તામાંથી બચાવી, તેમને સસ્તામાં સસ્તો માલ પૂરો પાડવો. ચીન, અરબસ્તાન, મધ્ય એશિયા, તુર્કી, સિયામ વગેરે દેશોને રશિયાના પદાર્થોથી ભરી દેવા.

આખા રશિયાની દરેક વ્યક્તિ એ કામ પાછળ લાગી છે. ત્યાંનાં વર્તમાનપત્રો, રેડિયો, જાહેરખબરો, ટેલીફોનો, ભાષણકર્તાઓ—આ પ્રયાસને ફતેહમંદ બનાવવા માટે ઉપયોગમાં લેવાય છે. દરેક જાહેર જગ્યા, ઉદ્યાન, ચોક, ગામડાઓના ચોરાઓ, કારખાનાં વગેરે જગાઓએ મોટા અક્ષરથી આ જ વિષય ઉપર જાહેરાતો ફેલાયલી હોય છે. ફોનોગ્રાફો, બેન્ડો અને સંગીતયંત્રો પણ એ જ વિષયનો સૂર કાઢે છે. મતલબ કે રશિયા આખાનો પ્રાણ આ વિષયમાં જ કુંકાયો છે. રશિયાને મન આ પ્રશ્ન જીવનમરણનો પ્રશ્ન છે.

દેશની નાની મોટી દરેક વ્યક્તિને આ કામમાં જોડાવું પડયું છે. તેમને નિયમિત ઠરાવેલું અનાજ મળે છે, સાદાં વસ્ત્રો નિયમિત પરિમાણમાં પૂરાં પાડવામાં આવે છે, સીગારેટો પણ અમુક પ્રમાણમાં આપવામાં આવે છે, ફળફૂલો પણ સાધારણ પ્રમાણમાં મળે છે. માંસ વગેરે પદાર્થો પણ દરેકની જરુરિયાત મુજબ રાજ્ય વહેંચી આપે છે, અને સર્વેની પાસેથી રાજ્ય કામ લે છે. વિલાસ અને મોજશોખની કોઇ વસ્તુને રશિયામાં આવવા દેવામાં આવતી નથી. રશિયાના બજારોમાં મોજશોખની વસ્તુઓ મળતી જ નથી. આ અમુક ઔંસ દરેક મનુષ્યને દર માસે મળે છે, કોફી આપવામાં આવતી જ નથી, દૂધ પણ આપવામાં આવતું નથી. મુરબ્બા, અથાણાં, ચટણી અને મિઠાઇઓ રશિયન લોકોને મળતી નથી. આખી પ્રજા સાદામાં સાદું અને બહુ જ થોડા ખર્ચાવાળું જીવન ગુજારે છે. અને કોઇ પણ મોજશોખ અથવા વિલાસની વસ્તુ વ્યક્તિના હાથમાં ન જાય તે માટે કઠણ પ્રબંધ કરવામાં આવ્યો છે. જે મજૂરોને નાણાંમાં મજૂરી આપવામાં આવે છે, તે મજૂરોને પણ માત્ર ઉદરનિર્વાહ જેટલું જ આપવામાં આવે છે. જિંદગીની જરુરિયાત ઉપરાંત નાણું કોઈ પાસે રહે નહિ તે માટે ખાસ સંભાળ રાખવામાં આવે છે.

પરદેશીઓ, જેવા કે ઇજનેરો અને ખાસ તજ્જ્ઞોને, વધારે પગાર મળે છે. તેમ હમણાં સ્ટેલીને સોવીએટનો મુખ્ય સિદ્ધાન્ત "સર્વેને સમાન પગાર અને ભથ્થું મળે." એટલે કે બુદ્ધિશાળી, મૂર્ખ, શારીરિક મહેનત કરનાર અથવા થોડું કામ કરનાર તે સર્વેને એક જ ત્રાજવે તોલવાનો સિદ્ધાન્ત છોડયો છે. એટલે કેટલાક ખાસ સારું કામ કરનારાઓની સંખ્યા વધતી જાય છે. તેમને વધારે પગાર મળે છે. અને જે રશિયનોએ પોતાના કામમાં હોશિયારી અને કાર્યદક્ષતા બતાવ્યાં હોય. તેમને તો પરદેશીઓની કક્ષામાં પગાર મળે છે.

એવાઓને વાપરવાને નાણાંની છૂટ હોય છે; પરંતુ વધારાના રૂબલો વાપરવા ક્યાં ? એ સવાલ સૌને નડે છે. મોજશોખનું કાંઇ સાધન મળતું નથી. સાધારણ વધારે ખોરાકની વસ્તુઓ તેઓ ખરીદી શકે છે. પરતુ વિલાસની કોઇ પણ વસ્તુ મળતી નથી. નાટક અને સિનેમાની ટિકિટો માત્ર મજૂર સંઘોની મારફતે વારાફરતી સૌને મળે છે. અને રજિસ્ટરમાં નોંધેલાં નામો મુજબ સૌ કાર્યકર્તાઓને અપાય છે, તે સિવાય નાટક–સિનેમાની ટિકિટો કદાચ ખાનગી રીતે પણ બહુ મોટા ભાવોથી વેચાય છે ખરી. પરતુ નાટકો અને સિનેમામાં પણ રશિયન પ્રજાને જગાડવાનાં જ દશ્યો મોટે ભાગે હોય છે, એટલે પરદેશીઓને તેમાં વિશેષ રસ આવતો નથી.

મજૂરો માટે હવા ખાવાનાં, ફરવા હરવાનાં અને પરસ્પર સંસર્ગમાં આવવાનાં ખાસ સ્થળો અને સ્થાનો સોવિયેટ તંત્રે સર્વત્ર યોજ્યાં છે. ખેડૂતો માટે પણ તેવી જ ગોઠવણ કરાવેલી છે. એક અઠવાડિયામાં સૌને પાંચ દિવસ કામ કરવાનું હોય છે. બાકીના દિવસો આરામ અને મનરંજનમાં વપરાય છે. વૉડકા દારૂની પણ પ્રમાણસર છૂટ છે. ઠંડીના મુલકમાં રશિયાના આ બહુ સસ્તા પ્રજાકીય દારૂની છૂટ જરૂરની છે, એમ મનાય છે. રશિયાની પ્રજાને આ ભગીરથ ઔદ્યોગિક પ્રવૃત્તિમાં જોડાઇ પોતાનો સમય કામમાં અને પ્રવૃત્તિમાં જાય તે માટે દરેક સગવડ આપવામાં આવે છે. નવા માણસોને કામમાં કેમ રસ પડે, તે માટે પ્રેમ અને સમજાવટથી શિક્ષણ આપવામાં આવે છે. આ કામ તારુ પોતાનું જ છે, એમાં જશ તારો જ છે, અને તારા કામમાં તારે એકચિત્ત રાખવાનું છે, એવી ભાવના સૌ કામ કરનારાઓમાં ઉત્પન્ન કરવામાં આવે છે. અને કામ શીખવવા તથા સમજાવવા માટે ખાસ પ્રબંધો કરવામાં આવ્યા છે. આથી સૌ સરસમાં સરસ કામ કરવા આકર્ષાય છે.

પોતાના કામમાં ખાસ ધ્યાન આપનાર અને ખંતીલા મજૂરો–સ્ત્રી અથવા પુરુષ–ને ખાસ લાભ આપવાના માર્ગો યોજેલા છે. કામમાં તન્મય થઈ પોતાની હોશિયારી દેખાડનારા વર્ગને જુદો પાડી તેમને Shock Brigades એટલે ખાસ કર્મયોદ્ધાના મંડળમાં દાખલ કરવામાં આવે છે; અને એવા હોશિયાર મજૂરોને ખાસ પ્રગતિ કરવાનાં સાધનો પૂરાં પડાય છે. પ્રજાકીય કામના યોદ્ધા તરીકે એવી વ્યક્તિઓને ખાસ કૉલેજોમાં ભરતી કરી તેમને શાસ્ત્રીય જ્ઞાન અપાય છે. કારખાનાંમાં તેમને અનુભવ આપવામાં આવે છે અને અત્યંત બુદ્ધિશાળી કામદારને પરદેશ મોકલી ત્યાંના કારખાનાંમાં અનુભવ મેળવવાની સગવડ કરવામાં આવી છે. રશિયા જે જે દેશો પાસેથી સાંચાકામ ખરીદે છે, તે તે દેશોનાં કારખાનાં સાથે તેમ જ કૉલેજો સાથે શાસ્ત્રીય શિક્ષણ તથા અનુભવ મેળવવાનો પોતાની પ્રજાને માટે હક્ક મેળવે છે, અને પછી ખાસ બુદ્ધિશાળી અને તેજસ્વી કાર્યદક્ષ હજારો મજૂરોને તેનો લાભ અપાય છે.

દરેક કારખાના વચ્ચે ખૂબ હરિફાઇ ચાલે છે. કેવી રીતે ઓછા ખરચમાં વધારે પેદાશ કરાવવી એ માટે મોટી રસાકસી ઉત્પન્ન કરાવવામાં આવી છે કેમ સાંચાકામને સાચવવું, કારખાનાને કેમ સુઘડ દેખાડવું, મજૂરોને કેમ સુઘડ રહેતા કરવા અને ઘરો કેવી રીતે સ્વચ્છ રાખવાં–તે સર્વેમાં હરિફાઇનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું છે. એક હોશિયાર મજૂરને યોદ્ધો બનાવાય છે, તેમાં પણ તે વ્યક્તિ પોતાની લાયકાત બતાવે, તો તેને

માટે ખાસ શિક્ષણનો બંદોબસ્ત કરી કેળવવામાં આવે છે. કેળવણી લીધા પછી પરદેશી ઇજનેરોની સાથે કામ કરવાની તેને સગવડ મળે છે. ત્યાં સારું કામ કરનારને સ્વતંત્ર કારખાનું સોંપવામાં આવે છે. કારખાનામાં યશ મેળવવાથી તેનો પગાર અને મોભો વધે છે. તેને ખાસ કૉમ્યુનિસ્ટ પક્ષનો સભ્ય બનાવવામાં આવે છે. એટલે એ વ્યક્તિ રાજ્યતંત્રની ચાલક સંસ્થાનું અંગ બને છે. એને સાદું જીવન ગાળવાની ફરજિયાત ટેવ રાખવી પડે છે. તેનો પગાર બહુ વધારવામાં આવતો નથી. બધા સભ્યોને હોશિયાર પરદેશી કારીગર જેટલો જ પગાર મળે છે. ઉપરીના હુકમોનું પાલન કરવાની શરત હોય છે. કઠણ અને ભયભરેલાં કાર્યો કરવામાં એમની નિમણૂક થાય છે. પોતાના સાધારણ નિયમિત કામ ઉપરાંત દરેક સભ્યને કાંઈ વધારાનું ઐચ્છિક કામ કરવાનું ફરજિયાત છે. પછી તેમને રાજ્યતંત્રના વાહકો તરીકે ગણવામાં આવે છે, અને રાજકીય કેળવણી અપાવવામાં આવે છે. એ રીતે જોખમદાર ઓદ્ધાઓ પ્રાપ્ત કરવાના માર્ગો ખુલ્લા થતા જાય છે.

આવી રીતે શારીરિક અને માનસિક શક્તિવાળા મજૂરો જે પોતાના કામમાં તન્મય થયા હોય તેમના ભવિષ્યના વિકાસને માટે સોવિયેટે પ્રબંધ કર્યો છે. તેનું શિક્ષણ વધારવાને, શાસ્ત્રીય જ્ઞાન આપવાને, પરદેશોમાં ભ્રમણ કરવાને, અને દેશના રાજ્યતંત્રમાં દાખલ થવાને માટે દરેક અવકાશ આપવામાં આવે છે. તે વ્યક્તિ ભારેમાં ભારે જોખમદારીભરેલી જગ્યાઓ માટે લાયક થાય છે. આ આખો સિદ્ધાંત "કામ કરી યોગ્યતા મેળવો" એ સૂત્ર ઉપર બાંધવામાં આવ્યો છે. કૉમ્યુનિસ્ટ પક્ષનો સભ્ય થયો એટલે એને માટે રશિયાના સર્વે અધિકારો ખુલ્લા થાય છે. અમલદારની મહેરબાની, લાગવગ કે કોઇ મોટા અધિકારીનું સંબંધીપણું આગળ વધવામાં જરા પણ મદદ કરતું નથી. દર વર્ષે આવા યોદ્ધાઓની સંખ્યા વધતી જ જાય છે. કૉમ્યુનિસ્ટ પક્ષ પણ તેની જ સાથે વૃદ્ધિ પામે છે. આ રીતે પ્રજાનું સુંદરમાં સુંદર તત્ત્વ જોખમદારીભરેલા અધિકારો ઉપર આવે છે.

બાળકોને માટે તો ભારે સગવડ કરવામાં આવી છે. બાળક એ ભવિષ્યની પ્રજાનું રત્ન છે, એ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. સોવિયેટે પોતાના બધા કાર્યક્રમોમાં બાળકોને સારા શહેરીઓ બનાવવાનું મુખ્ય સ્થાન આપેલું છે. આખા રશિયાનો ઉદ્ધાર આ બાળકો કરશે, એ સૂત્ર ઉપર સોવિયેટે બાળકોને શારીરિક અને માનસિક કેળવણી આપવાની પદ્ધતિ રચી છે, અને તેમને ઉછેરવાના કામથી શરૂઆત કરીને છેવટ જગતના રણક્ષેત્રમાં વિજય મેળવવા માટે યોગ્ય પ્રબંધ કરેલો છે. હજારો શાળાઓ, કસરતશાળાઓ, ઉદ્યોગગૃહો, રમતગમતનાં મેદાનો, આશ્રમો, કોલેજો અને વિશ્વવિદ્યાલયોની સ્થાપના સોવિયેટે બાળકો માટે કરી છે, અને પોતાની ઉપજનો સારો ભાગ એ બાળકેળવણી પાછળ ખર્ચાય છે. ભવિષ્યનો આદર્શ રશિયન પ્રજાજન કેવો હોવો જોઇએ, એ આદર્શ નજર સામે રાખી રશિયા પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી આપે છે. ઉંચા આદર્શવાળા હજારો શિક્ષકો તૈયાર કરવામાં આવ્યા છે. એ શિક્ષકોને પોતાના દેશ પ્રત્યેનો ધર્મ એ જ સર્વશ્રેષ્ઠ વસ્તુ છે એમ સમજાવવામાં આવ્યું છે. આ શિક્ષકો સોવિયેટના સિદ્ધાંતો મુજબ બાળકોને તૈયાર કરે છે. જૂના વખતના ધર્મઝનૂનીઓ જેવું જ સોવિયેટના સિદ્ધાંતો મુજબ યુવકોને તૈયાર કરવાનું એ શિક્ષકોમાં ઝનૂન છે. રશિયામાં સોવિયેટ પદ્ધતિ ઈશ્વરને માનતી નથી

કોઈ ધર્મનું દાસત્વ સ્વીકારતી નથી. કોઇ સંપ્રદાય, દેવળ, ધર્મગુરુ, આચાર્ય, ગુરુ, સાધુ, સંત, પાદરીમાં સોવિયેટને શ્રદ્ધા નથી. દેશ અને દેશની આબાદી એ જ એનો મુખ્ય અને એક જ ધર્મ છે.

દરેક બાળક નાનપણથી જ પ્રજાનું બાળક ગણાય છે. પ્રજાના મોટા ભાગને દૂધથી વંચિત રાખીને પણ રશિયન બાળકોને દૂધ નિયમિત આપવામાં આવે છે. પ્રજાના સર્વે વર્ગોને જ્યારે સાધારણ અને સામાન્ય ખોરાક આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે, ત્યારે બાળકોને સારામાં સારો અને પુષ્ટિકારક ખોરાક અપાય છે. બાળકોને ઉછેરવા માટે નર્સોની ગોઠવણ ગામેગામ કરવામાં આવી છે. તેમના માટે ડોક્ટરો રાખવામાં આવે છે, જેઓ હમેશાં તેમની શારીરિક તપાસ કરે છે. બાળકોનાં શરીરની, ખાસ કરીને દાંતોની, ખાસ સંભાળ લેવાય છે તેમને સાદાં અને સ્વચ્છ વસ્ત્રો આપવામાં આવે છે, ને નિયમિત કસરત કરવાનું ફરજિયાત હોય છે. રશિયાની મુલાકાત લેનારાઓએ ત્યાંનાં તંદુરસ્ત અને આનંદી બાળકો વિષે ઘણું સુંદર વર્ણન લખ્યું છે. એ સર્વે બાળકોને માર્ક્સ અને લેનીનના સિદ્ધાંતો શીખવાય છે; તેમને પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. દરેક બાળકને પાકો નાસ્તિક બનાવાય છે દરેક બાળકની માનસિક વલણની નોંધ રખાય છે. તે પછી તેના વલણ અનુસાર ખેતી, ઉદ્યોગ, સાયન્સ, વૈદક, યંત્રકામ વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે. હોશિયાર અને ચપળ બાળકોને ખાસ શોધી લેવામાં આવે છે. તેમને આગળ વધવાને ભારે ઉત્તેજન અપાય છે. સર્વેને સ્કાઉટ બનાવાય છે. તેમાં સરસ કામ કરનારાઓને "પાયોનિયરસ" એટલે મોખરે રહેનારાઓની ટોળીમાં દાખલ કરે છે. એમાં પણ ઉપર તરી આવનાર છોકરાઓને કોમ્યુનિસ્ટ પક્ષના મંડળની કેળવણી આપી ગ્રેડ્યુએટો બનાવે છે. એ ગ્રેડ્યુએટોમાં પણ સરસ કામ કરનાર અને પોતાની શક્તિની ખાતરી કરી આપનારને છેવટે કોમ્યુનિસ્ટ પક્ષમાં દાખલ કરે છે. અહીંથી એ હવે નેતા તરીકે ઓળખાય છે, અને તેને આગળ વધવામાં કોઈ જાતનો અંતરાય નથી. આવી રીતે રશિયા પોતાના અધિકારીઓ અને શાસનકર્તાઓ તૈયાર કરે છે. રશિયાના રાજ્યતંત્રની દરેક હિલચાલ અને ચલન આ પક્ષના સભ્યો દ્વારા થાય છે. રશિયાના એ શાસકો છે.

મજૂરોને માટે હજારો રાત્રિશાળાઓ છે. ત્યાંથી કાર્યદક્ષોને કોઇ ટેકનિકલ કોલેજોમાં મૂકવામાં આવે છે. તેઓમાંથી ખાસ હોશિયાર વિદ્યાર્થીઓને વિશ્વવિદ્યાલયમાં દાખલ કરવામાં આવે છે, અને બહુ જ પ્રગતિ કરનારને કોમ્યુનિસ્ટ પક્ષના સભ્ય તરીકે જગ્યા મળે છે. ખેડૂતોને માટે તેવી જ વ્યવસ્થા છે. કારીગરો અને દુકાનદારોને માટે પણ એ જ ગોઠવણ છે. આવી રીતે રશિયા પોતાની પ્રજાને કેળવણી આપે છે. પરદેશી અનુભવીઓને ઘણી છૂટ આપવામાં આવે છે. પરંતુ રશિયન પ્રજાને તો સોવિયેટના સિદ્ધાંતો મુજબ એક લશ્કરી હોદ્દાની માફક વર્તવું પડે છે. સિદ્ધાંતની વાતમાં પૂરતી ચોકસી રખાય છે; બાકી બીજી બાબતોમાં પૂર્ણ સ્વતંત્રતા અપાય છે.

રશિયામાં સ્ત્રી અને પુરુષોના હકો સમાન ગણાય છે. શિક્ષણ, સામાજિક રીતરિવાજો, રાજકીય અધિકારો વગેરેમાં તેમને સમાન હક અપાયા છે. જે અધિકારો અને લાભો એક યુવક મેળવી શકે છે, તે જ અધિકાર, લાભો અને આગળ વધવાનાં સાધનો

યુવતીઓ માટે પણ ખુલ્લાં છે. તેમને માટે હજારો સુવાવડખાનાં સોવિયેટે બાંધ્યાં છે. બાળકો અને બાલિકાઓને સહશિક્ષણ મળે છે. રશિયાની સ્ત્રીઓનો સોવિયેટ પદ્ધતિને સંગઠિત કરવામાં મોટો હાથ છે. કોમ્યુનિસ્ટ પક્ષમાં ઘણાં સ્ત્રીસભ્યો છે અને કૉલેજો, વિશ્વવિદ્યાલયો તથા બીજા બૌદ્ધિક વિષયોમાં પુરુષો સાથે સ્ત્રીઓ ખૂબ હરિફાઇ કરે છે, અને ઘણી વખતે પુરુષોને પાછળ રાખી આગળ નીકળી જાય છે. સ્ત્રીઓની પ્રગતિમાં સોવિયેટ તંત્ર ખૂબ રસ લે છે અને તેમના વિકાસને ઉત્તેજન આપે છે. તેમને માટે બધા અધિકારો ખુલ્લા છે—માત્ર લાલ પલટણોમાં તેમને જુદી ભરતી કરે છે. સ્ત્રીઓનું લશ્કર પુરુષસૈન્યથી ભિન્ન રાખ્યું છે. સોવિયેટ તંત્રને મજબૂત બનાવવા માટે સ્ત્રીઓએ રશિયામાં મોટો ફાળો આપ્યો છે.

આપણા હિંદુ સિદ્ધાંતોને અનુકૂળ ન પડે તેવી પણ કેટલીક રસમો સોવિયેટે દાખલ કરી છે. છૂટા છેડા સ્ત્રી અને પુરુષોને જરા પણ મહેનત અથવા ખર્ચ વગર મળી શકે છે. પ્રજોત્પત્તિ ઉપર અંકુશનો સિદ્ધાંત સોવિયેટે સ્વીકાર્યો છે. ડૉક્ટરો કાયદેસર ગર્ભપાત કરાવી શકે છે; અને એવાં હજારો ઑપરેશન ત્યાં ખુલ્લી રીતે થાય છે. બે બાળકોવાળું કુટુંબ બસ છે; તેથી વધારે પ્રજા ઉત્પન્ન કરવી દેશને વાસ્તે યોગ્ય નથી એમ હવે રશિયામાં બહુ લોકો માનતાં થયાં છે. તેથી ગર્ભ રહેવાના ઉપર અંકુશો મૂકવામાં આવે છે. આવી રીતે કુટુંબને મર્યાદિત કરવાનો મત ત્યાં ખૂબ પ્રચાર પામતો જાય છે. રશિયાની વસ્તી સોળ કરોડની છે, અને હજી યે વધતી જ જાય છે. છતાં જન્મ–અંકુશના સિદ્ધાંતો એટલી ઝડપે ત્યાં આગળ ફેલાવવામાં આવે છે કે ભવિષ્યમાં વસ્તી વધારવા ઉપર અંકુશ મૂકાઇ શકાશે.

રશિયાએ આ નવીન સિદ્ધાંત મુજબ રાજતંત્ર શરૂ કર્યું છે. એનાં શું પરિણામ આવશે તે ભવિષ્યના ગર્ભમાં છુપાયું છે. યુરોપનો મૂડીવાદ આ રાજ્યતંત્રથી કંપી ઊઠ્યો છે. રશિયાનો બહારના દેશો સાથે સંબંધ બહુ જૂજ છે. રશિયન નવીન સંસ્કૃતિ તરફ હજી અન્ય પ્રજાઓ શંકાની દૃષ્ટિથી જુએ છે. આચાર, વિચાર, વ્યવહાર, રીતભાત, રાજતંત્ર, કેળવણી, ઉદ્યોગ, સાંસારિક રીતભાતો, સાહિત્ય, કળા, ચિત્રકામ, શિલ્પશાસ્ત્ર બધાંમાં રશિયાએ નવીનતા આણી છે. ભવિષ્યમાં બીજી પ્રજાઓ એ નવીન સંસ્કૃતિ સ્વીકારશે કે કેમ, તે અત્યારથી કહી શકાય નહિ. રશિયા પોતે હજી પ્રયોગદશામાં છે. પાંચ વરસની ઔદ્યોગિક યોજના પણ હજી ફતેહમંદ થઇ નથી. નાણાં સંબંધી તંગી, બીજી પ્રજાઓનો અસહકાર, વગેરે અનેક વિઘ્નો એ મહાન પ્રયોગની આડે દૈત્યોની પેઠે ઊભાં છે. પરંતુ એક જરૂરનો સવાલ નજર સન્મુખ રાખવાનો છે કે આ જડવાદ અને નાસ્તિકતામાં ઉછરેલાં કરોડો શક્તિશાળી, સારી રીતે કેળવાયલાં, અને નવી સંસ્કૃતિની ઝનુનવાળા યુવકો અને યુવતીઓ જગત સમક્ષ પોતાનું પાણી બતાવવા અને જગતની રંગભૂમિ ઉપર પોતાનું નવીન નૃત્ય બતાવવા તૈયાર થયાં છે. એ પરમશક્તિ બીજા-ભાગો કેવી રીતે ગ્રહણ કરી શકે છે તે માત્ર ભવિષ્ય બતાવી શકશે. હમણાં તો, ઇજીપ્તના પીરામીડની માફક એ ભવ્ય પણ ભયંકર શક્તિ ગણાય છે.

રશિયા પાસે અખૂટ સાધનો છે. એ દેશ આખો કાચી ધાતુઓથી ભરેલો છે. અનેક

ધાતુઓ એના ભૂગર્ભમાં છુપાયેલી છે. એનાં વનો લાકડાંથી ભરેલાં છે, એની નદીઓ નહેરો માટે અને જળવિદ્યુત્ ઉત્પન્ન કરવા માટે તૈયાર છે. પુષ્કળ મજૂરી સસ્તા દરે મળી શકે છે. આખી પ્રજા પોતાનો ઉદય કરવા તૈયાર થઈ છે. દેશની ઉન્નતિ કરવા સર્વે સાધનો સંગઠિત કરવામાં આવ્યાં છે. ઉદ્યોગોના વિભાગ પાડી જુદા જુદા પદાર્થોને એક તંત્ર નીચે ગોઠવવામાં આવ્યા છે. લાકડાના ટ્રસ્ટે જંગલોને કબજામાં લઇ, તેના વિધિસર વિભાગો પાડી લાકડાં કપાવવાની યોજના કરી છે, અને આખું તંત્ર શાસ્ત્રીય વિધિથી અને વિકાસની દૃષ્ટિથી નિભાવવામાં આવે છે. એવી જ રીતે લોઢાનું ટ્રસ્ટ, અનાજનું ટ્રસ્ટ, તેલનું ટ્રસ્ટ વગેરે ટ્રસ્ટો સ્થાપી સોવિયેટ પોતાના ઉદ્યોગોનો સજીવન કરે છે. હજી ઘણા પ્રયત્નોને અવકાશ છે. રાજ્ય અને પ્રજા જ્યારે પોતાના સર્વ સામર્થ્યને એક જ દિશામાં સપળા વેગથી ગતિમાં મૂકે છે, ત્યારે વિજયમાળા સ્વય આવીને વરે છે, પરંતુ જે મોટામાં મોટી તકલીફ સોવિયેટને છે તે ધનના અભાવની છે. પરદેશની સરકારો ધનની મદદ કરે છે, પરંતુ સાંચાકામ ખરીદે એને સારું વ્યાજ આપવા કબૂલે ત્યારે જ સાંચાકામ મળે છે, અને સામે સસ્તા ભાવે કાચી વસ્તુઓ પૂરી પાડી એ લોન ભરપૂર કરવી પડે છે. આથી રશિયાને ભારે નુકસાન પહોંચે છે. આવી આર્થિક સંકડામણથી સોવિયેટ તંત્રને બહુ સોસવું પડ્યું છે, અને હમણાં જ્યારે જગતમાં ભયંકર મંદી આવી છે ત્યારે રશિયનો પણ સંપૂર્ણ રીતે તેના પંજામાં આવી ગયા છે. અનેક વિઘ્નો તરીને સોવિયેટને પાર ઊતરવું છે. સ્ટેલીન અનેક નિરાશાઓની સામે મજબૂત હૃદયથી ઘૂમી રહ્યો છે.

આપણા હિંદ પાસે અખૂટ કાચાં દ્રવ્યો છે. સસ્તી મજૂરી, મોટો દરિયાકિનારો, સેંકડો બંદરો, મોટાં વનો, હોશિયાર કારીગરો, સાહસિક ખલાસીઓ, ફળદ્રૂપ જમીન, કોલસો, તેલ, લોઢું, સોનું, ત્રાંબુ વગેરે અનેક સામગ્રી છે–માત્ર પરદેશીઓનું રાજતંત્ર હોવાથી એનો ઉપયોગ સપૂર્ણ શક્તિથી થતો નથી, એટલે આપણી પ્રગતિ મંદ અને શિથિલ છે. બીજાઓથી ચુસાતા આવ્યા છીએ, અને હજી ચુસાઈશું. પ્રજા અને રાજ્યતંત્રની એકતા વગર પ્રગતિ નથી, અને હિંદ સ્વતંત્ર થાય ત્યારે જ આપણો ઉદ્ધાર છે.

ડુંગરશી ધરમશી સંપટ

# એક કોયડો

હરિણી )

જગત ભણતું કે ના જાવૂં, કહે મન કે જવું;
પ્રબલ ઉપની પ્રશ્ને ભ્રાંતિ, "થવૂં નહિ યા થવુ ?"

'ઉપરથિ જણાતૂં સ્હેલૂં તે ઘણૂં કપરૂં પછે—
ઉભિ રહિ અહિં છે ખાઇ, તો ઉભો અહિં કૂપ છે !

નહિ, પ્રિય ગુરો, મ્હારે ગેહે પધારી પ્રભુ શકે ?
સુરસદનની સમૃદ્ધિઓ ન ત્યાં વસિ શૂં શકે ?
મટિ 'નહિ શકે "મ્હારૂં ત્હારૂ" ગયા વનમાં વિના ?

'બધું બનિ શકે, જો તે માટે સુસજ્જ તું હોય હ્યાં.

—પતીલ

# ધર્મ, નીતિ અને આધ્યાત્મિકતા

## ( નામના અપ્રગટ પુસ્તકનો એક પરિચ્છેદ )

ધર્મ—તેમાંથી બાહ્યાચાર, રૂઢિ અને વ્યવહારુ પ્રચલિત સ્વરૂપો બાદ કરતાં — એટલે ભગવાનની શોધ: માનવથી પર કોઈ અનંત સત્ સ્વરૂપ, એક અને અદ્વિતીય વ્યક્તિત્વ-યુક્ત પ્રભુની ખોજ. પ્રભુનું વ્યક્તિત્વ ખરું પરંતુ તે માનવ જેવું નહિ — તેનાથી અતીત કોઇ પરમ વ્યક્તિત્વ જ. ભગવાન અને માનવ વચ્ચે સંબંધનો સેતુ સ્થાપન કરવો, ભગવાનના જ્ઞાન વડે માનવને વિશ્વનું રહસ્ય બતાવવું એ પણ ધર્મનો હેતુ ખરો. ધર્મનો આખો પ્રદેશ કેવળ બુદ્ધિગમ્ય નથી જ, તેનાથી પર છે. ધર્મનાં સ્વરુપોમાં વિવેકશક્તિ, કલ્પના, નિર્ણય, તર્ક વગેરે હોય તોપણ, કેવળ ગૌણ. ધર્મની મૌલિક શક્તિઓ એટલે અપરોક્ષાનુભૂતિ, શ્રુતિ, પ્રેરણા, દૃષ્ટિ વગેરે.

પરંતુ વ્યવહારમાં ઉતારવા જતાં કાળે કરીને આચાર, રૂઢિ, વિધિ વગેરેનું સ્વરૂપ ધર્મને પ્રાપ્ત થાય છે. પરિણામે, ધાર્મિક જીવનમાં બાહ્યવિધિ, કર્મકાંડ, આચારના નિયમો, ધર્મશાસ્ત્રના પાઠો આગળ પડતો ભાગ લે છે. અલબત્ત, પ્રત્યેક નિયત થયેલાં બાહ્યાચાર અને વિધિમાં આંતર ઉન્નતિ કરાવવાનો હેતુ, તથા જોનાર હોય તો તેને જણાય એવી પદ્ધતિ પણ રહેલી હોય છે. પરંતુ માનવજીવનને એ પ્રમાણે બાહ્ય પ્રયત્ન વડે આચારના ચોક્કસ બીબાંમાં ઢાળવાનો પ્રયત્ન ઘણી વાર મિથ્યાચાર, દંભ, આત્મવંચના તથા વહેમરૂપી અધોગતિને પોષે છે.

ધર્મને સક્રિય બનાવનાર, પ્રધાનશક્તિ, શ્રદ્ધા છે. માનવના ચૈતન્યથી પર જે સક્રીય શક્તિઓ છે તેમને પાર્થિવ ભૂમિકામાં પ્રગટ થવાની શકયતા શ્રદ્ધાને લીધે પ્રાપ્ત થાય છે. એવી શ્રદ્ધા હોવા વિના એ શક્તિઓનો આવિર્ભાવ લગભગ અસંભવિત બની જાય છે. બુદ્ધિની શંકાઓને ઉત્તર આપવાની શ્રદ્ધા ના પાડે છે આ પ્રમાણે જોતાં બુદ્ધિને અતીત કોઈ સત્યની આંતરપ્રતીતિ તેનું જ નામ શ્રદ્ધા એમ કહી શકાય.

દેશકાળ – પરિસ્થિતિ – તથા જે વ્યક્તિને અસાધારણ આધ્યાત્મિક અનુભૂતિઓ પ્રાપ્ત થઇને ધર્મસ્થાપના કરવાની પ્રેરણા મળે છે તે વ્યક્તિના સ્વભાવની વિશિષ્ટતા વગેરેને લઇને પણ ધર્મનું સ્વરૂપ અથવા વધારે સારી રીતે કહીએ તો "ધાર્મિક સત્યનું બાહ્ય સ્વરૂપ" કેટલાક વિકૃતિઓને અને પરિમિતતાઓને પ્રાપ્ત થાય છે. ધર્મ માનવનો પ્રગતિ-રોધક નીવડયાનાં ઉદાહરણો ઇતિહાસમાંથી મળી આવે છે. વહેમ, અજ્ઞાન, ગુનાઓ, જુલ્મો વગેરેનો સાથ કરીને સંપ્રદાયો, પંથો અને ધર્મોએ માનવની પ્રગતિનો વિરોધ કરેલો છે.

પરંતુ, પ્રત્યેક ધર્મમાં કાંઇક સત્ય રહેલું છે એ પણ સ્વીકારવું જોઇએ—ભલે, તેનું પ્રગટ સ્વરૂપ વિકૃત થઈ ગયેલું હોય. હાલ જે ધાર્મિક સ્વરૂપો આપણે જોઇએ છીએ તે જોતાં તો જગતમાંનો કોઇ પણ ધર્મ પૂર્ણતાનો યા તો સનાતન હોવાનો કે રહેવાનો દાવો કરી શકે તેમ નથી.

પરંતુ ધર્મ અને તેનું વ્યક્ત સ્વરૂપ-ધાર્મિકતા – એ બન્નેને આપણે જુદાં પાડવાં જોઈએ. તેમ ધાર્મિકતાથી માનવને કશો લાભ થયો જ નથી અને કેવળ હાનિ જ થયેલી છે એમ કહેવું પણ સાચું નથી. માનવની પ્રકૃતિમાં જે નિમ્ન ભૂમિકાનાં કરણો રહેલાં છે તેમની એક પ્રકારની શુદ્ધિ કરવામાં ધાર્મિકતા ઉપયોગી કાર્ય કરે છે. માનવની પ્રકૃતિમાં રહેલી કેટલીક પાશવ ક્રિયાઓને ધાર્મિકતા ઉન્નત બનાવે છે તથા જ્ઞાનની જ્યોતિ વડે તેમને આલોકિત કરે છે. અર્થાત્, ધર્મ એટલે વિધિ જ કેવળ અને વિધિમાત્ર તો હાનિકારક એમ માની લેવાની સામાન્ય ભૂલ કરતાં અટકવું જોઈએ.

વળી, "ધર્મનું વ્યકત સ્વરૂપ અપૂર્ણ માટે ધર્મ નામે ધતીંગ!" એવી દલીલ બાલિશ છે. ભૌતિક શાસ્ત્રોની શોધખોળોનો દુરુપયોગ માનવ કરે તેથી સ્થૂલજગતનું તેણે પ્રાપ્ત કરેલું જ્ઞાન નિરુપયોગી યા તો અસત્ય ઠરતું નથી. કોઈ પણ સિદ્ધાંતના અનુયાયીઓ અપૂર્ણ હોય તેથી તે સિદ્ધાંત અસત્ય ઠરતો નથી. સ્વતંત્રતાને નામે થયેલા અત્યાચારોની નોંધ કરીને આપણે સ્વતંત્રતાને અનિષ્ટ ઠરાવી શકતા નથી.

પોતાનો ધર્મ એ જ સંપૂર્ણ, એ જ સંપૂર્ણ સત્ય રજૂ કરે છે—એવી આગ્રહી, સંકુચિત વૃત્તિ પણ કેટલાક ધર્મો પોષે છે. કોઈ પણ વ્યક્ત સ્વરૂપમાં સત્ય સંપૂર્ણપણે, તથા સનાતન કાળ માટે પ્રગટ થઈ શકતું નથી; કારણ કે સત્ય અનંત છે. પ્રત્યેક યુગની પરિસ્થિતિ પ્રમાણે વિધવિધ સ્વરૂપ તે ધારણ કરે છે, પરંતુ સત્યે સ્વીકારેલાં સ્વરૂપો તેને પોતાને મર્યાદિત કરી શકતાં નથી. જ્યારે જ્યારે બાહ્ય સ્વરૂપોમાં પ્રગટ થયેલ અંતર સત્યરૂપી આત્મા લુપ્ત થાય છે ત્યારે ત્યારે એનાં એ સ્વનિર્મિત ખોખાંઓનાં સત્ય પોતે ચૂરા કરી નાખે છે અને નવીન સ્વરૂપો ધારણ કરે છે.

× × ×

નીતિ—નીતિનો સંબંધ વ્યવહારુ જીવન જોડે વધારે ગાઢ છે. ધર્મનું મૂળ નીતિમાં કે નીતિનો નિયામક ધર્મ? એ પ્રશ્ન ઉપરની સમીક્ષા પછી વિસ્તારથી અર્પવાની જરૂર નથી. ધર્મનું મૂળ બુદ્ધિથી પર એવી કોઇ (મનસાતીત) ભૂમિકામાં અને માનવને થતી તેની અનુભૂતિમાં તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા તથા શકયતામાં—ખરું જોતાં, માનવના અંતરમાં તેને માટે રહેલી સનાતન અભીપ્સામાં—રહેલું છે.

ધાર્મિક જીવન ગાળનાર વ્યક્તિ નીતિમાન હોય એ સંભવિત છે, પરંતુ કેવળ નીતિના દૃષ્ટિબિંદુથી જોતાં "ધાર્મિક" ગણાતું જીવન યાને કર્મ અનીતિમાન પણ હોઇ શકે. "પરધર્મીઓનો વિધ્વંસ કરવાથી પુણ્ય થાય છે" એવી માન્યતા કેટલાક કહેવાતા ધર્મોમાં હોય છે તે નીતિમય નથી એ દેખીતું છે.

નીતિનું મૂળ ત્યારે શેમાં છે? એ પ્રશ્ન વિચારીએ. બુદ્ધિનો ઉપયોગ કરીને જે સત્યને માનવ સિદ્ધાંત રૂપે સ્વીકારે છે તેને પોતાના નિત્યજીવનના નિયામક તરીકે સ્થાપન કરવાને, ઘણુંખરું, તે તૈયાર હોતો નથી; કારણકે પ્રાણનો અને કામનાઓનો સ્વાર્થ બુદ્ધિએ પ્રાપ્ત કરેલા સત્ય કરતાં જુદી દિશામાં હોય છે. સત્યને પ્રાપ્ત કરીને માનવની બુદ્ધિ રાચે એ શકય છે, પરંતુ "વ્યવહાર તો જરુરિયાત, ઉપયોગિતા, તાત્કાલિક આવશ્યકતા વગેરે ગણતરીઓને આધીન જ હોય," એવી ગર્ભિત કે પ્રગટ માન્યતા માનવજાતિનો મોટો ભાગ સેવે છે. અર્થાત સત્યનો એક બાજુ સ્વીકાર અને બીજી બાજુ જીવનવ્યવહાર એ વચ્ચે

સ્વાભાવિક અંતર આવી રહેલું હોય છે. પરતુ માનવ સહૃદયી હોય, ઋજુ હોય, તો એ દ્વિધા વિભક્ત સ્થિતિ લાંબો વખત ટકી શકતી નથી. સત્ય અને વ્યવહાર વચ્ચેનું અંતર મીટાવવાનો પ્રયત્ન કરવાની અભીપ્સા માનવમાં જાગે છે. વ્યવહાર જીવનને સિદ્ધાંતને અનુરૂપ કરવાના પ્રયત્નમાં નીતિનું મૂળ રહેલું છે. ખરું જોતાં, ધાર્મિક જીવન ગાળતા યત્ન કરનારને પણ, જો તે સાચા દિલનો હોય તો મોડું વહેલું માલૂમ પડે જ છે કે નિત્ય જીવનને કે સામાજિક જીવનને ધાર્મિક સત્યથી અલિપ્ત કે અલગ રાખવાં એ ખોટું છે,–એમાં દંભ છે. વ્યવહારમાં પણ, છેવટે તો, માનવના અંતરાત્માએ તેના ઉચ્ચતમ, પૂર્ણતમ, સ્વરૂપને પ્રગટ કરવું જ જોઈએ. એ પ્રમાણે કરવાની અભીપ્સામાં નીતિનું મૂળ રહેલું છે.

કેટલાક મીમાંસકો–ઉ. ત. સુસ્પેન્સ્કી–એવું માને છે કે "નીતિનો અંતિમ હેતુ જ્ઞાન-પ્રાપ્તિ છે." આ વિચારમાં સત્યાંશ રહેલો છે. તે ઉપરની ચર્ચા પરથી સહજ જણાશે. પરંતુ "વિશુદ્ધ જ્ઞાનની શોધ" કરવી એ નીતિના પોતાના પ્રદેશની બહાર છે એ દૃષ્ટિએ ઉપરનું મીમાંસકોનું કથન અતિવ્યાપ્ત છે. નીતિ વડે જ્ઞાન મળી શકે છે–પરંતુ તે સીધેસીધું નહિ. તેનો મુખ્ય હેતુ વ્યવહારમા માનવના અતરાત્માનો ઉચ્ચતમ આદર્શ કેવી રીતે ઊતરે તે બતાવી આપવાનો છે, અને નીતિ એ પ્રકારનું, અને એ રીતે પ્રાપ્ત થઈ શકે તેવું, જ્ઞાન આપે છે–બીજું નહિ.

નીતિના કાર્યક્ષેત્રમાં પણ બુદ્ધિએ પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા પ્રયત્નો તો કર્યા છે, પરંતુ તે નિષ્ફળ ગયા છે. જ્યારે જ્યારે નીતિમાં રહેલા સત્યને કેવળ બુદ્ધિગમ્ય સિદ્ધાંતનું કે નિયમનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થયો છે ત્યારે ત્યારે નીતિ યાંત્રિક, શુષ્ક, પ્રાણહીન થઈ જતી જણાય છે.

ઉચ્ચતમ નીતિની ભાવનાની નિયામક ઉપયોગિતા હોઈ શકતી નથી. વળી સદાચારને યાને નીતિના આચરણને પરિણામે માનવને જે આંતરસુખ તથા સંતોષની અનુભૂતિ થાય છે તે નીતની અંતિમ નિયામક છે, એ માન્યતા પણ એકતરફી અને તેથી ભૂલભરેલી છે. "સામાજિક હિત" સાધવાની વૃત્તિ નીતિનો નિયામક છે એ વિચાર પણ સંપૂર્ણપણે ખરો નથી.

ઉપયોગિતા એટલે શું ? તે શેમાં રહેલી છે ? પરમ 'શિવ' યાને શ્રેયસ્‌ના એટલે કે કલ્યાણના આચરણમાં ઉત્તમોત્તમ ઉપયોગિતા નથી ? નીતિના નિયામક તરીકે ઉપયોગિતાના એટલે કે નફાતોટાનાં–રૂપિયા આના પાઈનાં–ધોરણ ન સ્વીકારી શકાય એ તો સમજવું સહેલું છે. ઉપયોગિતાના જુદા જુદા ખ્યાલ પ્રમાણે નીતિને પણ જુદાં જુદાં સ્વરૂપ લેવાં પડે એ મુશ્કેલીને પરિણામે નીતિની અચલતા શક્ય નથી લાગતી, અને "શ્રેયસ્" યાને "કલ્યાણકર"ની શોધને તેનો નિયામક ગણીએ તોપણ એ મુશ્કેલી રહે છે જ કે "શિવ–શ્રેયસ્–શેમાં રહેલું છે ?"

એટલે નીતિના ક્ષેત્રમા જે એક સિદ્ધાંતને નિયામક તરીકે ગણી શકાય તે "શિવની યાને શ્રેયસ્‌ની શોધ; અને શિવનું અનુશીલનઃ" શ્રેયસ્‌નું દર્શન અને વ્યવહારમાં તેનું આચરણ. આવી નીતિનું આચરણ માનવને પૂર્ણતા પ્રાપ્ત કરાવતું નથી. ઘણી વખત નીતિમાન માણસનું આચરણ ફાંફાં મારવા જેવું હોય છે. તે ભૂલો કરે છે, અને છતાં ઠોકર ખાતો ખાતો પણ તે સત્યને માર્ગે ચાલે છે; કારણકે તે અંતરના નાદને અનુસરવા પ્રયત્ન કરતો હોય છે.

પરંતુ અંતરનો સાદ મટી જઈને નીતિ કેવળ બુદ્ધિગ્રાહ્ય અને તર્કસિદ્ધ સિદ્ધાંતોનો શુષ્ક ભારો પણ બની રહી શકે છે. સ્વભાવનિયત અને સ્વેચ્છાપૂર્વક આચરાતાં સદાચારને બદલે કઠિન આગ્રહ અને રૂઢિની યાંત્રિક ગુલામીનું સ્વરૂપ પણ તેને પ્રાપ્ત થાય છે. માનવતાના અંતરને મુક્ત રાખી અત્યાર સુધી સંભળાતા કે સંભળાયલા સાદના કરતાં વધારે ઉચ્ચ સાદ સાંભળવા તેને તત્પર રાખવાને બદલે અંતરે સ્વીકારેલા એક વેળાના સાદને સનાતન, નિશ્ચળ નિયમોનું રૂપ આપીને તેમના પ્રત્યેની વફાદારીમાં માનવને ઉચ્ચતમ નીતિ, અને ઉચ્ચતમ આધ્યાત્મિકતા સુદ્ધાં દેખાય એ પણ શક્ય છે. એવા વિકારોને પરિણામે માનવજાતિ નીતિના અઠંગ અનુયાયીઓથી હમેશાં ડરતી આવી છે. જીવનની તરંગમય લીલાને અને પ્રાણની નિઃસીમ સ્વતંત્રતાને તેમાં સ્થાન જણાતું નથી.

આગળની દલીલો પરથી આપણે જોઇ શક્યા કે, નીતિના આચારને પરિણામે સુખ યા તો આનંદ મળે તેટલા માટે નીતિ ઇષ્ટ છે એ વિચાર બરાબર નથી, અને એવી આનંદપ્રાપ્તિ કે સુખપ્રાપ્તિ નીતિનું અંતિમ ધ્યેય છે એમ પણ માની શકાય નહિ. નીતિના આચારને પરિણામે માનવને સુખ થાય એ સમજી શકાય તેમ છે. પરંતુ નીતિનો સાચો ભક્ત તેને પોતાનો નિયામક ગણી શકતો નથી; એવી સુખની કે આનંદની લાગણી થવી એ તેને મન ગૌણ પરિણામ હોઇ શકે, નિદાન, હોવાં જોઇએ. નીતિ પાળનારનો મુખ્ય નિયામક ત્યારે એ જ હોઈ શકે કે પોતાનાથી સ્વતંત્ર એવા કોઈ મહાન્ નિયામક તત્ત્વનું અનુસરણ કરવું: વિશ્વના વિરાટ નિયમોના એક કે વધારેનું પાલન કરવું. જ્યારે માનવ નીતિને આચારમાં મૂકવાનો યત્ન આરંભે છે, ત્યારે હમેશાં કાંઇ તેને સુખનો અનુભવ થતો નથી. ઊલટું, આરંભમાં અસંસ્કૃત પ્રાણની કામનાઓ, જૂની વાસનાઓ, દૃઢ થયેલા સંસ્કારો વગેરે અંતરાયોને પરિણામે તેનામાં પ્રેયસ્‌નેજ પસંદ કરવાની કુદરતી વૃત્તિ હોય છે; અને તેનો પ્રબળ વિરોધ કરીને જ ઘણુંખરૂં માનવ શ્રેયસને પ્રાપ્ત કરી શકે છે, કલ્યાણ સાધે છે, અને એમ કરતાં ઘણી વાર દુઃખની લાગણી થતી કોણે નથી અનુભવી?

અને સાચી નીતિને કેવળ બાહ્ય કર્મોના આચાર કરતાં માનવના અંતઃકરણ જોડે કેટલો વધારે સંબંધ છે તે પણ આપણે વિચારવું જોઇએ. બહુ સાવચેતી અને કાળજીપૂર્વક ગણતરી ગણી ગણીને પ્રમાણિક તથા નીતિમાન થઇને ફરનારા માણસો કરતાં કેટલીકવાર બુદ્ધિના ચાલાક અને નિખાલસ સ્વભાવવાળા પાપાચારીઓ અંતરના અધિકારમાં ક્યાંયે વધારે ઉચ્ચ હોય છે. પરંતુ પાપાચારીઓનાં પુણ્યાત્મામાં થતાં પરિવર્તનો પોતાને ન સમજાયાથી આપણા લોકો ઘણી વાર અમુક ઉપર "પ્રભુકૃપા થઈ" એમ કહીને વર્ણવે છે. પણ પ્રભુકૃપા પણ પાત્રના ઉપર જ ઊતરે છે એમ માનવું વધારે સંગત નથી લાગતું વારૂ? પ્રભુકૃપા જેના પર થાય તે પાત્રમાં–માનવમાં–કોઈ એવા પ્રકારની તપઃશક્તિ તથા દિલની સચ્ચાઈ આવી રહેલી હોય છે કે, અપૂર્ણતાભર્યા કે પાપાચારી ગણાતા માનવો પણ તેનાથી સદ્‌ગુણી અને દોઢડાહ્યા સદાચારીઓ કરતાં ઉચ્ચ કોટિમાં જરુર મૂકી શકાય તેવાં હોય છે. ભૂતકાળમાં થઇ ગયેલા સંતોનાં ચરિત્રોનો અભ્યાસ કરતાં તો લાગે છે કે, આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરનાર માટે પાપાચાર હમેશાં બાધક નીવડ્યો છે એમ નથી બન્યું. એ રીતે જોતાં પાપ એક દૃષ્ટિએ જેમ એક અંતરાય છે તેમ તે સહાયક પણ બની શકે છે. સંતોના જીવનનો અભ્યાસ કરતાં તેમાંનાં ઘણાંઓનાં જીવનના આરંભમાં કે મધ્યમાં પાપાચાર હતો એમ જણાશે.

સુખની કે આનંદની પ્રાપ્તિ નહિ પરંતુ કોઈ નિરપેક્ષ આદર્શના અનુસરણની સ્વાભાવિક અગત્ય, જીવનના–વ્યવહારના–નિરપેક્ષ ધોરણ માટેની સાહજિક પ્રેરણા–માનવના અંતરાત્માનો કોઈ વિશિષ્ટ ધર્મ તેને 'નીતિ'માં પ્રેરે છે. એ આપણે આગળ જોયું.

વળી સામાજિક કલ્યાણ યા તો હિત સાધવાની વૃત્તિ પણ નીતિની નિયામક હોઈ શકે નહિ સામાજિક કલ્યાણ, પરોપકાર, સેવાભાવ વગેરે ઉચ્ચ આદર્શો માનવને તેની અંગત આગ્રહી કામનાઓ, સ્વાર્થપરાયણતા, સંકુચિતતા વગેરેથી મુક્ત થવામાં સહાયભૂત થઈ શકે છે એ સાચું છે. પરંતુ આખરે તો માનવને સમજાય છે કે સામાજીક હિતની અને નીતિના ઉચ્ચમાં ઉચ્ચ સિદ્ધાંતની માગણીઓ એક યા તો સંવાદિ હોય જ એવું નથી. ઘણી વાર તો નીતિના અડંગ ઉપાસકને સમાજના પ્રચલિત ધારાધોરણોને સમૂળાં ઊલટાવી નાખવાં પડે છે, તેમનો ભંગ કરવો પડે છે. કેટલી યે વાર, તેને તેમનો પડકાર કરી બળવાનો વાવટો પણ ફરકાવવો પડે છે. એ પ્રમાણે બંડ કરવામાં "સમાજનું જ હિત" પોતે સાધવા માગે છે એવી દલીલથી કશો અર્થ સરતો નથી. કારણ કે સમાજ તેને 'હિત' તરીકે સ્વીકારવા તૈયાર હોતો નથી.

અહીં દલીલ ખાતર સ્વીકારી લઈએ કે સમાજસેવા, પરોપકારવૃત્તિ, સેવા વગેરે ઈષ્ટ છે તો પણ નિરપેક્ષ આધ્યાત્મિક આદર્શની દષ્ટિએ જોતાં "અહંતા"ના ઉપર જ એ સર્વે આદર્શોનો આધાર રહેલો છે–અર્થાત્, માનસશાસ્ત્રની દષ્ટિએ એ બેમાં કશો જ ફેર નથી હોતો. ઊલટું, કેટલીક વાર પરોપકાર કરવાની કે સેવા કરવાની માન્યતા માનવની અહંતાને વધારે સબળ, તેના વર્તનને વધારે સ્વચ્છંદી અને તેની વૃત્તિઓને વધારે નિરંકુશ બનાવતી જોવામાં આવે છે.

ઉપર આપણે જોઈ ગયા કે નીતિનો ઉપાસક પોતાના અંતરના સાદને જ પોતાનો નિયામક ગણે છે. એ રીતે નીતિનું વાસ્તવિક ધોરણ માનવના અંતરમાં રહેલું છે–બાહ્યા-ચારમાં નહિ. વળી નીતિનું ધોરણ વારે વારે બદલાયા કરે એ પણ સમજી શકાય તેવું છે.

× × × ×

તો પછી "देवानां वृत्तम्"—દેવતાઓના અચલ, સનાતન વૃત્ત" જેવું અચલ અને સનાતન ધોરણ નીતિ માટે શક્ય જ નથી શું? માનવના વ્યવહારનો કોઈ 'સનાતન' "ધર્મ" છે નહિ?

માનવપ્રકૃતિમાં (અને વિશ્વપ્રકૃતિમાં) આરંભમાં તો નીતિનો અભાવ (અનીતિ નહિ) હોય છે. અર્થાત્ આરંભમાં માનવજીવન નીતિની ભાવનાથી નીચે ગતિ કરતું હોય છે. બુદ્ધિ વગેરે કરણોનો વિકાસ કરીને જ્યારે માનવ પોતાની ઉચ્ચતમ શક્યતા પ્રાપ્ત કરે છે ત્યારે માનવપ્રકૃતિ નીતિથી પર થાય છે, પરંતુ "નીતિથી પર"—સત્યાતીત એ અવસ્થા –નીતિમય જીવનના ફળરૂપે જ પ્રાપ્ત કરી શકાય છે. જેમણે દીર્ઘકાળ સુધી તીવ્ર આત્મ-મંથન કરી નીતિનું અવિરત સેવન કર્યું હોય છે તેઓ જ સાચી નીતિપરતાને પ્રાપ્ત કરવાના અધિકારી બને છે. બીજાઓ એવી દશા પ્રાપ્ત કર્યાનો દાવો કરે તો તેઓ ભ્રમ સેવે છે

પરંતુ નીતિના આદર્શની મર્યાદાએ વટાવ્યા વિના ઉચ્ચતમ પૂર્ણતા માનવ પ્રાપ્ત કરી શકતો નથી. નીતિનો ઉપાસક વ્યવહારમાં જે આદર્શોને સિદ્ધ કરવા માગે છે તેમાં નિરપેક્ષ પવિત્રતા, નર્યું શ્રેયસ્ યાને કલ્યાણ, નિર્ભેળ સત્ય, સંપૂર્ણ ન્યાય, કેવળ પ્રેમ, સંપૂર્ણ અહિંસા, વિશ્વબંધુત્વ વગેરે વગેરેનો સમાવેશ થાય છે. આપણે આગળ જોઇ ગયા છીએ કે એ આદર્શો માનવજીવનમાં સંપૂર્ણ સિદ્ધ થઇ શકે એવા નથી, અને એમ છે છતાં નાતિમાન માનવનું કર્મ યાને તેનો વ્યવહાર તેના અંતરમાં રહેલા આદર્શને ધોરણે વિચારવું જોઇએ, તેના બાહ્યસ્વરૂપ ઉપરથી યા તો પરિણામ ઉપરથી નહિ.

કર્મમાત્ર — નીતિવાનનું ભલે હોય, તોપણ,–સાપેક્ષ જ હોય. તેનું વાસ્તવિક મૂલ્ય તેના કેવળ બાહ્ય સ્વરૂપ ઉપરથી જ નહિ પરંતુ માનવના આંતરવિકાસના સાધન તરીકે અંકાવું જોઇએ. માનવના અંતરમાં રહેલા પ્રભુત્વને પ્રગટ કરવાના સાધન તરીકે કર્મને ગણવું જોઇએ. ખરું જોતાં કર્મ એ સાધન છે—સાધ્ય નથી. ચૈતન્યની અવસ્થા વડે જ સર્વે સનાતન મૂલ્યાંકન થઇ શકે. કોઈ પણ કર્મની કિંમત તેની પાછળ રહેલી, યા તો તેના દ્વારા પ્રગટ થવા મથતી ચૈતન્યની અવસ્થા ઉપર જ આધાર રાખે છે, અને માનવના આંતરચૈતન્યને મૂર્ત સ્વરૂપ આપવા પૂરતી કર્મની કિંમત હોઈ શકે. જે કર્મ કેવળ યાંત્રિક છે, જેની પાછળ ચૈતન્યની વિશિષ્ટ અવસ્થા નથી યા તો જે કર્મ આંતરચૈતન્યની આબેહૂબ પ્રતિકૃતિ નથી–તે કર્મની કિંમત ન જેવી જ ગણાય. આ પ્રમાણે જોતાં જણાય છે કે કર્મ ચૈતન્યમાંથી સ્ફુરે છે અને જ્યારે ચૈતન્યના ઉપર કર્મની અસર ગૌણ હોય છે, ત્યારે કર્મના ઉપર ચૈતન્યની અસર નિયામક હોય છે.

આ દૃષ્ટિએ જોતાં, કર્મ, ઉત્તમ અને સાત્ત્વિક, પરોપકારનાં કાર્યો પણ—તેમને પોતાને ખાતર ઇષ્ટ ગણી શકાય નહિ. ખરી વસ્તુ ચૈતન્યની સ્થિતિ છે. વળી દરેક માનવ પોતપોતાના કર્મને પરિણામે પ્રાપ્ત કરવા લાયક સ્થિતિમાં મુકાયલો છે તો પછી આખી માનવજાતિને વધારે સુખી કે વધારે ડાહી કે વધારે ઉન્નત કરવાનો પ્રયત્ન શા માટે કરવો વારુ ? એવો પ્રશ્ન પણ થઈ શકે છે. પ્રત્યેક માનવ પોતાનાં કર્મને અનુસાર—અર્થાત્ સ્થૂળ અને સૂક્ષ્મ ક્રિયાઓને પરિણામે—સુખી યા તો દુઃખી અવસ્થા પોતે જ મેળવી લે છે યા તો તેમાં પોતે જ મુકાય છે. તેમાંથી શા માટે તેને દોડાવવા યત્ન કરવો ? અને કદાચ એમ માનીએ કે એ કાર્ય ઇષ્ટ છે તો પણ વ્યવહારુ સફળતાની દૃષ્ટિએ શક્ય છે ખરું ? એનો ઉત્તર કટ્ટર આશાવાદીને પણ 'ન'કારમાં જ આપવો પડશે. જગત સમસ્તમાં અત્યાર સુધી પ્રગટ થતી આવેલી સઘળી દાનવૃત્તિથી યા તો વ્યવસ્થિત પરોપકારનાં કાર્યોવડે જગતનાં દુઃખોમાં કે પાપોમાં રતિમાત્ર ઘટાડો થયો જણાતો નથી ! અને સુખદુઃખ એ કાંઇ ઓછાં સ્થૂલ પદાર્થો યા તો સ્થૂલના ઉપર આધાર રાખનારી સૂક્ષ્મ અવસ્થાઓ છે ? સુખદુઃખનો આધાર ચૈતન્યની આંતરસ્થિતિ ઉપર છે. એટલે બહારના ગમે તેટલા ફેરફારો (પરિવર્તન)-થી એમના અનુભવમાં કશો ખાસ ફેર પડવાનો સંભવ પણ નથી.

એટલે અંતરના વિકારી ધોરણના, બુદ્ધિપ્રધાન આદર્શના કે આચારના કોઇ બાહ્ય નિયમના અનુસરણમાં નીતિની અંતિમ સાર્થકતા — આદર્શ નીતિમત્તા રહેલી નથી. પરંતુ માનવપ્રકૃતિમાંથી આપોઆપ પ્રગટતી વ્યવહારની–આચારની કોઇ દિવ્ય પૂર્ણતામાં તે રહેલી છે. નીતિમત્તાને શિખરે પહોંચેલો એવો માનવ નિરપેક્ષ શ્રેયસને પોતાના આચારમાં સાહજિક

રીતે પ્રગટ કરશે. અત્યારે પણ નીતિના વિધવિધ આદર્શોવડે માનવ એ અંતિમ આદર્શ પ્રાપ્ત કરવાને જ મથી રહ્યો છે. અર્થાત્ શુભાશુભની વિવેક શક્તિ પ્રાપ્ત કરવાનો, યા તો મહાપ્રયત્ને નિષ્કલંક શુભતા–શુચિતા–પ્રાપ્ત કરવાનો, પ્રયત્ન એ નીતિમત્તાનું ઉન્નતોન્નત શિખર નથી. તે ઉચ્ચતમ ઉદ્દેશ તો ભાગવત પ્રકૃતિની પ્રાપ્તિ છે. એવી પ્રાપ્તિવાળો માનવ પોતાના જીવનમાં સાહજિક દિવ્યતાને વ્યક્ત કરે છે.

× × × ×

આધ્યાત્મિકતા—

આધ્યાત્મિકતા શું નથી તે આપણે પ્રથમ વિચારીએ.

૧. વેદાંતની વાક્ચાતુરી–વ્યવહારમાં બે–દાંતી (ચાવવાના જુદા અને બતાવવાના જુદા)–એવી કહેવાતી વૃત્તિ, ધર્મની દલીલોની શુષ્ક તર્કપરંપરા આધ્યાત્મિકતા નથી.

૨. કંઇક ગૂઢ–ગુપ્ત–રહસ્ય પૂર્ણચમત્કારમાં શ્રદ્ધા હોવી એ પણ આધ્યાત્મિકતા નથી.

૩. જગતથી દૂર જતા રહેવું, પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો, માનવ–શક્તિઓને કુંઠિત કરવી એ જ માત્ર આધ્યાત્મિકતા એ મત પણ બરાબર નથી.

૪. ધર્મની આજ્ઞાનું પાલન, વિધિનું અનુષ્ઠાન, ક્રિયાકાંડ, વ્રત, જપ વગેરે વડે આધ્યાત્મિકતા કેળવાય એ શક્ય છે, પરતુ એ સઘળાં સીધેસીધાં આધ્યાત્મિકતામાં સમાવી શકાય નહિ.

સાચી આધ્યાત્મિકતામાં પ્રથમ તો માનવને સંપૂર્ણ સ્વતંત્રતા હોય–આધ્યાત્મિકતાનો પોતાનો ઇન્કાર કરવાની પણ. આ રીતે જોતાં જણાશે કે બુદ્ધિસ્વાતંત્ર્યનો યુગ ઘણી વાર સાચી આધ્યાત્મિકતાના જમાનાની પુરોગામી ભૂમિકા હોય છે. અને આપણા જમાનામાં તો એ સ્વતંત્રતા કેવળ આવશ્યક છે.

પોતાના અંતિમ સ્વરૂપની શોધ, અંતઃકરણના વિધવિધ ધર્મોનું જ્ઞાન પ્રાપ્ત કરવાની અભીપ્સા, પોતાના જ અંતરમાં રહેલ કોઇ દિવ્ય તત્ત્વની શોધ કરવાનો આંતરપ્રયત્ન–એ સઘળું આધ્યાત્મિકતામાં આવી શકે

પણ બુદ્ધિની સ્વતંત્રતા એટલે આધ્યાત્મિકતા નહિ. બુદ્ધિથી પર રહેલ પૂર્ણતાનો તથા તેને પ્રાપ્ત કરવાની શક્યતાનો તથા તે શક્યતાનો જીવનના અંતિમ લક્ષ્ય તરીકે સ્વીકાર–એને આધ્યાત્મિકતાનું લક્ષણ ગણી શકાય. બીજી રીતે મૂકીએ તો સ્વભાવ અને સ્વધર્મ પ્રમાણે પૂર્ણતાના આંતર આદર્શ પ્રત્યે વિકાસ કરવાની અભીપ્સાનું નામ આધ્યાત્મિકતા.

આ રીતે ધર્મ અને આધ્યાત્મિકતા વચ્ચે રહેલો ભેદ કંઇક સ્પષ્ટ થશે; જો કે એ બે વચ્ચે ઘણું સામ્ય છે એ કદી ભુલાવું જોઇએ નહિ.

ધર્મનાં બે સ્વરૂપો આગળ જણાવવામાં આવ્યાં છે. (૧) તેનું આંતર સ્વરૂપ; અને (૨) તેનો આચાર (બાહ્ય સ્વરૂપ). ધર્મનું પહેલું સ્વરૂપ પ્રભુની શોધ કરે છે; બુદ્ધિથી પર કોઇ અનિર્વચનીય, દિવ્ય સત્તાની ઓટ એ તેનો વિષય છે. આધ્યાત્મિકતા અને ધર્મનું આ પ્રથમ સ્વરૂપ, બન્ને એક છે. જે ધર્મનું એ પ્રથમ સ્વરૂપ આધ્યાત્મિકતાવાળું હોય તે ધર્મ તેટલા પૂરતો સાચો ગણાય.

પરતુ ધર્મનું બીજું સ્વરૂપ માનવપ્રકૃતિના કેટલાક અસંસ્કૃત પાશવ ભાગોને શુદ્ધ કરવા તરફ તથા તેના સામાજિક જીવનની જરુરિયાત પૂરી પાડવા તરફ વધારે લક્ષ આપે

છે. ધર્મનું બીજું સ્વરૂપ પરિણામે સંકુચિત થાય છે. બુદ્ધિની સ્વતંત્રતાને ઠેકાણે સ્વીકૃત મંતવ્યો તેમાં પ્રધાન થઇ પડે છે. નીતિમાન જીવનને ઉપયોગી એવા કડક નિયમો પ્રચલિત થાય છે, અને સામાજિક જીવનનાં અર્ધસત્યો, કેટલાક દૃઢ વિચારો અને અજ્ઞાનભર્યાં સર્વમાન્ય ધોરણોનો ઉમેરો થાય છે.

ધર્મના આ સ્વરૂપને આધ્યાત્મિકતા સાથે કશો સીધો સંબંધ નથી. એ ગૌણ સ્વરૂપના આચરણને પરિણામે જે આડકતરો લાભ થઇ માનવપ્રકૃતિ વધારે ઉચ્ચ બને તેટલા પૂરતું જ તે આધ્યાત્મિકતાનું પોષક હોય છે. આધ્યાત્મિકતા સ્વલક્ષી અને આંતરલક્ષી હોય છે. ધર્મ આંતરલક્ષી તેમ જ બહિર્લક્ષી પણ હોવાનો. વળી સાચી આધ્યાત્મિકતાનો વિચાર ઉપર રજૂ કરવામાં આવ્યો છે તે ઉપરથી એ પણ જણાશે કે વર્તમાન વ્યવહારુ જીવન અપૂર્ણતાભર્યું છે તેથી તેનો ત્યાગ કરવો, યા તો જીવનમાં જે પ્રત્યક્ષ વિરોધો આવી રહેલા છે તેથી ગભરાઇને જીવનથી દૂર નાસી જવું એ તો ઉચ્ચતમ આધ્યાત્મિકતાની દૃષ્ટિએ નિર્બળતાની નિશાની ગણાય.

સમગ્ર પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે અભીપ્સા સેવતી સાચી આધ્યાત્મિકતા તો મનોમય રસવૃત્તિપ્રધાન અને નીતિવાંચ્છુ જીવન સ્વીકારે એટલું જ નહિ, પરંતુ સામર્થ્ય અને શક્તિનાં અજ્ઞાનપૂર્ણ ગણાતાં ક્ષેત્રોનો પણ તે ત્યાગ કરે એવું કાંઈ નથી. ટુંકામાં, પ્રત્યેક માનવશક્તિને, આંતરજીવનની એકે એક શક્તિને તથા શક્યતાને, આંતર તથા બાહ્ય કારણને સ્વીકારી તે એકેક એકને આધ્યાત્મિકતા તેની સાર્થકતા સાધવા માટે તે તે પ્રત્યેકનું રૂપાંતર કરવા મથે છે. કોઇ દિવ્ય પૂર્ણતાને,–માનવની જ કોઇ અપૂર્વ સાર્થકતાને–યોગ્ય પોતાનાં કરણોને બનાવવા માટેની તથા સામુદાયિક જીવનમાં એ પૂર્ણતા પ્રગટ કરવાની અભીપ્સા એવી આધ્યાત્મિકતામાં હોય છે.

અને એ પ્રકારની આધ્યાત્મિકતા સર્વસામાન્ય થઇ શકે તે માટે Subjective–આત્મલક્ષી જમાનો તેનો પુરોગામી હોવો જોઇએ. જ્યાં સુધી માનવજાતિના આગળ પડતા,–નેતૃત્વ કરનારા, ભાગમાં એવા આત્મલક્ષિતા પ્રગટતી નથી ત્યાંસુધી સાચી આધ્યાત્મિકતાનો જમાનો દૂર જ સમજવો. વિશિષ્ટ સામાજિક યા તો રાજકીય બંધારણને પરિણામે યા તો તેમાં ક્રાન્તિ કરવાને પરિણામે એવું આંતર રુપાન્તર માનવમાં થશે એવી આશા વધારે પડતી લાગે છે. કોઇ પણ પ્રકારના બાહ્ય વિપ્લવ કે ક્રાન્તિવડે એ આંતર પરિવર્તન સાધી શકાય તેમ દેખાતું નથી.

માનવચૈતન્યની છાછરી સપાટી ઉપર અત્યારે જે શક્તિઓ વ્યક્ત થાય છે તેના કરતાં વધારે વિશાળ અને સમર્થ, તથા સૂક્ષ્મ–ઘણી વખત " ગૂઢ " અને " ચમત્કારિક " ગણાતી શક્તિઓના અસ્તિત્વનો, તથા બુદ્ધિ વડે અગમ્ય એવી ચૈતન્યની મનસાતીત અવસ્થાઓ યાને ભૂમિકાઓનો સ્વીકાર પણ સાચી આધ્યાત્મિકતામાં હોય છે.

પોતાના ચૈતન્યની સ્થિતિમાં ઇષ્ટ પ્રકારનું રૂપાન્તર કરવા માટે પ્રયત્ન કરનારા–એટલે કે કોઇ આધ્યાત્મિક આદર્શને જીવનનું ધ્યેય ગણનારાઓને સામાન્ય રીતે " સાધકો " યા તો " યોગીઓ " ( Mystics ) કહેવામાં આવે છે એવાઓમાં જેઓ કોઇ પણ પ્રકારનું સંગીન રૂપાન્તર પોતાનામાં કરવા સમર્થ થાય છે તેઓ માનવપ્રકૃતિના અંતરવિકાસનાં બીજ પોતાની આજુબાજુ યોગ્ય ( અધિકારી ) વ્યક્તિઓમાં વેરે છે અને બની શકે તેટલા

સમૂહમાં—સમુદાયમાં પણ તે બીજો વાવે છે. એવાઓનું જીવનકાર્ય તેમના કેવળ સ્થૂલ જીવનથી કે બાહ્યદષ્ટિએ દેખાતી તેમના જીવનની ઘટના ઉપરથી માપવું એ તો દેખીતી ભૂલ છે.

અંતરમાં ડૂબકી મારી કોઇ ઉચ્ચ સત્ય પોતાના ચૈતન્યમાં પ્રાપ્ત કરવું એ તેમનું પ્રધાનકાર્ય હોઈ, એવા કોઇ આંતર સત્ય વડે તેઓ પોતાનું જીવન નિયત કરે છે. એવા ઉચ્ચ જીવનની સાચી અસર પામવા માટે સ્થૂલ પુરાવા મળી શકે નહિ અને પરિણામે વહેમ, અજ્ઞાન વગેરેમાં વધારો પણ થાય છે. સામી બાજૂએ, સાચી આત્મપ્રગતિ સાધવાને પરિણામે વ્યક્તિઓ તથા મોટા સમૂહોને પણ લાભ થયાનાં ઉદાહરણો વિરલ નથી કાઇસ્ટ અને ગૌતમબુદ્ધનાં તથા વર્તમાન સમયમાં રામકૃષ્ણ પરમહંસનું ઉદાહરણ આ બાબતમા બંધબેસતાં છે.

અંબાલાલ પુરાણી



# ધ્વનિ

(ખંડ શિખરણી)

યુગો પ્હેલાં બન્ને
હતાં પ્રેમી, આજે
વીત્યાં વર્ષોની કૈં અતલ સ્મૃતિનાં સ્રોત વહીને
મળ્યાં સ્નેહી પાછાં જીવનસરનાં સૌમ્ય નીરમાં.

અને હૈયાં કેરા
ઊંડા અંધારામા
ભુલાએલા કોઇ મધુર ગીતના દૂર ધ્વનિશો
તહીં ગાજે કોઇ દૂરસુદૂરથી એક પડઘો !

વિચારું છું હૂં એ
સુણે તૂં એ સાથે ?
જૂએ જ્યારે સામું ગહન નયને તું, પ્રિયતમે !
અને હંમેશાંના સરલ અભિનન્દે સ્મિત વડે ?*

હરિશ્ચન્દ્ર ભટ્ટ



* જાન્યુઆરી ૧૯૨૮ ના 'મૉડર્ન રિવ્યુ'મા આવેલા Lily Strickland-Anderson ના "Echoes" કાવ્યનો "ધ્વનિ"
૭—૮—૩૧

# વિચાર ચંક્રમણ

અંગ્રેજી કેળવણીની આપણા ઉપર એક અસર એ થઈ કે આપણે શારીરની ઈજાથી બીવા અને ભડકવા લાગ્યા.

એક રીતે એમ પણ કહેવાય કે સંસ્કૃતિની પ્રગતિ સાથે શારીરિક ઇજાના અને દુઃખોના પ્રસંગો ઘટતા જાય છે. સૌથી પ્રથમ તો કેળવણીમાંથી જ આપણે મારને ઓછો કરતાં કરતાં કાઢી નાખ્યો. માબાપો અને શિક્ષકો હવે વિદ્યાર્થીઓને મારતા નથી. અદાલતોથી થતી સજા પણ ધીમે ધીમે ઓછી થતી ગઈ અને શારીરિક સજા અને દેહાંત દંડ બન્ને જૂના અસંસ્કૃત કાલના અવશેષો ગણાવા લાગ્યાં, જોકે આ સાથે કહેવું જોઇએ કે હમણાં હમણાંમાં થયેલો જેલોનો વિસ્તૃત અનુભવ બતાવે છે કે હજી આપણી જેલોમાં આપણે ધારતા હતા તે કરતાં વિશેષ ઘાતકીપણું પ્રવર્તે છે. આમ છતાં ઉપરનું સામાન્ય વિધાન એકંદર સાચું છે.

પરંતુ આ કેળવણી ઉપરાંત બીજાં પણ કારણો ધ્યાનમાં લેવા જેવાં છે. સંસ્કૃતિની ખરી પ્રગતિ તો માનવનું સમસ્ત માનસ વધારે ઉદાર પરગજુ દયાશીલ અને ન્યાયી થાય એમાં છે; પણ સંસ્કૃતિપ્રગતિ સામાન્ય રીતે શરીરના સુખોપભોગનાં સાધનો વધવાં એ જ ગણાવા લાગી. અંગ્રેજી રાજ્ય પછી હિંદમાં આવાં સુખોપભોગનાં નવાં સાધનો વધ્યાં. તે સાથે જૂની ધાર્મિક તપોભાવના વહેમી ગણાવા લાગી એટલે એ દૃષ્ટિએ શરીરને કસવાનું માનસ રહ્યું નહિ, અને શરીરનાં સુખસાધનો વધારે સમજવામાં અને તેનો ઉપયોગ કરવામાં મોટાઇ ગણાવા લાગી. આથી શરીર એટલું બધું સુખશીલ અને સુખાકાંક્ષી થયું કે શારીરિક ઇજાથી માણસ પહેલા કરતાં વધારે ડરવા લાગ્યો.

આ પરિણામ થોડેઘણે અંશે બધા દેશોમાં બને છે ખરું, પણ તેના પ્રમાણમાં ઘણો ફેર રહે છે. જર્મની હુન્નરકલામાં ઘણું આગળ વધેલું હતું, પણ ત્યાં ફરજિયાત લશ્કરી નોકરી હોવાથી આ શરીરની ઇજાનો ભય નહિ જેવો જ રહેલો. વળી ત્યાં ઠેઠ સુધી દ્વંદ્વયુદ્ધો કરવાનો—અલબત્ત જંગલી રિવાજ—નાબુદ થયો નહોતો. ઇંગ્લંડમાં કાયમી લશ્કર રાખવાનો રિવાજ નહિ, દ્વંદ્વયુદ્ધો પણ ગેરકાયદેસર, (જોકે ઘણી નવલકથામાં વાંચીએ છીએ કે પોતાની આબરૂ બચાવવા માણસો ફ્રાન્સમાં જઇને દ્વંદ્વયુદ્ધ કરતા) એટલે ત્યાં વિગ્રહ પહેલાં શરીરની ઇજા તરફ એક પ્રકારની ઘૃણા થઇ ગયેલી. મિ. વેલ્સ પોતાની એક નવલકથામાં પાત્ર પાસે વિચાર કરાવે છે કે એક રેલવે અકસ્માતમાં લોહી જોઇને મને આટલી કમકમાટી આવી તો આ યુરોપીય યુદ્ધમાં હું શું કરી શકીશ—કે એવી મતલબનું કંઇક. છતાં એ પ્રજાએ અકથ્ય શરીરદુઃખો સહન કરીને લડી એ એની માનસિક દૃઢતા. પણ આપણે હિંદીઓએ સુખસાધનો વાપરવામાં અંગ્રેજોનું અનુકરણ કર્યું, પણ અંગ્રેજની માનસિક દૃઢતા કેળવવામાં ન કર્યું. અનુકરણનો મોટામાં મોટો દોષ એ છે કે તે હમેશાં ખોટી બાજુથી,

ઓછા રહસ્યવાળી બાબતથી શરૂ થાય છે. અંગ્રેજ અમલદાર ઉનાળામાં પર્વતો પર કે દરિયા-કિનારે ચાલ્યો જાય છે, બંગલાની આસપાસ પાણી છંટાવે છે, આખો દિવસ પંખો ચલાવે છે, બરફ ને સોડા, આઇસ્ક્રીમ વગેરે વાપરે છે, એ બધું આપણે શીખ્યા, અરે એની માફક જાતભાઈ તરફની જરા પણ લાગણી વિના પંખા હલાવનારને પાટુ પણ મારતાં શીખ્યા, પણ આપણે એ વિચાર કદી પણ ન કર્યો કે ગમે તેવા તાપમાં પણ અંગ્રેજ અમલદારો શિકાર કરવા ડુંગરા પર ચડે છે, ઘોડા પર દોડે છે, અને શરીરની ઇજા જરા પણ ગણકારતા નથી. ફુટબૉલ, હૉકી, પોલો વગેરે ખરચાળ રમતોનાં સાધનો પણ સામાન્ય હિંદીને નથી રહ્યાં. અને જૂના જમાનામાં ધાડ લૂંટારા વગેરે સામે રક્ષણ કરવા પણ જે મરદાની તાલીમ લેવાતી હતી તે સરકારી રાજ્યમાં મળતી સલામતીના ખોટા ખ્યાલમાં આપણે વિસારે પાડી. પરિણામ એ આવ્યું કે હિંદીઓ બીજી બધી પ્રજા કરતાં શારીરિક ઈજાથી વધારે ડરકણ બન્યા.

બહાદુરી એ જોકે માનસિક ગુણ છે છતાં ઇજાથી ડરતા શરીરમાં એ ઝાઝી હોવાનો સંભવ નથી. આપણી શક્તિઓને હમેશાં એમ શરીરની મર્યાદા બંધાય છે. તરતાં ન આવડે તે ખલાસીના ધંધાનો વિચાર જ ન કરે, મોડાં ઊઠવાની ટેવવાળો વહેલાં ઊઠવું પડે તેવી નોકરી જ ન સ્વીકારે, સાંભળ્યું છે કે એટલા માટે સુરતમાં મિલોનો ઉદ્યોગ જામી શકતો નથી; તેમ આપણને જે વસ્તુનો ભય હોય તેની સાથે અથડાઈએ તેવા કાર્યક્રમો જ આપણે કદી ન ઘડી શકીએ. કોઈ પણ કાર્યક્રમ તરફની આપણી વૃત્તિ બંધાવામાં, તેના તરફ આકર્ષણ કે અણગમો થવામાં, આ શારીરિક મર્યાદા મુખ્ય કારણ હોય છે. પણ શારીરિક ઇજાનો ભય હવે દહાડે દિવસે ઘટતો જાય છે અને નવી પ્રજામાં, આશા રાખી શકીએ, કે બિલકુલ નહિ હોય. શરીરને કસવાની અગત્ય ધીમે ધીમે સમજાતી જાય છે, પૂજ્ય ગાંધીજીએ શરીરની આકરામાં આકરી કમણીનો દાખલો પ્રજા સમક્ષ મૂક્યો છે. બાકી કંઈ અધૂરું હતું તે કામ સરકાર કરે છે. અત્યારની સામાન્ય પ્રજા ઉપર ફરતી લાઠી, નાની ઉંમરનાં છોકરાંને જેલની સજા, ફટકા વગેરેથી નવી પ્રજાને શરીરની ઇજાનો ભય જતો રહેશે.

- પ્રજાના પ્રાચીન આદર્શો ફરી ફરીને પાછા કેવી રીતે આવે છે તે પણ જોવા જેવું છે. હિંદનો એક પ્રાચીનમાં પ્રાચીન આદર્શ તે અપરિગ્રહ, અકિંચન વ્રત. ધીમે ધીમે એને લીધે પ્રજાશરીરનું લોહી ચૂસી જીવનારા નકામા આળસુ વ્યસની બાવા વધ્યા અને ભીખ માનભર્યો અને પૂજ્ય ધંધો ગણાઈ ગયો. અંગ્રેજી કેળવણી મળતાં આની સામે જબરો વિરોધ ઊઠ્યો, અને જીવનના ભોગો ભોગવવા એ ઇષ્ટ મનાયું. જાહેરજીવનમાં ગાંધીજી આવતાં હાથમહેનત, મજૂરી, તપોજીવન અને તે સાથે અપરિગ્રહ તરફ પ્રજાનું કંઇક ધ્યાન ગયું. પણ આ સર્વ ગાંધીજીની એક વિચિત્રતા જેવું ઘણો સમય લાગ્યું. પણ અનુભવે, એ જીવનનું બળ અને તેની ચાલુ જમાનામાં પણ બેહદ ઉપયોગિતા જણાયાં. પણ ગાંધીજીના એ આદર્શોને અત્યારે સરકાર જુદી જ રીતે પાછા વધારે ઉપયોગી બનાવે છે. અત્યારના રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં કામ કરતા માણસોની બધી મિલકત સરકાર જપ્ત કરી શકે છે એવું સ્પષ્ટ દેખાય છે. આને લીધે ભવિષ્યમાં માત્ર ભિક્ષા ઉપર નિર્વાહ કરનારા રાજ્યપ્રકરણી સંન્યાસીઓ થશે એમ જણાય છે. ગાંધીજીએ પોતાની સંન્યાસભાવના કાંઇ સરકારનાં આ કાર્યોની આગાહી કરીને ઘડી હશે એમ તો લાગતું નથી, એ ભાવના એમના આદર્શનું

એક સ્વાભાવિક અંગ જ જણાય છે, છતાં ગાંધીજીમાં ઘણી જગાએ, બુદ્ધિ અને અગમચેતી તથા કેવળ ભાવના બન્નેનાં પરિણામો એક થઈ જતાં લાગે છે. જેમ કવિની કલ્પનામાંથી આખું કાવ્ય સર્વાંગસુંદર ઉલ્લાસે, જેમ જ્યુપિટરના માથામાંથી મિનર્વા સર્વાંગસંપૂર્ણ એકદમ ઉત્પન્ન થઇ હતી, તેમ ગાંધીજીમાંથી આખા કાર્યક્રમો સર્વાંગસંપૂર્ણ ઉદ્‌ભવે છે. એ એમની ખરું કહીએ તો સર્જકતા છે. ભિન્ન પ્રકારનાં આત્મબળોના ઉત્કૃષ્ટ સમન્વયથી જ એમ બની શકે.

બીજી દૃષ્ટિથી જોઇએ તો ઘણાં વરસ પહેલાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની એક નવલકથામાં રાજ્યપ્રકરણી સાધુઓની આગાહી કરી હતી તે જમાનો સાચો પડશે—જોકે તેમાં એક મહત્ત્વનો ફેરફાર થશે. તે એ કે બંગાળી નવલકથાકારે હિંસામય રાજ્યપ્રકરણ કલ્પેલું, પણ આ અહિંસામય થશે. એટલું જ નહિ, હિંદનું માનસ જોતાં, સ્વરાજ્ય મળી ગયા પછી પણ લોકકેળવણી, સામાજિક સુધારણા વગેરે ક્ષેત્રોને માટે એવા અકિંચન વ્રતધારીઓ પછી પણ રહેવાના.

આપણી પ્રજાને એવી ટેવ પડી ગઇ છે કે જે માણસ કેવળ અકિંચન હોય તેનામાં જ શ્રદ્ધા રાખી શકે. અલબત્ત, કેવળ બેપરવાઇ, આળસુપણું, અજગરવૃત્તિ, એ સત્યશોધનનાં સાધનો નથી, તેમ તેનાં ચિહ્નો પણ નથી; પણ તે સાથે એક નાનામાં નાની લાલસા કે વાસના પણ સત્યશોધનમાં અને સત્યજીવનમાં આડી આવે છે તે આપણે નજરોનજર નથી જોતા ! હિંદનું અકિંચન વ્રતનું ધ્યેય એમ એકદમ ફેંકી દેવા જેવું નથી જ. એ બધા ન કરી શકે એમ કહેવું એ જુદી જ વાત છે. અને છતાં માણસની નિર્બળતા સમજવામાં આપણે ઘણી વાર ભૂલ કરીએ છીએ તેમ માણસની શકિત સમજવામાં પણ ઘણી વાર ભૂલ કરીએ છીએ, કદાચ વધારે વાર ભૂલ કરીએ છીએ.

અને જેમ જરૂરિયાતો વધારીએ તેમ વ્યક્તિની અને સમાજની પ્રગતિ થાય એ સિદ્ધાંત પણ હવે ફરી વિચારી જોવા જેવો નથી લાગતો ? એક બીજી દૃષ્ટિથી જોતાં, યુરોપની પરસ્પર ક્રૂર ઘાતકતા અને તેને લીધે આખા જગતના રાજકારણમાં પ્રવેશતી વિષમતા આ સિદ્ધાંતનું જ પરિણામ ગણાવી જોઇએ. અત્યારે રશિયાએ મોજશોખની ચીજો ઉપર અંકુશ મૂક્યો છે અને આખા દેશની પ્રગતિ ખાતર તે સમાન્ય રીતે સંયમી જીવન ગાળે છે. રશિયાને બધા પૂર્વનો દેશ કહે છે પણ સામ્યવાદનું ઉત્પત્તિસ્થાન રશિયા નથી પણ પશ્ચિમ યુરોપ અને મધ્ય યુરોપ છે. એમ એકદમ કોઇ વાદ કે વૃત્તિને પૂર્વની કે પશ્ચિમની કહી દેવાથી તેનું મિથ્યાત્વ સિદ્ધ થતું નથી. ખરી રીતે કહીએ તો એ પામરની

રા. વિ. પાઠક

# સોવિયટ રશિયાની શિક્ષણપદ્ધતિ

કોઈ પણ દેશની કેળવણીનો વિચાર ત્યાંની રાજકીય પદ્ધતિના જ્ઞાન વગર ન કરી શકાય. લોકતંત્ર જે દેશમાં હોય ત્યાંની શિક્ષણપદ્ધતિ એક જાતની હોય અને જ્યાં રાજસત્તા અને આપખુદી પ્રવર્તતી હોય ત્યાં બીજા જ પ્રકારની શિક્ષણપદ્ધતિ હોય. રશિયા વિષે તો આ વધુ સાચું છે; કારણ કે સામ્યવાદી તંત્ર નવા જ સામાજિક બંધારણના સિદ્ધાંતો ઉપર ઘડાયેલું છે. અને રૂશિયાએ ક્રાંતિ કરી તેને સ્થિર કરવા માટે આરંભમાં તો આ સિદ્ધાંતો પ્રજાનાં જીવનમાં પૂરેપુરા ઊતરી જાય તેવી જાતની શિક્ષણપદ્ધતિનું નિર્માણ કરવું તેને માટે ખાસ આવશ્યક હતું. રશિયાનું રાજતંત્ર પોતાનો આ ઉદ્દેશ સાફ સાફ શબ્દોમાં કહે છે. કોઈપણ રશિયનને તમે પૂછો કે તમારી કેળવણીની પદ્ધતિનો ઉદ્દેશ શો છે તો તે તરત જ જવાબ આપશે કે, અમારા નવા રાજતંત્રને માટે સક્રિય મદદ કરનારા કાર્યકર્તાઓ ઉત્પન્ન કરવાનો અમારો હેતુ છે. કાર્લ માર્કસે જે સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા છે તેનુ વ્યવહારૂ સ્વરૂપ રશિયાની નવી સંસ્કારિતા માટે ઉપયોગી કેમ બનાવવું તે જ ધ્યેય લક્ષમાં રાખી રૂશિયાએ કેળવણીનું નવવિધાન કર્યું છે.

ક્રાંતિ પહેલાં દેશમાં જે અજ્ઞાનનો અંધકાર વ્યાપેલો હતો તેની જગ્યાએ જ્ઞાનનું તેજ અધિક ફેલાવવું એ રશિયાનો પ્રથમ પ્રશ્ન લેનીન સમક્ષ ક્રાંતિ થતાં જ આવ્યો. ૧૯૨૦ ની સાલમાં એટલે ક્રાંતિ પછી ત્રણ જ વર્ષમાં કેળવણીનું પ્રમાણ ૩૨ ટકા સુધી પહોંચ્યું હતું. રશિયાએ પચવર્ષી યોજના કરી તેના બીજા વર્ષના અંતે એટલે ૧૯૩૦ માં કેળવણીનું પ્રમાણ ૬૬ ટકા સુધી પહોંચ્યું હતું. ૧૯૩૧ ની સાલમાં બે કરોડ અને વીસ લાખ માણસોને રશિયાએ જ્ઞાનચક્ષુ આપ્યાં. સમસ્ત રશિયામાંથી અજ્ઞાનનો અંધકાર ફેડી ઝુંપડીએ ઝુંપડીએ જ્ઞાનતેજ પ્રગટાવવાની મહત્ત્વાકાંક્ષા રશિયાએ છેલ્લાં દશ વર્ષથી સેવેલી છે. અને દૂર દૂરની જંગલી ભટકી ભટકીને પોતાનો જીવનનિર્વાહ કરતી કોમોનાં સ્ત્રીપુરુષોમાં પણ જ્ઞાનની મશાલ લઈ પહોંચી જવાનો ઉદ્દેશ રશિયાનો આજે છે અને તેમાં આ સાલને અંતે સંપૂર્ણ વિજય મેળવવાની તેમની ખાતરી છે.

રશિયામાં ૧૦૦ થી ૧૫૦ જાતની ભાષાઓ છે, જુદી જુદી સંસ્કૃતિની પ્રજાઓ છે. તે ધ્યાનમાં રાખીએ તો રશિયાએ કેટલો મહાપ્રશ્ન ઉકેલ્યો છે તે સમજાય. ૧૯૩૧ ની સાલમાં જ માત્ર ૮૦ કરોડ ચોપડીઓ અને ૩ા અબજ પત્રિકાઓ અને પુસ્તિકાઓ છાપવાનો તેનો કાર્યક્રમ હતો. પુખ્ત ઉમરનાં સર્વ સ્ત્રીપુરૂષ માટે કેળવણી ફરજિયાત છે. નિશાળો આખું વર્ષ ચાલે છે, અને શહેરોમાં દિવસમાં વારાફરતી ત્રણ વાર ચાલે છે. ક્રાંતિ પહેલાંના રશિયાનો જેને ખ્યાલ હોય અને જે માણસ અત્યારની પ્રગતિ જુએ છે તે મોટો જીવનપલટો થયેલો છે તેનાથી આશ્ચર્યચકિત થયા વગર રહેતો નથી. રશિયામાં કેળવણી મફત છે. બાલમંદિરો, કિન્ડરગાર્ટન નિશાળો, રમતગમતનાં કેન્દ્રો, બાળકોનાં વસતિગૃહો વગેરેથી શરૂઆત કરી છેવટ સુધી રશિયાએ પ્રજાજનમાંના સર્વેને કેળવણી

મળે એવી સુંદર શ્રેણી ગોઠવેલી છે. જેમ ઉદ્યોગ માટે રશિયાએ પંચવર્ષી યોજના ઘડી તેમ કેળવણી માટે સપ્તવર્ષી યોજના ઘડી છે. બાલગૃહમાંથી નીકળ્યા બાદ સાત વર્ષનો છોકરો કે છોકરી ચૌદ વર્ષની ઉંમર સુધી જે કેળવણી લે તેને માધ્યમિક કેળવણી કહેવામાં આવે છે. આ નિશાળમાંથી તે પોતે પોતાના ધંધાની કેળવણી શરૂઆતથી જ લે છે. દાખલા તરીકે, મોસ્કોની એક નિશાળની અંદર દશદશ વર્ષનાં છોકરાંને સુથારી, લુહારી કામ શીખવવામાં આવે છે. ટાઇપનું કામ, ચોપડીઓ બાંધવાનું કામ વગેરે અનેક કામ વિદ્યાર્થીની બુદ્ધિશક્તિ પ્રમાણે આપવામાં આવે છે. ચૌદ વર્ષનો છોકરો કે છોકરી ફેક્ટરીની નિશાળમાં દાખલ થાય છે. આ ફેક્ટરીની નિશાળોમાંથી મોટાં મોટાં કારખાનાંઓ માટે લાયક એવા કામદારો તૈયાર થાય છે. અનુભવ મળતો જાય છે તેમ કેળવણીની આ શ્રેણીમાં સુધારાવધારા થયાં જ કરે છે. વિદ્યાપીઠની કેળવણી છેવટની શ્રેણીમાં છે. વિદ્યાપીઠોમાંથી હિંદુસ્તાનની માફક કારકુનો ઉત્પન્ન થતા નથી; પરંતુ સર્જનો, મિલો માટે સ્પિનિંગ અને વિવિંગ માસ્તરો, લોઢું અને પોલાદ ગાળવાનાં કારખાનાં માટે નિષ્ણાતો, અર્થશાસ્ત્રીઓ, ખાણો માટે ઇજનેરો, કેમિસ્ટો, ખેતીવાડીમાં પાવરધા સેવકો વગેરે વગેરે વિદ્યાપીઠમાંથી ઉત્પન્ન થાય છે. ઉચ્ચ કેળવણી લેનાર વિદ્યાર્થીઓનો સંબંધ કારખાનાંઓ જોડે જીવંત રહ્યાં કરે છે અને તેથી પદવી પ્રાપ્ત થતાં સુધીમાં તો તેમણે અનુભવની શાળામાં બધું શિક્ષણ મેળવેલું હોય છે.

આ ઉપરાંત જુવાન ખેડૂતો માટે ખાસ નિશાળો છે. જૂની વિદ્યાપીઠો તો છે જ. સામ્યવાદી યુનિવર્સિટીઓ ખાસ સ્થાપેલી છે. નાટક, ઇતિહાસ, કલા, સાહિત્ય વગેરે શીખવવાને માટે જુદી વ્યવસ્થા છે. મજૂરો માટેની વિદ્યાપીઠ એ એક નોંધવા જેવી સંસ્થા ગણાય. આ સંસ્થામાં કારખાનાંનો અભણ કામદાર દાખલ થઇ શકે છે. કેટલીક વાર એ કામદાર સામ્યવાદી પક્ષનો સભ્ય પણ હોય છે. એથી સામ્યવાદીપક્ષને મજબૂત કરવાનું શિક્ષણ તેને ખૂબ ઉપયોગી થઇ પડે છે. મજૂરસંઘો કેમ ચલાવવા અને નભાવવા તેનું ઉપયોગી શિક્ષણ આ કામદાર વિદ્યાપીઠો દ્વારા અપાય છે. મિલ કે બીજાં પોતાનાં કારખાનાંનાં ખાતાં સંભાળવાનું શાસ્ત્રીય જ્ઞાન પણ અહીં અપાય છે.

રશિયાની આ વિધવિધ સંસ્થાઓના આ ટૂંક વિવેચન ઉપરથી પણ વાચકને સમજાયું હશે કે, રશિયામાં પ્રજાનું નવું જ ઘડતર ઘડાઇ રહ્યું છે અને આપણે જે જાતના સમાજમાં વસીએ છીએ તેનાથી જુદા અને નવા આદર્શો ઉપર તે અવલંબેલું છે. અત્યારનો મૂડીવાદી સમાજ જે જાતની કેળવણી આપે છે તે મૂડીવાદને પોષવાને હોય છે. રશિયા જે શિક્ષણ આપે છે તે સમાજમાં સમતા અને ન્યાય હંમેશ માટે કાયમ રહે તે આદર્શથી આપે છે. કેટલાક કહે છે કે, રશિયા જે કેળવણી આપે છે તે સંકુચિત છે, શુદ્ધ કેળવણીના આદર્શો તેમાં સચવાતા નથી. પરંતુ અત્યારે કોઇ પણ સ્વરાજ ભોગવતા દેશની કેળવણી પણ કેટલી શુદ્ધ અને ઉદાર છે, તે સવાલ છે. રશિયાનો એકેએક માણસ આજે જાણે છે કે તે નવી દુનિયાની સ્થાપના કરી રહ્યો છે. કેળવણીના જ્યોતિર્ધરો જાણે છે કે તેઓ ગરીબ ખેડૂત અને મજૂરના ઝૂંપડે ઝૂંપડે ફરી સમાજમાં નવીન પ્રકાશ રેડી રહ્યા છે. ... શહેરની અંદર વસતા કામદારોના ચહેરા ઉપર નવા સમાજના નિર્માણનું તેજ તમને દેખાશે. એનામાં જે ઉત્સાહ છે તે કોઇ પણ પ્રેક્ષકનું મન હરી લે એવો છે, અને રશિયાની આધેડ વયની ખેડૂત

સ્ત્રીઓને તમે દેશાવરમાં બેઠેલી જુઓ તો રશિયાની કેળવણીની સફળતાનો તાદશ અનુભવ તમને થાય.

રશિયાની નિશાળોમાં પાઠ્ય પુસ્તકો નવીન ઢબનાં બનાવેલાં છે. દરેક વિષયને માર્કસના ચશ્માંમાંથી જોઈ તેનું નિરૂપણ થયેલું છે. પછી તે વિષય ઇતિહાસનો હોય કે અર્થશાસ્ત્રનો, ભૂગોળનો હોય કે રસાયણશાસ્ત્રનો. ભાષાશાસ્ત્રની તો વાત જ શી કરવી! બાળપોથીથી માંડીને એકએક શ્રેણીનું પાઠ્યપુસ્તક માર્કસના સિદ્ધાંતો સમજાવનારા દાખલાદલીલોથી ભરપૂર છે. રાષ્ટ્રનું પ્રકાશન ખાતું દરેક પાઠ્યપુસ્તકને, 'સેન્સરશીપ'માંથી પસાર કરે છે. મૂડીવાદને ટેકો મળે એવી ઝીણી વાત પણ નિર્દયતાથી તેમાંથી ભૂંસી નાખવામાં આવે છે. શુદ્ધ કેળવણીના ઉપાસકો ભલે કહે કે આ શુદ્ધ કેળવણી નથી.

રશિયાના બુકસેલરોને ત્યાં તમે જઈને જુઓ તો તમને નવી જ જાતનાં પુસ્તકો જોવાનાં મળશે. આ બુકસેલરોની ગ્રંથાવલીમાં ઉદ્યોગને લગતાં પુસ્તકો તમને મોટે ભાગે જણાશે. સમાજશાસ્ત્રનાં પુસ્તકો પણ તમારું ધ્યાન ખેંચશે. 'સમાજરચના અને ચીનમાં સામ્રાજ્યવાદ', 'ફ્રાંસિસમાં વૉશિંગ (ધોબીની) કંપનીઓનો કબજો લેવાની લડત', 'મૂડીવાદી સમાજ અને દુનિયામાં ક્રાંતિ,' 'લેનીનના લેખોનો સંગ્રહ'—આવાં આવાં પુસ્તકો તમને બુકસેલરોની બારીઓ આગળ જાહેરખબર માટે મૂકેલાં જણાશે. રશિયામાં કાગળનો દુકાળ છે તેથી કાગળની વપરાશ ઉપર રાષ્ટ્રે અંકુશ મૂકેલો છે. નવલકથાઓ છાપવાને માટે અમુક જ પ્રમાણમાં કાગળ આપવામાં આવે છે. લોકશિક્ષણ માટે પત્રિકાઓ અને પુસ્તિકાઓ લાખોની સંખ્યામાં છપાય છે. બે ત્રણ અઠવાડિયાંમાં એનો ફેલાવો થઈ જાય છે અને ઝપાટાબંધ વંચાઈ રહે કે તરત જ વપરાયલા કાગળનો માવો બનાવી તેમાંથી ફરીથી બીજા કાગળ બનાવવા માટે કારખાનામાં મોકલી દેવામાં આવે છે. સોવિયેટ શિક્ષણ સંસ્થાઓમા શિક્ષક અને શિષ્યનો સંબંધ ધ્યાન ખેંચે એવો હોય છે. હાથમાં સોટી લઈને ઊભેલો શિક્ષક અને સામે થરથરતો શિષ્ય સોવિયેટમાં શોધ્યો નહિ જડે. બન્ને સરખા મિત્રો હોય તેવો સંબંધ શિક્ષક અને શિષ્ય વચ્ચે છે. બંન્ને સરખા દરજ્જાના ભાઈબંધની માફક વર્તે છે. નિશાળ ચલાવવાની જવાબદારી બન્નેની સરખી છે અને નિશાળની કાઉન્સીલમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોના પ્રતિનિધિઓ સરખા પ્રમાણમાં હોય છે. પરદેશના પ્રેક્ષકો આ પદ્ધતિ જોઈ હેરત પામ્યા છે.

ક્રાંતિ પહેલાં રશિયામાં અજ્ઞાનતિમિર છવાયલું હતું તેને આટલા ટૂંક સમયમાં ભેદી અક્ષરજ્ઞાનની યોજના સર્વવ્યાપ્ત બનાવી કેળવણીકારોને રૂશિયાએ નવી શ્રદ્ધા અર્પી છે.

'પ્રસ્થાનતંત્ર'

# શસ્ત્રબંધી પરિષદ

જીનિવામાં આંતરરાષ્ટ્રીય શસ્ત્રબંધી પરિષદ શરૂ થઈ છે. મહાયુદ્ધ પછી વર્સેલમાં સુલેહના કોલકરાર થયા તેના જેટલો જ મહત્ત્વનો આ બનાવ છે. ૧૯૧૮ માં સુલેહ થઇ ત્યારથી શસ્ત્રબંધીનો સવાલ દુનિયાનાં સુધરેલાં રાષ્ટ્રો સમક્ષ રજૂ થયેલો છે. ચાર વર્ષની ભયંકર ખુનરેજી અને બરબાદી પછી યુરોપનાં રાષ્ટ્રોને ડહાપણ આવ્યું કે લડાઇથી જીતનાર પક્ષની દશા હારનાર પક્ષ કરતાં વધુ ખરાબ અંતે થાય છે, એક લડાઇ બીજી મહાયુદ્ધની જનેતા છે. યુદ્ધથી વેરઝેર ઉત્પન્ન થાય છે તેમાંથી વધુ કલહ અને વધુ ખાનાખરાબી પરિણમે છે. મહાયુદ્ધ પછી સામાન્ય પ્રજાજન અને ખાસ કરીને ગરીબ ખેડૂત અને મજૂર સમજ્યો હતો કે યુદ્ધમાં તેને જ વધુમાં વધુ ખોવાનું છે. એને સમજાયું કે એની સામી છાવણીમાં લડનાર એના જેવો જ ખેડૂત અને મજૂર જ ઉભેલો હતો જેને તેની પોતાની સાથે કાંઇ વેરઝેર નહોતું; માત્ર રાજદ્વારીની રમતનો તે ભોગ થયેલો હતો. પોતાના વહાલા પુત્રોના પ્રાણ હરનાર અને દારૂગોળાથી તેમને જખમી અને અપંગ બનાવનાર યુદ્ધથી તે ત્રાસી ગયો હતો. યુદ્ધને અંતે એના નસીબમાં વધુ ગરીબાઇ અને વધુ બેકારી જ હોય છે એ યુદ્ધનાં પરિણામો ઉપરથી અનુભવે એ શીખ્યો હતો. યુદ્ધને સદાને માટે દુનિયાના પડ ઉપરથી નાબૂદ કરવાની ભાવના આમપ્રજામાં દિવસે દિવસે વધુ પ્રબળ થતી ગઈ છે, અને આમપ્રજાના સાચા પ્રતિનિધિઓએ અનેક વ્યાસપીઠો ઉપરથી, છાપાં મારફતે, સાહિત્યનાં સર્જનોમાં, સ્પષ્ટ રીતે વ્યક્ત કરી છે. શસ્ત્રબંધીની હિલચાલના મૂળમાં આ ભાવના છે.

આપણે જાણીએ છીએ કે છેલ્લા મહાયુદ્ધમાં 'મિત્રરાજ્યો'ની જીત અમેરિકાના યુદ્ધપ્રવેશને લીધે થઈ હતી. આ જીતમાં પ્રેસિડેન્ટ વિલ્સનનો ફાળો જગવિખ્યાત છે, અને યુરોપના રાજદ્વારીઓએ પ્રપંચ કરી પ્રેસીડેન્ટ વિલ્સનના પેલા ચૌદ મુદ્દાને ધૂળમાં રગદોળ્યા અને આ મહાન્ આદર્શવાદીને મૂર્ખ બનાવી હાર ખવડાવી તે પણ જગવિખ્યાત છે. પરંતુ આદર્શો અમર છે અને કોઇપણ દુન્યવી બળ તેને હમેશ માટે દફનાવી શકતું નથી. પ્રેસિડેન્ટ વિલ્સને દુનિયામાં અખંડ શાંતિ સ્થાપવા માટે જે આદર્શોની ઘોષણા કરી અને જે યોજના રજૂ કરી તેણે ચિરસ્થાયી અસર કરી છે. હમણાં જે શસ્ત્રબંધી પરિષદ ભરાઇ છે તે સદરહુ ચૌદ મુદ્દાઓમાંની ચોથી કલમને કાયમી સ્વરૂપ આપવા એકઠી થઇ છે:

'વિગ્રહને અંતે, દરેક દેશે આંતરિક શાંતિની જાળવણી માટે જરૂરી હોય એટલું જ લશ્કર રાખવું અને તે માટે લશ્કરના દરેક અંગને કમી કરી નાખી ઓછામાં ઓછું રાખવું. આ માટે દરેક દેશે સામસામી યોગ્ય ખાતરી આપવી.'

આ કલમનો અર્થ ચોખ્ખો છે. કોઇ પણ દેશને બીજા દેશ ઉપર આક્રમણ કરવા લશ્કર રાખવાની જરા ય છૂટ ન રાખવી પરંતુ દેશના આંતરિક વહીવટ માટે આવશ્યક પોલીસ રાખવાની માત્ર છૂટ આપવી. લડાઇનું મૂળ કાપવાનો આકરો ઇરાદો છે. અમેરિકાની સરકાર અને જર્મન સરકાર વચ્ચે આ સંબંધી લાંબો પત્રવ્યવહાર થયા બાદ ૧૯૧૮ ના

નવેંબરની પાંચમી તારીખે સંધિના કરારનામા ઉપર જર્મનીએ પોતાનાં શસ્ત્રાસ્ત્રો શરણે કરી દીધાં. આ પછીનો ઇતિહાસ જાણીતો છે. સંધિ અને સુલેહ વચ્ચેના ગાળામાં ઇંગ્લાંડ, ફ્રાન્સ અને બીજાં વિજેતાઓએ પોતાનાં શસ્ત્રાસ્ત્રો કાયમ રાખ્યાં; એટલું જ નહિ પરંતુ પછીનાં વર્ષોમાં લશ્કરી બળ વધાર્યું. જ્યારે વર્સેલમાં સુલેહ થઇ ત્યારે ઉપરની કલમમાં એક મર્યાદા મૂકી દીધી તે એ હતી કે ' રાજ્યની સુરક્ષિતા ' ધ્યાનમાં લઇને જ સદરહુ કલમનો અમલ કરવામાં આવે. " આ એક જ મર્યાદાથી મૂળ ભાવનાને કચડી નાખવામાં આવી. એનાથી સામા દેશ ઉપર આક્રમણ કરવાની છૂટ મળી ગઇ.

' ' રાજ્યની સુરક્ષિતા ' ક્યારે થઇ કહેવાય એનો નિર્ણય કરવા છેલ્લા દાયકામાં અનેક ચૂંથણાં થયાં છે, અનેક પરિષદો મળી છે, અનેક મુસદ્દા ઘડાયા છે અને તેના ઉપર સહીઓ થઇ છે. છતાં એ સબંધી તકરારો ચાલ્યાં જ કરી છે. હિંદુમુસલમાન પ્રશ્નનો કોમીય ચુકાદો લાવવા જેમ અનેક શરતોના મુસદ્દા ઘડાય છે છતાં પ્રકાશ મળ્યો નથી, તેમ આ પ્રશ્નનું થયું છે. સાચી વાત એ છે કે, જેમ હિંદુમુસલમાન-પ્રશ્નનો નિકાલ અર્ધકોમીય અને અર્ધરાષ્ટ્રીય રીતે ન થાય, જેમ હિંદુમુસલમાન-પ્રશ્નનો નિકાલ એકબીજા ઉપર અવિશ્વાસની લાગણી બંધ પડયા વગર ન થાય, તેમ આ પ્રશ્નનો નિકાલ દૂધ અને દહીં બન્નેમાં પગ રાખવાથી ન થાય, સુલેહ અને યુદ્ધ બન્ને ભાવનાઓને મિશ્રિત કર્યાથી ન થાય, એક દેશ બીજા દેશ ઉપર અવિશ્વાસ રાખે અને મુસદ્દા ઘડવા બેસે તો ન થાય; માત્ર રાષ્ટ્રીય હિતનો વિચાર લક્ષમાં રાખી હિંદુમુસલમાન પ્રશ્નનો નિકાલ સહેલાઇથી આવે છે તેમ શસ્ત્રબંધીનો પ્રશ્ન લડાઇને હમેશ માટે દુનિયાના પડ ઉપરથી દૂર કરવાની ભાવનાથી અને શાશ્વત શાંતિની આસ્તિકતાથી જ આવે. આવી આસ્તિકતા ક્યાં નજરે પડે છે! ચિરસ્થાયી શાંતિ માટે આતુરતા ક્યાં છે? આ દૃષ્ટિએ વિચારતાં જેમ વર્સેલની સુલેહના દસ્તાવેજની ભયંકર પોકળતા અને નિષ્ફળતા સિદ્ધ થઇ છે, તેમ આ શસ્ત્રબંધી પરિષદનું ભાવિ થાય તો નવાઇ નહિ.

' છતાં એટલું તો કબૂલ કરવું જ જોઇએ કે, એક દાયકાના મંથન પછી યુરોપમાં શસ્ત્રબંધી માટે પૂર્વભૂમિકા તૈયાર થયેલી છે, શસ્ત્રબંધીનો સિદ્ધાંત સામાન્ય રીતે કબૂલ થયો છે, જો કે આ સિદ્ધાંતના સ્વીકારમાં ૧૯૧૮ થી ૧૯૨૬ સુધીનાં વર્ષો ચાલ્યાં ગયાં. ૧૯૨૬ સાલમાં એક કમિશન નિમાયું હતું, જેમાં દરેક દેશના પ્રતિનિધિઓએ પોતાના શસ્ત્રબંધી વિષેના વિચારો અને યોજનાઓ રજૂ કરી હતી. હમણાં જે શસ્ત્રબંધી પરિષદ મળી છે તેમાં ૭ વર્ષની મહેનત પછી સદરહુ કમિશને ઘડી કાઢેલી યોજના રજૂ થઇ છે, અને હવે ખુલ્લી પરિષદ સમક્ષ ધીમે ધીમે આ યોજનાનાં જુદાં જુદાં અંગો વિચારણા માટે રજૂ થતાં જાય છે.

' એક રીતે જોઇએ તો શસ્ત્રબંધી માટે હવે સમય પાકેલો છે; લશ્કર, નૌકાસૈન્ય, હવાઇ ફોજ એ બધાનું અઢળક ખરચ જુદા જુદા દેશોને મારી નાખે છે. દુનિયામાં અપૂર્વ મંદી આવી છે યુરોપનાં સઘળાં રાજ્યોના આવકખરચના અડસટ્ટામાં ખોટપાસું છે, અલબત્ત ફ્રાંસની આવી સ્થિતિ નથી. શસ્ત્રબળ ટકાવી રાખવા જે ભારે ખરચમાં દરેક દેશને ઊતરવું પડે છે તે અસહ્ય થઇ પડ્યું છે. સામાન્ય પ્રજાજન ભારે કર નીચે કચડાય છે અને વધુ કર નાખવો અશક્ય છે. યુદ્ધ સમયનું દેવું કેમ પતાવવું, તેના વ્યાજના પૈસા પણ કેમ ભરવા

એ મૂંઝવનારો સવાલ છે. આવી અસહ્ય આર્થિક સ્થિતિને લીધે યુરોપનાં રાષ્ટ્રોની સાન ઠેકાણે આવી છે, રાજદ્વારીઓ વિમાસણમાં પડયા છે અને કોઇ પણ રીતે રસ્તો કાઢવા આતુર બન્યા છે. શસ્ત્રબંધી પરિષદમાં દરેક દેશ લશ્કરી બળમાં પચીસ ટકા ઘટાડો કબૂલ કરશે તેવું આ સંજોગો જોતાં મનાય છે.

સદરહુ કમિશને જે યોજના રજૂ કરી છે તે હવે વિચારીએ. એમાં સાઠ કલમો છે અને પ્રસ્તાવનામાં યોજનાનો મૂળ સિદ્ધાંત નીચેના શબ્દોમાં વર્ણવેલો છે.

'આ કરાર ઉપર સહી કરનાર દરેક રાજ્ય પોતપોતાનાં લશ્કરી બળને મર્યાદિત કરવા બંધાય છે. લશ્કર કમી કરવા માટેની ચોક્કસ વિગતો કરારમાં આપેલી છે તે મુજબ, લશ્કર બને તેટલું કમી કરવા સહી કરનાર સર્વ પક્ષો કબૂલ કરે છે.'

લીગ ઓફ નેશન્સના ખરીતાની આઠમી કલમ મુજબ લશ્કરને મર્યાદિત રાખવાનો સિદ્ધાંત કમને કબૂલ થયો છે તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. કેટલાંક રાજ્યોના પ્રતિનિધિઓનું કહેવું એમ હતું કે પોતાનાં હાલનાં લશ્કરો રાષ્ટ્રની સુરક્ષિતા માટે પૂરતાં નથી તેથી બીનશરતે લશ્કર પર કાપ મૂકવાને તેઓ તૈયાર નથી. રશિયાના પ્રતિનિધિઓએ પહેલેથી જ આગ્રહ રાખેલો છે કે આ બાબતમાં કોઈ પણ શરત સ્વીકાર્ય ન હોવી જોઈએ અને ઉપરોક્ત પ્રસ્તાવનામાં બને તેટલું કમી કરવાની વાત છે તેમાંથી 'બને તેટલું' શબ્દો કાઢી નાખવા જોઈએ. પરંતુ મૂડીવાદી રાષ્ટ્રોને એ સૂચના કેમ ગમે? એમણે કહ્યું, કે આવા આદર્શને પહોંચી શકાય નહિ અને આમ સખ્તાઇ રાખી શકાય નહિ!! લશ્કર કમી કરવાની બાબતમાં ફ્રાન્સે હમેશાં વાંધાવચકા કાઢયા છે. 'રાજ્યની સુરક્ષિતા'ની વાત એણે જ આગળ કરી અને કમિશન પાસે કબૂલ કરાવી. કમિશને એ બાબત માન્ય રાખી તે ઘડીએ શસ્ત્રબંધીના સમગ્ર પ્રશ્નનું સ્વરૂપ જ બદલાઇ ગયું. ફ્રાન્સને તો જોઇતું હતું અને વૈદે કહ્યું. ફ્રાન્સમાં કાંઇ અત્યારે બીજા દેશોની માફક આર્થિક અનવસ્થા થઇ નથી, ફ્રાન્સ દુનિયાનું સોનું સંઘરી બેઠું છે અને એની આર્થિક સ્થિતિ ખરાબ નથી. બીજા દેશો આર્થિક સંકડામણમાં છે તેથી લશ્કર ઘટાડવા માટે તૈયાર થયેલા છે. આવી સંકડામણ ફ્રાન્સમાં નથી. એ ગમે તે હો, પણ ફ્રાન્સની 'સુરક્ષિતા'ની બાબત કબૂલ કરી શસ્ત્રબંધી પરિષદની પૂર્વભૂમિકા અધુરા આદર્શ ઉપર રચાયેલી છે. શસ્ત્રબંધી પરિષદના નિત્ય નિત્ય હેવાલો છાપાંમાં આવે છે તે પરથી વાંચનારને આ બાબતની પ્રતીતિ થાય છે.

પરિષદ સમક્ષ જે દરખાસ્તો રજૂ થઇ છે તેમાં પહેલી દરખાસ્ત લશ્કરની સંખ્યા વિષે છે. કમિશને આ દરેક દરખાસ્તોમાં આંકડા પૂરવાના ખાલી રાખ્યા છે!! ૭ ૭ વરસના પરિશ્રમ પછી પણ આ બાબતમાં એકમત થવાયું નથી!! લશ્કરની સંખ્યા કમી કરવાની બાબતમાં જર્મનીની તકરાર એ છે, કે લડાઈ વખતે જે લશ્કર કામમાં આવે છે તે 'ટ્રેન્ડ રિઝર્વ'માંથી ખેંચાય છે—એટલે કે લશ્કરી તાલીમ મેળવેલા પ્રજાજનોનું મોટે ભાગે હોય છે. આ સંખ્યામાં જ્યાંસુધી મર્યાદા ન મુકાય ત્યાંસુધી લશ્કર કમી કરવાની બાબતમાં અસરકારક કાપ મૂકયો કેમ કહેવાય? રશિયાના પ્રતિનિધિએ આ જ દલીલ પર ભાર મૂકયો છે.

બીજી દરખાસ્તોમાં જમીન ઉપરનું લશ્કર, નૌકાસૈન્ય, હવાઇ ફોજ દરેકમાં ક્યાં ક્યાં મર્યાદા મૂકવી એનો નિર્દેશ છે. વાર્ષિક લશ્કરી ખરચ ઉપર મોટો કાપ મૂકવો એ જ રાજમાર્ગ છે. આ મૂળગત પ્રશ્ન સંબંધી જ્યારે મત લેવાયા ત્યારે ત્રણ રાજ્યો વિરુદ્ધ પડયાં. ૭એ મત ન આપ્યો, અને સોળ રાજ્યોએ તેમ કરવા હા પાડી. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ

અમેરિકાએ આ માટે કોઇ પણ જાતની કબૂલત આપવા ના પાડી !! એને ત્યાં પૈસાની છકાછક છે શા માટે હા પાડે?

દારૂગોળાની વપરાશ બાબતમાં એવું કબૂલ થયું છે કે ઝેરી ગૅસો અને એવા પદાર્થોની બંધી કરવી. પરતુ આ શરતી કબૂલત છે. બધા પક્ષોએ બંધી કરવા હા પાડવી જોઇએ તો જ તેનો અમલ થશે! જર્મનીએ જણાવ્યું છે કે હવાઇ જહાજમાંથી બૉંબ ફેંકવાની, અને લાંબી પહોંચી શકે એવી તોપો રાખવાની બંધી થવી જોઇએ.. બીજી જે વિગતો છે તેમાં અહીં ઊતરવાની જરૂર નથી.

પરિષદ હવે શરૂ થઇ ચૂકી છે અને યુરોપનાં જુદાં જુદાં રાજ્યોએ પોતપોતાનાં દૃષ્ટિબિંદુ રજૂ કર્યાં છે. ઇંગ્લાંડ તરફથી સર જહોન સાઇમને કેસ રજૂ કરતાં છેવટે કહ્યું હતું કે, જ્યારે જીનિવામાં શસ્ત્રબંધી કરવાની વાટાઘાટ ચાલી રહી છે ત્યારે બીજી બાજુ દૂર દૂર પૂર્વમાં ચીનનાં ગામડાંઓમાં આકાશમાંથી બૉંબનો વરસાદ વરસી રહ્યો છે એનાથી વધારે મોટો પરિહાસ આ હિલચાલનો શો હોય? ખરેખર, આ કેવળ પરિહાસ નથી પણ ભયંકર સત્ય છે. જો દુનિયામાંથી લડાઇ નાબૂદ કરવી હોય તો ઇંગ્લાંડના જેવા દહીં દૂધિયા વલણથી તેમ નહિ થાય કે ફ્રાન્સે હમણાં ઉઘાડી પરિષદમાં સૂચવ્યા મુજબ લીગ ઑફ નેશન્સને સર્વોપરિ રાજ્યસત્તાવાળું સુપરસ્ટેટ બનાવવાથી નહિ વળે. લીગ ઑફ નેશન્સની સ્થાપના થઇ ત્યારે જ એક સર્વોપરિ સત્તા સ્થાપવાનો વિચાર રજૂ થયો હતો; પરંતુ એમાં ગંભીર ભૂલ રહેલી છે એવું કબૂલ થયું હતું. સાચી વાત એ છે કે શાંતિનું વાતાવરણ ભય ઉત્પન્ન કરવાથી પેદા ન શકે. ભય ભયને જન્મ આપે છે. શાંતિ વધુ શાંતિ સ્થાપે છે. ઇટાલીના પ્રતિનિધિએ પરિષદ સમક્ષ એક જ સુંદર વાક્યમાં દુનિયાની શાંતિના પ્રશ્નનો નિકાલ સૂચવ્યો હતો. ઇટાલી પોતે સંપૂર્ણ શસ્ત્રબંધી માટે તૈયાર છે એમ જાહેર કરતાં એણે કહ્યું હતું કે 'સત્તા કે બળને સુરક્ષિત કિલ્લાની જરૂર નથી, ન્યાયને સુરક્ષિત રાખો, સુરક્ષિત કરો એટલે થયું.'

ખરેખર રીતે જોઈએ તો શસ્ત્રબંધીનો પ્રશ્ન ચિરસ્થાયી શાંતિના સવાલના નિકાલ માટે ઉપલક્રિયો છે, પછાત દેશોને તેમના સ્વરાજના જન્મસિદ્ધ હકથી વિમુખ રાખવા, આર્થિક લૂંટ ચલાવવી અને સાથે સાથે લડાઇને દુનિયાના પડ ઉપરથી નાબૂદ કરવાની વાતો કરવી એ મિથ્યા બકવાટ છે. 'મારો પાડોશી લશ્કર ઓછું કરે તો હું પણ કરું અને અમે બન્ને થોડી મૂંઝવણમાંથી બચી જઇએ' એવી ક્ષુદ્ર ભાવના મનમાં રાખી દુનિયાના વ્યાસપીઠ ઉપરથી મોટી મોટી વાતો થાય છે. રાજ્યની સુરક્ષિતતા'નો સિદ્ધાંત આ લોકોએ તેથી જ ઉપજાવી કાઢ્યો છે. રશિયાએ સામ્યવાદી તંત્ર સ્થાપ્યું છે; બીજા દેશોને ગળી જવાની એની ઇચ્છા નથી, પરંતુ જગતમાં બંધુભાવના ફેલાવવા તેણે ભેખ લીધો છે તેથી આ 'સુરક્ષિતતા'ના સિદ્ધાંતનું પોકળ એણે ખુલ્લું કરી દીધું છે. 'સાચી સુરક્ષિતતા' તો સંપૂર્ણ શસ્ત્રબંધી કરવામાં છે.

ગાંધીજીએ જીનિવાના વ્યાસપીઠ ઉપરથી સમસ્ત દુનિયાને જણાવ્યું હતું કે, પ્રેમપંથની 'પાવક જ્વાળા' યુદ્ધને હમેશ માટે ભસ્મ કરશે. દેશ દેશ વચ્ચેના ઝઘડાનો નિકાલ કરવા માટે આંતરરાષ્ટ્રીય પંચ સ્થાપવાનું એકમાત્ર સાધન છે. જગતનાં સુધરેલાં રાજ્યોના જીનિવામાં ભેગા થયેલા પ્રતિનિધિઓ અને નિષ્ણાતો ખરેખર જ શસ્ત્રબંધી કરવા માટે તત્પર છે કે નહિ તે હવે જણાશે. એમની કસોટી થઈ રહી છે એમાં એ કેટલા પાર ઊતરે છે તે હવે જણાશે. *

'પ્રસ્થાનતંત્ર'

* આ સંબંધી 'મૉડર્ન રિવ્યુ' ફેબ્રુઆરી, ૧૯૩૨ માં બે સુંદર લેખો પ્રગટ થયા છે.

# હરિની બંસી થાને !

રાગ : જોગી

રે જીવ ! શાને ઓછું આણે ?
તારા ઉરનું ગાણું હોંસે ગાને ! ધ્રુવ૦

ખાલી ભલે તું – હોય અધુરો
ચિન્તા તેની શાને ?
ઘણો ભરેલો ડૂબે વ્હેણે
અધુરો મોજે માણે !
રે જીવ ! શાને ઓછું આણે ?

તીરે રઝળતો ઘડુલો ખાલી
તેને કોણ વખાણે ?
તેનું મૂલ્ય તરનારાં પ્રીછે
કે કો ડુબતાં જાણે !
રે જીવ ! શાને ઓછું આણે ?

ખાલી નભ આ પોલું પોલું
ભર્યું એને કો જાણે ?
કોટિક દુનિયાં એમાં વિલસે
વિરલા કો પરમાણે,
રે જીવ ! શાને ઓછું આણે ?

ખાલી ખાલી બંસી પોલી
અવિરત ગાજે ગાને;
ખાલી ભલે તું હોય સુભાગી !
હરિની બંસી થાને !
રે જીવ ! શાને ઓછું આણે ?
તારા ઉરનું ગાણું હોંસે ગાને !

સ્નેહરશ્મિ

# રસ્તા પરનાં ઝાડો

**રા.** અંબાલાલ પટેલનો લેખ વાંચી આનંદ થયો આ વિષયની ચર્ચા ઇચ્છવા યોગ્ય છે. બાગોમાં ક્યાં ક્યાં ફુલઝાડ વાવવાં, સરિયામ રસ્તાઓ ઉપર ક્યાં ઝાડો રોપવાં, ખુલ્લા મેદાનોમાં ક્યાં ક્યાં ઝાડો રોપવાં, ભેજવાળી જગોમાં જ્યાં મેલેરિયાનો સતત ઉપદ્રવ રહેતો હોય ત્યાં કયા ઝાડો વાવવાં જોઇએ, ખારી હવામાં ઉછરી શકે એવાં ઝાડો ક્યાં વાવવાં જે શહેરોને-સ્થળોને દરિયા કિનારો લાગુ પડયો હોય ત્યાં કયાં ઝાડો વાવવાં, ઇમારતી લાકડાં માટે ક્યાં ઝાડો વાવવાં, બળતણ માટે ક્યાં ઝાડો વાવવાં—આવા અનેક પ્રકારના પ્રશ્નોની ચર્ચા અતિ આવશ્યક છે. દરેક મનુષ્યને આ વિષયોનુ ઓછુંવત્તું જ્ઞાન હોય તો ગામની, સીમની અને ભાગોળની શોભામા તે જરૂર વૃદ્ધિ કરી શકે.

કેવળ ફુલોની શોભા માટે ઉદ્યાનોમાં ક્યાં ક્યાં ઝાડો વાવવાં એ પ્રશ્ન ઘણાંયે કલારસિક શ્રીમતોને માટે જરૂરી નથી શું? અમદાવાદનો વિક્ટોરિયા ગાર્ડન જોનાર 'છી' કહીને ચાલતો જાય એવો તે ક્ષુદ્ર બાગ છે. આવડા મોટા અમદાવાદમાં એકપણ આંખોને ઠારે એવો સુંદર બાગ કેમ નથી? વડોદરાના કમાટી બાગમાં પણ વૃક્ષોની વિવિધતા નથી અને દર્શનીય ફુલઝાડો પણ નથી.

રા. અંબાલાલ પટેલે રસ્તા પર ઝાડો વાવવા માટે જે સૂચનાઓ આપી છે તે સુંદર છે. એમાં ખાસ ઉમેરવા જેવું કશું જ જણાતું નથી. છતાં થોડાંક ઉપયોગી ઝાડોની યાદી આપવાનો વિચાર રોકી શકાતો નથી.

આપણા દેશમાં કેટલાંક સ્થળોએ આર્થિક દૃષ્ટિએ રસ્તા ઉપર ઝાડો વાવવાંમાં આવે છે. દાખલા તરીકે આંબા. આંબા એ સુંદર છાયાવૃક્ષ છે અને તે સાથે તેમાંથી સારું ઉત્પન્ન પણ થાય છે. કેટલેક સ્થળે આંબલીનાં ઝાડ પણ આ દૃષ્ટિએ વાવવામાં આવે છે. આંબલીનાં ઝાડની છાયા સાથે તેના ફળનું ઉત્પન્ન થાય છે. યુરોપમાં પણ આ દૃષ્ટિએ ઘણાંએ ફળઝાડ રસ્તાની બે બાજુ ઉછેરવામાં આવે છે. આ ગરીબ દેશમાં આ દૃષ્ટિએ છાયાવૃક્ષો ઉછેરવામાં આવે તો તે ઇચ્છવા યોગ્ય નથી શું? અસ્તુ.

શહેરમાં રસ્તાઓ માટે " થોડાંક આદર્શ ઝાડો " ની જે યાદી રા. અંબાલાલ પટેલે આપી છે તેમાં નીચેનાં ઝાડો ઉમેરવા યોગ્ય મને લાગે છે:—

૧ સ્ટાર એપલ. (Chrysophyllum Cainito)—અરીઠીના વર્ગનું આ ઝાડ ખરેખર સુંદર છે. તેમાં પાનની એક બાજુ તામ્રવર્ણી અને બીજી બાજુ તદ્દન લીલી હોય છે. પાનની શોભા ખરેખર મોહક છે. આ ઝાડ અમેરિકાનું વતની છે. બી વાવવાથી ઝાડ થાય છે. એનાં ફુલનો ગર્ભ ખવાય પણ છે. મુંબઇની સડકો ઉપર આ ઝાડો કોઇ* કોઇ જંગાએ જોવામાં આવે છે.

૨ કરંજ (Pongamia glabra)— ૩૦-૪૦ ફીટ જેટલાં ઊંચાં આ ઝાડ રસ્તાની શોભામાં ઓર જ વધારો કરે છે. એનાં લીસા ચકચકતાં પાન અને મઘમઘટા - સુંદર ફુલો - સુંદર વૃક્ષ છે. એનાં બીજ અને પાન ઔષધોપયોગી છે.

**૩ લીમડો**—આપણા દેશમાં લીમડો બહુ સહેલાઇથી થાય છે. છાયાવૃક્ષ તરીકે એની ગણત્રી થયેલી છે. પાનખર ઋતુમાં પાન પાકીને ખરી જાય છે ત્યારે તે બેડોળ લાગે છે પણ જૂજ વખતમાં પાનથી તે વિભૂષિત થઇ જાય છે. હવાને સુધારનાર હોઇ આ ઝાડો જેમ બને તેમ વધુ વાવવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. સરિયામ રસ્તા ઉપર આ ન વાવવાં જોઇએ, કારણ કે તેનાં પાકેલ બીજ જ્યારે નીચે ખરી પડે છે ત્યારે રસ્તા ખરાબ કરી મૂકે છે.

**૪ દીવીદીવી** ( Cæsalpinia Coriaria )—બહુ ધીમેથી વધનારું પણ બહુ જ નાનાં નાનાં સુંદર પાનવાળું આ મધ્યમ કદનું ઝાડ રસ્તાઓ ઉપર વાવવા યોગ્ય છે. એનાં લીલાસ લેતાં સફેદ નાનાં સુંદર સુગંધી ફુલો પણ એની શોભામાં વૃદ્ધિ કરનાર છે.

**૫ ઘુઘરો** ( Lagerstroemia Flos - reginea ) આ ઝાડનું અંગ્રેજી નામ "*The Pride of India*" અથવા "*Queen Flower*" છે. આ ઝાડ જ્યારે પુષ્પિત હોય છે ત્યારે એની શોભા અવર્ણનીય હોય છે. એની શાખાઓનો ચારે તરફનો કમનીય વિસ્તાર, એનાં પાન અને મોહક ફુલો ખરેખર ઝાડની સુંદરતામાં વૃદ્ધિ કરનાર છે. આનો જ સગો ભાઈ '**નાના**' નામનું ઝાડ પણ આવું જ સુંદર છે અને રસ્તા ઉપર વાવવા માટે ઉપયોગી છે.

**૬ વિલાયતી આંબલી અથવા એકાદશી** – (Pithecolobium dulce) – જેનાં પાકેલ ફળ આપણે હર્ષથી ખાઇએ છીએ એ ઝાડ રસ્તા ઉપર ઘણી જગાએ વવાય છે.

**૭ ગરમાળો (कर्णिकार)**: જ્યારે પીળાં ફૂલના ગુચ્છાથી આ ઝાડ લચી પડે છે ત્યારે એની શોભા જોવા જેવી હોય છે. એનાં લીસાં પાન, એની મોટી લબડતી શીંગો પણ ઝાડની શોભામાં વૃદ્ધિ કરે છે. ગરમાળો દવાના કામમાં પણ ઠીક આવે છે. પ્રાચીન કવિઓનો **कर्णिकार** તે આ જ ઝાડ છે.

**૮ નાગકેસર.** ( Mesua ferrea ) – આ ધીમે વધનારું ઝાડ આપણે અહીં થાય કે નહિ તે વિષે હું નથી કહી શકતો. દક્ષિણ તરફ તો તે ખૂબ જ થાય છે. થાય તો બહુ સુંદર ઝાડ છે. સાચું નાગકેસર તે આનાં ફુલનાં પુંકેસર. ઓહો હો! ફુલોની શોભા!!

**૯ અર્જુન**-( Terminalia Arjiena ) –ગૂજરાતમાં જેને આપણે સાજડ કહીએ છીએ તે આ ઝાડ નથી. આ ઝાડનું થડ સીધું વધે છે: થડ સફેદ હોય છે. કરાંચીમાં ઘણી જગાએ આ વૃક્ષો રાજમાર્ગો ઉપર વાવેલાં જણાય છે. છાયાવૃક્ષ તરીકે કિંમતી છે.

**૧૦ પારસપીંપળો** – કાઠિયાવાડની જમીન આ ઝાડને ખૂબ માફક આવે છે. એનાં પીંપળા જેવાં પાન, પીળા રંગના ફૂલો અને મધ્યમ કદ રસ્તા ઉપર વાવવા લાયક ઝાડ તરીકે તેને પૂરવાર કરે છે.

**૧૧ ગુંદો** ( Cordia robusta ) – સુંદર છાયાવૃક્ષ છે. ફળનાં અથાણાં થાય છે. બહુ ધીમે વધનારું છે.

**૧૨ બકાનલીંબડો** – છાયાવૃક્ષ છે. સુંદર ઝાડ છે. પુષ્પની શોભામાં વૃદ્ધિ કરે છે.

**૧૩ રાજચંપો** ( Michalia champaka ) – બહુ સુંદર વૃક્ષ છે. તેનાં ફુલોની ખુશબો, શોભા, અને પાનનો ભરાવો – બધું સુંદર છે. ગૂજરાતમાં જરૂર થાય.

૧૪ પનરવો (Erythrina indica) – આ ઝાડ ઉપર કેસુડા જેવા લાલચોળ ફુલના ગુચ્છા આવે છે અને તે વખતે એ બહુજ આકર્ષક લાગે છે. પાન પણ સુંદર હોય છે.

૧૫ સીસમ (Dalbergia) – મથુરા જંકશન આગળની સડક ઉપર આ ઝાડોની હાર જોઇને આ લેખકને બહુ આનંદ થયેલ. એનાં ફુલ આવે છે ત્યારે આ ઝાડની શોભા સરસ જણાય છે.

૧૬ અરલુ (Ailantus excelsa) – અંગ્રેજી નામ "Tree of Heaven." કેટલાક એને "મોટા અરડુસા" કહે છે. જલદી વધનારું ઝાડ છે.

મને આટલાં તો ખાસ ઉપયોગી એ યાદીમાં વધારવા યોગ્ય લાગ્યાં છે.

શહેર બહાર આ સિવાય બીજાં ઘણાં ઝાડો રસ્તા ઉપર વાવી શકાય એમ છે. છત્રા બાવળ (Acacia planifrons)નાં ઝાડ સડકની બન્ને બાજુએ રોપવામાં આવ્યાં હોય તો એનો દેખાવ એવો તો સુંદર લાગે છે કે ન પૂછો વાત. આ બાવળનો મુકુટ કે ટોપ છત્રીના ઘુંમટ જેવો વચમાંથી ઊંચો અને બાજુએ ચોફેર ઢાળવાળો અથવા સપાટ થાળી જેવો થાય છે. એનો 'એવન્યુ' ખરેખર દર્શનીય છે.

આપણાં શહેરો રીચીરોડ, ક્વીન્સરોડ જેવાં રસ્તાનાં નામો રાખે તેના કરતાં અમુક જાતનાં સુંદર ઝાડો એ રસ્તે વાવી તે ઝાડોના નામ પરથી રાજમાર્ગનું નામ રાખવામાં આવે તો કેવું સારુ? યુરોપમાં એવું થાય છે. આમહર્સ્ટીયા એવન્યુ ('આમહર્સ્ટીયા નોબીલીસ' એ અતિઉત્તમ દર્શનીય વૃક્ષ છે.) 'સ્પેથોડીયા ગ્રોવ,' 'કેસીયા ટેરેસ' ઇત્યાદિ આપણે પણ **कर्णिकार, अशोक** અને આમહર્સ્ટીયા ને આપણા રાજમાર્ગો સાથે ક્યારે વણી લઇશું?

બાપાલાલ વૈદ્ય




વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય ભાગ ૧-૨:—પ્રસિદ્ધ કરનાર: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા. કિં. અનુક્રમે આના આઠ અને બાર.

વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ્ મંડળે રા. મોતીભાઈ અમીનદ્વારા આ પુસ્તક તૈયાર કરાવ્યું છે. વાર્તાનાં ૧૨૦૦ પુસ્તકોનો પરિચય આપવાની યોજના છે, તેમાંથી પહેલા ભાગમાં ૩૭૨ અને બીજા ભાગમાં ૪૪૭ પુસ્તકોનો પરિચય આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બાકીનાં પુસ્તકો માટે ત્રીજો ભાગ હવે પછી છપાશે.

પુસ્તકાલયોના ગ્રંથપાલો માટે અને સામાન્ય વાચકો માટે પણ આ પ્રકારના પુસ્તકની ખાસ જરૂર હતી; એ ખોટ કેટલેક દરજ્જે આ પ્રયત્નથી પૂરી પડશે. પ્રથમ પ્રયત્ન હોવાથી તથા જુદી જુદી કોટિના વાચકોના સહકારથી તૈયાર થયેલ છે તેથી તેમાં કેટલીક ઊણપો હોય એ સ્વાભાવિક છે. મંત્રીઓએ પ્રસ્તાવનામાં છૂટથી ચર્ચા કરવાની માગણી કરી છે, પણ તે પ્રમાણે હજુસુધી કોઇએ ચર્ચા કરી હોય એમ જાણ્યું નથી; તેથી થોડી શરૂઆત કરીશ.

પરિચય અતિશય અલ્પ છે તે જરા વિસ્તારી અને ખાસ કરીને મુદ્દાસર થવો જોઇએ. ગોળગોળ શબ્દોમાં બેચાર લીટીઓ લખવાથી વાચકને પુસ્તકનો કાંઇ જ પરિચય કરાવાતો નથી. "વિષવૃક્ષ"નો પરિચય આપતાં લખ્યું છે: "સંસારની ઘટનાઓ વાર્તામાં ઉતારી નૈતિક બોધ આપવાનો પ્રયત્ન સારો છે.' આ શબ્દો કોઇપણ નવલકથાને લાગુ પાડી શકાય. તેથી "વિષવૃક્ષ"માં શું આવે છે તેની કાંઈ જ માહિતી મળતી નથી. તે જ પ્રમાણે "બાલા"માં મુખ્યત્વે ગામડાની સેવાની વાત છે, તે ન લખતાં આડું અવળું કહેવામાં આવ્યું છે તેથી તેનો ખરો પરિચય મળતો નથી. કેટલાંક ઇતિહાસ અને જીવન ચરિત્રનાં પુસ્તકોને નવલકથા તરીકે બતાવવામાં આવ્યાં છે. જેમકે મીર કાસમ, ઝાંસીની રાણી, ફીજીદ્વીપમાં મારાં ૨૧ વર્ષ; તથા વિક્ટર હ્યુગો અને ડુમા જેવા જાણીતાં, ફ્રેંચ લેખકોને 'અંગ્રેજી લેખકો' કહેવામાં આવ્યા છે. "સોરઠી બહારવટીઆ"ને નવલકથા ગણી છે એ તો જાણે ઠીક. પણ "રા. અડાલજાની વીરની વાતોના ૪ ભાગ, સૌરાષ્ટ્રની રસધારના ૫ ભાગ અને સોરઠી બહારવટીઆ ૩ ભાગ એ દરેકમાં લગભગ એક જ વાતો જુદે જુદેરૂપે આપેલી છે. માત્ર વસ્તુગુંથણી અને ભાષામાં સહેજ સાજ ફેરફાર છે" એમ કહીને તો લેખકે પોતાનું અજ્ઞાન જ બતાવી આપ્યું છે. "મણિ અને મોહન અથવા ભાગ્યહીન ભાઇબ્હેન" વનમાળી લાધાભાઇ મોદીની એક વખત સારી રીતે વંચાતી નવલકથા ગણાય. પણ તેનો પરિચય બે જગાએ આપી એકમાં લેખક તરીકે દુર્લભજી જુઠાભાઇનું નામ મૂક્યું છે તે વિચિત્ર છે. પણ એથી પણ વિચિત્ર તો આ નવલકથા વિષેના બે જગાએ દર્શાવેલા પરસ્પર વિરોધી વિચારો લાગે છે. આવું સ્વ. ભોગીન્દ્રરાવની "મૃદુલા"ના

સંબંધમાં બન્યું છે. " સુબન્ધુ " એ ભોગીન્દ્રરાવનું તખલ્લુસ છે એ જાણવાથી આ નવલકથાનો પરિચય બે વખત આપવામાં આવ્યો છે. એક જગ્યાએ લખ્યું છે " સર્વ સ્ત્રી પુરુષોને વાંચવા લાયક છે. ભાષા સાદી અને સંસ્કારી છે ને લખાણની શૈલી રસિક છે." ( ભા. ૨ પા. ૨૦ ); ત્યારે બીજી જગ્યાએ લખ્યું છે " ભાષા સાદી પણ શૈલી કૃત્રિમ જેવી છે. વાર્તામાં ખાસ મહત્તા જેવું કંઇ નથી અને પાત્રોમાં ગુંચવાડો ઉપન્ન થાય એવું છે. " ( ભા. ૨ પા. ૧૧૮ ). કોઇ ગુજરાતી નવલકથા સાહિત્યના અભ્યાસી પાસે આ પુસ્તક છપાવતાં પહેલાં તપાસાવ્યું હોત તો આવી ભૂલો રહેત નહિ.

**ગ્રંથ અને ગ્રંથકાર : પુ. બીજું**—પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ. કિં. એક રૂપિયો.

સોસાઇટીના આસિ. સેક્રેટરી રા. હીરાલાલ પારેખે પ્રથમ પુસ્તકની માફક આ પુસ્તક પણ તૈયાર કર્યું છે. તેમાં ગયા વર્ષના કરતાં કેટલોક સુધારો વધારો જોવામાં આવે છે. ૭૪ જીવંત લેખકોનો પરિચય તેમાં આપવામાં આવ્યો છે. તે ઉપરાંત ગત વર્ષની સાહિત્ય રાજકીય વગેરે પ્રવૃત્તિઓનું અવલોકન, વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલ પુસ્તકો તથા માસિકોના ઉપયોગી લેખોની સૂચિ અને રા. નરસિંહરાવનાં વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં ભાષણોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. છેવટે આપેલો પુસ્તકના છાપકામ અને ચિત્રકામ ઉપરનો રા. બચુભાઈ રાવતનો લેખ પણ લેખકોને તથા પુસ્તક–પ્રસિદ્ધ કરનારાઓને ઉપયોગી થઈ પડે તેવો છે.

વર્ષ દરમિયાન થયેલાં પુસ્તકોની યાદી જોતાં તેમાં ભાષાન્તરોની સંખ્યા મોટી લાગે છે. તેજ પ્રમાણે ઘણી ખરી ચોપડીઓ કદમાં ને કિમ્મતમાં નાની છે. કિંમત પરથી પણ સાધારણ વાચકને કદનો ખ્યાલ આવે, છતાં પાનાં દર્શાવવાનો રિવાજ રાખવામાં આવે એ ઇચ્છવા જોગ છે. તેજ પ્રમાણે જે પુસ્તકો ભાષાન્તર હોય તેના વિષે તે હકીકત યાદીમાં દર્શાવવામાં આવે તો આપણા સાહિત્યમાં મૌલિક વધારો કેટલો થાય છે તેનું માપ કાઢવામાં સરળતા થાય. વિષયોનાં મથાળામાં " નવલકથા " એ મથાળુ યાદીનાં પુસ્તકો–દ્વિરેફની વાતો, કલ્પના કુસુમો, ઊર્મિયું, સબરસિયું વગેરે–જોતાં ઠીક લાગતું નથી. આ વિભાગને " વાર્તા " નામ અપાય તે યોગ્ય છે. વળી ભરતકુમાર જેવા હોંસિલા બાલકે લખેલી " શોભારામ " જેવી પુસ્તિકા બાલ વિભાગમાંજ શોભે.

માસિકોમાં આવેલા લેખોની યાદીમાં પ્રવાસ, ભાષા, સમાલોચના, સાહિત્ય વગેરે જાતના લેખો આપવામાં આવ્યા છે, તેમાં નવલિકા અને કાવ્ય પણ દાખલ કરવાની જરૂર છે. આ બે પ્રકારનાં લખાણોનો ભવિષ્યમાં સંગ્રહ થવાનો સંભવ બીજા પ્રકારના લેખો કરતાં ઘણો જ વધારે છે; એટલે જો વર્ષ દરમિયાન માસિકોમાં છપાયેલ શ્રેષ્ઠ નવલિકાઓ અને કાવ્યોની યાદી આપવામાં આવે તો ભવિષ્યના સંગ્રાહકને તથા અભ્યાસીને પોતાના કામમાં મદદ મળે. અંગ્રેજીમાં વર્ષ દરમિયાન છપાયેલ નવલિકાઓના સંગ્રહો પ્રતિવર્ષ પ્રસિદ્ધ કરવામાં આવે છે, તો આપણે યાદી તો પ્રસિદ્ધ કરીએ !

કૌમુદીકારે આ પુસ્તકમાં આવેલ ગ્રંથકારોના પરિચય સંબંધી લખનાં વાંધો દર્શાવ્યો હતો કે તેમાંના અનેક, " ગ્રંથકાર " જેવા મોટા નામને યોગ્ય નથી. પણ જ્યાં ગુજરાતના સર્વ વિદ્યમાન લેખકોની જેમ બને તેમ સંપૂર્ણ માહિતિ એકઠી કરવાનો ઉદ્દેશ હોય

ત્યાં આવી ટીકા યોગ્ય લાગતી નથી. છતાં આ સબંધમાં એક સૂચના કરવા જેવી લાગે છે. દરેક ગ્રંથકારના પરિચયના અંતે તેની કૃતિઓની યાદી આપી છે તેમાં માત્ર સાલ જ દર્શાવવામાં આવી છે. આ ઉપરથી લેખકનાં પુસ્તકોની શક્તિનો બરાબર ખ્યાલ આવતો નથી. એટલે જે ગ્રન્થો ભાષાન્તરરૂપે હોય ત્યાં તે વાત દર્શાવવી તથા દરેક ગ્રન્થની કિંમ્મત આપવી એવું ભવિષ્યમાં કરવામાં આવે તે ઇચ્છવાયોગ્ય છે.

**શ્રી. અરવિંદ ઘોષના પત્રો**: અનુવાદક કિશનસિંહજી ચાવડા; નવયુગ પુસ્તકભંડાર – અમદાવાદ. મૂલ્ય ૦–૨–૦

અરવિંદ ઘોષના પત્રોના અત્યાર સુધીમાં ગુજરાતી ત્રણ અનુવાદો અમે જોયા છે, તેમાં આ ચોથો થયો. આ પ્રમાણે એકને એક વસ્તુ પાછળ પડયા રહેવા કરતાં નવાં નવાં ક્ષેત્રો તરફ ધ્યાન દેતાં ગુજાતી પ્રકાશકો અને અનુવાદકો કયારે શીખશે? બંગભંગયુગના "ઋષિ"ના સ્ત્રી જાતિ સંબધીના "મહર્ષિઓના" ટેકાવાળાં નીચેનાં વચનો, આ ગાંધીયુગમાં કેટલાં જુનવાણી લાગે છે! "તમે બીજા બધા મંત્રો છોડીને पतिः परमो गुरुः એને જ એક માત્ર મંત્ર સમજો. સ્ત્રી સ્વામિની સહધર્મિણી છે, સ્વામી જે કાર્યને ધર્મ સમજીને સ્વીકારે એમાં સહાય કરવી, મન્ત્રણા આપવી, ઉત્સાહ પૂરવો અને દેવ સમજીને એમના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનવું એ સહધર્મિણીનું કર્તવ્ય છે કાર્ય નિશ્ચિત કરવું એ પુરુષનો અધિકાર છે અને એમાં સહાય કરવી, ઉત્સાહ આપવો એ સ્ત્રીનો અધિકાર છે."

**બંગાળા બેહાલ**: ગોપાળદાસ જીવાભાઇ પટેલ ગુર્જરગ્રંથ રત્નકાર્યાલય અમદાવાદ, કિં. ૦–૭–૦

પ્લાસીના યુદ્ધ પછીથી તે બંગાળાની નવાબીનો અંત આવ્યો ત્યાં સુધીના ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અમલનો આ પુસ્તકમાં સાચો હેવાલ આપવામાં આવ્યો છે. બંગાળની રાજકીય પરાધીનતાના પરિણામે તેના વેપાર ઉદ્યોગનો પણ કેવાં અન્યાયી કૃત્યો વડે નાશ કરવામા આવ્યો તેનું બળતા હ્રદયે કરેલું વર્ણન અસરકારક છે.

**બકુલા ભાભી**: લેખક હિંમતલાલ ચુ શાહ; સ્ત્રી – બોધ કાર્યાલય; અમદાવાદ કિં. ૧–૮–૦

"જીવનની બીજી પચીસીમાં પ્રવેશ કરતા" લેખકની આ બીજી નવલકથા છે. ઉર્મિલાદેવી નામની નવલકથા, આના અનુસંધાનમાં લેખકે લખી છે અને ત્રીજી લખવા વિચાર રાખે છે. નવલકથા "સ્ત્રી વિકાસની છેલ્લી ત્રણ દશાઓ" દર્શાવવા લખી છે એમ લેખક કહે છે. તે માટે ત્રણ સ્ત્રી પાત્રો લેખકે યોજ્યાં છે. "તેમના કાર્યનું મધ્યબિંદુ લગ્ન છે." લેખકના આ છેલ્લા શબ્દો જ બતાવી આપે છે કે તેમને સ્ત્રી વિકાસ કોને કહેવો તેની સાચી સમજણ નથી. લેખકે સમ્યક્ વાંચ્યું, વિચાર્યું કે જોયું હોત તો સમાજના આવાં ઢંગધડા વિનાનાં ચિત્રો તે કદી રજુ કરવા પ્રેરાત નહિ

**ભેંશનાં શીંગડામાં, ટૂચકાઓ, બે બાળનાટકો, ગામડામાં ગયો, વિલાયતની વાતો.** દરેકની કિં. ૦–૧–૬ લેખક ગિજુભાઈ; દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિર; ભાવનગર

"બાલસાહિત્ય ગુચ્છ"ના આ પુસ્તકો ગિજુભાઈની રમતિયાળ શૈલીમાં લખાયેલા હોઈ બાળકોને ગમે તેવા છે. પણ આ અને ગિજુભાઇનાં બીજાં બાલોપયોગી પુસ્તકો જોઇ

એમ પૂછવાનું મન થાય છે કે લોક વાર્તા, લોકગીતો, લોકજીવન વિષે બહુ કહેવાયું. હવે વિજ્ઞાન, ઇતિહાસ વગેરેની વાતો કયારે આપશો અથવા અપાવશો ?

**જય ગુજરાત કિંવા અભિનવસિદ્ધરાજ**—કર્તા ધનશંકર હી. ત્રિપાઠી, અમદાવાદ મૂલ્ય રૂ. ૧–૮–૦

વિક્રમની તેરમી સદીના અંતિમ વર્ષોમાં ગુજરાતમાં બનેલા બનાવો કલ્પનાના મિશ્રણ સાથે આ નવલકથામાં ગૂંથવામાં આવેલ છે અને રા. ધનશંકરની સાદી શૈલીમાં તે લખવામાં આવી છે.

**સીતાહરણ**: કર્તા મણિલાલ છબારામ ભટ; હરગોવનદાસ હરજીવન બુકસેલર; અમદાવાદ કિ. ૦–૧૨–૦

રા. મણિલાલ છબારામ ભટ્ટ ગુજરાતનું જૂનું નાણું છુ છે. તેમની લખેલી સ્વતંત્ર નવલકથાઓ તથા સંસ્કૃત નાટકો વગેરેનાં ભાષાંતરો ગુજરાતમાં સારો આદર પામ્યાં છે. આ નાટક તેમણે આજથી ૩૫ વર્ષ પહેલાં લખેલું અને તેનો કેટલોક ભાગ બુદ્ધિપ્રકાશમાં પ્રકટ પણ થયેલો. તે સંસ્કૃત નાટકોની પદ્ધતિપર લખાયેલું છે. આપણી ભાષામાં સંસ્કૃત નાટકોનાં ભાષાંતરો તો અનેક થાય છે, પણ સ્વતંત્ર રીતે આ પદ્ધતિથી અમરસત્ર જેવાં કોઈક જ નાટકો લખાયાં છે. પુસ્તકનું વસ્તુ પ્રસિદ્ધ અને ભાષા સરલ છે. વિદ્યાર્થીઓને ભજવવામાં ઉપયોગી થઈ પડે તેવું છે.

**ભાઈલાલ વ્યાસનાં સંસ્મરણો**: પ્રકાશક દયાશંકર ભા. શુકલ; સુરત કિ. ૧–૪–૦

સ્વ. ભાઈલાલ વ્યાસ સરકારી રેવન્યુ ખાતામાં નોકર હતા; પણ તેમના પવિત્ર, સેવાપરાયણ અને ઉચ્ચાભિલાષી જીવનને લીધે તેમણે અનેક મિત્રો અને પ્રશંસકો ઉભા કર્યા હતા. તે આ જમાનાના મુમુક્ષુ હતા. સરકારી નોકર છતાં તેમણે આખી જીંદગી શુદ્ધ ખાદી પહેરવાની ટેક પાળી હતી. આ પુસ્તકમાં તેમના સંબંધી સંસ્મરણો ઉપરાંત તેમના પત્રો અને રોજનિશીમાંથી ઉતારા આપવામાં આવ્યા છે. આખું પુસ્તક વાંચવા લાયક છે. સ્વ. ની હાજરજવાબીના નીચેના દૃષ્ટાંતમાં માત્ર દેશપ્રેમ જ નહિ પણ અર્થશાસ્ત્રનું સાચું ભાન દેખાય છે.

"એક અમેરિકા રહી આવેલા એમ. એ. થયેલા સાધુએ ખાદી અર્થશાસ્ત્રની દૃષ્ટિએ મોંઘી છે એ ચર્ચા ચલાવી. સ્વ. ભાઈલાલભાઈથી આ સહ્યું જાય તેમ નહતું. તરત જ સાધુને વિનયભાવે એકાન્તમાં કહ્યું 'મને રાજકારણનો કે અર્થશાસ્ત્રનો અભ્યાસ નથી પણ મારો સગો ગરીબ હોય, મારે સ્ટેશન પર જવું હોય અને હું મજુરની શોધમાં હોઉં મારો તે સગો આવવા તૈયાર હોય પણ મજુરી એકાદ પૈસો વધારે માગે હવે મારે બીજો કોઈ એક પૈસો ઓછો લેનાર શોધવો કે આ મારા સગાને પૈસો વધારે આપવો પડે તો પણ રાજી આપવા ?"

**વિસર્જન**: અનુવાદક નગીનદાસ પારેખ; પ્રકાશક ઉપર મુજબ; કિ. ૦–૬–૦ શ્રીયુત ક્ષિતિમોહનસેનની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના સાથે.

શ્રી રવિન્દ્રનાથ ટાગોરના બંગાળી નાટકનો આ અનુવાદ ભજવવાલાયક ગુજરાતી નાટકોના અલ્પ ભંડોળમાં ઇચ્છવાલાયક ઉમેરો કરે છે.

**ગોળીબારની મુસાફરી**; પ્રયોજક સા. હંસા મહેતા; પ્રકાશક—બાલજીવન કાર્યાલય વડોદરા કિ. ૦–૭–૦

સ્વીફ્ટના પ્રખ્યાત કટાક્ષગ્રંથ "ગુલીવર્સ ટ્રાવેલ્સ"ની વહેંતીઆઓના પ્રદેશની પ્હેલી સફરનું આ પુસ્તક બાળકોને સમજાય તેવું બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

નવલરામ ત્રિવેદી

આકાશ દર્શનઃ શ્રી ભોગીલાલ પટવા, પ્રકાશક—એસ. બી. શાહની કુ. તરફથી સોમચંદ ભગવાનદાસ શાહ, પાનકોર નાકા; અમદાવાદ કિંમત આઠ આના.

જર્મન ફિલસુફ કાન્ટે એક જગ્યાએ કહ્યું છે કે 'બે વસ્તુઓ મને અદ્‌ભુત રસમાં તરબોળ કરી મુકે છે, એક તે ઉપરનું તારાજડિત આકાશ અને બીજું—આપણી અંદર વસતી નીતિની ભાવના'. એકમાં બહારની અનંતતા છે, બીજામાં અંદર વસતી અનંતતા છે. ખગોળ એ શ્રી ભોગીલાલ પટવાનો પ્રિય વિષય છે એટલે તેમણે "આકાશ દર્શન" પ્રજા સમક્ષ રજુ કર્યું છે.

પ્રસ્તુત પુસ્તક, વિજ્ઞાનના સામાન્ય પુસ્તક જેવું ઠંડુગાર લાગતું નથી. શ્રીયુત પટવાએ ખગોળવિજ્ઞાનની વિગતોનું, આપણે આકાશનું પ્રત્યક્ષ દર્શન કરીએ ત્યારે જે રીતે એ વિગતો એક પછી એક, દિવસે દિવસે, માસે માસે આપણી સમક્ષ ખડી થાય એ રીતે એનું નિરૂપણ કર્યું છે. પુસ્તકને બાર માસનાં બાર દર્શનમાં વહેંચી નાંખ્યું છે અને તેરમા દર્શનમાં ખગોળના મહાન પ્રશ્નોનો નિર્દેશ કર્યો છે. માસે માસે પૃથ્વી પોતાની કક્ષામાં ફરતી જાય અને ક્રાંતિવૃત્ત તથા વિષુવવૃત્તનાં છેદન બિંદુઓ બદલાતાં જાય, અને પૃથ્વી પરના નિરીક્ષકને માટે એના અંશો બદલાતા જાય, તેમ તેમ પહેલાં જોયેલાં તારા, ગ્રહો, નક્ષત્રો અને તારા મંડળો આથમતાં જાય, અને નવાં ઉગતાં જાય, અને ઉત્તરાયણ, દક્ષિણાયણ, વિષવાયન, વર્ષની મોટામાં મોટી ભરતી અને ઓટ, મોટામાં મોટો દિવસ અને લાંબામાં લાંબી રાત—આ તમામ પ્રશ્નોને, ગુજરાતમાંથી કોઇ માણસ આકાશને જુએ એ રીતે ચર્ચ્યા છે. ખગોળ પરનાં અંગ્રેજી પુસ્તકો વિલાયતના નિરીક્ષકની દૃષ્ટિએ લખાયેલાં હોય છે, અને ઘણાખરા અભ્યાસીઓ કોઈ એવા પુસ્તકમાં વાંચે કે અમુક તારો દેખાતો નથી અને માની લે કે આપણે ત્યાં પણ એ નથી દેખાતો—આવી ભૂલ આ પુસ્તક વાંચનાર કરે એમ નથી. કારણ ગુજરાતને નિરીક્ષણ બિંદુ તરીકે સ્વીકારીને શ્રી. પટવાએ આકાશદર્શન લખ્યું છે. ઉત્તરના અક્ષાંશ રેખાંશ પરથી જોયેલા તારાનું સ્થાન આપણે ત્યાંના અક્ષાંશ રેખાંશ પરથી આકાશમાં નક્કી કરવામાં જે ચોકસાઇની જરૂર પડે છે તે શ્રી. પટવાએ બતાવી છે. અત્યારે પ્રજા જીવનમાં પણ હિંદના જ અક્ષાંશ રેખાંશ પરથી હિંદનું ભાવિ ઘડવાનો પ્રયત્ન ચાલુ છે, તેવે વખતે આ દૃષ્ટિબિંદુથી રજુ કરેલું આકાશદર્શન પણ સૌ કોઇ કરશે એમ અમે આશા રાખીએ છીએ.

દરેક ઘરમાં આ પુસ્તક હોવું જોઇએ એમ અમે માનીએ છીએ.

સર લલ્લુભાઇ શામળદાસે પુસ્તકની પ્રસ્તાવના લખી પુસ્તકની ઉપયોગિતામાં અને મૂલ્યમાં વધારો કર્યો છે.

પ્રા.

દિવ્યચક્ષુ : લેખક રમણલાલ વસંતલાલ દેસાઈ એમ. એ: પ્રકાશક મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા, વડોદરા. કિં. રૂા. ૨–૮–૦

આ લેખકની નવલકથાને સુઘડ રૂપમાં પ્રસિદ્ધ કરી પ્રકાશકે ખરેખર સાહિત્યની સેવા કરી છે.

લેખક પ્રસ્તાવનામાં 'આ પોણાચારસો પાનાની વાર્તા વાંચવાની ઘણા માણસો ધીરજ

રાખશે કે કેમ' એવી શંકા કરે છે. અમે તેમને ખાત્રી આપીએ છીએ કે જે કોઇ વાંચવા લેશે તો તેને વાંચવાની ધીરજ રહેશે અને અંત સુધી તે તેને રસથી વાંચશે.

આ લેખકની બીજી વાર્તાઓ કરતાં આ વાર્તાનો વણાટ વધારે સારો છે. પાત્રો અને બનાવો વધારે ઘટ્ટ ગૂંથાયાં છે.*

કર્તા પ્રસ્તાવનામાં કહે છે કે ગુજરાતના જીવનમાં થતા ફેરફારોનું અવલોકન કરવું તેમને વધુ ગમે છે. એવા અવલોકનને પરિણામે તેમણે કરેલું વર્તમાન ગુજરાતનું દર્શન કરાવવાનો આ તેમનો પ્રયત્ન છે. એવો પ્રયત્ન વાસ્તવિકતાના વાતાવરણમાં જ થઇ શકે, અને વાર્તાનું વાતાવરણ તેને માટે યોગ્ય વાસ્તવિક અને અકૃત્રિમ છે.

કર્તાનો ઉદ્દેશ વર્તમાન જીવન બતાવવાનો છે. તેનાં મુખ્ય પાત્રો જુવાનો જ હોય એ સ્વાભાવિક છે. નવા જમાનાના પ્રતિનિધિ તરીકે તેમણે જનાર્દન, અરુણ, કંદર્પ, રહીમખાન, કૃષ્ણકાન્ત, વિમોચન, રંજન, પુષ્પા, સુરભિ અને સુશીલાને લીધેલાં છે. તેની ભોંયમાં જૂનો જમાનો બતાવવા સરકારી નોકર નૃસિંહલાલ, ચુસ્ત વૈષ્ણવ ધનસુખલાલ અને વ્યવહારથી વિમુખ ધનો ભગત લીધેલાં છે. સુશીલાની નવી મા સુમતિ નવા જમાનાની ખરી પણ ઘરડા ધનસુખલાલની બીજી પત્ની, નવા અને જૂના જમાનાની સ્ત્રીઓ વચ્ચેની કડી જેવી છે. આટલા જુવાનોને નવલ કથામાં લઇને બધાના સ્વભાવો ભિન્ન અને સુરેખ મૂકવા એ કપરું કામ કર્તાએ સફળતાથી કરેલું છે. જનાર્દન શુદ્ધ ગાંધી ભક્ત છે. તેના સ્વભાવના ઘડતરમાં, પોતે સુશીલા સાથે પરિચય બાંધી તેને પરણી ન શક્યો. અને વિધવા–માતાની અતિ વિષમ તપસ્યામાં તેને રાખવી પડી તેનો પશ્ચાત્તાપ કેટલે અંશે જવાબદાર હશે તે કર્તાએ સ્પષ્ટ કર્યું નથી, પણ તે છે તો ખરુંજ. અરુણ સ્વભાવે તીખો, અમર્ષશાળી, વેગવાન, કોઇ પણ સમાજ જેને એક જ વાર જોઇને અભિમાન ધરાવે એવો યુવાન છે. કંદર્પ સરકારી નોકરનો પુત્ર છે એ ઘણું જ સૂચક છે. ઘણી જગાએ જોઇશું તો સરકારી નોકરોના પુત્રો, તેમણે સરકારી તંત્ર વધારે નિકટથી જોયેલું હોય છે તેથી, અને પોતાના પિતાએ સહેલા અને કરેલા અન્યાયોના પ્રત્યક્ષ સાક્ષી હોવાથી, સરકાર તરફ વધારે અસંતોષ ધરાવતા હોય છે. રહીમખાનનું નિરૂપણ એટલું સ્પષ્ટ છે કે કશું કહેવાની જરૂર રહેતી નથી. કૃષ્ણકાન્તનું માનસિક પરિવર્તન પણ કંદર્પના દાખલા જેટલું જ સૂચક છે. કૃષ્ણકાન્ત સાહેબ લોકોની બહુ જ નિકટ જઇ છેવટ સ્વમાન ઘવાતાં પાછો હઠી દેશની નવી ઢીલચાલનો સમભાવી બને છે, એ ખરું કહીએ તો અંગ્રેજની મૈત્રીના પ્રમાણિક ધ્યેયથી અંગ્રેજોની નિકટ જનાર આખા જમાનાનું પ્રતીક છે. તેમાં જ પછીના જમાનાની આગાહી રહેલી છે. યુવતીનો પ્રસાદ ઇચ્છતો, પોતાને કવિ માનતો, પોતાની બનાવેલી અવાસ્તવિક દુનિયામાં વિચરતો વિમોચન પણ એક સારી સંખ્યાના વર્ગનો પ્રતિનિધિ છે. પુસ્તકના વિદ્વત્તાભર્યા પ્રવેશકમાં શ્રીયુત બલવંતરાય ઠાકોર બતાવે છે તેમ સ્ત્રી 'ગોમા પણ સ્વભાવવૈવિધ્ય બરાબર આલેખાયું છે.

આ પ્રવેશકમાં પ્રો. ઠાકોર કહે છે કે વાર્તાનું દરેક પાત્ર આધુનિક રાજકીય પ્રશ્નને અમુક દૃષ્ટિકોણથી જુએ છે. પણ કર્તા એટલા તટસ્થ રહ્યા છે કે તેમનો સ્વકીય દૃષ્ટિકોણ કોઈ જગાએ જણાતો નથી:–અને એનું નામ કલા. કલાને માટે પોતાના અનુભવ તરફ પણ અમુક તાટસ્થ્ય જોઈએ છીએ એ ખરું, ઘણા મહાન સર્જકોનાં સર્જનોમાં કલાકારનું અંગત મંતવ્ય જણાતું નથી એ ખરું, અને છતાં જ્યાં કલાકાર પોતાનું અંગત મંતવ્ય કલાકૃતિમાં પ્રગટ કરે ત્યાં કલાને હાનિ થાય જ એમ નહિ કહી શકાય. એ આખો પ્રશ્ન ચર્ચવાને અહીં અવકાશ નથી. પણ આખી વાર્તામાંથી એક વસ્તુ સ્ફુટ થાય છે તે તરફ વાંચનારનું ધ્યાન દોરીએ છીએ. લગભગ દરેક પાત્ર પ્રજાએ નિયત કરેલા અત્યારના આદર્શો તરફ અનેક રીતે આકર્ષાય છે એ આ નવલકથાનું મુખ્ય વક્તવ્ય છે, અને એવી રીતે આકર્ષાવામાં જ દરેક પાત્રનું સાર્થક્ય થતું હોય એમ સ્પષ્ટ જણાય છે. અરુણ હિંસાને માનનારો છે તે અહિંસક બને છે, રંજન શરૂઆતમાં કદાચ રમતિયાળ, છીછરી, પતંગિયા જેવી હોવાની છાપ પાડે છે, પણ તેની ગંભીરતા, તે જેટલે અંશે અરુણને ખરા પ્રેમથી ચાહી શકે છે અને તેની શક્તિ જનાર્દનની પ્રવૃત્તિ તરફ ઝોક લે છે તેમાં જ પ્રતીત થાય છે. કૃષ્ણકાન્ત પણ માત્ર જાણે ખાવા પીવા માટે જીવતો માણસ જણાય છે તે દારૂના શીશા ફેંકી દઈ જનાર્દનને મદદ કરે છે તેમાં જ તેના સ્વભાવની ઉન્નત બાજુ દેખાય છે ધનસુખલાલને આ બધી છોકરમત લાગે છે પણ તે પણ પોલીસોને ધમકાવી કાઢે છે, ઘાયલોને પોતાના ઘરમાં આશરો આપે છે અને છેવટે અંત્યજને પણ ઘરમાં દાખલ કરે છે, તેમાં જ તેની ટૂંકી ધર્મચુસ્તતાનો મોક્ષ થાય છે. પ્રો. ઠાકોર કહે છે કે 'કિશોર વયમાં જેમ પ્રેમ શુદ્ધ ન હોય તેમ શુદ્ધ પૂરો ખીલેલો વીરરસ વિરલ જ હોય,' એમાં સત્ય છે પણ તે સાથે એ પણ ખરું કે આ વાર્તામાં જૂના જમાનાના પ્રતિનિધિ ધનસુખલાલના કરતાં આ યુવાનો વધારે વીરરસ દર્શાવે છે અને પ્રો. ઠાકોરના સત્યની વિરુદ્ધ નહિ, પણ તેની બીજી બાજુ એ છે કે કિશોર વયમાં કે જુવાનીમાં જેણે પ્રેમ કે સાહસ નથી દાખવ્યું તે મોટપણે ભાગ્યે જ દાખવવાનો છે, જુવાનીમાં એ ભાવો હશે તો જ મોટપણે શુદ્ધ રૂપ લઈ શકવાના છે. કર્તા પ્રસ્તાવનામાં કહે છે કે ગુજરાત હાલમાં તો થર જીવન જીવે છે, અને કર્તાએ તે આ નવલ કથામાં બતાવેલું છે.

કર્તાની કેટલીક મુખ્ય નવલ કથાઓ ઉપરથી કર્તાના સર્જનના શોખના વિષયો પણ કહી શકાય એમ છે. કર્તાની વાર્તાના વાતાવરણની મંગલતા અને સૌરભ મુખ્યતઃ અભિનવ મસ્ત શુદ્ધ દાંપત્ય પ્રેમથી થાય છે. અને શિરીષ, સ્નેહયજ્ઞ અને દિવ્ય ચક્ષુ જોતાં તેમના શોખનો એક વિષય, કોઈ પણ કારણથી ઊંચાં મન થયેલ દંપતીમાં મનનો મેળ કરાવવો એ છે. શિરીષ અને દિવ્યચક્ષુમાં એક એથી ગૌણ વસ્તુ પણ સમાન જણાય છે. ગુજરાતી સામાન્ય રીતે વેપારી ગણાય છે; તો વેપારનું દેવું, કાયદાની બારીકીનો લાભ ન લેતાં, પ્રમાણિકપણે ભરી દેવું એવા વટવાળા ગુજરાતીની કલ્પનામાં કર્તા રાચે છે. આ છેલ્લી બાબતમાં ગુજરાત વધારે પ્રમાણિક થતો જાય છે કે કેમ તે અમને શંકા છે. સદ્‌ગત દેશબંધુ દાસે પિતાનું મુદત બહાર ગયેલું દેવું આપ્યું એવા દાખલા વર્તમાન ગુજરાતી સમાજમાં અમે જાણતા નથી, હોય તો જાણવા ઉત્સુક છીએ. તે ગમે તેમ હોય, પણ

રાખશે કે કેમ ' એવી શંકા કરે છે. અમે તેમને ખાત્રી આપીએ છીએ કે જો કોઇ વાંચવા લેશે તો તેને વાંચવાની ધીરજ રહેશે અને અંત સુધી તે તેને રસથી વાંચશે.

આ લેખકની બીજી વાર્તાઓ કરતાં આ વાર્તાનો વણાટ વધારે સારો છે. પાત્રો અને બનાવો વધારે ધટ્ટ ગુંથાયાં છે.*

કર્તા પ્રસ્તાવનામાં કહે છે કે ગુજરાતના જીવનમાં થતા ફેરફારોનું અવલોકન કરવું તેમને વધુ ગમે છે. એવા અવલોકનને પરિણામે તેમણે કરેલું વર્તમાન ગુજરાતનું દર્શન કરાવવાનો આ તેમનો પ્રયત્ન છે. એવો પ્રયત્ન વાસ્તવિકતાના વાતાવરણમાં જ થઇ શકે, અને વાર્તાનું વાતાવરણ તેને માટે યોગ્ય વાસ્તવિક અને અકૃત્રિમ છે.

કર્તાનો ઉદ્દેશ વર્તમાન જીવન બતાવવાનો છે. તેનાં મુખ્ય પાત્રો જુવાનો જ હોય એ સ્વાભાવિક છે. નવા જમાનાના પ્રતિનિધિ તરીકે તેમણે જનાર્દન, અરુણ, કંદર્પ, રહીમખાન, કૃષ્ણકાન્ત, વિમોચન, રંજન, પુષ્પા, સુરભિ અને સુશીલાને લીધેલાં છે. તેની ભોંયમાં જૂનો જમાનો બતાવવા સરકારી નોકર નૃસિંહલાલ, ચુસ્ત વૈષ્ણવ ધનસુખલાલ અને વ્યવહારથી વિમુખ ધનો ભગત લીધેલાં છે. સુશીલાની નવી મા સુમતિ નવા જમાનાની ખરી પણ ઘરડા ધનસુખલાલની બીજી પત્ની, નવા અને જૂના જમાનાની સ્ત્રીઓ વચ્ચેની કડી જેવી છે. આટલા જુવાનોને નવલ કથામાં લઇને બધાના સ્વભાવો ભિન્ન અને સુરેખ મૂકવા એ કપરું કામ કર્તાએ સફળતાથી કરેલું છે. જનાર્દન શુદ્ધ ગાંધી ભક્ત છે. તેના સ્વભાવના ઘડતરમાં, પોતે સુશીલા સાથે પરિચય બાંધી તેને પરણી ન શકયો. અને વિધવા-માતાની અતિ વિષમ તપસ્યામાં તેને રાખવી પડી તેનો પશ્ચાત્તાપ કેટલે અંશે જવાબદાર હશે તે કર્તાએ સ્પષ્ટ કર્યું નથી, પણ તે છે તો ખરુંજ. અરુણ સ્વભાવે તીખો, અમર્ષશાળી, વેગવાન, કોઇ પણ સમાજ જેને એક જ વાર જોઇને અભિમાન ધરાવે એવો યુવાન છે. કંદર્પ સરકારી નોકરનો પુત્ર છે એ ઘણું જ સૂચક છે. ઘણી જગાએ જોઇશું તો સરકારી નોકરોના પુત્રો, તેમણે સરકારી તંત્ર વધારે નિકટથી જોયેલું હોય છે તેથી, અને પોતાના પિતાએ સહેલા અને કરેલા અન્યાયોના પ્રત્યક્ષ સાક્ષી હોવાથી, સરકાર તરફ વધારે અસંતોષ ધરાવતા હોય છે. રહીમખાનનું નિરૂપણ એટલું સ્પષ્ટ છે કે કશું કહેવાની જરૂર રહેતી નથી. કૃષ્ણકાન્તનું માનસિક પરિવર્તન પણ કંદર્પના દાખલા જેટલું જ સૂચક છે. કૃષ્ણકાન્ત સાહેબ લોકોની બહુ જ નિકટ જઇ છેવટ સ્વમાન ઘવાતાં પાછો હઠી દેશની નવી હીલચાલનો સમભાવી બને છે, એ ખરું કહીએ તો અંગ્રેજની મૈત્રીના પ્રમાણિક ધ્યેયથી અંગ્રેજોની નિકટ જનાર આખા જમાનાનું પ્રતીક છે. તેમાં જ પછીના જમાનાની આગાહી રહેલી છે. યુવતીનો પ્રસાદ ઇચ્છતો, પોતાને કવિ માનતો, પોતાની બનાવેલી અવાસ્તવિક દુનિયામાં વિચરતો વિમોચન પણ એક સારી સંખ્યાના વર્ગનો પ્રતિનિધિ છે. પુસ્તકના વિદ્વત્તાભર્યા પ્રવેશકમાં શ્રીયુત બલવંતરાય ઠાકોર બતાવે છે તેમ સ્ત્રી ' ઓમાં પણ સ્વભાવવૈવિધ્ય બરાબર આલેખાયું છે.

## પુસ્તક પરિચય

આ પ્રવેશકમાં પ્રો. ઠાકોર કહે છે કે વાર્તાનું દરેક પાત્ર આધુનિક રાજકીય પ્રશ્નને અમુક દષ્ટિકોણથી જુએ છે. પણ કર્તા એટલા તટસ્થ રહ્યા છે કે તેમનો સ્વકીય દષ્ટિબિંદુ કોઈ જગાએ જણાતો નથીઃ—અને એનું નામ કલા. કલાને માટે પોતાના અનુબંધ તરફ પણ અમુક તાટસ્થ્ય જોઈએ છીએ એ ખરું, ઘણા મહાન સર્જકોનાં સર્જનોમાં કલાકારનું અંગત મંતવ્ય જણાતું નથી એ ખરું, અને છતાં જ્યાં કલાકાર પોતાનું અંગત મંતવ્ય કલાકૃતિમાં પ્રગટ કરે ત્યાં કલાને હાનિ થાય જ એમ નહિ કહી શકાય. એ આખો પ્રશ્ન ચર્ચવાને અહીં અવકાશ નથી. પણ આખી વાર્તામાંથી એક વસ્તુ સ્ફુટ થાય છે. તે તરફ વાંચનારનું ધ્યાન દોરીએ છીએ. લગભગ દરેક પાત્ર પ્રજાએ નિયત કરેલા અત્યારના આદર્શો તરફ અનેક રીતે આકર્ષાય છે એ આ નવલકથાનું મુખ્ય વક્તવ્ય છે, અને એવી રીતે આકર્ષાવામાં જ દરેક પાત્રનું સાર્થક્ય થતું હોય એમ સ્પષ્ટ જણાય છે. અરુણ હિંસાને માનનારો છે તે અહિંસક બને છે, રંજન શરૂઆતમાં કદાચ રમતિયાળ, છીછરી, પતંગિયા જેવી હોવાની છાપ પાડે છે, પણ તેની ગંભીરતા, તે જેટલે અંશે અરુણને ખરા પ્રેમથી ચાહી શકે છે અને તેની શક્તિ જનાર્દનની પ્રવૃત્તિ તરફ ઝોક લે છે તેમાં જ પ્રતીત થાય છે. કૃષ્ણકાન્ત પણ માત્ર જાણે ખાવા પીવા માટે જીવતો માણસ જણાય છે તે દારૂના શીશા ફેંકી દઈ જનાર્દનને મદદ કરે છે તેમાં જ તેના સ્વભાવની ઉન્નત બાજુ દેખાય છે ધનસુખલાલને આ બધી છોકરમત લાગે છે પણ તે પણ પોલીસોને ધમકાવી કાઢે છે, ઘાયલોને પોતાના ઘરમાં આશરો આપે છે અને છેવટે અંત્યજને પણ ઘરમાં દાખલ કરે છે, તેમાં જ તેની ટૂંકી ધર્મચુસ્તતાનો મોક્ષ થાય છે. પ્રો. ઠાકોર કહે છે કે 'કિશોર વયમાં જેમ પ્રેમ શુદ્ધ ન હોય તેમ શુદ્ધ પૂરો ખીલેલો વીરરસ વિરલ જ હોય,' એમાં સત્ય છે પણ તે સાથે એ પણ ખરું કે આ વાર્તામાં જૂના જમાનાના પ્રતિનિધિ ધનસુખલાલના કરતાં આ યુવાનો વધારે વીરરસ દર્શાવે છે અને પ્રો. ઠાકોરના સત્યની વિરુદ્ધ નહિ, પણ તેની બીજી બાજુ એ છે કે કિશોર વયમાં કે જુવાનીમાં જેણે પ્રેમ કે સાહસ નથી દાખવ્યું તે મોટપણે ભાગે જ દાખવવાનો છે, જુવાનીમાં એ ભાવો હશે તો જ મોટપણે શુદ્ધ રૂપ લઈ શકવાના છે. કર્તા પ્રસ્તાવનામાં કહે છે કે ગુજરાત હાલમાં તો વીર જીવન જીવે છે, અને કર્તાએ તે આ નવલ કથામાં બતાવેલું છે.

કર્તાની કેટલીક મુખ્ય નવલ કથાઓ ઉપરથી કર્તાના સર્જનના શોધના વિષયો પણ કહી શકાય એમ છે. કર્તાની વાર્તાના વાતાવરણની મંગલતા અને સૌરભ મુખ્યત્વે અભિનવ મરત શુદ્ધ દાંપત્ય પ્રેમથી થાય છે. અને શિરીષ, સ્નેહયજ્ઞ અને દિવ્ય ચક્ષુ જોતાં તેમના શોધનો એક વિષય, કોઇ પણ કારણથી ઊંચાં મન થયેલ દંપતીમાં મનનો મેળ કરાવવો એ છે. શિરીષ અને દિવ્યચક્ષુમાં એક એથી ગૌણ વસ્તુ પણ સમાન જણાય છે. ગુજરાતી સામાન્ય રીતે વેપારી ગણાય છે; તો વેપારનું દેવું, કાયદાની બારીકીનો લાભ ન લેતાં, પ્રમાણિકપણે ભરી દેવું એવા વટવાળા ગુજરાતીની કલ્પનામાં કર્તા રાચે છે. આ છેલ્લી બાબતમાં ગુજરાત વધારે પ્રમાણિક થતો જાય છે કે કેમ તે અમને શંકા છે. સદ્‌ગત દેશબંધુ દાસે પિતાનું મુદત બહાર ગયેલું દેવું આપ્યું એવા દાખલા વર્તમાન ગુજરાતી સમાજમાં અમે જાણતા નથી, હોય તો જાણવા ઉત્સુક છીએ. તે ગમે તેમ હોય, પણ

કર્તાને ગુજરાતનું અભિમાન છે, માટે જ તેઓ ગુજરાતને ઉચ્ચતાના માર્ગે જતો જોવા ઈચ્છે છે અને એ આશામાંથી તેમની વાર્તા પ્રગટે છે.

કર્તાને અમે તેમના સર્જનમાર્ગમાં આગળ વધતા અને વધારે ફતેહ મેળવતા જોવા ઉત્સુક છીએ.

<u>વિશ્વશાંતિ</u> : કર્તા ઉમાશંકર જોષી; પ્રકાશક મોહનલાલ મગનલાલ ભટ્ટ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ. કિંમત બે આના.

પૂજ્ય ગાંધીજીના અહિંસાના પેગામનું આ ખંડકાવ્ય છે. લેખકની ગાંધીજીના પેગામ ઉપરની ઊંડી અચલ શ્રદ્ધા એ એની પ્રેરણા છે.

'ગાંધીજીનો પેગામ હિંદમાં અને આખી દુનિયામાં નવીન જ છે.' કેટલાકે તત્ત્વદૃષ્ટિએ તેને સ્વીકાર્યો છે, પણ તેની કાર્યકારિતા વિશે અવિશ્વાસ રાખ્યો છે, કેટલાકે આ સિદ્ધાંતની આખી વાતને મિથ્યા પ્રાચીનપ્રિયતા અને અવ્યવહારુતા કહેલી છે, કેટલાકે તેને નિસીમ શ્રદ્ધાથી સ્વીકાર્યો છે, કેટલાક હજી અનિશ્ચિત મનથી તેનાં પરિણામો જુએ છે. વળી આ પેગામ અને તેના ધારક એ બન્ને તરફની અનેક પ્રકારની વૃત્તિઓ સેળભેળ થઈ જાય એ સ્વાભાવિક છે આ પેગામ ઉપરનો અખતરો એવડો મોટો છે કે હજુ તેને સમગ્રરૂપે ઓછા જ માણસો સમજી શકે. એવી મનોદશામાં પ્રગટ થયેલા આ કાવ્યને સમજવામાં દરેક વાંચનારનાં અંગત વલણો રસાનુભવમાં અંતરાયભૂત થવાનાં.

છતાં આ કાવ્ય એ પેગામ સમજવાનો અને તેનું મહત્ત્વ સમજાયા પ્રમાણે રજૂ કરવાનો એક સાચો પ્રયત્ન છે તેમાં કર્તાએ માનવ ઇતિહાસનું પોતાની દૃષ્ટિએ અવલોકન કરી અહિંસાનું મહત્ત્વ આંકવા પ્રયત્ન કર્યો છે.

નખે, દાંતે, પંજે, તનબળ થકી માનવી લડયું,
પ્રતિસ્પર્ધી સાથે, કદિક લઈ પાષાણ ધસિયું.
બનાવ્યાં ઓજારો વનતરુ તણા કાષ્ઠ મહીંથી,
અને ખોદી ધાતુ જમીન થકી, કૈં શસ્ત્ર નિરમ્યાં.
વળી અગ્નિ અસ્ત્રો પ્રબળ પ્રગટયાં ધ્વંસ કરતાં,
મહા ઝેરી તત્ત્વો કુદરત કનેથી ઝડપિયાં.
જલે, વ્યોમે પૃથ્વી પડ ઉપર સર્વત્ર, કપરી,
વધાવી સંસારે અબુધ મનુજે યુદ્ધ લહરી!

માનવ જાતનો આ ઇતિહાસ જરા પણ આથી લાંબો કર્યો હોત તો કાવ્ય કથળી જાત ઘણીવાર મુદ્દાની વસ્તુઓને ટૂંકામાં ટૂંકી રીતે કહેવાથી જ તે કાવ્યનો વિષય થઈ શકે છે. એ પછી જગતના મહાન વિપ્લવો અને તેમાં સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાના ધીમે ધીમે સિદ્ધ થતા સિદ્ધાંતોનું કથન પણ યુક્તિપુરઃસર અને ઉપરના જેટલું જ ટૂંકું છે અને બીજું કશું નહિ, તો

પ્રભુ પ્રગટ ભૂતને, અહિંસને યુગે પાવતો,
દરો રજની વારવે, ગગનને વિતાને રહ્યા.
કરી પ્રકૃતિ અંકમાં જગજને નિહાળ્યા હતા,
તમે પતિતમાં, દરિદ્રજનમાં દીઠા દેવને!

આટલું ગાંધીજીનું વર્ણન તો દરેક સ્વીકારશે એમ માનીએ છીએ.

બીજાં કેટલાંક સ્થાનો, જેવાં કે સત્યાગ્રહ યુદ્ધનાં વર્ણનો વગેરેમાં પણ એવો જ સંક્ષેપ વધારે રુચિર થાત એમ અમને જણાય છે.

ઉપરના શ્લોકોના દાખલાથી સ્પષ્ટ થાય છે કે કર્તાને સંસ્કૃત વૃત્તો ઉપર સારું પ્રભુત્વ છે. વિષયને આર્ષ વાતાવરણ આપવા કર્તાએ અનિયમિત ઉપજાતિઓનો ઉપયોગ કર્યો છે ત્યાં પણ કર્તાનું છન્દો ઉપરનું એવું જ પ્રભુત્વ પ્રતીત થાય છે.

વિરાટની વ્યોમ વિષે પ્રશસ્તિ
કો આંકતી અંગુલિ તારકાક્ષરે.
લખે, લખે ને વળી રોજ ભૂંસતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
ગાથા એવી સંતનીએ અધૂરી,
વીલી જતા માનવ બોલમાં લખી.

છન્દોનું આ મિશ્રણ ઘણું સુભગ છે. કાવ્યમાં આછા અલંકારો પણ વિષયને અનુરૂપ છે. ખરી રીતે, આ વિષય ઝીણા અલંકારોથી નહિ, પણ આર્ષ સાદાઈથી નિરૂપવાને યોગ્ય છે અને કર્તા તે સમજ્યા છે. તેમણે કોઈ જગાએ કૃત્રિમ અલંકારોથી કે લાગણીવેડાથી ભાવ નિષ્પન્ન કરવા પ્રયત્ન કર્યો નથી, અને છતાં એટલું કહેવું પડે છે કે વિષયની ભવ્યતા પૂરેપૂરી તેમના કાવ્યમાં પ્રગટ થતી નથી. મહાત્માજીના અપૂર્વ કારુણ્યાને પૂરેપુરી આર્ષ વાણી મળી નથી, અને તેમાં અમે આ જુવાન કર્તાનો દોષ ગણતા નથી, વિષયની મહત્તા જ એવી છે. છતાં કર્તાનો પ્રયત્ન અનેક દૃષ્ટિએ આવકારપાત્ર છે. પ્રારંભકની ભૂલો તેમનામાં જણાતી નથી. પોતાના ભાવ ઉપર પૂરતો સંયમ તેઓ બતાવી શકે છે. કાવ્યને અભ્યાસથી મઠારવાનો પણ તેમણે પુરતો પ્રયત્ન કર્યો જણાય છે, જે અભિનંદન યોગ્ય છે. અને દાંપત્ય પ્રેમ, કે એવો અત્યંત ચવાઇ ગયેલો વિષય ન લેતાં તેમણે આખી પ્રજાના પ્રત્યક્ષ અનુભવનો આ મહાન વિષય લેવાનો પ્રયત્ન કર્યો તે તેમની કાવ્યની પ્રવૃત્તિનું સુચિહ્ન છે. અમે તેમને તેમના કાવ્ય માર્ગમાં ફતેહ ઇચ્છીએ છીએ.

**ભાગવત રહસ્ય**—લેખક ને પ્રકાશક ડોકટર વરજીવનદાસ દામોદરદાસ મરચંટ, શેઠ ભાઇદાસનો બંગલો, ભરડા લેઇન, અંધેરી, મુંબઈ; મૂલ્ય અઢી રૂપિયા.

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના મૂળ સાથે મહંતશ્રી એકનાથના મરાઠી એકાદશ સ્કંધનો આ ગુજરાતી અનુવાદ છે. પ્રારંભમાં મહંતનું ચરિત્ર વિસ્તારથી આપેલું છે.

ભાગવતનો એકાદશસ્કંધ ભાગવતના રહસ્યરૂપ ગણાય છે અને મરાઠી સંત એકનાથનું ભાગવત જ્ઞાનવૈરાગ્યભક્તિનો ઉત્તમ ગ્રન્થ ગણાય છે. મરાઠીનો અમને બોધ નથી એટલે અનુવાદને મૂળ સાથે સરખાવી શક્યા નથી. પણ આ પુસ્તકના અનુવાદક આ ગ્રંથનું લાંબા વખતથી પરિશીલન કરતા આવ્યા છે. આવા ઉત્તમ ગ્રંથનો ગુજરાતી જિજ્ઞાસુઓને લાભ મળે એજ ઇચ્છાથી તેમણે આ અનુવાદ કર્યો છે અને આવડા મોટા પુસ્તકની કિંમત આટલી ઓછી રાખી છે. નવો જમાનો વૈરાગ્યથી વિમુખ થયો છે પણ આપણે એ પ્રાચીન ધ્યેયોને છોડી દેતાં પહેલાં તેને પ્રત્યક્ષ રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ. નવા જમાનાની પરિસ્થિતિને પણ તે અનુરૂપ થઈ શકે અને અત્યારે કશું કામ કર્યા વિનાની

મિથ્યા પ્રવૃત્તિથી અસ્વસ્થ થનારાઓએ આવા ગ્રન્થની મન ઉપર થતી અસર વિચારવી જોઈએ. મૂળ લેખકની સ્વસ્થતા અનુવાદમાં પણ પ્રતીત થાય છે. ગ્રન્થ દરેક ઘરમાં રાખવા જેવો છે.

**રાસપુંજ**–કર્તા નાનાલાલ દલપતરામ પટેલ; શાહપુર, અમદાવાદ; કિમ્મત ૭ આના

**રાસબત્રીશી** – રચનાર સૌ. દીપકળા દેસાઈ: નોટેશન સહિત તથા શ્રી. મંજુલાલ મજમુદારના "પુરોવચન" સહિત : પ્રસિદ્ધ કરનાર : ધી ઍલાઈઝ સ્ટોર્સ આનંદપુરા વડોદરા, મૂલ્ય આના ૬.

**રાસરમણા** – લેખક શાન્તિકુમાર પંડયા. નવયુગ પુસ્તક ભંડાર : દેવસાનો પાડો અમદાવાદ : કિંમત વાર્ષિક ફાળે ૦–૭–૬ છુટક ૦–૧૧–૦

ગુજરાતમાં ગરબા ગાવાનો શોખ વધતો જાય છે તેની પ્રેરણાથી ઉત્પન્ન થયેલું આ સાહિત્ય છે. ત્રણેય પુસ્તકો માટે કહી શકાએ કે દરેક લેખકને પોતપોતાના રાહોનો સારો પરિચય છે તેમ છતાં દરેક પુસ્તકમાં ગરબી નહિ એવાં ગીતો પણ થોડાં ઘણાં ઘૂસી ગયાં છે. રાસબત્રીશીના પુરોવચનમાં શ્રીયુત મંજુલાલે આ તરફ યોગ્ય ધ્યાન ખેંચ્યું છે. રાસપુંજ કરતાં બીજાં બેમાં રાહોનું વૈવિધ્ય જરા વધારે છે, તો રાસપુંજના લેખકની બાની ગરબીઓને વધારે અનુકૂળ છે. એક વખત દલપત પિંગળનાં વૃત્તો કવિતાલેખકના સમૂહને જેટલાં પરિચિત હતાં તેટલાં હવે રાસના સંગીતલયો લેખકસમૂહને પરિચિત છે એમ કહી શકાય.

આ સાહિત્ય જેમ જેમ બહાર પડતું જાય છે તેમ તેમ તે સાહિત્યની મર્યાદાઓ પણ સમજાતી જાય છે. સામાન્ય રીતે એવો અનુભવ થાય છે કે રાસને અમુક અમુક માર્દવયુક્ત વિષયો જેવા કે સૃષ્ટિસૌન્દર્ય, કુટુંબપ્રેમ, કુટુંબના કરુણ પ્રસંગો, વગેરે જે લાંબા સમયથી ખેડાતા આવ્યા છે તે જ વધારે અનુકૂળ છે. એવા વિષયોનાં કાવ્યોનો ઘાટ સહેલાઈથી સુઘડ થઈ શકે છે જો કે જૂનાં ગીતોની મીઠાશ અને પ્રસન્ન સંગીત તો હજી વિરલ ગીતોમાં જ ઉતરે છે. પણ એ મર્યાદિત સફળતા પણ ઉક્ત વિષયની બહારનો કોઈ વિષય આવે છે ત્યાં નથી જણાતી. નવો વિષય આવે છે એટલે ભાષા, સંગીત, ભાવ સવ શિથિલ થઈ જાય છે, અને કયાંક કયાંક તો બેહૂદું લાગે છે.

છતાં આટલાથી રાસ સાહિત્યનું ભવિષ્ય કોઈ પણ રીતે મર્યાદિત થઈ જાય છે એમ ન કહેવાય. હજી આ શૈલીના પ્રયોગો વધારે થશે તેમ તેમ તેના સ્વરૂપનું બલાબલ વધારે સમજાશે.

ન્યાય; લેખક અને પ્રકાશક પુરુષોત્તમ ત્રિકમદાસ; મૂલ્ય બાર આના.

હાલના સમાજમાં મિલકતની વહેંચણીની વિષમતાને લીધે ગરીબોને માફ થવા યોગ્ય ગુના માટે સજા થાય છે અને પૈસાદારોને ગંભીર ગુના માટે પણ કશું જ થતું નથી, અને ઉલટા તેઓ સમાજમાં પ્રતિષ્ઠા પામે છે, એ પ્રત્યક્ષ કરાવવાનું આ નાટકનું પ્રયોજન છે. મગળદાસ શેઠ મીલમાં કરેલા ગોટાળામાંથી છટકી જાય છે; અને તેઓ પોતે પોતાના નોકરની ઘણી જ તંગીમાં કરેલી ચોરી માટે તેને સજા કરાવે છે આ સર્વ ભોપાળું છતું કરનાનાર તે મગળદાસની જ પુત્રી નલિની છે. આખા નાટકમાં એ મુખ્ય આકર્ષક પાત્ર છે. નલિની પિતાના મુનીમ રમણલાલ સાથે પિતાની ઇચ્છા વિરુદ્ધ પરણે છે, અને એ રીતે આધુનિક

જમાનાની સ્ત્રીનું સ્વાતંત્ર્ય બતાવવું એ નાટકનું ગૌણ પ્રયોજન બને છે. મેગળદાસ શેઠના કાવાદાવા, કૌંસિલમાં દેશહિતને બહાને નવો પક્ષ સ્થાપી પોતે મિનિસ્ટર થઈ જવાની ચાલ, વોટ મેળવવાની યુક્તિઓ બધું વાસ્તવિક રીતે થાય છે. પણ નલિનીની સ્વતંત્રતા તેની છટા આધુનિક સ્પષ્ટવકતૃત્વપણું ખરું કરવાની હિંમત એ બધું બતાવવા જતાં, નલિની નાટકના પ્રયોજનને માટે જોઇએ એ કરતાં જરા વધારે પડતી વાચાળ, લગભગ ચબાવલી અને પિતા સાથેના વર્તનમાં પિતાની યોગ્યાયોગ્ય બધે વખતે મશ્કરી કરતી ચીતરાઇ છે.

આટલો નાનો મતભેદ નોંધીને અમે આ નાટકને આવકાર દઇએ છીએ. નાટ્યલેખકો જ્યારે વાસ્તવિકતાના વાતાવરણમાં આપણા સમાજની સ્થિતિ અને તેના પ્રશ્નો સ્પષ્ટ રીતે કલામાં મૂકશે ત્યારે જ આપણું નાટક સમાજમાં યોગ્ય સ્થાન મેળવશે અને નાટકમાં પણ સજીવતા આવશે. પ્રસ્તુત નાટક યોગ્ય દિશાનો પ્રયત્ન છે.

**પતિતપાવન**; અનુવાદક તથા પ્રકાશક વિઠ્ઠલદાસ ઠાકોરદાસ; ૧૦ સિંધીગલીઃ મુંબઇ ૪ પ્રસ્તાવના લેખક કેશવ હ૦ શેઠ; મૂલ્ય આઠ આના.

શ્રીયુત ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકરના મૂળ મરાઠી નાટકનું આ ભાષાન્તર છે. આ નાટકનાં કેટલાંક અંગો ધ્યાન ખેંચે એવાં છે પ્રથમ તો તે ટૂંકું છે. બીજું અસ્પૃશ્યતાનો આપણો ચાલુ સામાજિક પ્રશ્ન એ તેનો વિષય છે, અને ત્રીજું તેના લેખમાં કેટલાક અંગ્રેજી નાટકકારો કરે છે તેમ, પાત્રની ઉક્તિઓ સાથે કૌંસમાં લેખકે કેટલાંક કટાક્ષ વચનો—ટીકા વચનો—મૂકેલાં છે. આત્રેણુ ય પદ્ધતિ સ્વીકારયોગ્ય છે. પરંતુ આ નાટક અમને બીજી કોઈ રીતે અનુકરણ યોગ્ય જણાતું નથી. આપણા ચાલુ પ્રશ્નને છણવાને માટે જે વાસ્તવિકતાની ભૂમિકા અને વાતાવરણ જોઇએ તે લેખક ઉત્પન્ન કરી શકયા નથી. મરાઠી નાટકની અસ્વાભાવિક વિલક્ષણતાનો પૂરો વારસો આમાં પણ છે. ઘણી બાબતમાં ગુજરાતીઓ પરપ્રાન્તના સાહિત્યનું અનુકરણ કરવા લલચાય છે તે અમને દુરસ્ત મનોવૃત્તિ લાગતી નથી; ગુજરાતે પોતાની રીતે સ્વતંત્ર પ્રયત્ન કરવો જોઇએ.

**ગ્રેજ્યુએટ**: લેખક સુંદરશ્યામ પ્રકાશક મૂળરાજ જી. કાપડીયા C/o પેરેડાઇઝ ટ્રેડિંગ કુંપની ૧ એશ લેઇન ઑફ મેડોઝ સ્ટ્રીટ કોટ મુંબઇ ૧. કિંમત ચાર આના.

એક દશ્ય નાટિકા. નાટિકાનું આખું વાતાવરણ અવાસ્તવિક કૃત્રિમ અને હલકા અર્થમાં નાટકી છે.

**માલિકા**—લેખક અંબુ કૃ. વશી. પ્રકાશક ગોવિન્દજી ડી. નાયક આ વાર્તા સંગ્રહની પ્રસ્તાવના પ્રો કાળીદાસ લલ્લુભાઇએ લખી છે અને તેમાં આ વાર્તાઓના ગુણદોષની સારી ચર્ચા કરી છે. અમે એમના મત સાથે મળતા થઇએ છીએ કે લેખકે આ સંગ્રહમાં અનુવાદો નહોતા રાખવા જોઈતા. અત્યારે આપણા સાહિત્યમાં ઘણા સાહિત્યસેવાના ઉત્સાહીઓ તરજૂમો કરીને પોતાની શક્તિની કેળવણીને મોડી કરે છે, ઘણા હમેશને માટે હણે છે. સામાન્ય રીતે પ્રસ્તાવનાકાર કહે છે તેમ આપણી ભાષાનો 'તરજુમિયો કાળ' હવે બંધ થવો જોઇએ, જો કે હજી શેક્સપિયરનાં નાટકો, ગેટેનું ફાઉસ્ટ, જેવા પરભાષાના મહાન ગ્રન્થોનાં સારાં ભાષાન્તરોની જરૂર તો એવી ને એવી જ રહી છે. પ્રસ્તુત લેખકમાં લાગણીની કોમળતા અને તેને લીધે અનુભવની સચોટ છાપો તેમના હૃદયમાં છે, અને તે

વાણીમાં નિર્દંભ અને સાદી રીતે ઉતરે છે, પણ હજી તેને જોઇએ તેવું કલાનું સ્વરૂપ મળતું નથી.

**સાહિત્ય પંચામૃતઃ** પ્રકાશકઃ સુંદર સાહિત્ય પ્રકાશક કાર્યાલય. મહુવા (કાઠિયાવાડ) સંપાદક શિવશંકર ગોવર્ધનરામ જોષિ. મૂલ્ય ૦-૧૦-૦ આ પ્રકાશક સંસ્થાનો ઉદ્દેશ સૌરાષ્ટ્રના લેખકોનું સાહિત્ય પ્રગટ કરવાનો છે. આ નાનું પુસ્તક એનું પહેલું પ્રકાશન છે. તેમાં ઘણા લેખકોએ સહકાર આપેલો છે.

**સાચું જીવન**—અનુવાદક અમૃતલાલ નાથાભાઇ મોદી. પ્રકાશક શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. ગાંધી રોડ અમદાવાદ. દશ આના.

આમાં ટોલસ્ટોયના કેટલાક લેખોનું ભાષાન્તર છે. આ પુસ્તક સંબંધી આમુખમાં શ્રી કિશોરલાલ મશરૂવાળા નીચે પ્રમાણે કહે છે તેની સાથે અમે સર્વાંશે મળતા છીએઃ "ટોલસ્ટોયનાં બધાં જ લખાણોની કિંમત સરખી ન આંકવી જોઇએ...આ પુસ્તક માટે પસંદ કરવામાં આવેલા લેખો વાંચવા અને મનન કરવા યોગ્ય છે....શ્રી અમૃતલાલ મોદીએ સારું ભાષાન્તર કરવા ઠીક મહેનત ઊઠાવેલી જણાય છે, અને ભાષાન્તર એકંદરે સરળ અને સમજાય એવું થયું છે."



## ૧: બ્રહ્મદેશનું ભાવિ

બ્રહ્મદેશનું ભાવિ નક્કી કરવા ગોળમેજી પરિષદ થઈ તે હવે ખલાસ થઈ છે. ગોળમેજીની શરૂઆત થતાં જ બ્રહ્મદેશને હિંદથી છુટું પાડવું કે નહિ તે પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, પરંતુ આ મૂળભૂત સવાલને બાજુ પર મૂકી કામકાજ ચાલ્યું હતું. પરિષદનો અંત આવ્યો પણ આ પ્રશ્નનો નિકાલ આવ્યો નથી. આવી અગડગ સ્થિતિ રાખવામાં બ્રિટિશ મુત્સદ્દીગીરી છે. રાષ્ટ્રીય પક્ષના બર્મિઝ પ્રતિનિધિઓએ તો સાફ સાફ જણાવ્યું હતું કે બ્રહ્મદેશ હિંદથી જુદું પડવા માગતું નથી અને દેશનો પ્રજામત હિંદની સાથે પોતાનું ભાવિ જોડવા છે. છતાં આ પ્રશ્નને કોરે પીસે ધીમે રહીને ઊંચો જ મૂકયો તે છેવટ સુધી ન જ ચર્ચાયો.

કરાંચી મહાસભા વખતે આ પ્રશ્ન ચર્ચાયો હતો. કરાંચી મહાસભાએ સ્પષ્ટ રીતે જાહેર કર્યું છે કે, બ્રહ્મદેશની પ્રજાના આત્મનિર્ણયના હકની આડે આવવા હિંદ ઇચ્છતું નથી; છૂટા થવું કે નહિ તે બર્મિઝ લોકો જાતે જ નક્કી કરે. આવી સ્પષ્ટ જાહેરાત થયા બાદ આગેવાન બર્મિઝ પ્રતિનિધિઓએ મહાસભાના વ્યાસપીઠ ઉપરથી જાહેર કર્યું કે બ્રહ્મદેશની સંસ્કૃતિ હિંદની સંસ્કૃતિને અનુરૂપ છે, બ્રહ્મદેશના ધર્મનું પ્રભવસ્થાન હિંદ છે અને બ્રહ્મદેશ પોતાનું ભાવિ હિંદ સાથે જોડવા ચાહે છે.

છતાં બ્રહ્મદેશને જૂદું પાડવા માટે અનેક રીતે લોકમત તૈયાર કરવા બ્રિટિશ મુત્સદ્દીઓ ચૂકયા નથી. એનું કારણ સ્પષ્ટ છે. હિંદુસ્તાનમાં દહાડે દિવસે સ્વરાજ્યની હિલચાલ આગળ ધપતી જાય છે. જો બ્રિટન હિંદ ગુમાવે તો ? તો બ્રહ્મદેશનો ફળદ્રૂપ અને સોનાની ખાણ જેવો પ્રદેશ બ્રિટનના હાથમાં રહે તેને માટે તેઓએ અત્યારથી તરકીબ રચી રાખી છે. વળી બ્રહ્મદેશ ઉપર કાબુ ચાલુ રહે તો એક Strategic point લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વના મથકથી હિંદ ઉપર પુનઃ આક્રમણ થઇ શકે.

બ્રહ્મદેશ કેટલો ફળદ્રૂપ અને સોનાની ખાણ જેવો પ્રદેશ છે તે જાણવા થોડાક આંકડા ઉપયોગી જણાશે.

બ્રહ્મદેસની વસ્તી ૧ કરોડ ૩૨ લાખની, ૧૯૨૧ ના સેન્સસ મુજબ, છે અને ૧૫ કરોડ ૫૬ લાખ જેટલા ચોરસ એકર ક્ષેત્રફળમાં ફેલાયેલો આ પ્રદેશ છે. હિંદની માફક ગામડાંની સંસ્કૃતિ એ જ બ્રહ્મદેશની સંસ્કૃતિ છે. પ્રજા મોટે ભાગે ખેડૂત છે. જે જમીન છે તેમાં ૧ કરોડ ૭૫ લાખ એકર જમીન વાવેતર માટે વપરાય છે. હજુ ૫ કરોડ ૯૮ લાખ એકર જેટલો મોટો પ્રદેશ વાવેતર માટે ઉપયોગી ખુલ્લો પડયો છે. બ્રહ્મદેશના વિશાળ જંગલો વળી જુદાં. આ જંગલો ૨ કરોડ ૪ લાખ એકર જેટલા વિશાળ પ્રદેશમાં પથરાયેલાં છે.

બ્રહ્મદેશમાં મોટો પાક ડાંગરનો છે ડાંગર માટે વપરાતી જમીનમાં ૧૫ લાખ એકર જમીનને નહેરોથી પાણી મળી રહે છે. કુલ્લે અંદાજે ૪૯ લાખ ટન ચોખાની પેદાશ થાય

હતી. આ ઉપરાંત ૩ લાખ ૧૭ હજાર એકર જમીનમાં કપાસ વવાય છે. ગઇ સાલ ૫૬૦૦૦ ગાંસડી રૂ (એક ગાંસડી ૪૦૦ રતલ લેખે) તૈયાર થયું હતું. હજુ વિશાળ પ્રદેશ પડેલો છે અને તેની ધનદોલત પરદેશીઓને સ્વાભાવિક રીતે આકર્ષે છે.

બ્રહ્મદેશનાં જંગલોની પેદાશ અઢળક છે. જંગલોમાં ૩૨,૨૫૦ ચોરસ માઇલ 'રિઝર્વ્ડ ફોરેસ્ટ'માં ગણાય છે. ૧ લાખ ૧૫ હજાર ચોરસ માઇલ રાજ્યના કબજામાં છે, જે વર્ગીકરણ કર્યા વગરના જંગલોમાં ગણાય છે. આખા બ્રહ્મદેશની ૬૦ ટકા જમીન આવા અઢળક સંપત્તિ ઉત્પન્ન કરનાર જંગલોથી ભરેલી છે. ૧૯૨૮–૨૯ માં ૧૨૭,૮૯૧,૧૦૦ ઘનફુટ સાગનું લાકડું આ જંગલોમાં ઉત્પન્ન તરીકે મળ્યું હતું. બીજું ૧૬,૫૪,૨૧૯ નું લાકડું આ ઉપરાંત હતું.

દેશના તેલના કૂવા સમસ્ત દુનિયાનું ધ્યાન ખેંચે છે અત્યારના યુગમાં પેટ્રોલિયમની કિંમત માત્ર તેની કિંમત પુરતી નથી પણ યુદ્ધમાં જીત મેળવવાનું અમોઘ હથિયાર છે અને શાંતિના વખતમાં ઉદ્યોગ ચલાવવાનું અમોલું સાધન છે. તેથી બ્રહ્મદેશમાં આવેલા તેલના કૂવાની ઉપજ આંતરરાષ્ટ્રીય ઇર્ષ્યાનું કારણ થઇ પડી છે. ઉપજના આકડા નીચે મુજબ:

૨૬,૨૧,૨૭,૦૦૦ ગેલન પેટ્રોલિયમ
૪ કરોડ ૯૧ હજાર રૂપિયા કિંમત.

બ્રહ્મદેશની બીજી ખનીજ સંપત્તિ પણ ધ્યાન ખેંચે છે. જુઓ:

ત્રાંબું ૧૦,૯૭૮ ટન.
કિંમત રૂ. ૪૬ લાખ ૨૬ હજાર
જસત ૫૬,૦૦૦ ટન.
કિંમત રૂ. ૪૬ લાખ ૪૧ હજાર
જિંક ૭૬,૦૦૦ ટન.
કિંમત રૂ ૭૪ લાખ ૧૦ હજાર
લોઢું ૭૪૮૧૩ ટન
કિંમત રૂ. ૨ લાખ ૯૯ હજાર
રૂપી ૪૦,૦૦૦
કિંમત રૂ. ૧ લાખ ૭૭ હજાર વગેરે વગેરે.

હજુ ખાણોમાં દટાયેલું ધન પુષ્કળ છે. એ માત્ર શોધી કાઢવું બાકી છે. બ્રહ્મદેશની ગુપ્ત સંપત્તિ કોઇપણ પરદેશી રાષ્ટ્રને લલચાવે એવી છે.

આવો વિપુલ પ્રદેશ અને આટલી અઢળક સપત્તિ કોનું મન ન હરણ કરે? અને બ્રિટિશ મુત્સદીઓ તેને હમેશ માટે પોતાના કબજામાં રાખવા હરેક જાતના ઉપાયો લે તેમાં શી નવાઇ?

બ્રહ્મદેશનું ભાવિ હજી નક્કી થયું નથી. પણ જેવી આપણે ત્યાં દિલ્હીમાં, ચર્ચા પરિષદો જેવી ધારાસભાઓ છે અને બીજા જવાબદાર પ્રધાનમંડળ છે તેવી જ જાતનું તંત્ર સ્થાપવા બ્રિટિશ મુત્સદીઓએ બ્રહ્મદેશના પ્રતિનિધિઓને વચન આપ્યું છે. પ્રજામત તેનાથી સંતોષાયો નથી. બ્રિટને બર્માની નાડ પારખી લીધી છે તેથી ગોળમેજી પરિષદ તેમને મન સફળ નીવડી છે. બ્રહ્મદેશવાસીઓ પોતાનો આત્મનિર્ણયનો હક કેમ વાપરે છે, તે હવે તો જોવાનું રહ્યું.

'પ્રસ્થાનતંત્ર'

સામ્રાજ્યના પ્રશ્નો ચર્ચવા એક પરિષદ્ મળેલી, જેમાં પહેલી પરિષદ્‌માં આપણા શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી પણ બીરાજેલા હતા. તે પરિષદોએ ઠરાવ કરી બ્રિટિશ પાર્લામેંટને જાહેર કર્યું હતું કે હવે કેનેડા ઇ૦ ડુમિનિયનો પાર્લામેંટના કબજા હેઠળ રહેવા માગતા નથી. તેમને સંપૂર્ણ છુટાપણાનો હક જોઇએ. છતાં 'સ્ટેચ્યુટ ઑફ વેસ્ટમિનિસ્ટર' પસાર થવાથી સદરહુ હક પાર્લામેંટના કાયદાથી તેમને મળ્યો છે એ સામ્રાજ્યના ઇતિહાસમાં ચિરસ્થાયી બનાવ ગણાય અને એને લીધે ખરી રીતે સામ્રાજ્યનો નવો અવતાર થયેલો છે. બ્રિટિશ પ્રજાના વડવાઓ દરિયો ઓળંગીને કેનેડામાં જઇ વસ્યા, બ્રિટિશ લોકોએ ઓસ્ટ્રેલિયા ખંડમાં પોતાનું સંસ્થાન સ્થાપ્યું તેને બે સદી ઉપરાંત વર્ષો થઇ ગયાં. બ્રિટિશ લોકોના પ્રપૌત્રોએ આ સંસ્થાનોમાં પોતાના સ્વભાવને અનુકૂળ રાજ્યવ્યવસ્થા રચી. હવે તેમને સર્વસત્તા તેમની બ્રિટિશ માતાએ સોંપી છે. સામ્રાજ્યના સમધમાં આ રીતે નવો યુગ સ્થપાયો છે. વેસ્ટમિનિસ્ટરના સ્ટેચ્યુટમાં જાહેર કરવામાં આવ્યું છે કે 'બ્રિટિશ કૉમન-વેલ્થનાં જુદાં જુદાં અંગો સ્વતંત્ર રીતે રાજીખુશીથી તાજનો સ્વીકાર કરે છે તેથી શહેનશાહનો જે વારસા હક યુનાઇટેડ કિંગડમની પાર્લામેંટ પાસે માત્ર હાલ માન્ય કરાવવો પડે છે તે હવે પછી સંસ્થાઓની પાર્લામેંટની પાસે કરાવવો પડશે અને બાબતની જાહેરાત કરાવવી પડશે.' બ્રિટનમાં પસાર થયેલો કોઇપણ કાયદો સંસ્થાનમાં ત્યારે જ લાગુ થઇ શકશે જ્યારે સંસ્થાન એ સંબધી પોતાની રાજીખુશીથી ઠરાવ કરે, અને એ કાયદાનો સસ્થાનમાં અમલ કરવા વિનવે.

આ સિદ્ધાંતોથી સંસ્થાનોને બ્રિટનથી છુટા પડવાનો હક પણ મળી જાય છે.

કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેંડ, દક્ષિણ આફ્રિકા, આઇરિશ ફ્રી સ્ટેટ, ન્યુ ફાઉંડલેંડ એટલાને આ રીતે પૂર્ણ સ્વરાજ મળ્યુ છે.

વિન્સ્ટન ચર્ચિલે આયર્લેંડને આવી અમર્યાદિત સત્તા બક્ષવા સામે વિરોધ કર્યો હતો. એણે જણાવ્યું હતું કે આયર્લેંડની ધારાસભા આવી સત્તા મળ્યે લશ્કર પોતાને ફાવે તેટલું રાખે એમ બનવાજોગ છે અને તેથી સામ્રાજ્ય જોખમમાં આવી પડવાનો ભય છે.

આયર્લેંડના પ્રેસિડેંટ કાસગ્રેવે લખેલો કાગળ બ્રિટિશ પ્રધાને વાંચી ચર્ચિલનું મોઢું બંધ કર્યું હતું. આ પત્રનો સારાંશ એ હતો કે, જો આયર્લેંડને સ્ટેચ્યુટમાં સ્થાન નહિ અપાય તો આયર્લેંડ માનશે કે પ્રથમ જે કોલકરાર ઇંગ્લાંડ અને આયર્લેંડ વચ્ચે થયેલો છે અને જે કોલકરારમાં આયર્લેંડને સ્વતંત્રતા બક્ષવામાં આવી છે એવુ તે માને છે તે કોલકરાર હવે ચાલુ રાખવા બ્રિટન તૈયાર નથી. ન્યુ સ્ટેટસમેને લખ્યુ છે તેમ, આયર્લેંડે પોતે જ બ્રિટન જોડે રહેવું તેનો નિર્ણય કરવાનો છે. જો છુટા પડવા માગે જ તો કોઇ તેને રોકી ન જ શકે. પરતુ એક બીજામાં શ્રદ્ધા હોવાથી તે છુટા પડવા માગતું નથી અને તેને છછેડવામાં હવે સાર નથી. પ્રેસિડેંટ કાસગ્રેવના કાગળમાં ચોખ્ખી ધમકી છે એને સૂચન તરીકે સમજી લેવાનું ડહાપણ પાર્લામેંટે બતાવ્યું અને આખરે સ્ટેચ્યુટમાં આયર્લેંડનો પણ સમાવેશ થયો.

૧૯૨૬ માં ઇમ્પિરિયલ કોન્ફરન્સ મળી હતી તેમાં દરેક સંસ્થાને છુટા પાડવાના હક કબુલ રખાવવા ઘોષણા કરી હતી અને છેવટે તેમનો હક મંજુર રહ્યો હતો. 'સ્ટેચ્યુટ'થી આ હકને કાયદાની બહાલી મળી છે.

'ટાઇમ્સ' જેવા પત્રને આ જરા ય ગમ્યું નથી. એને તો બધું ગોળગોળ રહેવા દેવું

હતું. પરંતુ ૧૯૨૬ માં કરાર થયો અને તેના પર ત્યારબાદ લોકારનોમાં અમલ થયો. (લોકારનોમાં બ્રિટિશ રાજ્યથી જુદાં પડી સંસ્થાનોએ પોતાનો વિરૂદ્ધ મતનિર્ણય આપ્યો હતો.) પછીથી પાર્લામેંટને કાંઇ કરવાપણું રહ્યું જ નહોતું એટલે કચવાતે મને 'સ્ટેચ્યુટ ઓફ વેસ્ટમિનિસ્ટર' પસાર થયું.

બ્રિટન અને સંસ્થાનો વચ્ચેના સંબંધની છેલ્લી એક જ કડી હવે રહે છે. બન્ને એકજ તાજ નીચે છે એટલું જ. બ્રિટિશ સામ્રાજ્યનો નવો અવતાર થયો છે.

[ લિટરરી ડાયજેસ્ટ ]

## ૪: મહાયુદ્ધનાં ભયંકર દેવાં અને નુકસાનીની ભરપાઈ

૧૯૧૪–૧૯૧૮ ના મહાયુદ્ધનાં ભયંકર પરિણામો જેમ વર્ષો જાય છે તેમ વધુ ચોખ્ખાં સમજાતાં જાય છે. યુદ્ધને અંતે એમ કહેવાયું કે જર્મનીની હાર થઈ અને 'મિત્રરાજ્યો' જીત્યાં. પણ બીચારા વિજેતાઓની હાલત શરૂઆત કરતાં અંતે ઘણી માઠી થઇ અને છેલ્લા એક દાયકાથી યુરોપમાં જે મોટી આર્થિક અનવસ્થા થઈ છે તેના તેઓ સઘળા ભોગ થયા છે. આજે સમગ્ર યુરોપ મહાયુદ્ધનાં ભયંકર બુરાં પરિણામો અનુભવી રહ્યું છે. યુદ્ધનાં દેવાં અને યુદ્ધથી થયેલી નુકસાની ભરી આપવાનો સવાલ ઘણો ગુંચવાડાભરેલો છે પણ તેને સાદી રીતે 'ડેલી ટેલિગ્રાફ' પત્રમાં નીચે મુજબ રજુ કરવામાં આવ્યો છે.

વર્સેલની સુલેહના કરાર મુજબ નુકસાનીની ભરપાઇ માટે રકમ નક્કી કરનાર એક કમીશને ૧૯૨૧ મા જર્મની પાસે લેવાની રકમ પાઉંડ ૬ અબજ ૬૦૦ કરોડ ઠરાવી હતી. પાંચ ટકાના વ્યાજે દર સાલ જર્મનીને પાઉંડ ૩૩ કરોડ ભરવાના નક્કી થયા હતા. આ તો માત્ર વ્યાજ ભરી આપવાની જ રકમ છે. લડાઈને લીધે જર્મનીની જે ખાનાખરાબી થઈ હતી તે જોતાં પહેલાંથી સ્પષ્ટ હતું કે આટલી ભારે રકમનું ભરણું એ કોઈ પણ હિસાબે ન જ ભરી શકે. તેથી ત્રણ સાલ પછી ફરીથી પાછું એક નિષ્ણાતોનું કમિશન બેઠું અને તેણે ઠરાવ્યું કે જર્મનીએ દર સાલ પાઉંડ ૧૨ કરોડ ૫૦ લાખ ભરવા, અને જર્મનીની સ્થિતિ સુધરતી જાય તેમ તેમ આ રકમ વધતી જાય તેમ પણ સાથે સાથે નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે ચાર વરસ નાણાંની ભરપાઇ કરવામાં આવી. પરંતુ પાંચમી સાલ આ વ્યવસ્થા તૂટી ગઇ.

હવે ગઈ સાલ તો જર્મનીએ જાહેર કર્યું કે તે બેમાંથી એકે રકમ આપવા અશક્ત છે. 'હૂવર મોરેટોરિયમ'ને નામે પ્રખ્યાત છે તે રાહતની યોજના મુજબ જુલાઇ ૧, ૧૯૩૧ થી જુલાઈ ૧, ૧૯૩૨ ની રકમની ભરપાઇ સંબંધી અમેરિકાએ રાહત આપવા જાહેર કર્યું હતું.

જર્મનીએ છેક છેલ્લી જાહેરાત કરી છે તે એ છે કે તે કોઇપણ હિસાબે કોઇપણ રકમ ભરપાઇ કરવાને અશક્ત થઇ ગયું છે. માટે તેને સંપૂર્ણ રાહત મળવી જોઇએ. જો લડાઈમાં થયેલી નુકશાની એ ભરી ન આપે તો યુદ્ધને અંગે કરેલાં ભારે દેવાં 'મિત્રરાજ્યો' કેવી રીતે ભરી શકે? આ ગુંચવનારો સવાલ હવે ઉપસ્થિત થયો છે.

૧૯૩૦ 'યંગ પ્લાન'ને નામે ઓળખાતી નવી યોજના થઇ. આ યોજના મુજબ ૩૬ વરસ સુધી જર્મનીને દર સાલ પાઉંડ ૧૦ કરોડ ૬૦ લાખ ભરવાના નક્કી થયા; ત્યારબાદ ૨૨ વરસ સુધી પાઉંડ ૮ કરોડની આજુબાજુની રકમ ભરવી એમ નક્કી થયું. પહેલા ૩૬ વરસમાં ભરવાની જે રકમ નક્કી થઈ હતી તેમાં પાઉંડ ૩ કરોડ ૯૦ લાખ તો કોઇપણ

હિસાબે ભરવા જ જોઇએ અને બાકીની રકમની ભરપાઈ સંબંધી જર્મન ધારાસભા કાંઈક છુટછાટ મેળવી શકે એવું પણ તે સાથે ઠરાવવામાં આવ્યું હતું. આમાંના પાઉંડ ૨ કરોડ ૫૦ લાખ ફ્રાન્સને ભરવાના હતા. જે શરતી રકમ ભરવાની હતી અને જેને માટે છુટછાટ મૂકાય એવું ઠરાવ્યું હતું તે રકમ અમેરિકાને દેવાં પેટે મળવાની હતી.

### 'મિત્રરાજ્યો'નું અમેરિકાને ભરવાનું દેવું

'મિત્રરાજ્યો'ને નીચેની વિગતે અમેરિકાને દેવું ભરવાનું છેઃ

| | કુલ્લે વ્યાજ સાથે રકમઃ પાઉંડ |
|---|---|
| ગ્રેટ બ્રિટન | ૯૪૫,૦૦૦,૦૦૦ |
| ફ્રાંસ | ૮૨૭,૦૦૦,૦૦૦ |
| ઇટાલી | ૪૨૦,૦૦૦,૦૦૦ |
| | બાસઠ વરસમાં ભરવાની રકમઃ પાઉંડઃ |
| ગ્રેટબ્રિટન | ૨,૨૮૨,૦૦૦,૦૦૦ |
| ફ્રાંસ | ૧,૪૦૭,૦૦૦,૦૦૦ |
| ઇટાલી | ૪૦૫,૦૦૦,૦૦૦ |

નાનાં રાજ્યો સહિત કુલ્લે દેવું પાઉંડ ૨,૩૭૧,૦૦૦,૦૦૦ અને બાસઠ વર્ષમાં ભરવાની રકમ કુલ્લે પાઉંડ ૪,૫૫૩,૦૦૦,૦૦૦ છે.

ગ્રેટબ્રિટને દેવું કર્યુ છે તે 'મિત્રરાજ્યો' માટે પણ કરેલું હતું, એટલે બીજાં રાજ્યો પાસે એની લહેણી રકમ નીચે મુજબ છે.

### ગ્રેટબ્રિટનનું લહેણું

| | કુલ્લે વ્યાજ સાથે રકમઃ પાઉંડ |
|---|---|
| ફ્રાંસ | ૬૫૩,૦૦૦,૦૦૦ |
| ઇટાલી | ૬૧૧,૦૦૦,૦૦૦ |
| | બાસઠ વરસમાં મળવાની રકમ: પાઉંડ |
| ફ્રાંસ | ૭૯૯,૦૦૦,૦૦૦ |
| ઇટાલી | ૨૭૭,૦૦૦,૦૦૦ |

રશિયાએ પાઉંડ ૯૦ કરોડ ભર્યા નથી તે બાદ કરતાં કુલ્લે પાઉંડ ૧,૩૫૦,૦૦૦,૦૦૦ પાઉંડ ગ્રેટબ્રિટનના લહેણા પડે છે, અને બાસઠ વર્ષમાં ૧,૧૮૮,૦૦૦,૦૦૦ એને મળવાના છે.

જુદા જુદા દેશો નીચે પ્રમાણે દેવાં ભરે છે.

### અમેરિકાને ભરવાની રકમના ટકા

| | | |
|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૭૨ | ટકા |
| ફ્રાન્સ | ૪૨ | ટકા |
| ઇટાલી | ૨૧ | ટકા |

### ગ્રેટબ્રિટનને લહેણી મળતી રકમ

| | ભરવાની રકમના ટકા | |
|---|---|---|
| ફ્રાન્સ | ૧૪ | ટકા |

ઇટાલી ૨૧ ટકા

એટલે ગ્રેટબ્રિટનને મોટી ખોટ જાય છે. એને લ્હેણાના વીસ ટકા પણ પૈસા મળતા નથી પણ દેવાંના ૭૨ ટકા ભરવાનાં હોય છે.

યુરોપિયન દેશો પાસે અમેરિકા વ્યાજનો જે દર લે છે તેના આંકડા સરખાવવા જેવા છે.

## અમેરિકાને ભરવાના વ્યાજના દર

| | ગ્રેટબ્રિટન | ફ્રાન્સ | ઇટાલી |
|---|---|---|---|
| ૧૯૨૩–૩૦ | ૩ ટકા | નહિ | નહિ |
| ૧૯૩૦–૩૨ | ૩ ટકા | ૧ ટકો | ૧/૨ ટકો |
| ૧૯૩૩–૪૦ | ૩॥ ટકા | ૧ ટકો | ૧/૨ ટકો |
| ૧૯૪૦–૫૦ | ૩॥ ટકા | ૨ ટકા | ૧/૪ ટકો |
| ૧૯૫૦–૫૮ | ૩॥ ટકા | ૨॥ ટકા | ૧/૮ ટકા |
| ...... | ... | ... | ... |
| ૧૯૬૫–૭૦ | ૩॥ ટકા | ૨॥ ટકા | ૩/૪ ટકો |

જર્મની તથા બીજાં 'મિત્ર રાજ્યો' પાસેથી લહેણી નીકળતી રકમમાંથી ગ્રેટબ્રિટન પોતાનું અમેરિકાનું દેવું સાલોસાલ ચૂકવી શકે એવી સ્થિતિ હતી. પરંતુ હવે 'સ્ટરલીંગ' અને સોનાના સંબંધ તૂટી ગયો છે એટલે પહેલાંના કરતાં દોઢી રકમ ગ્રેટબ્રિટનને ભરવી પડે છે. પાઉંડ ૩ કરોડ ૮૦ લાખને બદલે હવે ૫ કરોડ ૫૦ લાખ ભરવાના અમેરિકાને થાય છે.

## અમેરિકાએ કેટલા માંડી વાળવા

ગ્રેટબ્રિટન સુદ્ધાં દરેક યુરોપીય રાજ્યના લેણદાર અમેરિકાને કેટલા માંડી વાળવાના? 'યંગ પ્લાન' અને ત્યારપછીના કરારોના આધારે હાલ તુરત પાઉંડ ૪ કરોડ ૮૦ લાખ દર સાલ અમેરિકાને માંડી વાળવાના થાય છે, અને ૧૯૩૩–૩૪માં ૮ કરોડ ૫૦ લાખ માંડી વાળવાના થશે.

દુનિયાની આર્થિક અનવસ્થા મટાડવા અમેરિકા દર સાલ આટલી મોટી રકમ માંડી વાળવા તૈયાર થશે!

'પ્રસ્થાનંતત્ર'

# દુગ્ધાન્નશાસ્ત્ર[1]

## ધાન્યસંપત દૂધસંપત

પૂર્ણ નત્રિલવાળા પદાર્થો જેટલા ફાયદાકારક છે તેટલા કીમતી પણ છે અને જ્યારે તે પૂરતા પ્રમાણમાં ખરીદવાની પ્રજા તરીકે આપણી ઘણી ઓછી શક્તિ છે ત્યારે શું કરવું તે વિચારીએ. આજે તો જ્યાં જોઈએ ત્યાં ભૂખમરો નજરે પડે છે. આજે તો શું હિંદની ભૂમિ કે શું હિંદની વનસ્પતિ, શું હિંદના પશુપ્રાણીઓ કે શું ખુદ હિંદીઓ એક જ વસ્તુને અભાવે હીન, ક્ષીણ અને જીર્ણ થતાં જાય છે અને તે વસ્તુ કઈ હશે એ તો આપ સહેજે કલ્પી શકો તેમ છો: નત્રિલ પ્રોટીનનો અભાવ. નત્રિલનો ભૂખમરો એટલે ધસારો, અણુવિકાસ અને ક્ષય બીજું શું?

આપણા સદ્ભાગ્યે કુદરતમાં એક કાયદો છે અને તે એ છે કે જો કે પૂર્ણ નત્રિલ અનિવાર્ય છે પણ તેના પ્રમાણ વિષે ખાસ બંધન નથી. એટલે કે એ એક ગુણાત્મક પદાર્થ Qualitative Food છે, જથ્થા કરતાં જાત ઉપર તેનો આધાર છે. માત્ર બે આનીભાર જ દૂધ પૂરું પાડવાથી ઉંદર ઉપરના અખતરામાં અજાયબ જેવો ફાયદો જણાયો હતો. અર્થાત્ છેવટ અન્નશુદ્ધિ પૂરતું ઘી દૂધ મળતું રહે તો પણ કેટલોય ફેર પડે છે. જો કે ખરી રીતે જોઈએ તો સામાન્ય રીતે કોઈપણ માણસને નવટાંકથી અને અધશેરથી ઓછું દૂધ મળવું જ ન જોઈએ એ આપણો રાષ્ટ્રીય આદર્શ હોવો જોઈએ. પરન્તુ આજે પોણોસો ટકા વસ્તી દૂધ વિના ટળવળે છે અને જે જ્ઞાતિ જાતિ દરજ્જો કે કશાના ભેદ વિનાના પ્રજાની પુષ્પવાટિકાના મૃદુમોહક મુકુલો–કલીઓ સમાન છે તેવાં જે બાલકો તેને તો મળતું જ નથી. આપણું બાળમરણ પ્રમાણ બીજા દેશોથી પાંચગણું શા માટે હશે? દૂધનો અભાવ એ એક મુખ્ય કારણ છે.

પ્રજીવનકો તો એક અલૌકિક પદાર્થ છે જેને જૂદા પાડવા, નવા બનાવવા કે જોઈ શકવા આપણે સમર્થ નથી. જે બહુ તો એકાદ ટનમાં બેત્રણ ગ્રામ જેટલા ભાગ્યેજ વજનમાં હશે. છતાં જેની હસ્તીમાત્રથી અનેક રોગો દૂર ભાગે છે અને જેના કૃપાપ્રસાદ વડે નત્રિલ ક્ષાર, સ્નેહલ, કર્બોદિત વગેરે પદાર્થો પોતાના ગુણધર્મ યથેષ્ટ બજાવી શકે છે એવા અણોરણીયા છતાં મહતો મહીયાન જેવાં અદ્ભુત અને અલૌકિક પ્રજીવનકોને પણ એ જ નિયમ લાગુ પડે છે. સંપત્તિ અનુસાર થોડા પ્રમાણમાં પણ પૂર્ણ નત્રિલ અને પ્રજીવનકોની ખાતર દૂધ મેળવવાનો દરેકનો હક અને ફરજ છે. આહારશાસ્ત્રના મુદ્દા સમજી લઈએ તો આપણે ખોરાકની બાબતમા પણ સારો સુધારો કરી લઈ સુખી થઈ શકીએ. આહારક્ષેત્રમાં પણ મૂલ્ય પરિવર્તનનો જમાનો આવી લાગ્યો છે તે આગળ ઉપર વિચારીશું.

---

[1] માગશર, ૧૯૮૮ના અંકમાં આ લેખનો પહેલો હસો પ્રગટ થયો છે.

દેશના બાળકોથી કિશોર અને યુવાન પર્યંત પ્રત્યેક જે તન અને મનનો વિકાસ સાધી રહેલ છે તેને પૂર્ણ નત્રિલ અને પ્રજીવનકવાળા ખોરાકની બહોળા પ્રમાણમાં જરૂર રહે છે. પણ આ વિકાસકાળે જ એનાથી વંચિત રહેવાનું નસીબ આપણા કરોડો જણને લલાટે લખાયું છે તેનું કેમ? વિકાસકાળ બાદ આધેડ અને પીઢ વયનાને તો માત્ર ઘસારો પૂરો પાડવા પૂરતા જ ઉપયોગમાં એ નત્રિલ આવી શકે છે અને તેથી એટલા બધા જરૂરના નથી પણ વિકાસાવસ્થામાં જ ન મળે એથી બીજું કમભાગ્ય કયું હોઇ શકે?

ગર્ભાવસ્થાને આપણે ઉત્પત્તિકાળ લેખીએ અને યૌવન પર્યંતના કાળને વિકાસકાળ, આધેડ અને પીઢ અવસ્થાને સ્થિતિ અને બુઢાપાથી માંડી મરણ પર્યંતના કાળને લયકાળ એમ ગણીએ તો ઉત્પત્તિ અને વિકાસકાળમાં જ વિકાસક આહાર પૂર્ણનત્રિલ અને પ્રજીવનકોની સવિશેષ જરૂર રહે છે. આપ જાણો છો તેમ જે ટાણે થાય છે તે ટાણે પણ થતું નથી. તેમ વિકાસને ખરે ટાંકણે આ દૂધ વગેરે વિકાસક દ્રવ્યો પૂરા પાડવાની કુટુંબ તથા પ્રજાસમસ્તની ફરજ છે. વળી જેટલો સસ્તો વિકાસ આ ટાણે થાય છે તેટલો સસ્તો અને સરસ વિકાસ પાછળથી પણ થતો નથી. ત્યારે જે પોષણ ૫, ૧૦ કે ૧૫ શેર વિકાસક આહારમાંથી મળી શકે છે તેટલું પોષણ મેળવવા આપણે કદાચ ૧૫, ૨૫ કે ૪૫ શેર અથવા તેથી પણ વધારે આહાર લેવો પડે છે.

જે બાળકો માંદાઓ અને ગરીબો કેવળ આર્થિક કારણે દુગ્ધાન્ન વિના ટળવળે છે તેમને માટે શહેર સુધરાઇ અને પારમાર્થિક સંસ્થાઓ કેટલીક વ્યવસ્થા કરે તો તેની ફરજ છે અને એ કરવું કાંઇ ખાસ મુશ્કેલ પણ નથી. પશ્ચિમમાં જેમ ઓપનએર ફંડઝ વગેરે જાતના ફંડ છે તેમ છેવટ છાશ કે સ્કીમ્ડમીલ્ક પૂરાં પાડવાના ફંડઝ અગર સસ્તી યોજનાઓ હાથ ધરવી ઘટે છે.

દૂધના આટલા મ્હોંફાટ વખાણ તો કર્યાં પણ એ દૂધ કયું? નીરોગી ગાયનું સુંદર, સુઘટિત ચારા ચરીને નીપજાવેલ નિર્મળ અને આરોગ્યસિદ્ધ દૂધ તેમાં જ આવા લક્ષણો મળી આવે છે. સુકા કસ વગરના ચારાથી પ્રજીવનકની સંખ્યામાં ખાસ કરીને અને બીજા કસમાં પણ સામાન્ય ફેરફાર થઇ જાય છે. સદ્દભાગ્યે રોગવાળાં ઢોર આપણે ત્યાં બહુ નથી હોતા તો કમભાગ્યે ઢોર અને દૂધની અસ્વચ્છતા સામે દુગ્ધચારી લોકોને કશી ચીડ કે ચીવટ હોય તેમ જોવામાં આવતું નથી.

અગર શુદ્ધ નિર્મળ દૂધ આપણને મળી શકે તો તેને ગરમ કરવાની જરૂર રહે નહિ અને તો જ દૂધની અંદરના અસ્થિર અને ચંચળ પાચકરસો તેમજ પ્રજીવનક ક અને કાંઇક અંશે ઘ તથા પેલા ભદ્ર કીટાણુઓનો આપણને પૂરતો લાભ મળી શકે. ભારે રોગચાળો ન ચાલતો હોય અને દૂધ સ્વચ્છ મળે તો સીધું જ વાપરવું સારૂં કારણ તેથી આપણી અંદર રોગ સામે થવાની ( Resistance Immunity ) અને રોગથી મુક્ત થવાની શક્તિઓ પણ આવે છે અને ઉપલા કીંમતી પોષક તત્ત્વોનો લાભ પણ મળે છે. પરંતુ જેને રૂચિ અથવા હીંમતનો વાંધો હોય તેમને માટે એક સુવર્ણ મધ્યમમાર્ગ છે. ફ્રાન્સના જનવત્સલ વૈજ્ઞાનિક પેસ્ચ્યુરે કીટાણુઓની શોધ કરેલી છે. રોગજનક ( Pathogenes ) એવા દુશ્મન કીટાણુઓ જેને આપણી પ્રાચીન જંતુવિદ્યામાં રાક્ષસો કહ્યા છે તેને હણી કાઢી માત્ર ભદ્રકીટાણુઓને બચાવી લેવાની તેને એક યુક્તિ જડેલી અને તે ક્રિયા તેના નામ ઉપરથી પેસ્ચ્યુરાઇઝેશનની ક્રિયા રૂપે ઓળખાય છે. આ ક્રિયા અત્યંત સરલ છે.

દૂધ વગેરે હરકોઇ ચીજને બહુ ગરમ નહિ કરતાં માત્ર ૧૪૫° થી ૧૫૫° અંશ ફે૦ જેટલી ગરમી અર્ધાથી પા કલાક સુધી આપ્યા કરવી તેને પેસ્ચ્યુરાઇઝ કર્યું કહેવાય છે. આમાં કદાચ સહેજ લાભ જતો કરીને બહુશઃ ભયમુક્ત રહેવાની યોજના છે.

દૂધને સીધું ન વપરાય તો પેસ્ચ્યુરાઈઝ કરી વાપરવું અને ભારે રોગચાળો હોય તો જ ખૂબ ઉકાળવું. સામાન્યરીતે આજકાલ દૂધને ખૂબ ઉકાળવાથી તેના પાચકરસો, પ્રજીવનક અને કીટાણુ જેવા ચચળ અને ઉપકારક અંગો ગુમાવી બેસીએ છીએ એટલું જ નહિ પણ તેના સ્વાદમાં અને પાચનમાં પણ કેટલોક મોટો ફેરફાર થઇ જાય છે એ ભૂલાવું જોઇએ નહિ. દૂધ કે તેના હરકોઈ પદાર્થો તેમજ અન્ય રસો વગેરેને ઉપર પ્રમાણે પેસ્ચ્યુરાઇઝ કરવાનો રીવાજ આપણે દાખલ કરવો જોઇએ. લીંબુ કે જાંબુ વગેરેના રસોને પણ આપણે આ રીતે લાંબો વખત ટકાવી શકીએ.

પેસ્ચ્યુરાઇઝ કર્યા પછી આપણે એ ચીજોને ઠંડી પાડી દેવી અને બને તેટલી ઠંડીમાં રહેવા દેવાથી લાંબો વખત એ ચીજો ટકી શકે છે.

## દૂધ કે ઘી?

આપણે જોઇએ છીએ કે ઘી, દૂધ જેટલું ફાયદાકારક કે અનિવાર્ય કોઈ પણ હીસાબે નથી જ. ઘી તો માત્ર આપણને ચરબી પૂરી પાડે છે અને તે તો આપણને તેલ, સાકર કે ધાન્યોમાંથી પણ મળી શકે છે. તેથી ઘી અનિવાર્ય ઠરતું નથી. છતાં એક જ કારણે બહુ તો ઘીની ઉપયોગિતા ગણાય અને તે તે માંહેના પ્રજીવનક अને કારણે. પરન્તુ પ્રજીવનક अની જ ખાતર ઘી આપણને ઘણું મોંઘું પડી ગયું કહેવાય. કારણ પ્રજીવનક अ પણ આપણને દૂધમાંથી પોપૈયા તથા મૂળા તાંદળ જેવી શાકભાજીમાંથી પણ ઠીક ઠીક મળી રહે છે. એટલે ઘીને કદાપિ આપણે સચમુચ રૂખસદ ભલે ન આપીએ. પણ આપણે એટલું તો અલબત્ત કરી જ શકીએ કે આપણી ખરીદશક્તિનો મોટો હિસ્સો દૂધ પાછળ ખર્ચીએ, નહિ કે ઘી પાછળ. ઘી તો દૂધ ખરીદતાં બચતી ખરીદશક્તિ પ્રમાણે જ ખરીદાવું જોઇએ. જ્યાં આપણા જેટલો ઘીનો મોહ કે ઘીની ઘેલછા નથી તેવા મહારાષ્ટ્ર, બંગાળ અને મદ્રાસ વગેરે પ્રાંતોમાં હાજત નિર્યંત્રિત કરવાથી કશી ખોટ જતી જણાતી નથી. જો કે ઘી પણ આપણને જોઇએ તેટલું મળતું નથી એ એકદમ કબૂલ કરી લઈએ તોપણ જ્યારે આપણી કુંઠિત ખરીદશક્તિ આડે આવે ત્યારે પહેલી અને છેલ્લી પસંદગી દૂધ ઉપર અને દૂધ ઉપર જ પડવી જોઇએ એ સંબધી હવે બે મત રહેવા ન જોઇએ.

ઘીનું મહત્વ ઘટી તે સ્થાન દૂધને આપવું જ જોઇએ. આમ બને તો જ આપણો વિકાસ થાય. અમુક જ કીંમતનું ઘી ખાનાર અને તેટલી જ કીંમતનું દૂધ ખાનારમાં દૂધ ખાનાર ખાટે છે એ સહેજે કલ્પી શકાશે. ઘીમાં ૧૦૦ ટકા કાર્યસાધક એટલે ઉષ્મા અને શક્તિ આપનાર તત્ત્વ સિવાય ભેગ કે કચરો હોય તે. બાકી તેમાં વિકાસક તત્ત્વ—નત્રિલનો અંશ પણ નથી અને તેથી ઘી આપણા સ્નાયુ બાંધી ન જ શકે એ આપણે ગોખી રાખવું જોઈએ.

વળી દૂધ નહિ ખપવાને કારણે જ દુગ્ધચારી લોકોને નિરુપાય ઘી બનાવવું પડે છે અને ઘી બનાવવું એટલે તો ૨૫ થી ૫૦ ટકા સુધી ખોટ ખમવા સિવાય બીજું કશું જ નથી. ઘી ઉપરના મોહને લીધે તેમાં ય ભેંસના ઘટ્ટ, દડબા જેવા મજાના કણીદાર ઘીના મોહને લીધે ગાયને ઓછું સહન કરવું નથી પડતું. ઘીનો ગુણ ઘીની ઘટ્ટતામાં બીલકુલ નથી તેની ઘટ્ટતા તેની અંદરની પામણુન, અને મીરીસ્ટીન જાતની વસાને આભારી હોય છે અને દ્રવતા ઓલીન અને બ્યુટીરીનને આભારી હોય છે. ઘીનું વ્યક્તિત્વ અને મહત્તા

તો તેની અંદરના બ્યુટીરીન જે ઉપરથી બટર માખણુ શબ્દ છે અને એવી જાતની ત્રણુ ચાર માત્ર ૮–૧૦ ટકા વસા હોય છે તેને આભારી છે. આ ધટ્ટતાનો આધાર તો વળી કપાસિયા ખોળ આદિ ચારા ઉપર છે અને ધટ્ટતા કોઇ રીતે ઘીની પાચનતા; કીંમતી પણુ કે કશામાં કશો વધારો કરતી કોઇ રીતે પૂરવાર થઇ જ નથી. એટલે એ મોહ જવો જોઇએ. બલ્કે ઘીની જે મહત્તા તેની અંદરના પ્રજીવન સત્ને જ આભારી છે તે કયા ઘીમા અને ઘીના કયા ભાગમાં હોય છે એ જાણીએ તો આપણો આ વ્યામોહ છૂટી જાય. ખરી રીતે જોઇએ તો પ્રજીવનક ચક્ર આ રીતે ફરે છે. સૂર્યથી પૃથ્વીના ઘાસ તણખલા વનસ્પતિમાં અને તેમાંથી ખોરાકમાં અથવા પ્રાણીમાં અને તે દ્વારા આપણામાં આવે છે. ભેંસના રંગ, જાડી ચામડી અને જીવનચર્યા પ્રજીવનકોનો સંચય કરવામાં ભેંસને નડતર થાય છે, જ્યારે ગાયને ઉલટા એ સહાયક થઇ પડે છે. જેને કોલેસ્ટીરોલ અને ફાઇગેસ્ટીરોલ, ક્રોમેટીક એકશન (રંગથી થતી અસર) અને હેલીઓ-પેથીક એકશન ( સૂર્યના પ્રકાશની અસર ) કહેવાય છે તે સર્વની સહાયથી ગાય તેના ઘી દૂધમાં ઝાઝા પ્રમાણમાં પ્રજીવનક સંચય કરવા ભાગ્યશાળી નીવડે છે. આપણે જે પ્રજીવન-કના મુખફાટ વખાણુ સાંભળીએ છીએ તે ગાયના ઘીના જ છે એ આપણે ભૂલવું ન જોઇએ. કારણુ જ્યાં પ્રજીવનકની શોધખોળ થાય છે ત્યાં તો ગાયનું જ એકચક્રી તંત્ર ચાલે છે.

વળી આ પ્રજીવનકો ઘીમાં પણુ તેના દ્રવભાગમાં જ વિશેષ હોય છે એમ પણુ સાબીત થઇ ચૂકેલું છે. આ બધી રીતે જોતાં ગાયનું ઘી ખૂબ વાપરવું જોઇએ.

ગાયનું દૂધ ભેંસના કરતાં સુપાચ્યતા, પ્રજીવનક વગેરેમાં સારૂં છે એમાં શક નથી જ માટે બને તેટલું ગાયનું દૂધ વાપરવું જોઇએ અને દૂધ બચે તેનું ઘી વપરાવું જોઇએ.

ઘી કરતાં એમ તો માખણુ વધારે કસદાર ગણાય અને તે એ કારણે કે તેમાં ચંચળ પ્રજીવન કે ઘ અને ક્ષ ઘણા ભાગે સલામત રહ્યા હોય છે, જે ઘીની બાબતમાં ગરમી લાગવાથી નાશ પામ્યા હોય છે. ઉપરાંત તેમાં નત્રિલ વગેરે તત્ત્વો પણુ રહ્યા હોય છે.

ઘી કરતાં દૂધને પસંદગી આપો. દૂધમાં પણુ ગાયના દૂધને વધુ પસંદગી આપો. હવે આ ઘી કરવામાં પણુ એક મુદ્દો ધ્યાનમાં લેવો જોઇએ. ઘીની અંદરના પ્રજીવનકથી ઉઘાડા તવામાં માખણુને તાવવાથી–હવા લાગવાથી નાશ પામે છે તેથી ઓછામાં ઓછી હવા લાગે તેવા સ્થળમાં અને તેવા ઠામમાં ઢાંકીને તાવવું. આથી ગરમ કરેલા ઘી કરતાં થીનું ઘી વધારે ફાયદાકારક કેમ અને કકડાવેલું ઘી શા માટે નહિ એ સમજાશે. વાઢો કે જેમાં ઘી રાખવામાં આવે છે તેનું ઢાંકણું બંધ કરીને દૂધને સંચામાં પીલવાથી ક્રીમ ( મલાઇ ) તથા સ્કીમ્ડમીલ્ક ( દુગ્ધરસ ) જુદા પડે છે. આ મલાઇ તથા માખણુનો ઉપયોગ શ્રીમંત અને સંસ્કારી કુટુંબોમાં થાય તો ખોટું નથી, બલ્કે સરસ છે. મલાઇને કોઇ આઇસક્રીમમાં કે સાધારણુ રીતે વાપરવાનો વિલાસ તો ઓર છે ! પણુ આપણા શ્રીમંતો અને સંસ્કારી-ઓએ એનો સ્વાદ ચાખ્યો નથી. ક્રીમ તો એક ઉમદા પીણું છે એમાં શક નથી.

માખણુનો વાપર વધે તો સારૂં. પણુ ગરમ હવા વગેરે સંયોગો આડે આવે તેમાં શક નથી. માખણુનો વાપર વધે તો દૂધ અને ઘી વચ્ચે રહેતી ખોટ ઓછી થાય. જે માખણુ માંહેના ૧૬ થી ૩૦ ટકા પાણીના ભાગની કીંમત માખણુ તરીકે, ઘી તરીકે ઉપજે એટલી ગાયને અને દુગ્ધચારીને ઘીના વેપારને બાઉન્ટી–ઉત્તેજન આપ્યું ગણાશે.

ડાહ્યાભાઈ જાની

ધનુભાઇ ચાલુ વાતમાં ધ્યાન નહોતા આપતા પણ જાણે કાંઇ મનમાંજ વિચાર ચલાવતા હતા તે બોલ્યા. "જુઓને આટલાં વરસથી આપણે એવું એક પણ અન્ન નથી શોધ્યું જે ઘણા માણસો માટે એક સાથે સહેલાઇથી થઇ શકે, અને સુપચ્ય હોય. સ્ત્રીઓને છૂટ આપવી હોય, તેને સામાજિક કામમાં ભાગ લેતી કરવી હોય તો તેનો રાંધવાનો બોજો હલકો થાય તેવાં અન્નો શોધવાં જોઇએ."

એમનું ભાષણ પૂરું થાત જ નહિ પણ ત્યાં ધીરુ બહેને તેમનો વાણીપ્રવાહ કાપ્યો: "એટલે મને વધારે છૂટ આપવા માટે માટે કામ વધારતા જાય છે. સમજ્યા!"

મેં કહ્યું: "નરસિંહ મહેતા કહી ગયા છે કે 'વાત પકવાનથી ભુખ ન ભાગે.' પકવાનની વાતો નકામી છે. જો કાંઇ ખવરાવતાં હો, છેવટ ચા પણ પાતાં હો તો તમારી વાતો સાંભળું, નહિતર અત્યારથી આ વાત કરો બંધ. કાંઇ બીજી વાત કાઢો."

ધનુભાઇ: "ના અત્યારે જ એક નવું પીણું થવાનું છે તે અમારી સાથે લેજો. ધમલા! લાવ તો બધું."

ધમલો નોકર વસ્તુઓ ગોઠવતો જતો હતો અને વાત આગળ ચાલી જતી હતી.

ધીરુબહેન: "અરે તમે ક્યાં એમના અખતરાના ભોગ બનો છો?"

મેં કહ્યું: "ધનુભાઇ ખાવાના એવા શોખીન છે, અને તમારો હાથ એટલો કલાવાળો છે કે ખરાબ ખાવાનું કદી બનવાનું જ નથી. અને પીણું એટલે ગળ્યું તો હશે જ. આપણે એટલું જ જોઇએ. ગળ્યું તે ગળ્યું ને બાકી બધું બળ્યું."

પ્રમીલા: "ભાઇ, ઠીક પહેલેથી સારો અભિપ્રાય આપનાર શોધી લીધા."

ધનુભાઇ: "નહિ એ નહિ ચાલે. અભિપ્રાય સાચો જ આપવો પડશે. અને ખાવાનો અભિપ્રાય વાણીથી ખોટો આપે તો પણ મોઢું ચાડી ખાધા વગર ન જ રહેને!"

ધીરુ બહેન: "બહુ પાછા સાચો અભિપ્રાય સહન કરી શકો એવા ખરા ના!"

પ્રમીલા: "તે દિવસે વારતાનો અખતરો કર્યો, છપાવી, કોઇએ ટીકા કરી ત્યારે કેવા ચીડાયા હતા!"

ધનુભાઇ: "હું વિજ્ઞાનની દૃષ્ટિએ જ તે દિવસે ચીડાયો હતો. હું વાર્તાનો કલાકાર નહિ હોઉં પણ વાર્તાકલાનો શાસ્ત્રજ્ઞ અને રસજ્ઞ તો છું જ. હવે જુઓ એ ટીકાકારે કહ્યું કે મેં ચેહૉવની વાર્તાનું અનુકરણ કરેલું છે. તમે સર્વ જાણો છો કે મેં ચેહૉવ વાંચ્યો નથી."

પ્રમીલા: "પણ એ ટીકાકાર ઓછો જ જાણે છે કે તમે નથી વાંચ્યો. એથી અંગત માહિતીના જ્ઞાન કે અજ્ઞાન વિના તેની ટીકાના ગુણદોષો તપાસવા જોઇએ."

ધનુભાઇ: "ખરું. હવે મારી વાર્તામાં મુખ્ય વાત શી હતી તે વિચારો. એક શેઠના એકના એક દિકરાની આંખમાં ચાકરડીએ ભૂલથી-એસિડનાં ટીપાં નાંખ્યાં. છતાં શેઠ તેના તરફ ઉદાર રહ્યો. આ મારી વાર્તાનો મુખ્ય ભાવ. હવે ચેહૉવની વાર્તા લો. તેમાં એક ઘણી જ નાની ઉમરની છોકરી ચાકર રહેલી છે. તેને ઊંઘ આવે છે છતાં તેને શેઠનું છોકરું રાત્રે રાખવું પડે છે."

પ્રમીલા: "હીંચોળવું પડે છે કહેવું જોઇએ."

ધનુભાઇ: "હવે હીંચોળવું પડે છે; તે અકળાય છે, ભાન ભૂલે છે, અને બેભાનમાં, અર્ધ ઘેલછામાં એ છોકરાને મારી નાંખે છે ત્યાં વાત પૂરી થાય છે. ચેહૉવની વાર્તામાં

ચાકરઠીના માનસનું આબેહૂબ ચિત્ર છે. એ વર્ગના મનમાં શું ચાલે છે, તેના માનસ તરફ બેપરવા રહેલા શેઠો ચાકરોને અરધા ગાંડા કરી મૂકે છે, ચાકરોના બધા ગુના પાપબુદ્ધિથી નહિ પણ અકળામણની ઘેલછાથી કરેલા હોય છે, એ તેને બતાવવું છે. મારી વાર્તામાં માત્ર એક શેઠની ઉદારતાનું વર્ણન છે. મારી વાર્તા રહસ્યદષ્ટિએ ચેહોવના કરતાં ઉતરતી છે, જો કે આપણા એ લાગણીઘેલા ટીકાકારે તેને ચેહોવના કરતાં વધારે ઉન્નત અને દિવ્ય સંદેશો આપનારી કહી, અને ચેહોવમાંથી લીધેલી કહીને પાછી ઉતારી પાડી. તેણે રહસ્યદષ્ટિએ ઉતરતી કહી હોત તો મને ગમત પણ ચેહોવમાંથી સૂચિત થયેલી કહી છે તે ખોટી ટીકા ઉપર હું ચીડાતો હતો. હું સ્પષ્ટ જોઇ શકતો હતો કે એ ટીકાકાર પોતાનું ડહાપણ, પોતાનું વાચનજ્ઞાન, તુલના કરવાની શક્તિ, વખાણ સાથે નિંદા કરવાની કળા, અને સૌથી વધારે તો સખ્ત ટીકા કરવાની બહાદુરી બતાવવા આમ લખતો હતો. તે તેની પામરતાથી હું વધારે ચીડાતો હતો."

પ્રમીલાઃ "સાહિત્યની આ સ્થિતિનું શું કારણ છે?"

ધનુભાઇઃ "એક જ કારણ છે. લોકોમાં વાર્તાની માગ વધી છે. એટલે લેખકો પોતામાં શક્તિ છે કે નહિ તે વિચાર્યા વિના, અને શક્તિની શ્રદ્ધા વિના, પરભારી પરદેશી વાર્તાનાં અનુકરણો કરવા માંડે છે. અને ટીકાકાર પણ પછી આવાં અનુકરણો શોધી કાઢવાં એ એક જ ટીકાની દષ્ટિ હોઇ શકે એમ માને છે. જેમ વેપારમાં આપણા લોકો સાચો વેપાર નથી કરતા પણ માત્ર પરદેશી વેપારની દલાલી કરે છે તેમ આપણા વાર્તાલેખકો સાહિત્ય ન લખતાં પરદેશી સાહિત્યના અનુવાદો કરે છે. વેપારમાં તો પરદેશી માલ પણ ઘરાકોને મળે છે પણ સાહિત્યમાં તેટલું પણ નથી મળતું. એટલે પરદેશી માલ કરતાં આ પરદેશી અનુવાદો વધારે ખરાબ છે."

ધીરુબહેન : "જેમ મહાત્માજીએ ખાદી પ્રવૃત્તિ શરૂ કરી તેમ તમે પણ એક શુદ્ધ ગુજરાતી વાર્તા ઉત્પાદક મડળી કાઢો."

પ્રમીલા : "હા, હા, ભાઇ! જરૂર કાઢો."

મેં કહ્યું : "એ મશ્કરી ભલે કરતાં પણ હું ગંભીર છું. જરૂર એક કલબ કાઢો."

ધનુભાઇ : "પણ આપણી વાર્તાઓ વાંચશે કોણ?"

ધીરુબહેન : "મહાત્માજી કહે છે દરેક ઘરે ખાદી ઉત્પન્ન કરી પોતાની ખાદી પોતે પહેરવી જોઇએ. આપણી વાર્તાઓ આપણે વાંચીશું."

ધનુભાઇ : "ખરેખર કલબ કાઢીશ હોં! પછી મારી વારતા સાંભળવી પડશે. અત્યારે મારી સૌથી વખણાયેલી વાર્તા પણ નથી વાંચતાં તે નહિ ચાલે. તેનો અભિપ્રાય આપવો પડશે, વખાણવી પડશે."

મેં કહ્યું : "પણ એક શરત. વાર્તા કલબ અહીં ભરાવી જોઇએ, અને...હું શુષ્ક કલબોને નથી માનતો, તેમાં પીણાં જોઇએ."

ધનુભાઇ : "કબૂલ. મારે પીણાના પ્રયોગો કરવા છે એટલે ઠીક પડશે."

મેં કહ્યું : "આપણે બધામાં અભિપ્રાય આપવાના. પીણાનો પણ અભિપ્રાય અને વાર્તાનો પણ અભિપ્રાય."

ધનુભાઇ : "એ નહિ ચાલે. વાર્તા કહે તે જ મેંબર થાય."

મેં કહ્યું : મારું નામ લખો. ગમે તેવી વાર્તા કહીશ પણ પીણું નહિ જવા દઉં."

ધીરુબહેન : "બીજું મારું નામ લખો. તમે બધા વાતો કરો, અને અમે રસોડામાં બેઠાં બેઠાં તમારાં પીણાં બનાવ્યા કરીએ તે નહિ ચાલે. તમારી સાથે બેસીશ અને પીણાં બનાવતી-જઇશ."

ધનુભાઇ : "પણ વાર્તા વિના દાખલ નહિ કરીએ. મને પણ સૌની વાર્તાની નિન્દા કરવાની તક મળવી જોઇએ."

ધીરુબહેન : "બીનુ માટે મેં વાર્તાઓ બનાવી છે તેટલી તમે બધાએ મળીને હજુ બનાવી નહિ હોય."

ધનુભાઇ : "ત્યારે આપણે ત્રણે મેંબરો થયાં. હું, તું અને વસન્તભાઇ."

પ્રમીલા : "હું કેમ નહિ ?"

ધનુભાઇ : "પણ તું તો અહીં હો નહિ ત્યારે ક્લબમાં શી રીતે રહી શકીશ ?"

પ્રમીલા : "કેમ ! મારે સાસરેથી વાર્તા લખી મોકલીશ."

ધનુભાઇ : "લ્યો ત્યારે હવે રહી ગયો એક ધમલો."

મેં કહ્યું : "તેને પણ કરો. આપણે એવો નિયમ કરો કે જૂની વાર્તાઓ કહી શકે તે પણ મેંબર બની શકે. કેમ ધમલા ?"

ધમલો : "હા શાબ. તમારા જેવી નહિ પણ અમે ગામડાના લોકો કહીએ એવી કહીશ. મેં બહુ સાંભળી છે."

મેં કહ્યું : "થયું ત્યારે નિયમો કરો."

ધનુભાઇ : "બે જ નિયમો. કોઇપણ માણસ—

પ્રમીલા : "સ્ત્રી અથવા પુરુષ."

ધનુભાઇ : "હા. કોઇપણ સ્ત્રી અથવા પુરુષ, નવી વાર્તા લખીને અથવા કહીને, અથવા આપણે નહિ સાંભળેલી જૂની વાર્તા કહીને, વાર્તા ક્લબનો સભ્ય થઇ શકશે. ક્લબમાં વાર્તા લખેલી વાંચી શકાશે અથવા મોઢેથી કહી-પણ શકાશે અને તેની ટીકા થશે. હાલ તુરત તેના પાંચ કાચા સભ્યો, તે વાર્તા કહેતા જશે તેમ તેમ તેના સભ્ય થતા જશે."

મેં કહ્યું : "હવે ત્યારે કોઇને પ્રમુખ નીમો."

પ્રમીલા : "નીમો."

મેં કહ્યું : "ધનુભાઇ."

પ્રમીલા : "ધીરુબહેન."

ધનુભાઇ : "ત્યારે મત લો."

મતની ચિઠ્ઠીઓ લેતાં જણાયું કે હું અને ધનુભાઇ બન્નેએ ધનુભાઇને મત આપેલ, અને ધીરુબહેન અને પ્રમીલાબહેન બન્નેએ ધીરુબહેનને મત આપેલ."

મેં કહ્યું : "ધીરુબહેન ! પોતે પોતાને મત ન આપવા જેટલું સૌજન્ય તો બતાવવું હતું."

ધીરુ : "તમે મને એકલીને જ કેમ કહો છો ? તમારા મિત્રને કેમ નથી કહેતા ?"

મેં કહ્યું : "કેમ તમે ધનુભાઇને પ્રમુખ થવાને લાયક નથી માનતાં ?"

ધીરુ બહેન : " માનું છું. અને મને પણ લાયક માનું છું."

મેં કહ્યું : " ત્યારે તેમને મત કેમ ન આપો ?"

ધીરુ બહેન : " તમને મારી લાયકાત છે એમ બનાવવાની તક મેળવવા."

મેં કહ્યું : " એમ ?! ઠીક ત્યારે હવે ધમલો મત આપે."

ધમલો : " હું શો મત આપું. મારે બન્ને સરખાં ચિઠ્ઠી નાંખીને નક્કી કરો."

ધનુભાઇ : " મારે ચિઠ્ઠી સામે વિરોધ છે. હું એવી વ્હેમી રીત માનતો નથી."

ધમલો : " હું મારી મેળે ચિઠ્ઠી નાંખીને ઉપાડીશ અને જેનું નામ આવશે તે કહીશ."

ધમલાએ ચિઠ્ઠી નાંખીને ઉપાડી. ધીરુબહેનનું નામ નીકળ્યું.

મેં કહ્યું : " લ્યો ત્યારે તમારી લાયકાત સાબીત કરો. કામ શરુ કરો નહિતર આજના તમારા કામમાં મીંડું મુકાશે."

ધીરુબહેન : " હા તે કરીશ જ. પણ કામ શરૂ કરતા પહેલાં એક બે બાબત નક્કી કરવાની રહી જાય છે. એક તો કલબનું નામ શું પાડવું તે નક્કી કરો."

મેં કહ્યું " વાર્તા પરિષદ "

પ્રમીલા : " એ નામ ગુજરાતી ભાષામાં અપશુકનિયાળ છે. કંઇક બીજું રાખો."

ધનુભાઇ : " મજલિસે વાર્તા કહેતાન."

ધીરુબહેન : " હિંદુ મુસલિમ ઇત્તેફાક. પણ સાંભળો સાંભળો. વસંતભાઇ ફારસી જાણે છે. ફારસી નામો શોધનારી કમિટીના એક અદ્વિતીય સભ્ય તરીકે તેઓ આપણને આને મળતાં નામો આપે. કહો વસંતભાઇ !

મેં કહ્યું : " મજલિસે કિસ્સેખાનાન."

પ્રમીલા : " એવું ખાનસાહેબ જેવું નહિ જોઇએ. અમે સરકારી ઇલકાબોનું અનુકરણ કરવા માગતાં નથી."

મેં કહ્યું : " મજલિસે હાકિયાન."

ધનુભાઇ : " કર્ણકટુ લાગે છે "

મેં ફરી કહ્યું : " હવે છેલ્લું કહું છું. નવું નહિ કહું. મજલિસે ફેસાને ગુયાન."

પ્રમીલા }
ધનુભાઇ } " કબૂલ."

ધીરુબહેન : " પણ પ્રમુખ તરીકે હું થોડો ફેરફાર કરવા માગું છું. મજલિસો હવે ગુજરાતમાં બહુ થઇ ગઇ. આનું નામ " મેહફિલે ફેસાને ગુયાન." અને હિંદુમુસ્લિમ ઇત્તેફાકની ખાતર ઉમેરવું કે " ઉર્ફે વાર્તાવિનોદમંડળ " હવે એ વિષય બંધ કરું છું. અને આ મેહફિલના મંત્રી ભાઇશ્રી વસંતરાય.

મેં કહ્યું : " પ્રમુખ તરીકે ઠીક સત્તા બજાવવા માંડયાં છો !"

ધીરુબહેન : " નહિ. હજી મારે કામ બતાવી આપવું છે."

મેં કહ્યું : " હવે શું બતાવવાનાં હતાં. વાર્તા તો ઓછી જ આજે ચાલી શકશે !"

ધીરુબહેન : " ધમલા ! તે દિવસે રસિકા બહેન કહેતાં હતાં કે તેં બે મિત્રોની વાત બહુ સારી કહી હતી. તે વાત કહે. બોલો કોઇએ એ વાત સાંભળી છે. ( કોઇ બોલતું નથી ) કોઈને વાંધો નથી. બોલ ધમલા. તું તારે નિરાંતે વાત કર. નકામો સંકોચ રાખતો નહિ."

મેં કહ્યું : મેઘાણીની પેઠે શરાતન ચઢે એવી રીતે કહે."

ધીરુબહેન : "નહિ ધમલા ! તને ફાવે તેવી રીતે કહે. આમાંથી કોઇ લડાઇમાં જાય એવા નથી."

## બે મિત્રોની વારતા

ઉજ્જેની નગરીમાં શીતલસિંહ અને ચંદનસિંહ બે રજપૂતો રહેતા હતા. બેને એવી ભાઇબંધી કે જાણે બેળિયાં બે પણ જીવ એક. દી ઊગ્યા વગર રહે તો એ બે મળ્યા વગર રહે. હવે ભગવાનને કરવું તે એક દી શીતલસિંહ પાણીશેરડે જતો હશે અને સામેથી ચંદનસિંહની વહુ બેઢું ભરીને ચાલી આવે છે. શીતલસિંહ બાઇને જોઇ ગયો. આ બે ભાઇબંધ છે પણ કોઇ દી શીતલસિંહે ચંદનસિંહની બાયડીને જોઇ નથી, તેમ એક બીજાને ઘેર કોઇ દી ગયા નથી. હમેશ સવાર સાંજ ગામને પાદર ભેગા થઇને ફરવા જાય, કે ઉજાણીએ જાય. પણ એક બીજાને ઘેર કોઇ દી ગયેલા નહિ. હવે શીતલસિંહ તો ચંદનસિંહની વહુનું રૂપ જોઇને મોહી પડ્યો છે. ઘણોય મનને વાળે છે પણ મન વળતું નથી "અરે, ભગવાન ! આ મને શું સુઝ્યું છે ? નાત ન જાણું જાત ન જાણું, પરણી ન જાણું કુંવારી ન જાણું, ઓળખાણ નહિ પિછાણ નહિ, અને આ મને શું થયું ?" મનને ઘણું ય સમજાવે પણ મન માને નહિ. રાતદી એનો વિચાર આવે. રાતે ઊંઘ ન આવે ને દિવસે ખાવું ન ભાવે. શીતલસિંહ તો દિવસે દિવસે સુકાતો ગયો.

એક દિવસ ઘોડે ફરતાં ચન્દનસિંહે શીતલસિંહને કહ્યું: "ભાઇબંધ કહો ન કહો પણ તમારા મનમાં કંઇક ચિંતા છે. એવું શું છે જે અમારાથી ય છાનું રાખો છો ?" શીતલસિંહે કહ્યું કે એ તો દેહ છે, કોઇ વાર સારી રહે કોઇ વાર દુબળી થાય. શીતલસિંહ માનતો નથી પણ છેવટે ચંદનસિંહે પોતાના સમ ઘાલ્યા ત્યારે શીતલસિંહે કહ્યું કે આમની વાત આમ છે. ચંદનસિંહે કહ્યું કે એમાં કહેતા શું નહોતા ? કહ્યા વિના કશાનો ઉપાય શી રીતે થાય ? ચન્દનસિંહે બાઇનાં નામઠામ પૂછ્યાં પણ શીતલસિંહને તેની ખબર નથી. આવતી કાલ સવારે કાંઇ મિષે પાણીશેરડે ભેગાં થવાનું નક્કી કરી બન્ને ભાઇબંધો પોતપોતાને ઘેર ગયા.

બીજે દિવસે ચન્દનસિંહ અને શીતલસિંહ પાણીશેરડે આવ્યા. ગામની પાણિયારીઓ ટોળે વળી વળીને બેડાં લઇને જાય છે. તેમાંથી પેલીને શીતલસિંહે ઓળખાવી. ચન્દનસિંહ તરત ઓળખી ગયો અને તેના પેટમાં તો શેરડો પડ્યો. "અરે ભગવાન આવા સંકટમાં મને ક્યાં મૂક્યો ! એક પા મિત્રધર્મ છે અને બીજી પા કુળની લાજ રાખવાની છે !" બે જણા ઘોડા પર મૂંગા મૂંગા ચાલ્યા જાય છે. છેવટે શીતલસિંહે કહ્યું: "કેમ ભાઇબંધ ! કાંઈ વિચારમાં પડી ગયા ?" ચન્દનસિંહે કહ્યું: "એ તો એ બાઇ ક્યાંની હશે તેને કેમ કરી મેળવવી તેનો વિચાર કરું છું."

શીતલસિંહે કહ્યું: "અરે એવા વિચાર થાય ? મન તો ઢેડવાડે જાય પણ તેનું કાંઇ કહ્યું કરાય ? એ વાત એટલેથી જ દાટી દ્યો હવે." ચન્દનસિંહે કહ્યું: "અરે એમ તે થાય હવે ! એક વાર એ જોગ બેસારવા મથીએ તો ખરો. પછી કરવું ન કરવું હરિના હાથમાં છે." શીતલસિંહે કહ્યું. "એ બાઈ કોણ હોય, ક્યાંની હોય, એનું જોખમ ખેડવાની શી જરૂર." ચન્દનસિંહે કહ્યું: "જોખમ વગર કશી વાત દુનિયામાં બનતી નથી. કાલ સાંજ વેળા આ વડલા હેઠ ભેગા થઇશું. ખબર કરશે તો કાલ નક્કી કરીને જ આવીશ."

બન્ને છૂટા પડયા. ચન્દનસિંહ ઘેર ગયો. જમવાનો વખત થયો ત્યારે ઠીક નથી કરી જમવા ન ગયો. સાંજે હમેશની પેઠે બહાર ઘોડું લઇ ફરવા પણ નહોતો ગયો, અને વળી વાળુ પણ ન કર્યું. રાતે તેની સ્ત્રી તેને મળી અને તરત કળી ગઇ કે પતિ કંઇક ચિન્તામાં છે. તેણે ન જમવાનું કારણ પૂછ્યું. ચન્દનસિંહે કંઇ ખરો ખોટો જવાબ આપ્યો. સ્ત્રીએ છેવટે સમ દઇને પૂછ્યું. ચન્દનસિંહે કહ્યું કે વાત કરતાં જીભ ચાલતી નથી. એવી ચીજ મેળવવાની છે. સ્ત્રીએ કહ્યુ કે કોની પાસેથી મેળવવાની છે. સામ દામ ભેદ દંડથી જેની પાસેથી મેળવવી હોય તેની પાસેથી મેળવો તેમાં ચિન્તા શી કરો છો. ચન્દનસિંહે કહ્યું એ ચારેય ઉપાયોથી પણ એ આશામી પાસેથી મેળવાય એમ નથી. સ્ત્રીએ પૂછ્યું એવું કોણ છે. ચન્દનસિંહથી કહેતાં શું કહેવાઇ ગયું કે એ બીજું કોઇ નહિ પણ તું પોતે છે. સ્ત્રીએ કહ્યું આ દીવાની શાખ્યે કહું છું જે કહેશો તે આપીશ. અને તમે ન માગો તો તમને વહાલાના સમ છે. ચન્દનસિંહ હાં હાં કરતો રહ્યો અને સ્ત્રીએ તો સમ દઈ દીધા. પછી ચન્દનસિંહે બધી વાત કહી, અને પૂછ્યું હવે શું કરવું ? સ્ત્રીએ કહ્યું હું તો તમારી દાસી છું. તમારા વચનને આધીન છું. તમે તમારો મિત્રધર્મ બજાવો. મને સતીમા સુઝાડશે એમ કરીશ. તમારું વેણ અને મારી લાજ રાખનાર સતીમા છે." ચન્દનસિંહે કહ્યું. "શાબાશ છે સતી ! અને ભગવાન ગમે તેવા ધર્મસંકટમાં મૂકશે તો પણ હું તારા સિવાય બીજી સ્ત્રી કરવાનો નથી."

બીજે દિવસે ચન્દનસિંહે શીતલસિંહને કહ્યું કે વાત બની શકશે અને રાતનો વાયદો આપ્યો. રાતે ચન્દનસિંહ તેને પોતાના ઘર તરફ લઇ ગયો અને દૂરથી ઘર બતાવી દીધું. "ત્યાં એજ બાઇ તમારી રાહ જોઇને બેઠી છે. રાતના કૂકડો બોલ્યે પાછા નીકળી આવજો. એમ કરીને તેણે ઘોડો વગડામાં મારી મૂક્યો.

હવે શીતલસિંહ તો ચન્દનસિંહના ઘરમાં જાય છે. અને ચન્દનસિંહની પત્ની તેને સામે તેડવા આવે છે તેને શયનભુવનમાં લઇ જઇને પલંગપર બેસાડે છે. શીતલસિંહ તેને પાસે બેસવાનું કહે છે. ત્યારે તે કહે છે કે મેં છત્રીસ જાતનાં ભોજન કર્યાં છે તે એક વાર આરોગો પછી બેસીશ. પછી બાઇ તો થાળ લેવા નીચે જાય છે. અહીં બાઇ ગઇ એટલે શીતલસિંહને થયું કે બાઇ તો સારા ઘરનું માણસ લાગે છે, આ ઘર કોનું અને આ નાર કુંવારી છે કે પરણી છે ? શીતલસિંહ તો ઊભો થઇને ચારે બાજુ જોવા લાગે છે. હવે આ ઓરડામાં ભૂલથી ચન્દનસિંહની એક કટાર રહી ગઇ છે. એ કટાર જોઇને શીતલસિંહને થયું કે આ ઘર તો ચન્દનસિંહનું અને આ પદમણી નાર બીજા કોઇની નહિ પણ ભાઇબંધ ચન્દનસિંહની જ. શીતલસિંહને તો એકદમ પશ્ચાત્તાપ થવા માંડયો. શરીરે પરસેવાના રેબેરેબ વળી ગયા. "અરે ભગવાન મને આ શું સૂઝયું ? મેં તળશીક્યારો જ અભડાવ્યો ! હે જોગમાયા હવે મારે શું કરવું ? હું શું મોઢું હવે ભાઇબંધને બતાવીશ !" તેણે તો ઊભાં થતાંકને એજ કટારી લઇ પેટમાં હુલાવી દીધી અને નીચે પડતાં ભેગા તેના પ્રાણ ચાલ્યા ગયા !

હવે થોડી વાર થઇ ત્યાં ચન્દનસિંહની પત્ની થાળ લઇને આવી. તે જુએ છે તો શીતલસિંહ પેટમાં પોતાના ધણીની કટારી ખાઇને જમીન પર પડયો છે. નીચે લોહીનું ખાબડું ભરાયું છે. અને એનો હંસલો આ દુનિયાં છોડીને ઊડી ગયો છે. બાઇ સમજી ગઇ

કે ભૂંડી થઇ. આ કટારીએ સત્યાનાશ વાળ્યું. આ માણસે ભોંડપમાં આ કામ કર્યું. પણ તેને થયું કે હવે હું મારા ધણીને શું કહીશ. ધણીનું લેણુ પણ ગયું. અને લાખ રૂપિયાનો ભાઇબંધ પણ ગયો. બાઇએ એ કટારી કાઢી પોતાની છાતીમાં ભોંકીને તે પણ ત્યાં પડી.

સવારે કૂકડો બોલવા થયો ત્યારે ચન્દનસિંહ ઘરભણી આવ્યો. ઉપર દીવો એમને એમ બળતો હતો. પણ ભાઇબંધને આવતો ન દીઠો, તેમ કાંઈ કોઇનો ગંચળ પણ ન સંભળાયો. કમાડ ખખડાવ્યું પણ કોઇએ ઉઘાડ્યું નહિ. તેમ કોઇએ જવાબ પણ ન આપ્યો. કાંઇક ભૂંડું થયું હશે એમ ધારી તે બારીએથી ઉપર ચઢયો. અને જુએ છે તો થાળ ખાધા વિનાનો પડ્યો છે અને બન્ને જણાં એક જ કટારી ખાઇને પડ્યાં છે. ચન્દનસિંહ બધી વાત સમજી ગયો. તેને સમજાયું કે આ કટારીએ ભૂંડું કર્યું. ભાઇ જેવો ભાઇ ને સ્ત્રી જેવી સ્ત્રી ગઈ. હવે આ જીવતરને શું કરવું છે? હે ભગવાન! આવતે ભવ પણ ભાઇબંધ આપે તો આ જ આપજે અને સ્ત્રી આપે તો આજ આપજે. એમ કહીને એ પણ કટારી ખાઇને મુઓ. આમ ભગવાને ત્રણેયની લાજ રાખી. પણ ત્રણેયને મરવું પડ્યું. એમની લાજ રહી એવી સૌની રહેજો, અને એમને ભાઇબંધ મળ્યા એવા સૌને મળજો.

વાર્તા કહેવાઈ રહ્યા પછી થોડી વાર તો સૌ શાન્ત રહ્યાં. છેવટે ધીરુબહેન બોલ્યાં: "હવે વાર્તા ઉપર ટીકા કરો."

મેં કહ્યું: "જૂની વાર્તાને આપણે બધા વખાણીએ છીએ પણ આધુનિક અવલોકન દૃષ્ટિએ તેની ટીકા કરીએ તો ભૂલો ઘણી નીકળે.

ધનુભાઇ: "લ્યો ત્યારે ભૂલો કાઢો."

પ્રમીલા: "મને તો આ વાર્તા જ ખરાબ લાગે છે. મિત્રની ખાતર પત્નીનું આટલું અપમાન!"

ધનુભાઇ: "અત્યારની આપણી સ્ત્રીભાવનાથી આનો વિચાર ન કરો. તે સમયે સ્ત્રી ઉપર પતિની સર્વતોમુખી સત્તા હતી. અને પુરુષો જુગારમાં સ્ત્રીઓને હોડમાં મૂકતા તે કરતાં આ વધારે ખરાબ નથી. વળી પુરુષનો પત્ની સાથેનો સંબંધ વાર્તાનું મુખ્ય રહસ્ય નથી, તેનો મિત્રભાવ એ મુખ્ય છે. અને એ મુખ્ય પ્રયોજન પાર પડ્યું છે કે નહિ એ જોવું જોઇએ. તે સમયની ભાવના, તે સમયના વિચારો સમાજસ્થિતિ એમાં કલ્પનાથી મુકાઇને આપણે ટીકા કરવી જોઇએ."

મેં કહ્યું: "કબુલ. હું તેને દોષ કહેતો નથી પણ વિચારો. બે મિત્રો હોય અને એકબીજાની પત્નીને ન ઓળખતા હોય એવું તે બને?

ધીરુભાઇ: "બન્નેને પત્ની હતી એમ વાર્તામાં કહ્યું નથી."

મેં કહ્યું: "ભલે પણ એકની પત્નીને બીજો ઓળખતો ન હોય એ ન બને."

ધનુભાઈ: "ઓઝલના રિવાજવાળી કોમોમાં એમ બને પણ ખરું."

પ્રમીલા: "ઓઝલ હોય તો પાણી ભરવા ન જાય, જાય તો પણ તેનું મોં કોઇ જોઇ શકે નહિ."

ધનુભાઇ: "એ ખરું. પણ વાર્તામાં દરેક ગૌણ બાબત વિશિષ્ટ રીતે કહેવી જ જોઇએ એવું નથી. કલ્પનાથી કેટલીક કડીઓ પોતે મેળવી લેવી અથવા વાર્તાની ખાતર એ બરાબર છે, એમ માની લેવી જોઇએ. વાર્તાને અમુક ભૂમિકા હોય છે. એ ભૂમિકા ઉપર કવિ વાર્તા રચે છે. તે રચના સુસંગત અને સુસંબદ્ધ જોઇએ, પણ મૂળ ભૂમિકા કાંઇ તથ્યની

બન્ને છૂટા પડયા. ચન્દનસિંહ ઘેર ગયો. જમવાનો વખત થયો ત્યારે ઠીક નથી કરી જમવા ન ગયો. સાંજે હમેશની પેઠે બહાર ઘોડું લઇ ફરવા પણ નહોતો ગયો, અને વળી વાળુ પણ ન કર્યું. રાતે તેની સ્ત્રી તેને મળી અને તરત કળી ગઇ કે પતિ કંઇક ચિન્તામાં છે. તેણે ન જમવાનું કારણ પૂછ્યું. ચન્દનસિંહે કંઇ ખરો ખોટો જવાબ આપ્યો. સ્ત્રીએ છેવટે સમ દઇને પૂછ્યું. ચન્દનસિંહે કહ્યું કે વાત કરતાં જીભ ચાલતી નથી. એની ચીજ મેળવવાની છે. સ્ત્રીએ કહ્યુ કે કોની પાસેથી મેળવવાની છે. સામ દામ ભેદ દંડથી જેની પાસેથી મેળવવી હોય તેની પાસેથી મેળવો તેમાં ચિન્તા શી કરો છો. ચન્દનસિંહે કહ્યું એ ચારેય ઉપાયેથી પણ એ આસામી પાસેથી મેળવાય એમ નથી. સ્ત્રીએ પૂછ્યું એવું કોણ છે. ચન્દનસિંહથી કહેતાં શું કહેવાઇ ગયું કે એ બીજું કોઇ નહિ પણ તું પોતે છે. સ્ત્રીએ કહ્યું આ દીવાની શાખ્યે કહું છું જે કહેશો તે આપીશ. અને તમે ન માગો તો તમને વહાલાના સમ છે. ચન્દનસિંહ હાં હાં કરતો રહ્યો અને સ્ત્રીએ તો સમ દઇ દીધા. પછી ચન્દનસિંહે બધી વાત કહી, અને પૂછ્યું હવે શું કરવું ? સ્ત્રીએ કહ્યું હું તો તમારી દાસી છું. તમારા વચનને આધીન છું. તમે તમારો મિત્રધર્મ બજાવો. મને સતીમા સુઝાડશે એમ કરીશ. તમારૂં વેણ અને મારી લાજ રાખનાર સતીમા છે." ચન્દનસિંહે કહ્યું. "શાબાશ છે સતી ! અને ભગવાન ગમે તેવા ધર્મસંકટમાં મૂકશે તો પણ હું તારા સિવાય બીજી સ્ત્રી કરવાનો નથી."

બીજે દિવસે ચન્દનસિંહે શીતલસિંહને કહ્યું કે વાત બની શકશે અને રાતનો વાયદો આપ્યો. રાતે ચન્દનસિંહ તેને પોતાના ઘર તરફ લઇ ગયો અને દૂરથી ઘર બતાવી દીધું. "ત્યાં એજ બાઇ તમારી રાહ જોઇને બેઠી છે. રાતના કૂકડો બોલ્યે પાછા નીકળી આવજો. એમ કરીને તેણે ઘોડો વગડામાં મારી મૂકયો.

હવે શીતલસિંહ તો ચન્દનસિંહના ઘરમાં જાય છે. અને ચન્દનસિંહની પત્ની તેને સામે તેડવા આવે છે તેને શયનભુવનમાં લઇ જઇને પલંગપર બેસાડે છે. શીતલસિંહ તેને પાસે બેસવાનું કહે છે. ત્યારે તે કહે છે કે મેં છત્રીસ જાતનાં ભોજન કર્યાં છે તે એક વાર આરોગો પછી બેસીશ. પછી બાઇ તો થાળ લેવા નીચે જાય છે. અહીં બાઇ ગઇ એટલે શીતલસિંહને થયું કે બાઇ તો સારા ઘરનું માણસ લાગે છે, આ ઘર કોનું અને આ નાર કુંવારી છે કે પરણી છે ? શીતલસિંહ તો ઊભો થઇને ચારે બાજુ જોવા લાગે છે. હવે આ ઓરડામાં ભૂલથી ચન્દનસિંહની એક કટાર રહી ગઇ છે. એ કટાર જોઇને શીતલસિંહને થયું કે આ ઘર તો ચન્દનસિંહનું અને આ પદમણી નાર બીજા કોઇની નહિ પણ ભાઇબંધ ચન્દનસિંહની જ. શીતલસિંહને તો એકદમ પશ્ચાત્તાપ થવા માંડયો. શરીરે પરસેવાના રેબઝેબ વળી ગયા. "અરે ભગવાન મને આ શું સુઝયું ? મેં તળશીકયારો જ અભડાવ્યો ! હે જોગમાયા હવે મારે શું કરવું ? હું શું મોઢું હવે ભાઇબંધને બતાવીશ !" તેણે તો ઊભાં થતાંકને એજ કટારી લઇ પેટમાં હુલાવી દીધી અને નીચે પડતાં ભેગા તેના પ્રાણ ચાલ્યા ગયા !

હવે થોડી વાર થઇ ત્યાં ચન્દનસિંહની પત્ની થાળ લઇને આવી. તે જુએ છે તો શીતલસિંહ પેટમાં પોતાના ધણીની કટારી ખાઇને જમીન પર પડયો છે. નીચે લોહીનું ખાબકું ભરાયું છે. અને એનો હંસલો આ દુનિયાં છોડીને ઊડી ગયો છે. બાઇ સમજી ગઇ

કે ભૂંડી થઇ. આ કટારીએ સત્યાનાશ વાળ્યું. આ માણસે ભોંકપમાં આ કામ કર્યું. પણ તેને થયું કે હવે હું મારા ધણીને શું કહીશ. ધણીનું વેણ પણ ગયું. અને લાખ રૂપિયાનો ભાઇબંધ પણ ગયો. બાઇએ એ કટારી કાઢી પોતાની છાતીમાં ભોંકીને તે પણ ત્યાં પડી.

સવારે કૂકડો બોલવા થયો ત્યારે ચન્દનસિંહ ઘરભણી આવ્યો. ઉપર દીવો એમને એમ-બળતો હતો. પણ ભાઇબંધને આવતો ન દીઠો, તેમ કાંઈ કોઇનો સંચળ પણ ન સંભળાયો. કમાડ ખખડાવ્યું પણ કોઇએ ઉઘાડ્યું નહિ. તેમ કોઇએ જવાબ પણ ન આપ્યો. કાંઇક ભૂંડું થયું હશે એમ ધારી તે બારીએથી ઉપર ચઢયો. અને જુએ છે તો થાળ ખાધા વિનાનો પડ્યો છે અને બન્ને જણાં એક જ કટારી ખાઇને પડ્યાં છે. ચન્દનસિંહ બધી વાત સમજી ગયો. તેને સમજાયું કે આ કટારીએ ભૂંડું કર્યું. ભાઇ જેવો ભાઇ ને સ્ત્રી જેવી સ્ત્રી ગઈ. હવે આ જીવતરને શું કરવું છે ? હે ભગવાન ! આવતે ભવ પણ ભાઇબંધ આપે તો આ જ આપજે અને સ્ત્રી આપે તો આજ આપજે. એમ કહીને એ પણ કટારી ખાઇને મુએ. આમ ભગવાને ત્રણેયની લાજ રાખી. પણ ત્રણેયને મરવું પડયું. એમની લાજ રહી એવી સૌની રહેજો, અને એમને ભાઇબંધ મળ્યા એવા સૌને મળજો.

વાર્તા કહેવાઈ રહ્યા પછી થોડી વાર તો સૌ શાન્ત રહ્યાં. છેવટે ધીરુબહેન બોલ્યાં : " હવે વાર્તા ઉપર ટીકા કરો. "

મેં કહ્યું : " જૂની વાર્તાને આપણે બધા વખાણીએ છીએ પણ આધુનિક અવલોકન દૃષ્ટિએ તેની ટીકા કરીએ તો ભૂલો ઘણી નીકળે.

ધનુભાઇ : " લ્યો ત્યારે ભૂલો કાઢો. "

પ્રમીલા : " મને તો આ વાર્તા જ ખરાબ લાગે છે. મિત્રની ખાતર પત્નીનું આટલું અપમાન ! "

ધનુભાઇ : " અત્યારની આપણી સ્ત્રીભાવનાથી આનો વિચાર ન કરો. તે સમયે સ્ત્રી ઉપર પતિની સર્વતોમુખી સત્તા હતી. અને પુરુષો જુગારમાં સ્ત્રીઓને હોડમાં મૂકતા તે કરતાં આ વધારે ખરાબ નથી. વળી પુરુષનો પત્ની સાથેનો સંબંધ વાર્તાનું મુખ્ય રહસ્ય નથી, તેનો મિત્રભાવ એ મુખ્ય છે. અને એ મુખ્ય પ્રયોજન પાર પડયું છે કે નહિ એ જોવું જોઇએ. તે સમયની ભાવના, તે સમયના વિચારો સમાજસ્થિતિ એમાં કલ્પનાથી મુકાઇને આપણે ટીકા કરવી જોઇએ. "

મેં કહ્યું : " કબુલ. હું તેને દોષ કહેતો નથી પણ વિચારો. બે મિત્રો હોય અને એકબીજાની પત્નીને ન ઓળખતા હોય એવું તે બને ?

ધીરુભાઇ : " બન્નેને પત્ની હતી એમ વાર્તામાં કહ્યું નથી. "

મેં કહ્યું : " ભલે પણ એકની પત્નીને બીજો ઓળખતો ન હોય એ ન બને. "

ધનુભાઈ : " ઓઝલના રિવાજવાળી કોમોમાં એમ બને પણ ખરૂં. "

પ્રમીલા : " ઓઝલ હોય તો પાણી ભરવા ન જાય, જાય તો પણ તેનું મોં કોઇ જોઇ શકે નહિ. "

ધનુભાઇ : " એ ખરું. પણ વાર્તામાં દરેક ગૌણ બાબત વિશિષ્ટ રીતે કહેવી જ જોઇએ એવું નથી. કલ્પનાથી કેટલીક કડીઓ પોતે મેળવી લેવી અથવા વાર્તાની ખાતર એ બરાબર છે, એમ માની લેવી જોઇએ. વાર્તાને અમુક ભૂમિકા હોય છે. એ ભૂમિકા ઉપર કવિ વાર્તા રચે છે. તે રચના સુસંગત અને સુસંબદ્ધ જોઇએ, પણ મૂળ ભૂમિકા કાંઇ તથ્યની

જ હોવી જોઇએ એમ કહેવાય નહિ. વાર્તાની રચનામાં જેમ રસ વધારે તેમ ભૂમિકાનાં ગાબડાં ઠેકી જવાની કલ્પનાની શક્તિ વધારે. રસહીન વાર્તામાં ગમે તેટલું ટૂંકુ અંતર પણ ઠેકવાને નારાજ હોઇએ છીએ. એક ડગલું ભરવાને પણ નારાજ હોઈએ છીએ. પણ આ વાર્તામાં આટલું ઠેકવું પડે તે વધારે પડતું નથી. વાર્તા એટલી રસિક છે કે કલ્પના આટલું ખુશીથી ધારી લે."

મેં કહ્યું : "પણ આટલી કડી વાર્તાકાર ન મેળવી શકે એટલી ક્ષતિ તો ખરીને."

ધનુભાઇ : "જો કલ્પના આના ખુલાસા સિવાય આગળ ચાલી જ ન શકે તો ક્ષતિ ખરી. પણ મને એવું લાગતું નથી. ઉલટો હું તો આવી કડી સારી રીતે મેળવી પણ શકું. એટલું જ નહિ મારા હાથમાં વારતા કહેવાનું હોય તો હું તો એ કડી મેળવીને વારતા કહું."

પ્રમીલા : "લ્યો મેળવીને કહો ત્યારે."

ધીરુબહેન : "હા કહો, પણ એ તમારી સ્વતંત્ર વાર્તા નહિ ગણાય."

ધનુભાઇ : "શીતલસિંહ અને ચન્દનસિંહ બન્ને નાનપણના ગોઠિયા હતા. બન્ને એક જ નિશાળમાં ભણવા જતા. ત્યારથી બંનેને દોસ્તી થઇ. શીતલસિંહ શહેરમાં રહેતો અને ચન્દનસિંહ પાસેના નાના ગામમાં રહેતો, અને હમેશાં ચાલીને નિશાળે આવતો."

પ્રમીલા : "એટલે ઘર નહોતાં જોયાં એમ કે ? ઠીક ગોઠવ્યું ભાઇ !"

ધનુભાઈ : "જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ તેમની દોસ્તી વધતી ગઈ. હવે નિશાળેથી ઊઠવાનો વખત આવ્યો. તે વખત ગામમાં એક ડાહ્યો માણસ આવ્યો, તે જે માગે તેને પૈસા લઈ ડહાપણ વેચતો. આ બન્ને ભાઇબંધો તેની ખ્યાતિ સાંભળી તેની પાસે ગયા અને પૂછ્યું કે અમારા બેની દોસ્તી મરતાં લગી ન તૂટે એવું ડહાપણ આપો. પેલાએ લખી આપ્યું.

જો ચાહે દૃઢ મૈત્રી તો ત્રણ તજ રાખી ખાંત.
વિવાદ, ધનની આપલે, પત્નિ સાથ એકાંત.

પ્રમીલા. "લ્યો પોતે સુભાષિતના શ્લોકનો[1] દોહરો બનાવી મોટું ડહાપણ વેચ્યું."

ધનુભાઇ : "જોયું ! આપણા આખા સાહિત્યમાં ચોરી પકડવા સિવાય બીજી કોઇ વૃત્તિ જ નથી ! કહેવાતી લોકવાર્તામાં કેટલાક દૂહા પચતંત્રના શ્લોકોનાં ભાષાંતર છે એમ કહો તો અનેક દાખલાથી બતાવું. મારો દૂહો પ્રાચીન સુભાષિત હોય તો વાર્તામાં વધારે ઉચિત છે. જૂની વાર્તામાં જ એ સંભવિત છે."

ધીરુબહેન : "પ્રમીલા બહેન એમને ક્યાં વાતે વળગાડો છો, એ તો ભાષ્ય ચાલશે તે અંત નહિ આવે. હવે પીણું તૈયાર થઈ ગયું છે. વાત ટૂંકી કરો."

ધનુભાઈ : "આ બન્ને ભાઇબંધોએ નિશ્ચય કર્યો કે એક બીજાને ઘેર જ ન જવું. વળી ઘેર જઇએ તો સ્ત્રી સાથે કોઇ વાર એકાંતનો પ્રસંગ આવે ને !"

મેં કહ્યું ! "આ વિચિત્રતા તો જુઓ ! જૂના સમયમાં જે નિષિદ્ધ હતું તે બધું જ અત્યારે તો આવશ્યક મનાય છે, અને મિત્રની ખાતર ચન્દનસિંહ જે પત્નીનો ભોગ આપે છે તે અત્યારે નિષિદ્ધ મનાય !

ધનુભાઇ : "છતાં આ સમયની અને આને મૂળની વાત આવા જ મૈત્રી ભાવના દૃષ્ટાન્ત રૂપે બતાવી શકાય."

---

૧. यदिच्छेद्विपुलां मैत्रीं त्रीणि तत्र न कारयेत् । वाग्विवादोऽर्थदानं च परोक्षे दारदर्शनम् ॥

મેં કહ્યું : "ત્યારે આવતે વખતે તમે બે મિત્રોની જ એક વારતા આધુનિક સમયની લખી લાવજો. આવતી સભાને માટે."

ધીરુબહેન : "હું પ્રમુખસ્થાનેથી દરખાસ્ત કરું છું, કે હવે આ પીણું પીતા પીતા બાકીની ચર્ચા કરો."

ધનુભાઇ: "કબુલ."

ધીરુબહેન: "શું કબુલ? પીણું પીવાનું કે વાર્તા કહેવાનું?."

ધનુભાઇ: "બન્ને."

ધીરુબહેન: "ત્યારે હવે સભાનું કામ પૂરું થાય છે. કોઈને કાંઈ કહેવાનું બાકી હોય તો કહી દો."

ધનુભાઇ: "અરે! અરે! હજુ પીણાનો અભિપ્રાય બાકી રહ્યો ને! એ પણ સભાનું કામ જ છેને!"

મેં કહ્યું: "હા, હા. એક કહેવત છેઃ—

રોઝ ન ગાય ન ઊંટ, જરખ વાઘ નહિ કૂતરું;
ચીભડ કવળ ન ઘૂંટ, પાવઇ નર નહિ પ્રેમદા.

અર્થ સમજો છો ને!

પ્રમીલાઃ "આને આ દૂહો કંઇ નહિ તો તમે વીસમી વાર આ ઘરમાં બોલ્યા હશો."

મેં કહ્યું: "બસ ત્યારે. ચીભડું જેમ કોળિયો પણ નથી, અને ઘૂંટડો પણ નથી, તેમ આ તમારું પીણું પ્રવાહી પણ નથી અને ઘન પણ નથી."

ધનુભાઇ: "પણ સ્વાદિષ્ટ તો છેને?"

મેં કહ્યું: "હા ગળ્યું છે એટલે સ્વાદિષ્ટ ન હોય ને ક્યાં જાય! પણ એનું માન ધીરુબહેનને છે. પણ ધનુભાઇ, મિત્રભાવનાના તમારા અભિપ્રાય પ્રમાણે મિત્રની પત્નીનાં વખાણ કરવાં એ નિષિદ્ધ તો નથી ને?"

ધીરુબહેન: "હું તમારી મિત્ર જ છું, મિત્રની વહુ નથી."

પ્રમીલાઃ "પુરુષને સ્ત્રી મિત્ર હોય એ પણ, આપણે મિત્રાચારીનો વિચાર કરીએ છીએ માટે કહું છું, કે આધુનિક જમાનાનું જ લક્ષણ ગણાવું જોઇએ,"

ધીરુબહેન : "ના. સંસ્કૃતમાં મિત્ર શબ્દ નાન્યેતર જાતિનો છે, તે સ્ત્રીપુરુષ બન્ને માટે કામ આવે માટે હશે. મને શ્લોક, કે આમની પેઠે દોહરો બનાવતાં આવડતો હોત તો કહેત કે

મિત્રાચારીમાં **न च लिंगं न च वय :**

પ્રમીલા : "ભાભી તમે પણ ક્યાં ઓછાબોલાં છો? હવે સભા તો પૂરી કરો. ફરવા જવાનો વખત થયો."

ધીરુબહેન : "આવતા વખતની બે મિત્રોની વાર્તા તમારે માથે છે."

ધનુભાઇ : "હા."

ધીરુબહેન : "સભાનું કામ—"

મેં કહ્યું "પ્રમુખનો આભાર—"

ધીરુબહેન : "હું આખા વરસની પ્રમુખ છું. આજનું કામ બંધ કરું છું."

દ્વિરેફ



## સ્વ. અધ્યાપક કનૈયાલાલ

કાશી વિદ્યાપીઠના અધ્યાપક અને અખિલ ભારત રાષ્ટ્રીય કેળવણી મંડળના મંત્રી શ્રી. કનૈયાલાલ ૨૮ વર્ષની ભર વયે અઠવાડિયાની માંદગી પછી અવસાન પામ્યા એની નોંધ લેતાં ખેદ થાય છે. અધ્યાપક કનૈયાલાલ કાશી વિદ્યાપીઠના જ સ્નાતક હતા અને સ્નાતકોની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા હતા. ૧૯૨૯ માં કાશી વિદ્યાપીઠે તેમને ભારતવર્ષની તમામ રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું કાર્ય જોવા મોકલ્યા હતા. તેમણે એ સંસ્થાઓ જોઈ દરેકના આદર્શો અને કાર્યની માહિતીવાળું એક સુંદર પુસ્તક તૈયાર કર્યું હતું. 'કોંગ્રેસ કે પ્રસ્તાવ' નું તેમનું અત્યંત ઉપયોગી પુસ્તક, જેની મહાસભાની કાર્યવાહક સમિતિએ પણ કદર કરેલી છે, તે તો હજુ હમણાં જ પ્રસિદ્ધ થયું છે. કનૈયાલાલનું મૃત્યુ અણધાર્યું હોઇ તેમના મિત્રોને વિશેષ આઘાત પહોંચાડનારૂં છે. એમના અવસાનથી રાષ્ટ્રીય શિક્ષણે એક આશાપ્રદ સેવક ગુમાવ્યો છે.

ચં.

## મુંબઈ સરકારનું અંદાજપત્ર—

મુંબઇ સરકારનું નવું અંદાજપત્ર ૧૯૩૨–૩૩ ની સાલનું સ્થાનિક ધારાસભા સમક્ષ રજુ થયું છે. બીજા પ્રાંતોની સરકારોનાં અંદાજપત્રો પણ હવે આવવા લાગ્યાં છે. આ બધાંમાં એક તત્ત્વ સામાન્ય છે, દરેક પ્રાંતમાં સરકારની નાણાંની કફોડી સ્થિતિ ઉઘાડી દેખાય છે, દેવાં વધતાં જાય છે. અને છતાં ખરચ જોઇએ તેટલાં ઘટતાં નથી. વિદેશી સરકારની રાજનીતિના મૂળ સિદ્ધાંતોમાં ન ઉતરતાં આપણે માત્ર મુંબઇ ઇલાકાની સરકારની હાલની સ્થિતિ જો વિચારીએ તો શું માલુમ પડે છે?

મુંબઇ સરકારના બજેટના થોડા મુદ્દાના આંકડા તપાસવાથી વસ્તુસ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

### હાલની હાલત

| | ૧૯૩૧–૩૨ બજેટનો અંદાજ | ૧૯૩૧–૩૨ સુધારેલો અંદાજ | ૧૯૩૨–૩૩ બજેટના આંકડા |
|---|---|---|---|
| | લાખ | લાખ | લાખ |
| આવક | ૧૫, ૨૧ ,, | ૧૪, ૪૮ ,, | ૧૪, ૩૫ ,, |
| ખર્ચ | ૧૫, ૮૨ ,, | ૧૫, ૫૯ ,, | ૧૫, ૦૮ ,, |
| ખોટ | ૬૧ ,, | ૧, ૧૧ ,, | ૭૩ ,, |

નોંધ: ૧૯૩૦–૩૧ માં ખોટ ૧ કરોડ ૮૧ લાખ.

આ આંકડા ઉપરથી એટલું તરત સમજાય છે કે સરકારની હંમેશની રીત મુજબ અંદાજમાં આવકનો આંકડો ઊંચો મુકાય છે. આ સાલ પણ અંદાજે આવક ઊંચી જાણી જોઇને રાખી હોય તો નવાઇ નહિ. ગઇ સાલ ૬૧ લાખની ખોટ ધારી હતી પણ ખરેખર ખોટ ૧ કરોડ ૧૧ લાખ ગઈ. આ સાલ ખોટ ૭૩ લાખની અંદાજે ગણી છે, અને તે ખોટ પૂરી કરવા માટે નવા કરો નાંખવાનું વિચાર્યું છે. પણ વર્ષને અંતે સ્થિતિ વધુ ખરાબ જણાયા વગર રહેશે નહિ એ જૂના અનુભવ ઉપરથી આપણે અત્યારથી સહેજે કહી શકીએ.

સ્થિતિ આમ હોવાથી નવાઇ નથી કે સરકારનું દેવું વધતું જ જાય છે. ૧૯૩૧ ની ૧ લી એપ્રિલે મુંબઇ સરકારને ૬૭ કરોડનું દેવું હતું તે આ સાલના એપ્રિલમાં ચાર કરોડ વધી જશે એટલે ૭૧ કરોડ થશે અને અંદાજ એવો છે કે ૧૯૩૩ ના એપ્રિલ માસમાં દેવું વધીને ૭૫ કરોડ થશે. આ સંબંધી પણ સઘળાએ ખાત્રી રાખવી કે જો મુંબઇ સરકારનો કારભાર આવો ને આવો ચાલવાનો હોય તો દેવું ૭૫ કરોડ કરતાં પણ વધી જશે.

**મૂળભૂત સુધારાની આવશ્યકતા**

આવી ગંભીર હાલત થતી અટકાવવા માટે સરકારે 'ડૂબતો માણસ તણખલાંને પકડે' એ ન્યાયે નવા કરો નાખવાની દરખાસ્તો રજુ કરી છે. 'ટાઇમ્સ' જેવા સરકારી પત્રે મુંબઇ સરકારની અઢળક ખર્ચાળ પદ્ધતિ સામે પોતાના અગ્રલેખમાં હમણાં જ લખ્યું છે કે મુંબઈ સરકાર ડૂબી જાય એવાં મોટાં ખર્ચો રાખે છે. જ્યાં બે પ્રધાનથી ચાલે એમ છે ત્યાં ચાર રાખ્યા છે અને તે દરેકની ઓફિસ અને કારકુન નોકર ચાકરનો ખર્ચ નાહક ચઢે છે. સરકારની નિષ્ણુતોની તપાસે પણ આ કાપકુપ સૂચવી છે. છતાં ગવર્નર સાહેબે ભાષણ કર્યું ત્યારે, જો કે વેપારીઓને તો તેમણે ઘણી સલાહ આપી છતાં, પોતાની સરકારના અવ્યવહારૂ ઉડાઉપણા માટે માત્ર બે આંસુ પાડયાં અને છેવટે જણાવ્યું કે હાલ તરત જો સરકાર આ સંબંધી એકદમ કાપકુપ કરે તો ભારે અવ્યવસ્થા અને ગોટાળો થઇ જાય.

સરકારને ખર્ચમાં કાપકુપ માટે પૂરો અવકાશ છે. શ્રી. જે. બી. પીટીટ જેવા પાવરધા વેપારીએ ધારાસભામાં ખુલ્લે ખુલ્લું જણાવ્યું હતું, કે સરકાર પોતાના કારોબારમાં મૂળગત ફેરફારો ન કરે ત્યાં સુધી પ્રજાને કાંઈ રાહત નહિ મળી શકે. સરકારની આંખ કાપકુપ માટે કેળવણી ખાતા પર પડી તે સંબંધી પણ ધારાસભામાં ખૂબ ઊહાપોહ થઇ. સિવિલિયનોના પગારો ઉપર તો કાપ કેમ મુકાય ? એ માટે તો હિંદી વજીરની પરવાનગી જોઇએ. કમિશ્નરની જગ્યા કાઢી નાખવા માટે પ્રજામત વર્ષો થયાં પોકાર કરે છે, પણ એ પણ કેમ થાય ?

'પ્રાંતિક સ્વરાજ' આપવાની વાત સરકારે ગોળમેજીમાં કરી હતી. આવી દેવાળીઆની હાલતમાં પ્રજાને રાખે, અને એની સત્તા પણ મર્યાદિત રહે તો પછી 'પ્રાંતિક સ્વરાજ' આપે તોય શું ?

**નવા કરો**

હવે સરકારે નવા કરો નાખવા માટે દરખાસ્તો રજુ કરી છે તે તપાસીએ. નવાં કરોમાં વીજળીના દીવા અને પંખામાં બળતા પાવર પર વધેલા દરની સામે પ્રજામત જાહેર થયેલો છે. આ કર ગામડાં ઉપર પડશે નહિ એમ કહી સર ગોવિંદરાવ પ્રધાને ધારાસભાને આશ્વાસન દીધું હતું. પરંતુ મુંબઇ જેવાં શહેરો જ્યાં મધ્યમવર્ગની બેકારી ખૂબ વધી ગઇ છે, અને જ્યાં મધ્યમવર્ગને પોતાના આવક ખર્ચનાં પાસાં સરખાં કરવાં મહામુશ્કેલ થઇ પડયું છે તે વર્ગ ઉપર આ કર પડશે. આ કર તેમને માટે અસહ્ય છે.

દીવાબત્તી માટે આવો ભારે કર નાંખતા પહેલાં દરેક સુધરેલી સરકાર બેવડો વિચાર કરે છે. વિજળીના વધેલા દરથી પોતાને ૧૨ લાખ વધુ મળે એમ સરકારે ધાર્યું છે. આ અંદાજ પ્રમાણે આવક થશે કે નહિ એ સવાલ છે. સરકારની નાણાંની દરખાસ્તોના બીજા ભાગમાં કોર્ટ ફી વધારવા સંબંધી દરખાસ્તો છે. બિલના ત્રીજા ભાગમાં દસ્તાવેજો ઉપર વધુ સ્ટામ્પ ચોડવા માટે દરખાસ્તો છે. વાયદાના સોદા ઉપર સરકારી સ્ટામ્પ ચોડવા માટેની સરકારી દરખાસ્ત સામે વેપારીઓએ સખ્ત વાંધો ઉઠાવ્યો છે. વેપારીઓને એક સોદા માટે

અનેક વાર સરકારી સ્ટામ્પ ચોડવો પડશે એમ તેમનું કહેવું છે. વેપારીઓમાં આ સામે તીવ્ર અસંતોષ છે.

### અંદાજપત્રનું ભાવિ

સરકારે એક જ સપાટે પોતાની બધી દરખાસ્તો પસાર થઇ જાય તેવી પેરવી રાખી છે. એક જ બિલમાં આ બધી દરખાસ્તોને સમાવી લીધી છે. ધારાસભાના હાલના સભાસદોમાંના ૩/૪ ભાગના સભ્યો સરકારી બિલ આવ્યું ત્યારે ગેરહાજર હતા તે બતાવી આપે છે કે તેઓ આ સઘળી બાબતોમાં ભાગ્યે જ રસ લે છે. બિલનું ભાવિ ચોખ્ખું છે. સરકાર મોટી બહુમતીથી અંદાજપત્ર પસાર કરાવી શકશે ખરી, પણ તેને લીધે આર્થિક હાલતમાં સહેજ પણ સુધારો નહિ જ થવા પામે.



# રાજનીશી

તા. ૨૮–૧–૩૨ : ગઈ કાલે મધ્યરાત્રે મુંબઇમાં ગોળીબાર થયાના સમાચાર આવ્યા; કાનપુરમાં પણ લાઠીચાર્જ થયેલો તેમાં ૧૮ જણને સખત વાગ્યું; 'લિબર્ટી' પત્રે રૂ. ૩૦૦૦ જામીનગીરી ભરી; વાઇસરૉયના ભાષણ ઉપર વેપારીઓના મતઃ રૂપિયાને સ્ટર્લિંગ સાથે જોડવાથી દેશહિતને નુકસાન; રૂ. ૧=૧૪·૩૩ પેન્સ સોનું; જાપાની નૌકાબોટ ચીન મોકલવાનો હુકમ; શાંગહાઈમાં ગંભીર મામલો.

તા. ૨૯–૧–૩૨ : પેશાવર દિન; શોલાપુરમા ૧૭મા સરમુખત્યારની ધરપકડ; હૈદ્રાબાદમાં મહાસભા કુટીર જમીનદોસ્ત; લાહોરમાં મિસિસ ગોપીચંદ ઉપર નોટિસ; એમ. એન. રૉયના વકીલની કાનપુરમાં ધરપકડ; શ્રી. અબદુલ કલામ આઝાદની કલકત્તા કૉરપોરેશનમાં સુભાષ બાબુની જગ્યાએ ચૂંટણી; સર સેમ્યુઅલ હોરે 'બ્રૉડકાસ્ટ' ભાષણ આપ્યું: 'કૂતરાં ભસે તો પણ વણઝારો ચાલ્યો જાય છે.'

તા. ૩૦–૧–૩૨ : દેશભરમાં પેશાવર દિનની ઉજવણીના ખબર; શ્રી. આણેની ધરપકડ; ભરૂચમાં શ્રી. દિનકરાય દેસાઈ પકડાયા; મુંબઇમાં પેશાવર દિનનું સરઘસ રોકયું: સખત લાઠીમાર, બસોને વાગ્યું અને પછીથી ગોળીબાર; ગોળીથી એક માણસ ઠાર; બાવીસ ઘાયલ; મુંબઇમા શેર બ્રોકર રતિલાલ ઠક્કરને ૨૪ કલાકમાં મુંબઇ છોડી જવા મળેલો હુકમ; તેના અનાદરને લીધે ધરપકડ; ઢુંઢાકુવામાં પેશાવર દિન નિમિત્તે લાઠીમાર: ડેક્કન સભાએ દમનનીતિને વખોડી કાઢી; શાંગહાઇના બનાવો વિષે કમિશન તપાસ કરશે.

તા. ૩૧–૧–૩૨ : 'લોધિયન પાછો જા'નું વડી ધારાસભાની ચેંબર જ્યાં લોધિયનની કમિટિ બેસવાની હતી ત્યાં કાળા અક્ષરે લખાણ; ખંભાત રાજ્યે ઑર્ડિનન્સ કાઢયો: બ્રિટિશ રાજ્યના ઑર્ડિનન્સના 'ગુન્હેગારો'ને સોંપી દેવામાં આવશે; ૨૪ મી સપ્ટેમ્બરનો સોના અને સ્ટર્લિંગને લગતો ઑર્ડિનન્સ રદ બાતલ જાહેર થયો.

૧–૨–૩૨ : પંડિત માલવીયજીએ હિંદી વજીર અને મહાત્માજી વચ્ચેનો પત્રવ્યવહાર બહાર પાડયો; મહાત્માજીની સૂચનાનો સ્વીકાર કરવાની હિંદીવજીરની હા હતી છતાં પછીથી ફેરવાયેલી રાજનીતિ તથા સરકારે પ્રજાને યુદ્ધ આરંભવા માટે પાડેલી ફરજ એવો આરોપ: નાગપુરમાં ગિરફતાર થયેલી ૪૦ સ્ત્રીઓએ મોટરલૉરીમાં પુરુષ પોલીસ સાથે

બેસવાની ના પાડી; મુંબઇમાં નવગી 'વૉર કાઉન્સિલ' પકડાઇ; ચોપાટી ઉપર ધ્વજ-વંદનમાં ત્રણ દવે બહેનો ગિરફતાર; સર ચુનિલાલ મહેતાની જાહેરાતઃ ઑર્ડિનન્સ-રાજને લીધે વેપારધંધામાં ભારે અડચણ થાય છે; મ્યુ. પ્રમુખ જમશેદ મહેતાને હુકમ કરી સરકારે કરાંચી મ્યુનિસિપાલિટી ઉપરથી રાષ્ટ્રધ્વજ ઉતરાવ્યો; પેશાવરની આફ્રિદી કોમને ધમકી આપી કે તેમનાં ગામડાં ઉપર બૉમ્બનો વરસાદ વરસશે, જો તેઓ શરણે નહિ આવે તો; નાન્કિંગની સરકારે જાપાન સામે લડાઇ જાહેર કરી;

તા. ૨–૧–૩૨ : મુંબઈમાં ફરી પાછા ગોળીબારના આવેલા ખબર; આખા ગિરગામ લત્તામાં હોળીઓ સળગી જેને પરિણામે ટોળાં વીખેરવા માટે કરેલો ગોળીબાર; હડતાળ પાડવા બદલ કાનપુરના ૭ વેપારીઓને સજા; અલ્લાહાબાદમાં ચાલેલી લાઠીના ખબર આવ્યા; મૈસુરમાં રાષ્ટ્રધ્વજ સામે પ્રતિબંધ; લાહોરના વિદેશી વેપારીઓએ વિદેશી ન વેચવા માટે મહાસભાને ખાતરી આપી; સર હરસિંગ ગૌરે વડી ધારાસભામાં ઠરાવ મૂકી જાહેર કર્યું કે ઑર્ડિનન્સરાજ બંધ કરવું; શ્રી. મનુ સુબેદારે સરકારની બેપરવાઇભરી નાણાં સંબંધી નીતિને વખોડી કાઢી.

૩–૨–૩૨ : અમદાવાદમાં એકસામટી નવ જણની ધરપકડ; ચાલતી ટ્રેને ડૉ. સુમંત મહેતાની વિસનગરમાં જતાં ધરપકડ; લખનૌમાં ૧૪૪ મી કલમ લાગુ પાડી; નાગપુરમાં ઘરોની ઝડતી, સાઈક્લોસ્ટાઇલ મશીન પકડાયું; સ્વ. પં. મોતીલાલ નહેરૂની બે દીકરીઓ શ્રીમતી પંડિત અને કુ. કૃષ્ણા નહેરૂને એક એક વર્ષની સખત સજા; લાહોરની કૉંગ્રેસ ઑફિસ પોલિસ કચેરી બની; મહાસભાના પૈસા માટે શોલાપુરમાં શોધખોળ; સર્વપક્ષ મુસ્લિમ પરિષદે જાહેર કર્યું કે સુધારા અને દમનનીતિ બન્ને સાથે ન ચાલી શકે; સરહદ પ્રાંતમાંથી દમનનીતિ સર્વાનુમતે વખોડી કાઢી અને એને માટે જવાબદાર અમલદારોને કાઢી મૂકવા સૂચવ્યું; 'પેશાવર દિન' રમઝાનને છેલ્લે દિવસે પાળવો એવી એમની જાહેરાત; વડી ધારાસભામાં ઑર્ડિનન્સના અમલ વિરુદ્ધ ચર્ચા; ખાંડના ઉદ્યોગને ૧૫ વર્ષ માટે જકાતનું રક્ષણ આપવાની સરકારી જાહેરાત; જાપાનનું નૌકાસૈન્ય નાન્કિંગ ઉપર આક્રમણ કરે છે.

૪–૨–૩૨ : અમદાવાદમાં કુલ્લે ૨૫૦ ની દારૂની હરાજીના પિકેટિંગ પરથી ધરપકડ; બીનજકાતી મીઠું વેચાયું; મહાસભાના પ્રમુખ શ્રી. શાર્દૂલસિંહની સૂચના મુજબ આજે 'ગાંધી દિન'ની ઊજવણી; અમદાવાદમાં અધ્યાપક કુમારપ્પા પેરોલ પર છૂટયા અને સાંજે પકડાયા; વિલેપાર્લે ભગિની સેવામંડળ ગેરકાયદેસર જાહેર થયું; સિંધમાં કુલ્લે ૪૦૦ પકડાયા; હૈદરાબાદ (સિંધ)માં બાળકો અને સ્ત્રીઓ સુદ્ધાં સો જણની ગિરફતારી; ડૉ. આલમ ઉપર 'રાજદ્રોહ'નો આરોપ; સરકારે મુંબઇના શેર બજારને ધમકી આપીઃ શેર બજાર બંધ રાખવું નહિ, તે વિષે વેપારીઓમાં ખળભળાટ; મુંબઈના પોલીસ કમિશ્નરે જાહેર કર્યું કે જરૂર પડશે તો ગોળીબાર કરવામાં આવશે; સરહદ પ્રાંતમાં કુલ્લે ૬૦૫૦ પકડાયા; મધ્ય પ્રાંતના વેપારીઓએ ગવર્નરને જણાવ્યું કે પોલિસને મર્યાદામાં રાખો; ડૉ. ચોઈથરામની મુંબઇમાં ધરપકડ; શ્રી. બાટલીવાલા, મુંબઇના માજી મેયરના પુત્રની ધરપકડ; શસ્ત્રબંધી પરિષદ ભેગી થાય

છે અને જાપાન ચીન સામે ખૂનખાર લડાઈ શરૂ કરે છે, અને નાન્કિંગમાં લશ્કરી કાયદો શરૂ થાય છે।

૫–૨–૩૨ 'ગાંધી દિન'ની ઊજવણીના ખબરો આવ્યા, એ રસદ તાલુકામાં રાસ, દુદ્ધાટૂવા, સુગુવમાં મફ્ત લારીમાર, ઠેર ઠેર સરઘસો, ખાદીફેરી ઇ૦, લાહોરમાં મર ગંગા રામની પુત્રવધૂ ગિરફ્તાર, કર્ણાટક–ધારવાડમાં એક છોકરાને ફટકાની સજા, ગંતુરમાં પ્રો રંગાના પત્ની ગિરફતાર મુંબઈ મહાસભાએ 'ચોપાટી' પર સભા ભરી તથા મીઠું વેચી ઊજવેલો ગાંધીદિન શ્રી મહાદેવ દેસાઈને પેરોલ પર છોડ્યા અને પકડ્યા, આજે મુસલમાનોએ નક્કી કરેલો 'પેશાવર દિન'

૬–૨–૩૨ આજે સ્વ મોતીલાલ પુણ્યતિથિ અમદાવાદમાં સ્ત્રીઓનુ મૂક સરઘસ સત્યાગ્રહાશ્રમમાં જમીન મહેસૂલ માટે કરેલી જપ્તી વિષે સરકારનું નિવેદન મુંબઈમાં 'મજૂર દિન' ઊજવાયો ઠેર ઠેર મજૂર સભાઓ, વડી ધારાસભામાં 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના ગેલેરીમાંથી પોકાર સરકાર મુંબઈના વેપારી મંડળો જણાવે આપે છે તેમને સભા બોલાવવી હોય તો બોલાવે, એ સબધી મંગાયેલો વકીલોનો મત અમદાવાદમાં સરઘસ અટકાવ્યુ, પરતુ છેવટે સભા તો થઈ જ, અનતપુરમાં 'સાધના' પ્રેસ પર ધાડ, જાપાને શરૂ કરેલો ચીનના બંદરો પર ભયકર તોપોનો મારો

૭–૨–૩૨ અંકોનામાં 'જગત સત્યાગ્રહ' શરૂ થયાના આવેલા ખબર મહાસભાને દબાવવા સરકાર સરહદ પ્રાતમાં પોલિસ અને જેલ માટે વધુ પૈસા મજૂર કરે છે, મરત બોઝની કલકત્તામાં ધરપકડ, મુંબઈના મુસલમાનો સરહદના અત્યાચારો વખોડી કાઢે છે

૮–૨–૩૨ બગાળાના ગવર્નરનો જાન લેવાનો શ્રી વીણા દાસ નામની બગાળી સુશિક્ષિત બાળાનો પ્રયાસ ડિગ્રી લીધા બાદ એક પછી એક સાત બાર કર્યા, મધ્ય પ્રાતમાં બહિષ્કાર સબધી ઑર્ડિનન્સનો અમલ શરૂ, 'બહિષ્કાર' ઑર્ડિનન્સને સુધારી તેમાં રહેલી 'ત્રુટી' દૂર કરી હવે દુકાનો આગળ ઊભા રહેતા શાંત સેવકને પણ પકડી શકાય. પંડિત જવાહરલાલને બરેલી જેલમાં લઈ ગયા, દિલ્હીના મુસલમાનોએ ઑર્ડિનન્સોને વખોડી કાઢ્યા

૯–૨–૩૨ મિ સેમ્યુઅલ હોરને મહાત્માજીની ગિરફતારી સબધી સવાલો પૂછાયા, જવાબમાં કહ્યું કે એમણે મહાત્માજીને કોઈપણ વચન નહોતુ આપ્યુ। કુલ ૪૬૭૪ ઇમરજન્સી ઑર્ડિનન્સ પ્રમાણે પકડાયા એવો સરકારી આંકડો, કાકા કાલેલકર પેરોલ પર છૂટ્યા અને પકડાયા

૧૦–૨–૩૨ ફ્રી પ્રેસને રૂ ૬૦૦૦ની જામીનગીરી ભરવા માટે અપાયેલો હુકમ લિબરલોની અમદાવાદમાં સંયુક્ત સભા એમણે જાહેર કર્યું કે, સરકાર સાથેનો સહકારનો માર્ગ વિકટ બનતો જાય છે અને હમિણા સરકારને ટેકો આપવો ઉચિત નથી ઑર્ડિનન્સો રદ કરવાની માગણી, મુકર્ન સરકાર ઑર્ડિનન્સે સંબધી ખુલાસો કરે છે વફાદાર પ્રજાને બાધો નહિ આવે,' કાગળમાં સુનેદ, બધાને છોડ્યા

૧૧–૨–૩૨ 'ટાઇમ્સે' એક લેખ લખી જાહેર કર્યું કે, અમદાવાદમાં 'મહાસભારાજ' હોવાથી ૩૧ લાખ રૂપિયાની મશીનરીના ઑર્ડર જોખમમાં આવ્યા અને ૭ લાખના ૨૦ ખાતર થયા સયુક્ત પ્રાતના એક ગામડામાં પોલીસ પર બોમ્બ

પડવાથી આઠ જણને ઇજા થઇ; હિંદી વજીર જાહેર કરે છે કે, વહેલામાં વહેલી તકે ઑર્ડિનન્સો ખેંચી લેવામાં આવશે; બ્રિટન જકાતી દિવાલો ઊભી કરે છે; પાર્લામેંટમાં સદરહુ બિલને મળેલી બહાલી; શાંગહાઇ માટે બ્રિટિશ સેના ઊપડી.

૧૨-૨-૩૨ : વેલ્ફેર ઑફ ઇંડિયા લિગને સરકારે જણાવ્યું કે મહાત્માજી જોડે મુલાકાત નહિ આપવામાં આવે; ઑર્ડિનન્સો બંધ નહિ થાય વ૦; ' ઑલ વર્લ્ડ ગાંધી ફેલોશિપ 'ના આગેવાનો ન્યુયૉર્કથી હિંદ માટે ઊપડે તો પાસપૉર્ટ અટકાવવા પાર્લામેંટમાં સવાલ-જવાબ; અલ્હાબાદની લોકલ બોર્ડની એક શાળાના વિદ્યાર્થી સરઘસમાં ગયા તેથી નિશાળ ' અવમાન્ય '; સરકારી સભાસદ કહે છે કે વડી ધારાસભામાં ભાષણો થાય તે છાપાંઓએ પોતાની જવાબદારી સમજીને જ છાપવાં; ' મુંબઇ ક્રોનિકલ ' અને ' ઇંડિયન ડેલી મેલ 'ને સરકારે ચેતવણી આપી કે તેમણે સત્યાગ્રહીઓનાં નામ, કેફિયત, ચિત્ર ઈ૦ ન છાપવાં; પંડિત માલવીયજીની ૭૦ મી વર્ષગાંઠ.

૧૩-૨-૩૨ : મહાત્માજીની મુલાકાત તેમના પૌત્રે અને બીજાઓએ લીધી; વજન ૧૦૭ રતલ; લાહોરની ' બાલ ભારત સભા ' ' આઝાદ સભા ' ઈ૦ ગેરકાયદે; માંચેસ્ટર બૂમો પાડે છે કે બહિષ્કારથી માઠી અસર થઇ છે; ગૂજરાતના નવમા સરમુખત્યાર શ્રી. નાની બહેન પકડાયાં અને તેમને સજા; મુંબઇના દેશી વેપારી ચેમ્બરના ઠરાવોઃ મહાત્માજીને છોડો, અને ઑર્ડિનન્સો પાછા ખેંચી લ્યો.

૧૪-૨-૩૨ : મુંબઈના સ્વદેશી બજાર ઉપર ધાડઃ મંત્રીની ધરપકડ; મહાસભાના પ્રમુખ પેશાવર જવા ઊપડ્યા, પકડાયા. સરકારના ધારાશાસ્ત્રી, સર જેમ્સ ક્રેરારથી વિરુદ્ધ પડે છેઃ છાપાં વડી ધારાસભાનાં ભાષણો છાપી શકે; સુરતના કાપડના વેપારીઓને ધમકી આપી કે મહાસભાનાં ' સીલ ' તોડી નાખો; સરકાર ' લિબરલો 'ને સમજાવવા ઑર્ડિનન્સો વિષે ખુલાસો બહાર પાડે છે; સક્કરમાં ભયંકર લાઠીમાર; સો ઉપરાંત ઘવાયા; બેંગલોરમાં તાડીના પિકેટિંગ ઉપર પીવા આવનારને તાડીને બદલે દૂધ આપવામાં આવ્યું; મદ્રાસના લિબરલો ઑર્ડિનન્સ સામે પોકાર કરે છે; શોલાપુરમાં ૨૧મા સરમુખત્યાર પકડાયા.

૧૫-૨-૩૨ : અમદાવાદના મિલએજંટ શ્રી. વાડીલાલ મહેતાને ભારે દંડ( રૂ. ૨૫૦૦ )ની સજા; બીજાઓને પણ દંડ; કરાંચીમાં ૮૦ વર્ષની ડોસીને બે વરસની સજા; ઑર્ડરો કેન્સલ થવા વિષે પાર્લામેંટમાં પ્રશ્નોત્તરી; સર સેમ્યુઅલ હોર કહે છે કે હવે મહાસભા ફક્ત બહિષ્કારનું જ કાર્ય કરે છે.

૧૬-૨-૩૨ : મહાસભાના નવા પ્રમુખ અબ્દુલ કલામ આઝાદ જાહેર થયા; પોલીસોએ કોમિલા( બંગાળ )માં સરઘસ ઉપર ગોળીબાર કર્યો, જેમાં બે ઠાર થયા અને ત્રીસ ઘવાયા; સત્યાગ્રહાશ્રમમાં મહેસૂલ માટે ફરીથી જપ્તી; મુંબઇમાં ૧૧ મા સરમુખત્યાર ગિરફતાર : ચોપાટી ઉપર ' વિદેશી ટોપી 'ની હોળી કરવાનો આરોપઃ જલાલપુર તાલુકામાં બીનજકાતી મીઠું વેચવા માટે પકડાપકડી; સ્વયંસેવકોને ' ખુરશી ' બનાવવાનો મિથ્યા પ્રયાસ; ડૉ. ખંડુભાઇની મોટર જપ્તીમાં.

૧૭-૨-૩૨ : શ્રી. વીણા દાસને ગવર્નર ઉપર હુમલો કરવા માટે નવ વર્ષની સજા; કૉર્ટ સમક્ષ નિવેદનઃ ' મારા ૩૩ કરોડ બાંધવોની ગુલામીની બેડી અને ભયંકર દમનનીતિ

અમલ થઇ પડી તેથી અને નહિ કે ખૂન કરવા આ કાર્ય કર્યું 'મિગમેનનો તાર કેમ અટકાવ્યો?' ટેલિગ્રાફના કાયદા મુજબ,' મગ ૨૨ કહે છે, મર ૨૨ જમિનત મિગને 'ગ દ્રોહ'ના ગુન્હા બદલ સજા

૧૮-૨-૩૨ મિગમેનને મુંબઇ છોડી જવા હુકમ તેના અનાદરથી ૧ણુ માસની સજા યુ ત પ્રાંતમા કુલ ૪૫૦૦ જેલમા યુક્ત પ્રાંત મોધીરમા ગોળીબાર, જેને પરિણામે ૮ માર્યા ગયા અને ૫ ઘાયલ થયા, લાહોરમા એકી સાથે પાચ તરૂણો ગિરફતાર સોનાપુરના માજીસ્ટ્રેટે ફતવો કાઢયો કે ખાદી ભંડારે તીની કે કેમ્પિયા રગીને ખાદી રાખવી નહિ, ખાદીની ટોપી પહેરવી નહિ! ૪૦, બગાળામા લોધિયન કમિટિ સામે દેખાવો, ગુજરાતના નવમા સરમુખત્યાર શ્રી ત્રિકમલાલ શાહને એક વર્ષ અને રૂ ૧૫૦ ની સજા, સુરતના કલેકટર કોલવાલાએ જિલ્લામા મોકલેલો 'ઉપદેશ' જાપાન ના આક્રમણ માટે લીગે જાપાનને કરેલી 'અપીલ'

૧૯-૨-૩૨ બગાળામા કુલ ૪૫૨ મહાજો ગેરકાયદે કોમિનાના ગોળીબાર વિષે સરકારી નિવેદન બજેટ પ્રગટ થયુ દિલ્હીમા ધારાસભાના પોલીસ વાઇસરોયના ખાણા વખતે નોકરીએ જવા ના પાડી

૨૦-૨-૩૨ કલકત્તા કૉર્પોરેશન સરકારને પ્રાર્થના કરે છે કે ગાધીજીનો સહકાર માગો શ્રી જાનકીબાઈ જમનાલાલ બજાજ ગિરફતાર, ફ્રી પ્રેસ રૂ ૬૦૦૦ ની જામીનગીરી ભરે છે, રાજાબાઇ ટાવર ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાયો સૈનિક ગિરફતાર અને પ્રેક્ષકો ઉપર લાઠી વર્ધામા લાઠીમાર, કાનપુરમા વેપારીઓની ધરપકડ બધ રહેલા બજારો

૨૧-૨-૩૨ મુંબઇના ચાર દૈનિક પત્રોને મળેલી ચેતવણી પોલિસે ગાતાકુઝ નર્ક માઇક્રોસ્કોપ મશીન પકડયુ કરાચીમા મહાસભાની રૂ ૨૦૫૩-૯-૬ ની રકમ જપ્ત ન પ્રા સમિતિના નાણા શોધવા પોલીસના અમદાવાદમા દરોડા ગુજરાતમા ઠેરઠેર "ધરાસણા દિન" ઊજવાયો, "ગુજરાત સમાચાર" અને "સદેશ"ને છ એમ" ની મળેલી ધમકી, કરાડીની ગાધીજીની ઝુપડી બાળી

૨૨-૨-૩૨ આસામમા આર્ડિનન્સ લાગુ પાડયો, શ્રી મથુરાદાસ ત્રિકમજીને એક વર્ષની સજા, મુંબઇ સરકારના નાણાખાતાના સેક્રેટરી ચર્ચા વખતે કહે છે કે ઑર્ડિનન્સોથી રાજ્યતંત્ર ન ચાલી શકે કલકત્તાના વેપારીઓને હડતાળ પાડવાનો પ્રતિબંધ કરવાથી માર્કિટ બધ રાખવાનો ઠરાવ મદ્રાસમા સ્વીપિકેટરો ઉપર કોલસાવાળુ પાણી છોડવામા આવે છે શ્રી રૂઇકર, મજૂર નેતાની ધરપકડ

૨૩-૨-૩૨ 'પૂરી મહાસભા દિન" ઊજવાયો તે અગે ૨૦ જણુ લાઠીમારમા ઘાયલ, મુસલમાન સ્ત્રીસરમુખત્યાર ગિરફતાર, યુક્ત પ્રાંતમા પંડિત ગોવિંદ વલ્લભ પંત ગિરફતાર, અમદાવાદમા 'લાઠીમાર' વિષે મુંબઇ ધારાસભા મુલતવી નાખવાની દરખાસ્ત

૨૪-૨-૩૨ અમદાવાદમા સ્ત્રીપિકેટરોનું સરઘસ સાથે પિકેટિંગ સરકારી આકડો કુલ ૧૫૦૦૦ સત્યાગ્રહી જેલમા, અલ્હાબાદની મ્યુનિસિપાલિટી રાષ્ટ્રધ્વજ ફરીથી ફરકાવવા ઠરાવ કરે છે, વાનરો ગધાતના જતા સરકારે વીખેરી નાખ્યુ દિલ્હી વજીર કહે છે કે રાષ્ટ્રધ્વજ ચલાવવો ગેરકાયદે છે, પોલીસ કોર્ટમા જેદિલી દેખાવવા માટે અલ્હાબાદમા ૭ જણુ ગીરફતાર, મુંબઇમા દિવાનપત્ર વર્ધામા પિકેટરો ઉપર લાઠી

પુસ્તક ૧૩ ફાગણ: ૧૯૮૮ અંક ૫

# કાલકાચાર્ય કથા

જૈન શાસનમાં કાલકાચાર્ય એક પ્રભાવક આચાર્ય થઇ ગયા છે તેઓ મહાવીર સંવતના દશમા સૈકામા હયાત હતા[1]

સંસ્કૃત અને પ્રાકૃત ભાષામા કાલકાચાર્યની અનેક કથાઓ રચાયેલી છે, જેમાની ઘણી થોડીમા કર્તાઓના નામ મળી આવે છે એ કથાઓમા કાલકાચાર્યને ઉજ્જયિનીના ગર્દભિલ્લ રાજાનો પરાજય કરનાર, શાલિવાહન રાજાની વિનંતિ ઉપરથી પજૂસણ પર્વ પાચમથી ચોથે લાવનાર અને ઇંદ્રને પ્રતિબોધ આપનાર તરીકે વર્ણવવામાં આવ્યા છે[2]

કાલકાચાર્યની કથાઓ જૂની ગૂજરાતીમા પણ રચાયેલી છે, જેમાની એક આ છે આમા વચ્ચે વચ્ચે સસ્કૃત શ્લોકો આવે છે તે ઉપરથી એમ લાગે છે કે કોઇ સંસ્કૃત 'કાલકાચાર્ય કથા'નું ભાષાન્તર હશે

કથા ઉપરથી આપણે તેના કર્તા (અથવા ભાષાન્તરકાર)નુ નામ જાણી શકતા નથી, પરંતુ અહી લીધીતી નાનકડી પ્રશસ્તિ ઉપરથી તેનો સમય જાણી શકીએ છીએ. એ પ્રશસ્તિ આ પ્રમાણે છેઃ "ગુરુ ભટ્ટારક શ્રી સાવદેવસૂરિ અનઈ શ્રી નન્નસૂરિ તેહનઇ પ્રસાદિઇં, અનઇં ઉપાધ્યાય શ્રી રાજશેખર તેહ તણાઇ પાટિ ઉપાધ્યાય શ્રી સોમવર્દ્ધન તેહનઇં પ્રસાદિઇં ઉત્તરોત્તર અનેક વૃદ્ધિ માંગલિકયમાલા સંપજઇં."

હવે આમા જણાવેલા સાવદેવસૂરિ (સર્વદેવસૂરિ) વિક્રમના સોળમા સૈકામા કોરટ ગચ્છમા થઇ ગયા છે નન્નસૂરિ[3] તેમના પટ્ટશિષ્ય હતા, એમ પ્રશસ્તિ ઉપરથી જણાય છે

---

૧. ઘણીખરી 'કાલકાચાર્ય કથા'ઓમા એવો ઉલ્લેખ આવે છે કે તેમણે વીરાત્ ૯૯૩ મા પજૂસણ પર્વ પાચમથી ચોથે આણ્યુ

૨. કાલકાચાર્યની સુંદર ઐતિહાસિક ચર્ચા માટે જુઓ 'જૈન'ના રૌપ્યમહોત્સવ અંકમા મુનિ વિદ્યાવિજયજીનો લેખ.

૩. નન્નસૂરિ કવિ હતા. તેમણે સ. ૧૫૪૪ મા 'વિચાર ચોસઠી,' સ. ૧૫૪૮ મા 'ગજસુકુમાર રાજર્ષિ સજ્ઝાય,' સ. ૧૫૫૩ મા 'દસ શ્રાવક બત્રીશી,' સ ૧૫૫૪ મા 'ચૈત્યપરિપાટી' અને બીજા કેટલાક કાવ્યો રચેલા છે.

સર્વદેવસૂરિના લેખો સં. ૧૪૯૯ થી સં ૧૫૫૩ સુધીના મળી આવેલા છે. આપણે આ પ્રશસ્તિ ઉપરથી એમ પણ અનુમાન કરી શકીએ, કે કોરટગચ્છમાં જ્યારે સર્વદેવસૂરિ ભટ્ટારક હતા, ત્યારે ઉપાધ્યાય સોમવર્ધનના કોઈ શિષ્યે આ કથા રચેલી હશે છેવટે, સર્વદેવસૂરિના ધાતુપ્રતિમા ઉપરના અને બીજા લેખો ઉપરથી એવો નિર્ણય કરી શકીએ કે સં ૧૫૦૦ થી ૧૫૬૦ના કાળ સુધીમાં આ કથા રચાયેલી છે.

આ કથાની હસ્તલિખિત પ્રત મને અનેના (પાટણના) મોદીના ભંડારમાંથી પૂ મુનિશ્રી પુણ્યવિજયજીની કૃપાથી મળી હતી એ પ્રતિ નાના કદના વીસ પત્રની બનેલી છે. દરેક પા ઉપર અગિયાર લીટીઓ લખેલી છે. બધું લખાણ સરસ છે–ફક્ત શ્લોકોમાં અશુદ્ધિનો ભંડાર ભરેલો છે. પ્રતિમાં લખ્યા સંવત આપેલો નથી, પરંતુ અક્ષરોનો મરોડ મારી પેઠે જૂનો છે, અને તે ઉપરથી એમ લાગે છે કે પ્રતિ સં ૧૬૨૫ થી અર્વાચીન નહિ હોય. કોઈ કોઈ ઠેકાણે ભાષામાં વિકૃતિ થયેલી છે, પરંતુ ચીવટવાળા લહિયાએ ઘણેખરે ઠેકાણે ભાષાનું મૂળ રૂપ જાળવી રાખ્યું છે.

સોળમા સૈકાના શિષ્ટ ગૂજરાતી ગદ્યના નમૂના તરીકે આ 'કાલકાચાર્ય કથા' ઉપયોગી છે

પાટણ } ભોગીલાલ જેચંદ સાંડેસરા

॥ ई० ॥ श्रीगुरुभ्यो नमः ॥

श्रीवर्धमानमानम्य लौकिकैर्वचनैरहम् ।
श्रीमत्कालिकाचार्यकथां वक्ष्ये यथाश्रुताम् ॥

શ્રી કલ્પવાચના અનંતર ગરૂઆ ગણધર શ્રી કાલિકાચાર્ય તેહની કથા વાચીઇ છઇ.

જેહે કાલિકાચાર્ય ગુરે શ્રી મહાવીરનું વચન હીયામાહિ ધરી રાજાશ્રી સાલિવાહનનઈ આગ્રહિ કરી, એ શ્રી પજૂસણ પર્વ્વ પાંચમિથિકી ચઉથિઈં આણિઉં, જગ સઘલઈ જાણિઉ તેહથી કાલિકાચાર્યની કથા સહૂ કોઇ સાવધાન થઇ સાંભલઉ, જિમ તુમ્હે અનેક સુખ મિલઉ

समग्रदेशागतवस्तुसारं पुरं धरावासमिहास्ति तारम् ।
तत्रारिभूपालकरीन्द्रसिंहो भूवल्लभोऽभूद् भुवि वज्रसिंहः ॥

હણઇ જંબૂદ્વિપિ પવિત્ર ભરતક્ષેત્રમાહિ મણિ, રત્ન, સુવર્ણાદિક અનેક સાર વસ્તુ-[1] તણુઉ નિવાસ ધારાવાસ ઇસિઇં નામિઇ નગર પ્રવર્તઇ. તીણઇ નગરિ હર્ષભરિ, વયરી રાજા રૂપિયા હસ્તી પ્રતિઇસિંહ, ગજા વયરસિંહ ઇસિઇ નામિઇ રાજ્ય કરઇ, આપણઇ ભુજબલિ જે સગ્રામાંગણિ[2] જયશ્રી વરઇ, દાન ગુણિઇ કરી કલ્પવૃક્ષની પરિઇ હૃદિ કરઇ,

૧. સારી ચીજો, ૨. સગ્રામમાં.

પ્રતાપિઈં કરી સૂર્યહઇ અનુકરઈ. તેહ રાજાનઇ અંતેઉરી રૂપિઈં કરી ઇંદ્રાણી જેહ આગલિ કુણિ હઇ? નવખાણી શીલિઇ નિર્મલ ગંગા વાણી અમૃતસમાણી ઇસી પટ્ટરાણી **સુરસુંદરી** ઇસિઇ નામિઇ વિખ્યાત.

રાજારાણી હઈં, નારાયણ અનઇ લક્ષ્મીની પરિઈં પરસ્પરિઇ પ્રીતિઇ ઉત્તમ ચીત્તિઈં, નવનવી રીતિઈં રાજસૌખ્ય ભોગવતાં દિવસ જાઈ.

तत्कुक्षिभूः **कालक**नामधेयः कामानुरूपोऽजनि भूपसूनुः ।
**सरस्वती** रूपवती सुशीलवती स्वसातस्य नरेन्द्रसूनोः ॥

તિસિઇ અવસરિ આનંદભરિ શુભવેલાં રાણી સુરસુંદરીઈં પુત્ર પ્રસવિઉ માતાપિતાએ તેહ પુત્રહઇ મહોત્સવિ **કાલકકુમરુ** ઇસિઉ નામ દીધઉં. કુમર ક્રમિઇં ક્રમિઇ વૃદ્ધિ પામિઉ. વરસ પાંચમાથિકી પંડિત રાખી ભણાવિઉ. આપણી બુદ્ધિઇ સર્વશાસ્ત્રપારગામી થયઉ; તઉ પછઇ શસ્ત્રશ્રમ કરાવિઉ, છત્રીસ દંડાયુધનઇ શ્રમિઇ કુણિહિં ન જાઇ હરાવિઉ. અર્જુનની પરિઇં ધનુર્વેદ કલા જાણઇ. ક્રમિઇ ક્રમિઇં યૌવનવયિઈં અલંકરિઉ. તઉ ઇસે[3] ગુણે પરિવરિઉઃ જાણ, ગુણી, ગુણગ્રાહી, વચનસિદ્ધ, કલાવિશુદ્ધ, સ્વસ્થ, વિવેકી, દાતા, ભોક્તા, ક્રિયાસાર, દયાલૂ, મયાલૂ, ઊજમાલૂ, બહુબુદ્ધિ, આરંભસિદ્ધિ, તેજવંત, રૂપવંત, તત્ત્વાર્થી, પરમાર્થી, ગરૂઉ,[4] ગુહિરઉ,[5] નિર્ગર્વ, સાચાબોલઉ, નિત્યાબોલઉ, અવિરોધક, ઉદાર, જિતેંદ્રિય, મૌની, સ્થિરદેખણઉ,[6] સુચિંતિઉ, સૂરવીર, ધીર, ગંભીર, પરાક્રમી, વિક્રમી,[7] ઇસિઉ, અશ્વિનીકુમાર જિસિઉ આપણઉ કુમર દેખી રાજા મનમાહિ અપાર હર્ષાઇ.

તેહ **કાલકકુમર**નઇ લહુડી[8] બહિન રૂપિઇ દેવાંગના નાગકન્યા, વિદ્યાધરીની જીપણહારિ, ચઉસઠિ વિજ્ઞાનની જાણિ, સુજાણી મૂર્તિવંતી સરસ્વતી, **સરસ્વતી** ઇસિઇ નામિઇ. તે બિહું સહોદરહઈં પરસ્પરિઈં બિહું આંખિની પરિઈં અત્યંત પ્રીતિ; જેહ કારણ ઇસિઉ કહિઉં છઇઃ

सह जग्गिराण सह सोविराण सह हरिससोयवंताण ।
नयणाण व धन्नाणं आजम्मऽकित्तिमं पिम्मं ॥

ધન્ય ભાગ્યવંતહઇ આજન્મ લગઇ અકૃત્રિમ, અકારિમઉ સ્નેહ હુઇ, જિમ બિહું આંખિનઇં જન્મ લગઇ સરીખઉ સ્નેહઃ જિમ બેહૂ આંખિ સાથિઇ જાગઇ, સાથિઈં જિસૂઈ, સંઘાતિઈં હર્ષાઇ, સંઘાતિઈં શોક પામઈ; તિસી તે કાલકકુમર અનઈ **સરસ્વતી** કુમરીનઇ પ્રીતિ.

એક પ્રસ્તાવિ લીલાલલિતગર્લેશ્વર, ભોગપુરંદર તે રાજકુમર, [9]ચાહૂ, તેજી, તુષાર, પાટીયા ઉતાર, ચંચલ, ચમલઅશ્વિ ચડી, ગાઢા સ્વામિભક્ત, કહિયાગરા, ઉત્તમવંશિ ઉપના, પાંચસઇ અંગઓલગણા[10] સેવક તેહે પરિવરિઉ ઉદ્યાને-વને રૂડઇ મનિ ક્રીડા કરવા પ્રહુતઉ. વનમાહિ ઘોડા ખેલવિવાનઉ શ્રમ ઘણી વાર લગઇ કીધઉ, ક્રીડારસ પરિપૂર્ણ લીધઉ. તિસિઇ ઉદ્યાન-વનમાંહિ પ્રાસુક ભૂમિઈં ઉચ્ચઇ આસણિ બઇઠા શાંતરસમય, ગતભય શ્રી ગુણસુંદર ઇસિઇ નામિઇ સૂરિવર દીઠા. મનની ભક્તિઇ રૂડિ યુક્તિઈં પંચાંગ પ્રણામ

૩. આવા. ૪-૫ ગંભીર, ૬ સ્થિર દેખાવવાળો. ૭, બહાદૂર. ૮. નાની. ૯ ઉત્તમ. ૧૦ અંગરક્ષક.

કરી આગવિ સુવિનીતપણુઇ બઇઠઉ ગુરેપણિ અતિશય જ્ઞાનિઇ કુમર હલુકર્મું જીવ દેખી મધુર વાણીઈં કરી ઇગિઉ ઉપદેશ દીધઉ "અહો ચતુર, ઉતમનર, રાજકુમર, જિસિઉ ચચલ વીજનુ ઝાટકાર, જિસિઉ ચચલ ઇદ્રધનુષનઉ આકાર, જિસિઉ ચચલ મનનઉ વ્યાપાર, જિસિઉ ચચલ [11]કુઠાકુરનુ અધિકાર, જિસિઉ ચચલ હાથીનઉ કાન, જિસિઉ ચચલ પીપલનું પાન, તિસી ચચલ રાજ્યલક્ષ્મી જાણી તુમ્હ સરીષા વિવેકી પ્રાણી ઇસિયા સંસારરૂપીયા કૂઆમાહિ કાઇ પડઇ? દુર્ગતિઇ કાઇ રડવડઇ? કર્મનઇ હાથિ કાઇ ચડઇ? સસાર કિસઉ કહીઇ?

संसार एष कूपः सलिलानि विपत्तिजन्मदुःखानि ।
इह धर्म एव रज्जुस्तस्माद् उद्धरति निमग्नान् ॥

એ સસારરૂપીઉ અગાધમધ્ય કૂઉ જાણિવઉ, ઇસિઉ પરિણામ હીયામાહિ આણિવઉ, તીણઇં કૂપિ જન્મ, જરા, મરણ શોક, રોગ, ઇષ્ટવિયોગ, ઇત્યાદિક બહુલા પાણી જાણિવા ઇસિયા કૂઆ માહિ પડિયા જીવહઇ બાહિરિ કાઢવા સમર્થ એક ધર્મરૂપિઉ દોર, પણિ બીજઉ કોઇ નહી લક્ષ્મી સમુદ્રના કલ્લોલની પરિઇં ચચલ તથા માતાપિતા, પુત્રકલત્ર, મિત્ર, ભાઇ, ભત્રીજા, કુટુબપરિવાર, સગાસણીજાના મેલાવા સઘલા સુહણા[13] સરીખા, જિમ સ્વપ્નમાહિ અનેકિ વસ્તુ દીસઇ, પણિ જાગિયા પૂઠિઇં કાઇ ન દીસઈં, તિમ એ સવના મેલાવા એક જિ ભવના, ભવાતરિ જાતા સવાતિઇ કોઇ નાવઈં, તથા મહાવાયિઈં કરી ઊડાડિઉ આકતૂલ,[14] તેહ સરિખઉં યૌવન અસ્થિર થોડે જિ દિવસિ ગયુ દીસઇ, તિવાર પૂઠિઇં જરા આવી ડૂંભઇ જીવ ઉઅરતા[15] જિ કરઇ, પણિ કાજ કાઇ ન સરઇ તઉ અહો રાજકુમર, જેહે ભાગ્યવતે કુમરપદવીઇ શ્રી નેમિનાથ–અભયકુમારની પરિં નરકાત રાજ્યની ઇચ્છા પરિહરી, હીયામાહિ વૈરાગ્ય ધરી દીક્ષા આદરી, તેહે કર્મક્ષય કરી મુક્તિલક્ષ્મી વરી તુહ્મે પણિ સસાર ઇસિઉ અનિત્ય જાણી, સદ્ગુરુવાણી હીયામાહિ આણી, આપણા જીવનનઉં કાજ સારઉ" "મનુષ્યજન્મ મ હારઉ, દુર્ગતિઇ પડતઉ આપણુઉં વારઉ સસારસમુદ્ર થિકી તારઉ" ઇસિ એ સદ્ગુરુને વચને કરી તે કાલકકુમરનઈં પ્રતિ બોધ ઊપનુ, ધર્મનુ રગ સપનઉ, ગુરુ પ્રતિઇં કહિવા લાગઉ "ભગવન્, જઈ હઉં તુહ્મારઈં પગિ લાગઉ તઉ હઉં ધર્મનઇ વિષઇ લાગઉ, સસારના ફેરાથિકી ભાગઉં, માય બાપ મનાવી તુમ્હ કન્હવિ આવી દીક્ષા લિઉં, તા વિહાર[16] મ કરિસિઉ"

ઇમ કહિ મનમાહિ ગહગહ્યૌ[17] ગુરુ વાદી ઊઠિઉ ઘરિ આવી પ્રણામપૂર્વક આપણા માતા પિતા પ્રતિઈં કહિવા લાગઉ "આમ તાત, માહરી સાભલઉ વાત સુઝનઇ સુગુરુને વચને કરી સયમ લેવાની ઇચ્છા થયી એ માહરઉ મનોરથ પ્રમાણિ ચડાવઉ" માયબાપ પણિ એ બોલ કાનનઇ અસુખકરણહાર સાભલી વિસ્મય પામિયા હૂતા કહિવા લાગા "અહો વચ્છ, એ અયુક્ત બોલ તઈં કાઇ બોલિઉ? તઉ નવયૌવન સૌભાગી પુરુષ રાજ્યભાર ધુરધર, તુઝનઈં ઇણુઇં વયિ નવા નવા ભોગ ભોગવિવાનઉ અધિકાર. અહો લેસિઉં સયમનુ

---

૧૧. કર્મબધન જેના શિથિલ છે એવો. ૧૩. સ્વપ્નુ. ૧૪ આકડાનું રૂ. "આકડા તૂરની પેઠ ઉડી જશો ..."–શામળભટ્ટની 'અંગદ વિષ્ટિ'. ૧૫. પરવાશો. ૧૬. જૈન સાધુઓ એક સ્થાનેથી બીજે સ્થાને ફરે તેને વિહાર કહે છે. ૧૭ રાજી થઇ.

ભાર. અનઈ કિહાં એ તાહરઉ કદલી ગર્ભની પરિઇ સુકુમાલ દેહ કિહાં દોહિલઉ ચારિત્ર ! એહ જિમ કલ્પાંતકાલનઇ વાયિઇ ઉત્કલ્લોલ[૧૮] ભુજાઈં તરતાં દોહિલઉ ! દોહિલા ગંગા નદીની વેલૂના કઉલીઆ[૧૯] ચાવતાં ! જિમ દોહિલા મીણનેં દાંતેં લોહમય ચિણા ચાવતાં ! જિમ દોહિલઉં તિક્ષ્ણ ખડ્ગધારા ઉપરિ ચાલતા !. તિસિઉં દોહિલઉં ચારિત્ર. વચ્છ, તઉં કિમ પાલેસિ ?" એ વચન સાંભલી વલતઉ કુમર કહઇ છઇ: "દુર્ગતિદાયક એ રાજ-ભોગવિવઇ માહરઇ ખપ નથી. વિષય જીતા તઉ પ્રમાણ જઉ નવમણિ જીપીઇ[૨૦]. તથા મહાંતહંઇ ચારિત્ર પાલતા દોહિલઉં કાંઇ નહી; મેરુપર્વતતાં લગઇ ઊંચઉ, મહાસમુદ્ર તાં લગઇ દુસ્તર જાં લગઇ ધીર પુરુષ આદરઇ નહીં. તુહ્મે સુઝનઈ ચારિત્ર આદરિવઇ અંતરાય મ કરિસિઉ." ઇણિઇં પરિઈં ઘણઈં આગ્રહિઇ માયબાપ મનાવી ચારિત્ર લેવાની સજાઇ કરિવી માંડી.

તિસિઈં એ પ્રસ્તાવિ સરસ્વતી બહિન સાંભલી માબાપ પ્રતિઇં કહિવા લાગી: "માહરાં બાંધવ સંઘાતિઇં હઉં ચારિત્ર લેસિ". ઇમ તેહે ભાઇ બહિને સાત ક્ષેત્રે ધન વેચી ઘણઉં પુણ્ય પોતઇ સંચી ભલઇ મહોચ્છવિ શ્રી ગુણસુંદરસૂરિ કન્હલિ આવી ચારિત્ર ઉચ્ચરિઉં. કુમરનઈ ચારિત્ર લેતાં હુતાં કુમરનઈ સ્નેહિઇ વૈરાગ્ય ઉપનઇં હુતઇં તેહે પાંચસઇ સેવકે સંઘાતિઇ દીક્ષા લીધી. ગુરુશ્રી ગુણસુંદરસૂરિઇં વિહાર કીધઉ. કાલક-ઋષિ મહાસતી સરસ્વતી નિરતીચાર ચારિત્ર પાલઇ. છટ્ઠ અટ્ઠમ દસમ દુવાલસ પાયકખમણાદિક[૨૧] તપ તપઈં, આઠકર્મ[૨૧] ક્ષિપઇ, ચ્યારિ કષાય[૨૧] પરિહરઈ. શ્રી ગુરુ કન્હલિ શ્રી સિદ્ધાંત નિરંતર ભણઈ. જિમ પાણીમાહિ તેલનઉ બિંદૂઉ થોડઉ મૂકિઉ હુતઉ સઘલઇ પસરઇ તિમ તે કાલકઋષિશ્વર થોડઈ ભણાવિવઇ ઘણા સિદ્ધાંત નઉ જાણ હૂઉ. ક્રમઇ ક્રમિઇ સર્વસિદ્ધાંત અવગાહિઉ.[૨૨] અનેક રસસિદ્ધિ-અંજન-સિદ્ધિ જાણઈ તપ કરતાં અનેક લબ્ધિ સંપની અવસરિ ગુરે યોગ્યતા જાણી આપણઇ પાટિ સ્થાપિયા; ગચ્છનાયક કીધા; સરસ્વતી મહાસતી માહિ મૂલગી[૨૩] કીધી. પવત્તણી પદ દીધઉં.

શ્રી કાલિકાચાર્ય ગણધર સૂરિપદ પામ્યા પૂઠિઈં જેહે સંઘાતિઇ દીક્ષા લીધી તેહે મહાત્માએ અનઇ સરસ્વતી આદીદેઇ મહાસતિએ[૨૪] પરિવરિયા ગ્રામ, પુર, નગર, પાટણ, મટંબ,[૨૫] દ્રોણ[૨૬] એહવે અનેક સ્થાનકે પૃથ્વીપીઠમાહિ વિહાર કરઇ. ભવ્યજીવનાં[૨૭] સંદેહ હરઇ, શ્રી જિનશાસન રૂડઉ ભવાવઈ ( ? ). તેહ ગણધરનઇ તોલઈ બીજઉ કોઇ ન આવઈ.

અનુક્રમિ વિહાર કરતા માલવાદેશ માહિ ઉજ્જેણી નગરીઇં પુહુતા. તિહાં સૂરસાબલ રાજા ગર્દભિલ્લ રાજ્ય કરઈ. ગુરુનઇ આવ્યા જાણી ઉજ્જેણી નગરીનું શ્રીસંઘ સહર્ષ હૂઉ, સહૂકોઇ સાહમઉં આવિઉ. વિસ્તરિઇં ગુરુનઈ પ્રવેશ મહોત્સવ હૂઉ. ઉપાશ્રયિ ગુરુ પાઉધારિયા, નાગરિક જનનઇ મનિ હર્ષ વધારિયા.

એકદા પ્રસ્તાવિ સરસ્વતી મહાસતી ઘણી મહાસતીએ પરિવરી દેહચિંતાનઇ[૨૮] અર્થિ નગરમાહિ જાતી હુતી. તિસિઇ અવસરિ વાડીઇં જાતાં રાજા ગર્દભિલ્લની દૃષ્ટિઇં પડી. અતિ

૧૮ પ્રલયકાલના વાયુથી તોફાને ચઢેલો. ૧૯ કોળીઆ. ૨૦ જીતે. ૨૧ જૈનતત્વજ્ઞાનનો પારિભાષિક શબ્દ છે. ૨૨ પાર પામ્યા. ૨૩ ઉત્તમ: અનેરી. ૨૪ ત્રીજી વિભક્તિ છે એટલે 'અમુકની સાથે' એવો અર્થ થાય છે. ૨૫ 'છાપરાંનો સમૂહ.' ૨૬ સરોવર. ૨૭ જિજ્ઞાસુ. ૨૮ આહાર વહોરવા.

સુરૂપ મહાસતી દેખી રાજાનઉ મન ક્ષુભિઉં. પંચબાણિઇં[29] પીડિઉ મનિ વિમાસિઉ: "ઇસી સુરૂપ સ્રી માહરઇ અંતેઉરિ[30] નહીં, તઉ માહરઉં રાજ્ય, અંતેઉર, ભોગ, સુખ સર્વ ફોક." વિવેક–વિચાર, ન્યાયધર્મ, લોકાપવાદ અવગણી આપણા વંઠ[31] ભણીઇ હસિઉ આદેશ દીધઉ જે "એ મહાસતીનઇં અંતેઉરમાહિ લેઇ જાઉ." રાયનેં વચનેં વંઠે મહાસતી પ્રાણિઇં લેવી માંડી:

> श्रीकालिकाचार्य ! सहोदर ! त्वं पूत्कुर्वती हा जिनशासनेश ।
> यद् गर्दभिल्लेन नृपाधमेन आनियमानां निजवेश्म रक्ष ॥

શ્રી કાલિકાચાર્યસહોદર, હે જિનશાસનના વાહરૂ, હે લબ્ધિતણા સાગર, હે ધરમબાંધવ, ઇણિઇ પાપી દુરાચારી રાજાન સવલાઇ માહિ અધમિ ગર્દભિલ્લ રાજાઇં મુઝનઇં લેતાં હુતા, ધરિ લેઇ જાતાં હુનાં રાખિ રાખિ! બાંધવ, આપણઉ પરાક્રમદાખિ. માહરા સીલહઈ તુહજિ સાખિ". ઇણઇં પરિઇં વ્યાઘનઇં હાથિ ચડી હરિણીની પરિઇં કરણ સ્વરિઇં વિલાપ કરતી મહાસતી રાજાઇં વડપાહિઇં અંતેઉર માહિ લીધી. દેવિ રાઇં ઇસી કુબુદ્ધિ દીધી.

શ્રી કાલિકાચાર્ય ગુરુમણિ એ વાત જાણી મનમાહિ દુખ આણી રાયકહિ આવ્યા. રાજાનઇં આશીર્વાદ દેઇ સ્તુતિ કરી મધુર વચને કરી કહિવા લાગા: "નરેશ્વર, માહરી બહિન મહાસતી સરસ્વતી પરહી મૂકિ, ન્યાયધર્મ થિકી મ ચૂકિ, મોટા રાજાનઇં અન્યાય વિણાસનઉ મૂલ જઉ હુઇ વિધિ પ્રતિકૂલ. તઉ જીવનઇં અન્યાય કરિવાની ઇચ્છા ઊપજઇં. અન્યાય માર્ગિ પ્રવર્તતાં હુતાં મનુષ્યનઇં છતઇ ભાગ્યિઇં રાજ્ય, સુખ, કીર્તિનઉ વિણાસ ઊપજઇં. જેહ ભણી ઇમ કહિઉ છઇ:

> *सत्यपि सुकृते कर्मणि दुर्नीतिरवान्तरे श्रियं हरति ।*
> *तैलेऽनुपभुक्तेऽपि हि दीपशिखां हरति वाताली ॥*

પૂર્વભવના પુણ્યનઇ સચયિ છતઇં પણિ જે કોઇ મનુષ્ય અકૃત્ય કરઇ, અધર્મ માર્ગિ પ્રવર્તઇ, મોટાં પાપ કરઇ, કુલધર્મ લોપઇં, તેહનઇં તે પૂર્વભવનઇં પુણ્યિ પુણ્યિ અણભોગવિઇ હુનઇ[32] અકાલિ લક્ષ્મી જાઇ. ઇણઇં અર્થિ એ દષ્ટાંત તૈલે...ઇત્યાદિ: જિમ વાયનઇ મુદિ દિવઇં મૂંકિઇ હુતઇ, તેલ પૂરઇં અણખલિઇ હૂંતઇ વાયિઇં કરી દીવઉ વડઉ થાઇ.[33] તેલ સરીખઉ પૂર્વભવનઉ પુણ્ય, દિવાની સિધ[34] સરીખી લક્ષ્મી, વાયુ સરીખું અન્યાય રાજન, વિશેષિઇ અન્યાય સઘલાં માહિ પરસ્રીગમનનઉ અન્યાય ગાઢઉ પાડૂઉ કહવાઇ:

---

૨૯ કામદેવના પાંચ બાણો વડે. ૩૦ અંતપુર. ૩૧ સેવક. 'આ શબ્દ અસ્પષ્ટ છે, પરંતુ અહીં તેનો 'સેવક' અર્થ થઇ શકાય.' ૩૨ સંસ્કૃતના સતિ શબ્દને મૂળ જેવા જ રૂપમાં અહીં ગોઠવી દીધો છે. ૩૩ ઠરી જાય. ૩૪ દિવાની શિખા, લોક ભાષામાં 'શગ'. "વણજારાના નાકની દાંડી, જાણે દીવે શગો મારી"—સવાઇમા વણજારાનો વેશ.

दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चक-
श्चारित्रस्य जलाञ्जलिर्गुणगणारामस्य दावानलः।
संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः
कामार्त्तस्य जति प्रभोदयभिदा........ ॥

જિકો એક અધમપુરુષ કામિઇં પીડિત હૂતઉ, કાંતિ અનઇ ઉદય ભેદિવા શસ્ત્રી-કટારી પરનારી ન છાંગઇં, અધિકેરઉ રંગ માંડઇં, તે વિશ્વમાંહિ આપણા અપવાદનઉ પડહ વજાવઇં. તિણિઇં આપણઉં કુલ કાલઉં કરિવા મિસિનઉ[૩૬] કૂચડઉ વાહિઉ. જે પરસ્ત્રીઇં વાહિઉ તિણિઇં ચારિત્ર ભણીઇ ઉત્તમ આચાર તેહનઇ જલાંજલિ દીધઉ, ગુણ ઔદાર્ય ધૈર્યાદિક તેહ રૂપીયા વનનઇં દાવાનલ દીધઉ, આપદા સઘલી હુઇં સંકેતસ્થાનક તિણિઇં બોલિઉ. કુસીલનઇં ઇહલોકિ બંધન, અંગછેદન, તાપતાડન, મારણાદિક અનેક આપદા હુઇ, મોક્ષરૂપીઇ નગરિ તિણિઇં નિશ્ચલ કમાડ દીધાં. પરસ્ત્રીની ઇચ્છાઇં અનેક મોટા મનુષ્ય દુઃખ પામિયા; મોટઉં રાવણનઉં રાજ્ય વિણઠઉં સતી સીતાની ઇચ્છાઇં કરી. મહારાજ, વલી વિશેષિઇં એ ચારિત્રિણી મહાસતી. એહ ઉપરિ કુમનસા કીધઇં નરકિ પડીઇ ઘણઉં સંસાર રડવડીઈ કર્મિઇં નવનવિ પરિઇં નડીઇ. જેહ ભણી ઇમ કહિઉ છઇઃ

संजइपडिसेवाह रिसिघाए पवयणस्स उड्डाहे।
देवदव्वविणासे जीवा नरयम्मि गच्छंति ॥

મહાસતિની સેવાઇં, રિષિની હત્યાઇ, જિનશાસનિ મોટઇ ઉડ્ડાહિઇં, દેવદ્રવ્ય વિણાસિઇ જીવ નરકિ જાઇ. રાજન્, અનેરા અન્યાયના કરણહારનઇં તઉં નિષેધઇં, રાજાના દંડનઇ ભયિઇં કરી અનેરા લોક પાપ ન કરઇં; અનઇ રાજાન અન્યાયિ પ્રવર્ત્તઈ તઉ લોકની સાર કૂણ કરઇ? સૂર્ય ઊગિઇ અંધારઉં હુઇ તઉ જીવલોક માહિ કુણ અજૂઆલઉં કરઈ? ચંદ્રમા અંગારે વરસઈ તઉ કુણ તાઢિકિ ઉપજાવઇ? વાડિ ચીભડાં ખાઈ તઉ કુણ રાખઇ? અમૃત માહિ થિકી અગ્નિજ્વાલા નીસરઇ તઉ કુણ તાપ ઓલ્હવઈ? તઉ એ વાત ખરી હુઇ.

यत्रास्ति राजा स्वयमेव चौरो भाण्डीवहो यत्र पुरोहितश्च।
वनं भजध्वं ननु नागरा भो यतः शरण्याद् भयमत्र जातम् ॥

જીણઇ નગરિ રાજા ડીલઇં ચોર, અનઇ પુરોહિત ભંડચેષ્ટા[૩૭] કરઇ, તઉ અહો લોકો, તે નગર છાંડી વન આદરઉ, જેહ ભણી શરણાગત થિકી ભય ઊપનઉ.

અહો રાજન્, તાહરઇ અંતે ઉરિ નેઉરિ[૩૮] રૂણઝુણટાઇં જગમોહની, ચતુરપણાદિક ગુણે સોહતી, દેવકન્યાઇ પાહઇ અધિકરૂપવતી, નવયૌવનાભિરામ હામકામલોચના, રાજાનની બેટી ઘણી છઇં, તઉ તેહે છતે એ મહાસતી બાલપણ લગઇ સંયમની પાલણહારિ, સ્નાન, મજ્જન, તાંબૂલ, વિવિધ શૃંગાર, વસ્ત્ર ઇત્યાદિક શરીરશુશ્રૂષાની છાંડણહારિ, મલમલિન ગાત્રનિરતી, ચાર ચારિત્રપાત્ર, તપઇં કરી કૃશ શરીર. એહ ઉપરિ સિઉ અનુરાગ

૩૬ શાહી. ૩૭ ભાંડના જેવા ચેનચાળા. ૩૮ નેપુર.

આણઈ ? હૃદયમાહિ રૂડા-પાડૂઆનઉ વિચાર કાંઇ ન જાણઇ એહ કારણ નિષ્કારણ પાપ મ કરિ. માહરી બહિન મહાસતી પરહી મૂંકિ, મર્યાદા થિકી મ ચૂકિ."

ઇસિયા ગુરુનાં બોલિયાં સામવચન[૩૯] સાંભલી દુષ્ટ મહાસતી અણમૂકિવાની ઇચ્છાઇ કરી વલતઉં વચન સૂરીશ્વર પ્રતિઇ કાંઇ ન બોલઇ. પાપીપણઈ કરી નીચઈ જોઇ રહિઉ, ગુરુ પ્રતિઇ વલતઉ ઉત્તર કિમિઉ ઈ ન કહિઉ. સૂરીશ્વર હીયામાહિ અપાર દયા, મનમાહિ દુહવણ[૪૦] ધરી પાછા વલ્યા. તેતલઇ ઊજેણી નગરીના વ્યવહારીયા સઘલા એકઠા મિલ્યા. શ્રી સંઘિઇ ગુરુનઇ વચનિઇ ઝાઝઇ ધનિઇ રાજાનઇ ભેટણાં કરી પ્રણામપૂર્વક હાથ જોડી વીનતી કીધીઃ "સાભલિ સ્વામી, ભાગ્ય યોગિઇ અમ્હે તાહરી સેવા પામી. નરેંદ્ર, તઉ પિતા; એ પ્રજા સઘલઇ તાહરઇ છોરૂનઇ સ્થાનકિ. એ પ્રજા પુત્રની પરિઇ તુઝહાઇ સંપાલિવી આવઇ; પણિ સતાપિવી નાવઈ. વલી વિશેષિઈ ઋષીશ્વર કિમઇ સતાપીઇ નહી. જેહ રાજાની છત્રછાયાઇ રહી તપસ્વી નિર્વિઘ્નપણઇ તપ કરઇ તેહના પુણ્યનઉ છઠ્ઠઉ ભાગ રાજાન તપ અણકરતા હુતા તપસ્વીના તપની રક્ષા કરતા પામઈ. અનઈ નરેંદ્ર, એ તપસ્વી એકઈ દેસિ, એકઇ નગરિ, એકઇ રામકહનિ ન રહઈ. એહનઈ કિમ દુહવણ ઉપજાવીઈ? સ્વામીરામ, તૂનિ એ અપવાદ વિસ્તરિસિઇ, એહ ભણી એ મહાસતી પરહી મૂંકઉ." ઇમિએ સઘને વચને પણિ રાજા ન ભેદાણઉ કામ કુહાડઇ હૃદયમાહિલુ વિવેકવૃક્ષ છેદાણઉ મહાસતી ન ચૂકી. સંઘ સહૂ કોઇ વિલખઉ થઇ પાછઉ વલિઉ શ્રી કાલિકાચાર્ય ગુરુ.મણિ એ વાત જાણી મનિ અપાર દૂહવણ આણી જે ઈણઈ પાપીઈ માહરઉ વચન ઊવેખિઉં તઉ ભતઈ ઊવેખિઉ, મણિથી સઘપૂજ્ય, ગરૂઉ, તીર્થંકર દેવતઇમાન્ય, તે કાંઇ અવહેલિઉ ? સામાન્ય જન સિઉં મેલિઉ ?

ઇણિઈ રોસિઈ કરી કોપિ ચડે હુતે શ્રીસંઘ સમક્ષ નગરલોક પ્રત્યક્ષ ઇસી પ્રતિજ્ઞા કીધી "જે જિનશાસનહઈ પ્રત્યનીક-પાડૂ આના ચીંતવણહાર, સઘનઈ અવર્ણવાદના બોલણહાર, સંઘનઈ અવહેલના કરઈ, ગે જિનધર્મનઈ ઊવેખિઈ અનઇ યે જિનધર્મમાહિ ગોટા ઉડ્ડાહ કરઈ મલિન પણઉં ઉપજાવઈ તેહનઈ હઉ સીખ દિઉં'. જિનશાસનઈ પાડૂઆના કરણહારનઇ છતી શક્તિઈ જિ કો સીખ ન દિઈ-તેહનઈ ઊવેખઈ તે અનત મંસારીઉ થાઇ, ઇમ સિદ્ધાંતમાહિ કહિઉં છઇઃ તઉ હઉં. કાલિકાચાર્ય જઉ માહરી વિદ્યાશકિતનઉં પ્રમાણ એહ સઘલઇ ગર્દભિલ્લ રાજાનઈ થોડા દિવસમાંહિ ભંડાર, કોઠાર, ઘોડા, પાયક, રથ, પુર, નગર, પાટણ, દેસ, પુત્ર, અંતેઉર સહિત સમૂલઉ ઉન્મૂલઉં, રાજ્ય થિકી ચુકવઉં; જિમ મહાનદીનઉં પૂર મોટાઇ વૃક્ષનઈ મૂલસહિત ઉન્મૂલઇ." ઇસી પ્રતિજ્ઞા કરી ગુરે મનમાહિ ચીંતવિઈઃ "એ પાપિષ્ટ રાજા પ્રતિઈ મઈ નીતિ શાસ્ત્રમાહિ બોલિયા સામ, દામ, ભેદ એ ત્રિણિઈ ઉપાય પ્રયુક્ત જોયા, પણિ તે અધવાહ ઊખર[૪૧] ભૂમિઈ વૃષ્ટિની પરિઈ નિરર્થક હૂઆ. વહઈ ચઉથઉ ઉપાય દંડ. 'કિવારઈ વની કિમિઇ ઉપાય કીધઇ જઉ મહાગતી મૂકઇ નઉ બહુલ,[૪૨] ચઉથઉ ઉપાય કુણ કરઇ?'" ઇમ ચીંતવી ગુરે ગહિલાનઉ[૪૩] વેશ કીધઉ ગૃથિલ પણઈ કરી નગરમાહિ રાજભુવનઆગલિ

---

૩૯ સમજાવટ. ૪૦ ખોટું લગાડી ૪૧ વેરાન. ૪૨ 'ઘણા' અહીં કહેવાનો આશય એમ છે કે "બીજા ઉપાયો ઘણા છે તો દંડનો ઉપાય એકદમ કોણ કરે?" ૪૩ ગેલાનો.

ત્રિકિ, ચઉકિ, ચાચરિ[44] સઘલઇ ભમઇ. કાદમિઇં કરી[45] આપણઉ દેહ ખરડઈ, બાલ-કને સએ વીંટિયા રહઈ, મુહડઈં ઇણિપરિઈં યથા તથા પ્રલાપ કરઇઃ " ગર્દભિલ્લ રાજા મોટઉ તઉ સિઉ ? એહનઈં ભલઉં અંતેઉર તઉ સિઉં ? અનઇ હઉં ભિક્ષાચરપણઇ રડવડતઉ હીંડઉં તઉ સિઉ ? "

ઇસિયા અસત્ પ્રલાપ કરતા ગુરુ સાંભલી ભલા, ક્રમાગત બુદ્ધિનિધાન, હિતૂઆ[46] રાજાના પ્રધાન તેહે રાજાનઈં અવસર લહીઈ સી વાત કહી ? "દેવ, મહાસતી પરહી મૂંકઉ. એહનઉ બાંધવ બહિનનઇ મોહિઈં ગૃથિલપણઇકરી ગામમાંહિ ભમઈ છઇ, ભાવઈ તિમ બોલઇ છઈ, તિણઈં કરી અમ્હારું મન અપાર ડોલઇ છઇ. સ્વામી, મહાઋષિના બોલ ગહિલપણઇ ગહિલપણઈં બોલિયા હુતા ખરા છ હુઈ. દેવ ! દર્શનીય, પૂજ્ય, વડાં માણુસ દૂહવીઇ નહીં. તેહે દૂહવેહુતે ઉત્તરકાલિ રૂડઉં ન હુઇ. એક કોઇ અવસર ઇસિઉ હુઇ જે નાન્હાથિકી મોટાનઇં વિણાસહુઇ. એક મહાસતીનઇ કાનિઇ એવડઉં મહદ્દભૂત સામ્રાજ્ય કાંઇ નીગંમઇ ? ભલી અંતેઉરીની ઇચ્છા હુઈ તઉ આદેશ દિઉ; જિમ ભલભલા રાજાનની બેટી અતિ મનોહર આણિ પરણાવઉં; પણિ એ મહાસતી પરહી મૂંકઉ. " ઇસી પ્રધાન સીખઇં કરી રાજા કોપિ ચડિઉ બોલિવા લાગઉઃ " અરે પ્રધાનો, જઉ તુમ્હે ગાઢા ડાહા છઉ તઉ ઘરિ જઇ આપણા મા, બાપ, બેટા, ભાઈ તેહનઇં સીખ દિઉ. મુઝનઇં કિસી સીખ દિઉ ? માહરી દૃષ્ટિ આગલિથિકી પરહા[47] જાઉ. આજ પૂઠિઈં મુઝ આગલિ કીધી તુ હઉ તુમ્હનઇં માહરા મનનઉં જાણિઉં ગાઢઉં પાડૂઉં કરિસુ.[48] "

ઇમ સાંભલી તે પ્રધાન ભયભ્રાંત હુતા. આપણા જીવ ઊગારિવા અણબોલિયા રહિયા. એ વાત રાજમહિલિ સાંભલી ગુરે મણિ વિમાસિઉંઃ " ચઉથા ઉપાય પાખઇ[49] મહાસતી નહીં વલઇ. એતલા ઉપાય કરીનઇ હવઇં ચઉથઉ ઉપાય કરતાં મુઝનઇં દોષ થોડઉ. " ઇમ વિમાસી ગચ્છની ચિંતા વડા યોગ્ય ગીતાર્થ[50] તેહતઇં સંતાપી સંઘનઇ વાત જણાવી, જૈન વેષ છાનઉ રાખી, અવધૂતનંઉ વેષ લેઇ જિણિઈં વેઝઈં ઇમ કોઇ ન જાણઈં જે એ કિસિઉ છઇ ? તિસિઉ વેષ ધરી ચાલિયા. ક્રમિઈં ક્રમિઈં ગ્રામાનુગ્રામી ચાલતા હુતા પશ્ચિમ દિસિઈં મહિરાવણ[52] ઊતરી ખુરાસાણની ભૂમિકાઈં પુહતા. તીણઈં દેસિ મૂલગ ઉપર રાજા તેહનઈં પાતસાહ ઇસિઉં નામ કહીઇ. તેહના મોટા ઓલગણા તે શાખી કહીઈં તે પાતસાહતઈં ઇન્નૂં શાખી રાજાનઇ જૂજૂએ સ્થાનકે પાતસાહના મૂંકિયા રહઈ. તે છન્નૂમાહિ જે વડઉ શાખી રાજા તેહના નગરનઇ ઉપકંઠિ આવ્યા. તિસિઇ તે શાખી રાજાના કુમર મોકલી ભૂમિકાઈં એક ઠામિ ગેડીદડે રમતા હુતા; ગેડીનઉ મારિઉ અપૂર્વ વ્યુત્પત્તિઇ[52] નીપજાવિઉ પડસૂત્રનઉ દડઉ જૂનઉ સૂકઉ એક કૂઉ તે માહિ પડિઉ. ચઉફેરિ કૂઆ પાખતી મિલી રહિયા જોઈ, પણિ દડઉ કાઢઇ નહીં. તિસિઇ ગુરુ તિહાં પાઉધારિયા ગુરે પૂછિયા સર્વસ્વરૂપ કહિઉં. ગુરે કહિઉં: " કાઢી આપઉં તઉ કિમ ? ". તેહે કહિઉઃ " તઉ અમ્હે અમ્હારા પિતાનઇ મેલી તુઝનઈં ગાઢઉ મોટઉ કરાવઉં. " તિમ ગુરે સીંગિણી[53] અનઇ ઘણાં બાણ અણાવ્યાં.

૪૪ ચોક; ચોગાન. ૪૫ કાદવ. ૪૬ હિતેચ્છુ, ૪૭ આઘા. ૪૮ મારા મનની ધારી સખ્ત શિક્ષા કરીશ. ૪૯ વગર. ૫૦ ગીત=સૂત્ર, તેના અર્થને જાણનાર તે ગીતાર્થ. ૫૧ ઉજ્જનથી પશ્ચિમ તરફ જતાં વચ્ચે મહિસાગર આવે તેથી મેં આ કલ્પના કરેલી છે. પર ઉછાળો ૫૩ શીંગડાનું ધનુષ્ય.

પહિલઉ એક બાણુ મૂકિઉ તે દડઇ જાઇ ખૂતઉં. બીજઉ તે બાણુની પૂઠિઇ, ત્રીજઉ તેહની પૂઠિઈ ઇમ તાં લગઈ જા આપણુઉ હાથ પુહચઇ. તઉ પછઇ તાણી દડઉ બાહિરિ કાઢી શાખી કુમરનેં હાથિં આપિઉ. કુમર સવે રલીયાત હૂઆ. કહઈઃ "પડિત, તઉં અપાર કલાવત." વલી પૂછિઉ. "કહઉ તમે મી સી કલા જાણુઉ?" ગુરે કહિઉ "શાસ્ત્રકલા, શસ્ત્રકલા હઉં સઘલીઈ જાણુઉં." તઉ તેહે શાખી રાજાનઈ કહિઉઃ "આમતાત, પડિત એક ગાઢ વિચક્ષણુ આવિઉ છઇ." પિતા નઇ આદેશિઈ આણી ભેટાડિયા.

ગુરે મધુર વચને-નવે કવિત્વે કરી આશીર્વાદ દીધઉ. ઘણા મનના સકેત કહિયા. શાખી રાજાનઈ આગ્રહિઈ તિહાં રહિયા

> अनागतातीतनिमित्तभावैर्वशीकृतः सूरिवरैः सः शाखिः ।
> भक्तिं विधत्ते विविधां गुरूणां सर्वत्र पूज्यो लभते हि पूजाम् ॥

તિહાં રહિયા ગુરુ તે શાખી રાજા આગલિ અષ્ટાંગનિમિત્ત ભાખઈ *ફઈ*, હૂણુહાર,[૫૪] હુતી ત્રિહુ કાલની વાત કહઈ; અપૂર્વ પૂર્વ રાજનની વાત કહઇ ઇન ગુરુનઇ સઘઈ ગ્નાનિઈ રંજિઉ હુતઉ તે શાખી રાજા નિરતર ભક્તિ સાચવઈ, ગુરુના ગુણુ સ્તવઇ. "પંડિત, તઉં સ્વયંદેહિઈ પરમેશ્વર, તઉ સર્વજ્ઞ, તાહરા ગુણુ કેતલાએક વખાણુઉં?" તઉ એ વાત; યુક્તિજાણુ જિહાં જાઇ તિહા માનપૂજા પામઇ.

> विद्वत्त्व च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
> स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

વિદ્વાંસપણુઉં અનઇ રાજાપણુઉં એ બિન્હઇ કહીઇ સરીખાં ન કહવાઇ. વિદ્વાંસ-રાજાનઈ અનેક ઘણુઉ અતર રાજા આપણ્ા દેશમાહિ પૂજા ઋઅડી પામઇ, અનેરઇ દેસિ સુખિઇ જાઇ ન સકઈ; વિદ્વામ સઘલે દેસિ જાઈ, જિગ્રુઈ દેસિ જાઇ તિહાં આપણ્ા જાણિવાનઈ વલિઈ રાજા, પ્રધાન, વ્યવહારીયાદિક મહર્દ્ધિક મનુષ્યે માનીઈ. ઇમિ શ્રી ગુરુનઈ શાખી રાજા રંજવતાં નિત નવાં નવાં નિમિત્ત ભાખતા પરસ્પરિ મનની પ્રીતિઈ કથા-ગોષ્ઠી કરતાં સુખિઈ દિવસ જાઈ.

(અપૂર્ણ)

---

૫૪ થનાર.

# દ્રવ્યવાદ

સામાન્ય રીતે આખી સૃષ્ટિને બે વિભાગોમાં વહેંચી નાંખવામાં આવે છે: એક જડનો અને બીજો ચેતનનો. આવા વિભાગો આપણને અતિશય સાહજિક અને સહેલા લાગે છે, પરંતુ માનવજાતની પ્રગતિના ઇતિહાસમાં આ દ્વંદ્વનો ખ્યાલ જરા મોડો આવે છે. શરૂઆતમાં તો માણસ જ્યારે જંગલી અવસ્થામાં હતો, ત્યારે દરેક પદાર્થમાં પોતાના જેવું જ જીવન છે એમ એ માનતો. કુદરતમાં જે કંઇ બનાવો થાય તે કંશા પણ નિયમ વગર કોઇ દેવ કે દાનવના મગજમાં તોર આવે અને બને છે એમ એ ધારતો. પછી કુદરતમાં થતા નિત્ય નિયમિત ફેરફારો કે બનાવોને લીધે માણસને કુદરતમાં નિયમ જોવાની ટેવ પડી. માણસના મનનો પણ થોડે અંશે વિકાસ થયો અને એને લાગ્યું કે સૃષ્ટિમાં જે કંઇ દેખાય છે તે બધું ચેતન નથી. પહેલી દશામાં જંગલીને એમ લાગતું કે જ્યારે કંઇ પણ બનાવ બને ત્યારે તેનું કારણ ચેતન હોવું જોઇએ. જંગલી માણસે પ્રગતિનું પહેલું પગલું ભર્યું, ત્યારે આ સિદ્ધાન્તનું નીચેના સ્વરૂપમાં પરિણમન થયું—કે સૃષ્ટિમાં જ્યાં જ્યાં બનાવ બને છે ત્યાં ત્યાં ચેતન હોય જ એમ નહિ, પણ અમુક બનાવો જડ સૃષ્ટિમાં યંત્રવત્ બન્યે જાય છે, જ્યારે ચેતનમય સૃષ્ટિમાં આનાથી જુદી રીતે બનાવો બને છે. આ ભૂમિકા પર સામાન્ય રીતે એમ સ્વીકારવામાં આવ્યું કે જેનામાં સ્વતઃ હલનચલન કરવાની શક્તિ ન હોય તે જડ, અને જેનામાં આ શક્તિ હોય તે ચેતન.

પણ પૃથ્વી નહિ તો ચંદ્ર, સૂર્ય અને તારાઓ પણ ગતિમાન છે; તો એ ચેતનમય કેમ નહિ? પોતાની સૃષ્ટિનું આટલું પૃથક્કરણ કરી જે માણસ આટલે સુધી આવ્યો હોય તે આપણને કહેશે કે સ્વેચ્છાએ ગમે તેમ હલનચલન કરવા શક્તિમાન હોય તે ચેતન, પણ જેમની ગતિઓને આપણે નિયમબદ્ધ કરી શકીએ, અગાઉથી જેને વિશે એમ કહી શકીએ કે અમુક કાળ પછી (એ દ્રવ્યનો સમૂહ ચંદ્ર કે સૂર્ય) અમુક સ્થાને જ હશે, તે જડ. આવો જવાબ આપવા માટે એ માણસને ગણિતની અને ખગોળશાસ્ત્રની પણ જરૂર પડે એ સ્પષ્ટ છે. જડ એટલે દ્રવ્યનો અમુક સમૂહ, અને જેની ચેષ્ટા આપણે અગાઉથી સમજી શકીએ તે. જડ પદાર્થ અમુક ખાલી જગ્યા રોકે, અને બહારથી એને કશો વેગ આપવામાં ન આવે ત્યાં સુધી એ નિશ્ચેષ્ટ પડી રહે–જડની વ્યાખ્યામાં આ અંશનો પણ સમાવેશ કરવામાં આવે છે.

ભૌતિક વિજ્ઞાનની શરૂઆત અહીંથી થાય છે. વિજ્ઞાનની આ શાખા એમ માને છે કે જડ દ્રવ્યના નાનામોટા સમૂહો, ખાલી આકાશને રોકતા,–બાહ્ય બળોને અધીન થઈ એક બીજાને ખેંચતા વિશ્વમાં પડયા છે. જંગલી માણસે વૈજ્ઞાનિક પ્રગતિનું પહેલું પગલું ભર્યું તે સાચુ છે કે ઓઈ એ વિશે કશો પણ વિચાર કર્યા વગર ભૌતિક વિજ્ઞાને અતિ સામાન્ય પૃથક્કરણને અંતે ઉદ્‌ભવેલા ખયાલોને સ્વીકારી લીધા–જડ દ્રવ્ય, એમના પર અસર કરતાં બળો, ખાલી આકાશ અને શુદ્ધ કાળ! આ છેલ્લાં બે તત્ત્વો વિશે વધારામાં એટલું સ્વીકારી લેવામાં

કેટલી છે તેનો નિર્ણય કરી ન શકાય. પણ જો એ ઇથરથી ભરેલું છે, અને ઇથર દ્રવ્ય છે તથા આકાશની જેમ સર્વાંશે સ્થિર છે, તો કોઇ પણ પ્રકારે આં સર્વાંશે સ્થિર ઇથરની સાથે સરખામણી કરી ગ્રહોની શુદ્ધ કે કેવલ ગતિ નિશ્ચિત કરી શકાવી જોઇએ.

વિજ્ઞાનશાસ્ત્રીઓએ આને અંગે જે પ્રયોગ કર્યો તેમાં આપણે ઊંડા ઊતરી શકીએ એમ નથી.[૧] આ પ્રયોગ કરવાનો તેમના મનમાં ખયાલ આવ્યો ત્યાર પહેલાં તો વીજળી, ચુંબક, તેનો અન્યોન્ય સંબંધ વગેરે તમામ વિગતોની શોધો થઇ ચૂકી હતી. આપણે અહીં માત્ર પ્રયોગના પરિણામની જ નોંધ લઇશું. વિજ્ઞાનના ક્ષેત્રમાં આ પ્રયોગે જબરો ઉત્પાત કર્યો; આઇન્સ્ટાઇને પોતાનો વિશિષ્ટ અને સામાન્ય સાપેક્ષવાદ રોપ્યો, અને વિજ્ઞાનશાસ્ત્રીઓને પણ લાગ્યું કે અમુક ખોટો સિદ્ધાંત સ્થાપી, તેને ટકાવી રાખવા બીજાં ખોટાં દ્રવ્યના તર્કની જરૂર પડે, અને એ દ્રવ્યની શોધમાં નકામો વખત ગળાય, તેના કરતાં ખોટા સિદ્ધાંતને ખોટો સ્વીકારી લેવો એમાં સત્યનો મહિમા વધારે જળવાય છે.

ટૂંકમાં કહેવું હોય તો કહી શકાય કે સાપેક્ષવાદને લીધે વિજ્ઞાનવાદીઓએ એમ સ્વીકાર્યું કે પદાર્થોથી ભરપૂર આકાશ, અને તેના વગરનું આકાશ એ બંને સરખાં નથી, તેમજ બનાવોથી ભરપૂર કાળ તથા બનાવો વગરનો કાળ, એ એનાં વહન પણ સરખાં નથી; શુદ્ધ ગતિ જેવું કંઇ છે જ નહિ, અને જે જડ દ્રવ્ય આપણે જોઇએ છીએ, અને જેને વિજ્ઞાન શાશ્વત માનતું હતું, તેમાં પણ થોડોક દ્રવ્યનો અંશ અને થોડો ગતિનો એટલે કે શક્તિનો અંશ રહેલો છે. (That total mass of a thing is made up of an inertial mass and a varient mass which is the function of the relative speed of that inertial mass.) એટલે કે આપણે દ્રવ્યને જડ તરીકે માનીએ છીએ એ તદ્દન જડ નથી.

હવે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી ભૌતિક વિજ્ઞાનની બીજી શાખાએ જે પ્રગતિ કરી તે આપણે જરા જોઇએ. દુનિયામાં પરમાણુવાદ બહુ જૂનો છે. આપણે ત્યાં વૈશેષિક દર્શનમાં કણાદ મુનિએ પરમાણુઓને મહત્ત્વનું સ્થાન આપ્યું છે, અને જૈન દર્શનમાં પુદ્‌ગલોના વ્યાપારનું નિરૂપણ કરવાનો પ્રયત્ન થયો છે. યુરોપમાં ગ્રીક ફિલસૂફ લ્યુસીપસે સૌથી પહેલાં પરમાણુવાદને સ્થાપ્યો, અને ત્યાર પછી પ્રાચીન યુરોપીય ફિલસૂફીના ક્ષેત્રમાં ડેમોક્રિટસ અને એપિકયુરસમાં આ વાદ જોવામાં આવે છે. આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ પ્રાચીન પરમાણુવાદ અતિશય સ્થૂલ લાગે; કારણ દ્રવ્યનું પૃથક્કરણ કરતાં કરતાં વિજ્ઞાન આજે એટલું આગળ વધ્યું છે કે દ્રવ્યનું સ્વરૂપ અતિશય સૂક્ષ્મ થઇ ગયું છે. સામાન્ય માણસ કોઇ પદાર્થનો અભ્યાસ કરવા માટે એને તોડી નાખે, છરીથી છેદે અને અત્યંત બારીક ટુકડા કરે, પરંતુ વિજ્ઞાનશાસ્ત્રી પદાર્થના પૃથક્કરણમાં પ્રકાશના કિરણને એક છરી તરીકે વાપરે છે. પ્રકાશનાં તે મોજાં હોય છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુઓ હોય છે એ વિશે વિજ્ઞાનશાસ્ત્રીઓ હજી કશા નિર્ણય પર આવી શકયા નથી. અણુઓ અને મોજાં એ બે સિદ્ધાંતો વચ્ચે સમન્વય સાધવાનો પ્રયત્ન કરતા કેટલાએક એમ કહે છે, કે કુદરતમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુ અને મોજું એ બેમાં કશો તફાવત નથી. એકની એક વસ્તુને અમુક—System of Waves-તરંગોના એક તંત્ર તરીકે કે અણુઓ તરીકે જોઇ શકાય. પ્રકાશ દ્વારા વિજ્ઞાનશાસ્ત્રીઓ જ્યારે દ્રવ્યના સ્વરૂપનું નિરૂપણ કરવા જાય છે ત્યારે એમને એમ દેખાય છે

૧ મિચેલ્સન-મોરલીનો પ્રયોગ જેના ઉપર ફિટ્ઝરલ્ડ-લોરેન્ઝ કોન્ટ્રાકશનના સિદ્ધાંતની સ્થાપના થઇ.

કે દ્રવ્યના દરેક અણુના કેન્દ્રમા ધન અને થોડા ઋણ વિદ્યુતકણો હોય છે, અને આની આજુબાજુ ઋણવિદ્યુતકણો પોતપોતાની કક્ષામા, સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તેમ, ફર્યા કરે છે ! આ વિદ્યુતકણોનું વાસ્તવિક સ્વરૂપ કેવુ છે તે વિશે હજી સુધી તર્કો જ બધાયા છે, કારણ ( Law of Indeterminancy અનુસાર ) અમુક વિદ્યુતકણ ચોક્કસ કયે સ્થળે છે એ મુકરર કરવુ અશક્ય છે આ ઉપરાત જેમ વાઇટેમિનને કોઇએ જોયુ નથી, પરંતુ તેની અસર દ્વારા જ વાઇટેમિન જેવુ કંઇક છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ માને છે, તેમ આ વિદ્યુતકણોની અસર દ્વારા જ તેના અસ્તિત્વ વિશે ખબર પડે છે 'પ્રસ્થાન'ના ગયા અંકમા ધન અને ઋણ સૂક્ષ્માણુઓની વ્યાખ્યાઓ આપેલી છે, અને સર ઓલિવર લોજ જેવા કોઇ ઋણ વિદ્યુતકણોને ઇથરમા પડેલા કાણા સાથે સરખાવે છે, ( પણ પછી ધનસૂક્ષ્માણુમા લગભગ એટલા જ સ્થાનમા ઇથરનો 'ડબલ ડોઝ' કેવી રીતે સમાઈ શકે તે એ સમજાવી શકતા નથી. ) વળી જેમ કેટલાએક વિજ્ઞાનશાસ્ત્રીઓ વાઇટેમિનની વ્યાખ્યા એવી આપે છે કે એ માત્ર અલ્ટ્રાવાયોલેટ કિરણોના રેડીએશન–સેન્ટર્સ છે ( જેમાથી અલ્ટ્રાવાયોલેટ કિરણો નીકળે તેવા કેન્દ્રો ), તેમ પ્રો વ્હાઇટહેડ એમ માને છે કે ઋણ સૂક્ષ્માણુ આકાશમા જે એક શક્તિ છે તેની ભરતી અને ઓટની જાણ આપતુ વહેણ છે ( An Electron *is* the vibratory ebb and flow of an underlying energy with a definite periodicity. )

આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદ પછી ઇથર વિશેના ખયાલમા એટલો તો ફેરફાર થયો છે કે સર ઓલિવર લોજ જેવાને પણ એટલુ સ્વીકારવુ પડ્યુ છે કે ઇથરને આપણે માત્ર ત્રણ પરિમાણવાળી ન કલ્પવી જોઇએ, પરતુ એને પણ દિક્–કાલના ચાર પરિમાણો છે. આટલું માન્ય કર્યા પછી આઇન્સ્ટાઇનનો દિક્–કાલનો પ્રવાહ ( Space–Time Continuum) અને ઇથર એ એમા શો ફરક છે એ સમજવુ મુશ્કેલ થઈ પડે છે વળી દ્રવ્યને આપણે જડ માનતા હતા તે જડ પણ રહ્યુ નથી. વિશ્વમા દિક્ અને કાલ બધે સરખા નથી તે આપણે ઉપર જોયુ, પણ તે ઉપરાત એક અણુના બંધારણમા પણ દિક્ અને કાલ એકસરખા નથી કારણ કેન્દ્રમા રહેલા ધન અને ઋણ સૂક્ષ્માઓની આજુબાજુ બીજા ઋણ વિદ્યુતકણો ફરતા ફરતા પોતાની કક્ષામાથી ગમે ત્યારે બહારની કે અદરની કક્ષામા ઊડે છે અને અમુક વિદ્યુતકણ ક્યારે પોતાની કક્ષામાથી ઊડી પડશે એનો નિયમ શોધાયો નથી. માત્ર વિદ્યુતકણોની અમુક સખ્યા હોય, તો તેમાથી આટલા એ રીતે પોતાની કક્ષામાંથી કૂદી પડે, એવો ( વીમા કપનીઓ સરેરાશ આયુષ્ય કાઢે છે તેવો )–Statistical Law–સરેરાસ પર ઘડેલો નિયમ બાધવામા આવ્યો છે ખરો. એપીક્યુરસ એમ માનતો કે વિશ્વ રચાયુ ત્યાર પહેલા ખાલી આકાશમા એકસરખા, સીધી લીટીમા પરમાણુઓ નીચે પડતા હતા, તેમાથી દ્રવ્યસમૂહો ઉત્પન્ન થાય તે ખાતર પરમાણુઓ પોતાની મેળે સ્વય સ્ફુરણાથી પોતાના માર્ગમાથી આડે જતા અને બીજા સાથે અથડાતા ! આજના દ્રવ્યવાદમા સ્વેચ્છાનો આના જેવો જ અશ ઊતરી આવે છે, પણ એપીક્યુરસના વાદ જેટલો એ જડ નથી દ્રવ્ય સ્થૂળ કે જડ રહ્યું નથી, પણ શક્તિના એકમાત્ર આવિર્ભાવરૂપે રહ્યુ છે.

ઇલેક્ટ્રોન કે ઋણ વિદ્યુતકણ પોતાની કક્ષામાથી બીજી કક્ષામા ઊડી પડે એ આપના કલેવરમા બનતો એક બનાવ (Event) છે, આ બનાવ તેની પહેલાના તથા પછીના બનાવોની સાથે યંત્રવત્ જોડાએલો નથી, એટલે કે કાર્યકારણના સંબધને આપણે યંત્રવત્ (mechanical)

માનીએ છીએ તેવો એ સંબંધ છે જ નહિ. કારણ વિશ્વમાં માત્ર બનાવો બને છે, અને એક બનાવનો બીજા બનાવ સાથેનો સંબંધ જડ, યાંત્રિક કાર્યકારણનો નથી, પરંતુ સત્ય એ છે કે મૂળભૂત શક્તિમાંથી બનાવોનું ઉત્થાન થવા પામે છે; આ મૂળભૂત શક્તિને કોઇ ઇથર એવું નામ આપે તો ભલે, પણ સર ઓલિવર લોજ પણ આજે કબૂલ કરે છે તેમ આ ઇથર mechanical–યંત્રના જેવી નથી. ભૌતિક દુનિયામાં આપણે શક્તિ ઉત્પન્ન કરી શકતા નથી: માત્ર કોલસો, પેટ્રોલ, વીજળી વગેરેમાં રહેલી શક્તિનો ઉપયોગ કરી શકીએ છીએ. બાકી એ શક્તિથી ભરેલા પદાર્થો પોતે તો સ્વયંભૂ રીતે જ ઉત્પન્ન થાય છે, અને તે mechanically યંત્રવત્ ઉત્પન્ન થતા નથી. એટલે કે વિજ્ઞાન પહેલાં એમ માનતું હતું કે જડ દ્રવ્યની યંત્રવત્ ચેષ્ટાના નિયમો પોતે શોધી કાઢ્યા, તો પછી એક દિવસ તે જીવનના તંત્રને પણ યંત્રની માફક સમજાવી શકશે; પરંતુ દ્રવ્યના પોતાના સ્વરૂપનો વિચાર કરતાં દ્રવ્ય જડ યંત્રવત્ છે એ સિદ્ધાંત આજે પડી ભાંગ્યો છે, તો પછી આપણે એમ ન કહી શકીએ કે The Conception of life is materialistic as opposed to vitalistic–જીવનના વ્યાપારો યંત્રવત્ થતા નથી, પણ ઊલટું જડ દ્રવ્યનું બંધારણ ચેતનમય છે. વિજ્ઞાન સર્વાંશે આ સિદ્ધાંતનો સ્વીકાર કરીને પ્રગતિ ન કરી શકે એમ કદાચ કોઇને લાગે, પરંતુ વિજ્ઞાન આ સિદ્ધાંત ન સ્વીકારે તેથી એ ખોટો ઠરતો નથી, કારણ વિજ્ઞાનનું દૃષ્ટિબિંદુ પહેલેથી જ એકદેશીય છે.[૧] આથી છાંયડામાં ઊગતો કોઇ એક છોડ સૂર્યના પ્રકાશ તરફ પોતાની ડાળીઓ પ્રસારે, કે પાણીના કેટલાક નાના જીવો જે બાજુથી પ્રકાશ આવતો હોય તે તરફ કે તેનાથી ઊલટી દિશામાં જુએ ( heleotropism અને positive કે negative phototropism ), તેથી દરેકની ચેષ્ટા બાહ્ય ઉત્તેજનાના પ્રત્યુત્તરરૂપ છે એમ કહેવાથી આપણે એ બધી ચેષ્ટા યંત્રવત્ છે એમ સાબીત કરી શકતા નથી. બહારનું દ્રવ્ય આપણી ઇન્દ્રિયોને ઉત્તેજિત કરી શકે, અને આપણી ચેતનામાં ઇન્દ્રિય પ્રત્યક્ષો ઉત્પન્ન થાય, આ ઇન્દ્રિયાર્થ–સંનિકર્ષ અને ઇન્દ્રિયપ્રત્યક્ષની ઉત્પત્તિ એ કંઇ mechanical–યંત્રવત્ નથી; વળી આ મૂલભૂત અનુભવમાંથી આપણે સૃષ્ટિ રચી જડ ( યંત્ર ) અને ચેતન એવા વિભાગો પૃથક્કરણ દ્વારા કર્યા છે. આપણી ચેતનામાં બહારની વસ્તુઓ અમુક પ્રત્યક્ષો ઉત્પન્ન કરે છે એ પોતાની કઇ શક્તિ દ્વારા કરે છે તે વિશે વિજ્ઞાન પૂરો વિચાર કરતું નથી. આપણાં ઇન્દ્રિય–પ્રત્યક્ષો ( sensations ) ઉત્પન્ન કરવાની શકિતવાળા દ્રવ્યને[૨] જડ ગણી શકાય કે નહિ એ પ્રશ્ન પર પૂરેપૂરો વિચાર કર્યા વગર વિજ્ઞાને

૧. બર્ટ્રાન્ડ રસેલે એના ઉત્કટ પુસ્તક Scientific Outlookમાં સર એડિંગ્ટનની વિરુદ્ધ અને પાવલોવની તરફેણમાં થોડું લખ્યું છે. આની પૂરેપૂરી ચર્ચા માટે આખો નિબંધ જોઇએ. પરંતુ અહીં એટલું કહેવું જરૂરનું છે કે જ્ઞાનતંતુઓના વ્યાપાર દ્વારા અને mechanical સંબંધ દ્વારા પાવલોવ ચિત્તના વ્યાપારોને સમજાવવા મથે છે, પરંતુ જ્ઞાનતંતુઓને પોતાને એ શુદ્ધ યાંત્રિક પદ્ધતિસર નથી સમજાવી શકતો.

૨ મેક્સવેલે આપેલી દ્રવ્યની વ્યાખ્યા આવી જ છે:

" દ્રવ્યના એક ભાગમાંથી બીજા ભાગમાં શક્તિ સ્થાનાંતર કરે અને આ પરંપરાને અંતે આપણા શરીરના કોઇ ભાગ પર એ અસર કરે અને આપણને ઇન્દ્રિયપ્રત્યક્ષ દ્વારા બોધ થાય આટલું જ આપણે દ્રવ્ય વિશે જાણીએ છીએ." J. C. Maxwell–Matter and Motion.

એ પદાર્થોને જડ યંત્ર જેવા માની લઇ એનો અભ્યાસ કરવા માડયો, અને અંતે એ પદ્ધતિ જીવનને પણ લાગુ પાડવા પ્રયત્ન કર્યો. પણ દ્રવ્યને જ જડ પદ્ધતિ લાગુ પાડવામાં વિજ્ઞાન ફતેહમદ થયું નથી, તો પછી જીવનને એ કયાંથી જ લાગુ પાડી શકાય?

એટલે કે સજીવ અને નિર્જીવ વસ્તુઓ કોઈ એક જ શકિતની વિભૂતિઓ છે, પણ એ શકિત દ્રવ્ય નથી, યંત્રના જેવી નથી; પછી ભલે એને ઇથરનું નામ આપવું હોય તો આપીએ.*

તા. ૧૯-૩-'૩૨

પ્રાણજીવન વિ. પાઠક

# સૌંદર્યમૂર્તિ

[ મંદા ક્રાન્તા સૉનેટ ]

મીઠાં આશ્વાસનનિ મુરતિ, મિત્ર આપત્તિકાલે,
મ્હારી આયુઃસરણિ સકલ સ્નેહ સૌમ્યેથિ છાતી,
લીલાવંતી, ચરણ ચરણે ચારુતા મૂકિ જાતી,
કામીઓની અચતિ વિપળો રોકતી રોજ, ભાલે,

દેખાતી નિત્ય નવલવયા, ફેલતી નિત્ય ફાલે,
ઐશ્વર્યોને યુગયુગતણા રાસમાં રમ્ય ગાતી,
ના ચોરાતી તુજ ચપળતા, કે યુવા લોપ થાતી
એદે, જેવા અમ સરિખને ના ઉરે અલ્પ સાલે!

વ્હેંચાએલી વિવિધ રિતથી, સર્વ સ્થાને સમાણી
ઓ આમંત્ર્યા વગર મુજ જે આવતી આંસુ લો'વા,
ના સદ્‌ભાગી ગણું હું મુજને કારણે એહ થોડો.

આપે શક્તિ પ્રભુ! સ્મરણ તે જાળવી રાખવાની:
જે આભારો મુજ પર થયા જોઈએ તે ન હોવા
ભૂલાતા અન્ય મુજ મનની ભ્રાન્તિ ભેગા કરોડો!

—પતીલ

* આ લેખ માત્ર ચર્ચાપત્ર ઊભુ કરવાના ઈરાદાથી લખ્યો નથી, પણ ભૌતિક વિજ્ઞાનના વિકાસમાં હાલ જે પરિસ્થિતિ ઊભી થઇ છે, તેને રજૂ કરવા જ લખ્યો છે. ત્રણેક માસ પહેલાં 'મજલિસે ફિલસુફાન'માં લેખકે આધુનિક ભૌતિક વિજ્ઞાન અને ફિલસુફી પર ભાષણ આપેલું, તેમાના એક મુદ્દાની જ અહીં ચર્ચા કરી છે.

# રશિયાના વેપારની પ્રગતિ

**ર**શિયા સંબંધી આપણા દેશમાં ઘણું અજ્ઞાન છે. મૂડીવાદી રાજ્યોના લેખકો તરફથી પ્રસિદ્ધ થયેલું સાહિત્ય ખરી વસ્તુને ચિત્રવિચિત્ર રંગોમાં રંગીને જુદા સ્વરૂપમાં દેખાડે છે. રશિયા તરફ યુરોપનાં મોટાં રાજ્યોનો કોપ જગજાહેર છે. કોઈ પણ રીતે રશિયાને પછાત રાખવું, અને તેને એકલું અટૂલું પાડી દેવું, એવી રાજનીતિનો ચાલુ અમલ થાય છે. શબ્દકોષમાંનાં ઘણાંખરાં ખરાબ વિશેષણો સોવિયેટને લગાડવામાં આવે છે અને જગતના કોઇ પણ વિભાગની સહેજ ચળવળમાં રશિયાના બાઉનો ભય ધારી લેવામાં આવે છે. સ્વતંત્રતા, ક્રાંતિ અને છેવટે રાજદ્વારી ચળવળના વાતાવરણમાં પણ રશિયાના વગની ગંધ મૂડીવાદી દેશોને સહેજે આવે છે.

યુરોપમાં રશિયાને પછાત વર્ગનો દેશ ગણવામાં આવે છે. હિંદની સાથે રશિયાને ઘણું સામ્ય છે. બંને પછાત વર્ગના દેશો છે. બંને વિદ્યા, કળા, હુન્નર, ઉદ્યોગ, વિજ્ઞાન, રસાયનશાસ્ત્ર અને યંત્રવિદ્યામાં પછાત છે. બંને દેશો ધર્મ ઉપર આસ્થાવાળા છે. બંને દેશો બહુ વિશાળ અને ઘાટી વસ્તીવાળા છે. રશિયાની વસ્તી ૧૬ કરોડની છે; જ્યારે હિંદની ૩૫ કરોડની છે. બંને ખેતીપ્રધાન દેશો છે. બંનેમાં અનેક જાતિઓના લોકો વસે છે. બંને સ્વભાવમાં એશિયાટિક ગણાય. સ્ટેલીન જે રશિયાનો સરમુખત્યાર છે, તે પોતાને એશિયાટિક ગણાવે છે, છતાં રશિયાના લાભમાં સૌથી ઉત્તમ એક વસ્તુ છે, જેને માટે હિંદ તલસે છે: તે "સ્વતંત્રતા" નું મીઠું અને વહાલું સ્વતંત્ર તંત્ર છે. આપણી તપશ્ચર્યા હજી અધૂરી છે.

એક સ્વતંત્ર દેશ પોતાની પ્રજા માટે કેટલું બધું કરી શકે છે, તેનો પહેલો દાખલો જાપાન અને બીજો રશિયા છે; જો કે ઈરાન અને તુર્કીનાં રાજ્યો પણ જાગ્રત છે, છતાં તેમની પ્રગતિ ધીમી છે, જ્યારે રશિયા ખૂબ વેગથી આગળ વધે છે. યુરોપની નજર રશિયા તરફ તાકી રહી છે. રશિયાના ખેતી કરનાર લોકોને હુન્નરઉદ્યોગની તાલીમ થોડા જ વખતમાં કેવી રીતે આપવામાં આવે છે, તે તરફ જગત નવાઇની નજરથી જુએ છે.

સને ૧૯૨૧ની સાલથી સોવિયેટના તંત્રવાહકોએ પોતાના લોકોને ઉદ્યોગહુન્નરનું શિક્ષણ આપવા માટે પ્રયત્નો કરવા માંડયા છે. તેમણે જોયું, કે યુરોપનાં બીજાં રાજ્યોએ હુન્નર-ઉદ્યોગમાં ખૂબ પ્રગતિ કરી છે–વિદ્યુતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને શાસ્ત્રીય શોધખોળથી પોતાના દેશના લોકોને આગળ વધાર્યા છે, જગતની લક્ષ્મી તેમના ચરણે આવીને પડી છે; નજીવાં અને નિરુપયોગી પદાર્થોમાંથી સુંદર ઉપયોગી વસ્તુઓ બનાવવાની કળા એમને સહેજે વરી છે; જગતનાં કાચાં દ્રવ્યો નજીવી કિંમતે મંગાવી તેમાંથી ઉત્તમ વસ્તુઓ બનાવી એ જ કાચાં દ્રવ્યો પેદા કરનાર દેશોને મોટો નફો લઇ વેચવામાં આવે છે—એક લાકડાના ટૂકડાની કિંમત એક પાઇ પણ નથી છતાં તેમાંથી બટન, હાથા વગેરે વસ્તુઓ બનાવી મોટી કિંમતે વેચવામાં આવે છે; એક લોઢાના ટૂકડામાંથી સરસ ચાકુ, કટલરી વગેરે વસ્તુઓ બનાવી ભારે નફો પેદા કરાય છે—ત્યારે રશિયાના સોવિયેટ તંત્રને પોતાના દેશની

સ્થિતિ ખૂંચી. દરરોજ ચાર આના પેદા કરનાર ખેડૂત દરરોજ ચાર રૂપિયા કેમ પેદા કરી શકે તે માટે તેણે પ્રયત્નો આદર્યા.

લેનિન અને ટ્રોટસ્કીએ ઔદ્યોગિક પછાતપણું દૂર કરવા પ્રયત્નો કર્યા, પરંતુ તેમને સોવિયેટ રાજતંત્ર સ્થાપન કરવું હતું. આ માટે તેમને અનેક બાબતો અને ખાતાંઓ ઉપર ધ્યાન આપવું પડતું, તેમને અનેક વિઘ્નોની સામે લડવું પડતું. યુરોપનાં મહારાજ્યો તેમની પાછળ આદુ ખાઈને પડયાં હતાં. લૂંટારા, ખૂની, બદમાસ, વિશ્વાસઘાતી વગેરે વિશેષણોથી તેમને નવાજવામાં આવ્યા. ચારે તરફથી રશિયાને એકલું અટુલું પાડી દેવા માટે ખૂબ કોશીશ થઈ. રશિયાનો આર્થિક બહિષ્કાર શરૂ થયો. અંગ્રેજો, ફ્રેંચો, અમેરિકનો અને ઈટાલિયનો એવા આર્થિક બહિષ્કારને માટે છુટાછુટા ખૂબ મથ્યા; ચારે તરફ રશિયા સાથે વેપારની બંધી થઈ. યુરોપનાં મહારાજ્યોના તાબાના કોઈ પણ પ્રદેશમાં રશિયાનો માલ ન આવી શકે એવી કોશીશો ફતેહમંદ રીતે થઈ. સોવિયેટના ઔદ્યોગિક પ્રયત્નોને ગૂંગળાવી મારવાની બાજી ચાલુ થઈ, છતાં યુરોપિયન મહારાજ્યોમાં પરસ્પર ઈર્ષા, દ્વેષ, અસૂયા અને હરીફાઈ હોવાથી આ નીતિ ફતેહમંદ થઈ શકી નહિ. રશિયા જેવા વિશાળ અને મોટી વસ્તીવાળા દેશને ઔદ્યોગિક પ્રવૃત્તિમાં આગળ વધતું અટકાવવાનો એકસપી વગરનો પ્રયત્ન નભી શકયો નહિ. રશિયાની બનાવેલી વસ્તુઓથી પોતાનાં સંસ્થાનો અને પોતાની હદની બજારો ઉભરાઈ જશે એવો મોટો ભય ઉપર લટકતો છતાં, યુરોપનાં મહારાજ્યો પરસ્પરની અદેખાઈને લીધે એકસપીની કાર્યપદ્ધતિ યોજી શક્યાં નહિ. વેપારીઓએ સ્વાર્થવશ થઈ સસ્તી અને લાભકારક વસ્તુઓ ખરીદવા યુક્તિઓ યોજી રશિયન માલ મંગાવવા માંડયો.

પ્રથમ દાખલો તેલનો છે. રશિયન કેરોસીન તેલનો પ્રથમ કબાલો અમેરિકન સ્ટેન્ડર્ડ ઑઈલ કંપનીએ કર્યો; એટલે અંગ્રેજોની મોટી કંપની બરમા શેલ કંપનીએ 'ખૂની અને રુધિરવાળા તેલનો વેપાર'ના સંબોધનથી રશિયાના તેલ માટે ખૂબ નાલેશી જગતમાં ફેલાવી. છતાં પાછળથી એ સર્વ નિંદા ભૂલી જઈ, એ જ બરમા શેલ કંપનીએ એ જ તેલ ખરીદ્યું અને મોટો નફો મેળવી જગતને વેચ્યું.

વેપારીઓ પાછળ રાજ્યો પણ લોભમાં પડયાં, અને રશિયાને નાણાંની લેનો લાભ લઈ આપવા માંડી. જો કે હજી સુધી પાંચ બાલ્કન રાજ્યોમાં રશિયાનો માલ આવવા દેવામાં આવતો નથી, ફ્રાંસ અને બેલ્જિયમનાં રાજ્યોએ લાયસન્સની પદ્ધતિ અખત્યાર કરી છે, પરંતુ રશિયાનો સસ્તો માલ એ દેશો પણ લે છે. રશિયા ખૂબ સસ્તો માલ વેચીને દેશાવરોનાં બજારો ખરાબ કરતું હોવા માટે યુરોપનું દરેક રાજ્ય સખ્ત ફરિયાદ કરે છે, પરંતુ રશિયાનો સસ્તો માલ ખરીદ કરવામાં એ ફરિયાદ કરનારા જ આગેવાનીભરેલો ભાગ લે છે. રશિયાની સસ્તી ખાંડ મેસર્સ રાલી બ્રધર્સ અને બીજી અંગ્રેજી પેઢીઓ દુનિયાના દરેક ભાગમાં પહોંચાડે છે.

રશિયાએ કાચાં અને પાકાં દ્રવ્યોની પોતાની ઉપજ ખૂબ જ વધારી દીધી છે. ઘઉંની મોટી પેદાશ રશિયામાં થાય છે. પોતાની પ્રજા માટે જોઈતો માલ રાખી, બાકીનો વધારાનો માલ રશિયા દુનિયાની બજારોમાં ભરે છે. લાખો ટન ઘઉં યુરોપનાં બંદરોમાં રશિયાએ ઠલવ્યા છે; એટલું જ નહિ પણ ઘઉંના આટાની બીસ્કુટો બનાવી રશિયા યુરોપના

બીસ્કુટના ઉદ્યોગને ભારે હાનિ પહોંચાડી રહ્યું છે. રશિયન ખેડૂતોએ રાજ્યના ઉત્તેજનથી મોટા વિસ્તારમાં બીટનો કંદ વાવ્યો છે, અને પોતાની જ જમીન ઉપર ઊભાં કરેલાં કારખાનાંઓમાં રશિયન મજૂરોએ બનાવેલી, અને રશિયન એન્જીનિયરોએ પોતાની કળાથી શુદ્ધ કરેલી ખાંડ મોટા જથ્થામાં પરદેશ મોકલે છે. તેમની એટલે રશિયાની પોતાની સ્ટીમરોમાં એ માલ ચડે છે, વીમો પણ સોવિયેટ પોતે જ ઉતારે છે. મેં એમની ખાંડની સ્ટીમરો જોઈ છે. દરેક વસ્તુ રશિયન બનાવટની વાપરે છે. ખાવાના પદાર્થો, પહેરવાનાં કપડાં અને વાપરવાની સર્વે વસ્તુઓ રશિયામાં બનાવેલી હોય છે. ખલાસીઓથી કપ્તાન સુધી દરેક વ્યક્તિ રશિયન જ હોય છે. આમ દરેક વસ્તુ અને વ્યક્તિ રશિયાની હોય તેમ જ તે માલ સસ્તા ભાવે પેદા થાય તેવી દરેક ગોઠવણ સોવિયેટ કરે છે.

કપાસની લાખો ગાંસડી રશિયા ખરીદતું હતું. પરંતુ હવે સોવિયેટે મોટા પ્રમાણમાં કપાસની ખેતી વધારી દીધી છે. આ વર્ષે બે લાખ ગાંસડી પેદા થશે. રશિયામાં કાપડ બનાવવાની અનેક મિલો ઊભી કરવામાં આવી છે. અને રશિયન ખેડૂતો અને પ્રજા માટે જોઈતું કાપડ પેદા કરવાનો ભગીરથ પ્રયત્ન શરૂ કરવામાં આવેલ છે. થોડાં વર્ષોમાં વીસ લાખ ગાંસડીઓ પેદા કરી શકવાનો રશિયાને લોભ છે. એમ થશે તો રશિયા પોતાની જરૂરિયાત ઉપરાંત પરદેશોને રૂ તથા કપડું પૂરું પાડી શકશે. મેન્ચેસ્ટરે રશિયાનો મોટો ગ્રાહક ખોયો છે, એટલું જ નહિ પરંતુ ભવિષ્યમાં એક મોટો હરીફ ઊભો કર્યો છે.

નીપર સ્ટ્રોઇ વૈદ્યુતિક શક્તિ ઉત્પન્ન કરવાનું કારખાનું આખા જગતમાં મોટામાં મોટું કારખાનું છે. એમાંથી ઉત્પન્ન થયેલી શક્તિ રશિયાનાં મોટાં કારખાનાંઓને ચલાવે છે. સેંકડો કપડાં બનાવવાનાં કારખાનાંની હારમાળા જળવિદ્યુતશક્તિથી ચાલે છે. ઈંટો બનાવવાનાં કારખાનાં, બૂટો તૈયાર કરવાનાં કારખાનાં, કાચ બનાવવાનાં કારખાનાં, ચામડું કેળવવાનાં કારખાનાં, સ્ટીલ બનાવવાનાં કારખાનાં, લોઢાના પદાર્થો બનાવવાનાં કારખાનાં, ધાતુ ગાળવાનાં કારખાનાં અને બીજાં અનેક જાતનાં કારખાનાંઓ વિદ્યુતબળથી ચલાવવામાં આવે છે. એ કારખાનાંનાં મજૂરો બધાં રશિયાનાં છે. આ કામ આખી પ્રજા માટે છે એટલે પોતાનું સમજીને કરવાની તેમને સમજણ આપવામાં આવી છે. સ્ટેલીનગ્રેડમાં ખેડૂતો માટે યાંત્રિક હળો, સાંતરડાઓ, ખાંપડીનાં યંત્રો વગેરે બનાવવાનું રાક્ષસી કારખાનું છે, અને નોવરગોડ ખાતે મોટરો બનાવવાનું મોટું કારખાનું છે.

રશિયામાં હિંદની પેઠે કાચાં દ્રવ્યોની મોટી પેદાશ થાય છે. લાખો ટન કોલસો ખોદી કાઢવામાં આવે છે અને તેનો ઉપયોગ દેશનાં કારખાનાંઓ માટે કરાય છે, પરદેશ બિલકુલ ચડાવવામાં આવતો નથી. પંચવર્ષીય ઔદ્યોગિક વિકાસના સફળ પ્રયોગથી રશિયાએ સીમેન્ટ, કાચના પદાર્થો, ખાંડ, કાપડ વગેરે મોટા જથ્થામાં તૈયાર કર્યા. આ બધી વસ્તુઓ પરદેશ ખાતે ચડાવવા ધાર્યું છે. પોતાની પ્રજાને શીખવવા અને અનુભવ આપવા દશ હજાર જેટલા જર્મન તથા અમેરિકન એન્જીનિયરો રશિયાએ રોક્યા છે. તેમના હાથ નીચે રશિયન કારીગરો કેળવાય છે, અને એ રીતે ટૂંકા વખતમાં દુનિયાના વેપારમાં આગેવાનીભરેલો ભાગ લેવાની તેઓ ઉમેદ રાખે છે. સ્ટેલીને આને માટે ખૂબ અગમચેતી વાપરી દરેકે દરેક વિષયનો વિચાર કરી તેને યોજનામાં મૂકવાની તૈયારી કરી રાખી છે.

સોવિયેટ સારી રીતે સમજે છે, કે વેપાર વગર રશિયન પ્રજા આગળ વધી શકશે

નહિ, એટલે વેપાર વધારવા માટે જ તેણે પંચવર્ષીય ઔદ્યોગિક વિકાસની પદ્ધતિ જાહેર કરી છે. તેણે જુદા જુદા સ્થળે વેપારી સ્કૂલો ખોલી છે, અને એ સ્કૂલોની હારમાળાનો સંબંધ વેપારી કૉલેજો સાથે જોડયો છે. પ્રજાનાં બાળકોને રાજ્યે પોતાનાં વારસ તરીકે સ્વીકારી લીધાં છે. એમાં જે બાળકો ચતુર અને વેપારી થવા જેવાં લાગે છે તેમને ઉપલી સ્કૂલોમાં મૂકવામાં આવે છે. તે સિવાય દેશ–પરદેશ ખાતે એજન્ટો નીમી સોવિયેટ દેશાવરોની પેદાશ, ખપત, બજાર, રૂખ વગેરેની ખબરો રાખે છે. છતાં એ વિષયમાં તેઓને એકડે એકથી ઘૂટવાનું હોવાથી ઘણું શીખવાનું રહ્યું છે. દેશપરદેશની સરકારો રશિયન વેપાર ઉપર અંકુશ મૂકવામાં પછાત પડતી નથી, જેથી હમણાંનો રશિયન વેપાર ઘણોખરો પરદેશોની મોટી પેઢીઓ મારફતે ચાલે છે. એશિયાટિક સ્વતંત્ર રાજ્યો સાથે રશિયાએ નિ:સ્વાર્થ ભાવે સારો સંબંધ બાંધ્યો છે. તેમને ખાતરી કરી આપી છે કે, રશિયા બીજી પ્રજાઓને લૂંટવા ધારતું નથી.

રશિયામાં આખો વેપાર રાજ્યના હાથમાં છે, એટલે રાજ્ય દેશની જરૂરિયાતો નક્કી કરે છે; અને તે જરૂરિયાતો ઉપરાંતની વધારાની પેદાશ રશિયા બીજા દેશોમાં મોકલે છે. અને પરદેશોમાંથી ચડગત અને ત્યાંથી થતી આવકનાં પલ્લાં સમતોલ રાખવા પ્રયત્ન કરે છે. એટલે હજી ઘણું કરવાનું બાકી રહે છે. મહાયુદ્ધના સમય પછી રશિયાનો વેપાર તદ્દન બંધ હતો, પરદેશો ખાતે માલ મુદ્દલ ચડતો નહોતો. ધીમે ધીમે સોવિયેટ સરકારે બધો પ્રબંધ હાથમાં લીધો, અરાજકતા દૂર કરી, અને દેશોમાં શાંતિ ફેલાવી. ભારે પ્રયત્નો કરી ખેતીની સુધારણા કરી, ઉત્પન્ન ખૂબ વધાર્યું અને વેપારને ભારે ઉત્તેજન આપ્યું. અલબત્ત, તેણે ઘણી ભૂલો કરી, ઘણું નુકસાન થયું; પરંતુ ધીમે ધીમે ભૂલો સુધરતી આવે છે.

સોવિયેટે ધર્મ, મદિરો, ધર્માચાર્યો, અમીરો, મોટા ધનવાનો અને ઝારની ખાનગી જમીન સૌ જપ્ત કરી લીધી. અને પારકી મહેનત ઉપર મોજશોખ કરનારાઓને દેશનિકાલ કર્યા. આ જમીન મહેનતુ ખેડૂતોને સોંપવામાં આવી, પરંતુ તેના નાના ટુકડાઓ ન કરતાં મોટા વિસ્તારમાં સહકારથી ખેતી કરવાનો સિદ્ધાંત માન્ય રહ્યો, અને એ સિદ્ધાંતનો ખૂબ વિકાસ કરવામાં આવ્યો. રાજ્યે છૂટથી ખેતીસુધારણા માટે ધન વેરવા માંડ્યું. શાસ્ત્રીય પદ્ધતિથી ખેતી કરવાની યોજનાઓ થઇ, નહેરો બંધાઇ, બીજ સુધારવાના પ્રયત્નો થયા, ખાતરને માટે ખાસ લક્ષ આપવામાં આવ્યું અને પેદાશ વધવા માંડી. ૧૯૨૧ માં મોટો દુકાળ પડયો. ૧૯૨૫ માં વેપારીઓએ માલ ભરી મૂકવાથી અવ્યવસ્થા થયેલ તે સર્વે સોવિયેટે સુધારી લીધી. પોતાના ચલણને મજબૂત બનાવ્યું. બહારના દેશાવરો સાથે વેપારી સંબંધ બાંધ્યો. આગબોટો બાંધી, રેલ્વેનો વ્યવહાર સુધાર્યો અને ખૂબ વધાર્યો. દેશની અંદરની જગાત રદ કરી બહારના દેશાવરોની બજારો વિષે ખબર મેળવી, રાજ્યની સત્તા વેપારને આડે આવતી હોય, ત્યાં તેને દૂર કરી.

રશિયાએ કાચી વસ્તુઓની પેદાશ વધારી દીધી છે. મોટાં દારૂગોળા અને હથિયારો બનાવવાનાં કારખાનાંઓને ફેરવી નાખી તેમાંથી પ્રજાને ઉપયોગી વસ્તુઓ બનાવી લીધી. સોવિયેટનો સિદ્ધાંત છે કે પોતાના દેશની જરૂરિયાતની વસ્તુઓ પોતાની જમીનમાં, પોતાના ખેડૂતો મારફતે, ઉગાડવી અને પોતાનાં મજૂરોની મારફતે એ જ કાચાં દ્રવ્યોને તૈયાર કરાવી પ્રજાને પૂરી પાડવી. પરદેશો ઉપર પોતાની જરૂરિયાતને માટે કાંઇ પણ આધાર રાખવો નહિ. આથી ઘણીખરી જરૂરિયાતો રશિયા પોતે જ બનાવવામાં ફતેહમંદ થયું છે.

પરદેશથી કાપડ, ઊનનું ગરમ કપડું, બૂટ, સીમેંટ, લાકડું, કાચનું કામ કાંઇ પણ રશિયા મંગાવતું નથી. મોજશોખની વસ્તુઓની રશિયન પ્રજાને દરકાર નથી. એ પ્રજાનું જીવન તદ્દન સાદું અને સરળ થઇ ગયું છે. રાજ્ય ખાસ જીંદગીની થોડામાં થોડી દરકારની વસ્તુઓ જ પૂરી પાડે છે. ધર્મગુરુઓ, અમીરો અને મૂડીવાદીઓ જેઓ મોજશોખમાં ધન વાપરે છે, તેવા પ્રજાના વર્ગો રશિયામાં નથીઃ બધાં મહેનતુ છે. બધાંને માટે કામ છે; નિરુદ્યમી અને આળસુ માણસ તરત જ આંખે ચડી આવે છે અને તેને ઉદ્યમી બનાવવાના પ્રયાસો થાય છે. આખું બંધારણ અને સાંસારિક રીતરિવાજો એવી ઢબ ઉપર રચાયેલાં છે કે નકામાં માણસને માટે અવકાશ જ રહે નહિ. રશિયન પ્રજા એ એક મોટી સહકારી કંપની છે, તેમાં સ્ત્રી અને પુરુષોને પોતપોતાનું નિયુક્ત કામ કરવાનું હોય છે. કોઇને બેઠાં રહેવાનું હોતું નથી.

વૃદ્ધ પુરુષો અને અશક્તો માટે રશિયન પદ્ધતિમાં ખાસ ગોઠવણ કરી છે. તેમને માટે દવાખાનાં અને આશ્રમો છે. હજારો ડોક્ટરો તેમને માટે નિયુક્ત થયેલા છે. લૂલાંઓને અને અપંગોને પણ તેમના યોગ્ય કામ આપવામાં આવે છે. તેમને માટે બહુ જ સારો ખોરાક અપાય છે. સારાં વસ્ત્રો મળે છે. દવાદારૂ પણ આપવામાં આવે છે. તેમને બાળકોની કક્ષામાં ગણી દૂધ પણ આપવામાં આવે છે. સ્ત્રીઓની સુવાવડ માટે પણ ભારે સખ્ત બંદોબસ્ત રાખેલ છે. જેટલું બની શકે તેટલું પ્રજાહિત ઉપર ધ્યાન અપાય છે.

ત્યાં ત્યાં રશિયાનો હાથ હોવાનું ધારવામાં આવે છે. આથી યુરોપનાં રાજ્યો થાક્યાં છે. ધનની તંગી અને ભયંકર મંદીને લીધે તેઓની આર્થિક દશા બહુ ખરાબ થઈ ગઇ છે. આવે વખતે યુદ્ધ કરવાનું કોઇને પાલવે તેમ નથી; એટલે રશિયા કોઈની દરકાર વગર પોતાનું માથું ઊંચું રાખી પ્રગતિ કર્યે જાય છે.

રશિયન વેપારને ઉત્તેજન આપવા ભારે પ્રયત્નો સોવિયેટ તંત્ર તરફથી થાય છે. પોતાના વેપાર અને ઉદ્યોગો માટે નવા પ્રયોગો મોટે પાયે કરવાની સામગ્રી સ્ટેલીન ભેગી કરે છે. અંગ્રેજોના સામ્રાજ્યમાં પણ રશિયન વેપાર પગપેસારો કરે છે. લેંકેશાયરના કાપડની સામે પણ રશિયાની હરીફાઇ છે. તે સિવાય રશિયા બહુ કિફાયત ભાવે બ્રિટન પાસેથી કાપડ બનાવવાનું સાંચાકામ મોટા જથ્થામાં લેવા તૈયાર છે, પરંતુ બ્રિટન ભવિષ્યમાં પોતાનાં કાપડનાં બજારો લેવાઇ જશે એ શંકાથી સાંચાકામ આપતાં અચકાય છે. અમેરિકાની સામે પણ રશિયનોએ ભારે હરીફાઇ કરી છે. રશિયનો ઓછા ભાવે ખાંડ વગેરે પદાર્થો અમેરિકાની હદમાં પૂરા પાડે છે. આથી અમેરિકા પણ મોટા વિચારમાં પડયું છે.

રશિયાનો લોભ એક આદર્શ રાજ્ય સ્થાપવાનો છે. પ્રજાનો એકેએક માણસ 'આ રાજ્ય મારું છે, અને આમાં મારો હિસ્સો છે' એવું અભિમાન લાવી રાજતંત્રમાં ભાગ લે અને તેની અવનતિ અને ઉન્નતિમાં ભાગીદાર બને એવું સોવિયેટ તંત્રનું બંધારણ છે. અને એ બંધારણને ખૂબ વિકસાવી જગતભરની પ્રજાઓનાં મનમાં ઈર્ષા ઉત્પન્ન કરવી એ એનો મુખ્ય હેતુ છે. એ જ સ્ટેલીનની પ્રજાકીય ભાવના છે. રશિયન પ્રજાએ હજારો બલિદાન આપ્યાં છે, અને આપ્યે જાય છે. બીજી પ્રજાઓ એ પ્રયોગો તરફ ચિંતાતુર નજરે જુએ છે. રશિયનોએ પોતાનો વેપાર વધારીને આખા મૂડીવાદી મંડળમાં મોટો ખળભળાટ જગાવી દીધો છે.

આપણે હિંદમાં રશિયાના આ મહાન પ્રયોગો તરફ માત્ર ઉદાસીન વૃત્તિથી જોવાનું નથી. આપણે સ્વરાજ મેળવીએ તો આ પ્રયોગોમાંથી આપણા દેશકાળને અનુકૂળ ઘણું શીખવાનું અને મેળવવાનું છે. હમણાં તો આપણો વેપાર લગભગ મોટે ભાગે પરદેશી વેપારીઓના હાથમાં છે. આપણી નિકાશ શણુ, ચોખા, કપાસ, ઘઉં, ઊન, લોઢું અને બીજાં અનેક દ્રવ્યો પરદેશી કારખાનાંઓને માટે પરદેશી સ્ટીમરોમાં ચડે છે અને એ જ પદાર્થોમાંથી પાકો વસ્તુઓ બનાવી મોટી કિંમતે આપણને જ આપવામાં આવે છે. એ રીતે આપણે કરોડો રૂપિયાનું નૈવેદ્ય પરદેશીઓ પાસે મૂકીએ છીએ. સ્વરાજ મળે તો જ હિંદી પ્રજાનું સંગઠન થઇ શકે, અને સંગઠન થાય તો જ પ્રગતિ થાય અને સમૃદ્ધિ મળે.

ડુંગરશી ધરમશી સંપટ

# ગુજરાતના ભંગીભાઈઓ માટે અનુકરણીય

મહાત્મા ગાંધીજીના જીવનની, તેમની સાથેનાં છેલ્લાં પંદરેક વર્ષના સહકારથી, ગૂજરાતીઓ ઉપર જે છાપ પડી છે, અને તેથી ગૂજરાતી સમાજનું જે પરિવર્તન થયું છે, એ સર્વ નિરીક્ષકો જોઈ શકયા છે અને તેનો સ્વીકાર પણ કર્યો છે. એ પરિવર્તન સારા ય ગૂજરાતી સમાજનું થયું છે અને તેથી તેમાં ગૂજરાતી અંત્યજોનો પણ સમાવેશ થાય છે. ગાંધીજીએ અંત્યજોના પ્રશ્નને પોતાનો પ્રશ્ન કર્યો, ત્યારપછી થોડાંક વર્ષે ગૂજરાતમાં અંત્યજ-સેવાનું કાર્ય શરૂ થયું ગણી શકાય. છેલ્લાં દશ વર્ષથી તો ગૂજરાતી અંત્યજસેવકો, ગૂજ-રાતમાં જુદે જુદે સ્થળે, અંત્યજોના ક્ષેત્રને પોતાનું કાર્યક્ષેત્ર બનાવીને બેસી ગયા છે, અને એ રીતે ગૂજરાતી સમાજની પ્રગતિ સાથે જ, ગૂજરાતના અંત્યજો પ્રગતિ સાધી શકે, તે માટે તેમને મદદ કરી રહ્યા છે. પણ આ લેખમાં તો હું નડિયાદના ભંગીભાઈઓએ કરેલી પ્રગતિનો જ પરિચય કરાવવા માગું છું.

આજે પણ નડિયાદના ભંગીભાઈઓનો મોટો ભાગ નિરક્ષર તો છે જ, અને જે થોડાઘણા ભાઈઓ લખીવાંચી શકે એવા છે, તે મિશનરીઓના પ્રયાસનું ફળ છે. નડિયાદની મ્યુનિસિપાલિટીએ એમની કેળવણી માટે, વર્ષો સુધી બેદરકારી સેવી છે. છેક હમણાં જ ભંગીભાઈઓએ એક શાળા ખોલવા માટે અરજ કરી, ત્યારે જ મ્યુનિસિપાલિટી-ની આંખ ઉઘડી છે, અને શાળા ખોલવા માટે વિચાર ચલાવે છે. આ પહેલાં અંત્યજ સેવા મંડળ તરફથી, તેમના જુદા જુદા વાસમાં, વર્ગો ચાલતા હતા; પરંતુ તેનો ઉપયોગ જોઈએ તેવો થઇ શકયો નહિ એટલે એ વર્ગો બંધ કરવા પડયા.

તેમની સ્થિતિ દયાજનક હતી. અક્ષરજ્ઞાનના પ્રચાર મારફત તેમના જીવનને સ્પર્શ કરવામાં તથા તેમની સાથે પરિચિત થવામાં તો લગભગ નિષ્ફળતા જ મળી હતી. ત્યારે હવે કરવું શું? તેઓ દુશ્મનોના પંજામાં ફસાયેલા હતાઃ એક નિરક્ષરતા, બીજો દારૂ, ત્રીજો ખોટા ન્યાતવરા અને ચોથો જળોની માફક તેમને ચૂસી ખાતા લેણદારો. આ દુશ્મનો તેમને સ્વેચ્છાએ છોડે એવા ન હતા, અને તેમના પંજામાંથી છૂટી શકે તો જ તેમની સ્થિતિ કંઈક સુધરે.

આવી દશામાં હોવા છતાં પણ એમના અંતરના ઊંડાણમાં રામભક્તિ અને રામશ્રદ્ધા જાગતાં રહ્યાં હતાં. આપણી આટઆટલી ઉપેક્ષા છતાં, રામચંદ્રજી પ્રત્યેની એ શ્રદ્ધા અને ભક્તિ કેવી રીતે ટક્યાં હશે? એક દિવસ નડિયાદનાં શહેરીઓની પાસે તેમણે રામજી મંદિર બાંધવા માટે મદદની માગણી કરી.

સને ૧૯૨૦ ની આખરે હું નડિયાદ ગયો હતો ત્યારે નાનાસાહેબે (દેસાઇ ગોકળ-દાસ વિહારીદાસે) મને, તેઓના મંદિર બંધાવવાના આગ્રહ માટે વાત કરી. મેં નાના-સાહેબને ભંગી ભાઇઓને ફાળો એકઠો કરવામાં મદદરૂપ થઇ પડે, માટે એક અપીલ બહાર પાડવા વિનંતિ કરી; ઉપરાંત નડિયાદમાં અત્યંજ સેવા મંડળ તરફથી ભાઇશ્રી ચીમન-લાલ નરખી કામ કરે છે તેમને એ ભાઈઓને જરૂરી મદદ કરવા કહ્યું. નાનાસાહેબે

અપીલ બહાર પાડી, નડિયાદીઓએ તે અપીલને વધાવી લીધી. છ માસમાં તો નડિયાદમાં તેઓનું મંદિર બંધાઇ ગયું. ચૈત્ર સુદી ૯ સંવત ૧૯૮૭ રામનવમીના રોજ તેમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા પણ થઇ ગઇ.

મંદિરની પ્રતિષ્ઠાના એ સમારંભ પછી ભંગી ભાઇઓ પોતાને ધન્ય માનવા લાગ્યા. નગરનાં પ્રતિષ્ઠિત ભાઇબહેનો તેમની સાથે આવીને તે દિવસે બેઠાં હતાં. તેમને માટે આ સર્વ નવું જ હતું. ત્યારથી તેમણે એ આદરને યોગ્ય બનવા પ્રયત્ન આદર્યો. તેમને એમ લાગ્યું કે આપણામાં અનેક દુર્ગુણો છે અને તેમનો ત્યાગ કરવો જોઇએ. મંદિરની સ્થાપનાથી પવિત્રતાનું વાતાવરણ ભંગી ભાઇઓમાં ફેલાયું હતું, અને તેથી સદ્ગુણોને તેમનામાં પ્રવેશ કરવા અવકાશ મળતો હતો. દારૂ અને માંસ જેવા અભક્ષ્ય પદાર્થો સહજ છૂટી ગયા.

આ પછી થોડા વખત બાદ નડિયાદની નવે ભાગોળના ભંગી ભાઇઓ ભેગા થયા ને વિચાર કર્યો કે "આપણે કરજના બોજામાંથી મુક્ત થવું જોઇએ. પણ તે કેમ છૂટે? આપણને મદદ કોણ કરે? દેવું પણ ક્યાં નાનુંસૂનું છે? પણ કોઈ મદદ કરે કે ન કરે, આપણે નિશ્ચય કરો કે આપણે દેવામાંથી મુક્ત થવું છે; આજથી જ નક્કી કરો કે, ચાર વર્ષ સુધી કોઈ મરણ પાછળ ખર્ચ કરે નહિ, કોઇ સીમંતનું ખર્ચ કરે નહિ. ઠરાવો ન્યાતને ચોપડે લખો. આ ઠરાવોનો ભંગ કોઈથી થશે નહિ; રામચંદ્રની આણ છે, ન્યાતનું વચન છે." આ પ્રમાણે ઠરાવો કરી તેઓ વીખરાયા.

ઠરાવોની થોડી નકલ મારા ઉપર મોકલાવી અને કરજના બોજામાંથી મુક્ત થવાની તેમની ઇચ્છા અને નિશ્ચય મને જણાવ્યાં હું આશ્ચર્યચકિત થયો. અનુકૂળ સમયે નડિયાદ ગયો ને તેમને મળ્યો. રામજી મંદિરમાં તેમની સભા મળી. તેમણે દરેક જણે ઊભા થઇને રામચંદ્રની મૂર્તિ સમક્ષ ન્યાતે કરેલા ઠરાવો પાળવાની પ્રતિજ્ઞા કરી. મેં નક્કી કર્યું કે "આ ભાઇઓને તેઓ ઊભા થવા માગે છે, તો હાથ આપવો જોઇએ." ભાઈશ્રી ચીમનલાલને તેમની અત્યારની આર્થિક પરિસ્થિતિનો અભ્યાસ કરવા તથા તેમના દેવાની યાદી કરી મને જણાવવાનું કહ્યું. ત્યારપછી ભગી ભાઇઓએ નવું દેવું કરવું નહિ, ને ઓછામાં ઓછા ખર્ચે રહેવું વગેરે ઠરાવો કર્યા.

આ જાગૃતિનું મૂળ તો તેઓએ કરેલી આત્મશુદ્ધિમાં હતું અને એ આત્મશુદ્ધિ રામજી મંદિરમાંથી પ્રસરી રહેલા ધાર્મિક વાતાવરણમાંથી થતી હતી; એટલે બીજા ઉપાયોથી જે જાગૃતિ લાવતાં વધારે સમય લાગ્યો હોત, એ જાગૃતિ ધર્મને નામે, ઓછામાં ઓછો સમયમાં થઈ છે. આ ઉપરથી ભંગી ભાઇઓમાં ધર્મ પરની કેટલી શ્રદ્ધા છે તે જણાય છે.

પણ મને વધારે આનંદ થયો તે પ્રસંગ તો હજી હવે આવે છે. એકાદ માસ પર ભંગી ભાઇઓને વિચાર આવ્યો કે, રામજીની મદદ સિવાય કશું બને નહિ. તેમના આગેવાનો ભેગા થઇને વિચાર કરવા લાગ્યા, અંતઃકરણમાંથી પ્રેરણા થઇ: "ઉપવાસ અને પ્રાર્થના કરો." એ અંતઃકરણના અવાજ અનુસાર ઉપવાસ અને પ્રાર્થના કરવાનું નક્કી કરી સૌ વીખરાયા. બીજે દિવસે પાંચે આગેવાનોએ પોતપોતાના કામમાંથી, ત્રણ ત્રણ દિવસની રજા લઇ લીધી. પ્રાર્થના અને ઉપવાસ માટે સ્થળ રામજી મંદિર રાખ્યું હતું.

ઉપવાસ ત્રણ દિવસના રાખ્યા હતા. તે દરમિયાન કુદરતી હાજતોને અંગે બહાર નીકળવું પડે તે સિવાય બહાર નીકળતા નહિ. મંદિરનું ચોગાન વાળીઝૂડીને સાફ કર્યું હતું.

મંદિરમાં ધૂપ થતો હતો. ચારે બાજુ પવિત્ર વાતાવરણ ફેલાયું હતું. ઉપવાસમાં થોડું દૂધ પીવાની છૂટ રાખવામાં આવી હતી, અને દરરોજ બપોરના ૧૨ થી ૨ વાગ્યા સુધી તો મૌન પ્રાર્થના કરવાની હતી. બાકીના સમયમાં રામાયણ વંચાતું. આ ઉપવાસ અને પ્રાર્થનાની આખી જ્ઞાતિ ઉપર ખૂબ સરસ છાપ પડી. આસપાસ રહેતા હિંદુ ભાઈઓ પણ તેમને જોઈ આશ્ચર્ય પામતા હતા. એક પાટીદાર ભાઈએ તો ઉપવાસ છોડવાના હતા તે દિવસને માટે પાકું સીધું પણ આપ્યું. ચોથે દિવસે સવારે, જ્યારે તેમણે ઉપવાસ છોડયો, ત્યારે નડિયાદનાં સમસ્ત ભંગી ભાઈઓ, બહેનો, બાળકો એકત્ર થયાં અને તેમનાં આગેવાનોનાં દર્શન કરવા લાગ્યાં, પગે પડવા લાગ્યાં. એક આગેવાનના સ્વાભાવિક જ ઉદ્ગાર નીકળ્યાઃ 'અરે! આજથી દશ વર્ષ ઉપર જ્યારે અમે દારૂ પી ઘેર જતા ત્યારે અમારી સ્ત્રીઓ અમને ગાળો ભાંડતી; આજે અમે પવિત્ર થતાં, અમારી એ જ સ્ત્રીઓ અમને પગે પડે છે. અહા! કેવું પરિવર્તન! હે પ્રભુ રામચંદ્રજી! અમને વધારે શુદ્ધ કર, વધારે પવિત્ર કર.'

હજી પણ નડિયાદના ભંગી ભાઈઓમાં આત્મશુદ્ધિને ઘણો અવકાશ છે. પરંતુ તેમનામાં જે ધર્મભાવના જાગ્રત થઈ છે તેણે તેમને પ્રગતિને માર્ગે ચડાવ્યા છે, એ વિશે શક નથી. આજ તો નડિયાદનો ભંગીભાઈ પ્રભુભક્ત છે. માનવતા મેળવવા તેણે નિશ્ચય કર્યો છે. તેમની એ ભક્તિ તેમને વધારે નિર્મળ બનાવશે અને માનવતા મેળવવાનો તેમનો નિશ્ચય તેમને સમાજમાં યોગ્ય સ્થાન અપાવશે એવી આશા રાખું છું.

અમૃતલાલ વિ. ઠક્કર

# કવિ અને વિવેચક

(મનહર)

કવિ કોકિલ કહે કે વિવેચકો કાગડા છે,
વિવેચકો કહે છે કોકિલ સહુ કાળા છે.

કાળા, ધોળા, વાળા કે સુંવાળાના બખાળા એ તો
કૂજનનાં તાન પાસે સર્વ ખાળા ચાળા છે.

કોકિલ તો બચ્ચાં મૂકી આકાશે ઉડી જવાના
પાળી પોષી મોટાં કર્યે કાગડા સ્નેહાળા છે.

બાલ વયમાં કોકિલને ઊડવાનું શીખવે છે
કાગડાઓ તેથી સર્વે સારા ને રૂપાળા છે.

રતિલાલ મોહનલાલ શુકલ

# આપણી કેળવણી અને વિદ્યાર્થીઓની જવાબદારી

[ ડૉ. તારકનાથ દાસને વિદેશમાં વસવું પડ્યું છે, છતાંય એટલે દૂર રહ્યા રહ્યા પણ પોતાની માતૃભૂમિની સેવા તેઓશ્રી કેવી સુંદર રીતે અને કેટલી ધગશથી કરી રહ્યા છે એ તેઓશ્રીના 'મોડર્ન રિવ્યુ' અને બીજાં સામયિકોમાં અવારનવાર પ્રગટ થતા લેખોના વાચકોથી અજાણ્યું નથી જ. તેઓ આંતરરાષ્ટ્રીય સંબંધોના પ્રખર અભ્યાસી છે, એટલું જ નહિ પણ તેઓશ્રી ભારતીય સંસ્કૃતિના ઉત્કૃષ્ટ તત્ત્વોના એક સારામાં સારા જાણકાર છે. ઉજ્જ્વળ ભૂતકાળના જ બણગાં ફૂંક્યા કરવાથી કોઈ રાષ્ટ્ર ઉન્નત થઈ શક્યું નથી પણ એ યશસ્વી ભૂતકાળને શોભાવે એવા તેના વંશજો પાકે તો જ રાષ્ટ્રનું ગૌરવ ટકી રહે છે. આ તથ્ય ડૉ. દાસે પોતાના વિદેશવાસ દરમ્યાન ખૂબ સારી રીતે અનુભવ્યું હોય એમ *તેઓશ્રીએ ગયા ડિસેમ્બર માસમાં પરદેશમાં વસતા વિદ્યાર્થીઓની પરિષદ સમક્ષ* લંડનમાં વાંચી સંભળાવેલા એક લેખ ઉપરથી જણાય છે. એ લેખ માર્ચ માસના 'પ્રબુદ્ધ ભારત' ના અંકમાં પ્રગટ થયો છે. જગતભરમાં સંસ્કૃતિની જનનીની શ્રેષ્ઠ પદવી પામેલી ભારતભૂમિ પોતાનું યોગ્ય સ્થાન ફરીથી કઇ રીતે પ્રાપ્ત કરી શકે એની ખૂબ સુંદર અને મનનીય મીમાંસા આ ભાષણમાં પોતે કરી છે. અનુવાદક ]

કયાં કારણોને લીધે જાપાન એટલું બધું મહાન અને શક્તિશાળી થઇ શક્યું કે ગ્રેટબ્રિટન પણ જે રાષ્ટ્રથી ડરતું હતું એવા બળવાન રશિયાને તે હરાવી શક્યું એ પ્રત્યક્ષ ખ્યાલ આવે એ હેતુથી એક વિદ્યાર્થી તરીકે ૧૯૦૫ માં હું હિંદથી ઊપડ્યો. થોડો વખત વિદ્યાર્થી તરીકે ત્યાં રહીને હું યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)માં ગયો. ત્યાંની જુદી જુદી પાંચ વિદ્યાપીઠોમાં મેં અભ્યાસ કર્યો. ૧૯૧૪ માં હું બર્લિન વિદ્યાપીઠનો વિદ્યાર્થી થયો. મેં દૂરના તેમ જ નજીકના પૂર્વના દેશોમાં મુસાફરી કરી છે અને ઇટાલીની તેમજ બીજી યુરોપીય વિદ્યાપીઠોમાં સંસ્કારિતાવાળા જીવનપરત્વેના ખ્યાલો કેવા પ્રકારના છે તેનું મેં કાળજીપૂર્વક સૂક્ષ્મ અવલોકન કર્યું છે. પચીસ કરતાંય વધારે વર્ષથી પરદેશમાં વસતા હિંદી વિદ્યાર્થીઓની હીલચાલમાં હું સક્રિય ભાગ લઇ રહ્યો છું; અને (તેથી) તમને કંઇક ઉપયોગી થઇ પડે તેવા વિચારો એક અવલોકનકાર તરીકે તમારી સમક્ષ રજૂ કરવા ઇચ્છું છું.

૧

ભારતીય ઇતિહાસમાં એક એવો પણ સમય હતો કે જે વખતે હિંદી સંસ્કૃતિના ફળો પરદેશોમાં છૂટથી વહેંચવાને માટે હિંદી ઉપદેશકોને જુદા જુદા દેશોમાં મોકલવામાં આવતા હતા; તેમ જ પૂર્વ અને પશ્ચિમમાંથી હજારો વિદેશી વિદ્વાનો જ્ઞાનાર્થે હિંદમાં આવતા હતા. તે સમયના ભારતના પ્રખર વિદ્વાનોએ પોતાની પ્રવૃત્તિનું ક્ષેત્ર (સામાન્યતઃ જેમ માનવામાં આવે છે તેમ) માત્ર તત્ત્વજ્ઞાન અને ધર્મમાં જ મર્યાદિત નહોતું કર્યું, પણ ભાવાત્મક અને પ્રયોગાત્મક વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ તરી આવે એવો ફાળો આપ્યો હતો.

મને તો એમ લાગે છે કે એક હિંદી વિદ્યાર્થીએ પોતાના દેશના ઉજ્જ્વળ ભૂતકાળનો ઇતિહાસ સારામાં સારી રીતે જાણવો જોઇએ; એટલું જ નહિ પણ તેણે ભારતના રાષ્ટ્રીય વારસાની વાત જગતની બીજી પ્રજાઓ સમક્ષ ઉત્તમમાં ઉત્તમ રીતે રજૂ પણ કરવી જોઇએ.

આ સંબંધમાં હું એમ કહી શકું કે પરદેશી વિદ્યાપીઠોમાં જે હિંદી વિદ્યાર્થીઓ ભારતવર્ષનાં તમામ શાસ્ત્રો સંબંધી અભ્યાસ કરી રહ્યા છે તેમને માથે ઘણી જ ગંભીર જવાબદારી રહેલી છે; અને તે એ કે સંશોધન કરવાની પાશ્ચાત્ય પદ્ધતિઓ શીખી લેવાની. વળી કેટલાક અતિવિખ્યાત પાશ્ચાત્ય વિદ્વાનો (જેઓ પૂર્વની સંસ્કૃતિના પ્રશંસક અને અભ્યાસીઓ છે)માં ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિ વિષે જે બિનપાયાદાર અને પૂર્વગ્રહયુક્ત વિચારો ઘર કરી ગયા છે તેમને સુધારવાની જવાબદારી પણ એ હિંદી વિદ્યાર્થીઓની જ છે. આ સાધવા માટે હિંદી વિદ્વાનોએ ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર નવો જ પ્રકાશ પાડે એવા અમૂલ્ય ગ્રંથો યોજવા જોઇએ.

છેલ્લા બે દશકામાં હિંદી વિદ્વાનોએ કેટલાક અતિ સુંદર ગ્રંથો પ્રગટ કર્યા છે: ડૉ. બ્રજેન્દ્રનાથ સીલ કૃત '*Positive Sciences of the Ancient Hindus*', એ જ વિષય ઉપરનો પ્રો. બિનોયકુમાર સરકારનો ગ્રંથ, સર પી. સી. રોય કૃત '*History of Hindu Chemistry*,' પ્રો. રાધાકુમુદ મુકરજી કૃત '*History of Indian Shipping*', પ્રો. મજુમદાર, આયંગર શાસ્ત્રી, ઘોસલ જયસ્વાલ, લૉ અને બીજાઓ કૃત '*Indian Political Theories and Administration*' ને લગતા ગ્રંથો. ભારતીય સંસ્કૃતિ વિષેનું બીજી પ્રજાઓનું તેમ જ હિંદી પ્રજાનું અજ્ઞાન દૂર થઇ શકે એટલો પ્રમાણભૂત ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ હિંદી વિદ્વાનોએ રચવો જોઈએ છે. આ વિષયમાં મારે સંતોષ સાથે જણાવવું જોઇએ કે પૂનામાં આવેલા ભાંડારકર પુરાતત્ત્વ મંદિરનો ડૉ. વી. એસ. સુકતંકરે મહાભારતનો ગ્રંથ પ્રગટ કરવાનું જે કાર્ય હાથમાં લીધું છે તે ભારતીય શાસ્ત્રોના અભ્યાસીઓને પ્રેરણાપ્રદ તેમ જ દૃષ્ટાંતરૂપ નીવડશે. ડૉ. સુકતંકરે હિંદી, બ્રિટિશ, અને જર્મન વિદ્યાપીઠોમાં અભ્યાસ કર્યો, યુનાઇટેડ સ્ટેટ્સની મુસાફરી કરીને અમેરિકાના પૂર્વનાં પ્રશંસકો અને અભ્યાસકોના સંસર્ગમાં તેઓ આવ્યા, હિંદ પાછા ફર્યા પછી તેમણે આ મહાન કાર્ય ઉપાડયું છે. યુવાન ભારતને આ વસ્તુ ખરેખર અભિમાન લેવા જેવી છે. ભારતીય તત્ત્વજ્ઞાન ઉપર પ્રકાશ પાડીને પ્રો. સર રાધાકૃષ્ણે અને પ્રો. દાસ ગુપ્તાએ કેટલાક પ્રચલિત ખ્યાલો દૂર કર્યા છે.

હિંદી વિદ્વાનોએ ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના ક્ષેત્રમાં સંશોધન ચાલુ રાખવું જોઇએ એ વાત મને માન્ય છે; પણ હું એવામાંનો એક નથી કે જેઓ માત્ર ભારતવર્ષના ભૂતકાળનાં જ યશોગાન ગાવામાં મશગુલ રહે, અને વર્તમાન જરૂરિયાતોની ઉપેક્ષા કરે. નૂતન હિંદની ઉત્ક્રાન્તિને ઐતિહાસિક અનુસંધાન હોવું જોઇએ. ભારતીય તત્ત્વજ્ઞાન અને સંસ્કારિતાનો ઇતિહાસ છૂટાછવાયા તૂટક તૂટક બનાવો તરીકે ન રજૂ થવો જોઇએ, પણ એ ઇતિહાસ તો જેનું પ્રભવસ્થાન ભૂતકાળમાં હોય અને જે વર્તમાનકાળમાં થઇને વહેતો વહેતો વધારે ઉજ્જ્વળ ભવિષ્યના ધ્યેય તરફ પહોંચતો હોય એવા એક સતત વહેતા પ્રવાહ તરીકે રજૂ થવો જોઇએ.

ફ્રાન્સની સંસ્કૃતિના ઇતિહાસનો અભ્યાસ કરવા માટે ફ્રેન્ચ વિદ્વાનો ઇંગ્લાંડ જતા નથી, તેમ જ ઇટાલિયન લોકોને પોતાના ઉજ્જ્વળ ભૂતકાળના ઇતિહાસનું અધ્યયન કરવા સારુ બીજા દેશોમાં જવું પડતું નથી. જર્મન, રશીઅન, સ્કેન્ડીનેવીઅન, બ્રિટિશ અને અમેરિકન વિદ્યાપીઠોમાં પોતપોતાના દેશની સંસ્કૃતિના ઇતિહાસનું તેમ જ અન્ય દેશોની સંસ્કૃતિના ઇતિહાસનું અધ્યયન કરવાની પૂરતી અને જરૂરી સગવડો હોય છે. માત્ર ભારતવર્ષમાં જ

એવી (કઢંગી) પરિસ્થિતિ છે કે હિંદી વિદ્વાનોને પોતાના દેશની સંસ્કૃતિના ઇતિહાસનું અધ્યયન કરવા માટે બીજા દેશોમાં જવાની જરૂર જણાય છે. આ સ્થિતિ હિંદુસ્તાનની શિક્ષણપ્રથાને સદાને માટે શરમાવનારી અને કલંકિત કરનારી છે. આમાં ફેરફાર થવો જોઇએ; અને તેની જવાબદારી જે વિદ્યાર્થીઓએ યુરોપિયન વિદ્યાપીઠોમાં અભ્યાસ કર્યો છે તેમને માથે રહેલી છે. પોતાની સર્વ શક્તિ ખરચીને આ લોકોએ આ ક્ષેત્રમાં એવી ક્રાન્તિ કરી મૂકવી જોઇએ કે ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના અધ્યયનમાં રસ લેતા પાશ્ચાત્ય વિદ્વાનોને હિંદી પંડિતોની દેખરેખ નીચે તેમની સૂચનાનુસાર અભ્યાસ કરવા માટે હિંદુસ્તાન જ જવું પડે. પણ આ માત્ર તમારી શુભ ઇચ્છાથી જ થઈ જવાનું નથી. અત્યારે પશ્ચિમમાં જુદા જુદા વિષયોમાં નિષ્ણાત થયેલા જે વિદ્વાનો છે તેમના કરતાં વધારે ઊંડો અભ્યાસ કરેલા વિદ્વાન તજ્જ્ઞો ભારતે ભાષાશાસ્ત્રમાં, પુરાતન સંશોધનશાસ્ત્રમાં, કળામાં, શિલ્પમાં, સંગીતમાં, તુલનાત્મક ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં તેમ જ જગતના ઇતિહાસના વિષયમાં તૈયાર કરવા જોઇએ. ભારતીય પુરાતન સંશોધનશાસ્ત્રમાં બનારસ હિંદુ વિદ્યાપીઠવાળા પ્રો. ડૉ. સુનીતિ ચેટરજીએ તૈયાર કરેલો ગ્રંથ બતાવી આપે છે, કે એ દિશામાં કામ કરી શકાય તેમ છે. આપણે એવી આશા રાખીએ કે હિંદી વિદ્વાનો પોતાના સર્જનાત્મક ગ્રંથોથી હિંદી વિદ્યાપીઠોમાં જરૂરી ફેરફારો કરાવવા શક્તિમાન થશે, એટલું જ નહિ પણ તેઓ ભાવિ પ્રજાનેય પ્રેરણાપ્રદ નીવડશે.

૨

ભારતના એ ઉજ્જવળ કાળમાં તેનાં પુત્રપુત્રીઓ બીજા દેશોનાં ઉપદેશકો તરીકે જતાં હતાં, અને નહિ કે માત્ર સંસ્થાનનિવાસીઓ તરીકે કે વિજેતા તરીકે. દુનિયાના તમામ ભાગોમાં—સારાય એશિયામાં, દક્ષિણ યુરોપમાં, આફ્રિકા અને બંને અમેરિકામાં—તેમના આ અજબ કાર્યનાં ચિહ્નો મળી આવે છે. હિંદી પ્રજાની અવનતિ થતાં વેંત જ એને માટે એવો સમય આવી ગયો કે સંસ્કૃતિની દૃષ્ટિથી તે તદ્દન અલગ પડી ગયું અને સડવા લાગ્યું. કેટલાક એમ માને છે, કે સંસ્કૃતિની દૃષ્ટિથી હિંદ અલગ પડી ગયું અને સડવા લાગ્યું તેથી જ હિંદી પ્રજાની અવનતિ થઈ. એ ગમે તે હોય પણ એવી રીતે અલગ પડી જવાથી અને પરરાજ્યની ધૂંસરી આવી પડવાથી, ઘડીભર તો, હિંદીઓનું પરદેશગમન અટકી ગયું. અહીં ભારપૂર્વક જણાવવું જોઇએ કે હિંદમાં મુસલમાની અમલ શરૂ થયો તે પહેલાં હિંદીઓએ દુનિયાના જુદા જુદા ભાગોમાં સાંસ્થાનિક વસવાટ કરેલો હતો તેના ઇતિહાસનું બહુવિધ દૃષ્ટિથી અધ્યયન કરવાની વેળા (હવે) આવી પહોંચી છે. ભારતની ભાવિ મહત્તામાં જેમને શ્રદ્ધા છે તેમને આમાંથી પારાવાર પ્રેરણા મળશે.

તે ઉપરાંત દુનિયાના જુદા જુદા ભાગોમાં હિંદીઓએ જે વસવાટ કર્યો છે તેના અર્વાચીન ઇતિહાસની પણ ઉપેક્ષા થવી જોઇતી નથી. બ્રિટિશ અમલ હેઠળ હિંદીઓએ ઉપદેશકો તરીકે, વેપારીઓ તરીકે, સાહસિક અગ્રેસરો તરીકે, તેમજ મહાન સંસ્કૃતિનો ઝંડો ફરકાવનારા તરીકે પરદેશગમન કર્યું નથી. પણ લગભગ ઘણાજ કિસ્સાઓમાં તેઓ તેમના પાશ્ચાત્ય માલિકો માટે 'માત્ર કુલીઓ' (વેઠીઆ), 'ગીરમીટિયા મજૂરો' અથવા 'અર્ધ-ગુલામો' તરીકે પરદેશ ગયા છે. આ કારણને લીધે, સામાન્યતઃ પશ્ચિમના લોકોએ ભારતના લોકો તો કુલી અથવા ગુલામોની પ્રજા છે એમ વિચારવા માંડ્યું.

એક સૈકા કરતાંય વધારે પહેલાંથી વર્તમાનયુગના મહાનમાં મહાન હિંદીવાસી સ્વર્ગસ્થ રાજા રામમોહન રાયને ભારતવર્ષનું દૃષ્ટિબિંદુ જગત સમક્ષ રજૂ કરવાની અગત્ય સમજાઇ હતી. ત્યારપછી તો ઘણું કામ થયું છે; તદપિ યુવાન ભારત માટે હજુ ખૂબ જ કરવાનું બાકી રહે છે.

સુધરેલી દુનિયાના બીજા કોઇ પણ ભાગ કરતાં બ્રિટિશ વસાહતોમાં અને ગ્રેટબ્રિટનમાં જ હિંદીઓને વધારે અપમાનિત દશામાં રાખવામાં આવે છે. આનું કારણ એ છે, કે બ્રિટિશ વસાહતની સામાન્ય પ્રજા તો માત્ર હિંદી ગિરમીટિયા મજૂર અને થોડાઘણા વેપારીઓના સંસર્ગમાં જ આવેલી હોય છે. નામદાર શાસ્ત્રીજી જ્યારે હિંદી સરકારના એજન્ટ જનરલ તરીકે દક્ષિણ આફ્રિકા ગયેલા ત્યારે ત્યાંની પ્રજાના કોઇએક વિભાગ તરફથી તેમને ' કુલીઓનો નેતા'નો ઇલકાબ મળ્યો હતો! ગ્રેટબ્રિટનમાં હિંદી સાથે સરખી રીતે વર્તવામાં નથી આવતું તેનું કારણ એ છે કે હજારો બ્રિટિશ લોકોએ હિંદને British army of Occupationના સભ્યો તરીકે જોયું છે અને બીજાઓએ હિંદી સનંદી નોકરીના ' સ્વર્ગીય નબીરાઓ ' તરીકે જોયું છે. ફ્રાન્સ, જર્મની, સ્કેન્ડીનેવીઅન દેશો, તેમ જ યુરોપના બીજા ભાગોમાં હિંદીઓ સાથે વધારે સરખી રીતે વર્તવામાં આવે છે; કારણ કે તે તે લોકો હિંદવાનોની અવનત દશાના પરિચયમાં આવ્યા નથી. તદુપરાંત એ પણ સત્ય જ છે, કે હિંદીઓ પ્રત્યેનું બ્રિટિશોનું વલણ જીતાયેલી પ્રજા તરફ વિજેતાનું હોય તેના જેવું અથવા તો ઉચ્ચ કોમનું નીચ કોમ પ્રત્યે હોય તેના જેવું છે. સ્વપ્રયત્નથી જ જ્યાંસુધી હિંદીઓ પોતાનો દરજ્જો તેમની સમાન કક્ષાનો ન કરી મૂકે, ત્યાંસુધી આ સ્થિતિમાં ફેરફારની આશા હિંદીઓએ રાખવી જ નહિ.

જગદ્‌વ્યાપી ભારતીય વિકાસનો સમય હવે આવી પહોંચ્યો છે. આ કાર્ય શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કોટિના હિંદીઓએ હાથ ધરવું જોઇએ. એ માણસો એવા હોવા જોઇએ, કે બીજાની સ્પર્ધામાં તેઓ પોતાનું સ્થાન જાળવી શકે; એટલું તો નહિ જ પણ કોઇ પણ સુધરેલી પ્રજાના સામાન્ય મનુષ્યો કરતાં તેઓ ઘણા વધારે ઊંચા દરજ્જાના હોવા જોઇએ. આ કાર્ય વિદેશ વસતા હિંદી અભ્યાસકોનાં કાર્યો અને પ્રવૃત્તિથી જ સિદ્ધ થઇ શકે. દુનિયાના પ્રત્યેક મહત્ત્વના સંસ્કૃતિ–કેન્દ્રમાં એ વિદ્યાર્થીઓએ પહોંચવું જોઇએ, અને ત્યાં રહીને જુદા જુદા દેશોમાં જે કંઇ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ હોય તેને પોતે પચાવી લેવાનું તેમ જ ભારતનું જે કંઇ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ છે તે તેમની સમક્ષ રજૂ કરવાનું બેવડું કાર્ય તેમણે કરવું જોઇએ.

૩

ગ્રેટબ્રિટનમાં અને બીજા દેશોમાં હજારો વિદ્યાર્થીઓ છે. શું તેઓ ભારતીય સંસ્કૃતિનાં સારામાં સારા પ્રતિનિધિઓ છે કે? જો તેઓ એવા ન હોય તો, તેમણે હિંદુસ્તાનની બહાર પગ જ નહોતો મૂકવો જોઇતો. ખૂબ વિચાર કર્યા પછી હું આ અભિપ્રાય ઉપર આવ્યો છું, કે હિંદી વિદ્યાર્થીઓએ સામાન્ય કોટિના વિદ્યાર્થીઓને પરદેશ જતાં અટકાવવાને પોતાનાથી બનતું બધું જ કરવું જોઇએ. એ ઘણો કૂટ કોયડો છે. કારણકે ઘણા ધનિકો પોતાના છોકરાઓ માટે ઉજ્જવળ ભાવિ (Career) ઇચ્છે છે અને એમને એમ લાગે છે કે તેમણે પોતાના છોકરાઓને ઇંગ્લંડ મોકલવા જોઇએ કે જેથી તેઓ પાછા આવ્યા બાદ ઊંચા હોદ્દાઓ હિંદમાં મેળવી શકે. આનું કારણ એ છે કે હિંદમાં બ્રિટિશ ઉપાધિ (degree) ની બજાર કિંમત વધારે ઉપજે છે. પરંતુ આ પદ્ધતિથી હિંદી વિદ્યાપીઠોનું ધોરણ નીચું ઊતરતું જાય છે અને હિંદીઓનો તેજોવધ થતો જાય છે. આ પદ્ધતિથી એક

એવી ભાવના ફેલાઇ છે કે હિંદીઓ પોતાની દેશી શિક્ષણસંસ્થાઓનું ધોરણ ઊંચુ કરવ બદલે પોતાનાં બાળકોને ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપવા માટે ગ્રેટબ્રિટનમાં મોકલે છે. ઘ આને લીધે જ બ્રિટિશ અને બીજી યુરોપીય વિદ્યાપીઠોમાં ડીગ્રી અને ઉપાધિ માટે ફ઼ મારતા હિંદી વિદ્યાર્થીઓની સંખ્યા વધવા પામી છે. હું પોતે તો આગ્રહપૂર્વક એવો ધરાવું છું કે ઊંચામાં ઊંચી કોટિના જ સ્નાતક વિદ્યાર્થીઓ હિંદમાંથી પરદેશ મોકલ અને આની સાથે ને સાથે જ હિંદી વિદ્યાપીઠોની ખામીઓ દૂર કરીને તેમનું ધોરણ ઊં કરવામાં હિંદે અત્યારે એકાગ્ર થઇ જવું.

અત્રે મારે એમ કહેવું જોઇએ, કે હિંદી શિક્ષકોને માથે—ખાસ કરીને વિદ્યાપીઠ અધ્યાપકોને માથે—ભારતીય વિદ્યાપીઠોનું ધોરણ ઊંચું કરવાની બાબતમાં મોટી જવાબદારી રહેલી છે. એ વાત સાચી છે, કે ઘણા હિંદી અધ્યાપકોને ફ્રેન્ચ, ઇટાલિયન, જર્મન કે જાપાની અધ્યાપકો કરતાં ઘણા સારા પગારો મળે છે; પણ ફ્રેન્ચ અને જર્મન અધ્યાપકો જ્યારે પોતાની તમામ શક્તિ સંશોધનના કાર્યમાં ખર્ચે છે ત્યારે હિંદમાં ઘણાખરા અધ્યાપકો તે પોતાની નોકરીના ધંધાથી પૂરતા સંતુષ્ટ હોય છે અને તેઓ પોતપોતાના ક્ષેત્રમાં જરી સંશોધનનું કામ કરીને એક સાચા વિદ્વાનને છાજે તે પ્રકારે પોતાનું ઋણ અદા કરતા નથી. આમાં ફેરફાર થવો જ જોઇએ. હિંદીઓએ હિંદી અધ્યાપકો પાસેથી ઊંચા પ્રકારની સેવાની માગણી કરવી જોઇએ.

૪

હિંદમાં જો મોટામાં મોટી કંઇ જરૂરિયાત હોય તો તે સારીય ભારતીય શિક્ષણપ્રથા જ ઊલટાવી નાખવાની છે જે લોકોએ બીજા પ્રગતિમાન દેશોમાં અભ્યાસ કર્યો છે તેમને આ વસ્તુનો સંપૂર્ણ ખ્યાલ આવશે. પરંતુ ખરી હકીકત તો એવી છે કે સારીય ભારતીય શિક્ષણ પ્રથાને ઊલટાવી નાખવાને બદલે આમાંના ઘણાખરા હિંદીઓ પોતાનાં બાળકોને ઔષધ શાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિજ્ઞાન અને ધારાશાસ્ત્રનો અભ્યાસ કરવા અર્થે પરદેશી વિદ્યાપીઠોમાં મોકલીને સંતોષ માને છે. પ્રથમ પંક્તિની એક પણ વિદ્યાપીઠ યંત્રવિદ્યા શીખવવા માટે સારાય હિંદમાં નથી. હિંદની માધ્યમિક શાળાઓમાં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણ આપવા માટે પૂરતી સગવડો નથી. પરદેશ જઇ આવેલા હજારો હિંદીઓ પોતાના ખાનગી પ્રયત્નથી કંઇક તો કરી શક્યા જ હોત; પણ આ ક્ષેત્રમાં નહિ જેવું જ થવા પામ્યું છે. હિંદના આમવર્ગને અજ્ઞાનમાં જ સડવા દેવામાં આવે છે. એને સાદી કેળવણી પ્રાપ્ત કરવાની પણ તક આપવામાં આવતી નથી.

પાશ્ચાત્ય કેળવણી પામેલા અને ઊંચો હોદ્દો ધરાવતા હિંદી શિક્ષણશાસ્ત્રીઓ, વિદ્યાર્થીઓ અને આગળ પડતા મોટા લોકોના મન ઉપર હિંદમાં યોગ્ય પ્રકારની કેળવણીનો પ્રચાર કરવાની તેમની જવાબદારી ઠસાવવાનો જ્યારે જ્યારે પ્રયત્ન કરવામાં આવે છે, ત્યારે ત્યારે એવું સંભળાવવામાં આવે છે કે હિંદીઓની અવનતિનું કારણ પરદેશી રાજ્ય છે. આ કથનમાં સત્યાંશ ઝાઝો છે, તોપણ એ વાત પણ એટલી જ સાચી છે કે સ્વાશ્રય અને પદ્ધતિપુરઃસરના પ્રયત્નથી હિંદુસ્તાનના લોકોની સ્થિતિ એકએક ક્ષેત્રમાં અને તેમાંય વિશેષે કરીને કેળવણીના ક્ષેત્રમાં સુધારવાને માટે ઘણું કરી શકાય તેમ છે. કેળવણીના ક્ષેત્રમાં જે સુંદર પરિ[illegible] ગવના પામ્યાં છે, તેનાં ઘણાં ઉમદા દૃષ્ટાંતો હિંદમાં મળી આવે છે. કલકત્તા વિદ્યાપી[illegible] ન્સ કોલેજે [illegible]લા બધા યુવાન, બાહોશ વૈજ્ઞાનિકો તૈયાર કર્યા અને [illegible] જ્ઞાનવેત્તા તરીકેનું માન પ્રાપ્ત કરવાની તક આપી તે

કૉલેજ સ્વાશ્રયનું જ ફળ છે. જાદવપુરમાં આવેલી The National College of Engineering and Technology of Bengal સ્વાશ્રયનું જ પરિણામ છે. બોઝ ઇન્સ્ટીટ્યુટ, વિશ્વભારતી અને એવી બીજી કેટલીય સંસ્થાઓ સ્વાશ્રયનાં દષ્ટાંતો છે. સ્વાશ્રયનાં દષ્ટાંત તરીકે આટલું બધું કહ્યું છતાં પણ સત્યપ્રેમી માણસોએ એટલું તો કબૂલ કરવું જ જોઈએ, કે હિંદીઓએ અને તેમાંય ખાસ કરીને તો વધારે ભાગ્યશાળી અને ભણેલા લોકોએ કહેવાતા 'દલિત વર્ગો' ને ઊંચે ચડાવવા માટે ઘણું વધારે કરવું જોઈતું હતું.

૫

પ્રગતિમાન પશ્ચિમના દેશો કરતાં હિંદી કાર્યક્ષમતાનું ધોરણ ઘણું હલકું છે. જાપાન કરતાં ય ઘણું હલકું છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે હિંદમાં સારા પ્રમાણમાં હીલચાલ ચાલે છેઃ પણ હિંદી નેતાઓએ આ સત્ય હકીકત તરફ બહુ જ થોડું ધ્યાન આપ્યું છે કે પ્રજાની સાચી મહત્તા માટેની સૌથી પહેલી આવશ્યકતા તેની કાર્યક્ષમતા છે. હિંદની પાંત્રીસ કરોડની વસ્તીમાં એક ટાગોર છે, એક રમણ છે, એક બોઝ છે, એક શાહ છે; જ્યારે જર્મનીની સાડાછ કરોડની વસ્તીમાં હિંદથી કમમાં કમ વીસગણાં વધારે કાર્યક્ષમ સ્ત્રીપુરુષો છે. આંતરરાષ્ટ્રીય આંકડાઓથી પરિચિત રહેનારા લોકો, હારેલું જર્મની પોતાની હારમાંથી વિજય તરફ કેવી રીતે પ્રયાણ કરી રહ્યું છે, એ સમજે છે. જર્મનીની નિકાસ યુનાઇટેડ સ્ટેટ્સ કરતાંય વધી ગઈ છે. એ નવાઈ પામવા જેવી વાત છે, કે છેલ્લાં છેલ્લાં વર્ષોમાં દુનિયાની બીજી પ્રજાઓ કરતાં જર્મન વિજ્ઞાનવેત્તાઓએ વધારે નોબૅલ પારિતોષિકો પ્રાપ્ત કર્યાં છે.

એક વસ્તુએ મારું (ખાસ) ધ્યાન ખેંચ્યું છે, કે દર વર્ષે હજારો હિંદીઓ કાયદાનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ આવે છે. પણ આ લોકો સામાન્યતઃ આંતરરાષ્ટ્રીય સંબંધો અને આંતરરાષ્ટ્રીય કાયદાનો અભ્યાસ કરતા નથી; તેમ જ તેઓ હિંદમાં પાછા ફર્યા પછી પણ હિંદીઓને—કંઈ નહિ તો ભણેલા વર્ગને પણ—આંતરરાષ્ટ્રીય સંબંધોનું જ્ઞાન મળે એવું કશું જ કરતા નથી. રાજકારણમાં હિંદીઓનું અગ્રેસરપણું નિર્માલ્ય છે; કારણ કે આ નેતાઓને જગતમાં બનતા બનાવોનો સંપૂર્ણ ખ્યાલ હોતો નથી, અને આ તો એમના મગજમાં જ ઊતરતું નથી કે જગતના રાજકારણમાં હિંદને એક અગત્યનું અંગ બનાવ્યા સિવાય ભારતીય સ્વતંત્રતા મળવાની જ નથી.

એ તો દીવા જેવું ઉઘાડું છે, કે યુરોપ અને અમેરિકામાં અભ્યાસ કરી આવેલા ઘણા ખરા હિંદી નેતાઓએ તો રાષ્ટ્રને સંગઠિત કરવાના મૌલિક સિદ્ધાંતો પણ પચાવ્યા નથી. તેઓ એટલું પણ કહેતા નથી કે કોમીય બાબતો કરતાં રાષ્ટ્રીય હિતને વધારે મહત્ત્વ આપવું જોઈએ. રાજ્યપ્રકરણી જીવન પ્રત્યેનું તેમનું દષ્ટિબિંદુ ઇશ્વરીરાજ્ય અને ધર્મયુદ્ધમાં માનનારા લોકોના દષ્ટિબિંદુ કરતાં જરાય વિશાળ નથી એમ તેઓ બતાવી આપે છે.

હિંદીઓ માટે ઘણું ઘણું કરવાનું બાકી છે. એમ કરવાથી જ હિંદ પોતાનું રાષ્ટ્રત્વ પ્રાપ્ત કરશે, તેમ જ માનવવિકાસ અર્થે પોતાનો યોગ્ય ફાળો આપી શકશે. આને અંગે પ્રત્યેક હિંદી સ્ત્રીપુરુષ પર અમુક ચોક્કસ જવાબદારી રહેલી છે. હિંદુસ્તાનના લોકો ઉચ્ચ કક્ષા પર આવી શકે એવું કાર્ય હાથ ધરવાની બહુ જ ભારે જવાબદારી વિદેશે વસતા હિંદી વિદ્યાર્થીઓ ઉપર રહેલી છે. મારી એ આશા અને પ્રાર્થના છે, કે તેઓ બધાય—અરે તેમનામાંના થોડા પણ—પોતાના જ લોકોનો ઉદ્ધાર કરવાના કાર્યમાં તેમ જ માનવસમુદાયની સેવા કરવાના કાર્યમાં પોતાનો ફાળો જરૂર આપે.

અમૃતલાલ નાથાલાલ મોદી
અનુવાદક

# ધંધા ભાઈઓ

જાતાં વને લક્ષ્મણ રામ સીતા,
આવી પથે ભાગીરથી પુનિતા;
ત્યાંથી જવાને દૂર પાર સામે,
બોલાવિયો નાવિક ધીર રામે.

બેઠી ત્રિપુટિ તહીં નાવડામાં,
પહેરેલ અંગે વનવસ્ત્ર સાદાં,
સંતુષ્ટ હૈયાં સુપ્રસન્ન રહેતાં,
રાજપ્રભાથી સુખ આપતાં'તાં.

સમીર લહરી મધુગીત ગાતી,
પવિત્ર ગંગા જલ નૃત્ય કરતાં;
સુગંધ વાતે તટ વૃક્ષ ભરતાં,
ભાગીરથી પુણ્યસ્વરૂપ સુહાતી.

રાજત્રિપુટિ ઉદરે લઈને
સહર્ષ જાણે ઉર લેતું લ્હાવ,
સુધન્ય માની નિજ જાતને એ,
સગર્વ ચાલે વહે રાજનાવ.

પહોંચ્યાં અને જ્યાં ઉતર્યા કિનારે,
રામે કહ્યું,–પણ નિજ હૈયું ભારેઃ
" ના દ્રવ્ય કંઈએ મુજ પાસ રાખ્યું,
અવશેષ વિંટી રહી તે જ આપું. "

નાવિક કહેઃ "ના કદી ના લઉં એ,
પ્રવૃત્તિબંધુ નહિ આપણે કે ?
લાવ્યું તમોને મુજ નાવ આરે;
મને ભવાબ્ધિ તવ નાવ તારે. "

પ્રપન્ન ગો. કાજી

૩

હવે હું એક વધારે ઉપયોગી વાત ચર્ચું, અને તે સ્કીમ મિલ્ક વિષે છે. સ્કીમ મિલ્ક, સેપરેટ–દુગ્ધરસ કે પીલેલું દૂધ–સંચાનું દૂધ એમ જુદા જુદા નામે આપણે તેને ઓળખીએ છીએ, અને સાચા દૂધ તરીકે આપણે આજકાલ મોટાં શહેરોમાં બહોળા પ્રમાણમાં ખાઈ રહ્યા છીએ, એમાં જરાય શક નથી. જો મને તમારા દૂધના નમૂના આપો તો હું તમને તેનાં પૃથક્કરણ કરીને ઘડીના છઠ્ઠા ભાગમાં પ્રત્યક્ષ બતાવી આપું કે આપણે કેટલી હદે ઠગાઇ રહ્યા છીએ. આ કાર્ય સુધરાઇનું છે અને તેણે શહેરનો 'મિલ્કસર્વે' કરી, દૂધના નમૂના તપાસાવી, દંડ સજાનું ધોરણ નક્કી કરી, તેમ જ બીજી બાજુથી શુદ્ધ ને સસ્તું દૂધ અને શુદ્ધ અને સસ્તું સ્કીમમિલ્ક બંને અલગઅલગ વેચાય તેવી ગોઠવણ કરવી જોઇએ.

સ્કીમમિલ્ક સામે ચોમેરથી ખૂબ ફરિયાદ થઇ રહી છે. એની સામે ક્યાંક ક્યાંક ઝુંબેશ પણ થઇ રહી હશે; પરંતુ આપ સર્વ જાણીને તાજુબ થશો કે હું એ ફરિયાદ અને એ ઝુંબેશની સામે છું. હું એ ઝુંબેશમાં, વૈજ્ઞાનિક દલીલ, વ્યાવહારિક ડહાપણ અને દૂરંદેશીપણાના અભાવ સિવાય બીજું કશું જોતો નથી. મગના ભાવે મરી વેચાય એ તો હું પણ ઇચ્છતો નથી: પણ હું તો કહું છું કે આપણે શામાટે છેતરાવું જોઈએ? શુદ્ધ નિર્ભેળ ઘી સમજીને વેજીટેબલ કે વાંધાભર્યાં ઘી અને શુદ્ધ નિર્ભેળ દૂધ સમજીને સ્કીમમિલ્ક કે તેથી પણ કચરો આપણે ખરીદીએ છીએ, માટે આપણે ખરેખર દયાપાત્ર ગણાઇએ. વળી શુદ્ધ નિર્ભેળનો ભાવ આવા કચરા અને કપટભર્યાં પદાર્થો માટે ભરવો એથી બીજી બેવકૂફી પણ કઇ હોઇ શકે? ત્યારે આનો માર્ગ શો?

## સ્કીમમિલ્કનો બહોળો પ્રચાર કરો

દૂધને પીલી, તેમાંની જે મલાઇ–ક્રીમ નીકળે છે તે ગામડાંમાંથી શહેરોમાં ઘસડાઇ જાય છે અને સ્કીમ મિલ્ક બાકી રહે છે તે પાસેનાં શહેરોની હોટેલો વગેરેમાં ખપે છે. બાકી રહેલા સ્કીમ મિલ્કને મેળવી દહીં બનાવી, કોથળા ભરી, દબાવી, પાણી કાઢી નાખી, ઘોઇ કાઢી, પાછળ રહેલા લોંદા જેવા પદાર્થોને સૂકવે છે અને તેને દળી ચાળી જે ભૂકી બને છે તે કેસીન નામે ઓળખાય છે.

લાખો રૂપિયાનું આ કેસીન પરદેશ ખાતે ચડે છે; પણ હિંદના કેસીન માટે મૂળે જ આદરભાવ છે નહિ તો તેમાં હાલની મંદીથી તો કેસીનના ભાવ સાવ લાશ ગયા છે અને તેથી પાયમાલીનો પાર રહ્યો નથી. સારા ભાવ વખતે કેસીન છ સવાછ રૂપિયે મણના ભાવે ખપતું અને આજે છેક સવા રૂપિયે મણનો ભાવ છે.

આજના ભાવે શેર કેસીન બનાવવા લગભગ ૩૦ થી ૩૫ શેર સ્કીમ મિલ્ક ઉપર, ઉપર મુજબ હજામત કરે ત્યારે રોકડા બે પૈસા હાથમાં આવે છે. આનો અર્થ એ થયો કે મહેનતની કિંમત ન ગણીએ તોપણ શેર સ્કીમ મિલ્કની તેને પૂરી પાઇ પાઇ પણ

માડ ઉપજી મારા ભાવ લઇએ ત્યારે પણ રતલ સ્કીમ મિલ્કની એક પાઈ ઉપજી શકે છે એમ કહેવાય

આ બૂકી પરદેશ ચડી તેમા ચૂનો વળી અહીં હોર્મ ઠીમટેમ્પરરૂપે આપણે વાપરીએ છીએ કેસીન અનેક ઉદ્યોગોના પાયા (Base) રૂપ છે તે રંગ, ખેળ, બનાવટી હાથીદાંત, સેનેટોજન, દવાઓ વગેરે બનાવવાના અનેક કામમા આવે છે, પણ આપણે ત્યા તેનો ઉદ્યોગ કે કશો અવકાશ નથી છેવટ, આ કેસીન ખાતર તરીકે યોગ્ય રીતે વપરાય તો ય ધરતી માતાના નિમામામાથી બચાય

નિયમ તો ખરી રીતે એવો ગણાય, કે કાચા માલ કરતા પાકા માલના નાણા વધુ ઉપજે, પરતુ હિંદમા એવી વિપરીત દશા છે, કે કેસીનનો ભાવ સ્કીમ મિલ્કથી વધારે મળવો જોઇએ પણ મળતો નથી

આમ છતા બધા દુગ્ધચારીઓ બધુ સ્કીમ મિલ્ક નથી વેચી શકતા કે નથી કેસીન બનાવી શકતા અને તેથી ઘણુ તો ઉકરડામા ઢોળી નાખવામા આવે છે.

આ હિસાબે દૂધની કિંમત તેની મલાઇના ભાવ જેટલી જ ઉપજી કહેવાય અને મલાઇની કિંમત તેમાથી નીકળતા ઘી કે માખણના પ્રમાણમા ઉપજે છે, કારણ કે આપણે ત્યા મલાઇનું પણ છૂટક વેચાણ કે વપરાશ નથી, પણ ઘી-માખણમાથી દૂધ કરતા હમેશા ૨૫ થી ૫૦ ટકા નાણા ઓછા જ મળવાના આ હિસાબે ગામડાને સખ્ત આર્થિક ફટકો લાગે છે કદાપિ આપણે તેની યે પરવા ન કરીએ પણ ખાસ ફટકો તો ગામડા પોષણ વિના ટળવળે છે તે છે ગરીબો અને ગામડા જે દૂધના પોષણ વિના ટળવળે છે તે દૂર કરવુ એ રમતની વાત છે માત્ર એક જ વસ્તુ આપણને સમજાવી જોઇએ અને તે એ કે દૂધમાથી ઘી બહાર ચાલ્યુ જાય તો દૂધમાથી, ગામડામાથી કે જમીનમાથી ખાસ કશુ નથી જ ચાલ્યો જતો એ શીખી લઇએ કસ તો સ્કીમ મિલ્ક ચાલ્યુ જાય કે એને લઇ તેથી ચાલ્યો જાય છે આપણે મૂર્છાવશ મનુષ્યો દૂધની કિંમત તેના ઘીમા જ પરિપૂર્ણ થયેલી સમજીએ છીએ એ વિજ્ઞાન અને સામાન્ય અક્કલનો ભારે દ્રોહ કરવા બરાબર છે હવે જમાનો આવી લાગ્યો છે કે જ્યારે આપણે વિજ્ઞાનની સર્ચલાઇટથી જે નવી રોશની વસ્તુસ્થિતિ ઉપર પથરાઇ રહી છે તેને આધારે વધારે સમજીને સુખી થઇએ.

અહીં હું આપની સગવડતા ખાતર દૂધ અને દૂધરસ (સ્કીમ મિલ્ક) બનેનું પૃથક્કરણ રજૂ કરું છુ

| | પાણી | ઘૃત | શર્કરા | નત્રિત | ક્ષાર | કેલરી |
|---|---|---|---|---|---|---|
| દૂધ | ૮૭-૨૮ | ૩.૬૭ | ૪.૮૨ | ૩.૫૫ | .૭ | ૨૮૮ |
| | (૮૭) | (૪) | (૫) | (૩.૩) | (.૭) | |
| સ્કીમમિલ્ક | ૯૦.૩૫ | .૧૫ | ૪ ૯૮ | ૩.૭૨ | .૮ | ૧૬૦ |
| | | −૩ ૪૭ | +.૧૬ | +.૧૭ | +.૧ | |

સ્કીમ મિલ્કને આપણે નિર્ધૃત દૂધ પણ કહી શકીએ, આમાં પેલા સામાન્ય મધુર દૂધ Whole Milk કરતા તેમા .૧% ક્ષાર, .૧૭% નત્રિલ .૧૬% શર્કરા, વધારે છે અને પ્રારભમા જ આપણે જોઇ ગયા છીએ તે પ્રમાણે તેમા પૂર્ણનત્રીલ તો ૯૯ વધારે

પ્રમાણમાં હોવાથી સવિશેષ સ્નાયુ બાંધનાર-વિકાસક-છે; બલકે ઓછું તો નહિ જ. કોઇ પણ ખોરાકની કિંમત તેમાંથી કેટલી ઉષ્મા ને શક્તિ કેલરી-ઉષ્માંક મળે છે તે ઉપરથી હવે નથી અંકાતી; ઉષ્માંક બહુ અર્થવાહી નથી, પરંતુ તેમાંથી સ્નાયુ બાંધનાર-માંસલ-નત્રિલ તત્ત્વ કેટલા પ્રમાણમાં અને કયા પ્રકારનું છે, એ ઉપર અવલંબે છે. પોષણાંક ખરો જરૂરી છે એ આપણે હવે સમજી શકીએ છીએ; એટલે સ્કીમ મિલ્ક તો દૂધ જેટલું જ સુંદર અને પૌષ્ટિક પીણું ઠરે છે; માત્ર તેમાં ઉષ્મા અને શક્તિ ચરબી ઓછી હોવાને લીધે નથી મળતી, પણ તેથી તે તેનો અવગુણ ન લેખાવો જોઇએ, બલકે એ પણ એક ગુણ ગણાય. કારણ દૂધ કે દૂધરસ કોઇપણ ઉષ્મા અને શક્તિ પૂરાં પાડનાર તરીકે વપરાવા નિર્માયાં જ નથી. કારણ એ રીતે ગણવા જઇએ તો એક સાધારણ બેઠાડુ માણસને ૧૦ રતલ અને કામગરાને ૨૫ રતલ જેટલું દૂધ ગરમી અને બળ મેળવવા માટે જોઇએ, જે તેને અત્યંત મોઘું અને ભારે પડી જાય. બેઠાડુ અને માનસિક કામ કરનારને તો સ્કીમ મિલ્ક ઊલટું દૂધ કરતાં એક દૃષ્ટિએ સારું થઇ પડે; કેમકે તેનો ઉષ્માંક-Calorific value ઓછો છે. દૂધ ૨૮૮ : દૂધરસ ૧૬૦ છે, જ્યારે તેવો પોષણાંક-( Nutritive Ratio ) ચઢિયાતો છે. મૂલ્યપરિવર્તનના અને વિજ્ઞાનના મધ્યાહ્નકાળે ઉષ્માંકને મહત્ત્વ નહિ આપતાં પોષણાંકને આપીએ. વળી જે પદાર્થનો ઊંચો પોષણાંક અને ઊતરતો ઉષ્માંક હોય છે તે જ સાત્ત્વિક પદાર્થ ગણાય. દુગ્ધાન્નો આથી જ સાત્ત્વિક છે; જ્યારે માંસ મચ્છી વગેરે તેવાં નથી. અલબત્ત પૂર્ણ દૂધ મેળવવાનાં સાધન શક્તિ અને અક્કલ હોય તેણે તો તે જ મેળવવું. પણ નાહક પૂર્ણ દૂધના પૈસા ભરીને આવું ગંદું ગોબરૂં દુગ્ધરસ (સ્કીમમિલ્ક) લઇ છેતરાવા કરતાં શુદ્ધ સાચું સ્કીમ મિલ્ક તેના વાજબી ભાવે શા માટે ન લેવુ? અમદાવાદમાં સ્કીમ મિલ્ક ખરીદાવાની પ્રથા દાખલ થાય તો આજનો અનહદ દગો અને રોગચાળો અટકી જાય. અને આપણે લૂંટાતાં પણ બચીએ. અને તે આ રીતે :

અગાઉ દર્શાવી ગયા તેમ ગામડામાં છેક પા પાઇએ રતલને ભાવે સ્કીમ મિલ્કનો ઉકાવ થતો નથી અને પુષ્કળ વેડફાઇ જાય છે; તેને બદલે માણસના મોંએ તે જાય તો શું ખોટું?

આપણને અહીં બેઠા બેથી ત્રણ પૈસે એ ખરીદીએ તો ય આપણને પૂરો સો ટકા ફાયદો રહ્યો છે; કેમકે આપણે તો ૬ થી ૮ પૈસા જોડવા પડે છે. અને બીજી બાજુ ગામડાંને બસોથી ત્રણસો ટકા નફો નહિ તો રાહત મળે છે એ કાંઇ નાનીસૂની વાત નથી.

સ્કીમ મિલ્ક ખૂબ છૂટથી વપરાવું જોઇએ. અમે તો એકેક આને શેર ખરીદીને પણ વાપર્યું છે, અને તેથી અમારા વજન, સ્ફૂર્તિ કે કશામાં વાંધો આવ્યો નથી. એથી આપણી એટલી જ ખરીદશક્તિમાં બમણો જથ્થો આપણે મેળવી શકીએ છીએ, એ નાનોસૂનો ફાયદો નથી.

અલબત્ત, એમાં પૂર્ણ દૂધ કરતાં થોડી શક્તિ રહે છે અને તે નત્રિલની દૃષ્ટિએ તો જરાય નહિ; નત્રિલ કે ક્ષારની દૃષ્ટિએ તો તે ચઢિયાતું છે એમ આપણે જોઇ ગયા છીએ; પરંતુ પૂર્ણદૂધની અંદરના પ્રજીવનકોમાંથી ચ અને ઇનો પણ વાંધો નડતો નથી; તે પણ જેમના તેમ તેમાં સામેલ હોય છે, માત્ર પ્રજીવનક અ તેમાં દસમા ભાગના આવે છે.

પરંતુ આપણે થોડા પ્રમાણમાં પૂર્ણદૂધ સાથે ઝાઝા પ્રમાણમાં આ દુગ્ધરસ લેતા રહીએ, અગર પૂર્ણદૂધ બિલકુલ ન લઇએ કે લેવા પામીએ તોપણ માત્ર દુગ્ધરસ સાથે

છેવટ અન્નપવિત્ર શુદ્ધ ઘી કે પપૈયા શાકભાજી વગેરે લઈ શકીએ તોપણ પ્રજીવનક ની ખોટ પૂરી પડી શકે છે. વધારામાં ભાજીપાલો, પપૈયા વગેરે ફળ–તરકારીમાંથી પણ તે મળે છે જ. માત્ર પૂર્ણ નત્રિલ ખોરાક વધારે પ્રમાણમાં વધારે મસ્તો અને વધારે વિશાળ જનતામા આપણે સ્કીમ મિલ્કના પ્રચાર દ્વારા પહોંચાડી શકીએ તો એથી રૂડું શું ? પણ હજી આપણા વહેમ અને પૂર્વગ્રહ જલદી જાય તેમ જણાતું નથી. મોટા ડૉક્ટરો અને સુધરાઇના બાવાઓ પણ સ્કીમ મિલ્કની મહત્તા સંપૂર્ણાંશે સમજ્યા નથી.

હાલના સમયમાં કે જ્યારે આપણે ત્યાં ઢોર ઝાઝાં હોય કે થોડાં, સારાં ઢોર પૂરતાં પ્રમાણમાં હોય કે નહિ, પણ એકંદર જ્યારે આપણી પ્રજાનો પોણો ભાગ દૂધ વિના ટળવળે છે અને બાકીનો પા ભાગ કે જેને વર્ષે મગસરી ૯૦ રતલ દૂધ અને ૮ શેર ઘી જણ દીઠ મળે છે–અર્થાત્ હિંદનો ચોથો ભાગ જ્યારે રોજીંદુ પાશેર દૂધ અને પૂરો તોલો ઘી પણ માંડ મેળવી શકે છે, ત્યારે આપણે લાખો મણ સ્કીમ મિલ્ક કે લાખો રતલ કેસીન આમ વેડફી શકીએ નહિ. કોઇ પણ ડાહ્યો માણસ કે દેશ આવો અનર્ગળ પોષણસ્રાવ સહી શકે જ નહિ. સ્કીમ મિલ્ક જગતભરમા ઊંચા પોષક ખોરાક તરીકે પૂરવાર થઈ ચૂકેલ અને વપરાઇ રહેલો પદાર્થ છે. હિંદ એની નઘરોળ અને બેવકૂફીભરી જડતામાથી ક્યારે જાગશે એ વિચાર હરકોઈ સહૃદયીના દિલને કંપાવી રહ્યો છે

ત્યારે શુ સ્કીમ મિલ્ક ખોરાક તરીકે નથી વપરાતુ ? તેનો જવાબ હા અને ના બન્ને છે ચોરીછૂપીથી વગરસમજ્યે ઘણે સ્થળે વપરાય છેરતો જેમકે હોટેલોમાં મુખ્યત્વે, આપણા આઇસક્રીમ, દહીં, શીખડ અને આપણને મળતા દૂધના ભાગીદાર તરીકે જો એમ ન બનતું હોય તો દશ પૈસે શેર શીખડ તે વળી મળી શકતો હશે ખરો ? પણ ખુલ્લે-ખુલ્લા તે વેચાતું નથી, કારણ જનતા તે સ્વીકારવા તૈયાર નથી, તેમ તેનો ભાવ ઓછો પડે તે પેલા દલગબાજ વેપારીઓને પોસાતું નથી !

પણ આપણી છેતરાવાની લિજ્જત તો ઓર છે. આપણને ઘણી વાર છેતરવા કરતા છેતરાવાનુ બહુ પસદ પડે છે જેમકે લોભી થઇને ધૂતારા પાસે અને લાચાર થઇને લુચ્ચાઓ પાસે.

જ્યારથી આપણે ઉપર દર્શાવ્યું તે પ્રમાણે ખુલ્લેખુલ્લુ સ્કીમ મિલ્ક જ ખરીદવા લાગીશુ, વાપરીશુ, ત્યારે આપણાં નાણા અને ખુવારી બચશે આપણે એટલા જ પૈસામા બમણું પોષણ ખરીદશુ અથવા અર્ધા નાણામા સરસ માલ તો ચોક્કસ મેળવીશુ જ.

આથી ગરીબો અને બાળકોને તો અનહદ ફાયદો થશે તે સમજાવવાનું રહેતું પણ નથી

ત્યારે છેતરનાર વેપારીવર્ગ સિવાય ખરીદી વાપરનારવર્ગ સ્કીમ મિલ્કનો ઉઠાવ નિર્ભય અને નિર્લેળપણે કેમ નહિ કરતો હોય ? તેના કારણમાં અધૂરો અનુભવ, અજ્ઞાન અને અખતરાનો અભાવ ગણાવી શકાય ગામડામા જ્યારે શરૂઆતમાં દૂધના સંચા દાખલ થયા અને પીલાવા લાગેલુ ત્યારે સ્કીમ મિલ્ક લોકોએ પીધેલુ અને તેમનાં ઢોરને પાયેલું; પણ તેથી તો તેમને વાઢ આવી અને ફાવ્યું નહિ એમ કહેવાય છે બાબા આદમના વખતની આ વાત આજ સુધી સ્કીમ મિલ્કની સામે આપણે હરકોઇ અર્ધઅનુભવી પાસેથી સાંભળતા હોઇશું ત્યારે આમાં તથ્યાંશ શુ છે તે આપણે વિચારવું રહ્યુ. આ વસ્તુ સત્ય છે કે વહેમ

છે તેનો નિર્ણય થવો રહ્યો. તે શંકાના નિરસનમાં નીચે પ્રમાણે જણાવવાનું પ્રાપ્ત થાય છેઃ મૂળ વાત એમ છે, કે દૂધ પીલાઇ જ્યારે સ્કીમ મિલ્ક નીકળે છે ત્યારે તેના ઉપર ફીણના ગોહા બાઝે છે એવા ઉપલા થરને અંગ્રેજીમાં Slime કહે છે.

આ પ્રમાણે એક રીતે તેની અંદર જેમ વધારે પ્રમાણમાં નત્રિલ છે, તેમ તે વધારે પુષ્ટિદાયક અલબત્ત ગણાય, છતાં ખાસ કરીને તેની અંદર રહેલો કચરો, કીટાણુઓ અને વાયુઓના કારણે તે ઘણા ઓછા પાચક બને છે, તેથી વાઢ આવે છે અગર કૂતરાઓને ખસ નીકળે છે. સ્કીમ મિલ્કનો પોષણાંક દૂધના પોષણાંક કરતાં ત્રણ ગણો છે. (દુગ્ધરસ ૧ : ૧·૫ દુધ ૧ : ૪·૪)

સ્કીમ મિલ્કમાં જો ઉપલું સ્લાઇમ સાથે આવે તો એ પચવું ભારે પડે અને વાઢ પણ આવે તેમાં શક નથી. પણ તે સ્લાઇમ વિનાનું નર્યું સ્કીમ મિલ્ક વાપરવામાં આવે તો ઉપર બતાવ્યો સઘળો લાભ મળે છે, એ તદ્દન નિર્વિવાદ અને બહોળા પ્રમાણમાં સિદ્ધ થયેલી વસ્તુ છે, એ ખચીત કરી માનજો; અને કૃપા કરી પહેલી તકે યોગ્ય રીતે ખાતરી કરી લેજો.

ભૂખમરા અને તેમાં ય નત્રિલના ભૂખમરાના આ યુગમાં સ્કીમ મિલ્ક એ આર્યાવર્તનું અમૃત કે સંજીવનપાનરૂપ થઇ પડશે. પશ્ચિમના ડેન્માર્ક ને અમેરિકાદિ તમામ દેશો જ્યાં દૂધ–માખણ, મધ ને ફળફૂલની છોળો ઊડે છે ત્યાં પણ સ્કીમ મિલ્ક નકામું જવા દેવામાં આવતું નથી. ત્યાં તો જણ દીઠ વર્ષે ૫૦૦ થી ૭૦૦ રતલ જેટલું તો દૂધ જ મળે છે; ઉપરાંત માખણ, પનીર, ઇંડાં, માંસ, મચ્છી વગેરે અનેકવિધ વાનીઓ મળે તે જુદી. છતાં જરૂર પડ્યે ખુશીથી સ્કીમ મિલ્ક અવશ્ય વાપરે છે. પણ એવી જરૂર થોડાને જ પડે છે; એટલે તેઓ સ્કીમ મિલ્ક તેમનાં વાછડાં, મરઘાં અને ખાસ કરીને ભૂંડને પાય છે. વધે તેમાંથી કેસીન બનાવી ઉપર્યુક્ત પદાર્થો અને સેનેટોજન જેવી કિંમતી દવાઓ અને ખોરાકો કેસીનની બનાવે છે.

આપણે જરૂરપૂરતું એ દેશો પાસેથી આ દિશામાં થોડુંક ડહાપણ મેળવીએ તો આપણું ડહાપણ દીપી ન નીકળે ?×

ડાહ્યાભાઈ જાની

# કાળ — ?

મંદિર અલૌકિક છે: એક જ શિખર નથી, અનેક છે.

કેટલાંકની ટોચ તદ્દન નીચી છે, જાણે હમણાં મંદિરમાં જઈ એ શિખરેથી સૃષ્ટિ નિહાળીએ.

કેટલાંકનો કળશ ખૂબ ઊંચે છે, ઉપર જતાં ભય લાગે. નીચે જોતાં કદાચ ચક્રી આવે અને પડી જવાય; પણ કળશ દૃષ્ટિની બહાર નથી.

અને કેટલાંક શિખર તો ઊંચે ને ઊંચે ચઢી વ્યોમપટમાં વિલીન થઇ જતાં હોય એવો ભાસ થાય છે.

દૂરથી આ મંદિરને નિહાળતો હું ઊભો હતો.

મંદિરમાં જવાની આકાંક્ષા તીવ્રતર થતી ગઇ. કોઇ ભોમિયાની વાટ જોતો હું ઊભો રહ્યો. જતા–આવતા વટેમાર્ગુઓને પૂછ્યું, કેટલાક તો માત્ર હસીને ચાલતા થયા. એક જણે ઉત્તર દીધો: "ભાઈ! મંદિરમાં જવાનો વિચાર માંડી વાળી તમારે માર્ગે વળો. એ મંદિર તો માત્ર જોવાનું જ છે, દૂરથી જ દર્શન કરવાનું છે. કોઇ ત્યાં પહોંચી જ શક્તું નથી. *અને માર્ગ એટલો વિકટ છે કે જનાર કાં તો અધવચથી પાછા ફરે છે અગર તો* પાછા આવતા જ નથી."

વટેમાર્ગુ દૂરથી દર્શન કરી પોતાને રસ્તે આગળ ચાલ્યો.

હું તો ઊભો જ રહ્યો. મંદિર તરફ જવું કે કેમ એ હૃદયમંથન કરતો ઊભો રહ્યો.

પગદંડ શોધવા લાગ્યો, તે પણ ના મળ્યો, છતાં મંદિર તરફ નજર રાખી આગળ ચાલવા માંડયું. કાંટા વાગે, ભયંકર નાદ શ્રવણે પડે, કાળરાત્રિ જેવું અંધારૂં છવાઇ રહે. શ્રમ નકામો છે એમ કરી પાછળ જોઉં તો સ્પષ્ટ માર્ગ નજરે પડે; પણ કોઇક અગમ્ય શક્તિ મને મંદિર તરફ ખેંચ્યા કરે એટલે પાછળ મીટ માંડયા વગર મંદિર તરફ દૃષ્ટિ રાખી આગળ ગયા વિના ના રહેવાયું.

કેટલુંક ચાલ્યો. કેટલો સમય ચાલ્યો. તેનું ભાન નથી. પણ ઝાડી તો પૂરી થઇ અને એ મંદિરની આસપાસ નાનામોટા કાળા પથ્થરોના ઢગલા હતા તે જોયા. બાંધેલો કિલ્લો નહોતો પણ પથરાનો કિલ્લો બની રહ્યો હતો. એને લીધે એ મંદિરનો ઘણો ભાગ દેખાતો બંધ થઇ ગયો. નીચાં શિખરો અદૃશ્ય થઇ ગયાં, માત્ર ઊંચે દૃષ્ટિ કરતાં કેટલાંક ગગનચુમ્બી શિખરો જ કોઇક કોઇક જગ્યાએથી દેખાતાં. પાષાણપુંજ જોઇને હું હેબતાઇ જ ગયો. ઉપર ચઢી બીજી પાસ ઊતરીશ એમ નક્કી કર્યું, પણ ઉપર ચડવા જતાં પથરા ખસતા અને હું નીચે સરકી જતો; છતાં મંદિરનું આકર્ષણ અજબ હતું એટલે અનેક વાર ચઢી-ઊતરવા પ્રયત્ન કર્યો. ખૂબ પછડાયો, લોહીલુહાણ થયો, નિરાશાનું સામ્રાજ્ય વ્યાપ્યું.

કાંઇ સૂઝતું નહોતું એટલામાં માનવરવ સંભળાયો. નિર્જનતામાં એ રવ સાંભળી કેવો આનંદ થાય? ચારે તરફ જોયું તો દૂર દૃષ્ટિમર્યાદાને કાંઠે કોઇક મનુષ્યપ્રાણીનું નાનું

ટોળું દેખાયું. એ તરફ ગયો ત્યાં થોડાક ભાઈઓ પથરાને ટોપલામાં ભરી દૂર પાથરી આવતા હતા. હું ત્યાં બેઠો, થાકયોપાકયો બેઠો, મંદિર તો હજી દૂર ને દૂર જ રહ્યું, હજી આ પથ્થરની બીજી બાજુ મંદિર જ નીકળશે કે બીજું કાંઇ, તે વિચારથી પાછા ફરવાનું મન થયું. પાછળ રસ્તો સ્પષ્ટ હતો પણ આ ભાઇઓના સતત ઉદ્યોગથી નિરાશા દબાઈ, મંદિરના દર્શનાતુર આ ભાઈઓ મંદિરમાં જવાનો ધોરી માર્ગ કરવાનો પ્રયત્ન કરતા હતા પણ થતો નહોતો, થાકતા ત્યારે મંદિર તરફ દષ્ટિ માંડતા અને નવું જોમ મેળવ્યું હોય તેમ પાછા કામે લાગતા.

મેં પૂછયું: "ભાઇ! મંદિરના દર્શનથી તમારો થાક ઊતરે છે?" જવાબ મળ્યો: "ના! પણ એક માનવી અત્યારે એ મંદિરમાં પહોંચી ગયો છે, આ દુર્ઘટ પાષાણપુંજ ઉપરથી એ કયે રસ્તે ત્યાં પહોંચ્યો એ અમે પૂછીએ છીએ ત્યારે એ હસીને વાત ઉડાવે છે—એને તો થોડાંક મનુષ્યો ત્યાં પહોંચે એ નથી જોઇતું; પણ એ મંદિરનાં સમસ્ત માનવ-જાતિ દર્શન કરી શકે, એ મંદિરમાં મહાલી શકે એ એની મહત્ત્વાકાંક્ષા છે. એટલે અમને ધોરી રસ્તો બતાવવા આ પથરો ખસેડવાનું સોંપ્યું છે. અને અમે કામ કર્યા કરીએ છીએ: સાફ કરીએ છીએ અને બાજુએથી પથરા ધસી પડે છે એટલે વળી પાછા પથરા ખસેડીએ છીએ. થાકી જઇએ છીએ, નિરુત્સાહી થઇએ છીએ ત્યારે મંદિર ભણી નજર કરીએ છીએ. એટલે એ પેલા શિખર ઉપર આવી અમને પ્રોત્સાહન આપે છે અને પાછો મંદિરમાં જઇ પોતાને કામે લાગે છે. મંદિરમાં એનું મુખ્ય કાર્ય શું છે તે સમજ પડતી નથી; પણ એ ત્યાં પહોંચ્યા પછીથી એ મંદિરના કળશ ઉપર ચડેલો મેલ તો ધોવાયેલો અમે અહીંથી જોઇ શકીએ છીએ. અમે એને વિનવીએ છીએ કે "બાપુ! તારા જેની અને જેટલી શક્તિનો માર્ગ દર્શાવી એ માર્ગે અમને ત્યાં આવવા દે" ત્યારે એ સ્મિત કરે છે અને અમને અમારું નિર્મિત કર્મ કરવાનું જ કહે છે. અમારામાંથી અનેક થાકીને જતા રહ્યા, નવા આવે છે અને જાય છે; પણ કાર્ય ચાલ્યા જ કરે છે. પથરા ખસેડાય છે, બાજુના ધસી પડે છે તે પાછા ખસેડાય છે. ચાલો, મેં વાતમાં બહુ સમય ગુમાવ્યો."

એ યુવાન કામે વળગ્યો. મેં પૂછયું: "ભાઇ! કયારે પૂરું કરવા આશા છે?"

"કાળ—" વાકય અધૂરું રહ્યું. મારી આંખ ઊઘડી ગઇ અને હું આ અંત્યજ આશ્રમની છત જોતો પડી રહ્યો.

તા. ૧૮–૧૦–૩૧
અંત્યજ આશ્રમ
બા દા લ

પ્રિયંવદ મહેતા

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

## મોમ્બાસાનો પૂર્વકાળ—ફિરંગીઓ

### (૭)

હું મોમ્બાસા ઊતર્યો કે વળતે જ દહાડે ત્યાના આગેવાનોને મળ્યો સર્વ તરફથી પુષ્કળ માયા બતાવાઇ, પણ એ માયામા આશા હતી જો હુ કીનિયામા રહું તો અમુક પક્ષમા ભળીશ, અને તો અમુક પક્ષને એક વધારે વ્યક્તિ મળશે અને અમુક પક્ષ નબળો પડશે તેવા ભાનની થોડીક છાટ સ્પષ્ટ દેખાઇ આવતી હતી મોમ્બાસાની હિંદી જનતા સ્પષ્ટ રીતે બે ભાગમા વહેંચાઇ ગઇ હતી અને એ બન્ને વિભાગના આગેવાનોમા પરસ્પર સખત વિરોધ હતો વર્તમાનપત્રોની કળા દ્વારા પરસ્પર સવાલજવાબ તથા આક્ષેપો પણ એટલે જ દરજ્જે ચાલતા હતા મારા સબધમા આવતા કેટલાક માણસો એ પોતાને માથે કીનિયાની પરિસ્થિતિ સમજાવવાનું લીધુ અને જો મેં તે બધાનું કહ્યુ માન્યુ હોત તો કીનિયામા કોઇ સારો માણસ હોઇ શકે એમ માનવાને મારે માટે બાકી ન રહ્યુ હોત એક સજ્જને મારા અગત કાર્યમા સલાહ આપવાનુ છેક નૈરોબીથી હુ દારેસલામ હતો અને તે પોતે હિંદુસ્તાન જતા હતા ત્યારે માથે લઈ લીધુ હતું મને કહેવડાવ્યુ હતુ "નૈરોબી ન આવતા અમારા સરકારી અમલદારો સાથેનો સંબંધ, અમારી પ્રતિષ્ઠા—એટલે અમારે શરમાવુ પડે " એ ગૃહસ્થનો સરકારી અમલદારો સાથેનો સબધ એકાદ સગપણ ધરાવનાર સરકારનો સારો જૂનો નોકર કહેવાતો હતો અને તેની પ્રતિષ્ઠા પોતે ક્યાક કારકુનગીરી અને નવરાશના ભાગમા દલાલગીરી કરીને કામ કરતા તેટલી જ

મેં આ સર્વની અવમાનના કરી અને જે બે ત્રણ દિવસ હુ મોમ્બાસામા રહ્યો તેટલો વખત દરમ્યાન અભ્યાસની દૃષ્ટિથી મોમ્બાસાના ભૂસ્વરૂપનું તથા ચિકિત્સકની નજરથી ત્યાના માનવસમાજનું નિરીક્ષણ કર્યા કર્યું મોમ્બાસાનુ થોડુક સરખુ વર્ણન તો મેં મારા પહેલા ચિત્રમા આપ્યુ છે ૧૯૨૭ના અતભાગમા મોમ્બાસા વધ્યુ હતું કિલિન્ડિનીને રસ્તે દુકાનો તથા મકાનો ખૂબ થવા માડ્યા હતા. સલીમ રોડ પણ ભરાતો જતો હતો, ઑગસ્ટ માસ હતો એટલે ખૂબ તાપ પણ પડતો હતો દીવાદાંડીનો રસ્તો હવે યુરોપીય રમણુરમણીનું એકલું સંકેતસ્થાન નહોતો રહ્યો

મોમ્બાસા દક્ષિણ ગોળાર્ધમા અક્ષાશ ૪°૪' અને ગ્રીનિચની પૂર્વમા ૩૯°૪૨' રેખાશમા આવ્યુ છે એટની સપાટી દરિયાથી ૫૦ ફીટ ઊંચી છે છાયામા ગરમી ૮૪૬ થી ૭૨૦૩ સુધીની પડે છે વરસાદ દર વરસ લગભગ ૪૬૦૭૧ ઇંચની સરેરાશે આવે છે અને વરસમા બારથી તેર દિવસ વરસાદના ગણાય છે મોમ્બાસા વિષે મુબઇમા તો ઘણી જ અજ્ઞાનતા રહેલી છે મુબઇના એક મોટા વર્તમાનપત્રના અધિપતિએ ૧૯૨૯ મા મને સવાલ કર્યો હતો "ઓઝા, નૈરોબી પહેલુ આવે કે મોમ્બાસા ?" ખરેખર તો આફ્રિકાની ભૂગોળ વિષે આપણે ત્યા તેમજ વિલાયતમા ઘણી થોડી ખબર છે વળી નૈરોબીમા જ એક સજ્જને

મને જણાવ્યું હતુંઃ " હું મોમ્બાસાથી ઝંઝિબાર અને ત્યાંથી દારેસ્સલામ જઈશ. મોટરકાર છે એટલે શું વાંધો ?" મેં પૂછ્યુંઃ "મોટરકારને ક્યાં રાખશો ?" સાશ્ચર્ય તેણે પૂછ્યુંઃ "કેમ, મોટરકાર સાથે નહિ લઈ જવાય?" અને મારે કહેવું પડ્યું કે ઝંઝિબાર તો દ્વીપ છે ! ત્યાં તો મોમ્બાસા અગર ટાંગાથી આગબોટમાં જ જવાય. મોમ્બાસા બંદર એક નાનોસરખો બેટ છે અને પૂલથી આફ્રિકાની ખંડભૂમિ સાથે સંકળાયેલો છે તે વાતની અહીંના ઘણાખરા હિંદીઓને ખબર હશે કે નહિ તે સંદેહાસ્પદ છે.

મોમ્બાસાનું દેશી નામ "કિસિવા મ્વીટા" સમરદ્વીપ છે. શહેરમાં લગભગ ૧૦૦૦ યુરોપીય, ૧૦,૦૦૦ હિંદીઓ અને ૬૦૦૦ અરબો ઉપરાંત બીજી આફ્રિકન વસ્તી છે. બેટ ત્રણ માઇલ લાંબો અને બે માઇલ પહોળો છે. મોમ્બાસા ઘણું નાનું શહેર છે. તેનાથી પાંચ માઇલ દૂર ગેડીનાં ખંડેરો છે. આ ખંડેરો જોવાને મને હજી સમય મળ્યો નથી; પરંતુ મારું માનવું છે કે એ ખંડેરો હિંદુ વસાહતના અવશેષરૂપ છે; અલબત્ત, અત્યારે તો એ અરબ અવશેષો હોય એમ મનાય છે અને મારી માન્યતા માટે હું જ્યાં સુધી એ નજરે ન જોઉં ત્યાં સુધી સબળ પ્રમાણ આપી શકું નહિ; છતાં તેનાં વર્ણનો ઉપરથી મને તેમાં હિંદી ઇતિહાસ દેખાય છે. દ્વીપની ચારે બાજૂ દરિયો છે. પશ્ચિમ દિશા તરફ "કિલિન્ડિની"નું વિશાળ બંદર છે અને તેના ડક્કાની લંબાઇ લગભગ ૧૬૭૦ ફીટ થવા જાય છે. ૧૯૨૭ માં તે લંબાઇ ફક્ત ૫૫૦ ફીટ હતી. એ બંદરમાંથી એક ખાડી (પોર્ટ રીટ્ઝ) લંબાઇને કકાળ પ્રદેશની વનસ્થલિમાં લગભગ ત્રણેક માઇલ અંદર લંબાય છે. મોમ્બાસા બંદર ઇશાન કોણમાં છે અને અત્યારે વપરાતું નથી. તેમાંથી પોર્ટ ટયુડર નામની ખાડી પણ ખંડભાગમાં પ્રવેશે છે. પોર્ટ ટયુડર ઉપર રેલ્વેનો પૂલ છે અને હમણાં મોટરકાર વગેરે માટે મકુપા ઘાટ પણ તેની જ પડખે બાંધવામાં આવ્યો છે; તેથી ખંડ ઉપરથી દ્વીપ પર જવાનો સળંગ વ્યવહાર સુગમ થઇ પડયો છે.

મોમ્બાસા ઘણું જૂનું શહેર છે. એમ કહેવાય છે કે ટોલેમીએ (ઈ. સ. ૧૫૦) મોમ્બાસાને બીજાં શહેરો સાથે ટોનિકિ નામથી વર્ણવ્યું છે. ઈ. સ. ૯૦૯થી ૯૫૧ સુધીમાં આરબોએ અત્યારનાં મોઘાદિશુ, બ્રાવા, મલિન્ડિ, મોમ્બાસા તથા કિલ્વાનાં શહેરો વસાવ્યાં. ઇબ્ન બટુટા (ઈ. સ. ૧૩૨૪) કહે છે કે "મોમ્બાસા કેળ, નારંગી અને સકરચંદથી લચી રહેલું મોટું નગર હતું, પરંતુ એ દ્વીપનગર ઉપર ધાન્ય થતું નથી અને તમામ અનાજ બહારથી લાવવું પડે છે. નગરનિવાસીઓ ધાર્મિક છે અને પ્રમાણિક, પવિત્ર શરીમતના અનુયાયી છે." "ન્ગુઓ મિન્ગી"–(Nguo Mingi) એટલે "અતિવસ્ત્ર" કિલ્વાના સુલતાન અલીના પુત્ર મહમ્મદે મોમ્બાસા સુધી કિલ્વાની સલ્તનતની આણ વર્તાવી. વાસ્કો દી ગામા ૭મી એપ્રિલ-૧૪૯૮ને રોજ મોમ્બાસા આવી પહોંચ્યો હતો. તે વખતે મોમ્બાસાની સ્થિતિ આ મુજબ વર્ણવવામાં આવી છેઃ "આ મોટું નગર એક સમુદ્રતરંગધૌત ટેકરી ઉપર આવેલું છે. બંદરમાં દરરોજ સંખ્યાબંધ મોટાં જહાજ આવે છે. તેના મુખદ્વાર પર એક સ્તંભ છે. દરિયાકાંઠે એક નીચકડો કિલ્લો છે......જે લોકો કાંઠે ગયા હતા તેઓ જણાવે છે કે તેમણે ઘણાં માણસોને જંજીરમાં જોયા. આ દેશમાં ખ્રિસ્તીઓ અરબો સાથે લડાઈમાં ઉતરેલા છે તેથી જંજીર ધરાવતા માણસો ખ્રિસ્તીઓ હશે એમ અમને લાગ્યું. અહીંના ખ્રિસ્તી વેપારીઓ થોડા વખત માટે જ આવેલા વેપારીઓ છે અને તેમને બહુ દબાણમાં રાખવામાં આવે છે. મોમ્બાસાના અરબ સુલતાનની પરવાનગી વિના તેમને કશું પણ કાર્ય કરવાની

રજા નથી......કપ્તાન મેજરે સુલતાન પાસે એ માણસોને મોકલ્યા......તેઓ રસ્તામાં એક ખ્રિસ્તી વેપારીને ત્યાં રોકાયા અને એ વેપારીએ તેમને "પવિત્ર પ્રેત"ના ચિત્રવાળો એક કાગળ બતાવ્યો."

આ "ખ્રિસ્તીઓ" ખરેખર ખ્રિસ્તીઓ નહિ પણ હિંદુ વાણીઆઓ હતા અને "પવિત્ર પ્રેત"નું ચિત્ર મહાદેવીની અગર કોઈ બીજા દેવની છબી હતી એમ અત્યારના સંશોધકો માને છે. મોમ્બાસાના બંદરમાં પેસતાં જ વાસ્કો ડી ગામાનું જહાજ એક આગળ નાંગરેલા જહાજ સાથે અથડાયું; તે ગુસ્સે થયો અને આફ્રિકન માલમ ઉપર તેણે કડકડતું તેલ રેડી વાત કઢાવી લીધી કે સુલતાનનો હુકમ તેનાં વહાણુનો નાશ કરવાનો હતો. તે વખતે તો તે મોમ્બાસા છોડી મલિન્દિ ચાલ્યો ગયો અને ત્યાંથી ખંભાત બંદરના ખલાસી કાના માલમના કર્ણધારપણા નીચે હિંદી મહાસાગર ઓળંગી કલિકટ પહોંચ્યો. વળતાં પણ તે મોમ્બાસા રોકાયો નહિ. પણ તેને થયેલા નુકસાનનો બદલો ૧૫૦૦માં કાબ્રાલે અને આલ્મૈડાએ (પોર્ટુગીઝ હિંદનો પહેલો વાઇસરોય) ૧૫૦૫માં એ સુંદર દ્વીપનગરને ઘેરો ઘાલીને લીધો. ૧૫૨૫માં ડાકુન્યાએ ૮૫૦ પૌંડ મોમ્બાસા પાસેથી દંડ તરીકે વસુલ કર્યા. તે વખતે પણ મોમ્બાસાની "શહેરની બાંધણી મોટા પાયા ઉપર અને સુંદર હતી" અને મકાનો "પથ્થર અને ચૂનાનાં ઊંચા અને દેખાવડાં" હતાં. ત્યાંનાં વિશાળ બંદરોમાં "સોફાલા સફર કરવા નીકળતાં અને ખંભાતથી આવતાં ઘણાં જહાજો નાંગરતાં."

૧૫૨૮માં ડાકુન્યા ગોઆના ગવર્નર-જનરલ તરીકે નિમાઇ ત્યાં જતો હતો ત્યારે ઝાંઝીબારના લોકોએ ફરિયાદ કરી કે મોમ્બાસાનો શેખ અમને બહુ પજવે છે; તેથી ઝાંઝીબારી અને મલિન્દિવાળાઓને સહાયમાં લઇ ડાકુન્યાએ મોમ્બાસા શહેર તથા તેની આસપાસની વાડીઓ બાળી મૂકયાં. ૧૫૨૮થી ૧૫૪૩ સુધી પોર્ટુગાલ પૂર્વ આફ્રિકાના કિનારા ઉપર સર્વોપરિ હતું અને તેને મૂંઝવનાર ફક્ત એક સોમાલી–મહમ્મદ ઘોરાની મહમ્મદ ડાબેરી હતો. પણ તે ૧૫૪૩માં હારી પાયમાલ થઇ ગયો. ૧૫૫૦માં તુર્ક સરદાર અલી બેએ કિનારાના અરબોને આ જુલમગાર, નિર્દય ખ્રિસ્તી ફિરંગીઓથી છોડાવ્યા. *૧૫૮૫માં ફિરંગીઓને તેણે મોમ્બાસામાંથી કાઢી મૂક્યા; પરંતુ ૧૫૮૯માં ફિરંગીઓ રાજ-*દ્વારીઓની મદદથી મોમ્બાસામાં પેઠા; અલી બે કેદ પકડાયો અને ખ્રિસ્તી થયો. જૂનાગઢનો મંડલિક મુસલમાન થઇ અમદાવાદમાં મરણ પામ્યો હતો તેમ જ તે લિસ્બોનમાં મરણ પામ્યો.

૧૫૯૩માં ફિરંગીઓએ જીસસ દુર્ગ નામનો કિલ્લો મોમ્બાસા દ્વીપ ઉપર બાંધ્યો અને એક પોર્ટુગીઝ ગવર્નરને નીમ્યો. મોમ્બાસાના અરબ સુલતાનો એના રક્ષણ નીચે હતા. ૧૬૧૨માં સુલતાન હસન બિન અલિને ફિરંગીઓ સાથે કજિયો થયો, તે ખંડભૂમિ ઉપર નાસી ગયો પણ ત્યાં તેનું ખૂન થયું. હસનના પુત્ર યુસુફને ફિરંગીઓ ગોઆ લઇ ગયા હતા અને તેને ખ્રિસ્તી ધર્મમાં વટલાવી તેનું નામ "જેરોનિમો ચિન્ગોલિયા" પાડયું હતું. એણે લગ્ન પણ એક ફિરંગી બાઇ સાથે કર્યાં હતાં. તે મોમ્બાસા પાછો આવ્યો ત્યારે "સુલતાન" પદ પર તેને નિયુક્ત કરવામાં આવ્યો. થોડી વાર રાહ જોઇ પોતાની સ્થિતિ મજબૂત કરી અરબોની મદદથી તેણે મોમ્બાસામાંના તમામ ફિરંગીઓની કતલ કરી અને જીસસદુર્ગનો કબજો લીધો. એ દુર્ગ તોડી પાડયો અને વિલાયતથી ફિરંગીઓની મદદ આવી

પહોંચતાં એ જહાજ પકડી દરિયામાં તેમને હેરાન કરવા માંડયો. ફિરંગીઓએ મોમ્બાસા પાછું જીત્યું અને જીસસ દુર્ગ પાછો સમરાવી તે વખતના ઇતિહાસના સારરૂપ એક લેખ તેના મુખદ્વારમાં કોતરાવ્યો.

પરંતુ ફિરંગીઓ ધર્માંધ, જુલમી અને ટૂંકી નજરના હતા, તેથી તેઓ લોકપ્રિય થઇ શકયા નહિ. ૧૬૫૨માં ઓમાન (મસ્કત)ના સુલતાન સઇફ અલ તુરાબીએ પોતાનાં જહાજ આફ્રિકા જીતવા સારૂ મોકલ્યાં. (૧૬૫૩) કાબીરા ૪૦ હિંદીઓ અને ૧૨૦ પોર્ટુગીઝ સિપાઇઓના લશ્કર સાથે આવ્યો; ઝાંઝીબારના અરબ સુલતાનને ત્યાંથી કાઢી મૂકયો અને ૪૦૦ ખ્રિસ્તીઓ મુસલમાન થઇ ગયા હતા તેમને આઝાદ કર્યા. છતાં અરબ બળવો અને દબાવ ચાલુ રહ્યાં. એક પછી એક શહેરો ફિરંગીઓના હાથમાંથી જતાં રહેવા લાગ્યાં અને છેવટે આરબોએ ૧૫મી માર્ચ ૧૬૯૬ને રોજ મોમ્બાસાને તેત્રીસ (૩૩) માસનો ઘેરો ઘાલવો શરૂ કર્યો. સપ્ટેમ્બર ૧૬૯૭માં થોડા ફિરંગી અને લગભગ ૨૦૦થી ૩૦૦ હિંદીઓનું લશ્કર મોઝામ્બીક (મુસમ્બુક)થી ઘેરાયેલા ફિરંગીઓની સહાયમાં આવ્યું, પણ ફિરંગીઓનો સિતારો અસ્ત થયો હતો અને ૧૪, ડિસેમ્બર ૧૬૯૮ને રોજ અરબોનો ઝંડેરો (વાવટો) મોમ્બાસાના કિલ્લા ઉપર ફરકાવવામાં આવ્યો. ૧૭૨૭માં મોમ્બાસાનો જીસસ દુર્ગ થોડી વાર પાછો ફિરંગીઓના હાથમાં ગયો હતો, પણ ૧૭૨૮માં અરબોએ તેનો પાછો કબજો લઇ લીધો.

આ ઇતિહાસમાંથી એક વાત ખાસ બહાર નીકળી આવે છે. ફિરંગીઓએ ૧૪૯૮માં મોમ્બાસામાં ધનાઢ્ય હિંદુઓને જોયા હતા. હિંદના પશ્ચિમ કિનારાના ખલાસીઓ ખંભાત વગેરે બંદરથી પોતાનાં જહાજ લઈ આફ્રિકાના કિનારા ઉપર વેપાર કરતા હતા અને ફિરંગીઓ પોતે વખતોવખત ગોઆથી હિંદી સિપાહીઓને આ તરફ મોકલતા હતા, તેમજ મોઝામ્બીક વગેરે શહેરોમાં તેમને લાંબો વખત રાખતા હતા. ગોઆન વસતિની શરૂઆત પણ ફિરંગીઓના સમયમાં થઈ હતી અને જો કે અંગ્રેજ સંશોધકોએ પોતાની સાથેના ગોઆન અગર હિંદી સહાયકોની નોંધ સાચવવા તસ્દી લીધી નથી તોપણ આફ્રિકાનાં સુવર્ણદ્વાર પશ્ચિમને ઉઘાડી આપવાના પોતાને બેસવાની ડાળખી નીચે ઊભેલા માણસને કાપી આપવાસમું મૂર્ખ કૃત્ય કરવામાં હિંદીઓ અને ગોઅનોએ પહેલેથી મોટો ફાળો આપ્યો છે.

## ૮

## મોમ્બાસા અને અંગ્રેજો

મસ્કતના સુલતાન સૈયદ સઇદ સાથે હિંદની કંપની સરકારને સારો સંબંધ હતો અને ૧૮૨૦ માં તેને કંપનીએ એક ખીલાત અને તલવાર ઇનાયત કર્યાં હતાં. ૧૮૨૨ માં સૈયદ સઇદ તરફથી મોમ્બાસા ઉપર હુમલો કરવાની ગોઠવણ થઇ અને ત્યારથી ઇસ્ટ આફ્રિકાનો તાણો બ્રિટનના વાણા સાથે વણાયો. સઇદથી બચવા માટે મઝરૂઇ કબિલાના સુલતાન સુલેમાન બીન અલીએ બ્રિટનનું રક્ષણ માગ્યું.

૪ થી ડિસેમ્બર ૧૮૨૩ ને રોજ બ્રિટિશ તવારીખનવેશોના લખવા મુજબ કેપ્ટન વિડાલે "બારાકૂટા" નામનું જહાજ મોમ્બાસા બંદરમાં નાંગર્યું. શેખનો ભત્રીજો ૨૬ અમીરોના રસાલા સાથે પોતાના કાકા તથા મોમ્બાસાની રૈયત તરફથી જહાજ ઉપર આવ્યો અને કેપ્ટન વિડાલને વિનંતિ કરી કે "આજથી નામદાર બ્રિટિશ સરકારને અમે

રજા નથી......કપ્તાન મેજરે સુલતાન પાસે બે માણસોને મોકલ્યા......તેઓ રસ્તામાં એક ખ્રિસ્તી વેપારીને ત્યાં રોકાયા અને એ વેપારીએ તેમને "પવિત્ર પ્રેત"ના ચિત્રવાળો એક કાગળ બતાવ્યો."

આ "ખ્રિસ્તીઓ" ખરેખર ખ્રિસ્તીઓ નહિ પણ હિંદુ વાણીઆઓ હતા અને "પવિત્ર પ્રેત"નું ચિત્ર મહાદેવીની અગર કોઇ બીજા દેવની છબી હતી એમ અત્યારના સંશોધકો માને છે. મોમ્બાસાના બંદરમાં પેસતાં જ વાસ્કો ડી ગામાનું જહાજ એક આગળ નાંગરેલા જહાજ સાથે અથડાયું; તે ગુસ્સે થયો અને આફ્રિકન માલમ ઉપર તેણે કડકડતું તેલ રેડી વાત કઢાવી લીધી કે સુલતાનનો હુકમ તેનાં વહાણુનો નાશ કરવાનો હતો. તે વખતે તો તે મોમ્બાસા છોડી મલિન્દિ ચાલ્યો ગયો અને ત્યાંથી ખંભાત બંદરના ખલાસી કાના માલમના કર્ણધારપણા નીચે હિંદી મહાસાગર ઓળંગી કલિકટ પહોંચ્યો. વળતાં પણ તે મોમ્બાસા રોકાયો નહિ. પણ તેને થયેલા નુકસાનનો બદલો ૧૫૦૦માં કાબ્રાલે અને આલ્મૈડાએ (પોર્ટુગીઝ હિંદનો પહેલો વાઇસરૉય) ૧૫૦૫માં એ સુંદર દ્વીપનગરને ઘેરો ઘાલીને લીધો. ૧૫૨૫માં ડાકુન્યાએ ૮૫૦ પૌંડ મોમ્બાસા પાસેથી દંડ તરીકે વસુલ કર્યા. તે વખતે પણ મોમ્બાસાની "શહેરની બાંધણી મોટા પાયા ઉપર અને સુંદર હતી" અને મકાનો "પથ્થર અને ચૂનાનાં ઊંચા અને દેખાવડાં" હતાં. ત્યાંનાં વિશાળ બદરોમાં "સોફાલા સફર કરવા નીકળતાં અને ખંભાતથી આવતાં ઘણાં જહાજો નાંગરતાં."

૧૫૨૮માં ડાકુન્યા ગોઆના ગવર્નર-જનરલ તરીકે નિમાઇ ત્યાં જતો હતો ત્યારે ઝાંઝીબારના લોકોએ ફરિયાદ કરી કે મોમ્બાસાનો શેખ અમને બહુ પજવે છે; તેથી ઝાંઝીબારી અને મલિન્દિવાળાઓને સહાયમાં લઇ ડાકુન્યાએ મોમ્બાસા શહેર તથા તેની આસપાસની વાડીઓ બાળી મૂકયાં. ૧૫૨૮થી ૧૫૪૩ સુધી પોર્ટુગાલ પૂર્વ આફ્રિકાના કિનારા ઉપર સર્વોપરિ હતું અને તેને મૂંઝવનાર ફક્ત એક સોમાલી-મહમ્મદ ઘોરાની મહમ્મદ ડાબેરી હતો. પણ તે ૧૫૪૩માં હારી પાયમાલ થઇ ગયો. ૧૫૫૦માં તુર્ક સરદાર અલી બેએ કિનારાના અરબોને આ જુલમગાર, નિર્દય ખ્રિસ્તી ફિરંગીઓથી છોડાવ્યા. ૧૫૮૫માં ફિરંગીઓને તેણે મોમ્બાસામાથી કાઢી મૂકયા; પરંતુ ૧૫૮૯માં ફિરંગીઓ રાજદ્વારીઓની મદદથી મોમ્બાસામાં પેઠા; અલી બે કેદ પકડાયો અને ખ્રિસ્તી થયો. જૂનાગઢનો મંડલિક મુસલમાન થઇ અમદાવાદમાં મરણ પામ્યો હતો તેમ જ તે લિસ્બોનમાં મરણ પામ્યો.

૧૫૯૩માં ફિરંગીઓએ જીસસ દુર્ગ નામનો કિલ્લો મોમ્બાસા દ્વીપ ઉપર બાંધ્યો અને એક પોર્ટુગીઝ ગવર્નરને નીમ્યો. મોમ્બાસાના અરબ સુલતાનો એના રક્ષણ નીચે હતા. ૧૬૧૨માં સુલતાન હસન બિન અલિને ફિરંગીઓ સાથે કજિયો થયો, તે ખંડભૂમિ ઉપર નાસી ગયો પણ ત્યાં તેનું ખૂન થયું. હસનના પુત્ર યુસુફને ફિરંગીઓ ગોઆ લઇ ગયા હતા અને તેને ખ્રિસ્તી ધર્મમાં વટલાવી તેનું નામ "જેરોનિમો ચિન્ગોલિયા" પાડયું હતું. એણે લગ્ન પણ એક ફિરંગી બાઇ સાથે કર્યાં હતાં. તે મોમ્બાસા પાછો આવ્યો ત્યારે "સુલતાન" પદ પર તેને નિયુક્ત કરવામાં આવ્યો. થોડી વાર રાહ જોઇ પોતાની સ્થિતિ મજબૂત કરી અરબોની મદદથી તેણે મોમ્બાસામાંના તમામ ફિરંગીઓની કતલ કરી અને જીસસદુર્ગનો કબજો લીધો. એ દુર્ગ તોડી પાડયો અને વિલાયતથી ફિરંગીઓની મદદ આવી

પહોંચતાં બે જહાજ પકડી દરિયામાં તેમને હેરાન કરવા માંડયો. ફિરંગીઓએ મોમ્બાસા પાછું જીત્યું અને જીસસ દુર્ગ પાછો સમરાવી તે વખતના ઇતિહાસના સારરૂપ એક લેખ તેના મુખદ્વારમાં કોતરાવ્યો.

પરંતુ ફિરંગીઓ ધર્માંધ, જુલમી અને ટૂંકી નજરના હતા, તેથી તેઓ લોકપ્રિય થઇ શકયા નહિ. ૧૬૫૨માં ઓમાન (મસ્કત)ના સુલતાન સઇદ અલ તુરાબીએ પોતાનાં જહાજ આફ્રિકા જીતવા સારૂ મોકલ્યાં. (૧૬૫૩) કાબીરા ૪૦ હિંદીઓ અને ૧૨૦ પોર્ટુગીઝ સિપાઇઓના લશ્કર સાથે આવ્યો; ઝાંઝીબારના અરબ સુલતાનને ત્યાંથી કાઢી મૂકયો અને ૪૦૦ ખ્રિસ્તીઓ મુસલમાન થઇ ગયા હતા તેમને આઝાદ કર્યા. છતાં અરબ બળવો અને દબાવ ચાલુ રહ્યાં. એક પછી એક શહેરો ફિરંગીઓના હાથમાંથી જતાં રહેવા લાગ્યાં અને છેવટે આરબોએ ૧૫મી માર્ચ ૧૬૯૬ને રોજ મોમ્બાસાને તેત્રીસ (૩૩) માસનો ઘેરો ઘાલવો શરૂ કર્યો. સપ્ટેમ્બર ૧૬૯૭માં થોડા ફિરંગી અને લગભગ ૨૦૦થી ૩૦૦ હિંદીઓનું લશ્કર મોઝામ્બીક (મુશમ્બુક)થી ઘેરાયેલા ફિરંગીઓની સહાયમાં આવ્યું, પણ ફિરંગીઓનો સિતારો અસ્ત થયો હતો અને ૧૪, ડિસેમ્બર ૧૬૯૮ને રોજ અરબોનો ઝંડેરો (વાવટો) મોમ્બાસાના કિલ્લા ઉપર ફરકાવવામાં આવ્યો. ૧૭૨૭માં મોમ્બાસાનો જીસસ દુર્ગ થોડી વાર પાછો ફિરંગીઓના હાથમાં ગયો હતો, પણ ૧૭૨૮માં અરબોએ તેનો પાછો કબજો લઇ લીધો.

આ ઇતિહાસમાંથી એક વાત ખાસ બહાર નીકળી આવે છે. ફિરંગીઓએ ૧૪૯૮માં મોમ્બાસામાં ધનાઢય હિંદુઓને જોયા હતા. હિંદના પશ્ચિમ કિનારાના ખલાસીઓ ખંભાત વગેરે બંદરથી પોતાનાં જહાજ લઈ આફ્રિકાના કિનારા ઉપર વેપાર કરતા હતા અને ફિરંગીઓ પોતે વખતોવખત ગોઆથી હિંદી સિપાહીઓને આ તરફ મોકલતા હતા, તેમજ મોઝામ્બીક વગેરે શહેરોમાં તેમને લાંબો વખત રાખતા હતા. ગોઆન વસતિની શરૂઆત પણ ફિરંગીઓના સમયમાં થઈ હતી અને જો કે અંગ્રેજ સંશોધકોએ પોતાની સાથેના ગોઆન અગર હિંદી સહાયકોની નોંધ સાચવવા તસ્દી લીધી નથી તોપણ આફ્રિકાનાં સુવર્ણદ્વાર પશ્ચિમને ઉઘાડી આપવાના પોતાને બેસવાની ડાળખી નીચે ઊભેલા માણસને કાપી આપવાસમું મૂર્ખ કૃત્ય કરવામાં હિંદીઓ અને ગોઅનોએ પહેલેથી મોટો ફાળો આપ્યો છે.

## ૮

## મોમ્બાસા અને અંગ્રેજો

મસ્કતના સુલતાન સૈયદ સઇદ સાથે હિંદની કંપની સરકારને સારો સંબંધ હતો અને ૧૮૨૦ માં તેને કંપનીએ એક ખીલાત અને તલવાર ઈનાયત કર્યા હતાં. ૧૮૨૨ માં સૈયદ સઇદ તરફથી મોમ્બાસા ઉપર હુમલો કરવાની ગોઠવણ થઇ અને ત્યારથી ઇસ્ટ આફ્રિકાનો તાણો બ્રિટનના વાણા સાથે વણાયો. સઇદથી બચવા માટે મઝરૂઈ કબિલાના સુલતાન સુલેમાન બીન અલીએ બ્રિટનનું રક્ષણ માગ્યું.

૪ થી ડિસેમ્બર ૧૮૨૩ ને રોજ બ્રિટિશ તવારીખનવેશોના લખવા મુજબ કેપ્ટન વિડાલે "બારાકૂટા" નામનું જહાજ મોમ્બાસા બંદરમાં નાંગર્યું. શેખનો ભત્રીજો ૨૬ અમીરોના રસાલા સાથે પોતાના કાકા તથા મોમ્બાસાની રૈયત તરફથી જહાજ ઉપર આવ્યો અને કેપ્ટન વિડાલને વિનંતિ કરી કે "આજથી નામદાર બ્રિટિશ સરકારને અમે

મોમ્બાસા સોંપીએ છીએ. અને તમારો વાવટો મોમ્બાસાના કિલ્લા ઉપર ચડાવો." કેપ્ટન વિડાલે કેપ્ટન ઓટલરને કિનારે મોકલ્યો અને તે સોમાલીઓથી રક્ષિત અરબ શેખને મળ્યો. શેખે બારણાં બંધ કરવા અરજ કરી ને પછી જણાવ્યું: "અમે અમારી સ્વતંત્રતા સાચવવા ઘણી મહેનત કરી, પણ ઇમામ સૈયદ સઇદ અમારે માથે પારકો જંજીર જકડવા માગે છે. અંગ્રેજો અમારાથી દિનમાં, રહોરહામમાં દરેક રીતે જુદા છે, છતાં તેઓ આઝાદીને ચાહે છે. અને તેમની સરકાર નીચે વેપારરોજગારમાં મોમ્બાસા ફરીને આબાદ થયા વિના રહેશે નહિ." પછી શેખે એક અંગ્રેજ વાવટો તૈયાર કરાવ્યો હતો તે કિલ્લા ઉપર ચડાવવા વિનંતિ કરી: "મેં મુંબઇ લખ્યું છે, પણ જવાબ આવ્યો નથી. હવે વિલંબ ન કરો." આ પ્રમાણે કહી તે બુઝુર્ગ શેખ રડી પડયો. કેપ્ટન ઓટલરે આ વાત વિડાલ પાસે મૂકી અને "અમે વિલાયત લખીશું" એટલું કહી આ પ્રકરણ ત્યાંથી બંધ કર્યું.

આ વર્ણનોમાં સાચું કેટલું અને ખોટું કેટલું તેની મીમાંસા હું અત્યારે કરવા માગતો નથી. મોમ્બાસાના શેખના કબિલાના સર આલી બિન સલીમ આ આખીય બાબત ઉપર વધારે પ્રકાશ પાડી શકે. અત્યારે તો કાઠિયાવાડમાં અંગ્રેજોએ ગરાસીઆઓની વિનંતિ મૌલવી મહમદઅલી મારફતે મંગાવ્યા પછી જે રીને પગપેસારો કર્યો તેની સાથેનું સામ્ય જ "પ્રસ્થાન"ના વાંચનારાઓને બતાવું એ બસ છે. આ અનિશ્ચિતતા દરમ્યાન સૈયદ સઇદે "પેમ્બા" દ્વીપ લીધો અને સુલતાનજાદા મુબારકને મોમ્બાસાવાળાઓને શેર દેવાનું કામ સોંપ્યું. અંગ્રેજોએ ૩૧ જાન્યુઆરી ૧૮૨૪ સુધીમાં પૂર્વ–આફ્રિકાના સારાય કિનારાની સૂક્ષ્મ માહિતી મેળવી લીધી. પછી તરત જ "લેવન" જહાજના કેપ્ટન ઓવેને મોમ્બાસાની અરજ સ્વીકારવાનું નક્કી કર્યું અને મસ્કતના ઇમામને પોતાનો નિર્ણય જણાવ્યો. તે પછી મોમ્બાસાના શેખને "તમે ગુલામોનો વેપાર બંધ કરો; પેમ્બા, મોમ્બાસા તથા પાગાનીથી મલિન્ડનો પ્રદેશ અમને આપો અને લેફ. રીટ્ઝને કમાન્ડર તરીકે મજૂર રાખો તો અત્યારે કબજો લઇને કબુલ રાખવા અમારી સરકારને લખીએ" તેમ જણાવ્યું. આ શરતો તેણે મંજૂર કરી; પરંતુ આ આખી વ્યવસ્થા વિલાયતની સરકારે નામંજૂર કરી. મોમ્બાસાની આ વખતની સ્થિતિ વિષે લખતાં કેપ્ટન બોટલર જણાવે છે:

"અમે મોમ્બાસામાં લાંબો વખત રહ્યા તેથી અમને ત્યાંના અરબોનાં ચારિત્ર્ય નિહાળવાની સારી તક મળી....... મત્તા આગળ શાણપણ નકામું છે. મોમ્બાસામાં "બનિયા"ની બહોળી વસતિ છે. તેના ઉપર સત્તા ખૂબ ચલાવવામાં આવે છે. પાછા આપવાની કશી ત્રેવડ વિના પૈસા અગઉધાર લેવા એ આરબોની ખાસિયત છે. અને આ ખાસિયતના તથા તેમની ઉડાઉ જરૂરિયાતોના ભોગ "બનિયા" તથા ગરીબો થઇ પડે છે!"

અંગ્રેજોએ મોમ્બાસા હાથમાં લેવા ના પાડી, એટલે મઝરૂઇ તથા મસ્કતીનો ઝગડો પાછો શરૂ થયો. સઇદે મોમ્બાસાનો કિલ્લો જીત્યો અને ૩૦૦ બલુચી (હિંદી) સિપાઇઓની ટુકડી ત્યાં રાખી. આ બલુચી ટુકડીને મઝરૂઇ અરબોએ ખૂબ હેરાન કરી, પણ ૧૮૩૭માં તેઓ છેવટે સૈયદ સંબંધને શરણ થયા.

ત્યારપછી પૂર્વ આફ્રિકામાં પશ્ચિમની તમામ પ્રજાઓએ રસ લેવો શરૂ કર્યો અને જર્મન, ફ્રેંચ, બેલ્જિયન, અંગ્રેજ વગેરેએ પૂર્વ આફ્રિકાનું આભ્યંતર નોંધ્યું. આ આભ્યંતર

છેદનો ઇતિહાસ બીજા કોઇ લેખમાં લખવો જોઇએ. સૈયદ સઈદ ૧૮૫૬ માં ગુજરી ગયો અને લૉર્ડ કેનિંગ હિંદનો વાઇસરોય હતો તેણે તેના પુત્રો વચ્ચેનો ઝગડો ૧૮૬૧ માં પતવ્યો. એક પુત્રને મસ્કતની ગાદી સોંપી; બીજાને જંગબારની મસનદનો ધણી મંજૂર રાખ્યો. જંગબારે પહેલી બ્રિટિશો સાથે સંધિ કરી. પછી અમેરિકા (૧૮૪૦?), ફ્રાન્સ (૧૮૪૪), હાંસિમાટિક લીગ (૧૮૫૯), ઇટલીદ તથા પોર્ટુગલ (૧૮૭૯), જર્મની (૧૮૮૫) ઑસ્ટ્રિયા (૧૮૯૬)—આ પ્રમાણે જંગબાર યુરોપીય પાંજરામાં પુરાયું. ૧૮૭૨ માં બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવિગેશન કંપનીએ મુંબઇ તથા જંગબાર વચ્ચે રીતસર આગબોટો ચલાવવા માંડી. ૧૮૮૬ માં જર્મની, ફ્રાન્સ તથા બ્રિટને અંદર અંદર સમજૂતી કરી કે કાંઠા ઉપર જંગબારના રાજ્યનો પ્રદેશ દક્ષિણે રુવુમા નદીથી ઉગરે ટાના નદી સુધીનો દશ માઇલ પહોળા કટકામાં સમાઇ જવો જોઇએ. મોમ્બાસા આથી જંગબારનું જ રહ્યું. ૧૮૯૫ માઝરૂઈ આરબોએ ફરીથી બળવો કર્યો અને શેખ મુબારકને બોલાવ્યો; પણ બ્રિટિશોએ જંગબારને દરસાલ ૧૧૦૦ પૌંડ આપવા ઠરાવી જંગબારના કંઠાળ પ્રદેશનો વહીવટ પોતાને હાથ લીધો. તે દિવસથી મોમ્બાસા બ્રિટિશ વહીવટ તળે રહ્યું છે.

આ મોમ્બાસાનો ઇતિહાસ છે. જ્યારે આરબો જંગબાર અને મોમ્બાસામાં જુદી જુદી મસનદો વતી કાંઠા ઉપર ધ્યાન રાખતા હતા ત્યારે જંગબારના ભોળા આરબ સુલતાનોના આશરાનો લાભ લઇ યુરોપીય રાજ્યો ટાંગાન્યીકાને રસ્તે યુગાન્ડા તથા માસાઇ વગેરે પ્રદેશોમાં પેસી મોમ્બાસાની પાછળનો મુલક પોતાનો કરતા હતા.

ઉપરના ઇતિહાસથી એક બાબત ખાસ ધ્યાનમાં આવી હશે કે પૂર્વ આફ્રિકામાં હિંદીઓ, પોર્ટુગીઝો અગર અંગ્રેજો આવ્યા તે પહેલાં જ વેપારીઓ તરીકે વસ્યા હતા. અને પૂર્વ આફ્રિકાના તથા હિંદના પશ્ચિમ કિનારાનો વેપાર નવો નથી, પણ જૂનો છે. કિલ્લાની સરહદ સુધી મુશમ્બુક, મોઝામ્બિકની ઉપર સુધી હિંદી કાપડ વાસ્કો ડી ગામાના જોવામાં આવ્યું. આજે એ વેપાર તૂટી ગયો છે. ૧૯૩૧ ના આંકડામાં હિંદુસ્તાનથી આવતા માલ અગર હિંદુસ્તાન જતા માલ વિષે જુદો ઉલ્લેખ કરવાની આંકડાશાસ્ત્રીઓને જરૂર જણાતી નથી.

પહેલાં હિંદી ધાબળાઓ, માદરપાટ, નેમચૂક, જગન્નાથી વગેરે કપડાં ખૂબ ખપતાં તેનું સ્થાન હવે અમેરિકા, હોલાન્ડ, ઇટલી વગેરે દેશોએ લીધું છે. મોમ્બાસામાં ઘણી સારી હિંદી વેપારી પેઢીઓ છે; પણ તેમાંથી કોઇ પણ સ્વતંત્ર વેપાર કરતી હોય કે હિંદી માલની આયાત કરતી હોય એવું જોયું નથી. તેઓ કેવળ યુરોપીય વેપારીઓના દલાલ તરીકે અગર યુરોપીય માલના પ્રચારક તરીકે કામ કરે છે!

ક્રમશઃ ]

ઉછરંગરાય કે. ઓઝા

"હું કોણ તેને મારી પાસે લાવનારી–હું જ પ્રથમ તેને આ પૃથ્વી ઉપર લાવી છું."

ભિક્ષુણી સાંત્વન આપે છે કે કદાચ ચિત્ર માતા પાસે આવવાનું માનશેઃ અને લોકેશ્વરીનો આખો આત્મા કકળી ઊઠે છેઃ

"કદાચ! કદાચ! કદાચ! નાડીના લોહીથી મેં તેને તો પોષ્યો હતો તેમાં 'કદાચ' ન હતું. આટઆટલા દિવસના તે માતૃઋણનો દાવો આજે આ જરા એટલા 'કદાચ'માં આવીને અટક્યો. એનું નામ જ ધર્મ, મલ્લિકા!"

એક બીજી જગાએ કહે છેઃ

"જો, મલ્લિકા! આજ હું બહુ જ સ્પષ્ટ રીતે સમજી કે ધર્મ પુરુષોનો બનાવેલો છે. એ ધર્મમાં પુત્રને માની દરકાર નથી, સ્વામીને સ્ત્રીની દરકાર નથી. જે પુત્ર પણ નથી, સ્વામી પણ નથી, અને ભાઈ પણ નથી, એવા બધા ઘરત્યાગીઓને મૂઠી ભિક્ષા દેવાને માટે સમસ્ત પ્રાણને સુકાવી નાખી આપણે તો સૂના ઘરમાં જ પડી રહેવાનું મલ્લિકા આ પુરુષોના ધર્મે જ આપણને માર્યાં છે, તો આપણે પણ તેને મારીશું!"

હૃદયને વીંધી નાખે, બુદ્ધિને અંધારાં આવે, એવી આ દલીલ છેઃ પણ કવિ તેનો જવાબ એક બીજી સ્ત્રી પાસે, મલ્લિકા પાસે જ અપાવે છેઃ

"પણ દેવિ! આપે એવું નહિ હોય કે સ્ત્રીઓ જ બુદ્ધની પૂજા કરવાને ટોળાબંધ દોડી રહી છે."

આ લોકેશ્વરીની ઉક્તિના જવાબનું સત્ય કવિ બીજી રીતે પ્રત્યક્ષ કરાવે છે— માલતીના પાત્રદ્વારા. માલતી ગરીબ કુટુંબની દીકરી હતી. એક શ્રીમંત કુટુંબના યુવાને તેને પત્ની તરીકે પસંદ કરી. માલતી નસીબદાર ગણાઈ. લગ્નને દિવસે તેનો પતિ આવ્યો પણ ભિક્ષુના વેષમાં. જો મળશું તો તો મુક્તિને માર્ગે જ, અહીં નહિ, કહી તે ચાલી ગયો. એ માર્ગના અધિકારી થયા વિના પતિનું દર્શન ન કરવું એવું પણ લઈ માલતી સ્તૂપનાં દર્શન કરવા, તેનું સાંનિધ્ય મેળવવા શ્રીમતીની સાથે રહેવા આવી છે. તે અને લોકેશ્વરી, બન્નેની સામે એક જ પ્રશ્ન છેઃ ઇષ્ટ વ્યક્તિને પ્રાપ્ત કરવા ઇષ્ટ જેવું થવું. લોકેશ્વરીનું ચિત્ત આ પ્રશ્ન આગળ ઊંડા ક્ષોભથી ડહોળાઇ જાય છે. માલતી એટલી નસીબદાર છે કે તેનું ચિત્ત એ પ્રશ્ન આગળ વધારે કોમળ બને છે. ખરું તો આ માત્ર ઇષ્ટ વ્યક્તિ પ્રાપ્ત કરવાનો પ્રશ્ન નથી. લોકેશ્વરી અને માલતીએ હવે પ્રાપ્ત કરવાની સ્થિતિ, ભિક્ષુણી એક જગાએ જરા જુદી ભાષામાં કહે છે તે છેઃ

"જે દીધો છે તે કાંઈ ગુમાવ્યો નથી. માત્ર ખોળામાં જેને પામ્યા હતાં, આજે વિશ્વમાં પણ તેને જ પામ્યા છો."

'પામ્યાં છો' એમ ભિક્ષુણી કહે છે પણ લોકેશ્વરી પામી નથી એને પામતાં તો વ્યક્તિસંબંધ છોડી વિશ્વદૃષ્ટિ મેળવવી જોઇએ. આ બન્ને વ્યક્તિઓની કરુણ દશા પોતપોતાની રીતની આ પ્રખર સાધનાની છે.

આ નાટકમાં કવિએ એક બીજું દર્શન પણ પૂર્વપક્ષરૂપે આપેલું છે, અને તે જર્મન ફિલસૂફ નીત્શેનું દર્શન. લોકેશ્વરી બૌદ્ધ ધર્મ તરફ દ્વેષ લાવવા માટે હિંસાત્મક ધર્મનું આ વિશ્વયોજનામાં સ્થાન છે, એમ નિરૂપે છેઃ

"મલ્લિકા! દુર્બળનો ધર્મ માણસને દુર્બળ બનાવે છે. દુર્બળ બનાવવું એ જ એ ધર્મનો ઉદ્દેશ છે. ઊંચે માથે ચાલનાર બધાયના માથા હેઠાં કરી નાખશે. બ્રાહ્મણને કહેશે કે સેવા કરો; ક્ષત્રિયને કહેશે કે ભિક્ષા માગો.

"મૂઢોને શી રીતે સમજાવવું કે અહિંસા હલકા માણસોનો ધર્મ છે. હિંસા એ તો ક્ષત્રિયના વિશાળ બાહુબંધ પર શોભતો મણિમાણિકનો બાજુબંધ છે—નિષ્ઠુર તેજથી ઝળહળતો.

"તો પછી નિર્દયતા કરવાનું મહાન કાર્ય કોણ કરશે? કોઈ જ જો એ કામ ન કરે તો પછી વીરભોગ્યા વસુંધરાની શી દશા થશે? આ બધા હેઠાં માથાંવાળા, ઉપવાસજીર્ણ, ક્ષીણકંઠ, મંદાગ્નિગ્લાન, નિર્જીવોના હાથમાં તેમની અવદશાની કાંઈ સીમા રહેવાની છે? તમે ક્ષત્રિયની છોકરીઓને પણ આ વાત આટલી નવી કેમ લાગે છે?"

છતાં લોકેશ્વરીમાં છેવટે શુદ્ધ ધર્મના સંસ્કારોનો જ વિજય થાય છે. શ્રીમતીને બચાવવા તે અનેક યુક્તિઓ કરે છે પણ શ્રીમતીને તેનો લાભ લેવો નથી, તે એવો લાભ લેતી નથી. શ્રીમતીનું ખૂન થતાં લોકેશ્વરી જ સર્વને ધર્મસૂક્ત બોલાવે છે:

बुद्धं सरणं गच्छामि ।
धम्मं सरणं गच्छामि ।
संघं सरणं गच्छामि ।
नत्थि मे सरणं अञ्ञं बुद्धो मे सरणं वरं ।
एतेन सच्च वज्जेन होत्थु मे जयमंगलम् ॥

બાકીનાં પાત્રો ગૌણ છે અને સ્વભાવે પણ આ ચાર બળવાન પાત્રો—શ્રીમતી માલતી અને લોકેશ્વરી રત્નાવલી કરતાં નિર્બળ છે.

કવિવર રવીન્દ્રનાથની શૈલીથી હવે ગુજરાત કંઈક જાણીતું થયું ગણાય. આ નાટકમાં પણ તેમની શૈલીનાં લક્ષણો સ્પષ્ટ જણાય છે. લોકેશ્વરીનું પાત્ર કવિવરે ઘણા કૌશલથી ચીતર્યું છે. રાજકુમારીઓની અને મુખ્યત્વે રત્નાવલીની ધર્મની નિર્લજ્જ વિડંબના કવિએ સચોટ રીતે બતાવી છે. કવિવરનાં કટાક્ષવચનો, તેમની ઉપમાઓ લાક્ષણિક છે. એ સર્વ કુશલ વાચકની નજર બહાર રહે તેવાં નથી.

આ નાટકની એક વિશેષતા સહેજમાં જોવામાં આવશે. આખા નાટકમાં માત્ર સ્ત્રી-પાત્રો જ છે. આપણી કેટલીક શિક્ષણસંસ્થાઓમાં માત્ર બહેનો ભજવી શકે એવાં નાટકો નથી તે ખોટ આનાથી કંઈક પૂરી પડશે.

આખા અનુવાદનાં પ્રૂફો જોઈ તેના પ્રકાશન ઉપર શ્રી. નગીનદાસ પારેખ દેખરેખ નથી રાખી શકયા, તેટલી ખામી તો રહી જ હશે; પણ તે જેવા સ્વરૂપમાં પ્રકાશિત થાય છે તે સ્વરૂપમાં પણ સુવાચ્ય અને આકર્ષક છે અને આપણો વાચકવર્ગ આ રહસ્યપૂર્ણ નાટકને સત્કારશે એમ આશા રાખું છું.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

# –ઉષાને–

(પૃથ્વી)

સુમંગલ  પ્રભાતમાં  પ્રકૃતિમન્દિરે ઘૂમતો
સ્થલે સ્થલ ખુણે ખુણે સુરભિતત્ત્વને શોધતો;
ચઢયો શિખર ઊપરે વિકટ અદ્રિને ખૂંદતો,
અને ઝગમગાટ શો  નયનઠારતો ત્યાં દીઠો!
ઉષાભગિનિ, શીતળાં સ્મિતભરી જતી લાડતી
મ્હને  જનનિમન્દિરે  કરવડે શું બોલાવતી?
ઉપાડું પગ હર્ષવેગમહિં  જ્યાં હું ઊતાવળો
લપાઇ જતોં તું; અગોચરમહીં નિહાળી રહું.

સુવર્ણ નિજ પાંખથી ઉડતી ક્યાં ઉષાપંખિણી
મ્હને દઇ તજી અહીં, ગગનપાર તું એકલી?
ત્હને રમવું જો  ગમે અવનવા પ્રદેશો  મહીં,
મ્હને ય ગમતું નહીં અસહ્યબન્ધનોમાં અહીં.
પ્રફુલ્લ  પ્રભુપ્રેમના  પરમપદ્મની  પીમળે
સુવાસ્યું સહુ વિશ્વ આ; કદિક કોઇને એ મળે;
નહીં ભગિનિ, દે મ્હને વિરલ તત્ત્વનો અંશ એ?
નહીં જ શું સુવાસથી હૃદય પદ્મ મ્હારું ભરે?

સુંદરજી ગો. બેટાઇ

# બાબુ ક્ષિતિમોહનસેનની શિક્ષણવ્યાખ્યાનમાળા

આસો વદ ૮/૯ર ગુરુ. મધ્યાહ્ન

## વ્યાખ્યાન ૯ મું

**આ** જ સવારે મેં ચાતુર્વર્ણ્યની જે વાત કહી તેની પ્રતિષ્ઠા કાયાગત હતી. કાયાગત એટલે પિતાની કાયામાંથી સંતાનરૂપે અન્ય કાયા થાય છે અર્થાત્ સંતાન પિતાની કાયાથી ઉત્પન્ન થાય છે તેથી તે પિતાના સર્વ ધર્મનું અધિકારી બને છે. એ જ કારણથી તે માતૃકાયાથી પણ ઉત્પન્ન થાય છે છતાં ય પિતાના જ આત્માનો અધિકાર–ઐશ્વર્ય શી રીતે એ પ્રાપ્ત કરે છે? તો એમ કહેવાનું છે કે પિતાનું દેહજાત સંતાન વધારે કે આત્મજાત શિષ્ય વધારે? દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા વધારે કે શિષ્ય અર્જુન વધારે? શ્રીકૃષ્ણનો સાચો ઉત્તરાધિકારી સાંબ કે અર્જુન? એક તેની કાયાનું સંતાન અને બીજો તેના આત્માનું સંતાન છે. એટલે કહેવાનું તાત્પર્ય એ છે, કે આપણી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા કાયાગત સંતાનની પરંપરા ઉપર રચાયેલી છે. આપણા સમાજમાં જો કાયાગત નિષ્ઠા વિશુદ્ધ રહે તો આ ચાતુર્વર્ણ્યની વિશુદ્ધિની સંપૂર્ણ રીતે રક્ષા થાય. પણ વિષયવૃત્તિ (passion) ની પ્રબલતા ઉપર સંતાનનો જન્મ પ્રતિષ્ઠિત હોવાથી સામાન્ય હેતુથી એ કેટલો ક્ષુબ્ધ થાય છે? કેટલા મોટા ઋષિ, મહાત્મા, મહાપુરુષની એ વિષયમાં ચ્યુતિ થઇ છે! એટલા માટે purity of stock માંથી ચાતુર્વર્ણ્યના વિચ્યુતિને માટે અનેક કારણો હોઇ શકે. તેથી જે વર્ણ-સંકરતાના ભયથી તેમણે સ્ત્રીઓના સમસ્ત અધિકારનો લોપ કર્યો એથી કંઇ વિપત્તિ સંપૂર્ણ-તયા દૂર કરી શકાય ખરી? એટલા જ માટે હું તો કહું છું, કે માનવધર્મસુલભ દુર્બલતાથી સ્ત્રીઓ અતીત નથી. છતાં આ વાત હું સ્ત્રીઓ પ્રત્યેના હલકા ભાવથી કહેતો નથી; કારણકે જે સમસ્ત અતીત માતા છે તે મારી પણ માતા છે, પણ હું તો માત્ર જે વૈજ્ઞાનિક સત્ય છે તેની પૂર્તિ કરનાર તરીકે જ કહું છું.

અહીં આપણે એક બીજા વિષયનો પણ વિચાર કરવાનો છે. આ ભારતવર્ષમાં એક બીજા મોટા મતવાદ સાથે આ જન્મગત જાતિભેદનો પરસ્પર મોટો વિરોધ છે, અને તે પુનર્જન્મવાદ છે. કારણકે બ્રાહ્મણના ઘરમાં કે શૂદ્રના ઘરમાં જે સંતાન જન્મ લે છે તે પૂર્વજન્મોમાં કેટકેટલી જાતિઓમાં જન્મ્યો હોય છે, કેટલાં ય પશુની યોનિમાં થઇને આવ્યો હોય છે અને હાલમાં તેનો એ સમસ્ત અનુભવ તેના આત્મામાં નિહિત હોય છે; તો પછી તેની વર્તમાન જન્મસ્થિતિને કયા જાતિભેદથી ઓળખવી? તેના પૂર્વવર્તી જન્મની સર્વ જાતિ અને સર્વ યોનિના અનુભવના સમસ્ત સમૂહમાંથી તેને હાલમાં કઇ જાતિમાં મૂકી શકાય? તે વિરાટ જગતનો છે અને તે સમસ્ત વિરાટ જગતના અનુભવોથી યુક્ત છે તો પછી તેને કઇ જાતિમાં ગણવો? માધ્યમિક દર્શન અનુસાર–ભારતવર્ષના મધ્યયુગનાં અનેક દર્શન અનુસાર મનુષ્યના આ જન્મમાં જ પ્રતિક્ષણે નવનવા જન્મ થાય છે. આ મુહૂર્તે તે દેવતા તો તેની પછીને મુહૂર્તે તે પશુ, તો તેની પછીને મુહૂર્તે વળી દાનવ, એમ કોઇ વાર

તે શૃગાલ, કોઇ વાર વાઘ, કોઇ વાર ગર્ભ થઇને જન્મે છે. પ્રતિપળે તેના સ્વરૂપનું પરિવર્તન થાય છે. તો હવે તેની જાતિનો નિર્ણય શી રીતે કરવો ? આકાશમા પ્રવહમાન થતા વાયુનું નિવાસસ્થાન કોઇ અમુક દેશ, પ્રાત, ગામ કે ઘરમા છે એમ તમે કહો તોપણ આકાશસ્થ, નિરાલમ્બ, વાયુભૂત, નિરાશ્રય એવા તેના સ્વરૂપના સ્થાનભેદનો નિર્ણય તમે શી રીતે કરો ? તેથી જ મધ્યયુગના સર્વ દર્શનશાસ્ત્રીઓ તેમ જ સાધકો કહે છે કે જીવન માત્ર શિવ, પરબ્રહ્મ છે જેમ સમુદ્રમા દેખાતા બધાય બુદ્બુદો સમુદ્રમાથી સમ્ભૂત થએલા છે, તેમ જ સમસ્ત જીવો પરમેશ્વરમાથી થયેલા છે એ સિવાય બીજો કોઇ પરિચય નથી એ વાત તો સાચી, પણ ભારતવર્ષના બધાય પુરાતન સમાજવ્યવસ્થાપકોને વ્યવસ્થા કરવાની હોય તો એ બિચારા શુ કરે ? અદ્વૈત બ્રહ્મવાદ પર પ્રતિષ્ઠા કરવાથી નહિ ચાલે કોઇને કોઇ સીમાનિર્ણય કરવો ઉચિત છે, અને સીમાનિર્ણય કરવામાં એ સર્વ અસુવિધા–સંકીર્ણતા આવે સવારે કહ્યુ તેમ ચાતુર્વર્ણ્ય દ્વારા નારીનો અધિકાર લોપ થયો છે. તેનું એક કારણ નથી, પણ અનેક કારણો છે તેમા આ તો માત્ર એક છે

ભારતવર્ષમા આર્યો આવ્યા તે પહેલા તેમનું કામ પશુ ચારવાનું હતું તે વખતે પુરુષ અને સ્રીના અધિકાર સંપૂર્ણ સમાન હતા, અને તેઓ ફરી ફરીને જીવન ગુજારતા. તેમનું જીવન સ્થાયી નહોતું સમાજ એક સ્થાનબદ્ધ નહોતો આજ અહીં, કાલે ત્યા, પરમ દિવસે અન્યત્ર પણ ભારતવર્ષમા આવીને તેઓ કૃષિજીવી થયા કૃષિકારનું જીવન એટલે કોઇ પણ એક સ્થાનબદ્ધ જીવન સ્થાનબદ્ધ સમાજમા અર્થાત્ કૃષિજીવીના જીવનમા એક વિશિષ્ટતા છે બહુ જણના ભેગા કાર્યના યોગથી તેનું કાર્ય સુસપન્ન થાય છે. ભારતવર્ષમા જ્યારે એ લોકો કૃષિજીવી થયા ત્યાર પિતા, માતા કન્યા, પુત્ર અને કુટુબના એકેએક જણના એકઠા કાર્યદ્વારા તેમનું કૃષિજીવન ચાલવા લાગ્યુ તેથી જ અવિભક્ત કુટુબની પદ્ધતિ શરૂ થઇ એટલે જેમ કુટુબ મોટુ તેમ કાર્યમા સુવિધા, અનુકૂળતા વધારે. બધા પ્રાચ્ય દેશોની સ્થિતિ એક જ પ્રકારની છે. ભારત, ચીન, જાપાન, બ્રહ્મદેશ મલાયાદ્વીપ સર્વત્ર જ્યાં જ્યાં કૃષિગત જીવન છે ત્યા ત્યા મોટુ કુટુમ્બ હોવુ એ એક સૌભાગ્ય છે યુરોપમા કેટલાક સમય પૂર્વે એ પદ્ધતિ થોડા પ્રમાણમા પ્રચલિત હતી અને રશિયામા તો અત્યારે પણ એ છે યુરોપીય દેશોમા રશિયા પ્રાચ્ય દેશ છે કૃષિજીવી સમસ્ત જગતમા બહુ કુટુબતા–અવિભક્ત કુટુબપદ્ધતિ–કલ્યાણનો હેતુ છે પણ યુરોપમા જ્યારથી કારખાનાવાદનો આરભ થયો ત્યારથી જ આ અખડ કુટુબના ટુકડા થઇને વ્યક્તિ વ્યક્તિના ભાગના પડયા.

અમારા પૂર્વબગાળામા જોઇએ છીએ, કે જે સમયે શણનો ( Jute ) સગ્રહ થાય છે તે સમયે મુસલમાનો ઘરદીઠ ઘરદીઠ ચાર પાચ સ્રીઓ સાથે વિવાહ કરે છે. એક પરિચિત મુસલમાન ખેડૂતને મેં પૂછ્યુ "તેં પણ ચાર પાચ વિવાહ કર્યા છે ?" તેણે કહ્યુ "મહારાજ ! દરરોજ દશ બાર આના મજૂરી આપવાથી ખર્ચ વધારે થાય છે. ચાર પાચ માસ પછી ફારગતી ( divorce ) આપીશ " મેં હિસાબ કરી જોયો તો સમજાયુ કે એક એક મજૂર પાછળ મોસમમા ૮૦–૯૦ રૂપિયા ખર્ચ થાય છે, જ્યારે ચાર પાચ માસમા એક એક મનુષ્ય પાછળ ૧૫–૨૦ રૂપિયાનું ખર્ચ થાય છે આ પ્રકારની સ્રીનું નામ મુસલમાન ખેડૂતોમાં "પાટબીબી" છે, આ તરફ "કપાસબીબી" હોય તેમ. આ ઉપરથી સમજી શકાશ છે કે ખેડૂતને માટે બહુકુટુમ્બતા એ કેટલી મહત્ત્વની અને જરૂરની વસ્તુ છે.

કારખાનાંવાદવાળા યુરોપમાં તો પુત્ર ઉંમરે પહોંચતાં વેંત જ છૂટો પડે છે. જે મુહૂર્તે કન્યા લગ્ન કરે છે તે જ મુહૂર્તે પિતા અને સાસુથી તે જુદી થાય છે. ત્યાં જેટલા જુદા તેટલી અનુકૂળતા છે. આપણા દેશમાં યુરોપની નકલથી પણ આપણા સમાજની પ્રતિષ્ઠા થવાની નથી. એમનો કારખાનાંવાદ છે, જ્યારે આપણું કૃષિજીવન છે. આ વાત આપણે સામાન્ય પ્રજા માટે કહીએ છીએ; પણ નોકરી કરનારો વર્ગ દેશમાં કેટલો છે? આપણા એકાન્નવર્તી પરિવારમાં આપણા દેશમાં કોઈ પીડિત હોય તો તેની સેવા થવા પામે છે. તેને ઇસ્પિતાલમાં મોકલવાની જરૂર નથી પડતી. અનાથ હોય તો એકાન્નવર્તી કુટુંબમાં તેનું પાલન થાય છે; પણ અનાથાશ્રમમાં મોકલવાની જરૂર નથી પડતી. આપણા સમાજમાં જો પુત્ર, કન્યા વગેરે મરી જાય તો તેનાં વૃદ્ધ જનોને યુરોપની પેઠે વૃદ્ધાશ્રમમાં મોકલવામાં આવતાં નથી; આપણા એકાન્નવર્તી કુટુંબમાં અન્ય કુટુંબીજન પણ તેનું પાલન કરે છે. યુરોપમાં અનેક ઇસ્પિતાલો છે, અનાથાશ્રમો છે, વૃદ્ધાશ્રમો છે; પણ અહીં તો ઘેરે ઘેર વૃદ્ધાશ્રમ છે. યુરોપિયન જ્યારે પૂછે કે તમારાં ઇસ્પિતાલ, અનાથાશ્રમ, વૃદ્ધાશ્રમ ક્યાં છે અને તે વખતે આપણે તેને એ ન દેખાડી શકીએ તો એથી જરાય લજ્જા પામવાની જરૂર નથી. કારણ કે આપણી સમાજવ્યવસ્થા જ એવી છે, કે એકાન્નવર્તી પરિવારમાં સર્વનો સમાવેશ થાય છે. એટલે માત્ર યુરોપનું અનુકરણ કરીને વધારે ઇસ્પિતાલો, અનાથાશ્રમો, વૃદ્ધાશ્રમો કરવાથી એમ પણ બને કે તે કલ્યાણજનક ન પણ નીવડે.

પરંતુ હાલમાં નગરવાસીજનો અને શિક્ષિત સમાજમાં એકાન્નવર્તી પરિવાર કમી થતા જાય છે. પણ વૃદ્ધો, અનાથો, વિધવાઓનું શું કરવું એ એક નવીન પ્રશ્ન તેમનામાં ઊભો થયો છે. એકાન્નવર્તી પરિવારમાં અનેક દોષ હશે તોપણ તેના ગુણ ભૂલી જવા એ બરાબર તો નથી જ. એકાન્નવર્તી પરિવારમાં અનુભવાતી, સ્ત્રી ભગિની કન્યા વગેરેની સેવાથી જે પરિચિત છે તેમને અનાથાશ્રમ કે ઇસ્પિતાલોમાં હૃદયહીન યંત્રની પેઠે થતી સેવા કદી પણ સારી નહિ લાગે. કાકી, મામી, ભાભી વગેરે બધાં તરફથી પિતૃહીન કે માતૃહીન અનાથ બાળક જે સહજ માતૃત્વ–જનનીત્વ અનુભવે તે અનાથાશ્રમમાં અનુભવી શકાય કે? પુત્રહીન વ્યક્તિ પોતાના પુત્રસ્થાનીય સર્વ આત્મીય જનો પાસેથી જે સેવા પામી શકે તે વૃદ્ધાશ્રમમાં પામી શકે કે? આટલા માટે જ આ સમસ્ત પાશ્ચાત્ય વ્યવસ્થા આપણે માટે પરમ સુખકર, કલ્યાણકર નથી; તેમ છતાં ય જ્યાં જ્યાંથી આપણે આપણા પ્રાચ્ય ધર્મથી વિયુક્ત થયા છીએ ત્યાં ત્યાં નથી રહ્યો આપણો પ્રાચ્ય ભાવ કે નથી આવ્યો પાશ્ચાત્ય ભાવ; ત્યાં તો આપણે સર્વાંશે આશ્રયહીન થયા છીએ. તેથી સમાજવ્યવસ્થાપકે આ સર્વ વિષયમાં ગભીર ભાવથી ચિંતન કરી નવાં નવાં આશ્રયસ્થાન ખોળવાં ઉચિત છે. કારણકે યુરોપના અંધ અનુકરણથી આપણું કોઈ વિશેષ કલ્યાણ થઈ શકશે નહિ.

યુરોપમાં સ્ત્રીઓ પુરુષની નકલ કરે છે અને સર્વભાવે પુરુષ થવાની ચેષ્ટા કરે છે. તેમના સામાજિક જીવનની ભિત્તિ–ભીંત–ભૂમિ તદ્દન ભાગી ગઈ છે. તેમની દુર્દશાના સંબંધમાં તો ઉત્સાં દશ વર્ષોથી દેશાટન કરનારાઓ કહે છે, કે તેમનું પારિવારિક જીવન –home life–તદ્દન ચાલ્યું ગયું છે. તેમનામાંની ગંભીર ચિંતનશીલ વ્યક્તિઓ આશંકા-યુક્ત થઈ ગઈ છે. ગૃહજીવન ચાલ્યું જવાથી સ્ત્રીઓએ કર્મક્ષેત્ર ગુમાવ્યું છે. ભારતવર્ષમાં રાષ્ટ્રીય સ્વતંત્ર અધિકાર ન હોવાથી પુરુષોનું સાધનાક્ષેત્ર એટલે કે ગૃહ છિન્નભિન્ન થયું

નથી તેથી જ ભારતવર્ષની સ્ત્રીઓ યુરોપની સ્ત્રીઓ કરતાં વધારે સૌભાગ્યશાળી છે કે તેમનું ગૃહજીવન ભાગ્યું નથી જો કે જ્ઞાનમાં તેઓ પછાત છે અને બીજી અનેક બાબતો કરવાની છે, છતાં પણ સાધનાક્ષેત્રમાંથી તેમનો વિચ્છેદ નથી થયો. યુરોપમા નાના પ્રકારના અધિકાર—ઐશ્વર્ય—છે, પણ તે સર્વનુ મૂળ સાધનાક્ષેત્ર—ગૃહ—તે ત્યા નથી. તેમની ગૃહહીનતામા જેઓ દરિદ્ર છે તેઓ મજૂર થયા છે. તેઓ ગૃહસ્થધર્મ ગુમાવીને કારખાનાંમા મજૂર થયા છે, તેઓ મનુષ્યધર્મ ગુમાવીને યન્ત્રધર્મ અને પશુધર્મ પ્રાપ્ત કરે છે અને એ કારખાના ચલાવનારા ધણી મૂડીવાદીઓ છે. તેઓ સ્ત્રીઓના અધિકાર માટે મોટાં મોટાં ભાષણો આપે છે, છતા ય તેઓ હજારો સ્ત્રીઓનુ રક્ત પોતાના કારખાનાંમાં ગોપી રહ્યા હોય છે. અને સાથે ને સાથે જ ઐશ્વર્યનો સંચય કરી રહ્યા હોય છે. અને આ ઐશ્વર્યધનસપત્તિ દ્વારા મતાધિકારનુ ભાષણ આપે છે. આ પ્રકારની મતાધિકારની હિમાયત કરનારી સ્ત્રીઓએ ભારતવર્ષમા આવવાની શરૂઆત કરી છે અને પ્રતિવર્ષ મુસાફર (tourist)ની પેઠે એક બે—એક બે ભારતવર્ષમા આવે છે. અમેરિકામાં તેમનુ એક મોટુ દળ છે. ગુરુદેવની સાથે જ્યારે હું ચીનમા ગએલો ત્યારે આપણા મહેમાનોને ઊતરવાની સગવડવાળી મોટી હોંગકોંગની હોટેલમા—સાભળ્યુ છે કે આખા એશિયામાં એ સૌથી મોટી હોટેલ છે—અમારે રહેવાનુ હતુ પણ અમને એની ખબર જ નહોતી કે એ હોટેલ વિલાસ, ઐશ્વર્ય અને અનીતિનુ એક બીભત્સ નાટક છે ગુરુદેવે તો તે લોકોનો ચહેરો જોઇને જ કહ્યું કે "હું તો અહીં નહિ રહું. હુ તો વહાણમા પાછો જઇશ." તે વખતે ૬૦૦ જેટલા અમેરિકન ટુરિસ્ટો (મુસાફરો) નુ દલ ત્યા ઊતર્યું હતુ આમ વહાણો ભરી ભરીને દુર્નીતિનો બોજો પાશ્ચાત્ય યુરોપ—અમેરિકાથી પ્રાચ્ય દેશમા આવે છે એનાથી બચવાનો એશિયાને માટે શો ઉપાય છે?

હાલમા રોમા રોલા જેવા ચિંતનશીલ માણસની સર્વ વાત એ લોકો સાભળતા નથી ઐશ્વર્યના મદથી તેઓ આંધળા થયા છે આમ હોવા છતા પણ યુરોપનું હૃદય—યુરોપનો ચિંતનશીલ વિચારક વર્ગ—આ સ્થિતિ પ્રત્યે અશ્રુપાત કરે છે, કારણ કે વ્યર્થ નારીત્વના દુ ખભારથી સમસ્ત નારીહૃદય ભાગવાનો પ્રારભ થયો છે. હાલમા સ્ત્રીઓએ નીતિનિયમોને નેવે મૂકયા છે પોતાના કેશને તેઓ પુરુષોની પેઠે રાખે છે અને પુરુષોની પેઠે સીગરેટ, સુરાપાન તેમની સભ્યતાનુ અંગ બન્યા છે વહાણમા ભ્રમણ કરતાં અમને જે દુ ખ ઉપજ્યુ છે એ તો કહ્યું જાય તેમ નથી યુરોપના પ્રવાસ કરનારાઓ કહે છે કે સાયંકાળે નગરેનગરમા દુર્નીતિનો જે પ્રવાહ વહે છે તે જોઇને તો સર્વના હૃદય ઉદ્વિગ્ન થઇ ઊઠે છે કે માનવ સભ્યતા ભવિષ્યમા કેવીક ભયાનક થશે?

હાલમા યુરોપમા સ્ત્રીપુરુષના સહશિક્ષણની હિમાયત કરતી હીલચાલ ચાલી રહી છે વિવિધ વિષયો—ઇતિહાસ, ગણિત, ભૂગોળ ઈત્યાદિ જાણવા એ ત્યાં એક પ્રથા છે પાચ, ૭ વિદ્યાર્થીઓ અને બે-ચાર વિદ્યાર્થિનીઓ હોય ત્યા ઓછા ખર્ચે શિક્ષણ દઇ શકાય ખરુ. પણ જ્યાં સહશિક્ષણ હોય ત્યા વ્યક્તિત્વનુ સ્ફુરણ જોઇએ તેવું થઇ શકે નહિ કારણ કે જેનાથી શિવનો વિકાસ થાય તેનાથી શક્તિનો વિકાસ ન થાય વળી એક શિવનો વિકાસ થાય તેવી રીતે અન્ય શિવનો પણ વિકાસ ન થાય. માત્ર આર્થિક દૃષ્ટિ ધ્યાનમાં રાખીને

જ બહુ છાત્રની એક જ સ્થળે વ્યવસ્થા કરવામાં આવે છે, પણ ખરું જોતાં તો પ્રત્યેક શિષ્ય માટે જુદાજુદો જ માર્ગ હોય છે. એટલે સમૂહશિક્ષણ લાભદાયી ન નીવડી શકે.

સહશિક્ષણ અને સમૂહશિક્ષણની હિમાયત કરનારી એક સ્ત્રી હોલેંડથી ભારતવર્ષમાં આવી હતી. ઘણા લોકો સાથે તેને વાર્તાલાપ થયો હતો. તેને કોઇ બાઉલની સાથે વાત કરવાની ઇચ્છા હતી, એટલે મેં તેને ગીતગોવિન્દ કાવ્યના રચનાર જયદેવના સાધનાસ્થાન કેન્દુબિલ્વના એક બાઉલ હરિદાસ સાથે વાર્તાલાપ કરાવ્યો. મેં દુભાષિયાનું કામ કર્યું. વાતચીતમાં બાઉલની વાતથી ખૂબ આનંદ થયો. બાઉલ બોલ્યો કે "અમારામાં સ્ત્રી અને પુરુષના અધિકાર સમાન છે, પણ માર્ગ ભિન્ન છે." તે વખતે તે સ્ત્રીએ કહ્યું કે "યુરોપમાં અમે પુરુષોના તમામ અધિકારોનો દાવો કરીએ છીએ અને અમે તે મેળવીએ છીએ." બાઉલે કહ્યું: "તેથી તો તમે પુરુષની મહત્તા (Superiority) સ્વીકારો છો, કારણ કે પ્રકારાંતરે તમે સ્વીકારો છો કે પુરુષની સાધના સ્ત્રીની સાધના કરતાં મોટી છે."

પણ હું તો એમ કહું છું કે "સ્ત્રીઓને જેવી જરૂરિયાતો છે તેવી જરૂરિયાતો પુરુષોને પણ છે. આમ છતાં તમારા દેશની ભાવિ પ્રજા માટે મને બહુ દુઃખ થાય છે. કારણ કે તે ભાવિ સંતાનો માવિહોણાં રહેશે; તેમને બે પિતા હશેઃ એક પુરુષ-પિતા અને બીજો સ્ત્રી-પિતા; કારણ કે શિક્ષા ( education ) દ્વારા તે પુરુષ થઈ ગઇ છે." આ સાંભળીને તે ખૂબ વિસ્મય પામી. સાંભળીને તમને આનંદ થશે, કે તે સ્ત્રીએ હોલેંડ જઇને પોતાનું સર્વ દ્રવ્ય ડેક્ષીનનિવાસી મિસિસ બ્હેર્નીંગને પરોપકારાર્થે ( in charity ) આપી દીધું છે. હરિદાસે કહ્યું કેઃ "મહત્તાનો આધારભૂત પાયો ત્યાગ છે." એટલે ભારતવર્ષ યુરોપની નકલ કરે તેથી કંઈ આપણી સામાજિક સમસ્યાનો ઉકેલ થવાનો નથી, એ એટલી સહેલી વસ્તુ નથી.

યુરોપે પોતાનો સામાજિક પાયો ગુમાવ્યો છે, એટલે તે પ્રાચ્ય દેશ તરફ જુએ છે. જેઓ ટૂંકી દૃષ્ટિવાળા યુરોપિયનો છે તેઓ તો હાલમાં પણ સગર્વ બિનપરવાહથી ફરે છે; પણ જેઓ ગંભીર ચિંતનશીલ અને વિશાલ દૃષ્ટિવાળા છે તેઓ તો કહે છે, કે તમારા ( પ્રાચ્યના ) સામાજિક આદર્શોના ગંભીર સત્ત્વ દ્વારા અમે ઉપકૃત થઇશું કે નહિ તે કહો. આપણા પ્રાચીન સમાજવ્યવસ્થાપકોની સમાલોચના કરી તેમની ટીકા કરવી બહુ સહેલી છે, પણ જો તેઓ કહે કે 'તમે નૂતન સમાજવ્યવસ્થા નિર્માણ કરો' તો તેમ કરવું મુશ્કેલ છે. આપણી આ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થામાં જે કંઈ અન્યાય થયો હતો એને શુદ્ધ કરવા માટે નાના પ્રકારની અનેક ચેષ્ટાઓ થઇ છે. તેમાંની પ્રધાન ચેષ્ટા આશ્રમવ્યવસ્થાની છે. અને તે એ કે પ્રત્યેક વ્યક્તિનું જીવન ચાર આશ્રમમાં વિભક્ત કરી નાખવામાં આવ્યું છેઃ (૧) બ્રહ્મચર્ય આશ્રમ, (૨) ગાર્હસ્થ્ય આશ્રમ, (૩) વાનપ્રસ્થ, (૪) સંન્યસ્ત આશ્રમ.

આ આશ્રમવ્યવસ્થામાં કેવળ ગાર્હસ્થ્યમાં જ પ્રભેદ છે. બીજા ત્રણમાં તો જાતિભેદ છે જ નહિ-એટલે કે જીવનનો ચતુર્થ અંશ પ્રભેદ પર પ્રતિષ્ઠિત હતો, પણ બીજા ત્રણ ભાગ એક જ હતા. વળી લોકો તે સમયે એમ પણ જાણતા, કે બીજો આશ્રમ એ માત્ર તાત્કાલિક વ્યવસ્થા જ છે. વાનપ્રસ્થનો સમય થતો એટલે સર્પની કાંચળીની પેઠે તેઓ સર્વ ગાર્હસ્થ્ય ધર્મનો ત્યાગ કરતા. તે વખતે શિખા અને સૂત્રનો કાંઇ અર્થ રહેતો નહિ; તેથી એક આશ્રમના ભેદના વિષનો પરિપાક કરવા માટે ત્રણ આશ્રમોમાં તેઓ મૃત્યુંજયની

પેઠે તપશ્ચર્યાપૂર્વક સાધના કરતા. એ આપણા દુર્ભાગ્યની વાત છે, કે બ્રહ્મચર્ય આશ્રમ ગયો છે, વાનપ્રસ્થ ગયો છે અને સંન્યાસ પણ ગયો છે; કેવળ ગરલમય ગાર્હસ્થ્ય રહ્યો છે. પરંતુ ગૃહી પણ જાણતા નથી કે ગૃહીજીવનનો ઉદ્દેશ ત્રણ આશ્રમોનું પાલન કરવાનો છે. એ પ્રકારનું પાલન થતું ત્યારે તેના પોતાના વિષનો પરિપાક આપોઆપ થઈ જતો; કારણકે બ્રહ્મચારી અને સન્યાસીની સેવા કરવાથી સર્વ જાતિઓની ભેદબુદ્ધિ ક્ષીણ થઈ જતી. "મારો પુત્ર અન્ય સ્થળેથી ભિક્ષા મેળવીને બ્રહ્મચર્યની સાધના કરે છે અને અન્ય સ્થાનના ગૃહીનો પુત્ર મારે ઘેર ભિક્ષા પામીને સાધના કરે છે" એ ભાવનાથી પ્રત્યેક જીવન ક્ષુદ્ર સ્વાર્થથી વિમુક્ત હતું; પણ "મારા પુત્રને હું ખાવાનું આપીને પુષ્ટ કરીશ" એવી ભાવના રાખનારના ઉદ્ધાર માટે કોઇ ઉપાય નથી. એ સમયે સર્વ પુત્ર સમાજ સમગ્રના હતા. આવો વિશાળ આદર્શ દૃષ્ટિ સન્મુખ રહેતો હોવાથી ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિ આપોઆપ ધીરે ધીરે ક્ષીણ થઇ જતી. સમાજની આગળ આવી વિશાળ દૃષ્ટિ રહેતી એનો અર્થ એ, કે તેઓ આદર્શને મોટો સમજતા, નહિ કે પદ્ધતિને; કારણકે તેઓ જાણતા હતા કે જ્યાં જ્યાં કર્મ ફલાકાંક્ષી–ફલલોભી–લોકો હોય છે ત્યાં ત્યા તેઓ આદર્શના કરતાં ઉપાય દ્વારા અવિલમ્બે ફલપ્રાપ્તિ કરતા હોય છે. તેઓ ઉપાયને જ આદર્શ માની બેસે છે અને તેનાથી બદ્ધ બની જાય છે. આદર્શવાદી ફલલોભી નથી; એમને મુક્તિ ગમતી હોય છે એટલે, તેઓ ફલનો ત્યાગ કરે છે અને એટલા માટે જ ઉપાય કરતાં આદર્શને મોટો માને છે. તેથી જ તેમની સાધના સત્ય, શુદ્ધ અને ગભીર હોય છે. ટૂંકમાં, કાં તો આદર્શને રાખો કે કાં તો ઐશ્વર્યને રાખો.

આ જગતમાં ચાતુર્વર્ણ્ય મધ્યે ગાર્હસ્થ્ય આશ્રમમા રહેલી ભેદબુદ્ધિનું શુદ્ધીકરણ બાકીના ત્રણ આશ્રમમાં થતુ હતું. એ શુદ્ધીકરણનો બીજો ઉપાય પુનર્જન્મવાદ હતો. વર્તમાન જીવનમા જે શૂદ્ર હોય તે પરજીવનમા બ્રાહ્મણ બને અને એ પ્રકારે અનન્તકાલમાં પ્રાપ્ત થતા અનેક જન્મોમા નાના પ્રકારથી શુદ્ધ થવાનો ઉપાય હતો. આ બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ ગૃહસ્થને ઘેર આવીને વારવાર ભિક્ષા ગ્રહણ કરતા હોવાથી ગાર્હસ્થ્ય અને સાધના વચ્ચે સંપૂર્ણ વિયોગ થવા પામતો નહિ. સાધના ગાર્હસ્થ્યમા પણ ઘણા પ્રમાણમાં પ્રવેશ કરતી, અને સાધનામાં પારસ્પરિક ભાવ ( human interest ) રહેતો હોવાથી સાધનામાં અને ગાર્હસ્થ્ય જીવનમાં, સંસ્કૃતિ, સૂત્રના વાણાતાણાની માફક વણાઇને, પૂર્ણાંગ બની રહેતી. મહાત્મા કબીર કહે છે કે જ્યાં સાધના છે ત્યાં ગાર્હસ્થ્ય જીવન નથી, અને જ્યાં ગાર્હસ્થ્ય છે ત્યાં સાધના નથી, પૂર્ણાંગ જીવન નથી. કેવળ તાણાથી માનવની લજ્જારક્ષા થાય નહિ તેમ કેવળ વાણાથી પણ થાય નહિ. તાણાવાણા મળીને માનવની લજ્જારક્ષા થાય.

આવા કારણથી જ બ્રહ્મચારી શિક્ષાર્થી વિચારતા કે તેઓ સમસ્ત સમાજના અંશ છે, તેમનું જીવન સમાજ સાથે સુસંગત છે અને સમસ્ત માનવસમાજના જીવનમાં તેમની શિક્ષા અને સાધના પૂર્ણ જીવનથી અલગ પડી ગયેલી નથી. વળી તેઓ એ પણ વિચારતા, કે પાશ્ચાત્ય દેશનાં અનાથાશ્રમો, ઇસ્પિતાલો અને વૃદ્ધાશ્રમની પેઠે તેનો શિક્ષાશ્રમ સમસ્ત સમાજના જીવનથી જરાય ભિન્ન નહોતો, પણ બ્રહ્મચર્યાશ્રમ તો તે સમસ્ત જીવનનું એક અંગ છે. આટલા માટે જ સર્વ બ્રહ્મચારીઓ સમજતા હતા, કે તેમણે સર્વ માનવસમાજના અંગભૂત થઇને પોતાની સમસ્ત સાધના કરવી જોઇએ; એટલે જ તેઓ

અનંત કાળનું જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. એ એકલા ગુરુનું ન હતું, પણ અનંત પરંપરાથી ચાલ્યું આવતું હતું. અને તેથી એનું મૂલ્ય કોને દેવું ? જન્મ ધારણ કર્યા પછી મનુષ્ય જે ભાષા પ્રાપ્ત કરે છે તેનું મૂલ્ય એ કોને આપે છે ? એ તો સૌનું ધન છે; એને વેચનાર કોણ હોઇ શકે ? એ રીતે વિચાર કરતાં સમજાય છે કે જ્ઞાન તો સમસ્ત માનવોનું ધન છે. એને તે કોણ વેચી શકે ?

આપણે જ્યારે પિતૃઓનું તર્પણ કરીએ છીએ ત્યારે આપણા કાયા-પિતાની પિતૃપરંપરાની પહેલાં આપણા જ્ઞાનની પિતૃપરંપરાનું સ્મરણ કરવાનું હોય છે. તે માટે આપણે આપણા સમસ્ત ઋષિઓનું-અંગિરા, નારદ, પુલસ્ત્ય-વગેરેનું તર્પણ કરીએ છીએ. (બ્રહ્મકાંડ જુઓ.) ત્યારપછી જેઓ વેદના અનુગામી જ્ઞાનદાતા છે તેમનું સ્મરણ કરીએ છીએ, ત્યારપછી ભક્તિદાતા ઋષિઓ-**सनक सनन्दन सनातन**-નું સ્મરણ કરીએ છીએ. ત્યારપછી વેદના વિરોધિ-ભક્તિના વિરોધી, નાસ્તિક—**कपिलश्चासुरिश्चैव वोढुः पञ्चशिखस्तथा । सर्वे ते तृप्तिमायान्तु ।** —નું સ્મરણ કરીએ છીએ. **પ્રથમ આત્માના પિતા, ત્યારપછી દેહના પિતા** એવી રીતનો સપૂર્ણ જીવનનો આપણો આદર્શ હતો. આપણા શિક્ષાકાળમાં આ વાત આપણે કદી ભૂલવાની નથી, કે એ આત્માના પિતા ઉપર સમસ્ત જ્ઞાન પ્રતિષ્ઠિત છે, અને તેથી જ કરીને કોઇ ગુરુ પૈસા માગતા નથી. લોકો ભૂમિ વેચે છે પણ હવા વેચી શકે નહિ. ગુરુઓ દક્ષિણા ઇચ્છે તે સાધારણ નિયમનો વ્યતિક્રમ છે. શિષ્યો જ્ઞાનયજ્ઞ પૂર્ણ થયા પછી યથાશક્તિ દક્ષિણા આપી જતા; કારણકે પ્રત્યેકના દિલમાં એવી ઇચ્છા રહેતી કે પ્રાણ ભરીને દક્ષિણા આપીએ. અત્યારે આપણે એવા ગુરુઓ પણ જોઇએ છીએ કે જેઓ એક વખતે એવું કહેતા કે " હે વત્સ ! તું જે દક્ષિણા આપે છે તે દક્ષિણા નથી. મારી પાસેથી તેં જે સત્ય મેળવ્યું છે તે સત્ય પૂર્ણભાવે તારામાં પ્રતિષ્ઠિત થાય એ જ મારી પૂર્ણ દક્ષિણા છે. એ દક્ષિણા તું મને ક્યારે આપીશ ? એ દક્ષિણાની હું પ્રતીક્ષા કરું છું અને એ દક્ષિણા આપીશ ત્યારે એ વિદ્યા પૂર્ણ થશે "

આમ છતાં કોઇ કોઇ ગુરુઓ દક્ષિણા માગતા તે ઉપરથી કોઈ એમ અનુમાન કરી શકે કે એ ગ્રીક લોકોની અસરને લીધે બન્યું હતુ. કારણકે મેસોપોટેમિયા વગેરે જગ્યાએથી જે શિલ્પલેખ નીકળ્યા છે તેમાં જણાય છે, કે આયુર્વેદિક દેવતા ઇંદ્ર, રુદ્ર, વાયુ ઇત્યાદિના ઉપાસકો એ સર્વ દેશના અધિવાસીઓની સાથે પાસે પાસે વાસ કરતા હતા. તેમના સાધુઓ બહુ પ્રતિષ્ઠિત હતા. વળી એ પણ એમાં જણાય છે કે તે વખતના એ જુદા જુદા રાજાઓને મતભેદ પડેલો તે વખતે તેનું સમાધાન કરવા માટે આર્ય વૈદિક દેવતાના ઉપાસકોને મધ્યસ્થ તરીકે નીમ્યા હતા. કારણકે તેમની ન્યાયબુદ્ધિ અને ધર્મબુદ્ધિ ઉપર તેમને એટલો બધો વિશ્વાસ હતો, કે તેમણે કહ્યુ કે " તમારી ન્યાયબુદ્ધિથી અમારો વિરોધ મટાડી દ્યો. કારણ કે તમારા દેવતા ન્યાયમય છે. " પરસ્પર યુદ્ધ કરવા કરતાં તેમનો ન્યાય સારો, એ ભાવનો શિલાલેખ બધસ્કોઇથી મળ્યો છે.

તક્ષશિલા, પુરુષપુર અને સમસ્ત પ્રદેશમાં ગ્રીક અને ભારતવર્ષના સામ્યનું મિલન થયું હતું. ત્યાંના શિક્ષામંદિરમાં ગ્રીસની અસરથી દક્ષિણા દેવાની પ્રણાલિ પડી હતી. તેથી જ તક્ષશીલા અને પુરુષપુરનું સમસ્ત જ્ઞાન ભારતવર્ષમાં નિન્દિત થયું હતું. કિન્તુ ઘટનાક્રમે એવું બન્યું છે કે આપણા સમસ્ત વૈયાકરણીઓ પાણિની, ગાલવ વગેરે ત્યાંના છે, જ્યાં

એ ભાવા મળે ત્યાં વૈયાકરણી થાય છે, અને વૃત્તિકાર મધ્યદેશીય હોય છે. હું ગુજરાતી ભાષાનું સ્વરૂપ જાણતો નથી, પણ ભારતવર્ષના ટીકાકાર પતંજલિ ગોનર્દ તીર્થના હતા. કાતંત્ર વ્યાકરણની વૃત્તિઓ રચનાર ફ્રેન્ટીઅર દુર્ગસિંહ, વ્યાકરણપ્રણેતા ક્રમદીશ્વર, બોપદેવ, સુપદ્મ, ચાન્દ્ર આદિ વૈયાકરણીઓ ભારતવર્ષમાં હતા. ગ્રીકોમાં સુંદર વૈયાકરણી નથી. આ દક્ષિણાપદ્ધતિ ગ્રીકની અસરથી હશે કે નહિ એ વિષે ચોક્કસ નિર્ણય આપવો મુશ્કેલ છે, પણ આપણા પાપનું જે દાયિત્વ તે બીજા પર નહિ છોડી દેતાં હું આ વાત કહેવા ચાહું છું કે આપણા આદર્શની મોટા પ્રમાણમાં એથી વિચ્યુતિ થઇ હતી.



# રાજવી જ્યોતિષી

"ડેલા હાયરના ચંદ્રનું સ્થાન નક્કી કરનાર યંત્રમાં અર્ધો ડીગ્રીનો ફરક છે. એથી એ ભ્રમોત્પાદક છે. એ જ યંત્રથી બીજા ગ્રહોનાં સ્થાન નક્કી કરતાં ગણતરીમાં ફરક પડતો નથી, પણ ચન્દ્ર વિશે તો એ નિઃશંક ભ્રમોત્પાદક છે. સૂર્ય અને ચંદ્રની ગણતરી કરવામાં એનું યંત્ર નિરુપયોગી છેઃ એનાથી ૭ મિનિટનો ફરક આવે છે."

આજથી બસોત્રીસ વર્ષ પૂર્વે અંબરના રાજવીએ આ શબ્દો ઉચ્ચાર્યા હતા. જ્યોતિષશાસ્ત્રનું એમનું જ્ઞાન જોઇને પાશ્ચાત્ય વિદ્વાનો પણ છક થઇ જતા. જ્યોતિષનું એ જ્ઞાન એમણે પાશ્ચાત્યો પાસેથી ઉછીનું લીધું નહોતુંઃ એ જ્ઞાન શુદ્ધ આર્ય હતું.

પોર્ટુગાલથી આવેલા ઇમેન્યુઅલ નામના પાદરીને આ રાજવી જ્યોતિષી સવાઇ જયસિંહે પોર્ટુગાલમાં જ્યોતિષશાસ્ત્રની પ્રગતિ વિશે પ્રશ્નો પૂછ્યા. ત્યાંની પ્રગતિ જાણવા માટે એમણે કેટલાક વિદ્વાનોને આ પાદરી સાથે પોર્ટુગાલ મોકલ્યા. ત્યાંના રાજા ઇમેન્યુઅલે ઝેવીયર ડિ સિલ્વા નામના એક વિદ્વાન જ્યોતિષીને સવાઇ જયસિંહ પાસે મોકલ્યો. યુરોપ, હિંદ કરતાં વિજ્ઞાનમાં વધુ પ્રગતિ સાધી શક્યું છે, એ બતાવવા એ પોતાની સાથે મહાન વિજ્ઞાની ડેલા હાયરનાં યંત્રો લાવ્યો હતો. જયસિંહે એનો સારો સત્કાર કર્યો. એક રાત્રે એ બન્ને વેધશાળાની ટોચે ચડ્યા. જયસિંહે પોતાનાં યંત્રો લીધાં હતાં. ડિ સિલ્વા ડેલા હાયરનાં બનાવેલાં સર્વ યંત્રો લઇ ઉપર ચડ્યો હતો. જયસિંહે પોતાનાં યંત્રથી ચંદ્રનું સ્થાન નક્કી કર્યું, અને પછી ડેલા હાયરના યંત્ર વડે નક્કી કર્યું એ ધ્રૂજ્યાઃ બન્ને ગણતરી વચ્ચે થોડો ફરક પડતો હતો. ત્યારે શું પોતાનું યંત્ર ખોટું ! બીજી જ પળે એમનામાં દૃઢ આત્મવિશ્વાસ પ્રકટ્યો અને એમણે હસીને સગૌરવ ડિ સિલ્વાને કહ્યુંઃ

'ડેલા હાયરનું યંત્ર ભૂલભરેલું છે. ભલે એ યુરોપમાં મહાન ગણાતો હોય, પણ અમારી દૃષ્ટિએ તો એના યંત્રમાં થોડી ભૂલ છે—અર્ધો ડીગ્રી અને ૭ મિનિટનો ફરક આવે છે.'

ડિ સિલ્વાએ પ્રથમ તો આ માન્યું નહિ, પણ જ્યારે જયસિંહે સપ્રમાણ સાબીત કરી બતાવ્યું ત્યારે ડેલા હાયરના યંત્રમાં એને પણ ભૂલ દેખાઇ.

સર્વ યંત્રો મહારાજાએ પોતે હાથે જ બનાવ્યાં હતાં, અને એ માટે એ મહાગૌરવ લેતા-એટલે સુધી કે, તુર્ક જ્યોતિષીઓ, હિયાર્કુસ અને ટોલેમીનાં યંત્રોમાં પણ તેમને આવી જ ભૂલો દેખાતી. આ કાંઈ એમનું મિથ્યાભિમાન નહોતું. એમનાં યંત્રોમાં ભૂલ હોવાનો લેશ પણ સંભવ નથી. ડૉ. ડબ્લ્યુ. હન્ટરને પણ એમનું આ સ્વાત્માભિમાન જોઇ, આ મિથ્યાભિમાન છે, એમ લાગેલું, પણ અંતે એમણે કબૂલ કર્યું કે "મહારાજા જયસિંહનાં યંત્રો તદ્દન સાચાં છે. એમની ગણતરીમાં જરા પણ ભૂલ નથી."

આ વિદ્યામાં તેઓ એટલા પારંગત હતા કે તે વખતના દિલ્હીના પાદશાહ મહમદ શાહે એમની પાસે ગણતરી કરાવી પંચાંગ બનાવરાવ્યું હતું. એમણે અનેક સ્થળે વેધશાળાઓ બંધાવી છે, અને તે હજી પણ પાશ્ચાત્યોની પ્રશંસા પામી રહી છે. આવી વેધશાળાઓ દિલ્હી, જયપુર, ઉજ્જન, મથુરા, કાશી વગેરે સ્થળોએ છે.

જયસિંહ મહારાજાએ પ્રથમ સમરકંદના રાજજ્યોતિષી ઉલગબેગનાં યંત્રોનો ઉપયોગ કર્યો હતો, પણ એથી એમને સંતોષ થયો નહિ, એટલે જાતે જ યંત્રો બનાવ્યાં.

યુરોપના મહાન જ્યોતિષીઓની ભૂલ કાઢીને એમણે પોતાની કીર્તિ યુરોપના દિગંતમાં પ્રસરાવી દીધી હતી. આર્યાવર્તના જ્યોતિષ ગ્રંથો સિવાય અનેક પૌરસ્ત્ય-પાશ્ચાત્ય ગ્રંથોનું એમણે પારાયણ કર્યું હતું, એ એમની આ વિદ્યા પ્રતિ પ્રીતિ દર્શાવે છે. અલભ્ય ગ્રંથોને પણ યુક્તિ-પ્રયુક્તિ તથા દ્રવ્યનો વ્યય કરી મેળવ્યા હતા.

વિજ્ઞાનનો સતત અભ્યાસી જાણ્યે-અજાણ્યે નાસ્તિક થઇ જાય છે. 'સૃષ્ટિના સર્વ સર્જન પાછળ રહેલા એક અગમ્ય તત્ત્વને જ જો તમે પરમેશ્વર કહેતા હો તો ભલે' એમ વૈજ્ઞાનિક ટિન્ડાલે કહ્યું હતું. પણ આ આપણા મહાન જ્યોતિષીને તો એમાં અનંત પ્રભુનાં દર્શન થાય છે. વિજ્ઞાનના સંપર્કથી એમનું હૃદય જડ બન્યું નહોતું. પોતાના પુસ્તકના પ્રારંભમાં જ આ દિવ્યમૂર્તિનાં ગુણગાન કરતાં એ લખે છેઃ—

"ઈશ્વરના મહિમાનો જય થાઓ. મહાન વિજ્ઞાનીઓની સૂક્ષ્માન્વેષક બુદ્ધિ એ મહાન જગ-નિયંતાના આ વિશ્વના એક અણુની વ્યાખ્યા કરવામા પણ હારી જાય છે, અને જ્યોતિષીઓ જે અગાધ અંતરિક્ષનું માપ કાઢવાનો પ્રયત્ન કરે છે, તેઓ પણ તારી અગમ્ય શક્તિ જોઈ ચકિત થઈ જાય છે, અને પોતાની ક્ષુદ્રતા કબૂલે છે. આવી તારી મહાશક્તિઓનો વિજય થાઓ...જેની પોથીમાં અંતરિક્ષના મહાન ગ્રહો અને નક્ષત્રો તો માત્ર થોડાક પાના છે, અને જેના કોષમાં તારા અને સૂર્ય તો માત્ર નાના-નાના સિક્કાઓ છે, તે મહાપ્રભુની શક્તિનો જય થાઓ............તે પરમેશ્વરના સામર્થ્ય પાસે ટોલેમી માત્ર ચામાચીડિયું છે. અને તે કદી પણ પરમેશ્વરના ઝળહળતા જ્યોતિનુ પિછાન કરી શકે નહિ. યુક્લિડની ભૂમિતિ એની કાર્યની રચના જાણવા માટે અપૂર્ણ રૂપરેખા છે."

મહારાજાએ જ્યોતિષશાસ્ત્રની પ્રગતિ માટે ઘણું-ઘણું કર્યું છે. કેટલાય પંડિતોને એમણે આશ્રયદાન આપ્યાં તે માત્ર આ વિષયના પ્રેમથી જ.

સ્વર્ગમાં પ્રભુપ્રેમી આ આત્માને શાન્તિ હજો.

[ તારવીને ] નટવરલાલ મગનલાલ પટેલ

# જર્મન મહાકવિ ગ્યેટે

**મા**ર્ચ ૨૨ મી ૧૯૩૨ ના દિને ગ્યેટેની ૧૦૦ મી પુણ્યતિથિ ગઇ

ગ્યેટે જર્મનીનો મહાકવિ છે. એ મહાન વિચારક, નવીન શોધો કરનાર વૈજ્ઞાનિક, અને સમર્થ રાજપુરુષ પણ હતો.

પણ કવિ ગ્યેટે એ કેવળ જર્મનીનો જ મહાકવિ નથી રહ્યો યુરોપના સમર્થ વિવેચકો તેને દુનિયાનો એક મહાકવિ ગણે છે અનુવાદના અંતરથી જોતા પણ એ અભિપ્રાય સાચો લાગે છે 'ફાઉસ્ટ' નાટકનો સ્રષ્ટા ખરેખર જગતનો મહાકવિ છે!

એક હિંદીને ગ્યેટે વિષે વિચાર કરતા સૌથી પ્રથમ એ જર્મન મહાકવિએ આર્યાવર્તના કવિકુલગુરુની કરેલી કદર સ્મરણમા આવે છે કાલિદાસના અભિજ્ઞાન શાકુંતલનુ રસપાન કરતા કરતા એ મહદયી વિશ્વદૃષ્ટિ કવિનો નાચી ઊઠવાનો પ્રસગ દરેક શિક્ષિત માણસ જાણે છે આ વાચનની એના ઉપર એટલી અસર થએલી કે તેણે ફાઉસ્ટ નાટકની પ્રસ્તાવના સસ્કૃત નાટકની રીતે કરેલી છે

આ રીતે આપણો ભારતવાસીઓનો પણ એ મહાકવિ સાથે સબધ છે

યોહાન વૉલ્ફગાગ-ગ્યેટેનો જન્મ મેઇન કાઠે ફ્રેન્કફોર્ટમા ૨૮ ઑગસ્ટ ૧૭૪૯ ના દિને થયો હતો તેના પિતાનું નામ યોહાન કાસ્પા ગ્યેટે હતુ તેની માતાનું નામ કૅથેરીન એલિઝાબેથ હતુ તે ચાર વર્ષની ઉંમરનો હતો ત્યારે તેને ક્રિસ્ટમસમા પૂતળીઓનું નાટક બતાવવામા આવ્યુ હતુ આ દૃશ્યની એના ઉપર ખૂબ અસર થઈ હતી, એમ તે પોતે જણાવે છે આ પૂતળીઓ તેને ભેટ આપવામા આવી હતી, અને તેણે પોતે એ પૂતળીઓને ફરીથી સજાવીને નચાવી હતી ગ્યેટેના જીવનમા નાટક અને રંગભૂમિ એક મહાન આકર્ષણ હતું તેનું બીજ આ પ્રસગમા છે.

તેની વિચારશીલતા નાનપણમા વ્યક્ત થતી દેખાય છે તે જ્યારે ૭ વર્ષનો હતો ત્યારે લિસ્બનમા થએલા ધરતીકપની ખબર તેણે સાભળી અને એમા પાપી અને પુણ્યશાળી મનુષ્યો એકસરખો નાશ થએલો જોયો ત્યારે તેને ઇશ્વરના પરમકૃપાળુપણા વિષે શકા આવી!

ગ્યેટેની અસાધારણ ગ્રહણ-ધારણશક્તિ બહુ બચપણમા વ્યક્ત થતી દેખાય છે ગ્યેટેનો પિતા અને તેના શિક્ષકો કઠણમા કઠણ વિષયો ગ્રહણ કરવામા એની સહજતા અને શીઘ્રતા જોઇને ચકિત થતા હતા કોઇ પણ વિષય ગ્યેટેને માટે કઠણ હોય તેમ લાગતુ ન હતુ!

ચરિત્રલેખકો અને વિવેચકોમા ગ્યેટેના જીવનનું જે એક લક્ષણ મોટા ચર્ચાનો વિષય થઇ પડ્યો છે તે તેનું સ્ત્રીઓ પરત્વેનુ આકર્ષણ ચૌદ વર્ષની ઉંમર તે ગ્રેશન નામની તેનાથી બે ત્રણ વર્ષ મોટી છોકરીના પ્રેમમા પડ્યો આ જાતના પ્રસગો તેના પછીના જીવનમા અનેક વાર બન્યા હતા તેના સ્વભાવનું આ લક્ષણ તેની કૃતિઓ અને પ્રતિભા સમજવા માટે નોંધવા યોગ્ય છે

પચીસ વર્ષની ઉંમરે તેણે 'વર્ધરના દુ ખ' નામની નવલકથા પ્રગટ કરી આ

ગ્રંથથી તેને આખા યુરોપમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ. ૧૭૭૫ માં તે વાઇમારના ડયુકના મહેમાન તરીકે તે સ્થળે આવ્યો; અને પછી તે તેનો મહામાત્ય બન્યો. આ સ્થળ લગભગ ૬૦ વર્ષ સુધી તેનું નિવાસસ્થાન રહ્યું.

આ અરસામાં ગ્યેટેએ વાઇમારને જર્મનીનું સંસ્કૃતિનું કેન્દ્ર બનાવી દીધું. પહેલાં દસ વર્ષ તો ગ્યેટેને તેના રાજકાર્યમાંથી બહુ ફુરસદ મળતી નહિ. ૧૭૮૧ માં તેને ઉમરાવની પદવી મળી, અને ત્યારથી તે ફોન ગ્યેટે થયો. ૧૭૮૬ માં તે થોડી રજા લઇ ઇટલીમાં ગયો અને ત્યાં તેનો કવિનો આત્મા અનેક કૃતિઓમાં પરિણામ પામ્યો.

ગ્યેટેની સર્વોત્તમ કૃતિ તેનું ફાઉસ્ટ નાટક. આ નાટકની શરુઆત લગભગ ૧૭૭૩-૭૪ માં થએલી જણાય છે. ફાઉસ્ટના વૃત્તાંત ઉપર ચિંતન અને પ્રયોગો અનેક વર્ષ સુધી ચાલ્યા. ૧૮૦૮ માં ફાઉસ્ટનો પ્રથમ ભાગ સર્વાંગ સંપૂર્ણ બહાર પડ્યો; તેનો બીજો ભાગ તો ગ્યેટેના મૃત્યુ પહેલાં થોડાક મહિના ઉપર જ પૂરો થયો.

આ મહાન કવિનુ અવસાન ૨૨ મી માર્ચ ૧૮૩૨ ના રોજ થયું એમ કહેવાય છે કે તેના છેવટના સભળાએલા શબ્દો "વધારે પ્રકાશ" એ હતા.

આ અતિસંક્ષિપ્ત જીવનરેખા ઉપરથી આ મહાકવિની ભાગ્યે જ કલ્પના આવી શકે. પણ તેની ૧૦૦ મી પુણ્યતિથિને પ્રસંગે આ મહાકવિ તરફ ગુજરાતના અભ્યાસી વર્ગનુ ધ્યાન દોરાય એવી અમારી ઉમેદ છે. મૂળ જર્મનમાંથી ગુજરાતીમાં અનુવાદ કરી શકે એવા વિદ્વાનો આપણા પ્રાન્તમાં બહુ નથી; તોપણ ડૉ. મણિભાઈ પટેલ જેવા જર્મન યુનિવર્સિટીની Ph D. ની પદવી લઇ આવેલા ગુજરાતને ગ્યેટેની કૃતિઓનો કાંઇક આસ્વાદ મૂળ જર્મનમાંથી કરાવે એવી આશા રાખવી વધારા પડતી ન ગણાય. ૨.

## ગ્યેટેના એકરમાન સાથેના વાર્તાલાપમાંથી

"ખરી હકીકત એવી છે, કે આપણું બધાનું જીવન સામુદાયિક છે, પછી ભલેને આપણી જાતને આપણે ગમે તે સ્થિતિમાં મૂકીએ. જેને આપણે ખરેખર આપણું પોતાનું જ કહી શકીએ એવું આપણી પાસે કેટલું થોડું છે? આપણે બધાએ, જેઓ આપણી પૂર્વે આવી ગયેલા છે અને જેઓ આપણી સાથે છે તેમની પાસેથી કંઇક પ્રાપ્ત કરવું જોઇએ અને શીખવું જોઇએ; મોટામાં મોટી પ્રતિભાવાળો પુરુષ પણ જો કેવળ પોતાની જ જાત ઉપર આધાર રાખે તો બહુ જ થોડું કરી શકે. પણ ઘણા ભલા માણસો આ હકીકત સમજતા નથી અને જીંદગીનો અર્ધો ભાગ મૌલિકતાનાં સ્વપ્નાં સેવતા અંધારામાં અટવાય છે. હું એવા કલાકારો જાણું છું કે જેઓ એવી બડાઇ હાંકે છે કે-તેઓ કોઇપણ ગુરુને અનુસર્યા નથી અને પોતે જે કાંઇ કર્યું છે તેને માટે પોતાની પ્રતિભાને જ આભારી ગણે છે. મૂરખાઓ! જાણે કે આવું કદીય સંભવિત હોય. અને જાણે કે દુનિયા ડગલે અને પગલે તેમના ઉપર બળપૂર્વક આઘાત ન કરતી હોય અને એમની મૂર્ખાઇને ગણકાર્યા વિના એમનામાં કાંઇ મૂકતી ન હોય! મારો અભિપ્રાય છે, કે

આવો કોઈ કલાકાર આ ઓરડાની દીવાલોની તપાસ કરે અને તેની ઉપરની એકાદ મહાન કલાકારની કૃતિ ઉપર દૃષ્ટિપાત કરે તેનામાં જો કાંઈ પણ પ્રતિભા હશે તો તે આ સ્થાન મૂકીને જશે ત્યારે તે અવશ્ય અન્ય અને ઉચ્ચતર બન્યો હશે ! અને ખરેખર, બહારની દુનિયાના સાધનોનો આપણી જાતને લાભ આપવો અને ઉચ્ચતર પ્રયોજનો માટે તેનો ઉપયોગ કરવો એ શક્તિ અને વલણ એ જ જો આપણું ઉત્તમ મહત્ત્વ નથી તો બીજું શું છે ?"

* * *

"ખરી હકીકત તો એ છે કે માણસની પાસે એનું પોતાનું કંઈ છે કે બીજા પાસેથી કંઈ મેળવેલું છે, પોતાની જાતે મહેનત કરે છે કે બીજાઓની મારફત મહેનત કરે છે— આવો પ્રશ્ન પૂછવો એ કેવળ મૂર્ખતા છે, મુખ્ય મુદ્દો તો એ છે કે મહાન સંકલ્પબળ હોવું જોઈએ, અને તે પાર પાડવાની કુશળતા અને ખંત હોવા જોઈએ "

* * *

"એક વાર ગેટે પોતે એક મરમ લીલી 'એલ્બો ચેર' લીલામમાંથી લાવ્યો હતો તે બતાવીને તેણે મને કહ્યું 'હું આનો બહુ થોડો જ ઉપયોગ કરીશ અથવા મુદ્દલ ઉપયોગ જ નહિ કરું દરેક પ્રકારની સુખસગવડની ગોઠવણ મારી પ્રકૃતિની વિરુદ્ધ છે તમે જુઓ છો કે મારા ખંડમાં એક પણ સોફા નથી હું હમેશાં મારી જૂની લાકડાની ખુરશી ઉપર જ બેસું છું. હું જો સગવડવાળા ફરનિચરથી મજાના ખંડમાં બેસું છું તો મારા વિચારો લીન થઈ જાય છે, અને હું સુખદાયક પણ અકર્મણ્ય સ્થિતિમાં મુકાઈ જાઉં છું **ભપકાદાર ઓરડાઓ અને સુખસગવડવાળું ફરનિચર એ એવાં લોકો માટે છે કે જેઓ વિચાર કરતા નથી અને કરી શકતા પણ નથી !'** "

* * *

"કોઈ ઉત્તમ પ્રકારનું સર્જન, કોઈ નોંધવાલાયક શોધ અથવા કોઈ મહાન વિચાર કે જે ફળદ્રૂપ થઈ પરિણામ પામે છે તે કોઈની પણ સત્તામાં નથી, આવી વસ્તુઓ આ પૃથ્વીના નિયમનોથી ઉંચે છે માણસે તેને ઉપરથી આવતી અણધારી બક્ષીસ જ ગણવી જોઈએ, અને તે પ્રમાણે પૂજવી જોઈએ તે કોઈ દિવ્ય મહત્ત્વના જેવી છે, કે જે તેની પાસે પોતાની મરજી પ્રમાણે વર્તાવ કરાવે છે અને જેને માણસ અજાણ્યે અધીન થાય છે, જ્યારે તે માનતો એમ હોય છે, કે તે પોતાની પ્રેરણાથી જ કામ કરતો હોય છે ! આવા દૃષ્ટાંતોમાં માણસને આ દુનિયાના ઉચ્ચતર શાસનનું એક સાધન ગણવું જોઈએ, કોઈ દિવ્ય સંદેશ મેળવવાનું એક પાત્ર માનવું જોઈએ એકાદો વિચાર આખા સૈકાઓને નવું રૂપ આપે છે અમુક વ્યક્તિઓ પોતાના આવિર્ભાવોથી પોતાના યુગ ઉપર મુદ્રા મારે છે, અને આ મુદ્રા ભુંસાતી પણ નથી અને પછીની પેઢીઓને તેનો લાભદાયક વારસો મળ્યે જાય છે—આ બધું વિચારીને હું આ કહું છું "

* * *

"'ક્લાસિકલ' અને 'રોમાન્ટિક' કાવ્યના ભેદનો વિચાર કે જે અત્યારે આખી દુનિયા ઉપર ફેલાઈ ગયો છે અને જે એટલા બધા કજિયા અને પક્ષો ઉત્પન્ન કરે છે તે મૂળ શિલરમાંથી અને મારામાંથી આવ્યો છે મેં કાવ્યમાં પદાર્થલક્ષી (objective) નિરૂપણ કરવાનો સિદ્ધાંત રજૂ કર્યો અને બીજા કશાને માટે અવકાશ રાખ્યો નહિ; પણ શિલર કે જે સ્વલક્ષી રીતે નિરૂપણ કરતો તે પોતાની પદ્ધતિને જ સાચી ગણતો, અને તેણે પોતાના મતનો મારી સામે બચાવ કરવાને માટે કાવ્યચર્ચાનો એક નિબંધ લખ્યો. તેણે મને

સાબીત કરી બતાવ્યું, કે હું પોતે મારી મરજી વિરુદ્ધ, રોમેન્ટિક હતો. અને મારું એફીજેનિયા ભાવના પ્રાધાન્યને લઇને એટલું બધું ક્લાસિકલ અથવા તો લોકો ધારતા હતા તે પ્રમાણે જૂની શૈલીનું નહોતું.

"શ્લેગેલ બંધુઓએ આ વિચાર ઉપાડી લીધો અને તેને આગળ ફેલાવ્યો. તે એટલો બધો કે તે અત્યારે આખી દુનિયા ઉપર ફેલાઇ ગયો છે. અત્યારે દરેક જણ 'ક્લાસિસિઝમ' અને 'રોમેન્ટીસિઝમ' ઉપર વાતો કરે છે! એને વિષે ૫૦ વર્ષ પહેલાં કોઇને કાંઇ કલ્પના પણ ન હતી. આને વિષે મને એક નવો શબ્દ સૂઝે છે, કે જે હકીકતને બહુ ખોટી રીતે બતાવતો નથી. જે પ્રાણવાન છે એને હું ક્લાસિક કહું છું, જે માંદલું છું તેને રોમેન્ટીક કહું છું."

* * *

"જો મહાન નાટકકાર કવિ ખરેખરો સર્જક હોય, બળવાન અને ઉદાર પ્રયોજનથી પ્રેરિત હોય, અને તેની બધી કૃતિઓમાં તે પ્રયોજન વ્યાપ્ત હોય તો પોતાની કૃતિઓના આત્માને લોકોનો આત્મા બનાવી શકે. હું ધારું છું કે આ મહેનત લેવા યોગ્ય વસ્તુ છે, કોર્નેલ (ફ્રેંચ નાટકકાર) તરફથી વીરો ઉત્પન્ન થાય એવી પ્રેરણા ઉત્પન્ન થઈ તે નેપોલિયનના કામમાં આવી; કારણ કે નેપોલિયનને વીર પ્રજાની જરૂર હતી. આ જ કારણથી તેણે કોર્નેલ વિશે કહ્યું હતું કે "જો તે જીવતો હોત તો હું તેને રાજા બનાવત" નાટયકવિ જે પોતાનું કામ સમજે છે તેણે તેના ઉચ્ચતર વિકાસને માટે સતત મહેનત કરવી જોઇએ, કે જેથી લોકો ઉપર તેની અસર ઉદાત્ત, અને હિતકારી થાય."

* * *

"આપખુદી શાસનનો પણ હું પક્ષપાતી નથી. નિઃશંક રીતે મને પૂરેપૂરી ખાતરી થઇ હતી કે મોટો બળવો લોકોના દોષને લઇને કદી પણ થતો નથી પણ તે સરકારના દોષને લઇને જ થાય છે. જ્યાં સુધી સરકાર સતત ન્યાયી અને સાવચેત રહે અને તેથી યોગ્ય સમયે યોગ્ય સુધારા પહેલેથી કરી લે, અને નીચેથી દબાણ આવે તેને વશ થવાની ફરજ પડે ત્યાં સુધી વિલંબ ન કરે તો ત્યાં સુધી બળવાઓ તદ્દન અસંભવિત છે."

---

## એક પત્ર

નવોવાસ, દાણાપીઠ, અમદાવાદ.
ફા. સુ. ૧૧/૮૮

ભાઈશ્રી પાઠક,

'પ્રસ્થાન'ના બે અંકમાં ઝાડને લગતા બે લેખ આવેલા છે. તે વિષયમાં કદાચ નીચેની હકીકત તમને ઉપયોગી થશે, એમ ધારી આ પત્ર લખું છે.

'બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી'ના જર્નલમાં રે. બ્લેટર અને મીબાર્ડની 'બ્યુટીફુલ ઇન્ડીઅન ટ્રીઝ' નામની લેખમાળા છપાય છે. અગીઆર અંકમાં હિંદુસ્તાનના રસ્તા અને બગીચાને લાયકનાં સુંદર વૃક્ષોનાં વર્ણન અને રંગીન ચિત્ર તથા ફોટોગ્રાફ આઠ ભાગમાં આપ્યાં છે. હજુ એ લેખમાળા ચાલુ છે.

લિ. સ્નેહાધીન,
હરિનારાયણ આચાર્યના નમસ્કાર

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ હશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## વિધવાવિવાહ: આજના અને સાઠ વર્ષ પૂર્વેના

બુધવાર તા. ૯-૩-૩૨ને દિવસે વાયડા જ્ઞાતિમાં એક પુનર્લગ્ન થયું. શ્રીમતી ભાનુમતી બહેન અને શ્રી. રમણલાલ બંને એક જ નાતનાં છે. લગ્નની આમંત્રણપત્રિકામાં વરકન્યાનાં નામ લખવામાં આવ્યાં નહોતાં, પણ માત્ર એટલું જ જણાવવામાં આવ્યું હતું કે "એક પ્રતિષ્ઠિત કુટુંબનાં વિધવા બહેનનું પુનર્લગ્ન એક સંસ્કારી યુવક સાથે સાંજના સાત વાગે શ્રીમતી લેડી રમણભાઇના બંગલે થશે, તો આપ આવાં કાર્યોમાં ઉત્સાહભર્યો ભાગ લ્યો છો, માટે...નવયુગલને આશીર્વાદ તથા અભિનંદન આપવા જરૂર પધારશો એવી અપેક્ષા છે." આમંત્રણ પત્રિકા નીચે શ્રી. ગટુભાઇ ધ્રુ, મંત્રી, સંસાર સુધારા સમાજ તથા એક બીજા ભાઇની સહી હતી[1]

એટલે કે હજી પણ આપણો સમાજ એટલે સુધી ગયો નથી, કે પરણનારનાં નામો પત્રિકામાં આપી શકાય; કારણ, નહિ તો લોકો નાહક લગ્નમાં વિક્ષેપ નાખે! અલબત્ત, જુદી જુદી નાતોમાં વિધવાવિવાહ તરફ વધતો ઓછો વિરોધ હશે, પરંતુ વિધવાનાં પોતાનાં જ કુટુંબના માણસો વિધવાવિવાહના માહિતગાર હોય, તોપણ પત્રિકામાં જો પરણનાર વિધવાનું નામ આપવામાં આવ્યું હોય, તો કુટુંબનો નહિ તો કુટુંબનો કોઇ હિતસ્વી પણ લગ્નમાં કંઇક કનડગત કરે! આ પહેલાંના શ્રી. રમણલાલ તથા શ્રીમતી યશસ્વતીના લગ્ન વડોદરે થયાં હતાં, એટલે આપણો સમાજ એટલો આગળ વધ્યો કે ગામમાં ને ગામમાં વિધવાવિવાદ કરી

---

1. તા. ૨૫ જુલાઈ ૧૮૫૬-વિધવાવિવાહ કાયદેસર છે એવો કાયદો પસાર થયો.

પછી ૧૮૬૪-વિધવાવિવાહને ઉત્તેજન આપવા અમદાવાદમાં એક મંડળ સ્થાપવામાં આવ્યું.

— ૧૮૯૮-'વિધવા પુનર્વિવાહ ઉત્તેજક સભા'નું બંધારણ ઘડવામાં આવ્યું.

— ૧૯૦૩-'ગુજરાત સંસાર સુધારા સમાજ'ની સ્થાપના થઇ.

— ૧૯૦૪-'સંસાર સુધારા હોલ'નું મકાન સ્વ. ડૉ. રામકૃષ્ણ ભાંડારકરને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું.

— ૧૯૩૦-'વિધવા પુનર્વિવાહ ઉત્તેજક સભા' અને 'ગુજરાત સંસાર સુધારા સમાજ'ને જોડી દેવામાં આવ્યાં.

— ૧૮૭૮-પહેલાં અમદાવાદમાં નોંધવા લાયક ચાર વિધવાઓના લગ્નો થએલાં

ત્યાર પછી અત્યાર સુધી એટલે કે ૫૪ વર્ષના ગાળામાં ફક્ત આ સમાજના ઉપક્રમથી ૧૦૯ વિધવાઓના લગ્નો થયા છે જુઓ કૌમુદી જાન્યુ. ૧૯૩૦-પૃ. ૪૫ 'ગુજરાત સંસાર સુધારા' પરનો લેખકનો લેખ.

શકાય. શ્રી. રમણલાલ–યશસ્વતીને યુવક સંઘો તરફથી અભિનંદનો મળ્યાં હતાં. પણ શ્રી. રમણલાલ–ભાનુમતીને પરગામના પોતાનાં જ્ઞાતિબંધુઓ તરફથી માનપત્ર અપાયાં એ પણ એક શુભ ચિહ્ન લેખી શકાય.

ખરેખરો સમાજસુધારો કોને કહેવો, એ સમાજસુધારો જ્ઞાતિઓ દ્વારા થઇ શકે એમ છે કે નહિ, તથા વ્યક્તિને આપણા સમાજમાં કેટલે અંશે સ્વાતંત્ર્ય મળ્યું છે વગેરે બાબતો વિષે થોડો પણ અભિપ્રાય બાંધવાને આપણે ભૂતકાળમાં નજર નાખવી જરૂરની છે.

ગુજરાતમાં વેપારી વૃત્તિ પ્રધાનપણે રહેલી છે, તેથી ઘણે ભાગે માણસની માણસાઇના ધોરણનો આધાર તેની પાસે કેટલી મૂડી છે તેના પર રહે છે. આજના સામ્યવાદીઓ કે બળવાખોરો જ્યારે એમ કહે છે, કે લગ્નની સંસ્થા મૂડીવાદનું પરિણામ છે, ત્યારે ભલે એ અભિપ્રાયમાં કોઈ પૂરેપુરો વિશ્વાસ ન મૂકે, પરતુ એટલું તો ખરૂ હશે કે ગુજરાતની આવી વાણિજ્યવૃત્તિને લીધે માણસ માણસ વચ્ચેનો–અને તે પણ વરવહુ વચ્ચેનો–સંબંધ મૂડીવાદથી દૂષિત થયેલો છે. આથી જ કદાચ વિધવાવિવાહના પહેલા હિમાયતી ગુજરાતી નહિ પણ વિષ્ણુ શાસ્ત્રી નામના એક દક્ષિણી બ્રાહ્મણ હતા.

દક્ષિણી પ્રભુ જ્ઞાતિમાં વિધવા સાથે પહેલું પુનર્લગ્ન કરનાર રાવ બહાદુર મોરોબા કાનોબા હતા. (સન ૧૮૬૮ ની આસપાસ?) એ મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના ન્યાયાધીશ હતા. લગ્ન પછી થોડા વખતમાં જ રાવબહાદુર મોરોબા અને એમનાં પત્નીનાં શબ એક કૂવામાં તરતાં મળી આવ્યાં! હિંદુ સમાજનો વિધવાવિવાહ સામેનો વિરોધ એ વખતે ઉગ્ર હતો. રા. બ. મોરોબા અને એમનાં પત્ની તે પોતે પોતાની મેળે કૂવામાં પડ્યાં કે કોઇએ ફેંકી દીધાં એનો ઉકેલ હજી સુધી થયો નથી.

ગુજરાતીઓમાં સૌથી પહેલાં વિધવાવિવાહ કરનાર માધવદાસ રઘુનાથદાસ નામના મુંબઇના વેપારી હતા. (૨ જી મે સને ૧૮૭૧–વૈશાખ સુદ ૧૨ સંવત ૧૯૨૭) તે નાતે કપોળ વાણીઆ હતા. એમનું બીજું લગ્ન કપોળ નાતના શેઠ વરજીવનદાસ માધવદાસની સાળી સાથે થએલું. ત્યાર બાદ ત્રીજી વાર ઘરભંગ થયા પછી મહારાજ લાયબલ કેસને અંગે ગુજરાતના સમાજસુધારાના ઇતિહાસમાં જેમનું નામ અમર થઇ ગયું છે તે શ્રી. કરસનદાસ મૂળજી તથા (તરતના વિલાયત જઇ આવેલા) શ્રી. મથુરદાસ ખેતસી વગેરેની મદદથી તેમણે ચોથી વારનું લગ્ન પોતાની જ નાતની, શેઠ વરજીવનદાસ માધવદાસની, બાઇ ધનકોર નામની વિધવા ભત્રીજી જોડે કર્યું.

પોતાની જ નાતની કોઇ વિધવા પુનર્લગ્ન કરવાને તૈયાર હોય તે જાણવા માટે માધવદાસે મુંબઇના 'રાસ્ત ગોફ્તાર' નામના છાપામાં જાહેર ખબર આપી. (એપ્રિલ ૧૮૭૧), અને સાથે સાથે એમ પણ જણાવ્યું, કે જે કોઇ એવી વિધવા મેળવી આપશે તેને રૂા. ૫૦૦ નું ઇનામ આપવામાં આવશે એ વખતે 'રાસ્ત ગોફ્તાર'ના તંત્રી શ્રી. કખશરુ કાબ્રાજી હતા. આવી જાહેર ખબરને લીધે કપોળ નાતમાં તે વખતે ઘણી હોહા થઇ, અને જા. ખ. માં નામ નહોતું પણ બધાએ કલ્પ્યું, કે એ માધવદાસ જ હોવા જોઇએ. કપોળ નાતના સર મંગળદાસ નાથુભાઇને માધવદાસ સુરબ્બી તરીકે ગણતા, તેમણે પણ માધવદાસને વિધવાવિવાહ ન કરવા સમજાવ્યું!

તા ૨ જી મે ૧૮૭૧ ના દિવસે પોલિસ પાર્ટીના રક્ષણ નીચે વાલકેશ્વરથી દૂર ચિંચપોકલીમા માધવદાસ તથા ધનકોરના લગ્ન થયા, તે પ્રસંગે લગભગ ૨૦૦ સ્ત્રીપુરુષો હાજર હતા, અને તેમા મહાદેવ ગોવિંદ રાનડે, ભાંડારકર નાનાભાઈ, કયખુશરૂ કાબ્રાજી, નાનાભાઈ રાણિના, મેરવાનજી તથા જહાંગીર મર્ઝબાન, કરસનદાસ મૂળજી, રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર વગેરે હાજર હતા

લગ્ન થઇ ગયુ છે એમ નાતમા ખબર પડી એટલે બાઇએ (ધનકોરે) પોતે આપઘાત કર્યો હોત, અને કુટુંબને લાંછન લાગત તેના કરતા પણ મોટુ પાપ થઇ ગયુ હોય એમ કલ્પાંત થવા લાગ્યો! જ્ઞાતિજન તરીકેની દરેક માણસમા જે એક મૂઢ જાત રહેલી છે, તેનુ જુદી જુદી રીતે પ્રદર્શન થવા લાગ્યુ! સૌથી પહેલા તો કરસનદાસ અને ધનકોરને નાતબહાર મૂકવામા આવ્યા એમના વેપારને ધક્કો પહોચે એવી અફવાઓ ઉડાવવામા આવી માધવદાસની પેઢીમા જમા પડી રહેતી અનામતની રકમો લોકો ઉપાડી લેવા માડ્યા આવી પરિસ્થિતિમા મુબઇ કોટમા સર મંગળદાસના મકાનમા પોતાની દુકાન હતી તે જ માળામા રહેવા જવાનો માધવદાસે વિચાર કર્યો, પરતુ તે બાબત સર મંગળદાસને પૂછી જોયુ તો 'ત્યા રહેવુ હમણા સલાહભરેલુ નથી' એમ માધવદાસને જવાબ મળ્યો રૂઢિચુસ્ત સમાજમા પહેલી જ વાર કોઇ અમુક રિવાજ તોડે એને રહેવા ઘર ન મળે એ સ્વાભાવિક છે, તે આપણે સમજી શકીશુ, કારણ આજે પણ જ્ઞાતિના વૃદ્ધ આગેવાનોનું કોઈ નજીકનુ સબધી વિધવાવિવાહ કરે તો તેઓ આવો ઉપાય અજમાવી જોવા કદાચ ચૂકે નહિ સર મગળદાસે વાતાવરણ શાત પડ્યા પછી માધવદાસને તથા એમના પત્નીને પોતાના મકાનમા પાછળથી રહેવા પણ દીધા હતા, અને એ વખતે તો માધવદાસને એની દુકાન ખાલી કરવાનું સર મગળદાસે ન ફરમાવ્યુ એ પણ એમનુ સૌજન્ય જ ગણાય કારણ ધનકોરબાઇના કાકા વરજીવનદાસ માધવદાસ જેઓ કપોળ નાતના શેઠ ગણાતા હતા, તેમણે માધવદાસને પદર સત્તર વર્ષ સુધી અનેક પ્રકારે હેરાન કરવાના પ્રયત્નો કર્યા હતા એ પ્રયત્નો અત્યારે આપણને અત્યત બાલિશ લાગે, છતા અત્યારના આપણા સમાજ તરફ આપણે દૃષ્ટિ નાખીશુ તો આપણને માલુમ પડશે કે હરકોઇ વ્યક્તિને હેરાન કરવા માટેના સમાજના પ્રયત્નો એના એ જ રહ્યા છે ઉદાહરણ તરીકે, મિસ ઈ એ. મેનિંગ મુબઇમા આવ્યા તેને શેઠ વરજીવનદાસના બગલામા પાર્ટી આપવાની હતી, તે પ્રસગે માધવદાસનું નામ સત્કાર મડળમા દાખલ કરવાની સૂચના થઈ, અને તે સર્વાનુમતે પસાર પણ થઇ, પરતુ વરજીવનદાસના ભત્રીજા હરખીશનદાસે ધમકી આપી કે જો માધવદાસ આવશે તો સમારભ માટે વરજીવનદાસનો બગલો નહિ અપાય. બીજે એક પ્રસગે માધવદાસને ગવર્નમેન્ટ હાઉસની લેવીમા આમત્રણ મળેલું, ત્યાર પછી બીજી વાર આ પ્રકારનુ આમંત્રણ ન મળે તે ખાતર વરજીવનદાસે ઑન મોરારજી ગોકુળદાસ મારફત પ્રયત્ન કરેલા કપોળ નાતના એકાદ બે માણસોએ લગ્નપ્રસગે કે નાચ પાર્ટીમા માધવદાસને આમંત્રણ આપેલા, ત્યારે પણ વરજીવનદાસે આમત્રણ આપનારાઓને નાતબહાર મૂકવાની ધમકી આપી તેમની પાસે માફીપત્રો લખાવેલા! અને આવી લગ્નની પાર્ટીમા યુરોપિયનો, મુસલમાનો કે પારસીઓ આવે—પણ માધવદાસ તો નહિ જ—આ જાતની મનોવૃત્તિ નાતના માણસોમા આપણે જોઇએ છીએ ત્યારે આપણને એમ લાગ્યા વગર રહેતું નથી, કે નાતને લોધે

માણસ માણસ વચ્ચેના સંબંધમાં માણસાઈનું ધોરણ જરા પણ જળવાતું નથી; ઊલટો એ સંબંધ માત્ર દ્વેષથી જ ખરડાયેલો હોય છે.

માધવદાસ પૈસેટકે નિશ્ચિંત અને સુખી હતા અને એમનાં ધનકોર સાથેનાં લગ્ન સફળ થયાં ગણાય. એ બંનેના પુત્ર ભગવાનદાસ તથા તેમનાં પહેલાં ઘરનાં પુત્રી નાતમાં જ પરણ્યાં હતાં. મુંબઈમાં ત્યાર પછીથી સ્વાભાવિક રીતે જ નાતનાં બંધનો શિથિલ થતાં ગયાં છે; પરંતુ બધે કાંઈ આમ બન્યું નથી. માધવદાસે પોતે વિધવા સાથે લગ્ન કર્યા પછી તેઓ જે કોઈ વિધવાને પરણવું હોય તેને સક્રિય મદદ આપતા. ભાવનગરની કોઈ વિધવા બાઈ પોતે અમુક કફોડી સ્થિતિમાં મુકાતાં એક માણસ સાથે મુંબઈ આવેલી તેની ભાવનગરની કપોળ નાતને ખબર પડી. તે પરથી ત્યાંના ચાર માણસો મુંબઈ આવી એને લઈ ગયા, ને માધવદાસનું મિત્રમંડળ એની શોધ માટે ભાવનગર અને પછી ગામડે ગામડે રખડયા અને કેવી રીતે એનો પત્તો મળ્યો તેનો ઉલ્લેખ માધવદાસે " પુનર્લગ્નની કહાણી " એ નામના પુસ્તકમાં કર્યો છે. એ બાઈને અને તેને પરણવા ઇચ્છનાર માણસને મુંબઈથી ભાવનગર લઈ જઈ પહેલાં તો ખૂબ માર માર્યો. આથી આપણને નવાઈ નહિ લાગે, કારણ સમાજનું આ માનસ હજી બદલાયું નથી. આજથી થોડા માસ પહેલાં પાલણપુરના રહેવાસી શ્રી. દલપતભાઈ તથા શ્રી. તારાબહેન પોતાને ઘેરથી પહેરેલે કપડે નીકળ્યાં, તેમની પાછળ એમની જાતનાં માણસો ગયાં, સ્ટેશને સ્ટેશને તાર મુકાયા, અને અંતે અજમેરમાં તેમને પકડયાં, ત્યાર પછી મહાવીર ભગવાનના અહિંસાધર્મનું પાલન કરનાર જૈનોએ એમને બંનેને ખૂબ માર્યાં, એમનાં કપડાં ફાડી નાખ્યાં, અને જો અજમેરના આર્યસમાજના મંત્રીએ તેમને મદદ ન કરી હોત તો તેઓ પરણી ન શકત અને બંદીવાન થઈ બંનેને પાછાં પાલણપુર આવવું પડત એ કથા ઘણાં જાણે છે.

આવું જો આપણા સમાજમાં હજી પણ બનવા પામે છે, તો ૧૮૭૪ ની સાલમાં અમદાવાદમાં પહેલો વિધવા વિવાહ થયો તે વખતે શ્રાવકોની નાતમાં મોટો ખળભળાટ થયો તેમાં કોઈને નવાઈ નહિ લાગે. આ લગ્નની વિગતો જરા જાણવા જેવી છે; કારણ પાછળથી એને અંગે કોર્ટમાં વગર રજાએ ઘરમાં પેસવાના આરોપસર કેટલાકો ઉપર કેસ પણ થયેલો.

જડાવબાઈનું લગ્ન નાની ઉંમરે એમની શ્રાવક નાતના લલ્લુ પુરુષોત્તમ સાથે થએલું, અને બાર વર્ષની ઉંમરે એ વિધવા થઈ. એને એક ઓરમાન સાસુ હતી. સાસુ–વહુને બરોબર બનતું નહિ હોય, કે પછી, કેસની વિગતોમાં કહેવામાં આવ્યું હતું તેમ, ઘર બે જણના નામ પર હોય તો મ્યુનિસિપાલિટીનો વેરો ઓછો થાય, તેથી ઘરના ભાગ કરવામાં આવ્યા, અને ભોંયતળીઆનો ભાગ જડાવબાઈના નામ પર ચડાવવામાં આવ્યો. આડોશીપાડોશી બધાંએ એમ જાણ્યું, કે સાસુવહુ જુદાં થયાં છે. આ કામમાં લલ્લુ ખુશાલ નામના શ્રાવકે સાસુવહુને મદદ કરેલી એમ લાગે છે. ત્યાર પછી એકાદ બે વર્ષે બાઈ જડાવે લલ્લુ ખુશાલ સાથે પુનર્લગ્ન કરવાનો પોતાનો નિશ્ચય પોતાનાં ઓળખીતાંને જણાવ્યો. આ વખતે એની ઉંમર ૨૪ વર્ષની હતી. લગ્ન સંબંધી બધી ગોઠવણ કરવામાં રા. સા. મહિપતરામે આ બંનેને સારી મદદ કરેલી. તા. ૨૪ સપ્ટેમ્બર ૧૮૭૪ના દિવસે લલ્લુ ખુશાલ તથા બાઈ જડાવનાં લગ્ન થશે એમ જાહેર કરવામાં આવ્યું અને માજિસ્ટ્રેટને કહી પોલિસની

લીધે એને વધારે માન મળે છે. નાતને લોકો માન આપે છે તે પણ તેની આ બીજા પ્રકારની શક્તિને લીધે છે. દરેકને પૂછીએ તો કોઇ પણ પોતાની નાતના મુક્તકંઠે વખાણ નહિ કરે, કારણ માણસ માણસના સામાન્ય સંબંધ કરતાં જ્ઞાતિજનોના સબંધમાં કંઇક હલકું તત્ત્વ અંદર પેસે છે. આથી નાત માત્ર ભૂંડું જ કરી શકે એવી પરિસ્થિતિ આવી લાગે છે. જો એ મારું કરવા જાય, તો વ્યક્તિને વધારે વિશુદ્ધ થવુ પડે; અને તેથી નાતજાત વચ્ચેની કૃત્રિમ બાધા આપોઆપ ખરી પડે; પણ આવી કૃત્રિમ બાધામાં જ નાતનું જીવન સમાએલુ છે અને તેથી એના વાડામા રહી લોકો વધારે વિશુદ્ધ થઇ શકતા નથી.

વિધવાવિવાહ અત્યંત સામાન્ય બનાવ હોવો જોઇએ, તે હજી લોકોનું ધ્યાન ખેંચે છે એટલે અંશે આપણે પછાત છીએ. આથી દરેક વિધવાએ લગ્ન કરવું જ જોઇએ એમ ફલિત થતુ નથી; પરંતુ લોકોએ લગ્નની બાબતમા એટલી ઉચ્ચ કોટિએ જવું જોઇએ કે કોઇ કુંવારી કન્યા પરણે કે વિધવા કન્યા પરણે તો પણ સરખુ જ ગણાય. “ વિધવા કન્યા ” જેવા પ્રયોગથી કોઇને વિરોધાભાસ લાગે એ સભવિત છે, પરતુ આપણા સમાજમાં જ્યાં હજી પણ વરનુ મો નહિ જોએલુ હોય એવી બાળવિધવાઓ છે, ત્યાં આપણે એવો પ્રયોગ કરી શકીએ જ.

વિધવાવિવાહ યોગ્ય છે કે અયોગ્ય એ પ્રશ્નનો નિકાલ સૌએ પોતાના જીવનના દૃષ્ટિબિંદુ પરથી કરવાનો છે. કોઇ એમ માને કે શુ સ્ત્રી કે શુ પુરુષે એક વાર વિધવા કે વેધુર થયા પછી બીજી વાર પરણવુ ન જોઇએ, તોપણ એ પોતાના અભિપ્રાય પરથી બીજા વિશે કશો નિયમ બાધવાનો કોઇને હક મળી જતો નથી. કોઇ પુરુષ આવા અભિપ્રાયનો હોય, છતા એણે પોતાની સ્ત્રીને પણ પોતે મરી જાય તો ફરીથી પરણવાની છૂટ આપવી જોઇએ, અને લગ્નમા જો આટલી છૂટ હોય તો વરવહુ બને આથી પણ આગળ વધારે મુક્ત બની શકે. પરતુ દરેક માણસમા એવી એક ખોટી લાલસા અથવા વાસના રહેલી હોય છે કે પોતે મરી જાય ત્યાર પછી પણ પોતાને સંભારી બીજાં આખી જીંદગી વેઠરી મારે તો સારુ, અને એવી વાસનામાથી વિધવાવિવાહ ન થવો જોઇએ એવો રિવાજ નીકળ્યો હશે એમ લાગે છે

પણ સ્ત્રીપુરુષના જીવનમા હજી આટલુ સ્વાતંત્ર્ય આપણા સુધારકોમાં પણ આવ્યુ હશે કે કેમ એ એક સવાલ છે. એવુ પણ હોય કે લોકો બીજાના ઘરની વિધવા બહેનોના લગ્ન કરાવવામાં પોતે સમાજસુધારો કરી નાખ્યો એમ માને, પણ પોતાના જ ઘરમાં જો એવો પ્રસંગ આવે તો વિધવાવિવાહના પ્રશ્ન પ્રત્યે એ સંસારસુધારક કોઇ જુદા જ દૃષ્ટિબિંદુથી જુએ ! એમ સાભળવામા આવ્યું છે કે ગુજરાતના અગ્રગણ્ય સમાજસુધારકના કુટુબમા એક બહેન બાળવિધવા થયા, ત્યારે સ્વ૦ લાલશકર ઉમિયાશકર એ ભાઇને ઘેર ગયા અને જણાવ્યુ કે–આપનું કુટુંબ સમાજસુધારામાં આગળ પડતું છે, અને આપને ત્યાંથી જો આવી પહેલ થાય અને—બેનનાં ફરીથી લગ્ન કરવામાં આવે, તો બહુ સારો દાખલો બેસે. સ્વ. લાલશકરને ઉત્સાહભર્યો જવાબ ન મળ્યો, એ બેનની ફરીથી પરણવાની ઇચ્છા નથી એમ પણ ન કહેવામા આવ્યુ; ઊલટું આમ બોલી સ્વ૦ લાલશંકરે એ કુટુંબનું અપમાન કર્યું એમ એમને કહેવામાં આવ્યું ! આપણે ત્યાંના સમાજસુધારકો દક્ષિણના

સમાજસુધારકો કરતાં આ રીતે જુદા પડે છે. દક્ષિણમાં કોઈ સમાજસુધારક હોય તો પ્રસંગ આવ્યે તે પોતે વિધવાને પરણે છે, આપણે ત્યાં માત્ર **બીજાનાં** કુટુંબોની વિધવાનાં લગ્ન કરી લોકો પોતાને સમાજસુધારક કહેવડાવે છે! અલબત્ત, સ્વ૦ લાલશંકરભાઈના અને આપણા આજના જમાનામાં ગાંધીજીના આવવાથી કેટલોય ફરક પડયો છે, છતાં સંસારસુધારાના હિમાયતી એવા મારા એક વડિલ મિત્રે વાતચીતમાં કહ્યું હતું-કે You scratch a Social-reformer and you will find a snob-એ ઉક્તિ હજી કેટલે અંશે સાચી હશે તે કોણ જાણે?

આપણે ઉપર કહ્યું કે સમાજમાં તો નિયમ એવો જ હોવો જોઈએ કે જેને ન પરણવું હોય તે ન પરણે, અને જેને પરણવું હોય તે પરણે. પરંતુ કોઈ કુંવારો, વિધુર, વિધવા કે કુંવારી કન્યા પોતે નથી પરણતાં એટલા જ કારણસર જે પરણે છે તેના કરતાં વધારે સારાં છે એમ ફલિત થઈ શકે જ નહિ; અને સમાજની દરેક વ્યક્તિ આટલી ઉચ્ચ કોટિએ જઈને જ્યારે વિચાર કરશે ત્યારે જ ખરો સમાજસુધારો થશે; અને ખરા સમાજસુધારકે આવી મનોદશા લાવવા પ્રયત્ન કરવાનો છે. જેમ વર્ણાંતર લગ્ન અતિ સામાન્ય થઈ જવાં જોઈએ, તેમ વિધવાવિવાહ પણ સામાન્ય ગણાવા જોઈએ. લગ્ન એક પ્રકારની સ્વાભાવિક સ્થિતિ છે, અને પોતે કશું જ કંઈ અસાધારણ કર્યું નથી કે ધાડ મારી નથી, એ રીતે પોતાની મનોવૃત્તિને સમતોલ અને કબજે રાખી પરણનાર જોડાં પણ આ ભૂમિકાને સમાજમાં સ્થાપવા મદદ કરી શકે. માત્ર સમાજની વિરુદ્ધ જઈ કોઈ પણ પ્રકારનાં લગ્ન કરવાથી લોકોને સ્વર્ગ મળી જતું નથી, પરંતુ ઉચ્ચતર જીવનના ધોરણ દ્વારા જ એકાકી કે સહજીવનનું મૂલ્યાંકન થઈ શકે એ સિદ્ધાંતનો અસ્ફુટ રીતે પણ જ્યારે સમાજમાં સ્વીકાર થશે ત્યારે આપણો સમાજ ઊંચે ચડશે.*

તા. ૨૬-૪-'૩૨

પ્રાણજીવન વિ. પાઠક

---

*** આધાર :—**

1. Story of a Widow-Remarriage: Being the Experience of Madhowdas Rugnathdas, Merchant of Bombay, 1890. (For Private Circulation only.)
2. The Great Widow-Remarriage Case (with a copy of the Judgment and Objections to it.) Printed and published by Pitamberdass Tribhovandass at the Hitechhu Press. 1874.

લેખની વિગતોનું આ સાહિત્ય આપવા માટે હું શ્રી. ગટુલાલ ધ્રુવનો આભાર માનું છું.

# ચેખોવની કલા

છેલ્લા મહાન યુરોપીય વિગ્રહની શરૂઆતમાં જેમ જર્મનીએ અને જર્મન સાહિત્યે હિંદના વિચારક અને વિશેષે કરીને યુવાન વિચારક વર્ગનું ધ્યાન ખેંચ્યું હતું તેમ એ વિગ્રહને અંતે રશિયા અને રશિયન સાહિત્યે કર્યું છે. વિગ્રહના અંત ભાગમાં દુનિયાંની એક જબરજસ્ત આપખુદ સત્તા–ઝારશાહી–નો અંત આવ્યો એ બનાવ મહાયુદ્ધના પ્રારંભ કરતાં વધારે ચોંકાવનારો છે એટલું જ નહિ પણ ઐતિહાસિક પરિણામોની દૃષ્ટિએ વધારે મહત્ત્વનો છે. ઝારશાહીના અંત સાથે સોવિયેટ રશિયાએ અત્યાર સુધીના ઇતિહાસમાં અપૂર્વ એવો, ચાલુ સમાજવ્યવસ્થાને સર્વથા ઉલટાવી નાંખી નવો જ સામાજિક અખતરો શરૂ કર્યો છે, તેથી સમસ્ત દુનિયાંનું ધ્યાન તેણે ખેંચ્યું છે. આમાં કદાચ બીજા દેશો કરતાં હિંદ તેના તરફ વિશેષ આકર્ષાયો છે. રશિયાના અને હિંદના રાજ્યપ્રકરણી પ્રશ્નો એક જ છે કે સરખા છે એમ તો ન કહી શકાય, પણ હિંદ સ્વતંત્ર થવાને પ્રયત્ન કરે છે એટલે તાજી સ્વતંત્રતા મેળવેલ રશિયા સાથે તેને વિશેષ સમભાવ થાય છે, અને બીજા કશામાં નહિ તો અજ્ઞાન, ગરીબી, દેશની વિશાળતા અને તેની સાથે રહેલી અવ્યવસ્થિતતામાં હિંદ રશિયાને ઘણો મળતો છે. આવાં અનેક કારણોથી રશિયન સાહિત્ય આપણા યુવાન વાચક–લેખક વર્ગને વધારે આકર્ષક થયું છે.

રશિયન સાહિત્યમાં પણ ચેખોવે વધારે ધ્યાન ખેંચ્યું છે. તેનું મુખ્ય કારણ એ કે અત્યારે ખાસ કરીને ટૂંકી વાર્તાઓ વાંચવાનો શોખ વધ્યો છે. ચેખોવ પહેલાં ટૉલસ્ટૉય તરફ ગુજરાતી લેખકોને જબરું આકર્ષણ હતું, અત્યારે પણ છે. પણ તે એક ધાર્મિક અને સામાજિક વિચારક તરીકેનું. ટૉલસ્ટૉય પણ ટૂંકી વાર્તાઓ લખે છે, પણ પોતાની ધાર્મિક માન્યતાઓ ચોક્કસ થયા પછીની, પશ્ચિમ વયની તેની કૃતિઓ શુદ્ધ કલાની ગણાતી નથી. ગુજરાતમાં છેલ્લાં દોઢેક દસકાથી તત્ત્વજ્ઞાન અને ધર્મને બદલે કલા તરફ લેખકોનું વધારે ધ્યાન ગયું છે અને ટૂંકી વાર્તા લેખક તરીકે અત્યારનો વાચકવર્ગ ટૉલસ્ટૉય કરતાં ચેખોવ તરફ જ વધારે આકર્ષાય છે.

અને કલાની અને ગુણની દૃષ્ટિએ પણ ચેખોવ અદ્વિતીય વાર્તા લેખક છે. આ સંગ્રહની સોળ વાર્તા ચેખોવની વાર્તાના ઉત્તમ નમૂના ગણી શકાય કે કેમ તે હું કહી શકતો નથી, પણ આ આટલી વાર્તાઓ પણ તેની કલાનો અભ્યાસ કરવાને સારી સામગ્રી પૂરી પાડે છે એટલું તો કહી શકાય.

ગુજરાતમાં વાર્તાસાહિત્ય ખેડાયું નથી એવી વારંવાર ફરિયાદ કરવામાં આવે છે. તેનું કારણ એવું અપાય છે કે આપણા રૂઢિગ્રસ્ત સમાજમાં કશા નવા બનાવો બની શકતા જ નથી એટલે વાર્તાકારની કલ્પનાને ઉત્તેજન મળતું નથી. આમાં કેટલી હકીકત ખરી છે પણ તે કારણ તરીકે સ્વીકારી શકાય નહિ એમ ચેખોવની વાર્તાઓ જોતાં સહેજે સમજાય છે. રશિયાનો સમાજ આપણા જેટલો જ અચેતન, મૂઢ થઈ ગયો હતો. પહેલી જ વાર્તામાં આવતા ગ્રોટાવને આપણે રશિયાનાં અસંખ્ય દરિદ્રોનો એક નમૂનો ગણી શકીએ.

"ક્રોટોવે ગળું સાફ કર્યું. ખોંખારા ખાધા અને તાઢે ધ્રૂજતો ધ્રૂજતો પથારીમાંથી બહાર નીકળ્યો. વર્ષોની ટેવ પ્રમાણે એ બહુવાર સુધી મૂર્તિ સમક્ષ ઊભો રહી પ્રાર્થના કરવા લાગ્યો. એણે કહ્યા કર્યું, "આ અમારા પિતા, આ મેરી, તમને વંદન." અને એ તો નામોની આખી હાર બોલી ગયો. એ બધાં નામ કોનાં હતાં એ તો એ વર્ષો પહેલાં ભૂલી ગયો હતો: હવે તો ટેવ પડી જવાથી એમનું રટણ કર્યા કરતો. ટેવને લીધે જ એ પોતાનો ઓરડો અને દરવાજો વાળતો, પોતાની ચાર પગવાળી, નાની અને જાડી, તાંબાની ચાદાની ચૂલા પર મૂકતો. જો ક્રોટોવને આ ટેવ ન હોત તો ધડપણ શી રીતે ગાળવું એ એક પ્રશ્ન થઈ પડત. × × × સ્વપ્નાં અને શુકન એ બે જ એવી વસ્તુઓ હતી કે જે એને વિચાર કરતો કરી મૂકે."

આ હિંદના જ અભણ વર્ગમાંના કોઈનું વર્ણન નથી લાગતું? એ રૂઢિગ્રસ્ત, સાહસહીન, નવીનતાહીન, બંધિયાર પાણીની પેઠે સડયા કરતા સમાજમાંથી જ અનેક રશિયન વાર્તાકારોએ અને ચેખોવે વસ્તુ મેળવ્યું અને તેમાંથી અદ્‌ભુત વાર્તાઓ ઘડી!

ચેખોવની વાર્તાકલાની ફતેહનું રહસ્ય મને તેનો સમભાવ લાગે છે. આવા આકર્ષણહીન જુગુપ્સાકારક જણાતા સમાજની એકેએક વ્યક્તિ અને એકેએક પ્રકૃતિને માટે તેને અખૂટ સમભાવ છે. એ સમાજની મૂર્ખતા, ગંદાપણું, વગેરે સર્વ જાણે છે, પ્રત્યક્ષ રીતે જાણે છે, અને છતાં તેને તેને માટે ઊંડો સમભાવ જ છે. તેનો સમભાવ, કહો કે વરસાદ જેવો છે. વરસાદ જેમ જરા પણ વહેરોવંચો રાખ્યા વિના ઉદ્યાનમાં અને વાડમાં એક સરખો વરસે છે, દરેક પ્રકારના બીજને પોષીને પલ્લવિત કરી શકે છે, અને દરેક બીજને સ્વતંત્ર રીતે ઊગવા દે છે, તેમજ ચેખોવનું હૃદય, હરેક પ્રકૃતિને પોતામાં સ્થાન આપે તેવું સમભાવી, હરેક પ્રકૃતિને કલાથી નવપલ્લવિત કરે એટલું રસસમૃદ્ધ, અને હરેક પ્રકૃતિને પોતાના સ્વભાવ પ્રમાણે અંગત મંતવ્યો કે ગ્રહોથી જરા પણ ડખલ કર્યા વિના સ્વૈર ઊગવા દે તેવું તટસ્થ છે: દારૂડિયા, આળસુ, હૃદયદુર્બલ, લંપટ, ચોર, લાંચિયા, દરિદ્ર, ભૂખ્યા, પાંગળે, બેવકૂફ બધાનો તેના હૃદયમાં સમાસ થઈ શકે છે. તેના જેટલું પાત્રવૈવિધ્ય બહુ ઓછા વાર્તાકારોમાં હશે.

આ સમભાવની સાથે જ પ્રવૃત્ત થતી, અને એ સમભાવથી બળ મેળવતી, તેનામાં માનવસ્વભાવ સમજવાની અદ્‌ભુત શક્તિ છે. એક ગાંડા કે દારૂડિયા કે ચોર કે લફંગા માણસના માનસને તે બરાબર પારખી શકે છે, તેમાં તે બરાબર ઊતરી શકે છે. એટલું જ નહિ, એ પોતે જ એ સ્વભાવનો હોય તેમ ચેખોવનું પોતાનું માનસ એ પાત્રતાથી સ્વૈરલીલા કરી શકે છે, જેમ જમીનનો રસ વનસ્પતિના ઝીણામાં ઝીણા રેસામાં પહોંચે છે, તેમ તે પોતાના પાત્રની ઝીણામાં ઝીણી માનસિક પ્રવૃત્તિ, કલ્પના, બુટ્ટો, તરંગ, ચાળા, ઉધામા, આભાસો સર્વ કરી આપે છે. ઉંઘે ઘેરાયેલીનું આ માનસિક ચિત્ર જુઓ:

"વાર્કા નીચે બેસી બૂટ સાફ કરી નાખે છે અને વિચાર કરે છે કે એક મોટા ઊંડા જોડામાં માથું મૂકી જરા ઝોકું ખાઈ લેવાની કેવી મઝા પડે! અને એકાએક બૂટ મોટા થાય છે, ફૂલે છે અને આખા ઓરડામાં ફેલાઈ જાય છે. વર્કાના હાથમાંથી બ્રશ પડી જાય છે. એ માથું ધુણાવે છે, આંખો પહોળી કરે છે અને પોતાની સમક્ષ બધી વસ્તુઓ મોટી મોટી થઈ હાલવા ન માંડે તે માટે બધી તરફ જોવાનો પ્રયત્ન કરે છે."

સ્ત્રીચરિત્રથી છેતરાયેલો, નોકરી ખોઇ બેઠેલો અને છેવટે દારૂડિયો થયેલો માણસ વિચારગોટાળે ચડે છેઃ

"આ જગતમાં દાક્તરો, મદદનીશો, વેપારીઓ, ગુમાસ્તા, છોકરડા શા માટે હોય છે અને બધા જ સ્વતંત્ર માણસો કેમ નથી હોતા...ઓરડામાં રહેવું અને એક જ સ્ત્રીને ચાહવી એવા નિયમો કોણે ઘડયા હશે?...પ્રતિષ્ઠિત અને છાકટા, ધંધે વળગેલા અને બરતરફ થયેલા, વગેરે વગેરે વિભાગો લોકોએ પાડયા હશે?"

અને છેવટે એ વિચાર કરે છેઃ "કોઇ રાત્રે એકાદ પૈસાદારના ઘરમાં ઘૂસી જવાય તો કેવું સારું!"

એક બિમાર અને ભૂખી છોકરીના આભાસો જુઓઃ

"એ પ્રાણી ખરાબ, ચીતરી ચડે એવું, ભયંકર હતું પણ મેં એ ખાધું અને એનો સ્વાદ કે ગંધ ન જણાય એ માટે ઝપાટાબંધ ખાઇ નાંખ્યું. એક ખાધું કે તરત જ બીજાની ચળકતી આંખો દેખાઇ, ત્રીજું...એ બધાં હું ખાઇ ગઇ...છેવટે ટેબલ પરનો રુમાલ, થાળી, મારા બાપના જોડા, પેલું ધોળું ધાબું બધું હું ઓહિયાં કરી ગઇ..."

આવાં અનેક માનસનાં પ્રત્યક્ષ ચિત્રો આવે છે. વિશેષ શું એક વાર્તામાં એક ભૂખી વરૂમાદા અને તેણે પકડેલા નાના પાળેલા કુરકુરિયાની લાગણીઓ અને ચેષ્ટા એવી તાદશ વર્ણવેલી છે કે આપણને એમ લાગે કે તેનામાં પરકાયાપ્રવેશ જેવી કોઇ ગૂઢ સિદ્ધિ હશે.

આ સાથે સબંધ ધરાવતી તેની એક રીતિ ધ્યાનમાં રાખવા જેવી છે. ઘણી વાર તે આખી વાર્તા અમુક એક જ પાત્રના દષ્ટિબિન્દુથી કહે છે. આ વાર્તા કહેનાર પાત્ર તે વાર્તા કહેવાને ઊભું કરેલું કૃત્રિમ ઓઠું હોતું નથી, પણ વાર્તાનું અમુક રહસ્ય એવું જ પાત્ર સ્ફુટ કરી શકતું હોવાથી, તેને વાર્તામાં મૂકેલું હોય છે. તેવી વાર્તાનો સારો નમૂનો "રસોઇયણનું લગ્ન" છે. પરણનાર કન્યાની મુગ્ધતા, તેની દેખીતી અવળાઇ, પુરુષને સમાજ તરફથી સ્ત્રી ઉપર મળતા સામાજિક હકોનો અન્યાય, એ સર્વ લગ્ન સંબંધની વિલક્ષણતાઓ તે એ વસ્તુના જ એક ભાગરૂપ નાના ભોળા જાડા સાત વર્ષના છોકરાની દષ્ટિએ જુએ છે અને એ રીતે કહે છે. લગ્ન કરનારાં, અને કાંઇ પણ સ્વાર્થ કે કારણ કે જવાબદારી વિના અતિ પ્રાચીનકાળની ઓઘવૃત્તિને અધીન થઇને લગ્નને માટે આગ્રહ કરનારાં, એક તરફ આપણી નજરે સ્ફુટ થતાં જાય છે, તેમ આ લગ્નને જોનાર ગ્રીશા પણ બીજી તરફ સ્પષ્ટ થતો જાય છે. અને વાર્તાને અંતે, પરણવાની આફતમાં, સ્વતંત્રતા મિલકત સર્વ હારી બેઠેલી બિચારી પેલાગેયાને સાંત્વન આપવા એક મોટું સફરજન આપી તે નાસી જાય છે!

આ રીતિથી વાર્તાના વાતાવરણમાં એક બાજુથી ઝીણી વિગત પુરાય છે તેમ બીજી બાજુ બધી અસંબદ્ધ વસ્તુ નીકળી જઇ માત્ર ભાવને પુષ્ટ કરવા જરૂરની હોય તેટલી જ અંદર આવે છે, ચેખોવ કદી વર્ણનની ખાતર વર્ણન કરતો નથી. સૃષ્ટિસૌન્દર્યનાં અમુક અમુક વર્ણનોથી વાર્તાને અલંકૃત કરવી જોઇએ એમ તે માનતો નથી. તે સાચાં જ અને ભાવને પોષક હોય તેટલાં જ વર્ણનો સાચી રીતે કરે છે. તેનાં સર્વ વર્ણનો માનવભાવથી અનુપ્રાણિત થયેલાં છે.

ઉપર જણાવી ગયો તે સમભાવ, વિશાલતા, તટસ્થતા વગેરે શક્તિઓથી ચેખોવની કલામાં એક બીજી પણ વિશિષ્ટતા દેખાય છે. દરેક પાત્રના માનસમાં તે ઊંડો ઊતરે છે, તેના માનસનું આખું ઘડતર, તેનાં ભૂત વર્તમાન બળો તે એક ક્ષણમાં ઓળખી જાય છે અને પછી તે સર્વનું વર્ણન તે એટલી તટસ્થતાથી કરે છે કે તેની વાર્તાનાં પાત્રો અને બનાવો વાંચતાં આપણને એમ જ થાય કે આ સ્થિતિમાં આમ જ થાય. તેમાં કંઇ અન્યથા થઇ શકે કે અન્યથા કરી શકાયું હોત એવા ખ્યાલને પણ અવકાશ રહેતો નથી. નિયતિના નિર્માણ જેવું સર્વ પૂર્વઘટિત નિશ્ચલ લાગે છે. આમ થવાનું કારણ કેટલેક અંશે રશિયન સમાજ જેમાંથી વાર્તાનું વસ્તુ ઉદ્ભવ્યું છે એ છે, ને કેટલેક અંશે વાર્તાકારની તટસ્થતા છે. ઉત્તમ કલામાં કલાકારનો અભિપ્રાય ન જ આવી શકે એમ હું માનતો નથી. કલામાં વાર્તાકારનો અભિપ્રાય પ્રતીત થવાથી વાર્તાની કલા બગડે જ એમ પણ હું માનતો નથી, એટલું જ નહિ, વાર્તાકાર તટસ્થતા સાચવીને પોતાનો અભિપ્રાય કહી પણ શકે. પણ તે સાથે એ પણ ખરું છે કે સમયની કસોટીએ ચડેલા કલાના ઘણા નમૂનાઓમાં કલાકારનો કોઈ ખાસ અંગત અભિપ્રાય પ્રતીત થતો હોતો નથી. કલાના આ લક્ષણને લીધે કદાચ કલા, અને ખાસ કરીને સાહિત્યકલા, માનવના માનસને કેવળ રસમાં ડુબાડી, કેવળ કલ્પનાથી રાચતું રાખી, તેની પ્રવર્તનશક્તિને કુંઠિત કરે છે એવો તેના પર આક્ષેપ છે.

આ પ્રશ્ન ઘણો મોટો છે અને તે અહીં ચર્ચી શકાય તેવો નથી, પણ ચેખોવની વાર્તાની અસર વિચારતાં તેનો એક પ્રકારે જવાબ મળે છે. ચેખોવની વાર્તા વાંચતાં તેનાં ગંદાં, અજ્ઞાન, કુમાર્ગે ગયેલાં પાત્રો તરફ પણ સમભાવ થાય છે. એની જગાએ આપણે હોત તો કદાચ આપણે પણ એવા થયા હોત એમ લાગે છે, અને ગમે તેવા પતિત કે દલિત માનસમાં પણ પરમ ચૈતન્યની ચિનગારી છે એવી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. કોઇ પણ અમુક માર્ગમાં પ્રવૃત્તિ કરાવવી એ કલા ન કરી શકતી હોય તો સર્વ પ્રવૃત્તિના બીજકોષમાં તે રસરૂપ ચૈતન્ય સીંચે છે તે ઓછું નથી.

અને એવા ચેતન સીંચનારા ચિરંજીવ કલાકારોમાં ચેખોવનું સ્થાન છે.*

**રામનારાયણ વિશ્વનાથ પાઠક**

સુધારો: પૃ. ૪૭૬: નીચેથી ચોથી લીટીમાં ' કેટલી 'ને બદલે ' કહેલી ' વાંચો.

* એક પ્રવેશક.



## (૧) વિચારકલિકા

મારા એક સારા મિત્રે અને શાંત અભ્યાસીએ હાલ મને એવું જણાવ્યું હતું કે જ્યારે તે મોટર હાંકે છે ત્યારે તેને બિલકુલ વિચાર આવતા જ નથી; પણ જ્યારે એ ગામડાના રસ્તા ઉપર ચાલે છે ત્યારે તેના મનમાં વિચારો ઊભરાઇ જાય છે.

The World to-Morrowમાંથી　　　　　　　　　　　　　　　　૨. શો.

*

## (૨) હિંદમાં નવી ત્રાસનીતિ

The World to-Morrowના ફેબ્રુઆરી અંકમાં 'હિંદની નવી ત્રાસનીતિ' એ મથાળાથી એક લેખ છે. તેમાં લેખક જણાવે છે કેઃ—

ગાંધીજી અને ગોળમેજીના પ્રતિનિધિઓ હિંદુસ્તાનમાં આવ્યા કે તરત જ બ્રિટિશ સરકારે એટલી તાકીદથી ત્રાસનીતિ શરૂ કરી છે કે કોઇને પણ એવો વહેમ જાય કે ગાંધીજીએ ઇંગ્લાંડ છોડયું તે પહેલાં આ વ્યૂહરચના કરી રાખી હશે લેખક વિશેષ જણાવે છે, કે નવા કાયદાઓએ લગભગ મહાસભાની બધી ચળવળને ગેરકાયદેસર ગણી છે. અને તે કાયદા નિર્દય બળથી અમલમાં મૂકવામા આવશે. આ ટોરી પક્ષની જિતનું પહેલું ફળ છે. મજૂર પક્ષ ગમે તેટલો નબળો હતો, છતાં હિંદની બાબતમાં સમાધાન કરવા માટે તેણે બારી ખુલ્લી રાખી હતી, પણ ટોરી પક્ષે તો સુલેહસપનો દરેક માર્ગ બંધ કરી દીધો છે, અને હિંદને દાયકાઓ સુધી લડાઇ કરવી પડશે એવું નિર્માણ જણાય છે.

બ્રિટિશ રાજકર્તાઓ પોતાની માન્યતા ઉપર જ દરેક ઇમારત રચે છે અને એ બનવુ શકય છે કે એક બે વર્ષ સુધી તેમને જિત પણ મળે. તેમણે અંદર અંદર કદાચ એમ વિચાર્યું લાગે છે, કે ગાંધીજીની ચળવળના ઉપર પ્રહાર કરવા માટે આ બહુ સારી તક છે.

પણ આમ માનવામાં જેમ બીજી બાબતોમાં બને છે તેમ, સામ્રાજ્યવાદીઓનું તર્કશાસ્ત્ર ટૂંકી નજરવાળી માન્યતા ઉપર રચાયેલું છે. જો તેઓ ગાંધીજીની અહિંસાત્મક લડાઇનો નાશ કરશે તો તેઓ હિંસાત્મક સ્વતંત્રતાના યુદ્ધને અનિવાર્ય કરવામાં કારણરૂપ બનશે તેમાં જરાએ શક નથી. તેઓ જીતશે તોપણ ફતેહમંદ ન નીવડે. એવું પણ બને કે દમન નીતિનું નવું શસ્ત્ર હિંદનાં સ્વાતંત્ર્યપ્રાપ્તિનાં બળોને એકત્રિત કરે અને અહિંસાત્મક શસ્ત્ર ફતેહમંદ કરવા માટે જે જાતના ઐકયની જરૂર હોવી જોઇએ તે તૈયાર કરે. હજી અત્યારે કોઇ આગાહી કરી શકાય નહિ, પરંતુ એટલી આગાહી તો શકય છે, કે ટોરી રાજની

હિંદની અંદર નકામુ લોહી રેડશે, અને બ્રિટિશ વેપારને વધારે ધક્કો પહોંચાડશે. બ્રિટિશ લોકો, હિંદની આશાઓ સફળ કરવાના સાહસમાં ભાગીદાર થયાની છેલ્લી તકનો ભોગ આપે છે. દુનિયાની આર્થિક સ્થિતિનો પ્રશ્ન અત્યારે શકાસ્પદ સ્થિતિમા છે. હિંદમા બ્રિટિશોએ ચલાવેલી હિંસાત્મક વ્યૂહરચના, દુનિયાના આર્થિક પ્રશ્નના વ્યવસ્થિત નિરાકરણનું જોખમ વધારે છે અને સરળ રીતે તોડ લાવવાને બદલે આવતાં એક બે વર્ષ સુધી દુનિયાભરની આપત્તિની શકયતાઓ વધારે છે. ર. શો.

*

## (૩) શસ્ત્રબંધીનું ધ્યેય

એ જ સામયિકના The Disarmament Objective ( શસ્ત્રબંધીનું ધ્યેય ) એ નામના લેખમાં લેખક મેજર વિકટર લેફબ્યુર (Majore Victor Lefebure) જે બ્રિટિશ લશ્કરમાં લડાઇ દરમ્યાન અને તે પછી પણ ઘણો વખત અધિકારી રહ્યો હતો તેની કેટલીક વહેવારૂ સૂચનાની ચર્ચા કરે છે. તેની સૂચના એવી છે, કે જર્મનીને જેટલુ નિઃશસ્ત્ર કર્યું તેટલો દરેક દેશને નિઃશસ્ત્ર કરવો જોઇએ અને એમ જો કરે તો લડાઈની તૈયારી કરવામા દરેક દેશને પાંચ સાત મહિના જોઇએ. આટલા સમયમાં સુલેહ માટેનો દરેક માર્ગ લેવો. કોઇ એક રાતમાં ઉદ્યોગનાં કારખાનાંને અને વેપારના એરોપ્લેન કે વહાણોને લડાઇનાં કારખાનાં કે લડાઈનાં સાધનો કરી શકાય એ માન્યતા ભૂલભરેલી છે.

છેવટે તે અત્યાર સુધી દુનિયામાં લડાઇ વિના સમાધાની થયાના કેટલાક દાખલા આપે છે તે જાણવા જેવા છે. તે નીચે આપ્યા છે:—

૧ ૧૬૮૧માં વિલિયમ પેનને અમેરિકામાનો એક મોટો જમીનનો ટુકડો રાજા તરફથી બક્ષિસ મળ્યો. આ પ્રદેશમાં અમેરિકાના અસલ વતનીઓ વસતાં હતા, અને પોતાનાં સગાંઓની સાથે મળીને નજીકના પ્રદેશમાં વસતા ગોરાઓની સાથે તેઓ હમેશાં લડયા કરતાં હતાં. આવા કડવાશભરેલા અને વહેમવાળા વાતાવરણમાં વિલિયમ પેન તેના કવેકર અનુયાયી સાથે આવ્યો અને હથિયાર વગર રહેવા લાગ્યો. તે આ અમેરિકાના અસલ વતનીઓ સાથે ન્યાયથી વર્તતો. રાજા તરફથી બક્ષિસ થએલી જમીન માટે પણ તેમને જમીનના પૂરતા પૈસા આપ્યા અને આ નીતિ ઉપર પોતાના બચાવનો આધાર રાખ્યો. જ્યારે પાસેનાં રાજ્યોએ અમેરિકાના અસલ વતનીઓની સાથે લડાઇ લડવાની તૈયારીઓ કરવાને તેમને આગ્રહ કર્યો, ત્યારે તેઓએ વારંવાર ના પાડી અને આજીજી કરી કે, 'અમે તો સર્વશક્તિમાન પ્રભુની ઉપર જ આધાર રાખીએ છીએ. અને આપણી આસપાસ રક્ષણને માટે તેની જ કિલ્લેબંધી છે. ૭૦ વર્ષ સુધી અથવા તો જ્યારે કવેકર લોકોએ પેનસિલ્વેનિયા રાજ્યનો કબજો છોડી દીધો અને નિઃશસ્ત્રતાની નીતિ છોડી દેવામા આવી ત્યાં સુધી તે આંતમાં કોઇ પણ કવેકર કે જે અમુક જાતનો પોશાક પહેરતો હતો અને હથિયાર વગર જતો હતો તે અમેરિકાના અસલી વતનીઓથી ઇજા પામતો નહિ.

અમેરિકાની ઇંગ્લાંડ સાથેની ૧૮૧૨ ની લડાઈ પછી જ્યારે તૈયારી માટે સમય આપવાની યુનાઇટેડ સ્ટેટસની કેનેડાની હદની બે બાજુથી ભલામણ કરવામાં આવી તે વખતે રિચર્ડસે આપણા રાજ્યની સરથા તરફથી ગ્રેટબ્રિટનની સાથેના પ્રદેશની હદને નિઃશસ્ત્ર કરવાની સુલેહની વાટાઘાટ કરી. ૧૮૧૯મા સુલેહની શરત ઉપર સહી થઇ ત્યારથી અત્યાર સુધી કેનેડાની સાથેની દરેક તકરાર આ શાંતિમય રીતથી પતાવવામાં આવે છે.

૨ ૧૯૦૦માં આરજેનટાઇન અને ચીલી વચ્ચે લડાઇ અનિવાર્ય થઇ પડી હતી, અને શરૂ થવાની અણી ઉપર હતી. પણ બુએનોસ એર્સના બિશપે ઇસ્ટરના તહેવારોમાં સુલેહસંપને માટે આવેશભર્યું ભાષણ આપ્યું. પર્વતોની પેલી પાર ચીલીનો બિશપ આ ભાષણને સાથ આપવાને પ્રેરાયો. પછીથી આ બે પાદરીઓએ નિર્ભય ભક્તિથી શહેરે શહેરે અને ગામડે ગામડે શાંતિનો બોધ આપવા માંડયો. તેઓએ અરજ કરવા માંડી તેની અસર બંને સરકાર ઉપર થઇ અને તેથી લડાઇ મોકૂફ રહી. તેમણે નિત્ય શાંતિ માટે સંધિ કરી અને તેમાં એક બિનશરતી કલમ નાખી કે ભવિષ્યની દરેક તકરાર લવાદીથી પતાવવી. તેમણે તોપોને ગાળીને તેની ધાતુમાંથી ક્રાઇસ્ટની મોટી મૂર્તિ બનાવી અને સરહદ ઉપરના પર્વતની સૌથી ઊંચામાં ઊંચી ટોચે તેને મૂકી. એની ઉપર આ પ્રમાણે વચન ટાંકવામાં આવ્યું છેઃ—

**'આરજેન્ટાઇન અને ચીલીના લોકો, પોતાના તારક ક્રાઇસ્ટના પગ આગળ લીધેલા શાંતિના વચનનો ભંગ કરશે, તે પહેલાં તો આ પર્વતો ભાંગીને ધૂળમાં મળી જશે.'**

૩ ૧૯૦૫માં નોર્વે અને સ્વીડનના સંયુક્ત રાજ્યમાંથી નોર્વે જુદું પડયું. બે દેશોની વચ્ચે જે કડવાશ વધતી જતી હતી તેનું આ ઉગ્રમાં ઉગ્ર પરિણામ હતું. સ્વીડનની પાસે મોટું લશ્કર હતું; અને આ બળવાને કચડી નાખવાનો તે પ્રયત્ન કરી શકયું હોત. પણ સ્વીડનના રાજાએ અને ત્યાંની સરકારે આ પગલું ન ભરવાનો નિશ્ચય કર્યો. આ કરવાને બદલે તેઓએ નોર્વેનું જુદાપણું માન્ય રાખવા કબૂલ્યું. તેની એવી એક શરત હતી, કે અરસપરસની શાંતિ માટેની સંધિ ઉપર સહી થાય અને સરહદ ઉપરના બધા કિલ્લા જમીનદોસ્ત કરવામાં આવે. છેલ્લા શિયાળે જ્યારે હું આ દેશોમાં મુસાફરી કરતો હતો ત્યારે દરેક જણ એમ કહેતું કે આ બન્ને દેશો વચ્ચેની મિત્રતા અને સહૃદયતા આટલી હદે કોઇ દિવસ પહોંચી નહોતી.

૪ જ્યારે ૧૯૧૫માં જાપાને ચીનનો સમૃદ્ધ સાનટુંગ પ્રાંત કબજે કર્યો, ત્યારે ચીન કાંઇ તેમને હથિયારના બળથી હઠાવી શકયું નહિ. પણ ચીનાઓએ કરેલો બહિષ્કાર અને અમેરિકા તથા બીજાં રાજ્યોના કુનેહભરેલા દબાણથી જાપાનને પાછું હઠવું પડયુ. આમ થવાને સાત વર્ષ લાગ્યાં. પણ આ રીતથી હથિયાર લીધા વિના કામ પાર પડયું. આજે એ જ પ્રથા મંચુરીઆમાં શરૂ થતી જાય છે. અંતમાં તે કદાચ જાપાનની ક્ષણિક ફતેહો કરતાં સમર્થ નીવડે એવો સંભવ છે.

૫ ૧૯૨૩માં ફ્રાન્સે રૂર ઉપર નુકસાની વસૂલ કરવા માટે હલ્લો કર્યો. નિઃશસ્ત્ર જર્મનોએ અસહકાર કર્યો. ફરીથી વગર શસ્ત્રે દુનિયાના અભિપ્રાયે પોતાનું કાર્ય કર્યું, અને ત્રણ વર્ષ પહેલાં તો ફ્રેન્ચ લોકોને પાછા હઠવું પડયું.

૬ ૧૯૩૦માં અને ફરીથી આ વર્ષે પણ ગાંધીજીએ હિંદમાં બ્રિટિશ રાજતંત્રની સામે નિઃશસ્ત્ર બળનો સામનો કર્યો છે. ૧૯ વર્ષ પહેલાં તેમણે અહિંસાત્મક લડત દક્ષિણ આફ્રિકામાં અસરકારક રીતે કરી હતી જે કોઈ કહેશે કે આવતા દશકા પછી હિંદમાં ગાંધીજીનો નિઃશસ્ત્ર સામનો ફરીથી ફતેહમંદ નહિ નીવડે તેની આગાહી અવિચારી ગણાશે.

આ અને બીજા દાખલા ઉપરથી એમ જોઇ શકાશે, કે સમાનતા અને સલામતીને માટે લશ્કર રાખવાની દલીલોનું દુષ્ટ ચક્ર તોડી શકાય. ખરો બચાવ તો હથિયાર સિવાયના કોઇ પણ મજબૂત બળ ઉપર આધાર રાખે છે અને થોડા વખતમાં મળનારી જિનીવાની બેઠક

જો નિષ્ફળ નીવડે અને જો બીજી લડાઇ જાગે, તોપણ મૃત્યુ અને નિષ્ફળતાનાં પરિણામ બતાવીને નિઃશસ્ત્રતા અને શાંતિ આગળ ધપાવી શકાશે. પણ દરેક સાચા સુલેહકાર માટે પોતાનો અવાજ પહોંચાડવાનો અને દુનિયાની આંતરરાષ્ટ્રીય બેઠકોમાં પોતાની માન્યતા રજૂ કરવાનો હવે આ સમય આવી પહોંચ્યો છે. ર. શા.

*

## (૪) 'મિથ્ર' સંપ્રદાય (Mithraism)

## ખ્રિસ્તી ધર્મનો હરીફ

તા. ૨૮–૨–૩૨ ને રવિવારને રોજ આનંદવિહાર હોલમાં ડૉ. નીલ દસ્તુર સી. પાવરી એમ. એ. પી.એચ. ડી. એ 'Mithraism, the Forerunner and Rival of Christianity' નામક વિષય પર વિદ્વત્તાભરેલું ભાષણ આપેલું તેનો તા. ૩–૩–૩૨ ના 'બોમ્બે ક્રોનિકલ'માં જે હેવાલ પ્રગટ થયો હતો તે ઉપરથી આ સારાંશ ઉપજાવી કાઢવામાં આવ્યો છે.

'મિથ્ર' કે વેદના '**મિત્ર**' હિંદુ અને ઇરાની શાસ્ત્રોનો પૌરાણિક દેવતા છે. પ્રકાશ, સત્ય અને સૂર્યની એક પ્રતિમા : સારાનો સાથી ને દુષ્ટોને દંડનાર.

બીજી સદીના અંતમાં સીઝર, ઇરાની પ્રવૃત્તિ તરફ બેદરકાર રહેતો તે તેને એકાએક મજબૂત ટેકો આપવા લાગ્યો. ઈ. સ. ૧૮૦–૧૯૨ માં કોમોડસને એ પંથનો અનુયાયી બનાવવામાં આવ્યો અને તેણે એમની છૂપી ધર્મક્રિયાઓમાં ભાગ લીધો. પરિણામે જે અસંખ્ય ધાર્મિક કોતરકામો મળી આવ્યાં છે તેમાં આ સમ્રાટ અને તેની કારકિર્દીમાં ઉપરોકત પંથને જે મજબૂત ટેકો આપવામાં આવ્યો હતો તેનો ઉલ્લેખ મળી આવે છે. 'એન્ટોનાઇન' સમ્રાટોમાંના છેલ્લા કોમોડસે આ પ્રમાણે પ્રણાલિકાભંગ કરી 'મિથ્ર' સંપ્રદાયની પ્રવૃત્તિ અપનાવી ત્યારબાદ તેના વંશજોએ એ નવા સંપ્રદાયને ઉઘાડું ઉત્તેજન આપવા માંડયું. ત્રીજી સદીની શરૂઆતથી 'ઓરાસ્ટી'ના રાજમહેલમાં તેના ધર્મગુરુએ રહેવા માંડયું અને તેમના અનુયાયીઓએ સર્વીઅસ અને ફીલીપ્સ માટે વ્રતોપવાસો ને યજ્ઞો કરાવ્યા. ઇ. સ. ૨૭૦–૨૭૫ માં ઓરેલીઅને 'સૉલ ઇન્વીકટસ'નો રાજધર્મ શરૂ કરી એ દેવ ને પરમેશ્વરમાં કશો ય ભેદભાવ નથી એ મતને મળતાપણું જાહેર કર્યું. ઇ. સ. ૩૦૭ માં ડાયોક્લેરિઅન, ગાલેરિયસ ને લીસીનિયસે કારનુનટમ ખાતેની પરિષદમાં 'મિથ્ર'નું એક ખાસ મંદિર ચણાવવા નિર્ણય કરવામાં આવ્યો ને સીઝરની ગાદીએ બેસનાર છેલ્લા મૂર્તિપૂજક રાજા જુલિયન એ દેવનો ખાસ ભક્ત હતો. તેણે કૉન્સ્ટાન્ટીનોપલમાં પણ એ દેવપૂજા ચાલુ કરી દીધી.

'મિથ્ર' સંપ્રદાયની પ્રવૃત્તિનાં સ્થાનકો તેની સચોટ પ્રતિભા પાડવા જ ઊભાં કરવામાં આવ્યાં હતાં. મંદિર કે ગુફાના આંગણામાં થઇ આગળ વધતાં એક ખાસ સિંહાસન ઉપર 'મિથ્ર'ની મૂર્તિ પધરાવેલી નજરે પડતી. પાછળ 'ક્રોનોસ'નાં પૂતળાં ને અન્ય ભેદી મૂર્તિઓ ગોઠવેલી દેખાતી. બન્ને બાજુએ ભક્ત ઘુંટણીએ પડી પ્રાર્થના કરતો હોય એવું એક એક પૂતળું મૂકેલું હતું. ચોમેર દીપમાલાઓ ગોઠવેલી હતી, તેથી દેવો ને ભકતોની

પ્રતિમાઓ ઉપર ખૂબ પ્રકાશ પડતો ને એમના વિવિધ પોશાકો ઝળકી ઊઠતા. પરિણામે દરેક આગંતુક ત્યાંના ભપકાથી આવતાં વેંત જ અંજાઇ જતો.

'મિથ્ર' સંપ્રદાય ને ખ્રિસ્તી ધર્મમાં ઘણું જ સામ્ય છે. દરેકની શરૂઆત એક જ રીતે થયેલી છે. બન્નેમાં પ્રથમ સૂર્ય ને પ્રકાશપૂજાનું ધ્યેય હતું. બન્નેમાં ગોપાલો ભેટસોગાદો દઈ ભક્તિભાવ પ્રદર્શિત કરતા. બન્નેમા પ્રલયપુર, રક્ષણની કમાન, પવનવેગી રથનું કલાદર્શન, ઘંટ અને મીણબત્તીનો ઉપયોગ, પવિત્ર જલ ને મિલન, સૂર્યના સોગંદ ને ડિસેમ્બરની ૨૫ મી તારીખનો ઉલ્લેખ છે. નૈતિક વર્તનનો આગ્રહ, સયમની ખાસ ભલામણ, સ્વર્ગ–નરકની ભાવના, પ્રાચીન જ્ઞાનદર્શન, ધ્યાન, યજ્ઞ નો વિધિનું પુણ્યોપાર્જન, સત્યાસત્યનો ચાલુ વિરોધ, આત્માની અમરતા, કયામત ને વિશ્વનું નિર્વાણ વગેરે બાબતો દરેકમાં નજરે પડે છે. બન્નેના મૂળમાં પૌર્વાત્ય ભાવના દૃષ્ટિગોચર થાય છે.

'મિથ્ર' સંપ્રદાય પવિત્ર અને મરદાઈભર્યો ધર્મ હતો. પ્રવૃત્તિમય જીવન ગાળવાનો તેનો આદેશ હતો. સત્ય અને પવિત્ર જીવન માટે આગ્રહ રાખવાનું તેનામાં ધ્યેય હતું. સખત શિસ્તથી તે મનુષ્યોને પાપ સામે થવા પ્રેરણા પાતો. પરતુ એમાં થોડીક નિર્બલતાઓ હતી તેથી જ એની પાછળથી પડતી થવા લાગી. સકુચિત મનોવૃત્તિ એની પડતીનું મુખ્ય કારણ હતું. તેમા ધાર્મિક પ્રવૃત્તિમાંથી સ્ત્રીઓને ખાસ અલગ રાખવામાં આવતી. પરિણામે ધર્મનિષ્ઠ જનતાના મોટા ભાગનો ટેકો આ ધર્મે ખોયો. ઝરથુસ્રના સિદ્ધાંતો કરતાં 'મિથ્ર'ના સિદ્ધાંતો ઘણા જ જુદા પ્રકારના અને હલકી કોટિના હતા કારણકે મુખ્ય બાબતો પયગમ્બરથી અલિપ્ત હતી.

વળી એ સંપ્રદાયમાં બહારના વિચારો પણ ઘુસી ગયા હતા ને સયોગોને અનુકૂળ બની જવાની સગવડ પ્રથમ લાભદાયી નીવડી ને એ સંપ્રદાયને તેથી વિજય મળ્યો; પણ પાછળથી એ જ તેની મુખ્ય ક્ષતિ નીવડી એટલે 'મિથ્ર' સંપ્રદાય બીજા સચોટ પાયા પર પાંગરેલા ને 'મિથ્ર'ના તમામ ફાયદા અપનાવતા ધર્મ આગળ નિર્બળ નીવડયો ને નરમ પડયો. અત્યારે તો તેનુ નામનિશાન પણ રહેવા પામ્યું નથી; પરંતુ પૂર્વપશ્ચિમમાં એની અસર હજી ભુંસાઈ નથી જ. સમસ્ત વિશ્વમાં એકચક્રે પ્રવર્તવાના ધ્યેયવાળો ધર્મ અત્યારે છેક જ વિલીન થઇ જનતાને પોતાની કરુણ કથની કથી રહ્યો છે.

રમણીકલાલ દલાલ

*

## (૫) ખાંડના ઉદ્યોગ માટે હિંદમાં સુંદર તક

તા. ૨૯–૨ ૩૨ ને સોમવારને રોજ મહારાષ્ટ્ર ચેમ્બર ઓફ્ કોમર્સ આગળ મિ. સારંગધરદાસે–Sugar technologist–'હિંદી ખાંડઉદ્યોગ' ઉપર ભાષણ આપેલું તેનો જે હેવાલ તા. ૩–૩–૩૨ ના 'બોમ્બે ક્રોનિકલ'માં પ્રગટ થયેલો તેનો સારાંશ આ લેખમાં રજૂ કરવામાં આવ્યો છે.

હિંદ શેરડીનું મૂળ ઉત્પત્તિસ્થાન છે. ખાંડને સંસ્કૃતમાં 'શર્કરા'ને પ્રાકૃતમાં 'સક્કર' કહેવામાં આવે છે, ફ્રેંચ નામ 'Sucre' ને જર્મન નામ 'Tuckar' પણ સંસ્કૃતમાંથી જ લેવાયેલાં લાગે છે. પાસાદાર ખાંડ પણ પ્રથમ હિંદમાંથી જ બનાવવામાં આવી હતી.

મધ્યયુગના આરબ વેપારીઓ ખાંડ હિંદમાંથી યુરોપ લઇ ગયા ને પ્રથમ દવા તરીકે તેને ઉપયોગમાં લેવામાં આવેલી. ત્યારબાદ સ્પેનિયાર્ડોએ દેશદેશાંતરમાં એનો પ્રચાર કર્યો. છેક ઓગણીસમી સદી સુધી હિંદ ગોળ યુરોપ ને અમેરિકા ચડાવતું ને આજસુધી શેરડી સિવાય બીજા પદાર્થોમાંથી ખાંડ બનાવવામાં આવતી નહિ.

પરંતુ હિંદે પ્રગતિશીલ જમાનાનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો નહિ એટલે તે પાછળ પડી ગયું ને પરદેશી ખાંડ પર આધાર રાખવા લાગ્યું ને શેરડી માત્ર ગોળ બનાવવામાં જ ઉપયોગમાં લેવાની થઇ. એટલે લડાઇ પહેલાંના ગાળામાં ૬ લાખ ટન પરદેશી ખાંડ દર વર્ષે હિંદમાં આવતી થઇ. હમણાં હમણાં હિંદે એ દિશામાં કાંઇક લક્ષ આપવા માંડયું છે ને ગોળની જાત સુધારવા પ્રયત્નો થયા છે. બિહાર ને સંયુક્ત પ્રાંતમાં બે ખાંડનાં કારખાનાં ચાલુ કરવામાં આવ્યાં છે પરંતુ સંતોષકારક પરિણામ આણી શકયાં નથી. ઇ. સ. ૧૯૧૨ માં કોઇમ્બતુર ખાતે ખાંડના ઉદ્યોગ માટે એક સરકારી મથક સ્થાપવામાં આવ્યું. ઇ. સ. ૧૯૨૦ માં એક ખાસ કમિટિ નિમાઇ ત્યારે આપણને ખબર પડી, કે દર એકરે માત્ર દશ ટન ખાંડ જ ઉત્પન્ન થઇ શકતી. જ્યારે હવાઈ ને જાવાઇ ખાંડ એક એકરે પચાસ ટન ઊતરતી. સફેદ ખાંડ તો શેરડીના તોલના સાત ટકા જેટલી પણ ઊતરતી નહિ.

છેલ્લા દસકા દરમિયાન કોઇમ્બતુરની ખાંડમાં ઠીક ઠીક સુધારો થવા પામ્યો છે. રા. બ. ટી. એસ. વ્યંકટરામનના પ્રયત્નથી ત્યાંની ઉત્પન્ન બમણી થવા પામી છે. ઇ. સ. ૧૯૩૧ ના જાન્યુઆરીમાં હિંદી ' ટેરીફ બોર્ડ ' ગોળના વેપારમાં ઉથલપાથલ થશે એવી ચેતવણી આપી હતી તે પ્રમાણે આ ઋતુમા બિહાર ને સંયુક્ત પ્રાંતમાં ગોળ સવાબે થી ત્રણ રૂપિયે મણ વેચાય છે. મુંબાઇ ને મદ્રાસમાં પણ ગોળના ભાવો ગગડવા લાગ્યા છે.

હિંદમાં શેરડીને લાયક ત્રીસ લાખ એકર જમીન છે. મુંબાઈ ને મદ્રાસના એક લાખ એંશી હજાર એકર કોઇમ્બતુરની શેરડી નથી વાવતા એ બાદ કરતાં બાકીની જમીનમાંથી પચાસ ટકા સુધારેલી શેરડીની જાતો ઉછેરે છે એટલે દર એકરે પંદર ટન ઉત્પન્ન ગણીએ ને મદ્રાસ ને મુંબાઇમાં દર એકરે ત્રીસ ટન ધારીએ તો—

| | |
|---|---|
| દર એકરે દશ ટન ઉતારે એવા ૧૪૧૦૦૦૦ એકર | ૧૪૧૦૦૦૦૦ |
| દર એકરે પંદર ટન ઉતારે એવા ૧૪૧૦૦૦૦ એકર | ૨૧૧૫૦૦૦૦ |
| દર એકરે ત્રીસ ટન ઉતારે એવા ૧૮૦૦૦૦ એકર | ૫૪૦૦૦૦૦ |
| હિંદભરમાં | ૪૦૬૫૦૦૦૦ ટન શેરડી. |
| બીજમાં, ખાવામાં, સફેદ ને ' બેલ ' ખાંડમાં વપરાતી બાદ કરતાં | ૧૦૦૦૦૦૦૦ |
| ગોળ બનાવવામાં વપરાતી | ૩૦૬૫૦૦૦૦ ટન |
| ગોળ | ૩૦૬૫૦૦૦ ટન |
| ગોળની વપરાશ | ૨૫૪૫૦૦૦ ટન |
| વધારો | ૫૨૦૦૦૦ ટન |

આ પ્રમાણે ગોળની પેદાશમાં વીસ ટકા વધારો રહે છે. તે નિકાસ કરી શકાય એવી ચીજ નથી એટલે બે વર્ષ પહેલાં પાંચ રૂપિયે મણ વેચાતો તે હવે ત્રણ રૂપિયે મણ મળી

શકે છે. એટલે દર એકરે ઉત્તર હિંદનો ખેડૂત પંદરથી પચાસ રૂપિયા ખોટ ભોગવે છે. અત્યારે તો દક્ષિણના ખેડૂતો પણ ખોટ વેઠી રહ્યા છે.

ખેતીવાડીના અર્થશાસ્ત્રમાં શેરડીની પેદાશ અગત્યનું સ્થાન ભોગવે છે. ખેડૂતને એનાં જ રોકડાં નાણાં મળે છે. એક કરોડ ને પચાસ લાખ માણસો શેરડીની પેદાશમાં રોકાએલાં છે. શેરડીનો પાક બીજો પાક સારો કરવામાં પણ અતિશય ઉપયોગી છે. વળી એનાં પાનાં વગેરે ઢોરના ચારા માટે કામ આવે છે; એટલે એની ખેતીનો વિસ્તાર જેમ વધે તેમ લાભદાયી છે. ખેડૂતોને એમાં લાભ છે એટલે એ વાત મૂકી દેશે નહિ. પરિણામે વધારાનો પાક સફેદ ખાંડના ઉદ્યોગમાં કે બીજી રીતે વાપરી નાખવાની વધારે જરૂર ઊભી થશે.

ઇ. સ. ૧૯૨૯–૩૦ માં આપણે દશલાખ ટન સફેદ ખાંડ પરદેશોમાંથી મંગાવી. આપણે એ બધીયે જરૂરિયાતને ઉપર જણાવેલો વધારો વાપરી નાખી પહોંચી વળી શકીએ તેમ છીએ. ને આપણા દશ કરોડ રૂપિયા બચાવી શકાય છે. દરરોજની ચારસો ટન શેરડી પીલે એવી નાનકડી ફેક્ટરી શરૂ કરીએ ને દરેક પાકે ૪૦૦૦ ટન ખાંડ બનાવીએ તો હિંદની અત્યારની ૨૯ ફેક્ટરીઓની પેદાશ બાદ કરતાં બાકીની જરૂરિયાતને પહોંચી વળવા ૨૫૦ ફેક્ટરીઓની જરૂર પડે. સરકારી રાહત મળશે એવી આશાએ ઇ. સ. ૧૯૩૨ માં માત્ર ૧૯ ફેક્ટરીઓ ખોલવાની છે. હાલની ફેક્ટરીઓ કદ વધારે તો ય બીજી ૨૦૦ ફેક્ટરીઓ નભી શકે એટલી માગણી છે. હવે શેરડીના પાકનો વધારો ૫૨૦૦૦૦૦ ટન છે તે ધ્યાનમાં લેતાં સો ફેક્ટરીઓને પૂરો પડી શકે ને પાક વધવાનો જ છે એટલે ફેક્ટરીઓને માલની ખોટ આવવાની નથી જ.

ખાંડનું કારખાનું શરૂ કરવા નજીવી મૂડી જ રોકવી પડે છે. શેરડી તો હાજર છે. ૭ કલાકમાં જ ખાંડ બનાવી ગોદીમાં ભરી શકાય છે ને એ માલ ઉપર બેંકો નાણાં ધીરે છે. વળી એ માટે વિદેશથી નિષ્ણાતોને નોતરવા પડે તેમ નથી. એટલે આ ઉદ્યોગ શુદ્ધ સ્વદેશી બની શકે તેમ છે. વળી ઉત્પન્ન માટે બજાર શોધવા જવાનું નથી. પંદર વર્ષ સુધી જકાતી રક્ષણ મળ્યું છે. આવી સુંદરમાં સુંદર તક ખાંડના ઉદ્યોગને કદી મળી નથી. ગોળના વેપારને જરા પણ નુકસાન કર્યા સિવાય ખાંડનો ઉદ્યોગ ખેડૂતોનો તારણહાર નીવડશે. દરેક એકરે પચાસથી સવાસો રૂપિયાનો નફો પરવડશે. એનું ભવિષ્ય પણ ઉજળું જ છે. રા. બ. બ્યકટ રામન જોઇતા જરૂરી સુધારા કરી રહ્યા છે એટલે જાવાની હરીફાઇમાં પણ નુકસાન રહેશે નહિ ને જકાતી રક્ષણ નહિ મળે તો પણ પંદર વર્ષ પછી હિંદના ખાંડના ઉદ્યોગને બિલકુલ આંચ આવશે નહિ.

## પાંચસો ટનની ફેક્ટરીની આવક-જાવકનો અંદાજ

| | |
|---|---|
| (૧) ખર્ચવાની મૂડી | રૂ. ૧૩૫૦૦૦૦ |
| (૨) ૧૬૨૭૫૦૦ મણ શેરડી—આઠ આને મણ | રૂ. ૮૪૩૭૫૦ |
| ૧૫૧૮૭૫ મણ ખાંડ બનાવતાં રૂ. ૨/૧૦/૯ એ મણ | રૂ. ૪૦૫૮૧૦ |
| | કુલ ૧૨૪૯૫૬૦ |

(૩) વાર્ષિક આવક

| | | |
|---|---|---|
| ૧૫૧૮૭૫ મણ ખાંડ | રૂ. ૧૦/૮ મણ | રૂ. ૧૫૯૪૬૮૮ |
| ૬૭૫૦૦ મણ | રૂ. ૧/ મણ | ૬૭૫૦૦ |
| | કુલ વકરો | રૂ. ૧૬૬૨૧૮૮ |
| | બાદ (૨) ઉપર મુજબ | રૂ. ૧૨૪૯૫૬૦ |
| | ચોખ્ખો નફો | ૪૧૨૬૨૮ |
| | ૭ ટકા વ્યાજ ૧૩½ લાખ પર– | ૮૧૦૦૦ |
| | એક ટકો–દશ લાખની મશિનરીના ઘસારાનો | ૯૧૦૦૦ |
| | બાકી નફો | ૩૨૧૬૨૮ |

રોકેલી મૂડી પર ચોખ્ખો ત્રેવીસ ટકા નફો.

રમણીકલાલ દલાલ

*

## (૬) આયપત વેરાનો અદ્‌ભુત કિસ્સો

આયપત વેરો વાર્ષિક રૂ. ૨૦૦૦ ઉપરથી ઊતરી રૂા. ૧૦૦૦ ઉપર આણ્યો ત્યારથી તેમાં અનેક મધ્યમ વર્ગના મનુષ્યો રસ લેતા લાગ્યા છે આ રસના પરિણામે "હિંદી આયપત વેરો" ( Indian Income Tax ) નામનું ગ. શંકર માધવ પવારનું અંગ્રેજી પુસ્તક વાંચતાં તેમાંથી નીચેનું વિચારરત્ન ( જાતે તો ઝળહળતું પણ જેણે એ હીરો ચૂસ્યો તેનો તો પ્રાણ હર્યો હશે કદાચ તેવું ) મળી આવ્યું છે.

"દામોદર કોહલી નામના એક માછીમારને ગયે વર્ષે ખબર આપવામાં આવી કે તેના ખાતે આયપત વેરા તરીકે રૂ. ૨૮ આપવાના નીકળે છે. આ સાંભળી તેના તો રામ જ રમી ગયા; આટલી રકમ ભેગી કરવાનું તેનું ગજું ન હતું; એટલે તેણે અધિકારીઓને આ પ્રમાણે ખબર આપી. પણ તેનું પરિણામ એ આવ્યુ કે સામો રૂ. ૭ નો ચાંલ્લો વધારાનો ચોટયો. વેરો કે દંડ આપવાની તેની શક્તિ ન હોવાથી તેના ઘરની જડતી લેવામાં આવી. પણ અંદરથી કાંઇ જ લેવા જેવું મળ્યું નહિ પછી તેની દુકાન ફેંદવામાં આવી, અને અંદરનો બધો માલ જપ્ત કરવામા આવ્યો. તેની હરાજીના બે રૂપિયા ઊપજ્યા. પછી તેનું "મકાન" જપ્ત કરવામાં આવ્યું અને તેની હરાજી કરી. તેના રૂ. ૬૫ આવ્યા. આમાથી સરકારી વેરાના રૂા. ૨૮ તથા કસુરદંડના રૂ ૭ મળી રૂ. ૩૫ લેવામાં આવ્યા અને બાકીના ચાલુ વર્ષના વેરા પેટે જપ્તીમાં રાખવામાં આવ્યા."

( આ ફકરાની મૂળ જવાબદારી લાહોરના 'ટ્રીબ્યુન'ના તા ૨૩–૭–૧૯૭૧ના અંકની છે. )




**શ્રી કલાપીનો કેકારવ**—પ્રકાશક : કુમારશ્રી જોરાવરસિંહજી સુરસિંહજી ગોહિલ. સંશોધક, સંવર્ધક અને ટીકાકાર **શ્રી સાગર**—જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી. સેલ એજન્ટ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત પાંચ રૂપિયા.

**શ્રી કલાપીની પત્રધારા**—સંપાદક અને પ્રકાશક ઉપર પ્રમાણે. સંશોધક ઉપર પ્રમાણે. સેલએજન્ટ ઉપર પ્રમાણે કિમ્મત ત્રણ રૂપિયા.

"કલાપીનો કેકારવ" સૌથી પહેલો ઇ. સ. ૧૯૦૩માં બહાર પડયો તે પછી કલાપીની બીજી કેટલીક કવિતાઓ હાથ આવી છે અને જો કે તે કવિતાઓ કલાપીના યશને વધારે એવી નથી, કેટલીક તો પહેલા પ્રકાશન વખતે સદ્ગત મણિશંકર રત્નજી ભટ્ટે પ્રકાશન માટે અયોગ્ય ગણેલી, પણ કલાપી જેવા લોકપ્રિય કવિની બધી કવિતાઓની પ્રસિદ્ધિને આપણા સાહિત્યમાં સ્થાન છે. હમીર કાવ્ય બીજા કાવ્યોથી અન્ય પ્રકારનું હોવાથી કેકારવમાં તેનો સમાવેશ કર્યો નહોતો. છતાં કલાપીનાં સર્વ કાવ્યોમાં તેને સમયાનુક્રમે મૂક્યું છે તે સામે વાંધો ભાગ્યે જ કાઢી શકાય. હમીર કાવ્યનો ચોથો સર્ગ પાછળથી જડેલો આમાં ઉમેર્યો છે. તે ઉપરાંત, એક કોષ અને ટીકા જેવી ખોટ તરફ સદ્ગત કાન્તે ધ્યાન ખેંચેલું તે પણ અહીં પૂરવાનો પ્રયત્ન કર્યો છે. આ નવી આવૃત્તિ સર્વ રીતે સહેતુક છે.

પણ નવી આવૃત્તિ કાઢતાં સદ્ગત કાંતે પ્રકાશિત કરેલી આવૃત્તિનાં બધાં અંગો કાઢી નાખવાં જરૂરનાં નહોતાં. બન્નેને સરખાવતાં 'કલાપીને સંબોધન'નું કાન્તનું કાવ્ય માત્ર એનું એ રહ્યું છે. અમે તો કાન્તની પ્રસ્તાવના પણ રાખી હોત તો સારું એમ માનીએ છીએ. મૂળ પ્રસ્તાવના રાખીને નવી આવૃત્તિની પ્રસ્તાવના ઉમેરી શકાત, પણ પ્રસ્તાવનાનું કંઇ નહિ. કાન્તનો ઉપોદ્ઘાત, જેમા તેમણે ટૂંકામાં નવીન કવિતાનું સ્વરૂપ સમજાવ્યું છે, અને જેમાં તેમણે કલાપીના પોતા પરના પત્રોમાંથી જ થોડા ફકરા આપીને કલાપીનું રહસ્યજીવન બતાવ્યુ છે તે અતિ મહત્ત્વનો હતો. કલાપી સ્વાનુભવરસિક છે એ તો સર્વ કબૂલ કરે છે. તો તેમના કાવ્યો સમજવા એ કાવ્યપ્રેરણા આપતું તેમનું જીવન જાણવું જ જોઇએ. નવી આવૃત્તિમાં આ જૂના ઉપોદ્ઘાતની ગરજ સારે એવું અમને કશું જણાતું નથી. એ ઉપોદ્ઘાતને બદલે કાન્તના ૧૯૦૯ ના ભાષણમાંથી કેટલાક ઉતારા મૂકયા છે, પણ એ ભાષણ અસલ ઉપોદ્ઘાત જેટલું સમતોલ અને સર્વગ્રાહી નથી. અને આમુખ એવું તૂટક લખાયું છે અને સંબંધ બતાવ્યા વિના પરચુરણ વસ્તુઓથી ભરેલું છે કે કલાપીનાં કાવ્યો સંબંધી વાંચાનારને એક સુસંગત ખ્યાલ આપી શકે નહિ.

આ આખા પુસ્તકના સંપાદનમાં સંપાદક શ્રીયુત સાગરનો એક ગ્રહ સર્વત્ર પ્રતીત થાય છે: તેઓ કલાપીને પોતાના આધ્યાત્મિક ગુરુ માને છે અને તેમનાં બધાં કાવ્યોનો

પણ એવો આધ્યાત્મિક અર્થ કરવા પ્રયત્ન કરે છે. આમુખમાં તેઓ કહે છે તેમ કલાપી આધુનિક કવિઓમાં ઘણા જ લોકપ્રિય થયા છે તે સાચું છે. પણ તેનું કારણ "સામાન્ય મનુષ્યજીવનને તેની સામાન્યતામાંથી તે અલૌકિક માર્ગે-ધર્મમાર્ગે-પરમાત્માને માર્ગે લઇ જાય છે" એમ ન કહી શકાય. પરમાત્મપ્રેમ તેમનામાં નહોતો એમ અમે નથી કહેતા, પણ તેમની કવિતાનું મુખ્ય પ્રેરક બળ ઈશ્વરભક્તિ નહિ પણ તેમના પોતાના જીવનમાં અતૃપ્ત રહેલી વ્યક્તિપ્રીતિની આર્ત્તિ છે. 'કલાપીની પત્રધારા'ના ઉપોદ્દઘાતમાં પણ 'શોભનાના કિસ્સા'ને વધારે પડતું પ્રધાનપદ મળેલું છે એમ લખેલું છે એટલે આ વસ્તુ કંઇક લબાણથી સ્પષ્ટ કરવાની અમને જરૂર જણાય છે.

કલાપીનો જન્મ સને ૧૮૭૪માં. ૧૮૮૯મા બે રાજકન્યાઓ સાથે તેમનાં લગ્ન થયાં લગ્ન પછી બીજે જ દિવસે શોભના તરફનું આકર્ષણ શરૂ થાય છે. (પ્રથમાવૃત્તિ ઉપોદ્દઘાત પૃ. ૧૨) તા. ૧૧-૭-૯૮ના રોજ તેઓ શોભનાને પોતાની કરે છે. (પ્રથમાવૃત્તિ ઉપોદ્દઘાત પૃ. ૧૬) ૪-૭-૯૭ના પત્રમાં (શ્રી કલાપીની પત્રધારા પૃ. ૩૫૪) તેઓ કહે છેઃ "મારાં અગાડીનાં કાવ્યો—મારે કહેવું જોઇએ કે "ઓટો-બાયોગ્રાફ" તરીકે વચાયાં નથી. ન જ વંચાય......પણ એ કાવ્યો તેમ વંચાયાં હોત, તો લાગત કે "સજાએલીને" એ કોઈ નવીન જ હૃદય માટેનો વિલાપ છે." અર્થાત્ કલાપી પોતે પોતાનાં કાવ્યોને પોતાની જિંદગીના પ્રસંગો સાથે સંકળાયેલાં માને છે. કલાપીની નવી આવૃત્તિ, કાવ્યનાં ૬૨૩ પાનાં રોકે છે. કેકારવનું પહેલું કાવ્ય ૧૫-૧૦-૯૨નું છે શોભના સાથેના લગ્ન સુધીના એટલે તા. ૧૧-૭-૯૮ સુધીનાં કાવ્યો ૬૦૨ પાનાં રોકે છે. એ પાના પરનું કાવ્ય તા. ૯-૬-૯૮નું છે. તેમનું અવસાન જૂન ૧૯૦૦માં છે. શોભના સાથે લગ્ન પહેલાંનાં ૭ વરસમાં તેમણે ૬૦૦ પાનાં લખ્યાં છે. તે પછીના બે વરસમાં તેમણે ૨૦ પાનાં લખ્યાં છે. આ ગણતરીમાં થોડો ફરક પાડી શકાય કદાચ, પણ આ સંખ્યાની દલીલ અમને કોઈ રીતે ઉડાડી મેલી શકાય એવી લાગતી નથી. કવિઓમાં વિપ્રલંભશૃંગાર જેટલો કલ્પનોત્તેજક અને કાવ્યપ્રેરક છે તેટલો સંભોગ-શૃંગાર નથી. અને કલાપીનું પણ તેમ જ છે. કલાપી લાંબુ જીવ્યા હોત તો તેમનું ચિત્ત કોઈ મહાન ધ્યેયમાં જોડાઇ ભવ્ય કવિતા ગાઈ શકયું હોત, તેની શકયતા તરીકે ના નથી; પણ એ શકયતા ઉપરથી ઉપલબ્ધ કવિતાની કિંમત આંકી શકાય નહિ. અને કલાપીની કવિતા લોકપ્રિય થઈ છે તેનું કારણ તેનો ભક્તિરસ નથી, પણ આપણી ચાલી આવતી લગ્નપ્રથા તરફનો અસંતોષ, સંવનનની અતૃપ્ત ઇચ્છા, ઇષ્ટ સ્ત્રીની અપ્રાપ્તિનું દર્દ વગેરે નવા જમાનાના યુવાનોની મનોભાવનાને કલાપી પ્રકટ કરે છે તે છે. કલાપી પોતે કહે છે અને કાન્તે પણ કહ્યું છે તેમ કલાપીનાં કાવ્યોમાં કલા નથી, પણ તેનો મનોભાવ સાચો છે; અને તે તેણે જરા પણ દંભ વિના, કે બીજા કેટલાક ફારસી ગઝલો લખનારની પેઠે તેમાં બ્રહ્મ કે માયાના અર્થનો આરોપ કર્યા વિના, સરલ પ્રામાદિક ભાષામાં પ્રગટ કર્યો છે. તે ઉપરાંત તેની લોકપ્રિયતાનું એક કારણ તેની શૈલીની સરલતા છે, જેથી વાંચનાર યુવાન તેનું અનુકરણ કરવા તરત લોભાય છે. બહુ જ સહેલાઇથી જેનાં અનુકરણો થયાં છે તેવા કવિઓમાં દલપતરામ પછી કદાચ કલાપી આવે.

આજ સહ કાવ્યોનાં ટિપ્પણોમાં છે. પ્રસંગે અને અપ્રસંગે ઇશ્ક હકીકીનો અર્થ કાઢવાનો અને કાવ્યોની તારીફ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ એવી રીતે અર્થનું આરોપણ

કે કેવળ તારીફ એ વિવેચન નથી. જૂનાં વિવેચનો અગત્યના હોય તે મૂકવાં જોઈતાં હતાં, એ જૂનાં માસિકો અત્યારે સુલભ નથી. વળી કેટલીક જગાએ ટીકા ભ્રામક છે. 'કૃતઘ્નતા'ના કાવ્ય ઉપર શ્રીયુત અંજારીઆની ટીકા આપી છે. "આ કાવ્ય પોતા તરફ બતાવાયેલી કૃતઘ્નતાથી છે—તેમાં કવિનો ખરો જુસ્સો, નિરાશા, વૈરભાવની તીવ્ર લાગણી અને દુષ્ટ જનોના તિરસ્કાર આબેહૂબ દશ્યમાન થાય છે, (પૃ. ૬૫૬) આ ટીકા ભ્રામક છે. તે કાવ્યમાં પોતા તરફ બતાવાયેલી કૃતઘ્નતાનો ઉલ્લેખ નથી. કલાપી પોતે એક પત્રમાં લખે છેઃ "કૃતઘ્નતા વાંચીને વિચારમાં પડી જશો નહિ. એ કોઈને સંબંધે લખાયેલ નથી, પણ કેટલીક વખત કેટલાક માણસો જે ભલા હોય છે તે એકાદ બેવકાઈના ધક્કાથી એક છેડાથી બીજા છેડા ઉપર ચાલ્યા જાય છે—ક્રૂર થઈ જાય છે એ બતાવવાનો જ તેમાં યત્ન છે." (પત્રધારા પૃ. ૧૬૦) કેકારવ અને પત્રધારા બન્નેના સંપાદનમાં શ્રી સાગરનો હાથ છે છતાં આવી ભૂલ કેમ રહી ગઈ તે સમજાતું નથી. કેકારવના ટિપ્પણમાં પત્રધારાનો વધારે ઉપયોગ કરવાની જરૂર હતી. હજી, શ્રીયુત નવલરામ ત્રિવેદીએ બતાવ્યું છે તેમ, કલાપીના ઘણા કાવ્યોમાં અંગ્રેજી કાવ્યોના અનુવાદો, સૂચનો, પ્રેરણા વગેરે છે તે શોધીને દર્શાવવાની જરૂર છે.

ત્રીસ વર્ષે ફરી થયેલા સપાદનમા અંગત લાગણી વધારે પરિશુદ્ધ થઈ તે સાથે વધારે તટસ્થ અને વિશાલ દૃષ્ટિએ લેખકની કૃતિનુ અવલોકન થાય, સમસ્ત સાહિત્યમાં તેનું સ્થાન ચર્ચાય, તેની શૈલીનુ સ્વરૂપ, તેનુ ધ્યેય, * અને તે કેટલે અંશે સફળ થયું એ નિરૂપાય એવી અપેક્ષા સ્વાભાવિક રહે અને તેમાં નિરાશા સિવાય બીજું મળતું નથી.

પત્રધારા વિશે વધારે કહેવાનુ રહેતું નથી. તેમાં પણ કલાપી કોઈ યોગભ્રષ્ટ અને જીવન્મુક્ત આત્મા હતો એમ કેવળ પ્રશંસા કરવાને બદલે સાહિત્યમાં પત્રોનું સ્થાન અને પત્રોની પસંદગીના સિદ્ધાંતો, કે એવા કોઈ વિષયની ચર્ચા કરી હોત તો વધારે સારું. કલાપીની ટૂંકી જીવનરેખા પ્રારભમાં ન મૂકી શકાય તોપણ તેમના જીવનના મુખ્ય બનાવો, તેમના સમ્બધમાં આવેલી મુખ્ય વ્યક્તિઓ વગેરેનો પરિચય આપવાની ખાસ જરૂર હતી. પત્રોમાં પણ વિશેષનામો ગમે તે વખતે છોડી દેવાં અને ગમે તે વખતે રાખવાં એમ કરવાને બદલે બને તેટલા રહેવા દીધા હોત તો સારુ. રાજકોટ, બાલુભાઈ, અમર વગેરે નામો વાંચનાર ઓળખીને વાંચે તોપણ તે તે વ્યક્તિને કશી હાનિ થવા સભવ નથી. બધા પત્રો ઉપર એક સમાલોચનાની ખાસ જરૂર હતી. કેટલાક પત્રોમાંથી માત્ર ફકરા જ લીધા છે ત્યાં તારીખો રાખવી જોઈતી હતી. પત્રોમાં જ્યાં જ્યાં મોટા અક્ષરો કર્યા છે ત્યા કલાપીએ જ નીચે લીટી દોરેલી કે તે સંપાદકનું કામ છે તે સમજાતું નથી. આ પ્રશ્ન એટલા માટે થાય છે કે બન્ને પુસ્તકોમાં સંપાદકોએ પોતાનાં લખાણોમાં મોટા અક્ષરોનો ઘણો ઉપયોગ કર્યો છે. મોટા અક્ષરોના આટલા બધા ઉપયોગનું કાંઈ ફળ નથી. કવિતામાં જેમ આશ્ચર્યચિહ્નોથી કે અહાહા કે અહોહોથી ચમત્કાર આવી જતો નથી, તેમ લખાણોમા મોટા અક્ષર કરવાથી મહત્ત્વ કે ગૌરવ આવતું નથી. લખાણ તરફ ધ્યાન, તેના વસ્તુથી અને તેની શૈલીથી સ્વાભાવિક રીતે જ ખેંચાવું જોઈએ.

---

* ઉદાહરણ તરીકે પત્રધારા પૃ. ૧૬૧-૬૨મા તે પોતાની કવિતાનું ધ્યેય દર્શાવે છે.

આ આવૃત્તિઓ સંબંધી અમે આટલું લંબાણથી લખ્યું તેનું કારણ માત્ર એટલું જ કે અમે માનીએ છીએ કે, કલાપીનાં કાવ્યો અને તેના જીવનનો સહૃદયતાથી અને શાસ્ત્રીય તટસ્થતાથી અભ્યાસ થવાની જરૂર છે. કલાપી આપણા સાહિત્યમાં અને એક માણસ તરીકે આપણા સમાજમાં અનેક રીતે આકર્ષક છે. તેઓ એટલા આકર્ષક છે કે તેમના ગુણાગુણની તટસ્થ તુલના ન થાય તો તેથી સુલભસંસ્કાર વાચકોને હાનિ પહોંચે-ઘણા યુવાન વાચકોને કલાપી બરાબર ન સમજવાથી હાનિ થઈ પણ છે. પણ તે સાથે તેઓ એટલા મહાન હતા કે સાચું કહેવાથી તેમની ખરી મહત્તાને લેશ પણ હાનિ ન થાય. અને તેઓ એટલા સત્યપ્રિય હતા કે તેઓ પોતે હયાત હોય તો પોતાનાં ખોટાં વખાણ તેમને અસહ્ય થઇ પડે. તેઓ લાંબુ આયુષ્ય ન ભોગવી શકયા તેથી ગુજરાતને અવશ્ય ખોટ ગઈ છે. પણ તેમના ટૂંકા આયુષ્યની કૃતિઓનો યોગ્ય અભ્યાસ ન કરીને આપણે તેનાથી મળવો જોઇતો લાભ ઉઠાવતા નથી.

અમારો મતભેદ દર્શાવીને પણ અમે પુસ્તકને આવકાર જ આપીએ છીએ. કલાપીની કાવ્યસામગ્રી અને તેમા પત્રો આ બે પુસ્તકોમાં છે તેટલા બીજે નથી. અને સાહિત્યના દરેક અભ્યાસીને બંને પુસ્તકો રાખવાં આવશ્યક છે.

આકાશનાં પુષ્પો—લેખક અને પ્રકાશક : ગગનવિહારી લ. મહેતા. ૭ કલાર્ક સ્ટ્રીટ, બાલિગંજ, કલકત્તા. સોલ એજન્ટ—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; અમદાવાદ. કિંમત ૧-૮-૦

કૌમુદીની શરૂઆતમાં 'વહેલાં ઉઠવા વિષે' નો લેખ બહાર પડયો ત્યારથી શ્રીયુત ગગનવિહારીએ હાસ્યના લેખક તરીકે ધ્યાન ખેંચ્યું છે. આજે તેઓ નાના મોટા બાર લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરે છે.

પુસ્તકનાં નાનાં અંગોમાં પણ તેમની હાસ્યરેખા અંકિત થએલી છે. "આકાશનાં પુષ્પો" એ નામને માટે તેમ જ એ પુસ્તક અર્પણ કરવાને યોગ્ય પુરુષ તરીકે તેમણે પોતાને શોધી કાઢયા તે બન્ને માટે તેમને અભિનંદન ઘટે છે. સાહિત્યના વિશ્વમાં તેમણે વેદાન્તની પેઠે, પોતાના નામના અર્થની અને પોતાની શોધ કરી છે, જે આપણા સાહિત્યમાં અપૂર્વ છે, અને અદ્વિતીય રહેશે.

આ નિબંધોમાંથી થોડા અંગ્રેજી હાસ્યરસના લેખોમાંથી સૂચિત થએલા છે એમ લેખક જણાવે છે. પણ બધા લેખો જોતાં લેખકનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્પષ્ટ દેખાઈ આવે છે. તેમના લેખોમાં કોઈ પણ શૈલીનું અનુકરણ નથી, જો કે અન્ય સફળ હાસ્યરસલેખકો તેમ જ બીજા સાહિત્યકારોના સંસ્કારો છે. તેમનો હાસ્ય માત્ર વાણીની વક્રતાનો નથી: મનુષ્યસ્વભાવનું અને વ્યવહારનું અવલોકન કરતાં તેમાં જણાયેલી વિષમતાનું નિરૂપણ પણ તેમાં આવે છે. તેમના હાસ્યમાં તિરસ્કાર કે અંગત આક્ષેપ નથી. તેમાં કોઈ પણ પ્રકારની સરસાઇનું અભિમાન નથી. ઉપદેશના હેતુથી તેમનો હાસ્યરસ કયાંય કંટાળો આપતો નથી. અને લેખકની રુચિ એટલી સંસ્કારી છે કે શૈલી કે વસ્તુ કયાંઈ જુગુપ્સાકારક નથી થતાં એમ કહેવું એ તો માત્ર એક અભાવાત્મક ગુણનિર્દેશ છે.

છતાં તેમનો હાસ્ય ખડખડ હસાવી શકે તેવો નથી. તેમનો હાસ્ય સમજવાને માટે થોડી બુદ્ધિની સૂક્ષ્મતા જોઇએ છીએ, અને ગુજરાતના સામાન્ય વાચકવર્ગને કદાચ તે સમજતાં થોડી વાર લાગે. તે હાસ્ય, સમાજને અમુક ટીકાદષ્ટિથી જોવામાંથી નિષ્પન્ન થયો

છે. કંઇક બુદ્ધિવાળાં અથવા સામાન્ય ધોરણથી ઊંચી ગણાતી બુદ્ધિવાળાં માણસોની જડતાની તેમાં ટીકા છે. દાખલા તરીકે 'એક અપૂર્વ નવલિકા'માં જાહેરખબર આપનારાઓની મશ્કરી છે. "કેટલાક આધ્યાત્મિક અનુભવો"માં પ્રેતાવાહન અને એવી અગમ્ય વાતો માનનારાની મશ્કરી છે. "અખિલ ભારતના દંલ્કાબધારીઓની પરિષદ" "પરદેશ ગમનનાં દરદો" વગેરેમા તે તે વર્ગોની મશ્કરી છે. આ બધામાં મશ્કરી અમુક વ્યક્તિઓની નથી, પણ તેમનાં લક્ષણો કે અપલક્ષણોની છે. બીજા શબ્દોમાં કહીએ તો વ્યક્તિની નથી પણ નમૂના ( type )ની છે, જે ખરા હાસ્યનુ લક્ષણ છે. પણ તે સાથે એ પણ નોધવા જેવુ છે કે ઉપહાસના વિષયભૂત એ અપલક્ષણો સમાજના અમુક જ વર્ગનાં છે, વિશાળ જનતાના નથી સ્થળસંકોચને લીધે અમે એકથી વધારે ઉતારા આપી શકતા નથી તેથી દિલગીર છીએ.

ધોળકાના મિ. નિપુણચંદ્ર બારઍટ લો 'બ્લ્યૂ સર્જ' ના સૂટમા સજ્જ થયેલા મ્હોમા પાઈપ અને પાસેની ટીપાઈ પર વ્હીસ્કીનો એક 'પેગ' મૂકીને બેઠા છે. યુરોપની સંસ્કૃતિનો પ્રલયકાળ હવે પાસે આવી પહોચ્યો છે." તેમણે મને કહ્યુ. આ સાથે જ પાઈપમાથી એક ઘનઘોર ધૂમાડો એમણે કાઢયો "યુરોપ જડવાદથી પૂર્ણ છે. By the way" એમણે કહ્યુ, "બે.બ્બે ટાઇગના શેરના ભાવ શા છે?" મે કહ્યુ મને ખબર નથી. તેઓ કહે "કંઈ નહિ! મારો એક Client શેર દલાલ છે એને પૂછી લઈશ. હા! પણ સાચુ કહુ તો હિંદુસ્તાન માટે ગાધીનો માર્ગ જ સાચો, સારો, સહેલો અને સીધો છે. બો..ય," એમણે બૂમ પાડી. "શેરો વધારે વ્હીસ્કી લાવ' આ સરકારને ઉથલાવી પાડયા સિવાય કંઈ વળવાનુ નથી. સાચે! હુ તમને કહેતા ભુલી ગયો. અહમદનગરના public prosecuter તરીકે મે અરજી કરી છે અને મે તમને કહ્યુ કે? હમણા તદ્દન ખાનગી રાખજો હં! પણ હુ શું કહેતો હતો?, કે સરકારને ઉથલાવી પાડવા માટે અહિંસાત્મક અસહકાર જેવો ઉત્તમ માર્ગ બીજો કયા છે?

બીજે જ પાને આ ગાધીના પ્રશંસક, બૉયને મારે છે, અને તે ઉપર થોડી ચર્ચા થતાં છેવટે કહે છે. "એ તો અંગ્રેજો રહેવાના અને તમારી પર રાજ્ય કરવાના. ગાધી ભલે અહિંસાની બૂમો પાડયા કરે!" દેશનુ અને પરદેશનું કશું જ્ઞાન પચાવ્યા વિના માત્ર બંનેના અપલક્ષણો ભેગા કરનારા, પામર વાસનાના દાસ અને પોતાના વિચારોના અને વર્તનના વિસંવાદ નહિ સમજનારા સુધરેલા ભણેલા વર્ગની અહીં મશ્કરી છે.

બધા લેખો સ્વૈરવિહારી * નિબધના રૂપના જ છે, પણ તેમાં કેટલાંક ચિત્રો ( ઉપરનુ ઉદાહરણ એવું છે ) નાટયમા મૂકી શકાય તેવા છે. આ શક્તિ કર્તામાં છે તો તેઓ તેનો પ્રયોગ કરી જુએ એવી અમારી નમ્ર સૂચના છે.

આપણા સાહિત્યમા જે લેખકો અનેક પ્રકારના હાસ્યના પ્રયોગો અત્યારે કરે છે તેમાં શ્રી. ગગનવિહારીનુ પોતાનું સ્વતંત્ર સ્થાન છે. તેઓ આવી બીજી કૃતિઓ પણ ગુજરાતને આપશે એવી આશા રાખીએ છીએ

પુસ્તકના પ્રારભમા લેખકે હાસ્ય ઉપર લેખ મૂક્યો છે તે રસમીમાંસાનો વિચારપ્રેરક નિબધ છે તેની નોધ લેવાથી વિશેષ કરી શકતા નથી

---

* આ શબ્દ વાપરવામા કોઈ શૈલીનુ અનુકરણ અભિપ્રેત નથી. નડિયાદની સાહિત્ય પરિષદમા શ્રી. આનંદશંકરભાઈએ પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમા આ શબ્દને વિશાળ અર્થમા આપ્યો છે, અને તે અર્થને માટે એવો બીજો શબ્દ નહિ જડવાથી એ વાપર્યો છે

રૂપિયાનું ઝાડ:—લેખક: સંજય. પ્રકાશક: રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦–૪–૦ ટપાલખર્ચ માફ; છૂટક ૦–૫–૦ ટપાલખર્ચ જુદું.

આ નાનું પુસ્તક તેના નામ જેટલું નવું અને આકર્ષક છે. લેખકે તેને એક કિસ્સો —અગિયાર દૃશ્યોમાં કહ્યો છે. હાલ વાસ્તવિકતાના વાતાવરણમાં આપણા સમાજને નિરૂપવાનાં જે નાટકો લખાય છે તેમાં આની ગણના થવી જોઇએ. નાટકની શૈલી પણ કેટલાક પાશ્ચાત્ય નાટયકારોના જેવી નવી છે. તેમાં નાટક, પાત્રોની ઉક્તિઓ દ્વારા તખ્તા ઉપર ભજવાતું જાય છે. તે સાથે પાત્રોની ઉક્તિઓ વચ્ચે લેખક કેટલાંક વચનો નાંખતો જાય છે, અને આ વચનો નાટકના હાંસિયામાં એક ટીકાનું કામ કરે છે. આ શૈલી અપરિચિત હોવાથી બધા કદાચ તેનો રસ નહિ લઇ શકે પણ એક જ દૃષ્ટિબિંદુ એ સ્થિર રહ્યાં રહ્યાં નાટકના ફરતા કાર્યમાં એકસરખી વક્રતાથી કટાક્ષવચનો કર્યા કરવામાં સાહિત્યનું એક જુદું જ સ્વરૂપ સિદ્ધ થાય છે એમાં ના પડાય તેમ નથી. નાટક ઉપર ઉપોદ્‌ઘાત લખી તેનો અર્થ સ્ફુટ કરવા કરતાં આ શૈલી વધારે પ્રત્યક્ષતાથી અર્થોદ્‌ઘાટન કરે છે. આ શૈલીની સફળતા અસાધારણ કુશળતા માગે છે કારણકે લેખકે અહીં ગંભીર બન્યા વિના પોતાની ગંભીર ટીકા આપવાની છે. જરા પણ લંબાણથી તે શૈલી તરત લુલી થઇ જાય છે. આપણા લેખકે આ શૈલીનો સફળતાથી ઉપયોગ કર્યો છે.

આ નાટકનું વસ્તુ હમણાં હમણાંમાં મફત વીમા કંપનીનું ચાલેલું ધતિંગ છે. આ ધંધાએ ગામડાંની ભોળી પણ સાથે સાથે અજ્ઞાની અને લોભી પ્રજાને છેતરવાને કેવા દંભો કર્યા અને કેવા કેવા બહારથી પ્રતિષ્ઠિત દેખાતા માણસો તેમાં ભળ્યા છે તેનું આમાં ચિત્ર છે. લેખકે અનેક પાત્રોમાં આપણા સાહિત્યમાં ધ્યાન ખેંચે તેવું કુન્દનલાલનું, જુવાન તાજા વિચારનું કેવળ પ્રમાણિક અને પરગજુ મુશ્કેલીથી માત્ર હસનાર નવા જમાનાની આશારૂપ પાત્ર આપેલું છે. ભજવવાની દૃષ્ટિએ બહેરા વકીલ ત્રિપુરાશંકર અને કુન્દનલાલ ઘણું કૌશલ માગે છે.

આખું નાટક હાલની સામાજિક વ્યવસ્થા ઉપર એક ટીકારૂપ છે. પ્રતિષ્ઠિત માણસો નુકસાન વિના ઠગાઈનો લાભ લઈ જાય છે, અને ગરીબ અને કંઈક કાચા ગુનેગારો પકડાય છે. સરકારની સાથે સહકાર કરવાથી પણ અનિષ્ટનું ખરું મૂળ છેદાતું નથી એ કુન્દનલાલનો છેવટનો અનુભવ છે. સમાજ થીંગડાથી સુધરવાનો નથી, નવું જ કપડું જુદી જ રીતે વેતરવાની જરૂર છે એ આ નાટકનો નિષ્કર્ષ છે, અને તે રહસ્ય નાટયકારે છેવટે અધૂરી દેખાતી વાર્તાના લાંબા રણકારરૂપ સૂચનથી સમાજ ઉપર આંદોલન કરવા વહેતું મૂકી દીધું છે તે તેમની ઉપસંહારની વિશિષ્ટ કલા છે.

આ નાટક એક ચાલુ થોડો વખત ચાલેલા ધતિંગ ઉપર રચાયેલું છે, પણ તેનું રહસ્ય ચિરસ્થાયી છે. લેખક સમાજના વધારે સંકુલ અને વિશાળ પ્રશ્નો ઉપર પોતાની કલા અજમાવે એમ ઇચ્છીએ છીએ.

મેનાં ગુજરી:—આ એ જ લેખકનું નાનું નાટક પ્રથમ 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થયેલું હતું તેમાંથી આ ઉદ્ધૃત કરેલું છે.

ગુજરીના પ્રસિદ્ધ પ્રાચીન ગરબાના વસ્તુનું આ નાટયવિધાન છે. ગરબાનું વસ્તુ અને નાટયવિધાન બન્ને, "રૂપિયાનું ઝાડ"ની પેઠે બે સમાન્તર પ્રવાહમાં ચાલે છે અને મૂળ ગરબો દશ્ય નાટયને અદશ્ય રહી, શ્રાવ્ય રહી પોષે છે. લેખકે નાટકને દશ્ય સૌન્દર્ય આપવા અને પ્રબલ ભાવનું વાહન બનાવવા સફળ પ્રયત્ન કર્યો છે. પ્રાચીન ગરબાના વસ્તુનો આ નાટકમાં આધુનિક દષ્ટિએ અર્થ થાય છે એ પણ કુશળ વાંચનારની નજર બહાર નહિ રહ્યું હોય.

બગભગતઃ—લેખકઃ શ્રી ઇન્દુલાલ ક. યાજ્ઞિક. પ્રકાશકઃ હિંદુસ્થાન ન્યુસપેપર્સ લીમીટેડ. કિંમત બે આના.

નવયુગમાં એકવાર પ્રસિદ્ધ થયેલું પ્રચાર માટે ફરી છાપેલુ છે.

આ નાનું નાટક પણ સમાજના દંભો ઉઘાડા પાડવા માટે લખાયેલું છે. નફો વધારે મેળવવા માટે મિલમાલેક કાપડમાં વધારે ખેળ નાંખવાની યોજના કરે છે તેનો વિલાયતથી તાજો પાછો આવેલો નવો વીવિંગ માસ્તર રમેશ વિરોધ કરે છે, મજૂરોનું સંગઠન કરી હડતાલ પડાવે છે અને મિલ સામે અહિંસક યુદ્ધ આપે છે, તેનો આ નાટકમાં ચિતાર છે. મિલમેનેજરની દીકરી કાન્તા સાથે રમેશ પ્રેમમાં છે, એ નાટકનો ગૌણુ પણ રસમય પ્રસંગ છે. મિલ સાથેના મુકાબલામાં રમેશ ઘાયલ થાય છે, માંદો થાય છે અને છેવટે મજૂરોને જ પોતાનું જીવન અર્પણ કરવા સારા પગારની નોકરી છોડી દે છે. નાટકને અતે કાન્તા-રમેશનાં લગ્ન થવાને બદલે રમેશ કાન્તાને વધારે ભણી પછી લગ્ન માટે સ્વતંત્ર પસંદગી કરવાની છૂટ આપે છે એ અત પણ સુંદર છે.

ઉરતંત્ર અને નાટ્યકલાઃ—લેખકઃ રમણલાલ નરહરિલાલ વકીલ, બી. એ., ફેલો વિલ્સન કૉલેજ, મુબાઇ. મળવાનું ઠેકાણુંઃ આર. આર. શેઠની કું. બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨. કિંમત એક રૂપિયો.

આ પણ નવી નાટ્યની ઢબના અનુકરણમાં લખાયેલું સામાજિક નાટક છે. તેનો અંત કરુણ છે. લેખકનો પ્રયત્ન પહેલો હોઇ તેમા કેટલીક કચાશ જણાય છે. સૌથી પ્રથમ યુવાન લેખકને સુલભ તેમાં લાગણીનો અતિરેક છે, અને તેને લીધે જ આવતા શબ્દબાહુલ્ય, કાર્યનો મંદ વેગ, અને સંવાદનો અતિ વિસ્તાર તેમાં છે. પણ લેખકનો પ્રયત્ન ઉત્તેજનને પાત્ર છે. નાટક કરતાં લગભગ સો પાનાનો નાટ્યકલા ઉપરનો લેખ વધારે સફળ થયો છે. તેમાં તેમણે પશ્ચિમના આધુનિક નાટ્યકલાની દષ્ટિ અને વિધાનની ચર્ચા કરી છે. તેમના બધા અભિપ્રાયો સાથે આપણે મળતા ન થઈ શકીએ તે જુદો પ્રશ્ન છે, પણ લેખકે જાતે સમજી નિરૂપણ કરવા પ્રયત્ન કર્યો છે તે અભિનન્દન યોગ્ય છે. આપણું સાહિત્ય અત્યારે પશ્ચિમના ધ્યેયને સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે એટલે ચર્ચામાં મોટે ભાગે પશ્ચિમનાં નાટકો ઉદાહરણ તરીકે આવે એ અનિવાર્ય છે, પણ આ નિબંધનો હેતુ ગુજરાતી નાટ્યસાહિત્યને સ્વતંત્ર માર્ગે વિકસાવવાનો છે, અને વિચારપૂર્ણ છે. અભ્યાસીઓ આનો લાભ લેશે એમ આશા રાખીએ છીએ.

# રોજનીશી

૨૩–૨–૩૨ : 'ગાંધીજીને મુંબાઇનું સ્વાગત' નામની ફિલ્મ બતાવવાની મધ્ય પ્રાન્ત અને બિહાર સરકારે મના કરી.

૨૪–૨–૩૨ : શ્રી. જુગતરામ દવેને ફોરેનર્સ એક્ટ હેઠળ લખતર (કાઠિયાવાડ) હદપાર કરવાનો હુકમ; યુક્ત પ્રાન્તની સરકારે મહાસભાની સામે પ્રચારકામ કરવા શિક્ષકોનો ઉપયોગ કર્યો.

૨૫–૨–૩૨ : અમદાવાદ મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કૂલનાં પ્રિન્સીપાલ અને સદ્‌ગત સર રમણભાઇ નીલકંઠનાં પુત્રી શ્રી. વિનોદિની નીલકંઠ અને એક બીજી બહેને કીરપાણુ લટકાવીને અમદાવાદમાં પિકેટિંગ કર્યું; મુંબાઇમાં શ્રી. મૂળરાજ કરસનદાસનો રૂ. ૫૦૦૦)નો દંડ વસુલ કરવા તેમનું મકાન જપ્ત કર્યું અને તેમનાં ૯૦ વર્ષનાં માતુશ્રી, તેમનાં પત્ની તથા પુત્રીને ઘર છોડી નીકળવું પડયું; 'પ્રતાપ' (કાનપુર) પ્રેસ પાસેથી રૂ. ૨૬૦૦)ની જામીનગીરી; કલકત્તામાં મિસ શાન્તિ નેવગીના નેતૃત્વ નીચે યુનિવર્સિટીના કમ્પાઉન્ડમાં એક સરઘસ: ૧૨ માણસો, જેમાં ૩ બહેનો હતી, પકડાયાં; અકોલામાં ૧૪ વર્ષનો છોકરો જેને ૧૦ ફટકા માર્યા હતા તેને રૂ. ૧૦) દંડ; હસ્તલિખિત 'નવજીવન'ના તંત્રી પંડિત બેચરદાસને પોલિસમાં હાજરી આપવાની નોટિસ; મદ્રાસમાં બે ગ્રેજ્યુએટોને પિકેટિંગ કરવા માટે સોટીમાર; વસ્તીના પ્રમાણમાં નિયુક્ત કરેલી બેઠકો માટે સંયુક્ત મતદાર મંડળથી ચૂંટણી કરવાના ધોરણનો સ્વીકાર કરતો સુપ્રસિદ્ધ રાજા–મુંજે કરાર જાહેર થયો; વડી ધારાસભામાં સર જ્યોર્જ રેનીએ રેલવે આવકના આંકડા રજૂ કર્યાઃ ૧૦ કરોડનો ખાડો! મુંબઈના પરદેશ સાથેના વેપારના આકડામાં છેલ્લા ૧૦ માસમાં ૧૫ કરોડ રૂપિયાનો વેપાર ઓછો થયો! મુંબઇની બૅંક પર પિકેટિંગ કરવા માટે એક કલાકમાં ૨૫ સ્વયંસેવકોને પકડયા. ઑર્ડિનન્સરાજની વિરુદ્ધ પોતાનો વાંધો દર્શાવતો ઠરાવ મુંબઇની ઇંડિયન ચેમ્બર ઑફ કૉમર્સે પસાર કર્યો.

૨૬–૨–૩૨ : શાંઘાઇના આંતરરાષ્ટ્રીય મથકની હદથી પોતાનું લશ્કર દૂર રાખવા માટે બ્રિટિશ, ફ્રેંચ, ઇટાલિયન અને અમેરિકન એલચીએ મિ. યોશીઝાવાને કહેણુ મોકલ્યું; શ્રી. અમૃતલાલ દ. શેઠ પેરોલભંગ માટે પકડાયા; અમદાવાદના મજૂર મહાજનના સહમંત્રી શ્રી. ખંડુભાઇ દેસાઇને થયેલો રૂ. ૧૦૦) દંડ પોલીસે વસુલ કર્યો; જલગામ મ્યુનિસિપાલિટીના સ્કૂલબોર્ડના પ્રમુખને પેરોલભંગ માટે ૬ માસની સખ્ત કેદ અને રૂ. ૨૦૦ના દંડની સજા; હસ્તલિખિત 'નવજીવન'ના તંત્રી શ્રી. બેચરદાસ દોશી પેરોલભંગ માટે પકડાયા; મહાસભાનાં નાણાં માટે અમદાવાદ મજૂર મહાજનની ઑફિસ તથા અખીલ ભારત ચર્ખાસંઘની ઑફિસની જડતી લેવાઇ.

૨૭–૨–૩૨ : શ્રીમતી સરોજિની નાયડુ દક્ષિણુ આફ્રિકાથી હિંદ આવ્યાં.

૧–૩–૩૨ શ્રી. દેવીદાસ ગાંધીને ૬ માસની સજા અને રૂ. ૨૦૦ દંડ; સર શંકરન નાયરનો પ્રાંતિક સુધારાઓનો ઠરાવ ૧૨ વિ૦ ૪ મતે કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ઊડી ગયો;

મહાત્માજીના આશ્રમના જમીન મહેસૂલ માટે જપ્ત થયેલા સામાનની હરરાજી અમદાવાદના કલેક્ટરે મજૂર કરી, સૂતર પરીક્ષક પત્ર પાછુ સોપ્યુ, બગાળની ધારાસભાએ ૧,૩૩,૦૦૦ રૂપિયા બગાળ ઓર્ડિનન્સ નીચેના જેલ બહાર રખાતા નજરકેદીઓના વધારાના ખર્ચ માટે મજૂર કર્યા, મુસ્લીમો માટે વધુ નોકરીઓની દરખાસ્ત વડી ધારાસભામા પાછી ખેંચાઈ, ચીન–જાપાનની ચાલુ લડાઈ બન્ને બાજુની ભારે ખુવારી, અમદાવાદના યુવકમધના નેતા શ્રી રોહિત મહેતાને સજા ૧૮ માસની સખ્ત કેદ અને રૂા ૧૦૦ દંડ, ધ્વજવદન માટે અમદાવાદમા પાચ બહેનોને રૂા ૫૦ નો દડ થયો યગ ઇંડિયા વીમા કપનીના મેનેજર શ્રી લલિતમોહનનો રૂા ૧૦૦૦ દડ વસુલ કર્યો, કમલાદેવી ચટ્ટોપાધ્યાય પકડાયા, યુસફ મહેરઅલી અને મુકુદ માલવિયાને પેરોલ પર છોડયા અને ફરી પકડયા, મુબઇના બે રૂ દલાલો–જેઠાભાઈ ભીમજી ઠક્કર અને હરિરામ શેઠિયાની ધરપકડ, અલ્હાબાદના સ્વરાજ ભવનમા સરકારે સરકારી દવાખાનુ ખોલ્યુ શ્રી કસ્તુરબા મહાત્માજીની મુલાકાતે યરોડા ગયા

૨–૩–૩૨ શ્રી જીવરાજ મહેતા અને તેમના પત્નીની ધરપકડ, મુકુદ માલવિયાને એક વર્ષની સખ્ત સજા અને રૂ ૨૦૦ દડ તથા યુસફ મહેરઅલીને એક વર્ષની સજા અને રૂા ૧૦૦ દડની શિક્ષા થઇ, પોલીસમા હાજરી ન આપવા માટે અમદાવાદમા શ્રી મણિલાલ કોઠારી પકડાયા, લડનના જપાનીસ કૉન્સલ જનરલે લડાઇમા ખુવારીના આકડા પ્રકટ કર્યા તા ૨૮ મી ફેબ્રુઆરી સુધીમા ૨૩૫ માર્યા ગયા, ૧૬૦૦ ઘાયલ થયા, લોધિયન કમિટિ પ્રત્યે વિરોધ દર્શાવવા માટે મદ્રાસના પાચ સ્વયસેવકો અને શ્રીમતી મોથઇનાયકા તેમજ કે ભાષ્યમને જુદી જુદી સજાઓ થઇ, ઓક્સફર્ડના ભાષણમા લોર્ડ અર્વિને જાહેર કર્યું કે, બળજબરીથી સમાધાન થઇ શકશે નહિ, વડી ધારામભામાં કાગળના રક્ષણનું બિલ પસાર થયુ, સરહદના 'નવજુવાન અફઘાન"ના તંત્રીઓની ધરપકડ થઇ

૩–૩–૩૨ યરોડા જેલમાથી વડી ધારાસભાના માજી પ્રમુખ શ્રી૦ વિઠ્ઠલભાઇ પટેલને છોડયા, ઇસ્પિતાલમા દાખલ કર્યા કલકત્તાની યુરોપિયન વેપારી સભાના પ્રમુખ શ્રી વિલિયર્સે વેપારની મદીના કારણે હિંદ છોડવાનું જાહેર કર્યું, પુત્રી પર કાબુ ન રાખી શકવાના કારણે બગાળ સરકારના એક પેન્શનર શ્રી ઉમાચરણ ચૌધરીનુ પેન્શન બગાલ સરકારે રદ કર્યું, મૌ શૌકતઅલી સરહદના પ્રવાસે, ૬૦ લાલ ખમીશવાળાઓની ધરપકડ, ફાધર એલ્વીનના ડીન્ડોરીના આશ્રમની ઝડતી લીધી, અને કેટલાક કાગળો લઇ ગયા, શ્રી માલવિયાજીએ આશરે ૧૨૦૦ શબ્દોનો વિલાયત મોકલેલો તાર (જે તારખાતાએ લેવા ના પાડી હતી તે) પ્રકટ થયો બળજબરી બધ કરવા અને સમાધાનીના પગલા લેવા સરકારને તેમની ચેતવણી, પડિત જવાહરલાલના દડ પેટે ઇંદ્ર નહેરૂની મોટર ઉપાડી, દરબાર ગોપાળદાસ અને ખેડાના બીજા ત્રણ કાર્યકર્તાઓનો છુટકારો, વિઠ્ઠલભાઇ પટેલને ઇસ્પિતાલમા નોટિસ પહોચાડી તમારે પોલિસની રજા સિવાય કોઈ પણ રાજકીય પ્રવૃત્તિમા ભાગ લેવો નહિ, "યગ ઇંડિયા"ના તત્રી ધન્વતરાય ઓઝાની ધરપકડ ગુજરાત પ્રાતિક સમિતિના માજી મત્રી અને ગુજરાતના પહેલા સરમુખત્યાર શ્રી મણિલાલ કોઠારીને

૧૮ માસની સજા અને રૂા. ૧૦૦ નો દંડ થયો; હરિપ્રસાદ દેસાઇને એક વર્ષની કેદ અને રૂા. ૫૦૦ નો દંડ થયો; પંજાબ ધારાસભામાં ખોટવાળું બજેટ રજૂ થયું; મદ્રાસ સરકારે ૧૪૪ મી કલમ વધુ ૨ માસ માટે લંબાવી; હજારો સહીઓ સાથેની મિશ્રમતાધિકારની માગણીવાળી યાદી શ્રી. દેવરૂખકરે મતાધિકાર કમિટિ સમક્ષ મોકલી.

૪–૩–૩૨ : દાદાભાઇ નવરોજીના પૌત્ર શ્રી. જાલ નવરોજીની ધરપકડ; લાહોરમાં સ્વદેશી પ્રચારક સભા સ્થપાઈ; બર્માના બળવાખોરોમાંના ૮ ને ફાંસીની, ૧૧ ને જન્મદેશનિકાલની, ૪ ને પાંચ વર્ષની સખ્ત કેદની સજા થઇ; નવજીવન પ્રેસ પાછું સોંપવાનો મુંબઈ સરકારે હુકમ બહાર પાડયો; 'ફ્રી પ્રેસ'ના તંત્રી સદાનંદને નોટિસ બજાવી છોડયા; જીનેવામાં ચીન–જાપાન ચર્ચા: દરમિયાન જાપાને ૩૫૦૦૦ નું લશ્કર ઉતાર્યું.

૫–૩–૩૨ : શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ વિયેના જવા ઊપડયા; જાપાને વધુ ૧૦,૦૦૦ નું લશ્કર શાંઘાઈ ખાતે ઉતાર્યું; શ્રી. અબ્બાસ તૈયબજી અને જુગતરામ દવેને પેરોલ પર છોડયા; મહાત્માજીના પૌત્ર શ્રી. કાન્તિ ગાંધી વિદેશી કાપડની દુકાને પિકેટિંગ કરવા માટે પકડાયા અને પાછળથી છૂટયા; "સૌરાષ્ટ્ર" પ્રેસ પાછું સોંપવાનો હુકમ, તથા નોટિસ: સવિનય ભંગની ચળવળ આગળ વધારે એવું કાંઇ તમારે છાપવું નહિ; બેંગાલ ઑર્ડિનન્સ પ્રમાણે કલકત્તાના એક વકીલ અને બીજા ત્રણ જણને પોલિસ ઑફિસર તરીકે કામ કરવાને હુકમ થયો; રંગપુરની કોંગ્રેસ ઑફિસનો સરકારે કબજો લેવાથી ઝાડ નીચે નવી ઑફિસ ખોલાઇ; સાંગલી સ્ટેટમાં બધા ઑર્ડિનન્સો જાહેર થયા; લડત શરૂ થવાથી આજ દિન સુધીમાં મહારાષ્ટ્રમાં ૧૫૪૯ ને સજાઓ થયાની જાહેરાત; મધ્યહિંદની ધારાસભામાં હિંદી બનાવટની સ્ટેશનરી વાપરવાનો ઠરાવ; બોરડીના સરમુખત્યાર શ્રી. મિનોચેહેર પી. લાઇવાળા પકડાયા; શ્રી. નરીમાન, શ્રી. મુનશી અને પેરીનબહેન છૂટમાં અને પકડાયાં.

૬–૩–૩૨ : મુંજે—રાજા કરારને હિંદુ અને શીખોએ ટેકો આપ્યો.

૭–૩–૩૨ : વડી ધારાસભામાં ૧૩ કરોડની ખોટવાળું બજેટ રજૂ થયું; મુંબઇમાં લોધિયન કમિટિનું આગમન, વિરોધી દેખાવો કરનારને બળજબરીથી વીખેર્યા, શહેરમાં સંપૂર્ણ હડતાલ. અનેકોની ધરપકડ, ત્રીસેક જણને ઇજા થઇ; મુંબઈમાં સભા ભરવાની કોશિષ કરતા આગેવાન વેપારીઓને પોલિસ કમિશ્નરે તેમ નહિ કરવા નોટિસ આપી; આજ સુધીમાં યુ. પ્રાં. માં ૬૪૭૭ ને સજા થયાનો સરકારી હેવાલ બહાર પડયો; સી. આઇ. ડી. ખાતાના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટના કહેવાતા ખૂનના આરોપ માટે અલ્હાબાદમાં શ્રી. યશપાલને સાત વર્ષની સખત કેદ; લંડનમાં ઇન્ડિયા લીગના આશ્રય નીચે પગલાં ભરનાર એક કમિટિ નિમાઇ: શ્રી. માલવિયાજીનો તાર નહિ સ્વીકારવા માટે ચકચાર ચાલી; આજ સુધીમાં મદ્રાસ ઇલાકામાં ૧૩૦૮ ને સજાઓ થયાનો સરકારી હેવાલ પ્રકટ થયો; સરહદ પ્રાંતોમાં તુરંગઝાઇના હાજીની લશ્કરી હીલચાલ, તે બંધ ન થાય તો હવાઇ વિમાનો દ્વારા તેનાં ગામડાં પર મારો ચલાવવાની આપેલી ધમકી; શ્રીમતી ગંગાબહેન ઠક્કર ધોલેરાનાં ૧૨ મા સરમુખત્યારને ૭ માસની સજા; મુંબઇમાં મંગળદાસ માર્કેટ આગળ પિકેટિંગ કરવા માટે બે બહેનોની ધરપકડ; વિદ્યાર્થી

દિન નિમિત્તે અમદાવાદમાં ૮૯ બાળાઓની ધરપકડ; બોરસદ તાલુકાની ૩૦૦૦ મણ તમાકુ ના–કરની હીલચાલને અંગે પોલિસ પહેરા નીચે; સ્ટેટસ ઇન્કવાયરી કમિટિ ભાવનગરમાં ઊતરી.

૮–૩–૩૨ : બોરસદમાં લાઠી ચાલી, ૬ જણની ધરપકડ થઇ; ગુજરાત વિદ્યાપીઠ, વિલેપાર્લેનું ગાંધી વિદ્યાલય, ઉપનગર છાવણીને ગેઝેટના ખાસ વધારાથી ગેરકાયદેસર જાહેર કર્યાં; જલગામનો ખાદી ભંડાર ગેરકાયદેસર જાહેર થયો; ૧૪૪ મી કલમનો અમલ બીજા બે વધુ માસ માટે મુંબઇમાં લંબાયો; સુરતના મનુભાઇ છગનલાલ મારફતિયાને ત્યાં ઝડતી કરી હિસાબ તપાસ્યોઃ રૂા. ૭૮૫૪૦ નો કબજો લીધો, સરકારે તેના વિષે હુકમ બહાર પાડી તેમાંના રૂા. ૧૦૮૦૦ ગુજરાત પ્રાંતિક સમિતિના હોવાનું જણાવી તે જપ્ત કરેલા જાહેર કર્યા. તેથી સ્થાનિક પોલિસે બાકીના રૂા. ૬૭,૭૪૦ મેજિસ્ટ્રેટની રૂબરૂ પાછા આપ્યા; ખેતરોમાંથી કોઇ કાપણી ન કરે તે માટે રાસનાં ખેતરોમાં પોલિસ ગોઠવાઇ; હડતાલમાં ન જોડાવા માટે કાનપુરમાં એક દુકાનને આગ લગાડવામાં આવી; તુરંગઝાઇના હાજીના લશ્કરની હીલચાલ ચાલુ રહેવાથી ત્યાંના ગામડા પર બોમ્બનો મારો; મીદનાપુરના બે વકીલોને ખાસ પોલિસ અમલદાર નહિ બનવા માટે ૨ માસની સજા થઈ; સરકારી મહેસૂલ નહિ ભરાવાથી બંગાળમાં ૩૨૯ જાગીરો વેચવાની જાહેરાત થઇ; વડી ધારાસભામાં સોનાનો પરદેશ વહેતો પ્રવાહ અટકાવવાની દરખાસ્ત ૨ વિ૦ ૩૦ મતે ઊડી ગઇ.

૯–૩–૩૨ : શ્રી. શાસ્ત્રીએ શ્રી. અમૃતલાલ ઠક્કરની દાહોદમાં મુલાકાત લીધી; અમદાવાદ મ્યુનિસિપાલિટીએ કોંગ્રેસ ઇસ્પિતાલને ગ્રાન્ટ આપ્યાની તેમ જ વિદેશી કાપડ બહિષ્કાર સમિતિને દુકાન ઓછા ભાડે આપવા માટે તથા મ્યુનિ. ઓડિટર અને રેન્ટ એન્ડ ટેકસ ખાતાના સુપ્રિ. ને કાયદા ભંગની ચળવળમાં સજા પામ્યા છતાં પગાર આપ્યા બાબતનો સરકારી ઓડીટરે વાંધો ઉઠાવ્યો; અમદાવાદના દલિત વર્ગ તરફથી મિશ્ર મતદારીની તરફેણમાં શ્રી. દેવરૂખકરના સ્ટેટમેંટને ટેકો આપ્યો; આંબેડકરે તૈયાર કરી પડદા પાછળથી પ્રચારેલા લોધિયન કમિટિ માટેના જવાબો લોધિયન કમિટિની ચાલુ બેઠકમાં ખુલ્લા પડયા; યુ. પીના ખ્રિસ્તીઓએ મિશ્રમતદારીનો મેનિફેસ્ટો બહાર પાડયો; જમીન મહેસૂલ નહિ ભરાવાને કારણે બંગાળાની ૫૫૬ જાગીરો વેચાવાની જાહેર થઇ; આજ સુધીમાં સિંધમાંથી ૬૮૦ પકડાયા; આયરિશ ચૂંટણીમાં સ્વતંત્ર પક્ષ ચુંટાયો, મિ. ડી. વેલેરા આયરિશ ફ્રી સ્ટેટના પ્રમુખ જાહેર થયા; સી. પી. કાઉન્સિલમાં તે પ્રાંતના લડતને અંગેના આંકડા જાહેર થયાઃ ૨૭ મી ફેબ્રુઆરી સુધીમાં ૧૦૯૩ કેસ ચાલ્યા, ૧૦૦૯ ને સજાઓ થઇ, દંડ કર્યા ૪૫,૨૮૯, દંડ વસુલ રૂા. ૧૦,૯૨૫, જપ્તીમાં લીધેલો માલ અને જપ્તી માટે નીકળેલાં વૉરંટ ૪૯૬; પટનાની સરકારે રૂા. ૩ લાખ જેલના કેમ્પ માટે મંજૂર કર્યા. (ત્યાંની જેલ ૪૦૦૦ કેદીઓ સમાય તેટલી છે, જેમાં ૪૪૦૦ કેદીઓ પુરાયા છે.) માલવણના નારાયણ અપ્પા નામના ૧૩ વર્ષના છોકરાને ૧૦ ફટકાની સજા થઇ, ડૉકટરે તે માટે સર્ટીફિકેટ ન આપ્યાથી તેના વાલી પર કેસ ચાલતાં તેનો રૂા. ૫૦ દંડ થયો, દંડના અભાવે ૨ માસની કેદ; વડોદરા સરકારે ત્યાંના માજી વડા ન્યાયાધીશ શ્રી. અબ્બાસ સાહેબનું તેઓ સવિનય

ભંગની ચળવળમાં જોડાવાથી પેન્શન બંધ કર્યું; અમરેલીમાં મહિલા પુસ્તકાલય ખુલ્લું મુકાયું; ચીન-જાપાન-લડાઇ વિષે જીનેવામાં ઠરાવો થયા; એમ. એન. રૉયે પોતાને થયેલ દેશનિકાલની સજા સામે અપીલ નોંધાવી; મીરતના મ્યુનિસિપલ સભ્ય શ્રી. લાલા સરયૂપ્રસાદને દોઢ વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦ દંડ; વડી ધારાસભામાં બજેટની ચર્ચા: કરો ઘટાડવા માટે થયેલી દલીલો; હિંદુસ્તાની સેવાદલના માજી કૅપ્ટન શ્રી. મોદકને એક વર્ષની કેદ અને રૂા. ૧૫૦ ના દંડની સજા થઈ; મુંબઇમાં બે નાની વયના નિશાળીઆઓને ત્રણ વર્ષ માટે "રેફરમેટરી સ્કૂલ" ની સજા થઇ; અમદાવાદની સ્વદેશી સભા અને કોંગ્રેસ તરફથી નિમાયેલી મિલ એકઝમ્પશન કમિટિ ગેરકાયદેસર જાહેર થઈ; પટના જીલ્લામાંથી આજસુધીમાં ૭૦૦ જણ પકડાયા.

૧૦-૩-૩૨: અમદાવાદમાં સ્વદેશી સભાની ઑફિસની ઝડતી લેવાઇ અને તેનાં બારણાંને સીલ કર્યાં; નવજીવન પ્રેસમાં અગાઉ કામ કરતા શ્રી. પોપટલાલ પટવારીને મ્યુનિસિપલ હદ નહિ છોડવાની નોટિસ આપી છોડયા; મુંબઇમાં શ્રી. ફીકાભાઇ પ્રેમચંદે લોધિયન કમિટિને આપેલી ગાર્ડનપાર્ટીમાંથી રાષ્ટ્રધ્વજ અને "લોધિયન પાછા જાવ"ના પોસ્ટર સાથે એક ગુજરાતીની ધરપકડ થઇ; જાપાને લડાઇ થંભાવવા માટે ચીનને ચિઠ્ઠી મોકલાવી; આઇરિશ રાજદ્વારી કેદીઓ છૂટયા; મુંબઇમાં વહોરા સરમુખત્યાર શ્રી. રોશનઅલી કપડવંજવાળા પકડાયા; સોશિયલ સર્વીસ લિગના પ્રતિનિધિ મંડળને, નાની વયના રાજદ્વારી ગુનેગારોને ફટકા મારવા વિષે મુંબઈ સરકારના ગૃહમંત્રીએ જવાબ આપ્યો: કાયદો તે માટે રજા આપે છે અને મેજિસ્ટ્રેટ તે પ્રમાણે સજા કરે છે.

૧૧-૩-૩૨: પોલિસ કમિશ્નરના હુકમને લીધે મુંબઇના દવા બજારમાં સંપૂર્ણ હડતાલ; મુંબઇના વહોરા સરમુખત્યાર શ્રી. રોશનઅલીને ૬ માસની કેદ અને રૂા. ૫૦ ના દંડની સજા થઇ; યરોડા જેલમાં શ્રીમતી ધનલક્ષ્મી પ્રભુલાલ ઉપાધ્યાયને પુત્રી જન્મી; મુંબઇ સરકારના બધા પ્રધાનોએ રાજીનામાં આપ્યાં; તેમાંથી કોનાં સ્વીકારવાં યા નહિ તે ગવર્નર નક્કી કરશે; મુંબઇમાં શ્રી. એન. એમ. રાયજી પકડાયા; અમદાવાદમાં શ્રી. શંકરલાલ બેન્કરને નોટિસ અપાઈ: કોંગ્રેસની ચળવળમાં ભાગ લેવો નહિ, અને દર શુક્રવારે પોલિસમાં હાજરી આપવી, જેમાંની છેલ્લી કલમ પાછળથી રદ થઇ; ન્યુ દિલ્હીમાં જમિયત ઉલ ઉલેમાએ હિંદના પહેલા સરમુખત્યાર મુફતી કિફાયતુલ્લાએ કાઢેલા સરઘસ પર લાઠી ચાલી; દીનબંધુ એન્ડ્રુસ હિંદુસ્તાન આવ્યા; મંચુરીઆમાં નવી સરકાર સામે ગંભીર બળવો થયો, ખૂનો અને લૂંટ ચાલી, સલામતી માટે અમલદારોએ નાસભાગ કરી; સુરતના "હિંદુ" પત્રના તંત્રીનો રૂ. ૧૦૦૦ નો દંડ વસુલ કરવા માટે પ્રેસ જપ્તીમાં લઇ હરાજ કરવાનું જીલ્લા મેજિસ્ટ્રેટે જાહેર કર્યું.

૧૨-૩-૩૨: "ઇન્ડિયન ડેલી મેલ"ના તંત્રી પાસે રૂા. ૬૦૦૦ ની જામીનગીરી મંગાઇ: તેમણે તે દિવસમાં ભરી દેવાનું ફરમાવ્યું; "દાંડી દિન" નિમિત્તે સરઘસ કાઢવા માટે મુંબઇમાં ઇમર્જન્સી કાઉન્સિલના પ્રમુખ સાથે ૧૨ જણા પકડાયા; કોંગ્રેસના સરમુખત્યાર શ્રી અબ્દુલ કલામ આઝાદ પકડાયા; બારીસાલના દોલતખાનાના થાણામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરતા વિદ્યાર્થીઓ પર પોલિસે ગોળીબાર કર્યો, ચારને ઇજા

દિન નિમિત્તે અમદાવાદમાં ૮૯ બાળાઓની ધરપકડ; બોરસદ તાલુકાની ૩૦૦૦ મણ તમાકુ ના–કરની હીલચાલને અંગે પોલિસ પહેરા નીચે; સ્ટેટસ ઇન્ક્વાયરી કમિટિ ભાવનગરમાં ઊતરી.

૮–૩–૩૨ : બોરસદમાં લાઠી ચાલી, ૬ જણની ધરપકડ થઇ; ગૂજરાત વિદ્યાપીઠ, વિલેપાર્લેનું ગાંધી વિદ્યાલય, ઉપનગર છાવણીને ગેઝેટના ખાસ વધારાથી ગેરકાયદેસર જાહેર કર્યાં; જલગામનો ખાદી ભંડાર ગેરકાયદેસર જાહેર થયો; ૧૪૪ મી કલમનો અમલ બીજા બે વધુ માસ માટે મુંબઇમાં લંબાયો; સુરતના મનુભાઇ છગનલાલ મારફતિયાને ત્યાં ઝડતી કરી હિસાબ તપાસ્યો: રૂા. ૭૮૫૪૦ નો કબજો લીધો, સરકારે તેના વિષે હુકમ બહાર પાડી તેમાંના રૂા. ૧૦૮૦૦ ગુજરાત પ્રાંતિક સમિતિના હોવાનું જણાવી તે જપ્ત કરેલા જાહેર કર્યા, તેથી સ્થાનિક પોલિસે બાકીના રૂા. ૬૭,૭૪૦ મેજિસ્ટ્રેટની રૂબરૂ પાછા આપ્યા; ખેતરોમાંથી કોઇ કાપણી ન કરે તે માટે રાસનાં ખેતરોમાં પોલિસ ગોઠવાઇ; હડતાલમાં ન જોડાવા માટે કાનપુરમાં એક દુકાનને આગ લગાડવામાં આવી; તુરંગઝાઇના હાજીના લશ્કરની હીલચાલ ચાલુ રહેવાથી ત્યાંના ગામડા પર બોમ્બનો મારો; મીદનાપુરના બે વકીલોને ખાસ પોલિસ અમલદાર નહિ બનવા માટે ૨ માસની સજા થઇ; સરકારી મહેસૂલ નહિ ભરાવાથી બંગાળમાં ૩૨૯ જાગીરો વેચવાની જાહેરાત થઇ; વડી ધારાસભામાં સોનાનો પરદેશ વહેતો પ્રવાહ અટકાવવાની દરખાસ્ત ૨ વિ૦ ૩૦ મતે ઊડી ગઇ.

૯–૩–૩૨ : શ્રી. શાસ્ત્રીએ શ્રી. અમૃતલાલ ઠક્કરની દાહોદમાં મુલાકાત લીધી; અમદાવાદ મ્યુનિસિપાલિટીએ કોંગ્રેસ ઇસ્પિતાલને ગ્રાન્ટ આપ્યાની તેમ જ વિદેશી કાપડ બહિષ્કાર સમિતિને દુકાન ઓછા ભાડે આપવા માટે તથા મ્યુનિ. ઑડિટર અને રેન્ટ ઍન્ડ ટેક્સ ખાતાના સુપ્રિ. ને કાયદા ભંગની ચળવળમાં સજા પામ્યા છતાં પગાર આપ્યા બાબતનો સરકારી ઑડીટરે વાંધો ઉઠાવ્યો; અમદાવાદના દલિત વર્ગે તરફથી મિશ્ર મતદારીની તરફેણમાં શ્રી. દેવરૂખકરના સ્ટેટમેંટને ટેકો આપ્યો; આંબેડકરે તૈયાર કરી પડદા પાછળથી પ્રચારેલા લોધિયન કમિટિ માટેના જવાબો લોધિયન કમિટિની ચાલુ બેઠકમાં ખુલ્લા પડયા; યુ. પી૦ના ખ્રિસ્તીઓએ મિશ્રમતદારીનો મેનિફેસ્ટો બહાર પાડયો; જમીન મહેસૂલ નહિ ભરાવાને કારણે બંગાળાની ૫૫૬ જાગીરો વેચવાની જાહેર થઇ; આજ સુધીમાં સિંધમાંથી ૬૮૦ પકડાયા; આયરિશ ચૂંટણીમાં સ્વતંત્ર પક્ષ ચુંટાયો, મિ. ડી. વેલેરા આયરિશ ફ્રી સ્ટેટના પ્રમુખ જાહેર થયા; સી. પી. કાઉન્સિલમાં તે પ્રાંતના લડતને અંગેના આંકડા જાહેર થયા: ૨૭ મી ફેબ્રુઆરી સુધીમાં ૧૦૯૩ કેસ ચાલ્યા, ૧૦૦૯ ને સજાઓ થઇ, દંડ કર્યા ૪૫,૨૮૯, દંડ વસુલ રૂા. ૧૦,૯૨૫, જપ્તીમાં લીધેલો માલ અને જપ્તી માટે નીકળેલાં વૉરંટ ૪૯૬; પટનાની સરકારે રૂા. ૩ લાખ જેલના કેમ્પ માટે મંજૂર કર્યા. ( ત્યાંની જેલ ૪૦૦૦ કેદીઓ સમાય તેટલી છે, જેમાં ૪૪૦૦ કેદીઓ પુરાયા છે.) માલવણના નારાયણ અપ્પા નામના ૧૩ વર્ષના છોકરાને ૧૦ ફટકાની સજા થઇ, ડૉકટરે તે માટે સર્ટીફિકેટ ન આપ્યાથી તેના વાલી પર કેસ ચાલતાં તેનો રૂા. ૫૦ દંડ થયો, દંડના અભાવે ૨ માસની કેદ; વડોદરા સરકારે ત્યાંના માજી વડા ન્યાયાધીશ શ્રી. અબ્બાસ સાહેબનું તેઓ સવિનય

લગની ચળવળમાં જોડાવાથી પેન્શન બંધ કર્યું; અમરેલીમાં મહિલા પુસ્તકાલય ખુલ્લું મુકાયું; ચીન–જાપાન-લડાઇ વિષે જીનેવામાં ઠરાવો થયા; એમ. એન. રોયે પોતાને થયેલ દેશનિકાલની સજા સામે અપીલ નોંધાવી; મીરતના મ્યુનિસિપલ સભ્ય શ્રી. લાલા સરયૂપ્રસાદને દોઢ વર્ષની કેદ અને રૂ. ૧૦૦૦ દંડ; વડી ધારાસભામાં બજેટની ચર્ચાઃ કરો ઘટાડવા માટે થયેલી દલીલો; હિંદુસ્તાની સેવાદલના માજી કેપ્ટન શ્રી. મોદકને એક વર્ષની કેદ અને રૂ. ૧૫૦ ના દંડની સજા થઈ; મુંબઇમાં બે નાની વયના નિશાળીઆઓને ત્રણ વર્ષ માટે "રેફરમેટરી સ્કૂલ" ની સજા થઇ; અમદાવાદની સ્વદેશી સભા અને કોંગ્રેસ તરફથી નિમાયેલી મિલ એકઝમ્પશન કમિટિ ગેરકાયદેસર જાહેર થઈ; પટના જીલ્લામાંથી આજસુધીમાં ૭૦૦ જણ પકડાયા.

૧૦–૩–૩૨ : અમદાવાદમાં સ્વદેશી સભાની ઑફિસની ઝડતી લેવાઇ અને તેનાં બારણાંને સીલ કર્યાં; નવજીવન પ્રેસમાં અગાઉ કામ કરતા શ્રી. પોપટલાલ પટવારીને મ્યુનિસિપલ હદ નહિ છોડવાની નોટિસ આપી છોડયા; મુંબઇમાં શ્રી. કીકાભાઇ પ્રેમચંદે લોથિયન કમિટિને આપેલી ગાર્ડનપાર્ટીમાંથી રાષ્ટ્રધ્વજ અને "લોથિયન પાછા જાવ"ના પોસ્ટર સાથે એક ગુજરાતીની ધરપકડ થઇ; જાપાને લડાઇ થંભાવવા માટે ચીનને ચિઠ્ઠી મોકલાવી; આઇરિશ રાજદ્વારી કેદીઓ છૂટયા; મુંબઇમાં વહોરા સરમુખત્યાર શ્રી. રોશનઅલી કપડવંજવાળા પકડાયા; સોશિયલ સર્વીસ લિગના પ્રતિનિધિ મંડળને, નાની વયના રાજદ્વારી ગુનેગારોને ફટકા મારવા વિષે મુંબઈ સરકારના ગૃહમંત્રીએ જવાબ આપ્યો: કાયદો તે માટે રજા આપે છે અને મેજિસ્ટ્રેટ તે પ્રમાણે સજા કરે છે.

૧૧–૩–૩૨ : પોલિસ કમિશ્નરના હુકમને લીધે મુંબઇના દવા બજારમાં સંપૂર્ણ હડતાલ; મુંબઇના વહોરા સરમુખત્યાર શ્રી. રોશનઅલીને ૬ માસની કેદ અને રૂ. ૫૦ ના દંડની સજા થઇ; યરોડા જેલમાં શ્રીમતી ધનલક્ષ્મી પ્રભુલાલ ઉપાધ્યાયને પુત્રી જન્મી; મુંબઇ સરકારના બધા પ્રધાનોએ રાજીનામાં આપ્યાં; તેમાંથી કોનાં સ્વીકારવાં યા નહિ તે ગવર્નર નક્કી કરશે; મુંબઇમાં શ્રી. એન. એમ. રાયજી પકડાયા; અમદાવાદમાં શ્રી. ઠાકરલાલ બેન્કરને નોટિસ અપાઈ: કોંગ્રેસની ચળવળમાં ભાગ લેવો નહિ, અને દર શુક્રવારે પોલિસમાં હાજરી આપવી, જેમાંની છેલ્લી કલમ પાછળથી રદ થઇ; ન્યુ દિલ્હીમાં જમિયત ઉલ ઉલેમાએ હિંદના પહેલા સરમુખત્યાર મુફતી કિફાયતુલ્લાએ કાઢેલા સરઘસ પર લાઠી ચાલી; દીનબંધુ એન્ડ્રુસ હિંદુસ્તાન આવ્યા; મંચુરીઆમાં નવી સરકાર સામે ગંભીર બળવો થયો, ખૂનો અને લૂંટ ચાલી. સલામતી માટે અમલદારોએ નાસભાગ કરી; સુરતના "હિંદુ" પત્રના તંત્રીનો રૂ. ૧૦૦૦ નો દંડ વસુલ કરવા માટે પ્રેસ જપ્તીમાં લઇ હરાજ કરવાનું જીલ્લા મેજિસ્ટ્રેટે જાહેર કર્યું.

૧૨–૩–૩૨ : "ઇન્ડિયન ડેલી મેલ"ના તંત્રી પાસે રૂ. ૬૦૦૦ ની જામીનગીરી મંગાઇ: તેમણે તે દિવસમાં ભરી દેવાનું ફરમાવ્યું; "દાંડી દિન" નિમિત્તે સરઘસ કાઢવા માટે મુંબઇમાં ઇમર્જન્સી કાઉન્સિલના પ્રમુખ સાથે ૧૨ જણા પકડાયા; કોંગ્રેસના સરમુખત્યાર શ્રી અબ્દુલ કલામ આઝાદ પકડાયા; બારીસાલના દોલતખાનાના થાણામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરતા વિદ્યાર્થીઓ પર પોલિસે ગોળીબાર કર્યો, ચારને ઇજા

થઇ અને ૨૧ પકડાયા; અમદાવાદની સ્વદેશી સભાના રૂા. ૧૦,૦૦૦ ઇન્ડસ્ટ્રિયલ બેન્કમાં અને રૂા. ૨૫,૦૦૦ ઇન્ડિયા બેન્કમાંથી, તે બન્ને બેન્કોના મેનેજરને નોટિસ આપી જપ્ત કર્યા; ફ્રાન્સના મૉ. બ્રિયોંન્ડની અંતિમ ક્રિયા ભારે દબદબાથી કરવામાં આવી; પારીસમાં સ્વીડનનાં દીવાસળીના રાજાએ આર્થિક સંકડામણથી જિંદગીથી કંટાળી જઇ આપઘાત કર્યો; ન્યુ દિલ્હીમાં દેશી રાજાઓ અને દિવાનોની સભા મળીઃ ફેડરેશનના સવાલો માટે બે કમિટિઓ નિમાઇ; મુંબઇ–ધારાસભામાં રા. બ. કાલેએ ઑર્ડિનન્સો પાછા ખેંચી લેવા માટે ગવર્નર પર વિનંતિ પત્ર મોકલવાનો ઠરાવ રજૂ કર્યો.

૧૩–૩–૩૨ : અહમદનગરના કાપડીઆઓએ વિદેશી કાપડ સીલ કર્યું.

૧૪–૩–૩૨ : કરાંચીના "સિંધ હેરલ્ડ"ના તંત્રીને દોઢ વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦નો દંડ ; શ્રી. જયરામદાસ દોલતરામને નવ માસની કેદ અને ૧૦૦૦ રૂપિયા દંડ ; ઉત્તર દસ્ક્રોઇ તાલુકાના મામલતદારે અમદાવાદ ગૂજરાત વિદ્યાપીઠના ૨ બળદ, ૧ પાણીની લારી તથા ૮૮ પાટલા રૂા. ૧૯૦ ના જમીન મહેસૂલ પેટે જપ્તીમાં લીધા ; મુંબાઇના રૂના દલાલ તેમજ મુકાદમ એસોસિયેશનને મુંબઇ સરકારે પુછાવ્યુંઃ તમે કૉંગ્રેસના પક્ષમાં છો કે સરકારના ? તેમને હડતાલ ખોલી નાખવા જણાવ્યું; પૂનાના તિલક મહાવિદ્યાલયની ઝડતી લીધીઃ કેટલાક ફોટો, હાજરીપત્રક તથા તિલક મહાવિદ્યાલયમાં ફાળો આપનારાઓનાં નામોનું પત્રક કબજે લીધું; પૂનાના તિલક મહાવિદ્યાલય તથા જલગામ ખુર્દની ગ્રામસમિતિ ગેરકાયદેસર ઠરી; લંડનમાં હિંદી પ્રધાને જાહેર કર્યું કે મતદાર સમિતિને પૂરો સહકાર મળ્યે જાય છે; "ફ્રી પ્રેસ જર્નલ"ના તંત્રી તરીકે શ્રી. સદાનંદ ચાલુ થયા; બિરાર વેપારી ચેમ્બરના મંત્રીને ૯ માસની કેદ અને ૩૦૦ રૂપિયા દંડની સજા થઇ, ૪ થી ફેબ્રુઆરી સુધીમાં સવિનય કાયદા ભંગની લડતને અંગે બંગાળામાંથી ૪૨૯૨ પકડાયા; તેમાંથી ૩૧૮૬ને જુદી જુદી સજાઓ થઇ અને ૧૧૦૬ ને પકડયા પછી છોડી મૂકવામાં આવ્યા; પહેલા આંકડામાં ૧૭૩ સ્ત્રીઓનો સમાવેશ થાય છે; ચીનના નેતા ચાંગ-કે-શાંગે ચિનાઈ લશ્કરની આગેવાની સ્વીકારી અને જણાવ્યું કે જાપાન જો પોતાની પ્રવૃત્તિ બંધ નહિ કરે તો ચીન લડવાને તૈયાર છે; મુંબઈ ધારાસભાએ સિલેક્ટ કમિટિને સોંપેલા ફાઇનેન્સ બિલનો રિપોર્ટ પ્રકટ થયો; હાજીની લશ્કરી પ્રવૃત્તિ બંધ થવાથી સરહદ પર બોમ્બનો મારો બંધ થયો; મદ્રાસમાં સ્વદેશી પ્રચારક સરઘસને વીખેર્યું; બોર્સ્ટલની જેલમાં એક લાલ ખમીસવાળાનું અને એક સામાન્ય ગુનેગારનું મરણ; મુંબઇના શેરદલાલ શ્રી. હરિલાલ જી. ભીમજી પકડાયા.

---

## શુદ્ધિ

મહા માસના અંકમાં 'દ્રવ્યવાદ' ઉપર એક લેખ પ્રસિદ્ધ થયો છે. તેમાં કેટલીક અક્ષમ્ય ભૂલો રહેવા પામી છે તેથી આ શુદ્ધિ મુજબ સુધારી લેવા દરેક વાચકને વિનંતિ છેઃ

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૩૧૭ | ૭ | ગઢ | ગૂઢ |
| | ૧૨ | લોહચુંબક | લોહ |
| | ૨૩ | Amphobia | Amphibia |
| | ૩૩ | Mesozoon | prosozoon |
| | ૩૪ | Prosozoon | metazoon |
| | ૪૦ | મગનભાઇ | માધવભાઇ |

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૩ ચૈત્ર : ૧૯૮૮

# કાલકાચાર્ય કથા

[ ગતાંકથી ચાલુ ]

એકદા પ્રસ્તાવિ તે શાખી રાજા ચિંતાતુર, કાલમુહઉ[૫૫] રાજસભાઇં બઇઠઉ દીઠઉ. ગુરે પૂછિઉઃ "રાજન્, આજ કાંઇ સચિંત દીસઉ છઉ? જઉ અમ્હ આગલિ કહિવા સરિખઉ હુઉ તઉ કહઉ. ચિંતા રૂપિણી અગ્નિઇં કરી આપણઉ દેહ કાંઇ દહઉ?" રાજાઇં પણિ સભા મોકલાવી નિર્વ્યંજન[૫૬] સ્થાનકિ આવી ગુરુનઇં સી વાત જણાવી? "અહો પંડિત, તઉં અમ્હારુ સ્વામી, તાહરઇ પ્રસાદિઇં મઇં ઘણી રિદ્ધિ પામી, તે કિસી ચિત્તની વાત જે તુમ્હ આગલિ ન કહીઇં? આજ અમ્હારઇ રાજિ ઘણી આર્ત્તિ[૫૭] ઊપની છઇ; ઇણઇં અમ્હારઇ દેસિ અહ્મે છન્નૂં શાખી રાજાન કહવાઉં, અમ્હ છન્નૂનઉ સ્વામી તે પાતસાહ કહીઇ, તેહની આજ્ઞા અમે મસ્તકિ વહીઇ, તેહના થકા આપણે આપણા સ્થાનકે રહીઇ. આજ કુણઇં એક દુર્જનિઇં તે પાતસાહનઉં ચિત્ત ફેરિવિઉં, અમ્હારી અધિકી ઓછી વાત કીધી.[૫૮] તિણિઇં કરી કુપિઇ હુતઇ સમકાલ અમ્હ સઘલાં શાખીનઇ દૂતહાથિ છુરી અનઇ કચોલાં[૫૯] મોકલિયાં છઇં; કહાવિઉં છઇઃ ઇણઇં પાલીઇં[૫૯અ] તુમ્હારઉં શિર છેદી કચોલઇ ઘાલી વહિલઉં મોકલ્યો, નહીંતરિ તુમ્હ સઘલાનઇં સકુટુંબ વિણાસેસિ; માહરઉ આદેસ જઉ કરિસિઉ તુ પછઇ તુંમ્હાર બેટા તુમ્હારઇ રાજિ થાપેસિ. ઇસિઉ પાઠૂઉ આદેશ અમ્હ છન્નૂનઇં આવિઉ છઇ. તીણઇ કરી અહો પંડિત, આજ હઉં અપાર દુખી થયઉં છઉં; પણિ તઇં સખાઇઇ[૬૦] કરિ માહરઇ મનિ જીવિતવ્યની આસ થઈ છઇ. તઉહ જિ એ સંકટ થિકી અમ્હનઇં છોડવિસિ; છીંક અમૂઢીઇ સૂર્ય જિ સાહમઉં જોઈઇ." *

---

૫૫ કાળા મોઢાવાળો. ૫૬ એકાંત. ૫૭ દુઃખ. ૫૮ નિન્દા કરી. ૫૯ 'કચોલાં'નો નિયમિત અર્થ તો માથે ઘાલવાનું તેલ રાખવા માટેનું નાનકડું વાસણ, એવો થાય છે; પરંતુ અહીં 'ખપ્પર' જેવો અર્થ લેવો ઘટે છે. ૫૯અ છરી. ૬૦ મિત્ર. * છીંક મૂંઝાઈ ગઈ હોય તો અર્થની [illegible]

ઇસિયા શાખીના બોલ સાંભલી વલતઉં ગુરે કહિઉં: "અહો રાજન્, હીયા માહિ ભય મ ધરઉ, માહરઉં કહિઉ કરઉ; તુહ્મે છન્નૂં કટકસહિત એક ઠામિ મિલી આપણા પુત્રકલત્રપરિવાર સર્વે લેઈ મુઝ સંઘાતિઇં આવઉ, જિમ હઉં તુમ્હનઇં તિણિઇં સ્થાનકિ ગાઢાં મોટાં રાજ્ય આપઉં, જિહાં કહિનઉ ભય ન ઊપજઈં. ગાઢા વૃદ્ધિવંતા હઉં તુમ્હનઇં કરિસુ." ઇમ ગુરુને વચને કરી તે રુલીયાયત થયા, સબલપણઇં આપણુઉ સર્વ સમુદાય સાથિઇં લેઇ ગુરુ સંઘાતિઇં ચાલિયા. માર્ગિ જાતાં એકમના[૬૧] હાથ જોડી શ્રી ગુરુની સેવા કરઇં. નિરંતર પ્રભાતિ થયઇં ગુરુના ચરણ પ્રણામઈં. ઇમ અનેક દેસ ઉલ્લંઘી, સિંધુ નદી ઊતરી સોરઠ દેસમાહિ આવ્યા. તેતલઇં વર્ષા કાલિઇ પરાભવ્યા; બહુલા વરસાત વૂઠા. નાડ-ખાડ સર્વે પાણી ભરાણાં. હાથી, ઘોડા, મનુષ્યના પગ સોરઠની ચીખલ[૬૨] ભૂમિમાહિ ચિકી નીસરઈં નહી. તિમ સોરઠ દેસમાંહિ છાહીનઇ વરસાત રહીયા.

वर्षावसाने गुरुणा बभाषे अवंतिदेशं चलतेति यूयम् ।
नृपं निगृह्णीत च गर्दभिल्लं गृह्णीत राज्यं प्रविभज्य शीघ्रम् ॥

વર્ષાનઇ પ્રાંતિ[૬૩] આસોમાસ આવિઉ. પૃથ્વી ફલી-ફૂલી, નવાં અન્ન નીપનાં, માર્ગ ચોખા થયા, નદીનાં પૂર ઉતરીયાં, આકાસિ અગસ્તિ ઋષીશ્વર ઉદય પામિઉ, જાણીઇ વરસાતિ ઘણે પાણીએ ધોવરાણઉ ચંદ્રમા નિર્મલ થયઉ. તિણિઇ અવસરિ શ્રી કાલિકાચાર્યે રાજાનઇં કહિઉં. "ચાલઉ માલવ દેસિ, ઊજેણી નગરીઇ જઇ રાજા ગર્દભિલ્લ નિગ્રહી રાજ્ય આપણઉં કરઉ સહી. હિત ભણી મઇં તુમ્હનઇં એ વાત કહી." વલતઉં પ્રણામ કરી વિનયઇં નમતા હુતા તે કહિવા લાગા: "પ્રભો, તુમ્હે અમ્હ ઉપરિ મહાપ્રસાદ કરઉ છઉ, પણિ અમ્હે કિમ કરઉં? અમ્હ કન્હલિ ધન નહીં. અમ્હાર ઓલગણા હથીયાર ગ્રહણઇ[૬૪] મૂંકી આજીવિકા કરઇ છઇ. નિર્દ્ધનપણઇં મોટાં કાર્ય કિમ સીઝઇં? જેહ કારણ ઇસિઉં કહિઉં છઇ:

वनकुसुमं कृपणश्री कूपच्छाया सुरङ्गधूली च ।
तत्रैव यान्ति विलयं मनोरथा इव हीनानाम् ॥

કૂયાની છાયા અનઇ નિર્દ્ધનના મનોરથ જિહાં ઊપજઇ તિહાં જિ વિલય જાઇં; પણિ પ્રમાણિ ન ચડઇં. નિર્દ્ધન હુતઉ ધનવંત સાથિઇં જે કો સ્પર્ધા કરઇ તે લોકનઇ હાસ્ય યોગ્ય થાઇં. તઉ ધન પાખઇ કિમ કટક ચાલઇં?" વલતઉ શ્રી ગુરિ કહિઉં: "આગઇ વલતઉ ઇંટિવાહ[૬૫] કોઇ જોઉ." તેહે તિસિઉ ઇંટિવાહ છતઉ કરી ગુરુ વીનવ્યા. ગુરે પણિ તિહાં જઇ સિદ્ધચૂર્ણ માંહિ મૂંકિ માટીની ઇંટિ સઘલી સુવર્ણમય કીધી. ઇંટિવાહના ધણીનઇં લાગતઉં ધન ઝાંઝેરું અપાવિઉં.

શાખી રાજાન સઘલે તે સુવર્ણમય ઇંટિ ગુરુની આપી વિહચી વિહચી લીધી. તિણિઇ ધનિઇં કરી તીહનઇં બિમણઉ ઉત્સાહ હૂઉ. હાથી ઘોડા વેચાતા લીધા. પાયકના સંગ્રહ કીધા. આંગા (?) રગાઉલિ (?) ટોપ, છત્રીસ દંડાયુધ વેચાતાં લીધાં.

૬૧ એક ચિત્તે. ૬૨ ચીકણી. ૬૩ અંતે. ૬૪ ગીરો મુકીઃ. ઘરાણે મૂકી; અડાણે મૂકી. ૬૫ ગામ બહાર આવે કુંભાર લોકો ઈંટો બનાવે છે તે જગ્યા, ઈંટવાડો.

શુભ મુહૂર્તિ તિહાં થિકી કટક ચાલિયાં. પ્રયાણનાં વાજિત્ર વાગાં. બહુલા કટકનઇ ભારિઇં શેષનાગ સલસલિઉ, આઠ દિગ્ગજનઉ મદ ગલિઉ. ક્રમિઇં ક્રમિઇં તે કટક લાટ દેશ માહિ આવ્યાં. તીણઈં દેસિ શ્રી કાલિકાચાર્યના ભાણેજ, બલમિત્ર–ભાનુમિત્ર રાજ્ય કરઇં. વડઉ ભાઇ રાજા, લહુડઉ ભાઇ યુવરાજા. ગુરુનઈં સગપણિઇં તે બલમિત્ર રાજા સંઘાતિઇં આવિઉ. ઇમ તે પ્રબલ કટક મેલી કરી માલવા દેસની સીમઈં આવ્યા. રાજા ગર્દ્દભિલ્લિઇં પણિ સાંભલિઉં જે કાલિકાચાર્ય સબલ પરદલ લેઇ આવઈ છઈ; કોપિઇં ચડિઉ હુતઉ આપણુ કટક મેલી[૬૬] આપણા સીમઈં સાહઉ આવિઉ.

બિહઈં કટક એકઠા મિલ્યાં. બિહુનઈં પરસ્પરિઇં રૌદ્રસંગ્રામાંગણ હૂઆં. પઉતાર પઉતાર સંઘાતિઈં ઝૂઝઇં; અસવાર અસવાર સંઘાતિઇ, પાયક પાયક સંઘાતિઈં. આકાસિ દેવાંગના સુભટનઇં વાદિઇં વરઇં. હાથીની સારસી[૬૭] ઘોડાના હેષારવ, સુભટના સિંહનાદ, રથના ચિત્કાર, નીસાણના શબ્દ તથા રણહાકલ[૬૮] તેહને શબ્દે કરી કાનિ પડિઉં કાંઇ ન સાંભલિઈં. જગ સઘલઉં શબ્દમય હૂઉં. ઇસિઇ મહા સંગ્રામિ હુતઇ રાજા ગર્દ્દભિલ્લનઉં કટક લાગઉં, દિસો દિસિઇં નાસિવા લાગઉં, કાયરપણઇં પૂઠિ દીધી. આપણઉં કટક ભાગઉં જાણી કરી રાજા પાછઉ વલી ઊજેણીના ગઢમાહિ પયઠઉ. જિમ સાપ બીહતઉ બિલમાહિ[૬૯] પઇસઇ તિમ તે રાજા નગરિમાંહિ પઇસી પોલિ દેઇ[૭૦] રહિઉ; તિમ શાખી રાજાનાં કટક ઊજેણી નગરી ચઉપખેરિ વીંટી રહિયાં; ગઢરોહઉ[૭૧] થયઉ, માહિલાં બાહરિ નીકલી ન સકઇં; બાહિરલા માંહિ જાઇ ન સકઈં. ઉપરિયિકા કોસીસે રહિયા રાજા ગર્દ્દભિલ્લના સુભટ ઝૂઝઇં, હેઠલિયિકા શાખી રાજાના સુભટ ઝૂઝઇં. યંત્ર મંડાણા, સગર્વાં ગોલા મૂંકઇ.

अथान्यदा शाखिभटैरपृच्छि युद्धं प्रभो नैव भवेत्किमद्य ।
अथाष्टमी सूरिभिरुक्तमेवं स गर्दभीं साधयतीह विद्याम् ॥

એકદા પ્રસ્તાવિ શાખીરાજાને સુભટે શ્રી કાલિકાચાર્ય ગુરુ પૂછિયા; "હે પ્રભો, આગઇ રાજા ગર્દ્દભિલ્લના સુભટ કોસીસે કોસીસે ઝૂઝ કરતા દીસતા. આજ અમ્હે વિહાણામાહિ ઘણઇ મનનઇ ઉચ્છાહિ[૭૨] યુદ્ધ કરિવા ગઢહેઠિ ગયા, પણિ કોસીસેં સુભટ કોઇ નાવઈ. આજ યુદ્ધ નથી હુતઉં તે સિઉં કારણ?" ગુરે પણિ ઉપયોગ દેઈ જોયઉ, નિરતરઉં* જાણી કરી કહિઉં: "આજ આઠમિનઉ દિવસ. આજનઇ દિવસિ ગર્દભિલ્લ રાજા ગર્દભી વિદ્યા સાધઇ છઈ." સુભટ ઉંચઇ અટ્ટાલઇ મટ્ટાલઇ ચડી જોયઉં. તિમ તે રાજા મોટઉં માંડલઉ[૭૩] કરી અગ્નિકુંડ માંડી ગર્દભી વિદ્યાયોગ્ય અનેક વસ્તુના હોમ કરતઉ ઇમ ગર્દભી વિદ્યા સાધતઉ દીઠઉ. આગલિ ગર્દભી વિદ્યાની અધિષ્ઠાયિકા ગર્દભીનઉ રૂપ કરિ ઊભી રહી દીઠી. આવી ગુરુનઈં તે સઘલઉં સ્વરૂપ કહિઉં. વલતઉં ગુરે કહિઉં; "એ રાજાનઇં એ ગર્દભી વિદ્યાનઉં બલ મોટઉં. એ વિદ્યા પરિપૂર્ણ સાધિયા પૂઠિઇ એ ગર્દભી સ્વર કરિસિઇ. એહનઉ સ્વર જેઅણ[૭૪] લગઇ સાંભલીઇં, તેતલાંમાહિ એ સ્વર સાંભલિઇ હુતઇ વયરીનઉં કટક સમસ્ત વિણાસ પામઇ, હાથી, ઘોડા, મનુષ્યાદિક જીવ સઘલા મરઈં." તિમ ભયભ્રાંત હુતે તે શાખી રાજાને કહિઉં: "પ્રભો, હવઈ કિમ કરિવઉં?" ગુરે કહિઉં; "મનિ મ આણિસિઉ. આપણઉં કટક સર્વથા એક જોયણ પરઇં રાખઉ; કાયર વચન મ ભાખઉ."

૬૬ ભેગું કરી. ૬૭ ચીચીયારી. ૬૮ બાયલા. ૬૯ દરમાં. ૭૦ દરવાજા વાસીને. ૭૧ ગઢરોધ, ઘેરો. ૭૨ ઉત્સાહથી. * નરાતાળ? ૭૩ કૂંડાળું, મંડલ. ૭૪ જોજન.

ગુરુનઇ વચનિ તિમ કીધઉં. ગુરે કહિઉં. "અટ્ઠાતરઉ શબ્દવેધી પુરુષ આપણા કટક માહિથિકી પ્રકટ કરઉ, જે નિરતઇ શબ્દ ઉપજિવાનઇ સ્થાનકિ બાણ મૂંકઇ. વેઝઉ[૭૫] કિમ ન ચૂકઇ." સર્વે કટક સોધતા સિયા સત્તોત્તર પુરુષ મિલ્યા, અટ્ઠોત્તરમઉ ન મિલઈ. ધનુષબાણ લેઇ કરી અટ્ઠોતરમા શ્રી ગુરુ આપણપઇ સજ્જ હૂઆ. અટ્ઠોત્તર સઉ કર્ણાંત વિશ્રાંત બાણ કરી ઊંચઇ સ્થાનકિ ચઢી ગર્દભી ઊપરિ એકમના દષ્ટિ દેતા રહિયા.

ગુરે સત્તોત્તરનઇ સીખ દીધી. "જી વારઇ એ રાસભી સ્વર કરિવાનઇ મુહ[૭૬] મોકલઉં કરઈ અનઇ જિવારઈ આગલિ થકઉં હઉં એક બાણ મૂંકઉં તિવારઇ તુહ્મે સત્તોત્તર સમકાલ બાણ મૂંકિજ્યો; એ રાસભીનું મુહ ભરિજ્યો. એતલઈ વિદ્યા નિ:પ્રભાવ થાસિઈ." ઇણિઇ સીખિઇ તીણી ગર્દભીઈ સ્વરનઇ કાજિ મુહ મોકલઇ કીધઇ હુતઇ ગુરે બાંણ મૂંકિયા પૂઠિઇ તેહે ધનુર્દ્ધરે લખલાધવી કલાઈ એકઇ જિ વારઇ બાણ મૂકિયાં અટ્ઠોતરસઉ અતિ તિક્ષ્ણ બાણે કરી તેહનઉં મુખ ભાથાની પરિઇ ભરિઉં. તિમ તે દેવતા ( ગર્દભી ) રાજા ગર્દભિલ્લ ઊપરિ કુપી હુતી માથઇ મલમૂત્ર કરી, મુહમાંહિ લત્તાનઉ પ્રહાર મૂકી આકાશ માર્ગિ ગઇ. ગુરુનઇ વચનિ શાખી રાજા ગહગહિયા થિકા કટક સહિત ઠામિ આવ્યા. ગુરે કહિઉં: "એહને એતલું જિ બલ હુતઉં, હવઇ એ વિદ્યા એહનઇ નહીં ફુરઇ.[૭૭] એ નિર્બલ થયઉ.

તિમ શાખી રાજાને સુભટે બિમણઇ શૂરપણઇ થયઇ હુતઇ ગઢ ચઉ પખેરિ વીટિઉ, ગઢિ ખાડિ[૭૮] પાડી. એક સુભટ દાંતે હથિયાર લેઇ ગઢિ ચડઈ. ઇમ ગઢ ભેલિઉ. લોક સઘલાંનઇ ધીરઆંહ[૭૯] દીધી. રાજા ગર્દભિલ્લ જીવતઉ સાહિઉ. મોરબંધિ બાંધી ગુરુના પગ હેઠલિ આણી ધાતિઉ: "પ્રભો, તુમ્હે કહતા અમ્હ આગલિ તે એ તુહ્મારઉ વયરી; હવઇ તુહ્મારુ આદેશ હુઇ તિમ કીજઇ." રાજા ગર્દભિલ્લ નીચઉં જોઇ રહિઉ. ઊપહરઉં જોઈ નહીં. ગુરે બોલાવિઉં:

रे दुष्ट पापिन् ! निकृष्टबुद्धे किं ते कुकर्मचरितं दुरात्मन् ! ।
महासतीशीलचरित्रभंङ्गपापद्रुमस्येदमिहास्ति पुष्पम् ॥

અરે દુષ્ટ, કઠિન પરિણામ, અરે મહા પાપના કરણહાર, અરે નીચ બુદ્ધિ, જે તઇ મહાસતી શીલઇ ગગાઈ પાહઈ નિર્મલ તેહનઉ શીલવિધ્વંસિવા પાડૂઇ મનસા કીધી, તે તઉ તાહરી ચીંતવી વાત એકઇ ન સીધી. એ પાપવૃક્ષ તણુઉં ઇહ લોકિ એ ફૂલ પામિઉં, જે એવડા મોટા રાજ્યથિકી ચૂકવીનઈ ચોરની પરિઇ બાધિઉ છઇ. એ પાપવૃક્ષ તણુઉં ફલ પરલોકિ પામિસિ; નરકાદિક દુર્ગતિઇ જઇ છેદન, ભેદન, તાપન, તાડન ઇસિયાં દુખ પામિસિ. પહિલઉં મઇ તુઝનઈ રૂડી પરિઇ કહિઉં "મહાસતી મૂંકિ" તહીઇ જઉ મૂંકત તઉ એવડઉં દુઃખ તઉં ન પામત. હજી કાંઇ વિણઠઉં[૮૦] નથી. જઉતઉં વીતરાગનઉ ધર્મ આદરઇ, ચારિત્ર પડિવજઈ[૮૧] તઉ તાહરું કાજ સારઉં, ગમારિ પડતઉ વારઉં " ઇસિયાં ગુરુના અમૃતમય વચન તેહનઇ રુચિયાં નહીં; ધર્મ આદરઇ નહીં, નીચઉં જિ જોઇ રહિઉ. જે અભવ્ય જીવ તેહનઇ ગુરુનાં પ્રતિબોધનાં વચન કાનિ પડિયાં થકાં અસુખ જિ કરઈ પણિ સુખ ન કરઇ. જિમ સઘલે

---

૭૫ નિશાન. ૭૬ મુખ. ૭૭ સ્ફુરે. ૭૮ ભગદાળુ: છીંડું, વગેરે 'ખાડ' શબ્દ હાલ જુદા અર્થમાં વપરાય છે જેમ કે 'ચપ્પુને ખાડ પડી ગઈ.' ૭૯ અભય. ૮૦ બગડ્યુ. ૮૧ प्रति+व्रज् ધાતુનું પ્રાકૃતરૂપ, 'ચારિત્ર પાળે'

અંગિ પાણી લાગઇ હુંતઇ સમાધિ ઊપજઇ પણિ કાન માહિ પાણી ઘાતિઇં અધિક વેદના સંપજઈ, તિમ અભાગીયાનઈં ગુરુના ઉપદેશ સમ્હઉં સંતાપકરણહાર થાઈં. यतः

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥

મૂર્ખનઈં ઉપદેશ દીજઈ તઉ તેહનઇ સામ્હઉ કોપ ઊપજઇ, હીયામાહિ દૂહવણ ધરઈ, પણિ ઉપશમ ન ઊપજઈઃ સાપનઇં ગાઢઇ મધુરઈ દૂધિ પાઇ થકઇ ઘણેરું વિસ વાધઇ, પણિ ઓછઉં ન થાઈ. તિણિઇં દષ્ટાંતિઇં કરિ અભવ્ય જીવ કિમઇ પ્રતિબોધ ન પામઈં, ઇમ જાણી ગુરે ઉવેખીઉ. શાખી રાજાને વિણાસીતઉ રાખી બંધનથિકી છોડાવીતઈં રાંકિ વિણસિઇં સિઉં છઇ ? અનઇ જીવતઈં સિઉં છઇ ? ઇમ કહી એકલઉ દેસ બાહિરિ કાઢિઉ. રડવડી મરી નરકિ ગયઉ; દુઃખી થયઉ.

જે શાખી રાજાનઇ ઘરિ શ્રી કાલિકાચાર્ય રહતા તે ઊજેણી નગરીઇં મુલગઉ રાજા હૂઉ; બીજા પંચાણૂનઇં જૂજૂઆ દેસ વિહચી આપ્યા. તેહે શાખી રાજાએ પૃથ્વી ઊરણ કીધી, **સંવત આંકિઉ**, તેહ ભણી આજ લગઇ **શાક સંવત્સર ટીપણઇ લિખાઇ છઈ.** રાજાશ્રી વિક્રમાદિત્યના સંવત્સનઇં એકસઉ પાંત્રીસ વરસઉ અંતર.

સરસ્વતી મહાસતી પણિ આપણા સતનઇ પ્રમાણિઇં અખંડશીલ હુતી; આપણા ગચ્છમાહિ આવી બાંધવ શ્રી કાલિકાચાર્ય વાંદિયા.[૮૨] શ્રી કાલિકાચાર્ય ગુરુ પણિ આપણા ગચ્છ માહિ આવી ચતુર્વિધ શ્રીસંઘ સમક્ષ આપણું પાપ આલોઈ[૮૩] તેહ નિમિત્ત તપ કરી નિઃપાપ થઇ આપણા ગચ્છનઉ ભાર ઉદ્ધરિઉ. શ્રી સંઘનઇ મનિ આણંદ કરિઉ, શાંતપણઉં આદરિઉં: અગ્નિનઇ યોગિઇં[૮૪] અથવા આતપનઇ યોગિઇ પાણી ગાઢઉં ઊન્હઉં કીજઇ તઉ હઇ, પણિ કેતલીએક વેલાઇ પાણી તાઢઉં જિ થાયઈ; તિમ મહાંતનઇ કારણ વિશેષિઇં કોપ ઊપજઇ પણિ ઘણઉ કાલ ન રહઈ, જેહકારણ ઇમ કહિઉં છઇઃ સત્પુરુષનઉ કોપ અનઇ નીચનઉ સ્નેહ એ બિહઇ સરિખા હુઇ; સજ્જનહૂઇં કહિ ઉપરિ કોપ હુઇ નહીં, અનઇ નીચનઇ કહિ સંઘાતિઇં સ્નેહ હુઇ નહીં. કિવારઈં કારણ વિશેષિઇં એ બિ વાનાં હુઇ તુ ઘણઉ કાલ રહઈં નહીં; કિવારઇ મોટઇ કારણિઇં ઘણઉ કાલ રહઈં, તઉ ફલની વેલાં વિહડઈ. સજ્જન આપણા કોપનઉં ફલ દિખાડઇ નહી, અનઇ નીચના સ્નેહથિકી ફલ કાંઇ હુઇ નહી.

હિવ, શ્રી કાલિકાચાર્યનઇં સૂધઉં સંયમ પાલતાં હુતાં **લાડદેશિ**[૮૫] ભરૂયચ્છ[૮૬] નગરના સ્વામી ગુરુના ભાણેજ **બલમિત્ર–ભાનુમિત્ર** તેહની વીનતી આવીઃ ચઉમાસા ઊપરિ ઘણઇ આગ્રહિઇં તેડાવ્યા. ગુરુ તિહાં પાઉધારિયા. ભાણેજ રાજાનઇ મનિ હર્ષ વધારિયા. રાજા નિરંતર ગુરુની વાણી સાંભલઇ. ગુરુને વચને ચિત્તિ ચમતકરિઉ હુતઉ રાજસભા માહિ મનનઇ ઉત્સાહિ મસ્તક ધુણતઉ હુતહુ રાજા જિનધર્મપ્રશંસા કરઈ. "અહો ! જિનધર્મ અપાર ભલઉ ! એ ધર્મ સમાન બીજઉ ધર્મ કોઇ નહી."

ઇસી રાજાની કીધી જિનધર્મની પ્રશંસા સાંભલી રાજાનઉ પુરોહિત તેહનઇ મસ્તકિ શૂલ ઊપજઇ, પ્રશંસા સહઇ નહી, ધર્મ–અધર્મના વાદ આશ્રયીવાદ કરતઉ હુતહુ

૮૨. જૈન પરિભાષામાં 'નમસ્કાર'નો પર્યાય રું છે ૮૩. આલોચી. ૮૪ યોગે. ૮૫ લાટદેશ ૮૬ ભૃગુકચ્છ; ભરૂચ.

ગુરે નિરુત્તર કીધઉ; તિવારઇ પૂઠિઇં અદેખાઈ ઘણી કરઇ, તેહનઇ મહાત્મા દીઠા ન ગમઇ. ઋષીશ્વરનઇ પાડૂઉં કાંઇ કરી ન સકઈ; પણિ કુટિલ ભાવિઇ કરી મહાત્માની પ્રશંસા કરતઉ હુતઉ રાજા આગલિ કહઇ: "રાજન, તુમ્હારા માઉલા પુણ્યનઇ યોગિઇ (કાલકાચાર્ય) અહાં પધારિયા રાજ પિંડ સદોષ ભણી તુમ્હારઇ ઘરિ ન વિહરઇં, નગરમાહિ વ્યવહારિયાને ઘરે કહવરાવઉ. ચ્યારુ પકવાન્ન, અન્ન, શાક કેલવી[૮૭] મહાત્માનઇ વિહરાવઉ. માહરી આજ્ઞા ઈસી જિ કોઇ નહીં પાલઇ તહેનઇ ચોરદંડ કરિસુ." ઇણી પરિઇ કરી પુરોહિતઇ ભોલા રાજાનઉ ચિત્ત ફેરવીઉં. રાજાઇં સૂધઉ કરિ માનિઉં. નગરમાહિ તે સઘલી પરિ કીધી. ગુરુને મહાત્માએ પણિ કેતલેએક દિહાડે અનુમાનિઇ કરી આપણા નિમિત્ત તે ભાતપાણી[૮૮] નીપજતાં જાણી ગુરુ આગલિ તે વાત કહી. ગુરે પણિ જાણિઉં જે એ પુરોહિતનઉ વિલસિત. અમ્હે ઇણિઇ ક્ષેત્રિ રહિયા એહનઇ નથી ગમતા. જિહાં રહિયાં કહિનઇ અપ્રીતિ ઊપજઇ તિણિઇ સ્થાનકિ ન રહીઇ. ઇણઇ ક્ષેત્રિ અસૂઝતાં[૮૯] ભાતપાણી વાવરતાં સયમની ખંડના ઊપજઇ છઇ. એહ કારણ ઇણિઇ ક્ષેત્રિ રહિવઉં યુક્તઉ નહીં. ઇમ ચીંતવી પનર દિવસિ ચઉમાસાને ગએ થકે અપવાદ માર્ગિઇ[૯૦] ગુરે વિહાર કીધઉ.

> તે दक्षिणायां मरहट्टदेशे पृथ्वी प्रतिष्ठानपुरेऽथ जग्मु । 
> यत्रास्ति राजा किल सातवानः प्रौढप्रतापी परमार्हतश्च ॥

કમિઇ મરહટદેસિ[૯૧] પોહીઠાણપુર પાટણિ[૯૨] સપરિવાર આવીયા. તીણઇ નગરિ મહાપ્રતાપી, પરાક્રમી, નેષ્ટાવંત, શ્રી જિનધર્મનઉ પાલણહાર, રાજાશ્રી શાલિવાહન રાજ્ય કરઇં; જાણઇ રાજાઇં જગવદીતઉ રાજાશ્રી વિક્રમાદિત્ય જીતઉ. તદાકાલિ તે રાજાસમાન પૃથ્વીમાહિ બીજઉ કોઇ રાજા નહીં. તે જૈનરાજા શ્રી કાલિકાચાર્ય આવતા સાંભલી અપાર રુલીયાત થયા, ઘણી ભૂમિ સાહમઉ આવિઉ–ભક્તિઇ ગુરુ વાંદિયા ભલઇ વિસ્તરિઇ નગરમાહિ પ્રવેશ-મહોત્સવ કીધઉ. રાજા સંઘાતિઇ નગરમાહિ સઘલે ચૈત્યપ્રવાડી[૯૩] કીધી. મોટઇ ઉપાશ્રયિ ઊતરિયા, અનેક ઉત્સવ હુઇં; જિન ભુવનિ પંચાસાંસ્નાત્ર[૯૪] હુઇ. રાજાશ્રી સાલિવાહન નિરતર વખાણિ[૯૫] આવઈ. ઇમ શ્રી જિનધર્મ આરાધઇ. ઇમ કરતા પજૂસણ પર્વ ઢૂકડઉં આવિઉં. અઠાહી[૯૪] આવી હુતીઇ આરંભ સઘલા નિવર્તિઆ. અમારિનઉ[૯૬] પડહ[૯૭] વાગઉ. શ્રી માસકખમણ, પાસકખમણ અઠાહી પ્રમુખ તપ તપઈં.

ઇસિઇ પ્રસ્તાવિ રાજાઇ શ્રી ગુરુ પૂછિયાઃ "ભગવન્, આપણઇ પજૂસણ પર્વ કીણઇ દિનિ હુસિઇ?" ગુરે કહિઉઃ "ભાદ્રવા સુદિ પાંચમીનઇ દિનિ આપણઇ પજૂસણ પર્વ." વલતઉં રાજાઇ ગુરુ પ્રતિઇં કહિઉઃ "ભગવન્, તિણિઇ દિનિ અમ્હારઇ ઇંદ્ર-

---

૮૭ રાંધી. જૈન શાસ્ત્રોમા રાજા પાસેથી કોઈ પણ ચીજ વહોરવી નિષિદ્ધ ગણેલી છે. ૮૮ આહાર. ૮૯ નિષિદ્ધ. ૯૦ ચોમાસામા જૈન સાધુ વિહાર કરતા નથી. પરંતુ ન છૂટકે કાલકાચાર્યે વિહાર કર્યો. ૯૧ મહારાષ્ટ્ર. ૯૨ પૈઠણ. ૯૩ નગરના બધા દહેરાસરોમાં સંઘ જાય તેને "પ્રવાડી" કહે છે, સંસ્કારી ભાષામાં 'ચૈત્યપરિપાટી'. ૯૪ જૈનધર્મના ખાસ ઉત્સવો. ૯૫ વ્યાખ્યાનમાં. ૯૬ અહિંસાનો. ૯૭ પટહ ઢંઢેરો, 'પરો'.

મહોત્સવ હુઇ. એ આગઇ વડા રાજાનની સ્થિતિ છઇ, તુઉ લોપાઇ નહીં, મઇ પણિ લોક રીતઇ તે ઇંદ્રમહોચ્છવ કીધઉ જોઈઇ. તિણિ ઇંદ્રમહોચ્છવિ ઉદ્યાન-વનમાહિ જઇ ક્રીડા કીજઇ, વસ્ત્ર પાલટીઇ, ભલા આહાર લીજઇં, ફૂલ તંબોલનઉ ઘણુઉ આદર કીજઇ; તઉ પજૂસણ પર્વ કિમ આરાધાઇ ? સ્નાત્ર મહોચ્છવ-મહાપૂજા કિમ કરાઇ ? શ્રી કલ્પ૯૮ કિમ સંભલાઇ ? ઉપવાસાદિક તપ કિમ ચાલઇ ? જીવ દયા કિમ પલઇ ? એહ કારણ ભગવન્, શ્રી **પજૂસણ પર્વ** છઠ્ઠઇં કરઉ. જિમ તુમ્હારઇ પ્રસાદિઇં કરી હું શ્રી પજૂસણ પર્વ વિધિઇં આ-રાધઉં. તુમ્હારું દર્શન ઘણઇ પુણ્ય યોગિઇં લાધઉ" વલતઉં શ્રી ગુરે કહિઉં. "અહો રાજા-ધિરાજ, તઇ પુણ્ય કરતઇં હુતઇ જિનશાસન રૂડઉં ભાવિઉં, આજ પણિ જિનશાસનિ એ વાત હુઇ નહીં, હુસિઇ નહીં, હુઇ પણિ નહીં, જે શ્રી પજૂસણ પર્વ છઠ્ઠિઈં હુઇ. ઇમ કરતાં તીર્થંકર સઘલાની આજ્ઞા લોપાઇં,\ આજ્ઞા લોપિઇં મિથ્યાત્વ,૯૯ મિથ્યાત્વથિકી જીવ અનંત સંસાર ભમઇ. એહ કારણ છઠ્ઠિઇં શ્રી પર્વ કિમ હુઇ ? **ભાદ્રવા સુદિ પંચમી-નઉ દિવસ કિમઇ અતિક્રમઇં નહીં."** વલી રાજાઇં વીનતી કીધી. "ભગવન્, જઇ ઇમ છઇ તઉ **मिच्छामि दुक्कडम्** ।૧૦૦ મઈં અજાણિવઇં જિનવચન વિરુદ્ધ બોલ બોલિઉ, તઉ **ચઉથિઇં એ પર્વ** કરઉ" એ વાત સાંભલી ગુરે ચીંતવિઉં. "પ્રાર્થનાનુ કરણહાર મોટઉ સંપ્રતિ૧ ભરતક્ષેત્રિ રાજા શ્રી **સાલિવાહન** સરીખઉ રાજા નહીં; અનઇ ચઉથિઇ પજૂસણ પર્વ કરતાં દૂષણ નથી ઊપજતઉં; જેહ ભણી શ્રી કલ્પસિદ્ધાંતિ સામાચારી માહિઇ કહિઉં છઈ. **अंतरा वि य से कप्पइ पज्जोसवित्तए नो कप्पइ तं रयणिं उवायणा वित्तए** ॥ ભાદ્રવા સુદી અરઇં પજૂસણ પર્વ કરિવઉં કલ્પઇ પણિ તે રાત્રી અતિક્રમિવા કલ્પઇ નહીં." ઇમ જાણી લાભની વાત મનિ આણી ગુરે ચઉથિઇ પજૂસણ પર્વ પતગરિઉં.* ભરતક્ષેત્રિ કદાકાલિ શ્રી જિનધર્મ જેતલી ભૂમિઇ પ્રવર્ત્તઇ તેતલા લગઇ રાજાઇ સાંઢિ પલણાવી કાગલ મોકલાવ્યા. તદાકાલિ સાતિશય યુગપ્રધાન શ્રીકાલિકાચાર્ય સરિખા ગુરુ કોઇ નહી, રાજા સાલીવાહન ઉપહરઉ રાજા નહીં. એ બિહુનઉ જિનશાસનસંમતવચન ચતુર્વિધ શ્રી સંઘિઇ માનિઉં. ઇમ કહિઉં આજ પૂઠિઇ વરસિ વરસિ ચઉથિઈં પજૂસણપર્વ કરિવઉં. **તેવડાનઇ અનુસારિઇં હિવડાંનઇ કાલિ પજૂસણપર્વ સહૂ ચઉથિઇં** કરઇં. ઇમ કરતાં જે ન માનઇ તે કદાગ્રહી જાણિવા.

ઇણિ પરિઇં શ્રી પજૂસણ પર્વ પાંચમિથિકી ચઉથિઇ પ્રવર્ત્તિઉં. જેહ ભણી ઇસિઉં કહિઉં છઇ:

नवसयतेणूएहिं समक्कंतेहिं वीरमुक्खाओ ।
पज्जोसवण चउत्थी कालगसूरिहिंतो ठविया ॥

શ્રી મહાવીર નિર્વાણથિકી **નવસઈંત્રિયાણૂં વરસ** વીતે હુતે શ્રી કાલિકાચાર્યિ પજૂસણ પર્વ પાંચમિ થિકી ચઉથિઇ આણિઉં.

अथान्यदा कालवशेन सर्वान् प्रमादिनः सूरिवरांश्च साधून् ।
त्यक्त्वागताः स्वर्णमहीपुरस्थानेकाकिनः सागरचन्द्रसूरीन् ॥

---

૯૮ કલ્પસુત્ર. ૯૯ જૈનોની પરિભાષામાં 'બીજા ધર્મવાળો'. ૧૦૦ જૈન પરીભાષામાં માફી માગવા માટેનો શબ્દ मिथ्या मे दुष्कृतम्નું પાકૃત રૂપ; મારાં કુકૃત મિથ્યા થાઓ. ૧ હાલમાં. * પ્રતિક્રમ્યું.

તિસિઇ અવસરિ ગુરુના સંઘાડી[2] શિષ્ય સઘલાઇ કાલવિશેષિઇં કરી પ્રમાદી થયા. નિરતઉં ચારિત્ર પાલઇં નહી, પડિલેહણ-પ્રમાર્જનનઇ વિષઇ શિથિલ થવા લાગા, ભણુઇં ગુણઇ નહી, સવાહરે સંથારઇ[3] અસૂરિયા[4] ઊઠઇં, શ્રીગુરુ મધુર વચને કરી સીખ દિઇ.

वच्चइ खणेण जीवो पित्तानलधाउसिंभखोमेहिं ।

उज्जमह मा विसीयह तरत मजोगो इमो दुलहो ॥

અહો મહાનુભાવો, ઋષીશ્વરો, એ જીવ વાત, પિત, શ્લેષ્માદિક ત્રિહું ધાતુમાહિ એક કોઇ ધાતુઇ પ્રકોપિ ગઇં હુતીઇં ક્ષણમાહિ પરલોકિ જાઇ, કારણવિશેષિઇ જીવિતવ્ય વિણસતાં વેલા ન લાગઇ. એહ કારણ કુશાગ્ર[5] બિંદુ સમાન જીવિતવ્ય ચંચલ જાણી ચારિત્ર પાલિવા ઊપરિ ઉદ્યમ ધરઉ, પ્રમાદ પરિહરઉ, મનુષ્યભવ, ઉત્તમકુલ, સુગુરુ સંયોગ, નીરોગપણઉં; ચારિત્રની પ્રાપ્તિ ઇસ ઉત્તમતમ યોગ, ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ સામગ્રી ગાઢી દોહિલી." ઇસિઇં ગુરુનઇ ઉપદેસિઇં તે શિષ્ય કિમઇ માર્ગિ નાવઇ. તિવારઇ ગુરનઇ મનિ અપાર દુહવણુ ઊપની; કુશિષ્યથિકી ક્ષમાવતઇ ગુરુનઇં રીસ ઊપજઇ. શ્રી. ઉત્તરાધ્યયન સિદ્ધાંતમાહિ પહિલઇ વિનયાધ્યયનિ ઇમ કહિઉં છઇ:

अणासवा थूलवया कुसीला मिउं पि चंडं पकरंति सीसा ।

चित्ताणु आ लहुदक्खोववेया पसायए लहु दुरासयं पि ॥

શિથિલાચાર, સ્થૂલવચનના બોલણહાર, પાડૂઆ સહજવંત ઇસિયા શિષ્ય સુકોમલઇ ગુરુનઇં અતિહિં રીસાલ કરઇ[6], અનઇ ચિત્તિઇ ચાલણહાર, મધુરભાષી, ડાહપણિઇં કરી સહિત ઇસિયા ઉત્તમ શિષ્ય દુષ્ટચિત્ત –રીસાલ ગુરુનઇં સુપ્રસન્ન કરઇં.

તે શ્રી કાલિકાચાર્ય ગુરુ તીહં શિષ્યનઇ સીખ દેવા ભણી શય્યાતર શ્રાવક એક આગલિ આપણઉં સર્વ સ્વરૂપ કહી પાછિલી રાતિઇ સવાહરે ઊઠી, મહાત્મા સઘલા સૂતા મૂંકી એકલા પોહીહાણપુરિથિકા નીસરિયા. ઢુકડઇ સ્વર્ણપુર ઇસિઇ નામિઇં ગ્રામિ આપણા શિષ્યનઉ શિષ્ય સાગરચંદ્રસૂરિ ઇસિઇં નામિઇ આચાર્ય તેહકન્હલિ વિહાણા માહિ આવ્યા. તીણઇં આચાર્યઇં કહીઇં દીઠા નથી, એહ કારણ તે આપણા ગુરુના ગુરુ ઉલખિયા નહી. પણિ નવઇ મહાત્મા આવિઇ હુતઇ વ્રતપર્યાય અણપૂછિઇં જિ આગિલે મહાત્માએ વિનયપ્રતિપ્રત્તિ કરિવી ઇસી સિદ્ધાન્તની સામાચારી ન સાચવી. ઊંચઇં આસનિ બઇસી જાણિવાનઇ ગર્વિઇ આપણઉં દેષતઉ હુતઉ મહાત્માનઇ વાચના દેવા લાગઉ. શ્રી ગુરુ પણિ ઉપાશ્રય માહિ પ્રવેશ કરી પડીક્રમી[7], આગમણ આલોઈ બઇઠા.

સંઘ મિલિઇં હુતઇં સાગરચંદ્રસૂરિઇ નવઉ મહાત્મા આવિઉ જાણી વિસેષિઇ આપણઉં ડાહપણ પ્રકાસતઇં વખાણ કીધઉં. સહુ કોઈ યથાસ્થાનકિ ગએ હુતે શ્રી ગુરુ પ્રતિઇ અણજાણતઉ થકઉ સામાન્ય મહાત્મા જાણી કરીઇ સિઉં ગર્વવચન બોલિવા લાગઉ? "અહો સ્થવિર, તુમ્હારઇ જિહાં સિદ્ધાંત માહિ સંદેહ હુઇ તે મુજ કન્હલિ પૂછઉ." ગુરે સિદ્ધાંત માહિલા મર્મ સ્થાનકના વિચાર પૂછિયા. ગુરુના પૂછિયા એકઇ બોલનઉ ઊતર તીણઇં ન ઉપજઇ. મનમાહિ ચમતકરિ રહિઉ. ઇસિઇ વેલા થઇ તઉ સાગરચંદ્રસૂરિ દેહચિંતાઇં પાંગરિયા.

---

૨ પરિવારના. ૩ જૈન સાધુઓને સુવા માટે અમુક ગણેલાં પડની જે પથારી કરે છે. તેને સંથારો કહે છે. ૪ મોડા. ૫ ડાભની અણી. ૬ સાધુએ ક્રોધ ન કરવો જોઈએ. તો પછી કાલકાચાર્યે કેમ કર્યો? એમ કોઈ દલીલ કરે તેના માટે આ ખુલાસો છે. ૭ પ્રતિક્રમણ કરી.

હવઈં ગુરુના શિષ્યનઉ સ્વરૂપ કહીઇ છઇ. વિહાણામાહિ શિષ્ય જાગિયા થકા ગુરુનઇ દેખઇં નહીં: ઉપરઈં જોયા, વિલખા થયા. ગંભીર, ગુણવંત, માબાપ સમાન વડઉ શય્યાતર શ્રાવક તેહકન્હલિ જઇ ગુરુની સિદ્ધિ[૮] પૂછી. તિણિઇં શિષ્ય અપાર હાકલિયા. કહિઉં: "ગુરુની વાત હઉં સિઉં જાણઉં ? રાત્રિદિવસ જમલા તઉ તુમ્હે રહઉ છઉ," વલી રુડિ પરિઇ હિતસીખ દેઇનઇ કહિઉં. "જાઉ, સ્વર્ણપુરિ આચાર્ય સાગરચંદ્રસૂરિ કન્હલિ. ગુરુ તિહાં પાઉધારિયા છઇ. તે શિષ્ય મિલી કરી તિહાં આવિયા લાગા. ગામ ઢૂકડા તે આચાર્ય દેહ-ચિંતાઇં જાતા મિલ્યા. માહોમાહિ વિનયપ્રતિપત્તિ હુઇ. શિષ્યે આચાર્ય કન્હલિ પૂછિઉં "શ્રીપૂજ્ય[૯] ઇહાં પાઉધારિયા છઇ કઇ નથી ?" "અહાહા ! તે ગુરુના ગુરુ ઉપાશ્રય સ્થાનકિ મઇં વાંદિયા—નમસ્કરિયા નહીં; ઓલખિયા નહીં. હવઇં લાજતઉ તેહનઇ મુખ કિમ દેખાડેસિ ?" વલી તેહેજ પગે મહાત્માસંઘાતિઇ પાછઉ વલિઉ, ઉપાશ્રયિ આવિઉ. તે આચાર્ય અનઇ શિષ્ય સઘલાઇ ગુરુને પગે લાગા. વાર વાર ખમાવઇ,[૧૦] આપણા અપરાધ કહઇં; **मिच्छामि दुक्कडम्** દિઇ. ગુરે કહિઉં: "વત્સો, એ તુમ્હારાં દૂષણ નહીં, એ કાલનઉ મહિમા. ઇણિઇં પાંચમઇ દુસમિ[૧૧] અરઇ વક્ર જીવ ઊપજઇં, આપણ પઇં મૂર્ખ અનઇં વાંક-ડાપણઇં ગુરુ વડાદિકની સીખપણિ માનઇં નહી. વીતરાગનાં વચન કિમ અન્યથા હુઇ ? બોરડી નઇ કાંટઈ દેવદૂષ્ય વસ્ત્ર વલગઇં હુતઇં શ્રી મહાવીરિઇં વસ્ત્રનઇં મોહિઇં પાછઉં ન જોયઉં; પણિ એ વસ્ત્ર સ્થંડિલિ[૧૨] પડિઉ કઇ અસ્થંડિલિ એહ કારણ પાછઉં જોયઉં. બોરડીનઈ કાંટઇ વલગઉં દેખી ઇમ ચીતવીઉં; માહરઇ શાસનિ સંતાનીયા હુસિઇં તે બોરડીના કાંટાની પરઇં વાંકા જિ હુસિઇં. એક એક રહઇં, મિલતા નહી હુઇ. અનઇ અહો મહાનુભાવો, કાલવિશેષિઇં કરી વિનય થોડા થયા, જાણિવાં થોડાં થયાં, અનઇ જીવનઇ અહંકાર ઘણા હૂઆ. અધમ જીવનઇ જાણિવાં થોડાં અનઇ અહંકાર ઘણા. જેહ કારણઇં કહિઉં છઇ:

विषभारसहस्रेण शेषनागो न गर्वितः ।
वृश्चिकस्तृणमात्रेण ऊर्ध्वं वहति कण्टकम् ॥

સાર સહસ્ર વિષનઉ ધરણહાર શેષનાગ આપણી ગુરૂઅડિઇં કરી ગર્વિ ન ગયઉ, પાંતાલિ પ્રચ્છન્ન થઈ રહિઉ છઇ, અનઇ વીંછી તૃણા પ્રમાણ લગારેક વિષનઇં બલિઇં કરી સગર્વ પણઇં ઊંચઇં કાંટઇ કીધઇ હીંડઇ; લોક દેખાડઉ કરઇ, તિમ અલ્પમાત્ર વિદ્યા-નઉ ધણી વીંછીની પરિઇં અહંકારિ પૂરિઉ રહઇ, અનઈ પૂરિ વિદ્યાનઉ ધણી શેષનાગની પરિઇં કિમઇ ગર્વિ ન જાઈ—તથા વલી વિદ્યા જીરવતાં દોહિલી જાણીનઇં ગુરુશિષ્યાદેઇં પૂરિ વિદ્યા ન કહઇં. થૂલિભદ્ર સરીખઇ સીહનઉં રૂપકરી આપણી વિદ્યા જણાવી તઉ ગુરે આંગિલાં ૪ પૂર્વ સૂત્રનઇ વાચના કરાવી પણિ અર્થ ન કહિઉ. તીણઇં ગરૂઇં જઉ વિદ્યા ન જીરવાણી તઉ બીજાનઉં કેહઉ પ્રમાણ. એહ કારણ જેતલઉ સિદ્ધાંત ગુરે જાણિઉ તેતલઉ તેહના શિષ્ય ન જાણઇં, વલી તેહના શિષ્ય તેતલઉ ન જાણઇ. ઇમ ક્રમિઇં ક્રમિઇં જાણિવાં ઓછાં થયાં. સમયિ સમયિ હાણિ હુસિઇ એ વીતરાગનઉં વચન ખરઉં."

વલી ગુરૂશ્રી કાલિકાચાર્યે વેલૂ[૧૩] અણાવી ચિહું ખૂણે ધતાવી[૧૪] તે આચાર્ય

---

૮ સમાચાર. ૯ ગચ્છનાયક. ૧૦ ક્ષમા માગે. ૧૧ દુઃસંયમ. ૧૨ શુદ્ધ જગ્યા. ૧૩ વેળૂ, ધૂળ. ૧૪ વેરી: કહેવાનો આશય એમ છે કે જેમ ધૂળ એક ખૂણેથી બીજે ખૂણે વેરતાં ઓછી થાય છે તેની પેઠે વિદ્યા પણ એક પાસેથી બીજા પાસે જતાં ઓછી થાય છે.

આપણા શિષ્ય પ્રીછવિયા. જિમ વેલૂ એક ખૂણાથિકી ઉદ્ધરી બીજઇ ખૂણઇ ઘાતીઇ, બીજા થિકી ત્રીજઇ, ત્રીજા થિકી ચઉથઇ, ઇમ કરતાં હામિ 'હામિ તે વેલૂ ઓછિ જિ થાઇ; પણિ અધિકી ન થાઇ'; તિમ વિદ્યાઇં પણિ નવ નવાં સ્થાનક પામતી પામતી કાલિઇં ઓછી થાઇ છઇ. એહ કારણ આપણા જાણિવાનઉ ગર્વ કોઇ મ ધરિસિઉ."

ઇસ્યઉં સીખઇં કરી મહાત્મા ચારિત્ર પાલિવા ઊપરિ એકમના થયા. વલી શ્રી ગુરુ સપરિવાર પોહિકાણપુરપાટણિ પાઉધારિયા.

जिनेश्वरः पूर्वविदेहवर्त्तीसीमंधरो वंधुरवाग्विलासः ।
निगोदजीवानतिसूक्ष्मकायान् सभासमक्षं स समादिदेश ॥

એકદા પ્રસ્તાવિ પૂર્વે મહાવિદેહક્ષેત્રિ તીર્થંકર શ્રી સીમંધર સ્વામિઇં, સમોસરણ માહિ સુવર્ણમય સિંહાસણિ બઇઠાં, બારઇ પરિષદ આગલિ યોજનગામિની, સર્વ જન સાધારણી વાણીઇં ગાઢા સૂક્ષ્મ નિગોદના જીવનઉં વખાણ કીધઉં. સૌધર્મેન્દ્ર[૧૫] તે વખાણ સાંભલી અપાર રુલીયાયત થયઉ. હાથ જોડી પરમેશ્વર પૂછિયાઃ "સ્વામી, ઇસિયા નિગોદના જીવના વખાણનઉ કરણહાર ભરતક્ષેત્રમાહિ છઇ કઇ નથી?" દક્ષિણ ભરતાર્દ્ધનઉ સ્વામી સૌધર્મેન્દ્ર, એહ કારણ ઇંદ્રિઇં ભરતક્ષેત્રની પૂચ્છા કીધી. વલતઉં શ્રી સીમંધર સ્વામિ કહઇં છઇઃ "અહો ઇન્દ્ર, સંસારમાહિ આથિ છઇ, પણિ અણાથિ નથી. હિવડાંનઇં કાલિ ભરતક્ષેત્રિ શ્રી કાલિકાચાર્યિઇં કરી શ્રી જિનશાસન ભલઉં ગહગહઇ છઇ. જિસિઉં અમ્હે વખાણ કીધઉં, તિસિયા વખાણના કરણહાર ભરતક્ષેત્રિ તે યુગપ્રધાન ગુરુ છઇં; તેહ જ મલિ બીજઉ કોઇ નથી."

ઇસી શ્રી સીમંધર જિનવરની પ્રશંસા સાંભલી ઇંદ્ર ચિત્તિ વિસ્મય ધરતઉ હુંતઉ પારખઉં જોઇવા આવિઉ. ડોકર[૧૬] બ્રાહ્મણનઉં વેસ કીધઉં. માથઇં અનઇ કૂચિ દુગ્ધધારાની પરિઇં ધઉલાં પલી,[૧૭] ડીલ સઘલઇ લીલરી[૧૮] વલી, હાથ અનઇ મસ્તક કાંપઇં. એવડ શરીરિ વલિઇં હુતઇં નીચઉં જોતઉં હીંડઇ; જાણીઇ કિરિ પડિઉ યૌવનરૂપીઉં રત્ન સોધઇ છઇ! એકઇં હાથિ આધાર ભણી લાકડી, એકઇં હાથિ શૌચાચાર કરિવા હેતુ પાણિપાત્ર, કંઠિ યજ્ઞોપવીત, કપાયાં[૧૯] ધોતીયાં, દ્વાદશ તિલક; પ્રસિઉ બ્રાહ્મણનઉ વેશ ધરી ઇંદ્ર મહાત્મા, સઘલા વિહરવા ગયા છઇં તીણઇં અવસરિ ઉપાશ્રયમાહિ આવિઉ; એકલા બઇઠા ગુરુ વાંદિયા. ગુરુ પણિ જૈન બ્રાહ્મણ જાણી કરી ધર્મલાભ કહી ધર્મોપદેશ દેવા લાગા. તિમ બ્રાહ્મણિઇં કહિઉંઃ "ભગવન્, નિગોદના જીવનઉ વિચાર હઉં સાંભલણહાર છઉં, તે મુઝનઇ આઇસ દિઉ." ગુરે કહિઉંઃ "અહો વિપ્ર, સાંભલિ નિગોદના જીવનઉં સ્વરૂપઃ હરિવર્ષક્ષેત્ર તણાં સાત દિવસનાં યુગલીઆં; તેહના મસ્તકનઉ વાલ તેહનઇ અણીઇં જેતલઉં ક્ષેત્ર રૂંધાઇં તેતલઇ ક્ષેત્રિ અસખ્યાતા ગોલા હુઇ તીણઇં એકેકઇ ગોલઇ અસંખ્યાતા નિગોદ, એકેકઇ નિગોદિ અનંતા જીવ. ઇણઇ પરિઇં એ જગ સઘલઉં ઉર્ધ્વચૌદ રજ્જુ પ્રમાણ તિરછઉં, ઉત્કૃષ્ટતઉ સાત રજ્જુ પ્રમાણ, જઘન્ય તિરછઉં એક રજ્જુ પ્રમાણ. તે જીવ અતિ સૂક્ષ્મ એહ કારણ આપણપાં હિંડિતા, બોલતાં, કાર્યકામ કરતાં તીહં જીવનઇં ઉપઘાત ઊપજઇ નહીં. આંગુલનઇ અસખ્યાતમઇ ભાગિ તેહનઇં દેહપ્રમાણ, અંતર્મુહૂર્ત આઊખઉ.[૨૦] એક ઊસાસનીસાસમાહિ[૨૧] સાઢા સતર ભવ તે જીવ પૂરઇં; સતર વાર મરઇં, અઢાર વાર ઊપજઇ. નિગોદ જીવ બિહુ પ્રકારે. એક સૂક્ષ્મ નિગોદ, બીજા બાદર નિગોદ."

---

૧૫ ઇંદ્ર. ૧૬ ઘરડા. ૧૭ ધોળા વાળ; પળીયા. ૧૮ ઘડપણની શિથિલતા. ૧૯ ભમવાં. ૨૦ આયુષ્ય. ૨૧ ઉચ્છ્વાસ-નિશ્વાસ; પ્રાકૃતમા પણ આવું જ ઉસાસનીસાસો રૂપ વપરાય છે.

ઇમિઉ સૂક્ષ્મ નિગોદનઉ વિચાર સાંભલી ઇંદ્ર મનમાહિ અત્યંત સહર્ષ હૂઉ

श्रुत्वेति विप्रो निजमायुरेवं पपृच्छ मे शंस कियत् प्रमाणम् ।
अस्तीति सिद्धांतविलोकनेन शक्रोभवान् कालकसूरिराह ॥

આપણઉ હાથ દિખાડી વીનતી કરિવા લાગઉઃ "ભગવન્, હઉં જરા જીર્ણ થયઉ. કહઉ હવઇં માહરઉં આઊખઉ કેતલઉં છઇ?" ગુરુ આઊખઉં વિચારી જોઇ તઉ દિવસ કેતલે, પાર નાવઇં, પખવાડે, મસ દહાડે, વરસે પાર નાવઇં. ઉપયોગ બલિઇં જોયઉં, નિરતઉં જાણી કરી કહિઉઃ "અહો મહાનુભાવ, તઉ બ્રાહ્મનઇ રૂપિઇં સૌધર્મેન્દ્ર. તાહરઉં આઊખઉં બિસાગરોપમ પ્રમાણ છઇં." એ વચન સાંભલી ઇંદ્ર રુલિયાયત હૂંતઇં ચલ-કુંડલાભરણ સૂર્યની પરિઇં ઝલહલતઉં આપણઉં રૂપ પ્રગટ કીધઉં. શ્રી કાલિકાચાર્ય સ્તુવિયાઃ "ધન્ય ભરતક્ષેત્ર જેહમાહિ એહવઇ કાલિ તઉં સરીષા યુગપ્રધાન ગુરુ પ્રવર્ત્તઇં. ભગવન્, શ્રી સીમંધર સ્વામિઇં ઇમ ઇમ કહિઉં, જિસિઉં અમ્હે વખાણ કરઉ તિસિઉં, શ્રીકાલિકાચાર્ય કરી જાણઇં. તે વાતનઉં પારખઉં જોઇવા હઉં ઇહાં આવિઉ. જિસિઉ નિગોદના જીવનઉ વખાણ મઇં શ્રી સીમંધર સ્વામિ કન્હલિ સાંભલિઉં, તિસિઉં તુમ્હારા મુખ થિકી સાંભલિઉં. શ્રી સીમંધર સ્વામઇં તુમ્હે પ્રશંસિયા મઇં દીઠા."

તિવારઇ ઇંદ્રિ આપણપઉં આવિઉં જણાવિવા ભણી તે પોસાલ[22] એક સહસ્ર અષ્ટોત્તર સ્તંભની અતિ અપૂર્વ ક્ષણ એક માહિ કીધી- આગઇં જીણઇં દિસિઇં બારણઉં હુતઉં તે દિસિથિકી ટાલી અનેરી દિસિઇં કીધઉં. વડા ઇમ કહઇઃ "આજ લગઇ પોઇઠા-ણપુરપાટણિ તે પોસાલ તિસી છઇ." ઇંદ્ર ઇણીપરિઇ ભકિત સાચવી વાંદીનઇ સ્તુતિ કરતઉ આપણિ સ્થાનકિ પહુતઉ.

તેતલઇ મહાત્મા વિહરી આવ્યા. પોસાલનઇ ઠામિ અનેરી અપૂર્વ પોસાલ દેખઇ. મનિ વિસ્મય ધરતા થકા नमोखमासमणाणं ભણતા ને પોસાલમાહિ આવ્યા. તે ગુરુ કન્હલિ તે આશ્ચર્ય પૂછિઉ ગુરે ઇંદ્રિનઉં સર્વ સ્વરૂપ કહિઉં. મહાત્માએ કહિઉં: "ભગવન્, તાં લગઇં ઇંદ્ર કાંઇ ન રાખિયા જાં અમ્હે આવઉં? સિદ્ધાંતમાંહિ તુમ્હારઇ શ્રીમુખિઇં ઇંદ્રનઉં રૂપ આજ અમ્હે સાક્ષાત દીઠાં હોત." ગુરે કહિઉં: "અહો મહાનુભાવે! ઇંદ્રનઉ અતિ તેજસ્વી રૂપ દેષીનઇ કાયા જીવ નિર્ણય બાંધઇં સિઉં? જઇ પુણ્ય કીધાનઉં કાંઇં ફલ છઇ તઉ અમ્હે પણિ પુણ્યનઇ પ્રભાવિઇં ભવાંતરિ ઇંદ્ર થાય જિઉં." તે જીવ તેતલઉ મનવાંછિત પામઇ; પણિ નિર્ણય બાંધિયાનઇ પ્રમાણિઇ મુક્તિ દોહિલી પામઇ. બોધિબીજ ન પામઇં અનંત સંસાર રુલઇ. એહ કારણ અમ્હે ઇંદ્રિ ન રાખિયા." મહાત્માએ પણિ એ વચન તહત્તિ કરી માનિઉં.

श्रीमत्कालकसूरयश्चिरतरं चारित्रमत्युज्ज्वलं ।
संपाल्य प्रतिपद्य चान्त्यसमये भक्तप्रतिज्ञां मुदा ॥
शुद्धध्यानविधानलीनमनसः स्वर्गालयं ये गता ।
स्ते कल्याणपरंपरां श्रुतधरा यच्छन्तु संघेऽनये ॥

---

૨૨. ઉપાશ્રય, હાલમાં 'પોશાળ' શબ્દનો અર્થ કંઇક ફર્યો છે, હાલમાં જતિ (ગોરજી)ના ઉપાશ્રયનેજ પોશાળ કહે છે.

શ્રી કાલિકાચાર્ય ગુરુ ઘણી પરિઇ શ્રી જિનશાસનમાહિ અષ્ટવિધ પ્રભાવના કરી, ચિરકાલ નિરતી ચાર ચારિત્ર પરિપૂર્ણ આઊખઉં ભોગવી, છેહિલઇ સમયિ આપણઉં મરણુ ઢૂકડઉં જાણી અણસણ[૨૩] ઉચ્ચરી કરી, મનિ શુભધ્યાન ધ્યાતા હુતા પરલોકિ પુહતા. સ્વર્ગલોકિ અવતાર લાધઉ. આજ લગઇ સ્વર્ગિ સૌખ્ય ભોગવઇ છઇં. તે મહાપ્રભાવક શ્રી કાલિકાચાર્ય ગુરુ શ્રી સંઘનઈં કલ્યાણ કરહઉ, જેહે ગુરે પાંચમિ થિકી પજૂસણ પર્વ ચઉથિઈં આણિઉં તેહ શ્રી કાલિકાચાર્યનઉં ચરિત્ર એતલઇ પરિપૂર્ણ વાંચિઉં. એતલઇ ઇણિઇ ધર્મ્મમઇ ક્ષેત્રિ, અમુકા શ્રાવકના આગ્રહથિકી એ કલ્પવાચના નિર્વિઘ્ન પ્રમાણિ ચડી. શ્રી સંઘિઇ પણિ આપણા મનનઇ હર્ષિઇ, ભાવના-પ્રભાવના સાચવતઇ શ્રી કલ્પ-વાચના સાંભલી.

यद्धर्माशीर्न गदिता यद्व्याख्यातमन्यथा ।

कृतो यदभिमानश्च तत् क्षन्तव्यं ममाखिलम् ॥

એ શ્રી કલ્પવાચના કરતાં જે આલાવા[૨૪] આઘા પાછા કહિયા હુઈ, કાનઉ માત્ર અધિકઉ, ઓછઉ. કહવરાણઉ હુઇ, અનેરા અર્થનઇ ઠામિ અનેરુ અર્થ કહિઉ હુઈ, સગર્વ વચન બોલિયાં હુઈં; તે સંઘ સાખિ मिच्छामि दुक्कडम् । તથા શ્રી કલ્પવાચના કરતાં, શ્રાવક-શ્રાવિકાનઇં વાંદતા ધર્મલાભ કહિવરાણઉ ન હુઇ તે ગરુઇ શ્રી સંઘિ સર્વ ખમિવઉં. छ ॥

હવઇ શ્રી સંઘનઇ શાશ્વતઉ ઇસિઉ આશીર્વાદ દીજઇ છઇઃ

नक्षत्राक्षतपूरितं मरकतस्थालं विशालं नभः

पीयूषद्युति नालिकेरकलितं चन्द्रप्रभाचन्दनम् ।

यावन्मेरुकरे गभस्तिकटके धत्ते धरत्री वधू

तावन्नन्दतु धर्मकर्मनिरतः श्री संघभट्टारकः ॥

જા લગઇ પૃથ્વીરૂપિણી સદાઇ અહવ સુહવિ નારિ,. શ્રી સૂર્યરૂપિઇ કંકણિઇં કરી શૃંગારિત, મેરુપર્વત રૂપિઇં હાથિ ઇસિઉં અક્ષાણઉં ધરઇ. અનેરઇ અક્ષાણઇ થાલ હુઇ ચોખા હુઇ, નાલિકેર હુઇ, ચંદન હુઈ, તેણુઇ અક્ષાણઇ તારા રૂપિએ ચોખે સુપ્રરિત ભરિઉં, મણિમય, અતિવિસ્તીર્ણ આકાશ રૂપિઉં થાલ, તીણઈ થાલિ ચંદ્રમા રૂપિઉં નાલિકેર, ચંદ્રજ્યોત્સાન રૂપિઉં ચંદન; ઇસિઉ શાશ્વતઉ અક્ષાણઉં, શાશ્વતી પૃથ્વીરૂપિણી અવિધવા સ્ત્રી જાં આપણઇ કરકમલિ ધરઇ તાં લગઇ એ શ્રી સંઘનઇ વરસિ વરસિ ઇસિયા મહો-ત્સવ કરતાં શ્રી દેવગુરુ ભક્તિ સાચવતાં ચઉવિમ તીર્થંકરનઇ પ્રસાદિઇં ગુરુ ભટ્ટારક શ્રી. સાવદેવસૂરિ અનઇ શ્રી નન્નસૂરિ તેહનઇ પ્રસાદિઇં અનઇ[૨૫] ઉપાધ્યાય શ્રી રાજશેખર તેહ તણઇ પાટિ ઉપાધ્યાયશ્રી સોમવર્દ્ધન; તેહનઇ પ્રસાદિઇ[૨૬] ઉત્તરોત્તર વૃદ્ધિ અનેક વૃદ્ધિ માંગલિકયમાલ સંપજઈ.

પાટણ.
ચાચરીયા, પકાનો માઢ.
તા૦ ૭–૭–૧૯૩૧

ભોગીલાલ જેચંદ સાંડેસરા

૨૩ અનશન, ઉપવાસ. ૨૪ ઉચ્ચાર. સં. आलाप. ૨૫-૨૬ એટલા શબ્દો ઉપર કોઇએ કાળી શાહી ચોપડી દીધી છે (!) પરંતુ મહા ગહેનતે આખરે વાંચી શકાયા છે.

# ભરતી અને ઓટ

નવા સાહેબ બદલાવ્યા પણ નવે જાણે એક જ વેલાનાં ફળ હોય તેવા ભોગીલાલને લાગેલા. પહેલા સાહેબ આવ્યા તે હમેશાં એની બૈરી સાથે જવા માટે ભોગીલાલને જ પસંદ કરતા. બીજાએ એ મહેરબાની ઓછી કરી, પણ પોતાના બજારુ કામ માટે એની જ પસંદગી કરી. સ્વભાવના નમ્ર હોવું, મીઠાબોલા થવું કે જરાક વ્યવહારકુશળ હોવું એ કોઇ જાતના ભયંકર દોષ નથી, છતાં ભોગીલાલને એ ત્રિવિધ ગુણની છાયાને લીધે જ એકવીશ વર્ષ સુધી રેલવેની નોકરી કૂટતાં નવે સાહેબની નીચે નવ રીતે ઘસાવું પડ્યું હતું. એ તો સારુ છે કે સંસ્કૃતની બીજી ચોપડીમાં જ પેલો ઘૃષ્ટં ઘૃષ્ટં ચંદનનો શ્લોક આવી જાય છે ને ભોગીલાલ પણ એ જ શીખેલા, બાકી બીજો કોઇ હોય તો આવા એકવીશ વર્ષના ઘસારાથી આગના ભડકા જેવો થઇ જાય!

ભોગીલાલ હરિકેનમાં ઘાસલેટ પૂરતા હતા, ચદુલાલ–એનો મોટો છોકરો–બીજે દીવે બેસીને થોડાંક સંસ્કૃત રૂપો ગોખતો હતો. બીજાં ત્રણ છોકરાં, નંબર ટુ, થ્રી અને ફોર, ખાટલામાં પડયાં પડયાં નાનકડી બબુડીને ચાંદો દેખાડીને, ચાંદાપોળી પુરણપોળી કરતાં હતાં; અને નંબર સીકસ્થને – ભવિષ્યના આ ઘરના એક અતિથિને–પેટમાં રાખીને મણીવહુ એક તરફ ખાટલામાં સૂતાં હતાં. સમય ભરાઇ ગયો હતો એટલે એ બિચારાં દિવસના કામકાજથી થાકીને લોથ થઇને પડયાં હતાં.

'શું રાંધ્યું છે ખાવાનું ચંદુ!' હરિકેનમાં ઘાસલેટ ભરતાં ભરતાં ભોગીલાલે પૂછ્યું.

'ખીચડી.'

'શાક શાનું કર્યું છે?'

'તારા બાપને તો સત્તર વાનાની સુખડી જોઇએ. શરમાતા નહિ હોય, આંહી, માંડમાંડ બિચારો રાંધે છે ત્યાં વળી, શાક શાનું કર્યું છે? મોટા લખેશરી દીઠા ન હોય તો' મણીવહુ બોલ્યાં.

હરિકેનમાં જવાને બદલે ઘાસલેટની ધાર નીચે પડી. એટલે ભોગીલાલે ચંદુને જ ઉઘડો લીધો.

'એલા! ચોદીયા! ઊભો થઇ જા. નથી ભણવું મારે. પહેલાં આ ઘાસલેટ પૂરી દે' પોતે ઘાસલેટ ઢોળ્યું છે, એ વાત ભૂલી જઇને, ભોગીલાલે ચંદુલાલને જ ઉઘડો લીધો.

'પણ તમે આવડા મોટા ઢોળતાં શરમાતા નથી?'

'હવે તું તારે પડી રહેને ખાટલામાં, નકર પછી બે વેણ સાંભળવાં પડશે.'

'સંભળાવો ને! બીજું તો ગજું કાંઇ નથી. તમારે પનારે પડીને કોઇ દી નિરાંતે કોળાયો ધાન તો ખાધું નથી. એક પછી એક છોકરુ ઊભુ જ હોય. પાંચનું પૂરુ થાતું નથી, ત્યાં હવે છઠ્ઠાને કયાં સાચવશો?'

ભોગીલાલ આગામી સીકરથ નંબરની ચિંતામાં ઘડીભર મૂંગો બની ગયો. ચંદુએ ચોપડી એક તરફ મૂકીને મૂંગા મૂંગા ઘાસલેટ પૂરી લીધું.

પછી ચંદુએ સૌનાં ભાણાં પીરસ્યાં. એટલામાં 'દુ ધ' કહેતોક'ને રબારી આવ્યો.

વાળુ કર્યા પછી માણસ એક જાતની કાલ્પનિક સૃષ્ટિમાં પડે છે.

ભોગીલાલ પણ વાળુ કર્યા પછી, શરીરને પંખો નાખતા બેઠા. સામે મણીવહુ લાંબાં થઈને સૂતાં હતાં અને એક છોકરું ખોળામાં, એક પાસે, એક ધણીધણીઆણી વચ્ચે, એમ આળોટતાં સૂવાની તૈયારી કરતાં હતાં.

'આના કરતાં ગામડું સારું. સો રૂપિયા મળે છે પણ કોઈ દી પગ વાળીને ધાનનો કોળીઓ ખાધો છે?'

'એ તો એમ લાગે. ગામડામાં જાઓ તો ખબર પડે! મથુરાંદાસ જઈ આવ્યા, જોયું નહિ?' મણીવહુએ જવાબ વાળ્યો.

મથુરાંદાસ ભોગીલાલની ઑફિસમાં જ હતા. ૭ મહીનાની રજા લઈ પોતાની થોડી જમીન દેશમાં હતી તેમાંથી અનાજ પેદા કરવા ગયા હતા. પણ સવાસો રૂપિયાનું દેણું કરીને પાછા આવી ગયા હતા.

'પણ આ નોકરીમાંથી તો હવે છુટાછેડા કરવા છે. શંકરલાલની આંખે જ જોવું એને કેમ પહોંચાય?'

શંકરલાલ હેડકલાર્ક હતા. ને એની નીચેના સૌ કલાર્કો માનતા કે બધા સાહેબ આવે છે ત્યારે સારા હોય છે, પણ પછી શંકરલાલ એને બગાડે છે. હિંદુસંસારમાં સાસુ, વહુ ને નણંદનો સંબંધ તો પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે જ; પણ નવા જમાનાએ એમાં કલાર્કો ને હેડકલાર્ક, તથા આસિસ્ટન્ટ માસ્તરો ને હેડમાસ્તર એ નવા સંબંધો ઉમેર્યા છે.

'નોકરી છોડીને ખાશો શું?'

'અરે, મજૂરી કરશું. છુટક કામ કરશું.'

મજૂરી કરનારો પતિ, પાણીનો લોટો ભરવાની મહેનત ઉઠાવતો નથી એ મણીવહુથી અજાણ્યું ન જ હોય.

'મજૂરી નાં? હાસ્તો. તમને મજૂરી મળશે પણ ખરી!'

'અરે, ગામડામાં જઈને ઘરખોરડાં સાચવશું. શરીર તો સુધરશે!'

હમણાં જ મથુરાંદાસનું ઉદાહરણ મણીવહુએ આપ્યું હતું એટલે એ કાંઈ બોલી નહિ. છોકરાં ધીમે ધીમે ઊંઘવા મંડયાં હતાં અને ચંદુ આઘે જઈને વાંચવા બેસી ગયો હતો, એ તક જોઈને મણીવહુએ એક ઘા માર્યો:

'આ મારી છઠ્ઠી સુવાવડ આવી છે ને એમાં ૭ મહીના થયાં હેરાન થાઓ છો.'

નોકરીના કંટાળાનું ખરું કારણ આવી રીતે આવેલું ભોગીલાલને ગમ્યું નહિ. એણે, જે મોટા આશ્રય નીચે માણસો સાચો ગુનો છુપાવે છે એનો જ આશ્રય લીધો: 'પણ એમાં હું કે તું શું કરીએ? નસીબમાં માંડયું હોય એટલું તો ભોગવવું જ જોઈએ નાં?'

આ નસીબને કોઈએ જોયું નથી, પણ એણે સઘળાંને જોયા છે.

'પછી શું કહ્યું દેવશંકર ભટ્ટે?'

દેવશંકર ભટ્ટ પાસેના પડોશમાં રહેતા જોશી હતા. એની પાસે ભોગીલાલ બેસતા ઊઠતા અને એમાંથી ધીમે ધીમે રાહુ શનિ મંગળમાં માન્યતા ધરાવતા થયા. સાધારણ રીતે એવું જ બને છે. દુઃખ મનુષ્યના તેજની કસોટી કરે છે, તેમ એની નબળાઈનું પણ માપ કાઢી લે છે.

'દેવશંકરે કહ્યું હવે સવા મહીનો પીડા છે.'

'ત્યારે હાંઉ. મેં નહોતું કહ્યું?'

૨

દોઢ મહીના પછી મણીવહુએ એક નવા છોકરાને જન્મ આપ્યો. પણ તે થોડા દિવસ પછી મરી ગયો. ભોગીલાલનો સંસાર, અગિયારથી પાંચનો પાછો ચાલવા લાગ્યો. મણીવહુ કામથી કંટાળે ત્યારે એકાદ છોકરાને ટીપી કાઢતી. જેમ મજૂરો થાકે ત્યારે દારૂ પી લે છે, તેમ સ્ત્રીઓ થાક ઉતારવા માટે ઘણી વખત આ ઔષધ વાપરે છે. ક્રોધનો ઉત્તેજક રસ થોડીવાર કંટાળાની, થાકની, ને વેદની લાગણી ભૂલાવી દે છે. ભોગીલાલ એકધારા જીવનથી કંટાળતા ત્યારે થોડીકવાર લાયબ્રેરીમાં જઈને બેસતા. બેસીને વાંચતા તો જાહેરખબરો, પણ એથી થોડો વખત વીતતો. ડોક્ટરે કહ્યું હતું કે હવે સાતમી સુવાવડ આવે ત્યારે ખાપરીયું ને ખાપણ બન્ને સાથે જ તૈયાર રાખજો. એટલે ભોગીલાલના જીવનમાં આ તરફની વિવિધતા ઓછી થઈ ગઈ. પરણેલા જીવનનો આનંદ, આજ દિવસ સુધી એ જે રીતે સમજ્યા હતા, તે રીત પર આજ પંદર વર્ષે પ્રહાર પડતો હતો. એટલે, જેમ દારૂડીઆના જીવનમાં દારૂની ખાલી જગો પડતાં, એક જાતની ઉણપ લાગે તેમ એમના જીવનમાં પણ ઉણપ લાગવા માંડી. હવે એને મણીવહુ સાથેની વાતોમાં પહેલાંનાં જેવો રસ પડતો નહિ; ભભક-ભરેલી રીતે પોતાના કલાર્કોની વાતો કરીને પહેલાં એ મંડળ જમાવતા પરંતુ તેમાં પણ રસ ઓછો પડતો. એમનું મન હવે લાયબ્રેરીમાં સ્થિર થવા લાગ્યું: ત્યાં થોડીવાર વાંચે, પછી કોઈ હોટેલ બોટેલમાં જઈને ચાપાણી કરે અને પછી ઘેર આવે. સૌ સૂઈ ગયાં હોય એટલે એ પણ આવીને સૂઈ જાય. પણ એટલું છતાં એક દિવસે એમણે નર્સને વાત કરી, અને મણીવહુને થોડા દિવસ દવા પાઈ. પાડોશમાં બૈરાં ઘણી વખત વાતો કરતાં ત્યારે ચંપી કહેતી કે: 'મણીવહુનું તો બાઈ, શરીર, ધીંગું ધફ્ફું પણ છેલ્લી કસુવાવડ પછી લેવાઈ ગયું. ત્રણ જ મહીને કસુવાવડ થઈ નાં એટલે. કહેતા નથી કે સાત સુવાવડ સારી પણ એક કસુવાવડ ભૂંડી.'

'અરે મર રે ચંપી, તને વળી આવું કોણે શીખવાડયું? આપણે તો માં સાચુ કહેવાનાં. કસુવાવડ થઈ શેણે! કરાવી ને વળી થઈ થઈ કરવું' કોઈ ને કોઈ ચંપીને આવો જવાબ વાળતું પણ ચંપી બોલતી નહિ. ભોગીલાલને ત્યાં ઘરકામ કરવાના એને ત્રણ ચાર રૂપિયા મળતા.

૩

મણીવહુને કસુવાવડ થઈ પછી એનું શરીર ઘસાતું ચાલ્યું. એટલે એ લગભગ પથારીવશ જ રહેવા લાગી. એટલે ભોગીલાલ ઉપર ભાર વધ્યો. એ ભારમાં એનો મોટો છોકરો ચંદુ પણ ભાગ લેતો થઈ ગયો. ભોગીલાલને હવે જીવન ખરેખરું વેઠ જેવું લાગવા

માંડ્યું. સાડાસાતથી સાડાદશ રસોઇ કરવી, અગિયારથી પાંચ નોકરી કરવી, પાંચથી સાત રસોઇ કરવી, સાતથી આઠ પથારી કરવી, અને પછી સૂઇ જવું કે વહેલું ઉઠાય. એવી ભયંકર નિયમિતતા ગમે તેવા બહાદુરને પણ ભારી પડી જાય. જે નિયમિતતા સિદ્ધાંત ખાતર નહિ પણ ઘડિયાળની ખાતર સાચવવી પડે છે, તે જીવન હણી નાખે છે. ભોગીલાલનું જીવન હણાતું ચાલ્યું. એને હવે જીવનમાં અથાગ પરિશ્રમ દેખાયો. મણીવહુ મહાન બોજો લાગ્યો. ચંદુ અને બીજાં છોકરાં ક્યારેક આનંદ આપનારાં, પણ ઘણી વખત જીવ લેનારાં લાગ્યાં. એના પગ ઘેર આવતાં ભારે બની જતાં. એને જીવનમાં જે કાંઇ આનંદ મળતો તે બહારનો જ હતો.

બે ઘડી ઓફિસમાં ગમ્મત થાય તે, રસ્તામાં હેડક્લાર્કની નિંદા થાય તે, સરકારનો પગાર ખાઇને સરકારી ધોરણની બેવકુફીના દાખલા અપાય તે, અને ક્યારેક પ્રચલિત પ્રશ્નો પર સાચીખોટી ટીકા થાય તે–ભોગીલાલના જીવનમાં આનંદ આપનારાં આટલાં જ ઝરણાં રહ્યાં.

આકરી હણી નાખે એવી નિયમિતતા માણસને વ્યસન તરફ દોરી જાય છે. જેમ દારૂનું, તમાકુનું, કે સિગારેટનું વ્યસન થાય છે, તેમ વર્તમાનપત્ર વાંચવાનું, ચોપડીઓ વાંચવાનું, કવિતા કરવાનું, ભાષણ કરવાનું, એવાંએવાં ઘણાં પ્રકારનાં વ્યસનો થાય છે. સિદ્ધાંતની ખાતર નહિ, આનંદની ખાતર નહિ, પણ થાક અને કંટાળાથી બચવા માટે માણસ જે વસ્તુ, સારી હોવાથી નહિ પણ સહેલી અને હાથ પર હોવાથી ગ્રહણ કરે છે તે દરેક વસ્તુ વ્યસન છે–પછી તે ગીતાનું વાચન હોય કે સિગારેટ પીવાનું હોય કે શોધખોળનાં મુડદાં તપાસવાનું હોય. આવાં વ્યસન ન સમજી શકાય તેવી રીતે જ પ્રવેશ કરે છે. ભોગીલાલના જીવનમાં ખાલી પડેલી જગ્યા વર્તમાનપત્રના વાચને લઇ લીધી; બાકી વધી તે એકધારા જીવને સાચવી લીધી. ઘરમાં શું છે, ચંદુ શું કરે છે, કે ઘરની શી જરૂરિયાત છે, એ સઘળું, જે વાચનમાંથી પોતે કાંઇ લેવાના હતા જ નહિ, તે વાચનમાં ગુમાવી બેઠા. બસ સવારે ઊઠીને પરવારે કે ભલી લાયબ્રેરી ને ભલા પોતે. લાયબ્રેરિયન પણ કંટાળી ગયેલો કે ભાઇ, તમે સૌથી પહેલા આવો, સૌથી મોડા જાઓ, સૌના કરતાં વધારે 'પેપર' ફેરવો, અને સૌના કરતાં ઓછું વાંચો—આવો તે તમને આ મકાનનો શું ચસકો લાગ્યો છે ! હજી તો લાયબ્રેરિયન કમાડ ઉઘાડે તે પહેલાં ભોગીલાલ ઊભા જ હોય. 'કેમ આજે તો કાંઇ મોડા ?' કહેતા'કને એકાદ પેપર તેના હાથમાંથી ખેંચી લે. ચંદુ મોટો થઇને જરાક ઘર સંભાળતો થયો, એટલે તો એકધારા અખંડ જીવનથી, જેમણે જીવનનો રસ ગુમાવ્યો છે એવા ભોગીલાલે નવી શોધ કરી કે રસ લાયબ્રેરીમાં છે !

જીવનના નિત્યક્રમમાં જે રસભંગ પડ્યો હતો, તે રસભંગને અનેક ઉત્તેજક પદાર્થોથી તે ફેરાસલાવી કાઢવા મથતા હતા. મણીવહુ સાથે બેસવાનો આનંદ, નાતજાતની ઇર્ષા કરવાનો આનંદ, હેડક્લાર્કની મશ્કરી કરવાનો આનંદ, અને એ સઘળાંને અંતે મણીવહુને રીજવવાનો આનંદ–આ જબરજસ્ત ખાલી પડેલો નિત્ય જીવનક્રમનો ભંગ એટલો તો અકારો હતો કે ભોગીલાલે તેને ચેવડાથી, ચાથી, સીનેમાથી, વર્તમાનપત્રોથી, લાયબ્રેરીઓથી, અનેક રીતે સાંધવાનો યત્ન કર્યો, છતાં એકલા અટુલા ઉભેલા શુષ્ક બાવળની માફક, એ રસભંગની ભયંકર મૂર્તિ એમની નજર સામે જ ઊભી રહેતી.

૪

ચંદુના વિવાહ વખતે એવા એકધારા જીવનમાં પણ રસની ભરતી આવી ગઇ. ગામડા-ગામનાં માણસો વરનો બાપ જોવા બહાર નીકળતા હતા એ જોઇને, પહેલી કવિતા કોઇ વર્તમાનપત્રને ખૂણે આવે ત્યારે લેખકને થાય તેવો આનંદ ભોગીલાલને થયો. ગામને ગોંદરે આંબલી ઉપર માંડેલું નિશાન ભડાકાબંધ વછાયતાએ ઉડાડી દીધું, ત્યારે ચંદુના પિતા પ્લેટફૉર્મ પર ભાષણકર્તાની પેઠે વજનદાર બન્યા. ચંદુના કરતાં માત્ર ત્રણ વર્ષે મોટાં ચંદુનાં વહુ સુમતિ ઘેર આવ્યાં, ત્યારે ઘરમાં નવો પ્રકાશ આવ્યો હોય તેમ સઘળું શોભી ઊઠ્યું. બીજી વખત જીવન શરૂ થતું હોય તેમ ભોગીલાલ નવેસરથી ઘરની રચના નિહાળવા લાગ્યા. તેમના અંતરમાં ઊંડે ઊંડે અસંતુષ્ટ થઇને સુતેલો જીવનરસ ફરી જાગ્યો, ફરી એ જીવન મહાલવા લાગ્યા ફરી ચંદુની મા પાસે વહુના પ્રશ્નો ચર્ચવા લાગ્યા. ફરી ચંદુની બા પાસે વેવાઇવેલાંની વાતોએ નવી રસભરતી આવી.

ચંદુ નાનો હતો. ચંદુની વહુ મોટાં હતાં. ભોગીલાલ અતૃપ્ત રસમૂર્તિ હતા. એક વખત મોટે મળસ્કે ચંદુની વહુ ઊઠીને ઉનામણિયામાં પાણી રેડતાં હતાં, ત્યારે ભોગીલાલ મદદ કરવા ઊભા હતા. બીજી વખત ચહુની વહુ માટે, ચંદુની બા પાસે, દલીલ કરતા હતા. ત્રીજી વખત ચંદુની વહુને ધીમે સાદે બોલાવી રહ્યા હતા. પણ નાની છતાં સુમતિ સ્ત્રીને સહજ એવા પુરુષના અવિશ્વાસથી પોતાની જાગ્રત ચોકીદાર થઇ ગઇ હતી. એટલે ઘણે પ્રયત્ને છેવટે ભોગીલાલે ચંદુની વહુનું કાંડું પકડ્યું, ત્યારે તીણી ચીસથી, ઘર જાગી ઊઠ્યું, ને બીકણ સસલાની માફક ભોગીલાલ ભાગી ગયા એટલે સુમતિ બચી ગઇ. પણ ત્યાર પછી ભોગીલાલ વળી જીવનમાં વિરક્તિ ભોગવવા લાગ્યા.

એક વખત એ રાત્રે ઘેર આવ્યા. ત્યારે ઘરમાં પાણીપતના ત્રીજા યુદ્ધ જેવો અસ્તવ્યસ્ત દેખાવ નજરે ચડ્યો. મણીવહુ વિજયી સેનાપતિની માફક ચંદુ અને એની વહુ બન્નેને ધમકાવી રહ્યાં હતાં. ચંદુ એક ખૂણામાં ઊભો ઊભો ભર્તૃહરીશતકની ચોપડીમાં માથું રાખીને રોતો હતો. ચંદુની વહુ પણ ઊભાં ઊભાં રોતાં હતાં.

'ખબરદાર, હવે મારા ઘરમાં રોટલો ખાધો છે તો? લે, નાનકડી જીભે મોટી વાતો કરતાં શરમાતી નથી?'

ભોગીલાલ હાથમાં કાપડનું બંડલ લઇને ચુપચૂપ આવીને ઊભા રહ્યા.

'શું છે?'

'હોય શું? મારી વહુ, મારો વહુ કરતા હતા, તે લ્યો તમારી વહુએ ઉકાળ્યું?'

અંતરમાં સૂતેલું પાપ જાગતાં ભોગીલાલ ઝાંખા પડી ગયા. વહુએ પોતાનું પાપ પ્રગટ કર્યું છે કે શું એ શંકાથી અંતરમાં મૂંજવા લાગ્યા.

'પણ શું છે? ચંદુ કેમ રૂએ છે?'

'હોય શું? બધો વાંક તમારો છે.'

'પણ વાત કહે તો ખબર પડે નાં?'

'આ તમારી ડાહીલી વહુ છે તે મથુરાંદાસને ત્યાં બેસવા ગયાં હતાં. ...'

પોતાની વાત નથી એ જ્ઞાનથી છુટકારાનો ઊંડો દમ ખેંચતાં, ભોગીલાલે સહજ ઉમળકાથી જવાબ વાળ્યો: 'હા, એમાં શું?'

'હવે સાંભળો તો ખરા, એમાં શું એમાં શું એમ જ બોલ્યા કરો છો તે.'

ભોગીલાલ નરમ પડયા: 'હા. લે, કહે પછી?'

'પછી શું? મથુરાંદાસને ત્યાં વાત થતી હશે કે ફલાણાભાઇના ઘરનાં બહુ લોભી...'

'એમાં શું? જેને જેમ ઠીક પડે તેમ બોલે.'

'તે તમારી આ ડાહીલી વહુએ એમાં ટેકો પુરાવ્યો કે હા, મારા સસરા લોભી તો બહુ છે.'

'વહુને એમ લાગ્યું હશે તે એમ બોલે.'

'એમ લાગે શું? જાણી જાણીને વગોવવાં.'

'અને ચંદુને શું છે?

'ચંદુડો વહુનું ઉપરાણું લેવા આવ્યો! ડાહીલી વહુ પાછી મને કહેવા આવે છે કે પોતાના દોષ કબૂલ કરવામાં જ સઘળા ગુણ સમાયા છે. બહુ ભણતરવાળી.'

દરેક નબળા હૃદયનો માણસ, પાપ પ્રગટ નથી થયું એવો આધાર મળતાં જે ઊંડો હલકો આનંદ મેળવે છે એવો આનંદ ભોગીલાલને થઇ રહ્યો હતો. કપડાનું બંડલ ત્યાં ને ત્યાં મૂકી તે ઉપરની મેડીએ ચડી ગયા. તે વખતે તેમના પગમાં, હલકા આનંદનો તોર હતો. ઉપર ચડીને થોડીવાર તો બેઠા પણ પછી એ ઘેલો જીવડો એક સ્થાને રહી શક્યો નહિ. તે બેઠા થયા, હાથમાં કલમ લીધી, ને પોતાની નોકરી પરથી એક વરસની રજા લેવા માટેની અરજી ઘડી કાઢી. બીજી જ પળે પોતે હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

લાયબ્રેરીમાંથી જે રસ લૂંટેલો તે મૂર્તિમંત થઇને તેમને અનેક રૂપે આકર્ષવા લાગ્યો. તેગતી કલ્પનાની નજર સમક્ષ, બહુ મોટા ને સુંદર અક્ષરો દેખાવા લાગ્યા. તેમાં જુદાં જુદાં આકર્ષક મથાળાંથી ભરેલું પોતાનું વર્તમાનપત્ર દેખાયું. ઉપર તંત્રી તરીકે 'ભોગીલાલ' શોભવા લાગ્યા. એમણે તો યોજના ઘડી પણ કાઢી. પોતાની રજાનો રિપોર્ટ કવરમાં બીડી ટપાલ માટે તૈયાર કરી દીધો. જીવનમાં ફક્ત એક જ ગંભીર પ્રશ્ન હોય તેમ લલાટે આંગળી લગાડી, વીર નર્મદની માફક બેઠા બેઠા ચિંતન કરવા લાગ્યા: 'શું કરું? માસિક કાઢું કે સાપ્તાહિક કાઢું? તંત્રી લખું કે સંપાદક લખું?'—અને ભયંકર ઉથલપાથલની આગાહી આપતું એક નામ શોધી કાઢવા તેમણે રાતપાળી ખેંચી કાઢી.

*

પણ બીજે દિવસે સવારે ભોગીલાલના ઘર પાસે કાગળિયાંનાં થોડાંક ચબરખાં ઊડતાં હતાં. તેમાં 'એક વરસની વગર પગારે' 'મહેરબાનીની રાહે' 'નહિતર આ રાજીનામું' વગેરે વગેરે શબ્દો ભંગીના સાવરણાથી આમતેમ અથડાતા ગંદી ખાળ તરફ ઊડી રહ્યા હતા.

—ધૂમકેતુ—

# દીપક

આજે ઉગતા ચંદ્ર સૂરજ પણ
થાકી લે વિશ્રાંતિ,
કાજળ કાળી રાત પડી દે
પ્રલય તણી ભ્રાંતિ;
એવા તિમિર તણે હૈયે, જડેલો હીરલો શું ઝલકે;
તિમિરના પડદાઓ તોડી, દીપક! તુજ જોતલડી પલકે.

આઘા ઉગે ચંદ્ર સૂરજ ને
હસ્તે ના પકડાયે,
ક્યાં ઉગે આથમતા એ પણ
સ્હેજ નહિ સમજાયે;
હૈયાની બે વાતોયે પણ, સાંભળવા ન લગીરે
ઉભા નિજ નક્ષપથમાં રહેતા, કે નવ ચાલે ધીરે.

તને તો હાથ મહીં રાખું, જરી પણ આઘો ના ઠેલું;
મધુર કંઈ આત્મનિવેદનની, વાતો તુજ આગળ રેલું.
લાખ લાખ પ્રેમીનાં નખરાં, તેં દીપ નજર દીઠાં,
કોટિ કારસ્થાન રચાતાં: તેજ દીધાં તેં મીઠાં;
નૃત અનૃત કંઈ કંઈ જગનું, તું જાણે દીપક જેવું;
આથમતા ચાંદો ને સુરજ જાણે ના જરી તેવું.

જળાવી જોબનમાં તારું, સુકોમળ દેહ તણું ફૂલડું;
હસે છે તેજ તણાં હાસ્યો, કરંતાં જીવનને ડૂલતું.
આર્યજનોના પ્યારા દીપક, જુગભર પૂજા કરતાં,
તુજ સ્વાર્પણની જ્યોતિ જુગભર મારે હૈયે ધરતાં;
તૃપ્તિ ના તલભાર થતી ને ઓછું ઓછું કૈં લાગે,
બની દીપક આ દેહ બાળવા સ્પૃહા અંતરે જાગે.

બને મુજ દેહ દીપક જ્યોતિ, અમાસે અજવાળાં વેરું;
જગતની અંધારી રાતો, તણી મુજ ભસ્મ બને લેરુ.

જેઠાલાલ ત્રિવેદી

# [1]ઝેન આખ્યાયિકામાંનો એક પ્રશ્ન

૧

મારા મિત્રે બૌદ્ધ કારીગરની ખતના પ્રમાણરૂપ એક નાનકડી પીળી પોથી ખોલી ચીનાઇ લિપિના હાલ વપરાતા બીબાની વ્યવસ્થા ઘણી સુગમ હશે પણ તે અસલના લાકડાંના બીબાની સુંદર છપાઈ આગળ બેડોળ જ દેખાય

"તમારે માટે એક વિચિત્ર કથા શોધી રાખી છે," તેણે કહ્યું

"જાપાની કથા છે?"

"ના — ચીનાઈ"

"પુસ્તકનું નામ?"

"ચીનાઇ લિપિના જાપાની ઉચ્ચાર પ્રમાણે અમે એને મુ-મોન-કવાન એટલે દ્વારહીન ભીંત (Gateless Barrier) કહીએ છીએ ઝેનમાર્ગીઓ અથવા તો ધ્યાનમાર્ગીઓ એ ગ્રંથનો ખાસ અભ્યાસ કરે છે—જેની આ કથા એક સારું દૃષ્ટાંત છે એમાં જરા પણ વિવરણ નથી હોતું સૂચન માત્ર કરે છે. પ્રશ્નો મૂકે છે પણ અભ્યાસીએ ઉત્તર વિચારી લેવાના હોય છે એને સાંપડેલા તત્ત્વને એ લખી શકતો નથી તમો જાણો છો કે વાણીને દુર્લભ એવા વિચારપ્રદેશમાં ચિંતનથી પહોંચવાનો પ્રયત્ન એ ધ્યાન વિચારને વાણીના ચોકઠામાં જકડો એટલે ધ્યાનની ભાવના તો નષ્ટ જ થવાની ઠીક, લોકો તો આ વાત સાચી માને છે પણ ધ્યાનમાર્ગના એક પ્રશ્ન અર્થે એનો ઉપયોગ થયો છે. એ કથાના ત્રણ જુદા જુદા ચીનાઇ પાઠાન્તર છે હું તમને એ ત્રણેનો સાર કહીશ"

૨

અને એણે નીચે મુજબ એ કથા કહી —

ત્સિંગ નામની છોકરીની આ કથા ચીંગ-ટાગ-લુહ નામના જ્ઞાનીએ લુઇ-સ્વો-લી-ત્વાન-કી નામના ગ્રંથમાં આપી છે એના ઉપર વુ-મુ-કવાને ટીકા લખી છે (જેને જાપાનીઓ 'મુ-મોન-કવાન' કહે છે) એ ધ્યાનમાર્ગીઓનો ગ્રંથ છે

પૂર્વે હાન-યાનમાં રહેતા યાગ-કીઅનને એક અનુપમ સુંદર પુત્રી હતી એનું નામ ત્સિંગ કીઅનનો ભત્રીજો વાગ ચાઉ પણ સુંદર હતો બન્ને છોકરાઓ સાથે રમતા કીઅને એક દિવસ ખુશમિજાજમાં એના ભત્રીજાને કહ્યું "એક દિવસ હું તને મારી છોકરી સાથે પરણાવીશ" બન્ને છોકરા આ શબ્દ ભૂલ્યા નહિ અને પોતાને પરણેલા જ માનવા લાગ્યા

વર્ષો વીત્યા ઘણે ઠેકાણેથી ત્સિંગના માગા થવા લાગ્યા હોંસીલા પિતાએ લગ્ન લીધા આ જાણી ત્સિંગને બહુ દુ:ખ થયું વાગ ચાઉ ઘણો ખીજાયો અને રોષે ભરાઇ ગામ છોડી દૂર દેશ વસવા નિશ્ચય કર્યો

---

૧ Zen Sect=ધ્યાનમાર્ગ
(વિશેષ માટે જુઓ, નો સુઝુકી કૃત Essays in Zen Buddhism)

બીજે દિવસે એણે વહાણ તૈયાર કર્યું અને સાંજે સૂર્યાસ્ત પછી મુસાફરી શરૂ કરી. મધરાતે કોઇ એને બોલાવતું હોય એમ લાગ્યું. 'વાંગ ચાઉ, ઘડી થોભ, હું આવું છું.' અને એણે એક છોકરીને કિનારા ઉપર વહાણની સાથે દોડતી આવતાં જોઇ. તિંસગ આમ અચાનક આવી એથી એ ઘણો રાજી થયો. તિંસગને વહાણમાં લઇ તે ચૂ નામના રળિયામણા પ્રદેશમાં જઇને વસ્યો.

ત્યાં ૭ વર્ષ વીત્યાં. એમને બે છોકરાં થયાં. તિંસગને માબાપ રોજ યાદ આવતાં અને તેમને મળવાનું એને ઘણું મન થતું.

એક દિવસ એણે વાંગ ચાઉને કહ્યું: 'પૂર્વજન્મમાં તમને આપેલું વચન હું તોડી શકી નહિ અને માબાપને છોડી તમારી સાથે આવી—એમનું ઋણ મારે માથે ઘણું છે. પાછાં જઇ એમને મળીએ. ગઇ વાત ભૂલી જઇ એમની ક્ષમા માગીએ.'

'હું જરાએ મુઝાઇશ નહિ,' વાંગ ચાઉએ કહ્યું. 'આપણે એમને મળવા જઈશું.'

એણે વહાણ તૈયાર કરાવ્યું. થોડે દિવસે પત્નીને લઇ વાંગ ચાઉ હાન-યાંગ પહોંચ્યો.

દેશના રિવાજ પ્રમાણે તિંસગને વહાણમા જ રાખી વાંગ ચાઉ, ફીઅન પાસે ગયો. ફીઅન તો ભત્રીજાને જોઇ ઘણો રાજી થયો, અને કહ્યું:

'તને મળવાને ઘણા દિવસથી હું આતુર હતો. મને ફીકર થતી કે તને કાંઇ થયું તો નથી?'

બહુ માનપૂર્વક ચાઉએ જવાબ આપ્યો:

'તમારા આવા માયાળુ શબ્દોને યોગ્ય મારું વર્તન નથી એટલે મને દુઃખ થાય છે. હું તો તમારી પાસે ક્ષમા માગવા આવ્યો છું.'

ફીઅનને કંઈ સમજ પડી નહિ. એણે પૂછ્યું:

'તું શી વાત કરે છે?'

'હું ગભરાયો,' ચાઉએ કહ્યું, 'કે તિંસગને લઇ નાસી ગયો એટલે તમે ગુસ્સે થશો. હું એને મારી સાથે ચૂ લઇ ગયો હતો.'

'એ કઇ તિંસગની તું વાત કરે છે?' ફીઅને પૂછ્યું.

'તમારી પુત્રી તિંસગ' ચાઉએ જવાબ વાળ્યો. એને ફીઅનના વર્તન વિશે શંકા આવવા માંડી.

'તું કોની વાત કરે છે?' આશ્ચર્યથી ફીઅને પૂછ્યું. 'આ બધાં વર્ષો—તું ગયો ત્યારથી-મારી તિંસગ પથારીવશ પડી છે.'

'તમારી પુત્રી તો સુખી છે,' વાંગ ચાઉ ઘણો અકળાઇ ગયો. '૭ વર્ષથી અમે પરણ્યાં છીએ અને અમને બે છોકરાંની પ્રજા પણ છે. અમે તમારી પાસે ક્ષમા માગવા આવ્યાં છીએ. આવી મશ્કરી તમને ન શોભે.'

ક્ષણેક તો બન્નેએ મૂંગા મૂંગા જોયા કર્યું.

ફીઅન વાંગ ચાઉને ઓરડામાં લઇ ગયો. પથારીમાં એક બહુ અશક્ત છોકરી પડી હતી. ખરેખર એ તિંસગ હતી-સુંદર છતાં ફિક્કી.

'એનાથી બોલાતું નથી,' વૃદ્ધે ધીમેથી કહ્યું. 'પણ સમજી શકે છે.' સહેજ હસીને ફીઅન તિંસગ તરફ વળ્યો: "ચાઉ કહે છે તું એની સાથે નાસી ગઇ અને એને પરણી છે!"

ત્સિંગ ચાઉ તરફ ફરી સહેજ હસી, જોઇ રહી.

'હવે મારી સાથે નદી પર ચાલો,' ચાઉએ કહ્યું.

આ ગભરાએલા અતિથિએ સસરાને સાથે લીધાઃ 'તમને ખાતરીથી કહું છું કે આને મેં અત્રે જોઇ છે છતાં, હું સાબીત કરી આપીશ કે તમારી પુત્રી ત્સિંગ આ ઘડીએ પણ વહાણમાં જ છે.'

બન્ને નદીએ ગયાં, અને ખરેખર નવવધૂ ત્યાં વાટ જોતી ઊભી હતી. પિતાને જોતાં જ નમન કરી તેણે ક્ષમા માગી.

ફીઅને એને કહ્યું:

'તું મારી જ પુત્રી હોય તો તારા પ્રત્યેનો મારો સ્નેહ પહેલાંના જેવો જ છે. મારી પુત્રી જેવી તું દેખાય છે, પણ આ બધામાં હું કંઇ જ સમજી શકતો નથી....અમારી સાથે ઘરે ચાલ.'

ત્રણેએ ઘર તરફ જવા માંડયું. ઘર નજીક આવતાં માંદી ત્સિંગને સામેથી આવતાં જોઇ. જેણે વર્ષો થયાં પથારી બહાર પગ મૂકયો નહોતો તે ઘણા હર્ષમાં ને ઉત્સાહમાં તેમને મળવાને આવતી હતી. બન્ને ત્સિંગ નજીકમાં આવી પણ પછી—કોઇ જાણી શકયું નથી—બન્ને એકમેકમાં મળી ગઇ અને ત્યાં ફક્ત એક જ ત્સિંગ, પહેલાં કરતાં અધિકતર સુંદર, દુઃખ અને શોકથી મુક્ત, હસતી ઊભી હતી.

ફીઅને ચાઉને કહ્યું:

'તું ગયો ત્યારથી ત્સિંગ બોલતી ન હતી; અને ઘેનમાં હોય એમ પડી રહેતી. હવે મેં જાણ્યું કે એનો આત્મા દૂર હતો.

ત્સિંગ બોલી ઊઠીઃ

'હું ઘરમાં હતી એમ જાણતી જ નથી. ક્રોધ અને શોકથી દુઃખી થતા ચાઉને ગામ છોડી જતાં મેં જોયો. એ રાત્રે મને સ્વપ્નું આવ્યું કે હું એનાં વહાણ પાછળ દોડી...... પણ હું જાણતી નથી કે હું કોણ! —વહાણમાં જતી રહી તે હું કે ઘેર રહી તે?'

૩

'આખી કથા આવી રીતે છે,' છેવટે મારા મિત્રે કહ્યું. 'મુ–મોન–ક્વાન'માં આ આખ્યાન પર ટીકા છે. ટીકાકાર લખે છે કે 'ઝેન સંપ્રદાયના પાંચમા મહાપુરુષે એક દિવસ કોઇ આચાર્યને પૂછયુંઃ "જ્યારે ત્સિંગનો આત્મા દૂર ગયો, તો ખરી ત્સિંગ કોણ?" આ પ્રશ્નને માટે જ આ કથા ગ્રંથમાં જોડી દીધી છે. પણ પ્રશ્નનું રહસ્ય ઉકેલ્યું નથી. આખ્યાનકાર માત્ર એટલું જ લખે છે કે 'ખરી ત્સિંગ કોણ એ સમજી શકો તો એક ખોળિયું છોડી બીજામાં જવું એ વસ્ત્રો બદલવા જેવું છે એ જ્ઞાન સહેલું છે. જ્ઞાનને એ પગથીએ તમે ગયા ન હશો તો ધ્યાન રાખજો કે તમારે સંસારમાં અર્થ વગરનું રખડવું પડશે. નહિ તો જ્યારે આ શરીર પંચમહાભૂતમાં મળી જશે ત્યારે સાત પગ અને આઠ હાથવાળા કાચબાને ઉકળતા પાણીમાં નાખતાં જે સ્થિતિ થઇ તેવી સ્થિતિ તમારી થશે. તે વખતે એમ નહિ કહેતા કે તમને એ વસ્તુ વિશે કંઇ કહ્યું જ નહોતું...હવે એ વસ્તુ—

'મારે એ વસ્તુ વિશે સાંભળવું નથી' હું વચ્ચે જ બોલી ઊઠયો. "અને સાત હાથ અને આઠ પગવાળા કાચબાનું મારે કામ નથી. મારે તો વસ્ત્રોનું શું થયું તે જાણવું છે.'

'કયા વસ્ત્રો ?'

'જ્યારે બન્ને તિસિંગ મળી ત્યારે જુદા જુદા વસ્ત્રો પહેર્યાં હશે એક કન્યા હતી જ્યારે બીજી ગૃહિણી હતી. બન્નેના વસ્ત્રો એક બીજામા મળી ગયા કે એકના વસ્ત્ર રેશમના અને બીજીના સૂતરના હોય તો તાણાવાણા એક સૂતરાઉ અને એક રેશમી થઇ ગયાં ? અથવા તો એકના વસ્ત્ર પીળા અને બીજીના વાદળી હોય તો બન્ને મળીને લીલો રગ નહિ થયો ? કે પછી એક તિસિંગ પોતાના વસ્ત્રો કાઢી જતી રહી—જેમ એક શખલુ છોડીને માછલી બીજામા વસે છે તેમ ?'

'જુદા જુદા પાઠાન્તરોમા વસ્ત્રો વિશે ઉલ્લેખ નથી,' મારા મિત્રે કહ્યુ, 'એટલે હું કશુ કહી શકતો નથી બૌદ્ધ દૃષ્ટિબિંદુથી જોતા આ પ્રશ્ન મહત્ત્વનો નથી સિદ્ધાતનો પ્રશ્ન છે તે હું ધારુ છુ તેમ તિસિંગના દેહ સબધી છે'

'અને એ વિશે તો કંઇ લખ્યુ જ નથી'

'પ્રશ્ન ઉકેલ્યો નથી એ જ એનો અર્થ'

'શી રીતે ?'

'કારણ કે દેહ જેવુ કશુ જ નથી×

હરિશ્ચંદ્ર ભટ્ટ

---

# જૂના મહાલયને

(પૃથ્વી)

અનેક શતવર્ષ ભૂ પર વસી નિહાળ્યુ બહુ,
સખે નવ સુણાવ કૈં સુખદ ભૂતવાર્તા મ્હને ?
વહે તુજ ઉરે અખડ ઇતિહાસના સ્રોત જે
પ્રગૂઢ, ઉકલે નહિં, તદપિ તુ કા ન બોલતો ?

કહે તુજ ઉરે રમ્યા મનુજબાળકો કેટલા ?
અને ગગન ઊડતી નિરખીં ભસ્મ એ દેહની ?
સમૃદ્ધિ ત્યમ નાશ, એ જગતચક્રફેરા સહુ
કઇક નિરખ્યા હશે અડગ શાન્તિ ધારી હૃદે.

ત્હને જગતનો વિનાશક્રમ કેમ સ્પર્શ્યો નહિં ?
ધર્યું અગર શુ ઉરે અમર તત્ત્વ છૂપું કંઈ !
પ્રસાદ પરમાત્મનો સુખદ મેળવી તુ ઊભો,
અમૂલ કથની કહી મનુજચિત્ત ઉદ્બોધવા

ભલે અચલ તુ સદાય અહીં રૂહે, સહી કાલના
અનેક વ્રણને, સુણાવ ગત ભવ્યતાની કથા.

बादरायण

---

× લાફ્કાડીઓ હર્નની A Question in the Zen Text નું ભાષાન્તર

# સદ્‌ગત વાડીલાલ શાહનાં કેટલાંક વિચારસૂત્રો

[ પ્રાસ્તાવિક

આ વિચારસૂત્રોરૂપી સંગ્રહને પ્રસ્તાવનાની ભાગ્યેજ જરૂર હોય, છતાં યે એક ટૂંકી ને ટચ વાત તો કહ્યા સિવાય રહી' શકતો નથી. સદ્‌ગત વા. મો. શાહે તેમનાં લખાણોમાંથી આ પ્રકારનો સંગ્રહ કરવાનું ફરમાવતી વખતે મને કહેલું કે 'હિંદ અને ઇંગ્લાંડ વચ્ચે જેમ મહાસાગર ભેદ પાડે છે, તેમ મનુષ્ય મનુષ્ય વચ્ચે ખાસિયત ( ખાસ ગુણ–characteristic) અથવા ખાસ ગુણથી ઉપજતું દષ્ટિબિન્દુ ભિન્નતા ઉપજાવે છે. આથી, ઇરાદો ખરાબ ન હોવા છતાંય, એક મનુષ્ય બીજા મનુષ્યના વર્તન, વિચાર કે શબ્દને સમજવામાં ભૂલ કરે છે. એમ ન થવા પામે એટલા ખાતર મારાં સઘળાં લખાણોમાંથી વીણી કાઢીને, તેમાં રહેલી સૂત્રાત્મક વ્યાખ્યાઓ અને ખાસ અર્થમાં વપરાએલા શબ્દોનો સંગ્રહ કરો કે જેથી મારાં લખાણ તેમજ મારા વર્તનને 'જનતા' કંઈક અંશે પણ સમજવાને શક્તિમાન થાય.' અને સદ્‌ગત શાહની એ અભિલાષાને સંતોષવા ખાતર આવા શબ્દસંગ્રહનો એક હપતો મેં 'જૈન પ્રકાશ' સાપ્તાહિકના એક અંકમાં એ વખતે પ્રગટ પણ કરેલો; પરંતુ પછીથી સંજોગો પ્રતિકૂળ થતાં ખોળંભે પડેલું એ કાર્ય આજે ફરીથી હાથ ધરું છું અને તે એવી આશાથી કે જીવતાં જેને 'જનતા' બહુ ઓછા પ્રમાણમાં ઓળખી શકી એવા એ ચિંતક અને ફિલસૂફ વાડીલાલ શાહનાં લખાણને સમજવામાં તેમજ તેમના વર્તનને ઠીક ઠીક રીતે ઓળખવામાં આ શબ્દસંગ્રહ કંઇક અંશે પણ લાભદાયક નીવડશે.

જેતપુર : તા. ૧૫–૪–૧૯૩૨ —ત્રિ. વી. હેમાણી ]

**મૂડીવાદી કે જડવાદી :** તે મનુષ્ય કે જેનું હરએક વર્તન, વિચાર, યોજના, વાતચીત કે મૌન સર્વ કાંઈ ધન રળવાના કે ધન બચાવવાના દષ્ટિબિંદુથી જ થતું હોય. (ધનવાન હોવું એટલું જ કાંઇ મૂડીવાદી કહેવડાવવા માટે બસ નથી.)

**બુદ્ધિવાદી :** તે મનુષ્ય કે જેનું હરએક વર્તન, વિચાર, યોજના, વાતચીત કે મૌન તર્કશાસ્ત્ર—ન્યાય–કાનૂન ( કાર્ય–કારણના સંબંધ )ને જ દષ્ટિ સામે રાખીને અને તેને જ અનુકૂળ રહીને થતું હોય. (એક માણસમાં બુદ્ધિ હોય એટલાથી કાંઇ તે બુદ્ધિવાદી ન કહેવાય.)

**અધ્યાત્મવાદી :** તે મનુષ્ય કે જેનું હરએક વર્તન, વિચાર, યોજના, વાતચીત કે મૌન આત્માભિમુખ દષ્ટિથી થતું હોય, જેમાં ધન મેળવવા કે બચાવવા–ગુમાવવાનો પ્રશ્ન ગૌણ બનતો હોય. :(એકાદ માણસમાં આત્મજ્ઞાનની સમજ હોય તેટલેથી કાંઇ તે અધ્યાત્મવાદી ન કહેવાય.)

'અધ્યાત્મવાદી 'ને સમષ્ટિભાન હોય અર્થાત્ વ્યાપક ભાન હોય. ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, હિતદષ્ટિ ઇત્યાદિ કોઇ પણ એક જ ચીજને વળગી રહીને તેનું બોલવું, વિચારવું કે વર્તવું ન થતું હોય. બધાં દષ્ટિબિંદુઓ તેના વર્તનમાં સ્વભાવતઃ સમાએલાં હોય. એક નજીવામાં નજીવી બાબત કે પદાર્થ કે વ્યક્તિ પણ તેને વિશ્વ જેટલી ઉપયોગી દેખાય અને આખું વિશ્વ એક અણુ જેટલું લાગે.

અધ્યાત્મવાદી પાસે મૂડી કે બુદ્ધિ હોઇ શકે, અને ન પણ હોય. મૂડીવાદી પાસે બુદ્ધિ અને આત્મવિદ્યા હોઇ શકે, અને ન પણ હોય.

**નીતિવાદી :** મારા દરેક લેખમાં 'નીતિવાદી' શબ્દ ખાસ અર્થમાં વપરાએલો હોય છે તે ધ્યાનમાં રાખવું. 'નીતિ'નો સ્વીકાર કરે તે નીતિવાદી એમ નહિ, પરંતુ દરેક બાબતનો તોલ 'નીતિ'ના જ કાટલાથી કરે, નીતિ માટે અને નીતિ વડે જ દુનિયા અને જીવન છે એવો એકાંતવાદ માને તે.

**કષ્ટ અને તપ :** કુદરતની ઘટના કે શત્રુ યા સંબંધીજનોની કોઇ ક્રિયા એક વ્યક્તિ પર પડીને તેના ચિત્તમાં ખળભળાટ ઉપજાવે ત્યારે તે કષ્ટ કહેવાય; વ્યક્તિ પોતે પોતાને પીડા ઉપજે એટલી હદની તકલીફ લે, શ્રમ કરે, 'પુરુષાર્થ' કરે, ત્યારે તે 'તપ' કહેવાય. એક પરતંત્રતાનું સહવું છે; બીજું સ્વતંત્રતાનું સહવું છે.

'તપ' એટલે Exertion, શ્રમ; પોતાના મનને શ્રમમાં ઉતારવાની ક્રિયા. મનને શ્રમમાં ઉતારવા માટે શરીરને શ્રમમાં ઉતારવાની ક્રિયાથી શરૂઆત કરવી પડે, તેથી શારીરિક તેમજ માનસિક બન્ને શ્રમોને 'તપ' કહેવાય. ઉપવાસ એ શારીરિક તપ; મનન આદિ એ માનસિક તપ.

**ફુરસદ અને ધીરજ :** ફુરસદ (Leisure) એ શબ્દ **સમયને** ઉદ્દેશીને હું વાપરતો નથી, પણ મનની ફુરસદના અર્થમાં—મનને સર્વ પ્રવૃત્તિમાથી ખેંચી લઇ એક જ ધ્યેય પર લગાડવાની સગવડના અર્થમાં વાપરું છું. * * * ફુરસદ એ કોઇ અક્રિય તત્ત્વ નથી, પણ વધુમાં વધુ સક્રિય તત્ત્વ છે.

અને એ **ધીરજ** નામનો માલ કોઇ પ્રમાદભૂમિકાનો પાક નથી, પણ સારી રીતે ખેડાએલી સહનશક્તિ (Endurance) નામની જમીનનો છોડ છે. એ ધીરજ વડે જ, જોવા-સાંભળવા-વાંચવામાં આવતા તમામ પ્રાણી-પદાર્થ-ઘટના-વિચાર પર પ્રથમ પૃથક્કરણ (Analysis) અને પછી સમન્વય (Synthesis) ક્રિયા કરી શકાય છે અને એ રીતે તેની ખરી કિંમત આંકી શકાય છે. જેનાથી આ ક્રિયાઓ થઇ શકતી નથી તેને કોઇ પ્રાણી-પદાર્થ-ઘટના-વિચાર પર અભિપ્રાય યા જજમેન્ટ આપવાનો અધિકાર ન હોઇ શકે.

**પૃથક્કરણ અને સમન્વય :** એક ચીજનાં અંગોપાંગ જુદાં પાડી પ્રત્યેકનું સ્વરૂપ તપાસવાની ક્રિયા તે પૃથક્કરણ ક્રિયા; અને છૂટા ભાગોને એકત્ર કરી આખા શરીરથી શું બને તે જોવું તે સમન્વય ક્રિયા. સાયન્સ પૃથક્કરણશક્તિ આપે છે, યોગ સમન્વયશક્તિ આપે છે.

**પ્રગતિ :** બાહ્ય આબાદી કે બાહ્ય બરબાદી સાથે 'પ્રગતિ'ને કંઇ જ સંબંધ ન હોય. ગુણસ્થાનના પ્રકૃતિના ઊંચાણ પર ચડવું તે પ્રગતિ. પ્રગતિ એટલે ગુણસ્થાનકમારોહણ. ઊંઘ, થાક, ભૂખ આદિ સ્થૂલ તથા તંગી, અપયશ, અપમાન, પરાજય આદિ સૂક્ષ્મ સતામણીઓ સહવાની તાકાદમાં આગળ વધવું તે પ્રગતિ; હિંમત, સાહસ, આત્મભોગ, બુદ્ધિ અને વૃત્તિના વિસ્તારમાં ભયંકર પીડાજનક હદ સુધી આગળ ધસવું તે પ્રગતિ.

**કોન્ફરન્સ, જ્ઞાતિ, સંઘ :** મનુષ્યોની એક સખ્યાનો વિકાસ કરનાર બંધારણ. વિકાસ ન કરી શકે ત્યાં સુધી તે સહન કરી લેવા યોગ્ય ગણાય, અને વિકાસને અટકાવનાર કે હાનિ કરનાર થાય ત્યારે તોડી નાખવા યોગ્ય ગણાય. વ્યક્તિ માટે બંધારણ છે, બંધારણ માટે વ્યક્તિ નથી.......ફંડ, સંપ, બીજી કોમોમાં કે સરકારમાં માન : એ કશાના

હોવા ન હોવા સાથે કે એ ચીજોનાં રક્ષણ કે નાશ સાથે, કોઇ પણ સંઘટ્ટનને રક્ષવા —સંહારવાનો પ્રશ્ન સંબંધ રાખતો નથી.

શ્રાવક: 'શ્રવણ કરે તે શ્રાવક.' પણ તે 'શ્રવણ' કાનોથી નહિ, પણ કાનોની પાછળ રહેલા કાનથી થતું હોય–અર્થાત્ ચિત્તથી 'શ્રવણ' મનનરૂપ થતું જોઇએ, અને મનન પછી નિદિધ્યાસનના રૂપમાં પલટાવું જોઇએ. માત્ર 'શ્રવણ' કરી શકે તે ત્રીજા દરજ્જાનો 'શ્રાવક,' 'મનન' કરી શકે તે બીજા દરજ્જાનો, અને 'નિદિધ્યાસન' કરી શકે તે પ્રથમ દરજ્જાનો 'શ્રાવક' કહેવાય. જ્યાં 'નિદિધ્યાસન' છે ત્યાં ધાર્મિક જીવન એટલે ઉચ્ચ ચારિત્ર આપોઆપ બનવા પામે છે......'શ્રાવક' એટલે ફલદાયક થઇ પડે એવી રીતે શ્રવણ (તેમ જ વાચન) કરવાની તાલીમ પામેલી વ્યક્તિ.*

વિશેષ હવે પછી] ૨૪૦ વાડીલાલ મો. શાહ

---

# વૃક્ષપ્રેમ: પશ્ચિમ અને આપણે

કુદરત ને માનવની જોડી એક બીજાથી હસે ખીલે,
ચકવા જોડી એ જ ખરી છે વિયોગથી ઝુરાઇ મરે. બ. ક. ઠાકોર

મનુષ્યનાં સંસ્કૃતિ અને ઉલ્લાસનાં માપ વનસ્પતિ અને પ્રાણી તરફનાં તેનાં માન, મમતા અને પુરુષાર્થ ઉપરથી અમુક અંશે કાઢી શકાય.

વનસ્પતિમાં વૃક્ષનું સ્થાન મહત્ત્વનું છે. વૃક્ષો ઉલ્લાસ અને ઉપયોગની દૃષ્ટિએ પસંદ કરાય. એની પસંદગી પરથી પ્રજાના સંસ્કાર અને પુરુષાર્થ અંકાય. વૃક્ષો પણ પ્રજાસંસ્કારની પારાશીશી છે.

વૃક્ષો બે વિભાગમાં વહેંચાય: જનવૃક્ષો અને વનવૃક્ષો. જનવૃક્ષોમાં નગરવૃક્ષો અને નગરવૃક્ષોમાં ય માર્ગવૃક્ષો પૂરતી વિચારમર્યાદા અત્રે સ્વીકારી છે.

વૃક્ષો અર્થ, આનંદ અને આરોગ્યનાં દાયક છે: (૧) તેનાં ફળ, કાષ્ઠ આદિ ભાગોદ્વારા અર્થલાભ થાય છે; (૨) તેના દૃશ્ય માત્રથી આનંદલાભ થાય છે; (૩) (अ) બાષ્પોચ્છ્વાસ (Transpiration) દ્વારા તેનાં પત્રો હવામાં આર્દ્રતા (Humidity) ભરીને શીતળ શાંતિ બક્ષે છે; (ब) પ્રકાશસંયોજન (Photosynthesis) દ્વારા તેઓ વાતાવરણમાં પ્રાણવાયુનો અધિકાધિક સંચય કરી પ્રાણીઓને ત્રીજું ફેફસું પૂરું પાડે છે. ઉપરાંત છાંયો આપી ઉષ્ણમાન (Temperature) ઓછું કરે છે અને રંગ વડે આંખ અને મનને આરામ આપે છે. આ રીતે તે આરોગ્ય બક્ષે [illegible] સમૃદ્ધિર્ભોન[illegible] આ ઉપરાંત તેના આડકતરા લાભ છે તે તો જુદા: (अ) ધરતીમૈયાના અંતર[illegible] કોઇ પણ [illegible]oil) ધાવી ભૂપૃષ્ઠને (Soil) સમૃદ્ધ બનાવે છે; (ब) ખાતર પૂરું પાડે છે; ([illegible] દૃષ્ટિબિંદુનો ઘસારો અને ધોવાણ (Denudation & Erosion) [illegible]પદાર્થ

* સંપાદક: ત્રિભુવ[illegible] હીરજી હેમાણી.

અટકાવે છે; (ઙ) એટલું જ નહિ પરંતુ, વરસાદને તે આકર્ષે છે કે નહિ એ ભલે શંકાસ્પદ હોય છતાં અંતર્જળને (Water Table) તો એ ખસુસ ઊંચે ને ઊંચે જ રાખે છે કે જેથી કુવાઓનાં જળ ઊંડાં જતાં નથી, ઝરણુ સૂકાતાં નથી અને ખેતરને પણ એ જળ વધારે સુલભ બની શકે છે; (ૃ) ભૂપૃષ્ઠને છાય દઈ ખારને (Salt efflorescence) ખાળે છે. આવા આડકતરા લાભ અને સીધા લાભમાં કયા ચડે એ જ સવાલ છે. મતલબ કે આડકતરા લાભ જ એટલા સરસ છે કે વૃક્ષ એની ખાતર પણ અનિવાર્યે નહિ તો આવશ્યક તો ઠરે જ છે.

દૃષ્ટિ બે છે : આવશ્યકતાની અને શક્યતાની. વનસ્પતિનાં બાહ્યલક્ષણો અને ઉપયોગની દૃષ્ટિ (Economical Viewpoint) કરતાં જમીન, હવા અને પાણીને લીધે પરિસ્થિતિને અનુકૂળ થવાની વનસ્પતિની શક્તિ અને શક્યતાની (Ecological) દૃષ્ટિ સર્વોપરિ અને નિર્ણાયક છે. વૃક્ષોની પસંદગીમાં ભૂપૃષ્ઠ અને આબોહવા એ નિર્ણાયક અંગો છે. એ દૃષ્ટિ સામેલ કરવાથી સફળતા મળે છે અને કામ ઘણું સરલ થઇ પડે છે. જેમકે કાઠિયાવાડ, કચ્છ અને ગુજરાત કે તેના વિભાગ ઝાલાવાડ, ગોહિલવાડ, પંચમહાલ, ખેડા, સુરત કે ભાલ વગેરેની પ્રાકૃતિક રચના (Physiography, Topography & Climate)માં ઘણો જ ફેર છે; તેથી વનસ્પતિની પસંદગી પણ એ ધોરણે થવી ઘટે. ઉષ્માપ્રેમી (Xerophytes), ક્ષારપ્રેમી (Halophytes), જળપ્રેમી (Hydrophytes), પ્રસ્તરપ્રેમી (Lithophytes), છાયાપ્રેમી એમ અનેક જાતના વનસ્પતિના વર્ગો (Ecological Classification) તેની સંવિધાશક્તિ અનુસાર થાય છે. આ દૃષ્ટિ ૯૫% દાખલામાં હોતી નથી તેથી આપણા પ્રયાસ વિફળ જાય છે. 'પ્રસ્થાન'ના માગશર અને મહાના અંકોમાં 'રસ્તા પરનાં ઝાડો' એ મથાળા નીચે બે સુંદર નોંધો આવી છે. તેમાં વૃક્ષોની નામાવલિઓ પણ છે. હું એના અનુસંધાનમાં 'સંવિધા'ની (Ecological Viewpoint) દૃષ્ટિ સામેલ રાખી પસંદગી કરવાની ભલામણ કરવાની તક લઉં છું. જેમકે કચ્છના રણપ્રદેશમાં (Drunes) રેતીના ઢૂંઆને અંકુશમાં રાખનાર ક્ષારવેલો જ જોઇએ. બહુ ઉજ્જડ ભાલ પ્રદેશમાં જાળપીલુડી, ખીજડા, ગુગળ, પીંપળ વગેરેથી જ શરૂઆત કરાય. ઇત્યાદિ.

રસ્તા ઉપરનાં ઝાડોની વાતમાં ઢોરના ધણને મારેના ગોંદરા જેવાં વિશ્રામસ્થાન, ગામડાના હટાણું કરવા આવતા ગામડિયા ભાઇઓ અને તેમનાં બળદનાં વિશ્રામસ્થાન રૂપ ઝોક, ઝાંપા, સીમાડા કે વટેમાર્ગુના વિસામા, કાલાં ફોલવા મળતી બહેનોના આઢ વગેરે સ્થળો ઉપરાંત ગામડાંની કે શહેરોની સંસ્થાઓ વૃક્ષવ્યૂહોથી છવાઈ જાય, એ આદર્શ આપણે સેવવો જોઇએ. આપણે એ શોખ કેળવીએ તો ગરીબોનાં ઝુંપડાંનાં હાલનાં ગંધાતાં સડેલાં ગાભા સળિયા કે પતરાંને સ્થાને ઘાસ પાંદડાં અને ઝાડ દેખાય. ઘોડાહાર—તબેલા કે કબૂતરખાના જેવી નિશાળોનું સ્થાન પર્ણશાળાઓ લે. કારખાનાના ભૂંગળાથી દૂષિત થયેલી હવાને વૃક્ષકુંજો ઉગાડી તેના પ્રાણવાયુથી શુદ્ધિ વધારી કરેલી અશુદ્ધિ ભરપાઇ કરી દેવાની જવાબદારી કારખાનાના માલિકો સ્વીકારતા કે વિચારતા થાય. ગરીબ ચીંથરેહાલ બહેનો દાતણની ચીર સુદ્ધાં વીણી લઇને બળતણનું પૂરું કરે છે અગર જનતાને કેવળ લાકડાના અભાવે છાણના સુવર્ણમય ખાતરને છાણાંરૂપે બાળી દેવું પડે છે તેને બદલે પુષ્કળ વૃક્ષો, પુષ્કળ પ્રાણવાયુ અને પુષ્કળ બળતણ ક્યારે મળશે? હાલની સ્થિતિથી કયા

સહૃદયીનું દિલ નહિ બળતું હોય ? ઇંધનવૃક્ષો એ જ એનો ઉપાય છે. બળતણ માટે બાવળ, મહુડા, કેરડો, પીલુડી વગેરે હલકાંભારે ઝાડઝાડવાં આડે વગડે અને ઊભે વગડે વવાય તો જ એ બને

કાઠિયાવાડનાં બે પડોશી દેશી રાજ્યોનો દાખલો હું જાણું છું. એકમાં વર્ષે હજારેક ઝાડ ગામડાં વગેરે ભાગમાં વવરાવાય છે તેનું દશ્ય સુંદર લાગે છે—જો કે ત્યાં મોટા જુલમ વધુ છે છતાં તેનો ત્રાસ વૃક્ષની શીતળ છાયા અને હરિયાળીમાં હળવો નથી થતો તો ખસૂસ ઢંકાઇ જાય છે; જ્યારે એનું પડોશી રાજ્ય દેખાવમાં ઉજ્જડ છે. રાજ્યમહેલની લીલોતરી રણમાં રણકુંજ ( Oasis ) સમી આંખે ચડે છે તે બાદ કરતાં તેનું વનસ્પતિધન ઘસાતું ભુંસાતું જાય છે. ખેડૂતોના ત્રાસ વધારે નજરે ચડે છે.

ઔદ્યોગિક દૃષ્ટિની તો આશા જ શાની રાખીએ? જેમકે સાણુના મથકસમા વઢવાણમાં વર્ષે લાખ પોણા લાખની કિંમતનું તો ડોળિયું ( મહુડાનું તેલ ) વપરાય છે. હવે મહુડાનાં વન વસાવવાનો પ્રયાસ ત્યાં ન થવો ઘટે ? આવી રીતે અલગ અલગ સ્થળના અલગ અલગ સવાલ હોય છે પણ આપણે વનસ્પતિપ્રેમ ખોઇ બેઠા છીએ, વનસ્પતિધનની બાબતમાં પણ આપણે નાદાર થતા જઇએ છીએ, એ શોક અને શરમની સ્થિતિ ક્યારે બદલાશે ?

'તારે તે તરુ' એવી તરુની વ્યુત્પત્તિ છે. તરુ અને તરુણ બન્ને વચ્ચે નિકટ સંબંધ છે. તરુણ એટલે તરુ દ્વારા ઉદ્ધાર કરે તે—એવી એક વ્યાખ્યા યુક્તિયુક્ત નથી ? પશ્ચિમમાં તરુણે તરુ દ્વારા કેવો ઉદ્ધાર કર્યો છે તે હવે વિચારીએ.

## આર્બર ડે : વૃક્ષારોપણ દિન

અમેરિકાનો જ દાખલો લઇએ. આપણે નાગપાંચમ અને રાંધણછઠ ઉજવીએ છીએ તેમાં વિજ્ઞાન, ધર્મ કે બીજા કશાને કેટલું સ્થાન હશે ? તેમાં શા રસ અને રહસ્ય હશે ? હશે તો કેટલા હશે ? એ જેમ શંકાસ્પદ છે છતાં આપણે ઉજવીએ જઇએ છીએ, તેમ તેઓ નથી કરતાં. મહારાષ્ટ્રે જેમ લોકમાન્યની પ્રેરણાથી ગણેશોત્સવ દાખલ કર્યો અને રાષ્ટ્રીય રંગ આપ્યો, બંગાળે દુર્ગાપૂજા દ્વારા કાંઇક ચેતનસંચાર કર્યો અને હાલ દાંડીદિન, જલિયાનવાલા ડે વગેરે દિવસો દેશ ઉજવવા લાગ્યો છે, તેમ આપણે હવે નવાં પર્વો ઊભાં કરવાં જોઇએ. અમેરિકા આર્બર ડે ઉજવે છે. તે દિવસે આખા દેશમાં શું વૃદ્ધયુવા, સ્ત્રીપુરુષ, રંકધની વૃક્ષારોપણ કરે છે. આપણે ય વિજયાદશમીએ શમીપૂજન કે વસંતપંચમીએ વસંત વધાવીએ છીએ. તે ક્રિયાઓ હાલ તો સાપ ગયા અને લીસોટા રહ્યા જેવી રસ અને રહસ્યશૂન્ય બનતી જાય છે, તેને બદલે તે કે અન્ય અનુકૂળ નિયત દિવસે વૃક્ષારોપણનો દેશક્રમ રાખીએ તો ? ધનતેરશને દિવસે ધન પૂજવાને બદલે યોગ્ય રીતે વાપરતાં અથવા ધણ-ગાયનું પૂજન કરવા અને દોડાવવાની ગતાનુગતિક ક્રિયાને બદલે એ દિવસે ઢોર ઉપરથી તમામ ઇતરડી, જૂવા, બગાને ઉતારી લેવાનું કાર્ય કરીએ તો ? એવા ઇતરડીદિન ( Tick Day ) કે વૃક્ષદિન ( Tree Day ) ઉજવવાનું ક્યારે કરીશું ?

## ટ્રી પ્લૅન્ટેશન આર્મી : વૃક્ષચમૂ

અમેરિકાદિ દેશોમાં લાખો સભ્યોની સંખ્યા ધરાવતાં મંડળો છે, જેનું કાર્ય વૃક્ષારોપણ કરવાનું છે. પ્રેસિડન્ટ હૂવરથી માંડી છાપું વેચનાર ટોમ ડીક કે હેરી હરકોઇ એનો સભ્ય

હોય છે. એ સભ્યોને પોતાના જીવનના કાર્ય ઉપરાંત એક કે બને તેટલાં ઝાડ ઉછેરવાનાં હોય છે. એ સભ્યનું રાષ્ટ્રપ્રતિષ્ઠાના દફતરમાં નામ નોંધાય છે, અને તે નાગરિક ધર્મ અદા કર્યાનો સંતોષ મેળવે છે. સ્ત્રી, બાળક કે પુરુષની વિજ્ઞાન, વિનોદ, કેળવણી, ધર્મ, લશ્કર કે હરકોઇ સંસ્થા અમેરિકાના વૃક્ષારોપણ સંઘના (ટ્રી પ્લેન્ટેશન એસોસિયેશન) કાર્યમાં વૃક્ષો, વૃક્ષકુંજો અને વનો વસાવીને પોતાની હસ્તી સાર્થક કરે છે. કોઇ પણ સંસ્થા યા શહેરી દેશના સમસ્ત હિતાર્થે આવો ફાળો આપવો એને આવશ્યક અને માનભર્યું કામ સમજે છે.

મોરીસ મેક કાર્થી (વીન્ટ્રોપ, ન્યુયોર્ક) નામના તેર વર્ષના કિશોરનો જ્વલંત દાખલો ટાંકું. જ્યારથી એ છોકરો સમજતો થયો, હાથમાં રોપા ઊંચકી શકે અને જમીનમાં રોપી શકે એવડો થયો, ત્યારથી તે રોપવાના કાર્યમાં તેના બાપ સાથે જોડાયો હતો. હમણાં જ એણે હજાર પાઇનનાં ઝાડ રોપ્યાં અને તેર વર્ષની વયે કુલ અગિયાર હજાર ઝાડ રોપીને પૃથ્વીનાં પૂજન કરી ચૂક્યો છે.

આપણે ત્યાંની સ્થિતિ વિપરીત છે. વનસ્પતિશાસ્ત્ર (Botany)ના અનેક વિદ્યાર્થીઓ અને અધ્યાપકો હશે કે જેઓ પોતાની આખી આવરદામાં પૂરેપાધરો એકાદ છોડ રોપ્યા કે ઉછેર્યા વિના ચાલ્યા ગયા હશે ! આપણે યજ્ઞમાં માનતા હોઇએ તો જેટલો વાયુ ઉચ્છ્વાસ ઇત્યાદિથી દૂષિત કરીએ તેટલો વૃક્ષો રોપી તેના પ્રાણવાયુ દ્વારા શુદ્ધ કરવો જોઇએ. સઘૃત યજ્ઞોની સ્થિતિ કે શક્તિ હાલ નથી ત્યારે આપણે આ નૂતન યજ્ઞ શાને ન આદરીએ ? यज्ञेन भावित्ता देवा ते देवा भावयन्तु नः ।નો ક્રમ આપણે જલદી શરૂ કરવો જોઇએ. આ યજ્ઞથી તો વરુણ અને વાયુ બન્ને દેવો પ્રસન્ન થઇ શકે અને ઉભયનો યોગ એટલે જ વૃષ્ટિ, તુષ્ટિ અને પુષ્ટિ !

## વૉશિંગ્ટનની દ્વિશતવર્ષી

યુદ્ધમાં પહેલા, સુલેહમાં પહેલા અને દેશવાસીના હૃદયમાં પહેલા એવા અમેરિકાના મુક્તિપ્રદાતા જ્યૉર્જ વૉશિંગ્ટનની બસોમી સંવત્સરી ૧૯૩૨ ની સાલમાં ઉજવાશે. તે ઉજવવા માટે પંચ નિમાયું છે. તે ગંજાવર તૈયારીઓ કરી રહ્યું છે. અમેરિકાના એ સીતારાની પાક યાદીમાં અનેક શાળાઓ, મહાશાળાઓ, પુસ્તકાલયો, વૃક્ષરાજીઓ (Avenues) અને સ્મારક મંદિરો સ્થપાયાં છે. પણ આ પર્વણી તો કોઇ અલૌકિક અને અનોખી ઢબે જ ઉજવાશે. જ્યૉર્જ વૉશિંગ્ટનના બાલ્યકાળનાં બે સ્મરણો આપણે વાચનમાળામાં વાંચી ગયા છીએ. એક તો નાનપણમાં 'જ્યૉર્જ વૉશિંગ્ટન' એ અક્ષરોમાં ઝીણા રોપા ઉગાડેલા અને બાપના ચપ્પુ વતી પિતાના પ્રિય વૃક્ષને કાપા પાડેલા અને એ ભૂલ કબૂલ કરેલી. એ સત્યવાદિતા અને વૃક્ષપ્રેમનાં સ્મરણોને સ્મરણાંકિત કરવા **વૉશિંગ્ટનની અમેરિકન ટ્રી એસોસિયેશને વૃક્ષયમૂના સભ્યોદ્વારા આદિપ્રમુખના સ્મરણાર્થે એક કરોડ અને વીસ લાખ વૃક્ષો વવાયાની નોંધ લીધી** છે. આ વૃક્ષોની આસપાસ સેંકડો સંસ્થાના નાગરિકો નવાંવૃક્ષો રોપશે અને તેના ઉપર વાવટાની નિશાનીઓ ચોડશે. આ દૃશ્ય કેટલું મનોરમ અને ચેતનાપ્રદ થશે ? આ ઉપરાંત વૉશિંગ્ટન સ્મારક વનો, વૃક્ષરાજીઓ ઇત્યાદિ અર્પાશે એ તો જુદું. આમ વૉશિંગ્ટનનું વૃક્ષશ્રાદ્ધ સરાવવાના ભરપૂર કાર્યક્રમો ધમધોકાર ચાલુ થઈ ગયા છે. આમાં ભાગ લેનારાનાં નામ દેશના ચોપડે નોંધાશે.

આમ સવા કરોડ વૃક્ષોનો શ્રાદ્ધપિંડ પામનાર રાષ્ટ્રપિતા વૉશિંગ્ટન, પિંડદાતા વર્તમાન પ્રજા કે શ્રેય પામનાર ભાવી પ્રજામાં કોણ કેટલું ભાગ્યશાળી લેખાય ? વૃક્ષસ્મારક જેવું

સચેતન, ચિરંજીવી અને લલિત સ્મારક બીજું કયું હોઇ શકે? પેન્સિલવેનિયાના વેસ્ટર્ન સ્ટેટ પેનીટેન્શરીના વેલફેર ખાતાના પચાસેક સભ્યોએ એ રાષ્ટ્રપિતામહના શ્રેયાર્થે ત્રીસ હજાર વૃક્ષ વાવ્યાં છે. ત્યાં હજારો શિક્ષણસંસ્થાનાં ચોગાનોમાં પિતામહસ્મારકતરુઓ વિલસે છે. સ્ટોકહોમ ફોરેસ્ટ્રીની ૪ હ કલબ કે જેમાં ઉપર્યુક્ત તેર વર્ષનો કિશોર કાર્યો પણ સભ્ય છે તેણે એક લાખ પાંચ હજાર વૃક્ષો અને પેન્સિલવેનિયાના બર્કસ કાઉન્ટીએ દશ લાખ વૃક્ષો ઉગાડયાં છે. એક ન્યાયાધીશે ત્રણ હજાર ઉગાડયાં છે. વીસ્કોન્સીનના મહિલા મંડળે ૬૪૦ એકરનો ટુકડો એ પિતામહના સ્મરણાર્થે વૃક્ષારોપણ માટે કાઢયો છે. આ રીતે અનેક સંસ્થાનો, સંસ્થાઓ અને વ્યક્તિઓએ માંહોમાંહે સ્મરણધન્ય બનવા હરીફાઇ આદરી છે. કેટલીક સંસ્થાઓએ તો ત્રણ મહીનાનું ચરણ જ એ માટે નિયત કર્યું છે. રૂઝવેલ્ટ ગવર્નમેન્ટે એક લાખ ઝાડ સ્મરણાર્થે ચડાવ્યાં છે

એકલા પીટસબર્ગે શહેરે જ અગિયાર લાખ પંદર હજાર વૃક્ષો આવતી વસંતમાં વાવવાનું બીડું ઝડપ્યું છે અને શરૂઆતમાં જ દશ હજાર વૃક્ષો રોપીને સંકલ્પનું જળ મૂકયું છે.

જ્યારે ૧૭૩૨ ઝાડો વાવીને ૮૬ ફુટ લાંબા અને ૬૦ ફુટ પહોળા એવા ત્રણ વૃક્ષાક્ષરો–W. M. P. (વૉશિંગ્ટન મેમોરિયલ પ્લેન્ટીંગ)–પૃથ્વીને પાટલે લખાશે ત્યારે ભાવી પેઢીઓ અને સદીઓ એ અમર અક્ષરોના ઉરસંદેશ ઉકેલશે.

### ત્યારે આપણે કયાં?

આપણા પુણ્યશ્લોક પિતામહ ગાંધીજીની જયંતીઓ અને સંવત્સરીઓ આવા બુલંદ રૂપમાં આપણે ક્યારે ઉજવતા થઇશું? હિંદનાં સાત લાખ ગામડાં દર ગાંધી જયંતીએ પંદર–પંદર ઝાડ વાવીને વર્ષે કરોડ કરી શકે. એને માટે એ અત્યંત શક્ય અને સરળ છે. કીડિયારું પૂરવું, પારેવાંને ચણ નાખવી, કૂતરાને રોટલા નીરવા, વાંદરાંને ચણા નાખવા કે એવી અનેકવિધ નાની નમાલી પ્રવૃત્તિઓમાંથી આપણે ક્યારે ઊંચા આવીશું? दीर्घं पश्य मा ह्रस्वं-ની યુગઘોષણા આપણા બહેરા કે બઠ્ઠા કાન સોંસરી કયારે પહોંચશે? પશ્ચિમમાં જાહેર પ્રજા ઉપરાંત રાજ્ય અને સુધરાઇઓ વૃક્ષારોપણ સંબંધી કાંઇ ઓછું નથી કરતાં. પ્રત્યેક દેશમાં વૃક્ષારોપણ વિભાગ જ અલગ હોય છે અને તે આપણને ચકિત કરે તેવું સુંદર કામ કરે છે.

હવે જર્મનીનો દાખલો લઇએ.

બર્લીનના રસ્તા ઉપર ત્યાંની મ્યુનિસિપાલિટીએ ૪૭૮૦૦૦ વૃક્ષો ઉછેર્યા છે. શહેરનો કુલ ૪૭૦૦ એકર જેટલો ભાગ તો મનોરમ અને મનઃશમ હરિયાળા કુંજનો જ બનેલો છે. બર્લીન તેના પ્રત્યેક શહેરી દીઠ ૩૫ ચોરસવાર કુંજ પૂરો પાડે છે; ત્યારે આપણા શહેરોમાં કેટલી વિપરીત સ્થિતિ છે? આપણાં મજૂરકુટુંબોને રહેવા માટે પણ પૂરા પાંત્રીસ ચોરસવાર જગ્યા ગંધાતાં ઝુંપડાંઓ માટે પણ મળતી નથી!

થોર, કરમદા, બીજોરા, બોર ટીપારી (ગુઝબેરીઝ), કોઠી, કાકડી, ટમેટા, શેતુર, ઘીતેલાં, શીંગોડાં જેવા અનેક જાતના છોડ ઉગાડીને ગરીબ પ્રજાને શરબતો અને વનફળ મેવા પૂરા પાડી શકીએ. પ્રજા અને બાળકની પ્રજીવનક પ્રેરણા (Vitamin Instinct) કે ક્ષાર પ્રેરણા (Salt Instinct) પૂરી પાડવા આવા છોડ વાવવા જોઇએ. આંખોને ઠારવા મનોહર ફૂલો, પોષણ માટે બદામ, અખરોટ, અંજીર, કાજૂ, ફણસ, મહુડા ઇત્યાદિ વૃક્ષો ઉગાડી શકીએ. આ બધાનું અર્થશાસ્ત્ર વિચારીએ તોપણ સરતું અને સૂતરુ પડે તેમ છે.

વડ, સીસમ, મેહોગની, મહુડા, દેવદાર, લીંબડો, પીપળ, સામન, ગુલમોર વગેરેની

વૃક્ષરાજીઓ (Avenues) દરેક ગામગામડે અને શહેરે, તેના માર્ગે, તળાવે, મંદિરે, ચોકે, ચોગાને, ચોતરે કે ઝાંઝે વગેરે ઉપર વાવીએ તો પૃથ્વીનો સિક્કો બદલાઇ જાય. મોટા વિશાળ રાજમાર્ગો ઉપર દ્વિરાજીઓ (Double Avenues) ઉગાડીએ તો કેવું સારું? વડ, પીંપળા જેવાં પુરાણાં ઝાડો જવાથી તે ઉપર અધોમુખ તપ તપતી વાગોળો વગેરે ગયાં અને તેથી માખી અને મચ્છરના ઉપદ્રવ વધ્યા એવી વાતો પણ લક્ષમાં રાખીએ.

અહલ્યાબાઈ હોલ્કર યાત્રાએ જતાં ત્યારે તીર્થસ્થાનોના તળાવ વગેરે ભાગો ઉપર બીયાં વેરતાં એમ કહેવાય છે.

કદાચ દેવદર્શને જતા દાણા વેરવાના હાલના રિવાજને બદલે મૂળ વૃક્ષારોપણ માટે બીયાં વેરી મંદિરોને વૃક્ષવિભૂષિત રાખવાનો ઉદ્દેશ હશે. ગમે તેમ હોય તો પણ હાલ તો દેવ કે પૂજારી, મંદિર કે ઘર સૌ કોઇ વૃક્ષચ્છાયા વિના સંસારના તાપ સહે છે એ તો પ્રત્યક્ષ છે.

વાદળી ગુલમોર, અરીઠાં, વગેરે જેવાં નવીન ઝાડ આપણે દાખલ કરવાં જોઇએ. સ્થાનિક પરિસ્થિતિ અનુસાર આ દિશામાં પ્રયોગ અને અભ્યાસ થવો જોઇએ. સતત સંશોધનની જરૂર છે. ખારા ધૂપાણીમા કે પથ્થરવાળી જમીનમાં કુદરત સામે ઘીકીને પણ કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓએ હરિકુંજ રચ્યાનાં ઉદાહરણો આપણે જોઇએ ત્યારે આપણને પુરુષાર્થ શું ન કરે તે સમજાય છે.

કાશી હિંદુ વિદ્યાપીઠે વીસ માઇલના રસ્તા બનાવી વૃક્ષોની દ્વિરાજીઓ રચી છે તેમ અન્ય શિક્ષણસંસ્થાઓ, આશ્રમો વગેરેએ કરવું જોઇએ. વઢવાણ કેળવણી મંડળે આ દિશામાં સારું કામ કરેલું. શાન્તિનિકેતનની ઢબે પર્ણશાળાઓ આપણે ત્યાં ઠેર ઠેર થાય તો આપણાં બાળકો વધારે શાન્તિથી રાષ્ટ્રના કોયડા ઉકેલી ન શકે? કલાઇવે મૂંઝવણ વખતે આંબાનો આશ્રય લીધો હતો અને મૂંઝવણ ઉકેલી હતી. અમેરિકાદિ દેશોની શિક્ષણસંસ્થાના ચિહ્ન (Badge), ધ્વજ જુદા જુદા હોય છે તેમ તેનું પ્રિય વૃક્ષ પણ નિયત હોય છે. તેમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓ સંસ્થાનું પાઇન, મેપલ, એલ્મ જે ઝાડ હોય તે જ્યાં તક મળે ત્યાં ઉગાડશે. ત્યાં તો વૃક્ષો ઉપર ગીતપુસ્તકો ને વિજ્ઞાનગ્રંથો રચાય છે.

આ ઉત્થાનકાળે ગૂજરાત પણ આ દિશામાં પ્રસ્થાન કરે એ આશાસહ વિરમીશું.

ડાહ્યાભાઇ જાની

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

## ૯

## મોમ્બાસાથી નૈરોબી

મોમ્બાસાથી કીનીઆ કે ઉગાન્ડા રેલ્વેની ગાડીઓ નૈરોબી માટે સાંજે સાડાચાર વાગે નીકળે છે. ૧૯૨૭ માં અઠવાડિઆમાં ઉપર ચાર ગાડીઓ જતી હતી. ૧૯૨૮–૨૯–૩૦માં દરરોજ એક ગાડી જતી હતી, પણ ૧૯૩૧ ની સાલમાં રેલવેને ખોટ જવાથી પાછી ચાર ગાડીઓ કરી નાખી છે. ૧૯૨૭માં ફર્સ્ટ કલાસ–સેકન્ડ કલાસમાં એશિયાનિવાસીઓ માટે તથા યુરોપનિવાસીઓ માટે જુદા જુદા ડબ્બા રહેતા હતા; પણ ૧૯૨૮ માં એ ભેદ નીકળી ગયો છે. મોમ્બાસાથી નૈરોબી જતાં ૧૮ કલાક લાગે છે,' એટલે વળતે દિવસ સવારે ૧૦–૩૦ વાગે પહોંચાય છે. ૧૯૨૭માં ૨૧ કલાક લાગતા હતા.

મોમ્બાસા એક બેટ છે એ આગળ કહેવાઈ ગયું છે. ૧૯૩૦માં એ બેટને આફ્રિકાની ખંડભૂમિ સાથે જોડતો મકુપાનો કોઝવે બાંધવામાં આવ્યો છે. તેના ઉપર રેલવે, મોટર, ગાડીઓ વગેરે ચાલે છે. તે પહેલાં રેલવે માટે એક પૂલ હતો. આ પૂલ મૂકીને તરત જ રેલવે પહાડ ઉપર ચડવા માંડે છે અને આફ્રિકન વનસ્થલીની અદ્ભુત લીલા એકદમ મુસાફરની દૃષ્ટિએ પડે છે. આંબાથી ભરપૂર અમરાઇઓ, કેળનાં વનો, નાળિયેરનાં ઝૂમખે-ઝૂમખાંઓ રેલવેની લગોલગ માઇલોના માઇલો સુધી ડાબાં જમણાં પથરાઇ પડેલાં હોય છે. આ ભવ્ય ફળદ્રૂપતા લગભગ ૧૪ માઇલ સુધી રહે છે. તે પછી વનસ્પતિ ઓછી થઇ જાય છે, પર્વતો સપાટ થવા માંડે છે અને બાવળનાં ઝાંખરાં જ એ બાજુ નજરે પડે છે. આ પ્રદેશમાં પહોંચતાં રાત પડી જાય છે; તે ઉપરાંત ૧૯૨૭ માં તો રેલવેની સડક ઉપર મુરમ નહિ નાખવાથી રાતી ચટક ધૂળ ખૂબ ઊડતી હતી એટલે વધારે આંખ ખેંચી બહારનો પ્રદેશ અવલોકવાનું મન થતું નહોતું. ૪૪ માઈલ ઉપર સાંમુરૂ કરીને જગ્યા આવે છે ત્યાંથી 'ટારૂ'નું રણ શરૂ થાય છે. આ રણ તદ્દન નિર્જળ, નિર્વૃક્ષ અને કાંકરાળ છે. વોઇ નામના સ્ટેશનની નજદીકથી જમીન પહાડી થાય છે. મેકીનોન રોડ આગળ કોલસા નીકળવાનો સંભવ જણાય છે.

પાંચ વર્ષ દરમ્યાન આ રસ્તાનો હું ઠીકઠીક ભોમિયો થયો છું. અને એક હિંદી તરીકે મારે આ રસ્તાના ભોમિયા થવાની ખાસ જરૂર છે. ૧૯૩૦ના ઓક્ટોબર માસમાં ટાંગાન્યીકાના અરૂશા નામના શહેરથી મોશી–વોય થઇ હું મોટર રસ્તે મોમ્બાસા ગયો અને ત્યાંથી સીધો નૈરોબી પણ તે જ રીતે ગયો. આ પ્રદેશને નીચાણનો પ્રદેશ કહેવામાં આવે છે. મોમ્બાસાથી એકંદર ૨૭૦ માઇલ કીયુ નામની જગ્યા છે. ત્યાંથી કીનિયાનો પાર્વતપ્રદેશ શરૂ થાય છે. પાર્વત પ્રદેશ–હાઇલેન્ડઝમાં હિંદીઓને ખેતી અગર વસવાટ માટે જમીન ન આપવી એવો પ્રબંધ થયો છે એટલે હિંદીઓની નજર નીચાણના કંગાળ, રણ અને મેદાનના પ્રદેશો ઉપર જ ઠરતી જોઇને મોમ્બાસાથી કીયુ સુધીનો પ્રદેશ રેલવે

ગાડીમાંથી તથા મોટરમાંથી નિહાળી નિહાળીને જોયો છે. કાંઠાના ચૌદ માઇલ રસાળ છે અને આપણા ભાઈઓ ત્યાં જમીન ખેડી શેરડી, નાળિયેર, ફળ વગેરે ઉતારે છે. પણ તે બહુ મોટા પ્રમાણમાં તો નહિ જ. ૧૯૨૯નો ખેતીવાડી ખાતાંનો સરકારી રિપોર્ટ કહે છે કે "કિનારા ઉપર હિંદીઓ નાળિયેર, ટોપરું અને ફળ ઉતારે છે પણ તેથી કઇ સંસ્થાનની પેદાશમાં ખાસ વધારો થતો નથી."

આટલા માટે અહીઆં હિંદીઓને ભાગે આવેલા ચૌદ માઇલના કંઠાળ કકડા ઉપરાંતની કીનિયાની જમીનનો હું અહીં જ ખ્યાલ આપી દઉં.—માઉંરાસ મોમ્બાસાથી ૧૬ માઇલ થાય. ત્યાંથી જ ખરેખર પહાડ અને ઝાંખરાળી પથ્થરાળ જમીન શરૂ થાય છે. ૪૪ માઇલ ઉપર ટારૂનું રણ આવે છે. ૧૦૪ માઇલ ઉપર વોઇ નામની જગ્યા આવે છે. તેને માટે નીચેનું ધ્યાન આપવામાં આવે છે:—"આ પગરાણાંની આબોહવા તંદુરસ્ત નથી, પણ ભીંડી અને સાઇસલ–કેતકીનાં વાવેતર માટે જગ્યા સારી પડે સાંસ્વેરિયા જે એક ભીંડીની જાત થાય છે અને જેમાંથી પણ શણુ અગર કૃત્રિમ રેશમ નીકળે છે તે પણ અહીં જંગલી દશામાં ખૂબ થાય છે." કિબ્વેઝી ૧૯૮ માઇલ ઉપર છે ત્યાં પણ, રબ્બર તથા કેતકીનાં વાવેતર કરવાં ઠીક પડે છે. નહેર વાટે પાણી મેળવવાની પણ સરકાર તથા થોડા ગોરા ખેડૂતોએ મહેનત કરી છે. મકીન્ડુ ૨૧૧ માઇલ થાય છે ત્યાં ખુલ્લા મેદાનનો પ્રદેશ શરૂ થાય છે. ૨૬૧ માઇલ ઉપર કીમા નામની જગ્યા ઉપર કેતકી થાય છે. આ જમીન માટે એક અભિપ્રાય નીચે આપ્યો છે: "માર્સાબિટ તથા કિટુઇને કાપતી એક ૩૮૦ના અક્ષાંશ ઉપર લીટી દોરીએ (આ ૨૭૧ માઇલ રેલવે સડકમાંથી પસાર થાય) તો તેની પૂર્વમાં આવતો બધો પ્રદેશ દરિયાની સપાટીથી લગભગ ૩૦૦૦ માઈલ ઊંચો છે. આ પ્રદેશ નિર્જળ છે, અને કાંટાળી ઝાડીથી ભરપૂર છે.

આ પ્રદેશ હિંદીઓ માટે રાખવામાં આવ્યો છે અને કીનિયાની હિંદીકોમ તેમ જ હિંદ આ વિષયમાં કશું પણ કરતાં નથી–કરી શકતાં નથી એમ હું ખાસ લખતો નથી, પણ સાફ "કરતાં નથી" એમ જ હેતપૂર્વક લખું છું. રેલવે પણ આ પ્રદેશ તરફ અનુદાર છે. સાંજુરથી કોયુનો ભાગ અંધારામાં જ પસાર થાય છે. ત્સાવો અને સિંબાનાં પ્રસિદ્ધ સ્ટેશનો મેં હજી સુધી જોયાં નથી. ત્સાવો એટલા માટે પ્રસિદ્ધ છે કે ત્યાં જ્યારે રેલવે બંધાતી હતી ત્યારે આફ્રિકન સિંહોએ અનેક આફ્રિકનો તથા હિંદીઓનો ભોગ લઇ થોડા વખત સુધી બાંધકામ અટકાવી રાખ્યું હતું. "સિંબા" એટલે જ "સિંહ." આ સ્ટેશન ઉપર સાવજરાજ છૂટથી લટારો મારતા અને સ્ટેશનના માણસો બારણાં બંધ કરી દઇ જોયા કરતા. એક વાર રેલગાડી આવી પહોંચી હતી, અને બહારના સિગ્નલ ઉપર સિગ્નલ માટે પાવા ઉપર પાવા વગાડતી હતી. વનરાજ પ્લેટફૉર્મ ઉપર લટાર મારતો મારતો પૂંછડું વીંઝતો હતો અને સ્ટેશન માસ્તર અંદર તારના યંત્ર ઉપર થરથરતો બેઠો હતો.

૧૯૨૭માં ગાડી સાથે "રેસ્ટોરાં કાર" નહોતી જોડાતી એટલે કોયુ સ્ટેશને બ્રેક-ફાસ્ટ માટે ગાડી થોભાવવામાં આવતી હતી તે પછીનો પ્રદેશ સપાટ છે અને તેમાં બે મેદાનો છે: એક કાપિટિ મેદાન અને બીજું નૈરોબી સુધીનું "આથિમેદાન." બન્ને ખૂબ વિશાળ અને સપાટ છે અને તેમા ઝીબ્રા, હરણિયાં, વાઇલ્ડબીસ્ટ અને હાર્ટબીસ્ટ જાતનાં સાબર, જીરાફ વગેરે ખૂબ ટોળેટોળાંમાં ચરતાં, દોડતાં ગાડીમાંથી જ માલમ પડે છે. તેમને

જોવાની મઝામાં રાતીચોળ ધૂળના ગોટેગોટા તે વખતે બહુ ક્ષતિ પહોંચાડતી હતી. સેકંડ ક્લાસનો ડબ્બો—એશિયાટિક માટેનો—અસ્વચ્છ હતો અને તેમાં મચ્છરો પણ હતાં. રાતના નિદ્રા બરોબર આવી નહોતી એટલે પહેલી વાર આ બધુ બરોબર જોવાયું નહિ. નૈરોબી લગભગ એક વાગે પહોચાયું અને ત્યાં રા. ઉછરંગ લાલજીકાર તથા શ્રીમાન સેનાધિપત્યમ્ સિતારામચારિ સ્ટેશન પર આવ્યા હતા. આ બંને મિત્રો કીનિયાના જૂના જોગી છે. તેમણે બંનેએ કીનિયાને બાળકમાંથી યુવાન થતો નીરખ્યો છે અને એ બંનેનુ સ્વાગત મને મારા કીનિયાના પ્રથમ અનુભવમાં ઘણું જ હૂંફભર્યું લાગ્યું.

ઉછરંગરાય કે. ઓઝા

---

# બાબુ ક્ષિતિમોહનસેનની શિક્ષણવ્યાખ્યાનમાળા

## વ્યાખ્યાન ૭ મું

આસો વદ ૮, ગુરુ '૮૨

**પ્રા**ચીનકાળમાં બ્રહ્મચારીઓને પાળવાના નિયમો મઠનિવાસી લોકોના જેવા પ્રાણહીન અને શુષ્ક નહોતા, પણ સારાય માનવસમાજને ઉપયોગી થઇ પડે તેવા હતા. કલ્પસૂત્રમાં અને ગૃહ્યસૂત્રોમાં બ્રહ્મચર્ય સંબધી જે સુંદર નિયમો આલેખેલા છે તે બધાયનું—સ્વચ્છતા, પહેરવેશ, હરવું ફરવું, રીતભાત, સામાન્ય વ્યવહાર, ચારિત્ર્ય વગેરેનું—પરિશીલન કરવાની મારી સૌને આગ્રહભરી ભલામણ છે. આમાં ઉપનયનસંસ્કાર સમયે ગુરુએ પાળવાના નિયમોનો પણ સમાવેશ થઇ જાય છે. પાછળથી થએલા બૌદ્ધ મઠોના વિનય-ગ્રંથોમાં જે પ્રાતિમુખ્ય ગ્રંથ ગણાય છે તેમાં જે કંઇ વિધિનિષેધો બતાવ્યા છે તે બધાયનું પ્રભવસ્થાન શ્રૌત, કલ્પ અને ગૃહ્યસૂત્રો છે એમ જણાઇ આવે છે. બુદ્ધ ભગવાને જે નિયમો ઘડયા તે બધાનો આધાર એ સૂત્રો જ છે.

મેં એકની એક વાત અનેક વખત કહી છે, કે ભારતવર્ષમાં એવું કોઇ કાર્ય જ નથી કે જેનો સંબંધ સમસ્ત માનવજીવન સાથે બરાબર બંધબેસતો ન હોય. બૌદ્ધ સમયમાં આપણે ત્યાં મોટી મોટી સંસ્થાઓ—ઇસ્પિતાલો, વિદ્યાલયો વગેરે—જામી હતી. બૌદ્ધ સંન્યાસીઓ ગૃહસ્થજીવન નહોતા ગાળતા એટલે તેમના અંગત જીવન સાથે કશોય સંબંધ ન હોવા છતાં, સમસ્ત માનવસમાજને તેમનું જીવન ઉપયોગી થઇ પડે એટલા માટે તેમના તરફથી માનવજીવન સાથે ઓતપ્રોત થઇ ગએલાં ઇસ્પિતાલો વગેરે સ્થાપવામાં આવેલાં. એની જ રીતે એ વાત પણ સાચી છે, કે જુદા જુદા દેશોમાંથી વિદ્યાર્થીઓ પણ એવી જ રીતે સ્થપાએલાં વિવિધ પ્રકારનાં વિદ્યાલયોનો લાભ લેવા માટે આવતા. આવી સંસ્થાઓ આપણે માટે અભિમાન લેવા જેવી વસ્તુઓ છે, છતાં એટલું કહેવું જોઇએ કે એમાં માનવજીવન અને સમાજજીવન પરસ્પર સહાયક રહી શકતાં ન હતાં. કારણ કે જે બ્રહ્મ-ચારીઓ પ્રતિગૃહે જઇને ભિક્ષા લાવતા અને તેથી સમાજજીવન સાથે સંકળાએલા રહેતા તે ઉપરોક્ત સંસ્થાઓમાં નહોતુ બની શકતું. બ્રહ્મચર્યનો સમય એટલે માનવજીવનનો અતિ કોમળ અને નાજુક સમય. આવા સમયે માતૃહીન થનારના દુઃખનો અંત જ નથી. સાચી

માતાના હાર્દિક પ્રેમથી જે બાળક વંચિત રહ્યું છે તેના જીવનનો વિકાસ એટલી બધી સ્વાભાવિક રીતે ભાગ્યે જ થતો હોય છે. તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે બ્રહ્મચારીઓ માતા ક્યાંથી મેળવે ? આ પ્રશ્નનો જવાબ ગુરુના ગૃહસ્થજીવનમાંથી મળી રહે છે. ગુરુપત્ની બ્રહ્મચારીઓની માતાનું સ્થાન લેતી. એવો નિયમ હતો કે આચાર્યે ગૃહસ્થજીવન ગાળવું. એમ ન કરે તે આચાર્ય ન થાય. કારણ, કે આચાર્ય જે જ્ઞાન આપે તે જ્ઞાનને જીવંત, સુકુમાર અને સુંદર બનાવવાનું કામ પોતાના માતૃહૃદયવાળા પ્રેમથી આચાર્યપત્ની કરતાં હતાં.

સૂર્યના પ્રકાશની અને ઉષ્ણતાની ખૂબ જરૂર હોવા છતાં પણ રાત્રિ જેવો સમય ન હોય તો સમસ્ત જગત દગ્ધ થઇ જવાનો સંભવ રહે. પરંતુ સૂર્યની ઝળહળતી જ્યોતિમાં જે વનસ્પતિ ઇત્યાદિ બળી જળીને શુષ્ક થઇ જાય છે તે રાત્રિની અંધકારભરી શીતળતામાં નવજીવન પામે છે. આટલા માટે જ જીવન પછી મૃત્યુની ( પણ ) આવશ્યકતા છે. જીવનથી જે પરિમાણમાં આપણે ગુમાવીએ છીએ તે જ પરિમાણમાં મૃત્યુથી આપણે પૂર્ણતાની સમીપ પહોંચીએ છીએ. મૃત્યુ એટલે ક્ષતિ નહિ; રાત્રિ એટલે ક્ષતિ નહિ. પણ જીવન અને દિવસની જે કંઇ ક્ષતિ, ઘસારો, શુષ્કતા લાગ્યાં હોય તે મૃત્યુ, રાત્રિ દૂર કરે છે. આ કારણને લીધે જ સૂર્ય માફક ગુરુઓ જે કંઇ જ્ઞાનજ્યોતિ શિષ્યોને આપતા અને તે જ્યોતિને લીધે જે કંઈ શુષ્કતા શિષ્યોમાં આવવાનો સંભવ રહેતો તે તમામ શુષ્કતા ગુરુપત્નીઓ રાત્રિના અંધકારની પેઠે પોતાના પ્રેમદ્વારા દૂર કરતી! છાત્રાલયોમાં છાત્રો સૂર્યની જ્યોતિથી અત્યારે તપે છે. એ મરુભૂમિમાંથી એ છાત્રોનો ઉદ્ધાર માતા કરી શકે. રણમાં ય રાત્રિની શીતળ અંધકારમયતા વ્યાપે પરંતુ આ છાત્રાલયોરૂપી રણમાં જનનીના પ્રેમની શીતળ રાત્રિનો અનુભવ કદી થતો જ નથી.

આનાથી બીજો કયો વ્યવહાર વધારે વિચિત્ર હોય કે જીવનપુષ્પના પ્રથમ મુકુલને જ જ્ઞાનની તપસ્યા અર્થે હોમવામાં આવે—વેગળું કાઢવામાં આવે ! આપણા દેશમાં એવો નિયમ છે કે વૃક્ષનું પ્રથમ ફૂલ અને ફળ દેવને અર્પણ કરવું; ગાયનું પહેલું દૂધ દેવને અર્પણ કરવું; દિવસના પ્રથમ ભાગને ઇશ્વરપ્રીત્યર્થ ગાળવો. આ ઉપરથી આપણે સમજી શકીએ કે જીવનના પ્રથમ ભાગને–શૈશવ કાળને–જ્ઞાનદેવતાની સેવામાં કેમ સમર્પવામાં આવતો હતો. આ ઉપરથી આપણે એ પણ સમજી શકીએ કે ભારતવર્ષમાં જ્ઞાનદેવતાનું સ્થાન કેટલું બધું મહત્ત્વનું છે. શિશુ—પુષ્પને જ્ઞાનદેવતા મા જેવી હોવી જોઇએ. અને એટલા માટે જ જ્ઞાનનો અધિષ્ઠાતા દેવ પુરુષ ન હોતાં સ્ત્રી છે. શિશુને માતાની જરૂર હોવાથી જ્ઞાનની અધિષ્ઠાત્રી સરસ્વતી માતા છે એ ખરેખર આપણે માટે સૌભાગ્યની વાત છે. પરંતુ કમનસીબે વર્તમાન સમયમાં જ્ઞાનદેવતાના ·પ્રતિનિધિરૂપ મૂછવાળી માતા નજરે પડે છે. યથાર્થ માતા આ ક્ષેત્રમાં નથી એ આપણું કેવું દુર્ભાગ્ય છે !

વળી માતાનું દુર્ભાગ્ય એ છે કે વિદ્યા સંપાદન કરાવવામાં પોતે પુત્રવિહોણી બને છે. આવી રીતે પુત્રહીન માતા અને માતાહીન પુત્રનાં દળથી દેશની ઉન્નતિની શી આશા રાખી શકાય! એ પ્રાચીન કાળમાં જ્ઞાનસાધના દરમિયાન માતા પુત્રને અને પુત્ર માતાને ગુમાવતાં નહિ. આ સમયે જ એટલે કે જીવનના અતિશય કોમળ અને પવિત્રતમ સમયે જ સારા ય જીવનનું મહાસત્ય જીવનક્ષેત્રમાં વવાતું. અને તેનું કારણ કોનાથી અજાણ્યું છે?

ફૂલના શણગાર સજે છે, આભૂષણો પહેરે છે વગેરે વગેરે. એક દિવસ તેણે પણ ઊંચી જાતનું કંકુ, ચૂડી, બંગડી, ગજરાહાર, મેંદી વગેરે ધારણ કરીને ગામમાં ફરવા માંડયું. થોડી વારે તે મંદિર પાસે આવી. તિલક, છાપામાળા વગેરેથી વિભૂષિત થએલા ગામના પુરોહિત મંદિરમાંથી બહાર નીકળતા હતા ત્યાં જ તેમણે પેલી સૌભાગ્યચિહ્નો ધારણ કરીને ફરતી ગાંડીને દીઠી. તેમણે એ ગાંડીને પૂછ્યું: "કેમ, આજે આ બધી શાની ધામધૂમ છે?" ગાંડી બોલી: "મારા સ્વામી આવે છે!" પુરોહિતે કહ્યું: "તારું લગ્ન જ કયાં થયું છે કે તારા સ્વામી આવવાના હોય?" ગાંડી એવી રીતે જ બોલી કે સ્વામી આવે છે ત્યારે બધી સ્ત્રીઓ આ પ્રમાણે પહેરે છે અને મેં પણ પહેર્યું છે. એટલે મારા સ્વામી પણ આવશે." પુરોહિતે કહ્યું: "જેનો સ્વામી હોય તેનો સ્વામી આવે અથવા આવવાનો હોય, એટલે એ જે કંઇ પહેરે તે લેખે લેખાય; પણ તારે તો મૂળમાં સ્વામી છે જ નહિ પછી આવવાનું કોણ હોય?" પેલી ગાંડી બોલી: "તમે જ મહાપાગલ છે. જેના હૃદયમાં ઇશ્વર આરૂઢ થયો હોય તે આવો તમારા જેવો વેષ રાખે તો તે શોભે પણ ખરો! પરંતુ તમે તો આવો ભેખ ધારણ કરીને ભગવાનને હૃદયમાં આરૂઢ કરવાની આકાંક્ષા રાખો છો! હું તો કદાચ કૃત્રિમ ઉપાય દ્વારા પણ મનુષ્યદેહધારી સ્વામીને પ્રાપ્ત કરી શકીશ, પણ મહાકઠોર સાધનાથી પ્રાપ્ત કરી શકાય એવા જગતના સ્વામીને તમે આવા ભેખથી કેમ મેળવશો?"

સાધના દ્વારા આખી જીવનપ્રણાલિ આપોઆપ તૈયાર થઈ જાય છે, પણ પ્રણાલિદ્વારાં કંઇ જીવન તૈયાર ન થઈ શકે! માટે જ જીવન એ મહત્ત્વની બાબત છે, નહિ કે પ્રણાલિ. આવું જીવન આવે એટલે બધાંય મૃત ઉપકરણો આપોઆપ ધન્ય જીવંત બની જાય. દીપમાં પાત્ર, તેલ, દીવેટ બધું જ અર્થહીન છે; પરંતુ શિખા પ્રગટ થતાં વેંત જ એ મૃત પાત્ર, તેલ, દીવેટ બધું જ જીવંત બની જાય છે; પરંતુ જો એ જીવંત જ્યોત ન પ્રગટે ત્યાંસુધી એક નવટાંક તેલને બદલે દશ મણ તેલ વાપરો, એક નાની દીવેટની જગાએ વસ્ત્રનું આખું થાન વાપરો, તોપણ એનાથી કશો ય લાભ ન થાય. તેલની કે દીવેટની વિપુલતાથી એક ચીનગારી પણ ન ચમકે, પણ જ્યોતિના બિંદુમાત્રથી સમસ્ત સામગ્રી સાર્થક થાય, ઝળહળી ઊઠે.

# અવતારવાદ: એક દૃષ્ટિ

માનવજાતિના ઇતિહાસમાં પ્રકટ થતી એક સત્ય હકીકત એ છે કે બે વિરોધી તત્ત્વોનું નિરંતર સમાધાન કરતાં કરતાં મનુષ્યજાતિ વિકાસ પામતી જાય છે. પ્રાચીન અને અર્વાચિન, સ્થિરતા અને સંચલન, સંયમ અને સ્વાતંત્ર્ય આદિ દ્વંદ્વોનું પ્રતિક્ષણ યુદ્ધ ચાલ્યા કરે છે અને એ પ્રતિસ્પર્ધી તત્ત્વોનો સતત સમન્વય થયા કરે છે. આ યુદ્ધ, આ વિરોધ, એ જીવનવિકાસમાં આવશ્યક તત્ત્વો છે. જીવન એટલે બે વિરુદ્ધ તત્ત્વોનો સંગ્રામ અને એકવાક્યતા.

પરંતુ માનવ વ્યવહારમાં કેટલીક વાર બે વિરુદ્ધ તત્ત્વોનું સમતોલપણું ખસી જાય છે. પરિણામે એક તત્ત્વ અંત્ય સ્વરૂપ ધારણ કરે છે અને બીજું તત્ત્વ ગૌણ બને છે. પુનઃ વ્યવસ્થિતિને અર્થે કોઇ મહાન સંયોજક શક્તિની અપેક્ષા રહે છે. માનવજાતિ કે માનવ-સમાજની અવ્યવસ્થા મટાડી એને વિકાસક્રમમાં એક ડગલું ઊંચે લઇ જનાર અસાધારણ શક્તિસંપન્ન વિભૂતિ એ જ અવતારી વ્યક્તિ.

આપણી શાસ્ત્રીય પરિભાષામાં અવતારવાદનું સ્વરૂપ ઉકેલતાં, બૃહદારણ્યક ઉપનિષદની પેલી પ્રસિદ્ધ પંક્તિનું સ્મરણ થાય છે:

"द्वयाह प्राजापत्या देवाश्चा सुराश्च ततः
कनीयसा एव देवा, ज्यायसा असुराः त एषु लोकेषु स्पर्धन्त ।

દેવો અને અસુરો બંને પ્રજાપતિરૂપ પરમાત્માનાં સંતાનો છે; પણ અસુરો મોટા છે અને દેવો નાના છે. અર્થાત્ આસુરી સ્વભાવનું પ્રાબલ્ય દૈવી સ્વભાવ કરતાં અધિક છે. આ અસુરો એ પ્રાકૃતિક તત્ત્વો અને દેવો એ નૈતિક તત્ત્વો. દેવાસુર વિગ્રહ એ પ્રકૃતિ અને નીતિ અથવા શરીરબળ અને અધ્યાત્મબળ વચ્ચેનું દ્વંદ્વ યુદ્ધ છે. જ્યારે આસુરી વૃત્તિનું જોર જામે છે ત્યારે જગત ત્રાસે છે અને જગતનો નૈતિક વિકાસ જોખમમાં આવે છે. એવે સમયે મહાન વિભૂતિ જન્મે છે અને અસુરો ઉપર વિજય મેળવી આર્ત સાધુઓનું રક્ષણ કરે છે.

આ અવતારી વ્યક્તિ એ મનુષ્ય છે. એ માનવતા કેળવતાં કેળવતાં દેવત્વ પ્રાપ્ત કરે છે. એનામાં ધર્મબળ, શ્રદ્ધા, બુદ્ધિનો નિશ્ચય, પ્રતિભા અને પ્રબળ ઇચ્છાશક્તિ ભરપૂર ભરેલાં છે. એ પ્રાચીન રૂઢ માન્યતાઓ અને વિચારોને વગરવિચાર્યે સ્વીકારતો નથી, પરંતુ જીવનનું સ્વતંત્ર ચિંતન કરે છે. સત્યને મધ્યબિન્દુ રાખીને એ પ્રત્યેક સિદ્ધાન્ત અને પદાર્થનું પુનરાલોચન કરે છે. સત્યને માટે સર્વસ્વનો ભોગ આપવાની એનામાં શક્તિ છે. એ સત્યરૂપ પરમાત્માના સ્વરૂપ પરત્વે નવચિંતન કરે છે અને જાતે નવદર્શન પામી એનું નૂતન નિરૂપણ કરે છે. અને એ મહાન તત્ત્વની સાથે આન્તર સંબંધ સ્થાપીને જીવન જીવે છે. એ ક્ષોભ, મન્થન આદિ આન્તર ક્રિયાઓ અનુભવે છે. એના જીવનમાં મનુષ્યસ્વભાવને સુલભ એવી નિર્બલતાની ક્ષણો પણ આવે છે, પણ એ સર્વમાંથી પાર ઊતરી હૃદયમાં શાન્તિનું સામ્રાજ્ય એ સ્થાપી શકે છે; પરંતુ એનામાં સર્વોપરિ ગુણ તો પ્રેમ અને મૈત્રી દ્વારા

તાદાત્મ્ય છે.* એનામાં મૈત્રી બાંધવાની નિસર્ગસિદ્ધ શક્તિ છે, જેને એ જીવનમાં અધિકાધિક બહલાવે છે. માનવસ્વભાવનાં ઊંડામાં ઊંડા રહસ્યો એ પામી શકે છે. અપાર સમભાવથી એ સામા મનુષ્યની લાગણી સમજી શકે છે. પોતાના મિત્રો કે શિષ્યોમાં બલકે માનવજાતિમાં એની નિઃસીમ શ્રદ્ધા છે. પોતાને જે મહાન કાર્ય કરવાનું છે તે એ મિત્રો–અનુયાયીવર્ગ પાસે મૂકે છે. એમની નૈતિક શક્તિમાં એને પાકો ભરોસો છે. એ સર્વનો છે; એને મન સર્વ સમાન છે, કોઈ ન્યૂનાધિક નથી. એ માટીમાંથી મહાત્મા સર્જે છે. એના પુનિત સ્પર્શથી અહલ્યાનું પાષાણ હૃદય પણ સ્નેહથી નીતરવા માંડે છે. એનામાં અપાર ધીરજ છે. એ સર્વનો સેવક છે. એ માનવજાતિની એકતાને અર્થે સદા પ્રયત્નશીલ છે. '**निर्वैरः सर्वभूतेषु**' એ એનો જીવનમંત્ર છે. એ જીવમાત્રની મૌલિક એકતાનું દર્શન કરી શકે છે. જીવનમાત્ર એને મન પવિત્ર છે. એ કલહ અને યુદ્ધ શાન્ત કરવા ભગીરથ પ્રયત્ન કરે છે. એ શાન્તિનો પયગમ્બર છે. એ 'સંસારમાં સરસો' રહ્યા છતાં 'અલિપ્ત' રહે છે.

જગતની મહાન અવતારી વિભૂતિઓમાં વિચારની સગાઈ છે. ભલે એમના દેશકાલ જુદા હોય, પણ એમનામાં ભાવનાનું સગપણ છે. આપણા દેશના કે અન્ય દેશના અવતારી મહાપુરુષોના કાલ–ભેદને દૂર મૂકીએ તો એમની જીવનલીલામાં અનેક સમાન તત્ત્વો દષ્ટિગોચર થાય છે.

હિંદુસ્તાને બે વિરોધી તત્ત્વોનો સમન્વય કરનાર, બે વિરુદ્ધ પ્રજાઓનું સંગઠન કરનાર, અનેક વિરોધો સમાવી શાન્તિ સ્થાપનાર આર્યવીર રામને મહાન અવતાર તરીકે પૂજ્યા છે. પિતાના વૈરનો બદલો લેવા માટે નાગકુલનો ઉચ્છેદ કરી 'સર્પસત્ર' કરનાર જનમેજય જેવાની હિંદની વિભૂતિઓમાં કદાપિ ગણના થઈ શકી નથી. રાજર્ષિ જનકના દરબારમાં એકત્રિત થએલા વિદ્વાનોમાં પ્રશ્ન પૂછાય છે કે 'એ પારિક્ષિતો ક્યાં ગયા?' 'જ્યાં બધા યાજ્ઞિકો જાય છે ત્યાં' એમ બૃહદારણ્યક ઉપનિષદમાં જુગુપ્સાપૂર્વક ઉલ્લેખ થએલો છે. હિંસામય સંગ્રામથી પ્રાપ્ત કરેલા વિજયને અંતે થએલા યજ્ઞની જોરથી અવગણના કરવામાં આવી છે. "મિથિલા બળે છે એમાં મારું કાંઈ જ બળતું નથી" એ પ્રસિદ્ધ પંક્તિમાં જીવનનો 'અનાસક્તિ યોગ' પ્રકટ કરનાર રાજર્ષિ જનક પાસેથી રામે જીવનસંદેશ મેળવ્યો. વર્તમાન 'તંતુયજ્ઞ'ની પેઠે તાત્કાલીન 'કૃષિયજ્ઞ'ને જનકે હિંદનો રાષ્ટ્રધર્મ માન્યો હતો અને જાતે હળ ખેડી એ ધર્મનો સાર્વત્રિક પ્રચાર કરવા માંડ્યો હતો. આર્ય અને અનાર્યને જોડી કૃષિપ્રધાન આર્ય સંસ્કૃતિનો વિસ્તાર કરવાનું જનકનું સ્વપ્ન એના ઉત્તરાધિકારી જમાઈ રામે સિદ્ધ કર્યું. પૂર્વની દૂરતર સીમાપર્યંત જનકે આર્ય સંસ્થાન જમાવ્યું હતું. રામે ઉત્તરથી દક્ષિણમાં છેક લંકા પર્યંત હિંદનો પ્રવાસ કર્યો અને આર્યતાની આણ ફેરવી. આર્ય ઋષિઓ વનમાં જઈ, જંગલો કાપી, સંસ્થાનો વસાવી, પર્ણકુટિઓ બાંધી યજ્ઞયાગ અને તપસ્યા કરી ખેતી કરતા હતા તેમાં વિઘ્ન કરનાર જંગલી રાક્ષસો તાટકા અને સુબાહુને રામે પ્રથમ સંહાર્યાં. આમ પરિસ્થિતિને વશ થઈ કરેલા સંહારને લીધે રામની મહત્તા સિદ્ધ થતી નથી, પરંતુ જે અનાર્યો અને રાક્ષસો સાથે પુરસ્કારપૂર્વક ગાઢ મૈત્રી એણે બાંધી અને એમની સાથે કુટુંબીજનો જેવા સંબંધો બાંધ્યા અને એમની વફાદારી અને ભક્તિ સંપાદન કરી એમાં રામના અવતારનું પ્રયોજન છે. નિકૃષ્ટ ગણાતી કોમના

* જુઓ Glover's Christ

રાજા ગુહને એ ભારત જેટલા ભક્તિભાવથી ભેટે છે. નિષાદપતિ ગુહના 'સ્નિગ્ધ સમાગમ'નું પુણ્ય સ્મરણ રાજ્યાસન પ્રાપ્ત કર્યા પછી અર્થાત્ ઘણે વર્ષે પણ રામના હૃદયને હલાવે છે. દશરથના મિત્ર અનાર્યશિરોમણિ જટાયુને રામ પિતાતુલ્ય ગણે છે. સીતાને બચાવવા જતાં પ્રાણદાન આપનાર આ સંત પુરુષના મૃત દેહનો અગ્નિસંસ્કાર રામ સ્વહસ્તે કરે છે. શબરી પ્રત્યે માતા જેટલો ભાવ દર્શાવી એનાં અજીઠાં બોર એ મમતાથી આરોગે છે. સુગ્રીવ સાથે હૃદયથી મૈત્રી બાંધી વાલિને વૃક્ષના ઓથે રહીને સંહારી–વિકાસમાં એક પગલું પાછા હઠી–એ મિત્રકૃત્ય કરે છે.× સુગ્રીવને એ લક્ષ્મણ સમાન ગણે છે અને એની અપૂર્ણતાઓ નિભાવી લઇ એનામાં આર્ય સંસ્કારનું સિંચન કરે છે. હનૂમાન અનાર્ય છતાં આર્યગુણસંપન્ન છે. એ રામનો પરમ ભક્ત અને સેવક બને છે. સુગ્રીવ સખા છે, પણ હનૂમાન દાસ છે. હનૂમાને દેહાભિમાન હોલવી નાખી રામમય જીવન કરી નાખ્યું હતું. આમ રામચંદ્રે અનાર્યોને પોતાના કરી એમને આર્ય સંસ્કૃતિમાં અંતર્ગત કર્યા.

રામાયણમાં એક બીજી સંસ્કૃતિનો ઉલ્લેખ છે તે રાક્ષસ અથવા દ્રાવીડિયન સંસ્કૃતિ. રાક્ષસોનો અગ્રેસર રાવણ હતો. એનો વંશવિસ્તાર વિપુલ હતો. એની સેના અગણિત હતી. એ બુદ્ધિસંપન્ન હોવા છતાં શરીરબળનો મહાન પૂજારી હતો. મનુષ્યની મહત્તા અને દિવ્યતામાં એને શ્રદ્ધા નહોતી. મનુષ્યઆત્માની અપાર શક્તિની એ વિડંબના કરતો. આર્યોનાં સસ્થાનોનો નાશ કરી એમની ખેતીવાડી બગાડી યજ્ઞયાગાદિમાં રાવણ અને રાક્ષસો વારંવાર વિઘ્ન પાડતા. પરિણામે રામે રાવણનો વિનાશ કરી રાક્ષસ અને આર્ય સંસ્કૃતિ વચ્ચે પૂલ બાંધી વિભીષણને પરમ મિત્ર કર્યો.

પરંતુ રામના જીવનની ખરી મહત્તા તો એના જીવનનો ઉત્તરકાળ છે. એક અજ્ઞાન પ્રજાજનના વચનથી એ પ્રેમ અને કરુણાની મૂર્તિસમાં જાનકીને વનવાસ કાઢે છે. 'ઉગ્ર રાજધર્મની વેદી' ઉપર રામ 'સુકુમાર પ્રેમ'ની આહુતિ આપે છે. આ દુઃખદ પ્રસંગમાં એ 'દૈવનો પ્રભાવ' જુએ છે, અયોધ્યાની પ્રજાનો વાંક જોતા નથી. લંકામાં થએલી વિશુદ્ધિ અયોધ્યાવાસી જનો શી રીતે માને એમ પ્રજાના દૃષ્ટિબિન્દુથી 'સીતાવનવાસ'ના સમસ્ત પ્રસંગને રામ અવલોકે છે. જગતમાં પ્રવર્તી રહેલાં 'પરિવર્ત'નો મહાનિયમ રામ સમજી શકે છે અને એના પર પ્રભુતા મેળવવા ભગીરથ પ્રયત્ન કરે છે. જનક જેવા જ્ઞાની રાજર્ષિ પણ પુત્રીકલંકના અને વિયોગના દુઃખથી શસ્ત્ર ઝાલવા કે શાપ આપવા તૈયાર થાય છે અને અરુન્ધતિ અટકાવે છે ત્યારે જ સમાહિત થાય છે. પરંતુ રામ તો દૈવના ક્રૂર ઘા પડ્યા છતાં મહાસાગરની પેઠે માઝા મૂકતા નથી. એ અનેક સ્થિત્યન્તરોમાં 'અચલ' 'ધ્રુવ' અને 'અલિપ્ત' રહે છે. એ તો કહે છે કે 'दु:खसंवेदनायैव रामे चैतन्यमर्पितम्' એ જીવનમાં દુઃખની વાસ્તવિકતા સમજે છે. એને મન દુઃખ એ જીવનનો નિયમ છે. મનુષ્ય દુઃખ સહન કરી એની પાર જવા માટે જન્મ્યો છે. આ જ રામની મહત્તા અને પ્રાકૃતિક બળો ઉપર પ્રભુતા. આટલા માટે જ રામના જીવનનો કરુણ રસ પણ વિલક્ષણ—'रामस्य करुणो रसः'

રાવણનો સંહાર કર્યા પછી રામે શસ્ત્ર લગભગ છોડી દીધાં છે. એક અટપટા પ્રસંગે રામે શસ્ત્ર ધારણ કર્યાં. 'ધૂમ્રપાન' કરનાર શૂદ્ર તપસ્વી શંબૂકનો સંહાર કરવા રામ જન-

× આ પ્રસંગ 'ક્ષેપક' છે એમ કેટલાક માને છે.

સ્થાનમાં જાય છે, ખડ્ગ ઉગામે છે, પણ દયાથી આર્દ્ર બને છે. રામના હૃદયનું દર્દ ભવભૂતિ નીચે પ્રમાણે દર્શાવે છેઃ

"રે હસ્ત દક્ષિણ! મુવા દ્વિજના શિશુને
જીવાડવા, કરતું શૂદ્ર મુનિ શિરે ઘા;
ગર્ભાશ્રમે ક્ષીણ સીતા વન કાઢી જાણે
તે રામગાત્ર તું, તને જરીયે દયા શી!!

(બેળે બેળે પ્રહાર કરીને) કર્મ તો રામના જેવું જ કર્યું! પણ એ બ્રાહ્મણનો પુત્ર જીવ્યો હશે?" શંબૂક દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે.

"દિવ્ય પુરુષ — મહારાજનો જય થાઓ.

ટાળી તમે યમ તણો ભય, દંડ દીધો,
આ બાલબ્રાહ્મણ જીવ્યો થયું શ્રેય મારું,
શંબૂક આવી ચરણે શિશ આ નમાવે;
સત્સંગ હાથ મરવું પણ તારી આપે.

રામ—આપણું બંને તરફથી સારું થયું. તેથી તારા ઉગ્ર તપનું ફળ પામ.

જ્યાં મહાપુણ્યથી વાધે મોદ આનંદ સર્વદા,
તેમ જ બ્રહ્મલોકે ત્યાં જા તું રંજે સનાતન.

શંબૂક—આપના ચરણપ્રસાદનો એ મહિમા છે, તપનું ફલ નહિ અથવા તપનો પણ મારા ઉપર મોટો ઉપકાર થયો."×

રામના કાર્યને એક સપાટે નિંદવું એ સહેલું છે. જો આ ઐતિહાસિક હકીકત કવિએ ગૂંથી હોય તોપણ રામની આન્તરવ્યથા 'સીતા વનવાસ' જેટલી આ પણ તીવ્ર છે. આર્ય સંસ્કૃતિનું જતન, બ્રાહ્મણત્વનું સંરક્ષણ, આર્ય લોહીની વિશુદ્ધિ અર્થે અનાર્યોનો એક પ્રકારનો બહિષ્કાર અને દેહાંતદંડ સુધીની સજા એ કમનસીબે તે સમયની એક ઐતિહાસિક પરિસ્થિતિ હશે. આર્ય, અનાર્ય અને રાક્ષસ સંસ્કૃતિની ત્રિવેણીને એક 'મહા-સંસ્કૃતિ'માં ગૂંથવાને રામનો અપાર પ્રયત્ન છતાં શંબૂક જેવાં કોઈ કોઈ દૃષ્ટાંતો બનતાં હશે અને એમાં 'સીતાવનવાસ'ના પ્રસંગમાં લોકમતને નમતું આપ્યું તેમ, રામચંદ્રે ઝેરનો બીજો ઘુંટડો પીને શૂદ્રમુનિનો સંહાર પણ કર્યો હોય. પરંતુ 'કવિની દૃષ્ટિ' આ સ્થૂલ પડની પાછળ કોઈ સૂક્ષ્મ પ્રદેશ જોઈ શકે છે. આ શૂદ્રતાપસ "અજ્ઞાનરૂપી ધૂમ્ર-પાન" કરતો હતો તેના અજ્ઞાનનો રામે ઉચ્છેદ કર્યો કે તુરત જ એણે દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું. રામચંદ્રજીના સત્સંગના પ્રતાપે શંબૂકનું અજ્ઞાનતિમિર દૂર થયું અને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું. મેલા અનાર્ય ધર્મમાં પડેલા શૂદ્રનો રામચંદ્રજીએ આર્ય જનસમાજમાં અંગીકાર કર્યો. ઉજ્જ્વલ આર્ય સંસ્કારનું ભાન થતાં જ શૂદ્ર મુનિનું સ્વરૂપ બદલાઈ ગયું. પરિણામે **'संजीवितः शिशुरसौ मम चेयमृद्धिः—'** આ બાલબ્રાહ્મણ જીવ્યો થયું શ્રેય મારું.' અર્થાત્ ઉછરતી બ્રાહ્મણ સંસ્કૃતિનું જતન થયું અને શંબૂકનો જીવનવિકાસ થયો. આ સત્સંગતિનો મહિમા શંબૂકને 'આધ્યાત્મિક મૃત્યુ'માંથી રામે ઉગાર્યો અને એને આત્મ-દર્શન કરાવ્યું. આ શંબૂકની કથાનો રહસ્યાર્થ છે.

× ૨૧૦ મણિલાલનું 'ઉત્તરરામચરિત'નું ભાષાન્તરઃ અંક ૨.

"બ્રિટિશ હિંદ અને હિંદી દેશી રાજ્યોની બે સભાગૃહોવાળી ધારાસભા યોજી ફીડરલ બંધારણે મધ્યસ્થ રાજતંત્ર ઘડવું એવું દરેક પક્ષે કબૂલ કરી પરિષદે જે વિચારણા ચલાવી છે તેની શહેનશાહની સરકાર નોંધ લે છે. ફીડરલ ધોરણે રચાએલી ધારાસભામાં રાજ્યતંત્ર ધારાસભાને જવાબદાર રહે એ સિદ્ધાંતને માન્ય રાખવા શહેનશાહની સરકાર તૈયાર રહેશે."

બીજી ગોળમેજી પરિષદ ખતમ કરતાં વડા પ્રધાને કહેલું કે:

"આ વર્ષની શરૂઆતમાં મેં શહેનશાહની સરકારની રાજનીતિનું જાહેરનામું કરેલું અને અત્યારની સરકાર તરફથી પણ આપને ચોક્કસ ખાતરી આપવાની મને સૂચના થઈ છે, કે તેમની રાજનીતિ પણ એની એ જ રહેશે. મધ્યસ્થ સરકાર માટે મેં સ્પષ્ટ કહેલું કે ચોક્કસ શરતો પ્રમાણે શહેનશાહની ગઈ સરકાર રાજતંત્ર ફીડરલ ધોરણે રચાએલી ધારાસભાને જવાબદાર રહે એ સિદ્ધાંત માન્ય રાખવા તૈયાર હતી."

હકીકત એવી છે કે અત્યારની યોજના પ્રમાણે જો ફીડરલ ધારાસભાઓ રચવામાં આવે તો રાજ્યતંત્ર અત્યારે છે એથી પણ વધારે સત્તાવાન બની જાય. આમની સભામાં ભાષણ આપતાં સર સેમ્યુઅલ હોરે એક અગત્યનું વાક્ય ઉચ્ચારેલું કે:

"મારી યોજેલી શરતો મુજબ જો રાજતંત્ર સ્થાપવામાં આવે તો હિંદમાં અત્યારે જે તંત્ર છે તેના કરતા વધારે બળવાન સરકાર નીવડે એમ મારું માનવું છે, એમ જાહેર કરવા હું અત્યારે જ તૈયાર છું."

અત્યારે હિંદમાં ફરી રહેલી ફ્રેન્ચાઇઝ સમિતિની પ્રશ્નાવલીમાં હિંદ સામ્રાજ્યથી બ્રહ્મદેશને છૂટો પાડેલો જ ગણી લેવામાં આવ્યો છે. બ્રહ્મદેશની ગણતરી કરીએ તો બ્રિટિશ હિંદનો વિસ્તાર ૧૦૯૪૩૦૦ ચોરસમાઈલ ને દેશી રાજ્યોનો વિસ્તાર ૭૧૧૦૩૨ ચોરસમાઈલ ગણાય. બ્રહ્મદેશને બાજુએ રાખીએ તો બ્રિટિશ પ્રાંતોનું ક્ષેત્રફળ ૮૬૦૮૯૩ ચોરસમાઈલ થાય અને દેશી રાજ્યોનું તેનું તે જ એટલે ૭૧૧૦૩૨ ચોરસમાઈલ રહે. એટલે બર્માને જુદું પાડતાં ફીડરલ રાજતંત્રમાં દેશી રાજ્યોને લગભગ અર્ધી બેઠકો માટે દાવો કરવાનું ફાવે; કારણ કે ક્ષેત્રફળમાં મહત્ત્વનો ભેદ ન રહે. આ હેતુ લક્ષ્યમાં રાખીને જ બ્રહ્મદેશને છૂટા પાડવાનું અગમચેતીનું પગલું બ્રિટિશ રાજનીતિજ્ઞોએ ભર્યું હોય તો ય કોણ જાણે? પણ એવું હોવાનો પૂરેપૂરો સંભવ છે.

વળી ફ્રેંચાઇઝ સમિતિ ફીડરલ ધારાસભા બે સભાગૃહોની અને દિવાને આમમાં ૩૦૦ સભ્યો અને દિવાને ખાસમાં ૨૦૦ સભ્યો રાખવામાં આવશે, એ હેતુ ધ્યાનમાં રાખીને જ પોતાનું કામકાજ આગળ ધપાવ્યે જાય છે. ધારાસભામાં એક મંડળ રાખવું કે બે, એ વાત અહીં નહિ છેડીએ, પણ એટલું તો અવશ્ય કહેવું જોઇએ કે સભાસદોની સંખ્યા પ્રમાણબદ્ધ નથી જ. બીજા દેશોની વસ્તીના પ્રમાણમાં ધારામંડળોના કેટલા સભાસદો હોય છે તે નીચેની વિગતથી જણાશે:

| દેશ | વસ્તી | દિવાને ખાસના સભ્યો | દિવાને આમના સભ્યો |
|---|---|---|---|
| બ્રિટન | ૪૫૦ લાખ | ૭૪૦ | ૬૧૫ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૨૩૦ લાખ | ૯૬ | ૪૩૫ |
| જર્મની | ૬૪૦ લાખ | ૬૬ | ૫૭૭ |
| જાપાન | ૬૬૦ લાખ | ૪૦૪ | ૪૬૬ |
| હિંદ | ૩૩૮૦ લાખ | ૨૦૦ | ૩૦૦ |

બ્રિટન અને જાપાનમાં દિવાને ખાસ ઉમરાવોનું બનેલું છે. યુનાઇટેડ સ્ટેટસમાં બીજું ધારાગૃહ ૪૮ રાજ્યોના દરેકમાંથી બે પ્રતિનિધિઓનું બનેલું છે જર્મનીમાં ઉપલું મંડળ રાજ્યતંત્ર જ છે, પરંતુ દરેક દેશમાં આમની સભા લોકનિયુક્ત સભ્યોની જ બનેલી

છે. એના સભાસદોની સંખ્યા હિંદમાં વસ્તી વધારે હોવા છતાં સૂચવાએલી સંખ્યાથી ઘણી જ વધારે છે. જો કે હિંદ ગરીબ અને અજ્ઞાણ દેશ છે એ વાત ભૂલી જવાની નથી છતાં ય સામાન્ય જનતાના પ્રતિનિધિઓ ઓછા હોવામાં એ વાત કાંઇ કારણભૂત બની શકતી નથી. ઊલટું, એમને જો રાજદ્વારી સત્તા સોંપવા કાંઇ ખાસ પગલાં ભરવામાં ન આવે તો એ લોકો આર્થિક કે કેળવણીમાં ધારેલી ઝડપથી પ્રગતિ કરી શકે નહિ.

ફીડરલ બંધારણ માટે નિમાએલી ખાસ સમિતિમાં લૉર્ડ સૅંકીના ત્રીજા ખરડામાં જણાવ્યું છે કે " દિવાને ખાસમાં દેશી રાજ્યો માટે ચાલીસ ટકા ( આશરે ૮૦ ) બેઠકો ને દિવાને આમમાં ૩૩⅓ ટકા ( લગભગ ૧૦૦ ) બેઠકોનું પ્રમાણ રહેવું જોઇએ." આ પ્રમાણ દેશી રાજ્યો માટે ઘણું જ વિશાળ અને પ્રાંતો માટે અન્યાયભરેલું જ છે.

હિંદના કુલ ૧૫૭૧૬૨૫ ક્ષેત્રફળમાં ૭૧૧૦૩૨ ચોરસમાઇલ દેશી રાજ્યોએ રોકેલા છે એ વાત ખરી છે; પણ બેઠકો કાંઇ જમીનના ટુકડાઓને, રેતીનાં કણોને કે ઘાસનાં પાનાં યા ઝાડનાં થડો કે જંગલી જનાવરોને પ્રતિનિધિત્વ આપતી નથી: પણ મનુષ્યો માટે છે. એટલે વસ્તીના પ્રમાણમાં ધારાસભા માટે પ્રતિનિધિત્વ અંકાવું જોઇએ. બ્રિટિશ પ્રાંતોમાં આજ સુધી એ જ ધોરણ અખત્યાર કરવામાં આવેલું છે :

| પ્રાંત | ક્ષેત્રફળ—ચોરસમાઇલ | વસ્તી | બેઠકો |
|---|---|---|---|
| અજમેર મેરવારા | ૨૭૧૧ | ૫૬૦૨૯૨ | ૧ |
| આસામ | ૫૩૦૧૫ | ૮૬૨૨૨૫૧ | ૭ |
| બલુચિસ્તાન | ૫૪૨૨૮ | ૪૬૩૫૦૮ | ૧ |
| દિલ્હી | ૫૯૩ | ૬૩૬૨૪૬ | ૧ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટિયર | ૧૩૪૧૯ | ૨૪૨૫૦૭૬ | ૩ |

એટલે ક્ષેત્રફળ અનુસાર જો બેઠકો યોજવામાં આવી હોત તો બલુચિસ્તાનને આસામ જેટલી બેઠકો મળત; પરંતુ સામાન્ય રીતે બેઠકો નક્કી કરતી વખતે વસ્તીનું પ્રમાણ જ ધ્યાનમાં લેવાય છે. દરેક પ્રાંતને ઓછામાં ઓછી એક બેઠક હોવી જ જોઇએ તેથી ઓછી વસ્તીવાળા પ્રાંતને ૫ ઉપરે એક બેઠક આપવામાં આવે છે.

વસ્તીના જ ધોરણે બેઠકોનું પ્રમાણ ઘડાવું જોઇએ એ મુદ્દો સ્વીકારતાં દેશી રાજ્યોને કેટલી બેઠકો મળવી જોઇએ એ આપણે તપાસીએ. હિંદની કુલ વસ્તી ૩૩૮૩૨૧૨૫૮ છે. દેશી રાજ્યોની વસ્તી ૮૧૨૩૭૫૬૪ એટલે માત્ર ૨૪ ટકા છે. દેશી રાજ્યો માટે ભલે ૨૫ ટકા બેઠકો અનામત રાખવામાં આવે. એટલે દિવાનેખાસમાં એમને ૨૦૦ માંથી ૫૦ બેઠકો મળે ને આમની સભામાં ૩૦૦ માંથી ૭૫ બેઠકો મળે. તેને બદલે ઉપલા ગૃહમાં એમને ૮૦, ને નીચેના મંડળમાં ૧૦૦ બેઠકો આપવાનું સૂચવવામાં આવ્યું છે. એટલે બ્રિટિશ પ્રાંતો માટેની બેઠકો પ્રમાણ વગરની બની જાય છે. પ્રાંતો કરતાં દેશી રાજ્યોનો પક્ષ ખેંચવાને કાંઇ ખાસ કારણ નથી. એકંદરે દેશી રાજ્યો પ્રાંતો કરતાં કેળવણી, સંસ્કૃતિ કે વ્યાપારી સાહસો કે સંસ્કૃતિમય જીવનની કલાઓમાં આગળ વધેલાં નથી જ, તેમ પ્રજાતંત્રની રીતિએ ઘડાએલાં નથી. આ બધી બાબતોમાં દેશી રાજ્યો પ્રાંતો કરતાં ખૂબ જ આગળ વધેલાં હોત એમ માની લઇએ તોપણ અત્યારે સૂચવવામાં આવેલું છે એ ધોરણ ન્યાયી ગણાત નહિ. દેશી રાજાઓ એમની રીતે અગત્યની પદવી ધરાવે છે, પણ એવી રીતે જ પ્રાંતોની પ્રજા પણ પોતાનું વ્યક્તિત્વ ગણાવી શકે છે; એટલે દેશી રાજાઓને બહુમાન આપવાનું

હોય તેથી કાંઇ તેમને રાજદ્વારી સત્તાઓ વધારે મળી જવી ન જોઇએ. કારણકે પ્રાંતના લોકો પ્રજાતંત્રમાં વધારે કેળવાએલા છે.

ઉપરની ચર્ચામાં દેશી રાજાઓ ને દેશી રાજ્યો એક જ ગણેલાં છે. કારણકે ફીડરલ સ્ટ્રક્ચર સબ કમિટિ આગળ લૉર્ડ સૅંકીએ રજૂ કરેલા ત્રીજા ખરડામાં એમ જણાવવામાં આવ્યું છે કે :—

"જે દેશી રાજ્યોને વ્યક્તિગત પ્રતિનિધિત્વ મળશે તેઓની સરકાર જ પોતાના પ્રતિનિધિઓ પાઠવશે. પણ બીજા કેટલાક દેશી રાજ્યોને વ્યક્તિગત પ્રતિનિધિત્વ આપવું બની શકે તેમ નથી; એટલે તેમના જૂથો નક્કી થયા બાદ પ્રતિનિધિઓ કેવી રીતે પાઠવવા તેની ખાસ યોજના નક્કી કરવી પડશે."

વળી દેશી રાજ્યોના પ્રતિનિધિઓ પસંદ કરવાની રીતમાં પણ ગોળમેજી પરિષદમાં જે દેશી રાજ્યોનું પ્રતિનિધિમંડળ ગયું હતું તેમાંના કેટલાક સભ્યોની ફ્રેંચાઇઝ સમિતિએ ખાતરી લીધેલી છે કે, જે જે દેશી રાજ્યોમાં પ્રજાપ્રતિનિધિમંડળો છે ત્યાં ત્યાં એવી વ્યવસ્થા કરવામાં આવશે કે મધ્યસ્થ રાજતંત્ર માટેના પ્રતિનિધિઓની ચૂંટણી વેળાએ એવા મંડળોના અભિપ્રાયને વજન આપવામાં આવશે. એકંદરે આ આખો ય પ્રશ્ન દેશી-રાજ્યોના હાથમાં જ મૂકી દેવા સમિતિ તૈયાર છે.

કેટલાંક ખૂબ જ આગળ વધેલાં રાજ્યોમાં પણ રાજા બ્રિટનના રાજકર્તા જેવા સ્થાને નથી. બ્રિટનના રાજકર્તાની મરજી એ કાયદો નથી: એ મરજી કાયદાથી ઘણી જ દૂર છે; જ્યારે હિંદનાં દેશી રાજ્યોમાં મોટે ભાગે રાજકર્તાઓની મરજી એ કાયદો છે. દેશી રાજ્યો કે દેશી રાજ્યોની સરકાર પ્રતિનિધિઓ પસંદ કરે કે ચૂંટે તે રાજકર્તાએ જાતે જ પસંદ કર્યા બરાબર છે.

જેમ પ્રાંતોની પ્રજા પોતાના પ્રતિનિધિઓ ચૂંટી મોકલવાની હોય અને ધર્મ કે વતન સામે જોયા વિના લઘુ કોમોની સર્વત્ર સમાનતા જાળવવાની હોય તો દેશી રાજ્યોને વસ્તીના પ્રમાણ કરતાં વધારે બેઠકો મળે એમાં કાંઇ ખાસ વાંધો ન રહે; પણ ગમે તે રીતે તપાસીએ તો ય દિવાને ખાસમાં ૪૦ ટકા ને આમની સભામાં ૩૩⅓ ટકા બેઠકો દેશી રાજ્યો માટે અનામત રાખવી એ તો ચોખ્ખો અન્યાય છે.

દેશી રાજ્યના પ્રતિનિધિઓ દેશી રાજાઓની પસંદગીના જ આવવાના; એટલે એમની ઇચ્છાને જ માન આપવાના ને દેશી રાજ્યોની પ્રજાના અવાજને કોઇ રજૂ કરવાનું નહિ. વળી ઇ. સ. ૧૯૩૧ના જાન્યુઆરી ૧૯મી તારીખના વડા પ્રધાનના જાહેરનામા અનુસાર દેશી રાજાઓ જે જે વસ્તુઓ ફીડરલ બંધારણને હવાલે ન કરી હોય તે તે બાબતો માટે તેઓ વાઇસરૉય દ્વારા કામ કરતા બ્રિટિશ તાજ સાથે નિકાલ કરી લેશે એટલે દેશી રાજાઓ અત્યારની માફક જ બ્રિટિશ હિંદના રાજતંત્રની મોરલીએ નાચશે એ વાત નિર્વિવાદ છે. એટલે બ્રિટિશ સરકારને જ્યારે જ્યારે જરૂર પડશે, ત્યારે ત્યારે દેશી રાજાઓના મતો સરકારપક્ષના જ નોંધાશે. વળી દેશી રાજાઓ અને બ્રિટિશ હિંદનું રાજતંત્ર બન્ને પ્રજાતંત્રની વિરુદ્ધ હોવાથી સ્વાભાવિક રીતે પણ તેઓ એકપક્ષે જ રહેશે. એટલે દિવાને ખાસમાં ૪૦ ટકા અને દિવાને આમમાં ૩૩⅓ ટકા તો સરકાર પક્ષનું જોર નિશ્ચિત થઇ ગએલું જ ગણાય. વળી મુસ્લીમોએ ફીડરલ બંધારણમાં ૩૩⅓ ટકા

બેઠકો માગી છે. બ્રિટિશ સરકાર એમને ખાસ મનાવી લેવા માગે છે એટલે એમને ઓછામાં ઓછી ૨૫ ટકા બેઠકો તો મળશે જ. આ પ્રમાણે એ માનીતો પક્ષ હોવાથી એના પ્રતિનિધિઓ જરૂરી પ્રસંગે સ્વાભાવિક રીતે સરકારનો પક્ષ કરવાના જ. એટલે દેશી રાજ્યોના અને મુસ્લીમ પ્રતિનિધિઓ મળી અર્ધ કરતાં વધારે કે ઓછામાં ઓછી અર્ધી સંખ્યા તો સરકાર પક્ષની થઈ જ ચૂકી. હવે જો મુસ્લીમ બેઠકો માટે સંયુક્ત મતાધિકારથી ચૂંટણી કરવામાં આવે તો કેટલાક રાષ્ટ્રીય મુસ્લીમોને ધારાસભામાં દાખલ થઈ જવાની તક મળે ખરી પરંતુ વડા પ્રધાને ફ્રેંચાઇઝ સમિતિને પત્ર લખી જણાવ્યું છે કે "જુદી જુદી લઘુકોમોના આગેવાનોમાં એકમતી ન થાય ને સલામતીઓની એમને જરૂર જણાય તો સમિતિએ વિભક્ત કોમી મતાધિકારના ધોરણે કામ આગળ ધપાવ્યે જ રાખવું." અને એવી કાંઇ એકમતીનાં બિલકુલ ચિહ્નો જણાતાં જ નથી અને સલાહકારક સમિતિ પણ એવો નિર્ણય સાધી શકી નથી એટલે મુસ્લીમ પ્રતિનિધિઓ મુસ્લીમ કોમી મતાધિકારથી જ ચૂંટાશે અને કોમી સરકારી પક્ષમાં ભળી રાષ્ટ્રહિત વિરુદ્ધ જ કામ કરશે.

આ સિવાય સરકારને ટેકો આપનાર બીજા પણ નીકળી આવશે. ડૉ૰ આંબેડકર પછાત કોમોના એકલા જ આગેવાન નથી એ વાત હવે ચોખ્ખી થઇ ગઇ છે. અને બીજા નેતાઓ સંયુક્ત મતાધિકાર પસંદ કરે છે, છતાં ય ડૉ૰ આંબેડકર જે કરે છે તે જ સાચું છે એવું કદાચ સરકાર કહે અને પછાત કોમોને પોતાના જુદા પ્રતિનિધિઓ ચૂંટવાનો હક હોવો જ જોઇએ એવું પ્રતિપાદન કરે. પરિણામે એ લોકો પણ સરકારપક્ષમાં જ ભળવાના એ નક્કી વાત છે. ત્યાર પછી વળી યુરોપિયન અને હિંદી વ્યાપારી મંડળના પ્રતિનિધિઓ યુરોપિયન અને હિંદી ખાણો, ખેતીવાડી, મજૂરો, જમીનદારો વગેરેના પ્રતિનિધિઓ પણ આવવાના જ. આમાંથી યુરોપિયન વ્યાપારીઓ, ખાણોના માલિકો અને જમીનદારો સામાન્ય રીતે સરકારને જ ટેકો આપવાના. કેટલાક દેશી જમીનદારો પણ એમની ગાડીમાં ચઢી બેસવાના.

આ બધું વિચારતાં જો સરકારી યોજના સફળ થાય, ને સફળ થશે જ એમાં ઝાઝી શંકા નથી, એટલે ભવિષ્યના ફીડરલ રાજ્યબંધારણમાં સરકારી દિવાલ અભેદ્ય જ બનવાની અને સર સેમ્યુઅલ હોરની ભવિષ્યવાણી સાચી જ નીવડવાની કે "મારી શરતો મુજબ જે સરકાર ઘડાશે તે અત્યારની સરકાર કરતાં વધારે મજબૂત જ હશે." સ્વરાજપક્ષ જોરમાં હતો એ ગાળાની વાત ન કરીએ તો ય અત્યારની નપુંસક જેવી ધારાસભામાં પણ સરકાર ક્વચિત હાર ખમે છે; પણ ભવિષ્યના ફીડરલ બંધારણમાં તો સરકારી હારનો તો પ્રસંગ જ ઊભો થવા પામશે નહિ અને કદાચ એવી પરિસ્થિતિ ઊભી થશે તો ય એ હેતુ પાર ઉતારતાં અનેક મુશ્કેલીઓ નડશે અને સરકાર વિરુદ્ધ પ્રજાકીય ખરડો પસાર કરાવતાં નવ નેજાં થશે.

હવે ફીડરલ સ્ટ્રકચર સમિતિએ પ્રાંતો માટે બેઠકો નક્કી કરી છે તે તપાસીએ:

| પ્રાંત | વસ્તી | દિવાને ખાસ | દિવાને આમ |
|---|---|---|---|
| મદ્રાસ | ૪૬૭૪૮૬૪૪ | ૧૭ | ૩૨ |
| મુંબાઈ | ૨૨૨૫૯૯૭૭ | ૧૭ | ૨૬ |
| બંગાળ | ૫૦૧૨૨૫૫૦ | ૧૭ | ૩૨ |
| સંયુક્ત પ્રાંત | ૪૮૪૦૮૭૬૩ | ૧૭ | ૩૨ |
| પંજાબ | ૨૩૫૮૦૮૫૧ | ૧૭ | ૨૬ |

| પ્રાંત | વસ્તી | દિવાને ખાસ | દિવાને આમ |
| --- | --- | --- | --- |
| બિહાર ને ઓરિસા | ૩૭૫૯૦૩૫૬ | ૧૭ | ૨૬ |
| મધ્યપ્રાંત ને વરાડ | ૧૫૪૭૨૬૨૮ | ૭ | ૧૨ |
| આસામ | ૮૬૨૨૨૫૧ | ૫ | ૭ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટિયર | ૨૪૨૫૦૭૬ | ૨ | ૩ |
| દિલ્હી | ૬૩૬૨૪૬ | ૧ | ૧ |
| અજમેર મેરવારા | ૫૬૦૨૯૨ | ૧ | ૧ |
| કુર્ગ | ૧૬૩૦૮૯ | ૧ | ૧ |
| બલુચિસ્તાન | ૪૬૩૫૦૮ | ૧ | ૧ |
| | | ૧૨૦ | ૨૦૦ |

ફીડરલ સ્ટ્રક્ચર સમિતિની ભલામણો મુજબ સાડાબાર લાખની વસ્તીએ એક પ્રતિનિધિ ચૂંટવામાં આવશે. આ પ્રમાણ પણ બધે ય સાચવવામાં આવ્યું નથી. ઇ. સ. ૧૯૨૮ ના પીપલ એક્ટ મુજબ આમની સભામાં સિત્તેર હજારની વસતીએ એક પ્રતિનિધિ ચૂંટાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨૧૦૪૧૫ ની વસ્તીએ એક પ્રતિનિધિ મોકલવામાં આવે છે; જર્મનીમાં ૭૫૦૦૦ મતદારો એક પ્રતિનિધિ પાઠવે છે; જાપાનમાં ૧૩૩૩૦૯ ની વસ્તીએ એક પ્રતિનિધિનું પ્રમાણ સાચવવામાં આવ્યું છે. એટલે હિંદમાં એક પ્રતિનિધિ બીજા દેશો કરતાં વિશાળ વસ્તીનો પ્રતિનિધિ બને છે; એટલે જ અહીં પ્રતિનિધિત્વ ઘણું જ અયોગ્ય લેખાય.

હવે સાડાબાર લાખની વસ્તીએ એક પ્રતિનિધિનું પ્રમાણ બરાબર સાચવવામાં આવ્યું હોત તો બંગાળાને ૪૦, સંયુક્ત પ્રાંતોને ૩૮ કે ૩૯, મદ્રાસને ૩૭, બિહાર ને ઓરિસ્સાને ૩૦, પંજાબને ૧૯, મુંબાઇને ૧૮, મધ્યપ્રાંતો ને વરાડને ૧૨, આસામને ૬ કે ૭, નોર્થ-વેસ્ટ ફ્રન્ટિયરને ૨, દિલ્હીને અર્ધો, અજમેર મેરવારાને અર્ધાથી યે ઓછો, બલુચિસ્તાનને કે ને કુર્ગને તેથી પણ ઓછો એમ પ્રતિનિધિ મળત. પરંતુ અપૂર્ણ પ્રતિનિધિ હોઇ જ ન શકે; એટલે દરેક નાના પ્રાંતને ઓછામાં ઓછો એક પ્રતિનિધિ આપવો કે બે ત્રણ નાના પ્રાંતોનું જૂથ કરી એ બધાંની વચ્ચે એક પ્રતિનિધિ સાડાબાર લાખની વસ્તીએ વારફરતી ચૂંટવાની પ્રથા દાખલ કરવી પડે.

પણ ફીડરલ સ્ટ્રક્ચર સમિતિની યોજના પ્રમાણે બંગાળ, બિહાર ને ઓરિસ્સા, મદ્રાસ અને મધ્યપ્રાંતોને એમના હક કરતાં ઘણું જ ઓછું પ્રતિનિધિત્વ મળ્યું છે; મુંબાઇ ને પંજાબને હક કરતાં વધારે લાભ મળ્યો છે. લોર્ડ સૅંકીનો ત્રીજો ખરડો મુંબાઇ અને પંજાબના લાભની આ ભેદનીતિનો બચાવ કરે છે કે:

"જો વસ્તીનું પ્રમાણ સાચવીને જ પ્રતિનિધિત્વ આપવામાં આવે તો ઐતિહાસિક અને વ્યાપારી અગત્ય ધરાવતો મુંબાઇ ઇલાકો બીજા બે ઇલાકા અને સંયુક્ત પ્રાંતો સાથે અત્યારસુધી સમાન પ્રતિનિધિત્વ ધરાવતો તેને અર્ધું પ્રતિનિધિત્વ પણ મળવા પામે નહિ. એટલે મુંબાઈ ઇલાકાની વ્યાપારી મહત્તા ધ્યાનમાં લેતાં એને માટે ખાસ વ્યવસ્થા કરવી ઘટે જ. પંજાબની સામાન્ય રાજદ્વારી મહત્તા પણ ખાસ સગવડ માગે જ. એટલે એ બે પ્રાંતો માટે એકલી વસ્તીનું જ ધોરણ બાજુએ મૂકવું જોઇએ છે. મુંબઇ માટે આ વ્યવસ્થા ખાસ યુરોપિયન અને હિંદી વ્યાપારી મંડળોને જુદું પ્રતિનિધિત્વ આપી સાચવી શકાય અને પંજાબમાં અઢાર બેઠકોમાં ઉચક વધારો ઠરાવી નખાવી લેવાય."

ચર્ચાની ખાતર આપણે માની લઇએ કે મુંબાઇ ઇલાકો એકલો જ વ્યાપારી અને ઐતિહાસિક અગત્ય ધરાવે છે અને પંજાબ સામાન્ય મહત્તા ભોગવે છે; પણ બીજા જે જે દેશોમાં પ્રજાતંત્ર છે ત્યાં પણ કેટલાક પ્રદેશો બીજા પ્રદેશો કરતાં વધારે વ્યાપારી અગત્ય ધરાવતા હોય છે જ અને કેટલાક પ્રદેશોનું ઐતિહાસિક મહત્ત્વ પણ બીજા પ્રદેશો કરતાં ચડી જાય તેવું હોય છે. પણ એથી ઐતિહાસિક મહત્તા કે વ્યાપારી અગત્ય ધરાવનાર દેશોને વધુ પ્રતિનિધિત્વ મળવું જોઇએ એવો સિદ્ધાંત ક્યાં ય સ્વીકારાયો છે? એમ હોય તો અર્વાચીન ઇતિહાસકારોને સામાન્ય મતદારો કરતાં દશગણા વધારે મત આપવાનો અધિકાર જોઇએ! વળી કોઇ પ્રાંતમાં ઘણા મોટા વ્યાપારીઓ હોવાથી તે વ્યાપારી અગત્ય ધરાવતો હોય તો તે હિસાબે તેને વધારે પ્રતિનિધિત્વ મળવું જોઈએ. દરેક અબજોપતિ વ્યાપારીને ૧૦૦૦ મત આપવાનો અધિકાર હોવો જોઇએ કારણકે હજાર રૂપિયાની મિલકત ધરાવનારને એક મત આપવાનો અધિકાર મળે છે.

એટલે કોઇ પણ પ્રાંતને ઐતિહાસિક મહત્તા કે વ્યાપારી અગત્યતાને બહાને વધારે પ્રતિનિધિત્વ આપવું એ વાત અયોગ્ય ને અન્યાયી છેઃ કોઈપણ અર્વાચીન બંધારણમાં એ હકીકતને ટેકો મળતો નથી. સામાન્ય અગત્યનું બહાનું પણ વિચિત્ર છે.

ગોળમેજી પરિષદમાં પણ મુંબાઇની વ્યાપારી અગત્ય માટે વાંધો લેવાયો જ હતો. મિ. ગેવીન જોન્સે મુંબાઇને બંગાળ કરતાં વધારે વ્યાપારી અગત્ય ધરાવતું ગણવા સાફ ના પાડી હતી. મુંબાઇનો રૂનો વ્યાપાર બીજા પ્રાંતો કરતાં અજોડ છે એ વાત ખરી, પણ એકલા રૂના વ્યાપારમાં જ આર્થિક અગત્ય સમાઇ જતી નથી. બીજી વસ્તુઓની પણ ગણના થવી જ જોઇએ.

હિંદમાં જે પાક ઊતરે છે એ દરેકમાં ચોખા એકદમ પ્રથમ સ્થાન લઇ જાય છે. ખેડાણ જમીનનો ૩૫ ટકા વિસ્તાર એકલા ચોખાનું વાવેતર જ રોકે છે અને હિંદના મોટા ભાગનો એ મુખ્ય ખોરાક છે. બંગાળમાં ચોખાનો પાક સૌથી વધારે છે. (ઇ. સ. ૧૯૨૭-૨૮ નું 'હિંદ', પાનું ૮૬)

બ્રિટિશ હિંદના વિસ્તારનો માત્ર ૧·૩ ટકો જ શણના વાવેતરમાં રોકાએલો છે, છતાં દેશના નિકાશ વ્યાપારના ૮૬ ટકા શણને આભારી છે. અને શણના વાવેતરના વિસ્તારના ૮૫ ટકા જેટલો પ્રદેશ બંગાળમાં છે. (ઇ. સ. ૧૯૨૭-૨૮ નું 'હિંદ', પાનું ૯૦-૯૧)

ઈ. સ. ૧૯૨૭-૨૮ માં જે કકડાનો માલ હિંદમાં આયાત કરવામાં આવ્યો એનું બારીકાઇથી નિરીક્ષણ કરીશું તો ૫૦ ટકા બંગાળે પચાવ્યો એમ જણાઇ આવશે—વહેંચણીના મધ્યબિંદુ તરીકે પણ મુંબાઇ બીજે નંબરે આવ્યું છે. (ઇ. સ. ૧૯૨૭-૨૮ નું 'હિંદ', પાનું ૧૯૭)

મુંબાઇ ઇલાકાની ખાણની સંપત્તિ પણ ઘણી જ ઓછી છે. ખાસ કરીને ઇમારતી પથ્થરોનો જ જથો મુંબાઇ ઇલાકામાં વધારે પ્રમાણમાં છે. દરિયાઇ મીઠું અને મેંગેનીઝ બીજે નંબરે ગણી શકાય. (હિંદી વાર્ષિક ગ્રંથ-૧૯૩૧-પાનું ૯૭)

હિંદમાં ખાણોની પેદાશમાં કોલસાની આવક પહેલે નંબરે આવે. ઇ. સ. ૧૯૨૮ માં ૬૬૦૪૧૦૬ પાઉંડની કોલસાની આવક છે. હિંદનો કોલસો મુખત્વે બંગાળમાં જ નીપજે છે. બિહાર ઓરિસ્સા ને ગોંડવાનાની કોલસાની ખાણો બીજે નંબરે આવે.

ઇ. સ. ૧૯૩૧ની સ્ટેટ્સમેનની ઇયર બુકની છેલ્લી આવૃત્તિના ૧૩૭મે પાને નોંધેલું છે કે હિંદે નીચે પ્રમાણે નિકાશ કરીઃ

| નિકાશ | મૂલ્ય રૂપિયા |
|---|---|
| શણ | ૨૭૧૭૩૭૫૮૫ |
| શણનું કાપડ | ૫૧૯૨૬૭૮૬૦ |
| રૂ | ૬૫૦૭૭૦૦૪૦ |
| રૂનો માલ | ૭૧૮૬૭૦૯૦ |
| ચોખા | ૩૧૫૦૯૧૮૪૦ |
| ચા | ૨૬૦૦૬૩૫૬૮ |

આમાં બધી જ નિકાશનો સમાવેશ થતો નથી. મુંબઇને ખરી આર્થિક અગત્ય અપાઇ છે તે પ્રતિપાદન કરવા ઉપરના આંકડા બસ થશે; કારણ કે શણ, ચોખા ને ચા મુંબઇના પાક નથી. શણ મુખ્યત્વે કરીને બંગાળામાં, ચા આસામ ને બંગાળમાં અને ચોખા બંગાળ અને બ્રહ્મદેશમાં પેદા થાય છે.

ઇ. સ ૧૯૩૧ની સ્ટેટ્સમેનની ઇયર બુકની છેલ્લી આવૃત્તિના ૧૪૦મે પાને આયાત નિકાશ ઉપર ટીકા કરેલી છે કે " ઇ. સ. ૧૯૨૯-૩૦માં મોટાં બંદરેથી આયાત નિકાશના કુલ આંકડાઃ મુંબઇમાં ૧૫૬.૯ કરોડ, કલકત્તામાં ૨૦૮.૩ કરોડ, કરાંચીમાં ૫૨. કરોડ, રંગુનમાં ૫૫.૬ કરોડ, મદ્રાસમાં ૪૦.૬ કરોડ, ચિતાગોંગમાં ૮.૭ કરોડ, ને ટયુટીકોરીનમાં ૬.૮ કરોડ હતા."

અત્યારે મુંબઇ ઇલાકો કરાંચીને પોતાનું બંદર લેખી શકે છતાં ય મુંબઇ ને કરાંચી બન્નેના આંકડાનો સરવાળો લઇએ તો ય કલકત્તા ને ચિતાગોંગના સરવાળાનો આંકડો વધી જાય છે. મુંબઇ ને બંગાળ બન્નેમાંથી બીજા પ્રાંતો આયાત નિકાશ કરે છે, એ વાતની પણ નોંધ લેવી ઘટે છે.

મુંબઇનો વ્યાપાર યુરોપિયન કરતાં હિંદીઓના હાથમાં વધારે છે, જ્યારે બંગાળામાં તેથી તદ્દન ઊલટી પરિસ્થિતિ છે. પણ લોર્ડ સૅંકીના હેવાલમાં જણાવ્યા મુજબ હિંદી અને યુરોપિયન વ્યાપારોઓને જુદું પ્રતિનિધિત્વ આપવામાં યુરોપિયનોને વધારે બેઠકો આપવાની બાજી ખેલાની હોય અને બીજા પ્રાંતો કરતાં મુંબઇ ઇલાકાની હિંદી ને યુરોપિયન પેઢીઓની ગણતરી મુજબ આર્થિક અગત્ય વધારે ન જ હોય તો અસ્તિત્વ ન હોય એવી અગત્ય આગળ ધરી મુંબઇને શા માટે વધારે પ્રતિનિધિત્વ આપવું જોઇએ, એ વાત સમજાય તેવી નથી. વળી એવી અગત્ય પ્રતિનિધિત્વના વધારા માટે પણ જરૂરની નથી.

હવે મુંબાઇની ઐતિહાસિક મહત્તા જોઇએ. જેવી તેની વ્યાપારી અગત્ય આપણે સ્વીકારીએ તેવી જ રીતે આપણે તેની ઐતિહાસિક મહત્તા પણ સ્વીકારી શકીએ. પણ બીજા પ્રાંતોની આર્થિક અગત્ય કે ઐતિહાસિક મહત્તા નથી અને મુંબઇની છે—અગર તો બીજા પ્રાંતો કરતાં મુંબઇની આર્થિક અગત્ય કે ઐતિહાસિક મહત્તા ઘણી જ વધારે છે એ વાત ગળે ઊતરે તેવી નથી. ઐતિહાસિક મહત્તા આંકવા કયો ગાળો લક્ષમાં રાખવામાં આવે છે? કે જુદા જુદા ગાળાને સરવાળે મહત્તા ઠરાવવામાં આવે છે? રાજકર્તાઓ, યુદ્ધો અને વિજયો દ્વારા જ ઐતિહાસિક મહત્તા આંકવાની છે કે કલા,

સાહિત્ય, શાસ્ત્રો ને સંસ્કૃતિના ઇતિહાસ પર વજન મૂકવાનું છે? બહુ જ વિશાળ દૃષ્ટિ રાખી તપાસીએ તો હિંદના દરેકે દરેક પ્રાંત માટે ઐતિહાસિક વિશિષ્ટતા મળી આવ્યા વિના રહેશે નહિ. વળી એકલા મોટા પ્રાંતો માટે જ શું કામ વિચાર કરીએ? દિલ્હીનો નાનકડો પ્રાંત ઐતિહાસિક મહત્તા માટે અદ્ભુત લેખાશે. બલુચિસ્તાનના રણમાંથી પણ નાલ અને ઝાલાવણ જીલ્લામાં પુરાતન હિંદના માટીકામના સુંદર નમુનાઓ મળી આવેલા છે અને બંગાળ પણ ઐતિહાસિક મહત્તા માટે થોડો ઘણો દાવો કરી શકે એમ છે.

વળી પંજાબની સામાન્ય અગત્ય આંકવામાં આવી છે તેનો સ્પષ્ટ ભેદ સમજાતો નથી. એના જેવી સામાન્ય અગત્ય બીજા પ્રાંતો કયાં નથી ધરાવતા? કદાચ બીજા પ્રાંતો કરતાં એમાંથી વધારે પ્રમાણમાં સિપાઇઓ મળી આવે છે એ ખાસ અગત્ય લેખવામાં આવી હોય તો કોણ જાણે! એમ ગણતરી હોય તો બીજા જે પ્રાંતો ભૂતકાળમાં લશ્કરીઓ પૂરા પાડતા એમનો શો દોષ? માત્ર રાજનૈતિક કે એવાં બીજાં કારણોને લીધે જ બીજા પ્રાંતોમાંથી સિપાઇઓ લેવાના બંધ થયા. બાકી બીજા પ્રાંતો પણ શૂરવીર લડવૈયાઓ પૂરા પાડી શકે એમ નથી એમ તો ન જ કહેવાય.

મુંબાઇ ઇલાકાને વધારે પ્રતિનિધિત્વ આપવા ભૂતકાળમાં એ ઇલાકાને સમાન પ્રતિનિધિત્વ આપવામાં આવેલું એ હકીકત આગળ ધરવામાં આવે છે. પણ અન્યાય ગમે તેટલા લાંબા સમય સુધી નભાવી લેવાંમાં આવ્યા હોય તેથી કાંઇ ન્યાય બની જતો નથી.

ખરું જોતાં તો વિવિધ પ્રાંતોના જુદા જુદા હક્કો માટે ચર્ચામાં ઊતરવું જ યોગ્ય નથી. એથી તો પ્રાંતીય અદેખાઇને પોષવા આપણા શત્રુઓને સાધન મળે છે. માત્ર ન્યાય તોલવાની ખાતર જ કર્તવ્યસ્વરૂપે આ ચર્ચા ઉપાડી છે, જેને પરિણામે કોઇ પણ પ્રાંતમાં અન્યાયનો વસવસો રહી જ જાય નહિ. પંજાબ કે મુંબાઇ વિરુદ્ધ બંગાળને કાંઇ દ્વેષ નથી. દરેક હિંદનાં અગત્યનાં અંગ છે. હિંદને એક કે બીજા વિના ચાલે એમ જ નથી. પ્રાચીન કે મધ્યયુગનો ઇતિહાસ ન ઉકેલીએ તો ય અર્વાચીન ઇતિહાસમાં પણ સ્વ. દાદાભાઈ નવરોજી, રાનડે, રામકૃષ્ણ ગોપાલ ભાંડારકાર, ફિરોજશા મહેતા, તિલક, ગોખલે, જે. એન. તાતા, બદરૂદ્દીન તૈયબજી, સ્વામી દયાનંદ, મહાત્મા ગાંધીજી અને બીજા દેશસેવકોની અમૂલ્ય સેવા વિસારી મુકાય તેમ નથી જ. માત્ર દરેક પ્રાંતે બીજા પ્રાંતની અગત્ય પિછાનવાની જરૂર છે. દરેક પ્રાંતની ખાસ વિશિષ્ટતા પરખાયા વિના રહેશે જ નહિ. એ રીતે દરેક પ્રાંત અગત્યનો લેખાશે અને એક પક્ષ માત્ર અંગત વાતો જ આગળ ધર્યા કરતો હશે તો તેનું સત્યસ્વરૂપ પરખાશે જ.'*

અનુવાદક

રમણીકલાલ દલાલ

* મૂળ લેખક: શ્રી. રામાનંદ ચેટરજી




## ૧ – સીનેમાની બીજી બાજૂ

સીનેમા, વિમાન, વાયરલેસ તથા મોટરકાર—આ ચાર સાધનોએ આધુનિક મનુષ્ય-જીવનમા મોટા ફેરફાર કર્યો છે તે ચારમા સૌથી વધારે અસર સીનેમાની છે. જેમ દરેક પ્રશ્નની બે બાજૂઓ હોય છે તેમ સીનેમાની અસર સંબધે પણ હવે ચર્ચા ઊભી થઇ છે

ગયા ફેબ્રુઆરી મહીનામા બર્મિંગહામમા (ઇંગ્લંડ), આ પ્રશ્નની બોધદાયક ચર્ચા થઇ હતી ત્યા સીનેમાને લગતા પ્રશ્નોની ચર્ચા કરવા શિક્ષકો, ડૉકટરો તથા શહેરીઓ એકઠા મળ્યા હતા

વિશ્રાન્તિ માટે તેમ જ કેળવણી માટે સીનેમા એ ઘણું જ અગત્યનું સાધન છે, એમ સૌ કોઇએ કબૂલ કર્યું હતું પરંતુ હાલની બીજી બાજૂ તરફ જોવાનો પણ હવે વખત આવી પહોચ્યો છે એમ વક્તાઓના મોટા ભાગે ભાર દઇને કહ્યુ હતું હાલમા જે ફિલ્મો બતાવાય છે તેની કેવી અસર થાય છે તે વિષે જુદા જુદા વક્તાઓએ જુદા જુદા દષ્ટિબિંદુ ‘વડે ચર્ચા કરી હતી (અત્રે એ યાદ રાખવુ કે વિલાયતમા છોકરાઓ માટે અમુક પ્રકારની ફિલ્મો હોય છે તેમ જ ચૌદ વર્ષની અદરના કુમારકુમારિકાઓને બધા સીનેમા થિયેટરોમા દાખલ કરતા નથી.)

કેટલાક વક્તાઓએ પોતાનો છોકરાઓ સાથેની વાતચીતનો સાર કહ્યો હતો. ચર્ચાનો સાર આ પ્રમાણે છે—

૧ છોકરાઓ તથા કાચી વયના કુમારકુમારીઓ, સીનેમા જુએ છે અને માની લે છે કે દુનિયા આવી જ છે એથી એમને જીંદગીનો સાચો ખ્યાલ આવતો નથી નાટક એ દરરોજના જીવનનું આછુ પ્રતિબિંબ છે, જ્યારે સીનેમા એની ટાપટીપ કરી, ડાઘા વગેરે કાઢી નાખી, પાડેલી એક છબી છે.

૨. સીનેમા જોવાથી, નાની ઉંમરના માણસોમા, ગુનાઓનું પ્રમાણ વધ્યુ છે

૩ ઉપરથી નિર્દોષ દેખાતી ફિલ્મો આડકતરી રીતે જાતીય વિકારોને ઉત્તેજન આપે છે. કિશોરો પર એની અસર એવી પ્રબળ થાય છે કે તેઓ હલકી લાલચોમાથી છટકી શકતા નથી

૪ વારવાર સીનેમા જોવાથી, બાળકોનું તેમ જ મોટા માણસોનું માનસિક પરિવર્તન થઇ જાય છે ફિલ્મો લાગણીઓને એટલી ઝડપથી ઉશ્કેરે છે અને તેમા બતાવેલા પ્રસંગો

મનુષ્યહૃદયમાં એટલા બધા વિલક્ષણ ભાવો, ટૂંક મુદતમાં ઉત્પન્ન કરે છે કે જેથી મનુષ્ય-હૃદય ચંચળ અને સંવેદનશીલ બને છે.

૫. જેમ બાળકોને નિર્દોષ અને પુષ્ટિકારક ખોરાક આપવાની માબાપની ફરજ છે, તેમ જ તેનો માનસિક ખોરાક પણ નિર્દોષ અને પુષ્ટિકારક હોવો જોઇએ. ખરાબ ફિલ્મો જોવાથી બાળકોનાં મગજ પર ખરાબ સંસ્કારો પડે છે. જો કે એવું તાત્કાલિક પરિણામ કંઇ નથી આવતું, પરંતુ આગળ ઉપર આ સંસ્કારોની તેની ચાલચલગત પર થએલી ખરાબ અસર જરૂર જણાઈ આવે છે.

સીનેમાની એકલી વિઘાતક ટીકાનો કંઇ અર્થ નથી. મુખ્ય મુખ્ય શહેરોમાં, સીનેમા ફિલ્મો પર તપાસ રાખનારી શહેરીઓની કમિટિઓ ( Cinema Welfare Committee ) હોવી જોઇએ. તેઓ ઉપર વર્ણવેલા વિરોધી પક્ષના વાંધાઓ યાદ રાખી, ફિલ્મો બતાવવાની પરવાનગી આપે.

—અહીં સાર પૂરો થાય છે.

આપણા દેશમાં પણ હવે સીનેમા લોકપ્રિય થયું છે. અહીં બતાવવામાં આવતી ફિલ્મોને, ઉપરની ટીકા વધારે જોસથી લાગુ પડે છે. અહીં કંઇ છોકરાઓ માટે ઇંગ્લંડના જેવી વ્યવસ્થા નથી. એટલે ફિલ્મોની અસર આપણા દેશનાં બાળકો તથા અપક્વ બુદ્ધિનાં સ્ત્રીપુરુષો પર કેવી થતી હશે તેનો ખ્યાલ વાચકોએ કરી લેવો. સીનેમા હજુ પણ વિશેષ ઉપયોગી થાય એટલા માટે તેમાં બતાવવામાં આવતી ફિલ્મો પર દેખરેખ રાખવાનો સમય હવે આવી પહોંચ્યો છે.

( ' Lancet ' ને આધારે ) ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક

## ૨—ઈંડિયન મેડિકલ કાઉન્સિલ બીલ

વડી સરકારે, આખરે, ઇંડિયન મેડિકલ કાઉન્સિલ બીલ રજૂ કીધું છે. દરેક સુધરેલા દેશમાં હોય છે તે પ્રમાણે હવે હિંદમાં પણ એક મેડિકલ કાઉન્સિલ સ્થપાશે. તેના રજીસ્ટરમાં, જુદી જુદી યુનિવર્સિટીઓની મેડિકલ ડીગ્રી ધરાવનારા ગ્રેજ્યુએટોનાં નામ દાખલ થશે, જુદી જુદી કોલેજોમાં અપાતા વૈદકીય જ્ઞાનની શિક્ષણપદ્ધતિ એકસરખી રહેશે, વૈદકના ઉચ્ચ શિક્ષણની સગવડ થશે અને સૌથી મોટો ફાયદો હિંદની યુનિવર્સિટીઓએ આપેલી વૈદકીય ઉપાધિઓનો હવે બ્રિટિશ મેડિકલ કાઉન્સિલ, ફરી પાછો, સ્વીકાર કરશે.

આ પ્રમાણે બીલનો ઉદ્દેશ સ્તુત્ય હોવા છતાં ખુદ દાક્તરો—જેમને આ કાયદો ખાસ લાભકારક છે—શા માટે તેનો વિરોધ કરે છે ? કલકત્તા અને મુંબઇના પ્રતિષ્ઠિત દાક્તરોએ, કાં તો આ બીલમાં સુધારો કરાવવા અગર તેને ફગાવી દેવાની વડી ધારાસભાના સભ્યોને શા માટે સૂચના કરી છે ?

જો કે સરકારે આ વિષયમાં જુદી જુદી યુનિવર્સિટીઓની તથા પ્રતિષ્ઠિત દાક્તરોનાં મંડળોની ખાનગી રીતે સલાહ લીધી હતી, છતાં જે રૂપમાં આ ખરડો રજૂ થયો છે તેની સામે તો વિરોધ ઊઠયો છે. સર ફઝલી હુસેનને એ ખરડા સંબંધી જે ખુલાસો કરવો પડયો છે તે પરથી જણાય છે કે દાળમાં કાંઈક કાળું છે.

બધા ગ્રેજ્યુએટ દાક્તરો એવી મેડિકલ કાઉન્સિલના અંકુશ તળે આવશે કે જેનું બંધારણ સંકુચિત હોવાથી તેમના વિચારોનો પડઘો પાડશે નહિ. દાક્તરોને ભય રહે છે કે આડકતરી રીતે બ્રિટિશ મેડિકલ કાઉન્સિલ તેમના પર અમલ ચલાવશે. એ ખરડામાં સૂચવેલા બંધારણ પ્રમાણે એમાં, આઈ. એમ. એસ. ઑફિસરો વધુ પ્રમાણમાં આવવાના, અને તેઓ બ્રિટિશ મેડિકલ કાઉન્સિલનું ગાયું ગાવાના.

આ ખરડાથી દાક્તરોમાં બે તડ પડશે, કારણ કે મેડિકલ સ્કૂલોમાં અભ્યાસ કરીને પાસ થયેલા દાક્તરોને–લાઇસેન્શીએટ્સ ( Licensiates )ને–આ ખરડામાં સ્થાન નથી. કારણ એમને ઉચ્ચ પ્રકારનું વૈદ્યકીય જ્ઞાન મળ્યું નથી, જો કે તેઓ દાક્તરો છે એ વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આમ ઊંચા દાક્તરો અને નીચા દાક્તરો એવો કૃત્રિમ ભેદ ઉત્પન્ન થશે. ખરો રસ્તો સ્કૂલોની શિક્ષણપદ્ધતિ સુધારવાનો છે, પરંતુ એ તો બને ત્યારે ખરું. અને શિક્ષણનાં સાધનો વધારવા પૂરતા પૈસા પણ ક્યાં છે ?

સામાન્ય અભિપ્રાય પ્રમાણે, આ મેડિકલ કાઉન્સિલ સરકારી અંકુશથી તદ્દન મુક્ત હોવી જોઇએ, અને દાક્તરો યુનિવર્સિટીઓ, પ્રાંતિક સરકારો વગેરેએ પોતાના પ્રતિનિધિઓ દ્વારા એની સામાન્ય નીતિ તથા કાર્યપ્રદેશ નક્કી કરવાં જોઇએ.

ધારો કે ખરડો ઉપર કહ્યા પ્રમાણે સુધારવામાં આવે તોપણ એક મોટો પ્રશ્ન ચર્ચાયા વિનાનો પડી રહ્યો છે : વૈદ્યો તથા હકીમોનું શું ? તેઓ પણ વૈદ્યકીય ધંધા કરે છે. દાક્તરો પર નિયમન હોય તો તેમના પર કેમ નહિ ? અત્યારે કાયદા પ્રમાણે, વૈદ્ય કે હકીમ, દાક્તરને અસ્પૃશ્ય છે. આ સ્થિતિ ક્યા સુધી ચાલવાની ? દેશને બધાની જરૂર છે. યુનિવર્સિટીઓને હવે દેશી વૈદ્યકનું શિક્ષણ હાથમાં લેવાનો સમય આવી લાગ્યો છે; પરંતુ આ દિશામાં વિચાર સરખોયે થયો નથી.

કેટલાએક એમ માને છે કે, જેમ રેલવે બોર્ડ, હિંદની રેલવેઓનો વહીવટ કરે છે, તેવી જ રીતે આ નવી કાઉન્સિલ વૈદ્યકીય શિક્ષણસંસ્થાઓ તેમજ ધંધા પર દેખરેખ રાખશે. તેથી કાર્યસાધકતા ( Efficiency ) જરૂર વધવાની !

ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક



## (૧) એક અંગ્રેજ પ્રતિનિધિની ખાનગી માન્યતાઓ

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં યુરોપિયન પ્રતિનિધિ તરીકે ગએલા મિ. બેન્થોલે રોયલિસ્ટ એસોસિયેશન ઑફ કલકત્તાના સભ્યોને આપેલા ભાષણના સારનું ચોપાનિયું એસોસિયેસને વર્તમાનપત્રોને ખાનગી રીતે મોકલેલું તે ૨૦ મી માર્ચ ૧૯૩૨ ના 'ફ્રી પ્રેસ જર્નલ'માં પ્રસિદ્ધ થએલું છે. અંગ્રેજ મુત્સદ્દીઓ જાહેરમાં તો એમ કહે છે કે, બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં તેમણે હિંદને ઘણું આપી દીધું છે અને હિંદીઓ લઘુમતી કોમો સાથે સમાધાન નથી કરી શકતા તેનો દોષ હિંદને માથે ઢોળ્યા કરે છે. પણ ખાનગીમાં તેઓ શું કહે છે?

"આપણે લંડન ગયા તે કોઇ સમાધાન કરવાના નિશ્ચયથી ગએલા, પણ તેની સાથે જ અર્થપ્રકરણી અને વેપાર સંબંધી રક્ષણોમાં જરા પણ છૂટ ન મૂકવાનો નિશ્ચય પણ એટલો જ હતો. બધી વાતચીતમાં આ મુદ્દાની વાત તમારા પ્રતિનિધિઓની જરા પણ શરત બહાર ગઇ નથી. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનો અભિપ્રાય નોંધવા ઉપરાંત એક બીજો પણ હેતુ હતો. ગ્રેટબ્રિટન કોન્ફરન્સ દ્વારા બને તેટલું આગળ જવાને તૈયાર છે એમ હિંદ, ગ્રેટબ્રિટનના લોકો અને આખી દુનિયાને બતાવી આપવા રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભજવાયું હતું. આ કોન્ફરન્સથી બીજું કશુંય થયું ન હોય તોપણ એટલું તો થયું છે, કે તેનાથી ગાંધીના રચનાત્મક મનનું પોલાણ દુનિયા આગળ છતું થઇ ગયું; એટલું જ નહિ પણ ગાંધીના પોતાના અનુયાયીઓમાં તેની પ્રતિષ્ઠા પુષ્કળ ઘટી ગઈ. છેલ્લી બેઠકનું પરિણામ જોશો તો જણાશે, કે ગાંધી અને ફીડરેટેડ ચેમ્બર્સ બ્રિટિશ સરકાર પાસેથી એક પણ હક મેળવી શક્યા નથી. તે પછી તેણે* ગમે તેટલી લાગવગ પાછી મેળવી હોય પણ તે હિંદને કિનારે ઊતર્યો ત્યારે ખાલી હાથે ઊતર્યો. વળી એક બીજું પણ થયું. કોમી સમાધાન કરવાનું તેણે માથે લીધું તેમાં તે નિષ્ફળ ગયો. આ પ્રમાણે બાજી અટકી પડતાં પ્રાઇમ મિનિસ્ટરે લઘુકોમોને સમાધાનીનો પ્રયત્ન કરવા સૂચવ્યું. તેને પરિણામે લઘુકોમોના હકની અરજી જે લઘુકોમોના કરારને નામે ઓળખાય છે તે થઇ. તેમાં મુખ્ય કામ સર હ્યુબર્ટ કાર અને સર એડગર વુડનું હતું. તેમાં સહી કરનારા યુરોપિયન, ઍંગ્લો ઇન્ડિયન, મુસલમાન, અંત્યજવર્ગ અને રોમન કૅથોલિકોએ હિંદના ૯૬ ટકાના પ્રતિનિધિત્વનો દાવો કર્યો. આમાં સહી કરવાથી આપણે મુસલમાનો સાથે મૈત્રી કરી. આની અસર શી થશે તે સંબંધી અમે જરા ગભરાયા હતા. ગાંધીએ જાહેર કર્યું કે 'હ્યુબર્ટ કારને ધૂળ જેવો કરી નાખીશ' પણ એવું કાંઇ થયું નહિ.

"મુસલમાનો સંબંધી બે શબ્દો જરૂરના છે. તેમની ટોળી સંગીન અને ઉત્સાહી હતી. રાષ્ટ્રીય મુસલમાન અલી ઇમામે તેમાં તૂટ પાડી નહિ. તેઓ પોતાનાં પાનાં ઘણી કુશળતાથી

* અંગ્રેજી ભાષામાં ત્રીજા પુરુષમાં માનાર્થે બહુવચન વાપરવાની રૂઢિ નથી—'ગાંધીજી' માટે પણ અસલનું એકવચન અહીં કાયમ રાખેલું છે.

રમ્યા. તેમણે અમને ટેકો આપવાનું વચન આપ્યું અને પૂરેપૂરો ટેકો આપ્યો. તેના બદલામાં તેમણે માગ્યું, કે બંગાળમાં તેમની આર્થિક સ્થિતિ આપણે ભૂલી જવી નહિ અને મુસલમાનોને પંપાળવાને બદલે યુરોપિયન પેઢીઓમાં તેમને જગા આપવા બનતું કરવું. આ માગણી મારા મત પ્રમાણે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

"કૉન્ફરન્સમાં જઈને આપણે કૉંગ્રેસનો મત બદલાવી શક્યા નથી, પણ વેપાર સંબંધી અને અર્થપ્રકરણી રક્ષણો હમેશાં જેટલાં મજબૂત રહ્યાં છે. મિ. વૉલ્ટર પેઈજ આપણા એ વલણને મૂર્ખાઈ ગણતા. આપણે લઘુકોમ ગણાઈએ તો ફોજદારી તપાસોમાં આપણને ખાસ સગવડ શી રીતે મળે, લશ્કરમાં ખાસ જગાઓ અનામત કેમ રાખી શકાય અને બીજી લઘુકોમોને જે હકો મળે તેથી વધારે હકોની માગણી પણ આપણે સરકાર પાસે શી રીતે કરી શકીએ? એ કરતાં તો આપણે બ્રિટિશ પ્રજા તરીકે જ હકો માગીએ એ જ સારો રસ્તો છે.

"વેપારી નિર્ણયોમાં આપણે સારી એકમતી મેળવી શક્યા છીએ. હિંદુ અને મુસલમાન પ્રતિનિધિઓએ ખુલ્લા દિલથી આપણા હકોને ટેકો આપ્યો હતો. પ્રોફેસર બેરીડેઇલ કીથ, મિ. વિલ્ફ્રેડ ગ્રીન સર જૉન સાયમન, લૉર્ડ રીડીંગ અને સરકારના બીજા તમામ મુખ્ય કાયદાબાજોની અમૂલ્ય સલાહ આપણે મેળવી શક્યા હતા. પણ એ બધા પ્રયત્નોનું છેવટનું તારતમ્ય તો એ જ આવ્યું હતું કે આપણે ગમે તેવી શબ્દજાળ ગૂંથીશું તો ય લાંબે ગાળે, ખાસ રક્ષણ વિના, આપણે રાષ્ટ્રીય હિંદી સરકારના પંજામાંથી બચી શકીશું નહિ. એટલે ખાસ રક્ષણો અને તે અમલમાં મૂકવાની સત્તાને અમે એક ઘડી પણ નજર બહાર જવા દીધાં નહોતાં. ગવર્નર-જનરલ, ગવર્નર અને કોર્ટોની સત્તા, સરકારનું સમતોલ બંધારણ અને બ્રિટિશ સંબંધથી જ આપણો બેડો પાર ઊતરશે. અને એટલા માટે જ વડા પ્રધાન અને પ્રધાનમંડળના બીજા એક સભ્યે ઠોકી ઠોકીને કહ્યું હતું, કે પાર્લામેન્ટને તો માત્ર બે જ ચીજોની દરકાર છે: (૧) હિંદમાં વસતા દેશબાંધવોની સલામતી ને આબાદી; અને (૨) સામાન્ય હિંદી જનતાનું રક્ષણ. આ બે ચીજોનો દાવો આપણા લોકો કદી જતો નહિ કરે. બાકી ગમે તેવી શબ્દજાળ વાપરીશું તો ય વીસ ત્રીસ કે ચાળીસ વર્ષ પછી આપણને સરકારી તિજોરી પરના કાબુ અને સહકાર ઉપર જ આધાર રાખવો પડશે અને તેથી જ આ સુધારાના પ્રશ્નને અત્યારે જેટલી ચીવટથી છણીશું તે ઉપર જ આપણા ભવિષ્યનો આધાર રહેશે.

"હિંદી વેપારી પ્રતિનિધિઓએ વધારે પડતું નમતું આપી દીધું છે, એવો અભિપ્રાય અત્યારથી જ હિંદી વેપારી જનતામાં ઘર કરી ચૂક્યો છે; એટલે છેવટનો ઘાટ ઘડતી વેળાએ હિંદીઓ આપણા શબ્દોનો કેવળ જુદો જ અર્થ કરશે, તેથી આપણે સાવચેત રહેવું જ પડશે. વેપારી રક્ષણો બાબત જે ઉહાપોહ થયો છે તેને રંગૂનના બ્રિટિશ વેપારીઓનો ટેકો છે, જો કે ચોક્કસ કરારને બદલે શરતબંધી વાક્ય મૂકવું એ ઊતરતી કોટિનું જ ગણાય. હિંદીઓ પણ એવી શરતબંધીને બદલે ચોક્કસ કરાર ઘડવાના જ મતના છે. હિંદ, બર્મા અને ગ્રેટ-બ્રિટન એ ત્રિપુટીનો કરાર થાય તો વધારે સારું. 'હાજી બીલ'વાળા મિ. હાજીએ બર્મામાં હિંદીઓ માટે ભેદનીતિ ન રમાય તેવી ખાતરી માગી હતી. જુદાં મતદાર મંડળો એમની સંમતિ સિવાય ન જ બદલવાં એવું તેનું કહેવું હતું. બંધારણમાં લઘુકોમ તરીકે ખાસ સલામતી ન અપાએલી હોવાથી તેને છેક બ્રિટન સુધી અપીલનો હક મળવો જોઈએ, એમ તેનો

આગ્રહ હતો. આ ઘટના પણ ઠીક બની. હિંદીઓ લઘુકોમનાં હક બર્મામાં માગે તો હિંદમાં પણ લઘુકોમોને હક આપવા જ જોઇએ.

"આર્થિક સંક્રામણને લીધે આર્થિક સલામતીઓ માટે ઝાઝી વાટાઘાટ કરવા દેવામાં ન આવી. હિંદના ભલાને માટે જ એ સલામતીઓની જરૂર છે, એવું હિંદી પ્રતિનિધિઓને પુરવાર કરી આપવાનું અમે માથે લીધું છે. એક વાર તો અમે ગાંધી પાસે પણ સલામતીઓનો એક મુસદ્દો ઘડાવી લીધો ને ફેડરલ ચેમ્બરના પ્રતિનિધિઓએ તે મંજૂર પણ રાખ્યો; પણ આપણે એ વિષે હજી પુષ્કળ ઉહાપોહ કરવાની જરૂર છે.

"પોલીસખાતાની સલામતીઓ બિલકુલ ઠીક ઘડાઈ નથી. વળી હિંદી રાજાઓ પણ શાન્ત રહેશે, એમ નક્કી કહેવાય નહિ. જે રાજાઓ ફેડરેશનમાં જોડાવા દોડી આવશે એ કૉંગ્રેસવાદી હશે અને ફેડરેશનમાં જોડાયા પછી એમના ઉપર કૉંગ્રેસનો કાબૂ વધુ મજબૂત બનતો જશે. જૂના મતના રાજાઓ બહાર રહેવાના અને તેમની પાસેથી જ આપણે બળ મેળવવાનું. એ ફેડરેશનમાં આવે નહિ ત્યાં સુધી એમની ખાલી જગાઓ સાર્વભૌમ સત્તાની રૂએ સરકારે જ પૂરવી, એમ આપણે આગ્રહ રાખવાનો.

"ખાસ તો આપણે એક જ વાત યાદ રાખવાની છે. આપણે આપણી ચોક્કસ નીતિ ઘડી કાઢવી અને તેને જ છેક સુધી વળગી રહેવું. બ્રિટનમાં જે પક્ષ સત્તા પર હોય, તે મુજબ આપણી નીતિને ઝોક દેવાય એ ભયંકર જોખમ છે. પાંચ વર્ષ પછી મજૂર સરકાર વળી પાછી સત્તા પર આવે ને ગયા વર્ષની માફક આપણા અભિપ્રાયો પલટો ખાય, એ બનવાજોગ છે. મજૂરપક્ષ તૂટી ગયો નથી. એમના દિલમાં ભયંકર કડવાશ ભરી છે; એટલે આપણી નીતિ એકદમ ચોક્કસ થઇ જવી જોઇએ.

"ગઈ ચૂંટણી પછી રાજનીતિ જરૂર પલટાઇ છે. મધ્યસ્થ સત્તા મુસલમાનોને નથી ગમતી એટલે સરકારે પણ મધ્યસ્થ સુધારાનું વચન આપી પ્રાંતિક સ્વરાજ્યની વાત પડતી મૂકી દીધી. આપણે તો કૉંગ્રેસ સાથે લડી લેવાનું જ હતું એટલે જેટલું વહેલું તેટલું સારું; પણ કૉંગ્રેસને સખત થાપ આપવા આપણે આપણો પક્ષ મજબૂત કરવાનો હતો. મુસલમાનોની હિલચાલ આપણને રુચતી હતી અને લઘુકોમના કરારે ને સરકારી વલણે આપણને રાજાઓ ને લઘુકોમોનો ટેકો મળ્યો. એટલે સપ્રુ, જયકર, પેટ્રો વગેરેને હિંદુ પ્રતિનિધિઓ તરીકે ઠોકી બેસાડવાનું આપણને અગત્યનું જણાયું: અને આપણે એ જ વલણ અખત્યાર કર્યું.

"હિંદને માથે પ્રાંતિક સ્વરાજ્ય ઠોકી બેસાડાય તેમ નહોતું. એકલા મુસલમાનો એ દિશામાં સફળ થઇ શકે નહિ. એમ કરવાથી દરેક પ્રાંત કલકત્તા કૉરપોરેશન જેવો બની જાય. વળી પ્રાંતિક યોજના બે ત્રણ માસમાં તૈયાર થાય, જ્યારે મધ્યસ્થ યોજના ઘડતાં બે પાંચ કે આઠ વર્ષ વીતાવી દેવાય. વળી પ્રાંતિક સ્વરાજ્યની વાત પણ છેડતાં મદ્રાસ જેવા ઝટ કબૂલી લે અને શરૂઆત થઈ કે પરિણામ આવતાં વાર ન લાગે. પણ મધ્યસ્થ સ્વરાજ્યનો વિચાર કરવામાં તો પ્રાંતિક સ્વરાજ્યના સંબંધનો પણ ભેગો જ વિચાર ને નિર્ણય કરવો પડે. ગાંધીએ જાતે એક જાતના પ્રાંતિક સ્વરાજ્યને એક વાર ટેકો આપેલો; કારણ કે એ દ્વારા મધ્યસ્થ યંત્રને અશક્ત બનાવી મૂકવાનો એમનો ઉદ્દેશ હતો.

"એટલે વિચિત્ર શંભુમેળો થવાથી રાઉંડ ટેબલ કૉન્ફરન્સ સોએ સો ટકા ભાગી પડતી અટકી ને સહકારનાં નવ્વાણું ટકા વચનો મેળવી વીખરાઈ. માલવિયા ને ગાંધીએ પણ

સ્થાયી સમિતિમાં જોડાવા કબૂલ્યું, પણ ગાંધીના કસાનો ઉતાવળા નીવડયા ને એના આવતાં અગાઉ મયદાનમાં કૂદી પડયા.

"આજે કૉન્ફરન્સનું કામ નિષ્ફળ ગયું જણાય છે. અત્યારનો પ્રશ્ન તો એ જ છે કે કૉન્ફરન્સની રીતે નિર્ણય કરવાના સરકારી પ્રયાસોને ડાહ્યો હિંદી ટેકો આપશે કે કેમ? હિંદના નેતાઓના હાથમાં એની ચાવી છે. એ લોકો જો દ્વાર ઉઘાડે તો આપણે જરૂર ટેકો કરવો.

"કહેવત છે કે 'કદી વિવેચન કરવું નહિ. તમારા મિત્રોને વિવેચનની જરૂર નથી: તમારા શત્રુઓ એ માનવાના નથી.' મધ્યસ્થ સરકારમાં ફેરફાર કરવાની વાત પણ કરીએ તે પહેલાં આપણે તો પ્રાંતિક સ્વરાજ્યના વિચારને જ વધાવી લેવો. પણ મધ્યસ્થ યોજના ઘડવાની જાહેરાત કરી પ્રાંતિક સ્વરાજ્ય આપીએ એ વાત હિંદીઓ સ્વીકારવાના નથી, એ પણ આપણે ભૂલી જવું જોઇતું નથી. એટલે ફેડરેશન તરફનો સારો અને સાચો માર્ગ તો બન્ને વાત સાથે ઉપાડવાનો જ છે અને પ્રાંતિક સ્વરાજ્ય તો અણીની પળ આવે ત્યાર પહેલાં જ આપી દેવું.

"લઘુમતી કોમોના કરારે એકમતી ઠીક સાધી છે: મુસલમાનો યુરોપિયનોના ચૂસ્ત મિત્રો બન્યા છે. હિંદુઓ સોએ સો ટકા વિરુદ્ધ હોય તો પ્રાંતિક સ્વરાજ્ય કે ફીડરેશન એક ક્ષણ પણ નભી શકે નહિ. કૉંગ્રેસ, હિંદુ મહાસભા, વેપારી મહામડળ વગેરે ઉદ્દામ-વાદી હિંદુઓ માને એવા નથી. પણ બીજા હિંદુઓનો ટેકો મેળવવા આપણે એક પણ ઉપાય બાકી રાખવો ન જોઇએ. આપણે લઘુકોમ ગણાવું કે બ્રિટિશ પ્રજા તરીકે હક માગવા એનો પણ જલદી નિર્ણય કરી દેવો જોઇએ. બ્રિટિશ પ્રજા તરીકે જ બ્રિટિશ સરકારની મદદ માગવી મને તો યોગ્ય લાગે છે. એથી કેટલુંક નુકસાન પણ છે જ. આપણે એકલા પડી જવાનો ભય ઊભો થાય. વળી, લઘુકોમના કરારે આપણને બીજે માર્ગે લીધા છે એ પણ આપણે ભૂલી જવાનું નથી.

"મધ્યસ્થ સરકારમાં બિલકુલ સુધારો કર્યા વિના એક જ જાતનું પ્રાંતિક સ્વરાજ્ય સ્વીકારવા ગાંધી પણ એક વાર તૈયાર થયા હતા; કારણ કે સ્વાયત્ત પ્રાંતો મધ્યસ્થ સરકારને અશક્ય બનાવી મૂકશે, એવી તેમની માન્યતા હતી. એટલે એ પરિસ્થિતિથી બચવા મધ્યસ્થ સરકારમાં થોડી સલામતીઓ જરૂરી છે. એટલે તમામ વાતોનો નિર્ણય થયા પછી જ હિંદના હાથમાં સત્તા મૂકવી; તે પહેલાં તો હરગીઝ નહિ.

"**આર્થિક સલામતીઓ:—**

(૧) ગવર્નર-જનરલ અને ફાઇનાન્સ મેમ્બરને સલાહ આપવા ફાઇનાન્સ કાઉન્સિલ બનાવવી;

(૨) રાજકીય તત્ત્વવિહોણી રીઝર્વ બેન્ક સ્થાપવી;

(૩) ઉપલી ધારાસભા મજબૂત બનાવવી;

(૪) લોન, પગાર અને સેક્રેટરી ઑફ સ્ટેટની બીજી જામીનગીરીઓને પહોંચી વળવા પાકું ભંડોળ કરવું.

"**વેપારી સલામતીઓ:—**

(૧) બ્રિટિશ વેપારી હકો અને મિલકતની સલામતી માટે બંધારણમાં ખાસ કલમ ઘડવી;

(૨) લઘુકોમોના કરારમાં ઠરાવ્યા મુજબ જ્યુરી વગેરે માટેના ખાસ યુરોપિયનોના હકોની સલામતી;

(૩) વાઇસરોય અને ગવર્નરને પાર્લામેન્ટની મંજૂરી માટે ખરડા રાખી મૂકવા સત્તા આપવી;

(૪) પ્રીવી કાઉન્સિલમાં અપીલ નોંધાવી શકાય.

"અત્યારે હિંદમાં વિનીતોનો કોઇ ભાવ પૂછતું નથી; એટલે આપણે નીચેના મુદ્દાઓ મેળવવા ખાસ મથવું જોઇએ:

(૧) મધ્યસ્થ સ્વરાજ્ય હાલ આપવા પ્રયત્ન થવા જ દેવો નહિ;

(૨) પ્રાંતિક સરકાર મધ્યસ્થ સરકારને મુશ્કેલીમાં મૂકી દે એ ભય ટાળવા મધ્યસ્થ સરકારને ખૂબ જ મજબૂત બનાવી મૂકવી. એમ કર્યા પહેલાં પ્રાંતિક સ્વરાજ્ય આપવા જ દેવું નહિ;

(૩) આઇ. સી. એસ. અને પોલીસખાતામાં હિંદી તત્ત્વ વધારવાના દરેક પ્રયત્નનો વિરોધ કરવો;

(૪) રેલવે ને બંદરો રાજકીય તંત્રથી અલગ રાખવાં;

(૫) પ્રાંતિક સ્વરાજ પહેલાં કોમી સંધિ જાતે જ કરી લાવે એવી શરત મૂકવી.

"દ્વિરાજપદ્ધતિથી હિંદુઓનું જોર વધ્યું છે, રાજકીય ચળવળોને વેગ મળ્યો છે ને મધ્યસ્થ સરકારનો હાથ ખૂબ જ સંકડામણમાં મુકાએલો છે; એટલે ખાસ ઑર્ડિનન્સો સિવાય તે મક્કમતાથી અને છૂટથી કામ લઇ શકતી નથી.

"આપણે સુધારાને અવકાશ છે એમ કહીએ છીએ તેથી એમ નથી સમજવાનું, કે દરેક પ્રાંતમાં પ્રજાતંત્ર સ્થાપવાની આપણે હિમાયત કરીએ છીએ.

"આપણે તો સરકારનું બલ સચોટ થાય એવા જ સુધારા માગીએ છીએ."

તા. ૯ મી એપ્રિલ ૧૯૩૨ — રમણીકલાલ દલાલ



## (૨) ૬૦૦૦ વર્ષો પહેલાંનું નગર

[ માઇસોર યુનિવર્સિટી તરફથી ડૉ. કૃષ્ણની દેખરેખ નીચે ચંદ્રાવલીમાં ખોદકામ ચાલે છે. ત્યાં જે કંઇ મળી આવ્યું છે તે પરથી એટલું સ્પષ્ટ જણાય છે, કે એક અતિપ્રાચીન નગર ઘણા સૈકાઓ સુધી અસ્તિત્વમાં હતું. બધા ખોદકામમાંથી વિવિધ પ્રકારની વસ્તુઓ મળી છે તે જુદા જુદા કાળના પ્રતિનિધિરૂપે એ યુગનો ખ્યાલ આપે છે. નીચેના લખાણમાંથી એટલી વાત સ્પષ્ટ થાય છે કે ઘણા સૈકા પૂર્વે મહારાષ્ટ્રમાં ઉચ્ચ સંસ્કૃતિનો યુગ હતો.]

**પ્રાચીનકાળથી** એવી લોકવાયકા પ્રચલિત હતી, કે ચીતળદુર્ગની નજીક ચંદ્રાવલીની ખીણ પાસે એક પ્રાચીન નગર હતું. સામાન્ય રીતે લોકો માનતા, કે ત્યાં પાંડવો વસતા હતા અને તેઓએ ત્યાં ઘણાં પરાક્રમો કરેલાં. તેમાં ભીમ અને હીડિંબા વચ્ચેનું યુદ્ધ પણ અહીં જ થયાનું કહેવાય છે. યુદ્ધમાં હીડિંબાનું મૃત્યુ થએલું. દંપતિની યાદગીરીમાં સ્થાપેલાં સ્મારકો હમણાં જ અહીંથી મળી આવ્યાં છે..

આ ઉપરાંત ખીણમાંથી ખોદકામ કરતાં અનેક ગુફાઓ, મંદિરો, મૂર્તિઓ, ઘરો વગેરેનાં અવશેષો મળી આવ્યાં છે; અને કેટલેક સ્થળેથી અતિપ્રાચીનકાળના મનુષ્યના વસવાટનાં ચિહ્નો પણ જડયાં છે.

સદ્ભાગ્યે કીર્તિ કે ધનના લોભી સંશોધકોના હાથમાં આ પ્રદેશ નથી ગયો; કારણ કે અહીંનું કાર્ય કંઇક મુશ્કેલ છે. આ પ્રાચીન નગરની શોધ ઓચિંતી જ થઇ છે. એક ગોવાળીઆને કેટલાક જૂના સિક્કાઓ મળી આવ્યા. તે એક ઇજનેરે જોયા ને તે સ્થળેથી વધારે શોધીને મેળવ્યા. બધા સિક્કાઓ બ્રિટિશ મ્યુઝીઅમમાં મોકલ્યા. ત્યાં મિ. રેપ્સન નામના અભ્યાસીએ તેની ઉપર એક પુસ્તક લખ્યું. ત્યાર બાદ અહીં પદ્ધતિસર શોધ શરૂ થઇ. એને પરિણામે કેટલી ય અમૂલ્ય વસ્તુઓ મળી આવી છે.

શોધખોળ કરતાં સૌથી અગત્યની વસ્તુ જડી તે એક શિલાલેખ છે, જે તદ્દન અંધકારમાં પડ્યો હતો. એની ભાષા પ્રાકૃત છે અને જૂની ગુફાઓની બ્રાહ્મી લિપિમાં કોતરેલો છે. તેમાં નીચેની ત્રણ લીટી છે અને પહેલી તથા બીજી લીટીની વચ્ચે સૂર્ય-ચંદ્ર કોતરેલા છેઃ—

"કદંબના મયૂરશર્મન કે જેણે ત્રૈકુટ, અભીર, પલ્લવ, પરિયાત્રિક, શકસ્થાન સઇન્દક, પુનાત અને મોકારી ઉપર વિજય મેળવ્યો છે, તેણે આ તળાવ બંધાવ્યું છે."

ઉપરના લેખમાં જે તળાવનો ઉલ્લેખ છે તે શોધી કાઢવાના પ્રયત્નને પરિણામે તળાવના અવશેષો મળી આવ્યા છે. આ પહેલાં કદંબના શિલાલેખ અન્ય સ્થળે પણ મળી આવ્યા છે; પરંતુ આ લેખનું મહત્ત્વ એ બધાયથી વધી જાય છે. કારણકે અન્ય લેખો કરતાં આ વધારે પ્રાચીન છે. આ લેખમાંથી એ સમયના મહારાષ્ટ્રના ભાગલાઓનું જ્ઞાન મળી શકે છે અને કદંબ રાજ્યની સીમા પણ નક્કી થઇ શકે છે. ડૉ. કૃષ્ણે આ શિલાલેખને ઇ. સ. પૂર્વે ૨૫૮ ના વર્ષનો હોવાનું જણાવ્યું છે. એ ઉપરથી મયૂરશર્મનનો રાજ્યારોહણનો કાળ પણ કેટલાંક વર્ષ આગળ જાય છે.

વિદ્વાનોએ પદ્ધતિસર ખોદકામ કરાવ્યુ તેને પરિણામે ઘણી જ અગત્યની માહિતી મળી છે. તેમાં જમીનના સૌથી નીચેના ભાગમાંથી પથ્થરનાં ઓજારો મળી આવ્યાં છે. ત્યારપછી જરા ઉપરની જમીનમાંથી ધાતુના ઓજારો મળ્યાં. તેની સાથે કેટલાંક લોહાનાં ઓજારો પણ મળ્યાં છે. આ ઉપરથી એમ માનવામાં આવે છે કે મહારાષ્ટ્રમાં ચંદ્રાવલીનો પ્રદેશ અતિપ્રાચીન છે કારણકે માનવજાતિના ઐતિહાસિક વિકાસક્રમ પ્રમાણેના જુદા જુદા યુગના અવશેષો મળ્યા છે. આજસુધીમાં વિન્ધ્યાચળ, ફ્રાન્સ અને આફ્રિકામાં કેટલાક સૌથી પ્રાચીન અવશેષો મળેલા છે એ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ થી વધારે પ્રાચીન નથી મનાતા. પરંતુ એથી યે પ્રાચીન ઇ. સ. પૂર્વે ૬૦૦૦ વર્ષ પૂર્વે લઇ જનાર આ માઇસોરની ચંદ્રાવલીની શોધ છે.

[ 'ધ હિન્દુ'માંથી ]




**પૃથુરાજ રાસા**—રચનાર: ભીમરાવ ભોળાનાથ. પ્રસિદ્ધ કરનાર: તેમનાં સંતાનો. પુસ્તક મળવાનાં ઠેકાણાં: પ્રો. વી. બી. દીવેટીયા, ઠે. પ્રીતમનગર એલિસબ્રિજ અમદાવાદ. કિંમત ૨-૦-૦ પોરટેજ ૦-૩-૦

૩૪ વરસના લાંબા ગાળા પછી ફરી પ્રસિદ્ધ થયેલ આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. આપણા સાહિત્યમાં આધુનિક કાળમાં જે જૂજ જ લાંબાં કાવ્યો લખાયાં છે તેમાં આ કાવ્યનું વિશિષ્ટ સ્થાન છે. લેખક ઘણી નાની ઉંમરે અવસાન પામ્યા અને તેથી આ લાંબા કાવ્યને સુધારવાનો તેમને અવકાશ ન મળ્યો તેથી કાવ્યમાં ઘણી જગાએ કચાશો રહી ગઇ છે. ઘણી જગાએ શબ્દોનો અર્થ સ્ફુટ થતો નથી, કોઇ કોઇ જગાએ વાક્યરચના કચળી ગઇ છે, કોઇ કોઇ જગાએ હકીકત તથ્યવિરોધી આવી ગઇ છે, આમ છતાં ખરા કવિની બાનીમાં જે એક મીઠાશ હોય છે તે મીઠાશ તેમનાં કાવ્યોમાં છે, ખાસ કરીને પહેલા સર્ગમાં તેમણે હિંદની પ્રશસ્તિ ગાઇ છે તેમાં. કદાચ વસંતતિલકાનો આટલો લાંબો અને મધુર પ્રયોગ કરનાર તેઓ પહેલા જ હશે.

આ કાવ્ય સંસ્કૃત મહાકાવ્યોની ઢબે લખાયું છે, તેની પેઠે આમાં એકધારા સંસ્કૃત વૃત્તમાં એકેક અધ્યાય છે, નાયક નાયિકાનું વર્ણન, યુદ્ધ વર્ણન, વિલાપ વગેરે એની જ ઢબનાં છે, અને છતાં નવીન કવિતાની કલ્પનાઓ તેમાં આદ્યન્ત પરોવાયેલી છે. આપણો સમાજ, અત્યારે મહાન પરિવર્તનના વાવાઝોડામાં છે, તેમાં આપણી રુચિ અને વિચારો પણ વેગથી બદલાતા જાય છે એવી સ્થિતિમાં આ કાવ્ય અત્યારના વાચકને રુચિકર કેટલું થશે તે કહી શકાય નહિ. પણ તેના તરફની લોકની રુચિ ગમે તેવી રહે તોપણ આપણા આધુનિક સાહિત્યના ઇતિહાસમાં તેને ચોક્કસ સ્થાન છે એમાં શંકા નથી.

આ કવિના અક્ષરદેહને એક વિરલ લાભ મળેલો છે તે એ કે સદ્‌ગત સર રમણભાઇ જેવા કુશળ ટીકાકારે તેની ટીકા કરી ગુણસ્ફોટન કર્યું છે. આ આવૃત્તિમાં તેમનું અવતરણ અને ટીકા બન્ને છે. ટીકા કાવ્યને છેડે ન આપતાં શ્લોકની નીચે આપેલ છે તે યોગ્ય કર્યું છે. કૃષ્ણરાવકૃત કવિચરિત પણ છે. તે ઉપરાંત આ આવૃત્તિમાં સદ્‌ગત કવિનો ફોટો, પૃથુરાજની છબી, અને કાવ્યવસ્તુના બે પ્રસંગોનાં ચિત્રોથી આ આવૃત્તિ વધારે સુશોભિત થઇ છે.

સાહિત્યના દરેક અભ્યાસીએ આ પુસ્તક પાસે રાખવા જેવું છે. પ્રો. દીવેટીયા અને તેમનાં બન્ધુજનોએ આ પુસ્તક પ્રસિદ્ધ કરીને માત્ર પિતૃઋણ અદા કર્યું છે એટલું જ નહિ, ગુર્જર સરસ્વતીની પણ સેવા કરી છે.

**હિમાલયના પુણ્ય પ્રદેશમાં**—લેખક: ડુંગરશી ધરમશી સંપટ. કિંમત ૦-૧૨-૦.

હિમાલય જેમ ગંગા અને સિંધુદ્વારા આખા આર્યાવર્તને શુદ્ધ અને તાજું પાણી પૂરું પાડે છે, તેમ તેણે આખા આર્યાવર્તના ઇતિહાસમાં તેની વિદ્યા કલા અને સંસ્કૃતિને પણ

પોષેલી છે. હિમાલય જેટલું જ હિમાલયનું આકર્ષણ પણ આપણા ઇતિહાસમાં અચલ રહેલું છે. તેણે સર્વ પ્રકારના માણસોને આકર્ષ્યા છે તે શ્રીયુત સંપટ જેવા સંસ્કારી વિચારકને આકર્ષે એમાં નવાઇ નથી; પણ આ પુસ્તકથી શ્રીયુત સંપટને વેપારના અભ્યાસ ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ, પશુ, પક્ષી અને આપણો સમાજ જોવાનો પણ આટલો શોખ છે તે નવું જાણવાનું મળે છે.

આખા પુસ્તકમાં કર્તાની વિવિધ વસ્તુઓમાં રસ લેવાની વૃત્તિ અને તે સાથે વિગતોનું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. પુસ્તકમાં, કહો કે હકીકતો ઠાંસી ઠાંસીને ભરી છે અને તે એટલી વિવિધ છે કે કોઇક જ એવો વાંચનાર હશે જેને પોતાની દૃષ્ટિનું કાંઇક જાણવાનું આમાંથી નહિ મળે. હકીકતો હોવા છતાં પુસ્તક ક્યાંઇ નીરસ નથી થતું. તેનું કારણ તેમની ભાષાની સરળતા અને શૈલીનો વેગ છે હિમાલયના ખુશનૂમા પવનમાં જાણે વિગતો જોતા જોતા ચાલ્યા જતા હોઇએ તેવું લાગે છે. અને આવી અભ્યાસની દૃષ્ટિ સાથે મુસાફરને ઉપયોગની ધર્મશાળાની અને બીજી સગવડોની હકીકત આપવાનું તેઓ ચૂક્યા નથી. તેમની વેપારી દૃષ્ટિ પણ જરા પણ કંટાળો આપ્યા વિના કામ કર્યા કરે છે. અને જૂના ઇતિહાસની વાતો સાથે વર્તમાન ઇતિહાસ અને દેશની નવી હિલચાલની અસરો પણ તેઓ જોવી ભૂલ્યા નથી. વચમાં સ્થાને સ્થાને આવતાં અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત કાવ્યોનાં અવતરણો તેમની રસિકતા બતાવે છે.

આ પુસ્તકની નવી આવૃત્તિ થશે એમ અમે આશા રાખીએ છીએ. અને તે વખતે આ પુસ્તકની છપાઇ, બંધામણી તેમજ જોડણી ઉપર વધારે ધ્યાન આપવા અમે ભલામણ કરીએ છીએ. પુસ્તકમાં એક નકશો આપેલો હોય તો મુસાફરીનાં સ્થળોનો વધારે સારો ખ્યાલ આવે આ લેખક આ પ્રકારનું સાહિત્ય પણ આપતા રહે એમ ઇચ્છીએ છીએ.

**પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો—વર્ષ બીજું-પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ.** સંપાદક પંડિત સુખલાલ, પંડિત બેચરદાસ. પ્રકાશકઃ કેશવલાલ નગીનદાસ શાહ, એલિસબ્રિજ, અમદાવાદ. કિંમત બાર આના-બન્ને ભાગની.

અમદાવાદમાં આ બન્ને વિદ્વાનોએ પર્યુષણ પર્વને સાંપ્રદાયિક ન રાખતાં એક ધર્મ-ચર્ચાના સાર્વજનિક પર્વ જેવું બનાવ્યું છે. બે જ વર્ષમાં ગુજરાતના ઘણાખરા વિચારકોએ તેમાં સહકાર આપ્યો છે અને ચર્ચા કરી છે. ચર્ચાનો વિષય જોકે મુખ્યત્વે જૈન ધર્મ કે જૈન સમાજ છે, પણ ચર્ચાનું દૃષ્ટિબિન્દુ સાર્વજનિક છે; અને તેથી આ સાહિત્ય સાંપ્રદાયિક નથી પણ સાર્વલૌકિક છે એમ જ ગણાવું જોઇએ. કારણકે સાહિત્યમાં દૃષ્ટિબિન્દુ એ જ સર્વસ્વ છે—નહિ કે વસ્તુ. જૈનોના વર્તમાન પ્રશ્નો અહીં બહુ જ છૂટથી ચર્ચાયા છે અને બધા જૈનો આ વિશાળ દૃષ્ટિથી પોતા વિશે વિચાર કરે તો ઘણાં કામોમાં પ્રગતિ સધાય. અમે દર વર્ષે કહેતા આવ્યા છીએ અને આ વર્ષે પણ કહીએ છીએ, કે આ જ રીતે દરેક સંપ્રદાયે પોતાના તહેવારો સાર્વજનિક પદ્ધતિએ ઉજવવા જોઈએ અને બધા પ્રશ્નો સાર્વ-જનિક દૃષ્ટિએ ચર્ચવા જોઇએ. હવે તો લોકસુધારો—અને ધર્મસુધારો પણ—સાંપ્રદાયિક રીતે થવાનો નથી, પણ સર્વ જનતાના દૃષ્ટિબિન્દુથી થવાનો છે. એવે સમયે જે ધર્મ પોતાની સાંપ્રદાયિકતાનો દુરાગ્રહ કરશે તે પોતાની પ્રગતિ અટકાવશે, એટલું જ નહિ પણ પોતાનું અધઃપતન કરશે.

**જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર**—લેખકઃ અધ્યાપક સુખલાલ સંઘવી, અધ્યાપક બેચરદાસ દોશી. પ્રકાશક શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રોડ, અમદાવાદ. કિં. ૦–૫–૦.

આ નાનું પુસ્તક સીધી, ટૂંકા અર્થમાં સાંપ્રદાયિક નહિ એવી અને વિશાળ શાસ્ત્રીય વિચારસરણીનો નમૂનો છે. ગાંધીજીની ઈચ્છાથી શ્રીયુત કાલેલકરે જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય ઉપર વિચાર કરવા અમુક મુદ્દાઓ તારવ્યા અને તેના જવાબરૂપે આ પુસ્તક લખાયું છે. પુસ્તકમાં જૈન ધર્મતત્ત્વજ્ઞાનના તંત્રમાં બ્રહ્મચર્યનું શું સ્થાન છે, તેનું શું રહસ્ય છે, અને તેના આચાર માટે જીવન વ્યવસ્થામાં તેના ધર્માચાર્યોએ શા ઉપાયો સૂચવ્યા છે, અને બ્રહ્મચર્યનું ખરું સ્વરૂપ શું છે તે ઘણી જ ચોક્કસ, સ્વચ્છ, શાસ્ત્રીય પણ સર્વસુગમ ભાષામાં લખેલું છે. બીજા સંપ્રદાયો પણ આવી વિશાળ અને સર્વોપયોગી દૃષ્ટિએ આ વિષયની ચર્ચા કરે તો સમાજને ઘણો ફાયદો થાય. ઉછરતા કિશોરો અને જુવાનો કામશાસ્ત્રનું કુતૂહલ જાગતાં આવાં પુસ્તકો વાંચી વિષયના સ્વચ્છ નિરૂપણનું ધોરણ પ્રાપ્ત કરે તો તેમને જીવનમાં ચિરસ્થાયી ફાયદો થાય.

**નવી ગરબાવળી**—લેખકઃ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. પ્રકાશકઃ બાલોદ્યાન કાર્યાલય, વડોદરા. કિંમત ૦–૪–૦

આ નાની ગરબાવળીમાં ખાસ બાળાઓને અનુકૂળ જૂનાં નવાં ગીતોનો સંગ્રહ કર્યો છે. શ્રીયુત વ્યાસે સાહિત્યમાં પ્રથમ દર્શન બાલગીતના કવિ તરીકે દીધું છે. અને તેમનાં બાલગીતો લાક્ષણિક છે. તેમાં કેટલાક કલ્પનાતરંગો કેવળ બાળકોના જ છે. શબ્દો પણ સાદા અને બાળકોના વપરાશના છે, છતાં કેટલાંક કાવ્યોમાં કલ્પના અને શબ્દો બંને વધારે પ્રૌઢ વાચકો જ સમજે એવા કયાંક કયાંક આવી જાય છે તે તરફ કર્તાનું ધ્યાન ખેંચીએ છીએ.

**જીવનની ઝાંખી**—લેખકઃ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ. એલ. એલ. બી. પ્રકાશકઃ જીવણલાલ અમરશી મહેતા, મુંબઈ અને અમદાવાદ. કિંમત ૨–૦–૦

જુદે જુદે સમયે પ્રસિદ્ધ કરેલી ૧૯ વાર્તાનો આ સંગ્રહ છે. કેટલીક વાર્તાઓ અનુવાદ છે અને કેટલીક સ્વતંત્ર છે. આવું મિશ્ર પ્રકાશન લેખકની વાર્તાની તુલનામાં કંઈક વિઘ્નરૂપ છે. અને તેથી લેખકને પોતાને થોડી હાનિ થવા સંભવ છે. એમના જેવા અભ્યસ્ત લેખકને અનુવાદો કરવાની જરૂર પણ નથી.

લેખક 'સ્ત્રીબોધ'ના તંત્રી છે અને સ્ત્રીઓના પ્રશ્નમાં રસ લેતા હોઈ સ્ત્રીઓના પ્રશ્નો અને સ્ત્રીપાત્રો જ તેમની લગભગ બધી વાર્તાના મધ્યબિન્દુમાં છે. વાર્તા એ તેમના હાથમાં પોતાના અભિપ્રાયો દર્શાવવાનું અને ચર્ચા કરવાનું એક સાધન છે એ આખા સંગ્રહમાં સ્પષ્ટ જણાઈ આવે છે; છતાં તેમની વાર્તામાં આછો સાદો એકસરખો વહેતો નિર્મળ વાર્તારસ વહ્યા કરે છે. તેમની બધી વાર્તાઓ વિવેકી અને હાવકી છે, અને શૈલી સરળ છે. સ્ત્રીજીવનના પ્રશ્નો ઉપર કરેલા વિચારો તેઓ વાર્તામાં આકર્ષક રીતે મૂકી શકયા છે.

**કાચાં ફળ**—લેખકઃ જેઠાલાલ નારાયણ ત્રિવેદી રાંધેજા (ઉત્તર ગુજરાત). પ્રકાશકઃ ઈશ્વરલાલ મોહનલાલ ત્રિવેદી. શુદ્ધ ખાદી ભંડાર, વડોદરા. કિંમત આઠ આના.

આ નવ ટૂંકી વાર્તાઓના સંગ્રહને શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ પ્રસ્તાવના લખી આપીને બંધુકૃત્ય કર્યું છે; એટલું જ નહિ પણ એક સાદી સમાલોચના પણ કરી છે. તેમના કહેવા પ્રમાણે કર્તાએ પોતે જ આને કાચાં ફળ કહીને સ્વપરીક્ષાનો વિરલ ગુણ દર્શાવ્યો છે. પણ તે સાથે એ પણ કહેવું જોઇએ, કે તેમની વાર્તાઓમાં ઊંચા પ્રકારની શક્યતાઓ જણાય છે. તેમની વાર્તાનાં બીજની પસંદગી સાચી છે અને તેને વિકસાવવાનો તેમનો પ્રયત્ન પણ સ્વાભાવિક છે જે કોઇ પણ લેખકને માટે આશાપ્રદ છે. 'ભાઇસાહેબ' અને 'અમારી નિશાળ' હાસ્યના સારા નમૂના છે. 'જોગંદર' અને 'ગોઝારો કૂવો' પણ સારી વાર્તા છે. કર્તાને પોતે પસંદ કરેલા સાહિત્યમાર્ગે આગળ જવા અમે સૂચના કરીએ છીએ અને તેમને વધારે સફળતા ઇચ્છીએ છીએ.

**પૂજારિણી અને ડાકઘર**—અનુવાદકઃ નગીનદાસ પારેખ. પ્રકાશકઃ શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–ગાંધીરોડ : અમદાવાદ. કિં. ૦–૧૨–૦

તહકૂબીનો થોડો સમય મળ્યો તે દરમિયાન અધ્યાપક નગીનદાસ પારેખે બંગાળીમાંથી ઠીક ઠીક સાહિત્ય ગુજરાતને આપ્યું. થોડા વખત પહેલાં તેમનું પરિણીતા અને વિસર્જન બહાર પડેલું હતું અને હવે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનાં બે રહસ્યપૂર્ણ નાટકો આપણને મળે છે.

આ બન્ને નાટકો કરુણાન્ત છે. બન્નેમાં કવિવરે પોતાની લાક્ષણિક શૈલીથી લોકોત્તર માનસોનાં ચિત્રો આપ્યાં છે. પહેલામાં નટી શ્રીમતી અને રાણી લોકેશ્વરી. અને બીજામાં અમલ. લોકેશ્વરી અને અમલ બન્ને અસાધારણ માનસવાળાં પાત્રો છે. તેમાં લોકેશ્વરી અનિષ્ટ પરિસ્થિતિને લીધે પ્રચંડ આંતરક્ષોભમાં પડી બુદ્ધિનું સુકાન ગુમાવી દે છે, ડાકઘરમાં અમલ પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે વાસ્તવિક સૃષ્ટિ અને સ્વપ્નસૃષ્ટિના સંધિપ્રાન્તોમાં રમતો રમતો છેવટે મૃત્યુના અંધકારમાં વિલીન થાય છે. અમલ તો કદાચ જગતના સાહિત્યમાં એક અવનવું પાત્ર ગણાય.

**પ્રાચીન કાવ્ય સુધા—ભાગ–૩–૪–૫** સંશોધનકર્તાઃ છગનલાલ વિદ્યારામ રાવળ. પ્રકાશકઃ શેઠ હંસરાજ પુરુષોત્તમ વિશ્રામ માવજી. કિંમત ૦–૧૨–૦; ૧–૦–૦; ૦–૮–૦ અનુક્રમે.

સાહિત્યપ્રેમી સદ્‌ગત શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના ઉદાર આશ્રયથી આ વૃદ્ધ સાહિત્યપ્રેમીએ આ કાવ્યો પ્રસિદ્ધ કર્યા છે. બૃહત્ કાવ્ય દોહનમાં નહિ આવેલ કાવ્યો આ ભાગોમાં છાપેલાં છે. બને ત્યાં સુધી જૂની ભાષાને એ ને એ રૂપે રાખવા પ્રયત્ન કર્યો છે. કેટલાંક તો તદ્દન નવાં જ કાવ્યો અહીં પ્રથમ છપાયાં છે અને કેટલાંક પાઠાન્તરને લીધે મૂકેલાં છે. કવિ મેગળ તથા રાજેનાં કાવ્યો તેમ જ બીજા કેટલાક સાધારણ કવિઓનાં આખાં કાવ્યો અહીં જ પ્રથમ પ્રકાશમાં આવે છે. સંપાદકે પ્રસ્તાવનામાં ગરબી અને બીજી કેટલીક ગદ્ય કે પદ્ય રચનાઓ સંબંધી પ્રશ્નો છેડ્યા છે તે સાહિત્યના અભ્યાસીએ વિચારવા જેવા છે. આ પ્રાચીન કવિઓનાં ઘણાંખરાં કાવ્યો કાવ્યની દૃષ્ટિએ પ્રથમ વર્ગમાં મુકાય તેવાં નથી, પણ જૂની ભાષા, છંદ, ઇતિહાસ, ભૂગોળ, સામાજિક પરિસ્થિતિ વગેરેના અભ્યાસને માટે અમૂલ્ય સાધન છે. આ પુસ્તકોમાં આ સંશોધનને માટે કેટલીક નવીન સામગ્રી મળે છે. પ્રાચીન કાવ્યોના અભ્યાસીને આ પુસ્તકો અગત્યનાં છે, અને ઓછી કિંમત રાખીને તેને સર્વસુગમ કરેલાં છે. સદ્‌ગત પુરુષોત્તમ વિશ્રામ માવજી તરફથી

મળતી મદદ હવે બંધ થઈ છે તો કોઇ બીજી મદદથી પણ શ્રીયુત છગનલાલ રાવળે કરેલા સંગ્રહ પ્રકાશમાં મૂકવાની ગોઠવણ થવી જોઇએ. તેમણે આ કાવ્યોનો સંગ્રહ બહુ ખંતથી કર્યો છે. કેટલાંક છેક નાશ પામતાં ઉગાર્યાં છે, તે જોતાં પ્રાચીન કાવ્યોના સંગ્રહનું કામ હજી પણ કરવાનું ઘણું બાકી રહે છે એમ જણાય છે.

**કથાવલિ પહેલી**—અનુવાદક: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી-પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિં. ૧-૪-૦

ટૉલ્સ્ટૉયની અગિયાર ધર્મકથાઓનો આ સંગ્રહ છે. ટૉલ્સ્ટૉયને ખ્રિસ્તી ધર્મનું પોતાનું દર્શન થયું, અને લોકોને નીતિમાન બનાવવા એ જ સાચી કલાનું ધ્યેય હોઇ શકે એવી પ્રતીતિ થઇ તે પછી, તેણે ધર્મકથાઓ લખવા માંડી. આ વાર્તાઓ એ પ્રકારની છે. ધર્મનાં જુદાં જુદાં સત્યોનાં દૃષ્ટાંતો તરીકે તે કહેવાઇ છે અને ખરેખર દૃષ્ટાંત તરીકે તે બહુ સચોટ અસર કરી શકે એવી છે. કેટલીક વાર્તાઓ તો હિંદમાં પ્રચલિત ધર્મનાં દૃષ્ટાંતો જેવી જ લાગશે. કેટલાક ટીકાકારોનું માનવું છે, કે આ નીતિના પ્રયોજનને લીધે વાર્તાકલાને હાનિ થઈ છે. અમે આ પ્રશ્ન દરેકને સ્વતંત્ર રીતે વિચારવા વિનંતી કરીએ છીએ. જો હાનિ પહોંચી હોય તો તે ચમત્કારના ઉપયોગથી અથવા કલાના જ કોઇ સિદ્ધાંતથી પહોંચી છે એમ ગણવું અમને વધારે ઉપપન્ન લાગે છે. પણ એ પ્રશ્ન દૂર રાખતાં પણ ટૉલ્સ્ટૉયની ઉત્તમ સર્જનકલા આમાં પણ દેખાયા વિના નહિ રહે.

અનુવાદ સર્વથા ઉચિત થયો છે. આ સાહિત્યપ્રકાશનને વાચકવર્ગ ઉત્તેજન આપશે એમ આશા રાખીએ છીએ.

**તૂટેલાં બંધન**—અનુવાદક: "પિયૂષ" પ્રકાશક: ગુણસુન્દરી કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ ૪. મૂલ્ય આઠ આના.

કવિવર રવીન્દ્રનાથની The Broken Ties નામની વાર્તાનો આ અનુવાદ છે. અનુવાદ સાદી સરલ અને વિષયને છાજે તેવી ભાષામાં સુવાચ્ય થયો છે. પણ લેખકને મૂળ બંગાળીનો બોધ નથી એટલે માત્ર અંગ્રેજી ઉપરથી થયેલો છે. કવિવરની ઘણી કૃતિઓ છૂટીછવાઇ હવે ગુજરાતીમાં ઊતરવા માંડી છે. તો કોઇ લેખક કે લેખકો શાન્તિનિકેતનના કેટલાક વિદ્વાનો સાથે સહકાર કરી કવિવરનાં પુસ્તકોના પ્રામાણિક અનુવાદ કરવાનું કામ હાથમાં લે તો સારું.

**ઈર્ષ્યાની આગ**—લેખક: પિયૂષ. પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૧-૦-૦

એક મરાઠી કાદંબરીનો આ ભાવાનુવાદ છે. ભાષા સાદી અને સુવાચ્ય છે. ભાષાન્તરોને માટે ઉત્તમ ગ્રંથો જ પસંદ કરવામાં આવે તો સારું. આની ગણના ઉત્તમ ગ્રંથોમાં કરી શકાય નહિ.

**એક લાખનું ઈનામ અને બીજી વાતો**—લેખક અને પ્રકાશક: નર્મદાશંકર વ. દ્વિવેદી. રાષ્ટ્રીય શાળા રોડ, વીલેપારલે. મળવાનું ઠેકાણું: યજ્ઞેશ હ. શુકલ ૧૧૪, ગીરગામ બેકરોડ મુંબાઇ ૪. કિં. ૦-૮-૦

ડિટેક્ટિવ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. પાંચ અંગ્રેજી અને એક મરાઠીવાર્તાનો અનુવાદ છે.

**જ્ઞાનસૂર્યોદયાખ્ય-મહાગ્રન્થ ગીતપ્રવચન** (વગેરે) છપાવી પ્રસિદ્ધકર્તા: માણિક્યલાલ જમનાદાસ મ્હલારજી. સોની ફળિયા-સુરત.

ગોળમેજીમાં ગાંધીજી—સંપાદકઃ નટવરલાલ માણેકલાલ દવે. પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ : અમદાવાદ. પૃ. ૨૧૮ કાચું પૂંઠું. કિં. ૦–૧૨–૦ અને

હિંદ સ્વરાજનો દાવો—સંપાદકઃ વામન પાં. કબાડી. ખાદીનું સચિત્ર પૂંઠું પૃ. ૨૦૯ શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય અને મિ. બ્રેલ્વીનાં પુરોવચનો સાથે કિંમત રૂ. ૧॥

બન્ને પુસ્તકો ગાંધીજી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં હાજરી આપવા ઈંગ્લાંડ ગયા તે દરમિયાન તેમણે કૉન્ફરન્સમાં તેમ જ ઈંગ્લંડનાં બીજાં મંડળો આગળ ભાષણો કર્યાં તેનો મુખ્યત્વે સંગ્રહ છે. તે ઉપરાંત બન્નેમાં ત્યારપછીથી તેમને હિંદમાં ફરી ગિરફતાર કર્યા તે દરમિયાનમાં તેમનાં ભાષણો અને સરકાર સાથેનો પત્રવ્યવહાર પણ આપેલો છે. બન્ને સચિત્ર છે. આપણા યુદ્ધના ચાલુ પ્રકરણના હેવાલ તરીકે આ બેમાંથી હરકોઇ એક પુસ્તક દરેકે રાખવા યોગ્ય છે.

રાજસ્થાનની ભૂતાવળ—અનુવાદકઃ ગુણવંતરાય આચાર્ય. પ્રકાશકઃ અમૃતલાલ અંબાશંકર દવે, સૌરાષ્ટ્ર મુદ્રણાલય–રાણપુર, કાઠિયાવાડ. મૂલ્ય કાચું પૂંઠું, એક રૂપિયો, પાકુ પૂંઠું સવા રૂપિયો. શ્રી. પોપટલાલ ચૂડગરે લખેલા 'બ્રિટિશ છત્રછાયા નીચે હિન્દી રાજવીઓ' નામના અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે.

આપણાં રાજસ્થાનોનો વહીવટ કેવો સડેલો છે, તેના રાજાઓ કેવા અજ્ઞાન અને આપખુદ છે, ત્યાંની પ્રજા કેવી દુઃખી અજ્ઞાન અને દબાએલી છે, અને બ્રિટિશ સામ્રાજ્ય પાસેથી ન્યાય મેળવવો કેટલો દુર્ઘટ છે તેનું આમાં સચોટ શબ્દોમાં ચિત્ર આપેલું છે. હકીકત બધી પ્રમાણુથી આપેલી છે. હિંદના બંધારણના પ્રશ્નમાં આ પુસ્તક ધ્યાનયોગ્ય વસ્તુ અને દલીલ પૂરી પાડે છે.

સળગતું આયર્લૅન્ડ, ખંડ પહેલો—લેખકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. આ પુસ્તકમાં આયર્લૅન્ડ કેમ પરતંત્ર થયું અને તેણે સ્વતંત્ર થવા વીરત્વભર્યા પ્રયત્નો કર્યા તેનો ઇતિહાસ છે. આ ઇતિહાસ ૧૯ મી સદીના અંત સુધી આ ભાગમાં આવે છે. તે પછીનો ઇતિહાસ, જેમાં આયર્લૅન્ડ સ્વતંત્રતા મેળવવા સફળ થયું તે આ પછીના ભાગમાં આવશે. પુસ્તક સુવાચ્ય છે.

વિજ્ઞાનપ્રવેશિકા—લેખકઃ ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ., બી. એસ. સી., પ્રકાશકઃ બાલગોવિન્દ કુબેરદાસ બુકસેલર, ત્રણ દરવાજા, અમદાવાદ. કિંમત દશ આના.

અંગ્રેજી પહેલા બીજા ત્રીજા ધોરણ અથવા ગુજરાતી પાંચમા છઠ્ઠા સાતમા ધોરણોના ઉપયોગ માટે આ પ્રવેશિકા લખેલી છે. અને પુસ્તક તે પ્રમાણે ત્રણ ભાગોમાં વહેંચાયેલું છે. તેમાં ભૌતિક શાસ્ત્ર તેમ જ રસાયનશાસ્ત્ર બન્નેના પાઠો છે. પુસ્તકની ભાષા સાદી છે અને નજર આગળ પ્રયોગ થતો હોય તે રીતે લખેલી છે. તે ઉપરાંત પાઠના સિદ્ધાંતોનાં ઉદાહરણો નિત્યજીવનના અનુભવમાંથી આપેલાં છે. પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી છે.

ઠંડા પહોરની વાતો–ભાગ ૧ લો—લેખક અને પ્રકાશકઃ છગનલાલ વિદ્યારામ રાવળ. કિંમત ૨–૦–૦. ડહાપણની તથા ચાતુરીની પરંપરાથી ચાલી આવતી વાતો આપણી ગૃહકેળવણીનો મહત્ત્વનો ભાગ હતો; આ કંઠસ્થ સાહિત્ય હવે ધીમે ધીમે ભુલાતું જાય છે અને માટે જ તેને ગ્રંથસ્થ કરવાની જરૂર છે. આ વાતોના લેખક શ્રીયુત છગનલાલ રાવળે

પોતાના લાંબા અનુભવમાં આવેલી વાતોને સારા રૂપમાં કહેવાનો પ્રબંધ કર્યો છે તે અભિનંદન યોગ્ય છે. વાર્તાઓ બચ્ચાં કૌતુકથી વાંચે એવી છે. નવી વાર્તાઓ ગમે તેટલી હોય તોપણ આ જૂની વાર્તાઓની જરૂર રહે જ છે; કારણકે હજી નવા સર્જકોને આ જાતની વાર્તાઓ સર્જવાની કૂંચી હાથ નથી લાગી. પણ આવી જૂની વાર્તાઓમાં ઘણી વાર અશ્લીલતા આવી જાય છે તે સંભાળવા જેવું છે.

આ વૃદ્ધ પણ ખંતીલા સાક્ષર હજી પોતાની મહેનત અને અનુભવનું ફળ ગુજરાતીઓને આપશે એમ આશા રાખીએ છીએ.

**બાઈબલ કથાઓ**—સંપાદકઃ સુબંધુ આત્માનંદ. પ્રકાશક : શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયઃ ગાંધી રોડ, અમદાવાદ. કિંમત આઠ આના.

'જૂનો કરાર ' ' Old Testament 'ની વાર્તાઓનો આ સંગ્રહ છે. વાર્તાઓ ખ્રિસ્તી ધર્મના પ્રચારને અર્થે નહિ પણ માત્ર ચમત્કારિક અને ઉપદેશાત્મક વાર્તાઓ તરીકે પ્રસિદ્ધ કરી છે. ભાષા સાદી અને સરલ છે.

**રૉબિન્સન ક્રુઝો**—મૂળ અંગ્રેજી ઉપરથી બાળકો માટે લખનારઃ ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ. તંત્રી : ' બાલોદ્યાન ' પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ૧-૪-૦.

અનુવાદ સુવાચ્ય છે. બાળકોને આ સાહસ અને કલ્પનાની વાર્તા હમેશાં પ્રિય હોય છે.

**ગુજરાતના ઇતિહાસની મિજલસો** } **સ્વદેશના ઇતિહાસની મિજલસો** } લેખકઃ જેઠાલાલ છ. ચૌધરી, બી. એ. એસ. ટી. સી. શિક્ષક, સાર્વજનિક હાઇસ્કૂલ, સુરત. સોલ એજન્ટ્સ, મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ; બુકસેલર્સ; નાણાવટ, સુરત. કિંમત અનુક્રમે ૪ આના અને ચૌદ આના.

આ પુસ્તકોમાં ગુજરાતનો અને હિંદનો ઇતિહાસ વાર્તાના રૂપમાં કહેલો છે અને વાર્તા સંવાદના રૂપે કહેલી છે. સામાન્ય રીતે સંવાદનો રસ રહે છે, અને સંવાદ એકધારો થઇ કંટાળો ન આપે એટલા પૂરતી બીજી વાતો અંદર આવવા દીધી છે. ઇતિહાસ ઠેઠ આજ સુધી ન આણ્યો હોત તો સારું. કારણકે વર્તમાન બનાવો હજી ઇતિહાસદૃષ્ટિએ જોઈ શકાય નહિ અને મહત્ત્વ પ્રમાણે વસ્તુ મૂકી પણ શકાય નહિ. આ પદ્ધતિ જેટલી રુચિકર છે, તેટલી જ તેની મર્યાદાઓ પણ છે. બધી વસ્તુઓ સંવાદ દ્વારા કહી શકાય નહિ એ સ્વાભાવિક છે, પણ વિદ્યાર્થીઓને પોતાની મેળે વાંચી જવાને માટે આ આકર્ષક સ્વરૂપ છે.

**ઊર્મિ**—તંત્રીઓઃ ઇન્દુલાલ ગાંધી, ચમનલાલ ગાંધી. પ્રકાશકઃ કેશવલાલ જાની, યુનિવર્સલ પ્રિન્ટિંગ હાઉસ, ખોરી ગાર્ડન, કરાંચી. વાર્ષિક લવાજમ રૂપિયા ચાર.

આ માસિકના પાંચ અંકો અમને મળ્યા છે. આ માસિક મુખ્યત્વે સાહિત્યનું છે: તેમાં કાવ્ય, વાર્તા, સંવાદ, નાટક, સમાલોચના, ચાલુ સાહિત્યની ચર્ચા, વર્તમાન સાહિત્યના ઉતારા વગેરે આવે છે. પાંચે ય અંકો પોતાના ધોરણને એકધારા વફાદાર રહ્યા છે. વિષયનું વૈવિધ્ય સારુ છે. અને માસિક પોતાનું ધોરણ ટકાવી રાખશે એવી આશા રહે છે. શાસ્ત્રીય સંશોધન અને તે વિષયની ચર્ચાઓ પણ આમાં આવે છે. અમે આ માસિકને પોતાના માર્ગે પ્રગતિ અને વાંચનાર વર્ગ તરફથી ઉત્તેજન ઇચ્છીએ છીએ.

**બૃહદ્ ગૂજરાત**—તંત્રી અને માલિકઃ ઉછરંગરાય કે. ઓઝા. લવાજમ શી. ૯) દર

વર્ષના. હિંદના રૂપિયા ૬). પાછળથી મોકલનાર માટે શી. ૧૨) અગર રૂપિયા ૮). ૭ માસના તથા ત્રણ માસના હિસાબસર. છૂટક નકલ શી. ૧—૯—૦

આફ્રિકામાં ગુજરાતનું એટલું બધું હિત છે કે આવા એક માસિકની ઘણા વખતથી જરૂર હતી. શ્રીયુત ઉછરંગરાય ઓઝા હિંદમાં હતા ત્યારે પણ સાહિત્યમાં અને સામાયિક લેખક તરીકે પ્રતિષ્ઠા પામ્યા હતા. તેમને હાથે આ માસિક પ્રગતિ કરશે, આફ્રિકાના આપણા ગુજરાતી બંધુઓ અને અન્ય હિંદીઓના પ્રશ્નો ઉકેલવામાં મદદ કરશે, અને ગુજરાત અને બૃહદ્ ગુજરાત વચ્ચેની સાહિત્યની સંયોગી કડી થશે એમ આશા રાખીએ છીએ. 'બૃહદ્ ગૂજરાત'ને બૃહદ્ ગૂજરાત અપનાવી લઇ ઉત્તેજન આપશે એમ આશા રાખીએ છીએ.

**પુરાણ વિવેચન**—કર્તાઃ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. આસિ. સેક્રેટરી—અમદાવાદ. કિંમત એક રૂપિયો.

આ ઘણાજ અગત્યના પુસ્તકના પ્રકાશન માટે ગુ. વ. સોસાઇટીને ધન્યવાદ ઘટે છે. પુરાણોનો અભ્યાસ અનેક દૃષ્ટિએ અગત્યનો છે. બધાં પુરાણોને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની ઘણી જરૂર છે અને એ વિષયને શ્રીયુત શાસ્ત્રીજીને હાથે ન્યાય મળેલો છે. આખું પુસ્તક ત્રણ વિભાગમાં છપાયેલું છે. પહેલામાં પ્રાચીન સંસ્કૃત સાહિત્ય અને પુરાણોનો સંબંધ બતાવેલો છે. તેમાં શકરાચાર્ય, બાણકવિ, વરાહમિહિર, કાલિદાસ, આપસ્તબ વગેરેના ગ્રંથોને આધારે પુરાણોની ચર્ચા કરી છે. બીજા વિભાગમાં જૂનાં પુરાણોનો સમય અને તે સાથે નવા પુરાણોનો સંબધ એ વિશે ચર્ચા છે. ત્રીજા ભાગમાં હાલનાં પુરાણોના સમયની ચર્ચા છે. આખા પુસ્તકમાં નિષ્પક્ષપાત અભ્યાસી અને સંશોધકની દૃષ્ટિ છે. લેખકે હિંદના તેમજ પશ્ચિમના અનેક લેખકોના મતો પણ વિચાર્યાં છે. પુસ્તકની ભાષા સાદી ને વિષયને અનુરૂપ તટસ્થ છે. પુસ્તક અભ્યાસીઓને ઉપયોગી છે.

**અખાકૃત કાવ્યો ભા. ૧**—સંપાદકઃ દિ. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

જૂના ગુજરાતી કવિઓમાં કદાચ અખાનાં કાવ્યોને ટીકા અને ટિપ્પણની સૌથી વધારે જરૂર હતી. તેનાં કાવ્યોના અમુક અમુક ભાગો જો કે ઘણા જ પરિચિત છે, છતાં તેના ઘણા ભાગો ભાષા અને વસ્તુ બન્નેને લીધે દુર્બોધ જ રહ્યા છે. શ્રીયુત નર્મદાશંકરભાઇએ અખા સબંધી આજસુધી છૂટક ઘણું લખ્યું છે પણ તેમની વિદ્વત્તાનું ફળ આ પુસ્તકરૂપે આવતાં તે વિશેષ ઉપયોગી બને છે. પુસ્તકના પ્રારંભમાં અખાનું જીવન અને અખાના સિદ્ધાંતો ઉપર લંબાણથી લખેલુ છે, અને કાવ્યની પછી અર્થ સ્ફુટ કરવા છૂટે હાથે ટિપ્પણ આપ્યું છે આ રીતે અખાનાં બધાં કાવ્યો અને અંગો ઉપર આ વિદ્વાન ટિપ્પણ લખી આરંભેલું કામ પુરૂં કરશે એમ આશા રાખીએ છીએ.

**ભૂસ્તર વિજ્ઞાન, પૂર્વાર્ધ**—કર્તાઃ ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો

શ્રીયુત ડાહ્યાભાઇ દેરાસરીએ કાવ્ય સાહિત્ય ઉપર લખ્યા ઉપરાંત આ પહેલાં કેટલાંક શાસ્ત્રો ઉપર પણ નાનાં પુસ્તકો લખ્યાં છે. આ પુસ્તક વાંચતાં ખબર પડે છે કે તેમને

ભૂસ્તર વિજ્ઞાનનો પણ શોખ છે. આ પુસ્તક એ વિષયના જિજ્ઞાસુને ઉપયોગી છે. આપણા દેશમાં આ વિદ્યાનો સ્વતંત્ર અભ્યાસ થયો જ નથી; એટલે આવા પુસ્તકમાં આપણા દેશ વિશેની હકીકતના પ્રાધાન્યની અપેક્ષા રાખી શકાય નહિ. આ પુસ્તક વાંચીને કોઇને આ વિષયનો શોખ લાગશે એવી આશા રાખીએ છીએ.

**રંગવાની** કળા–લેખકઃ મહાવજીભાઈ રાજનભાઇ નારીગરા, પેટલાદ ઉદ્યોગ શાળાના સુપ્રિન્ટેન્ડેન્ટ. પ્રસિદ્ધકર્તા ઉપર પ્રમાણે. કિંમત બાર આના.

રંગાટ કામ એ લેખકનો ખાસ વિષય નથી પણ વિદ્યાર્થીઓને મદદ કરવા તેમણે નોંધ કરી તે ઉપયોગી જણાતાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરેલ છે. તેમણે અનેક પુસ્તકોમાંથી આ વિષયને જરૂરી માહિતી મેળવીને પુસ્તક લખેલું છે.

**આરોગ્યના પ્રદેશ**–લેખક: રેવાશંકર ઓઘડભાઇ સોમપુરા. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિંમત આઠ આના.

આ નાના પુસ્તકમાં આરોગ્યના અને વૈદ્યક શાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો વાર્તારૂપે સંવાદદ્વારા કહ્યા છે. બાળકોને આ પુસ્તક ઉપયોગી જ્ઞાન આપનારૂં થશે.

**પારિભાષિક શબ્દકોષ–ઉત્તરાર્ધ**–કર્તાઃ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

આનો પહેલો ભાગ પ્રસિદ્ધ થઇ ગયો છે. આ દરમિયાન હાથ આવેલા કેટલાક બીજા શબ્દો સંપાદક પૂરવણીરૂપે બહાર પાડવા ઇચ્છા રાખે છે.

આ કામ અત્યંત શ્રમનું છે એ દેખીતું છે. ગુજરાતી ભાષામાં આપણે ઘણી વાર નવા શબ્દો યોજવાની જરૂર પડે છે. તેમાં આ કોષ ઘણો ઉપયોગી થશે. પણ નવા શબ્દો યોજવાનું કામ આટલાથી પૂરું થયું ન ગણાવું જોઇએ. હજી નવા શબ્દોની આપણે જરૂર પડવાની, અને આમાં આપેલા પણ માત્ર માર્ગદર્શક પૂર્વપ્રયત્નના ઇતિહાસરૂપ ગણવા જોઇએ. તેથી વધારે યોગ્ય શબ્દો શોધવાની અને યોજવાની પ્રવૃત્તિ ચાલુ રાખવી જોઇએ.

**પૌરાણિક કથાકોષ–ખંડ ૫મો**–કર્તા: ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

આ કોષનું કામ આ ખંડની પ્રસિદ્ધિથી સંપૂર્ણ થાય છે. તે બદલ શ્રી. ડાહ્યાભાઇને અભિનંદન ઘટે છે. આ કામ મોટું છે તેટલું જ ઉપયોગી છે અને મૂળ પુરાણોનાં અવતરણોથી આ કોષ તેના જેવા બીજા કોષો કરતાં વધારે ઉપયોગી થયો છે. આ પરિચયમાં જ નોંધેલાં શ્રીવિષ્ણુપુરાણમ્, પુરાણવિવેચન અને આ કોષ થોડે થોડે વખતે બહાર પડ્યાં તે જોતાં પુરાણોના અત્યારસુધી દુર્લક્ષ્ય પામેલા અભ્યાસ તરફ વૃત્તિ વળતી જાય છે એમ જણાય છે. પુસ્તકને શ્રીયુત નર્મદાશંકર મહેતાએ નાની પ્રસ્તાવના લખીને પુરાણપરંપરાનાં મૂળો વેદકાળમાં બતાવ્યાં છે. શ્રીયુત ડાહ્યાભાઇએ પણ પુરાણોમાં ઐતિહાસિક બનાવો છે, એ સંબંધી હમણાં થયેલી શોધ તરફ ધ્યાન ખેંચ્યું છે. તેથી સમજાશે કે પુરાણોનું કેટલું મહત્ત્વ છે. અને આવાં પુસ્તકો ખરેખર અભિનંદનને પાત્ર છે.

અમારે, આ પુસ્તકની પ્રકાશક સંસ્થાને એક નમ્ર સૂચના અમે એક વાર કરેલી તે તરફ ફરી ધ્યાન ખેંચવાનું છે. આવા કોષ જેવાં પુસ્તકમાં જોડણીની ઘણી ભૂલો રહી જાય

તે અજુગતું છે. દરેક લેખક પ્રૂફ બરાબર જોઈ શકે નહિ તો સોસાઈટી પોતે પ્રૂફનું કામ વધારે કાળજીથી કરે તો પોતાની જ જોડણી એકધારી અને શુદ્ધ થાય. બહુ થોડા લેખકોને પોતાની જ જોડણીનો આગ્રહ હોય છે; બાકી અમુક અમુક બાબતોમાં વિકલ્પો રાખી, બાકીમાં જોડણી એકધારી થઇ શકે તેમ છે. સોસાઈટી પોતાને માટે જોડણીનું અમુક ધોરણ રાખે અને બધાં પુસ્તકો – ઉપર કહ્યો તે અપવાદ સિવાય – એકસરખી જોડણીમાં પ્રસિદ્ધ કરે તો તેનું કામ વધારે દીપી નકળે.

**श्री विष्णुपुराणम्** મૂળશંકર મા. યાજ્ઞિક બી. એ. પંડિત શ્રી. ગોપાલાચાર્ય ઉટગીકર, વડોદરા. મૂલ્ય ૧ રૂપિયો.

વડોદરાની શ્રી રાજકીય સંસ્કૃત પાઠશાળાના આ બે અધિકારીઓએ શ્રીપુરાણકથા-તરંગિણી નામની ગ્રંથમાલાની યોજના કરી છે તેનું આ પ્રથમ પુસ્તક છે. આપણાં વિદ્યાપીઠોના નિયમિત અભ્યાસમાં પુરાણો આવતાં જ નથી એમ કહીએ તો ચાલે. હાલના સંશોધકોની દૃષ્ટિએ પુરાણો ઘણાં અગત્યનાં છે. આપણા સમાજમાં પુરાણોનો મુખ્ય ઉદ્દેશ લોકકેળવણીનો હતો; તેમાં પણ માણભટ્ટો અને કથાકારો ઓછા છતાં પુરાણોનો પરિચય આપણા સમાજને દહાડે દિવસે ઘટતો જાય છે. તેવી સ્થિતિમાં આ ગ્રંથમાલાને અમે આવકાર આપીએ છીએ. આ પ્રથમ પુસ્તકમાં વિષ્ણુપુરાણ આપેલું છે. પુરાણની વાર્તાઓ તેમાં સંક્ષેપમાં કહી છે. મહત્ત્વના લાગ્યા ત્યાં ત્યાં મૂળના શ્લોકો એમના એમ રાખ્યા છે. અંતમાં ત્રણ પરિશિષ્ટો આપ્યાં છે તેમાં પહેલામાં સુભાષિતો છે, જેમાં સ્તુતિઓનો પણ સમાવેશ કર્યો છે; બીજામાં તત્ત્વજ્ઞાન છે અને ત્રીજામાં ભૂસંસ્થાન એટલે કહો કે પુરાણમાં જણાવેલી ભૂગોળ છે. છેવટ આખા પુસ્તકનું સૂચિપત્ર પણ આપેલું છે. પુસ્તક પુરાણ-વાર્તાના જિજ્ઞાસુને ઉપયોગી હોવા ઉપરાંત સંસ્કૃતના અભ્યાસીને પણ ઉપયોગી છે. અમે આ શ્રેણીનાં બીજાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થયાં જોવાને ઉત્સુક છીએ. અમે આશા રાખીએ છીએ કે સંસ્કૃતના અને પુરાણ ઇતિહાસના અભ્યાસીઓ તેમ જ શાસ્ત્રીઓ અને પુરાણીઓ પણ આ પુસ્તકને ઉત્તેજન આપશે.

**प्रतापविजयम् । संयोगितास्वयंवरम् । छत्रपतिसाम्राज्यम् ।** રચનારઃ મૂળશંકર માણેકલાલ બી. એ. કિંમત અનુક્રમેઃ રૂ. ૨–૦–૦, રૂ. ૧–૪–૦, રૂ. ૧–૪–૦.

ગુજરાતના એક બી. એ. થયેલા વિદ્વાન સંસ્કૃતમાં નાટક લખી શકે તે અલબત અભિમાન લેવા જેવું છે. હજી પણ આ ગિર્વાણ ભાષામાં સ્વતંત્ર સાહિત્ય લખી શકાય છે એ ગિર્વાણની શક્તિ બતાવે છે. આ ત્રણેય નાટકોને હિંદના સામાન્ય સંસ્કૃત વિદ્વાનો તરફથી સારા અભિપ્રાયો મળ્યા છે. લેખક પાઠશાળાના અધ્યાપક છે એટલે એમનાં પુસ્તકો વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એમાં કહેવાપણું રહેતું નથી. પુસ્તક નીચે પ્રાચીન ઢબે સંસ્કૃતમાં ટીકા આપી છે, રાગોના સારીગમો આપ્યા છે તેથી પણ પુસ્તકો વિશેષ ઉપયોગી થયાં છે, જો કે અંગ્રેજી ભાષાન્તર અમને અસ્થાને લાગ્યાં છે; છતાં એક વસ્તુ કહેવી જોઇએ. બીજા સાહિત્ય કરતાં નાટકની વિશિષ્ટતા એ છે, કે તે ભિન્ન રુચિવાળા સર્વ લોકોને આનંદિત કરવાનું સાહિત્ય છે. અને ગિર્વાણ ભાષા અત્યારે થોડા જ જાણતા હોવાથી આ નાટકો અમુક અંશે સાહિત્યના કૌતુક તરીકે જ ગણાવાનાં અને રહેવાનાં.

લેખકની વિદ્વત્તા માટે સર્વને માન અને અભિમાન થયા વિના રહેશે નહિ.

'ગૃહદીપિકા પુસ્તક ૧ લું અને ૨ જું'-લેખકો: વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ, બી. એ. તથા સૌ. પ્રેમલીલા કે. મહેતા, બી. એસ. સી. પ્રકાશક: ઠા. બેચર મેઘજી એન્ડ સન્સ, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, રાજકોટ. કિંમત રૂ. ૦-૫-૦ અને ૦-૧૨-૦ અનુક્રમે.

આમાંનું પહેલું પુસ્તક પ્રાથમિક શાળાની તેમ જ શાળા છોડેલી કન્યાઓ માટે છે; અને બીજું માધ્યમિક શાળા, ટ્રેનિંગ કૉલેજ તથા શાળા છોડેલી મોટી ઉમરની બાળાઓ માટે છે.

આ બંને પુસ્તકો ઉન્મેષ પદ્ધતિથી લખાયાં છે એમ કહી શકાય. બંનેનો એક જ વિષય છે, પ્રકરણો પણ એનાં એ જ છે — સિવાય કે બીજા પુસ્તકમાં બાળઉછેરનો નવો વિષય છે — પણ બીજા પુસ્તકમાં વિગત વધારે છે. એક વિષયમાં પહેલાનું પ્રકરણ શબ્દશઃ બીજામાં લીધું છે, અને પહેલામાં કસરત છે, તે બીજામાં ફરી નથી આપી.

બંને પુસ્તકો અમને જોઇએ તેટલા વિસ્તારવાળાં જણાયાં છે. બધા અગત્યના વિષયો તેમાં આવી જાય છે. વિષયની ચર્ચામાં જોઇતી ઝીણવટ છે, વહેવારુપણું છે, છતાં ક્યાંય કંટાળો આવે એવું નથી. પુસ્તક આપણા ગરીબ દેશને નજરમાં રાખીને લખાયું છે, અને માત્ર સામાન્ય કેળવણીવાળાં પણ સમજી શકે તેવું છે, તે પુસ્તકના ખાસ ગુણો અમે સમજીએ છીએ. રોગોના ઉપાયો પણ ઘરગથુ છે, અને વ્યવહારને માટે જરૂરનું શરીરજ્ઞાન તેમાં આવી જાય છે.

અજ્ઞાન બહેનો અને માતાઓ આ પુસ્તકનો બહોળો ઉપયોગ કરે એમ અમે ઇચ્છીએ છીએ.

અહુનવર–લેખક: માનશંકર પીતાંબરદાસ મહેતા. પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ. કિંમત ૦-૮-૦

પારસીઓ અવસ્તામાંના ત્રણ મંત્રોને પ્રાચીન જરથુસ્ત્રની પ્રેરણાના અને પવિત્રતમ ગણે છે. તેમાં એક અહુનવરનો મંત્ર છે. એ મંત્રનો એ પહેલો શબ્દ છે. નવાઇ જેવી વાત છે કે આ મંત્રનો અર્થ કોઇ જાણતું નથી, અને તેના અર્થ સંબંધી અનેક વિદ્વાનોએ કલ્પનાઓ કરી છે. પ્રસ્તુત પુસ્તકમાં શ્રી. મહેતાએ વૈદિક સંસ્કૃત જેની સાથે અવસ્તાની ભાષાને નિકટનો સંબંધ છે, તેની મદદથી, આ મંત્રનો અર્થ કર્યો છે. કેટલાક પારસી વિદ્વાનોએ તેમના આ અર્થ તરફ માનની દૃષ્ટિએ જોયું છે. લેખકે અર્થ કરવામાં ભાષાજ્ઞાન અને વિચક્ષણતા બતાવ્યાં છે. આ વિષયના જિજ્ઞાસુને આ લેખ ઘણો જ રસિક લાગશે.

ઇન્દુકલા–લેખક: માધવલાલ ત્રિભુવન રાવળ. પ્રકાશક: લાલજી નાગજી ગણાત્રા, તંત્રી "લોહાણા હિતેચ્છુ" રાજકોટ. અને

જુવાનોના જંગ. પ્રથમ ખંડ–ભૂમિકા–લેખક પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂ. ૧-૦-૦

બંને નવલકથામાં લેખક, જુવાનોએ કેવાં સાહસિક થવું જોઇએ, અને ગામડાની સેવા કેવી રીતે કરવી જોઇએ તે સંબંધી પોતાના મતો પ્રગટ કરે છે. આવી વાર્તા ઉપદેશાત્મક થઇ નીરસ થવાનો સંભવ છે; પણ, અમુક વાર્તારસ ઉપજાવવાની ધારી લેખકને સિદ્ધ થઇ છે. છતાં કહેવું જોઇએ, કે પ્રકરણોની પૂર્વાપરતા ઘણી જગાએ ભ્રામક છે. "જુવાનોના જંગ"માં પહેલા અને બીજા પ્રકરણ વચ્ચેના કાલસંબંધનું કશું જ સૂચન

# મેહફિલે ફેસાનેગુયાન

ઉર્ફે

## વાર્તાવિનોદ મંડલ

"વખતસર આવ્યા." હું ઘરમાં પેઠો અને તરત જ પ્રમીલાબહેને કહ્યું.
મેં કહ્યું: અશક્ય છે.

ધીરુ બહેન: અરે આજે આટલી સહેલાઇથી અનિયમિતતાની ટેવ કબૂલ કરી લ્યો છો તેથી તમારી સત્યપ્રિયતાને માટે ઘણું માન થાય છે.

મેં કહ્યું: નહિ રે! હું અનિયમિતતાનો આરોપ કબૂલ કરતો જ નથી. પછી સત્યપ્રિયતાનું ગમે તે થાય. મારું તો એમ કહેવું, કે તમારા પ્રમુખપણામાં મેહફિલનો વખત જ ક્યાં નક્કી થયો છે કે હું વખતસર આવી શકું.

ધીરુ બહેન: બે પ્રકારનાં વખતસરપણાં હોય છે. નાટકમાં કોઇ હરામખોર, સ્ત્રી ઉપર હલ્લો કરવા જતો હોય ત્યાં જ તેને કોઇ બચાવવા આવી ચડે તેને આપણે વખતસર આવી પહોંચ્યો કહીએ; અને બીજું વખતસરપણું તે પહેલેથી નક્કી કરેલા સમયનું. આપણે પહેલેથી સમય નક્કી કર્યો નહોતો, પણ અમે મેહફિલની વાતો કરતાં હતાં ત્યાં જ તમે આવી પહોંચ્યા. એટલે વખતસર.

મેં કહ્યું: ધનુભાઇ, હવે આ બન્ને વખતસરપણાં માટે જુદા જુદા શબ્દો યોજો.

ધીરુ બહેન: હમણાં નહિ. વસંતભાઇએ દોષ કાઢ્યો છે તે એક વાર મેહફિલનું સ્થાન નક્કી કરો.

ધનુભાઇ: મારા અભ્યાસખંડમાં.

પ્રમીલા: નહિ, અમારા ખંડમાં.

મેં કહ્યું: હું બીજાથી સ્વતંત્ર મત બાંધી શકું છું એમ બતાવવા કહું છું કે ચીનુની રમકડાંની ઓરડીમાં.

ધીરુ બહેન: નહિ. તમે બધાંએ કેવળ વ્યક્તિદૃષ્ટિથી અને જરા પણ કારણ બતાવ્યા વિના મત આપેલ છે. હું કારણ સાથે અને મારા નિર્ણય તરીકે કહું છું કે મેહફિલ રસોડામાં ભરાવી જોઇએ. પ્રમુખનું અને પીણાં બનાવવાનું બન્ને કામો મારે કરવાનાં છે. વાતો કરતાં પણ કામ ન પડયું રહેવું જોઇએ એ સિદ્ધાંત પુરુષોએ અમારી પાસેથી શીખવો જોઇએ. સ્ત્રીઓ એકબીજીને મળવા જાય ત્યારે ત્યાં જે કામ ચાલતું હોય—ઘઉં વીણવાનું, સીવવાનું, રાંધવાનું—તેમાં મળવા આવનાર હાથ દેવા લાગે છે. તમે પુરુષો એકબીજાને મળવા જાઓ ત્યારે ચાલુ કામ બંધ કરો છો. માટે હંમેશાં ગૃહિણી પણ ભાગ લઇ શકે તેવી દરેક મિજલસ તે જ્યાં બેસતી હોય ત્યાં ભરવી જોઇએ. આ મારો નિર્ણય. માટે એક વાર તો રસોડામાં ચાલો. ચાલ ધમલા, આપણે પાટલા માંડીએ.

મેં કહ્યું: આ પ્રમુખ સાહેબ બહુ સારાં. જાતે જ પોતાનું અને મેહફિલનું પણ બધું કામ કરી લે.

અમે બધાં રસોડામાં ગોઠવાયાં. બીજી બાજુ ધીરુ બહેન અને ધમલો પીણાની તૈયારીઓ કરવા લાગ્યાં અને આ સર્વ તૈયારીઓની સાથે સાથે અમારો વાર્તાલાપ આગળ ચાલ્યો.

ધનુભાઇ: લ્યો હવે ત્યારે પેલાં બે વખતસરપણાં માટે નામો પાડો.

મેં કહ્યું: એક નાટકી અને બીજું કૃત્રિમ.

ધીરુ બહેન: કોઇ માનસપૃથક્કરણશાસ્ત્રી હોય તો તમારાં નામો ઉપરથી જ કહે કે તમે અનિયમિતતાની ટેવવાળા છો. તમે બન્ને નામો ખરાબ પાડયાં! નાટકનો તો મેં દાખલો આપ્યો હતો; પણ એવા સાચા પ્રસંગો પણ હોઇ શકે.

ધનુભાઇ: એક પ્રાસંગિક અને બીજું ઘડિયાળી.

ધીરુ બહેન: ઘડિયાળી તો ઘડિયાળ સમારનારને કહે છે. એ ન ચાલે.

ધનુભાઈ: ત્યારે તમે વધારે સારાં નામો કહો.

પ્રમીલા: જોજો ભાભી ભોળવાતાં. ધનુભાઇએ વાર્તા તૈયાર નહિ કરી હોય એટલે આડી અવળી વાતો કરીને તેમને વખત કાઢી નાખવો છે.

ધીરુ બહેન: હાલ તુરત આવાં નામો પાડવાની જરૂર નથી. મંડળને એવાં નામો આવશ્યક જણાશે ત્યારે ચર્ચા કરશું. પ્રથમ તો કહો કે તમે બે મિત્રોની વાર્તા લખી લાવ્યા છો?

ધનુભાઇએ હસતાં હસતાં મારા સામું જોયું.

મેં કહ્યું: પણ આજે મેહફિલનું કામ કરવા પહેલાં એક પત્ર આવ્યો છે તે રજુ કરવાનો છે.

ધીરુ બહેન: કોના ઉપર આવ્યો છે?

મેં કહ્યું: મારા પર મંત્રી તરીકે આવેલો છે.

ધીરુ બહેન: કોણે લખેલો છે?

મેં કહ્યું: મ'મ નામના તખલ્લુસથી આવેલો છે.

ધનુભાઇ: હું વાંધો લઉં છું કે તખલ્લુસવાળો પત્ર ન ચાલે. આપણે તો સાચુ નામ જોઇએ. તે વિના કોઇને સભ્ય શી રીતે કરી શકીએ?

પ્રમીલા: હં. હં. તમે તમારે એમ કરીને વાત લંબાવોને! ભાભી! આ વાંધો ખોટો છે. આપણું મંડલ વાર્તાવિનોદમંડળ છે અને વાર્તાસાહિત્ય નવ્વાણું ટકા તખલ્લુસવાળું હોય છે. કેટલાક લેખકોને તખલ્લુસ કાઢી નાખવાનું કહો તો વાર્તા જ ન લખે. મારે મન ધૂમકેતુ અને તણખા એ અવિશ્લેષ્ય વસ્તુઓ છે.

ધીરુ બહેન: હવે કોઇને કાંઈ કહેવું છે?......તો ત્યારે મારો નિર્ણય કે માત્ર તખલ્લુસવાળી વાર્તા મંડળમાં વાંચી શકાય, પણ સભ્ય થતી વખતે તો ખરું નામ આપવું જ પડે.

મેં કહ્યું: લ્યો થયું!! ત્યારે જુઓ આ વાર્તા તો મારે વાંચવી પડશે ખરું ને?

ધીરુ બહેન: વાંચો.

મેં વાંચવું શરૂ કર્યું.

[1]શ્રી મંત્રીજી,

વાર્તાવિનોદ મંડલ. મુ. પ્રસ્થાન.

[ધીરુભાઇ: મુકામ પ્રસ્થાન એ વદતોવ્યાઘાત છે. મુકામનો અર્થ સ્થાયી રહેવાનું

૧ અહીંથી શરૂ થતું બધું લખાણ વાર્તા પૂરી થાય ત્યાં સુધીનું મ'મ તખલ્લુસધારીનું છે. વચમાં વચમાં વાર્તાવિનોદ મંડળનાં સભ્યોએ કરેલ વાતચીત [ ] આવા કૌંસમાં મેં મૂકી છે, તેને માટે સંમતિ લેવાથી.

દ્વિરેફ

કામ થાય છે, અને પ્રસ્થાનનો અર્થ ચાલવા માંડવું એવો થાય છે એટલે સુકામ પ્રસ્થાન કહી જ ન શકાય.

મેં કહ્યું : આ ચર્ચા શરૂ થાય તે પહેલાં મારે એક નિર્ણય કરાવવાનો છે. કોઇ સભ્ય કે અ–સભ્ય વાર્તા વાંચે ત્યારે વંચાતાં દરમિયાન સવાલ પૂછી શકાય કે ટીકા કરી શકાય ? એમ થવાથી વાર્તારસને ક્ષતિ આવે અને તે વાર્તાલેખકને એટલી હાનિ થાય. આ પ્રશ્ન હજી સુધી મેહફિલ સમક્ષ આવ્યો નથી. ગયે વખતે ધમલાએ કરેલી વાર્તામાં વાર્તા દરમિયાન કોઇ કશું બોલ્યું નહોતું તે દાખલો ધ્યાનમાં લેવા યોગ્ય છે. આ જગાએ વાર્તાલેખક હાજર નથી એટલે તેનું હિત મારે સંભાળવાનું હોવાથી આ પ્રશ્ન મારે ઉઠાવવો પડયો છે.

પ્રમીલા : અને એમ કરીએ તો આપણી મેહફિલના નિવેદનમાં આપણે ક્યાંક વાર્તાનાં જ પાત્રો ગણાઇ જઇએ !

ધીરુભાઇ : આપણે વાર્તાનાં પાત્રો ગણાઇ જઇએ તેમાં તો મને કશું ખોટું લાગતું નથી. ગુજરાતમાં ઘણાએ સાક્ષરો બોલે છે ત્યારે જાણે તેમનો શબ્દે શબ્દ કોઇના કાનમાં ગુંજી રહેવાનો છે એવા ભાનથી દરેક શબ્દને ચીપીને બોલે છે—અલબત, બહાર બોલે છે ત્યારે. ઘરમાં એ ભાઇ બૈરી છોકરાં સાથે કેમ બોલતા હશે તે હું જાણતો નથી. ગુજરાતના કેટલાક લેખકો જાણે પોતાનો દરેક કાગળ સંઘરાવાનો છે એમ ધારીને લખતા હોય છે. ગુજરાતમાં ઘણાએ માણસો જાણે જાહેરમાં તેમની દરેક સ્થિતિનો કોઈ ફોટો પાડી લેવાનું હોય તે રીતે દરેક હિલચાલ કરે છે, અને એવી રીતે બેઠક લે છે. શાસ્ત્રોએ કહ્યું છે કે દરેક ક્ષણે મરવાના છીએ એમ ધારી ધર્મ કરવો. મહાત્માજી કહે છે દરેક ક્ષણનો હિસાબ આપી શકીએ તેમ રહેવું. ત્યારે ઉપર કહી ગયો તેવાં માણસો દરેક ક્ષણે પોતાના કલાત્મક અમરત્વનો વિચાર કરતાં હોય છે. તેમ આપણે પણ વાર્તાનાં પાત્રો બનવાની ધાસ્તી દરેક ક્ષણે રાખીશું તો તેમાં કાંઇ બગડી જવાનું નથી. વધારે ખરાબ તો એ છે કે ઘણી વાર્તાઓમાં વાર્તાનાં પાત્રો જાણતાં હોય છે કે અમે વાર્તાનાં પાત્રો છીએ, અને અમારે અમુક કામ કરવાનું છે, અને અમુક અંત લાવવાનો છે. તેના જેટલું આ ખરાબ નથી.

ધીરુ બહેન : વાર્તામંડળમાં જો તમને બોલવા દીધા હોય તો એક પણ સભ્ય ટકી શકે નહિ એમ માનું છું.

ધનુભાઇ : એટલા માટે તો કોઈ નાસી ન શકે એવાં માણસોનું મંડળ કર્યું છે.

પ્રમીલા : ધમલા, તું કેમ કાંઈ બોલતો નથી ? ધનુભાઇ આવી લાંબી લાંબી વાતો કરે તે સામે વાંધો કેમ ઉઠાવતો નથી ?

ધમલો : બહેન! તેમાં મારે શું ? હું મારે કામ કરું છું. અને તમે વારતા માંડશો એટલે ધ્યાન આપીશ. ત્યાં સુધી ગમે તે વાતચીત કરો તેમાં મારે શું ?

ધીરુ બહેન : ત્યારે હું ચુકાદો આપું છું. આવડી મોટી હું, ચોપડીમાં સમાઇ જઇશ એવી મને બીક જ નથી. અને વાર્તા વંચાતાં દરમિયાન ટીકા કરવાની, પ્રશ્ન કરવાની સૌને છૂટ છે. એમ ન કરીએ તો પછી આ મેહફિલ કેમ ગણાય ? એમ ને એમ તો વારતા ક્યાં કોઇ પોતાની મેળે સળંગ નથી વાંચી શકતું ? એમ સામસામા ઘા ઝીલતાં ઝીલતાં વાર્તા વાંચવી કે કહેવી એમાં જ વાર્તાની વધારે લિજ્જત છે. છતાં કોઇને ખાસ કારણસર વચમાં બોલવાની બંધી કરાવવી હોય તો તેવી દરખાસ્ત લાવી શકે છે.

ધનુભાઇ : ત્યારે મુકામ પ્રસ્થાનનો મારો વાંધો નોંધો.

ધીરુ બહેન : ગતિ અને સ્થિતિ, તમે જ કહેતા હતા, કે હાલના નવા શોધો પ્રમાણે અર્થહીન છે. મુકામ રાજકોટ કરીએ, પણ રાજકોટ તો પૃથ્વી પર છે અને એ પૃથ્વી ફર્યા જ કરે છે, તેમ પ્રસ્થાન ભલે ફરતું રહે, અને તેમાં વાર્તા મુકામ કરી શકશે.

મેં કહ્યું : ત્યારે આગળ વાંચું છું ]

અમે પણ અહીં એક મંડલ, તમારું મંડલ નીકળ્યું તે પહેલાં કે' દિવસનું, કાઢયું છે.

[ પ્રમીલા : કૌમુદી સેવક સંઘની માફક પહેલા બીજાનો પ્રશ્ન નીકળ્યો કે શું ?

ધનુભાઇ : જો એવો પ્રશ્ન નીકળે તો એકદમ જ કબૂલ કરી દો કે, ભાઇ, તું જ પહેલો. આપણામાં કોઇ હાથમાં દેવતા લે તેમ નથી.

ધીરુ બહેન : અરે ધમલો હમેશ ચલમ સળગાવતાં હાથમાં દેવતા લે છે.

મેં કહ્યું : જુઓ, આ વચમાં બોલવા દેવાનો ગેરફાયદો. આમાં કંઇક જુદી જ વાત છે.

ધીરુ બહેન : ત્યારે સાંભળો સાંભળો. ]

અમારું મંડલ નર્યું વાર્તાવિનોદ મંડલ નથી. અમારું તો વાર્તા–મંડલ છે. એટલે એમાં વિનોદ કરવો હોય તો વિનોદ કરીએ; વિરોધ કરવો હોય તો વિરોધ કરીએ. મર્યાદા કશી નહિ. વાર્તા નવી હોય, જૂની હોય, મૌલિક હોય, મોટા લેખકની હોય કે નાનાની હોય, વાર્તાનું અમે ગમે તેમ કરીએ.

કેટલાક વિદ્વાન સાક્ષરોનો મત અમારા જાણવામાં આવ્યો કે એક જ જાતનાં માસિકો ભેગાં કરી દેવાં જોઇએ, જેથી દેશની શક્તિનો દુર્વ્યય ન થાય તે ઉપરથી આ એક જ જાતનાં મંડળો ભેગાં કરવાને આ ઉપરથી સૂચના કરીએ છીએ. અમારા મંડળમાં વાર્તા કહેનાર માત્ર હું છું. બીજાઓ તેમાં હા એ હા ભેળવે છે એટલે મારી વાર્તાઓ સારી ચાલે છે. વળી એક 'વિદ્વાન' માસિકના તંત્રીએ સાંભળ્યું છે કે તમારી મહેફિલમાં વાર્તા નહિ પણ ટોળ થાય છે; તેટલા માટે વાર્તા પણ અમે ટોળ જેવી લખી મોકલી છે. આ વાર્તા મોકલવામાં અમારો બીજો પણ ઉદ્દેશ રહેલો છે તે એ કે હું ગણિતની રીતે વાર્તાઓમાં સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર કરી એકમાંથી અનેક વાર્તાઓ મૂળ વાર્તા કરતાં જુદા જ રસની ઉપજાવી શકું છું તેના પ્રયોગો મારે તમારા મંડળ આગળ કરી બતાવવા છે. એટલે સાથેની વાર્તાને સ્વીકારીને અમારા આખા મંડળને તમારા મંડળ સાથે જોડી દેશો એ જ વિનંતી. ત્યારે હવે તે વાર્તા નીચે રજૂ કરું છું.

## વાર્તા ઉર્ફે ચબરખી વાણી

કેટલાંક મનુષ્યોને ગણગણ્યા વિના ચાલતું નથી; ખાસ કરીને કામ કરતાં હોય ત્યારે.

તે પણ ગાતી : ગાયાં કરે, ગાયાં જ કરે, બસ ગાયાં જ કરે. તે હતી તો એક સાધારણ કામ કરવાવાળી બાઇ, પણ વાર્તાની નાયિકા હતી એટલે રૂપાળી હતી; વળી જુવાન હતી એટલે પણ રૂપાળી.

એક શેઠને ત્યાં તે કામ કરતી. કોઇ નોકરજાત કામ કરવા સરજાઇ નથી છતાં પણ આ બાઇ તો કામ કર્યા જ કરતી. કાંતો તે કામ કરવા માટે ગાતી અથવા ગાવા માટે કામ કરતી. તેને એક દીકરો હતો. તે પણ ગાવાનું એક કારણ તો ખરું જ.

માણસજાત નોકરને ગુલામ સમજે છે અને તેથી તે ઇચ્છે છે કે નોકરોએ કામ-

**માંથી રસ ખેંચવાની ટેવ પાડવી જોઇએ.** આ નોકરડીને '**છી**' કહેવાનું કે '**મરી ગએલી ઊંદરડી ફેંકી દેવાનું**' કે '**કામમાંથી રસ ખેંચવાની ટેવ**' પાડવાનું કહેવું પડતું નહિ.

[ પ્રમીલા : રહો રહો. આ તો ક્યાંક વાંચી હોય એમ લાગે છે.

મેં કહ્યું : મને પણ શબ્દો અને વાક્યો ક્યાંક વાંચેલાં લાગે છે.

ધનુભાઇ : આ ઊંદરડી ફેંકવાનું અને ગાવાનું તો હમણાં હમણાંમાં જ, થોડા જ માસ ઉપર વાંચેલું લાગે છે.

ધમલો : ધીરુ બ્હેન, તમે નહિ તે દી મને વાંચી સંભળાવતાં હતાં! કેવું! પેલા કૌમુદીમાંથી!

પ્રમીલા : હા. હા. રહો લઇ આવું.

આવતાં આવતાં ઉઘાડતાં ઉઘાડતાં વાંચે છે.

પ્રમીલા : લ્યો આ તમારી ઊંદરડી રહી અંદર.

મેં કહ્યું : હા બસ. આમાં પણ ઊંદરડીવાળું વાક્ય અવતરણ ચિહ્નોમાં મૂક્યું છે.

પ્રમીલા : બસ. ચોરી પકડાઇ.

ધનુભાઇ : બસ પ્રમીલાને તો સાહિત્યમાં ચોરી પકડવા સિવાય બીજો ધંધો નથી.

ધીરુ બ્હેન : જુઓ વચમાં વાત કર્યાનો પણ ફાયદો છે કે નથી? ત્યારે આ કૌમુદી વાળી વાર્તા પહેલી વાંચી જાઓ.

કૌમુદીની વાર્તા પહેલી વંચાઇ. પછી આ વાર્તા આગળ ચાલી. વાર્તા વંચાતાં સભ્યો વચ્ચે વચ્ચે ખડખડાટ હસતા હતા તે સિવાય હવે બીજો વિક્ષેપ થયો નહિ. ]

એમા શેઠ પોતાની સાથે પ્રેમમાં પડયા છે એટલું સમજતાં આ નોકરડીને બહુ વાર લાગી નહિ. કામી શેઠ અને ભલી દાસીનો સંબંધ લાંબો સમય નિભાવી રાખવો હોય તો શેઠાણીઓએ એક પછી એક મરવાનું રહ્યું. ઘણા શેઠની ઘણી શેઠાણીઓ આવી રીતે મર્યા કરે છે એ સમાજનો જૂનો ઇતિહાસ છે.

શેઠ નોકરડીની "**મીઠી મશ્કરી**" કરતા. પણ આ નોકરડી તો રાંડી ત્યારે "**પણ એની એ રહી શકી હતી.**" જો કે શેઠ પણ રાંડયા હતા અને પોતે પણ રાંડી હતી એટલે શેઠની "**મીઠી મશ્કરી**" આ બાઇએ "**હસતે હસતે ઝીલી**" હતી. આ મશ્કરી કોને મીઠી લાગતી હતી તે કહેવું અઘરું છે. અમારી પોતાની, પરપુરુષ પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરે, એમાં સંમતિ નથી.

કેટલાંક સત્યો "**ઘણી-વખત**" "**હમેશાને માટે**" લખી નાંખવાં અઘરાં લાગે છે એટલે શેઠ અને નોકરડી વચ્ચે "**ક્યારેક અજાણતાં**" આમ તેમ થયું "**હશે**" તોપણ બન્નેને બચાવી લેવાની બારી રાખવાનું અમે ઉચિત ધાર્યું છે. બન્ને રાંડયાં હતાં એટલે નીતિ–નિયમ તોડવાની ભૂલ થવા દીધી નથી. અહીં અપવાદ રૂપે ઉદારતા નોકરડીની રહેવાની છે અને વાણીઆવેડા શેઠના રહેવાના છે. જો કે અમને તો પુરુષ અને સ્ત્રી બન્ને સ્વાર્થી જીવડાં માલુમ પડયાં છે. એમાંથી એકને જ્યારે જેને ખપ પડે ત્યારે તે પોતાનું કામ કઢાવી લેવાની ચાલાકી "**કરી શકે છે.**"

એક પછી એક શેઠાણી તો મર્યે જ જતી હતી અને શેઠ કામી થયા કરતા હતા. ગમે તેમ પણ એનો આ નોકરડી ઉપરનો મોહ વધતો જ ચાલ્યો.

એક વાર શેઠે નોકરડી પાસે 'માગણી' કરી, 'લે આ તારા છોકરા માટે લેતી જા.' પાછળથી શેઠને સૂઝ્યું કે 'આ તો હું આપી રહ્યો છુ, માગણી તો મેં કરી જ નહિ!'

નોકરડીને હવે મુઝાવાની જરૂર પડી શેઠના વિકારની ગધ નોકરડીને આવવા લાગી ત્યારથી એણે ત્યા ને ત્યા રહેવાનું નક્કી કરી લીધુ અને બીજે નોકરી શોધવાનો પચાતમા ન પડી. ઘેર ઘેર માટીના ચૂલા બીજે પણ બીજો શેઠ એની ઉપર કુદૃષ્ટિ કરવાનો જ છે તો પછી બીજે શા માટે જવુ? એને બીજે નોકરી કરવા મોકલવાથી અમારી વાર્તા લબાઇ જાય અને શેઠાણીઓનુ મરણપ્રમાણ વધી જાય એ અમારુ કારણ પણ લૂલુ નથી

નોકરડી-પક્ષે, ત્યા ને ત્યા રહેવાના નીચેના સાત કારણો આ રહ્યા

૧ "સ્થાનાતર કરવુ નકામુ હતુ"

૨ "બીજી જગ્યાએ બીજો શેઠ મળે."

૩ "વળી છોકરાનો આશ્રય જાય."

૪ "શેઠના છોકરા સાથે પોતાનો છોકરો રમે જમે એ મ"ગુ પણ ખરુ"

૫ "પોતાને શેઠના છોકરા સાથે કાઇક પ્રીતિ પણ ખરી"

૬ "આહીંનું જૂનું થાનક છોડતા એનો જીવ કપાતો હતો"

૭ 'એણે એના અતરમા શુ કરવુ એનો નિશ્ચય કરી લીધો હતો"

નોકરડીનો વર જ્યારે જીવતો હતો ત્યારે અભણ હતો છતા જ્યારે એને પ્રેમનો વેગ આવતો ત્યારે એક સાથે પાચ લાબા વાક્યોની સંકલના રચતા એને આવડતી અને બધુ એક શ્વાસે એ બોલી શકતો માત્ર એની ભાષા અસલ ગામડીઆ રહેતી હવે વારતા પ્રમાણે અમારે એમ કહેવાનુ આવે છે કે એક રાતે કોઇ નાતીલાએ આગલાના વેરઝેરથી પ્રેરાઇને આ બાઇનુ નાક કાપી નાખ્યુ પણ વાર્તાને રસમય બનાવવાના હેતુથી ઘડીભર અસત્યકથનનો આશ્રય લેવા માટે વાચકવર્ગ અમને ક્ષમા આપે સ્યો ને, અમે પોતે સત્ય હકીકત રજૂ કરીએ

એ તો કુરૂપ થવા માટે આ નોકરડીએ પોતાને હાથે પોતાનું નાક કાપ્યુ હતું અને પછી શેઠને હસાવવા માટે એ બોલી હતી, "મારે પીટયે, મોંઆ હૂચો મારી, ચીભડં વાઢે એમ નાક વાઢી લીધુ."

એ કનકિત થઇ ન હતી કોઇ કદી એને કનકિત કહેતું નહિ છતા આ "ભીઠી આફત એને આશીર્વાદ સમાન નીવડી" દીકરાની એટલું પૂછવાની હિંમત ન ચાલી કે, "મા, તારુ આ નાક કોણે વાઢયુ?" અને શેઠ તો ઊલટા ખુશી થયા કે "હાશ, મારે આ સ્ત્રી ઉપર મોહ કરવો મટ્યો"

નોકરડીએ પોતાના છોકરાને પરણાવ્યો ઘરમા વહુ આવી વહુના મહેણા માસુને વસમા લાગે જ વહુ માસુને ગમેતેમ રાખતી તો પણ તે "ખરાબ ન હતી" સાસુએ બધુ મૂગે મોઢે દીકરાની ખાતર સહન કર્યું પણ વહુએ જ્યારે, 'તમારી જેમ નાક કપાવ્યુ નથી" એમ કહ્યુ ત્યારે સાસુએ આપઘાત કર્યો આપઘાત કરતા પહેલા એ બાઇએ લખતા વાચતા શીખી લીધુ હતું કે જેથી એક 'ચબરખી" ઉપર લખીને તે પોતાની સત્ય હકીકત જાહેર કરી શકે વાર્તામા ચબરખી મૂકી જવાની પ્રથા જાણીતી છે એ ભૂલવાનું નથી દીકરો તો ભણ્યો ન હતો કેમકે તે એક નોકરડીનો દીકરો હતો તથી

જ્યારે ઘરમાં ચબરખી પડેલી જોઈ ત્યારે તે એકદમ પોતાના શેઠ પાસે દોડી ગયો અને તેમના હાથમાં "પેલી ચબરખી" મૂકી.

શેઠને ચબરખી વાંચીને બહુ જ આઘાત લાગ્યો. "હેં" એવો ઉદ્ગાર તેમના મુખમાંથી નીકળી ગયો, "ચીઠ્ઠી નીચે જઇ પડી." "થોડીવાર કાંઇ બોલી શકયા નહિ" અને "ટગર ટગર જોઇ રહ્યા." લાગણીનો આ ઉભરો ગમે તેવા સ્વાર્થી અને કામી પુરુષને છાજે એવો હતો. શેઠ બોલી ઊઠયા નહિ પણ મનમાં ને મનમાં સમજ્યા કે, "સતી જેવી આ નોકરડી જો જીવતી થાય તો મારું સર્વસ્વ એને આપી દઉં. ભલે એનું નાક કપાઇ ગએલું હોય."

છોકરો રડતો રડતો પેલી ચબરખી સામે જોઇને વિચાર કરવા લાગ્યો કે, "મા, મા, ક્યારે તેં આવા કાગળો લખવા જેટલું ભણી લીધું? મને તો કેવું'તું?"

મ'મ

વાર્તા વંચાઇ રહી. છેવટનું વિચિત્ર તખલ્લુસ મ'મ પણ મેં બરાબર વાંચ્યું. પછી ધીરુ બહેને કહ્યું હવે ચર્ચા કરો.

ધનુભાઈ: પ્રમીલા ચર્ચા કરે. તેને ચોરી પકડવાનો શોખ હતો તે ચોરી પકડાઇ.

મેં કહ્યું: હાસ્યરસના કોઇપણ લેખની સીધી રીતે ટીકા કરવી લગભગ અશક્ય છે. તમે કહો કે આમાં તો માત્ર ચોરી કરી છે. તો વાર્તાલેખક એમ જ કહે કે હા તેની ક્યાં ના છે મારે? ખરી રીતે આમાં ચોરી નથી. જેમ વગડામાં વટેમાર્ગુને લૂંટે તે લૂંટ કે ચોરી કહેવાય, પણ આ તો એક રાજા બીજા ઉપર ચઢી તેનું કેટલુંક હરી જાય અને પોતાના રાજ્યમાં તેને ફરી ગોઠવી એ ચીજનું પ્રદર્શન કરે તેવું છે. તમે એમ કહો કે મૂળ વાતને મચડીને હાસ્ય ઉપજાવો તેમાં શી નવાઇ? તો એ કહે કે હા, દરેક મૂળ વસ્તુને મચડવી તો પડે જ–હાસ્ય ઉત્પન્ન કરવાને. પણ એને હું મચડી શકયો તો ખરો ને! એને અમુક રીતે મચડી તેમાં જ હાસ્ય છે!

પ્રમીલા: તમે બધાએ આજે વાર્તા શરૂ કરતાં પહેલાં એટલો બધો વખત લીધો છે કે હવે ચર્ચા કરવાનો વખત જ રહ્યો નથી.

ધનુભાઈ: આ વાર્તાનો ચર્ચા કરવા આપણે બંધાયેલા નથી. પ્રશ્ન તો એ છે કે, આ વાર્તાથી આપણે આખા મંડળને સભ્ય કરી શકીએ?

મેં કહ્યું: કાયદામાં મંડળ એ એક વ્યક્તિ છે, પણ આપણે એક જ વાર્તાથી આખા મંડળને સભ્ય કરી શકીએ નહિ. એ ભાઇને જણાવો કે જે વ્યક્તિ વાર્તા લખશે તે જ સભ્ય થઇ શકશે.

પ્રમીલા: અને એ પણ પ્રશ્ન નથી કે કોઇની વાર્તાની આ પ્રમાણે મશ્કરી કરવા દઇએ તો પછી સાહિત્યના ઝઘડા જ આપણા મંડળમાં બધા આવે. વાર્તાવિનોદ–મંડળ આપણે એ માટે કર્યું નથી.

ધનુભાઇ: પણ કાવ્યમાં જેમ પ્રતિકાવ્યને સ્થાન છે તેમ આવી 'પ્રતિવાર્તા'ને પણ આપણા મંડળમાં સ્થાન હોવું જોઇએ. આ પ્રતિવાર્તા એક પ્રકારની ટીકા જ છે.

પ્રમીલા: પણ આપણા મંડળમાં ટીકા તો એકવાર સભ્ય થાય પછી જ કરી શકાય

ને. સભ્ય થવા માટે તો વાર્તા જ જોઈએ લેખક પોતે પણ આને માત્ર ટોળ જ કહે છે. માટે એ કાયદાના કારણસર અસ્વીકાર કરો—

ધનુભાઇ આ ટીકા છે પણ ટીકા પણ વાર્તાના સ્વરૂપે હોઇ શકે તે વાર્તા નથી એ સબધી મડળમા એક જ મત થાય એમ હુ માનતો નથી

ધીરુ બહેન સાભળો, હું તોડ કાઢું ધમલાને પૂછવા દો કેમ ધમલા આ વાર્તા છે?

ધમલો ના બહેન, આમા શી વાર્તા આવી? પેલી વાર્તામા તો નાક વાઢવાની વાતે ય આવતી'તી આમા તો કશુ સમજાતુ નથી

ધીરુ બહેન ત્યારે આ બાબતે એટલુ જ લખો, કે અમારા મડળના એક સભ્યે આ વાર્તા છે એનો અસ્વીકાર કર્યો છે. આવી બાબતમા આખા મડળના સ્વીકારથી સભ્ય થવુ એ વધારે ઇષ્ટ છે ફરીવાર તમો વાર્તા મોકલો એવો અમારો આગ્રહ છે અને તમારા સરવાળા બાદબાકીની રમત અમે જોઇ છે એટલે હવેની વાર્તા એવી ન મોકલતા મૌલિક જ મોકલશો અને એ પણ જણાવો કે વાર્તા લખનાર એક જ વ્યક્તિ મડળનો સભ્ય બની શકશે. અમે તમને સભ્ય થયેલા જોઈ ઘણા રાજી થઈશુ

મેં કહ્યુ હમણા જ મેં કયાક વાચ્યુ હતુ કે બૈરા સ્વભાવથી જ જૂઠાબોલા હોય છે. તેમનામા જૂઠુ બોલવાની કળા હોય છે લ્યો હવે પીણું પીરસો

પીણુ પીરસાયુ પીણુ પીધા પછી ધનુભાઇએ અભિપ્રાય માગ્યો.

મેં કહ્યુ આ પીણુ પણ મૌલિક નથી. બીજા પીણાના દ્રવ્યોના સરવાળા બાદબાકીથી આ પીણુ બનાવેલુ છે

ધનુભાઇ રસના ગ્રન્થોમા આ પીણાનો જ દાખલો અપાય છે અને પીણાના દ્રવ્યોના સરવાળા બાદબાકીથી પણ નવો જ રસ નિષ્પન્ન થઇ શકે એમ ગણ્યુ છે જેમ આ વાર્તામા મૂળવાર્તાના રસથી ભિન્ન જ બીજો રસ છે, તેમ મારા પીણામા પણ નવો જ સ્વાદ છે

ધીરુ બહેન અસ્તુ આજના કામના માત્ર તમે જીત્યા છો પણ તમે બચી ગયા છો એમ ન માનશો તમારી પાસે એ મિત્રોની ગયે વખતે કબુલેલી વાર્તા લેણી પડે છે અને બીજું વસતભાઇ જ્યારે આવે ત્યારે વખતસર થઇ શકે એટલા માટે મેહફિલનો સમય તેઓ આવે અને આપણને ઘરમા નવરાશ હોય ત્યારે એમ ગણી લેવાનુ થયુ વસતભાઇ!

મેં કહ્યુ જાઓ મારા આશીર્વાદ છે કે આખા હિંદમા દરવખત વખતસર ભરાઇ હોય એવી માત્ર આ આપણી મેહફિલ જ ગણાશે અને તેનું જો કે જાહેર માન મત્રી તરીકે મને મળશે પણ ખાનગી રીતે એ બધુ માન ધીરુ બહેનને છે

ધીરુ બહેન અને સ્રીઓ હમેશા જૂઠાબોલી છે એવુ માન તમે મને આપતા રહેજો! આજનું કામ હવે પુરુ થયુ છે

દ્વિરેફ

# રોજનીશી

૧૬–૩–૩૨ : શ્રી. ઍન્ડ્રૂઝ અને લોધિયનની મુલાકાત–ઑર્ડિનન્સને દુરુપયોગ અને મતાધિકાર સંબંધી વાતચીત થઈ; ગાંધીજીના પૌત્ર શ્રી. કાન્તિ ગાંધીને ૬ માસની સખ્ત સજા; ડી. વેલેરાએ જાહેર કર્યુંઃ સ્પેશિયલ ટ્રિબ્યુનલ નીમવાની સત્તા આપતો પબ્લીક સેફ્ટી ઍકટ કાઢી નાખવો, આયરિશ ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ સ્વીકારવી, આવક વધારવા માટે ટેરિફ નહિ નાખવી અને ઇંગ્લંડને વાર્ષિક ખંડણી આપવી બંધ કરી, અપાએલી રકમ પાછી મેળવવી.

૧૭–૩–૩૨ : લોધિયન કમિટિની મુંબઇથી લખનૌ રવાનગી; મહાદેવભાઇને નાસિક જેલમાંથી યરોડા જેલમાં મહાત્માજીના સાથે તરીકે ખસેડયા; કાનપુરમાં સ્વયંસેવકો ટોપી, ખમીસ અને જાંગીઆ પર મહાસભાનો કાર્યક્રમ છાપી શહેરમાં ફર્યા; મુંબઇમાં સરકારના નાણાંમંત્રીએ ૨ના મુખ્ય મુખ્ય વેપારીઓની ખાનગી સભા બોલાવી; અહમદનગરના જિલ્લા મેજિસ્ટ્રેટે કાપડના વેપારીઓને ચેતવણી આપી કે તમે વિદેશી કાપડના જથ્થાને સીલ કરશો નહિ કે વેચવું બંધ કરશો નહિ; મદ્રાસની ધારાસભાએ પોલિસખર્ચ માટે રૂ. ૧,૫૪,૧૦,૬૦૦ મંજૂર કર્યા; પાટણના મોચીઓએ સંયુક્ત મતદાર મંડળના પક્ષમાં અભિપ્રાય આપી રાજા–મુંજે કરારને ટેકો આપ્યો.

૧૮–૩–૩૨ : ડૉ. કાનુગાના કેસમાં હાઇકોર્ટે રૂલિંગ આપ્યું કે રાષ્ટ્રધ્વજ માટે તેમને થએલો દંડ ગેરકાયદેસર હતો.

૧૯–૩–૩૨ : દક્ષિણ હિંદ વેપારી ફેડરેશનની સભાના પ્રમુખે મદ્રાસમાં ભાષણ આપતાં જણાવ્યું કે બીજા દેશો જ્યારે પોતાનું સોનું સંઘરે છે ત્યારે હિંદમાંથી તેનો પ્રવાહ વહી જાય છે ! સરકારી નિવેદન કે રાસ ગામ મહેસૂલ નહિ ભરે તો જમીન જપ્ત કરવામાં આવશે અને તે હરકોઇ સંજોગોમાં પાછી નહિ મળે.

૨૦–૩–૩૨ : મુંબઇમાં બુલિયન ઍકસચેંજ પર સોનાની નિકાશ માટે પિકેટીંગ.

૨૧–૩–૩૨ : શ્રી. નરીમાનને 'ક' વર્ગમાં ઉતારી બેલગામથી વિસાપુર જેલમાં ખસેડયા; લંડનમાં ઇંડિયન લીગ તરફથી નિમાએલી ઍકશન કમિટિએ પ્રો. હેરલ્ડ લાસ્કી, મિ. બ્રેલ્સફર્ડ અને શ્રી. ક્રિશ્નામેનને તૈયાર કરેલી હિંદુસ્તાન વિશેની યાદી ટ્રેડ યુનિયન કૉન્ફરન્સ અને મજૂરપક્ષની સંયુક્ત કાઉન્સિલ ઉપર મોકલી આપી; મિદનાપુરમાં ડૉ. નાગેન્દ્રનાથ સેન અને બીજા પાંચ જણને સ્પેશ્યલ પોલિસ તરીકે કામ કરવાની નોટિસો અપાઇ; બારડોલી તાલુકામાં મહેસૂલ ન ભરનારનાં ખેતરો પર પોલિસ પહેરો ગોઠવાયો.

૨૨–૩–૩૨ : હિંદુસ્તાનની પરિસ્થિતિ વિશે બર્ટ્રાન્ડ રસેલનું પરિપત્ર લંડનની સ્કૂલ ઑફ ઇકૉનૉમિકસમાં વહેંચાયું; ધોલેરા સત્યાગ્રહ સમિતિએ કાઠિયાવાડના કેટલાક ભાગમાં મહાસભાનું ટપાલખાતું ખોલ્યું; મુસ્લીમ પરિષદે ઠરાવ કર્યો કે જુલાઇ સુધીમાં પોતાની કોમને રુચે તેવો ફેંસલો સરકાર ન કરે તો ગોળમેજીનો બહિષ્કાર કરવો; કાનપુરમાં ૧૪૪ મી કલમ જાહેર થઇ; મુંબઇની છૂપી સંગ્રામસમિતિના ૨૬ કાર્યકર્તાઓને સજા,

# રોજનીશી

૧૬–૩–૩૨ : શ્રી. એન્ડ્રૂઝ અને લોધિયનની મુલાકાત–ઓર્ડિનન્સનો દુરુપયોગ અને મતાધિકાર સંબંધી વાતચીત થઈ; ગાંધીજીના પૌત્ર શ્રી. કાન્તિ ગાંધીને ૬ માસની સખ્ત સજા; ડી. વેલેરાએ જાહેર કર્યું: સ્પેશિયલ ટ્રિબ્યુનલ નીમવાની સત્તા આપતો પબ્લીક સેફ્ટી એક્ટ કાઢી નાખવો, આયરિશ ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ સ્વીકારવી, આવક વધારવા માટે ટેરિફ નહિ નાખવી અને ઇંગ્લંડને વાર્ષિક ખંડણી આપવી બંધ કરી, અપાએલી રકમ પાછી મેળવવી.

૧૭–૩–૩૨ : લોધિયન કમિટિની મુંબઇથી લખનૌ રવાનગી; મહાદેવભાઇને નાસિક જેલમાંથી યરોડા જેલમાં મહાત્માજીના સાથે તરીકે ખસેડયા; કાનપુરમાં સ્વયંસેવકો ટોપી, ખમીસ અને જાંગીઆ પર મહાસભાનો કાર્યક્રમ છાપી શહેરમાં ફર્યા; મુંબઇમાં સરકારના નાણાંમંત્રીએ રૂના મુખ્ય મુખ્ય વેપારીઓની ખાનગી સભા બોલાવી; અહમદનગર
જિલ્લા મેજિસ્ટ્રેટે કાપડના વેપારીઓને ચેતવણી આપી કે તમે શ્રીં. મહેરબાબા
જથ્થાને સીલ કરશો નહિ કે વેચવું બંધ કરશો નહિ; ર્યા; અહમદનગરના
પોલિસખર્ચ માટે રૂા. ૧,૫૪,૧૦,૬૦૦ મંજૂર કર્યા; પાટણ
મતદાર મંડળના પક્ષમાં અભિપ્રાય આપી રાજા–મુંજે ગોળીબાર–પં. જવાહીરનાં

૧૮–૩–૩૨ : ડૉ. કાનુગાના કેસમાં હાઇકોર્ટે રૂલિંગ આપ્યું; બનારસમાં સેવિકા તરફના
દંડ ગેરકાયદેસર હતો. પીસ્તોલ સાથે એક યુવકની ધરપકડ;

૧૯–૩–૩૨ : દક્ષિણ હિંદ વેપારી ફેડરેશનની જ ફરકયો.
જણાવ્યું કે બીજા દેશો જ્યારે પોતાનું શ્રી. વાલજીભાઇ દેસાઇને છ માસની સખત
વહી જાય છે। સરકારી નિવેદન કે રાજાહેર કર્યું કે આઇરીશ પ્રજા બીજા કોઇને
કરવામાં આવશે અને તે હરકોઇ સંજોગ; કવિવર ટાગોર ઇરાનની મુલાકાતે ઉપડ્યા.

૨૦–૩–૩૨ : મુંબઇમાં મુલિયન એક્સચેંજ ગ્રી પર પિકેટીંગ વખતે ગોળીબાર; મહાસભાનાં

૨૧–૩–૩૨ : શ્રી. નરીમાનને 'ક' વર્ગમાં ઉ ગહેરીઓને સજા; કાનપુરમાં ' સ્વ. ગણેશશંકર
લંડનમાં ઇંડિયન લીગ તરફથી નિમાએલી
એલ્સફર્ડ અને શ્રી. કિશ્નામેનનને તૈયાર દ્ધાનંદજીનાં પૌત્રી ગીરફતાર; બનારસમાં
કૉન્ફરન્સ અને મજૂરપક્ષની સંયુક્ત લવિયાજીનાં પુત્રવધૂની ધરપકડ; આબકારી
ડૉ. નાગેન્દ્રનાથ સેન અને બીજા પૂ લાખની ખોટ આવી; જર્મનીના પ્રમુખે હીટ્લરનું
નોટિસો અપાઇ બારડોલી વાળ્યું.
પહેરો ગોઠવાયો.

નો વેચી ન શકાય તેવો સામાન બાળી મૂકવાનો
૨૨–૩–૩૨ : હિંદુસ્તાનની પરિસ્થિતિ વિ સપ્તાહ દરમિયાન ૨૧૨ ની ધરપકડો થઇ;
ઇકોનોમિકસમાં વહેંચાયું; ધોલેરા સ મીઠું ઉપાડયું.
મહાસભાનું ટપાલખાતું ખોલ્યું; મુસ્લીમ ધીમાં ૧૨૫૭ પકડાયા ને. ૨૩૨ સંસ્થાઓ ગેર-
કોમને રુચે તેવો ફેસલો સરકાર ન કરે મંદિર પાસે હરિજનોએ ફરી સત્યાગ્રહ આદર્યો.
૧૪૪ મી કલમ જાહેર થઇ; મુંબઇની છા
રાષ્ટ્રીય ધ્વજ ફરક્યો; નાશિકમાં કાલારામ

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક
૧૪

સંવત ૧૯૮૮
વૈશાખ–આસો



તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ

પ્રસ્થાન કાર્યાલય : પાણી ટાંકીની પાસે : અમદાવાદ

# લેખોની અનુક્રમણિકા

| | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|

# લેખકોની અનુક્રમણિકા

---

આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૪ વૈશાખ : ૧૯૮૮ અંક ૧

[ આ ભાષાન્તરને ગુજરાતીમાં સ્થાન છે એટલું જ નહિ, તેને આવકાર ઘટે છે. ગુજરાતી સાહિત્યને સંસ્કૃત મહાકવિઓનાં કાવ્યોથી સમૃદ્ધ કરવું હોય તો તેના આવા એક નહિ પણ અનેક પ્રયત્નો કરવા પડશે. બીજી તરફ એ પણ યાદ રાખવું ઘટે છે કે કાલિદાસનો કાવ્યાર્થ જ એટલો રસમય છે કે તેનો અર્થ ભાષાન્તરમાં ઉતારવાનો પ્રામાણિક પ્રયત્ન થયો હોય તો તેમાં મૂળના રસની છાયા પણ આવ્યા વિના ન રહે. આ ભાષાન્તરની પ્રામાણિકતા વિશે એટલું જ કહેવું બસ થશે કે તે શ્રી. કે. હ. ધ્રુવના આશીર્વાદ મેળવી ચૂક્યું છે. તંત્રી

તા. ક. કાલિદાસના રસને વધારે સ્ફુટ કરે તેવા પાઠાન્તરોની સૂચના ભાષાન્તરકાર સાભાર સ્વીકારશે. તંત્રી

## કુમાર સંભવ

### સર્ગ ૧ લો

(ઉમાનો જન્મ)

છે ઉત્તરે એક હિમાદ્રિ નામે
અદ્રિપતિ, દેવ જ આત્મ જેનો;
જે પૂર્વને પશ્ચિમ અબ્ધિ પ્હોંચી
ભૂ માપવાના ગજ શું પડેલો. ૧

મેરુ થતાં દોહનદક્ષ દોગ્ધા
સૌ પર્વતોએ કરી વત્સ જેને,
તેજસ્વી રત્નો વડી ઔષધિઓ
પૃથ્વીથી દોહ્યાં પૃથુ-શાસિતાથી. ૨

---

૧. દેવ જ આત્મ જેનો : આપણે જોઈએ છીએ તે હિમાલય સ્થૂલ છે, અને તેનો આત્મા કે અધિષ્ઠાતા, સ્વતંત્ર વ્યક્તિ તરીકે, વિહરે છે એવી માન્યતા છે. ૨ દોહનદક્ષ : દોહવામાં કુશળ. દોગ્ધા : દોહનાર. પૃથુશાસિતા : પૃથુરાજાએ શાસન કરેલી.

અનંત રત્નોતણી ખાણ—તેની
લોપાય ના સુંદરતા હિમેથીઃ
ડુબે ગુણૌઘે નકી દોષ એક,
કલંક ઇન્દુ-કિરણો મહીં શું. ૩

શૃંગારનો સંભ્રમ અપ્સરાને
કરાવનારી શિખરે ધરે જે,
વિચિત્ર-રંગી થતી મેઘ ખંડે,
અકાલ સંધ્યા સમી લાલ ધાતુ. ૪

કટિ લગી સંચરતા ઘનોની
ઉપાસી છાયા શિખરોની નીચે,
થતાં દુખી વૃષ્ટિથી સિદ્ધવૃંદો
સેવે ટુંકો જેહની તાપવાળી. ૫

જ્યાં હાથી હન્તા પણ કેસરીના,
ધોવાઇ પાદો હિમઝર્ણનાથી,
પગેરું કાઢેછ કિરાત, મોતી
ખર્યાં નિહાળી નખ છિદ્રમાંથી. ૬

જ્યાં ભોજપત્રે ગજબિંદુ જેવા
રક્તાક્ષરોથી નિજ પ્રેમ લેખો;
લિખન્તી વિદ્યાધર સુંદરીઓ,
પ્રયોગ ગેરૂ-રસનો કરે છે. ૭

ગુફા મુખે નીકળતો સમીર
જ્યાં વાંસનાં છિદ્ર અનેક પૂરી,
ગાનાર ઊંચે સ્વર કિન્નરોને
જાણે ચહે છે સુર આપવાને. ૮

કપોલની ચેળ મટાડવાને
ગજે ઘસેલાં સરલદ્રુમોનાં
ઝરેલ દુધોથી સરેલી ગંધ,
સુગંધી જેનાં શિખરો કરે છે. ૯

રૂહેતા સ્ત્રિયો સંગ વનેચરોનાં
ગુફા-ગૃહોમાં પુરતી પ્રકાશ,
જ્યાં ઔષધિઓ બની રૂહે નિશામાં
અતૈલ જાણે રતિના પ્રદીપો. ૧૦

૩ ગુણૌઘ : ગુણોનો ઓઘ, જથ્થો. ૪ સંભ્રમ : ભ્રમ, વહેમ. લાલધાતુ : ગેરૂ (જુઓ શ્લોક ૭) ૭ ગજબિન્દુ : હાથીને અમુક ઉમર થયે શરીરે લાલ ટપકાં થાય છે તે.

પાની અને આંગળીઓ પીડે છે
માર્ગે શિલા જ્યાં હિમ કેરી તો એ
શ્રોણિસ્તનોને અતિભાર ખિન્ન
ન કિન્નરી ધીમી ગતિ તજે છે. ૧૧

દીના ભયે છૂપી રહ્યો ગુફામાં
જે રક્ષતો સૂર્યથી અંધકારઃ
શરણાગત ક્ષુદ્ર ભણી ય નિશ્ચે
મહાનુભાવોનું મમત્વ રહે છે. ૧૨

ફેલાવતાં કાંતિ હલાવી પુચ્છ
અહીં તહીં, ચન્દ્રકરો શું ગૌર,
વાળો વીંઝંતી, ચમરી કરે છે,
જેનું ગિરિરાજપણું યથાર્થ. ૧૩

વસ્ત્રો હર્યે લજ્જિત કિન્નરીઓ
કેરા અનાયાસ થઈ રહે છે,
દ્વારે ગુફાને લટકી રહેલાં
જ્યાં મેઘબિંબો પડદા ગૃહોના. ૧૪

ભાગીરથી સ્રોતકણો વહેતો,
કંપાવતો ખૂબ જ દેવદારુ;
વિખેરતો પીંછ મયૂર કેરાં,
સમીર આહેડી કિરાત સેવે. ૧૫

સપ્તર્ષિ હાથે ચુંટતાં રહેલાં
પદ્મો, મથાળે સરમાં ઉગેલાં,
જેનાં, નીચે સંચરતો ખિલાવે,
ઊંચાં મુખોનાં કિરણોથી ભાનુ. ૧૬

સોમાદિનું ઉદ્ભવ સ્થાન જાણી,
શક્તિ ધરાને ધરવા પ્રમાણી,
પિતામહે યજ્ઞ વિભાગ કલ્પી,
મહીધરોનું દિધ આધિપત્ય. ૧૭

કુલ પ્રતિષ્ઠા કરવા સ્થિતિજ્ઞ,
મેરુસખા તે પરણ્યો વિધિથી;
મુનિનીએ માન્ય, નિજાનુરૂપ,
તે માનસી પિતૃની પુત્રી મેના. ૧૮

કાલક્રમે બેઉ પ્રવૃત્ત થાતાં,
સ્વરૂપ યોગ્ય પ્રણય પ્રસંગે,

---

૧૨. દીના : દિવસના.

મને ગમ્યું યૌવન માણુતી તે
થઈ સગર્ભા નગરાજ ભાર્યા. ૧૯

મૈનાક જાયો દધિ-મિત્ર તેણે,
જેને વરેલી હતી નાગકન્યા;
પાંખોતણો છેદક ઇન્દ્ર કોપે,
ન વજ્ર-ધા પીડ જણાઇ જેને. ૨૦

પિતાથકી જે અપમાન પામ્યાં,
દક્ષાત્મજા, પૂર્વ ભવે ભવાની;
સતી તજી યોગથી દેહ, આવ્યાં
ગિરીશ પત્ની કુખ જન્મ લેવા. ૨૧

ઉત્સાહથી જન્મતી શું સમૃદ્ધિ,
નીતિમહીં અક્ષત સુપ્રયોગે,
તે ભૂધરાધીશથી ઉદ્‌ભવી છે,
વ્રતસ્થિતા પત્ની વિષે સુભવ્યા. ૨૨

રજો વિના વાયુ, દિશા પ્રસન્ન,
શંખ ધ્વનિ ને પછી પુષ્પવૃષ્ટિ,
શરીરિઓ સ્થાવરજંગમો સૌ
રાજી થયા તે દિન જન્મનાથી. ૨૩

સ્ફુરે પ્રભામંડલ જેનું એવી
સુતાથી માતા વધુ શોભતી'તી;
વિદૂર ભૂમિ નવ મેઘ શબ્દે
ફુટંત રત્નાંકુરથી શું શોભે. ૨૪

દિને દિને કૈં અદકી વધન્તી
તેણે સલૂણાં નિજ અંગ પોષ્યાં,
જ્યોત્સ્નામયી જેમ કલા અનેક
ઉગેલી લેખા શશી કેરી પોષે. ૨૫

બોલાવતો 'પાર્વતી' વંશનામે
બંધુપ્રિયાને સહુ બંધુવર્ગ,
ઉમા કહી વારી તપેથી માતે
પછી ઉમા નામ પડ્યું શુભાનું. ૨૬

સપુત્ર તોએ ગિરિ કેરી દૃષ્ટિ
ન તૃપ્તિ પામે નિરખી સુતાને:

૨૦ દધિ : ઉદધિ, સમુદ્ર. ૨૪ ઉત્તરાર્ધ : નવા મેઘના ધ્વનિથી વૈદૂર્ય નામના મણિવાળી ભૂમિમાંથી રત્નની સળીઓ ફૂટે છે, એવી માન્યતાનો ઉલ્લેખ છે. ૨૬ ઉ એ કોઇને બોલાવવાનો સ્વર છે મા એટલે નહિ. ઉમા કહી તપ કરવા જતી પાર્વતીને વારી તેથી ઉમા નામ પડ્યું એવો અભિપ્રાય છે.

ફુલો વસંતે બહુ તો ય આંબે
દ્વિરેફની હાર વિશેષ ધાડી. ૨૭

તેજસ્વી જ્યોતે થકી દીપ જેમ,
આકાશ ગંગા થકી સ્વર્ગ માર્ગ,
સંસ્કારી ભાષા થકી જેમ વિદ્વાન,
તે પૂતને ભૂષિત તેમ તેથી. ૨૮

ગંગાતણી વેળુની વેદિકાથી,
દડા થકી ને વળી ઢીંગલાંથી,
સખીની વચ્ચે બહુ વાર બાલ્યે,
લીલા તણો તે રસ માણતી શું. ૨૯

હંસોની હારો શરદે શું ગંગા,
મહૌષધિને નિજ ભા શું રાત્રે,
શિક્ષા સમે શિક્ષણમાં સ્થિરાને,
ઉસૌ પૂર્વના જન્મની આવી વિદ્યા. ૩૦

વિના ઘડયું ભૂષણ અંગનું જે,
ન મદ્ય તો એ મદહેતુ જે છે,
ના પુષ્પ જે તોપણ કામબાણ,
પ્હોંચી વયે બાલ્યની પારની તે. ૩૧

પીંછીથી જેવું ઉપડેલ ચિત્ર,
રવિકરોથી ઉઘડેલું પદ્મ,
ધાટીલું તેવું જ શરીર તેનું,
સુવ્યક્ત શોભે નવ યૌવનેથી. ૩૨

તેનાં પદો ભૂમિ વિષે પડીને,
અંગુષ્ઠ ઊંચાની નખ પ્રભાનો,
પ્રસારતાં રંગ, હરી લિયે છે,
સ્થલારવિંદોની નિરસ્ત શોભા. ૩૩

તે ચાલવામાં પગલાં સલીલ,
શું રાજહંસોથી શીખી નતાંગી,
જેઓ હતા ઉત્સુક નૂપુરોના
ઝંકારનું શિક્ષણ સ્હામું લેવા. ૩૪

સમી રીતે ગોળ અતિ ન દીર્ઘ,
એવી સરજીને શુભ તેની જંઘા;
અંગો બીજાં શું રચવા વિધિને,
લાવણ્ય પાછું ઘડવું પડેલું. ૩૫

---

૨૮ પૂત=પવિત્ર થયેલો. ૩૧ બાલ્યની પારની વય એટલે યૌવન. ૩૩ ચાલતાં સ્રીના પગનો અંગૂઠો ઊંચો રહે તેને સામુદ્રિકમાં શુભ લક્ષણ ગણ્યું છે. સ્થલારવિંદ : જમીન ઉપર ઉગતું કમલ. નિરસ્ત : હાંકી કાઢેલું.

માંચા તણા ભંગ ભયેથી સાધુ
ઉદાસી રૂહે ઈપ્સિત અર્થમાં એ. ૫૨

દક્ષપ્રતિ ક્રોધ કરી શરીર
સુદંતીએ પૂર્વભવે વિસર્જ્યું,
આસંગ છોડી વિષયોતણો તે
ભૂતેશ પત્ની વિણ ત્યારથી રૂહે. ૫૩

તે ચર્મધારી તપમાં યતાત્મા,
ગંગાજલો જ્યાં સુરદારુ સીંચે
હિમાદ્રિની કસ્તુરી ગંધયુક્ત,
રૂહે કો ટુંકે કિન્નરગાન વાળી. ૫૪

ગણો નમેરુ–કળી ધારી કર્ણે,
સ્પર્શે રૂડાં વલ્કલ ભૂર્જ કેરાં,
ધરી, લગાવી મણુશીલ બેઠા,
શિલાજીતે લિપ્ત શિલાતલોએ. ૫૫

સ્હેતો ન સિંહધ્વનિ, પોઢિયો તે,
ઉખેડતો ત્યાં હિમના ઢગોને
ગર્જે મદેથી મીઠું, માંડ માંડ
જોતાં ભયવ્યાકુલ રોઝડાંઓ. ૫૬

તે અષ્ટમૂર્તિ નિજ એક મૂર્તિ
વહ્નિ ધરી ત્યાં સમિધે પ્રદીપ્ત
પોતે વિધાતા તપનાં ફલોના,
કો કામનાથી તપ આચરે છે. ૫૭

દેવો થકી પૂજીત ઈશ કેરી,
અમૂલ્ય અર્ધ્યે કરી અર્ચનાને,
આરાધવાને સખીઓની સંગે,
ગિરીશ ક્હે સંયમી તે સુતાને. ૫૮

સમાધિમાં વિઘ્ન થતી તથાપિ,
સેવાર્થિનીને ન નકારી ઈશે;
વિકારનું કારણ હોય તો યે,
ચળે ન જેનું મન તેજ ધીર. ૫૯

બલિકુસુમ વિણંતી વાળતી વેદી ખાતિ,
જલવત વિધિ માટે ને કુશા લાવતી તે,
કરતી શિવની સેવા સર્વદા ચારુકેશી,
હર શિર વિધુ રશ્મિ ટાળતાં અંગ થાક. ૬૦

નાગરદાસ ઈ. પંડયા

---

૫૭ શંકર આઠ મૂર્તિવાળા ગણાય છે, તેમાંની એક મૂર્તિ અગ્નિ છે.

કવિવર ટાગોરના

# સિત્તેરમા જન્મદિનનો સુવર્ણગ્રંથ

તા. ૬ મે, ૧૯૩૧ ના દિને કવિવર રવીન્દ્રનાથને સિત્તેરમું વર્ષ બેઠું. આ પ્રસંગને શાંતિનિકેતનમાં તે જ માસે ઉજવવામાં આવ્યો; અને ૧૯૩૧ ના ડિસેમ્બરમાં કલકત્તામાં બંગાળે, ભારતવર્ષે અને જગતનાં રાષ્ટ્રોએ કવિવરને વિવિધ રીતે અભિનંદન આપ્યાં. આ અભિનંદનના પ્રસંગે તા. ૨૭ મી ડિસેમ્બરે રવીન્દ્રનાથના ચરણે એક ગ્રંથ ધરવામાં આવ્યો, જેમાં ભારતવર્ષે અને ખંડખંડનાં રાષ્ટ્રોએ તે કવિવરને પોતપોતાના પ્રતિનિધિ લેખકો દ્વારા અભિવાદન કર્યાં છે.

આ ગ્રંથને વાંચી રહેતાં મન બે વસ્તુઓથી ભરાઇ જાય છે: શ્રી. રવીન્દ્રનાથની સર્વતોમુખી પ્રતિભા અને દુનિયાના ખૂણે ખૂણેથી સહૃદયોએ કરેલો ઋણસ્વીકાર. આ બન્ને વસ્તુઓનો પ્રત્યક્ષ પરિચય અંગ્રેજી જાણનાર જરૂર કરી લેશે, પણ ગુજરાતી વાંચનારને તેનો કાંઇક ખ્યાલ આપવાનો આ લેખમાં ઉદ્દેશ છે.

કવિની સર્વતોમુખી પ્રતિભાનો ઠીક ઠીક ખ્યાલ મેળવવાની ઇચ્છા રાખનારને સુવર્ણગ્રંથને અંતે આપેલી અને આ લેખને અંતે લગભગ ઉતારેલી કવિના જીવનની સાલવારી ધ્યાનપૂર્વક વાંચો જવાની ભલામણ છે. આ ઉપરાંત શ્રી. રામાનંદ બાબુએ રચેલું ગ્રંથનું આમુખ અને શ્રી. અમિય ચક્રવર્તીનો લેખ 'The poet at work–કામ કરતા કવિ' વાંચવા જોઇએ. શ્રી. રામાનંદ બાબુ લખે છે :

> 'રવીન્દ્રનાથ એ બંગાળના ઉત્તમ કવિ અને ઉત્તમ ગદ્યલેખક છે. તેઓ મહર્ષિના પુત્ર છે અને પોતે પણ દ્રષ્ટા અને કવિ છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સંગીત, ચિત્ર અને અભિનયના વિષયોમાં ઉત્તમ સંસ્કારવાળા કુળમાં તેમનો જન્મ થયેલો છે. બંગાળી સાહિત્યનો એવો કોઇ પણ પ્રકાર નથી જે કવિની પ્રતિભાથી 'મણ્ડિત' ન થયો હોય. સદ્‌ગત મહામહોપાધ્યાય ડૉ. હરપ્રસાદ શાસ્ત્રીએ નિવેદન કર્યું છે તે પ્રમાણે રવીન્દ્રનાથે સાહિત્યનાં બધાં રૂપો અજમાવ્યાં છે. કડીઓ અને કડવાં, નાના મોટા પદ્યપ્રવાહો, નાનીમોટી વાર્તાઓ અને આખ્યાનો, નાટકો–ગદ્યમાં, પદ્યમાં અને મિશ્ર,–ફારસો સાથે,–ગીતો, કીર્તનો, પાલાઓ અને સર્વથી શ્રેષ્ઠ–ઊર્મિકાવ્યો–આ બધાંમાં રવીન્દ્રનાથનો ફાળો ગુણમાં અને કદમાં મોટો છે. તેમના ઉપહાસ અને તિરસ્કારના લેખો ડંખે એવા છે. તેમના નિબંધો વિષયને સદા વિશદ કરવાવાળા છે. તેમના વ્યાકરણ અને વ્યુત્પત્તિના તર્કો તજ્જ્ઞોના કરતાં પણ આગળ જનારા છે.
>
> 'તેમનાં પદ્ય અને ગદ્યનો રચનાસંવાદ કાનને ભરી દે છે; કવિએ વિશ્વના રહસ્યભૂત સંગીતને ઝીલી પોતાના કાવ્યમાં તેનો પડઘો પાડયો છે. કવિનાં ભજનો પ્રભુના દરબારમાં પ્રવેશ કરે છે અને કરાવે છે.

'વિશ્વભારતી સ્થાપવામાં કવિએ અનેક ભોગો આપ્યા છે. પત્નીનાં ઝવેરાત પણ થોડાક સમય માટે તેમાં રોકવા પડ્યાં છે. એ જ સંસ્થા માટે પોતાના ગ્રંથોના હકો પણ વેચવા પડ્યા છે. સંસ્થાની શરૂઆતનાં વર્ષોમાં એ ઘણા વિષયોના વર્ગો લેતા, વિદ્યાર્થીઓ સાથે તેમની ઓરડીઓમાં રહેતા, સાંજે તેમને વાર્તાઓ, પોતાના કાવ્યના પાઠો, પોતે શોધેલી રમતો, ઇંદ્રિયકેળવણીની પોતાની પદ્ધતિ–ઇત્યાદિથી વિનોદ કરાવતા. અને હજી પણ કવિ કેટલાએક વર્ગો લે છે.

'રવીન્દ્રનાથે પત્રકાર તરીકેનો પ્રારંભ પોતાની પહેલી વીસીમાં જ કર્યો હતો. બંગાળમાં જો કોઇ એક માણસ એવો હોય કે જે સારા કદના માસિકને આદિથી અંત સુધી વિવિધ વિષયોથી ભરી શકે તો તે રવીન્દ્રનાથ જ છે.

'રવીન્દ્રનાથના અક્ષરોનું અનુકરણ બંગાળમા ઘણાએ કર્યું છે. લેખનકળા એમને ઉત્તમ રીતે સાધ્ય થઇ છે. આની સાથે જ એમનાં તાજેતરમાં પ્રસિદ્ધ થએલાં ચિત્રોનો પણ ઉલ્લેખ કરવો જોઇએ બંગાળના સુપ્રસિદ્ધ ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોર એક જગાએ પોતાની કલા વિશે ઉલ્લેખ કરતાં કહે છેઃ

'"બંગાળના કવિએ રસ્તો દોરી આપ્યો. બંગાળના કલાકારે લાંબા સમય સુધી એ માર્ગે કામ કર્યા કર્યું."'

રામાનંદ બાબુ પોતાના લેખને અંતે જણાવે છેઃ

'કવિની સાથે મને વખતોવખત લાંબો સમય રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. આમાંના એક પ્રસંગે મારા મકાનમાંથી કવિનું નાનું બે માળનું મકાન અંતરાય વિના દેખાતું હતું. વચમાં ફક્ત એક ખેતર જ હતું. આ વેળાએ કવિને મારા કરતાં વહેલા ઊંઘતા મેં કદી જોયા નથી અને જ્યારે હું સવારમાં વહેલો ફરવા જતો હોઉં અને જો કદાચ બહુ વહેલો હોઉં તો કવિને એમની અગાસીમાં પૂર્વાભિમુખ દૈનિક પ્રાર્થનામા લીન જોઉં. પણ સાધારણ રીતે તો તેઓ તેમની પ્રાર્થના પૂરી કરી તેમના દૈનિક કામમાં ગુથાઇ ગએલા દેખાય. મધ્યાહ્ને નિદ્રા લેવાની વાત તો દૂર રહી પણ તે આરામ સરખો પણ લેતા નહિ. આખા દિવસ અને રાત્રિમાં તેઓ થોડાક જ કલાક નિદ્રા, સ્નાન અને ભોજનમાં ગાળતા. બાકીનો બધો સમય તેઓ કામમાં ગાળતા. આ વેળાએ ઉનાળામાં એ પોતાને પંખો નાખતા અથવા કોઇની પાસે પંખો નખાવતા મેં કદી જોયા નથી. અને શાન્તિનિકેતનનો ઉનાળો કદી ભૂલાય એવો નથી. ઘડપણના કારણથી એમની ટેવોમાં થોડાક ફેરફાર જરૂર થયો હશે, પણ અત્યારે પણ તેઓ ઘણા જુવાન કામ કરનારા કરતાં ઘણું સખત કામ કરે છે.

'હું તેમને એક સાચા સાધક માનતો આવ્યો છું, પણ તે વૈરાગી નથી. તેમના જીવનનો આદર્શ જુદો છે. તેમણે તેમના કાવ્યની એક પંક્તિમાં કહ્યું છે કે "વૈરાગ્ય સાધને મુક્તિ સે આમાર નય."

'કવિએ જગતમાં રહી, ઈશ્વરસાધના કરવાનો પ્રયત્ન કર્યો છે.'

રામાનંદ બાબુના પ્રવેશકના આ ભાવાર્થમાં આખા ગ્રંથમાં વિવિધ લેખકોએ જે કાંઇ કહ્યું છે તેનો ભાવાર્થ આવી જાય છે; એટલે આ વિષયની પુનરુક્તિ ન કરતાં કેટલાક ખાસ મુદ્દાઓ ઉપર જ હું ધ્યાન ખેંચું છું.

શ્રી. આમિય ચક્રવર્તીનો લેખ ધ્યાનપૂર્વક વાંચવા જેવો છે. રવીન્દ્રનાથ જેવો મહાન કવિ અને દ્રષ્ટા પોતાની તૈયારી કેટલા વિવિધ અને ઊંડા અભ્યાસથી કરે છે તે સ્પષ્ટ રીતે તેમણે બતાવ્યું છે. કવિઓ અને વાર્તાલેખકો વિશે કાંઇક એવો ખ્યાલ હોય છે—અને કેટલીક વાર એ કવિઓ અને વાર્તાલેખકો પોતે પણ એવો ખ્યાલ પોષે છે—કે કવિ થવા માટે જાણે અભ્યાસની જરૂર જ ન હોય! આવું માનનારાને આ લેખમાંથી ઘણું વિચારવા જેવું મળશે.

> 'કહેવત છે કે માણસનું ગ્રંથાલય તેના મનના સંબંધીઓ પ્રગટ કરે છે. કવિને માટે તો આ ખરેખર સાચું છે. વિશ્વભારતી ગ્રંથાલયમાં કવિના વિહારો આની સાખ પૂરે છે. કવિએ જે જે વિવિધ ગ્રંથો વાંચ્યા છે અને નિશાનીઓથી અંકિત કર્યા છે તે ઉપરથી તેમની જિજ્ઞાસા કેટલા વિવિધ વિષયોમાં પ્રવર્તે છે તેનો ખ્યાલ આવી જાય.
>
> 'આ ગ્રંથોના જ્ઞાનનો કવિએ જે ઉપયોગ કર્યો છે તેની સાક્ષી તેમણે શાન્તિનિકેતન અને શ્રીનિકેતનમાં તેમ જ આજુબાજુનાં ગામડાંમાં કરેલાં કામ પૂરે છે.'

કવિના દૈનિક કાર્યક્રમની નોંધ પણ તે જ લેખમાં આપણને મળે છે. આ કામનો જથ્થો અને વિવિધતા એ જ કેવળ ધ્યાન ખેંચે તેવાં નથી, પણ જે ધીરજથી અને ઝીણવટથી કવિ એ કામ કરે છે તે પણ અનુકરણીય છે. કવિના મગજમાં હરહંમેશ નવી યોજનાઓ ઘડાયા જ કરે છે. હાલમાં સ્ત્રી–વિદ્યાપીઠ સ્થાપવાનો નિશ્ચય કવિનું મન રોકી રહ્યો છે. જીવનભર સ્ત્રીઓની સ્થિતિ ઉન્નત કરવા માટે, ઘાતક બંધનોમાંથી મુક્ત કરવા માટે તેમણે સાહિત્ય દ્વારા અને વર્તન દ્વારા પ્રયત્ન કર્યો છે. પોતાની શાળામાં સહશિક્ષણની પહેલ પણ તેમણે કરી અને પછી દેશ આખામાં ફેલાઇ. હવે સ્ત્રીઓનું વ્યક્તિત્વ પૂરેપૂરું ખીલે તે માટે તેમને માટે એક સંપૂર્ણ વિદ્યાપીઠ સ્થાપવું જોઇએ. કવિના મનમાં, જીવનભરના અનુભવોથી સ્ત્રીઓને કેળવવાની વિવિધ યોજનાઓ પરિપાક પામે છે: સ્ત્રીઓને નાગરિક જીવન માટે તૈયાર કરવાની યોજનાઓ, શારીરિક અને માનસિક વિકાસ સાથે સધાય તેવી પદ્ધતિઓ કે જેથી ગૂઢ રહેલી શક્તિઓ ચારિત્રમાં મૂર્ત થાય, અને એવી બીજી સ્ત્રીકેળવણીની યોજનાઓ.

કવિએ વિવિધ કલાઓમાં જે મહત્ત્વનું કામ કર્યું છે તે વિશે તે તે કલાના નિષ્ણાતોના લેખો પણ વાંચવા જેવા છે. કવિ એક કુશળ અભિનેતા છે એમ અનેક લેખકો પોતાના અનુભવથી જણાવે છે. સંગીત કે જે કળામાં આપણા દેશનો વારસો ઉજ્જ્વળ અને સતત છે તેમાં પણ કવિનાં સર્જનો વિશિષ્ટ પ્રકારનાં છે.

ધૂર્જટિ પ્રસાદ મુકરજીનો લેખ (પૃ. ૧૭૫) અને એ. એ. બાકેનો લેખ (પૃ. ૨૭૭) રવીન્દ્રનાથના સંગીતનાં સર્જનો ઉપર પૂર્વ અને પશ્ચિમની દૃષ્ટિએ પ્રકાશ નાખે છે. કવિએ પોતાનાં નવાં સર્જનો ધ્રુપદની શૈલી ઉપર કર્યા છે એ ખાસ નોંધવા જેવું છે. ચાલુ ગવૈયાઓમાં આ પ્રકાર સહેજે સાંભળવા મળતો નથી; પણ ધીર, ગંભીર અને ઉન્નત શૈલીનું સંગીત આ જ પ્રકારમાં આપણને પ્રાપ્ત થાય છે.

શ્રી. ધૂર્જટિ પ્રસાદ લેખને અંતે સમાલોચના કરતાં જણાવે છે કે:

'ટાગોરનાં સર્જનો પોતે સંગીતની દૃષ્ટિએ એટલાં ઉત્તમ ગુણવાળાં છે કે તેમના

હાથમાં હિંદુસ્તાની સંગીતનું જીવન ઉજ્જવળ છે એવું ભવિષ્ય ભાખવામાં કશું જ જોખમ નથી. થોડાંક જ નામો લઈએ,–જેવાં કે ભૈરવી, તોડી, ખમાચ, મલ્હાર, કેદાર, બીહાગ, બહાર,–તો તેમાં પણ રવીન્દ્રનાથે જેટલા સુંદર અને વિવિધ પ્રકારો આપ્યા છે તેટલા ભાગ્યે જ કોઇએ સંગીતના ઇતિહાસમાં આપણને આપ્યા છે. અને જેનાં નામ નથી એવી તો અસંખ્ય રાગિણીઓ તેમણે આપી છે. ટાગોર આપણી પરંપરાના–દેશ્ય અને શિષ્ટના–રાજમાર્ગ ઉપર છે. પણ જ્યાં જટિલતાનો અંત આવે છે અને સ્વાતંત્ર્ય શરૂ થાય છે ત્યાં તેમનું સ્થાન છે. જેમને સંસ્કૃતિનો ઐતિહાસિક અને સર્જક દૃષ્ટિએ ખ્યાલ છે, જેમના કાન પરિચિત અને ચાલતા રાગો ઉપરાંત નવા રાગોને સેવી શકે છે તેની દૃષ્ટિએ ટાગોરનાં ગીતો હિંદુસ્તાની સંગીતને નવું જીવન અર્પે છે અને નવો યુગ શરૂ કરાવે છે. ફરીથી સંગીત મુક્ત થયું છે, આનંદપૂર્ણ થયું છે અને માણસના વ્યક્તિત્વ સાથે અભેદ્ય સંબંધોથી રસાયું છે.'

શ્રી. બક્ર પોતાના લેખમાં કવિના સંગીતનું મૂળ પશ્ચિમના સંગીતમાં નહિ તેમ જ શિષ્ટ હિંદુસ્તાની સંગીતમાં નહિ, પણ બંગાળના લોકસંગીતમાં જુએ છે. બંગાળના લોકસંગીતે તેમના આત્માનાં ઊંડાણોને ક્ષુબ્ધ કર્યાં અને ઉત્તમ સંગીતમાં તેની પરિણતિ થઇ. આ લેખક પણ પ્રાચીન સંગીતમાંથી રવીન્દ્રનાથે ખાસ કરીને ધ્રુપદ જ પાયા તરીકે લીધું છે એમ માને છે. કવિએ આ પ્રકારનાં લક્ષણો બરાબર સાચવ્યાં છે છતાં તેના રૂપને ચપળ અને સ્પષ્ટ બનાવ્યું છે, કે જેથી તે સાદા ખેડૂતના હૃદય ઉપર પણ અસર કરે છે.

ધ્રુપદ અને લોકસંગીતનો આ સુભગ સંયોગ ટાગોરના સંગીતનું ખાસ લક્ષણ છે.

આ પરિચયના પ્રારંભમાં કહ્યું છે તે પ્રમાણે, આ ગ્રંથનો બીજો અંશ રવીન્દ્રનાથે ખંડ ખંડનાં સહૃદયો પર જે સંસ્કારો પાડયા છે અને તેનો સાભાર સ્વીકાર તે તે લેખકોએ કર્યો છે તે છે. આનો ખ્યાલ આવા પરિચયમાં આપવો કઠણ છે. પરંતુ એટલું જ કહેવું બસ થશે કે હિંદુસ્તાનના દરેક પ્રાંતમાંથી તે તે પ્રાંતના કોઇ ને કોઇ શિષ્ટ લેખકે કવિના સંસ્કાર–ઋણને સ્વીકાર્યું છે અને પોતાના પ્રાંતમાં તેની શી અસર થઇ છે તે બતાવ્યું છે. આ દૃષ્ટિએ છેક દક્ષિણમાં કલાના પુનરુજ્જીવનમાં રવીન્દ્રનાથની શી અસર થઇ છે તે વિશે શ્રી. પણીક્કરનો લેખ ( પૃ. ૧૯૩ ) મનનીય છે.

'દક્ષિણની ભાષામાં ટાગોરની અસરનું વિશિષ્ટ દૃષ્ટાંત મલયાલમના કવિ વલ્લાથોલ (Vallathol)નું છે. આ કવિ ઉચ્ચ પ્રતિભાવાળા અને સંસ્કૃતના પ્રખર વિદ્વાન છે. ૧૯૧૪ સુધી તેમણે લગભગ સંસ્કૃત શૈલીનાં કાવ્યો લખ્યાં. ૧૯૧૩માં ટાગોરનો નવો પ્રકાશ તેમના ઉપર પડયો. તેમનું પરિવર્તન ધીમે ધીમે થયું, પણ પાંચ વર્ષના ગાળામાં વલ્લાથોલ મલબારમાં બૌદ્ધિક અને કલાની પ્રગતિનો નાયક થયા. આ કલાની પ્રગતિમાં સાહિત્ય ઉપરાંત સંગીત, ચિત્રકળા અને નૃત્યનો પણ સમાવેશ થાય છે. વલ્લાથોલને કળાઓની એકતાનું અને તેઓના તાત્પર્યના પરસ્પર સંબંધનું દર્શન થયું ત્યારે તેને એમ સમજાયું, કે જો મલબારે પોતાની સંસ્કૃતિને વિકસાવી હોય તો તેણે પોતાની મૃતપ્રાય થતી કલાની પરંપરાઓને ફરીથી જીવતી કરવી જોઇએ. વલ્લાથોલ પોતે નાટકકાર છે, અને અભિનય પણ કરે છે. તેમણે છેવટનાં દશ વર્ષો કેવળ આ કામની સેવામાં જ ગાળ્યાં છે. વલ્લાથોલે સ્થાપેલું 'કેરલકલામંડળ' કેરલની કળાઓને નવું જીવન આપે છે અને તેની સર્જક શક્તિઓને

નવી અને આધુનિક દિશા બતાવે છે. કથકલ્લીની નૃત્ય અને નાટકની પરંપરા કેરલમાં પ્રાચીન કાળથી ચાલી આવે છે. આજની કલાવિહીન કેળવણીના પરિણામે આ સંસ્થા અને આ કલા નાશ પામતી હતી. વલ્લાથોલે તેને નાશમાંથી બચાવી, એટલું જ નહિ પણ ફરીથી તેને લોકપ્રિય પણ બનાવી છે. તેમણે કેરલકલામંડળના આશ્રય નીચે કથકલ્લી નર્તકો માટે શિક્ષણશાળા સ્થાપી અને કેળવાએલા અને શિષ્ટ સમાજના જુવાનોને તેમાં ભાગ લેવા નોતર્યા છે. ટાગોરને પોતાને આ કામની એટલી બધી કિંમત જણાઇ કે તેમણે પોતાનો એક વિદ્યાર્થી વલ્લાથોલ નીચે આ શાળામાં વિદ્યા લેવા મોકલ્યો. '

વલ્લાથોલનું આ કામ ગુજરાતને પોતાની ફરજનું ભાન કરાવશે? ગુજરાત અને મારવાડમાં નૃત્ય અને અભિનયની કળા પરંપરાથી ચાલી આવે છે. આનું એક વિશિષ્ટ સંગીત પણ છે, અને આ બધું મરવા પડયું છે. આનો ઉદ્ધાર કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે. આ અપ્રસ્તુત કહેવાય, પણ ટાગોરની સપ્તતિનો સુવર્ણગ્રંથ વાંચતાં ગુજરાતના વિષે આવા અનેક અપ્રસ્તુત વિચારો આવે છે. બીજા પ્રાંતોએ કેટલી પ્રગતિ કરી છે, તેનો પણ ખ્યાલ આ ગ્રંથ વાંચવાથી આવશે.

આ ગ્રંથમાં હજી એવું ઘણું છે, કે જેની ટૂંકી નોંધ આપી શકાય; પણ અહીં તો થોડાક લેખકોનાં નામ આપી અભ્યાસકને લોભાવવાનો પ્રયત્ન કરી સંતોષ માનીશ.

મહાત્માજીનો સંદેશ ઉચિત રીતે ગ્રંથના અગ્રસ્થાને છે. જગદીશ ચંદ્ર બોઝે પોતાના કાર્યમાં અને કવિના કાર્યમાં જોએલી સમાનતા ટૂંકા લેખમાં બતાવી છે, તે મનનયોગ્ય છે. અમેરિકાના શિકાગો, હલહાઉસમાંથી, જેઈન એડમ્સની નાની નોંધ તેમ જ ટોકીઓ ઇમ્પીરિયલ યુનિવર્સિટીમાંથી એનેસકીનાં અભિનંદનો આદરયોગ્ય છે. સી. એફ. એન્ડ્રુઝનો લેખ (પૃ. ૨૩) મનનપૂર્વક વાંચવા જેવો છે. ડૉ. બેલ્વેલકરે ટાગોર અને તુકારામની તુલના કરી છે. આ ઉપરાંત અરવિન્દ ઘોષનો લેખ ' On Tagore ' (પૃ. ૮૯) અભ્યાસીઓને આકર્ષે તેવો છે. દેવદત્ત ભાંડારકર, વિધુશેખર ભટ્ટાચાર્ય, બાબુ ભગવાનદાસ, સુનીતિકુમાર ચેટરજી, આનંદકુમાર સ્વામી, રજનીકાન્ત દાસ, સુરેન્દ્રનાથ દાસગુપ્ત, તરકનાથ દાસ, ગંગાનાથ ઝા, જે. સી. કુમારઅપ્પા, એન. સી. મહેતા, જવાહરલાલ નહેરૂ, પ્રો. રાધાકૃષ્ણ, ડૉ. પ્રફુલચંદ્ર રૉય, ડૉ. મેઘનાદ શા, વિનયકુમાર સરકાર, ડૉ. બ્રજેન્દ્રનાથ સીલ, સેંટ નિહાલસિંગ, રેવ. હોમ્સ, રોમે રોલાં, જે. એચ. કઝીન્સ, વિલ ડુરાન્ટ, એ. ડ્રુશર, પેટ્રીક ગેડીસ, એ. બી. હાવેલ, લોરેન્સ હાઉસમેન, જુલિયન હકઝલી, પ્રૉ. સિલ્વન લેવી,–ઇત્યાદિ પૂર્વ અને પશ્ચિમના અનેક લેખકોના વિચારોનો આમાં સંગ્રહ છે. આ ઉપરાંત અભિનંદનના સંદેશા જગતના સુપ્રસિદ્ધ સાહિત્યકારો તરફથી આવેલા છે. ગાલ્સવર્ધી અને બેરી ઇત્યાદિ ઇંગ્લાંડમાંથી, અને લુઇ સિંકલેર–નોબેલ પ્રાઇઝ મેળવનાર–અમેરિકામાંથી, ઇત્યાદિ લેખકોએ પોતાના સબ્રહ્મચારીને દીર્ઘાયુષ ઇચ્છયાં છે.

આ ગ્રંથ અનેક પ્રસિદ્ધ ચિત્રકારોની કલમથી મંડિત થયો છે તે તેનું ખાસ આકર્ષણ છે. સિત્તેરમા મંગલદિનનો આ સુવર્ણગ્રંથ ભારતના મુખને સુવર્ણ કરે છે. પરતંત્રતાથી શ્યામલમુખ ભારતવર્ષ રાષ્ટ્રદેહે તો સ્વતંત્ર થશે ત્યારે જ સુવર્ણ થશે; છતાં, અત્યારે પણ ભારતની વિભૂતિઓનો મહિમા જગત જ્યારે સ્વીકારે છે ત્યારે ક્ષણભર એ વિષણ્ણ મુખ ઉપર પણ ' સુવર્ણ પ્રકાશ ' આવી જાય છે!

આ ગ્રંથના સંપાદકોએ પૃષ્ટાંક સાથે લેખાનુક્રમ કેમ નહિ આપ્યો હોય?

## કવિના જીવનની તારીખો

કવિનું ગોત્ર શાંડીલ્ય, વિભાગ રાઢીય છે. કવિના પૂર્વજો ઈ. સ. ના ૮ મા સૈકામાં રાઢા અથવા પશ્ચિમ બંગાળમા આવીને વસ્યા હોય એમ લાગે છે. ૧૭ મા સૈકામાં કવિના કુટુંબને ઠાકુરનો ઈલકાબ મળ્યો.

ઇ. સ. ૧૮૬૧ ના મે માસની ૬ ઠ્ઠી તારીખ ને સોમવારે કવિનો જન્મ થયો. પિતાનું નામ દેવેન્દ્રનાથ ઠાકુર, માતાનું નામ શારદાદેવી. ૧૮૬૭ થી ૧૮૭૪ સુધી જુદી જુદી નિશાળોમાં અને ખાનગી શિક્ષકો પાસે શિક્ષણ લેવા પ્રયત્ન કર્યો. પદ્ય લખવાના પ્રથમ પ્રયત્ન ૧૮૬૮ ના અરસામાં થયા.

૧૮૭૩–૭૪ માં કવિનો ઉપનયન સંસ્કાર થયો: ગાયત્રીનો પ્રથમ પરિચય થયો. તેમના પિતાની સાથે શાન્તિનિકેતનનાં અને હિમાલયનાં પ્રથમ દર્શન કર્યાં. ૧૮૭૪ ના માર્ચની ૮ મી તારીખે તેમની માતા શારદાદેવીનુ અવસાન થયું.

૧૮૭૫-૭૬ મા તેમની કેટલીક કૃતિઓ પ્રથમ પ્રસિદ્ધ થઇ. વનફુલ નામક આઠ સર્ગનું કાવ્ય 'જ્ઞાનાંકુર' નામના બંગાળી માસિકમાં પ્રસિદ્ધ થયુ. ૧૮૭૭–૭૮ જ્યોતિ ઇંદ્રનાથે લખેલા એક નાટકમા અલિક બાબુનો પાઠ ભજવ્યો. 'ભારતી' નામનું બંગાળી માસિક શરૂ કરાવ્યું. નવ માસના ગાળામા કવિએ ૨૨ કાવ્યો, ૨ નિબંધો, ૬ વિવેચનના લેખો અને ભિખારિણી નામની લાંબી વાર્તા, કરુણા નામની લાંબી અધૂરી નવલકથા અને કવિ કાહિની નામનું એક લાંબું કાવ્ય—રચ્યાં. આ જ અરસામાં તેઓ અમદાવાદ આવ્યા. ૧૮૭૮ મા પ્રથમ ગીતરચના કરી.

૧૮૭૮–૮૦ યુરોપની પ્રથમ મુલાકાત. યુરોપીય સંગીતનો અભ્યાસ કર્યો. ૧૮૮૦ માં પાછા ફર્યા. 'ભારતી'માં અનેક કાવ્યો, લેખો અને અંગ્રેજી તથા યુરોપીય સાહિત્યમાંથી અનુવાદો.

૧૮૮૧ યુરોપ પ્રવાસેર પત્ર, ભગ્નહૃદય ઈંગ્લાંડમા શરૂ કર્યું. વાલ્મીકિ પ્રતિભા અને કાલમૃગયા નામનાં બે સંગીતપ્રધાન નાટકો રચ્યા. આ બંને નાટકોમા પોતે મુખ્ય પાઠ કર્યા.

૧૮૮૧–૮૩ સંધ્યા-સંગીત નામનાં કાવ્ય પ્રગટ થયા. બંગાળી સાહિત્ય પરિષદ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. 'વિવિધ પ્રસંગ' નામના ગ્રંથના નિબંધો અને બઉ ઠાકુરાણીર હાટ નામની લાંબી નવલકથા પૂરી કરી. કલકત્તામા સંગીત ઉપર પ્રથમ વ્યાખ્યાન આપ્યું. બેરિસ્ટર થવા ઈંગ્લંડ જવા નીકળ્યા, પણ મદ્રાસથી પાછા આવ્યા ( ૧૮૮૧ ). રુદ્રચંડ અને પ્રભાતસંગીત પ્રગટ થયા. કારવાર તરફ મુસાફરી કરી. પ્રકૃતિર પ્રતિશોધ એ નામનો ગ્રંથ લખ્યો. છવિ ઓ ગાન નામનાં કાવ્યો લખ્યાં.

ડિસેમ્બર ૯, ૧૮૮૩ મૃણાલિની દેવી સાથે લગ્ન થયા.

૧૮૮૪–૯૦ કડી ઓ કોમલ, નામનાં કાવ્યો, આલોચના ( ૧૮૮૪–૮૫ ), સમાલોચના ( ૧૮૮૫ ), પ્રથમ બે ટૂંકી વાર્તાઓ. નવું બંગાળી માસિક 'બાળક' શરૂ કર્યું, પછી 'ભારતી' સાથે તે જોડી દીધું. આમાં બાળકાવ્યો, ૨૦ લેખો અને સામાજિક પ્રશ્નો, ૯ પત્રો, નાટકના રૂપમાં ૮ હાસ્યરસના આલેખનો, મુકુટ નામનું ગદ્ય નાટક, અને રાજર્ષિ નામની લાંબી નવલકથા. પદરત્નાવલિના સહસંપાદક ( ૧૮૮૫ ), સત્ય ઉપર ભાષણ, રવિચ્છાયા નામે ગીતોનો સંગ્રહ. આદિ બ્રહ્મોસમાજના મંત્રી થયા. માનસી એ નામના કાવ્યો.

૧૮૮૭–૯૦ હિંદુલગ્ન ઉપર ભાષણ. માયાખેલા નામનું સંગીતપ્રધાન નાટક. રાજા ઓ રાણી નામના ખેલમાં વિક્રમનો પાઠ. વિસર્જનમા રઘુપતિનો પાઠ. ટાગોરોની જાગીરનો વહીવટ કરવાનું માથે લીધું. ૧૮૯૦મા યુરોપની બીજી મુલાકાત. ઈટલી, ફ્રાન્સ અને ઇંગ્લાંડ.

૧૮૯૧–૯૫ 'સાધના' નામનું બંગાળી માસિક શરૂ કર્યું. પછી ચાર વર્ષ સુધી તેમા અનેક વાર્તાઓ, લેખો, ઇત્યાદિ લખ્યા; છોટા ગલ્પ, અને વિચિત્ર ગલ્પ, બે ભાગ. કથા ચતુષ્ટય ( ૧૮૯૪ ), ગલ્પદશક ( ૧૮૯૫ ), બંગીય સાહિત્ય પરિષદના આદિ ઉપપ્રમુખ ( ૧૮૯૪ ), યુરોપ આમીર દાયારી ( ૧૮૯૧—૯૩ ), ચિત્રાંગદા ( ૧૮૯૧ ), સોનાર તરીના કાવ્યો ( ૧૮૯૨–૯૩ ), શિક્ષા હેરફેરના ઉપર ૧૮૯૨માં ભાષણ. પંચભૂતેર દાયારી ૧૮૯૩ થી લખવા માંડી, ચિત્રાનાં કાવ્યો (૧૮૯૩–૯૫),

વિદાય અભિશાપ ( ૧૮૯૩ ), અંગ્રેજી અને હિંદીઓ ઉપર ભાષણ ( ૧૮૯૩ ), લોકસાહિત્ય ઉપર નિબંધ ( ૧૮૯૪ ), માલિની ( ૧૮૯૫ ), ચૈતાલી નામનાં કાવ્યો (૧૮૯૫–૯૬), પ્રથમ કાવ્યસંગ્રહ ( ૧૮૯૬ ), નદી ( ૧૮૯૬ ).

૧૮૯૭–૧૯૦૨ : વૈકુંઠેર ખાતા નામના નાટકમાં કેદારનો પાઠ લીધો. ભારતીય સંસ્કૃતિ અને આદર્શો ઉપર નિબંધો, કણિકા ( ૧૮૯૯ ), કથા ( ૧૯૦૦ ), કાહિની ( ૧૯૦૦ ), કલ્પના ( ૧૯૦૦ ), 'ભારતી'ના ૧૮૯૮–૯૯ સુધી સંપાદક. એક વર્ષમાં ૧૫ કાવ્યો, ૭ વાર્તાઓ, ૬ સામાજિક અને રાજકીય નિબંધો, ૪ ધર્મ અને કેળવણી વિષયના સ્વાધ્યાયો, ૧૨ સાહિત્યવિષયક નિબંધો અને ૧ પદ્યનાટક–લક્ષ્મીર પરીક્ષા, ક્ષણિકા નામના કાવ્યો ( ૧૮૯૯–૧૯૦૦ ), ચીરકુમાર સભા ગદ્યનાટક ( ૧૯૦૦—૦૧ ), નૈવેદ્ય ( ૧૯૦૧ ) નામનાં કાવ્યો, ઉપનિષદ્ ઉપર નિબંધ, ૧૯૦૧ ડિસેમ્બરની ૨૨ મીએ બ્રહ્મવિદ્યાલય ( શાન્તિનિકેતન શાળા ) સ્થાપ્યું. 'બંગદર્શન'ના ૫ વર્ષ સુધી સંપાદક, ચોખેરબાલી નવલકથા ( ૧૯૦૧—૨ ), ઉત્સર્ગ નામનાં કાવ્યો, અત્યુક્તિ ઉપર ભાષણ, (૧૯૦૨).

૧૯૦૨ નવેંબરની ૨૩ મીએ એમનાં પત્ની મૃણાલિનીદેવીનું અવસાન.

૧૯૦૨–૦૫ : સ્મરણ નામનાં કાવ્યો ( ૧૯૦૨–૩ ), નૌકા ડૂબી ( ૧૯૦૩-૪ ), શિશુ નામનાં કાવ્યો ( ૧૯૦૨–૦૩ ), પોતાનાં કાવ્યોનો સંગ્રહ–૯ ભાગમાં ( ૧૯૦૩–૦૪ ), સ્વદેશી અને બંગભંગની ચળવળ, સ્વદેશી સમાજમાં ભાષણ ( ૧૯૦૪ ), શિવાજી ઉત્સવ ( ૧૯૦૪ ), સ્વદેશ વિશે ગીતો, બાઉલ નામના ગ્રંથનો સંગ્રહ ( ૧૯૦૫ ), રાજકીય નિબંધો, આત્મશક્તિ અને ભારતવર્ષ, સંગ્રહ થયો. ( ૧૯૦૫ )

૧૯૦૫ જાન્યુઆરી ૧૯, પિતા મહર્ષિ દેવેન્દ્રનાથનું અવસાન.

૧૯૦૫–૧૦ ભાંડાર નામના બંગાળી માસિકના બે વર્ષ સુધી તંત્રી; નેશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશનમાં સક્રિય ભાગ ( ૧૯૦૫–૬ ): રાખી બંધનવિધિ–ઑક્ટોબર, ૧૬, ૧૯૦૫; વિજયાસંમેલન ઉપર ભાષણ (૧૯૦૫); ખેયા નામના કાવ્યો ( ૧૯૦૪-૬ ); સોળ ભાગમાં ગદ્યગ્રંથોનું પ્રકાશન ( ૧૯૦૭–૦૮ ); ગોરા નામની નવલકથા ( ૧૯૦૭-૧૦ ); પ્રથમ બંગાળી સાહિત્ય પરિષદના પ્રમુખ ( ૧૯૦૭ ); રાજકીય પરિષદના પ્રમુખ, પબ્ના ( ૧૯૦૮ ); શારદોત્સવ નાટક ( ૧૯૦૮ ); પ્રાયશ્ચિત્ત નાટક ( ૧૯૦૯ ). વ્યાખ્યાનો અને ધર્મવિષયક પ્રવચનો ( ૧૯૦૮–૧૪ ); ગીતાંજલિના કાવ્યોનો મોટો ભાગ લખાયો ( ૧૯૦૯-૧૦ ) ; રાજા ગદ્યનાટક ( ૧૯૧૦ ).

૧૯૧૧ પચાસમી વર્ષગાંઠના ઉત્સવો; શાન્તિનિકેતનમાં રાજા ભજવાયું તેમાં કવિએ ઠાકુરદાદાનો પાઠ કર્યો ( મે ૧૯૧૧ ); કલકત્તામાં ઉત્સવ ( ૧૯૧૧–૧૨ ); બંગીય સાહિત્ય પરિષદે માનપત્ર આપ્યું ( ૧૯૧૧–૧૨ ).

અચલાયતન ગદ્યનાટક ( ૧૯૧૧ ); હિંદુ યુનિવર્સિટી ઉપર ભાષણ; કવિએ પોતે કરેલા અંગ્રેજી અનુવાદોનું પ્રથમ પ્રકાશન ( ૧૯૧૧–૧૨ ); આદિ બ્રહ્મોસમાજની પુનર્રચનાનાં પ્રયત્ન; તત્ત્વબોધિની પત્રિકાના ચાર વર્ષ સંપાદક ( ૧૯૧૧–૧૫ ); ધર્મેર અધિકાર ઉપર ભાષણ ( ૧૯૧૨ ); જીવનસ્મૃતિ ( ૧૯૧૦–૧૨ ); છિન્નપત્ર ( ૧૯૧૨ ), ભારતવર્ષેર ઇતિહાસેર ધારા ઉપર વ્યાખ્યાન (૧૯૧૨); ડાકઘર ગદ્યનાટક ( ૧૯૧૨ ); માંદગી સાજા થવાના ગાળામાં ગીતાંજલિનો અંગ્રેજી અનુવાદ.

૧૯૧૨ ત્રીજી પરદેશયાત્રા ( મે, ૧૯૧૨ થી સપ્ટેમ્બર, ૧૯૧૩ ); અંગ્રેજી ગીતાંજલિ ઇંગ્લાંડમાં પ્રગટ થઈ ( ૧૯૧૨ ); અમેરિકામાં વ્યાખ્યાનયાત્રા ( ૧૯૧૨–૧૩ ).

૧૯૧૩ સાધના ઉપર લંડનમાં ભાષણ; સપ્ટેમ્બર ૧૯૧૩ માં હિંદુસ્તાન પાછા આવ્યા; અંગ્રેજી ગાર્ડનર અને ક્રેસન્ટ મૂન પ્રસિદ્ધ થયાં.

સાહિત્યનું નોબેલ પ્રાઈઝ મળ્યું. શાન્તિનિકેતનમાં જાહેર સન્માન; કલકત્તા યુનિવર્સિટીએ ડૉક્ટર ઑફ લિટરેચરની પદવી આપી.

૧૯૧૪–૧૬ સુરુલમાં ગ્રામકલ્યાણની યોજના શરૂ કરી; સબૂજપત્ર નામના બંગાળી માસિકના ત્રણ વર્ષ સુધી મુખ્ય લેખક; ગીતિમાલ્ય નામનાં કાવ્યો; [ ૧૯૧૨–૧૪ના અરસામાં લખાએલાં ]

ગીતાલિ ૧૯૧૪મા લખાયું; નાઇટહૂડનો ઈલકાબ; બલાકા નામે કાવ્યો ( ૧૯૧૪-૧૬ ), ટૂકી વાર્તાઓ, ગલ્પ સપ્તકમા સગ્રહ થયો ( ૧૯૧૫ ), ચતુરગ નવલકથા ( ૧૯૧૪-૧૫ ).

મહાત્મા ગાધી અને તેમના સાથીઓ કેટલોક સમય શાન્તિનિકેતનમા રહ્યા ( ૧૯૧૫ ).

ફાલ્ગુની ગદ્યનાટક ( ૧૯૧૫ ), વિચિત્રા નામે સાહિત્યકીય ક્લબ કલકત્તામા સ્થાપી ( ૧૯૧૫-૨૦ ); ઘરે બાહિરે નવલકથા ( ૧૯૧૫-૧૬ ), શિક્ષાર વાહન ઉપર ભાષણ ( ૧૯૧૫ ); ફાલ્ગુની નાટકનો પ્રયોગ ( ૧૯૧૬ જાન્યુઆરી ), પરિચય અને સચય બે ભાગમા નિબધસગ્રહ ( ૧૯૧૬ ), દશ ભાગમા કાવ્યસગ્રહ ( ૧૯૧૫-૧૬ ) અંગ્રેજીમા Fruit Gathering and Hungry Stones ( ૧૯૧૬ )

૧૯૧૬-૧૭ ચોથી પરદેશયાત્રા; જાપાનમા ભાષણ: Nationalism અગ્રેજીમા પ્રગટ થયું; યુનાઈટેડ સ્ટેટ્સ અમેરિકામા ભાષણો ( ૧૯૧૬-૧૭ ), અગ્રેજી Personality પ્રગટ થયુ ( ૧૯૧૭ ).

૧૯૧૭-૨૦ જાપાનયાત્રી પત્રો ( ૧૯૧૯ ); અગ્રેજીમા Stray Birds ( ૧૯૧૭ ), વિચિત્રામા ડાકઘરનો પ્રયોગ; કર્તાર ઇચ્છાય કર્મ—ઉપર ભાષણ ( ૧૯૧૭ ), ઈંડિયન નેશનલ કોંગ્રેસ કલકત્તાની સ્વાગત સમિતિના પ્રમુખ—થોડા દિવસ માટે જ; ગુરૂ ગદ્યનાટક ( ૧૯૧૮ ); પલાતકા નામે કાવ્યો ( ૧૯૧૭-૧૮ ), ગીતપચાશિકા અને બીજા ગીતોનો સગ્રહ (૧૯૧૮-૨૦), Centre of Indian Culture ઉપર ભાષણ ( ૧૯૧૮ ), અગ્રેજીમા Lovers' Gift and Crossing અને Mashi & other Stories ( ૧૯૧૮ ).

અમૃતસરમા જલિયાનવાળા બાગના બનાવને કારણે નાઇટહૂડના ઈલકાબનો ત્યાગ ( ૧૯૧૯ )

૧૯૧૯ મા Massage of the Forest ઉપર ભાષણ, લિપિકાના ગદ્ય આલેખનો લખાયા મોટે ભાગે ૧૯૧૯ મા, પ્રગટ ૧૯૨૨; બગાળી માસિક શાન્તિનિકેતન પત્રિકાના મુખ્ય લેખક, અરૂપ રતન ગદ્યનાટક ( ૧૯૨૦ ).

૧૯૨૦-૨૧ પાચમી પરદેશયાત્રા-ઈંગ્લાંડ, ફ્રાન્સ, હોલેન્ડ, યુનાઇટેડ સ્ટેટ્સ, સ્વિટ્ઝર્લૅન્ડ, જર્મની, ડેન્માર્ક, સ્વીડન, ઑસ્ટ્રીઆ, ઝેકોસ્લોવાકીઆ East & West અને An International University ઇત્યાદિ વિષયો ઉપર ભાષણો, ૧૯૨૧ જુલાઈમા હિંદુસ્તાન પાછા ફર્યા; શિક્ષામિલન અને સત્યેર આહ્વાન ઉપર ભાષણો; અગ્રેજીમા The Fugitive, વર્ષામગળનુ યોજન ૬૦ મા જન્મદિનના ઉત્સવો, વંગીય સાહિત્ય પરિષદે આપેલું માનપત્ર.

શાન્તિનિકેતનમા વિશ્વભારતીની સ્થાપનાવિધિ ( ડિસેમ્બર ૨૨,૧૯૨૧ ).

૧૯૨૨-૨૪ શ્રીનિકેતનની સ્થાપના ( ફેબ્રુ ૧૯૨૨ ), મુક્તધારા ગદ્યનાટકો ( ૧૯૨૨ ), શિશુભોળાનાથ કાવ્યસંગ્રહ (૧૯૨૨), અગ્રેજીમા Creative Unity (૧૯૨૨), વિશ્વભારતી સમેલનની સાહિત્યકીય ક્લબની કલકત્તામા સ્થાપના (૧૯૨૨), અગ્રેજ કવિ શેલીની શતસંવત્સરી પ્રસગે પ્રમુખ (૧૯૨૨), વર્ષામગલ અને શરદુત્સવ ( ૧૯૨૨ ), વસતોત્સવ ( ૧૯૨૩ ), વિશ્વભારતી ત્રૈમાસિક અગ્રેજીમા શરૂ કર્યું; વિસર્જનના પ્રયોગમા જયસિંહનો પાઠ કર્યો ( ૧૯૨૩ ), રથયાત્રા ( ૧૯૨૩ ).

૧૯૨૪-૨૫ છઠ્ઠી પરદેશયાત્રા—બર્મા, મલાયા, ચીન, જાપાન, અગ્રેજીમા Talks in China ( ૧૯૨૫ ), રક્ત કરવી ગદ્યનાટક ( ૧૯૨૪ ), સાતમી પરદેશયાત્રા-પેરૂની સ્થાપનાના સોમા વર્ષના ઉત્સવમા હાજરી આપવા નિમત્રણ-પણ માંદગીના કારણે Bunosaires આર્જેન્ટાઇન રીપબ્લિકથી પાછા ફર્યા, જાન્યુ ૧૯૨૫ મા ઈટલીની મુલાકાત લીધી.

૧૯૨૫-૨૬ પૂરબી—દક્ષિણ અમેરિકાની મુસાફરી દરમિયાન લખાએલા કાવ્યો ( ૧૯૨૫ ), શેષવર્ષણ સગીત નાટકનો પ્રયોગ ( ૧૯૨૫ ), પ્રવાહિની ગીતોનો સગ્રહ ( ૧૯૨૫ ) ગૃહપ્રવેશ ગદ્યનાટક ( ૧૯૨૫ ), શોધબોધ ગદ્યનાટક ( ૧૯૨૫), Indian Philosophical Congress પ્રથમ પ્રમુખ ( ડિસેમ્બર, ૧૯૨૫ ), નટીર પૂજા ગદ્યનાટક (૧૯૨૬); ઋતુ ઉત્સવ પાચ ઋતુ ઉત્સવના નાટકોનો સગ્રહ ( ૧૯૨૬ ). આઠમી પરદેશયાત્રા—ઈટલી, સ્વિટ્ઝર્લૅન્ડ, ઑસ્ટ્રિયા, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, નોર્વે,

સ્વીડન, ડેન્માર્ક, જર્મની, ઝેકોસ્લોવેકિયા, હંગરી, યુગોસ્લેવિયા, બલ્ગેરીઆ, રોમાનીઆ, ટર્કી, ગ્રીસ અને ઇજિપ્તની મુલાકાત (૧૯૨૭); નવમી પરદેશયાત્રા: મલય, જાવા, બલી, અને સિયામની મુલાકાત.

૧૯૨૭–૨૮ નટીર પૂજાનો પ્રયોગ જાન્યુઆરીમાં; ઋતુરંગનો પ્રયોગ (ડિસેમ્બર, ૧૯૨૭); નટરાજ પદ્યનાટક (૧૯૨૭); યોગાયોગ નવલકથા (૧૯૨૭–૨૮); શેષેર કવિતા (૧૯૨૮); મહુઆનાં કાવ્યો (મોટે ભાગે લખાયાં ૧૯૨૮, પ્રગટ ૧૯૨૯); રામમોહન રાયનો સંદેશ એ વિષય પર ભાષણ (૧૯૨૮); અંગ્રેજીમાં Fire Flies અને Letters to a Friend (૧૯૨૮); લેખન (પ્રગટ થયું ૧૯૨૮).

૧૯૨૯ દશમી પરદેશયાત્રા—મલાયા, ચીન, જાપાન; નેશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન કેનેડાની ત્રીજી પરિષદમાં હાજરી આપી; યુનાઈટેડ સ્ટેટ્સ અમેરિકા અને ઈંડોચાઇનાની મુલાકાત લીધી.

૧૯૨૯–૩૦ પાર્લામેન્ટ ઑફ રિલિજિયન કલકત્તાને સંદેશ આપ્યો (૧૯૨૯); યાત્રી (૧૯૨૯); પરિત્રાણ ગદ્યનાટક (૧૯૨૯); તપતી ગદ્યનાટક (૧૯૨૯); તપતીનો પ્રયોગ (૧૯૨૯); ભાનુસિંહેર પત્રાવલિ (૧૯૩૦).

કેળવણીવિષયક પ્રાથમિક પુસ્તકો (૧૯૩૦–૩૧); અગિયારમી પરદેશયાત્રા: ફ્રાન્સ, ઇંગ્લંડ, ડેન્માર્ક, જર્મની, રશિયા, યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકાની મુલાકાત લીધી. ઇંગ્લંડમાં હિબર્ટ લેક્ચરો (૧૯૩૦) The Religion of Man એ નામે પ્રગટ થયાં (૧૯૩૧); યુરોપ અને યુનાઈટેડ સ્ટેટ્સ અમેરિકામાં ચિત્રોનું પ્રદર્શન (૧૯૩૧); રાશિયાર ચિઠ્ઠી (૧૯૩૧); નવીન સંગીત નાટકનો પ્રયોગ માર્ચમાં, ગીત ઉત્સવ ઓગસ્ટમાં, નટીર પૂજા અને શાપમોચન ડિસેમ્બરમાં, વનવાણી કાવ્યો (૧૯૩૧); ગીત વિતાન (૧૯૩૧).

શાન્તિનિકેતનમાં ૭૦ મા જન્મદિવસની ઉજવણી (મે, ૧૯૩૧); કલકત્તામાં નાગરિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ઉજવણી (૨૫ થી ૩૧ ડિસેમ્બર, ૧૯૩૧); The Golden Book of Tagore સમર્પણ (૨૭ મી ડિસેમ્બર ૧૯૩૧).

---

## પ્રભુ જાણે!

તને ક્યાંથી ચાહું છું હું—તે તું શું જાણે?
હા! તે તું શું જાણે? હા! તે તું શું જાણે?
તું દેખે છે આ મારી આંખોમાં આંસુ:
તે કોને માટે છે, હા! તે તું શું જાણે?
આ મારી બહેલી વિંટીમાંનું સોનું,
છે કેવા કસનું, હા, હા! તે તું શું જાણે?
તારે માટે કેવા વિચારો હું બાંધું છું,
સ્વપ્નાંઓમાં સુતેલી, હા! તે તું શું જાણે?
તને મેં ઠગી કે મને તેં ઠગ્યો છે,
તે તો પ્રભુ જાણે,
તે તો પ્રભુ જાણે!

—પતીલ

# પ્રેમપંથ

'લાખુ! જીવા! એ . . . જીવા! અરે લાખુ . . .'

રવિવાર હતો અને મારા એક વકીલમિત્રને ચાનું આમંત્રણ આપેલું (૮–૪૫), ઘડિયાળમાં ૮–૦ થયેલ એટલે થોડીવારમાં તે આવશે એમ ધારીને મેં લાખુને બોલાવી. તમે કદાચ ઓળખશો નહિ, પણ લાખુ અમારા ઘરની લગભગ દસ પંદર વર્ષની જૂની નોકર હતી; અને જીવો એનો દીકરો થાય. જીવાનું નામ તો બોલતાં જ બોલાઇ ગયું, હમેશની ટેવને લીધે, બાકી એ પંદર સત્તર વર્ષનો ખુશનુમા ચહેરાનો જુવાન માત્ર ત્રીસ દિવસ પહેલાં જ ન્યુમોનીઆથી મૃત્યુ પામ્યો હતો. ટેબલ ઉપર બે ચાર ડાઘા હતા અને મારા વકીલમિત્ર પશ્ચિમની છેલ્લામા છેલ્લી ઢબના શોખીન હતા, એટલે મેં લાખુને બોલાવી.

કાળા સાડલામાં, એક આંગળીથી કપડું ખેંચીને અરધું નાક દેખાય ન દેખાય એવી રીતે–લગભગ જંગલી રીતે–લાખુ દાખલ થઈ. તેના હાથમાં ખજુરીની પાંચ પૈસાની ત્રણ મળે છે એ જાતની સાવરણી હતી. તેનો લાંબો, લેવાઈ ગએલો ચહેરો, આગળ પડી આવતું અણીદાર કંઇક વાંકું નાક, અને બે ધોળા ડોળા જેવી વ્યક્તિત્વહીન શૂન્ય આંખો જોઇને કંઇક આશ્ચર્ય અને દિલગીરી સાથે હું તેના તરફ જોઇ રહ્યો.

'લાખુ! આ જરા આંહીથી સાફ કરી નાખજે.'

લાખુની પાછળ તેના સાડલાની કોર પકડીને મારો નાનો પુત્ર અરુણ ઊભો હતો.

'લાખુ! કહે'ની ક્યારે આવશે?...કહે'ની કાલ આવશે? –કેમ આવશે?–'

લાખુ મૂંગે મોંએ વાળવા માંડી. પણ અરુણની જીભ તો ચાલ્યા જ કરતી હતી.

લાખુ વાળીને ચાલી ગઈ અને અરુણ તેની પાછળ ચાલ્યો. મેં તેને ઇશારતથી બોલાવ્યો.

'અરુણ! જો લાખુને એવું ન પૂછાય હો. તું કોના આવવાની વાત કરે છે?'

'છબીના જીવાની!'

'છબી શું?'

'કેમ વળી જીવાની છબી છે ને? લાખુએ એને પોતાની કોટડીમાં સંતાડી રાખી છે'– પોતાની આંખો ને લુચ્ચા હાસ્યથી વધારે વહાલો લાગતો અને જરાક ભયભીત થઇને પાછું જોતો જોતો, તે પોતાની આંગળી નાક પાસે લાવીને મને ચૂપ રહેવાની શિખામણ આપતો, છેક મારા કાન પાસે મોં લાવી : 'તમને એક ખાનગી વાત કહું? જો કોઇને કહેશો નહિ હો, લાખુએ એ છબી આપણા ઘરમાંથી ચોરી લીધી છે!'

મારા વકીલમિત્ર એક તો ત્રણ વર્ષ પછી અને ઇંગ્લંડથી આવ્યા પછી પ્રથમ જ અમારે ત્યાં આવતા હતા. એટલે ઘરમાં બધાં છોકરાં તૈયાર થઇને આનંદથી આમતેમ ઘૂમી રહ્યાં હતાં. નોકરો પણ અપ–ટુ–ડેટ બનીને ઊભા રહી ગયા હતા. શ્રીમતી પોતે પણ તૈયાર હતાં. બધું સરસ હતું. બહારનો તાપ પણ લીલા ઝાડને સુંદર ચળકાટ આપી રહ્યો હતો. અને આનંદમાં ભાગ લેતાં પાછળ રહી ન જાય માટે ઘાઉનિક પણ પૂંછડી આમતેમ હલાવતો ઘૂમી રહ્યો હતો.

'અને તમને બીજી વા-ત કહું?'

'શું?'

'લાખુ કહે છે કાં જીવો પાછો આવશે ને નહિતર હું [illegible] જઈશ–લાખુની પાછળ હું પણ...તેના સાડલાની કોર પકડીને, બાપુ, એને કહેતા નહિ હો, એને ખબર ન પડે તેમ જવાનો છું. અને–પછી એને ખબર પડશે ત્યારે...એને કહેતા નહિ હો—' મારા ગળે હાથ વીંટીને કાનમાં વાત કરતો કરતો તે પોતાના મુક્ત નિર્દોષ હાસ્યથી, દેવદૂતના જેવું મીઠું ઉલ્લાસભર્યું હસવા લાગ્યો.

'કોઈને કહેશો નહિ હો—લાખુ તો એવી ખીજાશે...'

'પણ બેટા!' મેં એનો હાથ તરછોડી નાખ્યો 'તને ખબર નથી એવું બોલાય નહિ.'

લાખુ પાછી ફરી : 'અરુણભાઈ! –તમે ફરવા આવો સો?'

અરુણ હસ્યો : 'હં, હું સમજી ગયો છું હો! તું વાત સાંભળવા આવે છે.'

લાખુ બોલી : 'તે એવી શી ખાનગી વાત કરવી સે તે.'

'બાપુ કહેતા નહિ, કહેતા નહિ,' કરતો અરુણ મારી ડોકે વળગીને કૂદવા લાગ્યો. આજના ઉલ્લાસભર્યા પ્રસંગમાં આ શોકની છાયા જોઈને મને જરાક ગ્લાનિ થઈ. 'લાખુ! તું જા, હમણાં જા, અરુણ આંહી છો રહ્યો.' લાખુ ચાલી ગઈ.

'લાખુ મને શા માટે બોલાવે છે તમને ખબર છે?'

'ના.'

'જીવો મારા જેવડો હતો ત્યારે તેણે એક દિવસ એને માર્યો હતો, એ વાત કરવા.'

મેં ધીમેથી તેનો હાથ ઉઠાવી લીધો. 'જો ભાઈ, હવે ગુપચૂપ બેસી જા, હમણાં મહેમાન આવશે ત્યારે ડાહ્યો થઈને બેસજે હો.'

સાધારણ રીતે છોકરામાં ડહાપણ—આપણું માનેલું ડહાપણ—જરા ધીમે ખાવાનું, બહુ ધીમે બોલવાનું, દાંત ન દેખાય તેવી રીતે એટલે કે અંતર ન કળાય તેવી રીતે હસવાનું—મહેમાનની હાજરીમાં પાંચ દશ મિનિટ આવી જાય તો ઘણું, એ જાણે કે પ્રચલિત સામાજિક રિવાજ હોવાથી મેં પણ અરુણને 'ગુડ મોર્નિંગ, બાઈ ધ બાઈ, થેંક યુ, નો' એવા એવા ચાર પાંચ શબ્દો પઢાવ્યા ન પઢાવ્યા, ત્યાં તો 'હલો, મિ. દવે, હાઉ ડુ યુ ડુ' કરતા અમારા વકીલમિત્ર મિ. વિજયલાલ દાખલ થયા.

અરુણને 'ગુડ મોર્નિંગ સર' કહેતો સાંભળીને તો તે પેટ પકડીને હસ્યા. અને પછી તો તે એવા વાતોએ ચડયા, અને છોકરાં અને અમે સૌ પણ એવા રસથી તેમની વાતોમાં તલ્લીન થઈ ગયા કે અરુણ ક્યારે ગુપચૂપ છટકી ગયો તેનું પણ ભાન રહ્યું નહિ. વિજયલાલ તો ઊઠતી વખતે પણ તેને જ સંભારતા રહ્યા. થોડીવારમાં તે પાછો આવ્યો, પણ તેનો નાનો ચહેરો આંસુથી ખરડાયેલો હતો અને એના હૃદયના વ્યથાનાં સ્પષ્ટ ચિહ્ન એના કુમળા મોં પર દેખાઈ આવતાં હતાં.

'શું છે? અરુણ, તું ક્યાં ગયો હતો?'

મારા સ્વરની કર્કશતાથી તે જરા બીધો, પણ પછી હિંમતથી બોલી ઊઠયો: 'મારી રકેબી લઈ આવવાનું મેં જીવાને કહ્યું હતું.'

'આ છોકરાને ગાંડું લાગ્યું છે કે શું? ક્યાં છે પેલી લાખુ?'—બારણા પાછળથી છલકાતી આંખે લાખુ બહાર નીકળી.

'જો લાખુ, તારે પાંચ પંદર દિવસ દેશમાં જવું હોય તો જઇ આવ, આખો દિવસ નાના છોકરાને રડાવવું હોય, જીવલાને સંભારી સંભારીને, તો અમારે ત્યાં નોકરી નહિ બને.'

લાખુની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. તે નીચે જોઇ રહી.

'અને તું ક્યાં ગયો હતો? કેમ હજી ખાધું નથી? તારે ખાવું નથી?'

'મારે નથી ખાવું...'

લાખુની દિલગીરીમાં અમે પણ ભાગ લઈ રહ્યા હતા, પણ તે માણસાઇ ભરેલી રીતે, વખતે વખતે સંભારીને, 'બિચારો જીવો' કહીને અફસોસ કરીને; પણ નાનું છોકરું જીવન, સત્ય અને વ્યવહારનો મર્મ ન સમજતાં, આવી રીતે, નોકરની ખાતર પોતે પણ ન ખાય તે જોઇને મારો પિત્તો ઊછળ્યો. બધી વસ્તુ સાધારણ રીતે શોભે. અસાધારણતા એ પ્રેમી અને પાગલનો ધર્મ એમને મુબારક હો.

'તું ખાઈ લે છે કે નહિ?'

આંખમાં ઝળઝળીયાં સાથે અરુણ ટેબલ પાસે આવ્યો અને એક નાની રકેબી ખેંચીને ગુપચૂપ બેઠો. બેસતાં બેસતાં પણ તે લાખુ સામે જોયા વિના રહી શક્યો નહિ.

'એને જલેબી આપ, ગાંઠીયા લે, આ ચા પી.–અને લાખુ–તું આ બધું સાફ કરી નાંખ.'

મૂંગે મોંએ લાખુ બધું સાફ કરવા મંડી.

આ જમાનામાં જ્યાં બધું જ નિશ્ચિત ધોરણ પર થતું જાય છે ત્યાં, પાંચ વર્ષના છોકરાના મરણ માટે પાંચ મિનિટ, દશ વર્ષનાને માટે દશ મિનિટ, એવો કોઇ ચોક્કસ સામાજિક રિવાજ હોવો જોઇએ. અને વધુમાં વીરચંદ કે ભૂપસિંહ કે ગુલાબરાયનું છોકરું મરે તો અઢી કલાક, લાખુ, નાથુજી કે ભંગીઆનું છોકરું મરે તો પા કલાક એવો પણ રિવાજ હોવો જોઇએ. પ્રેમને અમર્યાદિત રીતે ફેલાવવાનો નૈસર્ગિક દોષ ધરાવનાર બાળક વ્યવહારમાં રીઢું થયા પહેલાં ઘણી વખત આ બાબતમાં ભૂલ કરી નાખે છે.

થોડી વારમાં જ અરુણ ઊઠ્યો.

'કેમ? તેં ખાઇ લીધું?'

'મને ભાવતું નથી...'

'ભાવતું કેમ નથી? શું ભાવે છે? આંહી આવ...' ભયથી ઘસડાતો તે મારી પાસે આવ્યો. 'શું ભાવે છે?'

શૂન્ય દૃષ્ટિએ તે મિઠાઇની રકાબીઓ તરફ જોઇ રહ્યો. 'આજ મને એમ થાય છે કે મારે ખાવું ન જોઇએ.'

'ખાવું ન જોઇએ? — શા માટે?'

આંખમાં આંસુ લાવીને તે ભયથી ધ્રૂજતો મારી સામે ઊભો રહ્યો: 'કારણ કે લાખુની આંખમાંથી હજી આંસુ સૂકાયાં નથી.'

એક ઘડીભર તો ગુસ્સાનો વેગ મારા અંતરમાં આવી ગયો: પણ બીજી જ ક્ષણે લાગ્યું કે છોકરો એક પરમ સત્ય કહી રહ્યો છે.

મારાથી રકાબો નીચે મૂકાઇ ગઇ. એટલામાં જરાક ગભરાતી ધ્રૂજતી લાખુ બારણા પાસે આવી હોય એમ લાગ્યું.

'શા'બ!'

'કેમ?—'

'શા'બ, આજ જીવલાનો માશીયો સરાવવો છે. તે એક બ્રાહ્મણને તેડવા જવું છે—તે જાઉં?'

'આજ જીવલાનો માશીઓ છે?'

'આજ છે.'

બોલ્યા વિના-જવાબ આપ્યા વિના હું શાંત રહ્યો. એટલામાં પાછળથી શ્રીમતીનો અવાજ આવ્યો: 'લાખુ, જા, તું તારે જા.'

ધૂમકેતુ

---

# વિચાર ચંક્રમણ

## પહાડોમાં—

પહાડી પ્રજા કાંઇક વિશેષ સંગીતપ્રેમી હશે. ગમે ત્યાં ને ગમે ત્યારે વાંસળીના અતિ મધુર સ્વરો સંભળાય જ. સાધારણ મનુષ્યની પેઠે પહાડીઓને ચઢતાં ઊતરતાં શ્વાસની ગતિ સંભાળવાની મુશ્કેલી પડતી જ નહિ હોય. વાંસળીના હૃદયભેદી સૂરો જ્યારે જ્યારે હું સાંભળું છું ત્યારે મને એમજ થાય છે કે આ દેશમાં જો કાંઇ ન્યૂનતા હોય તો તે મનુષ્યકૃત જ છે. પ્રજામાં પૂરતો પુરુષાર્થ અને શક્તિ હોત તો હિંદુસ્તાનના સર્વોત્તમ ને સમૃદ્ધિશાળી ગામડાં અને શહેરો હિમાલયની વિશાળ, સુંદર ને પ્રાણપ્રદ ઋતુવાળી ભૂમિમાં વેરાયેલાં હોત. ઐતિહાસિક દૃષ્ટિએ પણ જહાંગીર સિવાય બીજા કોઇ રાજાએ કે રાજન્યે આપણા પહાડોની કિંમત આંકી નથી. અસંખ્ય રાષ્ટ્રોનો જન્મ થયો, વિકાસ થયો ને વિલય થયો; પણ જહાંગીરની જ રસદૃષ્ટિએ કાશ્મીરને શોધ્યું ને પારખ્યું. એના રાજ્યકાલનાં છેલ્લાં વર્ષો તો કાશ્મીરમાં જ વીત્યાં ને હજી પણ એ રસિક બાદશાહના સ્મારકરૂપી સુંદર બાગબગીચા ત્યાં મોજૂદ છે. આશ્ચર્યની વાત તો એ છે કે જહાંગીર સિવાય બીજા મુગલ બાદશાહોને હિમાલયની કેમ કદર ન થઇ? બાબરને હિંદુસ્તાનના દોઆબની—સંયુક્ત પ્રાંતની—આબોહવા અસહ્ય લાગતી; તે છતાં આગ્રેથી બસો જ માઇલ દૂર રહેલાં પહાડી સ્થળો કેમ નજરે નહિ પડયાં હોય? સાચું કહીએ તો, હિમાચળનાં સ્થાનોની વિશેષ કદર અંગ્રેજોને લઇને થઇ ને એમની વ્યવસ્થાશક્તિને લઇ એ સ્થળોનો વિકાસ થયો. અફસોસ એટલો જ છે કે હજી પણ આ સ્થળોમાં હિંદીઓનું સ્થાન ઘણું જ ગૌણ છે. પહાડી પ્રજા એટલે ઘણે ભાગે મજૂરવર્ગ; ને પહાડી મજૂરી એટલે ખરેખરો ત્રાસ. ભારે બોજો પીઠ ને માથા ઉપર લઈ મજૂરોને ચડતા જોઇ, અથવા ડાંડી (ડોલી) અથવા 'રીકશો' ખેંચતા ઝંપાનિયોને જોઈ મનુષ્યજીવન વિશે દયાભાવ જ ઉપજે. ભારવાહી પશુશ્રેણિમાં જ આ બિચારા મનુષ્ય-પ્રાણીઓની ગણના થાય. પણ માત્ર દયાભાવ એ દૌર્બલ્યસૂચક છે, કારણ યુરોપના પહાડી

દેશો ત્યાંની ને બહારની પ્રજાનાં વિલાસસ્થાન ને રમતના અખાડા બને છે. સ્વીટ્ઝર્લેંડ ને હિમાચળમાં ફરક એટલો જ છે કે ત્યાંની પ્રજામાં શક્તિ, તેજ ને વ્યવસ્થા છે. એ ત્રણે ગુણોની અહીં કમી હોવાથી જ્યાં પ્રજા અતિતેજસ્વી, બળવાન, સમૃદ્ધ હોવી જોઈએ, ત્યાં માત્ર ગરીબ ખેડૂતોના કે મજૂરોનાં નાનાં નાનાં કેન્દ્રો રૂપી ગામડાં વેરાયેલાં છે. ઉનાળામાં હિમાલયની ભૂમિ સ્વર્ગપમી રમણીય તેમજ માનસિક ને શારીરિક કામ માટે આદર્શ ઋતુવાળી થાય છે. પણ અત્યારે તો એનો ભોગ સર્વસામાન્ય નથી, એ આપણને સાલે છે. અહીં વ્યવસ્થા ને શક્તિ પૂરતી માત્રામાં હોય તો અનેક મોટાં મોટાં શહેરો જાગે ને હિમાલયનાં મનોહર જંગલો પ્રજાના સુખી કોલાહલથી ગાજે. વાણી ને વિદ્યુત્‌બળ–એ બે વસ્તુઓની અહીં ખાસ જરૂર છે. એ બે હોય તો રસ્તાઓ ને રેલવે પણ બને. વળી હિમાલયના ચીર ને દેવદારનાં જંગલોમાં નકલી રેશમની (Rayon અથવા artificial silk) અનેક કારખાનાંઓ ચાલે એટલી અખૂટ સામગ્રી છે. હિમાલયની એક વિશેષ ખૂબી એ છે કે અહીં પોલીસની બિલકુલ જરૂર નથી એમ કહીએ તો ચાલેઃ ચોરી કે લૂંટફાટનું તો નામ જ નહિ. પગી કે ચોકીદારની પ્રથા જ આ તરફ નથી. પ્રજા પ્રમાણિક મહેનતુ ને સીધી, પણ અત્યંત ગરીબ. લોક આસ્તિક પણ વહેમી ને કાંઇક કલહવૃત્તિવાળા; શ્રદ્ધાળુ પણ સાહસહીન; ધાર્મિક–સંપ્રદાયવાદી પણ કાંઇક વધારે વિષયવૃત્તિવાળા, ને આનંદી. એકથી વધારે સ્ત્રી પરણવાની તો સાધારણ રૂઢિ છે. આ બહુપત્નીવ્રતનું મૂળ કારણ પુરુષની આળસ ને સ્વાર્થબુદ્ધિ છે એમ કહેવાય છે. પહાડી સ્ત્રીઓ બધું જ કામ કરે. જ્યારે મરદ હુક્કો પીતો હોય ત્યારે ઘરની સ્ત્રીઓ ખેતરમાં કે ઘરમાં કામ કરતી જ હોય. એક હળ હાંકવાનું કામ પુરુષને કરવું પડે. તે સિવાય ઘરની બધીએ જુમ્મેદારી સ્ત્રી ઉપર. પહાડમાં અસ્પૃશ્યતા છે જ નહિ એમ કહીએ તો ચાલે. ઊંચી કોમના લોકો ખેતી ને મહાજનીનો ધંધો મુખ્યત્વે કરે. કારીગરી બધીએ નીચી વર્ણના હાથમાં.

પહાડનાં નાનાં નાનાં ગામોમાં ચોરીચખારીનું તો નામ નહિ. પણ આધુનિક યુગની નવી બીમારી–મુકર્દમાબાજી–ઠેર ઠેર ફેલાયેલી નજરે પડશે. હિંદુસ્તાનની પ્રજા તર્કવાદી; એટલે જ અદાલતોમાં કરોડો રૂપિયા બરબાદ કરતી હશે. હિમાલયના અનુપમ સૌંદર્યની અસર પ્રજા ઉપર બહુ જ થોડી પડતી હશે, નહિ તો પ્રજા આટલી સત્ત્વહીન કેમ હોય? આમવર્ગમાં એટલી પણ વ્યવસ્થાશક્તિ નહિ કે આ વસુંધરામાં જ્યાં પરદેશીઓ અનેક જાતનાં ફળફૂલ પેદા કરે ત્યાં પહાડી કુલીઓનું જ કામ કરી સંતોષ પામે ને સૂકી દાળ રોટી ખાઇ પોતાને કૃતકૃત્ય માને. સ્વરાજ આવશે ત્યારે હિમાલયનાં સ્થાનોને આપણે વિકસાવવાં પડશે ઉનાળાની ગરમીમાં સ્કૂલ ને યુનિવર્સિટીના વિદ્યાર્થીસંઘોને જર્મનીના 'વાન્ડર–ફોગલ' (wander–vogel) સંસ્થાઓ જેમ અગણિત બાળક ને બાલિકાઓને ભ્રમણ કરવા મોકલે છે તેમ, આપણે પણ આ સુંદર વનભૂમિમાં મોકલવા પડશે અહીં દેશની ખરી સમૃદ્ધિનું, સુંદરતાનું ભાન થશે ને પ્રકૃતિજન્ય આરામથી નવા જ રુધિરનો સંચાર થશે. હિમાલયને દેવસ્થાન ગણી દુષ્પ્રાપ્ય ગણવું એ મૂર્ખતા છે. એમાં આપણી કાયરતા છે. એ તો આપણી ભવિષ્યની પ્રજાનું વિરામસ્થાન છે. અહીં પહાડનાં ઊંચાં ઊંચાં શિખરો ઉપર બેઠાં બેઠાં નવી નવી ભાવનાઓ જાગ્રત થશે ને વાંસળીના ઊંડા સૂરો સાંભળતાં સાંભળતાં કાંઇક નવી નવી શક્તિઓનો આવિર્ભાવ થશે. જે નીચે દેશમાં નથી એ બધુંએ અહીં વિદ્યમાન છે. કુશળ ને તેજસ્વી ભક્તોની જ આ દેવસ્થાનોને આવશ્યકતા છે.

હવે ચાળીસ વર્ષની ઉમરે ભાન થાય છે કે આપણી શિક્ષણપ્રણાલિ કેવી અધુરી છે. ત્રુટિઓ ક્યાં નથી? પણ આપણું-અમારા વખતનું શિક્ષણ કેટલું અપૂર્ણ હતું તે જ્યારે જ્યારે હું આ સુંદર વનોમાં ફરવા જાઉં છું ત્યારે યાદ આવે છે. સાધારણ દસ વૃક્ષોનાં કે ફૂલોનાં હિંદી કે ગુજરાતી નામ ન આવડે! હિમાલયમાં પણ અંગ્રેજી (oak) બાંઝની આવૃત્તિ જડતી હશે એ નિશાળોનાં પાઠયપુસ્તકોમાં શીખ્યા જ નહોતા; અત્યારે તો જ્યાં જાઓ ત્યાં બુરાનાં (Rhododendron)નાં ઘેરાં લાલ ફૂલો વેરાયેલાં જ હોય ને જાણે પહાડના વનદેવતાઓ આપણને નોતરતા ન હોય એમ લાગે. ચીર (Pine) ની સુગંધનું ને દેવદારની અપ્રતિમ શોભાનું વર્ણન કરવું નિરર્થક છે. વૃક્ષોનો આકાર પણ એની ભૂમિ ને આબોહવા ઉપર નિર્ભર છે. દેશમાં વૃક્ષોનો આકાર ગોળાકાર હોય, પણ રણમાં તેમ જ પહાડમાં એ ગોળાકાર સીધી ને ત્રિકોણાકાર રેખામાં રૂપાંતર પામે. જૂનાં ગુજરાતી ચિત્રોમાં બંને જાતની રેખાઓ મળશે; કારણ એક તરફ આપણાં સુંદર આંબાવાડિયાં ને બીજી તરફ તાડ ને ખજૂર જેવાં શુષ્ક વૃક્ષો!

### ઐતિહાસિક કાળચક્ર

દુનિયાનું કાલચક્ર એટલી ગતિથી ફરે છે કે અત્યારના જમાનામાં એક દશકાના બનાવોની પૂરી માહિતી રાખવી કઠિન છે. લુઇ ફિશર નામના એક અમેરિકન લેખકનું મોટું ને સુંદર પુસ્તક 'The Soviets in World Affairs' વાંચતાં લડાઇ પછી દુનિયાની કેવી સ્થિતિ બદલાઇ ગઇ છે એનો કાંઇક ખ્યાલ આવે છે. પુસ્તક ઉપર સોવિયેટ રશિયાનાં ચિહ્નો-હથોડો ને દાતરડું-છે ને લેનિનનું મશહૂર વાક્ય: "શ્રમજીવીઓને રોટલો, ખેડૂતોને ભૂમિ ને સૌને માટે શાંતિ" (Bread to the workers, land to the peasants & peace to all) ટાંક્યા છે. વિશ્વઇતિહાસનો નવો યુગ પ્રવર્તાવનાર લેનિનનાં એ કાર્યપરિણત વાક્યો છે. આપણા વિદ્યાર્થીવર્ગને આધુનિક ઇતિહાસ સારી રીતે શીખવાય તો કેવું સારું? હવે રોમન ને ગ્રીક તવારીખની તેમ જ હિંદુસ્તાનના ખાસ કરીને મધ્યકાલીન હિંદના રાજવંશોની રુધિરાંકિત કહાણીઓની એટલી જરૂર નથી, જેટલી વિશ્વવિચારના દિગ્દર્શનની છે! વેલ્સ (Wells')ના "વિશ્વ ઇતિહાસની રેખાઓ-Outline of History," "જીવનવિજ્ઞાન-Science of Life"ને એમાંયે ખાસ કરીને હમણાં જ પ્રસિદ્ધ થયેલ પુસ્તક "Work, Wealth & Happiness of Mankind" વાંચવાથી જેટલી પ્રેરણા મળશે એનો સહસ્રાંશ લાભ પણ આપણાં નિશાળોનાં જૂનાં થોથાં વાંચવાથી નહિ મળે. પણ આ તો વિષયાંતર થયો.

લુઈ ફિશરના પુસ્તકનો ઉલ્લેખ કરવાનો ઉદ્દેશ જુદો જ છે. વીસમી સદીના હવેના ઇતિહાસનું કેન્દ્ર એશિયા છે, એમાં તો શક જ નથી. હવે આપણે એશિયાની ભૂગોળથી માહિતગાર થવું પડશે. કારણ પેસિફિક મહાસાગરમાં અત્યારે જે બનાવો બને છે એના ઉપર આપણી સભ્યતાનો તેમ જ દેશના ભાવિનો મોટો આધાર છે. હવે એશિયાખંડનો નકશો ધ્યાનથી જોવો પડશે. ચીનનાં અપરિચિત નામો પરિચિત કરવાં પડશે. ભાવિ યુદ્ધ કે શાંતિનો નિર્ણય મન્ચુરિયાના મેદાનમાં—ચીનના વિશાળ ક્ષેત્રમાં થશે. દુનિયાની મહા-પ્રજાઓનું ભાવિ એમાં અજબ રીતે સંકળાયેલું છે. જાપાન ને ચીન એ સમકક્ષ રાષ્ટ્ર થશે, કે ચીન જાપાનનું એક મહાસંસ્થાન થઇ રહેશે, એ અત્યારે મુખ્ય પ્રશ્ન છે. ફ્રાન્સ,

દેશો ત્યાંની ને બહારની પ્રજાનાં વિલાસસ્થાન ને રમતના અખાડા બને છે. સ્વીટ્ઝર્લૅંડ ને હિમાચળમાં ફરક એટલો જ છે કે ત્યાંની પ્રજામાં શક્તિ, તેજ ને વ્યવસ્થા છે. એ ત્રણે ગુણોની અહીં કમી હોવાથી જ્યાં પ્રજા અતિતેજસ્વી, બળવાન, સમૃદ્ધ હોવી જોઈએ, ત્યાં માત્ર ગરીબ ખેડૂતોના કે મજૂરોનાં નાનાં નાનાં કેન્દ્રો રૂપી ગામડાં વેરાયેલાં છે. ઉનાળામાં હિમાલયની ભૂમિ સ્વર્ગમયી રમણીય તેમજ માનસિક ને શારીરિક કામ માટે આદર્શ ઋતુ-વાળી થાય છે. પણ અત્યારે તો એનો ભોગ સર્વસામાન્ય નથી, એ આપણને સાલે છે. અહીં વ્યવસ્થા ને શક્તિ પૂરતી માત્રામાં હોય તો અનેક મોટાં મોટાં શહેરો જાગે ને હિમાલયનાં મનોહર જંગલો પ્રજાના સુખી કોલાહલથી ગાજે. વાણી ને વિદ્યુદ્બળ–એ બે વસ્તુઓની અહીં ખાસ જરૂર છે. એ બે હોય તો રસ્તાઓ ને રેલવે પણ બને. વળી હિમાલયના ચીર ને દેવદારનાં જંગલોમાં નકલી રેશમની ( Rayon ,અથવા artificial silk ) અનેક કારખાનાંઓ ચાલે એટલી અખૂટ સામગ્રી છે. હિમાલયની એક વિશેષ ખૂબી એ છે કે અહીં પોલીસની બિલકુલ જરૂર નથી એમ કહીએ તો ચાલેઃ ચોરી કે લૂંટફાટનું તો નામ જ નહિ. પગી કે ચોકીદારની પ્રથા જ આ તરફ નથી. પ્રજા પ્રમાણિક મહેનતુ ને સીધી, પણ અત્યંત ગરીબ. લોક આસ્તિક પણ વહેમી ને કાંઇક કલહવૃત્તિવાળા; શ્રદ્ધાળુ પણ સાહસહીન; ધાર્મિક–સંપ્રદાયવાદી પણ કાંઇક વધારે વિષયવૃત્તિવાળા, ને આનંદી. એકથી વધારે સ્ત્રી પરણવાની તો સાધારણ રૂઢિ છે. આ બહુપત્નીવ્રતનું મૂળ કારણ પુરુષની આળસ ને સ્વાર્થબુદ્ધિ છે એમ કહેવાય છે. પહાડી સ્ત્રીઓ બધું જ કામ કરે. જ્યારે મરદ હુક્કો પીતો હોય ત્યારે ઘરની સ્ત્રીઓ ખેતરમાં કે ઘરમાં કામ કરતી જ હોય. એક હળ હાંકવાનું કામ પુરુષને કરવું પડે. તે સિવાય ઘરની બધીએ જુમ્મેદારી સ્ત્રી ઉપર. પહાડમાં અસ્પૃશ્યતા છે જ નહિ એમ કહીએ તો ચાલે. ઊંચી કોમના લોકો ખેતી ને મહાજનીનો ધંધો મુખ્યત્વે કરે. કારીગરી બધીએ નીચી વર્ણના હાથમાં.

પહાડનાં નાનાં નાનાં ગામોમાં ચોરીચપારીનું તો નામ નહિ. પણ આધુનિક યુગની નવી બીમારી–મુકદ્દમાબાજી–ઠેર ઠેર ફેલાયેલી નજરે પડશે. હિંદુસ્તાનની પ્રજા તર્કવાદી; એટલે જ અદાલતોમાં કરોડો રૂપિયા બરબાદ કરતી હશે. હિમાલયના અનુપમ સૌંદર્યની અસર પ્રજા ઉપર બહુ જ થોડી પડતી હશે; નહિ તો પ્રજા આટલી સત્ત્વહીન કેમ હોય ? આમવર્ગમાં એટલી પણ વ્યવસ્થાશક્તિ નહિ કે આ વસુંધરામાં જ્યાં પરદેશીઓ અનેક જાતનાં ફળફૂલ પેદા કરે ત્યાં પહાડી કુલીઓનું જ કામ કરી સંતોષ પામે ને સૂકી દાળ રોટી ખાઇ પોતાને કૃતકૃત્ય માને. સ્વરાજ આવશે ત્યારે હિમાલયનાં સ્થાનોને આપણે વિકસાવવાં પડશે. ઉનાળાની ગરમીમાં સ્કૂલ ને યુનિવર્સિટીના વિદ્યાર્થીસંઘોને જર્મનીના 'વાન્ડર–ફોગલ' (wander–vogel) સંસ્થાઓ જેમ અગણિત બાળક ને બાલિકાઓને ભ્રમણ કરવા મોકલે છે તેમ, આપણે પણ આ સુંદર વનભૂમિમાં મોકલવા પડશે. અહીં દેશની ખરી સમૃદ્ધિનું, સુંદરતાનું ભાન થશે ને પ્રકૃતિજન્ય આરામથી નવા જ રુધિરનો સચાર થશે. હિમાલયને દેવસ્થાન ગણી દુષ્પ્રાપ્ય ગણવું એ મૂર્ખતા છે. એમાં આપણી કાયરતા છે. એ તો આપણી ભવિષ્યની પ્રજાનું વિરામસ્થાન છે. અહીં પહાડનાં ઊંચાં ઊંચાં શિખરો ઉપર બેઠાં બેઠાં નવી નવી ભાવનાઓ જાગ્રત થશે ને વાંસળીના ઊંડા સૂરો સાંભળતાં સાંભળતાં કાંઇક નવી નવી શક્તિઓનો આવિર્ભાવ થશે. જે નીચે દેશમાં નથી એ બધુંએ અહીં વિદ્યમાન છે. કુશળ ને તેજસ્વી ભક્તોની જ આ દેવસ્થાનોને આવશ્યકતા છે.

હવે ચાળીસ વર્ષની ઉંમરે ભાન થાય છે કે આપણી શિક્ષણપ્રણાલિ કેવી અધુરી છે. ત્રુટિઓ ક્યાં નથી? પણ આપણું–અમારા વખતનું શિક્ષણ કેટલું અપૂર્ણ હતું તે જ્યારે જ્યારે હું આ સુંદર વનોમાં ફરવા જાઉં છું ત્યારે યાદ આવે છે. સાધારણ દશ વૃક્ષોનાં કે ફૂલોનાં હિંદી કે ગુજરાતી નામ ન આવડે! હિમાલયમાં પણ અંગ્રેજી (oak) બાંઝની આવૃત્તિ જડતી હશે એ નિશાળોનાં પાઠયપુસ્તકોમાં શીખ્યા જ નહોતા; અત્યારે તો જ્યાં જાઓ ત્યાં બુરાંશનાં (Rhododendron)નાં ઘેરાં લાલ ફૂલો વેરાયેલાં જ હોય ને જાણે પહાડના વનદેવતાઓ આપણને નોતરતા ન હોય એમ લાગે. ચીર (Pine) ની સુગંધનું ને દેવદારની અપ્રતિમ શોભાનું વર્ણન કરવું નિરર્થક છે. વૃક્ષોનો આકાર પણ એની ભૂમિ ને આબોહવા ઉપર નિર્ભર છે. દેશમાં વૃક્ષોનો આકાર ગોળાકાર હોય, પણ રણમાં તેમ જ પહાડમાં એ ગોળાકાર સીધી ને ત્રિકોણાકાર રેખામાં રૂપાંતર પામે. જૂનાં ગુજરાતી ચિત્રોમાં બંને જાતની રેખાઓ મળશે; કારણ એક તરફ આપણાં સુંદર આંબાવાડિયાં ને બીજી તરફ તાડ ને ખજૂર જેવાં શુષ્ક વૃક્ષો!

## ઐતિહાસિક કાળચક્ર

દુનિયાનું કાલચક્ર એટલી ગતિથી ફરે છે કે અત્યારના જમાનામાં એક દશકાના બનાવોની પૂરી માહિતી રાખવી કઠિન છે. લુઇ ફિશર નામના એક અમેરિકન લેખકનું મોટું ને સુંદર પુસ્તક 'The Soviets in World Affairs' વાંચતાં લડાઇ પછી દુનિયાની કેવી સ્થિતિ બદલાઇ ગઇ છે એનો કાંઇક ખ્યાલ આવે છે. પુસ્તક ઉપર સોવિયેટ રશિયાનાં ચિહ્નો–હથોડો ને દાતરડું–છે ને લેનિનનું મશહૂર વાક્યઃ "શ્રમજીવીઓને રોટલો, ખેડૂતોને ભૂમિ ને સૌને માટે શાંતિ" (Bread to the workers, land to the peasants & peace to all) ટાંક્યા છે. વિશ્વઇતિહાસનો નવો યુગ પ્રવર્તાવનાર લેનિનનાં એ કાર્યપરિણત વાક્યો છે. આપણા વિદ્યાર્થીવર્ગને આધુનિક ઇતિહાસ સારી રીતે શીખવાય તો કેવું સારું? હવે રોમન ને ગ્રીક તવારીખની તેમ જ હિંદુસ્તાનના ખાસ કરીને મધ્યકાલીન હિંદના રાજવંશોની રુધિરાંકિત કહાણીઓની એટલી જરૂર નથી, જેટલી વિશ્વવિચારના દિગ્દર્શનની છે! વેલ્સ (Wells')ના "વિશ્વ ઇતિહાસની રેખાઓ–Outline of History," "જીવનવિજ્ઞાન–Science of Life"ને એમાંયે ખાસ કરીને હમણાં જ પ્રસિદ્ધ થયેલ પુસ્તક "Work, Wealth & Happiness of Mankind" વાંચવાથી જેટલી પ્રેરણા મળશે એનો સહસ્રાંશ લાભ પણ આપણાં નિશાળોનાં જૂનાં થોથાં વાંચવાથી નહિ મળે. પણ આ તો વિષયાંતર થયો.

લુઈ ફિશરના પુસ્તકનો ઉલ્લેખ કરવાનો ઉદ્દેશ જુદો જ છે. વીસમી સદીના હવેના ઇતિહાસનું કેન્દ્ર એશિયા છે, એમાં તો શક જ નથી. હવે આપણે એશિયાની ભૂગોળથી માહિતગાર થવું પડશે. કારણ પેસિફિક મહાસાગરમાં અત્યારે જે બનાવો બને છે એના ઉપર આપણી સભ્યતાનો તેમ જ દેશના ભાવિનો મોટો આધાર છે. હવે એશિયાખંડનો નકશો ધ્યાનથી જોવો પડશે. ચીનનાં અપરિચિત નામો પરિચિત કરવાં પડશે. ભાવિ યુદ્ધ કે શાંતિનો નિર્ણય મન્ચુરિયાના મેદાનમાં—ચીનના વિશાળ ક્ષેત્રમાં થશે. દુનિયાની મહા–પ્રજાઓનું ભાવિ એમાં અજબ રીતે સંકળાયેલું છે. જાપાન ને ચીન એ સમકક્ષ રાષ્ટ્ર થશે, કે ચીન જાપાનનું એક મહાસંસ્થાન થઇ રહેશે, એ અત્યારે મુખ્ય પ્રશ્ન છે. ફ્રાન્સ,

ઇગ્લાંડ, જાપાન, રશિયા ને અમેરિકા ચીનમાં બનતા બનાવોમાં રસ લે છે. ચીનનું આર્થિક જીવન—ખાસ કરીને મોટા વેપારીઓનો સ્વાર્થ—શાંઘાઈ, હોંગકોંગ જેવાં બંદરો પર નિર્ભર છે. એ તો દેખીતું છે કે સ્વાધીન ચીનમાં પરદેશીઓના પ્રધાનત્વને સ્થાન હોઇ જ ન શકે. અત્યારે ચીનની મહાસંક્રાંતિ ચાલે છે. એના ભાવિમાં અખિલ વિશ્વની શાંતિનું ભવિષ્ય સમાયેલું છે. અત્યારે ફ્રાન્સ ને જાપાન દુનિયાનાં પ્રમુખ સૈનિક રાષ્ટ્રો છે. મન્ચુરિયા વિશે જાપાનનો ઉદ્દેશ હવે સાફ છે. દ્વીપસ્થ રાષ્ટ્ર મટી જાપાન એશિયા ખંડમાં મહારાષ્ટ્ર બનવા ઇચ્છે છે. કોરિયાથી આગળ મંચુરિયા ને મંચુરિયાથી ચીનનું જૂનું પાટનગર પાઈપીંગ અથવા પેકીંગ દૂર તો નથી જ. ઉત્તરે સાઈબિરિયા, જ્યાંથી અમેરિકાના ને ઇગ્લાંડના દબાણથી જ જાપાનીઝ સેનાને લડાઇ પછી ખમવું પડ્યું હતું. સખાલીન દ્વીપનો કેટલોક ભાગ રશિયા પાસેથી જાપાને લાંબા પટ્ટા ઉપર લીધેલ છે. જાપાનનું ક્ષેત્રફળ ૧૪૮૦૦૦ ચોરસ માઇલ છે. મન્ચુરિયાનું ક્ષેત્રફળ ૪૪૯૦૦૦ ચોરસમાઇલ છે, ને ૩૨,૫૦૦,૦૦૦ ની વસ્તી છે. જાપાનની વસ્તી ૬૬½ કરોડની છે. ટૂંકામાં, આ સમર્થ પ્રજા પોતાની વધતી જતી સંખ્યા માટે નવાં ક્ષેત્ર ખોળે છે ને અત્યારે એશિયામાં એને હંફાવે એવું કોઇ જ રાષ્ટ્ર નથી. અમેરિકા ને રશિયાની સહાનુભૂતિ ચીન તરફ છે, એમાં તો શક જ નથી. રાષ્ટ્રસંઘમાં અત્યારે જાપાન તરફ સૌની કટાક્ષદૃષ્ટિ છે, પરતુ એનાં સામર્થ્ય ને દૃઢતા આગળ કાઇ વળે એમ નથી. વળી મહારાજ્યોની પ્રચલિત નીતિમા ને વ્યવહારમા જાપાને તો યુરોપની જ શિષ્યતા સ્વીકારી છે એટલે એને રંજાડવું કે રુદ્ધ કરવું પણ સહેલું નથી. પણ ભવિષ્યની હરીફાઈનાં ને વૈમનસ્યનાં બીજ અત્યારથી રોપાયાં છે ને એમાંથી દાવાનળ કયારે સળગશે એ કાંઇ કહેવાય નહિ. રાષ્ટ્રોનું સંઘર્ષણ પેસીફિક મહાસાગરમાં છે. ચીનના ભવિષ્યમાં આખાએ એશિયાનું તેમ જ એશિયા યુરોપ અમેરિકાની મહાપ્રજાઓનું ભાવિ સંકળાયેલું છે. ચીનની પરિસ્થિતિ પરમ વિષમ છે, પણ દુર્બળતાનું પ્રાયશ્ચિત્ત સૌથી વધારે દુઃખજનક હોય છે. સમર્થને જ કાંઇક સુખ હોય છે ને નિરાધારને પોતાની આત્મશક્તિનો ને ઈશ્વરનો જ ભરોસો છે. એશિયાની દુર્બળ પ્રજાઓની દુષ્પ્રાપ્ય સંપત્તિ વેંચવા અત્યારે સૌ એકત્રિત થયાં છે એવું પરિણામ નિયતિના ગર્ભમાં છે. અત્યારે બધીએ આંખો એશિયા તરફ વળી છે ને આવતાં દશ વર્ષ આખાયે એશિયાખંડ માટે અતિ મહત્ત્વનાં છે. બ્રિટિશ મહારાજ્યની ગતિ પણ નવી રીતે ફરે છે. ફિલિપ્પાઇન્સ સંસ્થાન મટી નવું રાષ્ટ્ર થાય છે. બ્રહ્મદેશનું તેમ જ ભારતનું ભવિષ્ય બેચાર વર્ષમાં નિશ્ચિત થશે ભારતીય નેતાઓને અત્યારે વિશાળ દૃષ્ટિ કેળવવાની જરૂર છે. ને એશિયાની–ખાસ કરીને પૂર્વ એશિયાની–ભૂગોળ શીખવાની વિશેષ જરૂર છે.

## સર દોરાબ તાતા

સર દોરાબ તાતાની ત્રણ કરોડની સખાવત હિંદુસ્તાનના આધુનિક ઇતિહાસમાં એક ખાસ મહત્ત્વનો પ્રસંગ છે. તે છતાં આપણાં વર્તમાનપત્રોમાં એની વિશેષ ચર્ચા ન થઇ, એ કાં તો આજકાલની અસાધારણ પરિસ્થિતિને લઇને અથવા તો એ પ્રસંગની વિશેષતા સમજવાની અશક્તિને લઇને હોય. અમેરિકા ને યુરોપની સરખામણીમાં આપણા ગણ્યાગાંઠયા ધનાઢ્ય પુરુષો બહુ લેખામાં નથી. તે છતાં યે એશિયાખંડમાંથી સર દોરાબ તાતાની આ પહેલી જ સખાવત છે, કે જેથી આખી દુનિયાને જાતિવર્ણના ભેદ સિવાય લાભ પહોંચશે.

અત્યાર સુધી આપણી દૃષ્ટિ કૂપમંડૂકની જેમ આપણા જ પ્રાંત, દેશ કે જાતિ સુધી રહી છે. જેમ ટાગોર, રમણ ને ગાંધીએ હિંદુસ્તાનના નામને વિશ્વદૃષ્ટિએ ઉન્નત કર્યું છે તેમ જ આ તાતા કુટુંબજને ગરીબ ભારતને દુનિયાની નજર આગળ દાતા તરીકે આગળ પાડ્યો છે. ભિખારી પ્રજામાંથી વિશ્વહિત માટે એક દાની નીકળે, એ ગૌરવાસ્પદ છે ને હિંદના ઉજ્જવળ ભાવિનું ખાસ સૂચન છે. અત્યાર સુધી દેશ ને પ્રજાની સીમાઓ ઓળંગી દાન કરનારાઓની સંખ્યા બહુ જ પરિમિત છે. રૉકફેલર ફાઉન્ડેશન ને એવાં બે ચાર જ નામ યાદ આવે છે. આ અમર મંડળમાં દોરાબ તાતાનું નામ પણ ઉમેરાયું, એ આપણે માટે હાલની સ્થિતિમાં જેવી તેવી વસ્તુ નથી. તાતા કુટુંબે હિંદુસ્તાન માટે અનેક સેવાઓ કરી છે. એમાં પણ સર દોરાબે કરેલું કાર્ય ખાસ મહત્ત્વનું છે. એથી હિંદમાતાનું શિર ઊંચું થાય છે. દયાને ને દાનને અંતર કેવું? वसुधैव कुटुंबकम्‌ના અદ્‌ભુત સિદ્ધાંતને અનુસરવાની શક્તિ આપણા રાષ્ટ્રીય ઉત્થાનની સાથે જ વધતી જશે. ભારતના આધુનિક ઇતિહાસમાં તાતા કુટુંબનો ફાળો બહુ જ અગત્યનો છે. દેશોન્નતિ સાધી ધન કેવી રીતે ભેગું કરવું ને કેવી રીતે ખરચવું એનો તાતા કુટુંબ કરતાં વધારે જ્વલંત કે ઉદાર દાખલો આપણા દેશની તવારીખમાં તો મને યાદ આવતો નથી. જમશેદ તાતા, રતન તાતા ને દોરાબ તાતા સરખા દાની બીજા ક્યાં છે? આપણા ધનાઢ્ય વર્ગ માટે એ ત્રણે આદર્શ વ્યક્તિઓ છે, એમાં તો શક જ નથી.

ન્હો.

# લોહીનું દબાણ

**આ**પણે જાણીએ છીએ કે, શરીરના પોષણને અર્થે, લોહી ચોવીસે કલાક શરીરમાં ફર્યા કરે છે; પરંતુ તે ગમે તેમ ન ધકેલાતાં અમુક નળીઓ દ્વારા જ ફરે છે. જેમ નળવાળા શહેરની અંદર પાણીના નળો આખા શહેરમાં એક મુખ્ય ટાંકીમાંથી નીકળીને ફેલાય છે, તેમ શરીરની અંદર, હૃદયમાંથી,(૫) શુદ્ધ લોહી વહી જનારી નળીઓ દ્વારા, લોહી ચારે બાજુ ફેલાય છે. શરીરમાં ફરતાં ફરતાં અશુદ્ધ થયેલું લોહી, અશુદ્ધ લોહી વહી જનારી નળીઓ દ્વારા હૃદયમાં પાછું આવે છે. હૃદયમાંથી પાછું શુદ્ધ થવા માટે, તે

૫ શુદ્ધ અથવા ચોખ્ખું લોહી વહી જનારી નળીઓનું નામ ધમનીઓ ( Arteries ), જ્યારે અશુદ્ધ અથવા મેલું લોહી વહી જનારી નળીઓનું નામ સિરાઓ ( Veins ). બન્નેનું સામાન્ય નામ રુધિરવાહિનીઓ ( Blood-vessels ) છે. ध्मानात् धमन्यः। स्रवणात् स्रोतांसि। सरणात् सिरा: આ શબ્દો ચરકસંહિતામાંથી લીધા છે. ધમનીઓમાં લોહી થડકા સાથે ફરે છે, જ્યારે સિરાઓમાં ધીમે ધીમે વહે છે. શુદ્ધ અને અશુદ્ધ લોહી વહી જનારી નળીઓ જુદી જુદી છે એ આધુનિક શોધ છે. ધમની અને સિરા શબ્દો તેમાં થઇને વહેતા લોહીની ગતિ દર્શાવે છે અને એ સત્ય હકીકત દર્શાવતા હોવાથી સ્વીકારી લીધા છે.

ફેફસાઓમા જાય છે ત્યા પ્રાણવાયુના સમાગમમા આવતા તે શુદ્ધ થાય છે અને વળી પાછુ હૃદયમા આવે છે શુદ્ધ થયેલુ લોહી પાછુ હૃદયમાથી બહાર નીકળી શરીરમા ફરવા માડે છે. કોઇ વાર, એકાદ મોટા રસ્તા પરના નળનું સમારકામ કરતા મજૂરોને આપણે જોઇએ છીએ મોટા નળમા કાણું પાડતા જ, પાણી જોસથી ઊંચે ઊડે છે તેમ જ ઘરની અદરની પાણીની ચકલીમાંથી કોઇ વાર પાણી જોસબધ આવે છે અથવા કોઈ વાર ધીમે ધીમે આવે છે આનુ કારણ પણ આપણે જાણીએ છીએ જો પાણીનું દબાણ—અથવા 'પ્રેસર' (pressure)—પૂરતુ હોય તો પાણી જોસથી આવે, જો પૂરતું ન હોય તો ધીમે ધીમે આવે પાણીની ટાકી અને નળનો આ દાખલો આપણને લોહીનું દબાણ સમજવામા બહુ ઉપયોગી છે

હવે શરીર તરફ જોઇએ જો એકાદ ઘોરી નસ—મોટી ધમની—કપાય અગર તેમા કાણુ પડે તો, લોહીની ધાર છૂટે છે, એથી ઊલટુ જો એકાદ નાની નસ તૂટે તો તેમાથી ધીમે ધીમે લોહી વહે છે એનું કારણ એ છે કે, મોટી નસમા લોહીનુ દબાણ વધારે છે, જ્યારે નાની નસમા તે ઓછુ છે ફરી પાણીના નળોનો વિચાર કરતા નીચેની બાબતો આપણે જાણીએ છીએ —

(અ) જો ટાકી ભરાયેલી રહે તો દબાણ જળવાઇ રહે છે

(બ) ટાકીની પાસેના ભાગમા તેમ જ મોટા નળોમા દબાણ બરાબર જળવાય છે, જ્યારે તેનાથી દૂરના શહેરના ભાગમા તથા નાની નાની નળીઓમા તે ક્રમે ક્રમે ઓછુ ઓછુ થતુ જાય છે

(ક) પાણીનો જથો ઓછો હોય તો દબાણ ઓછુ થાય છે

આટલે સુધી, નળનો દાખલો, મનુષ્યશરીરને લાગુ પડે છે. છાતીના ડાબા ભાગમા રહેલું હૃદય, દર ક્ષણે, ધડકયા કરે છે શાસ્ત્રીય રીતિએ કહીએ તો દર મિનિટે, હૃદયના ૭૦ થી ૮૦ ધડકારા થાય છે એટલી વાર હૃદય સકોચાય છે તેમ જ પહોળુ થાય છે હૃદય પહોળુ થતા—ઢીલુ પડતા તેમા લોહી દાખલ થાય છે, જ્યારે સંકોચાતા તે, બહાર ધકેલાઈ, ધમનીઓમા જાય છે હૃદયના આ ધડકારાની અસર આપણે ધમનીઓની દિવાલ પર જોઇ શકીએ છીએ તેમ જ અનુભવી શકીએ છીએ. ધમનીઓનો આ સકોચ-વિકાસ નાડી (પલ્સ-pulse) તરીકે ઓળખાય છે

મનુષ્યશરીરમા લોહી કેમ ફરે છે, એની ટૂંક નોધ લઇ હવે આપણે મુખ્ય વિષય—લોહીના દબાણ-પર આવીએ

હૃદયને પોતાની નજીકના તેમ જ પગના અંગુઠા સુધીના દૂરના ભાગને, તેની ઊચે આવેલા મગજને, તેમ જ તેની નીચે આવેલા આતરડા વગેરે ભાગોને લોહી પૂરું પાડવાનુ હોવાથી તે જોસથી સકોચાય છે અને દરેક ધડકારે લગભગ અઢી ઔંસ લોહી, ઘોરી નસમા દાખલ કરે છે એને લીધે ઘોરી નસ પણ સહેજ પહોળી થઇ પાછી સકોચાય છે અને લોહી આગળ ધકેલાય છે ધમનીઓની દિવાલો સ્થિતિસ્થાપક (Elastic) હોવાથી તેમનો પણ હૃદયની માફક સકોચ-વિકાસ થયા કરે છે જેટલા પ્રમાણમા હૃદયનુ બળ વધારે તથા ધમનીઓની દિવાલો વધારે સ્થિતિસ્થાપક, તેટલા પ્રમાણમા લોહીનું દબાણ વધારે શરીરની અંદર લોહી ફરતું ફરતું, મોટીમાથી નાની ધમનીઓમા, ત્યાથી કેશવાહિનીઓમાં

( capillaries–કેપીલરીઝ ) અને ત્યાંથી શિરાઓમાં પેસે છે અને છેવટે હૃદયમાં આવે છે. આ ક્રમ પ્રમાણે, લોહીનું દબાણ વધારેમાં વધારે ધમનીઓમાં ( Arteries ), એથી ઓછું કેશવાહિનીઓમાં અને એથીયે ઓછું બલકે સમૂળગું નહિ એ સ્થિતિ શિરાઓમાં.

જ્યારે જ્યારે આપણે લોહીના દબાણની વાત કરીએ છીએ, ત્યારે એ ધમનીઓના–શુદ્ધ લોહી વહી જનારી નળીઓના–દબાણની વાત છે એમ સમજવું. જ્યારે જ્યારે અમુક માણસના લોહીના દબાણની વાત કરીએ ત્યારે એ માણસની કોણીની આગલી બાજુ પર આવેલી બાહવી (Brachial artery ) ધમનીના દબાણની વાત છે એમ સમજવું.

જેમ બધા માણસોની શરીરની ગરમી અથવા અક્કલ એકસરખી નથી તેમ દરેક મનુષ્યના લોહીનું દબાણ પણ એકસરખું નથી. તેના તે જ માણસના લોહીના દબાણમાં પણ થોડો ઘણો ફેરફાર થયા કરે છે. તપાસ કરતાં એમ માલૂમ પડયું છે કે, હૃદયનો સંકોચ થતાં જેટલું દબાણ હોય છે તેટલું તે ઢીલું પડે છે તે વખતે હોતું નથી. વળી પાછું હૃદય સંકોચાતાં તે વધી જાય છે; એટલે કે લોહીના દબાણની તપાસ કરતાં દાક્તરને બે પ્રકારની નોંધ લેવી પડે છે.

હૃદય સંકોચાતી વખતનું દબાણ તથા હૃદયની શિથિલાવસ્થાનું દબાણ. આ બન્ને માપો, અનુક્રમે, સાંકોચિક દબાણ, ( Systolic pressure ) તથા વૈસ્ફારિક દબાણ ( Diastolic pressure ) તરીકે ઓળખાય છે. પહેલા માપથી હૃદયની શક્તિનો ખ્યાલ આવે છે, જ્યારે બીજા માપ વડે, લોહીની નળીઓની દિવાલોના કાર્યનો ખ્યાલ આવે છે.

જુદા જુદા માણસોમાં માપ લેતાં, લોહીના દબાણ સંબંધી નીચેના આંકડા મળ્યા છે:

| ઉંમર | સાંકોચિક દબાણ ( S. Pressure ) | વૈસ્ફારિક દબાણ ( Dia. Pressure ) |
|---|---|---|
| ૨૧–૩૦ | ૧૨૩.૫ મિલીમીટર | ૮૨.૩ મિલીમીટર |
| ૩૧–૪૦ | ૧૨૫.૫ ,, | ૮૫ ,, |
| ૪૧–૫૦ | ૧૩૦ ,, | ૮૬ ,, |
| ૫૧–૬૦ | ૧૩૩ ,, | ૮૯ ,, |

આ આંકડાઓમાં ક્વચિત ૧૫ મિલીમીટર ઓછા કે વત્તા માલૂમ પડે છે; પરંતુ એનાથી એ ખાસ ઘટાડો કે વધારો ગણાતો નથી. પુરુષો કરતાં સ્ત્રીઓમાં લોહીનું દબાણ સહેજ ઓછું, ( ૧૧૫ મિલીમીટર ) તથા બાળકોમાં એમનાથી પણ ઓછું હોય છે.

## લોહીના દબાણમાં થતો વધારો

ઉપર દર્શાવેલા માપ પ્રમાણે જ્યાં સુધી લોહીના દબાણમાં ફેરફાર થાય ત્યાં સુધી મનુષ્યને અડચણ થતી નથી. જેમ બહારના સંયોગોની મનુષ્યના શરીરના બીજા વ્યાપારિ–ખાવું, ઊંઘવું, શ્વાસ લેવો વગેરે–પર અસર થાય છે તેમ તેના લોહીના દબાણ પર પણ સંયોગોની અસર થાય છે જઃ સખત શારીરિક શ્રમ, ઠંડી, ભારે ખોરાક વગેરેને પરિણામે વધે છે; એથી ઊલટા સંયોગોમાં તે ઘટે છે. એટલે કે એકના એક માણસના લોહીના દબાણમાં પણ આવા ચાલુ ફેરફારો થયા કરે છે.

## લોહીનું દબાણ વધવાનાં કારણો

લોહીનું દબાણ વધવાનાં ઘણાં કારણો છે. તેમના મુખ્ય બે વિભાગ કરી શકાય: (૧) જન્મબલ પ્રવૃત્ત ( Predisposing ) અને (૨) પ્રકોપક ( Exciting ).

૧. જન્મબલ પ્રવૃત્ત. આ કારણોમાં સૌથી મોટું અને અગત્યનું કારણ આનુવંશિકતા ( Heredity). એટલે કે લોહીનું દબાણ વધી જવાથી ખાસિયત વારસામાં ઊતરી આવે છે. કોઇ વાર એક જ કુટુંબમાં એકથી વધારે ભાંડુઓમાં આ લક્ષણ જોવામાં આવે છે. લોહીનું દબાણ નાની ઉંમરનાં બાળકોમાં પણ કવચિત વધી ગયેલું માલૂમ પડે છે; પરંતુ મુખ્યત્વે કરીને તે ૪૦ વરસની આસપાસના અથવા એથી વધારે ઉંમરના માણસોમાં ખાસ નોંધવા જેવો વધારો માલૂમ પડે છે. બેહદ શારીરિક શ્રમ, અનિયમિત તથા ઉત્તેજક ખોરાક, અનિયમિત જીવન વગેરે આ રોગને વધારનારાં કારણો, મુખ્યત્વે પુરુષજીવનમાં, વધારે જોવામાં આવતા હોવાથી, સ્ત્રીઓ કરતાં પુરુષોમાં, આ દરદ વધારે પ્રમાણમાં નજરે પડે છે.

પ્રકોપક કારણો—સામટી રીતે લેતાં, આ કારણો, ત્રણ રીતે લોહીનું દબાણ વધારે છે: ( અ ) તેઓ હૃદયને વધારે પડતું ઉત્તેજન (Stimulus) આપે છે, જેથી હૃદય વધારે જોરથી ધડકે છે; ( આ ) તેઓ ધમનીઓની દિવાલોને જડ બનાવી તેમનો સંકોચ-વિકાસ થતો અટકાવે છે; ( ઇ ) અથવા તો તેઓ લોહીના દ્રવભાગમાં ઉમેરો કરે છે.

હવે પ્રકોપક કારણો ક્રમવાર લઇએ:

### ૧ કબજિયાત વગેરે રોગો

જે જે કારણોથી લોહી ઓછા પ્રમાણમાં શુદ્ધ થાય અગર વધારે પ્રમાણમાં ઝેરી બને તે તે, લોહીના દબાણમાં વધારો કરે છે. ગંદી હવામાં રહેઠાણ, કસરતનો અભાવ, બેઠી જીવન, બેસી રહેવાની ટેવ વગેરેને લીધે લોહીને જોઇતો પ્રાણવાયુ મળતો નથી; જ્યારે વધારે પ્રમાણમાં નાઇટ્રોજનવાળો ખોરાક, લાંબા વખતનું અજીર્ણ-પેટની બાદી-તથા કબજિયાત, અનિયમિત આહારવિહાર વગેરે કારણો લોહીમાં ઝેર ઉત્પન્ન કરે છે. નાઇટ્રોજનવાળા પદાર્થોમાં માંસ, કઠોળ વગેરેને મૂકી શકાય. જેમ ઓછા નાઇટ્રોજનવાળા પદાર્થો શરીરની શક્તિ ઘટાડે છે, તેમ એમનો વધારે પડતો ઉપયોગ શરીરને બગાડે છે. આંતરડાંનો બગાડ તેમ જ કબજિયાતને લીધે શરીર ઝેરી પદાર્થોને બરાબર બહાર કાઢી શકતુ નથી. એટલે જેમ ગટર બંધ થતાં શહેરમાં દુર્ગંધ અને ઝેરી હવા ફેલાય તેમ શરીરમાં મલાવરોધ થતાં ઝેર પ્રસરે છે એ એટલું ધીમે ધીમે પ્રસરે છે કે ટૂંક મુદતમાં એના ગેરફાયદાની મનુષ્યને ખબર પડતી નથી.

### ૨ અન્ય અવયવોના રોગો

સિફીલીસ તથા મધુમેહ ( Diabetes ) અથવા મીઠી પેમાબના દરદીઓમાં લોહીનું દબાણ વધારે જોવામાં આવે છે વાતરક્ત અથવા ગાંઠિયા વા (Gout) ના દરદીઓમાં પણ એ જ વસ્તુસ્થિતિ હોય છે. મૂત્રપિંડોના સોજામાં પણ લોહીનું દબાણ વધેલું જોવામાં આવે છે. લોહી વધારે દ્રવ થતાં અથવા વધારે ઘટ્ટ બનતાં પણ તેનું દબાણ વધે છે. સગર્ભાવસ્થામાં પણ સ્ત્રીના લોહીનું દબાણ વધે છે, જે બાળકના પ્રસવ પછી જતું રહે છે; પરતુ કોઇ વાર એ વધારે પ્રમાણમાં વધીને આંચકી, ઊલટી વગેરે વ્યાધિઓ ઉત્પન્ન કરે છે.

### ૩ માનસિક કારણો

આ ઉપરાંત લોહીના દબાણ પર અસર કરનારાં કેટલાંએક માનસિક કારણો છે. સખત માનસિક આઘાત, ચિંતા, અતિશય ક્લેશમય જીવન અથવા વધારે પડતો માનસિક શ્રમ પણ લોહીનું દબાણ લાંબી મુદતે વધારે છે.

## લોહીના વત્તા દબાણથી શરીરમાં થતા ફેરફારો

લોહીના દબાણમાં નજીવો અથવા ક્ષણિક વધારો કંઇ ખાસ અસર કરતો નથી. જેમકે, દોડવામાં, કસરત કરવામાં લોહીનું દબાણ થોડી વાર વધે છે, પરંતુ પાછું તે અસલ સ્થિતિમાં આવી જાય છે. પરંતુ જો લોહીનું દબાણ વધારનારી ક્રિયાઓ કે કારણો ચાલુ રહે તો આખા લોહીના ફરવાના માર્ગ પર તેની અસર થાય છે. હદપાર દંડબેઠક કરનારા યુવાનો તેમ જ લાંબી મજલ કરનારા સિપાહીઓ કે નિરંતર અખાડો સેવતા મલ્લોએ આ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે.

લોહીનું દબાણ વધતાં, તેને વહી જનારી નળીઓ પર દબાણ વધે છે (ધમનીઓ તેમ જ સિરાઓ), ખાસ કરીને શુદ્ધ લોહી વહી જનારી ધમનીઓ પર (Arteries). જેમ પાણીનું દબાણ વધારતાં, મ્યુનિસિપાલિટી જૂના નળો કાઢીને નવા નાખે છે, તેમ શરીરમાં કંઇ બની શકતું નથી. પરંતુ થોડો વખત તો, હૃદય, ધમનીઓ, સિરાઓ વગેરે નવા કામને પહોંચી વળવા તૈયાર થાય છે. હૃદય મોટું અને મજબૂત (Hypertrophy) થાય છે તથા ધમનીઓનો માંસમય દિવાલ પણ જાડી થાય છે. પરંતુ લાંબા અંતરે, વર્ષો કે ક્વચિત્ મહિનાઓ પછી, ધમનીઓની દિવાલો ખવાવા માંડે છે તથા હૃદય પહોળું અને નબળું પડવા માંડે છે. તથા મૂત્રપિંડો, યકૃત, મગજ વગેરે શરીરના અત્યંત ઉપયોગી અવયવો પર આ ફેરફારની અસર થાય છે.

## વધેલા દબાણનાં લક્ષણો

૧. માથાનો દુખાવો. માથાનો આગલો, પાછલો અગર વચલો ભાગ દુખ્યા કરે છે, માથું ભારે લાગે છે તથા દરદીને ચક્કર આવે છે.

૨. શરીરનો દરેક અવયવ ઢીલો ઢીલો લાગે છે, કંઇ પણ મહેનતનું કામ અગર કસરત કરવાનું મન થતું નથી. મન જાણે કે નિરુત્સાહી બની જાય છે.

૩. જરા કામ કરતાં થાક લાગે છે અને શ્વાસ ચડી આવે છે. કોઇ વાર, અમુક સમય વીત્યા બાદ, આપોઆપ શ્વાસ ચડે છે અને માણસ હાંફવા માંડે છે. એટલે દરદી પોતાને દમ લાગુ પડયો એમ માની બેસે છે.

૪. દરદીને નિરાંતે ઊંઘ આવતી નથી: કોઇને સમૂળગી આવતી નથી અને ઉજાગરા થાય છે; જ્યારે કોઇને કકડે કકડે આવે, અને દરદી અમુક મિનિટો ઊંઘ્યા પછી નિષ્કારણ જાગી જાય છે.

૫. નસકોરી વારંવાર ફૂટે છે. છાતીની ડાબી બાજુમાં, હૃદયના પ્રદેશ પર દુખાવો થાય છે. હાથે પગે જાણે કીડીઓ ચટકા ભરતી હોય અથવા તેઓ જૂઠા પડી ગયા હોય એવી ભ્રાંતિ થયા કરે છે.

ચાલીસ વરસની આસપાસના માણસોમાં જો આ લક્ષણો માલૂમ પડે તો દાક્તરી તપાસ જરૂરની છે. એકાદ લક્ષણ—જેમકે માથું દુખવું અથવા નસકોરી ફૂટવી—પરથી કોઇએ બીક રાખવાની જરૂર નથી.

લોહીનું દબાણ વધવાની દરદીઓને મોટે ભાગે ખબર પડતી નથી. એકાદ અકસ્માત્ થતાં દાક્તર જો બરાબર તપાસ કરે તો આ સ્થિતિ લક્ષ્યમાં આવે છે. દાખલા તરીકે,

આવા દરદીને છાતીમાંથી, દાંતનાં પેઢાંમાંથી, હોજરીમાંથી અગર નાકમાંથી ઘણી વાર લોહી પડે છે. જો મગજમાં, લોહીનું દબાણ વધીને, એકાદ નાની ધમની ફાટે તો, ત્યાં લોહી એકઠું થાય છે. દરદી બેશુદ્ધ બની જાય છે. તેનું અર્ધું અંગ અથવા હાથપગ રદ્દી જાય છે. જીભનો લવો વળી શકતો નથી અને દરદી મહીનાઓ સુધી—જો તેના કમનસીબે તે જીવે તો—પથારીમાં પડ્યો પડ્યો અસહ્ય વેદના ભોગવે છે.

**સૂચનાઓ**

આ દરદ વધુ ભયકર સ્વરૂપ ન લે, લોહીનું દબાણ અતિશય વધી ન જાય, તે માટે નીચેની સૂચનાઓ ધ્યાનમાં લેવીઃ

૧. દરદીએ બને તેટલો શારીરિક અને માનસિક આરામ લેવો. આનો અર્થ એ નથી કે તેણે પથારીમાં સૂઈ રહેવું; પરંતુ જેથી શ્વાસ ભરાઈ આવે અને થાક લાગે એવી મહેનત ન કરવી ચિત્તને ઉદ્વેગજનક અથવા માનસિક વિકારોને તીવ્ર ઉત્તેજિત કરે એવાં લખાણો કે પુસ્તકો વાંચવાં નહિ. કોઈ જોડે લડવું નહિ. અતિશય હર્ષ, શોક, કામ, ક્રોધ વગેરે માનસિક વિકારોથી પર રહેવું. માનસિક શાંતિ સિવાયની શારીરિક શાંતિ આ દરદને કંઈ કામની નથી.

૨. સાદો ખોરાક લેવો. માંસ, દારૂ, તમામ પ્રકારનાં કઠોળ, ચા, કોફી, કોકો વગેરે છોડી દેવાં. મસાલા બહુ પ્રમાણસર ખાવા અગર છોડી દેવા. ફળોનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવો. શાકભાજીનો છૂટથી ઉપયોગ કરવો. બધકોશ ન રહે એવી રીતે ખોરાકમાં ફેરફાર કર્યા કરવો. દૂધ, છાશ વગેરે યથેચ્છ લેવું. ખાટું દહીં, આમલી, કોકમ વગેરે ન લેવાય તો સારું.

૩. દર અઠવાડિયે કે પદર દિવસે રેચ લઈને આંતરડાં સાફ રાખવાં. હરડે, મીંઢીઆવળ, વિલાયતી મીઠું કે છેવટે એરંડિયુ, ગમે તેનો ઉપયોગ કરી જુલાબ લેવા ચૂકવું નહિ. શરીરમાંથી જેટલો કચરો–પછી ઝાડાવાટે કે પેશાબ પરસેવા મારફતે–નીકળે તેમ સારું.

ઉપર કહેલી સૂચનાઓ જો પળાય તો દરદીની તબિયત લાંબો વખત સારી રહે એવી માન્યતા છે. છતાં દાકતરની સલાહ લેવી એ ઇચ્છવા યોગ્ય છે.

ઉપર વર્ણવેલી સ્થિતિથી–લોહીના વધારાના દબાણથી–ઊલટી સ્થિતિ પણ છે, જેમાં લોહીનુ દબાણ ઘટી જાય છે, પરતુ એ વિષે કોઈ વાર આગળ ઉપર. એવી સ્થિતિ શરીરની નબળાઈ સૂચવે છે અને દરદીને ચોખ્ખી હવા અને પુષ્ટિકારક ખોરાક લેવાની જરૂરિયાત દેખાડે છે.

ડૉ. બાળકૃષ્ણ અમરજી પાઠક

# મ્હને કોઈ બોલાવે

આવે દૂર દૂરેથી સાદ મ્હને કોઇ બોલાવે
પડે પડધા અંતરને દ્વાર; મ્હને કોઈ બોલાવે.

શાને બોલાવે? શા શબ્દ ઉચ્ચારે?
ના સ્હમજું હું લગાર;
અંતરના તોય આગળા ઊઘડે,
ઊડી ધસે સ્વરધાર; મ્હને કોઇ બોલાવે. આવે૦

આંખની આગળ વિશ્વના મારગ
કેવી રચે મહાજાલ!
ચાલવા વાટ તે પાય ન ઉપડે,
સૂઝે ન પ્હોંચવું પાર; મ્હને કોણ બોલાવે? આવે૦

સુખદુઃખકેરી સાંકળે બાંધ્યાં
અગણિત માનવબાલ;
હર્ષ ને શોકનાં ગીતડાં એનાં
સાંભળતાં પળવાર; મ્હને કોણ છોડાવે? આવે૦

बादरायण

# હિંદનો સીનેમાઉદ્યોગ

**મ**હાન અમેરિકન શોધક એડીસને આજના જગતને જે અનેક અપૂર્વ શોધો આપી છે તેમાંની સીનેમા પણ એક છે. અને ટૂંક સમયમાં તેણે પોતાની ઉપયોગિતા એટલી બધી સચોટ રીતે પુરવાર કરી આપી છે કે આજે યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં તેની ગણતરી ચોથા નંબરના ધંધા તરીકે થાય છે. ઇંગ્લાંડ તેને એક ઉદ્યોગ તરીકે ખીલવવા કેટલા સબળ પ્રયત્નો કરી રહ્યું છે તે આજે સૌ કોઇ જાણે છે. અને આમ થવાનું મુખ્ય કારણ એ છે કે સીનેમા આજના યુગમાં કેળવણી, જ્ઞાન, મનરંજન અને પ્રચારકાર્યના બળવાન સાધન તરીકે પુરવાર થયું છે. અત્યાર સુધી ત્રીજી સત્તા ( Third Power ) તરીકે મનાતાં છાપાંઓ કરતાં તે વધારે શક્તિમાન છે, એમ આલમની ખાતરી થઇ છે. કારણ કે માણસને વાંચેલી કે સાંભળેલી વસ્તુ કરતાં જોયેલી વસ્તુ હમેશાં વધારે અસર કરે છે.

ત્યારે હવે છેલ્લા બે દાયકાથી સ્થપાયેલા આ ઉદ્યોગે હિંદુસ્તાનમાં કેટલી પ્રગતિ કરી અને અત્યારે તે કેવી સ્થિતિમાં છે તેનો કાંઇક વિચાર કરીએ. શરૂઆતમાં જ એ જણાવી દેવું જરૂરી છે, કે આ ઉદ્યોગને જન્મ આપનાર મહારાષ્ટ્રીઓ છે, પણ તેને એક ઉદ્યોગ તરીકે વ્યવસ્થિત સ્વરૂપ આપનાર અને આગળ ધપાવનાર વ્યાપારનાં સર્વ અંગોમાં શ્રેષ્ઠત્વ ધરાવનાર ગુજરાતીઓ જ છે. તેથી જ આજથી થોડાં વર્ષો પૂર્વે પૂનાની વસંત વ્યાખ્યાનમાળામાં એક ભાષણ દરમ્યાન શ્રી. વ. દા. સરપોતદારે ( પૂનાની આર્ય ફિલ્મ કંપનીના માલિક અને ડાયરેક્ટર ) આ ઉદ્યોગ વિષે જણાવ્યું હતું કે " અમારી દીકરીનું ગુજરાતીઓ હરણ કરી ગયા."

શરૂ શરૂમાં તો આપણી ફિલ્મઉત્પાદક કંપનીઓ માત્ર ધાર્મિક ચિત્રપટો જ બહાર પાડતી. પછી વારો આવ્યો ઐતિહાસિક ફિલ્મોનો અને પછી સામાજિક અને બીજા સામાન્ય વિષયોનો. એવામાં મુંબાઇની શારદા ફિલ્મ કંપની તરફથી ફિલ્મનું મુખ્ય આકર્ષણ માત્ર " મારામારી " જ હોય તે પ્રકારની ફિલ્મો રજૂ કરવાની શરૂઆત થઇ. આ ફિલ્મો 'પીટક્લાસ' એટલે કે સામાન્ય વર્ગને વધારે માફક આવી અને એમાં તે કંપની, તેમાં વધારે નફો જણાયાથી, તે જાતનાં જ ચિત્રપટો બનાવવા અને રજૂ કરવા તરફ વળી. આનું અંતિમ પરિણામ એ આવ્યું કે સામાન્ય રીતે વરસ દિવસે સરેરાશ જેને પ્રમાણમાં ઉત્તમ કહી શકાય તેવી દશથી બાર ફિલ્મો મળતી તેની સંખ્યા ઘટીને બેથી ત્રણ પર આવી રહી. વળી તે ઉપરાંત આવી ફિલ્મો કાઢવામાં વધારે કૌશલ્ય, સાધન કે મૂડીની જરૂર પડતી ન હોવાથી અનેક કુટકળીઆ કંપનીઓ ઊભી થવા લાગી અને એકાદ બે ચિત્રપટ કાઢ્યાં ન કાઢ્યાં કે રામશરણ થઇ જતી. ફિલ્મ જોનાર વર્ગ પણ એક જ જાતના અને એકની એક જ વસ્તુ એકસરખી ચાલું જોવાની ટેવથી કંટાળવા લાગ્યો. પરિણામે થોડોક સમય તો એવી પરિસ્થિતિ ઊભી થઈ રહી કે હિંદુસ્તાનમાં આ સીનેમાઉદ્યોગ સમૂળગો નાશ પામશે કે શું? પણ એવામાં જ ' બોલતી ફિલ્મો ' નાં મંડાણ થયાં અને પુનઃ આ

નવીનતાથી આકર્ષાઇ અત્યારે તો આ ફિલ્મો જોનાર વર્ગ પાછો થીએટરો તરફ વળ્યો છે. ઉદ્યોગમાં જે એક પ્રકારની સુષુપ્તિ આવી ગઈ હતી ત્યાં જાગૃતિ આવેલી જણાય છે. જોવાનું છે માત્ર એટલું જ, કે આ ઉદ્યોગમાં રોકાયેલા તેના કાર્યવાહકો અને સંચાલકો પોતાને 'મૂક' ચિત્રપટો વખતે જે અનુભવ મળ્યો હતો તેના ઉપરથી કાંઈક બોધપાઠ લે છે કે નહિ. કારણ કે આજથી એક દાયકા પૂર્વે જેમ ગમે તે વ્યક્તિ ધાર્મિક ચિત્રપટો કાઢી પૈસા કમાવા પ્રયત્ન કરતી, તે જ પ્રમાણે અત્યારે પણ લગભગ એકેએક કંપની મુખ્યત્વે તો ધાર્મિક ચિત્રપટો કાઢી રહી છે.

૧. ટૂંકું ક્ષેત્ર

આ થઇ આ ઉદ્યોગની અંગત વાત; પણ આ ઉદ્યોગ આવી પરિસ્થિતિએ પહોંચ્યો તેનાં બીજાં પણ અનેક બાહ્ય કારણો છે. સૌથી પહેલું કારણ તો એ છે, કે તે ઉદ્યોગનું ક્ષેત્ર પ્રમાણમાં ઘણું ટૂંકું છે. એક બાજુ અમેરિકન ફિલ્મો પાછળ ખરચાતા કરોડો રૂપિયાની વાતો સાંભળીને આપણે ત્યાં પણ તેમ કેમ નથી થતું તેનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે ભૂલી જઇએ છીએ, કે અમેરિકન ફિલ્મોનું બજાર સારું ય જગત છે; જ્યારે આપણે ત્યાં તો હિંદુસ્તાન એક મોટા ખંડ જેવડો દેશ હોવા છતાં ગરીબ દેશ હોઇ ૩૫ કરોડની વસ્તી પાછળ માંડ ૪૦૦ સીનેમા થીએટરો છે. આમાંથી પચીસેક થીએટરો તો લશ્કરી છાવણીઓ જેવાં સ્થળોએ હોઇ ત્યાં માત્ર વિદેશી ચિત્રપટો બતાવવામાં આવે છે. ઉપરાંત મોટાં શહેરોમાં પણ વિદેશી ફિલ્મો બતાવતાં થીએટરોનું સારું પ્રમાણ છે.

વળી કલકત્તાની માદન થીએટર્સ લીમીટેડ આજે હિંદુસ્તાનનાં લગભગ ત્રીજા ભાગનાં થીએટરો પર સીધી યા આડકતરી રીતે હકુમત ચલાવે છે અને તે ઉપરાંત યુરોપ અને અમેરિકાની ઘણીખરી મોટી ફિલ્મ કંપનીઓની હિંદ, બર્મા અને સીલોન માટેની એજન્ટ છે. (હમણાં હમણાં આમાંની ઘણીખરી અમેરિકન કંપનીઓએ પોતાની સ્વતંત્ર ઑફિસો હિંદુસ્તાનમાં ખોલવા માંડી છે છતાં ય તે બધાયને માદન કંપની પુષ્કળ થીએટરો પર કાબુ ધરાવતી હોઇને તેની સાથે સારો સંબંધ રાખવો પડે છે.) માદન કંપની પોતે પણ હિંદી ફિલ્મો બનાવે છે. આજથી ત્રણ ચાર વર્ષ પૂર્વે તો બંગાળનું એકેએક સીનેમા થીએટર તેના કબજામાં હતું તેથી બીજી બહારની કંપનીઓ માટે બંગાળનું બજાર સાવ બંધ હતું; પણ હવે તે વસ્તુસ્થિતિમાં ફેરફાર થઇ ગયો છે અને માદન કંપનીએ પોતાના દરવાજા મોકળા મૂકવાથી તથા બીજી સંસ્થાઓએ નવાં સીનેમા થીએટરો ઉઘાડવાથી બંગાળ બહારની ફિલ્મો ત્યાં સારા પ્રમાણમાં ચાલે છે.

આ ઉપરાંત બ્રહ્મદેશ અને પૂર્વ આફ્રિકા એ બે પ્રદેશોમાં આપણી ફિલ્મો સારા પ્રમાણમાં ચાલે છે. દક્ષિણ આફ્રિકામાં આપણી ફિલ્મો કાંઇક દાખલ થઈ શકી હતી, પણ હવે તો ત્યાંની સરકારે તેની વિરુદ્ધ સખ્ત પગલાં લેવા માંડયાં છે. હિંદના માણસોને પેસવા ન દે, વસવા ન દે, તે સરકાર હિંદી ચિત્રપટોને શા માટે આવવા દે? આ સિવાય સિયામ અને ઇજીપ્તમાં આપણી ફિલ્મો દાખલ કરવા પ્રયત્નો થયેલા, પણ તેમાં ઝાઝી સફળતા ન મળવાથી, તે પ્રયત્નો છોડી દેવામાં આવેલા.

૨. સરકારી આડખીલીઓ

આ ઉદ્યોગના માર્ગમાં આવતી બીજી આડખીલી સરકાર તરફથી છે. શરૂઆતથી તે

આ ઉદ્યોગ તરફ વિરોધભાવ રાખતી આવી છે અને ૧૯૧૯ માં તેણે એક સીનેમેટો-ગ્રાફ એક્ટ પસાર કરેલો છે, જે મુજબ પરદેશી તેમ જ દેશી ફિલ્મો તપાસવા મુંબઇ, મદ્રાસ, કલકત્તા, લાહોર અને રંગુનમાં તેણે બોર્ડ ઑફ ફિલ્મ સેન્સર્સ સ્થાપેલાં છે. આ બોર્ડનો પ્રમુખ તે શહેરનો પોલિસ કમિશ્નર હોય છે અને તેના સભ્યો કોમવાર સરકારે પોતે નીમેલા હોય છે, જેઓ સાધારણ રીતે સરકારી કોલેજોના પ્રોફેસરો કે સેક્રેટરીએટના અમલદારો હોય છે. ફિલ્મ માલેકોને આ તપાસણી માટે દર ૧૦૦૦ ફીટે રૂપિયા પાંચ પ્રમાણે ફી ભરવી પડે છે; પણ વિચિત્રતા તો એ છે, કે આ બધાં બોર્ડસ ઉપર એક પણ મધ્યસ્થ મંડળ ન હોવાના કારણે એવા અનેક દાખલા બને છે, કે જેમાં એક જગ્યાએ યોગ્ય ઠરેલી ફિલ્મ બીજે ઠેકાણે અયોગ્ય ઠરે છે; ઉપરાંત દરેક જિલ્લા મેજિસ્ટ્રેટને પણ જો પોતાને વાંધાભર્યું લાગે તો ફિલ્મ અટકાવવાની સત્તા હોય છે. આ ઉપરાંત ઘણાં દેશી રાજ્યોએ પોતાનાં જુદાં સેન્સર બોર્ડસ સ્થાપેલાં છે.

આમાં નિયમ એવો હોય છે કે આઠ દિવસ પૂર્વે બોર્ડને ફિલ્મ તપાસી જવા, ફિલ્મની ટૂંક વસ્તુ, તેની આશરે લંબાઇ તથા તેની ફી સાથે અરજી કરવી પડે છે. મુકરર કરેલા દિવસે તપાસઅમલદાર તે ફિલ્મ જુએ છે અને તેને જો કાંઇ વાંધાભર્યું નથી જણાતું તો તે રજા આપે છે અથવા તો જો કાંઇ વાંધાભર્યું જણાય તો તેટલો ફેરફાર કરવાની યા તો તેટલો ભાગ કાપી નાખવાની તે સૂચના કરે છે. ફિલ્મ કંપનીને જો તે ઠીક લાગે છે તો તે સૂચનાઓ અનુસાર વર્તે છે. આવી ફેરફાર કરાવેલી ફિલ્મોનાં પ્રમાણપત્ર પર ત્રિકોણ કે ચોકડી કરવામાં આવે છે અને સરકારી ગેઝેટના રિપોર્ટમાં તેમાંથી શું કાપી નાખવામાં આવ્યું છે તે પ્રસિદ્ધ કરવામાં આવે છે. કેટલીક વખત અમલદાર જોખમદારી પોતાને શિર રાખવા તૈયાર નથી હોતો ત્યારે અથવા તો ફિલ્મ કંપનીને એમ લાગે કે પોતાને અન્યાય થયો છે, ત્યારે, આ વાતને તે બોર્ડ આગળ તેની માસિક સભા વખતે રજૂ કરવામાં આવે છે. બોર્ડ પોતાના સભ્યોમાંથી બે સભ્યોને તે જોવા મોકલે છે અને જો અહીં પણ સંતોષકારક નિકાલ નથી આવતો તો આખું બોર્ડ તે ફિલ્મ જુએ છે, અને આ વખતનો નિર્ણય આખરી હોય છે. પરિણામે સોએ નવ્વાણું ટકા તેટલો સમય ફિલ્મ અટકી રહે તેથી આવકને વાંધો આવતો હોવાથી, તેમ જ સમયની બરબાદી થતી બચાવવા ફિલ્મ કંપનીઓ તપાસઅમલદારની પહેલે જ તબક્કેની સૂચનાઓ માન્ય કરી લે છે અને તે પ્રમાણે ફેરફાર કરી પ્રમાણપત્ર મેળવી લે છે. આ સેન્સર બોર્ડોએ ફિલ્મોમાં કઇ કઇ વસ્તુઓ ન આવવી જોઇએ તે વિષે ૪૪ મુદ્દાઓ તૈયાર કરેલા છે કે જેને અનુલક્ષીને કોઇ પણ વ્યક્તિ ફિલ્મ તૈયાર કરવા પ્રયત્ન કરે તો તો ફિલ્મ સમુળગીય તૈયાર કરી શકાય 'કે કેમ એ શંકા છે. તે ઉપરાંત પરદેશી સરકારની રાજનીતિનું એક મુખ્ય અંગ ' કાળા ગોરાનો ભેદ ' એ અહીં પણ જોવામાં આવે છે અને એવી કેટલી ય બાબતો જેનો પરદેશી ફિલ્મોમાં વાંધો લેવાતો નથી તેને દેશી ફિલ્મોમાં વાંધાભરી ગણવામાં આવે છે.

આ સેન્સર બોર્ડની વિચિત્રતાઓના અનેક દાખલાઓ આપી શકાય તેમ છે. અનેક ફિલ્મો આજે આપણી સમક્ષ એવી રજૂ થાય છે કે બોર્ડની કૃપાદૃષ્ટિ (!) ના પરિણામે સાવ ઢંગધડા વગરની થઇ ગઇ હોય છે. અનેક ફિલ્મો હજી દાબડાઓમાં સડયા કરે છે.

પણ એ બધાં કરતાં એક જ દાખલો આપવો બસ થશે. જગત જેને આજે એક મહાન અને અપૂર્વ વ્યક્તિ ગણે, નામદાર શહેનશાહ જેની સાથે હસ્તધૂનન કરે, જેનો ન્યાય કરનાર ન્યાયાધીશ તેને તેત્રીસ કરોડના નેતા તરીકેનો સ્વીકાર કરે, જેને સાંભળવા અને જોવા પરદેશની પ્રજાઓ તૂટી પડે, તેને જ પડદા પર સાંભળવાની અને જોવાની મનાઈ તેના જ દેશમાં હોય એથી બીજી કઈ વિચિત્રતા હોય? આ બોર્ડ સરકારી કાર્યવાહીથી એટલું બધું ડરતું હોય છે કે જ્યાં એને જરા સરખી પણ ગંધ આવે કે અમુક ફિલ્મ કાર્યવાહીને પસંદ નથી કે તરત જ પોતે પહેલાં આપેલું પ્રમાણપત્ર ખેંચી લે છે અને પુનઃ તપાસાવવાની અથવા અટકાવી દેવાની ફરજ પાડે છે. અરે, એક પ્રસંગ તો એવો કહેવાય છે કે "રાજમહેલની રમણી" નામની ફિલ્મ ના. વાઇસરોયની એક્ઝીક્યુટિવ કાઉન્સિલના સભ્યોને બતાવવામાં આવી! કાઉન્સિલના એક મુસ્લીમ સભ્યને ફિલ્મમાં અકબરનું કામ કરતા પાત્રના 'મેક અપ'માં કાંઈક વાંધો જણાયો અને પરિણામે તે ફિલ્મને પંજાબ અને દિલ્હી પ્રાંતોમાં બતાવવાની મનાઈ થઈ; જો કે આ પૂર્વે આ ફિલ્મ ઘણાં સ્થળોએ બતાવવામાં આવી હતી અને કોઈએ આ વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો. આવા તો અનેક દાખલાઓ આપી શકાય તેમ છે.

સરકાર તરફની બીજી આડખીલી આ ઉદ્યોગને કોઈ પણ જાતની 'રાહત ન આપવી' તે છે. એક તો 'એન્ટરટેઈનમેન્ટ ટેક્ષ' કે જે નાખતી વખતે સરકારે ઉદ્યોગને મદદ કરવાનાં વચન આપ્યાં હતાં; બીજું ફિલ્મો માટે બહારનાં દૃશ્યો (Outdoor Scenes) લેવા માટે જે રાહત મળવી જોઈએ તેમાં પણ હવે સરકારે ધીમે ધીમે એટલા બધા પ્રતિબંધો મૂકેલા છે કે આખરે ફિલ્મ કંપનીઓને 'ચલાવી લેવાની' નીતિ અખત્યાર કરવી પડે છે. દાખલા તરીકે જાહેર બાગબગીચાઓ, સરકારી મકાનો વગેરેનો ઉપયોગ. એક તરફ અમેરિકાની સરકાર ફિલ્મોનાં દૃશ્યો લેવા 'બ્રોડવે' જેવો ચોવીસે કલાક માણસો અને મોટરોની દોડધામવાળો લત્તો પણ ખાલી કરાવી આપે છે, જ્યારે બ્રિટિશ સરકાર પોતાને ત્યાંનાં થીએટરોમાં અમુક ટકા ફિલ્મ તો બ્રિટિશ બનાવટની જ હોવી જોઈએ તેવા કાયદા ઘડે છે અને ઉદ્યોગને પગભર કરવા ખાસ રાહત અને રક્ષણ આપે છે, જર્મની કે જ્યાંની જગવિખ્યાત 'ઉફા' કંપની તો અર્ધસરકારી જ છે અને રશિયાએ આ ઉદ્યોગને પૂર્ણ રીતે સ્વદેશી બનાવવા ખાસ ખાતું ખોલેલું છે તેવે વખતે હિંદી સરકારની આવી નીતિ માટે કોઈને પણ ખેદ ઉપજ્યા વગર ન રહે. પણ એ તો એની રાજનીતિ જ છે. અહીં પણ કેટલીક વાર કાળા ગોરાનો ભેદ દેખા દે છે. કારણ કે પરદેશથી હિંદમાં ફિલ્મો તૈયાર કરવા આવતી કંપનીઓને તે જે ખાસ રાહતો આપે છે તે જ રાહતો દેશી કંપનીઓ મેળવવા નસીબદાર થતી નથી. દાખલા તરીકે જ્યારે બ્રિટિશ ઈન્ટરનેશનલ ફિલ્મ લી૦ને અહીંઆં 'શિરાઝ' નામક મોગલ જમાનાની એક ફિલ્મ તૈયાર કરતી વખતે દિલ્હી અને આગ્રાના જૂના મહાલયો વાપરવા માટે જે ખાસ રાહતો મળી હતી તે જ રાહતો દિલ્હીની ગ્રેટ ઈસ્ટર્ન કુ.ને 'લવ્ઝ ઓફ એ મોગલ પ્રિન્સ યાને રાજમહેલની રમણી' (વિખ્યાત 'અનારકલી'ની કથા) નાં દૃશ્યો લેતી વખતે નહોતી મળી. બીજો અનુભવ હમણાં જ મુંબઈની મ્હેતા-લુહાર પ્રોડક્શન્સને રા. રમણીક અ. મ્હેતાની "રૌનક મહેલની રાજખટપટ" નામક વાઘેલા વંશના સમયની એક વાર્તા પરથી ફિલ્મ ઉતારતી વખતે બીજાપુરના

કેટલાક જૂના મહાલયો વાપરવાની રજા મેળવતી વખતે થયો હતો. બીજું, આવાં દશ્યો લેવા જતી વેળા માણસોનો મોટો સમૂહ અને સામાન લઇ જવાનો હોય છે ત્યારે રેલ્વે વગેરે તરફથી જે ' કન્સેશન ' ઓછા દરોએ લઇ જવા વગેરેની રાહતો મળવી જોઇએ તે મળતી નથી. જે કાંઇ રાહતો મળે છે તે વ્યક્તિઓના અંગત સંબંધોને લઇને મળે છે. અને ગુજરાત તથા મહારાષ્ટ્રનાં અમુક દેશી રાજ્યોને બાદ કરતાં બાકીનાં બીજાં દેશી રાજ્યો પણ હિંદી સરકારની નીતિના સૂરે નાચતાં હોઈ આ કાળા ગોરાના ભેદથી વિમુખ નથી.

ચારેક વર્ષ ઉપર સરકારે એક ' સીનેમેટોગ્રાફ ઇંકવાયરી કમિટિ ' નીમેલી અને તેણે ઉદ્યોગને આગળ ધપાવવા ઘણી ઉપયોગી સૂચનાઓ કરી હતી; પણ તેનું પરિણામ બીજી અનેક કમિટિઓની સૂચનાઓના પરિણામ જેવું શૂન્યમાં જ આવ્યું છે.

( ચાલુ ) માણેકલાલ જોશી



# શિક્ષણવ્યાખ્યાનમાળા

આસો વદ ૯/૮૨ શુક્રવાર
પ્રભાત

## વ્યાખ્યાન ૮ મું

વેદમાં યજ્ઞયાગ વિધિનિષેધ ક્રિયાકાંડ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો છે એ વાત સાચી, પરંતુ એમા સમાએલું સમસ્ત સત્ય મનુષ્ય પાસે તો ગુરુદ્વારા જ વ્યક્ત થવું જોઇએ એ વાત પણ એટલી જ સાચી છે ગુરુના યોગથી એ સત્ય જ્યારે શિષ્યને અવગત થાય છે, ત્યારે શિષ્યોના ગૃહસ્થજીવનમાં રહેલી પાપની ક્ષતિશુદ્ધતા પુરાઇ જાય છે. આ ગુરુઓનાં દલ—ગુરુપરંપરા—એક પ્રકારે તો સમસ્ત માનવસમાજની સ્થિતિ પવિત્ર અને શુદ્ધ કરવાનુ કાર્ય કરતાં હતાં; કારણ કે બાળકને ગુરુગૃહે મોકલવો એનો અર્થ એક અસંસ્કૃત રત્ન ( uncut diamond )ને સંસ્કારી તેજસ્વી બનાવવા માટે યોગ્ય સ્થાને મોકલવું એવો હતો.

જીવ છે ત્યાં શિવ પણ છે. પશુધર્મ અને દેશધર્મ પરસ્પર સંયુક્ત છે. આટલા માટે જ ગુરુઓ સમસ્ત પશુધર્મને તદ્દન નિર્મળ કરીને સમાજનું સ્વરૂપ ફેરવી નાખતા અને તેથી જ તે સમયનો સમાજ યજ્ઞયાગ વિધિનિષેધપરાયણ હોવા છતાં પણ ગુરુઓ તેને નિત્ય વિશુદ્ધ અને મંગળ રાખીને તેના ઉચ્ચ આદર્શનું જરાય અધ:પતન થવા દેતા નહિ. પ્રત્યેક મનુષ્ય સમાજકલેવરનું એક એક અંગ છે અને એક એક મનુષ્યને ગુરુની ગાળણીમાંથી વિશુદ્ધ બનીને સમાજ સમક્ષ ઉપસ્થિત થવાનો પ્રઘાત હતો. સમાજની વિશુદ્ધિ અર્થે ગુરુઓની જવાબદારી નાની સૂની નહોતી.

તાન્ત્રિકોમાં એક પ્રાચીન વૈદિક ઉપાખ્યાન આ પ્રમાણે પ્રચલિત છેઃ—ગુરુગૃહે ઘણા દિવસ રહેવા છતાં પણ એક શિષ્યને ગુરુએ સમાવર્તન ન આપ્યું. આ દરમિયાન બીજા અનેક આવ્યા અને સમાવર્તન પામી ચાલ્યા ગયા. શિષ્યના દિલમાં એવો વહેમ આવ્યો કે ગુરુને મારા તરફ સારો ભાવ નથી અને તેથી સમાવર્તન આપતા નથી; પણ એને એનો પોતાનો દોષ બિલકુલ દેખાયો જ નહિ. છેવટે અકળાઇને એક દિવસ ગુરુને તેણે કહ્યુંઃ "ગુરુજી! તમે બીજાઓ તરફ પક્ષપાત કરીને તેમને સમાવર્તન આપો છો અને મને આપતા નથી." ગુરુએ કહ્યુંઃ "તને આવો સંશય રહે છે તો એ સંબંધી મારે કંઇ કહેવાપણું નથી. દર્પણ જ્યાં સમતલ ન હોય ત્યાં કોઇ વસ્તુ જોવાની ચેષ્ટા કરવી વ્યર્થ છે. વિરૂપ જોવું (પાત્રના દોષે) તેના કરતાં બિલકુલ ન જોવું એ ઉત્તમ પક્ષ છે." આ સાંભળીને શિષ્ય બોલી ઊઠયોઃ "એમ છે તો તો આપની સહાયતા વિના જ હું ગૃહી થઇશ." ગુરુએ શાંતિથી જવાબ આપ્યોઃ "સમાવર્તન વિના ગૃહી થવું હોય તો ભલે થા. એમાં મને કશોય વાંધો નથી. હું પોતે સમાવર્તન નહિ આપું" પછી શિષ્યે તો નજીકના ગામમાં જઇને કહ્યું કે હું અમુક ગોત્રોત્પન્ન અમુક પ્રવર છું; મેં અમુક અમુક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, અમુક શાસ્ત્રોમાં હું પારંગત છું. હવે મારી ઇચ્છા ગૃહી થવાની થઇ છે. એટલે મને કન્યાદાન દઇને આપમાંથી કોઇએક મને ગૃહસ્થ તરીકે પ્રતિષ્ઠિત કરો. આ સાંભળીને તે ગામના ભદ્ર લોકોએ તેને પૂછયુંઃ "હે વત્સ! તમે સૌમ્ય છો, દર્શનીય છો, ભદ્રગોત્રોત્પન્ન છો, મહાપ્રવર અને ઉત્તમ શાસ્ત્ર પારગામી છો, એ બધું ય અમને કબૂલ; કિન્તુ ગુરુએ તમને સમાવર્તન દીધું છે કે કેમ એ કહો." તેણે કહ્યુંઃ "ગુરુએ મને સમાવર્તન દીધું નથી." પેલા લોકોએ તેને કહ્યુંઃ "તમે સર્વ પ્રકારે સુલક્ષણ હોવા છતાં પણ ગુરુએ તમને સમાવર્તન ન દીધું હોય તો અમે કેમ કરીને કન્યાદાન કરી શકીએ?" પછી એ બીજા ગામમાં ગયો, ત્યાં પણ ઉપર પ્રમાણે સવાલજવાબ થયા. ત્યાંથી બીજે ગયો. આમ એક વર્ષમાં એક હજાર ઠેકાણે ફર્યો પણ જ્યારે કન્યા ન મળી ત્યારે હતાશ થઇને પાછો ગુરુ પાસે ગયો. આચાર્યે પૂછયુંઃ "વત્સ! તું ગૃહી થયો?" તેણે કહ્યુંઃ "ગુરુજી! આપના સમાવર્તન સિવાય કોઇ કન્યા દેવા તૈયાર નથી." ગુરુએ કહ્યુંઃ "કોઇએ પણ તને કન્યા આપી હોત તો હું ખુશી થાત, મારા માથા ઉપરથી આચાર્યપદનો ભાર ઓછો થાત; કારણ કે એ આચાર્ય સંપ્રદાય ઉપર ગૃહસ્થનિર્વાચનનો ભાર નાખી દઇને સમાજ તદ્દન નિશ્ચિંત છે. અમારા ઉપર નિર્ભર રહીને લોકો પોતાની પ્રાણથી પણ અધિક પ્રિયતર આત્મજા કન્યાનું દાન કરે છે. એને જો કોઇ દુઃખ દે તો માબાપના આત્માને આઘાત લાગે અને એ આઘાતથી વધારે દુઃખકર બીજું શું હોય! અમારી અનવધાનતાને લીધે મનુષ્યને આઘાત લાગે તો અમારા એ અપરાધનું પ્રાયશ્ચિત્ત ક્યાં?

"પ્રાચીન કાળની એક વાત છે કે દશદ્વતીને તીરે વસતા એક આચાર્યે પોતાના કોઇ છાત્રને પક્ષપાત બુદ્ધિથી સાધના પૂર્ણ થતા પહેલાં જ સમાવર્તન આપ્યું. અને એ આચાર્યના વેણમાં વિશ્વાસ રાખીને કોઇએ તેને કન્યા આપી; પરંતુ એ કન્યાનું ગૃહજીવન કલેશમય જણાયું એટલે બધાય લોકો એ વિષે પરસ્પર પૃચ્છા કરવા લાગ્યા કે "આવી અધૂરા સંસ્કારવાળી વ્યક્તિને કોણે સમાવર્તન આપ્યું હશે!" શોધતાં શોધતાં ખબર પડી કે દશદ્વતીને તીરે વસતા અમુક આચાર્યને હાથે આને સમાવર્તન અપાયું છે. થોડા દિવસ પછી

કોઈએક તીર્થયાત્રાના પ્રસંગ નિમિત્તે આચાર્યગણનું ત્યાં સંમેલન થયું. આ તકનો લાભ લઈને એક જણે આચાર્યને પૂછ્યું કે અમુક વ્યક્તિને આપે સમાવર્તન દીધું છે? તેમણે હા કહી એટલે ફરીથી પૂછ્યું કે એનો સંસ્કાર પૂર્ણ થયો છે એમ વિચારીને આપે એને સમાવર્તન આપ્યું છે? આચાર્યે જવાબમાં જણાવ્યું: "મહાશય! આપના પ્રશ્નનો આશય હું પામી ગયો છું. એ છાત્ર મને અત્યંત પ્રિય હોવાથી પૂરો વિચાર ન કરતાં મેં એને અકાળે સમાવર્તન દીધું છે, એમ મને સમજાયું છે. એ જ્યારથી ગૃહસ્થ થયો છે ત્યારથી એની સાથે વરાએલી કન્યાને એ દુઃખ દે છે એ સાંભળીને મને હંમેશાં દુઃખ થાય છે. એ કન્યાના સમસ્ત દુઃખને હું મારા હૃદયમાં અનુભવું છું; કારણ કે એ પિતાએ મારા વેણમાં વિશ્વાસ રાખીને જ પોતાની કન્યા પરણાવી અને એ કન્યા પણ મારા વચનમાં વિશ્વાસ રાખીને જ તેને વરી, એટલે આ પરિસ્થિતિમાં હું જ સંપૂર્ણ રીતે અપરાધી છું." આ સાંભળીને સમસ્ત બ્રાહ્મણમંડળ—આચાર્યમંડળ બોલી ઊઠયું: "આપ આપનો અપરાધ છડેચોક સ્વીકારો છો એ આપની ધાર્મિકતા અને સત્યપરાયણતાનું નિદર્શક છે; તોપણ આપે આપના ધર્મની યોગ્ય રક્ષા નથી કરી એટલે આપ અબ્રાહ્મણત્વ પામશો." એટલે જ એ આચાર્ય બ્રહ્મનિષ્ઠ હોવા છતાં શ્વપચત્વ ( ચાંડાલપણા )ને પામ્યા."

આ પ્રમાણે કહીને ગુરુ બોલ્યા કે "જ્યાં આખો સમાજ મારા નિર્વાચન પર સંપૂર્ણ તથા નિર્ભર રહેતો હોય ત્યાં આટલી સાવધાનતા હું ન રાખું તો મારું આચાર્યપદ લાજે. ઉપયુક્ત સમય પહેલાં સમાવર્તન આપું તો તેથી સમાજમાં દુઃખપરંપરા ઉપસ્થિત થાય અને મારા એ અપરાધ માટે મારે પ્રાયશ્ચિત્ત કરવું પડે." આ સાંભળીને પેલા યુવાન શિષ્યે નમ્રતાપૂર્વક પૂછ્યું કે, મને મારી ત્રુટિ બતાવો તો તે હું દૂર કરું. ગુરુએ પ્રેમપૂર્વક તેને કહ્યું કે "તારામાં અતિમન્યુ—જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં ક્રોધનો દોષ છે. આને લીધે તારા ચારિત્ર્યમાં સમતા નથી. આવા ચારિત્ર્યથી જો તું સંસારમાં પડે તો એ સંસાર કલ્યાણમય ન બને, એ કન્યા દુઃખી થાય; વળી તમારી સંતાન સંતતિનું અકલ્યાણ થાય અને આજથી જ એની પરંપરા ચાલે. હું જાણીબુજીને અકલ્યાણની પરંપરા શા માટે સર્જું? જેના ઉપર સમાજના કલ્યાણની જવાબદારી રહેલી છે એવો સમજુ આચાર્ય અકલ્યાણની પરંપરાની સૃષ્ટિ કેમ રચે?"

આ સાંભળીને શિષ્યે કહ્યું: "વારું ગુરુજી! મને સમય આપો અને સાધના દ્વારા હું ક્રોધને જીતીશ." ત્રણ વર્ષ સુધી કઠોર તપસ્યા કરીને પછી ગુરુ પાસે આવી તેણે પોતાની લાયકાતની પરીક્ષા લેવા વિનંતિ કરી. ગુરુએ એક માસ પોતાની પાસે રહેવાનું કહ્યું. એ મુદતને અંતે શિષ્યે ફરીથી આચાર્યને પૂછ્યું: "ગુરુદેવ! હવે મને સમાવર્તનને યોગ્ય ધારો છો?" આચાર્યે જણાવ્યું: "વત્સ! મેં ધારેલું કે તું જિતેન્દ્રિય થઈશ પણ તું તો ઊલટો ક્લિબ—અતિ નિર્બળ—થઈ ગયો છે. મારા કહેવાનો આશય એવો નહોતો કે તું ક્રોધશૂન્ય થઈ જાય; તારામાં ક્રોધ ભલે હોય પણ તારું સ્વામિત્વ તેના ઉપર રહ્યું જોઈએ, નહિ કે તું ક્રોધનો દાસ થઈ જાય. જો તું ભીતરના અગ્નિને સમૂળગો બૂઝાવી નાખે તો પછી જ્યારે એ બ્રહ્માગ્નિની જરૂર હશે ત્યારે એ મન્યું તું કયાંથી લાવશે? મહાભારતના ભીષ્મપર્વના રુદ્રાનુવર્તન પ્રકરણમાં છે કે विद्धो धर्मो ह्यधर्मेण धर्મે અધર્મથી મ્હાત થયો છે.

"હું પોતે તો ઉત્તમ સારથી એને જ કહું કે જે સતેજ, પ્રાણવાન અને વેગવાન

અશ્વને ઉન્માર્ગે ન જવા દે. મૃત અશ્વને માર્ગમાં રાખવો એમાં બહાદુરી શી! એ તો સૌ કોઇ રાખી શકે. એમાં સારથિત્વ ક્યાં રહ્યું? શિખંડી અને ભીષ્મ વચ્ચેનો ભેદ ઉપરનો સિદ્ધાંત સમજવામાં દૃષ્ટાંત તરીકે ટાંકી શકાય. આ કારણથી જ અમન્યુ પ્રશંસનીય નથી. જે મન્યુમાન હોય અને છતાં ય જે મન્યુજિત હોય એ જ પ્રશંસનીય છે.

"તેં આ શું કર્યું? તારામાં વિધાતાદત્ત નિત્યકાલનો મનુષ્યત્વરૂપી જે અગ્નિ છે તેનો તેં વિનાશ કર્યો છે. અગ્નિકુંડ વિના ગૃહ ચાલે નહિ એટલે પ્રત્યેક ગૃહસ્થે અગ્નિકુંડની સીમામાં અગ્નિને જાગતો જ રાખવો જોઇએ; પણ તારા ઘરમાં તો અગ્નિ બુઝાઇ ગયો છે, માટે એને ફરીથી સતેજ કર."

આ સાંભળીને એ શિષ્ય ફરીથી એક વર્ષ સુધી સાધના કરવા ચાલ્યો ગયો. વર્ષ પછી પાછો આવ્યો અને પૂછ્યું: "આચાર્યદેવ! હવે હું સમાવર્તનને લાયક થયો છું?" ગુરુએ એક મહિના સુધી તેનું નિરીક્ષણ કર્યું અને પછી વગર પૂછ્યે જ એક મંગળ પ્રભાતે ઉલ્લસિત થઇને પોતે બોલ્યા: "હે વત્સ! તારું જીવન એક એવા પ્રદીપ જેવું થયું છે કે જેની મધ્યે બ્રહ્મશિખા ઝળહળે છે અને છતાં ય એ શિખા પોતાના યથાર્થ સ્થાનનો અતિક્રમ કરી શકતી નથી. તારા ઘરમાં અગ્નિ બળે છે પણ તે પોતાની વેદીની સીમા છોડતો નથી. તારા જીવનમાં એ બ્રહ્માગ્નિ-મન્યુ-પ્રતિષ્ઠિત છે, છતાં પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. એટલે હવે તારું જીવન સુસંગત અને પરમ શોભાવાળું થયું છે. તું જે કન્યાનું પાણિગ્રહણ કરશે તેને તું સુખી કરી શકશે અને તે તને સુખી કરી શકશે. આમ તમે બંને મળીને તમારા ઘરને કલ્યાણનું એક તીર્થક્ષેત્ર બનાવી મૂકશો. જે ગૃહ કલ્યાણના ઉત્સવરૂપ નથી તે ગૃહ સમસ્ત માનવસમાજને માટે દુઃખનું સ્થાન છે, અને સારા ય માનવસમાજની સાધનાનું નિરોધક છે.

"યજ્ઞવેદીના કોઇ પણ ભાગમાં રાક્ષસો જો કોઇ અપવિત્ર વસ્તુ નાખે તે આખો યજ્ઞ બંધ પડે અને જ્યાં સુધી એ અમેધ્ય વસ્તુ ત્યાંથી લઇ લેવામાં ન આવે ત્યાં સુધી બંધ રહે. આ વિશ્વ જગતવિધાતાની યજ્ઞવેદી છે અને સારો ય માનવસમાજ તેની યજ્ઞશિખા છે. કોઇએક વિશિષ્ટ વ્યક્તિ જીવનને અપવિત્ર કરીને માત્ર પોતે જ અપવિત્ર થાય છે એમ નથી પણ યજ્ઞમાં વિઘ્નરૂપ રાક્ષસે નાખેલી અમેધ્ય વસ્તુની પેઠે એ વ્યક્તિ પણ વિશ્વવેદી ઉપર પડી રહે છે. એ અમેધ્યતાથી સમસ્ત વિશ્વ ક્ષુબ્ધ થાય છે એવા પ્રકારનો અનુભવ કરતા રહીને આપણે આપણા અંતરને પ્રતિક્ષણ શુદ્ધ રાખવું જોઇએ. કારણ કે જે ક્ષણે જે મુહૂર્તે એ કોઇ પણ રીતે અકુશળ કે અકલ્યાણ રહે તે મુહૂર્તે કલ્યાણમય વિધાતાનો પવિત્ર વિશ્વયજ્ઞ અટકી જાય છે. (આવો વિચાર મૈત્રાયણ ઉપનિષદમાં છે.)

"આજ તારું જીવન વિશ્વયજ્ઞને વિઘ્નરૂપ નથી, આજ તારી જીવનશિખા પ્રદીપ્ત થઇને નારાયણના વિશ્વવ્યાપી યજ્ઞને સમૃદ્ધ કરે છે. આજે મારો તને સંપૂર્ણ આશીર્વાદ છે, માત્ર આશીર્વાદ નહિ આપતાં હું પોતે તને ગૃહધર્મમાં પ્રતિષ્ઠિત કરીશ." આમ કહીને પાસેના ગામમાં જઇને ગુરુએ કહ્યું: "આ મારો છાત્ર અમુક ગોત્રોત્પન્ન, અમુક પ્રવર, અમુક શાસ્ત્રપારગામી છે તેને કોઇ કન્યા દેશો?" ત્યાંના રહીશોએ કહ્યું: "એ કોણ છે? ક્યા ગોત્રનો છે? વગેરે હકીકત જાણવાનું અમારે પ્રયોજન નથી. ગૃહસ્થ થવાને આપ જેને લાયક માનો છો તેને અમારામાંથી

કોઈ પણ કન્યાદાન દેશે. આપની ઇચ્છાનુસાર આપ જ કોઈ કન્યા પસંદ કરીને તેને આપો. આપ આચાર્ય હોવાથી તમામ પુત્રપુત્રીઓ આપનાં જ છે; એટલે આપનાં પોતાનાં બાળકોના સુખદુઃખનો વિચાર કરીને આપના ઉપયુક્ત પુત્ર માટે ઇચ્છાનુસારે નિર્વાચન કરો. સમાજનાં પુત્રપુત્રી આપનાં જ છે. અમે કેવળ જન્મદાતા જ છીએ. ”

જે સ્થાનના સમાજના આચાર્યો ઉપર જણાવ્યા પ્રમાણે જાગ્રત હોય ત્યાં યજ્ઞયાગ વિધિનિષેધ બધું સત્ય બને. તે સમયમાં ભારતીય જીવનનો આદર્શ અતિ ઉચ્ચ હતો, અને સામાજિક પવિત્રતા પણ ઉપયુક્ત પરિમાણમાં રક્ષિત હતી. આવી સાધના રામાયણ—મહાભારતમાં નજરે પડે છે, કિન્તુ આની સાથેને સાથે જ ભારતમાં બીજી પણ એક વસ્તુ ક્રમશઃ પરિપક્વ થઈ રહી હતી; અને તે એ કે આ ક્રિયા અને વિધિ ક્રમશઃ જ્યારે વિપુલ થઇ ગયાં, શાસ્ત્ર જ્યારે ક્રમશઃ મહાભારરૂપ થવા લાગ્યાં ત્યારે ક્રિયા અને વિધિમાં બધાનો અધિકાર ન રહ્યો, પણ ક્રિયાવિધિથી પર થઇ ગએલા જ સત્યના અધિકારી હોય છે. એમને સત્યની પિપાસા લાગી હોય છે. આવા તમામ સત્યપિપાસુઓ તેમ જ શાસ્ત્રભારથી પ્રપીડિત થએલો વર્ગ શાસ્ત્રોને બદલે જીવંત મનુષ્યની શોધ કરવા લાગ્યો. તેઓ કહેવા લાગ્યા, કે અમે શાસ્ત્ર, વિધિને ચાહતા નથી, જાણતા નથી, અમે એથી પર થએલ મનુષ્યને ચાહીએ છીએ, જાણીએ છીએ. લોકોની જિજ્ઞાસા અને વ્યાકુળતા આ દિશામાં વધી એટલે જ મહાપુરુષોનો જન્મ થવા લાગ્યો. એટલે કે ઉપનિષદોમાં નજરે પડતા યજ્ઞયાગાતીત સત્યનો પ્રકાશ કરનાર ઋષિઓ ક્રમશઃ જન્મ લેવા લાગ્યા. આવા કેટલાય• મહાપુરુષો જાતિ–ગોત્રનો ભેદ રાખ્યા સિવાય અવતર્યા. ક્રમશઃ બુદ્ધની અને તેમની પરંપરા આવ્યાં. આમાંના બધા જ કઇ મંત્રદ્રષ્ટા નહોતા છતાં ઘણા સત્યદ્રષ્ટા તો હતા જ.

આ રીતે શાસ્ત્રવિધિ વગેરે કરતાં મનુષ્યની ગણના અધિક થવા લાગી. पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः । પુરુષથી પર કંઇ છે જ નહિ. એ જ પરાકાષ્ઠા છે. એ જ પરાગતિ છે. ટૂંકમા યજ્ઞવાદ, ક્રિયાવાદ અને મંત્રવાદની ઉપર પુરુષવાદનું મંડાણ થયું. આપણે મહાભારતમાં મહાપુરુષ તરીકે શ્રીકૃષ્ણચંદ્રને અને રામાયણમાં મહાપુરુષ તરીકે શ્રીરામચંદ્રજીને ઓળખીએ છીએ; જ્યારે યજ્ઞયાગ ક્રિયાવિધિ વગેરે તો નહિ જેવું જ ગૌણ સ્થાન ધરાવતાં નજરે પડે છે. આ મહાપુરુષોની આસપાસ એક પ્રકારનું નવું જ વાતાવરણ–સાધના–બંધાયું અને તે જ મહાશિક્ષા ( higher education ). તે સમયની શિક્ષણપ્રણાલિ મનુષ્યજીવનમાં પ્રેરણા ફૂંકતી હતી.

ત્યારપછીના યુગમાં સૌથી વધારે ઉજ્જ્વલ પુરુષ તો ભગવાન બુદ્ધ થયા. રામચંદ્રજી કેવળ ભારતવર્ષના રહ્યા, જ્યારે બુદ્ધ તો સમસ્ત જગતના થયા. ચીન, જાપાન, જાવા, સુમાત્રા, બાલી, શ્યામ, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, ટિબેટ, નેપાળ, ભૂતાન, સિક્કિમ, પૂર્વ તુર્કસ્તાન, સૈબિરિયા અને પૂર્વ રશિયા સુધી એ બુદ્ધને, એ મહાપુરુષની વાણી અને સાધનાને ભારતવર્ષ વિસ્તૃત કરે છે. વળી અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને એશિયા માઇનોર સુધી પણ તે પહોંચ્યાં છે અને થોડાં થોડાં તો આખા યુરોપ સુધી ફેલાયાં છે, એ ભગવાન બુદ્ધના પ્રભાવશાળી વ્યક્તિત્વને લીધે જ. ભારતવર્ષ આટલા મોટા વિસ્તારમાં પોતાની સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકાવી શક્યું છે. આમ કરતાં નથી કરવો પડ્યો રક્તપાત કે નથી વાપરવું પડ્યું કોઇ અસ્ત્રશસ્ત્ર, આમ કરવામાં નહોતો કોઇ હેતુ સામ્રાજ્યસ્થાપનનો કે નહોતો કોઇ હેતુ વાણીવિસ્તારનો; આમ કરવામાં ઉદ્દેશ માત્ર એક જ હતોઃ સમસ્ત માનવસમાજને એક

પરમ કલ્યાણસાધક ભ્રાતૃત્વમાં સુસંગત, એકત્રિત કરીને સૌનું એકસરખું કલ્યાણ સાધવાનો. આવા શુભ હેતુથી વિજયધ્વજ ફરકાવવો એ જગતને માટે તદ્દન નવી જ વસ્તુ છે; છતાં આ વિદેશયાત્રા સામ્રાજ્યવિસ્તારનું પ્રચ્છન્ન અસ્ત્ર (missionary movement) તો નહોતી જ. એ સમજવા માટે તો આજની ક્ષુદ્ર બુદ્ધિનો ત્યાગ કરી એ આખી વસ્તુને મહાન આદર્શની વિશાળ દૃષ્ટિથી અવલોકવી જોઇએ. આની પછી શૈવ, વૈષ્ણવ આદિ યુગ આવ્યા તેમાં ય આ મહાપુરુષવાદ તો રહ્યો જ. બૌદ્ધ લોકોની કેટલી બધી શાખાઓ –મહાસ્થવીરવાદ, મહાસાન્ધિકવાદ, સ્થવીરવાદ, માધ્યમિક વાદ; શૂન્યવાદ, નાગાર્જુનનો દાર્શનિક મત, આસંગ વસુબંધ વગેરેનો યોગાચારવાદ—આ દરેકમાં મનુષ્યને સર્વશ્રેષ્ઠ તરીકે સ્વીકાર્યો છે અને તેનો સૌથી મોટો આદર્શ શિક્ષા (education) છે. એ મહાપુરુષનું જીવન એ જ તે સમયની શિક્ષાપ્રણાલિ નક્કી કરવામાં અગત્યનો ભાગ ભજવતું હતું. પણ આ બધી ઝીણી વાતોમાં હું નહિ ઊતરું.

આ સંબંધમાં એક બીજી વાત કહી દેવા જેવી છે. જૈનો અને બૌદ્ધોમાં મહાપુરુષવાદ હોવા છતાં જૈનધર્મ કયા કારણથી સંકુચિત થયો અને બૌદ્ધધર્મ કયા કારણે વિશેષ ને વિશેષ પ્રચારિત થયો એ એક વિચારણીય પ્રશ્ન તો છે જ. બૌદ્ધધર્મે બંગાળાના ઉપસાગરથી સારાય પૂર્વ એશિયાને પોતાનો કર્યો; જ્યારે અરબી સમુદ્રને ઓળંગીને જૈનધર્મે આફ્રિકાના જનસમાજને કલ્યાણના કોઇ પણ માર્ગ પર દોર્યો નહિ; તેમ જ એના મહાસત્ત્વની કલ્યાણવાણી તેણે યુરોપ, અરબસ્તાન કે ઈરાનમાં પણ પહોંચાડી નહિ. જે દિશાએથી તેની સાધનામાં રૂકાવટ થઇ, તે જ દિશાએથી ભારતવર્ષને આઘાત થયો છે. ભારતીય ઇતિહાસની આલોચના કરનાર માટે આ વિષય ગંભીરપણે ચિંતન કરવા જેવો છે. શાસ્ત્રવિધિના અંતરાળમાં દિનપ્રતિદિન ગૌણ થતો જતો મનુષ્ય બૌદ્ધધર્મનું અવલંબન મળવાથી ફરીથી પાછો મુખ્ય થયો. જ્યાં મનુષ્ય એ જ પ્રધાન વિષય હોય છે ત્યાં સમગ્ર પૃથ્વીના મનુજો સાથે તેની મૈત્રી સહજ સંભવે છે; કારણકે એક દેશનાં વિધિ, અનુષ્ઠાનો, શાસ્ત્ર, આચાર વગેરે અન્ય દેશનાથી પરિસ્થિતિ અનુસાર જુદાં હોય એમાં નવાઇ નથી; તોપણ મનુષ્ય મનુષ્ય તરીકે તો સર્વ સ્થળે સમાન જ હોય છે. બાહ્ય ભિન્નતા વિવિધ પ્રકારની હોવા છતાં પણ અંતરના ય અંતરમાં ખોળીશું તો ત્યાં એક પ્રકારનું ગંભીર ઐક્ય જ જણાશે. આ દૃષ્ટિથી જોનાર અને વિચારનાર માટે સમગ્ર પૃથ્વીનાં દ્વાર ખુલી જાય છે. એક બાઉલને એક જણે પૂછ્યું: "તમને આ સમસ્ત પૃથ્વી આટલી સહજ રીતે, નિર્બાધ રીતે કેમ હસ્તગત થઇ ગઇ છે? તમારી પાસે પારકું પોતાનું, સ્વધર્મ પરધર્મ, સ્વસંપ્રદાય પરસંપ્રદાય એવું કશું કેમ નથી? તમારું જ્ઞાન જ એવું છે કે સારાય વિશ્વ સાથે તમે તદ્દન યોગયુક્ત થઇ ગયા છો." આના જવાબમાં તે બાઉલે કહ્યું: "અમારી નદીમાં એક વિદેશી વહાણ આવેલું તેને મેં પૂછ્યું: 'તમારો દેશ કયો? તમે અમારી નદીના તીર ઉપરના છો?' તેમણે કહ્યું: 'ના રે, અમે તો ઈરાનના છીએ.' મેં પૂછ્યું: 'અમારી ગંગા તમારા દેશમાં છે?' તેમણે ના પાડી એટલે મેં કુતૂહલપૂર્વક પૂછ્યું: 'તો પછી તમે અહીં આવ્યા શી રીતે?' તેમણે તો તરત જ કહ્યું કે સમુદ્રમાં એક વાર પ્રવેશ કરીએ કે પછી ગમે તે ઠેકાણે જઇ શકાય; તમામ નદીઓનાં મુખ સુલભ થઇ જાય છે.' તે વખતે મને સમજાયું કે સર્વ મનુષ્યોને મળવાનો સહેલો અને સરળ રસ્તો જ પરબ્રહ્મ-

રૂપી સમુદ્રમાં પડવાનો છે. આ કારણથી જ એક નદીમાંથી અન્ય નદીમાં જવા માટે નહેર ખોદવી અને પછી જવું એ અસંભવિત છે."

સર્વથી સહજ સાધના મનુષ્યની છે. એનો એટલે કે પરબ્રહ્મનો સ્વીકાર કરો તો સર્વ દ્વાર આપોઆપ ખુલી જાય છે. બ્રહ્મસત્યને પામો એટલે પછી સમગ્ર સત્યનાં દ્વાર ખુલ્લાં જ છે. બ્રહ્મસત્યને–બ્રહ્મજીવનને પામવું એનું જ નામ પરમામુક્તિ છે. આવા પ્રકારની સ્થિતિનો અનુભવ કરનારા મહાપુરુષો જ્યારે ધર્મને મનુજસુલભ ( humanize ) કરે ત્યારે જગત સાથે એક નવો યોગ થાય છે, ત્યારે આત્માની સાથે આત્માના યોગથી નૂતન કૌટુંબિકતા સ્થાપિત થાય છે.

કાયાથી કાયાનો જન્મ થાય છે એ તો બાહ્ય જન્મ છે, પણ આત્માની સાથે આત્માનો યોગ થવો એ જ અસલ જન્મ છે. બાઉલો કહે છે: 'દ્વિજ થનાં પહેલાં કે પછી જાતિભેદ હોય છે!' આના જવાબમાં કોઈએ કહ્યું કે દ્વિજત્વ પહેલાં જાતિ હોય છે. પેલા બાઉલે કહ્યુંઃ "ત્યારે મારી જાતિ માટીની છે. કારણકે સર્વનું આદિકારણ માટી છે. સર્વના આદિમાં એક માટી હતી, અને તે માટી એક છે એટલે બધાની એક જાતિ છે. એમ ન હોય તો આત્માનો આત્મા સાથે યોગ થયો હોય એવા બ્રહ્મદીક્ષિતને જાતિ માનો છો ?" આત્મકુટુંબિતાની વિશાળ ભાવનાને લીધે જુદા જુદા દેશમાંથી શિક્ષાર્થીઓ ભારતવર્ષમાં આવવા લાગ્યા હતા. આપણો બ્રહ્મચર્યાશ્રમ આપણા સમાજ માટે હતો. અત્યારે સમાજ ભિન્નભિન્ન દેશોમાં પ્રસરેલો હોવાથી નાનાર્થી ક્યા જાય ? તે વખતના એ વિસ્તૃત અને ઉદાર સમાજના સર્વ શિક્ષાર્થીઓ નૂતન યુગના બ્રહ્મચારીરૂપે ભારતવર્ષમાં આવવા લાગ્યા એટલે આપણાં વિશ્વવિદ્યાલયોનો પ્રારંભ થયો. નાલંદા, તક્ષશિલા, પુરુષપુર વગેરે નાના સ્થાનોમાં આપણાં સમસ્ત વિદ્યા–મહાક્ષેત્રો પ્રસ્તુત થયાં. નાલંદા બૌદ્ધોનું વિશ્વવિદ્યાલય હોવા છતાંય બૌદ્ધ મતના પ્રખર વિરોધી નિગ્રન્થનાત્ત પુત્તે સત્કૃત થઇને નાલંદામા દીર્ઘકાલપર્યંત વાસ કર્યો હતો. ( મઝ્ઝિમ નિકાય પ્રથમ અંક, ૮૧ ઉપાંશ જોવાં ) કેટલી મહાન ઉદારતા ! એ જ નાલંદામા હિંદુઓનાં સર્વ દર્શનો ભણાતાં હતાં, અને જગતભરના છાત્રોનો વિદ્યોપાર્જનાર્થે મેળો થતો હતો. એ સ્થાને સર્વ વ્યવસ્થા શાસ્ત્રને લક્ષ્યમાં રાખીને નહિ પણ મનુષ્યને લક્ષ્યમાં રાખીને કરવામા આવતી હતી.

બાબુ ક્ષિતિમોહનસેન

# આપણી મ્યુનિસિપાલિટીઓ

## જાહેર સહીસલામતી

થોડાક દિવસ ઉપર પાનકોરના નાકે આવેલી દાદાભાઇ નવરોજી લાયબ્રેરીમાં હું ગયો. કામધંધા વિનાનો હોઇ વખત પસાર કરવા કોઈ એકાદ છાપું પહેલેથી છેવટ સુધી વાંચી જવાનો મારો વિચાર હતો. મેડે ચડયો અને અંદર ગયો, પણ કમનસીબે એકે છાપું ટેબલ પર પડયું ન હતું. દરેક છાપું કોઇ ને કોઈ લઈ વાંચતું હતું. હું માસિકો તરફ વળ્યો પણ એકે સારું માસિક ટેબલ પર ન હતું. છેવટે, અમદાવાદ મ્યુનિસિપાલિટીનો વાર્ષિક હિસાબ પડયો હતો તે મેં ઉપાડયો.

જે શહેરમાં આપણે વસીએ છીએ, જે શહેરની સુધરાઇને આપણે સીધા કે આડકતરા કરવેરા ભરીએ છીએ, જે સુધરાઇ આપણાં બાળકોની કેળવણી અને આપણી સુખાકારી માટે તજવીજ કરે છે, તેને વિશે આપણે કેટલું ઓછું જાણીએ છીએ–જાણવાની દરકાર કરીએ છીએ! લોકો કચરામાં કચરા જેવાં માસિકો કે બીજાં ફરફરિયાં વાંચતા હતા, વાંચે છે, પણ ઉપરોકત મ્યુનિસિપાલિટીના હિસાબ જોવાની કોઇને પડી ન હતી. મેં પણ કોઈ દિવસ જોયો ન હતો.

હિસાબ હાથમાં લેતાં જ જણાયું, કે અત્યારસુધી કોઇએ પણ તે વાંચ્યો નહિ હોય. પૂઠું અને પાનાં તદ્દન અણિશુદ્ધ, હમણાં જ પ્રેસમાંથી આવ્યાં હોય તેવાં હતાં. મને હિસાબી બાબતમાં કાંઈક રસ છે. અને તેમાં ય આ તો વળી શહેરસુધરાઈનો હિસાબ, આખા વર્ષનો, લાખો રૂપિયાના વહીવટનો, કેટલાયે પ્રકારની પ્રવૃત્તિનો. અને શહેરસુધરાઇના સભ્યોએ પસાર કરેલો. અમુક શબ્દો અને નરા આંકડા સિવાય તેમાં કશું નહિ; છતાં વખત કાઢવો હતો એટલે તે લઇને જ વાંચવા બેઠો.

થોડાંક પાનાં ઉથલાવ્યાં. મને લાગ્યું કે એક ને એક જાતના આંકડા ફરી ફરી બે ત્રણ વખત આવે છે. છતાં, પાનાં ઉથલાવતો જ બેઠો.

થોડી વાર થઇ ત્યાં આગનો બંબો દોડતો જતો સંભળાયો. બધા વાંચનારાઓ ઊઠી બારીએ ગયા અને બારી આગળ બેઠેલાઓ બારી બહાર નીચા વળી વળી જોવા લાગ્યા કે બંબો કઇ બાજુએ ગયો. તેઓ નીચે ઉભેલાઓને ઘાંટા પાડીને અગર ઇશારતથી પૂછવા લાગ્યા કે આગ કયાં લાગી છે? કોણ જાણે કેમ, પણ હું ન જ ઊઠયો. જે લોકો ઊઠીને ગયા હતા, તે લોકોમાંના ઘણાખરા પોતે વાંચતા હતા તે છાપું અગર માસિક મૂકીને ઉઠી ગયા હતા. તેઓએ મૂકેલાં છાપાં અગર માસિક હું ઉપાડી વાંચવા લઇ શકત, પણ આ જ વખતે મને એમ લાગ્યું કે મ્યુનિસિપાલિટીના આ હિસાબ કરતાં વધુ રસદાયક એક પણ છાપું અગર માસિક નથી.

આગ શાથી લાગતી હશે? અને શહેરની સુધરાઇના માથે, આગ હોલવવાનાં સાધનો પૂરાં પાડવાની જવાબદારી શા માટે નાખવામાં આવી હશે? થોડી વાર પછી બીજો બંબો પણ એટલી જ ઝડપથી નીકળ્યો. આગ વધુ લાગી હશે? કે પછી નાની મોટી ગમે તેવી આગ હોય તો પણ આગના બધા બંબાવાળાઓ ધમાધમ કરતા હશે?

અચાનક હિસાબની ઉધાર બાજુમાં જાહેર સલામતીના મુખ્ય મથાળા નીચે ફાયર બ્રિગેડ ખાતાના આંકડા મારી નજરે પડ્યા. આગ હોલવવાનાં સાધનો અને માણસો પાછળ મ્યુનિસિપાલિટી શું શું ખર્ચ કરે છે અને કેટલું કરે છે તે જાણવાની અને સમજવાની મને તીવ્ર ઇચ્છા થઈ આવી. હું બધા આંકડા જોઇ ગયો. મ્યુનિસિપાલિટી આગ હોલવનારા માણસો રાખે છે. બંબા રાખે છે, અને એનો હરેક પ્રકારનો સામાન ખરીદે છે અને સમારકામ કરાવે છે. મારા જાણવા મુજબ કોઇ પણ માણસ, જરાસરખી પણ આગ થઇ હોય તો તે, મ્યુનિસિપાલિટીના બંબાખાતાને ખબર આપી તુરત બંબાની મદદ મેળવી શકે છે અને તે પણ એક પૈસો પણ ખર્ચ્યા વિના.

લોકોને કેટલી રાહત ? મ્યુનિસિપાલિટી જાહેર સહીસલામતી માટે આટલું ખર્ચ કરે છે અને એને માટે એક પૈસો પણ આપવો પડે છે ? મેં જમા બાજુ જોઇ. આગ હોલવવાના ખાતાના ખર્ચને પહોંચી વળવા માટે ખાસ કોઇ કરવેરો દેખાયો નહિ. ત્યારે શું મ્યુનિસિપાલિટી સામાન્ય કરવેરા ઉઘરાવે છે તેમાંથી આ ખાતાનું ખર્ચ કરતી હશે ?

મને લાગ્યું કે જો તેમ હોય તો સામાન્ય કર ભરનારને અન્યાય થાય છે. શહેરમાં જેટલાં ઘર છે તે બધાંને આગ લાગતી નથી વર્ષમાં અમુક જ પ્રમાણમાં આગો લાગે છે અને તેમાંની થોડીક જ એવી હોય છે, કે જે હોલવવા માટે મોટા બંબાઓની જરૂર પડે. અને છતાં જે લોકોની આગો બંબાથી હોલવાતી હોય તેમની પાસેથી કાંઇ પણ કરવેરો લેવામાં આવતો નથી. એટલે કે, કરવેરો દરેક ઘર ભરે અને તેનો લાભ અમુક જ ઘરને મળે, જે બળે તેને. ન્યાયની દૃષ્ટિએ આ બરાબર છે ?

જાહેર સલામતીના મથાળા નીચે બીજું ખાતું રોશનીનું છે. આને માટે પણ અલગ કરવેરો નથી, પણ તે તો ન હોય એ સમજાય. લગભગ દરેક ઘરને અજવાળું મળે તે પ્રમાણે દીવા નાખવામાં આવે છે એટલે એ બાબતમાં કોઇને અન્યાય થતો નથી. પણ આમાં—બંબાખાતાની બાબતમાં—તો બધા કરવેરો ભરે અને તેનો લાભ અમુક જ જણને મળે.

શા માટે બંબાખાતાનું ખર્ચ જે લોકો લાભ લે તેમની પાસેથી વસુલ ન લેવું જોઇએ, અને તેમ કરીને સામાન્ય કર ભરનારને કરવેરા ઘટાડી કાંઇક રાહત આપવી ન જોઇએ ? એ તો દીવા જેવી વાત છે કે જેને માટે મ્યુનિસિપાલિટી આટલી મહેનત ઉઠાવે તેની જ પાસેથી તેનું ખર્ચ મળવું જોઈએ.

પણ ધારો કે કોઇ વર્ષે આગ લાગી જ નહિ, અગર તો બહુ જ ઓછી લાગી. તેથી કાંઇ બંબાખાતાનું ખર્ચ ઘટવાનું છે ? ખર્ચ તો દર વર્ષે લગભગ સરખું જ રહે તો પછી જે વર્ષ આગ ન લાગી તે વર્ષનું ખર્ચ કોણ ભોગવે ? અગર તો એક ગરીબની ઝૂંપડીને લાગી હોય તો તે ગરીબ આખા ખાતાનું ખર્ચ કેવી રીતે આપી શકે ?

હું મુંઝાયો. એક બાજુથી મન એમ કહે કે જે માણસ માટે કામ કરવામાં આવે તે માણસ પાસેથી ખર્ચ લેવું જોઇએ અને બીજી બાજુથી એમ કહે કે દરેક માણસ તેનું ખર્ચ કેવી રીતે આપી શકે ? બંબાખાતાનું મુખ્ય મથાળું જાહેર સલામતી હતી. મને સૂઝ પડી, કે આ તો જાહેર સલામતીનું કામ છે. દરેકને તેનો લાભ લેવાનો હક્ક હોવો જોઇએ. સરકાર પોલીસ રાખે છે અને સૌનું સંરક્ષણ કરવાનો પોલીસનો ધર્મ છે અને છતાં જે માણસ માટે તે કાંઈ ખાસ કામ કરે તેની પાસેથી કાંઇ પણ માગવાનો તેને હક્ક નથી.

મારા ઘરમાં ચોરી થઈ હોય અને હું પોલીસ ખાતાને ખબર આપું. તેઓ તપાસ કરે અને ચોરી પકડે છતાં મારી પાસેથી કાંઈ પણ મહેનતાણું માગવાનો તેમને હક નથી. અલબત, હું રાજીખુશીથી કાંઈ "ચાપાણી" આપું તે જુદો સવાલ છે. તેવી જ રીતે બંબાખાતું પણ કેમ ન ગણાય? આગ હોલવવાનાં સાધનો તેમણે તૈયાર રાખ્યાં છે અને જ્યાં આગ લાગે ત્યાં તેઓ પહોંચી વળે છે, એને માટે મહેનતાણું માગવાનું શેનું હોય? એ તો એવી સેવા છે જે, દરેકને મફત મળવી જોઇએ અને છતાં તેના ખર્ચના પૈસા સૌ કોઇ પાસેથી મળવા જોઇએ—સામાન્ય કરવેરામાંથી.

છતાં મારા મનનું સમાધાન ન થયું. હું વિચારોમાંથી જાગ્યો. આસપાસ લોકો વાતો કરતા હતાઃ આખી વખાર સળગી જશે; ઘાસતેલના વેપારીની વખારમાં આગ લાગી હતી. પણ આખી વખારનો વીમો ઊતરાવેલો હતો એટલે બધું બળી જશે તોપણ વેપારીને કાંઇ ખાસ ખોટ આવશે નહિ. વીમાવાળો ભરી આપશે.

જેણે આગનો વીમો ઊતરાવ્યો હોય તેને માટે મ્યુનિસિપાલિટીના બંબા હોય તો યે શું અને ન હોય તો યે શું? જેટલું બળશે એટલું વીમાવાળો આપશે. પણ વીમાવાળો શું ઇચ્છે? જેમ આગ હોલવવાનાં સાધનો વધુ અને સારાં તેમ આગ હોલવવાનો સંભવ વધારે એટલે તેને પૈસા આપવાનાં ઓછા. મને એકદમ પ્રકાશ દેખાયો. આ વીમાવાળાઓ એવા નથી કે જેમને મ્યુનિસિપાલિટીના બંબાખાતાથી સીધો જ ફાયદો થતો હોય? તેમના પૂરતો સેવા કરવાનો પ્રશ્ન નથી પણ લાભ આપવાનો પ્રશ્ન છે. બંબાખાતું ન હોય તો તેમને પુષ્કળ પૈસા આપવા પડે. કદાચ, બંબાખાતું ન હોય ત્યાંના વીમા જ તેઓ ઉતારતા નહિ હોય, અગર તો ઉતારતા હશે તો વધુ પ્રીમિયમ માગતા હશે; છતાં એટલું તો ખરું જ કે મ્યુનિસિપાલિટીના બંબાખાતાથી જો કોઇને સીધો ફાયદો થતો હોય તો તે વીમા કંપનીઓ છે. વ્યક્તિગત એ ફાયદો એટલો નજીવો પણ હોય કે આપણે કાંઇ લેવું ન જોઇએ. પરંતુ આગની વીમાકંપનીઓ તો ધંધો લઇને બેઠી છે. આગ જલદી હોલવાય તેમ તેમને આર્થિક લાભ. મને લાગ્યું કે ખરી રીતે બંબાવાળાનું ખર્ચ આ આગની વીમા કંપનીઓ પાસેથી વસુલ કરવું જોઈએ અગર તો અમુક ફાળો તો તેમની પાસેથી વસુલ કરવો જ જોઇએ, અગર તો એમને મળતા વીમાની રકમના પ્રમાણમાં અમુક રકમ લેવી જોઇએ.

આગ હોલવવાનાં સાધનો જેવી રીતે તેમને લાભકર્તા છે, તેવી રીતે આગ ન થાય તેવા કાયદાઓ મ્યુનિસિપાલિટીએ કર્યા છે તેથી પણ તેમને જ લાભ છે ને? હવે જ મને સમજાયું કે મારા એક પાડોશીએ તેના ઘરની અમુક ભીંત લાકડાનાં પાટિયાંની કરાવેલી તે શા માટે મ્યુનિસિપાલિટીએ તોડી પાડી હતી? મારા એક સગાએ મ્યુનિસિપાલિટીની પરવાનગી વગર એક ઘરમાં વેચવા માટે ઘાસ ભર્યું હતું. મ્યુનિસિપાલિટીએ ફરિયાદ કરી તેનો દંડ કરાવ્યો હતો તેનું રહસ્ય પણ મને સમજાયું.

આ બધી પ્રવૃત્તિઓ આગની વીમા કંપનીઓને લાભકર્તા છે એટલે તેમની પાસેથી મ્યુનિસિપાલિટીએ શા માટે કાંઇ ફાળો ન લેવો જોઇએ? અગર તો મ્યુનિસિપાલિટી જ આગના વીમાનો ધંધો કરે તો!

# ૨ દેવાદાર મ્યુનિસિપાલિટી

દેવું એ એક અનિષ્ટ છે એ સામાન્ય માન્યતા અમુક વ્યક્તિ અગર વ્યક્તિઓ માટે સાચી હોય પરંતુ મ્યુનિસિપાલિટીઓ જેવી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ માટે તે માન્યતા હમેશ સાચી હોતી નથી. કોઇ પણ માણસ દેવું કરી પોતાને રહેવાનું ઘર બંધાવતો હોય, કે દીકરી પરણાવતો હોય તો આપણે આર્થિક દષ્ટિએ હમેશ શંકાની નજરે જોઇએ છીએ. તેણે દેવું શા માટે કર્યું? તે દેવું પાછું આપી શકશે કે કેમ? આપશે તો ક્યારે આપશે? તેની આવક એવી છે કે જેમાંથી તે બચાવી શકશે અને દેવું ભરી શકશે! અને હમેશ તે પ્રમાણે તેની આવક રહેશે? તે માંદો પડશે તો કોણ કમાશે અને તેની નોકરી જશે અગર ધંધામાં ખોટ આવશે તો દેવું કેવી રીતે ભરશે? આ અને આવા બીજા વિચારો, કોઇ એક વ્યક્તિને આપણે પૈસા ધીરીએ ત્યારે આપણને આવે છે.

આવા વિચારો કોઈ મ્યુનિસિપાલિટી જેવી સંસ્થા પૈસા ઉછીના લેવા નીકળે ત્યારે પણ આપણને આવે છે! કાળજીપૂર્વક પૈસા રોકનારને આ બધા વિચારો આવે છે ખરા. છતાં ખાનગી વ્યક્તિની બાબતમાં આ મુદ્દાઓને તે જેટલું વજન આપે તેટલું વજન મ્યુનિસિપાલિટીની બાબતમાં તે આપતો નથી, અને તેનું કારણ એ છે કે મ્યુનિસિપાલિટી દેવું કરે તેમાં દેવાના કાયદા મુજબ કેટલેક અંશે સરકારની જવાબદારી રહેલી છે અને સરકારની મંજૂરી વિના મ્યુનિસિપાલિટી દેવું કરી શકે નહિ. એટલે આ બધા પ્રશ્નો સરકાર જ વિચારી લે છે, અને યોગ્ય લાગે તો જ દેવું કરવાની મંજૂરી આપે છે. એટલે આ બધા પ્રશ્નો ખાનગી વ્યક્તિને–ધીરનારને–બહુ મૂંઝવતા નથી.

પણ નૈતિક દષ્ટિએ મ્યુનિસિપાલિટી દેવું કરે તો તે વાજબી લેખાય કે નહિ અને વાજબી હોય તો કયા સંજોગોમા તે જ વિચારવાનો આ લેખનો હેતુ છે.

મૂળ પ્રશ્ન હેતુનો છે અને તે પણ આર્થિક દષ્ટિએ. માંદા માણસની દવા કરવા માટે દેવું કરવામાં આવે તેમાં પૈસા ઉપરાંત સેવાનો ભાવ રહેલો છે. દેવું પાછું આપી શકાશે કે કેમ તે પ્રશ્ન પણ હોય છે; છતાં, માંદગી વખતે દેવું કરવું તેને આપણે ગાંડપણ નહિ કહીએ અને વખોડીશું તો નહિ જ. તે જ પ્રમાણે મ્યુનિસિપાલિટીની હદમાં રહેનાર લોકોમાં રોગચાળો ફાટી નીકળે અને મ્યુનિસિપાલિટી પોતાની પાસે પૈસા ન હોય તો ઉછીના લઇને પણ દવાખાનાં અને રૂગ્ણાલયો સ્થાપે તો તે દેવું ટીકાપાત્ર ન જ ગણાય.

પણ આ તો એક અસામાન્ય સ્થિતિ કહી. સામાન્ય સ્થિતિમાં મ્યુનિસિપાલિટી ક્યારે દેવું કરી શકે? મ્યુનિસિપાલિટી જે કામોમાં પૈસા ખર્ચે છે તે મુખ્યત્વે બે પ્રકારનાં હોય છેઃ કાયમનાં અને ચાલુ કાયમનાં એટલે ચિરંજીવી તો નહિ જ પરંતુ પ્રમાણમાં લાંબો વખત ચાલે તેવાં; અને ચાલુ એટલે જે ઘણુંખરું દરેક એક બે વર્ષે કરવાં પડે તે. ચોમાસામાં નાંકા ખોદવી એ ચાલુ કામ ગણાય. પણ જમીનની નીચે પાકી ગટરના નળ તે કાયમનું કામ ગણાય ઉનાળામાં નદીની રેતમાં માણસ, જાનવર અને ગાડાં જવા માટે ચીલો બાંધવો તે ચાલુ કામ ગણાય. પણ ગાંધીરોડ જેવો રસ્તો કરવો એ કાયમનું કામ ગણાય. મકાનોને સમરાવવાં ધોળાવવાં રંગાવવાં એ ચાલુ કામ છે; પણ નવાં મકાન બાંધવાં તે કાયમનું કામ છે. પાણીની નળી કાણી થઇ હોય અને સંધાવવી તે ચાલુ કામ;

છે, પણ નવેસરથી જ નળીઓ નાખવી તે કાયમનું કામ છે. ગટર ઊભરાઇ ગઇ હોય તો ખોદી કચરો કાઢવો તે ચાલુ કામ છે; પણ નવેસરથી જ ગટર નાખવી તે કાયમનું કામ છે. આવા તો ઘણા દાખલા આપી શકાય.

આવાં કાયમનાં કામો માટે દેવું કરવું તેમાં કાંઇ હરકત નથી; એટલું જ નહિ પણ તે રીત જ ઇષ્ટ છે. આ સમજવા માટે પ્રથમ એક બે બાબતો સ્પષ્ટ કરવાની જરૂર છે.

ખાનગી વ્યક્તિનાં આવકનાં સાધનો તેની પોતાની હોશિયારી અને આવડત ઉપર ટકેલાં છે, જ્યારે મ્યુનિસિપાલિટીનાં આવકનાં સાધનો કાયદા મુજબ નક્કી થયેલાં હોય છે. મ્યુનિસિપાલિટીને માથે કાયદા મુજબ જે પ્રમાણે જવાબદારીઓ અને ફરજો નાંખેલી હોય છે તે પ્રમાણે, તે જવાબદારીઓ અને ફરજો બજાવવા માટે આવકનાં સાધનો પણ પહેલેથી જ યોજાયેલાં હોય છે. અને બીજું, આ આવક દર વર્ષે લગભગ સરખી જ હોય છે. જ્યાં આવી રીતે આવકનાં સાધન નિયત હોય અને કાયમનાં હોય ત્યાં ખર્ચ કરતાં વધુ આવક કરવી તે વાજબી ગણાય નહિ. ખર્ચ કરતાં આવક વધારે હોય તેનો અર્થ એ કે મ્યુનિસિપાલિટી બચાવે છે. હવે મ્યુનિસિપાલિટીને પૈસા બચાવવા એ ખરી રીતે તો જરાયે જરૂરનું નથી. અલબત, અમુક હેતુપૂર્વક અમુક રકમ દર વર્ષે જુદી કાઢી રાખવામાં આવે તે જુદો સવાલ છે. અને વ્યવહારમાં પણ એમ માલૂમ પડ્યું છે કે થોડી ઘણી બચત જરૂરની છે. તદપિ સામાન્યપણે આપણે એમ કહી શકીએ કે કોઇ મ્યુનિસિપાલિટીનો હેતુ, બચાવી બચાવી ભંડોળ એકઠું કરવાનો તો હોવો જોઇએ જ નહિ. કારણ કે જે પ્રજા પાસેથી કરવેરો લઇએ તે પ્રજાને તે પ્રમાણે લાભ ન આપીએ તો તે બરાબર ગણાય નહિ.

એટલે કે ખર્ચ કરતાં વધુ આવક કરવાની જરૂર નથી. હવે, ખર્ચ દર વર્ષે થાય છે, આવક દર વર્ષે આવે છે. તો પછી, જે કામો કાયમનાં છે, એક વર્ષે કર્યા પણ તે પછી અમુક વર્ષો સુધી કરવાનાં નથી તે કામોનું ખર્ચ ચાલુ નિયત આવકમાંથી કરવું, એનો અર્થ એ નથી થતો કે આજની પ્રજા પાસેથી લીધેલા પૈસામાંથી કરેલ કામોનો લાભ ભવિષ્યની પ્રજા ઉઠાવે છે? જો આજની પ્રજા પાસેથી લીધેલા કરમાંથી ગાંધીરોડ બનાવવામાં આવે તો એનો અર્થ એ થયો કે આજથી દશપંદર અગર જેટલાં વર્ષ ગાંધીરોડ સાજોતાજો રહે તેટલાં વર્ષ સુધીની પ્રજાના લાભ માટે જે રસ્તો બાંધ્યો તેના પૈસા આજની પ્રજાના ગજવામાંથી આવ્યા; જ્યારે લાભ, બધાં વર્ષોની પ્રજાએ ઉઠાવ્યો. ભવિષ્યની પ્રજાને કાંઈ પણ ખર્ચ્યા વિના લાભ મળે એ વ્યાજબી છે? નહિ જ. જ્યાં આવક દર વર્ષે નિયમિત છે ત્યાં લાભ પણ દર વર્ષે નિયમિત જ હોવા જોઇએ. અને તેથી દરેક વર્ષની પ્રજા પાસેથી સૌ સૌનો ફાળો લેવો જોઇએ.

એટલું જ નહિ પણ આવાં કાયમનાં કામો માટે એકીસાથે જે મોટી રકમ જોઇએ તે પણ ક્યાંથી લાવવી? ઉપર જણાવ્યા પ્રમાણે આજની પ્રજા પાસેથી એટલી મોટી રકમ લેવી તે નૈતિક દષ્ટિએ ખોટું જ છે. એટલે કે આવાં કાયમનાં મોટાં કામો ચાલુ સાલની આવકમાંથી કરવાં તે વાજબી નથી. અને તેથી જ, આવાં કામો માટે જો પૈસા ઉછીના લેવામાં આવે તો તે યોગ્ય લેખાય.

અને, આ ઉછીના લીધેલા પૈસાનું વ્યાજ આપવું જોઇએ તથા દર વર્ષે અમુક રકમ અલગ કાઢી રાખવી જોઈએ, કે જે રકમ તેના વ્યાજ સહિત, દેવું પાછું આપવાની મુદતે, દેવાં જેટલી થઇ રહે. આ વ્યાજની રકમ અને આ અલગ કાઢવાનો હપ્તો, દરેક વર્ષની

પ્રજા પાસેથી લેવાં જોઇએ એટલે કે દરેક વર્ષની આવકમાંથી કાઢવાં જોઇએ. આ ઉપરથી સમજાશે કે આખા દેવાનો ભાર અમુક એક જ વર્ષની પ્રજા ઉપર નહિ પડે પરંતુ અમુક વર્ષોની પ્રજા ઉપર પડશે.

પણ એક મુદ્દો હજી વિચારવાનો રહી જાય છે. દેવું પાછું વાળવાની મુદ્દત કેવી રીતે નક્કી કરવી ? આપણે જોયું કે નૈતિક દૃષ્ટિએ તો જે પ્રજાને લાભ મળે તે પ્રજાએ પોતાનો ફાળો આપવો જોઇએ. આ ઉપરથી સમજાશે કે જે પ્રજાને અમુક કામનો લાભ મળવાનો નથી તે પ્રજાને તે કામના દેવામાં ફાળો ભરવાનું કહી શકાય નહિ. એટલે કે, દેવું કરીને જે કામ કરવાનું હોય તે કામ જેટલાં વર્ષો ચાલે તેવું હોય તેટલાં વર્ષોથી વધુ મુદ્દત દેવું ભરપાઇ કરવા માટે હોવી જોઇએ નહિ.

છેવટે એ વિચારવાનું છે કે મ્યુનિસિપાલિટી કેટલું દેવું કરી શકે ? અત્યાર સુધી આપણે જોયું કે કાયમનાં કામો માટે દેવું કરવું એ જરા યે ખોટું નથી, અને દેવું કરવું એ જરૂરનું છે એટલું જ નહિ પણ નૈતિક દૃષ્ટિએ તે જ યોગ્ય રસ્તો છે. તો પછી દેવું કેટલું કરવું ? કોઇ બાહોશ મ્યુનિસિપાલિટીની ઘણી ઇચ્છા હોય કે પોતાના ગામને તદ્દન સુધારી દેવું. પાણી અને મોરીના લાભ આખા શહેરને આપવા હોય, ઉત્તમ રસ્તા બનાવવા હોય, વીજળીના દીવા નાખવા હોય, નિશાળો અને દવાખાનાનાં મકાનો બાંધવાં હોય વગેરે વગેરે. પરંતુ તેને માટે જે પૈસા જોઇએ તે પૈસા કેટલા પ્રમાણમાં ઉછીના લઇ શકાય ? વ્યક્તિ માફક મ્યુનિસિપાલિટીની પણ દેવું કરવાની હદ હોય છે.

અને તે હદ, દેવું કરવાથી ઊભી થતી વાર્ષિક જવાબદારીને પહોંચી વળવાની શક્તિ છે. દર વર્ષે દેવાનું વ્યાજ આપવું પડે અને દર વર્ષે દેવું ભરપાઇ કરવા માટે જે ભંડોળ એકઠું કરવાનું હોય તેમાં હપ્તો ભરવો પડે. આ વ્યાજ અને આ હપ્તા જેટલી રકમ ચાલુ ખર્ચ કરતાં આવકમાંથી બચત રહેતી હોય તો તેટલા પ્રમાણમાં દેવું કરી શકાય. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે દેવું કરીને ચાલુ કામો તો અટકવાં જોઇએ જ નહિ. મોટાં મકાનો બાંધવા બેસીએ, પણ તેમ કરતાં, નોકરોના પગાર ન અપાય, રસ્તા સાફ થાય નહિ, જાજરૂ સાફ થાય નહિ, આગ હોલવવાના બંબા ચાલુ ન રહે અને નિશાળો ચાલે નહિ, એવી સ્થિતિ જો આવી જતી હોય તો બહેતર છે કે દેવું કરી મોટાં કાયમનાં કામો ન કરવાં અને આ ચાલુ કામો કરવાં. ચાલુ કામો કરતાં જો બચત રહેતી હોય તો જ અને તે બચત પૂરતું જ દેવું કરી શકાય.

કેટલીક વખતે એમ પણ બને, કે જે કાયમનું કામ કરીએ તે કરવાથી અમુક ચાલુ ખર્ચ ઘટી પણ જાય. અગર તો અમુક પ્રકારની આવક વધે. દાખલા તરીકે, ગાંધીરોડ બહુ જ સારો બનાવ્યો હોય તો, દર વર્ષે તેની પાછળ સમારકામમાં જે પૈસા જતા હોય તે બચી જાય. અને, જે લત્તામાં ગટર નાખી ન હોય તે લત્તામાં ગટર નાખીએ તો ગટરનો કર આપણને મળે. એટલે કે એકમાં ચાલુ ખર્ચ ઘટે અને બીજામાં ચાલુ આવક વધે તેથી, બચતમાં આ રકમો ઉમેરવી જોઇએ અને તેમ કરતાં જે કુલ રકમ થાય તે, મ્યુનિસિપાલિટીની દેવું કરવાની શક્તિનું પ્રમાણ.

આ ઉપરથી સમજી શકાશે કે આવી સંસ્થાઓ માટે દેવું કરવું એ અનિષ્ટ નથી. એટલે "દેવાદાર મ્યુનિસિપાલિટી" એ શબ્દો કોઇ પણ રીતે હીણપત સૂચવતા નથી.

'નાગરિક'

૩

## દહીં, શિખંડ વગેરે

દૂધનો શકરંદ, ખીર, દૂધપાક, બાસુદી, આઇસક્રીમ, ફાલુદો વગેરે રૂપે પણ આપણે લાભ લઇએ છીએ અને તેનું દહીં, શિખંડ વગેરે પણ બનાવી વાપરીએ છીએ. હું પણ દૂધની વાનીઓ એ આપણા વિષયમાં તપસીલરૂપે છે એટલે એને નહિ સ્પર્શતાં, આટલો અંગુલિનિર્દેશ કરીને આગળ વધીશ.

ખાસ કરીને દૂધ, પનીર વગેરે વિશે બાકી રહેતી થોડીક વાતો રજૂ કરીએ.

દૂધ સીધું અને એકલું લેવું કેટલાકને માફક નથી આવતું, તો જે રૂપમાં ફાવે તેમ અને ફાવે તે સાથે લેવાનું રાખવું. ખરી વાત તો એ છે કે નત્રિલ ખોરાકને પચાવવા માટે જાત જાત દીઠ જુદા જુદા પાચક રસ enzymes આપણા શરીરમાં છે અને તે પાચક રસોને આધારે જ માણસની રુચિ બંધાય છે. છતાં રુચિ અન્ય પદાર્થો સાથે લેવાથી કેળવી શકાય છે. તે પ્રમાણે દૂધની રુચિ વગરના આપણા અલ્પભાગી ભાઇઓને લાજમ છે કે તેઓએ દૂધના ઉપલા ગુણો અને અનિવાર્યતા લક્ષમાં લઈ તેમણે સાથે લિંબુ, સાકર, પીપર કે એવા પદાર્થો લઇને પણ સ્વાદ કેળવવો અને ઉપયોગ વધારવો. માલ્ટેડ પેપ્ટોનાઇઝ્ડ દૂધો વાપરવા.

બીજી એક વાત એ પણ લક્ષમાં લેવાની છે કે દૂધ પ્રવાહી છે માટે ચાવવાની શી જરૂર છે એમ સમજી તેને ગટગટાવી જવું જોઇએ નહિ. "તમારો ખોરાક પીવો અને પીણું ચાવો" એ આરોગ્યશાસ્ત્રની રમુજી કહેવત દૂધની બાબતમાં સવિશેષ અને સરહસ્ય લાગુ પડે છે. એટલે દૂધને ગટગટાવી જવાની ટેવ ટાળવી જોઇએ. વળી દૂધ હોજરીમાં જતાં મીઠાનો તેજાબ મળવાથી તે માંહેનું નત્રિલ જામી જાય છે અને ચામડા જેવાં ફોકડાં બાઝી જાય છે. clotting તે ધીરે ધીરે લઇએ તો જ બને. તેથી નત્રિલની નાની નાની ગાંગડીઓ બાઝે છે અને સહેલાઈથી પચી શકે છે, નહિતર ઘણી જ વાર લાગે છે અને કેટલીક વાર વાદ પણ આવે છે. આથી સરસ રીત એ છે કે દૂધ એકલું લેવા કરતાં બને તો કોઇ પણ ચીજ સાથે લેવાનું રાખવું જોઇએ. જેમકે રોટલો, પાંઉ, પૌંઆ, મેંદો કે કશી ઝીણા કણવાળી ચીજો. એથી દૂધની પેલી ગાંગડીઓ Spongy વાદળી જેવી પોચી બંધાશે અને સહેલાઇથી પચશે. નકરા દૂધ અને આ રીતે કશી ચીજ સાથે લીધેલા દૂધમાં ૮૬ અને ૧૦૦ જેટલો તફાવત છે. દૂધને પીણું નહિ સમજતાં ખોરાક જ સમજવો. સ્કીમ મિલ્કને પણ આ જ નિયમ સ્પષ્ટ રીતે લાગુ પડે છે. ઉનાળા જેવી ઋતુમાં અને કેટલાકને કાયમને માટે દહીં વધારે માફક આવવાનું કારણ પણ એ જ છે કે દૂધ માંહેનું નત્રિલ-જે કેસીન તે વધારે સાનુકૂળ રૂપમાં છે. તેથી પચવામાં વધારે માફક આવે છે.

આપણા મુલકમાં સ્કીમ મિલ્ક વપરાતું થાય તો હું ઘણો જ રાજી થાઉં, પણ જો પનીર-ચીઝ વપરાવા લાગે તો તો મારા હરખનો પાર ન રહે.

દૂધની ખરી કિંમત જો તેના પૂર્ણ નત્રિલ, પ્રજીવનક અને ક્ષારના કારણે મુખ્યત્વે હોય તો પનીરમાં એ સર્વ આવી જાય છે, વધારે સારા જથ્થામાં અને ખાસ કરીને સારા રૂપમાં, એ એની ખુબી છે.

ઘી માખણને રજા આપીને પણ જો આપણે પનીર વાપરી શકીએ તો આપણે ત્યાં સોનાનો સૂરજ ઊગ્યો કહેવાય. તેનું કારણ સ્પષ્ટ છે. ઘી માખણ તો ઉષ્મા અને શક્તિવર્ધક પદાર્થ હોવા ઉપરાંત શું છે? બહુ તો પ્રજીવનક અને કારણે જ જે કાંઈ તેની અનિવાર્યતા સમજો તે. પરંતુ આ પનીરમાં તો તમામ પદાર્થો વધારે પ્રમાણમાં આવે છે અને તેના નત્રિલ પૂર્વપચિત–Predigested સ્વરૂપમાં આવે છે એ જ એની ખુબી છે.

એકલા ફ્રાન્સ દેશમાં જ ૨૫૦ જાતની પનીર વપરાય છે. ચીઝ તો એક ચીજ છે અને એની અને ક્રીમની લિજ્જત તો આપણે હજી હવે ચાખવાની છે.

એ પનીરનું પૃથક્કરણ આપું:—

| પનીરઃ— | પાણી | નત્રિલ | વસા | ક્ષાર |
|---|---|---|---|---|
| | ૩૦ | ૨૬·૩૦ | ૩૩·૪૧ | ૫·૮૯ |
| | ૮૦ | ૧૨·૭ | ·૪ | ·૮ |

આ રીતે પૂર્ણદૂધ કે દુગ્ધરસ બન્નેમાંથી એ બની શકે છે. અને એ બન્ને કરતાં ત્રણથી સાતગણું પોષણ તેમાં સમાયેલું છે, એમ આંકડાઓ પરથી જોઈ શકશો. પણ તેના નત્રિલ પૂર્વપચિત રૂપમા મળી આવે છે તેથી એ વિશેષ પોષક બને છે. સુબહુ પોષક નત્રિલ એની ખુબી છે. પનીર પશ્ચિમની ઢબે આપણે ન બનાવી શકીએ; કારણ આપણી રુચિ, રીતિ અને ધર્મ કદાચ આડે આવે. આપણા દેશની આબોહવા પણ એટલી બધી અનુકૂળ નથી આવતી પણ આપણે અઠવાડિયું પખવાડિયું ટકે તેવી પનીર બનાવીને વાપરી શકીએ. અને આટલું પ્રસ્થાન તો આપણે હવે કરવું જ જોઇએ.

ઘી માખણને બદલે પનીર પસંદ કરવી; છેવટે દૂધ અને સ્કીમમિલ્ક. છાશ એ પ્રાણ-પોષણકારક વસ્તુ તો છે જ. કેમકે તેમાં પણ ઘી–વસા સિવાય બીજું બધું પોષણ આછા પાતળા રૂપમાં રહેલું તો છે જ. છાશ ભલે ડેરીની હોય–એટલે મલાઇમાંથી માખણ વલોવી લઇને રહેલ દ્રવ–Buttermilkની હોય કે આપણી દેશી ઢબે બનાવેલી હોય, કે દહીંનું ગોરસડું ભાગીને બનાવેલી હોય કે પનીર બનાવતા રહેલી whey હોય તોપણ તેમાં પોષણતત્ત્વો ઠીક ઠીક છે જ. તેમાં શર્કરાક્ષાર અને નત્રિલ અને પ્રજીવનક ब, क હોવાથી પોષણકારક તો છે જ; પણ ખાસ કરીને અગાઉ દર્શાવી ગયા છીએ તે પ્રમાણે તેમાં બહુ સારી સંખ્યામાં અને હિતકર જાતના કીટાણુઓ હોવાથી એ મોટા ફાયદારૂપ છે.

સ્કીમમિલ્ક સામે જેને પાચનનો કે રુચિનો કે કશો કાલ્પનિક વાંધો હોય તે તેનું દહીં છાશ તો બનાવી વાપરી જ શકે છે. સ્કીમ મિલ્કમાંથી માવો બનાવી શકાય છે અને તે પણ તેની અંદરના ઘીના અભાવને કારણે ઓછો પોષણકારક ઠરતો નથી. બંગાળા વગેરે ઘણા પ્રાંતોમાં આ માવાની જ મધુર મોહક મિઠાઇઓ બને છે.

આ રીતે ગોરસનો આહારભાગ આપણે ખાસ્સો લંબાણથી જોઇ ગયા. એ વિના હિંદીનું ને ખાસ કરીને હિંદુમાત્રનું જીવન અશક્યવત્ થઇ પડે એ અંતર્ગત સિદ્ધાંતો છણીને બતાવી આપવાનો પ્રયાસ કર્યો છે. જો દુગ્ધાન્નો અનિવાર્ય હોય તો તેનું ઉત્પાદક સાધન જે ગાય તે અનિવાર્ય ઠરે છે.

ભેંસનાં દુગ્ધાન્નો કરતાં ગાયનાં દુગ્ધાન્નો વધારે મધુર, સુપાચ્ય અને રુચિકર છે. ઘીનો મોહ ઊડી જાય અને દૂધની કિંમત સમજાય તો ગાય ભેંસ કરતાં મોંઘી ન જ પડે, એ ખચીત કરી માનજો. કેવળ ઘીની જ દૃષ્ટિએ જુઓ તો એક ભેંસ ગાયથી ૧/૪ ભાગ સસ્તી પડે છે; પરન્તુ દૂધની દૃષ્ટિએ ગાય જ ચડે. વળી ગાયને માટે વિકાસક્ષેત્ર અને ગાયની અંદરની વિકાસક્ષમતા ભરપૂર છે. ગાય પ્રતિ આપણને પ્રીતિ જામે તો આપણે હિંસામાંથી બચીએ. પાડાની અને ગાયની બન્નેની ઉપરાંત ખેતી અને ખેડૂતની અને તે ભાંગતાં નીપજતી હિંદીઓની મનુષ્યહિંસામાંથી પણ આપણે બચીએ, એ પરંપરા વિચારસરણીથી સમજી શકાય તેમ છે.

વિષયાન્તરની બીકે, સુજ્ઞ કરુણારસિક સજ્જનોને માટે આટલું સૂચન બસ નહિ થાય ?

## ગોરસમાં દગો

દૂધની પરીક્ષાનો સાચો આધાર પેલી કાચની ચકલી–Lactometer કે જે વડે તેની ઘનતા માપી શકાય છે તેના ઉપર નથી; તે ભ્રામક નીવડે છે. પણ તે ઉપરાંત ખરો આધાર તો દૂધમાં કેટલું ઘી–વસાનું તત્ત્વ છે તે માટે Fat test કરવો અત્યંત ઉપકારક અને આવશ્યક છે. હરેક શહેર સુધરાઇએ એની સગવડ કરવી જોઇએ.

દૂધમાં પાણી નાખવું કે સોગંદ ખાવાની સગવડ મળે તે માટે પાણીમાં દૂધ નાખવાના સાદા દગાથી માંડી દૂધમાં સ્કીમ મિલ્ક નાખવું, દૂધમાં બન્ને નાખવાં, દૂધમાં ચાક, ચૂનો, આટો, સાકર, વીરકોજન કે તમાકુ જેવા પદાર્થો નાખવા, દુર્ગંધ ટાળવા કે લાંબા વખતનો સડો ઢાંકવા ફોર્મેલ્ડીહાઇડ, બોરાક્ષ વગેરે અપાયકારક રાસાયણિક દ્રવ્યો નાખવાં એ બધું નીતિહીન અને આરોગ્યને ઘાતક છે. એથી બચવા ઢોર પાળવાં જોઇએ. સહકારી ધોરણે કે ઘેર અથવા ચોખ્ખા દૂધની સગવડ મેળવવી જોઇએ.

ઘીની અંદર પણ શકરિયાં, બટાટા કે શિંગોડાના લોટથી માંડી, કોપરેલ, કપાસિયા, છાશ, હરકોઇ તેલ કે છેક ચરબી અને વેસેલીન સુધી દગો અને ભેગ ચાલે છે.

ઘીમાં કે ઘીને નામે વેજીટેબલ ઘી તો પુષ્કળ વપરાય છે. હવે તો આપણા કમભાગ્યે હિંદમાં જ એનું કારખાનું નીકળ્યું છે.

આ બધામાં ઘીને ભાવે વેજીટેબલ ઘી ખરીદવા કરતાં વેજીટેબલ ઘી જ શા માટે સસ્તું ન ખરીદવું ? વેજીટેબલ ઘી એટલે ચોખ્ખું છતાં કસ વગરનું તેલ, બીજું કશું નહિ; એમ જ સ્કીમ મિલ્ક પણ નીરાળું શાને ન ખરીદવું ? પશ્ચિમમાં માખણથી અલગ ઓલીઓ માર્ગેરીન ચરબીમાંથી બનતો ઘી જેવો પદાર્થ વેચાય છે, પણ બન્નેનો દગો રાજ્યપાત્ર ગણાય છે. તેમ ઘીમાં વેજીટેબલ ઘીનો અને દૂધમાં સ્કીમ મિલ્કનો દગો સખ્ત સજાને પાત્ર ઠરવો જોઇએ. અલગ ચીજ તેના લાયક ભાવે ભલે વેચાય, પણ ઊંચી ચીજનો ભાવ દઇ દગો, રોગ અને કચરો ખરીદવો એથી બીજું હાંસીપાત્ર અને હાનિકર શું હોઇ શકે ? આપણે હવે ક્યારે ચેતીશું ?

વળી દૂધ, દહીં, માખણ, ઘી વગેરે એવી વિકારશીલ વસ્તુઓ છે કે તેમાં રોગોત્પાદક કીટાણુઓ, કચરો, ગંદકી વગેરે એકદમ લાગી જાય છે અને અનેક જાતના રોગ કે રોગકણો એના દ્વારા આપણા દેહમાં પગપેસારો કરે છે.

આપણે એ માટે ચોખ્ખા, શુદ્ધ અને આરોગ્યસિદ્ધ વાતાવરણમાંથી જ એ ચીજો મેળવવી અને વાપરવી. પ્રમાણિત પદાર્થોનો—certified productsના કાયદા જ આપણે

ત્યાં નથી એટલે અનેક જાતની ગંદકી, દગા અને રોગના આપણે ભોગ થઇ પડીએ છીએ એ ઓછું ખેદજનક, લજ્જાસ્પદ અને હાનિકર નથી આપણે એ દિશામાં ચેતવું જોઇએ: ખાસ કરીને આપણી શહેર સુધરાઇઓએ અને નેતાઓએ.

હવે ગોરસનો ઉત્પાદક વિભાગ ચર્ચી લઇએ.

ગોમૂત્ર અને ગોમય એનો આયુર્વેદની દષ્ટિએ શો ઉપયોગ છે એ સંભારવાની આપણે જરૂર નથી. આપણે ગોમૂત્ર અને છાણનો પૂરતો પૂરો અને સાચો ઉપયોગ કરીએ તો ગાયમાતાનું ધાવણ ધાવવા સાથે ધરતીમાતાનું ધાવણ પણ ધાવવા પામીએ. આપણી ધરતી વર્ષોનાં વર્ષો સુધી ખાતરના અભાવે રસકસ વિનાની ક્ષીણ અને ક્ષુલ્લક બનતી જાય છે એ આપણા અવલોકનની વાત છે.

એક બાજુથી જેમ ઘાસ એટલે ગાય, તેમ ધારા એટલે ઘીદૂધ; તેમ બીજી બાજુથી ગાય એટલે ગોમૂત્ર અને ગોમય તેમ ગાય એટલે જ ખાતર અને બળદરૂપી વહનબળ.

અર્થાત્ હિંદમાં ગોચક્ર અને કૃષિચક્ર એટલું અન્યોન્યને ઉપકારક છે કે એકની હસ્તી બીજા વિના કલ્પી શકાય જ નહિ

ગાય ખેતીને, ખેતી ગાયને અને બન્ને આપણને પોષે છે. આપણે એ પોષણજીવનચક્ર અબાધિત અને અખંડિત ફરતું રાખવું હોય તો એ પોષણના બદલામાં આપણે ગાયને પોષવી જોઇએ. કારણ ગાયને પોષવાથી ખેતી પણ પોષાશે અને તેથી વળી ગાય અને પરિણામે આપણે પોષણ મેળવ્યા જ કરીશું.

આપણી ધરતીને આવશ્યક પોષણ નાઇટ્રોજન, પોટાશ અને ફોસ્ફરસ મુખ્યત્વે જોઇએ છે. આપણને ગાય દૂધનું પોષણ આપે છે તેમાં એ તત્ત્વો બહુ જ ઓછા પ્રમાણમાં આપે છે. આપણને ન જોઇએ તે ધરતીને ખપે એવી તો એ મહાકરુણાળુ છે. ગોમૂત્ર અને ગોમયમાં જે એ તત્ત્વો બહોળા પ્રમાણમાં છે એટલે આપણે દુગ્ધાન્નો વાપરીએ તો ધરતીને બહુ લૂંટતા નથી; કારણ, ગાય તેનો ઘણો હિસ્સો છાણમૂત્રરૂપે ભરપાઈ કરે છે. માત્ર દુગ્ધાન્નોરૂપે મળતું ધરતીને આવશ્યક પોષણ આપણે ધરતીને ભરપાઇ કરવાનું ઋણ આપણા ઉપર રહ્યું કહેવાય. આપણે તો તે નથી ભરતા, પણ નગદધર્મી પશ્ચિમ તો તે પણ ભરે છે.

દુગ્ધાન્નોમાંથી માત્ર ઘી માખણ ખેતર બહાર ચાલ્યા જાય તો જમીનને કશી ખોટ નથી જતી, કારણ તેલ ચરબીવાળો પદાર્થ ખાતરરૂપે કામમાં નથી જ આવતો. પરંતુ દુધમાંહેનું નત્રિલ અને ક્ષાર જેવા તત્ત્વો ખેતર બહાર ન જાય તે માટે ત્યાંનો ખેડૂત તો ખેતર ઉપરના ઢોર જાનવરને સ્કીમમિલ્ક પાય છે અથવા જો દૂધ પીલાવે છે તો તે સ્કીમમિલ્ક ખેતર ઉપર પાછું જ લાવે છે એટલે કસ જતો નથી. વળી આખી જનતાના મળમૂત્ર પણ ખાતરમાં વાપરતાં તે ચૂકતો નથી. આથી જમીન અને ગાય બન્નેને પુષ્ટ રાખી શકે છે અને બન્ને પાસેથી પુષ્ટિ મેળવી શકે છે. એટલે ત્યાં આ યજ્ઞચક્ર સુંદર અને સતત ચાલ્યે જ જાય છે.

આપણે પણ આપણા જાજરૂ અને ખાળકુંડીનું સુવર્ણ ખાતર ધરતીને ધરવું જોઇએ. આજે કમભાગ્યે એક બાજુથી આપણે ઘણાં થોડાં ઢોર આપણા દેશમાં હોવાનું કલ્પા કરીએ છીએ, ત્યારે બીજી બાજુથી આપણે ત્યાં આપણે એટલે કે આપણી હિંદમૈયા-હિંદની ધરતી

પોષી શકે તેથી વધારે માણસો છીએ અને તેથી વધારે ઢોર છે. એ એક અકાટ્ય બીના મારે આપના ચરણે ધરવી જોઇએ.

આપણે આપણા નબળા નમાલા અને નિરુપયોગી ઢોરને લીધે અબજો રૂપિયાનું નુકસાન ભોગવી રહ્યા છીએ એ કોણ સમજાવી શકે? જોઇએ તેથી ઢોર વધારે છે એમ ભલે ન કહીએ, પણ નિભાવી શકીએ તેથી વધારે ઢોર છે અને હોવાં જોઇએ તેથી વધારે નમાલાં તે ઢોર છે, જેથી આપણને એ ભારે થઇ પડે છે.

ખાતરની બાબતમાં પણ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. ઢોરનાં મળમૂત્ર ઉમદા અને ઉપયોગી ખાતરો છે. રાસાયણિક ખાતરો પણ તેની ટોચે ન આવી શકે અને આવે તો ય તેના વિના તો ચાલી ન જ શકે, જેમ આપણા કુદરતી ખોરાકની જગ્યાએ કેવળ રાસાયણિક ખોરાકથી ન ચાલી શકે તેમ. આપણે ત્યાં ગરમ પ્રદેશને લીધે જમીનમાં નાઇટ્રોજનની ખાસ તંગી પડે છે અને ઓછામાં ઓછા તે આપણે પૂરો પાડી શકીએ છીએ.

ખાતરની બાબતમાં પણ સ્થૂળ કરતાં પ્રવાહી ભાગ અને તે કરતાં પણ વાયુમય ભાગ વધારે કસદાર છે. છતાં આપણા જીવનની ગંદી ગોબરી અને કઢંગી રીતોને લીધે આપણે એ વાયુમય ભાગ વેડફીને આપણે આપણાં ફેફસાં અને શેરીઓને ગંધવીએ છીએ. એ પ્રવાહી ભાગને ફેંકી દઇને હવા અને ધૂળ બગાડીએ છીએ અને સ્થૂળભાગને પણ જ્યાં ત્યાં વેરણશેરણ પથરાયેલા ઊકરડા રૂપે ગુમાવીએ છીએ. એમાં આપણે કોનો કોનો દ્રોહ કરીએ છીએ તેની કાંઈ કલ્પના ખરી?

જનતાનું અનારોગ્ય, આપણું દારિદ્ય, ધરતી અને ગાયનો ભૂખમરો અને તે દ્વારા આપણો પોતાનો પણ ભૂખમરો આપણે વહોરીએ છીએ. આપણે તેને બદલે યોગ્ય રીતે ખેતરમાં દાટવાં જોઇએ (Trenching), અથવા યોગ્ય માપના ખાડામાં (Compost) છાણ, મૂત્ર, ઓગઠ માટી ચૂના પાણી સાથે સંઘરવા જોઇએ. આ ખાડ વાસ્તવિક રીતે લોકસંગ્રહ–જનકલ્યાણની અપ્રકટ વેદીરૂપ નથી તો શું છે? ધરતીમૈયાને આપવાની આહુતિ જ આપણે એમાં નાખીએ છીએ કે બીજું કાંઇ? આ વેદીને પાશ્ચાત્યો ખેડૂતની અનામત પેઢી–Farmer's Reserve Bank કહે છે. આપણે ગોપૂજન કરવા ચાહતા હોઇએ તો ગોરસનો પૂર્ણ લાભ લેવો જોઇએ: આહારભાગ આરોગીને અને ઉત્પાદકભાગ પાછો આપીને. આ જ તપ, ભોગ અને યજ્ઞનું ચક્રપ્રવર્તન છે.

એને બદલે આપણે મૂત્રની કે ગંધની તો પરવા કરતા જ નથી. માત્ર ગોમય–છાણને છાણાં કરી બાળીએ છીએ. છાણાં બાળવા જેવી રાષ્ટ્રીય હાનિ કે રાષ્ટ્રીય દ્રોહ મારી કલ્પનામાં ભાગ્યે જ આવી શકે છે. એને લીધે જ આટઆટલા ઢોર છતાં માત્ર બે ટકા હિંદની ધરતી છાણનું આવું ઉમદા ખાતર પામી શકે છે; બાકીનીને હરગીઝ એ નથી જ મળતું. આ આપણી કમનસીબી નથી તો શું છે?

આપણે ગોરસનો પૂર્ણ લાભ લેવો હોય તો આવો વ્યય બંધ કરવો જોઇએ. એ માટે બળતણને લાયક કાંટ કે ઝાડ ઉગાડવાં જોઇએ. ગ્લેડસ્ટને આયર્લૅંડના ખેડૂતોને રાહત મળે એ માટે સહેલાઇથી સાહિત્યનો પ્રચાર થાય એ ખાતર કાગલ ઉપરની જકાત ઘટાડી હતી. તો એથી તો આ સુધારો વધારે નિકટનો ને આવશ્યક છે.

ઢોરની ઓલાદ સુધારવી જોઇએ, કારણ સંખ્યા વધી શકે તેમ નથી. ઢોરની ઓલાદ Weed, Feed, Breed & Heed Methodથી સુધરે. (નમાલાંને વીણી કાઢો, ખાદ્ય,

બરદાસ અને ઉછેર.) એ માટે ખરાબ ઢોરમાંથી સારાંને વીણી કાઢો, નમાલા સાંઢને ખસી કરી નાખો, ઉત્તમ સાંઢની ભેટ કરાવો. પાંજરાપોળને દુગ્ધાલયના રૂપમાં મૂકો, ચર્માલયો સ્થાપો. ઈતરડી–દિન (*Tick-day*) ઉજવો. વૃક્ષારોપણ પર્વ (*Arbour-day*) ગોઠવો. ગોપૂજનના ઉત્સવો ઉજવો અને સુખી થાઓ પશ્ચિમ આજે શું કરી રહેલ છે? એ દિશામાં તો આપણે અંજાઈ જઈએ તેવા ચમત્કાર તે કરી રહેલ છે. ત્યાંની ગાયો જુઓ. તેની પેદાશ કેટલી હોય છે તે જાણો છો? વર્ષે દહાડે ૩૭૦૦૦ રતલ દૂધ આપનાર ગાયો ત્યાં પડી છે. ૧૩૦૦ રતલ માખણ આપનાર ગાયો ત્યાં પડી છે.

૩૫૪ ઇંડાં આપનાર મરઘી, ૨૦૦૦ રતલ જેટલું દૂધ અને ૧૧૦ રતલ જેટલું માખણ આપનાર તો બકરીઓ ત્યાં થાય છે.

ત્યાંની ગાયો જેટલું માખણ આપે છે તેટલું તો દૂધ પણ આપણી ગાયો નથી આપતી, એ બિના આપણે માટે દયા, લજ્જા અને શોકજનક નથી? અને છતાંયે આપણો દાવો છે કે આપણે ગોપૂજક છીએ! ગાયનાં પૂજન આપણે ભૂલ્યા છીએ. આપણે તે સાચા ભાવમાં અને સાચી રીતે આદરીએ અને સુખી થઈએ; નહિતર એ દિશામાં આપણી દશા શિયાળ જેવી જ થશે. આપણે ચેતીએ. પ્રભુ આપણને સાચી અહિંસા, સાચું પૂજન અને સાચો સ્વાર્થ શીખવે અને આપણે સુખી થઈએ. माष्वीर्गावो सन्तु नः ॐ शान्तिः

ડાહ્યાભાઇ જાની

# ઉદ્‌બોધન

રે બડભાગી! જોને જાગી,
તારી નિદ્રા ઘોર હવે દે ત્યાગી!
સ્વપ્નાગાં વામન જેવી તેં
દીઠી કાયા તારી–
વિરાટનો વારસ તું શાને
ડૂબ્યો ભ્રમમાં ભારી!
'જાગે તે સૌ પામે તે જો,
ખુવે સુતેલાં પ્રાણી;'
ઊઠ! ભભૂકે યજ્ઞની જ્વાલા,
સ્મરી આ પ્રાચીન વાણી!
પ્રાચીમાં તવ શ્વાસે જાગે
તેજ–પુરુષ જો ભારી–
ભારત! ઊઠ હજી શું ઘોરે?
વીતી રજની તારી!

સ્નેહરશ્મિ

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારાં સ્ત્રીપુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સઘળી માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## વિહારસમાચાર

સંવત ૧૯૮૮ ચૈત્ર સુ. ૧
મુ. આસપુર ઠે. જૈન ઉપાશ્રય

સ્વસ્તિ શ્રી પાર્શ્વજિનં પ્રણમ્ય મુ. પાટણ મધ્યે સદ્‌ગુણયુક્ત પૂજ્ય ગુરુભ્રાતા શ્રીમાન્ મેઘવિજયજીની પવિત્ર સેવામાં સ્નેહી પુણ્યની સાદર ૧૦૮ વાર વંદના: આપશ્રી ધર્મપસાયે સુખસાતામાં હશો. હું પણ ધર્મપસાયે અતિ આનંદમાં છું.

આપે સવિસ્તર વિહારસમાચાર લખવા સૂચના કરેલ, પણ દરરોજનો ચાલુ વિહાર તેમજ નવાં નવાં તીર્થસ્થાનો અને જ્ઞાનભંડાર આદિના નિરીક્ષણમાં સમય પસાર થવાને કારણે હું વિહારના સમાચાર તરતમાં લખી શકયો નથી હવે આજે આપની સૂચના મુજબ તે સમાચાર લખવાનો આરંભ કરું છું.

પાટણથી વાગડોદ સુધી તો આપ સાથે હતા. એટલે તે માટે આપને જણાવવાનું કશુંયે બાકી રહેતું નથી. ત્યાંથી આપનાથી છૂટા પડી અમે લાખણદ થઇ મેત્રાણા તીર્થની યાત્રા કરી અનુક્રમે વિહાર કરતા ડીસાકૅમ્પ પહોંચ્યા. ત્યાં અમે શ્રીમાન હંસવિજયજી મહારાજજીનાં તથા ત્યાંના આપણા જૈનમંદિરનાં પણ દર્શન કર્યાં. ત્યાંનું મંદિર અર્વાચીન છે. આ સિવાય અમે ડિસાકૅમ્પમાં દર્શનીય મનાતો હવાપીલર * જોયો. હવાપીલરની નીચેના આસપાસના ચોગાનમાં જુદે જુદે ઠેકાણે જુદા જુદા પ્રકારનાં થર્મામીટરો ગોઠવવામાં આવ્યાં. એ દ્વારા હવાનું વજન, તેની જાડાઈ અને પાતળાપણું, તેમાં રહેલ ભેજ અને ગરમીનું માપ જાણી શકાય છે. વરસાદ કેટલા ઇંચ વરસ્યો એ જાણવાનું સાધન જેમ ઘણે સ્થળે હોય છે તેમ અહીં પણ છે. હવાપીલરના ઉપર બે ચક્કર ગોઠવવામાં આવ્યાં છે; જેમાંના એકથી હવાની ગતિ કયી દિશા તરફ છે તે જાણી શકાય છે, અને બીજાથી અમુક કલાકમાં અથવા એક દિવસ અને રાતમાં હવાએ કેટલી ગતિ કરી એ તેની સાથેના ઘડિયાળના કાંટાને જોઇ હરકોઈ કહી શકે છે. હવાપીલર ઉપર અમે ત્રણ સાધુઓ, બીજા ગૃહસ્થો અને તેની સમજ પાડનાર મળી એકંદર સાત જણ ચઢયા હતા. આથી વધારે માણસો ત્યાં બેસી શકે એમ હતું પણ નહિ. હવાપીલર એટલો ઊંચો છે, તથા એની આજુબાજુ કઠેરો નથી એ કારણે ત્યાં બેઠા બેઠા નીચે નજર નાખીએ તો પણ ચક્કર આવે એવું હતું. અમે સાવચેતીથી તેના ઉપર બેઠા અને અમારી પાસેના દુરબીનથી દૂર દૂર સુધી દેખાતાં ગામ અને પહાડ આદિ જોયું અને પાછા નીચે ઊતરી આવ્યા. પીલરની પાસમાં એક ચોતરો બનાવવામાં આવેલો છે, અને તેના ઉપર દરિયાની સપાટીથી આ પ્રદેશ કેટલી ઉંચાઇએ છે તે નોંધવામાં આવ્યું છે.

---

* વાયુમાપક યંત્ર ( Barometer ) મૂકવામાં આવ્યું છે તે સ્તંભ.

ડીસાકેમ્પથી હવાની ગતિ આદિને લગતો તાર દિવસમાં બે વાર સીમલા પહોંચાડવામાં આવે છે અને તોફાની મોસમમાં હવાની ગતિ આદિને લગતા તારના સંદેશાઓ વધારે વખત પણ મોકલવા પડે છે.

ડીસાકેમ્પ પાલનપુર નવાબને સોંપી દેવામાં આવ્યો છે, તેમ છતાં આ હવાપિલર ઉપર બ્રિટિશ સરકારની જ દેખરેખ કાયમ રહે છે. અને એના રક્ષણ માટેની કાળજી બ્રિટિશ સરકાર જ રાખે છે.

ડીસાકેમ્પથી નીકળી અમે ભરત ગયા અને ત્યાંથી વિહાર કરી કુચાવાડા થઇ પાંથવાડા પહોંચ્યા. ભરત જતાં રસ્તામાં બનાસ નદી આવી. એનો દોઢ ગાઉનો રેતાળ પટ ખુંદ્યો ત્યારે ભરતપુરનાં દર્શન થયાં. બનાસની આસપાસ દૂર સુધી ઘઉં વગેરેની ખેતી જોઈ મને આચાર્યશ્રી ક્ષેમકીર્તિએ બૃહત્કલ્પની વૃત્તિમાં ટાંકેલું **वन्नासायां नीरपूरप्लावितायां धान्यानि उप्यन्ते** એ વાક્ય યાદ આવ્યું અને પાણી વહીને સાધારણ રીતે જ રસભરપૂર બનેલ બનાસ નદીની રેતમાં જેમ જુના જમાનામાં અનાજ વવાતું એ જ પ્રથા આજ સેંકડો વર્ષ વહી જવા છતાં અવ્યવચ્છિન્ન રીતે ચાલુ છે એ પ્રત્યક્ષ અનુભવ્યું. ભરતમાં રાત્રે ખૂબ ઠંડી પડી. સવારે અમે કુચાવાડા તરફ પ્રયાણ કર્યું. ગામ બહાર નીકળતાં જ દોઢ ગાઉના પટવાળી રેતાળ ઝાભણી નદી આવી. રેતી એવી ઠરી ગઇ હતી કે પગ જ ન ઊપડે. છેવટે ધીમે પગલે ચાલી માઇલ જેટલો રસ્તો કાપ્યો ત્યારે સૂર્યદેવે પોતાનાં કિરણો અમારા તરફ મોકલ્યાં. અને અમારા આનંદમાં ઉમેરો થયો. તેમ છતાં ઠંડા વાતાવરણના અનુભવપૂર્વક અમે ઝાભણી નદીના ત્રણ માઇલના રેતાને પાર કર્યો, અને સીધો રસ્તો આવ્યો. અનુક્રમે કુચાવાડા થઇ પાંથાવાડા પહોંચ્યા.

પાંથાવાડામાં અમને શ્રાવકો દ્વારા ખબર મળી કે ત્યાંથી ત્રણ માઇલના ફાસલા પર પાંચુઆળ ગામમાં બે પ્રાચીન મંદિરો છે. અમે બીજે દિવસે શ્રાવકો સાથે ત્યાં ગયા. પાંચુઆળ ગામથી થોડા અંતર પર જંગલમાં ઉપરોક્ત બે પ્રાસાદો આવેલા છે. શ્રાવકો સાથેના પરિચયને લીધે ગામના જાગીરદારો અમને મંદિર દેખાડવા માટે સાથે આવ્યા. અમે મંદિરની નજીકમાં પહોંચ્યા. પહેલું ગંગેશ્વર મહાદેવનું મંદિર આવ્યું. તે '૧૩૯૫ વિક્રમ સંવતનું બનેલું છે' એ ભીંત ઉપરના લેખ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે. મંદિર સામાન્ય રીતે અખંડ સ્થિતિમાં ઊભું છે. મંદિરની આસપાસ તૂટી ફૂટી ગયેલી મૂર્તિઓ અને મંદિરના ખંડિત વિભાગો ઘણા પડેલા છે. કેટલીયે મૂર્તિઓ ઉપર લેખો છે. એ લેખો સંવત ૧૩૯૫ આસપાસના છે. એ બધાયનો સંવત મેં જોયો પણ એ દરેક વાંચવા માટે જે ચિત્તસ્થિરતા અને અવકાશ જોઇએ, તે ન હોવાને લીધે તેમાંની હકીકત જાણી શકાઇ નથી. કોઇ કોઇ લેખ સત્તરમી સદીનો પણ છે. એ લેખમાં મંદિરની પાડોશમાં રહેનાર ગર–ગુરુ બાવાઓનાં નામ અને તેમની સાથે સંબંધ ધરાવતી હકીકત હોય એમ લાગ્યું. એક તો મને સ્થિરતા નહિ અને બીજી વાત એ કે સામાન્યતયા જૈનેતર મંદિરોમાંના શિલાલેખોની લિપિ અતિ અવ્યવસ્થિત અને તે સ્થિતિમાં પાછું લેખોનું જે રક્ષણ હોવું જોઇએ તે ન હોવાને લીધે આ લેખો દુર્વાચ્ય જેવી દશામાં આવી ગયા છે. સામાન્ય રીતે મને તો એમ લાગે છે કે જૈન લોકોએ લેખોની લિપિમાં જે સુઘડતા અને સુંદરતા રાખી છે તેવી અને તેટલી જૈનતરોએ રાખી નથી. જો કે આ એકાન્ત તો ન જ કહેવાય.

ગંગેશ્વર મહાદેવના પ્રાસાદનું દર્શન કરી અમે આગળ ચાલ્યા ત્યાં નદી આવી. નદીના આ કિનારે તૂટેલા મંદિરના ટુકડા આદિ પડ્યા હતા તે જોયા અને નદીના રેતાથી પૂરાઇ ગયેલા કુંડની જગા જોઇ. તે પછી અમે નદી ઓળંગીને સામે કિનારે થોડે દૂર ગયા કે એક મંદિરનું દર્શન થયું. મંદિરનો એક મંડપ ઊભો છે અને બાકીનો ભાગ તૂટી ગયો છે. આ મંદિરને ઉકડેશ્વર મહાદેવના મંદિર તરીકે ઓળખાવવામાં આવે છે. ત્યાંના ફરનાર ભરવાડના કહેવાથી એક ઊંધા પડેલ થાંભલાને સીધો કર્યો તેના ઉપર એક લેખ હતો. લેખ ટોચાઇ ગયેલો હોવાથી તેનો સંવત કે બીજી કશી હકીકત જાણી શકાતી નથી. મંદિરની આસપાસ પથ્થરોનો ઢગલો પડ્યો છે. તેમાં કેટલાય પથ્થરો ઉપર અક્ષરો કોતરાયેલા નજરે પડે છે. પણ મોટે ભાગે તે, જેના ધ્યાનમાં જે આવ્યું તે લખી કાઢ્યું હોય એવા છે. જે મંડપ ઊભો છે તે પણ એવો જણાય છે કે કોઇએ બીજે ઠેકાણેથી પથ્થરો લાવી ઊભો કર્યો હોય. પણ આ માટે કશું નક્કી કહી શકતો નથી.

વચમાં નદી, તેના બે કિનારે બે પ્રાસાદો, આજુબાજુ પહાડ અને ઝાડી, અને એકાન્ત પ્રદેશ: એ બધું હૃદયને જરૂર આકર્ષક લાગતું હતું. જીવનમાં વાસ્તવિક શાન્તિ મેળવવા ઇચ્છનાર માટે આવાં નિરુપાધિ સ્થાનો જ ઉપયોગી ગણાય. પણ આપણા જેવા ઉપાધિને પરાણે વળગનાર માટે તો આ કથન માત્ર વાગ્જાળરૂપ જ બની જાય છે.

પાંથાવાડાથી અમારે આબુરોડ જવું હતું. તેથી અમે ત્યાંના તહેસીલદાર આપણા શ્રાવક શ્રીયુત ચીમનલાલ કે જેઓ પાલનપુરના રહેવાસી છે તેમની સૂચના મુજબ અને તેમણે કરી આપેલ ચોકી આદિના રક્ષણ નીચે ચોઢવા ગયા. અને ત્યાંથી બીજે દિવસે સારોતરા તરફ પ્રયાણ કર્યું. આ રસ્તો ચાલવાને માટે ઘણો સારો હતો. પણ રસ્તો પહાડી અને જંગલી હતો. વચમાં આપણે ચાલવાને માટે પગરસ્તો, રસ્તાની બે બાજુ પર સો સો બસો બસો કદમ સુધી જ્યાં જુઓ ત્યાં જુદી જુદી જાતનાં વૃક્ષોનો સમૂહ અને ક્યાંક ક્યાંક ઘાસનું ગાઢું બીડ અને તે પછી બન્ને ય બાજુએ પર્વતોની હારમાળા ઊભેલી નજરે આવતી હતી. રસ્તામાં ઠેકઠેકાણે પાણીના વહેળાઓ આવતા, તળાવો પણ નજરે પડતાં હતાં, પણ એ બધાંય ઉનાળાનું દર્શન થવા પહેલાં જ મૃતદશામાં આવી જાય એવાં હતાં. ઘણે ઠેકાણે મોટા વડલા, પીંપળા આદિ વૃક્ષોથી સુશોભિત વિશાળ શિલાઓ નજરે પડતી હતી. પણ અમારે આ દિવસે લાંબો પંથ કાપવાનો હોઇ તેમજ આ શિલાઓ રસ્તાથી થોડે દૂર હોઇ અમે કોઇના ઉપર બેસવા ભાગ્યશાળી થયા નથી. રસ્તામાં ઠેકઠેકાણે, બોરની ઋતુ ચાલુ હોવાને લીધે, બોરના ઢગલાઓ પડ્યા હતા જેને ખાનાર ત્યાં કોઇ નહતું.

રસ્તાની બે બાજુ પર જે ગિરિશિખરોની શ્રેણિ ઉભેલી હતી તે દરેકનાં સામાન્ય રીતે નામો તો હોય જ છે પણ તેને દરેક માણસ જાણતો હોય એ અસંભવિત જેવું છે. અત્યારે તો એ જંગલવાસી માણસો પણ ભાગ્યે જ એ શિખરોનાં નામ જાણતા હોય છે. અસ્તુ. અમારી સાથેના માણસોએ બે શિખરોનો અમને પરિચય આપ્યો: એક "જસારાજ" ગિરિશિખરનો અને બીજો "સાસુવહુ"ના પહાડનો. પહેલા જસારાજને આબુના મામા તરીકે ઓળખાવવામાં આવે છે. શા કારણથી એ ગિરિશિખરને અર્બુદગિરિનો મામો કહેવામાં આવતો હશે એ તો તેના રહસ્યને જાણનારા કહી શકે. બીજા ગિરિશિખરને સાસુવહુનો

રહમદિલી મેળવવા, પ્રમાણિકપણે નાત આગળ પોતાનાં નામ રજુ કરી દે! દરખાસ્ત મૂકનાર ભાઈ એક લેખક છે. વગર મહેનતે ગુનેગારને શોધી કાઢવાનો તેમનો કેવો સહેલો ઉપાય! સરકાર પણ ગુનેગારોને શોધવા આવો કીમિયો અજમાવે તો!) જેઓ અત્યારે હાજર હોય તેમણે અત્યારે લખાવવાં અને ગેરહાજર હોય તેમણે આજનું પ્રોસિડીંગ્સ છપાઈને બહાર પડે ત્યારથી દસ દિવસની અંદર નાતને જણાવવાં. આ પ્રમાણે કરશે તો નાત તેમના ઉપર કંઈક રહમદિલી રાખશે. પણ જેઓ જણાવશે નહિ અને નાત સાબીત કરશે તો તેઓનો રૂપીઆ એક હજાર ને એક સુધી દંડ અને ત્રણ વરસ સુધી વ્હેવાર બંધ કરવામાં આવશે."

ત્યારબાદ રા. મોહનલાલ કેશવલાલ ગોળવાળા ત્રીજી દરખાસ્ત મૂકે છે કે "આપણી જ્ઞાતિની કોઇ પણ વ્યક્તિએ પુનર્લગ્નવાળા સાથે કોઇપણ જાતનો વ્હેવાર રાખવો નહિ. (ફક્ત વ્હેપાર કરી શકાશે) અને રાખશે તો રૂપીઆ એક હજાર સુધી દંડ અને એક વરસ સુધી નાતના વ્હેવારથી દૂર થશે." (આતિથ્યમાં પંકાયેલા ભારતીયને ઘેર જો કોઇ પુનર્લગ્નવાળો મહેમાન આવી ચઢ્યો તો રૂ. ૧૦૦૧)ની કોથળી નંગ ૧ તૈયાર રાખવી અને ઉપરથી એક વરસ નાતનો બહિષ્કાર!)

ઉપરના ઠરાવો થયા બાદ જો કોઈ ગુનેગારે પ્રમાણિકપણે પોતાનાં નામ આપી દીધાં હોય તો તેને સજા કરવા સારૂ અમારી નાત તા. ૧૮-૭-૩૧ ના રોજ રા. મોહનલાલ કેશવલાલ ગોળવાળાના પ્રમુખપણા નીચે મળી, જે વખતે જ્ઞાતિના કેટલાક હિંમતવાન યુવકોએ પ્રોસિડીંગ્સમાં લખાવ્યું કેઃ—

"નીચે લખેલા ગૃહસ્થોએ આ પુનર્લગ્નમાં પૂરતી સહાનુભૂતિ અને ઉત્તેજન આપેલું છે અને હવે પછી ન્યાતની અંદર અંદર થતા પુનર્લગ્નમાં પોતાની સહાનુભૂતિ અને ઉત્તેજન આપશે."

રા. રા. જીવણલાલ ચીમનલાલ મહેતા, જેઓ મેસર્સ. સી. જીવણલાલની કંપનીના ભાગીદાર છે અને ન્યાતની આપખુદી તોડવા ખાતર ખાસ મુંબાઇથી શ્રીમતી ઇન્દુમતીના નજીકના સગા હોવા છતાં અત્રે નાતની મીટીંગમાં હાજરી આપવા આવ્યા હતા, તેમના ઉપરાંત બીજા લગભગ વીસેક ભાઈઓએ ટપોટપ ન્યાત સમક્ષ પોતાનાં નામ નોંધાવી દીધાં. આવો વીફરેલો મામલો જોઇ નાતના બડેખાંઓ તો હેબતાઇ જ ગયા અને પછી ધીમે ધીમે તેઓએ ફેરવી તોળ્યું. કરેલા ઠરાવો તો કાયમ જ રહી ગયા, પણ ગુનેગારોને પકડવાનું માંડી વાળ્યું કારણ કે તે તેમની શક્તિ બહારનું કામ હતું ઉપર મુજબ ઉઘાડેછોગ લખાવેલાં નામો પણ વિદ્વાન (!) પ્રમુખ મહાશયે એક ભાઇના પૂછવાથી આઉટ ઑફ ઑર્ડર ઠરાવ્યાં; કારણકે જુવાનીઆઓનો જુસ્સો તે વખતે વિશેષ હતો અને સામટા વીસ જણને ન્યાતબહાર મૂકવા અશકય હતું.

પુનર્લગ્નનો ઇતિહાસ તો હજુ આગળ ચાલશે, પણ ન્યાતનું કામ તો અહીં જ અટકી પડયું. વિશેષ લખવાની જરૂર પણ નથી; પરતુ આ બધામાંથી નિષ્કર્ષ એ નીકળે છે કે જ્ઞાતિઓમાં કંઈ પણ સુધારા કરાવવા માટે યુવાનોએ ઉદાસીનતા તજી દઈ, એકત્ર થઇ સામટો પ્રયત્ન કરવો, તો જ તેમાં સફળતા પ્રાપ્ત થશે, નહિ તો ભૂંડું કરવાને ટેવાઇ ગયેલા પટેલિયાઓ એકલવાયાઓને જરૂર ચૂંથી નાખવાના.

ઇશ્વરલાલ મણિલાલ મહેતા

# મૂર્છા*

(સૉનેટ : પૃથ્વી)

જતી રજનિ; તારલા પરવરે જુદા દેશમાં,
થયા ગુલ પ્રકાશ–નેહ મમતા મળે લેશ ના;
નિરાશ નભ એકલી અટુલી મ્લાન ચન્દ્રી રડે,
પડે ગગનગૉખથી ય, સહસા ઢળી ઓ ! પડે.
ઉંડું લહરિ નિઃશ્વસે, થથરતી ડુબે સાગરે;
ગુલાબકળી આંખથી, ડળક બે હિમાશ્રુ ખરે;
બધે કરુણતા ભરી, રુદન જોસ સ્હેવાય ના;
અથાગ દિલઆર્તિનાં પુરજુઆળ રોકાય ના.

ઉઠે ચીસ અફાટ ઓ ! કકળતી તહીં કારમી;
પડે તરફડી ચકોર તરુડાળથી એક ત્યાં,
ડુમો ઉર અશબ્દ, અન્ધ નયનો; ત્યજે ચેતના;
દશે દિશ કરાલ કો, નીરવતા જ મૃત્યુ તણી.
તદા મુજ નસે નસે, રુધિરસેર થીજી ગઇ,
અને ઘટઘટે ચઢી સઘન મૂર્છના દર્દની.

શિરીષ શેલત




મે. તંત્રી સાહેબો
"પ્રસ્થાન"

'પ્રસ્થાન'ના મહા માસના અંકમાં 'દિવ્યચક્ષુ' ની સમાલોચના લેતાં પૃ. ૩૭૧ ઉપર નીચેની લીટીઓ મારા વાંચવામાં આવી છેઃ

"ગુજરાતી સામાન્ય રીતે વેપારી ગણાય છે; તો વેપારનું દેવું, કાયદાની બારીકીનો લાભ ન લેતાં, પ્રમાણિકપણે ભરી દેવું એવા વટવાળા ગુજરાતીની કલ્પનામાં કર્તા રાચે છે. આ છેલ્લી બાબતમાં ગુજરાત વધારે પ્રમાણિક થતો જાય છે કે કેમ તે અમને શંકા છે. સદ્‌ગત દેશબંધુ દાસે પિતાનું મુદત બહાર ગયેલું દેવું આપ્યું એવા દાખલા વર્તમાન ગુજરાતી સમાજમાં અમે જાણતા નથી, હોય તો જાણવા ઉત્સુક છીએ..."

આ જાતનો એક દાખલો મારી જાણમાં છે તે નીચે લખી જણાવું છુંઃ

મુંબઇની 'ડન એલ્યુમીનિયમ કંપની'ના માલિક શેઠ લલ્લુભાઇ અમીચંદ (મુંબઇ નં. ૨) અને તેમના ભાઇઓ પહેલાં ઘણાજ ગરીબ હતા. માથે ઘણું દેવું હતું. પણ *ત્યારે શક્તિ નહિ હોવાથી ઘણીવાર સંતાઇ જવું પડતું. એક વાર બે દિવસ લાગટ સંતાઇ* જવું પડેલું. પણ પછી સટ્ટાને લીધે કે કોઇ બીજી રીતે નસીબનો સિતારો ચમક્યો અને પૈસાદાર થયા. દેવું મુદત બહાર જતું રહ્યું હતું અને એમના લેણદારો તો એમને ભૂલી જ ગયા હતા. છતાં એ ભાઇઓએ પોતાના લેણદારોને જ્યાં હતા ત્યાંથી શોધી કાઢીને વ્યાજ સહિત પૈસા ચૂકવ્યા હતા. આ વાત મેં એમના કારખાનાના મેનેજર શ્રીયુત મોતીલાલ
સામટા પા...
હાલ સાંટાક્રુઝમાં રહે છે અને 'ઇંડિયન મરચંટસ ચેંબર ઑફ કૅામર્સ'ના
પુનર્લગ્નને હ...બેથી સાંભળી હતી. હાલમાં શેઠ લલ્લુભાઇની મોટાં મોટાં શહેરોમાં
પડ્યું. વિશેષ લખવા...સાત શાખાઓ હશે.
જ્ઞાતિઓમાં કંઈ પણ
સામટો પ્રયત્ન કરવો, ૩૨
પરેલિયાઓ એકલવાયા

લી. તમારો વિશ્વાસુ
અંબેલાલ રૂદરજી નાયક

બીજા કોઇ હેતુથી નહિ પણ મને ગુજરાત માટે અભિમાન હોવાથી
અં. રૂ.




## (૧) મહાન આચાર્ય

સર પ્રફુલ્લચંદ્ર રૉય એટલે એક ધ્યાનમગ્ન આત્મા. છેક નાનપણથી એક આદર્શમાં એમનું મન મોહ્યું: એ આદર્શને પહોંચી વળવાના પ્રયત્નોમાં જ એમણે જીવન વ્યતીત કર્યું: એ આદર્શમાં જ એમનું અસ્તિત્વ તન્મય બની ગયું. એમની કથા એટલે એ આદર્શની કથા.

જ્યારે એ નાના બાલક હતા ત્યારે બંગાળા માનસિક ક્રાન્તિ અનુભવી રહ્યું હતું. શ્રીમાન્ કેશવચંદ્ર સેનની મહત્તા ગજબ હતી. યુગાન્તરોની માનસિક જડતા પછી યુવાનો નવા વિચારસ્વાતંત્ર્યની ઝાંખી કરતા હતા. પ્રાચીન પ્રણાલિકાઓની ચૂડ ઢીલી પડી હતી. શાસ્ત્રો, એમની સંપૂર્ણતા અને માનસિક પ્રગતિની બંધનમુક્ત દિશાઓ દેશના યુવાનોને આકર્ષી રહી હતી. શ્રીયુત રૉય પણ સમજણા થયા કે એ હિલચાલ અને તેના આગેવાનના પરિચયમાં આવ્યા: એમનો ઉપદેશ એમના જીવનના અણુએ અણુમાં ઊતરી ગયો. જીવનની પ્રત્યેક ક્ષણે સત્યને શોધી વળવાનું છે. સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરવા જ એ વિજ્ઞાની બન્યા. પોતાના એકલ અસ્તિત્વમાંથી પણ કાંઈક મહત્ત્વ—જ્યોત કે પ્રકાશ—ને શોધી વળવું એ જ એમને મન સત્ય હતું. એ આદર્શ માટે જ એમણે જીવન સમર્પણ કર્યું.

વિજ્ઞાનના યોગ્ય અભ્યાસ માટે એ વેળાએ કલકત્તામાં પૂરતી સગવડ નહોતી. કેમીસ્ટ્રીના કેન્દ્રસ્થાન એડિનબરો જવાનો તેમણે નિર્ણય કર્યો. થોડાક જ મહિનામાં પી.એચ. ડી.ની ડીગ્રી મેળવી એ આપણામાંના ઘણાની પેઠે જરૂર પાછા વળી શકયા હોત અને ઉદાર સરકારના આશ્રયે પડી સુખચેન ઉડાવી શકયા હોત. પણ એ માટે તે સરજાયા નહોતા. એ સાત વર્ષ એડિનબરોમાં રહ્યા. ત્યાંનું કાર્ય પતી ગયું એટલે તે આંસુભર્યાં નયને મહાન ક્રમ બ્રાઉન પાસે ગયા ને આરનૉલ્ડ લેબોરેટરીમાં દાખલ થવા ભલામણપત્ર માગ્યો. પણ બ્રાઉને ઉત્તર દીધો: "તમે પ્રથમ 'કેમીકલ કેમીસ્ટ' થાઓ પછી 'ફીઝીકલ કેમીસ્ટ' બનવા વિચાર કરજો."

સ્વદેશ પાછા ફરી એમણે આઇ. ઇ. એસ.માં દાખલ થવા પ્રયત્ન કરી જોયો, પરંતુ એ ગાળાના હિંદી જેટલી જ એમને સફળતા મળી. ડી. પી. આઇ.ને એ મળવા ગયા ત્યારે સરકારના એ પ્રતિનિધિએ ટોણો માર્યો: "બહુ ભારે કેમીસ્ટ બન્યા છો તો ઉદ્યોગો હાથ ધરો ને? મારા જેવા કેટલાય ડી. પી. આઇ.ને નોકરીએ વળગાડી શકશો."

પ્રફુલ્લચંદ્રે એ વચનો પર વિચાર કર્યો. એનું સાચું રહસ્ય એમને સમજાયું. બેન્કમાં ૭૫૭ રૂપિયા જમે હતા. એ મૂઠીથી એમણે ઘરમાં જ શરૂઆત કરી. જાતે જ કેમીસ્ટ, જાતે મજૂર, જાતે દુકાનદાર, જાહેરખબર આપનાર—બધું જ જાતે. આ પ્રમાણે બંગાળાના

કેમિકલ અને ફાર્માસ્યુટિકલ વર્કસનો જન્મ થયો. અત્યારે એ પચાસ લાખની મૂડી ધરાવે છે. એથી બમણી રકમ અનામત છે અને સો માઇલની રેલ્વે એની માલેકીની છે. એના મેનેજરને માસિક રૂ. ૩૦૦૦નો પગાર આપવામાં આવે છે. એમનું વાર્ષિક કમિશન બે લાખ રૂપિયાથી વધારે થાય છે ને ત્રીજા કેમીસ્ટને એક વર્ષમાં એક લાખ રૂપિયા બોનસમાં મળ્યા હતા. પેલા ડી. પી. આઇ.નું ભવિષ્યકથન કેટલું સાચું પડયું? એવા ડી. પી. આઇ઼ઓ દરેક હિંદીવાનને રોજ ને રોજ એ જ ટોણા માર્યા કરે છે, પણ આપણામાં શ્રી. પ્રફુલ્લચંદ્રની શક્તિ નથી. તમારા જીવનના સત્યને જો તમે બરાબર પ્રમાણો તો આદર્શ પાર પાડતાં તમે જરાયે અચકાશો નહિ.

તમારા એ વિચારોમાંથી જ રાષ્ટ્રીયત્વ જન્મશે. એ આદર્શથી જ એમણે બંગાલ કેમિકલ ફાર્માસ્યુટિકલ વર્કસને લિમિટેડ સંસ્થા બનાવી. એમાંથી એક પાઈ પણ લેવાની એમને દાનત થઇ નહિ, ખર્ચેલી રકમ પણ એમણે પાછી માગી નહિ. ડિરેક્ટર થવા જોઇતા શેર ભક્ત સ્વીકારવા એમને ફરજ પાડવામાં આવી. એ તો એટલું પણ લેવા તૈયાર નહોતા ને અત્યારે તો એ આવક એમણે ખાદી પ્રચારક મંડળને સોંપી દીધી છે. અત્યારે એમની અંગત આવક છે જ નહિ. કલકત્તા યુનિવર્સિટી અને કેળવણીખાતાના પ્રધાનમંડળ વચ્ચે ચકમક ઝરી અને સર અસુતોષને વચ્ચે પડવું પડયું ત્યારે યુનિવર્સિટીની મુશ્કેલી નિવારવા સર પ્રફુલચંદ્ર રોયે પોતાનો પગાર પણ જતો કર્યો. ત્યારપછી આજ દશ વર્ષ થયાં એમણે પોતાની સેવા બદલ કલકત્તા યુનિવર્સિટી પાસેથી એક પાઇ પણ લીધી નથી. કવિવર બાયરન સાથે એ પણ ગાઇ શકે:

Yet freedom yet thy banner form but flying:
Streams as a thunder cloud before the wind.

ઇ. સ. ૧૯૧૮ થી ૧૯૨૦ સુધી ડો. જે. એન. રે એમના ખાનગી કારભારી હતા. એ કહે છે કે સર પ્રફુલ્લચંદ્રનું એ ગાળા દરમિયાન માસિક ખર્ચ માત્ર રૂ. ૪૭ આવતું. એક મહિને એ ૬૬ વટાવી જવાની બીક લાગી ત્યારે એમનું મન મનાવતાં શ્રીયુત રેને નવ નેજા થયેલા. સર પ્રફુલચંદ્ર હમેશાં રેલ્વેમાં ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરે છે. એમની બચતમાંથી સેંકડો વિદ્યાર્થીઓ ફી ચોપડીઓ મેળવે છે.

એ આજન્મ બ્રહ્મચારી રહ્યા છે એ વિષે જનતાએ અનેક વાતો વિચારી છે. પણ એમના જેવા આદર્શોવાળા મનુષ્ય માટે એ વસ્તુ કેવળ સ્વાભાવિક જ છે. એ બીજો માર્ગ ગ્રહણ કરી શકયા હોત જ નહિ. સ્વપ્નશોખીન પ્રજા ગણાવાને બદલે વ્યવહારૂ પ્રજા બનવાનો હક સ્થાપવામાં જ હિંદની મુક્તિ છે એમ તેમને લાગ્યું. એ માટે પોતાનો ઉત્સાહ બીજામાં રેડવાની એમને જરૂર જણાઇ અને કુટુંબની જંજાળ વળગી હોય તો એ બની શકે જ નહિ.

વર્ગમાં શિક્ષણ આપતાં એ સામાજિક, ધાર્મિક અને અન્ય બદીઓ ઉપર જ વિવરણ કરતા. કેમીસ્ટ્રીને તો જરૂર જોગી જ સંભારતા. વળી વર્ગ બહાર જ એમની સંગતિનો અનેરો લાભ મળતો. એ વિદ્યાર્થીઓની સાથે જ જમતા ને સાથે જ ફરતા. એમનું તેજ-કિરણ ઝીલ્યા વિના બાકી રહે એવો હતભાગી ભાગ્યે જ કોઈ જડી આવતો. અને એમના વર્ગનું પરિણામ હમેશાં સર્વોત્તમ જ આવતું.

સર પ્રફુલ્લચંદ્રને હૈડે એકલા પોતાના વિદ્યાર્થીઓનું જ હિત વસ્યું હતું એમ જ નહોતું. ઈ. સ. ૧૯૨૧–૨૨ માં જ્યારે ડૉ. ભટનગર 'કૅમિકલ' મંડળમાં સૂના સૂના ભમતા હતા ત્યારે સર પ્રફુલ્લચંદ્રે જ એમને આવકાર દીધો હતો.

શિક્ષક તરીકે સર પ્રફુલ્લચંદ્ર માત્ર વર્ગના શિક્ષણથી જ સંતોષ માનતા નહિ. વિદ્યાર્થીઓમાં એ ઊંચા અભ્યાસ માટે સદ્ભાવ જગાડતા. અને નવીન શોધો કરવા માટે ખૂબ જ ઉત્સાહ રેડતા. એ પોતાના શિષ્યને સ્વેચ્છાએ વિચરવા દેતા, પણ સાચા શિષ્યને એ પારખી કાઢતા અને ઉચ્ચ જ્ઞાન સંપાદન કરવાની પ્રેરણા પાતા.

સર પ્રફુલ્લચંદ્રનો 'હિંદુ કેમિસ્ટ્રીનો ઇતિહાસ' નામનો ગ્રંથ એમના ધૈર્યભર્યા પરિશ્રમનો અજોડ પરિપાક છે. એક વાર સર પ્રફુલ્લચંદ્ર પૅરિસ ગયા હતા. ત્યાં કેમિસ્ટ્રીનો ઇતિહાસ લખનાર ફ્રેંચમેન બર્થેલિટ મળ્યા. એમાં પુરાતન ઇજીપ્તવાસીઓ ને ચીનાઓને સ્થાન હતું. પણ હિંદનું ક્યાંય નામનિશાન નહોતું. જોઇતી સામગ્રી ન મળવાથી જ ગ્રંથમાં એ ઉણપ રહી જવા પામી હતી એમ લેખકે જણાવ્યું ને ઉમેર્યું કે "કેમિસ્ટ્રીની પ્રગતિમાં હિંદે કાંઇ પણ ફાળો આપ્યો હોય તો આપ જ એક ઇતિહાસ લખી નાખો ને." આપણામાંના દરેકનાં રૂંવાં આ પ્રહારથી ઘડીભર ઊભાં થઇ જાય: પણ બીજી જ પળે આપણે એ વાત વિસરી જઇએ. પણ સર પ્રફુલ્લચંદ્રે તો એ દિવસથી જ પોતાનું કાર્ય શરૂ કરી દીધું. એ માટે એમને સંસ્કૃતનો અભ્યાસ વધારવો પડ્યો. પંદર વર્ષના સતત પરિશ્રમે એમનો અમૂલ્ય ગ્રંથ તૈયાર થયો. એથી કેમિસ્ટ તરીકે એમની નામના વધવાની નહોતી પરંતુ સ્વદેશ પ્રત્યે એમની એ ફરજ હતી ને એમણે તે અદા કરીને જ સંતોષ માણ્યો.

સર પ્રફુલ્લચંદ્ર જન્મથી જ ભાષાજ્ઞાની છે. છેક નાનપણમાં જ એમણે ફ્રેંચ ભાષા પોતાની કરી લીધેલી. એ જાતે જ બધો અભ્યાસ કરતા. કોઇ પાસે એ શીખવા જતા નહિ કે કોઇ પણ શાળાનાં પગથિયાં ઘસી નાખતા નહિ. ફ્રેંચ વિદ્વાનોને વાંચવા ને સમજવા જેટલું એમણે જ્ઞાન સંપાદન કરી લીધું છે. અંગ્રેજી ગદ્ય ઉપર એ અજબ કાબુ ધરાવે છે. એમના લખાણનો વેગ દરેક વાચક અનુભવી શકે છે. એ ભારે વક્તા નથી પણ તેથી શું?

માનવતાના દુઃખનિવારણાર્થે પોતાના સર્વસ્વનું બલિદાન દેવું એ એમના જેવા મહાપુરુષ માટે નૈસર્ગિક વાત છે. જલપ્રલય ને દુષ્કાળ વખતે સર પ્રફુલ્લચંદ્ર પ્રથમ જ દુઃખીઓની વહારે ચડતા. એમની એવી સેવાઓ અમાપ છે.

પણ એમના જેવા ઉદ્યોગવાદીએ ખાદીને કેમ અપનાવી લીધી એ પ્રશ્ન ઘણાને મૂંઝવે છે. પ્રથમ તો સર પ્રફુલ્લચંદ્રને પણ ખાદીમાં શ્રદ્ધા નહોતી. ઇ. સ. ૧૯૨૨ માં શ્રીમતી નાયડુ કલકત્તા આવ્યાં ને ચરખા ઉપર બન્ને જણને ખૂબ જ ચર્ચા થઇ. સર પ્રફુલ્લચંદ્ર એમની ચર્ચાનું રહસ્ય ખૂબ જ ઝડપથી સમજી ગયા, ને ઉનાળામાં જ્યારે એ પોતાને વતન ગયા ત્યારે ત્યાં ચરખાની બલિહારી એમને આબાદ સમજાઇ. હિંદના ખેડૂતો વર્ષના આઠ મહિના આળસમાં જ ગુમાવે છે, માત્ર ચાર મહિના જ તેમને ખેતીનું કામ હોય છે. સામાન્ય હિંદીની દૈનિક આવક બે આના છે; બાકીના આઠ મહિના જો એ ચરખો ચલાવે તો પોતાની દૈનિક આવક ચાર આના વધારી શકે. તો શા માટે ચરખો ન ચલાવવો? વળી ચરખાથી સ્વભાવ ઉદ્યમી બને છે. પ્રમાદથી જ આ દેશ પાયમાલ થયો છે. ચરખો એમનામાં આત્મવિશ્વાસ ને સ્વમાન પૂરશે. નિદ્રાના ઘેનમાં પડેલા પ્રજા માટે એ ચીજો

ખૂબ જ અગત્યની છે. બંગાળના જલપ્રલયમા ચરખાનું સાચું મૂલ્ય અંકાયું. સવા લાખ માણસોને રોજી મળી ને રોજીંદા કામકાજ કરતાં પણ એ લોકો વધારે કમાયા બંગાળ ખાદી મંડળની સ્થાપના થઇ ભૂખમરા સામે બખ્તર તરીકે ચરખાને લોકોએ વધાવી લીધો સર પ્રફુલ્લચંદ્રે પોતાની રહીસહી તમામ મિલકત એ સંસ્થાને સદ્ધર બનાવવા સોપી દીધી.

આ પ્રમાણે એમના લખાણ કરતાં એમના જીવન દ્વારા આપણને ઘણુ જ શીખવાનું સાપડે છે. એ કીર્તિવંત જીવનમાં દેહને લાડ લડાવાયાં નથી તેમ એની બેકાળજી પણ રાખવામા નથી આવી, પણ સ્વાસ્થ્યનું સામાન્ય માપ જળવાયુ છે. લક્ષ્મી સંઘરવામાં નથી આવી કે ઉડાવી નથી મુકાઇ, પણ નમ્ર ને ઉદાર દિલની આજ્ઞાનુસાર એની વ્યવસ્થા કરવામા આવી છે, બીજાની ભીડમા યથાશક્તિ સેવા બજાવવામાં ખરચાઇ છે. સંસારીઓની જંજાળથી મુક્રાઇને બ્રહ્મચર્યને અપનાવી લેવામાં નથી આવ્યું, પણ જીવનના ઊંચા આદર્શોને પહોંચી વળવા તમામ શકિતનો સંગ્રહ કરવા જ એ માર્ગ સ્વીકાર્યો છે. એમાં સ્વાર્થની સંકુચિત દૃષ્ટિને સ્થાન નથી

સર પ્રફુલ્લચદ્રનું જીવન આપણને પડકારી પડકારીને કહે છે, કે આદર્શવાદી માત્ર સ્વપ્નસેવી જ નથી હોતો. આદર્શવાદ ખોળગ્રે પડેલી શકિત નથીઃ જલદ વસ્તુ છે. આદર્શોમા જીવો નહિ, આદર્શ માટે મરી પડો નહિ તો એ આદર્શવાદ વ્યર્થ છે જીવનનો સાચો આધાર કયો ? ખાનપાન નહિ—આદર્શ ને તે સાધવાનો સતત પરિશ્રમ.

મહાન આચાર્ય શ્રીમાન પ્રફુલ્લચદ્રને અનેકાનેક વદન હો ! ! !

( 'પીપલ 'માથી )



## (૨) યોગીની પ્રશસ્તિ

શ્રીયુત બ્રીજકિશોર રોયને ઈ. સ. ૧૯૨૦ થી આજસુધીમાં મહાત્મા ગાધીજી વિષે કવિવર રવીન્દ્રનાથ ટાગોર સાથે વાતચીત કરવાના અનેક પ્રસંગો સાપડેલા. કવિશ્રીએ દરેક વખતે ગાધીજીના વ્યક્તિત્વ વિષે ઊંચો અભિપ્રાય દર્શાવેલો, કારણકે એ નાનકડા દેહમા વસતા મહાન આત્મા માટે એમને ખૂબ જ માન છે.

ગાધીજીને મહાત્મા ગણવા જ જોઇએ એવો મત જાહેર કરતા કવિવર કહેતાઃ "કેમ નહિ ? આજે જગતભરમા મહાત્મા ગાધીજી જેવો મહાપુરુષ એક પણ નથી ગાધીજીને જેણે જોયા નથી એને આ વાતમા શકા થાય હું તો એમને કેટલાય વર્ષોથી ઘણી જ સારી રીતે ઓળખુ છુ દક્ષિણ આફ્રિકાથી પાછા ફરી એ આપણા આશ્રમમા રહેલા એમની મહત્તા કલ્પવી પણ અસંભવિત છે. એમનો સ્વભાવ ને ચારિત્ર્ય બરાબર પિછાનવા ઓછામા ઓછુ એક અઠવાડિયુ તો એમની સાથે ગાળવુ જ જોઇએ."

ગાધીજીએ પોતાના બાલપુરના નિવાસ દરમિયાન કવિવર પર જે પ્રતિભા પાડેલી તે આલેખતાં કવિ ઉમેરતા " જે મેં વર્ષો થયા ન મેળવ્યુ એ તેમણે થોડા દિવસોમાં જ પ્રાપ્ત કરી લીધુ. મારી શાળાના વિદ્યાર્થીઓ પોતાના ખડ જાતે જ સાફ કરે, પોતાની પથારી પણ જાતે જ તૈયાર કરે, રસોઈ બનાવે ને વાસણ માંજે એવું હું ઇચ્છતો; પરંતુ એ ખાનદાન કુટુંબના નબીરાઓને હું એ વાત ઠસાવી શકતો નહિ. કારણકે હું જાતે જ એ સર્વ કામ કરી શકતો નહિ હું ભાષણ આપતો ને વિદ્યાર્થીઓ માત્ર સાંભળી રહેતા

મારા કથનને કાર્યથી પુષ્ટિ મળતી નહિ. વિદ્યાર્થીઓ બેપરવા જણાતા. પણ ગાંધીજીએ તો ગજબ કર્યો. એ તો કેવળ વિદ્યાર્થી જ બની રહી એમની સાથે તદ્દન ભળી ગયા. હાથે કરવાનું કામ નોકરો પાસે કરાવવું ઉચિત નથી, એમ બધાને સમજાવી દીધું. એ જાતે જ પોતાનો ખંડ વાળતા, પથારી પાથરતા ને વાસણ પણ માંજતા. પોતાનાં વસ્ત્રો તો હાથે જ ધોવાનો એમને શોખ હતો. વિદ્યાર્થીઓને શરમ લાગી. એ પણ આનંદથી કામે લાગી ગયા. ગાંધીજીએ એમનાં મન કેમ જીતી લીધાં એ હું તુરત સમજી ગયો.

"એવામાં વળી ગાંધીજીએ નવો ધડાકો કર્યો. ભંગીઓને થોડા દિવસ હડતાળ પર જવા સૂચના કરી. શ્રીમંતાઇમાં ઉછરેલાંને ભંગીનું કામ કરવાનું તો શમણું પણ નહિ આવેલું એટલે ગંદવાડમાં ત્યાં રહેવું પણ કપરું થઇ પડયું. એટલે ગાંધીજી બહાર પડયા. કચરાના ટોપલા માથે ઉપાડી એ દૂર નાખી આવ્યા. દૈવી પુરુષના કાર્યની ચમત્કારિક અસર થઇ: કુળવાનના ફરજંદો પણ ભંગીનું કામ કરવા એકબીજાની હરીફાઇ કરવા લાગ્યા. અમદાવાદના આ મહાપુરુષ પ્રત્યેના માન ને આશ્ચર્યથી હું તો મૂક જ બની ગયો. અત્યંત નમ્રતાથી મારું મસ્તક નમી પડયું. પૂજ્યભાવે મારું દિલ એમને વંદી રહ્યું. આ છેક જ અજાણ્યા માણસની ગજબ મહત્તાનાં બીજ એ વેળાએ મને પરખાયાં. અત્યારે આખું હિંદ એમને મહાત્મા ગણી ચરણે પડે છે એ જોઈ મને અવર્ણનીય આનંદ થાય છે. લાયકને લાયક માન અપાયું હોય તો આ ક્ષણે જ. એ પદવી તો હિંદવાસીઓના દિલનો સાચો પડછંદ છે."

એમના સાફલ્યની ચાવી સમજાવતાં કવિશ્રી જણાવતા: "એમની સફલતાનો સાચો ભેદ એમની ગજબ આધ્યાત્મિક શક્તિમાં છુપાયેલો છે. એમનો આત્મભોગ કેવળ નિઃસ્વાર્થી છે. આપણા આગેવાનો કાંઇ ને કાંઇ સ્વાર્થ સાધવા આત્મભોગનો આડંબર કરે છે, આત્મભોગની મૂઠી રોકી સુંદર બદલો મેળવવા ઝંખી રહે છે. મહાત્માજી એવા નથી. એ જુદી જ જાતના લોકનાયક છે. એમની ખાનદાની અજોડ છે. નિઃસ્વાર્થ બલિદાન એમનું જીવન છે. આત્મભોગના અવતાર એ નિઃસ્વાર્થની પ્રતિમા છે. એમને સત્તાનો શોખ નથી, પદવીનો મોહ નથી, લક્ષ્મીનો મદ નથી, કીર્તિની અભિલાષા નથી, નામના કે માનની ભૂખ નથી. સમસ્ત હિંદનું સિંહાસન સમર્પો, એ પુણ્યપદે પગ મૂકવા એ ના પાડશે; ને કદી રાજમુગટ સ્વીકારશે તો દ્રવ્ય ને જવાહીર વહેંચી મારી પ્રજાની ભીડ ભાગશે. અમેરિકાનો તમામ વૈભવ એમને ચરણે ધરો; એક ક્ષણિક દૃષ્ટિપાત પણ એ નહિ કરે અને કરશે તો માનવતાના કલ્યાણ અર્થે એ વિપુલતા વાપરી નાખશે. સદૈવ અર્પણ કરવામાં જ એમનો આત્મા આનંદે છે. બદલાની બિલકુલ આશા જ હોતી નથી, આભાર પણ નહિ. આમાં જરા પણ અતિશયોક્તિ નથી.

"એમની આત્મભોગની શક્તિ વધારે અપ્રતિમ બને છે; કારણ કે ગજબ નિર્ભયતા એને વરી છે. સમ્રાટો ને મહારાણીઓ, તોપો ને બંદુકો, જેલ ને જુલમો, અપમાન ને આપત્તિઓ—અરે! મૃત્યુ પણ ગાંધીજીના આત્માને કંપાવી શકે તેમ નથી.

"એ જીવનમુક્ત છે. સદેહે એમણે તો મુક્તિ મેળવી છે. તમે મને મારવા આવો તો હું તમને ધક્કો મારી મદદ માટે બૂમ પાડું. પણ ગાંધીજીને શૂળીએ ચડાવો તોય એ પગલું પણ હઠશે નહિ ને એક વચન પણ ઉચ્ચારશે નહિ. તમને એ હાસ્યથી વધાવશે, હસતે વદને યમરાજને પણ ડારશે; તમારે માટે દિલમાં જરાય તુચ્છકાર પેદા નહિ થવા દે.

"એમના જીવનમાં બાળકની સાદાઈ છે. સત્યનો અડગ નિશ્ચય છે. સબલ ને પ્રગતિશીલ માનવપ્રેમ છે. 'સાચો ખ્રિસ્તી આત્મા' એ દેહમાં વસે છે. જેમ જેમ હું એમના વધુ પરિચયમાં આવું છું તેમ તેમ એ મને બહુ જ ગમતા જાય છે. હિંદનો આ મહાત્મા જગતનું ભાવિ ઘડશે એ વાત નિર્વિવાદ છે."

યુરોપ ને અમેરિકા મહાત્માજીનું નામ પણ નહોતાં જાણતાં ત્યારની આ વાત છે. જગત્પુરુષ તરીકે એમને પ્રકાશમાં આણવાનું કહેતાં કવિશ્રી બોલી ઊઠેલા: "હું એમને પ્રકાશમાં આણું? એ દૈવી આત્મા આગળ મારું શું ગજું? મહાપુરુષને વળી પ્રકાશમાં આણવાના કેવા? એ મહાન છે, વખત આવે એમની મહત્તા જગતમાં પરખાયા વિના રહેવાની જ નથી. યોગ્ય ક્ષણે મહાત્માજીને જગતનો એકેએક જીવ ઓળખશે; કારણકે જગતને એમની જરૂર છે; એમના પ્રેમસ્વાતંત્ર્ય ને બંધુભાવના સંદેશાની દુનિયાને ગરજ છે.

"પૂર્વના આત્માએ એમનામાં યોગ્ય દેહ શોધ્યો છે. મનુષ્ય આધ્યાત્મિક તત્ત્વ છે એ બીના એ સચોટ રીતે પૂરવાર કરી રહ્યા છે. નૈતિક અને આધ્યાત્મિક વર્તુળમાં જ મનુષ્યની સાચી મહત્તા સમાયેલી છે, એ સત્યનું ગાંધીજી પ્રતિપાદન કરી રહ્યા છે. લડાયક સામગ્રી અને દ્વેષના અંગારમાં જગતનો ચોક્કસ વિનાશ છે એ વાત ઠોકી ઠોકીને એ દુનિયાના બધિરોને સંભળાવી રહ્યા છે."

હિંદની અસહકારની ચળવળ વિષેના વિચારો જાણવા માગતાં કવિશ્રીએ કહેલું કે "આપણે કેવળ જુદી જ વાત ઉપર ઊતરી પડયા. ગાંધીજી એમ કહે છે કે દીનબંધુ એન્ડ્રુઝ ઇંગ્લેંડમાં જન્મ્યા છે માટે એમનો ત્યાગ કરવો તો હું એમની વાત ન માનું. આપણા દેશની પુનર્ઘટના માટે પશ્ચિમની વિદ્યાઓને પણ હું લાત ન મારું. પશ્ચિમનાં તમામ સારાં તત્ત્વોને અપનાવ્યે જ છૂટકો. આપણાં સારાં તત્ત્વો આપણે એમને આપવાનાં. ત્યારે જ માનવજગતનો ઉદ્ધાર થશે: માનવતાની આર્થિક ને આધ્યાત્મિક આબાદી થશે. એકલતા ભયંકર છે. પશ્ચિમની તમામ ચીજોનો બહિષ્કાર કરવા ગાંધીજી હિંદને કહે તો તે આત્મઘાત સમાન છે."

કવિશ્રીએ આ વિચારો જણાવ્યા એવામાં જ ગાંધીજી પશ્ચિમના નિષ્ણાતે પશ્ચિમની રીતે કરેલા શસ્ત્રપ્રયોગથી નવજીવન પામ્યા.

કવિએ અમેરિકાની મુલાકાત લીધી એ વેળા ઇરાનના પયગંબર બારાઉલ્લાહના સંદેશ ને વ્યક્તિત્વ વિષે ચર્ચા કરતાં તેમણે ફરીથી કહેલું કે "ગાંધીજી તો દૈવી પુરુષ છે." ભૂતકાળના પયગંબરો જોડે સરખાવતાં કવિવરે ઉમેરેલું કે "બુદ્ધ, જીસસ ને બારાઉલ્લાહ જેવા પયગંબરોએ જે આધ્યાત્મિક સૂત્રો ઉચ્ચારેલાં તે મહાત્મા ગાંધીજી વિશાળ પાયા પર કરણીમાં ઉતારી રહ્યા છે. સમસ્ત જગતને ગાંધીજીએ જે આધ્યાત્મિક ઝોક આપ્યો છે એ પારખવા ગાંધીજી જે કરે છે અને કહે છે એ સાથે સંમત થવાની કાંઇ જ જરૂર નથી. આજે તો એ જગતના મહાપુરુષ છે: એમના અસ્તિત્વની પછીતે અમૂલ્ય ભંડાર ભરેલા છે."

* * *

ગાંધીજીની છેલ્લી જન્મજયંતિ વેળાએ કવિ ટાગોરે બોલપુર વિદ્યાલયના આંગણામાં ભાષણ કરેલું કે, "વિદેશી વ્યાપારી રાજ્યે આજસુધી સામ્રાજ્યવાદનો વેપાર ખેડ્યો. આપણી ધીરજની ઉણપને પાયો બનાવી સિંહાસન સ્થાપ્યું. આપણી નિર્બળતાએ એમને

આશ્રય ન આપ્યો હોત તો લશ્કરો કે લડાયક સામગ્રીઓ એમને ઊભા રહેવાની યે જગ્યા કરી આપી શકત નહિ. આપણા પરાજયનાં તમામ તત્ત્વો આપણે જ એમને શોધી આપ્યાં હતાં. આપણી જાતે નિર્મેલા પરાજયમાંથી ગાંધીજીએ આપણો ઉદ્ધાર કર્યો છે. એમણે હિંદભરમાં નવીન વીરત્વનાં વહેણ પૂરઝડપમાં ચાલુ કરી દીધાં છે. એટલે સત્તાધીશો આપણી સાથે હાથ મિલાવવા આગળ આવ્યા છે; કારણ કે એમના પ્રભુત્વના બીજા ઊંડા પાયાઓએ આપણી વીરત્વવિહીનતાના પાયાને હલાવી નાખ્યો છે. આપણે વિશ્વસમાજમાં આપણું યોગ્ય સ્થાન માગી રહ્યા છીએ.

"વારંવાર ગાંધીજીએ પોતાની ભૂલો કબૂલ કરી દીધી છે. સમયના પલટાતા રંગ સાથે એ પણ પલટાયા છે. પરંતુ જુએ છે ને જાણે છે એવા સત્યને તો એ મક્કમતાથી વળગી જ રહ્યા છે. એથી જ એમના જીવનને અડગ પાયો જડ્યો છે: એથી જ એમને અજિત નિશ્ચય પ્રાપ્ત થયો છે: કર્ણના કવચ પેઠે આ સંરક્ષણ એમને નૈસર્ગિક રીતે જન્મથી જ મળેલું છે. માનવ ઇતિહાસમાં આ શક્તિનું પ્રદર્શન એ જ અખૂટ ભંડાર છે. વિશ્વના પલટાતા રંગમાં ક્રાંતિપ્રવાહ તો એકધારો વહ્યા જ કરે છે, પરંતુ એ સર્વની ઉપરવટ થઇ જે સિતારો ચમકી રહેલો છે એના ચમત્કારમાં આપણે ગૌરવ લેતા બનીએ તો ય ઓછું નથી.

"ભય કે વિઘ્નોએ એમને ઘડીભર પણ થંભાવ્યા નથી. થયેલી ભૂલોથી પણ એમને હીણપતનાં લાંછન લાગ્યાં નથી. કામની ભયંકર ધમાલમાં પણ એમનું ચિત્ત અજબ શાન્તિ નભાવી શકે છે: યોગ્ય નિર્ણય સાધી શકે છે. જે મનુષ્યમાં આવું ગજબ ચારિત્ર્યબળ ભર્યું છે એને આપણાં અનેકાવધ વંદન હો!!!"



## (૩) વિચારકલિકા

પ્રોફેસર આઇન્સ્ટીન એમના મિત્રને વળાવવા દ્વાર સુધી ગયા ત્યાં તેમના મિત્રે પ્રશ્ન કર્યો: "તમારી માન્યતા મુજબ જીવનસાફલ્યની સાચી કુંચી કઇ?" પ્રોફેસર હસ્યા. ઘડીક વિચાર કરી બોલ્યા: "જો અ બરાબર જીવનસાફલ્ય ગણીએ તો અ=ક્ષ+ય+ઝ નું પ્રમાણ મૂકી શકાય. એમાં ક્ષ એટલે કામ, ય એટલે રમત—

"અને ઝ એટલે?—" મેં પૂછ્યું.

"ઝ એટલે મોઢું બંધ રાખવું!"

* * *

પ્રોફેસર આઇન્સ્ટીનનાં મંત્રી બાઇને સાપેક્ષવાદ (relativity) એટલે શું એ સંબંધી અનેક પ્રશ્નો પૂછીને થકવી નાંખ્યાં ત્યારે પ્રોફેસર પોતે તેમની મદદે આવ્યા. તેમણે એવો ઉત્તર આપવાનું શીખવ્યું કે: "તમે જ્યારે કોઇ સુંદર બાલા સાથે બે કલાક વિનોદ કરતા બેસો ત્યારે તમે માત્ર બે જ મિનિટ ગાળી છે એમ લાગે, પણ જ્યારે તમે ગરમ ભઠ્ઠા પાસે એક મિનિટ બેઠા હો ત્યારે બે કલાક થઇ ગયા લાગે—એનું નામ સાપેક્ષવાદ."

('ડાઇજેસ્ટ'માંથી)



## (૪) યુદ્ધકાળનાં જુઠાણાં

જગતના છેલ્લા મહાયુદ્ધ વખતે સાદી દેખાતી વાતને પલટો આપી પોતાને ફાવતું કેવું સ્વરૂપ આપી દેવામાં આવતું તે નીચેના ઉદાહરણથી સમજાશે:—

યુરોપીય મહાયુદ્ધ પૂરજોસમા ચાલતું હતું તે વેળા કોલોનના એક વર્તમાનપત્રે એક સામાન્ય ખબર છાપી કે "જ્યારે ઍંટવર્પનો કિલ્લો પડયો ત્યારે (જર્મનીનાં) દેવ-મદિરોમા વિજયસૂચક ઘટાનાદ કરવામા આવ્યા હતા" એક પૅરિસના વર્તમાનપત્રની આ ખબર ઉપર નજર પડી એટલે જરા પનરો આપી એની એ જ હકીકત જાહેર કરવામા આવી કે "જ્યારે ઍંટવર્પનો કિલ્લો સર કરવામા આવ્યો ત્યારે (બેલ્જિયમના) દેવમંદિરના પુજારીઓને ઘટાનાદ કરવા ફરજ પાડવામા આવી હતી" લડનના ટાઇમ્સે એ વાત નીચે પ્રમાણે પ્રગટ કરી "'લ મેટી' ને કોલોનથી મળેલી ખબર મુજબ જે બેલ્જિયન પૂજારીઓએ ઘટ વગાડવા ના પાડી તેમને મદિરોમાથી બહાર હાકી કાઢવામા આવ્યા!" 'કુરિએર ડેલાસેરા'એ એની એ વાત નીચે પ્રમાણે વર્ણી: "પૅરિસ મારફતે ટાઇમ્સને કોલોનની ખબર મળી છે કે ઍંટવર્પનો કિલ્લો સર કરવામા આવ્યો ત્યારે બેલ્જિયમના જે કમનસીબ પૂજારીઓએ ઘટાનાદ કરવા ના પાડી તેમને સખત મજૂરી સાથે જેલમા પૂરવામા આવ્યા છે" 'લ મેટી'એ નવી હકીકત માની એ વાત ફરી પ્રસિદ્ધ કરી કે "લંડન મારફત 'કુરિએર ડેલાસેરા'ને મળેલી કોલોનની હકીકત મુજબ હવે ખાત્રીથી કહી શકાય કે ઍંટવર્પના જંગલી વિજેતાઓએ જે કમનસીબ બેલ્જિયન પૂજારીઓએ વીરતાથી ઘટાનાદ કરવા ના પાડી તેમને એ ઘટ સાથે જ ઊંધે માથે લટકાવ્યા"

('ડાયજેસ્ટ'માથી)



## (૫) વિધિની બલિહારી

**વિપુલતાના** અજબ ભંડાર ભર્યા છે છતાય ગરીબાઇ વધતી જ જાય છે, જગતના પ્રત્યેક મનુષ્યને ખપજોગુ મળી રહે એવી પરિસ્થિતિ હોવા છતા ય બેકારોની સંખ્યા દિન પ્રતિદિન પ્રમાદને પોષી રહી છે, સામાન્ય જીવન જીવતા તમામ તૃષ્ણાઓ પૂરી શકાય તેમ હોવા છતા લશ્કરી બળના થરના થર જામતા જ જાય છે, એ તોફાની ટોળાને વીખેરી નાખવા જીનીવામા મુત્સદીઓ વિચાર ચલાવી રહ્યા છે ત્યારે લડાયક સામગ્રીમા કરવામા આવતો ગજબ વધારો દુનિયાને ભડકાવી રહ્યો છે કોણ જાણે શા યે વિધિનાં વિધાન હશે!!

× × ×

ઇંગ્લૅન્ડમા રક્ષણનીતિ સ્થાયી રહેશે એ વાતનો વિરોધ કરતા મી બૉલ્ડવીને એક બહુ જ ડાહી વાત કહી હતી કે "જગતમા મનુષ્યની મૂર્ખાઈ સિવાય કશુ જ સ્થાયી નથી"

× × ×

લશ્કરી બળ નાબુદ કરવા મળેલી પરિષદમાં રશિયાએ પડકાર કર્યો છે કે "જગતમા શાન્તિ સ્થાપવા, યુદ્ધો નિવારવા ને દરેક પ્રજાને સલામતી બક્ષવા લડાયક સામગ્રીને જ સદંતર નાબુદ કરવાની જરૂર છે લડવાની સામગ્રીનું જ અસ્તિત્વ નહિ હોય તો લડાઈ શી રીતે થવાની છે?"

આ સાભળી એક અમેરિકન ખ્રિસ્તી પાદરીના મુખમાથી ઉદ્‌ગાર નીકળી પડયા. "અરેરે! અમેરિકા ને બ્રિટન જેવા ખ્રિસ્તી દેશો આવા વચન નથી ઉચ્ચારતા એ પણ એક વિધિની બલિહારી જ છે ને!!—પ્રભુ તો અધારપિછોડ ઓઢીને જ ફરે છે"

× × ×

૪ એક ખાણના મજૂરનું મકાન. એક નાની બાલિકા અને તેની માતા થીજી ગયેલી સઘડી આગળ બેઠાં છે, ભૂખ્યાં ને ટાઢે થથરતાં.

બાલિકા: "બા! આજ દેવતા કેમ નથી પાડ્યો?"

માતા: "બેટા! કોલસા નથી; શું કરીએ?"

બાલિકા: "કેમ નથી? બા! શેરીને નાકે જ કોલસાની ખાણ છે ને?"

માતા: "તારા બાપા કામે નથી ગયા; કોલસા લાવવાં પૈસા નથી."

બાલિકા: "બાપા કેમ કામે નથી ગયા?"

માતા: "કોલસા વધી પડ્યા છે!"

× × ×

ગયે વર્ષે કોફીનો પાક વધારે થયેલો. એટલે એનું શું કરવું તે સમજ ન પડવાથી બ્રાઝીલના લોકોએ કોફી બળતણમાં વાપરવા માંડી. ગયા ઉનાળામાં બ્રાઝીલ સરકારે દિવસની ચૌદ હજાર થેલીના હિસાબે કોફી બાળી. સપ્ટેમ્બરમાં અઢાર હજાર થેલી એક દિવસમાં વપરાતી. નવેમ્બર સુધીમાં તો સોળ લાખ કોફીની થેલીઓમાં દેવતા મુકાયો. વધારામાં પાંચ લાખ થેલીઓ રીઓ આગળ દરિયામાં નાખી દેવામાં આવી. દુનિયામાં કેટલા ય મનુષ્યો માત્ર કોફી પીને જ જીવન નભાવી શકયા હોત, છતાં ય અત્યારના રાજનીતિજ્ઞો આપણને મનાવવા મથે છે કે "સમાજવાદનું કાંઇ વળવાનું નથી." હવે ફરી મને કોઇ એમ કહેશે તો હું કોફીનો પ્યાલો જ તેની સામે ધરીશ.

× × ×

"બ્રિટિશ પ્રજા ગુલામ થવા સરજાઇ નથી" એ ગીત ગાતો દરેક અંગ્રેજ છાતી ફુલાવીને પડકાર કરે છે કે "નાની પ્રજાઓને આત્મનિર્ણયનો હક બક્ષવા છેલ્લા જગતયુદ્ધનાં મંડાણ થયાં હતાં" અને સ્વતંત્રતાની ખુસીઓ વર્ણવી પોતાનું નાનકડું ભાષણ ખતમ કરે છે; છતાં ય હિંદમાં ત્રાસ વર્તાવવાની રાજનીતિને સહૃદય ટેકો આપે છે!

વિધિની બલિહારી ગજબ છે.

('પીપલ'માંથી)

રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ.એલ. બી.



## (૬) સોવિયેટ રશિયાની સ્ત્રીઓ વિષે કંઈક

રશિયાની સ્ત્રીઓએ સામાજિક, આર્થિક તથા કાયદાની દૃષ્ટિએ પુરુષો સાથે દુનિયા પરના કોઇ પણ દેશની સ્ત્રીઓ કરતાં વધારે સમાનતા મેળવી છે. દરેક જગ્યાએ તેઓ નિમાઇ શકે છે. સરખા કામ માટે તેમને સમાન પગાર મળે છે. પણ આ સમાનતા એમ ને એમ મળી ગઇ નથી. દશ હજાર કામદારોવાળા એક કારખાનામાં 'કારખાના-મંડળ'ની અધિષ્ઠાતા એક સ્ત્રી હતી. પહેલાં તો પુરુષો તેની મશ્કરી કરતા, પરંતુ હવે તેઓ તેના પ્રત્યે આદરભાવથી જુએ છે. એક ગામડામાં સ્થાનિક સોવિયેટમાં બધાં સભાસદ સ્ત્રીઓ હતી. પહેલાં તો પુરુષોએ ધાર્યું કે તેઓ કામ કરી શકશે નહિ તેથી મજાક ખાતર તેમને નીમી; પરંતુ તેઓએ એવું સરસ કામ કરી બતાવ્યું કે હવે તો પુરુષો પણ સ્ત્રીઓને જ પસંદ કરી મોકલે છે. × × ×

પરણેલા કે ન પરણેલા માતપિતા બંને, બાળક અઢાર વર્ષનું થાય ત્યાં સુધી તેના માટે સરખા જવાબદાર છે. રશિયામાં બધાં બાળકો કાયદેસર ગણાય છે, માતપિતાનો સંબંધ ગમે તેવો હોય તો પણ બધાં બાળકો કાયદેસર ગણાય છે અને તેમને બધા હક્ક મળે છે. જ્યાં બાળક પ્રત્યે માનની દૃષ્ટિથી જોવાય છે ત્યાં બાળકને જન્મ આપવામાં કોઇ પણ જાતની શરમ લેખાતી નથી. નીતિનાં ધોરણો બીજે એટલાં ચુસ્ત છે કે રશિયાની આ દૃષ્ટિ પૂરી સમજાવી શકાય તેમ નથી. ગર્ભવતી માતા પરણેલ છે કે કુંવારી તે પૂછવાની રશિયન પ્રજામત દરકાર કરતો નથી. માતૃત્વ ગૌરવવંતુ ગણાતું હોવાથી માતા થવા માટે કોઇ સ્ત્રીને શરમ લાગતી નથી.

સંતતિનિયમન સંબંધી સ્ત્રીઓની સાથેની વાતચીત પરથી જણાયું કે પોતાના કુટુંબની જનસંખ્યા નક્કી કરવાનો દરેક માતાનો હક્ક હતો તેમ તેઓ પ્રતિપાદન કરતી હતી અને સ્ત્રીઓના આ હક્કને રાજનીતિ પોષતી હતી. રશિયા પોતાનાં બાળકોને ભવિષ્યની લડાઇના સાધન તરીકે ગણતું ન હોવાથી અધિકારીઓએ સ્પષ્ટ રીતે કબૂલ કર્યું કે વસ્તી ઝડપભેર વધતી જતી હોવાથી સંતતિનિયમનની ખાસ જરૂર છે. જે સાધનો ત્યાં દાખલ કરવામાં આવ્યાં છે તે તંદુરસ્તીના તથા લેભાગુ ડૉકટરોથી બચાવવાના દૃષ્ટિબિંદુથી છે.

૧૯૨૮માં સુધારેલા ૧૯૨૨ના કાયદા પ્રમાણે ગર્ભાધાનના પહેલા ત્રણ મહિનામાં યોગ્ય ડીગ્રીવાળા તથા પ્રખ્યાત ડૉકટરને હાથે જાહેર સંસ્થામાં ગર્ભપાત કરાવવામાં આવે તે કાયદેસર ગણાય છે; ખાનગીમાં અથવા લેભાગુ ડૉકટરોએ કરેલી શસ્ત્રક્રિયા ગેરકાયદેસર ગણાય છે. જોકે ગેરકાયદેસર ગર્ભપાત હજુ ચાલ્યા કરે છે છતાં સરકારી આંકડાઓથી જણાય છે કે તે દિનપ્રતિદિન ઘટતા જાય છે.

સંતતિનિયમનની રીતનો સંભાળપૂર્વક અભ્યાસ કરાવાય છે અને હવે તેનો અમલ પણ થવા લાગ્યો છે. અઠવાડિયામાં એક વખત સંતતિનિયમનનું શિક્ષણ અપાય છે અને મોસ્કોમાં તો હવે એવાં સાત મધ્યસ્થળો છે કે જ્યાં આ શિક્ષણ હમેશાં અપાય છે. ગર્ભાવરોધ કરી તેને ઉત્તેજન આપવાની સરકારની નીતિ નથી પણ જે સ્ત્રીઓને તેમ કરવાની ઇચ્છા હોય તેવી સ્ત્રીઓને ઉત્તમ રીત શીખવાય છે કે જેથી કરી નુકસાનકારક સાધનોનો નાશ થાય. દવા વેચનારાની દુકાનોનો સરકારી ઇજારો હોવાથી આરોગ્ય ખાતાના વડાએ પસંદ કરેલાં સાધનો જ વેચવામાં આવે છે અને દરેક સ્ત્રીને મધ્યસ્થળેથી પોતાને અનુકૂળ સાધન નક્કી કરી દેવામાં આવે છે જે તે મેળવે છે. મોસ્કોના 'માતા તથા બાળકોના રક્ષણનું ખાતું' તંદુરસ્તીની દૃષ્ટિથી આનો વિચાર કરે છે, જો કે આ સઘળું થયાને માત્ર બે જ વર્ષ થયેલ હોવાથી સંતોષકારક પરિણામો વિષે ચોક્કસ અનુમાન પર આવવાનું સંભવિત નથી.

અહીં આપણને અસ્થિરતા જેવું લાગે છે પણ અસ્થિરતા અનિવાર્ય છે. બીજી પ્રજાઓ જે અખતરાઓ થોડી ઘણી છૂપી રીતે અને શરમાઇને કરે છે તે જ અખતરાઓ રશિયન લોકો ખુલ્લી રીતે કરી રહ્યા છે. મોટો તફાવત તો એ છે કે આવા અખતરાની જોખમદારીથી ઘણી સરકાર હાથ ધોઇ નાખે છે અથવા તો તેમને દાબી દેવા પ્રયત્ન કરે છે; ત્યારે રશિયામાં સ્ત્રીપુરુષના સંબંધમાં જીવનનો નવો રસ્તો શોધવામાં પડતી મુશ્કેલીઓ સરકાર ધ્યાનપૂર્વક જુએ છે અને મુશ્કેલીઓનો સામનો કરી પ્રજાને નૂતન માર્ગે દોરે છે.

## લગ્ન અને છૂટાછેડા

રશિયાંમાં લગ્ન અને છૂટાછેડા બન્ને સામાન્ય વસ્તુ છે. લગ્ન માટે સુલેહના અમલદાર પાસે જઇ નોંધ કરાવવાની હોય છે. દેવળમાં જ લગ્ન કરવાં હોય તો કોઇને વાંધો નથી. પણ કાયદેસર લગ્નમાં હવે તેની આવશ્યકતા ગણાતી નથી. છૂટાછેડાનો કાયદો જરા વિચિત્ર છે. લગ્ન પછી થોડા દહાડામાં પુરુષ અગર સ્ત્રીને છૂટાછેડા કરવાની ઇચ્છા થાય તો બેમાંથી ગમે તે બીજા અધિકારી પાસે જઇને પોતાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. કેટલાક પ્રશ્નો પૂછાય છેઃ " છોકરાં છે કે કેમ ?" "સ્ત્રી કયું નામ રાખવા ઇચ્છે છે ?" "કુંવારા નામ હતું તે કે પરિણિત ?" તે પ્રમાણે નોંધ રાખી, ફારગતી અપાય છે અને છોકરાં ન હોય તો વાત ત્યાં જ અટકે છે. કાયદા પ્રમાણે બેમાંથી એક પક્ષ માગણી કરે તો પણ છૂટાછેડાની ના પાડી શકાતી નથી.

પણ છોકરાંઓ હોય તો જુદી સ્થિતિ થાય છે. ફારગતી અપાયા પહેલાં માબાપમાંથી એક છોકરાં રાખવાનું કબૂલ કરવું જોઇએ. મનુષ્યસ્વભાવ સર્વત્ર સરખો હોવાથી સામાન્યતઃ મા છોકરાંને રાખે છે. જો એક જ બાળક હોય તો પિતાએ પોતાની કમાણીનો ઓછામાં ઓછો ત્રીજો ભાગ બાળકના ભરણપોષણ માટે આપવો પડે છે અને એકથી વધારે બાળકો હોય તો વધારેમાં વધારે અર્ધી કમાણી આપવી પડે છે. ગમે તેટલી સ્ત્રી સાથે છૂટાછેડા કરે અને ગમે તેટલાં બાળકો હોય તોપણ તેને અર્ધા કરતાં વધારે કદી આપવું પડતું નથી. બાળકો અઢાર વર્ષની ઉમરનાં થાય ત્યાં સુધી તેને આપ્યા કરવું પડે છે. આ રીતે છૂટાછેડા કરનાર પતિની કમાણી પર ઠીક કાપ પડે છે.

દેશના ઘણા ભાગોમાં એવી સ્ત્રીઓ છે, કે જે જમીનના નાના ટુકડાઓ જુદા રાખી મૂકી તેના પર ફળફૂલ વાવે છે અને તેમાંથી થતી ઉત્પન્નમાંથી માસિકો ખરીદીને જે સ્ત્રીઓ ખરીદી ન શકે તેને આપે છે.

દરેક કારખાનામાં બાળકો માટે બે ખાતાં હોય છેઃ એક બાળગૃહ અને બીજું કીન્ડરગાર્ટન. પહેલામાં, બે માસથી સાડાત્રણ વર્ષ સુધીના બાળકની સંભાળ લેવાય છે; બીજામાં સાડાત્રણથી આઠ વર્ષ સુધી. માતા કારખાનામાં કામ પર જાય ત્યારે આ બેમાંથી ગમે તે ખાતામાં બાળકને લાવે છે ને સાંજ સુધી ત્યાં રાખે છે.

જે કારખાનામાં સ્ત્રીઓ લાંબા વખત સુધી કામ કરે છે ત્યાં તેઓ બાળકને સવારના પાંચ વાગે લાવે છે ને રાતના નવ દશ વાગ્યા સુધી ત્યાં રાખે છે. આ વખત દરમિયાન બાળકને નવરાવવાનું, ખવડાવવાનું, રમાડવાનું અગર રમતાં શીખવાડવાનું કાર્ય કારખાનાને માથે હોય છે. યોગ્ય વખતે તે બાળકને સુવાડી દેવાય છે. યોગ્ય વખતે તેને ખુલ્લી હવામાં લઇ જવામાં આવે છે. તેને ઘરનાં કપડાં પણ પહેરાવાતાં નથી; કેમકે સંસ્થામાં દાખલ થતાં ઘરનાં કપડાંને બદલે ત્યાંનાં કપડાં પહેરાવાય છે. જો બાળકની તબિયત બરાબર ન હોય તો નિષ્ણાતની વૈદકીય સલાહ તેને મળે છે. ટૂંકામાં, કામના વખત દરમિયાન માતા પોતાના બાળકનો વિચારસરખો યે કરતી નથી, કરવાની જરૂર પણ નથી. આ બધી સેવા માટે તેને એક 'કોપેક' પણ આપવો પડતો નથી, કેમકે તેમ કરવાની કારખાનાની ફરજ છે.

આ કરતાં પણ ચડિયાતા ગર્ભાવસ્થાના નિયમો છે. પ્રસવ પહેલાં બે મહિનાથી તે કામ પર ન જતાં છતાં તેને પૂરો પગાર મળે છે. પ્રસવ પછી આઠ મહિના સુધી કારખાના-

માથી તેને દર મહિને નવ રૂબલ મળે છે કે જેથી તે વધારાનું દૂધ લઈ શકે અને આ વખત દરમિયાન બાળકને ધવરાવવા દર ત્રણ કલાકે તે કામ છોડીને બાળગૃહમાં જાય છે.

પણ સ્ત્રીઓને અપાતી છૂટની હદ તો 'ગર્ભપાતના કાયદા'માં છે. આ કાયદા પ્રમાણે ગર્ભવતી સ્ત્રીને ખાસ કારણુસર–તંદુરસ્તી, આર્થિક સ્થિતિ કે ગૃહવ્યવસ્થા માટે–એમ લાગે કે તેને પૂરતાં છોકરાં છે તો તે ત્રણ માણસની બનેલી 'બોર્ડ' પાસે જઈ પોતાની હકીકત જાહેર કરે છે. જો તે બોર્ડનો નિર્ણય ગર્ભવતી માતાના નિર્ણયને અનુસરતો હોય તો તેને નિષ્ણાત શસ્ત્રવૈદ પાસે મોકલવામાં આવે છે અને તે હુકમ મુજબ શસ્ત્રક્રિયા કરે છે. આ કાર્ય કરનારને હિંદમાં તેમ જ પાશ્ચાત્ય દુનિયામાં વધારે નહિ તો જેલની સજા અવશ્ય થાય.

× × ×

ગૃહજીવન આદર્શ જીવન છે. સ્ત્રીપુરુષની સમાનતાની આધુનિક ભાવના રશિયામાં લગ્ન અને ગૃહજીવનની વિનાશક થઈ પડી છે. યુરોપના કોઈ પણ દેશ કરતાં રશિયામાં સ્ત્રીઓએ આર્થિક સ્વતંત્રતા વધારે મેળવી છે.

રશિયન સ્ત્રીનું આર્થિક સ્વાતંત્ર્ય અજોડ છે. તે એટલી હદ લગી ગયું છે કે આવું સ્વાતંત્ર્ય લગ્નની વિરુદ્ધ થઈ પડયું છે. જો ન્યાય માટે તે જરૂરી હોય તો કુટુંબવિહીન સંસ્થાઓના નવા પ્રાંતો સ્થાપવા જોઈએ.

છોટાલાલ માનસિંગ કામદાર

( એજ્યુકેશન રિવ્યુના લેખ પરથી )



## (૭) ઋતુવાસી પક્ષીઓને મદદ

ઠંડા પ્રદેશમા કેટલાંક પક્ષીઓ માત્ર ઋતુવાસી × હોય છે. યુરોપના ઉત્તરમાં શિયાળાની ઠંડી ઘણી સખત હોવાથી તે દક્ષિણ તરફ ચાલ્યાં જાય છે, અને કેટલાંક તો ભૂમધ્ય સમુદ્ર ઓળગી ઉત્તર આફ્રિકામાં શિયાળો ગાળે છે. ઋતુ પાછી માફકસર થતાં તે ઉત્તર યુરોપ તરફ પાછાં જાય છે.

આ વર્ષે ઑસ્ટ્રિયામા ધાર્યા કરતાં શિયાળાની ઠંડીનું મોજું વહેલું ચડી આવ્યું. અને તેથી પક્ષીઓ દક્ષિણમાં જઈ ન શકયાં; ત્યારે ઑસ્ટ્રિયાના લોકોએ તેને મદદ કરી. તે સંબધી ફેબ્રુઆરીના *Nature Magazine* માં નીચે પ્રમાણે લેખ છે. માંસાહારી લોકો પણ ભૂતદયાને માટે કેટલું કરે છે તે આથી જાણવાનું મળશે.

જ્યારે છેલ્લા સપ્ટેંબર માસમા ઑસ્ટ્રિયામાં ઠંડીનું ખૂબ સખત મોજું આવ્યું, ત્યારે લાખો ચકલીઓ ઉત્તર તરફથી આફ્રિકામાં ચાલી જવા નીકળી. રાતમાં જ લીલી ટેકરીઓ અને ખીણો લાલ અને સોનેરી થઈ ગઈ તથા પર્વતો બરફથી ઢંકાઈ ગયા. પક્ષીઓને સખત પવનની સામે અને બરફના તોફાનની સામે થવું પડયું. તેઓએ પોતાનો આશ્રય ઘરમાં, તબેલામાં અને ઘાસની ગંજીમાં શોધી કાઢયો. ઠંડીએ તેમની પાંખોને એટલી બધી બહેરી

× હિંદુસ્તાનમા અને ગુજરાતમાં પણ કેટલાંક પક્ષીઓ ઋતુવાસી હોય છે. દાખલા તરીકે દિવાળી ઘોડો દિવાળી ઉપર જ આપણે ત્યાં દેખાય છે. ચાસપક્ષી દશેરા ઉપર જ દેખાય છે. હંસો ચોમાસુ આવતા માનસ સરોવર તરફ જય છે એવી માન્યતા છે તે પણ કદાચ આને લગતી હોય.

નથી. સત્તા અને દ્રવ્યની લાલસાએ તેમનામાંની દરેક નૈતિક ભાવના ભૂંસી નાખી જણાય છે. તેમને જાણે કે ભૂત વળગ્યું હોય તેમ લાગે છે.

અલબત્ત, આનું કારણ, સદંતર અજ્ઞાન પણ હોય. ૨૯ મી ફેબ્રુઆરીના 'ડેઇલી એક્સપ્રેસ' માં ગંગાનદી પર આવેલા પવિત્ર ધામ કાશીનું મિસ મેયોની રીતનું વર્ણન આવ્યું અને તેમાં જણાવાયું, કે તે વાયવ્ય પ્રાંતમાં આવેલ છે ત્યારે પત્રકારોનાં જ્ઞાન વિષે આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે જ લેખમાં જ્યારે તે પત્રે ભયાનક રીતે કાશીની ગરીબાઇ, ગંદકી તથા દર્દોનું વર્ણન કર્યું ત્યારે ગરીબી સરકારને શોભાસ્પદ હતી તેમ તે પત્ર ધારતું હતું કે કેમ ? તે પત્રે લંડનના પૂર્વભાગની કદી મુલાકાત લીધી હતી કે કેમ તેનું હરકોઇને આશ્ચર્ય થતું હતું. મુંબઇમાં આવેલા ' ડેઇલી ટેલીગ્રાફ્ ' ના ખબરપત્રીને આપણે તેટલી જ વિશાળ દૃષ્ટિથી જોઇશું. ૧૬ મી ફેબ્રુઆરીએ તેણે લખ્યું કે " ગેરકાયદેસર ચળવળને ઉત્તેજન મળે અને જાહેર સહીસલામતીને હરકત આવે તેવી રીતે મીસ સ્લેઇડે આચરણ કરેલ હોવાથી તેને મુંબઇ છોડી જવાનો હુકમ ફરમાવવામાં આવ્યો હતો. " પછી સમજૂતી ખાતર ઉમેર્યું કે " ગાંધીની ધરપકડ પછી મીસ સ્લેઇડે પોતાના વખતનો મોટો ભાગ 'કપડાં' કાંતવામાં ગાળેલ છે. " સૂતર કાંતવા સિવાય સત્તાને ઉથલાવી નાખનારું બીજું શું હોઈ શકે ? બ્રિટિશ જનતાએ ખાતરી રાખવી કે તેનાં વર્તમાનપત્રોને લાગે વળગે છે ત્યાંસુધી જ, અને જેવી રીતે વાયવ્ય પ્રાંતમાંથી ફાધર એલ્વિનને દૂર કરવાથી સરકાર અને પેશાવરના તેના ફ્લીટ સ્ટ્રીટના મિત્રો માટે વસ્તુસ્થિતિ સરળ થઇ હોત તેવી જ રીતે મીસ સ્લેઇડને દૂર કરવાથી પરિસ્થિતિ વધારે સરળ થઇ હોત.

ફાધર એલ્વિનના નામથી વર્તમાનપત્રની એક રીતનું મને સ્મરણ થાય છે. અજ્ઞાન અગર મૂર્ખાઈ પણ તેનો બચાવ કરી શકે તેમ નથી. હિંદમાં હું જે જે અંગ્રેજોને મળ્યો છું તેમાં એલ્વિન સૌથી ઉચ્ચ તથા શ્રેષ્ઠ હતા. તેમની ઑક્સફર્ડની શરૂઆતની કારકિર્દી તેવીજ ઉજ્જવળ હોવાનું એક ધાર્મિક માસિકમાં તાજેતરમાં લખાયેલ લેખ પરથી માલૂમ પડે છે. તે વિક્લિફ્ હોલના વાઇસ પ્રિન્સિપાલ તથા મર્ટનના મદદનિશ ચેપ્લેન હતા. ગાંધીજીની વિનંતિથી વાયવ્ય પ્રાંતની સ્થિતિ તપાસવા તેમણે તે પ્રાંતની મુલાકાત લીધી. સત્યથી સદા ડરતી સરકારે જો કે તેમને તરત જ દેશનિકાલ કર્યા તોપણ પોતે જે જોયું અને સાંભળ્યું હતું તેનો રિપોર્ટ તૈયાર કર્યો. જવાબદાર હિંદીઓએ આગળ કરેલ રિપોર્ટને આ રિપોર્ટ ટેકો આપતો હતો.

સરહદ પ્રાંત સબંધી આપણને અહીં ખબર મળતી નથી; જે મળે છે તે તો બ્રિટિશ ખબરપત્રીઓની દૃષ્ટિએ લખાયેલી અને સરકાર તથા તેમના અધિપતિઓએ તપાસી કાપકૂપ કરેલી ખબરો. તેથી મારા એક આશાવાદી મિત્રે એલ્વિનના રિપોર્ટની એક નકલ ' માન્ચેસ્ટર ગાર્ડિયન 'ને મોકલી. તે એમ ધારતા હતા કે ' ગાર્ડિયન ' બીજી બાજુનો રિપોર્ટ પ્રગટ તો જરૂર કરશે; કારણ કે આ વર્તમાનપત્ર નિષ્પક્ષપાતી થવાને ' પોન્ટિયસપાઇલેટ ' જેટલી આતુરતા ધરાવે છે. પોલાંડના જુલમો અને હિંદમાં કાયદો અને વ્યવસ્થા બે જુદી બાબતો છે તે મારા મિત્ર ભૂલી ગયા અને તેથી તે દસ્તાવેજ પ્રગટ ન કરી શકવાનો અધિપતિનો પત્ર તેમને મળતાં તે નિરાશ થયા. જ્યાં હિંદ સંબંધી વાત હતી ત્યાં લોકપ્રિય જુઠાણા સામે ખરી બનેલી હકીકત ન છાપવા માટે પોતાની અશક્તિ જાહેર કરી ગાર્ડિયને પોતાનું નિષ્પક્ષપાતીપણું આગળ બે વખત સાબીત કરી આપ્યું હતું તે વાત મારા

મિત્રને કહી મેં તેમની તકલીફ બચાવી હોત. આ લડતની અંદર આપણે ખરી હૃદય-વિશાળતા અને ભભકભરી સમાનતા—જે ગંભીરતાથી અસત્યને છુપાવે છે—વચ્ચેનો ભેદ તુરત કળી જઈએ છીએ. હિંદની ખબર વિષે આવી દુઃખદાયક શોધ મેં ત્રણ ધાર્મિક વર્તમાનપત્રો વિષે કરી છે.

કદાચ વાચક ધારે કે ગાર્ડિયનની રીત કોઈ પણ પક્ષ તરફ નાળી જવાની હશે. તેવા વાચકનું ધ્યાન ૨૬મી ફેબ્રુઆરીના તેના અંકમાં પ્રગટ થયેલ લાંબા પત્ર પર હું ખેંચું છું. તેની નીચે જ્હોન ડબ્લ્યુ. ગ્રેન્થામની સહી છે. આ માણસે મારી જાણના બીજા કોઈ પણ પ્રચારક કરતાં હિંદ વિષે, ઇંગ્લાંડ અને અમેરિકામાં વધારે જૂઠાણું ફેલાવ્યું છે. તેનો પ્રકાર જાણવા માટે તે પહેલા પેરેગ્રાફમાં જ લખે છે કે "સરકાર તરફથી અપાતી કૉન્ફરન્સની રીતની ગાંધીએ ના પાડી છે." આ પછી તરત જ આખા રાષ્ટ્રની વગોવણી કરી છે. આ રાષ્ટ્રમાં "કોર્ટ ચલાવવા જેટલી હિંમત તથા સત્ય નથી." બાકીનો કાગળ અસત્ય જૂઠાણાથી ભરપૂર છે, અને આ નિંદામાં મહાત્મા ગાંધીને પણ તેણે છોડી દીધા નથી. એમ લાગે છે કે ગાંધી એ વખત જૂઠું બોલ્યા છે. સાબિતી શું? એક તો મિસ મેયો અને બીજું "ગિઓરનેલ દ ઈટાલિયા." અને બ્રિટિશ જનતામાં એવું ડહાપણ છે કે ઘણા લોકો આ માણસની વાત અક્ષરશઃ સાચી માનશે કે પાંત્રીસ કરોડની પ્રજા ડરપોક અને જૂઠું બોલનારી છે. અને તેમાં એક એવા માણસનો સમાવેશ થાય છે કે દરેક રાષ્ટ્રના મહાપુરુષે જેને સંત માન્યો છે. કારણકે આપણે ઇંગ્લાંડમાં ચોક્કસપણે એવું માની બેઠા છીએ કે કોઈ પણ અંગ્રેજ અસત્ય બોલે જ નહિ અને જ્યારે મિ. ગ્રેન્થામ અથવા તો આખી હિંદી પ્રજા સત્યથી અજાણી છે ત્યારે એ તો નક્કી છે કે પહેલી વાત અસંભવિત હોવાથી બીજી વાત સાચી હોવી જોઈએ. પછી ભલેને મિ. ગ્રેન્થામનો પુરાવો ઇટાલિના વર્તમાનપત્ર પર આધાર રાખતો હોય અથવા તો તેનો આધાર એક સ્ત્રી પર હોય, જેની હકીકતો સંખ્યાબંધ કિસ્સામાં ઘૃણાસ્પદ ખોટી હોય.×

નિંદા સંબંધી આપણા વિચારો વિચિત્ર છે. આપણા દેશવાસી સામે થયેલ સાદા આક્ષેપથી પણ જાહેર જનતાનો પ્રકોપ ભભૂકી ઊઠે છે. સાથે કાયદાની શિક્ષા તો છે જ; પણ કોઈ કેથરાઇન મેયો કે જ્હૉન વિલિયમ ગ્રેન્થામ ૩૫ કરોડ નિઃસહાય પ્રજાની બદનક્ષી કરવા માટે હલાહલ અસત્ય ઉચ્ચારી શકે. આ લોકો ઘણા દૂર છે, ઘણા ગરીબ છે, સચોટ જવાબ વાળવા માટે જુલમી સત્તાથી દબાઈ ગયા છે. "નિષ્પક્ષપાતી" (!) વર્તમાનપત્રો આ આક્ષેપોને પોષશે તથા ગંદા પ્રચારકાર્યને વજન આપશે.

હિંદને લાગેવળગે છે ત્યાં સુધી આ પ્રચારકાર્ય ઇંગ્લંડમાં જ થાય છે; પરંતુ તેને આંતરરાષ્ટ્રીય બનાવવાની લાંબા વખતથી શાહીવાદીઓને જરૂર જણાઈ છે—ખાસ કરીને અમેરિકામાં. ફિલિપાઇન સંબંધી જેમ અમેરિકન શાહીવાદીઓની મિસ મેયોએ સેવા બજાવી તેમ હિંદીઓ સામે જાતિદ્વેષ ઉત્પન્ન કરવાનો તેનો પ્રયત્ન અકસ્માતના પરિણામરૂપ

× ત્યારપછી ગાર્ડિયને એક પત્ર પ્રગટ કર્યો છે, તેમાં જણાવાયું છે કે, ડૉ૦ એડમન્ડ પ્રિવટ (જિનિવા યુનિવર્સિટીના પ્રોફેસર) તથા મિસ મુરીએલ લીસ્ટર બન્ને તે વખતે ગાંધી સાથે હતા તેઓ ઇટાલિના વર્તમાનપત્રની મુલાકાતની સત્યતાનો ઇનકાર કરે છે. પણ આવું દેખાઈતું અસત્ય પ્રગટ જ શા માટે કર્યું!

નહોતો. તાજેતરમાં યુરોપખંડ પર દૃષ્ટિ ગઇ છે. જૂઠાણાના કારખાનામાંથી બહાર પડેલ, વોલ્ટર બોશર્ડના જર્મન પુસ્તક 'Indian Kampf' પર હું ખાસ ધ્યાન ખેંચીશ.

મને જર્મનભાષાનું બહુ થોડું જ્ઞાન હોવાથી, મારા વિશે થયેલ ઉલ્લેખોથી મારું ધ્યાન જો ન ખેંચવામાં આવ્યું હોત તો તે પુસ્તક મેં કદી જોયું ન હોત. આ લખાણોની સત્યહીનતાથી આ પુસ્તકનો હેતુ મેં પહેલાં પારખી લીધો. ગાંધી સંબંધે ૧૯૩૦ ના બનાવો તથા બીજી બાબતો સંબંધમાં, ભાષાંતર થયેલ લખાણો પરથી મને માલૂમ પડયું કે મારી ધારણા તદ્દન સાચી હતી. હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધ તરફ યુરોપ ખંડની વધતી જતી સહાનુભૂતિને અટકાવવા આ પુસ્તક જર્મન ભાષામાં 'મધર ઇંડિયા' છે.

૧૯૩૦ ની લડત વખતે હિંદ સંબંધી બ્રિટિશ વર્તમાનપત્રોમાં જે અર્થહીન લખાણો થયાં હતાં તે બધાં પુસ્તકાકારે Indian Kampf માં છપાયેલાં છે. પ્રચારકાર્ય માટે હર બોશાર્ડે હિંદીઓના મોઢે-ગાંધીજીથી શરૂ કરીને છેવટ સુધી-ખોટી વાતો બોલાવી છે. મેયોની રીતે કલ્પિત મુલાકાતોમાં તેમના મોઢે જ તેની અવગણના કરાવી છે. જે જે માણસોના કહેવાતા શબ્દો તેણે વાપર્યા છે તેઓ તે જોતાં જ તેની અસત્યતા સમજી જશે. પણ પુરાવા તરીકે હું મારો દાખલો જ આપીશ. મારો દાખલો ખાસ ઉપયોગી નથી, પરંતુ હું હર બોશર્ડની (અને દિલગીર છું કે બીજા વર્તમાનપત્રકારોની) મુલાકાતના અંગત જ્ઞાનથી જણાવું છું. આ વર્તમાનપત્રકારની સત્યતાનું પારખું મેં અંગત અનુભવથી કરેલ છે. હર બોશર્ડ સાથેની મારી બે તૃતીયાંશ મુલાકાત ફક્ત વર્તમાનપત્રની વાતચીત જ હતી, જે તેણે મારી મુલાકાતના રૂપમાં મૂકી દીધી છે. "કેમ્બ્રિજ જ્યાં હું ભણ્યો હતો' તેનો તેણે ઉલ્લેખ ન કર્યો હોત તો તે થોડો વધારે ફતેહમંદ થયો હોત. વર્તમાનપત્રોમાં લખાયું કે હું કેમ્બ્રિજમાં ભણ્યો હતો. પણ હું કેમ્બ્રિજ કે બીજી કોઇ યુનિવર્સિટીમાં ભણ્યો જ નથી. તેથી કાં તો વોલ્ટર બોશર્ડ સત્યથી અજાણ છે અથવા તો હું છું.

મને યાદ આવે છે કે, વોલ્ટર બોશર્ડ પૂર્વના દૂર દેશમાં છે અને (એક જર્મન ડોક્ટર કહે છે તેમ) જર્મન વર્તમાનપત્રોમાં શાંગહાઇથી ખોટા રિપોર્ટ મોકલે છે. જો હું તે પત્રનો વાચક હોઉં તો મને તે રિપોર્ટ વિષે આવું જ લાગી આવે. 'ડેઇલી એક્સપ્રેસ' માં મી. સી. જે. કેટ્ચમે લખેલ રશિયાની હૃદયદ્રાવક સ્થિતિ વિષે મને લાગી આવ્યું હતું કારણ કે મી. કેટ્ચમે પણ મારી મુલાકાત લીધી છે. છતાં આ જ લોકો લડાઇ અને સુલેહના ઉત્પાદકો અને ઇતિહાસલેખકો છે।

સત્યથી અજાણ લોકો સુખી છે; કેમકે તેઓ ખાસ ખબરપત્રીઓ કહેવાશે.

(મૉડર્ન રિવ્યુ ઉપરથી) છોટાલાલ માનસિંગ કામદાર

# મતાધિકાર કમિટિનો હેવાલ

લોર્ડ લોધીઅને પોતાની કમિટિના હેવાલ વિષેની વર્તમાનપત્રોએ કરેલી આગાહી વિરુદ્ધ પોતાનો વાંધો જાહેર કર્યો હતો; પણ એ હેવાલ બહાર પડયા પછી અમે જોઇ શકીએ છીએ કે વર્તમાનપત્રોએ કરેલી આગાહીથી લોર્ડ લોધીઅનને જરાયે અન્યાય નથી થયો. સર્વાનુમતિથી એ હેવાલ નહોતો ઘડાયો એમ કહેવામાં વર્તમાનપત્રો સાચાં હતાં. કારણકે હેવાલમાં ૭ જુદી જુદી નોંધો અને એક વિરોધાત્મક નોંધ નજરે પડે છે. વર્તમાનપત્રોએ એ પણ સાચું જ કહ્યું હતું કે ત્રણ હિંદી લીબરલોએ—શ્રી. ચિંતામણિ, શ્રી. તાંબે અને શ્રી. બખલે—વિરોધાત્મક નોંધ લખી છે. વળી ન માની શકાય એવી એક વાતની આગાહી વર્તમાનપત્રોએ કરી હતી તે પણ આખરે સાચી ઠરી છે. લોર્ડ લોધીઅને વિરોધાત્મક નોંધ લખનાર સિવાયના બાકીના બીજા બધા સભ્યોની એક બેઠક બોલાવી હતી. આમ કરવામાં લોર્ડ લોધીઅનનો હેતુ વિરોધાત્મક નોંધની વિરુદ્ધની પોતાની દલીલો હેવાલની સાથે જ છપાવવાનો હતો. પણ આમ એકબીજાની સામે ઉત્તર–પ્રત્યુત્તરની પરંપરાનો અંત આવે જ નહિ, તેથી લોર્ડ લોધીઅને વિરોધ કરનારા ત્રણ સભ્યોને બાદ રાખીને જ કમિટિની બેઠક બોલાવી. કમિટિની કાર્યવાહીમાં આ નવી જ પદ્ધતિ લોર્ડ લોધીઅને દાખલ કરી છે. અમુક સભ્યોને બાદ રાખીને મેળવેલી બેઠક રીતસરની નથી ગણાતી અને એમ છતાં, તે સભાની નોંધ કમિટિના હેવાલમાં દાખલ કરવામાં આવે એ વિચિત્ર છે.

લોધીઅન કમિટિએ પુખ્ત વયના મતાધિકારની અવગણના કરી છે. મતાધિકાર નક્કી કરવાનું કામ સોંપતી વખતે જ પુખ્ત વયના મતાધિકારને બાદ રાખવામાં આવ્યો હતો. પણ લોધીઅન સાહેબ પોતાની મર્યાદા જાળવીને જ બેસી રહેતા નથી; પણ પુખ્ત વયના મતાધિકારની વિરુદ્ધ એક પછી એક દલીલો કર્યા જાય છે. પુખ્ત વયના વિશાળ મતાધિકારને પહોંચી વળવા માટે યોગ્ય અધિકારીઓ પૂરતા પ્રમાણમાં નથી; અધિકારીઓની આવડતના અભાવને લીધે અથવા તેમના અપ્રમાણિકપણાથી ચૂંટણી બરાબર નથી થઇ એવી શંકા જવાબદાર રાજ્યતંત્રને અતિશય નુકસાનકર્તા નીવડે છે. ચૂંટણી–અમલદાર પોતાની સત્તાનો દુરુપયોગ ન કરે એવી શ્રદ્ધા લોકોમાં હોવી જોઇએ; તથા મતદારો, ઉમેદવારો, ઉમેદવારોના પ્રતિનિધિઓ, પોલીસ વગેરેને કાબુમાં રાખવાની એનામાં આવડત હોવી જોઇએ. શહેરો સિવાયના બાકીના ભાગમાં આવા માણસો મળી આવવા પણ મુશ્કેલ છે; અને શહેરોમાં પણ જેઓ મળી આવે તેમની વિરુદ્ધ ન્યાત, ધર્મ કે રાજકીય પક્ષને લઇને વાંધા ઊઠવાનો સંભવ છે. બીજી મુશ્કેલી પોલીસની સંખ્યા ઓછી હોવાની છે. ચૂંટણીના મથકે મતદારોની સંખ્યા વધે તે પ્રમાણમાં પોલીસ પૂરતી સંખ્યામાં હાજર હોવી જોઇએ, કે જેથી ચૂંટણી વખતે થતી ધમાલને કાબુમાં રાખે. પોલીસની સંખ્યા આજે એક લાખ ચોસઠ હજારની છે અને આ હિસાબે ચૂંટણીના દરેક મથકે દરરોજ આખા દેશમાં અઢી કરોડ મતદારો મત નોંધાવી શકે. ચૂંટણીના દિવસો વધારે રાખવામાં આવે તો વધારે મત નોંધી શકાય; પણ

બીજી બધી પ્રવૃત્તિ આ દરમિયાન બંધ રાખવી પડે તેથી દિવસો વધારવાનું પણ મુશ્કેલ છે. વળી જેમ વધારે દિવસો ચૂંટણીનું કામ ચાલે, તેમ મતદારો ઉપર લાગવગનો પ્રયત્ન વધારે થાય.

આ બધી દલીલોનું તાત્પર્ય એટલું જ છે કે હિંદુસ્તાન કદી પણ પુખ્ત વયનો મતાધિકાર ભોગવવાને લાયક થઇ શકે નહિ, સિવાય કે હિંદની વસ્તી કોઇ આસ્માની સુલતાનીથી તદ્દન ઓછી થઇ જાય. આ બધી મુશ્કેલીઓ આજથી પચાસ વરસ પછી પણ રહેવાની જ છે અને લોર્ડ લોધીઅન પણ એમજ કહે છે અને તેથી જ ત્રણ હિંદી લીબરલ સભ્યોને વિરોધાત્મક નોંધમાં લખવું પડયું છે કે ત્રીસ વરસમાં પુખ્ત વયના મતાધિકારને દાખલ કરવો જોઇએ.

વહીવટી મુશ્કેલીની દલીલો ઉપરાંત બીજાં પણ બે કારણો પુખ્ત વયના મતાધિકારની વિરુદ્ધ આપવામાં આવ્યાં છે: (૧) મોટી વસતી, જે વહીવટી મુશ્કેલી માટે જવાબદાર છે અને (૨) નિરક્ષરતા. કોઇ પણ દેશ એટલો નિરક્ષર ને હોઇ શકે કે જે સરકાર ધારે તો દશ વરસમાં નિરક્ષરતા દૂર ન કરી શકે. કમિટિનું મુખ્ય કામ તો પુખ્ત વયના મતાધિકારને પહોંચી વળવા માટેની મત નાખવાની પદ્ધતિઓ શોધી કાઢવાનું હતું. અને આ કામ પ્રત્યે તો કમિટિએ જરા પણ ધ્યાન આપ્યું નથી.

કમિટિનું સંકુચિત દૃષ્ટિબિંદુ તો એટલા ઉપરથી જ જણાઇ આવે છે કે એને સરકાર તરફથી મળેલી સૂચના પ્રમાણે વસ્તીના ૨૫ ટકા જેટલા ભાગને મતાધિકાર આપવા સુધી એ જઈ શકે તેમ હતું છતાં એણે વસ્તીના ૧૪ ટકા જેટલા ભાગને મતાધિકાર આપવાનું યોગ્ય ધાર્યું છે. વડી ધારાસભાને માટે તો વસ્તીના ત્રીજા ભાગને જ મત આપવાને લાયક ઠેરવી છે.

મોટાં શહેરોમાં પુખ્ત વયનો મતાધિકાર દાખલ કરવાની ત્રણ હિંદી સભ્યોની યોજનાનો પણ બહુમતીએ વિરોધ કર્યો છે. કમિટિ કહે છે કે આમ કરવાથી ગામડામાં તથા શહેરોમાં મતદારો વચ્ચેનું પ્રમાણ જળવાતું નથી. પણ આ દલીલ બિલકુલ પાયા વગરની છે. કારણકે શહેરોમાં મતદારોની સંખ્યાનું પ્રમાણ વધે તેથી કાંઇ ધારાસભામાં તેમના પ્રતિનિધિઓની સંખ્યાનું પ્રમાણ વધતું નથી. લોધીઅન કમિટિની ભલામણોએ તો હિંદી મતાધિકારની વિચિત્રતાઓ પ્રકાશમાં આણી છે. કમિટિ જણાવે છે કે ૧૯૨૬માં બંગાળામાં મત આપનારા મુસલમાનોની અડધી સંખ્યા અભણ હતી અને મત આપનારા હિંદુઓના ત્રીજા ભાગ જેટલા અભણ હતા. હવે બંગાળામાં પુખ્ત વયની પુરુષ વસ્તીના ૧૫·૮ ટકા ભણેલા છે અને મતાધિકાર પુખ્ત વયની વસ્તીના ૧૦·૪ ટકા જેટલાને જ છે, અને એમાં પણ મુસલમાન મત આપનારાઓના અર્ધા અને હિંદુ મત આપનારાઓના ત્રીજા ભાગ જેટલા અભણ મતદારો હતા. તો આનો અર્થ તો એ જ નીકળે છે કે ભણેલાઓમાથી ઘણા મોટા ભાગને મત આપવાનો અધિકાર જ આપવામાં આવ્યો નથી. અને મોટો ભાગ જે અભણ છે પણ જેમની આર્થિક સ્થિતિ સારી છે તેમને મતાધિકાર મળ્યો છે. ગરીબોને માટે જ નિરક્ષરતા એ ખીનલાયકાતનું લક્ષણ લાગે છે.

પુરુષ અને સ્ત્રી મતદારોની સંખ્યા વચ્ચેનો તફાવત ભાંગવા માટે તથા અંત્યજોની વસ્તીના દશ ટકા જેટલા માણસોને મત મળે તેટલા માટે કમિટિએ એવી ભલામણ કરી છે કે, બધી ભણેલી સ્ત્રીઓને તથા બધા ભણેલા અંત્યજોને મતાધિકાર આપવો; મતાધિકારને યોગ્ય બનેલા બધા અંત્યજોની સ્ત્રીઓને પણ મત આપવો. સ્ત્રીઓ અને અંત્યજોમાં અક્ષર-

ગ્યાન એ મતાધિકારનું ધોરણ હોય તો બીજાઓને માટે એ ધોરણ કેમ રાખી ન શકાય? એક વર્ગને માટે મતાધિકારનું ધોરણ નીચું રાખવામાં આવે એ જો વાજબી હોય તો ખરી વાત એ છે કે કમિટિએ મતાધિકારનું ધોરણ નીચું થઇ જાય તેની-પરવા નહોતી રાખી પણ મતદારોની સંખ્યા અમુક મર્યાદામાં જ રહે તેની ખૂબ કાળજી રાખી હોય એમ લાગે છે.

એક અસ્પૃશ્ય મોચીને મતાધિકાર મળે અને તેટલી જ લાયકાત ધરાવતા બીજા સ્પૃશ્ય મોચીને મતાધિકાર ન મળે એ જાતની યોજના મનસ્વી જ કહેવાય. પુખ્ત વયનાં તમામ સ્ત્રી-પુરુષોને મતાધિકાર આપવાથી જ આવી ખામીઓ દૂર કરી શકાય. મજૂરવર્ગ, સ્ત્રીવર્ગ, અંત્યજો વગેરેને માટે આવાં જુદાં જુદાં ધોરણ ઘડવાની યોજનાનું પરિણામ સંતોષકારક ન જ આવી શકે. સ્ત્રીઓની સંસ્થાઓએ પુખ્ત વયના મતાધિકારની જ માગણી કરી હતી; પણ કમિટિએ ખાસ મહેનત કર્યા છતાં એ મતદાર મંડળમાં ૨૦ ટકાથી વધારે સ્ત્રીઓને મતાધિકાર નથી અપાવી શકી.

મજૂરવર્ગને માટે ધારાસભામાં ખાસ પ્રતિનિધિત્વ રાખવાની સમિતિની ભલામણ પણ કોમી કજિયાનું કારણ થઇ પડવાનો સંભવ છે; કારણ કે દરેક કોમ એમાં પોતાની કોમનું પ્રતિનિધિત્વ કેટલું રહે તેની માગણી કરી રહી છે.

( 'ધી પીપલ'ના લેખના આધારે ) દે.

# મેહફિલે ફેસાનેગુયાન

ઉર્ફે

# વાર્તાવિનોદ મંડલ

ઘણા દિવસથી ધનુભાઇને ત્યાં ગયો નહોતો, એટલે ક્લબમાંથી પાછાં ફરતાં એમ થયું કે લાવ જતો જાઉં. હું અમુક રીતે જ બારણું ખખડાવું છું એ બધાં જાણે છે, એટલે અંદરથી પ્રમીલાએ કહ્યું—ઘંટડી વગાડો તો જ ઉઘાડવામાં આવશે. મને નવાઇ લાગી કે ઘંટડી શાની! અને ઘંટડીનું બટન ક્યાં છે તે જોવા હું અંધારામા ફાંફાં મારતો હતો, ત્યાં ધમલાએ બારણું ઉઘાડયું, અને બારણા પરનું બટન દાબી ઘંટડી વગાડી. મને થયું કે ધનુભાઇ વળી નવો પ્રયોગ કરે છે કે શું? પ્રમીલાએ અંદરથી કહ્યું: વસંતભાઇ બણે દિવસે આવે છે એટલે આજે તો "મેહફિલ"ની બેઠક ભરવી છે, અને નાનુભાઈ આવ્યા છે તે મજા પણ પડશે.

હું અંદર ગયો ત્યાં ખુરસીમાં પડયા પડયા નાનુભાઇ કંઇ વાંચતા હતા. મેં એમની સાથે થોડી વાત કરી, દરમિયાન ધનુભાઇ વીજળીની બેટરી પાસે બેઠા બેઠા પ્રમીલા સાથે ઉત્સાહથી વાત કરતા હતા, ખરું કહું તો નાનુભાઇ સાથેની વાતમાં મારું ખાસ ધ્યાન નહોતું; કારણ ધનુભાઇ આ નવું શું લઇ બેઠા છે તે જોવાની મને વધારે જિજ્ઞાસા હતી. થોડી વાર રહી મેં કહ્યું: ધનુભાઈ! તમે આમાં નવું શું કર્યું? સામાન્ય પ્રયોગશાળામાં આ બધું હોય છે!

ધનુભાઇ બોલ્યા : વીજળીનો પ્રવાહ પોતે એનો એ છે, પણ એ પ્રવાહને અંતે આપણે જુદાં જુદાં પ્રકારનાં યંત્રો કે મીકેનીઝમ ગોઠવીએ તેથી તે કેટલાં બધાં ભિન્ન જણાતાં કામો કરે છે તે ઓછું નવાઈનું છે ? એક જ વીજળી ઘંટડી વગાડવાનું, પંખો ચલાવવાનું, પ્રકાશ આપવાનું, ટેલીફોનનું કામ કરે છે. અને કેટલાએક રોગો ઉપર પણ દરદીને વીજળી આપવામાં આવે છે તે જુદું.

ધનુભાઇના શબ્દો તરફ નાનુભાઇનું કંઈ એકાએક ધ્યાન ખેંચાયું, અને એ આગળ આવી બોલ્યા : આપણા શરીરના જ્ઞાનતંતુઓનું પણ એમ જ છે. દાખલા તરીકે હૃદયની ગતિને ધીમી પાડનાર જ્ઞાનતંતુને કાપીને, જે જ્ઞાનતંતુ આપણી આંખની કીકીને નાની મોટી કરે છે તેની જગ્યાએ તેને ગોઠવવામાં આવ્યો, તો એ જ્ઞાનતંતુને ઉત્તેજિત કરવાથી કીકી મોટી થઇ! હું તો આથી પણ આગળ જઈને માનું છું (જો કે મારી માન્યતા માટે હું કશી સાબીતી આપી શકું એમ નથી) કે આ દુનિયાના જે બધા બનાવો બને છે તેનો અર્થ સૌ કોઇ પોતપોતાની રીતે કરે છે તે પણ આના જેવું જ છે. બનાવ એક, મનોયંત્રો જુદાં, તેથી લાગણીઓ જુદી.

નાનુભાઇને ઘડી ઘડીમાં આવાં ઊંડાં પાણીમાં ડુબકીઓ મારવાની બહુ ટેવ છે; એટલે વાતને જરા હળવી કરવા મેં ધીરુબહેનને પૂછ્યું : આ કેટલા દિવસથી ચાલે છે? પ્રમીલા વચ્ચે બોલી ઉઠી : તમે મેહફિલના મંત્રી છો અને એની બેઠક ભરતા નથી, તો હું કહું છું કે ધનુભાઇ તો એક વરસથી આની પાછળ માથાફોડ કરતા હતા.

મેં કહ્યું : એક વરસથી તે ક્યાંથી હોય ?

પ્રમીલાએ કટાક્ષમાં જવાબ આપ્યો : કેમ, આપણે મેહફિલની છેલ્લી બેઠક ભરી ત્યારથી એમણે આ શરુ કર્યું.

મેં કહ્યું : એને તો હજી એક માસ માંડ થયો હશે.

ધીરુબહેન બોલ્યાં : તમે એમની સાથે એટલા બધા ગંભીર થઇને કેમ વાત કરો છો ?

પ્રમીલાએ ટોળમાં કહ્યું : ઓ મને તો લાગ્યું કે એને એક વર્ષ થઇ ગયું! (જરા ગંભીર થઇને) પણ જુઓ, કાગળ આવ્યો છે અને મને બોલાવી છે તે મારે જવું પડશે, અને ત્યાર પહેલાં ધનુભાઇ પાસેથી આપણે વાર્તા કઢાવવાની છે.

ધનુભાઇએ કહ્યું : આ બધી વાત જ છે ને!

મેં કહ્યું : મેહફિલ ભરવી હશે તો પીણું જોઇશે.

ધીરુ બહેને બહુ જ ગંભીરતાથી કહ્યું : હમણાં તો અમે ચોવીશે કલાક પીણું જ પીએ છીએ.

મેં કહ્યું : તો હું તૈયાર છું.

ધનુભાઇએ કહ્યું : પણ હું તૈયાર નથી

અમે બધાંએ એકીસાથે પૂછ્યું : કેમ ?

ધનુભાઇ : બીજરૂપે વાર્તા મારા મનમાં ક્યારની પડી છે—

પ્રમીલા : પણ હજી એમાંથી ઝાડ નથી ઊગ્યું નહિ ? – અને ફળ તો કોણ જાણે ક્યારે આવે ?

ધનુભાઇ : મદારીએ વાવેલો આંબો પાંચ મિનિટમાં મોટો થાય, પણ એને કંઇ કેરીઓ થાય ? અને થાય તો ખાવાલાયક ન હોય. પણ હું એક દરખાસ્ત મૂકું કે આપણે

ત્યાં નાનુભાઇ આવ્યા છે તે એક વાર્તા આપણને કહે અને આપણે એમને આપણી મેહફિલના સભાસદ બનાવવા.

મંત્રી તરીકે મેં મેહફિલની ઓળખાણ આપી અને સાથે સાથે નાનુભાઇને જણાવ્યું કે બે મિત્રોની વાત કહેવાની છે.

પ્રમીલાએ ઉમેર્યું: એમ કહોને કે બે મિત્રોમાંથી એકને વહુ હોય અને બીજાને ન હોય એવાની વાર્તા.

નાનુભાઇ: આમ વાર્તા કહેવાથી મંડળ ચાલશે એમ માનો છો?

ધીરુ બહેન: હા. અમારી પહેલી બેઠક મળી, તેમાં ધમલાએ વાત કહી, અને તેના પર અમે ચર્ચા કરી. એ અમારી ચર્ચા કોઇ ભાઈ જાણે સાંભળી ગયા હોય એમ એ ભાઇએ ઠેઠ બહારગામથી એક વાત મંડળના સભાસદ થવા મોકલી આપી.

નાનુભાઇ: તમને એ વાર્તા કેવી લાગી?

પ્રમીલા: એ વાર્તામાં માંસ ચામડી તો નહોતાં—માત્ર હાડપિંજર જેવી હતી, અને વધારામાં એ હાડપિંજર પણ બીજા લેખકની વાતમાંથી ખેંચી કાઢેલું.

મેં ઉમેર્યું: અને ગમે તે વાર્તામાંથી ચામડી માંસ ઉતરડી નાખો, તો એનું હાડપિંજર બેડોળ જ લાગવાનું.

ધીરુબહેન: જુઓ, તમે એ ચર્ચા ફરીથી ઉપાડો છો.—પણ એ તો એમ કહેશે કે હાડપિંજર સુંદર હોઇ શકે.

ધનુભાઈ: હું એ જ બાબત કહેવાનો હતો.

મેં ડોળ કરતાં કહ્યું: તમને દાક્તરો મુડદાં ચૂંથે એ જોવું પણ ગમે છે, એટલે વાર્તાનું ય હાડપિંજર જ તમને ગમે ને!

ધનુભાઇ: બધાં જ ગમે એમ નહિ. આખા મનુષ્યશરીરના અંદરના અને બહારના સૌંદર્યનું તો અમને જ ભાન છે, કારણકે અમે શરીર સમસ્તને જોઇએ છીએ એટલું જ નહિ, પણ એનાં અંગોના અન્યોન્યપૂરક ધર્મોમાંથી એકતા કેવી રીતે ફલિત થાય છે તેનું અમને વધારે ભાન હોય છે. ધારો કે માણસના હાડપિંજરના અમુક સાંધા એક બાજુ વળતા હોય અને બીજી બાજુના એ જ અંગના સાંધા અવળી બાજુ વળતા હોય, તો પછી એવા હાડપિંજર પર ગમે તેટલા માંસ ચામડી મઢો, તોપણ એ કદરૂપું દેખાવાનું.

નાનુભાઇ: આટલી વારે તમારી વાત હું સમજ્યો. હું ધનુભાઇના મતને તદ્દન મળતો છું. આપણા ઘણાય લેખકોની કેટલીયે વાર્તાઓમાંથી વધારાનાં વર્ણનો કાઢી નાખ્યાં હોય, તો જે હાડપિંજર બાકી રહે તેમાં મનુષ્યસ્વભાવનું કોઇ ખોટું આલેખન જ કરેલું લાગે.

પ્રમીલા: આ તો એકને બદલે બે થયા.

ધીરુબહેન: અમસ્થા કંઇ એ બે મિત્રો થયા હશે!

ધમલો: બા, વાર્તા કહેવડાવવી હોય તો કહેવડાવો ને!

ધીરુબહેન: આ સભાસદ આપણી ચાલુ વાતચીત સામે વાંધો ઉઠાવે છે, તો હવે આ વાત હું બંધ કરું છું, અને નાનુભાઈ બે મિત્રોની વાત કહેશે એમ આશા રાખું છું.

નાનુભાઇ: પણ હું વાર્તા કહેવા કે સાંભળવામાં માનતો જ નથી.

ધમલો: તે મ્યમ સ્યામ, વાર્તા કહેવી કે હાંભળવી નહિ હારી?

નાનુભાઇ : જો ધમલા હું તને સમજાવું, — તારે પાંચ છોકરા હતા, એમાંથી બે જુવાન છોકરા મરકીમાં મરી ગયા.

ધમલો : હા સ્યાબ, મરી જ્યા એમાં ચ્યમ કરવું? નહિ તો તો —

નાનુભાઇ : બાકી ત્રણમાંથી એક આફ્રિકા ગયો. એના કાગળ બે વરસ લગી આવ્યા, એણે થોડા રૂપિયા મોકલ્યા, અને એનાથી નાનો ભાઇ પણ આફ્રિકા કમાવા ગયો, અને પછીથી એમના કાગળો આવતા બંધ થયા! — એક છોકરો રહ્યો તે વંઠેલ નીકળ્યો અને તને મૂકીને નાસી ગયો! અને અત્યારે તું એકલો થઈ રહ્યો. તો બોલ, આ તારી પણ એક વારતા જ થઈ કે નહિ?

ધમલો : સ્યાબ, થઈ કહેશો તો થઈ. પણ તેમાં મને શા વીતક વીત્યા તે કોઈ શું જાણે!

નાનુભાઈ: તમારો ધમલોયે ફિલસૂફ લાગે છે.

ધીરુબહેન : એટલે તો અમે એને રાખ્યો છે. અમારા ઘરમાં એ પણ એક ખરો દ્રષ્ટા છે.

પ્રમીલા : મને એક દિવસ કહે — લ્યો બહેન, આ ભાઇને ભોજાઇ સંગાથે તમે આવડા મોટા ઘરમાં રહો છો, ને હું ય રહું છું, તમે ખાઓ છો એ હું ય ખાઉં છું, ભાઇ પહેરે છે તે જ હું ય પહેરું છું, પણ તમને કેટલી જંજાળ છે, ને મને!

નાનુભાઇ : (વિચારમાં) હં—પણ ધમલા, મારે કહેવું હતું એ બધુંય તેં કહી દીધુ. તેં સહેલી રીતે કહ્યું અને અમે ભણેલા એની એ વાત અઘરી રીતે કહીશું.

ધનુભાઈ : એટલે અભણ લોકોની સહેલી રીત જ સારી એમ કંઇ એમાંથી ફલિત થતું નથી. માત્ર ભણેલાંઓએ ભણતરને લીધે પોતાની દષ્ટિશક્તિને મરી જવા દેવી ન જોઇએ.

ધીરુબહેન : આ મુદ્દા પર અત્યારે ચર્ચા કરવાની જરૂર નથી.

નાનુભાઇ : ધમલાએ આપણી આગળ નીચેનો સિદ્ધાંત રજૂ કર્યો છે દરેક વ્યક્તિગત અનુભવમા કોઇ એવું અખૂટ અગમ્ય તત્ત્વ છે, કે તેને, શું વિચાર દ્વારા કે શું કલા દ્વારા, શુ વિકલ્પ દ્વારા કે શું કલ્પના દ્વારા આપણે પૂરેપુરું વ્યક્ત કરી શકવાના જ નહિ. જો પૂરેપુરૂ વ્યક્ત કરવું હોય તો આપણે એ વ્યક્તિને જ સર્જવી પડે! આ રીતે જીવન કલા કરતાં વધારે વિશાળ અને અગમ્ય છે, અને કલ્પના જીવનને અનુસરે છે. ઘણીવાર કલાકાર અહીંતહીંથી પોતાનો સરંજામ ભેગો કરી મૂકે છે, અને કલાકાર સારો હોય તો તેમાં પોતાના દષ્ટિબિંદુના એક નવા ઐક્યના તત્ત્વને ઉમેરે છે; પણ આપણા ઘણા વાર્તાકારો પોતાની દરેક વાર્તામાં નવીન ઐકયનું તત્ત્વ આપી શકતા નથી. માત્ર પોતાના એકના એક દષ્ટિબિંદુને ઘૂંટયા કરે છે, અને વાર્તામાં પણ કઇ માલ હોતો નથી.

પ્રમીલા : ત્યારે તો તમે અમને બહુ સરસ વાર્તા કહેશો.

નાનુભાઇ : ના એમ નહિ. વાર્તા કહેવા કે સાંભળવા કરતા આ ધમલો પોતાનું વૃત્તાંત કહે, અથવા એનો દીકરો હોય ને આફ્રિકાથી પાછો આવી પોતાની વાત કહે તો એ મને ગમે.

ધનુભાઇ : તો પણ એક વાર્તા કહી નાખો.

ધીરુ બહેન : કહી નાખો એમ નહિ, સારી કહો, અને સારી રીતે, અમારી મેહફિલના અહેવાલમાં શોભે એવી.

નાનુભાઇ: એક કિસ્સો મારા જાણવામાં આવેલો તે જ કહું છું. મારી દષ્ટિએ કલ્પિત વાર્તા કરતાં એ વધારે સાચી વાર્તા છે. એના પર તમારે ચર્ચા જ કરવી હશે ને એના મુદ્દાઓને તોડી પાડવા હશે તો તેમાં પણ હું તમને મદદ કરીશ. તમારે સાંભળવી જ છે તો હું કહું છું.

મુંબઇથી દક્ષિણે પશ્ચિમના ઘાટના પર્વતોની હારમાળા અને સમુદ્રકિનારાની વચ્ચે ત્રીસથી પચાસ માઇલનો ઢોળાવવાળો પ્રદેશ આવી રહેલ છે તેને કોંકણપટ્ટી કહે છે. ત્યાં રત્નાગિરિ જીલ્લામાં એક વેળુ નામે ગામ હતું. ગામને કાંઠે શામા નામે નદી હતી. એનું અસલ નામ શ્યામા હશે; કારણ કૃષ્ણા અને શ્યામાનાં મૂળ એક જ પર્વતમાં છે, પણ કૃષ્ણા પૂર્વ તરફ વહેવા માંડી એટલે વિશાળ અને ગંભીર થઇ, જ્યારે શ્યામા પશ્ચિમ તરફ વહેતી તેથી નાની પણ વેગવતી હતી. અને એનું જીવન પાંત્રીસથી ચાલીસ માઇલ જેટલું જ લાંબુ હતું.

ત્યાં પાંડુ અને યશવંત નામે બે છોકરાઓ વચ્ચે નાનપણથી મૈત્રી થઇ. યશવંતને ઘેર જાગીર હતી, અને એના બાપનો એ એકનો એક છોકરો હતો, તેથી એ ખૂબ લાડમાં ઉછર્યો હતો, અને શરીરે અને તેને લીધે મને પણ સુંવાળો હતો. પાંડુને એક ભાઈ અને પાંચ બહેનો હતી; એનો મોટો ભાઇ મુંબઇમાં રહેતો, અને મોટી બહેનો ઘણું ખરું સાસરે રહેતી, અને કાશી અને ગોદુ નાની હતી તેથી માબાપની સેવાનું કામ પાંડુ પર પડતું. પાંડુનું શરીર આથી સશક્ત હતું અને મન કામઢું હતું.

નાનપણમાં હિંદને સ્વતંત્ર કરવા જેટલા સુધારા કરવા જોઇએ તે બધા જાણે એ બે જણા જ કરી નાખવાના હોય એટલી ધગશથી તેઓ ચર્ચા કરતા. એટલામાં થોડાં વર્ષો વીત્યાં, બંને મિત્રો રત્નાગિરિમાં અંગ્રેજી પાંચમા ધોરણમાં ભણતા થયા ત્યાં યશવંતનાં લગ્ન થઇ ગયાં.

પહેલાં તો નિશાળમાં રજા પડે અને બંને મિત્રો ઘેર આવે ત્યારે તેમનો રોજનો નિયમ હતો કે શામામાં ખૂબ નાહવું. પણ પરણ્યા પછી યશવંત એક વાર માથું દુઃખવાને લીધે નદીએ ન આવ્યો, બીજી વાર એને કંઈ ઓચિંતુ કામ આવી પડયું, ત્રીજી વાર એના પિતા જનાર્દને ના પાડી કહ્યું–હવે મોટા થયા છો તો નદીએ ક્યાં લગી ન્હા ન્હા કરશો? યશવંત આ વખત હવે પોતાની પત્ની સાથે ઘેર રહી ગાળતો, અથવા વડિલો સાંજે ઘેર હોય તો તેમની સાથે બેસી દુનિયાદારીની ચોવટ કરવામાં ગાળતો. જનાર્દન દેશપાંડેને લાગ્યું કે યશવંત ડાહ્યો થતો જાય છે, અને પાંડુ આવડત વગરનો અને વધારે વેદિયો થતો જાય છે. પાંડુને લાગ્યું કે જેમ લાંબા અને ટૂંકા, જોરાવર અને અશક્ત, ધનવાન અને ગરીબ–આવાં દ્વંદ્વો વચ્ચે મૈત્રી અશક્ય હોય છે, તેમ પરણેલા અને કુંવારા વચ્ચે પણ એટલું વૈષમ્ય આવી રહેતું હશે કે એ બે વચ્ચે પણ મૈત્રી સંભવી શકે નહિ.

બંને મિત્રો મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા. પાંડુએ પોતાના ભાઇ મહાદેવને ત્યાં રહી મુંબઇમાં અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. પાંડુ મુંબઈ જાય અને પોતાનો એકનો એક છોકરો બીજે કયાંય રહી અભ્યાસ કરે તો ગામમાં પોતાનું ખોટું દેખાય, તેથી જનાર્દન દેશપાંડેએ યશવંતને પણ મુંબઈ મોકલવાનો નિશ્ચય કર્યો; અને યશવંત તો કૉલેજની હોસ્ટેલમાં રહીને ભણશે એમ કહી યશવંતના પિતા પોતાની મોટાઇ દેખાડવા લાગ્યા.

બંને મિત્રો ઘણુંખરું કૉલેજમાં મળતા, અને ઘેર આવતા ત્યારે પોતે જે કંઇ વાંચ્યું હોય તે વિશે ફરવા જતાં ચર્ચા કરતા. એક દિવસ પાંડુએ સાંજે આવીને બૂમ પાડી–યશવંત ફરવા ચાલ તો !–તે વખતે યશવંત અંદરના ખંડમાં પોતાની વહુ પાસે બેઠો હતો. થોડી વારે યશવંત ફરવા જવા બહાર આવ્યો, ત્યારે તેણે પાંડુને કહ્યું કે એની વહુ હાજર હોય ત્યારે તેણે એને તું કહી ન બોલાવવો. પાંડુએ કબૂલ રાખ્યું, પણ વધારામાં ઉમેર્યું કે પોતે ભલે એને તમે કહે પણ યશવંતે તો એને તું જ કહેવું. ત્યારથી યશવંત એકલો પાંડુને તું કહેવા લાગ્યો, પણ આ સાદા ભાષાપ્રયોગને થોડા માસ થયા ત્યાં યશવંત ખરેખર એમ માનવા લાગ્યો કે પોતે પાંડુનો વડીલ છે, અને જ્યારે એ એક છોકરીનો બાપ થયો ત્યારે તો પોતે પાંડુનો જાણે મોટો કાકો હોય એમ તેની સાથે વર્તવા લાગ્યો.

બંને મિત્રો સીનીઅર બી. એ. માં આવ્યા ત્યાર પછી થોડા માસમાં જ દેશમાં અસહકારનો મોટો જુવાળ આવ્યો. યશવંતે આવેશમાં આવી જઇ સૈનિક તરીકે પોતાનું નામ નોંધાવ્યું. યશવંતના પિતાને કૉલેજ તરફથી આ વાતની ખબર પડી, મુંબાઇ આવી પોતાના પુત્રની તબિયત નાદુરસ્ત છે એમ કહી સૈનિકના ભરતીપત્રકમાંથી યશવંતનું નામ પોતે કાઢી નંખાવ્યું. ત્યારથી ઉલટો યશવંત–આપણે યુદ્ધમાં ખપી નહિ જઇએ તો યુદ્ધ કરવા બીજું કોણ જવાનું હતું–એમ વધારે જુસ્સાથી વાતો કરવા લાગ્યો. પાંડુ આવી ચર્ચામાં બહુ ભાગ લેતો નહિ. પણ ઘેર પોતાના ભાઈ મહાદેવ પાસે અસહકારમાં જોડાવાની રોજ રજા માગતો, અને કહેતો કે યશવંત જોડાયો તો હું કેમ ન જોડાઉં ? મહાદેવે બધી દલીલો કરી જોઈ અને છેવટે કહ્યું, કે યશવંત ખરેખર જોડાયો હશે તો પોતે પાંડુને પણ રજા આપશે. ખાતરી કરવા બંને ભાઇઓ બીજે દિવસે સમિતિની ઑફિસે ગયા, ત્યાં જૂના પત્રકમાંથી મળી આવ્યું કે યશવંતે પોતાનું નામ પાછું ખેંચી લીધું છે. જે માણસ અસહકારમાં જોડાવા વિષે આટલું બધું બોલતો હોય એ જ માણસ પોતાનું નામ ભરતીમાંથી ખેંચી લે—આવા માણસો દુનિયામાં હોઇ જ શી રીતે શકે એમ પાંડુને લાગ્યું; અને એવા હોય છે જાણી એના મનને આઘાત લાગ્યો.

પાંડુ યુદ્ધમાં જોડાવા વિશેની ચર્ચામાં ભાગ લેતો નથી, તેથી યશવંતે એને બીજે દિવસે કૉલેજમાં ખાસ પૂછ્યું: 'કેમ નામ નોંધાવ્યું કે નહિ ?—હવે કયારે નોંધાવશો ?' યશવંત પાસે એ વખતે બે ચાર મિત્રો ઊભા હતા અને પાંડુ, પોતાનું નામ આપીને પાછું ખેંચી લેવરાવે તેવાને હું જવાબ આપતો નથી એમ કહી યશવંત કંઇ પણ જવાબ આપે ત્યાર પહેલાં ચાલ્યો ગયો.

દીવાળીની રજામાં બંને મિત્રો ઘેર આવ્યા, ત્યારે માત્ર એક જ વાર યશવંત પાંડુને ઘેર ગયો. એને જૂનો સંબંધ પાછો એવો ને એવો જાળવવો હતો, તેથી સામાન્ય વાતચીતથી શરુ કર્યું; પરતુ અંતે અસહકારનો જ પ્રશ્ન આવી ઊભો. યશવંત અત્યાર સુધીમાં બે છોકરીઓનો બાપ થયો હતો. અને એ પોતાની જવાબદારીનું ભાન કરાવવા લાગ્યો ! ચર્ચાને અંતે પાંડુએ યશવંતને સ્વાર્થી કહ્યો, અને યશવંતે પાંડુને જવાબદારીની બુદ્ધિ વિનાનો કહ્યો.

બંને મિત્રો બી. એ. થયા. બી. એ. ના છેલ્લા સત્રમાં પોતાના પિતાની તબિયત સારી નથી રહેતી એ બહાને યશવંત અવારનવાર ઘેર જતો, પણ એનું ખરૂં કારણ વાસંતી હતી.

પુરુષ કાંઇ સાહસનું કામ કરવા જાય, અને સ્ત્રી એની આડે આવે, ત્યારે જો પુરુષ સ્ત્રી તરફના વિઘ્નને બાજુએ મૂકી સાહસમાં પડે તો એનામાં નવું પુરુષાતન આવે છે, અને જો સ્ત્રીને નમતું આપે તો ઉલટું એનું પુરુષાતન હણાય છે. યશવંત અસહકારમાં ન જોડાયો તેનું પરિણામ એ આવ્યું કે એ વાસંતીનો ગુલામ બની રહ્યો, અને પરીક્ષામાં એનો નંબર બહુ જ નીચે આવ્યો, જ્યારે પાંડુ પહેલા વર્ગમાં પાસ થયો.

આમ છતાં જનાર્દન દેશપાંડેએ પોતાનો દીકરો બી. એ. પાસ થયો તે નિમિત્તે મેળાવડો કર્યો. મુંબઇની કોર્ટોમાં રજા હતી તેથી મહાદેવ ઘેર આવ્યો હતો, તેને મેળાવડામાંજ જનાર્દને કહ્યું—આ યશવંતને હવે તમને સોંપ્યા! મેળાવડામાં પાંડુ મોડો આવ્યો છતાં એના વાતાવરણથી એ એટલો કંટાળી ગયો હતો કે તે વહેલો ઘેર પાછો ફર્યો; ઘેર જઇ જરૂર જોઇતો સામાન તૈયાર કર્યો, અને એના પિતા વિનાયક અને એનો ભાઇ મહાદેવ આવ્યા ત્યારે કહ્યું કે પોતે અસહકારની લડતમાં જોડાવા સવારે મુંબઇ જાય છે. એને બંનેએ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો, લેકચરરશીપ મળવાની છે તે જશે વગેરે કહ્યું, પણ પાંડુ એકનો બે ન થયો એટલે બંનેએ એને જવાની રજા આપી. બીજી સવારે રેવદંડાના નાના બંદરેથી પાંડુ મુંબઈ તરફ મછવાંમાં રવાના થયો.

યશવંત એલ. એલ. બી. નાં ટર્મ ભરવા મુંબઇ આવ્યો. પોતે ખર્ચ જોગ કમાઈ લે એ આશયથી મહાદેવની લાગવગથી 'ખેડૂત અને મજૂર' નામના સામ્યવાદી પત્રની ઑફિસમાં એ જોડાયો, અને પોતે જાણે પહેલેથી જ સામ્યવાદી હોય તે રીતે લેખો લખવા માંડયો. થોડા માસ વીત્યા બાદ, લોજનું ખાવાનું અનુકૂળ પડતું નથી એમ કહી તેણે વાસંતીને મુંબઇ બોલાવી. શરૂઆતમાં તો મુંબઇના જીવનમાં વાસંતીને પણ મજા આવી; પણ એ ઉપર ત્રીજું છોકરું થયું, અને ઘરનું ખર્ચ વધ્યું, પરિણીત જીવનનો પહેલો જુવાળ ઓસરી ગયો, યશવંતને ઘરખર્ચ પુરું કરવા ટયુશનો રાખવાં પડયાં, એટલે જીવન જરા વધારે આકરું લાગવા માંડયું. યશવંતને ભાગ્યે જ વાસંતી સાથે વાત કરવા જેટલી ફુરસદ મળતી. યશવંત કૉલેજમાં ભણતો, અને રજા પૂરી થાય અને યશવંતને મુંબઇ જવાનો દિવસ આવે તેની આગલી રાત્રે યશવંત આખી રાત વાસંતી સાથે વાતોમાં ગાળે, અને ન છુટકે થાકીને ઊંઘી જાય, અને માણસ ઉઠાડવા આવે છતાં મોડે સુધી ઘોર્યા કરે, ને કૉલેજમાં એક બે દિવસ મોડો પહોંચે, એવી રાતો જીવન ભર ન જ ટકી શકે એમ વાસંતીને દેખાયું. બાળલગ્નનાં શરૂઆતનાં વર્ષોમાં બંને જણે જાણે એટલી બધી મૂડી ખર્ચી નાંખી હતી, કે માત્ર શારીરિક પ્રેમની વાતો હવે ખૂટી ગઇ હોય એમ બંનેને લાગવા માંડયું, અને છતાં નાનપણની પેમલાપેમલીની વાતોને બદલે જીવનમાં શું કરવું તેનો એમાંથી કોઇને ખ્યાલ ન હતો. યશવંતને પોતાની ઑફિસનું કામ રહેતું, તેમાં આ સ્થિતિ એ કંઇક ભૂલતો, પણ વાસંતીને તે અસહ્ય હતી.

આ બધો વખત પાંડુ ગામડાંઓમાં હતો. ગરીબ લોકોની દુઃખદ સ્થિતિ જોઇને એના પોતાના અંગત અભિપ્રાયો ખરી પડયા હતા. એના જીવનમાં એવો ફેરફાર થઇ ગયો હતો કે ગમે તેની પાસેથી મદદ માગતાં, અને ગમે તેને મદદ કરતાં એને સંકોચનો ખ્યાલ સુદ્ધાં ન આવતો. અમુક હિસાબની ચોખવટને અંગે પાંડુને મુંબઈ આવવું પડયું. તે

વખતે બધા સ્વયંસેવકોને કબજે રાખી શકે અને નાણાં વેડફાઇ જવા ન દે એવા માણસની સમિતિને જરૂર હતી તેથી પાંડુ મુંબઇમાં જ રહ્યો. આની યશવંતને ખબર પડી એટલે મહાદેવે એના ઉપર કરેલા ઉપકારનો થોડો ઘણો બદલો વાળવા, કે મહાદેવ પાસેથી વધારે મદદ મેળવી શકે એવી પરિસ્થિતિ ઊભી કરવા, કે પછી પોતે પોતાને સામ્યવાદી કહેવડાવે છતાં અસહકારીઓ સાથે પણ એને સારો સંબંધ છે એમ બતાવવા, અથવા ઊંડે ઊંડે પોતે અસહકારમાં જોડાઇ ન શક્યો તેથી પાંડુ જેવાને પોતાને ઘેર રાખી પોતે પણ અસહકારમાં કામ કરે છે એમ પોતાના મનને મનાવવા, કે ગમે તેમ પણ ખૂબ આગ્રહ કરી પાંડુને ત્યાંથી સમિતિનું મકાન પાસે પડશે, વગેરે કારણો બતાવી યશવંત પાંડુને પોતાને ઘેર લઇ ગયો.

પોતાનો ભાર યશવંતના કુટુંબ ઉપર અને ખાસ કરીને વાસંતી ઉપર ઓછામાં ઓછો પડે એટલા માટે પાંડુએ ઘરમાં એક નોકર રાખ્યો. આથી વાસતીને ફુરસદ વધારે મળવા લાગી. એ જોઇ પાંડુએ એને પીકેટિંગના નાયક તરીકે દેશસેવા કરવા વિનંતી કરી. વાસંતીના જીવનમાં કંઇ નવું વહેણ આવ્યું, લગ્નગ્રંથિના માત્ર શરીરસંબંધ અને પ્રેમની વાતો ઉપરાંત સ્ત્રીપુરુષ વચ્ચે બીજો સાદો, સરળ, વરવહુએ પણ કેળવવો જોઇએ એવો, સંબંધ હોઇ શકે તેનો એને ખ્યાલ આવ્યો. પાંડુ ઘણીવાર સમિતિના મકાનમાં જ રાત્રે સૂઇ રહેતો તેમ આજે પણ સૂઇ રહ્યો, અને રાત્રે વાસંતીએ પીકેટિંગમાં જવા વિષે પૂછ્યું. યશવંત ચીડાયો; પોતે સામ્યવાદી કહેવડાવે અને પોતાની વહુ અસહકારમાં કામ કરે, એ ઉપરાંત વાસંતીને માટે પોતે વિદ્યાર્થી જીવનમાં કેટલા કેટલા ભોગો આપેલા તે ન સમજતાં વાસંતી અત્યારે ઘર છોડી જાય છે એ યશવતને ખરાબ લાગ્યું છતાં તેણે છેવટે તેને જવાની રજા આપી.

વાસંતીએ એકાદ માસ પીકેટિંગની વ્યવસ્થામાં કામ કર્યું હશે, ત્યાં એનું શરીર અસ્વસ્થ થયું. યશવંત એને દાક્તરને ત્યાં દેખાડવા ગયો અને નર્સે કહ્યું કે બાઇને દહાડા છે. યશવંત પોતે જ આને માટે જવાબદાર હોઇ શકે એ સઘળું તે ભૂલી ગયો, અને પાંડુ પ્રત્યેનો મૂળનો કંટાળો, એના બિનજવાબદારપણા વિશેનો પોતાનો અભિપ્રાય, એ સઘળું એકાએક એના મનમાં ઉભરાઇ આવ્યું, અને એ કંઈ કંઇ વિચારો કરવા લાગ્યો. વાસંતીને પીકેટિંગમાં જવાની એણે મના કરી. અતિશય કામને લીધે પાંડુ સમિતિમાંથી આવી શકતો નહોતો, તેથી પાંડુનું હૃદય ચોર છે એમ એને લાગ્યું; વાસંતી ઉત્સાહભગ્ન દેખાતી હતી તેનું કારણ તેણે વાસતીનું પાપ માન્યું; અને પોતાને પહેલેથી ન ગમતી વસ્તુનું પરિણામ જાણે આવું જ કઇક આવવું જોઇએ એમ એ વિચાર કરવા લાગ્યો. આ અરસામાં મુળશીપેટાનો સત્યાગ્રહ શરૂ થયો તેમાં પાંડુ જવાનો હતો, એટલે જતા પહેલાં એ યશવંત-વાસતીને મળવા આવ્યો; તે વખતે એણે જોયું કે યશવંતનું એના પ્રત્યેનું વર્તન અત્યંત ઠંડું હતું. વાસંતી બહેન થોડા દિવસથી પીકેટિંગમાં કેમ નહોતાં આવતાં એમ પુછ્યું તો યશવંતે જવાબ આપ્યો કે સ્ત્રીઓથી સ્વરાજ્ય મળવાનું નથી. આમાં પાંડુ પ્રત્યે પણ કટાક્ષ હતો, પણ મુળશીપેટા જવાના ઉત્સાહમાં એ તરફ એનું લક્ષ ગયું નહિ.

યશવંત મુળશીપેટા ગયો. એને અઢી વર્ષની કેદ મળી. કોર્ટમાં એણે જે એકરાર કર્યો તેમાં તેણે જણાવ્યું કે આ પ્રસંગે એકરાર જ કરવાનો છે તો હું કબૂલ કરું છું કે અહિંસક

યુદ્ધમાં ભળેલો હોવા છતાં મારું અંતર તપાસતાં મારામાં હિંસાવૃત્તિ મને ચોખ્ખી દેખાય છે. સરકારના અન્યાય છતાં એ વૃત્તિ જાગૃત ન થાય એમ હું ઇચ્છું છું. એકરારનાં આ વાક્યો ઉપર, સામ્યવાદીઓ પોતે અહિંસામાં માનતા નથી છતાં, યશવંતે અગ્રલેખમાં સખ્ત ટીકા કરી. અને વધારામાં લખ્યું કે આવા ચારિત્રહીન અશુદ્ધ માણસો આ હીલચાલમાં જોડાઇ તે હીલચાલને તથા તેના મૂળ નેતાને બન્નેને બગાડે છે. આ ટીકા મહાદેવે વાંચી અને એના સ્વભાવ મુજબ એ શાંત રહ્યો; જેલમાં પાંડુએ વાંચી અને ચાર વર્ષ પહેલાં યશવંતે કૉલેજમાં ભણતાં પોતાનું નામ ખેંચી લીધેલું, અને એને જેટલો આઘાત લાગેલો તેટલો આઘાત આ વખતે પણ એને લાગ્યો.

પાંડુ પોતાની સજાનાં વર્ષ પૂરાં કરી જેલની બહાર આવ્યો. યશવંત હજી સેકન્ડ એલ એલ. બી.ની પરીક્ષામાં પાસ થઇ શક્યો નહોતો. ત્રણ છોકરીઓ પછી વાસંતીને એક છોકરો થયો તેને યશવંત ચીડમાં પીકેટર કહેતો. જેલમાં જઇ આવ્યા પછી સારા સ્વભાવના માણસોમાંથી અંગત વેરઝેરની લાગણી ઓસરી જાય છે, તેમ વળી પાંડુ યશવંત સાથેની ગઇ ગુજરી ભૂલી ગયો, અને વાસંતીએ સરલભાવે ઘેર આવવા આમંત્રણ આપ્યું તે તેણે સ્વીકારી લીધું. યશવંતે બહુ ઉત્સાહ દેખાડ્યો નહિ, મહાદેવે ત્યાં રહેવાની પાંડુને ચોખ્ખી ના પાડી, પણ જૂનાં શુદ્ધ વિદ્યાર્થીજીવનનાં પોતાનાં સંસ્મરણો તાજાં કરવાના નિમિત્ત તરીકે તેણે વધારે વિચાર્યા વિના યશવંતને ત્યાં રહેવાનું નક્કી કર્યું.

મુંબઇમાં મજુરો સામ્યવાદીઓની ચળવળને લીધે ઉશ્કેરાઇને સાર્વત્રિક હડતાલ પર જવાના હતા. આમાં યશવંત અને પાંડુનું કાર્યક્ષેત્ર સામસામા પક્ષમાં આવી પડ્યું. આથી બંનેનાં મન ઊંચાં તો હતાં જ તે વધારે ઊંચાં થયાં. એક વાર યશવંતને ઘેર એક જોશી આવ્યો, તેને પીકેટરના ગ્રહ દેખાડ્યા. યશવંતના મનમાં ઘણી બાબતોનો ડૂમો ભરાયો હતો, તે બોલ્યો: બોલો, આ અમારો પીકેટર સીધી રીતે કમાશે કે પછી ગમે તેમ ગોટાળો ચલાવશે? જોશી બોલ્યો: એ બહુ સારી રીતે કમાશે. પાંડુથી બોલાઇ જવાયું: એના પગ તદ્દન રાંટા પડે છે તો પણ? જોશીએ હા કહી, અને વાસંતી તથા તેની પાડોશણોએ જોશીને બીજે બારણે બોલાવ્યો તેથી એ ગયો. થોડી વારે યશવંતે પાંડુને કહ્યું: તમે જરા ચાલો જોઉં. પાંડુ પેરેડ કરતો હોય તેમ ચાલ્યો, એનો ડાબો પગ જરા રાંટો પડતો હતો. યશવંતે પૂછ્યું: 'તમારો ડાબો પગ રાંટો પડે છે નહિ?' પાંડુએ નિખાલસ ભાવે કહ્યું: 'હા કેમ? હું નાનો હતો અને એ પગ બે વાર ઉપરાઉપરી ભાંગ્યો એ તમને યાદ નથી?' ત્યાં પીકેટર અંદરથી આવ્યો. યશવંત બોલ્યો: અમારા પીકેટરના બંને પગ તમારા જેવા જ રાંટા પડે છે.

પાંડુ આટલી વારે યશવંતના બોલવાનો વ્યંગ્ય સમજ્યો. એની આંખ લાલ થઈ અને એ બોલ્યો: 'હું કંઇ એનો બેટો કે બાપ નથી કે તમે એની ખોડને મારી ખોડ સાથે સરખાવો છો.' યશવંતે પાંડુનું વાક્ય સાંભળ્યું ન હોતું. એના મનમાં તો કોઇ દાખલાનો તાળો મળી ગયો હોય તેમ પીકેટરની ખોડનું કારણ જડી આવ્યું હોય તેમ લાગ્યું. બનાવો પોતે બને છે તે કોઈ જુદા જ અગમ્ય રીતે એક બીજા સાથે સંકળાયેલા હોય છે, પણ આપણું મન એક એવું યંત્ર છે કે એના એ બનાવોનો ખોટો સંબંધ સમજી ઊંધો અર્થ કરે છે. યશવંતે મોટે અવાજે બૂમ પાડીને કહ્યું:–હરામખોર મારા ઘરમાં ન આવતો!

તે પાંડુને મારવા આવ્યો. પાંડુએ સહેલાઈથી એને ઉપાડી લઈ હળવે રહી જમીન પર ચત્તો મૂક્યો. ઘરમાંથી વાસંતી આવી પહોંચી, તેના તરફ જોયા વગર પાંડુ ચાલ્યો ગયો.

- બીજે દિવસે પાંડુની માશી પોતાને ગામથી આંખે ઝામરવા ગયો હતો તે મુંબઈ આવી. હજી કેમ છો કેમ નહિની વાતો અને ખબર અંતર પૂરાં થયાં ન હતાં ત્યાં પીંટર અંદરથી આવ્યો. અક્કા માશીએ એને જોયો અને કહ્યું — હં, બરોબર, તારા બાપનો ઓધવારો આવ્યો ખરો. યશવંતે પુછ્યુંઃ કેમ ? માશીએ કહ્યું : પાંચ પેઢીથી આવા રાંટા પગ તમારા કુટુમ્બમાં ચાલ્યા આવે છે. છોકરીઓ સારી ને છોકરા રાંટા. તારા બાપના ત્રણેય ભાઈઓ આવા હતા, અને તારા બાપને હજી દોટ મુકાવ તો એના પગ રાંટા પડશે. યશવંત બોલ્યો : મારા પગ તો કંઈ રાંટા નથી. માશી !" "એ તો મારી બેનને દીધી તે તમારો વેલો સુધર્યો, પણ પાછો આ જો !"

ઘડીવાર યશવંત વિચારમાં ગરકાવ થઈ ગયો. એનાથી અરધું સંભળાય તેમ બોલાઈ જવાયુંઃ ત્યારે પાંડુનું શું ?

વાર્તા પૂરી થઈ. બધાં એક બીજાં સામું જોતાં હતાં, ત્યાં ધમલો અંદરથી પ્યાલાઓ ભરી ભરીને પીણું લાવ્યો, અને દરેકને પ્યાલા આપ્યા. મેં થોડો સ્વાદ લેવા માટે એક વાર બહુ જ ઓછું પીધું. ત્યાં ધનુભાઈ બોલ્યાઃ યુરોપના લોકો આ પીણું પીતાં શીખ્યાં જ નથી. એ લોકોને હવે જ સમજાય છે કે માણસ માટે સારામાં સારુ પીણું તે આ જ છે.

મેં પુછ્યુંઃ પણ એમાં સ્વાદ કેમ કંઈ આવતો નથી?

ધનુભાઈઃ એ જ એની ખુબી છે. એમાં સ્વાદ નથી છતાં એ સૌથી સારી રીતે તરસને છીપાવે છે.

મેં ઘૂંટડે ઘૂંટડે પીવા માંડયું એટલે સમજાયું કે આ તો પાણી જ છે! ધનુભાઈએ કહ્યુંઃ નાનુભાઈએ આજે સમજાવ્યું કે વાર્તા વાર્તા કરતાં આપણે જીવનમાંથી વાર્તાનો રસ લેવો ભૂલી જઈએ છીએ, તેમ જ પીણું પીણું કરતાં પાણી પણ પીણું છે તે આપણે ભૂલી જઈએ છીએ. એ આગળ બોલવા જતા હતા, ત્યાં ઘડીઆળમાં અગીઆરના ટકોરા વાગ્યા, અને મેં કહ્યું–મહેરબાની કરી હવે તમારા પીણાનાં ગુણગાન છોડો!

પ્રમીલાઃ આપણે પીણું તો પીધું, પણ આ વાર્તા પરની ચર્ચાનું શું ?

ધીરુબહેનઃ ચર્ચા મુલતવી રાખવામાં આવે છે.

પ્રમીલાઃ પણ આ વાતમાં તો આ બે મિત્રો લડે છે; એટલે ધમલાના જેવી વાર્તા કહેવાનું દેવું હજી ધનુભાઈ માથે ઊભું જ રહ્યું;

મેં કહ્યુંઃ 'તદ્દન ખરુ.' અને નાનુભાઈની વાર્તા પર વિચાર કરતો કરતો હું ઘેર ગયો.

પ્રાણજીવન વિ. પાઠક




બાલવિજ્ઞાન ( ભાગ ૨ જો ):—લેખક : સૌ. વિમળા સેતલવાડ; પ્રકાશક : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરા. મૂલ્ય રૂ. ૧–૮–૦

ગુજરાતનાં એક સુશિક્ષિત સંસ્કારી સન્નારી બાળકોને માટે વિજ્ઞાનનું સરળ વાચન તૈયાર કરવા પાછળ પડે એ ખરે જ પ્રશંસાપાત્ર અને ખુશી થવા જેવું છે. ગુજરાતીમાં બાળકોને માટે વાર્તા, કવિતા અને અન્ય સ્વરૂપમાં સાહિત્ય ઘણી ઝડપથી વધવા માંડ્યું છે. વિજ્ઞાનના પ્રદેશમાં પણ કેટલીક સંસ્થાઓ તરફથી પ્રયત્ન થયા છે. એ સ્વલ્પ બાલવિજ્ઞાન સાહિત્યમાં "બાલવિજ્ઞાન"નો પહેલો ભાગ અને ત્યારપછી આ બીજો ભાગ પ્રગટ થએલો જોઇને વિજ્ઞાનમાં રસ લેનાર અને વિજ્ઞાનની પ્રગતિ ઇચ્છનાર હરકોઇને આનંદ થયા વિના રહે જ નહિ. બાળકો માટેના સાદા વિજ્ઞાનવાચનની અછત અને આ ભાગમાં ચર્ચેલા સાદા રસિક વિષયો તરફ જોતાં વાચકવર્ગ તરફથી આ પુસ્તક સારો આવકાર પામે તો તેમાં નવાઈ નથી.

વિજ્ઞાનની અજાયબ વાતો એરેબિયન નાઇટ્સની કે અવર કોઇ પણ પરાક્રમ કે અદ્‌ભુતતાની કાલ્પનિક કથાઓને શરમાવે એવી છે—એટલુંજ કે તે વાચકગણની ગ્રહણશક્તિ પ્રમાણે સરળ રૂપમાં ઉતારી આપવી જોઇએ. વિજ્ઞાનનો વિષય એની નિર્લેપ વિશુદ્ધતા, પ્રમાણ અને પ્રયોગસિદ્ધતા તથા ચોક્કસપણાને લીધે કઠિન, શુષ્ક અને નીરસ છે જ; પણ એને સુસંબદ્ધ, સુગમ અને રસિક બનાવવો એ વિજ્ઞાનલેખકનું કર્તવ્ય છે. આ કાર્ય કોઈપણ રીતે સહેલું નથી. લેખક આ દિશામાં આટલે સુધી સફળ પ્રયત્ન કરી શક્યાં છે એ ઘણું સંતોષકારક છે, અને વધારે અનુભવ તથા આવકાર મળતાં એમના તરફથી વિશેષ સફળ પ્રયત્નની આશા રાખી શકાય એમ છે. બાલવિજ્ઞાનના બીજા ભાગના લેખો સારી રીતે લખાયા છે, છતાં હજી વધારે રસિક, સરળ અને સુસંબદ્ધ બનાવી શકાયા હોત એમ વાંચતાં લાગ્યા વગર રહેતું નથી.

આ ભાગના વિષયો, અમુક ક્રમમાં ગોઠવીને આપીએ તો, આ પ્રમાણે છે : પૃથ્વી; પાણી; બરફના પર્વત; ઉકળતા પાણીના ઝરા; કેરોસીન, પેટ્રોલ વગેરે તેલો; સોનું; રૂ; ચા; ચૉકલેટ; ચામડું; ઘી; અસલના સમયનાં પ્રાણી; આંખ; મોં અને દાંત; વાસ અને સ્વાદ; ઇન્જિન અને આગગાડી.

"પૃથ્વી" પ્રકરણમાં પૃથ્વીના આકાર ને ગતિ, નભોમંડળ, તારા તથા ગ્રહાદિ ઉત્પત્તિ, ગ્રહોની વિગત, પૃથ્વીના પૃષ્ઠનું ક્રમવાર રૂપાંતર, પાણીનું પરિભ્રમણ અને ભૂગોળવિષયક શોધ સંબંધી કહેવામાં આવ્યું છે. દાખલા વગેરે આપી વિષયને સરળ કરવાનો પ્રયત્ન થયો છે. નીહારિકાનો વિષય સ્પષ્ટ નથી કરી શકાયો. "પાણી" નો લેખ ઘણો સારો લખાએલો છે. પ્રવાહીના કણ છૂટા પડી જાય છે, પણ ઘન પદાર્થના એકબીજા સાથે જોડાએલા રહેવાથી પોતાનું સ્વરૂપ ધરી રાખે છે, એ પરથી સંપ ત્યાં જંપનો બોધ ઠીક

આપવામાં આવ્યો છે. પાણીના આર્દ્ર અને પ્રાણવાયુની રચના સંબંધીની સમજ જોઇએ તેવી સ્પષ્ટ નથી. "બરફના પર્વતો"નો લેખ પણ સારો છે. ટિટેનિકની હોનારત જેવો દાખલો આપીને વધારે રસિક કરી શકાત. "ઉકળતા પાણીના ઝરા" નો વિષય આનંદદાયક રીતે વર્ણવ્યો છે, અને સિદ્ધાંત પણ ઠીક સમજાવ્યા છે. પરંતુ સામાન્ય સિદ્ધાંતો ગુજરાતના ઊના પાણીના કુંડની ચોક્કસ વિગત આપી વિશેષ સ્પષ્ટ કરી શકાયા હોત. આથી બાળકોને જાતે તે કુંડ જોવાની અને વાંચેલું અનુભવવાની અભિલાષા જાગ્રત થઇ શકે. "કેરોસીન ઇ૦"ના પ્રકરણમાં ઐતિહાસિક રૂપરેખા, કેરોસીન કાઢવાની રીત અને ઉપયોગ આપ્યાં છે. લેખ વાંચતાં તે એક વાર્તા જેવો લાગે છે. "અમેરિકા તથા ગ્રેટબ્રિટનમાં ડામરના ઘણા રસ્તા કરવામાં આવ્યા છે," તેમ જ હિંદુસ્તાનનાં મોટાં શહેરોમાં પણ એવા રસ્તા બનતા જાય છે, એ વાત હિંદનાં બાળકોએ જાણવી જોઇએ. "સોના"નો લેખ "કેરોસીન ઇ૦" ની ઢબનો છે. સોનાના ગુણ વિષે સારો પ્રકાશ પાડ્યો છે. સોનાના ઔદ્યોગિક, આર્થિક, વૈજ્ઞાનિક અને ઘરગથુ ઉપયોગ આપી વિષયને વધારે રસમય બનાવી શકાયો હોત. "રૂ"નો લેખ વિષયના મહત્ત્વના પ્રમાણમાં ટૂંકો છે, અને ચિત્રો આપ્યાં છે તેટલા પૂરતો પણ ખુલાસો કરવામાં આવ્યો નથી. જે માહિતી આપવામાં આવી છે તે સારી છે, પરંતુ એથી પણ વિશેષ જાણવાની અપેક્ષા રહે છે. "ચા"નો લેખ ચાનો ઇતિહાસ, તૈયાર કરવાની રીત અને હિંદમાં ચાની ઉપજ તથા સ્થિતિ સમજાવી ઠીક તૈયાર કરેલો છે. પરતુ ચામાં રહેલાં તત્ત્વો જણાવી તેના સેવનના લાભાલાભ સમજાવ્યા હોત તો સ્થાને ગણી શકાત. "ચોકલેટ" સંબંધી તો બાળકો ઘણી ખુશીથી વાંચે અને વર્ણવ્યા પ્રમાણે ચોકલેટ બનાવવા પ્રયત્ન પણ કરે. "ચામડા" ના વિષયને સાધારણ કેળવવામાં આવ્યો છે, અને "ઘી"ના વિષયને તો ટૂંકામાં જ પતાવવામાં આવ્યો છે. ડેરીમાં સેપરેટ વડે માખણ કાઢવાની રીત સમજાવી લેખને વધારે ઉપયોગી કરી શકાત.

"અસલના સમયનાં પ્રાણી" એ પ્રકરણમાં લેખક વિજ્ઞાનના અદ્‌ભુત પ્રદેશમાં દૃષ્ટિપાત કરાવે છે. એમાં પ્રાણીવિકાસવાદનું સુસંબદ્ધ વિવરણ નથી, માત્ર એ વિકાસની કેટલીક અદ્‌ભુતતાની વાનગી ધરવામાં આવી છે. વાચકનું કુતૂહલ જાગ્રત થાય એવો આ વિષય છે. પ્રાણીવિકાસને માટે જે નથી કર્યું તે "આંખ" ના સંબધમાં કર્યું છે, અર્થાત્ આંખનો વિકાસક્રમ આપવા અને વિષયને સામાન્ય બનાવવા પ્રયત્ન કર્યો છે, અને એ ગુંચવણનું કારણ થયું છે. આ પ્રકરણની નબળાઇ લેખક પોતે જાણે છે અને "નિવેદન" માં એ જણાવી દીધું છે. વિષય નિઃસંદેહ મુશ્કેલ છે, છતાં સાધારણ લેન્સ, કેમેરા વગેરે ઉપરથી પ્રકાશ–પ્રતિમાની સમજ પાડયા પછી આંખનો વિષય સરળ થઇ શકત. રચનાની ઝીણવટથી અને અટપટા શબ્દોથી લેખને અતિ "શાસ્ત્રીય" બનાવવામાં આવ્યો ન હોત તો કંઇ કહેવાપણું રહેત નહિ.

"મોં અને દાંત" તથા "વાસ અને સ્વાદ"નાં પ્રકરણ જે સાદા, સરળ અને ઉપયોગી થાય એવી રીતે લખાયાં છે તેવું જ "આંખ"નું પ્રકરણ પણ થઇ શકત. "ઇન્જિન અને આગગાડી"નું પ્રકરણ સર્વોત્તમ છે, સામાન્ય માહિતી સારા પ્રમાણમાં આપેલી છે, અને જ્યોર્જ સ્ટિવન્સનની વાત ઘણી આકર્ષક છે. "ઇન્જિન"ને બદલે સાચો ઉચ્ચાર (આવાં પુસ્તક દ્વારા) બાળકોને શીખવવાની જરૂર છે.

પુસ્તકમાં ચિત્રો સારા પ્રમાણમાં આપવામાં આવ્યાં છે. પરંતુ કેટલાંક ચિત્રની છપાઈ જોઇએ તેવી સ્વચ્છ નથી, અને ઝીણી બિના ચોખ્ખી જણાઇ[illegible] નથી. વળી ચિત્રની

હકીકત લખાણમાં સમજાવવામાં આવી નથી. છબીઓનો આધાર લઇ સમજાવવામાં આવ્યું હોત તો વિષય વધારે સ્પષ્ટ થઇ શકત. મોટા રંગિત અક્ષર, સારી બાંધણી, મોટું કદ, ચિત્રો વગેરેથી પુસ્તક સુંદર અને આકર્ષક બનાવવામાં આવ્યું છે, પણ અક્ષર અને સ્વરૂપ જે વયનાં માટે પુસ્તકને યોગ્ય દર્શાવે છે તે લઘુ વયનાંને માટે ભાષા અને સમજૂતી યોજાએલી નથી. માટે જે નાનાં બાળક પુસ્તકને જોઇને જ આકર્ષાય તે માંહેનું લખાણ વાંચી પોતાની સમજ બહાર છે એમ જાણી નિરાશ થાય.

આખું પુસ્તક સારી રીતે લખાયું છે; છતાં તેમાં કેટલીક ભૂલો સહેજે ઉપર તરી આવે છે. જેમકે:

"હાઇડ્રોજનને માટે ટૂંકામાં O 'ઓ' સંજ્ઞા અને ઓકિસજનને H 'એચ' સંજ્ઞા વપરાય છે." (પા. ૪) "લોહી બનાવવાનું કામ જઠરમાં થાય છે." (પા. ૨૫) "ઇશ્વરે દુનિયા ઉપર જીવતાં તમામ પ્રાણીમાત્રને આંખ આપી છે." (પા. ૫૯) "ડ્રેગૂન-ફ્લાઇ; ડ્રેગૂન-ફ્લાય:" બે જોડણી (પા. ૬૧) "આપણાં પોપચાં એક સેકન્ડમાં કોણ જાણે કેટલીય વાર ઉઘડબંધ થાય છે." (પા. ૬૨) "લેન્સ અપારદર્શક બને છે તેને આંખે મોતિયો બાઝ્યો એમ કહે છે." (પા. ૬૮) "એવા મોટા કદના શાહમૃગને એઇપ્યોરીન કહેતા" (પા. છેલ્લું).

વળી, કેટલીક બાબતોનો સ્પષ્ટ ખુલાસો થયો નથી; દાખલા તરીકેઃ

"ચંદ્ર પોતાની આજુબાજુનું ચક્કર પણ ફરે છે." (પા. ૫૨)

"આ નીહારિકાનું બંધારણ થઇ ગયા પછી, કોણ જાણે શાથી, એના દરેકે દરેક ભાગને ગુરુત્વાકર્ષણની (?) ક્રિયા લાગુ પડવા માંડે છે." (પા. ૪૬)

"દુનિયામાં સૌથી સજીવ ચીજ-કીડા-ઇન્દ્રિયરહિત જંતુ છે" (પા. ૧૬)

"બે આંખની પાછળ બે રેટીના પડ હોય છે. આ બે પડ એકબીજામાં ભળી જાય એવા ગુણવાળાં હોય છે ઈ૦" (પા. ૭૦)

"ગેસ લાગતાં વાર દીવો હોલવાઇ જાય ઇ૦" (પા. ૧૧૮)

ધ્વનિ અને વાસની પ્રગતિનો ભેદ સમજાવવા પ્રયત્ન કર્યો છે, પણ તેમાં ગૂંચવણ જણાય છે. વાસમાં મૂળ વસ્તુના જ કણ પ્રગતિ કરે છે; જ્યારે ધ્વનિમાં વાતાવરણ ઇ૦ માં થતો ક્ષોભ અસર ઉપજાવે છે, એમ કહેવાનો ભાવાર્થ છે.

રાસાયનિક રીતે સોનું છૂટું પાડવાની ક્રિયા, પાણીનું પૃથક્કરણ અને એકીકરણ, એન્જીનનાં સિલેન્ડરમાં વરાળનો માર્ગક્રમ, નીહારિકામાંથી નભોમંડળનો વિકાસ, વગેરે વૈજ્ઞાનિક વિષયનો ખુલાસો સ્પષ્ટ રીતે થતો નથી.

વૈજ્ઞાનિક શબ્દો માટે અંગ્રેજી શબ્દો અને સંજ્ઞાઓ (દા. ત. સલ્ફર શાફ્ટ, ઇ૦) અથવા કઠિન પર્યાય શબ્દો (દા. ત. વળાંક, તત્ત્વભિન્નતા ઇ૦) ઘણી વાર સીધેસીધા વાપરવામાં આવ્યા છે. આવા પુસ્તકમાં વસ્તુ કે વિષયને સ્પષ્ટ વર્ણવી પછી તેને માટેનો વિશિષ્ટ શબ્દપ્રયોગ કરવો જોઇએ. આવા પુસ્તક પાઠ્યપુસ્તક, જે શિક્ષક સમજાવીને શીખવે એવાં થવાં ન જોઇએ, પણ સહાય વિના બાળક પોતે સમજી શકે એવાં હોવાં જોઇએ. કોઇ વિષય સંબંધી બધું કે ઘણું કહી નાખવું એ પણ જરૂરનું નથી; પણ જેટલું તેઓ કારણ અને રીત કે ક્રિયા સમજીને ગ્રહણ કરી શકે એટલું દાખલા, ઉદાહરણ, સૂચનારૂપ ઘટના, બનાવ અને સાધારણ પ્રયોગનો આધાર લઇ સમજાવવું જોઇએ. પોતપોતાના વિષય સારી રીતે શીખવી જાણનાર વિજ્ઞાનશિક્ષકોની મદદ લેવામાં આવે તો આ કાર્ય ઘણી સફળતા પામે.

વિજ્ઞાનના વાચન અર્થે પ્રસ્તુત પુસ્તક અને એવાં પ્રગટ થતાં બીજાં પુસ્તકો ઘણાં ઉપયોગી છે. પરંતુ વિજ્ઞાનમાં ખરો રસ અને સાચી સમજ તો ત્યારે જ પડે કે જ્યારે બાળકો જાતે કંઇક કરવાને પ્રેરાય. જે કહેવામાં આવે તે માની લેવું કે સમજી લેવું એ ખરું વિજ્ઞાન નથી. વસ્તુઓ કે બનાવ કેમ અને કેવી રીતે બને છે એ સમજવું જરૂરનું છે; પરંતુ એટલાથી વિજ્ઞાનમાં ખરી સમજ, રસ કે આનંદ પ્રાપ્ત થઇ શકે નહિ. બાળપણમાં કંઇ બનાવવાની, કરી જોવાની, યોજવાની વૃત્તિ ઘણી તીવ્ર હોય છે. એ વૃત્તિને આજની આપણી કેવળ સમજાવવાની ને યાદ રખાવવાની શિક્ષણપદ્ધતિ કચરીને મારી નાખે છે. ખરી વિજ્ઞાન–રસિકતા તો ત્યારે જ ખીલશે જ્યારે આપણાં બાળકોને કંઇક બનાવવાને–કરવાને પ્રેરનાર માર્ગદર્શક વિજ્ઞાનસાહિત્ય લખાશે. પણ ત્યાં સુધી અને ત્યાર પછી પણ સમજણ અને આનંદ આપનાર સરળ વિજ્ઞાનવાચનની જરૂર રહે છે જ. એવું વાચન આપણે હમેશ સત્કારવું જોઇએ.

ધનજીભાઇ ફકીરભાઈ



સુધારો—ગયા ચૈત્રના અંકમાં પૃથુરાજ રાસાનો પરિચય આપતાં સરતચૂકથી "સદ્‌ગત સર રમણભાઈ જેવા કુશળ ટીકાકારે તેની ટીકા કરી ગુણ સ્ફોટન કર્યું છે" વગેરે લખ્યું છે તેને બદલે "સદ્‌ગત સર રમણભાઇએ તેના પર અવતરણ લખ્યું છે અને શ્રીયુત નરસિંહરાવે તેના પર ટીકા લખી છે. પહેલી આવૃત્તિનાં એ બંને અંગો આ આવૃત્તિમાં પણ રાખેલાં છે" એમ વાંચવું.

રા.

---

# રોજનીશી

૨૫–૪–૩૨ મુંબઇના કરોડપતિ સર દોરાબ તાતાએ ત્રણ કરોડની સખાવત કરી; મહાસભાની બેઠક માટે દેશભરમાંથી ૧૧૫૦ ની ધરપકડ; ગુજરાત રેલસંકટ નિવારણ ફંડનાં નાણાંનો હિસાબ દર સોમવારે આપવા માટે શ્રી. માવલંકર ઉપર કલેક્ટરનો હુકમ.

૨૬–૪–૩૨ મુંબઈમાં પ્રૉ. રાવના યોગિક પ્રયોગો–ડૉક્ટરોનો અચંબો; અમદાવાદમાં ઉજમલાલ નામના કંસારાને શારદા ઍક્ટના ભંગ માટે રૂા. ૨૫૦ દંડ.

૨૭–૪–૩૨ દિલ્હી મહાસભાના ઠરાવો મુંબઇ ચોપાટી પર ફરી પસાર કર્યા. ઇમરજન્સી કાઉન્સિલ અને સ્વયંસેવકોની ધરપકડ; લાહોરમાં શ્રી. ઝૂટસીનાં પત્ની અને પુત્રીને અનુક્રમે ૧॥ વર્ષ ને ૧ વર્ષ ઉપરાંત ૫૦ રૂ. દંડની સજા, સાથે બીજી પાંચ બહેનોને પણ ૪ માસ સખ્ત કેદ ને ૫૦ દંડ; ધુલીઆ જેલમાંથી ૧૦૦ ગુનેગાર કેદીઓને છોડયા.

૨૮–૪–૩૨ મુંબઇ મ્યુ૦ કૉર્પોરેશનને સામાન્ય કરનો એક ટકાનો વધારો સૂચવવામાં આવ્યો; ડૉ. ચોઇથરામને મુંબઇ છોડવાની મના; શ્રીમતી નાયડુને યરોડા લઇ જવામાં આવ્યાં; બ્રિટિશ માલનો બહિષ્કાર પોકારવો એ ગુનો નથી' એવો ચુકાદો આપીને અમદાવાદના એકટીંગ સેશન્સ જજે ચાર છોકરાને છોડી મૂકયા.

૨૯–૪–૩૨ મીઠુબહેન પિટીટનો મુદત પૂરી થતાં સાબરમતી જેલમાંથી છૂટકારો; ૧ લી મે થી વડોદરામાં સ્વદેશી વસ્તુ પ્રદર્શન.

૩૦–૪–૩૨ એક બંગાળી યુવકે કરેલા ગોળીબારના પરિણામે મીદનાપુરના જિલ્લા મેજિસ્ટ્રેટ મરણ પામ્યા.

૧–૫–૩૨ શ્રી. સુભાષ બોઝે, જેલમાં ૨૦ રતલ વજન ગુમાવ્યું હોવાથી તેઓને તપાસાવવા 'એક્ષ–રે' ની માગણી; પં. માલવિયાજી, તેમના પુત્ર, પાત્ર અને બીજા ત્રણેકને, છોડવામાં આવ્યા; લોથિયન કમિટિ રિપોર્ટ પર સહી થઇ.

૨-૫-૩૨ ઓટાવા ખાતે મળનારી શાહી આર્થિક પરિષદમાં સરકારે નીમેલા પ્રતિનિધિઓ માટે હિંદી વ્યાપારી મંડળનો વિરોધ; ડૉ. જીવરાજ મહેતાને બીજાપુરમાં ૨ વર્ષ સખ્ત કેદ ને ૨૦૦ દંડ; પં. માલવિયાની સેમ્યુઅલ હોર પાસે દેશમાં ચાલતી દમનનીતિ માટે તટસ્થ તપાસની માગણી; ડૉ. મલકાનીને ૧ વર્ષ સખ્ત: ઘ વર્ગ.

૩-૫-૩૨ મીરજાપુર હુલ્લડ કેસનો એક વરસને અંતે ચુકાદો.

૪-૫-૩૨ પં. માલવિયાજી નાદુરસ્ત તબિયતને લીધે બનારસ જઇ શક્યા નથી; ભાવનગર તરફથી ૩૯ સૈનિકો રાણપુરમાં મીઠું વેચતાં પકડાયા, ૨૨ ને છોડી મૂકયા; લગભગ ૧૦૦ ગુનેગાર કેદીઓને સાબરમતી જેલમાંથી છોડી મૂકયા.

૫-૫-૩૨ મીસ સોમજીને મુંબઇમાં ૧ વરસ સાદી સજા; દિલ્હીથી મહાસભાના પ્રતિનિધિઓને છોડયા.

૬-૫-૩૨ 'ગુજરાત સમાચાર' ના તંત્રી ઇંદ્રવદન ઠાકોરને ઇમર્જન્સી ઑર્ડિનન્સ પ્રમાણે પકડયા; ફ્રેંચ પ્રેસિડન્ટનું ખૂન–ગોળીથી ઠાર.

૯-૫-૩૨ વડાલાના અગર આગળ મજબૂત બંદોબસ્ત; મીઠું ઉપાડવાનો મહાસભાનો કાર્યક્રમ બહાર પાડવા માટે મુંબઇમાં એક ગુજરાતી હિંદુને ૬ માસ સજા અને રૂ. ૩૦ દંડ; મીરતનો એક સભ્યના સ્થાનિક જેલની મુલાકાત લેવાના સઘળા પ્રયત્નો વ્યર્થ, જે જેલમાં ચાલતી અમલદારોની ગેરવર્તણૂક સાબીત કરે છે; બોદાલના અંત્યજ આશ્રમની બાકી મહેસૂલ માટે સરદારશ્રી ઉપર નોટીસ; ભાઇ પરમાનંદ મહાસભાને હિંદુઓના લાભની વિરોધી ગણે છે; હડતાળમાં ભાગ લેવા માટે મુંબઇમાં બે દવા બજારના વેપારીને પહેલવહેલી રૂ. ૫૦૦ દંડની સજા કરી; મહાસભાના પ્રમુખ શેઠ શ્રી. રણછોડલાલને ૧૪ મી સુધી અટકમાં; નવજીવન પ્રેસના સહાયક મંત્રીને પેરોલભંગ માટે ૧ વરસ; પેશાવરમાં ડિસેંબરમાં પકડાયેલા ૨૦૦૦ મહાસભાવાદીઓને લડતમાં ભાગ ન લેવાની શરતે છોડ્યા.

૧૦-૫-૩૨ સ્પેન પ્રજાસત્તાક થયાને એક વર્ષ પૂરું થયું—આખા દેશમાં મહોત્સવ; ફ્રાન્સના નવા પ્રમુખ તરીકે લી બ્રુન ચુંટાયા; અમદાવાદમાં ખાડીઆ પોસ્ટની પેટી બાળી; શ્રી. ભુલાભાઇએ મુંબઇમાં પારસી સ્વદેશી બજાર ખુલ્લું મૂકયું; દિલ્હી જેલમાંથી વધુ પ્રતિનિધિઓનો છૂટકારો; કમલાદેવી ચટ્ટોપાધ્યાયને બેલગામ જેલમાં ઘ વર્ગ; માલવિયાજી બનારસમાં.

૧૧-૫-૩૨ જમીનમહેસૂલ ન ભરવાને કારણે રાસના ૧૫૮ ખાતેદારોને ખાલસાની નોટીસો અપાઈ; મહાસભાની લંડનની શાખાની સભા મળી: શ્રી. વિઠ્ઠલભાઇ પટેલની લંડનમાં રહેતા હિંદીઓને એક થવાની વિયેનાથી અરજ; આમની સભામાં ઑર્ડિનન્સો ખેંચી લેવાની શક્યતા વિષે સૂચના થતાં સેમ્યુઅલ હોરે 'હજી વાર છે' એવો જવાબ આપ્યો. વધુમાં જણાવ્યું કે પ્રાંતિક ગવર્નરો, હિંદી સરકાર અને તેની પોતાની વચ્ચે હમેશાં સંદેશા ચાલ્યા કરે છે; મૌ. અબ્દુલ કલામ આઝાદને દિલ્હી નહિ છોડવાની શરતે છોડયા.

૧૨-૫-૩૨ ડૉ. કીચલુને દિલ્હીથી અમૃતસર જતાં પકડયા; બનારસમાં વધુ ટપાલપેટીઓ ગુમ થઇ; મુંબઇમાં ઘાટકોપર માટે ફ્રી એમ્બ્યુલન્સઃ મ્યુનિસિપલ બોર્ડે રૂ. ૬૦૦ મદદ માટે મંજૂર કર્યા; અમેરિકામાં લીંડબર્ગનું બાળક આખરે મરેલું હાથ આવ્યું.

૧૩-૫-૩૨ 'શોલાપુર દિન' નિમિત્તે ગુ પ્રા. સ ના ૧૮મા સરમુખત્યાર, બીજા ૬ જણ તથા ૫ બહેનો સહિત પકડાયા.

૧૪-૫-૩૨ મુબઇમાં નજીવા કારણથી હિંદુ-મુસલમાન વચ્ચે તોફાનની શરૂઆત, શ્રી. અબ્દુર રહેમાન મીઠાએ શાંતિ ન થાય ત્યાંસુધી ઉપવાસ કરવા શરૂ કર્યું, ન્યુ દિલ્હીમાં ૮૯ અકાલી શીખોને ૩ માસની સજા અને ૫૦ દંડ; શ્રી. મણિબહેન પટેલને બેલગામ જેલમાથી છોડ્યાં.

૧૫-૫-૩૨ મુબઇની યુદ્ધસમિતિ વડાલા મીઠું લેવા ઉપડીઃ ૨૦ જણ પકડાયા; મુબઇમા હિંદુ-મુસલમાન રમખાણ ચાલુ, જાપાનના પ્રીમિયર ગોળીના હુમલાથી મુઆ

૧૬-૫-૩૨ હિંદુ-મુસલમાન રમખાણોનો ત્રીજો દિવસઃ ૩૧ મરણ, ૪૦૦ ઘાયલ, ૨૮ આગ આખરે સરકારે બે હુકમો બહાર પાડ્યા. સાંજે ૮ થી સવારે ૬ સુધી બહાર રખડવાની મનાઇ તથા પાચથી વધુ માણસે એકઠા ન થવું ગવર્નર પૂનાથી મુંબઇ આવી પહોચ્યા; પૂનાથી લશ્કરી મદદ, રોહિત મીલના એજન્ટ સાબરમતી જેલમા

૧૭-૫-૩૨ મુબઇ હુલ્લડ ચાલુ ૩૨ મરણ, ૨૫૭ ઘાયલ, ૧૪ જગ્યાએ આગ

૧૮-૫-૩૨ અમદાવાદ મ્યુ. ના પ્રમુખને સરકાર લખી જણાવે છે, કે ગુ સભા ફંડના જપ્ત કરેલા નાણા વિષે સરકાર કઇ ચર્ચા કરવા માગતી નથી, બનારસમા સ્ત્રીઓ તરફ ગેરવર્તન માટે પાંચ પોલીસોને સજા; દિલ્હીમાં શ્રી. દેશગુપ્તાને ૬ માસ + ૩૦૦ દંડ.

૧૯-૫-૩૨ જમિયત-ઉલ-ઉલેમાના સરમુખત્યારને ૨ વરસ સખ્ત સજા, મૌ. શૌકત અલીએ ખીલાફત સ્વયસેવકો ઉપર મુકાએલા કહેવાતા ખોટા આરોપના કારણે 'શાંતિસ્થાપક સમિતિ' માથી રાજીનામુ આપ્યુ

૨૦-૫-૩૨ શ્રી બીપિનચદ્ર પાલ સ્વર્ગસ્થ થયા; નવજીવન પ્રેસના મત્રી તથા 'ગુજરાત સમાચાર'ના તત્રી પેરોલ પર, કમિશ્નર મિ. ગીલમનનું ખૂન કરવાના પ્રયત્નના આરોપ માટે રામચદર બાપટને ૧૦ વરસ સખ્ત જેલ, મદ્રાસમાં એક ભાઇને રેલ્વેમા કોંગ્રેસ પત્રિકા વહેંચતા પાશ્ચાત્ય ઢબમા સજ્જ થએલા બે ગમખસોએ પકડી, એકાંતમાં લઇ જઇ તેનો અંગુઠો કાપી નાખ્યો

૨૧-૫-૩૨ શેઠ રણછોડલાલને સજા. ૯ માસ સખ્ત તથા રૂ ૫૦૦૦ દંડ અથવા ૬ માસ વધુ; એક અઠવાડિયા પછી મુબઇમાં તોફાન કાંઇક શમ્યુ. એકદર પરિણામ. ૧૫૧ મરણ, ૧૫૧૦થી વધુ ઘાયલ. સેંકડો દુકાનોની લૂટ અને લાખો રૂપીઆની માલ-મિલ્કતનો નાશ, કર્ફ્યુ ઑર્ડર ૪ દિવસ વધુ સહાયક સમિતિનું સુંદર કાર્ય

૨૨-૫-૩૨ ગુ૦ પ્રાં૦ સ૦ના ૧૮મા સરમુખત્યાર તથા ૨ બહેનોને માણેકચોકમાં સભા ભરવા માટે પકડી છોડી મૂક્યાં, બીજા ૧૫ જણને પણ પકડી છોડી મૂકવામા આવ્યા, શ્રી સુમાન્ત ભેઠ્ઠે જેલમાં ૨૮ શેર વજન ગુમાવ્યુ.

૨૩-૫-૩૨ લોર્ડ ઇન્ચકેપ મરણ પામ્યા; 'ક્રોનીકલ'ને રૂ. ૬૦૦૦ ની જામીનગીરી આપવાનો હુકમ, આમની સભામાં મુંબઇના હુલ્લડ વિષે જવાબ આપતાં મે. હોર બોલ્યા કે મહાસભાના સ્વયસેવકો મદદ કરવાને બદલે પ્રજાને પીડારૂપ છે, અમદાવાદના કલેક્ટરે મ્યુ૦ ના પ્રમુખ પાસે તા ૨૪ મી એપ્રિલે શ્રીમતી સરોજિનીની ધરપકડને અંગે પસાર કરેલા ઠરાવની નકલ માગી, 'નવજીવન પ્રેસ'ના મંત્રી તથા 'ગુજરાત સમાચાર'ના તંત્રીને ૧ વરસ સખત, અમદાવાદ મજૂર મહાજનના મંત્રી ગુલઝારીલાલને નાસિક જેલમા છાપખાના માટે ૨૦૦૦ની જામીનગીરી આપવા નોટિસ અપાઇ

૨૪-૫-૩૨ 'મુંબઇ સમાચાર'ના તંત્રીને ૨૦૦૦ ના જામીન પર છોડયા; સરહદની જેલોમાં રાજદ્વારી કેદીઓ પર સખ્ત જુલમ.

૨૫-૫-૩૨ વર્લી જેલમાંથી ૧૦૧ ને જામીન પર છોડયા.

૨૬-૫-૩૨ 'મુંબઇ સમાચાર'ના તંત્રી કાયદાની બારીકીથી છૂટી જાય છે-જ્યારે વાંધાભરેલો લેખ છપાયો ત્યારે તંત્રી રજા ઉપર હતા.

૨૭-૫-૩૨ અજન્ટાની ગુફામાંથી કળાના કેટલાક કિંમતી નમુનાઓ જડી આવ્યા.

૨૮-૫-૩૨ ત્રાસ ફેલાવનારાની વિરુદ્ધનો બંગાળાનો આર્ડિનન્સ ફરી ચાલુ કર્યો; મુંબઇની ૨૮ મી યુદ્ધસમિતિ ગિરફતાર; સીમલાથી રાજદ્વારી કેદીઓનો આંકડો: કુલે ૪૪,૭૫૩ ( જાન્યુ. ૧૪૮૦૦; ફેબ્રુ. ૧૭૮૦૦; માર્ચ ૬૯૦૦ અને એપ્રિલ ૧૫૨૦૦ આશરે ). બરેલી જેલમાં પં૦ જવાહરલાલ નહેરૂની તબિયત દાક્તરોએ તપાસી: વજનમાં વધારો, પણ છાતીના દરદને લીધે ટેકરીના સ્થળે ફેરબદલીની ભલામણ.

૨૯-૫-૩૨ અમદાવાદમાં સ્વદેશી પ્રદર્શન શ્રી. ભુલાભાઈના હસ્તે ખુલ્લું મુકાયું. દેશભરમાં "સ્વદેશી દિન" તરીકે ઉજવાયો.

૩૦-૫-૩૨ આમની સભામાં ચર્ચીલે હિંદમાં ચાલતી દમનનીતિને ટેકો આપતું ભાષણ કર્યું; જંગલ સત્યાગ્રહમાં ભાગ લેવા માટે એક ભીલ બાર ફટકાની સજાથી મરણ પામ્યો-આવી ઘાતકી સજા બંધ કરવા સરકારે ચેતવું જોઇએ.

૩૧-૫-૩૨ ડૉ. આંબેડકર લંડન ઊપડયા; વેપારની મંદીનાં કારણો તપાસવા લોસેનમાં આર્થિક-પરિષદ ભરાઇ; મદ્રાસમાં એક માસ માટે ૧૪૪મી કલમ; પં૦ માલવિયાજી-ની પુત્રવધૂને ૧ વરસ સખત સજા; કવિવર ટાગોર ઈરાનથી કલકત્તા જતાં મુંબઈ રોકાયા; હુલ્લડ વિષે બોલતાં ઇરાક તથા ઇરાનના મુસલમાનો માટે સારો અભિપ્રાય; ૧૯૨૯ની ૭મી જુલાઇએ ગાંધીજીએ મ્યુ. મકાન પર ધ્વજારોપણ કર્યું ત્યારે પસાર કરેલા ઠરાવની નકલની માગણી અમદાવાદના કલેકટરે પ્રમુખ પાસે કરી; શહેરની કચરા પેટીઓ ત્રિરંગી બનાવવાનું કારણ પણ માગ્યું; સનદ વિના રેડીઓ ગોઠવવા માટે નાસિકમાં સજા; વાઇસરૉયની કાર્યવાહક સમિતિમાં સર રામસ્વામી આયરની નિમણુક.

૧-૬-૩૨ સર પુરુષોત્તમદાસ ઉપર એક મુસલમાને હુમલો કર્યો; માઇસોરના મહારાજાએ સ્વદેશી પ્રદર્શન માટે ખાનગીમાંથી ૨૦૦ રૂ. આપ્યા; ત્રાવણકોરના મહારાજા વાઇસરૉય-ને મળવા સીમલા જવા ઊપડયા; લોધિયન કમિટિની ભલામણો બહાર પડી; માઇમે-નસિંગમાં પવનનું તોફાન, પરિણામનો સરકારી આંકડો : ૬૦ મરણ, ૩૦૦ ઘાયલ અને ૪૨૦ ઘરો પડયાં, લગભગ ૭૦૦ ઢોરને ઇજા થઇ; જેલની દિવાલ તૂટી પડવાથી કેટલાક કેદીઓ પણ ઇજા પામ્યા.

૨-૬-૩૨ સર દોરાબ જમશેદ ટાટાનું જર્મનીમાં અવસાન.

૪-૬-૩૨ કાશીમાં મંદિરપ્રવેશ માટે અંત્યજોના પ્રયત્નો; મહાસભાનું કામ કરતી "છાયાસમિતિ" ના પાંચ આગેવાન સભ્યોની મુંબઇમાં ધરપકડ; પોલીસે કેટલાંક અગત્યનાં કાગળિયાં પણ હાથ કર્યાં; સરહદ પ્રાંતમાં ઇમર્જન્સી પાવર્સ અને ગેરકાયદેસર મંડળને લગતા એ બે ઓર્ડિનન્સની અવધ પૂરી થતી હોવાથી બીજા પ્રાંતોની સરખા-મણીમાં રહે તે માટે તેની મુદત વધારવામાં આવી.

૫-૬-૩૨ મુસોલિનીનું ખૂન કરવા રચાએલું કાવત્રું પકડાયું; મુંબઇમાં આંતરજાતીય લગ્ન: ભુલાભાઇના પુત્ર, ધીરૂભાઇએ અમદાવાદના મણિલાલ જેસિંગભાઇની પુત્રી શ્રીમતી માધુરી સાથે લગ્ન કર્યું.

૬–૬–૩૨ દ્વાવરા રાજકીય પરિષદમાં ૧૯ ધરપકડ; અજમેરમાં અટકમાં રાખેલા શ્રી. ક્રોનલ ક્રાન્તિરોય ચૌધરીએ આપઘાત કર્યો; મોતીહારીની કૉંગ્રેસ ઑફિસ પર દરોડો પાડી ૫૦ સ્વયંસેવકોને પકડયા.

૭–૬–૩૨ મુલજી જેઠા મારકીટ આગળ ૨૪ સ્વયંસેવકો પકડાયા; ગંતુરમાં પ્રાંતિક પરિષદ ભરવા માટે ૨૫૦ ની ધરપકડ; કેમ્બ્રીજ યુનિયન સોસાયટીના પ્રમુખ તરીકે શ્રી. એસ. એસ. ભવનને ચૂંટી કાઢવામાં આવ્યા; આ માન મેળવવામાં એ પ્રથમ હિંદી છે. ગાંધીજી જેલમાં સત્યાગ્રહ આશ્રમનો ઇતિહાસ લખે છે, એમ જાહેર થયું; શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ થોડા દિવસ લંડનમાં રહી અમેરિકા જનાર છે; ગયા એક માસમાં બ્રિટનના બેકારોની સંખ્યામાં ૮૯૦૦૦ માણસોનો વધારો; ૧૯૩૧ના જૂનની ૧લી કરતાં કુલ ૧,૧૧૦૦૦ વધ્યા.

૮–૬–૩૨ રશિયા માફક ઇટલી પણ ત્રણ વર્ષના ઔદ્યોગિક પ્લેનની ગોઠવણ કરે છે; ફાધર એલ્વીનને પાંચ વર્ષનો પાસપોર્ટ આપવાની મના; અમદાવાદમાં ખાડિયા પોસ્ટ ઑફિસનું મકાન બાળવાનો પ્રયત્ન; સત્યેન્દ્ર દિવાનની ધરપકડ; બંગાળના ડીટેન્યુ શ્રી. ચૌધરીના આપઘાત સંબંધી સરકારી ખુલાસો; શ્રી. ચૌધરીને સરકારી જાસુસ સમજી એના સાથીઓ પજવવા લાગ્યા, જેથી એમને અલાયદી જગ્યામાં રાખ્યા પણ ત્યાં બીકના માર્યા એમણે ગળે ફાંસો ખાધો.

૯–૬–૩૨ પં. જવાહરલાલની તબિયતને કારણે દહેરાદુન જેલમાં ફેરબદલી કરી.

૧૦–૬–૩૨ મધ્ય પ્રાંતની જેલોમાં રાજદ્વારી કેદીઓ ઉપર જુલમ.

૧૧–૬–૩૨ મુલજી જેઠા મારકીટ આગળ પિકેટીંગ કરતાં ૭ સ્વયંસેવકોને ૬ માસની સજા ને ૫૦ દંડ; સીરતમાં ૧૪૪ મી કલમ.

૧૨–૬–૩૨ મુંબઇના તોફાને વળી પાછો ઉછાળો માર્યો: ૨ મરણ, ૮ ઘાયલ; સંયુક્ત પ્રાંતની જેલોમાં ચાલતી ગેરવર્તણૂક વિશે તપાસ કરવા માટે પં. માલવિયાજીએ ૧૧ ગૃહસ્થોની એક કમિટિ નીમી.

૧૩–૬–૩૨ ઢાકામાં રાજકીય પરિષદને અંગે ૫૩ ધરપકડ ને ઢાકામાં ૧૩૮.

૧૪–૬–૩૨ ગૂજરાત રાજકીય પરિષદ અમદાવાદમાં નદીની રેતમાં ભરાઇ, પ્રમુખ અને ૭૪ માણસોને પકડયા. ઉપરાંત શહેરના જુદા જુદા ભાગોમાંથી ૪૦૦ માણસોની ધરપકડ કરી સાંજે છોડી દીધા; ગયા અઠવાડિયામાં હિંદમાં ઠેરઠેર મહાસભાની પરિષદો ભરાઈ એ સિવાય કાંઇ ખાસ બનાવ બન્યો નથી એવું સેમ્યુઅલ હોરે આમની સભામાં જાહેર કર્યું: હિંદના પ્રાંતોમાં ઠેર ઠેર સંખ્યાબંધ ધરપકડો, ગોળમેજીની સલાહકારક-સમિતિ ઑગસ્ટમાં મળશે એમ જાહેર થયું.

૧૫–૬–૩૨ કલકત્તામાં પ્રાંતિક પરિષદ ભરાયા પહેલાં પ્રતિનિધિઓની ધરપકડ; બહારથી આવનારાઓને ટિકિટો આપવી બંધ કરી, ૮૪ ધરપકડો; 'ફ્રી પ્રેસ જર્નલ'ને ૬૦૦૦ રૂ. ની જામીનગીરી આપવાનો હુકમ.

૧૬–૬–૩૨ મુંબઇમાં અલી બહાદુરખાનની ધરપકડ; મૌ. શૌકતઅલીએ શ્રી. સદાનંદ ઉપર બદનક્ષીની ફરિયાદ માંડી; દ્વારકા પાસે માલથી ભરેલ એક સ્ટીમર ડૂબી ગઈ; મદ્રાસમાં મોટી આગથી સોએક ઝૂંપડાં બળી ગયાં; મુલતાનની ઇમ્પિરીઅલ બેંકમાંથી રૂ. ૬૫૦૦૦ની ચોરી પકડાઇ; બીકાનેરના મહારાજા સરકારની દમનનીતિને ટેકો આપે છે.

૧૭–૬–૩૨ મુંબઈ કૉંગ્રેસ બુલેટીનની ઑફિસ પકડાઇ.

---

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૪ જ્યેષ્ઠ : ૧૯૮૮

## યુદ્ધારંભ

'તું તો માનસનો મરાલ, ક્યમ આ સીઝી રહ્યો પલ્વલે ?
તું તો એકલવીર, માનશૃંગે સોહંત કો કેસરી:
પ્રજ્ઞાવાદ ન પાર્થ ! હોય તુજને, સમ્મોહ યે ન્હોય આ,
તારે કર્મ જ ધર્મ છે, ફલ વિશે હોયે ઉદાસીનતા.

'તારો ક્ષત્રિયધર્મ પાર્થ ! સ્મર જો પેલો ઉભો નોતરે,
ઊભો થા ધનુ લૈ, ધનુર્ધર ! કરી ટંકાર તીખો અને
ગાળીને રિપુગાત્ર ઝાડ દધને, રંગે રમીને રણે,
જીતી ભોગવ કાં મહી, ખપીં જઇ કાં માણ એ સ્વર્ગને.'

યુદ્ધમાં સ્વજનો દેખી નિરુત્સાહ થયેલ એ
પાર્થને પડકાર્યો આ વેણુથી નન્દનન્દને.

'ઊભો થા ક્યમ આમ હામ તજીને બેસી રહે શોચતો ?
ના, ના, માતુલ આ નથી, તુજ નથી આ સર્વ સંબધિઓ,
ઊડે આતમ એકલો તનુ ધરી બ્રહ્માંડમાં જૂજવાં,
લીલા આ સહુ તે સનાતન તણી, સાદ્યન્ત આ વિશ્વમાં.

'ખંખેરી સહુ સ્વપ્ન નાખ તુજ એ શાર્દૂલ ! સૂનાં અને
પ્રોઢેરી ડણુકે, ગભીર ઘન શી, ડારી પ્રતિસ્પર્ધિને,
કૂદી ફાળ ભરી કરાલ, વરસી આવર્તની વૃષ્ટિશાં
તાતાં તીર, દળન્ત દસ્યુદળને મ્હાલી મદે તું રહે.

'તારે અંગ શમી ગયા અનલ શું લાક્ષાગૃહે લાગિયા ?
ખાધેલાં વિષભોજને ઝર્યાં ગયાં શું ઝેર કૌન્તેય ! તે ?
કૃષ્ણાકેશકલાપકર્ષણ અને દાસત્વની ટીલડી,
વેઠેલા વનવાસ, આજ ઉરથી, સ્વપ્નાંસમા શું સર્યા !

'પેલો જો ભડ ભીમ પૂર્ણ કરવા ઝંખે પ્રતિજ્ઞા વડી,
શૂરી જો સહદેવ ને નકુલની યુદ્ધેપ્સુ ત્યાં બેલડી,
ને પેલો અભિમન્યુ ત્યાં થનગને કોડે ભર્યો ઝૂઝવા,
ને જો આ રમવા બધા તલપતા વીરો મહોત્સાહથી. ૭

'અંગેઅંગ અનીકનાં નવલ શો ઉત્સાહ વ્યાપી રહ્યો ?
આસ્યે શો ઉપહાસ આજ તુજ આ વ્યામોહ શું દીસતો ?
ભેરી યુદ્ધતણી બજે, ભડ થતા ભીરુય ત્યારે અને
ગાંડીવી નરવ્યાઘ્ર ધર્મ વિસરી, શોચન્ત બેસી રહે ? ૮

'વૃદ્ધાત્મા ઇતિહાસને નયન ના અદ્યાપિ જેવી ચડી,
તેવી યુદ્ધતણી ધનંજય ! ઉગી આજે મહાપર્વણી,
ઊભો થા, સજ શસ્ત્ર, કૂદ સમરે, હુંકાર પ્રેરો કરી,
આંજી દે જગને દઈ તુજ કથા સંમોહિની વીર્યની.' ૯

*

'આ ઊઠ્યો કૃષ્ણ ! આ મારો સર્યો મોહ બધો અવ,
આ સજું અસ્ત્ર ને શસ્ત્રો; करिष्ये वचनं तव ॥' ૧૦

ફૂંક્યો ત્યાં દેવદત્ત પ્રખર બળવડે, નષ્ટવ્યામોહ પાર્થે,
બીજે યે ભીમનાદે, ગરવગરજતો પૌંડ્ર ફૂંક્યો પ્રતાપી,
ઘેરા શંખસ્વનોથી ધરણી ધમધમે, આભના ગાભ છૂટે,
સારી યે શૂર કેરી રમણભૂમિ પરે હર્ષનાં પૂર વાધે. ૧૧

ન્હાળીને આ અનોખા સમરરમણના કાલને દીર્ઘ વાંછ્યા,
નાચે જેની નસોમાં ધમધમ ધસતાં આજ કો શાર્ય તીખાં,
ખોદે પૃથ્વી મદેથી, થનગન થનકે, ચામરો શીર્ષ જેને;
તાણેલી રાશવાળા, હય હણહણતા શૂર શંખસ્વને એ. ૧૨

ગન્ધે લોભાઇ આવ્યા ભ્રમરગણતણી ગુંજતી માળવાળાં,
તીખાં ગન્ધે ભરેલા મદથી નિગળતાં, શીશ-મોટાં ધુણાવી,
પીતા જે વાયુચોરી કુસુમ સુરભિને, સૂંઢ ઊંચી કરીને,
ડોલે હાથી મદે એ, કરદરસ તણો કાળ આવ્યો લહીને. ૧૩

ગર્વેથી ઘૂમીઘૂમી, સરર સરર કૈં શક્તિને વીંઝી વીંઝી,
ઝીંકી ઝીંકી ભુજેથી, રિપુસુભટશિરોને રણે રોળી રોળી,
ઘૂમી ઘેલા બનીને, હયગજશબથી ભૂમિને ઢાંકવાના,
જાગ્યે એ કોડ હૈયે, સુભટ હરખથી ઊછળે, શસ્ત્ર ખેંચી. ૧૪

ત્યાં જેનાં ઉગ્ર આસ્યે, પ્રતિપલ તરતી શોક ને રોષ રેખા,
ને જેનાં રોમરોમે પ્રલયરવિતણાં તેજ તીખાં તગન્તાં,
તે શૂરા ભીમકેરાં સ્થિર નયનમહીં શોચ ગંભીર દીસે,
ન્હાળી શત્રુ ઘડી એ. અરિદલ નિરખી, કૈં ઘડીમાં વિમાસે. ૧૫

યુદ્ધારંભ

શરા ને રણકોડીલા, પાંડવોના મહારથી,
ભીમના ચિત્તમાં આજે શી વિમાસણ ચાલતી ?

ભાળી મ્હણે કૌરવસૈન્ય સામું,
ન્હાળી રણે કર્ણસુયોધનાદિ,
પૂર્વ પ્રસંગો અવમાન કેરા,
આજે ઉરે ભીમતણા તરે છે.

*

'આ એક-એક જ હવે બસ દાવ નાખું,
હારેલ જીતું મુજ રાજ હું આજ પાછું,
ન્હૈ તો પછી તમ કુલે અમ પાંચ સાથે,
રહેશે થઈ દ્રુપદની દુહિતા ય દાસી.'

પણ આ પણ પાસા હા ! અવળા આજ થાય છે;
યુધિષ્ઠિર તણા આસ્યે કાલિમા પથરાય છે.

'દાસોને નવ છાજતાં વસન આ, દો વલ્કલો એમને,
આણો સત્વર મોહિની ભુવનની એ દ્રૌપદીને અરે !'
એ દુર્યોધનની મદે છલકતી આજ્ઞા અને વૃદ્ધનાં
શોકમ્લાન મુખો તરી નયનની પાસે રહે ભીમનાં.

એ ચિત્ર દૃષ્ટિ પાસેથી સરી તત્ક્ષણ જાય છે,
ભીમનાં વદને ઘેરી ગ્લાનિરેખા છવાય છે.

ત્યાં ચિત્ર એક વળી અન્ય તરી રહે છે,
ને ગ્લાનિ ભીમવદનેથી સરી પડે છે,
દેખાય કમ્પ વપુમાં, અતિ ઉગ્ર ક્રોધે
નેત્રો વિલોલ બનતાં, નજરે પડે છે.

દુષ્ટ દુઃશાસને ખેંચી, આક્રન્તી તપસ્વિની,
કારુણ્યાસ્પદ પાંચાલી ભીમચિત્તે થતી ખડી
ખેંચીને કેશ તેનો, ખડખડ હસતો મત્ત દુઃશાસને ત્યાં,
ગર્વે ચોમેર જોતો, વિજયમદફુલ્યો નેત્ર પાસે તરે છે,
ખેંચાતાં ચીર ઝાલી, કરુણ રવથી ધા નાખતી દ્રૌપદીનાં
શોકાક્રન્દો સુણીને નિર્લજ હસતા કૌરવો અટ્ટહાસે.

લજ્જાની કાલિમા ઘેરી પાંડવોને મુખે ઢળે,
ભીમનાં સ્મરણે આજે વિગતો સહુ એ તરે.

ત્યાં શોક લજ્જા ભય રોષથી ભરી
પાંચાલીને સાથળ વામ દાખવી,
સભાસદોશું મલકી મદે ભર્યો
નિમન્ત્રતો નેત્રવડે સુયોધન.

નોધારાં, ઠપકા દેતાં, દ્રૌપદીનેત્ર ન્હાળતાં,
સુયોધન ભણી વાણી બોલ્યો તે આજ સાંભરે. ૨૭

'નોધારી ન્હોય કૃષ્ણા, જડમતિ ! તુજ એ સાથળે બેસવાની,
પ્રૌઢી મારી ગદા આ, કડડડ કરતી, ઝંખતી તારું લોહી,
મૂર્ખા દુઃશાસને તું અવ ઉર ધરજે, પ્રૌઢ ઝીંકી ગદા આ,
લોહી તારાં ઉરેથી, ધખધખ ધસતાં, ગટ્ગટાવીશ તાજાં.' ૨૮

પડઘા કાનમાં ગાજ્યે આજે એ ભીમનાદના,
ભીમનાં વદને ક્રોધજ્યોતિ માર્તંડશો ઝગે. ૨૯

ને ત્યાં હેલે ચડેલા, કુરુદલનિધિને ન્હાળતાં રક્તનેત્રે,
ડોલાવી દિગ્ગજોને, પ્રબળ સ્વન વડે પૌંડ્રના, ઊઠી વેગે,
ઝંખન્તા કેસરીશો, રિપુદળ હણવા ભીમશો ભીમ આજે,
ઉદ્બોધે સૈનિકોને, ગરવ ડણકતા ધીર ગંભીર નાદે. ૩૦

'ભાળેલા ભૂતકાળે કદિ નહિ નયને, જંગ એ ખેલવાની
રોમે રોમે રમેલી સુભટ સરવની ઝંખના તોષવાને,
સામે ઊભો અનોખો અવસર રણનો ક્ષત્રિયો ! તે વધાવી,
દીપાવો જાતિ કેરી પ્રથિત યશકથા, ઉજ્જ્વળાં શૌર્ય કેરી. ૩૧

'આંહીનાં મૃત્યુ આપે અવિચલ પદ જે દોહ્યલાં યોગીને યે,
આંહીનાં મૃત્યુ કાપે જનનમરણનાં વજ્રશાં બન્ધનોને;
આંહીનાં મૃત્યુ કેરી વિમળ યશકથા લોકલોકે ગવાય,
મીઠાં એ મૃત્યુ કેરી કવણ સુભટને હોંશ હૈયે ન થાય ? ૩૨

'હૈયાનાં થળ જેવાં વિષમ ઉતરશે વેરનાં ઝેર આંહી,
સાચાં પાણી મપાશે ગરવઉછળતાં શૌર્યનાં આજ આંહી,
હૈયામાં પ્હોર આઠે થનન થનકતી ઝંખના તૃપ્ત થાશે,
આંહીનાં યુદ્ધ ભાળી, અસુરઅમરનાં વૃન્દ દિંગ્મૂઢ થાશે. ૩૩

'ઊઠો સ્વાતંત્ર્યઘેલા ! સરરર કરતાં શસ્ત્ર ખેંચો તમારાં,
પ્રૌઢેરા સિંહનાદે, થર થર રિપુનાં ગાત્રને આજ ગાળો;
ઘૂમો, ઘૂમો, ઝઝૂમો, અભય ઉર ધરી, સંહરી શત્રુઓને
કૂદી કૂદી મદેથી, રણરસિક ! રમો રંગથી આજ જંગે.'' ૩૪

—અને પાંડવનાં સૈન્યે દુંદુભિનાદ થાય છે,
ખેંચાતાં ખડ્ગની તેમાં ખડ્ખડાટી સુણાય છે. ૩૫

થનકતા સુભટો ઉછરંગથી,
ડણકતા ભડ સિંહનિનાદથી,
ચમકતાં કરમાં વર શસ્ત્ર શાં ?
ધડકતા ભયથી અહ ! ભીરુ શા ? ૩૬

પૃથ્વી ધ્રૂણી, હણહણી, રણના રસીલા
શા ઘૂમવા તલપતા હય આ અધીરા,
શા પ્રૌઢ આ મદભર્યા ઘનયૂથ જેવા,
ડોલી ગજો, ગરજનો કરતા ગભીરાં! ૩૭

અને કૌરવસેના યે ઉમંગે તરબોળ છે,
ખેલવા તલપે તે યે મૃત્યુ કેરો મહોત્સવ. ૩૮

જાણે વાયુ ઉછાળ્યા જલધિ ઘુઘવતા ભેટવા સામસામા,
જાણે ઘેરાં ઝઝૂમે ઘન ગગન ચડી વિશ્વ ઝંબોળવાને,
જાણે ઝઝાનિલોનાં, પ્રબળ મચવવા કેર, દ્વંદ્વો ધસંતાં,
એવાં એ સામસામાં સમરરસભર્યાં સૈન્ય ઉદ્યુક્ત ભાસે. ૩૯

—પણ પાંડવનાં સૈન્યે અચિન્ત્યું આ શું થાય છે?
જોમ ઉત્સાહનું કેમ સહસા આમ ઓસરે? ૪૦

થભી ગયા કેમ જ મંત્રમુગ્ધશા,
વીરો બધા સ્વપ્ન સુરમ્ય સેવતા?
આવેગ શા જાદુ વડે શમી ગયો?
ઉત્સાહ શો આમ બધો સરી પડ્યો? ૪૧

શૂરી સેના ચિત્ર શી કેમ ભાસે?
ધસમસ ધસતાં શે પૂર તેનાં વિરામે?
શસ્ત્રો કેરાં તગતગી રહ્યાં તેજ શે આવરાયાં?
ડારન્તા સિંહનાદો ગરવઉછળતા શે બધા યે છુપાયા? ૪૨

ચર પાંડવસેનાને કેમ નૈરાશ્ય છાવરે?
આશંકા ઉરમાં વ્યાપે કેમ આ અણીની પળે? ૪૩
પાર્થોના પ્રાણ શા રાજા ધર્મમૂર્તિ યુધિષ્ઠિર,
શસ્ત્રાસ્ત્રો તજતા દીસે, મોહને પ્રહાવિત્ સમા. ૪૪

શસ્ત્રો મજેલાં સહસા તજે છે,
વીરત્વના વેશ બધા ઉતારે,
ગાંભીર્યનાં નિશ્ચલ ગૌરવે એ,
રાજા રથેથી ઉતરી પડે છે. ૪૫

સાશંક શોચે કંઇ સવ્યસાચિ,
વૃકોદરે ગૂઢ રહે વિમાસી;
મૂંઝાય માદ્રીતનયો, અનીકે,
અનેકધા તર્ક વિતર્ક વાધે. ૪૬

ત્યાં સંશયે સૈનિક પાંડુસૈન્યે,
વિલોકતા ધર્મનું કર્મ દીસે,
ને કૌતુકે કૌરવસૈન્ય હાસે,
ઉવેખતું પાંડવની પ્રભાને. ૪૭

'શે વેડફો આ પળ પુણ્ય મોંઘી,
શે ધર્મ ! ધારો ઉર હીન વૃત્તિ ?
વ્યામોહ આ શે વસમો ધરો છો ?
કાર્પણ્યનાં કેમ કલંક લો છો ?' ૪૮

ઉચ્ચારતું એમ સહસ્ર જીભે,
નિવારતું પાંડવ સૈન્ય દીસે,
તથાપિ ઊભે નૃપ મૌન ધારી,
ને મન્દ હાસે હસતા મુરારિ. ૪૯

અનુજો અનુવર્તે ત્યાં અનુદ્દારત આર્યના,
ધર્મ પૂંઠ પળે જાણે બળ, વિક્રમ, તેજ હા ! ૫૦

નિઃશબ્દ, નિઃશસ્ત્ર નરેન્દ્ર ન્ય્હાળી,
ગજેન્દ્રનાં ગૌરવ અંગ ભાળી,
દુર્લંઘ્ય તૂટે નરદુર્ગ સામે,
અને મહીપાલ મહીં પ્રવેશે. ૫૧

અને કૌરવકુંજોના વૃદ્ધ કો વનરાજ શા
ભીષ્મ પાસે જઇ પાંચે કરે દક્ષો પ્રદક્ષિણા. ૫૨

ને પૂજ્યને પ્રીત કરી પ્રણામથી,
ધર્મજ્ઞ ત્યાં ધર્મ વદે વિવેકથી,
'આજ્ઞા ચહું છું રણકાજ આપની,
નિમન્ત્રું છું હું રણકાજ આપને. ૫૩

'આપણા કુલયજ્ઞે આ, પૂજ્યનાં શસ્ત્રપૂજને
પ્રેરતી અમને આપો શુભાશિષો પિતામહ !' ૫૪

રીઝ્યું મહાપુણ્ય જ પૌરવોનું,
વાત્સલ્ય ને વીર્ય પ્રસાદ પામ્યું;
ગાંગેયને અંગ રમી રહી ત્યાં,
સંતોષની શુભ્ર સુધા પ્રસન્ના. ૫૫

અને વાત્સલ્યનાં વેણે વદ્યા વિનયવત્સલ,
'ચિરંજીવ રહો, વિશ્વે તમારો વધજો યશ. ૫૬

'શિશુ હતા ત્યાં તમને તજી દઇ,
પાંડુ ગયો જ્યોતિ અનંતમાં ભળી,
અમે ય છોડી તમને ભળી ગયા,
અધર્મને અન્તર અન્ધકારમાં. ૫૭

'અમ આત્મ અમે વેચ્યો અર્થકાજે અધર્મને,
અર્થને પુરુષો સેવે, સેવે ના અર્થ કોઇને. ૫૮

'છતાંય આ હલકુમુદા તમારાં,
પદે અમારા વિનયે ધરો છો,
ને દાખવો છો ઉર–આભિજાત્ય
તો ધન્ય, બેટા! શતકોટિ ધન્ય! ૫૯

'કર્યા વશ તમારા જે વિનયે વાસુદેવને
ને મને ય, કરો તે આ યુદ્ધમા વિજયશ્રીને.' ૬૦

રોમાંચે હર્ષનાં, બાષ્પે રુંધાતા નિજ કંઠથી,
ધર્મ મર્મભર્યાં વાક્યો સપ્રમાણ વદી રહે. ૬૧

'યુદ્ધે ધરી ધનુષ જ્યાં સુધી ભીષ્મ ઘૂમે,
ને સિંહનાદ કરી સિંહસમા ઝઝૂમે,
રે ત્યાં સુધી 'ત્રિપુરસૂદન યે ન જીતે,
તો આશ શી વિજયની અમ અલ્પકાજે? ૬૨

છતાં હૃદયની મીઠી આશિષો સર્વ આપની,
પશે યુદ્ધ વિશે મીઠી પ્રેરણા પુરુષાર્થની.' ૬૩

ધર્મનિધિ, મલકી મીઠું, વદ્યા વાક્ય પિતામહ,
'यतः कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततोजयः' ૬૪

રીઝાવીને કુરુકુલ તણા કેસરીને કળાથી,
ને આશિષો લઇ અનલશા દ્રોણ આચાર્ય કેરી,
સીધાવ્યે ત્યા નિજ શિબિરમાં બન્ધુઓ સગ રાજા,
આરંભાયાં અસત–સતનાં યુદ્ધ વિશ્વે અનોખા. ૬૫

મનસુખલાલ મગનલાલ ઝવેરી

'શે વેડફો આ પળ પુણ્ય મોંઘી,
શે ધર્મ! ધારો ઉર હીન વૃત્તિ?
વ્યામોહ આ શે વસમો ધરો છો?
કાર્પણ્યનાં કેમ કલંક લો છો?' ૪૮

ઉચ્ચારતું એમ સહસ્ર જીભે,
નિવારતું પાંડવ સૈન્ય દીસે,
તથાપિ ઊભે નૃપ મૌન ધારી,
ને મન્દ હાસે હસતા મુરારિ. ૪૯

અનુજો અનુવર્તે ત્યાં અનુશાસ્ત આર્યના,
ધર્મ પૂંઠે પળે જાણે બળ, વિક્રમ, તેજ હા! ૫૦

નિઃશબ્દ, નિઃશસ્ત્ર નરેન્દ્ર ન્હાળી,
ગજેન્દ્રનાં ગૌરવ અંગ ભાળી,
દુર્ભેદ્ય તૂટે નરદુર્ગ સામે,
અને મહીપાલ મહીં પ્રવેશે. ૫૧

અને કૌરવકુંજોના વૃદ્ધ કો વનરાજ શા
ભીષ્મ પાસે જઇ પાંચે કરે દક્ષો પ્રદક્ષિણા. ૫૨

ને પૂજ્યને પ્રીત કરી પ્રણામથી,
ધર્મજ્ઞ ત્યાં ધર્મ વદે વિવેકથી,
'આજ્ઞા ચહું છું રણકાજ આપની,
નિમન્ત્રું છું હું રણકાજ આપને. ૫૩

'આપણા કુલયજ્ઞે આ, પૂજ્યનાં શસ્ત્રપૂજને
પ્રેરતી અમને આપો શુભાશિષો પિતામહ!' ૫૪

રીઝયું મહાપુણ્ય જ પૌરવોનું,
વાત્સલ્ય ને વીર્ય પ્રસાદ પામ્યું;
ગાંગેયને અંગ રમી રહી ત્યાં,
સંતોષની શુભ્ર સુધા પ્રસન્ના. ૫૫

અને વાત્સલ્યનાં વેણે વદ્યા વિનયવત્સલ,
'ચિરંજીવ રહો, વિશ્વે તમારો વધજો યશ. ૫૬

'શિશુ હતા ત્યાં તમને તજી દઇ,
પાંડુ ગયો જ્યોતિ અનંતમાં ભળી,
અમે ય છોડી તમને ભળી ગયા,
અધર્મને અન્તર અન્ધકારમાં. ૫૭

'અમ આત્મ અમે વેચ્યો અર્થકાજે અધર્મને,
અર્થને પુરુષો સેવે, સેવે ના અર્થ કોઇને. ૫૮

સામ્રાજ્યનાં સંસ્થાનો પૃથ્વીના દૂર દૂરના વિભાગોમાં વેરાયલાં પડ્યાં છે. જે દેશોની બજારોમાં પોતાનો માલ કિફાયત ભાવથી ખપી શકે, તે દેશોમાં સંસ્થાનો પોતાનો માલ વેચવા લલચાય એ સ્વાભાવિક છે. છેટેના સામ્રાજ્યના દેશમાં સસ્તે ભાવે માલ કોઈ પણ સંસ્થાન વેચી શકે નહિ. દૂર માલ મોકલવાનો ખર્ચ વધારે આવે એટલે વેચાણની કિંમત ઉપર અસર કરે એ સ્વાભાવિક છે; તેમ સામ્રાજ્ય બહારનો પાડોશી દેશ સામ્રાજ્યના સંસ્થાનને સસ્તો માલ આપતો હોય તો દૂરના સામ્રાજ્યમાંના દેશનો મોંઘો માલ કોઇ સંસ્થાનને લેવો પરવડે નહિ. આવી રીતે સામ્રાજ્યનો મોંઘો માલ પરસ્પર ખરીદવામાં સામ્રાજ્યના વિભાગોને ખોટ આવે તે કોણ પૂરી શકે ? તે સિવાય જાપાન અને યુરોપના દેશો પોતાની સરકાર, રેલવે, બેંકો અને સ્ટીમર કંપનીની મદદથી પડતરથી ઘણા નીચા ભાવે માલના મોટા જથ્થાઓ બીજા દેશોમાં વેચી, ત્યાંના ઉદ્યોગોને ખરાબ કરે છે. એ વિષય ઉપર પણ વિચાર થશે. જુદા જુદા સામ્રાજ્યના વિભાગોમાં તૈયાર થતી કાચી વસ્તુઓને રૂપાંતર આપી પાકાં દ્રવ્યો બનાવવાનાં કારખાનાંઓ સામ્રાજ્યના કયા કયા વિભાગોમાં છે, અને પરસ્પર સહકારથી તેમાં શું બંદોબસ્ત થઇ શકે ? તેમ તેને જ અંગે રેલવે, વીમા, સ્ટીમર, બેંકો વગેરે શું સહકાર આપી શકે ? સંસ્થાનો તેને કયે ધોરણે અને કેટલી જગાત ઓછી લઇ પસંદગી આપી શકે ? અને એવી પસંદગી આપવાથી જતી ખોટ બીજા દેશોની આમદાની માલ ઉપર મોટી જગાત નાખી કેવી રીતે પૂરી પાડી શકાય ? અને બીજા બહારના દેશો સામ્રાજ્યના દેશોના માલો ઉપર વેર વાળવા એટલી જ ભારે જગાત નાખે તો, તેની અસરમાંથી બચવા કેવા ઉપાયો લેવા, વગેરે હજારો સવાલોનું શાસ્ત્રીય નિરાકરણ ઓટાવા ખાતે થવાની અગત્ય ઊભી થઇ છે અને એ સવાલોનો નિર્ણય થતાં તો લાંબો સમય જોઇશે. બ્રિટિશ પ્રધાનો ત્રણ વર્ષોની ઓછામાં ઓછી મુદત લાગશે એમ ધારે છે, અને છેવટે પણ સામ્રાજ્ય તરફથી જરૂરના ફેરફારો સમયાનુકૂલ કરવા માટે એક મોટું ખાતું નિભાવવું પડશે. અને દરેક સંસ્થાનનો તેમાં સહકાર મેળવવો પડશે. આ રીતે સાધારણ વ્યક્તિ સમજે છે તે કરતાં આ કામ એક ભગીરથ પ્રયાસ છે અને બ્રિટિશોની સમૃદ્ધિ અને સુધારાને નિભાવવા માત્ર એક જ ઉપાય હાથમાં હતો તે તેમણે લીધો છે.

## બ્રિટિશોની મૂંઝવણો

પૃથ્વીના જુદા જુદા દેશોમાં માત્ર ફ્રાંસ અને યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા જ સદ્ધર સ્થિતિમાં છે. એ દેશો પાસે પુષ્કળ નાણું છે. ત્યાંના લોકો પણ સારી હાલતમાં છે, એટલે એ બંને દેશો આત્મસંતોષની હાલતમાં છે. અને એ જ આત્મસંતોષને લીધે તેમની સદ્ધર સ્થિતિ છે. આથી જગતની ભયંકર મંદી સામે ટકી શકવા માટે તેમની પાસે ઘણું કૌવત છે. અંગ્રેજોનું આર્થિક તંત્ર મૂંઝવણમાં છે. ભવિષ્યમાં પાઉંડને ટકાવવા તેને ભારે ભોગો આપવા પડશે. ઈંગ્લંડ પોતા ઉપર ઝઝૂમતા ભયને બરાબર સમજે છે અને તેમાંથી ઉગરવા લોસાં કૉન્ફરન્સ અને ઓટાવા પરિષદોની યોજના ઘડે છે. પરંતુ વાતો કરવાથી કાંઇ વળે તેમ નથી. યુરોપનાં રાજ્યોએ પરસ્પર જગાતની દિવાલો ઊભી કરી મામલો બહુ મુશ્કેલ બનાવ્યો છે. પરસ્પર અવિશ્વાસ અને ઇર્ષાનાં સામ્રાજ્ય છે. કોઇને કોઇનો વિશ્વાસ નથી. જર્મની અને ઓસ્ટ્રીઆ એકદમ નાદાર હાલતમાં છે. મહાન યુદ્ધનાં મોટાં દેવાં અને કરજો મોઢું ફાડી હજી એમ ને એમ ઊભાં છે. યુરોપનો વેપાર પચાસ ટકા ઘટી ગયો છે.

જર્મની અને ઑસ્ટ્રીઆ પડ્યાં એટલે બીજાં નાનાં રાજ્યો પણ જીવી શકે તેમ નથી, અને તેમની આર્થિક પડતી થઇ તો ઇંગ્લંડ જેવાં મોટાં રાજ્ય ઉપર પણ જોખમ રહે એ સ્વાભાવિક છે. ફ્રાંસને મોઢાની સહાનુભૂતિ બતાવવી છે, પણ લડાઇના દંડમાંથી રાતી પાઈ પણ છોડવી નથી. આ વસ્તુસ્થિતિમાંથી બચવા લૉસાંની કૉન્ફરન્સ બોલાવાઇ છે. બીજી તરફ ઇંગ્લંડ પોતાના વેપારને વધારે વ્યાપક બનાવવા અને પોતાનાં કારખાનાંઓનો માલ ખપાવવાની પેરવી કરવા માટે ઑટાવા કૉન્ફરન્સ બોલાવી છે. પરંતુ સંસ્થાનોને સામ્રાજ્યભક્તિ કરતાં પોતાના દેશના સ્વાર્થ વહાલા છે. તેઓ અંગત લાભો અને સ્વાર્થો તરફ ઢળશે. એટલે તેમને ઇંગ્લંડે જરૂર લાલચો આપવી જ પડશે. આમાં હિંદને તો સહન કરવાનું જ છે કારણ કે હિંદ ઇંગ્લંડનું ગુલામ છે.

## હિંદની આર્થિક પરાધીનતા

બીજી ગોળમેજી પરિષદની શાસન–વિધાન સમિતિનો લોર્ડ સૅંકીએ રિપોર્ટ ઘડ્યો હતો. તેમાં તે જણાવે છે કે, હિંદના આર્થિક સંરક્ષણનો પ્રશ્ન બ્રિટિશ પાર્લામેંટના હસ્તક છે; તે હિંદને સોંપી શકાય તેમ નથી. એ રીતે હિંદી આર્થિક પેઢીની કૂંચી અંગ્રેજોના હાથમાં છે. અને લંડનના સ્વાર્થના સંરક્ષણ માટે એ કૂંચીનો ઉપયોગ થયાં કરે છે. આ બંધન સિવાય એક બીજો અગત્યનો પ્રશ્ન પણ વિચારવા જેવો છે. હિંદના આંતરિક તેમજ બાહ્ય વેપાર અંગ્રેજ અને સ્કૉટ વેપારીઓથી વ્યાવૃત છે. રાજ્યાશ્રય એક્ષચેંજ બૅંકોના ભારે સહકાર, મોટી મૂડી, શિપિંગ કંપનીઓ સાથે ઐક્ય, દેશપરદેશનાં મોટાં બંદરો સાથે સંબંધ, સરસ બંધારણ અને મોટા પાયા ઉપર વિકાસનો અવકાશ મળ્યો હોવાથી હિંદનો બ્રિટિશ વેપાર બહુ વ્યાપક અને મજબૂત અવસ્થામાં છે. દેશી વેપારીઓ સંગઠન, આશ્રય, મૂડી અને સારા બંધારણના અભાવે તેમની સાથે બિલકુલ હરીફાઇમા ફાવી શકે તેમ નથી. સમિતિના રિપોર્ટના ૧૬ થી ૨૬ પેરેગ્રાફમાં આ વિષય ચર્ચવામાં આવ્યો છે. અંગ્રેજ વેપારીઓની એવી ઇચ્છા છે કે, જે સ્વચ્છંદતાથી આજ સુધી તેઓ વેપાર કર્યા જાય છે, તેમા કોઇ જાતની બાધા પડવી જોઇએ નહિ. એમને જે વ્યાપારિક સ્વત્વ મળ્યું છે, તે રક્ષાયલું રહે. આ સંબંધમાં એવું ઠરાવવામાં આવે છે કે "બ્રિટિશ વેપારી જાતિનો આ સિદ્ધાંત સ્વીકારવામાં આવે છે કે, બ્રિટિશ વેપારી, જાતિ, ફર્મ અને કંપનીઓના અધિકારો હિંદી વેપારીઓના સમાન જ રહેશે. તેમાં કંઈ અંતર રહેશે નહિ." મહાત્માજીના શબ્દોમાં કહીએ તો હાથીએ કીડીઓ પાસેથી બળથી અને સત્તાથી ખૂંચવી લીધેલું સ્થાન એમનું એમ રહેશે. એટલે દેશી વેપારને વિકાસ પામવા દેવાનો અવકાશ કે માર્ગ આપવામાં નહિ આવે.

## હિંદી પ્રતિનિધિઓ

ઑટાવા કૉન્ફરન્સમાં ભાગ લેવા માટે અંગ્રેજ સેક્રેટરી ઑફ સ્ટેટની સૂચના મુજબ હિંદી સરકારે કેટલાંક પ્રતિનિધિઓ નીમ્યા છે. પોતાની સ્વાયત્ત સત્તાને આધારે અને અમલદારી પસંદગી ઉપર એ ગૃહસ્થોની નિમણૂક થઇ છે. મારો એકાદ પ્રતિનિધિ સાથે ઠીક પરિચય છે. બીજા પ્રતિનિધિને મેં એસેમ્બ્લીમાં સાંભળ્યા છે. એ ગૃહસ્થોમાંથી કોઇ પણ હિંદને દીપાવી શકે એટલી શક્તિમાન અને જુદી ભાત પાડે એવા ઓજસવાળી મૂર્તિ નથી. એમની નિમણૂક સરકારની સ્વેચ્છાથી અને અનુકૂળતાની દૃષ્ટિથી થઇ છે. વેપારી

ફીડરેશનની સંસ્થા જે હિંદના વેપારની પ્રતિનિધિસ્વરૂપ છે, તેની સલાહ અથવા સૂચના એ પ્રતિનિધિઓની નિમણૂક કરવામાં પુછાવવામાં આવી નથી. એ પ્રતિનિધિ મંડળના સલાહકારો પણ ત્રણ અંગ્રેજ અમલદારો નિમાયા છે. પહેલેથી છેલ્લે સુધી એ મંડળ અમલદારી ગંધવાળું અને હિંદી વેપારને લગતું નથી. સર પુરુષોત્તમદાસ, મિ. બીરલા અને જમાલ મામદ જેવા ગૃહસ્થો હિંદી વેપારના પ્રતિનિધિઓ ગણાય છે. તેઓને તદ્દન વિસારવામાં આવ્યા છે.

## શાહી પસંદગીનું ધોરણ અને હિંદી સરકાર

હિંદ પ્રથમથી જ શાહી પસંદગીના ધોરણથી વિરુદ્ધ છે. સને ૧૯૩૦ ની સાલથી એક અથવા બીજી રીતે એ પ્રશ્નની ચર્ચા થઇ છે. હિંદી સરકાર પ્રથમથી જ કહેતી આવી છે કે હિંદની અવસ્થા અને વેપારનો સામાન્ય વિચાર કરતાં જણાય છે કે શાહી પસંદગીની નીતિ ભારતના લોકો અથવા વેપારને ફાયદાકારક નથી. આથી લાભ થોડો અને નુકસાન વધારે છે. મહાન યુદ્ધના સમયે એ વાત વિચારવાની તક કે ફુરસદ ન હોતાં યુદ્ધ પછી ફરી એ વિષય આગળ આવ્યો ત્યારે હિંદી સરકારે ખૂબ ભાર મૂકીને જણાવ્યું હતું કે, બ્રિટિશ સામ્રાજ્ય સાથે શાહી પસંદગીના ધોરણનો અમે સ્વીકાર કરી શકીએ તેમ નથી. આર્થિક કમિશન પાસે પણ આ પ્રશ્ન વિચાર માટે આવ્યો હતો. તેમણે એવો નિર્ણય આપ્યો હતો કે, ઇમ્પીરીઅલ પ્રેફરન્સ હિંદના આર્થિક લાભોની વિરુદ્ધ જાય છે.

## હિંદી વેપારીઓનું વલણ

જ્યારે હિંદને આર્થિક સ્વાયત્તતા આપવાનો મુદ્દો વિચારાય છે ત્યારે અંગ્રેજ સરકારની અત્રે એટલે હિંદના આર્થિક સવાલો ઉપર જે ભારે લાગવગ છે, તે આંકવી જોઇએ. દેશી વેપારીઓ જણાવે છે કે, ફ્રાંસ અને જર્મની સાથેના આર્થિક પ્રશ્નો ઇંગ્લંડ જે સ્વતંત્રતા અને મિત્રસંબંધ સાથે ચર્ચે છે, તેવો જ હક્ક હિંદને મળવો જોઇએ. પાઉંડ સાથે રૂપિયાને જોડવામાં, ગોલ્ડ સ્ટેન્ડર્ડની સાથે સંબંધ મૂકી દેવામાં અને ૧૮ પેન્સના રૂપિયાનું હૂંડિયામણ નક્કી કરવામાં ઈંગ્લંડના રાજદ્વારીઓનો સીધો હુકમ હિંદી સરકારને માનવો પડયો હતો. તેવી જ રીતે બ્રિટનના વેપારી લાભોને સાચવવા હિંદના વેપારી લાભોનો ભોગ આપવાનું ભવિષ્યમાં અસંભવિત બને એવી હિંદી વેપારીઓની અભિલાષા છે. ઈંગ્લંડ "સામ્રાજ્ય"ના નામ હેઠળ હિંદ ઉપર પ્રતિબંધો મૂકવા ઇચ્છે એ સ્થિતિ નિભાવી લેવા જેવી નથી. ઇમ્પીરીઅલ પ્રેફરન્સનો સિદ્ધાંત જો એક વખત સ્વીકારાયો તો હિંદને સંપૂર્ણ આર્થિક સ્વતંત્રતા કયારે ય પણ મળે તેવી વકી ઓછી રહે. રાજનૈતિક સ્વરાજ મળે તો પણ ઉપલાં બંધનોને લીધે હિંદી વેપારઉદ્યોગને તો હમેશાં પરતંત્ર રહેવું પડે. સામ્રાજ્યના લાભના નામ નીચે હિંદની આર્થિક સ્વતંત્રતા ઉપર અનેક અત્યાચારો થવાનો ભય નજર સામે તરે છે. કેનેડાના સંસ્થાનના ઑટાવા નગરમાં આ જુલાઇ માસમાં ઇમ્પીરીઅલ ઇકોનોમિક કોન્ફરન્સ મળશે. હિંદી સરકારે નીમેલા એક પ્રતિનિધિ સાહેબે તો મંગળાચરણમાં જ શાહી પસંદગીની તરફેણમાં ઉદ્‌ગારો કાઢ્યા છે. કેનેડા, ઑસ્ટ્રેલીઆ વગેરે સંસ્થાનો પોતાના પિત્રાઇ અને સ્વધર્મીઓના લાભ માટે કડવો ઘૂંટડો કદાચ પી પણ જાય; પણ હિંદને નામે કોઈ પણ જાતનું બંધન હિતકર્તા નથી એ તો ઉઘાડું જ છે.

## હિંદનો બ્રિટન સાથેનો આયાત વેપાર

. ભારતનો બ્રિટન સાથેનો વેપાર દિનપ્રતિદિન ઘટતો જ જાય છે આકડાઓ, કિંમત તથા સખ્યા તપાસતા એ વેપાર હજી ઘટવાનો સભવ છે હિંદી વેપારીઓ ખરા અતકરણથી માને છે કે ઇગ્લડના વેપારને ઉત્તેજન આપવાથી હિંદને સ્વરાજ મળવામા વધારે તકલીફો અને વિલબ થશે ઇગ્લંડ ભારતમાથી જ કાચા દ્રવ્યો ખરીદ કરી મોઘી કિંમતે પાકા દ્રવ્યો પાછા હિંદને જ આપે છે તેમા હિંદના સ્વાર્થ કરતા ઇગ્લાડનો સ્વાર્થ વિશેષ ફાવે છે ઇમ્પીરીઅલ પ્રેફરન્સની નીતિ હિંદને ઇગ્લડના હાથમા રમકડુ બનાવશે બ્રિટન સાથેનો વેપાર કેટલે દરજ્જે ગયો છે, તે સમજાય એ માટે નીચેના આકડા જાણવાજોગ છે

હિંદ ઇગ્લંડ પાસેથી મશિનરી, મુલાયમ કાપડ અને બીજો પાકો માલ ખરીદે છે મહાયુદ્ધ પહેલા હિંદ ખાતે કુલ આયાત વેપારના ૬૨ ટકા ઇગ્લડ માલ મોકલતું હતું સને ૧૯૨૯-૩૦ મા આયાત વેપાર ઘટીને ૪૨ ટકા થયો અને ઇ સ ૧૯૩૦-૩૧મા માત્ર ૩૭ ટકા રહ્યો છે અને સ્વદેશી ભાવના જોતા હજી તેમાં ઘટાડો થવા વકી છે જર્મની, બેલ્જીઅમ, જાપાન અને અમેરિકા સસ્તે દરે હિંદને મશીનરી, કાપડ અને બીજા પાકા દ્રવ્યો આપવાને માટે તૈયાર છે, ત્યારે ઇગ્લડ પાસેથી વધુ ભાવે માલ લેવો હિંદી વેપારીઓને પરવડી શકે નહિ અગાઉ હિંદના બજારના લાયકનો માલ અગ્રેજ કારખાનાઓ માત્ર બનાવતા, પણ હમણા બીજા દેશો હરીફાઇમા ઊતરી હિંદી પસદગીનો માલ બનાવે છે ઇગ્લડના હાથમા હિંદમા આયાત થતા માલનો હજુ પણ મોટો ફાળો છે પરતુ તેનું મુખ્ય કારણ હિંદી સરકાર પોતાના લશ્કર, રેલ્વે, બાધકામો અને સ્ટોર માટે બ્રિટિશ માલને પસદગી આપે છે અને અર્ધસરકારી મડળો જેવા કે પોર્ટ ટસ્ટ, કપનીની ખાનગી રેલ્વેઓ, દેશી રાજ્યો અને અંગ્રેજ કપનીઓ વગેરે પણ સરકારને પગલે ચાલી અંગ્રેજી માલ જ ખરીદ કરી પોતાના ભાઇઓને ખાસ ખટાવે છે આ સર્વે મડળો સ્વદેશી માલ અથવા તો સસ્તા બજારોમા માલ ખરીદે તો ઇગ્લડનો હિસ્સો આયાત વેપારમા નજીવો જ રહે, એ સમજવુ સહેલ છે સારાશકે, જો સામાન્યના માલની પસદગીનું ધોરણ હિંદને માથે લાદવામા આવે તો હિંદની ગરીબ વસ્તી ઉપર મોઘો માલ સ્વાભાવિક રીતે પડે આનો અર્થ ઇગ્લડને લાભ અને હિંદને નુકસાન એ ખુલ્લુ છે હવે ઇગ્લડ હિંદને કેવી જાતનો માલ મોકલે છે, અને તેમાનો કેટલો મોટો ભાગ મોજશોખ અને વિલાસદ્રવ્યો છે તે નીચેના કોઠાથી સમજાશે

| વસ્તુ | ૧૯૩૦ | ૧૯૩૧ | વસ્તુ | ૧૯૩૦ | ૧૯૩૧ |
|---|---|---|---|---|---|
| | કુલ આયાતના ટકા | | | કુલ આયાતના ટકા | |
| કાપડ | ૬૮ | ૫૮ | બીજો સામાન | ૩૫ | ૩૬ |
| મોટર સાઇકલ | ૨૦ | ૨૩ | દારૂ | ૫૮ | ૫૯ |
| ઓજારો | ૫૬ | ૫૩ | કાગળ | ૩૨ | ૩૧ |
| લોઢુ | ૫૯ | ૫૨ | | | |
| સાચાકામ | ૭૫ | ૭૪ | | | |

એ રીતે ૧૯૨૯-૩૦ મા ૪૧ ટકા હતો તે ૧૯૩૦-૩૧ માં ૩૭ ટકા ઉપર આવ્યો છે. પરતુ કિંમતમા ભારે તફાવત થયો છે. ૧૦૨ કરોડ રૂપિયામાથી ૬૧ કરોડ રૂપિયા કિંમત આવી ગઇ છે

### બ્રિટન હિંદ પાસેથી કેટલો માલ લે છે ?

ઇંગ્લંડ હિંદનાં કાચાં દ્રવ્યો પણ દિનપ્રતિદિન ઓછાં જ લે છે. યુદ્ધ પહેલાં હિંદની કુલ નિકાશમાંથી ૨૫ ટકા બ્રિટન લેતું હતું. સને ૧૯૨૯–૩૦ માં ઘટીને ૨૧ ટકા નિકાશ થઇ. ૧૯૩૦–૩૧ માં ૨૪ ટકા નિકાશ થઇ છે. એમાં મુખ્ય ચા, રૂ, સણ, અનાજ વગેરે કાચાં દ્રવ્યો છે. હિંદમાં ઉત્પન્ન થતી ચા મોટે ભાગે યુરોપિયન એટલે અંગ્રેજી માલિકીના બગીચાઓમાં ઉત્પન્ન થાય છે. શણમાં પણ સ્કૉટલેંડના રહેવાસી વેપારીઓનો સારો હિસ્સો છે. આ કાચાં દ્રવ્યો ઇંગ્લંડને પોતાનાં કારખાનાંઓ ચલાવવા જોઇએ છીએ. અનાજ ખાવા કામ લાગે છે. એટલે એ ચીજો ઉપર ખાસ પસંદગીની જગાત નાખવામાં ઇંગ્લંડને પોતાને જ ફાયદો છે. હિંદને ઇમ્પીરીઅલ પ્રેફરન્સમાં જોડવા માટે અન્ય દેશોમાંથી આવતા પદાર્થો ઉપર ઇંગ્લંડ વધારે જગાત નાખે તેથી હિંદને શું ફાયદો ? શણ હિંદની મૉનોપૉલી છે. તે બીજો કોઇ દેશ આપી શકે તેમ નથી. હિંદી રૂ લૅંકેશાયરનાં કારખાનાંઓમાં વધારે વાપરવું પરવડે નહિ; કારણકે તેમાં ટૂંકા તાંતણા છે. ઇંગ્લંડે પોતાનાં કારખાનાંઓને જોઇતો માલ મળી શકે તે માટે હિંદનાં કેટલાંક કાચાં દ્રવ્યો ઉપર જગાત નાખવી પરવડે તેમ નથી. સામ્રાજ્ય સાથે જોડાવા જતાં હિંદને ઘણાં ફાયદાકારક બજારો ગુમાવવાં પડે તેમ છે. પરિણામે ઇંગ્લંડ સસ્તે ભાવે હિંદનો માલ લેઇ જવાની યોજના તૈયાર કરે છે. હવે ઇગ્લંડ કયા કયા પદાર્થો હિંદમાંથી ખરીદે છે તેનો કોઠો નીચે મુજબ છેઃ—

| પદાર્થ | ૧૯૩૦ | ૧૯૩૧ | પદાર્થ | ૧૯૩૦ | ૧૯૩૧ |
|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | | ટકા | ટકા |
| ચા | ૮૫ | ૮૪ | બીયાં | ૧૬ | ૧૫ |
| શણ કાચું | ૨૦ | ૧૭ | અનાજ | ૨ | ૯ |
| શણ તૈયાર | ૬ | ૫ | ચામડું | ૪૬ | ૫૨ |
| કપાસ | ૬·૬ | ૬·૫ | | | |

ચામડાનો વેપાર પણ અંગ્રેજ વેપારીઓના હાથમાં છે. જોકે ૧૯૩૦ માં ૨૧ ટકા નિકાશ ઇંગ્લંડે કરી, સને ૧૯૩૧ માં ૨૪ ટકા નિકાશ કરી, પરંતુ કિંમત ૬૯ કરોડમાંથી ઘટીને માત્ર ૨૪ કરોડ જ મળી હતી.

### સામ્રાજ્ય સાથે હિંદનો વેપાર

બ્રિટિશ સામ્રાજ્યના બધા દેશોમાંથી હિંદ ખાતે થતી આયાત પણ ઘટવા લાગી છે. યુદ્ધ પહેલાં બ્રિટિશ સામ્રાજ્યમાંથી હિંદની ૬૯ ટકા કુલ આયાતનો માલ આવતો. ૧૯૨૯–૩૦ માં ઘટીને તે ૫૧ ટકા થઇ. અને ૧૯૩૦–૩૧ માં ૪૭ ટકા થઇ છે. તેવી જ રીતે હિંદમાંથી બ્રિટિશ સામ્રાજ્યમાં કુલ નિકાસ યુદ્ધ પહેલાં ૪૧ ટકા હતી. ૧૯૨૯–૩૦ માં તે ૩૬ ટકા થઇ. અને ૧૯૩૦–૩૧ માં ૩૯ ટકા થઇ છે. જે વિચારો ઇંગ્લંડ સાથેના વેપાર સંબંધી ઉપર દર્શાવ્યા છે, તે જ વિચારો સામ્રાજ્યના માલની પસંદગી સંબંધી પણ જાણી લેવા.

## બ્રિટિશ સામ્રાજ્યની બહારના દેશો સાથે હિંદનો વેપાર

હિંદનો વેપાર બ્રિટિશ સામ્રાજ્યના બહારના દેશો સાથે વધતો જાય છે યુદ્ધ પહેલા માત્ર ૩૦ ટકા હિંદની કુલ આયાત બહારના દેશોમાંથી થતી હતી. પણ ૧૯૨૯–૩૦મા તે આયાત વધીને ૪૮ ટકા પહોંચી અને ઇ સ ૧૯૩૦–૩૧મા ૫૩ ટકા જેટલી એટલે લગભગ અર્ધાથી વધારે આયાતનો માલ બહારના દેશોથી આવે છે તેવી જ રીતે હિંદના માલની બહારના દેશો તરફ યુદ્ધ પહેલા ૫૭ ટકા નિકાશ થતી હતી, તે ઇ. સ. ૧૯૨૯–૩૦મા ૬૪ ટકા થઇ અને ૧૯૩૦–૩૧મા ૬૦ ટકા થઇ છે. આથી સહેજે પ્રતીત થશે કે, હિંદનુ કાચુ-દ્રવ્ય પરદેશો વધારે પ્રમાણમાં લે છે. અને એના સારા ઘરાકોની હરીફાઈમાંથી નીકળી સામ્રાજ્યની પસદગીનું ધોરણ સ્વીકારવાનું હિંદ માટે કદી પણ હિતાવહ થઇ શકે નહિ હિંદ બીજા દેશો સાથે આર્થિક વિખવાદમા ઊતરે એ યોગ્ય ન જ ગણાય

## નોકરશાહીનું હિંદમાં સાર્વભૌમપણું

હિંદની રાજ્યસત્તા હમણા નોકરશાહીના હાથમા છે. અને નોકરશાહીમાનો મુખ્ય ભાગ બ્રિટિશ છે તેની દિલસોજી હમેશા પોતાના સ્વદેશ તરફ રહી છે. પોતાના દેશના ઉદ્યોગ-ઉદ્યોગ અને વેપારને ટેકો મળતો હોય તો હિંદના હિતને ગૌણ ગણવામા આવવાના અનેક દાખલાઓ ભૂતકાળમા બન્યા છે હમણા જ હિંદના કાપડઉદ્યોગનો પ્રશ્ન ટેરીફ બોર્ડને સોંપાયો છે તેના રેફરન્સમા ઇંગ્લેંડના કાપડને ખાસ રક્ષણ આપવાની વાત મુકાઇ છે. સિવાય આ નોકરશાહીના ઉપર લંડનમા સેક્રેટરી ઓફ સ્ટેટ જેવા અગ્રેજ મોગલ છે. હિંદના આર્થિક સવાલો વિલાયતની રાજનીતિને પૂછીને બધાય એ ભૂતકાળમા બન્યુ છે અને ભવિષ્યમા પણ બનવાનો સભવ છે આવી રાજદ્વારી રમતો સામે હવે જાગ્રત રહેવાની હિંદને જરૂર છે હિંદને પોતાનો વેપાર અને પોતાના બાળઉદ્યોગોનુ સરક્ષણ કરવાની જરૂર છે, જેથી ઇમ્પીરીઅલ પ્રેફરન્સને નહિ અટકાવામા જ હિંદનુ હિત છે હાલમાં હિંદના ખજાનચી સર જ્યોર્જ સુસ્ટર પણ કેનેડાની ઓટાવાની પરિષદમા ભાગ લેવા જનાર છે એમની પસંદગી પણ આપણે માટે ચિંતા ઉપજાવનારી છે.

ડુંગરશી ધરમશી સંપટ

# કમળાવહુ

એ મારા દાદા દીકરી વઢીઆરે મ દેજો જો,
વઢીઆરી સાસુ તે દાદા દોહ્યલી;
દિ'એ દળાવે મને રાતડીએ કંતાવે જો,
પાછલે પરોઢીએ પાણી મોકલે. (લોકગીત)

કમળાવહુ હમણાં જ લીલી રેશમ જેવી ચારની ગાંસડી લઇ, ખેતરમાંથી ઘેર આવી હતી. ધીમેથી 'હાશ' કરીને એ બેઠી; અને દુખતી બોચી પર ધીમો હાથ ફેરવવા લાગી. સાસુ રસોડામાં રાંધતાં હતાં. ઓશરીના કાળા પડી ગયેલા સળિયાવાળી જાળીમાંથી ધુમાડો પવનના ધીમા સૂસવાટા સાથે નીકળતો હતો. આંગણામાં પડેલા શણના સીંચણી-આનો તૂટી ગયેલો છેડો એક ખીસકોલી કાતરી રહી હતી. કમળાની નજર સહજ તેના પર પડી. ખીસકોલી દોરડામાંથી ગાભા કાપતી જતી હતી ને વારંવાર ડોક ઊંચી કરી એની ઝીણી આંખો વડે કમળા તરફ ભયથી જોતી હતી એના સાદા ને ભાતીગળ શરીર તરફ કમળા જોઈ રહી. કેવી સુંદર ખીસકોલી! એને મારી નાખે તેને પ્રભુને ત્યાં સોનાની ખીસકોલી આપવી પડે, એવું બાપા કહેતા હતા એ તેને યાદ આવ્યું. એ પોતાનો થાક ભૂલી ખીસકોલીની પ્રવૃત્તિ બારીકાઇથી જોવા લાગી.

ખીસકોલી મોંમાં થોડા ગાભા લઇ સડસડાટ કરતી દોડીને પાસેના છાપરા પર ચઢી ગઇ. કમળા પળવાર વિચારશૂન્ય બની ગઇ. ખીસકોલી થોડી વાર રહીને ડરતી ડરતી ફરી આવી. કમળા તરફ જોતી જોતી સીંચણીઆમાંથી ગાભા કાપવા લાગી. ખીસકોલી પોતાનો માળો બનાવવા દોરડામાંથી ગાભા કાપે છે, એ ખ્યાલ પરથી કમળાની વિચારમાળા ચાલવા લાગી. એ ક્યાં માળો ઘાલતી હશે? ઝાડ પર જ બેસી રહેતી હશે? પોતે રાતની ઠંડીમાં ઓઢીને સૂઇ જતી હતી, તે વેળાએ આ ખીસકોલી ક્યાં રહેતી હશે? એને અંધારૂં ને ટાઢ નહિ લાગતી હોય? કમળાની વિચારપરંપરા ક્યાંય સુધી લંબાઈ હોત, પણ તે પહેલાં રસોડામાંથી સાસુનો અવાજ સંભળાયો.

"વહુ, શું કરે છે? જરા ગોળામાંથી પાણીનો લોટો ભરી આપ ને!"

કમળા આંખને ખીસકોલી પર જ ઠરેલી રહેવા દઇ ઊભી થઇ. આળસ મરડીને ઘરમાં ગઇ. સાસુને પાણી આપી ઉતાવળી બહાર આવી, પણ ખીસકોલી આંગણામાં ન હતી. સીંચણિયું ત્યાં જ પડ્યું હતું, પણ તેના પર ઘડી પહેલાં બેઠેલી ખીસકોલી ન હોવાથી કમળાને કંઇક સૂનું લાગ્યું. મળવા આવેલી કોઈ સહિયર ચાલી ગઇ હોય એવું તેના મનમાં થયું.

કમળા, એના માબાપની લગભગ ચૌદ પંદર વર્ષની લાડકવાઇ કન્યા હતી. એક જ દીકરી હોવાથી પૂરા લાડમાં ઊછરી હતી; અને તેથી જ તે તેની ઉંમર કરતાં ય સંસાર-વ્યવહારમાં બે ત્રણ વરસ નાની લાગતી. લખતાં વાંચતાં બરોબર આવડી જાય તે પહેલાં તો એનું લગ્ન થયું હતું, અને પછી મધ્યમવર્ગનાં કુટુંબોમાં મોટેભાગે થાય છે તેમ તેણે

નિશાળનું શિક્ષણ છોડયું હતું. પણ મોટાભાઇની સંસ્કારપ્રિયતાથી એનું હૃદય કંઇક વિકસિત થયું હતું. અને એની માણસાઇ ગામડામાં સાધારણ રીતે ખીલવી જોઇએ તે કરતાં વધારે ખીલી હતી.

કમળા પરણ્યા પછી બીજી વાર સાસરે આવી હતી. પિતૃગૃહનાં સ્મરણો એનું હૃદય વલોવી નાખતાં હતાં. લગ્નના નૌતમ લહાવા એને પૂરેપૂરા આકર્ષી નહોતા શક્યા. સાસરામાં રહેવું એને ગમતું હતું, છતાંય પિયર પાછી ફરવા તે ખૂબ આતુર હતી.

ખીસકોલીને ન દેખતાં કમળાના હૃદયમાં સહજ ઉદાસીનતા છવાઈ ગઈ. એને પિયરની કંઇ કંઇ વાતો યાદ આવવા લાગી. એ ઢીલે મોઢે, લમણે હાથ દઇ ભીંતને અઢેલી બેઠી. એની સુંદર વિશાળ આંખો ભીની થઇ ગઇ. વસંતના પ્રારંભમાં ખીલતા મનોહર ગુલાબ જેવી એની ઉલ્લાસભરી દેહકળી વીલી પડી ગઈ. પુષ્પભરી વનલતા રમતિયાળ બની પવન સાથે ગેલ કરતી ઝોલા ખાતી હોય, તે એકાએક ઊની લૂથી વિલાઇ સ્થિર બની જાય તેમ ઘડી પહેલાંની રમતિયાળ કમળા ઉદાસ બની ગઇ.

ઘરના આંગણાના લીમડાનાં પાન મંદ મંદ પવનથી ફરફરી રહ્યાં હતાં. જરા આઘે મેદાનમાં ખુલતા બપોરના તીખા તડકામાં કનુભાઇ પોતાની લખેલી કોપીબૂક સૂકવી રહ્યો હતો. કોપીબૂકના ચાર ખૂણે નળિયાના ચાર ટૂકડા મૂકી, કનુભાઇ પોતાનો છાંયડો કોપીબૂક પર ન પડે તે રીતે સૂકાવાની રાહ જોતો ઊભો હતો. પોતાના અક્ષરો જોઇ તે વારંવાર મલકાતો હતો. કોપીબૂક સૂકાય કે તુરત જ કમળાભાભીને બતાવીને શાબાશી મેળવવા તે આતુર બન્યો હતો.

"વહુ, ચાલ આ ટાઢું ખાવાનું છે તે ખાઇ લે. પછી પાછી ભૂખે મરીશ ને કોઇને કહ્યાએ વગર છાની છાની રોયા કરીશ." સાસુએ કણક બાંધીને ઊઠતાં ઊઠતાં કમળાને કહ્યું. સાસુએ જાળીમાંથી જોયું તો કમળા લમણે હાથ દઇ બેઠી હતી. એને કંઇક કહેવા સાસુની જીભ ઉપડવા જતી હતી, પણ તે પહેલાં ચૂલા પરનો ભાત દાઝી જવાનો વહેમ આવવાથી, ભાતની તપેલી પર તેમનું ધ્યાન દોરાયું એટલે એ વાત એટલેથી જ અટકી.

'કૌઉ, કૌઉ, કૌઉ......' લીમડાની એક મજબૂત ડાળ પર બેસી એક કાગડો બોલવા લાગ્યો. ઉદાસ કમળાએ સાસુને કંઇ જવાબ ન આપતાં કાગડા તરફ નજર કરી. 'કૌઉ, કૌઉ, કૌઉ' કાગડો બોલી રહ્યો હતો. મોટે ભાગે અપશુકનિયાળ ગણાતો કાગડો કમળાને અત્યારે ખૂબ ગમ્યો. એની આંખમાંથી ઉદાસી ઓછી થવા લાગી. તે પળવાર કાગડા તરફ જોઇ રહી. કાગડો હજીયે ડોક નીચી રાખી ગમે તે વખતે ઊડવાને માટે તૈયાર રહી 'કૌઉ, કૌઉ, કૌઉ' કરી રહ્યો હતો. એ ત્રિકાળજ્ઞાની કાગડો કમળાને મહિયરથી સંદેશો લઇ આવનાર માણસ જેટલો વહાલો લાગ્યો.

કમળાને મનમાં થયું કે નક્કી, આજે કાગડો બોલે છે માટે પિયરથી ભાઇ કે બીજું ગમે તે કોઇ આવશે ખરું. કમળા કાગડાને સંબોધી બહુ જ ધીરેથી બોલવા લાગી: "કાગડા, તારી સોનાની ચાંચ; કાગડા, તારી રૂપાની ચાંચ; મારા મોટાભાઇ આવે તો ઊડી બેસ!"

કાગડો વધારે ને વધારે જોસથી 'કૌઉ, કૌઉ' કરવા લાગ્યો. કમળા પણ જરા વધારે ઉતાવળે "કાગડા તારી સોનાની ચાંચ; તારી રૂપાની ચાંચ..." એમ બોલવા લાગી.

સોનાની કે રૂપાની ચાંચ બિચારા કાગડો ક્યાં વેચવા જવાનો હતો કે એને એથી લાભ થઈ શકે? એની ચામડાની ને હાડકાની ચાંચ એને ખૂબ સુંદર લાગે છે, તેનો લોકોને થોડો જ ખ્યાલ હોય એમ લાગે છે. ગમે તેમ પણ કાગડો પોતાની એક આંખ ચારે બાજુ ચગાવતો હોવા છતાં કમળાની તરફ નમીને જ બોલી રહ્યો હતો. અને કમળા પણ એને સોનારૂપાની ચાંચવાળો બનાવી બનાવીને પોતાનું કયું સ્વજન આવવાનું હતું તેની ખબર પૂછતી હતી.

"ઓ તારી માના કાગડાભાઈ!..." બોલતો કનુભાઈ ખાલી મૂઠી વાળી, કાગડા તરફ કાંકરી ફેંકતો હોય તે રીતે હાથ વીંઝવા લાગ્યો. પણ આડી નજરે ન્તે જોયા છતાં કાગડો જરાયે હાલ્યો નહિ. કનુભાઇએ કૉપીબુકવાળો હાથ ઊંચો કરી કાગડા તરફ વીંઝયો. કાગડો એથી જરા ઊંચો થઇ ઊંડું ઊંડું થઇ રહ્યો, પણ ઊડયા સિવાય જ્યાંનો ત્યાં જ બેસી રહી કોઉ કોઉ કરવા લાગ્યો. કમળાએ કનુભાઇને એમ કરતાં જોયો ન હતો. એ તો કાગડા તરફ એના ઊડવાની રાહ જોઇને તાકી રહી હતી.

કનુભાઇ કાગડાની હઠથી ખીજાયો. "ઊભો રે, સા...ળા..." કહેતો કનુભાઇ નીચે નમી કાંકરો શોધવા લાગ્યો, ને જેવો કાંકરો લઇ ઊંચે જુએ છે તેવો જ કાગડો પલાયન થઇ ગયેલો જણાયો. કાગડો ન દેખાયાથી એના હાથમાંનો કાંકરો સરી પડયો. પ્રફુલ્લ કમળાએ એ જ વેળાએ કનુભાઇને જોયો. કનુભાઇ કાગડાની વાત વિસરી ભાભી તરફ દોડયો.

"જુઓ ભાભી, મેં આ કૉપી કેવી સરસ કાઢી છે! જરાયે છેકાઇ છે? રામુ કરતાં સારી કાઢી છે ને?" એમ બોલી હરખાતે ચહેરે કનુભાઇએ કમળાના હાથમાં કૉપીબુક આપી. કમળા તે જોવા લાગી. કનુભાઇએ આગળ ચલાવ્યું: "અને ભાભી, રામુની કૉપી તમે જુઓ તો કેવી ચેકચાક થયેલી છે તે! બધા ડાઘા ડાઘા પાડયા છે તે માસ્તર પણ મારવાના. મને કાંઇ મારશે ભાભી?"

કમળા કાંઈ જવાબ આપે તે પહેલાં જ સાસુ જરા ખીજાઇને બોલ્યાં: "વહુ, ચોપડીઓ વાંચ્યા વગર ઊઠો છો જરા? હજી વાસીદુંયે આંગણામાં પડયું છે ને હાથપગ જોડી બેઠાં છો કેમ? લ્યો ઊઠો, આ ટાઢું ખાવાનું ખાઇ લ્યો. આદમીઓને ખાવા આવવાનો વખત થયો તેનુંએ ભાન છે કે નહિ?"

કમળા ફૂટે લમણે ઊઠી; અને ખાવા બેસતાં પહેલાં હાથમોં ધોવા સારૂ પાણીનો લોટો ભરવા ગઇ. ત્યાં કનુભાઈ બોલી ઊઠયો: "મારે પણ ખાવું છે વળી! બા, હું પણ આવું છું."

"તારા બાપાં હમણાં દુકાનેથી આવે એટલે એમની ને ભાઇની સાથે બેસજે બેટા, હજી ઊનું ખાવાનું નથી થયું હોં." ભાગીરથીએ છોકરાને પટાવવાના હેતુથી કહ્યું. પણ કનુભાઇ "નહિ, હું તો અત્યારે ખાવાનો તે" કહીને ખમીસ અને લેંઘી કાઢવા માંડ્યો.

ખેતી અને થોડો વેપાર—નાની સરખી દુકાન ને ધીરધાર—એ કમળાના સસરાના કુટુંબનો ધંધો હતો. ગામડાગામમાં દુકાન પણ દુકાનદારનાં બૈરાંને ખેતીના જેટલો જ શ્રમ કરાવે છે. દુકાનના અંગનું દળવાનું, ખાંડવાનું, વીણવાનું વગેરે કામ હાથે બની શકે તેવું હોય તે ગામડાના દુકાનદારોનાં બૈરાં જ કરે, અને એમાં જ સૌ બરકત માને; એથી એવા દુકાનદારોની સ્ત્રીઓને પગ પર પગ ચડાવીને બેસવાનું ન જ મળે.

ચિત્રા નક્ષત્રનો સૂર્ય ધરતીને બાળું બાળું કરી રહ્યો હતો. એની કળા પશ્ચિમે ઢળવા લાગી હતી, છતાં એણે ધરતીને એવી સળગાવી મૂકી હતી કે પક્ષીઓ પણ માળામાંથી બહાર નહોતાં નીકળતાં. કમળાના ઘરની નજીકના કૂવા પર પાણી ભરવા જતી કોઇ કોઇ પનિહારીઓના પગરખાંના ખસડ ખસડ અવાજ કમળાની કાગાનિંદરમાં ભંગ પાડતા હતા. એ સિવાય બધું શાંત હતું. વચલા ખંડના ખૂણામાં ઘંટીની નજીકમાં જ કમળાવહુ એક ટાટિયું પાથરીને આડી થઇ હતી. પરિતાપે મૂંઝાતા એના દેહને વિશ્રાંતિ જોઇતી હતી. પણ મન ચકડોળે ચડી વારંવાર નિદ્રામાં વિક્ષેપ પડતો હતો. કમળાની આંખ જરા ઢળી હતી. તાપથી મૂંઝાતી કમળાએ પરસેવાથી તરબોળ બનેલું પડખું સહેજ ફેરવ્યું. એ વખતે બહાર કોઇ વાતો કરતું હતું, તે સંભળાતાં અર્ધી ઊંઘતી કમળાનું મન તે વાતમાં પરોવાયું.

"તમે મંદિરમાં કથા સાંભળવા કેમ નથી આવતાં? બહુ સારી કથા વંચાય છે." ભાગીરથીને પડોશીની એક સ્ત્રીએ કહ્યું.

"શું આવું બેન!" છીંકણીની દાબડી પડોશણ આગળ ધરતાં ભાગીરથી બોલ્યાં, "આ ઘસરડામાંથી નવરી પડું ત્યારે આવું ને? વસ્તારીનું રાંધવું ને ખાવું એમાં જ આખો દહાડો જાય છે."

"હશે બેન, પણ તમારે કમળાવહુ ઘરરખું છે. બિચારી બાપના ઘેર તો પાણીનો લોટો યે ભરતી નહિ હોય, પણ તમારે ઘેર તો ખૂબ કામ કરે છે." આ કથનને ભાગીરથી પણ ગર્વભરી રીતે પુષ્ટિ આપશે, એવી આશાથી ભાગીરથીની સામે જોઇને પડોશણ બોલી.

"રહેવા દો ને બેન! એને ય કામ કરવું પડે છે તે આખો દિવસ મોં ચઢેલું ને ચઢેલું રહે છે."

"ના, ના, કમળા એમ તો સારી છે. બિચારી કોઇ દિ' તમારા સામું પણ બોલી છે?" પડોશણે પોતાના મતના સમર્થનમાં કમળાની સાસુને પ્રશ્ન કર્યો, અને હાથમાં લીધેલી છીંકણીની ચપટી નાકે અડકાડી, સારી પેઠે સડાકો ખેંચ્યો.

કમળાની ઊંઘ ઊડી ગઇ હતી. તે સૂતી સૂતી આ બધું સાંભળી રહી હતી. સાસુના એકેકદર શબ્દો એના પુષ્પસુકોમળ હૈયામાં સોયની પેઠે ભોંકાવા લાગ્યા.

"સારી તો ધરતી માતા છે બેન, કે સૌને ચાલવા દે છે. હજી એના પગ તો ભોંય અડવા દો." કમળાની સાસુએ કહ્યું. ને તે સાથે જ "હાડ, રહે...તું!" કહેતાં ઊભાં થઇ ગયાં ને આંગણામાં તડકે સૂકવેલી દાળના ખાટલા પર બેઠેલા કાગડાને ઉડાડવા લાગ્યાં.

સાસુસસરાને વહાલી થઇ તેમની શાબાશી મેળવવા આતુર નવવધૂ કમળાના ઊગતા કોડ હીમથી કૂંણી કુંપળો બળી જાય તેમ બળી ગયા. પોતે કેટલું કેટલું સખત કામ કરતી હતી! સવારે છાણવાસીદાં વાળી વહેલી ખેતરમાં દોડતી, ને સૂના વગડામાં એકલી ચારનો પોટલો બાંધી ઘેર આવતી. માથે ઉત્તરા–ચિત્રાનો તાપ, વગડાના મચ્છરના ચટકા, કાંટા ને જાળાં–ઝાંખરાંના ઊઝરડા અને પેટમાં લાગતી ભૂખથી કાયર થઇ ઘેર આવતી ત્યાં પાણી ભરવાનું ખાલી થયું જ હોય. જરા ટાઢું ખાવાનું ખાઇને સાત આઠ માણસનું નાહવાધોવાનું ને પીવાનું પાણી ઊંડા કૂવામાંથી ખેંચી કમળા ઝડપથી ભરી કાઢતી. હાથે દોરડું લાગી ફોલ્લા પડતા, એ દેખાડવાનું સ્થાન તેને પતિ સિવાય બીજું એકે ય ન હતું. એક વાગ્યા પછી તો કમળાવહુ ઊનું ખાવાનું પામતી. પછી આખા કુટુંબનો અબોટ એંઠવાડ એને માથે પડતો. આ બધા કામથી પરવારી થાકીપાકી તે હમણાં જ આડી થઇ

હતી. તેમ છતાં સાસુને જશને માથે જૂતિયાં બંધાવતાં જાણી, એનું હૈયું દુઃખની ઉષ્માથી ઓગળી આંસુરૂપે વહેવા લાગ્યું.

વારંવાર આવતાં આંસુને લૂછી લૂછીને કમળાની સાડીની આખીએ માથાવટી ભિંજાઇ ગઇ તો ય એનાં આંસુ ન અટક્યાં. ચૌદ વર્ષની અસહાય બાળા જાણે સ્વજનોથી વિખૂટી પડી કોઈ અજાણ્યે સ્થાને કેદ પુરાઈ હોય એવી લાગણી અનુભવી રહી.

કમળાની દૃષ્ટિ સમક્ષ પોતાનું લાડભર્યું બચપણ તરવરવા લાગ્યું. 'બેન' શબ્દ સિવાય તેને માટે બીજું સંબોધન જ ન હતું. એ માગે તે આપવા મોટાભાઇ ને ભાભી સુદ્ધાં ય તૈયાર રહેતાં. અને બાપાજી તથા બા નાના બચુ કરતાં ય પોતાના પર વધુ વહાલ ઢોળતાં. બાપાજી લાડમાં કહેતા કે મારી કમળા કુંવારી જ રહેશે, એને પરણવું જ નથી. અને એથી જ મોટાભાઈ ઘણી વાર પોતાને લાડમાં "સરસ્વતી બેન!" કહી ખીજવતા. મોટાભાઇ તો ખરેખર કમળાને ભણાવીને હોશિયાર કરવા માગતા હતા. પિતાજીની તો તેમાં સંમતિ હતી, છતાં બાના વિરોધથી તે વાત પડતી મૂકવી પડી હતી. બાપા કહેતા કે છોકરી ભણશે તો બિચારી સુખી થશે અને મોટપણે આપણને આશિષ આપશે. પણ લગ્ન થયા પછી તુરત જ બાએ વિરોધ કર્યો: "છોડીને ભણાવીને શું કરવી છે? વધારે ભણે તો યે ઊલટી દુઃખી થાય ને આપણને દુઃખના કાગળ લખી વધુ દુઃખી કરે. વળી નાતમાં કોઈની છોકરીઓ ભણેલી નહિ ને આપણે ભણાવીએ તો લોક ચૂંટી ખાય."

આ પ્રમાણે બાનો વિજય થયો, ને કમળા માંડ માંડ લખતાં વાંચતાં શીખી હતી તેટલેથી જ નિશાળે જવાનું બંધ રહ્યું. પછી મોટાભાઈ થોડું થોડું વંચાવતા ને શીખવતા, પણ કમળાને ય તેમાં વધુ રસ ન પડતો. આજે કમળાને થયું કે હું વધારે ભણી હોત તો? એને કાગળ લખવાનું મન થયું. પોતાનો કાગળ દેખી ભાઇ ને બાપા કેટલા ખુશી થશે? અને ભાભી તો હરખાઇ હરખાઇને કાગળ બાને બતાવશે.

પણ કાગળ શી રીતે લખાય? શાના વડે લખવો ને ટિકિટ ક્યાંથી લાવવી? કમળા નિરાશ થઈ. એની આંખો આગળ આખેયું પિતૃગૃહ ખડું થઈ ગયું. જાણે નાનો બચુભાઇ રાડારાડ પાડી રડતો હતો. "મારે બેન પાસે જવું છે, બેનને બોલાવો, નહિ તો ચાલો આપણે તેને ઘેર જઇએ." બા તેને છાનો રાખી ફોસલાવતી હતી. પણ એ તો કોઇનું માનતો જ નથી.

"ચાલો બચુભાઈ, આપણે કાલે બેનને ઘેર જઇશું. ચાલો, તમારાં કપડાં તૈયાર કરી દઇએ." એમ ભાભી બચુભાઇને સમજાવી રહી હતી. એવામાં બાપાજી આવ્યા. બચુને રડતો જોઇ એમણે બાને કહ્યું: "ત્યારે હવે કમળાને તેડી લાવીએ તો શું વાંધો?" બાએ સાંભળ્યું ન સાંભળ્યું કરી જાણે કંઇ જવાબ ન આપ્યો. બચુભાઇને તેડી બા વીલે મોઢે ઘરમાં ચાલી ગઇ.

કમળાની કલ્પના એને સતાવી રહી, પોતે જઇને શી રીતે બચુભાઇને તેડી લે? ભાઈ ક્યારે તેડવા આવશે? એણે દિવસ ગણવા માંડ્યા. ગણતાં ગણતાં ભૂલીને ફરી ગણવા લાગી.

× × ×

સાંજના તડકા નમી ગયા હતા. સીમમાં ચરવા ગયેલાં ઢોર લડતાં કૂદતાં અવાજ કરતાં ગામમાં આવી રહ્યાં હતાં. કનુભાઇ નિશાળેથી આવીને ભાભીને નિશાળની નવાજૂની કહેવા આતુર થઇ રહ્યો હતો, પણ કમળા ઘરમાં ન હતી.

પાણીનું બેડું ભરી કમળા કૂવાકાંઠે ઊભી હતી. પિયરના મારગ તરફ એની આંખ વારંવાર જતી હતી. સવારે કાગડો બોલતો હતો એટલે જરૂર કોઇ આવશે એમ કમળાને આશા હતી. એણે કૂણી મરોડદાર ડોક લળાવી લળાવીને ઘણી વાર સુધી જોયા કર્યું, પણ એ માર્ગેથી ખેતરમાંથી પાછા ફરતા ખેડૂતો સિવાય કોઇ આવતું જણાયું નહિ. ઘેર જવાની ઉતાવળ હતી, પણ કમળા હમણાં કોઇ આવે, હમણાં કોઈ આવે, એમ આશાભરી રાહ જોવામાં માથે બેડું લેવામાં ઢીલ કરતી હતી. કમળા ઊંચી ડોકે જોતી ગરણું નીચોવી ખંખેરતી હતી. ત્યાં "ભાભી" બોલતો કનુભાઇ આવી પહોંચ્યો. સાથે પડોશનો રામુ પણ હતો. ભાભીની શોધમાં જ કનુ અહીં આવ્યો હતો. પણ પાસેની વાડના વેલા પરનાં ફૂલ રામુ ચૂંટવા લાગ્યો, તે જોઇ કનુ પણ ભાભીની સાથે વાત કરવાની પડતી મૂકી ફૂલ ચૂંટવામાં ભળ્યો.

કમળાએ બેડું માથે લઇ "કનુભાઇ, ચાલો, વાડમાં હાથ ઘાલશો નહિ! કંઇક કરડશે." કહી ચાલવા માંડયુ.

"નહિ, મારે ફૂલ જોઈએ છે તે." કહી કનુભાઇ ફૂલ ચૂંટવામાં મશગુલ રહ્યો.

બેડું ભરીને ઘેર આવતાં આવતાં રસ્તામાં જ કમળાને એક વિચાર સૂઝયો. ભાઇને કાગળ લખવાનો રસ્તો તેણે શોધી કાઢયો. એક વખત ભાઇના એક મિત્રનો પેન્સિલથી જ લખેલો ચીઠ્ઠી જેવો કાગળ ટપાલમાં આવેલો ને ભાઇએ તે કાગળ પોસ્ટમેનને પૈસા આપી લીધેલો તે વાત કમળાને યાદ આવી. અને તે જ વખતે ભાઇએ કહેલું કે ટપાલવાળા ટિકિટ ચોઢયા વગરના કાગળ પણ આપણે પૈસા ભરીએ તો પહોંચાડે છે. કમળાને વિચાર આવ્યો કે પોતે પણ વગર ટિકિટે કાગળ લખશે તો ભાઈ જરૂર ટિકિટના પૈસા ભરી, ટપાલવાળા પાસેથી પોતાનો કાગળ છોડાવી લેશે.

કમળા ઘેર આવી ત્યારે ભાગીરથી બહાર ગયાં હતાં. લાગ ઠીક છે એમ જાણી કમળાએ કનુભાઇનું દફતર ખોલી તેમાંથી કનુની નાનકડી પેન્સિલ અને એક કાગળનો ટુકડો શોધી કાઢયાં. એટલું લઇ તુરત કમળા મેડી પર ચડી ગઇ. કોઇ મોટું છૂપું કાર્ય સાધવાનું હોય તેવી કમળાના મનની સ્થિતિ હતી.

કમળાને નિશાળમાં ભણતી વખતે મહેતીજીએ એક વાર કાગળ કેમ લખાય તે સ્લેટ પર લખાવી શીખવેલું. તે તેણે યાદ કર્યું: "સ્વસ્તી શ્રી મહાશુભસ્થાને અનેકશુભોપમાલાયક પરમપૂજ્ય તીર્થસ્વરૂપ" વગેરે વગેરે ગોખી રાખેલાં છતાં અર્થહીન લાગતાં શબ્દોનાં ચોસલાં કમળાએ સ્મૃતિમાંથી ઉખેડવા માંડયાં. પછી મેડીના વચલા બારણાના ઊંબરા પર કાગળ મૂકી તેણે લખવાની શરુઆત કરી. કોઇના આવી પહોંચવાની કમળાને ખૂબ ધાસ્તી હતી. એનું હૈયું ધબકતું હતું. કારણકે કચરોપૂંજો કાઢતાં કાગળનો ટુકડો હાથમાં આવતો તે કમળા હાથમાં લઇ કચરો કાઢતાં અટકી જોવા માંડતી તો સાસુ તડાકો પાડતાં: "વહુ, બહુ ભણ્યાં છો તે જાણ્યાં. જલદી કચરા કાઢો. તમારે વાંચીને કયાં ચોપડા લખવા જવા છે?" જાણે ચોપડા લખવામાં જ ભણતરની–અને બીજી રીતે કહીએ તો જીવનની પણ એકમાત્ર મહત્તા ન હોય!

કમળાએ "સ્વસ્તી શ્રી ગામ..." એટલું લખ્યું તેટલામાં જ પેન્સિલ જરા વધારે દમાણ લાગવાથી બટકાઇ ગઇ. કમળાનો જીવ તાળવે આવી રહ્યો. હવે શું થાય? એણે ફરી હિંમત એકઠી કરી. ચપ્પુ લાવી પેન્સિલના બટકાઇ ગયેલા ટુકડાને આંગળીઓમાં મહામુશ્કેલીથી પકડી લખવા માંડયું. બધાનાં નામ લખી, ભાઇને પોતાને ઝટ તેડી જવાનું

લખો કાગળ એકદમ પૂરો કરવાનો કમળાનો ઇરાદો હતો. એવામાં દાદરમાં કોઇનો પડછાયો પડચો. કમળા ચમકીને કાગળનો ડૂચો વાળી ઊભી થઇ ગઈ. ધીમે પગલે બીતાં બીતાં દાદરમાં જોયું, પણ કોઇ જણાયું નહિ. તેણે ડૂચો વાળેલો કાગળ ઉંબરા પર રાખી ઠીક કરી ફરી લખવા માંડયું. પણ થોડી જ વારમાં ભાગીરથીનો અવાજ સંભળાયો ! " કમળા, એ કમળા વહુ, કયાં પેઠી છે'લી ? આ ભેંસને નીરવા કરવાનુંએ કંઇ ભાન છે કે નહિ ? "

કમળાના હાથમાંથી પેન્સિલનો ટુકડો સરી પડચો. કાગળનો મૂઠીમાં ડૂચો વાળી દઇ કમળા ઝટ ઊભી થઈ. મૂઠીમાંના કાગળના ડૂચાને પોલકાના નાના ખિસ્સામાં સેરવતી કમળા મેડીએથી નીચે ઊતરવા લાગી.

" તારી ભાભીની ફોઇ કહેતાં'તાં કે, એનો ભાઇ તારી ભાભીને ગઇ કાલે તેડવા ગયો છે; અને વળતાં તેડીને અહીં થઇને જ જવાનો છું." ભાગીરથીએ નીરસપણે સાંભળેલી ખબર કમળાને કહી.

કમળાવહુ બપોરનાં સૂકવેલાં લૂગડાંની ગડીઓ વાળતી વાળતી ભાભીના ભાગ્યનો વિચાર કરવા લાગી. ભાભી કેવાં ભાગ્યશાળી કે એમનો ભાઇ એમને વગર કહે તેડવા ગયો. કાલે ભાભી પિયર જતી વખતે મને મળે તો રોઇ રોઇને ગમે તેમ કરીને મને તેડી જવાની ગોઠવણ કરવા એમને કહું. ભાભી આવશે તો મને શરમ નહિ લાગે ? 'ત્યારે ભાભીને અમારે ઘેર શા રીતે ગમતું હશે ?' કમળાને નવો પ્રશ્ન ઊઠચો. 'પણ મારાં બા બાપા સારાં ને' મનથી જ ખુલાસો કરી કમળાએ સંતોષ માન્યો. વળી એને વર્ષો પહેલાંની વાત યાદ આવી: પોતે નાની હતી ત્યારે ભાભી તુરતનાં પરણીને પહેલવહેલાં સાસરે આવેલાં, તે એકલાં એકલાં રડતાં ને પૂછ્યા છતાં કંઇ પણ જવાબ આપતાં નહિ. કમળાને ભાભીના રડવાનું કારણ આજે વગર કહે સમજાયું. કોઇના કહેવાથી સમજવું ને જાતે અનુભવવું એમાં કેટલો મોટો ફરક છે !

× × × ×

રોજ સવારે માંડમાંડ વહેલી ઊઠનાર કમળાને આજે આખી રાત ઊંઘ આવી નહિ. પિયર, માબાપ, ભાઇભોજાઇ તથા ફળિયામાંની સહિયરોના વિચારોમાં એનું મન ભમવા લાગ્યું. સવારે કમળાને વિચિત્ર સ્વપ્ન આવ્યું.

સ્વપ્નામાં કમળાના મોટાભાઇ એને તેડવા આવ્યા. થોડાક દિવસમાં કમળાની ભાભીના સીમંતનું મુહૂર્ત હતું. સાસુએ ભાઇનું મીઠામીઠા શબ્દોથી સ્વાગત કરી લાપસીનાં આંધણ મૂકી દીધાં. વિલાઇ ગયેલી કમળાના પગમાં જાણે નવું જોર આવ્યું. તે આખા ઘરમાં હરખભેર ફરી રહી હતી. પોતાનાં લૂગડાંલત્તાં ગોઠવવા લાગી. પિયર જવાના હર્ષમાં એ ઘેલી થઇ ગઇ હતી.

બપોરનો તાપ નમતાં એ મોટાભાઇ સાથે હર્ષભેર નીકળી, અને સૂરજ ક્ષીતિજના ખોળામાં ઢળુંઢળું થઇ રહ્યો હતો એ વેળાએ, પોતાના પિયરની સીમમાં કમળાએ પગ મૂક્યો. સસરાના ઘરની બળદગાડી કમળાના કહેવાથી જ એના ભાઇએ સાથે લીધી ન હતી. પિયર જતાં વળી થાક લાગે ! થાકેલા ગાડીના બળદો પણ ઘેર વળતી વખતે નવું જોમ દાખવે છે. કમળાને પિયરની સીમનો વાયુ ખૂબ આહ્લાદક લાગ્યો.

લીલાગોલથી ઊભરાઇ જતાં ખેતરો, ફૂલવાળી વેલીઓથી જુવારના લીલા મોલમાંથી આવતી માના હેવાની હૂંફ જેવી મીઠી સોરમ અને ગામમાંથી સંભળાતો કોલાહલ કમળાને

આહ્લાદ આપવા લાગ્યો. કયારે ઘેર પહોચું ને બાને વળગી પડી એના ખોળામાં લપાઇ જાઉં. કયારે નાના બચુભાઇને તેડી લઇ બચીઓથી નવરાવી દઉં. એમ અધીરી થતી કમળા મોટાભાઇની પાછળ રસ્તાનો થાક ભૂલી જતી હતી.

સૂરજ સામેના ટેકરાએ પાછળ સંતાવા લાગ્યો. પક્ષીએ માળામાં પેસી બચ્ચાંએ સાથે હર્ષના કીલકીલાટ કરી રહ્યાં હતાં. ખેતરના ઊભા મોલમાં પેસી શરદ્‌ના પવનની મંદ લહરિએ સળવળાટ કરી રહી હતી. સૂરજ આથમ્યા પછી આકાશમાં ઊગતા પ્રથમ તારલાનું દર્શન થાય ત્યાંસુધી મુનિવ્રત રાખનાર કમળા મૌન બની. સામેથી ગામનાં ઊંચાં મકાન જણાવા લાગ્યાં; ને કમળા કોઇ સ્વજનની હૂંફભરી સોડમાં આવી ને આવી જતી હોય એવો આનદ અનુભવી રહી.

પણુ એકાએક સ્વપ્ન બદલાઇ ગયું. કંઈક જુદું જ સ્વપ્ન શરૂ થયું.

પરોઢની ઠંડી અને નિ:સ્તબ્ધતામાં કમળાના પિતાના ઘરમાં ઝાંખો દીવો બળી રહ્યો હતો. બચુભાઇ રાડેરાડ પાડી રડતો હતો. એના પેટમાં મધરાતથી એકાએક કંઇક પીડા ઉપડી હતી. ઘણા ઉપચાર કર્યા પણ કંઇ ફેર પડયો નહિ. સૌનાં મોં વીલાં પડી ગયાં. વીલે મોઢે સવાર થવાની રાહ જોવા લાગ્યાં. ઘડીમાં બચુભાઇ કમળા પાસે ને ઘડીમાં ભાભીની સોડમાં જતો, પણ એને જરાએ ચેન પડતું ન હતું. બા બહાવરાની પેઠે વીલે મોંએ બેઠી હતી. કમળાની આંખમાંથીએ આંસુ પડતાં હતાં.

બાપાએ સવારની ગાડીમાં બચુભાઇને લઇ રાજપુર દવા કરાવવા જવા વિચાર કર્યો. સાથે કમળા, બા અને મોટાભાઇએ જવાનું ઠર્યું. અજવાળું થવા લાગ્યું. બધાંએ મૂંગેમોઢે દાતણ કરી કપડાં પહેરી સ્ટેશને જવાની તૈયારી કરી. બધાંને આખી રાતનો ઉજાગરો હતો. બચુને સવાર થતાં જરા આરામ લાગવાથી કે ગમે તેમ પણ તેની આંખ જરા મળી હતી. એટલે સ્ટેશને જવાનો વખત થઇ ગયો હતો, છતાં એના જાગ્રત થવાની રાહ જોવામાં થોડી ઢીલ થઇ. છેવટે બચુ ઘસઘસાટ ઊંઘતો હોવાથી એ ને એ જ સ્થિતિમાં કમળાએ તેડી લીધો ને સ્ટેશન જવા નીકળ્યાં.

કમળા, તેની બા અને તેના મોટાભાઇ બચુને સંભાળથી લઇ સ્ટેશને પહોંચે તે પહેલાં જ આગગાડી 'પી ઇઇ...પ' કરતી સ્ટેશનની હદમાં દાખલ થઇ. બચુભાઇને સંભાળી લઇને કમળા તથા તેની બા વગેરેએ દોડવા માંડયું. સ્ટેશને પહોંચી મોટાભાઇએ ટિકિટ લેવા સારૂ સ્ટેશન માસ્તરને શોધ્યા. પણ નાનું સ્ટેશન અને એક જ માસ્તર; ગાડી વખતની ધમાલમાં તેનો પત્તો ન પડયો ને ગાર્ડે સીટી મારી.

"મોટાભાઇ, મોટાભાઇ..." કમળાએ રાડ પાડી; મોટાભાઇએ તુરત જ સામેના ડબ્બાનું બારણું ખોલી કમળાને તથા બાને અંદર બેસી જવા કહ્યું. કમળા તથા તેની બા બચુને લઇને ડબ્બામાં દાખલ થયાં, ને હાથમાં લાલ લીલી ઝંડીવાળા ગાર્ડે રૂઆબભેર ચાલતી ગાડીએ અંદર દાખલ થતા કમળાના ભાઇને અંદર ધકેલી બારણું બંધ કર્યું.

સ્ટેશનના બાંકડા પર દેખીતી બેપરવાઇથી બેસી ચીરૂટ પીતો એક ટિકિટ ચેકર આ બધું દશ્ય જોઇ રહ્યો હતો. કમળાએ તેને ગાડીમાં બેસતાં પહેલાંથી જોયો હતો. એ પણ કમળાની સામે જ તાકી રહ્યો હતો. કમળાએ એને જોઇ ભયની લાગણી અનુભવી આંખ ફેરવી લીધી. ગાડીમાં ચડી જવાની દોડધામમાં બચુભાઇની નિદ્રાનો ભંગ થયો હતો. તે

ફરી રડવા લાગ્યો હતો. ડબ્બાનાં બધાં ઉતારૂ આ ઉપડતી ગાડીએ આવીને ધાંધાટ કરનાર તરફ જોઈ રહ્યાં હતાં.

એક વૃદ્ધ પટેલ ધીમેથી બોલ્યા: "ભા, આવું હોય તો વેળાહર ટેશને ના આઇએ ?" કમળાની બાએ જવાબમાં એની તરફ મૂકદ્દષ્ટિપાત કરી રડતા બચુને કમળાના હાથમાં આપ્યો. બચુ ફરી કમળા પાસે આવતાં વળી કંઇક શાંત થવા લાગ્યો.

"ટિકિટ દેખાઓ" પેન્સિલ પકડેલો હાથ ઉતારૂઓ તરફ ધરી ટિકિટ માગતો ટિકિટ ચેકર, કમળાની પાસેના ખાનામાં જ ટિકિટો લઈ લઈ પેન્સિલથી લીટુ ખેંચી ઉતારૂઓને પાછી આપતો દેખાયો. એની નજર વારંવાર કમળા તરફ ખેંચાતી હતી. રૂઆબભેર ટિકિટો તપાસતો એ કમળા બેઠી હતી તે તરફ આગળ વધી રહ્યો હતો.

કમળા તથા તેની બા ગભરાયાં. વગર ટિકિટે બેઠાં તો ખરાં પણ હવે શું થશે ? રૂઢિનાં જુગજૂનાં બંધનોએ અપંગ બનાવેલી બંને સ્ત્રીઓ ભયભરી મુદ્રાથી મોટાભાઇ તરફ જોવા લાગી. મોટાભાઇ પણ કંઇક રસ્તો શોધતા હોય એમ તેમની મુખાકૃતિ કહેતી હતી. કમળા વારંવાર ધડકતે હૈયે ભાઇ તરફ ને પેલા કાળાં કપડાંમાં સજ્જ થયેલા ટિકિટચેકર તરફ જોવા લાગી. એ પણ વારંવાર કમળા તરફ જોતો હતો, તેની કમળાને ખબર પડતાં તેને વધારે બીક લાગી.

ટિકિટ ચેકર નજીક આવી પહોંચ્યો. "ટિકિટ લાઓ" કમળાની નજદીક ઊભો રહી રૂઆબથી બોલ્યો.

"અમારી ત્રણની પાસે ટિકિટ નથી. આ સ્ટેશનેથી જ ગાડી ઉપડી જતી હોવાથી વગર ટિકિટે બેઠાં છીએ, સામેના બાંકડા પર તમે બેઠા હતા. ત્યાંથી તમે પણ અમને બેસતાં જોયાં છે. તો મહેરબાની કરી અહીંથી રાજપુર સુધીના ટિકિટના પૈસા લઇ પહોંચ આપો." વિનયથી કમળાના મોટાભાઇએ કહ્યું.

"હમ કયા જાને તુમ કોનસા સ્ટેશનસે બેઠે હો. ડબલ ચાર્જ દેના પડેગા" ગુજરાતીમાં બોલવાનો સરળ માર્ગ પડતો મૂકીને રૂઆબ બતાવવા ખાતર જ એ ગુજરાતી ટિકિટ ચેકરે હિંદીમાં ભરડવા માંડ્યું.

"તમે સામે જ બેઠા હતા ને! હું તમને કહેવા કરતો હતો, પણ તે પહેલાં ગાડી ઉપડી જવાથી કહી ન શકયો."

"અચ્છા, પેનલ્ટી ઓર ચાર્જ લે કર મેં તુમકો છોડ દેગા. પૈસા નિકાલો." પોતાના ખિસ્સામાંથી બુક કાઢી ટિકિટ ચેકરે પહોંચ ભરવાની તૈયારી કરવા માંડી. કમળા ભયભરી રીતે તેના સામે જોઈ રહી હતી.

રાજપુરના સ્ટેશન માસ્તર કમળાના પિતરાઇ કાકા થતા હતા. એટલે ત્યાં સ્ટેશન પર જ આ ઝઘડો પતી જશે એમ ધારી દંડના આઠેક આના વધારે ન ભરવાનો વિચાર કરી કમળાના મોટાભાઇએ ટિકિટ ચેકરને અંગ્રેજીમાં કંઇક કહ્યું.

"ધ્યાન રખના, મૈં રાજપુર સ્ટેશને તુમેરા ડબલ ચાર્જ કરેંગા. રેલ્વે કી ચોરી ઓર સફાઈ દો સાથ હી સાથ નહીં ચલ શકતે. મૈં ઠીક બોલતા હું, પૈસા નિકાલો." ટિકિટ ચેકરે રોષથી કહ્યું.

"અચ્છા, રાજપુર સ્ટેશને થાય તે કરજો. મગજમારી ન કરો." કમળાના ભાઈએ કંટાળાથી કહ્યું.

"ભાઈ, પૈસા આપીને નિકાલ કરો ને !" કમળાની બા ગભરાયેલા અવાજે બોલી.

"વો તો ડબલ પેસે દેવેંગે, મગર ......" ટિકિટચેકર કમળા તરફ રૂઆબથી જોઇ બોલતો હતો, તેવામાં વચ્ચે એક ઉતારૂ બોલી ઊઠયો: "અરે ભાઇ, નિકાલ કરી દો ને, મુઆ બે ચાર આના વધારે ભરો." ટિકિટચેકરે કમળાના ભાઇ તરફ તેનો નિર્ણય જાણવા સારૂ જોયું.

"નહિ, હમ રાજપુર સ્ટેશને ડબલ ચાર્જ દે દેંગે. હવે મારી સાથે માથાકૂટ કરવાની તસ્દી લેશો નહિ." કમળાના મોટાભાઇએ ગુજરાતીમય હિંદી છોડી, છેવટનું વાકય શુદ્ધ ગુજરાતીમાં બોલી પતાવ્યું.

"અચ્છા દેખતા હૂં." બોલતો ટિકિટચેકર બીજા ડબામાં ગયો. જતાં જતાં કમળા તરફ જોતો હતો. પાસેના ખાનામાં બે મુસાફર વાતો કરતા હતા: "આપણા લોકોને ય વગર ટિકિટે બેસવાની શી ટેવ પડી હશે?"

"બેઠા તો બેઠા, પણ પકડાયા છતાં યે પૈસા ભરવા નથી. આવા લોકોને સ્વરાજ લેવું છે!"

"હા, ભાઈસાબ, આપરા લોકોને હજીક ગારીમાં બેસતાં તો આવરતું નથી ને સવરાજ માગે છે." એક બીજાએ ટાપશી પૂરી.

કમળાને સ્વપ્નમાં ધમધમ ચાલતી ગાડી; ને આજુબાજુ ઊગતા તડકાથી ભરેલાં ખેતરો એવું થોડી વાર જણાયું ને પછી કંઇક જુદુ જ દેખાવા લાગ્યું.

રાજપુરના સ્ટેશન પર તે ઊતર્યાં હતાં. પેલો ટિકિટચેકર સામે આવી ઊભો હતો. એના મોઢાનો આકાર ઘડીમાં સાસુના મોઢા જેવો લાગતો તો ઘડીકમાં સાપના મોઢા જેવો લાગતો હતો. એ સાપના જેવું મોઢું વારંવાર નાની જીભ કાઢી ફૂંફાડા મારતું હોય તેમ દેખાતું હતું.

મોટાભાઇએ તેને કંઇક કહ્યું ને તે મોટાભાઇને સાપ જેવું મોં લંબાવી કરડવા ધસ્યો. મોટાભાઇએ તેને ધક્કો માર્યો એટલે તે છલંગ મારી મોટાભાઇ તરફ ધસ્યો. સાસુના જેવો જ અવાજ તેણે કર્યો. કમળા એથી ભય પામી પાછી હઠી. પાછી હઠતાં તે પથ્થરની ઠડફટ આવવાથી ભોંય પર ગબડી પડી ને તે સાથે જ તે ઝબકીને જાગી ઊઠી.

*

સામેના લીમડાની ટોચે સોનેરી કિરણો પડેલાં હતાં. પોતે કયાં છે તેનો વિચાર કરે તે પહેલાં જ, સામે ભાભી અમૃતનીતરતી આંખે હસતાં હસતાં ઊભાં હતાં તે નજરે પડયાં.

કમળા આભી બની ગઇ. સ્વપ્ન કેવું ? ભાભી કયાંથી ? તે ખાટલામાંથી કૂદીને "ભાભી" કહેતી ભાભીને ગળે બાઝી પડી.

"કમળાબેન, સાત વાગેય ઊઠતાં નથી કે ? તમારી સાસુ કયારનાં બૂમો પાડે છે તેય નથી સાંભળતાં ?" અંધારામાં વહેલી ઊઠી ચાર ગાઉ ચાલીને આવેલી ભાભીએ કમળાને ગળે વળગેલી રાખી, સ્નેહથી તેનું માથું પસવારતાં કહ્યું.

"ભાભી, સુશીલા ભા..." ભાભીની સોડમાં જ માથું નાખી કમળા ડૂસકાં ભરી ભરીને રડવા લાગી.

"અલી કમળા, હજીયે ઊઠી કે નહિ ? આ તારાં ભાભી કયારનાં ખોટી થાય છે ?" નીચેથી સાસુનો અવાજ સંભળાયો.

દો'વાતા દૂધની સેરોના તાંબડીમાં પડતા રણકારા ધીમે ધીમે મંદ પડતા હતા, ને વહેલો ઊઠી કમળા પાસે ઇનામ લેવા આવ્યો હોય તેમ, લીમડાની ડાળે 'કોઉ કોઉ' કરતો કાગડો બોલી રહ્યો હતો.

જેઠાલાલ ત્રિવેદી

# દિવ્યત્રયી

(વસન્તતિલકા)

( ૧ )

સૌન્દર્યની સરિત સૂક્ષ્મ સદા વહન્ત,
ત્હેમાં અનન્ત રમતા શુચિ પ્રેમદીપ;
પ્રત્યેક ઊર્મિ નવલું સ્મિતગીત ગાતી,
પ્રત્યેક દીપ નવજ્યોત રહે વિલાસી.

( ૨ )

સૌન્દર્યની અવનવી મુજ ઊર્મિ મ્હેં તો
જાણી સદાય તુજને; મુજ પ્રેમદીપ
આત્મા તણા અમલ સ્નેહ વડે સચેત;
વ્હાલી, સુમંગલ સદા તુજ ચારુ ગીત.

( ૩ )

હું લેખતો પરમ જીવનધન્યતા એ,
તું લેખજે પરમ આશિષ ઈશની એ;
આહ્લાદ-ઈન્દુ નિજ જ્યોતિ તણો પ્રસાદ
વર્ષાવતો વિમલ જીવનવિશ્વમાંહે.

(અનુષ્ટુપ્)

( ૪ )

સૌન્દર્ય, પ્રેમ, આહ્લાદ, વિશ્વની દિવ્ય એ ત્રયી
આપણા જીવને આજે પેખ, ગૂંથાઈ શી રહી!

# શ્રદ્ધા

આપણો જમાનો એટલે પ્રશ્નાર્થ ચિહ્નનો જમાનો, એમ કહીએ તો ખોટું નથી. અને પ્રશ્નાર્થ ચિહ્ન પવિત્ર કે અપવિત્ર કશાની સીમા સ્વીકારતું નથી એ પ્રશ્નાર્થ મનોદશા કેવળ નિરુપયોગી છે, એમ પણ નહિ કહી શકાય જીવનવ્યાપાર એવો સંકુલ છે, માનવ-પ્રકૃતિનું બંધારણ અને સંસ્કૃતિના તત્ત્વો એવા અટપટા છે કે કાળના પ્રવાહમાં જીવનની આજુબાજુ અમરવેલી જેવા જીવન ચૂસનારા વેલાઓ ઉભરાય છે, સંસ્કૃતિના મૂળસ્વરૂપનો એટલે સુધી ક્ષય થાય છે કે તેના હેતુ વિપરીતતાને પ્રાપ્ત કરે છે અને રક્ષતુ અને ભક્ષતુના જેવી સ્થિતિમાં પ્રજા જઇ પડે છે જૂના કોહી ગયેલા સામાજિક બંધારણો, નિયમો અને વ્યવસ્થાઓ, પવિત્રતાનો ડોળ ચાલુ રાખી રહેલી ધર્મસંસ્થાઓ, ધર્મના મતઓ વગેરે સર્વ એ સર્વવ્યાપી પ્રશ્નાર્થ ચિહ્નના સીમાડામાં આવીને તેમની અગ્નિપરીક્ષા શરૂ થતાં પહેલાં જ ઘણુંખરું તો જમીનદોસ્ત થઇ જાય છે આજે ધર્મગુરુને, શાસ્ત્રને, રૂઢિ કે રિવાજને-ટૂંકમાં કોઇ પણ પ્રમાણને "શા માટે?" એવો પ્રશ્ન સહેલાઇથી કરીએ છીએ પ્રમાણના અંધસ્વીકારનો જમાનો વહી ગયો છે પ્રત્યેક બાબતની પરીક્ષા કરીને તેનો સ્વીકાર કરવાનો જન્મસિદ્ધ હક્ક આપણે પ્રાપ્ત કર્યો છે

પરંતુ પ્રશ્નાર્થદશા એ માનવના ચૈતન્યની, તેના માનસની,-એક બાજુ છે-એક ક્રિયા થઇ જેમ તેનામાં નિરંતર પ્રશ્નો ઉદ્‌ભવે છે, તેવી જ રીતે તેના અંતરના ઊંડાણમાં શ્રદ્ધાનો આશાવાદી સાદ પણ-આપણા નાસ્તિકતાપ્રધાન અને જડવાદી કહેવાતા જમાનામાં પણ-સંભળાય છે અને ખૂબી તો એ છે, કે જે માટે ધર્મના બાહ્યસ્વરૂપોમાં, આચારમાં મુકાયલી શ્રદ્ધા બુદ્ધિની ઉલટપાલટ તપાસ આગળ એક ભીરુ અને ખોટા ઊભા કરેલા સાક્ષીની જુબાનીની પેઠે ભરકચેરીમાં તૂટી પડે છે-ત્યારે ઉપર જણાવેલી ઊંડી અને વાસ્તવિક શ્રદ્ધા માનવની બુદ્ધિના ન્યાયાસનની સત્તાનો ઇન્કાર કરે છે બુદ્ધિથી પર એવા કોઈ સમ્રાટનો ખાસ પરવાનો ધરાવતી ન હોય તેમ એ શ્રદ્ધા સત્તાભરી રીતે માનવના હૃદયમાં આવે છે માનવબુદ્ધિની શંકાઓને ઉત્તર સરખો આપવાની તે પરવા કરતા નથી, બુદ્ધિના તીક્ષ્ણ પ્રશ્નો સાંભળીને તે માત્ર હસે છે, અને ગભરાઇ ગયેલા સંક્ષુબ્ધ માનવમનને તથા પ્રાણને, માતા બાળકને પંપાળી સાંત્વન આપે છે તેમ, તે શ્રદ્ધા શાતા આપે છે

ઘણા એમ માને છે, કે શ્રદ્ધા એ માનવસ્વભાવની એક નિર્બળતા છે-દુર્બળતા છે. માનવની અશક્તિમાં તેને સંતોષ આપનાર ખોટું આશ્વાસનમાત્ર છે પરાધીનતાની વૃત્તિનું બીજ શ્રદ્ધામાં રહેલું છે, એમ પણ કેટલાક માને છે વળી કેટલાક તેને માનસની અનિવાર્ય નિર્બળતા માની તેના પ્રત્યે સહિષ્ણુ વલણ રાખે છે પરંતુ શ્રદ્ધા જો ખરે, એવી જ હોય તો તે એક અભાવાત્મક, નિષેધાત્મક શક્તિ જ ઠરે

પ્રશ્ન એ છે કે "શ્રદ્ધા શું સાચે જ નિષેધાત્મક શક્તિ છે?" અંતરાત્માના ઊંડાણમાં નિરંતર હાજર, પ્રત્યક્ષ, દેવદૂતીનું સાન્નિધ્ય જ્યારે જ્યારે અંતરનો પડદો ખુલી ગયો છે ત્યારે ત્યારે કોણે નથી અનુભવ્યું? અને ઘણી વ્યક્તિઓના જીવનમાં એ અમોલી પળો

જીવનની કટોકટીની જીવનપલટાની મોંઘી પળો હોય છે. ચારે બાજુ નિરાશાનાં વાદળ ઘેરાઇ ગયાં છે, ચારે બાજુ નિષ્ફળતા ડોળા ઘૂરકાવે છે, સર્વ સંજોગો પ્રતિકૂળ થઇ પડ્યા છે, જીવનના આદર્શની નાવ સંશયના સાગરમાં ઝોલાં ખાય છે, "જેની પાછળ તું પડ્યો છે તે જીવનનો આદર્શ તો મૃગજળ જેવો છે". એવું માનવબુદ્ધિ તેને યુક્તિપુરઃસર સમજાવી રહી હોય, જીવનની નૌકા ડગમગીને "એ ડૂબી!" "એ ડૂબી!" થઇ રહી હોય અને અંતર અવર્ણનીય અસહ્ય વેદનાથી, સર્વ પ્રકારની અસારતાથી ઘેરાઇ ગયું હોય, તેવામાં અંતરના ઊંડાણમાંથી દિવ્યજ્યોતિનો એક ચમકાર, કાળાં ઘેરાં વાદળ ચીરી બુદ્ધિને માર્ગ બતાવે છે, હૃદયને શાંત કરે છે, અંતરમાં આશાનું સિંચન કરે છે, થાકેલા હાથમાં અતુલ શક્તિ અને પ્રાણનો સંચાર કરે છે અને જીવનના આદર્શના નાવને આગળ હંકારવાનું સામર્થ્ય આપે છે.

ત્યારે શ્રદ્ધા એટલે શું? ઇન્દ્રિયાતીત, અને અત્યારે અપ્રત્યક્ષ કોઇ સત્યના અસ્તિત્વમાં, તેની અંતિમ સફળતામાં, અને તેની સક્રિયતામાં માનવું એ શ્રદ્ધાનું મૌલિક લક્ષણ છે. અત્યાર સુધી અપ્રાપ્તની પ્રાપ્તિમાં, દેખીતી અશક્યતાની શક્યતામાં માનવું એનું નામ શ્રદ્ધા. જ્યારે શ્રદ્ધા કોઇ નિશ્ચિત સ્વરૂપ નથી લેતી ત્યારે પણ "જીવન એ અર્થ વિનાનો એક અકસ્માત નથી પરંતુ તેમાં અંતિમ સત્ય છે, અને તે સત્ય પ્રાપ્ત કરી શકાય તેવું છે; જીવનના ગહન કોયડાનો ઉકેલ છે, અને જીવનની પરમ સાર્થકતા માનવથી પ્રાપ્ય છે" એવી સામાન્ય માન્યતા સાથે સંકળાયલી હોય છે.

શ્રદ્ધાની વ્યાખ્યા જુદી જુદી રીતે પણ આપી શકાય છે. ખ્રિસ્તી સંત (સેન્ટ) પોલ કહે છેઃ "શ્રદ્ધા એટલે અતીન્દ્રિય વસ્તુની સાબીતી અને આશામાત્રનું અંતિમ તત્ત્વ." પાશ્ચાત્ય આધુનિક વિચારકો કહે છે કે હરેક પ્રકારની શ્રદ્ધા અંધશ્રદ્ધા જ છે. કોઇ પણ વસ્તુ જોયા વિના કે જાણ્યા વિના તેના અસ્તિત્વમાં માનવે શા માટે માનવું જોઇએ? એવો પ્રશ્ન તેઓ કરે છે; પરંતુ તેઓ ભૂલી જાય છે કે પ્રત્યક્ષ પ્રમાણ મળ્યા પછી માનવું એનું નામ 'શ્રદ્ધા' નહિ પરંતુ "ભૌતિક શાસ્ત્ર" છે. વળી જાણ્યા પછી માનવું એનું નામ પણ "શ્રદ્ધા" નથી; એ તો "જ્ઞાન" કહેવાય.

ચૈતન્યની છીછરી સપાટી ઉપર થતી શંકાઓ વગેરેની દૃષ્ટિથી જોતાં શ્રદ્ધા હમેશાં અંધ જ હોય છે, અને 'અંધ' હોવી જોઇએ. પરંતુ બીજી દૃષ્ટિથી જોતાં, માનવની ચેતના જ્યારે 'અંધ' હોય છે–ત્યારે પણ જે નેત્ર વડે તે જોઇ શકે છે તેનું નામ "શ્રદ્ધા" એમ કહી શકાય. એટલે કે માનવની બાહ્યપ્રકૃતિ–બહિર્મુખ માનસ અંધદશામાં હોય ત્યારે પણ જે વસ્તુ કોઇ અપૂર્વ, અતીન્દ્રિય, અમૂર્ત, સત્યને જોઇ શકે અને તે પ્રત્યે પ્રેરાય–તેનું નામ શ્રદ્ધા. જ્યારે શ્રદ્ધામાં રહેલું સત્ય માનવની બાહ્યપ્રકૃતિ પ્રાપ્ત કરે છે ત્યારે "શ્રદ્ધા" શ્રદ્ધા મટીને "જ્ઞાન"માં રૂપાંતર પામે છે.

કેટલાક માને છે, કે અજ્ઞાનમાં ડૂબેલા આત્માને પહોંચતો પ્રભુનો સંદેશો તે શ્રદ્ધા છે. તેઓ માને છે, કે શ્રદ્ધાનું મૂળ માનવમાં નથી, પરંતુ તેનાથી પર કોઈ દિવ્ય પ્રદેશનું રશ્મિ છે.

શ્રદ્ધા નથી હોતી ત્યારે જ ઘણુંખરું માનવ નિરાશાવાદી બને છે; કારણ કે આશાવાદીપણાનું મૂળ શ્રદ્ધા છે. વળી શ્રદ્ધા અને જ્ઞાન પરસ્પર વિરોધી નથી, એટલું જ નહિ પરંતુ અજ્ઞાન માનવમાં અજ્ઞાતપણે કાર્ય કરતી ધતિશક્તિ તે શ્રદ્ધા છે. શ્રદ્ધા બુદ્ધિ વડે

સપ્રમાણ નથી ઠેરવી શકાતી તેનું કારણ એ છે, કે તે બુદ્ધિથી પર છે, નહિ કે તેનાથી ઊતરતી છે.

પરંતુ અહીં ભારપૂર્વક જણાવવું જોઇએ કે સાચી શ્રદ્ધા એટલે કેવળ માનસિક એટલે કે બુદ્ધિની "માન્યતા" માત્ર નથી. બુદ્ધિની માન્યતા શિથિલ થઇ જાય અને સૂકા પાન પેઠે ખરી પડે, અથવા તો, માન્યતાના વિષયમાંથી બુદ્ધિનો રસ જતો રહે, પરંતુ અંતરાત્માની શ્રદ્ધા કદી શિથિલ થતી નથી. મુશ્કેલીઓમાં તે ઊલટી ઓર બળવાન બને છે. બુદ્ધિ જે માન્યતાનો સ્વીકાર કરે છે તે બહુ અગત્યની નથી હોતી, પરંતુ માનવનો અંતરાત્મા તેને ભારપૂર્વક જે કહે છે તે 'શ્રદ્ધાનું' અગત્યનું તત્ત્વ છે. સાચી શ્રદ્ધા એ તો એક પ્રકારનો અગ્નિ છે, જે હોલવાયો કદી હોલવી શકાતો નથી.

એટલા માટે શ્રદ્ધા વિરોધી સંજોગોનો, પ્રતિકૂળ પરિસ્થિતિનો તથા દેખીતી અશક્યતાનો નિશ્ચયાત્મક રીતે ઇનકાર કરે છે. અને એટલેથી તે અટકતી નથી. કોઇ અપ્રકટ સત્યનો વિજય તે ભારપૂર્વક–આગ્રહપૂર્વક પ્રતિપાદન કરે છે અને માનવને તે સિદ્ધ કરવા પ્રેરે છે. નિરાશાના અંધકારમાં દિવ્ય જ્યોતિનું દર્શન કરાવી અમર આશાનો સંદેશ લાવે છે.

બુદ્ધિજન્ય વિચારમાં કે સિદ્ધાંતમાં મુકાયેલ માનસિક શ્રદ્ધા અને સાચી અંતરાત્માની શ્રદ્ધા એ બેમાં સમૂળો ભેદ રહેલો છે. સાચી શ્રદ્ધામાં રહેલી અનંત શક્તિનો પરિચય માનસિક શ્રદ્ધા ભાગ્યે કરાવી શકે છે. મનની સ્વીકારેલી શ્રદ્ધા જ્યારે ડગમગી જાય છે, ત્યારે જુલમગારની ફાંસી સામે નિર્ભયપણે શાંત મુદ્રા કરી ઊભા રહેલ કોઇ ધર્મવીર–શહીદ–માં અથવા તો પરદેશી કે અન્યાયી રાજ્યસત્તાની અગ્નિપરીક્ષામાંથી ઉન્નત શિરે પસાર થનાર દેશભક્ત, આદર્શના અનુશીલનમાં નડતી અસંખ્ય વિપત્તિઓ અજાણ્યા ખૂણામાં વેઠનાર ભાવનાસેવી માનવ–વગેરે–કોઈ દિવ્ય શક્તિનો પરિચય કરાવે છે. અને ત્યારે જ અતીન્દ્રિય અને સૂક્ષ્મ લાગતી શ્રદ્ધા કેટલી વાસ્તવિક અને સમર્થ છે તેનો આપણને ખ્યાલ આવે છે. શ્રદ્ધા કેવળ અતીન્દ્રિય અને અવાસ્તવિક નથી, એ તો સહજ સમજી શકાય તેવું છે. શ્રદ્ધા વડે અસાધ્ય રોગો મટયાનાં અનેક ઉદાહરણો મળે છે. શ્રદ્ધા વડે ઘણી મહાન મનાતી મુશ્કેલીઓ પણ દૂર થઇ જાય છે.

શ્રદ્ધા મુશ્કેલીઓમાંથી ઉગારનાર નિષેધાત્મક શક્તિ જ છે, એ સાચું નથી; તે ઉત્પાદક, સર્જક શક્તિ પણ છે. ગીતામાં કહ્યું છે "यो यच्छ्रद्धः स एव सः॥" માનવ જેવી શ્રદ્ધા રાખે છે તદ્રૂપ તે થાય છે; અર્થાત્ જીવનને ઘડનાર–આકાર આપનાર શક્તિઓમાંની તે એક છે. મહાન અને ચિરંજીવી સર્જનનો પાયો ઘણી વાર શ્રદ્ધા હોય છે. જીવનની દુર્જેય શક્તિઓમાંની તે એક છે.

જ્યારે માનવજાતિને માટે કોઇ પણ પ્રકારની આશા નહિ રહી હોય ત્યારે, શ્રદ્ધાનો જ્વલંત દીપક તેના અંતરાત્મામાંથી લુપ્ત થઇ ગયો હશે.

શ્રદ્ધા એટલે "માનવને માટે હજી આશા છે," માનવતાથી માનવ પર છે અને પર થઇ શકે તેમ છે—માનવ પોતાની મર્યાદાઓને વટાવી શકે તેમ છે તેની આગાહી અને નિશાની.

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

# કુંભ મેળો

કુંભ મેળા સંબંધી પૌરાણિક માન્યતાઓ શી શી છે અને આ યોગ કઇ રીતે નક્કી થાય છે તેને માટે અમે કેટલાંક પ્રમાણો જોયાં, જ્યોતિષીઓને પૂછ્યું, પણ સંતોષકારક ખુલાસો મળ્યો નથી. નવાઇની વાત છે કે જે પર્વ આખી હિંદુ કોમને માટે સૌથી પવિત્ર મનાય છે તે સંબંધી ગુજરાતમાં ઘણી ઓછી માહિતી છે. ઘણા પ્રયત્ન પછી અત્યારે પણ, પ્રમાણો અને માહિતીનો સંગ્રહ માત્ર અમે આપી શકીએ છીએ. કોઇ જ્યોતિષી તે ઉપર પ્રકાશ પાડશે તો આભારી થઇશું.

કુંભ સંબંધી એક પૌરાણિક આખ્યાન નીચે પ્રમાણે છે :—

દેવો અને દાનવોએ જ્યારે ક્ષીરસમુદ્રનું મંથન કર્યું ત્યારે ચૌદ રત્નોમાંનો સૌથી છેલ્લો અમૃતનો કુંભ લઇને ધન્વન્તરી નીકળ્યા. દેવોએ તે જોયું કે તરત ઇન્દ્રના પુત્ર જયંતને ઇશારો કર્યો. તે તરત એ કુંભ લઇને નાઠો. મંથનસમયે વાસુકિ સર્પનો નેતરા તરીકે ઉપયોગ કર્યો હતો. દાનવો વાસુકિના મોં સામે હતા તેથી તેના વિષની અસરથી તેઓ બેભાન જેવા થઇ ગયા હતા; તેથી જયંતના કૃત્ય તરફ તેમની નજર બરાબર ન પડી. પણ દાનવોના આચાર્ય શુક્રે આ જોયું અને તેમણે દાનવોને ચેતાવ્યા. તેમણે જયંતનો પીછો લીધો. જયંત આમતેમ નાસવા લાગ્યો. દાનવો તેની પછવાડે બાર દિવસ અને બાર રાત દોડયા ત્યારે જયંતને તેમણે પકડી પાડયો અને અમૃતકુંભ લઇ લીધો; પણ તેઓ તે પી શકયા નહિ. કારણ કે કોણ પહેલું પીએ તે સંબંધી તેમનામાં તકરાર થઈ. એટલામાં ભગવાન વિષ્ણુ મોહિનીરૂપ લઇને આવ્યા અને તેમણે અમૃત દેવોમાં વહેંચી દીધું:—એ કથા તો પ્રસિદ્ધ છે. કુંભ માટેની દેવદાનવોની ખેંચતાણમાં કુંભ જ્યાંજ્યાં પડી ગયો તે સ્થાનો પવિત્ર મનાય છે અને બાર દિવસ અને બાર રાત આ ખેંચતાણ ચાલી, માટે આ યોગ બારબાર વર્ષે આવે છે; કારણ કે દેવોના એક રાત્રિદિવસ બરાબર મર્ત્યોનું એક વર્ષ ગણાય છે. આવા બાર યોગો છે. તેમાંથી આઠનો દેવોને લાભ મળે છે અને ચારનો મનુષ્યોને મળે છે.

આ કુંભ જ્યારે જમીન પર પડતો ત્યારે જુદા જુદા દેવો તેનું રક્ષણ કરતા. ચન્દ્રમા અમૃત ટપકી ન જાય તેનું ધ્યાન રાખતો હતો, સૂર્યના પ્રભાવથી એ કુંભ આખો રહ્યો હતો, તૂટયો નહોતો. એ ઘડો જ્યાં સુધી જયંતના હાથમાં હતો ત્યાં સુધી શનિએ તેના તરફ શરત રાખી હતી અને તે દાનવોના હાથમાં ગયો ત્યારે દેવોના ગુરુ બૃહસ્પતિએ તેનું રક્ષણ કર્યું હતું. એટલે જે જે સ્થાનો પર કુંભ પડયો હતો, ત્યાં ત્યાં સૂર્ય, ચંદ્ર અને બૃહસ્પતિનો અમુક યોગ આવતાં કુંભયોગ થાય છે. ભારતવર્ષમાં આવાં સ્થાનો ચાર છે : હરદ્વાર, પ્રયાગ, નાસિક અને ઉજ્જન.

ગુરુની ગતિ ઉપરથી આ કુંભયોગ નક્કી થાય છે. ગુરુ લગભગ બાર વર્ષે આખું રાશિચક્ર ફરી રહે છે. તે દરેક રાશિ લગભગ બાર માસ સુધી ભોગવે છે. આ પ્રમાણે જ્યારે ગુરુ ફરતો ફરતો કુંભરાશિમાં આવે છે ત્યારે કુંભનો મેળો હરદ્વારમાં ગંગાઘાટ, ઉપર ભરાય છે. ગુરુ કુંભરાશિમાં હોય અને સૂર્ય મેષરાશિમાં પ્રવેશ કરે તે દિવસ (૧૪

મી એપ્રિલ ) કુંભસ્નાન માટેનો મુખ્ય દિવસ ગણાય છે એટલે કુંભસ્થ ગુરુમાં મેષસંક્રાંતિના દિવસે મેળો શરૂ થાય છે અને મેષનો સૂર્ય રહે ત્યાં સુધી લગભગ આખો માસ સ્નાન અને મેળો ચાલુ રહે છે સંવત ૧૯૮૨ માં મેષસંક્રાન્તિ ઉપર હરદ્વારનો છેલ્લો કુંભમેળો ગયો મેષસંક્રાન્તિ આપણા ચૈત્ર માસમાં હમેશાં આવે છે માટે હરદ્વારનો મેળો ચૈત્ર માસમાં જ આવે છે કુંભયોગ ન હોય તેના વર્ષોમાં પણ હરદ્વારમાં મેષસંક્રાન્તિએ નાહવાનું ઘણું પુણ્ય ગણ્યું છે એટલે દરવર્ષે મેષસંક્રાન્તિએ હરદ્વારમાં સાધારણ મેળો તો ભરાય છે જ તે પછી બરફ પીગળવાથી વૈશાખ માસમાં બદ્રિકેદારનો પટ ખુલે છે અને મેળામાં આવેલા સાધુસંતો, ગંગોત્રિ, જમ્નોત્રિ, કેદારનાથ કે બદ્રિનારાયણની યાત્રાએ ઉપડી જાય છે

હરદ્વારના મેળા પછી ત્રણ વર્ષે ગુરુ વૃષભરાશિમાં આવે ત્યારે મકરસંક્રાન્તિ ઉપર પ્રયાગરાજમાં કુંભનો મેળો ગંગા-યમુનાના સંગમ ઉપર ભરાય છે પ્રયાગનો કુંભનો મેળો અયત્વમાં હતો મકરસંક્રાન્તિ પોષ માસમાં આવે છે, પણ ઉત્તરહિંદમાં પૂર્ણિમાથી માસ ગણાતો હોવાથી આપણી પોષ વદી તે તેમની માહ વદી ગણાય છે એટલે પોષીપૂર્ણિમાથી માઘસ્નાન શરૂ થાય છે તે એક માસ ચાલે છે તેને માધવટો નહાવો એમ કહે છે વૃષભના ગુરુ ન હોય તેવા વર્ષોમાં પણ પ્રયાગમાં માઘસ્નાનનું ફળ ઘણું ગણ્યું છે. અને હજારો યાત્રાળુઓ માઘસ્નાન માટે દરવર્ષે પ્રયાગ જાય છે.

પ્રયાગના કુંભમેળા પછી ત્રણ વર્ષે એટલે હરદ્વારના કુંભમેળા પછી ૭ વર્ષે ( હરદ્વારના અર્ધકુંભે ) નાસિકમાં ગોદાવરીતટે જ્યારે સિંહના ગુરુ થાય છે ત્યારે શ્રાવણ માસની પૂર્ણિમાએ સિંહસ્થનો કુંભ મેળો ભરાય છે. સૂર્ય પણ શ્રાવણ માસમાં સિંહરાશિમાં આવે છે એટલે સિંહરાશિમાં ગુરુ-સૂર્યનો યોગ થાય છે શ્રાવણ માસમાં ગોદાવરીસ્નાનનું માહાત્મ્ય ઘણું છે, એટલે કુંભનો મુખ્ય મેળો આ બધા યોગોને લીધે સિંહસ્થ વર્ષ દરમિયાન નાસિક ત્ર્યંબકમાં મેળો ચાલુ જ રહે છે અને યાત્રીઓ સિંહસ્થ સ્નાન માટે ગયા જ કરે છે. સિંહસ્થનો છેલ્લો કુંભ મેળો નાસિકમાં સંવત ૧૯૭૬ માં ભરાયો હતો એટલે બાર વર્ષ થવાથી પાછો આ વર્ષમાં શ્રાવણ સુદી પૂર્ણિમાએ નાસિકમાં કુંભમેળો થશે તે વિષે વિવેચન આગળ ઉપર કરીશું.

નાસિકમાં કુંભનો મેળો થયા પછી આઠ માસે એટલે ત્યાર પછીના વર્ષમાં ચૈત્ર માસમાં મેષ સંક્રાન્તિ ઉપર ઉજ્જનનો ચઢાવ આવે છે અને ક્ષિપ્રાતીરે કુંભનો મેળો ભરાય છે સંવત ૧૯૭૭ ના ચૈત્ર માસમાં ઉજ્જનમાં કુંભમેળો ભરાયો હતો પણ ગંગા-ગોદાવરીની સરખામણીમાં ક્ષિપ્રા નદી ઘણી જ નાની હોવાથી અને ઉનાળામાં પાણીની ઘણી તાણ પડવાથી તેમ જ સ્વચ્છતાના અને આરોગ્યના નિયમો નહિ સચવાવાથી મેળામાં સખત કોલેરા ફાટી નીકળ્યો હતો અને યાત્રાળુઓની નાસભાગને લીધે ચારે બાજુ કોલેરા સખત ફેલાયો હતો પાછો આવતે વર્ષે એટલે સંવત ૧૯૮૯ ના ચૈત્રમાં ઉજ્જનમાં કુંભમેળો થશે

ઉપરના વિવેચનથી સમજાશે, કે આ કુંભમેળામાં કોઈ ભૂમિનું માહાત્મ્ય નથી, પણ અમુક અમુક નદીઓમાં સ્નાન કર્યાનું માહાત્મ્ય છે સામાન્ય વર્ષે પણ નદીમાં સવારે નાહવાનું માહાત્મ્ય હિંદુઓએ માનેલું છે તેમાં પણ માઘ માસ, મેષ સંક્રાંતિ અને શ્રાવણ માસમાં નદીએ સ્નાન કરવાનું વિશેષ માહાત્મ્ય છે તો પછી આ કુંભયોગમાં ગંગાસ્નાનનું માહાત્મ્ય તો તેથી પણ સહસ્ત્રગણું મનાય જ આ કુંભયોગનું બીજું નામ પુષ્કરયોગ છે કુંભમેળો એટલે પુષ્કરયોગના ઉપલક્ષમાં થતો મેળો. તે યોગમાં ગંગા-ગોદાવરી કે ક્ષિપ્રા

પુષ્કરતુલ્ય થઇ જાય છે. કરોડો સૂર્યગ્રહણ સમાન આ યોગને ગણેલો છે. હિંદી વિશ્વકોષમાં કુંભમેળાના લેખમાં જણાવ્યા પ્રમાણે તો મેષ રાશિમાં સૂર્ય બૃહસ્પતિ ભેગા થયા હોય અને વદી આઠમને સોમવાર આવે તો કાવેરીમાં પુષ્કરયોગ થાય છે અને શ્રાવણ માસે ગુરુવાર અથવા સોમવારે અમાસ કે પૂનમ હોય તો કૃષ્ણા નદીમાં પુષ્કરયોગ થાય છે. પણ કાવેરી કે કૃષ્ણા ઉપર કુંભમેળા થતા નથી.

નદીમાં સ્નાન માટે અર્ધોદય યોગ દિવસમાં ઉત્તમ માન્યો છે; રાત્રિમાં ક્યારે ય પણ ઉત્તમ નથી. અર્ધોદય યોગ આવતાં સઘળું જળ ગંગાજળ સમાન અને સઘળા બ્રાહ્મણ બ્રહ્મસમાન શુદ્ધ થાય છે. વળી એ અર્ધોદયસમયે જે અલ્પદાન કરાય છે તે મેરુ પ્રમાણે મોટું થાય છે.

પ્રયાગમાં ત્રિવેણી સંગમ-ગંગા, યમુના અને સરસ્વતીનો-સંગમ થાય છે એમ ધર્મશાસ્ત્રો કહે છે. તેમાંની ગંગા જમનાનો સંગમ તો પ્રત્યક્ષ છે પણ સરસ્વતી પ્રત્યક્ષ દેખાતી નથી પણ ભૂગર્ભમાંથી તે અદૃશ્ય રીતે તે જ સ્થાને આવીને મળે છે એમ મનાય છે. સરસ્વતી રજપુતાનામાં ભાટનેરની રેતીમાં અલોપ થઇ જાય છે અને જમીન નીચે વહીને પ્રયાગમાં મળે છે.* આ સંગમસ્થાન હિંદમાં એક ઘણું જ પવિત્ર ધામ મનાય છે. બીજી કોઇ પણ

---

* સરસ્વતી નદી કેવળ કલ્પિત નથી લાગતી. સરસ્વતીનો ઉલ્લેખ ઠેઠ વેદકાળમાં મળી આવે છે. ઋગ્વેદમાં સરસ્વતીનું સૂક્ત છે. દુનિયાની મોટામાં મોટી સંસ્કૃતિ પ્રાચીન સમયમાં નદીકિનારે સૌથી પહેલાં જન્મ પામીને વિકસી છે. તે રીતે પ્રાચીન આર્ય સંસ્કૃતિને આ સરસ્વતી સાથે સંબંધ હોવાથી સરસ્વતીનો અર્થ વિદ્યા થયો એમ પણ ઘણાનું માનવું છે. પાંચ નદીઓનો પ્રદેશ જેને આપણે હાલ પંજાબ કહીએ છીએ તેનો વેદમાં સપ્તસિન્ધુના પ્રદેશ તરીકે ઉલ્લેખ છે. આનું જ ઝન્દમાં હપ્ત હિન્દુ થાય છે (ઝંદમાં સની જગાએ હ વપરાતો હતો) જેના ઉપરથી હિન્દુ શબ્દ બન્યો, એવી એક કલ્પના છે. સિન્ધુ અને તેને મળતી પાંચ નદીઓ ઉપરાંત સાતમી નદી તે સરસ્વતી. આ નદી સંબંધી ઈમ્પીરિયલ ગેઝેટિયર વો. ૨૨ પૃ. ૯૭ મે નીચે પ્રમાણે હકીકત છેઃ—

અંબાલા જિલ્લાની પાસે આવેલા સીમુર સ્ટેટમાંથી આ નદી નીકળે છે. અધાદરીના મેદાનમાં તે પ્રથમ કેટલાક માઈલ જઈને રેતીમાં સમાઈ જાય છે, પણ ભવાનીપુર ગામથી ત્રણ માઈલ દક્ષિણે તે પાછી દેખાય છે. બલાસપુર આગળ તે ફરી અલોપ થઇ જાય છે, પણ થોડે દૂર પાછી નીકળે છે અને છેવટે પતિયાલા રિયાસતમાં બીજી ઘાગર નદીને મળી જાય છે. તેની કુલ લંબાઇ ૧૨૦ માઇલ છે. ઈં. ગે. વો. ૧ પૃ. ૩૦ મે લખ્યું છે કે ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં પંજાબમાં એક સાતમી નદી સરસ્વતી સતલજની પૂર્વે હતી તેને વિષે મનાય છે, કે તે સિન્ધુને ન મળતાં જમીન નીચે વહીને પ્રયાગ પાસે ગંગાયમુનાને મળી. હિંદુસ્તાનના મોટી શાળાઓમાં વપરાતા નકશાઓમાં સતલજની પૂર્વે એક સરસ્વતી નદીનું પાત્ર ભાંગેલી લીટીઓમાં બતાવેલું છે. તે સૂચવે છે કે અસલ એક નદી ઉત્તરદક્ષિણ તે જગાએ હશે, પણ હાલમાં તે તદ્દન સુકાઈ ગઇ છે. આ પાત્ર દક્ષિણ તરફ રણમાં જાય છે.

ગેઝેટિયરકાર કલ્પના કરે છે, કે આ સરસ્વતી એ જ ઝન્દમાં આવતી હરહ્‌ઈતી ( Haragaiti ) નદી છે. આ નદી આરચોસીઆ ( Archosia )માં આવે છે અને તે હાલ સીસ્તાનમાં આવતી હેલમન્દ છે. આ નદીનું સ્મરણ કાયમ રાખવા આર્યોએ પંજાબની નદીનુ નામ સરસ્વતી પાડેલું. ( વો. ૨૨ પૃ. ૯૭. )

ત્યારપછી જે કોઈ નદી જમીનની અંદર અદૃશ્ય થઈ જાય કે રણમાં સમાઈ જાય તે બધીને સરસ્વતી નામ આપવામાં આવતું એમ જણાય છે. અંબાભવાનીથી નીકળતી સિદ્ધપુર પાસે વહેતી સરસ્વતી નદી તે અસલ સરસ્વતી નહિ પણ કચ્છના રણમાં અલોપ થતી હોવાથી તેને આ નામ અપાયું છે. તે જ મુજબ ગંગા યમુનાને મળતી કલ્પેલી અદૃશ્ય નદીને પણ સરસ્વતી નામ અપાયું લાગે છે.

નદીમાં નાહવા કરતાં ત્રિવેણીસંગમ પર નાહવાનું માહાત્મ્ય ઘણું વધારે છે, એટલે અહીં કિલ્લા નીચે જમીનની ધાર ઉપર દર વર્ષે માઘ માસમાં (આપણા પોષ વદી ૧ થી માહ સુદી પૂર્ણિમા સુધી) સ્નાનનો મેળો ભરાય છે. અને વૃષભનો ગુરુ હોય ત્યારે તો તે જ માસમાં કુંભમેળો થાય છે.

કુંભના મેળામાં યાત્રાળુઓ ઉપરાંત ખાસ કરીને તો હિંદુસ્તાનના સાધુસંતો, બાવાઓ અને સંન્યાસીઓ આવે છે. આને બાવાઓનો મેળો કહીએ તો પણ ચાલે. ભારતવર્ષમાં સાધુઓની જમાતો અને અખાડાઓની અસલ તો બહુ જ સુંદર વ્યવસ્થા હતી. રામાનંદી, રામાનુજી, રામસ્નેહી વગેરે વૈષ્ણવ સંપ્રદાયના સાધુઓની વ્યવસ્થા તો હજુ પણ જળવાયેલી છે. તે ઉપરાંત સ્માર્ત સાધુઓ, દશનામી ગોસાંઇઓ વગેરેમાં પણ અમુક યોજના હતી. ભારતી તથા સરસ્વતીનામી સાધુઓ વિદ્યાધામો સંભાળે, તીર્થનામીઓ તીર્થસ્થાનોની વ્યવસ્થા રાખે અને યાત્રાળુઓની સેવા કરે, ગિરિ (ગર) તથા પર્વતનામીઓ પર્વતનાં શિખરો ઉપર રહે, પુરીનામીઓ શહેરોમાં રહી ધર્મઉપદેશ આપે,—આમ દરેકને અમુક ધર્મકાર્ય સોંપવામાં આવ્યાં હતાં. વળી આ સાધુ બાવાઓના તેમની અમુક જમાત મુજબ નિરંજન નિર્વાણુ, ઉદાસીન એમ અખાડા સ્થપાયેલા છે. તે દરેક અખાડાના આચાર્ય, મહંત વગેરેની યોજના થયેલી હોય છે. દેશના જુદા જુદા ભાગમાં નિમણૂકો કરેલી હોય છે. પોતાના અખાડાના તાબાનાં સ્થાનો પર વ્યવસ્થાપકો, ભંડારીઓ વગેરે નીમેલા હોય છે. કેટલીક જમાતોને દેશાટન કરવા અને પ્રચારઅર્થે અમુક વિભાગમાં ફરવા મોકલવામાં પણ આવ્યા હોય છે. આખા અખાડાની સ્થાવર તેમજ જંગમ મિલ્કતના ટ્રસ્ટીઓ હોય છે. અને અખાડા તરફથી તેમના અખાડાના સાધુબાવાઓ માટે દરેક સ્થળે ભોજન કપડાંની વ્યવસ્થા નક્કી કરેલી હોય છે. દેશના દરેક ભાગમાં અખાડાવાળાઓનાં સ્થાનકો હોય છે. પોતાના અખાડાના સાધુઓ અમુક ચિહ્નથી ઓળખાય છે. ઉમેદવારથી માંડીને મુખ્ય મહંત અને આચાર્ય સુધી જ્ઞાન, ઉમર, આવડત અને લાગવગના પ્રમાણમાં જુદી જુદી પદવીઓ મળે છે. આ બધી વ્યવસ્થા નિયમસર સતત જાળવવા માટે આ કુંભમેળા ઘણા આવશ્યક છે. દરેક દરેક સાધુએ મેળામાં આવવું જ જોઇએ. અમુકને જ મહંતો નહિ આવવા પરવાનગી આપે છે. આ મેળાનાં ચારે ધામોમાં દરેક અખાડાવાળાઓનાં કાયમનાં વિશાળ સ્થાનકો હોય છે; ત્યાં દરેક અખાડાવાળાની જમાતો ભેગી મળે છે. અને ત્યાં છેલ્લાં ત્રણ કે ૭ વર્ષનો હિસાબ અને હેવાલ રજૂ થાય છે. નવી વ્યવસ્થાપક મંડળી, મહંતો, કાર્યવાહકો, દેશપતિઓ વગેરેની નિમણૂકો ચૂંટણીના ધોરણે કરવામાં આવે છે અને તે બધી યોજના ત્યાર પછીના કુંભમેળા સુધી ચાલે છે. આમ સાધુ સંપ્રદાયોને તો આ મેળા આપણી મહાસભા કે કોન્ફરન્સ જેવા છે. વળી જુદી જુદી જગાએ આ મેળા થતા હોવાથી દેશાટણ તેમ જ યાત્રાઓનો લાભ પણ સાધુઓને મળે છે. હરદ્વારથી હિમાલયમાં જવાય છે. પ્રયાગ વખતે કાશી, અયોધ્યા, ગયા વગેરે સ્થાને સાધુઓ જઇ આવે છે. નાસિકથી આઠ માસમાં દક્ષિણની રામેશ્વર સુધીની યાત્રાઓ કરી ઉજ્જન પાછા આવી પછી સાધુઓ પોતપોતાના નિશ્ચિત સ્થાને જાય છે અને પાંચ વર્ષ પછી પાછા હરદ્વારમાં મળે છે.

કુંભ મેળાના મુખ્ય દિવસે અર્ધોદય યોગ વખતે સ્નાન માટે આ લાખો સાધુઓમાં ઘણી જ ચડસાચડસી થાય છે. તેને માટે આગળથી અખાડાઓનો ક્રમ નક્કી કરવો પડે છે.

અખાડાવાળાઓ પોતાના હાથીઓ, નિશાનડંકા, ધ્વજ, પોતાના ઇષ્ટદેવની પાલખી વગેરે સાથે ધામધૂમથી ઘંટાનાદ સાથે નાહવા જાય છે. આગલી રાત્રિથી જ બધાની યોગ્ય ગોઠવણી ક્રમવાર થઇ જાય છે. સૌથી આગળ રામાનંદી નાગાબાવાઓ હોય છે. ત્યારપછી નિરંજની વગેરે સ્માર્ત આવે છે; આ યોજનામાં સહેજ પણ ગરબડ થતાં બાવાઓમાં ઘણી જ સખત મારામારી અને તોફાનનો સંભવ હોય છે. યાત્રાળુઓને પણ આ વખતે બહુ જ સંભાળ રાખવી પડે છે. સેંકડો માણસો કચરાઇ જાય છે તેમ જ સ્ત્રીબાળકો છૂટાં પડી જાય છે. કારણ બધાંને અમુક જગાએ જ અમુક વખતે નાહવાનો મોહ હોય છે. સરકાર તરફથી તેમ જ સેવાસમિતિઓ તથા સ્વયંસેવકો તરફથી છાવણીઓ નાખી લોકોની બને તેટલી સેવા કરવા અને વ્યવસ્થા જાળવવા પ્રયત્ન થાય છે. સાધુઓમાં પણ કેટલો વૈભવ તથા અહંભાવ છે તેનું અત્રે પ્રત્યક્ષ દર્શન થાય છે.

આગળ કહ્યું છે તેમ જ્યારે ગુરુ સિંહરાશિમાં આવે છે ત્યારે શ્રાવણ સુદી પૂર્ણિમાએ નાસિકમાં કુંભમેળો ભરાય છે. તે તો એક માસ ચાલે છે, પણ ગુરુ સિંહરાશિમાં રહે તેટલો વખત એટલે લગભગ બાર માસ સિંહસ્થ વર્ષ ગણાય છે. આ સિંહસ્થ વર્ષમાં ગંગા અને ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં વિવાહાદિ વિધિનો સર્વથા નિષેધ છે. આ સિંહસ્થ વર્ષ પવિત્ર મનાય છે અને આખું વર્ષ ગોદાવરીસ્નાનનું માહાત્મ્ય છે. ગોદાવરીનું મૂળ ત્ર્યંબક આગળ છે. ત્યાંથી નીકળી થોડોક વખત જમીનની અંદર વહી ચારપાંચ માઇલ આગળથી બહાર નીકળી નાસિક આવે છે. એટલે નાસિક ત્ર્યંબકમાં આખું વર્ષ યાત્રાળુઓનો મેળો જ રહે છે. આ ગોદાવરી મેળાનું છેલ્લું વર્ષ સંવત ૧૯૭૬ માં આવ્યું હતું અને હવે આ વખતે પાછું ગોદાવરી વર્ષ ચાલે છે. પણ દર વખત મુજબ આ વખતે ગોદાવરી વર્ષ સળંગ બાર માસ નથી, પણ ત્રણ કટકે તૂટક તૂટક છે. ખરી રીતે તો દરેક ગ્રહ પોતાની કક્ષામાં તેના અંતરના પ્રમાણમાં થોડાઘણા ફેરફાર સાથે પશ્ચિમથી પૂર્વ તરફ ફર્યા કરે છે; પણ આપણી પૃથ્વી અને ગુરુની ગતિમાં ફેરફાર હોવાથી અને આપણને ગુરુની શુદ્ધ ગતિ નહિ પણ પૃથ્વીની ગતિના હિસાબે સાપેક્ષ ગતિ સ્થૂળ રીતે દેખાતી હોવાથી કેટલીક વાર બંને ગતિઓના હિસાબે ગુરુ ( તેમજ બીજા ગ્રહો પણ ) આપણે વક્ર ગતિમાં જતો એટલે પૂર્વથી પશ્ચિમ તરફ જતો લાગે છે.

સંવત ૧૯૮૭ માં ગુરુ કર્કરાશિમાં હતો તે વખતે તેની આવી સ્થૂળ ગતિ વધવાથી સંવત ૧૯૮૭ ના આસો વદી ૧૦ ને રોજ કર્કરાશિમાંથી ગુરુ સિંહરાશિમાં આવ્યો. તે વખતથી સિંહસ્થ વર્ષ થયું. અને તે દિવસે નાસિકમાં ધ્વજપર્વણીનો એટલે સિંહસ્થ ગોદાવરી વર્ષ શરૂ થયાનો મોટો મેળો થયો.

પણ ગુરુ સિંહરાશિમાં ફક્ત ૨ અંશ અને ૬ કળા જેટલો આગળ વધ્યો, એટલે સંવત ૧૯૮૮ ના માગશર સુદી ૧૪ થી તેની ગતિ વક્ર થઇ અને તેથી તે સિંહમાંથી કર્કમાં પાછો ફરવા માંડયો અને સં. ૧૯૮૮ ના પોષ સુદી ૧૩ ને દિવસે પાછો કર્કરાશિમાં પૂર્વમાંથી દાખલ થયો અને સિંહસ્થ સંયોગ બંધ થયો. આમ ગોદાવરી વર્ષનો પહેલો ભાગ ૨॥ માસનો પૂરો થઇ ગયો. કર્કરાશિમાં ફાગણ વદી ૧૨ સુધીમાં ૨૨°૩૫' સુધી પહોંચી ગુરુ ત્યાં પાછો માર્ગી થયો અને ચાલુ વર્ષના જેઠ વદી ૮ ને દિવસે પાછો સિંહરાશિમાં દાખલ થયો અને ગોદાવરી વર્ષનું બીજું અને મુખ્ય પર્વ શરૂ થયું. યાત્રાળુઓ અને સાધુ-

ઓએ નાસિક તરફ જવા માંડયું છે અને સરકારે પણ કુંભના મેળા માટે યોગ્ય વ્યવસ્થા કરવા માંડી છે. હરદ્વાર તથા પ્રયાગમાંના નાગા બાવાઓને સરઘસમાં નીકળવા દેવામાં આવતા હતા પણ નાસિકમાં મુંબઇ સરકાર તેમને તદ્દન નગ્ન હાલતમાં નહોતી નીકળવા દેતી પણ ૭૦ વર્ષ પછી આ વખતે સરકારે તેવી પરવાનગી આપી છે. શ્રાવણ માસની પૂર્ણિમાએ કુંભસ્નાન થશે અને પછીથી સાધુઓ વીખેરાવા માંડશે. ગુરુની ગતિ ઘણી હોવાથી આખી સિંહરાશિના ૩૦ અંશ ફક્ત ૫ા માસમાં પુરા કરી સં. ૧૯૮૯ ના માગશર સુદી ૧ ને દિવસે ગુરુ કન્યારાશિમાં દાખલ થશે એટલે તે દિવસે ગોદાવરી વર્ષનું બીજું પર્વ પૂરું થશે.

સંવત ૧૯૮૯ ના પોષ આખરથી કન્યારાશિમાં ગુરુની ગતિ પાછી વક્ર થાય છે એટલે તે પાછો ફરવા માંડશે અને વળી ફાગણ સુદી ૧ ને દિવસે ગુરુ પાછો સિંહરાશિમાં પૂર્વમાંથી પ્રવેશ કરશે અને ત્યારથી ગોદાવરી વર્ષનું તૃતીય પર્વ શરૂ થશે. તે દરમિયાન સં. ૧૯૮૯ ના ચૈત્ર માસમાં મેષ સંક્રાન્તિએ ઉજ્જનમાં કુંભમેળો થશે અને સાધુ બાવાઓ, તપસ્વીઓ તથા મહંતો પોતાની જમાતો સાથે ઉજ્જનમાં ભેગા મળશે. ઉજ્જનમાં નામદાર સિંધીઆ સરકારે અત્યારથી તૈયારીઓ કરવા માંડી છે.

સિંહસ્થનું છેલ્લું પર્વ સંવત ૧૯૮૯ ના શ્રાવણ સુદી ૧ ને દિવસે પૂરું થશે. તે દિવસે ગુરુ પાછો માર્ગી ગતિથી કન્યારાશિમાં ચાલ્યો જશે. આ ત્રીજું પર્વ લગભગ ૫ માસનું થશે અને તેને અંતે છેલ્લા બાર દિવસ ઊતરતી ધ્વજા પર્વણીનો પુષ્કર મેળો ભરાશે. તે ખલાસ થાય એટલે ગોદાવરી વર્ષ પૂરું થાય છે. આ રીતે સિંહસ્થ વર્ષ આ વખતે ત્રણ કટકે થઇને લગભગ ૧૩ માસનું થશે. આવું જ ત્રણ કટકે સિંહસ્થ વર્ષ અગાઉ સં. ૧૯૧૭-૧૮-૧૯ માં આવ્યું હતું. સાદા સિંહસ્થ કરતાં આવું ત્રણ પર્વનું સિંહસ્થ વર્ષ વધારે પુણ્યકારક ગણાય છે.[૧] નાસિકમાં હાલમાં અંત્યજ ભાઇઓએ કુંડોમાં નાહવાનો અને મંદિરમાં દર્શનનો પોતાનો હક્ક પ્રાપ્ત કરવા સત્યાગ્રહ કરવા માંડયો છે એટલે જો તેમાં તેઓ ફતેહ મેળવશે તો આ વખતનો કુંભનો મેળો એ દૃષ્ટિથી પણ ખાસ અગત્યનો થશે.

ભોગીલાલ કેશવલાલ પટવા

---

૧ આને ત્રિખંડી સિંહસ્થ કહે છે.

# સદ્‌ગત વાડીલાલ શાહનાં કેટલાંક વિચારસૂત્રો

[ પ્રાસ્તાવિક—સામાન્ય રીતે આજનાં મનુષ્ય પ્રાયઃ ઉપર ઉપરથી અને ઝડપથી તેમ જ નોવેલની માફક વાંચવાની ટેવવાળો માલૂમ પડતો આવ્યો છે અને પરિણામે એ એમ માનતો જણાય છે કે વિચારકો, ચિંતકો અને ફિલસૂફો જે કંઇ લખે કે બોલે તે ' તત્ત્વજ્ઞાન ' હોવાથી સમજી શકાય નહિ અને ' પ્રેકટીકલ જીવન ' વાળાને તો તે 'જરૂરી' તેમ જ ઉપયોગી પણ હોય નહિ. પરંતુ એવું માનનારાઓ કેમ ભૂલી જાય છે, કે તેઓ એમ ધારે અગર તો બીજાઓ એ ' તત્ત્વજ્ઞાન ' પ્રત્યે તેથી પણ વિશેષ વિરોધ તેમજ રોષ દર્શાવે તેથી તત્ત્વપ્રેમીને અગર તો તત્ત્વના લખનારને કંઇ જ નુકસાન થતું નથી. એ વાત ધ્યાનમાં રાખીને જ આ વિચારસૂત્રોના સંગ્રહરૂપી બીજા હપ્તા સાથે વાચકગણ પ્રત્યે એકાદું સૂચન પાઠવવાની આવશ્યકતા જણાઈ છે. સદ્‌ગત વા. મો. શાહ કંઇ સાધારણ લેખક નહિ, પરંતુ પ્રખર વિચારક હતા. એટલે તેમણે યોજેલા કેટલાયે શબ્દોના અર્થ સામાન્યગણ ન સમજી શકે એ તદ્દન સ્વાભાવિક છે. જેમકે ' ફુરસદ ' ને તેઓએ ' સમયને ઉદ્દેશીને નહિ, પરંતુ મનની ફુરસદના અર્થમાં મનને સર્વ પ્રવૃત્તિમાંથી ખેંચી લઇ એક જ ધ્યેય પર લગાડવાની સગવડના અર્થમાં ' વાપરેલ છે. અને એવા તો બીજા કેટલાયે અવનવા શબ્દો તેમણે ખાસ અર્થમાં વાપર્યા છે. સાથેસાથ એ પણ ધ્યાનમાં રહે, કે આવી રીતે ખાસ અર્થમાં – સામાન્યગણ જે અર્થ કરતો હોય તેના કરતાં જુદા જ અર્થમાં – વાપરેલા સઘળા ખાસ શબ્દો અવતરણચિહ્નમાં મુકાયેલા જણાઇ આવશે; કારણ કે શ્રી. શાહનાં લખાણમાં અવારનવાર દેખા દેતાં અવતરણચિહ્નોથી આજના ઉપલકીઆ વાંચનારા કંટાળે છે, એ મારા ધ્યાનમાં આવ્યું છે. પરંતુ તેઓએ સમજવું ઘટે કે એ અવતરણચિહ્નો નિરુપયોગી ન હોઇ, પૂરતા ' ઉપયોગ 'પૂર્વક જ વપરાયેલાં હોય છે.

વાચકોના પણ પ્રકાર હોય છે, કેટલાક ' વાંચી લેનારા ' અને કેટલાક ' વાંચી નાખનારા '. અને એ પણ એક દૈવયોગ ( Irony of Fate ) જ છે કે આજે ' વાંચી નાખનારા ' ની સંખ્યા વિશેષ જોવામાં આવે છે. એટલા ખાતર આ વિચાર-સૂત્રોના વાચકોને સદ્‌ગત વા. મો. શાહના પોતાના જ શબ્દોમાં જરૂરપૂરતો ફેરફાર કરીને કહેવાની જરૂર જણાય છે, કે વાચકે ' વિકાસ 'ને જ ધ્યેય બનાવવું ઘટે, રસાસ્વાદને નહિ. છાપાની ચમક કે ઘડી વાતો કરવાનું અને તાળીઓ પાડવાનું મળે એવા કોઇ સમાચારની ભૂખ જેઓને હોય તેવાઓએ વિચારસૂત્રો વાંચવાની તકલીફ લેવી જ નહિ. શ્રીયુત શાહ કંઇ કવિ નહોતા, કથાકાર ( novelist ) હોવાનો તેમનો દાવો નહોતો, લેખક તરીકેનો ' વ્યાપાર ' તેઓ જાણતા નહોતા, દિલ બહેલાવનાર ભાટ નહોતા કે દિલ કાપવામાં મઝા માનવાની ફુરસદવાળાયે નહોતા. એને તો લખવાનોય કંટાળો હતો, જેને પરિણામે તેમનાં ' જૈન હિતેચ્છુ ' ને તેઓએ અનિયમિતતામાં તો પહેલે નંબરે રહેવા

**પૈસો :** પૈસો એકાંત પાપરૂપ – નિર્બળતા આપનાર – નથી, પુણ્યરૂપ – તાકાદ આપનાર–પણ નથી. જે પૈસા વડે મુક્તિ અર્થાત્ સ્વતંત્રતા રળવાની 'ફુરસદ' મળે તે પૈસો 'પુણ્યરૂપ' છે, જે પૈસો ફુરસદનો ભોગ લે તે પૈસો પાપરૂપ છે.

**સમ્યક્ જ્ઞાન :** સમ્યક્ જ્ઞાન એ કાંઇ વ્યાકરણ, ન્યાય, કાવ્યનાં કે શાસ્ત્રના પાનાંમાં રહેલી ચીજ નથી, પણ ચિત્તમાં પ્રગટાવવાની શક્તિનું નામ છે. તેથી જ કહું છું કે : 'જ્ઞાન'ને 'વર્તન' સાથે અત્યંત નિકટનો સંબંધ છે, વાતો સાથે નહિ, નરી સમજણ સાથે પણ નહિ.

**તત્ત્વજ્ઞાન :** 'તત્ત્વજ્ઞાન' એ કોઇ 'ખાલી' વરાળ નથી, કલ્પિત ચીજ નથી. **જીવનનું – 'પ્રેક્ટિકલ લાઇફ' નું વાચન (Reading of life) એ જ તત્ત્વજ્ઞાન છે, મનુષ્યપ્રાણીનો ઈતિહાસ અને મનુષ્યહૃદયની 'કેમીસ્ટ્રી' અને 'મિકેનિક્સ' એ જ 'તત્ત્વજ્ઞાન' છે.........**ધર્મોને માનનારાઓ તેમ જ ધર્મોને વહેમ માનનારાઓને બન્નેને–તત્ત્વજ્ઞાન જોઇતું નથી, કારણકે **'તત્ત્વજ્ઞાન જીવનનું શાસ્ત્ર' છે! અને** 'જીવન'નો પ્રેમી તો 'વહેમ'માંથી શક્તિ મેળવે અને શક્તિમાં ય અજ્ઞાન જોઇ શકે!

**ક્રિયા :** ક્રિયા એટલે તો Will નું કોઇ પદાર્થ પર આક્રમણ, Activity, Expense of will. ખાવું, પીવું, બોલવું, વિચારવું, લડવું, ભેટવું, ભજન ગાવાં કે ફટાણાં ગાવાં, સંભોગ કરવો કે વિયોગ કરવો, એ સર્વે 'ક્રિયા' છે. આક્રમણ, બચાવ, તેમ જ બચાવ કે આક્રમણ નહિ કરવાની મક્કમતા : એ પણ બધાં 'ક્રિયા'નાં જ રૂપો છે. ગ્રહણ તેમ જ ત્યાગ બન્ને 'ક્રિયા'ઓ છે. આસન મારીને બેસવા છતાં કાંઇ જોવાય કે સંભળાય કે વિચારાય એ પણ 'ક્રિયા' છે. એ દરેક 'ક્રિયા'માં 'વૃત્તિ' કામ કરી રહી હોય છે. માણસ જાગતાં તો પ્રતિક્ષણ 'ક્રિયા' કરે છે, પરતુ ઊંઘમાં પણ–સિવાય કે ગાઢ નિદ્રા અથવા સુષુપ્તિમાં જતાં શીખ્યો હોય–'ક્રિયા' કરે છે. તેથી 'થાક' (Exhaustion) અને અશક્તિ પરિણમે છે અને એના સ્વાભાવિક આનંદી સ્વરૂપ પર પડદો પડે છે. આમ થતું અટકાવવા માટે મનુષ્યપ્રકૃતિના અભ્યાસીઓએ અર્થાત્ શાસ્ત્રકારોએ કેટલાંક જીવનસૂત્રો ગોઠવ્યાં અને કેટલીક 'તાલીમો' (Exercise) યોજી કે જેના પાલનથી મનુષ્ય ક્રિયાત્મક શક્તિનો વ્યર્થ વ્યય કે દુર્વ્યય ન કરવા પામે. આ 'તાલીમો'ને ધર્મપંથોએ 'ક્રિયા' (ધર્મક્રિયા) એવું નામ આપ્યું છે. તેથી 'ક્રિયા' શબ્દના પ્રયોગમાં ઘણી વાર ગૂંચવાડો થવા પામે છે. પૂરો વેદાંતી જ્યારે 'ક્રિયા'ની વિરુદ્ધ બોલે છે ત્યારે તે હેતુ વગરની ધાર્મિક ક્રિયા અને **નિરંકુશપણે વહેતી** સામાન્ય ક્રિયાને નજર સામે રાખીને બોલતો હોય છે. 'ક્રિયા' શબ્દમાં ક્રિયાશક્તિ અને ક્રિયાશીલતા બન્નેનો સમાવેશ થાય છે. અને ક્રિયાશીલતા જેમ આંતરિક હોય, તેમ જ બાહ્ય પણ હોય. જેટલી જેટલી 'ક્રિયા'ઓ 'વિકાસ'ના આશયથી યોજાઇ છે તેટલી બધી આજે 'વિકાસ'ને રોકનાર - અને નિર્બળતા કે સડાને પુષ્ટિદાયક થઇ પડી છે. 'સ્વભાવ'ને 'સ્વરૂપ'માં પ્રગટાવવાની કલા (Art) જાણનાર અને મનુષ્યપ્રકૃતિનું સાયન્સ (માનસશાસ્ત્ર) જાણનાર–એવી 'ગબ્બરથ સત્તા'ની ગેરહાજરીમાં સઘળી ધાર્મિક ક્રિયાઓ 'લાભ'ને સ્થાને 'નુકસાન' આપી રહી છે; દ્રવ્યનો, સમયનો, ચિત્તશાન્તિનો, સામાજિક સુલેહનો ભોગ લેતી રહી છે.

'સમજ' અને 'રસ' વગરની 'ક્રિયા' વેઠ છે, અને વેઠનું ફરજંદ નિર્માલ્યતા છે!

શક્તિથી પ્રેરાતી હરકોઇ 'ક્રિયા'માં 'રસ' છે તેથી ત્યાં પીડાજનક સંજોગો વચ્ચે પણ 'પીડા'ની 'અસર' થવા પામતી નથી અને શક્તિ ખીલવા પામે છે. પૂરો સશક્ત-જીવ તો બેડાર 'ક્રિયા' કરવામાં 'આળસુ' હોય! એ વાત ભાગ્યે જ કોઇ 'બુદ્ધિવાદી' માની શકે, પણ એનું 'અનુકરણ' ઉમેદવારે હરગીજ ન કરવું. 'અનુકરણ' માત્ર આત્મદ્રોહ છે. દરેકે પોતાની ભૂમિકા—પોતાની સાચી મૂડી—ના આધાર પર જ વ્યવહાર કરવો જોઇએ......ક્રિયામાત્ર પ્રેરાય છે 'હૃદય'માંથી, નહિ કે 'બુદ્ધિ'માંથી. બુદ્ધિ તો ક્રિયા થઇ રહ્યા બાદ ક્રિયાને 'અર્થ' અથવા 'કિંમત' આપનારી ચીજ છે. અમુક ક્રિયા 'સારી' થઇ યા 'બુરી' થઇ, 'કાયદા મુજબની' થઇ યા 'ગેરકાયદેસરની' થઇ, 'ધર્મને અનુકૂળ' થઇ કે 'ધર્મવિરુદ્ધ' થઈ, રૂઢિને 'અનુકૂળ' થઇ કે 'રૂઢિવિરુદ્ધ' થઇ, ઇત્યાદિ 'અર્થ' કે 'કિંમત' આરોપવી એ કામ બુદ્ધિનું છે.

ઓડકાર—ઉદ્‌ગાર: 'ઓડકાર' શબ્દને બદલે 'ઉદ્‌ગાર' શબ્દ ન વાપરવા માટે નિર્દોષ ગ્રામ્યતાને દોષિત મનાય તે પહેલાં એ બે શબ્દો જે ભાવ દર્શાવે તે ભાવને સ્પર્શવા જોઇએ છે. 'ઓડકાર' એ કાંઇ માત્ર 'ઉદ્‌ગાર' નથી, પણ તૃપ્તિનો ઉદ્‌ગાર છે. 'ઉદ્‌ગાર' કે જેના કારણમાં તૃપ્તિ અથવા ભરપૂરતા છે તેને જ 'ઓડકાર' નામ અપાય છે. વિષયનો ભાવ જે શબ્દો બોલાવે તે 'ઉદ્‌ગાર' હોય, પણ 'ઓડકાર' નહિ. બુદ્ધિનો નાચ જે શબ્દ પ્રગટાવે તે 'ઉદ્‌ગાર' હોય, પણ 'ઓડકાર' નહિ. ક્ષુધા અને નિર્બળતા પણ 'ઉદ્‌ગાર' કાઢે, પરંતુ, તેમનાથી 'ઓડકાર' ન નીકળે. 'ઓડકાર' તે સ્થિતિમાંથી જ નીકળી શકે કે જે સ્થિતિમાં કશી ક્ષુધા ન હોય. 'ઓડકાર' ભલે સંસ્કૃત 'ઉદ્‌ગાર'માંથી જન્મ્યો, પણ જન્મદાતા કરતાં વધારે ઉન્નત થયેલો છે.

સંપાદક: ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# કુમાર સંભવ

## સર્ગ ૨ જો

### ( બ્રહ્માનું દર્શન )

ત્યારે તારકના દૂભ્યા સહુએ સ્વર્ગવાસીઓ
મોખરે ઇન્દ્રને રાખી સ્વયંભૂભવને ગયા. ૧

કાન્તિક્ષીણ મુખોનાની સંમુખે પ્રગટ્યા વિધિ,
પ્રાતઃકાળે બીડ્યાં પદ્મોના સરો પાસ ભાનુ શા. ૨

સર્વના એ વિધાતાને સર્વતોમુખને સહુ,
વાણીના ઈશને અર્થ-યુક્ત વાણીયકી સ્તવે. ૩

સૃષ્ટિ પૂર્વે કેવલાત્મા, તને ત્રિમૂર્તિ વંદીએ,
ત્રણ ગુણ જુદા થાવા પામે જે ભેદને પછી. ૪

અમોઘ બીજ જે વાવ્યું જલની મધ્ય તેં, અજ!
ત્યાંથી વિશ્વ બધું, તેની ઉત્પત્તિ તું ગવાય છે. ૫

અવસ્થા ત્રણનાથી તું વિસ્તારી મહિમા નિજ,
લય સ્થિતિ અને સર્ગનું થતો એક કારણ. ૬

સર્ગાર્થ મૂર્તિ ભેદાતાં તારા ભાગો સ્ત્રીપુરુષ,
પ્રસૂતિ પામતી સૃષ્ટિ કેરાં માતા અને પિતા. ૭

નિજ કાલ તણા માપે વ્હેંચતાં રાત્રિ ને દિન,
નિદ્રા જાગર્તિ તારાં તે ભૂતોના લય સૃષ્ટિ છે. ૮

જગયોનિ અયોનિ તું, જગઅંત અનંત ને,
જગઆદિ અનાદિ તું, જગઈશ અનીશ છે ૯

આત્મને આત્મથી જાણે સર્જે આત્મથી આત્મને,
સમર્થ આત્મથી એવો આત્મામા લય પામતો. ૧૦

દ્રવ તું, ઘન સંયોગે, સ્થૂલ, સૂક્ષ્મ, લઘુ, ગુરુ,
વ્યક્ત ને વળી અવ્યક્ત, યથાકામ વિભૂતિમાં. ૧૧

---

૪. બ્રહ્માની બ્રહ્મરૂપે સ્તુતિ કરી છે. સૃષ્ટિ પહેલા કેવલ તે આત્મારૂપે હતો, અને પછી સત્ત્વ રજ તમ ત્રણ ગુણોનો ભેદ થવા તે ત્રિમૂર્તિરૂપે થયો. ૫. સૃષ્ટિ પૂર્વે જલ હતું તેમા બ્રહ્માએ બીજ મૂકવાથી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ એવી પુરાણની માન્યતા છે. ૭. બ્રહ્માએ સૃષ્ટિ ચલાવવા પોતાના દેહના બે અરધિયા કરી એકમાથી સ્ત્રી અને બીજામાથી પુરુષ કર્યો એવી પુરાણકથા છે. ૮. બ્રહ્માને જાગવાનો દિવસ તે સર્ગ અને તેને ઊંઘવાની રાત્રિ તે પ્રલય મનાય છે.

જેનો આરંભ ઓંકાર, ઉચ્ચારણ ત્રણ સ્વરે,
કર્મ યજ્ઞ, ફલ સ્વર્ગ, તે વાણીનો તું ઉદ્ભવ. ૧૨

તુજને પ્રકૃતિ માને, પુરુષાર્થે પ્રવર્તતી,
દ્રષ્ટા તેનો ઉદાસીન પુરુષ તુજને જ કહે. ૧૩

તું પિતા પિતૃઓ કેરો, દેવોનો પણ દેવતા,
પર તું પરથી એ છે, સ્રષ્ટાઓનો ય સર્જક. ૧૪

તું જ છે હવ્ય, ને હોતા, ભોજ્ય, ભોક્તા તું શાશ્વત,
જ્ઞેય તું, તું જ છે જ્ઞાતા, ધ્યાતા, ને ધ્યેય તું પર. ૧૫

યથાર્થ આપ એઓનું સુણી સ્તોત્ર મનોહર,
પ્રસાદતત્પર બ્રહ્મા દેવતાઓ પ્રતિ વદે. ૧૬

મુખ ચારથી ઉચ્ચારી તે પુરાણ કવિ તણી,
થતી પ્રવૃત્તિ શબ્દોની કૃતાર્થ ચાર જાતની. ૧૭

પરાક્રમી પ્રભાવોથી ધરતા સ્વાધિકારને,
મહાબાહુ ભલે આપ એકસાથે પધારિયા. ૧૮

ધુમ્મસે મન્દ તેજાળાં નક્ષત્રો જેમ, કેમ ના
આપનાં મુખ પોતાની પૂર્વની કાન્તિ ધારતાં? ૧૯

શમેલા તેજવાળું, ને ચિત્રપ્રકાશ વ્હોણું આ,
વૃત્રહન્તા તણું વજ્ર; ભાસતું બૂઠી ધારનું. ૨૦

વરુણને કરે પાશ, અરિને અનિવાર્ય જે,
મંત્રથી બળહીણા તે સર્પની દીનતા ધરે. ૨૧

મનઃશલ્ય સમો કહેતો પરાભવ કુબેરનો,
ગદાના ત્યાગથી બાહુ શાખાભાંગ્યા તરુ સમો. ૨૨

યમ નિસ્તેજ દંડેથી ભૂમિને ઓતરી કરે,
અમોઘ દંડને હીણો બુઝાયા ઊંબાડિયા સમો. ૨૩

પ્રતાપક્ષયથી થંડા આદિત્યો સર્વ કેમ આ,
મનમાન્યા નિહાળાય આલેખ્યા ચિત્રમાં સમા? ૨૪

વ્યાકુલતાથી વાયુનો વેગભંગ જણાય છે,
જલોનો ઓઘ રોધાય વ્હેણ સામે જવાથી શું! ૨૫

માથાં પરે ય રુદ્રોનાં નમી ગઇ જટા મહીં,
લટકી ચન્દ્રલેખા તે નષ્ટ હુંકાર સૂચવે! ૨૬

---

૧૨ બ્રહ્માથી વેદવાણી ઉદ્ભવી છે. તે વાણીનો પ્રારંભ ઓંકાર છે, તેનું ઉચ્ચારણ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત ત્રણ સ્વરોથી છે, તેનું કર્મ યજ્ઞ છે, અને ફળ-સ્વર્ગ છે. ૧૩. પુરુષાર્થ એટલે ધર્મ અર્થ કામ માટે પ્રવર્તતી પ્રકૃતિ તે તું છે, તેમ જ તે પ્રકૃતિનો ઉદાસીન દ્રષ્ટા પુરુષ પણ તું છે. ૧૭. ચાર પ્રકારની શબ્દોની પ્રવૃત્તિ મનાય છે: દ્રવ્ય ગુણ ક્રિયા અને જાતિની.

૬

પ્રતિષ્ઠા પામીને પ્હેલાં બલવત્તર બીજા થકી,
—ઉત્સર્ગો અપવાદોથી—તેમ શું ભ્રષ્ટ છો થયા? ૨૭
તો, કહો વત્સો! અહીંથી શું માગો છો આવી સાથમાં:
હું પરે લોકની સૃષ્ટિ રક્ષા તમ પરે રહી. ૨૮
પછી, મન્દાનિલે કંપે કમલવન, તે રીતે
સહસ્ર નેત્રથી ઇન્દ્રે, ઇસારો ગુરુને કર્યો. ૨૯
બ્રહ્માને કર જોડી કહે તે દ્વિનેત્ર બૃહસ્પતિ
સહસ્ર ચક્ષુથી જે છે અદકું ચક્ષુ ઇન્દ્રનું. ૩૦
સત્ય આપે કહ્યું, સ્થાન અમારું શત્રુએ હર્યું;
પ્રભુ! કેમ નહિ જાણો, અંતર્યામી દરેકના. ૩૧
ફાટેલો આપ વરથી દૈત્ય તારક નામનો
ઉપદ્રવાર્થ લોકોના ધૂમકેતુ સમો ઊઠયો. ૩૨
એટલો જ રવિ તાપ પ્રસારે પુર એહને
જેટલા માત્રથી એની વાપીનાં કમલો ખીલે. ૩૩
સેવે છે સર્વદા ચન્દ્ર તેને સર્વે કલા થકી
હરે ચૂડામણિ કીધી લેખા કેવળ ના ધરે. ૩૪
પુષ્પચોરી થકી બ્હીને તજી સંચાર વાડીમાં,
ન વાયે વાયુ તે પાસે પંખાના વાયુથી વધુ. ૩૫
સેવાનો ક્રમ છોડીને તત્પર પુષ્પસંગ્રહે
ઋતુઓ સેવતી તેને બાગના માળીની સમી. ૩૬
તેને ભેટ ધર્યા યોગ્ય રત્નોની સરિતાપતિ
જતને રાહ જોતો રહે જળમાં પાકતાં સુધી. ૩૭
માથે તેજસ્વી મણિના ભુજંગો વાસુકિસમા
સ્થિર દીપકરૂપે થૈ સેવે તેને નિશા વિષે. ૩૮
મોકલી દૂતથી તેને ભૂષણો કલ્પવૃક્ષનાં
ઇન્દ્રે મ્હેર તણી આશે વારંવાર રીઝાવંતો. ૩૯
આમ આરાધતાં તો એ પીડે ત્રણે ભુવનેઃ
અપકારે થતો શાન્ત ઉપકારે ન દુર્જન. ૪૦
દયાથી પત્રને ચૂંટે જેનાં દેવાંગના કરે
કાપી પાડી વીતાડયું તે દ્રુમોને સ્વર્ગ વાડીનાં. ૪૧

---

૨૭. ઉત્સર્ગ એટલે મુખ્ય નિયમ. જ્યાં સુધી અપવાદો લાગુ પાડી શકાય ત્યાં સુધી મુખ્ય નિયમોને લાગુ ન કરી શકાય. એટલે બલવત્તર અપવાદોથી ઉત્સર્ગો સ્થાન વિનાના થઈ જાય છે. તેવીજ રીતે બલવત્તર શત્રુઓથી શું તમે સ્થાન વિનાના થયા છો? એવો અર્થ છે.

તે સૂતે વીંજણો ચાલે શ્વાસ ધીમા સમીરથી
ચામરે સુરબંદીનાં અશ્રુનાં કણ વર્ષતાં. ૪૨

સૂર્યાશ્વ ખરીએ ખોદ્યાં મેરુશૃંગ ઉખાડી તે
ક્રીડાશૈલો કર્યા તેણે પોતાનાં ભુવનો મહીં. ૪૩

દિગ્ગજોને મદે મેલું શેષ મન્દાકિની જલઃ
વાવો એની હવે સ્થાન હેમનાં પદ્મ ઊગવા. ૪૪

સુખ ત્રિલોકે જોવાનું દેવોએ ભોગવાય ના,
વિમાનરાહ વેરાન તેના હલ્લાની ધાસ્તીથી. ૪૫

યજમાને હવિ હોમ્યું આદર્યા યજ્ઞની મહીં
વહ્નિમ્હોંથી પડાવી લે માયી તે અમ દેખતાં. ૪૬

ઊંચો ઉચ્ચૈઃશ્રવા એણે અશ્વરત્ન વળી હર્યો,
ચિરસંચેલ જેવો જે શક્રનો યશ મૂર્તિમાન્. ૪૭

અમારા સૌ ઉપાયો તે ક્રૂર સામે જૂઠા પડે
બલવાન ઔષધિ જેમ વ્યાધિમાં સંનિપાતના. ૪૮

અમારી જયની આશા હરિનું ચક્ર; તેહને
કંઠે નિષ્કસમું ઓપ્યું, અફળાઇ જ્વલન્ત થૈ. ૪૯

ઐરાવત વિજેતાઓ ગજો તેના હવે રમે
પુષ્કરાવર્તકાદિક મેઘોનાં તટ ભેદતા. ૫૦

તેની શાન્ત્યર્થ, સેનાની સર્જવા માગીએ પ્રભુ!
મુમુક્ષુઓ જેમ ધર્મ, કર્મના બંધ છેદવા. ૫૧

રક્ષક સુરસેનાનો જેને લે ઇન્દ્ર આગળ
શત્રુથી લાવશે પાછી બંદી કીધી જયશ્રીને. ૫૨

વચનો આ થતાં પૂરાં આત્મભૂ ઉચ્ચરે ગિરા,
ગર્જના પાછીની વૃષ્ટિ જેણે સૌભાગ્યથી જીતી. ૫૩

તમ સિદ્ધ થશે કામ, રાખો કૈં કાલ ધીરજ,
તેની સિદ્ધિ વિશે મારે જાતે કૈં સર્જવાનું ના. ૫૪

લક્ષ્મી એ અહીંથી પામ્યો ત્યાંથી જ ક્ષય ના ઘટે,
વિષવૃક્ષે ઉછેરીને આપે કાપવું યોગ્ય ના. ૫૫

એણે એ જ હતું માગ્યું, વચને એનું મેં દીધું,
શમાવ્યું વરથી તેનું તપ ત્રૈલોક્ય બાળતું. ૫૬

હઠાવે તેહને કોણ યુદ્ધે યુદ્ધપ્રવીણને
શંકરે સીંચિયા વીર્ય તણા અંશથી અન્ય કો? ૫૭

તે છે દેવ પરંજ્યોતિ તમઃપારે પ્રતિષ્ઠિત
જેનો પ્રભાવમહિમા ન જાણું હું ન વિષ્ણુએ. ૫૮

ઉમારૂપે તમે તેથી સંયમે સ્થિર ચિત્તને,
આકર્ષો શંભુ કેરાને, લોહ શું લોહચુંબકે. ૫૯

સમર્થ એ જ છે બેમાં મૂકેલાં બીજ ધારવાઃ
તે શંભુનું—અને તેની જલની, મૂર્તિ—માહરુ ૬૦

શિતિકંઠ તણો આત્મા ધારી સૈન્યધુરા તમ
મુકાવશે બળોત્કર્ષે વેણીને દેવબંદીની. ૬૧

વદીને આમ દેવોને અંતર્ધાન વિધિ થયા,
કર્તવ્ય ચિત્ત રાખીને દેવોએ સ્વર્ગમાં ગયા. ૬૨

ત્યાં નિશ્ચયે કરી ઇન્દ્રે સભાર્યો કામદેવને,
ત્વરાથી કાર્યસિદ્ધિમાં બમણો વેગ ધારીને. ૬૩

લલિત યુવતિકેરી ભ્રૂ સમી રમ્ય કોટિ
ધનુ ભરવી ગળે, જ્યાં કંકણાંકો રતિનાં,
સહચર મધુ હસ્તે મૂકી આમ્રાંકુરાસ્ત્રો,
સુમનશર ઊભો જે શક્રને હાથ જોડી. ૬૪

નાગરદાસ અમરજી પંડ્યા



## કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું

# પ્રતિભાષણ

[ આ ભાષણ વિદ્યાર્થીઓએ આપેલા ભાષણના જવાબરૂપ છે. આ સિત્તેર વર્ષના ઉત્સવ પ્રસંગે અહીં જ કવિવરે પોતાની અંતરની લાગણીઓ વ્યક્ત કરી છે. —તંત્રી ]

જે જગતમાં મેં મારી આંખ પહેલી ઉઘાડી તે જગત અતિ એકાંતમાં હતું શહેરની બ્હાર પરા જેવું, ચોમેર આવી રહેલાં પાડોશીઓના મકાનમાંથી ઊઠતા કલરવો વડે આકાશ ગાજી ઊઠતું નહિ.

મારા કુટુંબે મારા જન્મ પહેલાં સમાજનાં બંધનો તોડી નાખી તેણે બાંધેલી મર્યાદા બ્હાર નીકળી જવાની પહેલ કરી હતી. સમાજના આચારવિચાર, વિધિનિષેધ ત્યાં જવલ્લે જ જોવામાં આવતા.

અમારે એક જૂના જમાનાનું પ્રચંડ મકાન હતું. તેને કેટલીક ભાંગેલી ઢાલો, ભાલાઓ અને કટાઇ ગયેલી તરવાર લટકાવેલ દેવડી હતી, એક પ્રભુપૂજાનો ઓરડો હતો, ત્રણચાર આંગણાં હતાં, બ્હાર ને અંદર બગીચા હતા તથા આખા વર્ષના ઉપયોગ માટે ગંગાજળ ભરી રાખવા માટે મોટી મોટી કોઠીઓવાળો અંધારો ઓરડો હતો. જૂના યુગનાં જુદાજુદાં પર્વો અનુક્રમે નાના પ્રકારની સાજસજાથી વિભૂષિત થઇ એક દિવસે આ મકાનમાં કઇ રીતે મહાલતાં હતાં તેની સ્મૃતિ પણ અમને અત્યારે રહી નથી. આ મકાનમાં મારો

૬૧ શિતિકંઠ=શંભુ. આત્મા એટલે પુત્ર કારણકે આત્મા જ પુત્રરૂપે અવતરે છે એવી માન્યતા છે.

જન્મ થયો ત્યારે પુરાતન કાલ રજા લઇ ચૂક્યો હતો, આધુનિક જમાનો આવી પહોંચ્યો હતો ખરો, પણ તેનો સરંજામ હજુ આવવાનો બાકી હતો.

આ મકાનમાંથી આ દેશના સામાજિક જીવનનો પ્રવાહ જેમ વહી ગયો હતો, તેમ પહેલાંના ધનપ્રવાહમાં પણ ઓટ આવ્યો હતો. પિતામહની ઐશ્વર્યદીપાવલિ એક વખત નાના પ્રકારની જ્યોતો દર્શાવતી અહીં દીપી રહી હતી; તેને બદલે અત્યારે તેના કાળા ડાઘ, ભસ્મ અને એકાદ માત્ર ધ્રૂજતી જ્યોત માલમ પડતી હતી. પ્રચુર સરંજામથી પરિપૂર્ણ પૂર્વકાલના આમોદપ્રમોદ-વિલાસની ઘટાનાં સાધનો ખૂણેખાંચરે ધૂળથી મલિન થઇ પડયાં હોય તેનો કંઇ અર્થ નથી. હું ધનમાં જન્મ્યો નથી, ધનની સ્મૃતિમાં પણ જન્મ્યો નથી.

આ એકાંતમાં-આ કુટુંબમાં જે સ્વાતંત્ર્ય જાગૃતિ પામ્યું હતું તે સ્વાભાવિક હતું. મોટા ખંડથી દૂર આવેલા દ્વીપના ઝાડપાન-જીવજંતુના સ્વાતંત્ર્ય જેવું જ. તે કુદરતી હતું. અને તેથી જ અમારી ભાષામાં એકાદ એવી લઢણ પેસી ગઈ હતી કે કલકત્તાના લોકો તેને ઇસારા દ્વારા 'ઠાકુરઘરની ભાષા' કહેતા. ભાષાની પેઠે અમારા કુટુંબનાં સ્ત્રીપુરુષોના પહેરવેશમાં તેમજ હાલચાલમાં પણ એવું જ નિરાળાપણું જણાઈ આવતું.

શિક્ષિત સમાજ બંગાલી ભાષાને તે વખતે જનાનખાનામાં પૂરી રાખતો હતો. બહાર તે અંગ્રેજી ભાષા વાપરતો-કાગળપત્રમાં, વાંચવાલખવામાં, એટલું જ નહિ પણ બોલચાલમાં પણ; અમારા કુટુંબમાં આવી વિકૃતિ થઇ નહોતી. ત્યાં બંગાળી ભાષા પ્રત્યે ઊંડો અનુરાગ જણાઇ આવતો. તેનો વ્યવહાર સર્વ કામમાં થતો.

અમારા કુટુંબમાં એક બીજી બાબતનો સમાવેશ થયો હતો તેનો ઉલ્લેખ કરવો જોઇએ. ઉપનિષદ્ દ્વારા અમારું કુટુંબ પૌરાણિક યુગ પહેલાંના યુગ સાથે ગાઢ સંબંધ બાંધી રહ્યું હતું. હું બહુ નાનો હતો ત્યારથી દરરોજ વિશુદ્ધ ઉચ્ચારથી ઉપનિષદ્‌ના શ્લોકોનું સતત પારાયણ કર્યા કરતો.

બીજી બાજૂએથી અમારા ગુરુજનોમાં અંગ્રેજી સાહિત્ય પ્રત્યે ભક્તિનો પણ પાર નહોતો. તે વખતે મકાનની આબોહવા શેક્સપિયરના નાટ્યરસના જોશથી કંપાયમાન થઇ રહી હતી. સર વોલ્ટર સ્કોટનો પ્રભાવ પણ પ્રબળ હતો. સ્વદેશપ્રીતિનો ઉન્માદ તે વખતે દેશમાં બીજે કયાંય નહોતો. રંગલાલના 'સ્વાધીનતાહીનતાય કે બાંચિતે ચાયરે' (સ્વતંત્રતા વિના કોણ જીવવા ઇચ્છે ?) અને ત્યારબાદ હેમચંદ્રના 'વિંશતિ કોટિ માનવેર વાસ' (વીસ કરોડ મનુષ્યોનો વાસ)વાળાં કાવ્યોમાં દેશમુક્તિની કામનાના સૂર, પ્રભાતના પંખીના કલરવ જેવા ગાજતા હતા. હિંદુ મેળાની તૈયારી માટે અમારા ઘરનાં બધાં અપાર ઉત્સાહ દાખવતાં. તેના વડા કાર્યાધ્યક્ષ હતા નવગોપાલ મિત્ર. આ મેળામાં વચલા ભાઈનું લખેલું 'જય ભારતેર જય,' ગણુભાઇનું લખેલું 'લજ્જાય ભારત યશ ગાઇબ કી કરે' (શરમને લીધે હિંદના જશ કઇ રીતે ગાઉં ?) અને મોટાભાઇનું લખેલું 'મલિન મુખચંદ્રમા તોમારિ' (હે ભારત, તારો મુખચંદ્રમા મલિન છે) વગેરે કાવ્યો ગવાતાં હતાં. જ્યોતિભાઇએ એક ગુપ્ત સભા સ્થાપી હતી. એક બળેલા ઘરમાં તેની બેઠક થતી. ઋગ્વેદની પોથી, મડદાંની ખોપરી અને ઉઘાડી તરવાર, એ તેનો સરંજામ હતો. રાજનારાયણ વસુ તેના પુરોહિત હતા; ત્યાં અમે ભારતઉદ્ધારની દીક્ષા લીધી.

આ બધું આકાંક્ષા, ઉત્સાહ, ઉદ્યોગમાંનું કંઇ અમારા દિલમાં અકસ્માત પેદા થયું નહોતું. શાંત વાતાવરણમાં એ બધું ધીરે ધીરે અમારા દિલમાં પ્રવેશ કરતું હતું. સરકારી ફોજદાર કદાચ તે વખતે અત્યારના જેટલો સાવધાન નહિ હોય અગર આવી બાબતની ઉપેક્ષા કરતો હશે તેથી, તે સભાના સભાસદોની ખોપરીઓ તોડવા અગર અમારો રસભંગ કરવા આવતો નહિ.

કલકત્તા શહેર તે વખતે પથ્થરથી બાંધેલું નહોતું. મોટા ભાગમાં મકાનો માટીનાં ચણેલાં હતાં. તેલની મિલોના ધૂમાડાથી તે વખતે આકાશ કાળું ભમર બની જતું નહિ. ઇમારતોના જૂથમાં પડતી ખાલી જગા દ્વારા વખતોવખત કોઈ કોઇ તળાવડીનું પાણી દેખાઇ આવતું અને તેના પર સૂર્યનાં કિરણો રમતાં જણાતાં. સાંજરે પીપળાના ઝાડની લાંબી છાયા પડતી અને નાળિયેરીનાં પાંદડાંની ઝાલર હવામાં ફરફરતી હતી. બાંધેલાં નાળાં દ્વારા ગંગાનું પાણી ઝરણની માફક અમારા દક્ષિણ બાગના તળાવમા ઝરી પડતું. વખતે વખતે ગલીઓમાં થઇ ભોઇઓ પાલખી ખભે લઇ હાંકાહાંકી કરતા નીકળતા તેના શબ્દો અમારે કાને પડતા. સંધ્યાકાળ વખતે તેલના દીવા પ્રગટતા, અને તેના ઝાંખા પ્રકાશમાં ચટાઇ બિછાવી વૃદ્ધ દાસીની પાસે બેસી ઉટંગ વાર્તાઓ સાંભળતા. આ લગભગ નિસ્તબ્ધ બની ગયેલા જગતમાં હું એક ખૂણામાં પડેલું માનવી ગણાતો. લજ્જાળુ, મૂંગો ને નિશ્ચંચલ.

એક બીજા કારણે મને બધાંથી જુદો બનાવી દીધો હતો. હું નિશાળમાંથી નાસી આવેલો છોકરો ગણાતો. પરીક્ષા આપતો નહિ, પાસ થતો નહિ, શિક્ષક મારા ભવિષ્યને માટે આશાહીન હતા. નિશાળ બહાર જે ખુલ્લી જગા આવી રહી હતી ત્યાં મારુ મન ગૃહશૂન્ય માનવના મનની પેઠે સદાને માટે ભટકતું હતું.

એ દરમિયાન કોઈ એક જાતની શ્રદ્ધાથી અકસ્માત મેં શોધી કાઢ્યું કે લોકો જેને કવિતા કહે છે એ છંદમાં મેળવેલા ટુકડાઓ સામાન્ય કલમ વડે સામાન્ય માણસો લખી શકે છે. આ બીનઅડચણભર્યો અધિકાર પ્રાપ્ત કરી થાક્યા વગર ઉત્સાહપૂર્વક હું લખવામાં મસ્ત બની ગયો. આઠ અક્ષર, ૭ અક્ષર, દશ અક્ષર આમ કેટલાય ભાગો પાડી ઘરના ખૂણામાં મારા છંદને ભાંગવા તોડવાની રમત શરૂ થઈ. ધીમે ધીમે એ રમત લોકોમાં પ્રગટ પણ થઇ.

આ લખાણ ગમે તેવું હોય પણ એની પાછળ એકાદ ભૂમિકા તો હતી જ. એક બાળક કે જે એકલસૂરો હતો, એકલો હતો, નાતબહાર હતો, ને સમાજના શાસન બહાર હતો, નિશાળની સત્તા બહાર હતો, ઘરની સત્તા પણ તેને માટે હળવી હતી. પિતા હતા હિમાલય, ઘરમાં વ્યવસ્થા રાખતા જ્યોતિભાઇ કે જેનું હું સૌથી વધારે માનતો. તેઓ મારા પર કોઇ પણ રીતનો દાબ રાખતા નહિ. તેની સાથે વાદવિવાદ કરતો, નાના પ્રકારના વિષયોની ચર્ચા કરતો, જાણે કેમ તેનો બરોબરીઓ ન હોઉં! તે બાળક પર પણ શ્રદ્ધા રાખી જાણતા. મારી સ્વતન્ત્રતાને કાયમ રાખી મારા ચિત્તનો વિકાસ થાય તે પર તેમણે ખાસ ધ્યાન આપ્યું હતું. તેઓ મારા પર અધિકાર ચલાવવાની ઉત્સુકતામાં જો જોર વાપરત તો હું તેના ધારવા મુજબ કંઇક આકાર લેત ખરો, કદાચ એ અમારા ગૃહસ્થ માણસોને માટે સંતોષજનક પણ નીવડત; પરંતુ તે મારી પસંદગીનો તો ન જ હોત.

હવે મારી ભાંગતોડરૂપી લેખનશૈલીનાં કાવ્યોની રમત શરૂ થઇ. બાળકની જેવા તેવા વિચારની જેવી તેવી કાચી ગૂંથણી શરદઋતુની રાત્રિમાં થતી ઉલ્કાવૃષ્ટિ જેવી હોય છે. એ રીતિભંગનાં વલણ તો આ એકલસરા બાળકના મર્મમાં જડાએલાં હતાં. આમાં જો કે પૂરેપૂરી અડચણની શંકા તો હતી જ, પરંતુ આમાંથી પણ ભાગ્યયોગે બચી ગયો. કારણકે મારા નસીબે તે વખતના બંગાળી સાહિત્યમાં ખ્યાતિની દુકાન પર બહુ ઓછી ભીડ હતી. હરીફાઇની ઉશ્કેરણી ફેલાઇ નહોતી. વિચારકના દંડમાંથી વખોડવારૂપી શિક્ષા પ્રગટ થતી હતી ખરી પરંતુ કડવાં વચનોની ઉત્તેજનાએ તે વખતે સાહિત્યના પ્રદેશમાં પ્રવેશ કર્યો નહોતો.

તે વખતના મુઠ્ઠીભર સાહિત્યસેવકોમાં હું સૌથી નાનો હતો, કેળવણીમાં સૌથી કનિષ્ઠ હતો. મારા છંદોમાં બંધન જેવું કંઇ જ નહોતું. લખવાનો વિષય અસ્ફુટ ઉક્તિથી અસ્પષ્ટ હતો. ભાષા અને ભાવની અપરિણતિ ડગલે ડગલે માલમ પડતી. તે વખતના સાહિત્યકારોએ મુખ વડે કે લખાણ વડે મને લગભગ આશ્રય નથી આપ્યો, એમ કહું તો ચાલે. તેઓ થોડાં થોડાં વચનો વડે મજાકથી હસતા હતા. એ હાસ્ય વિદૂષકનું નહોતું. એ નિંદક વ્યવસ્થાનું અંગ નહોતું. તેમના લખાણમાં શાસન હતું, અસૌજન્ય જરા પણ નહોતું. તેથી આશ્રય ન મળ્યો, છતાં પણ વિરુદ્ધ ગતિઓ વચ્ચે થઇ મારું લખાણ મારા વિચારો મુજબ ઘડાતું ગયું.

તે વખતનો ખ્યાતિહીનતાનો સ્નિગ્ધ પહેલો પહોર પસાર થઇ ગયો. હું પ્રકૃતિની સારવારમાં અને આત્મીય સ્વજનોના સ્નેહની ગાઢી છાયામાં બેઠો હતો. છેવટે ખ્યાતિએ આવી અનાવૃત મધ્યાહ્નના તાપમાં મને ઘસડી આણ્યો. આ તાપ ધીમે ધીમે વધતો ગયો. તે એટલે સુધી કે મારો ઘરના ખૂણાનો આશ્રય તદ્દન દૂર થયો. ખ્યાતિની સાથે જે ગ્લાનિ આવી પડે તે મારા ભાગ્યમાં બીજાનાં કરતાં ઘણી જ વધારે કઠિન થઇ પડી હતી. આવું ખુલ્લું, આવું દયાહીણ, આવું દુર્નિવાર અસન્માન મારી પેઠે બીજા કોઇ સાહિત્યકારને સહન કરવું પડ્યું નહિ હોય! આ પણ મારી ખ્યાતિનું એક તરેહનું માપ છે, છતાં આ વાત કહેવાની મને તક મળી છે કે પ્રતિકૂળ પરીક્ષામાં ભાગ્યે મને લાંચ્છિત કર્યો છે, પરંતુ જયના અપમાનથી લજ્જિત કર્યો નથી. તે સિવાય મારા ખરાબ ગ્રહોએ કાળા રંગનો આજે પડદો ઝુલાવ્યો છે તેને જોઇ મારા મિત્રોનાં પ્રસન્ન મુખો ઉજ્જ્વળ બન્યાં છે. તેઓની સંખ્યા નાનીસૂની નથી, એ પણ આ પ્રસંગે હું જાણી શક્યો છું. મિત્રોમાંના કોઇને ઓળખું છું, મોટા ભાગને ઓળખતો નથી. તેઓમાંના કોઇ પાસેથી તો કોઇ દૂરથી આ ઉત્સવમાં ભળ્યા છે એ ઉત્સાહથી મારું મન આનંદ પામે છે. આજે મને લાગે છે કે તેઓ મને વહાણમાં ચડાવવા ઘાટ પર આવી ઊભા છે. મારી હોડી દિવાલોકની પેલી પાર તેઓનો મંગલ ધ્વનિ કાનમાં પૂરી હંકારાશે.

મારા કર્મમાર્ગની યાત્રા સિત્તેર વર્ષની ગોધૂલિ પસાર કરી ઉપસંહારમાં આવી પહોંચી છે. પ્રકાશ મંદ બનવાના ઉભા મુહૂર્તને વિષે આ જયંતિઅનુષ્ઠાન દ્વારા દેશ મારા દીર્ઘજીવનનું મૂલ્ય સ્વીકારશે.

જ્યાંસુધી પાક ખેતરમાં હોય ત્યાંસુધી શંકા જાગ્રત રહે છે. બુદ્ધિમાન વાણિયો ખેતર તરફ જોઇ પુરા પૈસા આપવાની આનાકાની કરે છે. તે પુરા પૈસા ન ચૂકવતાં તેમાંનો

મોટો ભાગ હાથમાં રાખે છે. પરંતુ પાક જ્યારે ઘરમાં આવે છે ત્યારે વજન કરી પાકો હિસાબ કરે છે. આજે મને લાગે છે કે મારા માટે એ પાકનો છેલ્લો હિસાબ ચૂકવી આપવાનો દિવસ છે.

જે મનુષ્ય ઘણું લાંબું જીવે છે તે ભૂતકાલમાં ભળી જાય છે. હું સમજી શકું છું કે મારો જૂનો વર્તમાનકાલ તે હાલના વર્તમાનકાલ કરતાં જુદો જ હતો. જે બધા કવિઓ રમત પૂરી કરી લોકાંતરે ગયા છે તેઓના આંગણા પાસે હું આવી ઊભો છું. તિરોભાવ સરહદ નજીક છે. વર્તમાનના ચાલતા રથના વેગ આગળ કોઇને જોઇ લેવાની જે અસ્પષ્ટતા તે મારે માટે આટલે દિવસે દૂર થવી જોઇએ. જેટલે દૂર આવવાથી કલ્પનાના કેમેરામાં મનુષ્યનું જીવન સમગ્ર લક્ષ્યબદ્ધ કરી શકાય, આધુનિકના પુરોભાગથી હું તેટલે દૂર આવી પહોંચ્યો છું.

પચાસ વર્ષ પછી વાનપ્રસ્થ થવું એમ મનુએ કહ્યું છે. તેનું કારણ એટલું જ કે મનુના હિસાબ મુજબ પચાસ વર્ષે મનુષ્ય વર્તમાનથી પાછળ પડે છે. તે વખતે કમર બાંધી દોડતા કાળની સાથે સમાનવેગે પગલાં દબાવતા દોડવામાં જેટલો થાક લાગે છે તેટલી સફળતા મળતી નથી. એમ કરવામાં શરીરનો જેટલો ક્ષય થાય છે તેટલો બદલો મળતો નથી. માટે ત્યારથી સ્વતઃપ્રવૃત્ત થઇ મનુષ્યને એ સર્વકાળના મુખ તરફ યાત્રા કરવી પડે છે કે જ્યાં કાળ સ્તબ્ધ છે. ગતિની સાધના પૂરી કરી હવે સ્થિતિની સાધના શરૂ થાય છે.

મનુએ જે મુદત નક્કી કરી આપી છે તેને ઘડિયાળ વડે મેળવવાનું કામ લગભગ અસાધ્ય છે. મનુના યુગમાં ખરેખર જીવનમાં આટલી બધી જવાબદારી નહોતી. તે વખતે જીવનગ્રંથિઓ હતી ઓછી. અત્યારે કેળવણી, કર્મ, આનંદ, રમત વગેરે બધાં બહુ વ્યાપક બની ગયાં છે. તે વખતના સમ્રાટનો રથ ગમે તેટલો મોટો, ગમે તેટલો ભપકાદાર ભલેને હોય પણ અત્યારની રેલગાડીની પેઠે તેમાં બહુ ગાડીનો આવો દ્વંદ્વ સમાસ નહોતો. આ ગાડીનો માલ ખલાસ કરતા થોડો વધારે સમય લાગે છે. પાંચ વાગે ઑફિસમાંથી છૂટવું એ શાસ્ત્રે નક્કી કરેલું છતાં હિસાબકિતાબ બંધ કરી લાંબા નિસાસા નાખ્યા બાદ ઘર તરફ વળીએ તે પહેલાં દીવા સળગાવવા પડે છે. આપણી એ જ દશા છે. માટે પચાસનો આંકડો વધારીએ નહિ તો છુટ્ટી મંજૂર થવી અસંભવિત છે. પરંતુ સિત્તેરના આંકડામાં પ્રવેશ કર્યા બાદ બહાનું ચાલે તેમ નથી. બહારના લક્ષણ પરથી હું જાણી શકું છું કે મારો સમય મને વટાવી ગયો છે. હિસાબ ઓછો ગણું તોપણ દશ વર્ષ પહેલાંની તારીખે હું બેઠો છું. દૂરના નક્ષત્રના પ્રકાશ માફક, અર્થાત્ તે જ્યારનો તે અત્યારનો નથી.

પરંતુ તદ્દન થંભ્યા પહેલાં ચાલવાની ટેવને લીધે ભૂતકાળનો થોડો ધક્કો વર્તમાનકાળ ઉપર આવી પડે છે. ગાયન પૂરું થાય એટલે તેની સમાપ્તિ થાય છે, પરંતુ થોડી વાર વધુ પલટો લેવાની ફરમાશ થાય ખરી. એ ભૂતકાળની પુનરાવૃત્તિ જ છે. એ પછી બહુ તો એકાદ બે તાન લગાવી શકાય, પરંતુ મૂંગા રહેવાથી કંઇ નુકસાન ન થાય. પુનરાવૃત્તિને લાંબો કાળ તાજી રાખવાનો પ્રયત્ન અને માછલીને જમીન પર લાવી એકાદ માસ જીવતી રાખવાનો પ્રયત્ન બંને એક જ જાતના છે.

આ માછલી સાથે કવિની તુલના જરા લંબાવીએ. માછલી- જ્યાં સુધી પાણીમાં હોય ત્યાં સુધી તેને થોડો થોડો ખોરાક નાખવો, એ સત્કાર્ય છે. એ તેની જરૂરિયાત

ગણાય. પરંતુ જ્યારે તેને જમીન પર આણવામાં આવે ત્યારે હવે તેની જરૂરિયાત બંધ પડે છે. હવે બીજા કોઈ જીવની જરૂરિયાત શરુ થાય છે. તેમ કવિ જ્યાં સુધી એકાદ સ્પષ્ટ પરિણતિને પહોંચે ત્યાં સુધી તેને કંઈક ઉત્સાહ આપવો જરૂરનો છે, એ કવિને માટે જરૂરની વસ્તુ છે. પરંતુ જ્યારે તેની પૂર્ણતા આવી પહોંચે, જ્યારે સમાપ્તિનો યતિ આવી પહોંચે ત્યારે તેના સંબંધમાં જો કોઈ પણ જાતનું પ્રયોજન બાકી રહે તો તે તેને પોતાને માટે નહિ, પણ તેના દેશના માટે છે.

દેશ મનુષ્યની સૃષ્ટિ છે. દેશ મૃન્મય નથી, તે ચિન્મય છે. મનુષ્ય જો પ્રકાશમાન હોય તો જ દેશ પ્રકાશિત હોય છે. 'સુજલા સુફલા મલયજ શીતલા' ભૂમિની કથા જેટલા ઊંચા સ્વરે ગાઇએ તેટલી જવાબદારી વધે છે. તે વખતે પ્રશ્ન ઊઠે છે કે પ્રાકૃતિક દાન તો ઉપાદાન માત્ર છે, તે વડે માનવી સંપદ કેટલાક પ્રમાણમાં વધારવામાં આવે છે માત્ર. મનુષ્યના હાથે દેશનું જળ જો સુકાઇ જાય, ફળ મરી જાય, મલયજ જો વિષમય બની મારક બની જાય, ખેતીની જમીન વંધ્ય બને તો કાવ્યકથાથી કંઇ દેશની લજ્જા દબાઇ જવાની નથી. દેશ માટીનો બન્યો નથી, દેશ માનવોનો બન્યો છે.

તેથી દેશ, પોતાની સત્તાના પ્રમાણ ખાતર જેઓ કોઇ પણ સાધનામાં સાર્થક થયા છે તેને માટે સતત તાકી રહ્યો છે. તેઓ ન હોય તો ઝાડપાન, જીવજંતુ પેદા થાય, વરસાદ પડે, નદીઓ વહે પરંતુ દેશ મરુભૂમિની માફક રેતીથી ઢંકાઇ જાય.

આ કારણથી દેશ જે મનુષ્યની અંદર પોતાની ભાષાનો પ્રકાશ અનુભવે તેને સર્વજન સમક્ષ પોતાના તરીકે જાહેર કરવાનાં બ્હાનાં રચે છે. જે દિવસે આમ બને, જે દિવસે કોઇ માનવનો, દેશ આનંદપૂર્વક અંગીકાર કરે, તે દિવસથી માટીના ખોળામાંથી દેશને ખોળે એ મનુષ્યનો જન્મ થયો ગણાય.

મારા જીવનની સમાપ્તિદશા વખતે આ જયંતિક્રિયામાં જો કોઇ પણ પ્રકારનું સત્ય હોય તો તે આ તાત્પર્યમાં છે. મને ગ્રહણ કરવાથી દેશને જો કોઇ પણ પ્રકારનો લાભ ન થયો હોય તો આજનો ઉત્સવ અર્થહીન છે. જો કોઇ આ વચનોમાં અહંકારની શંકા લાવી મારે માટે ઉદ્વેગ પામે તો તેનો ઉદ્વેગ અનાવશ્યક છે. જે ખ્યાતિની મૂડી અલ્પ છે તેની ઘટા ગમે તેટલી વધારે હોય છતાં તેને દેવાળું કાઢવું પડે છે. ભૂલ હમેશાં મહાન બની દેખા દે છે અને તેની પૂર્ણાહુતિ અતિ નાની હોય છે. આતશબાજીનો આકાશ ફાડી નાખનારો પ્રકાશ તેના નિર્વાણનો પ્રકાશિત અંગુલિસંકેત છે.

આ વાતમાં શક નથી, કે પુરસ્કારના પાત્રને પસંદ કરવામાં દેશ ભૂલ કરે ! સાહિત્યના ઇતિહાસમાં ક્ષણિક વાચાળ બનતી ખ્યાતિનું મૌન વારંવાર દેખા દે છે. તેથી આજની તૈયારીમાં આજે જ અતિશય ઉલ્લાસ પ્રગટ ન કરીએ એ ઉપદેશની વિરુદ્ધ એકેય દલીલ ટકી શકતી નથી. તે જ રીતે તે માટે હમણાં એકદમ દિલગીર થવાનું પણ તાત્કાલિક કંઇ કારણ જણાતું નથી. યુગેયુગે સાહિત્યવિચારનો ચુકાદો ઊલટોસૂલટો થયા કરે છે. અવ્યવસ્થિત ચિત્તવાળા મંદગતિ કાળના સૌથી છેલ્લા ચુકાદા વખતે મારા ભાગ્યમાં જો છેતરપિંડી જ રહે તો હાલ તેની ચિંતા કરવી નકામી છે. અત્યારે તો આ ઉત્સવ એ જ રોકડો લાભ છે. ત્યાર પછી છેલ્લી જવાબદારી માટે તો પ્રપૌત્રો બાકી રહેશે. હાલમાં તો મિત્રો સાથે શાંત ચિત્તે આનંદ કરીએ. વળી જેઓની એવી મરજી હોય કે

થૂંક ઉડાડી પરપોટા ફોડવા, તેઓ તેમ કરીને પણ આનંદ લઇ શકે છે. આ બે વિપરીત ભાવોના કાળાધોળા સંસારની આનંદધારામાં યમની પુત્રી યમુના અને શિવની જટામાંથી નીકળેલી ગંગાનું મિલન થાય છે. મોર પોતાનાં પીંછાંના ગર્વથી નૃત્ય કરી ખુશી થાય છે, અને શિકારી પોતાના લક્ષ્યવેધના ગર્વથી તેને મારી મહા આનંદ પામે છે.

આધુનિક કાળમાં પાશ્ચાત્ય દેશના સાહિત્યની કલાસૃષ્ટિમાં લોકચિત્તની સંમતિ વારંવાર અદલબદલ થયાં કરે છે. મનુષ્યમાં વાહનોનો વેગ વધે છે, તેમ મનુષ્યના મનપ્રાણને પણ એ વેગનો ધક્કો વાગે છે.

જ્યાં વ્યાપારી હરીફાઈ ઉગ્ર હોય છે ત્યાં આ વેગનું મૂલ્ય વધારે હોય છે. ભાગ્યરૂપી પ્રભુનામની લૂંટ માટે વ્યાપારી બજારમાં જમીન પર જ્યાં બધા ગડમથલ કરતા હોય છે ત્યાં તો જે મનુષ્ય વેગમાં જીતે તેને જ માલ પ્રાપ્ત થાય છે. તૃપ્તિહીન લોભનું વાહન વિરામ વગરનો વેગ છે. આખું પશ્ચિમ દારુડિયાની માફક આ લોભમાં મસ્ત બન્યું છે. ત્યાં વેગવૃદ્ધિ ક્રમે ક્રમે લાભનું સાધન ન બનતાં જાતે સાધ્ય બનતું જાય છે. વેગનો લોભ આજ જળ, સ્થળ ને આકાશમાં હિસ્ટીરિયાના બરાડા પાડતો પાડતો ભટકતો ફરે છે.

પરંતુ પ્રાણરૂપી પદાર્થ તે કંઈ વરાળ કે વીજળીથી ચાલતાં લોખંડનાં એન્જિન નથી. તેને પણ એક જાતનો છંદ છે. તે છંદમાં એકાદ બે માત્રાથી વધુ વધારો ઘરાડો થઇ શકે નહિ. થોડી મિનિટ કૂદતા કૂદતા ચાલવાનું સંભવિત બને છે, પરંતુ દશેક મિનિટ આ પ્રમાણે કર્યા પછી સાબીત થાય છે કે મનુષ્ય કંઇ બાઇસિકલનું પૈડું નથી. તેની પાયદળ ચાલ પદાવલીના છંદના જેવી છે. ગાનનો લય ત્યારે જ મીઠો લાગે છે કે જ્યારે તે કાનના સજીવ છંદને પ્રમાણભૂત માની વર્તે. તેને બમણાથી ચોગણો ચડાવતાં તે કલા-દેહ છોડી કૌશલદેહ ધારણ કરવા માટે હાંફળોફાંફળો બને છે. અને એથી પણ વધારે વધારો તો રાગિણી ગાંડાની ઇસ્પિતાલના મુખ્ય દરવાજા ઉપર માથું પછાડી મરી જશે. સજીવ આંખ એ કંઇ કૅમેરા નથી, સારી રીતે જોવા માટે તેને સમય લાગે છે. કલાકના વીસપચીસ માઇલના વેગમાં તે જે કંઇ જુએ છે તે ધૂમસમાં જોવા જેવું છે. એક સમયે, તીર્થયાત્રા નામનો એક સજીવ પદાર્થ આપણા દેશમાં હતો. મુસાફરીના પૂર્ણ સ્વાદદ્વારા એ પદાર્થ પુષ્ટ થતો. આગગાડીના અમલમાં તીર્થ રહ્યાં, પણ યાત્રા તો રહી નહિ. મુસાફરી રહી નહિ કેવળ પહોંચવાનું સ્થાન રહ્યું. કેળવણીને બાદ કરતાં કેવળ પરીક્ષા પસાર કરવા જેવો જ આ ઘાટ થયો. રેલવે કંપનીનાં કારખાનાંમાં યંત્રમાં ઠાંસેલી તીર્થયાત્રાની જુદીજુદી કિંમતની ગોળીઓ ગોઠવેલી છે. તેને ગળી જઇએ કે બસ. પછી તેમાં શી વસ્તુ છે તે સમજવા જેટલી ફુરસદ કોઇને નથી. કાલિદાસનો યક્ષ જો મેઘદૂતને રજા આપી એરોપ્લેનદૂતને અલકા મોકલત તો આવા બે સર્ગથી ભરપૂર મંદાક્રાંતા છંદ બેચાર શ્લોક રચાતાં જ આપઘાત કરી મરત. યંત્રમાં ઠાંસેલો વિરહ કંઇ હજુ બજારમાં વેચાવા આવ્યો નથી.

મેઘદૂતના કરુણ અંતથી દિલગીર ન થાય એવા બળવાન પુરુષો આજકાલ નજરે પડે છે ખરા. કોઇ કોઇ કહે છે કે કવિતાનો સમય અત્યારે ચાલ્યો ગયો છે. જો આ ખરું હોય તો તે કવિતાના દોષથી નથી, પણ સમયના દોષથી બન્યું છે. મનુષ્યના પ્રાણ હમેશાં છંદોબદ્ધ છે, પરંતુ તેનો સમય યંત્રના જુલમથી હાલમાં છંદોબદ્ધ રહ્યો નથી.

દ્રાક્ષના ખેતરમાં ખેડૂત લાકડી ખોડે છે. તેના પર દ્રાક્ષની વેલ ચડે છે અને ફળથી

લચે છે. તે રીતે જીવનયાત્રાને સબળ અને સફળ બનાવવા માટે કેટલાક વિધિનિષેધ સ્વીકારવા પડે છે. જો કે આ વિધિનિષેધમાં ઘણાખરા નિર્જીવ અને નીરસ હોય છે; શાસ્ત્રબંધનના જેવા જ કષ્ટપ્રદ હોય છે; પરંતુ વાડ પાસે રોપેલું મેંદીનું ઠુંઠું જેમ પાણી મળતાં સજીવ બની જાય છે, તેમ જીવનયાત્રા જ્યારે પ્રાણના છંદને વિષે શાંત ગમન કરે છે ત્યારે સુકાએલું ઠુંઠું અંતરના ઊંડા ભાગમાં પહોંચવાનો અવકાશ મેળવી ધીમે ધીમે સજીવ બને છે. એ અંતરના ઊંડા ભાગમાં સંજીવની રસ રહેલો છે. એ રસમાં તત્ત્વ અને નીતિના જેવા પદાર્થો પણ હૃદયની પોતાની સામગ્રીરૂપે સજીવ અને સજ્જિત બની જાય છે. મનુષ્યના આનંદનો રંગ તે પર ચડે છે. આ આનંદના પ્રગટીકરણમાં જ ચિરંતનપણું છે. એક સમયની નીતિને બીજે સમયે કદાચ આપણે ગ્રહણ કરી ન શકીએ, પરંતુ એ નીતિ જે પ્રીતિને, જે સૌંદર્યને આનંદની સત્ય ભાષામાં પ્રગટ કરે છે તે આપણી સમક્ષ નૂતન જ રહેવાની છે. મોગલ સામ્રાજ્યનું શિલ્પ આપણી આગળ આજે ચિરનવીનરૂપ ધારણ કરી ઊભું છે, પછી તે સામ્રાજ્યની નીતિને આપણે પસંદ કરીએ કે ન કરીએ તોપણ.

પરંતુ જે યુગમાં ટોળેટોળાં ગરજનાં માર્યાં અવકાશથી ઠાંસોઠાંસ બની ઘન બની જાય એ યુગ આપમતલબિયો ગણાય, પ્રીતિનો ન ગણાય પ્રીતિ હમેશાં ઊંડાણમાં પહોંચવા માટે સમય લે છે. આધુનિક કાલના આ ત્વરાના જુલમથી પીડાતા યુગમાં આપમતલબિયાપણાની તાકીદ પાણીમાં ઊગતા ચિયાની માફક સાહિત્યના પ્રવાહમાં પણ પુષ્કળ પ્રમાણમાં ફેલાઇ ગઇ છે. એ અહીં કાયમનો વસવાટ કરવા આવતી નથી, પણ સમસ્યાનું સમાધાન કરવાની દરખાસ્ત લાવવાને બહાને ધામો નાખી પડે છે. એની દરખાસ્ત ગમે તેટલી અલંકૃત હોય છતાં તે શુદ્ધ સાહિત્ય તો નથી જ. કેવળ તે દરખાસ્ત જ છે, પ્રયોજન પૂરું થતાં જ તે અંતર્ધાન થવાની છે.

આવી સ્થિતિમાં સાહિત્યનું વાતાવરણ અવારનવાર બદલાયાં કરે છે. કોઇ પણ સ્થળે લાગણીનું કાયમી સ્થાન નથી. ભવિષ્ય ભૂતકાળને લતાપ્રહાર કરતો ચાલ્યો જાય છે. જેને ઉત્તમ માન્યું હતું તેને ધૂળભેગું કરવું અને અટ્ટહાસ્ય કરવું એ તેનું કર્મ છે. આપણા દેશની સ્ત્રીઓની કિનારવાળી સાડીઓ, બનારસી ચોળી વગેરે એકંદર રીતે લાંબા સમયથી બદલાઈ નથી. કારણકે એને તેઓએ અંતઃકરણપૂર્વકના અનુરાગથી પકડી રાખેલ છે. એ જોઇ આપણી આંખ થાકતી નથી. જો થાક લાગત, તો મનને એ નિહાળવાનો યોગ્ય સમય ન મળત અને તેથી તે લાગણીહીન અને અશ્રદ્ધાપરાયણ બની જાત. હૃદયહીન ઊપરછલ્લા વિલાસની તૈયારીમાં કારણ વિના અનાયાસે વારંવાર ફેશનબદલ થયાં જ કરે છે. અત્યારના સાહિત્યમાં તે જ રીતે રીતિ બદલાતી જાય છે. હૃદય અશ્રાંત ગતિને લીધે પ્રીતિના સંબંધનું રક્ષાબંધન ગૂંથવાનું કે તે બાંધવાનું કામ કરી શકતું નથી. જો તેને સમય મળતો હોત તો ખંચિત એ બંધન સુંદર રીતે વણી ગૂથી શકત. અત્યારે તો એને ઉતાવળિયા લોકો ધમકી આપી કહે છે કે 'તારી સુંદરતાને બાજૂએ મૂક. સુંદર પુરાણું છે, સુંદર જગજૂનું છે. એકાદ જેવી તેવી વણેલી શણની દોરી લાવ'–એને અમે રિયાલિઝમ કહીશું. અત્યારના ઝપાટાબંધ દોડવાવાળા લોકોને એ જ પસંદ છે, ટૂંકા આયુષ્યવાળા ફેશન તાજા બનેલા નવાબ જેવી ઉદ્દત છે. તેનો મોટો ગર્વ એ છે કે તે આધુનિક છે–અર્થાત્ તેની બડાઇ ગુણને લીધે નથી પણ કાળને લીધે છે.

ગતિની આ મોટર પશ્ચિમમાં આવેલા દેશોનું મર્મસ્થાન છે, એ હજુ પાકો દસ્તાવેજ કરી આપણી પોતાની થઇ નથી. તોપણ આપણી પણ ગતિ શરૂ થઇ રહી છે. એમની મોટરગાડીના પગથિયા પર આપણે કૂદકો મારી ચડી ચૂકયા છીએ. આપણે પણ ટૂંકા વાળવાળી ટૂંકા પોશાકવાળી સાહિત્યકીર્તિની રીતભાતની છેલ્લામાં છેલ્લી ફેશનનો ગંભીર. પણે વિચાર કરીએ, આપણે પણ આધુનિકતાની બડાઇ ગાતા પુરાતનતાને વગોવવામાં આનંદ માનીએ છીએ.

આ બધી વસ્તુનો વિચાર કર્યા બાદ હું કહું છું, કે આટલી ઉંમરે હું ખ્યાતિ પર ઝાઝો વિશ્વાસ રાખતો નથી. એ માયામૃગીના શિકાર માટે વનજંગલમાં ભટકવું, એ યૌવનનું કામ છે. કારણકે એ ઉંમરે જો મૃગ ન મળે તો પણ મૃગયા થઈ એ પૂરતું ગણાય. ફૂલમાંથી ફળ બને અગર ન પણ બને, છતાં પોતાના સ્વભાવને ચાંચલ્યમાં સાર્થક કરવાનું કાર્ય તો ફૂલને કરવું જ પડે છે. એ અશાંત છે, બાહ્યરૂપમાં વર્ણ અને ગંધ એ તેનું નિત્ય-કર્મ છે. ફળનું કામ અંદરનું છે, તેના સ્વભાવનો હેતુ અપ્રગલ્ભ શાંતિ છે. શાખાથી મુક્ત થવું એ તેની સાધના છે. એ મુક્તિ પોતાની આંતરિક પરિણતિના યોગે સધાય છે.

મારા જીવનમાં આજે એ ફળની ઋતુ આવી છે. એ ફળ ડાંખળીઓથી તૂટવાની તૈયારીમાં છે. આ ઋતુનો સુયોગ સંપૂર્ણ ગ્રહણ કરવા માટે બહારની સાથે અંતરની શાંત સ્થપાવી જોઇએ. એ શાંતિ ખ્યાતિ–અખ્યાતિના દ્વંદ્વમાં ધ્વંસ પામે છે.

ખ્યાતિની વાત જવા દો. એનો મોટો ભાગ અવાસ્તવિકતાની વરાળથી ફૂલેલો હોય છે. તેના સંકોચન–પ્રસારણથી જે મનુષ્ય વધારે પ્રમાણમાં ક્ષુબ્ધ થાય એ અભિશાપ પામેલો ગણાય ભાગ્યનું પરમ દાન પ્રીતિ છે. કવિને માટે એ જ શ્રેષ્ઠ પુરસ્કાર છે. જે મનુષ્ય કામ કરે છે તેનો પગાર ખ્યાતિવડે વળી રહે છે; પરતુ આનંદ આપવો એ જ જેનું કામ છે તેનો બદલો પ્રીતિ વિના પૂરેપુરો વળતો નથી.

ઘણી કીર્તિ એવી છે, કે જે મનુષ્યને સાધન બનાવી રચાએલી છે. જેમકે રાષ્ટ્ર. કર્મનું બળ ત્યાં જનસંખ્યામાં હોવાથી મનુષ્યને પોતાના પક્ષમાં તાણવાનું દ્વંદ્વયુદ્ધ મચે છે. વિસ્તાર પામેલી ખ્યાતિની વાડ રચી મનુષ્યો પકડવાનું ત્યાં કામ થાય છે. ધારો કે લોઇડ જ્યોર્જ. તેની બુદ્ધિ, તેની શક્તિ જ્યારે ઘણા માણસો પર સત્તા ચલાવે ત્યારે જ તેનું કાર્ય આગળ ચાલે. વિશ્વાસ તૂટયો કે પેલી વાડ પણ તૂટી. મનુષ્યરૂપી સાધનો પણ તે સાથે પૂટયાં સમજવાં.

બીજી બાજૂએ કવિની સૃષ્ટિ જો સત્ય હોય તો એ સત્યનું ગૌરવ એ સૃષ્ટિની પોતાની અંદર જ આવી રહ્યું છે. લોકોની સંમતિમાં નહિ. લોકો તેનો સ્વીકાર ન કરે એવું પણ બને ખરૂ. તેથી બજારભાવમાં નુકસાન થાય ખરૂં. પણ તેથી સત્યની કિંમત ઘટતી નથી.

ફૂલ ખીલે છે એ જ ફૂલની છેવટની વાત ગણાય. જેને સારું લાગ્યું તે જીત્યું. ફૂલની જીત તેના પોતાના આવિર્ભાવમાં છે. સુંદરના અંતરમાં એક રસમય રહસ્યમય અધીનતાથી અતીત સત્ય આવી રહ્યું છે. આપણા અંતરની સાથે તેનો અનિર્વચનીય સંબંધ છે. તેના સંબંધથી આપણી આત્મચેતના મધુર, ગંભીર અને ઉજ્જ્વલ બને છે. આપણી અંદર આવી રહેલું મનુષ્યત્વ વધે છે, રંગાય છે, રસમય બને છે. આપણી સત્તા તેની સાથે રંગરસમાં એકરૂપ બની જાય છે. આ વસ્તુ તે જ અનુરાગ કહેવાય.

કવિનું કામ આ અનુરાગ વડે મનુષ્યમાં ચૈતન્યને ઉદ્દીપ્ત કરવાનું છે, ઉદાસીનતામાંથી ઉદ્બોધિત કરવાનું છે. તે જ કવિને મનુષ્યો મહાન ગણે છે કે જે મનુષ્યના ચિત્તને એવા વિષયોમાં જોડે છે કે જે વિષયોમાં નિત્યતા છે, મહિમા છે, મુક્તિ છે; જે વ્યાપક છે, ગભીર છે: કલા અને સાહિત્યના ભંડારમાં દેશોદેશમાં વખતોવખત મનુષ્યના અનુરાગની સંપત્તિ રચાય છે અને સંચિત થાય છે. આ વિશાળ ભુવનને વિષે અમુક દેશનાં માણસો ખાસ કરીને કોને ચાહે છે તે તેના સાહિત્ય પરથી સમજી શકાય છે. આ પ્રેમ દ્વારા મનુષ્યનો વિચાર કરી શકાય.

વીણાપાણિની વીણામાં તાર અનેક છે. કોઇ સોનાનો, કોઇ તાંબાનો, કોઇ પોલાદનો. સંસારના કંઠમાં હલકા કે ભારે, આનંદના કે પ્રમાદના જેટલી જાતના સૂર છે તે બધા તેની વીણામાં વાગે છે. કવિના કાવ્યમાં પણ સૂરની વિચિત્રતા અસંખ્ય છે. એ બધામાં ઉદાત્ત ધ્વનિનું વાતાવરણ જોઇએ એવું કંઈ નથી. પરંતુ એ બધાની સાથે એવું કંઇ હોવું જોઇએ, કે જેનો ઇસારો ધ્રુવ વસ્તુ તરફ હોય, વૈરાગ્ય વસ્તુ તરફ હોય કે જે અનુરાગને વીર્યવાન અને વિશુદ્ધ બનાવે. ભર્તૃહરિના કાવ્યમાં ભોગી માણસ પોતાનો સૂર પૂરે છે એ વાત ખરી છે, પરંતુ કાવ્યના ઊંડાણમાં એક ત્યાગી માણસ પોતાનો એકતારો લઇ બેઠો જણાય છે. આ બંને સૂરના સમવાયથી જ રસની તુલા સમધારણ રહે છે. જેમ કાવ્યમાં છે તેમ માનવજીવનમાં પણ છે. લાંબો સમય સંખ્યાબંધ માણસોને સંપત્તિ આપી જે સાહિત્ય સ્થાયીપણે સાર્થક બને છે, તેનો બોજો કાગળની નૌકામાં અગર માટીના શકોરામાં ભરવાથી કંઇ હેતુ નહિ સરે. આધુનિક કાળના વિલાસીઓ અવજ્ઞા સાથે કહેશે કે આ બધી કથા આધુનિક કાળની ભાષા સાથે મળતી આવતી નથી. જો આમ જ હોય તો એ આધુનિક કાળને માટે પસ્તાવો કરવો પડશે. આશ્વાસન લેવા જેવી વાત એ છે કે આધુનિક લાંબું ટકે એટલું તેનું આયુષ્ય નથી.

કવિ જો એવો વિચાર મનમાં લાવે કે કવિત્વના હમેશના વિષયો આધુનિક કાળમાં પુરાણા બની ગયા છે તો હું કહીશ કે આધુનિક કાળ પોતે જ વૃદ્ધ અને રસહીન બન્યો છે. ચિરપરિચિત જગતમાં તેનો સહજ અનુરાગનો રસ પહોંચતો નથી તેથી તે જગતને પોતાની અંદર લઇ શકતો નથી. જો કલ્પના પોતાની ચોમેરથી રસ પ્રાપ્ત ન કરે તે કોઇ પણ પ્રયત્નશીલ રચનાને લાંબો વખત રસવાન રાખી શકે એવી આશા રાખવી એ વિડંબનામાત્ર છે. જીભની રુચિ ગઇ છે તે માણસ હમેશના ખોરાકમાંથી તૃપ્તિ મેળવી શકતું નથી. અને આ એક જ કારણને લીધે તે કોઇ એક અજબ અન્ન વડે હમેશાં સ્વાદ મેળવી શકશે, એવી સંભાવના રાખવી વૃથા છે.

આજે સિત્તેર વર્ષની ઉંમરે સાધારણ માનવસમાજ પાસે મારી ઓળખાણ પરિણામ પામી છે તેથી આશા રાખું છું, કે જેઓએ મને સમજવાનો સહેજ પણ પ્રયત્ન કર્યો છે તેઓ અત્યાર સુધીમાં એ વાત જાણી ચૂક્યા હશે, કે હું જીર્ણ જગતમાં જન્મ્યો નથી. મેં આંખ ઉઘાડી જે કંઇ જોયું તેથી મારી આંખ કદી કટાળી નથી, તેમ વિસ્મયનો અંત આવ્યો નથી. ચરાચરને વીંટાઇ વળી અનાદિકાળની જે અનાહત વાણી અનંતકાળ સન્મુખ ધ્વનિત થઇ રહી છે તેથી મારું મન નાચી ઊઠયું છે. મને લાગ્યું છે કે હું યુગેયુગે આ વિશ્વવાણી સાંભળતો આવ્યો છું. સૌરમંડલના છેડે આવેલી આપણી આ પૃથ્વીને ઋતુના

આકાશદૂતો વિચિત્ર રસની વર્ણરાજાથી રાજાવી જાય છે, એ આદરમાનની ક્રિયા વખતે મારા હૃદયના અભિષેક વારિ વડે તેની સાથે જોડાવામાં મેં કદી આળસ કરી નથી. દરરોજ ઉષાકાળ વખતે-અંધકારમય રાત્રિના અંત વખતે સ્તબ્ધ થઇ ઊભો રહ્યો છું. શા માટે? એ વાત અનુભવમાં ઉતારવા કે यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि। હું એ વિરાટ સત્તાને મારા અનુભવવડે સ્પર્શ કરવા મથી રહ્યો છું. જે સકલ સત્તાના આત્મીય સંબંધનું ઐક્યતત્ત્વ છે, જેની ખુશીથી નિરંતર અસંખ્ય રૂપના પ્રકાશથી વિચિત્ર રીતે મારો પ્રાણ ખુશી ખુશી થઇ જાય છે, અને બોલી ઊઠે છે કે कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्। જેમાં કોઇ હેતુ નથી તે પણ આનંદના આકર્ષણથી જણાય છે. એ અતિ આશ્ચર્યજનક વ્યાપારનો છેલ્લો અર્થ જેની અંદર સમાયો છે, જે અંતર અંતરમાં મનુષ્યને પરિપૂર્ણ બનાવી વિદ્યમાન થાય છે તેથી તનતોડ કઠોર આત્મત્યાગને આપણે આત્મઘાતી ગાંડાની ગાંડાઇ માની હસી કાઢતા નથી.

જેને માટે રાત્રિના અંધકારમાં માનવયાત્રાળુઓ યુગથી યુગાન્તર ભણી ચાલ્યાં કરે છે, જેને માટે રાજપુત્રે ફાટેલી કથા પહેરી છે, વિપથોમાં વિરાગી રખડતા ભિક્ષુક મહાપુરુષે પળેપળ સંસારની હલકી ઉપાધિઓ વેઠી છે, તુચ્છ નિંદાને તળિયે હમેશની બીભત્સતા સહન કરી છે

જેના ચરણમાં અભિમાનીઓએ અભિમાનનું વિસર્જન કર્યું છે, ધનવાનોએ ધન અર્પણ કર્યું છે, વીરોએ પોતાના પ્રાણ ઓવાર્યા છે, જેના ઉદ્દેશે કવિ લાખો ગીતો બનાવી દેશદેશ ફેલાવી રહ્યા છે.

ઉપનિષદના જે પ્રાથમિક મંત્રવડે પિતાજીને દીક્ષા મળી તે મંત્ર વારંવાર નવા નવા અર્થ સાથે મારા મનમાં ઘોળાયા કર્યો છે. વારવાર મેં મારા મનને પ્રબોધ્યું છે કે तेन त्यक्तेन भुंजीथाः, मा गृधः। આનંદ માટે જે તમારી પાસે મહેરુજમાં આવ્યું છે, જે તમારી ચોમેર આવી રહ્યું છે, તેમાં ચિરંતન લોભ કરતા નહિ. કાવ્યસાધનામાં આ મંત્ર અમૂલ્ય છે. આસક્તિ જેને કરોળિયાની માફક જાળમા સપડાવે તેને જીર્ણ કરી દે છે, તેથી ગ્લાનિ ને ક્લાન્તિ આવે છે. કારણકે આસક્તિ તેને સમગ્રમાંથી ઉપાડી પોતાની સીમામાં બાંધે છે. ત્યારપછી ચૂંટેલા ફૂલની માફક તે થોડી વારમા ચીમળાઈ જાય છે. મહત્ સાહિત્ય ભોગ ને લોભના, સૌંદર્ય ને આસક્તિના અને ચિત્તને ઊભી થએલી ગરજના દંડધારીના પંજામાંથી બચાવે છે. રાવણના ઘરમાં સીતા લોભદ્વારા બંદીવાન બન્યાં હતાં, રામના ઘરમાં સીતા પ્રેમદ્વારા મુક્ત હતાં. ત્યાં જ તેનો સત્ય પ્રકાશ હતો. પ્રેમની પાસે દેહનું અપરૂપ રૂપ પ્રગટ થાય છે. લોભની પાસે તેનું સ્થૂળ માંસ પ્રગટી રહે છે.

જીવનના જુદા જુદા વિભાગોમાં જુદી જુદી સ્થિતિમાં ઘણા દિવસથી હું લખતો આવ્યો છું. લખવાનું શરૂ કર્યું ત્યારે મારી ઉંમર નાની હતી. ત્યારે હું મને પોતાને બરાબર સમજતો નહોતો. તેથી મારા લખાણમા બહુલતા અને કચરા જેવી વસ્તુ પુષ્કળ પ્રમાણમાં છે એમાં કંઈ શક નથી. એ બધી અનાવશ્યક વસ્તુ બાદ કરતાં બાકી જે કંઇ રહે તે પરથી મને આશા છે કે એ જાહેરાત સ્પષ્ટ જણાઇ આવશે કે હું આ જગતને ચાહું છું, મેં મહત્ને પ્રણામ કર્યા છે, મેં મુક્તિની કામના કરી છે. જે મુક્તિ પરમ પુરુષની પાસે આત્મનિવેદન કરવામાં છે. મને શ્રદ્ધા છે કે માનવસત્ય મહામાનવમાં આવી રહ્યું છે. જે

સદા જનાનાં હૃદયે સન્નિવિષ્ટઃ। મેં લાંબી મુદતથી ચાલી આવતી સાહિત્યસાધનાની સીમારેખા ઓળંગી એક વખત એ મહામાનવને ઉદ્દેશી મારા કર્મનો અર્ધ્ય, મારા ત્યાગનું નૈવેદ્ય શક્તિ મુજબ ધરાવ્યું છે. તેથી બહારથી જે કંઇ અડચણ આવી પડી હોય તો તેને મેં અંતરના આનંદ આગળ તુચ્છકારી છે. હું આ ધરણીના મહાતીર્થને વિષે આવ્યો છું. અહીં સર્વદેશ, સર્વજાતિ અને સર્વકાલના ઇતિહાસના મહાકેન્દ્રને વિષે નરદેવતા આવી રહેલ છે. તેની વેદીના પાયા આગળ એકાંતમાં બેસી આજે પણ હું મારા અહંકાર, મારી ભેદબુદ્ધિને દૂર કરવાની દુઃસાધ્ય ચેષ્ટા કરવા તૈયાર છું.

મારામાં જે કંઈ નકામી વસ્તુ છે તેને તરછોડયા બાદ જો મારા ચારિત્રની અંતરતમ પ્રકૃતિ અને સાધના લખાણમાં પ્રગટ થતી હોય અને તે આનંદ આપતી હોય તો તેના બદલામાં હું પ્રીતિ સિવાય બીજું કંઈ માગતો નથી. એ વાત મારા જાણવામાં છે કે જેની પાસેથી મને અકૃત્રિમ મિત્રતા પ્રાપ્ત થય છે. તેઓ મારી બધી ભૂલો જાણતા હોવા છતાં જાણે છે કે મેં મારા જીવનમાં શું ઇચ્છયું છે, શું મેળવ્યું છે, શું આપ્યું છે. મારા અપૂર્ણ જીવનમાં, મારી અધુરી સાધનામાં શું ઈંગિત છે.

સાહિત્યમાં મનુષ્યનો અનુરાગ પેદા કરવો એ જ જો કવિનું ખરું કાર્ય હોય તો એ દાન ગ્રહણ કરવા માટે સ્નેહની જરૂર છે. કારણ કે પ્રીતિ-સ્નેહ જ વસ્તુને સમગ્રરૂપે નિહાળે છે. આજ સુધી સાહિત્યમાં જેઓએ માન મેળવ્યું છે તેમનાં લખાણોને આપણે સમગ્ર રૂપમાં નિહાળી અનુભવીએ છીએ. તેનાં લખાણના ટુકડા ટુકડા કરી છિદ્રો ખોળવાની આપણને સ્વાભાવિક રીતે જ પ્રવૃત્તિ થતી નથી. જગતમાં આજ સુધીમાં અતિ મહાન સાહિત્યકાર એવો કોઇ જન્મ્યો નથી કે અનુરાગ વિનાના કઠોર ચિત્ત વડે તેની શ્રેષ્ઠ રચનાનો પણ ઉપહાસ ન થયો હોય, નઠારો અર્થ ન થયો હોય અગર તેના પ્રત્યે કોઇ પણ મનુષ્યે મુખ મચકોડયું ન હોય. પ્રીતિની પ્રસન્નતારૂપી સ્વાભાવિક ભૂમિકા ઉપર કવિની સૃષ્ટિ સમગ્ર બની સ્પષ્ટ બને છે અને પ્રકાશે છે.

મર્ત્યલોકનું શ્રેષ્ઠ દાન આ પ્રીતિ એ મને મળી છે એ વાત હું આપ સર્વને નમસ્કાર કરી જણાવું છું. એ દાન મને પૃથ્વીના અનેક વરણીય હાથ વડે મળ્યું છે. તેનો પાસે હું કેવળ કૃતજ્ઞતા જ નહિ પણ મારા હૃદયનું નિવેદન કરી ગયો છું. તેઓના જમણા હાથના સ્પર્શથી વિરાટ માનવનો સ્પર્શ મારા લલાટ પર થયો છે. મારું જે કંઈ શ્રેષ્ઠ છે તે તેઓને માટે ગ્રહણ યોગ્ય બનો.

અને મારા સ્વદેશબંધુઓ, જેઓ અતિ નિકટની અતિ પરિચયની અસ્પષ્ટતાભેદ કરીને પણ મને ચાહી શકયા છે, આજે આ ક્રિયામાં તેઓની અપાર મહેનતવડે રચાએલો અર્ધ્ય સજ્જ થઇ રહ્યો છે, તેમનો સ્નેહ હું હૃદયપૂર્વક સ્વીકારું છું.

જીવનનો રસ્તો સંધ્યાકાળ વખતે મધરાત તરફ જતાં ગહનતામાં ગૂમ થઇ ગયો છે.

આકાશમાંના તારાઓ અંગુલિસંકેત કરી મા મૈઃ કહી મૂંગા મૂંગા લાગણી દર્શાવી રહ્યા છે.

મ્લાન દિવસનું છેલ્લું કુસુમ તોડી આ કિનારેથી નવજીવનના કિનારે મારી મુસાફરી પૂરી કરવા ચાલ્યો જાઉં છું.

હે સંધ્યા, મારી સાથે જે કંઇ હતું તે તારા છેડા નીચે ઢાંકી રાખું છું.

હે અંધકારના સાથી, તારા કરુણાળુ હાથ પર મારા હાથનું રક્ષાબંધન બાંધી દઉં છું.

કેટલી ય પ્રાતઃકાળની આશાઓ, રાતનાં ગીતો, કેટલી ય સુખની સ્મૃતિઓ અને દુઃખની પ્રીતિઓ વિદાય વખતે આજે પણ બાકી રહેલ છે.

જે કંઇ મને મળ્યું છે, જે કંઇ બની ગયું છે, જે કંઇ ચાલતાં ચાલતાં પાછળ પડી રહ્યું છે, જે મણિના ઝોલાથી છાતીમાં વ્યથા થઇ છે, જે કંઇ છાયારૂપ બની દિગંતમાં મળી ગયું છે, તે બધું જીવનનું ધન કોઇ પણ રીતે ફેંકી દેવાય તેમ નથી. ધૂળમાં તેની ગમે તેટલી ઉપેક્ષા થાય તોપણ તેના પર પૂર્ણનો પદસ્પર્શ થઇ ચૂક્યો છે.

અનુવાદકઃ
મહાશંકર ઇંદ્રજી દવે



# નવું રેલવે સ્ટેશન

## ( ૧ )

સાંગલપુર ગામના પાધરમાં થઇને રેલવેના પાટા જતા હતા, અને દામુશેઠે ઘણીએ અરજીઓ કરી, પણ રેલવે કંપનીએ સાંગલપુર ગામે નવું સ્ટેશન નાખ્યું નહિ. શેઠને અને ગામના બીજા વાણિયાઓને રૂનો બહોળો વેપાર હતો એટલે તેમને વીરમગામ અને અમદાવાદ બીજે-ત્રીજે દિવસે જવું-આવવું પડતું. ગામથી સાણંદનું રેલવે સ્ટેશન ત્રણ ગાઉ દૂર પડે, અમદાવાદથી સાંગલપુર સાત ગાઉ દૂર રહ્યું અને વીરમગામ તથા સાંગલપુર વચ્ચેનું છેટું પણ છ સાત ગાઉથી ઓછું નહોતું. આથી મુસાફરીની બહુ તકલીફ પડતી. ગામમાંથી બળદગાડીમાં કે માંદલા ઘોડાના ટાંગામાં બેસીને સ્ટેશન પર જવું પડે અને ત્યાંથી રેલવે ગાડીમાં બેસે તો અમદાવાદ કે વીરમગામ જવાય. પાછા ફરતાં રેલવે સ્ટેશનથી ત્રણ ગાઉની ટાંગાની કે બળદગાડીની મુસાફરી ખરી જ. માલ-ચાલ લાવવો હોય તોપણ ભારે અડચણ પડતી. સાંગલપુર ગામ જરા સારું રહ્યું, એટલે ગાડીએ રોજ પંદર-વીસ ઉતારૂ ઊતરે, પંદર-વીસ બેસે અને માલનાં ગાડાં તો અમદાવાદ, વીરમગામ કે રેલવે સ્ટેશન અને સાંગલપુરની વચ્ચે ફરતાં જ હોય. સાંગલપુરને રેલવે સ્ટેશન વિના ન જ ચાલે એવી દામુશેઠની ગણતરી હતી, પરંતુ રેલવે કંપની એવી અવળચંડી હતી કે અરજીઓ ઉપર તે ધ્યાન જ આપતી નહિ! શેઠે ગામલોકોની અને વાણિયાઓની સહીઓ કરાવીને અરજીઓ કરેલી, પણ કોઇ દાદ દેતું નહોતું. હવે તો શેઠ અરજીઓ કરીને થાક્યા હતા અને પોતાને ગામે નવું રેલવે સ્ટેશન ઊઘડે એવી આશા મૂકી હતી.

શેઠના દીકરા રણછોડને એક યુક્તિ સૂઝી હતી. પાંચ-સાત હજાર રૂપિયા રોકીને બે ત્રણ મોટરના ખટારા લેવા અને અમદાવાદ તથા સાંગલપુરની વચ્ચે ભાડે ફેરવવા; તેથી મુસાફરીનું દુઃખ જાય, ઉતારૂઓ સારી પેઠે મળે, માલ પણ એક કલાકમાં અમદાવાદથી સાંગલપુરમાં પહોંચે એટલે ગામને પણ સુખ થાય. પણ શેઠને એ વાત ગમી નહિ. "ભાડે

ગાડીઓ ફેરવવાનો ધંધો કરવો એ આપણા જેવા મોટા વેપારીને શોભે નહિ" એવો શેઠનો અભિપ્રાય હતો.

એક વાર દામુ શેઠ અને રણછોડ વીરમગામથી આવીને સ્ટેશને ઊતર્યા. સાંગલપુરનો અભરામ પોતાનો ભાડૂતી ટાંગો લઈને આવ્યો હતો, તેને શેઠે ગાડીના ડબામાંથી ઊતરતાં જ વરધી આપી દીધીઃ "અલ્યા અભરામ! તારી ગાડીમાં અમે બેસવાના છીએ. બે જણની જગ્યા રાખજે."

સ્ટેશન ઉપર ચાર બળદના એક્કા અને બે ઘોડાના ટાંગા હતા. બધાં વાહન ખડખડ પાંચમ જેવાં હતાં. ઉતારૂઓ વાહનોમાં ગોઠવાયાં અને વાહનો સાંગલપુરની સડકે ચડ્યાં. અભરામના ટાંગામાં દામુશેઠ અને રણછોડ ઉપરાંત એક બીજો ઉતારૂ બેઠો હતો; તે ઉપરાંત અભરામ તો ખરો જ.

ઘોડો ઘરડો હતો, થાકેલો હતો અને ચાર જણનો ભાર ઊંચકીને ખદક-ખદક ચાલતો હતો. ટાંગાનાં હાડ-પાંસળાં ઠચુક-ઠચુક બોલતાં હતાં. શેઠનું ભારે શરીર ટાંગામાં હચમચતું અને હાંફતું હતું. ઘોડાને ઉતાવળે ચલાવવાને અભરામ મથતો હતો. ઘોડાને ચાબૂક મારે, ચાબૂકની લાકડીને છેડે નાખેલી આર ઘોંચે, ત્યારે પંદર-વીસ ડગલાં ઘોડો ઉતાવળો ચાલે; વળી પાછો ખદક, ખદક, ખદક!

"અલ્યા અભરામ! ઘોડાને ચંદી આપછ કે નહિ?"

"આપું છું બાપા!"

"ત્યારે ઘોડો ધીમો કેમ ચાલે છે?"

"ઘોડો જરા ખોટીલો છે બાપા! માર્ગે પડશે એટલે પછી પવનવેગે ઊડ્યો સમજો." 'પવનવેગ' એ ઉતારૂઓને માટે અભરામનું રોજનું આશ્વાસન હતું.

અભરામ ટાંગા પરથી ઊતર્યો, ઘોડાને બે-ચાર ચાબૂક લગાવી દીધા. બે ત્રણ વાર આર ઘોંચી, પાંચ-સાત ગાળો દીધી અને ઘોડાની રેન પકડીને ટાંગાની સાથે થોડું દોડ્યો. ઘોડો જરા ઉતાવળો ચાલ્યો કે તુરત તે પાછો ટાંગા પર ચડી બેઠો. ભાર વધ્યો એટલે ઘોડો ધીમો પડ્યો અને ફરી પાછી અભરામની ચાબૂકબાજી ચાલુ થઈ. ઘોડાએ દોડ જરા વધારી એટલામાં તેને ઠોકર વાગી, ઘોડો ઘૂંટણભેર થઈ ગયો, ટાંગો નમી ગયો, ગભરાયેલા દામુશેઠના મોંમાંથી રાડ નીકળી ગઈ; પણ અભરામે તુરત છલંગ મારી ચતુરાઈથી ઘોડાને, ટાંગાને અને ઉતારૂઓને બચાવી લીધા.

"અરરર!" શેઠ ફફડી ઊઠ્યાઃ "અભરામ, બિચારા ઘોડાને એક ફેરામાં તું આટલો માર મારછ, ત્યારે ચાર ફેરામાં તો તું શુંએ કરતો હોઇશ! જરા દયા રાખતો હોય, તો ખુદા ય રાજી રહે."

"પણ બાપા! મારું ને ઘોડાનું બેયનું પેટ તો ભરવું ને!" અભરામે દલીલ કરી.

રણછોડ બોલ્યો : "બાપા! મોટર હોય તો આવું કશું જોવું પડે નહિ. નહિ ઘોડાને ચાબૂક મારવો કે નહિ બળદને આર ઘોંચવી. સાચું કહોં તો ઘોડાની કે બળદની ગાડીમાં બેસવું એ જ આપણા જૈન ધરમ પ્રમાણે પાપનાં પોટલાં છે. આવાં કરમ આપણાથી જોયાં જાય?"

શેઠને લાગ્યું કે ઘોડાની ગાડીમાં બેસીને ઘોડાને માર ખવરાવવાનું પાપ કાંઇ જેવું તેવું નથી. મૂંગા પ્રાણીને માર ખવરાવવાનું પાપ મોટરમાં ન લાગે એમ તો શેઠ સમજતા જ હતા.

રણછોડ આગળ બોલ્યો: "હું તો કહું છું કે સરકારે રેલ ને મોટર કાઢીને આ મૂંગાં જનાવર ઉપર ભારે દયા કરી છે. મોટરનો શોધનારો કોઇ સાચો દયાળુ માણસ હશે."

દામુ શેઠે બળદગાડીમાં અને ઘોડાગાડીમાં બેસીને ઘણીએ વાર ભારવાહી જાનવરોનાં દુઃખ જોયા હતાં. પેટ્રોલથી ચાલતી મોટર એ જાનવરોને દુઃખમાંથી છોડાવવાનું વાહન હતું, એ મીમાંસા શેઠના અંતરમાં ઊતરી ગઈ.

એક અઠવાડીઆની અંદર દામુ શેઠની માલિકીની ત્રણ ભાડૂતી મોટરો રણછોડની વ્યવસ્થા હેઠળ અમદાવાદ અને સાંગલપુરની વચ્ચે ફરવા લાગી ગઇ. શેઠને લાગ્યું કે બિચારા બળદ અને ઘોડાની ખાંધેથી પોતે ધૂંસરાં છોડાવવાનું પુણ્ય કર્યું હતું. શેઠને મન તેમાં ધંધા કરતાં વધુ તો ધર્મ માલૂમ પડ્યો હતો.

૨

આજ સુધી સાંગલપુરની સમૃદ્ધિ ઠાવકી અને ગંભીર હતી તે હવે ચમકારા મારવા લાગી. રેલવે સ્ટેશને રોજ સાંગલપુરના પંદર–વીસ ઉતારૂઓ ચડતા ઊતરતા, પરંતુ અમદાવાદ અને સાંગલપુરની વચ્ચે આવ–જા હવે ખૂબ વધી પડી હતી. ત્રણે મોટરો ખીચોખીચ ભરાઇને રોજ બે ત્રણ વાર આવ–જા કરતી. સગવડ વધી હતી એટલે ઉતારૂઓ વધ્યા હતા. સ્ટેશને ઉતારૂઓ લાવવા–લઇ જવાનું કામ પણ હવે બળદના એકકા અને ઘોડાના ટાંગાને બદલે શેઠની મોટરો કરતી હતી. દૂધ ત્રણ પૈસે શેર મળતું તેનો ભાવ વધીને ૭ પૈસા થયો; ઘી રૂપિયાનું બશેર મળતુ તેનું સવાશેર થઈ ગયું; છાશનાં દોણાં પણ મોટરમાં ચડી ચડીને અમદાવાદની પોળોમાં ઠલવાવા લાગ્યાં પશી કણબણ પડોશણને મલકાતી કહેતી: "બાઇ, રોજ ચાર ડોબાંની છાશ ઉકરડે ઢોળવી પડતી, પણ હવે દામુ શેઠની મોટર થઇ છે એટલે રોજ છાશનો જ દોઢ રૂપિયો ઉપજે છે. દશ આના ભાડાના જાય, તોય ચૌદ આના મળે ને!"

સાંગલપુર અને અમદાવાદ વચ્ચે ભાડાની મોટરો ફરવા લાગી તેની અસર સાંગલપુર ઉપર બે પ્રકારની થઇ. લોકોની મુસાફરીની અગવડ ગઇ, દૂધ–ઘીના વધુ પૈસા ઉપજવા લાગ્યા અને પૂર્હેલા ત્રણ દિવસે મેળવી શકાતી ચીજ હવે સાંગલપુર બે કલાકમાં હાજર થવા લાગી. પશી કણબણનો કરમનીઓ એક વાર માંદો પડ્યો અને તાવમાંથી ત્રિદોષ થઇ ગયો. ઘરગથ્થુ ઉપચારો કર્યા, પણ તે સાજો થયો નહિ એટલે અમદાવાદથી મોટરમાં ડાક્ટર બોલાવ્યો. પંદર રૂપિયા ડાક્ટરને આપ્યા અને દવા તથા મોટરભાડાનાં બીજા પચીસ રૂપિયા થયા, પણ કરસનિયો મરતો મરતો બચ્યો તેથી પશી કણબણ મોટરવાળા દામુ શેઠ ઉપર આશિષોનો વરસાદ વરસાવતી.

સાંગલપુર ઉપર બીજી અસર થઇ તે સાંગલપુરના લોકોના સમજવામાં આવતી નહોતી. અમદાવાદનો ચેપ સાંગલપુરના ખેડૂતો તથા વાણિયાના જુવાન છોકરાઓ ઉપર જ નહિ, પણ મોટેરાઓ અને ઘરડાઓને ય લાગતો જતો હતો. કરસનિયો છાશ વેચવા રોજ અમદાવાદ જતો અને પૈસા લાવતો; પરંતુ તે સાથે તે રોજ અમદાવાદની હોટલોની મોજ ચાખતો આવતો તેની, તેની માને ખબર ન હતી. ગામમાં સાંગલપુરના મોચીના સીવેલા દેશી જોડાને બદલે રાતા–કાળા પાલીશ કરેલા સ્લીપર અને દોરી બાંધવાના બૂટ થોડે થોડે દેખાતા જતા હતા. એક રૂપિયાની જરૂર જણાતાં અમદાવાદનો ફેરો ખાનારા "બેગા

બેગી" ચાર રૂપિયાની જણસો વહોરી લાવનારા તો સાંગલપુરમાં ખૂબ વધ્યા હતા. દૂધ વેચવા જનારા ય અડવાડિયામાં બે ત્રણ સીનેમાના ખેલો જોયા વિના પાછા આવતા નહિ. દામુ શેઠના રણછોડના અઢારેક વરસના ચંદુને તો ઘરની મોટર હતી, એટલે તેની અમદાવાદની સહેલગાહો ખૂબ વધી પડી હતી. ઘી, દૂધ, છાશ, ઘાસ કે એવી બીજી ચીજોના વધુ પૈસા ઉપજતા તે સાંગલપુરના ખેડૂતોને મીઠા લાગતા, પણ તે પૈસા અમદાવાદના ચેપની પાછળ ઘસડાઇ જતા હતા અને તેમના સાદા સંતોષી જીવનમાં કૃત્રિમતા તથા તૃષ્ણા લાવી મૂકતા હતા. ભરપટ્ટે દૂધ ખાનારા હવે દૂધ પાણાનું ઓછું કરતા હતા, ચાહના પ્યાલા ઘેર ઘેર ખખડતા હતા અને મોટર શરૂ થયા પછી છએક માસે તો અમદાવાદના એક કણબીએ સાંગલપુરમાં હોટેલ પણ નાખી દીધી.

૩

ચંદુ ત્રણ માસ સુધી મુદતિયા તાવથી પીડાઇને માંડ માંડ સાજો થયો હતો. શેઠને દવા–દાક્તર પાછળ પાંચસોક રૂપિયા ખર્ચવા પડ્યા હતા, પણ તેમ કરતાં ય ચંદુ સાજો થયો અને આજે તે જરા ઓસરીમાં આવીને બેઠો તેથી શેઠ આનંદમાં હતા. શેઠે ઉમળકાથી કહ્યું: "બેટા! જરા દૂધ–ભાત ખાઇને આજ તો દુકાને ચાલ."

ઓરડામાંથી ચંદુની વહુએ ગુમાસ્તા પાસે કહેવડાવ્યું: "આજે ગાયે દોહવા દીધું નથી, તો ગામમાંથી દૂધ મંગાવી આપો."

"માધા! જા, પશી કણબણને ત્યાંથી દૂધનો લોટો ભરી આવ." શેઠે ગુમાસ્તાને ફરમાવ્યું. માધો એક કલાકે દૂધ લઇને આવ્યો. શેઠે ચીડાઇને પૂછ્યું: "અલ્યા, આટલી બધી વાર?"

"શું કરું બાપા! પશી ડોશી કહે કે ઘરમાં દૂધ નથી. રાજી ભરવાડણ કહે કે દૂધ અમદાવાદ વેચવા ગયું છે અને ઢોરાં સીમમાં ગયાં છે. મગન મહારાજ કહે મારી ગાય આજ વટકી છે એટલે દૂધ નહિ દે."

શેઠ સ્તબ્ધ થઇ ગયા. "ત્યારે તું દૂધ લાવ્યો ક્યાંથી?"

"ત્રણ આના આપીને હોટેલમાંથી શેર દૂધ લાવ્યો."

શેઠ વિચારમાં પડી ગયા. દૂધ માટે ત્રણ ઘેરથી નકાર મળ્યા પછી હોટેલમાંથી વેચાતું દૂધ લાવવું પડ્યું તે તેમને સાલવા લાગ્યું. જમી લઇને શેઠ ચંદુને લઇને દુકાને ચાલ્યા. માર્ગમાં ચાર ચમારને ઘોડાનું મુડદું ઊંચકી જતા જોઇને શેઠે પૂછ્યું: "અલ્યા, આ કોનો ઘોડો મૂઓ?"

"અભરામ મિયાંનો, બાપા!"

"ગાડીવાળો અભરામ!"

"હા, બાપા!"

દુકાને રણછોડ મોટરના ભાડાની આવકનું નામું લખતો હતો. દુકાનમાં પશી પટલાણી, રામો પટેલ, જગો મોચી અને અભરામ મિયાં બેઠાં હતાં. અભરામની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. શેઠ આવતાંવેંત બોલ્યા: "અભરામ! તારો ઘોડો તો મરી ગયો!"

"હા, બાપા! તમે મોટર ફેરવવા માંડી, ત્યારથી જ હું એને મૂએલો તો દેખતો 'તો; પણ આટલો મોડો મૂઓ અને હું ભીખજોગો થઇ ગયો."

"અલ્યા, તેમાં મારો શો વાંક?"

"તમારો વાક નહિ, તો મારા નસીબનો તો ખરો. ઘોડો કમાતો'તો ત્યારે હું તેને ખવરાવતો અને મારુ પેટિયું ય નીકળતું. આ વાર મહિનામાં ઘરનાં વાસણ વેચીને મેં તે ઘોડાએ ખાધુ. આજ હવે બે મણ બાજરી આપો, નહિ તો ઘોડાની પાછળ મારુંએ મોત."

શેઠ અભરામનાં આંસુ જોઇ રહ્યા, અને કશું બોલ્યા નહિ. પછી તરફ નજર કરીને શેઠ બોલ્યા: "પટલાણી, તમે કેમ આવ્યાં છો?"

પટલાણીએ ઘુમટાની આડેથી કહ્યું: "પચાસ રૂપિયા આપો, શેઠ! વ્યાજ જોઇએ તે લેજો."

"તમારે વળી શી ખોટ પડી? હવે તો દૂધ ઘી ને છાશની બહુએ આવક થઇ છે ને?"

"બળી એ આવક! કરસનિયો ત્રણ વાર માંદો પડયો, ને સો રૂપિયા ખરચ થઇ ગયું! તેની વહુને આણું વાળીને લાવવી છે એટલે તમારી પાસે આવીને વેણ નાખ્યું છે, શેઠ!" પટલાણી બોલ્યાં.

"માંદગી આવે તેમાં શું કરીએ? જેવા કરમના લેખ. અમારા ચંદુની માંદગી પાછળ પાચસો રૂપિયા થયા."

"માંદગી પણ જેવી તેવી? બાપલિયા! પાણીની જેમ પૈસા ખરચ્યા. મારો રડયો રોજ અમદાવાદ જાય ને હોટેલમાં ભજિયાં ને પૂરી ખાય. અર્ધાં કાચાં ને અર્ધાં પાકાં. ઉપરથી રાતે નાટક જુએ અને ઉજાગરા કરે. ચાહનાં પવાલાંનો તો સુમાર નહિ. પૂછોને તમારા ચંદુને; બેઉ સાથે ફરતા ને ખાતા. પછી માંદા ન પડે તો બીજું શું થાય!"

શેઠે ચંદુ સામે જોયું. ચંદુ શરમાઇને નીચું જોઇ રહ્યો. શેઠ બબડયા: "આપણા ગામને ય અમદાવાદનો ચેપ લાગ્યો."

શેઠે રામા સામે જોયું. રામો બોલ્યો: "બાપા! દાણા લેવા આવ્યો છું."

"તારે વળી દાણા શું કરવા છે? હજી હમણાં જ ખળાં ભરાયાં છે ને?"

"પણ ખળામાંથી મણ દાણો ય ઘેર આવ્યો નહિ. આ વરસે ચોમાસે તમારું બીજું ય દેણુ કરવું પડશે."

"એમ કેમ? તારે વળી દેણું કરવાનું હોય?"

"કોઇ વરસ નહિ ને આ વરસે કરવું પડશે શેઠ! ખળાંમાંથી દાણો આવે કે ન આવે, પણ ઉનાળે અમે ભાડા કરીને સારી રીતે ચલાવતા. હવે તમારી મોટરું થઇ એટલે ભાડુ મળે નહિ. શું કરું શેઠ? મારો બળદ માંદો પડેલો, અને રાજો રબારી કહે કે તેને ઘી પાઓ. પણ મારે ખાવા દાણો મળે નહિ, ને બળદને ઘી કયાંથી પાઉ? એટલે એને પાંજરાપોળે મૂકયો ને બીજાને વેચી નાખ્યો."

શેઠે રણછોડ સામુ જોયું. રણછોડ સરવાળો કરી રહ્યો હતો; તે બોલ્યો: "બાપા! આ મહીને સાડાસાતસોની આવક થઇ અને સવા પાંચસોનું ખર્ચ થયું. સવાબસોનો વધારો વધ્યો."

જગો વચ્ચે બોલ્યો: "બાપા! હું ય પચીસ રૂપિયા લેવા આવ્યો છું."

"અલ્યા, ગામમાં કોઇ જોડા પહેરતું નથી કે શું? તારે વળી શી તાણ પેઠી?"

"જોડા તો સૌ પહેરતા હશે, શેઠ! પણ આ વરસે મારો ધંધો બરાબર ન ચાલ્યો, કોણ જાણે શાથી."

"દાદા! હું જઉં છું, દવા પીવી ભૂલી ગયો છું" એમ કહી ચંદુ ઊઠ્યો. ક્રોમ લેધરના ચકચકિત બૂટ પહેરીને તે દુકાન પરથી ઊતર્યો. શેઠનું ધ્યાન એ બૂટ તરફ ગયું અને તેમને બહુ જ ગ્લાનિ થઇ આવી. શેઠ નિસાસો નાખીને તકિયા પર પડ્યા અને બેઉ હાથે તેમણે મોઢું ઢાંકી દીધું.

૪

"ભોં ભોં ભોં" કરતી એક મોટર આવીને શેઠની દુકાન સામે થોભી. માંહેથી એક યુરોપિયન અને એક પારસી ઊતર્યા. પારસીએ પૂછ્યું: "ડામોડર સેઠ આપનું જ નામ કે?"

"જી હા, કહો શું કામ છે?"

"તમે સાંગલપુરનું સ્ટેસન ખોલવા રેલવે કંપનીને અરજી કરી'તી કે?"

"જી હા, તેનું હવે શું છે?"

"તમારા ગામમાં વાનીઆનાં ઘર કેટલાં?"

"થોડાં."

"થોડાં એટલે કેટલાં?"

"પાંચ–સાત–દસ."

"બીજી ઊંચી કોમોનાં ઘર કેટલાં?"

"ચાર–પાંચ."

"બાકી બધા ખેડૂતોનો ઢંઢો કરતા હોસે."

"જી હા."

"સાનંદને સ્ટેસને તમારા ગામના કેટલા ઉતારૂ ચડતા–ઊતરતા હોસે?"

"એક–બે."

"એમ કાંય? તમો અરજીમાં લખો છો કે વીસ–પચીસ ઉતારૂ ઊતરે છે."

"એ દા'ડા વહી ગયા."

"તેનું કારણ શું?"

"અમારે ગામ મોટર ફરે છે."

"એમ, તો હવે તમારે નવું સ્ટેશન ખોલવાની જરૂર નથી ને?"

"જી, ના."

પારસીએ પેલા યુરોપિયનને મોટરમાં પાછા બેસતાં કાંઇ અંગ્રેજીમાં સમજાવ્યું અને મોટર પાછી ચાલી ગઇ.

રણછોડ ખુશ થતાં બોલ્યો: બાપા! તમે ઠીક જવાબ આપી દીધો. વધુ ઉતારૂ કહ્યા હોત, તો હવે કંપની નવું સ્ટેશન ખોલત અને આપણો મોટરનો ધંધો પડી ભાગત."

"પણ મારે તો હવે મોટરે જોઇતી નથી ને નવું સ્ટેસને જોઇતું નથી. બસ, આજને આજ તું અમદાવાદ જા અને બન્ને મોટર વેચી નાખ." શેઠ આવેશમાં આવી જતાં બોલ્યા.

રણછોડ આ કારમી આજ્ઞાથી સ્તબ્ધ બની ગયો. તેણે પૂછ્યું: "એનું કાંઇ કારણ?"

"મારે સાંગલપુરની ખરાબી થવા દેવી નથી."

"એમાં વળી ખરાબી શી?"

"જોતા નથી? ગામને અમદાવાદનો ચેપ લાગે છે, રોગનાં ઘર ઘલાતાં જાય છે, લોક દેણદાર થાય છે, ગરોબોના ધધા ભાગી પડે છે, લોકોનાં મન શહેરીઓનાં જેવાં ચોર થતાં જાય છે. એ બધો તારી ભાડાની મોટરનો પરતાપ."

"બાપા, પણ આપણે મોટરના છ હજાર ખર્ચ્યા છે અને તેના હવે પૂરા ત્રણ હજાર પણ ઉપજશે નહિ."

"બે હજાર કેમ ઉપજતા નથી? મારે હવે એ ન જ જોઇએ. શહેરથી દૂર મારુ સાંગલપુર વધારે સારુ છે. અને હા, એ મોટરોના જે પૈસા ઉપજે તે ગામમાં વગરવ્યાજે ધીરવાના છે એ ધ્યાનમાં રાખજે."

"તમે ફરીથી બળદની ખાંધે ધૂસરાં નંખાવો છો!"

"અરે, સારું છે લાખ! બળદની ખાંધે ધૂસરું નહિ હોય ત્યારે બળદ ભૂખે મરશે. એવું મોટું દયાળુપણું મારે નથી જોઇતું. ઊઠ, અમદાવાદ જા!"

રણછોડ બાપની સામે જોઇ રહ્યો. અભરામ આંસુ લૂછીને દોડતો શેઠના ખોળામાં માથુ નાખીને પડ્યો અને બોલ્યો: "બાપા! સાચી દયા આજ મેં તમારામાં જ જોઇ!"

ચુનીલાલ વર્ધમાન શાહ

---

# જીવનભેટ

[ પૃથ્વી ]

અકિંચન ધરી શકું જગતને કઇ ભેટ હું?
ધરું શરીર પાયમાં? નહિ જ. શ્વાસઉચ્છ્વાસમાં
જડી સજડ છાપ મુદ્રિત કરાલદગ કાલની
કરુ નજર બુદ્ધિપે. પણ ન એ રહે હાથમાં
અથાગ વમળે પ્રભો! ઘસડી જાય સંગાથમાં.
અને હૃદયદાન હું કયમ કરી દઉં, જે વિષે
નિરંતર ઘૂમી રહે દુરિતડાઘના વાયુઓ
પદેપદ કરંત ભંગ જગતત્ત્વના મેળનો.
અરે! ખલકમાં નથી ફલક માત્ર પાષાણનો
સ્થિર પ્રકૃતિ જે રહે, જટિલ ત્રાસ અસ્થૈર્યનો.
રહ્યો પસરી ભૂતલે નભપરેય- બ્રહ્માણ્ડમાં
અણુમહતમાં પ્રભો! જીવનમાંય તે માહરાં
સ્થિરદ્યુતિ વિભાવ છે પ્રકટ માત્ર તુજ પ્રેમનો:
ઝીલી વિમલ જ્યોત એ જીવનભેટ અર્પીશ હું.

રતિલાલ શુકલ.

# ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ

અથવા

# કર્વે યુનિવર્સિટી

જમાનાજૂની વાત છે. લગભગ ચાળીસ-પિસ્તાળીસ વર્ષની વાત ઉપર બંગાળથી અનેક બાબુઓ અમદાવાદમાં અને ગુજરાતમાં આવતા. એક મંદિર બાંધવું હોય, શાળા-પ્રાઠશાળાનાં મકાન તૈયાર કરાવવાં હોય ત્યારે નાણાં તો જોઇએ જ; લાવવાં ક્યાંથી ? ગુજરાત ધંધે ધીકતું. ગુજરાતની જનતા ભોળી, પારકાં-પોતાનામાં ભેદ જાણનાર નહિ-એટલે તરત હાથ લંબાવે. બાંકુરામાં રેલ આવી તો કે ગુજરાતના પૈસાની મદદ મંગાવો. કલકત્તા યુનિવર્સિટી જૂનામાં જૂની સંસ્થા, તેમાં એક સારામાં સારી રકમ પ્રથમ આપી તો ગુજરાતના દાનેશ્રી શેઠ પ્રેમચંદ રાયચંદે. ઉત્તરનાં જાત્રાનાં સ્થળોમાં ધર્મશાળાઓ બાંધી તો ગુજરાતના દાનવીરોએ ! દક્ષિણમાં કોલેજો બંધાઇ-પૂના, નાસિક, સાંગલીમાં, તો પૈસો ગુજરાતીઓનો ! આ શું બતાવી આપે છે ? ગુજરાતીઓ પૈસો કમાઇ જાણે છે તેમ દાન પણ કરી જાણે છે. શ્રી. રવીન્દ્રનાથ ટાગોરને વિશ્વભારતી માટે પ્રથમ નાણાં જોઇતાં હતાં ત્યારે ગુજરાતનું પર્યટન કર્યું હતું. મોટા અધિકારીઓ અથવા પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં ઓળખાણ-પીછાણ સાથે ચિઠ્ઠી લઇને ગમે તે પ્રકારનો ભિક્ષુક આવે તો ગુજરાતમાં પોષાય ને ન્હાલ થઇ જાય !

બંગાળમાં permanent settlementને લીધે સંખ્યાબંધ રાજાઓ અને જાગીરદારો છે. બંગાળના યુવકો યુરોપ અને અમેરિકામાં કેળવણી લેવાને પુષ્કળ સંખ્યામાં જાય છે અને લખલૂટ ખર્ચ કરે છે. મોજશોખમાં બંગાળી લોક લાખો રૂપિયા ખર્ચી નાખે છે; પણ દાન આપતી વખતે સ્વાર્થ આડો આવે છે ને નાણાંની ભીડ આગળ ધરવામાં આવે છે. તે જ પ્રમાણે દક્ષિણમાં સંખ્યાબંધ સરદારો, રાજાઓ અને મહારાજાઓ છે, પણ તે લોકો પાસે સાર્વજનિક સંસ્થાઓ ચલાવવાને અને બાંધવાને પૈસા નથી. એશઆરામ ભોગવવાને પુષ્કળ પૈસા છે; પણ કેળવણી માટે બહારના પૈસા માગી લાવવા પડે છે.

ગુજરાતમાં સામાજિક ભાવના વધારે તેજસ્વી છે, વેપાર કરવાની કુશળતા છે, કેળવણીની કદર છે, એટલે પૈસા આપી શકે છે. માત્ર એટલું જ કે ગુજરાત પોતાના ઘર તરફ દૃષ્ટિ ઓછી કરે છે, અને ગુજરાતબહાર દાન આપ્યે જાય છે. પરિણામે, થાય છે શું કે ગુજરાની સંસ્થાઓ શોભતી નથી, ગુજરાતમાં નવી સંસ્થાઓ નીકળી શકતી નથી; નીકળે છે તો પોષણ મળતું નથી.

પૂનામાં ૭ ૭ અને સાત સાત કોલેજો ચાલે; નાસિક, સાંગલી, બેલગામ, ધારવાડ, કોલ્હાપુર, એમ બધે કોલેજો ગુજરાતના પૈસાના બળે ચાલે ( ધારવાડ, કોલ્હાપુર બાદ ); પણ અમદાવાદ જેવા રાજનગરમાં એક બીજી આર્ટ્સ કૉલેજ, કે મેડિકલ કૉલેજ કાઢવાને

અને ચલાવવાને નાણાંની સવડ ન થાય ! એક નાનું સરખું વનિતાવિશ્રામ, કે છોકરીઓની પાઠશાળા કે છાત્રાલય ચલાવવાને ફાંફાં મારવાં પડે. કારણ સમજાતું નથી. જે સંસ્થાઓ છે તે દક્ષિણ કરતાં કોઈ દરજ્જે ઊતરતા પ્રકારની નથી, તદ્દન નિઃસ્વાર્થી સેવકો કામ કરવાને તૈયાર છે, પણ હજી ગુજરાતીઓનું વલણ એ તરફ થયું નથી. શ્રી. ન્હાનીબ્હેન ગજ્જર સિવાય એક પણ ગુજરાતી સ્ત્રી કે પુરુષને ભિક્ષા માગતાં આવડતી નથી, હાથ ધરતાં આવડતું નથી. પંઢરપુરથી કે પૂનાથી કોઇ પણ વિધવા બાઇ ચાંલ્લો બંગડી વગરની લાલ સાલ્લો પહેરીને ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી બોલીને અમદાવાદ શહેરમાં ફરે તો બે દિવસમાં હજાર બારસો રૂપિયા પોતાની સંસ્થા માટે લઇ જાય. બનારસથી શ્રી. માલવિયાજી આવે તો એક દિવસમાં પોણો લાખ રૂપિયા લઇ જાય !

ગુજરાતના દાનવીરોની આંખ હવે તો ઊઘડે તો સારું ! ગુજરાતમાં કેળવણી ખૂબ વધવા માંડી છે. દેશમાં રહીને તેમજ દેશ બહાર જઇને કેળવણી લેનાર છોકરાઓ અને છોકરીઓની સંખ્યા પુષ્કળ થઇ છે. તેમને માટે સંસ્થાઓની સંખ્યામાં, છાત્રાલયોની સંસ્થામાં અને સ્કોલરશીપોમાં આપવા માટે પુષ્કળ નાણાંની જરૂર છે. આ જરૂર ગુજરાતનાં ભાઈ-બહેનો નહિ પૂરી પાડે તો બીજું કોણ પૂરી પાડશે ?

ગુજરાતમાં આપેલો પૈસો દીપી નીકળશે. જરૂર દાન ગ્રહણ કરનાર પ્રજા તરફથી અનેક આશીર્વાદ મળશે. અપમાનના વરસાદ નહિ વરસે, અને નિમકહલાલીથી ગુજરાતની ભાવી પ્રજા તેનો બદલો વાળશે. આજ ત્રણ ત્રણ ચાર ચાર મહિનાથી પૂનાની ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ જે કર્વે વિદ્યાપીઠને નામે ઓળખાય છે તેનો વ્યવહાર ચગડોળે ચઢ્યો છે; ટ્રસ્ટીઓએ ગ્રાન્ટ બંધ કરી છે, એ સૌ જાણે છે. પ્રો. કર્વેને સ્ત્રીજનતા પ્રત્યે અસાધારણ માન છે, પૂનાની બ્રાહ્મણ કોમની વિધવાઓનાં સંકટ જોઇ-સાંભળીને એમનો આત્મા કકળી ઊઠ્યો, દુઃખનિવારણાર્થે એવી જ એક બાઇની સાથે તેમણે પોતાનાં પ્રથમ પત્ની અવસાન પામતાં પુનર્લગ્ન કર્યું. અને તે દિવસથી વિધવાનો પ્રશ્ન હાથમાં લીધો. પછી પૂનામાં હિંદુ વિધવાશ્રમ ( Hindu Widow-home ) કાઢ્યું, અને દેશભરમાં ફરી ફરીને તેને માટેના મકાન માટે તથા નિભાવ માટે નાણાં એકઠાં કર્યાં. ત્યારપછી એ આશ્રમને અંગે એક શાળા કાઢી. શાળામાંથી માધ્યમિક શિક્ષણના વર્ગો કાઢ્યા. સ્ત્રી-શિક્ષકોનો પ્રશ્ન તો આપણા કેળવણીશૂન્ય પ્રદેશમાં સદા અણઉકેલાયલો જ રહે એમાં નવાઇ નહિ. સ્ત્રીશિક્ષકો તૈયાર કરવામાં આવે તો અનાથ વિધવાઓને પોષણ મળે, અને શાળાઓમાં શિક્ષકની ખોટ પુરાય. દક્ષિણમાં પ્લેગ અને બાળલગ્નને લીધે બ્રાહ્મણ કોમમાં વિધવાઓની સંખ્યા ખૂબ જ છે, એટલે તે વર્ગ તરફ સામાન્ય રીતે એમની દયાળુ દૃષ્ટિ પડી. આ ઉદ્દેશથી અંગ્રેજી શિક્ષણ પણ વિધવાશ્રમમાં દાખલ કરવામાં આવ્યું. ત્યાર પછી આ સંસ્થાને કાંઇક યોજના પર મૂકવાના હેતુથી એને મોટું સ્વરૂપ આપવાની તેમને ઇચ્છા થઈ. તે વખતે જાપાનથી સ્ત્રીઓના શિક્ષણ સંબંધી પુષ્કળ સાહિત્ય અહીં આવ્યું. ટોકીઓની સ્ત્રીઓની કૉલેજ વિષે શ્રી. કર્વેએ ખૂબ વાંચ્યું. એને લીધે એથી કોઇ સંસ્થા પૂનામાં સ્થાપવાનો વિચાર એમના મનમાં ઘુંટાતો હતો. એ અરસામાં ૧૯૧૫ના ડિસેંબર મહિનામાં અખિલ ભારતવર્ષીય સંસાર સુધારા પરિષદ ( All India Social Conference ) મુંબઇમાં મળી. તેનું પ્રમુખપદ શ્રી. કર્વેને આપવામાં આવ્યું. તેમાં

તેમણે સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન છણ્યો. સ્ત્રીઓને માટે જુદું શિક્ષણ, વ્યાવહારિક શિક્ષણ, માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રશ્ન ચર્ચ્યો. અને જાપાનની માફક એક સ્ત્રીવિદ્યાપીઠ સ્થાપવાની યોજના બતાવી. પોતાના આશ્રમની સંસ્થામાંથી અંગ્રેજી ૭ સાત ધોરણ સુધી પહોંચેલી બે વિદ્યાર્થિની હતી તેમને આગળ અભ્યાસ કરાવીને પાઠશાળાનો અભ્યાસ કરાવવો એમ ઇચ્છા રાખીને વિદ્યાપીઠ કાઢવાનો નિશ્ચય કર્યો. પોતાના તરફથી પાંચસો કે કાંઇ એવી જ રકમની શરૂઆત કરી. વિધવાશ્રમનું મકાન તો હતું જ. થોડાં ઘણાં કામ કરનાર પણ તેને અંગે હતાં જ. એટલે એને જ વિદ્યાપીઠનું નામ આપ્યું અને આરંભ કરવાનું નક્કી કર્યું. એક ઉદાર ગૃહસ્થે એક હજાર રૂપિયા આપ્યા. આમ બે વિદ્યાર્થી અને પંદરસો રૂપિયાથી ઘરગથ્થુ વહીવટ કરીને વિદ્યાપીઠનું નામ આપ્યું. કામ તો પૂનામાં જ હતું! શિક્ષણ તો અલબત્ત મરાઠી ભાષામાં અપાતું; પણ ભવિષ્યમાં કદાચ એને વિશાળ બનાવવાની ઇચ્છા ખરી.

સંજોગ બન્યા એવા કે એ વિદ્યાપીઠને અંગે નાણાં એકઠાં કરવા માટે શ્રી. કર્વે પ્રણાલિકા પ્રમાણે ગુજરાતમાં અને અમદાવાદમાં, કાઠિયાવાડમાં ફર્યા. ગુજરાતનાં કેળવણીરસિક સ્ત્રીપુરુષોએ સહૃદયતાથી પુષ્કળ દાન આપીને પેટ્રન, આજીવન સભાસદ, સામાન્ય સભાસદ ઇત્યાદિ પાયરીઓમાં નામ નોંધાવ્યાં. તે જ વખતે સુરત અને અમદાવાદમાં મહિલા વિદ્યાલયોની સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપવાના વિચાર ચાલતા હતા. ગુજરાતનાં કોઇ સ્ત્રીપુરુષોની દૃષ્ટિ આ નવી ચળવળ તરફ દોરાઇ નહોતી. 'ઘરકી મુરઘી દાલ બરાબર' જેવું થયું. એ બંને સંસ્થાઓનો વિચાર ચાલતો હતો ત્યારે તેને અંગે કામ કરનાર સ્ત્રીપુરુષોનાં મનમાં બહુ જ આઘાત પણ થયો હતો કે ઉછરતી ગુજરાતની સંસ્થાઓને પૈસા નથી મળતા ને બહારના લઇ જાય છે. ખેર – એ પૈસા તો ગયા. ગુજરાતની બે સંસ્થાઓ તો ચાલવા માંડી. કર્વેની સંસ્થાને ગુજરાત તરફથી નાણાંની મદદ મળી હતી, અખિલ ભારતવર્ષીય વિદ્યાપીઠનું નામ આપવામાં આવ્યું હતું, એટલે તે સંસ્થાનો લાભ લેવાની ગુજરાતના કાર્યકર્તાઓની ઇચ્છા થઇ. દરમિયાન દાનવીર સર વિઠ્ઠલદાસે પંદર લાખ રૂપિયાનું રાજવી દાન કરવાની ઇચ્છા શ્રી. કર્વેને બતાવી. ગુજરાતમાં એવી સંસ્થા સ્થાપવાની થી. મહારાજા ગાયકવાડની ઇચ્છા હતી. અને તેટલામાં સર વિઠ્ઠલદાસે આ ઇચ્છા પ્રદર્શિત કરી. શ્રી. કર્વે ચીવટવાળા, અને સર વિઠ્ઠલદાસ પૂનામાં રહેલા અને કર્વે સાથે બહુ સારો સંબંધ તથા તરતના જ શેઠ પોતે જાપાન જઇ આવેલા અને તેવી જ સંસ્થા કાઢવાની કર્વેની વાતોએ તેમનું મન જીત્યું અને સર વિઠ્ઠલદાસે કર્વેને એ રકમ આપવા માટે વાટાઘાટ શરૂ કરી. વિદ્યાપીઠનું ખોખું તો તૈયાર જ હતું એટલે કર્વેજીને તો જોઇતું મળ્યું. ગુજરાતના કાર્યકર્તાઓના આગ્રહને વશ થઇને સર વિઠ્ઠલદાસે ગુજરાતની તે વખતે નવી સ્થપાનારી પાઠશાળા ( જેને વિદ્યાપીઠ સાથે જોડવાની હતી ) તેના નિભાવ માટે તથા ગુજરાતી મહિલા વિદ્યાલયો – સુરત તથા અમદાવાદની – એ ત્રણે સંસ્થાઓને ઉદાર મદદ આપવાની કલમ દક્ષણી સભ્યોની ઇચ્છા વિરુદ્ધ દાખલ કરી. વિદ્યાપીઠને શ્રીમતી નાથીબાઈ દામોદરદાસ ઠાકરસીનું નામ આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. તે જ વખતે દક્ષણી બંધુઓને કચવાટ થયો. એ લોકોને શ્રી. કર્વેનું નામ યુનિવર્સિટી સાથે જોડવું હતું, પણ આટલી મોટી રકમ આગળ એ કચવાટ તો સમાઇ ગયો. અને નામ તો સર વિઠ્ઠલદાસનાં માતુશ્રીનું અપાયું, પરંતુ તે જ વખતથી સર વિઠ્ઠલદાસના મનમાં સંશયનાં બીજ રોપાયાં હતાં. દાનની

સાથે જે શરતો કરવામાં આવી તેમાં વિદ્યાપીઠનું મુખ્ય સ્થાન મુંબઇને કરવું, મુંબઈમાં કૉલેજ ચલાવવી, શાળા ચલાવવી એ વિદ્યાપીઠની પહેલી ફરજ ગણવામાં આવી હતી. પૂનામાં મકાન માટે જમીન લેવાઇ વગેરે બધો કાર્યક્રમ થયો—છતાં પત્રવ્યવહારમાં સર વિઠ્ઠલદાસ લખતા જ રહ્યા કે મુંબઇમાં કૉલેજ કાઢવા તરફ દુર્લક્ષ રાખવામાં આવે છે તે ન થવું જોઇએ. છેવટ ૧૯૨૧ માં વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ મુંબઇમાં કરવો પડ્યો. અને ત્યાર પછી એમ નક્કી કરવામાં આવ્યું કે સિન્ડિકેટની મિટિંગો બનતાં સુધી મુંબઇમાં કરવી. આ વાટાઘાટ ચાલતી હતી ત્યાં સુધી દાનના ટ્રસ્ટડીડ સંબંધી પત્રવ્યવહાર ચાલતો જ હતો. અને છેવટે અનેક શરતો સાથે જે ડ્રાફ્ટ તૈયાર થયો તેના પર સર વિઠ્ઠલદાસની સહી લેવાય, પાકો દસ્તાવેજ થાય, ત્રુટીઓમાં સુધારા થાય તે પહેલાં સર વિઠ્ઠલદાસનું દૈવવશાત અવસાન થયું. આથી બહુ જ કમનસીબ સંજોગો વિદ્યાપીઠને માટે આવ્યા; કેમકે બે આંખની શરમ જે કરી શકે છે તે અનેક લખાણો કરી શકતાં નથી. હિંદુ વિધવાશ્રમ, અને વિદ્યાપીઠ બન્ને તંત્રના તંત્રી એક કર્વે, અને તેમાં કામ કરનાર માણસો પણ શ્રી. કર્વેનાં સગાંસંબંધીઓ કે સાગરીતો એટલે બધો જ વહીવટ ઘરગથ્થુ થયો. અને હાલ જે વૈમનસ્ય ઉત્પન્ન થયું છે તેનું મોટું કારણ એ જ છે કે વિધવાશ્રમ અને વિદ્યાપીઠ બન્નેની સયોજિત વ્યવસ્થા ચાલે છે. એકની એક વ્યક્તિ વિદ્યાપીઠમાં કામ કરે ને વિધવાશ્રમમાં કામ કરે. પગાર એક ઠેકાણેથી લે, દાન કરે બીજે ઠેકાણે એટલે સુવ્યવસ્થા સચવાય નહિ. શ્રી. કર્વેની આટલાં વર્ષની સેવાને પરિણામે સૌને એમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ. વિદ્યાપીઠના હિસાબ કિતાબ કોઇએ ઊંડા ઊતરીને જોવાની દરકાર કરી નહિ – ટ્રસ્ટડીડની શરતો પળાય છે કે નહિ તેની કોઇએ ઝાઝી દરકાર કરી નહિ. શરૂઆતનો વખત એટલે લોકોએ પણ અખતરો ચલાવવા દીધો, પણ કાર્યકરોનું દૃષ્ટિબિન્દુ વિશાળ થતું લાગ્યું જ નહિ. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું એ મુખ્ય સિદ્ધાન્ત તે પાળવા માટે બેદરકારી. હૈદ્રાબાદમાં ઓસમાનિયા યુનિવર્સિટીની સ્થાપનાનો વિચાર થયો એટલે પહેલાં બે વર્ષમાં હજારો રૂપિયા ખરચીને ઉર્દુ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં. આ અખિલ ભારતવર્ષીય વિદ્યાપીઠમાં સોળ વર્ષને અંતે પણ માતૃભાષાનાં પુસ્તકો–ઇતિહાસ, ભૂગોળ, સાયન્સ, કથાનાં–તૈયાર કરવામાં આવ્યાં નથી. માત્ર હજાર બે હજાર જેટલી નાની રકમ પુસ્તકો તૈયાર કરવાને માટે ખર્ચવાની સભ્યોની માગણી અભરાઇએ મૂકવામાં આવી છે.

શેઠની મુખ્ય શરત મુંબઈમાં કૉલેજ સ્થાપવાની. બાર વર્ષને અંતે પૂનાના લોકોના સખ્ત વિરોધ સાથે દળદ્રી જેવી સંસ્થા, જેને માત્ર coaching classes કહી શકાય–માત્ર પાંચ હજાર રૂપિયામાં જેનો નિભાવ કરવાનો–એવી સંસ્થા ગયે વર્ષ કમને શરૂ કરવામાં આવી છે. એ તો જાણે ટ્રસ્ટીઓ ઉપર મોટો ઉપકાર કરવામાં આવ્યો છે। ઑફિસનું સ્થળ તો કયે ભવે પૂનાથી બદલાઇને મુંબઇ થશે તે તો હરિ જાણે.

સેનેટની અંદર ગુજરાતનું પ્રતિનિધિત્વનું પ્રમાણ સારી રીતે સાચવવું એવો ટ્રસ્ટડીડમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. ગુજરાતનાં દાન આપનારની સંખ્યા બહુ છે. ચૂંટણીની વ્યવસ્થા વર્ષો સુધી ચોખ્ખી રીતે ઘરગથ્થુ પદ્ધતિથી થતી હતી. પણ ચૂંટણીમાં ગુજરાતીઓ ભાગ્યે જ આવે. ખેર; ચૂંટણીમાં તો આવે નહિ પણ કો–ઓપ્શન કરવાનું તેમાં એ ખાસ કાળજીપૂર્વક ગુજરાતીઓને લાવવા એ દૃષ્ટિ તો કદી થઇ જ નથી. જો એમ થયું હોત તો બાર વર્ષમાં

ત્રીસ ગુજરાતીઓ સહેજે આવ્યા હોત. જો ગુજરાતની સંસ્થાઓ તરફથી સભ્યો ના નીમ્યા હોત તો છે એટલા સભ્યો પણ આજ ના હોત. કો-ઓપ્શનમાં ગુજરાતી સભ્યનાં નામ સૂચવાય તો લઘુમતિને પરિણામે ઉડી જ જાય.

ગૃહવ્યવસ્થા એ આ વિદ્યાપીઠની મુખ્ય વિશેષતા છે. એ ક્ષેત્રમાં અમેરિકા અને ઇંગ્લંડે કેટલી બધી પ્રગતિ કરી છે! વિદ્યાપીઠનો અભ્યાસક્રમ અને આચાર તપાસ્યો હોય તો ખાત્રી થાય કે અહીં એ વિષયની મશ્કરી થાય છે. એ વસ્તુસ્થિતિ સુધારવા માટે કમિટિઓ નીમાઇ હતી. પણ પરિણામ શૂન્ય જ.

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું, માતૃભાષાને ઉત્તેજન આપવું એ વિદ્યાપીઠનું ધ્યેય. પરંતુ અંગ્રેજી ભાષાને એટલું બધું મહત્ત્વ અપાય, કે અંગ્રેજી શીખ્યા વિના પાઠશાળાના દરેકે દરેક વિષય અને તે ઉપરાંત બીજા વિષયો શીખીને માત્ર ડિપ્લોમા આપવાની પદ્ધતિની માગણીનો સ્વીકાર ત્રણ ત્રણ વર્ષ થયાં વિદ્યાપીઠે કર્યો નથી. સિંડીકેટમાં એ વાત પાસ થઇ છે છતાં અમલમાં મૂકવા માટે અંગ્રેજી ભાષાની મોહિનીને લીધે કાર્યવાહકો બહાનાં કાઢે છે—એ વાત ગળે ઉતરતી જ નથી.

સંગીત અને ડ્રૉઇંગ એ સ્ત્રીઓને યોગ્ય વિષયો ઐચ્છિક વિષયો તરીકે રાખવામાં આવ્યા છે. પણ તેનું શિક્ષણ તે મશ્કરીરૂપ થયું છે. એકંદર રીતે બધો જ અભ્યાસક્રમ કાગળ ઉપર બહુ જ મોટો પણ વ્યવહારમાં કાંઇ જ નહિ-મુંબઈ યુનિવર્સિટીના શિક્ષણનું નિર્માલ્ય અનુકરણ—એ કર્વે યુનિવર્સિટીનું ધોરણ! અનેક સુધારાને અવકાશ છે, પણ સુધારા તરફ કાર્યવાહકોની દૃષ્ટિ જ નથી. આત્મસંતોષ માનીને બહારના લોક પાસે દર વર્ષે પ્રશસ્તિ કરાવીને મનને છેતરવાની પદ્ધતિ ક્યાં સુધી જનતા સહન કરે!

સમાજમાં આટલાં વર્ષ થયાં છતાં સંસ્થા લોકોની સહાનુભૂતિ મેળવી શકી નથી. વિદ્યાપીઠની સેનેટમાં એંશી સભ્યો—તે લોકો પોતે જ પોતાની સંસ્થાને નિમકહલાલીથી વળગી રહ્યાં નથી. કારણ કે શ્રદ્ધા ઉત્પન્ન થઇ નથી. યુનિવર્સિટી તરફથી એક પણ પગલું એવું લેવાયું નથી કે જેથી સંસ્થા માટે શ્રદ્ધા ઉત્પન્ન થાય, અને તે સમસ્ત ભારતવર્ષની વિદ્યાપીઠ ગણાય. વિદ્યાર્થીની સંખ્યા માત્ર મુંબઇની યુનિવર્સિટીની હિંદુ વિદ્યાર્થી સાથે થાય કેમ ભલા? આ સંસ્થામાં કાંઇ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તીનો ભેદ નથી; ત્યારે શા માટે સરખામણીમાં એકલી હિંદુ બાળાઓની ગણતરી કરવી, અને તે મુંબઇ યુનિવર્સિટીની જ? આખા હિંદુસ્તાનમાં દર વર્ષે કેટલી બાળાઓ કોલેજનો અભ્યાસ કરે છે! કેટલી પ્રવેશક પરીક્ષામાં પાસ થાય છે. કેટલી ગ્રેજ્યુએટ થાય છે તેની સરખામણી કરીએ ત્યારે આ વિદ્યાપીઠે કેટલી પ્રગતિ કરી છે તેનું માપ કાઢી શકાય. કારણ કે રિપોર્ટમાં તો બંગાળ, સંયુક્ત પ્રાન્ત, હૈદ્રાબાદ દક્ષિણ, હૈદ્રાબાદ સિંધ, બિરાર, રાજપૂતાના, પંજાબ બધા પ્રાન્તોમાંથી કોઇ કોઈ ઉમેદવાર આવે છે એમ લખવામાં આવે છે. તો ગણતરી પણ આખા હિંદની હોવી જોઇએ. એકની એક સ્ત્રીઓની વિદ્યાપીઠ; સ્ત્રીઓ માટે ખાસ શિક્ષણ એ તેની વિશેષતા, માતૃભાષા દ્વારા શિક્ષણ એ બધી અનુકૂળતા છતાં, બાર વર્ષમાં માત્ર ૭૬ ગ્રેજ્યુએટ થઇ તે શું સૂચવે છે? અને ખર્ચનું પ્રમાણ કાઢયું છે?

દર વર્ષે લગભગ સિત્તેરથી પંચોતેર હજાર રૂપિયા આ વિદ્યાપીઠ પાછળ ખર્ચાય છે—જે

સંસ્થાઓ એની સાથે જોડાયેલી છે તે સ્વતંત્ર રીતે ખર્ચે એ પૈસા તો જુદા–પણ નવ લાખ રૂપિયા માત્ર વિદ્યાપીઠના ખરચીને ૭૨ ગ્રેજ્યુએટ તૈયાર કર્યા !

હવે બીજું. દાનની એક બીજી શરત એ છે કે સરકાર પાસેથી ચાર્ટર મેળવવું. બાર બાર વર્ષ થયાં ગમે તે કારણે આ શરતની બેપરવા જ કરી છે. લૂલા લૂલા છૂટા છવાયા પ્રયત્ન થયા છે, પણ ગમે તે બહાનાં કાઢીને એ બાબતનો ગંભીર પ્રયત્ન થયો નથી. અને તેનું મોટામાં મોટું કારણ એ છે કે સરકારનું ચાર્ટર મેળવવાનો સંગીન પ્રયત્ન થાય તો વિદ્યાપીઠનું બધું પોલ બહાર આવે; આ તો બાંધી મૂઠી લાખની. માંદી ને માંદી સગર્ભાને આંટી ઘૂંટી વાળીને વરસમાં એક વાર સેનેટના સભ્યોને મેળવી સમજાવીને દૂર કરવા. કોઈને દરકાર નહિ, ચિંતા નહિ. પૈસા વેડફાઈ જાય તેની કનવાર નહિ. ચાર્ટર જો મળે તો સંખ્યાબંધ બાળાઓ આ વિદ્યાપીઠ તરફ આકર્ષાય, પણ એ કરવું નથી. થોડા ખરચમાં થોડો ઘણો અભ્યાસ કરીને થોડી ઘણી વિદ્યાર્થિનીઓ બહાર પડે એટલે આપણું કર્તવ્ય પૂરું થયું એમ માની લેવાનું છે. જો ગુજરાતની આટલી સંસ્થાઓ અને ગુજરાતનાં મક્કમ કાર્ય કરનારાં એમાં જોડાયેલાં ન રહ્યાં હોત તો સમસ્ત હિંદુસ્તાનની સંસ્થાનો દેખાવ કેટલાયે વખત પહેલાં પાનાંના મહેલ માફક પડી ગયો હોત ને માત્ર પૂનાની વિદ્યાપીઠ તરીકે જ તેની ગણતરી ગણાઈ હોત. પણ ગુજરાતની જનતાએ એને સાથ આપ્યો તેથી આટલો વખત નભી. પણ ગુજરાતની પ્રજા હવે પૈસા વેડરી નાખવા તૈયાર નથી. દાન અપાયું તો તેનો ઉપયોગ સંગીનપણે સારે જ માર્ગે થવો જોઈએ. ગમે તેવા દળિદ્રી કામ માટે લાખો રૂપિયા ખર્ચી ના નખાય. બહેતર છે કે એ સિત્તેર હજાર, બોતેર હજાર રૂપિયા પડી રહે, પણ દુરુપયોગ તો ના જ કરાય, એ ગુજરાતની જનતા સમજી ગઈ છે. આ વસ્તુ ટ્રસ્ટીઓ અને સમાજહિતેચ્છુઓ જરૂર લક્ષમાં રાખે જ. અને આ વસ્તુસ્થિતિને લીધે જ હાલની પરિસ્થિતિ ઊભી થઈ છે. એ બોતેર હજાર અથવા સર વિઠ્ઠલદાસની ગ્રાન્ટના રૂ. ૫૨,૫૦૦ નો ઉપયોગ બીજી ગમે તે રીતે સાર્વજનિક કેળવણીના–સ્ત્રીકેળવણીના ઉપયોગમાં લઈ શકાય.

ત્રીજી એક શરત દાનમાં એ હતી કે વિદ્યાપીઠનું કામ સંતોષકારક રીતે ચલાવવા માટે રૂ. ૫૨,૫૦૦ બસ નથી. લગભગ એક લાખ રૂપિયા ઓછામાં ઓછા જોઈએ. તો તેને માટે સંસ્થાના સંચાલકોએ પંદર લાખ રૂપિયા જેટલી રકમ તો બીજી મેળવવી જ જોઈએ. કાર્યવાહકોએ આ બાબત માટે પ્રયાસ કર્યો છે ખરો, પણ હજી પરિણામ સંતોષકારક નથી. જો રૂ. ૫૨,૫૦૦ બાદ કરીએ તો ૨૦,૦૦૦ રૂપિયા ખર્ચી શકાય એવી મહાગર્ભને પણ સંસ્થાની સ્થિતિ નથી. રિપોર્ટમાં આપેલા આંકડા ભુલાવામાં નાખે એવા છે તો એટલી થોડી મૂડીમાંથી વિદ્યાપીઠ શી રીતે સુંદર કે સંતોષકારક કામ કરી શકે? છતાં સંચાલકો સાંકડી દૃષ્ટિ રાખીને એવું જ દળદ્રી કામ કરવાની આશા સેવે છે. અને વળી આટલી થોડી મૂડીમાંથી સરકાર દરબારની લડતો તે કેવી રીતે લડાશે. સંસ્થા, યાચક, ટ્રસ્ટીઓ, દાતા–એ પરિસ્થિતિ જોવી જોઈને લડાયક વૃત્તિ ધારણ કરવી એ યોગ્ય નથી. દાતાને સંતોષવાને દરેક પ્રયત્ન થવો જોઈએ. તેને બદલે દાતાનું પોતાનું અને વાલીવારસોનું અપમાન કરવામાં આવે ત્યારે સામા પક્ષનું મન ખાટું થયા વગર રહે જ નહિ. આ પ્રશ્ન ગુજરાત મહારાષ્ટ્રનો નથી, પરંતુ ગુજરાત મહારાષ્ટ્રના યોગ્ય પ્રતિનિધિત્વનો તો છે જ.

અને માત્ર ગુજરાત મહારાષ્ટ્રનો નથી, સમસ્ત હિંદુસ્તાનનો છે. માત્ર પૂનાનો નથી. આપખુદીમાંથી આપણે બહુ ઊંચે આવવાની જરૂર છે. ગમે તે પ્રકારે આ એક અપૂર્વ અને અનેરી સંસ્થા છે તેને સારી રીતે ટકાવી રાખવી, તેનો બહુ સુંદર રીતે પ્રચાર કરવો, જનતામાં તેને માટે સદ્‌ભાવ થાય એવા માર્ગ લેવા એમાં ભૂષણ છે; નહિ તો પ્રજાકીય સંસ્થા આપણને નિભાવતાં આવડતી નથી એમ કરીને જગત રકાસ કરશે. ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સમસ્ત ભારતની સંસ્થા બને, દૃષ્ટિમર્યાદા વિશાળ કરે, કાર્યવ્યવસ્થામાં, એકંદર પદ્ધતિમાં સદંતર પલટો કરે અને તેની પ્રગતિ થાય અને સમાધાની થાય એ જ ઈચ્છાથી આટલો લેખ લખ્યો છે.

મે.



# જાપાનના હૂંડિયામણથી હિંદના મિલઉદ્યોગને થતી હાનિ

છેલ્લા યુરોપીય મહાયુદ્ધમાં દુનિયાનાં લગભગ બધાં રાષ્ટ્રો સંડોવાયાં હતાં. લડાઈમાં ઉતરેલાં રાજ્યોમાં હુન્નરઉદ્યોગનાં કારખાનાં બંધ હતાં. કેટલાક દેશોમાં લડાઈને અંગે સાધનસામગ્રી તૈયાર કરવામાં અને લડાઈમાં ઉપયોગી થાય એવા પદાર્થો બનાવવામાં કારખાનાં રોકાયેલાં હતાં; પણ જાપાને લડાઈની દિશામાં દૃષ્ટિ પણ કરી નહિ, યુદ્ધમાં કોઈ સાથે ભળી સહકાર પણ આપ્યો નહિ, લડાયક સાધનો બનાવ્યાં નહિ, પણ તટસ્થ રહીને પોતાના દેશમાં હુન્નરઉદ્યોગ અને કળાકૌશલ્ય વધારવાનો લાભ લીધો. જાપાનનાં શહેરે શહેર અને ગામેગામ હુન્નરઉદ્યોગથી ધમધમવા લાગ્યાં. યંત્રવાદી યુરોપ લડાઈ લડતું હતું ત્યારે જાપાન શાંતચિત્તે પોતાના દેશમાં સુવર્ણયુગના મંડાણ માંડતું હતું. જાપાનનાં કારખાનાં અવિરત અને અવિશ્રાંતપણે કામ કરવા લાગ્યાં. દેશના હુન્નરઉદ્યોગની ખીલવણી થવા લાગી. દેશની રિદ્ધિસિદ્ધિ વધવા લાગી.

યુરોપના મહાયુદ્ધે જાપાનનું નવું ઘડતર કર્યું. જાપાને રાષ્ટ્ર તરીકે પોતાની નામના કાઢી, એટલું જ નહિ પણ બીજાં રાષ્ટ્રો સાથે વેપાર અને હુન્નરઉદ્યોગમાં હરીફાઈ કરી શકે એવી કક્ષાએ પહોંચ્યું.

વેપાર અને હુન્નરઉદ્યોગની ખીલવણી માટે જાપાન પાસે પોતાનાં બંદરો છે, પોતાની માલિકીની સ્ટીમરો છે, કાબેલ નાવિકો છે, અઢળક સંપત્તિ ધરાવતી બેંકો છે, વીમા કંપનીઓ છે, જાપાનની સરકાર જાપાનના વેપાર અને હુન્નરઉદ્યોગનું રક્ષણ કરે છે.

જાપાનના વેપારે વિદેશી બજારોમાં પગપેસારો કરેલ છે. જાપાનના હુન્નરઉદ્યોગે પરરાષ્ટ્રોની રક્ષક જકાતની દિવાલો ભેદી પોતાનો માલ વિદેશનાં બજારોમાં પહોંચાડ્યો છે. દુનિયાનાં બજારોમાં આગળ પડતું સ્થાન ભોગવનાર રાષ્ટ્રોમાં જાપાને અગત્યભર્યું સ્થાન મેળવેલ છે.

જાપાનની ઉન્નતિ અને પ્રગતિનું એક કારણ જાપાનનું જાદુઈ હૂંડિયામણ છે. જાપાનના આ હૂંડિયામણે હિંદનાં બજારોમાં અને કારખાનાંઓમાં મોટી ગભરામણ પેદા કરેલ છે.

વેપારી અને ઉદ્યોગવાદીને મુશ્કેલ સંજોગોમાં નાખેલ છે, એટલે આ હૂંડિયામણથી હિંદના વેપાર અને હુન્નરઉદ્યોગ પર જે માઠી અસર થઇ છે તે વિષે જ ચર્ચા કરીશું.

છેલ્લા મહાયુદ્ધ પછી જાપાની કાપડની આયાત હિંદમાં બહોળા પ્રમાણમાં વધવા લાગી. જાપાનનું ઝીણું–જાડું કાપડવણાટ હિંદના ખેડૂત, મધ્યમવર્ગ અને શ્રીમંતને, અનુકૂળ પડવા લાગ્યું. જાપાની કાપડ હિંદને સસ્તું પડતું ગયું તેમ તેમ વધુ ને વધુ આયાત થતું ગયું. છેવટે જાપાનના સસ્તા કાપડે હિંદી મિલોમાં બનેલા કાપડ પર માઠી અસર ઉપજાવી. હિંદમાં બનેલુ કાપડ જાપાની કાપડની સરખામણીમાં મોંઘું પડવા લાગ્યું, એટલે પ્રથમ પસંદગી સસ્તા જાપાની કાપડને મળવા લાગી. જાપાની કાપડે હિંદનાં ગામડાંઓમાં પગપેસારો કર્યો, તેથી ફાલતા ફૂલતા હિંદના મિલઉદ્યોગને ફટકો લાગવા માંડયો. હિંદી મિલો બેકાર થવાની સ્થિતિમાં આવવા લાગી. કામદારો ધધારોજગાર વિના રહેવા લાગ્યા. મિલઉદ્યોગ પાછળ રોકાતી મૂડીનું વ્યાજ ઉપજવું મુશ્કેલ પડવા લાગ્યું. અંતે મિલ અને મરચંટ એસોસિયેશનોએ સંગઠિત ઉહાપોહ કર્યો. પરિણામે હિંદી સરકારે જાપાની કાપડની આયાત પર વધારાનો જગાત–વેરો ટકા પાંચનો નાખી .પાયમાલ થતા હિંદના મિલઉદ્યોગનું રક્ષણ કર્યું.

હિંદનો એ ઉદ્યોગ સજીવન થયો. હિંદની સ્વદેશી પ્રવૃત્તિએ હિંદના આ ઉદ્યોગને અપનાવી પોષણ આપ્યું, અને પોષણનીતિથી મિલઉદ્યોગ પગભર થવા લાગ્યો, બંધ પડેલ મિલોને કામ મળ્યું. નવી મિલો બંધાવા લાગી, ૬૦ હજાર વધુ કામદારો ધંધે વળગ્યા, પણ દેશના કમભાગ્યે એ સ્થિતિ અલ્પજીવી બની.

દુનિયામાં આર્થિક સંકડામણ ઊભું થયું. સર્વત્ર વેપારરોજગાર અને હુન્નર–ઉદ્યોગની મંદી થવા બેઠી. કાચા માલના ભાવ અસાધારણ ગગડી ગયા. મોટાં મોટાં રાજ્યો પોતે પોતાના લેણદેણામાં મુંઝાયા હતાં તેવામાં ઇગ્લંડની સરકારે એકાએક સોનાના ધોરણને તિલાંજલિ આપી. હિંદી સરકારે તેનું અનુકરણ કરી રૂપિયો પૌંડસ્ટર્લિંગ સાથે જોડી આપ્યો. આ જોડાણથી હિંદ પર એક નવો ભય ઊભો થયો. દેશ દેશ વચ્ચેના હૂંડિયામણસંબંધમાં અસાધારણ ભાવફેર થયો, દેશ દેશ વચ્ચેના વેપાર અને હૂંડીના સોદા ખોળંબે પડયા. બીજા કેટલાક દેશોએ તેનું અનુકરણ પણ કર્યું, પણ જાપાને ઇંગ્લાંડના પગલે ચાલવામાં ઢીલ કરી પોતાનું ઘર સંભાળી સાવચેતીથી કામ લેવા માંડયું તેની અસર હિંદ ખાતે આયાત થતા જાપાની માલ પર થવા લાગી રૂપિયાની સરખામણીમાં જાપાનના યેનના ભાવ દબાવા લાગ્યા તે સુવર્ણ તકનો લાભ લઇ જાપાન પોતાનો તૈયાર થતો પુષ્કળ માલ હિંદ ખાતે નિકાસ કરતું ગયું, અને હિંદમાંથી દોલત ખેંચતું ગયું. જાપાની કાપડ સામે ખાસ વધુ મુકાયેલી પાંચ ટકાની નવી જગાત પડી છતાં પણ જાપાની કાપડ હિંદમાં વધુ ને વધુ સસ્તુ વેચાવા લાગ્યું. જાપાનના વેપારને અનુકૂળ થવા જાપાનની હૂંડી ઘટવા લાગી. યેનના ભાવ ઘટવા લાગ્યા. જાપાનની હૂંડીના ભાવ ૨૧૫ હતા, તે આજે ૧૦૦ થી ૧૦૫ ના ભાવ છે. આ હૂંડિયામણના ભાવ ફરે તે કારણે જાપાનનું કાપડ હિંદમાં એટલું બધું સસ્તું વેચાવા લાગ્યું છે કે હિંદની મિલો જે ભાવે સૂતર આપે છે તે ભાવે જાપાનનું કાપડ બંદરપહોંચ મળે છે. આ કાતિલ હરીફાઇ સામે હિંદનો મિલઉદ્યોગ ઊભો રહી શકતો નથી. હિંદનો ફૂલતો ફાલતો આ ઉદ્યોગ કરમાવા બેઠો છે. યેનના ગગડેલા ભાવે હિંદના વેપારઉદ્યોગને કગાલ દશામાં લાવી મૂકયો છે. તેની અસરથી હિંદની કેટલી મિલો

માંડ માંડ પૂરું કરી શકે છે. કેટલી મિલો થાકીને બંધ પડવાની તૈયારીમાં છે. કેટલીએ મિલો બંધ પડેલ છે.

હિંદની આબોહવા અને આમવર્ગને અનુકૂળ આવે એવું કાપડ જાપાન બનાવે છે. તેની સસ્તાઇ અજોડ છે. દાખલા તરીકે જાપાનની 'સી' માર્કાની મીરીકાની ખેડુ અને મજૂરવર્ગને માફક આવે એવી છે. આ ત્રીસ વારના તાકા એકની કિંમત રૂા. ૪ બંદર-પહોંચ જાપાન આપે છે. ૫૧૫૧ નંબરની મલમલમાંથી પહેરણ, ખમીસ, ધોતિયાં, ઓછાડ, પાઘડી, પછેડી, પછેડા, સાડી અને સાડલા આદિ બને છે. આ ૪૦ વારના તાકાની કિંમત રૂા. ૪ાા બંદર જાપાન આપે છે. તે સિવાય કોટ માટે કોટીંગ જીન, ખમીસ માટે જુદી જુદી જાતની શર્ટીંગ, ચૅક, વિવિધ જાતના માદરપાટ વગેરે કાપડ દેશમાં આયાત થાય છે.

જાપાનના કાપડની માફક બનાવટી રેશમે હિંદમાં કાતિલ હરીફાઇ માંડી છે. જાપાનમાં રેશમ બનાવવાનો ઉદ્યોગ બે હજાર વર્ષથી ચાલ્યો આવે છે, પણ ઇ. સ. ૧૯૧૮થી જાપાને વિજ્ઞાનની મદદથી વિવિધ જાતનાં બનાવટી રેશમનો ઉદ્યોગ શરૂ કરેલ છે. આ ઉદ્યોગની ખીલવણી પાછળ જાપાનની ૧૧ મોટી કંપનીઓએ ૧૪,૭૦,૦૦,૦૦૦ યેનની થાપણુ રોકી છે. ચૌદ વર્ષમાં આ ઉદ્યોગે અસાધારણ ફતેહ મેળવી પરદેશોનાં બજારો હાથ કરેલ છે.

દર સાલ બનાવટી રેશમની પેદાશમાં ભારે વધારો થતો રહ્યો છે એ નીચેના આંકડા પરથી જણાશેઃ—

| વર્ષ | રતલ | વર્ષ | રતલ |
|---|---|---|---|
| ૧૯૧૮ | ૧૦૦૦૦૦ | ૧૯૨૫ | ૩૨૦૦૦૦૦ |
| ૧૯૧૯ | ૧૪૦૦૦૦ | ૧૯૨૬ | ૫૦૦૦૦૦૦ |
| ૧૯૨૦ | ૨૦૦૦૦૦ | ૧૯૨૭ | ૧૦૫૦૦૦૦૦ |
| ૧૯૨૧ | ૨૫૦૦૦૦ | ૧૯૨૮ | ૧૬૫૦૦૦૦૦ |
| ૧૯૨૨ | ૫૨૦૦૦૦ | ૧૯૨૯ | ૨૭૦૦૦૦૦૦ |
| ૧૯૨૩ | ૭૮૦૦૦૦ | ૧૯૩૦ | ૩૬૦૦૦૦૦૦ |
| ૧૯૨૪ | ૧૩૬૦૦૦૦ | | |

બાર વરસના આંકડા જોતાં જાપાનના બનાવટી રેશમના ઉદ્યોગે ઘણી પ્રગતિ કરી છે, એટલુંજ નહિ પણ માલની જાતોમાં દિન પર દિન ભારે સુધારો કરવામાં આવે છે. ઊંચી જાતના રેશમની કોટિમાં ઊભી શકે તેવું બનાવટી રેશમ બનાવવા પાછળ ઘણી જ કાળજી આપવામાં આવે છે.

દુનિયામાં વેપારની મંદી ફેલાવાથી સને ૧૯૩૦ની સાલમાં બનાવટી રેશમના ઉદ્યોગને નુકસાનીની અસર થવા લાગી. સને ૧૯૨૦માં ૧૫૦ ડીનાયરનાં ૧૦૦ રતલનો ભાવ ૯૫૦ યેન હતો તેને બદલે સને ૧૯૩૦માં તેનો ભાવ ૧૦૦ યેન થયો. તે વખતે બનાવટી રેશમના ઉદ્યોગવાદીઓએ નીપજમાં ૨૦ ટકા ઘટાડો કરી ભાવ ટકાવી રાખ્યા, અને નીપજનો તમામ માલ પરદેશોનાં બજારોમાં નિકાસ કરતા ગયા. તે નીચેના નિકાસના આંકડા પરથી જોવામાં આવશેઃ—

( હજાર ચોરસવાર )

| દેશ | સને ૧૯૨૮માં | સને ૧૯૨૯માં | સને ૧૯૩૦માં |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૧૮૪૫ | ૧૧૨૨૬ | ૨૪૭૭૯ |
| ડચ ઇંડીસ | ૭૪૧ | ૬૪૮૬ | ૧૯૧૩૬ |
| ફિલીપાઇન્સ | ૨૪૨૮ | ૫૩૧૭ | ૧૧૪૦૦ |
| સ્ટ્રેટસ સંસ્થાન | ૧૧૧૭ | ૬૯૬૫ | ૧૦૪૯૫ |
| હૉંગકૉંગ | ૨૫૫૭ | ૫૯૬૩ | ૫૭૫૧ |
| ચીન | ૨૨૧૫ | ૬૦૦૫ | ૨૬૧૭ |
| ક્વાન્ટાંગ પ્રાંત | ૧૯૬૧ | ૩૫૬૦ | ૭૦૮ |
| સીઆમ | ૫૩ | ૯૭૯ | ૨૩૩૭ |
| કેનેડા | ... | ૦૦ | ૨૨૨૭ |
| બીજા દેશો. | ૧૦૨ | ૧૦૦૫ | ૪૭૪૭ |
| કુલ નિકાસ | ૧૩૦૨૫ | ૪૭૫૧૪ | ૮૪૨૦૩ |

આ આંકડા પરથી જોવામાં આવે છે કે સને ૧૯૩૦ની સાલમાં જાપાને ૮૪૨૦૩૦૦૦ ચોરસવાર બનાવટી રેશમની નિકાસ કરી, તેમાં હિંદ ખાતે ૨૪૭૭૯૦૦૦ ચોરસવારની આયાત કરવામાં આવી. આ પરથી ચોખ્ખું દીઠામાં આવે છે કે જાપાનના બનાવટી રેશમ તથા કાપડઉદ્યોગે હિંદમાં કાતિલ હરીફાઇ માંડી છે.

આવાં કારણોથી હિંદનો મિલઉદ્યોગ પડી ભાંગે તો લાખો કામદારો બેકાર થાય, લાખો પગારદાર નોકરો અને મજૂરો ભૂખભેગા થાય, કરોડોની મિલકત કમાવાનાં સાધનો બંધ થાય, અબજોની રોકાયેલી મિલકત બીનવ્યાજુ પડી રહે, દેશનો ઉદ્યોગ પરદેશીઓના હાથમાં ચાલ્યો જાય, દેશની રિદ્ધિસિદ્ધિનાં સરોવર સુકાઇ જાય, બીજા દેશોમાં આવાં પરદેશી આક્રમણોથી બચવા માટે ત્યાંની સરકાર રક્ષક જગાતોની મોટી મોટી દિવાલો ઊભી કરી પોતાના દેશનું અને દેશના હુન્નરઉદ્યોગનું રક્ષણ કરે છે. સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતા ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા અને કેનેડાએ હમણાં જ આ હથિયારનો ઉપયોગ કરી પોતાના દેશના વેપાર અને હુન્નર-ઉદ્યોગનું રક્ષણ કરેલ છે. હિંદી સરકાર હિંદના ભલા ખાતર હિંદના મિલઉદ્યોગના રક્ષણાર્થે આવી આયાત સામે-હૂંડિયામણમાં થયેલા ભાવફેર સામે હિંદી મિલઉદ્યોગ ટકી શકે એવી રક્ષક જગાત નાખવાનું તરત વિચારે એમ ઇચ્છીશું.

હિંદના મિલઉદ્યોગને રક્ષણ આપવાના પ્રશ્નની તપાસ કરવા હિંદી સરકારે "ટેરિફ બોર્ડ" નીમેલ છે. આ બોર્ડ પોતાનું કાર્ય આરંભે છે તે દરમિયાન જાપાનની હૂંડીના ભાવમાં થયેલો ઓચિંતો ગભરાટ ઉપજાવનાર ઘટાડો દેશના હુન્નરઉદ્યોગને અસાધારણ નુકસાનકર્તા નીવડ્યો છે. એણે મિલઉદ્યોગને કંગાલ હાલતમાં લાવી મૂક્યો છે, અને કાપડ, સૂતર અને રેશમના વેપારને ભયમાં નાખ્યો છે.

જાપાન અને હિંદમાં સોનાનું ધોરણ હતું તે વખતે યેનનો જે ભાવ હતો તે ઘટીને અત્યારે અર્ધોઅર્ધ થઇ ગયેલ હોવાથી જાપાની નિકાસના વેપારીઓને ગંજાવર ફાયદો થાય છે. આ ભાવ ઘટવાને કારણે હિંદનાં બજારોમાં કાપડ, સૂતર અને રેશમ આફતકારક ભાવે

વધ્યાય છે. વાયદાની ડિલિવરી માટે મોટા સોદા થયેલ હોવાથી ભવિષ્યમાં પરિસ્થિતિ વધુ ગંભીર બનવા વકી છે. જાપાનથી આયાત થતા માલને દેશી બનાવટના કાપડ સામે આ નીચા હૂંડિયામણથી આડકતરી મોટી બાઉન્ટી મળે છે, તેથી હિંદનો મિલઉદ્યોગ ગંભીર હાલતમાં આવી પડેલો છે. તેથી 'ટેરિફ બોર્ડ'ના રિપોર્ટની રાહ જોયા વિના ગેરવાજબી હરીફાઇને પહોંચી વળવા તાકીદે પગલાં ભરવા મિલમાલિકોએ અને વેપારીઓએ નામદાર સરકારને અરજ કરેલ છે.

જયરામદાસ જેઠાભાઇ નયગાંધી.

---

# દ્રવ્યની ફેરવહેંચણીમાં મ્યુનિસિપાલિટીનો ફાળો

[મ્યુનિસિપાલિટીના સિદ્ધાંતો વિશેની ચર્ચાનો એક લેખ ગયા વૈશાખના અંકમાં શ્રી "નાગરિક" લખ્યો હતો. તેવા જ આ બીજા લેખને અમે આવકાર આપીએ છીએ અને આ વિષયનો જેમણે અભ્યાસ કર્યો હોય તેમને આ વિષય ઉપર લેખો આપવા આમંત્રણ કરીએ છીએ. **તંત્રી**]

**આ**પણું અત્યારનું આર્થિક બંધારણ જ એવું છે કે પૈસાદાર, વધુ પૈસાદાર બને; અને ગરીબ વધુ ગરીબ બને; અને બન્નેની વચ્ચેનું અંતર વધતું જાય. શહેરોમાં તો આ વસ્તુસ્થિતિ તદ્દન સ્પષ્ટ જણાય છે. સમાજ આ બન્નેની વચ્ચે ચોખ્ખી રીતે વહેંચાયેલો જણાય છે.

હાલના મૂડીવાદનું આ પરિણામ છે. મૂડીવાદના કાયદામાં ઊતરવું અહીં અસ્થાને છે. પ્રશ્ન એ છે કે મૂડીવાદને પરિણામે ઊભી થયેલી કામની આ વહેંચણીની વિષમતા મ્યુનિસિપાલિટીઓ કેટલે અંશે ઓછી કરી શકે? આપણે એ જોઇશું કે મ્યુનિસિપાલિટી આમાં શું કરી શકે?

પૈસાદારોનું ધન જો કોઇ રીતે તેમની પાસેથી પડાવી લેવાય અને કોઇ રીતે તે ધન ગરીબોમાં વહેંચી આપી શકાય તો ધાર્યો અર્થ સર્યો એમ કહેવાય.

મ્યુનિસિપાલિટીની આવકનાં સાધનો અનેક પ્રકારનાં હોય છે; પણ તેમાં બે મુખ્ય હોય છેઃ કર અને દર (Taxes and Rates), જેમાં ફેર એ હોય છે કે જ્યારે દર કોઈ પણ પ્રકારની સેવાના બદલામાં લેવામાં આવે છે, ત્યારે કર તદ્દન આપખુદ સત્તાથી લેવામાં આવે છે. એટલે કે કોઇ પણ પ્રકારની સીધી સેવાના બદલા વિના જ લેવામાં આવે છે. મ્યુનિસિપાલિટી પાણી આપે અને અમુક દરે તેના પૈસા માગે તે સમજાય; કારણ કે પાણી આપીને પૈસા લે છે. પણ બહારગામથી શહેરમાં કોઇ માલ લાવીએ અને તેના ઉપર કર (Terminal Tax) માગવામાં આવે ત્યારે તે કર આપવાથી શો લાભ મળ્યો તે પહેલી દૃષ્ટિએ સમજાતું નથી. મ્યુનિસિપાલિટી મોરીની સગવડ કરે અગર જાજરૂ સાફ

કરે અને તેના પૈસા માગે એ વાસ્તવિક છે: પણ દરેક ઘરદીઠ અમુક કર ઉઘરાવવામાં આવે તેની પાછળ રહેલો સેવાભાવ સમજાતો નથી.

કર લેવા તે એક દૃષ્ટિએ તદ્દન આપખુદીનું ચિહ્ન છે. કાયદા પ્રમાણે કર નાખવાની સત્તા મળી એટલે તે નાખવામાં આવે છે. ખુદ હિંદી સરકાર પણ ઈન્કમ ટેક્સ લે છે. ઈન્કમ ટેક્સ આપનારને સીધો શો લાભ મળે છે? તે પ્રમાણે મ્યુનિસિપાલિટી જેટલા કર લે છે તેમાં એકે કર એવો હોતો નથી કે જે કોઇ પણ પ્રકારની સીધી સેવાની કિંમતરૂપે હોય.

અને છતાં દરેક મ્યુનિસિપાલિટી કોઇ ને કોઇ જાતના કર લે છે જ. કરનું પ્રમાણ મોટે ભાગે કર ભરનારની આર્થિક સ્થિતિ ઉપર આધાર રાખે છે—એટલે કે ગરીબ પાસેથી થોડો, સાધારણ સ્થિતિવાળા પાસેથી તેનાથી વધુ અને પૈસાદાર પાસેથી તેનાથી પણ વધુ લેવામાં આવે છે. કદાચ અમુક દરજ્જાથી નીચેનાને મુક્ત પણ રાખવામાં આવતા હશે એટલે કે જેમ વધુ પૈસાદાર અગર વધુ માલદાર તેમ કરનું પ્રમાણ વિશેષ. ઈન્કમ ટેક્સ માફક જ જેમ આવક વધુ તેમ કરનું પ્રમાણ પણ વધુ; જેમ ઘર મોટું અગર જમીન વધુ, તેમ કર વધુ.

દરની બાબતમાં પણ આ ધોરણ અખત્યાર કરવામાં આવે છે. જ્યાં પાણી માપીને આપવામાં આવતું હોય ત્યાં તો ગરીબ તવંગરનો સવાલ રહેતો નથી; કારણ કે ત્યારે તો જેટલું વાપરો તેટલાના પૈસા આપવાના હોય. પણ પાણી હમેશ માપીને આપવામાં આવતું નથી. અને ત્યારે તેનો દર, દર ભરનારની આર્થિક સ્થિતિ ઉપર આધાર રાખે છે. જે મકાનને પાણીની નળી સાથે જોડાણ હોય તે મકાન ભાડે આપ્યું હોય તો વાર્ષિક ભાડું કેટલું ઉપજે? તે ભાડાનો અમુક ભાગ પાણીના દર સાથે લેવો. આવો નિયમ જ્યાં હોય, ત્યાં જે ઘર મોટું તેમ દર વધારે આપવાનો આવે. પાણી કેટલું વપરાય છે તે જોવાનું નથી, પણ પાણી વાપરનારની આર્થિક સ્થિતિ કેવી છે તે જોવાય છે. પાણીના વપરાશ ઉપરથી પાણીપેટે લેવાતી રકમ નક્કી નથી થતી, પણ પાણી વાપરનારના દ્રવ્ય ઉપરથી તે રકમ નક્કી થાય છે. એટલે, એક માણસ સાધારણ સ્થિતિનો હોય અને તે સાધારણ ઘરમાં રહેતો હોય, પણ તેને બહોળું કુટુંબ હોય તો તે જેટલા પૈસા પાણીના આપે તેના કરતાં, એક તવંગર શેઠિયો હોય, ભવ્ય બંગલામાં રહેતો હોય, પણ કુટુંબ બહુ જ નાનું હોય તે વધુ પૈસા આપે, જો કે મોટા કુટુંબવાળો વધુ પાણી વાપરે છે અને નાનાવાળો ઓછું વાપરે છે.

એ જ રીતે રસ્તાના ઘસારા માટે હાથે ખેંચનાર લારીવાળો જેટલો દર આપે તેના કરતાં ઘોડાગાડીવાળો વધુ આપે અને મોટરગાડીવાળો તેનાથી પણ વધુ આપે. તેનું કારણ એ નહિ કે લારીથી રસ્તો ઘસાય તેના કરતાં ઘોડાગાડીથી વધુ ઘસાય, અને મોટરગાડીથી તેનાથી પણ વધુ ઘસાય. ઊલટું ઘસારાનું પ્રમાણ તદ્દન ઊલટું હોય છે. એમ છતાં જેનાથી ઘસારો ઓછો તેની પાસેથી વધુ પૈસા લેવામાં આવે છે. અને તેનું કારણ એ છે, કે લારીવાળા કરતાં ઘોડાગાડીવાળો વધુ પૈસાદાર છે. અને મોટરગાડીવાળો તેનાથી પણ વધુ પૈસાદાર છે.

તે જ પ્રમાણે શહેરમાં આવતી વસ્તુઓ ઉપર જ્યારે કર ( Terminal Tax ) લેવાય છે ત્યારે તવંગરની વપરાશની જે વસ્તુઓ હોય તે ઉપર ખાસ કરીને વધુ કર લેવામાં આવે છે.

ન્યાયની દૃષ્ટિએ આ બરાબર નથી લાગતું અને છતાં તેમ જ કરવામાં આવે છે. સર્વ પ્રકારની કરપદ્ધતિ આજ પ્રકારની હોય છે; પણ આ પદ્ધતિ ન્યાયપુરઃસર છે કે નહિ તે નક્કી કરવા માટે તેની પાછળ રહેલું માનસ સમજવાની જરૂર છે. મ્યુનિસિપાલિટી કર-દરથી જે પૈસા મેળવે છે તે ખર્ચવાના છે તો શહેરીના સુખાકારી માટે જ. તો પછી જેનાથી વધુ આપી શકાય તેમ હોય તે વધુ આપે. તેની પાસેથી વધુ લેવામાં આવે તેમાં ખોટું શું?

દશ રૂપિયા કમાનાર એક રૂપિયો આપે ત્યારે તે એક રૂપિયાની ખોટ જેટલા પ્રમાણ-માં તેને આવશે તેના કરતાં ઘણા જ ઓછા પ્રમાણમાં દશ રૂપિયાની ખોટ સો રૂપિયા કમાવનારને આવશે. પ્રમાણ બન્નેમાં દસમા ભાગનું છે, છતાં જેમ આવક વધુ, તેમ ખોટ ઓછી આવે છે તો પછી ખોટનું પ્રમાણ સરખું રાખવું હોય તો જેમ વધુ પૈસાદાર તેમ માગણી પણ વધુ પ્રમાણમાં જ હોવી જોઇએ.

અમુક પદ્ધતિ ન્યાયપુરઃસર છે કે નહિ તે, પૈસાના પ્રમાણથી ન માપી શકાય, પણ કર ભરનારને પડતી આવતી ખોટના પ્રમાણથી માપી શકાય. એટલે ખરી રીતે તો વધુ પૈસાદાર પાસેથી વધુ લેવું તે જ ન્યાયપુરઃસર છે. મ્યુનિસિપાલિટીને કાયદેસર અમુક સત્તા આપવામાં આવી છે તેનો સદુપયોગ ત્યારે જ થયો કહેવાય કે જ્યારે પૈસાદાર પાસેથી દ્રવ્ય મેળવી ગરીબના લાભમાં ખર્ચાય.

એટલું જ નહિ પણ જ્યારે મ્યુનિસિપાલિટી અમુક કાંઇ કામ કરે કે જેના પરિણામે અમુક વ્યક્તિ અગર વ્યક્તિઓને મોટા પ્રમાણમાં આર્થિક લાભ થાય, ત્યારે તે આર્થિક લાભની કિંમત સર્વાંશે મ્યુનિસિપાલિટીને જ આપવી જોઇએ. ધારો કે મ્યુનિસિપાલિટી અમુક રસ્તો પહોળો કરવા માગે છે અગર અમુક રસ્તો નવો બનાવવા માગે છે અગર તો અમુક ઠેકાણે નવો પૂલ બાંધવા માગે છે; આમ કરવાથી અમુક મકાનોને અમુક લાભ થવાનો. ખૂણે પડતાં મકાનો એકદમ સરિયામ રસ્તા ઉપર આવવાનાં, અને પરિણામે તેમની કિંમતો વધવાની. કિંમતમાં થતો આ વધારો, મકાનમાલિકની મહેનતને લેશમાત્ર પણ આભારી નથી, બધો આધાર મ્યુનિસિપાલિટીની પ્રવૃત્તિનો છે. તો, કિંમતનો થતો આ વધારો મ્યુનિ-સિપાલિટી શા માટે ન લે? લેવો જ જોઇએ.

આમ એક બાજુથી વધુ પૈસાદાર પાસેથી વધુ લેવાની નીતિ અખત્યાર કરવામાં આવે છે, ત્યારે બીજી બાજુથી મ્યુનિસિપાલિટી અમુક લાભો દરેકને કાંઇ પણ પૈસા લીધા વિના આપે છે. પગે ચાલનાર પાસેથી રસ્તાના ઘસારા પેટે કાંઇ પણ લેવામાં આવતું નથી, રસ્તા ઉપરની રોશનીના ખર્ચ પેટે કોઇની પાસેથી કાંઇ પણ લેવું જોઇએ નહિ; આગ હોલવવાનાં સાધનો પણ મફત પૂરાં પાડવાં જોઇએ, બાળકોને પ્રાથમિક કેળવણી મફત મળવી જોઇએ, દવાખાનાં સર્વ માટે ખુલ્લાં અને મફત હોવાં જોઇએ. મ્યુનિસિપાલિટી રસ્તા સાફ કરાવે, બગીચા બનાવે અને સાચવે, અને લોકોને શીતળા ટાંકે; આ બધા માટે કાંઇપણ પૈસા લેવામાં ન આવે.

આમ લોકોને કેટલાક લાભ મફત આપવામાં આવે છે. મફત આપવામાં આવે છે, એટલે તે જ સેવા અગર લાભના બદલામાં કાંઇ પણ લીધા વિના આપવામાં આવે છે. મ્યુનિસિપાલિટીને એમ લાગે કે ગામ અગર શહેરમાં દવાખાનાં તો જોઇએ જ એટલું જ નહિ પણ દરેકને મફત દવા મળવી જોઇએ. જો પૈસા લઇને દવા આપવાની હોય તો તો ખાનગી દવાખાનાં ક્યાં નથી હોતાં? પણ આ તો મફત દવાખાનાંનો સવાલ છે. કેટલીક વખતે, આ દવાખાનાં તદ્દન મફત ન પણ હોય, એટલે કે ખાનગી દવાખાનામાં

જેટલાં પૈસા લેવામાં આવતા હોય તેના કરતાં ઓછા લેવામાં આવે તેમ પણ બને. તેવી જ રીતે કેળવણીનું. કેળવણી—ખાસ કરીને પ્રાથમિક કેળવણી એ એવી વસ્તુ છે કે જે લગભગ દરેકને મફત મળવી જોઇએ. અને કેટલીક મ્યુનિસિપાલિટીઓને તો એટલેથી પણ સંતોષ થતો નથી. તેઓ તો પ્રાથમિક કેળવણી મફત ઉપરાંત ફરજિયાત પણ કરે છે. એટલે કે શહેરનાં અમુક ઉમરથી નીચેનાં સઘળાં બાળકો—છોકરા અગર છોકરી—એ પ્રાથમિક કેળવણી ફરજિયાત લેવી જ જોઇએ. અને જે માબાપો નિશાળે ન મોકલે તે દંડને પાત્ર ગણાય છે.

રસ્તે ચાલનાર પાસેથી રસ્તાના ઘસારા પેટે કાંઇ લેવામાં આવતું નથી; કારણ કે એટલો લાભ તો દરેકને મળવો જોઇએ જ. રોશની અને આગ હોલવવાનાં સાધનોના નિભાવાર્થે કંઇ પણ લેવું કે ન લેવું તે સ્થિતિ ઉપર આધાર રાખે છે.

આમ કઇ સેવા સામાન્ય મફત હોવી જોઇએ અને કઇ સેવા માટે પૈસા લેવા જોઇએ તે, મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ અને મ્યુનિસિપાલિટીને તેવી ફરજોનું કેટલું ભાન છે તેના ઉપર આધાર રાખે છે. બધી જ મ્યુનિસિપાલિટીઓ રોશની અને આગ હોલવવાનાં સાધનો મફત આપે છે એમ હોતું નથી; તેમ જ કેટલીક મ્યુનિસિપાલિટીઓ સાઇકલના માલિક પાસેથી રસ્તાના ઘસારા પેટે કાંઇક લે છે, જ્યારે બીજી નથી લેતી. કેટલીકની પ્રાથમિક કેળવણીની નિશાળોમા કેળવણી મફત આપવામાં આવે છે ત્યારે બીજીમાં અમુક ફી લેવામા આવે છે.

શહેરીઓ તરફની ફરજનું ભાન અને આર્થિક સ્થિતિ એ બન્ને ઉપર સેવા મફત આપવી કે નહિ તેનો આધાર છે. અહી મુદ્દો એ છે કે જ્યારે અમુક સેવા મફત આપવામાં આવે ત્યારે તે સેવાનો લાભ જે વ્યક્તિને મળે તેની પાસેથી સેવાની કિંમત સીધી રીતે મ્યુનિસિપાલિટી લેતી નથી, તો પછી તેનું ખર્ચ ક્યાંથી આવે છે?

આપણે આગળ જોઇ ગયા, તેમ જેવી રીતે સેવા આપ્યા વિના કર લેવામા આવે છે તેવી જ રીતે સેવા અર્પીને એક પાઇ પણ લેવામાં આવતી નથી. કર નરી આપખુદીથી લેવામા આવે છે અને તેનો બોજો મોટા ભાગે તવંગર વર્ગ ઉપર પડે છે, જ્યારે વિના કિંમતે અપાતી સેવાનો લાભ ગરીબ તવંગર સૌને મળે છે. આનું પરિણામ એ આવે છે કે તવંગર પાસેથી લીધેલા પૈસા કેટલેક અંશે ગરીબના લાભ માટે ખર્ચાય છે, કેટલેક અંશે એટલા માટે કે આ જ મફત દવાખાનાંમાં અને નિશાળોમાં તવંગર અને તેમનાં છોકરાંઓ પણ જઇ શકે છે અને તેનો લાભ લઇ શકે છે—લે છે જ.

જો કે, આમાં પણ મ્યુનિસિપાલિટી ધારે તો તવંગરને અમુક લાભ લેતાં રોકી શકે ખરી. ધારો કે કોઇ મ્યુનિસિપાલિટી વધુ અભ્યાસ કરવા માટે પરદેશ જનારને વેતન (સ્કૉલરશીપ) આપવા ઇચ્છતી હોય ત્યારે તો લાયકાત અને ગરીબાઇ એ બે જ જોઇને તે લાભ અપાય. તેમજ મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીની હદમાં હડકાયું કૂતરું કરડ્યું હોય તેની સારવાર ગરીબને જ મફત આપવામાં આવે છે, તવંગરને મફત આપવામાં આવતી નથી. અને કુટુંબમા કોઇ ગાડું થઇ ગયું હોય, અને ગાંડાના રુગ્ણાલયમાં તે માણસને રાખવામાં આવ્યો હોય તો તેના નિભાવખર્ચની રકમ તે ગરીબ હોય તો મ્યુનિસિપાલિટી આપે છે—તવંગર હોય તો આપતી નથી.

મ્યુનિસિપાલિટીની આ પ્રવૃત્તિ ગરીબ તવંગર વચ્ચેના ભેદને લીધે ઊભી થતી પરિસ્થિતિ કેટલેક અંશે ટાળે છે એ પરિસ્થિતિ જેટલે અંશે ટાળી શકાય તેટલે અંશે મ્યુનિસિપાલિટીને કાયદા મુજબ આપેલી સત્તાનો સદુપયોગ થયો એમ ગણી શકાય.

"પુરવાસી"

# એક સામ્ય

[ બે સ્વતંત્ર રીતે લખાયેલાં કાવ્યોનું વિચાર, ભાવના અને અર્થનું પણ સામ્ય એક સાહિત્યનું કૌતુક છે એ તરીકે નીચે બે કાવ્યો આપ્યાં છે. બન્ને કાવ્યોમાં તફાવત છે, અલબત્ત મૂલગત છે, અને છતાં સામ્ય પણ ઘણું આશ્ચર્યકારક છે.—તંત્રી ]

God lighted the Sun in heavan far,
Lighted the firefly and the star,
My heart He lighted not.

ઈશ્વરે દૂર સ્વર્ગમાં સૂર્યને પ્રદીપ્ત કર્યો,
આગિયાને અને તારાને પ્રદીપ્ત કર્યો.
મારું હૃદય તેણે પ્રદીપ્ત કર્યું નહિ.

God lighted the fields for lambs
to play,
Lighted the bright streams and
the may,
My heart He lighted not.

ઈશ્વરે ઘેટાંને રમવા માટે ખેતરોને પ્રદીપ્ત કર્યાં,
ચળકતા ઝરાઓ અને ગ્રીષ્મને પ્રદીપ્ત કરી,
મારું હૃદય તેણે પ્રદીપ્ત કર્યું નહિ.

God lighted the Moon, the Arab's
way,
He lights to-morrow, and to-day,
My heart He lighted not.

ઈશ્વરે ચન્દ્રને અને આરબના રસ્તાને પ્રદીપ્ત કર્યો,
તે આવતી કાલના અને આજના દિવસને
પ્રદીપ્ત કરે છે.
મારું હૃદય તેણે પ્રદીપ્ત કર્યું નહિ.

A Bit O' Love

The Plays of John Galsworthy
P. 439

એક જ દે ચિનગારી,
મહાનલ, એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં
ખરચી જિંદગી સારી;
કામગરીમાં તણખો ન પડ્યો
ન ફળી મહેનત મારી
મહાનલ, એક જ દે ચિનગારી.

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ-અટારી;
ના સળગી એક સગડી મારી—
વાત વિપતની ભારી;
મહાનલ, એક જ દે ચિનગારી.

ડીમાં મુજ કાયા થથરે
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ, હું અધિક ન માગું—
માગું એક ચિનગારી;
મહાનલ, એક જ દે ચિનગારી.

# હિંદનો સીનેમા ઉદ્યોગ

[ ગતાંકથી ચાલુ ]

૨

(૩) પ્રાંતિક અભિરુચિ

આ ઉદ્યોગના માર્ગમાં આવતી ત્રીજી આડખીલી એ જુદા જુદા પ્રાંતોની જુદી જુદી અભિરુચિ છે. મૂળ તો ટૂંકું ક્ષેત્ર, મોટો દેશ અને તેમાં દરેક પ્રાંતને જુદો જુદો શોખ–એટલે હજી સુધીમાં સારાય હિંદને પસંદ આવે એવી ફિલ્મો, અમુક અપવાદ સિવાય, રજૂ થઈ શકી નથી. એક વિદ્વાને કહ્યું છે કે 'India is notoriously religious' (હિંદની ધર્માંધતા ગજબની છે). જે દેશમાં ૮૫ ટકા પ્રજા નિરક્ષર હોય અને ગામડાંમાં વસતી હોય, જેમની પ્રગતિ કે કેળવણી માટે સરકારને કે કોઇને દરકાર ન હોય અને જ્યાં સમાજબંધનો એવાં હોય કે પુરુષને ગમે તેમ વર્તવાની છૂટ હોય પણ સ્ત્રીનું સામ્રાજ્ય ઘરની ચાર દિવાલો વચ્ચે જ સમાઇ જતું હોય ત્યાં ધર્માંધતા જરૂર પોતાનું ઘર કરી બેસે છે. આપણામાં હજી એવો એક મોટો વર્ગ વસે છે, કે જેમાં પુરુષો ગમે તેમ સ્વતંત્ર અને સ્વચ્છંદ વર્તન ચલાવી શકે છે, જેમાં પુરુષો પોતાને માટે ગમે તેવી નવલકથા, નાટક કે સિનેમા જોવાનો હક્ક છે એમ માને છે; પણ જ્યારે સ્ત્રીઓનો પ્રશ્ન આવે છે ત્યારે આ જ મહાપુરુષો 'જે ગાયનમાં હરિનામ મળે નહિ તે ગાયનમાં ગાવું શું?'નો સિદ્ધાંત રજૂ કરે છે. પરિણામે, સ્ત્રીઓ માટે રામાયણ, મહાભારત, સતીમંડળની વાર્તાઓમાં જ સર્વ સમાઈ જાય છે. અને આનો સૌથી છેલ્લો દાખલો જોવો હોય તો 'હરિશ્ચંદ્ર'ની બોલતી ફિલ્મ. અમદાવાદમાં આ ફિલ્મ એકીસાથે અગિયાર અઠવાડિયાં ચાલી હતી. તે જ વિષય પર બીજી એક કંપનીએ તૈયાર કરેલી ફિલ્મ મુંબાઇમાં પંદર અઠવાડિયાં ચાલી હતી. હિંદની નિરક્ષર ને અજ્ઞાન પ્રજાની ધર્માંધતાનો આથી વધુ પુરાવો બીજો કયો હોઇ શકે? નાસિકની હિંદુસ્તાન ફિલ્મ કંપની માત્ર ધાર્મિક ચિત્રપટો જ તૈયાર કરે છે ને આવા પ્રેક્ષકવર્ગ પર જ જીવે છે.

પણ આ તો આપણે એક માર્ગે દોરવાઇ ગયા. આ ધર્માંધતાના વિષયમાં સિનેમાની દૃષ્ટિએ દક્ષિણ હિંદ ખાસ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. કહેવાય છે કે તમે ગમે તેવું કચરાપટી ધાર્મિક ચિત્રપટ તૈયાર કરી દક્ષિણમા બતાવશો તોપણ તમને તેમાંથી સારા પૈસા ઉપજશે. આના મૂળકારણમાં કહેવાય છે કે દક્ષિણમાં વિધવાઓનું પ્રમાણ ઘણું છે એટલે દેવનું નામ સાંભળી તેઓ જોવા જાય છે. અને આપણા નીતિરક્ષકો યુવાન અબળાઓને એકલી બીજે જવા દેતા ન હોઈ, આવા જ પ્રસંગે તેમને બહાર જવા દે છે અને જ્યાં યુવાન કન્યાઓ જોવા જતી હોય ત્યાં જુવાનીઆઓ પણ ફિલ્મ જોવા કે દેવના દર્શને નહિ, પણ યુવાન અબળાઓના મુખદર્શનનો લાભ મેળવવા પણ જાય છે. અને આ

ધર્માંધતા એટલા તો વિચક્ષણ પ્રકારની હોય છે કે ચાલુ ફિલ્મ વખતે આ વિધવાઓ રામ કે શ્રીકૃષ્ણના પડદા પર દર્શન થતાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા માંડે છે અને જયજયકાર બોલાવવા મચી જાય છે. 'સિનેમેટોગ્રાફ ઇંકવાયરી કમિટિ' આગળ જુબાની આપતાં મદ્રાસના વેલિંગ્ટન સિનેમાના માલિકે જણાવેલું કે તેઓએ જ્યારે 'લંકા દહન'ની ફિલ્મ પોતાના સિનેમામાં રજૂ કરી ત્યારે એટલા બધા પૈસા મળ્યા હતા કે તેઓ તે પૈસા 'ગાડામાં' નાખી ઘેર લઇ ગયા હતા. અલબત્ત આ પરિસ્થિતિમાં સમયના વહેણ સાથે સુધારો થતો જાય છે, પણ ઘણો જ ધીમો.

બીજા નંબરે આ વિભાગમાં સાધારણ રીતે સામાજિક ચિત્રપટો ઠીક-પ્રમાણમાં ચાલે છે. મિસ ગૌહર આ પ્રદેશની પ્રિય નટી છે.

ત્યાંથી આગળ વધતાં આવ્યો **મહારાષ્ટ્ર.** અહીં ખાસ કરીને શિવાજી મહારાજના જીવનનો કોઇ પણ પ્રસંગ રજૂ કરતી ફિલ્મ ઘણી સારી ચાલે છે; તેમજ આ પ્રદેશમાં બે ત્રણ કંપનીઓ હોવાથી તેઓ મહારાષ્ટ્રને પસંદ પડે તેવાં ચિત્રપટો તૈયાર કરે છે. ધાર્મિક ચિત્રપટો પણ ઠીક પ્રમાણમાં ચાલે છે.

અહીં એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે. સારા ય હિંદુસ્તાનમાં કળાની દૃષ્ટિએ જો ક્યાંય ફિલ્મો તૈયાર થતી હોય તો તે આ પ્રદેશમાં આવેલા કોલ્હાપુર શહેરમાં. મુખ્ય કારણમાં એમ જણાવવામાં આવે છે, કે રાજ્યની સારી મદદ છે. આજુબાજુનાં બીજાં રાજ્યો પણ મદદ કરે છે. બાહ્ય દૃશ્યો ( outdoor scenes ) માટે પણ આજુબાજુ સગવડ સારી છે અને ખર્ચ ઘણું ઓછું આવતું હોઈ એક ફિલ્મ તૈયાર કરવા પાછળ પૂરતો સમય આપી શકાય છે.

ત્યાંથી આગળ વધતાં આવશે **ગુજરાત.** તેમાંય મુંબઇ એટલે તો આ ઉદ્યોગનું કેન્દ્રસ્થાન. મુંબઇનું દાદર એટલે હિંદનું હોલીવૂડ. તે જ પ્રમાણે ગુજરાત એટલે વ્યાપાર-પ્રધાન પ્રાંત એટલે ફિલ્મો પણ સપાટાબંધ તૈયાર કરવામાં આવે છે, કે જેથી તરત જ રોકાયેલી મૂડીમાંથી પૈસા ઉત્પન્ન થવા માંડે. પરિણામે કળાની ઝાઝી દરકાર કરવામાં આવતી નથી. અલબત્ત કોઇ કોઇ વાર તેનો બનતો ઉપયોગ કરવામાં આવે છે, પણ સાથે સાથે લોકોને શું ગમશે તે દૃષ્ટિબિંદુ તો અગ્રસ્થાન ભોગવે જ છે. બીજું મુંબઇમાં વિદેશી ચિત્રપટો પુષ્કળ જોવા મળતાં હોવાથી 'તકડમબાજી' પણ ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે.

બાકી ગુજરાતની કોઇ ખાસ વિશિષ્ટ અભિરુચિ છે જ નહિ. તેનું માનસ અનિશ્ચિત છે. કઇ વખતે તે ફરી જાય તે કહેવાય નહિ. એટલે મુંબઇના બજારમાં દરેક પ્રકારનાં ચિત્રપટો બનાવવાનો અને દેખાડવાનો સતત અખતરો ચાલ્યા જ કરે છે. સાધારણ રીતે સામાજિક ચિત્રપટો અને મારામારીનાં ચિત્રપટો સારાં ચાલે છે. બીજા પ્રાંતો કરતાં વધારે સમૃદ્ધ પ્રાંત હોવાથી આવકની દૃષ્ટિએ સારો પ્રાંત ગણાય છે.

ત્યાંથી આગળ વધતાં **પંજાબ ને સંયુક્ત પ્રાંતઃ** મારામારીનાં ચિત્રપટો અને બીભત્સતાની પણ હદ ઓળંગી જાય તેવા પ્રણયપ્રસંગો આ પ્રાંતના લોકોને જોવાં વધારે ગમે છે, તે સાથે મુસલમાનોનું જોર વધારે હોવાને કારણે ઐતિહાસિક ચિત્રપટો વખતે તેમની લાગણી ન દુભાય તેની ખાસ સંભાળ રાખવી પડે છે. હાલમાં લાહોરમાં ત્યાં અનુકૂળ આવે તેવી ફિલ્મો બનાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે.

અને હવે બંગાળ: લાગણીપ્રધાન પ્રાંત તેથી કરુણ રસવાળી ફિલ્મો ત્યાં ઘણી સારી ચાલે છે, પણ તે સાથે જો કોઇ પ્રાંતને પ્રાંતિકતા ( Provincialism )નો આરોપ લગાડી શકાય તો આ પ્રાંતને બરોબર લાગુ પડે છે. ગમે તેવું ખરાબ બંગાળી ચિત્રપટ અહીંના લોકો વધાવી લે છે. તેથી જ કપાળકુંડલા એકસરખું ૨૬ અઠવાડિયાં કલકત્તામાં ચાલ્યું હતું. સારા અભિનયની કદર કરનારા છે અને સારી વસ્તુના ગુણગ્રાહક હોઇ ટાગોર અને શરદ્‌બાબુની વાર્તાઓ પણ ચિત્રપટ પર જોવામાં આવે છે. આપણે ત્યાં હજી કનૈયાલાલ મુનશીની 'પૃથ્વીવલ્લભ' અને 'કોનો વાંક' સિવાય બીજા કોઈ લેખકની વસ્તુએ ચિત્રપટમાં સ્થાન મેળવ્યું નથી. હમણાં હમણાં કલકત્તાએ ચિત્રપટ ઉદ્યોગમાં માદન કંપનીની કમાણી જોઈ ઠીક ઝંપલાવવા માંડયું છે. બાકી માદન કંપનીનાં ચિત્રપટો એટલે Picturized Stage Dramas.

અને છેલ્લે બ્રહ્મદેશ: અહીં પણ મારામારીની ફિલ્મો જ સારી ચાલે છે. તે ઉપરાંત શુદ્ધ બ્રહ્મદેશીય ચિત્રપટો તૈયાર કરનારી પણ કેટલીક કંપનીઓ ત્યાં સ્થપાઇ છે.

આમ આપણે જોયું કે દેશ મોટો હોવાથી દરેક પ્રાંતની અભિરુચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોવાથી સર્વેને પસંદ પડે એવાં ચિત્રપટો તૈયાર કરવામાં અનેક મુશ્કેલીઓ નડે છે. માત્ર બેજ વસ્તુઓ સાધારણ રીતે અત્યારના જનસમાજને પ્રિય લાગે છે: કયાં તો ધાર્મિક વસ્તુ યા તો મારામારી. એટલે સાધારણ રીતે ઘણીખરી કંપનીઓ આ જ પ્રકારનાં ચિત્રપટો તૈયાર કરવા તરફ વળે છે. અને આને માટે આપણા ધાર્મિક ગ્રંથો અને રજપૂત યુગ પૂરતો ખોરાક પૂરો પાડે છે.

આ બે પ્રકારનાં ચિત્રપટો તૈયાર કરવામાં કેટલીક બીજી મુશ્કેલીઓ પણ આવે છે. દરેક પ્રાંતમાં ધર્મ પ્રત્યે અને શૌર્ય પ્રત્યેની જુદી જુદી ભાવનાઓ હોય છે; તેમજ દરેક પ્રાંતના લોકોનો પહેરવેશ જુદો હોવાથી દરેક પ્રાંત પોતાના જ પ્રાંતના પહેરવેશમાં આ ચિત્રપટ જોવા માગે છે. પરિણામે જે પ્રાંતમાં ચિત્રપટ તૈયાર થયું હોય તે સિવાયના પ્રાંતમાં તેનો યોગ્ય ઉપયોગ થતો નથી.

ગુજરાતમાં તૈયાર થતી ફિલ્મોમાં સાધારણ રીતે ગુજરાતી પહેરવેશ જોવામાં આવે છે જે બીજા પ્રાંતોને અનુકૂળ આવતો નથી; જ્યારે મહારાષ્ટ્રમાં તૈયાર થતી ફિલ્મોમાં તેમના પ્રાંતોનો પોશાક આવતો હોઇ આપણે કછોટા કહી તેને તિરસ્કારીએ છીએ. આ જ પ્રમાણે બીજા પ્રાંતોમાં પણ બને છે. આ રીતે આપણે ત્યાં સર્વદેશીયપણું ન હોવાથી તથા દરેક પ્રાંતની જુદી જુદી ભાવનાઓ હોવાના પરિણામે એ પણ આ ઉદ્યોગની પ્રગતિમાં એક આડખીલીરૂપે જ છે.

દાખલા તરીકે 'નરસિંહ મહેતો' કે વનરાજ ચાવડો કે સિદ્ધરાજ જયસિંહની ફિલ્મની વસ્તુ બહારના બીજા પ્રાંતોના લોકો યોગ્ય રીતે સમજી શકતા નથી; તેવી જ રીતે 'સંત સખુબાઈ' કે 'શિવાજી' ની વસ્તુને મહારાષ્ટ્ર બહાર યોગ્ય સન્માન મળતું નથી.

( ચાલુ ) માણેકલાલ જોશી




## (૧) બિપિનચંદ્ર પાલ

**મરજિયાત દેશવટો ભોગવતા દેશભક્તનાં સંસ્મરણો.**

૧

ઇ. સ. ૧૯૧૦ના બીજા અઠવાડિયામાં હું લંડન આવ્યો ત્યારે મિ. વિલિયમ ટે સ્ટેડે મને બિપિનચંદ્ર પાલની મુલાકાત લેવાની સલાહ આપી. કીંગ્ઝવેમાં આવેલા બે બિલ્ડિંગમાં 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ'ની ઑફિસમાં મારી મિ. સ્ટેડ સાથે મુલાકાત થઇ કામના ભારથી દબાયેલા સ્ટેડ બબડતા ફફડતા ટેબલ પર બેઠા હતા. જ્યારે તેની સામે વિશાળ વૈભવની તમામ સામગ્રીથી શણગારેલા ખંડમાં હું આરામથી વિરાજ્યો. આ ખંડમ બેઠે બેઠે પત્રકારના ધંધામાં ચાલીસ ચાલીસ વર્ષો ગાળ્યા છતાં સ્વચ્છ મરોડદાર અક્ષ એ પોતાની તંત્રીની નોંધો લખતા ને લખાવતા. એ ખંડના એક છેડે એક જાડી ચામ ડાની ગાદીવાળો કોચ પડયો હતો એ પર તે ફુરસદના ગાળામાં લંબાવતા. "મને ઇચ્છ થાય ત્યારે હું નિદ્રાધીન બની શકું છું" એમણે મને જણાવ્યું, "અને નક્કી કરેલે સમ જાગી શકું છું." એથી જ એમની તબિયત એટલી સારી હતી અને એમના શરીરમ કાયમ સ્ફૂર્તિ ટકી રહેતી.

એક બે વર્ષ પહેલાં સ્ટેડે અજાણે જ મને પોતાની નજરમાં લીધો હતો. એ અમેરિક અને બ્રિટિશ છાપાંઓમાંથી મારા લેખો વાંચતા અને તેમાંના કેટલાક ફકરાઓ છાપતા એ ઉદારશીલ હતા, એટલે હું ઈંગ્લંડને કિનારે ઊતર્યો કે તુરત તેઓ મને બ્રિટિશ પત્ર કારિત્વના મધ્યપ્રવાહમાં ધકેલી દેવા ઇચ્છી રહ્યા.

"મેં તમને મુલાકાત લેવાનું કહ્યું એ તમામનાં નામ તમને યાદ નહિ જ રહે, તેમણે કહ્યું. મારે મુલાકાત લેવા યોગ્ય લેખકો, રાજકર્મચારીઓ ને રાજનીતિજ્ઞોનાં સંખ્યા બંધ નામો તેઓ ઉચ્ચારે જ ગયા હતા. એથી મારા વદન પર ફરી વળેલી નિરાશાન છાયા તેઓ કદાચ જોઇ ગયા હશે એટલે ખૂબ જ વાત્સલ્યથી તેમણે પોતાના મંત્રીને એ બધાંની એક યાદી તૈયાર કરી આપવા કહ્યું; કેટલાક ઉપર તો એમણે ઓળખાણપત્રે પણ લખી આપ્યા.

"પરંતુ ચંદ્ર પાલને તમારી ઓળખાણું આપવાની જરૂર નથી." સ્ટેડ એ હિંદ આગેવાનને હમેશાં 'ચંદ્ર પાલ' કહીને જ સંબોધતા.

"કદાચ જરૂર નહિ પડે" હું વચમાં જ બબડયો. "મારા હિંદ છોડયા પછી એમની ખ્યાતિ વધી ગઈ એટલે મેં એમનાં દર્શન કર્યાં નથી: પત્ર તો કયાંથી જ લખ્યો હોય."

"પણ મારા 'રિવ્યૂ'માં એમના વિષે લખતાં તો તમે જરા ય ખંચાયા નહોતા. તમે પણ ઠીક છો હોં!"

એના નયનમાં સ્મિતરેખા ચમકી. સ્ટીમર ટાઇટેનિક સાથે એ આટલાંટિકના ભોંય-તળિયે સમાધિગત થયા ત્યાં સુધીના સંબંધના બે વર્ષના ગાળામાં એવી આનંદરેખા હું અવારનવાર અનુભવતો.

મારા મિત્ર 'અમેરિકન રિવ્યૂ ઑફ રિવ્યૂઝ'ના સહતંત્રી લુઇ ઈ વોન નોરમનની સૂચનાથી જ મેં મિ. સ્ટેડને એક લેખ મોકલી આપેલો. એનું શીર્ષક 'હિંદી અસંતોષ પછીતે છુપાયેલો સૂત્રધાર" રાખ્યું હતું. 'પાલ માલ ગેઝેટ'ના યુગના જૂના આગેવાન અને તાજા જ લૉર્ડ બનેલા જોન મોરલી સાથે નાતાલ ભોગવવા એ વિમ્બ્લડન જવા ઊપડતા હતા તે વેળા એ મહાન પત્રકારને મારો ટાઇપ કરેલો લેખ મળ્યો. એક નવજુવાન શીખ 'મહાન મોગલ'ની ગાદી પર વિરાજનારને ત્રાસ આપનાર વ્યક્તિઓ વિષે શું લખે છે એ વાંચવામાં રસ પડશે, એમ માની પ્રેસમાં મોકલતાં પહેલાં એક દિવસે જમ્યા પછી તેમણે મારો લેખ 'લૉર્ડ મોરલી'ને વાંચવા આપ્યો.

મારું લખાણ મોરલીને કેવું લાગેલું એ વિષે મેં સ્ટેડને ઘણી યે વાર પૂછેલું, પણ સ્ટેડ કશું કહેતા જ નહિ. એ શાંતિપ્રિય જીવ હતા. થોડાંક અઠવાડિયાં પછી હું પેલા 'મહાન મોગલ'ને જ મળી ગયો. એમણે તો મને લઠ્ઠકણો જ ગણી કાઢ્યો હતો.

પરંતુ એથી પત્યું નહિ. સ્ટેડે મારા લેખના બે કડકા કરી નાખ્યા. 'ગોખલે ને બીજા વિનીતો' ઇંગ્લેંડમાં બહુ જ જાણીતા હતા. એમના માટેનાં મારાં લખાણો એમણે સંભાળથી મૂકી રાખ્યાં ને લાગ મળ્યે મને પાછાં મોકલી આપ્યાં; પરંતુ જે જે મનુષ્યો આજના હિંદના સાચા આગેવાનો હતા તેમનાં મેં લખેલાં રેખાચિત્રો તેમણે લાંબી પ્રસ્તાવના સાથે 'હિંદના નવા યુગના સિતારાઓ' એવું કોઈ શીર્ષક યોજી પ્રગટ કર્યાં.

બિપિનચંદ્ર પાલ એમાંના એક સિતારા હતા.

"જા, ચંદ્ર પાલની મુલાકાત જરૂર લેજે." સ્ટેડે મને સલાહ આપી. "એ ખુલ્લે દિલે આવકાર આપશે." અને પાલે મને વધાવી લીધો જ.

૨

મિ. સ્ટેડની મંત્રી મિસ માર્શલ વિચારવંત ને ખૂબ જ મદદગાર થઈ પડે તેવી બાઇ હતી. તેણે મને 'ટયુબ' મારફતે એક વાદળઘેર્યા બપોરે 'શેપર્ડ બુશ' જવા સલાહ આપેલી. લંડનના રસ્તાઓથી હું એ વખતે બરાબર માહિતગાર થઇ ગયેલો નહિ, એટલે એણે મને કાગળની એક ચબરકી ઉપર તમામ સૂચનાઓ ટાંકી આપેલી.

છતાં ય પાલ રહેતા એ મકાન શોધી કાઢતાં મને થોડી મુસ્કેલી નડી જ. પોલીસને પણ પૂછવું પડયું. એને તો એ સ્થળની સંપૂર્ણ માહિતી હતી. થોડી વાર પછી જ્યારે મેં એ હિંદી આગેવાન આગળ પોલીસની માયાળુતાનાં વખાણ કર્યાં ત્યારે જરા સખ્તાઇથી તે બોલ્યા: "મારી હિલચાલ પર નજર રાખનાર કોઈ જાસુસ હશે."

નિર્મળ આકાશમાં લહેરથી માર્ગ કાપતા સવિતાનારાયણના પ્રકાશમાં કોઇ બપોરે હું એ સ્થળે ગયો હોત તો કદાચ મેં સુંદર સંસ્મરણો સંગ્રહ્યાં હોત, પરંતુ એ પળે તો સૂર્ય-નારાયણ પોતાના સ્પર્શે સ્પર્શે દુન્યવી ચીજોને સુવર્ણી બનાવતા નહોતા: આકાશ વાદળથી ઘેરાયેલું હતું અને હવા એટલી તો ભેજવાળી બની ગઇ હતી કે મારાં કપડાં નીચોવું તો અંદરથી પાણીનાં ટીપાં નીગળતાં.

એ વાતાવરણના પ્રતાપે મારું દિલ પણ ઠરી જ ગયેલું હતું. એ જ પ્રભાતે પૉલીશ કરેલો બારણાનો હાથો પણ વાતાવરણના આછેરા પ્રકાશે ઝાંખો પડી ગયો હતો. બારણું ઉઘડયું. પગથિયાં ચડતાં જ હું એ મહાન દેશભક્તના દીવાનખાનામાં કે અભ્યાસ-ખંડમાં આવી ઊભો.

આજુબાજુનાં બીજાં મકાનો જેવું જ એ મકાન પણ જૂની ઢબે બાંધેલું હતું અને અત્યારે તો તે જીર્ણ પણ થઇ ગયું હતું. એ મકાનમાં વિશાળતાનું તો નિશાન જ નહોતું. શ્રી. પાલ બેઠેલા હતા એ ખંડ પણ નાનો જ હતો. ભાડૂતો રાખી જીવનનિર્વાહ ચલાવતી મધ્યવર્ગની અંગ્રેજ ડોસીઓના ખંડ પેઠે એ મકાનમાં રાચરચીલું પણ નજીવું જ હતું. ભઠ્ઠીમાં આછેરા અંગાર ચમકતા. જોડે જ કોલસાની એક નાનકડી ડોલ પડી હતી.

પાલે શામળા રંગનાં કોટ પાટલૂન પહેરેલાં હતાં, નવાં જ સીવડાવ્યાં હોય એમ લાગતાં નહોતાં. મારા આગમનની ખબર આપવામાં આવી ત્યારે તે વાંચતા હતા. નાનકડા ટેબલ પર પુસ્તક મૂકી એ ઊભા થયા. જરા સ્મિત કરી ભાવભર્યું હસ્તધૂનન કર્યું. અમે બેઠા ને મારી આનાકાની છતાં તેમણે ચ્હા લાવવા હુકમ છોડયો.

૩

જેમ જેમ અમારી વાત આગળ વધતી ગઇ, તેમ તેમ હું ખંડની અસ્વચ્છતા વિસરી ગયો; પાલ મને જગત જોયું હોય એવા એક બુદ્ધિમાન મનુષ્ય લાગ્યા. ઘણા ય જીવનપ્રશ્નો એમણે છેડયા. બધે ય એ સમદૃષ્ટિ રાખતા. રાજનીતિ ને અર્થશાસ્ત્ર એમના દિલમાં રમી રહ્યા હતાં; છતાં આધ્યાત્મિક ચર્ચા પણ થતી જ.

અમેરિકા વિષે સંખ્યાબંધ પ્રશ્નો પૂછી તેમણે મને મૂંઝવી નાખ્યો. પખવાડિયા પહેલાં જ હું ન્યુયૉર્કથી લંડન આવ્યો હતો. ત્યાં મને કેવો આવકાર મળેલો એ જાણવા તેઓ આતુર હતા. ત્યાં હિંદીઓ કેટલા હતા ને એ બધાંની સાથે કેવી રીતભાત રાખવામાં આવતી એ જાણવા તેઓ ખાસ ઇંતેજાર હતા. પછી તેઓ સામાન્ય વાતે વળ્યા. એ દેશમાં પ્રજાતંત્ર કેવું કાર્ય કરી રહ્યું હતું એ જાણવા તેમણે જિજ્ઞાસા બતાવી.

પછી ધીમે ધીમે મેં પણ પ્રશ્નપરંપરા શરૂ કરી. એમને પોતાને વિષે મારે ઘણું પૂછવાનું હતું. સહજ પણ સંકોચ અનુભવ્યા વિના મારા દરેક પ્રશ્નના એમણે સંપૂર્ણ ઉત્તરો આપ્યા.

હાથે કરીને એ દેશવટો ભોગવી રહ્યા હતા, છતાં ય હિંદ માટે એમને એટલો બધો પ્રેમ હતો કે હિંદ બહાર એમને ચેન પડતું નહિ. વળી એ પોતાના જ રીતભાતમાં એવા તો ટેવાઇ ગયેલા હતા કે જીવનની નવી રીતો એમને સહેલાઇથી ગમી જાય તેમ નહોતું; એટલે જ તે અંગ્રેજી ખોરાક લેતા નહિ, અને અંગ્રેજી આબોહવા પણ તેમને પસંદ નહોતી. ઇંગ્લંડનો શિયાળો તો તેમને ગમતો જ નહિ.

વળી લંડનમાં પણ એમને ઝંપીને બેસવા દેવામાં આવતા નહિ, એવું પાલને લાગતું. એમની બારીકમાં બારીક હિલચાલની ઝીણવટભરી દેખરેખ રાખવામાં આવતી અને એમના એકેએક પત્ર વંચાઇને જ આવતા.

યુનાઇટેડ સ્ટેટ્સમાં તો દેશી અને પરદેશી દરેક એવી તો સ્વતંત્રતા અનુભવતા કે પાલનાં આ વચનોને ઝાઝું વજૂદ આપવા મને મન ન થયું; પરંતુ એમના મનના એ ખાલી તરંગો નહોતા, એવી તેમણે મને ચોક્કસ ખાતરી આપી. એમાં કલ્પનાના રંગ નહોતા પૂરાયા.

શક્તિઓ માટે એમને ઘણું જ માન હતું. "ઘણા જ સંસ્કૃત માનવી" તે કહેતા, "પણ એક સ્થાન નક્કી કરી પછી એ ત્યાંથી ચસકતા જ નહિ. ફરી મળો ત્યારે આ વાત છેડજો ને. તમે કદાચ એમને મનાવી શકશો."

પણ મને તો ખાતરી જ હતી જ્યાં સ્ટેડ ન ફાવ્યા ત્યાં હું શું ફાવવાનો હતો?

પરંતુ પહેલી જ મુલાકાતે હું સમજી શકેલો કે પાલને પૈસાની તંગી હતી, એટલે બનતી તાકીદે મેં બીજી મુલાકાત મેળવી અને બનતી કાળજી ને સાવચેતી વાપરી અંગ્રેજી પેપરોમાં તેમનાં લખાણો આપવાની વાત છેડી.

બોલતાં તો બોલ્યો, પણ તુરત જ મને મારી ભૂલ સમજાઈ. એક નાજુક રગ મેં દબાવી હતી. ઘણી જ સાવચેતી વાપરેલી, છતાં ય હું એમને દુઃખી કર્યા વિના રહ્યો નહિ.

એ દિશામાં એમણે પ્રયત્ન કર્યો હતો પરંતુ એમને જોઈએ તેટલું પ્રોત્સાહન મળ્યું નહોતું. કેટલાક બ્રિટિશ તંત્રીઓ તો એમનું અપમાન કરવા પણ ચૂક્યા નહોતા.

જો એમનો સ્વભાવ ખૂબ જ ભાવનાશીલ ન હોત તો હું મારી સૂચનાને વળગી રહેત. હું એમને કહેત કે યુરોપ-અમેરિકાનું પત્રકારિત્વ શરમાળ મુગ્ધા જેવું છે. એને તો ધીમે ધીમે મનાવી લેવું ઘટે; પરંતુ એ રીતે વાત કરતાં કરતાં પણ હું એમને વધારે દુઃખી કરતો હતો એમ મને લાગ્યું. એ પોતાને ગુરુપદે સ્થાપતા હોય એમ મને જણાયું, એમાં કાંઇ ખોટું પણ નહોતું. અંગ્રેજો હિંદ વિષે જાણતા નહોતા એવું તેમને ઘણું મ... કહેવાનું હતું, એટલે એ લોકો તેમની પાસે આવે એવું તે ઇચ્છતા. પણ અંગ્રેજો ખુમારીમાંથી હાથ કાઢતા નહિ. પોતાને માટે સારું ખોટું શું છે એ સમજવાની પણ પરવા ન કરે એવા મૂર્ખાઓ સાથે માથાફોડ કરવાનું એમનામાં ધૈર્ય નહોતું; એટલે અંગ્રેજી વર્તમાનપત્રો માટે હિંદ વિષે લખવાનું એમને દબાણ કરવાનું મેં માંડી વાળ્યું.

પરંતુ હિંદી વર્તમાનપત્રો માટે લખવા તો મેં તેમને આગ્રહ કર્યો જ. એથી પણ પૈસાની તાણ ઓછી થશે. એમણે પોતે પણ એવો વિચાર કર્યો હતો, પરંતુ હિંદનાં પત્રો એવી તો બાદલી રીતે ચલાવવામાં આવતાં કે કહેવાની વાત નહિ. કેટલાક પત્રકારો તો પૂરતી કેળવણી પણ પામેલા નહોતા.

છેવટે એમણે 'મોડર્ન રિવ્યુ' મા લેખો મોકલવાનો નિર્ણય કર્યો. રામાનંદ બાબુ સંસ્કૃતસજ્જ હતા એમ તેમણે કબૂલ કરેલું.

એમના હૈયામાં એટલી તો વરાળ ભરી હતી કે એ લેખો લખી શકશે કે કેમ તે પણ શંકા હતી અને વળી એ આવકથી એમનાં ચાપાણી પણ નીકળશે કે કેમ એ એક પ્રશ્ન હતો.

૫

એ વેળા હું ને મારી પત્ની લંડનમાં રહેતાં હતાં. એક સંધ્યાએ અમે અમારા અભ્યાસખંડમાં બેસી વાતે વળ્યાં હતા ત્યાં પાલ આવી ચઢ્યા. એમના લાંબા કાળા કોટ ઉપર એમણે નાનકડી રમુજ આપે એવી ટોપી પહેરી હતી. એ દૃશ્ય હું કદી વિસરી શકું તેમ નથી.

"મારે ઓળખાણ વધારવી હતી" તેમણે મારી પત્નીને કહ્યું "એટલે તમને હિંદી ખાણામાં આમંત્રણ આપવા આવ્યો છું. મારા એક મિત્ર સાથે પણ તમારી મુલાકાત કરાવવી છે."

એમ કહી તેમણે શાપુરજી સકલાતવાળાની પિછાન કરાવી. સકલાતવાળા એ વેળા મજૂરપક્ષમાં ભળવા પ્રયત્ન કરી રહ્યા હતા. આમની સભામાં દાખલ થવાની તેમની ઉમેદ હતી.

"ઘણા સમાજવાદીઓની માફક મારે પણ મૂડીવાદીના કારખાનામાં જીવનનિર્વાહ કરવો પડે છે," એમણે દિલસોજી માગતા અવાજે મને જણાવ્યું. ટાટાની લંડનની ઑફિસમાં એ કામ કરતા હતા. ટાટાના નજીકના સગા હોવાથી એમને એ તક પ્રાપ્ત થઇ હતી. થોડા દિવસો પછી તેમણે મને ફિરોજશાહ મહેતાના પુત્રની પિછાન કરાવી. એ પણ એ જ પેઢીમાં જરા ઊતરતી પાયરીએ હતા.

પાલ ને સકલતવાળા વિરોધાભાસ દાખવતા. પાલ શાંત ગૌરવથી વાત કરતા. દેશની ખાતર એમણે ઘણું ઘણું સહન કર્યું હતું, છતાં ય કોઈ કોઇ વાર એમના વદન પર મધુર સ્મિત ફરકી રહેતું. એમનું મોઢું જરાક ઉઘાડું રહેતું. એમના ઉપલા બે દાંત વચ્ચે થોડુંક પોલાણ હતું. એમના બુદ્ધિમાન વદનને એથી કોઇ અનેરો ઓપ દેવાતો.

સકલાતવાળા ચીપી ચીપીને બોલતા, એક અમેરિકન લેખક અને ચિત્રકારે કહ્યું હતું તેમ સકલાતવાળા બોલતા ત્યારે લોખંડ ચાવતા હોય એમ લાગતું; એમના દાંતમાંથી અંગાર ઝરતા હોય એવો ભાસ થતો.

પણ એ બે વચ્ચે એક સમાનતા હતી. બન્નેય બ્રિટિશ મજૂર પક્ષને અપનાવતા. મને પણ એવો બનાવી મૂકવા તેઓએ ઘણો જ પ્રયત્ન કરેલો.

હું કેર હાર્ડીને પણ મળેલો. મને એમનો નમ્ર ને સ્નેહાળ સ્વભાવ ખૂબ જ ગમેલો. હું રામ્સે મેકડોનલ્ડને પણ મળેલો. એ હાર્ડી કરતાં બુદ્ધિમાં ચઢિયાતા લાગેલા, પણ એટલા દિલસોજ નહિ.

જો કદાચ મજૂરપક્ષ સત્તામાં આવે તો મેકડોનલ્ડનો ઠંડો ગણતરીબાજ સ્વભાવ સાદા ને ઉદાર હાર્ડી પર સહેલાઇથી વિજય મેળવી જશે એવો મને ભય લાગેલો. 'રેડિકલો'એ મને એક વાર નિરાશ કર્યો હતો એટલે મજૂરપક્ષ તરફથી બીજી નિરાશા ભોગવવા હામ નહોતી.

પણ સ્ટેડ મારા કાનમાં રોજ ગણગણતાઃ લિબરલ અને મજૂર પક્ષ એક થશે તો ફાવશે. મજૂર પક્ષ નવો ભાગીદાર બની રહેશે એમ તે ભવિષ્ય ભાખતા. તો એક યા બીજામાં શ્રદ્ધા રાખવાથી શો ફાયદો? એકેમાં વિશ્વાસ મૂકવાથી શો અર્થ સરશે?

સકલાતવાળા તો મારી સાથે ચર્ચામાં ઊતરી પડયા. પાલ પણ એમના પક્ષમાં ભળ્યા. પરંતુ મને વટલાવવાનું કાર્ય તો તેમણે પોતાના સાથીદાર માટે જ રહેવા દીધું.

પરંતુ વિધિનાં વિધાન એવાં નીવડયાં કે જે મનુષ્ય મને મજૂરપક્ષમાં વટલાવવા માગતા હતા તેમણે જાતે મજૂરપક્ષ છોડી દીધો. એ પક્ષ માટેનો તુચ્છકાર જાહેર કરવા અત્યારે સકલતવાળાને શબ્દો પણ જડતા નથી.

પણ સકલતવાળા પાલને ખૂબ જ માન આપતા, એ મેં તે સંધ્યાએ અનુભવ્યું. જાતે વક્તા હતા છતાં પાલની શક્તિઓનાં તેમણે ભારોભાર વખાણ કર્યાં.

પાલ બધું સભ્યતાથી સાંભળી રહ્યા. "જ્યારે હું ભાષણ કરવા ઊઠું છું ત્યારે મારા મગજમાં કાંઇ જ હોતું નથી પરંતુ હું બોલવાનું શરૂ કરું છું એટલે વાણીપ્રવાહ વહ્યો જ જાય છે. એ પ્રભુની જ કૃતિ છે."

હું બહુ શ્રદ્ધાળુ નથી પરંતુ પાલની સભ્યતાથી મને એમને માટે ખૂબ જ માન ઉત્પન્ન થયું.

૬

કેટલાક દિવસો પછી હું ને મારાં પત્ની પાલને ત્યાં ગયાં હતાં. એમણે જાતે અમારા માટે રસોઇ બનાવી હતી. મિસ વિલિસ અને એમના ચિરંજીવી નિરંજન ત્યાં હતાં.

એ ભોજ્યસામગ્રીને અમે લહેરથી ન્યાય આપ્યો. પછી તો મિસ વિલિસ પણ એ ભોજન બનાવતાં શીખી ગયાં.

પાલનું સ્વાગત ગજબ હતું. યજમાન તરીકે એ કદી મોઢું લગાડતા જ નહિ. જરા પણ સંકોચ વિના સારામાં સારી પરોણાગત કરતા. ટેબલ પરની વાતો તો એમની જ. અનેક રસભરી વાતો તેઓ ચર્ચતા. ગંભીર વાતો ભાગ્યે જ છેડતા. એમની વાતો સાંભળતાં કોઇને કંટાળો આવે જ નહિ. રાજકીય પ્રશ્નો પર જાહેર સભામાં ગર્જના કરતા જે લોકોએ એમને સાંભળ્યા હોય તેમને પાલ પોતાને ઘેર કે મિત્રોને ત્યાં આટલા બધા નમ્ર બની જતા હશે એવો ખ્યાલ પણ ન આવે.

૭

પાલને બાલકનું હૃદય હતું. હિંદી પ્રધાનની ઑફિસમાં પ્રધાન જોડે એક વાર મેં લાંબી મુલાકાત લીધી ત્યારબાદ પાલ ને શ્રી. જી. એસ. ખાપર્ડે એક દિવસ મારે ત્યાં આવેલા. હિંદી પ્રધાન ને મારે શી વાટાઘાટ થઈ તે જાણવા તેઓ ખૂબ જ આતુર હતા. ખાસ કરીને પાલ વધારે ઇંતેજાર જણાતા.

પરંતુ એ મુલાકાત ખાનગી હોવાથી મેં એ વિષે ચર્ચા કરવા ના પાડી.

પણ મારી અનિચ્છાથી તો એમની ઇંતેજારી વધી, છતાં હું તો મક્કમ જ રહ્યો.

છેવટે પાલે મને સીધો જ પ્રશ્ન કર્યો: "અમારે વિષે શા વાતચીત થઇ એ તો કહો."

"કાંઇ જ નહિ." મેં જવાબ દીધો.

એક હિંદી હિંદી પ્રધાનની એક કલાકથી વધારે વખત સુધી મુલાકાત લે અને એમનું નામ પણ ન લેવાય એ વાત તેમના માન્યામાં ન આવી. ગમે તેટલું વિચિત્ર લાગે, પણ મારી વાત સાચી જ હતી.

૮

પાલે દેશમાં પાછા ફરવાનો નિર્ણય કર્યો ત્યારે મને જરા ય આશ્ચર્ય થયું નહિ.

ઇંગ્લંડમાં તો એ પરાણે આરામ ભોગવવા આવ્યા હતા. એ જરા ય સુખી નહોતા.

પરંતુ હિંદ પાછા ફરવામાં પણ એ કેટલુંક જોખમ ખેડતા હતા તે એ ચોક્કસ જાણતા. એમના પર કરડી નજર રાખનાર અમલદારો એમને નિરાંતે બેસવા નહિ દે એની તેમને ખાતરી હતી. પરંતુ ઘેર રહી તેઓ પોતાના દેશબંધુઓની સેવા તો ચોક્કસ કરી શકશે એટલો તેમને સંતોષ હતો. દેશાવરમાં રહી એ સેવા સાધવા એમણે ઘણો ય પ્રયત્ન કર્યો હતો, પરંતુ એમને સેવા કરવા દેવામાં આવતી નહિ, એટલે એમણે હર્ષભેર જોખમ વધાવી લીધું. પરંતુ એમનો વહેમ સાચો જ હતો. એ પછીના બનાવોએ પૂરવાર કર્યું. દેશમાં પગ મૂકતાં જ એમને જેલ મળી.

ત્રણેક વર્ષ પહેલાં જે પાલે હિંદનો કિનારો છોડયો હતો તેના કરતાં હિંદમાં પાછા ફરનાર પાલ કેવળ જુદી જ વ્યક્તિ હતી. જે અગ્નિજ્વાલા પ્રેક્ષકોના દિલમાં ઉત્સાહ રેડતી ને વાચકોને રોમાંચિત કરતી તે હવે સમી ગયેલી જણાતી.

એમના રાજકીય વિચારોએ પલટો ખાધો હતો. સ્વાતંત્ર્ય માટે હિંદે બ્રિટનથી છૂટા પડવાની જરૂર છે, એવું હવે તેમને લાગતું નહોતું. ૧૯૦૫ માં ફરકાવેલો રાષ્ટ્રીય ઝંડો હવે તેમણે ઉતારી લીધો. સ્વાતંત્ર્યને બદલે હવે સ્વરાજ્યમાં સંતોષ માનવા લાગ્યા. બ્રિટીશ સામ્રાજ્યમાં રહીને હિંદ મુક્તિ મેળવશે એમ તેઓ માનતા થઈ ગયા.

જાતે વહોરી લીધેલા દેશવટા દરમિયાન તેઓ રોજ લાંબે સુધી ફરવા જતા. ત્યારે કરેલી ઊંડી વિચારણાથી એમના સ્વભાવે એટલો પલટો ખાધો હશે, એટલું જ નહિ પણ અંગ્રેજો સાથેના સહવાસે પણ એમના વિચારોને નરમ બનાવ્યા હશે. વિલિયમ ટી. સ્ટેડ જેવા મનુષ્યોનો સમાગમ એમના જેવા પર જરૂર અસર કરે જ. બીજાને માટે હું કહું કે "એ પરદેશમાં પડી રહેવાથી કંટાળી ગયો છે; તંગીથી બેહાલ બન્યો છે; અજુક્તા વાતાવરણે એને કાયર કર્યો છે; આબોહવાએ એને હતાશ બનાવી મૂકયો છે; પરમ પ્રિય બંગાળને આંગણે વિહરવા ઇંતેજાર થઇ ગયો છે; નિર્મળ ભૂરા આકાશના મનોહર તારલિયા પર નજર નાખવા ઘેલો બન્યો છે, હિંદની મધુરી બંસી સાંભળવા તલસી રહ્યો છે"—પણ પાલ માટે એવું કહેવાય તેમ નહોતું. વર્ષો સુધી એમણે કપરાં કાર્યોમાં ઝંપલાવ્યું હતું, જરા પણ ડગ્યા વિનાં આવતી આપત્તિ વધાવી લેવા ગજબ ધૈર્ય બતાવ્યું હતું એટલે આવા વિચારો એક ક્ષણ પણ એમના દિલમાં સ્ફુરે એ માની શકાય તેમ નથી.

પાલ હિંદ ગયા પછી મને એમનાં દર્શન જ થયાં નથી. એક જ વાર અને થોડી પળો માટે જ અમે મળેલા.

એટલે એ દેશભક્ત વિષેનાં મારાં સંસ્મરણોમાં એટલું જ મહત્ત્વનું કહેવાય કે પિંજરમાં પુરાયેલ નાસી છૂટવા મથતા ધવાયેલા પંખી સમોવડા એ વિરલ પુરુષ હતા: યુદ્ધમાં ઝુકાવવા એ હરપલે આતુર હતા; પરંતુ ક્રૂર વિધિએ એમની પાંખો વિદારી નાખી હતી—એમને પિંજરમાં પૂરી દીધા હતા: કરવું તો ઘણુંય હતું પરંતુ "એ શું કરી શકે તેમ હતા? ×



## (૨) લિબરલોને પડકાર

**સરકાર** અને મહાસભા બન્નેએ લિબરલોને પોતાના પક્ષમાં લેવા પ્રયત્નો કર્યા છે. સરકાર કહે છે કે "દમનથી શાંતિ સ્થાપવામાં અમને સહકાર આપો. પછી સુધારા કરતાં વાર નહિ લાગે." પણ લિબરલો સરકારને સંતોષ આપી શકયા નથી અને હવે ખર્ચમાં કાપકુપ કરવાની વાત આવી એટલે સરકારને પડખે ઊભા રહેનારા મોડરેટોને ખાસ આકર્ષણ રહ્યું નથી.

મહાસભાએ ઇસ્વીસન ૧૯૨૯ના જાન્યુઆરીની પહેલીથી એમણે ઘડેલું બંધારણ કબૂલી મોડરેટો માટે દ્વાર ખુલ્લાં મૂકયાં છે. "આપણી સ્વરાજ્યની યોજના નક્કી થઇ છે એટલે સરકાર પાસે તેનો અમલ કરાવવા જે શાંતિમય પગલાં લેવાની જરૂર પડે તેમાં

× "મોડર્ન રિવ્યૂ" (જુલાઈ ૧૯૩૨) ઉપરથી: લેખક: સંત નિહાલસિંહ.

વર્ષ બે વર્ષ પરિષદનીતિની કસોટી કરી લીધા પછી અમે જરૂર તમારી પડખે રહીશું." તા. ૧–૧–૨૯ને રોજ લિબરલોએ એવી જાહેરાત કરી હોત તો ઈતિહાસ જુદો જ લખાયો હોત. નાના પણ મજબૂત વિરોધપક્ષને મેળવી લેવા ને હિંસક પ્રવૃત્તિને અટકાવવા મહાત્માજીને વચલો રસ્તો ન કાઢવો પડત. એક વર્ષ માટે પણ સર્વપક્ષી ખરડા માટે એકમતી મેળવી શકત. એ ખરડાને અમલમાં મૂકવા સર્વ પક્ષો 'કૉંગ્રેસ' બની જાત ને મહાસભા એકમતીથી ઠરાવ કરી હિંદી પ્રતિનિધિઓ સાથે વાટાઘાટ કરવા બ્રિટનને બે વર્ષની મુદત આપત ને ત્યારબાદ એ ખરડો કબૂલ કરવા ફરજ પાડત; નહિ તો કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના સમસ્ત દેશ અસહકાર જેવી કોઈ પણ હિલચાલ એકશ્વાસે ઉપાડી લેત. દેશ અહિંસક યુદ્ધ માટે તૈયારી કરત તેમજ બ્રિટન સાથે સલાહ કરવા દરેક પ્રયત્ન કરી છૂટત. અને બ્રિટન પણ થોડા ફેરફાર સાથે હિંદી માગણીઓ જરૂર કબૂલ કરત. જરૂર પડત તો થોડી સલામતીઓ યોજત.

સર્વપક્ષી ખરડામાં થોડી ક્ષતિઓ છે જ. એના ધારામંડળમાં માનસિક યોગ્યતાને સ્થાન નથી, વિવિધ વર્ગોમાંથી ઈર્ષા ને ધિક્કાર નાબૂદ થાય એવી કોઈ આર્થિક નીતિનો એમાં સમાવેશ થતો નથી. કોમી વિખવાદનો નિવેડો પણ એમાં સૂચવાયો નથી. મહાસભા સુદ્ધાંત દરેક રાજકીય પક્ષે આ ત્રણે પ્રશ્નો તરફ બેપરવાઈ બતાવેલી છે. એટલે સર્વપક્ષી ખરડો મુખ્યત્વે 'ડુમિનિયન' આદર્શોની ગુલામી નકલ બની ગયો છે, એમાં હિંદની પ્રણાલિકાઓ, વ્યક્તિત્વને હીરને વગરવિચાર્યે વિસારી મૂકવામાં આવ્યું છે; છતાં ય એકમતના પ્રતાપે એ સયોગોમા તે શ્રેષ્ઠ હતો. એકમતથી તેનો અમલ થયો હોત તો!!!— ત્યાં જ લિબરલો નિષ્ફળ ગયા. કમનસીબે લિબરલોએ કેવળ પરિષદનીતિમાં વિશ્વાસ મૂકયો, પણ ગુલામીમાંથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા એકલી ચર્ચાએ કાંઈ વળ્યું છે?

ઇસ્વીસન ૧૯૩૦ના અંતમાં સરકારે ગોળમેજી પરિષદ યોજી ત્યારે લિબરલોને બીજી તક મળી. મહાત્માજી એ વેળા જેલમાં હતા. એમને મૂકીને જવાની તેમણે ના પાડવી હતી. સરકારને કહેવું હતું "પહેલાં ગાંધીજીને છોડો." મહાસભાને પોકાર કરવો હતોઃ "તમારા પ્રતિનિધિઓને અમારી સાથે મોકલો. આપણે ભેગા મળી સર્વપક્ષી ખરડાને અમલમાં મુકાવવા દબાણ લાવીએ. બ્રિટિશ રાજનીતિજ્ઞોએ આપણને ઠોકી ઠોકીને કહ્યું છે કે તમારી 'એકમતી માગણી હશે તો અમારાથી ના પડાશે જ નહિ.' માટે ચાલો." લિબરલોએ એ તક પણ ખોઈ. હાથપગ હલાવ્યા સિવાય લાભ ખાટી જવા તેઓ ખૂબ જ આતુર હતા. તેમના જન્મસિદ્ધ હક માટે કુરબાની કરવા તેઓ તૈયાર ન હતા. સરકારની શરતો સ્વીકારવા તેઓ તૈયાર હતાઃ અને એમની મુત્સદ્દીગીરીમાં ફસાઈ પડવા ઈંતેજાર બન્યા એ તેમની બીજી મહાન નિષ્ફળતા.

ત્રીજી મહાન તક એમને ઇસ્વીસન ૧૯૩૧માં લંડનમાં ગોળમેજી પરિષદની બીજી બેઠક મળી અને મહાત્માજી હાજર હતા ત્યારે સાંપડી. સર્વપક્ષી ખરડા માટે મહાસભાને પડખે રહી લડત ચલાવવા લિબરલોએ માગણી કરવી જોઈતી હતીઃ કેટલાક મુસલમાનો સિવાય દરેક પક્ષે એ યોજના ઊંચે મૂકી. એ તેમની ત્રીજી નિષ્ફળતા.

ઇસ્વીસન ૧૯૩૨ના જાન્યુઆરીની ચોથી તારીખે વળી એમને ચોથી મહાન તક મળી. એ દિવસે હિંદી સરકારે મહાત્માજીની ધરપકડ કરી. જે સંયોગોમાં ને જે રીતે એ

ધરપકડ કરવામાં આવી એ વાત દરેકે વખોડી કાઢી હતી. લિબરલો પણ એ કાર્યમાં પાછળ પડ્યા નહોતા. પરંતુ કમનસીબે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ અને તેમના સાથીદારો સિવાય તમામ લિબરલોએ એ અણગમાને વ્યવહારૂ સ્વરૂપ આપવાને કાંઇ જ કર્યું નહિ ને એમનો અણગમો જેવો ઉભરાયો તેવો જ ઓસરી ગયો.

સાયમન કમિશનનો જેમ બહિષ્કાર કર્યો હતો તેમ ગોળમેજી પરિષદ અને તેની તમામ સમિતિઓનો તેમણે બહિષ્કાર કરવો જોઇતો હતો. "તમે મહાત્માજીનો વિશ્વાસઘાત કરી હિંદનું અપમાન કર્યું છે: અમારા સ્વમાનને ઠોકરે ઉડાવ્યું છે," એમ તેમણે હિંદી સરકારને સાફ જણાવી દેવું હતું. એમણે જરા પણ ડોકું ઊંચક્યું હોત તો બાજી પલટાઇ જાત પણ ફરી પણ એમણે હાથ આવેલી બાજી બગાડી. એ તેમની ચોથી નિષ્ફળતા.

આખી ય જનતા જંગમાં ઝુકાવે એ મહાસભાની નીતિ લિબરલોને પસંદ નથી: પણ એથી બીજી સારી રીત તેઓ અખત્યાર કેમ કરતા નથી? બીજી વધુ બળવાન યોજના રજૂ કેમ નથી કરતા? ખરી વાત એ છે, કે લિબરલોમાં નથી એવી રણગર્જના કરવાની શક્તિ કે નથી એવા આત્મભોગ. પણ પોતાથી ન બની શકે એ વાત વખોડી કાઢવી વાજબી નથી. મહાસભાની નીતિને લિબરલો અપનાવી ન શકે તો શાપ તો ન જ દે. અને એમનામાં મીઠું હોય તો કોઇ આકર્ષક કાર્યક્રમ શોધી કાઢે જેને મહાસભા પણ ખુશીથી અપનાવી લે.

"અત્યારનું રાજતંત્ર પસંદ નથી. એને નકામું ઠરાવવાની મહાસભાની નીતિ પસંદ નથી." એમ બન્ને બાજુનું માત્ર બોલ્યા કરવું એનો કાંઇ અર્થ નથી. મહાસભાના કંટકભર્યા માર્ગે વિહરવા લિબરલોએ કદીયે આકાંક્ષા બતાવી નથી. એમને તો 'મિનિસ્ટર' કે 'કાઉન્સેલર' થવું છે. સરકાર એમને એ લાલચમાં લપટાવે છે એટલે ગરીબ હિંદી જનતા એ ખર્ચના બોજામાં ઊંચી ક્યારે આવશે એ વિચાર લિબરલોના દિલમાંથી ઊઠી જાય છે. અને તેઓ ગોળમેજી પરિષદ જેવી ખરચાળ પદ્ધતિઓ વધાવી લે છે: ચૂંટનાર અને ચૂંટાયલાના ગુણદોષ માટે એક સુંદર ભાષણ મારી તેઓ સંતોષ માને છે.

હવે તો ગોળમેજી પરિષદની સલાહસમિતિ પણ ઉડાવી દેવામાં આવી છે. લિબરલોમાં જેલ જવાનું, દંડ કે જપ્તી વધાવવાનું કે લાઠી ઝીલવાનું ખમીર નથી; પણ સરકારને 'હાજી હા' કરવા તો કોઇ એમને ફરજ પાડતું નથી ને? સલાહસમિતિમાં પણ તેઓ અંદર અંદર એકસંપી જાળવી શકયા નહોતા એટલે જ તેમને પડતા મૂકવામાં આવ્યા.

હાલની રાજનીતિ હિંદને નાદારી તરફ ઘસડી જાય છે એટલે ખર્ચની કાપકુપ માથે પડી છે. પરિણામે ઊંચી પદવીઓની આશા પણ પાતળી પડતી જાય છે. પછી લિબરલો શું કરશે? આંખો મીંચી અજાણે માર્ગે કયાં સુધી તણાયા કરશે?

હજી પણ બાજી સુધારી શકાશે. આજે પણ જાગ્રત થવામાં સાર છે. એક નિશ્ચય પર આવી વજ્રદેહી બની લિબરલો સરકારને પડકારે. "ઑર્ડિનન્સો ખેંચી લો: ગાંધીજી અને મહાસભાવાદીઓને છૂટા કરો, નહિ તો અમારો સહકાર નહિ મળે." ને મહાસભાને પોકારો: "અમે ગમે તેવા છીએ પણ હવે અમે નોકરશાહીમાં વિશ્વાસ મૂકવા માગતા નથી. સર્વ પક્ષી ખરડા માટે તમારી પડખે રહેવા અમે તૈયાર છીએ." તો ય કાંઇ આશા બંધાય. થોડાક આગેવાનો પણ આટલી વીરતાભરી જાહેરાત કરે તોય લોકોમાં ઉત્સાહ આવે. હજી જરા ય મોડું થયું નથી. આર્થિક નીતિ સજ્જડ કરવાની ઇચ્છાવાળા વેપારીઓમાં પણ

કાંઇ રંગ આવે. મહાસભા પણ એમની થોડીક વાતો માને અને જાહેર એકમતીની પાર્લામેંટ પર પણ સુંદર અસર થાય.

ગોળમેજી પરિષદમાં છેલ્લા ભાષણમાં મહાત્માજીએ કહ્યું હતું: "હિંદ ને ઇંગ્લંડના બંધનો મારે તોડી નાખવાં નથી. મારે તો એમાં રૂપાંતર કરવું છે. મારા દેશને ગુલામીને બદલે સ્વતંત્રતા અપાવવી છે. મારે શબ્દોની લડાઇ નથી લડવી. એ માટે મારા દેશબંધુઓને હું પહોંચી વળીશ. મારે તો બ્રિટનના ભાગીદાર બનવું છે. એ ભાગીદારીને મારે માત્ર પરસ્પર લાભદાયી જ નથી બનાવવી: મારે તો એ દ્વારા જગતને ચૂર્ણ કરતો ભાર ઓછો કરવો છે."

મહાત્માજીની મહાસભા અને લિબરલો વચ્ચે બહુ જ થોડો તફાવત છે: થોડોક નામનો ને થોડોક રીતનો ફેર છે. લિબરલોએ જરા વધારે અસરકારક પગલાં ભરવાં જોઇએ: અગર તો મહાસભાના કાર્યક્રમને અપનાવી લેવો જોઇએ. એમાંથી કાંઇ જ ન કરી શકો તોપણ મહાસભાનો વાંક કાઢતાં તો થંભી જવું જ જોઇએ: દિલથી એની સફળતા માટે પ્રાર્થના કરવી જોઇએ. જરાક હૈયાં કઠણ કરી માતૃભૂમિ ખાતર થોડો આત્મભોગ આપવા તૈયાર થવું જોઇએ. હિંદ અને બ્રિટન વચ્ચે માનભરી સુલેહ સ્થાપવા કટિબદ્ધ બનવું જોઇએ; નહિ તો અગાધ ઊંડાણમાં અટવાતાં કદીએ ઉદ્ધાર નહિ થાય.

('પીપલ' તા. ૨૬-૬-૩૨)



## (૩) પહેલી વાત

સર સેમ્યુઅલ હોર વારંવાર કહે છે કે ઑર્ડિનન્સો સફળ થયા છે તો તેને લંબાવવામાં અર્થ નથી. જો તે નિષ્ફળ ગયા હોય તોપણ તેમને ચાલુ રાખવામાં માલ નથી. જો બ્રિટિશ સરકાર હવે હિંદ ઉપર ઑર્ડિનન્સો વિના રાજ્ય કરી શકે તેમ ન હોય તો તે હિંદ ઉપર કદી રાજ્ય કરી શકશે નહિ. ઑર્ડિનન્સોથી અસંતોષ કદાચ દબાયો હશે, પણ તે નિર્મૂળ તો નથી જ થયો. ગમે તે રીતે વિચાર કરીએ તો ય ઑર્ડિનન્સો રદ થવા જોઇએ અને કાયદાનું રાજ્ય સ્થપાવું જોઇએ તે ઇષ્ટ છે: ઘણું જ અગત્યનું છે.[1]



## (૪) ગોળમેજીનો વિશ્વાસઘાત

તા. ૨૭-૬-૩૨ને રોજ સર સેમ્યુઅલ હોરે આમની સભામાં જે જાહેરાત કરી તે ઉપર સર તેજબહાદુર સપ્રુ અને મિ. એમ. આર. જયકરે નીચે મુજબ નિવેદન બહાર પાડ્યું છે:

ગોળમેજી પરિષદ લંડનમાં બે વાર મળી. બીજી સભા તા. ૧-૯-૩૧ને દિવસે ખતમ થઇ: પણ પરિષદ તો મુલતવી જ રહી, ખતમ ન થઇ. અધૂરું કાર્ય પૂરું કરવાનો નિર્ધાર થયો.

**જૂની યોજના:**

શહેનશાહની સરકારે કેટલીક સમિતિઓ નીમવાનો નિર્ણય કર્યો:–

---

૧ સર્વન્ટ ઑફ ઇન્ડિયામાંથી તા. ૭-૭-૩૨

૧) હિંદી મતાધિકાર સમિતિ.
૨) ફીડરલ નાણાંપ્રકરણી સમિતિ.
૩) દેશી રાજ્યોની તપાસ સમિતિ.
૪) સલાહ સમિતિ.

પહેલી બે સમિતિઓએ ખૂબ ઝીણવટથી ઊંડી તપાસ કરી પોતાના હેવાલો રજૂ કર્યા છે. ત્રીજી સમિતિ હજી ઇંગ્લંડમાં જ કામકાજ કરી રહી છે. એનો હેવાલ હજી છપાયો નથી. સલાહ સમિતિ બે વાર દિલ્હીમાં મળી. વાઈસરૉય એના પ્રમુખ હતા. તા. ૨૩-૫-૩૨ ને રોજ તે ફરી સીમલામાં મળેલી ને મુલતવી રહેલી. હવે શહેનશાહની સરકાર ગોળમેજી પરિષદ કે ફીડરલ બંધારણ સમિતિ લંડન બોલાવવા માગતા નથી.

**નવી વાતો:**

હવે નવી વાતોમાં નીચેની અગત્યની બાબતોનો સમાવેશ થાય છે:

(૧) એક જ બિલ દ્વારા પ્રાંતિક સ્વરાજ્ય અને પ્રાંતો ને દેશી રાજ્યોના ફેડરેશન માટે યોજના કરવી.

(૨) પ્રગતિરોધક કોમી પ્રશ્નનો આ ગ્રીષ્મમાં ફેંસલો અપાશે.

(૩) સલાહ સમિતિ ફરી મળશે. પરિષદે કે તેની સમિતિઓએ અધૂરા મૂકેલા અગત્યના પ્રશ્નો પર વાટાઘાટ ચલાવશે.

(૪) પછી પાર્લામેન્ટની એક ખાસ સમિતિ સરકારી યોજના ઘડવા નિમાશે.

(૫) પાર્લામેન્ટની સમિતિ આગળ રજૂ કરવાની વિગતો સલાહસમિતિ બરાબર તૈયાર કરી શકી નહિ હોય તો વધુ ચર્ચા માટે જરૂરપૂરતા બીજા પ્રતિનિધિઓને લંડન બોલાવવામાં આવશે.

**ફેરફાર:**

જે શરતોએ ગોળમેજી પરિષદ બોલાવી હતી તે કરતાં અગર તો ગોળમેજી પરિષદે પોતે જે નીતિ અખત્યાર કરેલી તે કરતાં આ રીત તદ્દન જુદા પ્રકારની છે. ઇસ્વી સન ૧૯૨૯ના નવેમ્બરની પહેલી તારીખે લૉર્ડ અરવીને જે ઐતિહાસિક ખરીતો બહાર પાડેલો તે મુજબ કમિશનના પ્રમુખ સર જૉન સાયમનની સંમતિથી એક ગોળમેજી પરિષદ બોલાવી છેવટની યોજના માટે બને તેટલો સહકાર સાધવાનો હતો અને પછી એ યોજના પાર્લામેન્ટ આગળ રજૂ કરવા શહેનશાહની સરકાર બંધાયેલી હતી. ઇસ્વી સન ૧૯૩૦ ના જુલાઇની ૯ મી તારીખે આ વાતનું વિવરણ કરતાં લૉર્ડ અરવીને કહેલું કે:

"હવે હું પરિષદનાં ચોક્કસ કામકાજનો કાંઈક ખ્યાલ આપું. ખૂબ વિચાર કર્યા પછી જ શહેનશાહની સરકાર એવા નિર્ણય પર આવી છે કે ગયા નવેમ્બરની પહેલી તારીખના મારા ખરીતામાં જણાવેલી શરતો ઉપરાંત બીજાં બંધનોથી ગોળમેજી પરિષદને બાંધી લેવી યોગ્ય નથી, પરિષદ માટે બને તેટલું સ્વતંત્ર વાતાવરણ હોવું જ જોઇએ. કમિશનના હેવાલથી કે બીજા કોઈ દસ્તાવેજથી એમની સ્વતંત્રતા ઉપર તરાપ મારવાની નથી જ. શહેનશાહની સરકાર માને છે કે પરિષદ દ્વારા જ બન્ને દેશો અને તમામ પક્ષો માનભેર કબૂલ રાખે એવા નિર્ણયો કરી શકાય અને નિર્ણયો ઉપરથી જ છેવટની યોજના ઘડી કાઢી શહેનશાહની સરકાર પાર્લામેન્ટ આગળ રજૂ કરશે. પરિષદની કાર્યવાહીની આવી

વ્યાખ્યાથી એ સ્પષ્ટ થાય છે, કે શહેનશાહની સરકાર પરિષદને કેવળ ચર્ચાત્મક સભા નથી જ સમજતી, પણ બન્ને દેશોના પ્રતિનિધિઓની ભેગી બેઠક લેખે છે અને એના નિર્ણયો ઉપરથી જ પાર્લામેન્ટ આગળ રજૂ કરવાની છેવટની યોજના ઘડી કાઢવાની છે."

એટલે પરિષદમાં બહુમતીથી જે નિર્ણયો થાય તે ઉપરથી સરકારે યોજના ઘડી પાર્લામેન્ટ આગળ રજૂ કરવાની હતી એ જ પરિષદનીતિનો મુખ્ય મુદ્દો હતો.

**વિશ્વાસઘાતઃ**

ગોળમેજી પરિષદ કે ફીડરલ બંધારણ સમિતિની હવેની બેઠકો પડતી મૂકવાથી હિંદી પ્રશ્નને છણવાની ઉપર જણાવેલી સરકારી નીતિને પણ પડતી મૂકવામાં આવી છે કે માંડી વાળવામાં આવી છે. આ જગાએ આપણે ગોળમેજી પરિષદની બીજી બેઠક દરમિયાન ઇસ્વીસન ૧૯૩૧ ના ડિસેમ્બરની પહેલી તારીખે હિંદી પ્રધાન લૉર્ડ લોધિયન અને વડા પ્રધાને કરેલાં ભાષણોની નોંધ લઈ શકીએ. ખાસ પ્રશ્નોનો ઊંડો ને ઝીણવટભર્યો વિચાર કરવા જે યોજના કરવાની હતી એ પ્રશ્ન વડા પ્રધાને નીચે મુજબ છણ્યો હતોઃ

(૧) આપની મંજુરીથી હું આ પરિષદમાંથી એક નાની કાર્યવાહી સમિતિ નીમવા માગુ છું જે હિંદમાં કામ કરશે અને જેની સાથે વાઇસરોય મારફત આપણે વ્યવહાર ચલાવી શકીશું. આ સમિતિ શું કામ કરશે એ હું અત્યારથી કહી શકતો નથી. આપણે જે કરવાનું છે તે સમિતિના હેવાલ ઉપર બહુ આધાર રાખશે, છતાં ય આખી ય યોજનાનું છેવટનું સરવૈયું કાઢવા તો અંતે આપણે મળવું જ પડશે.

(૨) ઇસ્વીસન ૧૯૩૧ ના ડિસેમ્બરની બીજી તારીખે વડા પ્રધાને આમની સભામાં એક ઠરાવ રજૂ કર્યો ને સરકારની નીતિ માટે આમની સભાની મંજૂરી માગી. મેજર એટલીએ પ્રશ્ન પૂછ્યો કે એ સમિતિ ગોળમેજી પરિષદ આગળ પોતાનો હેવાલ રજૂ કરશે કે કેમ?—ત્યારે વડા પ્રધાને ઉત્તર દીધેલો કેઃ

**પરસ્પર વાટાઘાટ:**

"આ સભાને હું જરા પણ સંકોચ વિના જણાવવા માગું છું કે સહકાર ને વાટાઘાટ વિના બીજી રીતથી જે કામ થયું છે એ કદી ન થાત. વધારામાં હું એટલું પણ કહીશ કે જો કોઈ પણ સરકાર એ નીતિમાં ફેરફાર કરવા પ્રયત્ન કરશે તો હિંદી એકમતી ને સહકારની અમૂલ્ય તક ગુમાવશે. અત્યાર સુધી ગોળમેજી પરિષદમાં જે નીતિ અખત્યાર કરવામાં આવી છે તે દ્વારા જ આપણે અને હિંદ સમજૂતી પર આવી શકીશું: એ પ્રમાણે જ શાંતિથી કામ કરી શકીશું અને એનો હિંદના ભલા માટે તેમ જ આપણા લાભ માટે માનભરી રીતે અમલ કરી શકીશું. . . . ગોળમેજી પરિષદ કાયમ જ રહે છે અને છેવટની સમાલોચના માટે આપણે અંતે મળીશું જ."

મેજર એટલીએ સંતોષ દર્શાવતાં જણાવેલું કે "ગોળમેજી દ્વારા વાટાઘાટની નીતિ ચાલુ છે એ સારી વાત છેઃ સમિતિના હેવાલો તો વચ્ચેના ગાળામાં જ પ્રગટ થઇ જશે."

(૩) ઉમરાવોની સભામાં એ જ ઠરાવ રજૂ કરતાં હિંદી પ્રધાન લોર્ડ લોધિયને જણાવેલું કેઃ—

'ભવિષ્યમાં જ્યારે તમામ વિગતો તૈયાર થઇ જશે ત્યારે ગોળમેજી પરિષદ કોઇપણ સ્વરૂપે ફરી મળશેઃ સમસ્ત યોજનાનું છેવટનું સરવૈયું કાઢશે અને પછી પાર્લામેન્ટના નિર્ણય માટે સરકાર નવું બંધારણ રજૂ કરશે.

**કરાર**

એટલે સમિતિઓના કામકાજ પછી પરિષદ ફરી બોલાવી બ્રિટિશ હિંદ, દેશી રાજ્યો, સરકાર અને બ્રિટિશ પક્ષોના પ્રતિનિધિઓ એકમતીથી નિર્ણય પર આવશે એવો સરકારનો સ્પષ્ટ વિચાર જ હતો.

ગોળમેજી પરિષદની બીજી બેઠક પૂરી થઇ ત્યારે સલામતીઓ માટે કાંઇ જ નિર્ણય કરવામાં આવ્યો નહોતો. સલાહસમિતિમાં સરકાર, બ્રિટિશ પક્ષો ને દેશી રાજાઓના પ્રતિનિધિઓ ન હોવાથી તે સલામતિઓ વિષે નિર્ણય પર આવી શકે જ નહિ, :એટલે ખાસ હિંદી પ્રતિનિધિઓ પાર્લામેન્ટરી સમિતિને મળે કે ગોળમેજી કરતાં નાનું મંડળ લંડનમાં મળી નિર્ણય કરે.

**નાનું મંડળઃ**

નવી જાહેરાતથી ઊભી થતી પરિસ્થિતિમાં જો સરકાર ખાસ સમિતિ અને બીજા પ્રતિનિધિઓ પાસે ચોક્કસ પ્રશ્નો માટે વાટાઘાટ કરાવવા માગતી હોય કે નાનું પ્રતિનિધિ મંડળ બોલાવવા તેમની ઇચ્છા હોય તો તેણે એકદમ એ પ્રતિનિધિ મંડળની નિમણૂક કેમ નથી કરી ? એ મંડળ તુરત લંડન જઇ પાર્લામેન્ટરી સમિતિ સાથે સરખા હક્કથી વાટાઘાટ કરવી શરૂ કરી દેત.

આખી ય ગોળમેજી પરિષદ ત્રીજી વાર મળવાની જરૂર નથી, પરંતુ પ્રજાનો વિશ્વાસ હોય એવા પ્રતિનિધિઓએ સમિતિઓના કામકાજનો નિર્ણય કરવા મળવું જ જોઇએ. સરકારે બ્રિટિશ પ્રતિનિધિઓ સાથે સમાન દરજ્જે વાટાઘાટ કરવી જોઇએ. સરકાર પસંદ કરે તેને નોતરવા એ વાત અમે પસંદ કરતા જ નથી. પરિષદે જાતે પ્રતિનિધિઓ નીમ્યા હોત તો વાત જુદી હતી.

**પરિષદનીતિઃ**

પરિષદનીતિ સફળ થઇ એવું કહેવામાં આવે છે. વડા પ્રધાને જાતે જ પરિષદોને નિષ્ફળ લેખી નથી અને અમે પણ એ જ કહીએ છીએ—પછી બહારના માણસો ભલે ગમે તેમ કહે. નવા પ્રધાન મંડળમાં ખૂબ જ લાગવગ ધરાવનાર બ્રિટિશવર્ગને પરિષદ-નીતિ પસંદ નથી અને એ નીતિનું કશું જ પરિણામ આવવાનું નથી, એમ તેઓ માને છે; પરંતુ વડા પ્રધાન, લૉર્ડ રીડીંગ, લૉર્ડ સૅંકી, મિ. વેજવુડ બેન, મિ. લી સ્મીથ, મિ. પેથિક લૉરેન્સ જેવાઓને પ્રતાપે જ ગોળમેજીની ગઇ બેઠક સાંગોપાંગ પાર ઊતરી હતી.

એક જ બંધારણી ખરડો ઘડવાનો અગત્યનો નિર્ણય સરકારે કર્યો છે, પરંતુ પ્રાંતિક બંધારણો પહેલાં હસ્તિમાં આવશે અને ફેડરેશન ( સમવાયી તંત્ર ) પછી; પરંતુ વચ્ચેનો ગાળો લાંબો થાય તો પીડા. વળી સમસ્ત હિંદી ફેડરેશન માટે દરેક અંગે ફેડરેશન માટે તૈયારી બતાવવી જોઇએ, એ વાત ગળે ઊતરતી નથી; કારણ કે એક જ જક્કી વિભાગ આખી યે યોજનાને મુલતવી રખાવી શકે. અને હિંદી પ્રજાનો કદી ઉદ્ધાર થાય જ નહિ.

**આત્મનિર્ણયઃ**

દેશી રાજ્યો આત્મનિર્ણયથી ફેડરેશનમાં જોડાય એ સંભવિત છે, પણ પ્રાંતોને આવો નિર્ણય કરવાનો હોય તો આખીયે યોજના જરૂર ભયમાં આવી પડે.[1] નવું બંધારણ જલદી

[1] આ બાબતમાં સર સેમ્યુઅલ હોરે પાછળથી ખુલાસો કર્યો છે કે આ વચન દેશી રાજ્યોને લાગુ થાય છે. ફેડરેશન માટે બ્રિટિશ પ્રાંતો.

અમલમાં આવે એ કાને ન ગમે? પરંતુ બ્રિટિશ હિંદના ચૌદ પંદર પ્રતિનિધિ, દેશી રાજ્યોના નવ પ્રતિનિધિ અને બીજા અંગ્રેજ પ્રતિનિધિઓ ભેગા મળતાં શો વિલંબ થઈ જવાનો હતો? વળી ખરડો ઘડનારા બેસી નથી રહ્યા તો જૂની રીતથી શાનો વિલંબ થાત?

**કૉન્ઝરવેટિવનું દબાણઃ**

પાર્લામેન્ટમાં કોન્ઝરવેટિવ બહુમતીનું સરકાર પર ખૂબ જ દબાણ છે અને તેનો સ્પષ્ટ પડઘો આ જાહેરાતમાં પડેલો જ છે. આ જાહેરાતથી અમે છેવટના નિર્ણય પર આવી શકતા નથી. પાર્લામેન્ટની ચર્ચાથી કદાચ વધારે અજવાળું પડશે.

તા : ૫ : ૭ : ૩૨ —રમણીકલાલ દલાલ



## (૫) ખરી કાપકૂપ

હમણાં જ બંગાળ મુસ્લીમ લીગે બંગાળ સરકાર ઉપર નીડરપણે કેટલીક હકીકતો મોકલી આપી છે. મૌલિક ન હોવા છતાં એક જવાબદાર મંડળની સૂચનાઓ હોઈ તે ઉપયોગી છે.

લીગ જણાવે છે, કે કાપકૂપની કોઈ પણ યોજના લોકોની આર્થિક સ્થિતિના પ્રમાણમાં હોવી જોઈએ. એક સામાન્ય શહેરી તરીકે મિ. મેકડોનાલ્ડે પણ જાહેર કર્યું છે કે જાહેર નોકરીના પગારનું પ્રમાણ હિંદી ધોરણ પ્રમાણે જ હોવું જોઈએ. બંગાળી ખેડૂતની દૈનિક આવક ૧ આનો છે તો એ હિસાબે ગવર્નર સાહેબને કેટલો પગાર મળે?

દુનિયાના સૌથી ધનાઢ્ય દેશના ધનાઢ્ય પરગણા ન્યુયોર્કનો દાખલો લઈએ. એનું મહેસૂલ ૮૩ કરોડ રૂ. છે, ને તેના ગવર્નરને રૂ. ૬૨૫૦ મળે છે: ઉપરાંત સરકારી મકાન વાપરે. બંગાળાનું મહેસૂલ ૧૨ કરોડ છે તો ઉપલા હિસાબે બંગાળ ગવર્નરને ૯૪૬ રૂ. મળવા જોઈએ. પણ એઓ સાહેબને એનાથી દશગણા કરતાં પણ વધારે (૧૦,૦૦૦ રૂ.) પગાર મળે છે અને પેલો ઉડાઉ ખાનગીખર્ચ વધારામાં!

ઉપરોક્ત નાની રકમથી તો આ મંડળ ચમકી ઊઠે છે, તેથી વધારેમાં વધારે માસિક રૂ. ૨૫૦૦) સૂચવે છે. સરકારી બંગલો વાપરે; પણ નોકરખર્ચ, ઘરખર્ચ તથા કોન્ટ્રાક્ટ એલાઉન્સ મળીને લગભગ સાડાસાત લાખનો ઉડાઉ ખર્ચ તો બંધ થવો જ જોઈએ.

મુસાફરી ખર્ચ પણ ઘટવો જોઈએ. ઈંગ્લંડના પ્રધાન જો ત્રીજા વર્ગની મુસાફરી કરી શકે છે તો આપણા ગવર્નરોને સ્પેશિયલ સલૂન અને હોડીઓ શા માટે? આવા ભારે ખર્ચ રાખવાનું કોઈ બુદ્ધિગમ્ય કારણ જણાતું નથી. એ નભાવવામાં જ હિંદની શરમ છે.

અખિલ હિંદ સેવાદળ ( All India Service ) માટે લીગ માસિક રૂ. ૪૦૦–૮૦૦ સૂચવે છે.

અમુક નિશ્ચિત આંકડાઓ પરત્વે ભલે મતભેદ હોય, પણ પગારનો દર એકદમ ઘટવો જ જોઈએ એ વિશે બેમત હોઈ જ ન શકે.

એકલો પગાર ઘટાડે જ ચાલે એમ નથી. કેટલાંક બિનજરૂરી ખાતાં અને સંસ્થાઓ પણ કાઢી નાખવી જોઈએ.

દાખલા તરીકે, જ્યારે પ્રજાને ગમે તે ધર્મ પાળવાની છૂટ છે ને રાજ્યધર્મ જેવું કંઈ છે જ

નહિ ત્યારે પાદરીખાતું શા માટે રાખવું? કાલીઘાટ મંદિરના પૂજારી કે કોલૂટોળા મસીદના મુલ્લાંને તો કોઇ પગાર આપતું નથી!

છેવટમાં લીગ ઐચ્છિક સેવાનો લાભ લેવાની સૂચના કરે છે. પ્રધાનોએ ઓછો પગાર લઈ ધડો પાડવો જોઇએ. મુસ્લીમ લીગની આ સૂચનાઓ ફક્ત બંગાળા માટે જ નથી પણ આખા દેશ માટે છે.
( 'ક્રોનિકલ' તા. ૩૦-૫-૩૨ )



## (૬) ઉડાઉ પગારો

કલકત્તાની બ્રિટિશ ઇંડિયન એસોસિયેશન બંગાળાની કાપકૂપ સમિતિ આગળ હિંદના ભારે પગારો વિશે નીચે પ્રમાણે નિવેદન રજૂ કરે છે:

" "હિંદમાં એક સામાન્ય સિવિલિયન રૂ. ૬૦૦ ના પગારથી નોકરી શરૂ કરી ૨૦ વરસે ૨૬૦૦ નો પગારદાર બને છે; જ્યારે ઇંગ્લંડમાં ઊંચા હોદ્દાના સિવિલિયનને વાર્ષિક ફક્ત ૯૦૦ પાઉન્ડ મળે છે. ફ્રાન્સમાં પેરીસના પ્રીફેક્ટને રૂ. ૫૦૦ થી પણ ઓછા મળે છે અને સામાન્ય હોદ્દેદારોને તો ફક્ત રૂ. ૧૨૫ પગાર હોય છે. જાપાનમાં કોઈ પણ મુલ્કી નોકરને માસિક રૂ. ૬૫૦ થી વધુ મળતા નથી અને ત્યાંના મુખ્ય પ્રધાનનો રૂ. ૩૦૦૦ નો પગાર આપણા ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટના પગારથી સહેજ જ વધારે છે. સંસ્થાનોમાં સિવિલ સર્વિસના પગારો વધારેમાં વધારે રૂ. ૧૫૦૦ સુધી હોય છે. બેશક, ભારે પગારોવાળી કેટલીક ખાસ જગ્યાએ હોય છે પણ તે બહુ જૂજ પ્રમાણમાં.



## (૭) હિંદનાં વિરલ પ્રાણીઓ

'સોંડેઇકસ જાતના ગેંડાઓ (Rhinoceros Sondaicus) ઘણા જ વિરલ છે. ઇસ્વી સન ૧૮૮૭માં તેઓનું અસ્તિત્વ નોંધાયેલું. પછી મહાનદીના બેટમાં એ ગેંડાઓ છે એવી વાત ઊડતી, પણ કોઇએ એવા ગેંડા જીવતા જોયા નહોતા. આવાં પ્રાણીઓનો જડમૂળથી નાશ થવા બેઠો છે; કારણ કે એમને ઉછેરતાં વાર લાગે છે અને ઉછર્યા પછી તેઓ છુપા ફરી શકતા નથી કે એકાંતમાં વિચરતા નથી. નીલગિરિ ઇબેક્સ ( Nilgiri Ebex ) ને જોવા માટે ખાસ પરવાનો મેળવવો પડે છે. એમને ખૂબ જ ચીવટથી રાખવામાં આવે છે. કાશ્મીરનું સાબર ઉમદા પ્રાણી છે. મહારાજાના ખાનગી બાગમાં એને આશ્રય ન અપાયો હોત તો એનું અસ્તિત્વ ક્યારનું ય નાબુદ થઇ ગયું હોત. છેલ્લી લડાઇમાં જેમ પોલાંડનાં જંગલો રક્ષણવિહોણાં બની ગયાં હતાં એમ કોઇ તોફાનમાં આ ખાનગી બાગ ઉઘાડા ન મૂકી દેવામાં આવે તો સારું. હિંદી ચમરી ( Bison ) દક્ષિણ હિંદમાં હજી સલામત છે. મધ્ય હિંદમાં ઇંદોર મહારાજા એક નાનું ટોળું નિભાવે છે. એની પાસે ગ્વાલીઅરમાં પંદર વર્ષ પહેલાં ત્રીસ ચમરીનાં ટોળાંનો ખાલી નાશ કરવામાં આવ્યો હતો.

બિકાનેર રાજ્ય પાસે સો જંગલી ગધેડાં છે. બિકાનેર મહારાજાને તો એ વાતનો ખ્યાલ પણ નથી. ભવાલપરના રાજ્યમાંથી કોઇ રડ્યું ખડ્યું જંગલી ગધેડું પોતાના રાજ્યમાં ઊતરી આવે છે એમ માને છે. કચ્છમાં જંગલી ગધેડાં છે. અત્યાર સુધી તો

હતાં જ. એવા તો અણખેડાયેલા પ્રદેશમાં અત્યારે એ ટોળાં વિચરે છે કે એની ભાળ પણ મેળવવી મુશ્કેલ થઇ પડી છે.

હિંદની પશુસંપત્તિ (Fauna) આપણું ખાસ ધ્યાન ખેંચે એમ છે: કારણ કે એમાં મલાયન અને આફ્રિકન તત્ત્વોનું મિશ્રણ થયેલું છે. ચિત્તાઓ હૈદ્રાબાદમાં સારી સંખ્યામાં નજરે પડે છે, ગ્વાલીઅર રાજ્યમાં પચાસ સાઠ ચિત્તાઓ હશે એવી ગણતરી કરવામાં આવે છે, ઇંદોરમાં પણ ચિત્તાઓનું અસ્તિત્વ હજી જળવાયું છે. Lynx પણ બન્ને દેશોમાં જડી આવે છે.

ઇસ્વી સન ૧૮૭૩માં Waterloo Day ને દિવસે ગુણામાં મધ્ય હિંદનો છેલ્લો સિંહ શિકારનો ભોગ બન્યો. અગીઆર વર્ષ પહેલાં ગુણામાં જ ૭ સિંહ મારવામાં આવ્યા હતા. ઈસ્વી સન ૧૮૬૦માં અલ્હાબાદ નજીક બે સિંહ બેજાન કરવામાં આવ્યા હતા, ને ૧૮૭૨ના અરસામાં ચારેકનો જોધપુરમાં શિકાર કરવામાં આવ્યો હતો.

ગ્વાલીઅરના મહારાજાએ છેલ્લાં પચીસ વર્ષથી સિંહ ઉછેરવા તરફ લક્ષ આપવા માંડયું છે. કમનસીબે ગ્વાલીઅરમાં વાઘ વધી પડયા. એમણે સિંહોને જંગલ બહાર હાંકી કાઢયા છે એટલે ગામડિયાઓ તેમને વેળા કવેળાએ બેજાન કરી નાખે છે. બે વર્ષ પહેલાં તેઓએ શિવપુરનાં જંગલોમાં દેખા દીધી હતી. ઇસ્વી સન ૧૯૩૦માં કોઇ કોઇ સ્થળે ને છેવટે ઝાંસીમાં સિંહના શિકારની વાત મળેલી. લોકો તો હજી યે કહે છે, કે એ જંગલમાં સિંહ રહે છે; પણ શિકારખાતાનો ઉપરી એ ખીના સાફ નકારે છે. ઇંદોરના મહારાજા એમ કહેતા હતા કે ઇંદોર ને ગ્વાલીઅરની સરહદ પર હજી એક સિંહ ભમે છે ખરો. એની સિંહણનો ૧૯૩૦માં શિકાર કરી નાખવામાં આવેલો. એને બીજી સિંહણ મેળવી આપી પોતાના રાજ્યમાં આશ્રય આપવા ઇંદોર મહારાજા ખૂબ જ આતુર છે.

કાઠિયાવાડના જૂનાગઢમાં હિંદનો તો શું પણ આખા એશિયાનો છેલ્લો સિંહ નજરે પડશે જ. વચ્ચે એમની સખ્યા ઘટી બારેકની થઇ ગઇ હતી, પણ હાલ સોએકના ટોળાની ગણતરી કરવામાં આવે છે. વડોદરા રાજ્યના કેટલાક પ્રદેશમાં પણ એ સિંહોએ પડાવ નાંખેલો છે અને વડોદરા રાજ્યમાં પણ એમને રક્ષણ મળશે જ.

તા. ૧૩-૬-૩૨



## (૮) સત્ય શોધવાની માત્રા

દુનિયામાં કોઇ ચીજ નવી નથી જ એટલે સ્કોપોલેમીન ( Scopolamine ) જેવી દવાના ઘેનમાં સાચી વાત કઢાવવાની અર્વાચીન યુક્તિનું વર્ણન કરતાં આપણે એટલું તો યાદ રાખવું જ જોઇએ કે જૂના વખતના માણસો જે રીતો અખત્યાર કરતાં એમાંની આ સુધારાવધારાવાળી જ આવૃત્તિ છે. " In vino veritas " માં ઘણીયે છૂપી વાતો ભાનભૂલેલા મજ્જનોએ વાત કઢાવવાની ઇચ્છાથી એમના મિત્રોએ પાયેલા દારૂના ઘેનમાં બકી નાખ્યાના દાખલા મળી આવે છે. એટલે ફોજદારી ગુનેગારોને દવા પાઈ સાચી હકીકત કઢાવવાની રીત તો પ્રાચીન છે—એમાં નવા નવા સુધારા થતા જ રહ્યા છે એટલે આ નવી વૈજ્ઞાનિક શોધ તો ન જ ગણાય.

મનુષ્યને સ્કોપોલેમીન તંદ્રાવસ્થામાં નાખી દેવામાં જે ભાગ ભજવે છે તે માટે

આપણે જર્મનોને માન ખાટી જવા દઈએ, પણ ફોજદારી ગુનાઓ પકડવા માટેની તપાસમાં એનો બહોળો ઉપયોગ તો અમેરિકનોએ જ કર્યો અને તે ય ટેકસાસ પરગણાના ફેરીસ ગામના ડૉક્ટર રોબર્ટ ઇ. હાઉઝે જ.

ડૉક્ટર હાઉઝ કહે છે કે, સ્કોપોલેમીનની અસર નીચે દર્દી તંદ્રામાં પડે છે, પણ એમને જે પ્રશ્નો પૂછવામાં આવે છે એ તેઓ બરાબર સમજી શકે છે અને તેનો પૂરેપુરો ને સ્વતંત્ર જવાબ વાળે છે. "આ ખાસ તત્ત્વ તરફ મારું ધ્યાન પ્રથમ ઇસ્વીસન ૧૯૧૬ ના સપ્ટેમ્બરની સાતમી તારીખે ખેંચાયું. એક બાઇને સ્કોપોલેમીનથી ઘેનમાં નાખી સુવાવડ કરાવવામાં આવતી હતી. અમે બાળકનું વજન કરવા માગતા હતા એટલે ત્રાજવાંની માગણી કરી. ધણીએ જણાવ્યું કે ત્રાજવાં જડતાં નથી. ભરઊંઘમાં પડેલી પત્ની એકાએક બોલી ઊઠી: "ત્રાજવાં રસોડામાં છે. છબીની પાછળની ખીલી ઉપર!" એ બાઇને પ્રસૂતી પીડાની જરા પણ ખબર પડી નહોતી, તેમજ બાળક ક્યારે જન્મ્યું તેનો પણ ખ્યાલ નહોતો, છતાંય એણે સાંભળેલા પ્રશ્નનો સાચો જવાબ આપ્યો હતો. એથી મને સ્કોપોલેમીનની આ બીજી શક્તિ વિષે ખાતરી થઇ ને એ દિશામાં ઊંડી તપાસ કરવાનો મેં નિર્ણય કર્યો.

ડૉક્ટર હાઉઝની આગળ તપાસનું પરિણામ એ આવ્યું, કે સ્કોપોલેમીનનું ઘેન ચઢ્યા પછી ખોટી અને બનાવટી વાત જોડી રજૂ કરતાં મગજના જે જ્ઞાનતંતુઓની સહાયતા લેવી પડે છે એ જ્ઞાનતંતુઓને અસત્ય વાત રજૂ કરતાં ખૂબ જ મુશ્કેલી નડે છે. કારણકે એક જ્ઞાનતંતુ બીજા જ્ઞાનતંતુને વાતથી માહિતગાર કરતાં ઘણી જ મુશ્કેલી વેઠે છે. મગજના જે ભાગમાં સ્મૃતિના ભંડાર ભર્યા હોય છે ત્યાં જવાના માર્ગો તો સાવ ખુલ્લા પડ્યા હોય છે. ત્યાં દવાની જરા ય અસર હોતી નથી; એટલે જે પ્રશ્ન સ્મૃતિ તાજી કરે તેનો સાચો ને વિગતવાર જવાબ મળે જ. વળી સાવધ મનુષ્યમાં સાચી વાત બહાર ન પાડવાની જે તીવ્ર ઇચ્છા હોય છે તે દવાના ઘેનમાં બલહીન બની ગયેલી હોય છે એટલે અસત્ય અસંભવિત નથી બનતું તો મુશ્કેલ તો બને છે જ; જ્યારે સત્ય તુરત ને મુશ્કેલી વિના જાહેર થઇ જાય છે.

ઉપર પ્રમાણે ખાતરી થતાં જ ડૉક્ટર હાઉઝને પોતાનું જ્ઞાન ફોજદારી ગુનાઓની તપાસમાં વાપરવાની ઇચ્છા થઇ. છેલ્લા એકાદ વર્ષથી ગુનાઓની શોધખોળ લગતી ચીકાગોના અગ્નિકોણના વિદ્યાલયની વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં સ્કોપોલેમીન અને બીજાં એવાં જ ઔષધોના અખતરા કરવામાં આવે છે. લગભગ દરેક પ્રયોગમાં ઔષધનો ઉપચાર ગુનેગાર ઉપર કરવામાં નથી આવ્યો. સમાજનો કોઇપણ સજ્જન સ્વયંસેવક તરીકે આગળ આવે છે. એને પૂછવામાં આવતા દરેક પ્રશ્નનો બની શકે ત્યાં સુધી જવાબ આપવાનો પ્રયત્ન કરવા એને કહેવામાં આવે છે. સાધારણ રીતે દરેક મનુષ્ય પ્રશ્નાવલિની યાદી તૈયાર કરે છે. એ પ્રશ્નોના સાચા ઉત્તરોની એને એકલાંને જ માહિતી હોય એવા પ્રશ્નો પસંદ કરવામાં આવે છે. એવા વીસેક પ્રશ્નો લખી તેના સાચા ઉત્તરો એક બીજા કાગળ પર લખી નાંખવામાં આવે છે. એ સાચા ઉત્તરવાળા કાગળને એક પરબીડીઆમાં બીડી તેના ઉપર સીલ કરવામાં આવે છે. દવાનું ઘેન પૂરેપુરું ઊતરી જાય ત્યારપછી જ એ સીલ તોડી સાચા ઉત્તરોને દવાના ઘેન નીચે દીધેલા ઉત્તરો સાથે સરખાવવાની યોજના હોય છે. પછી દરેક પ્રશ્નનો જૂદો જ જવાબ આપવો છે એવો

નિશ્ચય કરી દવાનો પહેલો ભાગ લેવામાં આવે છે. બરાબર ઘેનમાં પડી જાય તે પહેલાં જો સવાલો પૂછવામાં આવે અને જૂઠાણાં ગોઠવવાની શક્તિ નાબુદ ન થઇ ગઇ હોય તો એ જૂઠાણાં ગોઠવે છે, પણ એ શક્તિ ધીમે ધીમે નરમ પડતી જાય છે ને છેવટે દીધેલા જવાબો તો અપવાદ વગર સાચા જ નીવડે છે.

એક વાર એક જાણીતા માણસે જ દવાના ઘેનમાં પડવા હિંમત કરી. પ્રથમ તો એના ઉત્તરો જૂઠા નીવડયા, પણ થોડી વારમાં જ અસત્ય ઓસરી જવા લાગ્યું ને અંતે એક ઉત્તર સિવાય બધા જ ઉત્તરો સાચા નીવડયા. પેલો જે ઉત્તર અસત્ય નીવડયો તે "વ્યાપારી કાનુનના ભંગ માટે તમારી કદી ધરપકડ થઇ છે ?" હતો. એનો ઉત્તર એણે સાવધાન સ્થિતિમા 'ના' લખ્યો હતો. પણ દવાના ઘેનમાં એણે કેટલાંય વર્ષો પહેલાં વરજીનિયામાં બનેલા બનાવનો ઉલ્લેખ કર્યો અને જાહેર કર્યું, કે વ્યાપારી કાનુનના ભંગ માટે તેની ત્યાં ધરપકડ કરવામાં આવી હતી અને દંડ પણ થયો હતો. ફરી એ શુદ્ધિમાં આવ્યો ત્યારે એને એ પ્રશ્ન માટે વિચાર કરવાનું કહેવામાં આવ્યું તો એણે કબૂલ કર્યું, કે દવા લેતાં પહેલાં જે સાચા ઉત્તરો ટાંકી રાખ્યા હતા તેમાં જ એણે ભૂલ કરી હતી. પ્રથમ તો એ જરા મુઝાયો, પણ તુરત જ બોલી ઊઠયો: "હા હા, ખરી વાત. મારી ધરપકડ થઇ હતી અને દંડ પણ ભોગવવો પડયો હતો. હું તો એ વાત જ વિસરી ગયો હતો."

એવો બીજો એક રસિક દાખલો એક પોલીસ અમલદારનો બન્યો હતો. કયા દૂરના શહેરમાંની કઇ પેઢીમાંથી એમને ભેટ મળેલી મોટર ખરીદાયેલી હતી તે એ ભૂલી ગયા હતા. એમણે કેટલાય દિવસ એ વાત સભારી કાઢવા ગુમાવ્યા. છેવટે આ દવાનો પ્રયોગ કરતી વેળાએ આ પ્રશ્ન પૂછવામાં આવ્યો અને જરા પણ અચકાયા વિના એણે એ પેઢીનું આખું નામ અને ચોક્કસ સરનામુ જાહેર કરી દીધું.

આ રીતે ફોજદારી તપાસોમાં સ્કોપોલેમીન અગત્યનાં પરિણામો નીપજાવી શકશે, એ માટે હવે ઝાઝી શકા નથી કેટલાંય ભયકર ખૂન કરવામાં આવેલાં ને પોલીસ એ ગુંડાટોળીને પકડી શકેલી નહિ. છેવટે બધા જ શકમંદોને આંતરવામાં આવ્યા. અને બધાંને દવાના ઘેનમાં નાખી પ્રશ્ન-પરંપરા શરૂ કરવામાં આવી. જે જે શકમંદો પર અમલદારોને વહેમ હતો તે દરેકે દરેક શકદારે સંપૂર્ણ કબુલતો આપી. પણ દવાના ઘેનમાં ઉચ્ચારેલી હકીકતને કબૂલતો કેમ લેખી શકાય ? એ તો સપરેલી સ્મરણશક્તિનાં ઉચ્ચારણ હતાં. પણ દવાનું ઘેન ઊતરી જતાં પોતે શુ બોલી ગયા તેનુ કોઇને ય ભાન નહોતું એટલે એમણે ભાખેલી હકીકતનું લખાણ તેમની આગળ રજૂ કરવામાં આવ્યું ત્યારે દરેક જણ લેવાઇ ગયો અને તેને પોતાની સાચી કબૂલત તરીકે માન્ય રાખી દરેકે સહી કરી આપી.

એટલે સ્કોપોલેમીન દ્વારા આપણને ફોજદારી ગુનાઓ શોધી કાઢવાનું એક મહત્ત્વનું સાધન સાપડયું છે; તેમજ બિનગુનેગારને બિનતકસીરવાર ઠરાવવાની યુક્તિ પણ જડી છે. જો કે કાયદેસર રીતે આપણે દરેક મનુષ્યને દવાના ઘેનમાં પડવાની ફરજ પાડી શકીએ એટલે જ એને હજી જોઇએ તેટલું મહત્ત્વ અપાયું નથી. કાયદાની ગતિ ધીમી છે, પણ જો સત્ય શોધવું હોય તો સ્કોપોલેમીન કે એવું બીજું કોઇ ઔષધ સત્યશોધક તરીકે જ્યારે ત્યારે પણ અપનાવાશે જ.

તા. ૧૪-૬-૩૨

રમણીકલાલ દલાલ

ॐ

## (૯) ફિલિપ્પાઇન સ્વાતંત્ર્યનો સંભવ

ઇસવી સન ૧૯૪૦ સુધીમાં ફિલિપ્પાઇનને સ્વતંત્રતા આપવાનું બીલ સાઉથ કેરોલીન-ના પ્રતિનિધિ બટલર હેરે રજૂ કર્યું અને તે ૩૦૧ વિરુદ્ધ ૪૭ જેવી મોટી બહુમતિથી મંજૂર થયું. યુનાઇટેડ સ્ટેટસની નોકરશાહીના ભારે વિરોધ છતાં આ ખરડો પસાર કરવામાં આવ્યો. યુનાઇટેડ સ્ટેટસના વિગ્રહખાતાનો પ્રધાન પેટ્રીક હરલી થોડા મહિના ઉપર ફિલિપ્પાઇનની પરિસ્થિતિનો બારીક અભ્યાસ કરવા ગયો હતો તે ફિલિપ્પાઇનને સ્વતંત્રતા આપવામાં આવે તેની ખૂબ જ વિરુદ્ધ છે. ગૃહમંત્રી હેન્રી ડબ્લ્યુ. સ્ટીમસને એક જાહેરનામું બહાર પાડી જણાવ્યું હતું, કે ફિલિપ્પાઇનને સ્વતંત્રતા આપવાથી અમેરિકાની ખ્યાતિને લાંછન લાગશે. એથી યુનાઇટેડ સ્ટેટસ આર્થિક અને રાજનૈતિક દૃષ્ટિએ નબળું પડશે અને ફિલિપ્પાઇન અમેરિકાની મદદ વિના કોઇ બીજી સત્તાનો ભોગ થઇ પડશે. જો પ્રજાપ્રતિનિધિ મંડળ અને સેનેટ ફિલિપ્પાઇન સ્વતંત્રતાનો ખરડો પસાર કરશે તો પ્રમુખ હુવર તેને રદ કરશે, એમ માનવામાં આવે છે. એટલે એ ખરડો નજીકના ભવિષ્યમાં પસાર થશે નહિ, એ નક્કી વાત છે; છતાં એટલી તો નોંધ લેવી જ પડશે કે ફિલિપ્પાઇનની સ્વતંત્રતાની હિલચાલને મહત્ત્વનો વેગ તો મળ્યો છે જ.

અમેરિકન સેનેટરો અને મહારાજ્યવાદીઓ ફિલિપ્પાઇનને સ્વતંત્રતા અપાવવાની હિલચાલને ટેકો આપે છે, તેનાં ય ઘણાં કારણો છે. કેટલાક એમ માને છે, કે ફિલિપ્પાઇન યુનાઇટેડ સ્ટેટસને માથે પડેલું છે. યુનાઇટેડ સ્ટેટસ ને જાપાન વચ્ચે ભવિષ્યમાં કદાચ લડાઇ સળગે તો જાપાન એ દ્વીપસમૂહમાં જરૂર ઘૂસી જાય. એટલે નૌકાશાસ્ત્રની દૃષ્ટિએ એ યુનાઇટેડ સ્ટેટસને માથે પડે જ. અગર તો યુનાઇટેડ સ્ટેટસને એ ટાપુઓ ઉપર કિલ્લેબંદી કરી મજબૂત નૌકાસૈન્યનું થાણું નાખવા અત્યાર કરતાં બળવાન નૌકાસૈન્ય નભાવવું પડે. બીજું, ફિલિપ્પાઇન અમેરિકાનો ભાગ હોય તો એ ટાપુઓની ખાંડ, તમાકુ વગેરે પેદાશ જકાત વગર અમેરિકામાં દાખલ થઇ શકે અને ખેતી ઉદ્યોગનો વિકાસ થતાં અમેરિકન બજારોમાં ફિલિપ્પાઇન ચીજો હરીફાઇમાં ઊતરે: એટલે અમેરિકનો ફિલિપ્પાઇનની પેદાશ પર જકાત નાખવા માગણી કરી રહ્યા છે; પરંતુ જ્યાં સુધી એ ટાપુઓ અમેરિકાના છત્ર તળે હોય ત્યાં સુધી ત્યાંની પેદાશ પર જકાત નાખી શકાય નહિ એટલે અમેરિકન ઉદ્યોગોને ફિલિપ્પાઇન હરીફાઇથી બચાવવા ફિલિપ્પાઇનને સ્વતંત્રતા મળે તે વાતને અમેરિકન વેપારીઓ ટેકો આપી રહ્યા છે. ત્રીજું, અમેરિકન મજૂર ફેડરેશન અને બીજા, યુનાઇટેડ સ્ટેટસમાં પૌર્વાત્યો આવે તે વાતથી વિરુદ્ધ હોવાથી ફિલિપ્પાઇન સ્વતંત્રતાને ટેકો આપે છે; કારણ કે એથી આ યુનાઇટેડ સ્ટેટસના ટાપુઓમાંથી ઊતરી આવતા સંખ્યાબંધ મજૂરોનો પ્રવાહ થંભી જાય. ઉપરે અમેરિકામાં કેટલાક આદર્શવાદીઓ છે. એ લોકો એમ માને છે કે ફિલિપ્પાઇનોનો વિશ્વાસઘાત ન જ કરવો જોઇએ. એમને સ્વતંત્રતા આપવી જ જોઇએ. એ લોકો વળી એમ પણ માને છે, કે એવા ઉદાર કૃત્યથી ફિલિપ્પાઇનો અને બીજા પૌર્વાત્ય દેશોમાં અમેરિકા માટે સદ્ભાવ ઉત્પન્ન થશે.

જ્યારે ફિલિપ્પાઇન-સ્વાતંત્ર્યનો હેરનો ખરડો પ્રજાપ્રતિનિધિ મંડળમાં પસાર થયો ત્યારે ટોકીઓમાં કોઇ જવાબદાર જાપાનીઝ આગેવાને સંતોષ દર્શાવ્યો હતો, એટલું જ નહિ

પણ ફિલિપ્પાઈનની સ્વતંત્રતાની જામીનગીરી આપતા આંતરરાષ્ટ્રીય કરારમાં પણ જાપાન ખુશીથી સહી આપશે, એમ જાહેર કર્યું હતું. આવું વલણ ફિલિપ્પાઇનો તરફના ખાસ સદ્ભાવને આભારી નથી, પણ અમેરિકનો ફિલિપ્પાઇન ટાપુઓમાંથી ખસી જાય તો પાસિફિકમાં જાપાનની અત્યારે જે લાગવગ છે તેના કરતાં ભવિષ્યમાં ઘણો જ સુધારો થઇ જાય.

બ્રિટિશ રાજનીતિજ્ઞોનો મોટો ભાગ અમેરિકા ફિલિપ્પાઇનોને કોઈ પણ જાતનો સુધારો આપે તેથી પણ વિરુદ્ધ છે. ત્યાં સ્વતંત્રતા આપવાની તો વાત જ કયાં? લૉર્ડ ચેમ્સફર્ડની પેઠે એ રાજનીતિજ્ઞો પણ એમ માને છે, કે ફિલિપ્પાઇનોને જો કાંઈ અલ્પ સુધારા પણ આપવામાં આવશે તો તે આડકતરી રીતે હિંદના બ્રિટિશ અમલને હરકત કરશે જ. બ્રહ્મદેશ, લંકા અને મલાયાની બ્રિટિશ સત્તાને પણ તેથી ધોકો પહોંચશે. એટલે એ લોકો ફિલિપ્પાઇનને સ્વતંત્રતા ન મળે એવું અમેરિકનો પર દબાણ આણી રહ્યા છે. ફ્રાન્સ પણ ફિલિપ્પાઇનોને સ્વતન્ત્રતા મળે તેથી રાજી નથી; કારણકે એથી એના હિંદી ચીન પર માઠી અસર થવા સંભવ છે. છતાં ય ફ્રાંકો–બ્રિટિશ અને ફ્રાંકો–અમેરિકન સંબધોમાં ભવિષ્યમાં જે મહત્ત્વના ફેરફારો થશે તે ઉપર આ પ્રશ્ન પરત્વે ફ્રેન્ચ વલણનો આધાર રહેશે. ફ્રાન્સની વિશાળ યુરોપીય રાજનીતિમાં એંગ્લો અમેરિકનો વિરોધ કરે તો ફિલિપ્પાઇન સ્વાતંત્ર્ય પ્રત્યેના બ્રિટિશ મતને ફ્રેન્ચો સાથ ન પણ આપે.

વળી અમેરિકાની આંતરનીતિ પણ ફિલિપ્પાઇન સ્વાતંત્ર્યમાં અગત્યનો ભાગ ભજવશે અને જગતની રાજનીતિનો જેવો પરિપાક ઊતરશે તેવો અમેરિકન વલણનો નિર્ણય થશે. આજ ફિલિપ્પાઇનમાં જે બની રહ્યું છે તે હિંદી રાજનીતિજ્ઞોને દાખલારૂપ બની રહેશે.

'મૉડર્ન રિવ્યૂ' માંથી.



## (૧૦) આગેવાન વિનાનું અમેરિકા

બેકારી અને મદીની વાતો હમણાં તો આપણે રોજ સાંભળીએ છીએ. માત્ર હિંદને માથે જ આફત ઝઝુમી રહી છે એવું નથી. શ્રીમંત અમેરિકા પણ હવે શ્રીમંત રહ્યું નથી. ત્યાં પણ વિપુલતાની પછીતે દરિદ્રતા ડોકિયાં કરે છે. ખાવાની ખોટ નથી છતાં ય અમેરિકનો ભૂખમરો વેઠી રહ્યા છે. બીજા દેશો કરતાં વૈભવવિલાસની સામગ્રી અમેરિકામાં ભરપટ્ટે છે છતાં ય લોકોનાં ઘર વેચાય છે ને મિલકત હરાજ થઇ જાય છે; કારણકે ભાડું ભરવા કે કર આપવા તેમની પાસે પૈસા નથી. ત્યાં હજારો બેકારો નજરે પડે છે છતાં ય એનું કારણ સમજાતું નથી કોઇ સમાજવાદનો વાંક કાઢે છે, કોઇ દારૂનિષેધને દોષ દે છે, કોઇ પ્રમુખ ને સરકારને જવાબદાર ગણે છે ને કેટલાક તેને આ યંત્રયુગનું જ પરિણામ લેખે છે.

યંત્રોનું જ અત્યારે રાજ્ય છે. મનુષ્યો યંત્રોના ગુલામ બન્યા છે. યંત્રો સારું કામ આપે છે તેથી જ બેકારો વધ્યા છે. યંત્ર મનુષ્યની ગરજ સારે છે ને મનુષ્ય કરતાં વધારે સારું કામ આપે છે. યંત્રનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ધાર્યું પરિણામ જરૂર

આવે જ. એથી મજૂરોની ગરજ ઓછી થાય છે. એ જ યંત્ર એની માલિકીનું હોય અને કામકાજના કલાકો ઓછા કરી નાખવામાં આવે તો સર્જન ઓછું થાય ને દરેકને નિર્વાહ-પૂરતું મળી રહે. અત્યારે તો કેટલાક માણસો અતિ શ્રીમંત બની ગયા છે, જ્યારે બીજા ગરીબ છે કે વધારે ગરીબ બનતા જાય છે.

અમેરિકન મહિલાઓ સ્ત્રીને પ્રતિકૂલ એવા જગતમાં એકલી ભૂલી પડી છે. કલ્પનાનું સ્ત્રીસ્વાતંત્ર્ય તેઓ સાચે જ ભોગવી શકતી નથી. જો કોઈ બાલા ધંધે ચડવાને બદલે ઘર માંડવાનું પસંદ કરે તો એના ભોગ લાગે; કારણકે અમેરિકાની સંસ્કૃતિમાં ગૃહિણીને સ્થાન નથી. આર્થિક સંકડામણને પરિણામે થોડાં જ લગ્નો સુખી નીવડે છે. પતિ પત્નીની જરૂરીઆતો પૂરી ન પાડી શકે તો પત્ની કેળવણી પામેલી હોવાથી ધંધે વળગે છે, એટલે ઘર ને છોકરાંને વિસારે પાડવું પડે છે અને તે પણ તેની ઇચ્છા વિરુદ્ધ જ; કારણકે એ ધંધે ન વળગે તો જીવનનિર્વાહનાં ફાંફાં મારવાં પડે.

અમેરિકાને પણ મહાત્મા ગાંધીજીની જરૂર છે. આગેવાન માટે અમેરિકન જનતા ઝંખી રહી છે છતાં ય આગેવાનના ક્ષિતિજ પર પણ દર્શન થતાં નથી.

('ફ્રી પ્રેસ જર્નલ' ઉપરથી તા. ૨૮–૬–૩૨)



## (૧૧) જગતનું અર્થશાસ્ત્ર

"જુઓ" કૉફીનો બીજો પ્યાલો ગટગટાવતાં દાદાએ કહ્યું, "આપણા ખેડૂતો ખૂબ પકાવી નાખે છે. આપણી મિલો ખૂબ કપડાં બનાવે છે. આપણા કારીગરો ઓજારોના ઢગલા કરી મૂકે છે. આપણે એટલા બધા કુશળ બની ગયા છીએ કે આપણે હેરાન હેરાન થઇ જઇએ છીએ. સમજ્યા ને?"

"મને તો કશું ય સમજાતું નથી" બચુએ મૂંઝવણ રજૂ કરી. "ખાવાપીવાની ને બીજી સામગ્રીઓની ખોટ ન હોય તો દરેક જણ સુખી જ હોવું જોઇએ."

"ભાવ ખૂબ જ ઘટી ગયા છે" દાદાએ ચલાવ્યું "તેથી જ આપણે બધા હતાશ બની ગયા છીએ."

"પણ એમાં હતાશ થવાનું શું?" બચુએ પ્રશ્ન કર્યો, "મોંઘવારી હતી ત્યારે લોકો બૂમો પાડતા હતા. એટલે હવે સોંઘવારી થઇ ગઇ છે તો બધા જ સુખી થવા જોઇએ."

"પણ એમ નથી" દાદાએ સત્ય વસ્તુસ્થિતિ દાખવી. "આપણે યંત્રોથી પેદાશ એવી સારી વધારી શક્યા છીએ કે આપણને હવે મજૂરી થોડી જોઇએ છીએ. પરિણામે કારીગરો કમાતા નથી એટલે તૈયાર માલ ખરીદી પણ શકતા નથી. યંત્રોએ ઉપજાવેલી ચીજોની ખપત નથી."

"તો એ નિપજાવવાની પણ જરૂર શી?" બચુને આશ્ચર્ય થયું.

"આપણે કરકસરિયા પણ ઘણા જ થઇ ગયા છીએ" દાદાએ આગળ ચલાવ્યું. "બચાવ બચાવ કરી આપણે ધનનો ઢગલો કરીએ છીએ અને એ મૂડીથી આપણે કારખાનાં બાંધે જઇએ છીએ. વળી દિનપ્રતિદિન કારખાનાં પણ સારું ને સારું કામ આપે છે. જેમ યંત્રો સારું કામ આપે તેમ વધારે માલ પેદા થાય એટલે મજૂરોની જરૂર ઘટતી

જાય. કારખાનાંની પેદાશથી બજારો ઊભરાઇ જાય. પરિણામે કારખાનાંમાં બેકારી વધી પડે. નવો માલ નિપજાવવા આપણે એટલી બધી મૂડી રોકી નાખીએ છીએ કે પછી તે માલ તૈયાર થતાં તેને ખરીદવા પૈસાની તાણ પડે છે ! "

"પણ સાચો માર્ગ કોઇને ય સમજાતો નથી ?" બચુથી ન રહેવાયું.

"અર્થશાસ્ત્રીઓ તો ઘણાય પડ્યા છે" દાદાએ નિર્ણય આપ્યો "એમણે આ બધું ય વિચારેલું ને આપણને સાવધ પણ કરેલા. પણ એ તો બિચારા ભાષણો કરે ને ગ્રંથો લખે. પણ સાહસ ખેડનારા વ્યવહારુ માણસોને એવાં લખાણોની કયાં પડી છે ? વળી કારખાનાંને આપણે જકાતની દિવાલોથી રક્ષણ આપીએ છીએ."

"એમ કે ?" બચુએ ટહુકો કર્યો, "તમારી જકાતની દિવાલોથી કારખાનાંમાં બનતો માલ વેચાય છે; નહિ વારુ ?"

"ના, ના, એમ નહિ" દાદાએ વિરોધ કર્યો. "જકાત, બજાર બંધ કરી વેપારને કાબુમાં રાખે છે. આપણે પરદેશો માટે આપણાં બજાર બંધ કરીએ છીએ. એ લોકો એમનાં બજાર આપણે માટે બંધ કરે છે. દરેક પ્રજા નફાવાળું વેપારી પાસુ જાળવે છે એટલે ખરીદવા કરતાં વેચાણ કરવા વધારે ધ્યાન આપે છે."

"પણ એક દેશ વેચે તો બીજાને ખરીદવું જ પડે ને ?" બચુએ સાદી વાત રજૂ કરી; એને તો એ વાતની ખાતરી જ હતી, "એટલે બધાં જ થોડું ખરીદે ને વધારે વેચે એવું એકી વખતે બની જ કેમ શકે ?"

"ન જ બને" દાદાએ ફેંસલો કર્યો, "એમ કરીને તો તેઓ એકબીજાના વેપારનું સત્યાનાશ વાળે છે અને એકબીજાનું દુઃખ વધારે છે. દરેક પ્રજાને ખપ પૂરતું પોતે જ ઉપજાવી લેવાની ધગશ લાગી છે. બીજાની સહાય વિના નિભાવ કરતા થઇ જવાની તાલાવેલી લાગી છે. કારણકે યુદ્ધ જાગે તો જેટલો એક દેશ બીજા પર ઓછો આધાર રાખે તેટલો તેને વધારે લાભ થાય."

"પણ હમણાં તો લડાઇ થાય એમ લાગતું નથી" બચુએ દિલની વાત રજૂ કરી.

"હા. શાન્તિ સ્થાપવા ઘણી યે ભાંજગડો ચાલી રહી છે. પ્રજાસંઘ (લીગ ઑફ નેશન્સ) લાકાર્નોના કરારો, કૅલોગની સંધિ વગેરે શાંતિદાતા યોજનાઓનો પાર નથી. છતાં ય દરેકને યુદ્ધના ભણકારા વાગે છે ને દરેક શસ્ત્રો સજે છે. ગયું મહાયુદ્ધ શરૂ થયું તે કરતાં અત્યારે લડાયક સામગ્રી વધારે છે."

"કેવું વિચિત્ર !" અસભ્ય ન દેખાવા ઘણા ય પ્રયત્ન કર્યા છતાં બચુથી બોલાઇ જવાયું.

"ના" દાદાએ વાત ચાલુ જ રાખી "એ કરારોમાં કોઇને ય શ્રદ્ધા નથી. દરેક જણ માને છે કે પોતે તો કરાર પાળશે પણ પોતાના પાડોશીમાં એને વિશ્વાસ નથી."

"ત્યારે એવી સંધિઓથી લાભ પણ શું ?" બચુએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"જરા ઠંડી પી તાજા થાઓ" દાદાએ નવા આવેલા મહેમાનનું સ્વાગત કર્યું.

"અરે ! ગઇ લડાઇની નુકસાની ભરાવી લેવાની ચાલબાજી સમજાવો ને ?" પેલો મહેમાન ઝોકે ચડ્યો હતો તે આંખો ચોળતો બોલી ઊઠ્યો, "એથી તો આ બધી પીડા ઊભી થઇ છે."

"જે જે વસ્તુઓનો જર્મનોએ નાશ કર્યો તે બધી વસ્તુઓ નવી કરી આપવાની તેમને ફરજ પાડી.—કેમકે તેઓ લડાઇમાં હાર્યા—" દાદાએ શરૂઆત કરી.

"ત્યારે એમણે સામગ્રી ને કારીગરો મોકલી બધું નવું કરી આપ્યું હશે, નહિ?" બચુ વચ્ચે જ બોલી ઊઠી.

"એવું ગાંડુ ગાંડુ ન બોલો" દાદાએ તેને જરા દબડાવીને કહ્યું, "એમ તે કોઇ કરવા દેતું રશે? પછી ફ્રેંચ કોંટ્રેકટરો ને કારીગરો ધૂળ ફાકે?"

"ત્યારે જર્મનોએ રોજી આપી બધું સમરાવી લીધું?"

"એમ પણ નહિ. એમની પાસે પૂરતા પૈસા કે સોનું હતું જ નહિ. એ તો માત્ર માલ બનાવીને જ નુકસાની ભરી આપી શકે તેમ હતા; પણ એમના લેણદારોને જર્મન માલની જરૂર નહોતી. એટલે એમણે તેની વિરુદ્ધ જકાતબંધી ચણી લીધી."

"ત્યારે એમનું નુકસાન શી રીતે પુરાયું?" બચુએ શંકા કરી.

"દેવું વાળવા એમણે જર્મનીને પૈસા ધીર્યા, પણ એથી તો જર્મની પાસે મૂડી વધી પડી. એ મૂડીથી એણે પોતાનાં કારખાનાં વધારે સફળ બનાવ્યાં એટલે માલ વધારે પેદા થયો ને બેકારી વધી. આપણા બધાની માફક એમને ત્યાં પણ બેકારોની સંખ્યા ભયંકર થઇ પડી. આજે એણે એટલું બધું દેવું કરી દીધું છે કે એને દેવાળું કાઢવાનો વખત આવી ચૂકયો છે."

"પણ નુકસાની ભરપાઇ કરવાની રીત એટલી ખરાબ હોય તો એ વાત જ જવા દો ને?" બચુએ સૂચના કરી.

"અરે! એમ તે બનતું હશે?" દાદાએ વાંધો ઉઠાવ્યો, "ફ્રાન્સ શેણું જતું કરે કે? મિત્રરાજ્યોએ નુકસાનીનો બદલો જર્મની પાસેથી મેળવવો જ જોઇએ: નહિ તો અમેરિકાનું લેણું એ લોકો શી રીતે પતવે; એ લેણું પણ માલ વેચી પૈસાથી જ ભરપાઇ કરી આપવું જોઇએ. પણ અમેરિકાએ પણ પોતાની જકાત વધારી મૂકી છે અને દેશમાં થતી આયાત નિયંત્રિત કરી છે."

"ત્યારે એનું દેવું ચૂકવાશે કેવી રીતે?"

"દેવું પતવાની કોઇને ય આશા નથી." દાદાએ ખુલાસો કર્યો, "છતાં ય પતવાશે એમ મન મનાવી આપણે રસ્તો કરવાનો. પણ વર્ષોવર્ષ દેવું તો વધતું જ જાય છે. દેણદારોએ લીધેલી રકમ નહિ પણ એથી અનેકગણી રકમ વસૂલ આપવી પડશે એ એક મોટી મુશ્કેલી છે."

"પણ એ બને જ કેમ?" બચુનું હજી પણ સમાધાન થયું નહિ.

"દેવું સોનું આપી ચૂકવવાનું છે, દેવાદારોએ માલ લીધેલો ત્યારે એ માલ મોંઘો હતો. અત્યારે સોનું આપી શકાતું નથી, માલ આપવાનો છે. પણ માલ બહુ જ સસ્તો થઇ ગયો છે. એટલે સોનાનું દેવું ચૂકવવા દેણદારોને દેવાની રકમ કરતાં લગભગ દોઢી રકમ ભરવી પડે તેમ છે."

બચુએ નિઃશ્વાસ મૂકયો. આ વાતનો સીધી રીતે અંત આવશે કે કેમ એ વિષે તેને શંકા થઇ. "એનો કોઇ જ નિર્ણય લાવી શકે તેમ નથી?" એણે ધીરજ ખોઇ પૂછ્યું.

"કોઇએ પ્રયત્ન કરી જોયો નથી," દાદાએ ખુલાસો કર્યો.

"પણ કાંઇ પણ કરવાની જરૂર નથી?" બચુ અધીરી બની.

" જરૂર તો છે જ. બધુ જ ઘણું ય અગત્યનુ છે. બધા ય એ વાત તો બરાબર સમજે છે " દાદાનું ભાષણ ચાલુ જ રહ્યુ—

ત્યારે બચુને સમજાયુ કે પોતે વાર્તામા વાચ્યુ હતું તે પ્રમાણે આપણે બધા જ બેવકૂફ છીએ

( ' ડાઈજેસ્ટ 'માથી ) —રમણીકલાલ દલાલ



## (૧૨) શારીરિક શિક્ષણ અને સ્ત્રીઓ

### મહારાષ્ટ્રીય મંડળની સ્ત્રીશાળાએ કરેલુ કામકાજ

[ ઠક્કર બાપાએ ૧૧-૬-૩૨ ના જ્ઞાનપ્રકાશની એક કાપલી અમારા ઉપર મોકલી તે માટે અમે તેઓશ્રીના આભારી છીએ તેમા આપેલી માહિતી ગુજરાતમા અનુકરણયોગ્ય હોવાથી તેનો અનુવાદ કરાવી નીચે આપીએ છીએ —તંત્રી ]

**કુ. સુખઠનકર, સૌ ઇંદુબાઇ મરાઠે, કુ. કેળકર, કુ. ગોળે વગેરેનાં ભાષણો**

પૂનામા મહારાષ્ટ્રીય મડળે બે મહિનામા કાઢેલા શારીરિક શિક્ષણ વર્ગના વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓને પ્રમાણપત્રો આપવાનો સમારભ તા ૩૧-૫-૩૨ ના સાજે ૬ાા વાગે ડો૦ ર પુ પરાજપેના પ્રમુખપણા નીચે પૂરો થયો

આ પ્રસગે મહારાષ્ટ્ર મડળના કાર્ય માટે કેટલીક વિદ્યાર્થિનીઓએ પ્રશંસાના ઉદ્ગારો કાઢયા

મહારાષ્ટ્ર મડળના શારીરિક શિક્ષણ વર્ગના સ્ત્રીશાળાના મત્રી, કુ સુદરાબાઈ સુખઠનકરનું ભાષણ —

મહારાષ્ટ્ર મડળે કાઢેલા મફત શારીરિક શિક્ષણનો સ્ત્રીવિભાગનો અહેવાલ વાચવાનું કામ મારી પાસે આવ્યુ છે

આ વર્ગ તારીખ ૧લીએ શરૂ થનાર હતો, પરતુ તેને માટે જગ્યા થોડી મોડી મળવાથી તા ૨જીએ છોકરીઓના નામ દાખલ કરીને તા ૩જીથી વર્ગ શરૂ કર્યો આ વખતના વર્ગમા પ્રૌઢ સ્ત્રીઓ કરતા નિશાળની છોકરીઓની સખ્યા વધારે હતી સામાન્ય રીતે જે પેઠમા વર્ગ નીકળે છે તે પેઠની આસપાસની અથવા નિશાળની છોકરીઓ જ તેનો લાભ વધારે ઉઠાવી શકે છે

કન્યાશાળા, હજૂરપાગા અને સેવાસદન, એ સંસ્થાઓની અને ગામની તથા કેટલીક પરગામની છોકરીઓ હતી એકદર સખ્યા ૭૦ની હતી તેના બે વર્ગ પાડીને શિક્ષણનુ કાર્ય શરૂ કર્યું

વર્ગનો વખત સવારે ૬ાા થી ૮ અને સાજે ૫ થી ૬ાા હતો. તરતા શીખનારને માટે ૧૨ થી ૪ હતો એક અઠવાડીઆ સુધી પ્રથમોપચાર ઉપર ડૅા નાનુના ભાષણો થયા

આ વર્ગના અભ્યાસક્રમમા લકડી, લાઠી, જેબિયા, કવાયત, ફિઝિકલ ડ્રિલ, લેઝીમ અને તરવાનું, એટલા વિષય રાખવામા આવ્યા હતા અને તેમાથી ગમે તે વિષય લેવાની સગવડ કરી આપવામા આવતી છોકરીઓનો ઉત્સાહ ખૂબ જ હતો અને તેથી કેટલીકે તો બધા જ વિષય લીધા હતા

તા. ૩૦ મીએ બધી છોકરીઓએ ભેગાં મળી સંમેલન ભરી દિવસ આનંદમાં પસાર કર્યો. તે દિવસે, રા. અન્ના સાહેબ ભોપટકર એમણે બે-ચાર ઉપદેશના શબ્દો કહ્યા. એકંદર રીતે આ વર્ગ છોકરીઓને ખૂબ જ પસંદ પડયો તે તેમના ઉદ્‌ગારો ઉપરથી જણાઇ આવે છે. રજા ખૂબ જ આનંદથી પસાર થઇ, નહિ તો દિવસો ખૂબ જ કંટાળાથી કાઢવા પડત, એમ કેટલીક છોકરીઓ કહેતી હતી. અને જો આવતે વર્ષે પણ આવો વર્ગ નીકળે તો કેટલીકે તો ચોક્કસ આવવાને ખાતરી પણ આપી.

છોકરીઓને પણ આ વિષયનો ખૂબ જ શોખ છે એમ તેમની એક મહિનાની પ્રગતિ ઉપરથી જણાઈ આવે છે.

## વર્ગના શિક્ષણ સંબંધી સૂચના

હવે આ વર્ગમાં કેટલીક સૂચના કરવાની છેઃ—

૧ આવતે વર્ષે જો વર્ગ નીકળે તો આ વખતે જેણે શિક્ષણ લીધું છે એવી છોકરીઓને આગળ શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો.

૨ આ વર્ષે લીધેલું શિક્ષણ ટકે એ માટે શનિવાર અને રવિવાર એમ બે દિવસ સતત વર્ષ સુધી ચાલુ રહેવો જોઇએ.

૩ લકડી, લાઠી, જંબિયા અને તરવાનું, એવા ઉપયોગી વિષયો માટે કલાકો વધારવા અને નવા વિષયો જેવા કે શૂટીંગ (તાકવાનું), સાયકિંલગ. વૈયક્તિક લાઠીનો સમાવેશ કરવો. તે પહેલાં ઉપર કહેલા વિષયો ફરજીઆત કરવા; લેઝીમ, ફિઝિકલ ડ્રિલ એવા વિષયો મરજીઆત રાખવા.

૪ વર્ગની શરૂઆતમાં જ શિસ્તના નિયમો બોર્ડ ઉપર ચોઢવા ને એક વખત વાંચી બતાવવા, અને તે નિયમોનો ભંગ કરનારને યોગ્ય શિક્ષા કરવી.

૫ દરેક નિશાળમાં આ જાતનું શિક્ષણ મળે એ માટે આ મંડળે પ્રયાસ કરવો.

## સૌ. ઇંદુબાઈ મરાઠે

તરનારના વર્ગ તરફથી બેલગામનાં સૌ. ઇંદુબાઇ મરાઠેનું ભાષણ થયું:—

મહારાષ્ટ્ર મંડળે બહેનો માટે જે સ્તુત્ય પ્રયત્ન શરૂ કર્યો છે તે માટે ચાર શબ્દો કહીશ. જો કે નવીન તરતાં શીખનારને કૂવા ઉપર ભૂસકો મારવો જેટલો દુષ્કર છે તેટલું તે મારે માટે દુષ્કર છે, પણ મારા અવ્યવસ્થિત શબ્દો માટે પ્રેક્ષકવર્ગ મને ક્ષમા કરશે.

આ મંડળે સ્ત્રીઓ માટે બે મહિનાથી લાઠી, મગદળ, તરવાનું વગેરે શીખવવાનું શરૂ કર્યું છે એ સાંભળીને અમને પણ તે શીખવાનું મન થયું. પહેલાં સ્ત્રીઓને પણ પુરુષની માફક લાઠી, પટા, તીર મારતાં, ઘોડે બેસતાં વગેરે જાતનું શિક્ષણ આપવામાં આવતું, એટલું જ નહિ પણ ગાર્ગી વગેરે સ્ત્રીઓ મોટા ઋષિઓની સભામાં વાદવિવાદો પણ કરતી. ત્યારપછી રાણી લક્ષ્મીબાઇ, ચાંદબીબી, રાણી દુર્ગાવતી જેવી વીર સ્ત્રીઓ થઇ ગઈ છે તે આપ સૌ જાણો છો, પણ વચમાં એક કાળ એવો ગયો કે તેમનું સ્થાન ફક્ત ચૂલો જ થયું અને તેમની સ્થિતિ હલકી ગણાઇ. એવા સમયમાં તેમને વીરતાનું શિક્ષણ આપવાનું તો દૂર રહ્યું પણ અંતઃપુરમાંથી ઓટલા પર આવવું તે તેમને માટે સીમોલ્લંઘન જેવું થઇ ગયું. તોપણ "એક દિન નસીબકા ચક્કર ફિર જાવગા" એ કહેવત પ્રમાણે સમય બદલાતો ચાલ્યો. અત્યારે સ્ત્રીઓએ શિક્ષણ લેવું કે ન લેવું એ જાતનો પ્રશ્ન જ રહ્યો

નથી. બી. એ., એમ. એ., ડૉક્ટર વગેરે થયેલી સ્ત્રીઓને આજે આપણે જોઇએ છીએ. પણ મર્દાની શિક્ષણનો સ્ત્રીઓમાં અભાવ હતો તે ખોટ પૂરી નાખવા માટે આ મંડળે કરેલો ઉપક્રમ શરૂ થયેલો જોઈને મને ખૂબ જ આનંદ થયો. આ મંડળ દ્વારા સૂર્યોદયથી પહેલાંનો અંધકાર જેમ નાશ પામે છે તેમ સ્ત્રીઓના વ્યાયામોન્નતિના દિવસ જલદી આવશે એમ આશા છે. જો કે આવી સંસ્થાની મને બહુ ખબર નથી, પણ આ મંડળનું કામ જોઇ આવી સંસ્થાઓ દરેક જગાએ હોવી જોઇએ એમ થાય છે. આ મંડળની લાઠી, મગદલ, વગેરે વર્ગની બહેનોએ મારી આગળ જે પ્રશંસાના ઉદ્ગાર કાઢ્યા તેથી મારો પ્રેમ દ્વિગુણિત થયો, મારો પોતાનો અનુભવ તો ફક્ત તરવાના વર્ગનો જ છે. આ મંડળના ઉત્સાહી કાર્યકર્તા શ્રી. દામલે અને જે જુરીકર એમનો પ્રેમાળ પણ નિશ્ચયી સ્વભાવ, શાંતપણે કાર્યસિદ્ધિ માટે અવિશ્રાંત શ્રમ કરવાની તૈયારી વગેરેની અમારા પર એટલી અસર થઇ કે, પાણીની બીક તો ચાલી જ ગઈ, પણ મૃત્યુની બીક પણ ઓછી થઇ ગઇ. પણ આ માટે તેમને કેટલી મહેનત પડી તે તો માત્ર અમે જ સમજી શકીએ. જે છોકરીઓ આઠ આઠ દિવસ પણ પાણીમાં પગ મૂકતાં ડરતી તેમને પંદર દિવસમાં ઉપરથી કૂદકો મારીને છૂટથી તરતી કરી. અને આ એક જ વાત તેમના કાર્યની સાક્ષી માટે પૂરતી છે. નિરુત્સાહ કરનારા અનેક અનુભવ આવવા છતાં ધ્યેયપૂર્તિનું કામ ચાલુ રાખેલું જોઇ તેમનાં તથા મંડળનાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. જગ્યાનો અભાવ હોવાથી દર વર્ષે વર્ગ ચલાવવા માટે જુદી જુદી જગ્યાએ જગ્યા માટે યાચના કરવી પડે છે. આ મુસ્કેલી દૂર કરવા માટે શ્રીમત લોકો દ્રવ્ય દ્વારા મદદ કરશે એવી આશા છે. તેવી જ રીતે મંડળના શ્રમથી પ્રાપ્ત કરેલી વિદ્યાનો બહેનો આ મંડળ માટે ઉપયોગ કરશે એવી આશા છે.

## કુ. પદ્મા કેળકરનું ભાષણ

ત્યારપછી હજૂરપાગામાં કુ. પદ્માનું ભાષણ થયું. તેમણે કહ્યું :—

આપણામાં સાધારણ એવી માન્યતા છે કે ખૂબ ઊંઘ લઇને કંઇ કામ ન કરવાથી વિશ્રાંતિ મળે છે; પણ આ આપણી ભૂલ છે. શરીરના બધા અવયવો એકીસાથે કંઇ કામ કરતા નથી એટલે અમુક અવયવો જ્યારે કામ કરતા હોય ત્યારે અમુક અવયવો કશું જ કરતા નથી. તેથી થાકેલા અવયવોને આરામ આપી પડી રહેલા અવયવોને કામ આપવું જોઇએ. આખું વર્ષ આપણે અભ્યાસ કરીએ છીએ એટલે મગજને ઠીક જ કસરત મળી હોય છે. વિદ્યાર્થી દશામાં ઘણું કરીને શારીરિક કસરત તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. આવી સ્થિતિમાં જો શરીરને કસરત આપવામાં આવે તો મગજને ઠીક આરામ મળે અને આલસ્ય શત્રુનું કાયમનું નિકંદન નીકળી જાય. આ કામ મહારાષ્ટ્ર મંડળે ઉત્કૃષ્ટ રીતે પાર પાડયું છે.

આ વર્ગથી કેટલા ફાયદા થયા છે તે જો બધા કહેવા બેસીએ તો કોઇને સાચા પણ નહિ લાગે. એક મુખ્ય ફાયદો તો એ જ કે અમને અતિ ઉપયોગી વિષયનું જ્ઞાન થયું. અમારી હિંદી કવાયત કોઇ પ્રકારે ઓછા દરજ્જાની નથી, એવી અમારી પૂર્ણ ખાતરી થઇ. બીજો ફાયદો એ કે સવારે વહેલાં ઊઠવાની ટેવ પડી. બે મહિનાની રજામાં પરીક્ષાથી પરવારેલાં હોઇએ એટલે મા જાણે કે છોકરી અભ્યાસ કરીને થાકી ગઇ છે, છો ઊંઘે બિચારી! આપણે સમજીએ ઠીક છે માની આજ્ઞા તો પાળવી જ જોઇએને; કેમકે અમે તો બરાબર આજ્ઞાપાલક! પણ આ વર્ગથી તો યક્ષની લાકડી ફર્યા પ્રમાણે થયું. અમે સ્વેચ્છાથી

જ કલાસમાં દાખલ થયાં. શરૂઆતમાં ૭–૮ દિવસ તો અમે કલાસ ઊઘડવાની પંદર વીસ મિનિટ પહેલાં આવીને બેસતાં. પછી તો અમને આ શિક્ષણ એટલું ગમ્યું કે ઊઠવાનો વખત થાય એ પહેલાં જાગી જવાય.

બે મહિનાની રજા એટલે મને બહુ જ ભારે લાગતી. ક્યાંય બહારગામ જઈએ તો પણ શું? પહેલાં ૭–૮ દિવસ જોવા લાયક સ્થળો ફરવામાં જાય અને બાકીના દિવસો તો આળસમાં જ જાય. આ વર્ગથી અમારો વખત કેટલા યોગ્ય કામમાં ગયો. સવારના પહોરમાં ખુલ્લી હવામાં કસરત કરવાથી મન અને શરીર કેટલાં પ્રફુલ્લિત થયાં! આવી રજા અમે કદી ગાળી ન હતી. આ અભ્યાસથી અમને વિશ્રાંતિ તો મળી જ, પણ ઉપયોગી શિક્ષણ પણ મળ્યું.

હવે મારે કહેવું જોઈએ કે શિક્ષકોએ જે પરિશ્રમ અને અમૂલ્ય સમયનો ખર્ચ કરીને અમને શીખવવા માટે ત્રાસ વેઠ્યો તેટલો અમે તેનો લાભ ન લઈ શક્યાં. કારણકે તેમના કહેવા તરફ અમે ઘણી વખત દુર્લક્ષ કરતાં.

બધા શિક્ષકોની શીખવવાની રીત સારી અને ઉત્સાહ ખૂબ જ હતો. દશ બાર વખત ભૂલ કરતાં પણ ફરી શીખવવા તે તત્પર રહેતા. આ મંડળનો આભાર કેટલો માનવો તે મને સમજાતું નથી.

છેવટે અમારી 'સ્ત્રી–શાખા'ની વૃદ્ધિ થાઓ અને મંડળનો સુહેતુ પાર પડો એવી અમારી ઇચ્છા છે.

## કુ. માલતી ગોળેનું ભાષણ

આજ સુધી પૂના એ ફક્ત પુસ્તકિયા શિક્ષણમાં અગ્રગણ્ય હતું, તેથી સ્ત્રીપુરુષના શારીરિક શિક્ષણની બાબતમાં મહારાષ્ટ્ર મંડળના કાર્યથી પૂનાનું તે નામ કાયમ રહેશે તેમાં શંકા નથી.

'*शरीरमाद्यं खलु धर्मसाधनम्*' એ *કહેવત સૌ જાણે જ છે. પહેલાં સર્વેએ* બલસંપત્તિ મેળવવી જોઈએ. શરીરમાં જો બળ હશે તો હૃદયમાં તે ઉત્પન્ન થશે. તેની ઉન્નતિ કરવા માટે દરેક યુવક–યુવતીએ બળવાન થવું જોઈએ. અમે વર્ગ નીકળવાની વાત સાંભળીને ખૂબ જ ખુશ થયેલાં. દિવસ જતાં અમારી ઉત્સુકતા વધતી જતી હતી. ૧ લીએ કલાસ ઊઘડ્યો ને અમે નામો દાખલ કરાવ્યાં. અમને ત્યાં લાઠી, લેઝીમ, લકડી, મગદલ, ગેમ્સ અને ફિઝિકલ ડ્રિલ, એ વિષયો શીખવવામાં આવતા. તે સિવાય ડૉ૦ નાતુ અમને ફર્સ્ટ એડ ઉપર ખૂબ માહિતી આપતા. આથી અમને બહુ જ ફાયદો થયો. એક વહેલાં ઊઠવાની ટેવ પડી, બીજું નિયમિત ખુલ્લી હવામાં કસરત કરવાની ટેવ પડી અને આત્મ-સંરક્ષણની ચાવી જડી તથા મનોરંજન કરવાની કલા સમજાઈ. આ બધા માટે શિક્ષકોનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો. હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને ઈશ્વર પાસે માગું છું કે તે આ મંડળને યશ આપે.

લીલાવતી છોટાલાલ પરીખ



## ( ૧૩ ) બ્રહ્મદેશનું ભવિષ્ય

કરાંચીની મહાસભાએ જાહેર કર્યું હતું કે "બ્રહ્મદેશની ઇચ્છામાં આવે ત્યાં સુધી હિંદના વિભાગ તરીકે રહે અને ભવિષ્યમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે છૂટો પડી શકે એવો પોતાનો હક્ક કાયમ રાખે." હિંદી પ્રધાને જાહેર કર્યું છે કે એવી યોજના અશક્ય છે. બ્રહ્મદેશે અત્યારે જ એ પ્રશ્નનો છેવટનો નિર્ણય કરી લેવો જોઇએ. "બ્રહ્મદેશ હિંદથી છૂટા પડવાનો નિર્ણય કરે અને પોતાનું રાજકીય ભવિષ્ય એકલે હાથે સંભાળી લે ને બ્રહ્મદેશ પરિષદના અંતે વડા પ્રધાને જે રૂપરેખા દોરી હતી તે મુજબનું બંધારણ વધાવી લે." બ્રિટનનો ટોરી પક્ષ ને બ્રહ્મદેશની નોકરશાહી આ માર્ગ સૂચવે છે. બીજો માર્ગ બ્રહ્મદેશે હિંદમાં ભળી જવાનો છે. કદાચ એથી પરિણામે એમનું વ્યક્તિત્વ લુપ્ત થવાનો વારો પણ આવે: એમની સ્વતંત્રતા હણાઇ જાય. સર સેમ્યુઅલ હોર એ માર્ગને ભૂલભરેલો લેખતાં જણાવે છે, કે બ્રહ્મદેશ હિંદનો પ્રાંત બની રહેશે. બીજા પ્રાંતોના જેવું જ એનું પણ ભવિષ્ય ઘડાશે અને ફીડરલ બંધારણથી ઇચ્છામાં આવે ત્યારે છૂટા પડવાનો એને બિલકુલ હક્ક રહેશે નહિ.

પરંતુ અગત્યની વાત એ છે કે દરેક વિભાગ કેટલી સ્વતંત્રતા ભોગવશે એ તો સંપૂર્ણ ચર્ચા પછી દરેક વિભાગ જાતે નક્કી કરશે. હિંદી દેશી રાજ્યો પોતાનું વ્યક્તિત્વ સાચવવા માગે છે. બ્રહ્મદેશની પેઠે એ લોકો પણ પોતાનો સ્વતંત્ર વિકાસ સાધવાની ભાવના ધરાવે છે. એટલે એ બધાને બંધબેસતી યોજના વિચારી કાઢવામાં આવે એમાં કશું જ અસંભવિત નથી. એટલે બ્રહ્મદેશને હિંદ સાથે જોડવું એટલે એનો હલકો દરજ્જો વધરાવવો એમ માનવું ભૂલભરેલું છે. ખરી વસ્તુસ્થિતિને જાણીજોઇને જ ઊલટી રીતે રજૂ કરવામાં આવે છે. સો વર્ષ પહેલાં બ્રિટિશ કોલોનીઝની શી દશા હતી? એમને છૂટા પાડવાનો હક્ક હવે સ્વીકારાયો છે કે નહિ? એ મુજબ બ્રહ્મદેશનો છૂટા પડવાનો હક્ક અત્યારથી જ સ્વીકારવામાં આવે તો શો વાંધો? ફીડરેશનમાં જોડાતાં બ્રહ્મદેશવાસીઓ અટકી જાય એ માટે આ બધી ચાલબાજી નથી તો શું છે? ×



## (૧૪) પ્રાંતો માટે "ખોટ" નો પ્રશ્ન

નવા પ્રાંતો રચાવાના છે. એ પ્રાંતોમાં ખોટના ખાડા પડવાના જ છે, એટલે એ ખોટ કેમ પૂરવી એ પ્રશ્ન મહત્ત્વનો થઈ પડયો છે. નોર્થ વેસ્ટ ફ્રન્ટિયરને ખોટ પૂરવા એક કરોડ રૂપિયા અપાય એ માટે પ્રજાએ પોકાર ઉઠાવ્યો છે જ. મધ્યવર્તી સરકાર આમ મોટી રકમો આપ્યા કરે અને સામાન્ય કર ભરનારને વેઠવું પડે એ યોગ્ય નથી જ. અગત્યનો પ્રશ્ન ઓરિસ્સામાં ને સિંધ માટે ઊભો થયો છે. નિષ્ણાતોની બે સમિતિઓએ જોખમભરી પરિસ્થિતિનું વિગતવાર બયાન કર્યું છે. ઓરિસ્સા કે સિંધને જુદા પ્રાંત કરવામાં આવે એ બીજાં કારણોસર ઇચ્છવાલાયક હશે, પરંતુ દરેક નવો પ્રાંત પોતાનું ખર્ચ ઉપાડી લે એવી જ યોજના થવી જોઇએ. સામાન્ય કર ભરનારે એ ભાર શા માટે ઉપાડવો જોઇએ? એથી જ વડા પ્રધાને કહ્યું હતું કે આર્થિક પ્રશ્નનો નિવેડો આવે તો સિંધને છૂટો પ્રાંત બનાવવામાં હરકત નથી. મધ્યવર્તી સરકાર ફાળો આપે એ સંતોષકારક નિવેડો ન જ ગણાય.

× The Future of Burma. ( The Hindu Illustrated Weekly, 17/7/32. )માંથી

વળી એવો ફાળો મધ્યવર્તી સરકારના અંકુશ તળે જ રહે. મધ્યવર્તી સરકાર એની યોગ્યાયોગ્યતાનો વિચાર કરે જ એ પરિસ્થિતિ ન જ પાલવે. પ્રાંતિક સ્વતંત્રતા પછી સિંધને મળે જ કેવી રીતે? સિંધને સ્વતંત્ર પ્રાંત બનાવવા ઇચ્છનાર સિંધને આવું હીણું સ્થાન અપાવવા ન જ ઇચ્છે; કારણ કે એથી તો મધ્યવર્તી સરકાર પ્રાંતિક કારભારમાં ત્યારે ફાવે ત્યારે ડખલ કરી શકે છે.*



## (૧૫) હિંદ અને બ્રિટિશ વચ્ચે આર્થિક તકરારો

હિંદ બહાર લશ્કર રોકવામાં આવ્યું તે માટે એક કરોડ છત્રીસ લાખ પાઉંડ ખર્ચાયા. તે રકમ હિંદનાં નાણાંમાંથી વસૂલ કરવા માટે પાર્લામેન્ટે ઠરાવ કર્યો. એ ઠરાવ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એકટ નીચે આવી શકતો હશે પરંતુ દશ વર્ષથી જે ભાંજગડ ચાલતી હતી તેનો એ સંતોષકારક નિવેડો તો ન જ ગણી શકાય. ઉપરોક્ત નિર્ણય થઈ ગયો છે, છતાં હજી હિંદને ખબર નથી કે હિંદને જણાવવામાં આવ્યું નથી કે છેલ્લા જગતયુદ્ધમાં હિંદે કેટલો ખર્ચભાર ઉપાડ્યો? બ્રિટિશ સરકાર પાસે હિંદી સરકારનું શું માગણું લેણું પડે છે? અનેક રકમો માટે હિંદી સરકારે વાંધો ઉઠાવેલો છે અને તકરારી રકમ પણ નજીવી નથી જ. હિંદી ધારાસભામાં અનેક પ્રશ્નો પૂછાયા, છતાં હિંદી સરકારે તમામ આંકડા જાહેર કર્યા નથી. ચોક્કસ રકમ જણાવી નથી છતાં ય બીનસરકારી સભ્યોએ જે પ્રશ્નો પૂછેલા તેના નાણાંખાતાના પ્રધાને જે જવાબો લખેલા છે તે એના સાચા સ્વરૂપ પર તેમ જ એના મૂલ્ય પર પ્રકાશ નાખે છે જ. ઇસ્વી સન ૧૯૨૪ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસના પ્રશ્નના જવાબમાં સર બેસીલ બ્લેકેટે જણાવ્યું હતું કે "હિંદી સરકાર અને બ્રિટિશ સરકાર વચ્ચેના આર્થિક પ્રશ્નોની યાદી સભા આગળ રજૂ કરવામાં આવી છે." બ્રિટનના લડાયક ખાતાએ હિંદ પાસે એક એવી માગણી કરી છે કે જે બ્રિટિશ લશ્કર હિંદી નોકરીમાં હતું પરંતુ જેનો ઉપયોગ મહાયુદ્ધમાં કરવામાં આવ્યો હતો તેની ખુવારીના પરિણામે જે પેન્શન વગેરે આપવાં પડ્યાં તેમાં હિંદે પોતાનો ભાગ આપવો. ઇસ્વી સન ૧૮૭૦ માં હિંદ અને બ્રિટનના લડાયક ખાતા વચ્ચે જે કરાર થયેલો તેને આધારે આ માગણી કરવામાં આવી છે. એ કરાર ગમે તે સંયોગોમાં લખાયો હશે પરંતુ મહાયુદ્ધ જેવા વિકટ પ્રશ્નમાં એની કલમો લાગુ પાડી શકાય નહિ. પરંતુ હિંદી સરકારના આ વાંધાનો લડાયક ખાતાએ વિરોધ કર્યો; કારણ કે એ રકમ અઢીસોથી ચારસો લાખ પાઉંડ થતી હતી. બીજું માગણું પૂર્વઇરાનમાં થયેલા ખર્ચ બદલ હતું. ઇસ્વીસન ૧૯૨૦–૨૧ ના અંત સુધી આ રકમ લડાયક ખાતા ખાતે ઉધારવામાં આવતી, પણ પછી લડાયક ખાતાએ વાંધો ઉઠાવ્યો કે ઇરાનના લશ્કરનો બધો જ લાભ હિંદને મળતો હતો એટલે હિંદે એ ખર્ચનો થોડોક ભાગ વેઠવો જ જોઇએ. બીજી તકરારી બાબતો હિંદી લશ્કરના વધારાના અમલદારોના નિભાવ પૂરતી છે: છૂટા કરેલા બ્રિટિશ લશ્કરનો ખર્ચ કોણ વેઠે એ પણ એક પ્રશ્ન છે. લડાઇનાં નજરાણાં પરનો વટાવ કોણ કોણ ઉપાડે એનો પણ નિર્ણય કરવાનો બાકી છે. અત્યારે ઇરાનમાં થતા ખર્ચની અર્ધી

* The Problem of Deficit Provinces The Hindu Illustrated weekly.)
17—7—32

રકમ હિંદ પર લાદવામાં આવેલી જ છે. છેલ્લા કમિશને એ યોજના ઘડી ત્યારપછી તો ઇરાનની સ્થિતિ ઘણીજ સુધરી ગઇ છે અને ઇરાનમાં છેલ્લાં થોડાં વર્ષોથી બ્રિટનનું હિત પ્રમાણમાં ઘણું જ વધી પડયું છે એટલે માત્ર અર્ધું ખર્ચ ઉપાડવાને બદલે બ્રિટને લગભગ બધું જ અર્ધું ખર્ચ ઉપાડી લેવું જોઇએ એ ન્યાયની વાત છે, છતાંપ પાર્લામેંટના ઠરાવમાં કે તે ઉપર થયેલી ચર્ચામાં આ પ્રશ્નો ઉપર અજવાળું પાડવામાં આવ્યું નથી.

વળી મહાયુદ્ધ ખાતે હિંદે ચોક્કસ કેટલી રકમ ભરવાની છે એને લગતો છેવટનો નિર્ણય પાર્લામેન્ટની ચર્ચામાં કે તે ઉપરની વર્તમાનપત્રોની ટીકામાં ક્યાંય જણાતો નથી. ઇસ્વીસન ૧૯૨૫ ના ફેબ્રુઆરીની ૨૭ મી તારીખે ધારાસભામાં પૂછાયેલા એક પ્રશ્નના ઉત્તરમાં સર્ બેસીલ બ્લેકેટે જણાવ્યું હતું કે મહાયુદ્ધમાં હિંદે આપેલા-ફાળાના ચાર વિભાગ કરી શકાય:—

(૧) લડાઇ જાહેર થતાં જ દશ લાખ પાઉડની રકમની ધારાસભાએ મંજૂરી આપી હતી તે.

(૨) વિદેશમાં રોકેલા લશ્કરના નિભાવ ખાતે વપરાયેલાં નાણાંની ૩૩૨૦૩૦૦૦ પાઉન્ડની રકમ.

(૩) સપ્ટેમ્બર ૧૯૧૮માં ધારાસભાએ મજુર કરેલી વધારાની રકમના ૧૩૬૦૦૦૦૦ પાઉંડ.

(૪) લડાઇની શરૂઆતમાં જે બ્રિટિશ લશ્કર હિંદમાંથી ખેંચી લેવામાં આવ્યું તેનું સાધારણ ખર્ચ અને એની જગ્યાએ આવેલા લશ્કરનું ચોક્કસ ખર્ચ—એ બે વચ્ચેનો તફાવત. આ તફાવતની ચોક્કસ રકમ હજી નિર્ણીત થઇ નથી.

ઉપરની કલમોમાંથી બીજી અને ચોથી- કલમને ધારાસભાએ મંજુરી આપી નથી. હિંદી સરકારને એ પરાણે કબૂલવી પડી હશે. ખરી રીતે તો હિંદી પ્રધાનની સૂચના મુજબ હિંદના કોષાગારમાંથી મોટી રકમો ઉપાડાતી અને હિંદી ધારાસભા કે હિંદી સરકારની મંજુરી મેળવ્યા વિના જ બારોબાર વિદેશમાં જ વાપરી નાખવામાં આવતી. એ પ્રમાણે કેટલી રકમ વપરાઇ અને ક્યાં ક્યાં એ રકમો વાપરવામાં આવી એ જાણવા માટે બીન-સરકારી સભ્યોએ જે જે પ્રયત્નો કર્યા છે એ તમામ નિષ્ફળ ગયા છે. જ્યારે જ્યારે પ્રશ્નો પૂછવામાં આવતા ત્યારે બ્રિટિશ સરકારને હિંદી સરકારે પરચુરણ રકમો આપેલી છે અને તે સામે બ્રિટિશ સરકારના વધારે પડતી રકમના દાવા અણચૂકવ્યા ઊભા જ છે અને તેનો નિર્ણય થયો નથી, એમ કહી તેના સાચા જવાબો ઉડાવવામાં આવતા. હવે દશ વર્ષ પછી હિંદને કહેવામાં આવે છે કે એ રકમો માંડી વાળવાનો પક્ષકારોએ નિર્ણય કર્યો છે. હિંદી સરકારે એ વાત કબૂલ કેમ રાખી, એ આપણને જણાવવામાં આવતું નથી. નિષ્પક્ષપાત લવાદને એ પ્રશ્ન હિંદી સરકારે કેમ ન સોંપવો જોઇએ? ન્યાયી નિર્ણય શા માટે ન મેળવવો જોઇએ? ભલે ગમે તે પક્ષને વેઠવું પડે! હિંદી ધારાસભામાં એ પ્રશ્ન ફરી છણાશે એમાં શંકા નથી જ. આવતી ધારાસભાની બેઠકમાં એવો એક પ્રશ્ન પૂછવાની નોટિસ પણ અપાઇ ચૂકી છે.*

તા. : ૨૭–૭–૩૨

* Indo-British Finance Disputes. (The Hindu Illustrated weekly 17th. July 32.)

## (૧૬) શહેનશાહબાનુ કેવી રીતે ખરીદી કરે છે?

અત્યારની ભયંકર મંદી ટાળવા બ્રિટને જગતના બહિષ્કારનું શસ્ત્ર હાથ ધર્યું છે, પરંતુ કોઇ લડાયક નામ આપવાને બદલે એ હિલચાલને સફાઇબંધ ચલાવવામાં એમણે ચાલાકી વાપરી છે. "બ્રિટિશ માલ ખરીદો"ના પોકાર સાથે અંગ્રેજોએ તમામ વિદેશી ચીજોના બહિષ્કારની ગંજાવર હિલચાલ મજબૂત હાથે ચાલુ કરી દીધી છે. એ પ્રવૃત્તિને 'ટયુડર રોઝ લીગ' એવું સુંદર નામ આપવામાં આવ્યું છે. એ કાર્યને વેગ આપવા અમીર-ઉમરાવોએ આગેવાની લીધી છે. ગ્લુસેસ્ટરના ડયૂક, પ્રિન્સ ઑફ વેલ્સ, પ્રિન્સ જ્યૉર્જ અને પ્રિન્સેસ રોયલ વગેરે ટયુડર રોઝ લીગના આગેવાનો છે.

એ લીગમાં ૪૮૭ અમીરઉમરાવો સભાસદો છે. ૯૮ પાર્લામેંટના સભાસદો છે. ઇસ્વી સન ૧૯૩૧ માં જ્યારે એ હિલચાલની શરૂઆત થઇ ત્યારે એ લીગમાં ત્રીસ હજાર સભાસદો હતા. અત્યારે બે લાખ વીસ હજાર સભ્યો છે. દશ લાખ સભ્યો નોંધવાનું તેમનું ધ્યેય છે. બે લાખ માણસો ટયુડરવંશનું સફેદ ગુલાબ પહેરે છે. એથી દુકાનદારો એમને પ્રથમ બ્રિટિશ માલ બતાવે એવી સ્પષ્ટ સૂચના છે. માત્ર ૭ પેન્સમાં જ એ સભાના જીવનસભ્ય બની શકાય છે. બજારમાં ખરીદી કરવા નીકળે ત્યારે સફેદ ગુલાબ જોઇને જ દુકાનદારો તેમને બ્રિટિશ માલ બતાવે છે.

વિદેશી માલનો આ ભયંકર બહિષ્કાર બહુ જ શાન્તિથી ચલાવવામાં આવે છે, બહુ જ સભ્યતાથી સમજાવવામાં આવે છે ને અંગ્રેજોની વિખ્યાત શિરસ્તથી એનો પ્રચાર કરવામાં આવે છે. શહેનશાહબાનુ જાતે જ્યારે ખરીદી કરવા બજારમાં જાય છે ત્યારે એમને માલ બતાવવામાં આવતાં એ ખૂબ જ સભ્યતાથી પૂછે "આ બ્રિટિશ માલ છે?" એક વાર 'ટીરકે' લેતી વખતે તેમણે ખૂબ જ ઝીણવટથી એ બ્રિટિશ માલ હોવાની ખાત્રી કરી પછી જ તે ખરીદ્યો હતો. એવામાં એમની નજર કેટલીક સુંદર પૂતળીઓ ઉપર પડી. એ પૂતળીઓ એમને ઘણી જ ગમી ગઇ. દુકાનદારને પૂછતાં જણાયું કે અમેરિકન અને બીજી વિદેશી પૂતળીઓ સાથે હરીફાઇ કરવા માટે હમણાં જ બ્રિટનમાં આ સાહસ શરૂ કરવામાં આવ્યું હતું પરંતુ શરૂઆત હોવાથી તેનું મૂલ્ય મોંઘું હતું. એક પૂતળીની કિંમત પાંચ શિલિંગ રાખવામાં આવી હતી છતાંય એની ખપત સારી થતી હતી. અમેરિકન જકાત ગમે તેટલી વધારવામાં આવે તોય ટયુડર રોઝ લીગની પ્રવૃત્તિને પહોંચી શકાય તેમ નથી.*

# વાદળીને

માલિની વૃત્ત.

વરસ વરસ ઠેલી, વાદળી, ઓ ભરેલી;
ગગન પર ચઢેલી, અદ્રિશૃંગે અઢેલી: ૧
વરસ વિષમ કાળે, ઓ બનેલી વરાળે,
જગત સકળ રોતું તાહરી રાહ જોતું. ૨
વરસ વધી વધીને ઘેરી સૃષ્ટિ બધીને,
વિચરતી, વિખરાતી ધૈર્યનાં ગાન ગાતી! ૩
વરસ વરસ,' રે! હા,' સાવરી, ઓ સુદેહા,
વરસ વરસ, આલિ, જા નહિ વ્યર્થ ચાલી. ૪
કરતી ક્રીડન રૂડા, વેરી ચોપાસ ચૂડા,
ફર ફર ફર ફેરાં આવવા હે તું ઓરા. ૫
વરસ વરસ કૂદી આભની મધ્ય ઊડી,
જનતણી શ્રમજીવી આથ ઓ ના નજીવી! ૬
પડ પડ પથરાતી પાતળી અંગ થાતી,
સુરધનુથી સુહાતી, નર્તતી, નેહ પાતી; ૭
લઇ સહિત મૃદંગો મોડતી મુગ્ધ અંગો
નહિ શું પ્રકૃતિ પોતે ઊભી આશ્ચર્ય ઓથે! ૮
પવન થકી તણાતી, ફાલતી, ફેરવાતી,
વિતર વરદ વારિ, આભમાં ઊડનારી: ૯
ભીષણ દનુજ સામે જોઇ 'દુર્ભિક્ષ' નામે
કરી તુજ ભણી દૃષ્ટિ છે રહી સર્વ સૃષ્ટિ. ૧૦
કર કર પડકારો કાળ સામે હજારો;
અમ સુખ તણી ચાવી રાખતું હસ્ત ભાવિ! ૧૧
સૂચવતી સદુપાયો શ્રેયનો આપ છાયો,
ઉદય ઉપર જાવા કૈતવે દે ન ધાવા. ૧૨
નિરખી મયૂર નાચે, ચાતકો જોઇ રાચે
પરમ પુનિત એવી ઓ દયાવતી દેવી, ૧૩
ઠરતી તુજ અપેક્ષા યાચવા સ્નેહશિક્ષા
વિધ વિધ વિનિપાતે આ પડી છે પ્રજા, તે! ૧૪

—પ્રતીક્ષ




## સ્વસ્તિક (સાથિયા) સંબંધી વિગતો મોકલવા બાબત

એક અભ્યાસી અંગ્રેજ પાદરી મિત્ર જાણવા માગે છે કે "જેમ અમારાં ક્રૉસ ચિહ્નની પાછળ ઈસુના વધસ્થંભની કથા છે તેમ તમારા મંગલ-ચિહ્ન સ્વસ્તિક (સાથિયા) ની ઉત્પત્તિની કોઈ કથા છે?"

એ ચિહ્નની રચનાનો શબ્દાર્થ, એની રચનાનો સમય, એનો રચનાર વગેરે વિગતો જેઓ જાણતા હોય તેઓ મને નીચેને શિરનામે જણાવશે તો ઘણો આભાર થશે.

ઉપયોગી વિગતો મળતાં સ્વસ્તિક સંબંધી એક લેખ પ્રકટ કરવા વિચાર છે, જેથી તે ઘણાને ઉપયોગી થઈ પડે

આલોચાન કાર્યાલય,

# અશ્વમેધ

વૈદિક સાહિત્યમાં અનેક પ્રકારના યજ્ઞો, તેનો પ્રકાર અને તેની પ્રમાણબદ્ધ ક્રિયાઓ વર્ણવેલી છે. આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એવા ત્રિવિધ તાપને દૂર કરવા તેમજ ઐહિક અને પારલૌકિક સુખ મેળવવા ધર્મશાસ્ત્રોએ ત્રણ માર્ગો બતાવ્યા છેઃ કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ. કર્મકાંડની ક્રિયાઓના બે વિભાગ છેઃ એક શ્રૌત અને બીજો સ્માર્ત. હાલમાં સ્માર્ત યજ્ઞો જોવામાં આવે છે અને તેનું જ પ્રાધાન્ય ગણાય છે; પણ વૈદિક કાલમાં તો શ્રૌત યજ્ઞોનું જ પ્રાધાન્ય હતું. શ્રૌત યજ્ઞોમાં દર્શપૂર્ણમાસ, નિરૂઢપશુબંધ, ચાતુર્માસ્ય, અગ્નિષ્ટોમ, ઉક્થ્ય, અગ્નિચયન, વાજપેય, સોમ, રાજસૂય, સૌત્રામણી, અશ્વમેધ, પુરુષમેધ વગેરે યજ્ઞો મુખ્ય ગણાય છે. આ બધા યજ્ઞોનું વિવેચન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક થાય તેમ છે. પણ પ્રસ્તુત લેખનો આશય ફક્ત અશ્વમેધ યજ્ઞનું જ વિવેચન કરવાનો હોવાથી બીજા યજ્ઞોને અહીં સ્પર્શ કરેલું નહિ.

પ્રાચીન કાળમાં કર્મકાંડાનુયાયી આર્ય પ્રજામાં યજ્ઞ અને તેનું વૈશિષ્ટ્ય ખાસ ગણાતું હતું. તે સમયમાં શ્રૌત યજ્ઞો સામાન્ય પુરુષોથી રાજા સુધીના લોકો કરતા હતા. ચક્રવર્તિપણું પ્રાપ્ત કરવા માટે રાજાઓને અશ્વમેધ યજ્ઞ કરવો પડતો હતો અને તે ન્યાયે કેટલાક રાજાઓએ અશ્વમેધ યજ્ઞો કરીને સાર્વભૌમત્વ સંપાદન કરેલું. પુરાણોમાં જોતાં પણ જણાય છે, કે યુધિષ્ઠિરે, રામચંદ્રજીએ, દશરથે, સગરે અને ભરત વગેરેએ અશ્વમેધ યજ્ઞો કરી ચક્રવર્તિત્વ સંપાદન કર્યું હતું ભરત અને બીજા આઠ નવ રાજાઓએ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને તે સર્વમાં ભરતના યજ્ઞનું વિશેષત્વ વધારે હતું, એમ ઐતરેય બ્રાહ્મણમાંથી જણાય છે.[1] સાર્વભૌમ રાજા સિવાય પણ અશ્વમેધ યજ્ઞ બીજા રાજાઓથી થઈ શકે છે એમ આપસ્તંબ સૂત્ર ઉપરથી જણાય છેઃ **राजा सार्वभौमो अश्वमेधेन यजेत् असार्वभौमो वा**[2]।

અશ્વમેધ યજ્ઞ અને તેનો અશ્વ (ઘોડા) સાથે શો સંબંધ છે તેમ જ તે યજ્ઞનું ક્રિયાવિધાન કેમ કરવામાં આવે છે તે જાણવું પ્રથમ જરૂરનું છે. અશ્વમેધ અને તેનું ક્રિયાવિધાન આપસ્તંબ, આશ્વલાયન, કાત્યાયન, બૌધાયન વગેરે શ્રૌત સૂત્રોમાંથી તેમ જ માધ્યંદિની તૈત્તિરીય વગેરે સંહિતાઓમાંથી અને શતપથ વગેરે બ્રાહ્મણગ્રંથોમાંથી ઉપલબ્ધ થાય છે. પુરાણોમાં વાલ્મીકિ રામાયણમાં તેમ જ મહાભારતના આશ્વમેધિક પર્વમાં અને કાવ્યોમાં રઘુવંશ, માલવિકાગ્નિમિત્ર વગેરે કાવ્યોમાં અશ્વમેધ યજ્ઞનાં સુંદર વર્ણનો આપેલાં છે. અશ્વમેધ યજ્ઞનું ટૂંક ક્રિયાવિધાન અહીં આપતાં તે અસ્થાને નહીં ગણાય, એમ સમજી અહીં આપું છું

અશ્વમેધ યજ્ઞ સાર્વભૌમ રાજાઓ જ કરે છે. તેમાં પ્રથમ અનેક પ્રકારના ઇષ્ટિયાગો કરવામાં આવે છે અને અશ્વમેધ કરવાનો સંકલ્પ કરે છે. તેમાં શ્યામકર્ણ જાતિના ઘોડાને લાવવામાં આવે છે અને તે ઘોડાને સૈન્ય સાથે દરેક દેશમાં મોકલવામાં આવે છે. આ ઘોડાને જે પકડે છે તેની સાથે યુદ્ધ કરીને સૈન્યનો સેનાપતિ ઘોડો પાછો મેળવે છે. આ

---

૧ જુઓ, ઐતરેય બ્રાહ્મણ, ૮-૨૧-૨૩ ૨. આપસ્તંબસૂત્ર, ૨૦-૫-૨

પ્રમાણે એક વર્ષમાં ઘોડો બધા દેશોમાં ફરી સર્વત્ર વિજય મેળવી પાછો આવે છે ત્યારે ફરી યજ્ઞની ક્રિયાઓ કરવામાં આવે છે. પછી અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્ગાતા અનેક સૂક્તો વડે અશ્વને મંગલ સ્નાન કરાવે છે. અશ્વમેધ યજ્ઞમાં અશ્વનું પૂજન અને તેનો વધ કરી તેની વપા વડે કરવામાં આવતા હોમની ક્રિયા મુખ્ય ગણાય છે. આ અશ્વ સિવાય બીજાં અનેક પ્રાણીઓનો વધ આ યજ્ઞમાં કરવામાં આવે છે અને તે પ્રાણીઓને બાંધવા માટે ૨૧ (યૂપ) થાંભલાઓ જુદા જુદા વૃક્ષોના ઊભા કરવામાં આવે છે. તેમાં ૬ ખેરના, ૬ ખાખરાના, ૬ બીલીના, ૨ દેવદારુના, ૧ રગતરોડાનો એમ ૨૧ યૂપ ઊભા કરવામાં આવે છે અને જુદાં જુદાં ૧૮૦ પશુઓને બાંધવામાં આવે છે. આ પશુઓને તેના વિધિ-ક્રમ પ્રમાણે વધ કરવામાં આવે છે. અશ્વમેધના મુખ્ય અશ્વને રથ સાથે જોડી યજ્ઞની આસપાસ ફેરવવામાં આવે છે પછી તે અશ્વનો વૈદિક વિધિ પ્રમાણે વધ કરવામાં આવે છે અને તે રાત્રિએ રાજમહિષીને તે મૃતાશ્વ પાસે શયન કરવું પડે છે. બીજે દિવસે અશ્વની વપા વડે હોમ કરવામાં આવે છે. ત્યાર પછી બીજી કેટલીક ક્રિયાઓ કરી યજ્ઞને પૂર્ણ કરવામાં આવે છે. યજ્ઞના અંતમાં અવભૃથસ્નાન યજમાનને કરાવવામાં આવે છે. આ પ્રમાણે અશ્વમેધને પૂર્ણ કરવામાં આવે છે.

પ્રાચીન કાળમાં આવા યજ્ઞો અનેક થતા, પણ ભારતવર્ષમાં અહિંસાનો માર્ગ પ્રતિ-પાદન કરનાર બૌદ્ધ, જૈન વગેરે ધર્મોનો અભ્યુદય થતાં કર્મકાંડ અને યજ્ઞયાગોનો લોપ થયો, અને અહિંસાના રાજશાસનથી તેમજ વૈદિક ધર્મ અનેક કારણોથી નિર્બળ થતાં આવા યજ્ઞો બંધ થયા. બૌદ્ધ અને જૈન ધર્મના અભ્યુદયકાળે યજ્ઞોનો નિષેધ રાજશાસનથી થયો, પણ આ અનુશાસન સર્વમાન્ય રહ્યું ન હતું. રા. બા. ગૌરીશંકર હીરાચંદ ઓઝા પણ પોતાના **राजपूतानेका इतिहास**માં લખે છે કે વૈદિક ધર્મ ઉપર બૌદ્ધ અને જૈન ધર્મનો પ્રભાવ પડયો, પણ તેથી વૈદિક ધર્મનું અસ્તિત્વ નષ્ટ થયું નહિ. અને તેથી જ પાછળથી આવા યજ્ઞો થવા લાગ્યા.

વિ. સં. પૂર્વે ૧૨૮ મૌર્યવંશી છેલ્લા રાજા બૃહદ્રથે ગાદી ઉપર બેઠા પછી પાટલીપુત્રમાં અશ્વમેધ યજ્ઞ કર્યો હતો.[1] આ બૃહદ્રથ ભીરુ અને અવિવેકી હતો. તેથી તેને મારીને તેનો શુંગવંશીય સેનાપતિ પુષ્યમિત્ર મગધાધિપતિ થયો. તે બ્રાહ્મણ હતો, અને તેને કર્મકાંડ તેમજ વૈદિક ધર્મમાં પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધા હતી. મગધની ભૂમિ અપવિત્ર છે, એમ અનેક વિદ્વાનો પાસેથી સાંભળ્યા પછી તેણે પોતાની રાજધાની પાટલીપુત્રથી બદલી અયોધ્યામાં રાખી હતી અને મગધાધિપતિને બદલે કોસલાધિપતિની પદવી ધારણ કરી હતી. બૌદ્ધ કાળમાં થયેલ વૈદિક ધર્મના પતનનું પુનરુત્થાન આ સમયમાં થયું. વૈદિક ગ્રંથો, સ્મૃતિઓ, પુરાણો અને પ્રાચીન આર્ય ગાથાઓનો પુનરુદ્ધાર થયો. જે જે ગ્રંથો લુપ્તપ્રાય થયા હતા તેની પુનર્વિચારણા અને સંશોધનો થયાં. કર્મકાંડનો પ્રચાર ઠેર ઠેર થવા લાગ્યો. અનેક ઠેકાણે લોકો હોમ અને યજ્ઞો કરવા માંડયા. પુષ્યમિત્રે પણ સમ્રાટપદ પ્રાપ્ત કરવા વૈદિક પ્રથા અનુસાર અશ્વમેધ યજ્ઞ પોતાની વૃદ્ધાવસ્થામાં કર્યો હતો તેમજ વાજપેય યજ્ઞ પણ કર્યો હતો. આ યજ્ઞમાં મહર્ષિ પતંજલિ વિદ્યમાન હતા, એમ પ્રખ્યાત ઇતિહાસ-વેત્તા વિન્સેન્ટ સ્મીથ અને ગોલ્ડસ્ટકરનું માનવું છે.[2]

---

૧ ભારતનાં પ્રાચીન રાજવંશ ભાગ ૨ જો : મૌર્યવંશ.

" " ભાગ ૨ જો : શુંગવંશ.

મહાભારતકાળમા યુધિષ્ઠિરે અશ્વમેધ કરી સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યું હતું ત્યારપછી પરિક્ષિતના પુત્ર જનમેજયે ચાર અશ્વમેધ યજ્ઞો કર્યા હતા આનું વર્ણન યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્યો આગળ કર્યું હતું[૧] ઈ સ. પૂર્વે ૧૭૫ વિ સં પૂર્વે ૧૧૮ મા પુષ્પમિત્રે બે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા તે વાત આપણે આગળ જણાવી ગયા છીએ તેને ઘોડાની સાથે કુમાર વસુમિત્રને સેનાપતિ તરીકે સૈન્ય લઈને મોકલ્યો હતો આ યજ્ઞોની ચર્ચા કવિકુલગુરુ કાલિદાસે પોતાના માલવિકાગ્નિમિત્ર નાટકમા સુદર રીતે કરી છે. આ યજ્ઞોની વધુ સાબીતી માટે એક શિલાલેખ બાબુ જગન્નાથદાસને અયોધ્યાની નજદીક રનોપાલી ગામમાંથી એક મદિરનો ઉમરો ખોદાવતા મળી આવ્યો છે આ લેખમા પુષ્પમિત્રને બે અશ્વમેધ યજ્ઞ કરનાર બતાવ્યો છે. તેમાં લખે છે કે–

कोशलाधिपेनद्वावश्वमेधयाजीन सेनापते पुष्पमित्रस्य षष्ठेन कौशीकी पुत्रेणध ...धर्मराज्ञा पितु फल्गुदेवस्य केतन कारितं[२]।

આથી પુષ્પમિત્રે બે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા તેને પુષ્ટિ મળે છે

વિ મ પૂર્વે પહેલા કે બીજા શતકમા મધ્યમિકા નગરી (શમની નગરી)મા રાજા સર્વતાતે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો એમ ઘોસુંડી નામના ગામડામાથી મળેલ શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે[૩]

સહાડા જીલ્લાના મેદસા ગામના તળાવના કાંઠા ઉપર એક યૂપ છે તેમા લખ્યુ છે કે ગુરુદ્વારા રાષ્ટ્રીરાત્રે અહીં યજ્ઞ કર્યો હતો[૪] નગરીમાથી વિ સ. ની ચોથી શતાબ્દિનો બે કિનારીઓથી તૂટી ગયેલો એક લેખ જડ્યો છે તેમાં પણ કોઈએ વાજપેય યજ્ઞ કર્યાનો ઉલ્લેખ છે. ત્રુટક હોવાથી કરનારનું નામ જણાતું નથી[૫]

ઈ. સ. ની ચોથી શતાબ્દિમા ગુપ્તવંશીય રાજા સમુદ્રગુપ્તે અશ્વમેધ કર્યો હતો તેમા બ્રાહ્મણોને દક્ષિણા આપવા માટે તેણે આશ્વમેધિક સોનાના સિક્કાઓ પડાવ્યા હતા આ સિક્કાઓમા એક બાજુ યજ્ઞયૂપ અને બીજી બાજુ મહાવેદીનું ચિત્ર હતું અને તેમા લખ્યુ હતું કે, अश्वमेधपराक्रम[૬]. ગુપ્તવંશીય રાજા ચદ્રગુપ્તે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો એમ ઇતિહાસ કહે છે.

ગુપ્તવંશના કુમાર ગુપ્ત રાજાએ અશ્વમેધ કર્યો હતો, એમ તેના અશ્વમેધિક સિક્કાઓથી માલૂમ પડે છે.[૭] આ બાબતનો એક શિલાલેખ બિહારમાથી મળી આવ્યો છે તેમા પણ તેણે પોતાના મત્રી દ્વારા યજ્ઞયૂપ બનાવ્યો એમ લખ્યું છે. યજ્ઞયૂપ અશ્વમેધ યજ્ઞોમા ખાસ કરીને બનાવવામા આવે છે.

યજ્ઞયૂપો અશ્વમેધ યજ્ઞમાં ૨૧ જુદા જુદા યજ્ઞીય વૃક્ષોના બનાવવામા આવે છે એમ આગળ આપણે અશ્વમેધની ક્રિયાવિધાનમા વર્ણવ્યુ છે, પણ હાલમા કેટલાક યજ્ઞયૂપો શિલાના

૧ બૃહદારણ્યક ઉપનિષદ્ પ્રકરણ ૩.

૨ હિંદી સરસ્વતી ૧૯૩૦ ઑક્ટોબર.

૩ રાજપૂતાનેકા ઇતિહાસ ખડ ૧ લા, બા. ગૈ. હી ઓઝા. અધ્યાય ૧૧.

૪ " " " " " " "

૫ " " " " " " "

૬ Catalogue of the Coins of the Gupta Dynasties.

૭ " " " " "

મળી આવે છે. તેથી અનુમાન થાય છે કે અશ્વમેધ યજ્ઞ કરનાર રાજા અશ્વમેધ થઇ રહ્યા પછી તે યજ્ઞની કાયમની સ્મૃતિ યાદ રાખવા યજ્ઞભૂમિમાં એક શિલાનો યજ્ઞયૂપ અશ્વમેધના યજ્ઞયૂપને મળતો જ ઊભો કરવામાં આવતો હશે અને તે યૂપ ઉપર અશ્વમેધ યજ્ઞ કરનારની પ્રશસ્તિ કોતરવામાં આવતી હશે. આવો એક યજ્ઞયૂપ મથુરાના મ્યૂઝિયમમાં રાખવામાં આવ્યો છે. તે ઇસાપુર નામના ગામડામાંથી મળી આવ્યો છે. અને તે ગુપ્તકાળના કોઇ રાજાએ અશ્વમેધના સ્મૃતિચિહ્ન તરીકે કરાવ્યો હશે એમ વિદ્વાનોનું માનવું છે. આ યૂપ ઉપર ગુપ્તકાલીન એક લેખ કોતર્યો છે અને બલિપશુ બાંધવા માટે રસીના ચિહ્નો છે.

આ યજ્ઞયૂપના જેવો જ બીજો યજ્ઞયૂપ કાનપુર પ્રાંતના ઉરાપુર જિલ્લાના લીલાભાગન ગામડામાંથી મળ્યો છે. આ યજ્ઞયૂપ ઉપર અનેક પ્રાણીઓનાં તેમ જ વૈદિક દેવતાઓનાં ચિત્રો કોતર્યાં છે. આ યૂપ ઉપર બ્રાહ્મી અક્ષરોમાં એક લેખ કોતર્યો છે તેના ઉપરથી વિદ્વાનો અનુમાને છે કે પુષ્યમિત્રે બીજો અશ્વમેધ અહીં કર્યો હશે.

ગુપ્તકાળ પછી મધ્યકાળમાં કોઇ રાજાએ અશ્વમેધ કર્યો હોય તેવું જણાયું નથી. પણ સોમ, વાજપેય વગેરે કર્યાના ઉલ્લેખો મળી આવે છે. આનંદપુર (વડનગર)ના નાગર બ્રાહ્મણ સોલ્લક જે ગુર્જરેશ્વર મૂળરાજનો રાજ્યપુરોહિત હતો તેણે સોમ અને વાજપેય યજ્ઞો કર્યા હતા એમ તેના જીવનવૃત્તાંતથી મળી આવે છે. આના પછી બારમા સૈકામાં કનોજાધિપતિ રાઠોડ જયચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો હતો, એમ ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે. ત્યારપછી સવાઇ જયસિંહે જયપુરમાં ઇ.સ. ૧૭૧૪ માં અશ્વમેધ કર્યો હતો, એમ જયપુરના ઇતિહાસ ઉપરથી જણાય છે. હાલમાં ચાતુર્માસ, સોમ વગેરે યજ્ઞો ક્વચિત્ ક્વચિત્ થાય છે. હમણાં થોડાક વર્ષ અગાઉ પેટલાદમાં સોમયજ્ઞ થયો હતો. ત્યાર પછી વરાડ પ્રાંતમાં પણ એક સોમયજ્ઞ થયો હતો અને તેના અધ્વર્યુ વડોદરાનિવાસી સુપ્રસિદ્ધ વિદ્વાન ગોપીનાથ ઝા હતા. ગુપ્તકાળ પછી સાર્વભૌમત્વસંપાદિત અશ્વમેધ યજ્ઞ થયાનો ઉલ્લેખ મળી આવતો નથી એટલે હવે તો આપણે વ્રતો, દાનો અને સ્તોત્રોની ફલશ્રુતિમાં લખેલ अश्वमेधफलंलभेत् એટલાથી જ સંતોષ માનવો રહ્યો છે.

કનૈયાલાલ ભાઇશંકર દવે

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને લોકરસ પોષનારી એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## સોનીઓની સંજ્ઞાઓ

એક જૂના હસ્તલિખિત પુસ્તકમાંથી મને બે પ્રકારની સોનીઓની સંજ્ઞાઓ મળી આવી છે તે 'પ્રસ્થાન'ના વાચકોની જાણ માટે નીચે ઉતારું છું.

૧

| સંજ્ઞા | અર્થ |
|---|---|
| ઉઅમણુકો | એક |
| એરણુ | બે |
| મમેણુ | ત્રણ |
| એકલવાઇ | ચાર |
| રાયડો | પાંચ |
| ધાલધૂમ | છ |
| રાયનો ટાંચલો | સાત |
| ઊકણો | આઠ |
| ચપાડવું | નવ |
| ઊખેણુ | દશ |
| ભાલા બીજવું | અગિયાર |
| જોડા માસ કરવો (આ શબ્દો બરાબર વંચાતા નથી) | બાર |
| તાવખો | તેર |
| વેધઓ | ચૌદ |
| બહાડ બુડે | પંદર |
| સરવો | સોળ |
| વાઅડી | સત્તર |

ઘણું કરી આંકની બીજી સમસ્યા પેઠે આ પણ વીસ સુધી હશે. અસલ ચોપડીમાં તે નહિ હોવાથી ઊતારી નહિ હોય.

આ શબ્દ સમસ્યા ઉપરાંત બીજી નિશાનીઓ છે તે નીચે આપું છું. આ સંજ્ઞાઓ પોતાની પાસેના ધાતુના પત્રા ઉપર ઓંઝીયા અણીદાર ટાંકણાથી લખવાની છે.

૨

| | |
|---|---|
| એક રૂપિયાભાર ... ... ... | W / ooooo |
| ચાર રૂપિયાભાર ... ... ... | oooV / ooooo |
| બે „ ... ... ... ... | oooo / ooooo |
| ત્રણ „ ... ... ... ... | oooo / oooo |
| પાંચ „ ... ... ... ... | oM— / ooooo |
| છેક બદલી રૂપાનો કકડો નાખવો ... | ooooo / oooooo |
| રૂપામાં નાખવું ... ... ... | oooooo / oooooo |
| એરણમાં રાખવું ... ... ... | ooo= / oooooo |
| સંતાડવું, જોટવું કાતરી લેવું ... ... | ooo= / oooo |
| ઘરમાં લઇ જવું ... ... ... | — / oooo |
| હીરની કોયળીમાં ઘાલવું ... ... | — / ooooo |
| તાપ બીડવો ... ... ... ... | — / oooooo |
| રેઠી નાખવું ... ... ... ... | — / ooooooo |
| ચોરવું નહિ ... ... ... ... | ooo<br>oooo |
| ધોવાની કુડીમાંથી બદલવું ... ... | — / oooo |
| બાઇડીની જાંગ ઉઘાડી મૂકવી ... ... | — / oo_I o |
| અર્થ લખ્યો નથી. ખાલી છે. ... ... | ooo |

આ પણ સત્તર જ છે. બન્ને સંખ્યાઓ સત્તર જ કેમ છે એવો પ્રશ્ન થાય છે.

નિશાનીઓમાં ઉપાન્ત્ય નિશાનીનો અર્થ અશ્લીલ છે, છતાં એક ગતકાલીન સંજ્ઞા તરીકે કેવળ ઐતિહાસિક દૃષ્ટિએ તેનો અર્થ લખ્યો છે. આ ધંધો સામાન્ય રીતે એવો ગણાયો છે. "સાઈ સોની ને સાળવી તેને જમ ન શકે જાળવી" એ ગુજરાતી કહેવત છે. અને અખા ભક્તે પણ કહ્યું છે કે

"નેન કપટ, હૃદયે કપટ, હસ્ત કપટ જાણ,
સોની સંત ન નીપજે, કહે અખો નિરવાણ."

પણ અહીં અમારો ઉદ્દેશ તો માત્ર એક પુરાતત્ત્વી વસ્તુને પ્રકાશમાં મૂકવી એટલો જ છે. કોઈ કોમ કે વ્યક્તિ તરફ તિરસ્કાર ઉપજાવવાનો નથી. આપણે તો હવે સમાજ-સુધારાની એટલી કોટિએ આવ્યા છીએ કે કોઇ પણ કોમને કોમ તરીકે સારી નરસી ગણીએ નહિ.

## જલાલપોરનો પત્ર

જલાલપોર તાલુકો સુરત જિલ્લામાં મધ્યસ્થ તાલુકો છે. કુદરતે પોતાનું બધું સૌંદર્ય જાણે એ જ તાલુકાને અર્પ્યું ન હોય એમ એ તાલુકામાં વિહરનાર મુસાફરોને જરૂર ભાસે. તાલુકાની ત્રણ બાજુએ ગાયકવાડી હદો આવેલી છે. પશ્ચિમે વિશાળ દરિયો પોતાના ઘૂ ઘૂ અવાજથી ખડો છે. ઉત્તરે પૂર્ણા અને દક્ષિણે અંબિકા નદીનાં નિર્મળ પાણી વહે છે. આમ એ તાલુકો બે મોટી નદીઓના પટ વચ્ચે આવેલો છે. જંગલની સરહદ એ તાલુકાને ક્યાંયે લાગી નથી.

આ તાલુકાના સહેલાઇથી ત્રણ વિભાગ પાડી શકાય: અનાવિલ વિભાગ, પાટીદાર વિભાગ અને કોળી વિભાગ. આ ત્રણ વિભાગની મુખ્ય કોમ પણ એ જ છે. નવસારીથી સીધી જતી એક સડક સાતેમ સુધી જાય છે. તેની આસપાસનો અને પૂર્વભાગ મુખ્યત્વે પાટીદાર કોમથી જ વસાયેલો છે. બીજો વિભાગ એ સડક અને રેલવે લાઇન વચ્ચેનો ભાગ. એ મુખ્યત્વે અનાવિલ કોમથી વસાયેલો છે. અને ત્રીજો રેલવેથી ઠેઠ દરિયા સુધીનો ભાગ મુખ્યત્વે કોળી કોમથી વસાયેલો છે. અનાવિલોના કરતાં અહીંના પાટીદારો વધારે માલદાર માલૂમ પડે છે. એનું કારણ એમને મજૂરી ઓછી અને કમાણી વધારે છે. અસહકારની ચળવળમાં એમનો આત્મભોગ ઠીક ગણાય.

તાલુકો સારા હિંદમાં ઊંચામાં ઊંચો ફળદ્રૂપ મનાય છે. અહીંના જેટલો સુંદર પાક ક્યાંયે પાકતો નથી. અહીંની જમીન કાળી અને ગોરી છે. પાટીદાર વિભાગનો મુખ્ય પાક જુવાર, ભાત અને કપાસ છે. અહીં વાડીઓ એટલે બાગાયત પ્રદેશ બહુ થોડા પ્રમાણમાં છે. આ વિભાગનો એટલે નવસારી-મરોલીનો કપાસ હિંદમાં ઊંચામાં ઊંચો ગણાય છે. અનાવિલ વિભાગનો મુખ્ય પાક ચોખા-કપાસ છે. ઉપરાંત વાડીવણનો પ્રદેશ એટલે બાગાયત વિભાગ હોવાથી ઉત્તમ પ્રકારની કેરી, કેળાં, ફણસ, શેરડી-ટૂંકમાં, બધી જ જાતની લીલોતરી થાય છે. આ બાગાયત પ્રદેશ જોતાં આશ્ચર્ય થાય છે.

અહીં વીસ ગામોનો જથ્થો છે, જેનું મુખ્ય સ્ટેશન અમલસાડ છે. એ મથકથી દરવર્ષે લાખો રૂપિયાની કેરી સારા હિંદના ખૂણે ખૂણે પહોંચે છે. આ વર્ષે આ વિભાગની લગભગ બે હજાર મણ આફુસ ઈંગ્લંડ ગઇ હતી. શહેરોની બજારુ કાગળોમાં વીંટી અપાતી કેરીઓ કરતાં કુદરતનાં વનોમાંથી તોડેલી કેરીનો સ્વાદ વધારે મધુર હોય છે. આ વિભાગમાં કેરીનો પાક એટલો બધો છે કે કેરીના વેપારીઓને દોઢથી બે મહિના સુધી માલ ખરીદવા રહેવું પડે છે, અને એ મોસમમાં લાંબે દૂર સુધી અહીંની સડક કેરીનાં ગાડાંઓથી જ ભરેલી હોય છે: સ્ટેશન અને ગામ મેળા જેવું બની જાય છે. લોકો પાસે પૈસાની છૂટ પણ એ જ મોસમમાં રહે છે. આવતી જતી લોકલ ટ્રેનો પણ કેરીનાં પારસલ લેવા અડધો-પોણો કલાક થોભે છે. મદ્રાસ, ગોવા અને પૂનાથી અહીં કલમો આવે છે. બધા ખેડૂતો ખેતીની શાસ્ત્રીય પદ્ધતિ જાણતા નથી, પરંતુ એમને વાડી અને ખેતીની વંશપરંપરાથી માહિતી મળેલી હોવાથી એમની બુદ્ધિ એમાં સારી પહોંચે છે. પણ અનિષ્ટ એ છે, કે અહીંનો દરેક ખેડૂત હાથમાં લાકડી પકડી શેઠ બનવાની ઇચ્છા રાખે છે, જેથી સુંદર જમીન અને સગવડ હોવા છતાં પણ જોઇએ એટલા પ્રમાણમાં પાક મેળવી શકતો નથી.

અમલસાડની આસપાસ કછોલી, ધમડાછા, દેવધા, તરિયારા, ધંધેર, અંચેલી, ખરસાડ,

પનાર, અબ્રામા, સનવાડી, ગડત ખખવાડા, ધ્રુચ્છાપોર, સાસેજ, વેગામ વગેરે બાગાયત ગામો આવેલાં છે.

એ બધાં ગામોમાં પણ કેરી, કેળાં, ફણસ વગેરે સુંદર થાય છે. અહીંની જમીન પીતવાળી અને પીત વગરની બે જાતની છે. પીત વગરની જમીનમાં પાક સુંદર, ફળ મોટું અને મીઠું થાય છે. ખરસાડના કાળા સીમાળની પીત વગરની આફુસ (કેરીની ઉત્તમમાં ઉત્તમ જાત) રૂપમાં, ગુણમાં અને સ્વાદમાં ઉત્તમ છે. આફુસ ઉપરાંત રાજાપુરી, મલ્લગોબો ઉર્ફે ગધેમલ, સરદાર, પાયરી, દાડમીઓ, મદ્રાસી, આફુસ, મુંબઇગરો, કલમી, ટોટાપુરી, મકારામ, બારમાસી અને દેશી વગેરે વગેરે જાતની કેરીઓનો સુંદર પાક થાય છે. અહીંની જમીનના કારણે કોઇ પણ દેશની કલમ અહીં રોપવામાં આવે તો તેનો સ્વાદ જ બદલાઇ જાય છે—અમૃત જેવો બની જાય છે. અહીં વૈશાખથી અષાડ સુધી કેરીની મોસમ રહે છે.

આ જ વખતે અનનાસ અને ફણસનો પાક શરૂ થાય છે. અનનાસ ગડત ગામનાં ભરાવદાર અને સારામાં સારાં મનાય છે. ચાંપા (ફણસનાં ફળો) અને આદુ એ સનવાડીનો મુખ્ય પાક છે. ગોટાનું (ફણસનું બીજ) શાક સરસ બને છે.

આ મોસમ ઊતરે ન ઊતરે ત્યાં કેળાંની મોસમ શરૂ થાય છે. ખાસ કરીને કેળાં તો અહીં બારે માસ થાય છે; પણ શ્રાવણ–ભાદરવામાં એનો પાક પુષ્કળ થાય છે. અને નવ આનાથી રૂ. ૧) સુધી સો નંગનો ભાવ રહે છે. કેળાં ખાસડિયાં અને સોનેરી બે જાતનાં થાય છે.

આસો માસમાં ઘાસ કાપવાનું અને ડાંગર ઝોડવાનું કામ શરૂ થાય છે અને શેરડી પીલવાની મોસમની શરુઆત થાય છે. શેરડીની મોસમ આસોથી મહા માસ સુધી રહે છે. શેરડીની ઘણી જાતો પૂનાથી મંગાવવામાં આવે છે. શેરડીને પીલી તેમાંથી તૈયાર થતો ગોળ દેશાવર ચડાવવામાં આવે છે. પીવા માટે રસ તો વાંસી શેરડીનો જ સારો મનાય છે. સામાન્ય રીતે 'ખજૂરી' એ શેરડીની ઉત્તમમાં ઉત્તમ જાત છે. એનો ગોળ ઊંચામાં ઊંચો મનાય છે. આસવ બનાવવામાં એ ગોળ સારો ઉપયોગી થઇ પડે છે. અહીંના વિભાગમાં વેગામનો (નવસારી સ્ટેશન એ ગામની નજીક છે એટલે નવસારીનો) ગોળ ઉત્તમમાં ઉત્તમ મનાય છે. ફાગણથી વૈશાખ સુધી ચીકુનો મોસમ મનાય છે, જોકે ચીકુ બારે માસ મળે છે પણ આ મોસમમાં એનો પાક વધારે થાય છે. અમલસાડમાં ચીકુની વાડીઓ વધારે છે અને એ ફળો મુખ્યત્વે કરાંચી બંદરે ચડે છે.

શાકભાજીમાં પલવળ, રિંગણાં, કારેલાં, ગુવારફળી, ભીંડા, ટમેટાં, ગીલોડાં, કંટોલાં, મરચાં, સૂરણ, કંદ, શકરિયાં, આદુ, અરઘ, કોબી, લિંબુ, કુદીનો વગેરે થાય છે. રેલવે ટ્રેનોની સારી સગવડ હોવાથી સુરતની શાક મારકેટના વેપારીઓ સવારે સાતની ટ્રેનમાં અમલસાડ ઊતરી શાકભાજી ખરીદી નવની ટ્રેનમાં ચાલ્યા જાય છે. અહીંથી કેટલીક વસ્તુઓ મુંબઇ પણ ચડે છે.

અહીંનો પ્રદેશ બાગાયત જરાયત બન્ને કહેવાય છે. આખો પ્રદેશ લીલોછમ ભાસે છે. એનું સૌન્દર્ય આંખને ઠારી દે છે. એ પ્રદેશ જોતાં જરૂર લાગે કે કુદરતે પક્ષપાત કરી પોતાની અમીદૃષ્ટિ આ પ્રદેશ ઉપર જ ઢાલવી દીધી છે. એટલું સૌન્દર્ય રેલવે ટ્રેનમાં બેઠાં બેઠાં પણ નિહાળી શકીએ છીએ.

ત્રીજો વિભાગ કોળી વિભાગ છે. એ પ્રદેશ ખાંજણનો હોવાથી જમીન થોડા પ્રમાણમાં

છે. તેમાં ડાંગર, જુવાર અને કપાસ છૂટાં છવાયાં થાય છે. અહીંના લોકો મોટે ભાગે પરદેશ ખેડે છે. એટલે એમનામાં ઊજળિયાત કોમ જેવી સુઘડતા અને બુદ્ધિ છે. અનાવિલ અને પાટીદાર વિભાગના કોળીઓ અને એમનામાં આસમાન જમીનનો ફેર છે. બાકીના લોકોમાં કેટલાક વહાણવટું અને કેટલાક માછલીનો વેપાર કરે છે. ખજૂરાંનો પાક અહીં ખૂબ છે. પૂ. ગાંધીજીની કૂચ પછી ઘણુંયે ખજૂરાંનો નાશ થયો છે. અહીંની કોમ ખૂબ સાહસિક છે. પ્રાચીન કાળમાં અહીં મોટામાં મોટા ખલાસીઓ વસતા. અંગ્રેજ સરકારના આવ્યા પછી એ લોકો અને ગામડાંઓ પાયમાલ થઇ ગયાં. ૧૯૧૯થી જ એ વિભાગ ગાંધીવાદી બન્યો. દિવસે દિવસે એ ભાવના વધતી ગઇ. કરાડીમટવાડમાં રાષ્ટ્રીય શાળા સ્થપાઇ, અને બહિષ્કારના સૂત્રે એ પ્રજા ઉપર ઊંડી છાપ પાડી. પાંચાભાઇ પટેલે ટેક ખાતર સત્યાગ્રહ કર્યો. ૧૯૨૧માં એ જમીન જપ્ત કરાવી લેનાર ધણીથી એ જમીન ન પચાવાઈ. એ જમીન ગામની બની અને એના ઉપર રાષ્ટ્રધ્વજ ફરકયો. એ બુઢ્ઢાના પ્રતાપે કરાડી-મટવાડ આજે જગપ્રસિદ્ધ બન્યું.

રાષ્ટ્રીય શાળાએ કાંઠાની પ્રજામાં જાગૃતિ આણી. ૧૯૨૯ માં ત્યાંના યુવકોએ દારૂ-તાડીનું શાંત પિકેટીંગ કર્યું. બે ત્રણ ભાઇઓ જેલમાં ગયા. દરબારી સાધુ અને શાળાના આચાર્ય મણિભાઇ આગેવાન બન્યા આ પ્રદેશનું શાંત પિકેટીંગ જોઈ, મહાદેવભાઇ અને સરદાર એ પ્રદેશ જોવા આવ્યા. વાતાવરણ જોઇ તેઓ ખુશ થયા અને એમના પર ઊંડી છાપ પડી. એ ઊંડી છાપનું પરિણામ તે દાંડીનું કુરુક્ષેત્ર—એટલે ગાંધીજીની દાંડીકૂચ માટે પસંદગી.

દાંડી, કરાડી-મટવાડથી બે ત્રણ માઇલ દૂર છે. દાંડી હવા ખાવાનું સ્થળ છે. અહીં મીઠાના અગરો નથી પણ કુદરતી મીઠું પાકે છે. ગાંધીજી દાંડી આઠ દિવસ રહ્યા પછી કરાડી-મટવાડની અહિંસક ભૂમિમાં સ્વરાજ્યસ્મારક રાષ્ટ્રીય શાળાની જમીનમાં ઝૂંપડી નાખી પડયા ત્યાંથી એક કારમી રાત્રે સરકારે તેમને યરોડાની દિવાલમાં પૂર્યા.

સંધિ થતાં લોકો શાંત થયા અને પોતાના કાર્યે વળગી પડયા. લડાઇ સળગતાં સરકારે પોતાનો લોખંડી પંજો મારી અહીંના કાર્યકર્તાઓને ઉપાડી લીધા. આજે અહીંનો મોટો ભાગ જેલમાં છે.

એ વિભાગમાં રેંટિયા ચાલે છે, તાલુકાના ઊજળિયાત વર્ગ કરતાં અહીંના લોકોમાં ખાદીનું પ્રમાણ વધારે છે. અહીંની બહેનો ખૂબ હિંમતવાન અને સહનશીલ છે, કોઇથી ઊતરે એવી નથી. ધરાસણાના ધર્મયુદ્ધમાં તરસ્યા સૈનિકોને સિપાઇઓની હારો ભેદી પાણી પાવાનું સાહસિક કામ એમણે સુંદર રીતે પાર પાડયું હતું. એ પટલણો જો માથામાં એક મુક્કી મારે તો નબળા પોચાને જમીનમાં જ પેસાડી દે, એવી મજબૂત છે.

અહીંની ઊજળિયાત કોમ આ વર્ગને નીચ કોમ માને છે, પણ એમને એ શબ્દોથી સંબોધવા એ હું ચોખ્ખો અન્યાય જ માનું છું. એ લોકોનાં ઘરો અને બારણાં ખૂબ સ્વચ્છ રહે છે, ઊંચી કોમના માણસોને એમને ત્યાં ખાતાં સૂગ ચડતી નથી. છાપરાં અને કલ-મ(?)માં પણ કોળીઓ વસે છે. અહીંના કોળીઓ કરાડી-મટવાડના જેવા સુઘડ, સ્વચ્છ અને બુદ્ધિશાળી નથી એનું મુખ્ય કારણ એ ઊજળિયાત કોમો વચ્ચે વસેલા છે. એમનો મુખ્ય વેપાર 'ખજૂરાં' રાખવાનો છે, અને બાકીનાઓ ગાડાં ભાડે ફેરવે છે.

આ તાલુકામાં ઉનાળામાં ખેતી માટે તળાવનું પાણી પહોંચી શકતું નથી, જેથી કુવામાં કોસ અગર રહેંટ નાખી પાણી લેવામાં આવે છે.

અહીંના લોકોમાં કેટલાક શબ્દો વિશેષ વપરાય છે જે સામાન્ય રીતે ગુજરાતીમાં પ્રચલિત નથી. તે નીચે આપું છું :

'પીરા'—કોઇ પણ વ્યક્તિ માટે સંબોધન થાય છે. દાખલા તરીકે 'પીરા આમ આવ' અગર 'અલ્યા' આમ આવ.

'મેથિયાં'—આ એક પ્રકારની કેરીના તીખા અથાણાનું નામ છે. કોઇ માણસ કોઇને ત્યાં ખાલી ફરવા જાય છે, ત્યારે વિનોદમાં કહે કે 'કેમ આવ્યો?' 'મેથ્યાં ખાવા!' લગભગ આ શબ્દ આવી રીતે ખૂબ પ્રચલિત છે.

'પાકાં કેરાં' (કેળાં)—આ શબ્દ પણ ઉપર પેઠે એટલો જ ઘરગથ્થુ છે. 'શું પાકાં કેરાં ખાવા આવ્યો? લે, લે, પાકાં કેરાં!' વગેરે વગેરે. અણુછાજતા શબ્દ તરીકે પણ વપરાય છે.

'લૂમ'—એટલે કોઇ પણ વસ્તુનો ઝૂમખો. એ પણ એવી જ રીતે વપરાય છે: 'શું લૂમ ખાવા આવવાનો?'

આ ઉપરાંત કેટલાક શબ્દો છે જે અહીં અપાય એવા નથી. કેળવણી અને સંસ્કારના અભાવે ભાષા જ વાસનામય બની ગઇ છે. વાતોની શરૂઆત અહીંના લોકો મોટે ભાગે અણછાજતા શબ્દોથી જ કરે છે. 'સ' નો 'હ' તો સુરત જિલ્લાનો વંશપરંપરાનો હક્ક છે એટલે એ વિશે લખવાની જરૂર રહેતી નથી.

અહીંના લોકોનું સામાન્ય વ્યસન બીડી છે. બાળકથી માંડી ઠેઠ ઘરડા સુધી તમામ લોકો અને વર્ગ એ વ્યસનમાં ફસાયેલાં છે. દુબળા, નાયકા, ઢેડા જેવી નીચ મનાતી કોમોમાં, સ્ત્રીઓ પણ બીડી ફૂંકે છે. એમાં એ લોકો મઝા અને નવરાશનો આનંદ માને છે. બજારૂ બીડી તો શોખીન ભાયડાઓ વાપરે છે. એવી સો-બસો બીડી તો અહીંના લોકોના હિસાબમાં જ નથી. એમની બીડી સાધુ મહારાજની ચલમ જેવી જાડી અને લાંબી હોય છે, જેને અહીંના લોકો ટોંટ કહે છે. ગપ્પાં મારતાં મારતાં તે ઘણો વખત સુધી ચાલે છે. અહીંના લોકો આળસુ કે ઠંડા નથી, પણ ગમે ત્યારે ટોંટ વાળ્યે જ, અને ફૂંક્યે જ જાય છે. નવરાશના વખતમાં ફળિયાના બધા લોકો ગમે તેના ઓટલા ઉપર એકઠા બેસી, ટોંટ વાળતા, ગપ્પાં મારતા હોય છે. એમનાં એ ગપ્પાં ઘણેભાગે કર્કશ અને કોયલી ભાષાનાં હોય છે. ચોમાસામાં ખેડૂતોને મોટે ભાગે નવરાશ મળે છે એટલે તહેવારના દિવસો ખૂબ આનંદથી ઉજવે છે.

ઉચ્ચ કોમમાં બીડી ઉપરાંત ચાનું વ્યસન ખૂબ મોટું છે. સવાર અને બપોર બે વખત ચા નિયમપૂર્વક પીવાય છે. ઉપરાંત મહેમાનો અગર કોઇ મળવા આવે તેને માટે કીટલી તૈયાર જ હોય છે. કોઇને ત્યાં કોઈ મળવા જાય તો 'ચાય' અને બીડી સ્વાગતનું પ્રથમ માન મેળવે છે. લોકો મોટે ભાગે ઉદાર અને લહેરી છે. પાન કોઇ કોઇ ઘરોમાં વપરાય છે. ખરું જોતાં ચાએ આ તાલુકાનું સત્યાનાશ વાળ્યું છે.

નીચ કોમોમાં ચા અને બીડી એટલા જ પ્રમાણમાં છે. ઉપરાંત સાંજે દારૂતાડી તો ખરાં જ. ઘરમાં ખાવાનું ભલે ન હોય, પણ એક ગ્લાસ દારૂ કે એક ઘડિયું તાડી વિના ન ચાલે. આમ આ તાલુકો વ્યસનથી ચોતરફથી જકડાયેલો છે. અને ખૂબ પૈસાની ખુવારી એ માર્ગે થાય છે.

તાલુકાના ગામનું દરેકે દરેક ફળિયું ઊંચા ટેકરા ઉપર વસેલું હોય છે, જેથી વર્ષાઋતુમાં રેલથી ઘરોને અડચણ ન થાય. કુદરત વરસાદ પણ આ તાલુકાને જોઇતો જ બક્ષે છે.

અનાવિલ, પાટીદાર, કોળી ઉપરાંત વાણિયા, સુતાર, લુહાર, દરજી, અસ્પૃશ્યો, દૂબળા વગેરેની તાલુકામાં વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં છે. તેમાં અનાવિલ અને પાટીદાર એ મોટી અહીંની ઊજળિયાત અને જમીનદાર કોમ છે. એ બન્નેમાં પાટીદાર કોમ વધુ માલદાર ગણાય છે, એ પાટીદાર કોમનાં ઘરો જ સાબીત કરી આપે છે. એમનાં ઘરો ખૂબ સ્વચ્છ હોય છે. તેમાં ઓરડા હોતા નથી છતાં તેમાં હિંદુઓનાં સંયુક્ત કુટુંબો રહે છે. ઢોરને ઘરમાં જ બાંધે છે અને તેની અને માણસોના વાસની વચ્ચે પણ ભીંત હોતી નથી. સારું છે કે સ્વચ્છતાને લીધે મચ્છર કે ગંદકીનો ઉપદ્રવ ત્યાં થતો નથી. પાટીદાર–સ્ત્રીઓ ખૂબ મહેનતુ અને ચાલાક હોય છે. મળસ્કે ચાર વાગે ઊઠી, નાહી ધોઇ રસોઇ કરી જમી સવારના પહોરમાં ખેતરે ચાલી જાય છે. ખેતીનું કામ કરી સાંજે ચાર પાંચ વાગે પાછી ફરે છે અને સાંજનું ભોજન બનાવે છે. આમ પુરુષોને શરમાવે એવાં શારીરિક કામો અહીંની પાટીદાર–સ્ત્રીઓ કરે છે. એમનાં શરીર હૃષ્ટપુષ્ટ અને ભરાવદાર હોય છે. અનાવિલોનાં ઘરો મધ્યમ હોય છે. તેમાં ઓરડા–ઓરડીઓ હોય છે. ઢોરને બાંધવાનાં કોઢાળાં ઘરથી તદ્દન અલગ હોય છે. એ લોકોનો મોટો ભાગ મજૂરો મારફત ખેતી કરાવે છે. અલબત્ત, કેટલોક વર્ગ જાતે પણ મહેનત અને કામ કરી લે છે. એમની સ્ત્રીઓ પણ ખૂબ મહેનતુ હોય છે.

પાટીદારોનો સ્વભાવ ઘણો જ માયાળુ અને મળતાવડો હોય છે. બારડોલીના ખેડૂતોની અસર એમને ખૂબ થઇ છે.

અનાવિલ કોમ જાહેર કોમ મનાય છે. સ્વતંત્રતા એમનો મુદ્રાલેખ છે. બુદ્ધિ, શૌર્ય અને સાહસ એમનાં જ કહેવડાવે છે. જે કામ હાથમાં ધર્યું હોય તેને સુંદર રીતે પાર પાડી શકે છે. કેળવણીમાં પણ ઉપલો નંબર રાખે છે. આટલા સુંદર ગુણો એમનામાં છે, છતાં એમનું અભિમાન એમને અદ્ધર રાખે છે. કુસંપ અને ઈર્ષ્યાગ્નિ કોમને બાળી રહ્યાં છે. પંચ કે મહાજન જેવું કશું એ કોમમાં નથી; કારણ કોમની દરેકે દરેક વ્યક્તિ પોતાની જાતને મહાન માને છે. નૈતિક સિદ્ધાંત પ્રત્યે એઓ શિથિલ છે એમ કંઇક અંશે કહી શકાય. ખેતીવાડીનું એમનું જ્ઞાન સુંદર છે, પણ લાકડી પકડી શેઠ બનવાની ટાનને ખેતી આજે ઉચ્ચ કક્ષા પર ચડી નથી. એમના હાથ નીચે વસતી તમામ કોમો એમના અન્યાયની ફરિયાદ કરતી હોય છે. એમનો હિસ્સો દરેક બાબતમાં ઠીક ઠીક મનાય છે. એમનામાં દેસાઇ કોમ ઊંચી મનાય છે અને તેમની વસ્તી મુખ્યત્વે ખરસાડમાં છે.

રાનીપરજ કોમ અહીં નથી, પણ એવી જ દૂબળા નામની કોમ અહીં રહે છે. તેઓ ખેડૂતોને ત્યાં તેમની જમીનમાં છાપરાં બાંધી રહે છે. દરેકે દરેક ખેડૂતની વાડીમાં બબ્બે ત્રણ ત્રણ દૂબળાનાં કુટુંબો પાળેલાં હોય છે. મુખ્યત્વે એમના માલેક અનાવિલો અને પાટીદારો જ હોય છે. એમના માલેકને એઓ 'ધણિયામા' કહે છે. (અહીંની પ્રાથમિક શાળાના શિક્ષકો ચીફ્રીટ્સ અગર પરીક્ષા લેવા આવનાર પોતાના ઉપ્સ્પીને લોકો આગળ મસ્તકમાં 'અમારે ધણિયામો' આજે નિશાળ તપાસવા આવવાનો છે એમ કહે છે.) દૂબળાઓની સ્થિતિ છેક લંગોટભેર તો નથી જ, પરંતુ દારૂ–તાડીના વ્યસને એમને મૃતપ્રાય કર્યા છે. ખોરાક સિવાય એમને ચાલે, પણ દારૂ–તાડી વિના ન ચાલે એવી એમની માનસિક

વૃત્તિ થઇ પડી છે. એમના 'ધણિયામા' એમના ઉપર પૂરેપુરો કાબુ મેળવે તો જરૂર એઓ સુધરે, પણ જોઇતો કાબુ એમના ઉપર નથી. આ કાબુ જો ચોક્કસ રાખવામાં આવે તો દારૂ–તાડીનો પ્રશ્ન પણ આ તાલુકામાંથી જરૂર દૂર થાય.

તાલુકામાં પ્રાથમિક કેળવણી માટે લોકલ બોર્ડની ચાલતી નિશાળો છે. ઉપરાંત અંગ્રેજી શાળા માટે ત્રણે વિભાગને પહોંચી વળે એવી ત્રણ મોટી શાળાઓ છે. ખડસૂપા, અષ્ઠામા અને અમલસાડ. ખડસૂપા એ. વી. સ્કૂલમાં પાંચ ધોરણો છે. શાળાનું પોતાનું મકાન છે અને સ્થાયી ફંડ છે. શાળાના હેડમાસ્તરના પ્રયાસે શાળા સારી ચાલે છે. એ શાળામાં પાટીદાર કોમનું જ ફંડ છે. સુરત જિલ્લામાં એ શાળાનો નંબર ઊંચો આવે છે.

અષ્ઠામાની હાઇસ્કૂલ પહેલાં ત્યાંના સ્થાનિક વતનીઓની મદદથી ખૂબ સરસ ચાલતી હતી. પાછળથી એ કંઇક કારણોના લીધે તૂટી અને હાલ હેડમાસ્તરના પ્રયાસથી શાળા ઠીક ઠીક ચાલે છે. શાળાનું મકાન અને બોર્ડિંગ સ્થાયી મિલકત છે. ત્રીજી શાળા અમલસાડ. આ ગામ તાલુકાનું મધ્યસ્થ અને વેપારી ગામ હોવા છતાં અહીંની અંગ્રેજી શાળાની સ્થિતિ આજ વીસ વીસ વર્ષ થયાં અવ્યવસ્થિત છે. તેણે કેટલાયે પલટા લીધા છે, પણ હજી એ ગામ પાસે જેટલી આશા રાખીએ તેટલું કામ આ દિશામાં કોણ જાણે શાથી થઇ શક્યું નથી. હું માનું છું કે પૈસાનો પ્રશ્ન તો એ શાળાને નડે એમ નથી, પણ સંપથી–સહકારથી કામ કરતાં હજી આપણને હિંદીઓને આવડતું ન હોવાથી જ એ શાળા આજ સુધી પ્રગતિ કરી શકી નથી; બાકી એની ખીલવણી માટે જોઇતા બધા સંજોગો ત્યાં છે જ. ત્યાંના વેપારીઓ ધારે તો, એ સ્થળની મહત્તાને લીધે, ત્યાં એક આદર્શ વિનય મંદિર યા હાઇસ્કૂલ થઇ શકે.

તાલુકાનો મુખ્ય ખોરાક ચોખા અને જુવાર છે. ઘઉંનો ખોરાક તહેવારના દિવસોમાં વાપરવામાં આવે છે. સવારના નાસ્તામાં ચા અને જુવારનો રોટલો હોય છે. બપોરે કળાના ચોખા અને તુવરની અગર વાલની દાળનું 'ડખુ' હોય છે. (તુવરની પાતળી દાળને અહીંના લોકો ડખુ કહે છે.) સાથે સાથે છાશની કઢી હોય છે. દાળ ભાત સાથે શાક તો માલદાર કુટુંબ ખાય છે અને દાળ ભાત શાક રોટલી તો ખૂબ પૈસાદાર, શ્રીમંત કુટુંબો જ ખાય છે. બપોરે ટીફીનમાં એ વાગે ચા હોય છે. સાંજે જુવારના રોટલા અને શાક હોય છે. દૂધ માલદાર કુટુંબો અને ખેડૂતો જ વાપરે છે. આ જ તાલુકાનો મુખ્ય ખોરાક છે.

તાલુકામાં મહાજન ક્યાંયે નથી. કોમવાર પંચો છે. કોઈ ઠેકાણે કદાચ ગામનું મહાજન હશે. જે હશે તે બધું અસ્તવ્યસ્ત સ્થિતિમાં એટલે આ સ્થિતિમાં કોઇ પણ કોમ ઉપર કાબુ ટકી શકતો નથી. સહકારી મંડળી કે સોસાયટી જેવું કશું નથી, પણ તેની જગ્યા વાણિયાઓએ લીધી છે. તેમની વ્યાજખોરીથી ગરીબ ખેડૂતો ખૂબ હેરાન થાય છે, પણ એ વસ્તુ તો સાર્વત્રિક છે. આખી રાજ્યનીતિ બદલાયે નહિ ત્યાંસુધી આ અનિષ્ટ સુધરે તેમ નથી.

આ તાલુકામાંથી દેશી લાકડ પણ અમલસાડ સ્ટેશન ઉપર આવેલી સૉ મિલમાંથી વહેરાઇ જથાબંધ સાઇઝના રૂપમાં ગૂજરાત–કાઠિયાવાડમાં પહોંચે છે. હું જાણું છું ત્યાં સુધી ગૂજરાતમાં મોટામાં મોટી અને જૂનામાં જૂની આ એક જ સૉ મિલ છે.

આ તાલુકાનો કપાસ ભારતમાં ઊંચામાં ઊંચો મનાય છે. એ સુંદર કપાસને હાથે પીંજી, પીલી, સુંદર કાંતે તો જરૂર આખો તાલુકો સ્વાવલંબી બને. કારણ, માણસને ખાવું

અને પહેરવું એ બે વસ્તુની જરૂર છે અને એ બન્ને વસ્તુ અહીં સુંદર રીતે પાકે છે, પણ વ્યવસ્થાના અભાવે એ તાલુકો એ બાબતમાં પરતંત્ર બન્યો છે. રેંટિયા અને શાળો કોઇ કોઇ ગામે ચાલે છે. અમલસાડ અને નવસારીમાં મિલ અને વિદેશી કાપડની દુકાનો છે તે માર્ગે તાલુકાના પૈસા તાલુકાની બહાર જતા અટકાવવા નવસારીમાં અખિલ ભારતીય ચરખાસંઘ ખાદી ભંડાર ખોલવામાં આવ્યો છે.

તાલુકામાં લોકપ્રચલિત નૃત્ય અને વાદ્ય હરકોઇનું ધ્યાન ખેંચે એવાં છે. એક તો 'ઘેરિયા' અને બીજું 'તૂર.' 'ઘેરિયા' અહીંના કોળીલોકો દિવાળી, દેવદિવાળી અગર હોળી ઉપર રમે છે. ઘેરિયા એ રમત છે, જ્યારે તૂર શૌર્યોત્તેજક વાજિંત્ર છે. ઘેરિયામાં બત્રીસથી ચાળીસ માણસોનું ટોળું હોય છે. તેઓ સારાં સારાં કપડાં અને ઘરેણાં પહેરી કેડે બળદના ઘૂઘરા બાંધી એક હાથમાં રમવાનો દાંડો (રાસના દાંડિયા જેવો) અને બીજા હાથમાં મોરની પિંછીનો લાંબો ઝુંડો રાખે છે અને તેની વચમાં મોઢું જોવા આયનો રાખેલો હોય છે. દરેક રમનારના માથા ઉપર ફેંટો હોય છે. પખાલ અને ઢોલ પણ સાથે હોય છે. આ બધું વગાડતાં વગાડતાં નાચતા નાચતા, એ ઘેરિયાઓ યાત્રા અગર દિવાળીના ટાણે ગામના દરેક પ્રતિષ્ઠિત ગૃહસ્થને ત્યાં જઈ ઘેરિયા રમે છે. તેમાં નીચેના પ્રકારના રાસો ઉતારે છે. (કોઇના ઘરે ગયા હોય ત્યાં બોલાતો રાસ ઘરના ધણીનું નામ જે હોય તે પ્રમાણે બોલાય છે—નરસિંહ, પરાગ, પેમા વગેરે ) આ રાસને એ લોકો પરવાડો કહે છે.

રાસ

હમરેખ, ઘોડીયા, હમરેખ ઘેરીયા
તારો ભાઇ ને મારો ભાઇ
હા રે હે હમં ભાઇ
હમરેખ ઘોડિયા, હમરેખ ઘેરિયા×
નરસિંહ રે ભાઇ, ઘોડિયે ચઢીયા,
ઘોડિયે ચઢીયા ભીલા ભીલ, ઉપર ઓઢાયળા લીલા ચીર
નીલ ઘોડીની લાલ પઢાણ, ભાઇની ઘોડી ખાહે ઘઉં
ભાઇની ઘોડી ખાહે ઘઉં, શેરીઆ લોકો વખાણે ઘણું.
ભાઇનામાં લડવાનો કોડ, બબ્બે ઘોડી રાખે જોડ,
એક ઘોડી થાકી જાય, બીજી તો અસ્વાર થાય
થાકી ઘોડી નાખે ઝીણ, વરાઢે ઉતારી જીન
પારડી પાનેરા ઇંટ, તાંવારી ઘોડાને ઠેઠ.
પાર નદીમાં ઘોડા ધુએ, ઉપરવાડી લોકો જુએ.
ઉપરવાડી લોકો જુએ, રખે ગામ જુઓ
જેવી સોપારી ફાળ તેવી ઘોડી રાતી લાલ.

આ ઉપરાંત પરવાડા ઘણાં લાંબાં હોય છે. જગ્યાને અભાવે અને આખો પરવાડો આવડતો ન હોવાથી છોડી દઉં છું. આવા તો એના ઉપર ઘણા પરવાડા એ લોકો ગાય

× ઘોડિયા અગર ઘેરિયા બન્ને તે બોલે પણ ખરો શબ્દ ઘોડિયા.

છે. જ્યારે આ ઘેરિયાની રમત ચાલુ હોય અને આપણે પ્રેક્ષક તરીકે જોતા હોઇએ ત્યારે આપણને પણ એ ઘેરિયા રમવાનું ઘડીક મન થઇ જાય. ખરેખર, એક મારા અમદાવાદના પ્રકાશક મિત્ર ઘેરિયાંની એ રમત જોતાં જોતાં તેમની પાછળ પાછળ નાચવા લાગેલા. એમાં અજબ મોહિની છે. તાલ, નૃત્ય અને પગ સરખા પ્રમાણમાં જ પડે છે. જે ઘેરિયા વખતે મારા પ્રકાશક મિત્ર નાચેલા તે અંબેશ્વરના મંદિર આગળ યાત્રામાં સીતાનો પરવાડો ગવાતો હતો. તેમાં સીતાનો જન્મ, સ્વયંવર, વનવાસ સીતાહરણ, અયોધ્યા અને છેવટનો વનવાસ, અને દેહત્યાગ વગેરે આવી જાય છે. જાણ ખાતર શરૂઆતની બે ચાર લીટી આપું છું:—

હમરેખ ઘેરિયા,
તારો ભાઇ ને મારો ભાઇ
રમ રે ઘેડિયા મારો પરવાડો દેખાડું ગાય.

( શરૂઆત સીતાનો પરવાડો )

સુખડના વાત વેરાય, તેની પર પેટી ઘડાય
ઘડી પેટી, સફ્ફર કીધી, દરિયામાં ઉતારી દીધી.
દરિયાએ તો કીધી લ્હેર, પેટી આવી આપણી પેર
ગામના માછી બોલાવો એ પેટીને તો કઢાવો
ગામના સુતાર બોલાવો પેટીનાં તાળાં તોડાવો
પેટી તાળાં તોડિયાં અને આવો રાજા જુઓ તમે
આવો રાજા જુઓ તમે મહીં તો નાનું બાળક રમે.

વગેરે વગેરે સીતાનું વર્ણન આવે છે. અહીંની અભણ કોળી કોમના આ પરવાડા જોડેલા હોવાથી સ્વાભાવિક રીતે ભાષા અશુદ્ધ જ રહે છે. આવા તો ઘણા પરવાડાઓ એઓ ઘેરિયા રાસમાં ગાય છે. સમય મળ્યે એ ઉતારવા કદાચ પ્રયાસ કરીશ. ખરેખર, આ ઘેરિયાનો નાચ, દરેક કળાકારે જોવો જ જોઇએ.

હવે લઇએ તૂર. આ તો ખરેખર શૂરવીર વાજિંત્ર છે. ગમે તેવા આળસુ માણસમાં એ વાજિંત્રનો નાદ સાંભળતાં અજબ પ્રકારનું ચેતન અને શૌર્ય રેડાય. ઘણે ભાગે અહીંના દૂબળાઓ લગ્નપ્રસંગે અગર તહેવારના દિવસે એ વગાડે છે. એમાં એક માણસ પખાજ વગાડે છે અને બીજો માણસ હાથમાં કાંસાની થાળી અને બીજા હાથમાં દાંડિયો લઈ તે થાળી પર પખાજના તાલ પ્રમાણે ઠોકે છે અને બીજી ત્રણ ત્રણ માણસની બે કે ત્રણ ટુકડીઓ તે તાલ પ્રમાણે પગોના તાલ આપી નાચે છે. પખાજવાળાઓ અને થાળીવાળો પણ તાલબદ્ધ ઢબસર પોતાનો પગ નૃત્ય પેઠે મૂકે છે. પેલું ઝણઝણતું જોડું પછી સ્ત્રી હોય કે પુરુષ એક એકના ખભા પર હાથ મૂકી વાજિંત્રનાં તાલને પગથી તાલ આપે છે. આવું આ શૂરવીર નૃત્ય આંગ્લ પ્રજાએ પણ પસંદ કર્યું છે, વડીલોના મોંએ સાંભળ્યું છે કે એક પ્રસંગે એક અંગ્રેજે અંગ્રેજી વાજાંની પડઘમની હરિફાઇમાં આ તૂરની પખાજને મૂકેલી. થોડી જ વારમાં અંગ્રેજી વાજાંની પડઘમ ફાટી ગયેલી અને તૂરની પખાજ જીતેલી. એનું ખરું રહસ્ય અને શૂરવીરતા તો અનુભવે જ સમજાય. ગુજરાતે પોતાનું નૃત્ય

ખીલવવું હોય તો આવાં લોકનૃત્યોની કદર કરવી જોઇએ અને તેનો પુનરુદ્ધાર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

અમલસાડની અડધો માઈલ દૂર અંબેશ્વર મહાદેવનું દેવળ છે. રેલવે નીકળ્યા અગાઉ એ સ્થળ યાત્રાનું મોટું ધામ હતું. આગલા ભાગમાં આવેલા હારબંધ ૮૪ થાંભલાઓ જ એ દેવળની ભવ્યતા દર્શાવતા, એવી એની દંતકથા છે. આગગાડીના કાળે એને ભસ્મીભૂત કર્યું. દંતકથા દર્શાવે છે કે રેલવે લાઇન નાખતી વખતે એ દેવળ તોડ્યા પછી રામ-લક્ષ્મણની મૂર્તિ તોડવા ગોરા લોકો પધારેલા. રાત્રે તે તંબુ પાછળ ભમરાઓ વિંટાઇ વળ્યા અને ગોરાઓને હેરાન કર્યા. સ્વપ્નાં આવ્યાં: આ મૂર્તિ તોડતા નહિ. આથી એ ભાગ તોડવામાં આવ્યો નહિ અને રેલવે લાઇનને સહજ વળાંક આપવો પડ્યો. પાછળથી એ દેવળ કોઇ વણજારાએ બંધાવી આપ્યું હતું. એ દેવળની મુલાકાતે ઘણા યે જાત્રાળુ આજે આવે છે.

તાલુકો નિહાળતાં જાણે બારે માસ વસંત જ વિહરતી ન હોય એમ લાગે છે. સવારના સૂર્યોદય અને ખુશનૂમા પવનથી કવિને કલ્પના અને વિચારના અંકુરો સ્ફૂરે છે. મધ્યાહ્નનો તાપ ઝાડો અને ખેતરનાં પાણી ખેંચી લે છે; એટલે કળાકારને પરમ શાંતિ જ મળે છે. સૂર્યનાં કિરણો ઝાડોનાં પાંદડાંને ભેદતાં પૃથ્વી ઉપર પડીને શીતળ જમીનને ચાદરથી આચ્છાદિત કરે છે. સાંજનો સૂર્યાસ્ત કળાકારને કુદરતી રંગોનું આહ્વાહન કરી સાચી કળાની પ્રેરણા અર્પે છે. એક વખત કળાકારો, સાહિત્યકારો, ફિલસૂફો, કવિઓ સર્વેને કહી દઉં કે તમારી કળા, કલ્પના અને આદર્શોને મૂર્તિમંત સ્વરૂપમાં જોવાં હોય, તમારી પ્રેરણાને સાચા સ્વરૂપમાં નિહાળવી હોય તો એક વાર આ કુદરતી ભૂમિનાં દર્શન કરો, અહીંના અમૃતપાકનો સ્વાદ ચાખો. ખોટી કલ્પનાને સ્થાન ન આપતાં કુદરતની સાચી કલ્પનાને નિહાળી તમારી કૃતિમાં એમને અનોખું સ્થાન આપો.

મગનલાલ કેસુરભાઈ મીસ્ત્રી

# સ્વૈરવિહાર

## સાંખ્ય શાસ્ત્ર

### ૧ ઉત્થાનિકા

ઘણીએ વાર પ્રસ્થાનના તંત્રીઓએ, પ્રકાશકે અને પ્રસ્થાનના એક બે વાંચનાર મિત્રોએ કહ્યું કે 'ભાઇ, સ્વૈરવિહાર કેમ આવતો નથી ? જરા લખોને !' પણ દરેકને અત્યાર સુધી ગમે તેવા જવાબ આપી વિદાય કરી દીધા. ઘડીમાં કહ્યું હું માંદો છે, ઘડીમાં—પેલા વરૂ અને ઘેટાની વાતની પેઠે—કહ્યું કે મારો ભાઇ માંદો છે, ઘડીમાં ભત્રીજો માંદો છે, ઘડીમાં ભત્રીજી માંદી છે, ઘડીમાં છાપખાનાવાળાનાં છોકરાં માંદાં છે, એમ કહી કહીને ઉડાવ્યા કર્યું. એ લોકો મનમાં તો જાણતા હશે કે આ બધાં ખોટાં બહાનાં છે, પણ કાંઇ એ લોકો પૈસા નથી આપતા કે બહાનાં ખોટાં છે એમ મને મોઢા ઉપર કહી શકે. એટલે આપણે ટગાવ્યા કરતા હતા. માણસને ટગાવવામાં પણ એક મજા આવે છે. પણ હવે સ્વૈરવિહાર લખ્યા વિના ચાલે તેમ નથી. ઘરમાં વીંછી નીકળ્યો હોય તો બધા સાંણસી, ચીપિયો, ખાસડું, જે મળે તે લેતાક ને શૂરા થતા આવે, પણ સાપ નીકળ્યો હોય તો 'જવા દો, જવા દો, એ તો એની મેળે ચાલ્યો જશે. એ તો ચંપાય તો જ કરડે' એમ ફિલસૂફી ડોળતા છેટા ખસી જાય, તેમ ભારે દબાણ થાય ત્યારે એ બધી માંદગીઓ સાચી હોય તોપણ મન વાળવું પડે કે 'ભાઇ હોય, એ તો ઘર હોય ત્યાં કચડપાપડ ચાલ્યા કરે. તેથી કાંઇ કામ અટકાવી દેવાય છે !'

હવે તો લખ્યા વિના છૂટકો જ નથી. કારણકે હજી પણ ન લખું તો કદાચ સરકારનું છૂપી પોલિસખાતું એમ માને કે મહાસભાના કોઇ ફરમાનને અનુસરીને મેં સ્વૈરવિહારની હડતાલ પાડી છે. અને એ ગુનો સાબીત થતાં વાર લાગે તેમ નથી. દાખલા તરીકે કોઇ પણ મહાસભાના નામની પત્રિકામાં એમ હોય કે રેલવે મુસાફરી ન કરવી, એરોપ્લેન મુસાફરી ન કરવી તો પછી એ પત્રિકા મહાસભાના કોઇ ખરા અધિકારીએ કાઢી કે નહિ એમ સાબીત કરવાનું નથી રહેતું. હિન્દુ વિષે એવી એક વ્યાખ્યા છે કે જે પોતાને હિન્દુ કહે તે હિન્દુ. નહિતર હિન્દુની વ્યાખ્યા જ કરી શકાતી નથી. તેથી આગળ જઇ કોઇએ કહેલું છે કે કોઇને હિન્દુ કહે ને તે આસામી ના ન પાડે તો તે હિન્દુ. પણ મહાસભાની બાબતમાં તો એથી પણ આગળ જઇને એવું ઠર્યું છે કે સરકારી પોલીસ કોઇને મહાસભાનો

માણસ કહે, પછી તે માણસ ના પાડે તોપણ, તે મહાસભાનો ઠરી ચૂક્યો. એટલું જ નહિ, પણ કોઇ પણ કાર્ય પણ તમે ગમે તેટલું મહાસભાથી સ્વતંત્ર રીતે કરતા હો છતાં તમને પોલીસ કહે કે એ કાર્ય મહાસભાના કાર્યક્રમ અનુસાર કર્યું છે તો તે એમ ઠરી ચૂક્યું. એટલે મહાસભાની ગણાતી પત્રિકા મહાસભાના અધિકારીની ન હોય, તે પત્રિકામાં માત્ર રેલવે કે એરોપ્લેન વિહાર કરવાની જ ના પાડી હોય, સ્વૈરવિહાર સંબંધી કશું ન લખ્યું હોય, છતાં પોલીસ એમ કહે કે સ્વૈરવિહાર પત્રિકાને આધારે બંધ કર્યો છે તો સ્વૈરવિહાર બંધ કરવાનો ગુનો થઇ ચૂક્યો, સ્વૈરવિહારીને જેલમાં જવું જ પડે. એટલે સ્વૈરવિહાર ન લખું તો ગુનો થઇ જવાનો ભય છે. માટે સ્વૈરવિહાર લખવો જ જોઇએ. પણ લખવામાં કેટલીક મુશ્કેલીઓ છે. અલબત સ્વૈરવિહાર લખવાને મારી પાસે કશી જ વસ્તુ નથી. પણ કબુલ કરું છું કે તે મુશ્કેલી નથી. સ્વૈરવિહાર માટે વસ્તુની જરૂર જ હોતી નથી. જેમ ઘણા કવિઓને કશું કવવાનું ન હોય છતાં કવિતા કરવાનું મન થઇ જાય છે, જેમ 'ઊગતી જુવાની'ની એક મુગ્ધાને અમુકને પરણવું એવી ઇચ્છા વિના જ પરણવાનું મન થઇ જાય છે, તેમ મને શું લખવું તે નક્કી કર્યા વિના જ સ્વૈરવિહાર કરવાનું મન થઇ જાય છે. એટલે વસ્તુ હોય કે ન હોય એ મુશ્કેલી કદી હતી નહિ, છે નહિ પણ આ તો જેમ વેપારીઓને સોદો ન થતો હોય, માલ ન ખપતો હોય, વેપાર કરવાની ઇચ્છા ન હોય, છતાં દુકાનો ઉઘાડી રાખવાની ફરજ પડે છે એમ મને સ્વૈરવિહાર કરવાની ઇચ્છા ન છતાં સ્વૈરવિહાર કરવો પડે છે. (આ પારીગ્રાફ જરા ફરી વાંચી જુઓ. કોઇ વાર સાહિત્યમાં 'પણ' શબ્દ વધારેમાં વધારે વાર વાપરવાની હરીફાઇ ચાલે તો સ્વૈરવિહારીને ઇનામ મળવાનો થોડો ઘણો પણ સંભવ છે.)

અને સ્વૈરવિહાર કરવા જાઉં છું ત્યાં ભય લાગે છે કે ક્યાંક ગેરકાયદેસર અથવા ગુનાહિત વાતો લખાઇ જશે તો! અત્યારે એવો કટાકટીનો પ્રસંગ આવી લાગ્યો છે જ્યારે સરકાર અને સરકારનાં કૃત્યો સિવાય કશું જ કાયદેસર છે, એમ કહી શકાય નહિ. સરકાર તો કાયદેસર છે જ, કારણ એને કાયદામાં 'કાયદેસર પ્રતિષ્ઠિત થયેલી સરકાર" વારંવાર કહેવામાં આવે છે. સરકાર કાયદેસર છે એમાં તો શકા જ નથી. તર્કશાસ્ત્ર ભણેલાઓને કદાચ પ્રશ્ન થશે કે તમે આમ કહો છો, પણ સરકારથી કાયદો છે કે કાયદાથી સરકાર છે? તો તેનો જવાબ એવો છે કે જેમ ઇશ્વરથી શક્તિ છે, અને શક્તિથી ઇશ્વર છે તેમ સરકારથી કાયદો થયો છે, અને કાયદાથી સરકાર પ્રતિષ્ઠિત થઇ છે. જેમ પરમ સત્ય ઈશ્વર પાસે છે, અને બીજી બધી બાબતો સત્ય છે કે નહિ તે ઈશ્વર નક્કી કરી આપે છે, પરમ નીતિમાન તો ઈશ્વર જ છે, અને બીજા બધા કર્મો નીતિવાળાં છે કે નહિ તે ઈશ્વર જ નક્કી કરી આપે છે, તેમ સરકાર પોતે કાયદેસર હોઇ, બીજી વસ્તુઓ એના ઠરાવવાથી જ કાયદેસર બની શકે છે. જેમ સૂર્ય કે ચન્દ્ર ઈશ્વરને પ્રકાશી શકતા નથી, પણ ઈશ્વરની પ્રભાથી તેઓ પ્રકાશે છે, તેમ કશી વસ્તુ પોતાથી કાયદેસર બનતી નથી, સરકારના ઠરાવવાથી કાયદેસર બને છે. જગતમાં જેમ મહાન સત્યો હમેશાં સત્ય જ હોય છે, છતાં પામર માણસ જાત કોઇક જ વખત તેના અમુક સ્વરૂપનું દર્શન કરે છે, તેમ સરકારનું આ સ્વરૂપ સ્વતઃ સિદ્ધ હોવા છતાં આવા ઓર્ડિનન્સના વખતમાં જ તે જોઇ શકાય છે. જેમ ઈશ્વરની સ્તુતિ કરતાં કહ્યું છે કે विपदः सन्तु नः शश्वत् यासु संकीर्त्यते हरिः । 'અમને હમેશાં વિપત્તિઓ પડજો જેમાં હરિનું કીર્તન થઇ શકે છે', તેમ હું પણ કહું છું કેઃ 'ઓર્ડિનન્સો હજો નિત્યે,

જેમાં સમજાય કાયદો.' અને જેમ ઈશ્વરને આપણે નીતિમાન કરુણાળુ વગેરે કહેવા છતાં તેનાં કૃત્યો નથી પારખી શકતા, તેને નેતિ નેતિ કહીએ છીએ, તેમ જ સરકાર ન્યાયી છે, કાયદેસર છે, બંધારણસર છે, પ્રજાને હિતકર છે, વગેરે જાણીએ છીએ છતાં તેનું સ્વરૂપ આપણને અગમ્ય લાગે છે. આજસુધી મૉડરેટ બંધુઓ સરકારને અને કાયદાને સંપૂર્ણ સમજતા હતા, પણ તેઓ પણ નેતિ નેતિ કહી સરકારનું અગમ્ય સ્વરૂપ હવે કબૂલ કરે છે. સરકારને હમેશાં સમજવાનો દાવો કરતાં છતાં આટલે વરસે તેમને સમજાયું કે સરકાર સમજી શકાય એવી નથી. જેમ ઈશ્વરનાં સગુણ નિર્ગુણ બન્ને સ્વરૂપ છે, તેમ સરકારનું પણ છે. અને શાસ્ત્રકારો કહે છે કે સગુણ સ્વરૂપ એ તો માયાવાળું છે, તેનું ખરું સ્વરૂપ નિર્ગુણ જ છે. જેઓ આ જગતનાં બંધનોમાં જકડાયેલા છતાં મુક્ત છે, જીવન્મુક્ત હોય છે, તે જ એ સ્વરૂપને પારખી શકે છે.

આ રીતે હું ઑર્ડિનન્સોના પક્ષનો છું. ઑર્ડિનન્સો એટલા બધા કાયદેસર છે કે તે કાયદેસર છે એમ કહેવાની જરૂર નથી. પણ મને એમ તો જરૂર લાગે છે કે સરકાર પોતે ઑર્ડિનન્સોની જરૂર છે એમ વારંવાર કહીને, તેનું વારંવાર સમર્થન કરીને, તેની સ્વતઃસિદ્ધતા ઓછી કરી નાંખે છે. ઈશ્વર જેમ પોતાનાં કાર્યોનું સમર્થન કરવા કદી નથી આવતો તેમ જ સરકારે પણ ઑર્ડિનન્સોનું સમર્થન કરવા ન નીકળવું જોઈએ. આ બાબતમાં મને સૅમ્યુઅલ હોર સાહેબ પોતે જ મોટામાં મોટી ભૂલ કરે છે એમ જણાય છે. પ્રથમ તો એમણે શરૂઆતમાં કહ્યું કે ધ કૅરેવન વિલ પાસ ઘો ધી ડૉગ્ઝ મે બાર્ક (ગુજરાતી ભાષામાં અંગ્રેજીનાં અવતરણો મૂકવાની આ છેલ્લામાં છેલ્લી રીત છે) કે એવા કંઈ અર્થનું એ જ મોટી ભૂલ કરી. એનો શબ્દાર્થ અને સૂચિતાર્થ બરાબર સમજીએ તો એવો અર્થ નીકળે કે કૂતરાં ભસે તેનો અમને વાંધો નથી. એટલે હિંદની પરિસ્થિતિમાં એનો અર્થ એવો થાય કે તમે તમારે બોલ્યા કરો, અમે અમારું કામ કર્યા કરીશું. પણ આમ કરીને હોર સાહેબે બોલવાની ઉર્ફે ભસવાની છૂટ આપી તે ભૂલ નથી કરી શું? હિંદ ાં છાપાંને બોલવાનો પણ હક ન જ આપવો જોઇએ. તેને બદલે તેમણે એમ કહ્યું હોત કે બ્હેન આઇ ઓપન માઇ લિપ્સ લેટ નો ડૉગ્ઝ બાર્ક. (અને જ્યારે હું મારું મોઢું ઉઘાડું ત્યારે કૂતરાંએ ભસવું પણ ન જોઇએ.) તો વધારે સારું થાત. અને સાથે સાથે શેક્સપિયરમાંથી અવતરણ આપ્યું કહેવાત. પહેલાંના રાજ્યદ્વારી પુરુષો ઇંગ્લંડના સાહિત્યમાંથી જેટલાં અવતરણો આપતા તેટલાં હવેના આપતા નથી તેમાં એક અપવાદ પણ થાત. અને અહીંનાં કૂતરાં સમજત કે ભાઇ ભસવાની મના છે. હમણાં તાજેતરમાં વળી એક બીજી ભૂલ કરી. જ્યારે હોય ત્યારે બેવડી રાજનીતિના સમર્થનમાં તેઓ બોલે છે. બેવડી એવી રીતે કે એક બાજુ સુધારા આપવાનું કામ ચાલે અને બીજી બાજુ કાયદા અને શાંતિ વિરુદ્ધનાં કાર્યો સાગે દમનનીતિ ચાલે! પણ આને બેવડી કહેવામાં જાણે એક પ્રકારનો વિરોધ સ્વીકારી લેવાય છે. આમાં બેવડું કે ત્રેવડું કશું છે જ નહિ. આપણે નાનાં છોકરાંને દવા પાવી હોય ત્યારે ખોળામાં લઈ હાથ પગ દબાવીને, મોંમાં વેલણ કે દાતણ ખોસીને દવા પાઈએ છીએ કે નહિ? ડાહ્યા દાક્તરો આટલું બધું નથી કરતા તો નાક દબાવી દે છે. આમાં છોકરાને દબાવવું ને દવા પાવી એને કોઈ બેવડી ક્રિયા કહે છે? તેમ આ હિંદને સુધારાનો ડોઝ પાવાને જરા દબાવવું પડે, જરા નાક દાબી ગૂંગળાવવું પડે, તેમાં બેવડી ક્રિયા શેની થઇ ગઇ! હિંદ હજી પ્રજાકીય રાજ્યકરણની (રાજ્યકારણ કરતાં politicsના અર્થમાં રાજ્યકરણ વધારે સારો શબ્દ નથી?) બાબતમાં બાળક જ છે ને! એક બીજો દાખલો લો. બળદને

કે ઘોડાને નાળ જડવી હોય તો તેને ચારે બાજુથી બાંધીને હેઠે પાડીને નથી જડવી પડતી? નાળ તેના ફાયદાની જ છે પણ એ પ્રાણી બાંધ્યા વિના ઓછુ જ જડાવવા દે છે! એટલે જગતના રાજ્યપ્રકરણની ગાડીમા હિંદનો બળદ કે ઘોડો બરાબર ચાલે માટે તેને નાળો તો જડવી જ પડે, અને તેને માટે તેને ચાર પાચ મીનીટ પછાડવો પણ પડે એક છ માસ ઑર્ડિનન્સ રહ્યા અને બીજા છ માસ રાખવા પડ્યા તેમા બહુ વખત થઈ ગયો એમ બધા બૂમો પાડે છે પણ આખા પ્રજાના જીવનમા બાર માસ શી ગણતીમા!

એટલે એક તરફથી ઑર્ડિનન્સને માન આપવાને, સ્વૈરવિહાર કરવાની ઇચ્છા હો કે ન હો, છતા કરવાની જરૂર લાગે છે અને બીજી તરફથી ઑર્ડિનન્સોનો ભય લાગે છે ઑર્ડિનન્સોનો ભય હોવો જ જોઇએ કૉંગ્રેસવાળા ઑર્ડિનન્સોથી ન ડરવાનો દાવો કરે છે તે જ તેમનો મોટામા મોટો ગુનો છે મને તો લાગે છે કે ઑર્ડિનન્સોનો એટલો ભય હોવો જોઈએ કે તેથી ઑર્ડિનન્સોમા નિષેધ કરેલા કામો તો ન કરવા જોઇએ એટલું જ નહિ, પણ ઑર્ડિનન્સોની વિરુદ્ધ પણ ન બોલવુ જોઇએ મને નવાઇ લાગે છે કે ઑર્ડિનન્સોમા પિકેટિંગ ન કરવુ બૉયકોટ ન કરવો, કૉંગ્રેસના કાર્યક્રમો પ્રમાણે કામ ન કરવુ, વગેરે ફરમાનો કર્યાં છે તેની સાથે ઑર્ડિનન્સો વિરુદ્ધ ન બોલવુ એવુ કેમ નથી લખ્યુ? એ તો સૌથી પ્રથમ લખવુ જોઈએ ભલે માડરેટો ઑર્ડિનન્સોનો ભગ નથી કરતા પણ ઑર્ડિનન્સો ન જોઇએ એમ કહે છે તે પણ મને તો એક રીતે ગુનાહિત કૃત્ય જ લાગે છે — કૉંગ્રેસવાળા જેટલુ જ ઑર્ડિનન્સો કહે છે કે પિકેટિંગ ન કરવુ મૉડરેટો કહે છે કે ઑર્ડિનન્સો ન જોઇએ, એનો અર્થ એ થયો કે મૉડરેટો પિકેટિંગ કરવા દેવુ જોઇએ એમ માગે છે તેઓ જાતે પિકેટિંગ કરવા નથી ઇચ્છતા, પણ કૉંગ્રેસના કાર્યક્રમોને મદદ કરવી બરાબર નથી? એટલે મારા મન્તવ્ય પ્રમાણે ઑર્ડિનન્સોથી ડરવુ એ કર્તવ્ય છે એટલે મારા પર, સ્વૈરવિહાર કરવો પણ કોઇ પણ ઑર્ડિનન્સની બાબત ન આવી જાય તેની સભાળ રાખવી એવી ફરજ આવી પડી છે અને ઉપર કહી ગયો તેમ કઇ પ્રવૃત્તિ કૉંગ્રેસની છે અને કઇ નથી એ યોગીઓને પણ અગમ્ય હોવાથી વ્યવહારને સ્પર્શ કરે છતાં વ્યવહારથી તદ્દન અલિપ્ત એવા એક વિષય ઉપર સ્વૈરવિહાર કરવાને પ્રવૃત્ત થાઉં છુ કદાચ કોઇ કહેશે કે સ્વૈરવિહારમા તે વળી શાસ્ત્ર આવે? હું કહું છુ કે જો સરસ્વતીચન્દ્રમા આખુ લક્ષ્યાલક્ષ્ય શાસ્ત્ર આવે અને તે પણ પાછુ સસ્કૃતમા, તો સ્વૈરવિહારમા શાસ્ત્ર કેમ ન આવે? હવે તે શાસ્ત્રનું નિરૂપણ કરુ છુ

## ૨ નિરૂપણ

આ સાખ્ય શાસ્ત્ર તે सान्ययोगौ पृथग बाला प्रवदन्ति न पडिता । "સાખ્ય અને યોગને અજ્ઞાનીઓ જુદા માને છે પડિતો નથી માનતા" તે સાખ્ય નહિ તે સાખ્ય તો યોગ જ છે, અને યોગનો અર્થ કર્મયોગ અને કર્મયોગનો અર્થ હમેશા કૉંગ્રેસનો કાર્યક્રમ એમ જ બધા કરે છે જુઓ તિલક મહારાજે ગીતારહસ્ય સરકારના કેદી તરીકે લખ્યુ ગીતા ઉપર પ્રવચન કરનાર અરવિન્દ ઘોષ સરકારની હકૂમતથી તરીને ફ્રેચ હદમા રહે છે અને મહાત્માજીએ અનાસક્તિયોગ જેનમા સરકારના ગુનેગાર તરીકે લખ્યુ એની ઉત્પત્તિ જ જેલમા છે એ કૃષ્ણ પોતે જ જેલમા જન્મ્યો હતો માટે જ કદાચ તેની ગીતા પણ જેલમા લખાતી હશે અને જુઓને કોંગ્રેસ હિન્દુઓની છે, અને હિન્દુઓ ગીતાને માને છે, એ રીતે પણ ગીતાનો યોગ અને સાખ્ય પણ મને તો કાયદા બહારની વસ્તુ લાગે છે મારુ સાખ્યશાસ્ત્ર એ બધાથી તદ્દન જુદુ છે હવે તેનું જ નિરૂપણ કરુ છુ

ગ્રીક ફિલસૂફ પાયથાગોરાસે પ્રાચીન કાલમાં કહેલું કે જગત બધું સંખ્યાથી થયું છે. હું પણ એમ માનું છું. જગતમાં જે કાંઇ વસ્તુ કે બનાવ હસ્તિ ધરાવે છે તે સર્વ સંખ્યાને અવલંબીને ધરાવે છે, દાખલા તરીકે તમારી પાસે એક હજાર રૂપિયા હોય, તો તે મિલકત રૂપિયાના એક હજારપણા ઉપર આધાર રાખે છે. એ રૂપિયામાંથી હજારપણું લઇ લો તો બાકી કાંઇ રહે નહિ. દરેક વસ્તુ છે તેને સંખ્યા છે, છેવટે બીજી કોઇ સંખ્યા નહિ તો તેનું એકપણું તો છે જ. કોઇ પણ વસ્તુમાંથી તેનું એકપણું લઇ લો તો બાકી વસ્તુ રહેતી નથી. હવે આગળ વિચાર કરોઃ એકપણું નાશ થવાથી વસ્તુનો નાશ થાય છે, પણ વસ્તુનો નાશ થવાથી એકપણું નાશ પામતું નથી. કોઇ પણ વસ્તુનો આધાર લીધા વિના પણ તમે કહી શકો કે એક ને એક બે થાય. એટલે જગતમાં સંખ્યા જ સાચી છે, વસ્તુ સાચી નથી.

બીજો આવો મહત્ત્વનો સિદ્ધાન્ત એ છે કે એ જ પ્રમાણે દરેક બનાવ કોઇને કોઇ સંખ્યાને અવલંબીને રહ્યો છે. દાખલા તરીકે અમુક માણસ અમુક જ વરસના, અમુક જ માસના અમુક જ દિવસે અમુક જ કલાકે કે ઘડીએ જન્મે છે, તે તેને તે સંખ્યાઓ સાથે કંઇક સંબંધ હોય છે માટે જ. દુનિયામાં અનેક માણસો છે, બધાય જન્મે છે, તેમાંથી તે જ કેમ તે વખતે જન્મ્યો? તેનું કાંઇક કારણ હોવું જોઇએ. અને તે કારણ એ કે તે માણસને તે સંખ્યા સાથે કંઇક સંબંધ છે. અમુક માણસે અમુક જ દિવસે કેમ મોટર લીધી? અમુક માણસ અમુક જ નંબરની મોટરમાં કેમ બેઠો? અમુક માણસને અમુક જ નંબરની મોટરમાં અમુક જ દિવસે કેમ અકસ્માત થયો? આ બધાનો ખુલાસો એ છે કે બનાવોને સંખ્યાની સાથે સંબંધ હોય છે. આ નિયમ સ્વતઃસિદ્ધ છે. જેમ કાર્યકારણનો નિયમ સ્વતઃસિદ્ધ છે, તેમ આ સંખ્યાનો નિયમ સ્વતઃસિદ્ધ છે. જેમ અમુક બનાવનું કારણ તમે નથી જાણતા હોતા તેથી કાંઇ કાર્યકારણનો નિયમ ખોટો નથી પડતો, તેમ જ અમુક બનાવ કે માણસને કઇ સંખ્યા સાથે સંબંધ છે તે તમે નથી જાણતા હોતા છતાં સંખ્યાનો નિયમ સાચો હોય છે.

ત્રીજો આવો નિયમ એ છે કે માણસ સંબંધી બનાવો ગણિતશાસ્ત્રમાં જેને શ્રેણીઓ કહે છે તેને અનુસરીને બને છે. ગણિતથી થાકી ગયેલાઓ જો જરા તસ્દી લેશે તો આ સમજાઇ જશે. ૧, ૨, ૩, ૪, ૫, ૬ એ એક શ્રેણી છે, જ્યાં તમે એકની સંખ્યા વધારતા જાઓ છો. તેવી જ રીતે ૧, ૩, ૫, ૭, ૯ એ પણ એક શ્રેણી છે જેમાં તમે બેની સંખ્યા વધારતા જાઓ છો. ૧, ૪, ૭, ૧૦ એ પણ શ્રેણી છે, તે હવે સમજી શકાશે. ૧, ૨, ૪, ૮, ૧૬ એ પણ એક શ્રેણી છે જેમાં તમે બેએ ગુણતા જાઓ છો. ૧, ૩, ૯, ૨૭ એ પણ એક શ્રેણી છે. પણ ૧, ૪, ૯, ૧૬, ૨૫ એ પણ એક શ્રેણી છે. ૧.$^{૨}$ ૨.$^{૨}$ ૩.$^{૨}$ ૪.$^{૨}$ ૫.$^{૨}$ એ એનું સ્વરૂપ છે. તેવી જ રીતે ૧.$^{૩}$ ૨.$^{૩}$ ૩.$^{૩}$ ૪$^{૩}$ એવી પણ શ્રેણી હોઇ શકે. જે સામાન્ય આંકોમાં ૧. ૮. ૨૭. ૬૪ એમ થાય. તેવી રીતે ઘાતો વધતા જાય અને જુદી જુદી શ્રેણીઓ થાય. હવે દરેકનું જીવન આવી કોઈ ને કોઇ શ્રેણી પ્રમાણે ચાલે છે, એટલે કોઇને પોતાના જીવનમાં ૧. ૯. ૧૬. ૨૫ એ વરસો અગત્યનાં આવે, કોઇને એ વરસો ખરાબ આવે, કોઇને એ વરસો બનાવ વિનાનાં આવે વગેરે. આથી ઘણા માણસોની જિંદગી બનાવ વિનાની કેમ જાય છે તેનો ખુલાસો સહેજે થઇ રહે છે. તે એવી રીતે કે તેની શ્રેણી ૧.$^{૬}$ ૨.$^{૬}$ ૩$^{૬}$ આમ હોય તેના આંકડા ૧, ૬૪, ૭૨૯ થાય એટલે તેના જીવનમાં પહેલો બનાવ પહેલે વરસે, અને બીજો ૬૪મે વરસે બને, અને ત્રીજો ૭૨૯મે

વરસે બને. હવે જીવન એટલું લાંબું ન થાય એટલે બીજા બનાવો આપણી નજરે ન દેખાય. ડૉ. વોરનૉફ બધાનાં જીવન લાંબાં કરશે ત્યારે આ સાંખ્યશાસ્ત્ર ઉપર પુષ્કળ પ્રકાશ પડશે. પણ એકનો ગમે તેટલો ઘાત કરીએ તોપણ એક જ આવે છે. એટલે બધાની જિંદગીમાં જન્મરૂપી સૌથી અગત્યનો બનાવ તો જરૂર બનવાનો જ. બધાને ઓછામાં ઓછો એકવાર જન્મોત્સવ આવે છે તેનું આ કારણ છે. એટલું જ નહિ પણ બીજી પણ કેટલીક રીતે બનાવો નક્કી કરી શકાય છે. જેમ કે મહાત્માજી. એ શબ્દમાં ચાર અક્ષર છે માટે તેમના નામનો આંક ૪ મૂકીએ તેમને આશ્રમમાં બધા બાપુજી કહે છે તે આંકડો ૩ મૂકીએ તો $૪^૩$ = ૬૪ આવે. એટલે કહી શકાય કે ૬૪ મે વરસે મહાત્માજીની મોટી ફતેહ થવાની છે. અથવા બાપુજીને બદલે કેટલાક તેમને બાપુ કહે છે. તેની ૨ સંખ્યા અને મહાત્માજીનો ૪ અંક $૨^૪$ = ૧૬ આવે તો કહી શકાય કે તેમને ૧૬ મે વરસે કંઈક મોટો બનાવ બન્યો હોય. હવે આ ૧૬ મું વરસ તે તેમના જન્મનું કે તેઓ બાપુ કહેવાવા માંડ્યા ત્યાર પછીનું એ પ્રશ્ન રહે. પણ દરેક શાસ્ત્રમાં પ્રશ્ન તો આવવાના જ. એનો આપણે નિવેડો કાઢવો જોઈએ. ધીરજથી આંકડા ગણવા જોઈએ. તેમની આખી જિંદગીનાં વરસોના બનાવો જોવા જોઈએ, તેની અનેક રીતે શ્રેણીઓ કરી જોવી જોઈએ, ત્યારે સત્ય બહાર આવે. વળી એક બીજી રીતે પણ શ્રેણીઓદ્વારા માણસની જન્મોત્રી કાઢી શકાય છે. ધારો કે મહાત્માજીનો જન્મ સં. ૧૯૨૫ માં થયો છે. તેના અંકોનો સરવાળો કરતાં ૧૭ થાય છે. તો ૧૭ મે વરસે તેમના જીવનમાં કોઈ મોટો બનાવ બનવાનો એમ સમજવાનું. હવે ૧૭, ૧૯૨૫ માં ઉમેરતાં થાય ૧૯૪૨, તેના અંકોનો સરવાળો આવે ૧૬. પછીની મહત્ત્વની સાલ એ રીતે ૧૯૫૮ આવે. તેનો સરવાળો ૨૩ થાય તે ઉમેરતાં પાછી સાલ આવે ૧૯૮૧. તેનો સરવાળો ૧૯ થાય તે ઉમેરતાં ૨૦૦૦ આવે. તે પછી એ જ રીતે વરસો ગણતાં ૨૦૦૨, ૨૦૦૬ ૨૦૧૪, ૨૦૨૧, ૨૦૨૬, ૨૦૩૬, ૨૦૪૭, ૨૦૬૦ વગેરે આવે. કોઇ કોઇ વાર જીવનમાં નજીક નજીક બહુ જ મોટા પ્રસંગો આવે છે, કોઇ વાર લાંબે ગાળે પ્રસંગો આવે છે, તેનો પણ આ સાંખ્ય પદ્ધતિની જન્મોત્રીથી ખુલાસો થઇ જાય છે. તમારામાં કોઇ તાર્કિક હશે તો કહેશે કે મહાત્માજીની જન્મસાલમાં બીજા ઘણા જન્મ્યા હશે તે બધાના વરસોની ગણત્રીથી એ જ પ્રમાણે સાલો આવે. તો તો હજારો માણસોનાં નસીબ એક સરખાં છે એમ ગણવું પડે. પણ આ સાંખ્યશાસ્ત્ર એમ ખોટું પડે તેવું નથી. દરેક માણસને સંવત પ્રમાણે જ શ્રેણી ગણવાની ન હોય! કોઈને વળી ઇસવી સનથી ગણવાની હોય. આ મહાત્માજીને જ, દાખલા તરીકે, જો ઈસવી પ્રમાણે ગણીએ નો જુદું જ પરિણામ આવે. ધારો કે તેમના જન્મની ઇસવી સાલ ૧૮૬૯ હોય તો તેના આંકડાનો સરવાળો કરતાં નીચે પ્રમાણે સાલો આવે. ૧૮૬૯+૨૪ = ૧૮૯૩+૨૧ ૧૯૧૪+૧૫ = ૧૯૨૯+૨૧ = ૧૯૫૦ વગેરે વગેરે. આ ગણત્રી પ્રમાણે જિંદગી તપાસતાં પરિણામ ખોટું આવે તો સમજવું કે કાં તો જન્મ સાલ ખોટી અથવા કોઇ બીજો જ શક જેમ કે શાલીવાહનનો કે ધર્મરાજનો, કે મહાવીરસ્વામીનો, કે ગુપ્તોનો, કે પાલનો કે એવો કોઈ બીજો જ શક તેમને લાગુ પડતો હશે. તે ઉપરાંત કોઇના સંબંધમાં એ વ્યક્તિના નામના અક્ષરો ઉપરથી કોઈ સંખ્યા મેળવીને શ્રેણી કરવાની હોય. દરેક અક્ષરનું અમુક સંખ્યાનું સ્થાન કક્કામાં હોય છે, અને વળી તેનું અમુક સ્થાન બારાક્ષરીમાં હોય છે. એ સ્થાનોની સંખ્યા ઉપરથી કંઇક કરીને શ્રેણી મેળવવાની હોય. એટલું જ નહિ. એ

અક્ષરો કઈ ભાષાના કક્કા પ્રમાણે ગણવા તે પણ વિચારી જોવું જોઇએ. એ તે સંસ્કૃત કક્કા પ્રમાણે ગણવા, ગુજરાતી કક્કા પ્રમાણે ગણવા (હું ગુજરાતી કક્કાને સંસ્કૃતથી ભિન્ન ગણું છું,) સિન્ધી કક્કા પ્રમાણે, ઉર્દુ, ફારસી, આરબી, રોમન, ચીની, જાપાની વગેરે વગેરે એ પ્રશ્ન રહે છે જ. એ કક્કા પ્રમાણે તેના પરિણામમાં ભેદ પડે જ.

વળી કેટલાક શ્રેણી ગુણાકાર કે સરવાળાના સિદ્ધાન્ત ઉપર આગળ ચાલતી હોતી નથી પણ બાદબાકી કે ઋણ સંખ્યા ઉપર ચાલતી હોય છે. હરકોઇ એક સાલ દાખલા તરીકે લઇને આ વાત સમજાવું. માનો કે કોઇનો જન્મ ઇસવી સન ૧૮૯૭ માં થયો છે. તેના અંકોનો સરવળો ૨૫ થાય છે પણ આ સંખ્યા તેમાં ઉમેરવાની નહિ પણ તેમાંથી બાદ કરવાની હોય એટલે કે તેની જિંદગીની શ્રેણી પાછળ ચાલવા માંડે. ૧૮૯૭ ની પાછળની સાલ ૧૮૯૭–૨૫ = ૧૮૭૨ તેનો સરવાળો ૧૮ થયો. તે વળી ૧૮૭૨ માંથી બાદ કરવાનો એટલે ૧૮૭૨–૧૮ = ૧૮૫૪ એ પ્રમાણે સાલો આવે. તમને નવાઇ લાગશે કે માણસનું જીવન તો આગળ ચાલે તેમ તેમ સાલો વધતી જાય અને આ ઘટતી સાલો તેના જીવનની કેમ ગણી શકાય? પણ તે વાત સાચી છે. અને માણસોના અનુભવ ઉપરથી આ શ્રેણી સાચી માલુમ પડે છે. ઘણા માણસોને એમ લાગે છે કે જે જે બનાવોમાં પોતાનો ઉત્કર્ષ થઇ શકયો હોય તે સઘળા બનાવો પોતાના જીવન પહેલાં જ બની ગયા છે. જેમ જેમ તેમનું જીવન આગળ ચાલતું જાય તેમ તેમ તેમને સમજાતું જાય કે અમુક પાછલા વરસમાં તે ઘણું કરી શકયો હોત. આ બધાનું કારણ શ્રેણી ઋણ સંખ્યા એટલે માઇનસ કવૉન્ટિટી ઉપર બંધાયેલી હોય છે તે છે. એટલે આ સાંખ્યશાસ્ત્ર, આ વસ્તુ, જેનો હજી સુધી સાચો ખુલાસો નથી થયો, તેનો પહેલી જ વાર બરાબર ખુલાસો કરી આપે છે.

આ શાસ્ત્ર બીજાં ઘણાંખરાં શાસ્ત્રોની પેઠે જે બનવાનું છે તેના કરતાં જે બની ગયું છે તેનો સારો ખુલાસો આપે છે. બનવાનું ન જ કહી શકે એમ નથી. તમને સાચી શ્રેણી હાથ આવી જાય તો તમે કોઈ પણ માણસ સંબંધી અનંત કાળ સુધીનું ભવિષ્ય ભાખી શકો. પણ તેમાં એટલું જ કહેવાનું કે જો તે પ્રમાણે બનાવ ન બને તો તમારે શ્રેણી કોઇ બીજી રીતે બનાવવી પડે. શ્રેણીઓ કેવી રીતે બનાવાય છે તેના થોડા દાખલા ઉપર આપ્યા છે, પણ તેમાં શ્રેણીઓ બનાવવાની બધી રીતો આવી જતી નથી. ખરી રીતે તો શ્રેણીઓ બનાવવાની રીતો લગભગ અનંત છે. એટલે આ શાસ્ત્રની અગતિ અનંત છે, અને એમ જ હોય કારણકે માણસો અનંત છે અને એકની એક શ્રેણી બહુ માણસોને લાગુ પડે એ અસંભવિત છે. એમ થાય તો અનેક માણસોનાં જીવનો એક સરખાં ચાલવા માંડે, પણ કુદરતને પુનરુક્તિ ગમતી નથી. એટલે આ શાસ્ત્રનો પ્રયોગ સૌથી વધારે સાચું પરિણામ તો એક માણસના જીવનના બધા બનાવો ઉપરથી શ્રેણી રચીએ ત્યારે જ આપી શકે. અને ઘણાં ખરાં મહાન શાસ્ત્રો; ઘણે ભાગે બધાં ચેતનશાસ્ત્રો આવાં જ હોય છે. બનાવ બની ગયા પછી દરેક શાસ્ત્ર પોતાની હકૂમતમાં ખુલાસો કરે છે. ભાષાશાસ્ત્રથી ભાષાનાં થયેલાં રૂપોનો ખુલાસો થાય છે, હવે પછી કેવાં રૂપો થશે તેની તે આગાહી કરતું નથી. ઇતિહાસ તો દેખીતી રીતે બનેલાનો જ ખુલાસો કરે છે, શું બનવાનું છે તે કહેવાનું તે માથે લેતો નથી. પ્રાણીશાસ્ત્ર, વાંદરાંમાંથી માણસ બન્યું છે એમ કહે છે; પણ માણસમાંથી શું બનશે તેનું ચિત્ર તે આપી શકતું નથી. ચિત્તશાસ્ત્ર શું બન્યું છે તેનો ખુલાસો આપે છે,

પણ એક છોકરાનું માનસ તપાસીને તે ભવિષ્યમાં શું કરશે તે કહી શકતું નથી. ખગોળ અને ભૂસ્તરશાસ્ત્ર પણ એવા જ છે. તેમ આ શાસ્ત્ર પણ શું બનશે તેનો ખુલાસો કરી શકતું નથી અને એ તેની અપૂર્ણતા ન ગણાવી જોઇએ તેમ છતાં કોઇ શ્રેણીને પ્રયોગ ખાતર લઇને તેનાથી ભવિષ્ય ભાખવામા ખોટું નથી તેથી શાસ્ત્રની પ્રગતિ થાય છે એ કથન સાચુ પડે તો તે શ્રેણી સાચી છે એમ સિદ્ધ થાય છે, જો ખોટુ પડે, તો શ્રેણી બદલાવવાને તેમાંથી સૂચન મળે છે એમ સમજવુ અને નવી શ્રેણી લેવાય એટલે શાસ્ત્રની પ્રગતિ થાય

## ૩ ઉપસંહાર

આ શાસ્ત્રનું કામ કરવાથી કદી પણ ઓર્ડિનન્સોનો ભંગ થવાનો સંભવ નથી. આ શાસ્ત્ર પ્રમાણે કોઇ કહે કે જુન માસમા મહાત્માજી છૂટવાના છે, કોંગ્રેસ સાથે સમાધાન થવાનું છે, તો તેથી ગુનો થતો નથી સામાન્ય રીતે મનાય છે કે લડાઇ કે અસ્વસ્થતાના સમયમા શાસ્ત્રાભ્યાસની પ્રગતિ થઇ શકતી નથી એ તદ્દન ખરુ નથી કારણ આ શાસ્ત્ર અસ્વસ્થતાના સમયમા જ વધારે પ્રગતિ કરે છે આનાથી સરકાર કદી નારાજ થતી નથી કારણકે આ શાસ્ત્રમા કશુ કરવાનું હોતું નથી. માત્ર જે થાય છે તે વેદાન્તના આત્મા કે સાંખ્યના પુરુષની પેઠે જોયા કરવાનું અને તેનો સંખ્યાની દૃષ્ટિએ ખુલાસો કરવાનો છે આ શાસ્ત્રનું નામ સાંખ્ય સંખ્યા ઉપરથી રાખ્યુ છે પણ આમા સાંખ્યની પુરુષની કલ્પના તરફ પ્રગતિ થઇ શકે છે એ રીતે પણ એનું નામ સાર્થક થાય છે અને કઇ કરવાનું હોતું નથી એટલે સરકારને તેમા વાંધો આવતો નથી મૉડરેટ બધુઓ પણ મહાસભા જેટલું જ સ્વરાજ્ય માગે છે, કદાચ વધારે દલીલ કરીને માગે છે, પણ ન મળે તો કઇ પણ કરવુ એમ કહેતા નથી માટે તેઓ ગુનેગાર થઇ શકતા નથી. મહાસભાવાળા કાર્યક્રમો યોજે છે માટે ગુનેગાર થાય છે મહાત્માજી હમેશા કાર્યનો વિચાર કરે છે, માટે સૌથી વધારે ગુનેગાર બને છે એમના એવા સ્વભાવને લીધે જ જ્યોતિષ, સામુદ્રિક, આ સાંખ્ય-શાસ્ત્ર જેવા શાસ્ત્રો, જે કદી ખોટા પડતા નથી પણ જેમા કદી કશુ કરવાનું હોતું નથી, તેવા શાસ્ત્રોને તેઓ માનતા નથી એટલે જે માણસોને કઇ કરવાનું નથી, તેમણે આ શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ ઘેર બેઠા આવક આવતી હોય તેવા મહીદારો, સરકારી નોકરીમાંથી પેનશન લીધેના ગૃહસ્થો, સરકારી નોકરીમા પણ જેમને સહી કરવાથી વધારે કામ ન કરવુ પડતું હોય તેવા અમલદારો, જેમનો પગાર એની મેળે વધ્યા કરતો હોય, અથવા હવે નથી જ વધવાનો એવુ નક્કી થયુ હોય એવા પ્રોફેસરો, ધરમને સમજીને અથવા ન સમજીને કટાળી ગએલા કમાવાની ચિંતા વિનાના ગૃહસ્થો, બાવાઓ વગેરેને માટે આ શોધ કરવાનો એક વિશાળ ખડ છે આ શાસ્ત્ર કદી ખોટુ પડતું નથી, એની પ્રગતિ કદી અટકતી નથી, બનાવોની આગાહી ખોટી પડવાથી તે ખોટુ પડતું નથી, અને કશી પણ વસ્તુ કે બનાવ વિના પણ વિસ્તારી શકાય એવું છે, માટે બુદ્ધિશાળીઓએ, તેઓ સામાન્ય રીતે ગણિતને ધિક્કારતા હોય છતા પણ, કારણકે આમા મૂંઝવી નાખે તેવુ ગણિત આવતું નથી, આમા સતત પ્રયત્ન કરવો ઘટે છે.

આવું જ એક બીજું શાસ્ત્ર છે, જેમા તમે કદી ખોટા પડતા નથી, જેનું વસ્તુ તમને ગમે ત્યાથી મળ્યા જ કરે છે, જેમા તમે......પણ એની કોઇ બીજીવાર વાત

"સ્વૈરવિહારી"

# રોજનીશી

૧૮–૬–૩૨ ડબ્લીનમાં યુનિયન જૅક સામે ચડાઇ; વાયવ્ય સરહદની રેલવેના કામદારોના ઝઘડાનો અંત; ખારમાં વાંદરેકના મકાન ઉપર દરોડો; મીરત જિલ્લા પરિષદને અંગે ૧૦૮ ની ધરપકડો; કચ્છમાં જૈન દેરાસર લુંટાયું.

૧૯–૬–૩૨ કરાંચીના મુસ્લીમોએ 'આઝાદ દિન' પાળી સિંધને છૂટું પાડવાની માગણી કરતો ઠરાવ કર્યો; લંડનમાં હિંદના મિત્રોનો બ્રિટિશ રાજ્યની બહાર હિંદની સંપૂર્ણ સ્વતંત્રતાના હકોને બહાલી આપતો ઠરાવ; ફૈઝાબાદમાં અત્યાચાર વિરોધી સંઘની સ્થાપના.

૨૦–૬–૩૨ આગ્રામાં રાજકીય પરિષદના સંબંધમાં પ્રમુખ, ૨૭ મા, ૨૮ મા અને ૨૯ મા સરમુખત્યારો સહિત ૩૦ જણ ગિરફતાર; મિરતમાં રાજકીય પરિષદના સંબંધમાં ૧૦૦ ધરપકડો; કલકત્તાની વડી અદાલતમાં દાખલ થઇને મહાસભાનાં સૂત્રો ઉચ્ચારવા માટે ત્રણ જણની ધરપકડ; મદ્રાસમાં સરઘસમાં ફરવા માટે ૧૪ સ્વયંસેવકો ગિરફતાર; રાજશાહી જિલ્લા રાજકીય પરિષદ ભરવા માટે સાત જણ ગિરફતાર; નારોકોણમાં પાંચ જણને શહેર છોડી જવાનો હુકમ.

૨૧–૬–૩૨ ચિલીમાં ગંભીર બળવો; પુરી જિલ્લા પરિષદને અંગે ૪૪ ની ધરપકડ; ચિલીમાં ધરતીકંપ; વૉશિંગ્ટનનું વ્હાઇટ હાઉસ ઉરાડી મૂકવાનો પ્રયાસ; માલ્ટામાં સ્વેરાજ્યનો ઢંઢેરો; ઇરાકમાં બૉંબનો મારો; મુલ્તાનમાં રૂ. ૨૨૦૦ ના બનાવટી સિક્કા વડે બૅંકરને છેતરનાર ઉઠાવગીરો.

૨૨–૬–૩૨ સાગરમાં જિલ્લા રાજકીય પરિષદમાંથી પ્રમુખ સહિત ૪૧ જણની ધરપકડ; જેલમાંથી ગાંધીજીનો લંડનમાંના મિત્રોને પત્ર–'માનભરી સમાધાની માટે બધું કરીશ'; જર્મની દેવું ભરવા માટે અશક્ત; મદ્રાસનાં સ્ત્રીસરમુખત્યારને ૧ વર્ષની સખ્ત કેદ અને રૂ. ૧૦૦ દંડ બદલામાં ૬ માસ વધુ; મઢી સ્વરાજ આશ્રમના મહેસૂલ માટે તેના ટ્રસ્ટી સરદાર વલ્લભભાઇ અને બીજાઓ ઉપર નોટીસ; અમેરિકાનું ફ્રાન્સને આખરિતનામું; શસ્ત્રબંધી માટે દુનિયાની પ્રજાને અપીલ કરતો પ્રેસિડન્ટ હુવરનો ઢંઢેરો; કલકત્તાની કોર્ટમાં રાષ્ટ્રધ્વજ ફરકાવવા માટે બે જણને ૪ માસની સખ્ત કેદ; જંબુસરમાં ખાલસા નોટીસો નીકળી; વડોદરામાં આંતર્જાતીય લગ્ન.

૨૩–૬–૩૨ પ્રિન્સ ઑફ વેલ્સની હિંદની પોલીસને સવિનય ભંગની લડત દરમિયાન તેણે બતાવેલી રાજ્યભક્તિ માટે શાબાશી; ધોરાજીમાં વિધવાઓને હાથે લગ્નક્રિયા; અમૃતબઝાર પત્રિકા પાસેથી રૂ. ૬૦૦૦ ની મંગાયેલી જામીનગીરી.

૨૪–૬–૩૨ મુંબઇમાં રાષ્ટ્રધ્વજ વંદનને અંગે ૨૨ મહાસભાવાદીઓની ધરપકડ; સીઆમમાં ફાટી નીકળેલો બળવો, રાજકુટુંબ મહેલમાં કેદ; ઇગ્લેંડના મજૂર પક્ષમાં ફાટફૂટ; હિંદમાંની દમનનીતિ સામેના વિરોધનું પં. મદનમોહન માલવિયાજીનું નિવેદન જપ્ત; 'ગુજરાત સમાચાર'ને રાજદ્વારી કેદીઓનાં નામો નહિ છાપવાની તેમ જ લડતનું કોઇ પણ રીતે પ્રચારકાર્ય ન કરવાની નોટિસ; અખિલ હિંદી મહાસભા સમિતિના પ્રમુખ શ્રી. ગંગાધરરાવ દેશપાંડે ગિરફતાર; ગોળમેજી પરિષદ સંબંધી સરકારને લીબરલોની ચેતવણી; સર્વન્ટ ઑફ ઇંડિયા સોસાઇટીની બેઠકમાં પ્રમુખનું નિવેદન–

સુલેહ માટે પહેલું પગલું સરકારે ભરવું જોઇએ; લાહોરના ટાઉન હોલમાં પંડિત મોતીલાલજીની છબી મૂકવાની દરખાસ્ત પંજાબ સરકારે રદ કરી, પંચમહાલમાં ખાલસા નોટીસો.

૨૫-૧-૩૨ ચિકાગોમાં ૩૮ બેંકો નાદારીના કારણે બંધ; હુવરની યોજના માટે જાપાનની ના; બકિંગહેમના રાજમહેલ ઉપર હિંદના સબંધમાં હોરનું નિવેદન ફેરવવા માટે પિકેટીંગ કરવાની સૂચના, રેલસંકટ નિવારણ ફંડના ચોપડા પોલીસને સ્વાધીન કરવાનો અમદાવાદ મ્યુ પ્રમુખ મિ. માવલંકરને હુકમ; કરકસર માટે ભરૂચ જિલ્લો કાઢી નાખવાનો ઠરાવ, બ્રિટનની માગણીનો આયર્લેંડનો અસ્વીકાર; ગુજરાત પ્રાંતિક પરિષદના પ્રમુખ ગિરફતાર, શ્રી સરોજિની અને મુંબઇ સરકારના ગૃહમંત્રી વચ્ચે મસલત, જંબુસરમાં ભરૂચ જિલ્લા પરિષદ-૩૦ સરઘસો અને ૨૦૦ ગિરફતાર, સુરતના કાર્યકર્તા શ્રી. કુંવરજી મહેતાના ઘર ઉપર સીલ, લંડનના હિંદના મિત્રોનો વિલિંગ્ડન રાજ્ય સામે વિરોધ અને રાજકીય કેદીઓના છૂટકારાની માગણી

૨૬-૧-૩૨ આપખુદ કાયદાઓના અમલ સામે મિ. ચિંતામણિનો વિરોધ ને વડા પ્રધાનને અને હિંદી વજીરને તાર, અમદાવાદમાં ધ્વજવંદન કરતા ૨૭ની ધરપકડ; મિ. ચિંતામણીનો વડા પ્રધાન તેમ જ હિંદી પ્રધાનને તાર-પ્રાંતિક સ્વરાજ્ય સાથે મધ્યસ્થ સરકારમાં જવાબદારી દાખલ કરો તેમજ ગોળમેજી પરિષદ બોલાવો; પુનામાં તિલક મહાવિદ્યાલયના શિક્ષકની ધરપકડ

૨૭-૧-૩૨ દાહોદમાં પંચમહાલ જિલ્લા પરિષદની બેઠક, પ્રમુખ અને પ્રતિનિધિઓ મળી ૬૦ ગિરફતાર, હિંદી રાષ્ટ્રીય મહાસભા સમિતિના પ્રમુખ શ્રી. ગંગાધરરાવ દેશપાંડેને એક વર્ષની સખ્ત કેદ અને રૂ. ૩૦૦ દંડ અથવા ૩ માસ વધુ કેદની સજા, ચિખલીમાં સુરત જિલ્લા પરિષદ ભરાતાં ૪૦ જણ ગિરફતાર: સર સેમ્યુઅલ હોરનું આમની સભામાં નિવેદન. 'હિંદમાં ઑર્ડિનન્સરાજ ચાલશે', મુંબઇમાં ફરી અશાંતિ; બંગાળમાં પરિષદો, સરઘસો, પરિણામે સંખ્યાબંધ ધરપકડો, બેરિસ્ટર અભ્યંકરને પ્રેક્ટીસ કરવાની મનાઇ, આમની સભામાં હિંદી પ્રધાનની જાહેરાત-ગોળગોળ વાતો, દૂરના ભવિષ્યમાં અખિલ હિંદ ફેડરેશનની આશા, બારડોલીના ખેડૂતોની ખાલસા જમીનો વેચાઇ, મુંબઇની ૨૮ મી ઇમર્જન્સી કાઉન્સિલના દરેક સભાસદને ૬ માસની સખ્ત કેદ, બંગાળની ધારાસભાની મુદતમાં પહેલી જુલાઇથી ૧ વર્ષનો વધારો.

૨૮-૧-૩૨ બનારસ જિલ્લા રાજકીય પરિષદના પ્રમુખ અને સ્વાગતાધ્યક્ષ ગિરફતાર, શારદા ઍક્ટના ભંગ માટે કલકત્તામાં બે વેપારીઓને ૧૦ દિવસની સાદી કેદ અને રૂ ૫૦૦ દંડ બદલામાં ૧ માસની વધુ કેદ; ભરૂચ જિલ્લા પરિષદ સંબંધમાં જંબુસરમાં ૧૧૭ ધરપકડો, મહાસભાને કચડી નાખવાની નીતિને ચર્ચીલનો ટેકો; હિંદી મહાસભાના નવા પ્રમુખ ડૉ. કિચલુ જાહેર થયા, મિ ચાગલાનું નિવેદનઃ 'હિંદી પ્રધાને લીબરલોને તમાચો માર્યો છે', બેલગામ શહેરની હદ નહિ છોડવાની, દરરોજ પોલીસમાં હાજરી આપવાની અને સત્યાગ્રહમાં ભાગ નહિ લેવાની શરતે શ્રી. ગંગાધરરાવ દેશપાંડેનો છૂટકારો, અલ્હાબાદના 'સેવા' પ્રેસ ઉપર દરોડો અને જપ્તી

૨૯-૧-૩૨ મુંબઇમાં હિંદુ-મુસલમાનો વચ્ચે હુલ્લડઃ ૯૦ ઘાયલ, પોલીસે ઉપરાઉપરી

ગોળીબાર કર્યા; સુરમાવેલી રાજકીય પરિષદની નવમી બેઠકને અંગે ૭૩ જણ ગિરફતાર; શ્રી. ગંગાધરરાવ દેશપાંડે ગિરફતાર; હોરના નિવેદન સામે જયકર–સપ્રુનો ભેગો ઉકળાટ: ગોળમેજીઆઓને અપાયેલા વિશ્વાસનો ભંગ–હોરની નવી નીતિ સામે સખ્ત અણગમો.

૩૦–૬–૩૨ હાથરસમાં ૩૬ વર્ષની એક બાઈ પોતાના પતિ પાછળ સતી થઇ; એંટવર્પમાં શ્રી. વિઠ્ઠલભાઇ પટેલનો સત્કાર; લડાઇ દરમિયાન રોકાયેલી હિંદી લશ્કરની ટુકડીને લગતું ૧૩,૬૦૦,૦૦૦ પાઉંડનું ખર્ચ હિંદના મહેસૂલમાંથી વસૂલ કરવાનો ઠરાવ આમની સભામાં પસાર; વસ્તીગણતરીના ઠરાવમાં મહાસભાનો ઉલ્લેખ છે તે કઇ એવો કલેક્ટરે અમદાવાદનાં મ્યુ. પ્રમુખ પાસે માગેલો ખુલાસો; રૂપીઆને પાઉંડ સાથે જોડાયેલો રાખવા સામે મુંબઈના વેપારીઓનો વિરોધ.

૩૧–૬–૩૨ ત્રીજી જુલાઇએ ચાર ઑર્ડિનન્સોની મુદત પૂરી થતી હોવાથી તેમની જગ્યાએ સ્પેશિયલ પાવર્સ સંયુક્ત ઑર્ડિનન્સની જાહેરાત; મુંબઇમાં કોમી રમખાણ, ગોળીબાર, પરિણામે ૫ નાં મરણ; નવો સ્પેશીઅલ સંયુક્ત ઑર્ડિનન્સ બંગાળને લાગુ પાડવાની જાહેરાત; નડિયાદમાં ખેડા જિલ્લા પરિષદ ભરતાં ૧૦૦૦ જણની ધરપકડ; મદ્રાસમાં ૧૪૪ મી કલમની જાહેરાત.

૧–૭–૩૨ નવો સ્પેશીઅલ સંયુક્ત ઑર્ડિનન્સ મધ્ય પ્રાંતો અને સંયુક્ત પ્રાંતોને લાગુ પાડવાની જાહેરાત; સંયુક્ત પ્રાંતોની રાજકીય પરિષદનાં સ્ત્રીપ્રમુખને ૬ માસની સખ્ત કેદ અને રૂ. ૨૦૦ દંડ બદલામાં ૧॥ માસ વધુ; વડોદરા પ્રજામંડળના પ્રમુખ ગિરફતાર, જમીયત-ઉલ-ઉલેમા હિંદનો બીનરાષ્ટ્રીય મુસ્લીગોના નિવેદન સામે પડકાર; સંપૂર્ણ સ્વતંત્રતાના આદર્શને વળગી રહેવાની બતાવેલી નીતિ; મુંબઇ ઇલાકાને લાગુ પડેલો નવો સ્પેશીઅલ ઑર્ડિનન્સ.

૨–૭–૩૨ અમદાવાદની જિલ્લા અદાલતના કમ્પાઉન્ડમાં જિલ્લા પરિષદની વિષય વિચારિણી સમિતિની બેઠક, સાત જણની ધરપકડ; નવો સ્પેશીઅલ સંયુક્ત ઑર્ડિનન્સ મુંબઇ ઇલાકાને લાગુ થયાની જાહેરાત; ગાંધીજી અને તેમના મિત્રોને સર સેમ્યુઅલ હોરના નિવેદન સંબંધમાં વિચાર દર્શાવવા માટે મુલાકાતની તક આપવાની મિ. લેન્સબરીની સૂચના; મિ. ડી વેલેરાના નિમંત્રણથી શ્રી. વિઠ્ઠલભાઇ પટેલનું આયર્લૅંડ-ગમન; સંયુક્ત પ્રાંતોના લીબરલોની ઑર્ડિનન્સોના પુનર્જીવન સામે નાપસંદગી અને ગોળમેજી પરિષદને રદ કરવા સામે વિરોધ; અખિલ હિંદ ટ્રેડ યુનિયન કૉંગ્રેસના પ્રમુખ શ્રી. રૂઇકરની ફરી રાજદ્રોહ માટે ધરપકડ; હિંદી રાષ્ટ્રીય મહાસભા સમિતિના પ્રમુખ ડૉ. કિચલુને લાહોર જલંધરના સાત જિલ્લાઓમાં દાખલ થવાની મનાઇ; યરોડા જેલમાં ૩૫ રાજદ્વારી કેદીઓ ૨૮ મી તારીખથી અપવાસ ઉપર છે એવા સમાચાર આવ્યા; 'ગાંધી દિન'ની જાહેરાત માટે અકોલાના રાષ્ટ્રીય શાળાના સુપ્રિન્ટેન્ડન્ટ અને બીજા પાંચ ગિરફતાર.

૩–૭–૩૨ અમદાવાદમાં જિલ્લા પરિષદને અંગે ૨૫૦ની ધરપકડ; પ્રભાત ફેરીઓ, સરઘસો અને સભાઓ, સ્વામીનારાયણના મંદિરમાં પરિષદની બેઠક; લિબરલોનો ઑર્ડિનન્સો સામે વિરોધ; મુંબઇમાં કરફ્યુ ઑર્ડરની સાત દિવસ માટે જાહેરાત; અલ્હાબાદ મ્યુ. બોર્ડના પ્રમુખ ઉપર મ્યુ. મકાનો ઉપરથી રાષ્ટ્રધ્વજો ઉતારી લેવાની અને

ધ્વજસ્તંભો ખસેડવાની નોટિસ, ઘાટકોપરમા મહાગષ્ટ્ર પ્રા રા. પરિષદમાંથી સ્રા. પ્રમુખ સાથે ૧૩૦ની ધરપકડ, મહાસભાના બે સ્વયંસેવકોએ ૪ આઇ આર એક્સપ્રેસ ટ્રેન મહાસભાના ફરમાન અનુસાર સાકળ ખેંચી ઊભી રાખી, તેમની ધરપકડ, પેરૂમા ક્રૉલેજિયનોનો બળવો, નવલકથાકાર અને કવિવર ટાગોરનાં બ્હેન સ્વર્ણકુમારીનું ૭૬ વર્ષની વયે અવસાન; રાસમા ૧૫ જમીન ખાલસા કર્યાની સરકારની જાહેરાત.

૪-૭-૩૨ બ્રિટન આયર્લૅંડ વચ્ચે ભંગાણુ; લખનૌ વિભાગના રસ્તા ઉપરના સ્ટેશનોએ ટ્રેન ઊભી રાખવાનુ મહાસભાવાદીઓનુ સાહસ, અલ્હાબાદ, કલકત્તા, ભરૂચ વગેરે સ્થળોએ 'કેદી દિન' પળાયો અને સરઘસો નીકળ્યા, ભરૂચમા ૩૫ની ધરપકડ, કલકત્તામા ૨૨ની ધરપકડ, કલકત્તામા કેદીદિન ઉજવવા ભેગા મળેલા ઉપર ગોળી-બાર—ગંખ્યાબધ ઘાયલ, ગહેમદાવાદમાં રેલવે ઉપર પિકેટિંગ.

૫-૭-૩૨ આયર્લૅંડના માલ ઉપર બ્રિટનમા જકાત નાખવાનો ખરડો આમની સભામા પસાર થયો. સુરત, આણંદ, ડામરા, કટક, અમરાવતી, અહમદનગર હૈદ્રાબાદ વગેરે જગ્યાએ અને સમસ્ત દેશભરમા ગાધીદિન નિમિત્તે સભાઓ, સરઘસો અને ધરપકડો; દાદીમા ફરકેલા રાષ્ટ્રધ્વજ સબધી ઝડતી

૬-૭-૩૨ ડૉ અન્સારીનો છૂટકારો, દેશભરના આગેવાનો અને સસ્થાઓનો હોરના નિવેદન સામે વિરોધ, જર્મની દેવુ નહિ ભરે તો મગ યોજના અમલમા મૂકવામા આવશે એવુ ફ્રાંસનું આખરિન નામુ, આયર્લૅંડના માલની જકાતનો ખરડો આમની સભામાં બીજી વારના વાચનમાથી પસાર.

૭-૭-૩૨ મુંબઇમા ભગતસિંહની છાપવાળી દીવાસળીઓ જપ્ત, શ્રી. વિઠ્ઠલભાઇને આયર્લૅંડમા આવકાર, સેન્ટ જોન ફિલ્બીએ હિંદમા હિંદી વાઇસરોય નીમવાની કરેલી હિમાયત, અમદાવાદના મ્યુ પ્રમુખનો કલેકટરને ખુલાસો:—'વસ્તીગણતરીના ઠરાવમાં મહાસભા શબ્દ હિંદી રાષ્ટ્રીય મહાસભાનુ સૂચન છે;' સરદાર વલ્લભભાઇને ગુજરાત પ્રાંતિક સમિતિની વિઠ્ઠલપુર ગામની જમીન ખાલસા કર્યાની સરકારની નોટીસ

૮-૭-૩૨ સર તેજ બહાદુર સપ્રુ અને શ્રી જયકરનું ગોળમેજી પરિષદની સલાહકાર કમિટિમાથી રાજીનામુ, સર ચીમનલાલ સેતલવાડની વહેલી તકે ફેડરલ બધારણ કમિટિ બોલાવવાની ભલામણ, ગુજરાત વિદ્યાપીઠના માજી આચાર્ય શ્રી કૃપલાની ચરખાસઘના કામે જતા ગિરફતાર, મિ સપ્રુનો રાજીનામાના મુદ્દા સમજાવતો વાઇસરાયને પત્ર, લોસેન પરિષદમા જર્મની અને ફ્રાન્સ વચ્ચે છેવટની સમજૂતી, મુબઇ યુનિવર્સિટી સેનેટમા અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી શ્રી. શારદા સુમન્ત મહેતા તથા પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ ચુટાયા, લોસેન પરિષદનું ઐતિહાસિક કરારનામુ, ભરૂચમા ૩૪૫ એકર જમીન ખાલસા, હિંદી વજીરના નિવેદન સામે સર સેમ્યુઅલ હોરનો વિરોધ, રાજકોટના હદપારીના કાયદા સામે પ્રજા પ્રતિનિધિમંડળનો વિરોધ, ડબ્લીનમાની જાહેરસભાનો હિંદની સ્વતનતાની લડતને ટેકો.

૯-૭-૩૨ મુબઇમા ગોળમેજી પરિષદના ૧૪ સભ્યોની સભામાં સરકાર સાથે અસહકાર કરવાનો પ્રાથમિક ઠરાવ, સર સપ્રુએ હિંદ પ્રત્યેની બ્રિટિશ અકડાઈનો ખુલ્લો કરેલો ભેદ; મુબઇમા કરફ્યુ ઑર્ડરની મુદતમા અઠવાડિયાનો વધારો; જમિયત ઉલ-ઉલેમાના

પાંચમા સરમુખત્યાર ગિરફતાર; મૌ. હઝરત મોહાની વગેરે સ્વતંત્ર પક્ષના મુસ્લીમ આગેવાનો ગિરફતાર; સી. રાજગોપાલાચારીનો વેલોર જેલમાંથી છૂટકારો; બનારસમાં દેશનેતાઓની ફરી મસલત; પંડિત જવાહરલાલની જેલમાં નાદુરસ્ત તબિયતના સમાચાર.

૧૦–૭–૩૨ રાષ્ટ્રીય લીબરલ ફેડરેશનનો ગોળમેજી પરિષદના સભાસદોએ સરકાર સાથે અસહકાર કરવાના ઠરાવને ટેકો આપનારો ઠરાવ; મુંબઇમાં પછાત વર્ગોની પરિષદમાં મારામારી, ૫૦ ઘાયલ; દશમી અખીલ હિંદ દલિત વર્ગની પરિષદની બેઠક મુંબઇમાં; દિલ્હી કેમ્પની જેલમાં કેદીઓનું ભારે તોફાન; શ્રી. મીરાંબહેન (મીસ સ્લેડ)ને ૨૪ કલાકમાં મુંબઇ છોડી જવાનું ફરમાન; ૧૭મી જુલાઇએ ઑર્ડિનન્સ-વિરોધદિન પાળવાની અને ઑર્ડિનન્સોનો અમલ રહે ત્યાં સુધી દર પખવાડિયે વિરોધદિન પાળવાની પંડિત માલવિયાજીની દેશને હાકલ.

૧૧–૭–૩૨ ઉદેપુરના મહારાણાના મહેલ ઉપર હુમલો થયાથી પોલીસનો ગોળીબાર; આમની સભામાં હિંદી વજીરની ૧૦૦ કેદીઓને કાળેપાણી મોકલવાની જાહેરાત; ઉમરાવોની સભામાં આયરીશ જકાતનો ખરડો પસાર; અનિલકુમાર દાસના જેલમાંના મૃત્યુ વિષે તપાસ કરવાની બંગાળ સરકારની ના.

૧૨–૭–૩૨ ગોળમેજી સલાહકાર સમિતિમાંથી મિ. જોશીનું રાજીનામું; જમીયત–ઉલ–ઉલેમાના સરમુખત્યારને ૨૪ કલાકમાં દિલ્હી છોડી જવાનો હુકમ; પ્રૉ. હેરલ્ડ લાસ્કીનો હિંદી વજીરની 'સંકુચિત રાજનીતિ' સામે સખ્ત વિરોધ–ગાંધીજી સાથે સમાધાન કરવાની સલાહ.

૧૩–૭–૩૨ ફેડરલ ફિનાન્સ કમિટિના રિપોર્ટ સામે બંગાળની વેપારી ચેમ્બરનો વિરોધ; હિંદી વજીરનું આમની સભામાં નિવેદન–કાર્યનીતિ બદલવાની ના–લીબરલોના વિરોધની અવગણના–કાર્યનીતિ માટે ગાંધીજી અને મહાસભા જવાબદાર છે; લંડનના મજૂર પક્ષની સરકારને ટેકો આપવાની ના; ડૉ. કિચલુની બીનમહાસભાવાદીઓની પરિષદ બોલાવવાની સૂચના; ઓટાવા પરિષદ માટે પ્રતિનિધિઓની લંડનથી રવાનગી.

૧૪–૭–૩૨ ગુજરાતની મ્યુનિસિપાલિટી તરફથી મુંબઇ યુનિવર્સિટીના ફેલો તરીકે શ્રી. મહેતાની ચૂંટણી; અમદાવાદની વસ્તીગણતરીનો આંકડો લગભગ ૪ લાખ; શ્રી મીરાંબહેન (મીસ સ્લેડ)ને ૧૨ કલાકમાં સરાન જિલ્લો છોડી જવાની નોટીસ; હિંદી વજીરના નિવેદન સામે મિ. જયકર, સર ચીમનલાલ સેતલવાડ અને સર કાવસજી જહાંગીરનો ઉકળાટ; હિંદી વજીરના નિવેદન સામે સર પુરુષોત્તમદાસ અને સર ફિરોજ શેઠનાનો અણગમો; સર સેમ્યુઅલ હોર અને લૉર્ડ લોધીઅને વડા પ્રધાનની લીધેલી મુલાકાત.

૧૫–૭–૩૨ ડી વેલેરાને રામ્સે મેકડોનલ્ડનું તેડું; કલકત્તામાં પિકેટિંગ કરવા માટે નાના છોકરાને ૬ માસની સખ્ત કેદ અને તેના બાપને રૂ. ૫૦ દંડ ભરવાનો હુકમ; રામ્સે મેકડોનલ્ડ અને ડી'વેલેરા વચ્ચે નિષ્ફળ ચર્ચા; લૉર્ડ ઇરવીનની કેળવણીખાતાના પ્રધાન તરીકેની નિમણૂંક; બ્રિટિશ માલ ઉપરની જકાતનો ખરડો આયર્લેંડની પાર્લામેન્ટમાં ત્રણે તબક્કાઓમાંથી પસાર; ના. શાસ્ત્રીએ યરોડા જેલમાં શ્રી. સરોજિનીની લીધેલી મુલાકાત; અમેરિકામાં પ્રમુખ વગેરેના પગાર ઉપર કાપ.

૧૬–૭–૩૨ મુંબઇના ૨ મહાજનનો મહાત્માજી અને તેમના સાથીઓને ગોંધી રાખવા અને ઑર્ડિનન્સો ચાલુ રાખવા સામે વિરોધના ઠરાવો; મુંબાઇ ૩ બજારની એસોસીએશન

યુરોપીઅન પેઢીઓ સાથે વેપાર કરશે એવી સમાધાની, બંગાળ સરકારે ગરીબોને મીઠુ ભેગુ કરવાની આપેલી છૂટ, બંગાળા સરકારે ડૉ રવીન્દ્રનાથ ટાગોરને બંગાળી ભાષાના તથા સાહિત્યના પ્રોફેસરનું પદ આપવાની ધારણા, લૉર્ડ ઇરવીનનો હિંદી પ્રધાનને ટેકો, મદ્રાસની યુરોપીઅન એસોસીએશનનો ગોળમેજીના સભાસદો સાથે સહકાર કરવા માટે વડી ઑફિસને તાર, બ્રિટન સાથે સમાધાની નિષ્ફળ જવાથી ડી'વેલેરા નવા બજારોની શોધમા, મિ તેજબહાદુર સપ્રુ હિંદી વજીરની નવી નીતિનો ભેદ ખોલે છે હાજી સુલેમાન કાસમ મીઠાની મુસ્લીમ વિદ્યાર્થીઓને સ્કૉલરશીપ આપવા માટે રૂ ૧૦,૦૦૦ ની સખાવત ગોંડળીના મહારાજાનુ નિરાધારો માટે રૂ ૫ લાખનું દાન.

૧૭–૭–૩૨ ઑર્ડિનન્સો અને હોરની નીતિ સામે અમદાવાદની જાહેરજનતાનો વિરોધ અને અણગમો, આયર્લેંડમા બ્રિટિશ માલ બહિષ્કારના પોસ્ટરો, ઇંગ્લેંડના 'ન્યુ સ્ટેટસમેન'નો સર હોરના માર્ગથી હિંદમા બ્રિટનનો એકે મિત્ર નહિ રહે, દેશભરમા ગામડે ગામડે અને શહેરે શહેરે ઑર્ડિનન્સ વિરોધ સભાઓ, વર્ધા ખાદી ભડારના વ્યવસ્થાપક ગિરફતાર, મુબઇમા અસ્પૃશ્યતા નિવારણ દિન

૧૮–૭–૩૨ લીબરલોના વિરોધની યાદી ઉપર વેપારીઓએ સહી ન કરવા સંબંધનો ઠરાવ શ્રી જી ડી બીરલાનો મહાત્માજીને છૂટા કરી ત્રીજી ગોળમેજી બોલાવવાનો આગ્રહ, પ્રો જે બી કૃપલાનીને ૬ માસની સખ્ત કેદ અને બ વર્ગ, કાશ્મીર સરકારની લડનની ગાંધીવિદાયની ફિલ્મ સામે મનાઇ, બ્રિટિશ માલ ઉપર જકાત નાખવાને તાકીદનો ખરડો આયર્લંડની પાર્લામેંટમા બીજી વારના વાચનમાથી પસાર, આયર્લેંડમા થતી ૨ લાખ પાઉંડના બ્રિટિશ કોલસાની વાર્ષિક આયાત ઉપર પ્રતિબંધક જકાત નાખવાનુ ચોક્કસ ઓટાવા જતા પ્રતિનિધિઓની સ્ટીમર ઉપર આગ, વડી ધારા સભાના શીખ સભ્યે વાઇસરૉયને કોમી નિર્ણય સબધી પત્ર લખ્યો

૧૯–૭–૩૨ અમદાવાદ જિલ્લા પરિષદના પ્રમુખને ૬ માસની કેદ અને રૂ ૫૦ દડ અથવા ૧॥ માસની વધુ કેદ, બાકીના ૮ ભાઇ બહેનોને ૪ માસની સખ્ત કેદ, ઑર્ડિનન્સ વિરોધ સભા તા ૨૪ મીએ ભરવા માટે પડિત માલવિયાજીની દેશને સૂચના, સાબરમતી જેલમા એક રાજદ્વારી કેદી વતનપાર, બારડોલીના એક રાજદ્વારી કેદીની ગભીર માદગી સિવિલ હૉસ્પીટલમા ખસેડયો, દક્ષિણ આફ્રિકામા રાજગીત સામે વિરોધ કરાચીમા રાણીના બાવલા ઉપરનો રાષ્ટ્રધ્વજ પોલીસે ખસેડયો, ફાધર એલ્વીને બ્રિટનને ચોખ્ખા સાધનોથી યુદ્ધ લડવાનો કરેલો આગ્રહ, મુબઈની હિંદી વેપારીઓની ચેમ્બરની કમિટિનો હિંદમા બધારણાત્મક સુધારાની નવી રીત સામે અને ખાસ કરીને હિંદના નાણાં સંબંધી અને વેપાર સંબધીની હિંદી વજીરની ટીમ સામે વિરોધનો ઠરાવ

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૪ આષાઢ-શ્રાવણ : ૧૯૮૮

## સિદ્ધાર્થનું સ્વપ્ન

( શિખરિણી )

અતૂટેલી તૃષ્ણાસમ પડતી સન્ધ્યા રજનિમાં;
ડૂબી શોધે શું એ ગતહૃદય રંગો તિમિરમાં ?
હસે છે શું એને નયનચમકે તારક નવા ?
દિસે વ્યાપી ઊંડી સકલ સ્થલમાં ભાવમયતા.

( અનુષ્ટુપ્ )

રાજપ્રાસાદની ટોચે વિસ્તરેલી અગાશીમાં
સાવધાન બની ઊભા સેવકો રાજધામના.

( વસન્તતિલકા )

કારુણ્યમૂર્તિ કુલચન્દ્રક રાજપુત્રે,
સૌન્દર્યમૂર્તિ શુચિશીલ યશોધરાને
સંગે લઇ, હરખભેર પ્રવેશ કીધો;
જાણે ધર્યાં પદ વને વનદેવયુગ્મે !

ઝીલીને વદના સૌની હર્ષોલ્લાસ ઉછાળતાં
રામસીતા સમાં બેઠાં અંગે શોભનશોભના.
પિતાના તેજની સેરો સૌન્દર્યે જનની તણાં
ગૂંથાઇ પ્રગટી પાછી બાલ રાહુલરૂપમાં.

- દાસી તણી કરલતામહિં ઝૂલતો કે
આ બાલ-આર્મ નિરખે સુકુમાર કોને ?
દાસી તણો કર તજી દઇ, મોદભેર
શેં દોડતો ત્વરિત હસ્ત ઉછાળતો એ ?

( અનુષ્ટુપ્ )

ગેલતો હેમની ગેંદે, તારકો ચીંધતો હસે;
તોતલું માતને પૂછે, તાતને અંક કૈં લસે.

( વસન્તતિલકા )

સોહે ભર્યો સભર અમ્બુધિ પૂર્ણિમાનો,
ત્હેમાં ઉમંગભર કો તરણી વિલાસે;
એવી ખરે વિપુલ વૈભવવારિ માંહે
આ દમ્પતીની શુચિ જીવનનાવ મ્હાલે.

× × ×

( અનુષ્ટુપ્ )

મોદમાં શોકની રેખા સિદ્ધાર્થે પરખી હશે ?
નિત્યના હર્ષથી એનું આજ અંતર ના હસે.

( દ્રુતવિલમ્બિત )

ક પિ લ વ સ્તુ કુ મા ર ઉ રે વ્યથા
સળગતી; નવ એ યતી અન્યથા;
વિષમ અંતરબાષ્પ તણાં કદી
ગુપત નિઃશ્વસનો પ્રગટી જતાં. . .

( અનુષ્ટુપ્ )

કિન્નરીકંઠથી ગાયાં ગીતો કૈં ગાયિકાગણે;
માયાપુત્ર તણે હૈયે પ્રવેશી ન શક્યાં જ એ.
વિલાયાં વાયુમાં ગીતો, સંચરી સર્વ ગાયિકા,
પરન્તુ ના શમે પેલી ઊઠી સિદ્ધાર્થની વ્યથા.

( પૃથ્વી )

અતર્કિત તરંગ કૈં નૃપકુમારચિત્તે ઉઠયા,
અને સહજ હાસરેખ ઉપરે ફરી એ વળ્યા;
સુણે અનિલશબ્દ એ ? દિશની વાત કૈં સાંભળે ?
અશબ્દ સ્થિરનેત્ર શું નભવિતાનમાં નીરખે ?

( અનુષ્ટુપ્ )

સેવકો શંકતા સર્વે એકએક ફરી ગયા;
અનિર્લેય હતી જાણે વિસ્તરી મૂકવેદના !
કાન્તના ઉરનો કંપ સમજે ન યશોધરા,
શકે કેમ સહી તોયે આર્દ્રચિત્તા પતિપ્રિયા ?
આર્યાના આર્ય હૈયામાં અજાણ્યાં અનુકમ્પનો
ઊઠયાં અણુઅણુ, તેથી વદતી કરુણસ્વરાઃ—

( દ્રુતવિલમ્બિત )

" દહન ગુપ્ત રહ્યાં તવ અન્તરે
પ્રિય ! મ્હને નહિ કેમ દહે અરે ?

સમજું 'કૈં તુજ અન્તરદુઃખ ' જો
કઈંક નાથ ! કૃતાર્થ બનું હું તો.

( અનુષ્ટુપ્ )

" ભોગવ્યા વૈભવો મોંઘા હૂંફાતાં તુજ હૂંફમાં;
લેખતી હું નહીં એમાં પૂરી જીવનધન્યતા.
ત્હારી અન્તર્ગુહામાંહે, ખસેડી મૌનની શિલા,
પ્રવેશાવ મ્હને વ્હાલા ! દુખભાગી ચહું થવા. "

( મન્દાક્રાન્તા )

" ના, ના, એ તો સહજ, " કહીંને હર્ષતો 'કૈં પરાણે,
પાસે સૂતો તનુજ પરસે; નેત્રદાને પ્રિયાને
પંપાળીને નભ નિરખતો બોલતો, " ઊઠિયે જો
રાત્રી કેરા મૃદુલ હૃદયે શીતળો ઇન્દુ પોઢયો. "

( અનુષ્ટુપ્ )

દાસી રાહુલને લેઇ શયનાગારમાં ગઇ;
પતિ પત્ની તણા નેત્ર પ્રેમદીપ્તિ રમી રહી.

( પુષ્પિતાગ્રા )

ઉભય પ્રણયવારિમાં તણાતાં
કરમહિ કરવેલ ગૂંથી જાતાં;
શયનભવન દીપજ્યોતિમાંહે
વિરલ સુખોજ્જ્વલ દમ્પતી સુહાયે.

× × ×

( અનુષ્ટુપ્ )

પૂર્વમાં તણખ્યો તારો, વાયુમાં કંપ કૈં થયો,
નિદ્રામાં લીન પૃથ્વીએ ન જોયો, ન અનુભવ્યો.

* * *

( ઉપજાતિ-ઇન્દ્રવંશા )

યશોધરાના પ્રણયપ્રસાદે
અન્તર્વ્યથાને કરી કૈંક શાન્ત
સિદ્ધાર્થ પોઢયો; પણ સ્વપ્ન જાગ્યાં;
છૂટયા કણો અગ્નિ તણા થયા છતા.

( અનુષ્ટુપ્ )

પૂર્વે એણે ન ઓળખેલાં સ્વપ્ન રૂપ ધરે નવાં;
ઘડીમાં સ્પષ્ટ દેખાતાં, વળી ક્યાંય સરી જતાં.
ઊડયા અસ્પષ્ટ કૈં શબ્દો પરન્તુ શાન્ત એ થયા;
સિદ્ધાર્થે આ વળી બીજા સ્વપ્નમાં સ્વર સાંભળ્યા:—

( શિખરિણી )

" ઉષાના ઉલ્લાસો પળભર લસીને લય થતા;
સુહાસો સન્ધ્યાના ક્ષણભર રમીને વિરમતા;

## વ્યાખ્યાન ૯ મું.

૧૯૮૨ આસો વદ ૯, શુક્ર.

જ્યારે પ્રાચીન બ્રહ્મચર્યાશ્રમનો આદર્શ વિકસિત થવા લાગ્યો અને બૌદ્ધોનો અધિકાર ધીમે ધીમે ઓસરવા લાગ્યો, ત્યારે તેમનાં મોટાં મોટાં વિશ્વવિદ્યાલયો સ્થપાવા લાગ્યાં-અર્થાત્ ભારતવર્ષની દુર્દશાના દિવસો આવવા લાગ્યા ત્યારે તેનો સૌથી વધારે પરિચય તેનાં શિક્ષામંદિરોમાં થવા લાગ્યો. શિક્ષામંદિરોની નિસ્તેજતાને લીધે દુર્દશા આવી કે દુર્દશા આવી તેને લીધે એ વિશ્વવિદ્યાલયો હીનપ્રભ બન્યાં, એ હું ચોક્કસ કહી શકતો નથી. બીજાંકુરવત્ પરસ્પર સહાયક હોઇ પણ શકે. જેમ પાપવશાત્ દારિદ્ર જન્મે છે અને દારિદ્રને લીધે પાપબુદ્ધિ જન્મે છે તેમ. આમ જ્યારે ભારતવર્ષની વિદ્યાની ઉજ્જવલ જ્યોતિ ક્ષીણ થવા લાગી ત્યારે એ વિદ્યાની સાધનાજ્યોતિ જુદે જુદે ઠેકાણે ક્ષુદ્ર ક્ષુદ્ર પીઠોમાં સળગવા લાગી. જેમ પાશુપતાદિ દર્શનનું સ્થાન કાશ્મિર થયું, જેમ પ્રભાસ એક પ્રકારની શિક્ષાનું ક્ષેત્ર બન્યું, જેમ કાશી, ઉજ્જયિની, મિથિલા, વિક્રમપુર, ઉત્કલ અને કોશલ વગેરે સ્થાનની માફક દક્ષિણમાં કાંચી, કોચીન વગેરે વિદ્યાનાં ધામ થયાં તેવી જ રીતે બીજા ઘણાં નાનાંમોટાં વિવિધ સ્થાનોએ વિદ્યાની સાધનાજ્યોતિ છિન્નવિચ્છિન્ન સ્વરૂપે પણ બળતી રહી. આ સમયમાં પણ એક વસ્તુ તો દેખાતી જ હતી, કે છાત્રો ગુરુ-ગૃહે જઇને ગુરુપત્નીને હાથે માતાના વાત્સલ્યને અનુભવતા હતા. વિદ્યામાં વધારો પડતી શુષ્કતા આવવા ન પામતી. હું પોતે બાલ્યકાળમાં આ રીતે જ બંગાલ અને કાશીની ચતુષ્પાઠીમા ભણ્યો છું. અને મેં અનેક ઠેકાણે ચતુષ્પાઠીઓ જોઇ છે એ મારું સૌભાગ્ય છે. કે મેં ઇંટમાટી અને કાટમાળથી ઊભાં થએલાં વિદ્યાલયોમાં વિદ્યા મેળવી નથી. ગુરુ પાસે બેસી બેસીને હું ભણ્યો છું. ગુરુને (ભણાવવામાં એટલા તલ્લીન થઇ જતા કે તેમને) અમે ભૂખ્યા છીએ કે નહિ તેનો ખ્યાલ સરખો પણ રહેતો નહિ. પણ ગુરુપત્ની ગુરુને ( સૌમ્ય શબ્દોમાં ) ઠપકો આપીને અમને લઇ જતાં અને ખવરાવી પીવરાવી તૃપ્ત કરતાં. ગુરુની બહેનો પણ માતાની પેઠે અમારું જતન કરતી. આને લીધે જ દિવસના તાપથી ક્લાન્ત થએલી શુષ્ક વૃક્ષલતાઓ જેમ રાત્રે નવજીવન પામે છે, તેમ અમને પણ શિક્ષાક્ષેત્રમાં શુષ્કતાનો જે કંઇ દુઃખાનુભવ થતો તે ગુરુપત્નીની—માતાની—સ્નેહધારાથી સંપૂર્ણ રીતે શાન્ત થઇ જતો હતો.

બૌદ્ધોના સમસ્ત વિશ્વવિદ્યાલયોનો લોપ થઈ ગયો ત્યાર પછી તાંત્રિક ગુરુઓમાં મહાન આદર્શ રહી જવા પામેલો એમ જણાય છે. આ તાંત્રિક ગુરુઓ બૌદ્ધોની પછી થયા એમ નથી; પહેલાં પણ તેઓ હતા. પરંતુ તેમની મોટી મોટી સંસ્થાઓ આપણા દેશમાં ન હોવાથી મોટી મોટી સંસ્થાઓ મરી ગઇ ત્યારે પણ એ વર્ગ નષ્ટ ન થયો. કારણ કે

મોટા વાવાઝોડામાં મોટાં મોટાં વૃક્ષો પડી જાય છે, પણ નાની નાની વનસ્પતિ રહી જાય છે. તેથી તેઓ મોટી મોટી નદીઓની માફક વિશાળ ન હોવા છતાં પણ જીવનના ઉત્સવની માફક શીતળ, શાન્ત અને જીવનપ્રદ હતા. ગૌતમીય તંત્રમાં ગુરુનાં લક્ષણ આપ્યાં છે. તેમાં વર્ણવેલાં ગુરુશિષ્યનાં લક્ષણ તેમ જ તેમનો આદર્શ જાણવાથી એમની સાધના વિષે આપણને સ્પષ્ટ ખ્યાલ આવશે. તેમની જુદી જુદી પ્રણાલીઓનો, જુદી જુદી પદ્ધતિઓનો આપણને પરિચય નહિ મળે તો તેથી કશું જ નુકસાન નથી થવાનું. વિદ્યાલયોમાં પરીક્ષકો આવે અને લેખનપોથીઓ તપાસી જાય, એથી શું શિક્ષણનું સાચું માપ મળી શકે છે કે? એ પરીક્ષકો કશું જ જોતા નથી. મનુષ્યમાં અંધતા હોય એ સમજાય એવી વાત છે; પણ આ પ્રકારની આડંબરી અંધતા કરતાં તો સાચી અંધતા વધારે સારી. એક કૃપણની વાત વિચારવા જેવી છે. જ્યારે એની પુત્રવધૂ માંદી હતી ત્યારે પુત્રે પિતાને કહ્યું: "એક સારા વૈદ્યની જરૂર છે." પિતાએ કહ્યું: "મોટા મોટા વૈદ્યો સુલભ હોય એવાં શહેરોમાં કોઈનું મૃત્યુ થયું છે કે નહિ? તારી પિતામહી મરી ગઈ ત્યારે મોટા મોટા વૈદ્ય આવ્યા હતા! તારી માતા મરી ગઈ ત્યારે મોટા મોટા વૈદ્ય આવેલા! તારી માતાની માતા કે પિતાની દાદી સહેજે મરી ગઈ તેના કરતાં મોટો આડંબર કરીને મરવાની તારી વહુને શી જરૂર છે? માટે જેમ એ મરી ગયાં તેમ આ પણ ભલે મરે!" તો હું પણ એ જ રીતે કહું છું કે અંધતા રહેવાની જ હોય તો પછી આડંબર કરવાનું પ્રયોજન શું? આપણને તે સમયના ગુરુનો અને તેને લીધે તે સમયની શિક્ષાના આદર્શનો સાચો ખ્યાલ આવે એ આપણે માટે પૂરતું છે.

ગૌતમીય તંત્રમાં ગુરુનાં લક્ષણ આ પ્રમાણે આપ્યાં છેઃ

सुंदरः सुमुखः स्वच्छः सुलभो बहुतत्त्ववित् ।

ગુરુ સુંદર હોય; ચહેરામાં નહિ પણ અંતરમાં સુંદર હોવો જોઈએ. સુમુખ–તેનું વાક્ય મધુર હોય, તે સ્વચ્છ હોય, તે સહેજે સુલભ હોય—શિષ્યો તેની પાસે સહેલાઈથી જઈ શકે એવો હોય (કારણ કે કૌસ્તુભમણિ બહુ મૂલ્યવાન હોવાથી કશો લાભ નથી. તેને મેળવવાનો સંભવ નથી.) તે જો પુષ્ય નક્ષત્રના વારિબિન્દુ પેઠે આપણે માટે દુર્લભ હોય તો એ વારિબિન્દુ દ્વારા મોતી થાય છે, એમ જાણવા માત્રથી આપણને શો લાભ? માટે એ સુલભ હોવો જોઈએ. તેમ જ અનેક શાસ્ત્રોમાં પ્રવેશ કરેલો હોવો જોઈએ, નહિ કે કૂપમંડૂક.

असंशयः संशयच्छिन्निरपेक्षो गुरुर्मतः ।

संमतः सत्सु दान्तश्च मन्त्रार्थज्ञानपारगः ॥

આવો જે ગુરુ હોય તેનામાં સત્ય વિષે લવલેશ પણ સંશય ન હોવો જોઈએ; તે સંશયમાત્રનો નાશ કરવા સમર્થ હોવો જોઈએ; સર્વસ્વીકાર્ય હોવો જોઈએ; સજ્જન સમાજમાં પોતાનું સારી રીતે દમન કરે તેવો હોવો જોઈએ અને મંત્રાર્થના જ્ઞાનના પારને પામેલો હોવો જોઈએ.

वाङ्मनःकायचित्तश्च विष्णोः शुश्रूषणे रतः।
मन्त्रचैतन्यविज्ञाता गुरुरुक्तः स्वयंभुवा ॥
सुदूरमपि गन्तव्यं यथाम्नायविदो जनाः ॥

વાણી, મન અને કાયાથી વિષ્ણુની સેવામાં જે મગ્ન હોય, મંત્રના ચૈતન્યનો જે વિજ્ઞાતા હોય, તેને સ્વયંભૂ બ્રહ્માએ ગુરુ કહ્યો છે. જ્યાં આવા પ્રકારના શાસ્ત્રવિદ્ ગુરુ હોય તે સ્થળ અતિ દૂર હોય તોપણ ત્યાં જવું જોઈએ. જળાશય દૂર છે એમ ધારીને રેતી ખાઈને કોઈ-તરસ છીપાવી શકતું નથી. દેહપક્ષે પાણી જેટલું અનિવાર્ય છે એટલું જ અનિવાર્ય સત્યજ્ઞાન આત્માપક્ષે છે.

तेऽपि स्तुत्या नमस्याश्च सेव्या स्वाभिष्टमिच्छता ॥

પોતાનું કલ્યાણ ઇચ્છનારે આવા ગુરુઓની સ્તુતિ કરવી જોઈએ; આવા ગુરુને નમન કરવું જોઈએ.

હવે શિષ્યનાં લક્ષણ જોઈએઃ—

शिष्यः कुलीनः शुद्धात्मा पुरुषार्थपरायणः ।
अधीतवेदकुशलः पितृमातृहिते रतः ॥
धर्मविद्धर्मकर्ता च गुरुशुश्रूषणे रतः ।
सदाशास्त्रज्ञतत्त्वज्ञो दृढदेहो दृढाशयः ॥
हितैषी प्राणिनां नित्यं सर्वलोकार्थकर्मकृत् ।
वाङ्मनःकायवसुभिः सर्वप्राणिहिते रतः ॥
अनित्यकर्मणस्त्यागी नित्यानुष्ठानतत्परः ।
जितेन्द्रियो जितालस्यो जितमोहो विमत्सरः ॥

"શિષ્ય કુલીન, શુદ્ધાત્મા, પુરુષાર્થપરાયણ, વેદ ભણેલો, કુશળ, પિતા અને માતાના હિતમાં પ્રેમવાળો, ધર્મને જાણનાર અને આચરનાર, ગુરુની સેવામાં મગ્ન, શાસ્ત્રમાં રહેલા અર્થ ને તત્ત્વને જાણનાર, સુદૃઢ શરીરવાળો, દૃઢ નિશ્ચયવાળો, હમેશાં પ્રાણિમાત્રનું હિત ઇચ્છનાર, સર્વ લોકને માટે કામ કરનાર, વાણી, મન, તન અને ધનથી પ્રાણિમાત્રનું હિત કરવામાં તત્પર, અનિત્ય કાર્યનો ત્યાગ કરનાર, અનુષ્ઠાનમાં હમેશાં તત્પર, જિતેન્દ્રિય, આળસને જીતનાર, મોહને જીતનાર અને મત્સરરહિત હોવો જોઈએ."

એની લાયકાતના લક્ષણમાં જાતિભેદને સ્થાન નથી. સત્યશોધક વૃત્તિને સ્થાન છે. એક વર્ષમાં સત્ય જાણે તે બ્રાહ્મણ, બે વર્ષમાં જાણે તે ક્ષત્રિય, ત્રણ વર્ષમાં જાણે તે વૈશ્ય અને ચાર વર્ષમાં જાણે તે શૂદ્ર.

દીક્ષાનો અર્થ નીલતંત્રમાં આ પ્રમાણે કર્યો છેઃ—

दिव्यं ज्ञानं यतो दद्यात् क्षीयते पापसञ्चयः ।
ततो दीक्षेति सा प्रोक्ता शृणु देवि प्रियंवदे ॥

જેનાથી દિવ્ય જ્ઞાન મળે અને પાપપુંજ ક્ષીણુ થાય તેનું નામ દીક્ષા.

ગુરુનાં લક્ષણુ એમાં આ પ્રમાણે આપ્યાં છેઃ—

विज्ञाता मंत्रतंत्राणां कर्मकर्ता रहस्यवित् ।
दाता दान्तः शान्तमना नितान्तशान्तमानसः ॥
सुंदरः सुमुखः सुस्थः श्रद्धावान्सुस्थिरासनः ।
स्थिरो नम्रश्च सौम्यश्च प्रेक्षको विजितेन्द्रियः ॥
आस्तिको दृढभक्तिश्च गुरौ मंत्रे च दैवते ।
गुरुश्चात्मविशुद्ध्यर्थं शिष्यं च परिशोधयेत् ॥

આમાં છેલ્લું વાક્ય ખાસ વિચારવા જેવું છે. ગુરુ શિષ્યને શુદ્ધ કરે છે તે શિષ્યને માટે નહિ, પણ પોતાની આત્મપરિશુદ્ધિ અર્થે એમ કરે છે. એ સાધના વખતના નિયમો આ પ્રમાણે છેઃ—

भूमौ शय्या वचननियमः कामिनीभ्यो निवृत्तिः
प्रातर्जापी विटपसमिधा दन्तजिह्वाविशुद्धिः ।
पत्रारण्यं मधुरसमयं ब्रह्मवृक्षस्य पुष्पैः
पूजा भूमौ कुसुमरचना लेपनादुज्ज्वलानि ॥

વગેરે વગેરે.

શિષ્યના હૃદયમાં ગુરુ જ્યારે સત્ય અને વિદ્યાનું દાન કરે ત્યારે વિદ્યાને જીવંત સમજીને ગુરુએ આવાહન કરવું.

पूजितेऽसि सदा विद्ये जीवात्मापूजितेऽक्षये ।
परब्रह्मपूजितासि जीवात्मनि स्थिरा भव ॥

ગાયત્રી તંત્રમાં કહે છે કે સત્ય બોલતાં જ કંઇ શિષ્યને સત્યનો સાક્ષાત્કાર થઇ જાય એમ નથી. માટે જ કહે છે કેઃ—

अङ्गनात्सुलोचनोऽस्तु झटिति प्रविशेद् गृहम् ।
न पश्येच्चक्षुपा किञ्चिद् गृहमध्येषु यत्स्थितम् ॥

બહારથી ઘરમાં આવતાં ક્ષણવાર તો જેમ કશું દેખાતું નથી તેવી જ રીતે સત્યનો સાક્ષાત્ અનુભવ મેળવવા માટે કેટલાક સમયની આવશ્યકતા છે.

પછી જણાવે છે કે જે સ્વાભાવિક છે તે સારું છે, તે જીવન્ત છે. જે અસ્વાભાવિક છે તે મન્દ છે, તે મૃત છે.

कामक्रोधादिभिर्युक्तमज्ञानतिमिरावृतम् ।
अजीवं तच्च विज्ञेयमात्मना भिन्नमुच्यते ॥

કામ ક્રોધ વગેરેથી ભરેલું, અજ્ઞાનાંધકારથી છવાએલું, અને નિષ્પ્રાણ થએલું જ્ઞાન પરમાત્માથી ભિન્ન છે. મનુષ્ય જો એક વાર જીવન (life) પ્રાણ ગુમાવે તો પછી એના ઉપર પાપના દમ ખડકાઇ જાય છે.

अजीवाज्जायते पापं पुण्यं जीवात्प्रजायते ।
पापं वा यदि वा पुण्यमुभयोः कारणं मनः ॥
द्विविधा प्रकृतिर्ज्ञेया उत्तमा चाधमा तथा ।
अधमा विकृतिर्ज्ञेया उत्तमा प्रकृतिः स्मृता ॥

અહીં સમજવાનું એટલું જ છે, કે આ લોકો પાપપુણ્યનો નિર્ણય કોઈ શાસ્ત્ર કે કોઇ સાંપ્રદાયિક ક્ષુદ્ર માનદંડ પ્રમાણે કરતા નથી. જે કંઇ જીવંત છે, જે કંઇ પરબ્રહ્મને અનુકૂળ છે તે પુણ્ય કહેવાય; અને જે કઇ પરબ્રહ્મને પ્રતિકૂળ છે તે અસત્—પાપ કહેવાય; જે પ્રાણમય, જે સત્યમય તે વિશુદ્ધ, તે જ પુણ્ય કહેવાય. જે પ્રાણહીન, જે મિથ્યા, જે વિકૃતિ તે પાપ કહેવાય. આથી વધારે સારો, વધારે શાશ્વત વિશ્વવ્યાપી સર્વગ્રાહ્ય માનદંડ નથી.

વળી કહે છે કે:—

अनात्मस्मरणे पापं पुण्यं हि आत्मना सदा ।
अतः परं प्रवक्ष्यामि उद्धारं ब्रह्मविग्रहम् ॥

જીવનહીનની ઉપાસના એટલે પાપ; કારણ કે જીવનના આસન પર મૃત્યુને બેસાડવું એના જેવું ઇશ્વરદ્રોહી બીજું શું હોઇ શકે ?

પછી ગુરુની પાસે કોણ શિક્ષા લઇ શકે તેનાં સામાન્ય લક્ષણ વર્ણવે છેઃ—

ब्राह्मणक्षत्रवैश्याश्च शूद्राश्चवरजातयः ।
स्त्रियश्च सकलास्तेषां शान्तरूपा सदाशुचिः ॥
येषां मध्ये च या काचिदागत्य गुरुसन्निधिम् ।
प्रणम्य प्रार्थयेज्ज्ञानं धर्मार्थकाममोक्षदम् ॥

ટૂંકમાં, સદા શુચિર્ભૂત રહેનાર અને શાન્ત ચિત્તવૃત્તિવાળું જે કોઇ ધર્માર્થકામમોક્ષ આપનાર જ્ઞાનની ગુરુ પાસે પ્રણામ કરીને પ્રાર્થના કરે તેને ગુરુએ જ્ઞાન આપવું જ જોઇએ. એવું જે ન કરે તે ખરેખરો કૃપણ છે. એવા જ્ઞાનકૃપણ ગુરુ વિષે કહે છે કે:

यदि न दीयते तस्य ज्ञानं ज्ञानविशारदैः ।
ते तथा नरकं यान्ति गायत्रीरहितास्तथा ॥
ब्रह्मज्ञानमयं ह्येतन्नास्ति जातिविचारणा ।
ज्ञानिने दीयते ज्ञानं ज्ञानिने कमलेक्षणे ॥

" જ્ઞાનનિપુણ લોકો પોતાનું જ્ઞાન બીજાને ન આપે તો ગાયત્રી ન કરનારાઓની માફક નરકના અધિકારી બને છે. બ્રહ્મ જ્ઞાનમય છે. અહીં જાતિવિચારણા અસ્થાને છે. હે કમળનયના ! જ્ઞાનના પિપાસુને તો જ્ઞાન આપવું જ જોઇએ. " કારણ કે બાળકને પોતાની માતાનું ધાવણ જેમ હિતકારી છે, તેમ આ જ્ઞાન મનુષ્યને માટે હિતકારી છે; એટલે એ ન કહેવાનો તેને (ગુરુને) અધિકાર જ નથી. કિન્તુ સાધકના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. 'તેણે કદી સમૂહમાં વાસ ન કરવો ! કારણ કે

એથી સત્યની પ્રાપ્તિ થતી નથી. જેમ મરુભૂમિમાં કોઇ નદી આવી પડે તો સમુદ્રમાં પહોંચવાની શક્તિ તેમાં રહેતી નથી તેવી જ રીતે ભીડમાં–સમૂહમાં–રહેનાર સત્યપ્રાપ્તિનો અધિકાર ગુમાવે છે.

पञ्चाधिका यत्र लोका यद्वास्तिष्ठन्ति वै गृहे ।
कारागरः स विज्ञेयः तत्र पूजां परित्यजेत् ॥

જ્યાંસુધી ગુરુ પ્રત્યેક શિષ્યને બ્રાહ્મણ ન કરી શકે ત્યાં સુધી તેનો ત્યાગ ન કરી શકે, અને બ્રાહ્મણનાં લક્ષણ સાંભળો:—

गायत्रीनिर्मितो देहो यस्य जीवस्य पार्वति ।
ब्राह्मणः कथ्यते एष मुनिभिस्तत्त्वदर्शिभिः ॥
शरीरी तत्र जीवात्मा शरीरं तस्य ब्राह्मणः ॥

જેમ સ્ફાટિક મંદિરમાં દેવતા નિત્ય પ્રકાશિત હોય છે, તેવી જ રીતે જેનો દેહ બ્રાહ્મણ હોય છે તેનામાં પરમાત્મા કદી આચ્છન્ન હોતો જ નથી; એને જોતાં વેંત જ લોકો બ્રહ્મ-સાક્ષાત્કાર કરે છે અને પવિત્ર થાય છે.

सदा पवित्रं विप्रात्मा अतः पापैर्न लिप्यते ।

વિપ્ર તો સદાય પવિત્ર હોવાથી તે પાપથી કદી પણ લેપાતો નથી.

કામધેનુતંત્રમાં આ વાત સુંદર રીતે મૂકી છે:—

भावतत्त्वं विना देवि प्रजपेद्यदि कोटिधा ।
सर्वं तस्य वृथा देवि ऊषरे वपनं यथा ॥
स्वभावेन विना देवि कथं सिद्धिर्भवेत्प्रिये ॥

હે દેવિ ! ભાવના સિવાય કરોડ જપ કરવામાં આવે તોપણ ઉપર જમીનના વાવેતરની માફક નકામા છે; અન્તરના ભાવ વિના સિદ્ધિ સંભવી જ કેમ શકે !

આ તમામ મંત્રો, તમામ સત્ય જગદ્વ્યાપી છે. તમારા અંતરમાં આવીને તે નૂતન પ્રાણની આકાંક્ષા રાખે છે. પ્રત્યેક બીજમાં શાશ્વત પ્રાણધારા સુપ્ત હોય છે અને ક્ષોભની આકાંક્ષા એ બીજ એટલા માટે જ રાખે છે, કે પોતાનો સુપ્ત પ્રાણ જાગ્રત થઇ શકે. આ જ પ્રમાણે મંત્ર મધ્યેનો સુપ્ત પ્રાણ તમારામાં આવીને ચેતના પ્રાપ્ત કરે છે. તમે એનું ક્ષેત્ર હોવાથી તમારામાં પ્રવેશીને એ પ્રાર્થના કરે તો સાધના સત્ય થાય.

सदा निद्रातुरो मंत्रश्चेतनां प्रार्थयेत्सदा ।

તમને એ સર્વદા એમજ કહે છે, કે મને ચેતના આપો. બૃહન્નીલતંત્રમાં કહે છે કે જ્ઞાન અર્થે ગુરુ પાસે જવું જોઇએ. એની પાસેથી જો જ્ઞાનપ્રાપ્તિ ન થાય તો એનું પ્રયોજન જ નથી. ભેખધારી ગુરુઓને પાણી વિનાના જળાશય પર બાંધેલા ઘાટની સાથે સરખાવી શકાય. ધર્મનું નાટક કરવું હોય તો લોટો લઇને એ ઘાટે જાઓ; પણ જો સત્યતૃષા હોય તો એ શુષ્ક અર્ધ્રનો પરિત્યાગ કરો.

બૃહન્નીલ તંત્રમાં છે કેઃ—

सर्वेषां भुवने सत्यं ज्ञानाय गुरुसेवनम् ।
ज्ञानाद् मोक्षमवाप्नोति तस्माज्ज्ञान परात्परम् ॥
अन्ते यो ज्ञानदाने हि न क्षमस्तं त्यजेद् गृहम् ।
अन्नाकांक्षी निरन्नं च यथा स्वं त्यजति प्रिये ॥

જેમ રાંધવાનાં વાસણનો ઠમઠમ અવાજ સાંભળીને કોઇ ક્ષુધાર્ત માણસ આવે અને પછી જ્યારે જુએ કે અહીં તો અન્ન નથી ત્યારે જેમ એ ચાલ્યો જાય તેવી જ રીતે જ્ઞાનદાન કરવાને જે ગુરુ સમર્થ ન હોય તેનો ત્યાગ કરવો જોઇએ. એટલા માટે કહે છે કેઃ—

मधुलुब्धो यथा भृङ्गः पुष्पात्पुष्पान्तर व्रजेत् ।
ज्ञानलुब्धस्तथा शिष्यो गुरोर्गुर्वन्तर व्रजेत् ॥

જેમ મધુલોભી ભ્રમર એક પુષ્પથી બીજે પુષ્પે જાય છે, તેમ જ્ઞાનપિપાસુ શિષ્યે અનેક ગુરુઓ પાસેથી જ્ઞાનસંચય કરવો.

કંકાલમાલિની તંત્રમા જણાવે છે, કે એ જ સાચો ગુરુ કે જે શિષ્યને દીક્ષા આપવા માટે જરૂરી લેખાતાં બાહ્ય ઉપકરણોનો ત્યાગ કરીને આંતરચેતનામય ઉપચારોદ્વારા પૂજા કરવાની દીક્ષા દે.

गन्धं भूम्यात्मकं दद्याद्भावपुष्पैस्ततः परम् ।
धूप वाय्वात्मकं देवि तेजसा दीपमेव च ॥
नैवेद्यममृतं दद्यात्पानीयं वरुणात्मकम् ।
अम्बरं मुकुटं दद्याद्वस्त्रं चैव मम प्रिये ॥

એમ પણ વળી કહેલું છે, કે આ સત્ય શિક્ષાને માટે શુભ લગ્ન, શુભ તિથિ વગેરેનું કઇ પ્રયોજન નથી.

न शुभो विद्यते कालो नाशुभो विद्यते क्वचित् ।
यत्कालं ब्रह्मचिंतायास्तत्काल सफलं प्रिये ॥
दिक्कालनियमो नात्र स्थित्यादिनियमो न हि ।
स्वेच्छाचारोऽत्र नियमो महामंत्रस्य साधने ॥

નિર્વાણતંત્રમા મુક્તિ, નિર્વાણ શાને કહે છે તે જોઇએઃ—

ज्ञानं च निर्मलं कृत्वा बुद्धिं च निर्मलां तथा ।
महाभक्तियुतो भूत्वा सर्वप्राणिहिते रतः ।
तदा मुक्तिमवाप्नोति सत्यं सत्यं न संशयः ॥

જ્ઞાન, નિર્મળ બુદ્ધિ, ભક્તિપૂર્ણ હૃદય અને પ્રાણીમાત્રનું કલ્યાણ થાય એવી આંતરિક સદિચ્છા—આટલું જેનામા હોય તે નિર્વાણ પામે જ પામે. એ જેનામાં નથી તે નિર્વાણનો અધિકારી નથી.

બાબુ ક્ષિતિમોહન સેન

# ડૂ સ્કું

## અંક પહેલો

[ સ્ટેશનથી બહુ જ નજીક એક બંગલો છે. આસપાસ સુંદર, મોટો બાગ છે. પ્રવેશદ્વારથી બંગલા સુધી રસ્તાની બન્ને બાજુએ આમલીઓની વીથિકા છે. બરોબર મધ્યમાથી કાટખૂણે બીજા બે રસ્તા ફંટાય છે. જમણો રસ્તો પુકુર[1] તરફ લઈ જાય છે, અને ડાબો નાગરવેલના મંડપો તરફ.

દિવાનખાનું સૂનું છે. રંગીન કાચની બારીઓમાથી પ્રભાતના પહેલા કિરણો આવે છે, અને મખમલના ગાલીચા ઉપર ભાત પાડે છે. આખો ઓરડો સુંદર બેઠકો અને ઉચ્ચ અભિરુચિ વ્યક્ત કરતાં ચિત્રોથી શણગારવામા આવ્યો છે. વચ્ચે એક ગોળ ટેબલ છે, અને એની ઉપર જયપુરી મિનાકારીનું પીરોજી ફૂલદાન છે.

પૂર્વ તરફની બારીઓમાંથી પુકુર જોઈ શકાય છે. બાગની વાડની પાછળ મોટું મેદાન છે અને એની પાછળ ટેકરીઓની હારમાળા છે. પુકુરમાં પોયણા ખીલ્યા છે. પશ્ચિમ તરફની ભીંતમા અંદરના ઓરડામાં જવાનું બારણુ છે. ઉત્તર તરફ લાબા ઝરૂખામા જવાને માટે ત્રણ બારીઓ છે.

દેવો આવીને ફૂલદાનમા ગુલાબનો ગોટો ગોઠવી જાય છે.

સ્ટેશન તરફથી ટ્રેઇન આવી ગયાની સીટી સભળાય છે. અમિતા હાંફળી ફાંફળી અંદર દોડી આવે છે.

અમિતાની ઉંમર લગભગ વીસ હશે. વર્ણે ગૌર અને દેહલતા પાતળી છે, આંખો મોટી અને કાળભરી છે. એણે લીલી સાડી પહેરી છે. કમળદળમા પદ્મ ખીલ્યું હોય એવું એનું રાતું મોઢું ઉત્તેજિત જણાય છે, અને મોટા અંબોડા આસપાસ ગૂંથેલી બકુલવેણી દેખાય છે. ]

અમિતા

દેવા ! દેવા !

દેવો

[ દેવો આવીને ઊભો રહે છે. ] આ આવ્યો, બહેન !

અમિતા

સીટી સાંભળીને ? ગાડી આવી ગઇ લાગે છે. પત્ર લખતાં સમયનું ભાન સરી ગયું. તું જલદી જા, અને બહેનનો સામાન સંભાળી લે એમને મોટરમાં બંગલા તરફ રવાના કરી દેજે. જા, જલદી કર. ચાર મહિને બહેન આવે છે, અને મને એમને લેવા જવાની સરત પણ ન રહી. બહેનને કેવું લાગશે ? અને ગંધરાજ પણ શું ધારશે ? જા, જલદી કર.

[ દેવો જાય છે. ]

ત્રણ દિવસ પછી ગંધરાજનો જન્મદિવસ છે. વૅકેશનનો લાભ લઇ બહેન એને અહીં લેતાં આવવાનાં છે. મેં તો એમને જોયા ય નથી. કોણ જાણે કેવા ય હશે ?

[ અટારીમાં જાય છે, અને થાંભલી ઉપર હાથ મૂકી રસ્તા ઉપર નજર નાખતી ઊભી રહે છે. ]

ગુજરાતના એ આશાપ્રદ કવિ છે. મને તો એમની કવિતા બહુ ગમે છે. બીજા કવિઓની માફક એઓ પ્રેમનાં રોદણાં નથી રોતા, એ એમની ખાસિયત છે.

---

[1] નાનું તળાવ, મૂળ બંગાળી શબ્દ છે: संपुष्कर

[ થોડી વાર વિચારમાં અટવાય છે. દક્ષિણ સમીર આવીને એની લટ ઉડાડે છે. એક હાથે એને ફરી ગોઠવી ]

પણ પોતાની કવિતાઓ જેટલા કવિઓ સુંદર નથી હોતા. રમાકાન્તને જોયા પછી મને એમની કવિતાઓ વાંચવાનો રસ જ ન રહ્યો. આમને પણ જોઇને કદાચ એવું ન થાય ?

[ એના ગાલ ઉપર તડકો પડવા લાગે છે, એટલે એક થાંભલેથી ખસી બીજા થાંભલા પાસે જાય છે. ]

પણ ગંધરાજ એવા નહિ હોય ! નામ જ કેવું સૌરભવાન છે ! અને વળી બ્હેનના મિત્ર ! રાતના એક વાગ્યા સુધી ઉજાગરા કરી બ્હેન એમને પત્રો લખે ! એમની ડાયરીઓ ઉતારે ! એમનાં કાવ્યોનો સંગ્રહ કરી શણગારે ! એ બેનો પ્રેમ અજબ છે !

[ દીવાનખાનામા જઈ બૂમ પાડે છે. ]

ગૌરીશંકર !

[ ગૌરીશંકર આવે છે. એણે સફેદ ખમીસ અને ધોતિયું પહેર્યા છે. રસોડાના ધુમાડાના આછાં ચિહ્નો છે. ]

ગૌરીશંકર

કેમ બ્હેન !

અમિતા

જુઓ ! બ્હેન અને મહેમાન હમણાં આવી પહોંચશે. રસ્તામાં સારું ખાવાનું નહિ મળ્યું હોય એટલે ભૂખ્યાં થયાં હશે. એમને માટે ચા અને નાસ્તો તૈયાર રાખો.

ગૌરીશંકર

નાસ્તો તો તૈયાર છે, બ્હેન. અને ચા હમણાં મૂકી દઉં છું.

[ જવા જાય છે. ]

અમિતા

ઊભા રહો તો ! કાકા ફરીને હમણાં જ આવી પહોંચશે. એઓ આવે કે તરત જ એમને અહીં મોકલી આપજો, અને બા જો સેવામાંથી ઊઠયાં હોય તો એમને પણ બ્હેનને મળવા મોકલજો.

ગૌરીશંકર

ઠીક.

[ જાય છે. ]

અમિતા

મેં ગૂંથેલી માળા તો જોઉં ! ગુજરાતના કવિને પહેરાવવાની છે. પણ જો સુંદર હશે તો ! નહિ તો બહાનું કાઢીને બહાર ફેંકી દેવાની.

[ ટેબલ પાસે જાય છે અને પપૈયાના પાનનું પડીકું ઉખેળવા લાગે છે. ]

પણ આ ઊગતા કવિઓ ફોટોઝ કેમ નહિ છપાવતા હોય ? અને પીઢ કવિઓના ફોટાઓનો તો પાર નથી. જેને કોઇ જોવાનું નથી તેઓ દેખાવા ડોકિયાં કરે છે. જેને જોવા તલસીએ છીએ તેઓ મોઢું છુપાવે છે !

[ માળાને છોડીને હાથમા ટાંગે છે, લીની આંખે એના તરફ જોઇ રહે છે. ]

કોના કંઠ માટે આ તૈયાર થઇ હશે ? કોઈ કવિના સ્તો ! મેં ત્રણ કવિને નોતર્યા.

એકેય કવિતાનો લખનાર ન લાગ્યો. આજે ચોથાને બહેન લાવે છે. પણ એ મનમાનતો હોય તોય મારે શા કામનો ? એ તો બહેનનો ! અને ત્યારે શું જે દશા ત્રણ માળાની થઇ તે આ ચોથીની પણ થવાની ?

[ દરવાજા પાસે મોટરનું ભૂંગળું વાગે છે. અમિતા ચમકે છે. સાડી સકોરી તૈયાર થાય છે. ]

પણ આ બધો શો સન્નિપાત થયો છે ! જે સ્વપ્ને પણ નહોતું ધાર્યું તે આજે અંતરમાં ઊભરાય છે. ગંધરાજની બહેન સાથે વાતો કરી કરી અને ગંધરાજની કવિતાઓને બહેન સાથે વાંચી વાંચી બહેનની જેમ હું ય તે એમને ચાહવા તો નહિ લાગી હોઉં ને ? પણ મારે એ અહીં જ અટકાવવું જોઇએ.

...પણ તે દિવસે બહેનની સાથે મેં પણ એમને કાગળ લખ્યો. અને તરત જ એનો જવાબ ફરી વળ્યો. મેં એ કેટલી વાર વાંચ્યો ? રાત્રે જ્યારે બહેન પોતાનો દીવો સંકોરી સૂઇ જાય ત્યારે હું મારો દીવો પેટાવી એને વાંચતી. શબ્દેશબ્દ મને યાદ છે. ભૂલકણું કોઇ સાંભળવા તૈયાર હોય તો હમણાં જ હું એ કડકડાટ બોલી જાઉં, પણ પછી યાદ ન રાખે તો ! એ શબ્દો તો મારા ! મારા એકલીના જ.

[ માળાને છાતી સાથે દાબે છે. ]

પણ હું આ શું કરી રહી છું ? મેં કાં તો દુઃખી થવાનો અને નહિ તો બહેનને દુઃખી કરવાનો માર્ગ લીધો છે. એનો અહીં જ અંત લાવું. આ માળાને જ તોડી નાખું !

[ પગથિયા ઉપર ધબાધબ પગના અવાજ થાય છે. થોડી વારે મધુરી, મેનકા, ગંધરાજ અને અનુપનો કિલ્લોલ સંભળાય છે.

અમિતાના માળા તોડવા મથતા હાથ સ્તબ્ધ થઇ જાય છે અને માળા અખંડ રહી જાય છે. એની છાતી ધડકવા લાગે છે.

બારણામાંથી મધુરી દોડતી આવે છે, અને અમિતાને ભેટી પડે છે. પાછળ પાછળ ગંધરાજ, અનુપ અને મેનકા આવી લાગે છે. મેનકા ગંધરાજના હાથમાંથી 'બૅગ' ઉપાડી લઇ ટેબલ ઉપર મૂકે છે.

મધુરી એકવીસ વર્ષની છે. બધી રીતે અમિતાની મોટી બહેન છે. માત્ર અમિતાની આંખોમાં વિશેષ અમી છે.

ગંધરાજ ફૂટડો જુવાન છે માથું ઉઘાડું છે, અને વાળના નાના જુલ્ફા છે. ઘઉંવર્ણા શરીર ઉપર પીળી રેશમી સાલ શોભી ઊઠે છે. મોઢા ઉપર વ્યક્તિત્વ છે અને કપાળમાં પ્રભાવ છે. હોઠનો કાપ બહુ જ આકર્ષક છે.

અનુપ પણ સુંદર જુવાન છે. પાસેના બંગલામાં રહેતા લક્ષ્મીનારાયણ શેઠનો એ એકનો એક દીકરો છે. ગંધરાજ અને અનુપ એક વખત કૉલેજમાં સાથે ભણતા. પછી અનુપ ઊઠી ગયો અને અહીં જ આવી વસ્યો.

મેનકાની, મધુરી અને અમિતાની માતાની, કૈંક એવી ઇચ્છા ખરી કે મધુરી નહિ તો અમિતા તો એ લક્ષ્મીપુત્રની અર્ધાંગના થાય

મધુરી અમિતાને છોડી ગંધરાજ તરફ વળે છે. ]

મધુરી

ગંધરાજ, આ મારી નાની બહેન અમિતા ! પેલો મસ્તીખોર કાગળ તમને જેણે લખ્યો હતો ! તમારી કવિતાઓ પાછળ ગાંડી છે. અને અમિતા, આ તારા કવિ !

[ અમિતા ગંધરાજ તરફ જોઈ જ રહી છે. ]

અમિતા

[ આછું હસી ] મારા નહિ, તમારા !

મધુરી

ચાલ આપણા બંનેના. પણ બોલ, તારે એમનું કરવું છે શું ? કેટલાય દિવસથી માથુ પકવતી હતી કે "કવિને લાવો! કવિને લાવો!" આ કવિ આવ્યા. એમને શો હુકમ છે? કવિ જગન્નાથે એક શાહજાદીને જોઇને ગંગાલહરી લખી નાખી તેમ તને તેઓ જોયા જ કરે અને અમિતાલહરી લખ્યા જ કરે? બોલ ગમશે?

ગંધરાજ

જગન્નાથ તો નવરો હતો. મારે હજી ઘણું કામ કરવાનું બાકી છે.

અમિતા

અને હું ય ક્યાં નવરી છું કે તમારી સામે આવીને બેસું? પણ કોણ નવરું છે એ પછી નક્કી કરશુ. તમે ભૂખ્યા હશો, ચાલો બેસો.

[ સૌ ગોળ ટેબલની આસપાસ ગોઠવાય છે. ગૌરીશંકર ચા વગેરે મૂકી જાય છે. સૌ ખાવું-પીવું શરૂ કરે છે. ]

મધુરી

[ ટેબલ ઉપર પડેલો હાર ઉપાડી ] અમિતા, હાર તેં બનાવ્યો? કેવો સરસ છે! પણ, કહે તો ખરી, કોને માટે બનાવ્યો છે? ઘણે દિવસે હું આવી એટલે મને પહેરાવવા?

ગંધરાજ

તમને તે શું પહેરાવે? એ હાર તો મારા માટે છે. ગુજરાતના કવિને માટે છે.

[ અમિતા ગંધરાજ તરફ એક વિદ્યુદ્દષ્ટિ ફેંકી લે છે. ગાલ ઉપરના શેરડાને છુપાવવા તરત જ ચા પીવા લાગે છે. ]

અનુપ

તને પણ શું પહેરાવે, ગંધરાજ? એ માળા તો મારે માટે છે. કવિ હોવું એ કાંઇ દુનિયામાં એક જ દુર્ગુણ નથી.

મેનકા

હા, એ હાર તો અનુપચન્દ્ર માટે જ બનાવ્યો હશે.

અમિતા

ના, બા; એ હાર મેં કોઇ માટે બનાવ્યો નથી. એ હાર તો તારી પૂજા માટે મેં બનાવ્યો હતો. પણ મોડું થયું એટલે મોકલાવી ન શકી.

અનુપ

શું ફળદ્રૂપ ભેજું?

મધુરી

તમને ખબર છે, ગંધરાજ! તમે તો માત્ર કવિ છો; પણ અમારી અમિતા તો શીઘ્રસર્જક છે.

મેનકા

અરે તમે લોકોએ આ શું આદર્યું છે! આવ્યા કે અમિતાને પજવવી શરૂ કરી દીધી. હું તારી પડખે છું, હો બેટા! કોઇ ન માને તોય હું તો માનવાની છું કે એ માળા તેં મારી પૂજાને માટે બનાવી છે.

અમિતા

બહેન આવ્યાં, એટલે બા પણ એમનાં જ, પણ મારી દયા ન ખાશો, હો !

મેનકા

દયા ન ખાઉં તો શું કરું ! આ લોકો તો તને આખી ને આખી ખાઇ જાય એવાં છે.

અનુપ

મારો ભાગ ગંધરાજને ! હું પક્કો નરામિષાહારી છું.

[ શ્યામસુંદરદાસ આવે છે. તેઓ એક આધેડ વયના વેપારી છે. એમણે લાંબો કોટ પહેર્યો છે અને માથા ઉપર સુરતી પાઘડી મૂકી છે. લાંબા નાક નીચે મૂછોનો ભરાવ પ્રભાવ પેદા કરે છે. ]

શ્યામસુંદરદાસ

આવી ગયા, બેટા ! [ મધુરીને છાતીએ ચાંપે છે. ગંધરાજ વગેરે ઊભાં થઈ ગયાં છે. ] કેમ સુખી તો છો, ના ? આવો ગંધરાજ ! બહુ ઝાઝે વખતે દર્શન દીધાં ! ત્રણ વરસ પહેલાં હું મુંબઇ આવ્યો ત્યારે તમને જોયા હતા. ખૂબ આનંદ થયો.

ગંધરાજ

મને પણ.

[ સૌ બેસે છે. અમિતા એક પ્યાલામાં કાકા માટે ચા તૈયાર કરે છે. શ્યામસુંદરદાસ વારાફરતી સૌ તરફ નજર નાખે છે અને માપી લેવા મથે છે. ]

શ્યામસુંદરદાસ

[ વાત કરવી જોઇએ માટે ] કાંઇ હમણાં નવું શરૂ કર્યું છે, ગંધરાજ ? તમારા 'સાગરને કાંઠે'ના ખબર તો મધુરીએ આપ્યા હતા.

મધુરી

[ ગંધરાજ બોલી શકે એ પહેલાં જ ] અરે એ પછી તો ઘણું લખાઇ ગયું, કાકા. બધું સાથે ઉપાડતી આવી છું.

શ્યામસુંદરદાસ

તો તો આ દિવસો બહુ મઝામાં જશે.

[ ચાનો પ્યાલો ઉઠાવી પીવા માંડે છે. વચમાં ] અમારી અમિતા તો તમારી કવિતા કોઈ પત્રમાં આવતાં ગાંડી ગાંડી થઇ જાય છે.

ગંધરાજ

એ તો ડુંગરા દૂરથી રળિયામણા, જોયે મોહ ઊતરી ગયો હશે.

અમિતા

એવું જ થયું છે તો !

[ સૌ હસી પડે છે. અમિતા લાગ જોઈ ગંધરાજના મોંના ભાવો જોઇ લે છે. ]

અનુપ

ચાલો, હું તો હવે ઊપડું છું. [ હાથઘડીમાં જોતાં ] ઑફિસનો સમય થઇ ગયો. [ ઊઠતાં ] ગંધરાજ, આજ બપોરે મારે બંગલે આવવાનું.

મધુરી

અમે સૌ આવવાનાં.

અનુપ

હું એ જ ઇચ્છું છું.

અમિતા

આપણે નહિ આવવાનાં.

અનુપ

હું એ જ ઇચ્છું છું.

[ સૌ હસે છે. અનુપ ચાલવા લાગે છે. બારણા પાસે જઇ ]

પણ અમિતા, આજે તો તમારે વહેલું આવવું પડશે, બધી તૈયારી જોવા. મારે ત્યાં કોઇ જોનાર નથી.

અમિતા

વારૂ, પધારજો.

[ અનુપ જાય છે. ]

શ્યામસુંદરદાસ

ચાલો, મેનકા, આપણે પણ જઇએ. છોકરાં બે ઘડી ભલે તોફાન કરે.

મેનકા

હા, ચાલો.

[ બન્ને જાય છે. થોડી વારે વળી કાંઈક સાંભર્યું હોય તેમ પાછા ફરીઃ ]

બેટા મધુરી ! સ્હેજ આમ આવ તો !

[ મેનકા જાય છે. ]

મધુરી

આવ્યા એટલે ચાલ્યું, 'સ્હેજ આમ આવ તો!' બે ઘડી બેસવા પણ નહિ દે !

[ હસતી હસતી જાય છે. ]

[ ગંધરાજ અને અમિતા થોડી વાર સુધી મૂંગા મૂંગા બેસી રહે છે. ચોરીછૂપીથી એક બીજા સામે જુએ છે, આંખે આંખ મળે-એટલે શરમાયા હોય એમ નીચે જોઇ જાય છે. ]

ગંધરાજ

અમિતા બ્હેન.........

અમિતા

[ વચમાં જ ] મને આવું ના કહેશો !

ગંધરાજ

ઠીક, ચાલો : અમિતા, મારે નાહવું છે.

અમિતા

ચાલો જઇએ, ઊઠો.

[બન્ને ઊભા થાય છે, અને બારણા તરફ જાય છે. એકદમ અમિતા ગંધરાજનો હાથ ખેંચે છે.]

ઊભા રહો તો, ગંધરાજ, સહેજ કામ કરી લઇએ, આવો, તો !

[ ગંધરાજને ટેબલ પાસે ખેંચી જાય છે. ]

અને કવિરાજ : હવે બે ક્ષણને માટે આંખો મીંચી લો તો !

[ ગંધરાજ આંખો મીંચી લે છે. અમિતા એકદમ ટેબલ ઉપરથી માળા ઉઠાવી ગંધરાજના ગળામા પહેરાવી દે છે. પછી બે હાથ ઝાલી ઝુલાવતી: ]

અને હવે ગુજરાતના કવિ આંખો ખોલે.

[ ગંધરાજ આંખો ખોલે છે. ]

પણ ગુજરાતમાં હું યે આવી જાઉં ને?

ગંધરાજ

[ મિઠાશથી ] હાસ્તો, ગાંડી છોકરી, પણ આ શો તરંગ?

અમિતા

એ માળા તમારા માટે જ મેં બનાવી હતી. પણ સૌ વચ્ચે પહેરાવતાં...સંકોચ થયો.

ગંધરાજ

તો સૌની ગેરહાજરીમાં કેમ ન થયો? પણ અમિ! તને બદલામાં શું આપું? બોલ, તને શું ગમે? મારી પાસે કશું નથી, કહે તો કવિતા કરી આપું.

અમિતા

હમણાં તમારી પાસે કશું નથી ને? મારે ય હમણાં કશું જોઈતું નથી. રાજા દશરથે જેમ રાણી કૈકેયીને વચન આપ્યું હતું તેમ તમે ય મને એક વરદાન આપી રાખો. વખત આવે માગી લઈશું.

ગંધરાજ

પણ તું કૈકેયી જેવું સત્યાનાશ તો......

અમિતા

જો! [ ગંધરાજના ગાલ ઉપર એક ધીમી લપડાક મારે છે. ]

ગંધરાજ

ઠીક આપ્યું! જા.

[ બને જાય છે. દેવો આવીને ટેબલ સાફ કરવા લાગે છે. ]

---

## અંક બીજો

[ પુકુરકાંઠે બીજા દિવસની સંધ્યા. સ્વચ્છ સ્ફટિકશા પાણીમા સંધ્યાનો સાળુ પથરાયો છે. કાંઠે કાંઠે રાતી રેતીના ઢગલા છે, અને ઢગલાઓ વચ્ચે કદંબના ઝાડ ઊભા છે. કદંબકેસરથી વાતાવરણ પ્રફુલ્લિત થઈ ગયું છે. ગંધરાજ અને મધુરી ઢગલાઓ ઉપર ફરે છે. ]

ગંધરાજ

મધુરી, જાણે નંદનવનમાં વિહાર કરીએ છીએ. કદંબકેસર મ્હેકે છે, અને અંતરમાં ઉન્માદ પ્રેરે છે.

મધુરી

હાં, આગળ ચાલો.

ગંધરાજ

અને આપણી છાયા તો જો! પાણીમાં જાણે બે ધોળા શેતર હંસ તરે છે!

મધુરી

પછી?

ગંધરાજ

અને જો તો, સંધ્યાનો સાળુ આપણને બેને વીંટી જાણે એક કરવા મથે છે.

મધુરી

હજી બાકી રહ્યું હશે!

ગંધરાજ

કોણ જાણે? પણ આપણાં મોઢાં તો જો! સંધ્યાએ એમાં શેરડા પૂર્યા છે.

મધુરી

સંધ્યાએ કે......

ગંધરાજ

અને મધુરી, જો કદંબ ઉપર બેસી કોયલ બોલે. સાંભળે છે તું?

મધુરી

દેહકદંબ ઉપર બેસીને આત્મા પ્રેમની બાંગ પુકારે છે; સાંભળો છો, ગંધરાજ?

ગંધરાજ

હા, સાંભળું છું. પણ......

મધુરી

પણ કેમ? કેમ અટકી ગયા?

ગંધરાજ

મને એમ થયું કે આપણી પ્રેમની વ્યાખ્યા કદાચ જુદી હોય!

મધુરી

જુદી હોય તો એક કરીશું.

ગંધરાજ

એક કરીશું? સાચે જ.

મધુરી

[ વિશ્વાસેથી ] હા.

ગંધરાજ

[ મધુરી સામે ફરીને એની આંખમાં જોઇને: ] પણ જતું કોણ કરશે? હું કે તું?

મધુરી

મને તો એવો પ્રશ્ન જ ઊઠતો નથી. હું તો!

ગંધરાજ

મધુરી, કદાચ તારે એક મોટા બલિદાન માટે તૈયાર થવું પડશે.

મધુરી

હું જાણું છું એ, કવિ.

ગંધરાજ

તને બહુ આકરું લાગશે નહિ?

મધુરી

માતાને બાળકનો જન્મ આપતાં આકરું લાગે છે તે કરતાં વિશેષ નહિ. અમને સ્ત્રીઓને અમારા ઘસારામાં જ અમારા જીવનની ધન્યતા લાગે છે.

ગંધરાજ

હું સ્વાર્થી છું, નહિ ?

મધુરી

હું પરમાર્થી છું, નહિ ?

ગંધરાજ

હા, છે.

મધુરી

હા, તમે ય છો.

ગંધરાજ

તો મારે એવા રડતા હૃદયનું બલિદાન ન ખપે.

મધુરી

કવિ, હું સગાવતી નથી કે હસતે મોઢે પુત્રનું માથું ખાંડીને તને નૈવેદ્ય ધરું; છતાં હું મધુરી છું. હૃદય રડતું હશે તો ય મોઢું હસતું રાખવાનું વચન આપું છું.

ગંધરાજ

પણ મને એ બલિદાન લેવાનો અધિકાર શો ?

મધુરી

અધિકાર ? અધિકાર પ્રેમનો ! હું તમને ચાહું છું એ જ મોટો અધિકાર નથી શું ? અને મારે કયાં ગંધરાજ અને અમિતાને માટે બલિદાન આપવું છે ? મને તો મારા કવિની અને કવિને અમી ઝરીને વિકાસાવે એવી મારી બહેનની પડી છે.

ગંધરાજ

મધુરી......

[ કદંબકુંજ પાછળથી અમિતા આવે છે. એણે સફેદ મલમલની આછી સાડી પહેરી છે, અને નીચે પીરોજી પોલકું છે. દેહમાં હરણીની ચંચળતા છે, અને આંખમા સંધ્યાની શાતા છે. ]

અમિતા

તોબા તમારાથી તો, ગંધરાજ ! આખો દિવસ પારેવડી લઇને ફૂર્યાં જ કરો છો. સહેજ વખત મળ્યો કે બહેનને લઇને છટકયા જ છો ! અને બહેનને પણ અમારા કોઇનો કયાં વિચાર છે ?

મધુરી

એવું બોલ નહિ, અમિતા, ગંધરાજ તો તારા જ છે.
હમણાં તારે જ વિષે અમે વાતો કરતાં હતાં......તારી જ રાહ જોતાં હતાં.

ગંધરાજ

હા, અમિતા : અમે તમારી જ રાહ જોતાં હતાં.

અમિતા

વળી પાછા " તમે " કહ્યું ?

ગંધરાજ

જીભને કુટેવ પડી ગઈ છે.

[ ગંધરાજ આગળ વધે છે, અને અમિતાને હાથ આપી બંગલા ઉપર ચડાવે છે, દૂરથી કાંઈ અવાજ આવે છે. ]

મધુરી

બા મને બોલાવતાં લાગે છે, હું જાઉં.

[ એકદમ દોડી જાય છે. અવાજ સ્પષ્ટ થાય છે શ્યામસુંદરદાસ "દેવા ! દેવા !" એવી બૂમો પાડતા હોય છે. ]

અમિતા

જોયું ? ખોટું બહાનું કાઢીને ભાગી ગયાં !

ગંધરાજ

પણ તને એ ગમ્યું ને ?

અમિતા

જો ! પાછા ?

ગંધરાજ

અને એ ભાગી પણ તારે માટે જ ગયાં છે.

અમિતા

મારી ઈર્ષ્યા આવે છે.

ગંધરાજ

ઈર્ષ્યા ? વાહ રે અમિતા !

અમિતા

તો પછી શા માટે ?

ગંધરાજ

તારા અને મારા સુખને માટે.

અમિતા

એવું સુખ મારે ન જોઈએ.

ગંધરાજ

હું પણ એ જ કહું છું. એવું સુખ આપણને ન જોઈએ.

અમિતા

એટલે ?

ગંધરાજ

એટલે !

અમિતા

કવિઓ શા હમેશાં ક્રૂર હોતા હશે ?

ગંધરાજ

હમેશાં નહિ; પણ કોમળ ન હોય ત્યારે ખરા !

અમિતા

મશ્કરી જવા દો. આવો, બે ઘડી બેસીએ.

ગંધરાજ

કેવાં કુંડળ થયાં.

અમિતા

ઉપમા આપો તો; કવિ છો તો તમે!

ગંધરાજ

ચંદ્ર એમ માને કે જે અમી એ વર્ષાવે છે એ પોતાનાં જ છે તો મૂર્ખામાં......

અમિતા

[એકદમ મોઢું દાબી દઇ] જો! પાછા કવિ બન્યા કે?

ગંધરાજ

ત્યારે બીજું શું બનું ! કહે તો ?

અમિતા

ગંધરાજ.

ગંધરાજ

મને ગમ્યું.

અમિતા

તો મને ય ગમ્યું.

ગંધરાજ

અત્યારે સંધ્યાસમય છે છતાં ઉષા કેમ ઊગી હશે?

અમિતા

કવિ ન થાવ; એક વખત કહ્યું નહિ !

[બંને મૂંગાં રહે છે.]

આવતી કાલે તમારો જન્મદિવસ, નહિ ?

ગંધરાજ

હા.

અમિતા

આજની રાત તમારે ઉપર જ રહેવાનું છે. મેં અને બહેને આખો નીચલો ખંડ શણગાર્યો છે. હજી થોડું બાકી છે તે રાત્રે કરી નાખશું.

ગંધરાજ

આટલો ઉત્સાહ કેમ ?

અમિતા

તમે જાણો છો તો ! છતાં સાંભળવું ગમતું હોય તો કહું. બહેન એના કવિને ચાહે છે તેથી, અને હું મારા ગંધરાજને ચાહું છું તેથી.

ગંધરાજ

મહાયુદ્ધ પછી વર્સેલમાં બેઠા બેઠા યુરોપીય પ્રજાઓએ આફ્રિકાને વહેંચી લીધો હતો!

અમિતા

મેં તમને કહ્યું ને કવિ થવું હોય તો બહેનને મોકલું. મારી પાસે ગંધરાજ થઇને રહેવું પડશે. કબૂલ ?

ગંધરાજ

કબૂલ.

અમિતા

પણ આવતી કાલે તમારો જન્મદિવસ, કાં ?

ગંધરાજ

હા, ફરી કાં ?

અમિતા

અને પેલું વચન આજે માગી લઉં કે કાલે ?

ગંધરાજ

રામનો રાજ્યાભિષેક આવી લાગ્યો ? આજે જ માગી લે ને ? કાલથી એનો અમલ શરૂ કરી દઈએ.

અમિતા

[ એકદમ કૂદીને પાસે જાય છે. બે હાથમાં જોરથી મોઢું દાબી માથા સાથે માથું દાબે છે. ]
કાલથી ગંધરાજ મારો.

ગંધરાજ

છોડો તો મને ! હું ધારતો જ હતો !

અમિતા

તમે દશરથ નહિ.

ગંધરાજ

પણ તું કૈકેયી ખરી. તું શું માગે છે તેનું તને ભાન છે ? બહેનના ખંડેરમાં બેસીને આપણા ઘુવડઘુવડીના કૂજન વગડાના કાળજાને ય કંપાવી નાખશે.

અમિતા

અને મારા ખંડેરમાં બેસીને તમારા બેના આલાપ વિશ્વને વિમોહિત કરશે, કાં ! પછી તમે મારી ઉપર એક કરુણ મહાકાવ્ય લખીને મને અંજલિ આપશો, નહિ ?

ગંધરાજ

અમિતા, તારે માપે મધુરીને ય કાં માપે ? અમે તારી જ ખાતર જિન્દગીભર અપરિણીત રહેવાનું નક્કી કર્યું છે. હું તું ને તે ! ત્રિકોણના ખૂણાની માફક સંલગ્ન છતાં એકબીજાથી અસ્પૃષ્ટ રહીને જીવન ગાળશું. બનશે તો હું કવીશ, મધુરી ગાશે અને તું જીવજે.

અમિતા

અંધારું છવાતું જાય છે. પેલાં ઝાડ કેવાં લાગે છે ! જાણે ભૂતના ઓળા !

ગંધરાજ

હું કવિ મટયો ત્યાં તું કવિ થઇ, અમી !

અમિતા

અને ધીમે ધીમે ટાઢ વધતી જાય છે. તમે કશું ગરમ પહેર્યું નથી. શરદી થશે, ચાલો આપણે બંગલામાં જઇએ.

મધુરી

[ કાબકુંજમાંથી નીકળી ] ગંધરાજ બંગલામાં જશે. તને તો ટાઢ નથી વાતી ને ? જરા બેસ તો ! મારે તારું કામ છે.

આ બેઠી કહો !

[ અમિતા બેસે છે. ગંધરાજ જાય છે મધુરી અમિતાની પાસેજ બેસી જાય છે, અને પોતાના ખોળામા માથું નાખી એને સુવાડી દે છે. અષ્ટમીનો ચંદ્રમા બન્ને મોઢા ઉપર પ્રકાશી રહ્યો છે. ]

મધુરી

આકરું લાગે છે, અમી ?

[ અમિતા કાઇ જવાબ નથી દેતી ] બાળક છે હજી તું, અમિતા. જા ખુશ થા, તને તારું મનગમતું રમકડું અપાવીશ.

[ અમિતા ડૂસકા ભરી રોવા લાગે છે. ] અરે ગાંડી બ્હેન ! આ શું આદર્યું ? કાકા સાંભળી જશે તો ફજેતી થશે. ચાલ કહું છું ને કે તને તારું મનગમતુ રમકડું અપાવીશ. ચાલ બેઠી થા.

[ એની પણ આખમા આસુ આવે છે. એને ય એ જે કહે છે તે આકરું છે. ] ચાલ, ડાહી થઈ જા જોઇએ, હજી તો કાલના ઉત્સવની તૈયારી કરવાની છે બા આપણી રાહ જોતાં હશે. ચાલ.

[ મધુરી ઊભી થાય છે. પછી હાથ પકડીને અમિતાને ઊભી કરે છે પોતાને ગળે હાથ મુકાવી બંગલા ભણી ચાલવા લાગે છે. ] જો ! આંસુ લૂછી નાખ. અરે હું પોતે જ તને–તમને રજા આપુ છું ને ? તમે એકમેકનાં થાવ સુખી થાવ અને મને તમારી બન્નેની રહેવા દો.

[ બન્ને આગળ ચાલે છે. ] ચાલ જલદી કર. તને શરદી લાગશે તો પીડા થશે

[ બન્ને ઝાડોની ઘટામા અદશ્ય થઈ જાય છે. ]

---

## અંક ત્રીજો

[ પહેલા અંકવાળું દીવાનખાનુ અને તેમાં તે જ દિવસની રાત.

ભીંતને અઢેલીને મૂકેલા એક કોચમાં રેશમી સાલ ઓઢીને ગંધરાજ સૂતો પડ્યો છે. રાતના દશ થઇ ગયા છે. ઓરડામાં ચાર બત્તીઓ બળે છે અને એની ધ્રૂજતી તેજધારાઓ ગંધરાજના મોટા મોઢા ઉપર ક્રીડા કરે છે. પશ્ચિમની બારીમાંથી પવન આવીને એના ઝુલ્ફા ઉડાડે છે.

પાસે જ એક ખુરશી ઉપર બેઠી બેઠી મધુરી દિલરૂબા વગાડે છે. આશાવરીમાંથી કાનડામાં જાય છે. અને ધીમે ધીમે ભૈરવીમાં પહોંચે છે. પછી એક આંચકો આવ્યો હોય તેમ ઊભી થાય છે અને દિલરૂબાને એક કોર મૂકી પશ્ચિમની બારી તરફ જાય છે.

બહારના તારાઓને જોઇ રહે છે ]

મધુરી

મૃગની પાછળ વ્યાધ પડ્યો છે. હવે તો न खलु न खलु बाण. सन्निपात्योऽयमस्मिन् । मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्नि. ॥ કહેવાનો પણ સમય નથી રહ્યો. મૃગલીની છાતી તો વિંધાઇ ગઇ છે. માત્ર શક્તિ છે એટલે હસતે મોઢે ફૂલગો ભરે છે, અને અનંતકાળ સુધી

[ થોડી વાર સ્તબ્ધ રહી જોઇ રહે છે. ગંધરાજ તરફ ફરે છે.] મારો કવિ ઊંઘે છે. મોઢું કેવું ગૌરવભર્યું છે ! મારા કરતાં ય ઋજુ ખોળો મળશે એનો મને સંતોષ છે.

[ ફરી આકાશ તરફ ફરે છે અને તારાઓ તરફ તાકવા લાગે છે. ]

અને છતાંય હૈયા પર હિમાલય કેમ બેસી ગયો હશે ? જાણે શ્વાસ લેવાની પણ સોં નથી રહી [ થોડીવારે ] આકાશની મૃગલી કરતાંય મારી કસોટી આકરી છે.

[ આકાશ તરફ શૂન્યમને જોઈ રહે છે. પાછળથી અમિતા સરી આવે છે અને ધીમેકથી આખ આડા આગળા મૂકી દે છે. ]

અમિતા

શું વિચાર કરો છો બહેન ?

મધુરી

કાંઇ નહિ. અમી, હું તો તારા જોઉં છું.

અમિતા

આટલાં ઉદાસ કેમ થઇ ગયાં છો ? ચાલો, આવતી કાલનો શણગાર પૂરો કરી નાખીએ.

મધુરી

[ પરાણે હસી ] ચાલો.

અમિતા

[ હસીને ] અરે બધું પૂરૂ થઇ ગયું, મેં અને બાએ તોરણો સુદ્ધાં બાંધી દીધાં. [ ફરી હસે છે. ]

મધુરી

ધીમે અમી ! જોતી નથી મહેમાન સૂતા છે !

અમિતા

મહેમાન ! હા, મારી ભૂલ થઇ. હવે હું ધીમેથી બોલીશ; પણ તમે બરાબર ધ્યાન આપો તો ધીમે બોલાય ને ?

મધુરી

ચાલ, બોલ ગાંડી. હું બરાબર સાંભળું છું, પણ આપણે સહેજ દૂર બેસીને વાતો કરીએ.

[ બન્ને બીજા સોફા ઉપર જઇને બેસે છે. મધુરી અમિતાના અંબોડાને પંપાળ્યા કરે છે. ]

અમિતા

જુઓ, તમે ગંધરાજનો મોટો ફોટો મોકલાવ્યો હતો ને ? તેને બરોબર વચ્ચે ગોઠવી આસપાસ સૂર્યમુખી ગોઠવ્યાં છે. કવિને સૂર્યમુખી બહુ ગમે છે, એમ તમે કહેતાં હતાં કાં ?

મધુરી

હા, પછી ?

અમિતા

પછી વચ્ચે સાથિયાની રંગોળી પૂરી છે. બીજી બાજુમાં ટેબલો ઉપર કવિનાં કાવ્યો અને હસ્તાક્ષરો ગોઠવ્યા છે. અને સામે મારો, તમારો અને એમનો–ત્રણેનો જે સાથે ફોટો લીધેલ છે તે મૂક્યો છે.

મધુરી

ત્રણેનો ? ઠીક પછી ?

અમિતા

હવે તમારે એક કામ કરવાનું. ગંધરાજનું પેલું નવું "ડૂસ્કું" નામનું નાટક છે ને ? તે તેમની જ પાસે સૌને વાંચી સંભળાવવાનું.

મધુરી

તું જ કહેજે ને ?

અમિતા

મારું નહિ માને.

મધુરી

માનશે.

અમિતા

ઠીક; તો હું જ કહીશ.

[ પડખેના ઓરડામાંથી શ્યામસુંદરદાસ પ્રવેશ કરે છે. અને પોતાની પુત્રીઓ પાસે આવીને ઊભા રહે છે. ]

શ્યામસુંદરદાસ

બહુ કામ કર્યું, અને બહુ જાગ્યાં. ચાલો, હવે સૂઇ જાઓ જોઇએ. ઉજાગરા કરશો તો માંદાં પડશો અને ઉત્સવ ઉત્સવને ઠેકાણે રહી જશે. ચાલો, બાકીનું કામ દેવો આટોપી લેશે.

અમિતા

[ ઉત્સાહથી ] કામ તો બધું થઇ ગયું, કાકા !

શ્યામસુંદરદાસ

તો તો બહુ સારું.

મધુરી

હવે તો અમે થોડીક વાતો કરીએ છીએ. તમે સૂઇ જાઓ તો કાકા ! અમે પણ હમણા જ ઊઠીએ છીએ.

શ્યામસુંદરદાસ

પણ જલદી કરજો હો ! વિલંબ થશે તો મારે ફરીથી આવવું પડશે.

[ શ્યામસુંદરદાસ જાય છે. ]

અમિતા

બધી ગોઠવણ તમે એક વાર જોઈ તો આવો. ત્યાં સુધી હું અહીં બેઠી છું. પછી સાથે જ સૂવા જઇએ, કાંઇ રહી જતું હોય તો કરી લઇએ.

મધુરી

હા; એ ઠીક છે. એક વાર હું જોઇ આવું.

[ મધુરી જાય છે. અમિતા છલંગ મારી ગંધરાજના ફોટા પાસે જઇ પહોંચે છે. ગંધરાજના ગૌરવભર્યા મો ને કપાળ ઉપર ગેલ કરતી વાળની લટોને, બીડાએલા હોઠને એ એકીટસે જોઇ રહે છે. આંખોમાં અમી આવે છે, અને અંગમાં વીજળી ચમકે છે. ]

અમિતા

પ્રભાવશાળી કપાળ નીચે બીડાએલાં પોપચાં! કલ્પના સમી ઊડતી વાળની લટો! બધું જ સરસ! જાણે ઘોળી ઘોળીને પી જાઉં! એમની સાથે એક થઈ જાઉં! જાણે અંતરમાં સહસ્રશત ઘોડલાઓ કૂદાકૂદ કરી રહ્યા છે. આટલી સુખી હું કદી નહોતી.

મને લાગે છે કે મેં મારા મન ઉપરનો કાબુ ગુમાવ્યો છે. જાણે શરીર પણ સરી પડે છે. લોહચુંબકની માફક કોઈ મને ખેંચી રહ્યું છે. તણાયા વિના બીજો ઉપાય નથી.

[ નમીને ગંધરાજના હોઠ ઉપર એક જોરથી ચુંબન કરે છે, એનો અવાજ થાય છે. ગંધરાજ જાગી જાય છે. અમિતા સડક થઈને ઊભી રહે છે. ]

ગંધરાજ

અમિતા, આ શું કર્યું! આપણો કરાર ભૂલી ગયાં?

અમિતા

મને માફ કરો. મેં ખોટું કર્યું નથી. જે તમે અને હું બન્ને ઇચ્છીએ છીએ તે જ થવા લાગ્યું છે, અને બહેને પણ રજા આપી છે. બહેનના આપણી ઉપર આશીર્વાદ છે.

ગંધરાજ

રજા આપી છે? કોણે? મધુરીએ? ઓ ભવ્ય બાળા!

અમિતા

[ ઉત્સાહમાં આવી જઈને ] હા, મધુરીએ રજા આપી છે.

ગંધરાજ

તો મને, આવો, ફરી ચુંબન કરો, અમી!

[ ગંધરાજ હાથ પહોળા કરે છે. વૃક્ષને વેલ વિંટળાઈ વળે છે. હોઠ ભીના થાય છે.

પડખેના પડદા પાછળથી એક ડૂસકું સંભળાય છે. બન્ને ચમકે છે. એકમેકને છોડી દઈ સામસામે તાકે છે. ]

અમિતા

કોઈ રડ્યું!

ગંધરાજ

કોઈએ ડૂસકું ભર્યું.

અમિતા

અવાજ તો પડદા પાછળથી આવ્યો.

[ બન્ને પડદા પાસે જાય છે. ગંધરાજ એક ઝટકા સાથે પડદાને ખેંચી કાઢે છે. મધુરી ટૂંટિયાં વાળીને, પગમાં માથું દબીને રડી રહી છે. ]

ગંધરાજ

કોણ, મધુરી! અશ્વમેધનો અશ્વરાજ અંતે ભડકો દેખીને ભાગ્યો. ઓહ!

[ બારીમાં જાય છે, અને આકાશની અનંત આંખોમાં તાકવા લાગે છે. મધુરી આંખો લોહી નાખી એની પાસે જાય છે. અમિતા પણ ભારે પગલે જઈ એની પાછળ ઊભી રહે છે. ]

અમિતા

તું જુઓ છો! ગંધરાજ!

ગંધરાજ

ક્ષિતિજ ઉપર દેખાતા પેલા, ભૂતના ઓળા જેવાં ઝાડવાંઓ, અને એની પાછળ નંદનવનમાં ગાળેલા દિવસોની મીઠી યાદભર્યું આકાશ. અને......

[ સ્ટેશન પરથી સીટીનો અવાજ આવે છે. ગંધરાજ ચમકે છે. ]

આ શેની સીટી ?

અમિતા

ગાડી ઉપડવાની.

ગંધરાજ

ગાડી ક્યાં જશે ?

અમિતા

મુંબઇ.

ગંધરાજ

ત્યારે હું જાઉં છું, દોડતો જઇશ એટલે પહોંચી જઇશ. મારો સામાન પાછળથી મોકલાવી આપજો.

[ ગંધરાજ બહાવરાની માફક દોડતો જાય છે. બન્ને બહેનો બારીમાથી બહાર જોઇ રહે છે. થોડી વારે બીજી સીટી થાય છે અને ગાડી ઉપડવાનો અવાજ આવે છે. ]

કૃષ્ણલાલ શ્રીધરાણી

# મેઘધનુષ

[ પ્રહર્ષિણી વૃત્ત ]

" જો, બાલે, ધનુષ તણાયું ભવ્ય કેવું?
ના, જાણે,—તવ વનિતસ્વભાવ જેવું!
જો ઊંચે સહિત સુયોગ્ય ગર્વ, નારી,
(૧) હું તો ત્યાં તરફ રહીશ જોઇ તારી! "

લીધું ચુંબન કહી એક એમ નાથે :
આવે ના તક બહુ એવી સાથમાથે;
દેખી સાંપ્રત થયું એ સુવર્ણ ભાવિ,
(૨) બાલાને નિજ ભુજમાં દીધી દબાવી!

રાખી જે શકી નહિ સર્વ સાવચેતી
તેની આ મુજબ થઇ ભોળી ફજેતી;
ફાવેલો વિજયથી આવડા અનલ્પ
(૩) બોલ્યો વલ્લભ રમિકા પ્રતિ પ્રગલ્ભ:-

" કલ્યાણી, મુજ સહુ ઉત્સવોની હેતુ,
રીસાતી મુજ સહ આ મિષે રખે, તું;
નારીનાં દિલમહીં દોલતો[1] છુપાતી,
(૪) ના આપ્યા વિણ કદિયે લઇ શકાતી!

" છે જે આ સ્થિતિ મુજને સુભાગ્ય લાધી
તે તારી મદદ વિના શક્યો ન સાધી:
ઉત્કર્ષે મહીં મુજ મુખ્ય હસ્ત તારો,
(૫) પીડાતી પ્રચુર પરાભવે હજારો!"[2]

—પતીલ



---

૧ દિલની દોલત-પ્રેમ, એવો અર્થ છે. ૨ બીજાની સાથે સરખાવતાં જેના વૈભવના સાધનો ઝાખાં પડી જાય છે.

# પુત્રની સામે પિતાનો બળાપો

મુંબાઈ ઈલાકાના કેળવણી ખાતાના પહેલા પ્રધાન ડૉ. પ્રાંજપેએ ૧૯૨૩ ના પ્રાથમિક કેળવણીના કાયદાની વિરુદ્ધ હાલમાં બે લેખો લખ્યા છે. તેમાંનો પહેલો લેખ તા: ૪થી જુલાઇના "બોંબે ક્રોનિકલ"માં પ્રગટ થયો છે, અને બીજો લેખ તા. ૧૬ મી જુલાઇના "બોંબે ક્રોનિકલ"માં પ્રગટ થયો છે.

આ લેખોમાં તેઓ જણાવે છે કે સ્કૂલબોર્ડના બંધારણમાં કોમી તત્ત્વ દાખલ કરેલું હોવાથી તદ્દન અભણ અને નાલાયક માણસો સ્કૂલબોર્ડમાં દાખલ થાય છે. સ્કૂલબોર્ડના આવા સભાસદોને કેળવણી તથા કેળવણીના વહીવટ સંબંધી બિલકુલ જ્ઞાન હોતું નથી તેથી તેઓ કેળવણીના વહીવટમાં ખોટી ડખલગીરી કર્યા કરે છે. શિક્ષકો ઉપર, સુપરવાઇઝરો ઉપર અને એડમિનિસ્ટ્રેટીવ ઑફિસરો ઉપર તેઓ ખોટો રોફ મારે છે. આનું પરિણામ એ આવે છે કે વહીવટ બરોબર ચાલતો નથી. શિક્ષકો ખુશામતીઆ અને ખટપટીઆ થઇ જાય છે. તેઓમાં એવી માન્યતા ફેલાય છે કે સ્કૂલબોર્ડના સભાસદોની મહેરબાની મેળવ્યાથી તેઓ ધાર્યા પ્રમાણે પોતાની બદલીઓ કરાવી શકશે, તેમ પોતાના પગારોમાં પણ વધારો કરાવી શકશે. સ્કૂલબોર્ડના અભણ અને નાલાયક સભાસદોના અભિમાનને સંતોષવા ખાતર સુપરવાઇઝરો તથા એડમિનિસ્ટ્રેટીવ ઑફિસરોને પણ તેમની ખુશામત કરવી પડે છે અને તેમને રાજી રાખવા પડે છે. આથી વહીવટને નુકસાન થાય છે અને સર્વત્ર ખટપટ અને ખુશામતનું વાતાવરણ પ્રસરી રહે છે.

'यथा राजा तथा प्रजा' એ નિયમ અનુસાર જ્યારે સરકાર પણ પ્રધાનોની નિમણુંકો કોમી ધોરણ ઉપર કરે છે ત્યારે તેનો ચેપ સ્કૂલબોર્ડોને પણ લાગે એમાં નવાઇ જેવું શું છે? જેના લોહીમાં જ કોમી તત્ત્વ પ્રસરી રહ્યું હોય એવા માણસોને પ્રધાનો નીમવામાં આવે છે. આવા પ્રધાનો સમસ્ત પ્રજાનું હિત વિસરી જઇ માત્ર પોતાની કોમના સ્વાર્થ તરફ નજર રાખ્યા કરે છે. બીજાઓને અન્યાય કરી પછાત કોમના બહાના નીચે પોતાની કોમના માણસોને તેમની યોગ્યતા કે અયોગ્યતા તરફ દુર્લક્ષ દઇ–મોટી મોટી જગ્યાઓ આપવી તેમ તેમને બીજા લાભો આપવા એ જ પ્રધાનોનું લક્ષ્યબિંદુ હોય છે. સરકારમાં જ જ્યાં આવી રાજ્યનીતિને ઉત્તેજન મળતું હોય તો પછી સ્થાનિક મંડળોમાં પણ આવી જાતનો કોમી પક્ષપાત દાખલ થાય એમાં નવાઇ શી છે?

પ્રાથમિક કેળવણીના કાયદાનો હેતુ સમજાવનારી પ્રસ્તાવનામાં (Preamble) સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે આ કાયદાનો મુખ્ય હેતુ ઇલાકામાં ફરજિયાત કેળવણી દાખલ કરવી એ છે. આ મુખ્ય હેતુ તદ્દન ભુલાઇ ગયો છે. પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાનો પ્રશ્ન તો બાજુ ઉપર રહ્યો પણ પ્રાથમિક કેળવણીનો સ્વાભાવિક વિસ્તાર અને વિકાસ પણ અટકી પડયો છે. કાપકૂપના બહાના હેઠળ હાલમાં પ્રાથમિક શાળાઓના

શિક્ષકોની અને પ્રાથમિક કેળવણીની સ્થિતિ એવી નિરાધાર અને અધમ બનાવી દેવામા આવી છે કે ન પૂછો વાત !

ડૉ. પ્રાંજપે એવી માન્યતા ધરાવે છે કે જો પ્રાથમિક કેળવણીના કાયદાનો અમલ તરત જ કરવામા આવ્યો હોત તો ઘણા લોકલબોર્ડો અને ઘણી મ્યુનિસિપાલિટીઓ આ કાયદાનો લાભ લઇ પોતાની હદમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરત, કારણ કે સરકારને તે વખતે નાણાભીડ નહોતી મારા અભિપ્રાય પ્રમાણે ડૉ પ્રાંજપેની આ માન્યતા ભૂલભરેલી છે પ્રાથમિક કેળવણીનો કાયદો અમલમા આવ્યો કે તરત જ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પુષ્કળ ખર્ચ કરી, નિશાળમા ભણવા જવા લાયક બાળકોનું વસ્તીપત્રક તૈયાર કર્યું, અને પ્રાથમિક કેળવણીની આખી યોજના સરકારે નક્કી કરેલા પુષ્કળ ફાળો ઉપજાવે એવી વિગતોથી ભરપૂર પત્રકો ભરી સરકારની મજૂરી માટે મોકલી આપી હતી પણ સરકારે એક અથવા બીજા કારણથી પત્રવ્યવહાર લબાવ્યો, નકામી વિગતોની માગણી કરી, ઝીણી ઝીણી બાબતોના ખર્ચના અડસટ્ટાઓ અને અંદાજો માગ્યા સરકારે જે જે માગ્યુ તે બધુ પુષ્કળ મહેનત લઇ તેમને મોકલી આપવામાં આવ્યું હવે કાંઇ પણ પૂછવાનું બાકી રહ્યુ નહિ એટલે સરકારે ચુપકી પકડી અને જ્યારે મ્યુનિસિપાલિટીએ મજૂરીને માટે ઉપરાછાપરી માગણીઓ કરી, છેવટે સરકારી ગ્રાંટ પણ તરતને માટે જતી કરી, તોપણ સરકારે મ્યુનિસિપાલિટીને પોતાની હદમા પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાની મજૂરી ના જ આપી

પણ ધારો કે ડૉ પ્રાંજપેની માન્યતા ખરી હોય તોપણ તેને માટે જવાબદાર કોણ છે ? પ્રાથમિક કેળવણીનો કાયદો પસાર થયા પછી ડૉ પ્રાંજપે દશ માસ સુધી પ્રધાનપદ ઉપર રહ્યા હતા તેમણે તરત જ તૈયાર કરાવી કાયદો અમલમા કેમ ના મુકાવ્યો ? માત્ર અઠ્ઠાવીસ કલમોના કાયદાને અંગે નિયમો ઘડવામાં સરકારે વીસ માસ લીધા ! અને નિયમો તૈયાર કરાવી બહાર પાડયા પછી ૭ માસે કાયદો અમલમા મૂકવાનું ઠરાવ્યુ ! આમ ઢીલ કરવાનું કારણ સ્થાનિક મંડળોની સ્થાયી ગ્રાંટ ઓછી કરી નાખવી એ હતુ એ વાત તો સૌ સમજી ગયા છે

પોતાના લેખમાં બીજી બાબત ડૉ પ્રાંજપે એ જણાવે છે કે "જ્યારે મેં આ કાયદો કર્યો ત્યારે મારો વિચાર એવો હતો કે નાની મ્યુનિસિપાલિટીઓને પોતાની હદમા પ્રાથમિક કેળવણીનો વહીવટ કરવાની સત્તા આપવી નહિ, કારણ કે પ્રાથમિક કેળવણીનો વહીવટ દિનપ્રતિદિન વધારે ને વધારે ખર્ચાળ થવાનો અને નાની મ્યુનિસિપાલિટીઓ એ ખર્ચને પહોંચી વળશે નહિ પરિણામે શિક્ષકોને પૂરતા પ્રમાણમા અને નિયમસર પગાર મળી શકશે નહિ જે મ્યુનિસિપાલિટીઓની નાણા સંબંધી સ્થિતિ સારી હોય અને જે શહેરોની વસ્તી એક લાખ માણસોની હોય તે શહેરોની મ્યુનિસિપાલિટીઓને જ પ્રાથમિક કેળવણીનો વહીવટ સોંપવો એવો મારો વિચાર હતો, પરતુ મારી પછીના પ્રધાન મિ જાદવે નાની મ્યુનિસિપાલિટીઓને પણ પ્રાથમિક કેળવણીનો વહીવટ સોંપવાની ભૂલ કરી ... ! પરિણામ એ આવ્યુ છે કે નાની મ્યુનિસિપાલિટીઓ ઓછા પગારદાર અને નાનાયક મિનિસ્ટ્રીવ ઓફિસરો રાખે છે. વધારે પગારો આપવા પડે તેથી • શિક્ષકોને પોતાની નોકરીમાથી મુક્ત કરી નવા અને બીનઅનુભવી

આથી કેળવણીના હિતને નુકસાન થાય છે." નાની મ્યુનિસિપાલિટીઓને પ્રાથમિક કેળવણીનો વહીવટ કરવાની સત્તા ના આપવી જોઇએ' એ ડૉ. પ્રાંજપેના સિદ્ધાંતને હું કબૂલ રાખું છું. પરંતુ નાની મ્યુનિસિપાલિટીને આ વહીવટ સોંપવાનો દોષ ડૉ. પ્રાંજપે મિ. જાદવને માથે ઢોળી પાડે છે તે વાજબી નથી. વીરમગામ મ્યુનિસિપાલિટીને પ્રાથમિક કેળવણીનાં કાયદા પ્રમાણે સ્થાનિક સત્તા ( Local authority ) ડૉ. પ્રાંજપેએ જ બનાવી હતી; અને તે કેવા સંજોગોમાં તે પણ જાણીતી વાત છે.

ડૉ૦ પ્રાંજપેએ પોતાના આ લેખોમાં જે હકીકતો જણાવી છે તે કેટલેક અંશે ખરી હશે. પણ તે સંબંધી હવે વિલાપ કરવો એ તો રાંડયા પછીના ડહાપણ જેવું છે.

પ્રાથમિક કેળવણીના કાયદા માટે ડૉ. પ્રાંજપે પોતે જ જવાબદાર છે. સ્કૂલબૉર્ડના બંધારણમાં કોમી તત્ત્વ દાખલ કરવાનો દોષ પણ એમણે પોતે જ કર્યો છે. પ્રાથમિક કેળવણીના હાલના કાયદાની ચર્ચા ધારાસભામાં ચાલતી હતી ત્યારે આ કોમી તત્ત્વ વિરુદ્ધ વર્તમાનપત્રોમાં લખાણો આવતાં હતાં. મેં પોતે પણ આ કોમી તત્ત્વ વિરુદ્ધ એક લેખ અંગ્રેજીમાં લખ્યો હતો અને ડૉ. પ્રાંજપેને તે અંગત પત્ર તરીકે પહોંચાડયો હતો. પરંતુ તે વખતે તો ડૉ૦ પ્રાંજપેને એમ લાગતું હશે કે 'આ અણસમજુ લોકો મારા આ મહાન કાર્યમાં નાહક ડખલગીરી કરે છે!' તે વખતે તેઓ પોતે તથા તેમના મિત્રો તો એમ સમજતા હતા, કે પ્રાથમિક કેળવણીનો કાયદો એ તો ડૉ. પ્રાંજપેની પ્રધાન તરીકેની કારકીર્દિનું મહાન અને યશસ્વી કાર્ય છે! અને ભવિષ્યની પ્રજા તેમના આ કાયદા માટે ડૉ. પ્રાંજપેનાં યશોગાન ગાશે. મોડું મોડું પણ ડૉ. પ્રાંજપેને સમજાયું છે કે કાયદાનો મુખ્ય હેતુ ભુલાઇ ગયો છે. કાયદાથી પ્રાથમિક કેળવણીનું હિત બીલકુલ સચવાયું નથી ઊલટું તેનું અહિત થયું છે એમ સમજાયું છે એ સારી વાત છે. પ્રાથમિક કેળવણીનો કાયદો એ ડૉ. પ્રાંજપેની મોટામાં મોટી ભૂલ હતી. અને ડૉ. પ્રાંજપે પાસે આ કાયદો કરાવી તે વખતના ડિરેક્ટર મિ. હેસકેથ ડૉ. પ્રાંજપેને આબાદ બનાવી ગયા છે.

નાની મ્યુનિસિપાલિટીઓને પ્રાથમિક કેળવણીનો વહીવટ સોંપવાનો દોષ ડૉ. પ્રાંજપે મિ. જાદવના ઉપર મૂકે છે તે વાજબી નથી. કાયદામાં સ્થાનિક સત્તા ( Local Authority ) ની વ્યાખ્યામાં તેમણે પોતે જ સ્પષ્ટ કેમ ના કર્યું કે જે શહેરની વસ્તી એક લાખ કે તેથી વધારે હશે તે જ શહેર આ કાયદા પ્રમાણે સ્થાનિક સત્તા થઇ શકશે ?

નાની મ્યુનિસપાલિટીઓ નાલાયક એડમિનિસ્ટ્રેટિવ ઑફિસરો રાખે છે એ હવે કહેવું એ શા ઉપયોગનું છે? કાયદામાં જ તેમણે એડમિનિસ્ટ્રેટિવ ઑફિસરની યોગ્યતા નક્કી કેમ કરી આપી નહિ? એડમિનિસ્ટ્રેટિવ ઑફિસરોને નાલાયક સભાસદોની ખુશામત કરવી પડે છે એવો વિલાપ હવે કરવાથી શો લાભ? જેવી રીતે મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસરોને કાયદાની જ અમુક સત્તાઓ મળેલી છે તેવી રીતે પ્રાથમિક કેળવણીના કાયદામાં જ એડમિનિસ્ટ્રેટિવ ઑફિસરોને સ્કૂલબૉર્ડના અભણ અને નાલાયક સભાસદોની ખુશામત શું કરવા કરવી પડત? શિક્ષકોની બદલી કરવાની સત્તા કાયદાથી જ ડૉ. પ્રાંજપેએ એડમિનિસ્ટ્રેટિવ ઑફિસરોને આપી હોત તો ખુશામતિયા અને ખટપટિયા શિક્ષકોને સ્કૂલબૉર્ડના અભણ અને નાલાયક સભાસદોની ખુશામત કરવાની જરૂર પડત નહિ.

પ્રાથમિક કેળવણીના કાયદાના જે જે દોષો ડૉ. પ્રાંજપેએ પોતાના આ બે લેખોમાં બતાવ્યા છે તેને માટે ડૉ. પ્રાંજપે પોતે જ જવાબદાર છે. આ કાયદાને જન્મ આપનાર

તેઓ પોતે જ છે. ભવિષ્યમાં પોતાનું લાડકું બાળક આટલા બધા દોષોવાળું નીવડશે એ તે વખતે તેઓ જોઈ શક્યા નહિ એ માત્ર તેમનામાં દીર્ઘદષ્ટિની ખામી છે એ જ સૂચવે છે. તેઓ જ્યારે પ્રધાનપદે હતા તે વખતે તેઓ અભિમાન અને દુરાગ્રહને વશ થયા ના હોત અને બીજાનું કહેલું સાંભળ્યું હોત તો અત્યારે આખા ઇલાકાને જે ખમવું પડે છે તે ખમવું પડત નહિ.

ટૂંકામાં, આ કાયદો નિષ્ફળ નીવડ્યો છે. ઇલાકામાં ફરજિયાત કેળવણી કરી દેવી એ જે કાયદાનો મુખ્ય હેતુ હતો તે ફળીભૂત થયો નથી; માટે હવે વહેલામાં વહેલો એ કાયદો રદ થવો જોઇએ. પ્રજાને પ્રાથમિક કેળવણી આપવી એ તો રાજ્યની મુખ્ય ફરજ છે. પ્રાથમિક કેળવણીની બધી જ જોખમદારી, વહીવટની તેમ નાણાની, રાજ્યને જ માથે હોવી જોઇએ એ સિદ્ધાંત હવે સ્વીકારવો જોઇએ. ડૉ. પ્રાંજપે હવે પોતાની શક્તિ તેમ વગવસીલાનો ઉપયોગ કરી આ કાયદો રદ કરાવશે તોપણ તેઓ ઇલાકાની પ્રજા ઉપર મોટો ઉપકાર કરશે.

પ્રાણલાલ કીરપારામ દેસાઈ

---

# પક્ષીઓની આર્તવી યાત્રા વિષે થોડુંક

૧. પક્ષીઓના જીવન વિષે આપણી ભાષામાં કશું ય લખાયું નથી. એટલે પક્ષીઓની આર્તવી યાત્રા – Seasonal Migration જેવા મહત્ત્વના વિષયમાં રસ ઉત્પન્ન કરતો લેખ, * નેચર સાપ્તાહિકમાં આવેલી એક નોંધ પરથી, લખવા માટે લેખક અભિનંદનપાત્ર છે.

૨. લેખના વિષયને લગતી જે ફુટનોટ લેખકે આપી છે, તેમાં દર્શાવેલ વિચાર કંઇક ભૂલભરેલા છે. તે વિષે મારે કંઇક કહેવાનું છે. શ્રી. ર. શો. લખે છે: હિંદુસ્તાનમાં અને ગુજરાતમાં પણ કેટલાંક પક્ષીઓ ઋતુવાસી હોય છે. દાખલાતરીકે

અ. દિવાળીઘોડો દીવાળી ઉપર જ આપણે ત્યાં દેખાય છે.

આ. ચાસપક્ષી દશેરા ઉપર જ દેખાય છે.

ઇ હંસો ચોમાસું આવતાં માનસ સરોવર તરફ જાય છે એવી માન્યતા છે તે પણ કદાચ આને લગતી હોય

આ ત્રણ વિધાનોમાંનું અ કેટલેક અંશે ભ્રમોત્પાદક છે. આ ભ્રાન્તિમૂલક હોઇ સાવ ખોટું છે. ઇ ની કલ્પના નિરાધાર છે. શી રીતે તે નીચે દર્શાવું છું. આ સ્થળે એટલું કહી લઉં કે શ્રી. ર શો. ઉપરનાં વિધાનમાં પારંગારિક દષ્ટિથી દોરવાયેલ છે. પક્ષીઓના પ્રત્યક્ષ પરિચયનો લાભ એમને મળ્યો દેખાતો નથી. એટલે મારૂં લખાણ એમની ભૂલ દર્શાવવા માટે નથી, પણ આપણે ત્યાં કેવળ લોકમાન્યતા કેટલીક વખત કેવા આડે માર્ગે દોરી જાય છે, તે જણાવવા પૂરતો આ પ્રયાસ છે.

આ

૩. ચાસ: સંસ્કૃત चाष:—स: (—किकीदिवि ?) અંગ્રેજીમાં જેને Indian Roller અગર Blue Jay (શાસ્ત્રીય નામ Coracias Benghalensis લીનીઅસ) કહે છે, તે પરિચિત પક્ષી છે, એને ગુજરાતીમાં નીલકંઠ કે 'ચીવળો' કહે છે.

* પ્રસ્થાન . ૧૯૮૮ વૈશાખ, પૃ. ૭૬ : ર. શો. ઋતુવાસી પક્ષીઓને મદદ.

એક ગુજરાતી લેખકે Blue Jay માંના અન્ત્ય Jay ને 'જય' માની-અગર નવીનતા આણવા સારૂ આવું સંસ્કૃત નામ સરજી-ચાસને 'જય' નામ આપ્યું છે. તે અસ્થાને નિરાધાર અને નિરર્થક છે. Jay એટલે 'જય' નહિ પણ 'જે'-કાગડાના વર્ગનું પક્ષી. વાસ્તવિક તો ચાસનું અંગ્રેજી નામ Jay પણ ખોટું છે. ચાસ કાગડાની જાત-corvidae-નું પક્ષી નથી; એ તો coracidae વર્ગનું છે; એનો પીતરાઇ કલકલીઓ ગણાય. માહ મહિનામાં સવારે શિયાળાની નિષ્પ્રાણતા તજી ઊંચેનીચે ઊંચેનીચે તિર્યક ગતિથી ઊડતો, એના નીલહરિત વર્ણાભથી આખા વાતાવરણને ભરી નાખતો અને અવિરત કઠોર નિનાદ અને પાંખોના ફફડાટથી સમસ્ત જગતને વસંતના આગમનનું સૂચન કરતો તમે ચાસને જુઓ એટલે તરત તમને એના Roller નામની સાર્થકતા સમજાશે. Indian વિશેષણ એને યુરોપિયન રોલરથી જુદું પાડવા મૂક્યું છે. આટલું એના નામકરણવિધિ વિષે. બાકી વિવિધ વર્ણમિશ્રિત ધૂપછાય સુંદરતાવાળા એના શરીરનું વર્ણન કરવું અશક્ય છે. નજરે જોયા સિવાય એની ચિત્રવર્ણ શોભાની કલ્પના પણ નિરર્થક છે. બેસે ત્યારે ધૂળીઆ રંગનું. ઊડે ત્યારે મેઘધનુષ એની આગળ ઝાંખું પડે. નર અને માદાના રૂપરંગમાં ફેર નથી.

૪. હવે એની ઋતુચર્યા લઇએ. ૨. શો. ના માનવા પ્રમાણે તો આ પક્ષી Migrant ગણાય. પણ વસ્તુસ્થિતિ એથી ઊલટી છે. ગૂજરાત-ઠેઠ આબુ સુધી, કચ્છ, કાઠીઆવાડ અને સિન્ધમાં આ પક્ષી બારે માસ રહેનારૂં-'સ્થાનિક' છે. ઉનાળામાં માળા બાંધતું અને બચ્ચાં ઉછેરતું એને થોડા શ્રમથી જોઇ શકાય છે. અમદાવાદમાં આ પક્ષી એટલાં બધાં નજરે પડે છે કે ભાગ્યે જ એક દિવસ એને જોયા સિવાય જતો હોય. માત્ર ઉત્તર ગૂજરાત અર્થાત્ અમદાવાદથી જેમ ઉત્તરે જઇએ તેમ આ પક્ષીની વ્યાપકતા ઓછી. વખતે કચ્છ કાઠિયાવાડના અમુક ભાગમાં આ પક્ષી બે ચાર મહિના નજરે પડે ન પડે. દશરા ઉપર શાકુનિકોની જૂની પ્રણાલિકા (અને ચાસ મહાદેવનું સ્વરૂપ છે એવી દંતકથા)ના આધારે આ પક્ષીનું પુણ્યદર્શન કરવાનો રિવાજ છે. (વરાહ સંહિતાઃ ૮૭-૨૩) કેવળ એટલા જ કારણથી એને 'ઋતુવાસી' Seasonal Visitant અર્થાત્ Migratory માનવું એ ભૂલભરેલું છે. સમગ્ર હિન્દુસ્તાનમાં આ પક્ષીની એક જ જાત થાય છે. માત્ર હિમાલયમાં ૪૦૦૦ ફુટથી વધારે ઊંચા પ્રદેશમાં એ જોવામાં આવ્યું નથી.

૫. જીવાત, (સરખાવોઃ पूर्णाननः कृमिपतंगपिपीलिकाद्यैः चापः। વરાહમિહિરઃ ૮૭-૨૩) કવચિત ઊંદર દેડકાં કે સાપસાપોલિયાં ખાનાર આ પક્ષીને, નવાઇની વાત છે કે, કોઇએ નાહતાં જોયું નથી. સં. ૧૯૮૭ના ઉનાળામાં લાગટ ત્રણેક મહિના દરરોજ બે થી ત્રણ કલાક સુધી કૂવાના ઢાળીઆ પાસે એને નિયમિત જીવાત પકડતાં મેં જોયેલું. પાણી પીએ ખરૂં પણ ઠંડા મીઠા પાણીના વહેણમાં ખરે બપોરે એક પણ વખત નાહતાં નજરે પડ્યું નથી.

૬. સંસ્કૃત સાહિત્યમાં ચાષ પરિચિત પક્ષી છે. જુઓ માલવિકાગ્નિમિત્રઃ ૬. ૫. આશરે તેરમા શતકમાં થઇ ગયેલા હંસદેવ નામના લેખકની કૃતિ मृगपक्षिशास्त्रमां ચાષનું વિસ્તૃત વર્ણન છે. નવીનતા ખાતર એમાંના થોડા શ્લોક અહીં ટાંક્યા છે. વર્ણન આબેહૂબ નથીઃ કંઇક અતિશયોક્તિ કરેલી છે.

તેઓ પોતે જ છે. ભવિષ્યમાં પોતાનું લાડકું બાળક આટલા બધા દોષોવાળું નીવડશે એ તે વખતે તેઓ જોઈ શક્યા નહિ એ માત્ર તેમનામાં દીર્ઘદષ્ટિની ખામી છે એ જ સૂચવે છે. તેઓ જ્યારે પ્રધાનપદે હતા તે વખતે તેઓ અભિમાન અને દુરાગ્રહને વશ થયા ના હોત અને બીજાનું કહેવું સાંભળ્યું હોત તો અત્યારે આખા ઇલાકાને જે ખમવું પડે છે તે ખમવું પડત નહિ.

ટૂંકામાં, આ કાયદો નિષ્ફળ નીવડ્યો છે. ઇલાકામાં ફરજિયાત કેળવણી કરી દેવી એ જે કાયદાનો મુખ્ય હેતુ હતો તે ફળીભૂત થયો નથી; માટે હવે વહેલામાં વહેલો એ કાયદો રદ થવો જોઇએ. પ્રજાને પ્રાથમિક કેળવણી આપવી એ તો રાજ્યની મુખ્ય ફરજ છે. પ્રાથમિક કેળવણીની બધી જ જોખમદારી, વહીવટની તેમ નાણાની, રાજ્યને જ માથે હોવી જોઇએ એ સિદ્ધાંત હવે સ્વીકારવો જોઇએ. ડૉ. પ્રાંજપે હવે પોતાની શક્તિ તેમ વગવસીલાનો ઉપયોગ કરી આ કાયદો રદ કરાવશે તોપણ તેઓ ઇલાકાની પ્રજા ઉપર મોટો ઉપકાર કરશે.

પ્રાણલાલ કીરપારામ દેસાઈ

---

# પક્ષીઓની આર્તવી યાત્રા વિષે થોડુંક

૧. પક્ષીઓના જીવન વિષે આપણી ભાષામાં કશું ય લખાયું નથી. એટલે પક્ષીઓની આર્તવી યાત્રા – Seasonal Migration જેવા મહત્ત્વના વિષયમાં રસ ઉત્પન્ન કરતો લેખ, * નૈયર સાપ્તાહિકમાં આવેલી એક નોંધ પરથી, લખવા માટે લેખક અભિનંદનપાત્ર છે.

૨. લેખના વિષયને લગતી જે ફુટનોટ લેખકે આપી છે, તેમા દર્શાવેલ વિચાર કંઇક ભૂલભરેલા છે. તે વિષે મારે કંઇક કહેવાનું છે. શ્રી. ર. શો. લખે છેઃ હિંદુસ્તાનમાં અને ગુજરાતમાં પણ કેટલાંક પક્ષીઓ ઋતુવાસી હોય છે. દાખલાતરીકે

અ. દિવાળીઘોડો દીવાળી ઉપર જ આપણે ત્યાં દેખાય છે.

આ. ચાસપક્ષી દશેરા ઉપર જ દેખાય છે.

ઇ હંસો ચોમાસું આવતાં માનસ સરોવર તરફ જાય છે એવી માન્યતા છે તે પણ કદાચ આને લગતી હોય

આ ત્રણ વિધાનોમાંનું અ કેટલેક અંશે ભ્રમોત્પાદક છે. આ ભ્રાન્તિમૂલક હોઇ સાવ ખોટું છે. ઇ ની કલ્પના નિરાધાર છે. શી રીતે તે નીચે દર્શાવું છું. આ સ્થળે એટલું કહી લઉં કે શ્રી. ર શો. ઉપરનાં વિધાનમા પારંપારિક દષ્ટિથી દોરવાયેલ છે. પક્ષીઓના પ્રત્યક્ષ પરિચયનો લાભ એમને મળ્યો દેખાતો નથી. એટલે મારું લખાણ એમની ભૂલ દર્શાવવા માટે નથી, પણ આપણે ત્યાં કેવળ લોકમાન્યતા કેટલીક વખત કેવા આડે માર્ગે દોરી જાય છે, તે જણાવવા પૂરતો આ પ્રયાસ છે.

**આ**

૩. ચાસ: સંસ્કૃત चाष:—स: (—किकिदिवि ?) અંગ્રેજીમાં જેને Indian Roller અગર Blue Jay ( શાસ્ત્રીય નામ Coracias Benghalensis લીનીઅસ ) કહે છે, તે પરિચિત પક્ષી છે, એને ગુજરાતીમાં નીલકંઠ કે 'લીલટાં' કહે છે.

---

* પ્રસ્થાન . ૧૯૯૮ વૈશાખ, પૃ. ૭૬ : ર. શો. ઋતુવાસી પક્ષીઓને મદદ.

એક ગુજરાતી લેખકે Blue Jay માંના અન્ત્ય Jay ને 'જય' માની–અગર નવીનતા આણવા સારૂ આવું સસ્કૃત નામ સરજી–ચાસને 'જય' નામ આપ્યું છે. તે અસ્થાને નિરાધાર અને નિરર્થક છે. Jay એટલે 'જય' નહિ પણ 'જે'–કાગડાના વર્ગનું પક્ષી. વાસ્તવિક તો ચાસનું અંગ્રેજી નામ Jay પણ ખોટું છે. ચાસ કાગડાની જાત–corvidae–નું પક્ષી નથી; એ તો coracidae વર્ગનું છે; એનો પીતરાઇ કલકલીઓ ગણાય. માહ મહિનામાં સવારે શિયાળાની નિષ્પ્રાણતા તજી ઊંચેનીચે ઊંચેનીચે તિર્યક ગતિથી ઊડતો, એના નીલહરિત વર્ણાભથી આખા વાતાવરણને ભરી નાખતો અને અવિરત કઠોર નિનાદ અને પાંખોના ફફડાટથી સમસ્ત જગતને વસંતના આગમનનું સૂચન કરતો તમે ચાસને જુઓ એટલે તરત તમને એના Roller નામની સાર્થકતા સમજાશે. Indian વિશેષણ એને યુરોપિયન રોલરથી જુદું પાડવા મૂક્યું છે. આટલું એના નામકરણવિધિ વિષે. બાકી વિવિધ વર્ણમિશ્રિત ધૂપછાય સુંદરતાવાળા એના શરીરનું વર્ણન કરવું અશક્ય છે. નજરે જોયા સિવાય એની ચિત્રવર્ણ શોભાની કલ્પના પણ નિરર્થક છે. બેસે ત્યારે ધૂળીઆ રંગનું. ઊડે ત્યારે મેઘધનુષ એની આગળ ઝાંખું પડે. નર અને માદાના રૂપરંગમાં ફેર નથી.

૪. હવે એની ઋતુચર્યા લઇએ. ર. શો. ના માનવા પ્રમાણે તો આ પક્ષી Migrant ગણાય. પણ વસ્તુસ્થિતિ એથી ઊલટી છે. ગૂજરાત–ઠેઠ આબુ સુધી, કચ્છ, કાઠીઆવાડ અને સિન્ધમાં આ પક્ષી બારે માસ રહેનારૂં–'સ્થાનિક' છે. ઉનાળામાં માળા બાંધતું અને બચ્ચાં ઉછેરતું એને થોડા શ્રમથી જોઇ શકાય છે. અમદાવાદમાં આ પક્ષી એટલાં બધાં નજરે પડે છે કે ભાગ્યે જ એક દિવસ એને જોયા સિવાય જતો હોય. માત્ર ઉત્તર ગૂજરાત અર્થાત્ અમદાવાદથી જેમ ઉત્તરે જઇએ તેમ આ પક્ષીની વ્યાપકતા ઓછી. વખતે કચ્છ કાઠિયાવાડના અમુક ભાગમાં આ પક્ષી બે ચાર મહિના નજરે પડે ન પડે. દશરા ઉપર શાકુનિકોની જૂની પ્રણાલિકા (અને ચાસ મહાદેવનું સ્વરૂપ છે એવી દંતકથા)ના આધારે આ પક્ષીનું પુણ્યદર્શન કરવાનો રિવાજ છે. (વરાહ સંહિતાઃ ૮૭–૨૩) કેવળ એટલા જ કારણથી એને 'ઋતુવાસી' Seasonal Visitant અર્થાત્ Migratory માનવું એ ભૂલભરેલું છે. સમગ્ર હિન્દુસ્તાનમાં આ પક્ષીની એક જ જાત થાય છે. માત્ર હિમાલયમાં ૪૦૦૦ ફુટથી વધારે ઊંચા પ્રદેશમાં એ જોવામાં આવ્યું નથી.

૫. જીવાત, (સરખાવોઃ पूर्णाननः कृमिपतंगपिपीलिकाद्यैः चाषः। વરાહમિહિરઃ ૮૭–૨૩) ક્વચિત ઊંદર દેડકાં કે સાપસાપોલિયાં ખાનાર આ પક્ષીને, નવાઇની વાત છે કે, કોઇએ નાહતાં જોયું નથી. સં. ૧૯૮૭ના ઉનાળામાં લાગટ ત્રણેક મહિના દરરોજ બે થી ત્રણ કલાક સુધી કૂવાના ઢાળીઆ પાસે એને નિયમિત જીવાત પકડતાં મેં જોયેલું. પાણી પીએ ખરૂં પણ ઠંડા મીઠા પાણીના વહેણમાં ખરે બપોરે એક પણ વખત નાહતાં નજરે પડયું નથી.

૬. સંસ્કૃત સાહિત્યમાં ચાષ પરિચિત પક્ષી છે. જુઓ માલવિકાગ્નિમિત્રઃ ૬. ૫. આશરે તેરમા શતકમાં થઇ ગયેલા હંસદેવ નામના લેખકની કૃતિ मृगपक्षिशास्त्रमां ચાષનું વિસ્તૃત વર્ણન છે. નવીનતા ખાતર એમાંના થોડા શ્લોક અહીં ટાંકયા છે. વર્ણન આબેહૂબ નથીઃ કંઇક અતિશયોક્તિ કરેલી છે.

१५२३ चापास्तु द्विविधाः प्रोक्ताः कपोतात् ह्रस्वकायकाः
श्यामावयवसंयुक्ताः किंचित् श्वेतगरुद्युगाः ।

१५२४ सन्ततं ह्यनिनदाः कामोद्दीपनकारिणः
प्रायः कपोततुल्याश्च शान्तात्मानश्च ते मताः ।

अथ चापाः

१५२५ नितरां नीलवर्णांगास्ते चापाः संप्रकीर्तिताः
नितरां क्षुद्रचंचूकाः विशालच्छदसंयुताः ।

१५२६ नितरां मृदुदेहाश्च शान्तात्मानश्च ते मताः
शश्वत् प्लुतिसमायुक्ता मनोज्ञकेंकनादकाः ।

१५२७ प्रातः सायं विशेषेण नानालीलासमन्विताः
मनुष्यकरलाल्याश्च यूनामाह्लादवर्धिणः ।

१५२८ सलिलान्तिकवासाश्च सन्ततं जलपायिनः
नितरामातपे क्लान्ताः मध्याह्ने रक्तनेत्रकाः ।

१९२९ स्वल्पाहाराः कामपूर्णाः योषित्संचारशीलकाः
पीतबिन्द्वंकनोपता केचित्ते परिकीर्तिताः । વગેરે

આ લેખકના મત પ્રમાણે ચાસની બીજી જાત કિકીદિવિ છે. પરંતુ એ કથન હાલના જ્ઞાનના આધારે સંદિગ્ધ હોવાથી, અહીં વર્ણવ્યું નથી.

अ

૭. ૨. શી. ના ' દિવાળી ઘોડા ' વિષેના વિધાનના બે અર્થ થાયઃ (૧) દિવાળીઘોડો માત્ર દિવાળીના દિવસોપૂરતો જ દેખાય છે. બાકીના મહિનાઓમાં દેખાતો નથી. (૨) દીવાળી-ઘોડો સૌથી પહેલા દિવાળી પર દેખાવા માંડે છે. અને અમુક મહિના રહીને પછી જતો રહે છે. પહેલો અર્થ અભિપ્રેત હોય તો તે નિર્મૂળ કલ્પના છે. બીજામાં તથ્યાંશ ઘણો છે તોપણ થોડી ઉણપ રહી જાય છે. તે આ રીતેઃ

૮ દિવાળીઘોડોઃ [ સંસ્કૃત : राजन ? આગળ ૧૨ જુઓ ]: અંગ્રેજીમાં Wagtail (શાસ્ત્રીય નામ MOTACILA......); ધોબીના ધોકાની પેઠે અવ્યાહત ઊંચીનીચી ઊંચીનીચી થતી પૂંછડીને લીધે, હિંદીમા ધોબિન-કોને અજાણ્યું છે. બેઠી દેડકા જેવી શરીરની બાંધણી, પૂંછડીનો અવિરત ઉત્પાત, અન્ય પક્ષીઓથી જુદી પડતી ચાલ તથા વિવિધ વર્ણવાળી શરીરશોભાથી દિવાળીઘોડો ગૂજરાતમાં ખૂબ જાણીતું પક્ષી છે. ઉનાળો આવતાં એના માથે કલગી ઊગે છે અને એને લીધે એ અલોપ થઇ જાય છે; તેથી જે કોઇ એને પકડે, તેના હાથમાં વિક્રમ રાજાના અંધારપછેડા જેવી, ધોળે દહાડે અદૃશ્ય

થવાની કળા આવે, એવી ભ્રામિણ (વસ્તુતયા તો migration સ્થલાંતરના અચૂક નિયમના આધારે હસ્તીમાં આવેલી) માન્યતાથી એ લબ્ધકીર્તિ થયું છે. છતાં એનો જીવનક્રમ ચાસના જેટલો સુવ્યવસ્થિત કે સરળ નથી. આખા હિન્દુસ્તાનમાં ચાસની એક જ જાત થાય છે. એક વખત જોયા પછી એને ભુલાતું નથી. (કલકલીઆ સિવાય) બીજા કોઇ પક્ષી જોડે એનો ભ્રમ થતો નથી, જ્યારે દિવાળીઘોડાના વિષયમાં આમ કહેવું અશક્ય છે. કારણ હિન્દુસ્તાનમાં શિયાળો ગાળવા આવનાર દિવાળીઘોડાની ત્રણ ચાર જાતો છે. તેમાં ય નર અને માદાનાં રૂપ જુદાં. વળી ઋતુપરત્વે એમના શરીરના રંગ બદલાય, તે ઉપરાંત બચ્ચાં અને પુખ્ત ઉમરનાં પક્ષીઓના વર્ણમાં ભેદ. અને દિવાળીઘોડાની એક વિશિષ્ટ જાત તો બારે માસ હિન્દુસ્તાનમાં રહેનારી, ન જાય ન આવે. તેનો તાલ પણ જુદો. ટૂંકમાં દિવાળીઘોડાના વિષયમાં આજસુધી સંપૂર્ણ પ્રકાશ પાડી શકાયો નથી. એની જીવનવ્યવસ્થા જોવાના જેટલા પ્રયત્ન થયા છે, તે બધાય ભેગા કરતાં પણ દિવાળીઘોડાનું જીવન કેટલેક અંશે એની 'કલગી'ની પેઠે ગુપ્ત જ રહ્યું છે.

૯ દિવાળીઘોડા જગતમા વ્યાપકપણે પથરાયલા છે. યુરપ એશીઆના બધાય દેશોમાં એમનાં દર્શન ઋતુપરત્વે થાય છે. ગૂજરાતમાં આવીને શિયાળો ગાળી જતાં આ પક્ષીઓનું વર્ણન ટૂંકમાં આપું છું:

૧. સફેદ દિવાળી ઘોડો–White wagtail (શાસ્ત્રીય નામ MOTACILLA ALBA DUKHENENSIS) માથા ઉપરનો ભાગ સફેદ, પાંખો કાળી, માંહ્ય માંહ્ય ભૂરા અને સફેદ રંગની છાંટ, પૂંછડી કાળી, બાકીના શરીરના ઉપરના ભાગનાં પીછાં રાખોડી રંગનાં, પેટ નીચેનો ભાગ ધોળો દૂધ જેવો. ગળામાં ધોળા પડદા પર અર્ધચંદ્રાકાર કાળું લાખું. આ એનો શિયાળુ પોશાક. ઉનાળામાં ગળાનો–દાઢીથી છાતી સુધીનો ભાગ સાવ કાળો બની જાય.

માદા આવીજ–પણ આછા રંગની. ભેજવાળી જમીન પર કે પાણીની પાસે ફરતાં આ પક્ષીઓની ચાર જાતો હિન્દુસ્તાનમાં આવે છે. એક જાત કાશ્મીર અને તીબેટના હિમાલયમાં શિયાળો ગાળવા આવે છે. પશ્ચિમ સાઈબીરીઆ, કોકેસસ અને ઉરલ પર્વતો અને વોલ્ગાના પ્રદેશોમાંથી દિવાળી ઘોડાની એક જાત દિવાળી લગભગ ગૂજરાતમાં આવે છે. આખો શિયાળો અહીં જ ગાળી ફાગણ ચઇતરના અરસામાં પાછી સ્વદેશ ચાલી જાય છે. ત્રીજી જાત તુર્કસ્તાન, અફઘાનિસ્તાન અને પૂર્વ ઇરાનમાં માળા બાંધે છે. અને શિયાળામાં ઠેઠ બેલગામ સુધી ફેલાય છે. ચોથી જાત ચીન અને સાઇબીરીઆમાંથી આવીને નેપાળ તથા આસામમાં શિયાળો ગાળી જાય છે.

૨ ચિત્રવર્ણ દિવાળીઘોડો : Large Pied wagtail (લેટીન M. MADERASPATENSIS) ગંગાજળની ભાતવાળું આ પક્ષી બારમાસી છે. આ દેશનું વાસી અહીંજ માળા બાંધે છે. બારે માસ એની વસતી ગુજરાતમાં હોય છે.

માથું, છાતીનો ઉપરનો ભાગ અને ઉપલું આખું શરીર–પીઠનો ભાગ સાવ કાળા. પાંખો કાળી પણ વચ્ચે ધોળો લીસોટો. પૂંછડી કાળી. શરીરનો નીચેનો બધો ભાગ ધોળો. વિશેષતા : નાકથી શરૂ થતો આંખ પર થઇ કાનની પાછળ પહોંચતો પહોળો ધોળો પટો. ઝટ ઓળખાય.

માદા આવી પણ મહેજ આછા રગની

દિવાળીઘોડાની કોઈ પણ જાત હિમાલયની દક્ષિણે ઈંડા મૂકતી હોય તો એકલી આ જ મધુર ઝીણો સીસોટી જેવો, દ્રૌપદી સગીતનો સ્વર એના અવાજની વિશેષતા છે મકાન કે ટેકરા પર બેસે છે, ઝાડ પર કદી નહિ

૩ ભૂરો દિવાળીઘોડો grey wagtail ( M CINERA ) ઉપરનું શરીર વાદળી રગની ભુરાશ પકડતુ માથુ લીલા રગનો ઓળો પડે પૂછડી કાળી શરીરનો નીચેનો ભાગ પીળો–પૂછડી નીચે ચળકતો વેરો ઉનાળામા નરના હડપચી, ગળુ અને ઉપલી છાતી કાળા બને

એકાકી વિચરનાર આ પક્ષી કૉકેસસ અને ઉરલ પર્વતો, સાઇબીરીઆ અને કામશ્ચાટકાથી આવીને શિયાળો આખા હિન્દુસ્તાનમા ગાળે છે

વિશેષતામા એની પૂછડી ખૂબ લાબી છે તેથી એ બધા દિવાળીઘોડામા સૌથી વધારે પ્રમાણમા પુછડી હલાવનાર ગણાય છે

૪. પીળો દિવાળીઘોડો Yellow wagtail ( M FLAVA ) સાત ઇચ લાબુ માથુ ઉપરના ભાગમા વાદળી આછા રગનું બરડાના પીંછા મેલા આછા પીળા રગના પાખો ઘેરી બદામી પૂછડી કાળી બહારના બે પીંછા સફેદ બાકીનો નીચેનો ભાગ પીળો. ઉનાળામા આથી જુદો વર્ણ માદાનુ માત્ર માથુ લીલા રગનું બાકી બધુ ઉપર પ્રમાણે દિવાળીઘોડામા સૌથી વધાર ક્લિષ્ટ અને ગૂચવણભર્યું જીવન હોય તો આ વર્ગનુ જ ઉત્તર એશીઆથી આવે છે

૫ પીળા માથાવાળો Yellow Headed Wagtail (M CITREOLA) નરનો આખા માથાનો ભાગ ચળકતા પીળા રગનો દરેક ઋતુમા આ વર્ગથી પીળો દિવાળીઘોડો જુદો પડી જાય છે કારણ પીળા માથાવાળામા માથા ઉપર હમેશા પીળો પટો અને કપાળમા મહેજ પીળી છાટ હોય છે

૧૦ ઉપરના વર્ણન કટાળાભરેલા ન લાગે તેથી ખૂબ ટૂકાણમા આપ્યા છે ચાચ પગ કે આખના આકાર કે રગની વાત કરી નથી ઈંડાની વાત પણ ચર્ચી નથી

૧૧ એનો આહાર જીવાત પાણી પાસે રહે પાણીમા કે ભેજમા થતા જીવડાં ખાય દડબડ દોડે બીજા પક્ષીઓની પેઠે એ કૂદતા ચાલતુ નથી માણસની માફક ડગ ભરતું ચાલે છે કોઇ જાત એમ ચારચારના ટોળામા ફરે એક જાત કેવળ એકાકી વિચરનારી બધી જમીન પર રહેનારી માત્ર એક જ જાત મકાન પર કે નાના ઝાડ પર બેસે છે

સસ્કૃત ભાષામા–અને તે પ્રણાલિકાને આધારે ગૂજરાતીમા–ખજન પક્ષી એની ચપળતા માટે ખૂબ જાણીતુ છે સ્ત્રીની સુન્દર આખો ખજન સાથે સરખાવાય છે (જાણે જાળે પડયા ખજન' નેત્રે સજનગંજને વગેરે) દિવાળીઘોડો એટલે ખજન એવી માન્યતા છે આમ માનવામા કેટલીક અડચણ આવે છે દાખલો આપુ ગીતગોવિન્દમા અગીઆરમા સર્ગમા છેલ્લી અષ્ટપદીની આ પક્તિ स्फुटकमलोदरखेलितखंजन युगमिव शारदि तडागम्। ઋતુ બરાબર છે દિવાળીઘોડો આસો લગભગ આવે છે તળાવનું સામીપ્ય પણ યુક્ત છે વાધો એટલો જ કે દિવાળીઘોડો કમળ પર બેસે–આ કમળ પરથી પેલા કમળ પર જાય? કદાચ કમળગર્ભમા થતી જીવાત, કાળાકોશીની પેઠે, ઊડતા ઊડતા પકડવી વખતનો દેખાવ

હોય. બેસે નહિ પણ બેસતો હોય તેવું લાગે. એનો ધાત્વર્થ લઇએ. અભિધાન ચિન્તામણિકાર √ खञ्ज्: ખોડંગવું આપે છે. પણ દીવાળીઘોડો 'ખોડંગતો' નથી. ચકલી વગેરે પેઠે 'ખોડંગતો' ચાલતો નથી. માણસ પેઠે ડગભરતો–એક પછી બીજો એમ પગ ઉપાડતો ચાલે છે. મને તો લાગે છે કે શકુનશાસ્ત્રમાં ખંજનદર્શન વિષે જે વાતો પ્રચલિત છે, તેને જ આધારે એનો કમળ સાથેનો સંબંધ સાહિત્યકારોએ નભાવી રાખ્યો છે. વરાહ મિહીર બૃહતસંહિતા (અ. ૪૫)માં ખંજનની ચાર જાત વર્ણવે છે: ભદ્ર, સંપૂર્ણ, રિક્ત અને ગોપિત. હંસદેવ કહે છે કે :

१६३४ खंजनास्ते समाख्याता ये भृशं नीलवर्णकाः ।

२

१६३५ किंचित्तुंगशरीराश्च दीर्घचंचूसमन्विताः
विशाल पक्षतियुता मनोज्ञध्वनिसंयुताः ।

१६३६ स्वयूथैः सहवासाश्च गगने दूरगामिनः
× × शीतलवासाश्च शब्दभीताश्च ते मताः ।

१६३७ सुखशिक्षाः सुलभ्याश्च सन्ततं हृष्टमानसाः
स्वल्पकामाः स्वल्पमदाः नानालीलासु तत्पराः ।

१६३८ नाथवात्सल्ययुक्ताश्च सर्वपक्षिहिते रताः
सायं प्रातर्विशेषेण यूथसंचारिणो मताः ।

१६३९ रक्तबिन्दूंकनोपेताः मनुष्ययशकांक्षिणः
रक्तचंचूपुटाः केचित् रक्तपादतलाश्च ते ।

१६४० कामिन्याश्लेषलोलाश्च सन्ततं यौवने मताः

१

૧૨ આમાં ગગને દૂરગામિન := દૂર દેશથી આવનારાં, Migrants?

शीतलवासा : =ઠંડા પ્રદેશનાં રહેનારાં: ત્યાંથી અહીં આવનારાં? ખંજનની બીજી જાત ખંજરીટ. એનું વર્ણન હંસદેવ આપે છે. એમાં એક વાત જાણવા જેવી છે.

खंजरीटाः कृष्णकायाः नितरां दीर्घपुच्छकाः ।

६

૧૩ રઘુકાર કાલિદાસના નામે ચડેલા મેઘદૂતમાં હંસોને વર્ષાસમેયે માનસરોવર તરફ જતા વર્ણવ્યા છે. સંસ્કૃત સાહિત્યમાં આ માન્યતા લબ્ધપ્રતિષ્ઠ છે. વળી હંસના લાલ પગ, આંખો, અવાજ વગેરેને લઇને રાજહંસ, મરાલ વગેરે વર્ગો પાડવામાં આવ્યા છે. આ વિષયમાં અહીં એટલું જ જણાવીશ કે આમાંની કેટલીક વાતો કેવલ કવિકલ્પનાઓ જ છે. હંસ–swan–ની માત્ર એક જ જાત હિન્દુસ્તાનમાં થાય છે. (Cygnus Olor) તે ગૂજરાતમાં આવતી નથી. માત્ર સિન્ધમાં નજરે પડે છે અને તે પણ જવલ્લે જ. તાંબાના

ઘડામાં કાંકરા વાગે તેવો હંસનો અવાજ સંસ્કૃત સાહિત્યકારોના મતે નૂપુરના રણકાર જેવો હોય તો ભલે, પણ એ અવાજમાં માધુર્ય અને કર્ણપ્રિયતાનું આરોપણ કરવું એ તો ગ્રામ્ય આનંદનું દ્યોતક છે. હંસમાં શરીરસંઘટના અને શ્વેત વર્ણ સિવાય કશુંય આહ્લાદક નથી.

૧૪ આટલી વિષયને લગતી વાત. થોડુંક વિષયાન્તર કરી લઉં. ચાસ અને દિવાળી-ઘોડો બારમાસી અને આર્તવી યાત્રી –non–migratory અને migratory પક્ષીઓનાં દૃષ્ટાન્ત છે. ગુજરાત, કાઠિયાવાડ અને સિન્ધ (પ્રાકૃતિક ભૂગોળની દૃષ્ટિએ આ દેશો એક જેવા પરસ્પર સંકળાયેલા છે. Ecology–પ્રાણીના જીવન પર એના આસપાસના વાતાવરણની અને રહેઠાણની થતી અસરના અભ્યાસના શાસ્ત્ર પ્રમાણે આ પ્રાંતોનું પ્રાણીજીવન લગભગ એક જેવું છે) નાં પક્ષીઓની જાતિની ગણના કરતાં કુલસંખ્યા ૧૦૦૦–૧૨૦૦ થાય છે. તેમાં ગુજરાતમાં ૮૦૦ જેટલી જાતનાં પક્ષીઓ છે. આઠસોમાંથી ૧૦૫ જાત જલચર અર્થાત્ પાણીના આધારે જીવનારાં છે. અજાયબ થવા જેવું એ છે કે આ ૧૦૫ જાતમાંની માત્ર ૩૨ જાત જ સ્થાનિક, બારે માસ ગુજરાતમાં રહેનારી છે. બાકીની ૭૩ જાતનાં પક્ષીઓ દર શિયાળે હિમાલય, ચિન, સાઇબીરિયા તરફના પ્રદેશોમાંથી અહીં આવે છે. અને ઉનાળાના આરંભમાં સ્વદેશ ચાલ્યાં જાય છે. સ્થળચર પક્ષીઓની વાત જ કરતો નથી, પણ જેને પક્ષીઓનો અભ્યાસ વગર સાધને કરવો છે, તેને ગુજરાતનાં તળાવ, ધરા, નદીઓ જેવાં સ્થાન તથા શિયાળા જેવો બીજો ઉત્તમ સમય નથી. અને આ પણ કરવા જેવું છે. ગુજરાતની પ્રાણીસમૃદ્ધિ વિષે હજુ બહુ ઓછું જ્ઞાન મેળવાયું છે.

## પૂરવણી

નેચરમાંના ર. શો. ના અવતરણમાં થોડી પરિપૂર્તિ કરી લઉં: ઑસ્ટ્રીઆના લોકોએ જૈનોની ભૂતદયાથી નહિ પણ પક્ષીઓ પ્રત્યેના શુદ્ધ અનુરાગથી તથા પક્ષીઓનું દેશાન્તર-ગમન શાસ્ત્રીય દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનું હોવાથી તેની અભ્યાસબુદ્ધિથી પ્રેરાઇને પક્ષીઓને મદદ કરી. આમ સંકટપ્રસંગે બન્યું. પણ ઉત્તરધ્રુવના તથા કેનેડાના શીત પ્રદેશોમાંથી જે પક્ષીઓ શિયાળો ગાળવા મેક્સીકો તથા દક્ષિણ અમેરિકા જાય છે, તેમને આખો ઉત્તર અમેરિકા ચીરીને જતાં રસ્તામાં ભૂખ, તરસ, થાક લાગે, ટાઢ વાય એવે પ્રસંગે જમીન પર ઊતરવા સારૂ આખા ઉત્તર અમેરિકામાં પક્ષીઓના માર્ગમાં સ્થળે સ્થળે વિશ્રાન્તિગૃહો Bird Sanctuaries બનાવ્યાં છે. નૈસર્ગિક અને કૃત્રિમ હોજ, ઝાડ પર છોડમાં ચાંભલાને આધારે રાતવાસો કરવાના માળા, અનાજ જીવાત વગેરે ખાદ્યના ભંડાર. આ બધામાં સર્વોત્કૃષ્ટ વિશ્રાંતિગૃહ કેલીફોર્નિયામાં આવ્યું છે. ત્રીસેક એકરના વિસ્તારમાં પ્રત્યેક વર્ષે આવતાં જતાં પક્ષીઓને ઊતરવાની અનુકૂળતા કરવામાં આવી છે. એકાદ રાતે (migratory birds બધાં રાતેજ પ્રવાસ કરે છે.) તમે એ ખેતર પાસે ઊભા રહો તો તીડનાં ટોળાં પેઠે અસંખ્ય પક્ષીઓ એ સ્થળે ઊતરતાં જુઓ. પક્ષીના જીવનમાં રસ લેનાર એક ઉદાર સદ્‌ગૃહસ્થની ખાનગી મિલકતનું આ સ્થળ છે છતાં સમગ્ર પ્રજા એમાં એટલી તો સહાનુભૂતિ દર્શાવે છે કે આ સ્થળે સંભળાય તેટલી નજીક બંદુક ફોડવાની મનાઇ કરનારો ખાસ કાયદો કરાવ્યો છે. વામાનોને આ સ્થળ પાસે આવવાનો પ્રતિબંધ છે. મોટર વગેરે વાહનોને રજ પણ અવાજ સિવાય ધીમે ધીમે વેગે આ સ્થળ પાસેથી નીકળવું પડે છે.

૧૬ પણ સમગ્ર જગતમાં પક્ષીઓના પ્રમાણનો અન્યાય કરવાનાં પૂર્ણ સાધનોવાળું સ્થળ તો જર્મનીનો હેલીગોલેન્ડ ટાપુ છે. યુરપમાં અદ્વિતીય ગણાતું આ સ્થળ હવે પક્ષીઓની આર્તવી યાત્રાના અભ્યાસનું મથક બન્યું છે. પ્રતિવર્ષ નોર્વે ડેન્માર્ક અને ઉત્તર પ્રદેશોનો અસહ્ય શીતકાળ સહન ન થવાથી અનેક પક્ષીઓ આફ્રિકા સુધી જાય છે અને વસંત ઋતુમાં પાછાં આવે છે. તે બધાં અવારનવાર હેલીગોલેન્ડમાં ઊતરે છે. અહીં પક્ષીઓને રહેવાનાં તથા નિકટના અવલોકન સારૂ કેટલાંકને પકડવાનાં પાંજરાં, માંદાંની માવજત માટે રુગ્ણાલય, સંપૂર્ણ સાધનોવાળી પ્રયોગશાળા, વિશાળ પુસ્તકાલય તથા પક્ષીવિદ્યામાં નિષ્ણાતોનાં મકાનો આવ્યાં છે. આજસુધીમાં એક લાખ પક્ષીઓને પકડીને તેમને છોડી મૂકવામાં આવ્યાં છે.

૧૭ આવાં પ્રયાણનું કારણ પક્ષીના જીવનને પ્રતિકૂળ ઋતુમાન અને જીવનચર્યા છે. જે પ્રદેશોમાં શિયાળામાં ખૂબ ટાઢ પડે છે ત્યાંનાં પક્ષીઓ ઉનાળા સુધી બીજા ગરમ કે સમશીતોષ્ણ દેશોમાં જતાં રહે છે. જ્યાં હવા ખાવા જાય ત્યાં ઈંડાં મૂકતાં નથી. આપણા ગુજરાતમાં ઠેઠ યુરપ, સાઇબીરીઆ, ચીન અને તેના ઉપરના પ્રદેશમાંથી પક્ષીઓ હિમાલય ઓળંગીને આવે છે.

૧૮ પણ આ બધું મનાય શી રીતે? સ્થાનાંતર કરનારાં પક્ષીઓના પ્રયાણનો ચોક્કસ ઇતિહાસ મેળવવાની એક વિશિષ્ટ પદ્ધતિ છે. જે પક્ષીના જીવનનો અભ્યાસ કરવો હોય તેને પકડી, તેના એક પગમાં એલ્યુમીનીઅમની નાની વીંટી પહેરાવી એને ઉરાડી મૂકવામાં આવે છે. આને અંગ્રેજીમાં Ringing કે Banding કહે છે. આ વીંટી પર, વીંટી પહેરાવનારી સંસ્થાનું નામ, વીંટીનો ક્રમાંક તથા પહેરાવ્યાની તારીખ કોતરેલાં હોય છે. જ્યારે આ પક્ષી કોઇના હાથમાં પકડાય ત્યારે તે માણસ પક્ષીના પગમાંની વીંટી તથા જ્યાંથી જે સ્થિતિમાં મળી આવ્યું હોય તેની ચોક્કસ પૂરેપુરી વિગતો પોતાના દેશની પ્રાણીવિદ્યાનો અભ્યાસ કરનારી સંસ્થાને મોકલી આપે અને એ સંસ્થા બધી હકીકત વીંટી પહેરાવનારી મૂળ સંસ્થાને મોકલે. હિંદુસ્તાનમાં આવી વીંટીઓ પહેરાવનારી સંસ્થા મુંબાઇની બોમ્બે નેચરલ હીસ્ટરી સોસાઇટી છે. જેને ઉપયોગ કરવો હોય તેવા પક્ષીઓના અભ્યાસીને આવી વીંટીઓ મફત અપાય છે.

૧૯ પણ આ બધું શા કામનું ? ભણેલાને આવા વિષયમાં રસ નથી. ગામડામાં જઇને પૂછો તો થોડાં પરિચિત બાદ કરતાં બાકીનાં બધાંનાં નામ એક જાતની 'ચકલી.' આપણે રહ્યા વનસ્પતિનો આહાર કરનારા. એટલે ભક્ષ્ય અને અભક્ષ્ય પ્રાણીઓનો વિવેક ન આવડે. પક્ષીઓ વિષયક અજ્ઞાનનું આ પણ એક કારણ છે. વળી જૈનોનો દયાસાગર એટલો ઊછટયો કે ગૃહસ્થના જીવનમાં પક્ષીઓના ઉછેરને સમૂળગું સ્થાન રહ્યું નાહ. હાથ આવે બિચારો એકલો પોપટ : જ્યાં ત્યાં પાંજરામાં સબડયા કરે. એમાંય પોપટ કેટલી જાતના આપણે ત્યાં થાય છે, તે પણ કોઇક જ જાણે. પક્ષીઓ વિષે જાણતા હોય તો વાઘરી. થોડું ઘણું જાણે, તેતર ચકોર કે બટેરની લડાઇમાં રસ લેનાર મુસલમાનો કે બાજથી પક્ષી પાડનાર શિકારીઓ.

૨૦ મધ્યરાત્રિએ કોયલ બોલાવનારા બિચારા નરસિંહરાવને આપણા સાક્ષરોએ ઓછા નવાજ્યા છે ? બુલબુલ વિષે 'કવિતા' લખનાર એક સુપ્રસિદ્ધ સાક્ષરને બુલબુલ શું, કેવું અને ક્યાં થનારું પક્ષી છે એની પણ ગમ નથી, એમ મેં સાંભળ્યું છે. ત્યાં આ વિષયમાં વધારે લખવું અરણ્યરુદન જેવું છે.

હરિનારાયણ આચાર્ય

# દાદર પરિષદ

નાતાલમાં સાધારણ રીતે રજાઓને લીધે કાંઇ ખાસ કામ હોતું નથી. જાત્રાએ જવાનું નામ સાંભળી જુવાનિયાઓ હસે છે, એટલે શિયાળાના દિવસો તડકે બેસીને ગાળવા કે કોઇ મનગમતી પરિષદમાં પ્રેક્ષક કે પ્રતિનિધિ થઇને જવું એ નાતાલની રજાઓનો મુખ્ય વ્યવસાય છે. કયી પરિષદમાં જવું એ તો નાતાલમાં શોધતાં બહુ મુશ્કેલી પડતી નથી. ડિસેમ્બરની શરૂઆતથી ટાઢ વધે છે, તેમ જુદી જુદી પરિષદોના કાર્યક્રમોની ખબરો છાપાંમાં રોજ વધતી જ જાય છે. ડિસેમ્બર અડધો પસાર થયા પછી એક વખત એક નિવેદન ઘણાંખરાં દૈનિક અને અઠવાડિક પેપરોમાં જોવામાં આવ્યું. નિવેદનને મથાળે મોટા અક્ષરથી "દાદર પરિષદ" એવું લખેલું હતું. નિવેદનની નીચે કોઇ ખાસ વ્યક્તિની સહી ન હતી, પણ "સત્કાર સમિતિ દાદર પરિષદ" એવું લખેલું હતું. નિવેદન આ પ્રમાણે હતું:

"અમો 'દાદર પરિષદ સત્કાર સમિતિ' ના સભ્યો આથી જાહેર પ્રજાને અને મુખ્યત્વે કરીને દદાર વગેરે ત્વચાનાં દરદોથી પીડાતાં ભાઇબહેનોને ખબર આપવાની રજા લઇએ છીએ કે અમારી સમિતિએ દાદરથી પીડાતા સઘળાઓની એક પરિષદ આવતી નાતાલમાં ભરવાનો નિશ્ચય કર્યો છે. આ પરિષદમાં દાદરિયા ઉપરાંત ખરજવું, ખસ, લૂખસ વગેરે ખુજલી આવે એવાં દરદોથી પીડાતા સર્વે પ્રતિનિધિ થઇ શકશે. દાદરને લગતાં અનેક ભાષણો અને ઠરાવો થશે. પરિષદનું બંધારણ કરવામાં આવશે. પ્રતિનિધિઓને ગમે તે દરખાસ્ત લાવવાની છૂટ રહેશે.

"પરિષદ મેળવવાનો હેતુ પરિષદમાં જ સવિસ્તર જાહેર થશે. પણ ટૂંકમાં જણાવવાનું કે આ પરિષદોના જમાનામાં ઘેર બેઠે એકલા કરેલું કાર્ય કોઇ જાણતું નથી. લોકસેવા પણ ભેગા મળી ભાષણ કર્યા વગર દીપતી નથી. રાજ્ય પણ જાહેર ભાષણ કરવાથી ચાલે છે. હાલ જ્ઞાતિ પરિષદ, વાળંદ પરિષદ વગેરે અનેક જ્ઞાતિઓની જુદી જુદી પરિષદ, આંધળા પરિષદ, ઐતિહાસિક દફતર પરિષદ, અફીણ પરિષદ, વગેરે અનેક સજીવ તેમ જ નિર્જીવ વસ્તુઓની પરિષદ તેના સજીવ પ્રતિનિધિઓ ભરી શકે છે. તો દાદર પરિષદ શા માટે ન ભરવી? દાદરના દરદને અને તેનાથી પીડાતા લોકને જે અન્યાય થઇ રહ્યો છે તે સામે પોકાર શા માટે ન કરવો? આજે જમાનો એવો છે કે પરિષદ ભર્યા વગર કોઇ કોઇને ઓળખતું નથી અને કોઇ કોઇના જાણવામાં આવતું નથી. આપણા બાપદાદા નાટક જોવા ભેગા થયેલા લોકને પરિષદ કહેતા. હાલની માફક સેવાને માટે અને જાહેર હિતને માટે પરિષદો નહોતી ભરાતી. તેથી આપણા બાપદાદા સ્વરાજ વગર રહી ગયા. માટે સર્વેને મોટા જથામાં પધારી પરિષદને સફળ કરી શોભામાં અભિવૃદ્ધિ કરવા વિનંતિ છે.

"સ્થળ અને પ્રમુખ પાછીથી જાહેર કરવામાં આવશે. દાદર ન થયેલા સુંવાળી લીસી ચામડીવાળા લોકો પ્રેક્ષકો તરીકે આવી શકશે. પ્રેક્ષક અને પ્રતિનિધિની ફી અને પ્રતિનિધિઓ માટે ઉતારા વગેરે માટે વિગતવાર ખબર મંત્રીને લખવાથી મળી શકશે. અહીં ફક્ત એટલું જ જણાવવાનું કે પ્રતિનિધિઓને આંમલી, મરચાં વગરનો સાત્ત્વિક ખોરાક મળશે અને દાદરના મલમની એક એક ડબી ભટ મળશે."

આ નિવેદન વાંચ્યા પછી તેને લગતી વધુ વિગતો માટે હું રોજ છાપાં જોતો. કેટલાક પરદેશી લોકોએ દાદર પરિષદનું નામ સાંભળી અર્થ સમજ્યા વગર મુંબઈ પાસેના દાદરના વતનીઓની પરિષદ હશે અને એમને શું દુઃખો છે વગેરે પૂછપરછ કરેલી, જેથી હિંદુસ્તાન અને બહારનાં છાપાંઓમાં તેની ખબર આપી શકાય. કેટલાક શોખની ખાતર છાપાં હાથમાં રાખનારા અને કેવળ મથાળાં જોઈ જનારા અને અંદરનું લખાણ વાંચવાની તસ્દી ન લેનારા આ પરિષદનું નામ સાંભળી તેમાં ચઢવા ઊતરવાના જાત જાતના દાદરનું કામકાજ થવાનું હશે એમ સમજ્યા, અને એક જણે તો પેપરમાં ટૂંકાં પગથીઆંવાળા દાદરનું, ગોળ દાદરનું, ઘરધણીએ જગ્યા ન મળવાથી ગમે તેમ વાંકા ચુંકા બનાવેલા દાદરથી ભાડવાતોને પડતા દુઃખનું, દાદરને મથાળે જાતજાતના ઢાંકણાંની મુશ્કેલીઓનું, સાંકડી ગોળ બુરજીઓમાંના દાદરમાં સામસામી ચઢતાઊતરતા જાડા માણસોની મુશ્કેલીનું, દાદર તળે જગ્યા બચાવી બનાવેલી નાની ઓરડીઓ કે ભંડારિયાનું, સીમેંટના દાદર ઉપરથી લપસી પડવાના ભયનું, દાદરના કઠેરા ઉપર નાનાં છોકરાં ઘોડો કરી લપસે છે તેમને પડી જવાના ભયનું, દાદર નીસરણી અને સીડી વચ્ચેના ભેદનું વગેરે વગેરે દાદરને લગતી અનેક વસ્તુઓનું વિગતવાર વર્ણન લખી તેમાંના કેટલાક ખુલાસા પરિષદ કરશે એવી આશા જાહેર કરી. જાત જાતના દાદરો માટે પરિષદ સમક્ષ પોતે પણ મોટું ભાષણ કરી શકશે એવી ઇચ્છા વ્યક્ત કરી હતી.

એક પારસી ખબરપત્રીએ પરિષદ દાદરના દરદથી પીડાતા લોકોની જ થશે એમ સમજવા છતાં પણ તે મુંબાઈ પાસેના દાદરમાં ભરાવી જોઈએ અને ભરાશે એમ પોતાનો મત જાહેર કરી દાદરના દરદને દાદર ગામને અને ચઢવાના દાદરને કાંઈ વ્યુત્પત્તિનો કે ઇતિહાસનો સંબંધ છે કે કેમ તે પરિષદમાં જાહેર કરવા માટે દેશના પુરાવિદોને અને ભાષાશાસ્ત્રીઓને વિનંતિ કરી હતી.

આખરે છાપામાં જાહેર થયું કે નાતાલના છેલ્લા બે દિવસોમાં પરિષદ પાટણમાં ભરાશે. અને વહેલી પૂરી થયેલી કોઈ પણ પરિષદના મંડપમાં અગર તેવો મંડપ તે દિવસોમાં ખાલી ન મળે તો તે મંડપની માલિક પરિષદ દિવસે ચાલે ત્યારે આ પરિષદ રાત્રે આ મંડપનો ઉપયોગ કરવા માગણી કરશે. પ્રતિનિધિઓને એ બાબત વેળાસર ખબર આપવામાં આવશે. પ્રમુખસ્થાન દાદર અને ખરજવા માટે જાણીતા અને તે વિષયના અભ્યાસી શ્રીયુત અયોધ્યાપ્રસાદ કે જેઓ તેમના પ્રાંતમાં દદ્રુપ્રસાદના ઉપનામથી પ્રખ્યાત છે તે લેશે.

આ ખબર આવ્યા પછી ચાર દિવસે એવી સત્તાવાર ખબર આવી કે પરિષદનું સ્થળ કોઈ બીજી પરિષદના મંડપમાં રખાશે નહિ. કારણકે તે દિવસોમાં દિવસના ભાગમાં મંડપ ખાલી પડે તેમ હતું નહિ. રાત્રિના ભાગમાં મંડપ મળે પણ પહેલી જાહેરાત ઉપરથી ઘણા દાદરિયાઓએ મંત્રીને લખાણો કરી રાત્રે દાદર પરિષદની બેઠક મેળવવા માટે પોતાનો સખત વિરોધ દર્શાવ્યો. તેમાં અગત્યનું કારણ એ કે દાદરની ખણુજ રાત્રે ઉપડતી હોવાથી ખણવાના કામમાં એકાગ્ર થયેલા પ્રતિનિધિઓ પરિષદના કાર્યક્રમમાં રસ લઈ શકે નહિ. અને ખણવાના કામમાં હાથ રોકાયેલા હોવાથી પ્રમુખ વગેરે જેમણે કાંઈ નોંધ લેવાની હોય તે લખવાનું કામ કરી શકે નહિ. સન્માનકારિણી સભાના મંત્રી અને પ્રમુખને સ્વાનુભવથી આ વાત સત્ય લાગવાથી રાત્રે પરિષદ મેળવવાનું માંડી વાળી આખરે એક

નાટકશાળામા પરિષદ ભરવાનું ઠરાવ્યુ ખબરમા વધુ એમ પણ જણાવ્યુ હતું કે નાટકશાળામા માકણ કરડવાથી ખણુજ આવશે એવો વાંધો કાઢી નાટકશાળામા પરિષદ ન ભરવા માટે કેટલાક પ્રતિનિધિઓએ સૂચના કરેલી અને એ લોકોને એવો રદિયો મત્રી તરફથી આપવામા આવ્યો કે બહુ મરચા ખાનારને જેમ પાનમા વધારે ચુનો આવે તેનો હિસાબ નથી, હમેશ ચૂકથી પીડાતા માણસને જેમ સામાન્ય વાયુવિકારનો હિસાબ નથી તેમ દાદરની અને ખરજવાની ખુજલીથી ટેવાયેલાને માકણ કરડવાથી ઉપજતી ખુજલીનો પણ હિસાબ નથી માટે તોપ-બદૂકની લડાઇમા જઇ આવેલાએ તમાચાની લડાઇથી ડરવુ એ શૂરાનુ લક્ષણ નથી આ જવાબથી વિરોધ શમી ગયો હોય એમ સમજાયુ કારણકે પરિષદના દિવસ સુધી છાપામા કંઇ ચર્ચાપત્ર આવ્યુ નહિ

આખરે પરિષદનો દિવસ આવ્યો પાટણના ‘ શ્રી કુભકર્ણ લલિતકલા નાટકશાળા ”મા પરિષદની બધી ગોઠવણ તૈયાર થઇ ગઇ હતી મોખરે શ્રી અખિલ ભારતવર્ષીય દાદર પરિષદ પ્રથમ અધિવેશન–એવુ મોટુ પાટિયુ લગાવેલું હતુ બહારના દરવાજામા થઇ અદર ચોગાનમા જતા ટેબલોની હાર જણાતી હતી દરેક ટેબલ ઉપર જાત જાતની શીશીઓ, ડબીઓ અને ચોપાનિયા પડયા હતા કોઇ ટેબલ આગળ બીખા કલ્યાણજીની અકસીર દરાજની દવા, બીજા ઉપર કેમ્પ કંપનીની દાદર વગેરેની દવા, વાઘધરેકૃત ગજકર્ણ મલમ, સપટલોશન, શીનાસકા ખરજવાની દવા, ડાઘા પડયા વગર દાદર મટે તેવી દવા, ધન્વન્તરીનું દદ્રુઘ્ન મલમ વગેરે વગેરે હિંદના જાણીતા દાદર ખરજવા વગેરે ચામડીના દરદોની દવાઓ બનાવનારાઓના પાટિયા હતા તે સિવાય “ ચામડીના રોગથી બચવાના ઉપાય ” “ ઘેર બેઠે દાદર મટાડવાની તરકીબ ” “ ટાઢે પાણીએ ખસ જાય એ કહેવતનુ માહાત્મ્ય ” “ દાદર વગેરે નાબુદ કરવાના બધારણપૂર્વક ઉપાય ” વગેરે વગેરે ચામડીના દરદોને લગતા નાના મોટા અનેક ચોપાનિયા મળતા હતા.

ચોગાનમાથી નાટકશાળામા પેસવાના બે દરવાજા ખુલ્લા હતા એકમાથી સુવાળી ચામડીવાળા પ્રેક્ષકો દાખલ કરવામા આવતા, બીજામાથી દાદર વગેરે ચએના પ્રતિનિધિઓ દાખલ થતા પ્રમુખ સભાવિત ગૃહસ્થો અને સન્માનકારિણી સમિતિના સભ્યો માટે સ્ટેજ ઉપર પાછલે બારણેથી દાખલ થવાની સગવડ હતી પ્રેક્ષકો આગળ જગા મળવાની આશાએ વહેલા આવી બેઠેલા હતા પ્રતિનિધિઓ ધીમે ધીમે આવતા હતા પ્રાતવાર પ્રતિનિધિઓની જુદી ખુરશીઓ રાખેલી હતી અને તેના ઉપર પાટિયા ચોટેલા હતા પૈસા આપ્યા હાય તો તેનો પૂરેપૂરો કસ કાઢવો એવી વૃત્તિવાળા ગુજરાતના પ્રતિનિધિઓ બીજા પ્રાતના પ્રતિનિધિઓથી વહેલા આવી બેઠેલા દેખાતા દાદરની દવાની ડબી મફત મળવાની હતી તે કારણથી કેટલાક શરીર કાંઇ ન થએલુ છતા ખોટા ચલુરા અને ઊઝરડા ભરી ચામડીના દરદનુ પ્રમાણપત્ર દાક્તર પાસેથી લઇ પ્રતિનિધિ થઇ આવ્યા હતા તેમને ખાતરી હતી કે ડબીની સાથે તે કપનીનું કેલેંડર તથા ડાયરી વગેરે પણ મળશે

ધીમે ધીમે પ્રતિનિધિઓની જગ્યા અને પ્રેક્ષકોની જગા પુરાઇ ગઇ, સ્ટેજ ઉપર પાછલા ભાગમા સન્માનકારિણી સભાના સભ્યો બેસી ગયા હતા આગલા ભાગમા મોટેરાઓ અને મુખ્ય દાદરિયાઓને માટે જગ્યા હતી દાદર, ખસ-ખુજલી, વગેરે માટે નામાંકિત થયેલા જેમને કેડ ઉપરાંત શરીરના બીજા કેટલાક ભાગોમા પણ દાદર થયેલી તેમને માટે આગળની

ખુરશીઓ હતી; અને નેતાઓ તરીકે મોડા આવીને બધાનું ધ્યાન ખેંચી તાળીઓ પડાવવાના હેતુથી પરિષદના આરંભસમયને પાંચ જ મિનિટ બાકી છતાં તેઓમાંના ઘણા હજી આવ્યા નહોતા.

થોડી વારમાં સન્માનકારિણી સભાના પ્રમુખ અને તેમની સાથે કેટલાક મુખ્ય પુરુષો પણ આવ્યા. જોતજોતામાં સ્ટેજ ઉપર થોડી જ ખુરશીઓ ખાલી રહી. એક એક જણ આવે તે વખતે તાળીઓ પડવા માંડી. આ આવનારને દાદર વગેરે વધારે થયેલું સ્પષ્ટ દેખાઈ આવતું હતું. પ્રતિનિધિઓમાંથી દાદરવાળા દાદરના નેતાને અને ખરજવાવાળા ખરજવાના નેતાને તાળીઓ પાડતા. બન્ને થયેલું હોય તો બધા તાળીઓ પાડતા. અને તે ઉપરાંત ખસ વગેરે થયું હોય તો પ્રેક્ષકો પણ પગ ઘસતા અને તાળીઓ પાડતા. કેટલાક મોંમાં બે આંગળાં ઘાલી સીસોટી વગાડતા. આ ઘોંઘાટમાં દાદર વગેરેનાં ચોપાનિયાંવાળા ફેરીઆઓએ અને કાર્યક્રમ તથા પ્રમુખનું ભાષણ વહેંચનારાઓએ વધારો કર્યો. પ્રમુખનાં ભાષણનું કાગળીઉં મળે કે ન મળે તેમાં ખાસ લાભહાનિ નથી, એવું ચોક્કસ જ્ઞાન થવા છતાં તે લેવા માટે એંઠવાડ ઉપર કાગડા પડે તેમ બધા સામટા ઊભા થઇ હાથ લાંબા કરી વહેંચનારને સતાવતા. અને એવા કાગડાના ટોળામાં કૂતરું રોટલીનો ટુકડો ખેંચી જાય તેમ એકાદ જબરો શખસ ઊભો થઈ વહેંચનારના હાથમાંથી થોકડો પડાવી લેતો.

એટલામાં સભા વચ્ચે ઘંટડી વાગી. સ્ટેજ ઉપરના મેજ પાસે સન્માનકારિણી સમિતિના પ્રમુખ ઊભા થઇ હાથ હલાવતા જણાયા. ઘોંઘાટ આગળના ભાગમાં કાંઈક ઓછો થયો. પાછળના લોક આગળની કોઇ કોઇ ખુરશી ખાલી દેખાતી ત્યાં ધસી આવતા હતા. આગળવાળા કેટલાક ખુરશીઓ આગળ ઢસરડી વધુ આગળ જવાનો પ્રયત્ન કરતા હતા. કેટલાક "એ સાંભળો" "એ મિસ્ટર બેસી જાઓ" એમ બોલતા હતા. એમ બોલનારાને "મિસ્ટર તમે પોતે જ શાંત રહોને" એમ કોઇ કોઇ ઉપદેશતા હતા. એટલામાં પ્રમુખ મહાશય આવ્યા. તાળીઓ પાંચ મિનિટ સુધી ચાલી. ઘોંઘાટ પાછો વધ્યો. આખરે કેટલાક સમજીને ને કેટલાક થાકીને બેઠા. કેટલાકને પાછળ બેઠેલાઓએ પાછળથી કોટ તાણીને બેસાડી દીધા. એક મારવાડી અડધો ઊભો થઇ પ્રમુખની વિલક્ષણ મૂર્તિને નીરખી રહ્યો હતો. તેની પાછળના એક માણસથી પ્રમુખ ન દેખાવાથી તે અકળાયો ને મોટે સાદે બોલ્યો "એ ઊંટ બેસી જા." મારવાડી પોતાના દેશના પ્રિય વાહનનું નામ સાંભળી જાણે તે વાહનને વધુ માન આપવા ઇચ્છતો હોય તેમ તડૂકીને બોલ્યો 'થારો બાપ ઊંટ.' આ માન ઈલ્કાબથી બન્ને ઊભા થઇ ગયા, અને ઊંટ કોણ તે સાબીત કરવા વધુ પ્રયત્ન કરે તે પહેલાં બે ચાર વૃદ્ધોએ સમજાવીને બેસાડી દીધા.

સ્ટેજ ઉપર ફરીથી ઘંટડી વાગી. ઘોંઘાટ હવે શાંત થયો. તાળીના ગડગડાટ સાથે સન્માનકારિણી સભાના પ્રમુખ ભાષણ કરવા ઊભા થયા.

"દાદરગ્રસ્ત ભાઇઓ અને બહેનો, આજે મને આપ સર્વને આવકાર આપતાં ઘણો આનંદ થાય છે. પરિષદના નિવેદનમાં મારા વિચારો તો મેં જાહેર પ્રજાને જાણવા દીધા છે, એટલે અત્યારે તો હું આપ સર્વેને આવકાર આપવા જ ઊભો થયો છું. આજની પરિષદ એક અપૂર્વ મેળાવડો છે. લોકો હસે તેની દરકાર આપણે કરવાની નથી. લોકો તો સેવાભાવથી ભાષણ કરનારને અને સેવાભાવથી ભરેલી જાહેર હિતાર્થ પરિષદોને હમેશાં

હસતા જ આવ્યા છે એમના હસવાથી તો ઊલટો આપણો આવરદા વધે છે પરિષદો ભરવાથી અને તેમા ભાષણો કરવાથી આજના જમાનામા કેવી મોટી સિદ્ધિઓ થાય છે તે આપ સર્વને અજાણ્યુ નથી હું તો આ યુગને કળિયુગ નહિ પણ પરિષદયુગ જ કહું છુ સતયુગના વારામા મનુષ્યોની પરિષદો ભાગ્યે જ ભરાતી અને ભરાતી તેમા પણ તે વખતે તેમના હેતુ આપણા જેટલા શુદ્ધ સેવાભાવથી પ્રેરાયેલા હતા નહિ તેથી જ સતયુગવાળાઓએ છાપા કે ચોપડીઓમા એમની પરિષદોના હેવાલ કે બીજુ કાઈ છાપીને સઘર્યું નહિ શુદ્ધ અને મારુ ભવિષ્યની પ્રજાને બતાવવા જેવુ હોય નહિ તે શુ સઘરે ? મને ઘણાએ પૂછ્યુ કે આજની પરિષદનો હેતુ શો છે ? મેં કહ્યુ કે હેતુ જાણવો હોય તો પરિષદમા આવજો હેતુ પરિષદ્‌થી જ જડે છે. એમ હેતુ જડતા હોત તો પરિષદ શુ કરવા બોલાવત ? ઘેરજ ના બેસી રહેત ? માટે સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, એવી કુશકાઓ તમે નહિ કરો એવી આશા છે ધ્યાનમા રાખો કે પરિષદ ભરવી એ જ પરિષદનો હેતુ છે આ સિવાય મારે કાઈ કહેવાનું નથી દાદર વગેરે પર ઉપયોગી ભાષણો પ્રમુખ સાહેબ તથા અન્ય વિદ્વાન વક્તાઓ કરશે એટલે પહેલો બોલવા છતા ભવિષ્યની પુનરુક્તિનો દોષ અટકાવી આપને કટાળામાથી મુક્ત કરુ છુ તે માટે આપ મારો અંતઃકરણપૂર્વક આભાર માનશો અને આપને ફરી આવકાર આપી બેસી જવાની રજા લઉં છુ ”

આ ભાષણ પૂરુ થતા શ્રીયુત લજ્જાપ્રસાદ મિશ્રે પ્રમુખની દરખાસ્ત રજૂ કરી " સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, આજની પરિષદનું પ્રમુખસ્થાન શ્રીયુત અયોધ્યાપ્રસાદ જેઓશ્રીનું દાદર માથે સાહચર્ય એટલું તો સુપ્રસિદ્ધ છે કે જેઓને દદ્રુપ્રસાદને નામે સર્વ ઓળખે છે-તેમને આપવુ એવી દરખાસ્ત મૂકુ છુ અને આશા છે કે તે દરખાસ્તને આપ સર્વે વધાવી લેશો એમના જેવી લાયકાતવાળો પુરુષ આપણને દોરવા માટે ભાગ્યે જ મળશે એમણે ચોવીસે કલાક દાદર પાછળ અર્પણ કરેલા છે. એમના મુબારક હાથ દાદરની સેવામાથી એક ક્ષણ પણ નવરા પડતા નથી ગૃહસ્થો અને સન્નારીઓ, વધુ શુ કહું ? જેમ પરિષદનો હેતુ અને ગુણ પરિષદ જ છે તેમ તેમના ગુણ પણ તેઓ પોતે જ છે અને આપ સર્વ તે આજે પ્રત્યક્ષ કરવાના છો એટલે મારે વધુ સમય લેવો એ તો પાણી વલોવવા જેવુ છે એટલે ફરીથી વિનતિ કરુ છુ કે આ દરખાસ્તને આપ સર્વાનુમતે ટેકો આપશો"

આ દરખાસ્તને ટેકો આપતા પડિત ડામરનાથ ઝા બોલ્યા –

ભાઈઓ અને બહેનો ! શ્રીમાન દાદરચદ્રચૂડામણિ શ્રીઅખિલ ત્વચાદર્દનિષ્ણાત ખુજલીકુશળ શ્રી ૧૦૦૮ શ્રી અયોધ્યાપ્રસાદજીના ગુણ એટલા બધા ભારે છે કે તેને મારા જેવા પુરુષની ક્ષુદ્ર જીહ્વા હલાવવાને સમર્થ નથી તેથી પુરોગામી વક્તાને ટેકો આપી સ્વસ્થાને વિરમીશ ”

આટલું ભાષણ પૂરુ થતા તાળીઓનો ગડગડાટ ચાલ્યો અને શ્રીઅયોધ્યાપ્રસાદ પ્રમુખની ખુરશીએ બેસ તે પછી ઊભા થઈ તેમણે ભાષણના પાના ટેબલ ઉપર મૂકયાં ખણવામા રોકાયેલા હાથ ભાષણનું ચોપાનિયુ પકડી શકવા સમર્થ ન હોતા તે વારે વારે ઊંચા નીચા થાકા થઈને શરીરને ખણ્યા કરતા હતા પરિષદ પણ શાત રહી આ દેખાવ જોઈ રહી પણ ઘણા પ્રતિનિધિઓ અને સન્માનકારિણીના સભ્યો પણ વખતોવખત ખણતા હોવાથી ખરડ ખરડ અવાજમિશ્રિત આ શાતિમા ચાડથી પડે તો ન સભળાય તો

ટાંકણી શેની સંભળાય ? ભાષણ વાંચવાનું કામ આંખનું અને બોલવાનું કામ મોંનું હોવાથી હાથને દાદરની સેવામાં રાખીને પ્રમુખે ભાષણ શરૂ કર્યું:—

"સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આજે મને ઘણું મોટું સ્થાન આપ્યું છે. હું તેને માટે લાયક છું કે કેમ તે તો પરિષદ સિદ્ધ કરશે. આપે મારાં જે વખાણ કર્યાં તેનો વિચાર કરતાં પહેલાં મારે કહેવું જોઇએ કે ગાડાંવાળા શિંગડાંને શોભા ખાતર રંગે છે છતાં જેમ બળદ તેથી અલિપ્ત છે તેમ આ વખાણના રંગથી શોભતો છતાં હું અલિપ્ત જ છું. ગૃહસ્થો, મારું આખું ભાષણ છાપેલું છે એટલે હું માત્ર પસંદ કરેલા ટુકડા જ વાંચીશ. હજી વિષયવિચારિણી સભામાં ઘણો વખત જાય તેમ છે. અત્યારસુધીમાં મારી પાસે ૬૩ ચિઠ્ઠીઓ આવેલી છે. તેમાં દાદર વગેરેની દવાઓ વિષે, તેના ઇતિહાસ વિષે અને બીજી ઘણી બાબતો વિષે અનેક સૂચનો લખેલાં છે. ઘણાની ઇચ્છા એવી જણાય છે, કે વિષયવિચારિણી સભા દાદર, ખરજવું, ખસ વગેરેની નાની કમિટિઓમાં વહેંચાઇ જાય; અને તે કમિટિઓના રિપોર્ટ આખી સભામાં આવે અને તે ઉપર વિચાર ચલાવી ઘડાયેલા ઠરાવ સમસ્ત પરિષદ આગળ મૂકવામાં આવે. આ બધું બહુ અગત્યનું અને ભારે કામ છે. એટલે આપને મારું ભાષણ વાંચી લેવાની હું વિનંતિ કરું છું.

"ગૃહસ્થો અને સન્નારીઓ, આ પરિષદ સફળતાથી પાર ઉતારી ઘેર રહેનારા લોકને અને પરિષદોમાં ન માનનારાઓને આપણે બતાવી આપવાનું છે કે પરિષદથી કેવી સિદ્ધિ થાય છે. આજના જમાનામાં વખતનો સારામાં સારો ઉપયોગ કરવાની પરિષદ જેવી એકકે કલા જ નથી. એ આપણે મોટામાં મોટા કલાકારોને બતાવવાનું છે. કીર્તિનું સ્થાન બંધારણપૂર્વક પરિષદોમાં રહેલું છે એટલે શાંતિથી પરિષદમાં ભાગ લેનારને દ્રવ્ય કે શક્તિના વ્યય વગર તે મળે છે.

× × ×

"દાદરને માટે દાકતરો તથા વૈદો ખાસ અભ્યાસ નથી કરતા, એ મોટા ખેદની વાત છે. દાદરને માટે જુદી ઇસ્પિતાલો પણ ક્યાં છે? દાદરથી પીડાતો માણસ ખાટલે નથી પડતો એટલે શું તેણે ગુનેગારી કરી? ખાટલે નથી પડતો એટલે શું તે પીડાતો નથી એમ કહેવાશે? દાદર મટાડવા માટે પીવાની દવાની કે વાઢકાપની જરૂર નથી પડતી તેથી શું તેનું રોગોમાં માન ન પડે? ભારે સારવાર કે ખરચ વગર મટે એથી તો ઊલટો આપણે દાદરનો ઉપકાર માનવો જોઇએ. × × × આપણે એવો ઠરાવ પસાર કરી માણસોમાં અને દાકતરોમાં તથા સરકારી દવાખાનાંઓમાં દાદરનું માન વધારીશું તો સ્વર્ગમાં રોગોની પરિષદ ભરાવાની છે તેમાં દાદર પોતાના હકો માટે જે ઝુંબેશ ચલાવવાની છે તેને મોટો ટેકો મળશે. × × × દાદર થવાનું કારણ અને તેની ઉત્પત્તિ, શાસ્ત્ર પ્રમાણે તો આપણામાંના કોઈ વિદ્વાન કરશે. હું તે જાણું છું. પણ જાણતા હોઇએ એટલું બધું કહીએ તો બીજાઓને અન્યાય થાય એટલે મારું ઘણું જ્ઞાન મારે છૂપું રાખવું પડે છે. વૈદક વિજ્ઞાનની દૃષ્ટિએ એમ મનાય છે કે ખાવામાં કીડી આવી જાય તો દાદર થાય. કારણ કે કીડી શરીરમાં જીવતી રહે છે અને અંદરના ભાગમાં ચામડીને કરડે છે, તેથી આપણને બહારથી કંઇક કરડયા વગર ખણજ આવે છે × × ×"

પ્રમુખ આટલું બોલ્યા એટલામાં એક વૃદ્ધ પુરુષ જેમને શરીરના ઘણા ભાગમાં

ખરજવું થયું હતું તે પ્રતિનિધિ મંડળમાંથી ખુરશી ઉપર ઊભા થઇ બોલવા લાગ્યા. સ્ટેજ ઉપરથી અને ચારે બાજુથી 'બેસી જાઓ' 'પ્રમુખને બોલવા દો' એવા અવાજ આવ્યા. તે તેમણે ગણ્યા નહિ. પ્રમુખ આજુબાજુ જોતા વાણિયો ખોવાયેલો રૂપિયો શોધે તેમ સ્વયંસેવકને શોધવા લાગ્યા પેલા વૃદ્ધ પુરુષે બોલવાનું શરૂ કર્યું'—

" પ્રમુખ મહાશયે કહ્યું તે તદ્દન સાચું છે. મને જાતિઅનુભવ છે. મારા પાડોશીને ત્યાં તેના બાપના વારાથી ચહામાં કીડીઓવાળી જ ખાંડ નાંખતા તેથી હાલ તેને અને તેના છોકરાને દાદર થયેલી છે. વળી કીડીને દાદર સાથે સબંધ છે. દાદરના ગૂંચળાનો દેખાવ કીડીઓ ઊભરાઇ હોય તેવો લાગે છે. વળી કીડીને ખાંડ વધુ પ્રિય છે. તેથી તેના શરીરમાં ખાંડનું સત્ત્વ ભરેલું હોય છે દાદરની ખુજલી ઘણી મીઠી લાગે છે. એટલે જો કીડી શરીરમાં જવાથી દાદર થાય તો તેની ખુજલી ખાંડ જેવી મીઠી લાગે બાકી દરદ મીઠું લાગ્યું જાણ્યું છે? આ પ્રસંગે પરિષદને મારા પોતાના અનુભવનું બીજું હું જ્ઞાન આપવા ઊભો થયો છું કે જેમ દાદર કીડી ખાવામા આવવાથી થાય છે, તેમ ખરજવું મંકોડા ખાવામાં આવવાથી થાય છે. *અમારે ઘેર વંશપરંપરાથી ઢોલીનો ધંધો છે, અને લોકોને ત્યાંથી સારે ટાણે ઢોલ વગાડવા જઇએ ત્યારે પતાસાં અને ખાંડના પેંડા મળે તેના ઉપર જીવતા અને મુવેલા મંકોડા ચોંટેલા હોય. તેનો ચહા વગેરેમા ઉપયોગ કરતાં ઘણી વાર ભૂલ થઇ જાય અને ઘણી વાર તો અમારાં ડોશી સહેજ ઓછું દેખે એટલે સફી ચહા અને અડધા મંકોડાનો ફેર સમજી શકે નહિ. તેથી જ મને ખરજવું થયું છે; અને કીડી કરતાં મંકોડા મોટા એટલું દાદર કરતા ખરજવુ ભારે. ખસ વગેરે માટે ઇયળ—" આટલું બોલતાં બોલતાં આજુબાજુનાઓએ વૃદ્ધ પુરુષને ખેંચીને બેસાડી દીધા. પ્રમુખ મહાશય જે સ્વયંસેવકને શોધતા હતા તેમણે આવેલા સ્વયસેવકને પાછો કાઢયો. અને પ્રસન્ન મુદ્રા કરીને બોલ્યા:—

" મારા મતને ટેકો મળ્યો તેથી હું ઘણો પ્રસન્ન છું. ખસ વગેરેને માટે પણ એવા અનુભવો ઘણા હશે તે બધા પુસ્તકાકારે છપાવી તેનું અંગ્રેજી ભાષાંતર કરી બહાર પાડવાથી પાશ્ચાત્ય દાક્તરોને ઘણું જાણવાનુ મળશે. અને દાદર આદિને માટે ઘસવાના મલમોને બદલે ઉપરોક્ત જંતુઓમાંથી રસી બનાવી પીચકારી મારવાથી આરામ કરવાની શોધ તેઓ કરી શકશે. તેથી એ વૃદ્ધ મહાશયને બેસાડી દીધા તેને બદલે તેમને બોલવા દેવાની પણ જરૂર છે અને—"

પણ એવામાં પરિષદમાં "ના ના, વિષયવિચારિણીમા વખત બહુ જશે. ત્યાં બોલવું હોય તે બોલે" એવા અવાજો આવવાથી પ્રમુખ ગભરાઇ ગયા. ચારે બાજુ સભાસદોને જોવા લાગ્યા. સભાસદો તેમને જોવા લાગ્યા. પ્રમુખ અને સભાસદોના હાથ ખણવામાં તો રોકાયેલા હતા જ. મોઢાં બોલવામાં રોકાયેલાં હતાં. પ્રમુખ ઊભે ઊભે સતત ગતિથી ખણતા હતા નાનાં છોકરાં ઘુઘરો એક હાથમાં લઇ વગાડવા માટે હલાવે ત્યારે જેમ કુદરતી રીતે બીજો હાથ પણ હાલે છે, તેમ એક હાથે ખણતાં પ્રમુખશ્રીનો બીજો હાથ પણ ખણતો હોય એમ હાલતો હતો. અને કેટલીક વાર તો પ્રમુખ એક હાથે ખણે છે કે બે હાથે તે સમજવું મુશ્કેલ પડતું આ ધાંધાટમાં પ્રમુખ પણ વધુ લંબાવવાનું માંડી વાળી વિષયવિચારિણી સભાનો વખત જાહેર કરી પરિષદ બીજે દિવસે મળશે એવું કહી સભા વિસર્જન કરી ઊભા થયા.

વિષયવિચારિણી સભામાં બધા સભાસદો વખતસર આવ્યા નહોતા. પણ છેવટે બે કલાક મોડું કામ શરૂ થયું. પહેલી તકરાર શી રીતે બેસવું તેની થઇ. પહેલું જુદી જુદી કમીટીઓમાં વહેંચાઇ પછી આખી સમિતિની સભા મળે એમ કેટલાકે કહ્યું. કમીટીઓ દાદર ખરજવા વગેરેની રાખવાની હતી. છેવટે કયા ઠરાવો ઉપર કમીટીઓ અને આખરે પરિષદ વિચાર કરે તે નક્કી કરવા માટે પહેલી આખી સભા મળે એમ ઠર્યું. બેસવા માટે દાદર ખરજવા વગેરેમાં તકરાર થાય તે માટે પ્રમુખે એવી સૂચના કરી કે જેમ એક જ નાતના કુળવાન અને નીચાં કુટુંબો જમણ વખતે તો સાથે બેસે છે અને નાતના તરીકે પણ સરખાં, તેમ દાદર ખરજવા વગેરે હલકા ભારે છતાં એક જ જાતનાં દરદો હોવાથી સમાન હકના છે. માટે કોઇને ખોટું ન લાગે માટે ગોળ ટેબલ રાખી બધા બેસે. પણ આગળ બેસવાની ધગશમાં તે સૂચના પળાઇ નહિ. તે પછી પ્રમુખે પહેલો ઠરાવ પોતે જ મૂકયો:–

ઠરાવ પહેલો—આ પરિષદ એવો ઠરાવ કરે છે કે દાદર ખરજવા આદિને માટે ઇસ્પિતાલોમાં જુદા ખાટલા રાખવા અને બને તો જ્યારે બજેટમાં નાણાં ફાજલ પડે ત્યારે દાદર ખરજવા માટે જુદી ઇસ્પિતાલો બંધાવવા સરકારને અરજી કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

આ ઠરાવ સભા પસાર કરે તે પહેલાં એક ગૃહસ્થે સુધારો સૂચવ્યો કે ઠરાવમાં નીચેના શબ્દો વધારવા:—દાદર ખરજવા વગેરેને હાલના દાક્તરો નકામું દરદ ગણી તિરસ્કારથી જુએ છે તેવા દાક્તરો સામે કામ ચલાવવા માટે નવો કાયદો ઘડવાનું સરકારને વિનવવું. અને રેવન્યુ વગેરે ખાતામાં દાદરથી પીડાતા કારકુનોને માંદગીની રજા (સીક લીવ) અડધે પગારે મળતી નથી તે માટે પોકાર કરવા જાહેર લોકમત કેળવવો.

બીજા એક ગૃહસ્થે પોતાનો વાંધો બન્ને બાબતો માટે જાહેર કરતાં કહ્યું કે યુરોપિયન અમલદારોને દાદર નથી થતી અગર જવલ્લે જ થાય છે. તેથી સરકાર આ બાબત ઉપર ધ્યાન આપશે નહિ. માટે પહેલેથી જ માનભેર સરકારને કાંઇ કહેવું નહિ; અને શેઠીઆઓ પાસેથી ફંડ ઉઘરાવી ઇસ્પિતાલો બાંધવામાં વાપરવું. અને તેનો વહીવટ પરિષદની નીમેલી એક જાણુની કમીટી કરે. બીજું કારકુનોને રજા ન મળે તેનો રસ્તો અરજી કરવાથી નહિ નીકળે. તેનો રસ્તો તો એક જ છે કે કારકુનોએ ઉપરીની પાસે જઇ તેના હોલ્ડર કે પેન્સીલ વડે પોતાની દાદરને ખણવું જેથી અરજી વગર કે તકલીફ વગર તુરત મોટી રજા મળશે.

આ ઠરાવ અને સુધારા ઉપર મત લેવાતાં પ્રમુખનો ઠરાવ સર્વાનુમતે ઊડી ગયો. પહેલો સુધારો થોડા વિરુદ્ધ મતથી ઊડી ગયો. અને બીજો સુધારો ૩ વિરુદ્ધ ૩ મતથી પસાર થયો. એમાં એટલા શબ્દો ઉમેરાયા કે ફંડ ઉઘરાવવામાં દાદરની દવા બનાવનારાઓને ત્યાં પહેલા જઈ વધુમાં વધુ રકમ લેવી.

બીજો ઠરાવ પ્રમુખની રજાથી એક વિદ્વાન શાસ્ત્રીજીએ મૂકયો:

દાદરની સર્વવ્યાપકતા અને મહત્તા જોતાં, પરિષદને સ્થાયી રૂપ આપવું અને ગામેગામ તેની ઑફિસો કાઢવી અને દાદરને રાષ્ટ્રીય દરદ ગણવું.

સદ્‌ગૃહસ્થો! ક્ષમા કરશો, શાસ્ત્રમાં સન્નારીઓને ઉદ્દેશવાની મનાઇ છે. તેમજ સન્નારીઓને દાદર સજાતીય હોવાથી કે બીજા ગમે તે કારણથી બહુ થતી નથી, તેથી સન્નારીઓને ન ઉદ્દેશું તો તેથી તેમનું કે દાદરનું અપમાન થતું નથી. સદ્‌ગૃહસ્થો! દાદર

પ્રાચીન દરદ છે. આપણામાં દાદર દદ્રુ વગેરે નામથી સિદ્ધ થાય છે કે એ ઘણું પ્રાચીન દરદ છે. પ્લેગ વગેરેની પેઠે પરદેશથી તાજું આવેલું નથી. તે સાથે તે પરદેશી ન હોવાથી રાષ્ટ્રીય દરદ છે તે તેને માટે યોજાયેલો ખાસ શબ્દ જ બતાવી આપે છે. અંગ્રેજીમાં તેને માટે 'રીંગ વર્મ' શબ્દ છે. અને તે દાદરના વર્તુળાકાર જોઇને બનાવી કાઢેલો છે. પાશ્ચાત્ય દેશોમાં તેને માટે કોઇ મૌલિક શબ્દ ન હોવાથી દાદર તે દેશની નથી, પણ આપણી જ છે તે સ્વતઃસિદ્ધ છે. આપણા શાસ્ત્ર પુરાણમા દાદરની ઉત્પત્તિ આ પ્રમાણે કહેલી છે, અને તે કહેનાર તથા સાંભળનાર બન્નેને પુણ્ય થતુ હોવાથી આપની આગળ રજુ કરું છું.

એક વખત ગોલોકને વિશે શ્રીકૃષ્ણ પરમાત્મા રૂક્મિણી વગેરે સાથે પત્તાં રમતા હતા રીસ ઉતરેલી ન હોવાથી સત્યભામા તેમાં ન હોતાં. એ ટંટામાં રૂક્મિણી પણ ભાગ લે તે માટે નારદમુનિ ખટપટ કરતા હતા. તેથી ચીઢાઇને અને કાંઇક તોફાનની વૃત્તિથી પ્રદ્યુમ્ને મહેલના મુખ્ય દાદર ઉપર નારદને પાછા જવાની વખતે કેળાંનાં છોતરાં નાખ્યા હતાં. નારદ અને રૂક્મિણી વગેરે વચ્ચે શું વાત ચાલે છે તે છાનાં માનાં સાંભળવા સત્યભામા દાદરમા છુપાઇ રહ્યાં હતાં. નારદ ધીમેથી દાદર આગળ આવ્યા તેની તેમના એકાગ્ર મનને ખબર પડી નહિ; અને પહેલા પગથીઆ ઉપર પગ મૂકતાં જ નારદજી કેળાંનાં છોતરા ઉપર પગ આવતાં સરી પડયા. અને તેમની આ યશસ્વી કૃચના નિશાન ડંકા ભરેલા તેમના પવિત્ર પગ, સત્યભામા આ બધું શું થયું તે જોઇ ખસી જઇને પોતાને બચાવી શકે તે પહેલાં, તેના પગ સાથે અથડાયા, અને દાદરના બાકીના ભાગ ઉપર આગળ સત્યભામા અને પાછળ નારદ એમ બે જણ લપસ્યાં. આ ધમધમાટથી શ્રીકૃષ્ણ વગેરે ઊઠીને જોવા આવ્યા અને આખો મહેલ ભરાઈ ગયો. સત્યભામાની શરમ અને ક્રોધનો પાર ના રહ્યો. વાગ્યું વાગ્યું કરતા બધાએ બન્નેને ઊભા કર્યા, અને કયાં વાગ્યું તે તપાસવા લાગ્યા. નારદને શરીરે વધારે છોલાયું હતું, અને તેનાં ગોળ ચકામાં શરીરે પડયાં હતા. સત્યભામાએ ક્રોધમાં નારદજીને શાપ દીધો કે એ ચકામાં તમને કાયમ રહેશે અને ખણજ આવવાથી વધશે. આ સાંભળી નારદજી રડવા જેવા થઇ ગયા, અને શ્રી ભગવાનની સ્તુતિ કરી કહ્યું કે હે મહારાજ! દેવર્ષિઓ અને દેવોની ભૂલો ક્ષંતવ્ય છે. એ ભૂલોનું ફળ તેના કરનારાઓને નહિ પણ તેમના આશ્રિત મનુષ્યોને ભોગવવાનાં એવી સ્વર્ગીય પ્રણાલિકા છે. તો હે મહારાજ, મને આ શાપથી મુક્ત કરો. આ સાંભળી સત્યભામાએ વધારે કલ્પાંત કરવા માંડયો. પણ શ્રી પ્રભુની ચતુરાઈથી સમાધાની થઇ; અને છેવટે એમ ઠર્યું કે પૃથ્વીના માનવીઓ ઉપર આ રોગને મોકલી આપવો. સત્યભામાના વચ્ચે પડવાથી એમ ઠર્યું કે પુરુષો કરતાં સ્ત્રીઓને આ રોગ ઓછો થાય, કારણકે ભૂલને પાત્ર હમેશાં પુરુષો જ છે. સ્ત્રીઓને રોઇ પડવાના અને રીસાવાના કામમાંથી ભૂલો કરવાનો વખત ભાગ્યે જ મળે છે. અને ભૂલ સ્ત્રીજાતિ હોવાથી સ્ત્રીઓ ભૂલ કરે તોપણ તે ગણાતી નથી. તે પછી ત્યાં ઊભેલા અશ્વિનીકુમારોએ પ્રાર્થના કરી કે મહારાજ, આ નવા રોગનું નામ પણ આજે આપ જ કહો, જેથી અમારા ચોપડામાં અમે નોંધી લઇએ. સત્યભામાએ 'નારદ ખુજલી' એવું નામ સૂચવ્યું પણ નારદજીને ખોટું લાગે એમ ધારી શ્રીકૃષ્ણપ્રભુએ હુશીઆરી બતાવી દાદર ઉપરથી પડતાં વાગ્યું તેથી નવા રોગનું નામ દાદર પાડવું એમ ઠરાવ્યું. હજી નારદજીથી રહેવાયું નહિ.

કેળાનાં છોતરાં ઉપરથી તેમનો ક્રોધ ઉતર્યો નહતો. તેથી તેમણે શાપ દીધો કે કેળાને પણ કેળ ઉપરથી ઉતર્યા પછી દાદરની પેઠે છોતરાં ઉપર કાળાં ચકામાં થશે.

હે સદ્‌ગૃહસ્થો, આ પ્રમાણેની દાદરની ઉત્પત્તિ પવિત્ર છે. દાદર ચિરંજીવ છે. કારણકે નારદજી ચિરંજીવ છે. તમે ઘસી દાદર મટાડો તોપણ થોડા મહિનામાં પાછી થશે. આ કથા પૂર્વે નારદજીએ પોતે શ્રી વ્યાસમુનિને કહેલી. તેમણે લોક ઉપર ઉપકાર કરવા માટે વૈશંપાયનને કહી. એમણે જનમેજયને કહી તે પછી શ્રી સૌતિ પૌરાણિક મુનિએ સૌનકાદિ મુનિઓને કહી. આજે એ કથા મેં આપને કહી. હું પ્રમુખ સાહેબ, અને આપ સર્વે કૃતાર્થ થયા છીએ એટલે દાદરની પ્રાચીન રાષ્ટ્રીયતા—"

આટલું બોલતાં શાસ્ત્રીજી જરા અટકયા. સામે એક અવાજ આવ્યો. શાસ્ત્રીજીનું ભાષણ એક નૈયાયિકથી ખમાયું નહિ. તે વચ્ચે ઊભા થઇ બોલ્યા :-

"ગૃહસ્થો, શાસ્ત્રને નામે અનુભવહીન અને અયથાર્થ વચનો કાઢવાથી હેતુ સરતો નથી. હું ન્યાયશાસ્ત્રની દલીલોથી ભાષણકર્તાના હેત્વાભાસ ખુલ્લા પાડી શકું તેમ છું. પણ આ સભામાં નૈયાયિક એક જ હોવાથી સાદી ભાષામાં થોડું બોલીશ. કારણકે નૈયાયિકને મન ન્યાય ન જાણનારા બધા બાળક છે. પહેલું તો મારે એ જ સિદ્ધ કરવાનું છે કે દાદર એ રોગ નથી. તમે કહેશો કે પીડા કરે એ રોગ. પણ આ વ્યાખ્યામાં વ્યાપકત્વની ન્યૂનતા છે. પોળમાં રાત્રે કુતરાં ભસે છે ત્યારે ઊંઘને પીડા થાય છે તો શું કુતરાનું ભસવું એ રોગ છે? કદી નહિ. એવાં અનેક ઉદાહરણો છે. દાદરને રોગ શબ્દ લગાડવો તે એ શબ્દના ખરા અર્થનું અજ્ઞાન છે. ગૃહસ્થો! દાદરની ખણજની મીઠાશનો અનુભવ ઘણાને થયો હશે. પણ તેથી શું? ગાવાનો શોખ હોય છતાં વાજું વગાડતાં આવડતું નથી. દોડવાનો શોખ હોય છતાં સાઇકલ ચલાવતાં આવડતી નથી. તેમ વલૂરવાનો શોખ હોય છતાં દાદર થતી નથી. વાંદરાં વલૂરે છે છતાં તેમને દાદર થતી નથી. શોખને અને કુદરતને હાડવેર છે. આ બધાં અનુભવજન્ય સત્યો છે. વળી તમે કહેશો કે કોઇ કર્મમાં કુશળતા એ યોગીનું લક્ષણ છે, એમ શ્રી ભગવદ્‌ગીતામાં લખ્યું છે, અને દાદરિયો એવી કોઇ કુશળતા બતાવે તો છેવટે તેને યોગી નહિ તો રોગી તો ગણવો જ તો જવાબમાં હું કહીશ કે પાછલે પગે લાત મારવાના કર્મમાં કુશળ હોવા છતાં ગધેડો યોગી નથી; અને આપ્તજન તેને યોગી કહેતા પણ નથી. ખણવાના કર્મમાં કુશળ હોવા છતાં વાંદરો યોગી નથી. ને ખણવાના કામમાં કુશળ અને ખણજની અનુભવજન્ય મીઠાશના જ્ઞાનવાળો દાદરિયો રોગી તેમજ યોગી એકે નથી માટે ગૃહસ્થો—"

આટલું બોલતાં દાદર પરિષદમાં આવો વિરોધી કયાંથી ઘુસ્યો તે માટે મોટેરાઓમાં હો હો થઇ. કેટલાક બોલ્યા કે દાદર ખરજવા વગેરે થયા વગરના માણસોને પ્રેક્ષક કે બીજી કોઇ રીતે પેસવા ન દેવા જોઇએ. પ્રતિનિધિ તરીકે પણ એવો કોઇ પેસે તો કોણ પારખે. પ્રતિનિધિઓએ દાક્તરનાં પ્રમાણપત્રો રજુ કર્યાં છે? તે કોણે તપાસ્યાં છે? આ સાંભળી સભામાં ખળભળાટ વધ્યો. અને બે પક્ષો પડી ગયા. દાદર પરિષદમાં આવવા માટે કોનો હક અને કોનો નહિ તે માટે ગરમાગરમ ચર્ચા થઈ. એક ગૃહસ્થ ઊભા થઈ બોલવા લાગ્યા :-

"બીજા દાદર વગેરે ન થયેલા લોક દાદર પરિષદમાં શા માટે ન આવે? દાદર

કાંઇ કોઇને જન્મથી થતી નથી. દરેક પરિષદમાં આવવાની દરેકને છૂટ હોવી જોઇએ. આ જાતની આપખુદી ચલાવવી હોય તો પરિષદનો કાંઇ અર્થ નથી. થોડા વખત ઉપર અમેરિકામાં અખિલ વિશ્વ આંધળા પરિષદ ભરાઇ હતી; અને તેમાં બધા દેશોના પ્રતિનિધિઓ ગયા હતા. આ પરિષદમાં એકલા આંધળા જ ભેગા થયા હતા એમ તમે માનો છો ? દેખતા સાથે ન ગયા હોય તો આંધળા ભેગા જ શી રીતે થાય ! એ પરિષદમાં આવો જ પ્રશ્ન ઊઠ્યો હતો, અને પરિષદમાં કેવળ આંધળા જ આવે, કાણા કે દેખતા ન આવે એવો ભારે વિરોધ ઊઠ્યો હતો. પણ સાથે આવેલા દેખતાઓએ સવાલ કર્યો કે આંધળા સિવાય બીજા કોઇ નથી આવ્યા તેનો નિર્ણય એકલા આંધળા હશે તો શી રીતે થશે ? અને દરેક આંધળો પોતાની બાજુનો માણસ આંધળો છે કે દેખતો તે શી રીતે નક્કી કરશે ? આથી છેવટે નક્કી થયું કે પ્રમુખ જન્મથી આંધળો હોય તે થાય. પ્રતિનિધિ તરીકે પહેલો હક આંધળાનો. તે પછી કાંણાનો અને છેલ્લો બાડાનો. દેખતાઓ સ્વયંસેવકો કે પ્રેક્ષકો તરીકે આવે. ગૃહસ્થો, એ પરિષદ ઘણે અંશે આપણી આ પરિષદ જેવી હતી. એનું આખું વર્ણન કરી આપનો સમય બગાડીશ નહિ. પણ આથી આપ સમજી શકશો કે આંધળા પરિષદમાં આંધળા ભેગા કાણા અને બાડાને, અને દેખતાને, આવવાનો હક તેમ દાદર પરિષદમાં દાદરિયા અને ખરજવાવાળાના ભેગા ખસ, લુખસવાળા અને સુંવાળી ચામડીવાળા નિરોગીને પણ આવવાનો હક છે."

આ સાંભળી સન્માનકારિણી સભાના પ્રમુખને ખોટું લાગ્યું કે તેમને સર્વેને આંધળા કહી ગાળ ભાંડી, તેમની નિશાનીથી તેમની બાજુના લોક ઊભા થઇ ગયા. અને કેટલાકે લાકડીઓ ઊંચી કરી. સામેને ખુણેથી હો હો કરી કેટલાકે લાકડીઓ ઊંચી કરી. પ્રમુખને લાગ્યું કે બોલાબોલીમાંથી મારામારી થવાનો વખત આવ્યો. કેટલાક વગર પૂછ્યે નાસવા લાગ્યા. પ્રમુખે ઊભા થઇ સભા બરખાસ્ત કરી. પણ તે થોડાએ સાંભળ્યું. મારામારી થઇ કે નહિ તે જોવા પણ થોડા જ ઊભા રહ્યા. બીજે દિવસે જાહેર થયું કે પરિષદની બેઠકમાં જે થવાનું હતું તે વિષયવિચારિણી સભાએ કુશળતાથી કર્યું છે. એટલે ઠરાવો અને ભાષણો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે અને પરિષદ આવતે વર્ષે જે બોલાવશે તેને ગામ ભરાશે.

પરિષદનો આમ ટૂંકો અંત આવવાથી છાપાવાળા નિરાશ થયા. દાદરિયા નિરાંતે ઘેર જઇ ખણવાનો વખત મળવાથી રાજી થયાં. પરિષદના હેવાલો દેશવિદેશ પ્રસિદ્ધ થયા. પરદેશોનાં છાપાંમાં પરિષદથી કેવાં મહાન કાર્ય સધાય છે તેના અગ્રલેખ સાથે કાર્યકર્તાઓનાં વખાણ છપાયાં. એક દેશી જ્યોતિષીએ બહાર પાડ્યું કે આકાર ઉપર સફળતાનો ઘણો આધાર છે. આ પરિષદ ગોળ આકારમાં ભરવાનો વિચાર થયેલો પણ તે અમલમાં આવતાં પહેલાં તે ત્રિકોણ આકારમાં બેઠી તેથી તેનો ભંગ થયો. વર્તુળને છેડો ન હોવાથી ગોળ આકારની પરિષદને છેડો નથી અને તે લાંબી ચાલે છે. ચોરસ પરિષદ સાધારણ ચાલે છે. અને ત્રિકોણનો ટૂંક સમયમાં નાશ થાય છે. મહીનાઓ સુધી છાપામાં આ બાબત વિવિધ લખાણો આવ્યાં, અને ચોમાસું આવતાં લોક બધું ભૂલી ગયા.

રખડપટ્ટીશંકર ભીંડાલાલ

# વીજળી આભમાં છુપાઈ જાય ક્યાં?

ઝબકી ઝબકીને જરી વિશ્વને ઉજાળતી
વીજળી આભમાં છુપાઇ જાય ક્યાં ?
સાગરનાં નીરના તરંગને પરોવતી
વીજળી આભમાં છુપાઈ જાય ક્યાં ?
કાળા ઘનઘોર દુર્ગ નયને ભેદાય ના
આવે ને જાય તો'ય માર્ગ કો' જણાય ના
જગતનું અંધારપૂર ભયથી ભરી ભરી
વીજળી આભમાં છુપાઇ જાય ક્યાં ?
તેજના કટાક્ષ તીક્ષ્ણ હૈયે સ્હેવાય ના
તેજ હોલવાતાં અંધારે રૂહેવાય ના
આવી આવીને દૂર જઇને સતાવતી
વીજળી આભમાં છુપાઇ જાય ક્યાં ?
ઝબકી ઝબકીને જરી વિશ્વને ઉજાળતી
વીજળી આભમાં છુપાઇ જાય ક્યાં ?
ઝબકી ઝબકીને જરી જીવન ઉજાળની
વીજળી આભમાં છુપાઇ જાય ક્યાં ?

बादरायण

# કચ્છનું અર્થશાસ્ત્ર

## ચલણ ( Currency ) અને હુંડીઆમણુ ( Exchange )

કચ્છના દેશી રાજ્યમાં હજી સૂર્યનો પ્રકાશ પહોંચ્યો નથી. એકહથ્થુ સત્તા એવા જ્ઞાનપ્રકાશનો આદર પણ કરતી નથી, એટલે કચ્છના ચલણ સંબંધી કાંઈ પણ લખવું બહુ કઠિન થઇ પડે છે. કસ્ટમના વાર્ષિક વેપારના આંકડા બહાર પડતા નથી. જુદા જુદા દેશો સાથે જુદી જુદી વસ્તુની આમદાની તથા જાવકનો હિસાબ પણ લોકોને કદી બતાવવામાં આવતો નથી. જમીનની પેદાશ, ચલણની પેદાશ, જગતની પેદાશ, દરવર્ષે કેટલી થાય છે તે આંકડાઓ પણ દરબારશ્રીના ચોપડા બહાર પ્રકાશ પામતા નથી. રાજ્યવહીવટ પાછળ તેમાં પોલીસ, રેલવે રાજ્યના ખાનગી ખર્ચ, ન્યાય વગેરે ખાતાંઓ ઉપર શું ખર્ચ છે તે માત્ર રાજ્ય જ જાણે છે. પ્રજામાં પણ એ વિષયનો શોખ અથવા રસ નહિ હોવાથી કોઇ પણ વ્યક્તિ એવા આંકડાઓ ભેગા કરી રાખવાની તકલીફ લેતો હોય એમ જણાતું નથી. રાજ્યના કોષમાં કેટલું ધન છે, કેટલી રોકડ છે, કેટલી સરકારી જામીનગીરીઓની લેનો છે, તે પણ માત્ર એક રાજા સિવાય બીજો વ્યક્તિ જાણવા પામતો નથી. ટંકશાળ જે ચલણનું જન્મસ્થાન છે, તેને લગતા આંકડાઓ પણ કોઇ લેખકને મળી શકવાનો સંભવ નથી. એટલે આ લેખ લખવામાં પ્રકાશનો અથવા પુસ્તકો અથવા આંકડાઓની કાંઇ પણ મદદ મળી શકતી નથી. પરંતુ કેટલાક અનુભવી વેપારીઓની સાથે પુષ્કળ ચર્ચા, જુના ચોપડાઓમાથી મેળવેલી વિગતો, અને " કચ્છના બૃહદ ઇતિહાસ "ના લેખક ભાઇ જયરામદાસ જેઠાભાઇએ લખેલ અને હવે પછી પ્રસિદ્ધ થનાર " કચ્છનું અર્થશાસ્ત્ર, ચલણ અને હુંડીઆમણ" એ પુસ્તકની વિગતોના પાયા ઉપર આ લેખની ઇમારત ચણાયેલી છે. સાધનોની અપૂર્ણતાને લીધે લેખમાં ત્રુટીઓ રહી જવાની સભાવના છે.

### કચ્છી ચલણનો ઇતિહાસ

કચ્છના પ્રાચીન ચલણ માટે વિશેષ માહિતી મળી શકતી નથી. પુરાતત્ત્વશોધકોએ પ્રાચીન સિક્કાઓ માટે કચ્છમાં શોધખોળ ચલાવી હતી. પ્રાચીન ખંડેરોમાંથી ગુપ્તોના સમયની કેટલીક મુદ્રાઓ મળી હતી તેમા સમ્રાટ સમુદ્રગુપ્તના સિક્કાઓ મોટે ભાગે જોવામાં આવે છે. તે સિવાય ગધેડાનાં ડોકાંવાળા ગધૈયાના સિક્કાઓ પણ થોડા મળી આવ્યા છે. ખૂણામાં આવેલા કચ્છદેશમાં અનેક ઠાકોરો પોતાના નાના વિભાગોમા ઘણા પ્રાચીન કાળથી રાજ્યકર્તા હતા. તેઓ કોઇ વખતે કોઇ મહાન સમ્રાટના મહારાજ્યના અંગભૂત તરીકે રહેતા એટલે એ સમ્રાટના સિક્કાઓ કચ્છમાં ચલણ તરીકે વપરાતા હતા એવું અનુમાન સહેજે થાય છે. મહારાઓશ્રી ખેંગારજી પહેલાંએ આખા કચ્છ દેશને પ્રથમ વ્યવસ્થિત સત્તા નીચે લાવ્યાનું જણાય છે. પરંતુ તેમના વખતમાં પણ અમદાવાદના સુલતાનના સિક્કાઓ કચ્છમાં ચલણ તરીકે ઉપયોગમાં લેવાતા હશે.

### કચ્છી કોરીની ઉત્પત્તિ

મહારાઓશ્રી ખેંગારજીના અંવસાન પછી મહારાઓશ્રી ભારમલજી રાજ્યગાદી ઉપર બેઠા. અમદાવાદના સુલતાનનું રાજ્ય મોગલ સામ્રાજ્યમાં એકતાને પામ્યું હતું. જહાંગીર બાદશાહને મળવા રાઓશ્રી ભારમલજી અમદાવાદ ગયા અને બાદશાહની કૃપા મેળવવા કચ્છના હાજીઓને મક્કે હજ કરવા જવાની દરેક સગવડ કરી આપવાની પોતાની ઇચ્છા જાહેર કરી અને હજને લગતો બધો ખર્ચો પણ પોતે જ આપવાની તત્પરતા જણાવી. એક હિંદુ રાજા તરફથી પોતાના ધર્મને આવું માન મળતું જોઇ બાદશાહ ખુશી થયા. રાઓશ્રીને પાંચહજાર ઘોડેસ્વારોના સરદારની પદવી આપી, ખંડણી માફ કરી અને પોતાનો સિક્કો છાપવા અને ચલાવવાની પરવાનગી આપી. રાઓશ્રીએ નમ્રતાથી આ નવાજેશો સ્વીકારી જણાવ્યું કે જેવી રીતે અમારી કુંવરીઓ તમારા શાહજાદાઓની સાથે સાદી કરે છે, તેમ અમારા સિક્કારૂપ કુંવરીઓ તમારા મ્હોર-રૂપી રાજકુંવરોને પરણશે. આ કુંવરી શબ્દનો અપભ્રંશ "કોરી" થયું, અને રાઓશ્રી ભારમલજીના સમયથી આજપર્યંત કચ્છનું ચલણ કોરીઓમાં રહ્યું છે.

### કચ્છનું ચલણ

કચ્છનું ચલણ સોના અને રૂપા બન્ને ધાતુઓમાંથી તૈયાર થતું હતું. હમણાંના રાઓશ્રીના પિતાશ્રીના રાજ્ય અમલની શરૂઆત સુધી સોનાનું ચલણ હતું. ૨૬।। રૂપાની કોરીઓ એક સોનાની કોરીના બરાબર ગણાતી હતી. પરંતુ પાછળથી સોના અને રૂપાના ભાવોમાં ઘણું અંતર પડવાથી સોનાની કોરીઓ પાડવી બંધ થઇ અને હમણાં માત્ર રૂપાની કોરીનુંજ ચલણ છે. કચ્છનું હમણાંનું ચલણ નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૫ કોરી ( રૂપાની ) | ૧ પાંચીઉ ( રૂપાની ) | ૨।। કોરી | ૧ અરધીઉ ( રૂપાની ) |
| ૨ આધીઆ ( રૂપાની ) | ૧ કોરી (રૂપાની ) | ૮ ઢબુ ( ત્રાંબાના ) | ૧ કોરી ( રૂપાની ) |
| ૧૬ ઢીંગલા ( ત્રાંબાના ) | ૧ કોરી ( રૂપાની ) | ૨૪ દોકડા ( ત્રાંબાના ) | ૧ કોરી (રૂપાની) |
| ૪૮ ત્રાંબિયા (ત્રાંબાના) | ૧ કોરી ( રૂપાની ) | | |

એક કોરીમાં બાર વાલ રૂપું હોય છે. એવી ત્રણ કોરી વજનનું એક પાંચીઉ ગણાય છે, પણ તેની કિંમત પાંચગણી ગણાય છે. આ સિક્કાઓ કચ્છની પાંચ લાખની વસ્તીમાં-જ વપરાય છે. પરંતુ કચ્છની બહાર એ સિક્કાઓનો ઉપયોગ થઇ શકતો નથી. બેંકોની સગવડ કચ્છમાં ન હોવાથી કોરીઓની મોટી સંખ્યા હમેશ માટે ભૂગર્ભમાં સંતાયેલી પડી હોવાની માન્યતા પ્રચલિત છે. કેટલી કોરી, પાંચીઆ સરક્યુલેશન એટલે પ્રચારમાં છે, તેથી રાજ્ય પણ અજાણ જણાય છે. રાજ્ય ઘસાયેલી અને ખોડખાંપણવાળી કોરી બદલી નવી આપવાની જવાબદારી સ્વીકારતું નથી, તેમજ રાજ્યકર્તાની ચાર પેઢી આગળની કોરીઓ ચલણમાં ચાલતી નથી. એથી દર વર્ષે લાખો કોરીઓ પ્રચારમાંથી ઘસાઇ ચાલી જાય છે. પાંચીઓ માત્ર દોઢસો વરસ થયાં પ્રચલિત છે.

### બીજાં રાજ્યોનું કોરીઓનું ચલણ કેમ બંધ થયું?

મોરબી, જામનગર, જૂનાગઢ, રાધનપુર વગેરે દેશી રાજ્યોમાં કોરીઓનું ચલણ હતું. ગાયકવાડનું ચલણ બાબાશાહી રૂપિયો હતું, પરંતુ વીસ પચીસ વર્ષોની અંદર જ એક અથવા બીજાં કારણોથી સ્વતંત્ર ચલણ બંધ થઇ રૂપિયો સાર્વભૌમ પદવીને પામ્યો છે. કોઇક રાજ્યમાં ઍડમિનિસ્ટ્રેશનના વખતમાં સર્વસત્તાધીશ અંગ્રેજ અધિકારીએ એ ચલણ

તરત ભાગી જવું પડે; છતાં કચ્છ ઘણા લાંબા વખતથી એ સ્થિતિ નિભાવી લેતું આવ્યું છે અને એ દેશના લોકો બીજા કોઇ પણ દેશી રાજ્યની પ્રજા કરતાં વધારે દુઃખી નથી. તેનું મુખ્ય કારણ એક જ છે. કચ્છની લગભગ દેશમાં છે તેટલી જ એટલે પાંચ લાખ માણસોની વસ્તી કચ્છ બહાર અને હિંદની બહાર પણ નાના જથ્થાઓમાં સંસ્થાનો જમાવી રહી છે. કચ્છના ભાટિયા, ખોજા, મેમણો, મીસ્ત્રીઓ, વાણીઆઓ, સેંકડો વર્ષો થયાં આફ્રિકા તેમજ રંગુન, કલકત્તા, કરાંચી, મદ્રાસ, કોલંબો અને બીજાં મુખ્ય શહેરોમાં પથરાયેલા પડયા છે. તેઓ પરદેશોમાં રહેવા છતાં પોતાનાં સગાંસંબંધીઓ માટે ગુજરાનનાં સાધન પરદેશથી મોકલે છે. વિવાહ અને મૃત્યુભોજનો પણ કચ્છમાં જ કરે છે. મોટી હવેલીઓ પોતાના રહેઠાણ માટે નાનાં ગામોમાં બાંધે છે, તેમ જ જ્ઞાતિ અને બીજા સાર્વજનિક ઉપયોગ માટે સારાં મકાનો બાંધે છે. કંત્રાકટો, ખાણુનો ઉદ્યોગ, વેપાર, કારખાનાંઓ વગેરેમાં સારું નાણું પેદા કરી એ ભાઇઓ કચ્છમાં ખેતીની જમીન પુષ્કળ ખરીદ કરે છે. સોના અને રૂપાનો સંગ્રહ ભરે છે. અને નાણાંની ધીરધાર પણ કરે છે. આ નાણાંની આવક એવડી મોટી છે કે નિકાશ અને આમદાનીના બંને છેડાઓ મળી રહે છે. અને કચ્છની સ્થાનિક રૈયતને ખૂબ સહાય મળે છે. મોટા દુકાળો, પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા, આગ વગેરે સંકટોમાં એ બહારની મદદ જ કચ્છની પ્રજાને ઉગારે છે. કચ્છના રહેવાસીઓ વાર્ષિક લાખો રૂપિયાની હુંડીઓ આવી રીતે બજારોમાં વેચી તેની કોરીઓ વાપરવા લે છે, અને આ હુંડીઓ આમદાની માલ મંગાવનાર વેપારીઓ ખરીદી લઇ પોતે મંગાવેલ પરદેશના માલના અવેજ પેટે બીડાણ કરે છે. એ રીતે કચ્છના ચલણને ટકાવવામાં અને નભાવવામાં આ વસ્તુ જ મુખ્ય કારણભૂત છે. પરદેશની આ મદદ ન આવે તો કચ્છ ઉજ્જડ થઇ જાય.

## કચ્છનાં ચલણ અને હુંડિયામણનો આધુનિક ઇતિહાસ

સંવત ૧૯૫૬ એટલે આજથી બત્રીસ વરસ અગાઉ કચ્છના હુંડિયામણમાં મોટા ફેરફારો થયાનું સાંભળ્યું નથી. એક રૂપિયાની સાડાત્રણથી ચાર કોરીના ગાળાની વચ્ચમાં હુંડીનો ભાવ રમતો રહેતો હતો. એકસો રૂપિયાની ૩૫૦ થી ૪૦૦ કોરી મળતી હતી. અને કચ્છના રાજ્યતંત્રના વ્યવહાર નીભાવવા માટે સો રૂપિયાની કોરી ૩૭૯ા નો ભાવ બંધાઇ ગયો હતો. વૃદ્ધ વેપારીઓને એ સમયમાં કોઇ મોટા ફેરફાર હુંડિયામણના ભાવમાં થવાનું ધ્યાનમાં નથી. ૧૯૫૬ની સાલમાં મોટો દુકાળ પડયો. પરદેશોથી માલની આમદાની મોટા પ્રમાણમાં થઇ પડી. સામી કાંઇ નિકાશ થઇ નહિ. રાઓશ્રીએ દુકાળના વખતમાં એક કરોડ કોરી લોકોના રક્ષણ માટે ખર્ચી. ખાનગી ગૃહસ્થો તરફથી પણ છૂટથી મદદ થઇ. વેપારીઓને નિકાશ વેપાર હતો નહિ, એટલે સૌ સટ્ટાના નાદે ચડયા. હુંડિયામણ વધવા લાગ્યું તેમ તેમ સટોડીઆ બહુ મોટા પ્રમાણમાં સટ્ટો ખેલવા લાગ્યા. આમદાની વેપાર માટે રૂપિયાની વધારે પડતી જરૂર પડવા લાગી. ૧૦૦ રૂપીઆની કોરી ૪૦૦ થઇ, ૪૫૦ કોરી થઇ. પરદેશમાં વસેલા કચ્છી ગૃહસ્થો હુંડિયામણનો સારો ભાવ આવતો જોઇ રૂપિયા વટાવી કોરીઓ કચ્છમાં રાખવા માંડયા. આની રીતે હુંડિયામણ વધ્યું જતું હતું, તેને નિયમમાં આણવા માટે કચ્છ રાજ્ય પાસે સાધનો અને વિચાર નહોતાં. કોરીઓની છૂટ imflation ખૂબ થયું. હુંડિયામણ (exchange) વધતું જ ગયું. આમદાની વેપારને

અમુક અંશે નિકાશનો વેપાર નિયમનમાં રાખતો હોય, રૂપિયાની માંગ એટલે અંશે હમેશાં ઓછી રહેતી. આ અંકુશ નીકળી જવાથી રૂપિયો મોંઘો થતો ગયો. હુંડિયામણ વધતાં વધતાં એકસો રૂપિયાની પાંચસો કોરી થઇ. તેજીવાળા સટોડીઆ ખૂબ જોશમાં આવ્યા. બીજા વેપાર ગૌણ થઇ પડયા. ૧૯૫૭–૫૮–૫૯ ત્રણે વર્ષોમાં કચ્છના પાક પણ સારા થયા નહિ. એટલે તેજીવાળા સટોડીઆ ખૂબ હુંડિયામણ વધારતાજ ગયા અને છેવટે ૧૦૦ રૂપિઆની કોરી ૫૯૦) લગભગ હુંડી પહોંચી. રૂપિયો ભારે મોંઘો થયો પરદેશથી આવતું અનાજ, કાપડ, ગ્યાસલેટ, દિવાસળી, ઘી, ખાંડ, ગોળ અને બીજા પદાર્થો અત્યંત મોંઘા થયા. રાજ્ય પાસે એ સ્થિતિ સમજી ઉપાય કરવાની બુદ્ધિ નહોતી. એટલે શાંતપણે ઉદાસીનની પેઠે જોયા કર્યું. પરદેશી કચ્છીઓ જેઓ રૂપિયો કમાતા હતા તેમને માટે સ્થિતિ બહુ સુખરૂપ થઈ પડી. બસો રૂપિયામાં બારસો (૧૨૦૦) કોરીઓ મળવા લાગી. આ પ્રમાણે લગોલગ ત્રણ વરસ સુધી હુંડિયામણ વધતું જ ચાલ્યું. રૂપીઓ મોંઘો થયો. કોરી સસ્તી થઇ. કોરીઓના ચલણનું ભારે imflation થયું. કચ્છની ગરીબ પ્રજાને ભારે કષ્ટ થયું. જીંદગીની જરૂરીઆતો ખૂબ મોંઘી થઇ હતી, એટલે પોતે પેદા કરેલ અનાજ રૂ વગેરે વસ્તુઓ વેચી સારો ફાયદો મેળવી શકયા નહિ. માત્ર નાના મોટા વેપારીઓ ગજા પ્રમાણે કમાયા. રાજ્યને દુકાળમાં જમીનની મહેસુલમાંથી કાંઇ મળ્યું નહિ, પણ બીજી તરફ આમદાની માલની આયાત જગાતમાંથી સારો લાભ મળવા લાગ્યો.

## ચલણનો સંકોચ (contraction) કેમ થયો?

એ સમયમાં કચ્છના દિવાનમંડળમાં ફેરફાર થયો. રા. રા. ચુનીલાલ સારાભાઇના હાથમાં રાજ્યનું સુકાન આવ્યું. એઓ ભારે કાર્યદક્ષ, ઉદ્યોગી અને અનહદ કરકસરવાળી પ્રકૃતિ ધરાવતા હતા. તેમનું ધ્યેય રાજ્યને કોઇપણ પ્રકારે સમૃદ્ધ બનાવવા તરફ હતું. તેમણે રાજ્યકારોબારમાં ભારે કરકસર વાપરવા માંડી. મોટા પગારના અમલદારો ઓછા કરવા માંડયા તેમને ઠેકાણે ઘણા ઓછા પગારે હાથ નીચેના માણસો ગોઠવ્યાં. પબ્લીક વર્કસ માટે નવી મજુરી અપાવવી બંધ થઇ. ચારે તરફ વહીવટી ખર્ચો ઘટાડવામાં આવ્યો. પાણીનાં બાંધકામો, સડકો, પબ્લીક બિલ્ડિંગો, રેલવે પ્રજાહિતની જગ્યાઓ અને રાઓશ્રીના કુટુંબ માટે બંગલાઓ બાંધવાનું બિલકુલ બંધ રખાયું. માસિક હજારો રૂપિયા લેનાર અમલદારોની જગ્યાઓ બહુ નજીવા પગારના નોકરોથી ભરવામાં આવી. રાજ્યવહીવટનો ખર્ચ લગભગ અર્ધાથી પણ ઓછો કરવામાં આવ્યો. પરિણામે રાજ્યને મોટી રકમ રૂપિયાની જરૂર પડતી તે બંધ થઇ ગઇ. રાજ્ય પોતાનાં સાધનોમાંથી જ નિભાવવા લાગ્યું. બીજી તરફ વર્ષો સારાં આવવા લાગ્યાં, એટલે કચ્છમાંથી કાચાં દ્રવ્યોની નિકાસ થવા માંડી એટલે આમદાની માટે મોટી રકમ રૂપિયાની જરૂર રહી નહિ. રાજ્ય જે લાખો રૂપિયાની હુંડીઓ લેતું તે લેતું બંધ થયું. એ રીતે પ્રત્યાઘાત (reaction) શરૂ થયો. રૂપિયાની છત થવા માંડી. કોરીઓ રાજ્યકોષ તરફ તણાઇ, ત્યાં ભેગી થવા માંડી. હુંડિયામણ ફુદકે અને ભુસકે ઘટવા માંડયું. વેપારીઓ અને સટોડીઆ મોટી નુકસાનીમાં આવી ગયા: કચ્છના પરદેશમાં વસતા ગૃહસ્થોએ રૂપીઆ વટાવી કોરીઓનો સંગ્રહ કચ્છમાં હુંડિયામણના મોટા ભાવને લીધે કરી રાખ્યો હતો, તે હુંડિયામણ ઘટતાં–એટલે રૂપિયા ૧૦૦ ની કોરી ૩૦૦) લગભગ થતાં,–નફો ખાટને એ સંગ્રહની કોરીઓના રૂપિયા કરી પરદેશમાં ખેંચવા માંડયા. આનું

પરિણામ એ આવ્યું કે હુંડી એક જ ધારે ઘટતી જ આવી. રૂપિયાની છૂટ વધવા લાગી, રાજ્યના કોષમાં કોરીઓ જતી ને ખરચના અભાવે પાછી નીકળતી જ નહિ. ઘટતાં ઘટતાં રૂપિયા ૧૦૦ની કોરો ૨૫૦ થઈ, ૨૦૦ થઈ અને છેવટે કોરી ૧૫૬ સુધી પહોંચી. પછી ઘણાં વર્ષો સુધી હુંડીના ભાવ ૧૦૦ રૂપિયાની ૧૬૦ થી ૧૮૦ કોરીની વચમાં જ રહ્યા. રાજ્યકોષમાં પંદરેક કરોડ કોરી ભેગી થઇ ગઇ. દેશમાં કોરીઓનો પ્રચાર અનહદ ઘટ્યો. રા. રા. ચુનીલાલના જીવનપર્યંત એ જ નીતિ ચાલુ રખાઇ. લગભગ ૨૨–૨૩ વરસના લાંબા ગાળા સુધી ભારે કરકસરથી રાજ્યે દેશમાં ફરતી કોરીઓનો સારો ભાગ ખેંચી લીધો. સટ્ટા ઉપર સખ્ત અંકુશ મૂકયો. રાજ્યનું ધન વધ્યું. ઓછા હુંડીભાવને લીધે રાજ્યની કોરીઓની મોટી દોલતનો હિસાબ ગણતાં રાા ગણા રૂપિયા થઇ ગયા પરંતુ એ નફો કાગળ ઉપર જ હતો.

## નીચી હુંડીથી પ્રજાને થયેલી હાનિ—

અતિશય નીચી હુંડીથી રાજ્યને ફાયદો થયો, પરંતુ પ્રજાને ઘણું નુકસાન થયું. ગરીબ પ્રજા પાસેથી સત્ત્વ ખેંચાઇ ગયું. વેપારીઓ મોટી નુકસાનીમાં ઊતરી ગયા. કેટલાક જૂના વેપારીઓએ નાદારી લીધી. દેશમાં ચલણની ઘણી અછત અને મોંઘારત થઇ. પરદેશમાં વસતા કચ્છીઓ વધારાનું નાણું કચ્છમાં મોકલતા હતા, તે હુંડીના ઓછા ભાવથી એટલે ૧૦૦ રૂપિયાની માત્ર ૧૫૫ થી ૧૭૫ કોરીઓ મળવા લાગ્યાથી બહુ ઓછાં નાણાં કચ્છમાં મોકલવા લાગ્યા. કચ્છની તેમની મૂડી પરદેશમાં ખેંચાઈ જવા લાગી. કચ્છની પેદાશનો વસ્તુઓની કિંમત ખેડૂતોને ઘણી જૂજ મળવા લાગી; કારણ કે કાચાં દ્રવ્યોની કિંમત પરદેશવાળા રૂપિયામાં આપે અને નીચી હુંડી હોવાને લીધે કિંમતના રૂપિયાની બહુ જ થોડી કોરીઓ મળે. આમદાનીના માલની પણ રૂપિયામાં કિંમત પુરી પરદેશી વેપારીઓને આપવી પડે, પણ લોકોની પાસે નાણાંના અભાવથી એમાં દેખાતો લાભ છેવટે લાભ તરીકે રહે નહિ. રૂપિયાની કિંમત ઘટી એટલે કચ્છના ઉદ્યોગો પણ માઠી દશામાં આવ્યા. ચાંદીનું કામ, કાપડ વણાવવાનું કામ, રેશમ વણવાનું કામ એ બધા ધંધા રૂપિયાની કિંમત ઘટવાથી ચલાવવા પોસાયા નહિ એટલે એ બધું પણ લગભગ નાશ થવાની અણી ઉપર આવ્યું. રૂપિયાના ભાવો નીચા હોવાથી પરદેશ રહેતા કચ્છીઓ કચ્છમાં ઘરો બાંધવા અને પરોપકારની સંસ્થાઓ સ્થાપવા બહુ ઓછા પ્રમાણમાં નીકળ્યા. આથી મજૂર, સુતાર અને કડીઆઓની રોજી ઘટી ગઇ. લોકો મોટી સંખ્યામાં પરદેશ તરફ કુટુંબો સાથે ચાલ્યા ગયા. અતિ નીચા ભાવની હુંડીએ લોકોમાં બેકારી વધારી. રૂપિયો અત્યંત ( extreme ) ઘટ્યો એટલે લોકોને સહન કરવું પડયું.

## ઉપરી સત્તાએ ખેંચેલું રાજ્યનું ધ્યાન

સંવત ૧૯૮૪માં હિંદના વાઇસરૉય લૉર્ડ ઈરવીન કચ્છમાં આવ્યા. તેમણે રાજ્ય તરફથી અપાયેલા ખાણા પ્રસંગે રાજ્યની બે ત્રુટીઓઃ (૧) રેલવે (૨) બહુ નીચું હુંડિયામણ એ વિષે મહારાઓશ્રીનું ખાસ ધ્યાન ખેંચ્યું. પરિણામે રાજ્યને એ વિષય ઉપર વિચાર ચલાવવો પડયો. રાજ્યકોષમાંથી કોરીઓ વટાવી રૂપિયા સંગ્રહે તો જ કોરીઓની છૂટ વધે. અને એવી રીતે વટાવેલા રૂપિયા રાજ્યે કોઇ મોટાં બાંધકામો ઉપર વાપરવાથી જ લોકોને લાભ મળે. મહારાઓશ્રીએ એ જ રાજ્યનીતિ અખત્યાર કરી. ધીમે ધીમે સંગ્રહમાંની કોરી-

એના રૂપિયા વટાવવાનુ શરૂ થયુ નવુ કંડલાનુ બંદર બંધાયુ અંજારથી કંડલા અને ભચાઉની રેલવેઓ બંધાઇ માંડવીમા નવો મોટો મહેલ ચણાવવામા આવ્યો સીણાયના તળાવમાથી નહેરો કાઢવાની યોજના શરૂ થઇ મહારાઓશ્રી જેઓ કચ્છ મૂકી ક્યાય પણ જતા નહોતા, તેમણે અને કુમારાએ ખર્ચાળ યુરોપની મુસાફરીઓ કરી આફ્રિકાનો તેવો જ ખર્ચાળ પ્રવાસ શિકાર માટે થયો આગળના મંત્રીએ કરકસરની કરેલી અતિશયતાની નીતિને તજવામા આવી ન્યાયખાતુ પોલીસખાતુ રેવન્યુ ખાતુ રેલવેખાતુ નહેરખાતુ, ખેતીવાડી ખાતુ, જાહેર બાંધકામ ખાતુ વગેરે ખાતાઓમા મોટા પગારના બ્રિટિશ નોકરીના અમલદારોને લાવવામા આવ્યા એ રીતે વહીવટ ખર્ચ વધારવામાં આવ્યો રાજ્યને રૂપિયાની મોટી જરૂર પડવા લાગી પરિણામે સ ૧૯૮૧ ના વરસથી હૂંડીના ભાવો વધ્યા રૂપિયા ૧૦૦ ની કોરી ૨૦૦-૨૫૦-૩૦૦-૩૫૦-૩૭૫ સુધી આ છેલ્લા બે વરસના ગાળામા ક્રમેક્રમે વધી ગઇ હમણા રૂપિયા ૧૦૦ ની કોરી ૩૪૦ ના ભાવો છે રાજ્યે હુંડિયામણ અને ચલણનો સવાલ જાણીતા અર્થશાસ્ત્રી શ્રી મનુ સુબેદારને કચ્છમા બોલાવી તેને રિપોર્ટ માટે સોંપ્યો છે જાહેર પ્રજામાથી અમુક ગૃહસ્થોને સાક્ષી આપવા ખાનગી રીતે બોલાવ્યા હતા પરતુ આ વિષયમા રસ લેનાર ઘણી વ્યક્તિઓને તેવી તક આપવામા આવી નથી.

પાચીઆ પ્રકરણ—

બનાવટી પાચીઆ (પાચ કોરીનો સિક્કો) બનાવનારાઓએ કચ્છના રાજ્યના ચલણમા મોટો ચિંતાજનક મામલો ઉત્પન્ન કર્યો લગભગ પા સદી સુધી રૂપિયા એકની કોરી ૨ાા થી ૧ાાા સુધીનું હુંડિયામણ ચાલ્યુ એટલે પાચીઆ એકથી ત્રણ રૂપિયા જેટલી કૃત્રિમ મોટી કિંમત વધી ગઇ હવે પાચીઆમા રૂ ૦ાા થી રૂ ૦ાા≈ ની ચાંદી આવતી અને રૂ ૦)≈ તૈયાર કરવાનો ખર્ચ આવતો એટલે પાચીઓ રૂ ૦ાાા મા ખોટા સિક્કા બનાવનારાઓને પરવડતો હતો કચ્છમા તેની કિંમત ત્રણ રૂપિયા ઉપજતી હતી આ ભારે પ્રલોભન હતુ કાઠિયાવાડ, ગુજરાત મુબઇમા ખોટા પાચીઆ બનાવનારાઓએ મોટા કારખાના કાઢયા વાગડની સરહદ ઉપર જકાતના નાકા ન હોવાથી કાઠીઆવાડથી રણ રસ્તે છૂટથી બનાવટી પાચીઆ આવવા લાગ્યા કચ્છના વાગડ વિભાગમા એવા પાચીઆઓ વચનાની છૂટથી આવતા સ્થપાઇ રાજ્યને એના સમાચારો મળવા લાગ્યા પરતુ હમેશા બેફિકરાઇ અને અંધારાનું વાતાવરણ ચાલતુ હોવાથી રાજ્યે તેના તરફ વધાર લક્ષ્ય આપ્યુ નહિ ધીમે ધીમે માંડવી મુદ્રા વગેરે માગાથી પણ બનાવટી પાચીઆઓની આમદાની વધતી જ ગઇ છેવટે આ સ્થિતિ એટલી ગભીર બની ગઇ કે રાજ્યે બનાવટી પાચીઆ નહિ સ્વીકારવાનો ટ્રેઝરીઓ ઉપર હુકમ કાઢયો પાચીઆ બનાવટ કરનારાઓ એટલી હોશીઆરીથી ખોટા પાચીઆ બનાવતા હતા કે સાચા અને ખોટા પાચીઆ વચ્ચેની પારખણી માટે શરાફો પણ મુઝાતા હતા રાજ્યના ઉપના હુકમનો અમલ થતા પ્રજાને ભારે તકલીફ થઇ પડી અમલદારો પોતે સાચા ખોટા પાચીઆ પારખી શકતા નહિ એટલે લાચરૂશ્વતને ઉત્તેજન મળ્યુ બીજી તરફ ખોટા પાચીઆની બનાવટના કારખાનાઓ મોટા પ્રમાણમા વધવા માડયા રાજકોટના બજારમા કચ્છનો પાચીઓ રૂપીઆ એકની કિંમતે મળતો હતો બનાવટી પાચીઆ એટલા મોટી સંખ્યામા આવી પહોચ્યા કે કચ્છના ચલણમા સાચા કરતા ખોટા વધારે પ્રમાણમા સેળભેળ થઇ ગયા આથી પ્રજાની તકલીફોનો પાર રહ્યો નહિ. ચારે તરફ

ગભરાટ ફેલાઇ ગયો. આ સ્થિતિ રાજ્યને ભારે ચિંતાજનક થઇ પડી. પરંતુ એનો કાંઈ પ્રતિકાર ન કરતાં લાંબા વખત સુધી ઉદાસીન ભાવે જોયા કર્યું. રાજ્યને શું કરવું તે સૂઝયું નહિ, કોઇ યોગ્ય સલાહકાર મળ્યો નહિ. બીજી તરફ ચલણને ધક્કો લાગ્યો; સાચા પાંચીઆઓ પણ કોઇ લેવા માગતું નહોતું. શરાફો ઓછે ભાવે પાંચીઆ લઇ નફો કરવા લાગ્યા. અંતે એવી સ્થિતિ ઊભી થઇ કે માત્ર કોરીઓની જ લેવડદેવડ થવા લાગી. પ્રજાના ઘરમાં કરોડો પાંચીઆઓનો સંગ્રહ હતો. તેનું શું કરવું તે મોટો સવાલ થઇ પડયો. વેપારને ભારે ધક્કો લાગ્યો. રાજ્ય પાસે ગંભીર ફરિયાદો સતત અને દઢપણે થવા લાગી. છેવટે સ્થિતિ ન ખમાય તેવી થઇ પડી. એટલે રાજ્યને ફરજીઆત ખરા ખોટા પાંચીઆ ચલણમાં ખરા તરીકે સ્વીકારવાની ફરજ પડી. રાજ્યે સર્વ શકમંદ એવા પાંચીઆઓ ઉપર " કચ્છ સ્ટેટ " એવી અંગ્રેજીમાં છાપ મારી, એ પાંચીઆઓ ફરી ચલણમાં ચાલુ કર્યા. આવી રીતે આ પ્રકરણનો રાજ્યને ભારે ખોટમાં અંત આવ્યો. ચોક્કસ આંકડાઓ નથી, પરંતુ વેપારીઓ ધારે છે કે બનાવટી પાંચીઆને માટે સખ્ત જાપ્તો રાખેલ છે, તેમ હુંડીના ૧૦૦ રૂપિયાની ૩૪૦ કોરી થઇ, જવાથી બનાવટી પાંચીઆ બનાવવામાં લાંબો નફો નથી એટલે એ પ્રશ્ન હાલમાં વિરમે છે.

### નવી ટંકશાળ

બનાવટી પાંચીઆઓએ રાજ્યને જાગ્રત કર્યું. સં. ૧૯૮૬ની સાલમાં રાજ્યે નવી ટંકશાળ બાંધી. એક વરસમાં લંડનથી નવી જાતની મુદ્રા છાપો મંગાવી. હવે નવી મુદ્રાના સિક્કાઓ છૂટથી પડે છે. સિક્કાની એક તરફ કચ્છના રાજ્યકર્તાનું નામ અને સંવત છે. બીજી તરફ ફારસી લિપિમાં શહેનશાહ જ્યૉર્જનું નામ છે. મોગલ સામ્રાજ્યના સમયમાં બાદશાહનું નામ રહેતું હતું.

### આ ચલણથી રાજ્યને મોટો લાભ છે.

ઉપરથી સહેજે સમજાયું હશે કે રાજ્ય પોતાની રાજનીતિથી ચલણ અને હુંડિયામણ ઉપર મોટો લાગવગ ધરાવી શકે છે. રાજ્યને મોટા અમલદારોના પગારો, રેલવે અને જાહેર ખાતાંઓ માટે, રાજકર્તા અને કુમારોના યુરોપના પ્રવાસો વગેરે માટે વાર્ષિક લાખો રૂપિયાની આવશ્યકતા પડે છે. કોરીઓ આપી બદલામાં રાજ્ય બજારમાંથી જોઇતા રૂપિયા ખરીદી લે છે. તે સિવાય ચલણ પણ રાજ્યનું પોતાનું જ હોવાથી બન્ને રીતે હુંડિયામણ ઉપર રાજ્યની ભારે લાગવગ છે. રાજ્યે કેવી રીતે ચલણને વિકસાવી ( imflation ) હુંડીના ભાવો અનહદ વધારી દીધા હતા, તેમજ પાછો ચલણનો તેવો જ અનહદ સંકોચ ( contraction ) કરી હુંડીના ભાવો છેક નીચે પહોંચાડયા હતા તે હવે સમજાયું હશે. રાજ્યને આ ચલણથી મોટો નફો છે. કચ્છમાં વિલાયતથી સીધી ચાંદી આવે છે એટલે જગાત ભરવી પડતી નથી. એક પાંચીઆમાં રૂ. ૦।= ની ચાંદી ખર્ચ સાથે આવે છે. એટલે ત્રણગણા ઉપરાંત રાજ્યને નફો રહે છે. દર વર્ષે રાજ્ય લાખો પાંચીઆ નવી ટંકશાળમાં તૈયાર કરે છે. અને એવા લાખો પાંચીઆ વટાવી બજારમાંથી રૂપિયા ખરીદી લે છે એટલે રાજ્યને એક રૂપિયો ચાર આનામાં મળી શકે છે. રાજ્યને વાર્ષિક વીસ પચીસ લાખ રૂપિયા જોઇએ છીએ. અને તે માત્ર પાંચથી છ લાખ રૂપિયામાં જ રાજ્યને મળી શકે છે. એથી વધારે મોટો નફો બીજો કયો હોય ?

### આ ચલણથી પ્રજાને શું લાભ મળે છે ?

પ્રજાને કોઇ ખાસ લાભ મળતો હોય એવુ ધ્યાનમાં નથી, માત્ર સૈકડો વર્ષો થયાં પ્રજા આ ચલણમા પોતાનો વ્યવહાર ચલાવે છે, એટલે એ ચલણમા ટેવાઇ રહી છે. નવા ચલણની શરૂઆતમા મુશ્કેલીઓ ભોગવવાની હોય છે, એ જાણતી હોવાથી જૂનામા ટેવાયેલી પ્રજા જૂના ચલણમા જ રાચે છે. તે સિવાય પોતાના રાજ્યકર્તાનુ ખાસ ચલણ એ સ્વતત્રતાનો આભાસ આપનારુ હોવાની લાગણી પણ એ ચલણ તરફ પ્રીતિ પ્રેરે છે કેટલાક પોતાની મૂડી ધરાવનારાઓ કાર્યદક્ષતાથી હૂંડીઆમણની વારફેર કરી આ ચલણમાથી સારો લાભ મેળવે છે. પરદેશમા રહેતા કચ્છીઓ એક રૂપિયાની ચાર કોરીની આસપાસ હૂંડીઆમણ હોય તો પોતાના માટે એ ચલણ લાભકારક ગણે છે સામાન્ય પ્રજા ચલણના પ્રશ્ન માટે ઉદાસીનતા જાહેર કરે છે.

### હુંડીઆમણ સ્થિર રાખવાની અગત્ય

હુંડીઆમણ સાથે ચલણને સબધ છે અને વેપારની સાથે પણ ચલણ અને હુંડીઆમણનો ગાઢ સબધ છે મુખ્યત્વે, રાજ્ય અને તે પછી વેપારીઓ આ ચલણ અને હુંડીઆમણના સબધમા મુખ્ય સૂત્રધારો છે. દુકાળ સુકાળ અને રાજ્યની આકસ્માતિક મોટી આવશ્યક્તાઓને લીધે ચલણ અને હુંડીઆમણમા મોટા ફેરફારો થાય છે. આને લીધે ચલણની સ્થિરતામા ગંભીર આઘાત પ્રત્યાઘાત થાય છે હુંડીઆમણના ચલણ સાથેના મોટા ફેરફારો એટલે કે અતિશય ઘટાડો વધારો પ્રજાને મોટા સંકટોમા નાખી રાજ્યને પણ મૂંઝવણમા ઉતારે છે. કચ્છને દર વર્ષે રૂપિયા પોણા બે કરોડનો માલ બ્રિટિશ વિભાગોમાથી મગાવવો પડે છે એ પોણા બે કરોડ રૂપિયા કચ્છી વેપારીઓએ પરદેશી વેપારીઓને ભરવાના હોય છે તે આ હુંડીઆમણની પદ્ધતિ દ્વારા ભરાય છે એ પોણા બે કરોડનો માલ કચ્છમા કોરીઓના હિસાબે મુદતે વેચાય છે. તેની ઉઘરાણીની કોરીઓના રૂપિયા કરાવી નવો માલ મગાવાય છે જે રીતે રૂપિયાનો સબધ પાઉન્ડ સ્ટર્લિંગ સાથે છે તેવો જ કોરીઓનો સબધ રૂપિયા સાથે છે આ હુંડીઆમણમા સ્થિરતા આવે તો જ વેપાર, પ્રજા અને રાજ્યને લાભ છે અને તેવી સ્થિરતા માત્ર રાજ્ય જ લાવી શકે.

### રાજ્યે સ્થિરતા કેવી રીતે લાવવી જોઇએ ?

રાજ્ય પાસે પુષ્કળ કોરીઓનો સગ્રહ હજી કોપમા છે. સાડાત્રણ ટકાની સરકારી લોનોનો પણ મોટો થોકડો રાજ્ય પાસે છે. સસ્તા ભાવે ચાદી રાજ્યને મળી શકી છે. એટલે એની પાસે વિશાળ સાધનો છે તે દ્વારા હુંડીને સ્થિર કરવાનુ કાર્ય રાજ્ય સહેલાઇથી કરી શકે તેમ છે અગ્રેજ સરકારે હમણા પદર કરોડ પૌન્ડ સ્ટરલિંગ ડૉલરના ભાવો ટકાવવા માટે જુદા કાઢ્યા છે એવા જ ધોરણે કચ્છ રાજ્ય ૧॥ કરોડ રૂપિયા જુદા કાઢી એક સ્ટેટ બૅંક સ્થાપે એ બૅંક રાજ્યના નાણા સંબધી સર્વ કામકાજ કરે કચ્છમા એક પણ બેંક નથી એટલે આવી બૅંક પ્રજાને આશીર્વાદસમાન થઇ પડે ઘસાઇ ગયેલી અને ખોડખાપણવાળી કોરીઓ રાજ્ય રાખતું નથી પણ આ સંસ્થા દ્વારા બદલાવી આપે. આ સ્ટેટ બૅંક આવી હુંડી અને ચલણ વચ્ચે સ્થિરતા જાળવી રાખવાને મુખ્ય સાધન ગણાય ઘણી નીચી હુંડીથી પણ દેશને નુકસાન છે કારણકે દેશનો પૈસો પરદેશ ચાલ્યો જાય છે. અને લાખો બનાવટી સિક્કાઓ બનાવવાને ઉત્તેજન મળે છે. બહુ ઊંચી હુંડી

એટલે રૂપિઆ ૧૦૦ની કોરી ૪૦૦ ઉપરાંતની હુંડી થાય તોપણ મોટી અવ્યવસ્થા, સટ્ટો અને રાજ્યને નુકસાન થાય છે. જે દેશનું નાણું મોંઘું તે દેશની મૂડી ઘટતી જાય છે. જે દેશનું નાણું અતિ સસ્તું તે દેશની ક્રેડીટ ઓછી થાય છે. માટે મધ્યમ માર્ગ ઉત્તમ છે. એટલે ૧૦૦ રૂપિયાની કોરી ત્રણુસોનો હુંડિયામણનો ભાવ લાવી રાજ્ય તે ભાવે તેમાં સ્થિરતા લાવે તો તે સર્વના હકમાં હિતાવહ બને. છેવટે હમણાં રૂપિયા ૧૦૦ની કોરી ૩૪૦ ભાવ છે, તે ભાવને સ્થિર રાખી શકાય તેમ છે. રાજ્ય પોતાની જરૂરીઆતો ઉપર સંયમ મૂકી ઉપલો ભાવ ટકે તેટલા પ્રમાણમાં રૂપિયાની ખરીદી બજારમાંથી કરે તો એ ભાવ જરૂર સ્થિર રહે. આ સર્વ વ્યવસ્થા સ્ટેટબેંક મારફતે થઇ શકે છે. હાલમાં જે અવ્યવસ્થા, અંધકાર અને ભૂલોની પરંપરા થાય છે, તે સહેજે નિવારી શકાય. સ્ટેટબેંક પણ એક જ ભાવ ઉપર મદાર બાંધી બેસે તો નુકસાન ભોગવે. હિંદી સરકારે સંજોગોની સામા થઈ ૧૮ પેન્સનો રૂપિયો ટકાવ્યો છે. પરન્તુ કરોડો રૂપિયા નુકસાન પણ સહન કર્યું છે. તેમ નહિ કરતાં સ્ટેટબેંકે સંજોગો બદલાય એટલે પોતાની નીતિમાં ફેરફાર કરવો જોઇએ. કચ્છ જેવા નાના વર્તુલમાં મોટા સાધનવાળી સ્ટેટબેંક હુંડી ઉપર જરૂર સારો અંકુશ લાવી શકે છે.

ડુંગરસી ધરમસી સંપટ



# મુસાફરોને

( શિખરિણી )

માયા વચ્ચે ત્યારે, 'જીવનપથ છે એકસરખા  
અમારા બન્નેના, વળી થઇ જશું બે પણ સખા;'  
તમોને લાગેલું; હૃદય-હૃદયે ઓળખી લીધાં  
સુખે દુઃખે સાથે સફર કરવાનાં પણ દીધાં.  
નદી નાળાં થોડાં, કરતણી કરી સાંકળ તમે,  
પછી ઓળંગ્યા ને નજર મહીં એ ગામ જ રમે;  
ન જાણું જે શાથી, જીવનપથ તો એક જ હતો,  
વિસામેથી પેલા, પથ થઇ ગયા ભિન્ન પણ તો.

નટવર પટેલ

# વિચાર કણિકા

વિકાસવાદ એક આધુનિક વાદ છે અને પ્રાણીઓના શરીરની રચનાના તુલનાત્મક અભ્યાસમાથી મૂળ ઉદ્દભવ્યો છે એ પ્રસિદ્ધ છે શરીરનો આ પ્રકારનો અભ્યાસ કે ગર્ભ-વિકાસનો સૂક્ષ્મ અભ્યાસ પ્રાચીનોને અપરિચિત હતો એટલે વિકાસવાદના તત્ત્વો પ્રાચીનોના દાર્શનિક લખાણોમા મળવાનો સભવ અતિ અલ્પ છે, છતા સૃષ્ટિમા કાઇક ક્રમ જેવુ હોવાનો ખ્યાલ તો આ દેશના પ્રાચીન વિચારકોને આવ્યો હોવાના દાખલા મળે છે બૃહદારણ્ય ઉપનિષદ્‌મા મનુષ્યલોકથી પિતૃલોક વગેરે ઉપર ઉપરના લોકમા સો સો ગણો વધારે આનંદ છે એવુ વર્ણન છે ( જુઓ બૃ ઉ ૪–૩–૩૩ ) પણ આ વિચાર કલ્પના પ્રધાન છે વળી ઉપનિષદ્ દ્રષ્ટાનો આશય નિષ્કામ ( अकामहत ) વિદ્વાનના આનદની સ્તુતિ કરવાનો છે પણ ઐતરેય ઉપનિષદ્‌મા સૃષ્ટિની ઉત્પત્તિ વર્ણવતા કહ્યુ છે કે –ગાય, ઘોડા વગેરે શરીરોને ઉત્પન્ન થયેલા જોઇને વાણ, શ્રોત્ર વગેરેના અધિદેવતાઓએ "અમારે માટે આ ગાયનુ કે ઘોડાનું શરીર પૂરતું નથી" એમ કહ્યુ અને મનુષ્યનું શરીર દેખાતા "આ સારુ બનેલુ છે" (सुकृत) એમ કહ્યુ અને એ શરીરમા તે દેવતાઓએ વાગાદિ ઇન્દ્રિયોરૂપે પ્રવેશ કર્યો ( ઐ ઉ ખ ૧ તથા ૨ )

આ વર્ણનમા ગાય, ઘોડા વગેરેના શરીર કરતા નાગાદિ ઇન્દ્રિયોના કાર્ય માટે માનવ શરીર વધારે યોગ્ય છે એ વિચાર સ્પષ્ટરૂપે પણ મુકાયેલો છે. પુરાણોમા આ વિચાર કાઇક રૂપમા મળે છે ભાગવતમા નીચેના વચનમા આ વિચાર સ્પષ્ટ દેખાય છે —

पुरुपत्वे च मा धीरा' साख्ययोगविशारदाः ।
उतविस्तरं प्रपश्यन्ति सर्वशक्त्युपष्ट हितम ॥

અર્થાત્ માણસમા પરમેશ્વરનો આવિર્ભાવ બીજા પ્રાણીઓ કરતા વધારે અને સર્વ-શક્તિયુક્ત છે ઇશ્વરની સર્વ શક્તિઓ જેમાં ખીલી શકે એવુ માનવશરીર છે એમ મતલબ લાગે છે

ઇશ્વરનુ અસ્તિત્વ આ વચનમા માનેલુ છે એ વાત બાજુ ઉપર રાખીએ તો 'आविस्तरा શબ્દથી વિકાસવાદનો ધ્વનિ જરૂર ઊઠે છે

જૈનદર્શન એક ઇંદ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા એમ ચઢતા ક્રમમા અધિક અધિક ઇન્દ્રિયો વાળા જીવો માને છે એમા પણ ઉપર ઉતારેલા ઐતરેય ઉપનિષદ્‌ના વિચારનો વિકાસવાદની દિશામા જબરો વિકાસ સ્પષ્ટ દેખાય છે

પણ હાલનું માનસશાસ્ત્ર મનુષ્યમા જ જેની વિશેષ પ્રતીતિ થાય છે એ બુદ્ધિ પણ અતિ ઉતરતી કોટિના પ્રાણીઓમા છે અને એ જ બુદ્ધિનો ક્રમશ વિકાસ થઇને માનવબુદ્ધિનું ઉચામા ઊચુ રૂપ–આઇન્સ્ટીન જેવાની પ્રતિભા પણ ઉદ્દભવેલ છે એમ માને છે આ વિચારની નવીનતા એવી છે કે પ્રાચીનોના લખાણોમા એ મળી આવે એમ ભાગ્યે જ મનાય ' પણ બ્રહ્મસૂત્રના શાકરભાષ્યમા તથા તે ઉપરની વાચસ્પતિની ભામતી ટીકામા એ વિચારનો નીચેના રૂપમા સ્પષ્ટ નિર્દેશ મળે છે શકરાચાર્યે એક સ્થળે કહે છે કે —

तथा हि प्राणित्वाविशेषेऽपि मनुष्यादिस्तम्बपर्यन्तेषु ज्ञानैश्वर्यादिप्रतिबन्धः परेण परेण भूयान्भवन्दृश्यते, तथा मनुष्यादिष्वेव हिरण्यगर्भपर्यन्तेषु ज्ञानैश्वर्याद्यभिव्यक्तिरपि परेण परेण भूयसी भवति ।

આ વચનનું તાત્પર્ય સ્પષ્ટ કરતાં ભામતીકાર કહે છે કેઃ—

यथा वा आचमनुष्येभ्य आचकृमिभ्यो ज्ञानादीनामनुभूयते निकर्षः, एवमामनुष्येभ्य एव आचभगवतो हिरण्यगर्भाज्ज्ञानादीनां प्रकर्षोऽपि संभाव्यते ।

(બ્ર. સૂ. અ. ૧૫. ૩ સૂ. ૩૦ ઉપરનું ભાષ્ય તથા ભામતી ટીકા)

મતલબઃ—

માણસથી આરંભી કૃમિપર્યંત (શંકરાચાર્યના સ્તમ્બ શબ્દને બદલે, વાચસ્પતિએ આ સિદ્ધાન્ત સામાન્ય અનુભવગોચર કરવા માટે કૃમિ શબ્દ મૂક્યો છે.) જ્ઞાન, ઐશ્વર્ય (શક્તિ) વગેરેનો જેમ જેમ ઊતરતી કોટિ જોતા જઈએ તેમ તેમ વધારે ને વધારે પ્રતિબંધ–અટકાવ કે વાચસ્પતિની ભાષામાં નિકર્ષ–હલકુ રૂપ અનુભવાય છે. તો માણસથી આરંભી હિરણ્યગર્ભપર્યંત જ્ઞાનાદિનો ચડતી કોટિના ક્રમમાં આવિર્ભાવ કે ઉત્કર્ષ થતો જતો હોય એ સંભવિત છે.

મનુષ્યથી ચડતી જીવકોટિઓ છે કે નહિ એ પ્રશ્ન આપણા વિચારમાં અપ્રસ્તુત છે. પ્રાચીનો આવી મનુષ્યથી ચડતી જીવકોટિઓ માનતા એટલે આ વિચારકોએ ઉપર પ્રમાણે દલીલ કરી છે. વાચસ્પતિએ प्रकर्षोऽपि संभाव्यते એ પ્રમાણે શબ્દો મૂકીને દલીલનું સ્વરૂપ ઉઘાડું કરી દીધું છે.

શંકરાચાર્યે જ્ઞાન સાથે ઐશ્વર્ય શબ્દ મૂક્યો છે એ ઉપરથી એવો અર્થ નીકળે કે પ્રાણીઓને ઊતરતા ચડતા ક્રમમાં સુખ ઓછું વધારે પ્રાપ્ત થાય છે એ માન્યતા તો ઉપર ઉલ્લેખેલા બૃ. ઉ. વાળા વચનના વખતથી પ્રચલિત હતી જ (શંકરાચાર્ય પણ એનો ઉલ્લેખ કરે છે જુઓ બ્ર. સૂ. ૧–૧–૪ નું ભાષ્ય); પણ સુખદુઃખ અનુભવવાની તથા બીજી પણ માનસિક શક્તિઓમાં કૃમિથી મનુષ્યપર્યંત ચડતા ક્રમમાં તારતમ્ય હોય છે એમ પોતે સ્વીકારે છે.

આધુનિક વિકાસવાદની સર્વગ્રાહી વિશાળતા, કે સંવાર્થદ્યોતકતા ઉપરના વિચારમાં નથી. એ વિચાર એમનો મુખ્ય સિદ્ધાન્ત પણ નથી: માત્ર પ્રસંગોપાત કરેલી દલીલ છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# સદ્‌ગત વાડીલાલ શાહનાં વિચારસૂત્રો

## [ પ્રાસ્તાવિક

સદ્‌ગત ચિંતક અને ફિલસૂફ વાડીલાલ મોતીલાલ શાહના વિચારસૂત્રોનો આ ત્રીજો હપ્તો, અગાઉ પ્રગટ થઇ ગયેલા બે હપ્તાઓ કરતા કંઇક અંશે જુદા પ્રકારનો છે એટલે તે સબંધી વાચકવર્ગ પ્રત્યે 'બે બોલ' કહેવા જરૂરના છે.

સૌ કોઇ જાણે છે કે દુનિયાભરના વિચારકો અને તત્ત્વજ્ઞોના કથનને 'જનતા' વધારે સૂક્ષ્મ રીતે સમજી શકે એટલા ખાતર તેમના લખાણ પર ટીકા, વિવેચન કે ઉલટું ટિપ્પણ ઉમેરીને તે લખાણમા રહેલા તત્ત્વને હળવું કરવામા આવે છે અને એ રીતે અનેક ભાષ્યો લખાયાના દાખલા દરેક સાહિત્યના ભૂતકાળના ભંડોળમાથી મળી આવે છે. પરંતુ આજે તો એવા ઊંડાણવાળા લેખકોની પિછાણ કરાવવા માટે તેમના લખાણનું દોહન કરીને 'માખણ' (Quintessence) તૈયાર કરવામા આવે છે; અને એ દૃષ્ટિએ આધુનિક યુરોપના સુપ્રસિદ્ધ નાટ્યકાર ઇબ્સેનનું વિચારદોહન (Quintessence of Ibsenism) બર્નાર્ડ શૉએ લખ્યુ છે અને એ બર્નાર્ડ શૉના કથનનું દોહન (ક્વિન્ટેસેન્સ ઑફ બર્નાર્ડ શૉ) વળી બીજા કોઇએ તૈયાર કર્યું છે. પરંતુ એવા દોહનરૂપી પુસ્તકો ગુજરાતભરમા કેટલા છે એમ પૂછવા નીકળનારને તો મોટે ભાગે નિરાશ જ થવું પડે તેમ છે. વળી એવા પુસ્તકોનો આપણે ત્યા મુખ્યત્વે અભાવ છે તેના ઘણા કારણોમાના બે તો જાણવા જેવા છે: એક તો ગુજરાતમા ખરા અને સાચા ચિંતકો અને વિચારકોની સંખ્યા જ આંગળીને વેઢે ગણાય તેટલી છે, અને બીજું, ઊંડાણવાળા લખાણનું દોહન કરી શકે તેવી શક્તિવાળા લેખકોનો પ્રાય અભાવ છે. છતાયે આ દિશામા એક આશ્વાસન લેવા જેવું સાધન તો હમણા 'પ્રસ્થાન' કાર્યાલયે 'ગાંધી-વિચાર-દોહન' પ્રગટ કરીને પૂરું પાડ્યુ છે. એ પુસ્તક તો આપણા ગુજરાતી સાહિત્યના ખેડાણની એ દિશામા માત્ર એકનો એક પ્રયત્ન છે એમ કહેવામા અતિશયોક્તિ જેવું કશું નથી. પરંતુ હા, એક એવો પ્રયત્ન થયો હતો ખરો, જે હજુસુધી તો દૈવયોગે અપ્રગટ જ રહેવા પામ્યો છે. સદ્‌ગત વા. મો. શાહે પોતે પોતાના જ 'મસ્તવિલાસ' નામના ગ્રંથનું 'માખણ' (Quintessence) તૈયાર કરેલુ, પરંતુ તેને જનતા સમક્ષ ધરી દેવાય તે પહેલા તો ચાલુ માસમા જ પ્રગટ થનારા તેમના બીજા એક પુસ્તકનું દોહન આ વિચારસૂત્રોના ત્રીજા હપ્તા-રૂપે પ્રગટ થતા તે વાચકવર્ગના આદરને પાત્ર થશે એવી આશા રાખુ છું. એ પુસ્તકનુ નામ 'एक' (૧) છે અને સ્વ. વા. મો. શાહે તે સને ૧૯૨૭ના નવેંબર માસમા લખેલુ: તેમજ તેના લખનાર તરીકે પોતાનુ તખલ્લુસ પણ 'મોટું મીંડું' (०) યોજેલુ. એ પુસ્તક મૂળે તો જનસમાજને તત્ત્વજ્ઞાનની સમજ આપવા અર્થે નવલકથાના રૂપમા લખાયેલું છે. પરંતુ ગુજરાતમા હજુ તત્ત્વજ્ઞાનવિષયક નવલકથાનો જ અભાવ હોય ત્યા તેના સાચા પરીક્ષકો તેમજ સમાલોચકો કદાચ ન મળે તો નવાઈ નહિ! એ પુસ્તકના મનનપૂર્વક અભ્યાસનારને સહેજે જણાઇ આવશે કે સુપ્રસિદ્ધ આંગ્લ નવલકાર અને વિચારક એચ. જી. વેલ્સના લખાણમા પાયારૂપે વિજ્ઞાનના કોઇ નિયમની કે સિદ્ધાંતની સમજણનો મદાર હોય છે; તેજ રીતે આ વાડીલાલ શાહના લખાણનો મદાર તત્ત્વજ્ઞાન તેમજ અધ્યાત્મજ્ઞાનની અનોખી કુંચીઓ દર્શાવવાનો હોય છે. આથી એ 'एक' નામના પુસ્તકમા ઠામે ઠામે વેરાઇ પડેલા ઊંડાણવાળા તેમજ અનોખા વિચારસૂત્રો (Axioms)ની વીણણી કરીને આ હપ્તાને "વા. મો. શાહકૃત 'એક'નું દોહન" શીર્ષક નીચે જનસમાજ સમક્ષ ધરી દેવાની હામ ભીડું છું અને સૂચવવા રજા લઉ છું કે શબ્દોને પોતાના હાથથી દોડીને અંદરથી રહસ્ય કાઢવાના યત્ન કરનારાઓથી જ આ સૂત્રો સમજી શકાશે.

જેતપુર: તા० ૧૦-૮-૧૯૩૨

ત્રિ. વી. હેમાણી ]

## વા. મો. શાહ કૃત 'એક' (૧)નું દોહન

### 'અધ્યાસ' વિરુદ્ધ 'અભ્યાસ'

બળન કે બુદ્ધિને ખુજલી થવાથી તે કૂદાકૂદ કરી આપણને ગતિમાન બનાવે એનું નામ 'અધ્યાસ', અને બળને કે બુદ્ધિને ખુજલી થવા જ ન પામે એવા નીરોગી બનાવી આપણી ઇચ્છા થાય ત્યારે જ અને તેવી જ જાતની તેઓ ગતિ કરે એવું પરિણામ ઉત્પન્ન કરવાનો પુરુષાર્થ એ 'અભ્યાસ'.

અધ્યાસનું સંતાન 'ગુલામી' અને અભ્યાસનું ફળ 'સ્વતંત્રતા.' એટલું જ નહિ પણ એ 'સ્વતંત્રતા' એટલે જ સાત્વિક બળ અને સાત્વિક બુદ્ધિનું જોડાણ.

જેને 'અધ્યાસ' કહેવામા આવે છે તે જ પથીવાળાનું 'પાપ'–,પતન કરનાર તત્ત્વ; અને જેને 'અભ્યાસ' કહેવામાં આવે છે તે જ તેઓનું 'પુણ્ય'– નિર્મળ કરનાર તત્ત્વ.

### ઈર્ષા

ઈર્ષા અશક્તિનું સંતાન અને અશક્તોની સહચારિણી છે. બે પરસ્પર સબળ વ્યક્તિઓ વચ્ચેનું યુદ્ધ કોઇ પણ સન્જોગોમાં ઈર્ષા ઉત્પન્ન કરી શકતું જ નથી.

### 'કાચો જ્ઞાની' વિરુદ્ધ 'જ્ઞાની'

કાચો જ્ઞાની જો એકાદ શિષ્યનો સ્વીકાર કરે તો 'મુડદાં' ઉપાડવા જેવું થઇ પડે. પોતાના જ ભાવોથી હઠવાના નિરતર 'અભ્યાસ'મા લાગેલો માણસ એ કાર્ય હજી સંપૂર્ણતઃ સિદ્ધ ન થયુ હોય તે પહેલા બીજાના અને તેમાયે પોતાથી વધુ રોગીના નિરંતર સહવાસને સ્વીકારે તો પોતાના ભાવો ઉપરાંત તે બીજાના ભાવો પણ તેને વધુ ને વધુ નિર્બળ બનાવનાર થઇ પડે અને સંપૂર્ણ જ્ઞાની કે જેને માટે એવો કોઇ ભય હયાતી ધરાવતો નથી તે તો જીવતી જાગતી બેટરી સમાન હોઇ, આગની પ્રચંડ જ્વાળા સમાન હોઇ, શિષ્યનો સ્વીકાર કરતા ડરે નહિ, પણ એવી વ્યક્તિનો ગુરુ તરીકે સ્વીકાર કરવા ઇચ્છનારે પોતે ડરવું પડે.

### ગુરુ

ગુ = મલશુદ્ધિ કરવી + રુ = યુદ્ધ જગાડવુ કોઈના હૃદયમાં સ્થાન લઈ (પ્રમાદ, અનિયમિતતા અને અજ્ઞાનને લીધે) ત્યા જામી ગયેલો મળ બહાર ધકેલી કાઢી પુનઃ શુદ્ધ (આરોગ્યવાન) બનેલી ભૂમિકા પર પછી યુદ્ધ જગાડે તે 'ગુરુ.' આંતર્ અને બાહ્ય સૃષ્ટિના સામે યુદ્ધ ખેલવાની 'મસ્તી' જાગ્રત કરનાર ખેલાડી એ જ 'ગુરુ' એ યુદ્ધ-પિપાસા જ વિજય અને દિવ્યતા તરફ દોરી જનાર શક્તિ, અથવા જીવનનો ઊંચામાં ઊંચો અર્થ.

'કીડા'માંથી 'દેવ' બનવાની સમસ્ત ક્રિયા સમજવાનો યત્ન કરનાર જોઇ શકશે કે ગુરુ નામના સંસ્કૃત શબ્દમાં વસ્તુત - કંઈ વિલક્ષણ જ અર્થ સંતાયેલો પડયો છે. 'દયા' કરી બચાવે તે ગુરુ, હાથ પકડી નદી પાર કરે તે ગુરુ, પોતે વહાણ બની શિષ્યને ઉપાડી સંસારસમુદ્રનાં મોજાંથી જરા પણ તકલીફ ન થાય એવી રીતે કિનારે પહોચાડે તે જ ગુરુ ઇત્યાદિ જે માન્યતાઓ ધર્મપથવાળાઓમા આજકાલ પ્રચલિત છે તે માત્ર સમાજ-

રૂપી 'વાડી'ની 'વાડા' (જાજરૂ) જેવી થઈ પડેલી સ્થિતિ જ સૂચવે છે... ... ... ... ... ... તેથી જ તો 'ગુરુ'ને 'ઉસ્તાદ', 'બાજીગર', 'રમૈયો' 'રામ' 'બે પક્ષોની વચ્ચે રહી યુદ્ધ જગાડનાર અને બન્નેને પોતાનું બળ ધીરનાર': વગેરે ઉપનામ અપાયાં છે.

### જીંદગી

હકીકતમા જીંદગી એ નિરંતર ચાલતું યુદ્ધ છે, તેથી જ આ હયાતીને 'કર્મભૂમિ' કહેવામાં આવે છે. સ્થૂલ અને સૂક્ષ્મ (ભાવ) સાથે પ્રતિક્ષણ મનુષ્ય અથડામણ (conflict)માં આવે છે; એ અથડામણ જ એના આરોગ્યને જાળવી રાખનાર 'કસરત' છે અને એ જ વળી વધુ ને વધુ વિકાસ આપનાર અને વધુ ને વધુ પ્રાવરની વિદ્યુતનો સંચાર કરાવનાર 'યોજના' છે.

જીંદગી એટલે 'પાપ' (પતન કરનાર તત્ત્વ) વિરુદ્ધ 'પુણ્ય' (નિર્મળ કરનાર તત્ત્વ)નું નિરંતર યુદ્ધ અથવા તાલીમખાનું.

### 'તપ'

'તપ'=કષ્ટ, પુરુષાર્થ, મનન, બુદ્ધિપૂર્વક થતો અખંડ ઉદ્યોગ.

### તપ-યજ્ઞ-ભક્તિ

હરેક પ્રાપ્તિ બે ચીજ માગે છે: 'તપ' અને 'યજ્ઞ', અને એ બન્નેને છૂપુ બળ ધીરનાર તત્ત્વ 'ભક્તિ' છે.

'તપ' અને 'યજ્ઞ' કરનારની ઈચ્છાપ્રાપ્તિમાં આડે આવવાનો હક ત્રણ લોકમાં કોઈને મળ્યો નથી.

### ત્યાગી વિરુદ્ધ જ્ઞાની

ત્યાગીના આશ્રમમાં સ્ત્રીને મનાઈ છે, પણ ત્યાગનો ય ત્યાગ કરી ચૂકેલો **જ્ઞાની** ત્યાં માત્ર સ્વસ્વરૂપ જુએ છે, જ્યાં દુનિયાના લોકો સ્ત્રીત્વ કે પુરુષત્વ જુએ છે. આકારો, ભેદો, નામો, ગુણો: એ સર્વ કે જેની અંદર અને જેના વડે જ દુનિયાના લોકોનું જીવન છે તે સર્વ તો '**જ્ઞાની**'ની દૃષ્ટિમા બેહદને હદ બાંધનાર, અમર્યાદને મર્યાદિત કરનાર વાડો છે-ઝાંખરા છે. **જ્ઞાની** એક સાગર છે, જેમા સઘળા લિંગો, સઘળી જાતિઓ, સઘળા નામરૂપો, સઘળા ગુણો, સઘળી વૃત્તિઓ, સઘળા સિદ્ધાંતો ભિન્ન ભિન્ન સ્થળેથી વહન કરતા કરતા આવી મળે છે અને એકરૂપ થાય છે.

### દુનિયા

દુનિયા એટલે સમૂહનું – સમષ્ટિનું – ઈશ્વરનું તાલીમખાનું.

### 'પાપ' વિરુદ્ધ 'પુણ્ય'

'પાપ' એટલે પતન કરનાર તત્ત્વ અને 'પુણ્ય' એટલે નિર્મળ કરનાર તત્ત્વ.

### 'ભક્તિ'

'ભક્તિ' એ કોઈ પ્રશંસાના શબ્દોના ઉચ્ચારનું નામ નથી; પરંતુ હૃદય જે 'ચીજ,' મનુષ્ય કે ભાવ તરફ ઢળે તે ચીજ તરફ ગતિ કરવાની શક્તિ (Motive Power) એ જ 'ભક્તિ.'

ભક્તિને હક્ક પાલવે જ નહિ, એને તો એના આદર્શની સેવામાં જ ખપી જવાનો લહાવો જ બસ છે.

## 'યજ્ઞ'

'યજ્ઞ' = ભોગ, ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિના માર્ગમાં જે જે ચીજો, સબંધો, સગવડો, ટેવો, બધારણો, અન્યથા ઉપયોગી યા પ્રિય છતાં અત્યારે આડખીલીરૂપ થતા જણાય, તે સર્વનો ત્યાગ કે નાશ કરવામાં તત્પરતા.

## રાજા

'રાજા' શબ્દ જ એ રાજાની સંસ્થાનું ખરું રહસ્ય બતાવવાને પૂરતો છે. રાજે-પ્રકાશે-પ્રકાશ ફેંકે તે 'રાજા.' એ શબ્દમાં અમલ કરવાના કે માલેકી ભોગવવાના કે દંડ દેવાના ખ્યાલને કોઇ ખૂણે સ્થાન નથી. ન થવું જોઇતું હતું એવું કાંઇ જ્યારે કોઇથી થવા પામે ત્યારે સમજો કે કોઇ પણ જાતનો 'ભય' એ કરાવે છે, અને 'ભય' કોઇ 'વસ્તુ' નથી—ભ્રમણા છે—અજ્ઞાન અને અંધકાર છે. એને જ્ઞાનના એક કિરણની, પ્રકાશની જ જરૂર છે. એ પ્રકાશ જે આપે, આપી શકે, તેનું નામ 'રાજા.'

## 'લડવુ' અને 'ચાહવું'

'લડવું' અને 'ચાહવું' એ બે ક્રિયાઓ બહારથી જોનારને પરસ્પર વિરોધી ગુણવાળી લાગે છે, પરંતુ વસ્તુતઃ બને સમાન ગુણવાળી છે. બે વ્યક્તિઓ વચ્ચે ઐક્ય રચવાનો ગુણ—નિર્બળ વ્યક્તિઓ વચ્ચેનાં લગ્ન કે દોસ્તી તેમ જ યુદ્ધ—દ્વેષ અને તિરસ્કાર તેમ જ બને વચ્ચે વધુ ને વધુ અંતર ઉત્પન્ન કરનાર થઇ પડે છે.

## શક્તિનો સ્વભાવ ( ધર્મ )

શક્તિનો સ્વભાવ ( ધર્મ ) છે કે તે કોઇ કે કશા સાથે અથડાવામાં જ મજા માને. 'અથડાવા'ની ક્રિયામાથી પીડા ( Pain ) તો જરૂર પ્રગટે જ, પણ તે પીડાને 'ખેલ'નો રસ અને વિજિગીષા ( 'Will-To-Power' )ની લગની એ બે તત્ત્વોનુ સંયુક્ત બળ દાબી દેવામા વિજયી નીવડે છે. આ જોતા કહી શકાય કે, 'પીડા'ને પેદા કરવાની જેનામાં પ્રકૃતિ છે તે મનુષ્યશક્તિનો સહવાસી છે, જ્યારે 'પીડા'થી બચતા રહેવાની જ કાળજીને 'નીતિ' બનાવનાર મનુષ્ય 'સડા'નું સંતાન છે.

## 'ઉચકી' અને 'વિચાર'

'ઉચકી' એ કોઇ ચીજ નથી, ચીજમાંથી ઉછળેલું 'મોજું' માત્ર છે; અને 'વિચાર' પણ કોઇ 'ચીજ' નહિ પરતુ મોજાની દશા માત્ર છે. 'ઉચકી' તેમ જ 'વિચાર' બંને આદિ—અંતવાળાં હોઇ મૂળતત્ત્વથી ભિન્ન ભિન્ન છે. બન્નેનું અસ્તિત્ત્વ સાપેક્ષ ( Relative ) છે. જ્યાંસુધી 'ઉચકી' દેખાય છે ત્યાંસુધી વિચારનું અસ્તિત્વ જરૂરનું છે જ.

સંપાદકઃ ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

સૂચનાઃ સદ્દગત વાડીલાલનાં વિચારસૂત્રોના બીજા હપ્તામાં 'છાપાનાં ભૂતે' રાખેલી કેટલીક અશુદ્ધિઓને નીચે મુજબ સુધારીને વાચવાની વિનતિ કરવામાં આવે છે:—

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૫ | ૧ | આજનાં | આજનો |
| ૧૩૬ | ૮ | આવી ચામડી | આળી ચામડી |
| ,, | ૧૯ | તેનો માનપૂર્વક | તેનો મનનપૂર્વક |
| ૧૩૭ | ૩ | શક્તિ ક્રોધ અને કત્લમાં ખર્ચાવાં ઉપરાંત | શક્તિ વહે છે તે શક્તિ એટલી અખૂટ હોય છે કે ક્રોધ અને કત્લમાં ખર્ચાવા ઉપરાંત |
| ૧૩૭ | ૨૩ | જ્ઞાનીઓની 'સુસ્તી' છે | જ્ઞાનીઓની 'મસ્તી' છે |
| ,, | ૨૪ | આશક–માશુક'ના | આશક–માશુક'નો |

જેતપુર: તા. ૧૬–૮–૧૯૩૨.

વિ. વી. હે.

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

(પ્રસ્થાન માટે ખાસ લેખમાળા)

## (૧૦)

## નૈરોબીમાં

**રા.** સીતારામાચારિ અગર મિ. આચાર્ય કીનિયાના રાજકારણમાં એક અગત્યની વ્યક્તિ હતા. આંધ્ર પ્રદેશના એક અત્યંત ઉચ્ચ, સજ્જન અને પવિત્ર કુટુંબમાં તેમનો જન્મ થયો છે અને જોકે વિશ્વવિદ્યાલયના શિક્ષણથી તે વંચિત રહ્યા છે છતાં સંસ્કારથી સભ્યતા, સ્વાભિમાન અને ભાષાજ્ઞાન અત્યંત સારી રીતે કેળવાયાં છે. કીનિયામાં તેમણે કારકુન તરીકે જીવન શરૂ કર્યું અને ૧૯૨૨–૨૩માં ગોરાઓએ હિન્દી સ્ત્રીજનો તથા સંસ્કૃતિ ઉપર આક્રમણ કરવા માંડયું ત્યારે તેમનો આત્મા સળગી ઊઠયો તેમણે યુરોપિયન સમાજના સડા પહેલા સુધાર્યા પછી જ હિન્દી સમાજ તરફ ધ્યાન આપવા ગોરાઓને સખત શબ્દોમાં સૂચના કરી અને યુરોપીય કુલસ્ત્રીઓના પણ ગણિકાસમાન હાવભાવ તથા શૃંગાર તરફની અભિરુચિ તરફ તેમનું લક્ષ્ય ખેચ્યું તેથી કીનિયાનો સમાજ ખળભળી ઊઠયો અને અહીંની સરકારે તેમના સામું જેલનું તથા દેશનિકાલની સજાનું શસ્ત્ર ઉગામ્યું. સરકારથી કંઈ થઈ શકયું નહિ અને ત્યારથી આચારિયર હિન્દી જનતામાં અત્યંત પ્રિય થઈ પડયા. આ લોકપ્રિયતા તેમણે ગયા વરસમાં કેટલાક પ્રતિકૂળ સંજોગોને પરિણામે કીનિયા છોડયું ત્યાંસુધી તેમણે જાળવી રાખી. ગોરાઓ તરફનું અપમાન પણ તેમણે છેવટ સુધી સાચવી રાખ્યું તેમના જીવનની મૃદુતા અને લખવાની તીખાશ કીનિયાના તમામ માણસોને હમેશાં યાદ રહેશે.

રા. ઉછરંગલાલ જીકાર કીનિયાના હિન્દીઓના એક મોટા ભાગનો પ્રતિમૂર્તિસ્વરૂપ છે. અહીં હિન્દીઓના બે મોટા ભાગ પડે છેઃ એક કરાણી વર્ગ અને બીજો વેપારી વર્ગ. કરાણી એટલે સરકારના અગર વેપારી પેઢીઓના નોકરો. સામાન્ય રીતે તમામ ભણેલાઓ કરાણી વર્ગમાં જાય છે. ભાઇ જીકાર જે વખતે કાઠિયાવાડનો નાગરવાડો દરિયાપાર જવાના નામમાત્રથી જ ભડકતો તે વખતે મોમ્બાસામાં આવી સરકારી નોકરીમાં દાખલ થયા હતા. સ્થિરતા, સહનશીલતા, સૌજન્ય અને શ્રમથી તે પોતાના ઉપરીઓનો ચાહ તથા શ્રદ્ધા મેળવી શકયા અને આજે સરકારના હિન્દી નોકરોમાં એ પ્રથમ દરજ્જે વિરાજે છે. તેમના અંગ્રેજી વગેરેના જ્ઞાનની વાતો અધિકારી મંડળમાં પણ થાય છે. તેમની સરળતા સર્વત્ર પંકાય છે અને તેમણે પોતાના સ્થાન ઉપર રહેતે રહેતે પોતાના ક્ષેત્રમાં અનેક હિન્દીઓની બજાવેલી સેવા તેમનામાં જો કાંઇ દોષ હોય તો તેને ક્ષમ્ય કરે છે. તે થોડા વખતમાં નિવૃત્ત થવાના છે; અને તેમની જગ્યા કીનિયાના અદાલત ક્ષેત્રમાં એક વાર ખાલી પડતાં ભરાશે નહિ.

નૈરોબી એ કીનિયાનું પાટનગર છે. લગભગ ૫૪૦૦ ફીટની ઊંચાઇએ કીનિયાના પાર્વત્ય પ્રદેશની સીમા ઉપર તે આથિ મેદાનને છેડે આવેલું છે. એક બાજૂ આ શહેર મેદાનના ખુલ્લા, આછા ઘાસવાળા ભાગમાં પોતાનો બાહુ પ્રસારે છે, બીજી બાજૂ કયામ્બુ અને કિકુયુનાં ગાઢ જંગલો અને ગોરા ખેડૂતોએ એ જંગલો સાફ કરી રચેલાં સુંદર કાફીનાં ખેતરોને સ્પર્શે છે. ૧૯૨૭માં હું ગયો ત્યારે હિન્દીઓ માટે નૈરોબીમાં વસવાટની સહેજ મુશ્કેલી હતી. ઘરનાં ભાડાં ઘણાં વધારે હતાં, પણ તે પછીથી "ન્ગારા રોડ" અને "પાર્કલેન્ડઝ" હિન્દી વસવાટ માટે ખુલ્લાં મુકાયાં અને આજે તે ભાગમાં ચારચાર માઇલ સુધી હિંન્દીઓ બેઠા ઘાટના, સુંદર બંગલાઓ બાંધીને રહે છે. સ્ટેશનથી ઊતરીને ગામમાં પેસતાં જ "વેપારી લત્તો" ગવર્મેન્ટરોડ ઉપરથી શરૂ થાય છે. આ લત્તા ઉપરનાં મકાનો ભવ્ય અને અર્વાચીન છે. ઘણાં મકાનો હિન્દી માલેકીનાં છે અને તેમાં મુલતાની, ખોજા, હિન્દુ, વોરા વગેરે વેપારીઓ ધીકતો વેપાર કરે છે. હિન્દી વકીલોની કચેરીઓ પણ આ જ રસ્તા ઉપર છે. આ વખતે પણ બીજા કોઇ પણ શહેર કરતાં નૈરોબીમાં મેં વધારે મોટરકારો જોઇ. દરેક ત્રણ માણસે એક પાસે મોટર ગાડી છે એવું ગણાય છે.

નૈરોબીમાં અત્યારે લગભગ ૫૦૦૦ યુરોપીયો અને ૧૨૦૦૦ એશિયાનિવાસીઓ છે. રિવર રોડ અને ઇન્ડિયન બજારના વેપારી લત્તાઓ ઉપર વસવાટ ઘીચ છે અને એ લત્તાઓમાં ઘણી વાર મરકી ફાટી નીકળે છે. જ્યાંસુધી ન્ગારા, પાર્કલેન્ડઝ, ઇસલી, કયામ્બુરોડ વગેરે ભાગમાં હિન્દીઓને વસવા દેવામાં નહોતા આવતા ત્યાંસુધી આ લત્તાઓ ઉપર ઘણું દબાણ હતું. આ દબાણ હવે ઓછું થઇ ગયું છે. રિવર રોડની બાંધણી પથ્થરની છે પણ ઘીચ શહેરનો ખ્યાલ આપે છે. ઇન્ડિયન બજારની બાંધણી ઘીચ અને ગલીચ છે, પણ વખત જતાં તે સુધરીને સ્વચ્છ બનશે. ૧૯૨૭ થી આજ સુધી હિન્દી વસવાટના નવા ભાગો તૈયાર થતાં મેં અવલોકયા છે અને તે ભાગનાં મકાનોની બાંધણી તથા સ્વચ્છતા કોઇ પણ અર્વાચીન શહેરને ટક્કર મારે તેવાં છે.

નૈરોબીની ઉત્તર તથા પશ્ચિમ પરિસીમા રળિયામણી છે. ઉન્નતપ્રદેશની લીલીછમ વનસ્પતિ, શંકુઆકારનાં પાઇન, યુકૅલિપ્ટસ વગેરે જાતનાં ઝાડ અને ચડઊતર રસ્તાઓ

પડખે ખીણ અને ટેકરીઓ શહેરને અત્યંત મનોહર બનાવે છે. પશ્ચિમની ટેકરી ઉપર અંગ્રેજ અમલદાર વર્ગ, ગવર્નર વગેરે રહે છે. ઉત્તર તરફના મુથાઇગા, વેસ્ટ લૅન્ડઝ તથા પાર્ક લેન્ડઝના દૂરના ભાગોમાં યુરોપીય વેપારીઓ તથા ખાનગી પેઢીના કરાણીઓ, યાંત્રિકો વગેરે રહે છે. પાર્ક લેન્ડઝમાં જેમ જેમ હિન્દી વસતી વધતી ગઇ છે, તેમ તેમ યુરોપીયો દૂર જતા ગયા છે.

ઊતરતાં વેંત જ માણસ જોઇ શકે કે આ શહેરમાં ભલે સર્વોપરિત્વ "સાહેબલોકો"નું હોય તોપણ તેની સમૃદ્ધિ તો હિન્દીઓને લીધે જ છે. તેની ત્રણ બેન્કો નેશનલ બેન્ક ઑફ ઇન્ડિયા, સ્ટેન્ડર્ડ બેન્ક ઑફ સાઉથ આફ્રિકા, તથા બાર્કલેઝ બેન્ક, (ડી. સી. એન્ડ ઓ.) હિન્દી વેપારીઓરૂપી કામદુધા ઉપર દુઝે છે. ૧૯૩૦ માં સ્ટેન્ડર્ડ બેન્કે અને ૧૯૩૧ માં નેશનલ બેન્કે ભવ્ય ઇમારતો બંધાવી શહેરને શોભાયમાન કર્યું છે. બાર્કલેઝ બેન્ક નૈરોબીના મધ્યમાં કામ કરે છે અને તેમનું કામ મોટે ભાગે હિન્દી વેપારીઓ સાથે રહે છે. આ બેન્કો હિન્દીઓ કોલોનિયાનો કેટલો વેપાર પોતાના હાથમાં રાખે છે તથા કેટલો પૈસો સ્વદેશ મોકલાવે છે તેના આંકડા પૂરા પાડી શકે છે અને અણીને વખતે હિન્દી વેપારીઓની આબરૂ સાચવી લઇ શકે છે અગર તેના કાંકરા કરાવી શકે છે. બજારો વિલાયત, યુરોપખંડ તથા જાપાનના માલથી છલી જાય છે અને એ માલનો તમામ પ્રચાર હિન્દીઓ મારફતે જ થાય છે. જાપાનનો સુતરનો બર, હોલાંડ–બેલ્જીયમ–ઇટાલિના ધાબળાનો બર, ઇંગ્લાંડ–જાપાનનો રેશમી તથા ગરમ બર, જર્મની અને ઝેકો–સ્લોવાકિયાનો નાનકડો નાનકડો, નયનરોચક, સ્પર્શરમ્ય અનેક પ્રકારનો બર પહેલાં તો હિન્દી વેપારીઓને ત્યાં આવીને ખડકાય છે અને ત્યાંથી પછી યુરોપીય, હિન્દી અગર આફ્રિકન લોકોને ત્યાં પહોંચે છે સ્વતંત્ર વેપારવિહોણા હિન્દીઓ પારકા વેપારને પોષણ આપે છે.

ભાઇ આચારિયર મને દારેસ્સલામમાં એક વાર મળ્યા હતા અને તે વખતે અમારો પરિચય સારો જામેલો હતો. ભાઇ જીકાર મારા સંબંધી હતા. એ બન્ને વચ્ચે નૈરોબીમાં વીતાવેલું પખવાડિયું બહુ આનંદજનક નીવડયું. આજે નૈરોબીની આસપાસ તેના યુરોપિયન લત્તાઓના રબ્બર પાથરેલ જેવા રસ્તાઓ ઉપર તથા હિન્દી અને આફ્રિકન લત્તાઓના ધૂળથી ભરપૂર, ખરબચડા, હાડકાં પાંસળાં ભાંગી જાય તેવા રસ્તાઓ ઉપર ફરીને આખું શહેર જોયું. હિન્દીઓના બુદ્ધિવિકાસના કેન્દ્રસમી પટેલ બ્રધરહુડની પુસ્તકશાળા નીરખી, જીવંત હિન્દુત્વની પ્રતિમાસમી નૈરોબીની 'આર્યસમાજનું ભવ્ય મંદિર જોયું, કચ્છ, સૌરાષ્ટ્ર અને ગૂજરાતના હિન્દુઓની એકતા સૂચવતુ 'કચ્છી–ગુજરાતી' હિન્દુ યુનિયનનું મકાન જોયું. તેમાંનું શિવાલય તૈયાર થઇ ગયું હતું અને દશેરાને દિવસે તેમાં મહાદેવનું લિંગ પધરાવવાનું હતું. તેની જ પડખે શ્રીસનાતનધર્મ સભાનું અચલ સનાતનત્વની પ્રતિમાસમુ સભાગૃહ હતું. બંનેની પાછળ દમામદાર ઘુમ્મટ ધરાવતું હિન્દના ક્ષાત્રતેજસમું શિરોમણિ ગુરુદ્વાર હતું.

પાસે જ પતરાંના "બાંડા"માં બેસતી હિન્દીઓ માટેની સરકારી નિશાળ હતી'; થોડે દૂર વિક્ટોરિયા સ્ટ્રીટ ઉપર દેશાઇ મેમોરિયલ હૉલ બાંધવા માટેની જગ્યા એમની એમ પડી હતી; ઘણા વખતની ઊંઘમાંથી જાગી આળસ મરડતી ભાઇ શમ્સુદીને તથા બીજાઓએ પ્રયોજેલી મસ્જિદના મિનારા દૂર દેખાતા હતા. આધે ન્ગારા રોડ ઉપર હિન્દી

જીમખાનાની જમીન પણ ઉજ્જડ જ પડી હતી. ભાઇ અબ્દુલ વાહિદ તે વખતે પણ પોતાના બંગલામાં સાવજ, ચિત્તા, વાંદરા વગેરે રાખતા હતા.

૧૯૩૨ના અને ૧૯૨૭ ના હિંદી નૈરોબીમાં હાથીઘોડાનો અંતર છે. પટેલ બ્રધર્સ હુડે શારદાદેવીની સુંદર પ્રતિમાને મુખદ્વાર પર સ્થાપી એક પુસ્તકાલયનું મકાન બંધાવી શહેરના હિન્દી લત્તાને અલંકૃત કર્યો છે. સનાતન ધર્મસભાએ પાસે જ કન્યાશાળાનું મકાન બંધાવ્યું છે, અને કચ્છી-ગૂજરાતી હિન્દુ યુનિયનના શિવાલયની આસપાસ સભામંડપ, અતિથિગૃહ અને શિક્ષણાલયનાં નેત્રમનોહર મકાનો ઊભાં થયાં છે. દેસાઇસપ્તાહ હું હિન્દથી શનિવાર તા. ૯ મી જુલાઇ ૧૯૩૨ ને રોજ પાછો ફર્યો ત્યારે શરૂ થયું. અને હિન્દી જનતાના અનેરા ઉત્સાહને લીધે તથા થીકાના હિન્દી વેપારીઓએ સાલની શરૂઆતમાં દર્શાવેલા અપૂર્વ સ્વાભિમાનને લીધે ટુંકા જ વખતમાં સમગ્ર હિન્દી જનતાના સંમેલનકેન્દ્રરૂપ દેશાઇ સ્મારક સભાગૃહ તૈયાર થઈ જશે. ૧૯૨૭ ની મસ્જિદના મિનારાઓ આજે વધારે ઊંચા ચડ્યા છે અને જાગૃતિ પછીનું ચેતન દર્શાવી રહ્યા છે. વોરા કોમની તથા અહમદિયા કોમની બે મસ્જિદો પણ નૈરોબીના બેઠા ઘાટની બાંધણીમાં ભાત પાડી રહી છે. સુલેમાન વીરજી હિન્દી જીમખાનાએ ઉજ્જડ જમીનને ગમ્મતનું સાધન બનાવ્યું છે અને તેના ઉત્સાહી ભૂતપૂર્વ મંત્રી કાલિપદ દાસ ગુપ્તના પરિશ્રમથી તેના નાનકડા મકાન આસપાસ સરસ બગીચો રચાઇ રહ્યો છે. કેળવણી માટે બીજી ટીકા આગળ ઉપર કરીશ, પણ હિન્દી બટુકોને ભણવા માટે આજે ભવ્ય બાંધણીની શાળા તથા વિદ્યાર્થીગૃહ ઊભાં થયાં છે. નિષ્પ્રાણ સરકારી વિદ્યાર્થીગૃહની નિષ્પ્રાણતા સિદ્ધ કરવા કમ્મર કસી હોય તેવા શ્રી શ્રદ્ધાનંદ બ્રહ્મચર્યાશ્રમનાં સ્વચ્છ અને સુબદ્ધ મકાનો તૈયાર કરી પૂર્વ આફ્રિકાની જનતાને અર્પનાર ભાઇ છોટાભાઇ પટેલનો પરિશ્રમ અને ભાઈ નાનજીભાઇનું ઔદાર્ય છે. કીનિયાના આ પાટનગરની હિન્દી માતાઓ માટે પ્રસૂતિગૃહ ૧૯૨૮ ના જાન્યુઆરીમાં અહીંના તવંગર ગરીબ-સર્વ હિન્દી ભાઇબહેનોના અત્યંત પરિશ્રમથી હિન્દી લત્તાના મધ્યમાં ઊભું થયું છે અને ડૉકટર કૃષ્ણલાલ અડાલજાના આ કાર્યમાંના રસાભિભાવે તેમાં થોડાં ગરીબ બહેનોને મફત સગવડ અને ચાર નવાં શય્યાસ્થાન વધારી અપાવ્યાં છે. હજી હિન્દીઓ માટે દવાશાળાનો તથા સારવારગૃહનો પ્રબંધ થયો નથી, પરંતુ એ વાત વિસારે પડી નથી અને ૧૯૩૩-૩૪ પહેલાં એ બન્ને પ્રબંધ થઇ શકશે.

હું નૈરોબીમાં ઊતર્યો તે વખતે કોઇ સ્થિર મુહૂર્ત હતું અને હિન્દી ઇતિહાસમાં એક ઘણો જ અગત્યનો પ્રસંગ હતો. આ પ્રસંગ સમજવા માટે કીનિયાનું રાજપ્રકરણ તથા અહીંની પ્રધાન હિન્દી વ્યક્તિઓનો પરિચય પાડવાની જરૂર છે અને હવેના લેખમાં હું તે આપીશ.

(ક્રમશઃ) ઉછરંગરાય કેશવરાય ઓઝા

# કુમાર સંભવ

## સર્ગ ૩ જો

### કામદેવનું દહન

તજી સુરો તે પર શક્ર કેરાં
સાથે હજારો નયનો પડે છેઃ
ખરે થતો અસ્થિર કાર્ય – અર્થી
સ્વામી તણો આદર આશ્રિતોમાં. ૧

ને વાસવે આસન પાસ જેને
"બેસો અહીંઆં" કહી સ્થાન આપ્યું;
તે શિર્ષથી સ્વામીકૃપા સ્વીકારી,
એકાન્ત ઇન્દ્ર પ્રતિ આમ કહે છેઃ ૨

"જનો મહીં જ્ઞાન વિશેષ વાળા !
આજ્ઞા કરો શું તમ કાર્ય લોકે ?
સંભારી આરંભી કૃપા તમે તે,
આજ્ઞા તમારીથી વધેલી ઇચ્છું. ૩

તમારી ઇર્ષ્યા પદલોભી કોણે
બ્હોરી કહો દીર્ઘ અતિ તપોથી;
જે બાણ સાધેલ ધનુષ્ય મારા
તેણા નિદેશ વશ તુર્ત થાય ? ૪

ચડ્યો પુનર્જન્મ પીડા ભયે કો,
રજા તમારી વિણ મુક્તિમાર્ગે ?
બધાઈ રહે તે ચિર સુંદરીના
વિદગ્ધ ભ્રૂ વાંકી તણા કટાક્ષે. ૫

શીખેલ નીતિ કદિ શુક્ર પાસે
પ્રયોજીને તોપણ રાગદૂતે
કેના કહો પીડું હું અર્થધર્મ,
નદીતટોને જ્યમ પાણીપૂર ! ૬

૧. ઉત્તરાર્ધઃ કાર્યની ગરજવાળા સ્વામીનો આશ્રિતો તરફનો આદર અસ્થિર થાય છે. ૨. બીજા દેવોનું કામ ન હતું માટે ઇન્દ્રે બીજા દેવો તરફ એક નજર સરખી કરી નહિ. ૫. વિદગ્ધ=ચતુર ૬. રાગદૂત=રાગરૂપી દૂત. રાગ એટલે આસક્તિ.

સૌંદર્યથી ચંચલ ચિત્ત પેઠી
પતિવ્રતા ને દૃઢ શીલવાળી;
ઇચ્છે કઇ સુંદરી, લાજ છોડી
કંઠે સ્વયં બાહુ રહેલ ભીડી.
ક્રીડા તણા દોષથી કોપી, કામી !
કૈએ નમંતા પદમાં નકાર્યા ?
કરીશ, તેનું અનુતાપ પૂરે,
પ્રવાલશય્યા વશ હું શરીર.
પ્રસન્ન હો, વજ્ર વિરામ આપો;
મારા શરે બાહુનું વીર્ય ખોઇ
કયો. સ્ત્રીએ દૈત્ય સ્ત્રીઓથી, જેના
કોપે થકી ઓષ્ઠ સ્ફુરી રહ્યા છે.
તવ પ્રસાદે, શર ફૂલ, તોયે
વસંતને કેવલ સ્હાય રાખી;
પિનાકપાણિ - હરનું ય ધૈર્ય,
તજાવું તો અન્ય ધનુર્ધરો શું ? "

ઊરુસ્થલેથી પગને ઉતારી
શોભાવતાં સ્પર્શથી પાદપીઠ;
ધારેલ અર્થે બળ દાખવેતા
કંદર્પને આમ કહે છે ઇન્દ્રઃ
ઘટે જે છે સર્વ તને સખા એ,
છો બેઉ અસ્ત્રો મુજ : વજ્રને તું;
તપે સમર્થો મહિ વજ્ર જાડું,
તું છે પૂરે સાધક સર્વગામી.
મારા સમો તું, તુજ શક્તિ જાણું,
તેથી તને સોંપું મહાન કાર્ય;
યોજે હરિ ભૂધર શક્તિ જાણી
સ્વદેહને ધારણ શેષને જ.
શંભુ પ્રતિ બાણની વાત કાઢી,
સ્વીકાર્યું તેં કાર્ય અમારું જાણે;
યજ્ઞાંશભોગી સુરનું ય આ જ
છે ઇષ્ટ, થાતાં બળવાન શત્રુ.
સુરો ચહે છે હરવીર્યનાથી
જન્મેલ સેનાપતિને જયાર્થે,

૭. ચંચલ ચિત્ત, તે ઇન્દ્રનું. ૧૩. સ્વદેહને ધારણઃ સ્વદેહ ધારણ કરવાને માટે.

તે મન્ત્રથી ધ્યાન ધરન્ત યત્ને
છે સાધ્ય તારા શર એકથી જ.
તે ધ્યાનીની સંયમિ પાર્વતીમાં
જગાડવા પ્રીતિ કર પ્રયત્ન;
સ્ત્રીઓ મહીં એ જ–કહ્યું વિધિએ–
છે વીર્ય તેનું ધરવા સમર્થ.
પિતાની આજ્ઞાથી નગેન્દ્રકન્યા,
ટૂંકે કરંતા તપ, શમ્ભુને એ
સેવે છ, મેં સાંભળ્યુ અપ્સરાઓ
તણે મુખે, એ સહુ ચાર મારા.
તો જા, કરે સિદ્ધ તું દેવકાર્ય,
આ હેતુ છે વસ્તુ બીજીથી સાધ્ય.
માગે તને સાધન શ્રેષ્ઠ, જેમ
બીજાંકુરો પાણી ઉગ્યાં પહેલાં
તે દેવ કેરો જયના ઉપાયે
તારાં જ અસ્ત્રોની ગતિ, તું ધન્ય!
અસિદ્ધ ના તોપણ કીર્તિ આપે,
કૃતિ અસાધારણ તો જનોને.
આ દેવતાઓ સહુ યાચનારા
વળી ત્રણે એ ભુવનોનું કાર્ય,
ન હિંસક ચાપનું કામ તારા,
અહો ખરે છે બલ ધન્ય તારુ!
મધુ વળી આ સહચારી તારો,
સહાય આપે જ કહ્યા વિના એ
અગ્નિ તણો સ્હાયક થાઉં એવું
સમીરને કહેવું પડે છ કોને?
"ભલે" કહી શેષ શી સ્વામી આજ્ઞા
શિરે ધરીને સ્મર નીકળ્યો ત્યાં.
કઠોર ઐરાવત ઝાબડયાથી
સ્પર્શ્યો કરે શક્ર શરીર એને.

---

૧૮ હરથી ઉત્પન્ન થયેલો સેનાપતિ એ દેવકાર્યનો હેતુ એટલે કારણ છે એ કારણને અસ્તિત્વમા આવવાને બીજા કારણની અપેક્ષા છે. અને તે બીજુ કારણ તે તુ [કામદેવ] પોતે. જેમ અંકુરને અસ્તિત્વમાં આવ્યા પહેલા પાણીની જરૂર પડે છે તેમ. ૧૯. ઉત્તરાર્ધ: દરેક અસાધારણ કૃતિ પછી તે પ્રસિદ્ધ એટલે મહાન ન હોય તો પણ કીર્તિ આપે છે, તો આ તારી કૃતિ તો અસાધારણ છે અને પ્રસિદ્ધ પણ છે. ૨૨. શેષ એટલે પ્રસાદ.

તે માનિતો માધવ મિત્ર, તેમ
રતિ ભયે પાછળ તેની જાતાં;
આણુવ્યયે કાર્યની સિદ્ધિ ઇચ્છી
હરાશ્રમે તે પહુચ્યો હિમાદ્રિ. ૨૩

અરણ્ય તે સયમિ યોગીઓને
વિરોધી જે છે તપ ધ્યાન કેરો,
મનોજનો જે અભિમાનરૂપ,
ધરી સ્વરૂપ પ્રગટે મધુ ત્યાં. ૨૪

કુબેરની રક્ષી દિશે રવિ જ્યાં
માંડે જવા કાલ નિજ ત્યજીને
તજે દિશા દક્ષિણ ગંધવાહ
મુખેથી નિઃશ્વાસ શું દર્દવાળે ! ૨૫

તુરંત પુષ્પો પ્રગટ્યાં અશોકે,
સ્કંધે થકી પલ્લવ કેરી સાથે
ન રાખતાં સ્પર્શ તણી અપેક્ષા
નૂપુરનાદી લલના પગોના. ૨૬

પ્રવાલના સુંદર પિચ્છવાળું
ઘડાઇ રહેતાં નવું મ્હોર–બાણ
ત્યાં તુર્ત મૂકયા ભમરો મધુએ
મનોજ નામાક્ષર કેમ જાણે ! ૨૭

કરેણમાં રંગ વિશેષ તો એ
નિર્ગંધતાથી દિલ દૂભવે છેઃ
સમગ્રતા સર્જનથી ગુણોની
પ્રવૃત્તિ ભાસે અવળી વિધિની. ૨૮

અ–ખીલિયાં બાલ શશી શું વાંકાં
દિસે પલાશો અતિ લાલ–રંગી
વસનનો સંગમ સદ્ય પામી
વનસ્થલીના નખના ક્ષતો શું ! ૨૮

---

૨૫. કુબેરની રક્ષી દિશા; ઉત્તર દિશા જેના રક્ષક દેવ કુબેર છે. વસંતમાં રવિ ઉત્તરાયણનો થાય છે અહીં સમય વિના વસંત આવ્યો છે માટે 'નિજ કાલ ત્યજીને' એમ કહે છે. ૨૬. નૂપુર પહેરેલા પગે સ્ત્રી અશોકને પગ અડકાડે ત્યારે તેને ફૂલ આવે છે એવો કવિસમય છે. ૨૭ આંબાના મ્હોર એ કામદેવનું એક બાણ છે. બાણ ઉપર તેના ધણીનું નામ લખવાનો રિવાજ હોય છે. મ્હોર ઉપરના ભમરા તે બાણ ઉપરના નામના જાણે અક્ષરો !

મુખે મધુશ્રી તિલક પ્રકાશી
વિચિત્ર ભૃંગાંજન-રેખથી જે,
બાલાર્કના કોમલ રંગનાથી
આમ્રાંકુરો રૂપી જ ઓષ્ઠ રંગે. ૩૦

મૃગો, પ્રિયાલ દ્રુમ, મંજરીના
રજઃકણે દૃષ્ટિ રૂંધાય તો યે
ફરે મદોન્મત્ત, સમીર સામા
વને, પડે ખર્ખર પત્ર જ્યાંહી. ૩૧

ચાખ્યાથી આમ્રાંકુર રક્ત કંઠે
કૂજી રહ્યો કોકિલ જે મધુરું,
મનસ્વિની-માન-હર્યે પ્રવીણ
જાણે થતો શબ્દ મનોજનો તે. ૩૨

ચઠી જતાં શ્વેત જ ઓષ્ઠવાળી
મુખોની કાંતિ વળી શ્વેત વાળી
દેખાય છે કિંપુરુષ સ્ત્રીઓના
વિશેષકામાં કંઈ સ્વેદબિન્દુ. ૩૩

તપસ્વીઓ શંભુવને રહેતા
અકાલ તે ભાળી વસંતલીલા
પ્રયત્નથી સર્વ વિકાર રોકી
મનો પરે માંડ પ્રભુત્વ રાખે. ૩૪

તે દેશમાં પુષ્પધનુ સજીને
રતિની સાથે સ્મર જ્યાં ગયો ત્યાં
હદે ગયા સ્નેહરસે ભર્યા સૌ
દર્શાવતાં ભાવ-ક્રિયાથી યુગ્મો. ૩૫

પુષ્પો તણે એક જ પાત્ર ભૃંગ
પીએ પ્રિયા પાછળ જે મધુને.
સ્પર્શે મીચી નેત્ર ઊભી મૃગીને
શૃંગે કરે ચેળ જ, કૃષ્ણસાર. ૩૬

દે હાથણી પંકરજે સુગંધી
પ્રેમે કરીને જલ ડોગળાને.

---

૩૦ અહીં શ્લેષમૂલક રૂપક છે. મુખ્ય શ્લેષના શબ્દો નીચે પ્રમાણે છે. મુખ=પ્રારંભઃ મ્હો, તિલક=એ નામનુ પુષ્પ આવ્યો. મંધુશ્રીએ પોતાના મુખે તિલકનો પ્રકાશ કર્યો. તે તિલક ભમરારૂપી આંજણની રેખાથી વિચિત્ર દેખાતુ હતુ. અને તેણે આમ્રાંકુરરૂપી હોઠને ઊગતા સૂર્યના લાલ રંગ વડે રંગ્યા. સ્રીઓ લાક્ષારાગ વડે હોઠ રંગતી. ૩૩ વિશેષક=સ્રીઓ મ્હો પર પાંદડી જેવા આકારો ચીતરતી તે.

અર્ધાં ચુગેલા બિસથી પ્રિયાને
બતાવતો 'આદર' ચક્રવાક. ૩૭

ગીતોની વચ્ચે શ્રમબિન્દુઓથી
રેળાયલી પત્રની રેખ એવા,
પુષ્પાસવે ભ્રાન્ત દગે દિપંતા,
મુખે ચૂમે કિંપુરુષ પ્રિયાને. ૩૮

ફૂલે ભર્યાં ગુચ્છ ઉરોજ જેનાં,
ને ફરકતા પલ્લવ રમ્ય ઓઠ,
લતાવધૂઓ તણી નમ્ર શાખા–
ભુજોથી આલિંગન વૃક્ષ પામ્યાં. ૩૯

સુણ્યું છતાં ગાન ય અપ્સરાનું
સ્થાણુ થયા તે ક્ષણ ધ્યાનમગ્ન.
વિઘ્નો કદાપિ ય જિતેન્દ્રિયોની
સમાધિમાં ભંગ કરી શકે ના. ૪૦

લતાગૃહદ્વાર ઊભેલ નંદી
ડ્હાબે ધરી ડાબી સુવર્ણ દંડ,
મુખે ધરી આંગળી સૂચનાર્થે
શાસે ગણોને 'ન ડગો' કહીને. ૪૧

કંપે ન વૃક્ષો, ભમરા વિરામ્યા,
મૂગાં ખગો, શાંત ગતિ મૃગોની.
તે શાસનાએ વન આખું એ તે
ચિત્રે લખ્યા દૃશ્ય સમું થઈ રહે. ૪૨

તેનો તજીને સ્મર દૃષ્ટિપાત
પ્રયાણમાં સન્મુખ શુક્ર પેઠે,
ધ્યાનસ્થલે શંભુ તણે પ્રવેશે
ગુંથાઇ જ્યાં પાસ નમેરુ શાખા. ૪૩

તે મ્હોત માથે ભમતા મનોજે
દીઠા તહીં ત્ર્યંબક સંયમીને
બેઠેલ દારુદ્રુમ વેદિકામાં
બિછાવ્યું જેના પર વ્યાઘ્રચર્મ. ૪૪

વીરાસને છે સ્થિર અગ્ર કાયા
લાંબી સીધી, સ્કંધ નમેલ બેઉ,

---

૪૩ રાજા સૈન્ય સાથે પ્રયાણ કરતો હોય ત્યારે સામો શુક્ર અમંગલ ગણાય છે. કામદેવે શંકરને, સામા શુક્રની પેઠે તજી દીધા.

શય્યાથી થતા કર બેઉ જાણે,
પ્રફુલ્લ છે પંકજ એક, મધ્યે. ૪૫

બાંધ્યો ભુજંગેથી જટાકલાપ,
કાને ધર્યું બેવડું અક્ષસૂત્ર,
કંઠ-પ્રભા-સંગ વિશેષ કાળુ
બાંધેલ કૃષ્ણાજિન ગાંઠ વાળી: ૪૬

પ્રકાશતી કૈં સ્થિર ઉગ્ર કીકી,
ભ્રૂના વિકારો વિરમી ગયા છે,
ને પાંપણો નિશ્ચલ, દૃષ્ટિ નીચી,
નાસાગ્ર લાગ્યાં સ્થિર એમ નેત્રો. ૪૭

વૃષ્ટિ તણા ક્ષોભ વિહીન મેઘ,
જલાશયે જેવું તરંગ વ્હોણું,
નિવાતમાં જેમ સ્થિર પ્રદીપ,
તેવા રહ્યા આંતર પ્રાણ રોકી. ૪૮

કપાલના નેત્રથી માર્ગ પામી
શિરેથી તેજોંકુર ફૂટતા તે
વિશેષ કૂણી બિસતંતુથી એ
બાલેન્દુની કાન્તિ કરે છ ઝાંખી. ૪૯

ધ્યાને કરીને વશ, વૃત્તિ રોકી,
દ્વારો નવેથી મન સ્થાપી હૈયે,
જેને કહે અક્ષર ક્ષેત્રજ્ઞાની
તે આત્મને આત્મવિશે નિહાળે. ૫૦

આવા ત્રિનેત્રી, મનધીય જે છે
દુર્ધર્ષ તેને નિકટે નિહાળી
સ્મરે ભયે મન્દ થતા કરેથી
સર્યાં ન જાણ્યાં શરચાપને બે. ૫૧

હોલાયું જેવું સ્મર કેરું વીર્ય
પ્રજ્વાલતી શું વપુના ગુણોથી
દેખાઇ ત્યાં પર્વતરાજકન્યા
સાથે લઈ બે વનદેવતાને. ૫૨

માણેકને નિન્દતું તે અશોક,
હેમદ્યુતિ છીનવતું કરેણુ,

---

૪૮ નિવાત=પવન વિનાની જગા. ૫૧ દુર્ધર્ષ: જેના ઉપર હલ્લો ન કરી શકાય એવા,

ને મોતીગુચ્છો શમ સિન્ધુવાર
વસન્તપુષ્પોનું ધરેણું પ્હેર્યું. ૫૩

સ્તનો થકી કૈંક નમેલી જેવી,
વસ્ત્રો સજ્યાં નૂતન ભાનુવર્ણાં,
ફૂલે ભર્યાં ગુચ્છ થકી લચેલી
ટીશી-ફુટી જંગમ વેલ જેવી. ૫૪

સરી નિતંબેથી ગ્રહે નગીને
ફરી ફરી કેસર કેરી કાંચી;
જાણે સ્મરે પ્રારખી ઠામ મૂકી
અનામતે આપતી દોરી બીજી. ૫૫

સુગન્ધિ શ્વાસે વધુ લુબ્ધ થૈને
બિમ્બાધરો પાસ જતો દ્વિરેફ,
પ્રતિક્ષણે તે ભય-લોલ નેત્રે
ક્રીડા તણા પદ્મથી દૂર કાઢે. ૫૬

લજાવતી જે રતિને ય એવી
સર્વાંગ નિર્દોષ નિહાળી એને,
જિતાત્મ શંભુ પ્રતિ કામદેવે
સ્વકાર્યની સિદ્ધી ફરીથી ઇચ્છી. ૫૭

ઉમા પહોંચ્યાં પ્રતિહાર ભૂમિ
શંભુતણી જેહ થનાર સ્વામી,
ને શંભુએ અંતરમાં નિહાળી
ચિદાત્મજ્યોતિ નિજ યોગ ત્યાગ્યો. ૫૮

ધીમે પછી શ્વાસ રુંધેલ મૂકી
ઢીલું કરે આસન સખ્ત વાળ્યું.
ને તેટલો ભાગ જમીન નીચે
કષ્ટે વહે શેષ ફણાની અગ્રે. ૫૯

તેને કરી વન્દન નન્દી બોલ્યા
" સેવાર્થ આવ્યાં ગિરિરાજ પુત્રી "
ભ્રૂકંપ માત્રે પ્રભુ સંમતિ લૈ
કરાવિયો પાર્વતીને પ્રવેશ. ૬૦

તેની સખી બે કરીને પ્રણામ
વસંત કેરાં નિજ હસ્ત ચૂંટ્યાં

---

૫૮ પ્રતિહારભૂમિ – દ્વારભૂમિ. ૫૯ વાયુને રોકવાથી શંભુનો દેહ હળવો થયો હતો, તે વાયુને મૂકવાથી શરીર ભારે થયું એટલે શેષને એ આસન નીચેની જમીનનો ભાર લાગ્યો એવો અર્થ છે.

વેરે ફૂલોને ઉરપાદ મૂલે
જેમાં ભળ્યા પલ્લવપત્રભાગો. ૬૧

કર્યા ઉમાએ શિરથી પ્રણામ
વૃષાંકને, ત્યાં અલકે સુહાતું
ખરયું નવું પુષ્પ કરેણનું ને
ખરી પડયાં પલ્લવ કર્ણમાંથી. ૬૨

"અનન્યપ્રેમી પતિ પામ" એવી
તેને વદ્યા સત્ય જ વાણી શંભુઃ
મહાનની વાણી વદેલી કો દી
ન ઊલટો અર્થ જગે ધરાવે. ૬૩

કન્દર્પ જાણી તક બાણની એ
પતંગ શું અગ્નિ પ્રવેશનારો,
ઉમા સમક્ષે, શિવ તરફ તાકી
ફરી ફરીને પણછે અડન્તો. ૬૪

ગૌરી તપસ્વી શિવને પછી ત્યાં
સમર્પતી કુંકુમવર્ણ હાથે
સુકાયલી સૂર્યકરોથી માલા
બીજોની મંદાકિની પદ્મ કેરાં. ૬૫

ભક્તો પ્રતિ પ્રેમી સ્વભાવથી તે
સ્વીકારવા જાય ત્રિલોચન જ્યાં,
અમોઘ સમ્મોહન નામ બાણ
ત્યાં પુષ્પચાપે ધનુષે ચડાવ્યું. ૬૬

જરા થતાં અસ્થિર ધૈર્ય, શંભુ,
સમુદ્ર ચન્દ્રોદયકાલ જેમ,
બિંબો સમાણા અધરોષ્ઠવાળા
ઉમામુખે લોચન ફેરવે છે. ૬૭

નાનાં કદમ્બો ફરકન્ત જેવાં
અંગોથી દર્શાવતી ભાવ ગૌરી
નીચું નમાવ્યાથી વિશેષ રૂડા
મુખે ઊભી વિહ્વલ દષ્ટિવાળા. ૬૮

તે ઇન્દ્રિયક્ષોભ ફરી ત્રિનેત્ર
જિતેન્દ્રિયત્વેથી બળે દબાવી
સ્વચિત્તવિક્ષેપનું મૂળ જોવા
બધી દિશાઓ ભણી દષ્ટિ નાખી. ૬૯

અડાડી મૂઠી જમણે અપાંગે,
ખભા નમાવી, પદ વામ વાળી,
તે મારવા તત્પર, રમ્ય ચાપ
તાણી રહેલા સ્મરને જુએ ત્યાં. ૭૦

થાતાં તપોભંગ અમર્ષ વાધ્યો,
ભ્રૂભંગથી ના મુખ જાય જોયું,
ને ચક્ષુ ત્રીજા થકી ઉંચી ઝાળે
તત્કાળ અગ્નિ ભભુકી ઊઠ્યો ત્યાં. ૭૧

"વારો, નિવારો, પ્રભુ ! ક્રોધ" એવી
જ્યાં વાણી દેવોની નભે ઊડે છે,
ત્યાં શંભુ નેત્રે પ્રભવેલ અગ્નિ
કંદર્પને બાળી કરેછ ભસ્મ. ૭૨

મોહે થતાં ઇન્દ્રિય સર્વ સ્તબ્ધ,
મૂર્ચ્છાથી થાતાં જડ ઇન્દ્રિયો સૌ,
જાણ્યું ઘડી મૃત્યુ પતિતણું ના
થયો શું આભાર જ તે રતિને. ૭૩

તપસ્વીએ આ તપ કેરું વિઘ્ન
ભાંગી, તરુને જ્યમ વજ્ર, સદ્ય,
સ્ત્રીસંગનો ત્યાગ જ ઇચ્છી થાતા
ભૂતેશ અન્તર્હિત ભૂત સાથે. ૭૪

શૈલાત્મજા પણ, મહાન પિતાની આશા
ને સુંદરાંગ નિજ વ્યર્થ ગયાં વિચારી,
લાજી વિશેષ 'સખીઓની સમક્ષ !' એમ,
થૈ શૂન્ય, ચાલી ઘરની ભણી માંડ માંડ. ૭૫

સુરગજ જ્યમ રાખે પદ્મિની દાંત ઝાલી,
ત્યમ ગિરિ નિજ હાથે લેઇને તુર્ત પુત્રી—
નયન મીંચી દીધાં છે શંભુ કોપેથી જેણે—
નિજ પથ ભણી ચાલ્યો વેગથી દીર્ઘ અંગે. ૭૬

નાગરદાસ અમરજી પંડ્યા

# રૂને લગતો કાયદો

## ( Cotton Control Act )

મુંબઈ ઇલાકામાં અને મુખ્યત્વે કરીને મુંબઇ શહેરમાં રૂનો વેપાર અગત્યનો ભાગ ભજવે છે—જેમ બંગાળમાં અને કલકત્તામાં શણુ અને કોલસો વેપાર-રોજગારમાં મુખ્ય અને અગત્યની ચીજો ગણાય છે. જ્યારે યુરોપી વિગ્રહ ચાલતો હતો ત્યારે રૂના ભાવ બહુ જ ઉપર ગયા અને તેને લીધે કાપડ પણું લગભગ રૂ. ચાર એક રતલના એમ થયું. સરકારે કાપડ માટે તેમ જ રૂને માટે કન્ટ્રોલનાં પગલાં લીધાં અને રૂને માટે એક બોર્ડ સ્થાપવામાં આવ્યું હતું. લડાઈ પહેલાં રૂને લગતાં બે એસોસિયેશન હતાં—એક યુરોપિયન વેપારીઓનું તથા એક દેશી વેપારીઓનું. પહેલા એસોસિયેશનમાં દેશીઓ પણ હતા, પણ તેમનો અવાજ બહુ જ થોડો. કૉટન-કન્ટ્રોલ બૉર્ડ થયા પછી રૂના વેપારીઓએ ભેગા મળી ઇસ્ટ ઇંડિયા કૉટન એસોસિયેશન ( East India Cotton Association ) નામનું મંડળ સ્થાપ્યું અને સરકાર પાસે આ મંડળનો સ્વીકાર કરાવ્યો. લડાઇ પૂરી થઇ એટલે સરકારે સ્થાપેલા કન્ટ્રોલને લગતાં મંડળોની જરૂરીઆત રહી નહિ અને સરકારે રૂના વેપારને માટે ૧૯૨૨માં કાયદો પસાર કર્યો તેની રૂએ, ઉપર જણાવેલ એસોસિયેશન એકલી જ સ્વીકારાઇ. ૧૯૩૦માં આ કાયદાની મુદત સરકારે એક વર્ષ વધારી અને જે કાયદો હસ્તિમાં હતો તેમાં સુધારાવધારા સૂચવવા માટે એક કમિટિ નીમી. આ કમિટિએ પોતાનો રિપોર્ટ ૧૯૩૦ની આખેરીએ કર્યો. આ કમિટિની મુખ્ય ભલામણ એ હતી કે ઇસ્ટ ઇંડિયા કૉટન એસોસિયેશનને જ પહેલાંની માફક રૂના વેપારને માટે જવાબદાર મંડળ ગણવું. તે એસોસિયેશનનું બંધારણ કેવું હોવું જોઇએ તે બાબત તે કમિટિમાં બે મત પડયા હતા. વધુમતીનો મત એવો હતો, કે વેચનારા ને ખરીદનારા પ્રતિનિધિઓની ચૂંટણી સામાન્ય મંડળ કરે. આ બહુમતીમા કમિટિના બધા દેશી સભાસદો હતા. તેમનો મત એવો હતો, કે જુદા જુદા પેનલો પોતપોતાના પ્રતિનિધિઓની ચૂંટણી કરે. રાજદ્વારી ક્ષેત્રમાં જે પ્રમાણે જુદી ચૂંટણી અને ભેગી ચૂંટણીનો સવાલ ચર્ચાય છે તે જ પ્રમાણે રૂના વેપારના આગેવાન મંડળના બૉર્ડની ચૂંટણીમાં પણ મતફેર થયો. આ બાબતનો કાયદો મુંબઇ સરકારની ધારાસભામાં ૧૯૩૧ના સપ્ટેમ્બર મહિનામાં લાવવામાં આવ્યો, પણ ઇસ્ટ ઇંડિયા કૉટન એસોસિયેશનને એકહથ્થુ સત્તા આપવા સામે રૂના જે વેપારીઓ હતા તેઓના પ્રયાસથી એ કાયદામાં એવા સુધારા કરવામાં આવ્યા કે મુંબઇ સરકારના નાણાં ખાતાના પ્રધાન સર ગોવિંદરામ પ્રધાને તે કાયદાનો ખરડો ખેંચી લીધો. ઇસ્ટ ઇંડિયા કૉટન એસોસિયેશની મુદત મુંબઇ સરકારે ત્યાર પહેલાં વધારી દીધી હતી અને તે આવતા ઑક્ટોબરમાં ખલાસ થશે. તેથી પાછો સવાલ આવીને ઊભો રહે છે કે હવે રૂના વેપારને માટે શું કાયદો લઇ આવવો ? આ બધી ભાંજગડ ગયે વર્ષે ચાલી. પછી જાન્યુઆરીમાં મહાસભાની લડત પાછી શરૂ થઇ અને રૂ બજારમાં પણ સ્વાભાવિક રીતે તેના છાંટા ઊડયા. અમુક દિવસોએ બજાર બંધ રાખવાં જોઇએ, અમુક વેપારીઓ સાથે

સોદા થાય નહિ વગેરે ફરમાનો મહાસભા તરફથી નીકળવા માંડયા. આ ફરમાનોને રૂના બજારમાં બીજાં બજારોની માફક જ માન મળ્યું અને બજારના વેપારીઓ તે પ્રમાણે આપવા લાગ્યા. જે વેપારી પેઢીઓ સાથે વેપાર ન કરવો એ પ્રમાણે આદેશ હતો તે વેપારી પેઢીઓ યુરોપિયનોની હતી; તેમ જ જે યુરોપિયન મિલોએ મહાસભાનાં ફૉર્મ ઉપર સહી નહોતી કરી તેમને માટે પણ રૂ આપી શકાય નહિ તેવી દલીલ હતી. વળી જે કોઇ દેશી વેપારી આ લોકોને માલ આપે તેની સાથે પણ વ્યવહાર બંધ કરવાની સૂચના હતી. આ દેશી પેઢી તે શેઠ મહમદ સુલેમાન કાસમ મીઠાની હતી અને આ બાબતમાં તે સંબંધે ઘણો ઉહાપોહ થયો છે. સરકારે આગેવાન રૂના વેપારીઓની સાથે ઘણી વખત મસલત ચલાવી છે, અને તેઓએ માંહોમાંહે પણ ઘણી મસલત ચલાવી; પણ તેમાં ઝાઝું પરિણામ આવ્યું નહિ અને રૂના વેપારની જે સ્થિતિ હતી તેવી ચાલુ રહી. સરકારે હવે કાયદાનો નવો ખરડો તૈયાર કર્યો છે અને મુંબઇ ધારાસભા જે ચાલુ માસની ૧૯ મી તારીખે શરૂ થનાર છે તેના સમક્ષ તે કાયદો રજુ કરવામાં આવશે. આ કાયદાના બે મુદ્દાઓ અગત્યના છે. એક તો એ કે સરકારે પોતાના હાથમાં સત્તા રાખેલી છે કે જો રૂના બજારમાં હમણાંના જેવો જ મામલો રહે અને અમુક વેપારી પેઢીઓનો બહિષ્કાર ચાલુ રહે તો ઇસ્ટ ઇંડિયા કોટન એસોસિયેશનનું જે બૉર્ડ હોય તેને બદલે પોતે નવું કન્ટ્રોલ બોર્ડ નીમે અને પછી જે કોઇ વેપારીઓ કે પેઢીઓ તે બોર્ડની આજ્ઞા વિરુદ્ધ કાંઇ વેપારનાં પગલાં લે તો તેમને દંડ પણ થાય. બીજો મુદ્દો એવો છે કે રૂના બજારમાં એકલા ઇસ્ટ ઇંડિયા કોટન એસોસિયેશન જ વેપારી મંડળ તરીકે સ્વીકારીએ નહિ, પણ બીજી એક કે બે એસોસિયેશનો પણ સ્વીકારવામાં આવે. આ બન્ને મુદ્દાઓની વિરુદ્ધ રૂના વેપારીઓ તેમ જ બીજાં વેપારી મંડળોએ પોતાના વિચારો દર્શાવ્યા છે. કોઇ પણ વેપારમાં સરકારની ડખલગીરી હોઇ શકે નહિ અને એવી ડખલગીરીથી વેપારનું હિત સુધરવાને બદલે બગડશે એમ બધાનું માનવું છે. રૂનો વેપાર ખરાબા ઉપર ચડી જાય એમ કોઈની પણ ઇચ્છા નથી. જે વાતાવરણ અમુક સંજોગોમાં ઊભું થયું છે અને જેને અંગે ઘણા રૂના વેપારીઓ જેલમાં પણ ગયા છે તે ઇચ્છવા જોગ નથી. પણ તે બધાનો ઉપાય સરકારે સૂચવેલો ઉપાય નથી. સરકારે સૂચવેલા ઉપાયથી સ્થિતિ સુધરવાને બદલે બગડશે. કોઇ પણ વેપારમાં એક કરતાં વધુ એસોસિયેશનો કાયદા પ્રમાણે સ્વીકારવાં એ તે વેપારને ચુંથી નાખવા જેવું છે. રૂના વેપારને ને ખાસ કરીને આપણા ઇલાકાના ખેડૂતોને બહુ અંગતનો સંબંધ છે. અને જો રૂનો વેપાર બગડશે તો ખેડૂતોનું હિત પણ બગડશે. આજે એક એસોસિયેશનની જ જરૂર છે, અને વેપારીઓને પોતાને પોતાનું કામકાજ સંભાળવાને ને સમાલવાને છૂટ રહેવી જોઇએ. આખી દેશી વેપારી આલમ જે કાયદાની સામે છે તે કાયદાને સરકાર ધારાસભામાંથી પસાર કરાવશે?

જયસુખલાલ કૃ. મહેતા

# તરુણ ભારત*

સદ્દહુ પુસ્તક મૂળ લાલા લજપતરાયે લખેલું. અનુવાદકે તેનું ગૂજરાતીમાં ભાષાંતર કર્યું છે. ભાષા સરળ છે, જો કે અનુવાદકે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ અતિશય કર્યો છે એમ લખતાં તેમની કૃતિને અન્યાય તો નહિ થાય. લાલાજીએ " *Young India* " પ્રથમ ઇ. સ. ૧૯૧૬ માં લખેલું, પણ તેના વસ્તુથી બ્રિટિશ સરકાર એટલી બધી છેડાઇ ગઇ કે તેની આયાતને હિંદમાં બંધ કરવામાં આવી હતી. તેથી હિંદી જનતાને તો એ પુસ્તક તેની બીજી આવૃત્તિમાં જ મળી શકે છે—બીજી આવૃત્તિ લાલાજીએ પોતાના મરણ અગાઉ સુધારી હતી ; તેથી તેની ઉપયોગિતા ખાસ વધે છે.

અનુવાદકની વિનતિથી શ્રીયુત ઉછરંગરાય કેશવરાય ઓઝાએ પુસ્તકની નાની પ્રસ્તાવના લખી છે. પ્રસ્તાવનામાં કેટલીક અપ્રસ્તુત વાતો લખાએલી છે, તે ઉપર વાચકનું લક્ષ ખેંચવાની મને જરૂર લાગે છે. શ્રીયુત ઓઝા સિકંદરની સવારી વિષે લખતાં કહે છે કે " વિરાજવંશ હરિવંશ, સૂર્યવંશ, સોમવંશ, એ બધા વિસ્મરણ અથવા અનિશ્ચયના ગર્તમાં પડેલા આર્યવંશોને અત્યારે આપણે બાજુ ઉપર મૂકીએ તોપણ સિકંદરના આગમન, આક્રમણ, વિજય અને પ્રતિનિવર્તન સંબંધમાં હિંદના વાઙમયમાં કશો પણ ઉલ્લેખ નથી. એ વાત આપણે હજુ સુધી ધ્યાનમાં લીધી નથી. સિકંદરે પુરવિક્રમનો વિતસ્તાતીરે પરાજય કર્યો હોય તો બ્રાહ્મણકલ્પના એ વિષયનાં સુરાસુરયુદ્ધ-પુરાણ ગૂંથ્યા વિનાની ન જ રહી શકે. સ્વતંત્ર હિન્દના વિદ્વાનો જ કેવળ આ વિષયમાં ઊંડા ઊતરી નિર્ણય ઉપર આવી શકે, અને સિકંદરના બ્રહ્માવર્ત સાથેના સંબંધના સત્યાસત્યનું તારણ કરી શકે. " મતલબ કે સિકંદરની ચડાઇ કપોલકલ્પિત છે એમ પ્રસ્તાવક કહેવા ઇચ્છે છે અને બ્રાહ્મણોના સાહિત્યમા તેનો ઉલ્લેખ નથી તે વિષેના પરાયા સાહિત્યના તમામ ઉલ્લેખો, ને તેના બીજા પુરાવાઓ અપેક્ષાએ મિથ્યાવાદ છે એમ કરે છે ! **તરુણ ભારતની** પ્રસ્તાવનામાં ઇતિહાસના આ જાણીતા વિષયનું સ્થાન કેમ આવી શકે છે એ સમજાતું નથી. શ્રીયુત ઉછરંગરાય ઓઝા અશોકરાજને " બ્રહ્મર્ષિરોમ મડળના ચક્રવર્તી "—હોલી એમ્પરર શાર્લમાન સાથે સરખાવવા પ્રયત્ન કરે છે. પણ તેની સાથી સરખામણી કરવાનો પ્રયત્ન કરવાની કશી જરૂર નહોતી. વસ્તુતઃ તે અશોકરાજને રોમના એમ્પરરો-પાદશાહો-માર્કસ ઑરેલિયસ ઍન્ટનિનસ પાયસ સાથે તુલના કરી શકાય.

પ્રસ્તાવનાનો ત્રીજો દોષ લાલાજીની કૃતિમાં પણ સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. લાલાજી માફક ઉછરંગરાય ઓઝા પણ કહે છે કે " ધર્મનાં અંતરો ભૂલી જઇએ તો આપણે દક્ષિણ,

* લેખક : સ્વ. પંજાબકેસરી લાલા લજપતરાય. અનુવાદક : જગજીવન કપૂરચંદ ધોળકિયા. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ-અમદાવાદ. ૧૯૮૮. કિંમત ૧-૧૨-૦ પ્રથમ આવૃત્તિ.

ગુજરાત, ખાનદેશ, માળવા, પંજાબ, બંગાળા અને છેવટે દિલ્હીની મુસલમાન સલ્તનતોનું શુદ્ધ હિંદીત્વ, એકજાતીયત્વ, જરૂર પારખી શકીએ" આમાં વિચારસંભ્રમ જણાય છે. શુદ્ધ હિંદીત્વ એક બાબત છે, ને એકજાતીયત્વ—એકરાષ્ટ્રીયત્વ બીજી બાબત છે. એક રાષ્ટ્રીયત્વ–Nationalism—ઓગણીસમી સદીનું રાજનૈતિક પારિભાષિક છે ને આપણે એમ કહીએ કે હિંદમાં હિંદી રાજ્યતંત્રો હતાં, પણ રાષ્ટ્રીય રાજ્યતંત્રો નહોતાં તો તેથી કાંઈ આપણે ભવિષ્યમાં રાષ્ટ્રીય રાજ્યતંત્ર મેળવવા નાલાયક છીએ એમ સિદ્ધ થતું નથી. એક રાષ્ટ્રત્વ યુરોપમાં પણ એકાદ સદીનું ઉપાર્જન છે, અગાઉનું નહિ, તે આ વિષય ઉપર વિચાર કરનાર મોટા મોટા લોકો ભૂલી જાય છે—તે લાલાજી પણ એમાં સપડાઇ ગયા છે તો પછી શ્રી. ઉછરંગરાય ઓઝાનો વાંક શા માટે કાઢવો ?

શ્રી. ઉછરંગરાય ઓઝા પ્રસ્તાવનામાં બ્રિટિશોની કુટિલતાને વખોડે છે. સત્ય વાત છે; પણ બ્રિટિશો પોતે એમ ક્યાં કહે છે કે તેમણે સંતો કે મહાત્મા થઇને હિંદને જીત્યો છે !

૧૮૫૮ ના બળવા વિષે લાલાજી ને પ્રસ્તાવક એવો વિચાર ધરાવે છે કે તે બ્રિટિશો માટે કદાચ બળવો હશે, પરંતુ આપણે માટે તો એ પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ હતું. બ્રિટિશ દૃષ્ટિએ એ બનાવ અલબત્ત બળવો હતો; બંડખોરોની દૃષ્ટિએ એ બનાવ અલબત્ત સ્વાતંત્ર્ય યુદ્ધ હતું; પણ એ વિચાર સમસ્ત હિંદને લાગુ પડશે ખરો ? એ બંડમાં મહારાષ્ટ્રની પ્રજા કેમ ન ભળી ? શીખો તેથી કેમ અલગ રહ્યા ? બંગાળીઓ એ વખતે ક્યાં હતા ? રાજપૂતો તેમાં કેમ ન લડયા ? આ વિચાર કરવા યોગ્ય બાબત છે. ઈ. સ. ૧૮૫૭ ના બળવાની વ્યાપકતા દિલ્હી. આગ્રા, અલ્લાહાબાદ, અયોધ્યા, બુંદેલખંડ ને દક્ષિણ બિહાર, જેટલી હતી; વધારે નહિ. તેટલે અંશે તે બનાવ રાષ્ટ્રીય હતો; સમસ્ત હિંદની દૃષ્ટિએ તે બનાવ સ્થાનિક હતો. આ બાબત આપણે ઘણી વાર ભૂલી જઇએ છીએ.

લાલાજી આપણા દેશના ધુરંધર નાયક હતા. પ્રથમ તો તે સરકારના ખાસ માનીતા હતા. એક વખતે તેમણે પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર ને કોલેજના પ્રિન્સિપાલની જિંદગીને બળવાખોરોથી બચાવી હતી. તેઓ દેશના જુદા જુદા પક્ષોના આગેવાનો સાથે ખૂબ પરિચયમાં આવ્યા હતા. હિંદનો કોઇ આગેવાન દેશાવરનો અનુભવી હોય તો માત્ર તે લાલાજી હતા. હિંદની રાષ્ટ્રીય લડતમાં તેમણે " યાહોમ " કરીને ઝંપલાવ્યું હતું. તે કારણોથી તેમનું પુસ્તક આપણી રાષ્ટ્રીય ચળવળનો ઇતિહાસ કહી શકાય.

એ પુસ્તકમાં સારાં સારાં છાયાચિત્રો આપવામાં આવ્યાં છે. ગોખલે, હરદયાળ, અરવિન્દ ઘોષ, દાદાભાઇ, સુરેંદ્રનાથ બૅનરજી, ગાંધીજી, ટિલક, ફિરોજશાહ મહેતા, વગેરે કેટલાયે આગેવાનોને પુસ્તકમાં ખડા કરવામાં આવ્યા છે. ગોખલે માટે તેમને ઘણું માન હતું. દાદાભાઇ ને ગોખલે, એ બે જ મિતરાજ્યકારણવાદી–Moderates-માં તેમને મન ત્યાગી પુરુષો હતા ; છતાં ગોખલેના સ્વભાવની મૃદુતા માટે લાલાજી અનેક વાર ઉલ્લેખો કરે છે. ગોખલેમાં ત્યાગ હતો, પણ આગેવાની નહોતી ; તેમની દૃષ્ટિ દૂર દૂરના ભવિષ્ય તરફ ન પડતી, પણ માત્ર નજીક તરફ જ તેઓ જોતા ; તેઓ મુંબઇવાસી ફિરોજશાહ મહેતા વગેરેના ચેલા હતા ને તેમની સામે થવા હિંમત કરી શકતા નહિ, એ બાબત ઘણે ઠેકાણે લાલાજી રજૂ કરે છે. આવાં અનેક લક્ષણોથી લાલાજીનું પુસ્તક રસિક બને છે.

તરુણ ભારત લખવા માટે લાલાજીએ વાચક-માટે અનુકૂળ ભૂમિકા તૈયાર કરી છે. તે ભૂમિકામાં આપણા ઇતિહાસના કેટલાક વિકટ પ્રશ્નોનું નિરાકરણ કરવાનો તેમણે પ્રયત્ન

કર્યો છે. તેઓ સાચું કહે છે કે ભારતવર્ષ બ્રિટિશ અમલ અગાઉ કદી એકદમ ને ઘણા વખત સુધી પરતંત્ર દશામાં રહ્યું નથી. પણ આવી અનુકૂળ ભૂમિકા તૈયાર કરવા જતાં લાલાજી અનેક ભૂલોમાં પડી જાય છે. મુસ્લીમરાજ–ઇમારતને જમીનદોસ્ત કરનાર હિંદુઓ એટલે કે દક્ષિણના મરાઠાઓ, શીખો ને રજપૂતો હતા તેમ કહેવામાં લાલાજીની ભૂલ થતી નથી ? નાદીરશાહ ને અહમદશાહ અબ્દાલી તો પછી ક્યાં જશે ? મોગલાઇનો નાશ કરવામાં એ બે જણાઓ કારણભૂત નહોતા ? મોગલ અમીરાત તેમાં કેટલી કારણભૂત હતી ? હૈદરાબાદનો નિઝામ, અયોધ્યાનો નવાબ સફદરજંગ, બંગાળનો નવાબ મુર્શીદકુલીખાં, ગૂજરાતનો સુબો સરબુલંદખાં, એ બધા ક્યાં જશે ? એ લોકો મરાઠાઓ સાથે ને રજપૂતો સાથે દાવપેચ રમતા નહોતા ? નજીબખાં રોહિલ્લો ને તેના વંશજો પાદશાહીને જમીનદોસ્ત કરવામાં કાંઇ ઓછા ઊતર્યા હતા ? હિંદમાં મુસ્લીમ રાજ્યઇમારત હજુ પણ ચાલે છે. પણ બંગાળા, અયોધ્યા, કર્ણાટક ને મ્હૈસુર ને દિલ્હીના રાજવંશોને સત્તાભ્રષ્ટ કોણે કર્યા ? હિંદુઓએ કે બ્રિટિશોએ ?

લાલાજી આવી અનેક ભૂલો કરે છે. મુસ્લીમ રાજ્ય પ્રથમ વિદેશી હતું; વખત જતે હિંદી થઇ શક્યું; પણ લાલાજી કહે છે તેમ તે રાજ્ય હંમેશાં હિંદી નહોતું. લાલાજી કહે છે કે—" હિંદુઓની સામે શાસન કરતી પ્રજાએ જે વિરોધાત્મક ભાવના સેવેલી તે ફક્ત ધાર્મિક જ હતી, નહિ કે રાજદ્વારી...ઇસ્લામી રાજ્ય દરમિયાન જો જાતીય પ્રશ્ન ઉપસ્થિત થયો હોય તો તે હિંદુ અને મુસલમાન વચ્ચે ન હતો, પરંતુ ઇસ્લામ ને ઇસ્લામ વચ્ચે હતો, જેમકે તઘલખ અને પઠાણ વચ્ચે, અથવા મોગલ અને લોદી વચ્ચે " આ મોટી ભૂલ કહેવાય. હું પૂછું કે શા માટે આપણે આપણો તે વખતનો ઇતિહાસ વીસમી સદીની દૃષ્ટિથી વાંચવો ? પઠાણો ને રજપૂતો તો હમેશ લડતા હતા. દક્ષિણમાં બહમની સલ્તનતો હિંદુ મહારાજ્ય વિજયનગર સાથે સતત સંગ્રામ ખેલતી હતી. બાલબન, અલાઉદ્દીન ખીલજી, સિકંદર લોદી, ઇબ્રાહીમ લોદી વગેરે સુલતાનોનો હેતુ હિંદુ જમીનદારોને પદભ્રષ્ટ કરવાનો હતો. હિંદનું તે વખતનું રાજકારણ ધાર્મિક હતું, જાતીય હતું, સ્થાનિક હતું, ઝનૂની હતુ, રાષ્ટ્રભાવનાનું વિરોધી હતુ તે શા માટે છુપાવવું ? ઇતિહાસ જેવો હોય તેવો શા માટે ન વંચવો ને ન સમજવો ? તેથી કાંઇ ભવિષ્યની આપણી રાજ્યઘટના જુદી થવાની નથી. રાજ્યઘટના મનુષ્યકૃત છે. તે યુગ ધર્મનો હતો, લડાઇઓનો હતો; બંડખેડાઓનો હતો; હવેનો યુગ રાષ્ટ્રતંત્રનો છે, આર્થિક ને રાજકીય ઉન્નતિનો છે, ને સામાજિક ઉત્થાનનો છે. બે યુગો કેવળ જુદા યુગો છે. જૂના યુગને નવા યુગ સાથે શા માટે ઘટાવવો ?

એવી જ હડહડતી ભૂલ લાલાજી બીજી દલીલમાં કરે છે. તેઓ કહે છે કે–મોગલ રાજાઓએ × × અરબસ્તાન, ઇરાન કે અફઘાનિસ્તાનમાંથી રાજતંત્ર અર્થે નોકરોની આયાત × × કદી નથી કરી. સત્ય જુદું જ હતું. મોગલ પાદશાહોના મનસબદારો મોટે ભાગે પરદેશી હતા. એક વાર મેં અકબરના દરબારના મનસબદારોનું પત્રક કરવા માંડયું હતું ત્યારે મને અજાયબી લાગી કે તેમાંનો મોટો ભાગ પરદેશી–તુરાણી કે ઇરાણી હતો. ને હિંદના અસલ મુસલમાનો ને હિંદુઓ તેમાં ઘણા થોડા હતા. અલબત્ત, બ્રિટિશોમાં ને મોગલોમાં એક અગત્યનો તફાવત છે કે મોગલાઇના પરદેશી મનસબદારો પાછળથી હિંદીઓ થઇ જતા, ત્યારે અત્યારના બ્રિટિશ અમલદારો બ્રિટિશ જ રહે છે ને નોકરી પૂરી થતાં "વિલાયત" ચાલ્યા જાય છે.

લાલાજીએ તરુણ ભારત માટે તૈયાર કરેલી ભૂમિકા બીજી રીતે એકદમ સુરેખ છે. તેઓ ખરું કહે છે કે રાષ્ટ્રની ચળવળમાં રાજાઓ ને મહારાજાઓ, તાલુકદારો ને ઝમીનદારો આગેવાની નહિ લે, જો કે આ દલીલ સર્વાંશે માન્ય કરવા જેવી નથી. અત્યારે તો એ દલીલ આપણને સાચી લાગે છે. પણ દરેક દેશના ઇતિહાસમાં બન્યું છે તેમ આપણા દેશની સ્વતંત્રતાની લડતમાં ભવિષ્યમાં લાલાજીના ધૂનકારેલ વર્ગમાંથી જ કોઇ આગેવ નો કેમ ન પાકે? અને જ્યાં સુધી આપણું રાષ્ટ્રીયત્વ એટલું વ્યાપક નહિ બને ત્યાં સુધી આપણે તે માટે યોગ્ય થઇ શકીશું નહિ. જેમ કૅાંગ્રેસના પૂર્વ ઇતિહાસમાં તે સંસ્થાને આ વર્ગનો ટેકો હતો તેમ ભવિષ્યમાં તે વર્ગમાંથી રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે કેમ ભેલાઓ ન મળી શકે? આત્મભોગ સર્વ મનુષ્યનો ગુણ છે ને તેમાં રાજામહારાજાઓ ને તાલુકદારો અપવાદરૂપ હોવા જોઇએ નહિ.

'પ૭ ના બળવા વિષે લાલાજીના વિચારો ઉપર હું હમણાં જ લખી ગયો છું. બળવાને લાલાજી હિંદના સ્વાતંત્ર્યયુદ્ધનું પ્રથમ પગથીઉં ગણે છે. તેઓ કહે છે કે "આ પ્રવૃત્તિ રાષ્ટ્રીય તેમજ રાજદ્વારી હતી. આ યુદ્ધની પાછળ ઘણાં કારણો હતાં. તેમાં અર્પાયેલ હિસ્સાનાં પ્રમાણો પણ અનેક હતાં. હિંદુ મુસ્લીમોનું ઐક્ય, યુદ્ધ પૂર્વેની પરિપૂર્ણ તૈયારીઓ, વિપ્લવવાદીઓનું અડગ ધૈર્ય, તેમની મક્કમતા, અને પ્રમાણમાં ક્રાંતિકારો સામે થયેલાં કાવત્રાં એ રણભૂમિ ઉપર ખેલાયેલ યુદ્ધનાં મૂળતત્ત્વો હતાં." છતાં બળવો નિષ્ફળ ગયો. લાલાજી તે માટે સિખોની નબળાઇને ને "સામાન્ય જનતાને વિપ્લવવાદીઓની રચનાત્મક કુશળતા ઉપર વિશ્વાસ બેઠો નહોતો" એ બાબતને ખાસ જવાબદાર ગણે છે. છતાં લાલાજી 'પ૭ ના બળવાને રાષ્ટ્રીય કહે છે તે નવાઇની વાત છે. તેઓ જ કહે છે કે "વિપ્લવવાદીઓ વિજયી થાય, તેમની મુરાદ બર આવે, તો તેની જ–એટલે કે અરાજકતાની –પરિસ્થિતિનાં પુનર્જન્મની સંભવિતતા પ્રજાને લાગતી હતી." તેથી જનતાએ તેમને ટેકો ન આપ્યો ને તેઓ હારી ગયા.

મારા ધારવા પ્રમાણે બળવાની નિષ્ફળતા માટે આટલું કથન બસ થઇ નહિ પડે. પંજાબની સિખ અમીરાતે બંડખોરોને મદદ ન આપી; દેશનાં રજવાડાંએ તેમને મદદ ન આપી; તથા સામાન્ય જનતા અમુક સ્થળો સિવાય બંડથી અલગ રહી, તે બાબતો જો યાદ કરીએ તો બળવાની નિષ્ફળતાનાં કારણો ઊંડાં જણાશે. તે વખતના હિંદુસ્તાનનું રાજકારણ એક પ્રકારે નિરાશાવાદી થઇ ગયું હતું, બીજે પ્રકારે આશાવાદી થતું જતું હતું, ને ત્રીજે પ્રકારે તેનામાં અજ્ઞાનતા હતી. એ રાજકારણ સ્થાનિક, અતિસ્થાનિક હતું, તેનામાં રાષ્ટ્રીયત્વ નહોતું, આગેવાની નહોતી, વિચક્ષણતા નહોતી, અને દેશાવરનું અજ્ઞાન હતું. માત્ર બંડખોરોના કોઇક કોઇક આગેવાનો જ ઈંગ્લંડની આંતર પરિસ્થિતિના જાણકાર હતા. તે રાજકારણમાં નિરાશાવાદ આવી ગયો હતો. હિંદી જનતા સૈકાઓની અંધાધુંધીથી થાકી ગઈ હતી. તેનામાં વીરત્વનો ગર્ભ ધારણ કરવાની શક્તિ રહી નહોતી. તેનામાં ઘોર અજ્ઞાન હતું. બ્રિટિશ સલ્તનતથી દેશનું આર્થિક શોષણ ચાલી રહ્યું હતું તે તરફ દિનકરરાય જેવા મુત્સદ્દીઓની પણ નજર જતી નહોતી. બ્રિટિશ રાજ્ય સાર્વભૌમ થતાં દેશનો આર્થિક વિકાસ જુદી દિશામાં જશે તે તરફ કોઇનું લક્ષ નહોતું ગયું. સિખ ને મુસ્લીમ તમામ હિંદી જનતા એ વખતે નિર્વીર્ય થઇ ગઇ હતી, બુદ્ધિએ ખાસ બુદ્ધિની, વિચારશક્તિની ને

દીર્ઘદૃષ્ટિની ખામી એ વખતે હિંદમાં ઘેરઘેર જડમૂળ ઘાલી ગઈ હતી છેલ્લું, હિંદરાજકારણ આશાવાદી બનતું જતું હતું અંધાધુંધીના અનુભવ પછી તેને બ્રિટિશ સુલેહશાંતિનો સ્વાદ થયો હતો તે સ્વાદમાં તેને આશાના કિરણો જણાતા હતા આ કારણથી હિંદની જનતાએ ગદરથી અલગ રહીને બ્રિટિશોને ફરી પોતાની સત્તા સ્થાપવા દીધી

આ પરીક્ષા હજુ આપણા રાજકારણને લાગુ પડે છે અત્યારે મુસ્લીમો કોમીવાદમા ફસાઈ હિંદી રાષ્ટ્રઘટનાની સામા પડે છે, જેમ શિખો '૫૭ મા પડયા તેમ હજુ શિખોને મુસ્લીમોનો ભરોસો નથી, મુસ્લીમોને શિખોનો ને હિંદુઓનો ભરોસો નથી, અને રાજાઓને હિંદી મુત્સદ્દીઓનો ભરોસો નથી એક રાષ્ટ્રવાદ હજુ આપણી ભૂમિમા કિશોર વયમા કહી શકાય.

લાલાજી બળવા પછીના હિંદની રાષ્ટ્રીય ભાવનાનો ઇતિહાસ આપતા પંજાબ, મહારાષ્ટ્ર, ને બંગાળ, એ ત્રણ પ્રદેશોને મુખ્ય ગણનામા મૂકે છે "સ્વાતંત્ર્યયુદ્ધને હજુ વીસ વર્ષ પસાર નહોતા થયા ત્યા જ ભારતવર્ષમા રાષ્ટ્રીય પ્રવૃત્તિનો જન્મ થયો " લાલાજી સૈય્યદ અહમદખાને આ પ્રવૃત્તિના વિધાતામા ગણાવે છે એ એમનું મોજન્ય ગણાય, કારણ કે વસ્તુત કૉંગ્રેસથી મુસ્લીમોને અલગ રાખનાર સર સૈય્યદ અહમદ પોતે હતા. વળી, આપણા રાષ્ટ્રીય ઇતિહાસમા લાલાજી લૉર્ડ લિટનના દિલ્હીના દરબારને અગત્યનું સ્થાન આપે છે તે પણ નવાઇ કહેવાય, કારણકે વસ્તુત તે દરબારમા રાષ્ટ્રીય ભાવનાને કશો અવકાશ મળ્યો નહોતો પણ લાલાજી જ્યારે કૉંગ્રેસની સ્થાપનાને ને તેના પ્રથમ કાર્યવાહને નિરીક્ષે છે ત્યારે તેમા આપણે તેમની વિચક્ષણતા ખાસ અનુભવી શકીએ છીએ

કૉંગ્રેસનો પ્રથમ કાર્યવાહ ને તેનો પ્રથમ બંદોબસ્ત નક્કી કરનારા અંગ્રેજો હતા — હ્યુમ, વેડરબર્ન, ને બેઝન્ટ આ ઇગ્રેજ આગેવાનોનું તારતમ્ય આપણે કદિ ભૂલી જવું જોઈએ નહિ ઇગ્લડનું રાજકારણ ને તેનું વાતાવરણ હિંદવિરોધી છે, તો હિંદપક્ષી પણ છે. અઢારમી સદીમા બર્ક ને ફૉક્સ, ઓગણીસમી સદીના પૂર્વાર્દ્ધમા મેકૉલે-બેન્ટિંકએલ્ફિન્સ્ટન‍ઓ, ઉત્તરાર્દ્ધમા બ્રાઇટ, ગ્લેડસ્ટન, ફૉસેટ, વીસમી સદીના પ્રથમ દશકામા કેરહાર્ડી ને નેવિન્સન, ને અત્યારે લેન્સબરિ, વેજવૂડ બેન વગેરે આ વસ્તુની સાક્ષી પૂરે છે પરતત્ર ને પોતાને તાબેદાર પ્રજાની વારે ધાનાર રાજ્ય કરતી પ્રજામા ઘણા ઓછા શખ્સો હોય છે, ઇગ્લડમા તેવા શખ્સોની સખ્યા બીજા દેશો કરતા હમેશા વધારે રહી છે, કારણકે ઇગ્લડનું વાતાવરણ સ્વતત્રતાનું પોષક ને હિમાયતી છે બર્કે ને ફૉક્સે ઇસ્ટ ઇન્ડિયા કપનીની જોહુકમી સામે પોકાર ઉઠાવ્યો, ને નિરાધાર હિંદના રજવાડાને ને તેની પ્રજાને બચાવવા શ્રમ ઉઠાવ્યો, કારણકે તે વખતે હિંદ માટે બીજું રાજકારણ સંભવિત નહોતું મેકૉલેએ હિંદમાં સ્વતંત્રતાના બીજ રોપાય તે ઉદ્દેશથી જુદી કેળવણીના પાયા નાખ્યા, કારણકે તે વખતે એ જરૂરી હતું. બ્રાઇટ ને ગ્લેડસ્ટનને બ્રિટિશ અમલમા હિંદપુત્રોનો સહકાર વધે તે માટે પ્રોત્સાહનો કર્યાં, કારણકે તેમનો સમય એવા રાજકારણની માગણી કરતો હતો હ્યુમ ને વેડરબર્ન એ સહકારને કૉંગ્રેસદ્વારા સાધવા મથ્યા, કારણકે હિંદનો શિક્ષિત વર્ગ એ માગતો હતો. કેરહાર્ડી ને નેવિન્સન વિશેષ આગળ ગયા અત્યારે લેબર પક્ષનો એક ભાગ સ્વરાજ્ય માટે શ્રમ ઉઠાવી રહ્યો છે, કારણકે હિંદ તે માગે છે. ટૂંકામા, જેમ હિંદના સ્વાતંત્ર્ય મેળવવાના પ્રયત્ન સામે બળવાન પક્ષ છે, તેમ તેના પક્ષમાં પણ એક સારો પક્ષ હંમેશાં

રહ્યો છે. બ્રિટિશ રાજકારણનું આ સાતત્ય ખાસ નોંધવા જેવું છે. લાલાજી આ નોંધ લેતાં ભૂલી જાય છે તેથી તેનો અહીં વિશેષ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

લાલાજી આપણી દષ્ટિથી, ઇ. સ. ૧૯૧૬ થી ૧૯૨૭ ની દષ્ટિથી, કૉંગ્રેસના પ્રથમ કાર્યવાહનું નિરીક્ષણ કરે છે ને તેના આગેવાનોને શિથિલ, નરમ, બીકણ, આત્મત્યાગરહિત, બ્રિટિશ રાજ્યથી અંજાઇ ગયેલા, આત્મશ્રદ્ધા વગરના ને આત્મવંચી તરીકે જાહેર કરે છે. તેઓ કહે છે કે એ વખતે અનેક નવજુવાનો દેશ ખાતર ભોગ આપવા તૈયાર હતા પણ કૉંગ્રેસે તેમનો ઉપયોગ કર્યો નહિ. લાલાજી કહે છે કે કૉંગ્રેસમાં તે વખતે "મતભેદોની હમેશાં અવગણના થતી હતી. અને ખુલ્લા વાદવિવાદ સામે પ્રબળ વિરોધ હતો. ન તો આ એક જાહેર સંસ્થા હતી, કે ન તો તે અમુક ચૂંટેલા થોડા સભ્યોનું એક પ્રતિષ્ઠિત મંડળ હતું. × × × પ્રથમ વર્ગના બાવીશ વર્ષના આંદોલનના પરિણામે ફક્ત બે જ મહાન દેશભક્તો પેદા થયા હતા કે જેમણે પોતાના ધ્યેય અર્થે સર્વસ્વ હોમ્યું હતું; જ્યારે આ (બીજા) વર્ગના લોકોએ તો ફક્ત બે વર્ષથી પણ ઓછા સમયની અંદર ખરેખર સેંકડો અને હજારોની સંખ્યામાં દેશભક્તોને પેદા કર્યા હતા." કૉંગ્રેસ હિંદી પ્રજાની પ્રતિનિધિવાળી સંસ્થા નથી તે તેના દુશ્મનો હર-હંમેશ કહેતા આવ્યા છે. લાલાજી પણ ઉપરનાં વચનોમાં એવું જ કહે છે. માત્ર ભેદ એ છે કે કૉંગ્રેસના એ વખતના આગેવાનો હિંદીઓ હતા, તેઓ હિંદના હિત માટે લડતા હતા, ને તેમને રાજ્યકારભારમાં વધુ ભાગ જોઇતો હતો. તેઓ સદંતર બ્રિટિશ હકુમતથી સ્વતંત્ર થવા ઇચ્છતા નહોતા. કૉંગ્રેસની શિથિલતા સામે મર્હુમ ગોખલે બહુ ચીડાતા: લાલાજી કહે છે કે "ગોખલે કેટલીક વખત ઉદ્દામ પક્ષના કાર્યકર્તાઓ સાથે મહાસભાના કાર્યકર્તાઓની તુલના કરતા હતા. ને × × તેમની ભારે પ્રશંસા કરતા. × × શ્રી ગોખલે કહેતા કે ગાઢ તિમિરમય ભવિષ્યના વિશાળ ક્ષેત્ર ઉપર તેમની દષ્ટિ દૂર જઇ શકતી નથી. એથી નજીકના ભવિષ્ય માટે જ તેઓ કામ કરવા ઇચ્છતા હતા. ઇંગ્લંડ છોડવાના થોડા દિવસ પહેલાં તેમણે પોતાના બે મિત્રોને (દંપતી) કહેલું કે હિંદ પચીસ વર્ષોની અંદર સ્વતંત્ર થશે."

લાલાજી સ્વતંત્રતાના ઇતિહાસનો વૃત્તાંત અહીં પૂરો કરે છે. વૃત્તાંતમાં તેમણે મિસિસ એની બિઝન્ટના "હોમરૂલ લીગ"ની ચર્ચા કરી નથી. તેમ રાષ્ટ્રવાદી મુસલીમોને બહુ સ્થાન આપ્યું નથી. તે વૃત્તાંતમાં ઉદ્દામ પક્ષનો કેટલોક કાર્યવાહ આપ્યો છે તે જરા જાણવા જેવો છે. એ કાર્યવાહ સ્વ૦ બિપીનચંદ્ર પાલે જ ઘડયો હતો ને તેમાં "ગ્રામશિક્ષણ, આરોગ્ય, પ્રજાને આર્થિક સાહાય્ય, પ્રજાકીય શિક્ષણનો પ્રચાર, મેળાઓની અંદર લોકોના અથવા યાત્રાળુઓના સંરક્ષણ અર્થે સ્વયંસેવકોને પોલીસની તાલીમ, બહિષ્કાર, ને સ્વયંસેવકદળ," એટલાં વાનાંનો સમાવેશ થયો હતો. એ કાર્યક્રમ હમણાં જ કાંઇક અંશે પાર પડી શકયો છે એ જણાવવાની જરૂર નથી. લાલાજીએ દક્ષિણ હિંદની રાષ્ટ્રીય પ્રવૃત્તિ ઉપર દુર્લક્ષ કર્યું હોય એમ જણાય છે. કૉંગ્રેસના પ્રથમ કાર્યવાહની સરકારી તંત્ર ઉપર જે અસરો થઇ હતી તે ઉપર તેમના વૃત્તાંતમાં કયાંય ઉલ્લેખ જણાતો નથી. મહમ્મદ અલીના વૃત્તાંતને તેઓ વિસરી ગયા હોય એમ લાગે છે.

તરુણ ભારતમાં માત્ર એક પક્ષનો સમાવેશ થવો જોઇએ નહિ. તેમાં સમૂહવાદી Federal વિચારકો પણ પહેલેથી હતા તે લાલાજી જોઇ શકયા નથી કે લખી

ગયા નથી, તેમ ' તરુણ ભારત 'ની અભિલાષાઓ ધરાવનાર કોઈ હોઇ ગજ્જવીઓ પણ હતા તે લાવાઈ એકદમ વિસારે પાડી દીએ છે. અલબત્ત, એ ગજ્જવીઓ અરવિન્દ ઘોષ, ટિલક, કે ગોખલે જેવી ખ્યાતિ પામ્યા નહિ હોય પણ અભિલાષાએ, પ્રતિભાએ, વિચારશક્તિએ, ને સ્વદેશદાઝે એ લોકો બીજાથી કદિ ઉતરે તેવા નહોતા માત્ર સકળ હિંદને તેમનો યોગ્ય પુરસ્કાર મળી શક્યો નહિ કારણ કે તેઓ જુદે સ્થાને ગોઠવાઇ ગયા હતા.

ઘના " તરણ ભારત " નુ સાહિત્ય આપણા રાષ્ટ્રીય ઇતિહાસમા અગત્યનું સ્થાન ધરાવશે

કેશવલાલ હિંમતરામ કામદાર



# વિજોગણ વાંસળી

હા રે, વિજોગણ રે, વાસળી વાગે
હૈયાની વેદના જાગે—
હા ! જાગે વિજોગણ રે૦ ટેક.

ગોરી તે ગાયના રે, ગોરસ ભરિયા,
કહાન વિના કોણ આરોગે ?—
આરોગે વિજોગણ રે૦

વ્હાણું વાતા સુધી રે, મહિડા વલોવિયા,
માખણ ન માખણ માગે—
ના માગે વિજોગણ રે૦

ઘરઘર ગામગામ રે, વનેવન ફરી વળી,
ગર જાય આઘે ને આઘે !
હા ! આઘે વિજોગણ રે૦

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારાં સૌપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનની લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## (૧) મોઢ બ્રાહ્મણ

### મોઢ સંજ્ઞા

વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંત ( કડીપ્રાંત ) ના ચાણસ્મા તાલુકામાં મોઢેરા નામે ગામ છે. તે ગામ પહેલાં ઘણું સમૃદ્ધ હતું. એ ગામના નામ પરથી ત્યાંના જૂના રહીશો 'મોઢ' સંજ્ઞાથી ઓળખાય છે. આજે મોઢેરાના પ્રાચીન નાગરિકોના વંશજો–બ્રાહ્મણ, વાણિયા, ઘાંચી ને કલાલ પણ–પોતાને મોઢ સંજ્ઞાથી ઓળખાવવામાં ગૌરવ માને છે.

### વસાહત

મોઢ બ્રાહ્મણો આખા ગુજરાતમાં ઠેર ઠેર પથરાયેલા છે. લગભગ તમામ મોટાં શહેરો ને ગામોમાં તેમની વસ્તી છે. તેમાં સરખેજ, પીજ, કપડવંજ અને વલસાડ તરફના મોઢ બ્રાહ્મણો પંકાય છે. ચરોતર પ્રદેશમાં મોઢ બ્રાહ્મણોની વસ્તી વિશેષ પ્રમાણમાં છે.

મોઢેરામાં વસતા મોઢ બ્રાહ્મણો પાછળથી બીજાં પંચાવન ગામોમાં નિવાસ કરતા હતા. ( તે પંચાવન ગામ શ્રી રામચંદ્રજીએ મોઢ બ્રાહ્મણોને દાનમાં આપી તેમને વસાવેલા એવો 'ધર્મારણ્ય'માં ઉલ્લેખ છે. ) આથી મોઢેરા સહિત છપ્પન સંસ્થાનોની ગણત્રી થતી. આજે પણ મોઢ બ્રાહ્મણોના છપ્પન પાટલા ગણાય છે. તે છપ્પન પાટલા ઉપરોક્ત છપ્પન ગામોનાં નામ પરથી જ નક્કી થયેલા છે. મોઢેરા સિવાયનાં તે પંચાવન ગામ નીચે પ્રમાણે છેઃ

૧. સીતાપુર ૨. સરખેજ (શ્રીક્ષેત્ર) ૩. રીહોલી ૪. મગોડી ૫. જેઠલજ (જ્યેષ્ઠલજ્જ) ૬. શેરથા (શ્રીયસ્થાન) ૭. દંતાલી ૮. વડોદરા (વટપત્રક) ૯. રામપુર ૧૦. કડવાડા (કૃષ્ણવાડ) ૧૧. દેહલોડું (દિશાલં) ૧૨. ચાણસદ (ચયનસ્થળ) ૧૩. કુહા (કુહક) ૧૪. ચાંદખેડા (ચંદનક્ષેત્ર) ૧૫. થોળ (સ્થલં) ૧૬. હાથીજણ (હસ્તિનાપુર) ૧૭. કપડવંજ (કર્પટ) ૧૮. ઝાણું (જયણું) ૧૯. વનોડ ૨૦. ફેણાવ (ફેનકાવલી) ૨૧. ગોવીંદડુ (ગોવીંદ) ૨૨. મોણુ (મોહાભમ) ૨૩. ગોલા (ગોલક) ૨૪. થળતજ (સ્થળતેજક) ૨૫. ચેખલા (ચારણસિદ્ધ) ૨૬. સોજીત્રા (સૌન્યત્રં) ૨૭. ભાલેજ ૨૮. વાટ સુમાલિ (વટસુમાલિકા) ૨૯. ગોધરા (ગોધર) ૩૦. માણજ (માણજં) ૩૧. આણંદ (આ ઇંદ) ૩૨. પાટડી (પાટડાવલિ) ૩૩. સાણંદ (શાણંદ) ૩૪. ટીકોલ (ટીકલપુર) ૩૫. માતમોડુ (માનમેષ્ય) ૩૬. માતર ૩૭. બહુવતી ૩૮. ધમીજ (ગંધવતી) ૩૯. ખંદાધ ૪૦. દશનિજ ૪૧. રૂપાલ (રૂપાવલી) ૪૨.

બાંધણી (બોધની) ૪૩. છત્રાલ (છત્રાજમ) ૪૪. વાંસજડું (વંશજાલિધમ) ૪૫. કર્પૂર ૪૬. ગોતિકા ૪૭. દુધૈયા (દુગ્ધાલી) ૪૮. ચિત્રાલ (ચિત્રલેખક) ૪૯. હાંસોલ (હંસાલી) ૫૦. બહીયલ (બલવતી) ૫૧. દેહલોલ (દેહાલિ) ૫૨ નાલોલ (નાલીકાવલી) ૫૩. અસારવા (આશાવતી) ૫૪. રૂદ્રવતી અને ૫૫. સુંજ (સુહાસ).

આ પંચાવન ગામોમાંનાં ઘણાંખરાં ગામોમાં આજે પણ મોઢ બ્રાહ્મણ કોમની સારી વસ્તી છે. આ સ્થાનોમાં સીતવાડાના ને સરખેજના પાટલા પ્રથમ પંક્તિના ગણાય છે. સરખેજની પરાપૂર્વની આવી પ્રતિષ્ઠાને લઈને જ આજે હડહડતા કન્યાવિક્રયના યુગમાં પણ સરખેજના મોઢ બ્રાહ્મણો, ચાંલ્લાની રકમ વગર લગ્નનું માગું સ્વીકારતા નથી.

## ગૂજરાત બહાર મોઢ બ્રાહ્મણો

તળ ગુજરાત સિવાય કાઠિયાવાડ, કચ્છ, માળવા તથા મધ્યહિંદમાં પણ મોઢ વિપ્રો સારી સંખ્યામાં જૂના વખતથી વસે છે. પણ તે બધા મૂળ ઉપર જણાવેલાં પંચાવન સ્થાનોમાંથી જ કાઠિયાવાડમાં તથા બીજા પ્રાંતોમાં જઈ વસેલા, તેથી આજે પણ કાઠિયાવાડના મોઢ બ્રાહ્મણોમાં કેટલાક 'શેરથીઆ' 'જોઠલજા' એવી સંજ્ઞાઓથી ઓળખાય છે.

દક્ષિણ હિંદમાં પણ મોઢ બ્રાહ્મણો ઘણા વખતથી જઈ વસેલા છે. તેમનો ગુજરાત સાથેનો કન્યાની લેવડદેવડ વગેરેનો સંબંધ ધીમે ધીમે તૂટી ગયો. તેથી દક્ષિણના મોઢ ને ગુજરાતના મોઢ બ્રાહ્મણોમાં ઘણો ફરક પડી ગયો છે. કેટલાય મોઢ પંડિતો ગઈ કાલ સુધી નિઝામસ્ટેટમાં તેમજ દક્ષિણના બીજે સ્થળે સારી પ્રતિષ્ઠા મેળવી ચૂક્યા છે. ઔરંગાબાદના વૈદ્યશાસ્ત્રી માણીકચરામ દુર્લભરામ, જેમણે મદ્રાસના દીવાનબહાદુર શ્રી ગોવિંદદાસ ચતુર્ભુજદાસની મદદથી "મોઢપુરાણ" (ધર્મારણ્ય) પ્રગટ કરેલું, તેમની નિઝામ સરકારે સારી કદર કરી સન્માન કર્યું હતું આ સિવાય દક્ષિણ તરફ વસેલા જ્યેષ્ઠીમલ્લ મોઢબ્રાહ્મણોના વંશજોએ આજે પણ મલ્લવિદ્યામાં નામના મેળવી "જ્યેષ્ઠીમલ્લ મોઢ"ની સંજ્ઞા સાર્થક કરી છે. દક્ષિણ તરફ વસતા કેટલાક મોઢબ્રાહ્મણ કુટુંબોનો સંબંધ હજી પણ ગુજરાત સાથે ચાલુ રહેલો પણ માલમ પડે છે.

તળ ગુજરાતમાં વસતા મોઢ બ્રાહ્મણોના પૂર્વજો પણ પાછલા વખતમાં એકથી બીજે ઠેકાણે વારંવાર જઈ વસ્યાના ઉલ્લેખો છે. તેનાં સ્થલાંતરોને લીધે, કેટલાક બ્રાહ્મણો આજે પોતાના મૂળ ગંસ્થાનને બદલે બીજા જ સસ્થાનમાં વસતા હોય છે. આવાં સ્થલાંતરો વહીવંચાની વહીમાં વીગતવાર નોંધેલાં મળી આવે છે.

## મોઢ બ્રાહ્મણોના પ્રકાર

"ખટ મોઢા ખટ નાગરા" એ કથન અનુસાર ૭ જાતના મોઢ અને ૭ જાતના નાગર. ૭ જાતના મોઢ નીચે મુજબના ગણાય છે: ૧. ત્રૈવિધ. ૨ ચાતુર્વિધ (ચાચરવેદી*) ૩. અગ્યાસણા. ૪. જ્યેષ્ઠીમલ. ૫. ધેનુજા. ૬ તાંદલજા.

---

* બહુચરમાતાની ચાચરમાંથી પ્રગટ થયેલા માટે ચાચરવેદી કહેવાયા, એમ પણ અમુક લોકો અર્થ કરે છે. કેટલાક "ચાચરવેધી" એટલે ચાચરની આરપાર જનારા એવો અર્થ પણ ધરાવે છે. રામચંદ્રજીએ આપવા માંડેલા દાનનો સ્વીકાર કરવાનો જેમણે ભરી સભામાં ના પાડી તેઓ, ચાચાની આરપાર જનાર અર્થાત ચાચરનો વેધ કરનાર ("ચાચરવેધી") કહેવાયા.

## ધેનુજા[1]

ચાતુર્વિંધોને ત્રૈવિદ્યો, સંસ્કાર તથા આચારવિચારને લીધે સૌથી શ્રેષ્ડ ગણાય છે. ધેનુજા સૌથી ઉતરતા ગણાય છે. જુના વખતથી એમનામાં પુનર્લગ્ન પણ થતાં હોવાનું કહેવાય છે. જ્યારે બીજા મોઢ બ્રાહ્મણોમાં સ્ત્રીઓનાં પુનર્લગ્ન થઇ શકતાં નથી. અને તેથી તેઓ ધેનુજા મોઢ બ્રાહ્મણોની સાથે જમતા નથી. ધેનુજા મોઢોએ જ ધીણોજ ગામ વસાવ્યું હશે. અથવા તે ગામ ઉપરથી તેમનું એવું નામ પડયું હશે.

## જેઠીમલ્લ (જ્યેષ્ઠીમલ્લ)

જ્યેષ્ઠીમલ્લોનું પ્રાચીન વિદ્યાસંસ્થાન ચાણસ્મા તાલુકાનું દેનમાલ ગામ ગણાય છે. દેનમાલ ગામમાં લીંબજા (નિંબજા) માતાનું મંદિર છે. તે માતા જ્યેષ્ઠીમલ્લ મોઢ બ્રાહ્મણોની કુળદેવી ગણાય છે.

જ્યેષ્ઠીમલ્લો જૂના વખતથી મલ્લવિદ્યામાં પ્રવીણ ગણાય છે. જ્યેષ્ઠીમલ્લપુરાણ નામનો મલ્લપુરાણનો સંસ્કૃત ગ્રંથ છે. તેમાં મલ્લવિદ્યાનું વિવરણ છે. તથા તે ગ્રંથમાં દેનમાલનગરનું ઇન્દ્રપુરી સમાન વર્ણન કરેલું છે. આજે તો એ દેનમાલ ગામ એનાં ઐતિહાસિક અવશેષોને માંડ માંડ સાચવતું પડયું છે.

એ દેનમાલની ભાગોળમાં એક જ્યેષ્ઠીમલ્લ કિશોરે, યાદવપતિ કૃષ્ણના જ્યેષ્ડ બંધુ આર્યોના મહાન ગદાચાર્ય, મલ્લવિદ્યાવિશારદ શ્રી બળદેવજીને હરાવી તેમનો મદ ઉતાર્યો હતો એમ કહેવાય છે. આજે પણ જ્યેષ્ઠીમલ્લ પહેલવાનોએ સુપ્રસિદ્ધ મલ્લોનાં પાણી ઉતાર્યાં છે. વડોદરાના શ્રીમંત મહારાજા ખંડેરાવના પટ્ટશિષ્યનો મદ ઉતારનાર એક જ્યેષ્ઠીમલ્લ પહેલવાન જ હતો. વડોદરા રાજ્યની કેટલીક હાઈસ્કુલોના વ્યાયામ શિક્ષકોમાં આજેય જ્યેષ્ઠીમલ્લો મળી આવે છે.

દક્ષિણ તરફના જ્યેષ્ઠીમલ્લો મલ્લવિદ્યાનો વારસો વધારે સારી રીતે દીપાવતા હોય એમ જણાઇ આવે છે.

## ચાતુર્વિંધ—ત્રૈવિધ

ચાતુર્વિંધ તથા ત્રૈવિધ બ્રાહ્મણો મુખ્યત્વે ગુજરાતમાં વધારે છે. સૌથી વધારે વસ્તી ચાતુર્વિંધોની છે. તેમાંના ઘણાખરા શાસ્ત્રાભ્યાસી પંડિતો છે. વલસાડ તેમજ કપડવંજના મોઢ બ્રાહ્મણો સારી કેળવણી પામેલા હોઇ કેટલાક સિવિલિયન પણ થયેલા છે.

ચાતુર્વિંધ તેમજ ત્રૈવિદ્યોમાં અનેક જુદા જુદા ગોળ–સંવાયો છે. તેમાંના કેટલાક તો ગોળ બહાર કન્યા પણ આપતા નથી. તોપણ આજસુધી ઉત્તર ગુજરાતના છેડાની કન્યા, ઠેઠ પેટલાદ તથા ખંભાત જેટલે દૂર આપવામાં આવતી. પણ હવે ધીમે ધીમે વધી પડેલા કન્યાવિક્રયને લીધે કે બીજા ગમે તે કારણથી, નજીક નજીકની આંતરે જ કન્યાની લેવડ દેવડ થાય છે.

---

૧. જે બ્રાહ્મણ જુવાનો જૂના વખતમાં વનમાં રહી ત્રૈવિદ્યોની ગાયો ચારતા, તેમને ખાવાનું પહોંચાડવા ત્રૈવિદ્યોની વિધવા કન્યાઓ વનમાં જતી. તેમની સાથે જુવાન ચાતુર્વિંદ્યો પ્રેમમાં પડયા. પરિણામે પ્રજા ઉત્પન્ન થઈ તે " ધેનુજા " ( ધણમાં જન્મેલા ? ) ના નામે ઓળખાઇ. આવો ઉલ્લેખ મળી આવે છે.

## મુખ્ય ધંધો

‘જ્યેષ્ઠીમ’નો મલ્લકુસ્તીમાં આગળ પડતા છે બીજા બ્રાહ્મણો મુખ્યત્વે શાસ્ત્રી પંડિતો તરીકે પાઠશાળાઓ ચલાવે છે તથા યજમાનવૃત્તિ કરે છે સારો ભાગ વ્યાપાર તથા સરકારી નોકરીમાં પણ રોકાયેલો છે ઉત્તર ગુજરાતના મોઢ બ્રાહ્મણોમાં ખેતી કરનાર બ્રાહ્મણો મોટા પ્રમાણમાં છે

વિદ્યાથી વિમુખ થયેલા બ્રાહ્મણો એટલે સમાજના રસોયા, જળગરિયા મોઢ બ્રાહ્મણોમાં પણ રસોઈ કરી નિર્વાહ ચલાવનાર નાના પ્રમાણમાં છે

મોઢ બ્રાહ્મણો, મોઢેરાના મૂળ વતની મોઢ વણિક વગેરેનું ગોરપદું કરે તેમાં આશ્ચર્ય નથી, પણ તે ઉપરાંત પાટીદાર તથા મોઢેતર વાણિયા વગેરે બીજી કોમોનું ગોરપદું પણ મોઢ બ્રાહ્મણો કરે છે

## “ધર્મારણ્ય૧”

પદ્મપુરાણના પાતાળ ખંડમાં તેમજ સ્કંદપુરાણમાં ‘ધર્મારણ્ય” નામનું પુરાણ અંતર્ગત થયેલું છે આ ધર્મારણ્ય ગ્રંથ મોઢબ્રાહ્મણોનું પ્રાચીન પુરાણ ગણાય છે વિદ્વાનો તેને ચારસો પાંચસો વર્ષ પહેલાંનો ગ્રંથ માને છે પરંતુ આખોય ગ્રંથ ચારસો પાંચસો વર્ષ પર રચાયો હોય એમ માનવું યોગ્ય નથી લાગતું ગ્રંથમાં આવતી આધુનિક બાબતો પાછળથી દાખલ થઈ હોય એ પણ સંભવિત છે એ રીતે જોતાં પદ્મપુરાણ કે સ્કંદપુરાણના ઉત્પત્તિ ભાગ જેટલો ધર્મારણ્યનો મૂળગ્રંથ પણ જૂનો હોઈ શકે ક્ષેપક ભાગનો યથાયોગ્ય વિચાર થવો કેવળ આવશ્યક છે

## નાતના વિભાગ—સંવાય વગેરે

છએ જાતના મોઢ બ્રાહ્મણોમાં ચાતુર્વિદ્યો મોટી સંખ્યામાં છે. તેઓ અરસ્પરસ રોટી-વહેવાર તેમ જ બેટીવહેવાર રાખે છે. બીજા મોઢની કન્યા પણ વખત આવ્યે લે છે. પણ તે કૃત્યને જ્ઞાતિનું ઉત્તેજન મળતું નથી. મોઢ બ્રાહ્મણોમાં આજે તળ ગુજરાતમાં કાઠિયાવાડની કન્યાઓ ઘણી આવે છે. તળ ગુજરાતમાં કન્યા ન મળે એટલે મોંમાગ્યા પૈસા આપી, કાઠિયાવાડથી કોઇ ગરીબ માબાપની કન્યા પરણી લાવે છે. આ પ્રથા વધારે પ્રમાણુમાં ચાલુ રહે તો કાઠિયાવાડના મોઢ બ્રાહ્મણોમાં કન્યાવિક્રય વધે એ દેખીતું છે. આને માટે ત્યાંના ગોળવાળાઓ પણ હવે બંદોબસ્ત કરવા લાગ્યા છે એમ જાણવામાં આવ્યું છે.

ચાતુર્વિધ મોઢ બ્રાહ્મણોના નીચે પ્રમાણે સંવાયો પડેલા છેઃ

ગુજરાતમાં : દશક્રોશી, છપ્પન, વઢિયાર, વાંકળ, છોતેર, સુંવાળ, દાવોત્તર, ચરોતર, બારાબાવન, ખાખરિયાં, ચોખળું, પંચગામુ, નવગામુ, બાવીશી વગેરે સંવાયો છે.

કાઠિયાવાડમાં નીચેના સંવાયો છે : સુંથા ( ધોલાબારું, આથમણું ), હાલારી, મચ્છુકાંઠિયા, રાજગોર, ઝાલાવાડી, ખીજડિયા વગેરે.

આ સંવાયો પૈકીના કેટલાક જૂના વખતના છે. ત્યારે કેટલાક સોથી દોઢસો વર્ષ પહેલાં જ બંધાયેલા છે.

## નાતની અટકો

૧. ત્રિવેદી કે ત્રવાડી ૨. જાની (**याज्ञिकः**) ૩. પાઠક ૪. પંડયા (**पंडितः**) ૫. ભટ્ટ ૬. ત્રિપાઠી. ૭. દીક્ષિત. ૮. ઉપાધ્યાય. ૯. ઠાકર. ૧૦. દવે (**द्विवेदीः**) ૧૧. જોશી. ૧૨. વૈદ્ય. ૧૩. શાસ્ત્રી વગેરે.

આમાંની કેટલીક અટકો પાછળથી કર્માનુસાર બદલાયા પણ કરે છે. દાખલા તરીકે, ત્રિવેદી હોય ને જ્યોતિષનું કામ કરતો હોય તો તે કાલક્રમે 'જોશી'ની અટકથી ઓળખાવા લાગે. આવી અટકો લગભગ બધા બ્રાહ્મણોમાં સરખી હોય છે.

## ગોત્ર—પર્વ*

* આ ગોત્રો તથા પ્રવરોની હકીકત, વૈદ્યશાસ્ત્રી માણિક્યરામ દુર્લભરામે પ્રગટ કરેલા 'મોઢ પુરાણ'ના આધાર ઉપરથી લેવામાં આવી છે. પરંતુ બ્રાહ્મણોનાં ગોત્રોની બાબત હાલ સંશયગ્રસ્ત થયેલી જણાય છે. મને એક કંઈક જૂનું લાગતું અશુદ્ધ ટાંચણ મળી આવેલું તેમાં મોઢ બ્રાહ્મણોનાં ૧૫ ગોત્રો જણાવેલાં છે. તે બાબત એક અશુદ્ધ લાગતો શ્લોક મળ્યો છે તે નીચે મુજબ છેઃ—

भारद्वाजो तथा वछः कुशिकः कौशिकं तथा ।
गौतम कश्यपश्चैव शांडिल्यो छांधनाय च ॥ १ ॥
ऋद्धस्य मौखसश्चैव जातुकर्णः स्युधारणः ।
अत्रियोश्चैव मांडव्य लोकाक्षस् तत्परः ॥ २ ॥

આ શ્લોકમાંનાં પંદરે ગોત્રોનો ઉપર જણાવેલાં ૨૪ ગોત્રોમાં સમાવેશ થતો નથી, તે પણ આશ્ચર્ય છે. વળી એક સ્થળે મેં ૨૪ કરતાં પણ વધારે ગોત્રોની નોંધ વાંચેલી. તેમાં પણ આ પંદર ગોત્રોના શ્લોકનાં બધાં ગોત્રોનો સમાવેશ થતો નથી; અને કેટલાકનાં પ્રવરોમાં પણ ફેરફાર હોય છે. આનો ખુલાસો શો હોઈ શકે? જુદા જુદા બ્રાહ્મણો-મોઢ, નાગર, મેવાડા-અનાવિલ વગેરેનાં ગોત્ર કે પ્રવરો એક જ હોઈ શકે? અને તેમ હોય તો આ દરેક બ્રાહ્મણની ઉત્પત્તિની કથા, ઉપકથાઓ પ્રચલિત છે, તે કેટલે અંશે સત્ય માનવી? કોઇ વિદ્વાન આ પ્રશ્ન પર પ્રકાશ પાડશે?

મોઢ બ્રાહ્મણોનાં નીચે પ્રમાણે ગોત્ર તથા પ્રવરો છેઃ

| ગોત્ર ... ... પ્રવર | ગોત્ર ... ... પ્રવર |
|---|---|
| ૧. ગાર્ગીનસ્– ભાર્ગવ, ચ્યવન, આપ્નુવાન ઔર્વ જમદગ્નિ. | ૧૩. વત્સસ્– ભાર્ગવ. ચ્યવન. આપ્નુવાન ઉર્વ ભારદ્વાજ. |
| ૨. ગાંગાનસ– વિશ્વામિત્ર બ્રિહ્ત કાત્યાયન | ૧૪ ભારદ્વાજ– અંગિરસ બાર્હસ્પત્ય ભારદ્વાજ |
| ૩. કૃષ્ણાત્રેય– આત્રેય ઔર્વવાન શાતાશ્વ. | ૧૫ ગાગેય– ગાગેય ઔર્વવાન, શપણી. |
| ૪. માડવ્ય– ભાર્ગવ, ચ્યવન, આપ્નુવાન શાત જમદગ્નિ. | ૧૬. શૌનક– ભારદ્વાજ ગાર્સમદ શૌનક |
| ૫ વૈશપાયન– અંગિરા અંગિરસ મોવનાશ્વ. | ૧૭. કુશિકસ્– વિશ્વામિત્ર. દેવરાજ ઉદ્દાલકઃ |
| ૬. વત્સ– ભાર્ગવ. ચ્યવન આપ્નુવાન પુરોધસ વત્સ | ૧૮. ભાર્ગવ– ભાર્ગવ. ચ્યવન જૈમિની. આપ્નુવાન મથી. |
| ૭. કશ્યપ– કાશ્યપ, આવત્સાન, નૈધ્રુવ | ૧૯. પૈગ્ય– અર્ચી. અત્રી શાવાશ્વ |
| ૮ ધારણસ્– અગસ્તી દાતૃવ્ય ઇધ્મવાહ | ૨૦. અંગિરસ– આગિરા. ઔતામ. ગૌતમ. |
| ૯ લૌગાક્ષી– કાશ્યપ. વત્માગ. શારમીબ | ૨૧. અત્રિ– આત્રેય આર્ચનાનસ. શાનાશ્વ. |
| ૧૦. કૌશિક–વિશ્વામિત્ર દેવરાજ ઉદ્દાલક. | ૨૨. અઘમર્ષણ– ભારદ્વાજ. ગૌતમ.અઘમર્ષણ |
| ૧૧. ઉપમન્યુ– વસિષ્ઠ. પ્રમદ ભારદ્વાજ. | ૨૩ જૈમિની– વિશ્વામિત્ર દેવરાજ. ઉદ્દાલક |
| ૧૨. વાત્સ્યાયન– ભાર્ગવ ચ્યવન આપ્નુવાન ઉર્વ ભારદ્વાજ | ૨૪. ગાર્ગ્ય– ભાર્ગવ. ચ્યવન આપ્નુવાન |

ઉપર પ્રમાણે ૨૪ ગોત્રો તથા તેની સામે બતાવ્યા પ્રમાણે પ્રવરો છે. હાલ ટૂંકા ગોળ તથા સવાગોને લીધે લગ્નના ક્ષેત્રમા ગોત્રભેદ રાખવામા ઘણી મુશ્કેલી ઊભી થાય છે. પરિણામે કોઈક વાર એક જ ગોત્રના વરકન્યા પણ ચોરીમા પરણવા બેસે છે. તેવે પ્રસગે લગ્ન કરાવનાર ગોર ગોત્રોચ્ચારમા કઈક ફેરફાર કરી ચલાવી લે છે

## વેદ અને શાખા

સામવેદ—કૌથમી શાખા યજુર્વેદ, મૈત્રાયણી શાખા તથા માધ્યંદિની શાખા એ ત્રણ શાખાઓ મોઢ બ્રાહ્મણોમા મુખ્યત્વે જણાય આવે છે.

મૈત્રાયણી શાખાના વિપ્રોને લગ્ન, યજ્ઞોપવીત ને સીમત વખતે તેમ જ પ્રેતને અગ્નિદાહ દેતી વેળાએ મથનાગ્નિની જરૂર પડે છે, ને તેથી તે અગ્નિ તે વખતે તુર્ત પ્રગટાવી લેવો પડે છે.

## જ્ઞાતિની ઉત્પત્તિનો ઇતિહાસ

ધર્મારણ્ય (મોઢપુરાણ) પ્રમાણે બ્રહ્મદેવે મોઢેરા નગરીની સ્થાપના કરી, મોઢ બ્રાહ્મણોને વસાવેલા. કાલક્રમે મોઢેરા નગર છિન્ન થઈ જવાથી, રામચંદ્રે તેનો પુનરુદ્ધાર કરી બ્રાહ્મણોની પ્રતિષ્ઠાની પુન સ્થાપના કરી, તેમની પાસે યજ્ઞયાગ કરાવી દાન તથા બક્ષીસો આપ્યાં. પાછળા વખતમા કનોજના બૌદ્ધધર્મી આમરાજાએ મોઢ બ્રાહ્મણોને દુભવેલા. તેથી બ્રાહ્મણોએ શ્રીરામચંદ્રે પોતાનું રક્ષણ કરવા મૂકેલા ચિરંજીવી હનુમાનને રામેશ્વર જઈ પ્રસન્ન કરેલા; ને હનુમાનજીની સહાયે આમરાજાને ચમત્કાર બતાવી વશ કર્યો હતો.

ઉપર પ્રમાણે ધર્મારણ્યમાં ઉલ્લેખ છે. તે સિવાય બીજી દંતકથાઓ મોઢ બ્રાહ્મણો વિષે પ્રચારમાં નથી. કારણ ગુજરાતમાં મોઢ બ્રાહ્મણ કોમ જૂનામાં જૂની–નાગરોના આગમન સમયથીએ અધિક જૂની–કોમ હોઇ, તેને માટે દંતકથા સરજાઇ જણાતી નથી.*

ધર્મારણ્ય પ્રમાણે મોઢેરાનો ફાગણ વદી પ્રતિપદાને દિને નાશ થયો એમ કહેવાય છે.

## વિશિષ્ટતા

મોઢ કોમની ચાલાકી જૂના વખતથી પ્રસિદ્ધ છે. ચતુરસુજાણ નાગરની બરોબરી કરે એવી મોઢની બુદ્ધિ ગણાયેલી. તેથી જ એ મોઢની ચાલાકીનો ભોગ બનેલા કોઈ માનવીએ પોકારેલી કહેતી ચાલી કે: " કપાળમાં હજો કોઢ પણ પાડોશી ન હજો મોઢ." આમ મોઢના નામથી આજે પણ સમાજમાં ભોળા લોક ડરે છે; ને મોઢ દાવપેચ અજમાવશે એમ માની તેનાથી ચેતતા પણ રહે છે.

## સામાજિક રીતરિવાજો

મોઢ બ્રાહ્મણોમાં લગ્ન, સીમંત, યજ્ઞોપવીત વગેરેના રીતરિવાજ ગુજરાતના બીજા બ્રાહ્મણોને લગભગ મળતા જ છે. લગ્નમાં વરરાજા સહકુટુંબ જાન સાથે સસરાને ત્યાં જાય છે, ને ત્યાં ત્રણ દિવસ રહે છે. લગ્નવિધિ વૈદિક રીતે પહેલે દિવસે રાત્રે ને બીજે દિવસે સવારે કે બપોરે થાય છે. લગ્ન થઇ ગયા પછી ત્રીજે દિવસે વેવાઇઓ અરસ્પરસ પહેરામણી આપે છે. કન્યાને ત્રીજે કે ચોથે દિવસે વરની સાથે વળાવવામાં આવે છે. પરણીને ઘેર આવ્યા પછી વરકન્યાના કાંકણદોરા ( મીંઢળ વગેરે ) જે તે સ્થળે રહેતા મોઢ બ્રાહ્મણોની સ્થાનિક કુળદેવીઓ સમક્ષ છોડવામાં આવે છે.

આ વખતે વરવહુને પૈસે રમાડે છે. એટલે પાણી ભરેલી થાળીમાં ગોર રૂપિયો ને પૈસા ફેંકે છે. તેમાંથી રૂપિયો ઉઠાવી લેવા વરકન્યા હરીફાઇ કરે છે. સાત વખત તેની હરીફાઇ કરે છે. તેમાં રૂપિયો જેના હાથમાં વધારે વખત આવે તેનું સંસારમાં વધારે ચલણ થાય એવી માન્યતા છે. આ ઉપરાંત કેટલાક ભાગોમાં, એ જ વખતે છાસ વલોવવાની ગોળી તથા વાંસ મંગાવી વરકન્યા દહીં વલોવવાની ક્રિયા કરે છે. પછી વરકન્યા દહીંવાળા પાણીની ગોળીમાંથી અંજલી ભરી, એકબીજા પર છાંટે છે. આટલેથી લગ્નનો સમારંભ પૂરો થાય છે.

સીમંતના પ્રસંગને બહુ મહત્ત્વ અપાતું નથી, પરંતુ બધી ધાર્મિક ક્રિયા કરાય છે. સીમંતિની બાઇને મુહૂર્તને દિવસે સવારે, ગામમાં ને ગામમાં કોઇ સ્નેહીસંબંધીને ત્યાં

* એક એવી લોકોક્તિ પ્રચલિત છે કે:—શ્રી રામચંદ્રે બ્રાહ્મણોને સુવર્ણની સીતાની પ્રતિમા આપેલી, પાછળથી બ્રાહ્મણોની મતિ બગડવાથી તે સુવર્ણ પ્રતિમાને સરખે ભાગે વહેંચી લીધી. આથી કુળદેવીએ શાપ આપ્યો ને મોઢેરા નગરનો નાશ થયો. આ શાપનું નિવારણ એવું છે કે, બધા મોઢ ભેગા થઇ મોઢેરામાં સાથે જ સવાસો મણ મીઠું ખાય તો આ શાપ ટળે ને મોઢેશ્રી ( માતંગી મોઢેરી ) માતા, જે ઊંધાં થઈ વાવમાં પડયાં છે તે બેઠાં થાય ને મોઢેરાનો ઉદ્ધાર થાય. આનો વસ્વાર્થ એટલો જ ઘટાવી શકાય, કે કુસંપી મોઢ લોકો સંપથી સવાસો મણ મીઠું ખાય તેટલી સંખ્યામાં મોઢેરામાં આવી મળે તો તેમનો તથા મોઢેરાનો ઉદ્ધાર થાય એ દેખીતું છે. આવા આશયથી મોઢ કોમમાં ઐક્ય સ્થાપવા ખાતર–થોડાં વર્ષ પર એક ધનાઢય મોઢ ગૃહસ્થે, આવાં મહાસંમેલન મોઢેરામાં ભરવાની હિલચાલ ઉપાડેલી. પણ કોમના કુસંપને લીધે તે હિલચાલ પાર પડી શકી નથી.

નાહવા ઉતારે છે. ત્યાં બાઇ સાંજ સુધી રહે છે. સાંજે બાઇના પિયરનાં માણસો આવે છે. તે વખતે સીમંતિનીનો ભાઇ તેની બહેનની પોશ પકડી ચાલે છે. સીમંતિની બાઇના હાથના ખોબામાં નાળિયેર, અક્ષત વગેરે આપી પાયદણાં પાથરેલા માર્ગે તેને વાજતે ગાજતે ઘેર લાવે છે. આને 'ધન'ને પાટ ચડાવી એમ કહે છે. આ વખતે ધનરાણીનો ભાઇ બહેનના ખોબા નીચે પોતાના હાથની અંજલિ રાખી બહેનની સાથે સાથે ચાલે છે. ઘર આગળ પતિપત્ની અગ્નિ સમક્ષ ધર્મક્રિયા કરે છે. તે વખતે ઘીના ભરેલા ઘીના કાંસાની વાડકીમાં વરવહુ એકબીજાનાં મુખ જુએ છે. પછી સીમંતિનીનો દિયર આવી ભાભીના ગાલે કંકુવાળા હાથની ધીમી થપાટ લગાવે છે તેને 'ભુસટિયો' કહે છે.

યજ્ઞોપવિતના પ્રસંગમાં ખાસ કંઇ વિશિષ્ટતા નથી. વિદ્યાભ્યાસ માટે દીક્ષિત થયેલા બ્રહ્મચારી કાશી જવા તૈયાર થાય છે. તેને મામો સમજાવે છે ને પાછો વાળી લાવે છે. આ પ્રસંગની પૂર્વે બ્રહ્મચારીને યજ્ઞોપવિત ધારણ કરાવવામાં આવે છે. તે વખતે સગાંસંબંધી તેની સમક્ષ આવી, તેને પતાસાં, ખારેક, ખાંડનાં રમકડાં, ધોતી વગેરેની ભિક્ષા પીરસે છે.

વિધવા થતાં જ સ્ત્રીને કેશ-ચૂડી ફરજિયાત ઉતારવાં પડે છે, સૌભાગ્યચિહ્નોનો ત્યાગ કરવો પડે છે. તેમ છતાં શરૂઆતના કેટલાક દિવસ સુધી ઘરેણાં વગેરે પહેરવા દેવામાં આવે છે. નવ દસ માસ સુધી વિધવા ઘરબહાર નીકળી શકતી નથી તેમ જ જમણવાર કે લગ્નાદિકમાં પણ એકાદ વર્ષ સુધી જતી નથી.

મરનારની પાછળ રોવા કૂટવાનો રિવાજ આ કોમમાં લાંબા સમયથી છે. પરંતુ મરનારની પાછળ 'ગરુડ પુરાણ'ની કથા વંચાવવામાં આવે છે. તો તેટલા દિવસ રોવા કૂટવાનું મોકૂફ રહે છે. પિંડાદિક ક્રિયા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે પંદર દિવસ સુધી ચાલે છે. મરનાર વૃદ્ધ હોય તો તેની પાછળ નાત કે ચોરાશીની જમણવાર કરવામાં આવે છે. તેમાં બહુ પૈસા ખર્ચાઇ જાય છે.

## દેવદેવીઓ વગેરે

ગમરત મોઢ કોમની મૂળ કુળદેવી પરમરડા નામની શક્તિ છે. પણ તેનું નામ તો હાલ મોઢ પુરાણમાં જ રહ્યું છે. મોઢેરાની માતંગી મોઢેશ્વરી (મોઢેચી) દેવીને બધા મોઢ પોતાની કુળદેવી માને છે. હાલ મોઢેરામાં સૂર્યમંદિરના ઘાટનું મંદિર છે, તે આ મોઢેચી માતાનું મંદિર ગણાય છે. તે મંદિર તથા સ્થાનનો પાટણના વકીલ શાહ નથુભાઇ ગિરધરલાલે હજારો રૂપિયા એકઠા કરી જીર્ણોદ્ધાર કરાવેલો છે; અને અષ્ટભુજા માતંગી માતાની 'ધર્મારણ્ય' પ્રમાણે પુનઃ સ્થાપના કરી છે.

જ્યેષ્ઠીમલ્લોની કુળદેવી લીંબજામાતાનું મંદિર દેનમાલમાં છે. તે દેવી તરફ જ્યેષ્ઠીમલ્લો પૂજ્યભાવ ધરાવે છે. તે મંદિરનો પણ હાલ દેનમાલમાં જીર્ણોદ્ધાર થયેલો છે.

આ પ્રમાણે મૂળ માતંગી મોઢેચી માતા કુળદેવી હોવા છતાં જુદા જુદા સ્થાનના મોઢ બ્રાહ્મણો જુદી જુદી દેવીઓને માનતા થયા છે. અંબા, બહુચર અને કાલિકાની પણ માન્યતાઓ માને છે. શ્રી માતંગી મોઢેચી માતાની માનતા કોઇ માનતું નથી.

મોઢ બ્રાહ્મણો મોટે ભાગે ચિરભક્ત છે. ઉપાસ્ય પરમ દેવ શંકર છે.

જુદા જુદા ગોત્રની નીચે પ્રમાણે જુદી જુદી કુળદેવીઓ ગણાય છે. પણ હાલ તેની પ્રતિષ્ઠાનો પ્રચાર ગૌણ થયેલો છે.

| ગોત્ર ... ... | કુળદેવી | ગોત્ર ... ... | કુળદેવી |
|---|---|---|---|
| ૧. ગાર્ગ્યાનસ્ | શાન્તા | ૧૩. વત્સસ્ | ભટ્ટારિકા |
| ૨. ગાંગાનસ | સુખેદા | ૧૪. ભારદ્વાજ | ગત્રાન્ડા |
| ૩. કૃષ્ણાત્રેય | ભટ્ટારિકા | ૧૫. ગાંગેય | સોહિરહા |
| ૪. માંડવ્ય | ભટ્ટારિકા | ૧૬. શૌનક | દુર્ગા |
| ૫. વૈશંપાયન | લોંબજા | ૧૭. કુશિકસ્ | તારણા |
| ૬. વત્સ | જ્ઞાનજા | ૧૮. ભાર્ગવ | ચામુંડા |
| ૭. કશ્યપ | ગત્રાન્ડા (ગોત્રડા) | ૧૯. પૈંગ્ય | દ્વારવાસિની |
| ૮. ધારણસ | છત્રજા | ૨૦. આંગિરસ | માતંગી |
| ૯. લૈગાક્ષી | ભટ્ટાયોગિની | ૨૧. અત્રિ | ચંદ્રિકા |
| ૧૦. કૌશિક | યક્ષિણી | ૨૨. અઘમર્ષણ | દુર્ગા |
| ૧૧. ઉપમન્યુ | ગત્રાંડા | ૨૩. જૈમિની | વિશાલાક્ષી |
| ૧૨. વાત્સ્યાયન | ભટ્ટારિકા | ૨૪. ગાર્ગ્ય | નંદા |

ઉપર પ્રમાણે ગોત્રવાર કુલદેવીઓ ગણાય છે.

## સામાન્ય સ્થિતિ

મોઢ બ્રાહ્મણોમાં લગ્નનું ક્ષેત્ર નાના નાના સંવાયોને લીધે ટૂંકું થતું જાય છે, તેમ જ વિધવાવિવાહની છૂટ ન હોવાથી, અમુક ઉચ્ચ ગણાતા સંસ્થાનોના બ્રાહ્મણો સિવાય બીજાઓમાં કન્યાની અછત છે. કન્યાના અભાવે ઘણા બ્રાહ્મણો જીવનભર કુંવારા રહેલા મળી આવે છે, તથા વિધવાઓની સંખ્યા પણ ઘણી મોટી છે.

કન્યાની આવી અછતને લઇને જ કેટલાક સંવાયોમાં સાટાં ત્રેખડાં તથા હદપારના કન્યાવિક્રય થાય છે. આથી કાઠિયાવાડની કન્યાઓ સંખ્યાબંધ ગુજરાતમાં આવે છે. આવા જ કારણે બાળલગ્નો પણ વધારે થાય છે, તેથી કેળવણીને ઘણો ધોકો પહોંચે છે. હાલ આ સ્થિતિ સુધારા ઉપર છે. પણ હજી પાશેરામાં પહેલી પૂણી છે.

મોઢ બ્રાહ્મણો જૂના વખતથી મોટે ભાગે ગામડાંમાં વસેલા છે તેથી વહેમ તથા અજ્ઞાનના ભોગ બનેલા છે. સ્ત્રીઓના રોગનું પ્રમાણ સાધારણતઃ વધારે હશે. સુવાવડો જૂની વહેમભરી રીતે કરવામાં આવે છે, તેથી ઘણા જીવલેણ રોગો સ્ત્રીજીવનને પાયમાલ કરી રહ્યા છે.

નવી કેળવણી પામેલો વર્ગ કોમથી અતડો પડી ગયો હોય એમ જણાય છે. આથી જ બીજી કોમોની પેઠે મોઢ બ્રાહ્મણ કોમમાં કેળવણીવિષયક સ્થાયી ને આદર્શ સંસ્થાનો અભાવ છે. આવી અજ્ઞાન મનોદશાને લઇને જ કહેવાય છે કે, બે મોઢ ભેગા થાય એટલે એકબીજાનું ખોદવા માંડે; અને આવી માન્યતાથી એક મોઢ બીજા મોઢના વિકાસમાં કશી મદદ નથી કરી શકતો, એમ કહેવાય છે.

## ઉપસંહાર

ચાતુર્વિદ્ય મોઢોમાં સ્ત્રીનો પુનર્વિવાહ થઇ શકતો નથી. ગોળ બહારનાં લગ્નો હવે થવા લાગ્યાં છે, પણ હજી તે દિશામાં જોઇએ તેવો પ્રયાસ થયો નથી.

ગમે તે બ્રાહ્મણની કન્યા લાવનાર મોઢ બ્રાહ્મણનો એક જથો થોડાક વખતથી

અસ્તિત્વમાં આવેલો છે. તે જ્યાના બ્રાહ્મણોને "કરઆથિયા" કહેવામાં આવે છે. બીજા બ્રાહ્મણો તેમને હલકા ગણી સંબંધ રાખતા નથી.

આખા હિંદુસ્તાનના મોઢ બ્રાહ્મણોનું ઐક્ય સ્થાપવા માટે થોડાં વર્ષ પર "શ્રી અખિલ ભારતવર્ષીય મોઢ બ્રહ્મસમાજ"ની સ્થાપના મુંબઇમાં થયેલી; પણ તે અપૂર્વ પ્રયાસ અડધેથી જ પડી ભાગ્યો હોય એમ જણાય છે. હવે મોડાં મોડા પણ મોઢ બ્રાહ્મણો એવી એકાદ સંસ્થાની આવશ્યકતા સમજે તો ખોટું ન કહેવાય.

જેઠાલાલ ત્રિવેદી

## વિહાર વર્ણન

## ( પત્ર ૨ જો )

મુ. ઉદેપુર, જૈન ઉપાશ્રય
સં. ૧૯૮૮, ચૈત્ર વદી ૮

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાન્ત્યાદિગુણગણાલંકૃત વૃદ્ધ ગુરુદેવ પ્રવર્તકજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી મહારાજજી તથા પૂજ્ય ગુરુવર્ય શ્રી ૧૦૮ શ્રી ચતુરવિજયજી મહારાજ આદિ મુનિમંડળની સેવામાં શિશુ પુણ્ય-પ્રભા-રમણીકની સવિનય સબહુમાન વંદના ૧૦૦૮ સ્વીકૃત હો. આપ ગુરુદેવો ધર્મપ્રમાદે સુખશાતામાં હશો. અમે શિશુઓ પણ આપની કૃપાદષ્ટિથી આનંદમાં છીએ.

વિશેષ, આબુરોડ સુધીના અમારા વિહારના સમાચાર શ્રી મેઘવિજયજી મહારાજના પત્રમાં લખ્યા હતા તે આપે વાંચ્યા હશે, હવે આગળના સમાચાર આપની સેવામાં નિવેદન કરું છું.

આબુરોડથી અમારો ઇરાદો આબુગિરિ ઉપર જવાનો હતો, પણ ઠંડીના કારણે ઉપર જવાની ના આવવાથી આપની આજ્ઞાનુસાર ઉપર જવાનો વિચાર અમે માંડી વાળ્યો, અને તુરતમાં નાની મોટી પંચતીર્થ યાત્રાનો ક્રમ ગોઠવ્યો. પણ તે અરસામાં અમને સમાચાર મળ્યા કે ખીવાણદીમાં મહા સુદી ૧૦ નો પ્રતિષ્ઠામહોત્સવ છે અને તે સમયે પં૦ શ્રી. લલિતવિજયજી મહારાજ પણ ત્યાં પધારવાના છે. આ ખબર મળવાથી મારવાડમાં પ્રતિષ્ઠા મહોત્સવ કેવો થાય છે, એ જોવાની ઉત્કંઠાથી પંચતીર્થયાત્રાના વિચારને વહેતો મૂકી અમે આબુરોડથી મહા સુદી ૬ ના દિવસે ખીવાણદી તરફ પ્રયાણ કર્યું.

આબુરોડથી વિહાર કરતાં અમને—

> मरुदेशे पञ्चरत्नानि कांटाभाटाश्च पर्वताः ।
> चतुर्थो राजदण्डश्च पञ्चमं वस्त्रलुण्टनम् ॥

એ મારવાડ દેશનાં પંકાતાં પાંચ રત્નો પૈકીનાં 'કાંટા' ભાઠા અને પર્વતો એ ત્રણ રત્નોનો ડગલે ને પગલે સાક્ષાત્કાર થવા લાગ્યો. જો કે સામાન્ય રીતે આ રત્નોનું દર્શન તો અમને પાંથાવાડાથી જ થવા લાગ્યું હતું. પણ મરુભૂમિનાં અલંકારભૂત એ રત્નો પોતાની રાજધાનીમાં સવિશેષ શોભી રહે એમાં પૂછવાનું શું હોય વારુ ?

રાજદંડ અને વસ્ત્રલૂંટન એ બે કિંમતી રત્નોનું દર્શન અમને આપના પ્રતાપે નથી થયું. અહીંની પ્રજાને એ બન્નેય રત્નોનું દર્શન અવારનવાર થતું જ રહે છે. ખાસ સિરોહી રાજ્યમાં પ્રજાને એનો અનુભવ વધારે થાય છે, એમ સાંભળવામાં આવ્યું છે.

રાજદંડની અસર અહીંની પ્રજા ઉપર એટલી તીવ્ર થઇ છે કે અહીંના રહેવાસીમાં લક્ષાધિપતિ કોણ અને ગરીબ કોણ એ જાણી શકાય જ નહિ. કારણ ધનવાન હોય કે ગરીબ, દરેકનાં ઘર, પહેરવેશ, ખાનદાન બધું એકસરખું જ સાદું હોય છે. જો કે અત્યારે અહીંની રાજનીતિમાં ફેરફાર થવાના કારણે તેમ જ અહીંની પ્રજાના પરદેશમાં રહેવાને લીધે ઉપરોક્ત બાબતમાં ઘણાય અપવાદો નજરે આવે છે; તેમ છતાં હજીયે પ્રજાનો મોટો ભાગ એવો છે જે એકસાથ બેઠો હોય તો એ પારખવું શકય નથી કે—આમાં ધનાઢ્ય કોણ છે અને સાધારણ કોણ છે ? એક સમય એવો હતો કે જ્યારે અહીંના રાજાઓ પ્રજા પૈકીના કોઇને પણ ખાનપાન, પહેરવેશ આદિમાં ઠાઠમાઠવાળો જુએ કે તરત જ તેને લૂંટી કરીને ખાલી કરી નાખે. આજે એ સ્થિતિ તો અહીંના રાજકર્તાઓની નથી રહી.

વસ્ત્રલૂંટનનો અર્થાત્ લૂંટાવાનો ભય હજી સિરોહી રાજ્યમાં છે ખરો. જો એક ગામથી બીજે ગામ જતાં ચોકીદાર મીણો ન લીધો હોય તો જરૂર રસ્તામાં લૂંટાવાનો ભય રહે છે. જોધપુર રાજ્યમાં એ ભય રહ્યો નથી. કારણ કે જોધપુર સરકારે રસ્તામાં ઠેકઠેકાણે ચોકીઓ બેસાડી દીધી છે. એટલે એ રસ્તેથી જનારે નિયમ પ્રમાણે ચોકી આપી દેવી જોઇએ. સાથે વળાઉ લેવાની જરૂરત રહેતી નથી. સિરોહી રાજ્યને લગતી કેટલીએ એબ લગાડે એવી વાતો સાંભળવામાં આવે છે; પણ એ સાથે આપણને અત્યારે કંઇ લેવાદેવા નથી.

આબુરોડથી પ્રયાણ કરી અમે પાંચમે દિવસે ખીવાણદી પહોંચ્યા. અહીંથી ચાલતાં ચાલતાં અમે પાંચપચાસ મારવાડી ભાષાના શબ્દો અને કેટલાંક વાક્યો શીખી લીધાં. અને જ્યાંત્યાં ભેળસેળવાળી મારવાડી ભાષા હાંકે રાખવા લાગ્યા. કેટલીક વાર અમારી ભાષા સામો માણસ ન સમજે ત્યારે અમને પૂછે કે—"થે કણ દેશરા આદમી હો ? થારી બોલીમેં ઠા કો નહીં પડે, થારી બોલી અઠારી નહી હે." અમો આ સાંભળી અગડં બગડં ઉત્તરો આપીએ અને મજા થાય.

આબુરોડથી અમે પહેલા બે દિવસ રેલવે સડક ઉપર ચાલ્યા. રેલવે સડક ઉપર ચાલતાં વળાઉની આવશ્યકતા રહેતી નથી, પણ સડક ઉપર પથરા અને કાંકરી એવી પાથરેલ છે કે પગનાં તળીઆં છોલાઇ જાય. અસ્તુ. બે દિવસ ચાલ્યા અને અઠ્ઠાવીસ માઇલની મુસાફરી કરી. ત્રીજે દિવસે રેલવે સડક પડતી મૂકી અને વળાઉ લઇ અમે ગાડારસ્તે ચાલ્યા. ચોથે દિવસે અમારે ગાડારસ્તે જ શિવગંજ જવું હતું, પણ મારવાડી સેવકોની—મંદિરના પૂજારીની હરામખોરીને લીધે વળાઉ ન આવવાથી અંતે અમારે રેલવે સડકનું જ શરણ લેવું પડ્યું. પ્રસંગોપાત એક અનુભવ જણાવી દઉં કે, આ સેવકો ગાળોથી જ સીધા થનાર હોય છે. ભલમનસાઇથી તેમની સાથે વાત કરવામાં આવે તો જાણે કોઇ કંઇ કહેતું જ નથી, તેમ આંખ આડા કાન કરે અને જ્યારે તેમની સાથે કડકાઇથી વાત કરવામાં આવે ત્યારે જ સીધા રહે. મારી સાથે પ્રભાવિજયજી હોવાથી અને તે આ દેશના પરિચિત

હોવાથી બધાયને પહોંચી વળતા હતા. અસ્તુ. પહેલા બે દિવસ રેલવે સડક ઉપર ચાલવાથી અમારા પગનાં તળીઆં એવાં ઘસાઇ ગયાં હતાં કે આજે સાત માઈલ ચાલતાં ત્રણ કલાક લાગ્યા. આટલું ચાલ્યા પછી શિવગંજ પહોંચવા માટે અમારે નવ માઇલ ચાલવાનું બાકી જ હતું. શિવગંજ જવા માટે અમારે રેલવેફાટકથી ઊતરવાનું હતું. રસ્તામાં અમે પૂછીએ કે-'શિવગંજરો રસ્તો કઠેસુ જાવે હે?' ત્યારે જવાબ મળે કે 'ધકે આવે.' જેટલી વાર જે કોઇને ય પૂછો: એક જ નિશાળે ભણેલા હોય તેની જેમ એનો એ જ જવાબ મળે. છેવટે ફાટક આવ્યું અને અમે ગાડા રસ્તે ઊતરી શાન્તિનો શ્વાસ લીધો. જો કે ચાલવાનું તો હતું જ--પણ રેલવે સડક ઉપર કાંકરીને લીધે પગ મુકાતો નહોતો તે બદલાઈ આરામ મળ્યો. આગળ ચાલતા અમે કોઇને પૂછીએ કે 'શિવગંજ અઠાસુ કતરો વે?' ત્યારે એ લોકો કેટલીક વાર સુધી અમારા સામે જ જોઇ રહે. જ્યારે બે ત્રણ વાર પૂછીએ ત્યારે બોલે કે 'થારે સવગજ જાણો વે?' અમે સમજી ગયા કે અમે શિવગંજ જેવું અશુદ્ધ (!) નામ ઉચ્ચારીએ તે આ લોકો શી રીતે સમજી શકે? છેવટે અમે કહ્યું કે 'હાં, સવગજ જાણો વે.' ત્યારે કહે કે 'તીન કોદ્ વે.' અમે આગળ રસ્તો કાપવા માડચો અને મનમાં ને મનમાં વિચાર થયો કે મેગાસ્થિનિસ જેવો વિદ્વાન રાજદૂત 'ચંદ્રગુપ્ત'ને બદલે 'સેન્ડ્રોકોટ્સ' ઇત્યાદિ લખે અને અત્યારની વિદ્વ બ્રિટિશ પ્રજા 'ગંગાજી' આદિ શબ્દોને બગાડી 'ગેન્જેઝ્' (Ganges) આદિ બોલે-લખે તો આ ગામડાની અભણ પ્રજા, ગામના નામો બગાડે એમાં શી નવાઇ? અસ્તુ. અમે કેટલુ ય ચાલીએ અને રસ્તે મળનારને પૂછીએ પણ શિવગંજ ત્રણ કોસનું બે કોસ ન થાય. આખરે ત્રણ ત્રણ માઇલના એક કોસને લેખે, ત્રણ કોસ ભૂમિ વટાવી બપોરના દોઢ વાગે અમે સવગજ=સવજગ ઉર્ફે શિવગંજના પાદરના દર્શન કર્યાં અને ગામમાં પહોંચ્યા. ત્યાંથી ખીવાણદી સાત માઇલ જ દૂર હતું એટલે બીજે દિવસે ત્યાં ઘણા આરામથી પહોંચ્યા.

ખીવાણદી ગામમા પ્રતિષ્ઠામહોત્સવ હોવાને કારણે ખૂબ માનવમેદિની જામી હતી. મારવાડમા એવો નિયમ છે કે પ્રતિષ્ઠામહોત્સવ વખતે આજુબાજુના ગામના લોકોને નોતરવા જોઇએ. આજુબાજુના લોકો કોઈ કારણસર ન આવતા હોય તો પ્રતિષ્ઠા કરનારે પાઘડી ઊતારીને પણ સૌને મનાવવા પડે છે અને લોકો પણ પ્રતિષ્ઠા કરાવનારના ગૌરવ ખાતર મોટે ભાગે માની જાય છે અને પ્રતિષ્ઠામહોત્સવમા ભળી શોભામાં વધારો કરે છે.

ભારતીય આર્યપ્રજાના સમર્થ શાસ્તાઓએ આર્ય પ્રજાના જીવનની પવિત્રતાના સુકાતા પ્રવાહને સજીવન રાખવા માટે જે બુદ્ધિમત્તાભર્યા રીતરિવાજો ચાલુ કર્યા હતા તે બધાયના મૌલિક ઉદ્દેશો જેમ પ્રજાએ ભૂંસી નાખ્યા છે, તેમ આવા મહોત્સવપ્રસંગે પરસ્પરથી વિખૂટી પડી ગયેલી આતરૂ તથા બાહ્ય એકતા તેમજ ભીડાઇ સાધવા માટે જે નમતા વગેરે પ્રસંગ કરાતા તેમ જ મિષ્ટ ભોજન જમાતા તે આજે માત્ર બાહ્ય અને તે પણ ક્ષણિક મિત્રતા અને મોટાઇના રૂપમા પરિણમી ગયા છે.

અહીંઆં સ્ત્રીઓનાં ટોળા ગાતા ગાતા દોડાદોડી કરતા હોય છે, પણ તે શું ગાય છે એ જરાય સમજાય નહિ, તેમ જ કુદરતી સ્ત્રીજનસુલભ કંઠમાધુર્ય પણ તેમનામા હોતું નથી. માત્ર ગમે તેમ ભેગી થઇને ટોળે ફરતી હોય એમ લાગે છે. આ કાંઇ દેરાન સ્ત્રીઓ માટે જ નથી, પણ અન્ય કોમની સ્ત્રીઓ માટે હોય તેમના પણ એ જ હાલ છે. સ્ત્રીઓ દોડાદોડ કરતી હોય ત્યારે સામે આવનારની દરકાર તેમને હોતી નથી. જો સામો આવનાર પોતાને

સંભાળે નહિ તો ઉભયપક્ષ જરૂર પરસ્પરમાં અથડાઈ પડે. ઘણી વાર એવા બનાવો બની જાય છે કે સામે આવતાં ગાય, ભેંસ કે ઘોડાઓની પણ તેમને પરવા હોતી નથી. જ્યારે સામો માણસ બૂમ પાડે ત્યારે મુશ્કેલીથી દૂર હઠે. આવા બનાવો બનવામાં તેમનો ઘુંઘટ અને તે સાથે તેમની શૂન્યતા એ જ કારણભૂત છે.

અહીંની પ્રજાનાં ખાન-પાન, પહેરવેશ, ભાષા, કંઠ આદિ જે જુઓ તે બધું જાડું જ જાડું છે. વિધાતાએ આ દેશમાં એકલા પાણીને જ કેમ પાતળું રહેવા દીધું હશે? એ સમજાતું નથી!!!

અહીંના ગાઉ બહુ મોટા: કેટલીક વાર ત્રણ માઈલનો એક ગાઉ થઈ જાય છે; પણ મોટે ભાગે અઢી માઈલનો ગાઉ તો હોય જ. 'ગાઉ'ને 'કોસ' કહે છે. અહીંના લોકો સામાન્ય રીતે 'સ'ને 'ચ' બોલે છે અને 'ચ'ને 'સ' તરીકે ઉચ્ચારે છે તથા 'ર' અક્ષરને મૂર્ધન્ય હોવા છતાં કંઠ્ય અક્ષરની જેમ બોલે છે. એટલે એ ઉચ્ચારમાં 'ગ' અક્ષરનો ભાસ થાય છે. અસ્તુ. આ તો બધી સામાન્ય વાત થઈ. સાથે એ પણ કહેવું જોઈએ કે, અહીંના લોકો-શ્રાવકોનો સાધુ પ્રત્યે અતીવ પ્રેમ છે. સાધુઓ માટે તેઓ ખૂબ જ તલસે છે. સાધુઓને જોઈને તેઓ હર્ષગદ્ગદ બની જાય છે. તેમનો પ્રેમભર્યો આગ્રહ તરછોડવો ઘણો જ મુશ્કેલ થઈ પડે છે. અમે તો ઘણેય ઠેકાણે એવા પ્રેમભર્યા આગ્રહને તરછોડીને આગળ ચાલ્યા છીએ. કારણ કે અમારે અમારી સ્વેચ્છાએ વિહરવાનું નહોતું. જો આપણા મુનિવર્ગનો આવાં ક્ષેત્રોમાં વિહાર થાય તો ઘણો જ લાભ થાય. અહીંની પ્રજામાં ઉદારતા ઘણી જ છે. અહીંના લોકો પ્રતિષ્ઠા, જિનમંદિર વગેરેમાં દરવર્ષે હજારો નહિ પણ લાખો રૂપિયા ખર્ચે છે. જો પ્રતિભાસંપન્ન સાધુ પુરુષો તેમને સમયાનુકૂલ જૈનધર્મની વૃદ્ધિનાં કારણો સમજાવે તો જરૂર તેઓ પોતાની ખરી ફરજ સમજે અને પોતાની ઉદારતાના પ્રવાહને તે માર્ગમાં વહાવે એમાં જરાયે શક નથી.

મારવાડનાં જૈન મંદિરોમાં, ખાસ કરી તીર્થસ્થાનોમાં જે જાતની ચોખવટ, સફાઈ કે ઉજ્જ્વળતા હોવી જોઈએ એ અમુક સ્થાનો બાદ કરીએ તો બહુ જ ઓછા પ્રમાણમાં હોય છે અથવા નથી જ હોતી. એનું મુખ્ય કારણ એ છે કે, એ તીર્થસ્થાનોના રક્ષણ માટે તેમ જ તેના જીર્ણોદ્ધાર માટે જે આવશ્યક ધન જોઈએ એ ત્યાં નથી હોતું, તેમ જ તેવી આવક પણ ત્યાં હોતી નથી. કેટલેક ઠેકાણે એમ પણ હોય છે કે, પરાપૂર્વથી ચાલ્યા આવતા વહીવટકર્તાઓ પોતે એ મંદિરોની સંભાળ રાખતા નથી-રાખી શકતા નથી અને પોતાની સત્તા તૂટી જવાના ભયે એ મંદિરો શ્રીસંઘને પણ સોંપતા નથી.

અહીંનાં મંદિરોમાં ક્ષણવાર આંખને સંતોષવા ખાતર ટાઈલ્સનો, (રંગબેરંગી વિલાયતી ઈંટોનો) ઉપયોગ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે; તેમ જ હજારો રૂપિયા ખર્ચી કાચના ટુકડાઓનું મનમોહક પણ તકલાદી કામ કરાવવામાં આવે છે, જે થોડાં વર્ષોમાં ઉખડીને નાશ પામી જાય છે અને મંદિરની શોભાને બેડોળ બનાવે છે. હજારો રૂપિયા ખર્ચી મૂર્ખતાને ખરીદનાર આ બુદ્ધિમાનોને (?). કોણ સમજાવી શકે? દરવર્ષે આવા તકલાદી કામમાં હજારો રૂપિયાનો દુરુપયોગ થતો જોઈ જરૂર દુઃખ થયા વિના રહેતું નથી. અસ્તુ.

ઉપલક દૃષ્ટિએ જોતાં આ બધી મારવાડની જે વાતો ધ્યાનમાં આવી તે જણાવી

છે. ખીવાણુદીમાં મંદિરનો પ્રતિષ્ઠામહોત્સવ જોયો. ગૂજરાત કરતાં કાંઈ ખાસ નવીનતા મને તો લાગી નથી. અહીં મંદિર ઉપર છેડું કે કળશ ચડાવનારની ઘણી ઇજ્જત ગણાય છે. એ કરતાંય વધારે ધ્વજ ચડાવનારની કીર્તિ ગવાય છે. અને મંદિરમાં ભગવાનની મૂર્તિ પધરાવનારનો તો સૌ કરતાં વધારે યશ ફેલાય છે. આપસમાં લોકો લડતા હોય ત્યારે એ જાતના મહેણા તરીકેના શબ્દો પણ સંભળાવવામાં આવે છે. જેમકે: ' થારે બાપને મિંદરજી ઉપર ઈંડો તો નહિ ચડાયો વે?" ઇત્યાદિ. આ રીતે એક બીજા એક બીજાને કહે છે એમ સાંભળવામાં આવ્યું છે.

ખીવાણુદીથી વિહાર કરી અમે તખતગઢ ગયા. ત્યાં વિદ્વાન મુનિવર શ્રીકલ્યાણ-વિજયજી મહારાજનાં દર્શન કર્યાં. અને તેમની સાથે ત્રણ દિવસ રહી વિવિધ વાર્તાવિનોદ કરી આનંદ અનુભવ્યો.

આગળની હકીકત હવે આવતા પત્રમાં નિવેદન કરીશ. સર્વે મુનિમંડળની સેવામાં સાદર વંદના. સેવકો ઉપર કૃપાદષ્ટિ રાખશો, યોગ્ય સેવા ફરમાવશોજી.

દાઃ શિશુ પુણ્ય વિ૦ની ૧૦૦૮ વાર વંદના.



# ચીનનો રાષ્ટ્રીય પ્રયોગ

હેંકાઉ લાઇન પર પેકીંગથી એકસોવીસ માઇલ દૂર આવેલા ટીંગશેન નામના ગામમાં અમે મી. યેનના આમંત્રણથી તેમની આગેવાની નીચે કરવામાં આવતો પ્રયોગ નિહાળવા ગયા. એમના હાથ નીચે કામ કરતા મિ. ચી અમને સ્ટેશન પર સામા લેવા આવ્યા હતા. વીસેક મિનિટની અકળામણ પછી અમે શહેરના કિલ્લાના દરવાજે આવી પહોંચ્યા. એ કિલ્લેબંધી ઘણી જ પુરાણી હોઇ વિશાળ ને મજબૂત છે. શહેરની અંદર નજર કરતાં પડેલાં ફરતી દિવાલવાળા માર્ગો, કાટખૂણે મૂકેલા ચાર દરવાજા અમારે વટાવવા પડ્યા. અંદર છૂટું મેદાન હતું એટલે રિક્ષામાં બેસી અમે ખેતરાઉ રસ્તો કાપવા માંડ્યો. અર્ધોએક કલાક પછી અમે એક વિશાળ રાજમાર્ગ આગળ આવી પહોંચ્યા. થાંભલા ઉપર કાગળથી મઢેલા દીપકોમાંથી આછેરો પ્રકાશ આવતો હતો. કેરોસીનના દીવાથી ઝબકતી દુકાનોની હારની હાર બન્ને બાજુએ ચાલી જતી હતી. અને રાત પડી ગઇ હતી છતાં ય હજુ લોકો ખરીદી કરતા નજરે પડતા હતા. એક વિશાળ પેગોડાની છાયામાં અમારી રિક્ષા ઊભી રહી. એનાં પગથિયાં ચડ્યા કે અમારા યજમાનના આંગણામાં અમે આવી ઊભા.

એક સુઘડ અભ્યાસખંડમાં મિ. યેન બેઠા હતા. વિદ્યાપીઠના આચાર્યના ખંડ જેવું તમામ વાતાવરણ શાન્ત હતું. ટીંગશીયેન પ્રયોગની યોજના ને ઇતિહાસ મિ. યેને અમને સમજાવવા માંડ્યા. "યુવાન સ્વયંસેવકોની એક નાનકડી ટોળીથી શરૂઆત કરી અમે નિરક્ષરતા સામે જંગ માંડ્યો. ચીનની સામાન્ય જનતામાં જ્ઞાનની ચીનગારીઓ વેરવાનો

અમારો આદર્શ હતો. કેટલાં ય વર્ષો સુધી ચીનના જુદા જુદા ભાગોમાં અમોએ વિવિધ પ્રકારના વર્ગો ચલાવ્યા કર્યા; પરંતુ અમારી એ શરૂઆત જ હતી. અમારું કાર્ય પણ આદર્શને પહોંચી વળવાનું એકમાત્ર સાધન હતું. અમારી આશાઓ તો કેટલી યે ઊંચી ઊડતી. ભલે અમને કલ્પનાવાદી ગણજો. કરોડો ચીનામાંના દરેકે દરેકની કક્ષા અમે ઊંચી કરવા માગીએ છીએ: જીવનના દરેક પ્રસંગમાં પ્રગતિ સાધવાની અમને ધગશ છે: શારીરિક, નૈતિક, આર્થિક અને માનસિક ઉન્નતિ પામવાનો અમારો પ્રયત્ન છે.

"હવે આપણે આ પ્રયોગનાં તત્ત્વો તપાસીએ. પ્રથમ મુશ્કેલી ગરીબાઈ છે. અમારી ગરીબાઈ એટલી તો ગજબ છે કે પશ્ચિમના લોકોને એનું સ્વપ્નું પણ ન આવે. એટલે જીવનનું ભૌતિક ધોરણ ઊંચું થાય એ પ્રથમ જરૂરનું છે. એ લોકોના સહકારથી જ બની શકે. બહારથી સ્થાપી શકાય એવી એ વસ્તુ નથી, એટલે કેળવણીનાં બીજ વાવીને જ શરૂઆત કરવી જોઈએ. માણસને થોડુંઘણું પણ લખતાંવાંચતાં આવડવું જ જોઈએ. થોડુંક હિસાબી કામ પણ એણે જાણી લેવું જોઈએ. પછી જ એ સહકારના કાર્યમાં ઉપયોગી બની શકે. આર્થિક ઉન્નતિ સાથે બીજી દિશાઓમાં પણ પ્રગતિ કરવી ઘટે.

"કોઈ પણ યોજના વ્યવસ્થિત ને લોકોને આકર્ષી શકે એવી હોવી જોઈએ તો જ તે ઉપયોગી થઈ પડે. એક વાર હિલચાલ ચાલુ કરવામાં આવે કે લોકોએ જાતે જ તે ઉપાડી લેવી જોઈએ, ને તેમાં ઉત્તરોત્તર વિકાસ સાધવો જોઈએ. આવી યોજનાઓ પાર પાડવા લોકો સાથે ખૂબ જ સંબંધ વધારી મૂકવો ઘટે, તેમ અનેક અખતરાઓ પણ કરવા પડે.

"પ્રયોગની ખાતર અમે એક જિલ્લાથી શરૂઆત કરી. સમસ્ત ચીનમાં બે હજાર જિલ્લા છે ને દશ જિલ્લાનો એક પ્રાંત બને છે. જિલ્લાને 'શ્યેન' કહેવામાં આવે છે. અમારા પ્રયોગ માટે એની કાર્યભારી તેમ જ નાણાંપ્રકરણી વ્યવસ્થા લાભદાયી છે. મોટાં શહેરોની ફરતાં ગામ આવેલાં છે ને દરેક ગામ ગામડાંથી વિંટળાયેલું છે. એ રીતે શહેરનો ધીમે ધીમે વધતો વિસ્તાર ઠીક પડે છે. અમારો આ પ્રયોગ ઘણાં વર્ષો લંબાશે. એ સફળ થશે તો અમે આને એક આદર્શ જિલ્લો બનાવી શકીશું ને પછી ગમે તે જિલ્લો તેનું અનુકરણ કરી શકશે. ચીનના અઢારે પ્રાંતોમાંથી અમારા સભ્યો આવી મળેલા છે અને દરેક કોઈ ને કોઈ કાર્યપ્રદેશમાં નિષ્ણાત છે. કેટલા ય માણસો મોટા મોટા પગારની નોકરીઓ છોડીને અત્રે આવેલા છે. અમારી તીજોરી તો એમના નિર્વાહ પૂરતું જ આપી શકે તેમ છે. એમાંના કેટલાક મધ્યસ્થળે કામ કરે છે, જ્યારે બીજા ગામડાંઓમાં પ્રચારકાર્ય માટે નીકળી પડયા છે."

બીજે દિવસે મિ. યેન અમને શહેરના એક ખૂણામાં પુરાણા કાઉપેંગ તરફ લઈ ગયા. જિલ્લા મેજિસ્ટ્રેટે એ ભાગ પ્રયોગ માટે જુદો કાઢી આપેલો છે. સંગ વંશના શિલ્પનો એ વિરલ નમૂનો છે. પાંચ મિનારાવાળા સુંદર ધાબાથી એને મઢી લેવામાં આવેલો છે. પુરાતન કાળમાં એ ખંડ પરીક્ષા લેવાના કામમાં વપરાતો. પુરાણા બાંધકામને લગભગ એમનું એમ જ રહેવા દેવામાં આવેલું છે. માત્ર વધુ પ્રકાશ માટે બારીઓ મોટી કરવામાં આવી છે. ભાષણ સાંભળવા લોકો ભેગા મળી શકે તે માટે વચ્ચેના ભાગમાંથી દિવાલો દૂર કરવામાં આવી છે, પ્રયોગનાં જુદાં જુદાં ખાતાં મુખ્ય મકાનમાં રાખવામાં આવ્યાં છે.

અમારી સાથે મિ૦ લી. આવેલા હતા. એમના નકશાઓ ને ચિત્રો ઉપરથી અમે એ આખા ય પ્રયોગની ભીતરની યોજના વિચારી શક્યા. એ જિલ્લામાં ચાર લાખ માણસોની વસ્તી છે. તેમાં પાંચસોએક ગામડાં યા ગામ વસેલાં છે. જિલ્લાના મુખ્ય શહેરની વસ્તી સાતહજારની છે. દરેક ચોરસમાઇલે એક ગામડું વસેલું છે. એ ઉપરથી ત્યાંની ગીચ વસ્તીનો ખ્યાલ આવી શકશે. ત્યાંનો મુખ્ય પાક બાજરી છે. ઉત્તર ચીનના લોકોનો એ મુખ્ય ખોરાક છે. ખેડૂત કુટુંબોના મોટા ભાગ પાસે માલિકીનાં ખેતરો છે. એ ખેતર ચાર પાંચ એકર વિસ્તારવાળાં હશે. કેટલીક જગ્યાએ તો એ પણ છૂટાંછવાયાં આવેલાં હોય છે. માથાદીઠ સંપત્તિ ગણવા જઇએ તો છેક જ નજીવી છે—વાર્ષિક ૩૦ ડોલર; એટલે અત્યારના વટાવના દરે ૪૫ શિલિંગની ગણી શકાય. સામાજિક પ્રમાણ માટે એક કુટુંબ અગર એક ચટ્ટું ધોરણ ગણવામાં આવે છે. એક કુટુંબમાં સાડત્રીસ પેઢીનો સમાવેશ કરવામાં આવે છે. તે ઉપરાંત શાળાઓ, કૂવાઓ, રેંટો વગેરેની સંખ્યા પરથી પણ જિલ્લાની ગણતરી કરી શકાતી.

મિ. લીના ખાતામાંથી અમે મિ. ટૅંગના ખાતામાં ગયા. એ મકાનને ત્રણ ઘુમટવાળું ધાબું હતું પુરાણા કાળમાં મુખ્ય પરીક્ષક બેસતા એ વિશાળ ખડની પછીતે એ મકાન આવેલું છે. મિ. ટૅંગે પણ અમારી આગળ એક નકશો રજૂ કર્યો. ડાબી બાજુના ખૂણામાં તળીએ ઓછી વધારે ઉંચાઇ તેમ જ જાડાઇવાળો રંગીત પાસો જડેલો હતો; બાકીનો ભાગ કોરો હતો. "આથી ચીનની વસ્તીનું માપ કાઢી શકાય છે," તેણે સમજ પાડી, "વળી જે ભાગમા થોડો પણ કેળવણીપ્રચાર થયેલો છે તે એ દર્શાવે છે. રંગીત ભાગ પાંચથી પચીસ સુધી પહોંચે છેઃ એ બાલકો અભ્યાસ શરૂ કરે ને પૂરો કરે એ વય દર્શાવે છેઃ એની પહોળાઇ દરેક વયનાં બાલકોમાં કેળવણી લેતા વર્ગના ટકા સૂચવે છે. પાંચથી બાર વર્ષનાં બાળકો માટે એકથી વીસ ટકા જેટલો ઉલ્લેખ છે. સમસ્ત જનતાને કેળવવાની અમારી હિલચાલ દ્વારા અમે જે ભાગ કોરો છે એ તમામ રંગીત કરી નાખવા માગીએ છીએ. જન્મથી પાચ વર્ષ સુધીની ઉંમર માટે જે સફેદ પટી મારેલી છે એ તો વળી ખૂબ જ અગત્યની છે. એ વયની કેળવણીનું કામ માતાઓના હાથમાં છે; પરંતુ હાલ ૯૮ ટકા માતાઓ અભણ છે. ઉગતી જનતાની કફરી દશાનો એથી ખ્યાલ આવી શકશે."

એ નકશાનો કોરો ભાગ પૂરવો એ ઘણો જ આકરો પ્રશ્ન હતો, એટલે અમે એ યોજના સમજવા વધારે પ્રયત્ન કર્યો. "એક હજાર પ્રકારના વર્ગોથી એની શરૂઆત કરવામાં આવી છે" મિ. ટૅંગે સમજ પાડવા માંડી. "ગામડાંઓમાં એવા વર્ગો શરૂ કરવામાં આવ્યા છે અને દરેક વયનાં માણસો એનો લાભ લે છે. જ્યારે ખેતીનું કામ બંધ હોય છે ત્યારે જ આ વર્ગો ચાલે એવી ખાસ ગોઠવણ કરવામાં આવેલી હોય છે. સોળથી વીસ વર્ષની વય ઉપર અમે ખાસ ધ્યાન આપીએ છીએ, અને એ વયનાં તમામ કુમાર-કુમારિકાઓ શાળામાં દાખલ થાય ને અભ્યાસ પૂરો કરે એની ખાસ કાળજી રાખીએ છીએ. આ જિલ્લામાં ૭૦૦૦૦ વિદ્યાર્થીઓ છે. બીજાં ત્રણ વર્ષમાં એમને અમે તૈયાર કરી દેવા ધારીએ છીએ. એમાંથી સારાં બાલકોને ચૂંટી કાઢી વધારે કેળવણી આપવા યોજના કરીએ છીએ. એ લોકો પોતાનાં ગામડાંમાં જઈ મુખી તરીકે કામ કરવા સમર્થ થશે અને કેળવણીના કાર્યનો પાયો નાખશે."

લોકોને વર્ગનું આકર્ષણ વધારવા શાં પગલાં લેવામાં આવ્યાં છે એવું પૂછતાં મિ ટેંગે જણાવ્યું કે "જ્યારે અમે અમારા કામની શરૂઆત કરી, ત્યારે અમે પાદરીઓ છીએ એમ એ લોકોને લાગેલું. પછી અમને વેરા ઉઘરાવનાર કલ્પેલા અને છેવટે અમને લશ્કરી ભરતી કરનાર માની લીધા! અમારો એવો કોઇ પણ આશય નહોતો એ સમજાવતાં સમજાવતાં મહિનાઓ પસાર થઇ ગયા; એમને વર્ગમાં બોલાવવા ખાસ પરિશ્રમ લેવો પડયો; પરંતુ એક વાર એમને અમારી યોજનાનો ખ્યાલ આવ્યો એટલે તો તેઓ અમે સગવડ કરી શકીએ એથી યે વધારે સંખ્યામાં ઊભરાવા લાગ્યા.

મિ. ટેંગ પાસેથી અમે મિ. યો પાસે ગયા. તંદુરસ્તી સુધારવા શાં શાં પગલાં લેવાતાં, એ વિગત તેમની પાસેથી અમે મેળવી શકયા. ચીનના એ ગામડિયા પ્રદેશમાં તંદુરસ્તી જોઇએ તેટલી સારી કહી શકાય નહિ; પરંતુ મિ. યોએ જે આંકડા રજૂ કર્યા તેથી તો અમે ભડકી જ ગયા. ગામડાંની વસ્તીમાં ત્રણ મોટી આફતો વેઠવી પડતી. સુવાવડ, બાલમરણ ને અનારોગ્ય વાતાવરણથી ઉદ્‌ભવતાં આંતરડાનાં દર્દો. ચીના ખેડૂતોને ટાઇફોઇડ જેવાં દર્દો લાગુ પડતાં જ નથી, એ માન્યતા ખોટી છે. રોગને ચેપ દૂર કરી ખૂબ જ થોડા ખર્ચે આરોગ્યવિજ્ઞાનનો પ્રચાર કરવાનો મિ. યોનો મુખ્ય હેતુ છે. ડૉકટરોને મહેનતાણું આપવા જેટલાં નાણાં નથી એટલે યથાશક્તિ કાર્ય સાધવાનું છે. એટલે શિક્ષકોને બળિયા ટાંકતાં શીખવાડી દેવામાં આવે છે. આંખના ખીલ જેવાં દર્દોને સમાવવાના ઉપાયો બતાવવામાં અને લોકોને આરોગ્ય અને તંદુરસ્તી માટે શિક્ષણ આપવામાં આવે છે. ગામડાંનાં બૈરાંને દાયણનું કામકાજ સમજાવી દેવામાં આવે છે. કેટલાંક મોટાં ગામમાં દવાખાનાં ઉઘાડવાની પણ તજવીજ કરી છે; પરંતુ એ દવાખાનાં બહુ જ નાના પાયા ઉપર છેક સાદી રીતે નભાવવામાં આવે જ છે. ગામેગામ દવા પહોંચાડવા ફેરિયાઓ પણ રાખવામાં આવ્યા છે. બનતી તાકીદે ટીંગશ્યેનમાં તાકીદે એક વિશાળ મધ્યવર્તી હૉસ્પિટલ ખોલવાની યોની નેમ છે.

છેલ્લે છેલ્લે અમે મિ. કેઓ પૅંગના સમાજશિક્ષણ ખાતાની મુલાકાત લીધી. એ ખાતામાં એટલી બધી વિવિધતાવાળું નવી નવી જાતનું કામકાજ હાથ ધરવામાં આવ્યું છે કે થોડામાં વર્ણન કરવું મુશ્કેલ છે. પ્રાથમિક લોકશિક્ષણના પાયા પર સમાજસુધારાનું કાર્ય ઊભું કરવામાં આવ્યું છે. એ દ્વારા સાદા સાહિત્યનો પ્રચાર કરવામાં આવે છેઃ દીપચિત્રો સાથે ભાષણો કરવામાં આવે છે: જાહેરનામાં ચોઢી પ્રજાનું ધ્યાન ખેંચવામાં આવે છે. ગ્રામોફોન ને વાયરલેસથી પણ શિક્ષણ આપવાની યોજના કરવામાં આવી છે. લોકોના રીતરિવાજો ધ્યાનમાં રાખી આ ખાતું પોતાનું કાર્યક્ષેત્ર વધાર્યે જાય છે. લોકકથાઓ અને લોકગીતો, ચીનનાં ઐતિહાસિક નાટકો ને પુરાણ કથાઓની મુખ્યત્વે પસંદગી કરવામાં આવે છે. શ્રેષ્ઠ કથાનાયકોનાં વૃત્તાંતો સચોટ રીતે દિવાલપત્રો દ્વારા રજુ કરવામાં આવે છે. સારાં લોકગીતો ગ્રામોફોનમાં ઉતારવામાં આવે છેઃ એક ગરીબ ગામ સસ્તી કિંમતે ગ્રામોફોન બનાવી શકે એવો એક નમૂનો પણ અમને બતાવવામાં આવ્યો.

નીતિ ને શહેરી જીવનવાળા વિભાગમાં અમે આવ્યા ત્યાં વિદ્વત્તાની છાપવાળો, અવધૂતની નજર ને સ્વરવાળો એક ચિનાઇ સજ્જન અમારા જોવામાં આવ્યો. એણે અમને સાચા શહેરી જીવનનાં તત્ત્વો ને સિદ્ધાંતો સમજાવ્યા. એ તત્ત્વો અને સિદ્ધાંતો એ અને એના સાથીદારો લોકજીવનમાં ઉતારવા મથી રહ્યા છે. આ આદર્શો તાત્વિક દૃષ્ટિએ વિચારવામાં આવેલા

છે." "પરન્તુ એનો વ્યવહારુ ઉપયોગ કેવી રીતે થાય? તમે લોકોમાં ભળી એમની રીતો બદલવા પ્રયત્ન કરો છો? કોઈ ગામડામાં તોફાન થાય તો તમે શું કરો છો?" અમારા એ પ્રશ્નો સાંભળી મિ. ચેને સ્મિત કર્યું ને જણાવ્યું: "આ છબી જુઓ. કાઓચુઆંગ નામના ગામમાં બે પક્ષો પડી ગયા હતા. વેંગ ને પેંગ નામનાં બે કુટુંબો વચ્ચે બોલવા વ્યવહાર પણ રહ્યો નહોતો. એટલે અમારી સહકારી હિલચાલનું પ્રથમ પગથિયું પણ ત્યાં અસંભવિત બની ગયું હતું. હું બંને કુટુંબોના આગેવાનોને વારા ફરતી મળ્યો. ધીમે ધીમે એમના વિખવાદનું છીછરાપણું એમના દિલમાં ઠસાવી શકચો; એમના ગામની પ્રગતિને એ કેટલો હાનિકર્તા થઈ પડયો છે એ સમજાવ્યું. છેવટે બંને પક્ષો સમજી ગયા: પરિણામે આ બનેની ભેગી છબી લેવામાં આવી." એક મંદિરના આંગણામાં એ ગામના આગેવાનો ભેગા બેઠેલા જણાયા બપોરે એક મિત્રને મિ. ચીન ખ્રિસ્તી છે કે નહિ તે પૂછ્યું. "ખ્રિસ્તી હોય એવું લાગતું નથી," જવાબ મળ્યો. "પરંતુ એમનું કામકાજ, એમના આદર્શ અને એમની રીતભાત તપાસતાં તમને એમ નથી લાગતું કે ક્રાઇસ્ટ પણ એમ જ કરત?" આથી વધારે શું જોઈએ?

બપોરે અમે પ્રયોગશાળામાં જ જમવાનું રાખ્યું હતું. જમવાની વ્યવસ્થા અંદરના ભાગમાં હતી: શહેરી દિવાલની બાજુમાં જ. આ દિવાલ ચોમેરથી રેતીવડે એવી તો ભરી લેવામાં આવી છે કે ફરતા રસ્તાવાળા રેતીના ઢગલા જેવી જ લાગે છે. ખેતીવાડીનો પ્રયોગ ત્યાં જ કરી શકાય એમ હતું. આખી દિવાલને ફરતાં વૃક્ષો રોપી દેવામાં આવે તો દરેક વખતે ફૂંકાતા વંટોળથી બચવા લાકડાનો એક બંધ જ બની જાય. એ મુજબ દિવાલ પર વૃક્ષો રોપવાની શરૂઆત તો કરી જ દેવામાં આવી છે. હમણાં જ એ કાર્ય શરૂ કરેલું હોવાથી વૃક્ષો નજરે પડે તેમ નહોતું. પરંતુ પ્રયોગશાળાની પેલી બાજુના ખેતર પર પણ ટીંગશ્યેનના સુધારકોએ ભીટ માંડી હતી. ત્યાં સ્તંભવાળો એક મંડપ ઊભો કરી દેવામાં આવ્યો છે. એ ઠેઠ શિખર પર ખૂબ જ ઉંચાઈએ બાંધવામાં આવ્યો છે. પ્રયોગશાળાના વડા અમારા યજમાને વૃક્ષો રોપવાના પ્રાથમિક અખતરા અમને સમજાવ્યા: જુદા જુદા પ્રકારની બાજરી, કપાસ, ફળફળાદિ વગેરે ત્યાંની આબોહવાને અનુકૂળ આવે એવા તમામ પ્રયોગો કરવામાં આવ્યા હતા. પછી એક રેંટ આગળ અમે આવી પહોંચ્યા. ગધેડું એને ફેરવતું હતું. એવા રેંટ ચીનમાં ઘણી જગ્યાએ નજરે પડે છે. એક સ્થળે ખેતીનાં સાધનોમાં સુધારાવધારા કરેલા અમને બતાવવામાં આવ્યાં. એ અખતરામાં સોંઘું કરવાનો ખાસ ઉદ્દેશ છે છતાંય ઘણા સારા સુધારાવધારા કરવામાં આવેલા છે

ખોરાકમાં ઊણપ જણાઇ. એ ઊણપ દૂધથી પૂરી શકાય તેમ હતી એવું તેમણે શોધી કાઢ્યું. ચીના લોકો ભાગ્યે જ દૂધ પીએ છે. ત્યાં ગાયો ઓછી નજરે પડે છે. ચીની ખેડૂતને ગાયો પાળતાં આવડતી નથી. બકરાં એ લોકોને ભારે પડતાં નથી. એટલે આ પ્રયોગ-શાળામાં બકરાંને સ્થાન મળ્યું છે. પરિણામે આજુબાજુના ખેડૂતોએ પણ બકરાં ઉછેરવા માંડ્યાં. આ પ્રમાણે પ્રયોગશાળાના એક ખાતાનો બીજા ખાતા સાથેનો સંબંધ સુંદર રીતે રજૂ થયો.

પ્રયોગશાળામાં ફરી અમે ગધેડાં, સાયકલો ને રિક્ષાઓદ્વારા નિયુતસનની મુલાકાતે ઊપડ્યા. એ આદર્શ ગામડું થોડુંક દૂર હતું. અમે શહેર છોડી આગળ વધ્યા. ઉત્તર ચીનનું ઉત્તમ સૃષ્ટિસૌંદર્ય અમારા દૃષ્ટિપથે પડ્યું. છેક ક્ષિતિજ સુધી વાવેતર પ્રસરી રહ્યું હતું. કોઇ કોઇ સ્થળે ગામડા અગર સમાધિસ્થાનને ફરતાં વૃક્ષોનાં ઝુંડો નજરે આવતાં. દૂર દૂર જતાં એ વૃક્ષોનું વર્તુલ બની રહેતું. મૃગજળની પેઠે ઓસરી જતાં એ વૃક્ષઝુંડોમાં ધીમે ધીમે નિયુતસન નજરે પડ્યું. ગામમાં પેસતાં ત્યાંનો મુખી અમને સામો મળ્યો ને અમને બધા જ અખતરા સમજાવવા લઇ ચાલ્યો. એ સામાન્ય ખેડૂતો વર્ગશિક્ષણ લેતા હતા. ખેતીવાડી ખાતા તરફથી પણ એમને થોડુંક વિધવિધ પ્રયોગોનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. એક જણે ભૂંડો સુધારવાનો પ્રયોગ આદર્યો હતો. બીજાએ કુકડાં પાળ્યાં હતાં. ત્રીજો તીડનો નાશ કરનાર યંત્ર સુધારી રહ્યો હતો. દરેક જણ નક્કી કરેલા નિયમો મુજબ પોતાનું કામ કર્યે જતો. પોતાનું કાર્ય સંપૂર્ણ કર્યા બાદ એની સંપૂર્ણ સમજૂતી એણે બીજા ખેડૂતોને આપવાની હતી તથા બીજે ગામડે પણ પ્રવાસે જવાનું હતું. એના બારણે પાટિયું લટકાવવામાં આવ્યું છે એમાં દરેકને અંદર જવા, આમંત્રણ હોય છે. ત્યાં નિરીક્ષણ કરવાની દરેકને છૂટ હોય છે. અમે તીડવિનાશકને ત્યાં પ્રથમ જવા લલચાયા. એ અમને લેવા આંગણામાં સામો આવ્યો. એ મજબૂત ઊંચો આબાદ ઉત્તર ચીનનો ખેડૂત હતો. એનું વદન પ્રમાણિક હાસ્યથી ઓપી રહ્યું હતું. હાથમાં જ પેલું યંત્ર હતું. એણે તુરત જ એક નાનકડા ભાષણ દ્વારા પોતાનું તમામ કામકાજ અમને તથા ત્યાં ઊભેલા તમામને પ્રયોગદ્વારા સમજાવ્યું.

પેલા કુકડાવાળા પાસે આવ્યા ત્યારે એણે પોતાની 'ઇડાં–પોથી' રજૂ કરી. શિક્ષણની હિલચાલની સફળતાની એ ચાવી હતી. એક પ્રયોગશાસ્ત્રી તરીકે એને રોજનીશી રાખવાની હોય છે. એમાં દરેક કુકડીની નોંધ હોય છે. એમાં સુધારાવધારા માટે પ્રયોગ-શાળા અવારનવાર સૂચનાઓ આપ્યા કરે છે. અમે ઝીણવટથી એ પોથી તપાસી. એમાં દરેક મરઘીનું લાક્ષણિક વર્ણન આલેખવામાં આવ્યું હતું અને છેક છેલ્લી પ્રગતિની તેમાં નોંધ કરવામાં આવી હતી. વાચનાલય ને દવાખાનાની મુલાકાત લઇ અમે પાછા વળ્યા. વાચનાલયમાં બાલકો ચોપડીઓ લઇ હારબંધ વાંચવા બેસી ગયેલાં હતાં. એ બાલકો વગર તૈયારીએ અમારી કસોટીમાં પાર ઊતર્યાં. દવાખાનું એક યુવાન વિદ્યાર્થીના હાથ નીચે ચાલતું હતું. અર્ધો દિવસ એ ગામેગામ ગામસુધારણા માટે ફરતો ને આરોગ્યવિજ્ઞાનનો પ્રચાર કરતો. બાકીના અર્ધા દિવસમાં એ બિમાર લોકોની સારવાર કરતો. એનું દવાખાનું ખૂબ જ સ્વચ્છ હતું. ટીંગસેયેગનાં દિવાલપત્રોની અંદરની બાજુ શોભાવેલી હતી, એમાં પણ આરોગ્યના જ પાઠ પઢાવેલા હતા.

ચીનનાં બીજાં ગામડાંની સરખામણીમાં નીયુતસનનો સુધારો દરેક નવા આગંતુકને

ચમત્કારિક લાગે. ચીનમાં પૈસા વિના ચમત્કાર અસંભવિત એટલે મેં અમારા ભોમિયાને પૂછ્યુંઃ "આમાં કોઇને પૈસા આપવામાં આવે છે કે?" "એક પૈસો ય નહિ હા! સુધારાનો લાભ કરનાર પોતે ભોગવે. આ કાર્યમાં પ્રવૃત્ત રહેવા છતાં દરેકે સ્વાશ્રયી રહેવું એવો અમારો નિરધાર છે. આ ગામમાંથી ગમે તે દાખલો લો. ભૂંડવાળો ભૂંડો ખરીદી લાવે છે. મરઘીવાળાને મરઘી બદલ વીસ ઇડાંનું મૂલ્ય લવાજમ તરીકે આપવું પડે છે. ખેડૂત બીજના બદલામાં પાકમાંથી અનાજ આપે છે. દવાખાનું ગામ જ નિભાવે છે ને વાચનાલયના પુસ્તકો પણ ગામલોકો જ ખરીદે છે."

સંધ્યાકાળ પછી એક કલાકે અમે પાછા ફર્યા. મિ. યેનને ત્યાં તમામ કાર્યકર્તાઓ ખાણા માટે ભેગા મળ્યા હતા. ત્યાં અમે એ પ્રવૃત્તિની ખૂબ જ ચર્ચા કરી. અમારી મુલાકાતથી ખૂબ જ આનંદ પામી સંપૂર્ણ સંતોષ દર્શાવી અમે પાછા વળ્યા.×

રમણીકલાલ જયચંદ દલાલ

# આપણી આગગાડી

(૨)

(આ લેખનો પૂર્વાર્દ્ધ 'પોષ'ના અંકની જ્ઞાનગોચરીમા પ્રગટ થયા પછી મૂળ અંગ્રેજી પુસ્તિકા પ્રાપ્ત થતા આગળ છપાયેલ ભાગ છોડી દઈ, બાકીનો ઉપયોગી ભાગ નીચે ઉતાર્યો છે. સંપાદક)

હમણાંસુધી, ખાસ પરવાનગી સિવાય, કાંજીવરમના આગગાડી અધિકારીઓ, સ્થાનિક ઉત્પન્ન થયેલ કાપડને આગગાડીરસ્તે નિકાશ થવા દેતા નહિ.

હિંદમાં આગગાડીની શું નીતિ છે તેનો આ વાત સ્પષ્ટ ખ્યાલ આપે છે. કાંજીવરમ હાથવણાટના ઉદ્યોગનું એક ઉપયોગી કેન્દ્ર છે અને તેથી વણકરોની અને સાથે સાથે શહેરની આબાદીનો મોટો આધાર નિકાસના વેપાર ઉપર છે. છતાં જે કારણો કહેવાની જરૂર નથી તેવા કારણને અંગે રેલવેઅધિકારીઓ તૈયાર માલ જવા દેતા નહોતા. પણ આયાત પર આગગાડીના કંઇ પ્રતિબંધ નહોતો. હિંદુસ્તાનના કોઇપણ સ્થળથી કાંજીવરમ માલ મોકલી શકાતો હતો, જેથી કરી વણકરોને પરદેશી માલની હરીફાઇમાં ઊભા રહેવું પડતું હતું, તેમ જ બહારના વણકરો સાથેની હરીફાઇમાં ઊભા રહેવામાં તેમને કોઇ જાતની મદદ મળતી નહોતી. આમ તેઓને બંને રીતે નુકસાન થતું હતું.

સ્વદેશપ્રેમ બાજુએ મૂકતાં, આરોગ્યની દૃષ્ટિથી પણ આગગાડીની નીતિ ઊલટી હોવી જોઇએ. પરદેશી હરીફોની સામે થતા સ્થાનિક કારખાનાવાળાઓને ખાસ મદદ અપાવી જોઇએ.

× G. E. Hubbardના Chinese Experiment નામના The Contemporary Reviewમાના લેખ પરથી.

કાંજીવરમનો દાખલો એક જ નથી. આગગાડીની નીતિ પરદેશી કારખાનાવાળાઓની તરફેણમાં તથા હિંદીની વિરુદ્ધમાં હમેશાં રહી છે. સદ્‌ભાગ્યે તે અનિષ્ટ નાશ પામ્યું છે. કાંજીવરમના વણકરો સામેનો પ્રતિબંધ દૂર થયો છે અને હિંદી બનાવટની વસ્તુઓ માટેના દરમાં, લાભ થાય તે રીતે ફેરફાર કરવામાં આવે છે, છતાં તે બધું સંતોષકારક ગણી શકાય નહિ. દાખલા તરીકે, કોલસાના નૂરના દરોમાં એવો ફેરફાર કરવામાં આવ્યો છે કે અમદાવાદની મિલોને નજીકની બિહારની ખાણોના કોલસા કરતાં બ્રિટન અથવા દક્ષિણ આફ્રિકાનો કોલસો મંગાવવાનું ઠીક પડે છે.

આગગાડીના સત્તાધિકારીઓનું આ દૃષ્ટિબિંદુ, જ્યારે આગગાડીનો વહીવટ તથા કબજો બિન-હિંદી કંપનીઓના હાથમાં હતો, ત્યારનો—જૂના વખતનો—વારસો છે. તે વખતે હિંદીઓ કરતાં પોતાના દેશની પ્રજાનું હિત વધારે જોવાતું. હમણાં સુધી લગભગ બધી મુખ્ય આગગાડીઓની સત્તા બહારના લોકોના હાથમાં હતી.

આ રીતે શરૂઆત જ ખરાબ થઇ હતી. રાજ્યે આગગાડી બાંધવી જોઇતી હતી અને આગગાડીની કંપની સાથે એવી ગોઠવણ હતી કે આગગાડી શા માટે દાખલ કરવામાં આવી તે જ આશ્ચર્ય થાય છે. દાખલા તરીકે રાજ્યની જમીન મફત મળવા ઉપરાંત કંપનીને પાંચ ટકાના નફાની ખાતરી આપવામાં આવતી હતી. સરકારને હમણાં સુધી ત્રણ-સાડાત્રણ ટકાના દરના વ્યાજથી પૈસા મળી શકતા એટલે જો તેણે જ આગગાડી બાંધી હોત તો, શરૂઆતમાં જ, દરવર્ષે દોઢ-બે ટકાનો ફાયદો થયો હોત. આ એકપક્ષી ગોઠવણથી કર ભરનારને થયેલ નુકસાન તો લગભગ દરવર્ષે આગગાડીમાં થતી મોટી ખોટથી દેખાઇ આવે છે. બીજા શબ્દોમાં, પાંચ ટકા નફો પૂરો કરી આપવા, સરકારને સામાન્ય આવકમાંથી મોટી રકમો—કોઇ કોઇ વાર તો દોઢ કરોડ રૂપીઆ આપવા પડતા. આ નુકસાન ઇ. સ. ૧૯૦૦ સુધી ચાલ્યું. ત્યારે જરા ડહાપણભરેલી નીતિ ધારણ કરવાથી ખોટ આવતી બંધ થઇ, પરંતુ તેમ છતાં ૧૯૦૦ સુધીની વાર્ષિક ખોટ તથા મફત અપાયેલ જમીનની કિંમત ગણતાં, આગગાડી પોતાનો ખર્ચ ઉપાડે છે તેમ આજે પણ કહી શકાય તેમ નથી.

આ બધી સગવડો છતાં આગગાડીની ગોઠવણ બરાબર થઇ નથી, એટલે કે પાસેની જમીન પર રહેનારનું હિત સચવાયું નથી. આ બાબતમાં બંગાળે સૌથી વધારે સહન કર્યું છે. વરસાદનું પાણી વહેવા માટે યોગ્ય નીકો બંધાઇ નહિ. નાના ઝરાઓને પૂરી દેવામાં આવ્યા. આથી કરીને પાણી ભરાઇ રહેવાથી અત્યંત ભયંકર, ભીનાશવાળાં સ્થાનો ઉત્પન્ન થયાં, જેથી એક વખતની ફળદ્રૂપ જમીન મેલેરિયા અને બીજા દરદોના ત્રાસથી ઉજ્જડ થઇ ગઇ. વસ્તુતઃ આગગાડી બાંધનારની હૃદયહીનતા—જે હજુ પણ ચાલુ છે—સિવાય, હિંદમાં મેલેરિયાએ આજે જે પ્રાણઘાતક મૂળ નાખ્યાં છે તે નાખ્યાં ન હોત.

આ અપરાધને માટે આગગાડીને પણ સખત નશિયત થઇ છે. લગભગ દરેક પ્રાંતમાં દર શિયાળામાં પૂલો તૂટી જવાના તથા સડકો ધોવાઇ જવાના અસંખ્ય બનાવો બને છે ને તેને મોટા ખર્ચમાં ડુબાડે છે. કમનશીબે, આવા સમયે પણ કર ભરનારને જ સહન કરવું પડે છે, અને આગગાડીના મુખ્ય બાંધનારાઓ તો ખિસ્સા ભરીને ક્યારનાએ નિવૃત્ત થઇ ગયા હોય છે.

આગગાડી હિંદને મહાન ઉપકારક હોવાનું માનવાનું દરેક વિદ્યાર્થીને શીખવવામાં આવે છે તોપણ જ્યાં કાંઝીવરમની માફક હિંદના હિત વિરુદ્ધની નીતિ અખત્યાર કરવામાં આવી નથી ત્યાં પણ જે મહાન આર્થિક નુકસાન તેણે કર્યું છે તે વિષે બેમત હોઇ શકે જ નહિ. જ્યારે કોઇ સ્થળે નવી આગગાડીની શરૂઆત થાય છે ત્યારે શું બને છે તે જોઇએ. પહેલાં તો બધાં સ્થાનિક વાહનોનો નાશ થાય છે—ખાસ કરીને બળદના ગાડાંઓનો—જે ગામડાની આવકની પૂર્તિ કરવા પૂરતાં જ માત્ર ઉપયોગી નથી પરંતુ ખેતીવાડી માટે પણ ઉપયોગી છે. પોતાની થોડી જમીનને અંગે બળદોનું પોષણ કરવું આકરૂં પડે તેવા હજારો ખેડુતો તેમને રાખતા હતા: કેમકે આ ગાડાંઓ તેમનું પોષણ કરતાં હતાં. વળી તેમના છાણથી અમૂલ્ય ખાતર ઉત્પન્ન થતું હતું. આગગાડીની શરૂઆતનું પહેલું પરિણામ ગાડા તથા બળદોનો નાશ કરવાનું હતું.

પછી સ્થાનિક હાથઉદ્યોગોનો વારો આવ્યો. કાપણી કરવા માટેનાં દાતરડાં જે અત્યાર સુધી સ્થાનિક બનાવવામાં આવતાં હતાં તે પણ વિદેશી બનાવટનાં આવવા લાગ્યાં. વસ્તુતઃ આગગાડીના આગમન સાથે સ્થાનિક કારીગરોનો પણ મરો થયો.

છેવટ, વસ્તુઓની નિકાશ થવા લાગી. પૈસાની તંગી વખતે મહેસૂલ ભરવા અથવા શાહુકારને પૈસા આપતી વખતે—પાક તૈયાર થતાં જ ખેડૂતને તે વેચી નાખવો પડે છે અને આગગાડીનો આભાર માનો કે તે તરત જ નિકાશના બંદરે ચડી જાય છે. પરિણામ એ આવ્યું છે કે બંગાળ જેવા ફળદ્રૂપ દેશમાં પણ શિયાળાના વખતમાં પણ અનાજની તંગીની ફરિયાદ હમેશની થઇ પડી છે. જે અનાજ ખેડૂતો ઉગાડે છે તેનો ઉપયોગ તેઓ કરી શકતા નથી.

મોટે ભાગે જ્યાં જ્યાં આગગાડીની શરૂઆત થાય ત્યાં ત્યાં આ અનિષ્ટો સાથે આવવાનાં જ. પણ જો રાજ્યે સાવચેતી રાખી હોત તો આ નુકસાન ઘણે દરજ્જે ઓછું થયું હોત. દાખલા તરીકે સહકારી બેંકો તથા નિકાશ પરની જકાતથી અનાજ બહાર જતું અટકાવી શકાત અને ડહાપણભરી આયાત-જકાતની નીતિથી બહારના અનાજને દેશમાં આવતાં સ્થાનિક માલ સાથે હરીફાઇમાં ટકતાં મુશ્કેલી પડત. વરસાદના પાણીને જવા માટે યોગ્ય રસ્તો કરવાની તથા આગગાડીની સડક ઊંચી કરવા માટે કરવામાં આવેલ ખાડા પૂરી દેવાની અધિકારીઓને ફરજ પાડીને, આગગાડીવાળા પ્રદેશમાં પાણી ભરાતું અટકાવી શકાત.

પરંતુ આપણે તે ચર્ચા કરીએ તે પહેલાં આગગાડીની વર્તમાન સ્થિતિનું આપણે. દિગ્દર્શન કરી લઇએ.

અત્યારે આગગાડીની કુલ લંબાઈ ૪૨,૦૦૦ માઇલ છે, જેમાંથી ૩૬૦૦ માઇલની ગાડીને બે કે તેથી વધારે લાઇન છે.

કુલ મૂડી લગભગ ૮૬૦ કરોડ છે.

૧૯૨૮-૨૯ માં કુલ પેદાશ ૧૧૮ કરોડ અને ૧૯૨૯-૩૦ માં ૧૧૬ કરોડ હતી ત્યારે ચલાવવાનું ખર્ચ અનુક્રમે ૭૩ અને ૭૬ કરોડ હતું.

સાથે સાથે એટલું ધ્યાનમાં રાખજો, કે જ્યારે આવક બે કરોડ ઓછી થઈ ત્યારે ખર્ચ ત્રણ કરોડ વધ્યું. હિંદી આગગાડીની કાર્યકુશળતાનો જુઓ આ નાદર નમૂનો!

આગળ ચાલતાં ૧૯૨૯-૩૦ માં ૬૩૪,૦૦૦,૦૦૦ ઉતારુઓએ મુસાફરી કરી અને તેનું ભાડું ૩૮ કરોડ રૂપિયા આવ્યું.

માલનું ભાડું ૧૯૨૯-૩૦ માં ૬૮ કરોડ આવ્યું. કામદારોની કુલ સંખ્યા ૮૧૯,૮૫૮ હતી.

૧૯૨૯-૩૦ માં રાજ્યની ચોખ્ખી આવક નીચે મુજબ હતીઃ—

| | લાખ |
|---|---|
| મૂડી પર ૧ ટકા લેખેનો ફાળો | ૫૬૧ |
| વધારાનો ⅕ ભાગ | ૧૧૮ |
| કુલ ફાળો | ૭૮૦ |
| લશ્કરી લાઈનની ખોટ બાદ | ૧૬૮ |
| મહેસૂલ ને ચોખ્ખું ભરણું | ૬૧૧ |

આ આંકડાથી સ્પષ્ટ જણાશે, કે આ આગગાડીઓમાં રાજ્યની કેવડી વિશાળ મિલકત છે. આવકમાં દશ ટકા સુધારો અથવા ખર્ચમાં તેટલો બચાવ થાય તો કર ભરનારને કરોડોનો ફાયદો થાય; અને તે તદ્દન સહેલાઈથી થઇ શકે તેમ છે તે હમણાં જ બતાવવામાં આવશે. વસ્તુતઃ સ્વરાજ્ય ભોગવતા હિંદમાં, હિંદને માત્ર આર્થિક દૃષ્ટિએ ફાયદો થાય તેવી રીતે આગગાડીઓ ચાલુ રાખવામાં આવશે, એટલું જ નહિ પણ રાજ્યને મળતી આવકમાં પણ દેખીતો સુધારો થશે.

હિંદની આગગાડીમાં નૂરના દરમાં સુધારો કરવાની ખાસ આવશ્યકતા છે. દેશની અંદરના વેપારથી સારી આવક થાય તેમ તેમાં ફેરફાર કરવાની જરૂર છે. સ્થાનિક પેદાશને ઝડપથી લઇ જવામાં તેમને જ ફાયદો છે તે વાત તરફ અધિકારીઓએ હજુ સુધી દુર્લક્ષ કરેલ છે. દાખલા તરીકે, હિંદને જાપાન કે લેંકેશાયરમાં ઉત્પન્ન થયેલ કાપડ કરતાં હિંદમાં બનેલું કાપડ પૂરું પાડવામાં આવે તો આગગાડીઓને અનેકગણો ફાયદો થશે. તે માલ પર જ તેમની આવક સરખી થઇ જશે. સાથે સાથે બીજી રીતે આગગાડીના વ્યવહાર પણ વધશે—માલ ઉત્પન્ન થતા સ્થળેથી રૂની આયાતથી, ખાણમાંથી કોલસો પૂરો પાડવાથી તથા બીજી અનેક રીતે આવક વધશે.

તેથી, પહેલાં તો નૂરના દર એવા રાખવા જોઇએ કે હિંદી કારખાનાવાળાઓને બની શકે તેટલી સગવડ મળી શકે. એ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે આ સ્થાનિક વેપાર સ્થાયી છે ત્યારે પરદેશી આયાતનો વેપાર અચોક્કસ છે તથા વધઘટને પાત્ર છે.

બીજું, દરો એવા હોવા જોઇએ કે બની શકે તેટલો વધારે વેપાર દેશમાં જ રહે. હિંદુસ્તાનના ઘઉંના વેપારની અત્યારની સ્થિતિથી આ સુધારાની નેમ સાબીત થશે.

પંજાબમાંથી ઘઉંનો મોટો જથ્થો યુરોપ જાય છે. વળી કેટલાક પ્રાંતો ખાસ કરીને બંગાળા તથા મદ્રાસમાં ઓસ્ટ્રેલિયા તથા બીજા દેશના ઘઉં આવે છે. ભાવફેરને જ આ વિસંગતિ આભારી નથી; કેમકે જો હિંદી ઘઉં કરતાં ઓસ્ટ્રેલિયાના ઘઉં સોંઘા હોય તો હિંદી ઘઉં બહાર જવાનો સંભવ નથી. યુરોપમાં હિંદી ઘઉંને બદલે ઓસ્ટ્રેલિયન ઘઉં ખપે. બંગાળામાં થતી આયાત આગગાડીની આત્મઘાતક નીતિને આભારી છે, જે મૂર્ખાઈભરેલી પક્ષાઇથી પંજાબના ઘઉંને કલકત્તા કરતાં કરાંચી મોકલવામાં ઉત્તેજન આપે છે. કરાંચીથી

પરદેશ માલ ચડાવનારાઓના લાભાર્થે આમ કરવાનું માનવામાં આવે છે. તે હેતુ હોય કે ન હોય પણ આગગાડીની નીતિ મૂર્ખાઈભરેલી છે તેની ના પાડી શકાશે નહિ. કરાંચી જતા માલને ઉત્તેજન આપવાને બદલે બંગાળા અથવા દક્ષિણ હિંદમાં માલ મોકલવાને ઉત્તેજન મળે તેવી રીતે જો નૂરમાં ફેરફાર કરવામાં આવે તો આગગાડીને અનહદ ફાયદો થશે. આ ગોઠવણથી શરૂઆતમાં સહેજ નુકસાન થાય. પણ તેનો બદલો મોટા પ્રમાણમાં તરત જ મળી રહેશે. વળી જો રાજ્યબહારના ઘઉં પર આયાત જકાત નાખે તો આ શરૂઆતનું નુકસાન પણ ન થાય. પણ આ બધું આગગાડીના નૂરના સુધારા સાથે થવું જોઈએ કે જેથી બંગાળા તથા મદ્રાસમાં ઘઉં વાપરનારને મોટું નુકસાન ન થાય.

એવી જ રીતે આગગાડીએ અને રાજ્યે પરદેશી કોલસો હિંદમાં ન આવે, એ જોવાનું રહ્યું. નૂરના દર એવી રીતે રાખવા જોઈએ કે જેથી હિંદી આગગાડીઓને જ લાંબા ગાળામાં વધારેમાં વધારે કામકાજ મળે.

ઉતારુઓના વ્યવહારમાં પણ જો ડહાપણભરી નીતિ અખત્યાર કરવામાં આવે તો હિંદી આગગાડીઓને અને સાથે સાથે કર ભરનારને પણ ખૂબ ફાયદો થશે.

આ એવો જ જરૂરી પ્રશ્ન છે કે—કેટલીક વાર બીનઅધિકારી મંડળ તે એટલો ઓછો સમજે છે કે—તેને વિસ્તારથી છણવાની જરૂર છે.

× × ×

( સાત કરોડનું નુકસાન થયાની વિગત માગશરના અંકમાં આવી ગઈ છે. )

આ સાત કરોડના નુકસાનનો શું જવાબ છે ? ઊંચા વર્ગના ઉતારૂઓ માટે રાજ્યે આ સાત કરોડ શા માટે જતા કરવા ? આ ભયંકર કલંકનો બચાવ હજુ સુધી કરવામાં આવ્યો નથી.

ન્યાયની રીતે તો ગરીબોના લાભ માટે શ્રીમંતોએ સહન કરવું જોઈએ. હિંદી આગગાડીમાં આ નિયમ ઊલટાઈ જાય છે. શ્રીમંતોના લાભાર્થે ગરીબનું લોહી ચૂસવામાં આવે છે. અતિગંદા, લગભગ હંમેશાં ખીચોખીચ ભરેલા ત્રીજા વર્ગના ડબ્બામાં ગરીબોને ખડકવામાં આવે છે, કે જેથી કરીને શ્રીમંતોને આરામ મળે. આ આરામના પૂરતા પૈસા પણ તેઓ આપતા નથી. જાહેર ખાતામાં ગરીબ અને શ્રીમંત વચ્ચે ભેદ પાડવાનું કારણ હોઈ શકે નહિ. જો શ્રીમંતો જે આરામ ભોગવે છે તેને માટે ગરીબ આપે છે તેટલા પ્રમાણમાં પૈસા આપે તો તે કંઈક વાજબી ગણી શકાય; પણ તેટલા પૈસા તો તેઓ આપતા નથી. તેઓ પૈસા આપે છે તે પ્રમાણમાં તેમને માટેની સગવડો ઘણી વધારે પડતી છે. અને વધારે ખરાબ તો એ છે કે, ગરીબો પાસેથી લેવાતું ભાડું અતિ વધારે છે. તેમને બેસવાની પણ પૂરતી સગવડ અપાતી નથી.

અહીં જ આપણને હિંદી આગગાડી ખૂબ ખરાબ લાગે છે અને તે માટે એક જ કારણ ધારી શકાય કે અભણ જનસમુદને ભોગે બડેખાંઓએ પોતાના માટે ખાસ સગવડો પચાવી પાડી છે—આ નીતિનો નૈતિક યા વ્યાપારી દૃષ્ટિએ બચાવ થઈ શકે તેમ નથી.

× × ×

ઉપર બતાવ્યા પ્રમાણે એક જ વર્ગ રાખવાથી સાત કરોડની ચોખ્ખી પેદાશ થશે. ખરી રીતે તો ઘણો વધારે ફાયદો થશે. વળી, બાંધકામમાં પણ ઘણો બચાવ થશે. ત્રીજા વર્ગના ડબા બાંધવામાં ઘણો ઓછો ખર્ચ થશે ને બધા ડબા વાપરવાના ઉપયોગમાં લેવાશે. ઊંચા વર્ગના ડબામાં બને છે તેમ, ન વાપરવાથી થતું નુકસાન થશે નહિ.

મહાપુરુષોના આરામને પોષવાની આ ઘેલછા, પ્રવાસીઓ તથા મેઇલ સ્ટીમરના ઉતારૂઓ માટેની સગવડમાં, ખૂબ દેખાય છે. સ્ટીમરના ઉતારૂઓની સગવડ માટે મુંબઇથી કલકત્તા સુધી સુખ સગવડથી ભરપૂર ખાસ ગાડી દોડાવવામાં આવે છે, ઘણી વાર તે ચિકાર હોતી નથી, અને હોય ત્યારે પણ તે તેનું ખર્ચ ઉપાડતી હોય તેવો જરા પણ સંભવ નથી. હિંદ જેવા ગરીબ દેશમાં આવા નકામા ખર્ચને માટે શું જવાબ આપી શકાય?

વિદેશી પ્રવાસીઓનાં સંબંધમાં સ્થિતિ વધારે ખરાબ છે. તેમને માટે જુદા રખાતા ડબાઓ વર્ષનો મોટો ભાગ વપરાશ વિના પડી રહે છે અને જ્યારે વપરાય છે ત્યારે પણ ફક્ત ઊંચા વર્ગની ગોઠવણ હોવાથી બહુ નફો થતો નથી.

વધારે ખરાબ તો એ છે કે, આ ઘરાકી મેળવવા માટે, જાહેર ખબર દ્વારા પરદેશોમાં --અમેરિકામાં પણ-- પુષ્કળ પૈસો ખર્ચવામાં આવે છે. આ તો ચોખ્ખો દુર્વ્યય હોઇ તુરત બંધ પાડવાની જરૂર છે.

મહાન પુરુષો માટે આ પ્રમાણે પૈસાનો દુર્વ્યય શા માટે કરવામાં આવે છે તે હરકોઇ સમજી શકે છે. વિદેશી મુસાફરો માટે આગગાડીના વ્યવસ્થાપકોની કાળજી માટે બહાર સારો મત ઉત્પન્ન કરવા વ્યવસ્થાપકો હમેશાં આતુર હોય છે. ધારો કે ઉપલી દલીલથી એવું પ્રચારકાર્ય થાય છે તોપણ તેથી હિંદને શું ફાયદો થાય છે તે સ્પષ્ટ જણાતું નથી. ગમે તેમ, વિદેશીઓનાં વખાણ મેળવવા માટે લાખો રૂપિયા ખર્ચવા હિતાવહ નથી.

"ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો!" જો આગગાડીના અધિકારીઓ આ સત્ય સમજે તો જાહેરના પૈસાનો આ અસહ્ય દુર્વ્યય અદૃશ્ય થશે.

આ બે--નૂરના દરની પુનઃ જનતાના સુધારણા તથા ઉચ્ચ વર્ગની મુસાફરીનો લોપ-- આવકનાં મુખ્ય સાધનો છે. પહેલા સાધનમાંથી થતી વાર્ષિક આવકનો ચોક્કસ અડસટ્ટો આપી શકાતો નથી. ખરી રીતે તો આયાત જકાતના રૂપમાં આ નવા દરોને કેટલો ટેકો મળે છે તેના ઉપર તેનો મુખ્યત્વે આધાર રહેશે. પરંતુ લાંબા ગાળે ઘણો નફો--કેટલાક કરોડોનો-- થશે અને દેશની આર્થિક પ્રગતિને મળતો ટેકો પણ નિર્ણયાત્મક થશે.

બીજી બે દિશામાં અત્યારની નીતિમાં તાત્કાલિક ફેરફારની જરૂર છે. એક તો કામદારો પ્રત્યેની તથા બીજી ખરીદની નીતિ. કામદારો સંબંધમાં અત્યારની રીત, "ખાળે ડૂચા ને દરવાજા મોકળા" જેવી છે. ઘણાખરા હિંદી નોકરોને એટલો હલકો પગાર આપવામાં આવે છે કે તેઓને આવકનાં બીજાં સાધનો તરફ દૃષ્ટિ નાખવાની ફરજ પડે છે. અને આ સાધનો આગગાડીના હિસાબે અને જોખમે મેળવાય છે. લોકોને મફત મુસાફરી કરવા દેવામાં આવે છે, સાથે લઇ જવાતા સામાનનું વજન ઓછું કરાય છે અથવા ઓછો દર લેવામાં આવે છે અને ભારમાં પણ પૂરું વજન નોંધાતું નથી. ગમે તે ભોગે આ બદી

દૂર થવી જોઇએ, પોતાના નોકરોને પ્રમાણિક જીવન ગાળવા દઇને આગગાડીને પણ ઘણો ફાયદો થશે

હિંદી નોકરોના સબંધમા આગગાડી જે કરકસર કરે છે તે બીનહિંદી સબંધમા તે બીજે પાટલે જઇ બેઠેલ છે. ખૂબ મોટા પગારથી તેમને નોકરીમા રખાય છે, જો કે તેથી ઘણા ઓછા પગારે વધારે શક્તિશાળી હિંદીઓ મળી શકે. આ પરદેશીઓની લાયકાત પ્રસિદ્ધ (?) છે અને તેથી આગગાડીની ઑફિસમા કેટલીક રમુજ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે જ્યારે એક હિંદીએ પરચુરણ રજાની માગણી કરી ત્યારે એક સાહેબે અરજી પર લખી નાખ્યુ કે "જગ્યા નથી." એટલે કે તેને મુક્ત કરનાર માણસ મળી શકે તેમ નહોતો.

છેવટે આપણે ખરીદી પર આવીએ અહીં પણ આપણી આગગાડીની નીતિ ખૂબ વાધાભરેલી છે. આનો દાખલો લડાઇ પછી વધેલા આગગાડીના સામાનની કરોડોની ખરીદનો છે—જ્યારે ભાવો ઊંચામા ઊંચા હતા. આ કલંક જેવો બીજો દાખલો બીજા કોઇ દેશમાં મળશે કે કેમ તે શંકાસ્પદ છે વળી નોંધવા યોગ્ય બીના તો એ છે કે હિંદી કર ભરનારને થયેલા નુકસાન માટે કોઇને શિક્ષા તો ન થઇ, ઊલટું જે ગૃહસ્થના ખાતામાં આ બન્યું તેને તુરત બઢતી આપી ગવર્નર બનાવવામા આવ્યા.

કારખાના પણ એટલા સાધન સપન્ન હોય છે કે આપણી આગગાડી માટે બહારથી વસ્તુઓ લાવવાની જરૂર રહે નહિ. અને બધી શકય ખરીદી હિંદમાથી જ કરવાનું વ્યવસ્થાપકોને કહેવામા આવે તો આ બાબતની મૂડીની રોકાણ પણ ઘણી ઘટશે. આ સંબંધે હિંદના હિતનો કેવો ભોગ અપાય છે તે બતાવતો એક દાખલો આ રહ્યો· જ્યારે કારખાનામાં સાધનો પૂરતા નહોતા ત્યારે એક આગગાડીએ એંજીનના મુખ્ય ભાગો મેળવીને પોતાના જ કારખાનામા એંજીનો તૈયાર કર્યાં, પણ કારખાનામા સાધનો પૂરતા આવી ગયા પછી બહારથી તૈયાર એંજીનો મગાવવામા આવ્યા

આ માટે શુ બચાવ હોઇ શકે?

હિંદના જગલોમાથી મળી આવતાં લાકડાના મલેપાટીઓથી કામ ચાલી શકતું હોય છતા આગગાડી બહારથી લોઢાના સલેપાટ મગાવે અથવા જ્યારે લાકડાના ડબાથી ચાલી શકે ત્યારે ભારે કિંમતના પોલાદના ડબા મગાવે તે સરખુ જ ગેરવાજબી છે બની શકે તેટલા બિનહિંદીઓને નોકરીમા ન રાખે અને પરદેશોમાથી પોતાથી બની શકે તેટલો, જરૂરી માલ ન મંગાવે તો પોતાના કર્તવ્યમા પોતે ચૂકયા ગણાશે, તેમ અત્યારે કેટલાક અધિકારીઓ માની રહ્યા છે. તેઓએ જાણવું જોઇએ કે "**તેમની પહેલી અને છેલ્લી** ફરજ હિંદ પ્રત્યે છે."

## ખાનગી વ્યવસ્થા

આગગાડીની વ્યવસ્થાના શરૂના દિવસોમા સરકાર પોતે આગગાડી માટે ઓછા દરે પૈસા મેળવી શકે તેમ હોવા છતા, ખાનગી કંપનીઓને પાચ ટકા નફાની જેમ સરકારે બાહેધરી આપી હતી તેમ અત્યારે કેટલીક કંપનીઓ સાથે વ્યવસ્થા કરવાની ગોઠવણ છે મૂડી તો રાજ્યની છે. કંપનીઓ તો માત્ર પોતાના નફાનો હિસ્સો જ લે છે. આવી મોટી રકમ જતી કરવાને કર ભરનારને શા માટે કહેવામા આવે છે તે જ નવાઇભરેલું છે!

કંપનીઓનો ફાળો શું છે? બધી વ્યવસ્થા અહીંનો એજન્ટ કરે છે, જે રેલવેબોર્ડ નીચે ખુશીથી કામ કરી શકે.

કંપનીની વ્યવસ્થા કરતાં રાજ્યની વ્યવસ્થા હેઠળની જી. આઈ. પી. કંપનીની વ્યવસ્થા ઓછી સંતોષકારક છે એમ તો કોઈ કહી શકશે નહિ; તેમ છતાં તે ખર્ચાળ ફારસ શા માટે કરવામાં આવે છે?

જ્યાં સુધી જનતા જાણે છે ત્યાં સુધી આ કંપનીના વહીવટથી કંઈ ઉપયોગી અર્થ સરતો હોય તેમ લાગતું નથી, જોકે નફાના હિસ્સા ઉપરાંત બીજું નુકસાન નથી થતું તેમ પણ કહી શકાય નહિ. હજારો માઈલ દૂર રહેતા ડિરેક્ટરોને અગત્યના પ્રશ્નોના નિકાલ માટે મોકલવામાં આવે છે. તેમાંના ઘણાખરાને આજના હિંદનું સાચું જ્ઞાન ન હોતું. આ બધા પ્રશ્નોનો અહીંની રેલવેબોર્ડ સહેલાઈથી લાભકારક નીવેડો લાવી શકે.

અલબત્ત, ડિરેક્ટરોને આ ગોઠવણ ઉપયોગી છે. નફાના લાભ ઉપરાંત, પોતાનું હિત હોય તેવા છોકરાઓને નોકરીમાં રાખી દેવાનો તથા માલની ખરીદીનો લોભ હોય છે. પરંતુ આ એવા લાભો છે કે જેમાં હિંદને લેવાદેવા નથી. ખરી રીતે તો આ આશ્રયનો ઉપયોગ અહીં અને હિંદી બાળકો માટે જ થવાની હિંદને જરૂર છે.

સદ્‌ભાગ્યે આ બોજો સત્વર અદૃશ્ય થશે. ખાનગી કંપનીઓ સાથેની ગોઠવણનો પહેલી તકે અંત લાવવાની નીતિ હિંદી સરકારે ધારણ કરી છે અને જ્યારે તે મળશે ત્યારે કર ભરનારને થોડી વધારે રાહત મળશે.

જ્યારે બધી આગગાડીઓનો કબજો રાજ્ય લેશે, ત્યારે આ કરકસર અને બીજા સુધારાઓ કુદરતી રીતે જ શક્ય બનશે. જુદી જુદી આગગાડીઓ એકબીજાની હરીફાઈ કરતી અટકી વધારે સહકાર થશે. જો જુદા જુદા માપની ગાડીઓ એકબીજા સાથે જોડાઈ જાય તો સાધનોની પણ ખૂબ સગવડ થશે; પણ આ બધા વહિવટી સુધારાઓ છે, જે અત્યારે પણ રેલવેબોર્ડનું ધ્યાન ખેંચી રહ્યા છે, જો કે પ્રગતિ અત્યંત ધીમી છે.*

છોટાલાલ માનસિંગ કામદાર

* અંગ્રેજી ઉપરથી.

# पार उतारो

[ કબીર, મીરાં વગેરે પરપ્રાન્ત અને પરભાષાના સંતોના નામનાં ગુજરાતી ભજનો આપણા સાહિત્યમાં પુષ્કળ છે, પણ ગુજરાતી સંતોના નામની વાણી કોઈ બીજી ભાષામાં હોય એવા દાખલા બહુ જાણવામાં નથી. તેથી એવું એક નરસિંહ મહેતાના નામનું કાવ્ય જોવામા આવતાં આ નીચે આપું છું. રા. વિ. પાઠક ]

म्हाँने पार उतारोजी, थाँने निज भक्तनकी आन ।
हमरे अवगुन नेक न चितवो, अपनो ही करि जान ॥ १ ॥
काम क्रोध मद लोभ मोह बस भूल्यौ पद–निर्वान ।
अब तो सरन गही चरननकी मत दीजो मोहिं जान ॥ २ ॥
लख चौरासी भरमत भरमत नेक न परो पिछान ।
भवसागरमें बह्यो जात हौं रखिये स्याम सुजान ॥ ३ ॥
हौं तो कुटिल अधम अपराधी नहिं सुमियों तेरो नाम ।
'नरसी' के प्रभु अधम–उधारन गावत वेदपुरान ॥ ४ ॥

— नरसी महेताजी

कल्याण [ ईश्वरांक ] श्रावण–१९८९ भाग ७, अंक १, पृ. २७६

૨૦-૭-૩૨: દીનબન્ધુ એન્ડ્રુઝનો 'માન્ચેસ્ટર ગાર્ડિઅન' માં લેખ: 'હિંદમાં દમનનીતિ નિષ્ફળ નીવડી છે-આયર્લૅન્ડમાં બન્યું તે હિંદમાં બનશે'; ચરસદામાં સરહદ પરિષદ માટે ૫૦ લાલ ખમીશવાળાઓ ગિરફતાર.

૨૧-૭-૩૨: ન્યૂ દિલ્હીમાં જાહેર રસ્તા ઉપર પોલીસ ઉપર ગોળીબાર; અમદાવાદમાં ગુજરાત પ્રાંતિક સમિતિ ઉપર દરોડો પાડતાં ૮૫ સ્વયંસેવકોને લાઠીમાર અને તેમની ધરપકડ-પાછળથી ૧૯ ભાઇબહેનોને રાખી બાકીનાને છોડી મૂક્યા; હિંદ આવનારા લંડનના મજૂર પક્ષના પ્રતિનિધિ મંડળ સામે વિરોધ; જર્મનીમાં લોખંડી અમલ; ફ્રાન્સમાં ખળભળાટ.

૨૨-૭-૩૨: ડૉ. સૈયદ મહમદની ગાંધીજીને સાથ આપવા માટે મુસ્લીમોને હાકલ; મુંબઈના કાપડના ત્રણ મોટા વેપારીઓ, સ્વયંસેવકોના કેપ્ટન, બે મંત્રીઓ અને બે રાષ્ટ્રીય મુસ્લીમ આગેવાનોની ધરપકડ; શ્રી. શેરવાનીનો ગોંડા-જેલમાંથી છૂટકારો-વજનમાં ૩૫ રતલનો ઘટાડો; અમદાવાદના ડૉ૦ કાનુગાની રાષ્ટ્રધ્વજ સંબંધમાં વડી અદાલતે રદ કરેલી સજા; દક્ષિણ આફ્રિકાથી હિંદીઓને પાછા ધકેલવામાં આવે છે; મુંબઇમાં કૉંગ્રેસ હાઉસ ઉપર ધાડ લઈ જવા માટે બે સ્વયંસેવકોને ૬ અને ૪ માસની સખ્ત કેદ; સંયુક્ત પ્રાંતોમાં મહાસભાની ફરી ચાલુ થયેલી લડત; દિલ્હીના કેટલાક એડવોકેટોને ચીફ કમિશ્નરનું તેડું; નાગપુરમાં પત્રિકા સંબંધી એકસામટા દરોડા; કલકત્તામાં પત્રિકા માટે જડતીઓ; નેલોરમાં સવિનય ભંગની લડત સામે એક નવી કલમ; લાહોરમાં જપ્ત થએલ મકાનનું તાળું તોડી તેના ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવવા માટે સાત જણની ધરપકડ; નડિયાદમાં સેવા મંદિર ઉપર દરોડો; હરદ્વારમાં અંત્યજોને ગંગાજીમાં નાહવાની છૂટના સમાચાર.

૨૩-૭-૩૨: 'ફ્રી પ્રેસ જર્નલ' અને 'ફ્રી પ્રેસ બુલેટીન'ની રૂ. ૬૦૦૦ ની જામીનગીરી જપ્ત; પરદેશી માલ ઉપર ભારે જકાત નાખવા માટે મુંબઇ-અમદાવાદના મિલમાલિકોનો સરકારને તાર; મુંબઈની ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓ હડતાલ ઉપર; ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોરને કલકત્તા યુનિવર્સિટીમાં રૂ. ૫૦૦૦ ના દરમાયાથી પ્રૉફેસરપદ સ્વીકારવાનું નિમંત્રણ; મુંબઇના એક વકીલને ઑર્ડિનન્સ નીચે થએલી ૨ વર્ષની સખ્ત કેદની સજા સામેની અપીલ વડી અદાલતે રદ કરી; આયર્લૅન્ડમાં હિંદી-આયરીશ સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના; કૉટન કૉન્ટ્રેક્ટ બીલ સામે ઇસ્ટ ઇંડિયા કૉટન એસોસીએશનનો વિરોધ.

૨૪-૭-૩૨: અલ્હાબાદના સ્વરાજ્ય ભુવન ઉપર દરોડો પાડતાં ૨૭ સ્વયંસેવકોની ધરપકડ, મુંબઇમાં કૉંગ્રેસ હાઉસ ઉપર દરોડો પાડતાં ૫૫ જણની ધરપકડ; રાણપુરમાં ૧૬ વર્ષના બે સૈનિકોને બીનજકાતી મીઠું વેચવા માટે પહેલાને બે માસ અને બીજાને દોઢ માસની સજા.

૨૫–૭–૩૨ જેહનાબાદના ગોરી ગામના ખેતરમાંથી મળી આવેલા વિવિધ રત્ન, નીલમ અને ચાંદીના સિક્કા, મુંબઈમાં શ્રી ભુલાભાઈ જે દેસાઈ એડવોકેટ અને શ્રી મગનદાસ ગિરફતાર, માજી કૈસરની બેદી હિલચાલની બહાર આવેલી હકીકત, લખનૌમાં સીલ તોડીને નવ આશ્રમોનો સ્વયંસેવકોએ લીધેલો કબજો માંકડો ખેંચીને દોડતી ટ્રેનોને અટકાવવાના બનાવો

૨૬–૭–૩૨ શ્રી ભુલાભાઈની ધરપકડ સામે મુંબઈની વિલ્સન કૉલેજમાં હડતાલ, શ્રી કાંતિ વિજયજી સામેનો બાઈ લીલાવતીનો દાવો મુંબઈની વડી અદાલતે રદ કર્યો

૨૭–૭–૩૨ શણના વેપારનું ધોરણ નક્કી કરવા માટે હિંદી ચેમ્બર ઑફ કૉમર્સ કમિટિનો આગ્રહ, બંગાળ સરકારે અટકમાં જાહેર કરેલો નવો હુકમ, કલકત્તા માટે ૬૫ લાખની ગટરની યોજના સરકારે મંજૂર કરી, લેંકેશાયરમાં ૨૨૦૦૦થી વધારે મિલ કામદારોએ હડતાલ પાડ્યાની બહાર આવેલી હકીકત, રાજકોટમાં 'નવભારત' અને 'ગુજરાત ટાઈમ્સ'ની આયાત કરવાની મનાઈ, કલકત્તાના નવમા વૉર્ડમાં ૬થી ૧૧ વરસના બાળકો માટે ફરજિયાત પ્રાથમિક કેળવણી

૨૮–૭–૩૨ શ્રી સેનગુપ્તાને એપેન્ડીસાઈટીસનો રોગ થયાની બહાર આવેલી હકીકત, ગુજરાત પ્રાંતિક સમિતિ ઉપર દરોડો પાડતા પકડાએલા ૫ સ્વયંસેવકોને દરેકને ૬ માસની સખત કેદની સજા, સંસ્થાનોમાં હિંદીઓ સામેના કાયદાઓ કાઢી નાખવાની સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની માગણી, રેવાના મહારાજાએ જાતે હળ ખેડી બ્રાહ્મણો અને ક્ષત્રિયોમાં બેસાડેલા દાખલાની બહાર આવેલી હકીકત, બોરસદ, દુદાકૂવા, ખોચામણુ અને વીરમદમાં મહાસભાના મકાનો ઉપર મોટી સંખ્યામાં દરોડો, કલકત્તાના શીખોનો કોમી મતાધિકાર સામે વિરોધ

૨૯–૭–૩૨ અલ્હાબાદના સ્વરાજ્ય ભુવન ઉપર ત્રીજી વારનો હલ્લો કરતા ૨૫ ની ધરપકડ, બાઈનાઓને લાઠીઓથી વીખેર્યા, 'ફ્રી પ્રેસ' પાસે બીજી વારની રૂ ૧૦,૦૦૦ની જામીનગીરી મગાઈ, ઢાકામાં શ્રી સચીન્દ્રકુમાર ઘોષને સત્યાગ્રહમાં ભાગ નહિ લેવાની નોટિસ અપાઈ

૩૦–૭–૩૨ મુંબઈ પ્રાંતના ગવર્નરને ખાણું આપનારા અને ભેટ આપનારા ચાર વેપારીઓ સામે દાવા નોંધાયા, લંડનમાં સ્વતંત્ર મજૂર પક્ષની બ્રેડફર્ડ ખાતેની પરિષદે મજૂર પક્ષથી છૂટા પડવાનો કરેલો નિર્ણય, નાગપુરમાં તિલક વિદ્યાલય અને અસહયોગ આશ્રમનો કબજો સરકારે પાછો સોંપ્યો

૩૧–૭–૩૨ નિઝામના રાજ્યમાં ખજાનો શોધતાં અશોકના આજ્ઞાપત્રો મળ્યાની બહાર આવેલી હકીકત

૧–૮–૩૨ લાહોરના કોમી રાજ્ય સામે શીખોનું પ્રચંડ પ્રચારકાર્ય—લડવા માટે એક લાખ શીખ સ્વયંસેવકો નોંધાવાની બહાર આવેલી હકીકત, નાસિકમાં નાગા બાવાઓનું સરઘસ, મદ્રાસમાં વિલિંગડનના બાવલાને ધોળી ટોપી પહેરાવવા માટે ચાર સૈનિકોની ધરપકડ, દિલ્હીમાં દાણચોરી પકડવા જતા એક પેટીમાંથી મળેલું સેંકડો રૂપિયાનું ઝવેરાત

૨–૮–૩૨ શ્રી રાજગોપાલાચારીની મદ્રાસના ગવર્નરની મુલાકાત, કેનેનોર જેલમાં વૉર્ડરો

અને કેદીઓ વચ્ચે ગંભીર હુલ્લડ; સરહદની ખીણમાં તાયફાવાળાઓની ચાલુ લડાઈ; બનારસની કોર્ટમાં રાષ્ટ્રધ્વજ ફરકાવતાં પકડાયેલા ૧૩ સૈનિકોને ૨૨ ગાઉ દૂર લઈ જઈ છોડયા; દિલ્હીમાં પિકેટિંગ માટે ૮૨ વર્ષના એક વૃદ્ધ ગિરફતાર; 'મરાઠા' પત્ર પાસેથી રૂ. ૧૦૦૦ ની મંગાયેલી જામીનગીરી.

૩-૮-૩૨ : ધોળકા તાલુકા પરિષદને અંગે પ્રમુખને ૧ વર્ષની કેદ અને રૂ. ૧૦૦૦ દંડની સજા; યરોડા જેલમાં ગાંધીજી પગે કાંતે છે, જેલમાં સરદાર વલ્લભભાઈના જીવનમાં થયેલું પરિવર્તન, ગાંધીજીના કાગળો ઉપર જાપ્તો મુકાયાની બહાર આવેલી ખબર; ગૂજરાત વિદ્યાપીઠને રૂ. ૧ લાખનું દાન દેનાર ડૉ. પ્રાણજીવન જે. મહેતાનું રંગુનમાં અવસાન; સુરત જિલ્લાના ૪૯મા સરમુખત્યારને બે વર્ષની કેદ.

૪-૮-૩૨ : રેવ. ઓટામાને લંડન જવા પાસપોર્ટ આપવાની ના; શ્રી. કેલકરની સરકારને ઑર્ડિનન્સ અને મહાસભાને સવિનય ભંગની લડત પાછી ખેંચી લેવાની સલાહ; મુંબઈમાં રૂનાં એક વેપારીની ધરપકડ.

૫-૮-૩૨: મુંબઈમાં ૨૨ ની ધરપકડ; મુંબઈમાં પરદેશી કાપડની હોળી સળગાવવા માટે ૨૦ જણની ધરપકડ; જમીયત-ઉલ-ઉલેમાએ હિંદના સરમુખત્યાર ગિરફતાર; ઈસ્ટ ઇન્ડિયા કૉટન એસોસીએશનનો નવા રૂના ખરડા સામે વિરોધ; 'ભવિષ્ય'ની નકલો પોસ્ટ ઑફિસમાં અટકાવવા સંબંધમાં હિંદી વજીરને નુકસાનીના ભરવા પડેલા રૂ. ૫૦; જબલપુરના શેઠ ગોવિંદદાસે પોતાના પિતાએ સરકારને કર ભરવાથી પિતાની રૂ. ૧ કરોડની મિલકતનો કરેલો ત્યાગ; સ્વદેશીપ્રચાર માટે વીરમગામમાં સજા પામેલા સાત વિદ્યાર્થીઓ અપીલમાં નિર્દોષ ઠર્યા.

૬-૮-૩૨: ધ્વજવંદન કરવા માટે હૈદ્રાબાદમાં સંખ્યાબંધ મહાસભાવાદીઓની ધરપકડ; કલકત્તા યુનિવર્સિટીએ ડૉ૦ ટાગોરને આપેલું માન; આયર્લૅન્ડના આગેવાન મિ. જે. એચ. થૉમસના ખૂનનું કાવત્રું; જર્મનીમાં બળવો ફાટી નીકળ્યાના સમાચાર; પંડિત મોતીલાલ નહેરુની તસ્વીર ખરીદવા માટે સરકારે રજા ન આપવાથી, લાહોરની મ્યુનિસિપાલિટીએ ઉઘરાણું કરી ખરીદવાનો કરેલો ઠરાવ.

૭-૮-૩૨: રૂના વેપારમાં તેજી લાવવા માટે ન્યુયોર્કમાં સ્થપાયેલી સિંડીકેટ; નડિયાદમાં લાઠીદિન નિમિત્તે ૨૭ મા સરમુખ્યાર ગિરફતાર; મુંબઈમાં એક બ્રાહ્મણ-વણિક પુનર્લગ્ન.

૮-૮-૩૨ : ઢાકામાં મેજિસ્ટ્રેટનો રિવોલ્વરો અને પિસ્તોલો પોલીસને સોંપી દેવાનો પ્રજાને હુકમ; ગાંધીજીના પત્રો ઉપર જાપ્તો ઢીલો થયાની બહાર આવેલી હકીકત; 'જાહેર નાણાં પ્રકરણ અને આપણો ભૂખમરો' નામના પુસ્તકનો તેલુગુ ભાષાનો તરજુમો જપ્ત; બ્રિટનની ત્રીજા ભાગની મિલો બંધ; 'લેનિન અને ગાંધી'નું પુસ્તક કાશ્મીરની સરકારે જપ્ત કર્યું; ડૉ૦ અલાદીને મહાત્માજીની મુલાકાતની ના.

૯-૮-૩૨ : પૂનાની સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાઇટીએ લીબરલોની સહીથી બહાર પાડેલી યાદી; શ્રી. મણિબહેન કારાને ૧ વર્ષની સખત કેદ અને રૂ. ૩૦૦ દંડ, બદલામાં ત્રણ માસની વધુ કેદ.

૧૦-૮-૩૨ : ડૉ૦ અન્સારીએ છાપાના પ્રતિનિધિ સાથેની મુલાકાતમાં જણાવ્યું : 'અલાયદાં મતદાર મંડળો કોમી વીખવાદનું મૂળ છે'; નાગપુરમાં પટવર્ધન હાઇસ્કૂલના

હેડમાસ્તર મરાઠી પત્રમાં વાંધાભર્યાં કાગળો પ્રગટ કરવા માટે બરતરફ; અલ્હાબાદ પાસે રેલવે ગાડી થોભાવવાના પ્રયત્ન કરનાર પાંચ સ્વયંસેવક ગિરફતાર; હિંદી સરકારે કાઢેલી નવી લોન.

૧૧-૮-૩૨ : શ્રી. મણિબહેન પટેલને અમદાવાદ છોડી કરમસદ જવાની, લડતમાં ભાગ નહિ લેવાની અને ગુજરાત પ્રાંતિક સમિતિ સાથેનો બધો સંબંધ છોડી દેવાની નોટિસ; નરીમાનના નામથી જાણીતા થએલા પારસી યુવકને અમદાવાદ છોડી સુરત જવાની અને લડતમાં ભાગ નહિ લેવાની નોટિસ; કૉટન કૉન્ટ્રેક્ટ એકટની મુદત તા. ૩૧-૭-૩૨ સુધી મુંબઇ સરકારે વધારી; અલાયદા મંડળ સામે શ્રી. જમનાદાસ મહેતાનો કોપ; કલકત્તામાં જવાબદાર રાજતંત્ર સામે યુરોપિયનોએ બતાવેલો વિરોધ, સિંધુ નદીમાં ભયાનક પૂર; કેદીઓને આંદામાન મોકલવા સંબંધી ખુલાસો કરવાની બંગાળ ધારાસભામાં સરકારની ના; 'કેસરી'ના મુંબઇના ખબરપત્રીની ધરપકડ; સ્પેનમાં લશ્કરી બળવો; હંસરાજ ઉર્ફે વાયરલેસને થએલી ૫ વર્ષની સખ્ત કેદ; નાગપુર કૉલેજની હડતાલનો અંત.

૧૨-૮-૩૨: અમદાવાદમાં શ્રી. મણિબહેન પટેલ પકડાયાં ને છૂટયાં; દસ્ક્રોઇ તાલુકા પરિષદ અસલાલીમાં મળી—સાત જણની ધરપકડ; સોલાપુર તાલુકા મહાસભા સમિતિ ગેરકાયદેસર ઠરી.

૧૩-૮-૩૨: રંગુનમાં ઝવેરીની દુકાનમાં ધોળે દહાડે લાખ રૂપિયાની લૂંટ; શ્રી. મણિબહેન પટેલને ૧૫ માસની સખ્ત કેદ; કેળવણી માટે મિ. કે. વી. દેશમુખે રૂ. ૧૮૦૦૦ની કરેલી સખાવત; લંડનમાં હિંદના મિત્રોનું સરઘસ; લેંકેશાયરમાં પાંચ લાખ મિલ-કામદારો બેકાર બન્યા; હિંદી રૂનો બહિષ્કાર જાપાન કરશે એવી બહાર આવેલી વિગત.

૧૪-૮-૩૨: પૂર્ણિયા જીલ્લામાં હિંદુમુસ્લીમ હુલ્લડ થતાં ૧૮ હિંદુ મુસ્લીમોને ઇજા થઇ.

૧૫-૮-૩૨: શ્રી. મીરાં બહેનને મુંબઇમાં દાખલ થવાની મનાઇ; હાવરાની શણની મિલોના ૪૦,૦૦૦ કામદારોએ હડતાલ પાડી.

૧૬-૮-૩૨: વડા પ્રધાને બહાર પાડેલો કોમી ચુકાદો અને નિવેદન કે મેં તટસ્થતાથી બધી કોમોનાં ત્રાજવાં પકડેલાં છે; મીરત કાવત્રા કેસનો અંતિમ ચુકાદો; બંગાળની ધારાસભામાં જવાબ આપતાં મિ. જે. એલ. બેનરજીએ જણાવ્યું કે અત્યાર સુધીમાં સત્યાગ્રહની લડાઇમાં ૬૦૦ સ્ત્રીઓ સજા પામી છે; સિંધુ નદીમાં પૂર આવવાથી ૧૫ ગામો ડૂબી ગયાં; જંબુસરમાં એકંદર ૬૨૮ એકર જમીન ખાલસા થયાની બહાર આવેલી વિગત; મુંબઇની અદાલતમાં એક સ્વયંસેવક સામે કેસ ચાલતાં ન્યાયાધીશને તેણે કહ્યું કે ' હિંદ મારો દેશ છે. મેં કોર્ટમાં રાષ્ટ્રધ્વજ ઉડાડયો હોય તો ખોટું શું છે ? મને સવાલો પૂછવાને બદલે મહાસભાને શા માટે ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે તેનો જવાબ દો.' ડાકોરમાં કાપડ બજાર ઉપર પિકેટીંગ થતાં ૧૨૫ સ્ત્રીપુરુષો ગિરફતાર; કલકત્તામાં પાંચ વર્ષના બાળકને પિકેટિંગ માટે એક માસની સખ્ત કેદની સજા; લંડનમાં નકલી ગાંધીજી સાથે લૉર્ડ ઇરવીનની મુલાકાત; કાનાનોર જેલમાં ૧૩ રાજકીય કેદીઓના ઉપવાસ ૬ દિવસથી ચાલુ.

૧૭-૮-૩૨ શ્રી. મીરાંબહેન (મીસ સ્લેડ) ની મુંબઇમાં બીજી વાર ધરપકડ; કોમી ચુકાદા

વિષે ડૉ૰ કિચલુઃ 'ચુકાદો દેશમાં મોટું તોફાન મચાવશે;' કોમી ચુકાદાથી પછાત વર્ગના આગેવાનોમાં અસંતોષ; હિંદનાં રાષ્ટ્રીય પત્રો અને રાષ્ટ્રીય આગેવાનોનો અભિપ્રાયઃ–કોમી ચૂકાદો કડવાશની લાગણી ફેલાવશે; કોમી ચુકાદા સંબંધમાં શ્રી. વિઠ્ઠલભાઇઃ 'ચુકાદો બ્રિટનનું પોકળ ખુલ્લું કરે છે;' પંજાબની હિંદુ–શીખ–મુસ્લીમ કોમોનો કોમી ચુકાદા સામે સખ્ત વિરોધ; લાહોરની સર્વન્ટસ ઑફ ધી પિપલ્સ સોસાઇટીના સભાસદને ૨ વર્ષની સખ્ત કેદ અને રૂ. ૨૦૦ દંડની સજા; શ્રીનાથદ્વારાના શ્રી. ગોવર્ધનલાલજીના પુત્ર શ્રી. દામોદરલાલજીનાં વેશ્યા સાથેનાં લગ્ન; હિંદની રાજકીય અને આર્થિક પરિસ્થિતિનો અભ્યાસ કરીને તેનો સાચો અહેવાલ બ્રિટનની જનતા સમક્ષ રજૂ કરવા માટે ઇન્ડિયા લીગનું પ્રતિનિધિ મંડળ લંડનથી હિંદ આવ્યું.

૧૮–૮–૩૨ઃ બેગમ શા'નવાઝઃ 'સ્ત્રીઓને કોમી ચુકાદામાં અન્યાય થયો છે'; કોમી ચુકાદા વિષે સર તેજ બહાદુર સપ્રુનો અસંતોષ; કોમી ચુકાદા સામે પંજાબના મુસ્લીમો લડતને પંથે; 'ફ્રી પ્રેસ' અને 'બોમ્બે ક્રોનીકલ'ને સુરતના કલેકટરની નોટિસો; ૧૬૭૦૦ મીટર ઊંચે વિમાનમાં પિકકાર્ડનો ઊડવાનો પ્રયોગ; અલ્વર રાજ્યમાં માફ થયેલું જમીન મહેસૂલ.

૧૯–૮–૩૨ઃ મુંબઇમાં શ્રી. મણીબહેન કારાની સજા સામે થએલી અપીલના કારણે તેમની સજા રદ; અમદાવાદના 'મનરંજન' પત્રના તંત્રી અને આદિત્ય પ્રેસના માલિકને રાષ્ટ્રીય લડત સંબંધમાં કશું નહિ છાપવાની નોટિસ; કલકત્તામાં સ્વયંસેવકોને મદદ કરવાના આરોપસર પાંચ વર્ષની બાળાની ધરપકડ; કલકત્તાના બેકાર યુવક સંઘના મંત્રીની ધરપકડ; હેમ્બર્ગમાં લાકડાના વહેરમાંથી સાકર બનાવવાની શોધ થયાની બહાર આવેલી વિગત.

૨૦–૮–૩૨ઃ હાપુરની મ્યુનિસિપલ બોર્ડ સરકારે આજથી બે વર્ષ માટે રદ કરી; લયલાપુરમાં દશહજાર માણસોની હાજરીવાળી પંજાબ રાજકીય પરિષદ; જંબુસર મ્યુનિસિપાલિટીએ નવાં જકાતી નાણાં ઉઘરાવવાના કરેલા ઠરાવ સામે જંબુસરની પ્રજાનો ટર્મિનલ ટેકસ નહિ આપવાનો ઠરાવ.

૨૧–૮–૩૨ઃ કોમી ચુકાદા સામે હિંદુ મહાસભા અને મુસ્લીમ પરિષદનો વિરોધ; મુંબઇમાં 'નવજીવન' કાર્યાલય ઉપર દરોડો પાડી, 'નવજીવન'ની ૧૪૦ અને સ્વરાજ્યની જથ્થાબંધ નકલો જપ્ત કરી કાર્યાલયના વ્યવસ્થાપકની ધરપકડ કરી; પં. માલવિયાજીએ કલકત્તામાં સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

૨૨–૮–૩૨ઃ હિંદી રાષ્ટ્રીય મહાસભાના કામચલાઉ પ્રમુખ ડૉ૰ કિચલુની અમૃતસર પાસે ધરપકડ.

૨૩–૮–૩૨ઃ મુંબઇ સરકારના ગૃહમંત્રી મિ. ડબ્લ્યુ. એફ. હડસને આપેલું રાજીનામું; શ્રી. મીરાંબહેનને ૧ વર્ષની સાદી કેદની સજા.

૨૪–૮–૩૨ નડિયાદમાં તાલુકા પરિષદને અંગે પ્રમુખ, સ્વાગત પ્રમુખ અને પ્રતિનિધિઓ સહિત ૩૦૦ની ધરપકડ; માતરમાં એકંદર ૩૦૦ ની ધરપકડ–સભાના પ્રમુખ ગિરફતાર–નાકે નાકે પોલીસ.

૨૫–૮–૩૨ સર્વ કોમોને ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોરની એકસપી માટે અપીલ, ધનિક પારસીઓને ઈરાનની સમૃદ્ધિ માટે ઈરાનમા વસવાનુ નિમત્રણ, અમદાવાદમા માણેક ચોકની રેશમી કાપડની દુકાનોના ભાડાના ટેન્ડરોની મ્યુ૦ માગણી વિષે કલેકટરે મ્યુ પ્રમુખ પાસેથી માગેલો ખુલાસો

૨૬–૮–૩૨ ઇંડિયા લીગના પ્રતિનિધિ મડળના પ્રતિનિધિઓને મહાત્માજીએ અને શ્રી સરોજની નૈડુને જેલમા મળવા દેવાની ના–ની બહાર આવેલી હકીકત, આર્થિક મદી ટાળવા માટે અમેરિકામા મળેલી પરિષદ

૨૭–૮–૩૨ હિંદી રાષ્ટ્રીય મહાસભાના કામચલાઉ પ્રમુખ ડૉ૦ કિચલુને ૨ વર્ષની સખ્ત કેદ અને રૂ ૨૫૦ દડ–બદલામા ૬ માસ વધુ કેદ, સર લલ્લુભાઇ શામળદાસના પુત્રની ઑફિસની મુબઇમા જડતી, શ્રી વામન કમાડીને ૨ વર્ષની સખ્ત કેદ અને રૂ ૫૦ દડની રકમ, મુબઇમા મધરાતે ઊંઘતા મહામભાવાદીઓને પકડી મહાસભાના ગુપ્ત મથક ઉપર પાડેલા દરોડા, લૅંકેશાયરમા બે લાખ વણકરોએ પાડેલી હડતાલ

૨૮–૮–૩૨ જાપાનના મથકો ઉપર ચીને હલ્લો કરતા થએલી ખુનખાર લડાઇ, અપીલથી સોલાપુરના આગેવાન વેપારીનો રૂ ૨૦,૦૦૦નો દડ ઘટી રૂ ૧૨,૦૦૦ થયો, ભરૂચની કાચી જેલમા મરમુખત્યાર અને આઠ સૈનિકોએ પોલીસના ગેરવર્તન સામે શરૂ કરેલા અપવાસ

૨૯–૮–૩૨ એમસ્ટર્ડમમા મળેલી વિગ્રહ નિરોધક પરિષદમા શ્રી વિઠ્ઠલભાઇએ પોતાની હાજરીનો હેતુ બતાવી હિંદની લડતનુ કારણ સમજાવ્યુ સુરતમા એક જૈન વિધવાએ જૈનોની કેળવણી માટે રૂ ૨૫૦૦૦ની સખાવત કર્યાની બહાર આવેલી હકીકત

૩૦–૮–૩૨ સર તેજ બહાદુર સપ્રુ અને ના વાઇસરૉય વચ્ચે રાજદ્વારી પરિસ્થિતિ વિષે મત્રણા, સર સી પી રામસ્વામી ઐયરનુ નિવદન –'મહાસભાની સવિનય ભગની લડત ચાલુ રહે ત્યાસુધી સમાધાની અશક્ય, બીનબ્રિટીશ કાપડ ઉપર ૫૦ ટકા ની જકાત નાખવાનુ સરકારી ગેઝેટમા બહાર પડેલુ જાહેરનામુ અમદાવાદમા દારૂખાનુ સળગી ઊડવાથી આગ લાગતા ૧૪ માણસો અને આખુ મકાન ભસ્મીભૂત, કલકત્તામા ૧૬ મહામભાવાદીઓને સ્પેશીઅલ કૉન્સ્ટેબલ તરીકે કામ કરવાનો હુકમ

૩૧–૮–૩૨ અમદાવાદમા ટેક્નિ બોર્ડની બેઠક, બારડોલી તાલુકાના સમગ્ર મોચી પંચનો દારૂ યા તાડી નહિ પીવાનો ઠરાવ, 'સ્વરાજ્યના ગીતો'નુ પુસ્તક જપ્ત

૧–૯ ૩૨ બીનપરવાનાના હથિયારો સામે મુબઈ સરકાર અને દિલ્હી પ્રાતના ડિસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટના નવા ફરમાનો, બગાળની ધારાસભામા બીજો ક્રિમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ સખ્ત વિરોધ છતા પસાર

૨–૯–૩૨ મુબઇમા છેલ્લા આઠ માસમા સત્યાગ્રહને અગે ૩૫૫ જેલવાસી બન્યા, કલકત્તા મા સરઘસ અને પિકેટીંગ માટે ૩૬ જણા પકડાયા, નગર ગામમા એક સ્ત્રી સતી થવાનો પ્રયત્ન કરતા પોલીસે ભેગા મળેલા લોકો ઉપર કરેલો ગોળીબાર.

૩–૯–૩૨ મુંબઇમા મર્હુમ દાદાભાઇની જયંતી, સક્કર જિલ્લામા તેમજ શિકારપુર તાલુકામા આવેલી રેલથી લાખોનુ નુકસાન, ૧૦,૦૦૦ માણસો નિરાધાર થયા અને બે જાન ગયાની બહાર આવેલી વિગત, સરદાર વલ્લભભાઇ પટેલ તથા બીજા ત્રણ જણને રાષ્ટ્રીય કેળવણી મડળની માલિકીની જમીનનુ મહેસૂલ ભરી દેવાની નોટિસ

૪-૯-૩૨ : ન્યુ દિલ્હીમાં અત્યાચારી ચળવળને અંગે સંખ્યાબંધ દરોડા અને ધરપકડો, બંગાળ પ્રાંતિક પરિષદ ભરવા માટે ૨૪ જણને ૪ માસની સખ્ત કેદ; અમદાવાદ તાલુકા પરિષદને અંગે સ્ત્રીપ્રમુખ તથા સ્વાગતાધ્યક્ષની ધરપકડ.

૫-૯-૩૨ : ડૉ. મુંજેનો કોમી નિર્ણય સામે વિરોધ; તેમણે સલાહકાર સમિતિમાંથી આપેલું રાજીનામું; મુંબઈમાં શ્રી. કમળા નહેરૂએ સ્વદેશી સપ્તાહ ખુલ્લું મુકયું; વડી ધારાસભામાં વાઇસરોયનું ભાષણ—ઑર્ડિનન્સોને કાયદાનું સ્વરૂપ આપવામાં આવશે અને નવેમ્બરની અધવચમાં નાની ગોળમેજી પરિષદ બોલાવાશે; જર્મનીમાં વર્સૅલસના કરારનું દફન; બિહાર પ્રાંતિક પરિષદને અંગે ૧૫ની ધરપકડ; વડી ધારાસભામાં ગૃહમંત્રીએ ખાન અબ્દુલ ગફારખાનને એકાંત જેલમાં રાખવા સંબંધનો કરેલો ખુલાસો; બોરસદમાં મહેસૂલ નહિ ભરનારાઓને પાક નહિ ઉઠાવવાની નોટિસ; કરાંચીના રાજદ્વારી કેદીઓના મનીઑર્ડરો અટકાવ્યા.

૬-૯-૩૨ : મહાત્માજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગયા, ત્યારે મહાત્માજી અને મુસ્લીમો વચ્ચે થએલી શરતો પરનો દિવાન ચીમનલાલે પાડેલો પ્રકાશ; કલકત્તામાં પોતાની વિધવા બહેનનું શિયળ, તેના નાના ભાઇએ હુમલો કરનારને ભાલો મારીને સાચવ્યું.

૭-૯-૩૨ : વાઇસરોયના વડી ધારાસભામાંના ભાષણ વિષે સર તેજબહાદૂર સપ્રુએ નિવેદન પ્રકટ કરી સંતોષના કાઢેલા ઓડકાર; વડી ધારાસભામાંના વાઇસરોયના ભાષણ વિષે શ્રી. રાજગોપાલાચારી તથા શ્રીનિવાસ શાસ્ત્રીએ આપેલા અભિપ્રાયો; નૉર્થ વેસ્ટ રેલવેના મજૂર સંઘે હિંદી વજીર તથા રેલવેના એજન્ટ સામે માંડેલો દાવો; મદ્રાસની જેલમાં એક રાજદ્વારી કેદીનું મરણ; પંજાબ સરકારના સેક્રેટરીઅટના સુપરિન્ટેન્ડંટની નાણાં ઉચાપત કરવા માટે ધરપકડ.

૮-૯-૩૨ : સીમલામાં અમેરિકાવાસી પાદરીએ સ્વીકારેલો હિંદુ ધર્મ; કરાંચીમાં વેસ્ટર્ન ઇન્ડિયા નેશનલ લીબરલ એસોસીએશનની બંધબારણે મળેલી બેઠક; લંડનમાં મિ. સી. એફ. એન્ડ્રૂઝનું નિવેદનઃ ઑર્ડિનન્સોને કાયદામાં ફેરવવાથી હિંદની સ્વતંત્રતા ઉપર હમેશને માટે કાપ મુકાશે માટે તેનો વિરોધ કરો.

૯-૯-૩૨ : મુંબઈના ચીફ પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટે અભિપ્રાય આપ્યોઃ રાષ્ટ્રધ્વજ ફરકાવી વંદેમાતરમનો પોકાર કરવો એ ગેરકાયદેસર મંડળના કાર્યક્રમને આગળ ધપાવનાર નથી; મુંબઇમાં ૧૪૪ મી કલમ નીચે સરઘસબંધી અને સભાબંધીના નીકળેલા હુકમની મુદત ૨ માસ લંબાઇ; દિવાન ચીમનલાલનાં 'ક્રુસી' નામનાં પુસ્તકોની પેટી લંડનમાં જકાતી અમલદારે જતી અટકાવી; મદ્રાસના આગેવાન શ્રી. સત્યમૂર્તિને કૉર્પોરેશનની ચુંટણીમાંથી રદ કેમ ન કરવા તે સંબંધમાં કમિશ્નરે માગેલો ખુલાસો.

૧૦-૯-૩૨ : મુંબઇની હિંદી વેપારી ચેમ્બર્સનો ઓટાવાના કરારો સામે વિરોધ; જપ્ત થયેલી જમીન ખરીદનાર નવસારીવાળા મિ. ગાર્ડાની રૂ. ૧૫૧૨ ની જમીનમહેસૂલ માફ; બોરસદ તાલુકાની જમીનો ખરીદનારાઓનું રૂ. ૧૦૮૪ જેટલું જમીન મહેસૂલ માફ; વેસ્ટર્ન ઇન્ડિયા નેશનલ લીબરલ એસોસીએશને ઠરાવ કરીને સરકાર સામે સહકાર કરવાની મૂકેલી શરતો; ડૉ. નીપેન્દ્રનાથ બસુને તીપેરાહ જિલ્લામાં પ્રવેશ

કરવાની મનાઈ; દેવલીના બે મહાસભાવાદીઓને ખાસ પોલીસ અધિકારીઓ તરીકે કામ કરવાનો હુકમ.

૧૧-૯-૩૨ : જમના નદીમાં પૂર આવવાથી ૧૩ જણની ખુવારી; મુંબઈની મહાસભાની છાવણી ઉપર દરોડો અને મહાસભાના ચાર કાર્યકર્તાઓની ધરપકડ; આણંદમાં નીકળેલાં ૫ સરઘસોમાંથી ૨૨૫ ગિરફતાર.

૧૨-૯-૩૨ : મહાત્માજી તથા હિંદી પ્રધાન અને વડા પ્રધાન વચ્ચેનો બહાર પડેલો પત્રવ્યવહાર; દલિત વર્ગોને જુદા કરી હિંદુ કોમથી જુદાં મતદાર મંડળો આપવામાં આવશે તો ૨૦ મી સપ્ટેમ્બરથી પ્રાણાંત ઉપવાસ કરી પ્રાણત્યાગ કરવાનો મહાત્માજીએ દર્શાવેલો નિશ્ચય; પ્રમુખે જર્મનીની પાર્લામેન્ટ વીખેરી નાખી; નાસિક જેલમાં ક વર્ગના રાજદ્વારી કેદીઓની હાડમારીઓ તરફ સહાનુભૂતિ બતાવવા માટે જેલ અને ક વર્ગના કેદીઓએ ઉપવાસ કરેલા તેમનો આજથી બે માસ સુધી મુલાકાત અને પત્રવ્યવહારનો હક ખૂંચવી લેવામાં આવ્યો.

૧૩-૯-૩૨ : ગાંધીજીના આમરણાંત ઉપવાસની બહાર પડેલી વિગતથી ખળભળી ઊઠેલું હિંદ-આગેવાનોએ ગાંધીજીને છોડવા માટે કરેલો પોકાર; વડી ધારાસભામાં ગાંધીજીને છોડવા માટે કરેલો પોકાર; વડી ધારાસભામાં ગાંધીજીને છોડવાના વિષય ઉપર થએલી ચર્ચા; સર તેજબહાદુર સપ્રુ, સર ફિરોજ શેઠનાની ગાંધીજીને છોડવાની માગણી; રત્નાગિરિમાં સનાતની હિંદુ મંદિરમાં અંત્યજો તથા ચમારોએ કરાવેલો યત્ન; રેશમી કાપડની મ્યુ. દુકાનોનાં ટેન્ડરો સંબધમાં કલેકટરે માગેલા ખુલાસાનો મ્યુ. પ્રમુખે આપેલો જવાબ; ગાંધીજીના નિશ્ચયથી ખળભળી ઉઠેલું લંડન અને ત્યાંનાં વર્તમાનપત્રો; 'લંડન ટાઇમ્સ'ની ગાંધીજીને છોડી દેવાની સૂચના; કરોડોને ખાતર જિંદગી બચાવવાની વિઠ્ઠલભાઇની મહાત્માજીને સલાહ.

૧૪-૯-૩૨ : પંડિત માલવીયાજીની મહાત્માજી ઉપવાસ શરૂ કરે તે પહેલાં હિંદુ દલિત પરિષદ બોલાવી સમાધાન કરવાની સૂચના; મહાત્માજીના નિર્ણય ઉપર ટીકા કરવાની કવિવર્ય ટાગોરે બતાવેલી અશક્તિ; નવો ઑર્ડિનન્સ એક્ટ સરકારે વડી ધારાસભામાં દાખલ કર્યો; મહાત્માજીનો દીનબંધુ એન્ડ્રુઝને જવાબ—'હિંદ આવવા કરતાં લંડનમાં જ રહો.'

૧૫-૯-૩૨ : વડી ધારાસભામાં હોમ મેમ્બરે ગાંધીજીના છૂટકારા સંબંધી કરેલું નિવેદન; કલકત્તાના ઇંડિયા લીગના પ્રતિનિધિ મંડળનો તથા હિંદી વેપારી મંડળનો ગાંધીજીને છોડી દેવાનો આગ્રહ; બંગાળના દલિતવર્ગોનો તથા મધ્યપ્રાંતની લઘુમતિઓનો સંયુક્ત મતદાર મંડળનો સ્વીકાર; ગાંધીજીના નિર્ણય સંબંધી ૨૦ મીએ દેશભરમાં સભા ભરવા માટે શ્રી. રાજગોપાલાચારીની અપીલ; ગાંધીજીને છોડી મૂકવા માટે લંડનમાં હિંદી વજીરે કરેલો હુકમ; બનારસની જાહેર સભામાં દલિત વર્ગોને હિંદુઓમાં ભેળવી દઈ ધારાસભાઓમાં તેમની ઇચ્છા મુજબ યોગ્ય પ્રતિનિધિત્વ આપવાની વિનંતિ કરતો ઠરાવ થયો; રત્નાગિરિ જેલના રાજદ્વારી કેદી સેનાપતિ બાપટે ગાંધીજી સાથે આમરણાંત ઉપવાસ કરવાનો કરેલો નિશ્ચય; ડૉ. મુંજેએ દરેક ગામ તથા શહેરે સત્યનારાયણની પૂજા કરાવવાની બહાર પાડેલી અપીલ; કલકત્તામાં મળેલી જાહેર સભાએ શ્રી. સુભાષચન્દ્ર બોઝની માંદગીને પરિણામે તેમને છોડી મૂકવાની સરકારને કરેલી વિનંતિ.

# ચર્ચાપત્ર

મે. 'પ્રસ્થાન'ના તંત્રી જોગ,

'પ્રસ્થાન'ના ગયા અંકમાં 'ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ અથવા કર્વે યુનિવર્સિટી'—એ નામના રા 'મે'ના લેખ પરથી કેટલાંયે મંડળોમાં ચર્ચા ઊભી થઇ છે. 'પ્રસ્થાન'માં એ લેખ પ્રગટ થયો ત્યાર પહેલાં રા. કર્વેજીએ ' બોમ્બે ક્રોનીકલ ', ' પીપલ ', વગેરે છાપાંઓ દ્વારા સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીના ટ્રસ્ટીઓએ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠને અપાતી જે ગ્રાન્ટ બંધ કરી છે તે વિશે તથા વિદ્યાપીઠની કફોડી સ્થિતિ વિશે લેખો લખી પ્રચારકાર્ય કર્યું છે. છાપાંઓ દ્વારા આ રીતનું પ્રચારકાર્ય જાણે ઓછું હોય તેમ ધારી, મહિલા વિદ્યાપીઠના મતદારોને પણ એમણે સદરહુ લેખને પત્ર રૂપે છપાવી મોકલી આપ્યો છે. આટલે સુધી મને નવાઇ નહોતી લાગી, પરંતુ જ્યારે મુંબઇ યુનિવર્સિટીના મતદાર તરીકે મારા પર એનો એ પત્ર આવ્યો ત્યારે દક્ષિણીઓની કાર્યદક્ષતા વિશે મને ખરેખર માન ઉત્પન્ન થયું.

રા. કર્વેજીના આ પ્રચારકાર્યનો સીધો અને સરલ જવાબ આપે એવું લખાણ હજી માત્ર ગુજરાતી માસિકોમાં જ મેં જોયું છે. સર વિઠ્ઠલદાસે કઇ શરતોએ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠને રૂ. ૧૫ લાખની ઉદાર સખાવત આપવાનું કબૂલ્યું હતું, તેની હિંદની બિન-ગુજરાતી પ્રજાને કશી ખાસ ખબર નથી. રા. કર્વેજીએ પોતાના પત્રમાં માત્ર એટલું જ જણાવ્યું છે કે *સર વિઠ્ઠલદાસની શરતોનું પાલન કરવા, અને તેને અમલમાં મૂકવા મહિલા* વિદ્યાપીઠ બનતા પ્રયત્નો કરતી જ હતી, તેવામાં એકાએક ટ્રસ્ટીઓએ રૂ. ૧૫) લાખના વ્યાજની ગ્રાંટ બંધ કરી ! પરંતુ આ હકીકતમાં શરતો શી હતી અને તેને અમલમાં મૂકતાં સ્વાભાવિક રીતે કેટલો વખત જોઇએ, અને તે દિશામાં વિદ્યાપીઠે શું શું કર્યું છે, આ તમામ વિગતો વચ્ચે કેટલો કાળ વહી ગયો છે, વગેરે બાબતોનો કશો ઉલ્લેખ નથી; તેથી મહિલા વિદ્યાપીઠ—ભારતવર્ષની આખાની છે, તો હિંદ સમસ્ત આગળ જે ખરી વસ્તુસ્થિતિ છે તેની જાણ અંગ્રેજીદ્વારા થવી જોઇએ.

સ્વ. સર વિઠ્ઠલદાસે પોતાના કેટલાક પત્રમાં અમુક સરતો લખેલી તેની સાથે રા. 'મે' ના લેખનું અંગ્રેજી કરાવી ગુજરાત કેળવણી સ્ત્રી મંડળ કે એવી કોઇ બીજી કેળવણીની સંસ્થા આ હકીકત આખા હિંદ સમક્ષ મૂકશે એવી સૂચના કરવા આ તક લઉં છું.

આમ કરવામાં ગુજરાતીઓમાં હજી પ્રાંતીયતા નથી આવી તે પ્રાંતીયતાનું ઝેર દક્ષિણ કે બીજે કોઈ સ્થળેથી આપણે અહીં રોપવાનો મારો હેતુ નથી. આપણામાં પ્રાંતીયતા નથી એ એક સદ્ગુણ છે કે એ આપણી નબળાઈ છે એ ચર્ચામાં મારે અહીં ઊતરવાની જરૂર નથી.–ગુજરાત પોતાની સંસ્થાઓને પાળી પોષી પછી અન્ય પ્રાંતોને પોતાનું ધન આપે તે ઇચ્છવાજોગ છે જ; કારણ અન્ય પ્રાંતમાં ગુજરાતનો પૈસો જાય તે ભારતવર્ષ માટે જ છે.—અને તેથી જ આજે ઊભી થયેલી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની પરિસ્થિતીની જાણ ગુજ. કે. સ્ત્રી મંડળ ભારતવર્ષને કરાવશે એમ આશા છે. આ પ્રશ્ન માત્ર ટ્રસ્ટીઓનો એકલાનો જ નથી, એમ સમજીને જ મેં આ સૂચના કરી છે.

મુંબઇ યુનિવર્સિટીના એક મતદાર.

# પુરાતન ખંભાત*

ગુજરાતના આ પ્રાચીન અને સમૃદ્ધ બંદરના પ્રાચીન ઈતિહાસને લગતી ઘણી રસમય વાતો છે. એના નામને માટે જે ઐતિહાસિક અને પૌરાણિક હકીકતો મળી આવે છે તેટલી હકીકત બીજા કોઇ શહેર કે બંદરના નામને માટે મળી આવતી નથી. ગૂજરાતના સમર્થ વિદ્વાનોએ કોઇ પણ શહેર વિશે વિસ્તૃત ચર્ચા કરી હોય તો તે ખંભાતને માટે જ કરી છે. વિ૦ સં૦ ૧૯૬૯ ભાદ્રપદના 'વસંત'માં તથા એ જ માસિકના સં. ૧૯૭૦ના માર્ગશીર્ષ અને ચૈત્ર તથા જેઠના અંકમાં મુરબ્બીશ્રી નરસિંહરાવભાઇએ, સ્વ. શ્રી. તનસુખરામભાઇએ અને જવાબમાં ફરીથી શ્રી. નરસિંહરાવભાઇએ આ ચર્ચા બહુ લંબાણથી કરેલી છે. સ્વ. શ્રી. સી. ડી. દલાલે પણ 'વસંત' અને 'બુદ્ધિપ્રકાશ'માં આ ચર્ચા ઉપાડેલી. આમાં પુરાતન ખંભાતના નામની, તેના સ્થળની, તેને લગતી બીજી પ્રાચીન વિગતોની, તેના પ્રાચીન નામના સંસ્કૃત અને પ્રાકૃત પ્રયોગોને લગતા વ્યાકરણના નિયમોની વગેરે ઘણી ઘણી ચર્ચા થઇ ગઇ છે. આવા સમર્થ વિદ્વાનોએ આ ચર્ચા કરી લીધેલી હોઇ હાલની ચર્ચામાંથી ઘણો ભાર ઓછો થઇ જાય છે. વ્યાકરણના નિયમોથી ખભાત નામ વિષે શ્રી. નરસિંહરાવભાઈનો નિર્ણય એટલે તેને છેવટનો જ ગણવો પડે. એટલે એવી ચર્ચામાં અહીં ઊતરીશું નહિ. એ ચર્ચા થયા પછી ઘણાં વર્ષો થયાં તેમાં કાઇ ઐતિહાસિક દૃષ્ટિએ નવું જાણવાનું હોય તે બતાવવા માટે જ પ્રસ્તુત લેખ તૈયાર કરેલો છે. એટલું જણાવતાં આનંદ થાય છે કે તે વખતના ઐતિહાસિક સાધનોના પ્રમાણમાં ઉપર જણાવેલા વિદ્વાનોએ જે જે ચર્ચાઓ કરી છે અને ખભાત-સ્તંભતીર્થ-નામ માટે જે કેટલીક કલ્પનાઓ કરી છે-અનુમાન કર્યાં છે તેમા હાલનાં ઐતિહાસિક સાધન જોતાં શ્રી. નરસિંહરાવભાઇની કલ્પનાઓ સત્ય અગર સત્યની છેક પાસે છે એમ કહી શકાય. એઓશ્રીની સચોટ તર્કશક્તિ કેટલી ઉચ્ચ છે તેનું દર્શન થાય છે. એ બાબત આગળ વિસ્તાર કરીશું. પ્રથમ એ ચર્ચાનો ટૂંકો સાર આપવાની જરૂર છે.

શ્રી. નરસિંહરાવભાઈ લખે છે કે ખભાત નામ સ્તંભાવતીમાંથી થયું નથી, પણ 'સ્તંભતીર્થ' સંસ્કૃતમાંથી પ્રાકૃત 'ખંભઇત્યં' થયુ, તેમાંથી 'ખંભઇત' થયું, તેમાંથી ખંભાયત થયું, અને છેવટે ખંભાત થયું. ખંભાવતી મૂળ નામ હોય તો પ્રાકૃત ખંભાવદી-ખંભાવઇ થાય, ખંભાત થાય નહિ. સ્તંભતીર્થની પેઠે ખભાત નપુંસકલિંગમાં વપરાય છે. જો તે ખંભાવતીમાંથી થયું હોત તો સ્ત્રીલિંગમાં વપરાત. કાન્હડદે પ્રબંધમાં 'ફીરયું ખંભાયત' એમ લખેલું છે. આધારભૂત ગ્રંથોમાં 'સ્તંભતીર્થ' જ નામ છે. એ નામ પહેલવહેલું ગગાધરે રચેલા 'પ્રવાસકૃત્ય' નામના ગ્રંથમાં આવે છે. એ ગ્રંથ વિ સં. ૧૧૬૩માં રચાયો છે. એક વિદ્વાન 'સ્કંભ' શબ્દનો અર્થ શિવ કરીને સ્કંભતીર્થ નામ કહે છે તે શ્રી. નરસિંહરાવભાઇ કોઇ ગ્રંથ કે લેખના આધાર

---

* ખંભાત સંસ્થાનના એક વિસ્તૃત ઐતિહાસિક પ્રબંધ (જે હાલ તૈયાર છે)માંથી પ્રાચીન ઇતિહાસને લગતા પ્રકરણોનો સાર આ લેખરૂપે, કોઈ વિદ્વાન તરફથી કાંઈ સૂચન મળે એવી આશાથી, તૈયાર કર્યો છે.

વગરે કબૂલ કરતા નથી. એઓ લખે છે કે સ્કંભનો અર્થ શિવ લઇએ તો ખંભાતમાં શિવ-મંદિર છે તેથી વિશેષ લક્ષણ ગણી ગામનું નામ ન પડાય; કારણ શિવ મંદિર બધે છે. એક લેખક સ્તંભતીર્થનો અર્થ દીવાદાંડીવાળું તીર્થ લે છે, તે પણ ખંભાતનું વિશિષ્ટ લક્ષણ નથી તેથી એઓ માનવા ના પાડે છે. ખંભાતના શાસ્ત્રી દયાશંકર રવિશંકરને આધારે ખંભાતમાં ત્રેતાયુગમાં કુમારે સ્થાપેલું લિંગ સ્તંભના આકારનું છે તેથી સ્તંભતીર્થ નામ હોઇ શકે. હીરસૌભાગ્ય કાવ્યમાં સ્તંભનપુર અને સ્તંભતીર્થ બન્ને નામ છે, અને સ્તંભનપુર છંદ રચના માટે યોજેલું હશે એમ માને છે. અહીં શ્રી. નરસિંહરાવભાઇ એક કલ્પના કરે છે કે કદાચ અશોકનો સ્તંભ હોય? પરંતુ એ માટે કાંઇ જ આધાર નથી એમ ખુલ્લું કહે છે.

આ ચર્ચાના જવાબમાં સ્વ. શ્રી. તનસુખરામભાઇ જૈન ગ્રંથો અને સ્કંદ પુરાણના કુમારિકા ખંડમાંથી સ્તંભતીર્થ માટેની વિગતો આપે છે. એ બધી વિગતોમાં અહીં નહિ ઊતરીએ. ફક્ત તેમનો મત ટૂંકામાં લખીશું. એઓ જૈનાચાર્ય શ્રીઅભયદેવસૂરીએ, નાગાર્જુને સ્તંભન કરેલા પારા આગળ જે પાર્શ્વનાથની મૂર્તિ લાવીં રાખેલી તે શોધી કાઢી તે સ્થળનું નામ સ્તંભનકપુર થયું એ સપ્રમાણ બતાવે છે. ગિરનારના વસ્તુપાળના લેખોમાં સ્તંભતીર્થ-વેલાકુલ અને સ્તંભનકપુર એમ બન્ને નામ સાથે હોવાથી એ બે શહેરોને એક વખત તો જુદાં માને છે. અભયદેવસૂરિવાળું સ્તંભનકપુર શેઢી નદીને તીરે હતું એ સ્પષ્ટ ઉલ્લેખો બતાવ્યા છતાં સ્તંભતીર્થ સાથે સ્તંભનકપુર અગર સ્તંભનપુરની એકતા આ પ્રમાણે યોજે છે. તેઓ કહે છે કે પાટલીપુત્ર, તક્ષશિલા, અણહિલ્લવાડ પાટણ વગેરેની માફક ખંભાત ખસ્યુ છે. પહેલું શેઢી નદીને તીરે આવેલું તે સ્તંભનકપુર. ત્યાંથી તે નગર ખસ્યું તે ઇબ્નહૌકલ વગેરે આરબ મુસાફરોનું 'કંભાયત'–સ્તંભનપુર થયું; પછી સ્તંભતીર્થ દરિયા પાસે બંદર થયું તે 'વેલાકુલ.' અંદરવાળું તે મૂળ તીર્થસ્થાન. પાછળનું તે બંદર–વેલાકુલ. આમ લેખમાં યોજેલા શબ્દો સ્તંભનકપુર અને સ્તંભતીર્થ વેલાકુલનો મેળ બેસાડે છે. લોકોમાં ત્રંબાવતી નામ ચાલે છે તે બાબતનો શામળભટનો ઉલ્લેખ તેમણે કરેલો છે. અને શ્રી. નરસિંહરાવભાઇએ સ્તંભતીર્થ ઉપરથી પ્રાકૃત ખંભઇત્થ થયું એમ લખેલું તે શ્રી. તનસુખરામ-ભાઇએ કબૂલ રાખ્યા છતાં તેઓ લખે છે કે ખંભાવતી એ ખંભાતને સંસ્કૃત બનાવવાનો પ્રયત્ન હશે. એઓ લખે છે કે સ્તંભનકપુરનું થંભણપુર નામ પ્રાકૃતમાં હતું અને આરબો કંબાયત કહેતા તે નામ નગરવાસીઓએ લઇને તેનું નામ ખંભાત કર્યું!

આ ચર્ચાનો જવાબ આપતાં શ્રી. નરસિંહરાવભાઇ સપ્રમાણ સ્તંભનપુર અગર સ્તંભનક-પુરને સ્તંભતીર્થથી જુદાં માને છે. તેની વિગતમાં ઊતરીશું નહિ; કારણકે શ્રી. નરસિંહરાવ-ભાઇ એ બે નગર જુદાં માને છે તે તદ્દન સત્ય છે અને તેનો સ્થળનિર્ણય આગળ નક્કી કરીશું. આગળ લખતાં એઓ કહે છે કે, સ્તંભનપુર અને સ્તંભતીર્થ જૈન ગ્રંથોમાં આવે છે એટલે બન્નેથી ખંભાત જ ઉદ્દિષ્ટ હશે એ શંકાનું પણ નિરાકરણ થઇ જશે. અહીં શ્રી. નરસિંહરાવભાઇ એક બીજો અગત્યનો તર્ક કરે છે. એઓ લખે છે કે સ્તંભતીર્થને 'વેલાકુલ' શબ્દ લગાડયો છે, અને વેલાકુલ આપ્તેના કોષ પ્રમાણે 'તામ્રલિપ્ત' છે. કેટલાક ખંભાતની વ્યુત્પત્તિ તામ્રવતી ઉપરથી કાઢે છે તેની જોડે આ તામ્રલિપ્તનો સંબંધ હશે? અને તેથી આ લેખમાં (વસ્તુપાળવાળા લેખમાં) સ્તંભતીર્થ વેલાકુલ એમ શબ્દ થયો હોય? આમ તર્ક કરી એઓ આગળ લખે છે કે કેટલાક ખંભાતને સ્તંભાવતી ઉપરથી થયું

ખોટી રીતે ઠરાવે છે તે વિચારતા સ્તંભાવતી અને ત્રમાવતી એમ સરખા માની તામ્રવતી એવુ નામ ઠરાવ્યુ હોય. કારણકે તામ્રનુ તમ્મ થાય અને ત્રમ એ એનું અશુદ્ધ રૂપ. આમા શ્રી નરસિંહરાવભાઇનો તામ્રલિપ્તવાળો તર્ક લગભગ સત્ય છે તે આગળ જોઇશુ આગળ લખતા શ્રી નરસિંહરાવભાઇ કહે છે કે ડૉ. બ્યુલર સ્કભતીર્થ ઉપરથી નામની ઉત્પત્તિ કહે છે તે ખરું હોય કારણ, સ્કભ અને સ્તભ શબ્દનો બન્નેનો અર્થ થાભલો થાય છે પરતુ હેમચદ્રે સ્તભના સ્તનો ખ અને થ એમ વિકલ્પ બતાવ્યો છે (સિ હે ૮-૨-૮ મા). એટલે સ્તભતીર્થમાથી સાક્ષાત જ ખ થયો એમ માનવાને બાધ નથી.

આ પ્રમાણે બન્ને ઘણી લાબી ચર્ચાઓનો ઘણી વિગત છોડી દઇને સાર ટૂકામા આપ્યો છે સ્વ૦ સી ડી દલાલ અને શ્રી નરસિંહરાવભાઇ વચ્ચેની ચર્ચા વ્યાકરણને લગતી છે એટલે તેમા તો શ્રી નરસિંહરાવભાઇનો મત માન્ય રાખીને હવે આ બાબત આગળ જોઇએ

સૌથી પહેલુ તો ઓમ્બે ગેઝેટીઅરમા ખભાત વિશે લખનાર ખભાતનું જૂનું નામ ગમ્ભૂતા હતું એમ લખે છે અને તેનો આધાર સ્પષ્ટ નથી પરંતુ વનરાજના સમયમા થએલા શ્રી શીલગુણસૂરિએ તેમના આચારાગ સૂત્રની ટીકામા **गम्भूतायाम्** એમ લખેલું છે તે ઉપરથી ઉચ્ચારસાદૃશ્યથી ગભૂતાને ખભાતનું મૂળ નામ ગણ્યુ જણાય છે **गम्भूतायाम्** એવુ એ સિવાય બે ત્રણ જગાએ આવે છે. શ્રી તનસુખરામભાઇએ ગમ્ભૂતા એ ખભાતનું નામ નવી પણ વઢીઆર પથકની પાસે ગભૂતા પથક આવે છે અને તે ઉત્તર ગૂજરાતમા હશે એમ એમની ચર્ચામા લખ્યુ છે, અને તે ખરુ છે પરતુ એ ગભૂતા કયુ અને એનું ચોક્કસ સ્થળ કયુ તે બતાવ્યુ નથી વઢીઆર પથકનુ સસ્કૃત નામ વાર્ધિક પથક એવુ આપેલુ છે અને તે વઢીઆર છે. એની માનિષ્યથી અને એમા જણાવેલા કાલ્હરી (હાલનું કાનડી) ગામથી તથા બીજા ઉલ્લેખથી ગંભૂતા એ હાલનું મોઢેરાની પાસે આવેલું ગાભુ ગામ છે અને એને ખંભાત સાથે કાઇ સંબધ નથી એ સિદ્ધ વાત છે

હવે સ્તંભનપુર અથવા સ્તંભનકપુર અને સ્તંભતીર્થ એ તદ્દન જુદા જ સ્થળો છે એ જોઇએ નાગાર્જુને સ્થાપેલા શ્રીસ્તભન પાર્શ્વનાથને આચાર્ય અભયદેવે વિ સ ૧૧૩૧ મા ફરી પ્રગટ કર્યા અને સ્તભનકપુર એ સ્થળે પ્રસિદ્ધ થયુ એ વાત મેરુતુગના પ્રબધ-ચિંતામણિમા,[1] જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા,[2] ચદ્રપ્રભસૂરિના પ્રભાવક ચરિત્રમા[3] આવે છે આમાં સ્પષ્ટ લખેલુ છે કે સેટિકા-શેઢી નદીને તીરે પલાશના વનમા શ્રીઅભયદેવ-સૂરિએ સ્તભન પાર્શ્વનું સ્થાપન કર્યું અને ત્યા સ્તંભનપુર અગર સ્તભનકપુર પ્રસિદ્ધ થયુ સ્તભતીર્થ વેલાકુલ એટલે બદર છે અને ગિરનારના લેખમા સ્તભનપુર અને સ્તભતીર્થ વેલાકુલ બન્ને એકસાથે આપેલા છે તેમ જ શેઢી નદી ખેડાજિલ્લામા દરિયાથી છેટે છે અને તે વાનકને મળે છે તેથી તે ઉપરનું ગામ વેલાકુલ-બદર ન હોય સ્તંભનકપુર અને

---

૧ પ્રબધચિંતામણિ શાસ્ત્રી રામચદ્ર દીનાનાથ સશોધિત પૃ. ૩૧૦-૧૧-
'सेढीतटिन्यास्तटे' ઇત્યાદિ

૨ તીર્થકલ્પ પૃ. ૪૪ પાર્શ્વનાથકલ્પ. तृतीया थंभणपुरंमि पत्ता सेढीतड जरपलास वण ॥

૩ प्रभावकचरित्र : અભયદેવ પ્રબધ ૬ स्तंभनग्रामे सेटिका तटिनीतटे ॥ શ્લો૦ ૧૪૨. ૧૪૪, ૧૫૦ જુઓ.

અને સ્તંભતીર્થ એ જુદાં નામોની ચર્ચા વસંતવાળી ઉપર લખેલી ચર્ચામાં કરેલી છે એટલે તે અહીં ફરી લખવી ઠીક નથી. ઉપરના ત્રણ ગ્રંથોના સ્પષ્ટ ઉલ્લેખોથી, સ્તંભનકપુર અભયદેવે વિ. સં. ૧૧૩૧ એટલે ઇ. સ. ૧૦૭૫ની લગભગમાં પ્રસિદ્ધ કર્યું, જ્યારે ખંભાતના ઉલ્લેખો આરબ મુસાફરો[૪] ઈ. સ. ૯૧૫ એટલે તેનાથી લગભગ ૧૬૫ વર્ષ પૂર્વે કરે છે. તેથી સિદ્ધ છે કે સ્તંભતીર્થ અને સ્તંભનપુર એ જુદાં ગામો છે. આ સ્તંભનકપુરને પ્રાકૃતમાં થંભણપુર લખેલું છે, જ્યારે ખંભાતને માટે પ્રાકૃતમાં 'ખંભનયરિ'[૫] લખેલું છે. આ સ્તંભનપુર કે સ્તંભનકપુર કે થંભણપુર શેઢી નદીને કિનારે નડિયાદથી બે-ત્રણ ગાઉ છેટે ભગ્નાવશેષ દશામાં હાલ પડેલું છે. અને હાલ પણ તેને થાંભણા કહે છે.[૬] એટલે પ્રાકૃત નામ સાથે મેળ મળી રહે છે. એ જગ્યાએ પ્રબંધના વર્ણન મુજબ પલાશનું વન હાલ પણ છે. આચાર્ય વલ્લભજી કીર્તિકૌમુદીની પ્રસ્તાવનામાં ખંભાણા એવો સંદિગ્ધ ઉલ્લેખ કરે છે, પણ તે ક્યાં અને કયું તે લખતા નથી. થાંભણા ગામનું નામ પહેલાં ખંભાણા હોય એમ હજી સુધી તપાસ કરતાં જણાયું નથી.

હવે થંભણપુર-સ્તંભનપુર-માંથી શ્રીસ્તંભન પાર્શ્વનાથ ખંભાતમાં ક્યારે આવ્યા તે જોઇએ. મેરુતુંગ સૂરિએ વિ. સં. ૧૪૧૩માં (ઇ. સ. ૧૩૫૭-૮) **स्तंभनाथ चरित्तं** નામનો એક ગ્રંથ રચ્યો છે. તે હાલ અપ્રસિદ્ધ અને અપૂર્ણ સ્વરૂપમાં પાટણના ભંડારમાં વિદ્યમાન છે. તેમાં લખે છે કે **सं. १३६८ वर्षे इदं च बिम्बं श्री स्तंभतीर्थे समायात्।** વિ. સં. ૧૩૬૮ (ઇ. સ. ૧૩૧૨-૧૩)માં આ બિંબને-સ્તંભન પાર્શ્વનાથના બિંબને-સ્તંભતીર્થ (ખંભાત) લાવ્યા. આ ઉલ્લેખથી સ્પષ્ટ થાય છે કે છેક ઇ. સ. ૧૩૧૨માં થંભણપુરથી ખંભાત લાવ્યા.[૭] અને ખંભાત-સ્તંભતીર્થને થંભણપુર-સ્તંભનપુર માનવાથી ભૂલ અને ગોટાળો સ્તંભનપાર્શ્વનાથનું બિંબ ખંભાત-સ્તંભનતીર્થમાં આવ્યું તેને લીધે બન્ને ગામોના ઉચ્ચારસાદૃશ્યને લીધે થયો છે. એટલે વસ્તુપાળ-તેજપાળના વખતમાં પણ ખંભાત અને સ્તંભનપુર જુદાં જ સ્થળો હતાં એ સિદ્ધ થાય છે. અને ગિરનારના લેખોમાં બન્ને નામો જુદાં હતાં. વસ્તુપાળ સ્તંભતીર્થનો સંઘ લઇને સ્તંભનપુર જાય છે વગેરે વાતોનો બંધ બરાબર બેસે છે. આ ઉપરથી નિશ્ચિત રીતે એ પણ સિદ્ધ થાય છે કે ખંભાત એ પ્રાચીન જૈન તીર્થ નથી, પણ ઇ. સ. ૧૩૧૨ પછી શ્રીસ્તંભન પાર્શ્વનાથનું બિંબ ત્યાં આવ્યા પછી તે જૈન તીર્થ બન્યું.

---

૪ અલમાસુદી ઇ. સ. ૯૧૩-૧૪માં ખંભાત આવેલો. હિં. સં. ૩૦૩માં. એ સદીમાં બીજા આરબ મુસાફરો પણ આવેલા છે. તે માટે ઈલીઅટની હિસ્ટ્રી ઓફ ઇંડિયા-ભાગ ૧ લો અને મુંબઇ ગેઝેટીઅર ભા. ૧. ગ્રંથ ૧ લો પૃ. ૫૧૪-૧૫ જુઓ.

૫ જુઓ પ્રાચીન ગુર્જર કાવ્ય, સમરારાસુ.

૬ જૈનાચાર્ય શ્રી કલ્યાણવિજયજી આ વાતને ટેકો આપે છે. અને નડિયાદ પાસે તપાસ કરતાં આ ગામ ભગ્ન દશામાં છે.

૭ જુઓ આચાર્ય જિનવિજયજીકૃત પ્રાચીન જૈન લેખ સંગ્રહ. ગિરિનાર લેખ-નં. ૩૮ મો ને ઉપર નોંધ. પૃ. ૭૨-આચાર્યશ્રી જિનવિજયજીએ પાટણ ભંડારમાં આ ગ્રંથ જોયેલો છે અને તે ઉપરથી ખાતરી કરેલી છે. થાંભણા એ થંભણયનું હાલનું ગુજરાતી રૂપ છે, અને એ સ્તંભનકનું પ્રાકૃત રૂપ છે. અભયદેવસૂરિએ 'જયતિહુઅણ' આદિ શબ્દોથી શરૂ થતા શ્રીપાર્શ્વનાથ સ્તોત્રમાં 'થંભણપુરટ્ઠિઅ' એ પ્રમાણે લખેલું છે, જેનું સંસ્કૃત 'સ્તંભનપુરસ્થિત' થાય છે. આમ શ્રી પાર્શ્વનાથને સંબોધી મૂર્તિને સ્તંભનક પાર્શ્વનાથ કહે છે. એ મૂર્તિ પાછળથી ખંભાતમાં આવી અને હાલ પણ ખંભાતમાં છે.

થભણુપુર—થાભણાથી ઇ સ ૧૩૧૨મા પાર્શ્વનાથ બિંબ ખભાત લાવ્યા એટલે સ્તભનપુર ઇ સ ૧૩૧૫ પહેલા એટલે સુલતાન અલાઉદ્દીન ખીલજીના સમયમા તીર્થસ્થળને માટે સહીસલામત ન ગણાયુ હોય કારણ કે ઉલુઘખાનનું લશ્કર ગુજરાતથી દેવગઢ જતા નડિયાદને રસ્તે જાય અને મુસલમાન સમયમા ઉત્તરથી દક્ષિણ જવાનો એ ધોરી રસ્તો હતો. તેથી એ સ્થળ તીર્થ માટે સહીસલામત ન ગણાયુ હોય એમ લાગે છે.

સ્તભતીર્થ-ખભાત-એ જૈનતીર્થ સ્તભનપુર નથી એ સિદ્ધ કર્યા પછી સ્તભતીર્થ નામ શાથી પડયુ એ વિચાર કરવાનો રહ્યો એ પહેલા ત્રબાવતી નામનો અને બીજી કેટલીક બાબતોનો વિચાર કરી લઇને આગળ ચાલીએ

શ્રી નરસિંહરાવભાઈ આપ્ટેના કોષમા બગાળના તામ્રલિપ્તનું બીજુ નામ વેલાકુલ હોવાથી, આ સ્તભતીર્થને વેલાકુલ શબ્દ લેખમા લગાડેલો જોવાથી, ખભાતના ત્રંબાવતી નામને પૂર્વના તામ્રલિપ્ત સાથે સબધ હશે એવો પ્રશ્ન પૂછે છે સંબધ તો છે જ. પરતુ તે વેલાકુલ શબ્દને લીધે સિદ્ધ થતો નથી વેલાકુલ શબ્દનો અર્થ બદર છે એ શબ્દ તામ્રલિપ્તના પર્યાય તરીકે કોષકારે આપ્યો છે તેનો અર્થ એટલો જ કે અમુક વિભાગનુ કે દેશનું એ એવુ પ્રખ્યાત અને મોટુ બદર હોય કે તેના નામને બદલે એકલુ બદર કહેવાથી ઓળખાય અને આખા પૂર્વકિનારા ઉપર તામ્રલિપ્ત એક સમયે તેવુ બદર હતુ આવા દાખલા ઘણા છે. આંધ્રના કિનારા ઉપર મુસલમાન સમયમા મછલીપટ્ટણ મોટુ બદર હતું તેથી તેને ફક્ત 'બદર' કહેતા કાઠિયાવાડમા એક વખત સોમનાથ પાટણ એવુ પ્રખ્યાત બદર હતું કે તેને બદર કહેતા મછલીપટ્ટણને અને વેરાવળને આજે પણ એકલુ બદર કહે છે અને બદરનો સસ્કૃત શબ્દ વેલાકુલ[૮] હોવાથી સસ્કૃત ગ્રથોમા 'બંદર' ને બદલે એકલો તે શબ્દ વાપરે અને નામ ન લખે એમ બને સોમનાથ પાટણના બદરના સ્થળનું એ જ નામ હતુ વેલાકુલ ઉપરથી-પ્રાકૃત વેલાઉલ-હાલનુ વેરાવળ થયુ છે વેરાવળ એ સોમનાથ પાટણનું બદર છે એટલે વેલાકુલને લીધે તામ્રલિપ્તનો ત્રબાવતી સાથે સબધ નથી, પરતુ ખભાતનું એક વખતનુ નામ જ તામ્રલિપ્ત હતુ અને એનું તામલિતિ થઇને ભ્રષ્ટ રૂપ ત્રબાવતી થયુ છે

શ્રી ચદ્રપ્રભ સુરિના પ્રભાવક ચરિત્ર (સ ૧૩૩૪)ના શ્રીહેમચદ્રસૂરિપ્રબધમા આ બાબતનો પુરાવો મળે છે શ્રી હેમચદ્રસૂરિએ સ્તભતીર્થ ખભાતમા દીક્ષા લીધી એ તો જાણીતુ છે કેટલીક વિદ્યા ભણ્યા છતા તેમને વધુ જ્ઞાનની ઇચ્છા થવાથી કાશ્મીરવાસિની દેવીની (સરસ્વતીની) આરાધના કરવા ધાર્યું. એ માટે તામ્રલિપ્તિમાથી પ્રસ્થાન[૯] કરી બહાર આવેલા રૈવતાવતાર નેમિનાથના સ્થળમા ઉતારો કર્યો ત્યા જ રાત્રે દેવી પ્રસન્ન થઇ અને

૮ વેલાકુલ શબ્દ બદરના અર્થમા સસ્કૃત સાહિત્યમા વપરાય છે નાભિનન્દનોદ્ધાર પ્રવધમાં વેલાકુલેષુ ભૂરિષુ એમ ગુજરાતના બદરો માટે શબ્દ છે તપાગચ્છ બૃહત્ પટ્ટાવલીમા કાઠિયાવાડના કેટલાક બદરોની સાથે વેરાવળને માટે પ્રાકૃત વેલાકુલિ એમ લખેલુ છે તે વેલાકુલનું પ્રાકૃત રૂપ છે કનિંગહામ વેરાવળને ઇલાપુર કહે છે તે ભૂલ છે ઈલાપુર તે પ્રસિદ્ધ ઇલોરાની ગુફાઓવાળુ ઈલાપુર છે

૯ પ્રભાવક ચરિત્ર –હેમચદ્ર પ્રબધ– પૃ ૨૯૮– " प्रस्थान ताम्रलिप्त्या. स ब्राह्मी देशो परिष्यघात् ॥

તેથી સૂરિને કાશ્મીર જવું પડયું નથી. તેમ જ સૂરિ બંગાળ ગયાનો ઉલ્લેખ પણ કોઇ જગ્યાએ નથી. આ પ્રસંગમાં શ્લોક ૩૨માં સ્તંભતીર્થ શબ્દ વાપર્યો છે, અને શ્લોક ૪૧ મામાં તેને જ માટે તામ્રલિપ્તિ શબ્દ વાપર્યો છે. એટલે તેરમી સદીમાં એ નામ ખંભાતને માટે વપરાતું હતું. શ્રીયુત અનંતપ્રસાદ બેનરજી શાસ્ત્રી બંગાળના તામલુક ( તામ્રલિપ્તિનું પ્રાકૃત નામ)ની પેઠે ખંભાતના અખાત ઉપર પણ તામલુક નામનું નગર હતું એમ લખે છે. ચૂર્ણિ ગ્રંથોમાં 'ભરુઅચ્છ' 'દીવ' 'પહાસ' વગેરે ગૂજરાતનાં બંદરોમાં 'તામલિતિ' નામ આવે છે અને જૈનસૂત્રોમાં "જલપટ્ટણં ભરુઅચ્છ તામલિત્તિમાઇ)[10] ઇત્યાદિ શબ્દોથી ભરૂચના સાહચર્યથી ખંભાત જ વ્યક્ત થાય છે. એટલે ખંભાતને માટે તામ્રલિપ્તિ નામ વપરાશમાં હતું એ તો નિશ્ચિત છે. કયું નામ જૂનું એ કહેવું મુશ્કેલ છે. આગળ તેની ચર્ચા કરવા પ્રયત્ન કરીશું.

એક વિદ્વાન સ્તંભતીર્થ નામ પ્રમાણભૂત ગ્રંથોમાં આવતું હોવાથી તે ઉપરથી જ પ્રાકૃત રૂપ થઇ ખંભાયત થયું ગણે છે. પરંતુ તીર્થ શબ્દનો અર્થ દેવનું ધામ–તીર્થ એવો ન લેતાં તીર્થ એટલે જળમાં ઊતરવાને માટે કરેલો ઘાટ–અવતાર–એવો કરે છે. અને નદીઓમાં ઊતરવાના એવા ઘાટ માટે તીર્થ શબ્દ યોજાયેલા સિદ્ધ કરે છે. તીર્થ શબ્દનો દેવનું તીર્થ એવો જે અર્થ છે તે લાક્ષણિક છે એમ કહે છે. અને નદી કે સમુદ્ર તરવા માટે ( વહાણમાં બેસવા ) જેમ તીર્થ–ઘાટની જરૂર તેમ ભવસાગર તારનાર દેવનું સ્થાન, તેથી લાક્ષણિક અર્થમાં તીર્થ શબ્દ યોજાયો. સ્તંભતીર્થ નામમાં તો બંદર તરીકે વહાણોમાં જવા–આવવા માટે જે ઘાટ બાંધેલો, તે તીર્થ એવો અર્થ કરી ધાર્મિક સ્થાન સાથે તેને કાંઇ લેવાદેવા નથી એમ મત દર્શાવે છે. આ મત આકર્ષક છે. પણ તેને ચોક્કસ માનવાને માટે આધાર વધારે જોઇએ. તેવી જ રીતે અખાત શબ્દ સંસ્કૃત છે. સ્તંભનો અખાત તે સ્તંભાખાત, તેના ઉપરથી વ્યાકરણ પ્રમાણે ખંભાયત શબ્દ ( સ્તંનો થ અને ખ્ એ વિકલ્પ માન્ય રાખીને ) ઉપજાવે છે. પરંતુ એવો પ્રયોગ સાબીત કરવા માટે વધારે આધારની જરૂર ખરી.[11]

સ્તંભતીર્થ એ સંસ્કૃત નામ અગીઆરમી સદીથી પહેલાં કોઇ ગ્રંથમાં હજી જોવામાં આવ્યું નથી. ઇ. સ. ૯૧૩–૧૪ હિજરી સદીમાં પહેલો આરબ ઉલ્લેખ દેખાય છે. આરબો તો કંબાયત અગર કંબાય શબ્દ જ વાપરે છે. એટલે સ્તંભતીર્થ એ સંસ્કૃત પ્રયોગ જ્યારથી જડે છે તે પહેલાં એક સદી કરતાં વધારે સમયથી લોકભાષામાં ખંભાયત શબ્દ વપરાતો હતો એમ સમજાય છે. અને એ રૂઢ નામથી જ આરબ વગેરે વેપારીઓ કંબાયત શબ્દ વાપરતા હતા. દસમી સદીની શરૂઆતથી એ બંદર પ્રસિદ્ધ હતું એટલે તે બે–પાંચ વર્ષોમાં તો પ્રસિદ્ધિમાં ન જ આવ્યું હોય. એટલી પ્રસિદ્ધિમાં આવવા માટે ઓછામાં ઓછી અડધી સદી કરતાં વધારે સમય તો ગયેલો હોવો જ જોઇએ. એટલે સંસ્કૃત નામ સ્તંભતીર્થને બાજુએ મૂકીએ તો ખંભાયત નામ નવમી સદીમાં પણ વપરાશમાં હતું એમ માનવાને વાંધો નથી.

---

૧૦ આ ઉલ્લેખો મુનિમહારાજ શ્રી કલ્યાણવિજયજીએ બતાવ્યા છે.

૧૧ ખંભાત સાથે કોઈ દેવના તીર્થને સંબંધ નથી: પણ વેપારને અર્થે જ તેની પ્રસિદ્ધિ હોવાથી તીર્થ શબ્દ બંદર ઉપર બાંધેલા docks માટે જ છે એમ માનવું થાય છે.

ખભાત પ્રાચીન જૈન તીર્થ નથી એ આગળ જોયુ ચૌદમી સદીમાં એ જૈન તીર્થ બન્યુ પરતુ જ્યા જ્યા જૈનોની વસ્તી હોય ત્યા ત્યા પ્રસિદ્ધ જૈન તીર્થંકરોના મદિરો હોય જ ચૌદમી સદી પહેલા વસ્તુપાળ-તેજપાળના સમયમા અને તેથી પહેલા શ્રી હેમચદ્રસૂરિના સમયમા પણ ત્યા શ્રીપાર્શ્વનાથ, શ્રીનેમીનાથ વગેરેના જૈન મદિરો, ઘણા હતા પણ સ્તભન પાર્શ્વનાથનું મદિર ચૌદમી સદી પહેલા નહોતું એટલે એવી કોઇ પ્રાચીન પ્રસિદ્ધ પ્રતિમાનું સ્થાપન હોય એવુ તીર્થ નહોતું એમ સમજવાનું વસ્તુપાલ-તેજપાલ જેવા મહામત્રીઓનો ત્યા વસવાટ હોવાથી અને વેપારને લીધે જૈન શ્રીમતોનો પણ ત્યા ભારે વસવાટ હોવાથી ૧૧ થી ૧૩ મી સદી સુધી જૈનોની ત્યા ભારે જાહોજલાલી હતી એ તો નિ સદેહ છે ત્યારે તીર્થ શબ્દનો અર્થ ધાટ ન લઇએ અને કોઇ દેવનું તીર્થ એમ લઇએ તો સ્તભતીર્થ એ કોનુ તીર્થ એ શકા રહે છે ઘણા વિદ્વાનો એને પ્રાચીન શૈવ તીર્થ માને છે આપણે ત્યા દરેક સપ્રદાયવાળા એક જ સ્થળમા રહી પોતપોતાના ધર્મની એવી વૃદ્ધિ કરી શકતા કે કોઇ પ્રસિદ્ધ સ્થળ કયા ધર્મનું મુખ્ય સ્થળ તે કહેવુ મુશ્કેલ પડે એમ પણ ઘણી વાર થતું કે એક ધર્મનું અમુક સ્થળ પ્રસિદ્ધ ધામ થતુ તો ત્યા બીજા ધર્મો પોતાનું પ્રસિદ્ધ ધામ કરવા પ્રેરાતા અને તેમ કરવાનો પ્રયત્ન થએલો પણ છે[૧૨] શૈવો માને છે કે સ્કદપુરાણના કૌમારિકા ખડના વર્ણન પ્રમાણે ખભાત-સ્તભતીર્થ પ્રાચીન શૈવ તીર્થ છે અને એની પ્રસિદ્ધિને લીધે બીજા (જૈન વગેરે) પથોએ ત્યા પોતાનું તીર્થ કર્યું ડૉ બ્યુલર, દિ બા નર્મદાશકર દેવશકર મહેતા આદિ વિદ્વાનો ખભાતને પ્રાચીન શૈવ તીર્થ માને છે ડૉ બ્યુલર સ્કદ પુરાણને આધારે સ્તભેશ્વર શિવલિંગ જેનુ સ્થાપન સ્કદકુમારે કરેલુ અને જેનું લિંગ હાલ કાઇક સ્તભાકારનું દેખાય છે તેને લીધે એ નામ પડયુ એમ તર્ક કરે છે, અને શિવના સ્થાણુ નામનો અર્થ એવોજ થાય છે, એમ જણાવે છે શ્રી નર્મદાશકરભાઇ, ગૂજરાતમા પાશુપત મતનું જોર ઘણા પ્રાચીન કાળથી હતું અને આખો પશ્ચિમ કિનારો શૈવ હતો એમ માને છે અને સ્તભને બદલે સ્કભ શબ્દમાથી ખભાતનું નામ થયાનું માને છે

સ્તભ અને સ્કભ એ બે પર્યાય શબ્દો હોવાથી અને હેમચદ્રે સ્તનો થ અને ખ એવો વિકલ્પ યોજી વ્યાકરણની છાપ આ પ્રયોગ ઉપર માર્યાથી, સ્તભતીર્થ શબ્દ મઘપ્રમાણ સસ્કૃત ગ્રથો અને લેખોમા મળવાથી, વિદ્વાનો સ્તભતીર્થ શબ્દ જ ખરો માને છે સ્કભ શબ્દ વૈદિક સાહિત્યમા વપરાતો હતો તે લૌકિક સાહિત્યમા અપ્રયુક્ત થયો એમ શ્રી તનસુખ રામભાઇ કહે છે વળી સ્કભ શબ્દનો અર્થ શિવલિંગ એવો કોઇ પણ જાણીતા લેખ કે ગ્રથ કે પુરાણમા જોવામા આવતો નથી[૧૩] સ્કભ શબ્દ શિવના પર્યાય તરીકે વપરાયેલો સ્પષ્ટ ન બતાવાય ત્યાસુધી ઇતિહાસમા એ માટે કાઇ નક્કી કહેવાય નહિ એટલે સ્તનો વિકલ્પ બતાવી હેમચદ્રે એક ઘાએ બે કકડા કરી આ વાતનો નિકાલ આપ્યો છે છતાય તે વિકલ્પ માટે અને સ્કભ તથા સ્તભ શબ્દ માટે કાઇક વિસ્તૃત ચર્ચાની જરૂર છે અને તે કરતા પહેલા જૈન અને શૈવ તીર્થની વચ્ચે બીજુ કાઇ આવે છે કે કેમ તે જરા જોઇ લઇએ.

---

૧૨ મથુરા, આબુ, ડભોઇ, વગેરે એવા દાખલા છે

૧૩ ઋગ્વેદમા સ્કભ શબ્દ સ્તભના અર્થમા વપરાયો છે, પરતુ અથર્વવેદમા સ્કભને તો દેવપદ મળ્યુ છે અને બ્રહ્મથી પણ ઊંચુ સ્થાન પ્રાપ્ત થયુ છે દશમા કાડના, ૭ અને ૮મા સૂક્તોમા એનું વર્ણન છે એની ચર્ચા આગળ કરીશું

શ્રી નરસિંહરાવભાઈએ એમની પ્રથમ ચર્ચામાં ખંભાત આગળ અશોકનો સ્તંભ હોવાની સહેજ કલ્પના કરી હતી. તેના જવાબમાં સ્વ. શ્રી. તનસુખરામભાઈએ એ બાજુ બૌદ્ધ ધર્મ હોવાની શંકા બતાવી છે. પરંતુ અશોકનો જ સ્તંભ ખંભાત આગળ હોવાનું તો હજી સિદ્ધ થયું નથી; તેમ જ તેનો સંભવ પણ ઓછો છે. પરંતુ એ બાજુ બૌદ્ધોની વસ્તી પ્રાચીનકાળથી હતી અને ત્યાં કોઇ બૌદ્ધ સ્તૂપ હોય એમ માનવાને કારણ છે. સ્તૂપનો આકાર ઘણી વખત મોટા શિવલિંગ જેવા હોઇ બૌદ્ધ મતના અસ્ત પછી એવા સ્તૂપો શિવલિંગ તરીકે પૂજાયાના દાખલા છે.[૧૪]સ્તૂપ અને સ્તંભને ઉત્તર હિંદુસ્તાનમાં લાટ કહે છે; એટલે સ્તૂપ અને સ્તંભનું સાદશ્ય મનાતું હોય, પરંતુ આ બાબત માટે હજી વધારે સ્પષ્ટ આધારની હું તપાસ કરું છું.

નવમી સદીના પાછલા ભાગમાં ખંભાતના કિનારા ઉપર બૌદ્ધોની વસ્તી હતી એમ આરબ મુસાફરો લખે છે.[૧૫] સાતમી સદીમાં યવેનચંગ ચીનો મુસાફર એ કિનારા ઉપર આવી ગયેલો અને ભરૂચ માળવા વલભીપુર વગેરે ગૂજરાતનાં સ્થળોએ ફરેલો–કિનારે કિનારે જોઇએ તો ભરૂચ અને વલભીપુરથી ખંભાત દૂર નથી. અને કિનારે જનારને બન્નેની વચ્ચે ખંભાત આવે છે. એટલે નવમી સદીમાં આરબોએ જે બૌદ્ધોને ખંભાત પાસે જોયેલા તે લોકો તે પહેલાંની સદીઓમાં ઘણા વધારે સંખ્યામાં હોવા જોઇએ એમાં શંકા નથી.

ગયા જુલાઈ માસની શરૂઆતમાં હું ખંભાત ગયો હતો. મારી સાથે 'કુમાર'ના તંત્રી શ્રી. રવિશંકર રાવળ પણ હતા. અમે પ્રાચીન ખંભાતના સ્થળનિર્ણય માટે ખંભાતથી બે એક માઇલ ઉપર આવેલા નઘરા ગામમાં ગયા હતા. એ ગામ કોઇ પ્રાચીન દટાઇ ગયેલા નગરના ટેકરાઓ ઉપર વસેલું છે. મોઢેરા ગામની પેઠે એ ટેકરાઓમાં પ્રાચીન મોટી ઈંટો વગેરે મળી આવે છે. ત્યાં કોટેશ્વર મહાદેવના સ્થાન પાસેના એક પ્રાચીન કુંડાના નવા બનાવેલા ઓટલામાં ગંગાજી જેવી દેખાતી એક નાની મૂર્તિ સાંચી વગેરેમાં દેખાતી બૌદ્ધ સમયની તેવી મૂર્તિઓ જેવી જોવામાં આવી. આ સ્થળે બૌદ્ધ સમયનું આ નાનું શિલ્પ જોઈ અમને નવાઇ લાગી. ગામમાં આવેલી બ્રહ્માજીની મૂર્તિ જોવા ત્યાંથી અમે ગયા. [૧૬]બ્રહ્માજીની મૂર્તિ મોટા માણસ જેટલા કદની ધોળા આરસની અને ચાલુક્ય સમયના ઘડતરની જણાઇ. એ મૂર્તિ પણ નઘરા ગામની આસપાસથી મળી આવેલી. ત્યાંથી ગામના એક ટેકરા ઉપર એક પૂજારી અમને લઈ ગયો. ત્યાં મોટી પલાંઠી વાળેલી બુદ્ધદેવની

૧૪ Religions of India, by Barth : P. 271: એક ધર્મ અને એક સમયની મૂર્તિઓ બીજા જ ધર્મમાં અને જુદા જ સમયમાં ગણાઈ જાય એવા દાખલા બતાવતાં લખે છે કે — "It is thus that many figured monuments of Buddhism have now become Hindu fetishes, and that the pillars of Açoka, to keep alive the memory of his edicts, are now transformed into Lingas."

૧૫ અલઈદ્રીસી. Bombay Gaz. Vol. I. Part I P. 531.

૧૬ નઘરા ગામમાંથી અને આસપાસથી હિંદુ અવશેષો બહુ નીકળે છે. બ્રહ્માજીની મૂર્તિ પુષ્કરજીમાં, ખેડબ્રહ્મામાં એમ બે જગ્યાએ છે. ખંભાતમાંની ત્રીજી ગણાય. એ એક નાના ઘરમાં લાવી મૂકેલી છે, અને ખેડબ્રહ્માની મૂર્તિ કરતાં ચઢિયાતી છે,

મૂર્તિ અમારા જોવામાં આવી.[૧૭] મૂર્તિની મુદ્રાઓ ઉપરથી એ બુદ્ધ મૂર્તિ છે એમ લાગ્યું. બૌદ્ધોની વસ્તીના ઉલ્લેખ, કુંડમાં જોયેલું નાનું શિલ્પ એ બધું વિચારતાં આ મૂર્તિ જોઇ અમને ઘણો આનંદ થયો અને ખંભાતતીર્થ પણ હોય એવી શંકા ઉત્પન્ન થઇ. અમે તરત જ આ હકીકત ખંભાતના દિવાનસાહેબ રાવબહાદુર નર્મદાશંકરભાઇને નિવેદન કરી. અને સર્વ દર્શનો અને સર્વ ધર્મોનાં તત્ત્વોના તેઓશ્રી ઉત્તમ જ્ઞાતા અને ખાસ કરીને બૌદ્ધ દર્શનના ખાસ અભ્યાસક હોવાથી આ મૂર્તિ વિશે વધારે ખાતરી કરવા તેમને વિનંતિ કરી. તેઓશ્રીએ પણ આ બાબતમાં ઝીણી પરીક્ષા કરી જાહેર કર્યું છે કે એ મૂર્તિ બુદ્ધદેવની છે. આ ઉપરથી ખંભાતનું નામ એ વખતે ગમે તે હોય પણ એ સ્થળ નવમી સદીથી ઘણું પ્રાચીન માનવું પડશે.

જૂનું ખભાત નઘરા ગામને સ્થળે જ હતું એમ ગેઝેટીઅર પણ લખે છે. સત્તરમી સદી અને તે પહેલાં આવેલા મુસાફરો જૂનું ખંભાત હાલના ખંભાતથી બે ત્રણ માઇલ છેટે હતું એમ લખે છે.[૧૮] એ મુસાફરો દરિયાથી ખભાતનું જે છેટું જણાવે છે તે જોતાં ખંભાત નઘરાને સ્થળે હતું અને ખંભાતનો અખાત પુરાતાં હાલને સ્થળે આવ્યું એમાં શંકા નથી. એ કયારે ખસ્યું તે ચર્ચા અહીં કરાય તેમ નથી; પરંતુ ખંભાયત અગર બીજા કોઇ નામથી તે નઘરા ગામને સ્થળે હતું. તે શૈવની સાથે બૌદ્ધતીર્થ પણ હોવાનું આ મૂર્તિ સિદ્ધ કરે છે. એટલે નઘરા બૌદ્ધ ન્યગ્રોધિસ ઉપરથી પડયું હોય એમ હું અનુમાન કરું છું.

પ્રાચીનતાની આ બધી ઇંદ્રજાળમાંથી ખંભાતનું નામ અસલ કયું, તે શાથી પડયું વગેરે ખોળવું ઘણું મુશ્કેલ છે; અને તે બાબતમાં સ્તંભતીર્થ કરતાં ખંભાયત પ્રાકૃત નામ જ આપણને વધારે મદદ કરે તેમ છે. સ્તંભતીર્થ નામ પડવાનાં કારણો સ્કંદ પુરાણના કૌમારિકા ખંડના લેખકે એ પ્રસંગે જુદાં જુદાં આપેલાં છે, એ બતાવે છે કે પુરાણકારને પોતાને એ નામનું મૂળ શોધવાને માટે સ્તંભ શબ્દના સામાન્ય અર્થોનો આશરો લઇ વાતો વણવી પડે છે. અને ખરા અર્થ માટે એને પોતાને કોઇ નિશ્ચિત સત્ય જડતું નથી.[૧૯] ખંભાત હાલ

---

૧૭ આ મૂર્તિ ગામના છેડા ઉપર એક ટેકરા ઉપર એક નાના ઘરના કરા આગળ ખુલ્લી પડેલી છે. તે કાળા (સ્લેટ જેવા) પથ્થરની છે. અને તેનો હાથ તૂટેલો છે છતાં હાથની મુદ્રા સ્પષ્ટ માલૂમ પડે છે. મૂર્તિ બીજી કાંઈ આસપાસની જગ્યાએથી ત્યાં મૂકી હોય એમ જણાય છે.

૧૮ Bom. Gaz. Vol. VI Cambay. P. 214. ઇ. સ. ૧૬૨૩માં ડીલા વાલે અને ઈ. સ. ૧૬૭૦મા ઑગીલ્બી ખભાતથી એક લીગ (ત્રણ માઇલ) છેટે નગરા Naghera નામે ગામ લખે છે અને ત્યા સોરઠની પ્રાચીન રાજધાની હતી, હાલ ખંડેર છે એમ લખે છે. મીરાતે અહમદીનો લેખક લખે છે કે ખભાત પાસે નઘરામા અસલ તંબાવતી નગરી હતી. Bombay Govt. Gaz. Vol. XXVIમા Combay ઉપર લખતા લખે છે કે Kooarka Kheshiter (કુમારિકા ક્ષેત્ર)નું બ્રાહ્મણ સંસ્થાન ત્રણ માઈલ દૂર તેની પહેલી જગ્યાએથી દરિયા પાસે હાલની જગ્યાએ વસ્યું. કુમારિકા ક્ષેત્રનું કુઆરકા ખેશીતર લોક પાસેથી સાભળ્યું હશે. ખંભાત પાસે હાલ વડવાની વાવ નામની વાવ છે. એ વડવા એ સંસ્કૃત વટકૂપનુ હાલનુ રૂપ છે. વટકૂપનો અર્થ બંદરના dock ઉપર વાવટા માટે જે ઝડો ઊભો રાખે છે તે. એટલે નઘરાને સ્થળે પ્રાચીન ખભાત હોય તો વડવા આગળ દરિયો હોય. અને વહાણ ત્યા સુધી આવે. ભાવનગર આગળ પણ તેવું વડવા છે. વડવાને ભાવનગરનું જૂનું નામ માને છે તે ભૂલ છે.

૧૯ જુઓ સ્કંદપુરાણની વ્યંકટેશ્વર પ્રેસની આવૃત્તિમાં કૌમારિકાખંડમાં અધ્યાય ૩૫મો જે માં

મનાય છે તેથી તો ઘણું પ્રાચીન સ્થળ છે એ તો નિર્વિવાદ વાત છે. પણ ઇસ્વીસનની શરૂઆતમાં એના વિશે સ્પષ્ટ ઉલ્લેખો મળતા નથી. ટાલેમી વગેરે યવન વિદ્વાનો ખંભાતના અખાતને ભરુચના અખાત તરીકે ઓળખાવે છે. એ અખાતમાં ખંભાતને મળતાં બે નામ ગણાવે છે. પરન્તુ ગેઝેટીઅરના લેખક અને ટાલેમીના પ્રસિદ્ધ ટીકાકાર[20] મેકગ્રીન્ડલ એને ખંભાત ગણતા નથી. એન્સાઇકલોપીડીઆ બ્રિટાનિકામાં ખંભાત ઉપર લખનાર લેખક એમાંના (Camenes)[21] એકને ખંભાત ગણે છે પણ તેમ માનવાને આધાર આપ્યો નથી. આ બધું નક્કી કરવા માટે આપણે પુરાણ અને બીજું પ્રાચીન સંસ્કૃત સાહિત્ય જોવું પડશે. પુરાણોમાં બધી ટાઢા પહોરની ગપો નથી પણ કોલસામાં રહેલા હીરાની પેઠે અનેક આખ્યાયિકાઓનાં આવરણોમાં રહેલાં ઐતિહાસિક સત્યો છે એમ પાર્જીટરે સિદ્ધ કર્યું ત્યારથી પુરાણોને માટે આપણી દૃષ્ટિ બદલાઇ છે. પાર્જીટરના લખાણ પછી મોહેનજોડેરોની શોધખોળોએ સાંકળની કેટલીક તૂટેલી કડીઓ મેળવી આપી છે. એટલે હવે સ્કંદપુરાણને આગળ રાખીને એ રસ્તે ખંભાતની પ્રાચીનતા તપાસીએ.

(અપૂર્ણ)

રત્નમણિરાવ ભીમરાવ

સ્કંદ–કાર્તિકેયે અસુર ઉપર મેળવેલા વિજયમાં કીર્તિસ્તંભ કરી સ્તંભેશ્વર સ્થાપન કર્યું તે એક કારણ; અને અધ્યાય ૫૮મામાં મહિસાગર સંગમ ઉપરના આ તીર્થે બ્રહ્માજીની પાસે સકલ તીર્થોની સભામાં સ્તભ એટલે ગર્વ કર્યો તેથી તેનું નામ સ્તંભતીર્થ પડ્યું.

જુઓ En. Bri. Vol V. 13th Ed.

૨૦ : જુઓ Ancient India, Mc Grindle's Ptolemy, Bengal Edition P. 38—39. આમાં મેકગ્રીન્ડલ Kamaneને ખંભાત માનતા નથી અને ટાલેમીની ભૂલ ગણે છે. તેની ચર્ચા આગળ કરીશું

૨૧ : જુઓ En. Br Vol. V. 13th. Ed. આમાં ટાલેમી Camanes લખે છે એમ કહે છે. જ્યારે મેકગ્રીન્ડલના ઉપરના ઉલ્લેખમાં Kamane લખ્યું છે.

# ઉપવાસાદિનનું પ્રવચન

[ મહાત્માજીના અનશનવ્રતના આરંભને દિને પ્રભાતે બ્રાહ્મમુહૂર્તે આશ્રમવાસી છાત્ર-છાત્રીગણે મળીને આશ્રમના ચારે બાજુ ફરતા ફરતા

" નાઇ નાઈ ભય, હોબે હોબે જય,
ખુલે જાબે એઇ દ્વાર;
જાનિ જાનિ તોર બંધનડોર
છિંડે જાબે બારેબાર. "

એ કવિશ્રીનું પ્રગતિ પ્રેરકગીત ગાઇ સૌને જાગ્રત કર્યા. તે પછી ઘણા જણ આશ્રમથી બે માઈલ દૂર 'કોપાઇ' નદીએ પ્રભાતસ્નાન કરી આવ્યા. આઠવાગે કવિશ્રીએ સૌ આશ્રમવાસીઓને ઉત્તરાયન–પોતાને નિવાસસ્થાને–બોલાવ્યા હતા. ત્યાં બગાળીમાં તેમણે નીચેનું પ્રવચન કર્યું હતું. નાનાઓ સિવાય લગભગ બધા જ આશ્રમવાસીઓએ ઉપવાસ કર્યો હતો. સૌએ આખો દિવસ પૂર્ણ શાંતિમાં ગાળ્યો હતો. કેટલાક વિદ્યાર્થીઓ બીજે દિવસે એક જાહેર સભા રાખવાની હતી તેને માટે આસપાસના ગામડામાં ખબર દેવા માટે ટુકડીબંધ નીકળી પડ્યા હતા. ]

સૂર્યનું ખગ્રાસ-ગ્રહણ આરંભ થતાં જેમ ક્રમે ક્રમે અંધકાર દિવસને આચ્છન્ન કરી દે છે તેમ મૃત્યુની છાયા આજ આખા દેશને ઘેરી રહી છે. ભારતના આજ સુધીના ઇતિહાસમાં આવી સર્વદેશવ્યાપી ઉત્કંઠા જણાઇ નથી એ જ વસ્તુ આ મહાન શોકના પ્રસંગે આપણને સાંત્વના રૂપ છે. આજના દિવસની વેદના તો દેશના પામરથી માંડીને બધાંને યે સ્પર્શી રહી છે. જેમણે કેટલા યે વખતની દુ:ખની તપસ્યા દ્વારા સમસ્ત દેશને યથાર્થભાવે અપનાવી લીધો છે તે મહાત્માએ આજ આપણા સર્વની વતી મૃત્યુવ્રત ગ્રહણ કર્યું છે.

દેશને અસ્ત્રશસ્ત્ર સામંત સૈન્ય લઇને જેઓ બાહુબલથી જીતે છે તેમનો પ્રતાપ ગમે તેટલો મહાન હોવા છતાં યે દેશની પ્રાણવાન સત્તા જ્યાં વિરાજે છે ત્યાં તેનો પ્રવેશ અવરૂદ્ધ છે. દેશના અંતરમાં સોયની અણી જેટલી યે ભૂમિ જીતવાની શક્તિ તેમનામાં નથી. અસ્ત્રને જોરે તો કેટલાયે વિદેશીઓએ કેટલીયે વાર ભારતવર્ષને જીત્યું છે અને પોતાની વિજયપતાકાઓ જમીન પર રોપી છે. પણ વળી પાછી તે પતાકાઓ જમીનદોસ્ત થઇ ધૂળમાં મળી ગઇ છે.

અસ્ત્રશસ્ત્રની વાડ કરીને જેઓ વિદેશમાં પોતાના સ્વત્વને સ્થાયી કરવાની દુરાશા સેવે છે, એક દિવસ તેઓ જ્યારે કાલના આહ્વાનથી જે મુહૂર્તે ખસીને નેપથ્યે જઇ ઊભા રહે છે ત્યારે ઇંટકાટના એ ભગ્ન સ્તૂપે તેમની કીર્તિ પૂંજીભૂત થઇ રહે છે. પરન્તુ જેઓ સત્યને બલે વિજયી છે તેમનું આધિપત્ય તો તેમનાં આયુષ્યને અતિક્રમ કરી ચિરકાલ દેશના મર્મસ્થાને વિરાજે છે.

સમગ્ર દેશના ચિત્ત પર જેનો આવો અધિકાર છે તે તો આજ આખા દેશને માટે અંતિમ આત્મોત્સર્ગને પંથે વળી જયયાત્રા માટે પ્રવૃત્ત થયા છે. આજને દિને આપણે સ્થિર થઇ વિચારી જોવાનું છે કે જેને માટે એ આટલું મહાન મૂલ્ય આપતાં જરાયે કુંઠિત થતા નથી તે દુર્ભેદ્ય આવરણ કયું છે કે જેને એ દૂર કરવા ચાહે છે?

આપણા દેશમાં શંકા થવાનું એક કારણ છે. જે પદાર્થ માનસિક હોય છે તેને આપણે માત્ર બાહ્ય દક્ષિણા દઇને સુલભ સન્માન દઇ વદાય કરીએ છીએ. માત્ર બહિર્ ચિહ્નને જ

મોઢું-કરી લઇ તેની પાછળના સત્યને અવગણીએ છીએ. આજ દેશનેતાઓએ નક્કી કર્યું છે કે લોકો ઉપવાસ કરે. હું કહું છું કે આમાં કંઇ દોષ નથી, કિન્તુ મનમાં શંકા થાય છે કે મહાત્માજી જે પ્રાણના મૂલ્યને બદલે સત્યને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે, તેની તુલનામાં તો આપણું એ કૃત્ય સાવ નજીવું અને બાહ્ય ગણાઇઃ કદાચ આપણને જ વધુ શરમમાં નાખે ! હૃદયના આવેગને એક અસ્થાયી દિવસના સામાન્ય દુઃખના લક્ષણની ક્ષીણ રેખાથી ચિહ્નિત કરીને કામ પતાવી દેવાની દુર્ઘટના બનવા ન પામે એ આપણે સાચવવું રહ્યું.

મહાત્માજીએ ઉપવાસ કરવા માંડયા છે એટલે આપણે ઉપવાસનું અનુષ્ઠાન કરીશું. આવી રીતે આ બન્ને ઘટનાઓની એક સાથે તુલના કરવાની મૂઢતા કોઇના મનમાંય ન આવે. એ બન્ને કંઇ તદ્દન એક જ પ્રકારની ઘટનાઓ નથી. એમના ઉપવાસ એ કંઇ અનુષ્ઠાન નથી. એ તો એક વાણી છે. આખરી ભાષાની વાણી. મૃત્યુ એમની એ વાણીની ઘોષણા આખાયે ભારતવર્ષની અને વિશ્વની સામે ચિરકાલ માટે જગાવશે. એ વાણીને જ ગ્રહણ કરવાનું જો આપણું કર્તવ્ય ગણીએ તો તો એ યથાર્થ ભાવે કરવું રહ્યું. તપસ્યાના સત્યને તપસ્યા દ્વારાજ અંતરમાં ગ્રહણ કરવું પડશે.

એ શું કહે છે તે આજને દિને જરા વિચારી જુઓ. વિશ્વના માનવ ઇતિહાસના આરંભથી જોઇએ તો જણાશે કે મનુષ્યનો એક વર્ગ અન્ય એક વર્ગને નીચે નાખી તેની ઉપર પોતે ઊભા રહી પોતાની ઉન્નતિનો પ્રચાર કરે છે. પોતાના દલના પ્રભાવને અન્ય દલના દાસત્વ ઉપર પ્રતિષ્ઠિત કરે છે. મનુષ્ય દીર્ઘકાલથી આ કામ કરતો આવ્યો છે. એમ છતાંયે એ વસ્તુ અમાનુષિક છે એ તો કહેવું જ પડશે. દાસત્વની ઉપર આધાર રાખનારૂં મનુષ્યનું ઐશ્વર્ય સ્થાયી થઇ જ ન શકે. આમાં માત્ર દાસની જ દુર્ગતિ થાય છે એવું નથી. પ્રભુત્વ ભોગવનારનો વિનાશ પણ ઘેરાતો આવે છે. જેમને આપણે અપમાનિત કરી પગને તળીએ નાખીએ છીએ તેઓ જ આપણી સંમુખ રસ્તો અટકાવનાર નીવડે છે. તેમની ઉપર નંખાયેલા મહાભારથી તે આપણને હંમેશ નીચે ને નીચે જ તાણ્યા કરે છે. જેમને આપણે હીન કરીએ છીએ તેઓ જ ક્રમશઃ આપણને હેય કરે છે. માનવભક્ષી સભ્યતા રોગથી જીર્ણ થશે અને આખરે નાશ પણ પામશે. માનવોના દેવતાનું એવું જ વિધાન છે. ભારતવર્ષમાં મનુષ્યોચિત સન્માનથી જેમને આપણે વંચિત રાખ્યા છે તે બધાંના અગૌરવ દ્વારા તો આપણે સમસ્ત ભારતવર્ષનું અગૌરવ ઊભું કર્યું છે.

આજ હિંદમાં હજારો લોકો કારાગારે પુરાયેલા બંદી છે. મનુષ્ય છતાંયે પશુની માફક તેઓ પીડિત ને અપમાનિત છે. મનુષ્યત્વની આ પૂંજીભૂત અવમાનના આખાયે રાજ્યના શાસનતંત્રને અપમાનિત કરે છે, અને એ અપમાનભારના ગુરુત્વથી એને દુરૂહ કરી મૂકે છે. એવી જ રીતે આપણે પણ અસન્માનના વાડામાં સમાજના એક મોટા વર્ગને બંદી કરી રાખ્યો છે. તેમની હીનતાનો ભાર વહન કરતાં આપણે આગળ વધી શકતા નથી. આ બંદીદશા કંઇ કારાગારની દિવાલોની અંદરની ન હોય. મનુષ્યના અધિકાર છિનવી લેવા એ પણ એક બંધન જ કહેવાય ! સન્માનની હાનિ સમું અન્ય કારાગાર નથી. ભારતવર્ષમાં એ સામાજિક કારાગારને આપણે ધીરે ધીરે બૃહદરૂપ આપી દીધું છે. આ બંદીઓના દેશમાં આપણે મુક્તિ પામીશું શી રીતે ? જે મુક્તિ દે છે એ જ મુક્તિ પામે છે.

આટલા દિવસ તો આમ ચાલ્યું. ક્યાં પાતાળમાં પડ્યા છીએ તેનું આપણને ભાન

નહોતું. સહસા આજ ભારતવર્ષ મુક્તિની સાધના માટે જાગી ઊઠયું છે, અને એણે પ્રતિજ્ઞા કરી છે કે હવેથી ચિરદિન વિદેશી શાસન તળે મનુષ્યત્વને પંગુ કરી રાખવાની આ વ્યવસ્થા અમને નહિ પાલવે. આપણા પરાભવનાં કારણભૂત કઈ અંધારી ખાઇઓ છે તે બરાબર સમયે વિધાતાએ આપણને બતાવ્યું. આપણે જેમને નજીવા માનતા આવ્યા છીએ તેમના દ્વારા જ આજ ભારતની મુક્તિ સાધતા તાપસની સાધનામાં નડતર ઊભાં થયાં છે. જેઓ નીચ ગણાતા તે બધા આજ ઉચ્ચને અકૃતાર્થ કરી રહ્યા છે. તુચ્છ બલથી આપણે જેમને હરાવ્યા છે, તેઓ જ આજ આપણને સૌથી મોટી હાર ખવડાવે છે અને સૌથી મહાન શિક્ષા દે છે.

એક વ્યક્તિની સાથે અન્ય એક વ્યક્તિની શક્તિમાં સ્વાભાવિક ઉચ્ચનીચતા હોઇ શકે છે. જાતિ વિશેષમાં પણ એવું જણાય છે. ઉન્નતિને પથે બધા સમાન રીતે આગળ વધી શકયા નથી. માત્ર એ જ કારણથી એ પાછળ પડેલાઓને અપમાનની દુર્લંઘ્ય વાડ ઊભી કરી જ્યારે સદાને માટે પાછળ ને પાછળ રાખવાનો પ્રયત્ન થાય ત્યારે જ પાપ ભરાવા માંડે છે અને ત્યારથી જ અપમાનવિષ દેશના એક અંગમાંથી સર્વ અંગમાં સંચારિત થયા કરે છે. આવું આવું કરીને મનુષ્યોચિત સન્માનથી આપણે જેમને દૂર ને દૂર રાખીએ છીએ તેમને આપણે સમાજમાંથી ખોઇએ છીએ. એ જ સ્થલે આપણી દુર્બલતા રહી છે, એ જ શનિનું દ્વાર. એ દ્વારા જ ભારતવર્ષનો પુનઃ પુનઃ પરાભવ અને અધઃપતન થાય છે. એની અંદરની બધી ગૂંથણી સહેજ આઘાત થતાં તૂટી પડે છે. કાલક્રમે જે ભેદ દૂર થઇ જાત તેને આપણે પ્રયત્ન કરીને સમાજરીતિની આણ દઇને સ્થાયી કરી દીધો છે. આપણી રાષ્ટ્રીય મુક્તિસાધના કેવલ વ્યર્થ થાય છે તે આ ભેદબુદ્ધિના અભિશાપથી જ!

જ્યાં એક વર્ગના અસન્માન ઉપર અન્ય એક વર્ગનું સન્માન પ્રતિષ્ઠિત થાય છે ત્યાં ભારની સમાનતા નષ્ટ થતાં વિપદ આવી પડે છે. આ ઉપરથી સમજાય છે કે 'સામ્ય' જ મનુષ્યનો મૂલગત ધર્મ છે. યુરોપમાં એક રાષ્ટ્રજાતિમાં, અન્ય ભેદ ભલે ન હોય, પણ શ્રેણીભેદ તો છે જ. શ્રેણીભેદમાં સન્માન અને સંપદ સૌમાં સમાનભાવે વહેંચાતાં નથી. એટલે જ તે દેશમાં ધનિકની સાથે કામદારની અવસ્થા જેમ જેમ અસમાન થતી જાય છે તેમ તેમ ત્યાંનો સમાજ ડગમગુ થાય છે. આ અસામ્ય।। ભારે ત્યાંની સમાજવ્યવસ્થા પ્રતિદિન પીડાયા કરે છે. જો સહેલાઇથી સામ્ય સ્થાપના થાય તો જ બચી શકાય, નહિ તો કંઇ ઉપાય નથી. મનુષ્ય જ્યાં મનુષ્યને પીડે છે ત્યાં તેનું સમગ્ર મનુષ્યત્વ હણાય છે – એ આઘાત તેને મૃત્યુ તરફ જ ઘસડી જાય છે.

સમાજની અંદર રહેલા આ અસામ્ય તરફ મહાત્માજી કેટલાયે વખતથી આપણને લક્ષ્ય નિર્દેશ કરતા આવ્યા છે. એમના એ એકલ અજોડ પ્રયત્ન છતાંયે એ દિશામાં આપણા સંસ્કાર કાર્યમાં પ્રવૃત્ત ન થયા. રેંટિયો અને ખાદી તરફ આપણે દોડયા—આર્થિક દુર્ગતિ તરફ નજર પડી, કિન્તુ સામાજિક પાપ તરફ નહિ. એટલે જ આજે આ દુઃખદ દિન આવ્યો છે. આર્થિક દુઃખનો ઘણોખરો ભાગ બહારથી આવ્યો છે એટલે તેને દૂર કરવું એટલું બધું કઠિન ન હોઇ શકે. કિન્તુ જે સામાજિક પાપ ઉપર આપણા બધા જ શત્રુઓનો આધાર રહ્યો છે તેને ઉખેડી નાખતાં આપણે અચકાઇએ છીએ, કારણ કે એના ઉપર આપણું મમત્વ જામેલું છે. એ પોષી રાખેલા પાપની વિરુદ્ધ આજે મહાત્માજીએ આખરી યુદ્ધની ઘોષણા કરી છે. આપણે દુર્ભાગ્યક્રમે આ રણક્ષેત્રમાં તેમના દેહનું અવસાન

પણ થાય કિન્તુ આ યુદ્ધનો ભાર તે આપણામાંના પ્રત્યેકને દાન કરી જશે. જો તેમના જ હાથ દ્વારા આજ આપણે અંતઃકરણપૂર્વક એ દાન ગ્રહણ કરી શકીએ તો જ આજનો દિન સાર્થક થશે. આવી મહાન હાકલ પછી પણ જેઓ માત્ર એક જ દિવસ ઉપવાસ કરી બીજા દિનથી પાછા બેપરવા રહેશે તે બધા, દુઃખમાંથી દુઃખ, ને દુકાળમાંથી દુકાળ તરફ, ઘસડાશે. સામાન્ય તુચ્છ સાધન દ્વારા આપણે સાચી સાધનાની હાંસી ન કરીએ તે જોવું રહ્યું.

મહાત્માજીનું આ વ્રત આપણા શાસનકર્તાના સંકલ્પને કેટલો અને કેવોક આઘાત પહોંચાડશે, તે તો કોણ જાણે! આજ એ રાજનૈતિક ચર્ચાનો દિન નથી. કેવળ એક વસ્તુ ઉચિત લાગવાથી કહું છું. એમ જણાય છે કે મહાત્માજીના આ આખરી ઉપાયના અવલંબનનો અર્થ અધિકાંશ અંગ્રેજો સમજી શકશે નહિ. એનું કારણ એટલું જ છે કે મહાત્માજીની ભાષા તે તેમની ભાષા નથી. આપણા સમાજમાં સત્યાનાશ વાળનાર વિચ્છેદ ઊભો કરવાની નીતિ વિરુદ્ધ મહાત્માજીનો આ પ્રાણ સાટેનો પ્રયાસ છે. વિદેશીઓના સામાન્ય પ્રયાસની પ્રચલિત પદ્ધતિની સાથે એનો મેળ નથી ખાતો એટલે જ એ બધાને આ આટલું અદ્‌ભુત લાગે છે. હું એમને એક વસ્તુનું સ્મરણ કરાવી દઉં. આયર્લૅન્ડ જ્યારે બ્રિટિશ ઐક્યબંધનથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતું હતું ત્યારે ત્યાં કેવી ભયંકર ઘટનાઓ થવા પામી હતી? કેટલો રક્તપાત! અને કેટલી બધી અમાનુષિક નિષ્ઠુરતા! રાજનૈતિક ક્ષેત્રમાં આ પ્રકારની હિંસ્ર પદ્ધતિ જ પશ્ચિમના દેશોમાં અભ્યસ્ત છે અને એ કારણને લીધે જ અધિકાંશ લોકોને આયર્લૅન્ડના એ રાષ્ટ્રીય આંદોલનની રક્તે રગદોળાયેલી મૂર્તિ, બીજું કંઇ નહિ તો અદ્‌ભુત તો નથી લાગી. પરન્તુ મહાત્માજીના અહિંસ્ર અને આત્મત્યાગી પ્રયાસની શાંત મૂર્તિ એ બધાંને અદ્‌ભુત લાગે છે. ભારતવર્ષની અવમાનિત જાતિ પ્રતિ મહાત્માજીની સાચી મમતા નથી એવી ખોટી પાયા વિનાની માન્યતાને આપણામાંના કેટલાકનાં મનમાં સ્થાન મળ્યું તેનું કારણ એટલું જ કે ગાંધીજીની એ સાધના દરમ્યાન જ એક યા બીજી રીતે આપણા રાજસિંહાસન ઉપર વિપદના વંટોળ વહી ગયા છે. રાજપુરુષોનાં મન વિકળ થયાં છે એટલે જ તે બધા આવી વાતો કલ્પી શક્યા છે. એમને તો ખ્યાલે નહિ હોય કે રાષ્ટ્રીય અસત્તા આઘાતથી હિંદુસમાજને આમ હિંસ્રસિત થતો જોવો, એ હિંદુને માટે મૃત્યુથી કંઇ ઓછું ભયંકર અને કષ્ટભર્યું નથી. એક વખત બહારથી જો કોઇ ત્રીજો જ પક્ષ આવીને ઇંગ્લૅંડમાં પ્રોટેસ્ટંટ અને રોમન કૅથોલિકને આ રીતે સંપૂર્ણપણે વિભક્ત કરી દેત, તો ત્યાં નરહત્યા થવાનો અસંભવ ન રહેત. અહીં હિંદુ સમાજના એવા જ પરમ સંકટને સમયે મહાત્માજી દ્વારા તે જ બહુપ્રાણઘાતક યુદ્ધનું માત્ર ભાષાન્તર છે. કેટલાયે વખતથી પ્રોટેસ્ટંટ અને રોમન કૅથોલિક વચ્ચે જે અધિકારભેદ ચાલતો આવેલો એનું સમાધાન તો આજ સમાજે પોતે જ કરી લીધું છે. એ માટે કંઇ તુર્કી બાદશાહને બોલાવવા પડ્યા નથી. આપણા દેશના સામાજિક પ્રશ્નોના સમાધાનનો ભાર આપણી ઉપર જ રહેવાની આવશ્યક્તા હતી.

રાષ્ટ્રકાર્યમાં મહાત્માજીએ જે અહિંસનીતિનો આટલા વખત સુધી પ્રચાર કર્યો છે, તેઓ તે જ નીતિને પોતાનો પ્રાણ આપીને સમર્થન કરવાને ઉદ્યત થયા છે એ વાત સમજવી અત્યન્ત કઠણ છે એમ હું માનતો નથી.

૨૦ સપ્ટેમ્બર, '૩૨
ઉત્તરાયન
શાંતિનિકેતન.

રવીન્દ્રનાથ ઠાકુર

# ગિરિરાજ ![*]

ગિરિરાજ ! તારે ડુંગરિયે
નભવાસી છાયા તેજ રમે ! — ગિરિરાજ૦

ગિરિરાજ ! તારી વનરાજી
વાદળ લપટી લજવાઈ હસે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારી શિખર શિખા
ગગનાંગણુમાં શા ખેલ કરે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારી ગહન ગુફા
કંઇ ઝરતી ધાર સહસ્ર વિધે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારાં હિમશૃંગો
ફરતો એ એકલ જોગી ઝૂરે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! વિજોગણુ ભવભવની
તનયા શિવ ઝંખતી તુજ તપે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારા મંદિરમાં
શિવશક્તિ સનાતન એક લસે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારી તનયાનાં
કંઇ લાસ્ય અલૌકિક દીલ ભરે ! ગિરિરાજ૦

ગિરિરાજ !, તારા ઘુમ્મટમાં
ભવ તાંડવ ભવ્ય કરી વિહરે ! ગિરિરાજ૦

ગિરિરાજ ! તારા ગૌરવનાં
દરશનથી દીલ સદૈવ નમે ! ગિરિરાજ૦



* સારગના સૂરોમાં અને કેરવા તાલથી ગવાશે.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૪ — ભાદ્રપદ : ૧૯૮૮ — અંક ૫

# પળો પાછો

તેજ બ્રહ્માંડમાં છાયા, આદરી ઇંધ આક્રમેઃ
ચક્રે ચક્રે વધી વાધી, રૂંધતી પૃથ્વિને ભમેઃ

તિમિરનો વરપુંજ શિરે ધરી,
નયનમાં ભરી વિશ્વકરુણતાઃ
પતન માનવકૂલ તણાં ભરી,
ઉલટથી વધસ્તંભ ઈશુ જતાઃ

દિશાઓ આંખ મીંચે ને, આભ અંધારથી ભરેઃ
પૃથ્વીના પેટમાંથી કો, ધ્રુજારી કારમી ચડેઃ

આકાશનાં આંસુ અનંતધા વહી,
ધોવા મથે ડાઘ ત્રિલોકમાં પડ્યોઃ
યુગો વિત્યાઃ ઓસરતો ગયો નહિ,
અંધારનો ચંદ્રક ભાલમાં જડ્યોઃ

કડાકે તૂટતું દીઠું, શૃંગ કાંચનજંઘનુંઃ
ઊછળે ને પડે પાછું, પયોધિનું મહાતનુંઃ

પ્રલય આજ ફરી ઉછળી પડ્યો,
વન વને ખરતાં નિલ પાંદડાંઃ
સળગતો ગ્રહ વ્યોમ મહીં દડ્યો,
વિમૂઢ વાદળ સૌ સ્થિર થૈ ખડાંઃ

પળ્યો આ કોણ પાછો જ્યાં, પળ્યા'તા એક દિ' ઇસા !
બૂંસાયેલા પદે ચાલી, ભરતો બ્રહ્માંડની દિશા !

ધરાતણા ઊછળતા નિસાસા,
વંટોળિયા વ્યોમ બધું ભમી રહેઃ
દિશા થીજી આકુલ સ્તબ્ધશ્વાસા,
ઊભી ઊભી આજ અસહ્યતા સહેઃ

"હોત જન્મ્યા ઇશુ હિંદે! ન જાતા ક્રોસપે કદિ!"
લોકની લોકવાણીને, આળ આજે ચડી નકી!

જગતની સુચિરાતન સંસ્કૃતિ,
લટકતી મૂળથી અટકાવવીઃ
ભરતના કુળગૌરવની સ્મૃતિ,
વિસરતી, ફરી તો ફરકાવવીઃ

અશ્વમેધ તણો જાણે, અશ્વરાજ ખુંખારતો!
પૃથ્વીના પાંચ ખંડોમાં, પડછંદા પ્રાણ પાડતો!

ફરી ફરી દ્વાર ધરા તણાં બધાં,
આહ્લેક એ અંતરની પુકારતોઃ
સુતેલની સાંકળ ઠોકતો સદા,
ઝોળી અતાગી ભગવી પ્રસારતોઃ

પાપ, હિંસા, નિરાશાની, અહંની ભીખ માગતોઃ
અબુધા લોકની લાતે, નમીને પાય લાગતોઃ

મનુષ્યના પાપથી ઝોળીને ભરી,
અમી બધાં અંતરનાં ઉલેચતોઃ
સમુદ્રના ઝેરની ઘૂંટડી કરી,
અમી થકી શંકર વિશ્વ રેલતોઃ

વિશ્વના પાપનો ભારો, બાંધીને બાળવા જતો!
અંગના અસ્થિથી આજે, કાષ્ઠ ના, ચંદને ન તો!

જનસમૂહ વિમૂઢ થઇ વદે,
"વધ કરો! વધ જીસસનો કરો!
ધરમશાસનને દવલા પદે,
ચરણ–કાદવથી અભડાવતો!"

ઇશુને જગના લોકે, ખીલા ઠોકયા શરીરમાંઃ
સ્વેચ્છાએ આજ તું ચાલ્યો, દેહ કેરા વિલીનમાંઃ

એ બારમાં એક હતો જુડાસ,
ઇસા મસીને પકડાવનારોઃ
વેદાન્તના બાવીસ કોટિ દાસ,
જુડાસના આજ થયા પ્રકારોઃ

## પછી પાછી

ઇસાને મરતાં લાગી, ક્ષણ બે ક્ષણ કે ઘડી:
ગાંધીને તો ટીપે ટીપે, અંગ દેવું બધું ગણી:

બૌદ્ધો તણો એકલ બોધિસત્ત્વ,
ઇસામસી આ જગના ઇસાઇનો:
જૈનો તણું તાપસી જીનતત્ત્વ,
ગીતાજ્ઞાનિ હિંદુ તણી વધાઇનો:

મનુકૂલે મહાકાલે, કેળવ્યું જે ભગીરથ:
(એ) પ્રાપ્તિના શેષને શિરે, મણિ એ ઓપતો પથ:

લજ્જા સમી મંગલ કામનામાં,
સંધ્યા ઉષામાં તુજ લોહી ફૂટશે:
કારુણ્યનાં મૌન મળી હવામાં,
આકાશથી આંસુ થઇ ખરી જશે:

સૃષ્ટિના અંત પર્યન્તે, પ્હોંચતી શર્મની છટા,
નહિ બાપુ સહી! જાશે! ઉદ્ધારે ના પુનઃ કદા!

યુગે યુગે એક અલૌકિકાત્મા,
આ વિશ્વના યજ્ઞ મહીં ધરાશે?
ન તોય ભૂખ્યો જગદુષ્ટ આત્મા,
તૃષા ત્યજી શાંત સુરમ્ય થાશે!

મરે જો બાપુ! તો કોણ, માનવી જગ જીવશે!
જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે!
સૂર્ય, ચંદ્ર, અહો, તારા, વધુ તેજસ્વી તો થશે!

ઉપવાસદિન
૧૮-૯-૩૨

કૃષ્ણલાલ શ્રીધરાણી

# મહાત્માજીનું શેષવ્રત

[ તા. ૨૧ મી સપ્ટેંબર–મહાત્માજીના અનશનવ્રતને બીજે દિને સાંજે પાંચ વાગે અગાઉથી જાહેર કરવામાં આવેલી સભા વરસાદને લીધે સિંહાસદન કહેવાતા એક વિશાળ હૉલમાં ભરાઇ હતી. આસપાસના ગામડામાંથી આવેલા લોકોની તીવ્ર ભીડ ખૂબ હતી. સિંહાસદનના ઉત્તરાભિમુખ દરવાજા પાસેના મંચ ઉપર મધ્યભાગમાં કવિશ્રી પોતે બેઠા હતા અને તેમની આસપાસ આશ્રમમાં નિવાસ કરતા વિવિધ પ્રાંતના બ્રાહ્મણો તથા અન્ય ઉચ્ચ કુલના ગણાતા સભ્યો હતા. વિશ્વવિખ્યાત એ મહાન વ્યક્તિની સામે જ સભાજનની પાછળ દક્ષિણાભિમુખ દરવાજા પાસેના મંચ ઉપર ભારતવર્ષે દલિત અને અસ્પૃશ્ય ગણી દૂર રાખેલા વર્ગમાંથી આવેલા ભાઇઓ બેઠા હતા.

" જે થાય થાકે સબાર અધમ, દીનેર હોતે દીન
સેઇખાનેતે ચરન તોમાર રાજે
સબાર પીછે, સબાર નીચે
સબહારાદેર માઝે. "

( જુઓ અંગ્રેજી ગીતાંજલિ, ૧૦ મું કાવ્ય: Here is Thy foot stool etc.)

એ સમયોચિત ગીતથી સભા આરંભ થયા પછી કવિશ્રીએ " મહાત્માજીનું શેષવ્રત " એ વિષે સહૃદય શ્રોતાના અંતરમાં હિંદુ સમાજના પાપ માટે પશ્ચાત્તાપની વેદના જગાવીને તેને એ પાપ ધોઇ તપશ્ચર્યા દ્વારા ઉન્નતિને પથે પ્રયાણ આદરવાના સુસંકલ્પો કરવા જોમભરી પ્રેરણા પાતું પ્રવચન કર્યું અને અંતે આશ્રમના વિદ્યાભવન ( Research Dept. )ના આચાર્ય પંડિત વિધુશેખર ભટ્ટાચાર્યે જાતે ઊઠીને સામે બેઠેલા દલિત બંધુઓનું ચંદન હાર પુષ્પથી પૂજન કર્યું. તે પછી એ બધા ભાઇઓએ પણ ચંદન અને હાર પુષ્પના થાળ લઈ આવી કવિશ્રી તથા તેમની આસપાસ બેઠેલા કુલીન ગણાતા ભાઈબહેનોનું પ્રતિપૂજન કર્યું. એ વખતનું દૃશ્ય સાચે જ રમણીય અને ઐતિહાસિક ક્ષેત્રમાં અમર સમું લાગતું હતું. એ વિધિને અંતે એ બધા ભાઈઓએ પોતાને હાથે સભામાં એ વિદ્વાનોની મંડળીને શરબત પીવડાવ્યું. સભા વિસર્જન થતા પહેલા માનવતાની સૌ જાતિઓને આવાહન કરતું

" હે મોર ચિત્ત પુણ્યતીર્થે જાગો રે ધીરે "

એ રાષ્ટ્રગીત ગવાયું.

રાતે આઠ વાગે આશ્રમના સર્વસામાન્ય રસોડામાં કવિશ્રીના કુટુંબીજનથી માંડીને આશ્રમના નાના બાળકોપર્યંત લગભગ બધા જ આશ્રમવાસીઓએ એકસાથે બેસી અસ્પૃશ્ય તથા અતિ નીચ ગણાતી કોટિના ભાઇઓએ રાંધેલું ખીચડી, શાક વગેરેનું તેમને જ હાથે પીરસાયેલું સાદું ભોજન લીધું.

આશ્રમની આસપાસ તથા આજુબાજુના ગામડામાં વસતા દલિત અને અસ્પૃશ્ય સાથેના અન્ય વર્ગનો પ્રભેદ દૂર કરવાને માટે કાર્યપ્રણાલિ તૈયાર કરી તે મુજબ કામ કરવાનું પણ નક્કી કર્યું છે. સર્વસામાન્ય ભોજનને પરિણામે સ્વાશ્રયવૃત્તિ કેળવવાનું સદ્ભાગ્ય પણ આશ્રમના છાત્રછાત્રીઓને પ્રાપ્ત થયું છે. ]

યુગે યુગે અચાનક જ આ સંસારમાં મહાપુરુષનું આગમન થાય છે. એમનાં કંઈ હમેશ દર્શન થતા નથી. આપણાં સૌભાગ્ય હોય ત્યારે જ આપણે તે પામીએ છીએ. આજને દિને દુઃખનો કંઇ પાર નથી. કેટલી પીડા, દૈન્ય, રોગ શોક, ને તાપ આપણે નિત્ય ભોગવી રહ્યા છીએ. દુઃખના તો ઢગલેઢગલા જામી ગયા છે. આમ છતાંયે એક આનંદની લાગણી આ બધાયે દુઃખને ઘડીભર ભુલાવે છે. એ આનંદ તો બધાયે દુઃખને વટાવી જાય છે. જે ભૂમિ પર આપણે જીવી રહ્યા છીએ એ જ ભૂમિ પર એક અતુલનીય મહાપુરુષે આ ભારતવર્ષમાં જન્મ લીધો છે.

જ્યારે મહાપુરુષનું આગમન થાય છે ત્યારે આપણે તેમને ઓળખી શકતા નથી; કારણ કે આપણાં મન ભીરુ, અસ્વચ્છ, સ્વભાવશિથિલ અને અભ્યાસદુર્બલ હોય છે. મહદ્‌ને જાણવા માટે અને તેને સંપૂર્ણ રીતે સમજવા માટે જે સહજશક્તિની આવશ્યકતા છે તે આપણા મનમાં નથી હોતી. વસ્તુતઃ જેઓ સૌથી મહાન હોય છે તેવાઓને જ સૌથી દૂર ઠેલી રાખ્યાનું ઘણીયે વાર બન્યું છે. જેઓ જ્ઞાની, ગુણી ને કઠોર તપસ્વી હોય છે તેમને સમજવા તે કંઇ સહેલી વાત નથી. કારણકે આપણાં જ્ઞાન, બુદ્ધિ ને સંસ્કારનો તેમની સાથે મેળ નથી હોતો.

કિન્તુ પ્રેમ-સ્નેહ-એ વસ્તુ સમજવી કંઇ કઠિન નથી. જે મહાપુરુષ પ્રેમદ્વારા પોતાનો પરિચય આપે છે, તેમને આપણે આપણા પ્રેમ દ્વારા એક રીતે સમજી શકીએ. ભારતવર્ષમાં આ આશ્ચર્યઘટના બનવા પામી છે તે આથી જ સમજાય છે. આવું કંઈ બધે જ—સચરાચરમાં—નથી થતું. જે આપણી વચમાં આવીને ઊભા છે તે અત્યંત ઉચ્ચ અને અત્યંત મહાન છે, તેમ છતાંયે આપણે તેમને સ્વીકાર્યા છે અને જાણ્યા છે. બધાએ જાણે છે કે એ 'મારા' છે. એમના સ્નેહમાં ઉચ્ચનીચનો કે મૂર્ખવિદ્વાનનો કે ધનિકદરિદ્રનો કાંઇ ભેદ નથી. એમણે તો એમનો પ્રેમ સૌમાં સમાનભાવે વિસ્તાર્યો છે. એ તો કહી રહ્યા છેઃ "સૌનું કલ્યાણ હો! સૌનું મંગલ થાઓ." એ જે જે બોલે છે તે માત્ર શબ્દો નથી, એ તો એમના અંતરના દુઃખની વેદનારૂપ છે. એમણે તો કંઇક પીડા અને અપમાન સહન કર્યાં છે. તેમના જીવનનો ઇતિહાસ દુઃખનો જ ઇતિહાસ છે. એમણે માત્ર ભારતવર્ષમાં જ દુઃખ ને અપમાન સહન કર્યાં છે એમ નથી; દક્ષિણ આફ્રિકામાં કેટલાંયે કષ્ટોના મારે તેમને મૃત્યુને કિનારે લાવી મૂકેલા. તેમનું દુઃખ કંઇ પોતાના વાસ્તવ સુખને માટે નથી કે પોતાના કોઇ સ્વાર્થને માટે પણ નથી. એ તો બધાંનાયે પ્રેમના માટે છે. એમણે આટલો માર ખાધો છે અને કષ્ટો સહ્યાં છે તેમ છતાંયે તેની સામે કંઈ જ બોલ્યાં નથી કે સહેજ આંખ પણ ફરકાવી નથી. એ આઘાતને એમણે પોતાને માથે ઝીલી લીધા છે. શત્રુઓ તો એમનાં ધૈર્ય અને મહત્તા જોઇ આશ્ચર્યચકિત જ થઇ ગયા છે. એમનો સંકલ્પ સિદ્ધ થયો છે, પણ તે કંઇ જબરદસ્તીથી નહિ. એ તો વિજયને વર્યા છે પોતાનાં ત્યાગ, દુઃખ અને તપસ્યા દ્વારા. એવા એ મહાપુરુષ આજ ભારતવર્ષનાં દુઃખનો બોજો પોતાના દુઃખના વેગે દૂર કરવાને આપણી સામે ખડા છે.

તમે બધાએ તેમને જોયા છે કે કેમ તેની મને ખબર નથી. કોઇ કોઇને કદાચ એ સૌભાગ્ય પ્રાપ્ત થયું હશે. પણ તેમને જાણો છો તો તમે બધાયે. આખુંયે હિંદુસ્તાન તેમને જાણે છે. ભારતવર્ષે પોતાની ભક્તિ એમને ચરણે કેવી રીતે સમર્પી છે તે સૌ જાણે છે. એમને એક નામ દીધું છેઃ મહાત્મા. આશ્ચર્ય થાય છે કે આ ઓળખાણ શી રીતે પડી? મહાત્મા તો ઘણાને યે કહે છે, પણ એમાં કંઇ અર્થ નથી હોતો. કિન્તુ આ મહાપુરુષને મહાત્મા કહેવામાં અર્થ સમાયેલો છે. જેનો આત્મા મહાન છે તે જ યથાર્થ મહાત્મા. જેમનો આત્મા સંકુચિત અને વિષયબદ્ધ છે, પૈસાટકા અને ઘરસંસારની ચિંતાઓથી જેનું મન ઘેરાયેલું છે તે તો દીનાત્મા. મહાત્મા તો તે જ કહેવાય કે જેણે સૌનાં સુખદુઃખને પોતાનાં કરી લીધાં છે અને સૌના ભલામાં જ જેણે પોતાનું ભલું જોયું ને જાણ્યું છે. કારણકે સૌના હૃદયમાં એમનું સ્થાન છે. અને એમના હૃદયમાં સૌનું સ્થાન છે. આપણાં શાસ્ત્રો ઇશ્વરને

મહાત્મા કહે છે. મર્ત્યલોકમાં એ દિવ્ય સ્નેહ અને એ પ્રેમનાં ઐશ્વર્ય ક્વચિત જ મળી આવે છે. એ પ્રેમ જેનામાં પ્રકાશ પામ્યો છે તેને આપણે માત્ર એટલું જ કહીને ઓળખીએ છીએ કે 'સૌને એ હૃદયથી ચાહે છે.' કિન્તુ આપણે એને સંપૂર્ણપણે સમજી શકતા નથી. યથાર્થ રીતે ઓળખતાં આપણને વચ્ચે કંઇક નડે છે. આપણાં મન આડાં થઇ ગયાં છે; સત્યનો ખુલ્લી રીતે સ્વીકાર કરતાં આપણામાં ભીરુતા, આનાકાની અને સંશય જાગે છે. કંઇ કલેશ કે ખટપટ વિના જે માની શકીએ તે જ સ્વીકારીએ છીએ અને કઠિનને એક બાજુ હડસેલી દઇએ છીએ. એમના સૌથી મહાન સત્યને આપણે સ્વીકારી નથી શકયા. એ જ સ્થળે આપણે એમને ગુમાવીએ છીએ. એ આવ્યા અને પાછા ફર્યા. શેષપર્યંત આપણે એમને સ્વીકારી ન શકયા!

ખ્રિસ્તી ધર્મશાસ્ત્રમાં વાંચ્યું છે કે આચારચુસ્ત યાહુદીઓએ ઇસુખ્રીસ્તને શસ્ત્રબલે માર્યા હતા. કિન્તુ એ માર તે કંઈ માત્ર દેહનો જ હોય છે? જે, પ્રાણ પાથરીને કલ્યાણનો પથ ખોલી દેવાને પધારે છે તે પથને સ્ખલનોથી રૂંધી લેવો એ પણ શું માર ન કહેવાય? સૌથી મોટો માર તો એ જ છે. કેટલી અસહ્ય વેદના અનુભવીને આજને દિને એમણે મૃત્યુવ્રત ગ્રહણ કર્યું છે. એમના એ વ્રતને જો આપણે ઉપાડી ન લઇએ તો શું આપણે તેમને માર્યા નહિ ગણાય? આપણાં ક્ષુલ્લક મનની ભીરુતા અને સંકોચને શું લાજ નહિ આવે? શું આપણે એમની એ વેદનાને બરાબર આપણા અંતરના મર્મસ્થલે અનુભવી નહિ શકીએ? એમનું દાન શુ આપણે ગ્રહણ નહિ કરી શકીએ? શું હજીયે આપણામાં એટલો બધો સંકોચ ને ભીરુતા ભર્યાં છે? એ ભીરુતાનું દૃષ્ટાંત એમનામાં તો ક્યાંયે નથી. એમની હિંમતનો અંત નથી. એમણે મૃત્યુને પે તુચ્છ ગણ્યું છે. કઠિન કારાગાર પોતાની સમસ્ત લોખંડી શૃંખલાઓથી પણ એમની ઇચ્છાને ઠેલી શકયું નથી. એવા એ મહાપુરુષ આજ આપણી વચ્ચે આવીને ઊભા છે. આપણે જો ડરી જઇને પાછા હઠીશું તો આપણે માટે તો લાજ રાખવાનું કોઇ ઠામઠેકાણું જ નહિ રહે. એમણે આજ મૃત્યુવ્રત ગ્રહણ કર્યું છે તે માત્ર ઉચ્ચનીચને એક કરવા માટે જ. એમનાં એ હિંમત અને શક્તિ આપણી બુદ્ધિ અને આપણાં કર્મોમાં જાગ્રત થાઓ. આપણે આજ મુક્તકંઠે કહી શકીએ: 'બાપુ! ના જશો. તમારું વ્રત અમે ગ્રહણ કર્યું છે." એટલું જો ના કરી શકીએ અને આવા મહાન જીવનને જો આમ વ્યર્થ જવા દઇએ તો એથી મોટો વિનાશ શો હોઇ શકે?

આપણે હંમેશ કહેતા આવ્યા છીએ કે વિદેશીઓ આપણા શત્રુ છે. પણ એથીયે મોટો દુશ્મન,–આપણી ભીરુતા–તો આપણાં હાડમાંસમાં રહ્યો છે. એ ભીરુતાનો જય કરવા માટેની શક્તિ વિધાતાએ તેમના જીવન દ્વારા આપણી પાસે મોકલી છે. એ પોતે અભય દઇને આપણો ભય હરણ કરી લેવાને આવ્યા છે શું આજે આપણે એમને એ દાન સાથે પાછા વાળીશું? આ કૌપીનધારી આપણે બારણે બારણે આપણને જગાવતા ફર્યા છે, એમણે તો આપણને આપણી વિપદ્ કયાં છે તે વિષે આપણને સાવધાન કર્યા છે. મનુષ્ય જ્યાં મનુષ્યનું અપમાન કરે છે, ત્યાં જ મનુષ્યત્વથી વિમુખ તત્ત્વ રહ્યું છે. સેંકડો વર્ષ થયાં મનુષ્યત્વના અપમાનનું ઝેર આપણે ભારતવર્ષની નસેનસમાં ફેલાવતા આવ્યા છીએ. હીનતાનો અસત્યભાર હજારો નમણાં માથાં પર લાદી દીધો છે. એ બધાંના એ ભારથી જ આજ આખો યે દેશ ક્લાન્ત અને દુર્બલ થઇ પડયો છે. એ

પાપને લીધે તો ટટાર થઈને આપણે ઊભા નથી રહી શકતા. આપણે પોતે જ આપણે ચાલવાને રસ્તે પગલે પગલે કાદવના કુંડ તૈયાર કરી રાખ્યા છે. આપણા સૌભાગ્યનો મોટો ભાગ એમાં જ રગદોળાઇ જાય છે. એક ભાઇએ પોતાના અન્ય ભાઈના કપાળમાં સ્વહસ્તે જ કલંકલેપ લગાવ્યો છે. એ પાપ મહાત્મા સહન કરી શકતા નથી.

પૂરેપૂરા ધ્યાનપૂર્વક એમની વાણી સાંભળો. એમના સંકલ્પની કેટલી પ્રચંડ શક્તિ છે તે જરા અનુભવી જુઓ. આજ એ તપસ્વીએ ઉપવાસ આરંભ કર્યા છે. એક પછી એક દિન એ અન્ન લીધા વિના કાઢશે. તમે શું એમને અન્ન નહિ આપો ? એમની વાણીને ગ્રહણ કરવી એ જ એમનું અન્ન છે અને એ અર્પીને જ એમને બચાવી લેવા જોઇશે. અપરાધ અનેક કર્યા છે. પાપ બધાં પૂંજીભૂત થઇ પડયાં છે. ભાઇ સાથે દાસના જેવું, અરે ! પશુના જેવું યે વર્તન કર્યું છે. એ અપમાનને લીધે તો આખી આલમની નજરે આપણે હલકા ગણાઇએ છીએ. જો એમના હકનું સન્માન આપણે એમને દીધું હોત તો આજ આપણી આટલી બધી દુર્ગતિ ન થઇ હોત. જગતના અન્ય સર્વ સમાજને લોકમાં સન્માન મળે છે—એમનો બીજાને ભય રહે છે એનું કારણ એટલું જ, કે તેઓ પરસ્પર ઐક્યબંધને બંધાયેલા છે. આપણા આ હિંદુ સમાજને આઘાત કરતાં કોઇનાયે મનમાં કંઇ ડર નથી લાગતો તેનાં પ્રમાણ તો આપણને વારંવાર મળતાં આવ્યાં છે. એવાઓની એ ધૃષ્ટતા શાના જોર પર અવલંબી રહી છે તે વસ્તુ આપણે એક ક્ષણ પણ ન ભૂલીએ.

જે સન્માન મહાત્માજી સર્વને દેવા ઇચ્છે છે, તે સન્માન આપણે સૌને આપીશું. જે એટલું ન કરી શકે તેને ધિક્ ! જે સમાજ ભાઇને ભાઇ કહી ગ્રહણ કરતાં અટકાવે તે જીર્ણ સમાજને ધિક્ ! સત્યને જાણવા છતાંયે સ્વીકારી ન શકીએ તેવે વખતે જ સૌથી મહાન ભીરુતા જણાઇ આવે છે. એવી ભીરુતા માટે ક્ષમા નથી.

અનેક દિનથી દેશ ઉપર અભિશાપ પડેલો છે. એને માટે આજ એક જણ પ્રાયશ્ચિત્ત કરવા બેઠો છે. એ પ્રાયશ્ચિત્તમાં સૌએ જોડાવું પડશે. એ મિલનમાં જ આપણા ચિરમિલન-નો આરંભ થશે. મૃત્યુના બૃહત્ પાત્રમાં તેમનું એ પ્રાયશ્ચિત્ત તેમણે સાની સામે છેક આપણા હાથની પાસે ધર્યું છે. બધાયે મળીને એ ગ્રહણ કરો અને એ પાપ ધુઓ. મંગલ થશે. એમની અંતિમ વાણી તમને સૌને સંભળાવવા હું આજ આવ્યો છું. એ તો દૂર પડયા છે, છતાંયે એ દૂર નથી. એ તો આપણાં અંતરમાં જ વસી રહ્યા છે. જો એમને આપણે માટે જીવન અર્પવું પડે તો પરિતાપનો અંત નહિ રહે.

આપણાં મોઢાં પડી જશે. એ આપણી પાસે જે માગી રહ્યા છે તે એક દુરૂહ અને દુઃસાધ્ય વ્રત છે, પણ એનાથીયે દુઃસાધ્ય કાર્ય એમણે કર્યું છે. એમનું વ્રત તો એથીયે કઠિન છે. એમના દીધેલા આ વ્રતને આપણે હિંમતથી ગ્રહણ કરી લઇએ. જેનાથી આપણે ડરીએ છીએ તે કંઇ જ નથી. એ માયા છે, મિથ્યા છે. એ કંઇ સત્ય નથી. આપણે એને નહિ ગણકારીએ. આજે બધાયે મળીને બોલો કે અમે એ મિથ્યાને નહિ માનીએ. બોલો, આજે બધાયે મળીને બોલો કે અમે એ મિથ્યાને નહિ માનીએ. બોલો, આજ સમસ્ત અંતઃકરણપૂર્વક બોલોઃ 'ડર શાનો ?' એ બધોએ ભય હરણ કરીને બેઠા છે. એમણે તો મૃત્યુભયનો જય કર્યો છે. આજ આપણામાંયે કોઇ પણ પ્રકારનો ભય ન રહે. લોકભય,

રાજભય કે સમાજભયથી આપણે સંકુચિત ન થઇએ. 'એમને પંથે એમના જ અનુગામી થઇ ચાલીશું. એમનો પરાભવ નહિ થવા દઇએ. આજ સમસ્ત વિશ્વ એકીનજરે જોઇ રહ્યું છે, જેમના મનમાં લાગણી નથી તે ઉપહાસ કરે છે. જો આ મહાન ઘટનાની મારા ઉપર કંઇ જ અસર ન થાય કે તેનું કંઇ જ ફલ ન આવે તો સાચે જ એ ઉપહાસનો વિષય થઇ પડે. જો એમની એ શક્તિની જ્વાલા આપણા સૌના મનમાં પ્રજ્વલિત થઇ રહે, જો બધાએ મળી એકસાદે બોલી શકીએ 'જય હો તપસ્વીનો ! તારી તપસ્યા સાર્થક હો ! " તો તો આખી દુનિયા ચકિત થઇ જશે. આ જયધ્વનિ સમુદ્રને એક પારથી બીજે પાર પહોંચી જશે. સૌ કહે છે કે સત્યની વાણી અમોઘ છે. ભારતવર્ષ ધન્ય થશે ! ! આજને દિને પણ આવા મહાન સાર્થકયકાર્યમાં જે સ્ખલનો ઊભાં કરે છે તે અત્યંત હેય છે. અને જો ડરી જઇને તમે બધા માની લો તો એથીયે હેય તમે બધાએ ગણાશો.

મૃત્યુને આ ક્ષણે સામે લઇને, ભગવાનને અંતરે રાખીને, અને સમસ્ત હૃદયના પ્રેમને ઉજ્જ્વલ જ્યોતે જ્વલંત કરીને જે તપસ્વી આજ વિરાજી રહ્યા છે તે તપસ્વીનો જય હો! "તમે બધાએ તેમનો જયધ્વનિ કરો. તમારો સૌનો કંઠસ્વર તેમના આસન પાસે પહોંચો. બોલો: ' તમને અમે ગ્રહણ કરીએ છીએ. તમારા સત્યનો સ્વીકાર કરીએ છીએ.'

હું તે બોલી શકુ ? મારી ભાષામાં જોર પણ ક્યાં છે ? એમણે જે ભાષા ઉચ્ચારી છે તે કાને શ્રવણ કરવાની ના હોય, એ તો પ્રાણ જ સાંભળે. મનુષ્યની એ અંતિમ ભાષા–આખરી વાણી—તમારાં અંતરમાં અવશ્ય પહોંચી છે.

જ્યારે પારકું પોતાનું થાય ત્યારે આપણે સૌથી મોટું સદ્ભાગ્ય ગણીએ છીએ; પણ જ્યારે પોતાનું હોય તે પારકું થાય ત્યારે મહાદુર્ભાગ્ય ગણી વિપદ્-અનુભવીએ છીએ. જેને આપણે જાણી બુઝીને દૂર ઠેલી દીધા છે તેમને આજ પુનઃ ઇચ્છાપૂર્વક પાછા બોલાવો. સૌ અપરાધ ટળી જાઓ. અમંગલ દૂર હો !

મનુષ્યમાત્રને ગૌરવદાન દઈ મનુષ્યત્વનો ગૌરવભર્યો અધિકાર આપણે પ્રાપ્ત કરીએ."

સિંહ–ભવન,
શાંતિનિકેતન.
તા. ૨૧ સપ્ટેંબર, '૩૨

રવીન્દ્રનાથ ઠાકુર

# કર્ણધાર

[ કાચબા કાચબીના ભજનનો રાગ ]

મધ સમુદર નાવ અમારી ઓ હે ! કર્ણધાર !
ઓ હે ! તારણહાર !
વાદળ ઘોર ભયાનક ગાજે વીજ કરે ચમકાર,
કાળ સામે મીટ છે માંડી,
દીસે ન કો દીવાદાંડી. ૧
સાગર છળે ગાન કરીને જુજવા ધારી રંગ,
જુજવા ધારી રંગ.
સાવધ એકલો એક તું પેખે ઘેરો કાળ-ત્રિભંગ
સંભાળી નાવ હંકારે
કોટી ત્રિસ માનવી તારે. ૨
ઘોર નિશાને જળચર મોટા ચોદિશ કર્ણધાર !
ઓ હે ! તારણહાર !
તું વિણ બીજો કોણ અમોને તારી ઉતારે પાર ?
અમારો એક તું તારો,
તું તો અમ ધ્રુવ સિતારો. ૩
નેણ ઘેરાયે થાક થકી તો જગાડજે કરી સાદ
જગાડજે કરી સાદ,
કરીએ ચોકું બતાવીએ ઝાઝું બકીએ ઝાઝાવાદ.×
એવી અમ ટેવ છે ઝાઝી
તોએ તારી અખિંડી રાજી. ૪
મારગ તણી ગમ ન કોને તું વિણ કર્ણધાર,
ઓ હે ! તારણહાર !
તું બતાવે તે ભોમ અમારી જાવું ત્યાં નિર્ધાર
પછી તે હોય કિનારો
હોયે વા મોતનો આરો. ૫
આભ રૂઠે છો, વાયુ રૂઠે, રૂઠે સાગર સાથ,
રૂઠે સાગર સાથ
સુકાન તારે હાથ મૂક્યું હવે ચિંતા શેની તાત ?
ખુશ્કી સહુ શઢ છે કીધા
સોંપી તને પ્રાણ જ દીધા. ૬
માત્રા છેલ્લી આપણી આ તો ઓ હે ! કર્ણધાર !
ઓ હે ! તારણહાર !
મુક્તિપથે કરીએ તને કોટી નમસ્કાર
કોટી ત્રીસ નર ને નારી
તેની તેં તો નાવડી તારી. ૭

જીણાભાઈ દેસાઈ

# મ્યુનિસિપાલિટીનો કાર્યપ્રદેશ

આપણી મ્યુનિસિપાલિટીઓનો કાર્યપ્રદેશ જે તે મ્યુનિસિપાલિટીનો કાયદો નક્કી કરે છે. મુંબાઇ ઇલાકમાં કેટલીક મ્યુનિસિપાલિટીઓ માટે ખાસ અલગ કાયદો હોય છે – જેમ કે મુંબાઇ મ્યુનિસિપાલિટી માટે; કેટલીક શહેરની મ્યુનિસિપાલિટીઓ ગણાય છે, જેમને મ્યુનિસિપલ બરોઝ એક્ટ લાગુ પડે છે – જેવીકે અમદાવાદ, સુરત, ભરૂચ વગેરે શહેરોની મ્યુનિસિપાલિટીઓને; કેટલીક નીનાં ગામોની મ્યુનિસિપાલિટીઓને ડિસ્ટ્રીકટ મ્યુનિસિપલ એક્ટ લાગુ પડે છે; અને છૂટા પ્રદેશોને લોકલ બોર્ડ એક્ટ લાગુ પડે છે. આમ, દરેક સ્થાનિક સ્વરાજની સંસ્થાને અમુક અમુક કાયદો લાગુ પડે છે, અને તે કાયદામાં રહીને જ મ્યુનિસિપાલિટીએ પોતાનું તંત્ર ચલાવવાનું હોય છે.

આ કાયદો મ્યુનિસિપાલિટીનું કાર્યક્ષેત્ર પણ નક્કી કરે છે. અલબત્ત અમુક કાર્ય કરવાં ન કરવાં તે વિષે મ્યુનિસિપાલિટીને છૂટ આપવામાં આવે છે, પરંતુ અમુક કાર્ય કરવાની તો તેમની ફરજ જ ગણવામાં આવે છે. એટલે, મ્યુનિસિપાલિટીનાં કાર્યો ફરજિયાત હોય છે તેમ જ ઐચ્છિક હોય છે. ઐચ્છિક કાર્ય હાથ ધરવું કે કેમ તેનો, મોટે ભાગે મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ ઉપર આધાર રહે છે.

આમ આપણા દેશની અંદર મ્યુનિસિપાલિટીનો કાર્યપ્રદેશ કાયદાપૂર્વક નક્કી થયેલો હોય છે; એટલે કે કાયદામાં કહ્યું હોય કે અમુક કરવું, અને તે જ કરી શકાય; કાયદામાં ન હોય તે ન કરી શકાય. ગ્રેટબ્રિટન સિવાય યુરોપના બીજા દેશોમાં અને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં આનાથી ઊલટું હોય છે. ત્યાંનો મ્યુનિસિપલ કાયદો નકારાત્મક હોય છે. તેમાં એમ જણાવેલું હોય છે કે મ્યુનિસિપાલિટીએ અમુક ન કરવું, અને તે સિવાય લોકહિતાર્થે મ્યુનિસિપાલિટીને જે ઠીક લાગે તે કરવાની તેમને સંપૂર્ણ છૂટ આપવામાં આવેલી હોય છે. જ્યારે ઇંગ્લંડ, હિંદ, જાપાન વગેરે દેશોમાં મ્યુનિસિપાલિટીનો કાયદો હકારાત્મક હોય છે.

આવા હકારાત્મક કાયદા કાયમ્ રહી શકતા નથી. લોકલાગણી અને લોકઅભિપ્રાય બદલાય અગર વિકસે તેમ આ કાયદાઓ પણ બદલવા અગર વિકસાવવા પડે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી જેવી મોટી મ્યુનિસિપાલિટી અને ધોળકા જેવી નાની મ્યુનિસિપાલિટીને માટે સને ૧૯૨૫ સુધી એક જ કાયદો× લાગુ પડતો હતો. પરંતુ તે કાયદો અમદાવાદ મ્યુનિસિપાલિટીને ગુંગળાવવા જેવો લાગતો હતો, અને તેથી મોટાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ માટે નવો કાયદો+ ઘડવામાં આવ્યો, અને તે સને ૧૯૨૫ થી અમલમાં આવ્યો.

આ ઉપરથી સમજાશે કે મ્યુનિસિપાલિટીનું કાર્યક્ષેત્ર જેમ જેમ વિશાળ થતું જાય છે, તેમ તેમ તે પરિસ્થિતિને પહોંચી વળવા માટે તેને અનુકૂળ ફેરફારો કાયદામાં કરવા પડે છે.

---

× The Bombay District Municipal Act III of 1901

+ The Bombay Municipal Boroughs Act of 1925

એક લેખકે લખ્યું છે કે લોકમત અમુક દિશામાં કેળવાય ત્યારપછી લગભગ ૭૦ વર્ષે તે દિશામાં, કાયદામાં પણ સુધારો-વધારો થાય છે.

કાયદો નકારાત્મક હોય ત્યાં લોકમતને અનુસરીને, અને હકારાત્મક હોય ત્યાં તે કાયદાનાં બંધનો સ્વીકારીને પણ-બન્ને પ્રકારની વસ્તુસ્થિતિમાં—મ્યુનિસિપાલિટીની મહેચ્છાઓ અત્યારે એટલી બધી આગળ વધતી જાય છે કે તેનું કાર્યક્ષેત્ર ક્યાં અટકશે એ કહી શકાય નહિ. જેને સામાન્ય ફરજો ગણવામાં આવે છે-દાખલા તરીકે રસ્તા વાળવા, રસ્તે દીવા કરવા, બજાર સાફ કરવાં, દવાખાનાં સ્થાપવાં, નિશાળો સ્થાપવી વગેરે વગેરે સામાન્ય ફરજો ઉપરાંત અત્યારે તો મ્યુનિસિપાલિટીનું કાર્યક્ષેત્ર અતિશય વિશાળ બની ગયું છે. મનુષ્ય જન્મે છે ત્યારથી તે મરે છે ત્યાં સુધીની તેની લગભગ બધી હાજતો મ્યુનિસિપાલિટી પૂરી પાડે છે. જર્મનીમાં,+ કે જ્યાં કાયદો નકારાત્મક છે ત્યાં, એવી કેટલીક મ્યુનિસિપાલિટીઓ છે કે જેમનાં પોતાનાં પ્રસૂતિગૃહો છે, બાળઉછેર સંસ્થાઓ છે, નિશાળો અને મહાવિદ્યાલયો છે, પુસ્તકાલયો અને અખાડાઓ છે, અને તેઓ રમતગમતનાં સાધનો પૂરાં પાડે છે. ત્યાં, મ્યુનિસિપાલિટી પોતે, અમુક કામો ઉપાડી લઇ અગર ધંધામાં પડી લોકોની બેકારી રોકે છે, મટાડે છે અગર ઘટાડે છે; મ્યુનિસિપાલિટીની હોટલો અને વીશીઓ છે કે જેમાં ખોરાક વગેરે બાબત વિષે ખૂબ કાળજી રાખવામાં આવે છે. મ્યુનિસિપાલિટીનાં પોતાનાં વાહનો હોય છે, કે જે લોકોને એકથી બીજી જગ્યાએ લઇ જાય છે. મ્યુનિસિપાલિટીનાં ઘર હોય છે કે જેમાં મ્યુનિસિપાલિટીની જ બત્તી, પાણીના નળ અને મોરી હોય છે. મ્યુનિસિપાલિટીનાં વાંચનાલયો અને પુસ્તકાલયો હોય છે. નાટકશાળાઓ, સંગીતાલયો, કસરતશાળાઓ, તરવાના ઘાટો, ઘોડેસ્વારી શીખવાની નિશાળો અને બાગ-બગીચા વગેરે આનંદાશ્રમો પણ તેમનાં જ હોય છે, અને છેવટે, માણસ મરે ત્યારે તેને ઉપાડનાર માણસો પણ મ્યુનિસિપાલિટી પૂરા પાડે છે, અને તેને દાટવાની જગ્યા પણ મ્યુનિસિપાલિટી જ નક્કી કરે છે. મૃત્યુબાદ પણ મરનારની યાદગીરી કાયમ રાખવા માટે કોઇને બાવલું અગર ચિત્ર મૂકવું હોય તો તે માટે પણ મ્યુનિસિપાલિટીનાં મકાનો હોય છે.

ટૂંકાણમાં, જાહેરજીવન ઉપયોગી અને આલ્હાદજનક બનવું જોઇએ એ જ હેતુ મ્યુનિસિપાલિટીના કાર્ય પાછળ હોય છે.

પણ બીજી બાજુ મ્યુનિસિપાલિટી કેટલાંક કડવાં કામો પણ કરે છે, કે જેનો પહેલી દૃષ્ટિએ તો વિરોધ જ કરવામાં આવે. તમે અમુક જ જાતનાં ઘર બાંધો, તમે અમુક ઘરમાં નહિ રહી શકો,× તમે અમુક જ ઠેકાણે વેપાર કરો, અને તમે અમુક જ જાતનો વેપાર કરો, એમ કહેનાર મ્યુનિસિપાલિટી સામાન્ય જનતાની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારે છે એમ દેખાય છે. તેનાથી પણ આગળ વધીને મ્યુનિસિપાલિટી ધંધો કરવા મંડી પડે છે. ખાનગી માલિકીની જમીન ફરજિયાત છોડાવી તે ઉપર બજારો-મારકેટો-બાંધી લોકોને ભાડે આપે છે, માંસાહારીને જોઇતા માંસ માટે જે ઢોર કાપવાં પડે તેનું કતલખાનું

+ આ ફકરાનો અહીંથી શરૂ થતો ભાગ Constitution, Functions and Finance of Indian Municipalities ( by K. T. Shah and C. J. Bahadurji ) નામની ચોપડીમાંના પાના ૧૨-૧૩ ઉપરના લખાણના આધારે લખાયેલો છે.

× U. H. H.

મ્યુનિસિપાલિટીની માલિકીનું હોય છે, રસ્તા પર ફરતાં વાહનો પોતાનાં કરી લે છે, દૂધનો ધંધો હાથ ધરે છે, ગેસ અને વીજળી પૂરી પાડવાનાં કારખાનાં પોતે ચલાવવા માગે છે, વિશી અને હોટલો સ્થાપવા અને ચલાવવાની ઇચ્છા રાખે છે, સીનેમા અને નાટકનાં થિયેટરો બાંધવા માગે છે, ટેલીફોન પોતાના કરવા માગે છે, વગેરે વગેરે.

આમ મ્યુનિસિપાલિટીનો કાર્યપ્રદેશ દિવસે દિવસે તેની કાર્યશક્તિ, આર્થિક સ્થિતિ અને લોકમત અનુસાર વધતો જાય છે. મ્યુનિસિપાલિટીનાં આ કાર્યો કયા સંયોગોમાં ઇચ્છવા યોગ્ય છે અને કેટલે અંશે વાજબી છે, તે હવે જોઇએ.

ખાનગી વ્યક્તિ અગર વ્યક્તિઓ અમુક ધંધો કરે તે બન્નેનાં દૃષ્ટિબિન્દુઓમાં અમુક ફેર હોય છે. ખાનગી વ્યક્તિનું ધ્યાન નફો કરવા તરફ અને ઓછામાં ઓછા ખર્ચે ધંધો કરવા તરફ હોય છે; જ્યારે મ્યુનિસિપાલિટીનો મૂળ હેતુ નફો કરવાનો જરાયે હોતો નથી—ખર્ચ પૂરતી આવક થાય તો બસ ગણાય છે. અને ખર્ચની બાબતમાં, ઓછામાં ઓછું ખર્ચ થાય તે, તે જરૂર ઇચ્છે છે. પરતુ તેની સાથે કારીગરને ચૂસવાનું પસંદ કરતી નથી. પોતાના કારીગરોને અને મજૂરોને જિંદગીની જરૂરી હાજતો પૂરતું તો તે આપે જ છે—આપવાની વૃત્તિ રાખે છે.

આમ ખાનગી વ્યક્તિ અગર સંસ્થા લોકો પાસેથી બને તેટલું વધારે લઈ પોતે રાખે છે, અગર તો અમુક થોડા માણસોમાં—જેઓ ભાગીદારો અગર, શેરહોલ્ડરો હોય તેમાં—વહેંચી આપે છે; આખી જનતા પાસેથી લઇ થોડાકને વહેંચે છે. આખી જનતાના ભોગે થોડાને લાભ અપાય છે; જ્યારે મ્યુનિસિપાલિટીના પ્રયત્નનું પરિણામ એ આવે છે, કે થોડામાં થોડું લઇ સઘળામાં વહેંચી આપે છે. ખાનગી સંસ્થાનો હેતુ લોકો પાસેથી વધુમાં વધુ લેવાનો હોય છે, મ્યુનિસિપાલિટીનો હેતુ લોકો પાસેથી થોડામાં થોડું લઇ, વધુમાં વધુ લાભ આપવાનો હોય છે. કર ભરનારનું દ્રવ્ય એકઠું કરી, તેમાંથી સર્વને સરખો લાભ આપવાનો—દ્રવ્યની ફેરવહેંચણી કરવાનો—પ્રયત્ન હોય છે.

મ્યુનિસિપાલિટીની આવી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિનું મૂળ સમાજની સેવા કરવાની ઇચ્છા અગર શક્તિમાં રહેલું હોય છે–થોડાકના ભોગે વધુને લાભ થાય તે હોય છે. આપણે એક જ દાખલો લઇએ. ધારો કે એક મ્યુનિસિપાલિટીએ નિશ્ચય કર્યો કે અમુક ઠેકાણે એક બજાર–માર્કેટ–બાંધવી છે. તે જગ્યાએ આવેલાં તમામ ઘર અને જમીન તે મ્યુનિસિપાલિટી ખરીદી લેવા માગે છે, અને કાયદા* પ્રમાણે તે, માલિક પાસેથી ફરજિયાત ખરીદ કરી શકે છે—અગર તો માલિકને વેચવાની ફરજ પાડી શકે છે. પરિણામ એ આવે છે કે માલિકની ઇચ્છા ન હોય તોપણ, અને માલિકને જેટલી કિંમત જોઇતી હોય તેનાથી—કદાચ—ઓછી કિંમત મળે તો પણ, તેને તે જમીન અગર ઘર છોડવું પડે છે. ખાનગી માણસની ખાનગી મિલકત ઉપર જો કોઇ વધુમાં વધુ ત્રાપ મારતું હોય તો તે આ કાયદો છે. પણ તેના એકના જ ભોગથી આખી જનતાને અગર તો જનતાના મોટા ભાગને ફાયદો થતો હોય તો તે વાજબી છે એમ જ ગણાય.

મ્યુનિસિપાલિટીની હાલની પ્રવૃત્તિ ક્યાં અટકશે તે કહી શકાય તેમ નથી. પરતુ એટલું તો ખરું કે જે આપણી નજર આગળ અત્યારે થાય છે તેના ઉપરથી તો એમ જ

* Land Acquisition Act

જણાય છે કે ડગલે અને પગલે આપણી સમસ્ત મ્યુનિસિપાલિટી મૂર્તસ્વરૂપે રજૂ થાય છે. એક લેખકે આ વસ્તુસ્થિતિ બહુ જ સરસ રીતે વર્ણવી છે. તેના વર્ણનમાં અલબત્ત અતિશયોક્તિ હશે, પરંતુ તે પરથી જણાશે કે વહેણ કઇ બાજુ છે :—

"... ... ...મ્યુનિસિપલ ઝાડુ અને મ્યુનિસિપલ પાણીથી સાફ થયેલા, મ્યુનિસિપલ બત્તીવાળા મ્યુનિસિપલ રસ્તા ઉપર થઇને, મ્યુનિસિપલ સભ્ય જતા હોય ત્યારે, મ્યુનિસિપલ મારકેટ ઉપરના મ્યુનિસિપલ ઘડિયાળમાં જોતાં તેમને એમ જણાશે કે ગાંડાના આશ્રમ ( Asylum ) અને મ્યુનિસિપલ રુગ્ણાલયની નજીક આવેલી મ્યુનિસિપલ શાળામાંથી તેમના છોકરાંને આવવાની હજી વાર છે; એટલે તે, રાષ્ટ્રીય સરકારના તારખાતા મારફતે તાર મોકલીને તેમના છોકરાને ખબર આપશે કે મ્યુનિસિપલ બાગને રસ્તે ન આવતાં, મ્યુનિસિપલ ટ્રામ્વેમાં બેસીને તેઓએ આવવું, અને તેમના પિતાને ( અગર માતાને ) મ્યુનિસિપલ ચિત્રાવલિગૃહ (Art Gallery) અને પુસ્તકાલયની નજીક આવેલા મ્યુનિસિપલ વાચનાલયમાં મળવું. ત્યાં તેમના પિતા ( અગર માતા ) દેશની નહેરો રાષ્ટ્રીય સરકાર હાથ કરે અને દેશની રેલ્વે ઉપર સરકાર વધુ કાબુ રાખે તે વિષય ઉપરનું મ્યુનિસિપલ ટાઉન હૉલમાં આપવાનું પોતાનું ભાષણ તૈયાર કરવાના હેતુથી કેટલુંક રાષ્ટ્રીય સાહિત્ય વાચવા બેઠા હશે." *

આમ હોય કે ન હોય પરંતુ એટલું તો ખરું જ છે કે મ્યુનિસિપાલિટીની હાલની પ્રવૃત્તિઓ એકત્રવાદ અગર સંઘવાદ તરફ ઢળતી હોય તેમ લાગે છે. આખા ગામ અગર શહેરને શું જોઇએ છે? જે જોઇએ છે તે, મ્યુનિસિપાલિટી કે જે શહેરના પ્રતિનિધિઓની જ બનેલી છે, તે શહેરને–શહેરની જનતાને–આપી શકશે કે કેમ ? આપી શકશે તો કેટલા પ્રમાણમાં, અને ખાનગી વ્યક્તિ અગર સંસ્થાઓ આપે તેના કરતાં ઓછા ખર્ચે આપી શકશે કે કેમ ?–તે સર્વે બાબતો વિચારવામાં આવે છે.

પણ આમ કરતાં, મ્યુનિસિપાલિટીને જો એમ જણાય કે અમુક કાર્ય ખાનગી વ્યક્તિ અગર સંસ્થા મ્યુનિસિપાલિટી કરતાં ઓછા ખર્ચે કરી શકે છે, અને કામમાં ફેર પડતો નથી, તો મ્યુનિસિપાલિટીને તે કાર્ય હાથ ધરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. બીજા કરતાં ઓછા ખર્ચે કામ થઇ શકતું હોય તો જ તે કામ હાથ ધરવું જોઇએ, અને તેનો હેતુ નફો કરવાનો હોતો નથી એટલે ખર્ચ તો ઓછું જ આવવું જોઇએ.

આ પ્રમાણે મ્યુનિસિપાલિટીની પ્રવૃત્તિ વધતી જાય છે અને હંમેશ વધશે, એમ લાગે છે. લોકમત જેમ વિકસે, અને આર્થિક સ્થિતિ જેમ સુધરે, તેમ મ્યુનિસિપાલિટીનો કાર્યપ્રદેશ વિશાળ થતો જાય. પછી ભલે, તે મ્યુનિસિપાલિટીને લાગુ પડતો કાયદો હકારાત્મક હોય કે નકારાત્મક. અલબત એમ નથી જ માનવાનું કે આ બન્ને પ્રકારના કાયદા સરખા અગર સરખી રીતે લાભદાયી હોય છે. બન્નેમાં પોતપોતાના ગુણદોષ છે.

'પુરવાસી'

* એ. વી. ડાઈસીના "Law and Opinion" નામના પુસ્તકના પૃષ્ઠ ૨૮૬–૨૮૭ ઉપર આપેલા સીડની વેબનાં "Socialism in England" (૧૮૯૦) ના પાના ૧૧૬–૧૧૭ નો સાદો અનુવાદ.

# ભંગીઓની સહકારી મંડળી

નવસારીની સુધરાઇમાં કામ કરતા ભંગીઓની સહકારી મંડળી ઇ. સ. ૧૯૨૬ માં શરૂ થયા પછી, તેનો હેવાલ અમે જાહેર સમક્ષ મૂકયો હતો, અને ગુજરાતમાં જુદાં જુદાં ગામોની સુધરાઇના નાયકોને આ હેવાલની નકલ મોકલીને તેમને જુદા પત્રથી વિનંતિ કરી હતી કે જ્યાં જ્યાં આવી મંડળી ન હોય ત્યાં ત્યાં તે સ્થાપન કરવાનો પ્રયત્ન થાય એ ઇષ્ટ છે. જ્યાં જ્યા જરૂર પડે ત્યાં ત્યાં અમે મદદ કરવાનું પણ કબૂલ્યું હતું પરિણામે કમનસીબે અમને બહુ આશાજનક જવાબ અને સહાનુભૂતિ નહોતાં મળ્યાં; પરંતુ ત્યારબાદ કેટલાંક સ્થળોએ કાર્યકર્તાઓને અને સુધરાઇના સંચાલકોને આ બાબતમાં રસ લેવાની વૃત્તિ થઇ છે, તેટલું આશાસ્પદ વાતાવરણ ઊભું થયું છે. આને પરિણામે છેલ્લા વર્ષોમાં, વસો, મહુધા, પ્રાંતિજ અને વલસાડમાં ભંગી સહકારી મંડળીઓ શરૂ થઇ, અને વીરમગામ વગેરે કેટલાંક સ્થળોએ ઉહાપોહ ચાલી રહ્યો છે. એટલે આ વિચાર ધીરે ધીરે સ્થાન મેળવતો થયો છે, એમ માની શકાય છે; દરમ્યાન નવસારીની મંડળી લગભગ ૭ વર્ષ સુધી ચલાવ્યા પછી એ બાબતમાં અમારો વિશેષ અનુભવ જાહેર કરવાનું અસ્થાને નહિ ગણાય.

સુધરાઇમાં નોકરી કરતા ભંગીઓને તેમની મહેનતના પ્રમાણમાં ઓછો પગાર મળે છે, અને તે કારણે તથા બીજા સામાજિક અજ્ઞાનાદિ કારણે તેઓ દેવાંમાં ખૂબ ખૂંચેલા હોય છે, તે નિર્વિવાદ છે.

ગુજરાતમાં જુદાં જુદાં સુધરાઇવાળાં શહેરોમાં આ બાબતમાં જેમ જેમ તપાસ કરવામાં આવે છે, અને સહેજ ઊંડાણથી જોવામાં આવે છે, તેમ તેમ ઉજળિયાત ગણાતા શાહુકારોના વ્યાજના દરો, વ્યાજ ગણવાની પદ્ધતિ, નાણાં ધીરવાની જુદી જુદી રીત એ બધું જાણીને અચંબો અને દુઃખ થાય છે. આ ભાઇઓને આપણી સુધરાઇઓએ નોકરીમાં દાખલ કર્યા પછી, ટૂંકા પગારો આપીને, તેમનાં છોકરાંઓ માટે કેળવણી અને બીજી દુન્યવી જરૂરિયાતોનાં સાધનો આપવાનો વિચાર કર્યા વિના ફક્ત લોકોનું મેલું ઉપાડવાની દુર્દશામાં રાખીને વ્યાજ ખાનારાંઓના પંજામાં એવી રીતે ફેંકેલા હોય છે કે આ દુનિયામાં જો તેઓ પોતાની સંતતિને કાંઇ પણ વારસામાં આપી જતા હોય તો તે ફક્ત મોટાં દેવાંનો ભાર, અને તેને અંગે સહેવાં પડતા અપમાનો અને ત્રાસ એ હોય છે. કેટલેક અંશે અજ્ઞાન, અણસમજ, વહેમ અને અંદર અંદરની મોટાઇનો દંભ આ ભાઇઓ પાસે દેવું કરાવે છે તે વાત સાચી છે; પણ આ બાબતમાં તેમની આંખ ખોલવા માટે અને તેમને સાચો રસ્તો બતાવવા માટે કેળવણીવિષયક પ્રયત્નો જવલ્લે જ થયા હોય છે; અને ઘણા દાખલાઓમાં તો એવું બને છે કે શરૂઆતનું રૂ. ૫૦–૭૫ નું દેવું–વ્યાજના આકરા દરો, અને તેને ગણવાની પદ્ધતિને લઇને એકદમ–વધી પડે છે. પરિણામે ભંગીને નસીબે પોતાનો પૂરો પગાર વ્યાજ પેટે જમા કરાવતાં છતાં દેવાંનો ખાડો તો ઊંડો ને ઊંડો થતો જાય છે.

આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈને સુધરાઈના નાયકો જો કોઈ સ્થાનિક સેવકને આ કામ કાયમી સોંપીને, તેને પૂરેપૂરો સહકાર આપે તો આ ભંગી ભાઈઓનાં દેવાંનો ભાર કેટલેક અંશે ખચિત હળવો થાય, તેમને અપમાન સહન કરવાં પડે છે તેમાંથી તેમને રાહત મળે, અને કાંઈક અંશે શાંતિમય જીવન ગાળવાની તેમને તક મળે.

આવી જાતની મંડળીઓની વ્યવસ્થિત કાર્યપદ્ધતિથી પણ પાંચ–છ વર્ષના ટૂંકા ગાળામાં બધા ભંગી ભાઈઓ એકદમ પૂરેપૂરા ઋણમુક્ત થઈ જાય એમ ભારપૂર્વક લખવાનો આશય નથી. પરંતુ આટલા ગાળામાં તેમને લેણદારના પંજામાંથી છોડી ફક્ત મંડળીના દેણદાર બનાવીને, તેમને તેમનો હિસાબ સમજતા કરવા એ અશક્ય નથી. ભંગી ભાઈઓ માટે આટલી વસ્તુ પણ નજીવી નથી એમ અમે અનુભવ્યું છે. દેવાદાર હોવાની સ્થિતિ ભંગી ભાઈઓનાં હાડકાંમાં એટલી બંધી પેસી ગઈ છે, અને માથે કરજ હોવાના ભારથી તેઓ એવા રીઢા થયેલા હોય છે કે તેને અંગે સહેવાતાં અપમાનો અને ત્રાસ તેમનાં જીવનનાં સાથી બની ગયાં છે; પરંતુ તેમનામાં પણ સમજણનાં કિરણો ફેલાવા માંડયાં છે અને આસપાસની જાગૃતિને પરિણામે તેમાંના કેટલાકને આ વસ્તુનું ભાન થાય છે, ત્યારે તેઓ પણ કોમી જાગૃતિ અને સુધારો ઇચ્છે છે એ સ્વાભાવિક છે. આ વાતાવરણને ઉત્તેજન આપવાની આપણી ધાર્મિક ફરજ છે.

સહકારી મંડળીના નિયમો, વ્યાજ ગણવાની પદ્ધતિ, વસુલાતની રીત બધું વ્યવસ્થિત હોવાથી ભંગીઓ તેનો હિસાબ સમજી શકે છેઃ અને પોતાના માથા પરનો બોજો ક્રમે ક્રમે કેમ હળવો થતો જાય છે, તે તેમનાં દિલમાં વસી શકે છે. આની સાથે તેમનામાં કેળવણી ફેલાવવાનો પ્રયત્ન પણ જો ચાલુ રાખ્યો હોય તો થોડા વખતમાં આ ભાઈઓને માટે પોતાના પંચના પૈસામાંથી ઊભી થયેલી પ્રમાણિક પેઢીની ગરજ આ સહકારી મંડળી જરૂર સાધી શકે.

આ ઉપરાંત આ ભાઈઓને મદદ કરવાના બીજા ઉપાયો છે. વાંસના ટોપલા–ટોપલી, છાબડાં, ઢાંકણાં વગેરે બનાવવાનું કામ આ ભાઈઓ અનેક વર્ષોથી કરતા આવ્યા છે; કેટલાક શહેરી ભંગીઓએ છેલ્લાં વર્ષોમાં આ કામ વિસારે પાડયું છે, પણ એકંદરે ગામડામાં આ ધંધો ચાલુ છે, એટલે તેને સજીવન કરવાનું કામ સહેલું છે. દરેક સુધરાઈને પોતાના ઉપયોગ માટે ટોપલા, ટોપલી ( કચરો તથા મેલાં માટે ) વગેરેની જરૂર હોય છે. સાધારણ રીતે આ માલ સુધરાઈઓ ટેંડરોથી ભાવ નક્કી કરીને વેપારીઓ પાસેથી મેળવે છે. આ વેપારીઓ નફો લઈને ગામડામાં બરોડીઆ વગેરે પાસે કરાવીને વેચે છે; તેને બદલે સુધરાઈઓ પોતાના ભંગીઓ પાસે બપોરના ફાજલ સમયમાં આ કામ કરાવીને તે જ માલ વેચાતો લેવાનો ઠરાવ કરે તો, આ કામથી તેમની રોજિંદી આવકમાં જરૂર વધારો થઈ શકે. બધાં જ સ્થળોએ ભંગીઓને બપોરનો સમય ૧૧ કે ૧૨ પછીનો લગભગ ૪ વાગ્યા સુધીનો ફાજલ હોય છે; તેમાંનો ઘણો વખત તેઓ આ કામમાં આપી શકે. નવસારીની સુધરાઈ છેલ્લાં ત્રણ વર્ષથી આ રીતે પોતાના ભંગીઓનો બનાવેલો માલ ખરીદે છે, અને એકંદરે આ કામમાં જે ભંગીઓ મહેનત કરે છે, તેમની રોજીમાં માસિક રૂ. ૨–૩ નો વધારો સહેજે થઈ શકે છે.

આ કામ આ રીતે હજુ ઘણો વિકાસ માગે છે. શહેરોમાં વાંસના ટોપલા વગેરેની જરૂરિયાત ફક્ત સુધરાઇને જ હોય છે એવું નથી. અનેક જાતની મજૂરીનાં કામોમાં, ચૂનાની ભઠ્ઠીમાં, મિલોમાં, જીનોમાં, ઢોરઢાંખરવાળાઓને આ જાતના ટોપલા, સૂપડાં, વગેરેની જરૂરિયાત હોય છે. ચૂલો ચેતવવા માટે ઝાપટીઆં, ફળો ભરવાના કંડિયા વગેરેને માટે પણ આ ભાઇઓની મહેનતનો લાભ લઇ શકાય છે. સુધરાઇ આ ખાતાનો એક મુકાદમ રોકીને કોઇ સ્થાનિક સેવકની મદદથી આ કામ કરાવી શકે છે; આ રીતે પોતાના ભંગીઓની આર્થિક સ્થિતિમાં સુધારો કરાવી શકે છે.

સહકારી મંડળી સ્થાપન કરીને ચલાવ્યા પછી અને તેની મારફતે ભંગી સભાસદોનું મંડળી સિવાયનું બીજું દેવું ફેડીને, તેમને પાછા ફરીવાર વેપારીને ત્યાં જતા અટકાવવા હોય તો, તેમને માટે જ્યાં બની શકે ત્યાં અનાજનો ભંડાર પણ ખોલી આપી શકાય, જ્યાં તેમને ફક્ત ખર્ચ જેટલો નફો લઇને સ્વચ્છ અનાજ અપાવી શકાય; મંડળીમાં જોડાનાર સભાસદ પાસે ઘણી વાર દર મહિને રોકડેથી અનાજ ખરીદવા જેટલી મૂડી હોતી નથી. એટલે જો તેમને પાછા અનાજને માટે વેપારીને શરણે છોડવામાં આવે તો, તેમનાં નવાં દેવાંનાં પગરણ ફરીવાર મંડાવા સંભવ છે. એટલે જરૂર પડે તો સુધરાઇ આ અનાજના ભંડાર પેટે આવતા પગારના વાયદાથી તેમને ખાવા પૂરતું અનાજ ઉધાર આપે, આ રકમ આવતા પગારમાંથી કાપીને જમા કરે, તો કોઇ પણ જાતની મુશ્કેલી વિના ભંડાર અને મંડળી તથા ઉદ્યમ વિભાગનું કામ એકંદરે સંતોષપૂર્વક ચલાવી શકાય.

સુધરાઇના નાયકોની જો મીઠી નજર હોય તો આ બધું એક જ માણસ વ્યવસ્થિત રીતે નભાવી શકે. આ જાતનો અખતરો નવસારીમાં ચાલે છે, અને તેમાં એકંદરે નિરાશા નથી ઊપજી. ભંગી ભાઇઓને થોડી કેળવણી આ રીતે મળે છે. નવસારીના બધા ભંગીઓ આ સંસ્થાનો લાભ લે છે, એવું ખરેખર નથી; પણ એકંદરે તેઓ આના લાભો સમજતા થયા છે, એ અત્યારે તો સંતોષની વાત છે.

આ રીતે જો વ્યવહારુ વિચાર થશે તો સુધરાઇનાં નાણાં ઉપર સીધો કે આડકતરો કાપ પડયા વિના ભંગીઓની સ્થિતિમાં કેટલેક અંશે સુધારો થશે; અને ભંગી ભાઇઓ ખરેખરા સુખી અને સંતોષી હશે તો સરવાળે તો સુધરાઇના જ લાભમાં છે, એ તત્ત્વ હવે આ સમયે સમજાવવું બીનજરૂરી છે.

અંત્યજ આશ્રમ
નવસારી

પરીક્ષિતલાલ મજમુદાર

# પરમ મયૂરનું નૃત્ય

પરમ મયૂર રચી, અવકાશે,
પૂરણ પિચ્છવિકાસ, વિલાસે;
થૈ થૈ નાચે,
ત્રિભુવન રાચે;
અંતર ઊર્મિલ નીરવ હાસે.

ઉષા તણા શુચિ રંગવિલાસો,
ચંદાના પ્રિય શુચિતર હાસો;
વિસ્મૃતિનીર વિશે ડૂબતા;
થઇ મૂક વિલીન બનું મહાનાચે.

પરમ મયૂર ભરે ઉલ્લાસે
વિશ્વ સકલ નિજ અનુપમ નાચે;
દર્શન હર્ષિત નેત્ર નિમીલિત,
અંતર પુલકિત પરમ વિલાસે,
નાચે નાચે અભિનવ હાસે.

સુંદરજી ગો. બેટાઇ

# કચ્છનું વહાણવટું

કચ્છ એટલે પાણીથી વિંટળાયેલો પ્રદેશ. તેની પૂર્વે અને ઉત્તરે રણ અથવા સુકાયેલો સમુદ્ર, પશ્ચિમે અરબી સમુદ્ર અને સિંધમુખ, દક્ષિણે કચ્છી અખાત અને હિંદી મહાસાગર છે તે ૨૨° તથા ૨૪° અક્ષાશ અને ૬૮° તથા ૭૦° રેખાશ વચ્ચે આવેલ છે તેનો વિસ્તાર પૂર્વપશ્ચિમ એકસો બાર માઇલ અને ઉત્તરદક્ષિણ ૩૫ થી ૭૦ માઇલ છે તેનું ક્ષેત્રફળ ૬૬૦૦ ચોરસમાઇલ છે.

કચ્છ ચારે દિશાએ સમુદ્રથી ઘેરાયેલો હોવાથી બીજા દેશો સાથેનો સબંધ દરિયા માર્ગથી બધાયેલો છે હમણા જ્યા રણ છે ત્યા હજારો વર્ષ પૂર્વે સમુદ્ર હતો અને સફરી વહાણો ત્યા આવ જા કરતા

કચ્છનો જળમાર્ગે ચાલતો વેપાર ક્યારથી શરુ થયો તે કહેવાને કશો ઐતિહાસિક આધાર નથી, છતા એટલુ કહી શકાય કે ઘણા પ્રાચીન કાળથી એશિયા અને આફ્રિકા ખડના મુખ્ય બદરો સાથે કચ્છના વહાણવટાનો સબધ હતો અને તે દેશો સાથે ધમધોકાર વેપાર ચાલતો

હિંદના પશ્ચિમકિનારે આવેલ કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના બદરોના વહાણવટાની પ્રવૃત્તિ ઇ સ પૂર્વે ૩૦૦૦ વર્ષથીએ જૂની છે, એવુ ઇજીપ્તમા મળી આવેલ જૂના અવશેષ પરથી પ્રતીત થાય છે પ્રાચીન કાળથી કચ્છના વહાણવટાએ હિંદના વહાણવટામા ઉચ્ચ સ્થાન મેળવી કચ્છનુ ગૌરવ વધાર્યું છે જે વખતે યુરોપના લોકો જગલી જેવી સ્થિતિમા હતા વેપાર અને વહાણવટામા કઇ સમજતા નહિ તે વખતે હિંદનું વહાણવટુ ઉચ્ચ કક્ષાએ પહોચ્યુ હતું હિંદના વહાણવટામા કચ્છના વહાણવટાએ સારો ભાગ ભજવી હિંદના ગૌરવમા વધારો કર્યો છે

હિંદના પશ્ચિમ કિનારાના બંદરોમા કચ્છના વહાણવટા વિષે હ્યુઇટ નામના લેખકે ઘણાં વખાણ કર્યા છે ઇતિહાસવેત્તા હીરોડોટસે કરેલા ઉલ્લેખો પરથી જણાય છે, કે કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના બદરોનો જળમાર્ગનો વેપાર બહુ પ્રાચીન છે. ઇ સ. ૧૫૦ મા ટોલેમી નામના એક ગ્રથકારે પોતાના 'બર્ટિએસ' નામના ગ્રથમા કચ્છના વહાણવટાનું વર્ણન કરેલ છે ઇ સ ૨૪૬ મા એક ગ્રથકાર પેરિપ્લસે પોતાના ગ્રથમા કચ્છી અખાતનું લબાણથી બ્યાન કરેલ છે હાલ જ્યાં રણ છે ત્યા અગાઉ સમુદ્ર હતો, અને નાના વહાણો આવ જા કરતા એવુ એક લેખક 'એરિનયન' મા વર્ણન કરેલ છે ચીની મુસાફર હ્યુએનસંગે ઇ સ ૬૪૦ મા કચ્છમા પ્રવાસ કરી પોતાની પ્રવાસપોથીમા કચ્છના વહાણવટા અને વેપાર માટે ધ્યાન ખેચે એવુ વર્ણન કરેલ છે

આફ્રિકાના કિનારા પર વેપાર ખેડતા કચ્છી વહાણવટીઓની સાહસિકતા અને આકર્ષક વહાણવટાના વખાણ આફ્રિકાના 'ટીપુ—ટીપ'ગા વાચવામા આવે છે વિદેશીઓના પ્રાચીન ગ્રંથોમા ઉપલબ્ધ થતા પુરાવાથી કચ્છનું વહાણવટુ અતિ પ્રાચીન હોવાનું સાબીત થાય છે કચ્છની પ્રાચીન ભદ્રાવતી નગરીની જાહોજલાલી વિદેશ સાથેના જળવટી વેપાર પર અવલબેલી

હતી. છેક ચૌદમી સદીના આરંભકાળ લગી એની સમૃદ્ધિ કોઇ પણ વિદેશી યાત્રાળુને ઈર્ષા ઉપજાવે એવી હતી. સંવત ૧૩૧૫ ની હિંદની સાર્વત્રિક અનાવૃષ્ટિપ્રસંગે ઉદારચરિત જગડુશાહે હિંદના દરિયાકિનારાની આસપાસનાં શહેરો અને ગામડાંના લોકોને અન્નવસ્ત્ર પુરાં પાડી આપવાની વાત જગપ્રસિદ્ધ છે. તે વખતે જગડુશાહની હિંદના દરિયાકિનારાનાં લગભગ બધાં શહેરોમાં મોટી વખારો હતી. કચ્છમાં જળમાર્ગે ચાલતા ધીકતા વેપારનો એ સબળ પુરાવો છે.

માંડવીથી એક ગાઉને અંતરે રિઆણ અથવા રાયપુર બંદરની નિશાનીઓ હજુ કાયમ છે. ત્યાંથી વિક્રમાદિત્યના પિતા ગધેસિંગના સમયના સિક્કા મળી આવે છે; વિક્રમ સંવત પૂર્વે એ બંદરેથી વહાણોદ્વારા ધમધોકાર વેપાર ચાલતો હોવાની દંતકથા અદ્યાપિ પ્રચલિત છે.

રાયપુર કે માંડવી, મુંદ્રા, કણ્ઠા, ખારીરોહર, કોટેશ્વર, જખૌ લખપત અને ભદ્રેશ્વર એ કચ્છનાં આઠ બંદરોમાં માંડવી અગ્રસ્થાન ભોગવતું આવે છે. તેના છેક સો દોઢસો વરસ પહેલાંના વેપાર પર દૃષ્ટિપાત કરતાં આશ્ચર્ય ઉપજ્યા વિના રહેતું નથી.

સો વરસ પહેલાં ૪૦૦ કોટીઆ, ૩૦૦ બતેલા, ૬૦ નાવડી, અને બીજાં ગંજા વહાણો ફક્ત માંડવીના વેપારીઓની માલિકીનાં હતાં; તે ઉપરાંત બીજા બંદરોમાં પણ સંખ્યાબંધ નાનાંમોટાં વહાણો ત્યાંના વેપારીઓનાં હતાં, જે મુંબઇ, મલબાર, સિંધ, મસ્કત, મકરાન, બસરા, કતીબ, બંદરાબાસ, અબુધબી, લાલ સમુદ્ર, બાબલમાંડપ, આફ્રિકા, સુમાત્રા, જાવા, પેગુ, ઈન્ડો ચાયના વગેરે બંદરોમાં આવ–જા કરતાં. રોમ મહારાજ્યનાં બંદરો સાથે હિંદનો દરિયાઇ વેપાર ચાલતો તેમાં કચ્છી વહાણો સારું સ્થાન ભોગવતાં હતાં.

સો વરસ પર પશ્ચિમ હિંદના દરિયાકિનારા પર ગુજરાતમાં ભરૂચ, કાઠિયાવાડમાં વેરાવળ અને કચ્છમાં માંડવી બંદરે વહાણવટામાં અગ્રસ્થાન મેળવ્યું હતું તે નીચેના આયાતનિકાશના આંકડા પરથી જણાઇ આવશે.

માંડવીથી ઊન, રૂ, હાથીદાંત, ગેંડાનાં ચામડાં વગેરે માલ વહાણોમાં ભરી દરવર્ષે મલબાર ચડાવવામાં આવતો, અને ત્યાંથી લગભગ બે લાખ રૂપિયાનું લાકડું, પચાસ લાખ શ્રીફળ, હજાર ખાંડી કાથો, બે હજાર ગુણ ટોપરાં, એક હજાર જોટા સુડાના, ચોખા તથા જુદી જાતની પચાસ હજાર ગુણી, તેમજ કાપડ, સેલા, પટકા વગેરે માલ માંડવી બંદર આયાત થતો.

માંડવીથી ચારસો ખાંડી સ્ટીલ અને લોખંડ, ચારસો કોડી ટીનપતરાં, એક હજાર ખાંડી સાકર, છસો ખાંડી સોપારી, જીરાસાળ ચોખા, દશલાખ શ્રીફળ, ચારસો પચાસ ખરવાલા ખજૂર અને ખારેક, સાતસો ગજ લાકડું, ત્રણહજાર કોડી બાંણુ, અડતાલીસ ખરવાલા મસાલો, બસો મણ ચંદન, લોબાન, બજર, મલબારી કાપડ, રેશમ વગેરે માલ સિંધ ચડાવવામાં આવતો અને ત્યાંથી ચોખા, બાજરો, જાર, વગેરે અનાજ આયાત કરવામાં આવતું.

માંડવીથી ગેંડા, ચામડાં, હાથીદાંત, હાથીના ચામડાની ઢાલો, રેશમ, કાપડ, લોઢું. લવિંગ, એલચી, દાલચીની, કબાબચીની, લોબાન ઇત્યાદિ માલ બગદાદ, બસરા, મહામરા

અને મરકત ચડાવવામાં આવતો અને ત્યાંથી ખજૂર, ખારેક અને ઘઉં વહાણો ભરાઇ માંડવી બંદર આવતાં.

માંડવીથી સાગ, સીસમ, ફણુસનાં લાકડાં, પેઢીઆં, સૂંઠ, કાળીમરી, કાપડની પાંચ હજાર ગાંઠડી, અને જુદી જુદી ધાતુ વગેરે માલ મકરાન બંદર નિકાશ કરવામાં આવતો અને ત્યાંથી ઘી, સરસ, ઘઉં, મગ ઇત્યાદિનાં પચાસ વહાણો ભરાઇ દરસાલ માંડવી બંદર આવતાં.

માંડવીથી મીઠું, અફીણ, જોડા, ચામડાનાં પીપ, પેટીઓ, ખીલા, કચ્છમાં વણેલ કાપડ અને લોઢુ ઇત્યાદિ માલનાં વહાણો ભરાઈ જંગબાર જતાં અને ત્યાંથી ગુલામો, હાથીદાંત, ગેંડાનાં ચામડાં, શ્રીફળ, જુવાર, સ્વાલી ચોખા, મીણ, તેલ, લવિંગ, મકાઇ, બળદનાં ચામડાં વગેરે માલના વહાણો ભરાઇ માંડવી બંદરે આયાત થતાં.

માંડવીથી પાંચ હજાર ગાંઠડી રૂ, પાંચ હજાર ગાંઠડી કાપડ, ચારસો ગાંઠડી સૂતર, બેહજાર કરંડીઆ બજર, નવસાર, કચ્છનો ટંકણખાર, ગાંજો, તલ, દેશી કાપડ, ઓખા ચડાવવામાં આવતાં અને ત્યાંથી દ્રાક્ષ, અંજીર, ખજૂર, ખારેક, આંબલી વગેરે કરિયાણું દરવર્ષે માંડવીમાં આયાત થતું.

માંડવીથી બાબલમાંડપની સામુદ્રધુની બહારના કિનારે કાપડની પાંચસો ગાંઠડી ચડાવવામાં આવતી, અને ત્યાંથી કરિયાણું અને ઘી મોટી કિંમતનું કચ્છમાં આયાત થતું.

માંડવીનો વેપાર હિંદનાં બીજાં બંદરો સાથે બહોળા પ્રમાણમાં હતો. દખ્ખણથી લાકડું, સઢ, ચોખા; કોચીનથી લાકડું, શ્રીફળ, કાથો, સોપારી અને ચોખા વગેરે, તથા બંગાલથી મોટી કિંમતના ચોખા કચ્છી વહાણો લાવતાં.

માંડવી સિવાયનાં કચ્છનાં બીજાં બંદરોને દેશપરદેશ સાથે બહોળા પ્રમાણમાં જળવટી વહીવટ હતો; ત્યાંથી લાખોનો માલ વહાણોમા ભરાઇ કચ્છમાં આવતો અને પરદેશ પણ ચડતો.

ઘણા પ્રાચીન કાળથી ઈરાની અખાત અને અરબી સમુદ્ર પરનાં બંદરો અને નગરો સાથે કચ્છનો વેપારસંબંધ બંધાયો છે, તેમા ખાસ કરી મરકતનું બંદર કચ્છી વહાણવટા અને વેપારીઓનું કેન્દ્રસ્થાન હતું. ત્યાં કચ્છી વેપારીઓની કેટલીએ ધીકતી પેઢીઓ હતી. આજે પણ તેમાંની થોડી ત્યાં અસ્તિત્વ ટકાવી રહી છે.

દેશ અને વિદેશીઓના ઇતિહાસો પરથી પ્રતીત થાય છે કે આજથી ત્રણસો વરસ પર કચ્છી વેપારીઓનો મરકત બંદરથી આફ્રિકા ખંડ સાથે પરબારો વેપારી સંબંધ જોડાયો છે. આશરે ત્રણ સૈકા પહેલા જંગબારનાં બંદરો પર પોર્ટુગીઝ રાજ્યની પતાકા ફરકતી. તે પર મરકતના આરબ અમીરની દૃષ્ટિ પડી. તેણે ત્યાં મોટું લશ્કર મોકલી પોર્ટુગીઝોના હાથમાંથી તે પ્રદેશ જીતી લીધો.

જીતેલા જંગબારનો રાજ્યવહીવટ સંભાળવા મરકતના અમીરે પોતાના શાહજાદાને "સુલતાન" ની પદવી સાથે ઇ. સ. ૧૭૮૪માં આફ્રિકા મૂકયો. સેંકડો વર્ષ થયાં મરકતમાં વેપાર કરતા કચ્છી વેપારીઓ પર અમીરની કૃપાદષ્ટિ હતી. જંગબારનો વેપાર મરકત અને માંડવી સાથે ખેડવા અને ખીલવવા અમીરે સુલતાન સાથે કેટલાક કચ્છી વેપારી મૂકયા. આ વેપારીઓએ પોતાનાં વહાણોથી મોટી આયાત નિકાશ કરવા માંડી, જંગબારના

રાજ્યકારોબારમાં કચ્છી વેપારીઓનો હાથ હોવાથી કચ્છીઓના વેપાર અને વહાણવટાને સારું ઉત્તેજન મળતું. તે વખતે કચ્છનું વહાણવટું સોળે કળાએ ખીલ્યું હતું.

જંગબારના આ જળવહીવટથી વહાણવટાની દુનિયામાં કચ્છે ઉચ્ચ સ્થાન મેળવ્યું કહેવાય છે. જે વખતે કચ્છનું વહાણવટું યૌવનકાળે ખીલી રહ્યું હતું, ત્યારે પાશ્ચાત્ય વહાણવટું બાલ્યાવસ્થામાં હતું. વિક્રમ સંવત ૧૫૫૪ માં યુરોપવાસીઓ ખંડખંડ વચ્ચેના દરિયાઈ માર્ગ શોધી રહ્યા હતા. વાસ્કો ડી ગામા નામનો પોર્ટુગીઝ વહાણવટી હિંદનો માર્ગ શોધવા નીકળ્યો હતો. છેવટે નિરાશ બની–ભૂલો પડી દક્ષિણ આફ્રિકાની દક્ષિણ ભૂશિર (કેપ ઑફ ગુડ હોપ) નો આશરો લઈ પોતાના કાફલા સાથે પડયો હતો. તેને કચ્છી વહાણવટી કાનજી ભડાલાએ હિંદનો દરિયાઈ માર્ગ બતાવેલ હોવાનું કહેવાય છે.

સોળમી સદીની પ્રથમ પચીસીમાં રાવશ્રી ખેંગારશ્રી પહેલાએ કચ્છનું રાજ્યતંત્ર એકત્રિત કરી એક સત્તા હેઠળ આણ્યું. તેમના પછી રાવશ્રી ભારમલજી કચ્છના ગાદીનશીન થયા. ઈ. સ. ૧૬૧૭ માં દિલ્હીપતિ જહાંગીર બાદશાહ ગુજરાતની મુલાકાતે આવ્યા. તેમને મુલાકાતનું માન આપવા રાવશ્રી ભારમલજી અમદાવાદ ગયા. મુગલ બાદશાહે રાવશ્રીને કચ્છના રાજ્યકર્તા તરીકે સલામનું માન આપ્યું. મુસલમાન યાત્રાળુઓને કચ્છ-માંડવીથી કચ્છી વહાણોમાં વગર પૈસે મક્કે હજ કરવા પહોંચાડવાની શરતે કચ્છની ખંડણી બાદશાહ પાસે રાવશ્રીએ માફ કરાવી અને કચ્છમાં પોતાનો સિક્કો પાડવાની અને ચલાવવાની પરવાનગી મેળવી, એટલે તે વખતથી હિંદના હજારો મુસલમાન હજ કરવા કચ્છનાં વહાણોમાં મુસાફરી કરતા.

કચ્છ પોતાના વહાણવટા અને વેપારથી પ્રખ્યાત બન્યું તેટલી જ ખ્યાતિ તેણે વહાણો બાંધવાની કળા અને કારીગીરીથી મેળવેલ છે. કચ્છી વહાણોની સુંદર બનાવટ અને મજબૂત બાંધણીએ પરદેશી મુસાફરોનું ધ્યાન ખેંચ્યું છે. માંડવી, મુંદ્રા, કિણા અને જખૌ બંદરોમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો. જાત જાતના મછવા, ઉપરાંત મહાસાગરમાં સફર કરી શકે એવા પડાવ, નાવડી, કોટીઆ, બતેલા, બગલા અને ગંજા વહાણો વેપાર અને વેચાણ માટે કચ્છમાં બાંધવામાં આવતાં. આ ઉદ્યોગથી હજારો કુટુંબ પોષાતાં. વહાણવટીઓ વહાણો ભરી બીજાં પરદેશનાં બંદરોમાં જતા અને માલનું વેચાણ કરતા. વળી સારી કિંમતે વહાણો પણ વેચાણ કરતા. વહાણ વેચાણ અર્થે જંગબારનું બંદર મુખ્ય હતું. કચ્છનાં હજારો વહાણો આ વેપાર અને ઉદ્યોગ પર ટકતાં. યુરોપિયનો પહેલવહેલા વેપાર અર્થે હિંદમાં આવ્યા ત્યારે તેમણે કચ્છી બનાવટનાં વહાણો ખરીદ્યાં હતાં, અને એક જર્મન પેઢીએ, મોટા જથામાં વહાણો કચ્છના બંદરે બનાવ્યાની વાતો ત્યાંના કારીગરોમાં અદ્યાપિ પ્રચલિત છે.

અઢારમી સદીમાં અંગ્રેજ સરકારને પોતાના દરિયાઈ વેપાર માટે ઘણાંખરાં વહાણો હિંદમાં જ બંધાવવાનું સગવડભર્યું થઈ પડયું હતું. લશ્કરી અને લડાયક વહાણો પણ અંગ્રેજ સરકાર મુંબઈના બારામાં બંધાવતી. આ વહાણો દુશ્મનનાં વહાણો સાથે યુદ્ધ કરવામાં સારાં ટકી શકતાં.

વીસમી સદીની શરૂઆત સુધી કચ્છના વહાણવટાનો વેપાર અને વહાણ બાંધવાનો

ઉદ્યોગ ઘણી સારી હાલતમાં હતો. ત્યાર પછી પરદેશી સ્ટીમરોની હરીફાઇથી કચ્છના વહાણવટાના વેપાર અને ઉદ્યોગને અસર થવા લાગી.

છેલ્લા યુરોપીય મહાયુદ્ધ સુધી કચ્છનાં બંદરો પર નવાં વહાણો બંધાતાં હતાં. છેલ્લાં ૨૦ વરસ પહેલાં વહાણવટાનો જમાનો સારી સ્થિતિમાં હતો. યુદ્ધપ્રસંગે સ્ટીમરો રોકાયેલી રહેલી હોવાથી વહાણોનાં નૂર ઘણાં સારાં હતાં. તેમાં વેપારી અને વહાણવટીને સારી કમાણી અને નફો રહેતો; આ કારણને અંગે મહાયુદ્ધના કાળમાં કચ્છનાં બંદરોએ નવાં વહાણો બંધાવા લાગ્યાં. લડાઇને લીધે લોઢાં અને લાકડાંના ઊંચા ભાવ અને મજૂરોની મોંઘવારીને કારણે વહાણોનાં બાંધકામ પાછળ મોટી રકમો વહાણવટીઓને ખર્ચવી પડતી; પણ વહાણોનાં નૂર સારાં હોવાથી તે ખર્ચો પરવડતા અને ઘણાં વહાણો બંધાવા લાગ્યાં. અત્યારે વહાણોનું જે નૂર છે, તે કરતાં લડાઈ દરમ્યાન ઘણું વધારે હતું.

આ પાંચ સાત વર્ષના સુવર્ણકાળે, વહાણવટા અને વેપારે કચ્છમાં સારી સમૃદ્ધિ આણી, પણ એ 'સુવર્ણકાળ' લાંબો સમય ટક્યો નહિ. યુદ્ધવિરામ પછી એટલે ઇ. સ. ૧૯૧૯ પછી વહાણવટા પર માઠી દશા ઊતરી. યુદ્ધમાં રોકાયેલી સ્ટીમરો ફાજલ પડી. લડાઇ માટે તૈયાર કરાવેલ "બારકસો" ને કારગો લાઇનમાં નાખવાં પડ્યાં. પરિણામે દેશી વહાણવટાની નૂરવાઇ પર માઠી અસર થઈ લડાઇના વખતમાં દેશી વહાણોને સ્ટીમરોને બદલે મહામરા, બસરા, મકલા, બીંદરાબાસ, એડન, આફ્રિકા, કોલંબો, મલબાર આદિ દૂરનાં બંદરોનું નૂર સારું મળતું. પણ યુદ્ધવિરામ પછી સ્ટીમરો એ 'લાઇનની સરવીસ'માં દાખલ થઇ એટલે દેશી વહાણવટાના હાથમાંથી તે લાભ જતો રહ્યો, એટલું જ નહિ પણ લડાઇ પહેલાં દેશી વહાણોના હાથમાં જે થોડાંઘણાં બંદરો હતાં, તે પણ ગતીલ હરીફાઇને લીધે સરવા લાગ્યાં. પરિણામે દેશી વહાણવટું ઓછું થવા લાગ્યું, નવાં વહાણો બંધાતાં અટક્યા. જૂનાં વહાણોને નૂર ઓછા મળવા લાગ્યાં. પરદેશનાં બંદરો દેશીઓના હાથમાંથી ઓછાં થવા લાગ્યા. આથી કચ્છી વહાણવટા અને વેપારને મોટો ફટકો લાગ્યો. તે નીચેના આંકડા પરથી જોઇ શકાશે:

| બંદરોના નામ | નૂર. | લડાઇ પહેલાં | લડાઇ દરમ્યાન | લડાઇ પછી | હમણા |
|---|---|---|---|---|---|
| કરાંચીથી કચ્છનું ખાંડી | ૧ નું | કોરી ૪ | ૮ | ૨ાા | ૩ |
| મુરગામથી કચ્છનું ,, | ૧ ,, | ,, ૮ | ૨૫ | ૬ | ૭ાા |
| બસરાથી કચ્છનું ચાકા | ૧ ,, | ,, ૫ | ૧૦ | ૨ાા | ૪ |
| કતીલથી કચ્છનું ખાંડી | ૧ ,, | ,, ૧૮ | ૨૪ | ૧૦ | ૧૨ |
| મુંબઇથી મલબારનું ,, | ૧ ,, | રૂા. ૨ાા | ૧૦ | ૧ાા | ૨ાા |
| કરાંચીથી મલબારનું ,, | ૧ ,, | રૂા. ૨ાા | ૧૦ | ૧ાા | ૨ |
| કરાંચીથી ગોઆનું ,, | ૧ ,, | રૂા. ૨ | ૧૦ | ૧ાા | ૨ાા |
| કરાંચીથી મસ્કતનું ,, | ૧ ,, | રૂા. ૨ાા | ૧૦ | ૨ા | ૨ાા |
| કરાંચીથી બંદરાબાસનું ,, | ૧ ,, | રૂા. ૦ | ૧૫ | ૦ | ૦ |
| મુંબઇથી એડનનું ,, | ૧ ,, | રૂા. ૦ | ૧૦ | ૦ | ૦ |

આજે કચ્છનાં બંદરો પર દેશવિદેશથી સ્ટીમરો આવ-જા કરે છે. કચ્છ ખાતે પરદેશી આયાતપ્રમાણ સ્ટીમરોને લીધે વધ્યું અને તે બધો લાભ પરદેશી સ્ટીમરો ખેંચી જાય છે.

ખજૂર માટે બસરા–મહામરા, ખારેક માટે કતીબ–બારેન, અનાજ માટે સિંધ–કરાંચી, ગોળ–કરીઆણા માટે ગોઆ–માર્માગોઆ, લાકડાં માટે મલબાર આદિ બંદરો હજુ દેશી વહાણોના હાથમાં છે, અને તેટલા પૂરતું વહાણોનું અસ્તિત્વ ટકેલું છે. હજુ એ દિશામાં સ્ટીમરોની હરીફાઇ પહોંચી નથી. દેશી વહાણો સસ્તા નૂર–ભાડાથી આ બંદરો પોતાના હાથમાં ટકાવી શકયાં છે.

જાવાથી ખાંડ, ગોળ, ચા અને કરિયાણું, જાપાનથી સિમેંટ, કાપડ અને રેશમ, વિલાયતથી લોઢું, ચાંદી, સિગાર, સિમેંટ, દીવાસળી, દવા વગેરે પરદેશી સ્ટીમરો પરબારી કચ્છનાં બંદરોમાં લાખો રૂપિયાનો માલ લાવે છે.

કચ્છની આયાત પોણાએ કરોડ રૂપિયા જાણવામાં આવે છે. તે તમામ માલ દેશી વહાણો અને પરદેશી સ્ટીમરોમાં આયાત કરવામાં આવે છે. અગાઉ કચ્છની તમામ આયાત દેશી વહાણોમાં થતી હોવાથી વહાણોનું નૂર, વીમો અને ફાયદો દેશમાં જ રહેતો. વહાણવટી, વેપારી અને કચ્છના નાખુદા ખલાસી કમાતા. કચ્છી કારીગરોને ઉદ્યોગ મળતો. કચ્છની મૂડી કચ્છમાં જ રહેતી; પણ આજે તેવું નથી. આયાત અને નિકાસના મોટા ભાગમાં પરદેશી સ્ટીમરોએ મોટો ભાગ પડાવ્યો છે. વીમો પરદેશી કંપનીઓ લઇ જાય છે. દેશમાં આયાત વધી, પણ રિદ્ધિસિદ્ધિનાં સરોવર સુકાવા લાગ્યાં છે.

કચ્છના નીચા હૂંડિયામણે (Exchange) કચ્છના વહાણવટાને સારી નુકસાની કરી કહેવાય. આજથી સાતઆઠ વર્ષ પહેલાં સરકારી એક રૂપિયાની કોરી ૧॥ કે ૧॥। મળતી એટલે એક રૂપિયાના ૬॥ થી ૭ આના મળતા. આ નીચા હૂંડિયામણને કારણે કચ્છમાં વહાણ બાંધવાં કે મોટે પાયે સમરાવવાં મોંઘાં પડતાં હતાં, અને પરદેશ એટલે કાઠિયાવાડથી ખરીદવાં, નવાં કરાવવાં કે સમરાવવાં સસ્તાં પડતાં. આથી વહાણવટાને નુકસાન થયું, અને નીચા હૂંડિયામણને કારણે વહાણોને રૂપિયાના નૂરમાં પરદેશનાં બંદરોએ ફેરવવાં પોષાતાં નહિ. પણ આજે તેવું નીચું હૂંડિયામણ કચ્છમાં નથી. અગાઉના કોરી ૧॥ ૧॥। ના હૂંડિયામણથી બેગણું હૂંડિયામણ વધી ગયું છે. તેથી વહાણવટાને તથા દેશના વેપાર અને ઉદ્યોગને ઉત્તેજન મળ્યું છે.

કચ્છમાં વર્ષોવર્ષ વહાણોની સંખ્યા ઘટતી જાય છે. જે વહાણો દરિયામાં ડૂબી જાય છે, અથવા ભાંગી જાય છે તેને ઠેકાણે ફરી બીજાં નવાં બંધાતાં નથી. પહેલાંના પ્રમાણમાં અત્યારે કચ્છમાં વહાણની સંખ્યા ચારગણી ઓછી છે. દાખલાતરીકે આજથી ૨૦–૨૫ વર્ષ પર ફિણા બંદરમાં આસરે એકસો વહાણ હતાં. આજે લગભગ ૩૦ ની સંખ્યા છે. તેવી જ સ્થિતિ માંડવી અને કચ્છનાં બીજાં બંદરોની છે. વહાણોની સંખ્યા ઘટવાથી અને હૂંડિયામણ વધવાથી વહાણવટાના ઉદ્યોગ અને વેપારને થોડું જીવન મળ્યું છે.

અંજાર–કચ્છ } જયરામદાસ જેઠાભાઇ નથવાણી

# ગોરક્ષ બોધ

## ગોરક્ષ અને મચ્છંદ્રનાથનો સંવાદ

ગોરક્ષ — સ્વામીજી

કવણુ શો મુંદ, કવણુ શો ખેત
કવણુ શો શ્રવણુ, કવણુ શાં નેત્રઃ
કવણુ શો યોગ, કવણુ શી યુક્તિ
કવણુ શો મોક્ષ, કવણુ શી મુક્તિ ?

મચ્છંદ્રનાથ — અવધૂત

મંત્ર બીજ, માતા ખેતર
સુરતી શ્રવણુ, નીરતી નેત્ર
ઉર મન યુક્તિ, ધર મન જુક્તિ
જ્યોત મુખ, અજવાળું મુક્તિ.

ગોરક્ષ — સ્વામીજી

કવણુ પિંડ વિણુ કાળ, કવણુ પાખ વિણુ સુઆ
કવણુ પાર વિણુ નીર, કવણુ વણુ કાળે મુઆ.

× × × × ×

શબ્દકા કોણુ ગુરુ, પૂછત ગોરખનાથ

મચ્છંદ્રનાથ — અવધૂત

આદેશકા અનંત ઉપદેશ, શૂન્યકા નિરંતર વાસ
શબ્દકા પરચા ગુરુ, કથત મચ્છેંદ્ર નાથ

ગોરક્ષ — સ્વામીજી

મનકા કોણુ રૂપ, પવનકા કોણુ આકાર
દમકા કોણુ દશા, સાધવા કવણુ દ્વાર.

મચ્છંદ્રનાથ — અવધૂત

મનકા શૂન્ય રૂપ, પવનકા નિર્ભે આકાર
દમકા અલેખ દશા, સાધવાં દશે દ્વાર
પવન પિંડ વિણુ કાળ, મન પાંખ વિણુ સુઆ
ધીરજ પાર વહાણુ નીર, નિદ્રકા કાળ વિણુ મુઆ.

ગોરક્ષ — સ્વામીજી

કોણુ ઘેર વિદ્યા, કોણુ ઘેર સૂર
કોણુ ઘેર કાળ, બજાવે તુર
કોણુ ઘેર પાંચ તત્ત્વસે રહે
સદ્ગુરુ હોય તો પૂચ્છા કહે.

મચ્છેંદ્ર — અવધૂત

મન ઘેર ચંદ્ર, પવન ઘેર સુર
શૂન ઘેર કાળ, બજાવે નૂર
જ્ઞાન ઘેર પાંચ તત્ત્વસે રહે
ઐસા વિચાર મચ્છેંદ્ર કહે.

ગોરક્ષ — સ્વામીજી

કોણુ અમાવાસ્યા, કોણુસે પડવા
કાંહાં અમીરસ, કોણુ લે ચડવા
× × ×
સદ્‌ગુરુ હોય તો પૃચ્છા કરે.

મચ્છેંદ્ર — અવધૂત

રવિ અમાવાસ્યા, ચંદ્ર સો પડવા
ઉર્ધ્વકા અમીરસ, ઉર્ધ્વ લે ચડવા,
જ્ઞાન સ્થાન ઉન્મુન રહે
ઐસા વિચાર મચ્છેંદ્ર કહે.

ગોરક્ષ — સ્વામીજી

કુશબ્દકો કોણુ આસ, સુશબ્દકો કહાં વાસ
દ્વાદશ વાઇ ? કયાં બી રહે,[1] સદ્‌ગુરુ હોય તો પૃચ્છા કરે.

મચ્છેંદ્ર — અવધૂત

કુશબ્દકા સુશબ્દ વાસ
સુશબ્દકા નિરંતર વાસ.
ધાયે દ્વાદશ ગળે બાઇ,[2]
ગુરુ મુખે રહે રામાઇ.

ગોરક્ષ — સ્વામીજી

આદ્યકા કવણુ ગુરુ
ધરતીકા કવણુ ભરથાર
સુજ્ઞાનકા કવણુ સ્થાન
શૂન્યકા કવણુ દ્વાર.

મચ્છેંદ્ર — અવધૂત

આદ્યકા અનાદિ ગુરુ
ધરતીકા અમર ભરથાર
જ્ઞાનકા ચૈતન્ય સ્થાન
શૂન્યકા પ્રેમ દ્વાર.

---

૧ અર્થ સમજાયો નથી. ૨ અર્થ બેઠો નથી.

ગોરક્ષ — સ્વામીજી

કવણ પરચે માયા મોહ છૂટે
કવણ પરચે શશિઅર ઘર ફૂટે
કવણ પરચે લાગે બંધ
કવણ પરચે અજરામર કંદ.

મચ્છેંદ્ર — અવધૂત

મન પરચે માયા મોહ છૂટે
પવન-પરચે શશિઅર ઘર ફૂટે
શૂન્ય પરચે લાગે બંધ
ગુરુ પરચે અજરામર કંદ.

ગોરક્ષ — સ્વામીજી

કાંહાં વસે મન
કાંહાં વસે પવન
કાંહાં વસે શબ્દ
કાંહાં વસે ચંદ્ર.

મચ્છેંદ્ર — અવધૂત

હૃદય વસે મન
નાભી વસે પવન
સ્વરૂપ વસે શબ્દ
ગગન વસે ચંદ્ર.

ગોરક્ષ — સ્વામીજી

હૃદય નહોતું ત્યારે કાંહાં હુતુ મન
નાભી નાંહુતી ત્યારે કાંહાં હુતો પવન
શૂન્ય નાંહુતું ત્યારે કાંહાં હુતો શબ્દ
ગગન નાંહુતું ત્યારે કાંહાં હુતો ચંદ્ર.

મચ્છેંદ્ર — અવધૂત

હૃદય નાંહુતુ ત્યારે શૂન્ય રેહેતું મન
નાભી નાંહુતી ત્યારે એનીરતે[3] રે'તો પવન
શૂન્ય નાંહુતુ ત્યારે અંતરીખ રહેતો ચંદ્ર.

ગોરક્ષ — સ્વામીજી

દિન પ્રકટયે રાત કાંહાં શમાઇ
દિન હુઆ રાત કાંહાં લીયા વાસ
પિંડ નાંહુતો ત્યારે પુરાણ પુરુષ કાંહાં હુતા.

---

૩ શબ્દનો અર્થ બેઠો નથી.

મચ્છીંદ્ર — અવધૂત

રાત નાંહુતી ત્યારે દિન સેંજે આયા
દિન પ્રકાશે રાત સહેજે શમાઇ
દીવા બુઝાયા જ્યોતિ નિસર ગીયા વાસ.
પિંડ નાંહુતા ત્યારે પુરાણુ પુરુષા
અતુલ હુતા વાસ.

ગોરક્ષ — સ્વામીજી

કાયા મધ્યે કાંહાં રહે જીવ
પુષ્પ મધ્યે કાંહાં રહે સુગંધ
દૂધ મધ્યે કાંહાં રહે ઘી
કાયાકુ મધ્યે કાંહાં વસે જીવ.

મચ્છીંદ્ર — અવધૂત

કાયા મધ્યે દિલ વસે જીવ
પુષ્પ મધ્યે ચૈતન્ય સુગંધ
દૂધ મધ્યે નિરંતર ઘી
કાયા મધ્યે સકળ વ્યાપક જીવ.

ગોરક્ષ — સ્વામીજી

કાંહાં વસે ચંદ્ર, કાંહાં વસે સુરજ
કાંહાં વસે નાદ બિંદુકા મૂળ
કાંહાં હુઇ હંસ પીવે પાણી
ઉલટ શકત કવણુ ઘેર આણી.

મચ્છીંદ્ર — અવધૂત

અર્ધ વસે ચંદ્ર, ઉર્ધ્વ વસે સુર
હૃદયે વસે નાદ, બિંદુકા મૂળ
ગગન ચઢી હંસ પીએ પાણી
ઉલટી શકત આદે ઘેર આણી.

ગોરક્ષ — સ્વામીજી

કવણુ ઉત્પન્ન નાદ, કવણુ નાદ સાંભળાતે
કીઉકે થાપ તે નાદ કીઉ નાદ વિલીયતે.

મચ્છીંદ્ર — અવધૂત

ઓમકાર ઉત્પતે નાદ
નાદ શૂન્ય સંભળાવતે
પવન એ થાપ તે નાદ
નાદ સોહી વિલાયતે

સંપૂર્ણ.

છ. વિ. રાવળ

# એકાકિની

એકલી શૂન્યમાં જોતી કોણ આ પૃથિવી પટે
ઉભેલી વિશ્વને ભૂલી આત્મમાં ચિત્ત પોરવી ?

શું વિશ્વના કૈંક પ્રહાર સ્હેતાં
એ કોમળું ઉર બન્યું જડ–ભાવહીણું ?
કે વિપ્રયોગે કંઇ તત્ત્વ કેરા
ભાવો શમ્યા અતલ ગૂઢ ઊંડાણ માંહિ ?

વહે વહે કાળ ઘડી ન થંભતો,
પ્રવાહમાં માનવ કૈંક લૈ જતો
કાં ? પ્રશ્નનો ઉત્તર એ શું શોધતી;
પ્રવાહ વેગે તટ નીકળી પડી.

ચિત્રાવલી શૂન્ય પટે નિહાળતી ?
તદ્રૂપ કે ચિન્તનમાં બની રહી ?
લલાટમાં કૈં સ્મૃતિભાવ કેરાં
ચિહ્નો પડે, તે મથતી ઉકેલવા ?

સંચાર આશાકિરણો તણો થતાં
અસ્વસ્થતા દૂર જરા ધકેલતી;
ને દૂર તો યે અવલમ્બનો એ
પ્રત્યક્ષવત્ પેખતી નેત્ર મીંચતાં.

અગમ્ય કો' ગુંજન એ ઉરે વસે;
કાં ગાનરૂપે નવ બ્હાર આવતું ?
ઊઠે શમે કૈંક તરંગ તેના
ધ્વનિ લગીરે કયમ ના સુણાયે ?

# લોકચર્યા

[ આ માસિકના વાંચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારાં સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનની લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## વિહારવર્ણન

### [ પત્ર ૩ જો ]

મુ : શિરોહી દે. જૈન ઉપાશ્રય.
૧૯૮૮ વૈશાખ વદિ ૬ બુધ.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાન્ત્યાદિ ગુણગણોપેત વૃદ્ધ ગુરુવર

પ્રવર્તકજી મહારાજજી તથા પૂજ્ય ગુરુવર શ્રી ચતુર વિજયજી મહારાજજી આદિ મુનિમંડલની પવિત્ર સેવામાં. ચરણોપાસક શિશુ લેશ પુણ્ય–પ્રભા–રમણીકની ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી. આપની કૃપાથી અમે આનંદમાં છીએ. આપ ગુરુદેવો પણ ધર્મપસાયે સુખશાંતિમાં હશોજી.

વિ. તખતગઢ સુધીના સમાચાર આપની સેવામાં નિવેદન કરી ચૂક્યો છું. તખતગઢથી વિહાર કરી અમે ઉમેદપુર ગયા. ઉમેદપુર એ જોધપુર નરેશ શ્રી ઉમેદસિંહજીના નામથી નવું વસાવવામાં આવેલ ગામ છે ત્યાં પ્રવેશ કરવા પહેલાં દૂરથી બાળકોના જયનાદો સંભળાવા લાગ્યા. અમે જાણતા જ હતા કે એ જયનાદ ઉચ્ચારનાર બાળકો 'શ્રી પાર્શ્વનાથ ઉમેદ જૈન બાળાશ્રમ'ના વિદ્યાર્થીઓ હતા. એ બાળાશ્રમ આપણા પં. શ્રી લલિત વિજયજી મહારાજજીના અવિરત શ્રમથી કહો, ચહાય ઉપદેશથી કહો, ઉઘાડવામાં આવ્યું છે. વિદ્યાવિહીન મારવાડમાં જૈન પ્રજા માટે વિદ્યાનાં મીઠાં ઝરણાં વહેવડાવનાર મુખ્યતયા આપણા પૂજ્ય આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રી વિજયવલ્લભ સૂરિ છે. એઓશ્રીના અવિરત શ્રમથી મારવાડમાં સૌ પહેલી વિદ્યાલય ખોલવાની ભાવના જન્મી છે. એઓશ્રીના નિઃસ્વાર્થ ઉપદેશથી જન્મતી ભાવનાઓને કચરી નાખવા માટે કેટલાક આપણા મુનિવરોએ તેમજ તેમના અનુયાયી ગૃહસ્થ વર્ગે સુદ્ધાં અથાગ શ્રમ સેવ્યો છે; તેમ છતાં દેશ વિદેશમાં વિચરતી મારવાડી પ્રજામાંના સમજદાર વર્ગે એ વ્યક્તિઓનો સામનો કરીને પણ પોતાની ભાવનાઓને જીવતી જાગતી રાખી છે, અને એના પરિણામ રૂપ જ "વરકાણા શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય" ચાલુ છે. આ વિદ્યાલય સાત વર્ષ થયાં ચાલે છે. એને તોડી પાડવા માટે હજુએ અનેક પ્રયત્નો થઇ રહ્યા છે. પરંતુ પોતાના ઉદયને ઇચ્છતી અને પોતાના કર્તવ્યમાર્ગને સમજતી પ્રજાના મનોરથોને નિર્મૂલ કરવા માટે એ પ્રયત્નો સમર્થ નથી થઇ શક્યા. અસ્તુ. આપણે ઇચ્છીશું કે એ મહાનુભાવો શાન્ત ચિત્તે વિચાર કરે અને

પોતાની ભૂલને સમજે અને સુધારે, જેથી સ્વ-પર-ઉભયનું કલ્યાણ સધાય; અન્યથા જાગેલી પ્રજા પોતાનું કામ આગળ ધપાવવાની છે એમાં શક જ નથી.

એક સમય એવો હતો, જ્યારે આચાર્ય મહારાજશ્રી વિજય વલ્લભ સૂરિજીએ ગોલવાડમાં અથવા ગોલવાડનાં ગામોમાં પહેલવહેલો કેળવણી માટે વિદ્યાલય ઊભાં કરવા માટેના ઉપદેશની શરૂઆત કરી ત્યારે લોકો ખીસામાંથી પૈસા કાઢવા પડવાના ભયથી ઉપાશ્રયમાં જ ન આવતા અથવા આઘાપાછા થઈ જતા. આજે સ્થિતિ એ છે કે આચાર્ય મહારાજજી કોસો દૂર હોય ત્યાં એ લોકો પોતાના ગામમાં પધારવા માટેનાં આમંત્રણ આપવા હાજર થાય છે. -

ઉમેદપુરનું બાળાશ્રમ તેનાથી બે ફર્લાંગ દૂર આવેલ મોરી ગામના વચ્ચેના મેદાનમાં આવ્યું છે. એમાં સો વિદ્યાર્થીઓ રહે છે. મેવાડ વાગડ માળવા આદિના વિદ્યાર્થીઓ પણ આ સંસ્થામાં આવેલા છે. સંસ્થા સ્થપાયે માત્ર એક જ વર્ષ થયું છે, પણ એટલામાં એની પ્રગતિ ઠીક થઇ છે એમ કહી શકાય. બાળાશ્રમનાં પોતાનાં સ્વતંત્ર મકાનો ઘણાંખરાં થઇ જવા આવ્યાં છે. કાંઇ સ્થાયી ફંડ પણ થયું છે. સંસ્થાએ પોતાની સ્વતંત્ર સ્કૂલ ચાલુ કરી છે. એ સ્કૂલનો લાભ આજુબાજુની પ્રજાને પણ મળે છે. સંસ્થામાં ધાર્મિક અભ્યાસ સ્કૂલના સમયમાં જ દાખલ કરવામાં આવ્યો છે જેથી ધાર્મિક અભ્યાસ વિદ્યાર્થીને ભારરૂપ ન લાગે. આ બધું આપણા પંન્યાસજી મ. શ્રી લલિત વિજયજીના અશ્રાન્ત શ્રમને જ આભારી છે. અને એમનાથી જ આ સંસ્થા સજીવન થઇ છે અને થવાની છે.

સંસ્થામાં અત્યારનો એમનો નિવાસ એક કુલપતિની ગરજ સારે છે. જો સંસ્થામાં એઓશ્રી ન હોય તો મારવાડી હઠીલા મા-બાપો બાળાશ્રમના બંધારણનો અનાદર કરી બાળકોને પરીક્ષા આદિ જેવા ખરા મોકાના વખતે લગ્ન આદિ પ્રસંગોનું બહાનું કાઢી ઘેર લઇ જવાનો જે દુરાગ્રહ લઇ બેસે છે એમને સમજાવી સંસ્થા અને બાળકનું ભાવી સુધારવાનું તેમજ સ્ટેટના સરકારી અમલદારો દ્વારા બાળાશ્રમ ઉપર આવી પડતી અનેક મુશ્કેલીઓ પાર કરવી એ બધું એમની પ્રતિભાસંપન્ન વાણીના પ્રભાવથી જ થઇ શકે છે. તેમજ વિદ્યાર્થીઓને અવસરે અવસરે ધાર્મિક ઉપદેશનો પણ લાભ મળતો રહે છે.

ગૂજરાતી પ્રજા કેળવાયેલી અને સહનશીલ છે જ્યારે અહીંની પ્રજા અલ્પ કેળવાયેલી છે. એ લગભગ પરદેશમાં વસનારી છે એટલે અહીં વસનારી પ્રજા સામાન્યતયા 'મેં થેં' કરનારી એવં જક્કી હોવાથી જો અત્યારે સાધુની છાયા ન હોય તો સંસ્થાનું જીવન ટુંકાઇ જ જાય એ સ્થિતિ છે.

અસ્તુ. મેં તો મારી સ્થૂલ દૃષ્ટિએ જે જોયું જાણ્યું તે લખ્યું છે, બાકી આવી સંસ્થાઓનું વાસ્તવિક અવલોકન તેના જાણકારો કરે અને તેનો પરિચય આપે એ જ ઉચિત કહેવાય.

ઉમેદપુરથી વિહાર કરી અમે આહોર ગયા. આહોર એ ત્રિસ્તુતિકોનું કેન્દ્રસ્થાન છે. ત્યાં શ્રીમાન રાજેન્દ્ર સૂરિ મહારાજનો વિશાળ જ્ઞાનભંડાર છે એમ મેં સાંભળ્યું હતું. મારી ઇચ્છા એ ભંડાર જોવાની હતી પણ ત્યાં કોઇ પરિચિત ન હોવાથી અમે લેટા ગામ ગયા. ત્યાં જતાં રસ્તામાં જ શ્રીમાન ભૂપેન્દ્ર સૂરિજી મહારાજ તથા ઉપાધ્યાય શ્રી યતીન્દ્ર વિજયજી મહારાજ આદિ ભેટી ગયા. શ્રીમાન યતીન્દ્ર વિજયજીને હું ઓળખતો હોવાથી

મેં ભંડાર દેખાડવા માટે તેમને જણાવ્યું. તેઓશ્રીએ કહ્યું કે જાલોરથી પાછા વળતાં તમે અહીં આવશો ત્યારે જરૂર ભંડાર દેખાડીશું. અમારે લાંબે જવાનું હોવાથી પાએક કલાક ઊભા ઊભા વાત કરી આગળ ચાલ્યા અને લેટા પહોંચ્યા.

લેટામાં અમે જ્યાં ઊતર્યા હતા ત્યાં ગામઠી નિશાળ ચાલતી હતી. ત્યાંના માસ્તર પાસેથી બાળકોને પ્રારંભમાં જે ॥ ૫૦ ॥ नुँ नमः सिद्धम् । આદિ પાટીઓ ભણાવવામાં આવે છે તેમજ ચાણાક્યનીતિના શ્લોકો જે રીતે ભણાવવામાં આવે છે તેનો મેં ઉતારો કર્યો. અહીંના દરેકે દરેક બાળકને એ પાટી આદિ ગોખાવવામાં આવે છે. બાળકની જીભ છૂટી થાય તેમજ તેને નીતિનું જ્ઞાન મળે એ માટે જે કાતંત્ર વ્યાકરણનું પ્રથમ પાદ ચાણાક્યનીતિ આદિના પાઠો અપાતા એ બધા ય આજે એવા વિકૃત થઇ ગયા છે, જે સાંભળતાં આપણને હાંસી જ આવે.

॥ ५० ॥ नुँ नमः सिद्धां अ आ इ ई उ ऊ ऋ ऌ ॡ ए ऐ ओ औ अं अः આ પાટીનો ઉચ્ચાર આ પ્રમાણે કરે છેઃ—

બે લિટિ, ભલે, મીંડું, બડબીલીઆરી, ઉગણુ ચોટીઓ, માથે પોઠીઓ, નાનો વીટલો, માંમો માવળો, માંમારે હાથમેં દોય લાડુ, સીરાંવાળી છોકરી, પાછી વાળી કુંડાળી, ધાર્મે ઢાયો ધોકલો, માથે ચઢીઓ છોકરો, હાથમાં ડાંગ લી, આઇડા દો બાઇડા, બડો બાઇ કાનો, એઇ બેઇ ઇડી, બડીને ઉકાયરો, આઉ આઉ આંકોડા, બડે પાંખડ કટિલા લીલી નરવી કટિલા બડી લીલીં કટિલા, લીલા હુતા હાપો, વડા હાપા વેલો, એન મેનં ગાડી, વડી ગાડી માત્રા, ઓલગવાળા બળદીયા, બડે બેંગણુ જોતરીઆ, અમીઆ દો આસરી, એકણુ માથે એક દે, દૂજા આગળ દો દે.

કાતંત્ર વ્યાકરણના પ્રથમ પાદની પાટી આ રીતે ગોઠવવામાં આવે છેઃ—**सिधो वरणा सभामनाया, ग्रेग्रे चतुर कदसिया, दौ सवेरा, दशे समाना, तेखु दुधवा, यरणो धरणो, नशि सघरणो, पुरवोरक्खा, पारो दुर्घा, सारोयरणो, विणजे नाभि, इकरादेणि, संध्य कशंणि, कादि नांउं, विण जे नाभि, ते घरगा पंचो पंचिआ, घरगां णाउ, प्रथम दिघटिया, श्री शखो सारांशिया, गोरागोख, यतोरणे, अनुसार शंखा, निनांपिनमः अंधासंधा, जेरेलव्वा, उखमण शंखोपाहा ।**

ઉપર ॥ ૫૦ ॥ नुँ नमः सिद्धां આદિની જે પાટી જણાવી છે તેને સૌ કોઇ ગોખે ગોખાવે જાય છે, પણ કોઇને આખી જિંદગીમાં ય ખબર નથી પડતી કે આ શું છે? આ પાટીમાંનો કોઇ કોઇ અંશ મને સ્પષ્ટ નથી સમજાતો તેમ છતાં એ પાટી જોડણીરૂપ છે એ સ્પષ્ટ દેખાય છે. જેમ કે–પ્રારંભમાં બે લિટિ છે, તે પછી ભલે મીડું અને બે પાણુ છે. પછી ચોટલીવાળો ઉકાર છે. (દેવનાગરી લિપિમાં ઉકાર ઉપર પાંખડું તાણવાથી ઓકાર બને છે. જેમકે–नुं) તેના ઉપર અર્ધચંદ્રાનુસ્વારરૂપ પોઠીઓ બેઠો છે. તે પછી વીટલારૂપ न છે, આગળ म છે અને તેના આગળ બે લાડવારૂપ વિસર્ગ છે. પછી स છે અને તેની પાછળ કુંડાળીરૂપ હ્રસ્વ ઇકાર છે, તે પછી ધ માં ધ જોડેલો છે, એના ઉપર અનુસ્વારરૂપ છોકરો બેઠો છે. આગળ પૂર્ણવિરામસૂચક લિટિ છે જે द्धं ની સાથે જોડાઇ ગયેલ હોવાથી ઉપર બેઠેલ અનુસ્વારરૂપ છોકરાએ હાથમાં ડાંગ પકડેલી હોય તેવી લાગે છે. ઇત્યાદિ વિચાર કરતાં એ સ્પષ્ટ જણાય છે કે આ પાટી જોડણીરૂપ અને લિપિના આકારસૂચક છે.

કાતન્ત્ર વ્યાકરણના સૂત્રોવાળી પાટી મૂળ સૂત્રોનું રૂપ વિકૃત થઈને બનેલી છે વાસ્તવમાં એ सिद्धो वर्ण समाम्नाय । तत्र चतुर्दशादौ स्वरा । दश समाना । तेषा द्वौ द्वावन्योन्यस्य सवर्णौ । पूर्वो ह्रस्व । परो दीर्घ । ઇત્યાદિ સૂત્રો છે

ઉપર સ્વરની પાટી આપી છે તેમ વ્યંજનની પાટી પણ છે અને સ્વરની સાથે જ શીખવવામા આવે છે ગૂજરાતની ગામડી નિશાળોમા આ પાટી તો ભણાવવામા આવે છે એમા અને મારવાડની પાટીમા સહેજ અતર હશે ખરુ એ પાટી આ પ્રમાણે છે—

કક્કો કેવડો, ખખ્ખો ખાજેના, ગગ્ગા ગોરી ગાય વીયાણી, ઘઘા ઘટ ઘનાણો જાય, નનીઓ ( ડડીઓ ) આમણુ દુમેણુ, ચચ્ચા ચીની ચોપડી, છછા વદિયા પોગ્યા, જજ્જે જેસનવાગીઓ, ઝઝો ચોળી ગારીખે ઞગીઓ ખાડો, ટટો પોનિખાવુ ઠઠા ઠોગર ગાડુઓ, ડડ્ડા ડામગ ગાંઠે ઢઢા રુણો પૂછે, ણુણો તાણો સેને, તત્તો તાવે તે લે, થથા થૈ રખવાલી, દદીઓ દીવરો ધધીઓ ધાણુકો, નનીઓ ધુલાયરો, પપા પોલી પાટે, ફફા ફગડે જોડે, બબ્બા માહે ચાદણું, ભભીઓ ભાટ ભૂલે નરો, ગમીઓ મોચક, યયીઓ જાડો પેગ્કો, રાયરો કટાગગલ લલ્લા ધોડે લાતવા, વવા વિંગણુ વાસ દે, શશા, કોટા ગરડીઆ, ષષો ખૂણે ફાડીઓ, સાસે દતી લોક, હાહોના હગ્ગિણુફલો, લાવે લચ્ચિ દો પડિહાર, ખટીઆ ખાટક ગોર, પાલે બાપ્પા બે ચોર, ગગલ ગહાશ્રી, દે વિદ્યા પરમેસરી

શ્રીમાન્ ગજેન્દ્ર સૂરીએ કલ્પસૂત્રના ભાષાતરમા ઉપરોક્ત પાટીઓના અર્થો આપ્યા છે એ મેં જોયા પણ મને એ બધા બધબેસતા લાગ્યા નથી કેટલાક તાણી તૂસીને કાઢેલા એ અર્થો છે

પહેલી પાટીનો અર્થ આ પ્રમાણે એમા આપ્યો છે–બે લિટિ–જીવની બે રાશિ છે સિદ્ધ સમારી ભરે–અરે જીવતું સિદ્ધની રાશિમા ભળવા ઇચ્છે છે ગીડુ–સસાર ઊંડો કૂવો છે તેમાથી તું નીકળવા ઇચ્છે છે બડ બિલાડી–સમારમાથી જીવને કાઢવા માટે બે બિલાડી છે ઓગણુ ચોટીઓ માથે પોઠીઓ–ચૌદરાજ લોકની ચોટી ઉપર સિદ્ધના જીવ રહેલ છે નનો વીટનો–જીવ તુ કામભોગથી વીંટળાયેલો રહીશ તો અધોગતિ થશે મગો માઉલો–સમારમા જીવનો મોહ મામો છે મમારે હાથમે દો લાડુ–મોહના હાથમા કામ ભોગરૂપ બે લાડુ છે તેથી જીવને મોહ પમાડે છે

આવા બધા અર્થો આપ્યા છે આવા અર્થો બધબેસતા ન કહેવાય

ચાણાક્યનીતિના પાચ પચીસ શ્લોકો ઘણા બાળકો શીખે છે એ શ્લોકો કથાકાર વ્યાસ લોકોના શ્લોકોચ્ચારને મળતા જ અશુદ્ધ થઇ ગયા છે ,

આ પાટીઓ મારવાડમા એક છેડાથી બીજા છેડા સુધી દરેક દરેક ઠેકાણે બાળકોને શીખવવામા આવે છે ॥ ૫૦ ॥ ॐ नम सिद्धानी પાટી કોઇ જમાનામા મારવાડ દેશમાં જૈન સસ્કૃતિનું પ્રાબલ્ય સૂચવે છે એમ મને લાગે છે सिद्ध પદ જૈન સંપ્રદાયમા જેટલુ પૂજ્ય અને માંગલિક મનાય છે એટલુ બીજા સપ્રદાયમા ભાગ્યે જ મનાતું હશે

સેરાથી જાલોર એક નાકુ થાય છે ત્યા અમે ગયા એનું પ્રાચીન નામ જાબાલ છે ત્યા જોવી જેવી ગામના મંદિરો॥ દર્શન કર્યા જૈનોના મંદિરો ઘણા જ જૂના છે મંદિરોની જોવી જોઇએ તેવી સારસભાળ નથી એક મંદિરમા શ્રીહીરવિજયસૂરિજીની મૂર્તિ છે એ ઘણી જ સરસ છે, પણ એ એમને એમ મેલી હાલતમા પડેલી છે

બપોરના અમે અહીંનું તોપખાનું જોવા ગયા. આ તોપખાનું મોગલ જમાનાની મસ્જિદ છે. એ ઢગલાબંધ જૈનમંદિરો તોડી એમાંના મંડપોને અકબંધ લાવીને તૈયાર કરવામાં આવી છે. એ મંડપો મહારાજ ચંદનવિહાર કુમરવિહાર આદિ અનેક જૈન રાજવિહારોમાંના મંડપો છે. એ મંડપોની છતમાં જે કોરણી છે એ–આબુજીની કોરણી કેવી છે એ મેં આબુજીની યાત્રા કરી નથી એટલે હું જાણતો નથી. પણ સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે–આબુજીની કોરણીને હરાવે એટલી અદ્ભુત છે. આ કોરણી જોતાં મને હેન્ડકેમેરા યાદ આવ્યો. જો મારી પાસે એ હોત તો જરૂર હું છતમાંની એ કોરણીના ફોટા લઇ લેત. મંડપોની છતમાં અને થાંભલાઓમાં ઠેકઠેકાણે અનેક નાનામોટા શિલાલેખો છે. એ બધાય લગભગ છપાઇ ગયા છે. મોગલ જમાનાની એ મસ્જિદ રાજપૂતોના હાથમાં આવતાં એમાં તોપો ગોઠવવામાં આવતી હોવાથી એને તોપખાના તરીકે ઓળખવામાં આવે છે. આ મસ્જિદ અથવા તોપખાનું ઘણું જ વિશાળ છે. જાલોર આવનાર આ તોપખાનાને ન જુએએ તો એનું જાલોર આવવું એ ન આવવા બરાબર છે.

બીજે દિવસે અમે કિલ્લામાં દર્શન માટે ગયા. કિલ્લો જાલોરની નજીકના પહાડ ઉપર આવેલ હોવાથી જાલોરદુર્ગ તરીકે ઓળખાય છે. આપણા આચાર્યો આ દુર્ગને કનકાચલ, સ્વર્ણગિરિ આદિ નામોથી ઓળખાવે છે. પહાડ ઉપર લગભગ અર્ધો માઇલ જેટલો ચડાવ ચડયા પછી આપણાં મંદિરો આવે છે. ત્યાં પહોંચતાં રસ્તામાં ત્રણ દરવાજાઓ આવે છે. ત્રીજા દરવાજામાં સરકારી પહેરેગીરો રહે છે. તેઓ ત્યાં આવનાર પાસે અંદર દાખલ થવા માટેનો પાસ માગે છે. પાસ ન હોય તેમને અંદર જવા માટે મનાઇ કરવામાં આવે છે. અમે મંદિરોના પૂજારી સાથે ગયા હતા એટલે અમારે પાસની આવશ્યકતા રહી ન હતી. ત્રીજા દરવાજામાં પેસતાં જ એક મસ્જિદ નજરે પડી. અમે અંદર ગયા ને જોઇ તો એ જૈન મંદિરોના ભવ્ય મંડપોની બનેલી છે. મસ્જિદ જોઇને અમે એનાથી થોડા અંતરે આવેલાં આપણાં જિનાલયોનાં દર્શન કર્યાં. આ મંદિરોની હકીકત આપે 'જૈન' પત્રના રૌપ્ય મહોત્સવ અંકમાંના મુનિશ્રી કલ્યાણવિજયજીના લેખમાં વાંચેલી છે એટલે નથી લખતો. આ સિવાય નજીકમાં જ સરકારી દારૂગોળા વગેરે ભરેલાં અનેક મકાનો છે. થોડે દૂર એક કુંડ અને દેવીનું મકાન આવેલું છે. કુંડ ઘણો મોટો છે પણ તેમાંનું પાણી વપરાશ ન હોવાને લીધે સ્વચ્છ નથી. કિલ્લામાં અનેક ઠેકાણે તોપો ગોઠવવાના મોરચાઓ છે. અમે કોટની રાંગે રાંગે માઇલ દોઢ માઇલ સુધી ફરીને કિલ્લાને અને એ મોરચાઓને જોયા. કેટલેક ઠેકાણે હજુ યે તોપો પડેલી છે અને એના ઉપર લેખો પણ કોતરાયેલા છે. રાંગે થઇને અમે રાજા વીરમદેવની ચોકીએ જવાના હતા, પણ એ ઘણી દૂર હોવાથી અમે અધવચમાંથી પાછા વળ્યા અને ઉપાશ્રયે આવ્યા.

ત્રીજે દિવસે અમે જાલોર પાસેની એક ટેકરી ઉપર આવેલ નટની ચોકી જોવા ગયા. એને માટે એવી કિંવદન્તી છે કે આજથી બસોએક વર્ષ પહેલાં ત્યાંના રાજાએ, પોતાની કળા બતાવવા માટે આવેલ કોઇ નટને કહ્યું કે આ બે સામસામી જે ટેકરીઓ દેખાય છે ( એકથી બીજી બે માઇલને અંતરે આવેલી છે ) તેના ઉપર દોરડું બાંધી તે દોરડા ઉપર થઇ એકથી બીજી ટેકરી ઉપર તું જાય તો તને જાલોરનો કિલ્લો બક્ષિસ કરી દઉં.

નટે કહ્યું–મહારાજ ! આપ કિલ્લો નહિ આપી શકો, માટે રહેવા દો.

૫

રાજાએ કહ્યું-તારામાં એકથી બીજી ટેકરીએ પહોંચવાની તાકાત નથી એમ જ કહી દે, નહિ આપવાની વાતને જવા દે.

છેવટે એ સમર્થ કલાધર નટે વાત કબૂલી લીધી અને દોરડું બાંધી તે ઉપર થઇ ચાલવા માંડયું. ચાલતાં ચાલતા અર્ધે રસ્તે આવ્યો ત્યારે રાજાને અથવા રાજાના કોઇ અમલદારને લાગ્યું કે આ કિલ્લો નટના હાથમાં જાય એ ઠીક નથી થતું. આમ વિચારી નટ અધ-વચમાં હતો. તે જ વખતે એક બાજુથી દોરડું કાપી નાખ્યું અને નટરાજ નગરના અધવચમાં પટકાઇ પડી મરી ગયો.

આજે નગરના જે સ્થળે એ નટ પટકાઇને મરણ પામ્યો હતો તે સ્થળે લેખ છે. એ લેખ જોવા હું ગયો, પણ બજાર ભરચક હોવાથી તેમ જ લેખવાળી જગાએ લોકો ટોળે મળવાથી, લેખ વાંચવાનું બની શકયું નથી. બીજે દિવસે અમારે વિહાર કરવાનો હોવાથી જોવાનો સમય ન મળ્યો. કદાચ વખત મળ્યો હોત તો પણ લેખવાળો પથ્થર બજારના વચમાં આવેલ હોવાથી તે ઉપરના લેખને લોકોએ ટોચી ટોચીને ખરાબ કરી નાખેલ હોઇ તેને વાંચવો દુઃશક હતો. આજે પણ નટ લોકો આ નગરમાં રાતવાસો વસતા નથી.

હું અને મુનિશ્રી રમણીકવિજયજી એ સમર્થ કલાધર નટરાજના સ્મૃતિચિહ્નને જોવા માટે ગયા. અમે એ ટેકરીના રસ્તા માટે લોકોને પૂછ્યું, પણ ત્યાં કોણ જતું હોય કે-રસ્તો હોય અથવા રસ્તાને જાણનાર હોય. અસ્તુ. અમે અનુમાનથી ચાલવા માંડયું. રસ્તો એકંદર અમને ઘણો સારો મળી ગયો. લગભગ પાંચસો ફીટ ઊંચી એ ટેકરીને અમે ઘણી ખરી ઓળંગી ગયા, પણ ઉપરનો ચાળીસ પચાસ ફીટ જેટલો ભાગ એવો કપરો નીકળ્યો કે રસ્તો જ ન મળે. છેવટે આમતેમ ફરી ફરીને પથ્થરોની ફાટો-બખોલોનો આશ્રય લઇને અમે સભાળપૂર્વક ટોચ ઉપર પહોંચ્યા. ત્યાં એક લગભગ સમચોરસ અને ચાલીસેક ફીટ લાંબી પહોળી શિલા આવેલી છે. તેના મધ્યભાગમાં એ સમર્થ નટરાજની ચોકી બનાવેલી છે. ચોકી આરસની બનેલી છે. એમાં લેખ આદિ કશું ય નથી. માત્ર એક થાંભલા ઉપર બે ઇચ મોટા કોતરેલા "**पूरव भाव ८**" આ અક્ષરો નજરે આવ્યા. અમે ચોકી ઉપર ઠંડી હવાને ઝીલતા પોણોએક કલાક બેઠા અને અમારી પાસેની કાતરથી ચોકીના થાંભલા ઉપર અમારું નામ સંવત તિથિ આદિ કોતરી કાઢયું. પછી ત્યાં બેસી અમારી પાસેના દૂર્બીનથી આજુબાજુના પ્રદેશો, પહાડો, ગામો આદિ જોયું અને સાવચેતીપૂર્વક એ કપરી ટેકરી ઉપરથી સહીસલામત અમે નીચે ઊતરી આવ્યા. રસ્તો વિષમ અને કાંટાળાં ઝાડોથી વ્યાપ્ત એટલે સંભાળ રાખવા છતાં કપડાં કાંટામાં ભરાય અને ફાટી જાય એમાં પ્રશ્ન હોય ખરો ?

બીજી ટેકરી ઉપર કાંઈ છે કે નહિ એ અમે ત્યાં ગયા નથી એટલે કહેવાય નહિ. એ ટેકરી ઉપર જવાનો રસ્તો ઘણો કઠણ હતો અને અમને જવાનો અવસર પણ ન હતો.

નટની ચોકીના સામે દૂર નીચેના મેદાનમાં હુરજી ખાંડું છે. એ રાજા વીરમદેવના મસ્તક સાથે બાદશાહની દીકરીએ લગ્ન કર્યાં અને તે સાથે પોતે દફનાઇ મૂઇ એ હકીકતના સ્મરણ માટે બંધાયેલું છે એમ કહેવાય છે. એ આરસનું છે. એક મોટી ઊભી ભીંત જેવું અને મસ્જિદના આકારનું એ મકાન છે. આ ચોકી અને ખાંડું જાલોરના પશ્ચિમ તરફના દરવાજા બહાર વાયવ્ય કોણમાં આવ્યાં છે.

અહીંના ચંડીના મંદિરમાં આપણા મંદિરના થાંભલાઓ છે, પણ દૂર હોવાથી અમે જતા જતા અધવચ્ચેથી પાછા વળ્યા.

જાલોરથી અમે સીધા આહોર આવ્યા અને અભિધાન રાજેન્દ્ર પ્રાકૃત કોશના સમર્થ પ્રણેતા શ્રીમાન રાજેન્દ્રસૂરિ મહારાજના જ્ઞાનભંડારની ટીપ જોઇ. ભંડાર અતિવિશાળ છે પણ પુસ્તકો લગભગ નવાં લખાયેલાં છે. ખાસ નવું પુસ્તક કાંઇ જોવામાં આવ્યું નથી. આથી હું એમ નથી કહેતો કે એ ભંડારમાં મહત્ત્વ નથી. બાકી અત્યારના મુદ્રણયુગે લિખિત જ્ઞાનભંડારોની કિંમત ઓછી કરી નાખી છે એ સર્વત્ર પ્રસિદ્ધ વાત છે. આ ભંડારમાં પાડાવાલગચ્છની પટ્ટાવલી અપૂર્વ હતી. તેનો મેં ઉતારો કરી લીધો છે. એમાં કેટલીએક વાતો, સાચી હો કે ન હો, પણ નવી છે. વિજ્ઞપ્તિ ચિત્રપટ આદિ દર્શનીય વસ્તુઓ પણ ભંડારમાં છે.

આપશ્રી ઘણી વાર વાતવાતમાં કહેતા કે, રાજેન્દ્રસૂરિજી જબરદસ્ત લેખક હતા, કામ પડે તો એક દિવસમાં સાતસો શ્લોકો લખી કાઢતા, એમના અક્ષરો મોતીના દાણા જેવા હતા, એ વાત મારા ધ્યાનમાં હતી. એટલે મેં એમના હસ્તાક્ષરથી લખાયેલ ભગવતીસૂત્ર પન્નવણાસૂત્ર આદિ સટીક સચિત્ર પુસ્તકોનાં દર્શન કર્યાં. ખરે જ સુંદર લિપિવિન્યાસ કરનાર તેઓ હતા એમાં જરાય શક નથી.

આહોરમાં ત્રિસ્તુતિકનું વિશાળ મંદિર છે. પહેલાં ત્રિસ્તુતિકના અને ચતુઃસ્તુતિક પરસ્પર હળતાભળતા ન હતા તેમ એકબીજાના મંદિરમાં ભગવાનનાં દર્શન કરવા માટે પણ જતા ન હતા; પરંતુ અત્યારે એટલું વૈર રહ્યું નથી, જોકે પોતપોતાના પક્ષની તાણાતાણી તો છે જ.

આહોરથી અમે ગુડા બાલોતરા આવ્યા. ત્યાંથી ઉમેદપુર જતાં રસ્તામાં યતિજીશ્રી નેમવિજયજીની બગીચી છે. તેમાં મકાન બાંધી માદડી ગામમાંથી નીકળેલી પ્રતિમાઓ પધરાવવામાં આવી છે. એમાં બે કાઉસ્સગ્ગીઆ છે, જે જાવાલના રાજા ઉદયસિંહના મંત્રી યશોવીરે પોતાની માતા ઉદયશ્રીના કલ્યાણનિમિત્તે પધરાવેલા છે. આ મંત્રી બીજો કોઇ નહિ પણ આબુજી ઉપર મંત્રી વસ્તુપાલ–તેજપાલકારિત લુણિગવસહિના પ્રતિષ્ઠામહોત્સવ ઉપર આવેલ જાવાલના રાજા ઉદયસિંહની સાથે આવનાર તેનો મંત્રી હતો, જેણે લુણિગ વસહિ બનાવવામાં થએલ શિલ્પને લગતી ચૌદ મોટી ભૂલો મંત્રી વસ્તુપાલ તેજપાલને દેખાડી હતી.

આપે ઉમેદપુરના એક પત્રમાં સૂચવ્યું હતું કે આચાર્ય મહારાજજીએ લખ્યું છે કે પુણ્યવિજય આદિ મારવાડમાં આવ્યા છે તો સાથે સાથે કેસરીઆનાથજીની યાત્રા કરે તો મળવું થઈ જાય. અમને થયું કે, આચાર્ય મહારાજશ્રી સ્વયં અમને દર્શન દેવા ઇચ્છે છે તો અમારે દર્શનનો લાભ શા માટે ન લેવો ? અમારે તો એકસાથે સ્થાવરજંગમ એમ ઉભય તીર્થના દર્શનનો લાભ હતો એટલે અમે ઉમેદપુર આવી કેસરીઆનાથજીની યાત્રાએ જવાનો નિર્ણય કર્યો અને મેવાડ દેશનો રસ્તો લીધો.

ઉમેદપુરથી તખતગઢ થઇ સાંડેરાવ ગયા. અહીંનું મંદિર તેરમી સદીનું છે. મારવાડનાં ઘણાંખરાં મંદિરો અગીઆરમી બારમી તેરમી સદીનાં છે અને બાવન જિનાલય ચોવીસ જિનાલય આદિ વિશાળ ચૈત્યો છે. આ મંદિરોના ગભારાઓ ઘણા સાંકડા હોય

છે. મંદિરોની બાંધણી ગૂજરાતનાં મંદિરો કરતાં જુદી જાતની છે. નવાં મંદિરો એવાં નથી બનતાં. નવાં તો લગભગ ગૂજરાત જેવાં જ બને છે. અહીંના મંદિરમાંથી હમણાં એક નવું ભોંયરું નીકળ્યું છે. એમાંથી પથ્થરના ટુકડાઓ નીકળ્યા છે તેમાંના એક ઉપર સંવત ૧૦૬૦ એટલા અક્ષરો છેઃ આગળના ટુકડા મળ્યા નથી.

સાંડેરાવથી અમે વરકાણા આવ્યા. અહીંઆં પણ ઉમેદપુરની જેમ બાળકોનો કોલાહલ સામેથી સંભળાતો હતો. અમે પાર્શ્વનાથ જૈન વિદ્યાલયના મકાનમાં ઊતર્યા હતા. આ વિદ્યાલયમાં સ્વતંત્ર સ્કૂલ આદિ સાધનો મોટા પાયા ઉપર છે. અહીંઆં મિડલ સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે. તે પછી આગળ અભ્યાસ કરવા ઇચ્છનારને જોધપુર આદિ ઠેકાણે જવું પડે છે. વિદ્યાલય મિડલથી આગળના ક્લાસો ખોલવા ઇચ્છે છે. સંભવ છે કે નવા વર્ગો ઊઘડશે.

વરકાણાથી અમે મુંડારા ગયા. ત્યાં ચાર દિવસ રહ્યા. તેમાં યતિજી શ્રી જસવંતસાગરજીનો અર્ધો પુસ્તકભંડાર જોવાનું જ કામ કર્યું. આ ભંડાર જૂનો છે. એમાં સંસ્કૃત ટીકાગ્રંથો કરતાં સસ્તબક સૂત્રો કથા આદિ ગ્રંથો જ વધારે છે. એ સિવાય વૈદક જ્યોતિષ આદિ ગ્રંથો પણ છે. ભંડાર મોટો છે, પણ અત્યારના મુદ્રણયુગમાં લિખિત જ્ઞાનભંડારોની કિંમત ઓછી જ થઇ ગઇ છે. મંત્ર-તન્ત્રાદિ જોવા ઇચ્છનાર માટે તો આ ભંડાર રસપ્રદ છે. ફાગણ ચામાસી ચૌદશ અમે અહીં જ કરી. આ ભંડારમાંથી મેં નાનાં પ્રકરણોનો ઉતારો કર્યો છે. ફાગણ વદી એકમે અમે મુંડારાથી ત્યાંના શ્રાવક શ્રાવિકા સમુદાય સાથે રાણકપુરજી આવ્યા. રાણકપુરજીમાં આપણી ધર્મશાળા, મંદિરો, સરકારી ચોકી એ સિવાય બીજું કાંઇ જ નથી. આપણાં ચાર મંદિરો અને એક સૂર્યમંદિર મળી એકંદર પાંચ મંદિરો છે. મંદિર આદિની ચોમેર ઊંચા ઊંચા પહાડો અટકાયલા છે. પાંચે મંદિરોમાં સર્વશ્રેષ્ઠ મહાન અને દર્શનીય મંદિર પ્રાગ્વાટવંશવિભૂષણ શેઠ ધરણાશાહ સંઘવીનું બંધાવેલું મંદિર છે. એ મંદિરનું નામ **चतुर्मुख श्री आदीश्वर प्रासाद** છે. એ મંદિર બાંધનાર બાહોશ સૂત્રધાર શિલ્પીનું નામ સૂ૦ દેપાક છે. મંદિરને એકસરખા વિશાળ ચાર દિશામાં ચાર દરવાજા છે. મુખ્ય દરવાજો પશ્ચિમ દિશા તરફનો મનાય છે, અને એ જ અત્યારે ખુલો રહે છે. લોકો આ દરવાજેથી જ અંદર દાખલ થાય છે. બાકીના ત્રણ દરવાજાઓ જંગલી પ્રાણી, ચોર આદિના કારણે બંધ જ રહે છે. મંદિરની પ્રતિષ્ઠા વિ૦ સં૦ ૧૪૯૬ મા થઇ છે. એ પ્રસંગે તપાશ્રી સોમસુંદર સૂરિ આદિ અનેક આચાર્યો સામેલ હતા. મંદિર જોતાં જ અતિ અદ્ભુત લાગે છે. ત્યાં વસનારા સેવકો કહે છે કે આ મંદિર જૈન સંપ્રદાયપ્રસિદ્ધ નલિની ગુલ્મ નામના દેવવિમાનમાં જેવું જૈન મંદિર છે તેને મળતું બાંધવામાં આવ્યું છે. આ વાત કદાચ અતિશયોક્તિભરી હોય તેમ છતાં મંદિરની બાંધણી અતિ આશ્ચર્યભરી છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. અમે મંદિરને જોતા હતા ત્યારે ત્યાંના એક સેવકે ગાયું કે

આબુજીની કોરણી, ને રાણકપુરની બાંધણી,
તારંગાનો ઉંચપણો, ને શેત્રુંજાનો મહિમા,
—ઝટકો બટકો ખાવો, પણ રાણકપુરજી જાવો.

ખરે જ, જેમ આબુજીની કોરણી અજોડ છે તેમ અહીંના મંદિરની બાંધણીનો નમૂનો પણ દુનિયામાં બીજે નહિ જડે. અહીંના મંદિરની બાંધણીનો પૂરેપુરો ખ્યાલ સમર્થ ફોટોગ્રાફરના ફોટાના ઢબથી પણ ભાગ્યે જ આવી શકે તેમ છે. ચૌદસોચુંવાલીસ થાંભલાઓ, વિવિધ મંડપો, વિવિધ કોરણીયુક્ત છતો અને તોરણો ઉન્નત અને કોરણીયુક્ત થાંભલાઓ, માળોની રચના, શિખરો અને છેવટે મંદિરની વિશાળતા એ બધી બાબતોનો ખ્યાલ એ ફોટાઓથી એકસાથે શી રીતે આવી શકે ? આમ છતાં મંદિર ધાર્યા પ્રમાણે પૂર્ણ થઇ શક્યું નથી. એમ કહેવાય છે કે ધરણાશાહે પોતાનું આયુષ્ય અલ્પ જાણી મંદિરનું અધૂરું રહેલું કામ જેમતેમ કરીને પૂરું કરાવી લીધું. ઉપલક દૃષ્ટિએ જોનારને પણ મંદિરની એ અપૂર્ણતા ધ્યાનમાં આવી જાય તેમ છે. મંદિરમાં પ્રવેશ કરતાં તેમ જ ઉપરના ભાગમાં અનેક ઠેકાણે મસ્જિદના આકારો બનાવેલા છે. એ મુસ્લીમ રાજાઓ અથવા તેમના અમલદારો ધાર્મિક ઝનૂનમાં આવી મંદિરને તોડી ન નાખે એ માટેના એક તરીકા છે. સંખ્યાબંધ જૈન મંદિરો આ તરીકાથી મોગલોના હાથથી ભાગતાં બચી જવા પામ્યાં છે. મંદિરનો મુખ્ય લેખ ચૌમુખજીના મુખ્ય દ્વાર પાસે લાગેલો છે. એ સિવાય ભીંતોમાં અને થાંભલાઓ ઉપર બીજા ઘણા લેખો છે. પણ ઘણાખરા ત્યાં યાત્રા કરવા આવનારાઓએ ત્યાંના સલાટોને પૈસા આપીને, જાણે લખી દેવાથી યાત્રા સફળ થઇ જતી ન હોય તેમ 'પોતાની યાત્રા સફળ'ના લેખો કોતરાવ્યા છે. ઠેકઠેકાણે સલાટોનાં નામો કોતરાયલાં છે અને હજુ પણ લખાયે-કોતરાયે જાય છે. પોતાની પુણ્ય લક્ષ્મીને પાણીની જેમ આ મંદિર બંધાવવા માટે ખરચનાર સંઘવી શેઠ ધરણાશાહની અને પોતાના સંપૂર્ણ શિલ્પકળાકૌશલ્યને આ મંદિરની રચના માટે કામમાં લેનાર સૂત્રધાર રા. દેપાકની મૂર્તિઓ મૂળ ગભારાની સામે આવેલા બે થાંભલામાં કોરાયેલી છે. આ બન્નેય મહાપુરુષોના વંશજો અત્યારે વિદ્યમાન છે, પણ મૂળ પુરુષોનો એ લક્ષ્મીવૈભવ અને જ્ઞાનવૈભવ આજે એમનામાં નથી રહ્યાં.

આ મંદિરમાં ચોર.સી ભોંયરાં છે એવો પુરાણો ઘોષ ચાલ્યો આવે છે, પણ અત્યારે કોઈને એની યાદી નથી. અમે મંદિરમાં પાંચ ભોંયરાં જોયાં. એમાંનું એક ભોંયરું જે રાયણના ઝાડની નજીકમાં ઉત્તર બાજુના ચૌમુખજીની સામે આવેલું છે, એ દર્શનીય છે. બીજાં સામાન્ય છે. કેટલાંક ભોંયરાં તો મોટાં બાબાં જેવાં છે. મંદિરની વિશાળતા જોતાં નાનાં મોટાં થઇ ચોરાસી ભોંયરાં હોવાં અસંભવ નથી. અમે જે ભોંયરાં જોયાં તેમાં સારામાં સારી નાની તેમ જ મોટી સંખ્યાબંધ મૂર્તિઓ અવ્યવસ્થિત દશામાં પડેલી છે. એ બધી પંદરમી અને સોળમી શતાબ્દીની પ્રતિષ્ઠિત છે.

અહીંનું મંદિર લગભગ પાંચ શતાબ્દીઓના વાયરા ખાવાને લીધે ઘણે ઠેકાણે પુનર્જીવન માગે છે. એક લાખ રૂપિયા હોય તો તે પણ ઓછા પડે તેમ છે. કોઇ ભાગ્યશાળી આનો જીર્ણોદ્ધાર કરાવવા પોતાનો ઉદાર હાથ લંબાવે એમ સૌ કોઇ ઇચ્છે અને કહે. પણ મને કહેવા દે તો હું તો ઉમેરું કે, એ દ્રવ્ય વિજ્ઞ મનુષ્યના હાથમાં જ સોંપવું જોઇએ કે જેથી મંદિરનો ઉદ્ધાર થવાને બદલે એની કળાનો, એની પ્રાચીનતાનો અને એની અદ્ભુતતાનો નાશ ન થાય. આજે વર્ષોનાં વર્ષો વહી જવા છતાં આપણાં તીર્થો અને મંદિરોના વહીવટકર્તાઓને એ ખબર નથી કે જીર્ણોદ્ધાર એટલે શું.? અને જીર્ણોદ્ધાર કોને કહેવાય ? કોઈ પોકારી પોકારીને કહે તો તે સાંભળવાને તેમને કાન હોતા નથી અને

સમજવાને બુદ્ધિ તેમજ હૃદય હોતુ નથી વધારે દૂર કયા જઈએ પણ આપણી માન્ય આણુદજી કલ્યાણજીની પેઢીના શેઠીઆઓને અને કાર્યકર્તાઓને પણ ખબર નથી કે જીર્ણોદ્ધાર એટલે શુ ? સ્વર્ગસ્થ શેઠ શ્રી વેણીચદ સુરચદભાઇએ ઠેકઠેકાણે આરસની લાદીઓ લાદી લાદીને કેટલો ય નાશ કર્યો છે, મદિરને લક્ષણવિહીન કર્યા છે. રખે કયાય શત્રુંજયની પ્રાચીનતા કાયમ રહી જાય એ માટે લેખોવાળા પરિકરો કાઢી નાખ્યા છે અથવા લેખો ઢાકી દીધા છે ! આવી અનેક વાતો પેઢીના કાર્યકર્તાઓના ખ્યાલમા હજુ સુધી આવી જ નથી પેઢીના કાર્યકર્તાઓના મગજમા જે વાતો પ્રતિક્ષણ રમતી રહેવી જોઇએ તેનો તેમને સ્વપ્ને ય ખ્યાલ હોતો નથી, એ કેટલુ બેહૂદું તેમજ શોચનીય છે. આજે સિદ્ધાચળજી ઉપર નજર કરીશુ તો ભાગ્યે જ પ્રાચીનતા નજરે આવશે પૈસા કમાવા ખાતર મદિરોની મજબૂત ભીંતોને તોડીને નવા ગોખલાઓ બનાવી અહીની મૂર્તિઓ ત્યા અને ત્યાની મૂર્તિઓ અહી એમ એકબીજા ઠેકાણેની અને એક બીજાના નામની મૂર્તિઓની ફેરબદલી કરવાનું કામ ઘણી હોશિયારીથી કરાય છે, અને કરાયુ છે. મદિરની ભીંતોમા નવેસર ગોખલાઓ કરવાથી ભીંતનો ઓસાર પાતળો પડતા મદિર અલ્પાયુ થાય, એ વાતનો વિચાર પૈસા કમાનારે શા માટે કરવો જોઇએ વારુ ? મેં એવી અનેક મૂર્તિઓ જોયેલી છે કે જેની મૂળ દેહરી અને શિલાલેખ આદિ બધુ ય કાયમ હોવા છતા મૂર્તિને ત્યાથી દેશવટો ભોગવવો પડયો છે આવા પરિવર્તન ઉચિત ન ગણાય પરતુ આ તો મેં પ્રસગવશાત્ લખી નાખ્યુ

આ તીર્થનો વહીવટ પણ આપણી પેઢી કરે છે. એની જ દેખરેખમા મદિરના આવશ્યક જીર્ણોદ્ધારનું કામ ન થયુ અને ફરતીમાની દેહરીઓમા આરસની લાદીઓ ચોટાડવામાં આવી છે એ માટે અમદાવાદના જ કોઇ ભાગ્યવાન શ્રાવકે પચીસ ત્રીસ હજાર રૂપિયા આપ્યા છે એમ સાંભળવામા આવ્યુ છે ફરતીની દેહરીઓમાં આરસની લાદીઓ ચોટાડયા સિવાય કાઇ અટકયુ ન હતુ, એના બદલે બીજા આવશ્યક કામ માટે જો ખરચ કર્યું હોત તો તે વધારે ઉચિત ગણાત

આ મંદિરને સામાન્ય રીતે જોતા પણ બે કલાક લાગે તેમ છે જે ખરા જોનાર આવે છે તેઓ એક દિવસમા મદિર જોઇ શકતા નથી અમે મદિરના નિરીક્ષણ માટે પાંચથી ૭ કલાકનો સમય ગાળ્યો હતો અને અમારી યાત્રા સમાપ્ત કરી હતી અહીંની યાત્રામા આપને અમે વારવાર યાદ કર્યા હતા.

એ જ. શિશુઓ યોગ્ય સેવા ફરમાવશો. કૃપાદષ્ટિ છે તેવી રાખશોજી. લાભ વિ. મ કર્પૂર વિ મ. મેઘ વિ મ. આદિને સાદર વદના

દઃ શિશુ પુણ્યની ૧૦૦૮ વાર વદના.

दीसइ विविहऽच्छरियं, जाणिज्जइ सुजण–दुज्जणविसेसो ।
विलाण च कलिज्जइ, हिंडिज्जई तेण पुहवीए ॥ १ ॥




'પ્રસ્થાન'ના તંત્રીજી

'પ્રસ્થાન'ના ચાલુ સાલના જ્યેષ્ઠ માસના અંકમાં 'લોકચર્યા' વિભાગમાં "જલાલપોરનો પત્ર" એ શીર્ષક લેખમાં તેના લેખકમહોદય ભાઈ મગનલાલે "ઘેરિયા" અને "અનાવિલ-બ્રાહ્મણ" જ્ઞાતિ વિષે જે ઇશારો કર્યો છે તેમાં કેટલીક અસત્ય બિનાઓ પ્રગટ થઇ છે. એ વિગતોનો ઉલ્લેખ થવો જરૂરી હોઈ આ ખુલાસો લખવાને પ્રેરાયો છું.

નીચે રહી એ વિગતો :—

(૧) તાલુકામાં લોકપ્રચલિત નૃત્ય અને વાદ્યવાળા પેરામાં લેખક મહોદયે "ઘેરિયા" વિષે જે હકીકતો લખી છે તે વાંચી લેખક મહોદયનું એ વિષયપરત્વેનું જ્ઞાન બહુ પાતળું ભાસે છે. પ્રથમ તો "ઘોરિયા" શબ્દ લેખક મહોદયનો પોતાનો ઉપજાવી કાઢેલો છે. ખરો શબ્દ તો 'ઘેરિયા' છે. 'ઘેર' એટલે ગોળ. અને ગોળ ફરી નાચનારા તે 'ઘેરિયા.' દૂબળા, કોળી, ચોધરા વગેરે કાળીપરજની કોમોમાં 'ઘેરિયા' રમવાનો રિવાજ પ્રચલિત છે. આ રમત રમનારી કોઇ પણ કોમની કોઇ પણ વ્યક્તિને આ રમતનો શબ્દ પૂછશો તો 'ઘેરિયા'જ શબ્દ કહેશે. લેખક મહોદય જણાવે છે તેમ 'ઘેરિયા'ની રમત દિવાળી, દેવદિવાળી, હોળી કે અન્ય તહેવારો પર રમાતી નથી: પરંતુ ફક્ત નવરાત્રિમાં જ આ રમત રમાય છે. અને મોડામાં મોડી માણેકઠારી પૂર્ણિમાએ દરેક 'ઘેર' છૂટી જાય છે. છૂટતી વખતે દરેક 'ઘેર' માતાના સ્થાનકે જઇ ઉજાણી કરે છે. હોળી ઉપર ઘેરિયા રમાય છે એવું કહેનાર ગુજરાતભરમાં ભાઇ મગનલાલ એકલા જ હશે. હોળી ઉપર આ કોમો જે રમત રમે છે તેને તો 'હોરિયા' કહે છે. 'ઘેરિયા' ને 'હોરિયા'ની રમતમાં આસમાનજમીનનો ફેર છે. 'ઘેરિયા'ની રમત દશથી માંડીને સાઠ કે તેથી વધુ માણસો રમી શકે છે. જેમ માણસ વધુ તેમ રમત વધારે ભવ્ય અને આકર્ષક લાગે છે. લેખક મહોદય જણાવે છે તેમ, આ રમતમાં તૂર, પખાજ કે એવી જાતનું બીજું કોઇ પણ વાજિંત્ર વગાડવામાં આવતું નથી. તેમ જ દરેક ઘેરિયા પાસે એક હાથમાં દાંડીઓ અને બીજા હાથમાં મોરનાં પીંછાંનો ઝૂડો, લેખક મહોદયના જણાવવા પ્રમાણે, હોતો નથી; પરંતુ દરેક ઘેરિયાના બન્ને હાથમાં દાંડિયા જ હોય છે. દરેક ઘેરિયો ગોળાકારમાં એક એકની સામે ઊભો રહે છે, અને તેની વચ્ચે મોરના પીંછાનો ઝૂડો લઇ એક માણસ ઊભો રહે છે. આ વચમાં ઊભા રહેનાર વ્યક્તિને 'કવીઆ'ના નામે સંબોધવામાં આવે છે, આ 'કવીઓ' આખી 'ઘેર'ના કેપ્ટન જેવો ગણાય છે. કવીઓ 'રાશ' શરૂ કરે

છે એટલે 'ઘેરિયા' ગોળ ફરવા માંડે છે, દાંડિયા સામસામે ઠોકાય છે અને એ પ્રમાણે 'ઘેર'ની રમત શરૂ થાય છે લેખક મહોદયે 'રાશ'નો અર્થ 'પરવાડો' કર્યો છે પણ ખરો શબ્દ 'પવાડો' છે ૨૨૮ મે પાને લેખક મહોદયે જે 'પવાડો' આપ્યો છે તેની શરૂઆતમાં—'હમરેખ ગોડિયા' નહિ પણ 'શામળેક મોળચા', અને 'હારે હે હમ ભાઇ' નહિ પણ 'હારે હા ભાઇ' હોવું જોઇએ એવા જ એક 'પવડા'ની શરૂઆત નીચે ઉતારું છું —

'શામળેક મોળચા, શામળેક મોળચાં
કહનો વહનો બન્ને ભાય
વાડીએ તે ફ્વા જાય—હા રે હા ભાઇ
હુતા હુતા કરે વાત
વા ડી મા હુકાયા ભા ત—હા રે હા ભાઇ.

'ઘેરિયા'ની રમત ઘણા જૂના જમાનાથી ઊતરી આવેલી છે અને એ લોકોના કેટલાક પવાડામાંથી ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું જાણવાનું મળે છે. 'ગોપી નાયક'ના પ્રખ્યાત પવાડામાંથી 'અનાવિલ બ્રાહ્મણ' જ્ઞાતિ વિષે ઘણું જાણવાનું મળે છે આ જગજૂના ઘેરિયાઓને પણ ગાંધીયુગની અસર લાગી છે અને અસહકારને લગતા ઘણા રાશો હવે ગવાય છે.

(૨) 'અનાવિલ-બ્રાહ્મણ જ્ઞાતિ વિષે લેખક મહોદયે જે ઉલ્લેખ કર્યો છે તે વાચી એમના એ જ્ઞાતિ વિષેના અભ્યાસ માટે માન ઉત્પન્ન થતું નથી લેખક મહોદયે જ્ઞાતિને બે વિભાગમાં વહેંચી કાઢેલી છે પરંતુ આ જ્ઞાતિમાં ત્રણ વિભાગ પડેલા છે. 'ભાઠેલા,' 'અનાવલા' અને 'દેશાઇ'.

'ભાઠેલા' વર્ગમાં પુરુષ તેમ જ સ્ત્રી ઉભય કેળવણીમાં પાછળ પણ શરીરે સશક્ત છે પહેરવેશમાં આ વર્ગની સ્ત્રીઓ બહુધા પાટીદાર વર્ગની સ્ત્રીઓની માફક લુગડું કાછડો મારીને પહેરે છે આ વર્ગની ભાષા પાટીદાર વર્ગની માફક ઘણી અશુદ્ધ છે કન્યાવિક્રયનો રિવાજ આ વર્ગમાં પ્રચલિત છે આ વર્ગ પોતાના નામ આગળ અટક ( Surname ) માં 'વશી' અગર 'નાયક' લખે છે

'અનાવલા' વર્ગ વધારે સંસ્કારી અને કેળવણીમાં આગળ વધેલો છે સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર જૂજ છે પહેરવેશ દેશાઇ વર્ગની સ્ત્રીઓને મળતો આવે છે આ વર્ગના 'સાટા' કરવાનો રિવાજ છે જ્યાં 'સાટું' ન થઇ શકતું હોય ત્યાં 'દેજ' લેવાય છે. આ વર્ગ પોતાના નામ આગળ અટકમાં 'વશી' અગર 'નાયક' લખે છે

'દેશાઇ' વર્ગ ઉપરના બન્ને વર્ગ કરતા ચડતો ગણાય છે. આ વર્ગને સરકાર તરફથી વતન, વજીફા ઇત્યાદિ મળેલા છે, તેમજ રોકડ 'દેશાઇગીરી' સરકારી તિજોરીમાંથી મળે છે આ વતન-વજીફા તથા દેશાઇગીરી વગેરે ઠેઠ પેશ્વાઇ સરકારથી ચાલી આવેલા છે. કેળવણીમાં આ વર્ગ ઘણો આગળ વધેલો છે સ્ત્રીઓમાં પણ કેળવણીનો પ્રચાર ઠીક છે. આચાર, વિચાર, વિવેક, વર્તન, રહેણીકરણી વગેરેમાં આ વર્ગ આગળ વધેલો છે. પુત્રને પરણાવતી વખતે આ વર્ગમાં ભારે વાંકડા લેવાનો રિવાજ છે તેથી પુત્રી પરણાવનાર વ્યક્તિને અનેક વિટંબનાઓ ભોગવવી પડે છે આ વર્ગ પોતાના નામ આગળ અટકમાં 'દેસાઇ' લખે છે

ઉપલા ત્રણે વર્ગ એકત્રિત રીતે "અનાવિલ બ્રાહ્મણ" ને નામે ઓળખાય છે. ત્રણે વર્ગને એકત્રિત કરવાના ઘણા પ્રયત્નો થયા હતા. પરંતુ દરેક વર્ગની રહેણીકહેણી અને રીતરિવાજમાં ઝાઝો ફેર પડતો હોવાથી હજી સુધી એ સ્તુત્ય પ્રયત્નો સફળ થયા નથી, તેમજ ભવિષ્યમાં સફળ થાય એવાં ચિહ્નો હાલમાં જણાતાં નથી. આ જ્ઞાતિમાં વર્ણાંતર લગ્ન પણ થયાં છે. (ખાસ કરી દેશાઈ વર્ગમાં) આવા લગ્ન કરનારને કોઈએ ન્યાતબહાર મૂક્યા નથી, એ આ જ્ઞાતિના ઉદાર વિચારોનું પ્રતિપાદન કરાવે છે.

કોમની દરેક વ્યક્તિ પોતાને મહાન માને છે (એ સ્થિતિ જ્ઞાતિની દરેક વ્યક્તિ મિથ્યાભિમાની છે) અને તેથી પંચ કે મહાજન જેવું કશું એ કોમમાં નથી એવું લેખક મહોદયનું કહેવું અન્યાયી છે. જ્ઞાતિ જન્મથી જ સ્વતંત્રતાપ્રિય હોવાથી કોઇના હકની આડે આવવાની વિરુદ્ધ છે, અને તેથી પંચ કે મહાજન જેવી જોહુકમી સત્તા જ્ઞાતિમાં હસ્તિ ધરાવતી નથી. જ્ઞાતિના હાથ નીચે વસતી અન્ય કોમો સાથેનું વર્તન અન્યાયી છે, એવું લેખક મહોદયનું કથન ગેરવાજબી અને અસત્ય છે. ઊલટું, જ્ઞાતિના હાથ નીચે વસતી અન્ય કોમો પ્રત્યેનું વર્તન ઉદાર, ક્ષમાશીલ અને ન્યાયી છે. જ્ઞાતિ નૈતિક સિદ્ધાંત પ્રત્યે શિથિલ છે એવું આળ મૂકી લેખક મહોદયે આ જ્ઞાતિને વાચકવર્ગની આંખમાં ઉતારી પાડવાનો મિથ્યા પ્રયાસ કર્યો છે. અસ્તુ.

સરભોણ } દિનકરરાય રતનજી



# શાકુન્તલના ચોથા અંકનું ભાષાંતર

[ કાવ્યોમાં નાટકો સારાં, નાટકોમાં શકુન્તલા;
તેમાંયે અંક ચોથો ને ચોથામાં શ્લોક ચાર છે. ]

## અંક ૪

(ત્યાર પછી પુષ્પ વીણતી બે સખીઓ પ્રવેશ કરે છે.)

**અનસૂયા**—અલી પ્રિયંવદા! ગાંધર્વવિવાહની વિધિ પ્રમાણે શકુન્તલા પોતાના મનમાન્યાને વરી તે જાણી મારે હૈયે ટાઢક વળે છે; પણ આટલું જરા ચિંતવન કરવા જેવું ખરું.

**પ્રિયંવદા**—તું શું કહેવા માગે છે?

**અનસૂયા**—આજનો યજ્ઞ પૂર્ણ કરાવી ઋષિની આજ્ઞા લઇ પોતાના નગરમાં પ્રવેશી તે રાજર્ષિ અંતઃપુરમાં પહોંચશે ત્યારે અહીં બનેલો બનાવ યાદ કરશે કે નહિ?

**પ્રિયંવદા**—વિશ્વાસ રાખ; તેના જેવી સુંદર આકૃતિવાળા પોતાના ગુણવિ- નહિ કરે. પણ પિતાજી આ વૃત્તાંત સાંભળી શું ધારશે તે હું કહી શકતી નથી.

**અનસૂયા**—હું ધારું છું તે પ્રમાણે તો તે તેમાં સ્વાનુમતિ આપશે.

**પ્રિયંવદા**—કેવી રીતે?

અનસૂયા—ગુણવાન પુરુષને કન્યા દેવી એવો વડીલનો પહેલામાં પહેલો સંકલ્પ હોય છે; અને જો વિધિ પોતે જ તે મનોરથ પૂર્ણ કરે તો તો વળી વડીલનું વિના પ્રયાસે કાર્ય સિદ્ધ થાય.

પ્રિયંવદા—(ફૂલછાબ તરફ ભાળીને) સખિ! પૂજાવિધિ માટે જોઈએ તેટલાં ફૂલ વીણાઇ ગયાં છે.

અનસૂયા—પણ શું આપણે સખી શકુન્તલાના સૌભાગ્યદેવને આરાધવાના નથી?

પ્રિયંવદા—અરે હા! બરાબર!

(પોતાના કામમાં પરોવાય છે.)

(નેપથ્યમા)

અરે! અત્રે હું (અતિથિ) આવ્યો છું.

અનસૂયા—(કાન દઇને) સખિ! કોઇ અતિથિ આવ્યા હોય એમ જણાય છે.

પ્રિયંવદા—અરે! શકુન્તલા પર્ણકુટી પાસે છે.

અનસૂયા—અરે પણ તે તો હૈયાસૂની જેવી બેઠી છે. આટલાં ફૂલ બહુ છે.

પ્રિયંવદા—વારૂ! (બન્ને જાય છે,)

(નેપથ્યમાં)

રે! અતિથિનું અપમાન કરનારી

વિચિન્તવે જે જન એક ચિત્તથી,
ઊભેલ હું તાપસ તું ન જાણતી;
કરે નહીં યાદ કહ્યા છતાં તને,
કરેલ કર્મો જયમ ભાનહીણ, તે.

પ્રિયંવદા—હાય! અફસોસ! ખરે, માઠું થયું. શકુન્તલાથી હૃદયશૂન્ય હોઇ કોઇ પૂજ્યનો અપરાધ થયો છે. અને તે પણ જેવા તેવાનો નહિ. એ તો જરાજરામાં ચિડાઇ જનાર મહર્ષિ દુર્વાસા. ઉપર પ્રમાણે શાપ દઇ આવેગથી સ્ખલિત થતી દુર્નિવાર્ય ગતિથી તે પાછા ફર્યા છે.

અનસૂયા—સાક્ષાત્ અગ્નિદેવ સિવાય બીજું કોણ બાળી શકે તેમ છે? જા, પગે પડીને તેમને પાછા મનાવી લાવ તે દરમ્યાન હું અર્ઘોદક તૈયાર કરૂં છું.

પ્રિયંવદા—બહુ સારૂં! (જાય છે)

અનસૂયા—(બીજે પગલે પડી જાય છે) અરેરે! ઝડપથી જતાં પડી જવાથી મારા હાથમાંથી ફૂલછાબ પડી ગઇ. (ફૂલ ભેગાં કરે છે)

(પ્રવેશ કરી)

પ્રિયંવદા—સખિ! આકા સ્વભાવના તે કોની અભ્યર્થના સ્વીકારે તેવા છે? તો પણ કંઈક દયા કરાવરાવી છે.

(સ્મિત કરીને)

અનસૂયા—તેમને માટે તો એટલુંયે બસ છે. કહે જોઇએ શું થયું?

પ્રિયંવદા—તેમણે જ્યારે આવવાને ના પાડી ત્યારે મેં તેમને વિજ્ઞપ્તિ કરી કહ્યું કે

હે ભગવાન ! આપના તપોબળથી અજાણુ એવી અમો આપની પુત્રીઓનો આ પહેલ-વહેલો જ અપરાધ છે એમ જાણી આપે એક ગુનો તો માફ કરવો જોઇએ.

**અનસૂયા**—પછી પછી ?

**પ્રિયંવદા**—મારૂં વચન ફરી શકે તેમ નથી. પરંતુ કોઈ ઓળખ માટેનો અલંકાર દેખાડવાથી મારો શાપ દૂર થશે, એવું કહીને તે અંતર્ધ્યાન થયા.

**અનસૂયા**—હવે આપણે કંઇક આશ્વાસન લઇ શકીએ તેમ છે; જતી વખતે તે રાજર્ષિએ પોતાના નામાક્ષરવાળી વીંટી સ્મરણચિહ્ન તરીકે જાતે પહેરાવી છે, માટે તેને ઓળખ આપવી હવે શકુંતલાના પોતાના જ હાથમાં છે.

**પ્રિયંવદા**—સખિ ! સખિ ! ચાલ હવે દેવપૂજાની પૂર્ણાહુતિ કરીએ.

(પાછી ફરે છે)

**પ્રિયંવદા**—(જોઇને) અનસૂયા ! આમ જો તો ખરી; હાથમાં વદનને ટેકવી બેઠેલી આપણી વહાલી સખી જાણે કોઇ ચિત્રમય ન હોય ! ભરથારની ચિંતામાં તેને પોતાનીયે કયાં પડી છે કે અતિથિનું ભાન હોય ?

**અનસૂયા**—પ્રિયંવદા ! આ વાત આપણા બેના જ મોઢે રહેવી જોઇએ. ખરેખર ! કોમળ પ્રકૃતિની આપણી પ્રિય સખીને ક્રાસકાથી બચાવી લેવી જોઇએ.

**પ્રિયંવદા**—નવમાલિકાને ઊના પાણીથી કોણ સીંચે વારૂ ? (ચાલી જાય છે.)

॥ વિષ્કમ્ભક ॥

(ત્યાર પછી ઊંઘમાંથી તરતનો ઉઠેલો શિષ્ય પ્રવેશ કરે છે)

**શિષ્ય**—પ્રવાસમાંથી પાછા ફરેલા આર્ય કાશ્યપે કેટલો વખત થયો તે જાણવા સારૂ મને મોકલ્યો છે. ખુલી જગ્યામાં જઇને રાત વીતવી કેટલી બાકી રહી છે તે જોઉં. (પાછો ફરીને જુએ છે.) અહો ! પ્રભાતનો સમય થયો છે ને !

આ બાજુ ઇન્દુ પતિ ઔષધિનો ડુબે છે,
આગે કરી અરુણ ભાનુ પણે ઉગે છે;
*એ તેજનાં ઉદય અસ્ત નિહાળી સાથે,*
આશ્વાસતા જન દશા બદલાય ત્યારે.

વળી,

અદશ્ય થાય શશિતેજ, કુમુદ્‌તીની
શોભા રહી સ્મરણમાં જ, ન આંખ ઠારે:
પોતાતણો હૃદયરાજ થતાં પ્રવાસી,
આર્ત્તિ અસહ્ય બનતી અબળાની ભારે.

(પડદાને હલાવી પ્રવેશ કરે છે.)

**અનસૂયા**—દુનિયાદારીની પીડાથી અજાણ હોઈ મને આવા વિષયની ખબર ન હોય તોપણ એટલું તો હું કહી શકું છું કે શકુન્તલા તરફનું રાજાનું વર્તન એક આર્યપુરુષને છાજે તેવું તો નથી જ.

**શિષ્ય**—હમણાં જ જઈ ગુરુને નિવેદન કરું કે હોમક્રિયાનો સમય થયો છે.

(જાય છે.)

**અનસૂયા**—જાગૃત થઈ હવે મારે શું કરવું? હમેશના કામ માટે પણ મારા હાથપગ આજે કહ્યું કરતા નથી. અસત્યશીલ પુરુષમાં ભાન ભૂલી મારી પ્રિય સખી પાસે વિશ્વાસ મુકાવનાર કામદેવની કામના હવે પૂર્ણ થાઓ! અગર તો આ વિકાર કરનાર દુર્વાસાનો શાપ કાં ન હોય? નહિ તો આવું મીઠું મીઠું બોલનાર તે રાજર્ષિ આટલો બધો વખત વહ્યા છતાં એક લેખ સરખો ન પાઠવે? માટે આ ઓળખ માટેની વીંટી મોકલાવી આપીએ. દુઃખમય જીવન ગુજારતા તપસ્વીજનમાં દૂત તરીકે જવા કોને કહી શકાય તેમ છે? કહેવાને તૈયાર થયા છતાંયે હું, સખીનો દોષ હોવાને લીધે, પ્રવાસથી પાછા ફરેલા કાશ્યપદાદાને, શકુન્તલાએ દુષ્યન્તને પરણી ગર્ભ ધારણ કર્યો છે એમ નિવેદી શકુ તેમ નથી. આવા સંજોગો વચ્ચે આપણાથી શું થઈ શકે તેમ છે?

(પ્રવેશી)

**પ્રિયંવદા**—(હર્ષિત થઈ) સખિ! ઉતાવળ કર ઉતાવળ; શકુન્તલાને વળાવવાની મંગલવિધ કરવા તૈયારી કરીએ.

**અનસૂયા**—સખિ! શું કહે છે?!

**પ્રિયંવદા**—સાંભળ. સારીપેઠે ઊંઘ આવી હતી કે નહિ તે પૂછવા શકુન્તલા પાસે હું હમણાં જ ગઈ હતી.

**અનસૂયા**—પછી પછી?

**પ્રિયંવદા**—તે વખતે લજ્જાથી નીચે ન્યાળતી શકુન્તલાને કાશ્યપદાદા ભેટ્યા અને માનથી કહ્યું, કે સારા નસીબે ધુમાડાથી ઘેરાયલી આંખો છતાં યજમાનની આહુતિ અગ્નિમાં જ પડી છે. સુશિષ્યને આપેલી વિદ્યાની જેમ તારા તરફની સર્વ ચિંતા દૂર થઈ છે. આજે જ ઋષિલોકના રક્ષણતળે તને તારા પતિને ત્યાં પહોંચાડી આપીશ.

**અનસૂયા**—કાશ્યપદાદાને આ વૃત્તાંત કોણે કહ્યો હશે?

**પ્રિયંવદા**—અગ્નિહોત્રગૃહમાં પ્રવેશ કરતી વખતે અશરીરિણી છંદમયી વાણીદ્વારા તેમને ખબર ગઈ હતી.

**અનસૂયા**—(વિસ્મિત થઈ) એ વળી કેવી રીતે?

**પ્રિયંવદા**—(સંસ્કૃતમાં બોલે છે)

> લોકકલ્યાણને કાજ જાણ હે! ઋષિ ધારતી,
> પુત્રી દુષ્યન્તનું તેજ જેમ અગ્નિ ધરે શમી. ૪

**અનસૂયા**—(પ્રિયંવદાને ભેટીને) હાશ, કેવો આનંદ થયો! પણ આજે શકુન્તલાને મોકલી દેશે તે વિચારે હર્ષ સાથે દિલગીરી પણ થાય છે.

**પ્રિયંવદા**—સખિ! આપણી દિલગીરી તો જાણે દૂર થશે; પણ તે બિચારી બાળા સુખી થાય એટલે થયું.

**અનસૂયા**—ચાલ ત્યારે; આ આંબાની ડાળે લટકાવેલી નાળીએરીના પાનની બનાવેલી છાબડીમાં કેટલાક સમયસુધી સુગંધ રહે તેવી બકુલફૂલની માળા મેં મૂકી છે તે લઈને તારી પાસે રાખ; અને હું પણ તેને માટે ગોરોચના, તીર્થમૃત્તિકા, કુમળી દૂર્વા વગેરે મંગળ વિલેપન ભેગાં કરું.

પ્રિયંવદા—ભલે! તેમ કર.

(અનસૂયા ગયા બાદ પ્રિયંવદા ફૂલ વીણે છે.)

(નેપથ્યમાં)

ગૌતમી! શાર્ઙ્ગરવ અને બીજાને શકુન્તલાને પહોંચાડવા આજ્ઞા કર.

પ્રિયંવદા—(કાન દઇને) ચાલ, ચાલ, અનસૂયા! હસ્તિનાપુર જનારા ઋષિઓને બોલાવાય છે.

(હાથમાં વિલેપનાદિ લઇને પ્રવેશે છે.)

અનસૂયા—ચાલ, સખિ! જઇએ.

(જાય છે.)

પ્રિયંવદા—(જોઇને) હાથમાં નીવાર લઇ સ્વસ્તિના મંત્ર ભણતી તપસ્વિનીઓનું સન્માન પામતી સૂર્યોદય પહેલાં સ્નાન કરી પરવારેલી શકુન્તલા આ રહી. ચાલ, આપણે એની પાસે જઇએ.

(પાસે જાય છે.)

(ઉપર જણાવ્યા મુજબ બેઠેલી શકુન્તલા દેખાય છે.)

તાપસીમાંની એક—(શકુન્તલા તરફ) પુત્રિ! ભરથારના બહુમાન દર્શાવનાર મહાદેવીના નામનું માન તને મળો!

બીજી—વત્સે! વીરપુત્રની જનેતા થા!

ત્રીજી—બેટા! તારા પતિનું બહુ સન્માન પામ!

(એમ આશિષ આપી ગૌતમી સિવાય સર્વે જાય છે.)

બન્ને સખીઓ—(પાસે જઇને) સખિ! તેં સારી રીતે સ્નાન કર્યું ને?

શકુન્તલા—મારી સખીઓ! ભલે આવી; અહીં બેસો.

બન્ને—(મંગળપાત્રો લાવીને બેસે છે.) વહાલી શકુન્તલા! ચાલ તો, અમે મંગળ-વિલેપનથી તને અલંકૃત કરીએ.

શકુન્તલા—આટલું પણ એક મોટું માન જ સમજવું. મારી સખીઓને હાથે શણગારાવું મારે માટે હવે પછી તો દોહ્યલું જ ને? (આંસુ ઢાળે છે.)

બન્ને—સખિ! મંગલ પ્રસંગે રુદન કરવું ઉચિત નથી. (એમ કહી આંસુ લૂછી તેને શણગારે છે.)

પ્રિયંવદા—આભૂષણયોગ્ય આ રૂપ આશ્રમસુલભ અલંકારથી બેડોળ બને છે.

(હાથમાં ભેટ લઇને ઋષિકુમારો પ્રવેશ કરે છે.)

બન્ને કુમારો—આ રહ્યા અલંકાર; આ દેવીને પહેરાવો.

(સર્વે જોઇને વિસ્મય પામે છે.)

ગૌતમી—વત્સ નારદ! આ ક્યાંથી લાવ્યો?

પહેલો—કાશ્યપદાદાના પ્રભાવથી.

ગૌતમી—શું માનસિક સિદ્ધિદ્વારા?

બીજો—તદ્દન માનસિક સિદ્ધિ તો નહિ; સાંભળો. આર્ય કાશ્યપે અમને શકુન્તલા માટે વનસ્પતિ પાસેથી ફૂલ લાવવા આજ્ઞા કીધી.

અને ત્યાર પછી

જ્યોત્સ્ના ધોળું પટોળું એક તરુએ રૂડું દિધું રેશમી,
પાનીને અનુકૂળ લાખઅળતો આપ્યો બિજાએ વળી,
દેવીએ વનની વિભૂષણ દિધાં કાઢેલ કાંડા સુધી
ટીશીને શરમાવતા રતુમડા હાથે બિજે વૃક્ષથી. ૫

પ્રિયંવદા—(શકુન્તલાને જોઇને) સખિ! આવા વનસ્પતિના પ્રમાદ તો તારે તારા સાસરે રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરવાનો છે તેની આગાહી આપે છે.

(શકુન્તલા શરમાઈ જાય છે.)

પહેલો—ગૌતમ! અહીં આવ. ચાલો આપણે અભિષેકવિધિથી પરવારેલા કાશ્યપને વનસ્પતિએ બજાવેલી સેવાથી વાકેફ કરીએ.

બીજો—ચાલો.

(બન્ને જાય છે.)

સખીઓ—અલી! શણગાર સજાવવાની અમને માહિતી તો નથી, પણ ચિત્રકળાના જ્ઞાનના આધારે અમે તને આભૂષણો પહેરાવીએ છીએ હોં!

શકુન્તલા—તમે કેટલી ચતુર છો તેની મને ક્યાં ખબર નથી?

(બન્ને પહેરાવે છે.)

(પછી સ્નાન કરી પાછા ફરેલા કાશ્યપ પ્રવેશ કરે છે.)

કાશ્યપ—

આજે જાય શકુન્તલા હૃદય આ ચીરાય ઉદ્વેગથી,
ખાળ્યે આંસુ રુધાય કંઠ નયનો ચિન્તાથી ભારે અતિ;
થાયે દુઃખ અરણ્યવાસી મુજને આવું બધુ સ્નેહથી,
સંસારી વિરહે નવા દિકરીના પીડાય કાં ના પછી? ૬

(પાછા ફરે છે.)

સખીઓ—સખિ શકુન્તલા! આભૂષણ પહેરવાનું કામ પૂરૂ થયું છે. હવે બન્ને હીરાગર વસ્ત્રો પહેરી લે.

(શકુન્તલા ઉઠીને પહેરે છે)

ગૌતમી—પુત્રિ! આનંદે ઉભરાઇ જતી આંખે જાણે તને ભેટતા ન હોય તેમ આ તારા દાદા ઊભા રહ્યા છે. આચાર પ્રમાણે ઊભી થઇ પગે લાગ.

શકુન્તલા—(શરમાઇને) પિતાજી! વંદન કરૂં છું.

કાશ્યપ—વત્સે!

શર્મિષ્ઠા શી યયાતિની થજે ભર્તાની માનીતી;
પુરુ જેવો થજો પુત્ર ચક્રવર્તી મહીપતી. ૭

ગૌતમી—ભગવાન! ખરેખર, આ તો આશિષ નહિ પણ વરદાન આપ્યું.

કાશ્યપ—વત્સે! હાલ જ આહુતિ અર્પેલા યજ્ઞાગ્નિની પ્રદક્ષિણા કર.

(સર્વે પ્રદક્ષિણા કરે છે)

કાશ્યપ—(વૈદિક છંદમા આશિષ આપે છે.)

રચી સ્થાનો વેદિ ચોફેર, જેની
કને વેરી દર્ભ, હોમી સમિધો,
વિનાશે જે હવ્યગન્ધે અનિષ્ટો,
તે વહ્નિ હો યજ્ઞના પુણ્યકારી!

હવે પ્રવાસ માટે પ્રયાણ કરો. (આમતેમ નજર કરી)

શાર્ઙ્ગરવ અને બીજાઓ ક્યાં ગયા?

(પ્રવેશીને)

**શિષ્ય**—ભગવાન! અમે આ રહ્યા.

**કાશ્યપ**—તમારી ભગિનીને માર્ગ બતાવો.

**શાર્ઙ્ગરવ**—દેવિ! આ બાજુએ; આ બાજુએ.

(બધાં પાછાં ફરે છે)

**કાશ્યપ**—રે! રે! પાસેના તપોવનનાં તરુઓ!

પોતે પાણી પીએ ન પ્હેલું તમને પાયા વિના જે કદા,
ચૂંટે પલ્લવ સ્નેહથી ન તમ જે વ્હાલાં ધરેણાં છતાં,
પાળે ઉત્સવ જે, નવીન તમને એસે ફૂલો તે સમે,
તે આ જાય શકુન્તલા પતિગૃહે દો સૌ અનુજ્ઞા તમે. ૯

(કોયલના કુહુકાર સાંભળીને)

ગમન મહીં શકુન્તલા તણા
અનુમતિ દે વનવૃક્ષ બન્ધુ આ;
કુહુ કુહુ રવ કોકિલા તણો
તરુ દઈ ઉત્તર આવી જાતનો. ૧૦

(આકાશમાં)

રૂડો બધે કમલનીલ સરોવરોથી,
લાગે કુણો રવિ જહીં તરુની ઘટાથી,
થાઓ સરોજરજથી મૃદુરેણુ ઘેરો,
મન્દાનુકૂલ અનિલે શુભ માર્ગ એનો. ૧૧

(બધાં સાશ્ચર્ય સાંભળે છે.)

**ગૌતમી**—પુત્રિ! તપોવનની દેવીઓ આપ્તજનના સ્નેહથી તને જવાની રજા આપે છે. એ દેવીઓને પ્રણામ કર.

**શકુન્તલા**—(પ્રણામ કરી પાછી ફરે છે.)

(બાજુમાં પ્રિયંવદાને)

અલી પ્રિયંવદા! આર્યપુત્રના દર્શન માટે આતુર છતાંયે આશ્રમનો પરિત્યાગ કરવાના દુઃખે મહાકષ્ટે હું મારા પગ આગળ મૂકી શકું છું.

**પ્રિયંવદા**—તપોવનના વિરહથી મારી સખિ! ફક્ત તું જ દુઃખી થાય છે, એમ નથી; પણ તારા થોડા વખતમાં થનારા વિયોગથી તપોવનની પણ તારા જેવી જ દશા થઈ હોય એમ જણાય છે.

નાચ તજે છે મોરો, દર્ભકવલને મૃગી તજે મુખથી,
પીળાં પર્ણ તજીને અશ્રુ લતાઓ રહી ઢાળી. ૧૨

શકુન્તલા—(યાદ આવવાથી) પિતાજી! બ્હેન જેવી મારી લતા વનજ્યોત્સ્નાને મારે ઉલવેલું મળી લેવું છે.

કાશ્યપ—તેના તરફના તારા બ્હેનપણાની મને ક્યાં ખબર નથી? જમણા હાથ તરફ તે આ રહી.

શકુન્તલા—(લતા પાસે જઈને) વનજ્યોત્સ્ના! સહકારવૃક્ષને વિંટાયલી છતાં આ બાજુ આવેલી તારી શાખારૂપી આંગુલીથી તું મને ભેટવા બોલાવી રહી છે. આજ દિવસથી મારે તારાથી દૂર રહેવું પડશે.

કાશ્યપ—

નિર્ધાર મેં પ્રથમથી જ કરેલ 'હુંને—
દેવી સુયોગ્ય પતિને'—પરણી તું પુણ્યે;
વીંટાઇ આમ્રતરુને નવમાલિકા આ,
તેથી મને ઉભયની મટી આજ ચિન્તા. ૧૩

હવે તમારે પંથે પળો.

શકુન્તલા—(સખીઓ તરફ) બ્હેનો! એની સંભાળ લેવી તમારે હાથ છે. એને આજથી હું તમને સોંપી જાઉં છું.

બન્ને સખીઓ—પણ અમને તું કોને સોંપી જાય છે? (એમ કહી આંસુ ઢાળે છે.)

કાશ્યપ—રડ નહિ; અનસૂયા! ખરે! તમારે તો શકુન્તલાને ઠારવણ દેવી જોઇએ.

(સર્વે પાછા ફરે છે.)

શકુન્તલા—દાદા! પર્ણકુટી આસપાસ ચરતી ગર્ભભારે મંદ પડેલી પેલી હરિણીને સુખરૂપ છુટકબાળા થાય ત્યારે કોઇ માણસ જોડે મને એ આનંદ વર્તમાન કહાવી મોકલજો.

કાશ્યપ—જરૂર! આ હું નહિ ભૂલું!

શકુન્તલા—(ચાલવામા અટકાવ થતો જોઈ) મારા લુગડાને કોણ ખેંચે છે એ!

(પાછી ફરે છે.)

કાશ્યપ—વત્સે!

રૂઝાવવા કુશઅણીથી પડેલ ધાગાં,
ઈંગુદીં તેલ મુખમાં મુકતી તું જેના,
સામો મુઠીભર ખવાડી ઉછેરિયો તેં,
તે પુત્ર શો હરિણ ના તુજ માર્ગ મૂકે. ૧૪

શકુન્તલા—પુત્ર! તારો ત્યાગ કરનારીની પાછળ પાછળ તું શા માટે આવે છે? જન્મ આપીને તરત જ હમેશને માટે તજી જનારી તારી જનેતા વિના મેં તને ઉછેર્યો છે. હવે મારા ગયા પછી દાદા તારી સંભાળ લેશે, માટે પાછો જા.

(રુદન કરતી તે આગળ ચાલે છે.)

કાશ્યપ—

ઝંખાય પાંપણ ચઢ્યાં નયનોનું નૂર,
તે અશ્રુપૂર કર ધીરજ ધારી દૂર;
નીચાં ઉંચાં સ્થળ ન ભૂમિતણાં ભળાય,
માર્ગે ન આ પગ હુંથી સરખા મુકાય. ૧૫

[અનુસંધાન પૃષ્ઠ ૪૭૪]




## (૧) મિ. જીન્હાના ચૌદ મુદ્દા અને તેની ઉત્પત્તિ

બન્ને ગોળમેજી પરિષદોમાં મુસ્લીમોએ મિ. જીન્હાના ચૌદ મુદ્દાઓને વળગી રહી રાજકીય પ્રગતિને બદલે કોમી સમજૂતી પર પ્રથમ આવવાનો આગ્રહ રાખ્યો હતો. એ વિખ્યાત ચૌદ મુદ્દા આ રહ્યા :

(૧) ભવિષ્યનું બંધારણ ફીડરલ હોવું જોઇએ : બાકીની સત્તાઓ પ્રાંતો ભોગવે.

(૨) દરેક પ્રાંતને એકસરખી પ્રાંતીય સ્વતંત્રતા બક્ષવામાં આવે.

(૩) તમામ ધારાસભાઓમાં લઘુકોમોનું રીતસર પ્રતિનિધિત્વ હોય : કોઇ પણ પ્રાંતની બહુમતિને ઓછું કે સરખું પ્રતિનિધિત્વ ન મળવું જોઇએ.

(૪) મધ્યસ્થ ધારાસભામાં મુસ્લીમ પ્રતિનિધિત્વ એકતૃતિયાંશથી ઓછું ન હોવું જોઇએ.

(૫) જુદા મતાધિકારથી કોમી પ્રતિનિધિત્વ સચવાવું જોઇએ.

(૬) પ્રાંતીય વિભાગો નવા રચવામાં આવે તો'યે પંજાબ, બંગાળ ને સરહદના પ્રાંતમાંની મુસ્લીમ બહુમતિ નાબુદ થવી ન જોઇએ.

(૭) દરેક કોમોને ધાર્મિક સ્વતંત્રતા મળવી જોઇએ.

(૮) જો કોઈ પણ કોમના ત્રણચતુર્થાંશ સભ્યો કોઇ ખરડાને સદર કોમને હાનિકારક લેખે તો ધારાસભા તે પર ઠરાવ કરી શકે નહિ.

(૯) સિંધને મુંબઇ ઇલાકાથી છૂટું પાડવું.

(૧૦) બલુચિસ્તાન, સરહદના પ્રાંત અને બીજા પ્રાંતોને સુધારા આપવા.

(૧૧) સરકારી અને બીનસરકારી નોકરીઓમાં મુસ્લીમોને સ્થાન આપવામાં આવે એવી કલમ બંધારણમાં જ દાખલ કરવી.

(૧૨) મુસ્લીમ સંસ્કૃતિ, કેળવણી, ભાષા અને ધર્મના રક્ષણ તથા પ્રગતિ માટે બંધારણમાં ચોક્કસ સલામતીઓ દાખલ કરવી.

(૧૩) મધ્યસ્થ કે પ્રાંતિક પ્રધાનમંડળમાં એકતૃતિયાંશ મુસ્લીમ પ્રધાનો હોવા જોઇએ.

(૧૪) દેશી રાજ્યો સંમતિ આપે નહિ ત્યાંસુધી હિંદી ફીડરેશનના બંધારણમાં મધ્યસ્થ ધારાસભા કોઇ પણ જાતનો ફેરફાર કરી શકે નહિ.

### ઉત્પત્તિ

ઇસ્વીસન ૧૯૨૭ની શરૂઆતમાં હિંદી રાજકીય સુધારાના બીજા હપ્તા માટે હિલચાલ ચાલુ થઇ. હિંદુમુસ્લીમ એકસંપીની પણ એ વેળાએ ખાસ જરૂર જણાઇ, એટલે ઇસ્વીસન ૧૯૨૭ના માર્ચમાં દિલ્હીમાં કેટલાક હિંદુમુસ્લીમ આગેવાનો મળ્યા ને સમજૂતી

પર આવ્યા. સિંધ છૂટું પાડવું ને સરહદના પ્રાંતમાં સુધારા દાખલ કરવા, એ શરતોએ મુસ્લીમોએ સંયુક્ત મતાધિકાર માટે સંમતિ આપી. ડિસેમ્બર ૧૯૨૭ માં મદ્રાસમાં મળેલી હિંદી મહાસભાએ એ સમજૂતી પર પોતાની મહોર મારી. ઇસ્વીસન ૧૯૨૮ ના ફેબ્રુઆરીમાં નવા બંધારણનાં તત્ત્વો ઘડી કાઢવા સર્વપક્ષ પરિષદ દિલ્હીમાં મળી; પરંતુ સિંધને છૂટું પાડવાના પ્રશ્નમાં હિંદુમુસ્લીમ ઝઘડો ઉપસ્થિત થવાથી મુસ્લીમ લીગ છૂટી પડી; એટલે તેને બાજુ પર રાખી તે પછીની પાનખરમાં સર્વપક્ષી પરિષદે નહેરૂ હેવાલ મજૂર કર્યો. એ હેવાલમાં સિંધ ને ફ્રન્ટિયરના નવા પ્રાંતો બનાવવાની સૂચના માન્ય રાખવામાં આવી; પરંતુ કોમી મતાધિકાર અને પ્રાંતિક ધારાસભામાં બહુમતિ કોમ માટે અલાયેદી બેઠકોની યોજના કરવાની બાબતો સ્વીકારવામાં ન આવી: માત્ર લઘુમતિ કોમ માટે અલાયેદી બેઠકો આપવામાં આવે તેમાં વાંધો ન લેવાયો. લઘુમતિ કોમોનું પ્રતિનિધિત્વ વસ્તીના પ્રમાણમાં જ રહે એવો નિર્ણય થયો. આથી મુસ્લીમ રાજનીતિજ્ઞો ચમકી ગયા. કેટલાકે નહેરૂ હેવાલનો વિરોધ કર્યો, જ્યારે કેટલાકે આછી સંમતિ આપી. એટલે મુસ્લીમ પક્ષમાં ભાગલા પડયા. પરિણામે કલકત્તાની મહાસભા મળી ત્યારે કોમીવાદીઓએ સર્વપક્ષ મુસ્લીમ પરિષદને નામે દિલ્હીમાં જુદી પરિષદ ભરી. મિ૰ જીન્હાના અનુયાયીઓએ સર્વપક્ષ મુસ્લીમ લીગની બેઠક કલકત્તામાં ભરી. એણે નહેરૂ હેવાલ બહાલ રાખવા પોતાની શરતો રજૂ કરી, પણ સમજૂતી ન થઇ. દિલ્હીની પરિષદે નહેરૂ હેવાલ ફરીથી છણવાનો ઠરાવ કર્યો.

મિ. જીન્હાની શરતો દિલ્હીના ઠરાવ કરતાં સહેલી હતી:

(૧) મધ્યસ્થ ધારાસભામાં મુસ્લીમોને એકતૃતિયાંશ પ્રતિનિધિત્વ આપવું.

(૨) પંજાબ ને બંગાળાની ધારાસભામાં મુસ્લીમો માટે વસ્તીના પ્રમાણમાં બેઠકો અલાયેદી રાખવી.

(૩) બાકીની સત્તાઓ પ્રાંતોને આપવી અને મધ્યસ્થ સરકાર પ્રાંતીય બંધારણને કદી પણ ઉથલાવી ન શકે.

(૪) બન્ને ધારાસભાની એકઠી તેમજ જુદી ચારપંચમાંશ વધુમતિથી જ બંધારણમાં ફેરફાર થઇ શકે.

કલકત્તા કન્વેન્શને મિ૰ જીન્હાની આ ચાર શરતો ન સ્વીકારી એટલે ઑલ ઇન્ડિયા મુસ્લીમ લીગને નામે બધા જ મુસ્લીમ પક્ષોને એકઠા કરવા પ્રયત્ન કરવામાં આવ્યો. ઇસ્વીસન ૧૯૨૮ ના માર્ચની તા. ૨૮ મીએ દિલ્હીમાં મળેલી ઑલ ઇન્ડિયા મુસ્લીમ લીગની બેઠકમાં મિ. જીન્હાએ પોતાના ચૌદ મુદ્દા રજૂ કરતો વિશાળ ઠરાવ આણ્યો અને મુસ્લીમોના તમામ પક્ષોની માગણીઓ એકીસાથે રજૂ કરી.*

## (૨) કોમી ઇન્સાફ

વડા પ્રધાનની લવાદીનું પરિણામ જાહેર થયું છે. શીખ કોમને અપાયેલાં વચનો પાળવામાં આવ્યાં નથી: એમને વધારે વસ્તીનો લાભ આપવામાં આવ્યો નથી; જ્યારે

* Bombay Chronicle: July 22, 1932.

મુસલમાનોનું હિત ૭ પ્રાંતોમાં ઘણી જ સારી રીતે જાળવવામાં આવ્યું છે અને પંજાબમાં તો તેમને માગ્યા કરતાં પણ વધારે આપવામાં આવ્યું છે. પંજાબમાં એમણે નાની કોમોના એકત્ર પ્રતિનિધિત્વ કરતાં એક મત વધારે માગ્યો હતો : સર ફઝલી હુસેનનો ઇસ્વીસન ૧૯૧૮ ના નવેમ્બરનો ઠરાવ, એમણે અને મલીક ફિરોઝખાન નુને સાઇમન કમિશન માટે તૈયાર કરેલી નોંધ અને પ્રાંતિક સુધારા સમિતિની ભલામણો એ વાતની સાખ પૂરશેઃ છતાં તેમને સાત મત વધારે આપવામાં આવ્યા છે.

પહેલી ગોળમેજી પરિષદમાં વડા પ્રધાનના પ્રમુખપદે ચાલેલી વાટાઘાટમાં મુસ્લીમ પ્રતિનિધિઓ ૫૦ ટકા પ્રતિનિધિત્વ સ્વીકારવા તૈયાર હતા, છતાં સરકારે એમને પંજાબમાં ૯૧ બેઠકો એટલે ૫૨ ટકા પ્રતિનિધિત્વ આપ્યું છે. કામદારોની બે બેઠકો મુસ્લીમોને જ પચે તેમ છે; એટલે લવાદનામામાં એ વાત જાણી જોઇને જ છોડવામાં આવી નથી.

બંગાળામાં યુરોપિયનોની વસ્તી અર્ધો ટકો પણ નથી, છતાં તેમને દશ ટકા પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છેઃ પરિણામે ત્રાજવાની દોરી એમને હાથ સોંપાઈ છે; જ્યારે પંજાબમાં શીખોની ૧૩ ટકા વસ્તી છે અને પ્રાંતિક મહેસૂલ ૪૦ ટકા ભરે છે : વળી તેમની વફાદાર સેવાઓનો આખો ઇતિહાસ છે, તેમ જ ધાર્મિક અને કેળવણીની હજારો ને સેંકડો સંસ્થાઓ શીખો નભાવે છે, છતાં જે પ્રાંતમાં તેઓ એક વાર રાજા હતા ને અત્યારે જ્યાં તેઓ ગજબ મિલકત ધરાવે છે તેમાં જ તેમને હલકી પદવીએ ઉતારી પાડવામાં આવ્યા છે.

આ પ્રમાણે બીનકોમી ધોરણે પક્ષો નીપજાવવાનો તમામ સંભવ અદશ્ય થયો છે, અને જુદી જુદી કોમો અંદર અંદર સમજી એક નિશ્ચય પર આવે એ વાત પણ અશક્ય બની છે. પ્રજાતંત્રનાં મૂળ સદંતર કાપી નાખવામાં આવ્યાં છે. નવું બંધારણ તો પ્રજાતંત્રને નામે એક કોમને સત્તા આપી કોમી વિખવાદોને સજ્જડ બનાવી મૂકે છે.

× × ×

માઇલ્સ ઇર્વીંગ સમિતિ અને બ્રાઇન પરિષદે મુંબઇ ઇલાકાથી સિંધને છૂટું પાડતાં એંશીથી એકસો ને ત્રીસ લાખ રૂપિયાની ખોટ આંકી ત્યારપછી સરકારે એ પ્રશ્નને સમૂળગો દાબી દેવો જોઇતો હતો. તેને બદલે વડા પ્રધાન ગોળમેજીથી પણ આગળ વધી સિંધ માટે વાર્ષિક એક કરોડ રૂપિયાની ગોઠવણ કરવા સૂચના કરે છે.

મુસ્લીમ કોમીવાદીઓએ પણ એવી મદદ માગીને સિંધને છૂટું પાડવા માગણી કરી નહોતી, એટલે ફીડરલ તિજોરી બને તો તેવી ગોઠવણ કરે એવી વડા પ્રધાનની ગર્ભિત સૂચના સિંધના હિંદુઓનો ચોખ્ખો વિશ્વાસઘાત કરે છે : ગોળમેજીના સભ્યોનો પણ સ્પષ્ટ દ્રોહ કરવામાં આવ્યો છે.×

## (૩) આંધ્રનો બળવો

જ્યારથી રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટી છે ત્યારથી ભાષાવાર પ્રાંતીય વિભાગો પાડવાની માગણી વધી છે. વીસમી સદીના પહેલા બે દાયકામાં આંધ્રને જુદો પ્રાંત બનાવવાની વાત છણાઇ, પણ પછીથી હિંદી રાષ્ટ્રીય હિલચાલ અસહકાર, સત્યાગ્રહ તથા ન્યાયપક્ષે

× Bombay Chronicle: 19th August, 1932.

લોકોનું ધ્યાન બીજે વાળ્યું છે; છતાં પણ વહેવારુ રાજનીતિમાં એ પ્રશ્ન સાવ વિસારે તો નથી જ પડવાનો.

એટલે ચાર વિભાગોમાં વહેંચાયેલો પ્રદેશ ઓરિયા પ્રાંત તરીકે ઓળખાવાની માગણી પણ થવા લાગી છે. માત્ર ઓરિયા ને આંધ્રની સરહદ નક્કી કરવાનું જ મુશ્કેલ થઇ પડ્યું છે, એટલે ગાડું અટક્યું છે.

એ માટે નિમાયેલી ઓ'ડોનેલ કમિટિનો હેવાલ બહાર પડી ચૂક્યો છે; પરંતુ એમાં લોકલાગણીને પૂરતું માન અપાયેલું જણાતું નથી. એથી એનો વિરોધ કરવા હમણાં જ આંધ્ર મહાસભા મળી હતી. ગંજામ અને વિઝાગાપટ્ટમના ઉત્તરના બે જિલ્લાના પ્રશ્નનું નિરાકરણ કરતાં એ પ્રશ્ન પ્રાંતીય મટી સમસ્ત હિંદનો પ્રશ્ન બની ચૂક્યો છે.

ઓરિયા ને આંધ્રનો પ્રશ્ન છણતાં સમિતિ તેલગુ નહિ ને ઓરિયા પણ નહિ એવા વિશાળ જનસમુદાયને છેક જ વિસરી ગઇ છે. એ પ્રાંતોની અસલી વસ્તીને ઢોરની માફક વહેંચી દેવી? હજારોની સામાજિક અને આર્થિક ઉન્નતિનો વિચાર સરખો પણ ન કરવો!

મદ્રાસ સરકાર એ પૌરાણિક જાતના અભ્યુદય માટે લાખો રૂપિયા ખર્ચે છે. એમ કરતાં આવક કરતાં ખર્ચ વધી જાય છે. ઓરિયા પ્રાંત છૂટો પાડવામાં આવે તો એ ખર્ચનો બોજો ઉપાડી શકે? એ પ્રાંત પોતાનું જ ખર્ચ કાઢી શકે?

સમિતિ કહે છે કે નવા પ્રાંતને પહેલે વર્ષે રૂ. ૩૫૦૦૦૦૦ ની ખોટ વેઠવી પડે ને પંદર વર્ષના ગાળામાં દર વર્ષે રૂ. ૪૧૦૦૦૦૦ ની ખોટ વેઠવા વારો આવે તો નવા પ્રાંતો બનાવ્યે શો લાભ?

સર. કે. વી. રેડી નવ વાંધા રજૂ કરે છેઃ—

(૧) ઓરિયા પ્રાંત બનાવવા હાલ અનુકૂળ સમય નથી.

(૨) આવકખર્ચને પહોંચી વળે તેમ ન હોય તો નવો પ્રાંત બનાવવાની બિલકુલ જરૂર નથી.

(૩) મધ્યસ્થ સરકાર નવા પ્રાંતનો ભાર ઉઠાવવા તૈયાર નથી.

(૪) ભાષાવાર પ્રાંતની માગણી કરનાર એવી જરૂરીઆત પૂરવાર કરી બતાવે નહિ તો ચાલુ પરિસ્થિતિ કાયમ રહે.

(૫) મદ્રાસની ધારાસભાની સમતિ વિના હદ બદલવી ન જોઇએ.

(૬) સવર ને ખોંડની વસ્તી વધારે હોય એ પ્રદેશ ઓરિસ્સા પ્રાંતમાં ભેળવી દેવાય નહિ.

(૭) વિઝાગાપટ્ટમનો કોઇ પણ ભાગ છૂટો પડી શકે નહિ.

(૮) ગંજમ જિલ્લાનો થોડોક જ ભાગ લઇ શકાય.

(૯) બહેરામપુર અને પાર્લેકીમેડી તાલુકા છૂટા પાડતાં આંધ્ર મજબૂત વિરોધ ઉઠાવશે.

ઓરિયા ભાષા બોલનારનો એક પ્રાંત બને એ ઇચ્છવા યોગ્ય હશે, પરંતુ આંધ્રનું સગઠન તોડી એમની લાગણી દુભાવવી ઠીક નથી અને એમ કરતાં પણ પરિણામ કેવું આવશે તે અત્યારથી કહી શકાય તેમ નથી. *

---

* Bombay Chronicle: 2nd August, 32

## (૪) હિંદી વહાણવટાની વહારે ચઢો

હિંદી વ્યાપારી વહાણવટા માટે નિમાયેલી સમિતિએ હિંદી વહીવટના વિકાસનો પ્રશ્ન સારી રીતે છણ્યો હતો અને હિંદી વ્યાપારી આલમે એમની ભલામણોને ટેકો આપ્યો હતો. એમાં મુખ્ય વાત એ હતી, કે હિંદી વહાણવટાનો વિકાસ સાધવાનો સારામાં સારો માર્ગ હિંદી કિનારાનો વેપાર હિંદી વેપારીઓ માટે અનામત રાખવાનો છે. એ બાબતનો તમામ વહીવટ ને વ્યવસ્થા હિંદી વહાણવટીઓ જાતે જ કરી લે; પરંતુ સરકારે એ ભલામણોનો બિલકુલ અમલ કર્યો નથી. એ માટે ધારાસભામાં એક ખાનગી ખરડો ભારે બહુમતિથી પસાર કરવામાં આવ્યો હતો, પણ એનું હજી કશું જ પરિણામ આવ્યું નથી. કારણ કે સરકાર તેની વિરુદ્ધ હતી. ઇસ્વી સન ૧૯૨૯ માં સરકારે ધારાસભામાં જાહેર કર્યું હતું, કે એ પ્રશ્નનું નિરાકરણ હિંદી અને બ્રિટિશ વેપારીઓ ભેગા મળીને જ કરી શકે. ઇસ્વી સન ૧૯૩૦ માં વહાણવટાની એક પરિષદ મેળવવામાં આવી, પરંતુ બ્રિટિશ વેપારીઓએ જરા પણ નમતું નહિ આપવાથી વાઇસરોયના અથાગ પ્રયત્નો છતાં એ પરિષદ પડી ભાગી. એટલે સરકારે હિંદી વહાણવટાને બચાવવા બીજા માર્ગો શોધી કાઢવાનું માથે લીધું. પરંતુ આજ બે વર્ષ વીતી ગયાં છતાં ય એનું કાંઇ જ પરિણામ આવવા પામ્યું નથી. ઊલટું ઇસ્વીસન ૧૯૩૧ માં સર જ્યોર્જ રેઇનીએ હિંદી વેપારી મહામંડળને જણાવ્યું હતું કે સરકાર પાસે નાણાંની તંગી હોવાથી હાલ તુરત કાંઇ જ બની શકે તેમ નહોતું; એટલે એ પ્રશ્નનું નિરાકરણ ગોળમેજી પરિષદમાં જ આવશે. પરંતુ ગોળમેજી પરિષદે તો કાંઇ જ પીંજ્યું નહિ.

આ પ્રમાણે હિંદી મત એકધારો હોવા છતાં બ્રિટિશ હિતની વિરુદ્ધ હોવાથી સરકાર આંખ આડા કાન કરી બેસી રહી છે ને હિંદી વહાણવટાનું અસ્તિત્વ જોખમમાં આવી પડયું છે. એવામાં વળી બ્રિટિશ કંપનીઓએ પોતાના દર ખૂબ જ ઘટાડી મૂક્યા છે ને એક પ્રકારની આર્થિક લડાઈ જ જગાવી છે. એટલે હિંદી વહાણવટાની વહારે ચડવાની ખાસ અગત્ય ઊભી થઇ છે. અત્યારે તો હિંદી વહાણવટાને બચાવવાની વાત છે. એટલે સરકારે હિંદી કિનારાનો વેપાર હિંદી પેઢીઓ માટે અનામત રાખી અગર હિંદી વહાણવટાના રક્ષણ માટે બીજાં કોઇ તાકીદનાં પગલાં ભરી પોતાની સહૃદયતા સાબીત કરવાની જરૂર છે; નહિ તો હિંદી વહાણવટાનું નિકંદન નીકળી જશે.×

રમણીકલાલ દલાલ

## (૫) સર સેમ્યુઅલ હોર ફાવ્યા છે કે ?

હિંદુસ્તાનનો કારભાર સરસ ચલાવ્યો છે એવો સર સેમ્યુઅ હોર દાવો કરે છે, પણ એ દાવો બ્રિટિશ "બોધા"ઓ સિવાય બીજા કોઇને ગળે ઊતરે તેમ નથી. નોર્મનબી પાર્કમાં ભાષણ કરતાં સર સેમ્યુઅલ હોરે પોતાની રાજનીતિના ગુણગાન કરી પોતે મેળવેલી ફતેહોની યાદી ગણાવી છે, પણ એમાં દારૂતાડીનાં પીઠાંઓની હરાજીના ભાવ વધી ગયા છે તે ઉમેરવાનું તેઓ નામદાર ભૂલી ગયા છે; પિકેટરોને ફટકાની સજાઓ કરવા

× Bombay Chronicle: 18 th. August, 1932.

માંડી છે અને મહાસભાના સ્વયંસેવકોને બંધ કોટડીઓમાં પૂરવા માંડયા છે તે ઉમેરવું પણ તેઓ નામદાર ભૂલી ગયા છે. કદાચ ભાષણ કરતી વખતે તેમની પાસે આબકારીના આ આંકડાઓ નહિ હોય. એમ હોય તો સરકારી પ્રકાશન ખાતાએ શરમાવું ઘટે!

શું સર સેમ્યુઅલ હોર એમ કબૂલ કરે છે, કે બ્રિટિશ સરકારનું રાજ જબરજસ્તી પર રચાયેલું છે અને એ જબરજસ્તી વધારવામાં જ એ રાજની ફતેહ રહેલી છે? સર સેમ્યુઅલ હોર જેવા જૂનવાણી 'કૉન્ઝર્વેટિવ' વિચારના રાજ્યદ્વારી માટે પણ આવી કબૂલત નામોશીભરી ગણાય. જો એમ ન હોય અને એવો ઢોંગી દાવો કરવામાં આવતો હોય કે નહિ, બ્રિટિશ રાજ તો હિંદી પ્રજાની સંમતિ પર રચાયેલું છે તો પછી બ્રિટિશ રાજ પ્રત્યે હિંદી પ્રજાના દિલમાં હાલ કેટલી ટાઢક છે તે પરથી સર સેમ્યુઅલ હોરના કારભારની સફળતાનો આંક નીકળી શકે. જો બ્રિટિશ રાજ હિંદી પ્રજાને અળખામણું થઇ પડયું છે એ સાચું હોય તો પછી સર સેમ્યુઅલ હોરના આ એક વરસના કારભારમાં એ અળખામણાપણું વધ્યું છે કે ઘટયું છે?

આ પ્રશ્નનો એક જ ઉત્તર હોઇ શકે. સર સેમ્યુઅલ હોરના કારભારથી બ્રિટિશ રાજ હિંદમાં વધારે પ્રિય થઇ પડયું છે એવું તો છે જ નહિ; બલકે એ કારભારથી એ રાજ પ્રત્યેની અપ્રિયતાની લાગણી વધારે ઊંડી અને વધારે વિસ્તૃત થઇ છે.

બહારથી નિષ્પક્ષપાતપણે જોનારને કે ઉપર રહી વિહંગાવલોકન કરનારને કે દેશમાં ચોમેર ફરી લોકહૃદયની આંતરનાડ પારખનારને સ્પષ્ટ જણાઇ આવે છે, કે સર સેમ્યુઅલ હોરના કારભારથી બ્રિટન અને હિંદુસ્તાન વચ્ચેનું અંતર વધ્યું છે, એ બે દેશ વચ્ચેનો ગાળો પહોળો થયો છે, લાગણીઓ વધારે ઉત્કટ થઇ છે, કડવાશ વધી છે, જખમ વધારે વહેતા થયા છે અને પરદેશીની ધુંસરી ફગાવી દેવાનો હિંદુસ્તાનનો નિરધાર પહેલાં કદિયે નહોતો તેવો વજ્રસમ મક્કમ બન્યો છે. સર સેમ્યુઅલ હોરને ચૂંટનારા બ્રિટિશ મતદારો આને સર સેમ્યુઅલની ફતેહ માને છે? મહાસભાના દૃષ્ટિબિંદુથી એ ફતેહ ગણાય, પણ વિલાયતના દૃષ્ટિબિંદુથી તો હરગીજ નહિ.

સર સેમ્યુઅલ હોર કોમી ચુકાદાને બ્રિટિશ "પ્રમાણિકતાના 'શિરમોર" તરીકે ઓળખાવે છે. આ માટે તો હું ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરનો જ અભિપ્રાય ટાંકું એ ઉચિત છે. સર સેમ્યુઅલ હોરની આ "ફતેહ"થી એ કવિહૃદયને એવો આઘાત થયો કે પોતે નિવૃત્ત જીવનમાંથી બહાર આવી દેશજોગ નીચેનું નિવેદન બહાર પાડયું:—

"જે સત્તા આપણી વચ્ચેના ભેદોને પોતાના સ્વાર્થ ખાતર સ્થાયી કરવા માગે છે એ સત્તા પાસેથી ન્યાયની આશા આપણે ન રાખવી જોઇએ, જોકે એ ભેદોને સ્થાયી કરવાથી આખરે એ સત્તાને પણ નુકસાન જ થવાનું છે."

ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરે અસહકારનો કાર્યક્રમ યોજવા માટે ગાંધીજીને ગુનેગાર ગણ્યા છે, પણ હવે તે આંતરરાષ્ટ્રીયવાદી, વિશ્વપ્રેમી કવિકુલતિલક શ્રીયુત ચિંતામણિને નીચે પ્રમાણે લખે છે:—

"તમને હજુ વાંધાઅરજીઓ કરવામાં અને ઠરાવો ઘડવામાં વિશ્વાસ છે, પણ મને તે રહ્યો નથી. મને લાગે છે કે આપણને જેટલી સ્વતંત્રતા મળી છે તેની હદમાં રહીને આપણાથી થાય તેટલું કરવું અને આપણી પોતાની મેળે આ વિષમ પરિસ્થિતિનો અંત

લાવવો. આપણા ભારતવર્ષમાં વસતી અનેક કોમોને એકત્ર કરવાનો માર્ગ આપણા રાજનીતિકુશળ નેતાઓએ જ શોધવો જોઈએ અને આપણને સદાયે જુદા પાડવાની આ જે અનીતિમૂલક બાજી રચાઈ રહી છે તેનો સામનો કરવો જોઈએ."

આ કાંઈ સર સેમ્યુઅલ હોરની 'ફતેહ' ન ગણાય.

જબરજસ્તીથી થોડાક ફાયદા જણાઈ આવે પણ આખરે જેનો પાયો ખોટો છે, એ મકાન તૂટી પડવાનું છે; તેમ જબરજસ્તી પર રચાયેલું રાજ પણ આખરે ભાંગીને ભૂકો થવાનું છે. આખરે સંતોષ બ્રિટિશ પ્રજાને નથી થવાનો, પણ ભાવિ ઇતિહાસકારને થવાનો છે, કે સ્થાયી રાજનાં તત્ત્વોને તુચ્છકારનાર બ્રિટિશ શહેનશાહતના કેવા હાલહવાલ થયા અને અનેક શહેનશાહતો તારાજ થઈ તેમાં આ એક દાખલો ઉમેરાયો.

રાજના સ્થાયીપણાને રહેવા દઈએ અને વેપારઉદ્યોગની આબાદીની દૃષ્ટિએ આ પ્રશ્નનો વિચાર કરીએ તોપણ શું આજે હિંદુસ્તાનમાં બ્રિટિશ વેપારઉદ્યોગ સર સેમ્યુઅલ હોરના સખત કારભાર પછી વધારે સલામત છે કે? ઉત્તર હિંદુસ્તાનમાં કે દક્ષિણ હિંદુસ્તાનમાં "બ્રિટિશ માલ બૉયકૉટ"ની લાગણી પાછલી સાલ કરતાં વધારે કડક છે કે મોળી છે? દુર્દૈવવાદી, શંકાશીલ માણસો પણ કહે છે કે "આ સાલ લોકોમાં બૉયકૉટની લાગણી વધારે કડક છે."

આયાતના આંકડાઓ બતાવી પોતાની જાતને કે પોતાના મતદારોને છેતરવાની કશી જરૂર નથી; કારણ કે એ આંકડાઓ તો સટોરિયાના ખેલો છે. સખત કારોબારથી વેપારીઓ અંજાય અને માલ મંગાવે, પણ એ માલ ખરીદનારાઓ ક્યાં છે? માલ તો મુંબઈના બંદરે ઉતાર્યો, પણ ખરી મજા તો ત્યાં છે કે એ માલ પરચૂરણ વેપારીઓની દુકાનોમાં પહોંચાડવો અને ઘરાકોના ઘરોમાં દાખલ કરવો. આ કામ સખત કારોબારથી થઈ શકે ખરું કે? પ્રોફેસર હેરોલ્ડ લાસ્કીના શબ્દો જરા ફેરવીને કહું તો સર સેમ્યુઅલ હોરે દૂધ દેતી ગાયનો અજગર બનાવ્યો છે અને હિંદુસ્તાન એ તો બા, મોટો જબરજસ્ત અજગર છે! હવે ઇંગ્લંડે ટેનિસ રમનારા જ નહિ પણ હિંદુસ્તાન પર રાજ કરી શકે તેવા કાબેલ માણસો પણ શોધવા પડશે. લૉર્ડ અર્વિનને પ્રધાન મંડળમાં લીધા એથી કોઈ છેતરાય નહિ. એ તો કબૂલત થઈ કે દર્દીની માંદગી ભારે છે, પણ એ કાંઈ માંદગીનો ઇલાજ નથી.

બ્રિટિશ સરકાર અને એના ભાડુતી નોકરો વચ્ચે હિંદુસ્તાનને નામે ઓટાવામાં જે કરારો થયા છે એથી કડવાશ વધવાની છે, ઘટવાની નથી. હિંદુસ્તાનની આંટ વધી છે એ સર સેમ્યુઅલ હોરના કારભારની ફતેહને લીધે નહિ. એ તો એમ પુરવાર કરે છે, કે ગાંધીજીની નીતિ એ અંધાધુંધીની નીતિ નથી કે જેથી મૂડી રોકનારાઓને ગભરાવાનું લેશ પણ કારણ હોય. ગાંધીજીની નીતિ એ અહિંસક નીતિ છે; શાંતિમય, વ્યવસ્થાપૂર્વકના ફેરબદલીની નીતિ છે, જેથી લોકો એમ માને છે, કે બ્રિટિશ રાજના ગયા પછી અંધેર નહિ આવે પણ સુખી, સંતોષી સ્વરાજની ઉષા આવશે કે જ્યારે સાચાં દેવાંઓનો સ્વીકાર થશે અને ખોટાં દેવાંઓનો ઇન્કાર થશે. માટે હિંદુસ્તાનની વધેલી આંટ એ ગાંધીજીની નીતિમાં પ્રજાહૃદયમાં રહેલા વિશ્વાસની નિશાની છે, સર સેમ્યુઅલ હોરની ફતેહની નહિ.

## (૬) વાઇસરૉયનું ભાષણ

વાઇસરૉયના તા. ૫ મી સપ્ટેમ્બરના ભાષણમાં એક જ ધ્વનિ છે, કે સવિનય ભંગની ચળવળની જડ ઉખેડી નાખવી અને એ ચળવળને છોડી ન દે તો સમસ્ત દેશમાં વિસ્તરાયેલી મહાસભાની જડ પણ ઉખેડી નાખવી, એવો બ્રિટિશ સરકારનો અને હિંદી સરકારનો નિરધાર છે. વાઇસરૉય દુનિયાને એમ મનાવવા માગે છે કે મહાસભાની ફિલસૂફી એ બળજબરીની ફિલસૂફી છે, કારણ કે મુંબઇમાં અને બીજે સ્થળે મહાસભા બળજબરીથી પોતાના વિચારો વેપારીઓ અને શહેરીઓ ઉપર લાદવા માગે છે. બંગાળમાં ચાલી રહેલી હિંસાવાદી ચળવળને મહાસભાની ચળવળ સાથે જોડી દેવાનો પ્રયત્ન કરતાં વાઇસરૉય કહે છે કે:—

"આ બળજબરીની ફિલસૂફીનો બીજો પણ વિશેષ ભયાનક પ્રકાર બંગાળમાં આપણી સામે આવીને ખડો છે. અહીંઆં પણ પ્રજાને માથે પોતાનો કક્કો ઠોકી બેસાડનારાઓનો સમૂહ આપણી નજર આગળ તરી આવે છે, માત્ર તેમની રીતમાં ફેર છે. તેમણે પોતાના વિચારોથી જુદા પડનારાઓ સામે ખૂનામરકીનો માર્ગ ગ્રહણ કર્યો છે. તેમના અત્યાચારોની સંખ્યા દિનપ્રતિદિન વધ્યે જ જાય છે. અનેક વફાદાર રાજસેવકોને તેમની ગોળીઓએ ઠાર કર્યા છે. સુભાગ્યે તેમાંથી કેટલાક બચી પણ ગયા છે, પણ સાથે સાથે આ તોફાનીઓએ લૂંટફાટનો ધંધો પણ આદર્યો છે અને સાથે સાથે ખૂન કરતાં પણું અચકાતા નથી.

"હાલ તો આ ચળવળનું નિશાન સરકારી અમલદારો છે અને સરકારને જેઓ મદદ કરે છે તેઓ છે. પણ જો આ ચળવળ ફાવી તો તે રીતે સત્તા મેળવનારાઓ એમની સામે જે કોઇ પડે તેમને ઠાર કરવામાં પાછી પાની કરવાના નથી. સ્વરાજની શાન્તિ કે વ્યવસ્થા તેમના રાજ્યમાં નહિ હોય; કારણ શાન્તિ તેમનાથી સો કોસ દૂર ભાગવાની. હિંસાવાદીઓના નેતાઓ સુધરેલી રાજનીતિને કોરે મૂકી રિવૉલ્વરનું રાજ્ય સ્થાપશે અને જે હેતુને માટે આ પગલાંજો લેવાયા હતા તે હેતુ ભુલાઇ જશે, પણ પગલાંજો તો રહી જશે. આખી દુનિયાનો એ અનુભવ છે અને હિંદુસ્તાનમાં પણ એ હિંસાવાદી ચળવળ ફાવે તો તેમ જ બનવાનું એ નિઃસંશય છે. આ ચળવળથી દેશના ભાવિને જે પ્રાણઘાતક જોખમ રહેલું છે તે તરફ આંખમિંચામણાં નહિ કરવા હું સૌ કાયદા અને શાન્તિપ્રિય લોકોને આગ્રહ કરું છું; કારણ કે દેશભક્તિના ખોટા ખ્યાલોથી દોરવાઇ જઇને આવાં હિંસાવાદી કૃત્યો પ્રત્યે ઉર્મિવશ સહાનુભૂતિ દાખવવી એ દુર્દૈવની નિશાની છે."

મ

## (૭) અશોકના આદેશ

નિઝામ સરકારના રાજ્યમાં નવાબ સાલાર જંગ બહાદુરની જાગીરમાં કોપબાલ જિલ્લાના પાટનગરની સીમમાં એક ખેડૂત ગુપ્તભંડારની શોધ કરી રહ્યો હતો તેવામાં એને અશોકના બે શિલાલેખો જડી આવ્યા છે. એક ગવિમઠ પથ્થર પર ને બીજો પાલ્કીગુંડુ

ટેકરી પર કોતરવામાં આવેલો છે. એ લેખો દ્વારા એને ગુપ્તભંડારની ચાવી મળશે એમ માની હનાપ્પા નામનો એ કણબી મિ. નારાયણરાવ શાસ્ત્રી પાસે એ શિલાલેખો લઇ ગયો. મિ. શાસ્ત્રીને પણ લખાણ સમજાયું નહિ એટલે સદર લેખોની વિગત નિઝામ સરકાર આગળ રજૂ કરવામાં આવી.

લંડન યુનિવર્સિટીના પ્રોફેસર આર. એલ. ટર્નર એ લેખો વિષે વિવરણ કરતાં જણાવે છે, કે બન્ને અસલ એક જ આદેશનાં રૂપાંતરો છે. રૂપનાથ સહાશ્રમ બૈરત બ્રહ્મગિરિ સિદ્ધપુર જતીંગ રામેશ્વર અને માસકીના આદેશની જ આવૃત્તિ છે.

ગવિમઠ શિલાલેખ સાફ વંચાય છે. બીજા શિલાલેખો ને આ લખાણનો ભેદ પ્રોફેસર ટર્નરે સ્પષ્ટ રીતે તારવી કાઢયો છે. પાલ્કીગુંડુ ટેકરી પરનો શિલાલેખ ગવિમઠથી બે માઇલ દૂર છે. એના થોડા અક્ષરો જ હાલ ઉકેલી શકાય છે; પરંતુ જેટલું લખાણ ઊકલે છે તે ગવિમઠના લખાણને મળતું આવે છે. એટલે બન્ને આદેશો મૂળ એક જ હશે એ વિષે શંકા રહેતી નથી. વળી એ બન્નેનું લખાણ સિદ્ધપુર ને ઉત્તરના બીજા શિલાલેખોને મળતું છે. બૈરત શિલાલેખ સ્પષ્ટ નથી, છતાં યે ગવિમઠના લખાણને લગભગ મળતો આવે છે.×

## (૮) મંચુકુઓનો સ્વાતંત્ર્ય સ્વીકાર

જાપાનની ધારાસભાના મિંસીઇટો અને સૈયુકાઇ બન્ને પક્ષોનો મંચુકુઓના સ્વાતંત્ર્ય–સ્વીકાર બાબતનો એકમતી નિર્ણય જગતની શાંતિને કદાચ ડહોળી નાખશે. બીજી સત્તાઓની આનાકાનીથી જાપાનનો નિર્ણય આજસુધી મુલતવી રહ્યો હતો. મંચુકુઓની સ્વતંત્રતા હવે સ્વીકારવામાં આવી છે એટલે મંચુરિયાના પ્રજાતંત્રના પ્રતિનિધિઓ ને જાપાની એલચીઓની ટૂંક સમયમાં જ નિમણૂક કરવામાં આવશે.

કોરિયાને ઓહિયાં કરતી વેળા જાપાને જે ચાલબાજી ચલાવી હતી તેનો જ આખા મંચુરિયા અને મોંગોલિયા માટે અત્યારે ઉઘાડેછોગ ઉપયોગ થઇ રહ્યો છે. જાપાની લશ્કરીઓ પ્રથમ સ્વાતંત્ર્ય વધાવે છે ને પછી આસ્તેથી આખા દેશને ઓહિયાં કરી જાય છે. ઇસ્વીસન ૧૮૭૬ ની કોરિયન–જાપાની સંધિ, ઇસ્વી સન ૧૮૯૫ ની શિમોનોશેકીની સંધિ, ઇસ્વી સન ૧૮૯૮ના રૂસો–જાપાની કરારો, ઇસ્વી સન ૧૯૦૨ ના એંગ્લો–જાપાની કરારો અને છેવટે ઇસ્વી સન ૧૯૦૪ની છેલ્લી કોરિયન–જાપાની સંધિઃ એ તમામમાં કોરિયાની સ્વાતંત્ર્યની ખુલ્લી ઘોષણા કરવામાં આવેલી. પરંતુ એ દરેકમાં ચીનનો એ દેશ પડાવી લેવાની ચાલબાજી સિવાય બીજું કાંઇ જ નહોતું. બ્રિટન અને રશિયા મોં ચાટતા રહી જાય ને જાપાનનું કાર્ય સરે એ જ તેનો મુખ્ય મુદ્દો હતો. જાપાનને હાથે રશિયાએ સખત હાર ખાધી એટલે ઇસ્વી સન ૧૯૦૫ ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે પોર્ટસમથના કરાર દ્વારા ઝારને કોરિયામાં જાપાની સત્તા સ્વીકારવી પડી.

મંચુરિયામાં પણ ઇતિહાસનું પુનરાવર્તન જ થઇ રહ્યું છે. પ્રથમથી જ જાપાન મંચુરિયામાં આર્થિક ને વ્યાપારી હક્કોની માગણી કરતું આવ્યું છે. મંચુરિયામાં બળજબરીથી ઘૂસી ગયા પછી હવે તે 'શાંતિ માટે જાપાની લશ્કરની ત્યાં જરૂર છે' એમ જણાવી રહ્યું છે. ને હવે તેણે છેલ્લો દાવ ફેંકયો છે. મંચુકુઓના સ્વાતંત્ર્યનો જાપાને સ્વીકાર કર્યો છે

× બોમ્બે ક્રોનિકલ ૨૯. ઓગસ્ટ, ૧૯૩૨.

એટલે લીગના અને નવ રાજ્યોના કરારને ખુલ્લું આહ્વાન કરવામાં આવ્યું ગણાય. ફ્રાંસ અને જર્મનીના ભેગા વિસ્તાર જેટલા એ પ્રદેશને ચીન પાસે બળજબરીથી પડાવી લઇ જાપાન ઓહિયાં કરી જાય ત્યારે બીજી સત્તાઓ શું કરી શકે છે, એ હવે જોવાનું છે. મંચુરિયા જાપાનમાં ભળશે તો પૂર્વની પરિસ્થિતિ પલટાશે, એશિયામાંથી પશ્ચિમવાસીઓને ધીમે ધીમે રૂખસદ લેવી પડશે. *

## (૯) રેડિયમ—બેધારી તલવાર

રેડિયમવાળી દવાઓ સામે સખત ઝુંબેશ ઉઠાવવામાં આવી છે. નિષ્ણાતોને હાથે રેડિયમ જીવનદાતા બને: અજાણ્યા કે લેભાગુ માણસો રેડિયમ વાપરવા જાય તો મૃત્યુને જ નોતરે.

પીટસબર્ગના લોખંડી જુવાન ૪૭ન એમ. બાયર્સ ગોલ્ફના ચેમ્પીઅન અને મશહૂર ખેલાડી છે. નાનીમોટી એકસોસાઠ ફરિયાદો નાબુદ કરે એવું રેડિયમનું પ્રવાહી એમણે પીવા માંડયું. પ્રથમ તો એ અદ્ભુત જણાયું. યુવાની વટાવી ચૂકેલો બાયર્સ તનમનાટભરી તંદુરસ્તી પામ્યો. જાણે જુવાનીનું અખંડ ઝરણું એને પ્રાપ્ત થયું. પોતાના મિત્રાને પણ એણે એ પ્રવાહીની ભલામણ કરી; પરંતુ થોડાક જ મહિનામાં એ ગંભીર માંદગીના બિછાને પટકાઇ પડયો; દાંત સડી જવાથી, લોહીનું પાણી થવાથી અને મગજમાં સોજો આવવાથી એ હમણાં જ અવસાન પામ્યો.

મનુષ્યદેહમાં કદી પણ મળ્યું ન હોય એટલું રેડિયમ બાયર્સના દેહમાંથી હાથ લાગ્યું. ત્રીસ માઇક્રોગ્રામથી પણ વધારે: ત્રણ માણસોના એક પલકમાં પ્રાણ હરી લે એટલું. રેતીના રજકણનાં સો અણુ કર્યા હોય એવા એક અણુ જેટલું રેડિયમ ખપથી વધારે થઇ પડે: એટલું રેડિયમ એક સ્થળે એકઠું થવાની પણ જરૂર નહિ. આખા ય દેહમાં પથરાયેલું રેડિયમ એ અણુ જેટલું થવા પામે તો બે વર્ષોની કાતીલ બિમારી પછી ભયંકર મોત નીપજાવે.

તત્ત્વોમાં રેડિયમ 'જેકીલ ને હાઇડ' જેવું છે. ઘણું જ અજબ છતાં ગજબ શક્તિવાળુ એ તત્ત્વ મનુષ્યને હાથ ચડયું છે. બીજાં ગહન તત્ત્વોના સમીકરણની છૂપી ચાવી એમાં છે, પરંતુ એ સમીકરણ ઝેર થાય છે, ને જેમ સમય પસાર થાય છે તેમ તેનું મૂલ્ય ઘટે છે. યુરેનિયમથી શરૂઆત કરી કરોડો વર્ષો પછી સીસું આવે એવાં અનેક તત્ત્વોના પૃથક્કરણનું એ પરિણામ છે. એ પોતાની અર્ધી શક્તિ ને અર્ધું વજન ૧૭૩૦ વર્ષમાં ગુમાવે છે; ઓગણીસ હજાર વર્ષમાં એ તદ્દન નકામું બની જાય છે.

કોઇ રેડિયમ ખાય તો તે હાડકાંમા સમાઇ જાય છે. પ્રવાહી તરીકે પીવામાં આવે તો કોઇ અજબ ભેદી રીતથી લોહી એને ઓગળે નહિ એવો પદાર્થ બનાવી દે છે અને એ જ સ્વરૂપે તે હાડકાંમાં સમાઇ જાય છે. મનુષ્યશરીરમાં રેડિયમનો સ્પર્શ થતાં જ લોહી બનાવનાર પ્રક્રિયા વેગવાન બને છે. અને આથી લોહી વધારે પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. એટલે રેડિયમ લેનારને ઠીક લાગે છે. એના શરીરમાં નવું જોમ વ્યાપે છે.

પછી વખત જતાં એનું અવળું પરિણામ નજરે ચડે છે: ધીમે ધીમે લોહી ઉત્પન્ન કરનાર અંગો ઘસાઇ જાય છે. લોહીના મૂળતત્ત્વો ઘટે છે: લોહીનું પાણી થતું જાય છે.

* The Chinese Republic. June 25, 1932

સત્તરસો ત્રીસ રેડિયમ પોતાની અર્ધી જ શક્તિ ગુમાવે છે એટલે મનુષ્યના અવસાન પછી પણ રેડિયમ પોતાનું કાર્ય કર્યા જ કરે છે : સેંકડો વર્ષ સુધી એનું જોર નરમ પડતું જ નથી. ન્યુજર્સીનો એક માણસ રેડિયમવાળાં ઘડિયાળો બનાવતો. એમાંથી એને રેડિયમનું ઝેર લાગ્યું, ને એ મરણ પામ્યો. પાંચ વર્ષ પછી એના શબને બહાર કાઢવામાં આવ્યું. એ શબનાં હાડકાંમાંથી પા ઔંસ હાડકું 'ગીગર કાઉન્ટર' પર મૂકવામાં આવ્યું. એ યંત્રથી રેડિયમ દ્વારા વીજળીના ચડકાર શરૂ થાય છે. એ યંત્રને 'લાઉડ સ્પીકર' લગાડવાથી એ ચડકારા સ્પષ્ટ સંભળાયા. ચાલુ તીણી ચીસો ( statics ) પાડવામાં આવતી હોય એમ લાગ્યું. એક વાર એ હાડપિંજરનો પગ ફોટોગ્રાફિક પ્લેટ પર મૂકવામાં આવેલો—થોડા દિવસમાં જ એની છબી પડી ગયેલી.

કોઇ પણ ડાહ્યો દાક્તર દવામાં રેડિયમનો ઉપયોગ કરતો નથી. રેડિયમ જેવી જ બીજી બનાવટો વપરાય છે. રેડિયમ વાપરવામાં દાક્તરોને ખૂબ જ કાળજી રાખવી પડે છે. રેડિયમવાળી નળીઓને પણ એ અડકી શકે નહિ; લાકડાની પકડોનો જ ઉપયોગ કરવો પડે ! દવાખાનાના એક ભાગમાંથી બીજા ભાગમાં રેડિયમ લઇ જવું હોય તો લાંબા હાથાવાળી પેટીઓનો ઉપયોગ કરવો પડે છે. વપરાશમાં ન લેવું હોય તો સીસાના જાડા ઘનમાં કાણાં પાડી રેડિયમને રાખવું પડે ને સીસાથી બાંધેલા ખાસ ખંડમાં જ એની અલાયેદી વખાર બનાવવી પડે છે. દર્દીઓના ખંડથી, ઑફિસોથી કે રહેવાનાં સ્થળોથી એ વખાર ખૂબ જ દૂર હોવી જોઇએ.

આખી દુનિયાનું ચોખ્ખું રેડિયમ આપીએ તો લગભગ ૩૦૦ ગ્રામ થાય—આશરે અઢી પાશેર. એનું મૂલ્ય એક કરોડ પાંસઠ લાખ ડૉલર થવા જાય. એમાંનું અર્ધું તો યુનાઈટેડ સ્ટેઇટસ્—અમેરિકામાં જ છે. એ ગ્રામ રેડિયમ બનાવવા દોઢસો માણસોએ ૫૦૦ ટન કાચી ધાતુ, દશહજાર ટન 'ડીસ્ટીલ્ડ' પાણી, એક હજાર ટન કોલસો ને પાંચસો ટન રસાયણોની સામગ્રી લઇ એક મહિનાથી વધારે મુદત સુધી મથવું પડે.

એ રેડિયમ ક્યારે પણ સોંઘું થશે ? કેનેડાના ઇશાનમાં આવેલા 'ગ્રેઇટ બેર લેઇક' પ્રાંતમાં થોડાક જ મહિના પર જડેલી રેડિયમની કાચી ધાતુને નફો થાય તેમ ગાળવામાં આવે તો એમ બને ખરું. એનું મૂલ્ય ઘણું જ ભારે છે તેથી જ તે લેભાગુ માણસોને હાથ ચઢ્યું નથી. બહાવરા પ્રયોગશાસ્ત્રીઓને જડયું નથી. નહિ તો બેધારી તલવારની પેઠે વિનાશની ઝડી વરસતાં વાર ન લાગે.*

## (૧૦) મનુષ્ય અને તેનો ખોરાક

તંદુરસ્ત માણસ રોજનો સામાન્ય ખોરાક લે તો સ્વાદફેર કે જાતફેરથી એને કશું જ નુકસાન થતું નથી. મનુષ્યને જેવી ઇચ્છા થાય તે પ્રમાણે પોતાના અનુભવ પ્રમાણે તેણે ખોરાક લેવો; છતાં ય પુષ્ટિકારક ખોરાકની વિવિધ જાહેરાતોથી મનુષ્યને લલચાતો આપણે જોઇએ છીએ. નારંગી વેચનાર કહેશે, કે મોટો ભાગ વાયુથી પીડાય છે, માટે લોકોએ નારંગી ખાવી. બાકી વાયુપ્રકૃતિ ટાળનાર તત્ત્વો આપણા દેહમાં જ પુષ્કળ ભરેલાં છે અને અતિશય ભૂખમરો કે લાંબી માંદગી સિવાય ગોળા ચડતા જ નથી.

* 'Readers' Digest' August 1932.

ડેરીવાળાઓ કહેશે કે ખૂબ દૂધ પીવું, પણ મોટપણે દૂધની જરૂર રહે છે ખરી ? નૈસર્ગિક ઇતિહાસ તપાસીશું તો માતા બાલકોને દૂધ પૂરું પાડે છે. જન્મથી એક મહિનો કે એક વર્ષ સુધી એ કુદરતી ક્રમ નભે છે. ત્યારપછી કુદરત ક્યાંય દૂધ પૂરું પાડતી નથી; એટલે મોટપણે દૂધની આવશ્યકતા ગણી શકાય નહિ.

આખા ઘઉંની રોટલીનો આપણને ખ્યાલ પણ ન આવે; કારણ કે આપણે અનુભવે જુદા ઘડાયા છીએ. પણ ઘંટીની કરામત શોધાયા પછી જ આપણે આખા ઘઉંની રોટલી ખાવાનું બંધ કર્યું. પરંતુ છેલ્લા મહાન જગતયુદ્ધ પછી વસ્તુસ્થિતિ પલટાઇ છે. આખા ઘઉંની રોટલીમા જીવનતત્ત્વ વધારે પ્રમાણમાં હોય છે એમ પ્રતિપાદિત થયું છે. આંતરડાના બિગાડમાં એનું પોષક તત્ત્વ અમૂલ્ય લેખાયું છે. બીજા કેટલાક અનાજમાં પણું બ–જીવનતત્ત્વ ( વાઇટેમિન ) વધારે પ્રમાણમાં હોય છે એમ નક્કી થયું છે. લોટને મુખ્ય સ્થાન આપવામાં આવે છે, પણ આખા ઘઉંમાં પણ પોણા ભાગનું પોષકતત્ત્વ તો જડી આવે છે જ. હવે તો કદાચ ખોરાકને અતિનીલ વીજળીનાં કિરણોથી ( અલ્ટ્રાવાયોલેટ રેઇઝ ) અપનાવવાનું પણ કહેવામાં આવશે. બાકી પ્રયોગો દ્વારા જીવનતત્ત્વો ઉમેરવાનો અખતરો જાહેર કરનાર પેઢીને જ લાભદાયી થશે–બીજાને ખાસ નહિ.

ખરું જોતાં તો વાઇટેમિન કે જીવનતત્ત્વની ભાંજગડમાં પડવું જ ન જોઇએ, ને પડવું હોય તો તેનો પૂરેપુરો અભ્યાસ કરવો જોઇએ. હમણાં yeast–યીસ્ટ ખાવાની ખૂબ ભલામણ કરવામાં આવે છે, પરંતુ સારા સારા નિષ્ણાતોએ જાહેર કર્યું છે કે એનો ઉપયોગ કર્યા સિવાય પણ તંદુરસ્તી અને દીર્ઘ જીવન પ્રાપ્ત કરી શકાય તેમ છે.

એક વાત નક્કી છે, કે એકાદ વાઇટેમિન યા જીવનતત્ત્વ જોઇએ તે કરતાં વધુ પ્રમાણમાં લેવાય ને બીજાં તત્ત્વો ન મળે તો નુકસાન થાય. પરતુ મનુષ્યને પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે વર્તવા દેવામાં આવે તો તે વિવિધ વાનીઓ આરોગશે એટલે બધાં જ તત્ત્વો જળવાશે. વાઇટેમિન્સ ખાઇ ખાઇને વજન વધારવામાં કશો ફાયદો નથી, કારણ અનુભવથી સમજાઇ શકશે કે દશ શેર વજનના બિનજરૂરી વધારાથી જીવનનું એક વર્ષ ઊલટું ઘટે છે.*

## (૧૧) માણસ કે માછલી !

સમુદ્રનાં જળચરો સૂર્યનાં કિરણો પહોંચે એટલા સપાટી પર રહે છે કે માઇલોના ઊંડાણમાં ઘોર અંધકારમા વસે છે એ સર્વનો આધાર તેમને મળતા પ્રાણવાયુ ઉપર છે. પ્રાણવાયુ વિનાના પાણીમાં માછલી જીવી જ શકે નહિ. વળી સમુદ્રમાં જીવનનો આધાર અંદર ઊગતી વનસ્પતિ ઉપર પણ છે. આંખે જોઇ પણ શકાય નહિ એવી સમુદ્રમાં થનારી વનસ્પતિનાં થર બાઝેલાં હોય છે. પરતુ એ વનસ્પતિ સૂર્યનાં કિરણો પહોંચી શકે એટલામાં જ ઊગે છે ને તે તરે છે. એક ક્વાર્ટ દરિયાઇ પાણીમાં એ વનસ્પતિના સાઠ લાખ છોડ હોય છે. પાણીનો રંગ બદલાય છે ને લીસું લાગે છે તે સિવાય એ વનસ્પતિનું અસ્તિત્વ કળી શકાય તેમ નથી. આ વનસ્પતિ બહુ જ ઝીણાં જંતુઓથી પોષાય છે ને મોટાં જંતુઓ માટે ખોરાક બને છે.

---

* 'Reader's Digest' August 1932.

ઉષ્ણ કટિબંધનાં ચોખ્ખાં પાણીમાં સૂર્યનાં કિરણો લગભગ ૬૫૦ ફૂટ ઊંડા ઘૂસી શકે છે ને એ તમામ ભાગમાં ઉપરોક્ત વનસ્પતિ ઊગે છે. જમીનની વનસ્પતિનો અડસટ્ટો કાઢવા આપણે પહોળાઇ જોઇએ છીએ, પણ દરિયાઇ વનસ્પતિ માટે ઊંડાઈ પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. આ પ્રમાણે દરિયાઇ પાણીમાં પોષક તત્ત્વો છે એ આપણે માની લઇએ પછી આપણે તેની ખારાશનો વિચાર કરવો ઘટે છે. ને સાથે સાથે મનુષ્યના લોહીમાં ખારાશ છે તે પણ યાદ રાખવું જોઇએ. લોહી અને દરિયાઇ પાણીમાં એક જ જાતનાં તત્ત્વો હોવાથી તેમાં ખારાશ છે. પરંતુ સમુદ્ર જમીનમાંથી ખારાશ મેળવતો જ જાય છે એટલે બન્ને પ્રમાણ સરખાં ન હોય. અનુભવી શોધકોએ એટલી ખાતરી કરી છે કે મનુષ્ય અને બીજાં પ્રાણીઓના લોહીની ખારાશ 'કેમ્બ્રીઅન' યુગના દરિયાની ખારાશ જેટલી છે. એટલે જગતના ઇતિહાસમાં સમુદ્રમાંથી પ્રાણીઓની ઉત્પત્તિ એ કાળમાં થઇ હશે એમ ગણતરી કરવામાં આવે છે. અને એક જ પ્રકારના પ્રવાહીદ્વારા પોષણ મેળવતાં હોવાથી એની એ જ ખારાશ હજી પ્રાણીઓમાં પણ ટકી રહેલી છે. એ પ્રવાહી ખોરાકમાં ત્રણ તત્ત્વો હોવાં જોઇએ: પોષક તત્ત્વ, પ્રાણવાયુ ને ખારાશ. મનુષ્યશરીરનું દરેક પરમાણુ આ જ તત્ત્વો પર નભે છે; એટલે મનુષ્ય કે સમુદ્રમાંનું જીવંત પરમાણું પ્રવાહી ખોરાક મારફતે જ પોતાનાં અગત્યનાં કાર્ય કરી શકે છે. એ પ્રવાહીમાં પ્રાણવાયુ ને પોષક તત્ત્વ હોવાં જ જોઇએ; તેમ જ અમુક પ્રમાણમાં સમુદ્રની ખારાશ પણ તેમાં હોવી જ જોઇએ. દરિયાઈ પાણીનાં તત્ત્વોવાળાં પ્રવાહી, મનુષ્યશરીરમાં આપોઆપ જ તૈયાર થાય છે. જન્મતાં પહેલાં આપણે પણ પ્રવાહીમાં તરતા હોઇએ છીએ. તે પરથી આપણને દરિયાઇ જંતુઓનો પણ ખ્યાલ આવશે. આપણાં આંસુ અને પ્રસ્વેદબિંદુઓમાં પણ પ્રાચીન દરિયાની ખારાશ રહેલી જણાય છે.

એટલે મનુષ્ય એક નાનકડા સમુદ્ર જેવો જ લાગશે. એના શરીરમાંનું સૂકા ઘાસના રંગનું પ્રવાહી એ એનું દરિયાઇ પાણી છે. એ પાણીમાં ઉત્પન્ન થતાં અનેક જંતુઓ કે જીવંત પરમાણુઓને પોષવા એને પ્રાણવાયુની જરૂર પડે જ. કુદરત મનુષ્ય કરતાં જંતુઓને જીવાડવા શી કરામત કરે છે ? આ પ્રશ્ન અને પ્રવાહીની સપાટી વધારવાનો પ્રશ્ન બંને એક જ છે. દરિયાની સપાટી વિશાળ હોય છે એટલે એ સપાટી થોડો થોડો પ્રાણવાયુ લે તો ય ઊંડાણનાં જંતુઓ પોષાય. મનુષ્યશરીરમાં 'મેમ્બ્રેઇન' મારફત એ કામ થાય છે. ઝીણી નળીઓ દ્વારા પ્રવાહી ફેફસાંમાં પહોંચે છે, અને ત્યાં એને જોઇતો પ્રાણવાયુ મળી રહે છે. ફેફસાં એ પ્રવાહી માટે વિશાળ દરિયાઇ સપાટીરૂપ છે ને એ નાનકડા દરિયામાં ખૂબ જ પોષકશક્તિ ભરેલી છે.

બાલક જન્મે ત્યાર પહેલાં એને ફેફસાંની જરૂર હોતી નથી તેથી, એનાં ફેફસાં સજ્જડ બાંધી રાખેલાં હોય છે. જન્મ થતાં જ છાતીની માંસપેશીઓની ઓચિંતી હિલચાલથી ફેફસાંના બંધ ખુલી જાય છે. મનુષ્ય શ્વાસ લેતો થાય છે ત્યાર પછી એક કે બે મિનિટથી વધારે પહોંચે એટલો પ્રાણવાયુનો જથ્થો તેના શરીરમાં રહે છે. એની અંદરનો દરિયો ખાલી થઇ જવાની અણી પર હોય છે. આથી બાળકના જન્મ વખતે, જ્યારે તે પોતાના કુદરતી સંબંધથી છૂટું પડે છે, અને જબરા પ્રયત્નથી પોતાનાં ફેફસાંઓ ફુલાવીને બહારની હવાથી

ભરેલી દુનિયામાં કૂદકો મારે છે, ત્યારે આપોઆપ શ્વાસોચ્છ્વાસ લેવાની પ્રક્રિયા ચાલુ ન થાય તો ફેફસાની બલૂન જેવી કોથળીઓ ફૂલતી નથી, અને બાળક મરી જાય છે.

આપણે જો માંસ અને હાડકાના બનેલા આ ‘અત્યંત સ્થૂળ’ દેહ તરફ માત્ર નજર કરીએ, તો આપણામાં જે ખરેખરું જીવન્ત અને ચેતનમય તત્ત્વ છે, તે તો દરિયાના એક-કોષી નાના પ્રાણી જેવા, આપણા શરીરમાંના પ્રવાહી સ્રોતમાં ફરતા કોષો છે, એટલું કબૂલ કરવું અસંભવિત લાગશે. પણ મનુષ્યશરીરનો કેટલો ભાગ જીવતો છે, અને કેટલો મરેલો છે, એ વિશે જો આપણે વિચાર કરીશું તો આપણને આનો ખરો ખ્યાલ આવી જશે. વાળ અને નખ તદ્દન મરેલા છે. પક્ષીઓનાં પીછાં, કે પશુઓનાં શિંગડાં અથવા માછલીનાં ભિંગડાં જેમ ગંધક અને નાઇટ્રોજનનાં બનેલાં છે, તે જ પદાર્થોનાં આ બનેલાં છે. હાડકામાં પણ કંઇ જીવન નથી, એ તો ખનીજ પદાર્થ છે—ચૂનો અને ફૉસ્ફરસ એમાં મોટે ભાગે આવેલાં છે. હાડકામાં જે ઝીણા કોષો અહીં તહીં છૂટા છવાયા દેખાય છે તે જ જીવતા છે, તે કોષો હાડકાં બાંધે છે, અને કંઇ ઇજા થઇ હોય ત્યાં સમારકામ કરે છે. બાકી હાડકું પોતે પરવાળાના ખડકો જેટલું જ મરેલું છે. વળી લોહી અને શરીરમાંનું પ્રવાહી તત્ત્વ પણ જીવંત નથી. શરીરમાં પાણીનો પ્રવાહ વહ્યા કરે છે, અને એ પ્રવાહ દ્વારા જીવંત કોષો માટે ખોરાકનાં પોષક તત્ત્વો, પ્રાણવાયુ તથા જરૂર જોઇતો ક્ષાર જુદે જુદે ઠેકાણે પહોંચાડવામાં આવે છે ચરબી પણ જીવંત નથી, એ તો કોઇ દિવસ ખપ લાગે તે પૂરતું બળતણ છે; અને થુંક, આંસુ, પરસેવો વગેરે શરીરના કારખાનામાંથી ઉત્પન્ન થતા પદાર્થો છે. આથી ઊલટું, જીવન અને તેની અગમ્ય પ્રક્રિયાઓ પેલા કોષોમાંથી ઉત્પન્ન થાય છે. એક કોષ એક પ્રક્રિયારૂપ છે, અને એ પ્રક્રિયામાં તથા એ પ્રક્રિયાની પાછળ જીવનનું રહસ્ય રહેલું છે.

## (૧૨) પક્ષીઓના સ્થલાંતરો

યુરોપની ઉત્તરના દેશોમાં પંખીઓ વસંતમાં ટોળે વળે છે: શિયાળો આવતાં દક્ષિણના ગરમ પ્રદેશો તરફ ઊડી જાય છે. દરેક વસંતમાં એનાં એ જ પંખીઓ પાછાં ફરે છે કે બીજાં એ વિશે જાણવું જરૂરનું છે. ઋતુના ફેરફાર પ્રમાણે હમેશની ટેવ મુજબ કસાયેલા સૈનિકની પેઠે દરેક પંખી પ્રવાસ આદરે છે? કાગડાની પેઠે દરેક પંખી સીધું જ ઊડે છે? ધારેલે સ્થળે જ વાસ કરે છે?—આ બધા પ્રશ્નોના સંતોષકારક જવાબ માટે પ્રત્યેક પક્ષીનો બારીક અભ્યાસ કરવો જોઇએ. અમેરિકામાં એવો અખતરો શરૂ થયો છે. પક્ષીને પકડી તેને ધાતુનો નંબરવાળો પટો પહેરાવી છૂટું મૂકી દેવામાં આવે છે અને એના પર કાયમ દેખરેખ રાખવાથી એની ટેવો, પીછાંનાં ફેરફાર વગેરે ઘણું ઘણું જાણવાનું મળે છે. યુનાઇટેડ સ્ટેટસમાં આવા અખતરા માટે ખાસ સ્થળો નિયત કરવામાં આવ્યાં છે. એવું એક મુખ્ય સ્થાન કોડ ભૂશિરમા ઉત્તર ઇસ્ટહામમાં ડૉ. ઑસ્ટીને ઊભું કરેલું છે. ત્યાં પક્ષીશાસ્ત્રનો ઝીણવટભર્યો અભ્યાસ કરવામાં આવે છે. ઑસ્ટીન મથક સાતસો એકરના વિસ્તારમાં જાળ નાંખેલી છે. ત્રણ ત્રણ માઇલના પ્રદેશની દિવસમાં પાંચ પાંચ વખત ખબર કાઢવામાં આવે છે. જેમ વધારે ભાળ કઢાય, તેમ વધારે લાભ થાય. એ ઇન્દ્રજાળથી પંખીઓને જરા પણ નુકસાન થતું નથી. કેટલાંક તો એનાથી તદ્દન ટેવાઇ જાય છે ને જે જે સ્થળે જાળ પાથરી

રાખવામાં આવી હોય તે સ્થાનને આનંદવિહાર લેખે છે. કારણ કે ત્યાં ચારો ચરવામાં એમને મોજ આવે છે.

પંખીઓ ફરી ફરી એની એ જાળમાં આવે છે. એટલું જ નહિ પરંતુ માણસોથી એ જરા ય ડરતાં નથી. લોકોના હાથમાં એમને લહેર પડે છે. તેઓ આનંદથી આંખો મીંચી લપાઈ જાય છે. કેટલીયે ક્ષણે તે શાંતિથી બેસી રહે છે, ને છૂટું મૂકતાં નીરાંતે ઊડી જાય છે. નાનાં પક્ષીઓ તો સહેલાઈથી પકડાય છે ને પગથી બંધાય છે: બાકી મોટા ગરુડને પકડતાં ને પટો પહેરાવતાં કેટલીક વાર ત્રણ ચાર માણસની મદદ લેવી પડે છે.

કોડ ભૂશિરમાં એવો અનુભવ થયો છે કે નાનાં પક્ષીઓમાંના લગભગ એંશી ટકા પંખીઓ બે અઠવાડિયાના ગાળામાં જ એ સ્થળે પાછાં ફર્યા છે. નેવું ટકા પંખીઓ ત્રણ મહિનાના ગાળામાં ફરી મુલાકાત લે છે જ. ઉપરોક્ત અખતરાની રસભરી શોધ તો પંખીઓની લાંબી મુસાફરી છે. એક વખત મિ. ઓ. એલ. ઑસ્ટીન જુનિયરે લેબ્રેડોરના ઈશાનમાં એક પંખીને પટો પહેરાવેલો. નવ અઠવાડિયાં પછી તેનું પંખી ચાર હજાર માઇલ દૂર ફ્રાન્સમાં લા રોશેલના દરિયાકિનારે મરેલું મળી આવ્યું. બીજું એક પંખી ૯૦ દિવસમાં નવ હજાર માઇલની મુસાફરી કરી, દક્ષિણ આફ્રિકામાં નાતાલમાં મરણ પામેલું જડયું. ઇસવીસન ૧૯૧૭ માં નાઇજર નદીને કાંઠે એક હબસીએ એવું પટાવાળું એક પંખી મેળવ્યું. તેની તપાસ કરતાં ઇસવીસન ૧૯૧૩ માં મરકોનસના ઉપસાગર પર મેઇન શહેરમાં ડૉ. જ્હૉન ફિલિપ્સે એ પટો બાંધ્યો હતો, એમ જણાઇ આવ્યું.

ઋતુના ફેરફાર પ્રમાણે પંખીઓ ફરી ફરી એ જ સ્થળે પાછાં વળે છે, એ સામાન્ય માન્યતા ઉપર આથી ઠીક પ્રકાશ પડયો છે. ડૉ. ઇ. ડબલ્યુ. નેલ્સન પોતાના અનુભવથી જણાવે છે, કે તેમણે પટો બાંધ્યા પછી એક પક્ષી એક જ ગામમાં આઠ વર્ષ સુધી ફરી ફરી નજરે પડયું હતું; પરંતુ કેટલાંક પક્ષી એકની એક જગ્યાએ પાછાં નથી પણ આવતાં. મિ. ડબલ્યુ. જે. લાયૉન ઇલિનોઇઝમાં વોકેજન આગળ એવા અખતરાઓ કરે છે. એમણે છેલ્લાં દશ વર્ષમાં સફેદ ડોકવાળી સાત હજાર ચકલીઓને પટા બાંધ્યા છે, પરંતુ તેમાંની એક પણ ફરી નજરે ચઢી નથી.

વળી ઋતુના ફેરફાર પ્રમાણે પંખીઓ પ્રવાસ આદરે છે એ માન્યતા પણ હવે ખોટી પડતી જાય છે. બતકો પૂર્વપશ્ચિમ તેમજ ઉત્તરદક્ષિણ પણ પ્રવાસ કરે છે. કેટલીક ચકલીઓ ઇશાન અગ્નિ ને વાયવ્ય ખૂણામાં પ્રવાસ કરે છે. કેટલાંક પંખીઓ એકસરખાં કાગડાની પેઠે સીધાં ઊડે છે. કેટલાંક ચક્રાવામાં ઊડે છે.

આ પંખીઓને પોતાના માર્ગમાં ભયની આગાહી થતી હશે? કેટલાંક આવતો ભય કળી લે છે, પરંતુ હજારો પંખીઓ તોફાનોનાં ભોગ થઇ પડે છે; એટલે સામાન્ય રીતે પંખીઓને ભયની ખાસ ખબર પડતી નથી એમ કહી શકાય. પટા બાંધવાના અખતરાથી પંખીઓની વિવિધ જાતોના જીવનકાળનો નિર્ણય કરી શકાશે. આજ સુધીના અનુભવથી એમ કહી શકાય, કે પંખીઓમાં નૈસર્ગિક મૃત્યુ જેવું કાંઇ હોતું નથી. આટલા અખતરાઓમાં સોળ વર્ષે ફરી હાથ ચડયાના દાખલા નોંધાયા છે. પરંતુ એથી વધુ લાંબા ગાળા પણ નોંધાશે જ. અમેરિકાના ખેતીવાડી ખાતા દ્વારા આ અખતરાઓને ઉત્તેજન આપવામાં આવે

છે ને તે માટે સામગ્રી પણ પૂરી પાડવામાં આવે છે. એ પ્રવૃત્તિમાં વિજ્ઞાનની પ્રગતિ ને આનંદનો સાંરો મેળ સધાયો છે..×

## (૧૩) જંતુઓનું સામુદાયિક માનસ

### તીતીઘોડા તીડ બને છે

બિલકુલ નુકસાન ન કરે એવા તીતીઘોડાં કેટલાક સંજોગોમાં ભયંકર વિનાશકર્તા તીડ બની જાય છે. જેમ મનુષ્યમા સામુદાયિક માનસ કામ કરે છે અને શાન્ત શહેરીઓ લોહી તરસ્યાં ટોળામાં પલટાઇ જાય છે, તેમ જતુઓમા પણ બને છે. પ્રીટોરિયા વિદ્યાપીઠના પ્રોફેસર જે. સી. ફૉરે જુદા જુદા રંગના વિવિધ પ્રકારના તીતીઘોડાઓ એકઠા કર્યા હતા. એક પાંજરામાં સર્વને પૂરવામા આવ્યા હતા. થોડા જ વખતમાં એ જંતુઓમાં ફેરફાર થવા લાગ્યો. માત્ર આકારમા જ નહિ, પરતુ રંગમા પણ તેઓ બદલાવા લાગ્યાં. તેઓ જરા વધારે ચપળ જણાયા. એમના શરીરમા ગરમી વધી. એમ ભૂખ ઉઘડી. દરેક મહિને એમના રંગોમાં ફેરફાર થવા લાગ્યો છેવટે બધા જ શ્યામ ને પીળા પડી ગયા.

હવે તેઓ પહેલાંના જેવા ગરીબડા રહ્યા નહોતા. હવે તેઓ ખોરાક માટે એકબીજાની સાથે લડતા. લગભગ દરેક ખાહેશમાં તેઓ ઊડતાં તીડ જેવા જ બની ગયા હતા. પાસે જ એક બીજું પાંજરું મૂકવામાં આવ્યું હતું. તેમાં એક જ તીતીઘોડો રાખવામાં આવ્યો હતો. તેનામાં પણ એવો જ ફેરફાર થયો. બીજા ભેરું બળતાં એ પણ તીડ બની ગયું. પછી પ્રોફેસર ફૉરે બધાંને છૂટાં પાડ્યાં. ૧૩૯ માંથી ૧૩૫ પાછાં તીતીઘોડાં બની ગયાં ને પોતપોતાની વિનાશક વૃત્તિ છેક જ ભૂલી ગયા.

પ્રોફેસર ફૉર હજુ પણ મીનોસાટામાં એવા જ પ્રયોગો આદરી રહ્યા છે.*

—રમણીકલાલ દલાલ

## (૧૪) કોમી ચુકાદો

સરકારના કોમી ચુકાદાને લગતા જાહેરનામાના બીજા પેરેગ્રાફમાં બ્રિટિશ વડા પ્રધાન જણાવે છે :—

" આપણે ગમે તે નિર્ણય આપીશું તોપણ પ્રથમ તો દરેક કોમ પોતાની સંપૂર્ણ માગણીઓના દૃષ્ટિબિંદુથી પોતાનો અણગમો દર્શાવશે જ."

આ વાક્યમાં નિર્ણયનો સૌથી ખરાબ દોષ, હાનિકારકતા કે નીચ વલણ સ્પષ્ટ થતું નથી છતાં પણ સમાલોચકોએ તેનાથી અવળે માર્ગે દોરાઈ જવું ઘટતું નથી. એક યા બીજા હિંદી વિભાગની માગણીની વિરુદ્ધ આ ફેંસલો પડયો છે એ રીતે કોમી ચુકાદાને વિચારવાનો નથી; પણ સમસ્ત હિંદીઓના હિતની વિરુદ્ધ છે, તે બ્રિટનના લાભનો અને હિંદનો વિરોધી છે એ જોવાનું છે.

પ્રજાતંત્ર કે જવાબદાર રાજ્યતંત્રનો એક મુખ્ય મુદ્દો એ છે કે જે આજે લઘુમતિ છે તે તેના વિરોધીઓનો અભિપ્રાય બદલાવાથી કે બીજા કારણે કાલે વધુમતીમાં ફેરવાઈ જાય. એ રીતે દરેક વિભાગમાં પોતાનાં જ્ઞાન, શક્તિ ને દેશભક્તિનો પૂરેપુરો લાભ દેશને આપી શકે. સત્તા પર આવેલા વધુમતી પક્ષમાં ફેરફાર થવાની વકી રહે તેને લીધે એ પક્ષના આગેવાનોમાં પ્રજાકીય જવાબદારીની આનક રહે છે અને તેમનાં જોહુકમી અયોગ્ય કે હલકાં કામો ને રીતો પર મજબૂત અંકુશ રહે છે. પરંતુ કોઈ પણ બંધારણ જો કોઈ કોમને કોમ તરીકે મત્તા આપે અગર તો સત્તાધારીના હાથમાં રમકડારૂપ બનાવી મૂકે તો દેશમાં પ્રજાતંત્ર કે જવાબદાર રાજ્યતંત્ર સંભવે જ નહિ અને પ્રજાતંત્ર કે જવાબદાર રાજ્યતંત્રમાં સમાયેલા તમામ લાભ નિર્મૂળ બને. આ કોમી ચુકાદો પ્રજાતંત્ર યા જવાબદાર રાજ્યતંત્રનાં તમામ અગત્યનાં તત્ત્વોને ઉવેખે છે ને એવા તંત્રથી મળતા તમામ લાભોથી હિંદને વંચિત રાખવાની ગરજ સારે છે.

એથી હિંદુઓને ભયંકર અપમાન ને અન્યાય કરવામાં આવેલ છે. કદાચ હિંદુઓએ સ્વરાજ્યની લડત આગળ ધપાવવા પ્રાણ પાથર્યા છે તેની રીમ રાખી એ નિર્ણય પર અવાયું હશે. કોમી ચુકાદાથી હિંદુઓનું પ્રતિનિધિત્વ કોઈ પણ પ્રાંતમાં મજબૂત તો બન્યું નથી, પરંતુ કેટલાક પ્રાંતમાં તો સ્પષ્ટ રીતે નબળું પડયું છે. આથી એકેએક સાચા દેશભક્તને ભારે ચિંતા થવી જોઈએ; કારણ કે એ સંજોગોમાં શાંતિ મળવાની નથી તેમ શાંતિમય પ્રગતિ પણ થવાની નથી. અહિંસક પ્રવૃત્તિના પ્રેમીઓ જો કોમી નિર્ણય સ્વીકારે અને કોમી ભારથી લદાયેલું બંધારણ નભાવવા સહકાર આપે તેમ જ કોમી ચુકાદાને અનમાન્ય કરવામાં બને તેટલા શાંતિમય પ્રયાસો કરવામાં પાછા પડે તો તેઓ પોતાના ધ્યેયમાં જ જૂઠા ઠરે. શારીરિક બળમાં માનનાર ઉપર શું અસર થશે એ તો સમજાય તેવું જ નથી.

આ પ્રમાણે ચિંતા માટે ઘણો જ અવકાશ છે છતાં ય એમાં નિરાશ થવા જેવું કાંઈ જ નથી. આપણી માનવતા ને આપણા સત્ત્વને કસોટીએ ચડાવવા માટે જ મુશ્કેલીઓનું અસ્તિત્વ છે ને મુશ્કેલીઓ ઊભી પણ તે માટે જ થાય છે. એને આપણે તરી જઈએ તેમાં જ આપણો વિજય છે. હિંદુ કે બીજી જાતિઓ અગર તો સામાન્ય હિંદીઓ કચડાશે નહિ ને કચડાવાના પણ નથી જ.

૬

કોમી નિર્ણય કે વડા પ્રધાનના શબ્દોમાં કોમી પ્રતિનિધિત્વ માટેનો ફેંસલો કોમી તો છે જ, પણ એથી યે કંઇક વધારે છે. ખરુ જોતાં કોમી ચુકાદામાં કોમોને ધર્માનુસાર જુદી જુદી ધારાસભાઓમા માત્ર પ્રતિનિધિત્વ આપવું જોઇતું હતું; પરંતુ કોમી ચુકાદો એથી યે આગળ વધ્યો છે. સ્ત્રીઓ કોમ નથી. યુરોપિયન, એંગ્લો ઇંડિયન, જમીનદારો, વિદ્યાપીઠો, કામદારો ને દલિતવર્ગો જુદી જુદી કોમો નથી; છતાં ય કોમી નિર્ણયમાં એ દરેકને છૂટી કોમ લેખી જુદું જુદું પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે. કદાચ જુદી જુદી કોમો વચ્ચે સમતુલા જાળવવા એમ કરવામાં આવ્યું હશે. કદાચ નોકરશાહીની સ્વાર્થ સાધવાની બાજી પણ હશે વળી એમાં કેટલીક અનિયમિતતા ને વ્યવહારક્ષતિ પણ છે જ. હિંદી મતાધિકાર સમિતિના હેવાલના એકવીસમા પ્રકરણમાં કામદારો, જમીનદારો, વ્યાપારીઓ ને બીજાઓને લગતા પ્રતિનિધિત્વ માટે જુદી જ ચર્ચા કરવામાં આવી છે: એમાં કોમોને બિલકુલ સ્થાન નથી. એમાં લખ્યું છે કે:

"કોમી પ્રશ્નનો હજી નિવેડો આવ્યો નથી તેથી આ પ્રકરણમાંના પ્રશ્નો ઉપર ચર્ચા કરતાં અમને ઘણી જ અગવડ પડી છે અને તેમ છતાં ય કોમી નિર્ણય આવ્યા પછી પણ અમારામાંના કેટલાક એ નિર્ણયને અનુસરી પોતાની ભલામણો ફરી તપાસી જવાનો હક્ક કાયમ રાખે છે."

કોમી ચુકાદો તેમનો આ હક્ક છીનવી લે છે; કારણ કે મતાધિકાર સમિતિને પૂછયા વિના કોમી ચુકાદો જાહેર કરવામા આવ્યો છે. વળી ગોળમેજી પરિષદ કે સલાહકાર સમિતિ યા બીજા કોઇ એવા જ મંડળની સાથે પણ ચર્ચા કર્યા વિના જ જાહેર કરવામાં આવ્યો છે તે પણ એક નોંધવા જેવી બિના છે.

વળી કોમી ચુકાદામાં એવી પણ સૂચના છે કે કેટલાક પ્રાંતોમાં બે સભાગૃહો રચવામાં આવશે. કોમી નિર્ણય સાથે એ વાતને જરાય નિસ્બત નથી એ તો એવી પ્રજાશક્તિ વિરોધક સામગ્રીથી પ્રજાતંત્ર વિરુદ્ધ પ્રજાને તૈયારી કરવાની ચિનગારીઓ છે.

કોઇ પણ સ્વતંત્ર પ્રજા કે સ્વતંત્ર થવા મથતી પ્રજા પોતાના બંધારણમાં મૂકવા ન દે એવી ભલામણો પર બંધારણ ઘડી બ્રિટિશ પ્રધાનમંડળ હિંદને નવા સુધારા આપવા ચાહે છે: લોકો અને મતદારો જે હાલ એક જ સંઘની વ્યક્તિઓ છે તેમને સામસામા મૂકી વિરોધ જગાવવા ચાહે છે, જેથી સામુદાયિક હિલચાલ કે પ્રગતિને ભવિષ્યમાં બિલકુલ અવકાશ જ રહેવા ન પામે અને એવી એકધારી પ્રવૃત્તિ વિના સ્વતંત્રતા મળે નહિ અને મળે તો તે નભાવી શકાય જ નહિ. એવી હિલચાલ વગર મુક્તિની ભાવના વિશાળ પણ ન બની શકે. જાતિ સામે જાતિ, કોમ સામે કોમ, ધર્મ સામે ધર્મ, વર્ગ સામે વર્ગ, સંઘ સામે સંઘ મૂકી વિરોધ જગાવવાનો કોમી ચુકાદાનો છૂપો ને ઊંડો હેતુ જણાય છે. કોઇ પણ સાચા સિદ્ધાંતની તો એમાં છાંટ પણ નથી. પરસ્પર ભિન્નતાઓનો એમાં પાર નથી. પ્રજામતથી એ પર છે. પ્રજાવાદનો એ વિરોધી છે.

વળી આખીયે યોજના પ્રજાતંત્રથી સાવ નિરાળી છે. પ્રજાતંત્રમાં જે લોકોને હસ્તક સત્તા સુપ્રત કરવાની હોય છે તે સર્વ પ્રજાના ચુંટાયેલા પ્રતિનિધિઓ હોય એ મુખ્ય મુદ્દો છે. જો કોઇ દેશમાં જુદી જુદી ધાર્મિક કોમો હોય અને તેમનું સંખ્યાબળ પણ ઓછું વત્તું હોય તેમ જ અત્યારે કે ભવિષ્યમાં એ કોમો સરખી કેળવણી પામી, શક્તિમાન અને દેશભક્ત

બને એવો પાકો સંભવ હોય તો પણ ધારાસભામાં તેમના પ્રતિનિધિઓની સંખ્યા એમની વસ્તીના પ્રમાણમાં જ રહેવાની એ નિઃસંશય છે પણ હિંદમાં તો આપણી ઘણીયે ઇચ્છા છે છતાં સરખી કેળવણી પામેલી અને સરખી શક્તિઓવાળી કોમો નથી.

જો આ અંતિમ આદર્શને ધ્યાનમાં રાખવામાં આવે તો જુદી જુદી કોમો અને વર્ગો પોતપોતાની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિઓ મોકલે અને શક્તિને યોગ્ય તક મળવા દ્વાર ખુલ્લાં રહે તો બંધારણમાં ખાસ ખામી લેખાય નહિ: પરંતુ પ્રજાતંત્રની દૃષ્ટિએ અગત્યનો વાંધો તો એ છે, કે એ આખાય વિભાગોને ધારાસભાના સભ્યોની ચૂંટણી સાથે બિલકુલ નિસ્બત રહેવા દીધી નથી. ખાસ કરીને એ કોમો કે વિભાગોની બહુમતીને પણ કાંઇ લેવાદેવા રહેતી નથી. દાખલા તરીકે: મુસલમાનો મુસલમાન સભ્યોને મત આપે; હિંદી ખ્રિસ્તીઓ હિંદી ખ્રિસ્તીઓને મત આપે; હિંદુઓ હિંદુઓને મત આપે–એ પરિસ્થિતિમાં કોઇ સ્થળે કોઇ મુસ્લીમ મતદાર-ના અભિપ્રાય મુજબ કોઇ હિંદુ ખ્રિસ્તી કે અન્ય બિનમુસ્લીમ સભ્ય વધારે યોગ્ય ને વધારે શુભ નિષ્ઠાવાળો લોકસેવક જણાય તો એને મુસ્લીમ મતદારના મતથી શા માટે વંચિત રાખવો જોઇએ? વળી બીજે સ્થળે કોઇ હિંદુ મતદારના અભિપ્રાય મુજબ કોઇ મુસ્લીમ કે ખ્રિસ્તી ચૂંટવાને યોગ્ય લેખાય તો એ હિંદુને બિનહિંદુ સભ્યને મત આપતો શા માટે અટકાવવો જોઇએ? અથવા તો એ બિનહિંદુ સભ્યને હિંદુ મતદારનો મત શા માટે ન મળવો જોઇએ? હિંદી પ્રતિનિધિત્વના ટૂંકા ઇતિહાસમાં નજર કરીશું તો જણાશે, કે ઘણાય હિંદુઓએ ખ્રિસ્તી અને મુસ્લીમ ઉમેદવારોને મત આપેલા છે. ઘણાય ખ્રિસ્તી-ઓએ ખ્રિસ્તી સિવાયના સભ્યોને મત આપેલા મળી આવશે; અને ઘણાય મુસ્લીમોએ હિંદુ કે ખ્રિસ્તીઓને મત આપેલા દેખાશે; અને તેમ છતાંય પરિણામ ઘણું જ સારું આવેલું હશે. ખાસ કોમીવાદીઓને સોએ સો ટકા હિંદુ મુસ્લીમ કે ખ્રિસ્તી પ્રતિનિધિઓ જોઇતા હશે, પરંતુ રાજ્યતંત્રને સાચો લાભ તો એની ધારાસભામાં ઉદાર ને વિશાળ માનસવાળા સભ્યો વિરાજતા હશે તો જ મળશે. કારણ કે એવા સભ્યો જ દરેક વર્ગ ને કોમના દૃષ્ટિ-બિંદુથી, દરેક તકરારી પ્રશ્નને છણી નિર્ણય આપશે અને ધર્માંધો, ચૂસ્ત કોમીવાદીઓ કે વિઘ્નસંતોષીઓની પેઠે દોરવાઇ જશે નહિ.

બંધારણીય પ્રગતિને નામે અને વિદેશી તંત્ર માટે કોમીવાદીઓનો ટેકો મેળવવા ખાતર જ ભવિષ્યના સ્વતંત્ર શહેરીઓના પોતાના અભિપ્રાય મુજબ શ્રેષ્ઠ સભ્યને કોમી ભેદભાવ વિનાના મત આપવાનો હક્ક છિનવી લેવામાં આવે છે તેમ એ સભ્ય પણ પરધર્મી કે પરકોમી મતદાર તેને લાયક ગણતો હોય છતાં તેનો મત ગુમાવે છે.

સંયુક્ત મતાધિકારની યોજનામાં ગમે તે કોમ, વર્ગ, જ્ઞાતિ કે જાતની પ્રાંતિક સભાની બહુમતી હોય તો પણ એમ કહી શકાય, કે દરેકે દરેક કોમે એમને ચૂંટી કાઢવામાં પોતાનો ફાળો આપેલો છે અને એમના પ્રતિનિધિત્વ માટે જવાબદાર છે. એ જ પ્રમાણે સભ્યોને પણ પોતાની જવાબદારી સાલે અને સમસ્ત પ્રજાના ભલા માટે પ્રયાસ કરવા પોતાની શક્તિઓ ખર્ચે. પરંતુ ભિન્ન મતાધિકારમાં કેટલાક પ્રાંતોમાં હિંદુ બહુમતી હોય કારણકે હિંદુઓએ જ એમને ચૂંટી મોકલ્યા હોય, અગર તો બિનમુસ્લીમ અને બિનખ્રિસ્તીઓએ ચૂંટી મોકલ્યા હોય: તેવી જ રીતે કેટલાક પ્રાંતોમાં એકલા મુસ્લીમોએ જ બહુમતી ચૂંટી

મોકલી હોય અથવા બગાળા જેવામા મુસ્લીમો કે મુસ્લીમો ને યુરોપિયનોએ મળી બહુમતી બનાવી લીધી હોય પરિણામે દરેક પ્રાત વિદેશી નોકરશાહીના તત્ર નીચે જ સડયા કરે (કારણકે દરેકમા બ્રિટિશ વજન જ્યા ત્યા પડવાનુ જ) એમા સભ્યોની બહુમતિની ચૂટણી માટે દરેક પક્ષના મતદારો જવાબદાર ન રહે અને એ સભ્યો પણ પોતાને વિવિધ પક્ષને જવાબદાર ન લેખે તેમ જ તેમના સામાન્ય ભલા માટે પ્રયાસ ન આદરે. એ તો પોતપોતાના પક્ષની જ ખેંચતાણ આદરે એ પ્રમાણે કેવળ અનિષ્ટ પરિસ્થિતિ સાપડે એને સ્વરાજ્ય કે જવાબદાર રાજ્યતત્ર કહી શકાય જ નહિ જેમની ચૂંટણી માટે સમસ્ત પ્રજાને કાઇ જ નિસ્બત નથી એવા લોકોનુ એ રાજ્ય ગણાય વળી એ કોમો અને વિભાગોનો પણ ધાર્યો અર્થ સરે નહિ તમામ સભ્યોની સેવાને બદલે એમને અમુક જ સભ્યોની સેવા મળે વળી એમણે ચૂટેલા માણસો શ્રેષ્ઠમા શ્રેષ્ઠ તો ન પણ હોય. એટલે કોમી ને ભિન્ન મતાધિકાર દ્વારા કોમની શક્તિમા વધારો ન થાય, કારણકે તેમાથી બહારની હરીફાઇનુ તત્ત્વ નાબૂદ થાય છે

અનામત અને ખાસ બેઠકો સાથેનુ કોમી ને ભિન્ન મતાધિકારમડળ પણ મિ. મેકડોનલ્ડના જાહેરનામાથી પર છે વળી લિગ ઓફ નેશન્સની લઘુમતીઓની સલામતીની સંધિથી પણ વિરુદ્ધ જાય છે ગયે વર્ષે આમની સભામા રામ્સે મેકડોનલ્ડે ગોળમેજી પરિષદ પર ચર્ચા ઉપાડી ત્યારે તેમણે જ કહેલુ કે

"જો દરેક મતદાર મડળ કોમી કે વર્ગીય બનવાનુ હોય તો દરેક કોમ, દરેક વર્ગ, દરેક જાત ને દરેક વિભાગ માટે હિત ધરાવનાર કેવળ રાજકીય મડળોની પ્રગતિને બિલકુલ અવકાશ રહે જ નહિ એટલે એ ગહન કોયડાનો પણ ઉકેલ આણવાનો જ છે, કારણકે જો હિંદને પ્રબળ રાજકીય જીવનનો વિકાસ સાધવો હોય તો હિંદના હિતને લક્ષ્યમા રાખી ઉત્પન્ન થતા રાષ્ટ્રીય રાજકીય પક્ષોને સ્થાન મળવુ જ જોઇએ, સમસ્ત હિંદ કરતા ઓછા લક્ષ્યબિંદુવાળા કોઇપણ ક્ષેત્રના ભલા માટે મથતા પક્ષને જ નહિ એ માટે એક બીજી જરા ઊતરતી ભલામણ છે, કે કોમી પત્રક સાથે કોમી મતાધિકાર મડળો સરજવા નહિ, પરતુ સામાન્ય પત્રકમા કેટલીક કોમોને પ્રતિનિધિત્વના અમુક ટકા આપવા એ યોજના આકર્ષક ને પ્રજાકીય તત્ત્વવાળી છે, છતા ઉપરોક્ત યોજનાને મળતી જ છે"

આ ફકરાથી સ્પષ્ટ જણાશે, કે બ્રિટિશ વડા પ્રધાન માત્ર જુદી જુદી કોમો અને જાતોના જુદા જુદા પ્રતિનિધિઓ ચૂટવા ભિન્ન મતાધિકાર મંડળ રચવાની વિરુદ્ધ છે, એટલુ જ નહિ પણ સયુક્ત મતાધિકાર મંડળો દ્વારા ચૂટણી કરવામા આવે તેમા પણ જુદી જુદી કોમો ને વર્ગો માટે બેઠકો અનામત રાખવાની પણ વિરુદ્ધ છે. સમતુલા માટે વધારે મતની યોજના કરવાની પણ એ વિરુદ્ધ છે તે નીચેના ફકરાથી જણાશે

"કોમી પ્રતિનિધિત્વના ખેરખાઓને સમજાવવાનુ કાર્ય ઘણુ જ મુશ્કેલ છે. એક કોમને વધુ મત આપીએ પણ મત જ ન હોય ત્યા વધુ મત ક્યાથી નિપજવાના, એ વસ્તુસ્થિતિ તેમના મગજમા ઉતારી શકાય તેમ નથી. એમ કરવા બીજાના મત પર તરાપ મારવી જ પડે. એ વાત તેમની આગળ રજૂ કરતા તેઓ ગૂચવાઇ જાય છે ને તેમને સાચી દિશા જડતી જ નથી"

પરતુ અત્યારે તો એ બધી મિ રામ્સે મેકડોનલ્ડની ખાલી કલ્પનાઓ જ હતી, એમ

જણાય છે, કારણકે કોમવાદીઓને માગ્યુ મેળવવામા કાઇ પણ મુશ્કેલી નડેલી જણાતી નથી ને હિંદુઓના ભોગે કે બગાળામા હિંદુ અને મુસ્લીમોના ભોગે યુરોપિયનોને લાભ આપવાને ખાતર બ્રિટિશ પ્રધાનમડળે વધારે એકડો શોધી કાઢી છે ને સમતુલા જાળવવાનો ડોળ કર્યો છે

પ્રાતિક પ્રધાનમડળોમા હજી એટલા નક્કર ભેદ પાડવામા આવ્યા નથી, પરતુ એ વાત વડા પ્રધાનની બિલકુલ ધ્યાન બહાર નહિ જ હોય આમની સભાના ભાષણમા વડા પ્રધાન બીજે ઠેકાણે કહે છે કે

"જો ભવિષ્યની ધારાસભાઓ આ પ્રમાણે સ્પષ્ટ વિભાગોવાળી બનવાની હોય તો તમે પ્રધાનમડળમા કોને નીમશો? પ્રધાનમડળને પણ તમારે વિભાગોવાળુ બનાવવુ જ પડશે"

ને હવે તો એ પરિણામ આવનારું જ કેટલાકને મિ. મેકડોનલ્ડની વિચારસરણી વિચિત્ર લાગશે, પણ એમા તેઓ ભૂલ ખાય છે એને તો જુદા જુદા પ્રેક્ષકો આગળ જુદી જુદી રમતો રમવાની હોય છે. એની તો માત્ર રાજરમત જ છે એવી રાજરમતો પહેલા પણ ઘણાય પ્રધાનો રમેલા છે મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ હેવાલમા ભિન્ન પ્રતિનિધિત્વનો વિરોધ ઉઠાવવામા આવ્યો હતો, છતા નિર્ણય તો એની તરફેણમા જ જાહેર થયો હતો.

લિગ ઑફ્ નેશન્સના આશરા નીચે લઘુમતીઓની સલામતીઓના જે કરારો થયા તેમા હિંદ અને બ્રિટન બન્ને પક્ષકારો હતા અને બીજા રાષ્ટ્રો સાથે બ્રિટનના પડખે રહી હિંદે પણ એ કરારો પર સહી કરી હતી તો એ કરારોના સિદ્ધાતો મુખ્ય હિંદના લઘુમતીઓના પ્રશ્નો કેમ ચો ન લાગુ પડતો હતો જગતની બુદ્ધિ જ્ઞાન ને રાજનીતિએ એકત્ર મળી જગતના ચીમ રાષ્ટ્રો માટે જે સિદ્ધાતો નક્કી કર્યા અને બ્રિટન અને હિંદે એ રાષ્ટ્રો માટે જે સિદ્ધાતોનો અમલ પણ કર્યો તે સિદ્ધાતો હિંદમા પણ અપનાવી લેવા જોઇતા હતા લઘુમતીનો પ્રશ્ન હિંદમા જેટલો અગત્યનો બન્યો છે તેથી ઘણાય યુરોપિયન પ્રદેશોમા તે વધારે અગત્યનો બન્યો છે અને તેને લીધે જ છેલ્લુ મહાન જગતયુદ્ધ મડાયુ ને લડાયુ હતું હવે એ દેશોમા લિગ ઑફ્ નેશન્સે જાહેર કરેલા લઘુમતીઓની સલામતીના કરારોનો સામાન્ય રીતે અમલ કરવામા આવ્યો છે, પરતુ બીજી ઘણી જ બાબતોની પેઠે હિંદ તરફ જુદી જ રીતે જોવામા આવે છે અને જે બીજા દેશોને પરવડે તે હિંદ માટે અયોગ્ય લેખવામા આવે છે લઘુમતીના પ્રશ્નનો હિંદ માટે સ્પષ્ટ નિકાલ કરવામા આવ્યો જ નહોતો, પરતુ એ વેળાએ તો એ યુરોપીય દેશોમા પણ એ કરારોનો અમલ થયો નહોતો.

લઘુમતીની સલામતીના કરારોના મુખ્ય મુદ્દાઓ લિગ ઑફ્ નેશન્સના દરેક પક્ષે મજૂર રાખવા જ જોઇએ એ વિષે લિગની બેઠકોમા વારવાર ચર્ચાઓ થયેલી છે દશ વર્ષ પહેલા ઇસ્વી સન ૧૯૨૨મા બધા સમજૂતી પર આવ્યા હતા અને લિગ ઑફ્ નેશન્સની ત્રીજી બેઠકમા એક ઠરાવ પણ લાવવામા આવ્યો હતો એ ઠરાવના ચોથા પેરેગ્રાફમા જણાવ્યુ હતુ કે

'આ સભા આશા રાખે છે કે જે રાષ્ટ્રો લિગના સિદ્ધાતો માન્ય રાખવાને કાયદેસર બધાયેલા નથી તે પણ તેનો અમલ તો કરશે જ અને આ સભાની કાર્યવાહી અગર અધિઓ દ્વારા ન્યાય ને સમાનતા જાળવવા જે પ્રયાસો કરવામા આવે છે તેને પોતપોતાની અદરની કોમો અગર વર્ગોના ભલા ખાતર ટેકો આપશે જ"

આ ઠરાવના શબ્દો કે ભાવને હિંદ માટે ધ્યાનમા લેવામા આવ્યા નથી, એટલુ જ નહિ પરતુ હિંદનો વિચાર કરતા એ ઠરાવ યાદ પણ આવ્યો નથી તેમ છતા ય ઇસ્વી સન ૧૯૩૧ ના જાન્યુઆરીમા એ વેળાના વિદેશ ખાતાના બ્રિટિશ પ્રધાન મિ આર્થર એન્ડરસને લિગની કાઉન્સિલની બેઠકમા તેના પ્રમુખપદેથી જાહેર કર્યું હતું કે લિગ ઑફ નેશન્સે બહાલી આપેલી લઘુમતીઓની સલામતીની યોજના જગત અને યુરોપના જાહેર કાયદા જેવી બની ગઇ હતી * પરતુ હિંદ તો એમના જગતની બહાર છે, એટલે ન્યાયનું ધોરણ હિંદ માટે મધ્યસ્થ કરવાનું હોય જ નહિ

લઘુમતીઓના સલામતીના કરારો જાતીય, ધાર્મિક કે ભાષાની લઘુમતીઓને માત્ર તેમની જાતીય સસ્કૃતિ રિવાજો ભાષા અને એવી જાતની બીજી ચીજોને જ રક્ષણ આપે છે જુદા જુદા વ્યાપારી આર્થિક અને રાજકીય પક્ષો (યુરોપિયનો, જમીનદારો કે વ્યાપારીઓ જેવા) ધ્યાનમા લેવામા આવ્યા નથી તેમજ અબ્રાહ્મણો અગર દલિત કોમ જેવી સામાજિક લઘુમતીઓને પણ રક્ષણયોગ્ય લઘુમતીઓ લેખવામા આવી નથી એટલે કોમી ભિન્ન મતાધિકાર અને મતાધિકારમડળોને પશ્ચિમના બધારણોમા બિલકુલ સ્થાન નથી તૂર્કીમા પણ એવો ભેદભાવ સ્વીકારવામા આવ્યો નથી

લઘુમતી યા બહુમતીવાળા તમામ હિંદી પ્રજાજનોએ લઘુમતીની સલામતીઓના કરારોથી શુ પરિણામ સાધવાની ધારણા રાખવામા આવેલી છે ને ધ્યાનમા રાખવુ જોઇએ, અને કયા માઠા પરિણામો પણ નિવારવા માગ્યા છે તે પણ વિચારવુ ઘટે છે એ માટે નીચેની નોંધો ઉપયોગી થઇ પડશે પોલૅંડના મિ બ્યોમીઝેવેસ્કીએ ઇસ્વી સન ૧૯૨૨ ના માર્ચની નોંધમા લખ્યુ છે કે

આપણે એક રાજ્યની અદર બીજુ રાજ્ય નિપજાવવાનું છોડી દેવુ જોઇએ. આપણે લઘુમતીને હકદાર વર્ગમા પલટાઇ જતી અટકાવવી જોઇએ જે સમાજમા એ વર્ગ વસી રહ્યો છે એ સમાજમા તદ્દન ભળી જવાને બદલે ભિન્ન વ્યક્તિત્વ ધારણ કરતો ન બની જાય એ ખાસ સભાળવાનું છે આપણે આ લઘુમતીઓને સંપૂર્ણ સ્વતંત્રતા મળે એવો ખ્યાલ કરીએ તો આ લઘુમતીઓ વિઘ્નકર્તા તત્ત્વો નીવડશે, અને પ્રાતીય ગેરવ્યવસ્થાનું મૂળ બની રહેશે "

ઇસ્વી સન ૧૯૨૫ ના ડિસેમ્બરની નવમી તારીખે લિગની કાઉન્સિલમા સર ઑસ્ટીન ચેમ્બરલેઇને કહ્યું હતું કે

'આ કરારાનો બારીક અભ્યાસ કરતા એમ સમજાય છે કે એ લઘુમતીઓ જાતીય, ભાષાવાર અને ધાર્મિક લઘુમતીઓ છે એ કરારોના ઉત્પાદકોએ શહેરીઓના જુદા જુદા પક્ષો બની ખાસ હક્કો ભોગવતા થાય એવુ કદી કલ્પ્યુ જ નથી એમણે તો એક રાષ્ટ્રના જુદા જુદા વિભાગોને સમાનતા મળે એ દૃષ્ટિ રાખી છે જો કોઇ પણ દેશમા લઘુમતીને ખાસ હક્ક આપવામા આવે તો એ લઘુમતી અને એ જ દેશની બહુમતી વચ્ચે અસમાનતા સ્થપાય અને બહુમતી પર લઘુમતી ત્રાસ વર્તાવે પરિણામે, પછી લિગ ઑફ નેશન્સને બહુમતીના પ્રશ્નનું નિરાકરણ કરવાનુ માથે આવે "

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે લઘુમતીઓના કરારો દ્વારા લિગ ઑફ નેશન્સે જે

* ઇસ્વી સન ૧૯૩૧ ના જાન્યુઆરીમા પ્રગટ થયેલી લિગ ઑફ નેશન્સની માસિક રોજનીશીનુ પાનુ ૨૪

વસ્તુ ટાળવા પ્રયત્ન આદર્યો છે તે બ્રિટિશ પ્રધાનમંડળ પોતાના કોમી ચુકાદાથી અમલમાં મૂકવા માગે છે અને જે લિગ ઑફ નેશન્સે કરવાનું કહ્યું છે તેનો અનાદર કરવા ઇચ્છે છે.

સામાન્ય રીતે યુરોપિયનો અને ખાસ કરીને ઍંગ્લો સૅક્સનો ઍશિયાવાસીઓને ઓછા સંસ્કૃતિવાળા લેખે છે; કદાચ સંસ્કૃતિવાળા લેખવામાં ય એમનું દિલ ડંખતું હશે. તેઓ એમ પણ માને છે, કે એશિયાવાસીઓ સાચાં રાજકીય તત્ત્વો એમના જેટલાં સમજી શકતા નથી, પરંતુ એમાં એમની ગંભીર ભૂલ થાય છે. એશિયાવાસીઓ સાચા મુદ્દાઓ જરૂર ગ્રહણ કરી શકે છે અને અનુસરે છે પણ ખરા. ઇરાન અને ઇરાકના પ્રવાસ ઉપર લખતાં કવિવર શ્રી. રવીંદ્રનાથ ટાગોરે હમણાં જ એક માસિકમાં લખ્યું છે:

"પેલેસ્ટાઇનમાં એક મોટા બ્રિટિશ અમલદારને વિદાયગીરીનું ખાણું આપવામાં આવ્યું; ત્યાં વિવેચન કરતાં એમણે જણાવ્યું કે 'પેલેસ્ટાઇન મુસ્લીમ દેશ છે. એનું રાજ્યતંત્ર મુસ્લીમોના હાથમાં હોવું જોઇએ; પરતુ એક શરતે ન્યુ અને ખ્રિસ્તી લઘુમતીઓને એમાં પ્રતિનિધિત્વ મળવું જોઇએ.' એનો જેરૂસલેમના મુફ્તી હાજી અમીન એલ હુસેનીએ જવાબ વાળ્યો કે 'અમારે માટે તો એ કેવળ આરબ પ્રશ્ન છે; મુસ્લીમ પ્રશ્ન નથી. આપ આ દેશમાં રહ્યા ત્યાં સુધીના નિરીક્ષણમાં આપને ખાતરી થઇ હશે કે અહીં મુસ્લીમ અને ખ્રિસ્તી આરબોમાં બિલકુલ ભેદભાવ ગણવામાં આવતો જ નથી. અમે ખ્રિસ્તીઓને લઘુમતી લેખતા જ નથી. અમે તો એમને આરબો ગણીએ છીએ.'"

મુફ્તી એ બ્રિટિશ અમલદારની ભેદનીતિની ગંધ પારખી શક્યા. હિંદમાં પણ બ્રિટિશલોકો મુસલમાન હિંદીઓ પર આધાર રાખે છે અને ભેદનીતિ અખત્યાર કરવામાં આંખ આડા કાન કરે છે.

દરેક કોમ વડા પ્રધાનના ફેંસલાને પોતપોતાની સંપૂર્ણ માગણીઓના દૃષ્ટિબિંદુથી નિહાળતાં તે પર ટીકા કરશે જ, એમ કહી વડા પ્રધાન સમાલોચકોને અવળે માર્ગે ચડાવે છે. કોમી નિર્ણય એક યા બીજા પક્ષને ન્યાયી યા અન્યાયી છે, એ વાતને બિલકુલ બાજુ પર મૂકી દઇને પણ એમ સિદ્ધ કરી અપાય, કે એમાં ઊંડું ઊંડું ઝેર વ્યાપેલું છે. કોમોની માગણીઓની વાત કરીએ તેમ હિંદી પ્રજાએ યાદ રાખવું જોઇએ, કે હિંદુ કોમે પોતાને માટે કાંઇ પણ ખાસ હક્કો કે ખાસ રાહતોની માગણી કરી જ નથી. ઇસ્વીસન ૧૯૩૧ના માર્ચમાં મહાસભાની કાર્યવાહક સમિતિએ બંધારણીય સુધારણા માટે પોતાનો મુસદ્દો બહાર પાડ્યો હતો. અને પછીની બે બેઠકોએ એ જ મુસદ્દો બહાલ રાખ્યો હતો. તેમાં જણાવવામાં આવ્યું છે કે "કોમી પ્રશ્ન માટે હિંદુ મહાસભાએ પ્રથમથી જ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ સ્વીકારેલું છે. અને હજી પણ મહાસભા તેને જ વળગી રહે છે.* સમસ્ત હિંદનો હિંદુ સમુદાયે કે કોઇ પણ પ્રાંતની હિંદુ જનતાએ રાષ્ટ્રીય પ્રજાતંત્રના આદર્શથી જ્યારે જ્યારે પણ દૂર થવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે ત્યારે ત્યારે વાંધો ઉઠાવ્યો જ છે. એમના ભોગે બીજી કોમોને લાભ આપવાની બાજી ખેલવાની શરૂઆત થઇ ત્યારથી જ એમણે પોતાનો વિરોધ જાહેર કરવા માંડ્યો છે. એટલે હિંદુઓને ખાસ હક્કો કે રાહત મળી નથી એમ કહી કોમી નિર્ણય પર ટીકા કરવાની નથી; કારણ કે હિંદુઓએ એવી કોઇ માગણી કરી જ નથી; પરંતુ ખાસ કરીને બ્રિટિશ રાજ્યકર્તાઓ અને બ્રિટિશ વેપારીઓના લાભની

* Modern Review April, 1931 Page 487

ખાતર અને હિંદી કોમોને બ્રિટિશોના હથિયાર તરીકે એકબીજાની સામે લડાવી મારવા ખાતર હિંદુઓના અને તમામ હિંદીઓના હક્કો ઉપર તરાપ મારવાની બાજી ખેલાય છે એ જ વાત સ્પષ્ટ થવાની જરૂર છે.

અત્યાર સુધી મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની રૂઇએ જે ધાર્મિક કોમો અગર વર્ગો માટે ભિન્ન મતાધિકાર મડળો યોજવામાં આવ્યાં છે તેની વધારેમાં વધારે સંખ્યા મદ્રાસમાં દશ છે ને બીજા પ્રાંતોમાં એથી ઓછી છે. બ્રિટિશ પ્રધાનમંડળના અભિપ્રાય મુજબ બંધારણીય પ્રગતિ નક્કર ભિન્ન મતાધિકારમંડળો વધારી સાધી શકાય નહિ જ. પરંતુ એમની જ નવી કોમી યોજના મુજબ-પ્રાંતોમાં અઢાર ભિન્ન કોમી મંડળો ઉપજાવી કાઢવામાં આવશે સામાન્ય પુરુષો, સામાન્ય સ્ત્રીઓ, મુસ્લીમ મરદો, મુસ્લીમ મહિલાઓ, યુરોપિયનો, એંગ્લો ઇન્ડિયન મરદો, એંગ્લો ઇન્ડિયન મહિલાઓ, શીખ પુરુષો, શીખ સ્ત્રીઓ, હિંદી ખ્રિસ્તી પુરુષો, હિંદી ખ્રિસ્તી સ્ત્રીઓ, જમીનદારો, વ્યાપારો, ઉદ્યોગી ખાણવાળા ને બગીચાવાળા હિંદીઓ, વિદ્યાપીઠો, દલિત કોમો, પછાતવર્ગો અને કામદારો, આ અઢારે ભિન્નમતાધિકાર મંડળો બધા જ પ્રાંતોમાં નહિ તો ઘણાખરા પ્રાંતોમાં યોજવામાં આવશે જ.

મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા દાખલ કરતી વખતે સ્પષ્ટ વચન આપવામાં આવ્યું હતું, કે દશ વર્ષ પછી દેશની વસ્તુસ્થિતિની ફરી બારીક તપાસણી કરવામાં આવશે. બ્રિટિશ રાજકીય માનવ પ્રકૃતિમાં જેને સંપૂર્ણ વિશ્વાસ છે તે લોકોએ દશ વર્ષ પછી આદર્શ પરિસ્થિતિની આશા રાખી હતી. અત્યારના કોમી નિર્ણયમાં પણ એવી આદર્શ પરિસ્થિતિની (?) ઝાંખી થશે અત્યારનો કોમી નિર્ણય પણ ભવિષ્ય માટે એવું જ કાંઇક વચન આપે છે.

"આ મતાધિકારમડળમાં ફેરફાર કરવા માટેની સત્તાનો બંધારણમાં સમાવેશ કરવામાં આવશે અને તેવો ફેરફાર દશ વર્ષ બાદ અમલમાં મુકાશે. તે વેળા લાગતીવળગતી કોમોનો અભિપ્રાય લેવામાં આવશે અને બારીક ઝીણવટભરી તપાસને અંતે જ નવો ફેરફાર દાખલ થશે."

પરંતુ કોમી ખોરાકથી પોષાયેલા પક્ષો કદી કોમીમતાધિકાર વિરુદ્ધ પોકાર ઉઠાવે ખરા! કોમી નિર્ણય વાંચી આપણે ઘડીભર શાંત રહેવા પ્રયત્ન કરી શકીએ, પરંતુ દશ વર્ષે ફરી તપાસના વચનથી તો આપણે ભયચકિત બની જઇએ છીએ. ઇસ્વીસન ૧૯૪૩ માં વળી બીજા કેટલાય અલગ વિભાગો વધારવામાં આવશે? એની કલ્પના જ મગજને ચગડોળે ચડાવી મૂકવા બસ છે. પણ હું આશા રાખું છું, કે ઇસ્વીસન ૧૯૪૩ ની પ્રજામાં એનો મજબૂત સામનો કરવાની શક્તિ આવી હશે જ.

દલિત કોમોની માફક મુસ્લીમ, શીખ અને યુરોપિયન વગેરે માટે એમ જાહેર કરવામાં આવ્યું હોત, કે એમનું ભિન્ન પ્રતિનિધિત્વ વીસ વર્ષ પછી ખતમ થશે, તો બ્રિટિશ સત્તાધારીઓની હિંદની રાષ્ટ્રીય બંધારણીય પ્રગતિ ને એકતા માટેની સહૃદય શુભ નિષ્ઠાનું સચોટ ચિહ્ન લેખાત.

આખા ય રાષ્ટ્રની રાજકીય પ્રગતિ માટે હિંદુઓએ જ સૌથી વધારે ફાળો આપ્યો છે, એ વાતની ના પડાય તેમ નથી; એટલે જ ભવિષ્યની સત્તાઓ વહેંચતી વખતે એના પ્રતિ સ્પષ્ટ નિરાદર દાખવવામાં આવ્યો છે: એ જ એના બલનું આડકતરું પ્રમાણ છે. છેક પુરાતન કાળથી આજ સુધી અનેક વિદેશીઓના ધસારા છતાંય હિંદુઓએ નવું બળ મેળવ્યું

[ અનુસધાન પૃ. ૪૭૭ ]




ભસ્મકંકણ: સ્વ. જયંતિલાલ શાહનું સાહિત્યસ્મારક. સંગ્રાહક અને પ્રકાશક: દેશળજી પરમાર. કિં. ૦-૧૨-૦.

ભાઇ જયંતિલાલ શાહ ગુજરાતના આશાસ્પદ યુવક હતા. ગુજરાત કૉલેજની પ્રખ્યાત હડતાલ વખતે અને મહાત્માજીની દાંડીકૂચ દરમ્યાન તેમણે જાહેર કાર્યકર્તા તરીકે નોંધવા જોગ કામ કર્યું હતું. વિદ્યાર્થીજીવનમાંજ તે મોટર અકસ્માતથી મરણ પામ્યા. તેમના લેખો અને તેમના વિષેનાં સંસ્મરણોના આ સંગ્રહને ભસ્મકંકણ નામ શા માટે આપ્યું તે સમજાવતાં સંગ્રાહકે લખ્યું છેઃ "એ શબ્દસાહિત્યના ભસ્મઢગલામાંથી આ ચેતનવંત કંકણ બનવા પામ્યું છે!" આ ખુલાસો છતાં ભસ્મમાંથી ચેતનવંતુ કંકણ શી રીતે બને તે કાંઇ સમજાતું નથી. સંગ્રહમાં આપેલ ભાઇ જયંતિલાલના લેખોમાં ગુજરાતના અત્યારના યુવકોના માનસનું સારૂં પ્રતિબિંબ દેખાય છે. તે જોતાં ગુજરાતના યુવકો માટે મગરૂરી ઉત્પન્ન થાય તેવું છે. પત્રો તથા ડાયરીમાં જીવંત વ્યક્તિઓનો ઉલ્લેખ આવે છે ત્યાં હ. પ્ર. વગેરે પ્રથમાક્ષરો મૂકવામાં આવ્યા છે તેથી તે નામો ગુપ્ત રાખવાનો ઉદ્દેશ નિષ્ફળ જાય છે. આખા નામથી ઓળખે છે તે તો પ્રથમ અક્ષરથી પણ ઓળખી જ જવાના. વળી "મને girlsના inspirationમાં અડગ શ્રદ્ધા છે" એવા લેખકના ખાનગી પત્રમાં લખેલા શબ્દોને પ્રસિદ્ધિ આપવી તે પણ અજુકતું લાગે છે.

ન. જ. ત્રિ.

તિલોત્તમા: લેખક અંબાલાલ પુરાણી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—ગાંધીરોડ, અમદાવાદ. ૭ આના. આ નાની વાર્તા એટલી રસિક રીતે લખી છે કે તેના રહસ્યમાં ઊંડા ઉતરવાની ઇચ્છા થાય. વાર્તાનું મૂળ વસ્તુ પુરાણોમાંથી લીધેલું છે. સુંદ અને ઉપસુંદ નામના બે રાક્ષસ ભાઇઓએ તપ કરીને બ્રહ્મા પાસેથી અમર થવાનું વરદાન મેળવ્યું; પણ એ વરદાન એવું હતું કે તેઓ એકબીજાને મારે નહિ ત્યાંસુધી અમર રહે. મૃત્યુનો ભય ખસતાં આ બે રાક્ષસોએ જગત ઉપર સત્તા સ્થાપી જુલમ કરવા માંડ્યો. ઇન્દ્રે જગતને બચાવવા તિલોત્તમા નામની અપ્સરા ઉત્પન્ન કરી. તેનાથી મોહાતાં સુંદ-ઉપસુંદને અંદર અંદર ઈર્ષ્યા થઇ અને એકબીજા લડીને નાશ પામ્યા. પુરાણમાંથી અર્થ કાઢવો હોય તો એવો નીકળે કે મૃત્યુનો ભય મટતાં માણસ ખરાબ પણ થાય, અનિષ્ટ મનોવૃત્તિમાં પોતામાં જ આત્મવિનાશનું ઊંડું બીજ રહેલું છે, વિષયવાસનામાં માણસ પોતાનું નિત્યનું હિત પણ ભૂલી જાય છે.

વાર્તાનું આ મૂળ ખોખું લઇ શ્રીયુત પુરાણીએ તેમાં નવોજ અર્થ મૂક્યો છે. સુંદ અને ઉપસુંદને ઉપયોગવાદના અને બળના હિમાયતીઓ તરીકે નિરૂપ્યા છે. તેઓ આખી

દુનિયાને વશ કરે છે અને વિજ્ઞાન અને પોતાના શારીરિક બળથી, બાહ્યસુખથી પર કાંઇ વસ્તુની સાધનાને માટે, જરા પણ અવકાશ રહેવા દેતા નથી. પણ જગતનો સંકેત તેથી જૂઠો પડતો નથી. જગતના સંકેતમાં સૌન્દર્ય અને કલાને સ્થાન છે. તેનાં પૂજારી વ્યોમવિહારી અને તિલોત્તમા ઓચિંતાં ભેગાં થઈ જાય છે અને છેવટે સુંદ અને ઉપસુંદ પરસ્પર લડીને નાશ પામે છે.

કાંઇ પણ અર્થવિના અથવા કોઇ જુદા જ અર્થને વ્યક્ત કરવા લખાયેલી પુરાણવાર્તામાંથી આધુનિક માન્યતાનો અર્થ વ્યક્ત કરવો એ કવિના અધિકારની વાત છે; પણ સાથે સાથે કહેવું જોઇએ, કે તે ઘણું દુર્ઘટ છે અને અહીં નવો અર્થ આ તિલોત્તમાની વાર્તામાંથી સુરેખ રીતે પ્રતીત થઈ શક્યો નથી. પ્રથમ તો એ કે આ વાર્તામાં સૌંદર્ય કે કલાની ઉપાસનાનો કેવળ ઉપયોગવાદ ઉપર વિજય થયો છે એવું નિષ્પન્ન થતું નથી. તિલોત્તમા હરાવે છે તે કલાથી નહિ પણ પોતાના સ્થૂલ શરીરની મોહિનીથી. સુંદ-ઉપસુંદ હારે છે તેમાં ઉપયોગવાદ હારે છે એમ ન કહી શકાય. ઉપયોગવાદ ક્ષણિક કામવાસનામાં ભુલાઇ જવાય છે તેથી સુંદઉપસુંદ હારે છે એમ જ કહેવું જોઇએ. તેથી ઉપયોગવાદની નિર્બળતા સિદ્ધ નથી થતી, તેમ તેમાં કલોપાસનાનો વિજય પણ નથી થતો. સુંદઉપસુંદ જો કામને વશ થયા વિના ઉપયોગવાદને વળગી રહ્યા હોત તો આ સૌંદર્યપૂજારીઓ તેની સામે તેમના જેવું જ બળ ઉત્પન્ન કર્યા વિના માત્ર કલાપૂજાથી કેવી રીતે વિજય મેળવત તે સ્ફુટ થતું નથી. એટલે નવી વાર્તામાં પણ નવા સત્યને બદલે જૂનું સત્ય જ પ્રત્યક્ષ થાય છે કે કામવાસના આત્મઘાતક છે. એમ પણ કહી શકાય કે કોઇ પણ મહાન ધ્યેય વિનાનું માત્ર અભિમાનપોષક બલ એકલું ટકી શકતું નથી, કામવાસના કે એવા બીજા ગમે તેવા પ્રલોભન આગળ નાશ પામે છે. પણ એ સત્ય તો જૂની વાર્તામાં પણ છે.

આની મુશ્કેલી તે વિષયમાં જ ઊંડી રહેલી છે. આપણી આંતરવૃત્તિ કહે છે કે ઊંચી નીતિવાળાઓ અને કલારસજ્ઞો ઉપર કેવળ અધિક બળવાનોનો વિજય થવો ન જોઇએ, છતાં જગતમાં નીતિ અને રસજ્ઞતા પાછળ રહી જાય છે, અને કેવળ બળ જીતી જાય છે એમ દેખાય છે. તેનો ખુલાસો હજી આપણે કરી શક્યા નથી. અને તેથી આ વાર્તામાં પણ કલાભક્તિ સ્વયં જીતી શકતી બતાવાઇ શકી નથી.

આ લાંબી ચર્ચા કરતાં બહુ જગા રોકાઇ ગઇ અને તેથી પુસ્તકના સારા અંશો પૂરા બતાવી શકતા નથી તેને માટે દિલગીર છીએ. પુસ્તકની ભાષા ગૌરવયુક્ત હોવા સાથે તાજગીવાળી છે, કેટલાંક વર્ણનો સુંદર કવિત્વમય ગદ્યના નમૂના છે, કલા વિશેની ચર્ચા માર્મિક છે, સુંદ-ઉપસુંદમાં આધુનિક ઉપયોગવાદ ઘણા કૌશલથી બતાવ્યો છે, અને ઉવેંદ તેમનું તિલોત્તમાથી મોહાવાનું વર્ણન પણ તાદૃશ છે. આખા પુસ્તકની ભાષા વસ્તુને અનુકૂળ છે અને શૈલીમાં, શિષ્ટ સાહિત્યની પ્રૌઢિ છતાં, અને વાર્તામાં કાર્ય કરતાં વર્ણન અને ચર્ચા વિશેષ હોવા છતાં, શૈલી વેગવાળી છે.

નવા હૃદયથી લખાતી પુરાણવાર્તામાં આ વાર્તાને અગત્યનું સ્થાન છે.

જયંત : લેખકઃ રમણલાલ વસન્તલાલ દેસાઇ એમ. એ. પ્રકાશકઃ મૂળશંકર સોમનાથ ૬, નંદભુવન, રાવપુરા વડોદરા. રૂ. ૨-૦-૦

લેખકની આ પહેલી જ નવલકથા છે અને તે પ્રથમ ૧૯૨૫ માં બહાર પડેલી. તે પછી તો આ લેખક લાંબી વાર્તાના લેખક તરીકે સારા પ્રસિદ્ધ થયા છે, અને તેમની વાર્તાઓ લોકપ્રિય થઇ છે. આ પહેલી જ નવલકથામાં પણ તેઓ પોતાની વિશેષ શક્તિ બતાવી શક્યા છે. સુકુમાર અને સમાજને આરોગ્યાવહ પ્રેમ જે તેમની બીજી વાર્તાઓને એટલી મોહક બતાવે છે તે આમાં પણ છે. આ વાર્તા વાંચતાં સ્વાભાવિક રીતે તેમની વધારે લોકપ્રિય થયેલી 'દિવ્યચક્ષુ' યાદ આવે છે. બન્નેના નાયકો લગભગ સરખા સ્વભાવના છે, બન્ને નાયકોને એક નવી ઢબના આશ્રમના વ્યવસ્થાપક સાથે મૈત્રી છે, બન્ને વ્યવસ્થાપકોને જુવાન વયમાં થઇ ગયેલી એક ભૂલનું પ્રાયશ્ચિત્ત અહર્નિશ સંતાપે છે, બન્નેમાં નાયક જીવને જોખમે બીજાંને બચાવે છે, બન્નેમાં જેલના બારણા સુધી જઇ આવે છે, બન્નેમાં નાયકને બે યુવતીઓ એકસાથે ચાહે છે અને તેમાંની એક ઉદારતાથી પોતાની પરણવાની ઈચ્છાનો બીજી માટે ભોગ આપે છે, અને બન્ને કથાઓમાં અંતે નાયકનું લગ્ન થાય છે. અલબત તફાવત છે; પણ, (આ સરખામણી સમયદષ્ટિએ ઊલટી લાગશે, પણ, રસદષ્ટિએ ઊલટી નથી.) તે તફાવતમાં અને બીજી રીતે પણ લેખકની શરૂઆતની કૃતિની કચાશ દેખાઇ આવે છે. પ્રો. જ્વાલાપ્રસાદનું પાત્ર નવું છે, પણ તે જીવનના કયા ઉદ્દેશ માટે સ્ત્રીઓને ફસાવતો હતો અને સ્ત્રીઓને ફસાવવાથી તે ઉદ્દેશ કેવી રીતે સિદ્ધ થતો હતો તે છેવટ સુધી અજ્ઞાત રહે છે. દક્ષા પોતાની બહેનને મારવા સુધી તૈયાર થાય એ અને જ્વાલાપ્રસાદ જેવો માણસ છેવટે આશ્રમમાં જોડાય અને તેને સ્વીકારે એ અસંભવિત લાગે છે; પણ આ સરખામણીનો વિસ્તાર કરવાની જરૂર નથી. શ્રીયુત રમણલાલ, સારા લેખક હોય છે તેમ, સારા વિવેચક પણ છે અને તેમણે પોતે બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં કહ્યું છે કે "વાતાવરણ અને વસ્તુનું મળતાપણું એ મારી મોટામાં મોટી મર્યાદા છે અને કલાને ટૂંકજીવી બનાવનાર એ અંશો છે." એ ખરું છે, છતાં અમે શ્રીયુત રમણલાલને ખાતરી આપવા માગીએ છીએ, કે ગમે તેટલું મળતું હોવા છતાં એ વાતાવરણ નિર્દોષ અને જીવંત પ્રેમથી એટલું સુગન્ધિત છે કે તેમાં નીરાંતે બેસી બે ઘડી શ્વાસ લેવાનું સૌ પસંદ કરે.

**ઇનસાન મિટા દૂંગાઃ** લેખક–કૃષ્ણલાલ શ્રીધરાણી. શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. ૭ આના.

સત્યાગ્રહની હિલચાલે જેમ આપણા જુવાન લેખકવર્ગને અમુક આદર્શની શ્રદ્ધા આપી છે, સમાજમાં નવજીવન પ્રેરી લેખકને ઉત્તેજન આપ્યું છે, તેમ તેને અનેક પ્રકારનું નવું વસ્તુ અને અનુભવ પણ આપેલ છે. આમાં જેલજીવનનો અનુભવ પણ ગણવા જેવો છે. જેલસંસ્થા પોતે એક જંગલી જમાનાનો અવશેષ છે અને હિંદ અત્યારે બીજા દેશો કરતાં ઘણી બાબતમાં પછાત છે અને તેને રાજ્યવહીવટની સ્વતંત્રતા નથી, એટલે અહીંનાં જેલખાનાં ખરાબ જ હોય. આ નાના પુસ્તકમાં આપણી જેલોનો યથાસ્થિત ચિતાર આપવા પ્રયત્ન કરેલો છે. અનેક પ્રકૃતિનાં પાત્રો એક પછી એક આવતાં જાય છે અને દરેક પર જેલનાં વીતકો કેવાં વીતે છે અને તેથી તેમનું માનસ કેવું પરિણામ પામે છે તે તેમણે વાસ્તવિક રીતે બતાવ્યું છે. આ પરિણામને ટૂંકામાં ટૂંકી રીતે કહેવું હોય તો એમ જ કહેવાય કે જેલો ઇનસાન મિટાવી દેવાની સંસ્થા છે. અને પુસ્તકનું આ નામ સાર્થક છે. પુસ્તક અથથી ઇતિ સુધી એકધારું કૌતુક અને રસથી વાંચી શકાય એવું છે.

**વીતક વાતો:** લખનાર મટુભાઇ હ. કાંટાવાળા. પ્રકાશક: પુંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સીટી. અઢી રૂપિયા.

આ પુસ્તકમાં બે ખંડમાં મળીને ૨૪ વાતો આવે છે. પહેલા ખંડમાં વાર્તાઓ છે, બીજામાં કાલ્પનિક રેખાચિત્રો છે. વાર્તાઓમાં પણ 'ઊંધિયા પાર્ટી' અને 'ગરબા પાર્ટી' કેવળ ચર્ચાઓ અથવા ઉપદેશ છે. બધી વાર્તાઓમાં કર્તાનું એકસરખું કર્તૃત્વ દેખાય છે. હાલના વાર્તાલેખકોમાં શ્રીયુત મટુભાઇની વાર્તાઓ એકસરખી ડહાપણવાળી, ઠાવકાઇવાળી છે. તે ડહાપણ વહેવારુ બુદ્ધિ અને સામાન્ય નીતિનો આ જગતમાં સર્વત્ર વિજય બતાવે છે. કેટલીક વાતોમાં અને વિશેષે કરીને બીજા ખંડમાં શ્રીયુત મટુભાઇના સંસારસુધારાનું દૃષ્ટિબિન્દુ પણ સ્પષ્ટ થાય છે. તેમની વાર્તામાં ચાલુ જમાનાની પરિસ્થિતિ આવે છે, પણ ચાલુ જમાનામાં જે એક નવીન માનસ દેખાય છે તેનું નિરૂપણ નથી આવતું. તેમ જ માનવસ્વભાવના કોઇ હજી અપ્રકાશિત રહેલા ભાવો તેમાં પ્રકાશતા નથી. વાર્તાકલામાં પણ કોઇ નવીન વાર્તાપ્રકાર માટે તેમણે પ્રયત્ન કર્યો નથી. તેઓ પોતે સામાન્ય સમજુપણું, વ્યવહારદક્ષતા વગેરે ઉપર શ્રદ્ધા રાખે છે અને એ જ ગુણોને જરા પણ દંભવિના, અને કૃત્રિમ રીતે કશું અલૌકિક બતાવવાની ઇચ્છા વિના, પોતાની વાતો કહે છે. બધી વાતો શુદ્ધ ગુજરાતની છે. સાદાઇ નિર્દંભતા ઋજુતા એ એના ગુણો છે. અને વાંચનારને તે આકર્ષશે એમ અમે માનીએ છીએ.

**મસ્તફકીરનું મુક્ત હાસ્ય:** લખનાર મસ્ત ફકીર. પ્રકાશક: પુંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સીટી. ત્રણ રૂપિયા.

શ્રીયુત મસ્ત ફકીર હાસ્યરસના લેખક તરીકે વાંચનારવર્ગમાં મશહૂર છે. તેમનામાં વર્તમાન જીવન અને વ્યવહારમાંથી હાસ્યોચિત વસ્તુ ઓળખીને ભાષામાં મૂકવાની હથોટી છે. તેમનું અવલોકનનું ક્ષેત્ર મુખ્યત્વે મુંબઇ છે, અને મુંબઇના જુદા જુદા ધંધાદારીઓની ખાસિયતો, તેમની બોલી વગેરે તેઓ બરાબર પ્રત્યક્ષ કરાવી શકે છે. આ વાર્તાઓ સર્વ એક પ્રકારની નથી. ઘણીખરી સામાન્ય વ્યવહારની છે, કેટલીકમાં ચમત્કારથી પ્રસંગ ઉત્પન્ન કરી હાસ્ય નિષ્પન્ન કર્યો છે, અને કેટલીક મુખ્યત્વે હાસ્યરસની ગણી પણ ન શકાય. જેમકે 'સુંદર જોડું' એ વાર્તામાં માત્ર એક સાહસનો કિસ્સો છે, જોકે તેમાં હાસ્યની છાંટ નાખવાનો પ્રયત્ન કર્યો છે. તેમ જ બધી વાર્તામાં લેખકને એકસરખી સફળતા નથી મળી. તેની પહેલાંની માછણની વાર્તામાં, એ વાર્તાના વાતાવરણની દૃષ્ટિએ ઘણું અસંભવિત બને છે. સાહિત્યની ખરી કૃતિમાં જે અંગોની સપ્રમાણતા, પ્રસંગો અને ઉક્તિઓની સુશ્લિષ્ટતા, સ્વાભાવિક વિકાસ વગેરે જોઇએ તે તેમની કૃતિમાં નથી. એનું કારણ પણ તેમણે પ્રસ્તાવનામાં કહ્યું છે તે જ છે કે લેખો લખવામાં તેમને ઘણી ઉતાવળ કરવી પડે છે. તેમની કૃતિઓને પૂરો મનઃપાક મળતો નથી.

તેમનાં પુસ્તકોની સફળતાને માટે તેમને મુબારકબાદી આપીએ છીએ. આ પુસ્તકને પણ બીજા જેટલી સફળતા મળશે, પણ એટલું કહેવાનું રહે છે કે તેમના જે મિત્રો અત્યારે તેમની પાસેથી લેખો પડાવે છે, તેઓ તેમની પાસેથી વધારે નહિ તો એકાદ પણ પૂર્ણ પક્વ કૃતિ લખવાને તેમને પ્રેરશે તો તેમની લેખક તરીકેની કારકિર્દીને વધારે ઉપકારક થશે.

**ઇલુરાનાં ગુફા મંદિરો:** લેખક ધીરજલાલ ટોકરશી શાહ. પ્રસ્તાવનાલેખક નાનાલાલ ચીમનલાલ મહેતા આઇ. સી. એસ. કિંમત આઠ આના.

બૌદ્ધ, બ્રાહ્મણ અને જૈન ત્રણેય સંપ્રદાયોની ગુફાનું આ ધામ જગપ્રસિદ્ધ છે, તેનું શિલ્પ આપણું પ્રાચીન મૂર્તિવિધાન, ચિત્રકામ અને સ્થાપત્યનું ઉત્તમ સ્મારક છે. હિંદની કલાનો સૈકાઓનો ઇતિહાસ તેમાં સચવાઇ રહ્યો છે. આવા ઉત્તમ ધામ વિશે પણ અત્યાર સુધી માત્ર અંગ્રેજીમાં જ સાહિત્ય મળતું હતું. હમણાં સુધી તો માત્ર થોડા ઇતિહાસવિદો જ તેને એક કૌતુક તરીકે જાણતા હતા: પણ છેલ્લાં થોડાં વર્ષોની જાગૃતિમાં આખા હિંદના વિચારક વર્ગનું તે આકર્ષણસ્થાન બન્યું છે. આવા સ્થળનું પ્રથમ ગુજરાતી સાહિત્ય આપવા માટે શ્રી. ધીરજલાલને અભિનંદન ઘટે છે.

પુસ્તકની ટૂંકી પ્રસ્તાવનામાં શ્રી. નાનાલાલે આ શિલ્પનું ઐતિહાસિક મહત્ત્વ દર્શાવેલું છે. આ કલાવિધાનમાં ગુજરાતે આપેલો ફાળો વાંચીને દરેક ગુજરાતીને અભિમાન થયા વિના રહેશે નહિ. ગુજરાત અત્યારે ગણાય છે તેમ સદાસર્વદા કલાહીન અને કેવળ દ્રવ્યોપાર્જન પછવાડે લાગેલું નહોતું.

પુસ્તકમાં માત્ર પ્રશંસા કરવાને બદલે, થોડો ઇતિહાસ અને ગુફાદીઠ વિગતવાર હકીકત આપી છે તે અમે પસંદ કરીએ છીએ. લેખક પોતે ચિત્રકાર છે, અને ફોટા પણ સારા પાડી શકે છે; એટલે અમે તેમને આ પુસ્તક હજી વધારે સચિત્ર કરવાની ભલામણ કરીએ છીએ, પણ તેને માટે વધારે ખર્ચ થાય તેને પહોંચી વળી શકાય તેટલા માટે તેને ઉત્તેજનની જરૂર છે. અમે આશા રાખીએ છીએ કે આપણો વાચકવર્ગ આ પુસ્તક ખરીદીને તેને ઉત્તેજન આપશે, અને વાંચીને આ ધામ જોવાને પ્રેરાશે.

**કુદરત અને કળાધામમાં વીસ દિવસ :** લેખક ઉપર પ્રમાણે. પ્રસ્તાવનાલેખક કાકાસાહેબ શ્રી. કાલેલકર. કિંમત રૂ. દોઢ.

ગુજરાતમાં મુસાફરીનો શોખ વધતો જાય છે, એ પણ આધુનિક જાગૃતિનું જ એક લક્ષણ ગણાવું જોઇએ. ગુજરાતની અનેક સ્વતંત્ર કેળવણીસંસ્થાઓ વિદ્યાર્થીઓને નાની મોટી મુસાફરીએ મોકલે છે; પણ આ લેખકે, હજી સુધી સામાન્ય રીતે મુસાફરીને યોગ્ય નહિ ગણાતાં જંગલમાં મુસાફરી કરેલી છે. તેમને અને તેમના સાથીઓને અનેક પ્રકારના અનુભવો થયા છે તે તેમણે જરા પણ અતિશયોક્તિ વિના કહેલા છે. ઉપર પરિચય આપેલ "ઇલુરાનાં ગુફા મંદિરો"નું પુસ્તક મૂળ આ પુસ્તકનો ભાગ છે. તે પુસ્તકને માટે તેમણે જેમ યોગ્ય પ્રસ્તાવનાકાર શોધી કાઢ્યા હતા તેમ આને માટે શ્રીયુત કાકાસાહેબની પસંદગી પણ એટલી જ યોગ્ય થઈ છે. શ્રીયુત કાકાસાહેબ સાચા મુસાફરી-શોખીન છે.

આવાં પુસ્તકો જેમ એક તરફથી મુસાફરીના શોખનું પરિણામ છે, તેમ બીજી તરફથી મુસાફરીનાં ઉત્તેજક પણ નીવડશે એમ આશા રાખીએ છીએ.

**અજન્તાનો યાત્રી :** યોજકઃ ધીરજલાલ ટોકરશી શાહ જ્યોતિ કાર્યાલય, રાયપુર, અમદાવાદ. ૦–૮–૦

શ્રીયુત ધીરજલાલ માત્ર પ્રવાસના શોખીન, લેખક, ચિત્રકાર જ નથી, આ પ્રકાશનથી તેઓ કવિતાના લેખક તરીકે પણ પ્રસિદ્ધિમાં આવે. આપણા સાહિત્યમાં સ્થાપત્ય કલા કે ચિત્રકલાની કૃતિ ઉપરનાં કાવ્યો જૂજ જ છે. આ ખંડકાવ્યનો વિષય અજન્તાની ગુફાઓ છે. કાવ્ય ત્રણે ખંડોમાં વહેંચાયલું છે. પહેલા ખંડમાં ગુફા સુધીની યાત્રાનું વર્ણન છે,

બીજામાં અજન્તાના ભૂતકાળનું દર્શન છે, ત્રીજામાં ચિત્રદર્શન છે. પ્રવેશકમાં શ્રીયુત રતિલાલ મોહનલાલ ત્રિવેદીએ કાવ્યની ટૂંકી વિવેચના કરી તેની યોગ્ય કદર કરી છે. કાવ્યમાં છન્દોની વિવિધતા અને તેનો પ્રયોગ જોતાં લેખકને કાવ્યની સારી હથોટી છે એમ જણાય છે. કાવ્યરસિકો તેની કદર કરશે એમ આશા રાખીએ છીએ.

**(૧) હિમાલયનો સરઃપ્રદેશ (૨) અચલરાજ આબુ (૩) પાવાગઢનો પ્રવાસ (૪) દાર્જીલિંગ.** (૧)–(૪) લેખકઃ રતિલાલ મોહનલાલ ત્રિવેદી. (૨)–(૩) ધીરજલાલ ટોકરશી શાહ. જ્યોતિ કાર્યાલયઃ અમદાવાદ. કિં. પાંચ આના. પો. ૧ આનો. છૂટક દોઢ આનો.

જ્યોતિ પ્રવાસમાળાના પહેલા ગુચ્છનાં આ ચાર પુસ્તકો છે. કેટલોક ભાગ સ્મરણમાંથી લાંબે વખતે લખાયો છે એટલે તેમાં વિગતો ઓછી છે. એક પુસ્તકમાં બિનયકુમાર સરકાર સાથેની વાતચીત અને એવા પ્રસંગો લખ્યા છે તે પણ આવાં પ્રવાસ-વર્ણનોમાં અમે સ્થાને ગણીએ છીએ. આવાં વર્ણનોથી તેમાં લેખકની અંગત દૃષ્ટિ અને લાગણી ભળતાં લેખ વધારે રસિક બને છે. સાથે સાથે, કેટલાક વાચકોનું માનસ જોતાં, એટલી ચેતવણી આપવી જરૂરની લાગે છે, કે નવી વસ્તુઓ જોઈને માત્ર આશ્ચર્યના કે હર્ષના ઉદ્‌ગાર કાઢવા એ જ મુસાફરીના સંસ્કારો મેળવ્યાનું ખરું લક્ષણ છે, એવી ખોટી અસર વાંચનારને ન થાય, તેની આવાં પુસ્તકોમાં સંભાળ રાખવી ઇષ્ટ છે. આવા પર્યટન–સાહિત્યથી વસ્તુઓ અને હકીકતો, જે પાછળથી જ્ઞાનની સામગ્રી બને તેને સ્વાભાવિક રીતે ધ્યાનમાં લેવાની ટેવ કેળવાય એ મુખ્ય ફાયદો છે. મુસાફરીથી તરતબુદ્ધિ કેળવાય છે અને શરીર વધારે કાબેલ થાય છે. અનેક માણસોના સંગમાં આવવાથી વ્યવહારદક્ષ થવાય છે અને મનુષ્યસ્વભાવનો અભ્યાસ થાય છે એ સર્વ આ જોતાં વાંચનારને સહેજે લક્ષમાં આવશે.

આ સાહિત્ય આપણા જુવાન વર્ગને પ્રેરણાપ્રદ નીવડો.

**ઋષિદત્તા, કળાવતી, રતિસુંદરી, સતી સુભદ્રાઃ** લેખક. રા. ધીરજલાલ ટોકરશી શાહ અમદાવાદ. છપાવી પ્રગટ કરનારઃ શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર. મૂલ્ય દરેકનો ૦–૧–૦

ચારેય વાર્તાઓ પ્રાચીન જૈન સાહિત્યમાંથી લીધેલી છે. ચારેય સ્ત્રીના શિયળનાં દૃષ્ટાંતો છે. ચારેયમાં એકસમાન રીતે ચમત્કારથી સ્ત્રીના શિયળનું ગૌરવ બતાવ્યું છે અને ચારેયનો ઊંડો ઉદ્દેશ એ ચમત્કારદ્વારા ધર્મનું ગૌરવ વર્ણવવાનો છે. એટલે અંશે વાર્તાના રસને એ વિઘાતક છે. આવી વાર્તાને જૈનધર્મના પ્રચારના ઉદ્દેશમાંથી જેટલે અંશે મુક્ત કરીને માનવસ્વભાવના સનાતન અંશો ઉપર પ્રતિષ્ઠિત કરી શકાય તેટલે અંશે તે વાર્તાની સાહિત્ય તરીકે સફળતા.

ઉક્ત ચારેય વાર્તા સારી સીધી ભાષામાં કહી છે અને સુવાચ્ય છે.

**ભજનસારસિંધુઃ** પ્રગટકર્તા જીવરામ માંડણભાઇ પટેલ, કચ્છ–અંજાર. કિંમત રૂપિયા ૩–૮–૦

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સદ્‌ગત માંડણભાઇ રામજી પટેલે કાઢી હતી તે ખપી જતાં તેમના પુત્રે બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે કાઢી છે. આ પુસ્તકમાં ૨૦૫ જુદા જુદા ભક્ત કવિઓનાં ગુજરાતી તથા હિંદી ભજનો આવે છે. તે ઉપરાંત પરચુરણ

ભજનો જેના કર્તા જાણવામાં આવ્યા નથી તેવાં છે. કુલ ૧૬૯૧ ભજનો છે. સંગ્રહકર્તાનો ઉદ્દેશ માત્ર બને તેટલાં પ્રચલિત ભજનો વાંચનારને સુગમ કરી આપવાનો છે અને ૧૧૭૯ પાનાંનું પુસ્તક આટલી કિંમતે બહાર પાડવામાં તે ઘણે અંશે સધાયો છે એમ કહેવું જોઇએ. સંગ્રહમાં કવિઓનાં નામોનો કક્કાવાર ક્રમ રાખેલો છે અને કોઇ કોઇ જગાએ કવિઓના કવનકાલનું વરસ આપેલ છે. સંગ્રહકર્તા કચ્છના હોવાથી કચ્છનું ભજનસાહિત્ય આમાં બીજા સંગ્રહોના પ્રમાણમાં વધારે છે. અનેક ભજનો જેની છૂટી છવાઈ લીટીઓ આપણા સાંભળવામાં આવે છે તેમાંનાં ઘણાં આ સંગ્રહમાં મળી શકશે. આવડું મોટું પુસ્તક કરવાને બદલે તેને બે ભાગોમાં વહેંચ્યું હોય તો ફેરવવું સહેલું પડે અને ટકે પણ વધારે. ગ્રંથ ઉપયોગી છે.

**ચિતાના અંગારા–ભા. ૨: આપણા ઊંબરમાં:** બંનેના લેખકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ રામુ પરમાનંદ ઠક્કર. સ્વાધીન મુદ્રણાલય રાણપુર. મૂલ્ય દરેકના ચાર આના. **ગરીબની દુનિયાઃ** સર્જક જયંત ટાંક. પ્રકાશકઃ જયંત વિશ્રામ ટાંક. કિરીટ પ્રકાશન મંદિર કડીઆવાડ વાડીપુરા, રાજકોટ. મૂલ્ય ચાર આના. વિદ્યાર્થીજીવન દરમિયાન લખેલ ૭ નવલિકાનો સંગ્રહ.

આ અને આ જાતની વાર્તાઓ આપણા સાહિત્યમાં પ્રવૃત્ત થયેલાં નવાં બળોનાં પરિણામો ગણવાં જોઇએ. મહાત્માજીએ આપણા દેશની ગરીબ અજ્ઞાન રંજાડાયેલી અને દુઃખી પ્રજા તરફ ધ્યાન ખેંચ્યું, અને તે સાથે જ રશિયન સાહિત્યે સમાજના અને રાજ્યના અન્યાયો તરફ ધ્યાન ખેંચ્યું. ગામડાં આ પહેલાં પણ સાહિત્યમાં આવી શકતાં, પણ તે શહેરોથી જુદા જ પ્રકારની ગામડાંની કુદરતી સુંદરતા માટે, અને ગામડાંના લોકોની —અલબત્ત અવાસ્તવિક, માત્ર કવિઓએ કલ્પેલી—નિર્દોષતા માટે. હવે સાહિત્યમાં ગામડાં આવે છે તો તે ત્યાંની વાસ્તવિક સ્થિતિ દર્શાવવા માટે—ખાસ કરીને લોકોની અત્યંત ગરીબ અને દુઃખી સ્થિતિ બતાવવા માટે. એ સ્થિતિ પણ માત્ર કરુણના નિરૂપણ માટે નથી બતાવાતી પણ તેની નીચે સમાજના અન્યાયનું સ્પષ્ટ સૂચન હોય છે. આ વાર્તાઓ આ પ્રકારની છે. શ્રીયુત મેઘાણી કહે છે તેમ, તે વાર્તા કરતાં સમાજનાં ચિત્રો વિશેષે કરીને છે. તેમની વાર્તામાં કોઇક જગાએ ગામડાંનાં દુઃખીઓ તરફના સમભાવમાં ભણેલાને અન્યાય થયો છે. જેમકે "રેલગાડીના ડબામાં" બેઠેલા પુસ્તકપ્રેમીને સામાન્ય કરતાં વધારે અજ્ઞાનવાળો, ધૃણાવાળો અને નિષ્ઠુર ચીતર્યો છે. પણ એકંદર ચિત્રો સાચાં છે. શ્રીયુત મેઘાણીનાં વર્ણનો ઝીણવટવાળાં અને તાદશ છે. ગરીબ અભણ વર્ગની વાતચીત પણ તેમણે તેમની જ બોલીમાં બરાબર આપી છે. અને એ પણ કહેવું જોઇએ કે જે જે વસ્તુ ઉપર તેમણે પ્રહાર કર્યો છે, તે ખરેખર જ અનિષ્ટ છે અને હવે આપણા સમાજમાંથી જવી જોઇએ. તેઓ પોતાની સ્વતંત્ર કૃતિ સાથે અનુવાદ ન મૂકે તો સારૂં. એ અનુવાદો સારા છે પણ તે બધા એકત્ર કરી જુદા પ્રગટ કરવા એ જ ઉચિત છે.

ચિતાના અંગારાના પૂંઠા ઉપરનું ચિત્ર સૂચક છે. આપણા ઊંબરામાંના પૂંઠા ઉપરનું ચિત્ર અમને ઘણું સુંદર અને સજીવ લાગ્યું છે. શ્રીયુત મેઘાણી સામાન્ય વર્ગોનાં દુઃખો જણાવે તે સાથે આ ચિત્રમાં બતાવેલ ઉત્સાહ પ્રેમ સહચાર વગેરે પણ ચીતરે એમ ઇચ્છીએ છીએ.

પણ કલાએ અજ્ઞાયરમા લીધેલ નવા પ્રદેશમા નવા ભયસ્થાનો છે દરેક પૂર્વગ્રહ કલાને હાનિકારક છે. તે પ્રમાણે ગામડામા તો આમ જ હોય, ગરીબોના દુખો બતાવવાથી વાર્તા રસિક થાય જ, ગરીબોના બધા દુખોને માટે સાચી જવાબદારી નૂડીદારોની જ છે, ગરીબો નીતિ, રસિકના વગેરે સર્વ ગુણોમા ઉન્નત છે એવા ગ્રહો કલાને હાનિકર્તા છે ગામડામા આપણે જે સૌન્દર્ય જોઈએ છીએ તે દરેક ગ્રામવાસી અનુભવતો હોય છે, એ પણ ખોટુ છે. અને આ ભયસ્થાનોની વાર્તાકલાના પ્રારભકે વધારે સભાળ રાખવાની છે

ભૂતકાળના પડછાયા લેખક ગુણવત આચાર્ય પ્રકાશક ઉપર પ્રમાણે

અમે આ વાર્તાના નાના સગ્રહને આવકાર આપીએ છીએ છેલ્લા થોડા વર્ષથી આપણા લોકસાહિત્યનો સગ્રહ થવા માડ્યો છે અને એ કામ ઘણા જ રસથી શ્રીયુત મેઘાણી કરે છે એ સાહિત્ય એક તરફથી સશોધનની દૃષ્ટિએ કિંમતી છે, તેમ બીજી તરફથી તે જૂના સમયની વાર્તા માટે અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે શ્રીયુત આચાર્યે એ સાહિત્ય અને જૂના ઇતિહાસમાથી પ્રેરણા મેળવી જૂના ઇતિહાસને વાર્તામા સજીવન કરવાનો પ્રયત્ન કર્યો છે તેને માટે તેમને અભિનદન ઘટે છે

વાર્તામા વર્ણનથી અને ભાષાથી તેઓ ઐતિહાસિક વાતાવરણ ઉત્પન્ન કરવામા સફળ થયા છે, તેમના શૌર્ય અને મનોવેગના નિરૂપણો ઘણેભાગે ઇતિહાસને સવાદી છે, જો કે ક્યાક ક્યાક સ્વભાવનિરૂપણમા વર્તમાન મનોદશાના અશો આવી જાય છે. વાર્તાઓની ભોય અને પાત્રો ઘણાખરા ઐતિહાસિક છે ત્યારે શ્રીયુત મેઘાણીએ વાર્તામા ખરા બનાવો કેટલા તે પ્રસ્તાવનામા કહ્યુ હોત તો તેમની વાર્તાશક્તિ સમજવામા વિશેષ મદદ થાત.

લેખક આ દિશામા વધારે પ્રયત્નો કરી વધારે સફળતા મેળવે એમ ઇચ્છીએ છીએ

વર્તમાન યુગના બહારવટીઆ—અંગ્રેજી ઉપરથી પ્રયોજક ઝવેરચદ મેઘાણી. પ્રસિદ્ધકર્તા રામુ પરમાનદ ઠક્કર, રાણપુર. મૂલ્ય ૭ આના

એરગન વુલ્ફના The Outlaws or Modern Days પુસ્તક ઉપરથી આ લખેલુ છે તેની વાતો પ્રામાણિક છે ભાષાન્તર સુવાચ્ય છે, વાતો મોહક છે, અને બહારવટિયાના માનસ ઉપર સારો પ્રકાશ પાડે છે

*હૃદયમથન* અનુવાદક ચિરશકર આણદશકર શુક્લ પ્રકાશક નવયુગ પુસ્તક ભડાર ઝવેરીવાડ અમદાવાદ કિંમત વાર્ષિક ફાળે ૦–૭–૬ (પોસ્ટેજ સાથે), છૂટક ૦–૧૦–૦ (પોસ્ટેજ જુદુ)

ટૂકી વાર્તાના પ્રખ્યાત રશિયન લેખક એન્ટન ચેખોવની સોળ વાર્તાનો આ સગ્રહ છે વર્તમાન ટૂકી વાર્તાના લેખકોમા આ લેખકનુ સ્થાન ઊંચુ અને અદ્વિતીય છે રશિયાની દીન દરિદ્ર છૂદાયેલી પ્રજામાથી વસ્તુ લઇને તે અદ્ભુત કલાથી વાર્તા રચે છે વાર્તા-સાહિત્યના અભ્યાસને માટે, વાર્તાના રસાને માટે અને વાર્તાલેખનની પ્રવૃત્તિ કરવાની ઇચ્છાવાળા માટે આમા ઘણી સામગ્રી છે અનુવાદ અક્ષરશ નથી, પણ સરલ ગુજરાતીમા એકધારો થયો છે, અને સુવાચ્ય છે

*કહ્નિન* લેખક કિસનસિંહ ચાવડા પ્રકાશક ચિમનલાલ મગનલાલ ડોકટર. તત્રી 'નવગુજરાત' વડોદરા મૂલ્ય ૧–૪–૦ મૂળ આ પુસ્તકના કેટલાક પ્રસગો હિંદી નવતપ્પાને આધારે લખાયા છે અને ઉપરના કેટલાક પ્રસગો લેખકના મૌલિક છે વાર્તા અનુવાદ કરવા જેટલી ઉત્તમ ગણાય નહિ

**Water Colours** By: Kanu Desai. D. B. Taraporevala Sons & Co. Kitab Mahal, Hornby Road, Bombay. ( રંગ ચિત્રો. ચિત્રકારઃ કનુ દેસાઇ. તારાપોરવાલા સન્સ અને કંપની, કિતાબ મહાલ, હોર્નબી રોડ, મુંબઇ ).

સત્તર છાયાચિત્રો બહાર પડયા પછી એ વર્ષે બહાર પડતાં આ રંગચિત્રોને અમે આવકાર આપીએ છીએ. છાયાચિત્રો, જેમાં ભોંય ઉપર માત્ર એક જ રંગનું સાધન વપરાય છે તે સાથે સરખાવતાં રંગચિત્રોમાં કલાવિધાયકના સાધનનું વૈવિધ્ય લગભગ અનંતગણું છે. અને તેથી આ સાધનસંપત્તિના પ્રમાણમાં વસ્તુની ખીલવટને વધારે અવકાશ પણ મળે છે. એ બાબત આ રંગચિત્રોમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

આ તેરેય ચિત્રો નિકટથી જોવાનાં નાનાં ચિત્રો છે. સાહિત્યમાં, વાર્તામાં ટૂંકી વાર્તાનું, કવિતામાં ઊર્મિગીતનું જે સ્થાન છે તે સ્થાન ચિત્રોમાં આ રંગચિત્રોનું છે, જો કે નાનાં ચિત્રો કે નિકટથી જોવાનાં ચિત્રો એવું કોઇ પારિભાષિક નામ. તેને. માટે રૂઢ થયું જાણ્યામાં નથી. રંગચિત્રો એ હિંદની જૂની કળા છે. રાધાકૃષ્ણનાં, રાગ રાગણીનાં, પરબનાં, શિકારનાં, ભક્તિનાં એવાં અનેક દશ્યોનાં ચિત્રો આપણા મધ્યકાલીન સંગ્રહોમાં જણાય છે. પણ હાલનો ચિત્રકાર તે મધ્યકાલીન રંગચિત્રોનું માત્ર અનુકરણ કરતો નથી. તેની શૈલીમાં તફાવત એ છે, કે તે પોતાના પુરોગામીઓની પેઠે વસ્તુની એકેએક વિગત, એકેએક વાળ, એકેએક અલંકાર, એકેએક પાંદડી સ્પષ્ટ દેખાડવા પ્રયત્ન કરતો નથી. તેને જે મુખ્ય અસર પેદા કરવી છે તે થઇ જાય, એટલે તે વિગતોને વધારે ઝીણવટથી સ્પષ્ટ કરવાનું છોડી દે છે.

આ ચિત્રો એ દૃષ્ટિએ જોવાં જોઇએ. અને એમ જોતાં ચિત્રોમાં ત્રુટિ નહિ લાગે એટલું જ નહિ, પણ ઘણાં ચિત્રોનો આસ્વાદ લઈ શકાશે. પનિહારીની પછવાડે શી ભોંય છે, એમાં શું છે એ પ્રશ્ન નહિ ઊઠે; પણ વસ્ત્રોના રંગના ઉઠાવને માટે એ જ રંગની ભોંય જોઇએ એમ સમજાશે. શ્રીયુત કનુ દેસાઇના રંગો, ચિત્રની વસ્તુથી સ્વતંત્ર રીતે પણ એક સુંદર મેળ ( Harmony ) સાધે છે.

છતાં પ્રધાન–ગૌણની સ્પષ્ટતા–અસ્પષ્ટતાના નિયમને ચિત્રકળામાં કેટલીક મર્યાદાઓ છે. મુખ્ય વસ્તુને નિકટ લાવી સ્ફુટ કરી બતાવી હોય, તો તેની પાસેની જ કોઇ વિગત ગૌણ હોય છતાં, તે પાસે હોવાથી સ્ફુટ બતાવવી જ જોઈએ, કારણકે એ દર્શનનો નિયમ છે. ફિલસૂફમાં દૂરનાં સમૃદ્ધ અને ફૂલવાળાં દેખાતાં ઝાડ કયાં છે તે બતાવવાની જરૂર નથી, કારણકે તે દૂર રહ્યાં છે; પણ મીરાંના વિષપાનમાં કયારામાં શું ઊગેલું છે તે બતાવવું જોઇએ. કયારો મીરાંની એટલો પાસે છે કે મીરાં દેખાય તો તે કયારાનો છોડ દેખાય જ. વળી એ ચિત્રમાં તો એ તુલસીનો છોડ જણાય છે, અને એ તુલસી હોય તો એ ચિત્રમાં તેને સ્પષ્ટ બતાવવાની જરૂર પણ છે. તુલસીનો છોડ એ ચિત્રમાં મીરાંની વૈષ્ણવ ભક્તિના પ્રતીક તરીકે પણ ઉપયોગી છે.

વળી એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, જેને સામાન્ય રૂપમાં ન મૂકતાં અહીં વિશિષ્ટ રૂપમાં જ મૂકીશું. કનૈયાનો મોરલીમાં સ્ત્રીને જે સંસ્થાનમાં બતાવી છે તે સંસ્થાન વાસ્તવિક રીતે શકય છે ? અવયવોની એ સ્થિતિ અશકય તો નથી જ લાગતી; પણ તેથી આગળ જઇને એવો જવાબ અપાય કે એ ચિત્રનું મૂળ પ્રયોજન મોરલીના નાદથી થતા આનંદનું

ઉન્માદનૃત્ય બતાવવાનું છે. આ અવયવસ્થિતિ શક્ય ન હોય તોપણ એ ઉન્માદને વધા સ્પષ્ટ અને બલિષ્ઠ રીતે બતાવે છે; માટે એ સંસ્થાન વાસ્તવિક રીતે અશક્ય હોય તોપણ દોષ નથી. પણ પનિહારીના બેઢાના આકારો માટે અમે એવું સમર્થન આપી શકતા નથી. પાણી ભરવા જનારી માથા પરનું વાસણ એવા પહોળા મોઢાનું અને એવા ખૂણાવાળા આકારનું નથી રાખતી. અને તથ્યથી અહીં દૂર જવાથી ચિત્રનો રસ પોષાતો નથી. ઊલટું, પાણી ભરવા જતી વખતે જે જાતનાં ઠામો વપરાય છે તેવાં જ ઠામો વાપરવાથી ચિત્રનો અર્થ વધારે પુષ્ટ થાય. આથી વધારે વિસ્તારથી કે વધારે સામાન્ય રૂપમાં આ વિષયની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી.

આ ચિત્રો તરફ ઊડતી નજર નાખવાથી પણ એક વાત તરત ધ્યાનમાં આવશે. શ્રીયુત કનુ દેસાઈનાં ચિત્રોમાં ઘણેભાગે બે પાત્રો આવે છે. તેનું એક કારણ અમે ઉપર જણાવ્યું તે કંઇક અંશે છે. જે કારણથી ટૂંકા કાવ્યમાં કે વાર્તામાં ઝાઝાં પાત્રો નથી આવી શકતાં, તે જ કારણથી આ નાનાં ચિત્રોમાં પણ ઘણાં પાત્રો ન આવી શકે. ગરબો અને જાગનૃત્ય તો સ્વભાવથી જ સંઘચિત્રો છે; પણ તે સિવાય આ ચિત્રોનો પ્રકાર પાત્રોની સંખ્યાની કરકસરનો છે. અને એ કરકસર એથી ઓછે સુધી ભાગ્યે જ લઇ જઇ શકાય. ચિત્રમાં રામચન્દ્રનું માર્દવભર્યું કારુણ્ય માત્ર રામચન્દ્રની આકૃતિથી બતાવી શકાય તે કરતાં તેના આલંબનરૂપ ખિસકોલીથી વધારે સારું બતાવી શકાય. વિષપાન કરતી વખતે મીરાંની આસ્થાજન્ય દઢતા માત્ર મીરાંની આકૃતિથી બતાવાય તે કરતાં તેના તરફ મમત્વથી, અધીરાઇથી, લાચારીથી, દર્દથી જોઇ રહેલી તેની નિકટવર્તી સ્ત્રીથી વધારે સ્પષ્ટ બતાવી શકાય. કનૈયાની બંસીની મોહિની તેની નિકટવર્તી સ્ત્રીની મસ્ત ઉન્માદભરી દશાથી વધારે સ્પષ્ટ બતાવાય. છાપરાના રાજ્યમાં સત્તા ચલાવતી શાન્તિ માત્ર વાંદરા કરતાં બચ્ચાને નિરાંતે ધવરાવતી વાંદરીથી વધારે સારી રીતે બતાવી શકાય. રાત્રિના ઓળાની અસ્પષ્ટ ભયાનકતા એક છોકરી કરતાં, નાની છોકરીની સભાળ લેવાનું માથે આવી પડેલી મોટી છોકરીથી વધારે સારી બતાવી શકાય. અલબત, મીરાંના ભક્તિની તન્મયતાના નૃત્યને માટે બીજી વ્યક્તિની જરૂર નથી, તેમ જ બધાનો ત્યાગ કરીને ચાલી જતા ફિલસૂફના ચિત્રમાં બીજા કશાને અવકાશ નથી.

પણ તે સિવાય પણ વિષયોની પસંદગી જોતાં લાગે છે, કે ચિત્રકારને બે પાત્રોવાળાં ચિત્રો તરફ કદાચ પક્ષપાત પણ હોય. બે પાત્રોવાળાં બધાં જ ચિત્રો અમને મનોહર લાગ્યાં છે. ઉપર જણાવી ગયા તે ચિત્રો સિવાય વિજાણંદ અને શેણીમાં સંગીતમાં તલ્લીન વિજાણંદ અને સંગીતદ્વારા વિજાણંદમાં તલ્લીન શેણી અસરકારક રીતે ચિતરાયાં છે. જોકે તે સાથે કહેવું જોઇએ, કે આ દશ્ય લોકકથા સાથે વિસંવાદી છે. કથા પ્રમાણે વિજાણંદ હિમાલયમાં શેણીને મળે છે ત્યારે શેણી હિમાળામાં અરધી ગળી ગયેલી હોય છે, અને આ નવું દશ્ય વાર્તામાં કોઇ રીતે ઘટાવી શકાય તેવું નથી. બે બહેનોમાં બન્ને બહેનોના ભાવો ભિન્ન છતાં પરસ્પર સંશ્લિષ્ટ સ્પષ્ટ દેખાય છે. કર્ણ અને દેવજાદેવીનું ચિત્ર અમને ઘણું જ અસરકારક ચિતરાયું જણાય છે. સાંજના વખતમાં ડુંગરાના કાળા થતા જતા ઓછાંયામાં કર્ણ પણ પોતાની જીવનસંધ્યામાં ભૂતકાળનાં અનેક દુઃખોનું ચિંતન કરતો, મુખ પર અનેક પશ્ચાત્તાપો અને આપત્તિઓની રેખાઓ ધારણ કરતો બેઠો છે અને ભૂતકાળનાં દર્દો ઉપરાંત ભવિષ્યની

ચિંતાનો વિષય દેવળદેવી તેની સામે પિતાનાં દુઃખો અરધાં સમજતી અરધાં ન સમજતી મુગ્ધતામાં સ્તબ્ધ ઊભી છે.

ફિલસુફમાં* શ્રીયુત કનુ દેસાઈની પ્રતીકથી સૂચન કરવાની શક્તિ બરાબર જણાય છે. ફિલસૂફને આ જગતમાં કશામાં રસ નથી. ફૂલો અને પત્રોથી સમૃદ્ધ વૃક્ષો અને તેની પછવાડેનું કદાચ આખુંએ આબાદ શહેર છોડીને, તે તરફ પીઠ કરીને તે કોરા અનલંકૃત ડુંગરો તરફ ચાલ્યો જાય છે. તેની નિષ્કિંચનતાના સૂચન તરીકે ચિત્રકાર ચિત્રની વચ્ચોવચ્ચ એક સૂકું ઝાડ મૂકે છે. આ ચિત્રમાં કનુ દેસાઈની ચિત્રકળાનું એક બીજું પણ લક્ષણ જણાય છે. તેઓ વ્યક્તિને પૂંઠ ફેરવેલી ચીતરીને તેના ભાવોને વ્યક્ત કરી શકે છે. કર્ણ ને દેવળદેવીમાં દેવળદેવી પણ એવો જ દાખલો છે.

આ ચિત્રકારનું એક બીજું લક્ષણ પણ ધ્યાન આપવા યોગ્ય છે. તે તેમની રેખાઓનો મેળ છે. રંગનો મેળ કરવાની શક્તિનો અમે પૂર્વે ઉલ્લેખ કરેલો છે. આ રેખામેળ રંગ-ચિત્રોમાં કદાચ એથી પણ વધારે મહત્ત્વનો છે. અજંટાના કલાકારો પોતાનાં ચિત્રો પ્રથમ માત્ર રેખાઓથી જ સિદ્ધ કરતા અને પછી તેમાં રંગો પૂરતા. આ ચિત્રો પણ પ્રથમ રેખાથી સિદ્ધ કરેલાં છે. બે પનિહારીમાં બન્ને વ્યક્તિઓની રેખાથી, સૂરોના મેળથી સંગીતનો સંવાદ પ્રગટ થાય તેમ, એક સંવાદ પ્રગટ થાય છે. આ વસ્તુને આથી વધારે સ્પષ્ટ શબ્દોથી કહી શકાય તેમ નથી, પણ દરેક ચિત્ર ધ્યાનપૂર્વક જોવાથી તે સમજાશે. મીરાંના નૃત્યમાં પણ રેખાનો એવો જ સંવાદ છે. મીરાંના વિષપાનમાં બન્ને વ્યક્તિઓની બેઠકની અને અંગોની બાહ્યરેખાથી પણ એવો જ મેળ સધાયેલો છે. વિજાણંદ અને શેણીમાં બન્ને વ્યક્તિઓની બેઠક તો સંવાદી છે, પણ તેમના ઉપર ઝઝૂમી રહેલું ઝાડ પણ એ મેળનો એક ભાગ બની જાય છે. આ શક્તિ એટલી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે તે દરેક ચિત્રમાં છે એટલું જ કહીશું.

સાહિત્યમાં એક સ્થૂલ પણ સાચી કસોટી એ છે, કે કલાની કૃતિનું વારંવાર ચિંતન કરવાનું મન થાય છે કે નહિ? એ દૃષ્ટિબિન્દુ બધી કલાને માટે સાચું છે. આ કૃતિઓ પણ વારંવાર મનન કરવાને આકર્ષે એવી છે, અને એ ચિત્રકારની સફળતા છે. ગુજરાતે તેમને માટે અભિમાન લેવું જોઈએ. તેમના ગુરુ અને રસજ્ઞ પુરોવચનકાર શ્રીયુત ન્હાનાલાલ મહેતા જણાવે છે તેમ "કનુ દેસાઈ હજી માત્ર પચીસ જ વર્ષના છે" અને તેમને હજી વધારે સફળતા મળે એમ અમે ઇચ્છીએ છીએ. આપણામાં ચિત્રવિવેચનાનું સાહિત્ય એટલું ઓછું છે કે એ વિચક્ષણ વિવેચક પાસે હિંદી કે ગુજરાતીમાં પણ આ પુરોવચન લખાવીને આની સાથે જોડ્યું હોત તો સામાન્ય જનની રસજ્ઞતાને ઉપકારક થાત એમ અમે માનીએ છીએ.

ગુરુ નાનક ભજનાવળીઃ સીખ સલ્તનત યાને હિંદુત્વરક્ષકઃ બન્નેના પ્રકાશક સરદાર ગુરુદત્તસીંઘ, દાણાપીઠ, પોસ્ટ નં. ૧૪ અમદાવાદ. પહેલીની કિંમત ૦–૧–૦; બીજી ભેટમાં મળે છે. ભજનાવળીમાં નાનકનાં ભજનો, દુહા વગેરે છે. પ્રકાશક પોતે શીખ હોવાથી ગુજરાતમાં સામાન્ય પ્રચલિત નાનકનાં ભજનો કરતાં આ ભજનો વધારે વિશ્વસ્ય ગણાય, જોકે સંપાદકે ભાષા તરફ ખાસ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. 'સીખ સલ્તનત'માં

* અમને ફિલસૂફ કરતાં વૈરાગી નામ વધારે સૂચક લાગે છે.

ગુરુ નાનક વિશેનો પ્રચલિત ઇતિહાસ દંતકથા વગેરે છે. ગુજરાતે હિંદુ ધર્મના આ જીવંત અંકુરનો અભ્યાસ કરવો આવશ્યક છે, અને તેને માટે વધારે ધ્યાનપૂર્વક પુસ્તકો લખાય એમ અમે ઇચ્છીએ છીએ.

**ટેકને ખાતર**:—મૂળ લેખકઃ પ્રેમચંદજી. અનુવાદકઃ શિવશંકર શુક્લ. પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામે, અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦–૨–૦ ટપાલખર્ચ સાથે. છૂટક ૦–૩–૦ ટપાલખર્ચ જુદું.

ઐતિહાસિક ભૂમિકા ઉપર અને ઐતિહાસિક પાત્રો વડે આ વાર્તાઓ લખાયેલી છે. દરેકમાં મુખ્ય પાત્ર અનેક મુશ્કેલીઓમાં પોતાની ટેક જે મધ્યકાલીન માનસનું લક્ષણ હતું, તે દૃઢતાથી અને ધીરતાથી સાચવે છે. વાર્તાનું રહસ્ય એક છતાં, વસ્તુસ્થિતિ અને પાત્રોમાં સારું વૈવિધ્ય આવેલું છે. ભાષાન્તર સુવાચ્ય થયું છે.

**હજરત મુહમ્મદઃ** પ્રયોજકઃ ઇમામ અબ્દુલકાદર બાવઝીર. પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, ઝવેરીવાડ અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦–૫–૬ ( પોસ્ટેજ ખર્ચ સાથે ) છૂટક ૦-૬-૦ ( પોસ્ટેજ ખર્ચ જુદું )

આ પુસ્તક પ્રથમ હસ્તલિખિત મધપૂડામાં પ્રસિદ્ધ થયેલું. પછી તેને પ્રકાશનને માટે તૈયાર કરતા પહેલાં શ્રીયુત ઇમામ સાહેબ બેહિસ્તનશીન થયા અને તે કામ શ્રીયુત ગુલામ-રસુલ કુરેશીએ માથે લીધું, પણ તેઓ પણ પ્રકાશિત થયા પહેલાં જેલમાં ગયા. એટલે આ પુસ્તકમાં કેટલીક શરતચૂકની ભૂલો રહી ગયેલી છે. છતાં તેના મૂળ ઉદ્દેશને માટે એટલે હિંદુ ભાઇઓ પોતાનો પડોશી ઇસ્લામ સમજે તેને માટે ઉપકારક છે. અને અમે આશા રાખીએ છીએ કે ગુજરાતનો વાચકવર્ગ તેને આવકાર આપશે.

આ પુસ્તકની નવી આવૃત્તિમાં થોડા ફેરફારો અને વધારા સૂચવીએ છીએ. પુસ્તકમાં અરબસ્તાનના પ્રસ્તુત પ્રદેશનો નકશો આપવો. પયગંબર સાહેબનું જીવનચરિત્ર જાણવાનાં સાધનો ટૂંકમાં દર્શાવવાં. આ પુસ્તકમાં ઉપયોગમાં આવેલી સ. અ. વગેરે સંજ્ઞાઓનો અર્થ, કુરાનનાં મહાવાક્યો અને તેનો શબ્દાર્થ, કુરાનની શૈલીની ટૂંકમાં ચર્ચા, કુરાન અને હદીસનો સંબંધ અને કુરાન ઉપર તે પછી તેના અર્થ કરવા સંબંધી ભાષ્યો જેવા જે કાંઇ પ્રયત્નો થયા હોય તેનો ટૂંકમાં સાર અને કુરાનનો બાઇબલ સાથેનો સંબંધ આ બધા વિષયો ઉપર યથાયોગ્ય મિતાક્ષર ઉલ્લેખો થવા જોઇએ, એમ અમારુ માનવું છે.

લેખક અને પ્રકાશક આટલું કરી આ પુસ્તકને વધારે ઉપયોગી બનાવશે, એવી આશા રાખીએ છીએ.

**મધ્ય એશિયામાં બોલ્શેવિક**:—પ્રયોજકઃ મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડારઃ અમદાવાદ. વાર્ષિક ફાળે ૦–૪–૦ પોસ્ટેજ સાથે; છૂટક ૦–૬–૦ પોસ્ટેજ જુદું.

હિંદીઓએ અત્યારસુધી એશિયાની રાજ્યપ્રકરણી સ્થિતિને જોઇએ તેટલું મહત્ત્વ આપ્યું નથી. જાપાને રશિયા ઉપર વિજય મેળવ્યો અને તે દુનિયાનું એક મહાન રાજ્ય ગણાવા લાગ્યું, ત્યાર પછી રશિયાનું સોવિયેટ રાજ્યતંત્ર અને ચીનનું રાજ્ય સ્વતંત્ર થયું એ બેઉ એવડા જ મહત્ત્વના બનાવો છે.

આ નાના પુસ્તકમાં કાસ્પિયન સમુદ્રથી ચીનની સરહદ સુધીના મધ્ય એશિયાના પ્રદેશમાં સોવિયેટ રાજ્યે કેવા કેવા સુધારા કર્યા તેનું વર્ણન છે. ગમે તેવા અભણ અને

પછાત પ્રદેશમાં પણ સરકાર ધારે તો કેટલો બધો સુધારો કરી શકે તેનો એ સમર્થ દાખલો છે. સોવિયેટ વિશે ખરી હકીકતનાં પુસ્તકો મળવાં બહુ મુશ્કેલ છે, પણ અસલ બંગાળી લેખકે મહેનત કરીને પ્રામાણિક હકીકત મેળવવા પ્રયત્ન કર્યો છે, એ સ્પષ્ટ દેખાય છે. ભાષાન્તર સુવાચ્ય થયું છે.

**પરિમલ**:—કર્તાઃ ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકર. પ્રકાશકઃ નટવરલાલ દવે, મંત્રી ઉષા પ્રકાશ મંદિર, આણંદ. કિંમત પાંચ આના.

બાળકોને માટે આ વાર્તાઓ લખેલી છે. તેનો ખાસ ઉદ્દેશ એ છે, કે ઘણીખરી બાલવાર્તાઓમાં "સામાજિક કલેશ ચોરી કપટ વહેમ" "ઘાતક ભાવો" આવે છે તે બાળવાર્તામાં ન હોવા જોઇએ. અલબત, આ વાર્તામાં એવા ભાવો નથી. પણ તેમ કરવા જતાં કેટલીક વાતો બાળકો ન સમજે તેવી આવી ગઇ છે. "દયા ને દાન," બાળકોને લાંબી પણ પડે અને સમજાય પણ નહિ. ભાષા પણ વધારે સાદી હોવી જોઇએ.

**કુમાર વીરસેન–ભાગ ૨ જોઃ** લેખક ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ. સંપાદકઃ ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ પ્રકાશકઃ પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા.

બાળકોને માટે લખેલી આ સળંગ લાંબી વાર્તા છે. તેમાં જુવાન કિશોરોનાં સાહસ અને પરાક્રમોની વાત છે. ભાષા સાદી છે, અને શૈલી ઉત્સાહક છે. પહેલો ભાગ વાંચ્યા વિના પણ સ્વતંત્ર રીતે આ ભાગ વાંચી શકાય તેમ છે.

**કલાજીવન યાને હીરાભાગોળ**:–લેખકઃ અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી બી. એ. એલ એલ. બી. પ્રકાશકઃ વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયર શ્રી. વિશ્વકર્મા કાર્યાલય, અમદાવાદ. કિંમત ૦–૩–૦

ડભોઇમાં પ્રખ્યાત હીરાભાગોળના વિધાયક હીરાને સિદ્ધરાજે એ ભાગોળમાં જ જીવતો દટાવ્યો હતો, એ દંતકથા ઉપરથી આ વાર્તા લખેલી છે. વાર્તા સીધી સાદી નિર્દોષ રીતે કહેલી છે. થોડાં જ અને ચોખ્ખાં દોરેલાં પાત્રોથી એ કથા કહેવાઇ છે. અને જે રીતે મૂકી છે તે રીતે તેમાં કશું અસંભવિત નથી.

**સને ૧૯૩૦, તથા ૧૯૩૧ ના ગુજરાતી સાહિત્ય ઉપર દૃષ્ટિપાતઃ** ગુજરાત સાહિત્ય સભા : અમદાવાદ. તરફથી લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશકોઃ પ્રાણલાલ કી. દેશાઇ, ગૌરીશંકર ગો. જોશી, ચૈતન્યપ્રસાદ મો. દિવાનજીઃ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, સેંટ્રલ બેંક બિલ્ડિંગ, અમદાવાદ.

સાહિત્યસભાએ ૧૯૨૯ ની સાલનાં પ્રકાશનોનું દિગ્દર્શન કરાવેલું હતું. તે પછીનું વરસ લડતનું હોવાથી તે બંધ રહેલું હતું. આ વખતે બન્ને વરસનું સાથે કરવી એ પ્રવૃત્તિ ચાલુ રાખી તેને માટે સભાને ધન્યવાદ ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે સભા આ પ્રવૃત્તિ હવે પછી પણ ચાલુ રાખશે. અમદાવાદમાં બધાં પુસ્તકો મળી શકે તેવું કોઇ પણ એક પુસ્તકાલય નથી, એ ફરિયાદ ચાલુ છે ત્યાં સુધી પ્રકાશકો આ સમાલોચનકાર સાથે સહકાર કરીને તેને પુસ્તકો વગેરેની સગવડ આપે તો આ કામ વધારે સારું થાય. અમદાવાદ સારા પુસ્તકાલયની ખામી કયારે દૂર કરશે ?

**અમદાવાદ ગુજરાત સાહિત્ય સભાનો ઇ. સ. ૧૯૩૧–૧૯૩૨ નો વાર્ષિક અહેવાલ** પ્રમુખ દિ. બા. કેશવલાલ હ. ધ્રુવ. મંત્રીઓ શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ, શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી, શ્રી. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.

[ અનુસંધાન પૃ. ૪૩૬ થી ચાલુ ]

શાર્ઙ્ગરવ—ભગવાન ! પ્રિયજનને વળાવવા નવાણના કિનારા સુધી જવું એમ કહેવાય છે. તો આ રહ્યો આ સરોવરનો કિનારો. અહીંઆં જ સંદેશો કહી પાછા ફરો તો નહિ સારું !

કાશ્યપ—ચાલો ત્યારે આ વડલા (ક્ષીરવૃક્ષ)ની ઘટામાં જરા ઊભા રહીએ.

(બધાં પાછાં ફરી ઊભાં રહે છે.)

કાશ્યપ—(મનમાં) મહાન દુષ્યન્તને યોગ્ય મારે શો સંદેશો મોકલવો ?

(વિચાર કરે છે.)

શકુન્તલા—(એક બાજુએ, સખીઓને) અલી ! જો, જો ! કમલદલ પાછળ રહેલા પોતાના સહચરને નહિ જોવાથી 'હું બહુ પીડા પામું છું' કહી ચક્રવાકી ઉદ્વેગમાં ચીચીઆરી પાડી રહી છે.

અનસૂયા—સખિ! એવું બોલ મા.

કાન્ત વિનાની રજની આ પણ ગાળે વિષાદથી લાંબી;
પીડ વિરહની ભારી આશાબન્ધે સહેવાતી. ૧૬

કાશ્યપ—શાર્ઙ્ગરવ ! શકુન્તલાને આગળ કરીને રાજાને મારા વતી તારે આ પ્રમાણે કહેવાનું છે.

શાર્ઙ્ગરવ—જેવી ભગવાનની આજ્ઞા.

કાશ્યપ—

જેને સંયમ છે અમારું ધન ને ઊંચા કુલે છો તમે,
એનો સ્નેહ સ્વયં વળ્યો તમ ભણી વાળ્યો ન કો બન્ધુએ;
જાયાલાયક માન આપી ગણજે ભાર્યા મહીં એહને,
ભાગ્યાધીન વિશેષ, એ ન વહુના સંબંધી બોલી શકે. ૧૭

શાર્ઙ્ગરવ—આપનો સંદેશો બરાબર સાંભળી લીધો.

કાશ્યપ—પુત્રિ ! તને થોડીક શિખામણ આપવાની છે. વનમાં વસવા છતાં લોકાચારથી હું અજાણ નથી.

શાર્ઙ્ગરવ—બુદ્ધિમાન પુરુષને કોઈ પણ વિષય જાણુગદાર ન જ હોય.

કાશ્યપ—અહીંથી સાસરે ગયા પછી તું

પૂજ્યોને નમી સેવજે, પ્રિયસખી થાજે સપત્ની તણી,
સ્વામીના અપમાનથી નવ થતી સામી કદી રોષથી,
થાજે સભ્ય અતીવ સેવકજને ના છાકતી વૈભવે,
આ રીતે ગૃહિણી થતી યુવતીઓ, અંગાર બીજી કુલે. ૧૮

આ શિખામણ વિષે ગોતમીનો શો અભિપ્રાય છે ?

ગૌતમી—કન્યાને આપવા જેમ બધી શિખામણ આપે આપી દીધી છે. પુત્રિ ! આ સઘળું ધ્યાનમાં રાખજે.

કાશ્યપ—વત્સે ! મને તથા તારી સખીઓને ભેટી લે !

શકુન્તલા—દાદા ! પ્રિયંવદા અને બીજી સખીઓ શું અહીંથી જ પાછી ફરે છે ?

કાશ્યપ—એમને પણ પરણાવવાની છે. એમનાથી ત્યાં આવી શકાય નહિ. તારી જોડે ગૌતમી આવે છે.

શકુન્તલા—( પિતાને ભેટીને ) મલયતટથી ઉખાડેલી ચંદનલતાની જેમ પિતાજીના અંકથી દૂર કરેલી હું બીજા દેશમાં કેવી રીતે જીવી શકીશ ?

કાશ્યપ—બેટા ! આવડી અકળાય છે શાને ?

અમલકુલના ભર્તાની તું બની ગૃહસ્વામિની,
વિભવગરવાં કાર્યોમાં તું બની નિત વ્યાકુલી,
પ્રસવી રવિ શી પ્રાચી પેઠે પવિત્ર તું પુત્રને,
અચિર અવધે બેટા મારો વિજોગ તું ભૂલશે. ૧૯

( શકુન્તલા પિતાને પગે પડે છે. )

કાશ્યપ—તારે માટે જે જે હું ઇચ્છું છું તે તે તારું થાઓ !

શકુન્તલા—( સખીઓ પાસે જઇને ) બહેનો ! બન્ને મને સામટી ભેટો.

સખીઓ—( તેમ કરીને ) જો કદાચ તે રાજા તને ઓળખવામાં ઢીલ કરે તો તેને તેના નામાક્ષરવાળી આ વીંટી દેખાડજે.

શકુન્તલા—તમારા આવા સંદેહથી મને કંપારી છૂટે છે.

સખીઓ—બ્હીશ નહિ. અતિસ્નેહને લીધે અનિષ્ટની શંકા ઉદ્ભવે છે.

શાર્ઙ્ગરવ—બીજો પ્રહર થવા આવ્યો છે. દેવીએ ઉતાવળ કરવી જોઇએ.

શકુન્તલા—( આશ્રમ તરફ મોં કરી ઊભી રહીને ) દાદા ! ફરીથી આ તપોવન હું ક્યારે જોવા પામીશ ?

કાશ્યપ—સાંભળ.

કૈં કાળ તું રહીં અખંડ મહીસપત્ની,
દુષ્યન્તના અતુલ પુત્રનું લગ્ન સાધી,
નાખી કુટુંબ જુસરી સુતકાંધ જેણે
શાન્તાશ્રમે વળીશ તે તુજ નાથ સાથે.

ગૌતમી—પુત્રિ ! જવાની વેળ વીતી જાય છે. પિતાજીને પાછા વાળ. અથવા બહુ વખત વહ્યા છતાંયે એ ફરી ફરી એવું કહ્યા કરશે; માટે ભગવાન ! આપ જ પાછા વળો તો ?

કાશ્યપ—વત્સે ! મારા તપના અનુષ્ઠાનમાં વાંધો આવે છે.

શકુન્તલા—( ફરીથી પિતાને ભેટીને ) તપશ્ચર્યાથી પિતાજી ! તમારું શરીર તવાઇ ગયું છે, માટે મારે કાજ બહુ ઉદ્વેગ ન કરશો હોં !

કાશ્યપ—( નિશ્વાસ નાખીને )

બલિનીવાર તણો તેં અર્પેલો તે, વિલોકતાં પુત્રિ !,
મઢુલી પાસ ઉગેલો, ક્યાંથી મારી જશે ગ્લાનિ ?

જા ! તારો પ્રવાસ તને કલ્યાણકર હો !

( સાથે જનારા જોડે શકુન્તલા જાય છે. )

સખીઓ—( શકુન્તલાને જોઈ ) અરેરે ! ઝાડના ઝુંડમાં શકુન્તલા અદૃશ્ય થઇ ગઇ.

કાશ્યપ—( નિઃશ્વાસ નાખીને ) અનસૂયા ! તમારા ધર્મકાર્યમાં ભાગ લેનારી ગઇ. શોકને શમાવી મારી પાછળ ચાલો.

બન્ને—શકુન્તલા વિહોણા શૂન્ય તપોવનમાં અમે શી રીતે પ્રવેશ કરીએ ?
કાશ્યપ—શકુન્તલા તરફના તમારા ગાઢ સ્નેહને લીધે તમને એવું (સૂનું) દેખાય છે. (વિચાર કરતા પાછા ફરે છે.) હાશ ! શકુન્તલાને સાસરે વિદાય કરી મને નિરાંત વળી. કારણકે

કન્યા રૂપી તો ધન પારકું જ,
તેને વળાવી પતિઘેર આજ,
આત્મા અહો ! શો ! મુજ શાન્તિ માણે !
સોંપ્યા પછી થાપણ જે પ્રમાણે. ૨૨

(સર્વે જાય છે.)

॥ ચોથો અંક સમાપ્ત ॥

"ભાનુ"

---

## શશીને—

શશી એક, વાત પુછું સમજાવો.
વાત પુછું સમજાવો. શશી૦
દેવરૂપ છો, જ્યોતિર્ગણમાં
નક્ષત્રપતિ કહાવો,
નિજ સ્વજનો દેવોને, અમૃત
દેતાં ક્ષીણ શું થાઓ ? શશી૦
કુમુદ હસી રહ્યાં તમને દેખી
સ્નેહનો લેતાં લ્હાવો,
નિજ ઉત્પત્તિસ્થાન ઉદધિ કાં
ગભીરને અકળાવો ? શશી૦
નારીના મુખની ઉપમાથી
જગત બધાને ભાવો.
સોમ, સૌમ્ય છો સ્વભાવથી, કાં
વિરહી વિશેષ સતાવો ? શશી૦
'ગુપ્ત ઘટે નહિ રાખવું કશું એ'
શિદ હું પાસ બોલાવો ?
નહિ તો રાખી મનની મનમાં
સતત કલંક ધરાવો. શશી૦

નાગરદાસ અમરજી પંડયા

એમણે દૂર આવી અતિશય જોખમ ખેડયું છે તે વાત ઉપર ખૂબ જ વજન આપવામાં આવે છે; પરંતુ સાચી પરિસ્થિતિ વિચારીએ તો બંગાળામાં મુસ્લીમો કરતાં હિંદુઓની મિલકતોનું વધારે જોખમ છે. બંગાળ પ્રાંતની મહેસૂલના ૭૦ ટકા હિંદુઓને ભરવાના હોય છે, પરંતુ રાજકીય દિશામાં તેમનું મોં લોહીઆળું ગણાવાને લીધે એમની મિલકતનો પ્રશ્ન ધ્યાનમાં લેવામાં આવ્યો નથી. એટલે બંગાળામાં હિંદુઓ પૈસા ભરશે ને મુસ્લીમો તેનો લાભ ઉઠાવશે.

બંગાળામાં યુરોપિયનો, એંગ્લો ઇન્ડિયનો અને હિંદુ ખ્રિસ્તીઓની સંખ્યા કુલ ૫૦૧૨૨૧૫૦ વસ્તીમાંથી ૧૮૦૫૭૨ છે. આને સમગ્ર વસ્તીનો ⅓ ટકો કહી શકાય, છતાં તેઓને ૩૧ બેઠકો આપવામાં આવેલી છે. (૧૧ યુરોપિયન, ૪ એંગ્લો ઇન્ડિયન, ૨ હિંદી ખ્રિસ્તીઓ, અને ૧૪ યુરોપિયન વ્યાપારીઓ). એટલે કુલ બેઠકોના ૧૩ ટકા. કેવળ વૈરવૃત્તિની આ સાચી વહેંચણી લેખાય. હિંદી ખ્રિસ્તીઓને ખૂબ જ ઓછો લાભ મળ્યો છે. યુરોપિયન ખ્રિસ્તીઓની વસ્તી ૨૫૦૦૦ છે; એમને ૩૧ માંથી ૨૫ બેઠકો મળે છે. બંગાળામાં યુરોપિયનોની વસ્તી કુલ વસ્તીનો બેહજારમો ભાગ છે, છતાં બેઠકોનો એક દશાંશ ભાગ તેમને નસીબે આવ્યો છે!

બંગાળામાં બૌદ્ધધર્મીઓ ૩૧૫૮૦૧ છે ને અસલ વતની જાતિના ૫૩૫૬૫૬ છે. ખ્રિસ્તીઓથી એમની વસ્તી ખૂબ જ વધારે ગણાય. મુખ્ય વિભાગથી એમને છૂટા પાડી ભિન્ન મતાધિકાર મંડળો આપવામાં આવ્યાં નથી એ જ એક સદ્‌ભાગ્ય છે અથવા તો બ્રિટિશ પ્રધાનમંડળે બેઠકોની વહેંચણીમાં ખૂબ જ નિષ્પક્ષપાતપણું દાખવ્યું છે તેનું એ જ્વલંત દૃષ્ટાંત છે.*

તા. ૧૭-૯-૩૨. —રમણીકલાલ દલાલ

## દલિત વર્ગોની બેઠકો વિષે પૂનામાં થયેલું ઐતિહાસિક કરારનામું

દલિતવર્ગો અને હિંદુ કોમના બીજા વર્ગો તરફથી ધારાસભાઓમાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વ સંબંધે અને તેઓના હિતને લગતી બીજી બાબતો વિષે બેઉ પક્ષનાં નેતાઓ વચ્ચે નીચેનું કરારનામું નક્કી થયું છેઃ—

(૧) પ્રાંતિક ધારાસભાઓમાં સામાન્ય મતદાર મંડળો વડે દલિત વર્ગોને માટે નીચે પ્રમાણે બેઠકો અનામત રાખવામાં આવશે. મદ્રાસ-૩૦, સિંધ સાથે મુંબઇ-૧૫, પંજાબ-૮, બિહાર અને ઓરિસ્સા-૧૮, મધ્યપ્રાંતો-૨૦, આસામ-૭, બંગાલ-૩૦, સંયુક્ત પ્રાંતો-૨૦, કુલ્લે-૧૪૮. વડા પ્રધાનના ચુકાદામાં પ્રાંતિક ધારાસભાઓના સભ્યોની કુલ સંખ્યા જે નક્કી કરવામાં આવી છે, તેને ધોરણે આ આંકડાઓ નક્કી કરવામાં આવ્યા છે.

(૨) આ ચૂંટણી નીચેની કાર્યપદ્ધતિ મુજબ અને સંયુક્ત મતદાર મંડળોદ્વારા કરવામાં આવશે. સામાન્ય મતદાર મંડળમાં નોંધાએલા બધા દલિત વર્ગોના મતદારોની એક જુદી મતદાર મંડળી બનાવવામાં આવશે, અને તે મંડળનો દરેક મતદાર એક એક મત આપીને દરેક અનામત બેઠક માટે ચાર ઉમેદવારોની એક પીનલ પસંદ કરશે. જે ચાર ઉમેદવારોને આ પ્રાથમિક ચૂંટણીમાં સૌથી વધારે મતો મળ્યા હશે તેઓ સંયુક્ત મતદાર મંડળો તરફથી ચુંટાવાને માટે ઊભા થઇ શકશે.

* Modern Review: Septembor 1932–By Ramanand Chatterjee.

(૩) મધ્યસ્થ ધારામંડળમાં દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ સંયુક્ત મતદાર મંડળો અને અનામત બેઠકોના ધોરણે થશે, અને ઉપર જણાવેલી કલમ (૨) માં પ્રાંતિક ધારાસભાની બેઠક માટેની ચૂંટણી જે પ્રાથમિક ચૂંટણીને ધોરણે કરવામાં આવશે તે જ ધોરણે આ ચૂંટણી પણ થશે.

(૪) મધ્યસ્થ ધારામંડળમાં બ્રિટિશ હિંદને માટે સામાન્ય મતદાર મંડળોને અપાએલી બેઠકોની ૧૮ ટકા જેટલી બેઠકો દલિત વર્ગો માટે અનામત રાખવામાં આવશે.

(૫) ઉપર જણાવ્યા મુજબ મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓ માટેના ઉમેદવારોની ચૂંટણી માટેની પ્રાથમિક ચૂંટણીની પદ્ધતિ, નીચે જણાવેલી ૬ ઠ્ઠી કલમ મુજબ પરસ્પરના કરારથી જો વહેલી બંધ કરવામાં નહિ આવે તો ૧૦ વર્ષ પછી તે પદ્ધતિ બંધ થશે.

(૬) કલમ ૧ અને ૪ માં દર્શાવ્યા મુજબ પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાઓમાં અનામત બેઠકો વડે દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ રાખવાની પદ્ધતિ આ કરાર મુજબ ચાલુ રહેશે.

(૭) મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓ માટે દલિત વર્ગોની મતદારીની યોગ્યતા લોથીઅન કમિટિના રિપોર્ટમા જણાવ્યા મુજબની રહેશે.

(૮) સ્થાનિક મંડળોની કોઇ ચૂંટણીના સંબંધમાં અથવા તો જાહેર નોકરીની નિમણૂકના સંબંધમાં કોઇ ઉમેદવાર દલિત વર્ગોનો હોવાના કારણે તેને અયોગ્ય લેખી શકાશે નહિ. દલિત વર્ગોને માટે ઘટતું પ્રમાણ મેળવવાને દરેક પ્રયત્ન કરવામાં આવશે, અને જાહેર નોકરીમાં નિમણૂકને માટે જે કેળવણીવિષયક યોગ્યતા ઠરાવવામાં આવે તેને અનુસરીને આ બાબતના સંબંધમાં દલિત વર્ગોને ઘટતું પ્રમાણ મળશે.

(૯) દરેક પ્રાંતમાં કેળવણીની ગ્રાંટમાંથી દલિત વર્ગો માટે કેળવણીની સગવડો પૂરી પાડવા માટે જોઈતી રકમ જુદી કાઢવામાં આવશે."

[ 'ગુજરાત સમાચાર'માંથી ]

# એક પત્રવ્યવહાર

[ આ પત્રવ્યવહાર યરોડામાંથી પૂજ્ય ગાંધીજી અને શ્રીયુત નરસિંહરાવ વચ્ચે, શ્રીમતી ઘ્રજિકા જે શ્રીયુત નરસિંહરાવનું છેલ્લું સંતાન હતા, તેમના અવસાન નિમિત્તે શરૂ થયેલો, અમારા વાંચવામાં આવતા, તે બધાને બોધક હોવાથી પ્રગટ કર્યો છે. તંત્રીઓ ]

સુજ્ઞ ભાઈશ્રી,

તમારી દીકરીના દેહાંતના સમાચાર છાપામાં વાંચી અમે સહુ દિલગીર થયાં છીએ. મહાદેવ કહે છે કે આ એક જ દીકરી બાકી રહેલ. પણ આનું દુઃખ તમને ન હોય. તમારી પાસે ખરખરો પણ શો કરવો ? તમે બંને દુઃખથી રેવાએલાં છો ને જ્ઞાની પણ છો. ઈશ્વર તમને શાન્તિ બક્ષો.

યરોડા
તા. ૧૨-૧૦-૩૨

મોહનદાસના
બં. મા.

[ અનુસંધાન પૃ. ૪૬૦ થી ચાલુ ]

છે, એની એ પ્રતીતિ છે. અર્વાચીન કાળમાં પણ એ તોફાન સામે ઝઝૂમશે. પરંતુ એ માટે એમણે પોતાની આત્મશુદ્ધિ કરી જ લેવી જોઇએ. વ્યવસ્થિત સામાજિક ઐક્ય પ્રાપ્ત કરવા સંપૂર્ણ વિચારપૂર્વક સીધા સુધારા યોજી પ્રયાસો આદરવા તત્પર બની જવું જોઇએ.

કોમી યોજનામાં જણાવવામાં આવ્યું છે કેઃ—

"અત્યારે યોજવામાં આવેલી બેઠકોમાં થોડો ઘણો ફેરફાર કરી કેટલાક મતદાર-મંડળમાં સમતુલા સાચવવા પ્રયત્ન કરી શકશે, પરંતુ એવા ફેરફારો કરવાનો હક બ્રિટિશ સરકાર પોતાને હસ્તક રાખે છે. બાકી એથી કોમોનું પરસ્પર અગત્યનું સમધારણ જરા ય બગડવું ન જોઇએ. બંગાળા અને પંજાબમાં તો બિલકુલ ફેરફાર કરવામાં આવશે નહિ."

બંગાળા અને પંજાબમાં મુસ્લીમ બહુમતીની બિલકુલ આડે આવવામાં આવશે નહિ એવી ખાતરી આપી કોમી મુસ્લીમોને મનાવી લેવામાં આવ્યા છે. નીચેના વાક્યમાં પણ એ જ કાળજી સ્પષ્ટ થાય છેઃ

"પ્રાંતોમાં બીજું ધારાસભાગૃહ સ્થાપવામાં આવશે તો પણ નીચલા ધારાસભાગૃહ-માંની કોમી સમતુલાને છેડવામાં નહિ આવે તેની બ્રિટિશ સરકાર ખાસ કાળજી રાખશે."

વળી પ્રાંતિક ધારાસભામાં કોમીવાદીઓને જે લાભ મળ્યો છે તે મધ્યસ્થ ધારા-સભામાં કદાચ ન મેળવી શકે એવી કોઇને કદાચ શંકા થાય તે માટે સરકારે વીસમા પેરે-ગ્રાફમાં સ્પષ્ટતા કરવા ખાસ સંભાળ રાખી છેઃ "મધ્યસ્થ ધારાસભામાંનું પ્રતિનિધિત્વ નક્કી કરતી વખતે એકેએક કોમને પૂરતું પ્રતિનિધિત્વ મળે તે માટે સરકાર ખાસ ધ્યાન આપશે જ."

અત્યારે મુંબાઇ ઇલાકો છે તે માટે, સિંધ વગરના મુંબાઇ ઇલાકા માટે અને સિંધના જુદા પ્રાંત માટે જુદી જુદી બેઠકો નક્કી કરવામાં આવી છે. પરંતુ બિહાર ને ઓરિસ્સા માટે એવું કશું જ પગલું ભરવામાં આવ્યું નથી.

ઓરિયા લોકો મુસ્લીમધર્મીઓ હોત તો સરકાર શું પગલું ભરત એ સમજાવવું પડે તેમ નથી. ૨૩મા પેરેગ્રાફમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

'વરાડ સાથેના મધ્યપ્રાંતોની ધારાસભા માટે નીચે ચોવીસમા પેરેગ્રાફમાં બેઠકો જણાવેલી છે પરંતુ વરાડના ભવિષ્યના બંધારણ માટે નિર્ણય કરી દેવામાં આવ્યો છે, એમ કોઇએ માની લેવાનું નથી."

એટલે નિઝામ સરકાર અને વરાડના લોકોની આશાઓને હવામાં જ લટકતી રાખવામાં આવી છે.

અત્યારે પંજાબ, બંગાળ અને નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંતમાં મુસ્લીમો બહુમતીમાં છે. એમાંથી માત્ર નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંતમાં જ હિંદુઓને વધારાની બેઠકો આપવામાં આવી છે. એ પ્રાંતની વસ્તી ઓછી હોવાથી માત્ર પચાસ જ બેઠકો આપવામાં આવી છે. બીજા એવા જ પ્રાંતો કરતાં એ સંખ્યા દેખીતી રીતે ઓછી જ છે. અને એ પચાસમાં પણ હિંદુ અને બીજી જાતિઓને માત્ર નવ જ બેઠકો આપવામાં આવી છે. એટલે એ વધારાની ગણાતી બેઠકો મુસ્લીમ બહુમતીને હરકતરૂપ નીવડે એવો સંભવ જ નથી. બીજા બે પ્રાંતોમાં પણ મુસ્લીમો વધારે હક ભોગવી શકે એમ છે. પંજાબમાં એકસો ને પંચોતેર કુલ બેઠકો-

માંથી મુસલમાનોને ૮૬ બેઠકો આપવામાં આવી છે. બે જમીનદારોની બેઠકો ને એક તુમાનદારની બેઠકનો પણ તેમને લાભ મળશે. એટલે એમની બહુમતી ચોક્કસ કરી દેવામાં આવી છે. વળી કામદારોની એક બે બેઠકો મુસ્લીમો પ્રાપ્ત કરશે એ તો જુદી જ વાત. બંગાળામાં ૨૫૦ કુલ બેઠકોમાંથી ૧૧૯ બેઠકો મુસલમાનો માટે અનામત રાખવામાં આવી છે. જમીનદારો, હિંદી ઉદ્યોગીઓ, વિદ્યાપીઠો ને કામદારોને અનુક્રમે ૫, ૫, ૨ ને ૮ બેઠકો આપવામાં આવી છે. એટલે કુલ ૨૦ બેઠકો થઈ. આ વીસમાંથી સાત બેઠકો મુસ્લીમો પ્રાપ્ત કરી શકશે એ દેખીતું છે, એટલે એમની બહુમતી ચોક્કસ ગણાય જ. કાંઈ નહિ તો યુરોપિયનો અને એંગ્લો ઇન્ડિયનો સાથે ભળી જાય તો એમનું વજન ખૂબ જ વધી જાય.

જ્યાં જ્યાં મુસ્લીમો લઘુમતીમાં છે ત્યાં ત્યાં પણ તેમને પૂરતી વધારે બેઠકો આપવામાં આવેલી જ છે. હિંદુઓ અને બીજી જાતોનો સામાન્ય વર્ગમાં સમાવેશ કરવામાં આવેલો છે તેમ છતાં ય એમની ભેગી સંખ્યા પણ પંજાબ ને બંગાળામાં તો લઘુમતીમાં જ છે. એ પ્રાંતોમાં એમને વધારાની બેઠકો તો આપવામાં આવી નથી, પણ એમની વસ્તીના પ્રમાણમાં તેમને મળવી જોઇએ તેથી પણ ઓછી બેઠકો આપવામાં આવેલી છે.' સંખ્યાબળના પ્રમાણમાં મુસ્લીમોને પણ ઓછી બેઠકો મળી છે, એ વાત સાચી છે. પરંતુ એંગ્લો ઇન્ડિયનો, યુરોપિયનો વગેરેને વધારે બેઠકો આપવામાં મુસ્લીમો કરતાં હિંદુ અને બીજી જાતિઓની બેઠકોમાંથી ઘણી બેઠકો પડાવી લેવામાં આવી છે; એટલે મુસ્લીમોએ એટલું ન ભૂલવું જોઇએ કે, આ પ્રમાણે જે એમણે ખોયું છે તે તેમના મિત્રો યુરોપિયનોને ભાગે જ ગયું છે.

બંગાળામાં હિંદુઓ અને બીજાં મતદારમંડળો મળી જે વિભાગ બને તેને પણ બંગાળામાં તદ્દન કમજોર બનાવી દેવામાં આવ્યો છે. ૨૫૦ બેઠકોમાંથી એમને માત્ર એંશી જ બેઠકો આપવામાં આવેલી છે ને તેમાંથી યે દશ બેઠકો તો દલિત કોમો માટે જવાની. દલિત કોમના પ્રતિનિધિઓ હિંદુઓની પડખે જ રહેશે એમ માની લઇએ અને કામદારો, જમીનદારો, હિંદી ઉદ્યોગીઓ અને વિદ્યાપીઠોની બેઠકોમાંથી વીસેક હિંદુઓને ભાગે આવે તોપણ કુલ ૨૫૦ માંથી માત્ર ૧૦૦ જ એમને સરવાળે થાય; છતાં ય બંગાળાનું ઇતિહાસદર્શન કરીશું તો જણાશે, કે અત્યાર સુધી રાજકીય પ્રગતિ માટે હિંદુઓએ ગજબ ફાળો આપેલો છે—એ પ્રાંતના સામાજિક, સાંસ્કૃતિક, કેળવણીવિષયક અને ઔદ્યોગિક પ્રગતિ માટે પણ એમણે ઓછું કર્યું નથી.

વળી મુસ્લીમો ને હિંદી ખ્રિસ્તીઓમાં પણ અસ્પૃશ્યો અને દલિત વર્ગો છે, છતાં ય એ બે કોમોને દલિત વિભાગ માટે જુદી બેઠકો આપવાની ફરજ પાડી નથી.

મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ બંધારણમાં બંગાળાના હિંદુઓને ૪૦.૩ ટકા બેઠકો અને બંગાળાના મુસ્લીમોને ૩૪.૨ ટકા બેઠકો આપી હતી. છેલ્લાં દશ વર્ષમાં હિંદુ બંગાળીઓ રાજકીય પ્રવૃત્તિમાં એટલા બધા પાછળ પડી ગયા કે હવે તેઓ નવા બંધારણમાં ૩૨ ટકા બેઠકો માટે જ લાયક રહ્યા છે, અને મુસ્લીમોએ એવી તો આશ્ચર્યજનક પ્રગતિ સાધી છે કે તેમને ૪૭.૬ ટકા બેઠકો આપવામાં આવે છે !

વળી યુરોપિયનોને જે ખાસ વધારાની બેઠકો આપવામાં આવી છે તેનો ભારે બચાવ કરવામાં આવે છે—ખાસ કરીને બંગાળામાં એવા મજબૂત પોકારો કરવામાં આવે છે.

હોમ મેમ્બરનું નિવેદન: ગાંધીજીનો બીનશરતી છૂટકારો કરવાની ના; નો. વાઇસરૉયના ખાનગી મંત્રીને ગાંધીજીએ લખેલો પત્ર બહાર આવ્યો; ગાંધીજીએ સરકારના કોમી ચુકાદા સામે યરોડા જેલમાં મધ્યાહ્નથી આદરેલા ઉપવાસ; મુંબઇમાં દલિત હિંદુ પરિષદની બીજા દિવસની બેઠક; હિંદુ આગેવાનોએ દલિતો માટે નક્કી કરેલી યોજના; જેલમાં ગાંધીજીએ પત્રકારો સમક્ષ દલિતોના પ્રશ્ન વિષે કરેલો ખુલાસો; ગાંધીજીના દાંડીકૂચમાંના સૈનિક શ્રી. કૃષ્ણનાયરે ગાંધીજીને પગલે આદરેલા ઉપવાસ; આખા દેશમાં સખત હડતાલ, ઉપવાસ અને પ્રાર્થના; જૈનમુનિ ન્યાયવિજયજીનું મંતવ્ય: જૈન ધર્મ અસ્પૃશ્યતા કબૂલ કરતો નથી; માટે જૈન મંદિર અસ્પૃશ્યો માટે ખુલ્લાં મૂકો; મહાત્માજી માટે લંડનમાં પ્રાર્થના, ઉપવાસ તથા જાગરણ.

૨૧-૯-૩૨ : મુંબઇના હિંદુ પ્રતિનિધિમંડળે જેલમાં ગાંધીજીની ૨ા કલાક સુધી લીધેલી મુલાકાત; શ્રી. રાજગોપાલાચારીઅરનું નિવેદન—' દશ દિવસથી વધુ ઉપવાસ ગાંધીજી માટે ભયસમાન છે. ' દલિત વર્ગોના મતાધિકાર માટે ગાંધીજીએ કરેલું વધારે સ્પષ્ટીકરણ; ગઇ તા. ૧૫ મીએ ગાંધીજીએ મુંબઇ સરકારને લખેલો પત્ર પ્રકટ થયો; દલિત વર્ગોના પ્રતિનિધિત્વ માટે ડૉ૦ આંબેડકરે રજૂ કરેલી દરખાસ્તો; ૩૬ કલાકના ઉપવાસ પછી ગાંધીજીની બગડતી તબિયત.

૨૨-૯-૩૨ : પૂનામાં આગેવાનો વચ્ચે ગંભીર મંત્રણા; કવિવર્ય ટાગોરે હિંદીઓને અસ્પૃશ્યતા કાઢી નાખવાની કરેલી હાકલ; શ્રી. કસ્તુરબાને ગાંધીજીની તહેનાતમાં રાખ્યાં.

૨૩-૯-૩૨ : પૂનામાં આઠ કલાક સુધી આગેવાનો વચ્ચે મસલત; કોમી ચુકાદો મુલતવી રાખવા માટે વડા પ્રધાનને મુંબઇના વેપારી મંડળોના અને હિંદી વેપારી ચેમ્બરના પ્રમુખના તાર; ન્યુયૉર્કમાંથી બહાર પડેલ ' વિચિત્ર ન્હાનો ભૂરો માણસ ગાંધી 'ને કોઇ પણ સ્વરૂપમાં હિંદમાં દાખલ થવાની મનાઇ; શ્રીકૃષ્ણનાયરને ગાંધીજીનો ઉપવાસ છોડી દેવાનો આગ્રહ; એક અમેરિકાવાસીને મહાત્માજીએ પોતાના ઉપવાસનું સમજાવેલું રહસ્ય; અમદાવાદ મ્યુ૦ ના પ્રમુખે ગાંધીજી, વડા પ્રધાન તથા હિંદી વજીરને, પહેલાને ગાંધીજીનું દીર્ઘાયુષ્ય ઇચ્છતા તથા બીજા બેને કોમી ચુકાદો ફેરવી સંયુક્ત મતદાર મંડળ દાખલ કરી મહાત્માજીને બચાવવાના કરેલા તારો; ગાંધીજીની તબિયત એકાએક બગડવાથી નેતાઓની દોડધામ; ગાંધીજીની તબિયત વિષે ડૉ૦ ગીલ્ડરે બહાર પાડેલું ચિંતાજનક નિવેદન.

૨૪-૯-૩૨ મુંબઇની દલિત હિંદુ પરિષદે સર્વાનુમતે સમાધાનીનો ખરડો તૈયાર કરી વડા પ્રધાનને તાર કરી, તે મુજબ કોમી ચુકાદામાં ફેરફાર કરવા જણાવ્યું. મિ. જયકર તથા સપ્રુનો મુંબઇની પરિષદનો કરાર સ્વીકારવાનો હિંદી વજીર તથા લોર્ડ ઇરવીનને તાર; ન્યુ દિલ્હીમાં શ્રી. એન. સી. કેલકરના પ્રમુખપદે હિંદુ મહાસભાની ૧૪ મી વાર્ષિક બેઠક; શ્રી. રાજગોપાલાચારીએ આ અઠવાડીઆમાં દરરોજ પાંચ મિનિટ ગાંધીજી માટે પ્રાર્થના કરવાની બહાર પાડેલી સૂચના.

૨૫-૯-૩૨ ગાંધીજીએ ફરીથી ઉપવાસ કરવાની હિંદુઓને આપેલી ચેતવણી; ગાંધીજીના વજનમાં ૪૮ કલાકમાં ૨ા રતલનો ઘટાડો; શ્રી. રાજગોપાલાચારીએ તા. ૨૭ મીએ

ગામેગામ સભાઓ ભરીને મુંબઈની દલિત-હિંદુ પરિષદના ઠરાવને ટેકો આપવાની કરેલી સૂચના; ગાંધીજીનો શ્રી. અમૃતલાલ સુરજમલ ઝવેરી ઉપર તારઃ 'બળજબરી-થી મંદિરોમાં બીજાઓએ દાખલ થવું ગેરવાજબી છે;' ગાંધીજી અને શ્રી. સ્વરૂપ રાણી નહેરુની મુલાકાત; મુંબઈની હિંદુ પરિષદે ઠરાવનો કરેલો સ્વીકાર; અસ્પૃશ્યતા-નિવારણ માટે રૂ. ૨૫ લાખની માગણી; પૂનાના કરારનો સ્વીકાર કરવાની મુંબઈના ગવર્નરની વડા પ્રધાનને સલાહ; ત્રીજી ગોળમેજી પરિષદમાં નોતરાવાના બ્રિટિશ હિંદના ૬૮ પ્રતિનિધિઓની બહાર પડેલી યાદી; ચિત્તાગોંગમાં અત્યાચારીઓએ કરેલા હુમલા-થી એક યુરોપિયન બાઈનું મરણ તથા ૬ યુરોપિયન અમલદારો ઘાયલ અને અત્યા-ચાર કરવામાં સંડોવાયેલી પ્રીતિલતાએ કરેલો આપઘાત.

૨૬-૯-૩૨ વડી ધારાસભામાં મિ. હેગનર અને કાઉન્સિલ ઑફ સ્ટેટની બેઠકમાં સર ફ્રેંક નોઇસની જાહેરાત:—બ્રિટિશ સરકારે કોમી ચુકાદાને અસર કરે છે તેટલો પૂનાનો કરાર સ્વીકાર્યો છે; વડી ધારાસભામાં હિંદુ દલિત કરાર ઉપરનો બ્રિટિશ સરકારનો વિગતે ચુકાદો માંગ્યો; **ગાંધીજીએ જેલમાં ઉપવાસ છોડયા;** મુંબઈની ધારાસભામાં ગાંધીજીની તબિયત વિષે હોમ મેમ્બરે બહાર પાડેલું નિવેદન; શ્રી. આનંદશંકર ધ્રુવે બનારસમાં અંત્યજો સાથે ખાણું લીધું.

૨૭-૯-૩૨ : ગાંધીજીએ છાપાંઓના પ્રતિનિધિને જવાબ વાળતાં સરકાર સાથે સહકાર કરવાની 'સુયોગ્ય' સૂચના મંજૂર કરવાની બતાવેલી તૈયારી; યરોડા જેલમાં ભારે માનવમેદની વચ્ચે ઉજવાયેલી ગાંધીજીની જયન્તી; કવિવર ટાગોરે એમના માટે હિંદીઓને કરેલી અપીલ; ગાંધીજીની ઉપવાસની સફળતા માટે ડૉ૦ સૈયદ મહમુદનું અભિનંદન; અમદા-વાદમાં દિ. બ. હરિલાલ દેસાઇના પ્રમુખપદ નીચેની જાહેર સભામાં ગાંધીજીની જયંતિ નિમિત્તે ગાંધીજીને અભિનંદનના, ગાંધીજીને દીર્ઘાયુષ્ય મળે તેવી પ્રાર્થનાના તથા સરકાર ગાંધીજીને છોડી દે તેવા ઠરાવો; મુંબઈમાં ગાંધી જયંતી નિમિત્તે ખાદીફેરી, પિકેટિંગ તથા જાહેર સભા; પુનામાં ગાંધી જયંતી નિમિત્તે પંડિત મદનમોહન માલ-વિયાના પ્રમુખપદે જાહેર સભા.

ચિત્તાગોંગમાં ઇમર્જન્સી ઑર્ડિનન્સ બહાર પડયો.

૨૮-૯-૩૨ : શ્રી. જયકરની મુંબઈથી પૂના તરફ ગાંધીજીને મળવા માટે રવાનગી; 'સ્ટેટ-સમેન'ના તંત્રી ઉપર બીજી વખત ગોળીબાર; બ્રિટનના સંખ્યાબંધ પ્રધાનોનાં રાજીનામાં; ગાંધીજીના વજનમાં બે રતલનો વધારો; કોમી સમાધાન માટે સર્વપક્ષ પરિષદ બોલાવવાની મિ૦ મહમદ ફઝલ રહેમાનની અપીલ; શ્રી. ભુલાભાઈ દેસાઈને નાસીક મ્યુ. હદ છોડવા માટે ૧ વર્ષની સખત કેદ તથા રૂા. ૧૦,૦૦૦ ના દંડની સજા; મુંબઈના એક સોલિસિટરને નોટિસભંગ માટે ૧ વર્ષની સાદી કેદ તથા રૂા. ૧૦૦૦ દંડ અગર ૬ માસની વધુ કેદની સજા.

૨૯-૯-૩૨ : યરવડા જેલમાં ગાંધીજીની આગેવાનોએ લીધેલી મુલાકાત; ગાંધીજીની મુલાકાત સામે મુકાયેલો પ્રતિબંધ; પ્રતિબંધ ઉપર આગેવાનોએ બહાર પાડેલું નિવેદન; મહાસભા અને સરકાર વચ્ચે સુલેહના સંદેશા માટે મળવાનો શ્રી. રાજગોપા-લાચાર્યનો ઇન્કાર; શ્રી. રાજગોપાલાચારીએ સર્વપક્ષ અસ્પૃશ્યતા નિવારણ સમિતિઓ

મરીનવિલા,
બાર
તા ૧૫-૧૦-૩૨

મુજ્ઞ માનનીય મહાત્માજી,

ગઈ કાલે સ્હવાર ટપાલમા એક કવર આવ્યુ સરનામાના અક્ષરો તરત ઓળખ્યા પણ ક્ષણભર અસભવ જેવુ લાગ્યુ અંદરનો પત્ર જોઈ વિશેષ ખાત્રી થઈ આમ હમારું હાલના પ્રસંગમા સ્મરણ ગમ્યુ એ વિચારથી હૃદય આર્દ્ર થયુ પ્રભુ કૃપાળુ આમ અણધાર્યા આશ્વાસનોના અમૃત સીંચે છે એ ઓછી ધન્યતા છે? પરતુ ' આનુ દુ ખ તમને ન હોય " એ પાચ શબ્દોમા જે અમૂલ્ય સદ્‌ભાવ આપે પૂર્યો તે બીજે કહિંથી – એ રૂપમા તો–હમને મળ્યો નથી બાકી એ શબ્દો વડે હમને બનેને આપે જે ઊંચી કક્ષામા – જ્ઞાન, તપશ્ચર્યા વગેરે સપત્તિને સબધે – મૂકયા તે યોગ્યતા પ્રાપ્ત કરવાને પ્રભુ હમને સામર્થ્ય આપો હમે હજી રક માનવની ભૂમિકામા ભમિયે છિયે માત્ર હાલની કસોટીને પ્રસગે ઉચ્ચતર ભૂમિકામા ચઢવાને પ્રભુ દયાળ આપ જેના સ્નેહાળ સજ્જનની દ્વારા પાંખો આપે છે, એ લાભ ઓછો નથી કસોટી તો બાકી ભારે જ છે પ્રથમ બે મતાન ચાલ્યા ગયા તે બે તણ અઠવાડિયાં માદગી ભોગવીને આ તો ચાર કલાકમા જ એકાએક બેભાન થઈને દેહ છોડી દીધો શાન્તિદાતા શાન્તિ આપે છે અને આપશે આપના પત્ર માટે આભાર નહિં માનુ પરતુ કહીશ કે એ પત્રને અમૂલ્ય ધન તરીકે હું સઘરી રાખીશ

લિ૰ નરસિંહરાવના
જગદીશસ્મરણ

---

તા ૧૬-૧૦-૩૨

માનનીય મહાત્માજી,

એક વિનતી મગળવાર તા ૧૮ મીએ સ્હવારે મ્હારી પ્રિય પુત્રીના અવસાનના દશાહ પ્રસગે સાડા આઠ વાગે પ્રાર્થના રાખી છે, તે સમયે આપ હૃદયમા પ્રાર્થના કરશો? એ ગત આત્માને માટે નહિં, એ તો ચિર શાન્તિધામમા વિરાજે છે પણ આ અશાન્તિના અન્ધ અરણ્યમા ભટકતા હમે પાછળ રહ્યા ત્હેમને માટે આપના પત્રમા તો હમને ' પ્રભુ શાન્તિ બક્ષો " એ પ્રાર્થનારૂપ શબ્દો છે જ. છતા મ્હારી તે પ્રસગ માટે વિનતી

લી૰ આપનો
નરસિંહરાવ

---

મુજ્ઞ ભાઈશ્રી,

સવારની ચાર વાગ્યાની પ્રાર્થના અમે કરી રહ્યા ને આ લખવા બેઠો છુ તમારા બન્ને કાગળો મળ્યા છે અમે ત્રણે આજે ૮-૩૦ વાગે તમારી બાલે દશમાનુ શ્રાદ્ધ ઉજવતા હોઈશુ મૂક પ્રાર્થનાને બદલે ' લીડ કાઇન્ડલી લાઇટ ' નો તમારો અનુવાદ ગાઈશુ તેમા તમને બનેને જોઈયે તેટલી શાન્તિ ક્યા ભરી નથી? તમારા બાળકો તો ચિર શાન્તિ ભોગવે છે, પણ આ જગતમા જેટલા બાળક છે તે પણ ક્યા તમારા નથી? તમે તો એવુ જ્ઞાન ઘણાએ આપ્યુ છે તે અત્યારે તમને બનેને મદદ કરો

'પ્રેમળ જ્યોતિ ' ની એક વાત તમને ગમશે વિલાયત જતા જતા કુમારી એસ્લિનને ધાર્યું કે જો ખ્રિસ્તિમાઓ મિનર્વા ઞ્ર અઠવાડિયે મારી સાથે માનસિક સબધમા આવે તો સારુ તેમ કરવા માટે તેણે મારી પાસેથી એક ભજન માગ્યુ કે જે તે બધાએ ધારેલે વખતે દરેક અઠવાડિયે ગાવુ મેં પેલુ ન્યુમેનનુ ભજન પસદ કર્યું તે આજે યૂરોપ અમેરિકા આદિ ને બીજા દેશોમા મિત્રમડળ દર શુક્રવારે ૭-૩૦ વાગે સાજે ગાય છે અમે અહિં અને આશ્રમવાસીઓ સાબરમતી ઇ મા પ્રેમળ જ્યોતિ દર શુક્રવારે સાજની પ્રાર્થનામા ગાઈયે છીયે એમ એ ભજનમા તમે જે પ્રાણ રેડયા છે તેમા વૃદ્ધિ થતી જાય છે આવી આ ભેટ તમને પણ ફળો!!! -

તમારો
મોહનદાસ

૧૮-૧૦-૩૨ ૫. મ.

# રોજની શી

૧૬-૯-૩૨ મુંબઇમાં વિદેશી કાપડની હોળી માટે ૨૭ સ્વયંસેવકો ગિરફતાર; શ્રી. ઘનશ્યામદાસ બીરલાને ગાંધીજીનો તાર–'કચડાયેલી પ્રજા માટે અંતિમ બલિદાન આપવાનો પ્રભુએ મને અવસર આપ્યો છે. ઉપવાસ મુલતવી રહેવાના નથી'; મુંબઇના વેપારી પ્રતિનિધિ મંડળે જેલમાં ગાંધીજીની મુલાકાત લેવા દેવા માટે વાઇસરૉયની માગેલી પરવાનગી; પંડિત કૃષ્ણકાંત માલવિયાનો પોલીસમાં હાજરી આપવાની શરતે છૂટકારો; શ્રી. દેવીદાસ ગાંધીએ મહાત્માજીના ઉપવાસ સંબંધી બહાર પાડેલું નિવેદન; મેલેરિયા મચ્છરોના શોધક સર રોનાલ્ડ રોઝનું અવસાન.

૧૭-૯-૩૨ ગાંધીજી અને સર તેજબહાદુર સપ્રુ વચ્ચેનો બહાર પડેલો તાર-વહેવાર; ગાંધીજીને જેલમાં મળવાની શ્રી. કેલકરને ના; શ્રી. અમૃતલાલ ઠક્કર તથા ડૉ. આમ્બેડકર વચ્ચે મસલત; ગાંધીજીને બીનશરતે છોડવાનો મહારાષ્ટ્ર ચેમ્બર ઑફ કૉમર્સનો વાઇસરૉયને આગ્રહ; માહીમનું વિઠોબાનું મંદિર દલિતો અને અસ્પૃશ્યો માટે ખુલ્લું મુકાયું.

૧૮-૯-૩૨ મુંબઈના નાગરિકોની તાત્કાલિક કમિટિને મુંબઇના ગવર્નરે ગાંધીજીને જેલમાં મળવાની આપેલી પરવાનગી; મુંબઇના નાગરિકોના પ્રતિનિધિમંડળે ગાંધીજીની જેલમાં લીધેલી મુલાકાત; પુનામાં ના. ગવર્નર સાથે ડૉ. આંબેડકરની મુલાકાત; શ્રી. કૃષ્ણકાંત માલવિયાને ૧ માસ સુધી બનારસમાં નહિ પેસવાની નોટિસ; મુંબઇમાં ૧૪૪ મી કલમને લીધે આઝાદ મેદાનમાં સભા ભરવાની પરવાનગી મહાસભાવાળાઓને ન મળી.

૧૯-૯-૩૨ અલ્હાબાદમાં ૧૫ મહાસભાવાદીઓ પકડાયા; શ્રી. રાજગોપાલાચારીનું નિવેદન: અલાયદા મતદાર સંઘનો નાશ થવાથી જ ગાંધીજીના ઉપવાસ છૂટશે; મુંબઇના હિંદુ આગેવાનોની ગાંધીજી સાથે બીજી મુલાકાત–મુલાકાત પછી બહાર પાડેલું નિવેદન; શ્રી. દેવદાસ ગાંધીએ ગાંધીજીની લીધેલી મુલાકાત; મુંબઇમાં પંડિત માલવિયાજીના પ્રમુખપદે મળેલી દલિત હિંદુ પરિષદ; મુંબઇમાં હિંદી વેપારી ચેમ્બરમાં હિંદના આગેવાનોની પંડિત માલવિયાજીના પ્રમુખપદે બંધબારણે મળેલી પરિષદ; ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનો મહાત્માજીને સંદેશો; અમદાવાદમાં ગાંધીજીના ઉપવાસ માટે પ્રાર્થના કરવા અર્થે સ્ત્રીઓની સભા તથા શહેરીઓની જાહેર સભા; અમદાવાદ મ્યુ૦ બોર્ડમાં સંયુક્ત મતદાર મંડળની તરફેણ કરતો ઠરાવ પસાર; અમદાવાદનું જૈન દેરાસર અસ્પૃશ્યો માટે ખુલ્લુ થયું; મુંબઇના નાગરિકોના પ્રતિનિધિમંડળે ગાંધીજીની મુલાકાત સંબંધી બહાર પાડેલું નિવેદન–દલિતં અનામત બેઠકો માટે ગાંધીજી તૈયાર; જમિયત ઉલ ઉલેમાના મરહુમપ્રમુખે જાપાનેથી બહાર પાડેલું મુંબઈની પરિષદ વિષે નિવેદન; ન્યુ દિલ્હીમાં ગૌરીશંકર મંદિર દલિતો માટે ખુલ્લું મુકાયું; ગાંધીજીના લાંબા આયુષ્ય માટે પ્રાર્થના નિમિત્તે મુંબઇમાં બારેક સભાઓ.

૨૦-૯-૩૨ ગાંધીજીના ઉપવાસના કારણે અમદાવાદમાં અંત્યજોને હાથે સંપૂર્ણ હડતાલ, પ્રાર્થના, ભજનો, મંદિરો દલિતવર્ગો માટે ખુલ્લાં મુકાયાં વગેરે; વડી ધારાસભામાં

સ્થાપવા માટે બહાર પાડેલી અપીલ, મુબઇના એક મજૂર આગેવાન તૈયબ શેઠની ધરપકડ, ગાધીજીને સામાન્ય કેદી તરીકે ગણવાની જેલના સુપરિન્ટેન્ડટે ગાધીજીને આપેલી ખબર, શ્રી દેવીદાસ ગાધીએ તે ઉપર બહાર પાડેલુ નિવેદન, શ્રી કેલાપનને ઉપવાસ છોડી ૩ માસની નોટિસ આપ્યા પછી ઉપવાસ આદરવાની ગાધીજીએ આપેલી સલાહ, મુબઇના પાર્વતી મદિરમાથી ૨૦૦૦ તોલાની સોનાની મૂર્તિઓ ચોરાઇ, લાહોરમા રૂઢિચુસ્તોએ અત્યજો સાથે ભોજન લીધુ, લાહોરમા શ્રાદ્ધમા અત્યજોને જમાડયા, અમરાવતીમા અબાજી મદિર, કરાચીમા કેટલાક મદિરો મુબઇમા ગામદેવીનુ હિંદુ મદિર હરિજનો માટે ખુલ્લા મુકાયા, ત્રિપુરાના મહારાજાએ પોતાના બધા મદિરો હરિજનો માટે ખુલ્લા મુકાયાની બહાર આવેલી હકીકત, ગ્રીસમા ધરતી કપથી પારાવાર નુકસાન

૩૦–૯–૩૨ ગાધી સપ્તાહને અગે મુબઇમા ૨૦ સ્વયસેવકોની ધરપકડ, મુબઇમા મળેલી જાહેર સભાએ અખિલ હિંદ અસ્પૃશ્યતાનિવારણ સઘની શ્રી ઘનશ્યામદાસ બીરલાના પ્રમુખપદે કરેલી સ્થાપના, પુનાના કરાર વિષે મૌ શૌકતઅલી તથા શેખ અબ્દુલ મજીદે બહાર પાડેલુ સયુક્ત નિવેદન, યરોડા જેલમાથી શ્રી કસ્તુરબાનો છુટકારો, 'સ્ટાર ઑફ ઇન્ડિયા' પત્રમા ગાધીજી તથા શ્રી રવીન્દ્રનાથ ટાગોરે પૂછેલા ૧૦ પ્રશ્નો, વડી ધારાસભામા ચર્ચાને અતે ઑર્ડિનન્સ બીલ સિલેક્ટ કમિટિને સોપાયુ ૧૯૩૧ ના હિંદી પ્રેસ એક્ટની મુદત ૮ મી ઑક્ટોબર ૧૯૩૨ થી એક વરસ સુધી લબાવવામા આવી, ડબ્લીનની ઇન્ડો–આયરીશ લીગે હિંદને લડત ચાલુ રાખવાની આપેલી સલાહ, દાહોદમા અસ્પૃશ્યતાનિવારણ મડળની સ્થાપના

૧–૧૦–૩૨ અમદાવાદમા થયેલ પ્રીતિભોજનમા ૩૦૦૦ સ્ત્રી પુરુષોએ લીધેલો ભાગ, સામાન્ય કાયદા તથા ઑર્ડિનન્સો નીચે ૫૮૭૭૪ સજા પામેલાઓનો તથા ઑગસ્ટની આખરે સજા ભોગવનારાઓનો ૨૧૪૨૨ નો દેશ સમસ્તનો બહાર આવેલો સરકારી આકડો, દિલ્હીમાં થયેલા આતરજાતીય ભોજનમા સખ્યાબધ માણસોએ લીધેલો ભાગ, ચીનમા ફાટી નીકળેલો બળવો–જાપાનીઓના મરણ અને રૂનો વેપાર બધ, જાપાન ચીન વચ્ચે ચાલતુ તુમુલ યુદ્ધ

૨–૧૦–૩૨ ગુજરાત પ્રાંતિક સમિતિ ઉપર હલ્લો કરવા માટે સ્વયસેવકોની ધરપકડ, યરવડા જેલમા ગાધીજીના વજનમા વધારો, દિલ્હીમા પત્રકાર મડળે છાપાના કાયદાની મુદતમા થએલ એક વર્ષના વધારા સામે વિરોધનો કરેલો ઠરાવ, મુબઇમા દલિતો માટે આઠ મદિરો ખુલ્ના મુકાયા, ધોલેરાનુ કબીર સાહેબનું મદિર હરિજનો માટે ખુલ્લુ મૂકાયુ

૩–૧૦–૩૨ મુબઇમા મહાસભાનો કાર્યક્રમ ફેલાવનારા રેડીઓ મથકની પોલીસને લાગેલી ભાળ અને ત્યાથી કરેલી પાચ ધરપકડો મુબઇની ધારાસભામા ગાધીજીની મુલાકાતો ઉપર મુકાયેલા અકુશ વિષે ચર્ચા–હોમ મેમ્બરે કરેલો ખુલાસો, આયર્લેંડના સ્વતત્ર રાજ્યના ગવર્નર જનરલનું રાજીનામુ, બ્રિટનના વાલીપણા નીચેનુ ઇરાકનું રાજ્ય હવે સ્વતત્ર રાજ્ય તરીકે જાહેર થયાની બહાર આવેલી હકીકત

૪–૧૦–૩૨ મુબઇની મહાસભાની ઇમર્જન્સી કાઉન્સિલના પ્રમુખ, મત્રી તથા ૨૮ સ્વયસેવકો ગિરફતાર, પ મદનમોહન માલવિયા તથા મૌલાના શૌકતઅલી વચ્ચે સયુક્ત

મતદારી સંબંધમાં મુલાકાત; બંગાળમાં હિંદુ યુવકો સામે સરકારે પ્રતિબંધો મૂકયા; ગાંધીજી સામેના પ્રતિબંધ સામે સર તેજબહાદુર સપ્રુનો વિરોધ; સંયુક્ત મતદારી સબંધી હિંદુ મુસ્લીમ આગેવાનોની મસલત, ગાંધીજીના ઉપવાસ વિષે લંડનમાં ક્રાધર એલ્વીનનું ભાષણ; લંડનમાં મજૂર પક્ષની પરિષદની હિંદનો આત્મનિર્ણયનો હક તથા સ્વરાજ્યની માગણી સ્વીકારવાની માગણી; જાપાન અને ચીનની લડાઇમા એકંદર ૧૫૦૦ ચીનાઓ માર્યા ગયા.

૫–૧૦–૩૨ મુંબઇમાં મૌ. શૌકતઅલી તથા પંડિત માલવિયાજી વચ્ચે સયુક્ત મતદારમંડળો સંબધમાં કલાકો સુધી વાટાઘાટ, લંડનમાં બ્રિટનના રાજપુરુષોએ હિંદના મામલા વિષે લંબાણુ ચર્ચા ચલાવી; મુબઇની ૪૦ મી સંગ્રામસમિતિના પ્રમુખ તથા બે મત્રીઓને ૬ માસની સખત કેદ તથા રૂ ૨૫ દંડ બદલામાં વધુ ૬ અઠવાડીઆંની સખત કેદની સજા; બેલગામમાં ગાધીજીના દીર્ઘાયુષ્ય માટે ઇશ્વરના નામની અખંડ સપ્તાહ.

૬–૧૦–૩૨ મૌ. શૌકતઅલીએ તથા ડૉ. સૈયદ મહમુદે બહાર પાડેલાં નિવેદનો; મૌ. શૌકતઅલીએ ૧૫ દિવસ માટે અમેરિકાગમન મુલતવી રાખ્યાની બહાર આવેલી હકીકત; હિંદી ખ્રિસ્તીઓની પરિષદ ભરવાની તૈયારીઓ; રૂ. ૧ લાખની થાપણુ સાથે ડૉ૦ અન્સારીના પ્રમુખપદે 'ધી નેશનલ જર્નલ્સ લિમિટેડ' નામની મોટી કંપનીની સ્થાપના; કોમી સમાધાન માટે ગાંધીજીને છોડવાનો મૌ. શૌકતઅલીનો ના. વાઇસરૉયને તાર: મૌ. શૌકતઅલીનો ગાધીજીને તાર; કોમિલ્લામાં લશ્કરની કરવામાં આવેલી ભરતી; ચિત્તાગોંગના હિંદુ યુવકો સામે મૂકવામાં આવેલા પ્રતિબંધો; ચિરનેર સ્મારક સમિતિના બે સભ્યોને મળેલા મનાઇહુકમ; બર્લિનમાં ૪ દિવસમાં ચદ્ર ઉપર ચડવાનો નિષ્ફળ ગયેલો અખતરો, ભીમપોરના એક ભાઇની સૂતર કાંતતાં ધરપકડ.

૭–૧૦–૩૨ સમાધાની માટે લખનૌમાં આવતી તા. ૧૫-૧૬ મીએ મુસ્લીમ પરિષદનો મૌ. શૌકતઅલી વગેરે આગેવાનોનો ઠરાવ; મુબઇના મારવાડી રૂ બજારમાંથી ૧૨ પિકેટરોની ધરપકડ થતાં સોદા બધ થયા; શ્રી. સુભાષચન્દ્ર બોઝને ગંભીર માંદગીને પરિણામે ભોવાલી સેનીટોરીઅમમાં રાખવાનો હિંદી સરકારનો હુકમ; સરહદ ઉપરના બનાવો સબધી કરેલા ખુલાસા સંબધમાં ફાધર એલ્વીન સામે કાયદેસર પગલાં લેવાશે એવી બહાર આવેલી હકીકત; વલ્લભ વંશ વિષે રાજકોટના વૉટસન સંગ્રહસ્થાનના સંરક્ષક મિ ગદરેએ બતાવેલા બ્રાહ્મી શિલાલેખો ઉકેલવાથી થએલી શોધખોળ; રાસમાં વધુ ૬૦૦ એકર જમીન ખાલસા થશે તેવી નીકળેલી નોટિસો.

૮–૧૦–૩૨ અમદાવાદ અસ્પૃશ્યતાનિવારણ સમિતિનાં પ્રમુખ લેડી વિદ્યાગૌરીએ અસ્પૃશ્યતા-નિવારણુ ફંડ માટે બહાર પાડેલી અપીલ; અમદાવાદમાં જૈનતત્ત્વ વિચારક મંડળ તરફથી પડિત સુખલાલજીના પ્રમુખપદે મળેલી જૈનોની સભાએ અસ્પૃશ્યતાનિવારણુના કરેલા ઠરાવો; સુરતની મારફતીઆ પેઢીના જપ્ત થએલા રૂ. ૧૦૮૦૦ પાછા આપવા-ની મુબઇ સરકારની ના; લેબ્રેહોર (ન્યુ ફાઉન્ડલૅંડ)માં એક વિમાનીએ સોનું, ચાંદી વગેરે ખનીજ પદાર્થોના ખજાનાની કરેલી શોધ.

૯–૧૦–૩૨ રાસના ખેડુતો ઉપર ૨૦૦ ખાલસા નોટિસો અને ગાંધી સપ્તાહ દરમિયાન ૫૩ જડતીઓની બહાર આવેલી હકીકત, મુબઇનું લક્ષ્મીનારાયણ મંદિર હરિજનો માટે ખુલ્લુ મુકાયું.

૧૦-૧૦-૩૨ : મૌ. શૌકતઅલીનો વાઇસરૉયને જવાબ.–'કજીઆ અને ધાંધલને પોષવાનું હવે હિંદને પરવડે તેમ નથી; કલકત્તામાં ૧૮૦૦૦ મિલ કામદારો હડતાલ ઉપર; લંડનમાં બંગાળાના માજી ગવર્નર સર સ્ટેનલી જેક્સનનું ભાષણઃ–'હિંદને સ્વરાજ્ય આપવું જોખમભરેલું છે.'; પં. માલવિયાજીએ કોમી સમાધાન વિષે બહાર પાડેલું લાંબું નિવેદન.

૧૧-૧૦-૩૨ : સર પુરુષોત્તમદાસે મુંબઇના ઈસ્ટ ઇંડિયા કોટન એસોસીએશનના વેપાર સામે મહાસભા તરફથી થતા પિકેટિંગની એક મુલાકાત દરમિયાન સખત ઝાટકણી કાઢી; શ્રી. જમનાદાસ દ્વારકાદાસનો ઑપરેશન કરાવવાના કારણસર એક માસ માટે પેરોલ ઉપર છૂટકારો; મહાબળેશ્વર પરના સર પુરુષોત્તમદાસના રહેઠાણ ઉપર પિકેટિંગ કરતા બે સ્વયંસેવકો ગિરફતાર; શીવરીના રૂ બજારમાં ઉશ્કેરાયલી ઈસ્ટ ઈંડિયા કોટન એસોસીએશનના પ્રમુખની ઉછળેલી પાઘડી–ચાર દલાલોની ધરપકડ; પંડિત ગોવિંદકાન્ત માલવીયાનો પુરાવાને અભાવે છૂટકારો, ઑર્ડિનન્સ નીચે ધરપકડ, ફરી મુંબઇ છોડવાના હુકમ સાથે છૂટકારો; બંગાલના મુસ્લીમોનો મૌ. શૌકતઅલીને ટેકો; બંગાલના કેટલાક યુવકોને કૉન્સ્ટેબલ તરીકે કામ કરવાનો હુકમ; ઇરાની અખાતમાંથી લાખોની કિંમતનું મળી આવેલું મોતી; બૅંગલોરમાં મિનાક્ષી મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાયું; લંડનમાં બ્રિટિશ પ્રધાન મંડળની હિંદને લગતી પેટાસમિતિમાં હિંદની પરિસ્થિતિ વિષે ચર્ચા; ૨૪૫ વર્ષની ઉંમરના વિશ્વવૃદ્ધ પુરુષનું અવસાન; નૈનિતાલમાં હરિજનોના હાથની રસોઇ હિંદુઓ જમ્યા; હિંદમાં શાંતિ સ્થાપવા માટે ડૉ૦ ટાગોરને આગેવાની લેવાની વિનંતિ.

૧૨-૧૦-૩૨ : પંડિત માલવીયાજીએ હિંદુમુસ્લીમ પ્રશ્ન સંબંધમાં બહાર પાડેલું નિવેદન; અલાયદા મતદાર મંડળ સામે ૩૭ રાજદ્વારી અને મિશનરી હિંદી ક્રિશ્ચિયન આગેવાનોએ બહાર પાડેલું નિવેદન; રૂ બજારના સબંધમાં મુંબઇ સરકારના નાણાં ખાતાના મંત્રી અને રૂના વેપારીઓ વચ્ચે મુલાકાત; હિંદી વેપારી ચેમ્બરે ગાંધીજીને છોડવા માટે વાઇસરૉયને કરેલો તાર; ઓટાવા કરારનામાનો બહાર પડેલો અહેવાલ; મેયો હૉસ્પિટલમાં ડૉ. આલમની ગંભીર માંદગીની બહાર આવેલી હકીકત; 'માંચેસ્ટર ગાર્ડિયને' સરકારને આપેલી ચેતવણીઃ 'એક જ ધડાકા સાથે બ્રિટિશ રાજતંત્રના પાયા હચમચી ઊઠશે.' પટણાની જેલમાં એક કેદીએ ૫૪ અને બીજાએ ૩૪ દિવસના ઉપવાસ કર્યાની બહાર આવેલી વિગત.

૧૩-૧૦-૩૨ : ગાંધીજીને છોડવાની વાઇસરૉયે સુણાવેલી સાફ ના; મુર્શીદાબાદ જિલ્લામાં લાગુ પાડવામાં આવેલો ઑર્ડિનન્સ.

૧૪-૧૦-૩૨ : મુંબઇના રૂ બજારમાં સમાધાની કરવા માટે સતત પ્રયત્નો; કાનપુર મ્યુ. બૉર્ડના સભ્યો સહિત ૧૬ મુસ્લીમ શહેરીઓ પાસેથી મગાગેલી રૂા. ૩ાા લાખની જામીનગીરી; મિ. જીન્હાએ સંયુક્ત મતદાર મંડળ સ્વીકારવાની બતાવેલી તૈયારી; અલ્હાબાદમાં અસ્પૃશ્યતાનિવારણની ચળવળમાં ભાગ લેવા સામે ચર્ખાસંઘના બે કાર્યકર્તાઓને મળેલી નોટિસ; મદ્રાસમાં 'ઇંડિયન એક્સપ્રેસ' નામક રાષ્ટ્રવાદી દૈનિક પત્ર શરૂ થયું; ૧૯ વર્ષના એક હિંદી વિદ્યાર્થી મિ. જે. જી. સોમાયાએ ફક્ત એક

શિલિંગ સાથે આફ્રિકાના કરેલા પ્રવાસની બહાર આવેલી હકીકત; લખનૌ પરિષદને માલવીયાજીએ આપેલા આશીર્વાદ.

૧૫-૧૦-૩૨ : મૌ. શૌકતઅલીનું પરિષદની ફત્તેહ વિષે નિવેદન; તાતા એન્ડ સન્સ લિમિટેડનું વિમાન ટપાલ લઇને ઊપડયું; લખનૌમાં મુસ્લીમ પરિષદની બેઠક, બંગાળમાં અસ્પૃસ્યતાનિવારણ સંઘની સ્થાપના; ના૦ વાઇસરૉયની લિબરલ આગેવાનો સાથે પૂનામાં મસલત.

૧૬-૧૦-૩૨ : ઇંગ્લૅંડ અને આયર્લૅન્ડ વચ્ચે સમાધાનીના સંદેશા; લખનૌમાં ભાગી પડેલા સર્વ પક્ષ મુસ્લીમ પરિષદે મુસ્લીમોના જુદા જુદા વિભાગો વચ્ચે સંપૂર્ણ કરારને લગતો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો; લખનૌમાં મળેલી સ્ત્રીઓની સભાનો સ્ત્રીઓ માટેના જુદા મતદાર મંડળોનો વિરોધ બતાવતો ઠરાવ; લખનૌ પરિષદે મિ. જીન્હાના ૧૪ મુદ્દામાંના ૧૩નો કરેલો સ્વીકાર; કોલંબોમાં હરિજનો માટે પુરાતન મંદિરો ખુલ્લાં મુકાયાં.

૧૭-૧૦-૩૨ ડૉ. આંબેડકરે યરોડા જેલમાં ગાંધીજીની લીધેલી મુલાકાત; લ્યાલપુરમાં શીખ પરિષદે કોમી ચુકાદાનો વિરોધ કરતો ઠરાવ કર્યો; લ્યાલપુરમાં પંડિત માલવીયાજી તથા શીખ આગેવાનો વચ્ચે મસલત; મુંબઇના રૂ બજારમાં યુરોપીઅન અને હિંદી દલાલો વચ્ચે સમાધાની; લંડનમાં મળેલી સભાએ હિંદમાંની દમનનીતિ સામે કરેલો વિરોધ; લંડનની ઇંડિયા લીગનો મિ. સપ્રુ અને મિ. જયકર ઉપર તાર; મદ્રાસમાં પોલીસે 'સરદાર પટેલનો જીવન વૃત્તાંત' અને 'સત્યાગ્રહના શૂરવીરો' નામનાં પુસ્તકોની પ્રતો જપ્ત કરી.

૧૮-૧૦-૩૨ : મુંબઇના રૂ બજારનો વિફરેલો મામલો—રૂના વેપારીઓ પોલિસ કમિશ્નરની મુલાકાતે; ભાટ રાજ્યમાં રાજ્યએ તમામ સ્થાનોમાંથી અસ્પૃશ્યતા નાબૂદ કર્યાની કરેલી જાહેરાત; લંડનમાં હિંદી સંઘની સ્થાપના; ઇન્ડિયા લીગની સરહદ પ્રાંતની મુલાકાત.

૧૯-૧૦-૩૨ : મૌ. અબુલ કલામ આઝાદનો મહાત્માજી ઉપર તાર—'તમારી ગેરહાજરી મુસ્લીમોના સવાલનો ફડચો લાવવામાં વિઘ્નરૂપ છે;' સંયુક્ત મતદાર મંડળનો સર મહમદ ઇકબાલે કરેલો વિરોધ; યરવડા જેલમાં ડૉ. કતિપાલે મહાત્માજીની લીધેલી મુલાકાત; લખનૌ પરિષદની સફળતા વિષે મૌ. શૌકતઅલી; અમદાવાદ સ્ટેશન ઉપરથી સત્યાગ્રહાશ્રમવાસી શ્રી. છગનલાલ જોષીની ધરપકડ; 'કુમાર' પ્રિન્ટરી પાસેથી શતાંકમાં પ્રસિદ્ધ થએલા એક નાટક માટે માગવામાં આવેલી રૂ. ૨૦૦૦ ની જામીનગીરી; બાણુજામાં ખેડૂતોને પાક નહિ ઉપાડવાની મળેલી નોટિસો.

૨૦-૧૦-૩૨ ઇંડિયા લીગના સેક્રેટરી મી. કૃષ્ણ મેનને લીગની કારોબારી સમિતિમાંથી મિ. ફેનર બ્રોકવેએ આપેલા રાજીનામા વિષે બહાર પાડેલું નિવેદન; અમદાવાદમાં ઇન્ડિયા-લીગના સભ્યોની પ્રવૃત્તિ–સત્યાગ્રહાશ્રમની મુલાકાત; પંડિત મદનમોહન માલવિયાજી તથા મૌ. શૌકતઅલી વચ્ચે મસલત; ગાંધીજીને છોડવાનો મૌ. શૌકતઅલીનો વાઇસરૉયને આગ્રહ; ફ્રીપ્રેસની રૂ. ૧૦,૦૦૦ ની જામીનગીરી જપ્ત; ઇંગ્લૅંડ અને હિંદ વચ્ચે થનાર વાયરલેસ ટેલીફોનની યોજના; મહાસભાનાં ફંડો સોંપી દેવાનું સુરતના કલેક્ટરનું ફરમાન; કર્ણાટકમાં ૨૦ મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકાયાની બહાર આવેલી હકીકત; બરથરી ગામના એક બારૈયાનું મહેસુલ નહિ ભરાવાથી આખું ઘર જપ્ત; પારાવાર કરના પરિણામે નંદીગ્રામનાં ઉજ્જડ થતાં ગામોની બહાર આવેલી વિગત.

પ્રસિદ્ધ થયા તા. ૨૬-૧૦-૩૨

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૪ આશ્વિન : ૧૯૮૮ અંક ૬

# ઉમા–મહેશ્વર

" અરે ભોળા સ્વામી ! પ્રથમથી જ હું જાણતી હતી.
ઠગાવાનો છો જી જલધિમથને વ્હેંચણી મહીં.
જુઓ ઇન્દ્રે લીધો તુરગમણિ ઉચ્ચૈઃશ્રવસ, ને
વળી લીધો ઐરાવત જગતના કૌતુક સમો.
લીધી કૃષ્ણે લક્ષ્મી, હિમરામ લીધો શંખ ધવલ.
અને છૂટો મૂક્યો શશિયર સુધાનાં કિરણનો.
બધાએ ભેગા થૈ અમૃત, તમને છેતરી, પીધું
અને–". " ભૂલે ! ભૂલે ! અમૃત ઉદધિનું વસત શી ?
રહી જેના ભાગ્યે અનુપમ સુધા આ અધરની ! "
" રહો, જાણ્યા એ તો જગ મહિં બધે છેતરઇને
શીખ્યા છો આવીને ઘરની ઘરુણી એક ઠગતાં.
બીજું તો જાણે કે ઠીક જ. વિષ પીધું કયમ કહો ?"
" બન્યું, એ તો એવું, કની 'સખિ'! તહીં મંથન સમે,
દીઠી મેં આલિંગી જલનિધિસુતા કૃષ્ણતનુને,
અને કાળા કંઠે સુભગ કર એવો ભાઇ રહ્યો
મને મારા કંઠે મન થયું બસ એ રંગ ધરવા,—
સુકી જો, આ બાહુ ઘનમહિં ન વિદ્યુત્ સમ દિસે ?"

તહીં આખે વિશ્વે પ્રણયધન નિઃસીમ ઉલટ્યો;
અને એ આશ્લેષે વિષ જગતનું સાર્થક બન્યું !

# ધર્મ અને સમાજ*

કીડી તરફ બારીકીથી ધ્યાન આપીશું તો જણાશે કે તે એકલી રહી નથી શકતી તે કોઈનો સહચાર શોધે છે તેને મંકોડાનો તો શું પણ પોતાથી જુદી જાતની કીડીનો પણ સહચાર નથી ફાવતો. તે પોતાની જ જાતના સહચારમાં મસ્ત રહે છે આવા ક્ષુદ્ર પ્રાણીઓથી આગળ વધી પંખી તરફ નજર કરીએ ટૂકડાથી વિખૂટી પડેલી કૂકડી મોર સાથે રહેને તોપણ તે સંતુષ્ટ રહી નહિ શકે તેને પણ પોતાની જ જાતિનું સાહચર્ય જોઈએ એક વાદરો અને એક હરણ એ બન્ને પોતપોતાની જાતિમા જેટલા પ્રસન્ન રહી શકે અને જીવન લબાવી શકે, તેટલાં વિજાતિમાં ગમે તેટલી સુખસગવડ છતા પ્રસન્ન રહી નહિ શકે. માણસજાતે પોતાનો બનાવેલ વફાદાર સેવક અને સહચારી શ્વાન પણ જો બીજા શ્વાન વિનાનો હશે તો તે અસંતુષ્ટ જ હશે અને તેથી જ એ પાળેલો શ્વાન પણ બીજા શ્વાનની અદેખાઈ કરવા છતા પાછો બીજા શ્વાનને જોઈ શરૂઆતમાં લડીને પણ છેવટે તેની સાથે એકરસ થઈ જશે અને ગેલ કરશે પ્રાણી, પક્ષી અને પશુજાતિનો આ નિયમ આપણે મનુષ્યમાં પણ જોઈએ છીએ

મનુષ્ય પંખી કે પશુ પાળીને જંગલમા એકલુ રહેવાનો ગમે તેટલો અભ્યાસ કરે, પણ છેવટે તેની પ્રકૃતિ મનુષ્યજાતિનુ જ સાહચર્ય શોધે છે સમાન રહેણીકરેણી, સમાન ટેવો, સમાન ભાષા અને શરીરની સમાન રચનાને કારણે સજાતીય સાહચર્ય શોધવાની વૃત્તિ જીવ-માત્રમા આપણે જોઈએ છીએ તેમ છતાં મનુષ્ય સિવાયના કોઈ પણ જીવવર્ગને કે દેહ-ધારી વર્ગને આપણે સમાજ નથી કહેતા એ વર્ગ ભલે સમુદાય કે ગણ કહેવાય, પણ સમાજની પાત્રતા તો મનુષ્યજાતિમા જ છે, અને તેનુ કારણ તો એ છે, કે મનુષ્યમા એટલી બુદ્ધિશક્તિ અને વિવેકશક્તિનુ બીજ છે કે તે પોતાની રહેણીકરેણી, પહેરવેશ, ભાષા, ખાન-પાન અને બીજા સંસ્કારો બદલી શકે છે, કેળવી શકે છે માણસ ચાહે ત્યારે પ્રયત્નથી પોતાની જન્મભાષા ઉપરાંત બીજી ભાષાઓ શીખી લે છે અને તે ભાષાઓ બોલનાર સાથે સહેલાઈથી હળીમળી જાય છે પહેરવેશ અને ખાનપાન બદલીને કે બદલ્યા સિવાય ઉદારતા કેળવીને જુદા પ્રકારના પહેરવેશ અને ખાનપાનવાળા મનુષ્ય સાથે સહેલાઈથી વસી અને જિંદગી ગાળી શકે છે. બીજાનુ સારુ હોય તે લેવામા અને પોતાનું સારું બીજાને આપવામા માત્ર મનુષ્ય જ ગૌરવ અનુભવે છે. ભિન્ન દેશ, ભિન્ન રંગ અને ભિન્ન સંસ્કારવાળી માનવ-પ્રજા સાથે માત્ર મનુષ્ય જ એકતા સાધી અને વિકસાવી શકે છે. આ જ શક્તિને લીધે મનુષ્યનો વર્ગ સમાજ નામને પાત્ર થયો છે.

મનુષ્ય જ્યા હશે ત્યા કોઈ ને કોઈ સમાજનો અંશ થઈને રહેવાનો. તે જે સમાજનો અંશ થઈને રહેતો હશે, તે સમાજ ઉપર તેના સારાનરસા સંસ્કારોની અસર થવાની એક મનુષ્ય બીડી પીતો હશે તો તે પોતાની આજુબાજુના લોકોમાં બીડીની તલપ જગાડી એ વ્યસનનું વાતાવરણ ઊભુ કરશે. અફીણ પીનાર ચીનો પોતાના સમાજમાં તે જ રુચિ કેળવશે. એક માણસ ખરો કેળવાયેલો હશે તો તે પોતાના સમાજમાં કેળવણીનું વાતાવરણ

* પર્યુષણ પર્વમા મુંબઈ આપેલુ ભાષણ.

જાણે કે અજાણે ઊભું કરશે જ. એ જ રીતે આખા સમાજમાં કે સમાજના મોટા ભાગમાં જે રીતભાત અને સંસ્કારો રૂઢ થઈ ગયા હશે (પછી તે ઇષ્ટ હોય કે અનિષ્ટ) તે રીતભાત અને સંસ્કારોથી તે સમાજના ઘટક માણસને મુક્ત રહેવું એ અશક્ય નહિ તો દુઃશક્ય જેવું થઈ પડશે. તાર કે ટિકિટ ઑફિસમાં કામ કરનારા અગર સ્ટેશનના કર્મચારીઓ વચ્ચે એકાદ જણ એવો જઈને રહે કે જે લાંચને ધિક્કારતો હોય, એટલું જ નહિ પણ ગમે તેટલી લાંચની લાલચ છતાં તેનો ભોગ બનવા ઇચ્છતો ન હોય તો તેવા સાચુલા માણસને બાકીના લાંચિયા વર્ગ તરફથી ભારે ત્રાસ પડવાનો; કારણ કે તે લાંચ ન લે એટલે સ્વાભાવિક રીતે જ બીજા લાંચિયાઓનો વિરોધ કરે અને તેમ થતાં બીજો આખો વર્ગ એકસંપ થઈ કાં તો તેને લાંચ લેતો કરે અને કાં તો તેને હેરાન કરવામાં મણા ન રાખે. જો પેલો ભલો આદમી અસાધારણ હિંમત અને બુદ્ધિવાળો ન હોય તો તે બીજું કાંઈ નહિ તો છેવટે બીજાઓ લાંચ લે ત્યારે માત્ર તટસ્થ રહી આંખમીંચામણાં કરે અને તે જ રીતે તેવા વર્ગમાં નભી શકે. એ જ ન્યાયે આપણા દેશી આઈ. સી. એસ.ને પરદેશીઓ સાથે તે વર્ગમાં ઘણી વાર ઘણું અનિષ્ટ સહન કરવું પડે છે. આમ છતાં આવાં અનિષ્ટોથી સમાજને બચાવવા સમાજના આગેવાનો કે રાજ્યકર્તાઓ કાયદાકાનુનો ઘડે છે અગર નીતિનિયમો બાંધે છે. એક વખતે મોટી ઉંમર સુધી કન્યાઓને કુમારી રાખવામાં અમુક અનિષ્ટ જણાવાથી સ્મૃતિશાસ્ત્રમાં નિયમ દાખલ થયો, કે આઠ અગર નવ વર્ષની કન્યા ગૌરી હોઈ તે જ ઉંમરે પરણાવી દેવી એ ધર્મ્ય છે. આ નિયમનું ઉલ્લંઘન કરનાર કન્યાનો પિતા અને કન્યા સમાજમાં નિંદાતાં. એ ભયથી એ નાની ઉંમરના લગ્નની નીતિ ચાલી. વળી એ નીતિમાં જ્યારે બહુ અનિષ્ટ વધી ગયું ત્યારે તે તે સમાજના આગેવાનો અગર રાજ્યકર્તાઓને બીજો નિયમ ઘડવો પડ્યો અને હવે ચૌદ કે સોળ વર્ષથી નાની ઉંમરમાં કન્યાનું લગ્ન કરનાર કાં તો શિક્ષિતો દ્વારા થતી નિંદાથી ડરે છે અને કાં તો રાજ્યના દંડભયથી ડરી નિયમનું પાલન કરે છે. એક કરજદાર માણસ ગમે તેટલી સંકડામણમાં પણ પોતાનું કરજ ચૂકવવા મથે છે તે એટલા માટે કે જો તે કરજ ન ચૂકવે તો તેની શાખ જાય અને શાખ જાય તો બીજાઓ ન ધીરે, અને તેમ થાય તો તેનો ધંધો જોખમાય. આ રીતે આપણે જોઈશું તો જણાશે, કે સમાજમાં જે જે નીતિનિયમો પ્રચલિત હોય છે, તેનું પાલન લોકો કાં તો ભયથી કે કાં તો સ્વાર્થથી કરે છે. જો અમુક કામ કરવાની પાછળ અગર અમુક કામ ન કરવાની પાછળ ભય કે લાલચ ન હોય તો તે કામ કરનાર અગર ન કરનાર કેટલા નીકળે એ મોટો સવાલ છે. કન્યા એ પણ એક પુત્રની પેઠે સંતતિ જ છે અને તેથી તેને પણ છોકરા જેટલો જ હક હોવો જોઈએ, એમ ધારીને તેને દાયજો આપનાર માબાપ મળે, તે કરતાં હજાર કે લાખગણાં વધારે માબાપ એવું સમજીને જ દાયજો કરનાર મળવાનાં કે જો ઠીક ઠીક દાયજો આપવામાં નહિ આવે તો લાયક ઘર કન્યા માટે નહિ મળે અને વળી આપણા છોકરાઓ સારે ઘેર નહિ વરે. એ જ ભય કે સ્વાર્થ ઘણી વાર છોકરા—છોકરીઓના શિક્ષણ પાછળ હોય છે અને તેથી જ વ્યવહારુ હેતુ સરતાં ઘણી વાર છોકરા—છોકરીઓનું શિક્ષણ બંધ પડે છે. (પછી ભલે તે છોકરા કે છોકરીઓ શિક્ષણ લેવાને લાયક પણ હોય) કારણ કે એ શિક્ષણ કેવળ શિક્ષણ ખાતર અપાતું ન હતું.

આ રીતે આપણે કેટલાક સમાજોમાં પુનર્લગ્નના પ્રતિબંધ વિષે પણ જોઈએ છીએ. જે સમાજમાં પુનર્લગ્ન નથી થતાં તેમાં પણ આજે ઘણા પુરુષો

અને સ્ત્રીઓ એમ ચોખ્ખું માનનારાં હોય છે, કે બળાત્કારી વૈધવ્ય એ ધર્મ નથી છતાં તેઓ પોતાની નાની પુત્રી કે બ્હેન જો વિધવા થાય તો તેની ઇચ્છા છતાં તેનું લગ્ન કરવા તૈયાર થતાં નથી; અને ઘણી વાર તો તેઓ પુનર્લગ્ન ઉપર પોતાની મરજી વિરુદ્ધ સખત જાપ્તો રાખે છે. બળાત્કારી બ્રહ્મચર્યની આ નીતિની પાછળ ભય અને સ્વાર્થ સિવાય બીજો કશો જ હેતુ હોતો નથી. ગૃહસ્થોની વાત બાજુએ મૂકીએ અને ત્યાગી કે ગુરુ ગણાતા વર્ગની અંદર જોઈએ તોપણ આપણને જણાશે, કે તેમના ઘણાખરા નીતિ-નિયમો અને વ્યવહારોની પાછળ માત્ર ભય અને સ્વાર્થ જ રહેલાં હોય છે. એકાદ ત્યાગીનો શિષ્ય અનાચારી થાય અગર ગુરુ પોતે જ વંઠે તો તે શિષ્યોનો ગુરુ તે શિષ્યની વૃત્તિ સુધરી છે કે નહિ તે જોયા સિવાય પણ એને વેશધારી બનાવી રાખવાનો પૂર્ણ પ્રયત્ન કરશે; કારણકે તેને એ શિષ્યની ભ્રષ્ટતા દ્વારા પોતાની પ્રતિષ્ઠા જવાનો ભય છે. કોઈ ગુરુ વંઠે ત્યારે તે સંપ્રદાયના અનુગામીઓ એ વંઠેલ આચાર્યને પદભ્રષ્ટ કરતાં અચકાશે અને તેના ઉપર બળાત્કારી બ્રહ્મચર્ય લાદવાનો પ્રયત્ન કરશે; કારણકે તેમને પોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા ઘટવાનો ભય છે. પુષ્ટિમાર્ગના આચાર્યનું વારંવાર સ્નાન અને જૈનધર્મના સાધુનું સર્વથા અસ્નાન એ કોઈ કોઈ વાર સામાજિક ભયને લીધે જ હોય છે. મોલવીઓના ગીતાપાઠમાં અને પંડિતોના કુરાનપાઠમાં પણ સામાજિક ભય અને સ્વાર્થ મોટે ભાગે નડતરરૂપ હોય છે. આ રીતે આપણે બારીકીથી તપાસીશું તો માલૂમ પડશે, કે સામાજિક નીતિનિયમો અને રીતરિવાજોની પાછળ મોટેભાગે ભય અને સ્વાર્થ જ રહેલાં હોય છે. ભય અને સ્વાર્થથી અનુસરાતા નીતિનિયમો છેક જ ફેંકી દેવા જોઈએ અગર છેક જ નકામા છે અગર તેના સિવાય પણ ચાલી શકે, એમ કહેવાનો અહીં આશય નથી. અહીં તો એટલું જ બતાવવું છે, કે નીતિ અને ધર્મ વચ્ચે શો તફાવત છે.

જે બંધન કે જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક હોય છે તે નીતિ; અને જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક નહિ પણ શુદ્ધ કર્તવ્ય ખાતર જ હોય છે અને જે કર્તવ્ય માત્ર યોગ્યતા ઉપર જ અવલંબિત હોય છે તે ધર્મ. નીતિ અને ધર્મ વચ્ચેનો આ તફાવત કાંઈ નાનોસૂનો નથી. જો આપણે જરીક ઊંડા ઊતરીને તપાસીશું તો સ્પષ્ટ દેખાશે, કે નીતિ એ સમાજના ધારણ અને પોષણ માટે આવશ્યક છતાં પણ તેનાથી સમાજનું સંશોધન થતું નથી. સંશોધન એટલે શુદ્ધિ અને શુદ્ધિ એટલે જ ખરો વિકાસ, એ સમજ જો વાસ્તવિક હોય તો એમ કહેવું જોઈએ કે એવો વિકાસ તો ધર્મને જ આભારી છે. જે સમાજમાં ઉપર કહેલ ધર્મ જેટલે અંશે વધારે અનુસરાતો હોય તે સમાજ તેટલે અંશે ચડિયાતો. આ વસ્તુ વધારે સ્પષ્ટતાથી સમજાય એટલા માટે કેટલાંક દાખલાઓ લઈએ. બે જણ એવા કલ્પો કે જેમાં એક ટિકિટ માસ્તર પોતાના ખાતાનો હિસાબ બરાબર ચોકસાઈથી સાચવે છે અને રેલવે ખાતાને એક પાઈ પણ નુકસાન થાય તેટલી ભૂલ નથી કરતો એટલા સારુ કે જો ભૂલ આવે તો દંડાવાનો અગર નોકરી જવાનો ભય છે; પણ એટલી જ ચીવટવાળો તે માસ્તર જો બીજો ભય ન હોય તો મુસાફરો પાસેથી લાંચ લે છે. જ્યારે બીજો આપણે કલ્પેલો સ્ટેશન માસ્તર હિસાબની ચોકસાઈ ઉપરાંત લાંચ મળવાનો અને પચી જવાનો ગમે તેટલો અનુકૂળ પ્રસંગ છતાં લાંચ નથી જ લેતો, એટલું જ નહિ પણ તે લાંચખોરીનું વાતાવરણ નથી પસંદ કરતો. એ જ રીતે એક ત્યાગી વ્યક્તિ ખુલ્લી રીતે પૈસા લેવામાં કે રાખવામા અકિંચનવ્રતનો ભંગ લેખી પૈસા હાથમાં નહિ લે કે પોતાની પાસે નહિ સંઘરે

અને છતાં જો તેના મનમાં અકિંચનપણું આવ્યું નહિ હોય એટલે કે લોભનો સંસ્કાર ગયો નહિ હોય તો તે ધનિક શિષ્યોને મેળવી મનમાં ફૂલાશે અને જાણે પોતે જ ધનવાન હોય એ રીતે બીજા કરતાં પોતાને ચડિયાતો માની ગર્વભરેલો હુંપદનો વ્યવહાર કરશે; જ્યારે બીજો ત્યાગી જો ખરો ત્યાગી હશે તો પૈસા પોતાની માલિકીના કરીને પાસે નહિ જ રાખે અને પાસે હશે તોપણ તેના મનમાં જરાય નહિ હોય અભિમાન કે જરાય નહિ હોય પોતાના અસંગ સ્વામીપણાનું ગૌરવ. તે ગમે તેટલા ધનિકોની વચ્ચે રહેવા છતાં અને ધનિકોની સેવાના પ્રસંગોમાં આવવા છતાં નહિ તેનાથી ફૂલાય કે નહિ તેને લીધે બીજા કરતાં પોતાને ચડિયાતો માને. આનું પરિણામ એ આવવાનું કે જો નીતિની દૃષ્ટિએ ત્યાગીઓ સમાજમાં હશે તો તે સમાજ ચડેલો કે શુદ્ધ નહિ હોય; કારણકે તેમાં ત્યાગીના વેશમાં રહી એવી રીતે ભોગ સેવાતો હશે કે જેથી ત્યાગ પાળ્યો ગણાય અને ભોગ પણ પોષાય. એવી સ્થિતિમાં ત્યાગીઓ વચ્ચે સીધી રીતે પૈસો મેળવવાની કે સંઘરવાની ગૃહસ્થોની પેઠે હરીફાઈ નહિ હોય, પણ બીજા કરતાં વધારે પૈસાદાર શિષ્યો બનાવવાની અગર યેનકેન પ્રકારેણ પૈસાદાર શિષ્યોને રીઝવી, સમજાવી, ભોળવી પોતાના બનાવી રાખવાની ગૂઢ હરીફાઈ તો અવશ્ય હશે; અને એવી હરીફાઈમાં તેઓ જાણે કે અજાણે સમાજની સેવા કરવાને બદલે કુસેવા જ વધારે કરતા હશે. તેથી ઊલટું સમાજમાં જો ધર્મદૃષ્ટિએ ત્યાગી હોય તો તેઓને નહિ હોય પૈસા મેળવવાની કે સંઘરવાની હરીફાઈ, અગર નહિ હોય પૈસાદાર ચેલાઓને પોતાના જ બનાવી રાખવાની ફીકર; એટલે તેઓ શિષ્યસંગ્રહ કે શિષ્યપરિવાર વિષે તદ્દન નિશ્ચિંત હશે અને માત્ર સમાજ પ્રત્યેના પોતાના કર્તવ્યમાં જ પ્રસન્ન હશે. એટલે એવા બે ત્યાગીઓ વચ્ચે નહિ આવવાનો અદેખાઈનો અગર કલેશનો પ્રસંગ. એ જ રીતે તેમને લીધે તેઓ જે સમાજમાં રહેતા હશે તે સમાજમાં પણ નહિ આવવાનો વિખવાદનો પ્રસંગ. આ રીતે આપણે જોઈ શકયા કે એક સમાજમાં ગમે તેટલા નીતિત્યાગી હોય છતાં તેનાથી તે સમાજનું કલ્યાણ ન થતાં વધારે અકલ્યાણ જ થવાનું; જ્યારે કોઈ બીજા સમાજમાં સાચો ધર્મત્યાગી એક હોય તોપણ તે સમાજની શુદ્ધિ ખૂબ જ વધારવાનો.

એક બીજો દાખલો લઈએ. કોઈ સંન્યાસી ભોગવાસના પ્રગટ થતાં સમાજમાં અપજશ થવાના ભયથી દેખીતી રીતે ત્યાગી રહી ગુપ્તપણે અનાચાર સેવ્યા કરે, જ્યારે બીજો ત્યાગી તેની વાસના પ્રગટ થતાં જો વાસનાને શમાવી ન શકે તો ગમે તેટલો અપવાદ અને તિરસ્કારનો સંભવ છતાં ખુલ્લેખુલ્લું ગૃહસ્થપણું સ્વીકારે; તો પેલા નીતિત્યાગી કરતાં આ ભોગી ત્યાગી જ સમાજની શુદ્ધિ વધારે સાચવવાનો; કારણ કે પેલાએ ભયને નથી જીત્યો, જ્યારે બીજાએ ભયને જીતી અંતર અને બહારની એકતા સાધી નીતિ અને ધર્મ બન્નેનું પાલન કર્યું છે. આ લાંબી ચર્ચા ઉપરથી જોઈ શકાશે, કે સમાજની ખરી શુદ્ધિ અને ખરા વિકાસ માટે ધર્મની જ એટલે કે નિર્ભય, નિઃસ્વાર્થ અને જ્ઞાનપૂર્ણ કર્તવ્યની જ જરૂરિયાત છે. હવે આપણે જોવું જોઈએ, કે દુનિયામાં હયાતી ભોગવતા કયા પંથો, કયા સંપ્રદાયો અગર કયા ધર્મો એવા છે કે જે માત્ર એવો દાવો કરી શકે કે અમે જ ધર્મ સેવીએ છીએ અને તે રીતે બીજા કરતાં અમે વધારે સમાજની સંશુદ્ધિ કરી છે.

આનો ઉત્તર સ્પષ્ટ છે અને તે એ છે, કે એવો એકેય પંથ કે સંપ્રદાય દુનિયામાં નથી કે જેણે માત્ર ધર્મનું જ આચરણ કર્યું હોય અને તે દ્વારા માત્ર સમાજની શુદ્ધિ જ સાધી

હોય કોઈ પંથ કે સંપ્રદાય પોતાનામાં અમુક સાચી ધાર્મિક વ્યક્તિઓ થઈ ગયાનો નિર્દેશ કરી સમાજની શુદ્ધિ સાધ્યાનો દાવો કરે, તો તેવો દાવો બીજો વિરોધી પંથ પણ કરી શકે કારણ કે દરેક પંથમાં ઓછી કે વધતી સાચી ત્યાગી વ્યક્તિઓ થયાનો ઇતિહાસ આપણી સામે મોજુદ છે ધર્મના ક્હેવાતા બાહ્ય રૂપો ઉપરથી સમાજની શુદ્ધિનો આંક કાઢી કોઈ પંથને ધાર્મિકપણાનું પ્રમાણપત્ર તો આપી શકાય જ નહિ, કારણ કે બાહ્ય રૂપો એકબીજાના બહુ વિરોધી હોય છે કે તેને લીધે ધાર્મિકપણાનું પ્રમાણપત્ર આપવા જઈએ તો કાં તો બધા જ પંથોને ધાર્મિક કહેવા પડે અને કાં તો બધાને જ અધાર્મિક દાખલા તરીકે કોઈ પંથ મંદિર અને મૂર્તિપૂજાનો પોતાના પ્રચારનો નિર્દેશ કરી એમ કહે, કે તેણે એ પ્રચારદ્વારા જન સમાજને ઈશ્વરની ઓળખાણમાં અગર તેની ઉપાસનામાં બહુ મદદ કરી છે અને તે રીતે સમાજમાં શુદ્ધિ આણી છે તો તેથી ઊલટું તેનો વિરોધી બીજો પંથ એમ પણ કહેવા કમર કસે, કે તેણે મંદિરો અને મૂર્તિઓના ધ્વંસનું કામ કરી સમાજમાં શુદ્ધિ આણી છે, કારણ કે મંદિરો અને મૂર્તિઓને બહાને વધી ગયેલા વહેમ, આલસ્ય અને દંભને અમુક પ્રમાણમાં, તેણે મંદિરો અને મૂર્તિઓના વિરોધ દ્વારા વધતા અટકાવ્યા છે એક પંથ જે તીર્થસ્નાનનો મહિમા ગાતો અને વધારતો હોય તે શારીરિક શુદ્ધિ દ્વારા માનસિક શુદ્ધિની દલીલ કરી પોતાની પ્રવૃત્તિને સમાજકલ્યાણકારી બનાવી શકે, જ્યારે તેનો વિરોધી બીજો પંથ સ્નાન નિયમનના પોતાના કાર્યને સમાજકલ્યાણકારી સાબીત કરવા એવી દલીલ કરી શકે, કે બાહ્ય સ્નાનના મહત્ત્વમાં તણાતા લોકોને તે રસ્તેથી પાછા વાળી અંતરશુદ્ધિ તરફ લઈ જવા માટે સ્નાન ઉપર નિયંત્રણ મૂકવું એ જ હિતાવહ છે એક પંથ કરી બધાવીને અને બીજો તો તોડાવીને સમાજકલ્યાણ કર્યાનો દાવો કરી શકે આ રીતે દરેક પંથના બાહ્ય રૂપો જે ઘણી વાર એકબીજાથી તદ્દન વિરોધી હોય છે તેના ઉપરથી આપણે નક્કી ન કરી શકીએ કે અમુક પંથ ખરો ધાર્મિક છે અને અમુક પંથે જ સમાજમાં વધારે શુદ્ધિ આણી છે

ત્યારે શું એવું કોઈ ધોરણ છે, કે જે સર્વમાન્ય હોય અને જેના દ્વારા નિર્વિવાદપણે આપણે કહી શકીએ, કે જો અમુક વસ્તુ હોય તો બાહ્યરૂપ ગમે તે હોવા છતાં પણ તેનાથી સમાજનું ઐકાન્તિક કલ્યાણ જ થવાનું? અને તે વસ્તુ જે પંથમાં, જે જાતિમાં કે જે વ્યક્તિમાં જેટલા પ્રમાણમાં વધારે હોય તે જ પંથ, તે જ જાતિ કે તે જ વ્યક્તિએ સમાજની શુદ્ધિમાં અગર સમાજના વિકાસમાં વધારે ફાળો આપ્યો છે એમ કહી શકાય? અલબત એવી વસ્તુ છે અને તે ઉપરની ચર્ચાદ્વારા સ્પષ્ટ થઈ ગઈ છે તે વસ્તુ એટલે નિર્ભયપણું, નિર્લેપપણું અને વિવેક વ્યક્તિના કે પંથના જીવનમાં એ વસ્તુ છે કે નહિ તે બહુ સહેલાઈથી જાણી શકાય જેવું માનવું તેવું જ બોલવું અને બોલવું તેથી ઊલટું ન ચાલવું અગર જેવું ચાલવું તેવું જ કહી દેવું આ તત્ત્વ હોય તો નિર્ભયપણું આવું નિર્ભયપણું ધારણ કરનાર કોઈ નોકર શેઠથી ડરી ખરી બિના નહિ છુપાવે અને ગમે તેવું જોખમ ખેડવા તૈયાર રહેશે કોઈ બ્રહ્મચારી કે ગૃહસ્થ ખોટપમાં ખામી આવવાના ભયથી ધર્મગુરુ પાસે અગર બીજે ક્યાંય દોષ ઢાંકવા કે મોટા દેખાવા માટે ખોટો ડોળ ન કરતા સાચી સ્થિતિ કહેવા તૈયાર રહેશે કોઈ ધર્મગુરુ જો તે નિર્ભય હશે તો, પોતાનું પાપ જરાય છુપું નહિ રાખે એ જ રીતે જે નિર્લોભ હશે તે પોતાનું જીવન તદ્દન સાદું ગાળશે નિર્લોભ પંથ ઉપર કિંમતી કપડા કે ઘરેણાંનો ભાર નહિ હોય જો કોઈ પંથમાં નિર્લેપપણું

હશે તો તે પોતાની બધી જ શક્તિઓ એકાગ્ર કરી બીજાઓની સેવામાં જ વાપરશે; તે બીજાઓની સેવા લેવામાં સંતુષ્ટ નહિ થાય. જો વિવેક હશે તો તે વ્યક્તિ કે તે પંથને કોઈની સાથે કલેશમાં ઉતારવાનું કારણ જ નહિ હોય. તે પોતાની શક્તિ અને સંપત્તિનો સદુપયોગ કરીને જ બીજાઓનાં હૃદય જીતશે. વિવેક હોય ત્યાં કલેશ ન જ હોય અને જ્યાં કલેશ હોય ત્યાં સમજવું કે વિવેક નથી જ. આ રીતે આપણે કોઈ વ્યક્તિ કે કોઈ પંથમાં ધર્મ છે કે નહિ એ જાણવું હોય તો સહેલાઈથી જાણી શકીએ અને ઉપરની કસોટીથી કસી આપણે નક્કી કરી શકીએ, કે અમુક વ્યક્તિ અગર અમુક પંથ સમાજનું કલ્યાણ કરનાર છે અને અમુક નહિ.

નાતમાં મહાજનો, પંથમાં તેના આગેવાનો અને સમસ્ત પ્રજામાં રાજ્યકર્તાઓ નીતિ ઘડે છે અને દેશકાળ પ્રમાણે બદલે છે; તેમ જ તે પળાવે છે. છતાં સમાજની શુદ્ધિનું કામ તો પાછું બાકી જ રહે છે. આ કામ કોઈ મહાજન, કોઈ પંડિત કે કોઈ રાજા માત્ર તેના પદથી-સાધી ન શકે. એ કામ જ મુખ્ય છે. અને એ જ કાર્ય કરવું તે ઈશ્વરીય સંદેશ. જે વ્યક્તિને આ કાર્ય કરવાની તાલાવેલી હોય તેણે બીજાઓને પ્રથમ ન કહેતાં પોતાના જ જીવનમાં ધર્મ દાખલ કરવો જોઈએ. જો એના જીવનમાં ધર્મ દાખલ થયો તો તેટલે અંશે તેનું જીવન સમાજની શુદ્ધિ કરવાનું. (પછી ભલે તે કોઈને શુદ્ધ થવાનો ઉપદેશ વાણી કે લેખનથી ન પણ આપતો હોય.) સમાજની શુદ્ધિ એ જીવનશુદ્ધિમાં સમાએલી છે અને જીવનશુદ્ધિ એ જ ધર્મનું સાધ્ય છે. એટલે જો આપણે સમાજ અને પોતાના જીવનને નીરોગ રાખવા ઈચ્છતા હોઈએ તો આપણા પોતામાં ઉપર કહેલ ધર્મ છે કે નહિ અને છે તો કેટલે અંશે છે એનું જ નિરીક્ષણ કરવું જોઈએ. આ ધાર્મિક મનાતા દિવસોમાં જો પોતાનું નિરીક્ષણ કરવાની ટેવ કેળવીએ તો તે હમેશાં સ્થાયી બને અને તેમ થાય તો આપણી સામે પડેલા વિશાળ સમાજ અને રાષ્ટ્રના ઘટક તરીકે આપણે કાંઈક સાચો ફાળો આપ્યો કહેવાય.

પંડિત સુખલાલજી

# ઊડણ ચરકલડી[×]

[ આથમતા ઉનાળાની બપોર તરફ ઢળતી સવાર ]

[ ખુણાના એક ઘરની ઓસરીમાં સોળ–સત્તર વરસની કુ. ચંદણી વળગણી ઉપર ધોતિયું સૂકવતી દેખાય છે. એણે ઓઢેલી બાંધણીએ એના ભીના વાનનો ઉઘાડ બતાવવા કરતાં કન્યાને છાજે એવી શાંત છાયામાં એને લપેટી લીધી છે. પડદો ઊપડે છે એ વખતે એ ધોતિયું પૂરું સૂકવીને મોઢું જરાયું દેખાય ન દેખાય એમ ઊભી ઊભી ધોતિયાનો પનો ખેંચી સળ ઉકેલતી હોય છે. એનું મોઢું પડી ગયેલું છે, આંખમાં પાણી છે. એનાથી ડૂસકું વારી જવાય છે. એ જ વેળાએ પાસેના ઘરની ગોરણ જીવી પ્રવેશે છે. એને પગે સાંકળાં, કલ્લાં, કાંબી ને હાથે ચૂડીઓ છે. ઠીક રંગબેરંગી ટપકીવાળું ગવન ઓઢેલું છે તે એના સહેજ શામળા વર્ણને બરોબર બંધબેસતું આવે છે. ]

જીવીઃ ( ડૂસકું સાંભળી જઈ, મનમાં ) પકડાઈ જઈ સે, આજ તો !

[ ચંદણી એનીધૂનમાં જ છે, ધોતિયાની કોર હાથમાં રહી ગઈ છે. જીવી બિલાડીની ચાલે ડગલાં ભરતી, પાછળથી આવી એની આંખો બે હાથે દાબી દે છે. ]

ચંદણી—( ચોંકી ઊઠીને ) કુણ સે આ ? મૂકી દે. કઉં સું !

જીવી—( આનંદાતી ) હુઅંઅંઅં.....

ચંદણી—( ચીડાઈને ) મૂકી દે, નઈ તો......કુણ, ગોંધી ? ( જીવીના હાથ છોડવવા મથતી ) અરે !

જીવી—( કૃત્રિમ અવાજે ) નઈ તો ?

ચંદણી—( હારીને જીવીના હાથ પર ચૂંટી ખણતી ) મૂકે સે કે નઈ ?

જીવી—( ચીડવતી ) હુઅંઅંઅં......

ચંદણી—( માથે હાથ ફેરવે છે. બોર પકડીને ) ઓત્તારીની જીવલી ! અંબોડે મારું જ ગૂંથેલું બોર ! ( જીવી આંખો છોડી દે છે. ) ( આંખો લૂછતી ) બળ્યું ! વેળા કવેળા ભાળ્યા વના......?

જીવી—( એકદમ ડાહી બની જઈને ) આ મારા હાથ હેણે લેનો-થ્યા ? (ચંદણીની આંખો સામું જોઈ ) આંમ સે તો વાઘણ જેવી, ને રોતી હું અહે !

ચંદણી—કુણ રુવે સે ! આ ધોતિયા પર હાથ લાગ્યો અહે.[1]

જીવી—જીકી ! ઉ આઈ તાણેં[2] રોતું'તુ તે કુણ ? તું કે બીજી ?

ચંદણી—( એનું મોઢું પડતું જાય છે. ) તું મને પજવવા આઈ સે ?

---

× આખા એક પાત્ર સિવાય બીજાં બધાં પાત્રોની ઉક્તિઓ બોલી–લોકબોલી–dialect–માં છે. બોલીનો ઉપયોગ કરવા ખાતર કર્યો નથી. રંગભૂમિપર તેવાં પાત્રો બોલીમાં જ બોલે એ સ્વાભાવિક છે. એથી પ્રસંગના વાતાવરણની એકતા પણ જામે.

કેમ, ક્યાં ને બદલે કેટલેક ઠેકાણે ક્યમ, ક્યાં બોલે છે. તેમ આ ઈડર ( મહીકાંઠા ) તરફની બોલીમાં ક્યમ, ક્યાં છે. ચ નો સ, છ નો સ અથવા શ, અને શ, ષ, સ નો હ તો ઘણે ઠેકાણે બોલાય છે. આ બોલીમાં હનો, હોય, હશે, હવે, હજીમાં હ, બોલાતો નથી. —રૂ.

1 હશે. 2 ત્યારે.

**જીવી**—( ખિજાયાનો ડોળ કરતી ) અમારા મનમાં તો ઇમ કે ઓહો આપણાં સંદણી સુન! તાણેં આ તો અમાંને ગણુગારતાં ય નથી?

**ચંદણી**—( રહેજ સાવધાન થઇ, ડારતી ) જીવી!

**જીવી**—તે છણુકા કરે સે, તે પૂસ્યાનો હળો ઉલેર* આલ ને?

**ચંદણી**—( આડું જોતી ) તને આંઇ કેણે તેડું મોકલ્યું'તું, અત્યારે?

**જીવી**—(ખભે હાથ મૂકી) હેંડ, કાંઇ નઇ, પસી[1] કે'જે....વાલીને વેળાનાનો વખત થ્યો સે, ને આંઇ શ્યમ બેસી રઇ સે? ડૂસકું હાંભળીને મીં તો જાંણ્યું કે વાલી ને તું બે શેલીવારનું રોઇ લેતાં અહો.[2] પણ આ તો તું એકલી નેકળી!

**ચંદણી**—હોવે! શ્યમ[3] તાણેં આ વેળાઇ વાલી આંઇ આવે, ને તે વળી મારા જેવી પાહે આંખ્યો ભેંની કરવા? ગાંમને ગોંદરે તો ઢોંગ કરવાના!

**જીવી**—તે તું ઇની પાહે નાં જાય, તો બસારી એજ આંઇ આવે ને? હેંડ, હેંડ, જોન ઉપડવાની ત્યારીમાં સે.

**ચંદણી**—( વીલે મોંઢે ) અંહં!

**જીવી**—ખેડાવાર પસી આંઈ તને મલવા વાલી બેઠી રેવાની નથી હો!

**ચંદણી**—તું જા. તું તો તારે હાદરે અસી[4], ને અમે તો ઘણીય વાર મલ્યાં શોયે, ને રોયાં ય શોય.

**જીવી**—શ્યગં કાંઇ કોઇએ આડુંઅવળું કહ્યું સે કે હું? કાલ તો વાલી કેતી'તી કે ઉણુસાલ આપણી પાસે બેનપણીઓને વેળાવતાં સંદણી કાંઈ રોઈ રા, કાંઇ રોઇ રા!

**ચંદણી**—( ઊંચું જોઇ ) ને એ ઓસું રોતી'તી કે વળી!

**જીવી**—( ટાળ કરતી ) બેય જણાં હીખતાં અહો તાણેં તો!

**ચંદણી**—( ડૂસકું ભરતી ) ઇંને તો હીખેલું આજ પાર પડહે!

**જીવી**—( વરતી જઇ ) ને તારે હું વરહાં વીતી જવાનાં સે!

**ચંદણી**—( રોવા જેવી ) ઓવે! તને આવડી અમથીને બે વરહ પ્હેલાં વેળાવી, ઊજુ જમની, લલી, રૂપાળી બધાંને વેળાવ્યાં ને આંખ્યોમાં અતું એટલું પાંણી ઢાળી નાંખ્યું. આજે વાલીને વેળાવાની! ... મારે તો અજી,[5] સુન, પોર હુધીમાં કોકવાર પાસું રોવું પડે તો!

( રોઇ પડે છે. )

**જીવી**—( બળે હાથ વીટી ) સંદણી! ડાઈ થૈને આ હું? અમાંને બધાંને તો પાંદડે પાંણી પાંય સે, ને આજ આંમ ઢીલી હું થૈ જઇ સે?

**ચંદણી**—( નીચું જોઇને ) ઓવે, તું ય આંણું આબ્ગે હેંડી જેહ, પસી આંઇ સંદણીબાઇ મેવડો[6] થૈને નાસહે[7] આખા ગામમાં!

**જીવી**—( દિલાસો દેતી ) તે આ લગનગાળામાં જ તારું ય શ્યાંક[8] નક્કી નઈ થૈ જાય એ કેણે કં'યું?

**ચંદણી**—( આંખો લૂછી ) મારો કાકો સે ત્યાં લગી વાત મૂકો ને! મારા હાટામાં ઇયાંને[9] ઘુમટાવાળી લાવવી સે.

**જીવી**—દિકરીના નેહાહા[10] લે સે, તે આવખાગાંય ... ... ...

---

* સમો ઉત્તર. ૧ પછી. ૨ હશો. ૩ કેમ. ૪ હતી. ૫ હજી. ૬ ભવાઇનું ઓપાત્ર. ૭ નાચશે. ૮ ક્યાંક. ૯ એમને. ૧૦ નિસાસા.

**ચંદણી**—( હસવા કરતી ) અલી છવી ! મારી કાકી શ્યાંક જનમી અહે કે નઈ ! મને તો લાગે સે કે મારો કાકો ને ઉં એય કુંવારાં મરવાનાં શાયેં !

**છવી**—જા, જા ! ગાંડી ! એવા કાકાફાકાને ગણગારે સે બ્પાહડારાત ! ઈયાંના દકાંન[1] તો જુવો પાસા !

**ચંદણી**—પણ ઈયાંના જ પરતાપે ... ... ... ને મારી બા તો મૂઈ કે' સે કે પૈસાવાળુ ઘર ઑય તો જ દિકરી આલું. ને, એ', દેજમાં દાગીના શેટલા માગે સે તે ?

**છવી**—હંતોકાકીનો શભાવ[2]જ વિશિતર[3] સે, પણ નારાંણકાકો તો આખી દન્યાઈને પોકે એવા સે.

**ચંદણી**—એ તો અમણાંના, જુને સે ને, પટલાઈમાં પડયા સે તે ઉંસા ઘર વના વાત જ નાં કરે; ઉલટા બે પૈસા ધહારો ખમવા ત્યાર સે.

**છવી**—પણ આમ ત્રણ જણાંની જૂરી જૂદી ઢોલકી વાગે ત્યાં મેળ હેનો ખાય ? મૂવો આપણી નાતનો ઢાળો ![4]

**ચંદણી**—મારી ફઈ જીવ્યાં-ઑત[5] તો બધાંને ય સીધાં કરાંત. દુરગી ફઈની કસ્તુરી પંદર વરહાંની થે ના થે ને ત્યાં તો ...

**છવી**—એ તો આ વાલીને યે માવતર હારાં નાં ગલ્યાં ઑત તો તારી જ વલે ઈનીય થાંત ! મારી હાહરીમાંય એક સોડીને...

**ચંદણી**—(વીલે મોંઢે) પણ વાલીનું તો અમારા કરતાં કૂળ પણ ઊંસું ને ? અને તેય શેટલે વાંને વર મલ્યો સે ! વાલીબાઈને પેરાયું ઑય તો નમી પડે એટલું રૂપું, કે' સે કે, આલ્યું !

**છવી**—મૂવાં લોક પણ ભાતભાતનાં સે ને ? પેલી ડાઈલી વાણીયણે હાંમા રૂપ્યા લૈને દિકરી પેણાવી, ને પેલા રવલા મેરાઈની શ્યાર સોરીઓ હૂપડામાં પેણેલી ![6] આપણાં જ ગાંડાં દિકરીના નેહાહા લે સે !

**ચંદણી**-(ગળગળી) મારાથીય નાંની નાંની ગોઠણો જતી રઈ. લગનાંમાં માલવું તે મરવા જેવું લાગ્યું સે મને ઉણુ તો ! ને પાંણિયારીને કુવે ઓસાં મેણાં હાંભળ્યાં સે ?–તોબા બાવજી !

**છવી**—એ તો ભગવાંન પૂસહે ઈયાંને !

**ચંદણી**—તને ખોટું નાં લાગે તો, આ તારી ભાભી જ મને ના કેવાનું શેટલીય વાર હંભળાઈ જઈ સે ! પણ મારી બાના કાંનના ઢાક ઊઘડતા નથી !

**છવી**—( આંગણા તરફ જોતી ) જો કોક આવે ! ( આંખ ઝીણી કરી ) તારી બા જ સે ને !

**ચંદણી**—હગી માને નાં કેવાય એ તને કે'વાયું. ( હોંશિયાર થઈ જતી ) બા કરતાં બેનપણી મોટી !

[ હાથમાં ટોપલી લઇને સંતોકબાઈ પ્રવેશે છે. ]

**સંતોકબાઈ**—શ્યમ, અજી ધોતિયું જ પંપાળે સે ને ? આવડી સોડી તો ફૂંદાળની પેડમ ફરે તો, મારે આટલી વેઠ હેની ઑય ? દયારિયા હારુ પાંણી હેજી રાખી સે કે નઈ ? ને બેડાંમાં તો સારો ય પાંણી નઈ ઑય. આંઈ તો સાલહે, પણ પારકે ઘેર શ્યમ હેંડહે ?

1 [illegible]ીમાં હતા, [illegible] 2 [illegible] 3 વિચિત્ર, 4 રૂઢિ, રિવાજ, 5 હોત. 6 એટલી [illegible]ર ત્યારે. [illegible]ીને પરણાવેલી. 7. પતંગિયાની પેઠે.

જીવી—કાકી જાન નેહરવાની[1] શેટલી વાર સે ?

સંતોકબાઈ—સંદણીના જાંનમાં જ જીવ રે' સે તો ! પેલી લક્ષીના લગનમાં હાદ બેહાડી દીધો, તે બાઇ ગાંણું ય કાંઇ ઈની રીતમાં ગવાતાં અહે ને ?

જીવી—પણ જરી ઊભાંઊભાં વાલીને મલી આઇએ. જાંણો સો ને કે વાલી વના તો અમે પાંણી ય નાં પીતાં.

સંતોકબાઈ—તે કાંઇ સંદણી, અવે નાંની કીકલી સે, બાઇ ? ઈમ પારકા ગાંમાંની જાંનોમાં ભટકવાની ટેવ પડે એ આપણને નાં શોભે બા !

[ ચંદણી ચૂપ રહે છે. ]

જીવી—આંમ હું બોલતાં અહો, હંતીકાકી ? વાલી તો માની જણી બુન જેવી સે, ઈના લગનમાં ય જવાનો બાંધો[2] ? ( ચંદણીને ) જા, જા, ચંદણી, કપડાં પે'રી લે.

[ ચંદણી ખસતી નથી. સંતોકબાઈ ઘરમાં જાય છે ]

સંતોકબાઈ—( જતાં જતાં, જાણે પોતાને જ પૂછતાં હોય તેમ ) આ સોડી પારકે ઘેર શ્યમ કરીને જીવહે ?...આંઇ સે ત્યાં લગી તો પેર્યાં ને લેર્યાં ફરે સે પણ કોઇ ભિખારીને પાંને પડી તો......

( અંદર જતી રહે છે. )

ચંદણી—(ધીરેથી) આ 'પારકા ઘર'ની વાત શ્યાર વરહથી એકધારી હંભળાવે સે. ને 'ભિખારી', તો ડગલે ને પગલે અબ્બાનો[3] જ !

જીવી—પણ અવે પસી બધું ! વાલી આપણાંને દેખ્યા વના ઊંસીનેંસી થતી અહે !

ચંદણી—આંઇંથી ઉપડવા ઊંસીનેંસી થતી અહે, ઇમ કે'!

સંતોકબાઇ—(બહાર આવીને) શ્યમ ખોટકાઈ જઇઓ ? જાંવ, જાંવ, દોડો. પણ વેલી આવજો... (લગભગ પોતાને) ઉં યે, તાણે એટલામાં વીરસંદ વાંણિયાને ત્યાં ઊભી ઊભી જૈ આવું.

જીવી—શ્યમ સંદણીના લગનની તેવડમાં કાંઇ.

[ ચંદણી પાછું જોવા કરે છે. ]

સંતોકબાઇ—નારે, બાઇ. લગનગાળો તો અવે પૂરો થવા આયો ! તારો ઠુમ્યા આડા પંદર-હોળ દન સે.

જીવી—તાણે હા કાજે હેંડયાં !

સંતોકબાઇ—એ તો ઈનો બાપો પાસા દોઢડાયા ને ? હારાં જોઇને ગોળઘી વાંણિયાને ત્યાં કોરાંણી[4] કાઢી રાખેલાં, પણ મૂઇનું કરમ જ કોડિયા જેવડું તે રાંણીગાંમના પેલા રાજુભાઇ કારભારીના દિકરા હાથે બધું ય ગોઠવાઇ ગયેલા જેવું અતું, પણ આજ ઓશંતાનો[5] હંધેહો[6] આયો કે ઈનાં તો આ પાંસમનાં લગન સે, બોપાલીના નાંનજીની દિકરી વેરે.

જીવી—તો કાંઇ ઈનાં વેસાંણુ ઓસાં સો ? એ નઇ તો ઈનો ભઇ બીજો !

સંતોકબાઇ—હોવેસ્તો, કુંવારીના હો[7] વર ! પણ ઘરમાં બે આંહલા[8] તો જોઇને દિકરી નાંખવી ને ? ( ઊંચું જોઈ ) અલી સંદણી ! (બંને બેનપણીઓ ચોંકી ઊઠે છે.) બાયણું બરોબર વાહીને જજો હો ! (જાય છે.)

૧ નીકળવાની ૨ વાંધો ૩ આવવાનો ૪ કોરે, બાજુએ ૫ ઓચીંતાનો ૬ સંદેશો. ૭ સો. ૮ હાંડલાં.

ચંદણી—માગે બા યે બશારી હું કરે ?

જીવી—શ્યમ હું કરે ? આ બીજીઓની માગે હું કરે સે ?

['કુણ હુ કરે સે? કરતીકને નવોઢા વાલી કન્યા ?? વેશમા પ્રવેશે છે]

જીવી—ઓહ્‌હો !

વાલી—તમેજ હું કરો સો એ કો' ને ? ઉ તો વાટ જોઇજોઇને અરધી થૈ જઇ

ચંદણી—હાહરાના ગામની કે અમારી ?

વાલી—(હસતી) તારી તો બોલીજ બમ ! મારો કાઇ વાક ગનો[1] ? શ્યમ અવોપ થૅ ગ્યા શેલ્લી ઘડીયે ?

ચંદણી—અમે આબ્બાજ કરતા'તા

વાલી—વાહ રે તમારું આવવુ ! મામાટલુ પૂરાવા માડ્યુ ને મારાથી ના ટકાણું મેં'કુ શ્યાર-પાચ વીહો પાપડ ને એવુ બધુ ગણુતામા તો તમાને પાતાળમાથી ય પકડી પાડેવ દોટ મૂકીને પાસલે ગાયણેથી આઇ સુ ઝટ પાસા જૈયે હેંડ !

ચંદણી—અને તુજ આઇ સે ને. .?

વાલી—જો પાસી, તારા લગનમા નઇ આવુ પર્સો હો ! વળી કે' કે કીધુ નો'તુ !

ચંદણી—પોરની વાત તો પોર સે, યે પડહે !

વાલી—(ચોકીને) હેં ?

જીવી—તારે બદલ ઇને પેણુવા દેવું'તુ ને વાલી !

વાલી—મારા હાથમા સે ને બધુ જાણે ?

ચંદણી—(હસવા કરતી)ને હાથમા ઑય તો જાણે બધુ સોડી દેવા ત્યાર પાસી ? તારા કિસન,બાઇ, હો વરહના થજો ! પણુ અ ાી તીં[2] અણુવર પારખ્યો ?

વાલી—કેશુભાઇ ?

ચંદણી—વર મૂકો ને અણુવર વધાવો જાણે ? . .મારે તો નાની બુન ઑત તો કેશુભાઇને . !

વાલી—(રોગમા) અવે તારી જ વાત કર ને !

જીવી—(ચોકખું કરતી) આપણે તો નાના મોટાનો ય બજ્યો આયો તો ?

ચંદણી—જવા દે વાત ! (ગળગળી થઇ જાય છે)

જીવી—ચાની વાલી ! આપણુને બમા ને પૉણી સડાવનાર ગલણી લગર બોલમોલમાં આપે પાણી ભરે સે

વાલી—ગણી બુન, શ્યારે મળહું પાસા ?

[બને ભેટે છે. બને રડે છે]

જીવી—પાસો તમે વેદ માંડ્યો !

વાલી—( છુટા પડી, આંખો લૂછી ) સાની ર' બુન ! મને તો ખાતરી સે કે આપણે એક જ ગામમા આખું કાઢસાના શીયેં !

ચંદણી—( ન માનતી, કટાક્ષમા ) હા ! ( રોતી અટકતી નથી )

---

1 ગુનો 2 તેં

વાલી—( ચં૦ ને ખભે હાથ મૂકી ) જાણે તું જ-હાહરે જવાની ઓય ઇમ રુવે સે. મારા હારુ તો કાંક રે'વા દે !

ચંદણી—(સ્વસ્થ થતી) તારી પાસળ જીવીય આંણુકોલો[1] હેંડી જાય એટલે મારે તો રોવાનું ય દોયલું થવાનું સે !.

[ વાલી ને જીવી બંને ભેટે છે. વાલીને હાથે બંને બચી ભરે છે.[2] વાલી જવા કરે છે ]

વાલી—હેંડો, મોડું થહે વળી.

[ એક ચાલાક, દેખાવડો ગોરો છોકરો કેશુભાઈ પ્રવેશે છે. પહેરણ પર તેણે જાકીટ પહેર્યું છે. માથે ફૂલગુલાબી સાફો બાંધેલો છે. ઉતાવળો ઉતાવળો નજીક આવતાં વાલીને જોઈને ]

કેશુ—ભાભી છે કે અહીં ? ( બધાં સ્વસ્થ થઇ જાય છે. એમને જોઇ ) અરે આ તો આખુંય રાધામંડળ અહીં છે ને ?

ચંદણી—વાલી, તને એવો સોકીદાર મલ્યો સે, બસ !

વાલી—આટલી વારમાં ઉં ક્યાં ખોવાઇ જવાની અતી ?

કેશુ—વળી સીતાની પેઠે તમારું પણ કોઇ હરણ કરી જાય તો ?

જીવી—( ચંદણીને ) શેવું રુપાળું બોલે સે ? !

કેશુ—( લ્હેરમાં ગાય છે ) ' સાહેલી, આંબો મ્હોર્યો !'

જીવી—(ચંદણી તરફ જાઇને) કેને કે' સે આ ?

ચંદણી—એ તો અમારા ઠકણિયા[3] પાડે સે.

કેશુ—ને, હં,...ચન્દનબેન તમે કયાં ખોવાઇ ગ્યાં'તાં ? તમારી તો વાટ જોઇજોઇને થાકયો. ભાભીને વાંકે ન આવ્યાં કે મારે ? સાચું બોલજો હો !

જીવી—અવે, આંઇ ન્યા'[4] કરવા રહો એટલામાં ત્યાં જાન નેહરવાની થહે. ને કન્યા ને અરધો વર તો આંય સે !

વાલી—હેંડો, જહું[5] ને ? સંદણી, જીવી, હેંડો.

કેશુ—(નિર્દોષરીતે) શી ઉતાવળ છે ? (વાલી, જીવી, જરી ખમચાય છે.) (વાલીને) જાઓ, જાઓ, ભાભી, તમે તમારે ! મારે જરી ચન્દનબેન જોડે કામ છે. તમારી પાછળ પાછળ જ આવ્યો સમજો !

જીવી—જા, જા, વાલી, બધાં ગોતાગોત કરી મૂકહે વળી.

વાલી—(જતીજતી) સંદણી, જીવી, ઘુન આવો સો ને ?

જીવી—હા. હા. દોડ.

(વાલી જાય છે.)

[ ચંદણી એક ખાટલો ઢાળે છે. પાથરણું લેવા અંદર જવા કરે છે, પણ કેશુ રોકે છે કેશુ ખાટલા પર બેસે છે, અને ચંદણી ને જીવી ભીંતને અઢેલી ઊભાં રહે છે.]

ચંદણી—ભલું તમે ગામમાંથી ઘર ગોતી કાઢયું !

કેશુ—તમે ન બતાવો એટલે અછતું ઓછું રહેવાનું હતું ?

[ અવાજ આવે છે. 'ઓ જીવી ! ઓ ! આ ભાણિયો રૂવે સો દોડ' ]

જીવી—કેશુભાઈ આવું સું હો ! (જાય છે.)

ચંદણી—( એકલી પડતાં કંઇક ક્ષોભ પામતી કેશુ ભણી તાકી રહે છે. એની

---

૧ આણું આવ્યે. ૨ મહિકાંઠા ( ઉત્તર ગુજરાત )માં કેટલેક ઠેકાણે આવો રિવાજ છે. ૩ ચાળા. ૪ ન્યાય. ૫ જઈશું.

અન્ય નજરમાં કશું વરતાતું નથી. થોડીકવાર પછી ) સ્પમ થીજી ગયા ? ફૂદંફૂદા કરતા ફરો સો ને ?

કેશુ—ના ન પાડો તો એક વાત કહું !

ચંદણી—તમારી કેટલી વાતો સાંભળવી સે તે વળી ના પાડેહ ! સ્યાર દનના સાંદરણામાં હા ના હેની વળી ? —પણ ભિયા ! તમારે ત્યાં મારા ભઇને-દલારિયાને લૈ જજો ને બરોબર તમારા જેવો ઇને ભણાવીને પોપટ બનાવજો હો ! મારી આટલી વાત વરસમાં—બોલો ! હું કેતા'તા ?

કેશુ—પણ કોઈને કહેવાનું નહિ હો ! આપણે બે મનોમન સાક્ષી !

ચંદણી—( કંઇ ન સમજાતાં ) પણ હું સે એ તો કો'. આટલો ભરુંહો[1] પડતો નથી !

કેશુ—તમે ના કહેશો તો ?

ચંદણી—એવું કડવું હંભાયણું[2] નઇં રાખું !

કેશુ—જો જો હો ! ( જાકિટના અંદરના ખીસામાંથી સાવ સોનાનો પુતળીઓનો હાર[3] કાઢી ચંદણી આગળ ધરે છે. અણધાર્યુંજ કંઇ જોઇને તે આભી 'બની' જાય છે. ) લો આ ત્રણ દિવસના બેનપણાનું [ ( મનમાં ) કે ગમે-તે-પણાનું ] સંભારણું.

ચંદણી—( કશું ન માનતી ) હેં !!

કેશુ—(ચંદણીની અકળામણ જોઇ હસતો) ઝટ લઇને મૂકી દો ! કોઇ જોશે તો નકામું અદેખાઇ કરશે.

ચંદણી—(સંકોચાતી) પણ કેનો ?

કેશુ—કોઇનો ચોરી આણ્યો નથી હો ! ચન્દનબેન તમે મને ત્રણ દિવસમાં શાનાં ઓળખી શકો ? છાનાંમાનાં ડાહ્યાં થઇને લઇ લ્યો ! (રૂમાલમાં વીંટી ફેંકે છે. ચંદણીથી સહજ ઝીલી લેવાય છે. હારવાળો હાથ પીઠ પાછળ રાખી તે ઊભી રહે છે. )

ચંદણી—(કેશુ ઊઠવા કરે છે તેને) એક વાત...?

કેશુ—(બેસી જઇને) લ્યો ભાઇ, સો વાત, એક શા માટે ?

ચંદણી—(સંકોચથી) મારી બા પૂછહે તો ઇને......

કેશુ—પણ કહ્યું ને કે કોઇનું ખાતર પાડીને લાવ્યો નથી.

ચંદણી—(મુંઝવણથી) તો પસી...?

કેશુ—તોબા ભાઇ, તમારી જાતથી તો ! ભગવાન બચાવે !! સાંભળો ત્યારે ! આ જાન આવતી'તી ને જ્યાં વાધલપર વટાવ્યું, ને 'લીલુડા વાંસની વાંસળી રે ઊભી વાટે વાગતી જાય' તે વાગની બંધ પડી, ને રસ્તે નદીની આ બાજુ ઝાડીમાં ભીલ સળવળ્યા. અમારી સંગાથે કામઠીવાળા ચોકિયાત હતા એમણે એમને દોટ મૂકીને ભગાડયા હું પણ ભેગોભેગો મારું કામઠું લઇને દોડયો......

ચંદણી—( વચ્ચે ) તે તમે રાખો સો ? કામઠું બતાવ્યું તો ને !

કેશુ—ચોકિયાતની પાસે છે...પછી પેલા બેઠેલા ત્યાં હું તો જઇ ચડયો ને ઘાસમાં આ હાર દેખ્યો, મૂક્યો ચૂપચાપ ગજવામાં. કહો તો એ ચોરશેઠોને પાછો આપવા જાઉં!

ચંદણી—ના, તમારે ઘેર લૈ જાવ ને ?

---

૧ ભરોસો. ૨ સંભારણું. ૩ સોનાનું કાટનું પરેલું.

કેશુ—મારા બાપા તો ખાઇ પરવાર્યા છે. પચાસ વરસ લગી પૈસાજ ભેગા કર્યા છે ને ?

[ ત્યાં જીવી આવે છે. કેશુ ખમચાય તે પહેલાં તો ]

ચંદણી—કેશુભાઈ, આ જીવી તો મને જીવથી વાલી સે ! મારામાં ને ઇનામાં સુદ્દલે ભેદભાવ નથી ! એનો કાંઇ વાંધો નથી હો !

કેશુ—ના, ના. વાંધો શાનો ? ( જીવી સમજવા મથતી આસપાસ નજર કરે છે. )

ચંદણી—અલી જીવી ! આ જાન આવતાં વાટમાં ખોકાહો બોલેલો ને ?–તે ઇમાં ભીલોની પારળ પડતાં કેશુભાઇને પુતળીઓનો હાર જડયો સે, કે' સે કે તમે રાખો ! આપણાથી શ્યમ લેવાય ?

જીવી—( સાંભળીજ રહે છે. ) વિશિતર માંણહ સે !

ચંદણી—( કેશુને ) તમે જ રાખોને ?

કેશુ—કેમ મારે ગળે શોભે ખરો ને ? કંદોરો હોત તો હું રાખી લેત કદાચ !

ચંદણી—તમારી બાને આલજો, . . ઘુનને !

કેશુ—( નરમ અવાજે ) મારી બા તો . . . તમને દુઃખ શા માટે કહેવું ? . . . (ગળગળો થઇ જાય છે) ને બેન હોત તો જાનમાં તમે દેખત નહિ ? (સ્વસ્થ થતો) હું તો મારે ભણું છું ત્યાં જ રહું છું. અજવાળિયા પહેલાં આવ્યો. ધરાઇને કોઇને મળ્યો હોઉં તો તે તમને જ !

જીવી—સંદણી, ઇયાંને વધારે દલગીર કર માં ?

કેશુ—( ઊઠવા કરતો ) ઠીક ત્યારે ચન્દન બેન રામરામ ! – જીવી બેન ને ? – રામરામ ! અત્યારે જાન વળાવવા તો આવશો ને ? મળશું વળી મેંદાલી આવશો કોકવાર તો !

ચંદણી—( હસવા કરતી ) નારે ભઇ ! તમારા કૂવાનું પાંણી કાઢતાં બાવડાં રૈ જાય !

[ કેશુ ઊઠીને ચાલવા કરે છે, ત્યાં 'એ આ તમારો હાર. મને નાં ખપે ભા !' કરતી ચંદણી તેને કેશુ તરફ ફેંકે છે, પણ તે તો પૂંઠે જોયા વિના ચાલ્યો જાય છે. જીવી હારવાળો રૂમાલ લઈ લે છે.]

જીવી—સંદણી, તને જોને ' ચન્દનબેન ' કે' સે.

ચંદણી—ને આપણાં માંણહ ઢોર જેવાં કેશવલાલ નાંમ ઑય તો ' કસરો ' કૈને બોલાવે, ને પરશોતમ નાંમ ઑય તો ' પખલો ' કે' !

જીવી—તારે ને ઇને ઠીક દોસ્તી......!

ચંદણી—ના ના, વાલીને ત્યાં બે-ત્રણ વાર જ વાતસંત પણ કરી અહે. પણ...

જીવી—આવા ફુલફુલિયા કુંવારા, ને તારો કાકો કે' મને પેણાવો !

ચંદણી—( પાછી ઢીલી પડી જઇ ) આ હાર મારે હું કરવો સે ? તું લે તને શોભહે !

જીવી—તું આવડી ગાંડી નાં થતી ઑય તો !

[ ત્યાં તો નીચે શેરીમાં થઇને જતી જાનનાં વરપક્ષ તરફનાં ગીત સંભળાય છે:

એક આલી તે તમે રીતની આલી
બીજી આલો તો વડાઇઓ રે
મારા નવલા વેવાઇઓ ! ]

જીવી—બીજી કઇ આલીયે ?

[ ખોખરા સાદનું બીજું ગીત સંભળાય છે.

ભૂખે માર્યાં, ૧ભૂંઈ ફૂવાંડયાં,
ખરે બપોરે કાઢયાં રે ]

ચંદણી—હેડ, જઉં ને? ઉં લુગડાં પે'રી લઉં! (અંદર જાય છે).

[ગીત સમળાય છે:

મે તો ચઈતરના તડકા વેઠયા હો લાડલી,
તારા ઘુમટડાને કાજ રે!]

જીવી—એટલી વાર, 'લી સદણી!

ચંદણી—(અંદરથી) એ...આઇ!

[કન્યાપક્ષનુ ગીત સભળાય છે:

આજ દાદાજીના દેશમા,
કાલે ઊઠી જાશું પરદેશ જો!
(વચ્ચે ડૂસકાંનો અસ્પષ્ટ અવાજ)
અમે રે દાદા ઊડણ ચરકલડી...]

જીવી—સદણી, દોડ, દોડ. પછી ક્યારે જઈ?

[ચદણી નવા કપડા પહેરીને બહાર આવે છે. ત્યા એના પિતા નારાયણ પ્રવેશે છે. એમના પગમા હોશભર્યું જોમ છે. અદર આવવા જાય છે, ત્યા ચદણી સામે મળે છે.]

નારાયણ—હો વરહની થજે બા! (જીવીને) વાલીને વોળાવા જાવ સો બેયે? ઊભાં રો'! કાકરી ગોળ સાખતાં જાવ!

[બને આશ્ચર્યમા ઊભા રહે છે. નારાયણ અદર જતા હોય છે તેમને]

જીવી—હેનો કાકા? (ચદણીને) જરા ઉતાવળી નાં થતી ઑય તો!

નારાયણ—(બહાર આવી બનેને ગોળ આપતા) આપણી આ જાનમાં પેલા વિઠ્ઠલ આયા સે ને?-ઈમનો વિવા' આપણી સદણી હંગાથે નક્કી કર્યો! પસી જાન ઉપડી!

જીવી—શેયા[1] વિઠ્...!

નારાયણ—કયમ શેયા?...અણવરને ઓળખે સે તુ? ઈનો બાપ! ઇયાંનું બઈરું બે-ત્રણ વર'થી મરી જ્યુ સે! લગન કરવાના જ ન'તા. પણ કુણ જાણે, કોકે મને કં'યુ, ને મીં આ અડધી ઘડી પે'લા શેવાય મુરતમા પૂસ્યુ તે બોલ હમો પડયો.

જીવી—ઉમ્મર?

નારાયણ—અહે, ત્રીંબની' વર'ની! બીજવર પણ ઊંસા ઘરનો ક્યાં મળવો આ?

જીવી—એ તો કે'નારે કં'યુ સે ને કે, 'બીજવરની પરણી મહાસુખ પામશે'... હતી કાણીને તો પૂરસું જ અહે તો!

નારાયણ—ના, એ ક્યા સે?

[ત્યા સતોકબાઈ પ્રવેશે છે]

સંતોકબાઇ—અજી તો બેયે આંઈ પટલાઈ ડફણો સો ને? પેલી તો પોગી તો પાધર!

જીવી—કાકી, કાકી! સંદણીનો વિવા' થ્યો!

સંતોકબાઇ—એં?!. ગાંડી! આ તારો કાકો બેઠા સે એ તો ભાળ જરી!

નારાયણ—હાસુ કે' સે. મેંદાલીના વિઠ્ઠલ ઠાકોર હગાથે આવતી પુનમનાં લગન.

સંતોકબાઈ—તમારા ભાઈની સલ્લા[2] વના, કે......!

નારાયણ—ઈના હાથે જ મારતો કર્યો!

સંતોકબાઇ—(ન માનતી) જાવ, જાવ!

નારાયણ—બધાંના વમમા, પારકા ગામની જાનની વમમાં ઈનાથી કાંઇ બોલાય ને. ને મીં જરી કં'યું કે ભગવાનની કિરપા તે લમગીકે આવળું ના બોલ્યો!

---

1 ક્યા. 2 સલાહ

સંતોકબાઇ—ઉં તો તાણું, તમે આવહો એટલે તમાંને કે' ઇંમ ગણીને વાંણિયાને કે' આઇ કે આપણાં રેખાયેલાં ઘી-ગોળ વેશી દે!

નારાયણ—વાહ રે વાહ? તારું ડા'પણ! જા જા. પાસી કૈ આગ કે રાખે! (ભારપૂર્વક) ઊંસા ઘરની જાંન સે!

સંતોકબાઈ—(વધારે ભારપૂર્વક, લગભગ પોતાને) પૈશે ટકે તો વાર્યુંભર્યું ઘર સે!

નારાયણ—પણ...

સંતોકબાઇ—હું...?

[છોકરીઓ સંકોચાતી સંકોચાતી બધો વખત સાંભળતી ઊભી છે.]

નારાયણ—રૂપ્યા અડીહો સાંહાના કબૂલ્યા સે! (બધાં ચોંકી ઊઠે છે).

સંતોકબાઈ—(ઉછળીને) લખ બેટા દલી! તમારે તે કાંઇ તમા સે! ઘર પર નળિયાં સે અડીહો?

નારાયણ—દેવા થહે! ને મલે તો પોર હુધીમાં ગમે તેમ કરીને મેળવી લેહું. પણ એટલી રકમ મલી જાય તો ઉણ દિકરીને અસક[1] પેણાવી દેવી સે! (હસતો હસતો) કુંવારકા ગરો[2] ઉતારવા સે!

સંતોકબાઇ—શેવટ તમે તમારાવાળી કરી!

[જીવી ચૂપચાપ નારાયણ કાકાના ખોળામાં હારવાળો રૂમાલ નાંખે છે. કોઈ કાંઇ પૂછે તે પહેલાં નાસવા કરે છે. પણ]

નારાયણ—ભાગો સો શ્યાં? ઊભાં રો'! તમારું જાય જડા બેટ! આ કેનો હાર ઉપાડી લા'યાં?

જીવી—કોઇનો નથી! એક જણે આલ્યો સે! (સંતોકબાઇના મોઢા પર હરખભરી શાંતિ પથરાતી જાય છે).

ચંદણી—(પહેલી જ વાર મોં ખોલી) તું બધું કે'વા રે' તો વાલી તો પોકહે તો અરધે રસ્તે!

નારાયણ—ના. પણ મને કો', આ...?

જીવી—કાકા, ભરૂહો રાખો! અમે તે કાંઇ ભીલ લૂંટારું ઓસાં શીયેં? ઇને મૂલવીને પૂરું કરો. સંદણીનો જ સે!—જેનો સે ઇંને એ નકામો અતો, ને શેવટ તો ઇંને ત્યાં જ જવાનો સે.—ઠીક એ તો આવીને વાત...

સંતોકબાઇ—ઉં વાંણિયાને કૈ આઉં તાણું?

[સંતોકબાઈ જાય છે. નારાયણ વિચારમાં પડે છે.]

જીવી—(જવા કરતાં) અલી સંદણી, કેશુ તે તારો...કે ભાઇ કે દિકરો?

ચંદણી—(ઉડાવતી) એ તો અમથો અણવર જ...

જીવી—(ઉતાવળી) હેંડ, પગ ઉપાડ સંદણી! વાલી...

ચંદણી—દોડ, દોડ. કેશુ......

જીવી—(બંને અદશ્ય થતાં હોય છે ત્યાં)

તું તો બેની ઊડણ ચરકલડી......

(બંને અદશ્ય થાય છે).

પડદો પડે છે.

(૨૭-૭-૩૨) ઉમાશંકર જોષી.

[1] અચૂક. [2] અહ.

# ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો પાર !
કાળાં ભમ્મર જેવાં પાણી
જુગ જુગ સંચિત રે ! અંધાર;
સૂર્ય ચંદ્ર નહિ, નહિ નભજ્યોતિ
રાત દિવસ નહિ સાંજ સવાર
મારી નાવ કરે કો પાર !

ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઓથાર;
અધડુબી દીવાદાંડી પર
ખાતી આશા મોત પછાડ
મારી નાવ કરે કો પાર !

નથી હીર, નથી માણેક મોતી
કનક તણો નથી એમાં ભાર,

ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા
તારી કોણ ઉતારે પાર !
મારી નાવ કરે કો પાર !

સ્નેહરશ્મિ.

# મ્યુનિસિપાલિટી અને સ્વદેશી

મ્યુનિસિપાલિટીનો કાયદો હકારાત્મક હોય કે નકારાત્મક હોય પરંતુ એટલું તો ચોક્કસ છે, કે સ્થાનિક સ્વરાજની દરેક સંસ્થા સ્વદેશીને પોષે તેવી વૃત્તિ રાખે તે સામે કાંઇ વાંધો હોઇ શકે નહિ. છતાં પણ સરકારી ઑડીટખાતું દૂધમાંથી પણ પોરા કાઢવાની નીતિ રાખે તો પછી સ્વદેશી ચીજો ખરીદવાની અને સ્વદેશીને પોષવાની વૃત્તિ પણ કાયદાની બહારની વાત છે, એમ તેમને દેખાયું ખરું. અને હકારાત્મક કાયદાવાળા દેશમાં જે વસ્તુ કાયદામાં ન હોય તે વસ્તુ કરવાનો નિષેધ છે એમ ગણાય. અને તેથી, તે બાબતમાં જે કાંઇ ખર્ચ કર્યું હોય અગર તો આવક મૂકી દીધી હોય તે ખર્ચ અગર આવક જેટલા પૈસાનું મ્યુનિસિપાલિટીને નુકસાન થયું એમ કહેવાની પણ હિંમત કરનારા હોય ખરા.

પણ તેઓ ભૂલી જાય છે કે તેમની દૃષ્ટિએ જે નુકસાન છે તે દેશની દૃષ્ટિએ લાભકર્તા છે. સ્વદેશી ચીજોના વેપારીઓને સગવડો આપીને અને સ્વદેશી ચીજોના પ્રચારકાર્યને યોગ્ય મદદ આપીને મ્યુનિસિપાલિટી સામાન્ય જનતાની સેવા બજાવે છે, દેશમાંથી બેકારી ઘટાડે છે, દેશનું ધન દેશમાં રાખે છે અને એકંદરે દેશની આબાદી વધારે છે; છતાં મ્યુનિસિપાલિટીના હકારાત્મક કાયદાનો સંકુચિત અર્થ કરવામાં આવે કે આ પ્રવૃત્તિઓનો તેના કાર્યપ્રદેશમાં સમાવેશ થતો નથી તો તે કેવળ અર્થનો અનર્થ કર્યા બરાબરજ ગણાય.

મ્યુનિસિપાલિટીની પ્રવૃત્તિઓ કેવી રીતે અને કેટલા પ્રમાણમાં સ્વદેશીની પ્રવૃત્તિને ઉપકારક કરી શકાય તે હવે જોઇએ.

સરકાર અને રેલ્વે પછી મોટા પ્રમાણમાં વસ્તુઓ વાપરનાર મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો વગેરે સંસ્થાઓ હોય છે. આ સંસ્થાઓ પોતાની જોઇતી સઘળી ચીજો સ્વદેશીજ ખરીદીને સૌથી મોટા પ્રમાણમાં સ્વદેશીને મદદ કરી શકે છે. મ્યુનિસિપાલિટી અનેક પ્રકારનો સામાન દર વર્ષે ખરીદે છે. ખડિયો, હોલ્ડર, પેન્સિલ, શાહીચૂસ, કાગળ, (લખવાના અને ટાઇપરાઇટર માટેના), દોરા, દફતર (ફાઇલો), ચપ્પુ, કાતર, સોયો, શાહી, ટાંકણી, પરબીડિયાં ઇત્યાદિ રોજની ઓફિસમાં વપરાતી અનેક ચીજો શુદ્ધ સ્વદેશી મળી શકે છે. આ ઉપરાંત મ્યુનિસિપાલિટીનાં દવાખાનાંઓમાં જોઇતી દવાઓ, કારખાનામાંના સાંચાકામના ભાગો, કારખાનામાં જોઇતો કોલસો, પાણીની ચકલીઓ વગેરે વગેરે વારંવાર ખરીદવી પડતી ચીજો પણ દેશી બનાવટની મળી શકે છે. મ્યુનિસિપાલિટી જો મન પર લે તો આ અને આવી સઘળી ચીજોની કિંમત જેટલા પૈસા દેશમાં જ રાખી શકે.

પણ મ્યુનિસિપાલિટીના નોકરોના પગાર સિવાય જેટલા પૈસા, મ્યુનિસિપાલિટી ખર્ચે છે, તેમાંનો ઘણો મોટો ભાગ તો જાહેર કામો પાછળ જ ખર્ચાય છે. મ્યુનિસિપાલિટી રસ્તા બંધાવે અને સમરાવે, રસ્તે દીવા કરે, મકાનો, બજારો (મારકીટો) અને બગીચા બંધાવે અને નિભાવે; મોરીઓ અને ગરનાળાં બંધાવે, તેમાં અને તેવાં બીજાં કામોમાં મ્યુનિસિપાલિટીના પૈસાનો સારા પ્રમાણમાં વ્યય થાય છે. આવાં કામોમાં મજૂરી અને સામાનનું એ બે જ જાતનું ખર્ચ હોય છે. મજૂરી તો લગભગ બધી સ્વદેશીજ હોય છે. પરંતુ જે

સામાન વપરાય તે જો સ્વદેશી વાપરવામાં આવે તો મ્યુનિસિપાલિટી રાષ્ટ્રીય ઉદ્યોગો માટે ઘણું કરી શકે.

રસ્તાની બાબતમાં અત્યારે એસ્ફાલ્ટના રસ્તા બનાવવાનો વાયરો વાયો છે. હિંદુસ્તાન જેવા ગરમ દેશના, દરિયાકિનારા પર નહિ, એવાં અંદરના શહેરોમાં, એસ્ફાલ્ટના રસ્તા આરોગ્યની દૃષ્ટિએ બરાબર છે કે નહિ તે સવાલ અત્યારે બાજુએ મૂકો. પણ, આ એસ્ફાલ્ટ પાછળ કેટલા રૂપિયા પરદેશ જાય છે તેનો વિચાર મ્યુનિસિપલ સભ્યો અને કારોબારી અમલદારો કરશે? એ સાચી વાત નથી, કે સીમેન્ટ કોન્ક્રીટના રસ્તા દુનિયાનાં ઘણાં શહેરોમા કરવામાં આવ્યા છે અને તેના વિષે કાંઇ ખાસ ફરિયાદ નથી. અનાવડતને લીધે કે છેતરાયા હોય તેથી, સીમેન્ટના રસ્તાનો અખતરો કરતાં હાથ દાઝી ઉઠયા હોય એ બને, પણ તેથી સીમેન્ટના રસ્તા ખોટા જ બને છે, સારા બની શકેજ નહિ, એ માન્યતા દુનિયાના બીજા શહેરોની મ્યુનિસિપાલિટીઓના અનુભવ જોતા તદ્દન પાયા વિનાની જ છે, એમ કહ્યા વિના ચાલે નહિ અને દલીલ ખાતર એમ માનો, કે સીમેન્ટના રસ્તા, એસ્ફાલ્ટના રસ્તા જેટલા ઉત્તમ નથી નીવડતા, તોપણ, ધૂળીયા રસ્તા કરતા તો તે હજાર દરજ્જે સારા હશે એ વાત નિઃશંક છે આ સ્વદેશીના જમાનામા મ્યુનિસિપાલિટીઓ એ કેમ ભુલી જાય છે, કે સીમેન્ટના રસ્તામા વપરાતો સઘળો સીમેન્ટ હિંદુસ્તાનની બનાવટનો મળી શકે છે, જ્યારે એસ્ફાલ્ટના રસ્તામા વપરાતો સઘળો એસ્ફાલ્ટ પરદેશથી જ આવે છે? પેન્સિલો અને હોલ્ડરો જેવી નજીવી કિંમતની વસ્તુઓ દેશી લેવી કે પરદેશી તે પર ચૂંથણાં ચૂંથી વખત ન બગાડતા, આવાં મોટા ગાબડા પૂરવા તરફ આપણી મ્યુનિસિપાલિટીઓ જો લક્ષ આપે તો તે જરૂર આવકારદાયક લેખાય

રસ્તા અને બીજાં જાહેર કામો મ્યુનિસિપાલિટીઓ કાતો જાતે બાંધે છે અગર તો કોઇની પાસે કરારથી કરાવે છે જાતે બાંધે તો તે પોતાની નીતિ–સ્વદેશી વાપરવાની નીતિ –મુજબ માલની ખરીદ કરી શકે છે અને કરારથી બધાવે તોપણ કરારનામામા તે શરત મૂકી શકે છે કે ઇજારદાર (Contractor) સ્વદેશી સિવાયની ચીજો વાપરી શકશે નહિ આ પ્રમાણેની એકસરખી રીતિ રાખવાથી મ્યુનિસિપાલિટીઓ ઘણા પૈસા દેશમા જ રાખી શકશે.

મ્યુનિસિપાલિટીના મકાનોના વિમા વિષે પણ સ્વદેશી આદમને મ્યુનિસિપાલિટી ઉત્તેજન આપી શકે છે. મ્યુનિસિપાલિટી જેમ મોટી તેમ તેની માલિકીનાં મકાનો, ઑફિસો, મારકીટો પણ મોટા અને વધુ, જો મકાનો સીમેન્ટ કોન્ક્રીટના બાંધીને તેમને અગ્નિરક્ષિત (fire-proof) બનાવવામા આવ્યા હોય તેમનો વીમો ઉતરાવવાની જરૂર ન જણાય, પણ બધા મકાનો તેવા હોતા નથી, અને તેથી તેમનો વીમો ઉતરાવવાનો હોય છે. આ વીમો પણ જો સ્વદેશી વિમા કંપનીઓમા ઉતરાવવામા આવે તો પણ ઘણા પૈસા પરદેશ જતા બચશે અને સ્વદેશી કંપનીઓને ઉત્તેજન મળશે. પરદેશમાની કેટલીક મ્યુનિસિપાલિટીઓ તો જાતે વિમાનું કામ કરે છે અને આપણા દેશમા પણ એવી મ્યુનિસિપાલિટીઓ છે કે જે પોતાના મકાનોનો વીમો પોતે જ ઉતારે છે. એટલે કે દર વર્ષે અમુક રકમ અલગ કાઢી રાખે છે, કે જેથી આ અલગ ભંડોળમાં ભેગી થએલી રકમ અકસ્માત વખતે કામમા આવે.

સ્વદેશી બેંકોનું પણ સ્વદેશી વીમા કંપનીઓ માફક મ્યુનિસિપાલિટી

એ એવી સંસ્થા છે, કે જેની આવક વર્ષમાં અમુક વખતે જ આવે છે, જ્યારે ખર્ચ ચાલુ હોય છે. આ આવક આવે, ત્યારે તેમની પાસે રકમ સારા પ્રમાણમાં એકઠી થતી જાય છે અને તેને બેંકમાં રાખવી પડે છે. બેંકો લોકોના પૈસા લઇ બીજાને ધીરે છે; અને તેમાંથી નફો તારવે છે. તો પછી આ નફો સ્વદેશી બેંકોમાં જ શા સારૂ ન રાખવા ? સ્વદેશી બેંકમાં રાખવાથી સ્વદેશી સાહસને અને વેપારને ઉત્તેજન મળે છે. અલબત્ત, આ બાબતમાં કાયદાથી એક પ્રતિબંધ મુકાયેલો છે. મ્યુનિસિપાલિટીઓ પોતાના પૈસા સરકારે માન્ય કરેલી અમુક જ બેંકોમાં મૂકી શકે છે. પણ સ્વદેશી બેંકોમાંથી પણ કેટલીક બેંકો માન્ય કરેલી હોય છે, એટલે તે બેંકોમાં નાણાં મૂકવામાં આ પ્રતિબંધ નડતો નથી. આ નાણાં ચાલુ ખાતામાં રોકી શકાય છે, તેમ જ બાંધી મુદતે પણ મૂકી શકાય છે.

કેટલીક મ્યુનિસિપાલિટીઓ બહારથી આવતી ચીજો ઉપર કર (Tereminal Tax) લે છે. આ કરમાંથી અમુક ચીજોને મુક્તિ આપવામાં આવે છે. ઘરગથ્થુ ઉદ્યોગોને પોષણ મળે તે હેતુથી તેવા ઉદ્યોગોમાંથી બનતી ચીજોને પણ આ મુક્તિ આપવામાં આવે તો તે પણ સ્વદેશીને મદદરૂપ બને છે. દાખલા તરીકે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ હાથે કાંતેલ અને હાથે વણેલ શુદ્ધ ખાદીને આ કરમાંથી મુક્તિ આપેલી છે. આ લેખમાં શહેર શહેર વચ્ચે સામસામી કરવેરા નાખવાની હિમાયત કરવામાં આવતી નથી. આ લેખનું દૃષ્ટિબિંદુ એટલું સંકુચિત નથી. પરંતુ આખા રાષ્ટ્રની દૃષ્ટિએ એમ જણાય, કે રાષ્ટ્રીય ભાવનાને પોષનારા અમુક ઉદ્યોગોને પગભર કરવાની જરૂર છે તો તેમ કરવામાં મ્યુનિસિપાલિટી શું કરી શકે તે જ જણાવવાનો હેતુ છે.

મ્યુનિસિપાલિટીઓની પોતાની માલિકીની દુકાનો અને બજારો (મારકીટો) હોય છે. આ દુકાનો સ્વદેશીના જ વેપારીને આપીને મ્યુનિસિપાલિટી સ્વદેશીને બહુ જ સારી અને સચોટ રીતે ઉત્તેજન આપી શકે છે. ઘણી વખતે આ દુકાનો એવી મોખરાની હોય છે કે બીજી દુકાનો કરતાં બે-ત્રણગણું ભાડું તે દુકાનો માટે આપનાર હોય છે. મોખરાની દુકાન હોઇ ઘરાકી તેજ હોય એટલે વકરો પણ વધુ થાય. આ મોખરાની દુકાનો સ્વદેશીના વેપારીને જ આપવામાં આવવાથી સ્વદેશીને જાહેરાત મળી શકે છે, અને મ્યુનિસિપાલિટી સ્વદેશીની પ્રવૃત્તિને જોસ આપી શકે છે. આવી દુકાનો મોટી સંખ્યામાં જો એક જ ઠેકાણે આવી હોય તો સ્વદેશી બજાર સ્થાપી શકાય, કે જેથી રોજની વપરાશની સઘળી ચીજો સ્વદેશી જોઇતી હોય તો તે બધી એક જ જગ્યાએથી મેળવવાની સગવડ લોકોને મળી શકે.

કદાચ એવું પણ બને કે આ દુકાન અગર દુકાનો માટે બીનસ્વદેશી ચીજોનો વેપારી વધુ ભાડું આપવા તૈયાર હોય. સાધારણ રીતે મ્યુનિસિપાલીટીઓ એક વર્ષની બંધણીથી દુકાનો ભાડે આપે છે અને તે માટે જાહેરાતથી માગણીઓ નિમંત્રવામાં આવે છે અને તેમાં જો દરેક પ્રકારના વેપારીને માગણી કરવાની છૂટ હોય તો બીન-સ્વદેશીનો વેપારી કદાચ વધુ રકમ આપવા તૈયાર હોય પણ ખરો; પણ સ્વદેશી પ્રવૃત્તિને પોષવી એ એક જનસેવા છે, શહેરીઓના લાભની વાત છે અને તેની પાછળ કરેલું ખર્ચ અગર ખમેલી ખોટ વાસ્તવિક રીતે ખોટ નથી, એમ સમજનાર મ્યુનિસિપાલીટી માગણીઓના નિમંત્રણમાં શરત મૂકી શકે છે કે બીનસ્વદેશીના વેપારીઓએ માગણી કરવી જ નહિ. જો આ

પ્રતિબંધ મૂકવામાં આવે તો કદાચ અમુક ખોટ આવે ખરી પણ તે ખોટ નથી; ખરી રીતે નફો જ છે.

મ્યુનિસિપાલીટી જાતે સ્વદેશી મેળાઓ, ગુજરીઓ, પ્રદર્શનો વગેરે ભરવાને તૈયાર ન હોય તો તે ભરનારને યોગ્ય અને પૂરતી સગવડ આપીને પણ મ્યુનિસિપાલિટી સ્વદેશીને પોષી શકે છે. મેળા અને ગુજરીઓ માટે જોઇતી જમીન અગર મકાન નજીવા ભાડે અગર મફત આપી શકાય તેના શણગાર માટે મ્યુનિસિપાલીટીના બગીચામાંથી ફૂલઝાડનાં કુંડાં મફત અગર નજીવા ભાડે આપવામાં આવે, તેને જોઇતું પાણી, દીવા અને આગ હોલવવાનાં સાધનો મફત પૂરા પાડે, મ્યુનિસિપાલિટીની માલિકીના ટેલીફોન હોય તો તે માટે પણ મફત સગવડ આપવામાં આવે.

દુકાનો ભાડે આપવા બાબત અને આવા મેળા, ગુજરીઓ અગર પ્રદર્શનો ભરવા બાબતમાં આપણો હકારાત્મક કાયદો વચ્ચે આવે ખરો? કોઇ પણ રાષ્ટ્રીય સરકારે ઘડેલો કાયદો સ્વદેશીની પ્રવૃત્તિનો નિષેધક હોય જ નહિ; એટલું જ નહિ પણ તે કામ તેમનું જ હોય. અને સ્વદેશીની પ્રવૃત્તિને પોષણ આપવાનું કામ જ મ્યુનિસિપાલિટીને માથે આવે નહિ. પણ જ્યાં આમ ન હોય ત્યા આ કામ મ્યુનિસિપાલિટીઓએ જ સભાળવાનું હોય છે. મ્યુનિસિપાલિટી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા કહેવાય છે, સ્વરાજ્યની તાલીમ લેવાનું પહેલું પગથિયું ગણાય છે. સ્વરાજ્યની ગમે તે વ્યાખ્યા કરવામાં આવે છતાં દરેક વ્યાખ્યામાં સ્વદેશીનો તો સમાવેશ થાય છે જ. અને સ્વદેશીની પ્રવૃત્તિને પોષણ અને જોમ મળે તે માટે મ્યુનિસિપાલિટીઓ જેટલું કરે એટલું ઓછું છે.

આવી દરેક સંસ્થાઓને માથે લોકોને પ્રાથમિક અને બીજી કેળવણી આપવાની જવાબદારી નાખેલી હોય છે. તે જવાબદારી ફરજિયાત અગર ઐચ્છિક હોય છે. લોકોને સ્વદેશી વિષે દરેક પ્રમાણે કેળવણી આપવી, સ્વદેશીના લાભ બતાવવા અને સમજાવવા; શુદ્ધ સ્વદેશી ચીજો મેળવવાની સગવડ કરી આપવી અગર તો સગવડ કરનારને મદદ આપવી; તે સઘળી પ્રવૃત્તિઓ કેળવણીના અંગરૂપ છે. ફક્ત અક્ષરજ્ઞાન આપવાથી કેળવણીનો આશય પૂરો થાય છે, એમ કહેનાર આ જમાનામાં વેદિયો ઢોર ગણાય છે અને કોઇને વેદિયો ઢોર થવું ગમે નહિ. એટલે જ્યાંસુધી મ્યુનિસિપાલિટી એવી પ્રવૃત્તિ આદરે કે જેથી લોકોને શુદ્ધ, શાસ્ત્રીય અને સર્વગ્રાહી કેળવણી મળે, ત્યાંસુધી કાયદામાં નિષેધ છે એમ કહી શકાય જ નહિ. દરેક મ્યુનિસિપાલિટી આ પ્રમાણેની પોતાની નીતિ રાખે તો આ ગરીબ દેશને કેટલું પોષણ મળે! આંતરિક ખટપટો જ્યાં-હોય ત્યાં મૂકી દઇ આ એક બિન્દુ તરફ પૂરું લક્ષ આપવામાં આવે તો આપણી મ્યુનિસિપાલિટીઓ માટે આપણા ઉદ્યોગો સજીવન કરવા, સ્થાપવા અને નિભાવવા એ બહુ જ ઓછા વખતનું અને ઓછી મહેનતનું કામ છે. તેની પાછળ ફક્ત ભાવનાની અને એકસરખી નીતિની જરૂર છે. લોકોનું હિત કરવું એ આપણી ફરજ છે, એટલું જ ભાન જો આપણા મ્યુનિસિપલ સભ્યોને થાય, એ હિત સ્વદેશીમાં જ સમાએલુ છે એ જોવા અને સમજવા જેટલી શક્તિ જો તેમનામાં હોય અને એવું ભાન થયેલ અને એવું સમજેલ બીજી મ્યુનિસિપાલિટિઓએ એ દેશમાં શું શું યે કર્યું છે તે વિચારવા અને તેમનાં પગલાંને અનુસરવા જો તેઓ તત્પર હોય તો સ્વદેશીમાંજ સ્વરાજ છે એ સત્ય શુદ્ધ સ્વરૂપે દેખાશે.

"પુરવાસી"

# જીવન ૦૦૦ ચક્ર

પ્રજાજીવનમાં જે કોઇ વસ્તુ રૂઢિરૂપ બની જાય છે તેનું બળ સર્વવ્યાપી અને તલસ્પર્શી હોય છે. અસ્પૃશ્યતાનું બળ એટલું સર્વવ્યાપી છે કે હિંદુ અને હરિજન એમની વચ્ચે રહેલો અસ્પૃશ્યતાનો ભેદ પણ ઝાંખો પડે એટલો ઉગ્રભેદ વણકર અને ભંગી વચ્ચે છે. વણકર અને ભંગીના ભેદને પણ ભુલાવી દે એટલો તીવ્ર ભેદ જૈન અને જૈનેતર વચ્ચે છે. એ વાત સાચી છે, કે જૈન જૈનેતર એકબીજાને અડે છે, પણ એ સ્થૂલ સ્પર્શના વ્યવહારને બાદ કરો એટલે પછી દેખી ન શકાય તેવો પણ તેથી જ વધુ પ્રાણહારક-ક્ષયરોગીના જ્વર જેવો-તીવ્ર ભેદ જૈન જૈનેતર વચ્ચે છે એટલો જ તીવ્ર ભેદ દરેક સંપ્રદાય સંપ્રદાય વચ્ચે છે એટલે એક રીતે હિન્દુ ધર્મ એ અસ્પૃશ્યતાનો જ ધર્મ હોય એવું સ્વરૂપ ખડું થઈ ગયું છે. એનાં આર્થિક કારણો પણ છે; છતાં સાંપ્રદાયિક અસ્પૃશ્યતા ન હોય તો આર્થિક ભેદ એટલો તીવ્ર ન હોય. સાધારણ રીતે જ શ્રીમંત ગણાતો વર્ગ સાધારણ વર્ગના પાડોશને પણ પસંદ કરતો નથી. એ રીતે આ લક્ષ્મીનંદનો સાધારણ જનતાનો સંસર્ગ ત્યજવામાં મોટપણ માને તે તદ્દન કુદરતી છે. પરંતુ તે સઘળામાંથી એક જ વસ્તુ જોવાની છે. બાળક જેમ માબાપનું અનુકરણ કરે છે, તેમ પ્રજાનો મોટો ભાગ પણ શ્રેષ્ઠ ગણાતા વર્ગનું જ અનુકરણ કરે છે. અસ્પૃશ્યતા હિંદુ ધર્મે સ્વીકારી એટલે પછી જીવનનો સઘળો વ્યવહાર બે ભાગમાં વહેંચાઇ ગયો. દરેક ભાગ એમ માનવા લાગ્યો, કે અસ્પૃશ્યતા એ જ ઉચ્ચ જીવનની પરીક્ષા છે. જે વર્ગ વધારેમાં વધારે વર્ગોનો બહિષ્કાર કરી શકે તે વધારે ઊંચો. બ્રાહ્મણવર્ગ, બીજા બધા વર્ગને મુકાબલે, વધારે ઊંચો; પણ લોટિયા વોરાએ કહ્યું કે તમે ઊંચા ખરા પણ તમારું તો અમને પણ ન ખપે; માટે અમે તમારાથી ઊંચા. કાઠિયાવાડના કેટલાક ભાગમાં મનાય છે કે મુત્સદ્દી માત્ર નાગર કે વાણિયો જ હોઇ શકે તે પણ અસ્પૃશ્યતાના સિદ્ધાંતનું જ રૂપાંતર છે; સાહિત્યનો વિદ્યાર્થી વિજ્ઞાનના વિદ્યાર્થી સાથે હમેશાં કૉલેજમાં લડતો હોય છે તે પણ વિષય કરતાં વ્યક્તિને વધારે માન આપવાના સિદ્ધાંતમાંથી જ જન્મે છે; વિધવા સ્ત્રી માંગલિક પ્રસંગે અસ્પૃશ્ય કરતાં વધારે ભયંકર મનાય છે તે પણ એ જ સિદ્ધાંતનો પડઘો છે. આવી રીતે હિંદુધર્મે એક વખત અસ્પૃશ્યતા સ્વીકારી કે તરત જ તે પ્રજાજીવનના સઘળા વ્યવહારમાં જુદે જુદે રૂપે વહેંચાઇ ગઇ છે. શ્રેષ્ઠત્વની એ એક જ અચૂક નિશાની મનાવા લાગી તેથી આ જ પરિણામ કુદરતી હતું. એટલે અસ્પૃશ્યતાનો સિદ્ધાંત તરીકે નાશ નહિ થાય ત્યાં સુધી એણે ફેલાવેલું ઝેર પ્રજાજીવનમાં રહેશે જ. ત્યાંસુધી કદાચ હરિજન અને હિંદુ ભેગા હળશે મળશે, પણ આર્થિક અસમાનતાએ ઉપજાવેલી અસ્પૃશ્યતા, સંસ્કારભેદની અસ્પૃશ્યતા, મુત્સદ્દીગીરીની અસ્પૃશ્યતા, વિદ્યાને વરેલી અસ્પૃશ્યતા,—એવી અનેક અસ્પૃશ્યતાઓ હિંદુસમાજમાં ઘર કરીને રહી છે, કે જેણે રાષ્ટ્રીય વિકાસ ને વ્યક્તિવિકાસ લગભગ અશક્ય બનાવી દીધા છે. તે સઘળી અસ્પૃશ્યતાઓ ઉપર હુમલો નહિ થાય ત્યાં સુધી પ્રજાજીવનનું શરીર તો અપંગ જ રહેશે; ત્યાં સુધી 'શોભાગચંદો 'ને ' સદ્‌ગુણાલંકૃત ' પોતાની સંસ્કારશ્રેષ્ઠતા સિદ્ધ કરશે જ, ને એક કે બીજા રૂપમાં અસ્પૃશ્યતા તો રહેશે જ. હરિજન અને હિંદુ વચ્ચેની સ્થૂળ

અસ્પૃશ્યતા કરતાં પણ વધારે ભયંકર એવી વાતાવરણની સૂક્ષ્મ અસ્પૃશ્યતા દરેક વર્ગ સમજે છે, પણ તેને હણવા માટે કાંઈ સાધન નથી તેથી નભાવ્યે જાય છે. એ સૂક્ષ્મ અસ્પૃશ્યતા કોમીવાદ કરતાં પણ ભયંકર એવો જ્ઞાતિવાદ ને સાંપ્રદાયિક વાદ ઉત્પન્ન કર્યો છે. દરેક જ્ઞાતિ પોતાને સંસ્કારી ને સુધરેલી માને છે. એ જ્ઞાતિના વિનાશ વિના આ સૂક્ષ્મ અસ્પૃશ્યતા નાશ નહિ પામે.

*

અશોક એટલે અશોપાલવ કે આસોપાલવ, એમ ઘણા માને છે; પણ અશોક એ આસોપાલવ નથી, અને તદ્દન સ્વતંત્ર વૃક્ષ છે. એ ખબર તો હમણાં બાપાલાલ ગ. શાહનો નિઘંટુ આદર્શ જોયો ત્યારે જ પડી જીવનનાં કેટલાં બધાં ક્ષેત્રો સૂકાં–વણખેડાયલાં રહી જાય છે એનું આ ઉદાહરણ છે. હમણાં જ ભાંગરાનો ખપ પડયો. પણ ભાંગરાને ઓળખે કોણ?!–એક વૃક્ષવિજ્ઞાનમાં નિષ્ણાત વિદ્યાર્થીબંધુની મદદ લીધી; પણ તેમણે ઘણાં વૃક્ષોના લેટિન નામ કહી સંભળાવ્યાં. ભાંગરા વિષે તેમને માહિતી ન મળે. ભાંગરો વાટયો એમ તો હાલતાં ને ચાલતા બોલીએ, પણ ભાંગરો છોડ છે, વૃક્ષ છે કે વેલો છે; એ ખબર ન પડે. છેવટે જેમણે સીમની હવામાં જ આનંદ માનેલો એવા ભરવાડની પાસેથી ખબર પડી કે ભાગરો કેવો હોય. અમે બન્ને ઊભા હતા તેનાથી ભાગ્યે જ દોઢ હાથ દૂર થોરની વાડ પાસે જ ભાગરાના અસખ્ય છોડ ઊભા હતા. પીળાં ને ધોળાં ફૂલોથી વાડ શણગારેલી હતી.

" તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ ! "

આ ફિલસૂફી હમેશના કરતાં આજે કેટલી સાચી છે?

*

મગધમાં એક અથવા બીજી રીતે વિખ્યાતી પામેલા મનુષ્યોની હારાવલિ જોવા જેવી છે.

બુદ્ધ, મહાવીર, ચાણુકય, પાણિની, પાતંજલિ, કાલીદાસ, આર્યભટ્ટ અને અશ્વઘોષ, ગુરગોવિંદ પાટલીપુત્ર–પટણામાં જન્મ્યા હતા, એ વાત પણ નોંધવા જેવી છે. ગુજરાતમાં જન્મેલા–અથવા ગુજરાતને પોતાનો કાર્યપ્રદેશ માનેલા એવા વિખ્યાત પુરુષોની એક જીવનચરિત્રમાળા શરૂ કરવામાં આવે તો, અત્યારે જે ઇતિહાસ ભૂગોળ શીખવાય છે તેના કરતાં તો વધારે માહિતી અને વધારે તેજસ્વી માહિતી મળે. માસિકો અને અઠવાડિકોમાં સાધારણ વિષયો આવે છે તે ઉપરાંત કોઇ પણ એક પ્રદેશની તલસ્પર્શી આલોચના શરૂ કરે, અને અત્યારે જેમ આવ્યું તેમ આપી દેવાની નીતિનો ત્યાગ કરે તો એમની વિશિષ્ટતા જળવાય અને ઉપરાંત એક વિષયપૂરતો સાચો અભ્યાસ પણ થાય.

*

'જાવડભાવડ' શબ્દ ઘણી વખત વાપર્યો છે. એનો અર્થ જેમ તેમ, જેવું તેવું, થાય છે. એ શબ્દની પાછળ ઇતિહાસ જોડાયો છે તે સાચો છે કે ખોટો તે કહેવું મુશ્કેલ છે, પણ છે જાણવા જેવો. શત્રુંજયમાહાત્મ્યમાં લખ્યા પ્રમાણે મહુવા—તે મધુમાવતી નામે ઓળખાતું. પછી જેમ દરેક મહાન કાર્ય રાજા વિક્રમના નામ સાથે જોડાય છે તેમ રાજા વિક્રમે આ મહુવા ભાવડશાહને જાગીરમાં આપ્યું. ભાવડશાહનો પુત્ર તે જાવડશાહ. જાવડશાહે શત્રુંજયમાં કોળી વગેરેને હરાવવાને પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિ. તે ઉપરથી દરેક પ્રકારની નાઉમેદી,

નિરુત્સાહ, અફળતા, 'જાવડભાવડ' કહેવાયાં. અને પછી ક્રમે ક્રમે એ શબ્દ જેવું તેવું, જેમ તેમ, એ અર્થમાં વપરાયો લાગે છે. લશ્કરનો આગલો ભાગ 'મોખરો' કહેવાય છે. એ શબ્દ પણ રાણજી ગોહેલના દીકરા મોખરાજીના નામ પરથી આવ્યાનું. ભગવાનલાલ ઇંદ્રજી જણાવે છે. મોખરો—આગળનો ભાગ. મોખરાજી ઘોઘા—પીરમ બેટમાં થઇ ગયો.

*

ઇતિહાસ વિષેની આપણી માન્યતા અત્યંત ભૂલભરેલી અને ભયંકર છે. જે ઇતિહાસ શીખવાય છે તેમાં તો માનવજીવનની સર્વોત્તમ પળ—એના ચારિત્ર્યની કસોટીના પ્રસંગો કરતાં એના પરાક્રમના પ્રસંગો જ વધારે ધ્યાન ખેંચે તેવી રીતે રજૂ થાય છે. એચ. જી. વેલ્સે ન લખ્યું હોત તો તો જેની જીવનકથા લગભગ એકધારી—પરાક્રમની પરંપરા કે વિજયના મહોત્સવ વિનાની ચાલી આવે છે તે અશોક આપણા ઇતિહાસમાંથી લગભગ ભુલાઈ જાત. અને અશોકે શોધેલું સત્ય—લોહીતરસ્યા યુદ્ધધર્મનો થાક—આજે પણ World-Problem બની રહેલ છે, તે વિષે તો કોઈનું ધ્યાન પણ ખેંચાત નહિ. પરંતુ એના કરતાં પણ વધારે ભયંકર વાત એ છે, કે સાધારણ માણસની અસાધારણ કથાને ઇતિહાસમાં સ્થાન જ નથી! હુએન-સંગ ચીનમાંથી અહીં આવ્યો તે સૌ જાણે છે. કલાઇવ આપઘાતમાંથી બચી ગયો તે સૌને માલૂમ છે; પણ ભરૂચનો શ્રવણાચાર્ય એથેન્સમાં મરણ પામ્યો અને ત્યાં તેની કબર છે એ વિષે કોને ખબર છે? જે કોઇ સાધારણ માણસ પોતાના જીવનને કસોટીએ ચડાવે તે દરેકને ઇતિહાસમાં સ્થાન હોવું જોઇએ. કારણકે તો જ ઇતિહાસની સંદેશવાહકતા સિદ્ધ થાય. કેટલી લડાઇઓ, કેટલો મુલક, કેટલાં વર્ષ—એવી વાતો, જે વયને માટે ઇતિહાસ લખાય છે તેમાં તો તદ્દન જ અસ્થાને છે. એવા ઇતિહાસમાં તો તે સમયનું વાતાવરણ—અને તે વાતાવરણમાં જીવતાં સાચાં મનુષ્યો આવવાં જોઇએ.

*

ગોરાઘૂમા—વીરમગામથી અમદાવાદ આવતાં સ્ટેશન આવ્યું. ગોરાઘૂમા કયું હશે, પાસે બેઠેલા એક ભાઇને પૂછ્યું. તે વીરમગામના રહેવાસી હતા, પણ તેમને ખબર ન હતી. એટલામાં પૂર્ણિયા જિલ્લાનો એક ખાખી સાધુ સામે બેઠો હતો તેણે કહ્યુંઃ 'આ પાસે પાસે દેખાય છે એ બન્ને ગામ, એક ગોરા, અને બીજું ઘૂમા!'

એટલામાં સોનીનો એક છોકરો નજીક આવીને બેઠો. નાની ઉંમરે ધંધામાં પડવાથી એના મોં પર ફિક્કાશ આવી ગઇ હતી. આંખમાં એક જાતની તેજહીનતા દેખાતી હતી. લાડીથી એકલો નીકળ્યો હતો, અને પેટલાદ જવાનું હતું. અત્યારે મુંઝાયો હતો.

'પેટલાદ ગાડી ક્યારે પહોંચશે?' અમારામાંથી કોઇને ખબર ન હતી.

'પેટલાદ જવું છે?' પેલા ખાખી બાવાએ મીઠી વાણીમાં કહ્યું.

'હાં'

'ત્યારે આણંદ સ્ટેશને ગાડી બદલવી પડશે.'

વાતચીતમાં ખબર પડી કે કાઠિયાવાડનાં લગભગ દરેક સ્ટેશન વિષે ખાખી બાવાની માહિતી સંપૂર્ણ હતી. ખુદ વિરમગામમાં મુનસર તળાવ કયું તે વિષે ઉતારુઓમાં તકરાર થઇ રહી હતી. ખાખી બાવાએ કહ્યું કે મુનસર તળાવ તમે નહિ જોઇ શકો. આ જુઓ છો

તે ગંગાસર છે. તેનું પાણી લોકો વાપરે છે; બાકી તો સૌથી સારું પાણી સ્ટેશન તરફના એક કૂવામાં છે. આ હકીકત સઘળી સાચી જ હશે એમ ન માનીએ તોપણ પગની મુસાફરી દેશનો કેટલો જીવન્ત સ્પર્શ આપે છે, તેનો આ નમૂનો છે. કયા ગામમાં કયો - વડ સારો છે, ત્યાંથી માંડીને કયા ગામમાં કઇ ઔષધિ મળે છે' તે સઘળી માહિતી બાખી બાવાના મગજમાં હતી. જૂની નાશ પામતી વસ્તુઓનો કદાચ આ છેલ્લો જ નમૂનો હોય; પણ નવસર્જનમાં જે લોકો માનતા હોય તેમણે જો પ્રજા સાથે એકતા સાધવી હોય તો તેમના અનેક કાર્યક્રમોમાં એક કાર્યક્રમ પગની મુસાફરીનો હોવો જ જોઇએ.

*

એક ભાઇએ કહ્યું કે બીજા બધા કરતાં વ્યાપાર તો ગુજરાતીઓ જ કરી જાણે છે, એ વાત તદ્દન સાચી છે. પણ ગુજરાતીઓ વ્યાપાર જ કરી જાણે છે, અને બીજું કાંઇ જાણતા નથી, એ પણ ભૂલવું ન જોઇએ. ગાલ્સવર્ધીની એક સુંદર નવલકથા 'Forsyte Saga'માં તેણે Typical અંગ્રેજ વેપારી આપ્યો છે. તેની મનોદશા બરાબર ગુજરાતના વેપારીની મનોદશા સાથે મળતી આવે છે. જે વસ્તુ લેવી તેનો પૂરો લાભ લેવો. પછી રૂ બજાર હોય કે બૈરી હોય. ગુજરાતના કેટલાક વેપારીઓ નાનું બૈરું શોધીને વધુ કિંમત ભરવાનું પસંદ કરે છે, કે કાઠિયાવાડમાં કન્યાની ઉંમર પ્રમાણે હરરાજી બોલાય છે, એ સઘળામાં માનસ પેલું વ્યાપારનું છે. એમ કે 'સાળું, પૈસા ખરચીએ ત્યારે તો પછી પૂરો લાભ લઇએ.' કેટલાક ચોખલીઆને આ રિમાર્ક ગંદો લાગશે. એમને ગંદવાડ નભાવી નથી લેવો. અને વધુમાં આ શબ્દો તો કાઠિયાવાડમાં કન્યાના શોધ કરવા નીકળેલા મહાજનોના મોંમાંથી જેવા સર્યા તેવા જ મૂકયા છે. અને એથી વધુ તો બૈરાંને વસ્ત્રાભૂષણથી શણગારવાની આખી પ્રણાલિકા બુદ્ધિહીનતાનો નમૂનો છે. એમાં ચોખ્ખો દુકાન શણગારવાનો કે Show કરવાનો પડછાયો છે.

આપણી લગ્નસંસ્થાઓ સાથે વ્યાપારી માનસને, અને તેથી ઉત્પન્ન થતી, રૂપહીન, શક્તિહીન તોતડી, સ્પષ્ટ શબ્દોચ્ચાર વિનાની, કલ્પનાહીન, પણ વ્યાપારમાં પ્રવીણ બાલપ્રજાને કેટલો સંબંધ છે એ સવાલ કાંઇ જેવો તેવો ઉપયોગી નથી. પણ અહીં તો લંબાણના અભાવે એટલું જ બતાવ્યું છે, કે આપણું વ્યાપારી માનસ જેટલું લગ્નપ્રસંગમાં વ્યક્ત થાય છે, તેટલું કદાચ બીજે નહિ થતું હોય!

*

હવે બીક લાગે છે કે લખાણને અતિશયોક્તિ સમજીને વખતે કોઈ નહિ માને, છતાં સાણંદમાં જ રહેનાર શ્રીમંત જેવી લાગતી એક બાઇને ગુલાબનું ફૂલ કેવું હોય તે ખબર ન હતી, એ વાત થર્ડ કલાસની મુસાફરીમાંથી મળી આવી. રેલવેની બન્ને બાજુ પાણીના ખાડા ભર્યા હતા, અને એમાં કમળકાકડીનાં ફૂલ ખીલી રહ્યાં હતાં. એને ગુલાબનાં ફૂલ માની તે બાઇ પોતાની પાસે બેઠેલ બાઇને કહી રહી હતીઃ 'આ ગુલાબનાં ફૂલ જોયાં? કેવાં છે?'

અંતે બાવાજી રહી શકયા નહિ. તેમણે કહ્યુંઃ "એ ગુલાબનાં ફૂલ નથી, તેમ કમળ પણ નથી, કમળની જાતનાં છે."

ધૂમકેતુ

[ ફાએલાતુન ફાલાતુન ફાલાતુન ફાલુન ]

# બાલ્ય અને યૌવન

: ગઝલ :

૧ મને વાર વાર યાદ બાલપન આવે: વીતેલાં કહાણાં ને વહેલી તે રજન[1] આવે!
૨ પડેલા સ્નેહીઓ વિખુટા, નિશાળો છોડી, મંલુ, માનુ, બાલુ, ને હરવદન,[2] આવે!
૩ જાની, પલુ, શાહુ, એચારી[3] ને ક્રેકતશોખી મોઝીલા શિખવનારા પર્શિયન[4] આવે!
૪ મળેલા ફેંસલા કરેલી ફર્યાદો ફેરા, મીઠા ઠપકા ને મઝાકના સુખન આવે!
૫ રેવાતીરે વસેલાં, ચઢીને વાંસે, ગયેલાં મોતનાં બોલાવેલાં સ્વજન આવે!
૬ કરેલી મોજો મોંઘી, ને ઉડાવેલા મેવા, લીધેલાં લાડ, ને માગેલાં તે વચન આવે!
૭ મને ચેન આપતી ન દોલતો ઇઝ્ઝત: દેખું કાળને કૂચેથી જોબઅન[5] આવે!
૮ ફરૂં જ્યાં જ્યાં હું શોખ કે ગુઝર માટે, ખેંચાઈ સાથે જિગરની મારૂં વતન આવે!
૯ સુખો સાદાં કરેલાં બેનમૂન હાસિલ મને ઝાર ઝાર સાંભળી રુદન આવે!
૧૦ ગયેલો વખ્ત તે સોનેરી હવે, હા, ક્યાંથી? પતીલ, તેનાં તો હાવે બસ સપન આવે!

# અમદાવાદ જવાની

: ગઝલ :

૧ દે બોલી, શું લાવી શકું? જાઉં છું અમદાવાદ હું:
હું જાઉં છું આઝાદીમાં, આવીશ નહિ આઝાદ હું!
૨ ત્યાં કોઈ તેડે છે મને હંગામી માટે ચંદરોઝ;
કે થઇ શકું થોડો વખત બેકારીમાંથી બાદ હું!
૩ હું બેસી રહું તારી કને એ લોકને ક્યાંથી ગમે?
ઝાઝો થયો છું સાંભળી હેરાન ત્યાં જનવાદ હું!
૪ હું આવું તો આવું, અને ના આવું તો ના'વું પછી:
માગી જુદાઇ મેં જ, તો કોને કરૂં ફર્યાદ હું!
૫ ઓ પ્રેમ, તારી મસ્તીઓ! ઓ ઇશ્ક, તારી સુસ્તીઓ!
કાલે હતો હું શોખમાં, આજે થયો નાશાદ હું!
૬ ઓ દિલરુબા! દિલ ને ન દમ, તું રો નહીં–મારા કાસમ;
દેખી શકું ના દુઃખ વગર આ આંસુનો વરસાદ હું!
૭ જે ના ગમી વસ્તુ તને તે ના ખરીદું હું હવે;
તારા ઇરાદા તો ઉપર જીવન કરું બરબાદ હું!
૮ કર, કર હુકમ–જે હોય તે; છે શું- થવું તારે? કહે,
ચાહે તું બનવા તેગ, તો જાઉં બની ફોલાદ* હું!
૯ માગે થવા તું ગ્રન્થ, તો જાશે પતીલ શાયર બની;
યા, જો બને શીરીન, તો તારો બનું ફર્હાદ હું!

: પતીલ

---

૧ રજની. ૨ મારા સહાધ્યાયીઓ. ૩ આચાર્ય. ૪ મારા શિક્ષકો : ક્રેકતશોખી=ક્રીકેટના શોખીનો (પર્શિયન ટીચર) ૫ જોબન. * પોલાદ.

# રશિયાના પત્રો

## મૉસ્કો

લેનિનગ્રાડનું દૃશ્ય જેમ આંખ સામે એકસાથે ખડું થઇ જાય છે (દરિયા તરફથી આવવાને લીધે), તેમ મૉસ્કોનું નથી; કેમકે તે વિસ્તારમાં ઊગતું જ જાય છે. મૉસ્કો સ્ટેશન આવ્યા પહેલાં, તેના ઊગતા ઉદ્યોગોના પુંજ દૂરથી દેખાતા હતા.

'ગાઇડ'ને મળતાં જ એ જીવતા શહેરની વીજળીશક્તિ જણાઇ. તેણે તરત જ અમારી ટુકડીનું નેતૃત્વ લીધું. અમે પણ એ તરુણીની તરવરતાથી મુગ્ધ થયા. થોડી મિનિટમાં અમે હોટેલમાં (જે 'મસ્કવા' નદી ઉપર ક્રેમ્લીન પર નજર પડે તેવી જગાએ હતી) સ્થિર થયા. કલાકમાં તો તૈયાર થઇ, ખાઇ લઇ, અમારે જોવા જવા ઉપડવાનું હતું.

દિવસનાં ત્રણ ખાણા માટે અમને ત્રણ ત્રણ 'કુપન' મળતી. અને સવારના નવથી રાતના એક સુધીમાં ગમે તે સમયે અમે ખાઇએ. ("બ્રેકફાસ્ટ" ની ટિકેટ "ડિનર" માટે તો ન જ ચાલે, પણ ચોક્કસ કલાક નિર્ણીત નહિ એ જ કહેવાનો આશય છે.)

મૉસ્કોના નવા રસ્તાઓ પર અમારી બસ ધસતી ચાલી: અમારી 'ગાઇડ (જેનું નામ મેરાયા હતું) અમને જુદાં જુદાં મકાનોની તથા સ્થળોની ઓળખ આપતી જાય: ત્યાંના વિખ્યાત ઑપેરા, આર્ટ થીએટર, માયર હોલ્ડનું થીએટર (જે હાલ નવું બંધાય છે) વગેરે પસાર કરી અમે આગળ ધપ્યા.

પ્રથમ ત્યાંનું મોટું 'સ્ટેડીઅમ' જોવા ગયા, જ્યાં હજારોની મેદનીને બેસવાની સગવડ કરવામાં આવી છે. ત્યાં જુદી જુદી રમતો ચાલતી હતી: એક માણસ તેની 'ફિલ્મ' ઉતારતો હતો: નાનાં છોકરાં તરતાં હતાં: ફૂટબોલ ટેનિસ પણ રમાતાં હતાં...અને એ બધું કામગારો માટે જ.

ત્યાંથી પાછા ફરી 'ક્રાન્તિના ઇતિહાસનું મ્યુઝીઅમ' જોયું, જેમાં છેલ્લી બે સદીથી, ક્રાન્તિની ચળવળ કેમ શરૂ થઇ, શા શા બનાવો બન્યા, તે કેમ આગળ વધી, રશિયાની બદલાતી આર્થિક તથા રાજકીય સ્થિતિથી તેમાં કેમ વધારો થયો અને આખરે ક્રાન્તિ શું શું કરી રહી છે તેનો તેમાં આબાદ ચિતાર હતો.

તે સાંજના 'ટૂરિસ્ટ'ના "ખાસ લાભાર્થે" 'રેડ આર્મી'ના "કૉન્સર્ટ હૉલ"માં, રશિયન નાચ, અને ગાનનો કાર્યક્રમ હતો. તેમાં કેટલાંક જીવતાં ગ્રામ્ય નૃત્યો ને ગીત જોયાં-સાંભળ્યાં. "સ્ટેઈટ ઑપેરા" ને "સ્ટેઈટ બાલે"ના કલાકારોએ પણ ખાસ'શો' આપેલો; કેમકે બધાં મુખ્ય થીએટરો ઉનાળામાં બધે જ બંધ રહે છે: (અમને રશિયા પહોંચી મોટામાં મોટી નિરાશા એ જ થયેલી: કેટાઇરોવ, માયરહોલ્ડ અને સ્ટાનિસ્લાવસ્કીનાં વિખ્યાત નાટકોમાંનું એક પણ જોવા નહિ મળે) એક નટીએ લગભગ વીસેક ભાષાનાં ગીતો (યુનીઅનની વીસેક પ્રજાનાં પ્રાન્તીય ગીતો) તે તે પ્રાંતની લાક્ષણિક રીતે ગાઇ બતાવ્યાં.

'કૉન્સર્ટ હૉલ' નું મકાન નવી સ્થાપત્યશૈલી પર હતું; બહાર સરસ બાગ હતો અને અંદર "ટ્રાન્સપૉર્ટ"ની જુદી જુદી પદ્ધતિ બતાવતાં 'મૉડેલ્સ' હતાં: સ્ટીમર, ટ્રેઇન, મોટર, ને એરોપ્લેનની બનાવટના નકશા; પૂલોની રચના; ગ્રામ્ય યોજના વગેરેવાળું "ગમ્મત સાથે જ્ઞાન"થી વાતાવરણ ભરપૂર હતું. (રશિયામાં લગભગ બધાં થીએટરની બહાર, આવાં 'પોસ્ટરો' હોય છે.)

રાતના બાર વાગે હૉટેલમાં જઇ જમ્યા. અને રાતના બે સુધી એક બંગાળી ડાક્ટરની ઓળખાણ થઇ તેની સાથે વાતો કરતા બેઠા. તે રૂ–નિષ્ણાત તરીકે રશિયામાં નોકરીએ જોડાવા આવ્યો હતો. પહેલાં સરકારી નોકરીમાં હતો; અને માલૂમ પડયું કે:..અમે તો એક જ સ્ટીમરમાં મુંબઇથી ઉપડેલાં.

અમેરિકાથી આવતા બીજા બે ત્રણ હિંદી ભાઇઓની પણ મુલાકાત થઇ..

બીજે દિવસે સવારમાં વહેલા ઊપડી પહેલાં તો અર્ધો કલાક તરવા ગયા, જ્યાં એક રશિયન યુવતીએ અમને ઓચિંતા હારબંધ ઊભા રાખી, કૂચ કરાવી, પાણીમાં નાખ્યા. નદી પર થોડી જગા બાંધી લીધેલાં આવાં તરવાનાં સ્થાનો રશિયામાં ઠેરઠેર છે: અને સ્ત્રી-પુરુષો તેનો સરખી જ છૂટથી ઉપયોગ કરે છે.

("કલ્ચર" એટલે "ફિઝિકલ કલ્ચર" એવો જ જાણે ઘણે સ્થળે અર્થ થતો હશે એમ લાગી આવ્યું.)

ત્યાંથી, "કૉમ્યુનિસ્ટ પાર્ટી"માં આવનારની તૈયારી કરતા "યંગ કૉમ્યુનિસ્ટ" જ્યાંથી આવે છે તે "પાયોનિયર્સ"ની એક નાની છાવણી જોવા અમે ગયા.

## પાયોનિયર્સ કૅમ્પ

મૉસ્કો શહેરથી થોડા માઇલ દૂર, એક જર્મન જમીનદારનો સરસ બાગ હતો ત્યાં આ બૉલ્શેવિક–બૉયસ્કાઉટ્સનો કૅમ્પ જોવા અમે બપોરે પહોંચ્યા. ગરમીના દિવસો હતા એટલે માત્ર ચડ્ડી પહેરેલાં, આઠથી દસ વરસનાં બાળકો અમે જોયાં. તેમને માથે બહુ જ થોડા વાળ હતા, અને છોકરા ને છોકરી બધાં સાથે રહેતાં હતાં; માત્ર ચારપાંચ મોટેરાં દેખરેખ માટે હતાં.

ગામમાં ભણતાં શાળાનાં છોકરાંનાં લગભગ પોણોસો ટકા જેટલાં આમ ખુલ્લી હવામાં બબ્બે મહિના ગાળે છે. અને ત્યાં તેમના શિક્ષણ ઉપરાંત ટુકડીઓમાં કામ કરવાની તાલિમ પણ મળે છે. અને એવી ટુકડીઓ ખેતર પર જઇ કામ કરે, કે મકાનમાં સફાઇ કરે, કે બીજાં કંઇ ઉપયોગી કામ કરે.

એક મોટી ઓસરીમાં તેમની પંદરથી વીસ પથારીઓ, સ્વચ્છ, અમે જોઇ; અને કુટુંબથી દૂર આમ રહેવામાં ને કામ કરવામાં તેમને ખૂબ આનંદ પડતો લાગ્યો. એક નાના લાકડાના મકાનમાં તેમનું રહેવાનું હતું. પાસે જ રાંધવા ખાવાનું હતું: અને ઘણોખરો વખત ખુલ્લી હવામાં ફરવાનું હતું.

અમે ગયા ત્યારે તેમને ખાવાનો વખત હતો; પણ અમારી ટુકડીમાંના ઘણાને, છબીઓ લેવી હતી એટલે બિચારાઓને જમવાનું મોડું થયું છતાં ખૂબ મહત્ત્વના આડંબરથી ઊભા રહ્યા.

ત્યાંથી પાછા ફરતાં બે જાતની અદાલતો અમે જોઇ. એક લગ્ન અને લગ્ન-વિચ્છેદની; અને બીજી: ફોજદારી: જેને 'પિપલ્સ કોર્ટ' કહે છે.

લગ્નની અદાલતમાં ગયાં ત્યારે એક લગ્ન થતું હતું. બીજું એક યુગલ પાસેના ઓરડામાં રાહ જોતું હતું. એ રૂબલ ખરચી એકબીજાની મરજીથી લગ્ન કે તેનો વિચ્છેદ થઇ શકે છે; માત્ર તેમનો પાસપોર્ટ માગવામાં આવે છે, અને ક્યાં કામ કરે છે તેની યુનીઅન ટિકેટ. થોડી મિનિટમાં એ પતી જાય છે. લગ્નવિચ્છેદની કોર્ટમાં લગ્નથી છૂટા પડવા કોઇ આવ્યું ન હતું એ અમારા ખેદનો વિષય હતો.

રાહ જોનાર યુગલ આંખ ઉઘાડી રાખે તો એ ખંડમાં ઘણું જોઇ શકે તેમ હતું: નર અને નારના પ્રથમ સંયોગ ક્યારે શક્ય છે તેના આંકડા આપેલા હતા; રોગોનો પ્રચાર કેમ થાય છે; તે કેમ અટકાવવા તેની માહિતી હતી; દારૂથી શાં નુકશાન થાય છે, ધાર્મિક લગ્નોત્સવથી કેવી ખરાબી થતી હતી વગેરેનાં પોસ્ટરો હતાં; સંતતિનિયમન, બાળકોની સંભાળ વગેરેની માહિતી પણ હતી. (અને તે ઉપરાંત તેને માટે ખાસ ક્લિનિક્સ પણ હોય છે.)

બીજી 'પિપલ્સ કોર્ટ' પણ એવીજ લાક્ષણિક હતી. નહિ મોટાં મકાનો, નહિ વકીલો કે નહિ ન્યાયાધીશોના આડંબર. એક સ્ત્રી મેજિસ્ટ્રેટ અને બે મદદનીશો એક છોકરા પર ચોરી માટે કામ ચલાવી રહ્યાં હતાં. તેની માએ તેને દેશાવરથી કમાવા મોસ્કો મોકલેલો; પણ તેને વાઇનું દર્દ હતું અને નોકરી મળતી ન હતી, એટલે તે ચોરી કરવા લાગ્યો ને પકડાયો. આ બધા સંજોગો લક્ષમાં લઇ ન્યાયાધ્યક્ષોએ તેને છોડી મૂક્યો, એટલુંજ નહિ પણ તેની નાદુરસ્તી લક્ષમાં લઇ તેને સેનેટોરીઅમમાં મોકલી આપવાનો હુકમ કર્યો.

દરેક 'કેસ'ને તેના વંશવિચાર, વાતાવરણ અને બીજાં કારણોથી તજ્જ્ઞોની તપાસ પછી અને સલાહ ઉપરથી ન્યાયનો અમલ થાય છે.

મોસ્કોના દર વિભાગમાં (અને બીજે બધે) આવી પિપલ્સ કોર્ટ અને લગ્ન તથા વિચ્છેદની કોર્ટો હોય છે.

નવી રીતની સામાજિક-રાજકીય વ્યવસ્થાના આ ખાસ નમૂના અમને લાગ્યા છે.

## કલેક્ટિવ ફાર્મ

ત્રીજે દિવસ સવારના અમે "કલેક્ટિવ ફાર્મ" જોવા ગયા. જ્યારે ખેડૂતો પર કરનો બોજો વધારે હતો ત્યારે તેમણે ખેતી પર ધ્યાન ઓછું આપવા માંડ્યું અને પરિણામે ધાન્ય ઓછું મળવા લાગ્યું. તે વખતે મશીનરીનો ઉપયોગ દાખલ કરી, નાના જમીનના ટુકડા પર કામ કરનારા ખેડૂતોને "કલેક્ટિવ"માં જોડાવાની યોજના કરી આપી, અને હેલા થોડા મહિનાથી તેમને ખુલ્લા બજારમાં અનાજ વેચવાની છૂટ આપી, ખેતીને વધારે ઉત્તેજન આપનારી નીતિ હાલ અખત્યાર કરવામાં આવી છે.

ખેડૂતોનાં ઘરો હજુ જૂની જાતનાં છે; અને દરેક કુટુંબ નાનાં નાનાં, સ્વતંત્ર, લાકડાનાં ઘરમાં રહે છે; પણ ખાવા માટે તેઓ ઘણુંખરાં એકઠાં થાય છે; અને છોકરાંઓ માટે 'કિંડર ગાર્ટન' અને નિશાળો, એ મકાનો સાથે જ હોય છે. નાનાં બાળકો માટે "ક્રેશ" પણ હોય છે, જેથી માતાઓ પણ કામ પર જઇ શકે છે. છોકરાંઓ સ્વચ્છ અને હસમુખાં હોય છે અને સહેજ પણ ઉશ્કેરણી પરથી તેમનાં ગીતો ગાવા મંડી જાય છે.

બીજે બધે સ્થળે છે તેમ ખેડૂતો પણ ટુકડીઓથી કામ કરે છે અને એવી ટુકડીઓ વચ્ચે કામના પ્રમાણની હરીફાઇઓ ચાલે છે. દરેક ખેડૂતને રોજના ત્રણેક રૂબલ મળે

છે, જેમાંથી એક એ તેના ખોરાક પેટે જાય અને વરસ આખરે જ્યારે ઉપજ સામટી વેચાય ત્યારે તેને ભાગ મળે છે; અથવા કોઇ અનાજ પેટે જ ભાગ લે અને પછી પોતે રાખે અથવા વેચે, એટલી છૂટ તેને આપવામાં આવે છે. માત્ર એ સામાન્ય ઉપજના વીસેક ટકા સોવીએટ સરકાર ખરીદી લે અને તે તેના કોઓપરેટિવ સ્ટોરમાં વેચાય. બપોર આ ખેતરોમાં ગાળી, તેમનાં કાકડી વગેરે ખાઇ, સાંજના અમે નાદુરસ્ત બાળકોની નિશાળ જોવા ગયાં. એ શોધતાં ઘણો વખત ગયો. કોઇ પણ શોફરે દૂરની જગા તરત શોધી કાઢી હોય ( રસ્તો ભૂલ્યા વિના ) એવું ભાગ્યે જ બન્યું હતું; પણ આખરે એ ઝાડનાં ઝુંડો વચ્ચે છુપાએલી નિશાળમાં અમે પહોંચ્યાં. અને એ ચાલીસેક છોકરાછોકરી વચ્ચે થોડા કલાક ગાળ્યા ત્યારે બધો ધૂંધવાટ ઓસરી ગયો અને એ નાની 'માર્કિસ્ટ' શાળાની ફતેહથી સૌ મુગ્ધ થઇ ગયાં.

જે છોકરાંઓની શારીરિક હાલત ખરાબ હોય તેમને તબિયત સુધારવા આવી શાળાઓમાં શહેરમાંથી અમુક મહિનાઓ માટે મોકલવામાં આવે છે અને તેમના ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

તેમના સૂવાના, ભણવાના અને ખાવાના ખંડો તથા ખુલ્લામાં રમતગમતનાં સાધનો જોઇ, બાગ વચ્ચેની એક મઢુલીમાં તેમની સાથે પ્રશ્નોત્તરમાં થોડો સમય ગાળવા અમે ગયાં. અને ત્યારે જ આપણી સાધારણ નિશાળ અને આની વચ્ચેનો ફેર ( આપણે માટે ભયંકર ભેદ ) દેખાયો.

અમારી સાથે એક "બાયોલોજિસ્ટ" હતો, તેણે પહેલો સવાલ પૂછયો કે કોઇએ મેંડલનું નામ સાંભળ્યું છે? આ બાર ચૌદ વરસનાં છોકરાં માટે અયોગ્ય સવાલ છે, એમ અમારામાંના ઘણાને લાગ્યું; પણ ત્યાં તો એક છોકરીએ જવાબ સુદ્ધાં આપ્યો કે "હેરીડિટી" શીખતાં તેનું નામ તેને પરિચિત છે. આ સાંભળી બધા બહુ જ ખુશ થયા. અને થોડી વાર પછી અમે ઠરાવ્યું, કે એ છોકરાંઓ જ અમને સવાલો પૂછે; એટલે તેમણે તો આંતરરાષ્ટ્રીય આંટીઘૂંટીના સવાલોનો એટલો મારો ચલાવ્યો કે અમે જવાબ આપતાં પણ મુંઝાયા. ' ક્રાઇસીસના 'ના ઉપાય શા લેવા, શસ્ત્રનિવારણ વિષે ઇંગ્લાંડ શું કરે છે, મંચુરિયામાં જાપાનની નીતિ વિશે, ઇંગ્લાંડમાં કામગારોની સ્થિતિ વિશે અને બીજા અનેક રાજકીય અને આર્થિક સવાલો ઉપરાંત સાયન્સ વિશેના સવાલો સુદ્ધાં પૂછાયા. એક છોકરીએ તો એમ પૂછ્યું કે "વૈજ્ઞાનિકો" જો "ઇવૉલ્યૂશન" (ઉત્ક્રાન્તિ) અને મનુષ્યોના સરખા અવતારમાં માને છે તો પછી જાતિભેદને રંગભેદ શા માટે સ્વીકારે છે? ધર્મ અને ઇશ્વર સામેના વિચારો પણ તેમણે જોરથી ગણાવ્યા. ટૂંકમાં, આપણને હાનિકારક ગણીને નાનપણમાં જે જે વિષયો શીખવવામાં નથી આવતા, તે "પોલિટિક્સ", અર્થશાસ્ત્ર, 'બાયોલોજી' વગેરેમાં ખૂબ રસ લેતાં આ બાર ચૌદ વરસનાં છોકરાં જોઇ, ભવિષ્ય વિશે પહેલી વાર આશા ઉત્પન્ન થઇ. ખૂબ મમતાથી, ગીતો વચ્ચે, અમે છૂટા પડયા. અને પાછા ફર્યાં ત્યારે મારા મનમાં એક જ પ્રશ્ન ઘોળાતો હતોઃ શું આ બાળકોનાં શરીરો જોઇએ તેવાં સારાં નથી એટલે તેમનાં મન આટલાં ચપળ છે?

× × ×

નાનાં બાળકો માટે આવી નિશાળો, એથી મોટાં માટે "ફેક્ટરી સ્કૂલ્સ" જ્યાં "થીઅરી" તથા 'પ્રેક્ટિસ' બન્ને સાથે શીખવાનો રશિયાનો દાવો છે તે અને તે પછી કામગારોની યુનિવર્સિટી:

એ છેલ્લી સંસ્થા જોવા અમે ગયા તે પરિણીત કામગારો માટે હતી તેમાં અમુક કુટુમ્બો નાના નાના ફ્લેટમા રહે છોકરા હોય તો થોડી સ્ત્રીઓ કિંડર ગાર્ટન ચલાવે બાકીના ભણે, અને કામગારોનો ખાસ અભ્યાસ આગળ ચાલે–કારખાનાના કામ સાથેજ સરકાર તરફથી તેમને ખાસ "સ્કોલરશિપ" પણ મળે અને જે જે વિષયમા તે નિષ્ણાત જણાય તેમા તેમા તેને બધી મદદ મળે

જુવાનો ને સહેજ મોટી ઉમરના માણસો ત્યા હતા તેમના સાથે પણ ખૂબ સવાલ–જવાબ થયા, તેમના કુટુમ્બના માણસો ટેબલ આસપાસ ઊભા ઊભા આતુરતાથી સાભળતા હતાં અમે તેમણે આપેલા મવાલો અને ચોખ્ખુ રશિયન પીણુ કવાસ, રોટી વગેરેને ન્યાય આપતા હતા બીજા દેશોની યુનિવર્સિટી વિશે ત્યા કામગારો જઈ શકે કે કેમ, વગેરે સવાલો ત્યા પૂછાયા અમારી 'ગાઇડ' તેનું અગ્રેજી કરી અમને કહે અમારો જવાબ પાછો રશિયનમા તેમને આપે અને અમારા સવાલો જે પુછાય તેના જવાબ જુદા જુદા માણસો રશિયન રીતે આસ્તેથી ને લમાણથી આપે સદ્ભાગ્યે અમારી 'ગાઇડ' ઘણીજ ચતુર અને શાણી હતી અને જોઇએ તેટલું જ ભાષાન્તર કરી આપતી હતી

તે લોકોના સામાન્ય ખાવાના ખડ રહેવાની ઓરડીઓ, બાળકોના "કિંડર ગાર્ટન", વગેરે જગાઓ જોઈ અમે પરવાર્યા પણ બાળકો સાથે કરેલા આનંદના પ્રમાણમા મોટેરાની મુલાકાતમા આનદ સહેજ ઓછો હતો (મળેલુ)



## — પ્રાર્થના —

(પૃથ્વી)

પડચો પવન, સ્તબ્ધ સૌ દિશામુખો થયા, સિન્ધુમા
નહીં લહર ઊપડે ગગન મધ્યથી સૂર્યના
પડે કિરણ કોટિધા પ્રજળતા મહાભોમને,
દહે સકલ વિશ્વને અનલગર્ભ તેજોરસે
અકાલ મુજ નાવ આ શિથિલગાત્ર આહીં પડી,
વધે નવ વધે, નહીં હૃદય બુદ્ધિ કૈં એ લહે,
પ્રભો ! સુખદ ઊર્મિયો અનિલની અહીં પ્રેરીને
દિશામુખમહીં રચી લલિત રેખ ઉત્સાહની
સ્ફુરી ચલન સિન્ધુમા, વિષમ સૂર્યના તેજને,
કરી દહનમુક્ત આ વ્યથિત વિશ્વ આશ્વાસજે,
વિભો ! હૃદયબુદ્ધિ આ નવલજ્યોત મ્હારા કરી
પુરાણ મુજ નાવને ગતિ નવીન તું અર્પજે
અને અમર વાણુ કો સદય વ્યોમમા ગુજતી
મ ત્ર નવમોદ ને મનુજનોક સજીવની

સુંદરજી ગો. બેટાઇ

# પૂર્વ આફ્રિકામાં પાંચ વર્ષ

## (૧૧)

("પ્રસ્થાન" માટે ખાસ લેખમાળા)

**૧૯૨૭નો** અંત પૂર્વ આફ્રિકા માટે ઘણો જ અગત્યનો હતો. જુલાઇ માસની સાતમી તારીખે લંડનથી એક ખરીતો બહાર પડ્યો હતો. તેની રૂએ સર એડવર્ડ હિલ્ટન યંગ, સર જ્યોર્જ શુસ્ટર, મિ. ઓલ્ડહામ અને એક બીજા ગૃહસ્થ, એમ ચાર સભ્યોનું બનેલું એક તપાસ મંડળ નિમાયું હતું. આ મંડળનું કામ પૂર્વ આફ્રિકાના ચાર દેશોને રાજ્યપ્રકરણી રીતે એકસાથે જોડી દેવા, કીનિયા સંસ્થાનના ધારામંડળમાં અનાફ્રિકન બહુમતી વધારવી, આફ્રિકનોના વાલીપણામાં અનાફ્રિકન જાતિના અગ્રગણ્ય માણસોને સામેલ રાખવા, આફ્રિકનો પરત્વેની રાજનીતિ નક્કી કરવી વગેરે વિષયો પર જુદા જુદા અભિપ્રાયો મેળવી, એક નિવેદન તૈયાર કરવાનું હતું. આ તમામ વિષયો ઉપર હિંદી કોમ તરફથી પણ અભિપ્રાય આપવાનો હતો. આવા અભિપ્રાયો અત્યારસુધી પૂર્વ આફ્રિકાની રાષ્ટ્રીય હિંદી મહાસભા મારફતે અપાતા આવ્યા હતા. આ મહાસભાનું એક મથક નૈરોબી છે; કારણ કે પૂર્વ કીનિયા સંસ્થાનનું પાટનગર પણ એજ શહેર છે અને હિંદી કોમને લગતા રાજપ્રકરણી પ્રશ્નોનો ઉદ્‌ભવ પણ એ શહેરમાંથી જ થાય છે. ૧૯૧૯થી ૧૯૨૬ના જૂન સુધી આ મહાસભા પાસે એક સુંદર નિઃસ્વાર્થી સ્વયંસેવક હતો. એનું નામ મણિલાલ અંબેલાલ દેશાઇ. એણે વિશ્વવિદ્યાલયની કેળવણી પ્રાપ્ત કરી નહોતી. કીનિયામાં તે ધંધો શોધવા આવેલા અને એક યુરોપિયન વકીલને ત્યાં નોકરીની શરૂઆત કરી હતી. પરંતુ લડાઇ પછી ગોરાઓની તુંડમિજાજી અને હિંદીઓ પ્રત્યેની અવધીરણાએ તેના હૃદય પર ખૂબ અસર કરી. આપણે જેને મુત્સદ્દી કહીએ તે પ્રકારનો એ મુત્સદ્દી નહોતો. તેની પાસે કોઇ નવી ફિલસૂફી નહોતી, નવું હથિયાર નહોતું; પણ તેનામાં કાર્યદક્ષતા અને ફનેહ હતાં. ૧૯૨૦થી ૧૯૨૫ સુધીનો કીનિયાનો ઇતિહાસ એટલે શ્રી. દેશાઇના જીવનનો ઇતિહાસ. તેની આગેવાની અને કીનિયાના વેપારીઓ—અલીભાઇ તથા તૈયબઅલી મુલ્લા જીવાજી, હુસેનભાઇ સુલેમાન વીરજી, યુસુફઅલી મુલ્લા ગનીજી, સૈયદ ઇમ્તીઆલલીવાળા લાહેરીરામ, શેઠ નૌરીઆરામ, શાહ મેઘજી લાધાવાળા, શેઠ કેશવજી રામજી; કીનિયાના વકીલો—શ્રીયુત ભગવાનસિંહ વર્મા, શ્રીયુત વી. વી. ફડકે તથા શ્રી. મહમદ હુસેન મલિક; ત્યાંના ડૉક્ટરો—શ્રીયુત એ. સી. એલ. ડીસોઝા તથા શ્રી. શંકર ધોન્ડુ કર્વે; અને શ્રી. શમ્સુદ્દીન, શ્રી. આચાર્ય વગેરે કાર્યકરોને સાથે મેળવી તેમણે ૧૯૨૨–૨૩નું જગજાહેર નિઃશસ્ત્ર, બંધારણસરનું યુદ્ધ કીનિયામાં જમાવ્યું. આ યુદ્ધથી પ્રેરાઇ હિંદે પણ તેને સાથ આપ્યો. અને શાહી સરકારને ૧૯૨૩નો સફેદ ખરીતો બહાર પાડવો પડ્યો. ૧૯૨૪ તથા ૧૯૨૫ની સાલમાં પણ આ યુદ્ધ જારી રહ્યું હતું.

કીનિયા અને સમગ્ર પૂર્વ આફ્રિકાના કમનસીબે શ્રી. દેશાઇ હૃદય બંધ પડી જવાથી બુકોબા નામના ટાંગાન્યિકાના એક દૂરના ગામડામાં વિક્ટોરિયા ન્યાંઝા—વિજયાસરને

ટકિ જુલાઇની ૧૫મી તારીખે કૈલાસવાસ પામ્યા. તેના જવા પછી કાર્યકરોમાં મતભેદો ઉત્પન્ન થયા અને નૈરોબીમાં પક્ષ ઊભા થયા. ૧૯૨૬ની આખરમાં મોમ્બાસામાં કોંગ્રેસની બેઠક ભરાઇ તેમાં વિનીત પક્ષનો વિજય થયો અને કોંગ્રેસના ઉપપ્રમુખ તરીકે શ્રી. ફડકે નિમાયા.

શ્રીમાન વી. વી. ફડકે ઑક્સફર્ડ યુનિવર્સિટીના એમ. એ. છે અને બારિસ્ટર છે. તેમની પ્રતિભા અહીંના સારામાં સારા ગોરા વકીલોને ઝાંખી પાડે છે. પૂનાના એક ઐતિહાસિક કુટુંબના એ વશજ છે; અને કહેવાય છે, કે યુવાવસ્થામાં એમનું રાષ્ટ્રાભિમાન અત્યંત ઉત્કટ અને વેગપૂર્ણ હતું. અહીં તે ઘણાં વર્ષથી વસેલા છે અને તેમની સલાહ સરકાર તથા સમાજ બન્ને પૂછતાં આવ્યાં છે. ૧૯૨૧ પછી સમાજનું રાજપ્રકરણી વલણ ખીલ્યું છે તેને તે અનુસર્યા નથી. તે સ્થિરચિત્ત, શાંત, ધીર અને મુત્સદ્દીવિવેકવાળા છે. પરિણામે ઉદ્દામ અને તીખા રાજપ્રકરણનો શોખીન જનસમાજ તેને ચાહતો નથી અને સમજતો નથી. સમાજ તેની પ્રતિભા અને પ્રભા બન્ને માટે અત્યંત માન ધરાવે છે, પણ આત્મશ્લાઘા અને આત્મસ્થાનના શોખીન ઓછી પ્રતિભા અને પ્રભાવાળા માણસોથી દોરવાઇ શ્રીયુત ફડકેની રાજનીતિ અને રાજવ્યવહારરીતિને સ્વીકારતા નથી.

હું નૈરોબી ગયો ત્યારે કોંગ્રેસની કાર્યવાહક સમિતિનું સુકાન શ્રીમાન ફડકેના હાથમાં હતું. મોમ્બાસાના અગ્રગણ્યો હમેશ મુજબ એ સમિતિથી વિમુખ હતા. નૈરોબીનો મોટો વર્ગ અંગત કારણોથી વિરુદ્ધ હતો અને આમવર્ગ તેમનાથી દોરવાઇ જઇને એ સમિતિ તરફ પથ્થર ફેંકતો હતો; તે છતાં સમિતિ કામ તો કર્યે જ જતી હતી. તેને અને આમવર્ગને આડું પડે તેવાં પગલાં શ્રીમાન ભગતસિંહ વર્માના પ્રમુખપદે મળેલી એક આમ-સભાએ લઇ લીધાં હતાં. સમિતિના પૂર્વમંત્રી અને શ્રી. આચાર્યનું છાપું ઉપપ્રમુખથી અને વર્તમાન મંત્રીથી વિરુદ્ધ હતાં. મંત્રી તરીકે ચોવીસે કલાક મહાસભાનું કામ કરે તેવું કોઇ હતું નહિ. સમિતિ આવનાર કમિશન વિષે ફિકરમાં હતી અને મોમ્બાસા તથા નૈરોબીનો સમિતિ વિરુદ્ધનો પક્ષ કોઇ નવો "દેશાઇ" સરજાવવાની પ્રવૃત્તિમાં હતો.

ભાઇ આચાર્યે મને ડૉ. કર્વે અને શ્રીમાન ફડકે વગેરે સાથે પરિચય કરાવ્યો અને પછી તેમને મારી સ્થિતિ, વૃત્તિ વગેરે વિષે તેમને વાકેફ કર્યા. શ્રી. આચાર્યને પોતાના ડેમો-ક્રેટ માટે લેખક મેળવવાનો લોભ હતો. ફડકે સાહેબ વગેરેને મહાસભા માટે કાર્યકર મેળવવાનો તેણે લોભ લગાડયો, અને મારી પાસે "હાલમાં મારે હિન્દુસ્તાન ન જવું–યુગાન્ડા ન જવું–અને નૈરોબીમાં રહેવું" એવી દરખાસ્ત મૂકી. તે સાથે ડેમોક્રેટના સ્ટાફ ઉપર મારે કામ કરવું અને કોંગ્રેસની પુનર્રચના કરવી એમ પણ દર્શાવ્યું. મેં એને મારું માનસ સમજાવ્યું. કોંગ્રેસની જે સ્થિતિ મેં જોઇ હતી અને તેની આગળ જે કાર્ય પડયું હતું તે જોતાં તે સંસ્થાને ફક્ત બે કલાક આપી પતાવી શકાય તેમ નથી અને તેમ કરવું એ આત્મવંચના જ કહેવાય, એ મેં તેમને બતાવ્યું. તે સાથે હું જાહેર ઉદારતા ઉપર જીવી, આકાશવૃત્તિ કેળવું અને રાષ્ટ્રસેવક થઇ માન ખાટું, એ મારા અભિપ્રાય મુજબ આત્મ-વંચના અને સમાજવંચના થાય, એમ પણ દર્શાવ્યું. શ્રી. એન્ડ્રુઝ અને બીજા શુભેચ્છકોએ હું આ તરફ રહું એવી ઇચ્છા બતાવી હતી અને હું રહેવા તૈયાર હતો. રાજપ્રકરણ મારો વિષય છે એ પણ ખરું, પણ મારી વૃત્તિ અને વેતન, એ વ્યવહારની રીતે અને નજરે

નક્કી થવાં જોઇએ; અને જેને ચોવીસે કલાક મારા કાર્યની અપેક્ષા હોવી જોઇએ તેણે તેને માટે તૈયારી બતાવવી જોઇએ તથા બંદોબસ્ત કરવો જોઇએ, એમ પણ કહ્યું. તે સાથે છેવટમાં મારૂં હમેશનું મંતવ્ય—કે મારા કાર્યનો, જો હું સ્વયં ના ન પાડું તો પૂરેપુરો બદલો લઉં, પણ કોઇ રીતે અધૂરો તો નહિ જ એ પણ બતાવ્યું.

નૈરોબીમાં મને રોકી ત્રણચાર દિવસમાં ભાઇ આચાર્યે આ વસ્તુઓ પોતાના સહકારીઓ સમક્ષ મૂકી. કેટલાકને આ સ્પષ્ટ વચન વ્યાવહારિક લાગ્યાં; કેટલાકે તાત્કાલિકતાને માટે તેને ઠીક ગણ્યાં; પણ શ્રીમાન ફડકેએ તેમની સમિતિ તરફથી મને નૈરોબીમાં રોકયો અને મારી સાથે ત્રણ માસનો કરાર કર્યો. મેં સમિતિ ઉપર શ્રદ્ધા રાખીને કેટલીક મારી શરતો સ્વીકારાવીને કાર્ય શરૂ કર્યું. મોમ્બાસાનો સહકાર સાધવા અર્થે ત્યાંના અગ્રગણ્યોને લખ્યું; નૈરોબીમાં મને જેટલા બતાવવામાં આવ્યા તેટલા આગેવાનોને હું મળ્યો અને થોડા જ દહાડામાં મેં સ્પષ્ટ જોયું, કે શ્રીમાન ફડકે સામેની વિરુદ્ધતા મારા માથા ઉપર નવેસરથી ઢોળાઇ હતી. મોમ્બાસાના આગેવાનો મને શરતો કરવા માટે અને શ્રીમાન ફડકેને શરતો સ્વીકારી પ્રબંધ કરવા માટે ખૂબ ઠપકો આપવા લાગ્યા અને શેઠ અલીભાઇ મુલ્લાં જીવણજી મારફતે મહાસભાના કાર્યકર નિર્વેતન મેળવી, મને રજા આપવા માટે પણ દબાણ થવા લાગ્યું.

તે વખતે આ વસ્તુઓ મારા સમજવામાં નહોતી આવી; આજે દીવા જેવી સાફ સમજાય છે. પરસ્પર શરતો મંજૂર રહ્યા પછી મેં એકદમ કામ ઉપાડી લીધું. મહાસભા પાસે મૂળ તો પોતાના બંધારણનો સવાલ પડયો હતો. ભૂતકાળમાં બંધારણના સવાલને એકાદ બે વખત હાથ ધરવામાં આવ્યો હતો; પણ તેનો છેવટનો નિર્ણય કરવામાં આવ્યો નહોતો. આ બંધારણનો સવાલ, ભાઈ ફડકેની સલાહ તથા તેના સહકારથી મેં પહેલો હાથ ધર્યો. પૂર્વ આફ્રિકાની મહાસભાનું બંધારણ ઘડતાં કેટલીક ખાસ સ્થિતિઓને ધ્યાનમાં લેવી ઘટે. એક તો એ કે, તે ચારે પ્રદેશ—ટાંગાન્યીકા, કીનિયા, યુગાન્ડા અને ઝાંઝીબારનું મહામંડળ રહ્યું. બીજું તે આવું મહામંડળ હોતાં છતાં પણ ચારે પ્રદેશની સરકાર તથા પરિસ્થિતિ એકબીજાથી સાવ જુદાં અને પ્રસંગોપાત ઉપસ્થિત થતા પ્રશ્નો તદ્દન નિરાળા. ત્રીજું દરેક પ્રદેશની સરકારના નીચા દરજ્જાના અમલદારો તથા ત્યાંના ગોરા લોકોનું વલણ કીનિયાની વૃત્તિ ઉપર ઘડાવાનું; ચોથું આપણા પોતાના માણસોનો ધંધો રાજપ્રકરણી નહિ તેથી તે વિષેના સૂક્ષ્મ અભ્યાસની ખામી.

એટલા માટે મહાસભાના બંધારણમાં સામાન્ય સિદ્ધાંતો કેન્દ્રના હાથમાં રાખી લૌકિક પરિસ્થિતિ પ્રમાણે તાબડતોબ પગલાં લેવાની સત્તા ચારે પ્રદેશોના પાટનગરના હાથમાં રાખવાની જરૂર જણાતી હતી. તે સાથે પૂર્વ આફ્રિકાનાં મુસાફરી કરવાનાં સાધનો તથા સ્થળ સ્થળ વચ્ચેનાં અંતર પણ ધ્યાનમાં લેવાં પડયાં હતાં. ગમે તે વખતે મંત્રણાની જરૂર ઊભી થાય અને તારથી, પત્રથી અગર મુખ્યત્યારથી સભ્યો દરેક મંત્રણામાં ભાગ લઇ શકે તેવી ગોઠવણ કરવી પણ વાજબી લાગી. કીનિયા સિવાયના ત્રણ પ્રદેશોને માથે થોડો નાણાંનો બોજો નાખી તેમની આંતરરચના તથા સ્થાનિક જનસમૂહ સાથેનો સંપર્ક—આ બે પ્રશ્નો તેમને સોંપી દીધા.

કીનિયામાં પહેલેથી જ દરેક મુખ્યમુખ્ય હિન્દી નિવાસકેન્દ્રમાં ઇન્ડિયન એસોસીએશન રચવામાં આવી હતી. આ એસોસીએશનો કોંગ્રેસના વાર્ષિક સંમેલન વખતે

પોતાના તરફથી સભ્યો મોકલતી હતી અને કંઇ ખાસ નિયમ વિના તે સભ્યોમાંથી વિષયવિચારિણી સમિતિ ઉપર પ્રતિનિધિઓ ચુંટાતા અગર લેવાતા અને સભ્ય તરીકેનું લવાજમ આપે તે મત આપતા. આ એસોસીએશનની પ્રથા કાયમ રાખી તેમને માથે કોંગ્રેસનું ખર્ચ નિભાવવા થોડીક આર્થિક જવાબદારી નાખી તથા બંધારણુસર કામ કરવાની તેમને ફરજ પડે તેવો પ્રબંધ કર્યો દરેકેદરેક દેશ પોતાના પ્રશ્નોનો ઉકેલ કરે તે માટે જેમ ટાંગાન્યીકા તથા યુગાન્ડામાં હતું તેમ એક કીનિયા સેન્ટ્રલ ઇન્ડિયન એસોસીએશન જન્માવી અને મહાસભાના વાર્ષિક સમેલનો ભરવાનું તથા પ્રદર્શક કાર્યક્રમ વગેરેનું સ્થાનિક કામ તેને સોંપ્યું કોંગ્રેસની સંસ્થા તદ્દન નાની, અત્યંત અનુભવ તથા વિચાર ઉપયોગમાં લાવે તેવી, સત્વર કામ કરી શકે તેવી અને અગ્રદર્શક—હિન્દની "વર્કિંગ કમિટિ" જેવી કલ્પી આ બધી કલ્પનાને ભાષાબદ્ધ કરીને દરેક સ્થળે મોકલાવી દીધી

મોમ્બાસા સિવાય બીજે કોઈ પણ સ્થળેથી બબ્બે વખત સૂચનાઓ તથા ટીકા માગવા છતાં કશો પણ જવાબ જ મળ્યો નહિ અને મોમ્બાસાનો જવાબ "બધું નૈરોબી જ ખાઇ જાય છે" અને "આ બંધારણ નૈરોબીનો કક્કો ખરો કરાવવાનો જ પ્રબંધ માત્ર છે" એવો હતો મોમ્બાસાની હિન્દી વસતી તે વખતે નૈરોબી કરતાં વધારે હતી તે બાબત ધ્યાનમાં શીદ લેવાય? નૈરોબીના કાર્યકરોને મહત્ત્વ જોઇએ—મોમ્બાસા તે ન સાંખે—અને મોમ્બાસા નવો ખરડો તૈયાર કરશે—આ તેની ટીકાઓનો ધ્વનિ એ ધ્વનિ ન હોત તો ત્યાંથી આવેલા કેટલાક ખાનગી અને અંગેલ સજ્જનોના ખરડા ઘણા ઉપયોગી થાત. પણ વાતાવરણમાં પહેલેથી જ કલુષા ભરાઇ એટલે એ ખરડાઓમાં પણ એ જ કલુષા, એ જ અ પવહારૂ નજર હતી

બંધારણ હિંદી પ્રજા પાસે મૂકી તરત જ તાત્કાલિક રાજકીય પ્રશ્નો હાથમાં લેવાયા મારા આવતા પહેલાં મહાસભા સમિતિએ હિંદી સરકાર પાસે સલાહકારો માટે માગણી કરી હતી અને મુંબઇ ઇલાકાવાળા મિ આર યુર્ગન્ક અને અત્યારના દક્ષિણ આફ્રિકાના હિન્દી સરકારના પ્રતિનિધિ કુંવર મહારાજસિંહને હિન્દી સરકાર અહીંની હિંદી કોમને તેમનું નિવેદન તૈયાર કરવા માટે નીમ્યા હતા લોકોમાં તેમને સહકાર આપવો કે નહિ તે વિષય ચર્ચાતો હતો મારી પાસે તો તેઓ આવે ત્યારે તેમની પાસે શું મૂકવું અને તેમની કઇ બાબત ઉપર સલાહ લેવી તે પ્રશ્ન ખાસ કરીને ઊભો હતો મારો મત તો સહકાર કરવાનો જ હતો હિંદની બહાર હિંદની સરકારને અત્યારના સંજોગોમાં આપણે આપણી સરકાર તરીકે સ્વીકાર્યા વિના છૂટકો જ નથી તેના પરવાનાથી અહીં આવવું, તેની પ્રજા તરીકે અહીં આપણને જે કાંઈ હક પ્રાપ્ત થાય છે તે ભોગવવા અને અહીંના પ્રશ્નોમાં તેમની સાથે અસહકાર સેવવો, એ બધું મને તો બહુ જ અસંગત લાગતું અને હજી લાગે છે, અને તેથી જ હિંદુસ્તાનના રાજપ્રકરણ સંબંધમાં હું એકધાર અસહકારી હોવા છતાં હિન્દની સરકાર સાથે બને તેટલો સહકાર અહીંના તમામ પ્રશ્ન પરત્વે સાધવાનો મત આજદિન સુધી ધરાવતો આવ્યો છું કુંવર મહારાજસિંહને તથા મિ યુર્ગન્કને સહકાર આપવા વિષે હું નૈરોબીના મિ ફડકે વિરુદ્ધના તમામ અગ્રેસરોની પાસે જઇ આવ્યો સ્વ ભાઇ હુસેન સુલેમાન વીરજી, માસ્તર લાહોરીરામ-એ બન્ને

પાસેથી મેં મિઠાશ અને સૌજન્ય અનુભવ્યાં. મોમ્બાસાની સરકાર માન્ય રહેવાની આત્મવાંચ્છના એટલી સજ્જડ હતી કે તેમને માટે આ પ્રશ્ન બાબત સહેજ સરખી પણ ચિંતા નહોતી.

દરમિયાનમાં મારાથી બને તેટલો પૂર્વ આફ્રિકાના પ્રશ્નોનો અભ્યાસ મેં આગળ વધાર્યો. આપણો આ તરફનો પ્રશ્ન રાજપ્રકરણી, આર્થિક અને સામાજિક છે. મારી યોજના તે દિવસે આ ત્રણે દિશામાં સાથેલાગી પ્રગતિ કરવાની હતી અને આજે પણ છે, પરંતુ જે વખતે મેં જવાબદારી માથે લીધી તે વખતે રાજપ્રકરણી સવાલ વધારે આગળ પડતો હતો. મેં એક મારો નાનો સરખો "સ્કેલેટન" (ખરડો) તૈયાર કર્યો અને હિંદી સરકારના પ્રતિનિધિઓ સાથે બંધારણ અને વિનયરીતિની સાંકળોથી જકડાયા વિના સા ચર્ચા કરી શકે એટલા માટે મહાસભા સમિતિ આગળથી "કીનિયાની હિન્દી એસોસીએશનોની છૂટ મંત્રણા પરિષદ" (અનૉફિશિયલ કૉન્ફરન્સ ઑફ ઇન્ડિયન એસોસીએશન્સ) ગોઠવી.

(ક્રમશઃ)

ઉછરંગરાય કેશવરાય ઓઝા

## — ભારતસ્તવ —

(અનુષ્ટુપ)

નમું ભારતમાતા હે! નમું માંગલ્યરૂપિણી!  
નમું સૂર્યપ્રભાસિક્તા વેદગાથા પ્રસારિણી!  
અવતાર વિભૂતિઓ પ્રભુના દિવ્ય તેજની  
તારે અંકે સદા ખેલી તારાં ધામ ઉજાળતી;  
વિશ્વને સ્નેહજ્યોતિને પુંજે સ્નાન કરાવતી;  
નમું હું ધન્યભાગા હે! પ્રભુતા તુજને વરી.

ઉન્નત શીર્ષ મા તારું અમલા મુકુટે દીપે;  
ભાલે તારે ઉષા નિત્ય કુંકુમે અર્ચના કરે,  
સંધ્યા તારે મુખે કાંતિ કાંત કાંચનની ભરે;  
આભામંડલ ચંદાનું શોભાવે મુખકાંતિને:  
વિશાલ નિર્મલું નીલ નભછત્ર લઇ કરે  
સ્વયં દ્યૌદેવી ઝૂકીને મા! તારે મસ્તકે ધરે;  
મહાસિન્ધુ અહોરાત્ર ભક્તિગાન ગજાવતો,

આનંદે ઉછળી તારા પાદપદ્મ પખાળતો;
સ્વર્ગનાં ઘુમ્મરો, તારા મણિ કોટિ સ્ફુરાવતાં,
ભવ્ય મંદિરમાં તારા પ્રભા સૌમ્ય નચાવતાં;
સપ્તરંગી કમાનો કૈં ઇન્દ્ર કેરા ધનુષ્યની
શોભાવે ગોપુરો તારા માંગલ્યરેખની સમી;
શિખાઓ વીજની તારે આંગણે રોશની કરે,
નોબતો મેઘની તારા જયઘોષે ધ્વનિ ઉઠે.
મા તારાં અંગઅંગેથી સ્નેહ કારુણ્ય શાં ઝમે!
નિર્ઝરી ને નદીરૂપે પ્રાણને પોષતો વહે!
ગંગા ને યમુના તે એ, ગોદાવરી, સરસ્વતી,
નર્મદા, સિન્ધુ, કાવેરી પાવિત્ર્ય પ્રસરાવતી,
આર્યોની જલતાંબીએ પ્રત્યક્ષરૂપ એ થજો!
પુણ્ય સ્નાન કરાવીને મલ પાપ નિવારજો!
કમનીય સ્વરૂપા મા! નીલ—અંબર શોભના!
વિશ્વની વંદનીયા મા! નમું હું નમું સર્વદા!
પંચ દિવ્ય વિભૂતિઓ—સત્ય, શ્રદ્ધા, પવિત્રતા,
ભક્તિ સમર્પણે લીના, અભીપ્સા સ્થિર-જ્યોત શી,
વિલસે તવ આત્મામાં પૂર્ણતા પ્રકટાવતી,
પ્રભુની દિવ્ય લીલામાં તાલે તાલે ભળી જતી.
મહાલક્ષ્મી તણી મૂર્તિ નમું ભારત મા! નમું,
તારી વિભૂતિઓ મારા આત્મામાં ઊતરો ચહું.
હૃદયે રમજો માડી! આત્મામાં અંકિતા થજો,
પ્રાણના પ્રાણના જેવી જીવને મા વિરાજજો;
ઢળો દેહ, ઢળો પ્રાણ, અંતરાત્મા ઢળી પડો;
એક અંજલિએ સર્વ અર્ઘ્ય તારે પદે ઢળો.
શક્તિ, ભક્તિ અને જ્ઞાન તારામાં જ કૃતાર્થ હો.
અમોઘ આશિષો તારી નિત્ય મા! વર્ષતી રહો.

પૂજાલાલ

## સન્ધ્યાને*

( મન્દાક્રાંતા )

કાં તું ડૂબે ! વિરમ, વિરમ, ક્ષુબ્ધ ખારા સમુદ્રે ?
કાં સંકેલે ! કિરણ કુમળાં રક્તભાનુ ! ત્વરાએ ?
સન્ધ્યા પૂરી પ્રકટ થઇ ના વિસ્તરી ના કિનારે
સારા વ્યોમે પ્રસરી નવ કાં, એટલામાં વિદારે ?
ઘેરા સિન્ધુ ! ક્ષુભિત ઉદરે સૂર્યને ના સમાવ
સન્ધ્યાકેરા સુભગ વિખર્યા રંગ ના પીગળાવ,
પૃથ્વી માતા ! ભ્રમણ ગતિને રોક તું ર્‌હેજવાર
જન્માવી તો ક્ષણભર વધુ સન્ધ્યને તું નિભાવ.

× × ×

સન્ધ્યા ! ત્‍હારું વદન મધુરું પ્રેક્ષવા પંખી હોત
ઊંચે ઊંચે ઉડત ગગને આજ હું ત્‍હારી સંગ,—
વા રંગાવા કનક કિરણે વાદળું હોત આજે
ત્‍હારી સાથે જરૂર સરતાં હું સમુદ્રે સમાતે.

## વિશ્વ અને વ્યક્તિ×

( વસન્તતિલકા સૉનેટ )

ઉંચે નીચે સહુ દિશે પ્રસર્યું અપાર–
આ શું બધું ? –નિરખું જે મુજ આસપાસ;
હું ક્યાં ઉભો ? –મુજ નિવાસ કહાં પ્રમાણું ?
ચોપાસ વ્યક્ત સઘળું દિસતું અજાણ્યું:
આ ઝાડ ડુંગર અનન્ત અગાધ વ્યોમ
તારા અસંખ્ય ઘન વાદળ સૂર્ય સોમ,
સંબન્ધ શો સકલ સાથ હશે મહારો
અદૃશ્ય સૂત્ર મહીં સર્વ પરોવનારો !

× × ×

કુંડાળું કાંકરી પડ્યે જલમાં તણાય
કાંઠા ભણી પળપળે સરતું જણાય;
" હું " શૂન્ય–સાગર–જલે પડતાં, શું પામ્યું–
વિસ્તાર વિશ્વતણું વર્તુલ ?—કેમ જાણું ?
'હું' મધ્યબિન્દુ મટતાં, પ્રભવ્યો 'હું'થી જે—
આકાર વર્તુલતણો, મટી શું જશે તે ?

૨૬–૧૨–૩૦.

નલિન મણિશંકર ભટ્ટ

---

* ટૂંક સમયમાં પ્રકટ થનાર ' નલિની પરાગ 'ના પ્રકૃતિકાવ્યના વિભાગમાંથી.
× ' નલિની પરાગ 'નાં પ્રકીર્ણ કાવ્યોમાંથી.

# ઓટાવા પરિષદ્નું પરિણામ

પ્રસ્થાનના જેઠના અકમા ઓટાવા કૉન્ફરન્સ સબધી મારો એક લેખ છપાયો છે, તેમા એ કૉન્ફરન્સમા શાહી પસદગીના ધોરણનો સ્વીકાર કરવાથી હિંદને લાભ નહિ મળે તે આકડાઓ આપી દેખાડી આપ્યુ છે. ત્યાર પછી એ પરિષદ ભરાઇ ગઇ છે હિંદની સરકારના ચૂટેલા પ્રતિનિધિઓએ હાજી હા કરી આગળ પાછળ જોયા વગર શાહી પસંદગીનું ધોરણ સ્વીકાર્યું છે હજી આ સવાલ સંમતિને માટે વડી ધારાસભામા આવનાર છે તે પહેલા એ પસદગીથી હિંદને જે મોટુ આર્થિક નુકમાન થવાનો પાકો સંભવ છે, તે પ્રજા સમક્ષ મૂકવાની જરૂર છે, જે કરવાનો આ લેખનો પ્રયત્ન છે.

## ઇંગ્લડની આર્થિક સ્થિતિ

ડૂબતો માણુસ તણખલાને પકડીને તરી પાર ઊતરવાનો પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે સોનાનું ધોરણ છોડ્યા પછી ઇગ્લાંડ હજી પૂર્વ સ્થાન પ્રાપ્ત કરી શક્યુ નથી તેનું આર્થિક કોકડુ હજી ભારે મૂઝવણમા ગૂચવાયેલું પડયુ છે જો કે ઇગ્લાડમા અબજોની લોનો સાડા-ચાર ટકાના ઓછા વ્યાજે ફેરવાઈ શકાઇ છે, બે ટકાના નજીવા વ્યાજે બૉંડો વેચાઇ શકાયા છે, નાણુ ખૂબ છૂટથી મળે છે, હજી સસ્તું થવાની વકી છે લોનોના ભાવો ખૂબ વધ્યા જ જાય છે. આ રીતે તમાચો મારી ગાલ લાલ રખાય છે પગારોના ધોરણો હજી ઘટ્યા નથી, સરકારી ખાતાઓમા હજી કરકસર આવી નથી લોકોના રહેવાના ધોરણમા હજી ઓછુ ખર્ચાળપણુ આવ્યુ નથી, છતા બીજી તરફ જોઇએ તો ત્રીસ લાખ જેટલા બેકારોને ઘેરબેઠા પેન્શનો આપવા પડે છે લોકો ઉપરના કરોમા કઇ રાહત મળી નથી સરકારનું કરજ બિલકુલ ઘટ્યું નથી આવક અને નિકાસનો વેપાર ઘટતો જ જાય છે. સરકારને સરવૈયાના બે પાસા કેવી રીતે સરખા કરવા તેનો ભારે ઉદ્વેગ હમણાથી જ ચાલુ છે ઇગ્લાડની આટ ઘટતી જાય છે તેની સિક્યુરીટીઓને પરદેશીઓ હાથ અડાડતા નથી. કૉસોલ્સ ઘટીને ૧૦૦ પૌંડના ૩૩૬ ડૉલર જેટલો નીચો ગયો છે અંગ્રેજોની બૅંક ઑફ ઇગ્લાડ હજી સોનુ મોટી રકમમા ભેગુ કરી શકી નથી આવા સંયોગોમા હજી ભરદરિયે તોફાનમાંથી વહાણનો છૂટકારો થયો જણાતો નથી

## રાજદ્વારી પરિસ્થિતિ

દુનિયાની ભયકર મદી હજુ ગઇ નથી ચારે તરફ અધકાર વ્યાપી રહ્યો છે હથિયાર બધી ઘટાડવાની કૉન્ફરન્સમા કઇ થઇ શક્યુ નથી જર્મનીના નાઝી પક્ષના વિરોધથી લૉસેના પરિષદના કાગળિયા નકામા થઇ ગયા છે લિગ ઑફ નેશન્સ (પ્રજાસઘ) નપુસકતા ભોગવે છે ઘણાખરા રાજ્યો તેમા ફાળો આપતા નથી જાપાન તેને અગુઠો બતાવતું જ રહ્યુ છે આયરલૅંડ અને ઇંગ્લડની મલ્લકુસ્તી ખૂબ જામી છે કૅનેડા અને લૅંકેશાયરની વચ્ચે ધુવાડા નીકળ્યા કરે છે ઓટાવાના કરારોથી પરિસ્થિતિ ગભીર બની છે જેવી રીતે લૉઝેનની કૉન્ફરન્સનો મોટો પ્રયત્ન કોઇ પણ રાજ્યને ફાયદો આપી શક્યો નહિ,

તેમ ઓટાવાની પરિષદ પણ છેવટે ધૂમાડાના બાચકા ભરવા જેવી જ નીવડે એવું અત્યારથી જ લાગે છે. પોતાનાં સંસ્થાનોમાં વેપારનું સંગઠન કરી બીજા' રાજ્યોના માલ ઉપર કાયમની આયાત જકાત નાખવાથી ઈંગ્લાંડ અને સંસ્થાનો બન્નેને સહન કરવું પડશે; કારણ કે ફ્રાન્સ, ડેન્માર્ક, બેલ્જિયમ અને હોલાંડ, એ દેશો ઇંગ્લંડની પ્રજાની રોજની ખોરાકીના આધારભૂત છે. તેમને ગુસ્સે કરવાથી ઈંગ્લંડની પ્રજાને ખાધાખોરાકી મોંઘી મળવા સંભવ રહે છે. ફ્રાન્સનો ભાજીપાલો, ડેન્માર્કનું માખણ તેમ જ ઇંડાં રોજ ઈંગ્લંડમાં વહાણો મારફતે આયાત ન કરાય તો ઈંગ્લંડની પ્રજા કેમ જીવન નિભાવી શકે ? એ વિષે બીજા લેખમાં ચર્ચા થશે.

## ઓટાવાના કરારો

પરિષદ ખતમ થઇ છે. હિંદી સરકારે ચૂંટેલા પ્રતિનિધિઓ માટે મેં મારા આગલા લેખમાં ઇસારો કર્યો છે. ધાર્યા'મુજબ તેમણે પોતાની "હાજી હા" રાજ્યનીતિ બરાબર બતાવી છે. કેનેડાએ તો આ કરારોથી ખૂબ મેળવ્યું છે. એક રૂપિયો આપી દોઢથી પોણા બે રૂપિયાનો માલ મેળવ્યો છે. ઇંગ્લંડ પાસેથી તેણે દૂબાવી સારો લાભ લીધો છે. જે ઉદ્યોગો કેનેડામાં વિકસિત છે, તેવો માલ ઇંગ્લંડ મૂકી શકે નહિ, માત્ર નજીવી જ પસંદગી ઇંગ્લંડને આપી છે; જ્યારે પોતાના ઘઉં અને ખેતીવાડીની બીજી વસ્તુઓ માટે ખાસ પસંદગી મેળવી છે. ઑસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકાએ પણ સારી રીતે પોતાના લાભો જાળવ્યા છે. મિ. બાલ્ડવીનના જણાવ્યા મુજબ માત્ર હિંદના પ્રતિનિધિઓએ સમજુ વલણ બતાવી છે. આથી બીજું ઊંચું સર્ટિફિકેટ કેવું હોવું જોઇએ ? હિંદી પ્રતિનિધિઓનો પણ શો દોષ ? તેઓ આર્થિક પ્રશ્નો સંબંધી ઊંડા અભ્યાસનો દાવો કરી શકે તેમ નથી. બીજાના દોરવ્યા દોરાઈ ગયા છે. હિંદ અને બ્રિટન વચ્ચેના વેપારને અરસપરસ લાભ આપવા માટે કરારો થયા છે. હિંદી સરકારે આ કરારો વડી ધારાસભામાં રજૂ કરી તે પર તેની સંમતિ લેવાની પોતાની ઇચ્છા દર્શાવી છે. હવે મધ્ય ધારાસભાનું હમણાંનું બંધારણ અને માનસ જોતાં એ કરારોનું નાવ ત્યાં પસાર થઈ જાય તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. નિયમ પ્રમાણે હિંદનાં અંગ્રેજ વેપારી મંડળો અને અંગ્રેજી છાપાંઓએ આ કરારો વધાવી લીધા છે. હિંદી વેપારી મંડળો અને અર્થશાસ્ત્રીઓએ કરારોથી થતું નુકસાન બતાવી દીધું છે.

## કરારો (આયાત)

શાહી પસંદગીના કરારોની રૂએ હિંદુસ્તાનમાં બ્રિટનમાંથી આયાત થતી જણસોની જકાત દશ ટકા ઓછી લેવાશે. મોટરકારોને આમ સાત ટકા પસંદગી મળશે. હમણાં જકાત ન ભરતા હોય તેવા લોખંડ કે પોલાદ ઉપર પંદર ટકા જકાત ઓછી લેવાનો પ્રબંધ છે. કાપડ, રેશમ અને બનાવટી રેશમનું કાપડ વગેરેને તો પ્રથમથી જ શાહી પસંદગી લાગુ પાડવામાં આવ્યાં છે. જાપાનની ભયંકર હરીફાઇની સામે ૨૫ ટકાની પસંદગી અંગ્રેજી માલને અપાઇ ગઇ છે. હિંદી સરકારને આ કરારોથી નીચે મુજબ નુકસાન દર વર્ષે થવા વકી છે.

વિલાયતથી આયાતની થતી ૧૦ ટકાવાળી વસ્તુઓ ઉપર ૧૧૬ લાખ

| | |
|---|---|
| મોટરો ના ટકાની પસંદગી (મોટરકારોની આયાત ૧૯૩૧માં એકોતેર લાખ રૂપીઆની કિંમતની થઇ હતી.) | ૫ લાખ |
| લોખંડ ઉપર પસંદગી ૧૫ ટકા | ૬૦ લાખ |
| સાંચાકામ તથા કાપડ ઉપર ૨૫ ટકા | ૫૨૫ લાખ |
| | કુલ ૭૫૬ લાખ |

## નિકાશ માલને માટે કરારો

હિંદને નામે હિંદી સરકારના ચૂંટેલા ગૃહસ્થો જે કરારો કરી આવ્યા છે તેમાં હિંદના માલને જે પસંદગી આપવાનું નક્કી થયું છે તે પણ તપાસવાની જરૂર છે. તેમાં હિંદની પેદાશની કાચી જણસોને દશ ટકા પસંદગી આપવામાં આવી છે. કરારોમાં હિંદે બ્રિટન ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યની કેટલીએક જણસોને પણ ખાસ પસંદગી આપવાનું સ્વીકાર્યું છે. આ જણસોમાં રેસીનનું તેલ, ઉદ્‌ભીજ તેલો, કોપરૂં, કોપરાનો ખોળ, કોપરેલ, તમાકુ, સાણચોખા, મચ્છી, ફળફૂલ વગેરે છે. હિંદુસ્તાનનું કાપડ, તેલનાં બીજો, ચા, કોફી વગેરે કેટલાક માલને સામી પસંદગી મળશે. આ પસંદગી કેટલી અને કયા સ્થાનમાં અપાશે, તે હવે પછી નક્કી થશે.

બ્રિટન હિંદના માલને જે પસંદગી આપશે, તે કરતાં હિંદે બ્રિટિશ માલને વધારે મોટા પ્રમાણમાં પસંદગી આપવાની છે. જ્યારે બ્રિટન હિંદ પાસેથી ૧૫થી ૨૫ ટકા પસંદગી લઇ રહ્યું છે ત્યારે હિંદને ક્યાંય પણ ૧૦ ટકાથી વધારે પસંદગી મળી નથી. પરદેશો ( સામ્રાજ્ય સિવાયના ) સાથે હિંદનો વેપાર વધે છે. આમદાની લગભગ ૫૭ ટકા અને નિકાશ ૬૪ ટકા જેટલી થાય છે. જો હિંદ બ્રિટનને ખાસ પસંદગી આપશે, તો બીજા દેશો તેનું વેર હિંદ ઉપર જરૂર વાળશે, અને હિંદના તે દેશો સાથેના વેપારને મજબૂત ફટકો લાગશે.

## કરારો તરફ નાપસંદગી

ઓટાવા કરારોને લીધે ઈંગ્લંડનાં રાજદ્વારી મંડળોમાં મોટો ખળભળાટ ફેલાયો હતો. એ કરારોને જ લીધે લીબરલ પક્ષના કેટલાક નેતાઓએ નેશનલ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપેલ છે. ઇંગ્લંડના રાજકીય મુખ્ય સૂત્ર "અબાધિત વ્યાપાર" ઉપર આ કરારોથી મોટો ફટકો પડ્યો છે. કોન્ઝરવેટિવોના "રક્ષિત વેપાર"ની નીતિ સ્વીકારાઇ છે. હિંદના દરેકે દરેક હિંદી વેપારી મંડળે આ કરારો તરફ નાપસંદગી જાહેર કરી છે. હિંદનાં વર્તમાનપત્રોએ તેને દરેક રીતે હિંદના હકોમાં નુકસાનકારક હોવાનું જણાવ્યું છે. આ કરારોથી હિંદની મહેસુલનીતિમાં ફેરફાર થવાનો સંભવ છે, એટલું જ નહિ પણ ફીસ્કલ કમિશનની ભલામણો મુજબ ટેરીફ બોર્ડની મારફતે ખુલ્લી તપાસ પછી મુકરર કરેલી હિંદી રક્ષણનીતિએ જે ઉદ્યોગોના રક્ષણની ખાસ ભલામણ કરેલ તે પણ નિષ્ફળ નીવડશે. હિંદના સારા સારા ઉદ્યોગોને ખીલવવામાં બ્રિટનના માલની પસંદગી આડખીલી-રૂપ નીવડશે. હિંદની અત્યારની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઇ છે. યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોને નોકરી મળતી નથી. વેપારીઓનો મોટો ભાગ નુકસાનીમાં છે. વેપારધંધો ખૂબ ઘટયો છે. બેકારી વધતી જ જાય છે. ગૃહઉદ્યોગો નાશ પામતા જ જાય છે.

આપણે બ્રિટન કરતાં બીજા દેશોનો સસ્તો માલ લઇ શકતા નથી. આપણા ઉદ્યોગોને નાશ કરનાર બ્રિટિશ આયાત માલને આપણે ખાસ પસંદગી આપવા ઊભા થયા છીએ. આથી શોચનીય અવસ્થા આપણી શું થવાની છે?

હિંદી સરકાર હિંદના હિતમાં કામ કરતી નથી. તે બાબત તેની વહાણવટા, શરાફી, હૂંડિયામણ, વિમાની, લશ્કરી, દરિયાઇ વહાણોના શિક્ષણની, નાણાંસંબંધીની અને સોનાની નિકાશ સંબંધીની રાજ્યનીતિ ચોખ્ખું સાબીત કરી આપે છે. હિંદી સરકારની નીતિ ખાસ બ્રિટનના લાભ માટે જ ઘડાય છે.

## હિંદના ઉદ્યોગોને નુકસાન

ઓટાવાકરારોથી હિંદના ઉદ્યોગોને જરૂર નુકસાન થશે. કેટલાક હિંદી ઉદ્યોગોને હમણાં જે કુદરતી રક્ષણ મળ્યું હતું તે અફળ જશે. સરકારે મોટાં ખર્ચો નિભાવવા માટે મોટી જકાત નાખી કેટલાક સ્વદેશી ઉદ્યોગોને વિકાસનું સાધન કરી આપ્યું છે; પરંતુ હવે તે ઉદ્યોગોમાંથી કેટલાક ઉદ્યોગો ભયમાં આવી પડશે. હવે બ્રિટનને આપણે નીચે મુજબ ચીજો ઉપર ખાસ પસંદગી આપવાની છે તે તપાસીએ. આંકડા ઇ. સ. ૧૯૩૦–૩૧ ના છે.

ઇમારત બાંધવાનો ઇજનેરી સામાન લગભગ ૪૮ લાખની કિંમતનો બ્રિટનમાંથી આપણે આયાત કર્યો હતો. હવે એ ઉદ્યોગો હિંદમાં બાળદશામાં છે. એના ઉત્તેજન માટે ઊલટી વધારે જકાત નાખવાની જરૂર છે. તેને બદલે ઊલટી પસંદગી અપાઇ છે.

રસાયણો આપણે ૧॥ કરોડનાં બ્રિટનમાંથી મંગાવીએ છીએ. એમાંનાં કેટલાંક અહીં પેદા થાય છે. તે હવે બંધ થશે.

માટીનાં વાસણો માટે ચીની કામનાં નાનાં નાનાં કારખાનાંઓ હિંદમાં ઊભાં થતાં જાય છે, છતાં ૧૮ લાખની બ્રિટિશ આયાતને પસંદગી મળી છે.

કલકત્તાના ફારમેસ્યુટીકલ વર્કસ, ઍલેમ્બીક વર્કસ વગેરે ઘણાં કારખાનાં દવાઓ બનાવવા માટે છે અને નવાં થાય છે, છતાં ૬૪ લાખની દવાઓની આમદાનીને પસંદગી અપાઈ છે.

ફર્નિચરની તો હજારો દુકાનો છે, છતાં બાર લાખના ફર્નિચરને પસંદગી મળી છે.

હાર્ડવેર ૧૩૨ લાખ અને ઓજારો ૨૫૫ લાખને પસંદગી મળી છે. આમાં જે વસ્તુઓ હિંદમાં થાય છે તે સિવાયની વસ્તુઓને રક્ષણ મળવાની જરૂર હતી.

ચામડાનો સામાન ૬૧ લાખ; એલ્યુમીનિયમનાં વાસણો ૨૧ લાખ; એના ઉદ્યોગો હિંદમાં છે, અને સરકારી મદદ મળે તો વિકસિત પણ થાય તેમ છે.

પિત્તળ વગેરે મિશ્રધાતુ ૨૮ લાખ; રંગ તથા રંગનો સામાન ૭૪ લાખને પસંદગી અપાઇ છે. એ ઉદ્યોગો હિંદમાં પગભર થઇ શકે છે.

આપણે બ્રિટન પાસેથી કાગળો કુલ ૮૫ લાખના લઇએ છીએ. આપણા દેશમાં કાગળનાં કારખાનાંઓ છે. પુષ્કળ કાચો માલ વાંસઓમાંથી મળી શકે તેમ છે. દહેરાદૂન ખાતે કાગળ બનાવવાના અખતરાઓ જંગલખાતું કરે છે એટલે એ ઉદ્યોગને માટે ખૂબ વિકાસનો અવકાશ છે. સ્વદેશીની ચળવળથી પણ એ ઉદ્યોગને ઠીક ઉત્તેજન મળે છે. બ્રિટનના કાગળોને આવા વખતમાં ઉત્તેજન આપી ખાસ રક્ષણ આપવું, એ આ દેશના કાગળના ઉદ્યોગને નુકસાન કરવા જેવું છે.

મોટરો ૭ા ટકાની પસંદગી (મોટરકારોની આયાત ૧૯૩૧મા એકોતેર લાખ રૂપીઆની કિંમતની થઇ હતી ) ૫ લાખ

લોખડ ઉપર પસદગી ૧૫ ટકા ૬૦ લાખ

સાચાકામ તથા કાપડ ઉપર ૨૫ ટકા ૫૨૫ લાખ

કુલ ૭૫૬ લાખ

## નિકાશ માલને માટે કરારો

હિંદને નામે હિંદી સરકારના ચૂટેના ગૃહસ્થો જે કરારો કરી આવ્યા છે તેમા હિંદના માલને જે પસદગી આપવાનું નક્કી થયુ છે તે પણ તપાસવાની જરૂર છે તેમા હિંદની પેદાશની કાચી જણસોને દશ ટકા પસદગી આપવામા આવી છે કરારોમા હિંદે બ્રિટન ઉપરાત બ્રિટિશ સામ્રાજ્યની કેટલીએક જણસોને પણ ખાસ પસદગી આપવાનું સ્વીકાર્યું છે આ જણસોમા રેસીનનું તેલ, ઉદ્‌ભીજ તેલો, કોપરૂં, કોપરાનો ખોળ, કોપરેલ, તમાકુ, સાળુચોખા, મચ્છી, ફળફૂલ વગેરે છે હિંદુસ્તાનનું કાપડ, તેલના બીજો ચા, કૉફી વગેરે કેટલાક માલને સામી પસદગી મળશે આ પસંદગી કેટલી અને કયા સ્થાનમા અપાશે, તે હવે પછી નક્કી થશે

બ્રિટન હિંદના માલને જે પસદગી આપશે, તે કરતા હિંદે બ્રિટિશ માલને વધારે મોટા પ્રમાણમા પસદગી આપવાની છે જ્યારે બ્રિટન હિંદ પાસેથી ૧૫થી ૨૫ ટકા પસદગી લઇ રહ્યું છે ત્યારે હિંદને કદાચ પણ ૧૦ ટકાથી વધારે પસદગી મળી નથી. પરદેશો ( સામ્રાજ્ય સિવાયના ) સાથે હિંદનો વેપાર વધે છે આમદાની લગભગ ૫૭ ટકા અને નિકાશ ૬૪ ટકા જેટલી થાય છે જો હિંદ બ્રિટનને ખાસ પસંદગી આપશે, તો બીજા દેશો તેનું વેર હિંદ ઉપર જરૂર વાળશે, અને હિંદના તે દેશો સાથેના વેપારને મજબૂત ફટકો લાગશે

## કરારો તરફ નાપસંદગી

ઓટાવા કરારોને લીધે ઇંગ્લડના રાજદ્વારી મડળોમા મોટો ખળભળાટ ફેલાયો હતો એ કરારોને જ લીધે લીબરલ પક્ષના કેટલાક નેતાઓએ નેશનલ પ્રધાનમંડળમાથી રાજીનામુ આપેલ છે ઇગ્લંડના રાજકીય મુખ્ય સૂત્ર "અમાર્યાદિત વ્યાપાર" ઉપર આ કરારોથી મોટો ફટકો પડ્યો છે કૉન્ઝરવેટિવોના "રક્ષિત વેપાર'ની નીતિ સ્વીકારાઇ છે. હિંદના દરેકે દરેક હિંદી વેપારી મંડળે આ કરારો તરફ નાપસદગી જાહેર કરી છે હિંદના વર્તમાનપત્રોએ તેને દરેક રીતે હિંદના હક્કોમા નુકસાનકારક હોવાનું જણાવ્યુ છે આ કરારોથી હિંદની મહેસુલનીતિમા ફેરફાર થવાનો સંભવ છે, એટલુ જ નહિ પણ ફીસ્કલ કમિશનની ભલામણો મુજબ ટેરીફ બોર્ડની મારફતે ખુલી તપાસ પછી મુકરર કરેલી હિંદી રક્ષણનીતિએ જે ઉદ્યોગોના રક્ષણની ખાસ ભલામણ કરેલ તે પણ નિષ્ફળ નીવડશે હિંદના સાગ સારા ઉદ્યોગોને ખીલવવામા બ્રિટનના માલની પસદગી આડખીલી રૂપ નીવડશે હિંદની અત્યારની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઇ છે યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોને નોકરી મળતી નથી. વેપારીઓનો મોટો ભાગ નુકસાનીમા છે વેપારધંધો ખૂબ ઘટયો છે બેકારી વધતી જ જાય છે. ગૃહઉદ્યોગો નાશ પામતા જ જાય છે

આપણે બ્રિટન કરતાં બીજા દેશોનો સસ્તો માલ લઇ શકતા નથી. આપણા ઉદ્યોગોને નાશ કરનાર બ્રિટિશ આયાત માલને આપણે ખાસ પસંદગી આપવા ઊભા થયા છીએ. આથી શોચનીય અવસ્થા આપણી શું થવાની છે!

હિંદી સરકાર હિંદના હિતમાં કામ કરતી નથી. તે બાબત તેની વહાણવટા, શરાફી, હૂંડિયામણ, વિમાની, લશ્કરી, દરિયાઇ વહાણોના શિક્ષણની, નાણાંસંબંધીની અને સોનાની નિકાશ સંબંધીની રાજ્યનીતિ ચોખ્ખું સાબીત કરી આપે છે. હિંદી સરકારની નીતિ ખાસ બ્રિટનના લાભ માટે જ ઘડાય છે.

## હિંદના ઉદ્યોગોને નુકસાન

ઓટાવાકરારોથી હિંદના ઉદ્યોગોને જરૂર નુકસાન થશે. કેટલાક હિંદી ઉદ્યોગોને હમણાં જે કુદરતી રક્ષણ મળ્યું હતું તે અફળ જશે. સરકારે મોટાં ખર્ચો નિભાવવા માટે મોટી જકાત નાખી કેટલાક સ્વદેશી ઉદ્યોગોને વિકાસનું સાધન કરી આપ્યું છે; પરંતુ હવે તે ઉદ્યોગોમાંથી કેટલાક ઉદ્યોગો ભયમાં આવી પડશે. હવે બ્રિટનને આપણે નીચે મુજબ ચીજો ઉપર ખાસ પસંદગી આપવાની છે તે તપાસીએ. આંકડા ઇ. સ. ૧૯૩૦–૩૧ ના છે.

ઇમારત બાંધવાનો ઇજનેરી સામાન લગભગ ૪૮ લાખની કિંમતનો બ્રિટનમાંથી આપણે આયાત કર્યો હતો. હવે એ ઉદ્યોગો હિંદમાં બાળદશામાં છે. એના ઉત્તેજન માટે ઊલટી વધારે જકાત નાખવાની જરૂર છે. તેને બદલે ઊલટી પસંદગી અપાઇ છે.

રસાયણો આપણે ૧ાા કરોડનાં બ્રિટનમાંથી મંગાવીએ છીએ. એમાંનાં કેટલાંક અહીં પેદા થાય છે. તે હવે બંધ થશે.

માટીનાં વાસણો માટે ચીની કામનાં નાનાં નાનાં કારખાનાંઓ હિંદમાં ઊભાં થતાં જાય છે, છતાં ૧૮ લાખની બ્રિટિશ આયાતને પસંદગી મળી છે.

કલકત્તાના ફારમેસ્યુટીકલ વર્કસ, ઍલેમ્બીક વર્કસ વગેરે ઘણાં કારખાનાં દવાઓ બનાવવા માટે છે અને નવાં થાય છે, છતાં ૬૪ લાખની દવાઓની આમદાનીને પસંદગી અપાઈ છે.

ફર્નિચરની તો હજારો દુકાનો છે, છતાં બાર લાખના ફર્નિચરને પસંદગી મળી છે.

હાર્ડવેર ૧૩૨ લાખ અને ઓજારો ૨૫૫ લાખને પસંદગી મળી છે. આમાં જે વસ્તુઓ હિંદમાં થાય છે તે સિવાયની વસ્તુઓને રક્ષણ મળવાની જરૂર હતી.

ચામડાનો સામાન ૬૧ લાખ; એલ્યુમીનિયમનાં વાસણો ૨૧ લાખ; એના ઉદ્યોગો હિંદમાં છે, અને સરકારી મદદ મળે તો વિકસિત પણ થાય તેમ છે.

પિત્તળ વગેરે મિશ્રધાતુ ૨૮ લાખ; રંગ તથા રંગનો સામાન ૭૪ લાખને પસંદગી અપાઇ છે. એ ઉદ્યોગો હિંદમાં પગભર થઇ શકે છે.

આપણે બ્રિટન પાસેથી કાગળો કુલ ૮૫ લાખના લઇએ છીએ. આપણા દેશમાં કાગળનાં કારખાનાંઓ છે. પુષ્કળ કાચો માલ વાંસોમાંથી મળી શકે તેમ છે. દહેરાદૂન ખાતે કાગળ બનાવવાના અખતરાઓ જંગલખાતું કરે છે એટલે એ ઉદ્યોગને માટે ખૂબ વિકાસનો અવકાશ છે. સ્વદેશીની ચળવળથી પણ એ ઉદ્યોગને ઠીક ઉત્તેજન મળે છે. બ્રિટનના કાગળોને આવા વખતમાં ઉત્તેજન આપી ખાસ રક્ષણ આપવું, એ આ દેશના કાગળના ઉદ્યોગને નુકસાન કરવા જેવું છે.

ગાડીઓને બદલે મોટરકારો ખૂબ વપરાય છે, છતાં પાંચ લાખ તોંતેર હજારની ગાડીઓ બ્રિટનથી આવે છે. રબર ટાયરો ૭૩ા લાખનાં બ્રિટન પાસેથી લેવાય છે. સાઇકલો ૪૭ા લાખની આયાત થાય છે; પરંતુ જાપાને ૨૦-૨૫ રૂપિયે સાઇકલ મુંબઇમાં વેચી છે, એટલે એ ઉદ્યોગ જાપાનને ફાળે જશે.

દશ લાખ રૂપિયાના બૂટો લઇએ છીએ. સ્લોવીકાના ચેમ્સ બેટાના ઉદ્યોગથી બૂટો બહુ સસ્તા થઇ ગયા છે. એટલે ઇંગ્લંડના એ ઉદ્યોગને પસંદગી મળતાં આગળ જતાં વધારે માલ હિંદમાં મૂકશે.

બ્રશો ચાર લાખનાં આવે છે. હિંદમાં પણ એ ઉદ્યોગ વિકસે છે. દોરડાં પાંચ લાખનાં આવે છે. કલકત્તાનાં દોરડાંનાં કારખાનાંને આથી હાનિ થશે. કટલરી નવ લાખની આવે છે, અગાઉ વધારે આવતી હતી; પરંતુ જર્મનીએ એ વિષયમાં ઘણો આગળ પડતો ભાગ લીધો છે. અલીગઢનાં કારખાનાં પણ હવે સારી કટલરી બનાવે છે. શેફીલ્ડનાં કારખાનાંઓને દશ ટકા પસંદગી મળવાથી હિંદી બજારોમાં અંગ્રેજી કટલરી ખૂબ આવશે.

આ બાવળથી ભરેલા દેશમાં ખૂબ ગુંદર પેદા થાય છે, છતાં બ્રિટન ત્રણ લાખનો ગુંદર આપણને આપે છે! કેટલું શોચનીય!

નાહવાના સાબુનાં તો સેંકડો કારખાનાઓ હિંદમાં ઊભાં થયાં છે. આ દેશમાં સાબુ બનાવવા માટે તેલ ખૂબ મળે છે. એ ઉદ્યોગ ઠીક પગભર થયો કહેવાય. બ્રિટનને પસંદગી મળતાં આપણો એ નવીન ઉદ્યોગ જોખમાશે. આપણે ૨૪ લાખનો સાબુ બ્રિટન પાસેથી દર વર્ષે લઇએ છીએ.

પફ પાઉડર વગેરે ૧૯ા લાખનું આવે છે. અહીં એ ઉદ્યોગ ખીલે તેવી વકી છે.

રમકડાં તથા રમતગમતનો સામાન ૧૧ કરોડનો આપણે બ્રિટન પાસેથી લઇએ છીએ. હિંદીઓને બે વખત ખાવા મળતું નથી, છતાં ૧૧ કરોડનાં રમકડાં વગેરે સાધનો આપણા છોકરાંઓને માટે ખાસ બ્રિટન પાસેથી મંગાવવાનાં હોય છે. એ સિવાય જાપાન અને જર્મની પાસેથી પણ બહુ મોટી રકમનાં રમકડાં આપણે લઇએ છીએ, એ આપણી શરમ છે. એ રમકડા બહુ અલ્પ આયુષ્યવાળાં અને ક્ષણભંગુર છે. આપણા દેશમાં બનેલાં રમકડાં બહુ મજબૂત હોય છે માત્ર દેખાવ માટે આપણે કેટલો બધો ખર્ચ કરીએ છીએ!

છત્રીઓ ૫૭૨ હજારની, કાર્તુસો દશ લાખની, ઑઇલ ક્લૉથ પોણાત્રણ લાખની, સ્પિરિટનાં પરફ્યૂમો ( સુગંધીઓ ) ત્રણ લાખનાં આપણે મંગાવીએ છીએ. એ બધી મોજશોખની વસ્તુઓ છે અને એ કોઇ પણ હિંદીને અગત્યની નથી.

મિઠાઇ ખાધાખોરાકીની જણસો આપણે ૧૯૪ લાખની એટલે બે કરોડની બ્રિટન પાસેથી દરવર્ષે લઇએ છીએ. આપણે ત્યાંથી જ ઘઉં વગેરે પરદેશ ચડી ત્યાંથી બિસ્કીટો થઇ મોટાં ખર્ચો નફા વગેરે ચડી પાછાં હિંદમાં વેચાય તે માટે આપણી નબળાઇ જ જવાબદાર છે મિઠાઇ અને બિસ્કીટો હવે હિંદમાં પણ બનવા લાગ્યાં છે, એટલે એ નવા ઉદ્યોગને રક્ષણ આપવા માટે બ્રિટિશ માલને ખાસ પસંદગી આપવાની જરૂર નહોતી.

૫૭ લાખનો બીઅર દારૂ બ્રિટનથી આવે છે. વીસ લાખનાં લુબ્રીકેટીંગ તેલો આવે છે. ૨૩ લાખનાં તૈયાર કપડાંની આયાત થાય છે. અઢાર લાખની સ્ત્રીઓની દોરી તથા ભરતકામ વગેરે આવે છે.

એ રીતે ૧૭ કરોડની માત્ર મોજશોખની વસ્તુઓ હિંદ બ્રિટન પાસેથી લે છે. તેને

૧૦ ટકા પસંદગી અપાશે. રક્ષણજકાત ન ભરતાં હોય તેવાં લોખંડ કે પોલાદ ઉપર ૧૫ ટકા જકાત ઓછી લેવાની શરત થઇ છે. ૧૯૩૧ માં ૫૧૩ લાખનું લોખંડ બ્રિટને હિંદમાં મૂક્યું હતું. તેમાંથી લગભગ ૪ કરોડના માલને ઉપલો લાભ મળશે. ૭૧ લાખની મોટરકારોને ૭॥ ટકાની પસંદગી મળશે. સાંચાકામ અને ખેતીવાડીમાં જરૂરનાં યંત્રો માટે અપવાદ રાખવામાં આવ્યો છે; એટલે એમાં કયા કયા માલને પસંદગી મળશે તે નક્કી કરવું મુશ્કેલ છે, છતાં બીજા ઉદ્યોગોને લગતાં સાંચાકામ માટે બ્રિટનને પોણાચાર કરોડના માલ ઉપર પસંદગી મળશે.

લગભગ ૧૭૨૭ લાખના સુતરાઉ કાપડ ઉપર પણ ઇગ્લંડને પસંદગી મળશે. ઊન, રેશમ વગેરેનો સવાલ જુદો છે.

હિંદી સરકારે ૧૯૨૭ માં રૂપિયાની હૂંડીનો ભાવ વધારી ૧૮ પેનીનો કર્યો, અને તે પછી ઇગ્લંડની સરકારે ૧૯૩૧ ના સપ્ટેમ્બર માસમાં સોનાનો પાઉંડ સાથેનો સંબંધ છોડયો. આ બે કારણોને લીધે હિંદનાં બજારોમાં જગતના બીજા દેશોના માલ કરતાં બ્રિટનને ૪૫ ટકા વધુ રક્ષણ મળે છે. આ ઉપરાંત બીજી ૧૦ ટકાની પસંદગી એ દાઝયા ઉપર ડામ દેવા જેવું છે.

હિંદનો તેલનો ઉદ્યોગ, સાબુ, કાચ, દવાઓ, રસાયણો, ટૉઇલેટનો સામાન, રંગ, વારનીસો, માટીના પાઇપો વગેરે પગભર થયેલા ઉદ્યોગોને આ પસંદગીથી સખ્ત ફટકો પડશે.

## હિંદને નિકાશ માલમાં શું ફાયદો થશે?

હિંદમાંથી અંગ્રેજ વેપારીઓ કાચાં દ્રવ્યો ખરીદ કરી લઇ જાય છે. હિંદના ખેડૂતો એ દ્રવ્યો પેદા કરે છે; એટલે બીજા પરદેશો જે ૬૫ ટકા હિંદના કાચા દ્રવ્યના ખરીદ કરનારા છે, તેઓ હિંદના માલ ઉપર જકાતો મૂકશે એ સંભવિત છે. હિંદ પાસેથી બ્રિટન લગભગ ૨૨ કરોડની ચાહ ખરીદ કરે છે. એ ચાના બગીચા મોટે ભાગે અંગ્રેજોની માલિકીના છે, એટલે એને પસંદગી આપવાથી પોતાના દેશભાઇઓને જ ફાયદો થાય તેમ છે. જ્યુટ માત્ર હિંદમાં જ પેદા થાય છે. એ હિંદની જ મોનોપોલી છે. એનો ઉદ્યોગ પણ લગભગ સ્કોટલૅંડના રહેવાસીઓના હાથમાં છે. એટલે એને પસંદગી આપવાથી હિંદનું કાંઇ ઊકલે તેમ નથી. બકરાનાં ચામડાં, એરંડા, ચામડું, કૉફી, તમાકુ બરમાનું સાગનું લાકડું, બરમાનું કાચું સીસું વગેરે કાચાં દ્રવ્યો ઉપર ઓછી જકાત હશે તો ઇંગ્લંડની પ્રજાને સસ્તો માલ મળશે. તે સિવાય એ માલના હિંદ પાસે બીજા ગ્રાહકો પણ ઘણા છે. એ સિવાય પસંદગીની અંદર આવનારા લાખ, અબરખ, હરડે અને શણની તો હિંદની મોનોપોલી છે; એટલે એ પસંદગીથી આપણા ખેડૂતોનો દહાડો વળે તેમ નથી.

કપાસની ૧૯૨૯–૩૦ માં આપણે કુલ નિકાસ ચાળીસ લાખ ગાંસડીની કરી હતી. તેમાંથી ૧૭ લાખ ગાંસડી જાપાને લીધી હતી. ૫॥ લાખ ગાંસડી ચીને લીધી હતી. બ્રિટને માત્ર ૨૭૦ હજાર ગાંસડીઓ લીધી હતી અને અંગ્રેજી સામ્રાજ્યના બીજા ભાગોએ માત્ર ૭ હજાર ગાંસડી જ લીધી હતી. હિંદી રૂ વિલાયત અથવા સંસ્થાનોમાં વધારે ખપતું નથી. દર વર્ષે બ્રિટિશ સામ્રાજ્ય એક અબજ રૂપિયાનું રૂ પરદેશો પાસેથી લે છે. તેમાં હિંદને ભાગે માત્ર ૪ કરોડ રૂપિયા જ આવે છે. બ્રિટિશ સરકારે માત્ર મોઢાની જ ખાતરી

આપી છે, કે લૅંકેશાયરને સમજાવી હિંદી રૂનો ઉપયોગ વધારશું. એવી અચોક્કસ વાત ઉપર કાંઈ આધાર બાંધી શકાય નહિ.

## કરારોથી બ્રિટનને જ ફાયદો થશે.

ઉપર જણાવ્યા મુજબ હૂંડીઆમણ અને સોનાના ધોરણને છોડયાથી ૪૫ ટકાનો ઇંગ્લંડને ફાયદો થયો છે. તે સિવાય ૧૦થી ૨૫ ટકા ફાયદો આ પસંદગીથી મળશે. એટલે બ્રિટિશ માલની આમદાની લગભગ ૩૦ કરોડની હિંદમાં વધશે, એવી વકી છે. આથી બીજા દેશો જેની સાથે હિંદને મોટો વેપાર છે તેઓ હિંદ સામે જકાતની દિવાલો ઊભી કરશે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા હિંદી માલ ઉપર જકાત વધારવાના પ્રયત્નમાં છે. જાપાન પણ પગલાં લેવા વિચાર કરી રહ્યું છે. રશિયા આપણને સસ્તા પદાર્થો પૂરા પાડે છે. તેની ખાંડ, તેલ બહુ નજીવી કિંમતે અહીં વેચાય છે. રશિયા સાથે વેપારીલખત બ્રિટને રદ કર્યું છે, એટલે એ માલને બદલે મોંઘો માલ હિંદના ગરીબ માણસોને લેવો પડશે. કેટલીક મશ્કરી થાય એવી પસંદગી પણ આપવામાં આવી છે. આખા વરસમાં હિંદથી ઇગ્લંડ રૂ. ૬ની કિંમતનો બાજરો ચડે છે તેને પસંદગી આપવામાં આવી છે! હિંદમાં બનેલાં કાપડ અને કંતાનને પણ પસંદગી આપવામાં આવી છે. આ વસ્તુઓ બિલકુલ અત્રેથી ચડતી નથી. પોલાદના કરારોમાં એવી ગોઠવણ કરવામાં આવી છે, કે તાતા કંપની જમશેદપુરમાં પોતાના કારખાનામાં પોલાદના પાટલા બનાવી ઇંગ્લંડ ખાતે મોકલાવશે; અને ત્યાંથી ગેલ્વેનાઇઝડ થયેલાં પતરાં બનાવી હિંદ મોકલવામાં આવશે. આમાં પણ બ્રિટિશ સ્ટીમરોને ભાડાં ખટાવવાનો માર્ગ છે. કેનેડા વગેરે સંસ્થાનોના ઉદ્યોગોને રક્ષણ આપવાનું ઓટાવા કરારો મંજૂર રાખે છે. હિંદને માટે તેવી શરત કરવામાં આવી નથી.

આ કરારોથી હિંદને લાભ નથી, પરંતુ નુકસાન જ છે. આ કરારથી અંગ્રેજ-વેપારને સારો લાભ થશે. હિંદની મહેસુલને સહન કરવું પડશે. હિંદના ઉદ્યોગોને ફટકો લાગશે. બીજાં સંસ્થાનોએ લાભ મેળવ્યો છે, જ્યારે હિંદને નસીબે નુકસાની ભોગવવી રહી છે. અમેરિકાના અંગ્રેજ એલચી મિ. મેલેટના કહેવા મુજબ આ જકાતની દિવાલોથી કોઇ લાભ ખાટી જાય એવી આશા સ્વપ્નવત છે.

ડુંગરશી ધરમશી સંપટ

# ક્યાં આખડે ?

ઝાંકુ વિહોણું આ પળે
તું એકલું ક્યાં આખડે ?
જંપી ગયાં જીવ ખેચરો
વૃક્ષો જલાશય ને વનો,
ને અધીરા સ્વાર્થપટુઓ
માનવી નિદ્રા ચહે,
તે શાંત રજનિમાં તને
ઓ પંખી ! કેમ અજંપ છે ?

ચક્ષુ થકી સુઝે કશું ના
તો યં તું વર્તુલમાં
ચારે દિશાએ દોડતું
કોને કહે તું શોધતું ?
કે અમી વરસાવનારું
આભ આ અવલોકતું ?

(મળેલું)

# એક ઉપાસનાપ્રવચન

( મુ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆનાં પુત્રી અને રા. પર્વદ મહેતાનાં પત્ની સૌ. લવિંગિકા બ્હેન ચાર કલાકની માંદગી ભોગવી રવિવાર તા.-૯ સપ્ટેમ્બરને રોજ સાંજના ૪–૩૦ કલાકે સ્વર્ગવાસ પામ્યાં. તેમની દશાને દિવસે મંગળવારને તા. ૧૮ મી સપ્ટેમ્બરની સવારે ૮–૩૦ કલાકે મુ. નરસિંહરાવભાઇને બંગલે પ્રાર્થના કરવામાં આવી હતી, જે વખતે પ્રાર્થના અને ઉપાસના કરવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું હતું. આ પ્રાર્થના અને ઉપાસના નીચે આપવામાં આવેલ છે. )

## પ્રાર્થના

હે પ્રભુ ! ત્હારાં અનન્ત તેજમાંથી અમે બધાં આવેલાં છીએ, અને ત્હારાં અનન્ત તેજમાં થોડા કે લાંબા વખતે ભળી જઇશું. જે કાળ આ જગતમાં કાઢીએ છીએ તે વખતે અમને તે તેજથી વચિત રાખશો નહિ. જગતની અંદર તારાં તેજ અને એની તેજસ્વી પવિત્રતા અને અમારી વચ્ચે કલુષિત દિવાલો અમે ઊભી કરી છે. તારાં તેજને અમે માનુષી ચક્ષુઓથી જોઇ પણ ન શકીએ. તારા ભક્ત અર્જુન જેવાથી તે તેજ જોઇ ન શકાયાં. જેમ હવા વગર રહી શકાતું નથી, તેમ તેજ વગર પણ રહી શકાતું નથી. તેથી જ સૂર્યદેવનાં તેજને રોજ ઘણા તારા ભક્તો અર્ધ્ય ચઢાવે છે. તે તેજ જેમ અમારી બાહ્ય મલિનતા દૂર કરે છે તેમ ત્હારૂં તેજ અમારી આંતરિક મલિનતા દૂર કરો! ત્હારાં તેજથી દૂર થઇ અમે આ જગતમાં રહ્યાં ત્યારથી દોષ અને પાપથી અમે જકડાયલાં છીએ. પણ અમને પૂર્ણ શ્રદ્ધા છે કે તારાં તેજથી આ પાપ અને દોષ બળી જશે. જગતથી વિમુક્ત થઇને નહિ પણ જગતમાં રહી તારાં તેજથી પુનિત થઇ સેવામંત્ર સ્વીકારી અમારાં બ્હેનો ને ભાઇઓનાં દુઃખ ટાળવા તરફ અમને પ્રેરો ! પ્રભુ ! ત્હારાં તેજ ત્હારા ગ્રહોથી, સૂર્યોથી અને તારાઓથી જ પ્રકાશતાં નથી, પણ દેવસ્થાનો, દેવળો, મસિદોમાંથી પણ પ્રકાશ આવે છે, અને જગતનાં દુઃખમાંથી વિસામો શોધતા આત્માને શાંતિ આપે છે. ત્હારાં તેજ અમારાં બ્હેનો ને ભાઇઓના આત્મામાંથી પણ પ્રકાશ આપે છે. જગતના પયગમ્બરોનાં જીવનમાંથી અને શબ્દોમાંથી પણ તેજ પ્રકાશે છે. તેના એક પયગમ્બરને પ્રભુ ! તેં જગતને હમણાં દીધેલ છે અને તેનાં જીવન અને તેનાં ચારિત્ર અને તેના તેજોમય બોલ અમારાં જીવનનો પલટો કરો એમ પ્રાર્થના કરીએ છીએ ! પ્રભુ ! ત્હારાં તેજ બળતી ચિતાઓમાં પણ રહેલ છે. તે બળતાં તેજમાં અમારાં ઘણાં સ્નેહીઓને જોયાં છે. અમારી એક વ્હાલસોઈ અને લાડસોઇ બ્હેનને ત્હારાં આ તેજના અંબારમાં હમણાં જોઇ. તે તેજથી અમારા મલિન વિચારો દૂર થાઓ અને તે તેજથી જે સ્નેહીઓને તે મૂકી ગયેલ છે તેમને તેનો વિયોગ ખમવાને શક્તિ આપો !

શાંતિઃ શાંતિઃ શાંતિ !

## ઉપાસના

એક કવિએ ચિત્ર આલેખેલું છે કે નદીતટે સ્ત્રીપુરુષો અને બાલકો રમે છે અને તે નદીનાં પૂર એક પછી એકને ઉપાડી લે છે અને અપાર મહાસાગરમાં લઇ જાય છે.

"Still revellers danced, and sang and trod
The hither bank of Time's deep tide,
Still one by one they left and fared
To the far misty thither side."

"હજુ મોજ માણનારાઓ કાળની ઊંડી નદીના આ કિનારા ઉપર નાચતા અને ગાતા હતા. એક પછી એક તેઓ છોડીને ચાલી ગયા અને દૂર દૂર બીજે કિનારે ગયા."

બીજા કવિએ ચિત્ર આલેખેલ છે કે ચોપટની બાજી રમાતી હતી અને કાળના ભયંકર હાથે એક પછી એક સોકટું ઉપાડયું !

બે અનન્તતાની વચ્ચે આપણું જીવન મુકાયેલું છે—એક અનન્તતામાંથી આપણે જગતમાં જન્મ લઇએ છીએ અને બીજી અનન્તતામાં મૃત્યુ પછી આપણે ભળી જઇએ છીએ. દરેક ધર્મમાં આ સવાલ પુછાય છે–Whence અને Whither–ક્યાંથી અને ક્યાં? ઘણાંએ તરફડીઆં મારીએ છીએ, પણ આ કોયડાનો ઉકેલ મળતો નથી. બે તરફ એ ભયંકર સમુદ્ર અને વચમાં ટૂંકો રસ્તો ! ઉછળતાં કાળાં પાણીમાંથી તે રસ્તા ઉપર કોણ આપણી કિસ્તી લાવે છે અને તે ટૂંકો રસ્તો કાપ્યા પછી આપણને કોણ બીજા તેવા જ સમુદ્રમાં કિસ્તીમાં લઇ જાય છે?

આ જગતની નાટકશાળાનો પડદો કોણ ઉઘાડશે અને તેની પાછળ શું રહેલ છે તે બતાવશે?

પ્રભુ ખ્રિસ્તે જીવનના આ કોયડા ઉકેલવાને ઘઉંના દાણાનું ઉદાહરણ આપેલું છે. તેમણે કહ્યું હતું કે "ઘઉંનો દાણો જમીનમાં પડે અને મૃત્યુ ન પામે તો એકલો જ રહે છે; પણ જો મૃત્યુ પામે તો તેમાંથી ઘણા દાણા ઉત્પન્ન થાય છે."

તે સૂત્ર ઉપરથી તેમણે જીવનનો મોટો મંત્ર સમજાવ્યોઃ–"જે પોતાનાં જીવનને ચાહે છે તે તે જીવનને ખોશે; અને આ જગતમાં પોતાનાં જીવનને જે ધિક્કારે છે તેને અનન્ત જીવન મળશે."

છેલ્લાં થોડાં વર્ષ થયાં આપણને આ બોધ મળે છે અને આપણામાંથી કેટલાક નસીબવાનોએ જીવનની કે ધનની કે સુખસંપત્તિની કે જગતના વૈભવોની કુરબાની આપેલી છે, કે જેથી કરીને હિંદ મૈયાને અને પોતાની દેશભગિનીઓ અને ભાઇઓને ઉચ્ચતર અને ઉન્નત જીવન મળે. ત્યાગમાંથી સુખ મળે છે, મૃત્યુમાંથી જીવન મળે છે. તેથી જ જે ક્રુસ ઉપર ખ્રિસ્તદેવે પોતાનું છેવટનું બલિદાન આપ્યું તે ક્રુસ જગતની સંસારરૂપ પૂજાવેલ છે, અને તેથી જ જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી રાસ (જેણે મેલેરિયાના જંતુને શોધી કાઢ્યા.) તેણે ગાયું છે કે—

"Lo while we ask the stars
To learn the Will of God,
His annuer unawares
Strikes sudden from the sod."

"પ્રભુની મરજી શું છે તે જાણવાને આપણે જ્યારે આકાશ તરફ જોઇ તારાઓને પૂછીએ છીએ ત્યારે તે જવાબ કબરની માટીમાંથી (બળતી ચિતામાંથી) મળી આવે છે."

એક ઉપદેશકે કહેલુ છે કે જો પ્રભુમાથી વધારે ને વધારે ઉચ્ચતર જીવન જગતને જોઈતુ હોય તો જીવન પ્રભુમા ભળી જવુ જોઇએ, એટલે કે મૃત્યુ તે જગતના ઉચ્ચતર જીવન માટે છે ક્રુસ ઉપરનું મૃત્યુ તે ગભીર અર્થસૂચક હતું કે એટલો આત્મત્યાગ–અંતિમ બલિદાન સુધી–આવશ્યક છે કે નવા જીવનની પ્રાપ્તિ માટે તેના અનુયાયીઓએ તેની સાથે તે ત્યાગમા ભાગ લેવો જોઇએ

આ પ્રમાણે મૃત્યુ ભયકર નથી, પણ પ્રભુની સલ્તનતમા અગત્યનો ભાગ ભજવે છે તે તો એક સ્વર્ગનો દૂત છે કે જે પ્રભુની મરજી સપૂર્ણ રીતે બતાવે છે જ્યારે આ મૃત્યુ ઉપર જિત થાય છે ત્યારે વિશ્વનો હેતુ સફળ થાય છે

જીવનનું સાફલ્ય સ્વતત્રતામા છે પ્રભુના ઊંચામા ઊંચા આદેશ સ્વતત્રતાના છે અને જે મૃત્યુ જીવનના બધનોમાથી છુટાપણુ બક્ષે છે અને બધાયલી શૃખલાઓ તોડી નાખે છે તેના કરતા વધારે આશાદાયી અને સુખદાયી શુ હોઇ શકે ?

" Labour now so to live, That at the hour of death thou mayest rejoice rather than fear."

" એવી રીતે જીવનની ઘટના કર કે જેથી મૃત્યુદેવનો ઘટ વાગે ત્યારે ભયને બદલે તને આનદ થાય "

વળી એમ કહ્યુ છે કે —

" Learn now to die to the world, that thou mayest then begin to live with Christ '

" જગત્ના તરફ મરતા શીખ કે જેથી પ્રભુ ખ્રિસ્ત સમીપ જીવન ગાળવાનું શરૂ કરી શકે "

સૌ લવિગિકા બહેન આજે દશ દિવસ ઉપર મૃત્યુ પામ્યા આપણે એમના આત્માની શાતિ માટે મળ્યા નથી કારણકે એમના આત્માને તો જરૂર શાતિ મળેલી જ છે, પણ પ્રભુ પાસે પ્રાર્થના કરવા મળેલા છીએ કે તે બહેન જે સ્નેહીઓને મૂકી ગયેલ છે તેમને આ દુ ખ ખમવાને હિમ્મત અને ધૈર્ય મળે મુરબ્બી નરસિહરાવભાઇ અને સૌ. સુશીના બહેને ભૂતકાળમા આવા ઘા ખમેલા છે, પણ પ્રભુના ઉપર ઊડી શ્રદ્ધા અને નૈસર્ગિક હિમ્મતથી એ સઘળા ઘા શાતિથી ખમેલા છે, તેવી જ શાતિથી આ નવો કારીણ ઘા ખમવાની શક્તિ આપો સૌ લવિગિકાબ્હેન ફક્ત એમના કુટુબમા જ નહિ પણ સર્વત્ર એમના સ્નેહાળ સ્વભાવ, નૈસર્ગિક વિનીતતના અને સૌજન્ય, હૃદયની સાત્વિક પવિત્રતાથી જે જે એમના સબધમા આવતા તેમનુ મ ન હરી લેતા તેઓ ઘરમા આવે ત્યારે સૂર્યનો પ્રકાશ સાથે લેતા આવતા અને બહાર જાય ત્યારે તે પ્રકાશમાનો થોડો મૂકીને જતા યૌવનનો વસતકાળ તેમનામા જોવામા આવતો, પણ તેની સાથે જ્ઞાન અને ધર્મનો સયમ હતો આવા બ્હેન આપણને છોડીને ગયા છે જગતની ધર્મશાળામાથી એમના ગાડા ઉપડી ગયા છે અને તાપણા પડી રહ્યા છે થોડો કે વધુ કાળ હજુ આપણને ધર્મશાળામા જ કાઢવાનો છે અને પ્રભુ પાસે પ્રાર્થના કરીએ કે જ્યારે ત્યાથી જવાનો વખત આવે ત્યારે જેવી લવિગિકાબ્હેનની તૈયારી હતી તેવી જ તૈયારી આપણી હોય અને જે શાતિથી અને ધૈર્યથી તેમણે તે લાબી મુસાફરી સ્વીકારી લીધી તેવી જ શાતિ અને ધૈર્ય આપણે તેવે જ પ્રસગે રાખી શકીએ

શાતિ–શાતિ–શાતિ

જયસુખલાલ મહેતા

# કુમાર સંભવ

## સર્ગ ચોથો

### રતિનો વિલાપ

પછી મૂર્ચ્છિત થૈ પડેલી તે
રતિ નિશ્ચિતનને જગાડીને
વિધિએ ન સહાતી પીડનું
નવું વૈધવ્ય જ ભોગવાવીયું.

નિરખી રહી તેહ ધ્યાનથી
નયનો ખોલતી શુદ્ધિ આવતાં,
નવ નેત્ર અતૃપ્તથી જુએ
પ્રિયને જોવું અલોપ દર્શન. ૨

અહ જીવિતનાથ શું જીવે ?
વદી ઊભી થઇ તુર્ત આગળે
નરઆકૃતિ ભૂપરે જુએ
હરકોપાનલભસ્મ કેવલ. ૩

પછી વિહ્વલ થાતી તે વળી
ભૂમિ લોટયે ઉરજો ધુળે ભર્યાં,
વિલપે મૂકી વાળને છુટા
સમદુઃખી કરતી શું ભૂમિને! ૪

તુજ ગાત્ર વિલાસીને થતું
ઉપમાયોગ્ય વિશેષ કાન્તિથી,
ન હું તેહની આ દશા છતાં
પડું ફાટી. કઠણ સ્ત્રીઓ ખરે! ૫

જીવતી તુજ આશરે મને
ક્ષણમાં પ્રીતડી તોડીને તજી,
જલઓઘ શું બંધ તોડીને
નલિનીને તજી નાસી ક્યાં ગયો ? ૬

કિધું અપ્રિય તેં ન કૈં મને
ન તને કૈં પ્રતિકૂલ મેં કર્યું.
વિણ કારણ કેમ દર્શને
રડતી આ રતિને ન આપતો ? ૭

સ્મર, બંધન કાચી-દોરીનાં,
ભુલતાં નામ કિધેલ જેહ, વા
ખરી કેસર નેત્ર પૂરતાં
સ્મરતો ભૂષણપદ્મતાડનો ! ૮

મુજને ગમતું તું બોલતો
'વસતી અંતર,' શાઠ્ય તે ગણુ,
સહુ એ ન વિવેક માત્ર તો
તું અનંગ કયમ સાજી આ રતિ? ૯

પરલોક નવા પ્રવાસીના
પગલે આવું છું તાહરે હું તો
વિધિએ પણ લોક છેતર્યા
તુજ હાથે સુખ દેહિનું ખરૂં. ૧૦

રજની તિમિરે છવાયલા
પુરમાર્ગે ઘન ગાજતાં બ્હીતી,
પ્રમદા પિયુ ઘેર લૈ જવા
તું વિના કોણ સમર્થ રે ભલા? ૧૧

અરુણા નયનો ઘુમાવતો,
વચનો ભૂલવતો પદે પદે
મદિરામદ તું જતાં હવે,
પ્રમદાને બનતો વિડંબના. ૧૨

સમજી વપુ *નામશેષ આ,
તવ બંધુ તણું વ્યર્થ ઊગતું;
વદ વીતી જવા છતાંય ને,
કૃશતા કષ્ટથી ચંદ્ર ત્યાગશે. ૧૩

રવ કોકિલનાથી સૂચવ્યું,
લીલું ને લાલ રુચિ ડૂખતું
વદ કોનું હવે થશે અરે
શર, આ અંકુર આમ્રનો નવો. ૧૪

બહુ વાર દ્વિરેફ હાર તેં
કરી દોરી નિજ ચાપ વાપરી!
રુદનો કરુણ સ્વરે કરી,
મુજ શોકે મુજ સાથ શું રડે. ૧૫

ફરી ધારી શરીર સુંદર
ઊઠી આજ્ઞા કર કોકિલા પ્રતિ

રતિ દૂતિ થવા પ્રવીણ જે
મધુરી વાણી વિષે સ્વભાવથી. ૧૬

પદમાં પડી માગી જે લીધાં
દઢ આલિંગન કમ્પ સાથનાં
રમણો તુજ ગુપ્ત સાંભરે
સ્મર ના શાન્તિ જરી રહે મને. ૧૭

રતિપંડિત તેં સ્વયં રચ્યું
મુજ અંગો મહીં આ ઋતુ તણું
કરમાયું ન પુષ્પ ભૂષણ
ત્યહિં તારૂં વપુ રમ્ય ના દિસે! ૧૮

તુજને સ્મરતાં સુરો ભુંડા,
અધુરો જે પ્રિય! છે રહી ગયો
કર તે સ્મર આવીને પુરો
પ્રિય, ડાબો પગ રંગવો હજી. ૧૯

અનલે પડતા પતંગ શું
ફરી ઉત્સંગ હું આવું તાહરે
પ્રિય જ્યાં સુધી સોળવાય ના,
અમરોની ચતુર સ્ત્રીઓથી તું. ૨૦

રતિ કામ વિનાની થૈ અને
ક્ષણ માત્ર પણ જીવી, તે મને
શિર લાગી ચુકયું કલંક હા!
પ્રિય આવું તુજ પાછળે છતાં. ૨૧

પડીયાં પરલોક અંતરો,
વપુને જીવન સાથ પામિયાં
ગતિ જે મનથી કળાય ના;
સજું ત્યાં હું કામ છેલ્લું મંડને! ૨૨

ધરી અંક ધનુષ્યને કરે
શરને પાંશરું, વાત ત્યારની
હસતાં મધુ સાથની, વળી
સ્મરું તારાં તિરછાં વિલોકનો. ૨૩

તુજ ક્યાં મનમાનિતો સખા,
મધુ, પુષ્પે રચનાર ચાપ જે,
અતિ કોપ થકી પિનાકિએ
દીધી તેને ય શું મિત્રની ગતિ! ૨૪

પછી શબ્દ વિલાપનાં શરો
વિષ પાયાં સમ વીંધતાં ઉરે,
મધુએ તહિં પિંડ દાખવ્યો
દુખિયારી રતિ શાંત પાડવા. ૨૫

રડી તે બહુ જોઈ તેહને
સ્તનને પીડતી છાતી કૂટતી.
સ્વજનો તણી આગળે, ખરે,
ઉઘડી દ્વાર જતું શું દુઃખનું! ૨૬

રતિ દુઃખિત તેહને કહે
સ્થિતિ શી દેખ વસંત! મિત્રની,
કણુથી કણુથી ઉડંતી જે
પવને ભસ્મ કપોતરંગની. ૨૭

સ્મર દર્શન આપને હવે
મળવા ઉત્સુક મિત્ર આ મધુ.
દયિતા પ્રતિ અસ્થિર પ્રીતિ
જનની; ચંચલ ના સખા વિષે. ૨૮

નહિ આ સુહૃદે સહાય થૈ
કિધું આધીન જગત્ બધું તવ,
બિસતંતુની દોરીને, કુણાં
ફૂલ કેરા શરના ધનુષ્યને? ૨૯

પવને ગત દીપ શો ન તે
ફરી કો દી વળશે સખા તવ,
રહી વાટ સમી હું તેહની,
વીંટી ધૂમેથી અસહ્ય દુઃખના. ૩૦

વિધિએ વધ અર્ધ છે કીધો
હણતાં કામ મને પડી મુકી
ઊભુ આશ્રય રૂપ રૂખડું
ગજ ભાંગ્યે, પડવાનું વેલને. ૩૧

કર તેથી સખાનું કાર્ય તું
પછી આ જેહ હવે કંઇ રહ્યું;
વિધુરી મુજને તું અગ્નિ દૈ
ઝટ પ્હોંચાડ સમીપ નાથની. ૩૨

જતી ચંદ્રની સાથ કૌમુદી
ઘન સાથે લય થાતી વીજળી.

જડ વસ્તુ ય જાણતી ખરે
પ્રમદાઓ પતિ માર્ગમાં પળે. ૩૩

પ્રિય-અંગની ભસ્મ સુંદર
બસ આથી જ હું રંગીને ઉર
નવ પલ્લવની પથારીની
જેમ ધારીશ શરીર અગ્નિમાં. ૩૪

રચતાં ફુલસેજ કે સમે
અમને સૌમ્ય ! સહાય તું થતો,
પદમાં પડી હાથ જોડીને
વિનવું તો ઝટ દે ચિતા રચી. ૩૫

મુજને મુકી અગ્નિ ને પછી
ઝટ તું દક્ષિણ વાયુ વીંઝજે;
નહિ જાણ તું કે ન હું વિના
ઘડીએ ગોઠતું કામદેવને. ૩૬

કરી એમ પછી તું આપજે
અમ બેને જલ એક અંજલિ,
અવિભક્ત જ મારી સાથ જે
તુજ બંધુ પરલોકમાં પીશે. ૩૭

કરતાં મધુ ! ઉત્તરક્રિયા
સ્મરને લક્ષી ઝુલંત પત્રની
ધરજે બલિ આમ્રમંજરી.
પ્રિય આમ્રાંકુર મિત્રને તુજ ! ૩૮

થતી તત્પર દેહ ત્યાગવા
રતિને વાણી નભેથી ઉદ્ભવી;
બ્હીલી માછલીને સુકા સરે
જેમ પ્હેલી વરષા દયા કરે. ૩૯

કુસુમાયુધપત્ની ! તાહરો
ચિર રૂહેશે નહિ સ્વામી દુર્લભ.
સુણ જે કૃતિથી થઇ ગયો
હરકોપાગ્નિ મહીં પતંગ શો. ૪૦

સ્મરથી ચલ ઇન્દ્રિયો થતાં
વિધિએ વૃત્તિ કીધી સુતા પ્રતિ,
દિધ શાપ વિકાર રોકીને
ફલ આ તેનું નકી જ ભોગવ્યું. ૪૧

ગ્રહશે કર પાર્વતી તણો
હર જ્યારે તપને થઈ વશ,
સુખ તેહથી પામી, કામને
નિજ દેહે થકી યોજી આપશે. ૪૨

કહી ધર્મથી[1] એમ વીનવ્યે
સ્મરની શાપ-સીમાની વાણી આ,
ધન ને જન સંયમી ઉભે
અમી ને વજ્રનું જન્મસ્થાન છે. ૪૩

સુભગે! વપુ રાખો તો રહે
નક્કિ થાશે પિયુસંગ એહને.
રવિતાપ સુકી નદી ફરી
જલઓઘેથી ભરાય પ્રાવૃષે. ૪૪

અદશ્ય સત્ત્વ કંઇ આમ કહી રતિને
તેની કરે મરણની પ્રતિ મંદ વૃત્તિ.
એની પ્રતીતિથી સખા સ્મરનો મધુ જે
તેને યથાર્થ વચનો થકી સાન્ત્વના દે. ૪૫

પછી કૃશદુઃખથી મનોજપત્ની,
અવધિ વિપત્તિની ઝંખતી રહે છે;
જ્યમ કિરણ ક્ષયેથી ઝાંખી રેખા,
શશી તણી રહે દિનમાં પ્રદોષ ઝંખી. ૪૬

નાગરદાસ અમરજી પંડયા

---

## એક પત્ર

II Harcourt Street
Dublin
12-10-32

સ્નેહીભાઈ—,

મુંબાઇથી લંડન-લંડનથી બર્લિન-પાછો લંડન-ને લંડનથી હવે ડબ્લીન. જ્યારે યુગધર્મમાં ભાઇ નંદલાલલિખિત મેક્સ્વિનીની જીવનકથા ૧૯૨૩ માં પ્રકટ કરી ત્યારે સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે સદેહે વુલ્ફ ટોન ને પીઅર્સ, કોનોલી ને મેક્સ્વિની ને ડી વેલેરાની જન્મભૂમિમાં સદેહે પગ મૂકવાને ભાગ્યશાળી થઇશ!

આશરે ત્રણ માસ પર જ્યારે એક રવિવારની સવારે આ સૂના જણાતા શહેરમાં પગ મૂક્યો ત્યારથી જ કોણ જાણે કેમ એવા ભણકારા મગજમાં વાગ્યાં જ કરે છે કે જાણે મુંબાઇમાં કે અમદાવાદમાં વિચરું છું! અને આ મારી જ એકલાની છાપ નથી. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ ને કાલા કંકરના રાજા સાહેબને પણ એવા જ સંસ્કાર પડેલા. રાજા

૧ ધર્મ નામના પ્રજાપતિ.

સાહેબ—તેમને અમે અહીંઆં મિ. સિંગ કહીએ છીએ—એમણે તો કોણ જાણે કેટલી વાર કહ્યું કે "એ તો ભાઇ અસલ બબ્બઇ દીખતા હય!"

આનાં ઘણાં કારણ છે. જર્મની ને ઇંગ્લંડના પ્રમાણમાં આ દેશ હિંદની માફક ખેતીવાડીપ્રધાન છે. બ્રિટિશ સલ્તનતના પુણ્યપ્રતાપે આઇરીશ લોકોને નસીબે ઢોર માખણ વગેરે ખોરાકનાં સાધન મોકલીને બધો તૈયાર માલ ત્યાંથી જ લેવાનું શુભ નસીબ સાંપડ્યું છે; એટલે હિંદીઓની માફક આઇરીશ લોકો પણ hemers of wood ને dramers of wate જ રહ્યા છે!

તેમાં વળી જર્મની ને ઇંગ્લંડની પણ સરખામણીમા આયર્લૅન્ડ તો કોડિયા જેવડો ગણાય. આખા દક્ષિણ આયર્લૅન્ડની વસ્તી પૂરી ૩૦ લાખ ભાગ્યે જ હશે. ઉત્તર સાથે આખા આયર્લૅન્ડ જેટલી વસ્તી બર્લીનની છે—ને તેથી બેવડી લંડનની છે. એટલે અહીંઆં આવતાં મને આગલાં શહેરને મુકાબલે નાનામાં નાના શહેરમા રહેવાનો લહાવો મળ્યો છે.

ને ડબ્લીનની વસ્તી તો ત્રણેક લાખ—એટલે લગભગ અમદાવાદ જેટલી જ વસ્તી! છતાં તરત ઉમેરવું જોઇએ કે જો કે બર્લીન-લંડનને મુકાબલે ગામડીઉં ગણાય તોપણ આ શહેર અમદાવાદ ને મુંબાઇથી પણ ઘણું જ વધારે રળીઆમણું છે.

છતાં બધી શોભા ઉપર ઉપરની જ છે. ઓકોનલ બ્રિજ ને પર્નિલ સ્કવેર, સ્ટીવન્સ ગ્રીન ને કૉલેજ ગ્રીન આગળ ઝળકતી સિનેમાની ને જાહેર ખબરોની વીજળીક રોશનીમાં ને સહેલાણીઓની પ્રમાણમાં આછી મેદનીમાં પીકાડેલી કે કુર્ફર્સ્ટેન્ડામનાં થોડા થીંગડાં માર્યાં હોય એમ લાગે. બાકીના ઘણાખરા સરીઆમ રસ્તા પર, પણ યુરોપનાં નાના શહેર ને ગામડાંની શોભા ને શાંતિ દેખાય છે. પણ...ભલભલા ઓકોનલ બ્રિજથી પણ જરા ગલી-કુચીમાં વળી જાઓ તો તો લંડન-બર્લીનના સારા ભાગમાં સ્વપ્ને પણ ન દેખાય એવાં દશ્યો નજરે પડે! ભાંગેલાં-તૂટેલા જૂના જમાનાનાં ઘર-ખંડેરો ને ગોદામો-સીકલ ને કપડાંમાંથી જ્યાં ત્યાં ડોકિયાં કરતી સ્ત્રી-પુરુષોની પારાવાર ગરીબાઇ-પૂરાં કપડાને અભાવે ગામઠી કાળા કામળા ઓઢીને ફરતી વૃદ્ધ ને જુવાન સ્ત્રીઓ—બૂટ ને મોજા પણ વિના કચરાના ઢગલાની આસપાસ નાચતાં કૂદતાં નાના બાળગોપાળના વૃંદો—આ બધું જ્યારે જોઉં છું ત્યારે ઘડીભર મુબઇ કે અમદાવાદની કોઇ ગલીકુંચીમાં ઓચિંતો ભૂલો પડી ગયો હોઉં એવો ભાસ થઇ જાય છે!

છતાં મને અહીંઆં લંડન ને બર્લીન કરતાં વધારે ગમે છે. હિંદની માફક જ ઠેર-ઠેર સભાઓમાં અને સરઘસોમાં—બ્રિટિશ સરકારની ઠીક ઝડતી લેવાય છે. મેન્શન હાઉસમા અમે ઇન્ડિયન-આઇરિશ-લીગ તરફથી ભરચક સભા ભરી ને જ્યારે એક પછી એક ભાષણ કરનારને સભાજનો તાળીઓના અવાજથી વધાવતા ગયા ત્યારે આબેહબ કાવસજી જહાંગીર હૉલ નજર આગળ ખડો થયો!

આ શહેરની વસ્તી જો કે અમદાવાદ જેટલી છે ત્યારે બીજી પાસ મુબાઇની માફક તેની નજીક દરિયો ને નાની નાની સુંદર ટેકરીઓ છે. તેથી જ્યારે બસમા કે ટ્રેનમાં બેસીને છેક લગોલગ દરિયાને કિનારે કિનારે ડન-લેરી કે હોથ જાઉં છું ત્યારે કોલાબાથી મલબાર હીલ જતો હોઉં એમ ભાસે છે. અને અમદાવાદ-મુંબાઇના આ ભણકારાના પ્રતાપે જ ઘણે વખતે ગરવી ગુજરાતીમા આ પત્ર લખવાને પ્રેરાયો છું. રાજપ્રકરણ વિષે વધુ પછી.

ઇન્દુલાલના જયવંદન



## (૧) સિનેમા અને બાળક

૧

હાલતાચાલતા સિનેમાનો ઉદ્યોગ વેગબધ વધી ગયો છે અને વિસ્તર્યો છે, તે ચાલુ જમાનાની ધ્યાન ખેંચે એવી એક વાત છે. તે દુનિયામાંનો એક અગત્યનો ઉદ્યોગ થઈ પડ્યો છે, ને ખાસ કરીને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉત્પન્ન થયો છે. ૧૯૨૭ માં તેનાં ૧૪૨ સ્ટુડીઓ હતાં. તેમાંનાં ઘણાંખરાં માત્ર હોલીવુડમાં જ હતાં, અને આ સ્ટુડીઓએ જુદી જુદી જાતનાં ૧૩૪૭ સિનેમા તૈયાર કરવામાં ૧૩,૪૩,૪૩,૩૬૦ ડૉલર ખર્ચ્યા હતા. જે ત્વરાથી આ ઉદ્યોગ આગળ વધતો જાય છે, તેને લીધે જ એ ઉદ્યોગની સામે ઘણી જાતની ફરિયાદો ઊભી થાય છે. કારણકે જેઓ આ ઉદ્યોગના સંચાલકો છે તેમને તેમાંથી પૈસા કમાવા છે, અને તેથી આ સિનેમાની અસર, દુનિયાના લોકોની રીતભાત, મન અને નીતિ ઉપર શી થાય છે તે જાણવાની તેમને ભાગ્યે જ ફુરસદ હોય છે. પણ હવે દુનિયાના દરેક ભાગમાંથી તેમને ચેતવણીઓ મળ્યા કરે છે. અને ખાસ કરીને તો અમેરિકા અને ગ્રેટબ્રિટન કે જે તેમનાં ખાસ ગ્રાહકો છે તેમના તરફથી તો વિશેષ પોકાર થાય છે. યુરોપના બીજા દેશોમાં સિનેમાઉદ્યોગનો નફો બહુ જ નજીવો છે, અને ખાસ કરીને બોલતાં સિનેમા થવાથી નહિ જેવો થઈ ગયો છે. કૅલીફોર્નીઆના સિનેમા બનાવનારાને યુરોપના દેશમાંથી કાઢી મૂકવામાં આવે તો પણ તેમની આવકમાં ભાગ્યે જ ઘટાડો થાય. દુનિયામાં જે પ્રદેશમાં અંગ્રેજી બોલાય છે તે પ્રદેશો જ બોલતા કે નહિ બોલતા સિનેમાને અગત્યના છે. ત્યાં જ તેનું ઉત્પન્નનું ખર્ચ અને મોટો નફો મેળવી શકાય છે. યુરોપના બીજા દેશોમાંથી જે આવક આવે છે તેથી આવકમાં ઉમેરો થાય છે, એ આવક આવકારદાયક છે, પણ ખાસ અગત્યની નથી. સિનેમા બનાવનારાઓ યુરોપના બીજા દેશ માટે તદ્દન બેપરવા છે, પણ યુનાઇટેડ સ્ટેટ્સ અને ગ્રેટબ્રિટનના લોકોનો અભિપ્રાય તેમને અસર કરે છે. એ નોંધ કરવા જેવું છે કે ચિત્રપટોના વેપારીઓએ તેમના ધંધાને નિયમનમાં મૂકવા માટે જે પગલાંઓ લીધાં છે તે તેમના ઉદ્યોગની બહારની સંસ્થાઓ તરફથી સૂચવવામાં આવ્યા છે. તેનાં બે સ્વાભાવિક કારણો છેઃ—એક તો એ છે કે સિનેમાની દુનિયાના ઘણાખરા સંચાલકો નાગરિક તરીકેની ઉચ્ચ કક્ષા માટે અથવા એવી બીજી વસ્તુ માટે પંકાયેલા નથી. તેમનો ઉદ્દેશ માત્ર પૈસા કમાવાનો છે. અને બીજું કારણ એ છે. કે તેમના સિનેમાના બહોળા ફેલાવા અને તેની બનાવટ માટેના વધારાના ખર્ચને લીધે તેમને લોકોની અગત્યની અને જોખમદાર સંસ્થાઓના વાંધા તરફ વધારે લક્ષ આપવું પડે છે. સિનેમા દરેક વર્ગના અને દરેક ઉમરના માણસો જુએ છે. તેટલા માટે

આ સિનેમા વસ્તીના મોટા સમૂહ ઉપર અસર કર્યા વગર રહેજ નહિ, અને તે એવા ગંભીર પ્રશ્નો ઊભા કરે છે કે જેથી જુદી જુદી જાતના સમૂહના લોકોના વિચારોમા આંદોલન કરી મૂકે છે. આમાનો એક પ્રશ્ન બાળકોને લગતો છે અને હાલમા થોડાં વર્ષથી ખાનગી, અર્ધખાનગી કે અર્ધજાહેર સસ્થાઓમા અને કેળવણીના અધિકારીઓમા આતુર તપાસનો તે વિષય થઇ પડયો છે. આ પ્રશ્નનો હુ વિચાર કરવા ઇચ્છુ છુ –

૨

પહેલી અને સૌથી અગત્યની બિના આ વિષયના કોઇ પણ અભ્યાસીના મગજ ઉપર અસર કરે છે તે એ છે કે, બાળકો વારવાર સિનેમા જોવા જાય છે આધુનિક યુગનું બાળક બીજા યુગના બાળક કરતા જેમ બીજી બાબતોમા જુદુ પડે છે, તેમ આ બાબતમા પણ જુદુ પડે છે, અને તે એ રીતે કે, તે પોતાના મોજશોખના ઘણાખરા સાધનો પોતે જ ખરીદે છે પહેલાના સમયમા બાળક રમકડાથી આનંદ મેળવતું કે જેમા તેને પોતાની કલ્પનાશક્તિનો ઉપયોગ કરવો પડતો અથવા તો બીજા બાળકોની રમતમા જોડાઇને આનદ મેળવવો પડતો તેમના ખરીદેલા મોજશોખો બહુ જ જૂજ હતા. દાખલા તરીકે વર્ષે એકાદ વખતે તેઓ મૂક અભિનય નાટક જોવા જતા અથવા છ મહિને એકાદ વખત જાદુના ખેલ અથવા એવી જાતના બીજા ખેલ જોવા જતા અથવા પ્રસગોપાત પ્રાણીસંગ્રહસ્થાન જોવા જતા મજૂરવર્ગનું બાળક ખૂબ છૂટથી મઝા કરી શકતું પેઢી દર પેઢીએ એની એ જ રમતો રમાયા કરતી, અને એ રમતોના માટે ખેડૂતના કામકાજની માફક ચોક્કસ ઋતુઓ નક્કી કરી રાખી હતી અને એ રીતે એ જ પ્રકારના આનંદના પ્રસંગો ઊભા કરાતા આનાથી તો તેમની કલ્પનાશક્તિને કેટલુ ઉત્તેજન મળતું તેનુ માપ ભાગ્યે જ કાઢી શકાય નાના બાળકો તેમનો બપોરનો સમય તૂટી ફૂટી, આકાર વગરની ચિંથરે વિંટાળેલી ઢીંગલીઓ સાથે રમવામા અને વાતચીત કરવામા ગાળતા, ત્યારે તેમની કલ્પનાશક્તિ કેટલી હદે કેળવાતી અને તે કલ્પનાશક્તિ તેમની પુખ્ત વયે તેમના ઉપર ઊંડી અસર કરતી આ વિષે કોઇ પણ ના પાડી શકે તેમ નથી. જે છોકરાઓને પોતાની પાસેના સાધનો ઉપર એકલા છોડી દેવામા આવે છે તેઓ તેમના એકાંતને સખ્યાબંધ સુદર અને મોહક આકૃતિથી ભરી દે છે અને સાહિત્યની અદર આવા બાળકોએ સુંદર દિવસ પસાર કર્યાના વર્ણનો વાચીએ છીએ એવી સામાન્ય માન્યતા છે કે, ગરીબનું બાળક એક લાકડાના કકડાને વાળની લટથી અને કપડાના ચિંથરાથી શણગારીને તેની કલ્પનાશક્તિથી રાજકુમારી માની જે મઝા મેળવે છે તે પૈસાદારનું બાળક કે જે મોઘા અને અટપટા રમકડાથી રમે છે તે ભાગ્યે જ મેળવી શકે. કગાલ લોકોનું બાળક સાબુની પેટી ને ચાર ભાગ્યા તૂટયા પૈડાથી એક સુદર રથ અને પોતાને એક સરસ ઘોડો કે સારથી માનવામા મઝા માને છે બધા વર્ગના બાળકો માટે ખિસ્સાખરચી બહુ જ ટૂંકી હતી અને તે પણ દાન કે ધાર્મિક કામ કરવા માટે નિયત કરીને અપાતી. અથવા તો બેન્કમા જમા કરવામા આવતી દરેક બાળકને એક કે બે પેન્સ અથવા વધારે-મા વધારે ૬ પેન્સ જેટલી ખર્ચી દર અઠવાડીએ મળતી કામદાર વર્ગના બાળકને તો માત્ર અર્ધો પેન્સ મળતો અત્યારે તો આપણે તે સર્વ બદલી નાખ્યુ છે. હાલનું બાળક પોતાના રમતના સાધનો પોતાની મેળે ઓછા ને ઓછા ગોઠવતું જાય છે અને પોતાની

(૮) દેશની લાગણી—વાવટાનો માનપૂર્વક ઉપયોગ કરવો. ઇતિહાસ, સંસ્થાઓ, પ્રખ્યાત લોકો અને બીજા દેશની નાગરિકતા વાજબી રીતે બતાવવી.

(૯) મથાળા—વિષયી, અસભ્ય અથવા અમર્યાદ લખાણોનો ઉપયોગ કરવો નહિ.

(૧૦) વાંધાભરેલા વિષયો —નીચેના વિષયોને સુરુચિની હદમાં ગણવા નહિ—

કાયદા પ્રમાણે ગુના માટે કરેલી ફાંસી કે વીજળીની સજા બતાવવી નહિ. હલકા પ્રકારની રીત બતાવવી નહિ. જેવી કે પશુતા અને હલકાપણું, વૈદકીય વાઢકાપ, બાળક કે પશુ ઉપર બતાવવામા આવતી દેખીતી ક્રૂરતા, સ્ત્રીનું વેચાણ કે કોઈ સ્ત્રી પોતાનું શિયળ વેચતી હોય તેવો પ્રસંગ.

આ ઉતારા એટલું બતાવવા પૂરતા છે કે સિનેમાના ઉદ્યોગની કેવી અધોગતિ થઈ છે. વાચકે એટલું યાદ રાખવું જોઇએ કે કોઇ પણ બાળકે આ રીતે મના કરેલા સિનેમા જોયા હશે જ સ્થાનિક અધિકારીઓ બાળકોને સિનેમા જોવાના નિયમો ઘડે છે અને સિનેમાના બે વિભાગ પાડે છે. 'A' (એ) અને 'U' (યુ) આમાનો પ્રથમ વિભાગ મોટા માટે જોવા યોગ્ય છે. સંદિગ્ધ પ્રકારના સિનેમા બાળકો ફક્ત તેમનાં માબાપ કે વડીલોના સાથે જ જોઇ શકે. ફક્ત લીવરપુલની એક જ સત્તા આવા સિનેમા કોઇ પણ સંજોગોમા જોવાની મનાઇ કરે છે એક વસ્તુ ભારપૂર્વક કહી શકાય, કે અણગમો ઉપજાવનાર સિનેમા છોકરાઓ સમજતાં નથી, તેમ પસંદ પણ કરતાં નથી. એક એવી દલીલ કરી શકાય કે, બાળકો કરતા મોટાઓને જ આવા સિનેમા જોવાની મના કરવી જોઇએ. કારણ કે બાળકો કરતા મોટાઓ આથી વધારે બગડે એવો સંભવ છે, પણ એટલું કબૂલ કર્યા વિના ચાલે એમ નથી કે, મનને કટાળો આપે તેવા દેખાવો અને કુકર્મવાળાં દશ્યો બાળકને જોવાની ટેવ પાડવાથી છેવટે તેના માનસ ઉપર ખરાબ અસર થયા વગર રહેતી નથી. ઓછામા ઓછો ચોખલિયો માણસ પણ હોલીવુડથી થતી ખરાબ અસરથી યુવાન છોકરાછોકરીઓને મુક્ત રાખ્યા સિવાય રહેશે નહિ.

૪

૧૯૩૦ના એપ્રિલથી ૧૯૩૧ ના મે સુધીમાં બર્મિંગહામ વિદ્યાપીઠના કુલનાયક સર ચાર્લ્સ ગ્રેન્ટ રોબર્ટસનના પ્રમુખપણા નીચે બર્મિંગહામ સિનેમા તપાસ સમિતિ નામના મંડળે પ્રાથમિકશાળાના બાળકોના સબંધે સિનેમા વિષે તપાસ ચલાવી હતી. સર ચાર્લ્સ કહે છે કે આ સમિતિ સ્થાપવાનું એક કારણ એ હતું કે "અત્યારે જે જાતના સિનેમા ચાલુ છે તેમનાથી બાળકો અને કિશોરો ઉપર જે જાતની ખરાબ અસર થતી હતી તે વિષે ખાસ કરીને અમારામાં ઘણો અગતોષ હતો" આ સમિતિએ એક પ્રશ્નાવલિ તૈયાર કરી છે, અને તે પ્રશ્નોનો જવાબ બાળકોએ જાતે જ આપવાનો હતો. આ પ્રશ્નાવલિ બીજી જગાએ થતી તપાસ માટે દાખલારૂપ થઇ પડી છે. અહીં એટલું કહી દેવાની જરૂર છે કે આવી જાતની ઘણી તપાસ સમિતિના સભ્યોને ચિત્રપટ સામે ચિત્રો તરીકે પક્ષપાત નહોતો અને તેઓ ખાસ કરીને એવી સંભાળ રાખતા કે આ તપાસ સમિતિમા કોઇ ચક્રમ કે ટોકટોક કરનાર માણસ કે જેમનો ઉદ્દેશ માત્ર અગવડ ઊભી કરવાનો અને વાજબી મોજશોખને આડે આવવાનો હોય તેવા માણસને દાખલ ન કરવો.

તપાસ કરનારાઓને એમ કહેવામાં આવ્યું હતું કે "જે સિનેમા અત્યારે બતાવવામાં આવે છે તેમાંના સારા, ખરાબ કે ઉદાસીન કયા કયા છે તેનો પક્ષપાત રહિત અને સાચો

અંદાજ કાઢવો એ આપણો ઉદ્દેશ છે આપણો ઉદ્દેશ કાંઇ ફરિયાદ કરવાના હેતુથી હકીકતો ભેગી કરવાનો નથી. આ જાતનો ચોક્કસ અને યોગ્ય અંદાજ જાતે જોઇને નોંધ કર્યા સિવાય આપી શકીએ નહિ" અને વળી આ તપાસ કરનારાઓને એમ કહેવામા આવ્યુ હતું કે "સિનેમાની અસર આખા સમાજ ઉપર કેવી થાય છે તે ઉપર તેની ટીકા કરવી, નહિ કે mother's union ("મધર્સ યુનિયન=માતૃસંઘ)ના ધાર્મિક દૃષ્ટિબિન્દુથી ટૂંકામા તે તપાસ ઉદાર અને યોગ્ય હેતુથી ચાલશે તેની ખાતરી આપવામા આવતી અને સિનેમાને અપરાધી સંસ્થા તરીકે ગણવામા ન આવે તેની કાળજી રાખવામા આવતી ૧૯૩૦ મા સ્ત્રીઓની રાષ્ટ્રીય સમિતિએ એક સમર્થ અહેવાલ બહાર પાડયો મધર્સ યુનિયનનો અહેવાલ ૧૯૩૧મા બહાર પડયો કેળવણી અને શિક્ષણને લગતા સિનેમાની તપાસ સમિતિ આખા વિષય ઉપર એક અગત્યનો અહેવાલ તૈયાર કરે છે, જેમા ઉપર જણાવેલા મડળોના વિષયનો થોડાઘણો સમાવેશ થઇ જાય છે આ સમિતિની સ્થાપના સેંકડો કેળવણી અને વૈજ્ઞાનિક સંસ્થાઓ તરફથી થઇ હતી, જે સસ્થાઓ એમ માનતી હતી કે 'સિનેમા એ રાષ્ટ્રીય જીવનમા ખરાબ યા સારૂં બળ થઇ પડયુ છે, અને તેનો ઉપયોગ કેળવણીના લાભ માટે કરવો જોઇએ, એમ તેઓ ઇચ્છતા હતા" ૧૯૩૦મા આ સમિતિને માલૂમ પડયુ કે ઓછામા ઓછા ૧૪ જુદા જુદા મડળોએ આ સિનેમાની અસર રાષ્ટ્રીય જીવન ઉપર શી થાય છે એ વિષે પૂછપરછ કરી હતી તેનો અહેવાલ ખૂબ નરમ હતો તેમા એમ બતાવ્યુ છે કે "સિનેમા વિષેની સામાન્ય બેચેની કેટલીક વાર વધારે પડતી છે ઘણાખરા સિનેમા સારી રીતે ચલાવવામા આવે છે, અને તેના માલીકો સિનેમાની અદર બાળકને બગાડનારૂં કોઇ તત્ત્વ ન પેસી જાય તેની માબાપ જેટલી ચિંતા રાખે છે." બારીક નજર અને હોશિયારીથી જો સિનેમાને બતાવવામા આવે તો સિનેમા કરુણાજનક અને હાસ્યજનક બની શકે, પણ જો તે સિનેમાનો ખરાબ રીતે ઉપયોગ કરવામા આવે તો તે તરત જ ગ્રામ્ય અને કટાળો ઉપજાવે તેવા ખરાબ બની જાય. ખરાબ સિનેમાની ગ્રામ્યતા અને કટાળો ધિક્કારવા લાયક અને ખરેખર નુકસાનકારક છે, પણ સિનેમાથી ઉપજતી ખરાબ અસરને બહુ વધારે પડતુ વજન આપવામા આવ્યુ છે જેટલે દરજ્જે સિનેમાએ નુકસાન કર્યું છે તેથી વધારે તો જુવાનીઆ ઉપર દેખરેખ રાખનારા મોટેરાઓએ સિનેમા ઉપર દોષ મૂકીને નુકસાન કર્યું છે કેળવણીની સસ્થાઓના અભિપ્રાય તો સિનેમાની તપાસ કરવાને બદલે તેમને દોષિત ઠરાવવા તરફ છે, અને જો ઠરાવોથી તેને મારી શકાતું હોત તો સિનેમાનો ઉદ્યોગ કયારનોય મરી ગયો હોત -

જો કોઇ કિશોર સિનેમા જોવા જાય તો શિક્ષકે દોષિત ઠરાવેલી જગ્યાએ તે ગયો છે તેથી નિષિદ્ધ ફળ ખાવાની પોતે બહાદુરી કરી છે એમ લાગણી તેના મનમા ઉત્પન્ન થાય છે તેથી સિનેમામા નૈતિક હાનિ કરે તેવુ કંઇ પણ હોય તો તેને ગ્રહણ કરવા તેનું માનસ તૈયાર જ હોય છે

છતા આ સમાજો અને તપાસ કરનારા સમૂહો સિનેમાની અસરથી એટલા બેચેન થયા છે કે તેને સખ્તાઇથી નિયમિત કરવા જોઇએ, એમ તો તેઓ ઇચ્છે છે તેઓ એમ નથી માનતા કે આવુ શક્તિશાળી બળ જે માણસ સિનેમામાથી નફો ખાય છે તેની વિચિત્ર ન્યાયબુદ્ધિ ઉપર છોડી દેવુ ૧૯૩૧ના જાન્યુઆરી માસમા સિનેમાની તપાસ કરનારી

સમિતિને સિનેમા તૈયાર કરનારી પેઢીઓ ઉપર એક પત્ર લખવાની જરૂર પડી હતી, જેમાં લાંબી અને સ્થૂલ પશુતા અને હલકા વિષયો તરફ તેમનું ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. આવા સિનેમામાં ગમે તેવા સુધારા કરવામાં આવે તોપણ તે જાહેર પ્રજાને બતાવવા યોગ્ય ન જ બને. અત્યારે સિનેમાનો પરવાનો આપનારી સત્તા ઘણી સંસ્થાઓને આપેલી છે. તે બાબતમાં સુધારો થવાની જરૂર છે.

૫

સિનેમાને વિષે જે વ્યાકુળતા બતાવવામાં આવી છે તેને લીધે ડહાપણભરેલી સૂચનાઓ થયા કરે છે, અને વળી સિનેમાના માલીકો અને સિનેમા બનાવનારાઓ, કેળવણીકારો અને માબાપો કરતાં કાંઇ ઓછા આતુર નથી. અને તેઓ ઇચ્છે છે કે સિનેમાની સામે કોઇ પણ પ્રકારની ફરિયાદનું કારણ રહેવું ન જોઇએ. બર્કનહેડ તપાસ સમિતિએ જે પ્રશ્નો બાળકોને પૂછયા હતા તેના બાળકોએ આપેલા જવાબોનો વિચાર કરીએ. પ્રશ્નો નીચે પ્રમાણે હતા:—

સિનેમા જોવા તમે કેટલી વાર જાઓ છો ?
તમને ત્યાં જવું શા માટે ગમે છે ?
તમને સૌથી ઉત્તમ કેવો સિનેમા ગમે છે ?
તમને એમ લાગે છે કે ખેલ બહુ લાંબો છે ?
સિનેમાથી તમારી આંખો થાકી જાય છે ખરી ?
તમને અથવા તમારી પીછાનના બાળકોને સિનેમા જોયા પછી ઊંઘ ન આવે એવું બને છે ?
સિનેમામાથી તમે શું શીખ્યા ?
સિનેમા શી રીતે સુધરે તે વિષે તમે શું ધારો છો ?

બર્કનહેડ તપાસ સમિતિએ નીચે પ્રમાણે બે પ્રશ્નોનો ઉમેરો કર્યો હતો:—

તમને સિનેમાથી કોઇ દિવસ બીક લાગે છે ?
સિનેમા જોયા પછી તમને ખરાબ સ્વપ્નાં આવે છે ?

બાળકોને આના જવાબ આપવામાં કોઇ પણ જાતની મદદ કરવામાં આવી નહોતી. આ તપાસને માટે જોખમદાર વ્યક્તિઓએ બાળકો પાસેથી સ્વતંત્ર જવાબો મેળવ્યા છે. કેળવણીના સિનેમાની તપાસ સમિતિ આ જવાબો વિષે શંકાશીલ જણાય છે. તેઓ એમ માને છે કે આમાંના કેટલાક જવાબો શિક્ષકને ખુશ કરવા ખાતર અપાએલા છે; પણ આ શંકાશીલપણાને ટેકો આપવા માટેની દલીલો લૂલી છે. જો કોઇ જવાબ દાંભિક લાગતો હોય તો તેથી તે બનાવટી છે એમ માની લેવું ન જોઇએ જેમ મોટા લોકો દાંભિક હોય છે તેમ બાળકો પણ દાંભિક હોય. પણ એમ માનવાનું કાંઇ કારણ નથી કે જો કોઇ ચાલાક છોકરો કે છોકરી પોતાના વિચાર મોટા માણસની ભાષામાં પ્રગટ કરે તો તે સાચા નથી. એ જોવા જેવું છે કે છોકરાંઓએ જવાબો નિર્ણય કરીને આપ્યા છે. છોકરાંઓને સિનેમા માટે સ્પષ્ટ અને ચોક્કસ અભિપ્રાય હોય છે. તેઓના વિચારો ઘડવા માટે શિક્ષક કે બીજા કોઇની મદદની જરૂર રહેતી નથી તેઓએ તેમની જાતે જ નિશ્ચય કરી રાખ્યો હોય છે. લગભગ બધાં જ બાળકો એમ માને છે કે ખેલ બહુજ ટૂંકો છે. માત્ર પૂરતા પ્રમાણથી બાળકોને ઉજાણીની પેઠે સંતોષ થતો નથી. તેમને તો દરેક વસ્તુ ખૂબ પ્રમાણમાં જોઇએ છીએ. બર્કનહેડનાં ૧૪૪૦ બાળકોને આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે "તમને એમ લાગે છે કે ખેલ બહુ

લાંબો છે?" આના જવાબમાં ૧૦૩૦ બાળકોએ 'ના' પાડી. ૯૯ એ 'હા' પાડી. ૯૩ એ 'બરાબર' છે એમ કહ્યું. ૧૪૪ એ 'બહુજ ટૂંકો' છે એમ કહ્યું અને ૧૦૧ જે બુદ્ધિશાળી બાળકો હતાં તેમણે એવો જવાબ આપ્યો કે 'જેવો સિનેમા.' બર્મિંગહામનાં લગભગ બધાં બાળકો એકમતનાં હતાં કે સિનેમાને લાંબો કર્યો હોય તો ખોટું નથી. "માત્ર પ્રેમના સિનેમા વધારે પડતા લાંબા હોય છે." તેમાંના કેટલાએ એમ લખ્યું છે અને તે નોંધ કરવા જેવું છે કે કેટલાં બધાં બાળકો–છોકરા કે છોકરીઓ–પ્રેમનાં દશ્યોવાળા સિનેમાને ધિક્કારે છે. એક છોકરાના ટોળાને પૂછ્યું કે તમને કઇ જાતના સિનેમા ગમે છે? ત્યારે તેઓએ તેમની પસદગીમાંથી પ્રેમના સિનેમાને બાદ કર્યા. જ્યારે તેમણે સામાન્ય ટીકાઓ સહિત તે વિષે વાત કરી ત્યારે તેમણે ઘૃણા બતાવી હતી. "અમને પ્રેમ સિવાયના બધા સિનેમા ગમે છે" અથવા તો "સિનેમા હવે તો બધા જ પ્રેમથી ભરપૂર હોય છે." અથવા તો "અમને પ્રેમની ચેષ્ટા કરનારા સિનેમા નથી ગમતા." તોપણ કેટલીક છોકરીઓને આવી જાતના સિનેમા ગમે છે. બર્મિંગહામની એક છોકરી કે જે બધી છોકરીઓની પ્રતિનિધિ હતી તેણે કહ્યું કે "મારા માનીતા સિનેમા પ્રેમ માટે લડાઇ કરનારા છે." પણ બીજી તે જ શહેરની છોકરી, પહેલીના કરતાં જરાએ ઊતરતી ન હતી, તેણે જવાબ આપ્યો કે "મને પ્રેમના સિનેમા એટલા માટે ગમે છે કે તેમાં લડાઇ હોતી નથી." બર્કનહેડનાં છોકરાછોકરીઓ જે સિનેમામાં પ્રેમ મુખ્ય વસ્તુ હોય છે તેને કંટાળાભરેલાં અને તેથી ત્રાસ આપનારાં માને છે. બાર વર્ષની બર્કનહેડની સેન્ટર સ્કૂલની એક છોકરીએ ભારપૂર્વક દર્શાવ્યું કે "મને એવી જાતના સિનેમા નથી ગમતા કે જ્યાં લોકો પ્રેમ કર્યા કરતાં હોય અથવા તો પ્રેમની વાતો કર્યા કરતાં હોય. તેથી અમને કાંઇ લાભ કે શીખવાનું મળતું નથી."

પ્રશ્નોના ક્રમ પ્રમાણે જવાબ ગોઠવવા એ વધારે સારું છે. બર્મિંગહામનાં ૮થી ૧૪ વર્ષની વયનાં ૧૪૩૯ છોકરાંને આ સવાલ પૂછવામાં આવ્યો હતો. આ સંખ્યામાંથી લગભગ અર્ધોઅર્ધ ભાગ, કે ૭૮૦ બાળકો સિનેમા જોવા અઠવાડીએ એક વાર જાય છે. ૧૮૪ બે વખત, ૩૬ ત્રણથી ચાર વખત અને એક પાંચ વખત જાય છે. બીજાઓમાંથી ૧૦૭ પખવાડીએ જાય છે. ૩૦૨ મહિને એક વાર કે પ્રસંગોપાત કે ભાગ્યેજ જાય છે, અને ફક્ત ૩૦ કોઇ પણ દિવસ નથી જતાં. બર્મિંહામનો ૧૧ વર્ષનો એક છોકરો કે જે અઠવાડીઆમાં બે વખત સિનેમા જોવા જતો હતો તેણે તેના જવાબમાં એમ ઉમેર્યું કે "સિનેમા તમારા મગજમાં આખો વખત રહ્યા કરે છે." અને એક છોકરીએ એમ કહ્યું કે "સિનેમા જોવાની ઘેલછા થાય છે." બર્કનહેડમાં ૧૬૫૩ બાળકોને પ્રશ્ન પૂછવામા આવ્યો હતો. આમાંના ૭૫૧ અઠવાડીએ એક વખત સિનેમા જોવા જાય છે. બીજા આંકડાઓ બર્મિંગહામને મળતા છે. જો આ આંકડાઓને આખા દેશના દાખલારૂપ ગણવામાં આવે, અને એવું ન માનવાનું કાંઇ કારણ નથી, કારણ કે નાનાં શહેર કે ગામડાંમાં છોકરાંઓ વખતોવખત સિનેમા જોવા જાય છેજ; તો એ ઉપરથી એમ સમજી શકાય છે કે ગ્રેટબ્રિટનની પ્રાથમિક શાળાનાં અર્ધા કરતાં પણ વધારે ભાગનાં છોકરાછોકરીઓ અઠવાડીઆમાં એક વખત સિનેમા જોવા જાય છે, અને તેમનો મોટો ભાગ ઓછામાં ઓછા મહિને એક વખત તો જાય છે જ. કેળવણીમાં કે બાળકના જીવનમાં રસ લેતા

કોઇ પણ માણસે આ વસ્તુ તરફ બેદરકાર રહેવું યોગ્ય નથી. આપણે આ ટેવને યોગ્ય કે અયોગ્ય માનીએ તોપણ આપણા રાષ્ટ્રીય જીવનમાં એ એક મહાન અગત્યની વસ્તુ છે. યુવકોના મોટા સમૂહનાં માનસ સિનેમાથી જ કેળવાય છે; હું આ સિનેમાને બહુ ભયની નજરે જોતો નથી, જો કે હું તેને માટે ચિંતાથી વિચાર કરૂં છું. મારા બચપણમાં વાંચેલાં ખુનામરકીનાં અને ભયંકર સસ્તાં પુસ્તકો કરતાં સિનેમા કાંઇ ખરાબ નથી: અને જો કે આ પુસ્તકોને ડાહ્યા પુરુષો તિરસ્કારથી જોતા છતાં આ પુસ્તકોથી મને કાંઇ હાનિ થઇ લાગતી નથી. આ વસ્તુની ગંભીરપણે દલીલ કરી શકાય કે આ સસ્તાં પુસ્તકોથી છોકરાંઓની કલ્પનાશક્તિ ઊત્તેજિત થતી અને બહાદુરીનાં પરાક્રમો કરવાનો રસ પણ ઉત્પન્ન થતો. કેટલાક ચપળ બુદ્ધિવાળા છોકરાઓ કોઇક કોઇક વખત આવાં કાલ્પનિક સાહસનાં પુસ્તકો વાંચીને ટ્રેનો તોડી પાડવા અથવા તો લૂંટ કરવા ઉશ્કેરાતા. પણ તેમની સંખ્યા નજીવી હતી. અને તેમનાં કુકર્મનો ફેલાવો ટૂંકો અને બિનઅગત્યનો હતો. છોકરાઓના મોટા સમૂહને આનાથી કોઇ પણ જાતનું નુકસાન થતું નહિ. ભયંકર સસ્તાં પુસ્તકો કરતાં કદાચ સિનેમા વધારે હાનિકારક હોય; કારણ કે સિનેમા વધારે ઉત્તેજક હોય છે. અને વળી બાળકો તેને સમૂહમાં જુએ છે; જ્યારે સસ્તાં પુસ્તકો એકાંતમાં વંચાતાં હતાં. એક વ્યક્તિ કરતાં ટોળું જલદીથી લાગણીવશ અને ગાંડું થઇ જાય છે. અને આ કારણથી જૂના સમયના ખુનામરકીનાં સાહિત્યો કરતાં સિનેમા વધારે વાંધાભરેલો ગણી શકાય; પણ તેની વાંધાભરેલી અસરને વધારેપડતું વજન અપાઇ જાય એ શક્ય છે. બીજો પ્રશ્ન એ છે કે "તમને સિનેમા જોવા શામાટે ગમે છે?" આના જવાબમાં બર્મિંગહામની શાળાના છોકરાઓએ મુખ્ય ત્રણ પ્રકારના જવાબો આપ્યા છે. જવાબો આ પ્રમાણે છે:—"રસને લીધે" "મજાહને માટે" "વખત પસાર કરવા માટે" અને "રોમાંચકતા માટે" આ જવાબો ઉપરના ત્રણને મળતા છે. 'રોમાંચ'ને જુદા જુદા મથાળા નીચે ગોઠવી આપવામાં આવ્યાં હતાં: જેવાં કે મોટર અને ઘોડાની શરતો, ઊડવું, ગોવાળીઆઓ (cowboys,) લડાઇ અને યુદ્ધ. ૩૮ છોકરીઓમાંની ૧૧ વર્ષની ૨૦ છોકરીઓને યુદ્ધના સિનેમા સૌથી વધારે ગમે છે. અને એવા જ સમૂહમાંથી ૧૯ છોકરાઓને ખૂન, યુદ્ધ અને ચીકાગોની લૂંટારૂટોળીના સિનેમા ગમતા હતા; કારણકે તે રોમાંચક હતા. આવી પસંદગી અપવાદરૂપે છે, કાંઇ સામાન્ય નથી. જોકે જેઓએ આ વિષે વાંચ્યુ છે તેમને ચિંતા ઉત્પન્ન થાય છે; પણ આપણે તેથી એમ માની લેવું ન જોઇએ કે જેઓ આવી જાતની પસંદગી ધરાવતા હોય તેમને આનાથી નૈતિક નુકસાન થાય છે. આપણામાંના ઘણાખરા ખૂનની વાર્તાઓ અને ચીકાગોના દારૂડીઆની વાર્તાઓ વાંચે છે. પરંતુ આથી આપણે કાંઇ ખૂની કે દારૂડીઆ થઇ જતા નથી. ડિટેક્ટીવની વાર્તાઓનો ઘણો પ્રચાર છે તેથી કાંઇ ગુના કરનારી વસ્તીમાં વધારો કે ઘટાડો થયો જણાતો નથી. આ પ્રશ્નના કેટલાક જવાબો બહુ કરુણ છે. એક કંટાળેલું બાળક લખે છે કે "ક્યાંક પણ જવું તો પડેના?" જ્યારે બીજું એમ કહે છે કે "આ જ એવી જગ્યા છે કે જ્યાં આપણને આનંદ પડે છે." કેટલાક એમ કહે છે કે "શેરીના વાતાવરણમાંથી કાંઇક નવીનતા મળે છે." અને "ખરાબ ઋતુમાં કાંઇક કરવાનું સાધન મળે છે." પણ મોટી સંખ્યા કંટાળાથી કે આનંદના સાધનના ફેરફાર માટે સિનેમા જોતી નથી. કેટલાક એ કારણથી જોવા જાય છે કે દુનિયામાં

શું બને છે તે જોઇ શકાય. અને બીજાં કેટલાંક બીજા દેશો જોઇ શકે માટે જાય છે."
"કયો સિનેમા તમને સૌથી વધારે ગમે છે?" આના જવાબ જુદા જુદા આવે છે. બર્મિંગહામમાં બધી ઉંમરનાં છોકરાછોકરીઓને બીજા સિનેમા કરતાં હાસ્યરસનો સિનેમા વધારે ગમે છે; પણ બર્કનહેડનાં બાળકોની મોટી સંખ્યાને સાહસ અને મુસાફરીના સિનેમા વધારે ગમે છે. બર્કનહેડમાં હાસ્યરસ બીજે નંબરે આવે છે. બર્મિંગહામના છોકરાઓ હાસ્ય કરતાં ડિટેકટીવ સિનેમા વધારે પસંદ કરે છે, અને સાહસના સિનેમાને તો તેઓ ત્રીજે નંબર આપે છે. છોકરીઓ આ પ્રમાણે સિનેમાનો ક્રમ ગોઠવે છે:-હાસ્ય, સાહસ અને ડિટેકટીવ. ખાસ અસરકારક વસ્તુ એ છે કે બર્કનહેડનાં બાળકોની બીજી અને ત્રીજી પસંદગી એકીસાથે કુદરતના સિનેમા માટે છે. બાળકોની મોટી સંખ્યા બોલતાં સિનેમા કરતાં મૂંગાં સિનેમાને વધારે પસંદ કરે છે.

૬

સૌથી અગત્યનો પ્રશ્ન એ છે કે "સિનેમા તમારી આંખોને થકવે છે?" અને બીજો પ્રશ્ન એ છે કે 'સિનેમા જોયા પછી બાળકો ઉપર તેની શી અસર થાય છે?" સિનેમાગૃહો બીજાં કોઇ પણ નાટયગૃહો કરતાં બીજી બાબતમાં જેમ જુદાં પડે છે, તેમ આ બાબતમાં પણ જુદાં પડે છે કે તેમાંથી આગલી બેઠકો સૌથી સસ્તી હોય છે; અને વળી સિનેમા જોનાર જેમ પડદાથી દૂર બેસે છે તેમ તેને તેની બેઠકના વધારે પૈસા આપવા પડે છે. આવી જાતની વિચિત્ર ગોઠવણનું કારણ માત્ર એટલું જ છે કે સિનેમા આંખ ઉપર અસર કરે છે. બાળકો પ્રત્યે આપણી સંભાળ માટે એક વિચિત્ર ટીકા છે તે એ છે. આપણે અવશ્ય જાણીએ છીએ કે, પાસે બેસીને સિનેમા જોવાથી આંખ ખેંચાય છે, તેમ છતાં આપણે આપણાં બાળકોને એવી બેઠક ઉપર બેસાડીએ છીએ કે જ્યાં તેમની આંખો અવશ્ય ખરાબ થાય. બર્મિંગહામનાં ૧૪૩૯ બાળકોમાંના ત્રીજા ભાગે આ પ્રશ્નના જવાબમાં કહ્યું કે તેમની આંખોને સિનેમા બગાડે છે. બર્કનહેડનાં ૧૫૮૫ બાળકોમાંથી ૭૧૪ એ આ પ્રશ્નના જવાબમાં 'ના' પાડી, ૩૪૨ એ 'હા' પાડી, ૨૪૬ એ 'કેટલીક વાર' એમ કહ્યું અને ૧૯૮ એ કહ્યું કે "હા, જો પડદાની પાસે બેસીએ તો." ઘણાં બાળકો તેમને હાનિ નથી થઇ એમ ન કહેતાં આંખોને અસર થઇ છે એમ ફરિયાદ કરે છે. એક બર્કનહેડની છોકરીએ કહ્યું કે "હું ગમે ત્યાં બેસું તોપણ મારી આંખો ખેંચાય છે;" જ્યારે તે જ ઉંમરની ૧૩ વર્ષની એક બીજી છોકરીએ કહ્યું કે "જ્યારે સિનેમા ચાલુ હોય છે ત્યારે મારી આંખો દુઃખતી નથી, પણ હું જ્યારે બહાર નીકળું છું ત્યારે તે ભયંકર રીતે દુઃખે છે." એક તેર વર્ષના છોકરાએ કહ્યું કે "જ્યારે હું પડદાની પાસે બેસું છું ત્યારે કેટલીક વાર મારી આંખો રંગથી અંજાઇ જાય છે. અને ઘણી વાર જ્યારે હું જાઉં છું ત્યારે મારૂં માથું સખત ફાટે છે." બર્કનહેડની હાઇસ્કૂલની ૩૨ છોકરીઓમાં પાંચે આ પ્રશ્નના જવાબમાં 'હા' પાડી. ગ્રેટબ્રિટનના પ્રાથમિક શાળાના છોકરાઓમાંથી અર્ધા ભાગનાં બાળકોની આંખો બગડવાનું કારણ તેમની વારંવાર સિનેમા જોવાની ટેવ છે, એ વાત સ્પષ્ટ છે. માનસિક હાનિની ગણતરી થઇ શકે એમ નથી; જો કે તેનો ઓછોવધતો અંદાજ થઇ શકે છે. એક વાત તો સાચી જ છે કે, કોઈ બાળક સિનેમા જોવાથી બ્હીએ કે સિનેમા જોયા પછી ખરાબ સ્વપ્નાં આવે તો એનો અર્થ એવો નથી

કે તેનાથી તેને નુકસાન થયું છે; તોપણ આપણે એમ ધારી શકીએ કે જે બાળક ઓછામાં ઓછું અઠવાડિયે એક વખત સિનેમા જોવા જાય અને તેથી તેને વારંવાર ભય થાય તો તેનાં જ્ઞાનતંતુને નુકસાન થયું છે. બર્મિંગહામની નિશાળના ઉપરીએ એવું જણાવ્યું હતું કે "જ્યારે આટલાંટિક નામનો સિનેમા ચાલતો હતો ત્યારે એક બાળકને ત્યાંથી બહાર લઇ જવું પડયું હતું." અને વળી તેણે વધારામાં એમ કહ્યું હતું કે "આ સિનેમાથી શહેરનાં ઘણાં બાળકોને રાતમાં ભયંકર સ્વપ્નાં આવ્યાં હતાં." બર્મિંગહામના બાળકોનો ચોથો ભાગ એમ કબૂલ કરે છે કે સિનેમા જોવાથી તેમને ઊંઘ આવતી નથી અને એક બાર વર્ષના છોકરાએ એવું કહ્યું કે "જ્યારે હું લડાઇના જ સિનેમા જોઉં છું ત્યારે હું બૂમો પાડું છું અને પથારીની ચાદર તથા ઓઢવાનાને લાત મારીને ફેંકી દઉં છું અને મને બરાબર ઊંઘ આવતી નથી." વળી ઘણાં છોકરાછોકરીઓ એમ કહે છે કે, સિનેમા જોવાથી તેમને અંધારાની બીક લાગે છે. એક બાળક એમ કહે છે કે "મારો ભાઇ "The Bat" નામનો સિનેમા જોવા ગયો હતો. અને જ્યારે તે ઘેર પાછો આવ્યો ત્યારે એકલો સુવા ગયો નહિ અને ઊંઘમા તે The Bat એમ બૂમો પાડતો હતો." બીજું બાળક એમ લખે છે કે "મને અને મારી બહેનને સિનેમા જોયા પછી ઊંઘ આવતી નથી. કારણ કે તેથી અમને હિસ્ટીરિયા જેવું થઇ જાય છે." બર્કનહેડમાં તપાસ કરતાં એમ માલૂમ પડયું કે અમુક સિનેમાથી લગભગ અરધોઅરધ બાળકોનાં જ્ઞાનતંતુ ઉપર અસર થઇ હતી. એક બાર વર્ષના છોકરાએ એવું નિવેદન કર્યું છે કે "મારું ખૂન થઇ જશે એ વિચારથી હું રાતના જાગી ઊઠું છું." એક બીજો ૧૧ વર્ષનો છોકરો કે જે અઠવાડિયે એક વખત સિનેમા જોવા જાય છે તે એમ કહે છે કે "સિનેમા જોવા પછી ઘણેભાગે મને ભયંકર સ્વપ્નાં આવે છે." એક તેર વર્ષનો છોકરો એમ કહે છે કે "ભેદભરેલો સિનેમા જોયા પછી મને એમ લાગે છે કે મારા ઓરડામાં કોઇક છે." એક નવ વર્ષનો છોકરો કે જે અઠવાડિયે સિનેમા જોવા જતો હતો તેણે એવું લખ્યું છે કે "જ્યારે હું ખૂનના સિનેમા જોઉં છું ત્યારે હું બીકથી ધ્રૂજું છું. એક ૧૦॥ વર્ષની છોકરી પણ એમ કહે છે કે "જ્યાં સુધી તેવો દેખાવ ચાલે ત્યા સુધી હું મારી આંખો બંધ રાખુ છું." અને બીજી એક છોકરી એમ કહે છે કે "ખૂનનો સિનેમા પૂરો થયા પછી મને એમ લાગે છે કે તે જાણે દિવાલમાંથી ચાલીને બહાર નીકળશે." એક બીજી છોકરી એમ કહે છે કે "મને સુવા જતાં બીક લાગે છે, કે કદાચ ત્યાં કોઈ હશે અને તેથી પથારીમાં માથુ મૂકતાં બીક લાગે છે." બીજો એક નવ વર્ષનો છોકરો કે જે દર શનિવારે બપોરે સિનેમામાં જાય છે તે એમ લખે છે કે "સિનેમા જોયા પછી મને ભયંકર સ્વપ્ન આવે છે." જ્યારે આપણે આ જવાબો વાચીએ છીએ ત્યારે મધર્સ યુનિયનની ચિંતા માટે જરા પણ નવાઇ લાગતી નથી; અથવા તો કેળવણીના અધિકારીઓની બીક માટે આશ્ચર્ય થતું નથી.

૭

આ તપાસમાં સૌથી ખુશ થવા જેવું એ છે કે છોકરાંઓએ સિનેમા શી રીતે સુધરે તે વિષે પોતાના ચોક્કસ અભિપ્રાયો નક્કી કર્યા છે. તેઓ હવા અને બેસવાની વ્યવસ્થા માટે ફરિયાદ કરે છે અને સર્વાનુમતે તેઓ એમ માગણી કરે છે કે, નાનાં બાળકોને સિને-

માની અંદર દાખલ કરવાં ન જોઇએ. બર્કનહેડના છોકરાઓમાંથી એક બાળકે એવી દઢ રીતે માગણી કરી છે કે બાળકોના ખેલમાં જુવાનોને દાખલ કરવા ન જોઇએ. અને બીજા એક જુવાનીઆએ પોતાના કડવા અનુભવને લીધે એમ માગણી કરી છે કે "એક બેઠક ઉપર બે જણને બેસાડવા ન જોઇએ." બધા જ બાળકો ભાવ ઘટાડવાની માગણી કરે છે અને તેઓ સિનેમાની-અંદર બીડી પીવાની વિરુદ્ધ છે. તેઓને બોલતો સિનેમા નથી ગમતો. "બ્રિટિશ ફિલ્મો માટે પસંદગી બતાવવામાં આવે છે અને અમેરિકાના સિનેમા અને નટો માટે તેઓને સામાન્ય રીતે અણગમો છે." બર્કનહેડનો બાર વર્ષનો એક છોકરો એમ માને છે કે "સિનેમા સુધારવાનો એકજ રસ્તો છે; તે એ છે, કે તેમાં સ્ત્રીઓને સ્થાન ન હોવું જોઇએ. હું એમ માનું છું કે તેઓ જ સિનેમાને બગાડે છે. જો સિનેમા રંગીન બનાવવામાં આવે તો તે સુધરી શકે." પણ તે સિનેમા ને સ્ત્રીઓને ઉદ્દેશીને કહે છે તે સ્પષ્ટ નથી. કેટલાક છોકરા ગ્રામ્ય દૃશ્યો સિનેમામાં ન હોવાં જોઇએ એમ કહે છે. અને કેટલાંકને સિનેમાની અંદર પ્રાણીઓ ઉપર થતા જુલમોના દેખાવથી કંટાળો આવે છે. (ઇંગ્લાંડનાં બાળકોને પ્રાણીઓ પ્રત્યે જે પ્રેમ છે તે આ જવાબમાં વ્યક્ત થાય છે.) નાનાં છોકરા-છોકરીઓએ સૂચવેલા કેટલાક સુધારાઓ અહીં આડા અવળા મૂકવામાં આવ્યા છે. "સિનેમાની નટીઓને વધારે સભ્ય પોષાક પહેરાવવાની ફરજ પાડવી જોઇએ." "ખૂનના દેખાવો બંધ કરવા જોઇએ." "ભૂતના દેખાવો બંધ કરવા જોઇએ." "વધારે સમાચાર આપવા જોઇએ." "વધારે હાસ્ય હોવું જોઇએ." "રોબીન્સન ક્રુઝો જેવાં ઘણાં સિનેમા હોવાં જોઇએ." "મને તો પરીઓની વાતો ગમે." બર્મિંગહામના અહેવાલ પ્રમાણે ખૂનનો ઉલ્લેખ સતત કરવામાં આવ્યો છે. જેમાં મુખ્ય વસ્તુ ખૂન હોય એવા સિનેમા બાળકોને ગમતા નથી અને જોકે એવા કેટલાક બાળકોના દાખલા જોવામાં આવે છે કે જેઓ ખૂન કરવાનું અનુકરણ કરતાં હોય. છતાં એટલું સ્પષ્ટ છે કે, બાળકોની મોટી સંખ્યા આવા સિનેમાથી નિર્લેપ રહી શકે છે. તોપણ બર્મિંગહામના ૮ અને ૧૪ વર્ષની વચ્ચેના બાળકોએ નીચે અહેવાલ આપ્યા છે તેવાં સિનેમા ન જુએ તો વધારે સારું:—

"મેં બીજે માળે ખૂન થતાં જોયું. ત્યાં લગભગ છ ખૂનો થયાં. તેઓ એકબીજાને બંદૂક મારતા હતા અને તેમના શરીરને બારીમાંથી ફેંકી દેતા હતા."

"અને પછી એક માણસ અંદર આવ્યો. તેના મોં પર ડામર ચોપડયો અને તેને મારી નાખી. અને તેણે એક માણસને બહાર ફેંકી દીધો અને તેનું ગળું ભાંગી નાંખ્યું."

"એક જાડો માણસ ઝાંખરાની પાછળ સંતાઈ ગયો હતો અને પાતળા માણસની સ્ત્રી અંદર આવી અને ઓરડાની અંદર બંદૂક સાથે તેમની પાછળ પડી. તેઓ શેરીમાં નાઠા અને તેણે તેમને બંદૂકથી મારી નાખ્યા."

ઘણા સિનેમા અનિષ્ટ છે, એ સંબંધી શિક્ષકોને શંકા નથી. The unkissed man એ નામના સિનેમા વિષે નીચે પ્રમાણે અહેવાલ આવેલો છે. તેને જોનારામાંથી ૯૫ ટકા જેટલા ૧૩ વર્ષની અંદરના બાળકો હતા.

"આ કોઇને પણ બતાવવા માટે અયોગ્ય અને અસભ્ય સિનેમા હતો. હું એમ માનું છું કે બાળકો આ વસ્તુ સમજી શકયા નહિ હોય. કારણકે તે ડહોળાઈ ગએલી અને ઉપહસનીય હતી. કેટલાંક બાળકો નટોની અસભ્ય હિલચાલને લીધે હસતાં હતાં પણ તેમને કાંઇ આવકાર મળતો નહોતો."

કિશોરોને માટે આ એક મોટો પ્રશ્ન છે. તે સિનેમા સ્પષ્ટ રીતે કંટાળો આપે તેવો

હતો; પણ સાથે સાથે એ પણ સ્પષ્ટ છે કે જે છોકરાંઓએ આ સિનેમા જોયા છે તે છોકરાંઓ આનાથી બગડયાં નથી. તેમાંનાં ઘણાંખરાંને કંટાળો આવતો હતો; કારણકે કાં તો તેઓ સિનેમા સમજી શકયા નહિ હોય અથવા તેમને રસ નહિ આવતો હોય. કોઇ પણ માણસ આવા સિનેમામાં બાળકોને દાખલ કરવાની ભલામણ કરે નહિ; પણ એટલું તો બનાવી શકાય કે આપણે માનીએ છીએ તેટલું નુકસાન થતું નથી. નીચે જણાવ્યા પ્રમાણે સિનેમા બાળકોને બતાવવા લાયક નથી, એ નિઃસંદેહ છે. આ સિનેમા એક શનિવારે બપોરે બતાવવામાં આવ્યો હતો, જેમાં ચારથી ચૌદ વર્ષનાં બાળકો એકઠાં થયાં હતાં.

મુખ્ય સિનેમા :—The Lily of Killarney.

આ એક પ્રેમની વાર્તા છે, જેના મુખ્ય દશ્યમા એક ખૂધવાળો માણસ વાર્તાની નાયિકાને એક હોડીમાથી એચાનક ચંદ્રથી પ્રકાશિત સરોવરમા ડુબાડી દેવાનો પ્રયત્ન કરતો હતો. આ પ્રવેશ શરૂ થવાની થોડી વાર પહેલા તે ખૂધવાળા માણસનો ખુની અને બિહામણો ચહેરો પડદા ઉપર મૂકવામાં આવ્યો હતો. જેમ જેમ તે ચિત્ર પ્રેક્ષકની પાસે ને પાસે આવતું હતું તેમ તેમ તે વધારે ને વધારે મોટું અને ભયાનક થતુ હતું. આથી પ્રેક્ષકોની મોટી સંખ્યા ભયથી બૂમ પાડતી હતી.

છેવટે તે ખુનીએ પોતાની મરણપથારીએ એક પાદરી પાસે પોતાના પાપ કબૂલ કર્યા અને છેવટે તે મરી ગયો અને તેના બેડોળ શરીર ઉપર પાદરીએ સફેદ ચાદર ઓઢાડી દીધી.

મારી પાસે બેઠેલી એક દશ વર્ષની છોકરીએ બીકથી ચીસ પાડી અને મને બાઝી પડી. અને બૂમ પાડી કે "હું આ જોયા પછી સુખે ઊંઘી નહિ શકુ."

૮

આ પ્રશ્ન કેવી રીતે ટાળવો તે કહેવું બહુ સહેલું નથી; પણ તેનો નિકાલ તરતજ લાવવો જોઇએ, એમાં ના પાડી શકાય એમ નથી. સિનેમાએ અત્યારે દુનિયાના શોખના સાધન તરીકે સ્થાયી સ્થાન મેળવ્યું છે. એમ. લ્યુકીઅરે ૧૯૨૪ માં League of Nations (આંતરરાષ્ટ્રીય સંઘ) ની બુદ્ધિવિકાસની સહકાર સમિતિ સમક્ષ એમ જણાવ્યું હતું કે Los angeles (લોસ એન્જેલિસ)ની છેલ્લામાં છેલ્લી ફિલ્મ કરતાં માત્ર બાઈબલ અને કુરાનનો પ્રચાર વધારે છે અને આવા સિનેમા જનતાના દરેક વર્ગના ઘરડાં કે જુવાન, પૈસાદાર કે ગરીબ માણસો જુએ છે. આથી જો આપણે તેની અસર તરફ બેદરકાર રહીએ તો આપણને જ નુકસાન છે. તે અસર ઉત્તમ પણ હોઇ શકે. કેળવણીની દષ્ટિએ કેટલાક શિક્ષકોને શંકા હોવા છતાં સિનેમામાં ફાયદો કરવાની મહાશક્તિઓ સમાએલી છે. કેળવણી અને સંસ્કાર ઉપરની સમિતિ કહે છે કે "મોઢેથી કહેલી વસ્તુઓ કરતાં આંખે જોએલી વસ્તુની અસર વધારે ઉંડી અને લાંબી છે. અને તેથી માત્ર ભાષણો કરતાં સિનેમા બતાવીને શિક્ષણ આપવું એ સૌથી ઉત્તમ છે." અને આ મતને સ્થાનિક કેળવણીના અધિકારીઓએ અને middlesex (મિડલસેક્સ)ની નિશાળના રાષ્ટ્રીય શિક્ષક મંડળે ટેકો આપ્યો છે. આ અહેવાલ એમ બતાવે છે કે પછાત વર્ગનાં બાળકો ચોપડી કરતાં સિનેમાદ્વારા સારૂં શીખી શકે છે. એવાં કેટલાંક બાળકો છે કે, જે ચોપડીદ્વારા જરા પણ શીખી શકતા નથી. તેટલા માટે તેઓને માનસિક ખોડવાળાં ગણવામાં આવે છે. આવી હલકી શ્રેણીમાંથી તેમને સિનેમા બચાવી શકે છે. આ અહેવાલ બીજાં બે સામાન્ય પરિણામો ટૂંકામાં આપે છે. પહેલી બાબત એ છે કે "સિનેમાનો ઉપયોગ બાળકોને પોતાનીજ ભાષામાં

સિનેમા વિષેનો મત આપવા માટે અને દેખાવનું વર્ણન કરવા માટે શબ્દ શોધી કાઢવાની ફરજ પાડે છે. અને તેઓને શિક્ષકો પાસેથી કે પાઠ્ય પુસ્તકમાંથી શબ્દ ઉછીના લેવા પડતા નથી. સિનેમા ઉપર એવી ટીકા કરવામાં આવે છે કે, તે સમૂહમાનસ ઘડવામાં મદદ કરે છે; પણ તે સાચું નથી. ખરૂં તો એ છે કે, તે મૌલિકતાને ઉત્તેજન આપે છે. બીજી નોંધ કરવા જેવી વસ્તુ એ છે કે, સિનેમા બાળકોને શિક્ષક અને ચોપડીઓના દૃષ્ટિબિન્દુ ઉપરાંત તેમને પોતાનું દૃષ્ટિબિન્દુ આપે છે." ઇંગ્લંડમાં બસો ઉપરાંત શાળાઓમાં સિનેમાનો ઉપયોગ શિક્ષણ માટે કે વિનોદને માટે કરવામાં આવે છે. સિનેમાને કેળવણીના સાધન તરીકે વાપરવામાં એક ભય રહે છે. તે એ છે કે, ફિલ્મની ગતિ ખૂબ જ ઉતાવળી હોય છે તેથી બાળકો, દાખલા તરીકે ઝાડપાનનો વિકાસ આટલો જલદી થતો હશે એમ માની લે છે, જો કે તેમને એમ તો ચેતવણી આપવામાં આવે છે કે સિનેમાની ગતિ ખૂબ જ ઉતાવળી હોય છે. બાળક એક તરત જ શિક્ષણ ગ્રહણ કરનારૂં પ્રાણી છે, અને તેથી ફિલ્મ બનાવનારાઓએ એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ.

પણ જેમ ફિલ્મની અસર સારી થતી હશે તેમ, આપણે જોઇએ છીએ તેવી, બહુ જ ખરાબ પણ થઇ શકે છે. પણ તે સારી થાય કે ખરાબ એ આપણા ઉપર આધાર રાખે છે. ગમે તેમ હોય પણ એક વસ્તુ તો ચોક્કસ છે કે, આ દેશમાં કે પરદેશમાં હજારો અને લાખો બાળકોનાં માનસ અને કલ્પના ઉપર સિનેમાએ ખૂબ અસર કરી છે. આ અસરનું પરિણામ આપણા દેશના ભવિષ્ય ઉપર શું આવશે તે કલ્પનાનો વિષય છે. પણ આ કલ્પના નિર્ભયપણે તો નહિ કરી શકાય.[1]

ર. શો.

## (૨) જેલની દિવાલોમાં

હજી પૂરતું દેખાવા પણ લાગ્યું ન હતું.

"સાહેબ, બધી તૈયારી થઇ ગઇ."

"શેની?"

"પેલા તેર નંબરના સેલમાંના કેદીને—"

"હા સમજી ગયો. ડોકટર આવ્યા કે?"

"એ મિનિટમાં આવે છે, એવો ફોન આવ્યો છે. એમનો અને મેજિસ્ટ્રેટ સાહેબનો પણ."

"ઠીક, તમે જાઓ અને કેદીને ખુરશી પાસે લઇ આવો."

"હાજી" એમ કહી હવાલદાર ચાલ્યો ગયો. જેલર પણ કપડાં પહેરી નીકળ્યો.

આવશ્યક વિધિ થયા પછી કેદી ખુરશી ઉપર બેઠો. બેઠો શાનો? એને ત્યાં તાણીને બાંધ્યો. મેજિસ્ટ્રેટે ન્યાયદેવતાએ છોડેલું ફરમાન વાંચ્યું. બિચારો સાંભળી પણ શકતો ન હતો. એ રડવા મંડયો. "મને એવી રીતે ના મારો" પથ્થરને પણ પીગળાવે એવી એની ચીસ હતી. પણ ત્યાંના માણસો પર એની કાંઇ પણ અસર ન થઇ શકી. અને થઇ હોય તોપણ કોઇ બતાવી શકયું નહિ. કારણ, બધા જ હુકમના તાબેદાર!

"બટન દબાયું. ખુરશી પરનો કેદી ક્ષણમાત્ર ચમકયો! અને પછી? પછી બધું જ શાંત!

* * *

---

1 Fortnightly Review April 1932 p. 426 The Cinema and The Child ઉપરથી.

દસના ટકોરા થયા.

"સાહેબ! હવે શું કરવાનું છે?"

"અરે પણ થયું શું એ તો કહે?"

"પાંચસોએંશીએ ફાંસી ખાધી!"

"મરી ગયો?"

"હજી થોડો વખત ન જોયું હોત તો મરી જાત. ડૉક્ટર કહે છે એ બેભાન થયો છે, પણ મરશે નહિ."

"ચાલો આ હું આવ્યો."

જેલર ગયા. બેભાન માણસને ભાન પર લાવવા ડાક્ટર ધમપછાડ કરતા હતા. થોડા વખતમાં એમના પ્રયત્ને યશ મળ્યો. આપઘાત કરનારાએ આંખ ખોલી. જે જગત ફરી ન દેખાય એવી એની ઇચ્છા હતી એ જ એની આંખ સામે ખડું થયું!

"ગાંડા માણસ, મફતનો આમ શા સારુ કરે છે?"

"મફતનો? હું શું અહીંઆં સુખમાં છું એમ તમને લાગે છે? અને એમ લાગતું હોય તોપણ મને નથી જોઇતું એ સુખ. આ કરતાં મને મરવામાં વધારે સુખ થાત. પણ હવે એનો શો ઉપયોગ?"

* * *

બપોરે ત્રણ વાગ્યા.

"સાહેબ! ડૉક્ટર બોલાવે છે તમને, સાતસો બત્રીસગી કોટડીમાં."

"કેમ?"

"એ બહુ હેરાન થાય છે, એના પેટમાં ચૂંક આવે છે."

"ઠીક, આ આવ્યો."

જેલર ગયા. પાણીની બહાર કાઢેલા માછલાની પેઠે એ હેરાન થતો હતો. ત્યાં ડૉક્ટરે કહ્યું: "અપેંડિસાયટીસ છે. હમણાં ઑપરેશન થાય તો જીવશે."

"તો કરી નાખો."

એ દુઃખી કેદી હૉસ્પિટલ તરફ રવાના થયો. ઑપરેશન પૂરું થયું. ડૉક્ટરે છુટકારાનો શ્વાસ ઊંડયો, અને કહ્યું "હવે કાંઇ હરકત નથી."

"ઠીક થયું, જીવશે બિચારો!"

રાત્રે જેલર સાહેબ પોતાના બંગલામાં વિચાર કરતા આરામખુરશી પર બેઠા છે, એ વખતે એમની આંખ સામે આખા દિવસનો ચિતાર ખડો થયો.

"આજે મેં શું કર્યું આ!" એ મનમાં બોલ્યા "જેને જીવવું હતું એને માર્યો, જેને મરવું હતું એને જીવાડયો અને જેના મનમાં મરવાના વિચારો પણ ન હતા પણ મરણ-પથારીએ જે હતો એને ફરી પાછો દુનિયામાં આણ્યો! આવા પ્રસંગો મારા જેવા જેલરો સિવાય ભાગ્યે જ બીજાઓને આવતા હોય.

"માનવી જીવિત! આ શાનું માનવી જીવિત! ક્રૂર કર્મો, ઊંધી ખોપરીના, લુચ્ચા, વ્યભિચારી એવા ગુનેગારોનાં જીવિત એટલે શું માનવી જીવિત? નહિ, જરાય નહિ. માનવી જીવિત આ કરતાં ઊંચા દરજ્જાનું છે. જેલમાંનાં કેદી અને સાપ વિંછી એક જ.

"હું જેલનો ઉપરી. આ ચાર દિવાલોની અંદર હું કહું એ પ્રમાણુ. કોણુ ક્યારે ઊઠે, ક્યારે સૂઈ જાય, કેટલું ખાવાનું એ બધા પર સત્તા મારી! લાડીલાને છૂટ આપવી અને બીજાને અંધારકોટડીમાં પૂરી રાખવા એ વાત મારી મરજી ઉપરની છે.

"પણુ આ સત્તા મારા હાથમાં શા માટે સોંપાઇ? આ બિચારાઓને હેરાન કરવા કે એમનો ઉદ્ધાર કરવા? ... હા, એમના ઉદ્ધાર માટે જ પરમેશ્વરે આ યોજના ઘડી હશે. પોતે નિર્માણુ કરેલા આ અઢી હજાર જીવ રીબાય એવી પરમેશ્વરની ઇચ્છા હોઇ શકે ખરી? નહિજ. ઊલટું જગતના સૌંદર્ય માટે ઘડાયેલાં આ ઘરેણાં મલિન થયાં હોય તો એને ઊજળાં કરી તેજસ્વી બનાવવાની એની ઇચ્છા હોય અને એટલા માટે જ પરમેશ્વરે અહીંઆં મારી સ્થાપના કરી છે. હા, એમ જ."

વાચકોને કહેવાની ખાસ જરૂર છે કે ઉપલા વિચાર હિંદુસ્તાનના જેલરના નથી. હિંદુસ્તાનમાંના સુધરેલા અને દયાળુ અંગ્રેજ સરકારે નીમેલા–જેલરના મનમાં આવા પોચા વિચારો આવે એ શક્ય નથી. આ વિચારો મિ૦ લેવીસ લોજના છે. સ્વાધીન અમેરિકાના સિંગસિંગ નામની જેલના તેઓ મુખ્ય અધિકારી છે, અને ગયાં સત્તાવીસ વર્ષોનું એમનું જીવન એ જ ક્ષેત્રમાં ગયું છે. એમના અત્યાર સુધી બહાર પડેલા અનુભવ અને એ ઉપરથી દૃઢ થયેલા એમના મતો વાચકોને ઠીક લાગશે. જેલરોનું ધ્યાન એ બાજુ જાય કે ન જાય. જેલર થવા મન મક્કમ હોવું જોઇએ? ના, ભાવનાપ્રધાન મનના માણુસો જ એ કામ સારી રીતે કરી શકે. અભણુ અને મવાલી લોકો સાથે પ્રસંગ હોવાથી દંડા પણુ ચલાવવા પડે છે; પણુ એ ચલાવતી વખતે જેલરના મનમાં મૂઢ બુદ્ધિ ન હોવી જોઇએ. રોગ દૂર થવા પ્રિય માણુસને પણુ કડવી દવા આપવી પડે છે, એનું પેટ ચીરવું પડે છે. ઉદ્ધત ગુનેગારોને શિક્ષા કરતી વખતે એમના હિતનો વિચાર મનમાં રાખવો જોઇએ.

કુશલ સારથીની જેમ જેલરે પોતાનો અધિકારરથ ચલાવવો જોઇએ. એનો માર્ગ ઉપરથી દેખાય છે એટલો સહેલો નથી હોતો.

મિ. લોજના ઉપલા મતો અનુભવોથી થયા છે. પહેલાં એમને લાગતું કે દંડાથી જ કામ લેવાય. જેને અમેરિકાનું 'વિસાપુર' કહે છે એવા ક્લિંટન જેલ પર મિ૦ લેવિસ લોજ હતા. એ વખતે બધી દયામાયા ઘેર મૂકી એ ગયા હતા.

પણુ પહેલે જ દિવસે એમને એક માર્ગદર્શક મળ્યો. એ એક કેદી હતો. તે ઑફિસ-માં કામ કરતો હતો. પોતાની પત્નીના પ્રિયકરનું ખૂન કરવાથી એને ફાંસીનો શિક્ષા થએલી, પણુ સરકારે દયા કરી એને જન્મટીપની સજા આપી. એ બુઢ્ઢો થયો હતો. એનો ચહેરો શાંત અને વિચારી દેખાતો હતો. પોતાના આ નવા સાહેબના હાથમાંનો દંડો જોઇ એ બોલ્યો: "સાહેબ! આપ હજી નાના છો, તમને હજી દુનિયાનો અનુભવ બહુ ઓછો છે; એટલે તમને કહું છું કે આ દંડો ફેંકી દો. એનાથી તમારું કામ સહેલું થવાને બદલે અઘરું થશે. બધા જ કેદીઓ ખરાબ નથી હોતા. સારા માણુસો પણુ છેતરાઇને જેલમાં આવે છે. આવા માણુસો માટે તમારે દંડાની જરૂર નથી. અને દુષ્ટ કેદીઓની બાબતમાં પણુ દંડાનો ઉપયોગ બને ત્યાંસુધી નહિ કરતા. એથી ખરાબ માણુસો વધારે ખરાબ થાય છે. કેદીઓને તાબામાં રાખવાના બીજા ઘણા ઉપાયો છે.

એ વૃદ્ધ કેદીનું કહેવું એકદમ નાખી દેવા જેવું ન હતું, એમાં બહુ સાર હતો એમ

એ જ વખતે લેવીસ સાહેબને લાગ્યું. અને હવે અનેક વર્ષોના અનુભવથી એની સત્યતા અક્ષરેઅક્ષર એમના ગળે ઊતરી. એ કેદીએ બીજી પણ કેટલીક સૂચનાઓ આપી તે આઃ—

"કેદીઓ સાથે ભલાઈથી વર્તો. એમને જરૂરી સગવડો આપો, પણ એનો તેઓ દુરુપયોગ ન કરે એની ખાતરી કરજો. અને એ ખાતરી જો ન કરી લ્યો અને એ માગે એ સગવડો તરત આપો તો તમને એ પોચા સમજશે. એકાદ તોફાની કેદી પર તમે ન ખીજાઓ તોપણ મારશો નહિ. એનું તોફાન બીજાને દેખાતું નથી, પણ એની ચીસો અને તમારા ફટકા બીજાઓને સંભળાય છે ત્યારે તમે દુષ્ટ છો એમ બધાને થાય છે. અને એ કેદી તત્ત્વનિષ્ઠ છે અને તમારા અત્યાચારની દરકાર કરતો નથી એવી બીજાની સમજણ થઈ એના વિષે આદર ઉત્પન્ન થાય છે. પણ એને તક આપીને એનું તોફાન જાહેરમાં લાવી એને શરમાવવામાં તમારું વધારે કામ થશે."

આ વૃદ્ધ કેદીની શિખામણ મુજબ પોતાને કેવા અનુભવ થયા એ લેવીસ કેટલાક દાખલા આપી લખે છે. ન્યૂહૅમ્ટનમાંના રિફૉરમેટરીમાં જેલર હતો એ વખતે એક તોફાની છોકરા સાથે એનો મેળાપ થયો. "હું કાદવમાંનું કામ કરીશ નહિ," એવી એની ફરિયાદ હતી. ધમકી આપી, દંડા લગાવ્યા, પણ હરામ. એક દિવસે એણે યુક્તિ કરી.

એણે એ છોકરાને પોતાની ઑફિસમાં બોલાવ્યો, અને કહ્યું: "જો, તારે કાદવમાં કામ ન કરવું હોય તો અહીં માત્ર ઊભો રહેજે."

"ઊભો રહું છું. પણ અહીંઆં આંટા મારવામાં હરકત નથી ને?"

"જરીકે નહિ."

"આંટા મારતાં સીટી વગાડું તો?"

"સીટી જ શું, ગાઈશ તોપણ હરકત નથી."

છોકરો ત્યાં આંટા મારવા લાગ્યો. આંટા મારતાં સીટી વગાડતો—ગાતો. એ ખૂબ ખુશમિજાજ હતો.

જમવાનો ઘંટ થયો. બધા છોકરા ટેબલ પાસે ભેગા થયા. એ પણ ત્યાં જવા લાગ્યો. લેવીસ સાહેબે એને રસ્તામાં જ રોક્યો અને કહ્યું:

"જો તને તારા હાથથી કામ કરતાં આવડતું નથી તો તારા મોઢાથી પણ શી રીતે કામ થાય? રોટલા ખાતાં તું થાકી જઈશ એટલે જમવાની ભાંજગડમાં તું પડીશ નહિ. તારા જમણને પણ આજ રજા. તું તારે અહીં જ આંટા માર. સીટી વગાડ, ગા, મજા કર!"

છોકરો પણ પહોંચેલો હતો. એણે આખો દિવસ ઉપવાસ કર્યો. બીજાને કામ કરતાં જોઈ એ દાંત કાઢતો હતો.

પણ એવું કેટલાક વખત સુધી ચાલે! બીજે દિવસે એ નરમ પડ્યો અને કહે એ કામ કરવા તૈયાર થયો. અને એણે તોફાન કરવાનું છોડી દીધું.

એ વૃદ્ધ કેદીની જેમ લેવીસ સાહેબનો બીજો ગુરુ 'ઉંદરપકડ માઇક.' ન્યુયૉર્કના રિફૉરમેટરીમાંનો મોટો બંડખોર એ પુરદમામમાં રહેતો હતો. એ રિફૉરમેટરીમાં સેંકડો છોકરાએ બંડ કર્યું. થાળીઓ અને ઇતર ભોજનપાત્રો રક્ષક ઉપર ફેંકી એણે તોડી નાખ્યાં. અને બુમાબૂમ કરવાની શરૂઆત કરી.

એક માઇક તાબામાં આવે તો બીજા બધા છાના બેસશે, એમ લેવીસ સાહેબને લાગવાથી તેઓ એને તાબામાં લેવાના પ્રયત્નમાં પડ્યા. એમણે પાછલા કાગળો વગેરે કાઢી એનો પૂર્વ ઇતિહાસ જાણી લીધો. નાનપણમાં માતાપિતા ગુજરી જવાથી અને એની સંભાળ ન લેવાને લીધે એ બગડી ગયો હતો; એટલે એને રિફોરમેટરીમાં રાખવામાં આવ્યો હતો. ઉંદર પકડવામાં એ બહુ હોશિયાર હતો તેથી એનું 'ઉંદરપકડ માઇક' નામ પડયું. એની પાસે ત્રણચાર પાળેલા ઉંદર પણ હતા.

લેવિસ સાહેબે જાણ્યું કે માઇક જાનવરનો શોખીન હોવો જોઇએ. દૂધની તૃષા છાશ પર શમાવા પ્રમાણે જાનવરની હોંશ ઉંદર ઉપર પતાવે છે. પોતે ધાર્યું તેની સાબીતી જોવા માઇકને પોતાની પાસે બોલાવી તેણે પૂછ્યું: 'માઇક, તને અમારે ત્યાંના સરકારી શાંબાની ખબર છે? ત્યાં ઘોડા વગેરે ઘણાં જાનવરો છે. ત્યાં કામ કરવા માટે આ જેલમાંથી કેટલાક છોકરા હું મોકલવાનો છું. કોને કોને મોકલું?'

"મને કેમ નથી મોકલતા?" અધીરા માઇકે પૂછ્યું "હું યે ખેતી કરીશ, જાનવરો સાચવીશ, સર્વે કાંઇ કરીશ. મોકલશો છો મને?"

"તને? શું બોલે છે?"

લેવીસ સાહેબે પહેલાં તો એને ના પાડી દીધી. એનાથી નિરાશ થયેલા માઇકને જોઇને પોતાનું ધારેલું સાચું છે એમ સાહેબને લાગ્યું. એમણે પોતાના હાથ નીચેના કેટલાક માણસોને એને શાંબામાં મોકલવાની વાત કરી. પણ આવા તોફાની છોકરાને મોકલવા સાહેબને કોઇએ સંમતિ ન આપી.

પણ લેવીસ સાહેબને આ અખતરો કરી જોવો જ હતો. એમણે માઇકને અને એણે ચૂંટેલા પચીસ છોકરાને શાંબામાં મોકલ્યા અને, જો કામ બરાબર ન થાય, જાનવરોની વ્યવસ્થા નહિ રહે, શિસ્ત ન પળાય, એવી શંકા આવશે તો પાછા જેલમાં રવાનગી કરીશ, એવી ચેતવણી આપી. આશ્ચર્યની વાત એ કે તે દિવસથી માઇકનું તોફાન એકદમ બંધ થઇ ગયું. શાંબાનું કામકાજ તો એણે સારું કર્યું જ, જાનવરોની સંભાળ તો બરાબર રાખી જ, પણ જેલમાં પેદા થનારાં છોકરાઓનાં તોફાનો તોડવામાં પણ લેવીસ સાહેબને એ બહુ ઉપયોગી થઇ પડયો.

એક વખત એમ થયું કે લેવીસ સાહેબ જેલમાંથી કાંઇક કામ માટે ગામમાં ગયા હતા. એટલામાં ફોન આવ્યો:

"હેલો" લેવિસ સાહેબે પૂછ્યું: "કોણ છે?"

"હું રખેવાળ. તરત આવો, છોકરો તોફાન કરે છે, માનતો નથી."

"એમ, શાંબામાંથી માઇકને મારી પાસે મોકલો."

માઇક ફોન પર આવ્યો. એણે પૂછ્યું: "કેમ મને બોલાવ્યો?"

"હું આ જો, મારી ગેરહાજરીનો ફાયદો લઇ છોકરાઓએ તોફાન કર્યું છે. જો તો, શી ભાંજગડ છે! અને તારું છોકરા ન માને તો મને બોલાવજે."

"મારું નહિ માને? શી તાકાદ છે?" એમ કહી એણે રિસીવર નીચે મૂકયો, અને થોડા જ વખતમાં બધું ચૂપચાપ થઇ ગયાનું સાહેબને કહેવડાવ્યું."

જ્યારે એ ૧૯૧૭ માં જેલમાંથી છૂટ્યો ત્યારે એ બહુ સારો છોકરો થયો હતો. છૂટ્યા પછી એ લશ્કરમાં નોકરી રહ્યો, અને થોડા વખતમાં પરણ્યો.

એક તોફાની છોકરામાંથી તે એક આદર્શ અમેરિકન નાગરિક થયો. આવા જેલરો હિંદુસ્તાનમાં પાકશે ખરા?*

શ્રી નારાયણ કપ્તાન

## (૩) મુંબઇના જૂના ઇતિહાસમાં ડોકિયું

[ઇતિહાસભણનો દરેક વિદ્યાર્થી જાણે છે કે મુંબઇનો ટાપુ ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સને પોતાની પત્નીના કરિયાવરમા, પોર્ટુગલના રાજા તરફથી મળ્યો અને તેણે ઇસ્ટ ઇંડિયા કંપનીને વાર્ષિક દશ પૌંડના ભાડાથી ઈજારે આપ્યો. મુંબઇનુ નામ ત્યારે જ તે પહેલી વખત સાંભળે છે. આ લેખમા તે પહેલાની હકીકત બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના અધિપતિ સેમ્યુઅલ ટી. શેપર્ડે તાજેતરમા પ્રગટ કરેલ 'મુંબઈ' નામક પુસ્તકમાંથી આ હકીકત લેવામાં આવી છે.]

મુંબઈ શહેર અને ટાપુના જૂના ઇતિહાસ સંબંધી બહુ ઓછી માહિતી મળી શકે છે. એક લેખક કહે છે કે ટાપુની શરૂઆતનો ઇતિહાસ કાળના ગર્ભમાં દટાઈ ગયો છે, અને જ્યારે ઇતિહાસકારો આવી શરુઆત કરે ત્યારે બીજું કંઇ કહેવાનું નથી તેમ દરેકને ખાતરી થશે.

કોઇ ન જણાયેલા સમયથી છઠ્ઠા સૈકાની અધવચ સુધી મૌર્ય વંશના રાજા કોંકણમાં રાજ્ય કરતા હતા. તેમને ચાલુક્યવંશના રાજાઓએ હાંકી કાઢ્યા. (ઇ. સ. ૮૧૦) લગભગ શિળહર વંશના રાજાઓએ તેમને હાંકી કાઢ્યા. આ બધા પશ્ચિમના રાજાઓની રાજધાની 'પુરી' હતું, જે અત્યારનું ધારાપુરી અથવા એલિફન્ટા. આ રાજાઓના અમલ દરમિયાન સીતાની શોધમાં લંકા જતા રામ જે જગ્યાએ રોકાયાનું કહેવાય છે ત્યાં વાલકેશ્વર પરનું મૂળ મંદિર બાંધવામાં આવ્યું. તે મંદિરનો મુસલમાનોએ અથવા પોર્ટુગીઝોએ નાશ કર્યો. તેની પાસે શ્રીગુંડી અથવા ભાગ્યવંતો પથ્થર હતો. તે ખડક હતો, જેની નીચેથી અસંખ્ય યાત્રાળુઓ પેટે ચાલીને પોતાના પાપનો નાશ થવાની માન્યતાથી જતા.

શિળહર વંશના રાજાઓએ ૧૨૬૦ સુધી રાજ્ય કર્યું. તે વર્ષમાં દેવગિરિના રાજા મહાદેવે મોટું લશ્કર તથા ઘણા હાથીઓ લઇને કોંકણ પર હલ્લો કર્યો અને સોમેશ્વરને હરાવ્યો કેટલાક લેખકો માને છે. કે સોમેશ્વર પાણીમાં ડૂબી મુઓ. પણ વિજયી રાજા મહાદેવનો પ્રધાન જે એક કવિ હતો તેણે તેનો અંત ખૂબ વિચિત્ર કલ્પેલ છે. તે લખે છે કે "કોંકણનો રાજા દરિયો તરવામાં કુશળતા ધરાવતો હોવા છતાં, મહાદેવના હાથીઓના કુંભસ્થળમાંથી ઝરતા મદની બનેલી નદીઓમાં પોતાના લશ્કર સહિત ડૂબી મુઓ." આ કમનસીબ સોમેશ્વર પછી તેનો પુત્ર રામદેવ ગાદી પર આવ્યો. દિલ્હીના અલ્લાઉદ્દીને દેવગિરિ પર કરેલ અચાનક આક્રમણથી ગભરાઇ જઈ તેણે મુસલમાન પાદશાહ સાથે સંધિ કરી વાર્ષિક ખંડણી આપવાનું કબૂલ કર્યું.

રામદેવને બે પુત્રો હતા. બિંબ અથવા ભીમદેવ ઉત્તરકોંકણમાં જઇ રહ્યો અને માહિમને રાજધાનીનું શહેર કર્યું. મુંબઇના સાત ટાપુમાંના આ એક ટાપુ પર પહેલવહેલી વસ્તી થઇ. આ ૧૨૯૪ માં બન્યું હોવાનું મનાય છે. બિંબરાજા વિષે આપણને બહુ

* 'અમેરિકન મેગેઝિન' ઉપરથી

હકીકત મળી શકતી નથી, પરંતુ દંતકથા પ્રમાણે તે પોતાની સાથે લોકોને તેડી ગયો હતો અને ત્યાં તેણે ઘર તથા દેવળો બાંધ્યાં અને નાળીએરીનાં ઝાડો રોપ્યાનું મનાય છે. તેની યાદગીરી હજુ કાયમ છે. માહિમમાં એક વાડી છે, જ્યાં તેનો મહેલ હતો તેમ કહેવાય છે. અને હમણાં – ઇ. સ. ૧૯૨૬ના મે મહિનામાં મુંબઇ મ્યુનિસિપાલિટીમાં તે બાગને બિંબબાગનું નામ આપવાની દરખાસ્ત આવતાં રસભરી ચર્ચા ચાલી હતી. બિંબરાજા પછી ઘણા હિંદુ રાજાઓ થઇ ગયા. ઇ. સ. ૧૩૪૮ માં મુંબઇ ગુજરાતના મુસલમાન રાજ્યકર્તાઓના કબજામાં આવ્યું.

મુંબઇના હિંદુ રાજાની સત્તા કરતાં મુસલમાન રાજાઓની સત્તાનો વધારે નિશ્ચયાત્મક ઇતિહાસ આપણને મળી શકતો નથી. ખરું જોતાં ઇતિહાસનો તે સમય, વિગતોના અભાવે નિરાશાજનક છે. મિ૦ એસ. એમ. એડવર્ડઝ પોતાના ' મુંબઇનો ઉદય ' નામક પુસ્તકમાં લખે છે કે, "મુંબઇ સાથેના સંબંધની ખાતરી માટે ગમે તેટલી શોધ કરો પણ નીચે જણાવેલ બાબતો કરતાં વધારે હકીકત મળી શકતી નથી. (૧) કોંકણના મુસલમાનના વડવાઓ એક વખત માહિમમાં રહેતા; (૨) એક મુસલમાન સરદાર તથા લશ્કર ત્યાં અવારનવાર રહેતું. (૩) અને બીજા મુસલમાન રાજાઓ સાથેની લડાઇમાં ચારપાંચ વખત ત્યાં યોદ્ધાઓને આશ્રય મળ્યો હતો. આપણને એમ માનવાનું મન થાય છે કે મુસલમાની સત્તા માત્ર નામની હતી. બધો આંતરવહિવટ તાબાના હિંદુ રાજાઓના હાથમાં હતો. પાછળના મુસલમાન રાજાઓના વખતમાં મુંબઇના સાત ટાપુઓ નિરુપયોગી થાણું બની રહ્યા. મુસલમાન વખતનું સ્થાપત્ય, માહિમમાં આવેલી સંત મકુદમ ફકિરની કબર છે. જમીન પરની સત્તાવાળા રાજ્યને મુંબઇના બારાની કશી કિંમત નહોતી. જ્યાંસુધી ખંડણી ભરાતી હતી ત્યાં સુધી તે દિલ્હી મારફત કે અમદાવાદ મારફત ભરાય તેમાં કંઇ ફેર નહોતો. કોઇ કોઇ વખત બંડ થતાં. ચૌદમા સૈકાની આખરે બિંબરાજાના સરદારોના વંશજો—ભંડારીઓએ બંડ કર્યું, જેને અંગે થોડો સમય હિંદુ રાજ્યની સ્થાપના થઇ. પણ તે લાંબો સમય ચાલી નહિ. ઉત્તર-કોંકણ, સાલ્સેટ તથા મુંબઇ માટે દક્ષિણ અને ગુજરાતના મુસલમાન રાજાઓ વળી લડવા લાગ્યા, જેમાં ગુજરાતના સૈન્યનો વિજય થયો. લાંબા સમય સુધી મુંબઇ ગુજરાતના સુલ્તાનોને તાબે રહ્યું. ૧૫૭૨ માં તે સલ્તનતનો નાશ થતાં દિલ્હીની મોગલ સલ્તનત સત્તામાં આવી. પરંતુ આ પહેલાં લાંબા વખતથી પોર્ટુગીઝો પશ્ચિમહિંદમાં આવીને વસ્યા હતા અને ૧૫૩૪ માં ગુજરાતના સુલ્તાન બહાદુરે મુંબઇ તેમને સોંપી દીધું હતું.

ઇ. સ. ૧૪૯૭ ના જુલાઇમાં વાસ્કો ડી ગામા ત્રણ વહાણ લઇને લિસ્બનથી ઊપડયો, અને ૧૪૯૮ ના મેમાં કલિકટ બંદરે આવ્યો. હિંદ આવવાનો જળમાર્ગ શોધી કાઢવા તેને મોકલવામાં આવ્યો હતો, જેથી કરીને પોર્ટુગીઝ લોકોને તેજાના તથા ખ્રિસ્તીઓ મળી શકે. તે કાર્યમાં તેને મળેલી ફતેહથી આખું જગત વિસ્મય પામ્યું. હિંદમાં બનતી વસ્તુઓ યુરોપનાં બજારોમાં પહોંચ્યા પહેલાં અનેક હાથોમાંથી પસાર થતી હતી તે હવે સીધી લિસ્બન આવી શકે તેમ હતું. પરિણામે મુસલમાન લોકોનો હિંદી મહાસાગર તથા રાતા સમુદ્રનો વેપાર અટકી પડયો અને જીનોઆ તથા વેનિસની પેઢીઓનો પૂર્વ તરફનો અર્ધો વેપાર નાશ પામવાનો ભય ઉત્પન્ન થયો. પોર્ટુગલની સમૃદ્ધિ તથા કીર્તિ અચાનક એટલાં

વધી પડયા કે યુરોપખંડમા તે બિનહરીફ થઇ પડયુ પોતાના મુલકમાથી પશ્ચિમ તરફ જતા માલ પર ઇરાન, સૈકાઓ થવા ભારે જકાત નાખવું હતુ તેને પણ તે જકાતની ખોટનો ભય ઉપસ્થિત થયો દરિયાનો તથા અનુકૂળ સ્થળોનો કબજો મેળવ્યા પછી પોર્ટુગીઝો હિંદમા રહેવા આવ્યા મલબારકાઠે કોચીનથી ઉત્તર તરફ આવતા ૧૫૧૦ મા તેઓએ ગોવા લીધુ બિજાપુરના સુલતાને તેમને ત્યાથી હાકી કાઢયા, પરતુ થોડા મહિના પછી તેઓએ તે ફરીથી લીધુ આગના વર્ષ ૧૫૦૯મા તેઓએ મુમબઇની પહેલી મુલાકાત લઇને, બિનહરકતે લાકડુ તથા સામાન મેળવ્યા હતા પોર્ટુગીઝ લોકોનો બીજો કાફલો મુમબઇના કિનારે ૧૫૧૭મા આવ્યો પાછળથી જ્યારે પોર્ટુગીઝ લોકો ચોનનો કિલ્લો બાધવા લાગ્યા ત્યારે ગુજરાતના સુલ્તાનના દરિયાઈ લશ્કરે તેમના કાર્યમા વિઘ્ન નાખવા માડયા અને મુબઇ પોર્ટુગીઝ લોકોને મળ્યુ ત્યાસુધી તેના કાઠા પર વારવાર હુમલા થતા હોવાનું જણાય છે ગોવાના ગવર્નર નુનોડા કુન્હાએ વસઇ પર હલ્લો કર્યો સુલ્તાન બહાદુરશાહે તુરત જ સુલેહની શરતો મોકલી ૧૫૩૪ની અધિથી વસઇ અને તેના તાબાના ટાપુઓ–મુમબઇ સહિત–પોર્ટુગીઝોને આપવામા આવ્યા ત્યારપછીના વર્ષમા બહાદુરશાહે ૫૦૦ પોર્ટુગીઝોના લશ્કરના વચનના બદલામા (આ વચન પાળવામા આવ્યુ નહોતું) ગુજરાતના કાઠા પર દિવમા કિલ્લો બાધવાની પોર્ટુગીઝ લોકોને પરવાનગી આપી પશ્ચિમહિંદના બીજા ભાગોની માફક, પોર્ટુગીઝોએ મુંમબઇની જાગીરના નાના ભાગ પાડયા અને નામના ભાડાથી અથવા તો લશ્કરી નોકરીની શરતે લાયક માણસોને આપ્યા એસ્ત્રાડીઓગો મુમ્બઇનો પહેલો ભાડૂત હતો તેના પછી આવનાર વૈદ ગાર્શિયા દ ઓર્તા વધારે જાણીતો છે તેણે એક વૈદકની ચોપડી લખી છે અને તે વાર્ષિક લગભગ ૮૫ પૌડનું ભાડુ આપતો

આ ટૂકી યાદમા સત ફ્રાન્સિસનુ નામ પહેલવહેલું આવવુ જોઇએ તેણે કદી મુમ્બઇની મુલાકાત લીધી હોય તેનો પુરાવો નથી પરતુ તેના દેવળે પોર્ટુગીઝ સત્તાની શરૂઆતથી ગોઆ અને વસઈ માફક મુમબઇમા પણ ખ્યાતિ મેળવી હતી તેના પાદરીઓ ગોવામા ૧૫૧૭ મા પહોચી ગયા હતા તે પોતે હિંદમા ૧૫૪૨ મા આ ના દેવળો બાધવામા તથા વટલાવવામા ફ્રાંસિસના અનુયાયીઓ અને જેસ્યુઇટો એકમીજા સાથે હરીફાઇ કરતા હતા ૧૫૪૦ મા માહિમમા સત માઇકલનું દેવળ બધાયુ ત્યારથી રોમન કેથોલિક પથની મુમબઈમા અવિરત પ્રગતિ ૧૬૬૧ સુધી ચાલુ રહી તે વર્ષમા તે ટાપુ ગ્રેટબ્રિટનના કબજામા આ વો દાદરમા નધારેન દેવળ પહેલા ૧૫૯૬ મા બધાયું અને ત્યારપછી બીજાં દેવળો બધાયા એમ ઍગ એડવર્ડઝ લખે છે કે "રોમન પથના પાદરીઓ પોર્ટુગલના રાજા કરતા વધારે પૈસા કમાતા હતા તેઓ કરકસરથી રહેતા અને એવી સત્તા ધરાવતા કે વસઇમા રહેતા ઉત્તરના સરદારને પોતાની સ્થિતિ અનિશ્ચિત લાગતી

મઝગામની જાગીર ૧૫૭૨ મા હમેશ માટે દસુઝા કુટુમ્બને આપવામા આવી તે સિવાયનો મુંમબઇનો મોટો ભાગ દેવળના કબજામા આવ્યો ટાપુનો ઉત્તરભાગ જેસ્યુઇટોના તાબામા હતો ધર્મગુરુઓની આ શ્રેષ્ઠતાને અગે તેઓએ અસહિષ્ણુતાની નીતિ અખત્યાર કરી હિન્દમા પોર્ટુગીઝ સત્તાના પતનનું એ એક મુખ્ય કારણ હતું, તે ઇતિહાસ જાણીતો છે બીજું કારણ આતરજાતીય લગ્નનું હતું, પણ તે દલીલમા ઊતરવાનો અગર

પોર્ટુગીઝ સંસ્થાનો તથા વેપાર હિંદમાં કેવી રીતે નાશ પામ્યાં, અગર તો ડચ સત્તાનો કેવી રીતે ઉદય થયો અથવા તો પોર્ટુગલે ઇંગ્લંડનું રક્ષણ કેવી રીતે માગ્યું તેની વિગતવાર ચર્ચા કરવાનું આ સ્થાન નથી. આંતરરાષ્ટ્રીય રાજ્યનીતિની શેતરંજમાં મુંબઇનું શું થયું તેટલું જ જાણવાની આપણને જરૂર છે.

સ્પેન સામેના નેધરલૅન્ડના બળવામાં ઇંગ્લંડે તેને મદદ કરી ને સ્પેન અને પાછળથી પોર્ટુગાલ સાથેનો સંબંધ ૧૫૮૪માં તોડી નાખ્યો. એક લાખ પૌન્ડનો માલ ભરીને જતાં પોર્ટુગલનાં વહાણોને ડ્રેઇકે પ્લીમાઉથના બંદરે અટકાવ્યાં. આ ફતેહથી અંગ્રેજો તથા ડચ લોકો સમજી ગયા, કે હિંદી મહાસાગરમાં પોર્ટુગીઝ લોકોએ જે કર્યું હતું તે તેઓ પણ કરી શકે તેમ હતા. પોર્ટુગલ સ્પેનના રાજ્ય સાથે જોડાઇ જવાથી પોર્ટુગલના હિંદી વેપારનો સત્વર અંત આવ્યો; પરંતુ વહેલામોડા હિંદી મહાસાગરોમાં યુરોપના સાહસિક પુરુષોનું જવાનું તો નક્કી હતું.

સોળમા સૈકાના અંત પહેલાં અંગ્રેજો ખરેખર આવ્યા. ઇ. સ. ૧૬૦૦ ના છેલ્લા દિવસે લંડનના વેપારી મંડળ તથા ગવર્નરને ઇસ્ટ ઇંડિઝમાં વેપાર કરવાનો પરવાનો અપાયો, અને ૧૬૧૩ માં જહાંગીર બાદશાહની પરવાનગીથી સુરતમાં અંગ્રેજી કોઠી નખાઇ. ૧૬૧૫ માં પોર્ટુગીઝો દરિયાઇ લડાઇમાં હાર્યા અને ત્યારે પશ્ચિમહિંદમાં બ્રિટિશ રાજ્યના પાયા નખાયા. થોડાં વર્ષોમાં આગ્રા, અમદાવાદ અને ભરૂચમાં અંગ્રેજી કોઠીઓ નખાઇ, અને પછી અંગ્રેજોએ ઇરાનના વેપારમાંથી પોર્ટુગીઝોને હાંકી કાઢ્યા.

સુંદર બંદરવાળું મુંબઇ પહેલેથી જ નાવિકોની આંખમાં બેસી ગયું હોય તે સ્વાભાવિક છે. પરંતુ અંગ્રેજ લોકોના બંદર તરીકે મુંબઇ લાયક છે તેમ પહેલી સૂચના કોણે કરી તે જણાયેલ નથી. ૧૬૨૫માં ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરોએ સૂચના કરી કે કંપનીએ મુંબઇ લેવું અને પછીના વર્ષમાં અંગ્રેજ અને ડચનું સંયુક્ત લશ્કર સુરતથી મુંબઇ આવ્યું. તેમાં ૪૦૦ માણસો હતા. તેઓએ શહેરને લૂંટીને બાળી નાખ્યું, પણ તેનો કબજો લીધા વિના ચાલ્યા ગયા. ફરીથી બીજો યત્ન થયો નહિ. પણ મોગલ અધિકારીઓની રીતભાતથી કંટાળી જઇને ૧૬૫૨ માં સુરતની કાઉન્સિલે ત્યાંથી આગળ જવાનો નિશ્ચય કર્યો. પોર્ટુગીઝ લોકો પાસેથી મુંબઇ તથા વસઇ લઇ લેવાં જોઇએ તેટલી ભલામણ કરીને બેસી ન રહેતાં તે હેતુથી ગોવાની સરકાર સાથે સંદેશા ચલાવવા શરૂ કર્યા. ઇંગ્લંડમાં પણ તે બાબત પર લક્ષ અપાયું. ૧૬૬૦ માં તે પ્રશ્ન ફરીથી ઉપસ્થિત થયો. તે વખતે ડિરેક્ટરોએ રિપોર્ટ કર્યો, કે હિંદનાં પોર્ટુગીઝ સંસ્થાનો લેવા માટે તે દેશના એલચીઓ સાથે થોડી વાતચીત થઇ; પણ જ્યાંસુધી સંસ્થાન રહેવાનો સંભવ હોય ત્યાં સુધી તે આપી દેવાને તેઓ અત્યંત નાખુશ જણાયા.

જિત અગર ખરીદીથી મુંબઇ મેળવવામાં નિષ્ફળ જતાં કેથરાઇન ઑફ બ્રેગન્ઝાના દાયજામાં બીજા ચાર્લ્સ રાજાને તે મળ્યા પછી કંપનીએ નાખુશીથી તેનો કબજો લીધો.

હીરાલાલ માનસિંગ કામદાર

## (૪) દેશભરમાં સજા પામેલાઓના સરકારી આંકડા

સમસ્ત હિંદમાં (૧) સામાન્ય કાયદા તથા ઑર્ડિનન્સો નીચે કુલ કેટલા જણને સજા થઇ; તથા (૨) સવિનય ભંગની ચળવળના સંબંધમાં ઑગસ્ટની આખરે કેટલા માણસો જેલમાં હતા તે બન્નેના આંકડા હિંદી સરકારે બહાર પાડયા મુજબ નીચે પ્રમાણે છેઃ—

(૧)

| પ્રાંત | પુરુષો | સ્ત્રીઓ | એકંદર આંકડો |
|---|---|---|---|
| મદ્રાસ | ૨૪૯૮ | ૨૪૨ | ૨૭૪૦ |
| મુંબઇ | ૧૦૩૩૨ | ૬૫૬ | ૧૦,૯૮૮ |
| બંગાળ | ૯,૯૨૪ | ૬૨૯ | ૧૦,૫૫૩ |
| સં. પ્રાંતો | ૧૧,૦૦૫ | ૪૨૪ | ૧૧,૪૨૯ |
| પંજાબ | ૧,૪૩૮ | ૧૧૨ | ૧,૫૫૦ |
| બિહાર અને ઓરીસા | ૯૫૯૫ | ૨૭૬ | ૯,૮૭૧ |
| મધ્યપ્રાંતો | ૩,૪૭૬ | ૨૯૬ | ૩,૭૭૨ |
| આસામ | ૧,૦૮૨ | ૮૭ | ૧,૧૬૯ |
| સરહદ પ્રાંતો | ૫,૨૯૦ | ૧ | ૫,૨૯૧ |
| દિલ્હી | ૮૯૬ | ૫૧ | ૯૪૭ |
| કુર્ગ | ૨૦૧ | ૩ | ૨૦૪ |
| અજમેર મારવાડ | ૨૫૩ | ૭ | ૨૭૦ |
| એકંદર | ૫૫,૯૯૦ | ૨,૭૮૪ | ૫૮,૭૭૪ |

(૨)

| પ્રાંત | પુરુષો | સ્ત્રીઓ | એકંદર |
|---|---|---|---|
| મદ્રાસ | ૧,૫૧૪ | ૧૪૯ | ૧,૬૬૩ |
| મુંબઇ | ૫,૩૪૭ | ૨૬૨ | ૫,૬૦૯ |
| બંગાળ | ૨,૫૨૩ | ૧૭૧ | ૨,૬૯૪ |
| સંયુક્ત પ્રાંતો | ૪,૧૩૪ | ૧૦૩ | ૪,૨૩૭ |
| પંજાબ | ૭૧૮ | ૨૯ | ૭૪૭ |
| બિહાર–ઓરીસા | ૨,૪૫૭ | ૭૦ | ૨,૫૨૭ |
| મધ્ય પ્રાંતો | ૮૪૭ | ૧૧ | ૮૫૮ |
| આસામ | ૬૧૦ | ૨૬ | ૬૩૬ |
| સરહદ પ્રાંતો | ૧,૯૨૧ | ૧ | ૧,૯૨૨ |
| દિલ્હી | ૩૬૫ | ૧૮ | ૩૮૩ |
| કુર્ગ | ૫૪ | | ૫૪ |
| અજમેર–મારવાડ | ૮૯ | ૩ | ૯૨ |
| એકંદર | ૨૦,૫૭૯ | ૮૪૩ | ૨૧,૪૨૨ |

('બૉમ્બે ક્રોનિકલ' તા. ૧–૧૦–૩૨ માંથી)

## (૫) લીટન હેવાલ–જાપાન ને યુરોપીય દેશો હવે શું કરશે ?

વર્ષોની વાટ જોવડાવ્યા પછી લીટન હેવાલે જગતનું મોં જોયું છે. અઢારમી સપ્ટેમ્બરે જાપાને આક્રમણ શરૂ કર્યું એની તમામ જવાબદારી જાપાનની જ લેખવામાં આવી છે. એવું આક્રમણ આત્મરક્ષણ માટે હોઇ શકે જ નહિ એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે. મંચુરિયાના ત્રણ કરોડ લોકોની સ્વેચ્છાથી જ મંચુકુઓ સરકારની સ્થાપના કરવામાં આવી છે એની કાઉન્ટ યુચીડા અને બીજા જાપાની અમલદારોની વાતો ઉરાડી મૂકાઇ છે. ઇસ્વી સન ૧૯૩૧ ના સપ્ટેમ્બર પહેલાં મંચુરિયામાં સ્વતંત્રતાની હિલચાલનું નામનિશાન પણ નહોતું. સાચી સ્વતંત્રાની હીલચાલના ફણગા રૂપે અત્યારની સરકાર અસ્તિત્વમાં આવી છે એમ કહી શકાય જ નહિ. પોતે બચાવ માટે આક્રમણ કર્યું છે અને સ્વાતંત્ર્યની હિલચાલ આપોઆપ ઊભી થઇ છે એમ મનાવવા જાપાન આકાશપાતાળ એક કરી રહ્યું હતું પરંતુ આ સ્વતંત્ર તપાસ સમિતિના હેવાલે જાપાનના તમામ પ્રયત્નો ધૂળમાં મેળવી દીધા છે.

મંચુરિયામાંથી લશ્કરી વાતાવરણ ચોખ્ખું કરવા લીટન કમીશને કેટલીક સૂચનાઓ કરેલી છે. ચીનાઇ સરકારની નામની હકુમત, ચીનાઇ અને જાપાની લશ્કરો પાછાં ખેંચી લેવાની શરત અને એ પ્રદેશમાં જાપાની હકોનો સ્વીકારઃ એ સર્વ જાપાનને પંપાળવાના જ પ્રયત્નો છે. ગૂંચવાયલા કોકડાને ઉકેલવા ભગીરથ પ્રયત્ન કરવામાં આવ્યો છે છતાં ચીન કે જાપાન બન્નેમાંથી એકેને ય તેથી સંતોષ થવાનો નથી. મંચુરિયાને સ્વતંત્ર લેખવું, ચીનના લશ્કરને એ પ્રદેશમાં જવા ન દેવું અને આર્થિક વ્યવહારનો વિદેશી સત્તાઓએ વહીવટ કરવો : એ બધી વાતો ચીનાઈ સર્વોપરીપણાને નાકબુલ કરે છે. છતાં ય અત્યારની પરિસ્થિતિમાં તો ચીનને એથી લાભ જ છે. .

યુરોપીય રાષ્ટ્રસંઘ આ હેવાલ પર ચર્ચા ચલાવવા ટુંક સમયમાં મળશે પરંતુ જાપાનના વલણ ઉપર જ મોટો આધાર રહેલો છે. જાપાની લશ્કરીઓને રાષ્ટ્રસંઘ માટે બહુ માન નથી. એ લોકો ચીનનું સર્વોપરીપણું કબુલ કરાવવાના તમામ પ્રયત્નોની સામે થશે જ. ચીનાઇ સર્વોપરીપણા પર અંકુશ મૂકતી હેવાલની શરતો પણ જાપાની લશ્કરીઓને માફક આવતી નથી. લશ્કરો વિજય પર એ લોકો એટલા મુસ્તાક છે. શાંઘાઇ ભાગી જાપાને રાષ્ટ્રસંઘને પડકાર કર્યો એનો જવાબ સોળમી કલમ લાગુ પાડીને જ વાળવો જોઇતો હતો પરંતુ કમીશન મોકલી રાષ્ટ્રસંઘે છટકબારી શોધી છે. એ કમીશન આજ ૭ મહિને પોતાનો હેવાલ બહાર પાડે છે ને હજી નવેમ્બર સુધી તેનો અમલ થવાનો નથી. કદાચ એ ધન્યઘડી સાંપડે તો ય મંચુરિયા ચીનને આવશે કે કેમ એ વહેમ પડતી વાત છે. જાપાન રાષ્ટ્રસંઘમાં રહેશે કે નીકળી જશે એ પણ એક પ્રશ્ન જ છે.*

## (૬) જાપાન રશિયા તરફ કેમ વળે છે ?

મંચુરિયાના સાહસમાં હેતુપુરઃસર રશિયાને સંડોવવાની જાપાનની બાજી છે. જાપાને બે લાખ ટન સોવિયેટ તેલ ખરીદ્યું તેના પરિણામે સોવિયેટ સરકારે હવે વીસથી ત્રીસ હજાર ટન જાપાની ઘઉં ખરીદવાનો ઠરાવ કર્યો છે. આ વ્યાપારી કબાલાઓની બને દેશો પર ઝાઝી આર્થિક અસર થવાની નથી પરંતુ જગતને એની રાજકીય અગત્ય ઘણીજ છે;

* *The Chinese Reublic 8th October 1932.*

કારણકે હવે બીજા વેપારી કરારો થવાના જ અને પરિણામે જાપાન અને રશિયાની વિદેશનીતિનું અને મંચુરિયાના ભવિષ્યનું કિસ્મત ઘડાવાનું. જગતનું વલણ હવે રશિયા તરફ બદલાયું છે તો ખરું પરંતુ વ્યાપારી બહિષ્કાર તો હજી ચાલુ જ છે. પાંચ વર્ષની યોજનાના પરિણામે રશિયા હવે વિદેશી બજારોની શોધમાં પડયું છે એટલે જાપાન કે બીજા કોઇ પણ દેશનું અનુકૂળ વલણ તે વધાવી જ લેવાનું; જ્યારે જાપાન તો રશિયાને બીજા દેશોની વિરુદ્ધ સોગટી તરીકે વાપરવા માગે છે. ઇંગ્લેંડ ને અમેરિકાને રશિયા જાપાનની સંધિનો ખૂબ જ ડર લાગે છે.

જાપાન અને અમેરિકા વચ્ચે ભવિષ્યમાં ચકમક ઝરવાનાં ચિહ્ન જણાતાં જ જાય છે. જાપાને પોતાના નૌકાસૈન્ય માટે સોવિયેટ તેલ ખરીદ્યું એ જ શરૂઆત લેખી શકાય. ભવિષ્યની ચર્ચામાં રાષ્ટ્રસંઘ પણ હવે જાપાન વિરુદ્ધ મક્કમ વલણ ગ્રહણ કરે તો રાષ્ટ્રસંઘને પણ સતાવવાની જાપાનની ઇચ્છા છે અને તે ઇચ્છા રશિયા સાથે સહકાર સાધીને જ બર આણી શકાય તેમ છે. પરંતુ રશિયા જાપાન સાથે વેપારી કરારો કરવા ઉપરાંત આગળ વધશે કે કેમ તે જોવાનું છે. જાપાની લશ્કર સાઇબીરિયાની હદ ઓળંગે નહિ ત્યાં સુધી રશિયા જાપાન સાથે ઝઘડો કરવા માગતું જ નથી. વળી કરારના ભંગ થવાથી રાષ્ટ્રસંઘ જરૂર જાપાન વિરુદ્ધ પગલાં લેશે જ એ હિસાબે જાપાન રશિયાને ચીઢવવા કરતાં શાંત જ રાખશે. કદાચ એ સહકાર એટલી હદ સુધી પણ જાય કે જાપાન ચીનના લશ્કરને મંચુરિયામાંથી હાંકી કાઢવા રશિયન લશ્કરને પોતાની કુમકે પણ બોલાવે. પરંતુ જાપાનના લશ્કરી આક્રમણનો રશિયાએ અત્યારસુધી વિરોધ કર્યો છે એટલે જાપાનને મદદ કરવા લશ્કર મોકલવા જેટલી હદે તે જાય એ સંભવિત નથી. એટલે જાપાન એમ માને છે કે પોતે રશિયાને રમાડે છે જ્યારે રશિયા જાપાનના સંબંધથી બને તેટલો લાભ ઉઠાવવા માગે છે.

પરંતુ જાપાન રશિયાનો સહકાર યુરોપીય દેશોને જરાય ગમતો નથી. એને પરિણામે

બતાવે નહિ એવી સૂચના કરવા રાષ્ટ્રસંઘ પ્રયત્ન કરે છે અને લશ્કરી આક્રમણ સામે થવા ચીનને એકલું જ છોડી દે છે.

લીટન હેવાલની આવી કલમો ચીનાઇ સર્વોપરીપણાને બાધક છે. લીટન હેવાલની ભલામણો પરથી રાષ્ટ્રસંઘ કેવાં પગલાં ભરશે તેની આગાહી કરી શકાય. રાષ્ટ્રસંઘ સ્થપાયો ત્યારથી આજસુધી કોઇ પણ વખત સોળમી કલમ લાગુ પાડવાને બદલે જગતની શાંતિ જાળવવા વાટાઘાટ કરી નિરાકરણ કરવાનો માર્ગ લેવાયો નહોતો. જાપાનના આક્રમણથી ચીનને ખૂબ જ સહન કરવું પડ્યું છે. લીટન હેવાલની ભલામણો અમલમાં મૂકવામાં આવે તો પણ ચીનને જ નુકસાન થવાનું છે ને જાપાનને તો ગયા વર્ષના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે જે પરિસ્થિતિ હતી તેથી વધારે લાભ જ થવાનો છે. એટલે રાષ્ટ્રસંઘો સ્થપાય કે ન સ્થપાય પણ નબળાનો જ મરો છે. જગતમાં બળીઆના બે ભાગ નક્કી જ છે. ચીને આથી ધડો લેવો ઘટે છે. *

રમણીકલાલ દલાલ



# મુસ્લીમોની માગણીઓ

પોતાની કોમની સલામતી માટે જરૂરી હોય અને આગેવાનો એકમત થતા હોય તેવા તમામ મુદ્દાઓ સ્પષ્ટ રીતે સમજવાની ખાસ અગત્ય છે કારણકે મુસ્લીમ માગણીઓને યોગ્ય રીતે સંતોષ્યા વિના હિંદના બંધારણના પ્રશ્નનો જોઇએ તેવો નિર્ણય આવવાનો જ નથી. એટલે મુસ્લીમો શું માગે છે ને તેમને શું મળ્યું છે તે ઊંડા ઊતરી વિચારવાની જરૂર છે. એ માટે આપણે ચોખ્ખી સમજુતી પર ન આવીએ ત્યાં સુધી સ્વરાજનો માર્ગ મોકળો થવાનો નથી. ઇસ્વીસન ૧૯૨૯ના જાન્યુઆરીમાં ઑલ ઇન્ડિયા મુસ્લીમ કોન્ફરંસ મળી તેના ઠરાવોમાં મુસ્લીમ માગણીઓનું તત્ત્વ સમાઇ જાય છે પરંતુ મી. જિન્નાના ચૌદ મુદ્દાઓને અત્યારે વધારે મહત્ત્વ અપાય છે એટલે આપણે એ પાયા ઉપર જ ચર્ચા કરીશું ને બીજાં વિસંવાદી તત્વોની યોગ્ય લાગે ત્યાં નોંધ લઇશું.

**સંપૂર્ણ સત્તાધારી પ્રાંતોવાળું ફીડરલ બંધારણઃ**

દેશની ભવિષ્યની પ્રગતિ માટે આ માગણી અતિશય મહત્ત્વની છે. ઇસ્વીસન ૧૯૨૯ના ઑક્ટોબરની ૩૧ મી તારીખે અરવીન જાહેરનામું બહાર પડ્યું ત્યારથી હિંદ, ફેડરેશન એટલે પ્રાંતો અને દેશીરાજ્યો મળી સરજેલી મધ્યસ્થ સરકાર એવું મનાય છે. પરંતુ માત્ર પ્રાંતોનું જ ફેડરેશન બની શકે તેમ છે. દેશી રાજ્યોને તેમની ઇચ્છા વિરુદ્ધ મધ્યસ્થ રાજ્યતંત્રમાં ભેળવવાની બીલકુલ જરૂર નથી. ઑલ ઇન્ડિયા ફેડરેશનને સીમાબંધનોની રાજકીય અને આર્થિક મુશ્કેલીઓ નડે છે તે પ્રાંતોને મધ્યસ્થ રાજ્યતંત્રમાં જોડવામાં નડશે નહિ: કારણકે અત્યારે લગભગ એવી જ સ્થિતિ પ્રવર્તે છે. પરંતુ પ્રાંતોને અત્યારે સંપૂર્ણ સત્તાઓ નથી તે બધી જ પ્રથમ બક્ષવી જોઇએ. બ્રહ્મદેશનો દાખલો એજ સૂચવે છે. એને સ્વાત્મનિર્ણયનો અધિકાર આપવામાં આવ્યો છે એનો અર્થ એજ કરી શકાય કે અત્યારના હિંદના પ્રાંતો સમાન

* Chinese Republic.

ને સંપૂર્ણ સત્તાધારી છે એમ ગણી લેવામાં આવ્યું છે: મધ્યસ્થ તંત્રમાં જોડાવું કે ન જોડાવું એ તેમની ઇચ્છા પર છોડવામાં આવ્યું છે. એટલે હિંદના પ્રાંતોનું એક ફેડરેશન બને ને દેશી રાજ્યોને જોડાવું હોય તો તેમને માટે દ્વાર ખુલ્લું રહે. આ પ્રમાણે પ્રાંતોનું ફેડરેશન રચવાનું હોય તો મુસ્લીમોના એવી માગણી છે કે ભવિષ્યના બંધારણમાં પ્રાંતિય વ્યક્તિત્વનો લોપ થવો ન જોઇએ. આનો અર્થ સો વર્ષના ઇતિહાસને ઉલટાવી નાંખવો એમ થાય. કારણકે પ્રાંતો તો જેમ જેમ જીતાયા તેમ તેમ મધ્યસ્થ સરકારે સરજ્યા હતા. એમને સ્વતંત્ર વિભાગ થવા યોગ્ય ગણી લેવા એ ઉચિત લાગતું નથી. અત્યારના પ્રાંતો કોઇ પણ ચોક્કસ ધોરણ પર રચાયા નથી. વળી મોટા વિભાગને સત્તાની છાયા મળે તે કરતાં નાના વિભાગને ચોક્કસ સત્તાઓ મળે એવું અર્વાચીન હિંદ ઇચ્છી રહ્યું છે. ગોખલે બેનરજી અને ફીરોજશાહ મહેતાએ પ્રાંતિક સ્વરાજની ઘોષણા કરેલી તેજ આજ હિંદુ મુસલમાનો માગી રહ્યા છે. માત્ર પ્રાંતોને કેટલી સત્તાઓ આપવી. તેમાજ મતભેદ છે. હિંદમા હિંદુઓની બહુમતિ છે એટલે મધ્યસ્થ રાજતંત્ર મજબૂત હોય ને પ્રાંતોને સામાન્ય સત્તાઓ આપવામાં આવે એથી તેઓ સંતોષ માને એ સ્વાભાવિક છે. પરંતુ મુસ્લીમો લઘુમતિમાં છે એટલે મધ્યસ્થ સરકારને સાધારણ સત્તાઓ સોંપી સંપૂર્ણ સત્તાઓ પ્રાંતોને આપવામાં આવે એવો આગ્રહ રાખે છે. હિંદુઓએ હવે પ્રાંતિક સ્વરાજ્યનો આગ્રહ છોડી દીધો છે. કારણકે મધ્યસ્થ રાજતંત્રમાં વધુ સત્તાઓ મળી શકે તેમ છે એવું તેમને ભાન થયું છે. મુસ્લીમો તો સો વર્ષ પહેલાંની માગણીઓને જ હજી યે વળગી રહ્યા છે. કોમી મતાધિકારે ઝેર રેડી એ પરિસ્થિતિને મજબૂત બનાવી છે. ફેડરેશનની શરૂઆતમાં મધ્યસ્થ રાજતંત્રમાં વધુ સત્તાઓ મળવાની નથી એવી તેમની માન્યતા હોવાથી તેઓ પ્રાંતિય સરકારમાં સાચી સત્તા માગે છે; કારણકે પ્રાંતોમાં તેમને વધારે સત્તા મળવાનો સંભવ છે ને પરિણામે મધ્યસ્થ રાજતંત્રમાં પણ તેઓ લાગવગ વધારી શકે તેમ છે. તેમ છતાંય વિચારવંત મુસ્લીમ આગેવાનો મધ્યસ્થ રાજતંત્ર મજબૂત બનાવવાની જરૂર વિસરી ગયા નથી. એટલે સત્તાધારી પ્રાંતોની એ લોકો માગણી કરે છે પરંતુ મધ્યસ્થ રાજતંત્રને તેઓ નિર્બલ બનાવવા નથી જ માગતા. મજબુત પ્રાંતિક સરકાર મળે તો મુસ્લીમ કોમ વધારે સંખ્યાબલને લીધે પોતાને વધારે કેળવી શકે. રાષ્ટ્રિય સરકારમાં જ્યાં સુધી કોમી ઝેર ભળેલું છે ત્યાં સુધી એવો સંભવ ઓછો રહે. મુસ્લીમોમા કાંઇ પણ સંસ્કૃતિ કે શકિત હશે તો તે ખીલવવાની એકલી તક મજબૂત પ્રાંતિય સરકાર બને તો જ મળે.' વળી મુસ્લીમ બહુમતિવાળા પ્રાંતોમાંય હિંદુઓ ખાસ લઘુમતિમાં નથી અને હિંદુ બહુમતિવાળા પ્રાંતોમાં મુસ્લીમો ઘણીજ લઘુમતિમા છે જ એટલે મુસ્લીમોની આ માગણીમાં હિંદુઓને નુકસાન નથી. દેશીરાજ્યોમાં તો મુસ્લીમો બહુ જ લઘુમતિમાં છે અને દેશીરાજ્યોને ફેડરેશનમાં ભેળવવાનાં છે એટલે મુસ્લીમો અધીરા બને એ સ્વાભાવિક છે! દેશીરાજ્યો સરખી ભાગીદારીના હક્કથી અને ચોક્કસ બાબતોમાં જ હિંદ ફેડરેશનમાં જોડાવા માગે છે પરંતુ વસ્તી સંપત્તિ કે અગત્યમાં એક પણ દેશીરાજ્ય પ્રાંતોની બરાબરીમાં ઉતરી શકે તેમ નથી. વળી દરેક દેશીરાજ્ય પોતાની આંતર સત્તા અબાધિત રાખવા માગે છે. પ્રાંતોને તો એવો કશો ય હક્ક મળતો નથી. વળી કેટલાક પ્રાંતો ભિન્ન વ્યક્તિત્વ ધરાવે છે અને વ્યક્તિગત સંસ્કૃતિનો વિકાસ સાધવા માગે છે તેમ જ જે પ્રાંતો પ્રાંતિક સ્વરાજ દ્વારા રાષ્ટ્રિય સરકારમાં વધુ સત્તા મેળવવા ધારે છે તેમને તો પ્રાંતિય સમાનતાની વાત ચોખ્ખી નુકશાનકારક છે.

# મુસ્લીમોની માગણીઓ

હિંદુઓ મધ્યસ્થ રાજતંત્ર મજબૂત બનાવવા માગે છે. દરેક સુધરેલા દેશોમાં સંપૂર્ણ સત્તા રાષ્ટ્રિય સરકારને જ હસ્તક હોય છે. મધ્યસ્થ તંત્રમાં હિંદુઓની બહુમતિ છે એટલે મુસ્લીમોને વહેમ પેસી ગયો છે. કે મધ્યસ્થ સરકાર મજબુત બનાવી હિંદુઓ સત્તાધીશ બનવા માગે છે, અને તેથીજ તેઓ મધ્યસ્થ સરકારને સંપૂર્ણ સત્તાઓ આપવાનું કહે છે. પરિણામે પ્રાંતોમાં તો હિંદુઓનું બલ ખૂબજ વધી જાય એવો તેમને ભય લાગે છે. રાષ્ટ્રિય મજબુતી ને સંગઠનની ઘોષણા મુસ્લીમોને હિંદુ રાજ્ય સરજાવવાનું બહાનું લાગે છે.

પરંતુ હિંદુ અને મુસ્લીમ એ બન્ને કોમોની માગણીઓનો નીચે મુજબ નિર્ણય આણી શકાય:

(૧) હિંદુ મુસ્લીમ માગણીઓ ઉપર નજર રાખી બને તેટલી વધારે સત્તાઓ મધ્યસ્થ રાજતંત્રને આપવી. પ્રાંતો કે દેશી રાજ્યોના હાથમાં મૂકવાની બાકીની સત્તાઓનું અસ્તિત્વજ ન રહે તો પછી તકરાર કયાં રહેવાની છે ? એ દૃષ્ટિબિન્દુથી જ રાષ્ટ્રિય મહાસભાએ બધી જ મુસ્લીમ માગણીઓ કબુલી લેવાની નીતિ અખત્યાર કરી હતી: અને ખાસ સલામતીની જરૂર જણાય તો રાષ્ટ્રિય સરકાર જ તે ઠરાવી લે. પરસ્પર શુભેચ્છા ને વિશ્વાસ કેળવવાથી હિંદુ મુસ્લીમો જાતે જ કઇ સત્તાઓ મધ્યસ્થ તંત્રને ને કઇ કઇ સત્તાઓ પ્રાંતિક સરકારને સોંપવી તેનો નિર્ણય કરી શકશે. એ વાત મુશ્કેલ છે પણ અશકય નથી જ.

(૨) સરકારી તંત્રની સત્તાઓ અને કામકાજની ખૂબ જ સંભાળથી સરણી કરવામાં આવે તો પણ રાજકારભારીઓને યોગ્ય સૂચનાઓ ન અપાઈ હોય એવા પ્રસંગો ઊભા થવાના જ. એટલે થોડા થોડા અંતરે ફરી તપાસ થવી જ જોઇએ. એવી એક કલમ બંધારણમાં દાખલ કરવી તેમ જ એવા પ્રશ્નો રાષ્ટ્રીય ન્યાયતૂલાએ તોલાય એવી ગોઠવણ રાખવી. એ ન્યાયમંદિરે એટલું તો માની જ લેવાનું કે સ્પષ્ટ રીતે ન અપાઇ હોય તે સત્તા પ્રાંતની જ છે. જો કોઇ ખાસ પ્રસંગે રાષ્ટ્રીય ન્યાયમંદિરને દેશના હિત ખાતર એ સત્તા મધ્યસ્થતંત્રની ગણવી યોગ્ય લાગે તો તે તેમ પણ નિર્ણય કરી શકે; અને એ ચુકાદો છેવટનો ને સર્વને બંધનકર્તા લેખાય.

(૩) દેશના સંરક્ષણનો કે પરદેશ સાથેની રાજનીતિનો અને એવા રાષ્ટ્રીય અગત્યના પ્રશ્નો અને એકથી વધારે પ્રાંતોને લાગુ પડતા પ્રશ્નો રાષ્ટ્રીય સરકારને જ સોંપી દેવા. માપ ને વજન, ચલણ ને જકાત, આંતરબાહ્ય વ્યવહાર વગેરે પ્રશ્નનો નિકાલ મધ્યસ્થ રાજતંત્રને હસ્તક જ રહેવો ઘટે. પ્રાંતિક અગત્યના પ્રશ્નો પ્રાંતો ભલે ચુકવે ને પોતાની શકિત દર્શાવે.

(૪) ધર્મ, ધાર્મિક રિવાજો, વ્યક્તિગત વાણી કે લખાણ વગેરેની સ્વતંત્રતા ઉપર રાજતંત્ર ઘણીવાર તરાપ મારે છે એને માટે શહેરીઓના હકકો પ્રતિપાદન કરતી કલમ દાખલ કરવી: અને બંધારણીય ફેરફારો કરવા જે યોજના હોય તે યોજના દ્વારા જ એમાં ફેરફાર થઇ શકે એમ ઠરાવવું.

આ પ્રમાણે કોમી અવિશ્વાસથી ઉભી થયેલી ગૂંચવણ દૂર થશે અને પરસ્પર વિશ્વાસ બેઠા પછી તેમજ નવા બંધારણનો અનુભવ લીધા પછી વાંધા ભરેલા બીજા પ્રશ્નોનો આપોઆપ નિકાલ આવી જશે.

## ૨—પ્રાંતિક સમાનતા ને સ્વતંત્રતા.

ઇસ્વીસન ૧૯૨૯ના જાન્યુઆરીમાં મળેલી મુસ્લીમ પરિષદે આ પ્રશ્નને આટલી અગત્ય આપી નહોતી પરંતુ મી. જીનાએ આ મુદ્દા પર ભાર મૂકયો છે તેનું કારણ તે

વેળાની પરિસ્થિતિ તપાસવાથી આપણને મળી જશે. ત્યારે અત્યારના નોર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રાંતને મોંટફર્ડ યોજનાના તમામ સુધારા મળ્યા નહોતા. એટલે બીજા પ્રાંતો એ પ્રાંતની સમાનતા સ્વીકારશે કે કેમ એ બાબતની શંકા રહેતી. ધારાસભા પણ એ પ્રશ્નનો સ્પષ્ટ નિર્ણય આપી શકી નહોતી. લશ્કરી અગત્ય અને એ પ્રજાનું ચારિત્ર્ય જોતાં બ્રીટીશ નોકરશાહી એ પ્રાંતને સમાનતા આપવામાં આનાકાની કરે એ પણ સ્પષ્ટ હતું. એ પ્રાંતમાં મુસ્લીમ બહુમતી છે એટલે મુસ્લીમો હિંદુઓને જોઇએ તે બાંયધરીઓ આપવા તૈયાર છે પરંતુ મધ્યસ્થ સરકારની હકુમત એ પ્રાંતમાંથી ખેંચી લેવામાં આવે તો પોતાની સલામતી નહિ જળવાય એવી હિંદુઓને ભીતિ રહે છે.

વળી એ જ સિદ્ધાંત ઓરિસ્સા, સિંધ, આંધ્ર, ગુજરાત, વરાડ, મહારાષ્ટ્ર તામિલદેશ વગેરે નવા બનનાર પ્રાંતોને પણ લાગુ પડે જ. સિંધમાં મુસ્લીમ બહુમતિ છે એટલે મુસ્લીમો સિંધને છૂટું પાડવાનો ખાસ આગ્રહ રાખે છે. પછી જો પ્રાંતિય સમાનતા મળે તો તેમને પોતાનું વ્યક્તિત્વ દર્શાવવાની તક મળે. એ મુજબ હિંદમાં ઘણા સ્વતંત્ર સંસ્કૃતિ વાળા વિભાગો છે અને એ દરેક વિભાગને સ્વરાજ મળવું જ જોઇએ. માત્ર રાષ્ટ્રિય મજબૂતી ન ઘટે એટલું જ જોવાનું. પરંતુ મુશ્કેલી એ નડવાની કે વિવિધ વ્યક્તિત્વને મહત્વ આપતાં રાષ્ટ્રિય સંગઠન ઢીલું થવાનું અને શરૂઆતમાં એ વિભાગો પગભર થાય ત્યાં સુધી રાષ્ટ્રિય આવકને પ્રાંતિક ખર્ચ વેઠવાનું; કારણકે સિંધ જેવા પ્રાંતો છૂટા પાડવામાં આવે તો જરૂર ખોટમાંજ કામ કરવાના. એ ખોટ પૂરવા કદાચ કોમી ધોરણે કરબોજા વધારવા પ્રયત્ન થાય ને કોમી ઝેર રેડાય એ પણ સંભવિત છે. એટલે જ સિંધ છૂટું પાડવાનું કબુલ રાખવામાં વાંધો નથી પણ એ પગભર રહી શકે તેમ હોય તો જ. બીજા પ્રાંતોને આ મુશ્કેલી વધારે નડવાની. વળી ભવિષ્યના બંધારણમાં પ્રાથમિક શિક્ષણ, આરોગ્ય કે આર્થિક સંરક્ષણ માટે ગોઠવણ કરવાની હોય તો પ્રાંતોને ખર્ચને પહોંચી વળવાનું જ મુશ્કેલ બને, એટલે અત્યારના ખર્ચમાં ભારે કાપકૂપ કરવાની જરૂર ઊભી થાય. સાથે રહેવામાં કરકસર મજબૂતી અને શક્તિ સચવાય છે. છૂટા પડવામાં એ લાભો નથી જ જળવાવાના.

આપણા રાષ્ટ્રિય રથને આ પ્રાંતોની યોજનાને ગમે તેટલી સુધારવામાં આવે તોય તે પાંચમા પૈડા જેવી છે; એટલે ખરું જોતાં તો એને બીલકુલ ઉડાવી દેવામાં જ લાભ છે. પરંતુ એ તો ભવિષ્યની જનતાને માટે જ રહેવા દઈ અત્યારે આપણે મુસ્લીમ માગણીઓ અપનાવી લેવી જ ઘટે.

### ૩—ધારાસભા જેવાં મંડળોમાં લઘુમતિનું પાકું પ્રતિનિધિત્વ :

ઇસ્વી સન ૧૯૨૯ ના જાન્યુઆરીની પહેલી તારીખે મળેલી સમસ્ત હિંદ મુસ્લીમ પરિષદના ત્રીજા અને સાતમા ઠરાવમાં આ મુદ્દાનો સમાવેશ કરવામાં આવેલો છે. મી. ઝીણા કહે છે કે દેશની તમામ ધારાસભાઓ કે ચૂંટણી દ્વારા અસ્તિત્વમાં આવતાં મંડળો દરેકપ્રાંતમાં લઘુમતીના મજબુત અને યોગ્ય પ્રતિનિધિત્વના ધોરણે રચવાં પરંતુ કોઇ પણ પ્રાંતની બહુમતિ લઘુમતિ ન બનવી જોઇએ કે બીજી લઘુમતિઓના સરવાળે સમાન કક્ષા પર આવી જવી ન જોઇએ. આ વાતમાં જ ગંભીર મુશ્કેલી નડે છે. એટલે આ વાત અને સંયુક્ત તેમજ કોમી મતાધિકારની ચર્ચા આપણે અત્રે ભેગી જ કરીશું.

રાષ્ટ્રિય દૃષ્ટિએ આ માગણીની શબ્દરચના ધ્યાનમાં લેતાં ઘણા વાંધા ઊભા થાય છે; કોમી લઘુમતિઓની માગણીઓ પર ખાસ લક્ષ આપવાની જરૂર છે. એ ઐતિહાસિક વારસામાં મળેલી આપણી કપરી હકીકત છે એ વાત કબુલ કરીએ તો હિંદુ રાષ્ટ્રભક્ત મુસ્લીમો કે બીજી લઘુમતિઓને મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓમાં ખાસ લાભ આપવા કબુલ થાય અને એ પણ કોમો પરસ્પર વિશ્વાસ કેળવી લે એટલા ગાળા માટે જ. પરંતુ મુસ્લીમો ધારાસભાઓ કરતાં પણ આગળ વધે છે. અત્યારની કમનસીબ પરિસ્થિતિનું ઝેર એટલા બધા વિસ્તારમાં પ્રસરવા દેવા રાષ્ટ્રિય હિંદુનું મન ન જ માને અને માને તો ય ખૂબ જ કચવાતે મને.

એ કચવાટ પેદા કરનાર મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ તારવી શકાય :

( ૧ ) પ્રજાના નિત્યજીવન માટે અગત્યની સત્તાઓ અને કાર્યવાહીઓ માટે જવાબદાર હોય એવાં ધારાસભાઓ જેવાં દેશનાં પ્રતિનિધિમંડળોમાં જ કોમી લઘુમતિઓના મજબુત ને પ્રમાણબદ્ધ પ્રતિનિધિત્વનો સિદ્ધાંત લાગુ પાડવો ; બીજામાં નહિ – એટલે ઐચ્છિક રીતે અસ્તિત્વમાં આવેલાં વેપારીમંડળો, સાહિત્યમંડળો, કામદારસંઘો વગેરે જેવાં મંડળોમાં નહિ જ; પછી ભલે એ મંડળો સરકારી સહાય મેળવતાં હોય.

(૨) વળી અર્ધ સરકારી મંડળોમાં પણ એ સિદ્ધાંત ન જ સ્વીકારાવો જોઇએ. ભલે ને એ મંડળો ધારાસભાના કાયદાની રૂએ અસ્તિત્વમાં આવ્યાં હોય. કદાચ કેટલાંક એવાં મંડળોમાં અત્યારે એ સિદ્ધાંત પ્રમાણે કામકાજ થતું હોય તો તે નિર્મૂળ કરવા આપણે તો પ્રયત્ન કરવાનો છે. એ સિદ્ધાંતના પ્રચાર વિરુદ્ધ આપણે કમર કસ્યે જ છૂટકો : કારણકે એથી લઘુમતિનો લઘુમતિ તરીકેનો કોઇ પણ ખાસ હક્ક લૂંટાઇ જતો નથી. ઉત્તર હિંદમાં આ સિદ્ધાંત અનુસાર હાલ કામકાજ થાય છે. જ્યારે દક્ષિણ હિંદમાં એ સિદ્ધાંત ઘુસાડવાની બીલકુલ જરૂર નથી. ઉલટું જ્યાં છે ત્યાંથી કેમ એ પદ્ધતિ દૂર કરવી એ માટે જ આપણે મથવું જોઇએ. મ્યુનિસિપાલિટીઓનો પ્રશ્ન તો એથી પણ વધારે ગંભીર છે. કલકત્તામાં કોમી મતાધિકારનું ધોરણ છે જ્યારે મુંબઇમાં સામાન્ય ધોરણે પ્રતિનિધિત્વ છે. મુંબઇમાં કોમી મતાધિકાર દાખલ કરવાનું કહેવું એના જેવી ગેરસમજ બીજી કોઇ જ હોઇ શકે નહિ. તેમ જ કલકત્તામાંથી કોમી મતાધિકાર દૂર કરતાં વખત લાગે જ : કદાચ વર્ષો પણ વીતે.

( ૩ ) જીલ્લા મંડળો, સ્કુલ બોર્ડો, પોર્ટ ટ્રસ્ટો ; એ દરેક પ્રતિનિધિમંડળને ઉપરની હકીકત લાગુ પડે છે. એમાં જ્યાં કોમી ધોરણ નથી ત્યાં થવું જ ન જોઇએ. જ્યાં હાલ કોમી ધોરણ છે તે એકદમ દૂર થઈ શકે તેમ ન હોય તો તેને જેમ બને તેમ ટૂંકા ગાળામાં દૂર કરવા પ્રયાસ આદરવા જોઇએ : એ કાર્ય વહેલું પતાવવા બંધારણમાં ખાસ યોજના દાખલ કરવી જોઇએ. કોમી ઝેર જ્યાં હોય ત્યાંથી નિર્મૂળ કરવા મથવું જોઇએ.

( ૪ ) એથી પ્રજાકીય મંડળોમાંના લઘુમતિના કોઇ પણ હક પર તરાપ મારવાનો બીલકુલ ઇરાદો છે જ નહિ, એમના પ્રતિનિધિત્વની સાચી સલામતી તો જેમ બને તેમ મતાધિકારને બહોળો બનાવવામાં જ છે. પુખ્ત મતાધિકારથી એ ભય ટળે. કોમના પ્રમાણમાં મંડળમાં એ કોમનું બળ રહે એવી જોગવાઇ કરવી ઘટે. પ્રમાણમાં મત આપવાની કોઇ યોજનાથી પણ એ મુશ્કેલી ટાળી શકાય.

( ૫ ) વળી એવું મહત્ત્વ આપવા જેવી કેટલી લઘુમતિઓ છે તેનો પણ પ્રથમથી નિર્ણય કરી નાખવો જોઇએ. નજીવી લઘુમતિને ખાસ લાભ ન મળી જાય તેની સાવચેતી રાખવાની ખાસ જરૂર છે. અત્યારે એવી લઘુમતિઓ ગણાએ તો :—

( ક ) ધાર્મિક લઘુમતિઓ—હિંદુ મુસલમાન અને શીખ. પ્રાંતની વસ્તીના પાંચ ટકા જેટલી વસ્તી એ કોમ ન ધરાવતી હોય કે ચૂંટણીની યોગ્ય યોજનાદ્વારા પણ ત્રણ ટકા બેઠકો ન મળતી હોય તો ખાસ સલામતીઓ ભોગવી શકે નહિ.

(ખ) આખા દેશની વસ્તીમાં અર્ધો ટકો કે એક ટકો વસ્તી ન ધરાવતી હોય એવી કોમને લઘુમતિ ગણી શકાય નહિ અને રાષ્ટ્રીય ધારાસભાઓમાં તેને ખાસ પ્રતિનિધિત્વ આપી શકાય નહિ.

(ગ) બીજી રીતે જ્ઞાતિ કે વર્ગ તરીકે ગણાતા વિભાગોને ખાસ પ્રતિનિધિત્વ મળવું ન જોઇએ.

(ઘ) વળી આ ખાસ પ્રતિનિધિત્વ અમુક ઠરાવેલી ચોક્કસ મુદ્દત માટે જ હોવું જોઇએ. તેમજ એ ગાળા દર્મિયાન પણ યોગ્ય લાગે તો તેને નાબુદ કરી શકાય તેવી ગોઠવણ હોવી જોઇએ. દાખલા તરીકે રાષ્ટ્રીય સરકારની સંમતિથી શીખો નિર્ણીત સમયની વચ્ચમાં પણ પોતાનું ખાસ પ્રતિનિધિત્વ છોડી દઇ શકે.

આ પ્રમાણે જ અને માત્ર ધારાસભાઓમાં જ મુસ્લીમોની યોગ્ય ને મજબૂત પ્રતિનિધિત્વની માગણીને સ્વીકારી શકાય અને તે પણ સામાન્ય સંયુક્ત મતાધિકારના ધોરણે ચુંટણી થાય તો જ: કારણ કે સંયુક્ત મતાધિકાર વિના રાષ્ટ્રિય સંગઠન અશક્ય છેઃ એ બદલ મુસ્લીમોને નીચે મુજબ રાહત આપી શકાય.

(૧) પંજાબ અને બંગાળામાં તેમની વસ્તી વધારે છે એટલે એ પ્રાંતોમાં તેમને ચોખ્ખી બહુમતિ મળવી જોઇએ. એટલે એ પ્રાંતોમાં એકાવન બેઠકો મુસ્લીમો માટે મુકરર કરી શકાય.

(૨) બીજા પ્રાંતોમા તેમને બ્રિટિશ વડા પ્રધાનના નિર્ણય મુજબ 'વેઇટેજ' આપવું.

(૩) પંજાબ જેવા પ્રાંતોમાં એકથી વધુ લઘુમતિ હોય તો તેવા પ્રાંતોમાં લઘુમતિઓનું પ્રતિનિધિત્વ યોગ્ય ને મજબૂત બનાવવા જતાં બહુમતિ લઘુમતિ બની જાય કે સરવાળે સમાનતા ભોગવે એવી પરિસ્થિતિ ન જ થવી જોઇએ.

(૪) મતાધિકારની યોજના ને બેઠકોની વહેંચણી એવી ખુબીથી થવી જોઇએ કે વિવિધ કોમોને ચૂંટણીપત્રકમાં તેમજ ધારાસભાઓમાં તેમની વસ્તીના પ્રમાણમાં જ કે બીજા મંજુર રાખેલા ધોરણ મુજબ પ્રતિનિધિત્વ મળી રહે.

(૫) સિંધ કે નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર જેવા પ્રાંતોમાં હિંદુઓ લઘુમતિમાં છે. ત્યાં મુસ્લીમોને બીજા પ્રાંતોમાં અપાયલા વેઇટેજ જેટલું જ વેઇટેજ મળવું જોઇએ.

(૬) હિંદની નેવું ટકા વસ્તી ધરાવનાર હિંદુ મુસ્લીમ કોમો આ બાબતના નિકાલ-પર આવી જાય તો હિંદી ખ્રિસ્તીઓ જેવી નાનકડી કોમોને આપવાના ખાસ લાભ મુખ્ય કોમો પોતાના પ્રમાણાનુસાર જ ભોગવી લે.

(૭) એટલે કોમો માટે ચોકકસ બેઠકો નક્કી કરી નાંખવી જોઇએ પરંતુએ તમામ

૨૧–૧૦–૩૨: મુંબઈની યુરોપિયન એસોસીએશનનો સરકારની રાજનીતિને ટેકો આપતો ઠરાવ; પોસ્ટના દરો ઓછા કરવાની 'ઈવનિંગ ન્યુસ'ની સૂચના; મૌ. શૌકતઅલીનો 'ફ્રી પ્રેસ' સામેનો કેસ ૨૦ મી જાન્યુઆરી પર મુલતવી; ઈંડિયા લિગના પ્રતિનિધિઓ બોચાસણમાં–સરધસ ઉપર થયેલો લાઠીચાર્જ તેમણે જોયો; બોચાસણમાં ૩૫ મા સરમુખત્યાર સાથે ૮ જણુ ગિરફતાર; અમદાવાદમાં ધરાસણાદિન નિમિત્તે બિનજકાતી મીઠાનું વેચાણ, સરધસ, સભા-લગભગ ૬ જણની ધરપકડ; મુંબઈમાં ૪૨ મી ઈમરજન્સી કાઉન્સિલની ધરપકડ; સવિનય ભંગની ચળવળ વિષે મુંબઈ ઈલાકાના પોલીસ ઇન્સ્પેક્ટર જનરલે બહાર પાડેલું નિવેદન; પંડિત માલવીયાની લથડતી તબિયત વિષે શ્રી. ગોવિંદકાંત માલવીયાએ બહાર પાડેલું નિવેદન; રાષ્ટ્રીય મહાસભા સામે મુસ્લીમોના છુપા પ્રચાર-કાર્યની બહાર આવેલી ચોંકાવનારી વિગતો; હૈદ્રાબાદમાં હરિજનો સાથે પ્રીતિભોજન; વર્ધામાં હરિજનો માટે એકંદર ૮ કૂવા અને ૩૧ મંદિરો ખુલ્લાં મુકાયાની બહાર આવેલી હકીકત: 'ફ્રી પ્રેસ જર્નલ'ના મંત્રીએ બહાર પાડેલું નિવેદન:–સરકાર મારી નાખશે નહિ ત્યાં સુધી 'ફ્રી પ્રેસ જર્નલ' જીવતું રહેશે; કોલાબા જીલ્લા રાજકીય પરિષદના સંબંધમાં સ્વાગતના પ્રમુખ, પરિષદના પ્રમુખ તથા મહારાષ્ટ્ર સમિતિના સરમુખત્યારને ૧ વર્ષની સખ્ત કેદ; સર પ્રફુલ્લચંદ્ર રોયે છાપાની મુલાકાતમાં કહ્યું:–'મહાસભા વિના ગોળમેજી નિષ્ફળ નીવડશે; ત્રીજી ગોળમેજીમાં જતા સર પુરુષોત્તમદાસ સામે મુંબઈના વેપારીઓનો વિરોધ; બનારસમાં મહાસભાની પત્રિકાની ૧૫૦૦૦ નકલો જપ્ત; સુરતમાં ધરાસણા દિન નિમિત્તે ૨૯ મા સરમુખત્યાર ગિરફતાર.

૨૨–૧૦–૩૨ ટેલિફોન મારફત મૌ. શૌકતઅલીનો ના. વાઇસરોયના મંત્રીને ગાંધીજીના છુટકારા માટે આગ્રહ; ત્રીજી ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓનાં નામોની બહાર પડેલી સત્તાવાર યાદી; ન્યુ દિલ્હીમાં પંડિત માલવીયાજીની હિંદુશીખ નેતાઓ સાથે મસલત; બંગાળના મુસ્લીમોએ લખનૌ પરિષદને આપેલો ટેકો; કલકત્તાના હિંદુ મુસ્લીમોનો કોમી એકતા માટે આગ્રહ; હિંદી વેપારીઓની ચેમ્બરના પ્રમુખ મિ. બી. એન. કરજીયાએ ચેમ્બરની સભામાં કરેલું ભાષણ–હિંદી વેપારીઓને થયેલ અન્યાયનો તેમણે કરેલો ઉલ્લેખ; શ્રી. જે. એન. સેનગુપ્તાને અલીપુર જેલમાં લાવ્યા; હિંદી વજીર સામે અમદાવાદના એક વેપારીએ માંડેલો દાવો; મુંબઇની ઇમર્જન્સી કાઉન્સિલને ૬ માસની સખ્ત કેદ; મૌ. શૌકતઅલીએ ગાંધીજી છૂટશે એવો એક મુલાકાત દરમિયાન બતાવેલો આશાવાદ; ભૂમેલ પાસે એક ખેડૂત પ્રતિનિધિ મંડળ ઇંડિયા લીગના ડેલીગેશનને મળવા જતાં પોલિસે તેને અટકાવ્યું; ગાંધીજીના મિત્ર જૈન વણિક શ્રી. પુંજાભાઇ હીરાચંદનું અમદાવાદમાં ૭૩ વર્ષની વયે

# ચર્ચાપત્ર

મે. પ્રસ્થાનના અધિપતિ સાહેબ,

નીચેનું ચર્ચાપત્ર આપના માસિકમાં પ્રગટ કરવા કૃપા કરશો.

આપને જણાવવાની રજા લઉં છું કે, 'પ્રસ્થાન'ના જેઠ–આષાઢ અંકમાં " સોનીઓની સંજ્ઞાઓ " વાળો લેખ ' લોકચર્ચા 'ના વિભાગમાં પ્રગટ થયો છે, જેમાં નીચે જણાવેલા શબ્દોના અર્થ આપવામાં કંઈક ભૂલ થઈ હોય એવું લાગે છેઃ—

એરણુ=૨

સમેણુ=૩

એકલવાઈ=૪ એ પ્રમાણે લખ્યું છે, તેને બદલે

એરણુ=૪

સમેણુ=૨

એકલવાઈ=૩ એ મુજબ હોવું જોઈએ.

એ જ લેખમાં બીજી સમસ્યામાં એક, ચાર, બે, ત્રણઃ એ પ્રમાણેનો ક્રમ છે, તો પહેલી સમસ્યામાં પણ એ જ પ્રમાણેનો ક્રમ હોવો જોઈએ એવું સહજ અનુમાન કરી શકાય છે. શ્રી. " મ "ને પુછાવવાથી આ બાબતનો ખુલાસો થઈ શકશે.

આ સાથે હું અહીં પ્રચલિત છે એવી અહીંના ચોકસીઓની સંજ્ઞાઓ આપના વાચકોની જાણ માટે નીચે ઉતારું છુંઃ—

કણી=૧

સમાણી=૨

એકલવાઈ=૩

એરણુ=૪

મૂળ=૫

છેલી=૬

સોપારી=૭

થાળ=૮

વન=૯

કદાઈ ( કણી+દાઈ )=૧૦ [ મીંડાને માટે દાઈ શબ્દ વાપર્યો છે. ]

આ સંજ્ઞાઓનો આગળ ઉપયોગ ગણિતની સંજ્ઞાઓ માફક કરવામાં આવે છે.

આપનો નમ્ર સેવક,

પડે ભેર્ " સવાપાંચ "

મુસ્લીમોની લાગણીઓને માન આપી આ માગણી સ્વીકારી લેવામાં બે શરતો કરવાની જરૂર છે:

(૧) ધાર્મિક સંસ્થાઓને જે નિમણુકો આપવાની ઠરાવવામાં આવે તેનો વહીવટ તદ્દન નિરાળા મંડળ મારફતે જ થાય; એટલે રાજતંત્રને તેમાં રોજરોજ માથું મારવાની જરૂર રહે નહિ.

(૨) ભાષા અને ધર્મગ્રંથોના સંરક્ષણની બિના કારોબારી મંડળની સગવડ ઉપર છોડવી. માત્ર સંસ્કૃતિના કારણસર જ એવું સંરક્ષણ આપી શકાય.

## ૧૩ પ્રધાનમંડળમાં ૐ મુસ્લીમો

જે પ્રાંતોમાં મુસ્લીમોની દશ ટકા પણ વસ્તી ન હોય ત્યાં આ માગણી જરા વધારે-પડતી લાગે છે. એનો આગ્રહ જ રાખવામાં આવે તો પ્રજાતંત્ર કે જવાબદાર રાજતંત્ર અશક્ય બની જાય. બંધારણની કલમ તરીકે આ માગણીને દાખલ કરવાનું તો અયોગ્ય જ લેખાય. રિવાજ પડાઇ જ્યાં બની શકે તેમ હોય ત્યાં ભલે તેમ થાય.

## ૧૪ દેશી રાજ્યોની સંમતિ વિના બંધારણમાં ફેરફાર થઇ શકે નહિ.

અર્વાચીન સિદ્ધાંતોને અનુરૂપ આ માગણી છે જ નહિ. રાષ્ટ્રીય ધારાસભા પર એવો પ્રતિબંધ મૂકી શકાયજ નહિ. અર્વાચીન રાજતંત્રમાં સંપૂર્ણ સત્તા પ્રજાના હાથમાં મૂકી દેવામાં આવેલી હોય છે એટલે બહુ બહુ તો અમુક બહુમતી સિવાય અગર તો રેફરેન્ડમ સિવાય બંધારણમાં ફેરફાર થઇ શકે નહિ એવી કલમ મૂકી શકાય. મિ. જીન્હા તો દેશી રાજ્યોને એટલે તેમના રાજતંત્રને જવાબદાર ધારાસભાના બંધારણીય ખરડાને નકારવાની સત્તા આપી દેવા માગે છે. એથી તો એક જ દેશી રાજ્ય સમસ્ત દેશ એટલે નવ્વાણું ટકા પ્રજા-જનો જે બંધારણીય ફેરફાર કરવા માગતા હોય તેને નકારી શકે. એટલે આ માગણી સ્વી-કારતા પહેલાં એટલી ચોખવટ કરવાની ખાસ જરૂર છે કે, હિંદી ફેડરેશનમાં સંપૂર્ણ સત્તાઓ તો પ્રજાને જ હસ્તક મૂકવામાં આવશે અને પ્રજાજનોની મુકરર કરેલી બહુમતી જ કોઇ પણ પ્રકારનો બંધારણીય ફેરફાર કરી શકશે. વળી પ્રજામને ઠરાવેલો બંધારણીય ફેરફાર જો કોઇ પણ પ્રાંતની બહુમતી સ્વીકારે નહિ ત્યાં સુધી તે પ્રાંતમાં અમલમાં આવી શકશે નહિ, એવું પણ ઠરાવવાની જરૂર છે. પરંતુ આવી કલમો લાદવાથી આપણું બંધારણ અતિશય ભારે-ખમ ને ગૂંચવણિયું બની જશે. બંધારણ તો જેમ સાદું ને સ્થિતિસ્થાપક હોય તેમજ સારૂં. એથી જ દેશનું ભલું થશે.*

૮ : ૧૧ : ૩૨ રમણીકલાલ દલાલ

* The Muslim Demands by Politicus એ ઉપરથી.

સુધારી શકે છે. મુસ્લીમોને યોગ્ય તક આપવામાં આવે તો એ લોકો પોતાની લાયકાત જરૂર પૂરવાર કરી આપી શકે. અનુભવે સૌ મહેલું બની જશે. પરંતુ પ્રજાનો એક આખો વિભાગ લાયક બને ત્યાંસુધી વાટ જોવામાં આવે તો રાજ્યતંત્ર નબળું પડે એ જોખમ રહે જ. પરંતુ મુસ્લીમો પછાત છે એમ એક વાર આપણે માની લઈએ તો ય નવા ધોરણે મુસ્લીમોને હલકી પાયરીએ જ અત્યારે તો સ્થાન મળવાનું: જવાબદારીની જગ્યાઓએ પહોંચતાં વર્ષો વીતવાનાં. વળી સચોટ નિયમાવલિ અનુસાર કામ કરવાનું હોવાથી નિર્બળતા ઘૂસવાનો ભય ઘણો જ ઓછો થઇ જવાનો. વળી મુસ્લીમોમાં શક્તિઓ જ નથી એવું માની લેવાને કશું જ કારણ નથી. વિવિધ નોકરીઓ માટે લાયક ઉમેદવારો તો મળી રહેવાના જ. હરીફાઇની પરીક્ષાઓમાં મુસ્લીમો પહેલા વર્ગમાં નહિ આવતા હોય પણ તેથી જ એ લોકો નોકરીઓ અનામત રાખવાની માગણી કરે છે: કારણ કે પહેલા વર્ગમાં ન આવે છતાં ય નોકરીની લાયકાત તો તેઓ ધરાવતા જ હોય છે વળી એ કોમમાં પણ હરીફાઇ ચાલતી હોવાથી કેળવણી વધતી જ જાય છે: એટલે સરકારી નોકરીઓ અનામત રાખવામાં અત્યારે જે જોખમ જણાય છે તે ઘટતું જ જવાનું તેમ છતાંયે ધારો કે આપણા બધાય ભય સાચા પડે તો શું પરિણામ આવે? રાજ્યતંત્રમાં થોડીક નિર્બળતા ઘૂસે પણ એની ખોટ સંતોષની લાગણી અને રાષ્ટ્રીય પ્રગતિની સાચી ભાવના જરૂર પૂરશે જ.

વળી મુસ્લીમોએ પણ એક વાત યાદ રાખવાની જરૂર છે. સરકારી નોકરીઓનો અમુક ભાગ તેમને માટે અનામત રાખવામાં આવે તો ભવિષ્યમાં અનામત જગ્યાઓથી વધારે જગ્યાઓ તેમને મળતી હોય તો પણ આપવામાં ન આવે એવો પણ પ્રસંગ આવે. સનદી નોકરીમાં હિંદીઓની કંઇક એવી જ દશા થઇ હતી. લશ્કરને હિંદીમય કરતાં પણ એવો અનુભવ થયો હતો, એટલે મુસ્લીમો નોકરીઓનો અમુક ભાગ અનામત રાખવા આગ્રહ રાખતા હોય તો ભલે રાખે, પણ પછી ભવિષ્યમાં એમને વધારે લાભ મળી શકશે નહિ. એથી ભવિષ્યની મુસ્લીમ પ્રજાને તો જરૂર અન્યાય થવાનો જ. અમુક પ્રકારની નોકરી માટે વધારે મુસ્લીમ ઉમેદવારો હોય છતાં મુકરર સંખ્યાને જ ભવિષ્યમાં તે નોકરી મળવાની: એટલે લાયકાત હોવા છતાં કેટલાકને નિરાશ થવાનું જ. વળી નોકરીની લાલચ વળગવાની એટલે શક્તિમાન મુસ્લીમો પણ ગૌરવભર્યા સ્વતંત્ર સાહસો ખેડતા અટકી જવાના: એમની પ્રગતિને કંઇક અંતરાય તો નડવાનો જ. પરંતુ એ બધું મુસ્લીમોને જ સમજવાનું છે. હિંદુઓને તેમને સંતોષવામાં નુકસાન નથી.

## ૧૨—મુસ્લીમ સંસ્કૃતિના સંરક્ષણ માટે સલામતીઓ

મુસ્લીમ કેળવણી, ભાષા, ધર્મ, અંગત કાયદાઓ ને ધર્માદા સંસ્થાઓના સંરક્ષણ માટે યોગ્ય સલામતીઓ યોજવી અને સરકાર તરફથી મળતી નિમણૂકોનો યોગ્ય ભાગ મેળવવો. મુસ્લીમ પરિષદનો પણ આ બાબતમાં જ ઠરાવ છે. મહાસભાસમિતિએ પણ આનો ઉલ્લેખ કરેલો છે. આવા સંરક્ષણ માટે તો તેમને સ્પષ્ટ બાંહેધરી આપવામાં આવેલી જ છે તેમ છતાં આની કલમ બંધારણમાં ઉમેરાવવાની શી જરૂર? મુસ્લીમ ભાવના આ વિષયમાં તીવ્ર હોવાથી કારણ શોધવા જવાની જરૂર નથી. અર્વાચીન વિકાસનું વલણ સર્વગ્રાહી બનતું જાય છે એ પરિસ્થિતિમાં રાજ્યતંત્રને ધાર્મિક સંસ્થાઓમાં ધ્યાન આપવા કહેવું ઠીક નથી. વળી એથી કારભારી મુશ્કેલીઓ પણ ઊભી થાય તેમ છે.

ધીરેલાં નાણાં વગરવ્યાજની લોન ગણવામાં આવે ને ચોક્કસ વર્ષો દરમિયાન સિંધે તે પાછાં વાળવાં એમ ઠરાવવામાં આવે તોપણ ખોટું નહિ. વળી લઘુમતીને અજુક્તા કરના ત્રાસથી બચાવવા તેમ જ બીજા એવા કાયદાઓ સામે રક્ષણ આપવા ચોક્કસ શરતો પણ નાખી શકાય. પછી મુસ્લીમોની માગણી કબૂલવામાં કોઇ જાતનો વાંધો રહે નહિ.

## ૧૦ બલુચિસ્તાન અને સરહદના પ્રાંતમાં બીજા પ્રાંતો જેવા જ સુધારા કરવા.

નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંતોમાં તો આ માગણી સ્વીકારાઇ ગઇ છે. બલુચિસ્તાન જેવો વેરાન ને રણનો પછાત પ્રદેશ પ્રાંતીય વહીવટ સફળતાથી કેવી રીતે કરી શકશે એ પ્રશ્ન છે. એના કરતાં તો એ લોકોને સિંધ પંજાબ કે નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંત સાથે ભળી જવાની તક આપવામાં આવે તો ઠીક પડે. પશ્ચિમ એશિયાના મુસ્લીમો કરતાં આ હિંદી પ્રાંતો સાથે બલુચિસ્તાનને ઠીક મેળ ખાશે; એટલે ઉત્તરનાં મુસ્લીમ રાજ્યો હિંદી ફેડરેશનથી છૂટાં પડી જવાની ધાસ્તી ઘણી જ વેગળી છેઃ અને એમ ભવિષ્યમાં બનવાનું હશે તો અત્યારનું બંધારણ તેને રોકી શકવાનું નથી. એટલે અત્યારે એની ચિંતા કરવાની બિલકુલ જરૂર નથી.

## ૧૧ મુસ્લીમો માટે સરકારી નોકરીઓ

મુસ્લીમ પરિષદ નોકરીઓના અમુક ટકા અલગ રાખવા માગણી કરે છે, જ્યારે મિ. જીન્ના મુસ્લીમો માટે નોકરીઓનો યોગ્ય ભાગ માગે છે. મિ. જીન્ના આવી માગણીને બંધારણની કલમ બનાવવા ચાહે છે એ જ એમના જેવા રાજનીતિજ્ઞ માટે અજુકતું લાગે છે. કોમી ઝેર કેટલું ઊંડું ઊતરી ગયું છે તેનો જ આ દાખલો છે. જવાબદાર રાજ્યતંત્રમાં એટલો પણ વિશ્વાસ ન મૂકી શકાય એ જરા વિચિત્ર લાગે છે; છતાં ય એનો કાંઇ અર્થ તો છે જ. હિંદી મહાસભા શરૂઆતમાં હિંદીઓ માટે આવા જ પ્રકારની માગણી કરતી. હવે હિંદી તત્ત્વનો નિર્ણય થઇ ચૂક્યો એટલે પછાત કોમ પોતાની માગણીઓ આગળ ધરે એમાં નવાઇ નથી. અગત્યનાં જાહેર ખાતાંઓની નોકરીઓ યોગ્યતાનો વિચાર કર્યા સિવાય માત્ર કોમી ભાવનાથી જ પૂરવામાં આવે તો રાજતંત્ર જરૂર નબળું પડે. પરંતુ અત્યારના જમાનામાં સામાન્ય નોકરી માટે ભારે લાયકાતની જરૂર છે એમ કહેવું પણ બરાબર નથી. નીચેના અમલદારોને અત્યારે પોતાની અક્કલ મુજબ કામ કરવાનું હોતું જ નથી. ઉપરી અધિકારીઓ પાસેથી સૂચનાઓ મેળવી એ પોતાની જવાબદારી જરૂર ધકેલી શકે છે. વળી એવી નોકરીનો અમુક ભાગ કદાચ અમુક કોમ માટે અનામત રાખવામાં આવે તો-પણ એ માટે તે કોમો જરૂરી લાયકાતનું ધોરણ મુકરર કરવાનું કહે છે જ. એ ધોરણ દરેક કોમ માટે અમુક જ રહેવું જોઇએ. એમાં કોમી દૃષ્ટિને સ્થાન ન હોય. એમ થાય તો આ માગણી સ્વીકારવામાં કશી ય હરકત નથી. બંધારણમાં અમુક કોમ માટે અમુક જગાઓ અનામત રાખી હોય તોપણ જે તંત્ર પરીક્ષાઓ લેતું હોય ને નિમણૂકો કરતું હોય તેને માટે રાજતંત્ર નિર્બલ ન બને એ જોવાની ફરજ નાખવી, એટલે બન્ને શરતોનું પાલન કરવા એ જ તંત્ર પ્રજાને જવાબદાર રહે.

આમાં મુસ્લીમોમાં સામાન્ય રીતે ઘૂસી ગએલો વહેમ જવાબદાર નથી. મુસ્લીમો કેળવણીમાં પછાત છે એ વાત તેઓ બરાબર સમજ્યા છે; પરંતુ એ દશા તેઓ જરૂર

બાબતોમાં એકતરફી વલણ બતાવવામાં આવે એ જ હિંદુઓને ભય છે. આ વહેમ કેવળ પાયા વિનાનો છે એવું તો કોઇ પણ કહી શકે તેમ નથી, પરંતુ એમા એક ભાગ અનુભવ ને નવ ભાગ અવિશ્વાસ છે એટલે રજનું ગજ થવાનો પણ ઘણો સંભવ છે.

સિદ્ધાંતની દૃષ્ટિએ તપાસતાં આ માગણી બધાને કબૂલ છે. મહાસભા અને સરકાર પણ મુસ્લીમોનો આ દાવો સ્વીકારે છે. પરતુ સિંધ આર્થિક ગૂંચવણુમાં પોતાના પગ ઉપર જ ઊભુ રહી શકે તો જ મુસ્લીમોનું એ સ્વપ્ન સત્ય બની શકે. અત્યાર સુધી એ આર્થિક મુશ્કેલીનું પ્રકરણ અવળી રીતે જ તપાસાયું છે. અત્યારના ખર્ચના ધોરણે જ એ પ્રાંતની ભવિષ્યની આર્થિક શક્તિ વિચારવામા આવી છે. સામાન્ય સરખામણીમાં મુમ્બાઇ ઇલાકામાં ખર્ચનું ધોરણ ઘણુ જ ઊંચુ છે. સિંધ છૂટું પડે તો તેણે એ જ ધોરણ શા માટે અપનાવી લેવું જોઇએ ? શક્તિ અને જરૂર સિવાય અત્યારનાં ઉડાઉ ખર્ચો શા માટે ચાલુ રાખવાં ? સમસ્ત હિંદ પણ કદાચ ભવિષ્યમાં અત્યારે એને માથે પરાણે ઠોકારી બેસાડવામાં આવેલાં છે તે બીનજરૂરી ખર્ચો નભાવી લેશે નહિ. હિંદી પ્રાંતો ગુલામી મનોવૃત્તિ અને અનુકરણપદ્ધતિ ફગાવી નહિ દે ત્યાં સુધી આર્થિક મુશ્કેલીઓમાંથી તેમનો ઉદ્ધાર જ થવાનો નથી. પ્રાંતોના કારભારમાં ને વહીવટમાં યોગ્ય કરકસર ને કાપકૂપને ઘણો જ અવકાશ છે. સિંધની શક્તિ અને જરૂર વિચારીશું તો તેવો ખાસ સંભવ જણાશે. પરિણામે અત્યારે રજૂ કરવામાં આવતી આર્થિક મુશ્કેલી આછેરી બની જશે.

ભવિષ્યનું હિંદી સ્વરાજ જો રાષ્ટ્રીય પ્રગતિની આશા રાખતું હોય તો તેણે નાગરિકોના ઓછામાં ઓછા હકકો નક્કી કરી નાખવા જોઇએ. આપણું અજ્ઞાન ગજબ છે: આરોગ્યની વાતો જૂના જમાનાની છે: જીવનસંગ્રામમા ટકી રહેવા શહેરીઓને સહાયભૂત થવાની શક્તિ નજીવી છે. લોકોને લાભકારી નીવડવા ભવિષ્યના રાજતંત્રે આ ખોટ પૂરી પાડવાને તુરત જ કટિબદ્ધ બની જવું જોઇએ. એ કામ પ્રાંતોને માથે જ પડવાનું, અને પ્રાંતો તો અત્યારના ખર્ચને પહોંચી વળવા પણ શક્તિમાન નથી; તો આવી રાષ્ટ્રીય મહત્ત્વની જવાબદારીઓને તેઓ શી રીતે પહોંચી વળશે ? એટલે સમસ્ત રાષ્ટ્રને જ એ ભાર ઉપાડી લેવાની ફરજ પડશે. પ્રાંતો સરખો લાગો ભરે એ સિદ્ધાંત આ પ્રશ્નમાં લાગુ નહિ પાડી શકાય. રાષ્ટ્રીય રક્ષણ માટે કાંઇ સરખો લાગો ભર્યે ચાલવાનું નથી; તો લશ્કર કરતાં તો આ પ્રશ્ન વધુ રક્ષણાત્મક ને અગત્યનો છે. લડાઇ કરતાં દિવસે દિવસે નિર્માલ્ય બનતી જતી દશા અટકાવવાની હિંદને વધારે જરૂર છે. એટલે પ્રાંતીય કારભારમાં બની શકે તેટલી કરકસર ને કાપકૂપ કર્યા પછી જો આવાં ખર્ચોને પહોંચી વળવા પ્રાંતોમાં શક્તિ ન હોય તો મધ્યસ્થ રાજતંત્રે તે માટે જોગવાઇ કરવી જ પડશે. વળી આવી જ રીતે ખોટમાં નભતાં દેશી રાજ્યોનો પણ હિંદી ફેડરેશને વિચાર કરવો જ પડશે.

સિંધના વહીવટની બારીક તપાસ કર્યા સિવાય તેના ખર્ચમાં કેટલી કરકસર અને કાપકૂપ થઇ શકે તેમ છે અને તેની આવક વધારવા શાં પગલાં ભરી શકાય તેમ છે એ અત્યારથી કહી શકાય નહિ. મધ્યસ્થ સરકારે તેને કેટલી મદદ આપવી પડશે તે તો કલ્પી જ ન શકાય. બન્ને દિશામાં સફળ પ્રયત્નો કરી શકાય તેમ છે એટલે આપણે સારી આશા જરૂર રાખી શકીએ. ઇજનેરી યોજના જેવી રાષ્ટ્રીય અગત્યની બાબતમાં ટુંકા ગાળા માટે સિંધને સહાયની જરૂર હોય તો તે માટે જોગવાઇ કરવી ઘટે જ. એમ

## ૭—સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા

માન્યતા, પૂજન, આચારવિચાર, ચળવળ, સંમેલન અને કેળવણી વગેરે બાબતોમાં દરેક કોમને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જ જોઇએ. અર્વાચીન બંધારણોમાં આ બાબત ઘણી જ અગત્યની થઇ પડી છે. એને આત્માની સ્વતંત્રતા લેખવામાં આવે છે. પુરાતનકાળમાં યુરોપમાં ધાર્મિક યુદ્ધો ઘણાં થતાં તેથી રાજનીતિજ્ઞોને આ કલમ પર વજન મૂકવાની ટેવ પડી ગયેલી. પરંતુ હિંદની અર્વાચીન પરિસ્થિતિમાં ધાર્મિક યુદ્ધોને અવકાશ જ નથી; એટલે મિ. જીન્નાની આ માગણીનો અને મહાસભાસમિતિના આ બાબતના ઠરાવોનો જુદો જ અર્થ કરવો ઘટે. અત્યારે આ માગણી મુખ્ય કોમો માટે જ હોઈ શકે. પરંતુ એ કોમો માટે પણ આ માગણીના શબ્દો ભવિષ્યમાં આકરા પડે એવો સંભવ છે. કદાચ એક કોમની આત્મીય સ્વતંત્રતા બીજી કોમની આત્મીય સ્વતંત્રતા વિરુદ્ધ ખડી થાય. મુસ્લીમ ધર્મપ્રચારની ચળવળ હિંદુ ધર્મપ્રચારની ચળવળ સાથે અથડામણમાં આવે જ. બીજી નાની કોમોનો તો આ કલમમાં સમાવેશ કરવામાં આવ્યો જ નથી. પરંતુ ખરૂં જોતાં તો દરેક પ્રકારનાં મંડળોનો આત્મીય સ્વતંત્રતા માગવાનો હક આપણે સ્વીકારવો જ જોઇએ. એટલે બંધારણમાં માત્ર ગેરકાયદેસર મંડળો સામે જ પ્રતિબંધ મુકાવો જોઇએ. એટલો પ્રતિબંધ મૂકવામાં પણ મુશ્કેલી ઊભી થવા સંભવ છે. પરંતુ બંધારણ એમ સર્વગ્રાહી બની શકે જ નહિ. કોમી સલામતી માટે જે કલમો દાખલ કરવામાં આવે તેનો ઉપયોગ બીજા પક્ષો પર જુલમ કરવામાં ન વપરાય એટલી જ સંભાળ રાખવી જોઇએ. મિ. જીન્નાએ કેળવણીના વિષયને આ માગણીમાં કેમ દાખલ કર્યો હશે તે સમજાતું નથી; બાકી લઘુમતી કોમ મક્કમ હોય તો આ માગણી કબૂલ રાખવામાં પણ કાંઇ નુકસાન જણાતું નથી.

૮–કોઇ પણ ધારાસભામાં કોઇપણ કોમના પ્રતિનિધિઓનો ¾ ભાગ કોઇ પણ ઠરાવ કે ખરડાની વિરુદ્ધ પડે અને સદર ખરડો કે ઠરાવ મજકુર કોમના હિતની વિરુદ્ધ હોય તો તે કાયદો બની શકે નહિ. અગર તો એવી પરિસ્થિતિને પહોંચી વળવા બીજી કોઇ યોગ્ય યોજના શોધી કાઢવી. શહેરીઓના ખાસ હક્ક જેવા અગત્યના બંધારણીય પ્રશ્નો માટે આવી યોજના ઘણી વાર કરવામાં આવે છે. એટલે ખાસ પ્રસંગે અપવાદ કરવામાં કાંઇ વાંધા જેવું નથી. પરંતુ હિંદુ સમાજમાં જે સુધારાઓ માટે ઘણો જ અવકાશ છે તેના માર્ગમાં આવી યોજના ઘડવાથી જરૂર મુશ્કેલી ઊભી થવાની જ. લગ્ન અને મિલકતના કાયદાઓમાં તાકીદના સુધારા કરવાની હિંદને જરૂર પડશે જ એટલે હિંદુ સિવાયની લઘુમતી કોમો માટે આવી યોજના ભલે દાખલ કરવામાં આવે; અને તેમાં પણ કયા પ્રશ્નોનો સમાવેશ કરવો તેની ચોખવટ કરવામાં આવે તો જ સારૂં. કોમની નૈસર્ગિક પ્રગતિ કોઇ પણ હિસાબે અટકવી ન જ જોઇએ.

## ૯—સિંધને જુદો પ્રાંત બનાવવો

સિંધને મુંબાઇ ઇલાકાથી છૂટો પાડી સ્વતંત્ર પ્રાંત બનાવવો એ માગણી વિરુદ્ધ સિંધના હિંદુઓ અને તેમના શુભેચ્છકોનો સખત પોકાર છે. પછાત, બીનકેળવાયલી ને ધર્માંધ મુસ્લીમોની બહુમતી ત્રાસ વર્તાવે એ જ સિંધના હિંદુઓને ભારે ડર છે. હિંદુઓને જ માથે પડે એવા કરો નાખવામાં આવે, મિલકતના ને બીજા હક્કો મુસ્લીમોને જ મળે એવી બાજી ખેલવામાં અને અત્યારે બતાવવામાં આવે છે તેવી અનેક નાની

યોજના માત્ર વર્ષ માટે જ હોવી જોઇએ ને એના વચલા ગાળામાં કોઇ પણ કોમ એ યોજના ફગાવી દઇ શકે એવી બંધારણમાં કલમ હોવી જોઇએ.

## ૪—મધ્યસ્થ ધારાસભાઓમાં એકતૃતીયાંશ મુસ્લીમ પ્રતિનિધિત્વ

ઇસ્વી સન ૧૯૩૧ના વસ્તીપત્રક પ્રમાણે બ્રહ્મદેશ સાથેના હિંદની કુલ વસ્તી ૩૫ કરોડ માણસોની છે; એમાં મુસ્લીમો સાત કરોડ સિત્તેર લાખ છે. એટલે મુસ્લીમો કુલ વસ્તીના લગભગ બાવીસ ટકા વસ્તી ધરાવે છે. બ્રિટિશ હિંદી પ્રાંતોની કુલ વસ્તી સત્તાવીસ કરોડ ચૌદ લાખ છે અને તેમાં ૭ કરોડ સિત્તેર લાખ મુસ્લીમો છે એટલે ૨૪½ ટકા–એટલે પ્રાંતો અને દેશી રાજ્યોના ભેગા ફેડરેશનની દરેક ધારામંડળમાં એક-તૃતીયાંશ પ્રતિનિધિત્વ મુસ્લીમોને આપવામાં આવે તો તેમને ૫૦ ટકા 'વેઇટેજ' મળે. જો એકલા બ્રિટિશ પ્રાંતોનું જ ફેડરેશન રચવામાં આવે તો મુસ્લીમોને ૩૩ ટકા 'વેઇટેજ' મળે.

પુખ્ત મતાધિકારના ધોરણે મતપત્રકમાં મુસ્લીમોની સંખ્યા વસ્તીના પ્રમાણમાં કદાચ ઓછી હશે. જો મતાધિકાર કોઇ બીજા સાંકડા ધોરણ પર રચવામાં આવે તો મુસ્લીમોની સંખ્યા એથી પણ ઘટી જાય. એટલે મુસ્લીમોની આ માગણી ખૂબ જ વધારે પડતી છે એ બિના દીવા જેવી સ્પષ્ટ જણાય છે.

બ્રહ્મદેશ હિંદથી છૂટો પાડવામાં આવે તો બન્ને કોમોને નુકસાન છેઃ બન્ને કોમોની પચાસ લાખ વસ્તી ઘટી જાય. એટલે સરખી સંખ્યાની ઘટ મુસ્લીમ કોમ જેવી નાની કોમને વધારે લાગે જ.

મુસ્લીમોની આ વધારેપડતી માગણી કબૂલ રાખવામાં આવે તો પણ મુસ્લીમોની બહુમતી તો કદી થવાની જ નથી; એટલે એમની ખાસ ઇચ્છાઓ બર આવે એવો સંભવ ઘણો જ ઓછો છે; એટલે મુસ્લીમો આ માગણીને બહુ જ વજૂદ આપતા હોય તો ભલે એમની એ માગણી સ્વીકારવામાં આવે; પરંતુ એકલા મુસ્લીમો જ હિંદની મોટામાં મોટી લઘુમતી છે માટે જઃ અને સામાન્ય સંયુક્ત મતાધિકાર મંજૂર રાખવામાં આવે તો જ. બીજી કોઇ પણ કોમ એવો દાવો કરી શકે જ નહિ. અને મુસ્લીમોને ⅓ કે ૩૦ ટકા કે બીજા કોઈ પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવામાં આવે તે પણ સમસ્ત હિંદનું–પ્રાંતો અને દેશી રાજ્યોનું એકકું–ફેડરેશન થાય તો જ.

૫–મુસ્લીમોની પાંચમી માગણી વિષે આપણે ત્રીજી માગણીમાં ચર્ચા કરી ચુકયા છીએ.

૬–પંજાબ બંગાળા અને નોર્થ વેસ્ટ ફ્રન્ટિયર પ્રાંતોમાંની મુસ્લીમ બહુમતી નાબૂદ થાય એવી કોઇ પણ પ્રકારની નવેસરથી પ્રાંતીય વહેંચણી થવી જોઇએ નહિ.

આથી નવેસરની પ્રાંતીય વહેંચણીની યોજનામાં ભારે પથરો નાખવામાં આવે છે. દેશની પુનર્ઘટનામાં પ્રાંતીય વહેંચણી નવેસરથી કર્યા વિના ચાલવાનું જ નથી, અને તેનું યોગ્ય ધોરણ પ્રજાજનો જાતે જ પોતાના અનુભવથી નક્કી કરી શકશે. પરંતુ ત્યારે અત્યારની પરિસ્થિતિ તદ્દન જ પલટાઇ ગઇ હશે એટલે વચ્ચેના ગાળામાં લઘુમતી ધારે ત્યારે પોતાની ખાસ સલામતીઓ ફગાવી દઇ શકે એવી યોજના રાખેલી હોવાથી મુસ્લીમોની આ માગણીનો સ્વીકાર કરવામાં કાંઇ ખાસ નુકસાન નથી.

દમની બિમારીથી મૃત્યુ; બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિના સરસુખત્યાર ગિરફતાર; મુંબઇમાં ૧૨ પિકેટરોની ધરપકડ; દક્ષિણ આફ્રિકામાં નવી સોનાની ખાણની શોધ; હૈદ્રાબાદમાં અસ્પૃશ્યતાની ચર્ચા કરવાની યુવકસંઘને મનાઇ; નવસારીમાં મહાસભાના છુપા મથક ઉપર દરોડો–એક લાખ પત્રિકાઓ તથા ત્રણ પત્રો જપ્ત–પાંચ જણ ગિરફતાર; કર્ણાટકના લિંગાયત કેળવણી મંડળને આયુર્વેદના શિક્ષણ માટે રૂ. ૫૦૦૦નું દાન પોલીસ ઇન્સ્પેકટર તરફથી થયાની બહાર આવેલી હકીકત; બંગાળ પ્રાંતિક મહાસભાના મંત્રીની ધરપકડ; ગાંધીજીને ડૉ૦ આલમની માંદગીથી થયેલા આઘાતની બહાર આવેલી હકીકત; વીરમગામમાંથી એકંદર ૧૯૬ જેલ ગયાની બહાર આવેલી હકીકત.

૨૩–૧૦–૩૨: શીખ–મુસ્લીમ–ખ્રિસ્તી આગેવાનો સાથે પંડિત માલવીયાજીની ન્યુદિલ્હીમાં એકસંપી થઇ છે; ત્રીજી ગોળમેજી પરિષદના સભ્યોની પસંદગી સામે સર ચીમનલાલ સેતલવાડનો વિરોધ; દિલ્હીના કિલ્લાની બહારની બાજુએ ટેલીફોન અને ટેલીગ્રામનાં દોરડાં કાપવામાં આવ્યાં; શ્રી. આનંદશંકર ધ્રુવનું સરસપુરમાં ભાષણઃ—'અસ્પૃશ્યતા શાસ્ત્રથી વિરુદ્ધ છે;' ઑર્ડિનન્સ બિલની મુદત ૩ વર્ષની રાખવાની સિલેક્ટ કમિટિની ભલામણ; બ્રિટિશ પ્રધાન મંડળમાં ગાંધીજીના છુટકારાની ઊડી ગયેલી દરખાસ્ત; ત્રીજી ગોળમેજી સંબંધમાં મિ. જીન્હાએ બહાર પાડેલું નિવેદન—'કોમી એકતા વિના સ્વરાજ્ય મળનાર નથી'; ધોલેરા સત્યાગ્રહ સંગ્રામ સમિતિના ૨૯ મા સરસુખત્યારને ૮ માસની કેદ; દિલ્હીમાં ઘાસની ગંજીમાં ૨૦ કલાક આગ ચાલુ રહી; વીલેપારલેના ૩૧ મા અને ૩૨ મા સરમુખત્યાર ગિરફતાર.

૨૪–૧૦–૩૨: સર પુરુષોત્તમદાસે ત્રીજી ગોળમેજીમાં જવાનાં કારણો બતાવ્યાં; હિંદુસ્તાની સેવાદળનાં સ્ત્રીકાર્યકર્તાને ૧ વર્ષની સખ્ત કેદ તથા રૂ. ૩૦૦ દંડ બદલામાં અઢી માસની વધુ કેદની સજા; અમદાવાદ–સત્યાગ્રહાશ્રમના શ્રી. છગનલાલ જોશીનો છુટકારો અને તેમને ૪૮ કલાકમાં અમદાવાદ જીલ્લો છોડી જવાનો હુકમ; અમદાવાદમાં વિદ્યાર્થી સામાજિક સંઘની સ્થાપના; હિંદમાં સામાજિક મંડળ સ્થાપવાનો મુંબઇમાં ઠરાવ; પિરેમ્બુર રેલ્વે વર્કશોપના ૫૫૦૦ કામદારો હડતાલ ઉપર; સરહદ પ્રાંતની ધારાસભામાં ગાંધીજી વગેરેને છોડી મૂકવાનો રજૂ થયેલો ઠરાવ; રા. બ. જદુનાથ મજુમદારનું અવસાન; પંચમહાલ જીલ્લાના ૪૭ મા સરમુખત્યાર ગિરફતાર; જોધપુરની બાલભારત સભાના પ્રમુખ ગિરફતાર; 'હરિજન' શબ્દના વિરોધીઓને ગાંધીજીએ આપેલો જવાબ; હિંદી લશ્કર માટે બ્રિટિશ પેઢીઓ પાસેથી ખરીદાયેલો લગભગ ૧ લાખ પાઉંડનો માલ; પાર્લામેન્ટમાં હિંદ વિષે પુછાયેલા પ્રશ્નોના નાયબ હિંદી વઝીર મિ. બટલરે આપેલા જવાબો; કાયદાભંગની ચળવળ માટેના રાજદ્વારી કેદીઓ ૩૧૧૯૪ હતા તે ૨૧૪૨૨ થયા છે.

૨૫–૧૦–૩૨: મુંબઇની દેશી વેપારી ચેમ્બરમાં સર પુરુષોત્તમદાસના ગોળમેજીના નિમંત્રણ–સ્વીકાર સામે પ્રકટેલો વિરોધ; વ્યાપારી મહામંડળ કમિટિનું નિવેદનઃ–'મહાસભા વગરની ગોળમેજી નિષ્ફળ જશે'; ન્યુ દિલ્હીની મુસ્લીમ લીગે કોમી સમાધાની માટે બતાવેલી વલણ; રાજદ્વારી કેદીઓને હાથકડી નહિ નાખવાની મુંબઇના મેજીસ્ટ્રેટ

ફરેલી ભલામણ; અલીપુર સેન્ટ્રલ જેલમાં મિ. જે. એમ. સેનગુપ્તાની બગડેલી તબિયત; ગાંધીજીને છોડવા માટે અરજ કરતો પત્ર વાઇસરોયને મૌ. શૌકતઅલીએ લખ્યાની બહાર આવેલી હકીકત; ગુરુવયુર મંદિર હરિજનો માટે ખુલ્લું મૂકવા માટે ગાંધીજીને પણ ઉપવાસ આદરવો પડે એવી મતલબનો ગાંધીજીએ ઝામોરિનને કરેલો તાર; શ્રી. વિઠ્ઠલભાઇ પટેલનાં ૯૦ વર્ષનાં વૃદ્ધ માતુશ્રીનું અવસાન; શ્રી. જે. એમ. સેનગુપ્તાને જેલમાં લાગુ પડેલો તાવ; શ્રી. સુભાષચન્દ્ર બોઝની નબળી પડતી તબિયત; આમની સભામાં સરકાર સામે ઠપકાની દરખાસ્ત ઊડી ગઇ; બર્લિન પાસે ખોદકામ કરતાં ત્રણ હજાર વર્ષનું જૂનું રાજકુંવરીનું શબ હાથ લાગ્યાની બહાર આવેલી હકીકત; બનારસના રાજા વિજયબહાદુરસિંગનું પોપટને બચાવવા જતાં સર્પદંશથી થયેલું મરણ.

૨૬–૧૦–૩૨: અલ્હાબાદમાં આગેવાનો વચ્ચે બંધબારણે મસલત; મુંબઈની લીબરલ એસોશીએશનનો ત્રીજી ગોળમેજી પરિષદમાં લીબરલોને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નથી તેવો ઠરાવ; શ્રી. સ્વરૂપરાણી નહેરુએ મુંબઈમાં સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું; અસ્પૃશ્યતાનિવારણની ચળવળ માટે પિથાપુરના મહારાજાએ એમ. સી. રાજાને રૂ. ૫૦૦૦નો ચેક મોકલ્યો; ચિત્તાગોંગ અને સાત ગામડાંઓ ઉપર રૂ. ૮૦,૦૦૦નો નાખવામાં આવેલો દંડ; સંયુક્ત પ્રાંતોમાં મહાસભા સામે વિરોધી પ્રચાર કરનારાં મંડળોની બહાર આવેલી હકીકત; પંડિત માલવીયાજી તથા સર તેજ બહાદુર સપ્રુ વચ્ચે મસલત; અમદાવાદ જીલ્લો નહિ છોડવા માટે શ્રી. છગનલાલ જોષીની ધરપકડ; મુંબઇની કોંગ્રેસ ફ્રી હૉસ્ટપીટાલના ડૉક્ટરની ધરપકડ; સૌરાષ્ટ્ર પ્રેસના મેનેજરને અમદાવાદ જીલ્લાની હદ છોડી જવાનો હુકમ; અલ્હાબાદમાં અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકાયું; ન્યુ દિલ્હીમાં ભગતસિંહના ફોટો તથા બસ્ટો જપ્ત; શ્રી. એન. સી. કેલકરે પૂનામાં તેમને અપાયેલા માનના જવાબમાં જણાવ્યું: 'અંતરાત્માની પ્રેરણાથી મેં ગોળમેજીમાં હાજર થવાના નિમંત્રણનો સ્વીકાર કર્યો છે; ધરાપુરમ મ્યુનિસિપાલિટીનો રાષ્ટ્રીય ઉદ્યોગોને રક્ષણ આપવાનો તથા હિંદી બનાવટની વસ્તુઓ ખરીદવાનો સર્વાનુમતી ઠરાવ; જર્મનીમાં એકીસાથે સ્થપાયેલી ત્રણ સરકારની બહાર આવેલી હકીકત; વિરુદ્ધ નગરમાં કાલમંડપમાં જઇની લઇ ૨૦૦૦ પત્રિકાઓ પોલીસે જપ્ત કરી; સર સેમ્યુઅલ હોરે લંડનમાં જણાવ્યું:–'બ્રિટને હિન્દનું બજાર ગુમાવ્યું છે.' બંગાળ પ્રાંતિક મહાસભા સમિતિના સરમુખત્યારને ૩ માસની કેદ.

૨૭–૧૦–૩૨: ગાંધીજીને છોડવાની મૌ. શૌકતઅલીની માગણીનો ના. વાઇસરૉયે કરેલો અસ્વીકાર, અલ્હાબાદ પરિષદ સંબંધમાં પંડિત મદનમોહન માલવીયાએ બહાર પાડેલું નિવેદન; 'ફ્રી પ્રેસ જર્નલ' પાસે મંગાયેલી રૂ. ૨૦,૦૦૦ ની જામીનગીરી; વીરમગામના ટરમા સરમુખત્યારને ચાર અને પાંચ માસની કેદની સજાઓ; અમદાવાદમાં અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શન અને બજાર શ્રી. બરજોરજી ફરામજી ભરૂચાના હાથે ખુલ્લું મુકાયું; અલ્હાબાદમાં કોમી સમાધાની માટે ચાલતી મસલત; ચૌધરી ઝફરુલ્લાખાને અલ્હાબાદ કોમી પરિષદથી કોમી કડવાશ વધશે, એમ બતાવેલી માન્યતા; અમેરિકાના પ્રમુખે યુરોપને આપેલું આખરિનામું: 'શસ્ત્રબંધી ઘટાડવાના પ્રયત્નો

નિષ્ફળ જશે તો નૌકાબળ વધારવામાં આવશે'; કલકત્તામાં સરકારી તિજોરીના પહેરેગીર ઉપર ગોળીબાર; સુરતના ૫૯મા સરમુખત્યારને ૨૫ા વર્ષની સખ્ત કેદ; અખિલ હિંદ અસ્પૃશ્યતાનિવારણ સંઘનો અસ્પૃશ્યતાનિવારણ માટે રૂ. ૯ લાખ ખર્ચવાનો ઠરાવ.

૨૮–૧૦–૩૨: સરકારની ભૂલ વિષે મૌ. શૌકતઅલીનું નિવેદન; ગોળમેજીમાં જતાં સપ્રુ–જયકરે બહાર પાડેલું સંયુક્ત નિવેદન; ડૉ. મુંજે અને શ્રી. એન. સી. કેલકર વચ્ચે ગોળમેજી પરિષદના સંબંધમાં મસલત; અખિલ હિંદ દેશી ખ્રિસ્તીઓની કાઉન્સિલના સભાસદોએ અનામત બેઠકો સાથે સંયુક્ત મતદાર મંડળની કરેલી તરફેણ; અલ્હાબાદ પરિષદ વિષે ડૉ૰ મુંજેએ બહાર પાડેલું નિવેદન; અલ્હાબાદમાં હિંદુ આગેવાનો સાથે કરેલી મસલત; કલકત્તામાં અસ્પૃશ્યતા સામે દશ દિવસથી મહાસભાવાદી શ્રી. વૈદ્યનાથ ભૌમિકે આદરેલા ઉપવાસની બહાર આવેલી હકીકત; પંચમહાલના ૪૭મા સરમુખત્યારને ૪ માસની કેદ તથા રૂ. ૫૦ દંડની સજા.

૨૯–૧૦–૩૨: રાષ્ટ્રવાદી મુસ્લીમ આગેવાન સર અલી ઇમામનું હૃદય બંધ પડવાથી અવસાન; ત્રીજી ગોળમેજીમાં ભાગ લેવા માટે નવ પ્રતિનિધિઓની પહેલી ટુકડી મુંબઇથી ઉપડી; ગોળમેજીમાં જતાં પહેલાં સપ્રુ, જયકર, સર કાવસજી, મિ. કેલકર, સરદાર તારાસિંગ અને મૌ. ઝફરૂલ્લાખાને બહાર પાડેલાં નિવેદનો; બંગાળના હિંદુ નેતાઓ સાથે પં. મદનમોહન માલવીયાની મસલત; બ્રિટને સોનાનું ધોરણ છોડયું ત્યારથી આજસુધીમાં એકંદર રૂ. ૯૦,૪૨,૭૪,૭૪૬ ની કિંમતનું સોનું પરદેશ ચઢયાની બહાર આવેલી હકીકત; પુનામાં મળેલી અખિલ હિન્દી ખ્રિસ્તી પરિષદે સંયુક્ત મતાધિકારની તરફેણમાં કરેલા ઠરાવો.

૩૦–૧૦–૩૨ અલ્હાબાદ પરિષદ વિષે પં. મદનમોહન માલવિયાએ બહાર પાડેલું નિવેદન; લખનૌમાં મળેલી શીઆ પરિષદે વડા પ્રધાનના કોમી ચુકાદાનો કરેલો વિરોધ અને ગાંધીજીને સગવડો આપવાની સરકારને કરેલી વિનંતિ; મુંબઇમાં ૪૪ મી ઇમર્જન્સી કાઉન્સિલ ગિરફતાર; મુંબઇની મૂળજી જેઠા માર્કેટમાંથી ૬૦૦૦ પત્રિકાઓ જપ્ત; અમદાવાદમાંથી ભાષણના સંબંધમાં ૫ ભાઇઓ તથા ૩ બહેનોની ધરપકડ.

૩૧–૧૦–૩૨ મૌ. શૌકતઅલીનો ના. વાઇસરોયને બીજો પત્ર; ગાંધીજીની મુલાકાત લેવા દેવા માટે મૌ. શૌકતઅલીનો ના. વાઇસરોયને તાર–ના. વાઇસરોયે જવાબમાં વાળેલો નકાર; પુનાની ખ્રિસ્તી પરિષદ સંબંધી તેના મંત્રીએ બહાર પાડેલું નિવેદન; મુંબઇની દેશી વેપારી ચેમ્બરે સર પુરુષોત્તમદાસે ત્રીજી ગોળમેજીમાં જવાનું નિમંત્રણ સ્વીકાર્યું તે સામે અસંમતિ દર્શાવતો કરેલો છેવટનો ઠરાવ; કોમી ઐક્ય માટે મુંબઇની સ્ત્રીઓએ બહાર પાડેલી અપીલ; 'કુમાર' માસિકના તંત્રી તથા પ્રકાશક શ્રી. રવિશંકર રાવલ પાસેથી રૂ. ૨૦૦૦ ની જામીનગીરી માગવાનો નીકળેલો હુકમ; ગાંધીજીના સહકાર માટેનું સરકારનું વલણ દર્શાવતું આમની સભામાં હિંદી વજીરનું નિવેદન; હિંદ માટે કાપડ વેચવાની રજૂ થયેલી નવી બ્રિટિશ યોજના, માન્ચેસ્ટરની વહાણવટીઓની કંપનીવાળાઓની સભાએ પસાર કરી; આ માસમાં મુંબઇમાંથી એકંદર ૪૨૦૦ મહાસભાવાદીઓ જેલવાસી થયાની બહાર આવેલી હકીકત; લિંબા-

સીમાં બે સત્યાગ્રહીઓની ૫૦ મણ ડાંગર જપ્ત; ગયા ફેબ્રુઆરીથી સપ્ટેમ્બર સુધીમાં પટણાની કેમ્પ જેલમા ૨૭ રાજદ્વારી કેદીઓના મરણ, અસ્પૃશ્યતાનિવારણ માટે શેઠ ગદોડીઆએ રૂ. ૨૦૦૦ ની આપેલી ભેટ

૧-૧૧-૩૨ ન્યુ દિલ્હીમાં મળેની સ્ત્રીઓની જાહેર સભાએ સંયુક્ત મતદાર મડળો અને સ્ત્રીઓ માટેની અનામત બેઠકો તરફેણના અને અલ્હાબાદ પરિષદમા સ્ત્રીઓના પ્રતિનિધિઓ બોલાવવા માટે નિમત્રણો મોકલવાની વિનંતિ કરતા કરેલા ઠરાવો, ન્યુ દિલ્હીમાં શ્રી. રાજગોપાલાચાર્ય અને બાબુ રાજેન્દ્રપ્રસાદ વચ્ચે મસલત; મુંબઇની સ્ત્રીઓની સભાએ ઐક્ય માટે તમામ કોમોના આગેવાનોને કરેલી અપીલ; અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસના માજી મંત્રી મિ. અબ્દુલ તૈયબને રાજદ્રોહ માટે ૨ વર્ષની સખ્ત કેદ તથા રૂ ૩૦૦ દડ બદલામાં ૬ માસ વધુ કેદની સજા, અમદાવાદમા ગુજરાતની સ્ત્રીમતદાર મડળની સભાએ અસ્પૃશ્યતાને વખોડી કાઢતા, સ્ત્રીઓ માટેના અલાયદા મતદાર મડળોનો વિરોધ કરતા અને બાળલગ્ન વિરુદ્ધના કરેલા ઠરાવો, અલ્હાબાદની ઐક્ય પરિષદમા ભાગ લેવાનું સ્ત્રીપ્રતિનિધિઓને મળેલું નિમત્રણ

૨-૧૧-૩૨ અમદાવાદ મિલ માલીકોના મંડળના મત્રીએ ઓટાવાના કરારની વિરુદ્ધ હિંદી સરકારના વેપારી ખાતાના મત્રીને લખેલો પત્ર; કાશ્મીર સરકારે દલિત વર્ગો માટે રાજ્યના બધા મંદિરો ઉઘાડાં મૂકવાનો કરેલો હુકમ; નવા ઑર્ડિનન્સ બિલની બહાર પડેલી રૂપરેખા, અલ્હાબાદમાં મુસ્લીમ આગેવાનો વચ્ચે પ્રાથમિક ચર્ચા; અમદાવાદ સત્યાગ્રહાશ્રમવાળા શ્રી. છગનલાલ નથુભાઈ જોશીને ૧૫ માસની સખ્ત કેદ અને રૂ ૨૦૦ દડ બદલામા ૪ માસ વધુ કેદની સજા, ગુજરાતના ૩૦મા સરમુખત્યારને ૪ માસની સખ્ત કેદની સજા, ત્રીજી ગોળમેજી પરિષદમા મહાસભાને સ્થાન નહિ મળવાથી બ્રિટિશ કામદાર પક્ષે પરિષદમા પોતાના પ્રતિનિધિઓ નહિ મોકલવાનો કરેલો નિર્ણય; નવા ઑર્ડિનન્સ બિલની વિગતો મુંબઇના સરકારી ગેઝેટમા પ્રસિદ્ધ થઇ

૩-૧૧-૩૨ અલ્હાબાદના શ્રી. રાઘવાચાર્યના પ્રમુખપદે મળેલી ઐક્ય પરિષદ—જુદી જુદી કોમો વચ્ચ કરારનામુ ઘડવા માટે ૨૦ પ્રતિનિધિઓની પરીષદે નીમેલી કમિટિ, વાઘર એલ્વીન મુંબઇ આવ્યા,—મુલાકાત દરમિયાન ઉપવાસ પછી ગાંધીજીની કીર્તિ પશ્ચિમમા વધી છે તેમ જણાવ્યું, મદ્રાસ સરકારના બે પ્રધાનોએ આપેલા રાજીનામા, દક્ષિણ આફ્રિકાના હિંદી બેકારોને રાહત આપવા માટે હિંદી સરકારે દક્ષિણ આફ્રિકાની સરકારને ભારપૂર્વક કરેલી વિનંતિ, મુરાદાબાદમા જમિયત ઉલેમાના સરમુખત્યાર ગિરફ્તાર, વધારાનો કર નહિ ભરવા માટે તાલુકાના ૧૮ ગામોની રૂ ૧૩૨૨ની મિલ્કત જપ્ત, ભરૂચ મ્યુનિસિપાલિટી એક વરસ માટે બરતરફ; અખિલ હિંદ ચરખા સઘના મંત્રીનો રિપોર્ટ—ગાંધી સપ્તાહમા રૂ. ૫ લાખની ખાદી વેચાઇ, સુરત જીલ્લાના ૬૦મા સરમુખત્યારને ૧॥ વર્ષની કેદ તથા રૂ. ૫૦૦ દંડની સજા; દેવરડ ઉત્તમાને જર્મની જવાનો પાસપોર્ટ આપવાની સરકારની ના; અમૃતસરની એક મિલમા આગ લાગવાથી રૂ ૩ લાખનું નુકસાન.

૪-૧૧-૩૨ સુરતમા દિવાસળીના કારખાનામા આગ લાગતાં રૂ. ૩ લાખનું નુકસાન;

સુરત જીલ્લાના કલેકટરની ગેરકાયદેસર પ્રવૃત્તિઓ ચલાવનાર મહાસભાવાદીઓને મકાન કે મિલ્કત નહિ આપવાની ચેતવણી; દિલ્હીમાં મુસ્લીમોના સરઘસ ઉપર લાઠીનો માર–બાદ બીજું સરઘસ અને સભા; ત્રીજી ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓની બહાર પડેલી યાદી; 'સ્ટેટસમેન'ના તંત્રી ઉપર ખૂની હુમલો કરવા માટે પકડાએલા યુવક સુનીલ ચેટરજીએ કલકત્તાની અદાલતમાં ગુન્હાની બધી જ જોખમદારી પોતાના એકલા ઉપર વહોરી લેતું કરેલું નિવેદન; અલ્હાબાદમાં ઐકય પરિષદની બેઠક–કોમી બેઠકોની વહેંચણી સંબંધી લંબાયેલી ચર્ચા; કલકત્તામાં રાજકીય પરિષદને અંગે ૧૨ જણની ધરપકડ; અમદાવાદમાં ગાંધીકારાવાસ દિનને અંગે વિલાયતી મશીનરીની દુકાનો ઉપરથી ૪ પિકેટરોની ધરપકડ; 'કુમાર' માસિકના તંત્રી શ્રી. રવિશંકર રાવળ તરફથી રૂ. ૨૦૦૦ની જામીનગીરી ભરવામાં આવી; આમની સભામાં ઓટાવા બિલ ત્રીજી વારના વાચનમાંથી પસાર; કલકત્તા કૉર્પોરેશનના શિક્ષક તથા બીજા વકીલની ધરપકડ; ઐકય પરિષદની કમિટિમાં ચર્ચા; અસ્પૃશ્યતાનિવારણની પત્રિકાઓ વહેંચવા માટે ત્રણ જણને ૬ માસની સખ્ત કેદ; ધોલેરા સત્યાગ્રહ સમિતિના ૩૦મા સરમુખત્યારની ધરપકડ; જર્મનીમાં ૨૧૦૦૦ કામદારોએ હડતાલ પાડવાથી ગંભીર બનેલો મામલો; પેરામ્બુરની રેલવે હડતાળમાં ૧૮૦૦ કામદારો હડતાલ ઉપર; શ્રી. સુભાષચંદ્રની વધુ લથડતી તબિયત; તેમની એકસ-રેથી તપાસ; આમની સભામાં મિ. લેન્સબરીએ બેકારી ટાળવા માટે હિંદીઓ સાથે સમાધાની કરવાની આપેલી સલાહ.

૫–૧૧–૩૨ : અસ્પૃશ્યતાનિવારણની ચળવળ ચલાવવા માટે મુંબઇ સરકારે ગાંધીજીને આપેલી પરવાનગી–તે સંબંધમાં મુલાકાતો તથા પત્રવહેવારની પરવાનગી–ગાંધીજીએ તે સંબંધી યરોડા જેલમાંથી બહાર પાડેલું નિવેદન; કેરાલાનું ગુરુવયુર મંદિર અસ્પૃશ્યો માટે ખુલ્લું મૂકવામાં નહિ આવે તો ૧૯૩૩ ના જાન્યુઆરીની પહેલી તારીખથી કેલાપન સાથે ગાંધીજીએ ઉપવાસ કરવાની જાહેર કરેલી ભીષ્મ પ્રતિજ્ઞા; અલ્હાબાદની ઐકય પરિષદમાં હાજરી આપવા માટે ગએલા એક મહાસભાવાદીની ધરપકડ; મુંબઇમાં ગાંધીદિનની ઉજવણી નિમિત્તે ૪૫ મી સંગ્રામ સમિતિના સભાસદો સાથે ૧૫ જણની ધરપકડ; ત્રીજી ગોળમેજીમાં જતાં પહેલાં મિ. એન. એમ. જોશી તથા સર એ. પી. પેટ્રોએ બહાર પાડેલાં નિવેદનો; ફ્રી પ્રેસ જર્નલે રૂ. ૨૦,૦૦૦ ની જામીનગીરી ભરી; કલકત્તામાં ખાદી ગીતના લેખકને રૂ. ૩૦ દંડ અથવા ત્રણ માસની કેદ; પટનાથી પ્રકટ થતા 'આઝાદીકા ચિરાગ' બંધ કરવાનો હિંદી સરકારનો હુકમ.

૬–૧૧–૩૨: યરોડા જેલમાંથી ગાંધીજીએ દલિતોની ઉન્નતિ માટે હિંદુઓએ શું કરવું જોઇએ તે સંબંધમાં બહાર પાડેલું બીજું નિવેદન; ઐકય પરિષદમાં થયેલી વાટાઘાટ–સિંધના સવાલથી વધેલી ગૂંચવણ; મૌ. શૌકતઅલીની મુંબઇ તરફ રવાનગી; અમદાવાદમાં તાલુકા બોર્ડોના પ્રમુખો તથા ઉપપ્રમુખોની મળેલી પરિષદે તાલુકા લોકલબોર્ડો બંધ કરવા સામેના વિરોધનો કરેલો ઠરાવ; અલ્હાબાદમાં ઐકય પરિષદની કમિટિનો સિંધ સંબંધીનો ઠરાવ; હિંદી વેપારી ચેમ્બરની ફેડરેશનની કારોબારી કમિટિમાંથી મિ. શણ્મુખમ્ ચેટીનું રાજીનામું; બિહારમાં મળેલી અસ્પૃશ્યતાનિવારક પરિષદ;

ગોધરાના અંત્યજ આશ્રમવાળા શ્રી. મામા ફડકેને પોલીસમાં દરરોજ બે વખત હાજરી આપવાની નોટિસ; મૌ. શૌકતઅલીએ પંડિત મદનમોહન માલવીયાને લખેલો પત્ર; અમદાવાદની અસ્પૃશ્યતાનિવારણ સમિતિ ઉપર ગાંધીજીનો પત્ર.

૭-૧૧-૩૨ : અલ્હાબાદની ઐક્ય પરિષદના પરિણામ વિષે મૌ. શૌકતઅલીએ દર્શાવેલો આશાવાદ; અમદાવાદના સીટી પોલીસ ઇન્સ્પેક્ટર મિ. ગ્રીનનું સાર્જન્ટે કરેલું ખૂન; વડી ધારાસભામાં ગાંધીજી વિષે થયેલા સવાલજવાબ; ડૉ. આંબેડકરે વિલાયત જતાં પહેલાં કરેલું નિવેદન; વરધાના જમનાલાલ બજાજે પોતાના સગીર પુત્રને ગેરકાયદેસર રીતે જેલમાં રાખવા માટે હિંદી વજીર સામે માંડેલો દાવો; યરોડા જેલમાંથી અસ્પૃશ્યતાનિવારણ વિષે ગાંધીજીએ બહાર પાડેલું ત્રીજું નિવેદન; નાશીક જેલમાં ૩૦૦ રાજદ્વારી કેદીઓએ આદરેલા ઉપવાસની બહાર આવેલી હકીકત.

-૧૧-૩૨ : અલ્હાબાદમાં ઐક્ય પરિષદની બેઠક-પંજાબના શીખોની ૧૪ સલામતીઓની માગણી; કલકત્તાના હુગલી જ્યુટ પ્રેસમાં આગ લાગવાથી રૂ. ૧॥ લાખનું નુકસાન; શ્રી. કમલા નહેરુની ગંભીર માંદગી; વડી ધારાસભામાં ઓટાવાના કરાર વિરુદ્ધની ચર્ચા; હિંદ આવેલ ઇન્ડિયા લીગે ઇંગ્લૅંડ માટે હિંદ છોડતી વખતે બહાર પાડેલું છેલ્લું નિવેદન; વડી ધારાસભાની સિલેક્ટ કમિટિએ ઑર્ડિનન્સ બિલમાં કરેલા સુધારા; સુરત જીલ્લા મહાસભા સમિતિના ૬૨ મા સરમુખત્યાર ગિરફતાર; રાજકોટ પ્રજાપ્રતિનિધિ સભાના સભાસદ શ્રી. હકમીચંદ જસાણીને ૧॥ વર્ષની સખ્ત કેદ તથા ૧૦૦૦ દંડ બદલમાં ૬ માસ વધુ કેદની સજા; જબલપુર સેન્ટ્રલ જેલમાં રાજદ્વારી કેદીઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવવા માટે જેલ વૉર્ડર બરતરફ; અજમેરમાં અસ્પૃશ્યતાનિવારણ મંડળની સ્થાપના.

૯-૧૧-૩૨ ઉપવાસના ન્યાયીપણા વિષે ગાંધીજીનું ચોથું નિવેદન; અમદાવાદ મ્યુ. ના પ્રમુખ તરીકે ૧ વર્ષ માટે શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર ચુંટાયા; અલ્હાબાદ ઐક્ય પરિષદ કમિટિની ચાલુ બેઠક; અમદાવાદનાં કેટલાંક વેપારી મંડળોનો ઓટાવા કરારનો અસ્વીકાર કરતો વડી ધારાસભ્યના સભ્યો જોગ પત્ર; મુંબઈમાં થયેલું કોમી છમકલું; વડી ધારાસભામાં ઓટાવાના કરાર વિષે લાંબી ચર્ચા; દિલ્હીની મહાસભાના પ્રમુખ શ્રી. રણછોડલાલ શેઠના દંડની ગેરકાયદેસર થયેલી વસુલાત સામે થયેલી અરજી કેસમાં મુંબઈની વડી અદાલતની વચ્ચે પડવાની ના; અમેરિકાના પ્રમુખપદે મિ. રૂઝવેલ્ટ ચુંટાયા; મિદનાપુર જીલ્લાની તુલ્લાબાર મહાસભાસમિતિ ગેરકાયદેસર જાહેર થઈ.

ડૉ૦ ચોઇથરામ ગિડવાનીને ૨૪ કલાકમાં મુંબઇ છોડવાની નોટિસ; મુંબઇ મ્યુનિસિપાલિટીને સને ૧૯૩૩–૩૪ ના વર્ષના અંદાજપત્રમાં રૂ. ૧૩ લાખની ખોટ; નંદીગ્રામ થાણાની હકુમત નીચેનાં ૩૦ ગામો વધારે પડતા કરને લીધે ખાલી થયાં; કુચબિહારનાં મહારાણીનું અવસાન; ફિલાપ્પાઇન્સમાં વાવાઝોડાના તોફાનથી ૬૦ માણસો મરણ પામ્યાં અને ૭૫ ને ઇજા થઇ; મુંબઇમાં હિંદભરમાં પહેલવહેલી જ સેફ્ટી ફર્સ્ટની નવી સંસ્થા ખુલ્લી મુકાઇ; જીનીવામાં તોફાનને અંગે ૧૨ નાં મરણ અને ૬૦ જણ ઘાયલ; બાબુ રાજેન્દ્રપ્રસાદના મકાનની જડતી; મહેસુલ નહિ ભરવા માટે બોરસદમાંથી ૪ ખેડૂતોની ધરપકડ; ધોલેરાના ૩૦ મા સરમુખત્યારને ૬ માસની કેદ; સુરતમાં ચિત્રકાર મનસુખે ૩૨ ફીટના વિસ્તારનો ૨૪૨૭૪ મીંડાંવાળો સાથીઓ કાઢયાની બહાર આવેલી હકીકત.

૧૧–૧૧–૩૨: નાસીકના અંત્યજોની પવિત્ર કુંડોમાં સ્નાન કરવા માટેની અરજી મુંબઇની હાઇકોર્ટમાં રદ; અલ્હાબાદમાં ઐકય પરિષદ કમિટિની બેઠક; બ્રિટનની શાહી સરકાર અને હિંદી સરકારના પ્રતિનિધિઓ વચ્ચે ઓટાવા ખાતે થયેલા કરારની બહાર આવેલી વિગતો; શ્રી. રાજગોપાલાચારીઅરનું 'હિન્દી રાષ્ટ્રીય મહાસભા' નામક નિવેદન યુક્ત પ્રાંતની સરકારે જપ્ત કર્યું; ગાંધીજીએ છાપાના પ્રતિનિધિની મુલાકાતમાં શંકરાચાર્ય અને સનાતનીઓને કરેલો પડકાર; સને ૧૯૩૨નું સાહિત્યનું નોબલ પ્રાઇઝ જોન ગાલ્સવર્ધીને તથા રસાયનશાસ્ત્રનું નોબલ પ્રાઇઝ ડૉ. અરવીંગ લેંગમૂરને આપવામાં આવ્યું; કયુબામાં વાવાઝોડાથી ૧૦૦૦ માણસો મરી ગયા અને ઉપરાંત જહાજો ડૂબ્યાં અને પાક નાશ પામ્યો.

૧૨–૧૧–૩૨ : રા. બ. એમ. સી. રાજાએ મંદિરપ્રવેશના સંબંધમાં બહાર પાડેલું નિવેદન; શ્રી. રાજગોપાલાચારીઅરનો આચાર્ય ગિડવાણીને તાર–સિંધનો સવાલ ઐકય પરિષદમાં ભંગાણ પાડે તેમ લાગે છે; કાબુલના માજી રાજાનો પ્રધાન ગુલામનબીખાન ફાંસીને માંચડે ચઢયાની બહાર આવેલી હકીકત ; આ અઠવાડિયામાં મુંબઇથી રૂ. ૭,૯૨,૧૯,૦૦૦નું સોનું પરદેશ ચઢયું, અમદાવાદમાં 'ગાંધીકુંજ .દિન' નિમિત્તે સરઘસ કાઢવા માટે ૧૦ જણની ધરપકડ ; માટુંગાના કચ્છી વેપારી શ્રી. વેલજી લખમજી નાથુની ધરપકડ ; આયર્લેન્ડમાં 'બ્રિટિશ માલનો બહિષ્કાર'ની જુવાનોએ ચલાવેલી ચળવળ ; ચાઇનીઝ ઇસ્ટર્ન રેલવે ઉપર લડાઇ થતાં ૫૦૯ બળવાખોરો માર્યા ગયા; લંડન પહોંચેલા કેટલાક ગોળમેજીના પ્રતિનિધિઓ; લંડનમાં કોલસાની ખાણમાં ધડાકાથી ૨૪ માણસો માર્યા ગયા; મદ્રાસમાં આગથી ૭૦ મકાનો બળી ગયાં ; ગાંધીજીનો કાલીકટના ઝામોરીનને નક્કી વલણ મૂકી દેવાનો જવાબ; કયુબામાં વાવાઝોડાથી ૫૦ લાખ પાઉંડનું નુકસાન.

૧૩–૧૧–૩૨ : અલ્હાબાદમાં ઐકય પરિષદની કમિટિની બેઠક–સિંધના પ્રશ્નનો નિવેડો; દાદુભાઈ દેસાઇના પ્રમુખપદે ખેડા જીલ્લા અસ્પૃશ્યતાનિવારણ પરિષદ મળી.

૧૪–૧૧–૩૨ : ગાંધીજીએ જેલમાંથી હરિજનોને સલાહ આપતું બહાર પાડેલું નિવેદન ; વડી ધારાસભામાં ગાંધીજી વિષે પ્રશ્નોત્તરી ; અમદાવાદના શ્રી. બળવંતરાય દેસાઇએ પોતાના પુત્રને પોતાની વૃદ્ધાવસ્થામાં મદદ કરવા માટે છોડવાની કરેલી અરજી કોર્ટે

કાઢી નાખી; મસુર ખાતેના આશ્રમનો જપ્ત થયેલો માલ પાછો સોંપવાની મુંબઈની વડી અદાલતની ના; અલ્હાબાદમાં ઐક્ય પરિષદની કમિટિમાં નોકરીના પગારમાં ઘટાડો કરવાની યોજના વગેરે હિંદની બાબતો વિષે પ્રશ્નોત્તરી; જાપાનમાં ભયંકર વાવાઝોડાથી ૩૦ ઘરો દટાઈ ગયાં, આગથી ૫૭૦ ઘરોનો નાશ થયાની બહાર આવેલી હકીકત; લંડનમાં સર તેજબહાદુર સપ્રુ અને ડૉ૦ અન્સારી વચ્ચે મસલત.

પ્રસિદ્ધ થયા તા. ૧૭-૧૧-૩૨.

---